श्रीमद्

# भागवतभाषांतर.

શુદ્ધ ગુજરાતી.

[સચિત્ર.]

श्रीमद्-

# भागवतभाषांतर.

# BHÁGAVATABHASHANTARA.

महात्मा श्रीवेदव्यासप्रणीत.

મૂલ સંસ્કૃત ઉપરથી શ્રીધરી ટીકાને અનુસાર

ગુજરાતી ભાષામાં રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

મુંબઈ વેદધર્મસભાની કાર્યકારસંડળી.

મુંબઈ:

[illegible]

બીજી આવૃત્તિ.

[illegible]



આઠ રૂપીઆ.

( મુંબઈમાં આર્યધર્મપ્રકાશ છાપખાનાની આફીસેથી આ પુસ્તક મળશે. )

श्रीमद्-

# भागवतभाषांतर.

भागवतमाहात्म्य:

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



भागवत महात्म्य सूत अने शौनक

चि. मं. मुं.

૪૨૪૭

# अथ श्रीमद्भागवतमाहात्म्य भाषांतर प्रारंभः

**यं प्रव्रजंतमनुपेतमपेतकृत्यं द्वैपायनोविरहकातर आजुहाव। पुत्रेतितन्मयतया तरवोऽभिनेदुस्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥ १ ॥**

જેને કોઇપણ કર્મ કરવાં રહ્યાં નહિ હતાં એવા જે શુકદેવજી એકલાજ ચાલી નીકળતાં વિરહથી વ્યાકુલ થએલા વેદવ્યાસજીએ "હે પુત્ર!" એ રીતે ઊંચા સ્વરથી હાકલ કરી હતી-અને તે સમયે શુકદેવજીમય થઇને વૃક્ષોએ ઉત્તર આપ્યો હતો તે સર્વ પ્રાણીઓની અંદર રહેલા શુકમુનિને પ્રણામ કરૂંછું. નૈમિષારણ્યમાં બેઠેલા મોટી બુદ્ધિવાળા સૂતને પ્રણામ કરી કથારૂપી અમૃતરસના સ્વાદમાં કુશલ શૌનક મુનિએ નીચેપ્રમાણે પૂછયું.

શૌનક પૂછેછે.—અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરવામાં કરોડ સૂર્ય સરખા તેજવાળા હે સૂત! મારા કાનને પરમાનંદ આપે એવી ઉત્તમ કથા કહો. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી પ્રાપ્ત થએલો વિવેક શી રીતે વધેછે? અને વૈષ્ણવો માયાના મોહનો ત્યાગ શી રીતે કરેછે? આ ભયંકર કલિયુગ આવતાં જીવ આસુરપણાને પામેલો છે તે કલેશોથી દબાએલા તે જીવને શુદ્ધ કરવામાં કયો ઉત્તમ ઉપાય છે? સર્વ સાધનોમાં ઉત્તમ, પવિત્રમાં પવિત્ર અને નિરંતર શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરે એવું જે સાધન હોય તે આ સમયે કહો. ચિંતામણિ પ્રસન્ન થાય તો લોકનું સુખ આપેછે, ઇંદ્ર પ્રસન્ન થાય તો સ્વર્ગની સંપત્તિ આપેછે અને ગુરૂ પ્રસન્ન થાય તો યોગીઓને પણ દુર્લભ વૈકુંઠલોક આપેછે.

સૂત કહેછે.—હે શૌનક! તમારા ચિત્તમાં પ્રીતિ છે તેથી સર્વ સિદ્ધાંતોમાંથી નીકળેલું અને સંસારના ભયને નાશ કરનાર જે સાધન છે તે વિચારીને કહું છું. કલિયુગમાં કાલરૂપી સર્પના મોઢાનો ગ્રાસ થવાના ત્રાસથી છોડાવવાનેમાટે શુકદેવજીએ ભાગવત શાસ્ત્ર કહ્યું છે. મનની શુદ્ધિ કરવાસારૂ એ શાસ્ત્રથી ઉત્તમ બીજું કશું સાધન નથી. જન્માંતરનું પુણ્ય હોય તો ભાગવત મળેછે. પરીક્ષિત રાજાને કથા કહેવાસારૂ શુકદેવજી સભામાં બેઠા ત્યારે અમૃતનો કુંભ લઈને દેવતાઓ ત્યાં આવ્યા હતા. પોતાનું કામ સાધવામાં કુશલ તે સઘળા દેવતાઓએ શુકદેવજીને પ્રણામ કરીને કહ્યું કે—"આ અમૃત લઇને તેના બદલામાં અમને કથારૂપી અમૃત આપો. આ પ્રમાણે બદલો કરી આ અમારૂં અમૃત રાજાએ પીવું અને અમે સઘળા શ્રીભાગવતરૂપી અમૃત પીશું." શુકદેવજીએ 'લોકમાં કથા ક્યાં અને અમૃત ક્યાં, મોટો મણિ ક્યાં અને કાચ ક્યાં' એવો વિચાર કરીને તે સમયે દેવતાઓની હાંસી કરી અને તેઓને અભક્ત જાણીને કથારૂપી અમૃત આપ્યું નહિ. શ્રીમદ્ભાગવતની કથા દેવતાઓને પણ દુર્લભ છે. તે સમયે પરીક્ષિત રાજાને મોક્ષ થએલો જોઈ વિસ્મય પામીને બ્રહ્માએ સત્યલોકમાં કાંટો બાંધીને સઘળાં સાધનો તોળ્યાં હતાં ત્યાં બીજાં સાધનો હલકાં થયાં અને આ શ્રીભાગવત પ્રમાણમાં વધ્યું તે જોઇને સર્વ ઋષિઓ મોટો વિસ્મય પામ્યા. પૃથ્વીમાં ભાગવત શાસ્ત્ર પાઠથી અને સાંભળવાથી તુરતજ વૈકુંઠરૂપી ફળ આપે છે અને ભગવદ્રૂપ છે એમ સ-

ધળાઓએ માન્યું. સાત દિવસ સાંભળવાથીજ સર્વથા મુક્તિ આપનારૂં આ શ્રીભાગવત પૂર્વે સનકાદિકોએ દયા કરીને નારદજીને કહ્યું હતું. જોકે નારદજીએ આ શ્રીભાગવત બ્રહ્માની પાસેથી સાંભળ્યું હતું તોપણ સનત્કુમારોએ તેમને સપ્તાહ સાંભળવાનો વિધિ કહ્યો હતો.

શૌનક પૂછેછે.— લોકોને કજીઓ કરાવવામાં લાગનારાં અને કોઇ સ્થલમાં સ્થિર નહિ રહેનારા નારદજીને વિધિ સાંભળવામાં પ્રીતિ શાથી થઈ અને સનત્કુમારની સાથે કયા સ્થળમાં સમાગમ થયો હતો?

સૂત કહેછે.— આ વિષયમાં ભક્તિથી પોષણ પામેલું એક કથાનક હું તમારી પાસે કહીશ કે જે કથાનક શુકદેવજીએ મને શિષ્ય વિચારીને એકાંતમાં કહેલું છે. એક દિવસે બદરિકાશ્રમમાં નિર્મળ બુદ્ધિવાળા ચાર સનકાદિક સત્સંગનેસારૂ આવ્યા હતા ત્યાં નારદજી તેઓના જોવામાં આવ્યા.

સનકાદિકોએ પૂછ્યું કે.— હે નારદજી! તમારૂં મોહોડું રાંક શાથી થયું છે અને તમે શી ચિંતામાં લાગ્યા છો? ઉતાવળા ઉતાવળા ક્યાં જાઓછો અને ક્યાંથી આવ્યા છો? જેનું નાણું જતું રહ્યું હોય એવા માણસની પેઠે હમણાં તમારૂં ચિત્ત થએલું જણાય છે. તમે કે જે સંગથી છૂટેલા છો તેમને આવી ચિંતા થવી ઘટતી નથી માટે તેનું કારણ કહો.

નારદજી કહેછે.— હું પૃથ્વીને સર્વોત્તમ જાણીને તે ઉપર ફરવા ગયો હતો. પુષ્કર, પ્રયાગ, કાશી, ગોદાવરી, હરિદ્વાર, કુરૂક્ષેત્ર, શ્રીરંગ અને સેતુબંધન ઈત્યાદિક તીર્થોમાં ચારેકોર ફર્યો પણ કોઈ ઠેકાણે મનને સંતોષ આપે એવું સુખ જોવામાં આવ્યું નહિ. હમણાં અધર્મના મિત્ર કલિયુગે આ પૃથ્વીને પીડા ઉપજાવેલી છે. સત્ય, તપ, પવિત્રતા, દયા કે દાન રહ્યાં નથી. સઘળા જીવ પેટભરા, તુચ્છ, ખોટાબોલા, આળસુ, મંદબુદ્ધિવાળા, મંદભાગ્યવાળા અને રોગાદિકથી ઉપદ્રવ પામેલા થઈ ગયા છે. સંતજનો પાખંડોમાં લાગી ગયા છે. વૈરાગીઓ ઘરબારી થયા છે. પ્રત્યેક ઘરમાં સ્ત્રીઓ ધણી થઈ પડેલ છે. લોકોને તેઓના સાળાઓ બુદ્ધિ આપે છે. લોભથી કન્યાઓ વેચાય છે. સ્ત્રીપુરૂષો પરસ્પર વઢે છે. આશ્રમ, તીર્થો અને નદિઓને યવનોએ રોકી દીધાં છે. પૃથ્વીમાં ઘણખરાં દેવાલયોનો દુષ્ટલોકોએ નાશ કરી નાખ્યો છે. કોઈ પુરૂષ યોગી, સિદ્ધ, જ્ઞાની કે સારી ક્રિયા કરનાર રહ્યો નથી. હમણાં કલિરૂપ દાવાનલથી સાધનો ભસ્મ થઈ ગએલ છે. આ કલિયુગમાં દેશમાં રાંધેલાં અન્ન વેચાય છે, બ્રાહ્મણો વેદ વેચેછે અને સ્ત્રીઓ નાણાં લઇને વ્યભિચાર કરેછે. આ પ્રમાણે કલિયુગના દોષ જોતો જોતો હું પૃથ્વીમાં ફરતાં યમુનાજીને કાંઠે ગયો કે જ્યાં શ્રીકૃષ્ણે લીલા કરી હતી. હે મુનીશ્વરો! ત્યાં એક આશ્ચર્ય મારા જોવામાં આવ્યું તે સાંભળો. એ સ્થલમાં ખેદ પામેલી એક જુવાન સ્ત્રી બેઠી હતી અને નિસાસા લેતા તથા સુધ વગરના બે વૃદ્ધ પુરૂષ તે સ્ત્રીની પાસે પડેલા હતા. એ સ્ત્રી એ બે પુરૂષોને વારંવાર જગાડતી હતી, તેઓની સેવા કરતી હતી, રોતી હતી અને પોતાની રક્ષા કરનાર મળી આવવાસારૂ દશે દિશાઓમાં જોયા કરતી હતી. એ સ્ત્રીને બીજી સેંકડો સ્ત્રીઓ પવન નાખતી હતી અને વારંવાર સમજાવ્યા કરતી હતી. એઓને દૂરથી દેખી હું કૌતુકનેલીધે તેઓની પાસે ગયો ત્યાં મને દેખીને તે વિહ્વલ જુવાન સ્ત્રી ઉભી થઇને નીચેપ્રમાણે બોલી.

સ્ત્રી કહેછે.— હે સાધુ! થોડીવાર ઊભા રહો. મારી ચિંતાનો પણ નાશ કરો. તમારૂં દર્શન સર્વથા લોકોના દુઃખને હરનાર અને ઉત્તમ છે. ઘણું કરીને તમારાં વચનથી મારા દુઃખની શાંતિ થશે. જ્યારે મોટું ભાગ્ય હોય ત્યારેજ તમારૂં દર્શન મળેછે.

નારદજી કહેછે.— તું કોણ છે? આ બે વૃદ્ધ કોણ છે? અને કમળસરખાં નેત્રોવાળી આ

સ્ત્રીઓ કોણ છે ? હે દેવિ ! પોતાના દુઃખનું કારણ વિસ્તારથી કેહે.

સ્ત્રી કેહેછે.—હું 'ભક્તિ' એવા નામથી પ્રખ્યાત છું અને આ જ્ઞાન તથા વૈરાગ્ય નામના બે મારા પુત્રોછે તેઓ કાળના યોગથી જાજરા થઈ ગયાછે. આ ગંગાદિક નદીઓ મારી સેવા કરવાનેસારૂ આવેલી છે. આ પ્રમાણે મને દેવતાઓ સેવેછે તોપણ સુખ મળતું નથી. હે તપોધન ! હવે તમે ધ્યાન રાખીને મારી વાત સાંભળો. મારી વાત પણ લાંબી છે તે સાંભળીને સુખ કરો. હું દ્રવિડ દેશમાં ઉત્પન્ન થએલી છું. કર્ણાટક દેશમાં અને કોઈ કોઈ સ્થળે મહારાષ્ટ્ર દેશમાં મોટી થઈ છું અને ગુજરાતમાં જીર્ણ થઈ ગઈ છું. અને ગુજરાતમાં ભયંકર કલિયુગના યોગથી પાખંડોએ મારાં અંગ ભાંગી નાખતાં પુત્રોની સાથે ઘણા દિવસ થયા હું દુબળી અને અશક્ત થઈ ગઇછું. પાછી હું હમણાં વૃંદાવનમાં આવી ત્યાં નવીન જેવી, ઉત્તમ રૂપવાળી, જુવાન અને સારી રીતે પ્યારા રૂપવાળી થઇ ગઇછું. પણ આ બે મારા પુત્ર અહીં સુઇ ગયાછે અને પરિશ્રમનેલીધે દુઃખ પામેછે. હવે આ સ્થાન છોડી દેઈને હું વિદેશમાં જાઊંછું. મારા પુત્રો વૃદ્ધ થઈ ગયા તે દુઃખથી હું પીડાઉંછું. હું શા કારણથી જુવાન થઈ અને આ મારા પુત્ર શા કારણથી વૃદ્ધ થયા ? અમો ત્રણે સાથે ફરીએ છીએ તેમાં આ વિપરીતપણું શાથી થયું ? માતા વૃદ્ધ જોઇએ અને પુત્ર જુવાન જોઇએ. માટે વિસ્મય પામીને અમારા દેહનો શોક કરૂંછું. હે યોગના ભંડાર૩૫ નારદ ! આમાં કારણ શું હશે તે કહો.

નારદજી કેહેછે.—હે નિર્દોષ ભક્તિ ! મારા દિવ્ય જ્ઞાનથી તારી આ સઘળી વાત જાણુંછું. તારે ખેદ કરવો નહિ. પ્રભુ તારૂં કલ્યાણ કરશે.

સૂત કેહેછે.—ક્ષણમાત્રમાં તે વાત જાણી લઇને નારદજી નીચેપ્રમાણે બોલ્યા.

નારદજી કેહેછે.—હે સુંદરિ ! સાવધાન થઇને સાંભળ. આ કલિયુગ દારૂણ છે તેણે સદાચાર, યોગમાર્ગ અને તપનો લોપ કરી નાખ્યોછે. લોકો અઘાસુર જેવા થઈ ગયા છે અને તેથી શઠતા તથા નીચ કર્મ કરેછે. આ યુગમાં સત્પુરૂષો સીદાય છે અને દુષ્ટ પુરૂષો રાજી થાયછે. જે બુદ્ધિમાન્ ધીર અથવા પંડિત હોયછે તેજ ધીરજ ધરેછે. આ પૃથ્વી પ્રતિવર્ષે અનુક્રમથી શેષનાગને ભાર કરનારી, સ્પર્શ કરવાને અયોગ્ય અને જોવાને પણ અયોગ્ય થતી જાયછે. કોઈ સ્થળે સારૂં જોવામાં આવતું નથી. હમણાં તારા અને તારા દીકરા સામું કોઈ જોતું પણ નથી. વિષયોથી અંધ થએલા લોકોએ ઉપેક્ષા કરવાથી તું જાજરી થઇ ગઈ હતી તે પાછી વૃંદાવનના યોગથી જુવાન અને નવી થએલી છો. વૃંદાવન ભાગ્યશાલી છે કે જેથી એમાં ભક્તિ નાચેછે. અહીં તારા પુત્રોનો કોઈ ઘરાક નહિ હોવાથી એઓ જરાવસ્થાને છોડતા નથી. પરંતુ અહીં આ બેને કાંઇક સુખ મળવાથી નિદ્રા આવી છે એમ ધારી શકાયછે.

ભક્તિ કેહેછે.—આવા અપવિત્ર કલિયુગને પરીક્ષિત રાજાએ કેમ રેહેવા દીધો હશે અને કલિયુગની પ્રવૃત્તિ થતાં સઘળો મોટો સાર ક્યાં ગયો ? દયાળુ ભગવાન્ પણ અધર્મને કેમ જોયા કરેછે? આ મારો સંશય કાપો. મને તમારી વાણીથી સુખ મળ્યું છે.

નારદજી કેહેછે.—હે સુંદરિ ! તેં મને પૂછયું તો હવે પ્રેમથી સાંભળ. તારી પાસે સઘળું કહુંછું. તારૂં દુઃખ જતું રેહેશે. જે દિવસે શ્રીકૃષ્ણ ભગવાન્ પૃથ્વીને છોડી દઇ સ્વધામમાં પધાર્યા છે તે દિવસથી સર્વ સાધનોનો બાધ કરનારો કલિયુગ આવ્યોછે. એ યુગને પરીક્ષિત રાજાએ દિગ્વિજયના સમયમાં દીઠો હતો. એ યુગ રાંકની પેઠે શરણે આવતાં રાજાએ વિચાર્યું કે "હું ભમરની પેઠે સાર લેનારો છું તેથી આ કલિયુગને મારે મારવો નહિ જોઇએ. તપથી,

યોગથી કે સમાધિથી જે ફળ મળતું નથી તે ફળ કલિયુગમાં ભગવાનના કીર્તનમાત્રથી મળેછે." આ પ્રમાણે નિસ્સારપણાની સાથે સારવાળી પણ કલિયુગની ઢબ જોઇને કલિયુગમાં થએલાં મનુષ્યોના સુખનેસારૂ પરીક્ષિત રાજાએ તેને રાખ્યોછે. હમણાં કુકર્મ થવાનેલીધે સર્વમાંથી સાર નીકળી ગયો છે. બીજવગરનાં ફોતરાં જેવા નિસ્સાર પદાર્થો પૃથ્વીમાં રહ્યાછે. બ્રાહ્મણોએ દાણાના લોભથી ઘેરેઘેર અને માણસ માણસની પાસે ભાગવતની કથા કરાવવા માંડીછે તેથી કથાનો સાર જતો રહ્યો છે. ઘણાંજ અતિભયંકર કામ કરનારા, નાસ્તિક અને દારૂણ સ્વભાવના લોકો પણ તીર્થોમાં રહ્યાછે તેથી તીર્થોનો સાર જતો રહ્યોછે. કામ, ક્રોધ, અતિલોભ અને તૃષ્ણાથી અતિ વ્યાકુલ ચિત્તવાળા લોકો પણ તપ કરવા લાગ્યા છે તેથી તપનો સાર ગયો છે. મનને નહિ જીતવાથી, લોભથી, ઢોંગથી, પાખંડમાં મળવાથી અને શાસ્ત્રોનો અભ્યાસ નહિ કરવાથી ધ્યાન તથા યોગનું ફળ ગયું છે. પુત્ર ઉત્પન્ન કરવામાં ચતુર અને મુક્તિનાં સાધનોને નહિ કરનારા પંડિત લોકો તો પાડાઓની પેઠે પોતાની સ્ત્રીઓની સાથે વિહાર કરેછે. સંપ્રદાયસિદ્ધ વૈષ્ણવપણું કોઈ સ્થળે રહ્યું નથી. આ પ્રમાણે સ્થળે સ્થળે વસ્તુઓમાંથી સાર જતો રહ્યોછે. આ યુગનો ધર્મ વર્તેછે માટે તેમાં કોઇનો અપરાધ નથી. એટલામાટે ભગવાન્ પાસે રહ્યા છતાં પણ અધર્મનું સહન કરેછે.

સૂત કેહેછે.—હે શૌનક! આ પ્રમાણે નારદજીનું વચન સાંભળી પરમ વિસ્મય પામેલી ભક્તિ નીચેપ્રમાણે ફરીવાર બોલી તે શ્રવણ કરો.

ભક્તિ કેહેછે.—હે નારદજી! તમે ધન્ય છો. મારા ભાગ્યથીજ તમારો સમાગમ થયો. જગતમાં સાધુઓનું દર્શન ઉત્તમ અને સઘળી સિદ્ધિઓ આપનાર છે. તમારૂં માત્ર એક વચન સાંભળીને પ્રલ્હાદજીએ જગતમાં માયાને જીતી લીધીછે અને ધ્રુવ પણ તમારીજ કૃપાથી ધ્રુવપદમાં ગએલ છે. આવા દયાળુ, બ્રહ્માના પુત્ર અને સઘળાં કલ્યાણોના પાત્ર આપને પ્રણામ કરૂંછું.

**जयति जगति मायां यस्य कायाधवस्ते वचनरचनमेकं केवलं चाकलय्य। ध्रुवपदमपि यातो यत्कृपातो ध्रुवोऽयं सकलकुशलपात्रं ब्रह्मपुत्रं नतोस्मि ॥ ७९ ॥**

इति શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીભાગવતમાહાત્મ્યનો 'ભક્તિનારદસમાગમ' નામનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥

**वृथा खेदयसे बाले अहो चिंतातुरा कथम्। श्रीकृष्णचरणांभोजं स्मर दुःखं गमिष्यति ॥**

નારદજી કેહેછે.—હે સુંદરિ! અહો! તું વૃથા ખેદ કરેછે. તું ચિંતાથી આતુર કેમ થઈ રહીછો? શ્રીકૃષ્ણના ચરણારવિંદનું સ્મરણ કરય એટલે તારૂં દુ:ખ જતું રેહેશે. જેણે કૌરવોના દુ:ખથી દ્રૌપદીનું રક્ષણ કર્યું હતું અને અનેક દુ:ખોથી ગોપીઓનું પાલન કર્યું હતું તે શ્રીકૃષ્ણ ક્યાંય ગયા નથી. હે ભક્તિ! તું તેમને નિરંતર પ્રાણથી પણ અધિક પ્યારી છો. તારા બોલાવવાથી ભગવાન્ નીચના ઘરમાં પણ જાયછે. સત્ય આદિ ત્રણ યુગમાં જ્ઞાન અને વૈરાગ્ય મુક્તિને આપેછે અને કલિયુગમાં તો કેવળ ભક્તિજ પરમાત્માનું સાયુજ્ય આપેછે. આ પ્રમાણે નિશ્ચય કરીને ચૈતન્યરૂપ અને પરમાનંદ ચૈતન્યમય મૂર્ત્તિવાળા ભગવાને તને પોતાના જેવાજ રૂપવાળી, સુંદરી અને પ્યારી સરજી છે. તેં એક સમયે હાથ જોડીને શ્રીકૃષ્ણને પૂછ્યું હતું કે "હું શું કરૂં?" ત્યારે તને શ્રીકૃષ્ણે આજ્ઞા કરી હતી કે "તારે મારા ભક્તોનું પોષણ કરવું." એ આજ્ઞા તેં સ્વીકારી લીધી તેથી તે સમયે શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા હતા અને

તને મુક્તિરૂપ દાસી આપી અને જ્ઞાન તથા વૈરાગ્યરૂપી સહચર આપ્યા. તું વૈકુંઠમાં પોતાના રૂપથીજ પોષણ કરેછે અને પૃથ્વીમાં તો ભજન વધારવાનેસારૂ તેં છાયારૂપ ધરેલું છે. મુક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને સાથે લઈ તું પૃથ્વીમાં આવી તે સત્યયુગથી દ્વાપરયુગના અંતસુધી મોટા આનંદથી રહી હતી. કલિયુગમાં પાખંડરૂપ રોગોની પીડાથી મુક્તિને ક્ષયરોગ થયો તેથી તારી આજ્ઞા લઇને તે તુરત પાછી વૈકુંઠમાંજ ગઈ. પરંતુ તું જ્યારે સ્મરણ કરેછે ત્યારે તે મુક્તિ પાછી અહીં આવેછે અને જાયછે. તેં આ જ્ઞાન તથા વૈરાગ્યને પુત્રરૂપ કરીને પોતાના પડખામાંજ રાખેલા છે. કલિયુગમાં લોકોએ તારી ઉપેક્ષા કરવાથી આ તારા પુત્રો મંદ અને વૃદ્ધ થઈ ગયા છે તોપણ તું ચિંતા છોડી દે. હું ઉપાયનો વિચાર કરૂંછું. હે સુંદરિ! કલિયુગ જેવો કોઇપણ યુગ નથી માટે આ યુગમાં ઘેરઘેર અને પ્રત્યેક માણસમાં હું તારૂં સ્થાપન કરીશ. બીજા ધર્મોનો તિરસ્કાર કરાવી તથા મોટા ઉત્સવોને મુખ્ય કરી જો હું લોકમાં તારી પ્રવૃત્તિ ન કરૂં તો મને હરિનો દાસ સમજવો નહિ. આ કલિયુગમાં જે જીવ ભક્તિવાળા થશે તેઓ પાપી હશે તોપણ નિર્ભય થઇને વૈકુંઠ લોકમાં જશે. જેઓના ચિત્તમાં સર્વદા પ્રેમરૂપિણી ભક્તિ વસેછે તેઓ નિર્મળ થવાનેલીધે સ્વપ્નમાં પણ યમને દેખતા નથી. જેઓના ચિત્તમાં ભક્તિ હોય તેઓનો સ્પર્શ કરવામાં પણ પ્રેત, પિશાચ, રાક્ષસ કે અસુર સમર્થ થતા નથી. ભગવાન્ તપથી, વેદથી, જ્ઞાનથી કે કર્મથી વશ્ય થતા નથી પણ ભક્તિથીજ વશ્ય થાયછે તેમાં ગોપીઓ પુરાવારૂપ છે. મનુષ્યોને હજાર જન્મોનાં સત્કર્મોથી ભગવાનમાં ભક્તિ ઉત્પન્ન થાયછે માટે કલિયુગમાં ભક્તિ મુખ્ય છે. કલિયુગમાં ભક્તિ સર્વોત્તમ છે. ભક્તિથીજ શ્રીકૃષ્ણ પાસે રહેછે. જેઓ ભક્તિનો દ્રોહ કરેછે તેઓ ત્રણે લોકમાં સીદાય છે. પૂર્વે દુર્વાસા ઋષિ પણ ભક્તોની નિંદા કરવાથી દુ:ખ પામ્યા હતા. વ્રત, તીર્થ, યોગ, યજ્ઞ કે જ્ઞાનની કથાઓ કરવાનું કશું પ્રયોજન નથી. એકલી ભક્તિજ મુક્તિ આપનારી છે.

સૂત કેહેછે.– આ પ્રમાણે નારદજીએ નિર્ણય કરેલા પોતાના માહાત્મ્યને સાંભળી સર્વ અંગોમાં પુષ્ટ થએલી તે ભક્તિએ નારદજીને નીચેપ્રમાણે કહ્યું.

ભક્તિ કેહેછે.– અહો! હે નારદ! તમે ભાગ્યશાળી છો. તમને મારામાં નિશ્ચલ પ્રીતિ છે. હું તમને કદી છોડીશ નહિ. હું સર્વદા તમારા ચિત્તમાં રહીશ. હે સાધુ! તમે દયા કરીને ક્ષણમાત્રમાં મારી પીડા મટાડી. હવે મારા પુત્રોને સંજ્ઞા નથી માટે તેઓને તુરત સચેત કરો.

સૂત કેહેછે.– ભક્તિનું વચન સાંભળી નારદજીને દયા આવી તેથી જ્ઞાન તથા વૈરાગ્યને હાથના અગ્રથી હલાવી હલાવીને જગાડવા લાગ્યા. કાનમાં મોઢું ઘાલીને ઊંચા સાદથી બોલવા લાગ્યા કે "હે જ્ઞાન! તુરત જાગ્ય! હે વૈરાગ્ય! તુરત જાગ્ય." વેદ અને વેદાંતના શબ્દોથી તથા વારંવાર ગીતાના પાઠ કરી નારદજીએ જગાડતાં તેઓ માંડ માંડ કરી કેમે ઉઠયા. નેત્રથી નહિ જોતા, બગાસાં ખાતા અને સુકા લાકડા જેવા અંગવાળા એ બે જણા પાછા આળસનેલીધે બગલાની પેઠે પડી ગયા. તેઓને ભુખથી દુબળા અને પાછા ઊંઘી ગએલા જોઇને નારદજીને ચિંતા થઈ કે "હવે મારે શું કરવું? અહો! નિદ્રા કેમ મટે અને ભારે પ્રબળ વૃદ્ધપણું પણ કેમ મટે?" આ પ્રમાણે ચિંતા કરતાં તેમણે ભગવાનનું સ્મરણ કર્યું. તે સમયેજ આકાશવાણી થઇ કે "હે ઋષિ! મુંઝાઓ મા. તમારો ઉદ્યમ સફળ થશે એમાં કાંઇ સંશય નહિ. હે નારદ! એ કામનેસારૂ તમે સત્કર્મ કરો. શીલરૂપી અલંકારવાળા સાધુ પુરૂષો તમને એ સત્કર્મનો ઉપદેશ કરશે. એ સત્કર્મ કરશો એટલે આ

બે જણની નિદ્રા અને વૃદ્ધતા જતી રેહેશે અને ક્ષણમાત્રમાં ભક્તિ સર્વ સ્થલમાં પ્રસરશે." આ પ્રમાણે આકાશવાણી સ્પષ્ટ રીતે સર્વ લોકોના સાંભળવામાં આવી.* નારદજી વિસ્મય પામીને બોલ્યા કે 'આમાં કાંઈ સમજાયું નહિ.'

નારદજી કેહેછે.—આ આકાશવાણીએ પણ ગુપ્ત રાખીને કહ્યું તો હવે એ સાધન કયું કરવું કે જેથી આ લોકોનું કાર્ય થાય. એ સત્પુરૂષો ક્યાં હશે અને શી રીતે સાધનને ઉપદેશ કરશે? આકાશવાણીએ કહ્યું તે પ્રમાણે મારે આ વિષયમાં શું કરવું?

સૂત કેહેછે.—પછી જ્ઞાન તથા વૈરાગ્યને ત્યાંજ રાખીને નારદમુનિ ત્યાંથી નીકળ્યા અને અનેક તીર્થોની યાત્રામાં નીકળી નીકળીને માર્ગમાં મુનીશ્વરોને પૂછવા લાગ્યા. સઘળા મુનીશ્વરો વાત સાંભળી રેહેવા માંડ્યા પણ કોઇએ નિશ્ચય કરીને કાંઈ કહ્યું નહિ. કેટલાએકે 'એ વાત અસાધ્ય છે' એમ કહ્યું. કેટલાએકે 'સમજાતું નથી' એમ કહ્યું. કેટલાએક ચૂપ રહ્યા અને કેટલાએક તો ભાગીજ ગયા. ત્રૈલોક્યમાં વિસ્મય આપે એવો મોટો હાહાકાર થઇ રહ્યો. વેદ અને વેદાંતના શબ્દોથી અને ગીતાજીના પાઠોથી જગાડતાં પણ જ્યારે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય ઉઠયાં નહિ ત્યારે લોકો કાનોકાન કેહેવા લાગ્યા કે હવે કોઇ બીજો ઉપાય રહ્યો નથી. ઋષિઓને પૂછતાં તેઓએ પણ ત્રાસદાયી વાત કરી કે "નારદજેવા યોગી પણ જે વાતને પોતાથી જાણી શકતા નથી તેવિષે બીજા માણસોથી શું બોલી શકાય." પછી ચિંતાથી આતુર થએલા નારદજી બદરિકાશ્રમમાં આવ્યા અને અહીં તપ કરવું એવો નિશ્ચય કરેછે ત્યાં કરોડ સૂર્યના સરખી કાંતિવાળા મુનીશ્વર સનકાદિક જોવામાં આવતાં તેઓને નારદજીએ નીચેપ્રમાણે કહ્યું.

નારદજી કેહેછે.—હમણાં મોટા ભાગ્યનેલીધે તમારો સમાગમ થયો માટે હે સનકાદિક! મારાપર દયા કરીને તુરત કહો. તમો સઘળા યોગી, બુદ્ધિમાન્, બહુશ્રુત, પાંચ વર્ષના બાળક જેવડા લાગતાં છતાં પણ સહુથી વૃદ્ધ, નિરંતર વૈકુંઠમાં રેહેનારા, ભગવાનના કીર્તનમાં તત્પર, લીલારૂપી અમૃતરસના પાનથી ઉન્મત્ત અને માત્ર કથારૂપી જીવનવાળા છો. તમારા મોઢામાં 'હરિ શરણ છે' એવું વચન નિરંતર વર્ત્તે છે તેથી તમોને કાળે મોકલેલી જરાવસ્થા બાધ કરતી નથી. પૂર્વે તમારી માત્ર ભ્રુકુટી હલવાથી ભગવાનના દ્વારપાલ તુરત પૃથ્વીમાં પડ્યા હતા અને તમારીજ કૃપાથી પાછા પોતાનું પદ પામ્યા છે. અહો ! ભાગ્યના યોગથી અહીં તમારૂં દર્શન થયું. તમો દયાળુઓએ હું રાંક ઉપર અનુગ્રહ કરવો. આકાશવાણીએ જે કહ્યું તે સાધન કયું? અને તે કેવી રીતે કરવું તે વિસ્તારથી કહો. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને શી રીતે સુખ ઉપજે અને પ્રેમપૂર્વક પ્રયત્નથી સર્વ વર્ણોમાં તેઓનું સ્થાપન શી રીતે થાય?

સનત્કુમાર કેહેછે.—હે નારદજી! ચિંતા નહિ કરો, ચિત્તમાં હર્ષ રાખો. આ વિષયમાં સહજ થાય એવો અપૂર્વ ઉપાય છે. હે નારદજી! તમે ધન્ય, વિરક્ત લોકોના શિરોમણિ, સર્વદા શ્રીકૃષ્ણના દાસોમાં અગ્રણી અને યોગમાર્ગના સૂર્યરૂપ છો. ભક્તિનેમાટે તમે પ્રયત્ન કરો તેમાં કાંઇ આશ્ચર્ય માનવા જેવું નથી. સર્વદા ભક્તિનું સ્થાપન કરવું એ શ્રીકૃષ્ણના દાસને ઘટેછે. લોકમાં ઋષિઓએ ઘણા માર્ગો પ્રકટ કરેલા છે પણ તેઓ શ્રમસાધ્ય અને ઘણું કરીને સ્વર્ગરૂપ ફળ આપનારા છે. જે માર્ગ વૈકુંઠ આપે એવો છે તે તો ગુપ્ત છે અને તે માર્ગનો ઉપદેશ કરનાર પુરૂષ પણ ઘણું કરી ભાગ્યયોગે મળેછે. પૂર્વે આકાશવાણીએ તમને જે સત્કર્મ કહ્યું છે તે હવે ચિત્ત સ્થિર રાખી તથા બુદ્ધિ સ્વચ્છ રાખીને સાંભળો. કેટલાએક દ્રવ્યના, કેટલાએક તપના, કેટલા-

એક યોગના અને કેટલાએક અધ્યયનના યજ્ઞો છે પણ તેઓ સધળા કર્મને સૂચવનારા છે. પંડિતોએ સત્કર્મ સૂચવનાર તો એક જ્ઞાનરૂપી યજ્ઞજ કહેલોછે. અને તે શ્રીમદ્‌ભાગવતના આલાપરૂપ છે કે જે શુક આદિ મુનિઓએ ગાયેલ છે. ભાગવતની કથા એ ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યને મોટું બળ આપનાર છે. એ કરવાથી જ્ઞાન તથા વૈરાગ્યનું કષ્ટ ટળીજશે અને ભક્તિને સુખ થશે. સિંહના શબ્દથી નાહારની પેઠે શ્રીમદ્‌ભાગવતના શબ્દથી આ સધળા કલિયુગના દોષો નાશ પામશે. એ કરવાથી ઘેર ઘેર અને પ્રત્યેક માણસમાં પ્રેમરસ આપનારી જ્ઞાન તથા વૈરાગ્ય સહિત ભક્તિ ક્રીડા કરશે.

નારદજી કેહેછે.– વેદ તથા વેદાંતના શબ્દોથી તથા ગીતાજીના પાઠોથી જગાડતાં છતાં પણ જે ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય ઉઠયાં નહિ તેઓ શ્રીમદ્‌ભાગવતનો આલાપ કરવાથી શી રીતે જાગ્રત થશે ? કેમ કે ભાગવતની કથા એ તો શ્લોકે શ્લોકે અને પદે પદે વેદનોજ અર્થ છે. સકળ દર્શનવાળા આપ લોકો એ સંશયને કાપો,' હે શરણાગત ઉપર પ્રેમ રાખનારાઓ ! એમાં વિલંબ નહિ કરો.

સનકાદિક કેહેછે.– શ્રીમદ્‌ભાગવતની કથા વેદ અને ઉપનિષદોના સારમાંથી થએલી છે માટે તેમાંથી ફલની ઉન્નતિ અત્યંત ઉત્તમ અને જુદા પ્રકારની થાયછે. વૃક્ષના મૂળથી તે અગ્ર પર્યંત રસ વ્યાપી રહ્યોછે પણ તેનો સ્વાદ આવતો નથી પણ તે રસ ફળમાં એકઠો થઇ જુદો આવેછે ત્યારે જગતને પ્યારો લાગેછે. જેમ દુધમાં ઘી રહ્યુંછે પણ તે સ્વાદ આપતું નથી અને તેજ ઘી જુદું થાયછે ત્યારે દિવ્ય અને દેવતાઓને પણ રસ આપે એવું થાયછે; શેરડીમાં પણ મધ્યથી તે મૂલપર્યંત સાકર વ્યાપી રહીછે પણ તે જુદી પડેછે ત્યારે મીઠી લાગે છે; તેમજ શ્રીમદ્‌ભાગવતની કથાવિષે પણ સમજવાનું છે. આ વેદસમાન શ્રીભાગવત પુરાણ, ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યના સ્થાપનનેમાટેજ પ્રકાશ કરવામાં આવેલું છે. વેદ તથા વેદાંતમાં પોહોંચેલા અને ગીતાજીના પણ કરનાર વેદવ્યાસ અજ્ઞાનરૂપી સમુદ્રમાં મુંઝાતા હતા ત્યારે તમેજ પૂર્વે ચાર શ્લોકનું ભાગવત કહેલું છે કે જે સાંભળવાથી તુરતજ વેદવ્યાસનો મોહ મટી ગયો. એ વિષયમાં તમને શાથી વિસ્મય થયોછે કે જેનેલીધે પૂછો છો. શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ શોક તથા દુઃખનો નાશ કરનાર છે.

નારદજી કેહેછે.– હે શેષનાગનાં સધળાં મુખોએ ગાએલી કથાને પીનારાઓ ! તમારૂં દર્શન તુરત પાપોને મટાડેછે અને સંસારનાં દુઃખરૂપી દાવાનલોથી પીડાએલાઓને કલ્યાણ આપેછે માટે પ્રેમનો પ્રકાશ કરવાસારૂ હું તમોને શરણ આવેલોછું. જ્યારે ઘણાં જન્મમાં સંપાદન કરેલાં પુણ્યોના ઉદયથી પુરૂષને સત્સંગ મળેછે ત્યારે અજ્ઞાનથી થએલા મોહ અને મદરૂપી અંધકારનો નાશ કરી વિવેક ઉદય પામેછે. ૭૯

**भाग्योदयेन बहुजन्मसमार्जितेन सत्संगमं च लभते पुरुषो यदा वै। अज्ञानहेतुकृतमोहमदांधकारनाशं विधाय हि तदोदयते विवेकः ॥**

इति શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્‌ભાગવતમાહાત્મ્યનો 'કુમાર-નારદ-સંવાદ' એવા નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥

**ज्ञानयज्ञं करिष्यामि शुकशास्त्रकथोज्वलम् । भक्तिज्ञानविरागाणां स्थापनार्थं प्रयत्नतः ॥**

નારદજી કેહેછે.–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના સ્થાપનનેસારૂ હું શ્રીભાગવતની કથાથી સુશોભિત જ્ઞાનયજ્ઞ પ્રયત્નથી કરીશ. એ મોટો યજ્ઞ જ્યાં કરવો જોઇએ તે સ્થળ

કહો અને વેદનો પાર પામનારા આપલોકોએ શ્રીમદ્ ભાગવતનો મહિમા કહેવો. શ્રીમદ્ભાગવતની કથા કેટલા દિવસે સાંભળવી અને તેમાં કયો વિધિ કરવો એ આપ મને કહો.

સનકાદિક કહેછે.—હે નારદજી! તમે કે જે નમ્રતાવાળા અને વિવેકી છો તેમની પાસે અમો કહીએ છીએ તે સાંભળો. હરિદ્વારની પાસે આનંદ નામનું એક તટ છે. એ તટમાં અનેક ઋષિઓ રહેછે. તેને દેવ અને સિદ્ધ લોકો સેવેછે. અનેક પ્રકારનાં ઝાડ અને લતાઓ વ્યાપી રહેલ છે. વેળુ નવી અને સુકોમળ છે. એ સ્થલ સોનેરી કમળથી સુશોભિત, રમણીય અને એકાંત દેશમાં છે. એ સ્થલની પાસે રહેલા જીવોના મનમાં વેર રહ્યું નથી. તમારે એ સ્થલમાં પરિશ્રમ વગર જ્ઞાનયજ્ઞ કરવો. એમ કરવાથી અપૂર્વ અને રસરૂપ કથા થશે. નિર્બળ અને જરાથી જીર્ણ થઇ ગએલ જ્ઞાન અને વૈરાગ્ય કે જેઓ પોતાની પાસે છે તેઓને આગળ કરીને ભક્તિ ત્યાં આવશે. જ્યાં ભાગવતની કથા થતી હોય ત્યાં એ ત્રણ આવે એવો નિયમ છે અને કથાનો શબ્દ સાંભળીને એ ત્રણ જુવાન થઇ જાયછે.

સૂત કહેછે.—આ પ્રમાણે વાતચિત કરી કથાનું પાન કરાવવાનેસારૂ ઉતાવળા એ સનકાદિક નારદજીની સાથે ગંગાજીને કાંઠે આવ્યા. જ્યારે તેઓ એ સ્થલમાં આવ્યા ત્યારે પૃથ્વીમાં, દેવલોકમાં અને બ્રહ્મલોકમાં કોલાહલ થઈ રહ્યો. રસમાં આસક્તિવાળા જે વૈષ્ણવલોકો હતા તેઓ સઘળા શ્રીમદ્ભાગવતરૂપી અમૃત પીવાનેમાટે દોડતા દોડતા પ્રથમજ આવ્યા. ભૃગુ, વસિષ્ઠ, ચ્યવન, ગૌતમ, મેધાતિથિ, દેવલ, દેવરાત, પરશુરામ, વિશ્વામિત્ર, શાકલ, માર્કંડેય, દુર્વાસા, પિપ્પલાદ, યોગેશ્વરો, વ્યાસ, પરાશર, છાયાશુક, જાજલિ, અને જન્હુ આદિક સર્વે મુનિગણો પોતાના પુત્રો, શિષ્યો અને સ્ત્રીઓ સહિત ઘણા પ્રેમથી આવ્યા. વેદાંત, વેદ, મંત્ર, તંત્ર, સત્તર પુરાણ અને છ શાસ્ત્ર દેહધારી થઇને આવ્યાં, ગંગા આદિ નદીઓ, પુષ્કર આદિ સરોવર, સર્વે ક્ષેત્રો, સર્વે દિશાઓ, દંડક આદિ વનો, વૃક્ષ તથા પર્વત આદિ, દેવ, ગંધર્વ અને કિન્નર લોકો પણ આવ્યા. જે લોકો મોટાઇનેલીધે ન આવ્યા તેઓને સમજાવીને ભૃગુ ઋષિ તેડી આવ્યા. સર્વેએ શ્રવણની દીક્ષા લીધી અને નારદજીએ સર્વેને ઉત્તમ આસન આપ્યાં. શ્રીકૃષ્ણમાં તત્પર અને સઘળાઓએ વંદન કરેલા સનકાદિક બેઠા. વૈષ્ણવો, વિરક્તલોકો, સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ મુખ્ય ભાગમાં બેઠા અને તેઓની આગળ નારદજી બેઠા. એક ભાગમાં ઋષિઓ, બીજા ભાગમાં દેવતાઓ, ત્રીજા ભાગમાં વેદ તથા ઉપનિષદો, ચોથા ભાગમાં તીર્થો, અને પાંચમા ભાગમાં સ્ત્રીઓ બેઠી. જયશબ્દ, નમઃ શબ્દ અને શંખોના શબ્દ થઇ રહ્યા. ગલાલ, શાળ અને ફૂલની મોટી વૃષ્ટિ થઈ. કેટલાએક મોટા દેવતાઓ વિમાનોમાં બેસી તે સ્થલમાં સઘળા કલ્પવૃક્ષનાં ફૂલથી વધાવવા લાગ્યા.

સૂત કહેછે.—આ પ્રમાણે તેઓ સઘળા એકચિત્ત થયા પછી સનકાદિક મહાત્મા નારદજીને શ્રીમદ્ભાગવતનું માહાત્મ્ય કહેવા લાગ્યા.

સનકાદિક કહેછે.—હવે તમને શ્રીમદ્ભાગવતનો મહિમા કહીશું કે જેનું શ્રવણ કરવાથીજ મુક્તિ હસ્તગત થાયછે. શ્રીમદ્ભાગવતની કથા સર્વદા સેવવી જોઇએ; નિરંતર સેવવી જોઇએ; કેમ કે તેના શ્રવણમાત્રથી ભગવાન્ ચિત્તમાં આવેછે. એ શ્રીભાગવતના શ્લોક અઢાર હજાર છે અને સ્કંધ બાર છે. પરીક્ષિત તથા શુકદેવજીના સંવાદરૂપ તે ભાગવતનું શ્રવણ કરો. જ્યાંસુધી ક્ષણમાત્ર પણ શ્રીભાગવતની કથા કાનપર આવે નહિ ત્યાંસુધી પુરૂષ અજ્ઞાનનેલીધે આ સંસારચક્રમાં ભમેછે. પુરાણ અને ભ્રાંતિ આપનારાં ઘણાં શાસ્ત્રો સાંભળવાનું

શું પ્રયોજન છે ? એક ભાગવત શાસ્ત્રજ મુક્તિ આપવાના વિષયમાં ગાજે છે. જેને ઘેર ભાગવતની કથા સર્વદા થતી હોય તેનું ઘર તીર્થરૂપ અને વસનારાઓનાં પાપોનો નાશ કરનાર થાય છે. હજારો અશ્વમેધ અને સૈકડો વાજપેય શ્રીભાગવતની કથાના સોળમા ભાગને પણ યોગ્ય નથી. મનુષ્યો જ્યાંસુધી સારી રીતે શ્રીમદ્‌ભાગવતની કથા સાંભળે નહિ ત્યાંસુધી આ દેહમાં પાપ વસેછે. ગંગા, ગયા, કાશી, પુષ્કર કે પ્રયાગ, શ્રીમદ્‌ભાગવતની કથાના ફળથી સમાનપણું ધરાવી શકતાં નથી. જો પરમગતિની ઇચ્છા હોય તો શ્રીમદ્‌ભાગવતના અરધા શ્લોકનો અથવા શ્લોકના ચોથા ભાગનો પણ પોતાના મુખથીજ પાઠ કરો. ઓંકાર, ગાયત્રી, પુરૂષસૂક્ત, ત્રણ વેદ, ભાગવત, દ્વાદશાક્ષર મંત્ર, સૂર્ય, પ્રયાગ, વર્ષરૂપ કાળ, બ્રાહ્મણો, અગ્નિહોત્ર, ગાય, દ્વાદશી, તુલસી, વસંત અને પુરૂષોત્તમ, એઓની વાસ્તવિક ભિન્નતા વિદ્વાનલોકો માનતા નથી. જે પુરૂષ નિરંતર અર્થ કરીને ભાગવતશાસ્ત્ર વાંચે છે તેનાં કરોડ જન્મમાં કરેલાં પાપ નાશ પામેછે તેમાં સંશય નથી. ભાગવતના શ્લોકના અરધા ભાગનો અથવા ચોથા ભાગનો પણ જે માણસ પાઠ કરે તેને રોજ રાજસૂય અને અશ્વમેધનું ફળ મળેછે. રોજ ભાગવતની કથા, ભગવાનનું ધ્યાન, તુલસીનું પોષણ અને ગાયોનું સેવન એ સઘળાં સમાન છે. મરણના સમયમાં જે માણસ ભાગવતની વાણી સાંભળે તેને ભગવાન્ પ્રીતિથી વૈકુંઠલોક પણ આપેછે. જે માણસ સુવર્ણના સિંહ સહિત ભાગવતનું પુસ્તક વૈષ્ણવને આપે તેને ભગવાનની સાયુજ્ય મુક્તિ અવશ્ય મળે છે. જે શઠ માણસે પોતાના જન્મભરમાં ધ્યાન રાખીને જરા પણ શ્રીભાગવતની કથા પીધી નહિ તેણે ચંડાલની પેઠે અને ગધેડાની પેઠે પોતાનો જન્મ વૃથા કાહાડ્યો અને પોતાની માને પ્રસવનું દુઃખ આપ્યુંજ સમજવું. જેણે કાંઈ પણ ભાગવતનું વચન સાંભળ્યું નથી તે પાપી માણસ જીવતે મુવો કહેલો છે, અને તે પૃથ્વીના ભારરૂપ પશુ જેવા માણસને ધિક્કાર છે એમ સ્વર્ગમાં દેવ અને બ્રહ્માદિક કહેછે. શ્રીમદ્‌ભાગવતની કથા જગતમાં દુર્લભ છે. કરોડો જન્મના પુણ્યયોગથીજ તે કથા મળે છે. એટલામાટે હે યોગના ભંડારરૂપ નારદજી ! પ્રયત્નથી તે કથા સાંભળવી જોઇએ. તેમાં દિવસોનો નિયમ નથી. સર્વદા શ્રવણ કરવું જોઈએ. સત્ય અને બ્રહ્મચર્ય પાળીને સર્વદા શ્રવણ કરવું જોઇએ પણ તે અશક્ય છે એટલામાટે શુકદેવજીએ આજ્ઞા કર્યા પ્રમાણે તેમાં વિશેષ સમજવાનું છે. મનની વૃત્તિનો જય, નિયમોનું પાલન અને દીક્ષા લેવાનું બની શકે એટલામાટે સાત દિવસમાં સાંભળવાનું ઠર્યું છે. માઘમાસમાં નિત્ય શ્રદ્ધાપૂર્વક સાંભળવામાં જે ફળ છે તે ફળ શુકદેવજીએ સાત દિવસ સાંભળવામાં કહેલું છે. મન નહિ જીતાવાનેલીધે, રોગનેલીધે, પુરૂષોના આયુષ્યના ક્ષયનેલીધે અને કલિયુગમાં ઘણા દોષ છે તેનેલીધે સાત દિવસમાં સાંભળી લેવાનું ઠરાવ્યું છે. જે ફળ તપથી, યોગથી કે સમાધિથી પણ થતું નથી તે સઘળું ફળ સાત દિવસ સાંભળવામાં અનાયાસથી મળે છે. યજ્ઞના કરતાં, વ્રતના કરતાં, તપના કરતાં અને તીર્થના કરતાં પણ સર્વદા સમાહ વધારે ગર્જના કરેછે. યોગના કરતાં, ધ્યાનના કરતાં અને જ્ઞાનના કરતાં પણ સમાહ અધિક ગર્જના કરેછે. તેના ગાજવાની શું વાત કરીએ ? એ તો ગાજ્યા કરેછે અને ગાજ્યાજ કરેછે.

શૌનક પૂછેછે.— હે યોગને જાણનાર ! આ કથા તમે આશ્ચર્યરૂપ કહી તો, હમણાં યોગાદિક ધર્મોનો અનાદર કરી પરબ્રહ્મને સૂચવનારૂં એક ભાગવત પુરાણજ મોક્ષદાયી થયું છે તેનું કારણ શું ?

સૂત કહેછે.— જ્યારે પૃથ્વીને ત્યાગ કરી

સ્વધામમાં પધારવાને શ્રીકૃષ્ણ તૈયાર થયા ત્યારે એકાદશસ્કંધ સાંભળીને ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણને નીચેપ્રમાણે કહ્યું.

ઉદ્ધવજી કેહેછે.— હે ગોવિંદ ! ભક્તોનું કામ કરીને આપ તો પધારશો પણ મારા મનમાં મોટી ચિંતા છે તે સાંભળીને સુખ આપો. આ ભયંકર કલિયુગ આવ્યો તો તેમાં માણસો વધારે ખળ થઇ જશે અને સત્પુરૂષો પણ તેઓના સંગથી જ્યારે ઉગ્ર થઈ જશે ત્યારે ભારવાળી આ ગાયરૂપ પૃથ્વી કોનો આશ્રય લેશે ? હે કમળસરખાં નેત્રવાળા ! તમારા વિના પૃથ્વીનો કોઇ રક્ષક નથી એટલામાટે સત્પુરૂષો ઉપર કૃપા કરીને તમે પધારો મા. હે ભક્તવત્સલ ! તમે નિરાકાર અને ચૈતન્યમય છતાં પણ ભક્તોનેસારૂજ સગુણ થયા છો. તમારો વિયોગ થતાં ભક્તો પૃથ્વીમાં શી રીતે રહી શકશે ? નિર્ગુણ બ્રહ્મની ઉપાસનામાં કષ્ટ છે માટે કાંઇક વિચાર કરો.

સૂત કેહેછે.—આ પ્રમાણે ઉદ્ધવજીનું વચન સાંભળી પ્રભાસમાં ભગવાને વિચાર કર્યો કે "ભક્તોના આશ્રયનેસારૂ મારે શું કરવું ?" પછી પોતાનું જે તેજ હતું તે શ્રીમદ્ભાગવતમાં નાખ્યું અને પોતે અંતર્હિત થઇને શ્રીમદ્ભાગવતરૂપી સમુદ્રમાં પેઠા. એટલામાટે ભાગવત શાસ્ત્ર ભગવાનની વાણીમય મૂર્તિ છે અને તે શ્રવણથી, પાઠથી, સેવનથી અને દર્શનથી પણ પાપોનો નાશ કરનાર છે. એ શ્રીકૃષ્ણેજ સાત દિવસનું શ્રવણ સર્વ સાધનોનો તિરસ્કાર કરીને સર્વથી અધિક ઠરાવ્યું છે. કલિયુગમાં એજ ધર્મ છે. દુ:ખ, દારિદ્રય, દુર્ભાગ્યપણું અને પાપો, એઓને ધોઇ નાખવાનેસારૂ અને કામ તથા ક્રોધને જીતી લેવાનેમાટે કલિયુગમાં આજ ધર્મ કહેલ છે. સાંભળ્યાવિના ભગવાનની માયા કે જે દેવતાઓથી પણ છોડી શકાતી નથી તે પુરૂષોથી શી રીતે છોડી શકાય ? એટલામાટે સાત દિવસ સાંભળવાનું કહેલું છે.

સૂત કેહેછે.— આ પ્રમાણે સમાહ સાંભળવાનો ભારે ધર્મ સનકાદિકોએ સભામાં પ્રકાશ કરવા માંડ્યો તે સમયમાં એક આશ્ચર્ય થયું તે કહુંછું. હે શૌનક ! સાંભળો. હે શ્રીકૃષ્ણ ! હે ગોવિંદ ! હે હરે ! હે મુરારે ! હે નાથ ! એવી રીતે વારંવાર ભગવન્નામ બોલતી પ્રેમરૂપ ભક્તિ પોતાના બે જુવાન પુત્રને લઇને તુરત પ્રકટ થઈ. ભાગવતના અર્થરૂપી શણગારવાળી અને અત્યંત સુંદર વેષવાળી તે ભક્તિ આવી તેને સભાસદોએ દીઠી અને આ સભામાં શી રીતે પેઠી તથા મુનિઓના વચમાં શી રીતે આવી એમ સર્વે તર્ક કરવા લાગ્યા. તે સમયમાં સનકાદિકોએ કહ્યું કે "આ ભક્તિ હમણાં કથાના અર્થનેલીધે આવી છે." આ પ્રમાણે વચન સાંભળી પોતાના પુત્ર સહિત નમ્ર થઇને તેણે સનત્કુમારને નીચેપ્રમાણે કહ્યું.

ભક્તિ કેહેછે.— હું કલિયુગનેલીધે દુર્બલ થઈ હતી તોપણ તમે કથાનો રસ પાઇને હમણાંજ પુષ્ટ કરીછે. હવે મારે ક્યાં રેહેવું ? તે આજ્ઞા કરો.

સનકાદિક કેહેછે.— તું કે જે ભક્તોને ગોવિંદ સમાન કરનારી, પ્રેમને મુખ્ય કરનારી અને સંસારરૂપી રોગને હરનારી છો તે હવે સારી રીતે ધૈર્ય રાખીને નિરંતર વૈષ્ણવોના ચિત્તમાં રેહેજે. આમ કરવાથી લોકમાં કલિયુગના દોષ પ્રબળ છતાં પણ તેઓ તારી સામું જોઇ પણ શકશે નહિ.

સૂત કેહેછે.—આ પ્રમાણે તેઓએ આજ્ઞા કરી કે તેજ સમયે ભક્તિ ભગવાનના દાસોના ચિત્તમાં જઇને રહી. જેઓના ચિત્તમાં શ્રીકૃષ્ણની મુખ્ય ભક્તિ વસેછે તેઓ નિર્ધન છતાં પણ સઘળા લોકમાં ધન્ય છે. ભક્તિરૂપ દોરીથી બંધાએલા ભગવાન્ પણ પોતાના લોકને છોડીને સર્વથા તેઓના ચિત્તમાંજ પ્રવેશ કરેછે. હવે પૃથ્વીમાં પરબ્રહ્મરૂપ ભાગવતનો આથી અધિક મહિમા અમો તમને શું કહીએ ? ભાગવતના આ-

શ્રયથી વક્તા અને શ્રોતાને પણ ભગવત્સમાનપણું પ્રાપ્ત થાયછે એમ કહેલું છે ત્યારે પછી બીજા ધર્મોનું કશું પ્રયોજન નથી.

**ब्रूमोद्य ते किमधिकं महिमानमेवं ब्रह्मात्मकस्य भुवि भागवताभिधस्य । यत्संश्रयान्निगदितं लभते सुवक्ता श्रोतापि कृष्णसमतामलमन्यधर्मैः ॥ ७४ ॥**

इति શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનો 'भक्तिकष्टनिवर्तन' એવા નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥

**अथ वैष्णवचित्तेषु दृष्ट्वा भक्तिमलौकिकीम् । निजलोकं परित्यज्य भगवान् भक्तवत्सलः ॥**

સૂત કહેછે.—પછી ભક્તવત્સલ, વનમાળા ધરનારા, ઘનશ્યામ, પીળાં વસ્ત્રવાળા, મનોહર, કટિમેખળાના ઘેરાવથી સુંદર, શોભીતાં મુકુટ અને કુંડલવાળા, ત્રિભંગથી દીપતા, સુંદર કૌસ્તુભમણિથી શોભતા, કરોડ કામદેવસરખા રૂપાળા, હરિચંદનથી ચરચાએલા, પરમ આનંદ અને ચૈતન્યરૂપ મૂર્ત્તિવાળા, મધુર અને મુરલીને ધરનારા ભગવાને વૈષ્ણવોના ચિત્તમાં અલૌકિક ભક્તિ જોઇને તેઓનાં નિર્મળ હૃદયોમાં પ્રવેશ કર્યો. વૈકુંઠવાસી ઉદ્ધવજી આદિ વૈષ્ણવો તે કથા સાંભળવાનેમાટે ગુપ્ત રૂપથી બેઠા. તે સમયમાં જયજય શબ્દ, રસની અલૌકિક પુષ્ટિ, ગુલાલ તથા ફૂલની વૃષ્ટિ અને શંખનાદ વારંવાર થયા. તે સભામાં બેઠેલાઓને દેહ, ઘર અને પોતાના સ્વભાવનું વિસ્મરણ થઈ ગયું. એવી એ લોકોની તન્મય અવસ્થા જોઇને નારદજી બોલ્યા કે "હે મુનીશ્વરો! આજ સમાહનો મહિમા મેં અલૌકિક જોયો. આ સભામાં સઘળા મૂઢ, શઠ અને પશુપક્ષીઓ પણ અત્યંત નિષ્પાપ થઈ ગયા. કલિયુગમાં પવિત્ર અને ચિત્તને શુદ્ધ કરનાર સમાહ વિના બીજું કાંઈ નથી. પાપના સમૂહને નાશ કરનાર કથા સમાન પૃથ્વીમાં બીજું કોઈ નથી. કથારૂપી સાત દિવસના યજ્ઞથી કોણ કોણ શુદ્ધ થાયછે તે મને કહો. આપ કૃપાળુઓએ જગતના હિતનો વિચાર કરી આ કોઈ નવા માર્ગનો પ્રકાશ કર્યોછે.

સનકાદિક કહેછે.—જે માણસો સર્વદા પાપ કરનારા, સદા દુરાચારમાં લાગેલા, કુમાર્ગે જનારા, ક્રોધરૂપ અગ્નિથી બળેલા, કુટિલ અને કામી હોય તેઓ પણ કલિયુગમાં સમાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે. સત્યવગરના, માતા-પિતાને દૂષણ આપનારા, તૃષ્ણાથી વ્યાકુલ, આશ્રમના ધર્મથી રહિત, ઢોંગી, મત્સરવાળા અને હિંસા કરનારા હોય તેઓ પણ કલિયુગમાં સમાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે. પાંચ મહાપાપ કરનારા, છળ-કપટ કરનારા, ક્રૂર, પિશાચની પેઠે નિર્દય, બ્રાહ્મણના ધનથી પુષ્ટ થએલા અને વ્યભિચાર કરનારા હોય તેઓ પણ કલિયુગમાં સમાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે. જે શઠ લોકો કાયાથી, વાણીથી અને મનથી પણ બલાત્કારે પાપ કરતા હોય, પરધનથી પુષ્ટ, મલિન અને દુષ્ટ અંતઃકરણવાળા હોય તેઓ પણ કલિયુગમાં સમાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે. આ વિષયમાં એક જુનો ઇતિહાસ તમારી પાસે કહીશું કે જેને સાંભળવા માત્રથી પાપનો નાશ થાયછે. પૂર્વે તુંગભદ્રા નદીને કાંઠે એક ઉત્તમ નગર હતું તેમાં સઘળા વર્ણો સ્વધર્મથી સત્ય અને સત્કર્મમાં તત્પર હતા. એ નગરમાં સઘળા વેદોમાં કુશલ, શ્રૌત તથા સ્માર્ત કર્મોમાં પોહોચેલ, બીજા સૂર્ય જેવો અને ભીખારી છતાં પણ જગતમાં ધનવાન્ કહેવાતો એક આત્મદેવ નામે બ્રાહ્મણ હતો. તેની સ્ત્રીનું નામ ધુંધુલી હતું. એ ધુંધુલી નિરંતર પોતાની વાત રાખનારી, સુંદરી, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી, લોકોની વાતો કરવામાં પ્રીતિ રાખનારી; ક્રૂર, ઘણું કરી બહુ બોલનારી, ઘરના

કામકાજમાં શૂરવીર, લોભી અને કજીયો કરવાથી રાજી થાય એવી હતી. આ પ્રમાણે પ્રેમથી એ સ્ત્રીપુરૂષ રેહેતાં હતાં અને રમતાં હતાં પણ તેઓને ધન, વૈભવ કે ઘર આદિથી કાંઈ પણ સુખ થતું ન હતું. પછી તેઓએ સંતાનનેમાટે ધર્મ કરવાનો આરંભ કર્યો. રાંક લોકોને સર્વદા ગાય, પૃથ્વી, સુવર્ણ અને વસ્ત્ર આપવા લાગ્યાં. તેઓએ પોતાનું અરધું ધન વાપરી નાખ્યું તોપણ દીકરો કે દીકરી કાંઈ પણ થયું નહિ. તે બ્રાહ્મણ બહુજ ચિંતાથી આતુર થયો. એક દિવસે એ બ્રાહ્મણ દુ:ખનેલીધે ઘર છોડીને વનમાં ગયો ત્યાં મધ્યાન્હકાળે તરશ્યો થવાથી તળાવ ઉપર આવ્યો. પ્રજાના દુ:ખથી મુંઝાએલો એ બ્રાહ્મણ પાણી પીને બેઠો ત્યાં થોડીવારમાં ત્યાંજ કોઈ સંન્યાસી આવી નીકળ્યો. પાણી પી લીધેલા એ સંન્યાસીને જોઈ બ્રાહ્મણ તેની પાસે ગયો. તેના પગમાં પડીને નિસાસા મુકતો સામો ઉભો રહ્યો.

સંન્યાસી કેહેછે.—હે બ્રાહ્મણ! તું કેમ રૂવે છે? તને આવી મોટી શી ચિંતા છે? તને દુ:ખનું કારણ જે હોય તે તું મને તુરત કેહે.

બ્રાહ્મણ કેહેછે.—હે ઋષિ! મારાં પૂર્વજન્મનાં પાપથી થએલાં દુ:ખની વાત શું કરૂં? મારા પૂર્વજો જરા ઉનું પાણી પીએ છે. દેવતા અને બ્રાહ્મણો મારાં આપેલાં અન્નાદિકને પ્રીતિથી લેતા નથી. હું સંતાનની પીડાથી મુંઝાઇને અહીં પ્રાણ છોડી દેવા આવ્યો છું. પ્રજાવગરના જીવિતને ધિક્કાર છે. પ્રજાવગરના ઘરને ધિક્કાર છે. સંતાન વગર માણસના ધનને ધિક્કાર છે. સંતાન વગર કુળને પણ ધિક્કાર છે. જે ગાયને હું પાળું તે ગાય પણ સર્વથા વાંઝણીજ રહેછે. જે ઝાડને હું વાવું છું તે ઝાડ પણ વાંઝીયુંજ રેહેછે. જે ફળને હું મારે ઘેર લાવું છું તે ફળ પણ તુરત સુકાઈ જાયછે. એટલામાટે હું કે જે નિર્ભાગ્ય અને સંતાનરહિત છું તેને જીવવાનું શું પ્રયોજન છે!

સનકાદિક કેહેછે.—આ પ્રમાણે બોલી દુ:ખથી પીડાએલો તે બ્રાહ્મણ એ સંન્યાસીના પડખામાં ઉંચે સાદે રોવા લાગ્યો. તે સમયમાં એ સંન્યાસીના ચિત્તમાં મોટી દયા આવી. એ યોગીએ તે બ્રાહ્મણના કપાળમાં જે અક્ષરોની પંક્તિ હતી તે વાંચી. બધું જાણી લઇને પછી સંન્યાસીએ વિસ્તારથી નીચેપ્રમાણે કહ્યું.

સંન્યાસી કેહેછે.—પ્રજાની ઇચ્છારૂપી અજ્ઞાન છોડી દે. કર્મની ગતિ બળવાન્ છે. વિવેક રાખીને સંસારની વાસના મુકી દે. હે બ્રાહ્મણ! સાંભળ. હમણાં મેં તારૂં પ્રારબ્ધ જોઈ લીધું. સાત જન્મ સુધી તને પુત્ર નથી, નથી અને નથીજ. પૂર્વે સગર રાજાને તથા અંગરાજાને સંતાનથીજ દુ:ખ થયું હતું. હે બ્રાહ્મણ! કુટુંબની આશા છોડી દે. સર્વથા સંન્યાસમાંજ સુખ છે.

બ્રાહ્મણ કેહેછે.—મારે વિવેક રાખીને શું કરવાનું છે? બલાત્કારથી પણ પુત્ર આપો. નહિ આપો તો શોકથી વ્યાકુલ થયેલો હું તમારી આગળ પ્રાણનો ત્યાગ કરૂંછું. પુત્રાદિકના સુખ વગરનો આ સંન્યાસ સુકોજ છે. દીકરા-પોતરાવાળો ગૃહસ્થાશ્રમ જગતમાં સરસ છે.

સનકાદિક કેહેછે.—આ પ્રમાણે બ્રાહ્મણનો આગ્રહ જોઈ તે સંન્યાસી બોલ્યો કે "દૈવે લખેલી રેખા ટાળવાથી ચિત્રકેતુ રાજાને કષ્ટ થયું હતું. જેના ઉદ્યમને દૈવે તોડી નાખ્યો હોય તે માણસની પેઠે તું પુત્રથી સુખ પામીશ નહિ. તું વૃથા હઠ કરેછે. તું કે જે અર્થિ છો તેને હું શું કહું?" પછી તે બ્રાહ્મણનો આગ્રહ જોઈ તે બ્રાહ્મણને એ સંન્યાસીએ એક ફળ આપ્યું અને કહ્યું કે "આ ફળ તારી સ્ત્રીને ખવરાવજે તેથી પુત્ર પ્રાપ્ત થશે. તારી સ્ત્રીએ એક વર્ષ સુધી સત્ય, પવિત્રતા, દયા અને દાન રાખ્યા કરવાં તથા

એક અન્ન જમવું. આમ કરવાથી અતિ નિર્મલ પુત્ર આવશે." આટલું કહીને તે સંન્યાસી ગયો અને આત્મદેવ બ્રાહ્મણ પોતાને ઘેર આવ્યો. સ્ત્રીના હાથમાં ફલ આપીને પોતે ક્યાંક ગયો. તેની જુવાન સ્ત્રી કુટિલ હતી તે સખીની પાસે રોવા લાગી કે—"અહો! મને ચિંતા ઉત્પન્ન થઈ. હું તો ફલ નહિ ખાઉં. ફલ ખાવાથી ગર્ભ રહે, ગર્ભ રહેવાથી પેટ વધે, પેટ વધવાથી થોડું ખવાય અને થોડું ખાવાથી અશક્તિ થાય તો પછી ઘરનાં કામ કેમ થઈ શકે? દૈવથી કદાચ ગામમાં ધાડ પડે તો ગર્ભવાળી સ્ત્રીથી શી રીતે ભાગી શકાય? પેટમાં પોપટની પેઠે ગર્ભ રહે એટલે તેને પેટમાંથી શી રીતે કઢાય? કદાચ ગર્ભ આડો આવી જાય તો મારૂં મોત થઈ જાય. જણતાં દારૂણ દુઃખ થાય તે હું કોમળ અંગવાળી શી રીતે ખમી શકું? હું અશક્ત થાઉં એટલે નણંદ મારૂં બધું લઈ જાય. સત્ય અને પવિત્રતા આદિ નિયમ પાળવા પણ કઠણ જણાયછે. જણનારીને છોકરૂં રમાડવામાં તથા ઉછેરવામાં ઘણું દુઃખ થાયછે. વાંઝણી કે વિધવા સ્ત્રીજ સુખણી છે એવો મારો નિશ્ચય છે." આ પ્રમાણે કુતર્ક કરીને ધુંધુલીએ તે ફળ નજ ખાધું. પતિએ ફળ ખાધાનું પૂછયું ત્યારે તેણે કહ્યું કે 'મેં ખાધું.' એક દિવસે ધુંધુલીની બેન પોતાની ઇચ્છાથી ધુંધુલીને ઘેર ગઇ. તેની પાસે ધુંધુલીએ સઘળી વાત કરી કે "આ મને મોટી ચિંતા થઇછે. હે નાની બેહેન! એ દુઃખથી હું દુબળી થઈ ગઈ છું. હવે શું કરૂં?" બેને કહ્યું કે "મને ગર્ભ છે તે હું જણીશ ત્યારે તને આપીશ. ત્યાંસુધી ગર્ભિણીપણાનો ઢોંગ કરી તું ઘરમાં સુખથી રેહે. મારા ધણીને તું નાણું આપજે એટલે તે તને બાલક દેશે. છ મહિનાનો બાલક મરીગયો એમ લોકમાં બોલશું. હું રોજ તારે ઘેર આવી તે બાલકનું પોષણ કરીશ. તું હમણાં પરીક્ષાનેમાટે ગાયને ફળ ખવરાવ." ધુંધુલીએ સ્ત્રીના સ્વભાવ પ્રમાણે તે સઘળું કર્યું. પછી સમય આવતાં ધુંધુલીની બેને જણ્યું. તેના બાપે તે બાલક લાવીને એકાંતમાં ધુંધુલીને આપ્યો. ધુંધુલીએ પોતાના ધણી પાસે કહ્યું કે "કષ્ટાયા વગર બાલક જન્મ્યો." આત્મદેવને દીકરો આવ્યો જાણીને લોકો રાજી થયા. આત્મદેવે જાતકર્મ સંસ્કાર કરીને બ્રાહ્મણોને દાન આપ્યાં. તેના દ્વારમાં ગીત અને વાજંત્રના શબ્દ થઇ રહ્યા અને મોટું મંગલ વર્ત્યું. ધુંધુલીએ પોતાના ધણીને કહ્યું કે "મારા સ્તનમાં દુધ નથી અને બીજી કોઈ સ્ત્રીના દુધથી હું બાલકને શી રીતે ઉછેરૂં? મારી બેને જણ્યું છે અને તેનો છોકરો મરી ગયો છે માટે તેને બોલાવીને ઘરમાં રાખો એટલે ને આ બાલકનું પોષણ કરશે." આત્મદેવે પુત્રના રક્ષણનેસારૂ તેપ્રમાણે સઘળું કર્યું અને પુત્રની માના નામ ઉપરથી પુત્રનું 'ધુંધુકારી' એવું નામ રાખ્યું. પછી ત્રણ મહીના જતાં તે ગાયે એક બાલકને જન્મ આપ્યો. એ બાલક સર્વ અંગોમાં રૂપાળો, દિવ્ય અને સોનાજેવી કાંતિવાળો હતો. તેને જોઇ રાજી થએલા આત્મદેવે તેના સંસ્કાર પોતે કર્યા. એ વાતને આશ્ચર્યરૂપ માની સર્વે લોકો જોવાનેમાટે આવ્યા. એઓ બોલવા લાગ્યા કે 'જુવો હમણાં આત્મદેવનો ભાગ્યોદય થયો. ગાયે દેવરૂપી બાલક જણ્યો એ આશ્ચર્ય છે.' આ રહસ્ય વાત દૈવયોગથી કોઇના પણ જાણવામાં આવી નહિ. એ ગાયના પુત્રના કાન ગાયનાસરખા જોઇને તેનું 'ગોકર્ણ' નામ રાખ્યું. ગોકર્ણ પંડિત તથા જ્ઞાની થયો અને ધુંધુકારી તો મહાખલ, અભક્ષ્ય ખાનાર, ક્રોધી, દુષ્ટદાન લેનાર, શબના લાડુ લેનાર, ચોર, સર્વ લોકોનો દ્વેષી, પરાયા ઘરને સળગાવનાર અને સ્નાન પવિત્રતા તથા ક્રિયાઓથી રહિત થયો. હિંસા કરનાર, શસ્ત્રધારી, દીન તથા આંધળાંઓને પીડનાર, નિરંતર ચાંડાલો સાથે પ્રેમ રાખનાર, તથા દુષ્ટ લોકોના સંગથી હાથમાં પાશ રાખનાર

એ ધુંધુકારી રમાડવાના બાહાનાથી ગામનાં છોકરાંઓને પકડી તુરત કુવામાં નાખવા લાગ્યો. તેણે વેશ્યાના કુસંગથી બાપના ધનનો નાશ કરી નાખ્યો. એક દિવસે માબાપને માર મારીને ઘરનાં વાસણ પોતે લઈ ગયો. નાણાવિનાનો તેનો બાપ બિચારો ઉંચાં સાદથી રોવા લાગ્યો કે "વાંઝીયાપણું સારૂં હતું. કુપુત્ર તો દુઃખદાયી છે. હું ક્યાં રહું? ક્યાં જાઉં? મારૂં દુઃખ કોણ મટાડે? દુઃખનેલીધે પ્રાણ છોડી દઉં. હાય મને કષ્ટ આવી પડ્યું." તે સમયમાં જ્ઞાનવાળા ગોકર્ણે આવીને વૈરાગ્ય દેખાડી પિતાને બોધ આપ્યો કે "આ સંસાર અસાર, દુઃખરૂપી અને મુંઝવનાર છે. દીકરો કોનો અને ધન કોનું? જેને સ્નેહ હોય તે નિરંતર બળ્યા કરેછે. ઇંદ્રને કે ચક્રવર્ત્તિ રાજાને પણ કાંઇ સુખ નથી. સુખ તો વૈરાગ્યવાળા અને એકાંતમાં રેહેનારા મુનિને છે. પ્રજારૂપ અજ્ઞાન છોડી દિયો. મોહથી નરકની ગતિ થાયછે. આ દેહ પડી જશે માટે સઘળું છોડી દઇને વનમાં જાઓ." ગોકર્ણનું વચન સાંભળી, જવાની ઇચ્છાવાળો આત્મદેવ બોલ્યો કે "હે બાપ! વનમાં શું કરવું તે તું વિસ્તારથી કેહે. હું કે જે શઠ છું તે કર્મયોગથી સ્નેહરૂપી પાશાવડે બંધાઇને ઊંડી ખાડમાં પડી ગયો છું અને વળી પાંગળો છું માટે હે દયાના ભંડારરૂપ! મને આ ખાડમાંથી કાહાડ."

ગોકર્ણ કેહેછે.—હાડકાં, માંસ અને લોહીથી ભરેલા દેહમાં તમે અભિમાન છોડી દ્યો. સર્વદા સ્ત્રી અને પુત્રાદિકમાં મમતા મુકી દ્યો. આ જગત્ ક્ષણભંગુર છે એવો નિરંતર વિચાર કરો. વૈરાગ્યમાં રસિક થઇ ભક્તિમાં નિષ્ઠા રાખો. નિરંતર ધર્મનું સેવન કરો. લોકોના ધર્મોને છોડી દિયો. સાધુ પુરૂષોનું સેવન કરો. વિષયોની તૃષ્ણાનો ત્યાગ કરો. બીજાના ગુણદોષના વિચારને તુરત છોડી દઇ ભગવત્સેવાની કથાના રસને અત્યંત પીઓ.

સૂત કેહેછે.—જેને સાઠ વર્ષ થઇ ગયાં હતાં એવો એ આત્મદેવ એપ્રમાણે દીકરાના કેહેવાથી ઘર છોડી વનમાં ગયો. ચિત્ત સ્થિર રાખી પ્રત્યેક દિવસે ભગવત્સેવામાં તત્પર રહ્યો અને દશમસ્કંધના પાઠના નિત્યનિયમથી શ્રીકૃષ્ણને પામ્યો.

**एवं सुतोक्ति वशतोऽपि गृहं विहाय यातो वनं स्थिरमतिर्गतषष्टिवर्षः। युक्तो हरेरनुदिनं परिचर्ययासौ श्रीकृष्णमाप नियतं दशमस्य पाठात् ॥ ८१ ॥**

इति શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનો 'विप्रमोक्ष' એવા નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥

**पितर्युपरते तेन जननी ताडिता भृशम्। क वित्तं तिष्ठते ब्रूहि हनिष्ये लत्तया न चेत् ॥१॥**

સનકાદિક કેહેછે.—પિતા મરી ગયા પછી ધુંધુકારીએ પોતાની માને બહુજ મારવા માંડી અને કહ્યું કે 'નાણું ક્યાં છે? બોલ. નહિ બોલીશ તો લત્ત મારીશ.' આ પ્રમાણે તેના વચનના ત્રાસથી ધુંધુલી પુત્રના દુઃખનેલીધે રાતે કુવામાં પડી અને તેથી તે મરી ગઈ. ગોકર્ણ તો તીર્થયાત્રાનેસારૂ નીકળી ગએલ અને યોગમાંજ રહ્યા. તેને સુખ, દુઃખ, વૈરી કે બાંધવ કોઈ હતુંજ નહિ. ધુંધુકારી પાંચ વેશ્યાઓને લઇને ઘરમાં રહ્યો. અતિ ઉગ્ર કર્મ કરવા લાગ્યો અને વેશ્યાઓના પોષણમાંજ મૂઢ બની રહ્યો. એક દિવસે તે વેશ્યાઓને ઘરેણાની ઇચ્છા થતાં કામથી અંધ અને મૃત્યુનું સ્મરણ નહિ કરતો ધુંધુકારી ઘરેણાં લેવાને ઘરથી બાહાર નીકળ્યો. જ્યાંત્યાંથી નાણું લઈ પાછો ઘેર આવ્યો અને વેશ્યાઓને વસ્ત્ર તથા કેટલાંક ઘરેણાં આપ્યાં. ઘણું ધન એકઠું થયું જોઈ રાતમાં વેશ્યાઓએ વિચાર કર્યો કે "આ રોજ ચોરી કરેછે તેથી

રાજા એને પકડશે અને નાણું લઈ લઇને આને મારી નાખશે એ નિશ્ચય છે. એટલામાટે નાણાના રક્ષણસારૂ આપણેજ શા માટે નહિ મારવો? આને મારી ધન લઇને આપણે ગમે ત્યાં જઇશું." એવો નિશ્ચય કરી સુતેલા ધુંધુકારીને રસીઓથી બાંધ્યો અને તેના ગળામાં ફાંસી નાખીને મારી નાખવા લાગી. ધુંધુકારી તુરત ન મુવો ત્યારે વેશ્યાઓને ચિંતા થઈ. પછી વેશ્યાઓએ ધગધગતા અંગારા તેના મોઢામાં નાખ્યા. અગ્નિની જ્વાલાના અતિ દુઃખથી વ્યાકુલ થઇને ધુંધુકારી મરી ગયો. બહુજ સાહસ કરનારી વેશ્યાઓએ તેના શબને ખાડામાં દાટી દીધું. આ વાતની કોઇને પણ ખબર ન પડી. લોકોએ પૂછતાં વેશ્યાઓએ ઉત્તર આપ્યો કે "અમારો પ્યારો ધનના લોભનેલીધે દૂર દેશમાં ગયો છે તે આ વર્ષમાં આવશે." જીવતી સ્ત્રીઓનો વિશ્વાસ સમજુ પુરૂષે નહિ કરવો જોઇએ. જે મૂઢ સ્ત્રીઓના વિશ્વાસમાં રહેછે તે દુઃખથી પીડાયછે. સ્ત્રીઓ કે જેઓનું વચન અમૃતમય અને કામી લોકોને રસ વધારનાર હોયછે પણ હૃદય તો સજીયાની ધારા જેવું હોય છે તે સ્ત્રીઓને કોણ પ્યારો હોય? ઘણા પતિવાળી તે વેશ્યાઓ નાણું લઇને જતી રહી અને ધુંધુકારી કુકર્મનેલીધે મોટો પ્રેત થયો. વીતોળીઆનું રૂપ ધરનાર, નિરંતર દશે દિશામાં દોડતો, ટાઢ તથા તડકાથી પીડાતો, તરશ્યો અને 'હાય દૈવ, હાય દૈવ' એમ વારંવાર બોલતો એ પ્રેત ક્યાંય રક્ષણ પામતો ન હતો. કેટલેક કાલે લોકોના કહેવાથી ગોકર્ણે તેને મુવેલો જાણ્યો. તેને અનાથ જાણીને ગોકર્ણે ગયાશ્રાદ્ધ કર્યું અને પોતે જે જે તીર્થમાં જાયછે ત્યાં શ્રાદ્ધ કરવા માંડ્યું. આ પ્રમાણે ફરતાં ગોકર્ણ પોતાના ગામમાં આવ્યા. બીજાઓને તેની ખબર ન પડી અને પોતે ઘરના આંગણામાં સુતા. તે પોતાના ભાઇને સુતેલ જાણી ધુંધુકારીએ મધરાતે પોતાનું મહાભયંકર રૂપ દેખાડ્યું. એકવાર ઘેટો, એકવાર હાથી, એકવાર પાડો, એકવાર ઇંદ્ર અને એકવાર અગ્નિ થઈ ગયો. વળી પાછો પુરૂષ થયો. આ વિપરીત જોઇને ધીરજવાળા ગોકર્ણે 'આ કોઈ અવગતિયો છે' એમ નિશ્ચય કરીને તેને નીચેપ્રમાણે પૂછ્યું.

ગોકર્ણ કહેછે.—અરે! રાતનો મહાભયંકર તું કોણ છે? આવી દશા શાથી થઈ છે? કોઈ પ્રેત છો, પિશાચ છો કે રાક્ષસ છો? બોલ.

સનકાદિક કહેછે.—આ પ્રમાણે ગોકર્ણે પૂછતાં તે વારંવાર ઊંચા સાદથી રોવા લાગ્યો. બોલી શકતો ન હતો તેથી માત્ર સંજ્ઞા કરી. પછી ગોકર્ણે અંજલિમાં જલ લઇને તેનાપર છાંટ્યું. જળના સ્પર્શથી કાંઇક પાપ બળતાં તે નીચેપ્રમાણે બોલવા લાગ્યો.

પ્રેત કહેછે.—હું ધુંધુકારી નામે તમારો ભાઈ છું. મેં પોતાના દોષથી બ્રાહ્મણપણાનો નાશ કર્યો છે. મારાં કુકર્મની સંખ્યા નથી. હું જે મોટા અજ્ઞાનમાં વર્તનાર અને લોકોની હિંસા કરનારે હતો તેને સ્ત્રીઓએ મહાકષ્ટથી મારી નાખ્યો છે. એટલામાટે પ્રેત થઇને દુર્દશા વેઠુંછું. ફળના દૈવાધીનપણાનેલીધે વાયુના આહારથી જીવુંછું. હે બંધુ! હે દયાના સમુદ્રરૂપ! હે ભાઇ! મને આ યોનિમાંથી છોડાવો.

ગોકર્ણ કહેછે.— તારેસારૂ તો મેં વિધિથી ગયાજીમાં પિંડદાન કર્યું છે તો તેથી તને મુક્તિ કેમ ન થઈ? મને આ મોટું આશ્ચર્ય લાગે છે. ગયાશ્રાદ્ધથી મુક્તિ ન થઇ તો પછી બીજો ઉપાય નથી. હે પ્રેત! હવે મારે શું કરવું? તે વિસ્તારથી કહે.

પ્રેત કહેછે.— સો ગયાશ્રાદ્ધ કરશો તો પણ મારી મુક્તિ થવાની નથી એટલામાટે બીજો કોઇ ઉપાય કરવાનો હમણાં વિચાર કરો.

સનકાદિક કહેછે.— આ પ્રમાણે તેનું વચન સાંભળી ગોકર્ણને વિસ્મય થયો અને કહ્યું કે સો શ્રાદ્ધથી પણ જો મુક્તિ ન થાય

તો પછી તારો છૂટકારો અસાધ્ય છે. હે પ્રેત ! હમણાં તો નિર્ભય થઇને પોતાના ઠેકાણામાં જા. વિચાર કરીને કાંઇક તારી મુક્તિનું સાધન કરીશ.

પછી ગોકર્ણની આજ્ઞાથી ધુંધુકારી પોતાને ઠેકાણે ગયો. ગોકર્ણે આખી રાત વિચાર કર્યો પણ કોઈ ઉપાય સુજ્યો નહિ. સવારે ગોકર્ણને આવેલા જાણી લોકો પ્રીતિથી તેમને મળવા આવ્યા. ગોકર્ણે રાતની જે વાત થઈ હતી તે સઘળી તેઓની પાસે કહી. વિદ્વાનો, યોગીઓ, જ્ઞાનીઓ અને બ્રહ્મવાદીઓને અનેક શાસ્ત્રો જોતાં પણ તેની મુક્તિનો ઉપાય જણાયો નહિ. પછી તે સઘળાઓએ સૂર્ય કહે તેમ કરવા ઉપર મુખ્ય આધાર રાખ્યો. ત્યારે ગોકર્ણે સૂર્યના વેગને અટકાવીને કહ્યું કે ‘ હે જગતના સાક્ષી ! તમને પ્રણામ કરૂંછું. પ્રેતની મુક્તિનો ઉપાય મને કહો.’ તે સાંભળી દૂરથી સૂર્ય સ્ફુટ રીતે બોલ્યા કે “ શ્રીમદ્ભાગવતથી પ્રેતની મુક્તિ થશે માટે સપ્તાહ કથા વાંચો.” આ પ્રમાણે ધર્મરૂપ સૂર્યનું વચન સઘળાઓએ સાંભળીને કહ્યું કે ‘ આ કામ પ્રયત્નથી કરવું અને સેહેલું છે. ગોકર્ણ નિશ્ચય કરીને વાંચવામાટે તૈયાર થયા. ત્યાં સાંભળવાનેસારૂ દેશોદેશથી અને ગામોગામથી લોકો આવ્યા. પાંગળા, અંધ અને માંદાઓ પણ પાપના ક્ષયનેસારૂ આવ્યા. દેવતાઓને પણ વિસ્મય આપે એવો મોટો સમાજ થયો. જ્યારે ગોકર્ણ આસનપર બેશીને કથા કરવા લાગ્યા ત્યારે તે પ્રેત પણ આવ્યો અને ચારે કોર પોતાનું ઠેકાણું જોવા લાગ્યો ત્યાં સાત ગાંઠવાળો એક ઊંચો પોલો વાંસ જોવામાં આવ્યો. તેના મૂળના છિદ્રમાં પેસીને તે પ્રેત સાંભળવા બેઠો. વાયુરૂપ હોવાથી સ્થિતિ કરી શક્યો નહિ તેથી વાંસમાં પેઠો. ગોકર્ણે એક વૈષ્ણવ બ્રાહ્મણને મુખ્ય શ્રોતા કરી પ્રથમસ્કંધથી સ્પષ્ટ રીતે વ્યાખ્યાન કરવા માંડ્યું. સાયંકાલે કથા બંધ રાખી ત્યાં આશ્ચર્ય થયું. મહાત્મા પુરૂષો જોતાં મોટા શબ્દથી વાંસની એક ગાંઠ ત્રુટીગઈ. બીજે દિવસે સાયંકાલે એ પ્રમાણેજ બીજી ગાંઠ ત્રુટી. એમજ ત્રીજે દિવસે ત્રીજી ગાંઠ ત્રુટી. આ પ્રમાણે સાતમે દિવસે સાતમી ગાંઠ ત્રુટી ગઇ. બારે સ્કંધના શ્રવણથી ધુંધુકારીનું પ્રેતપણું મટી ગયું અને દિવ્યરૂપ પ્રાપ્ત થયું. તુલસીની માળાઓથી શોભી રેહેલો, પીળાં વસ્ત્રવાળો, મેઘની પેઠે શ્યામ, અને મુકુટ તથા કુંડલ ધરનારો એ ધુંધુકારી તુરત પોતાના ભાઇ ગોકર્ણને પગે લાગ્યો અને બોલ્યો કે “ હે ભાઇ ! તમે દયા કરી પ્રેતપણાના કષ્ટમાંથી મને છોડાવ્યો. પ્રેતપીડાનો નાશ કરનારી ભાગવતની કથા ધન્ય છે. ભગવાનનો લોકરૂપી ફળ આપનાર સપ્તાહ પણ તેમજ અતિ ઉત્તમ છે. સપ્તાહનું શ્રવણ થતું હોય ત્યારે સઘળાં પાપો કંપે છે કે ‘ આ કથા અમારો તુરત પ્રલય કરશે.’ લીલું, સુકું, નાહાનું કે મોટું વાણી, મન કે કર્મથી કરેલું પાપ અગ્નિથી સમિધર્નીપેઠે સપ્તાહના શ્રવણથી બળી જાય છે. આ ભરતખંડમાં વિદ્વાનોએ વેદની સભામાં કહ્યું છે કે ‘ કથાનું શ્રવણ નહિ કરનારાઓનો જન્મ નિષ્ફલ છે. ભાગવતની કથાના શ્રવણવિના આ અનિત્ય શરીરને મોહથી રક્ષા કરી પુષ્ટ અને બલવાન્ કરવાથી શું ફલ છે ? આ શરીર હાડકાંરૂપી થાંભલાવાળું, માંસ, મૂત્ર રૂધિરથી લીંપાએલું, ચામડાથી મઢાએલું, દુર્ગંધ, મૂત્ર તથા વિષ્ટાના પાત્રરૂપ, જરા તથા શોકના ફલથી પીડિત, રોગના ઘરરૂપ, આતુર, પુરાય નહિ એવું, રક્ષણ કરવાને અશક્ય, દુષ્ટ, દોષવાળું, ક્ષણભંગુર, અને અંતે કીડા વિષ્ટા કે ભસ્મરૂપ થવાનું છે એમ વિદ્વાનોએ કહેલું છે. આ અસ્થિર શરીરથી સ્થિર કર્મ શામાટે કરવું નહિ ? જે અન્ન સવારે રાંધેલું હોય તે સાંજે નાશ પામેછે. તે અન્નના રસથી પુષ્ટ થએલા શરીરમાં નિત્યતા શી હોય ? લોકમાં સપ્તાહના

શ્રવણથી તુરતજ ભગવાનની પ્રાપ્તિ થાયછે, એટલામાટે દોષ મટાડવાનું એજ સાધન છે. જેઓ કથા સાંભળતા નથી તેઓ પાણીમાં પરપોટાની પેઠે અને જીવમાં મસલાંઓની પેઠે મરવાસારૂજ જન્મેછે. સુકાએલા નિર્જીવ વાંસની પણ જ્યાં ગાંઠયો ત્રુટી ગઈ ત્યાં કથાના શ્રવણથી ચિત્તની ગાંઠયો ત્રુટવામાં શું આશ્ચર્ય છે? સમાહ સાંભળવાથી દેહનું અભિમાન ટળી જાય છે, સઘળા સંશયો કપાઇ જાયછે અને કર્મો ક્ષય પામેછે. સંસારરૂપી ગારાના લેપને ધોઇ નાખવામાં મહા સમર્થ કથારૂપી તીર્થ ચિત્તમાં રહે તો મુક્તિજ છે એમ પંડિતો કહેછે." આ પ્રમાણે પ્રેત બોલતો હતો ત્યાં વિમાન આવ્યું. એ વિમાન દીપ્તિનાં મંડલથી શોભતું હતું અને સાથે પાર્ષદો હતા. સર્વે લોકો જોતાં ધુંધુકારી વિમાનમાં બેઠો. વિમાનમાં વૈષ્ણવોને જોઇને ગોકર્ણે નીચે પ્રમાણે કહ્યું.

ગોકર્ણ કહેછે.— આ સભામાંજ મારી કથા સાંભળનારા નિર્મળ શ્રોતા ઘણા છે તો તેઓનેસારૂ સામટાં વિમાન શામાટે લાવ્યા નથી? અહીં સઘળાઓને સરખે ભાગે શ્રવણ થયું છે તે છતાં ફલનો ભેદ શાથી થયો? હે વૈષ્ણવો કહો.

પાર્ષદો કહેછે.— શ્રવણના ભેદનેલીધે ફલનો ભેદ પણ થયો છે. શ્રવણ તો સઘળાઓએ કર્યું છે પણ તે પ્રમાણે મનન કર્યું નથી. એટલામાટે હે ગોકર્ણ! ભજનના ફેરફારથી પણ ફલનો ભેદ થયો છે. પ્રેતે સાત રાત્રિ સુધી ઉપવાસ કરીનેજ શ્રવણ કર્યું છે. તેમ તેણે મનનાદિક પણ સ્થિર ચિત્તથી અત્યંત કર્યુંછે. જ્ઞાન જો દૃઢ ન હોય તો નકામું છે. શાસ્ત્રનું શ્રવણ જો પ્રમાદથી કર્યું હોય તો નકામું છે. મંત્રમાં જો સંદેહ હોય તો તે મંત્ર નકામો સમજવો. વ્યગ્રચિત્તથી જપ કર્યો હોય તો નકામો છે. વૈષ્ણવ વગરનો દેશ નકામો છે. પાત્ર વગરનું શ્રાદ્ધ નકામું છે. અવિદ્વાનને આપેલું દાન નકામું છે. અનાચારવાળું કુળ નકામું છે. ગુરૂના વચનમાં વિશ્વાસ, પોતામાં દીનપણાની ભાવના, મનના દોષોનો જય અને કથામાં નિશ્ચલ બુદ્ધિ ઇત્યાદિક કર્યું હોય તો શ્રવણનું ફળ થાયછે. ફરીવાર શ્રવણ કરાવશો તો તને અંતે સર્વે વૈષ્ણવોને અવશ્ય વૈકુંઠવાસ થશે. હે ગોકર્ણ! તમને પોતે ભગવાન્ ગોલોક આપશે.

સનકાદિક કહેછે.— આ પ્રમાણે કહી સર્વે પાર્ષદો વૈકુંઠમાં ગયા અને ગોકર્ણે ફરીવાર શ્રાવણ માસમાં સાત દિવસની કથા કરી. હે નારદજી! કથા સમાપ્ત થતાં જે થયું તે સાંભળો. અનેક વિમાનો અને ભક્તોની સાથે ભગવાન્ પ્રકટ થયા. તે સમયમાં જયશબ્દ અને નમઃશબ્દ ઘણા ઘણા થવા લાગ્યા. ત્યાં ભગવાને આનંદથી પોતે પાંચજન્ય શંખ વગાડ્યો. ગોકર્ણનું આલિંગન કરી તેમને પોતાસમાન કર્યા. બીજા શ્રોતાઓને ભગવાને ક્ષણમાત્રમાં મેઘજેવા શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા અને કિરીટકુંડલવાળા કર્યા. કુતરા અને ચંડાલજાતિ પર્યંત જે જીવો તે ગામમાં હતા તે સઘળાઓને તે સમયે ગોકર્ણની કૃપાથી વિમાનમાં બેસાડી ગોલોક કે જ્યાં યોગીઓ જાય છે ત્યાં મોકલ્યા. કથાના શ્રવણથી પ્રસન્ન થએલા ભક્તવત્સલ ભગવાન્ ગોકર્ણને સાથે લઈ ગોવાળીઆઓને પ્રિય ગોલોકમાં પધાર્યા. જેમ પૂર્વે સઘળા અયોધ્યાવાસીઓને રામ તેડી ગયા હતા તેમ શ્રીકૃષ્ણ યોગીઓને પણ દુર્લભ ગોલોકમાં તે સઘળાઓને તેડી ગયા. જે લોકમાં સૂર્ય, ચંદ્ર કે સિદ્ધલોકોની પણ કદી ગતિ નથી તે લોકમાં તેઓ શ્રીમદ્‌ભાગવત સાંભળવાથી ગયા. સમાહ કથાથી થતાં ઉત્તમ ફળના સમૂહની આજ અમો તમારી પાસે શું વાત કરીએ? જેઓએ કાનથી ગોકર્ણની કથાના અક્ષરનું પાન કર્યું તેઓ પાછા ગર્ભવાસમાં આવ્યાજ નહિ. જે ગતિ સમાહ કથા સાંભળવાથી

પ્રાપ્ત થાયછે તે ગતિ વાયુ, જલ અને પાનડાં ખાઇને દેહનું શોષણ કરવાથી, ઘણા કાળ સુધી કરેલા ઉગ્ર તપથી અને યોગથી પણ પ્રાપ્ત થતી નથી. ચિત્રકૂટમાં રહેલા અને બ્રહ્માનંદથી વ્યાપ્ત શાંડિલ્ય મુનીશ્વર પણ આ પવિત્ર ઇતિહાસનો પાઠ કરેછે. આ પરમ પવિત્ર ઇતિહાસ એકવાર સાંભળવાથી પાપના ઓઘને બાળી નાખેછે. શ્રાદ્ધમાં આખ્યાનનો પાઠ કર્યો હોય તો પિતૃઓને તૃપ્તિ થાયછે અને નિરંતર સારીરીતે પાઠ કર્યો હોય તો મોક્ષ થાયછે.

**आख्यानमेतत्परमं पवित्रं श्रुतं सकृद्वै विदहेदघौघम् । श्राद्धे प्रयुक्तं पितृतृप्तिमावहेन्नित्यं सुपाठादपुनर्भवं च ॥ ९० ॥**

इति શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્‌ભાગવત માહાત્મ્યનો 'गोकर्णवर्णन' એવા નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ कुमारा ऊचुः ॥

**अथ ते संप्रवक्ष्यामः सप्ताहश्रवणे विधिम् । सहायैर्वसुभिश्चैव प्रायः साध्यो विधिः स्मृतः ॥ १**

સનકાદિક કહેછે.— હવે તમારી પાસે સપ્તાહ સાંભળવાનો વિધિ કહીશું. એ વિધિ ઘણું કરીને સહાયોથી અને ધનથી થાયછે. જોશીને બોલાવી યત્નથી મુહૂર્ત પૂછીને વિવાહમાં જેવું ચિત્ત રખાયછે તેવું રાખવું. શ્રાવણ, આશ્વિન, કાર્તિક, માગશર, આષાઢ, અને ભાદરવો એટલા માસ કથાના આરંભમાં શ્રોતાઓને મોક્ષ સૂચવનારા છે. મહિનાઓમાં જે ત્યાગ કરવાનાં કહ્યાંછે તે સર્વથા છોડી દેવાં. આ ઉત્સવમાં બીજા કેટલાએક ઉદ્યમી સહાય રાખવા. દેશોદેશમાં પ્રયત્નથી કંકોતરીઓ મોકલવી કે "અહીં કથા થશે માટે કુટુંબીઓએ આવવું." જેઓને હરિની કથા દૂર હોય અને જેઓને હરિનું કીર્તન પણ દૂર છે તેઓને તથા સ્ત્રી-શૂદ્રાદિકને પણ કંકોતરીથી ખબર આપવી. દેશોદેશમાં જેઓ કીર્તનમાં ઉત્સાહવાળા વિરક્ત વૈષ્ણવો હોય તેઓને પણ કંકોતરી મોકલવી અને તેમાં લખવું કે "સાત રાત્રિ સુધી સત્પુરૂષોનો મહાદુર્લભ સમાજ થશે અને તેમાં અપૂર્વ રસરૂપી કથા થશે. શ્રીભાગવતરૂપી અમૃત પીવાનેસારૂ પ્રેમમાં તત્પર અને રસમાં આસક્ત આપ લોકો વેલા પધારજો. કદાચ અવકાશ ન હોય તો એક દિવસ પણ અવશ્ય પધારવું. કેમકે આ ઉત્સવનો એક ક્ષણ પણ દુર્લભ છે." આપ્રમાણે વિનયથી તેઓને બોલાવવા અને જેઓ આવે તે સઘળાઓને ઉતારા આપવા. તીર્થમાં, વનમાં અથવા ઘરમાં શ્રવણ કરવું. જ્યાં પૃથ્વી વિશાલ હોય ત્યાં કથાનું સ્થલ કરવું. પૃથ્વીને શુદ્ધ અને સ્વચ્છ કરી લીપવી અને ધાતુઓ શણગારવી. ઘરના સરસામાન ઉપાડીને ખુણામાં રાખવા. પાંચ દિવસ પહેલાં યત્નથી બેસવાનાં બીછાના મેળવી રાખવાં. કેળના થંભોથી શોભાયમાન ઊંચો મંડપ કરવો. ફલ, ફૂલ તથા પાનડાઓથી અને ફરતા ઉલેચથી તેને શણગારવો. ચાર દિશાઓમાં ધ્વજા ચડાવવી અને સઘળી સંપત્તિઓથી દીપતો કરવો. ઉપર વિસ્તારથી સાત લોકની કલ્પના કરવી. એ સ્થાનકોમાં સમજાવીને બ્રાહ્મણો અને વિરક્ત લોકોને બેસાડવા. પ્રથમ ઉત્તરોત્તર તેઓનાં આસન કલ્પવાં. તે સમયે વાંચનાર વ્યાસનું પણ દિવ્ય આસન સ્થાપવું. વાંચનારાએ ઉત્તરની કોર મુખ રાખીને અને શ્રોતાએ ઉગમણી કોર મુખ રાખીને બેસવું. વાંચનારાનું મુખ ઉગમણી કોર હોય તો શ્રોતાએ ઉત્તરની કોર મુખ રાખવું. અથવા શ્રોતાઓનેસારૂ પૂજ્ય અને પૂજકની વચમાં પૂર્વદિશા સમજવી એમ દેશકાલાદિકના જાણનારાઓએ શાસ્ત્રમાં કહ્યું છે. વૈરાગ્યવાળો, વૈષ્ણવ, વેદશાસ્ત્રની શુદ્ધિ કરનાર, દૃષ્ટાંત દેવામાં કુશલ, ધીર અને તૃષ્ણાથી અત્યંત રહિત જે બ્રાહ્મણ હોય

તેની પાસે કથા વંચાવવી. પંડિત હોય પણ જેઓ અનેક ધર્મોમાં ભટકતા, સ્ત્રીલંપટ અને પાખંડવાદી હોય તેઓની પાસેથી ભાગવતની કથા સાંભળવી નહિ. વાંચનારના પડખામાં તેને સહાયતા દેવાસારૂ બીજો પણ તેવોજ પંડિત, સંશય કાપનાર અને લોકોને સમજાવવામાં તત્પર હોય તેને બેસાડવો. વાંચનારાએ વ્રત લેવાસારૂ આરંભથી પેહેલે દિવસે ક્ષૌર કરાવી લેવું. તેણે અરૂણોદયના સમયમાં શૌચ પોહોંચી લઇને નાહાવું. નિત્ય પ્રયત્નથી સંક્ષેપમાં સંધ્યા આદિ કરી લેવું. કથામાં વિઘ્નનો નાશ કરવાનેસારૂ ગણપતિની પૂજા કરવી. પિતૃઓનું તર્પણ કરી શુદ્ધિનેસારૂ પ્રાયશ્ચિત્ત કરવું. ત્યાં મંડલ કરીને ભગવાનનું સ્થાપન કરવું. શ્રીકૃષ્ણનો ઉદ્દેશ કરી અનુક્રમે મંત્રથી પૂજાનો વિધિ કરવો. પૂજા થઈ રહ્યા પછી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને સ્તુતિ કરવી કે "હે કરૂણાના ભંડારરૂપ! હું કે જે સંસારરૂપી સમુદ્રમાં ડૂબેલો, દીન અને કર્મરૂપી ઝૂડથી પકડાએલો છું તેને સંસારરૂપી સમુદ્રમાંથી કાહાડો." પછી શ્રીમદ્ભાગવતની પણ ધૂપદીપ સહિત પ્રીતિથી પ્રયત્ન અને વિધિપૂર્વક પૂજા કરવી. પછી શ્રીફળ લઇને નમસ્કાર કર્યા પછી ચિત્તને સ્વચ્છ રાખી કેવળ સ્તુતિ કરવી કે "તમે શ્રીમદ્ભાગવતરૂપી પ્રત્યક્ષ શ્રીકૃષ્ણજ છો, તો હે નાથ! ભવસાગરમાં મુક્તિનેસારૂ આપનો સ્વીકાર કર્યોછે. હે શ્રીકૃષ્ણ! મારો જે મનોરથ છે તે સર્વથા આપે નિર્વિઘ્ને સફલ કરવો. હું તમારો દાસ છું." આ પ્રમાણે દીનવચન બોલી પછી વાંચનારની પૂજા કરવી. તેને વસ્ત્ર અને અલંકારથી શણગારી પૂજા કર્યા પછી તેની સ્તુતિ કરવી કે "હે શુકદેવજીરૂપ! હે બ્રહ્મબોધને જાણનાર! હે સર્વ શાસ્ત્રમાં કુશલ! આ કથાના પ્રકાશથી મારા અજ્ઞાનનો નાશ કરો." પછી કલ્યાણનેસારૂ આનંદથી તેની પાસે નિયમ લેવો અને તે નિયમ સાત દિવસ સુધી યથાશક્તિ રાખવો. કથામાં ભંગ ન પડવાસારૂ પાંચ બ્રાહ્મણને વરેણીમાં વરાવવા અને તેઓએ દ્વાદશાક્ષર મંત્રથી ભગવાનનો જપ કરવો. બ્રાહ્મણોને, બીજા વૈષ્ણવોને તથા કીર્તન કરનારાઓને પ્રણામ કરી તેઓની પૂજા કરી આજ્ઞા લઇને પોતે આસનપર બેસવું. લોક, ધનાદિક, ઘર અને પુત્રોની ચિંતા છોડી દઈ જે પવિત્ર બુદ્ધિવાળો માણસ કથામાં ચિત્ત રાખે તેને ઉત્તમ ફળની પ્રાપ્તિ થાયછે. સૂર્યોદયથી માંડી સાડાત્રણ પોહોરસુધી બુદ્ધિમાન વ્યાસે ધીરા કંઠથી સારી રીતે કથા વાંચવી. મધ્યાન્હના સમયમાં બે ઘડી કથાથી વિસામો લેવો અને તે સમયમાં વૈષ્ણવોએ કથાને મળતું કીર્ત્તન કરવું. કથાના અર્થીએ મળમૂત્રને જીતવાનેસારૂ સુખકારી થોડો આહાર કરવો અને તે હવિષ્યાન્નથી એકવાર કરવો. જો શક્તિ હોયતો ઉપવાસ કરીને સાત દિવસ કથા સાંભળવી. અથવા ઘી પીને, દુધ પીને, ફલાહાર કરીને કે એક ભુક્ત કરીને અનુકૂલતા રાખી કથા સાંભળવી. એમાંથી જે સહજ બની શકે એવું લાગે તે કથા શ્રવણનેસારૂ કરવું. જો ઉપવાસ કથામાં વિઘ્ન કરનાર થઇ પડે તો તે સારો નથી પણ કથાના શ્રવણનેમાટે ભોજનજ સારૂં છે એમ માનુંછું. હે નારદજી! સપ્તાહ સાંભળનારાઓના નિયમ કહું તે સાંભળો: જેઓને વિષ્ણુની દીક્ષા ન હોય તેઓને કથાનો અધિકાર નથી. કથાના નિયમવાળાએ બ્રહ્મચર્ય પાળવું, નીચે સુવું, અને કથા સમાપ્ત થયા પછી નિત્ય પત્રાવળીમાં જમવું. ચોળા, મધ; તેલ, ભારે અન્ન, વાશી અને ભાવથી દુષ્ટ થએલા પદાર્થોનો ત્યાગ કરવો. કામ, ક્રોધ, મદ, માન, મત્સર, લોભ, દંભ, મોહ અને દ્વેષને દૂર કરવા. વેદ, વૈષ્ણવ, બ્રાહ્મણ, ગુરૂ, ગાય, સ્ત્રી, રાજા અને મહાત્માઓની નિંદા કરવી નહિ. રજસ્વલા, ચંડાલ, મ્લેચ્છ, પતિત, સંસ્કાર

રહિત, બ્રાહ્મણના દ્વેષી અને વેદબાહ્યની સાથે બોલવું નહિ. સત્ય, પવિત્રતા, દયા, મૌન, સરલતા, વિનય અને મનની ઉદારતા એટલાં વાનાં રાખવાં. દરિદ્ર, ક્ષયવાળો, રોગી, નિર્ભાગ્ય, પાપકર્મ કરનાર, સંતાન રહિત અને મોક્ષની ઇચ્છાવાળો, એઓએ પણ આ કથા સાંભળવી. જેને રજ ન આવતું હોય, જેને એકજ સંતાન થએલ હોય, જેનાં છોકરાં મરીજતાં હોય અને જેનો ગર્ભ સ્રવીજતો હોય એવી સ્ત્રીએ પ્રયત્નથી શ્રવણ કરવું. આ વિધિ પ્રમાણે સાંભળવાથી ફળ અત્યંત અક્ષય થાયછે. કથા અતિ ઉત્તમ, દિવ્ય અને કરોડ યજ્ઞનાં ફલ આપનારી છે. આ પ્રમાણે કથાના વ્રતનો વિધિ કરી પછી ઉદ્યાપન કરવું. ફલની ઇચ્છિાવાળાઓએ જન્માષ્ટમીના વ્રતની પેઠે કરવું. જે ભક્તો નિર્ધન હોય તેઓનેસારૂ ઉદ્યાપનનો આગ્રહ નથી. કારણ કે એ નિષ્કામ વૈષ્ણવો તો શ્રવણથીજ પવિત્ર થાયછે. આ પ્રમાણે સમાહરૂપી યજ્ઞ પૂરો થયા પછી શ્રોતાઓએ ઘણી ભક્તિથી પુસ્તકની અને વાંચનારની પૂજા કરવી. શ્રોતાઓને પ્રસાદ અને તુલસીની માલાઓ આપવી. પછી મૃદંગ અને તાલથી સુંદર કીર્તન કરવું. જયશબ્દ, નમઃશબ્દ અને શંખના શબ્દ કરાવવા. બ્રાહ્મણોને અને ભીખારીઓને ધન અને અન્ન દેવાં. શ્રોતા જો વિરક્ત હોય તો આઠમે દિવસે ગીતાજી વાંચવાં અને ગૃહસ્થ હોય તો કર્મની શાંતિનેમાટે હોમ કરવો. દશમસ્કંધના પ્રત્યેક શ્લોકે વિધિપ્રમાણે તિલ અને અન્નાદિક સહિત દુધપાક, મધ અને ઘીનો હોમ કરવો. અથવા સાવધાનપણાથી ગાયત્રીમંત્રવડે હોમ કરવો. કારણ કે પુરાણ અને પરમાત્મા ગાયત્રીમય છે. હોમ કરવાની શક્તિ ન હોય તો હોમના ફલની સિદ્ધિનેસારૂ હોમવાના પદાર્થોનું દાન દેવું. અનેક ભૂલ્યો મટાડવાસારૂ અને ન્યૂનાધિકના દોષ મટાડવાસારૂ વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો. આમ કરવાથી સઘળું સફળ થાયછે, કારણ કે એથી અધિક કાંઈ નથી. પછી વ્રતની સંપૂર્ણતાનેસારૂ મધ અને દુધપાકથી બાર બ્રાહ્મણ જમાડવા અને સુવર્ણ તથા ગાયનું દાન કરવું. શક્તિ હોય તો બાર તોલા સોનાનો સિંહ કરી તે ઉપર લખેલું અને સુંદર અક્ષરવાળું શ્રીભાગવતનું પુસ્તક સ્થાપવું; આવાહનાદિક ઉપચારોથી પૂજા કર્યા પછી તે પુસ્તક વસ્ત્ર, અલંકાર અને ચંદનાદિકથી પૂજેલા જિતેંદ્રિય આચાર્યને દક્ષિણાસહિત આપવું એટલે તે આપનાર સુબુદ્ધિ પુરૂષ સંસારના બંધનોથી મુક્ત થાયછે. આ પ્રમાણે વિધાન કરવાથી સર્વ પાપનું નિવારણ થતાં આ શુભ શ્રીમદ્‍ભાગવત પુરાણ ફલ આપનાર અને ધર્મ અર્થ કામ તથા મોક્ષને આપનાર થાયછે એમાં સંશય નથી. હે નારદજી! આ પ્રમાણે તમારી પાસે સઘળું કહ્યું હવે શું સાંભળવાને ઇચ્છો છો? શ્રીમદ્‍ભાગવતથીજ ભુક્તિ અને મુક્તિ હસ્તગત થાયછે.

સૂત કેહેછે.—આ પ્રમાણે કહીને તે મહાત્માઓએ સર્વ પાપને હરનારી, પવિત્ર અને મુક્તિ તથા ભુક્તિ આપનારી શ્રીમદ્‍ભાગવતની કથા કરી તે સાત દિવસ સુધી સર્વ પ્રાણીઓએ સાવધાન અંતઃકરણથી યથાવિધિ સાંભળી. પછી તેઓએ ભગવાનની સ્તુતિ કરી. એ થઇ રેહેતાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિને અત્યંત પુષ્ટતા અને સર્વ પ્રાણીઓને ગમે એવી ઉત્તમ જુવાની પ્રાપ્ત થઇ. પોતાનો મનોરથ સિદ્ધ થવાથી નારદજી કૃતાર્થ, રોમાંચયુક્ત સર્વ અંગવાળા અને પરમાનંદથી ભરપૂર થયા. ભગવાનને પ્રિય નારદજીએ આ પ્રમાણે કથા સાંભળી હાથ જોડીને પ્રેમનેલીધે ગદ્‍ગદ વાણીવડે સનકાદિકને નીચેપ્રમાણે કહ્યું:

નારદજી કેહેછે.—હું ભાગ્યશાલી થયો. તમો દયાળુઓએ મારાપર અનુગ્રહ કર્યો. સર્વ પાપોને હરનાર ભગવાન્ વિષ્ણુ આજ મને મળ્યા. હે તપસ્વીઓ! શ્રવણને સર્વ

ધર્મોથી ઉત્તમ માનુંછું કે જે કર્યાંથી વૈકુંઠમાં રહેલા શ્રીકૃષ્ણ મળેછે.

સૂત કેહેછે.—વૈષ્ણવોમાં ઉત્તમ નારદજી આ પ્રમાણે બોલતા હતા ત્યાં યોગેશ્વર શુકદેવજી ફરતા ફરતા આવ્યા. સોળવર્ષના, વ્યાસના પુત્ર, જ્ઞાનરૂપી મહાસાગરના ચંદ્રમારૂપ, સ્વરૂપના લાભથી પરિપૂર્ણ, પ્રેમથી ધીરે ધીરે ભાગવત ભણતા અને મહાતેજસ્વી એ શુકદેવજીને કથાના અંતમાં ત્યાં આવેલા જોઇ સભાસદોએ ઉઠીને મોટું આસન આપ્યું અને નારદજીએ પ્રેમપૂર્વક તેમની પૂજા કરી. સારી રીતે બેશીને શુકદેવજી બોલ્યા કે નિર્મળ વાણી સાંભળો.

શુકદેવજી કેહેછે.—હે રસિક ભાવવાળા લોકો! શુકના મુખમાંથી પૃથ્વીપર પડેલું વેદરૂપી કલ્પવૃક્ષના ફળરૂપ ભાગવત કે જે અમૃતરસથી ભરેલું અને રસરૂપજ છે તેને વિદેહમુક્તિ થવા સુધી વારંવાર પીઓ. પુરાણોમાં તિલકરૂપ શ્રીમદ્ભાગવત કે જે વૈષ્ણવોના ધનરૂપ છે, જેમાં પરમહંસપણાને આપનાર અને નિર્મળ એક પરમ જ્ઞાનનું નિરૂપણ કરવામાં આવ્યુંછે અને જેમાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિ સહિત નિષ્કર્મપણુંજ પ્રકટ કરેલુંછે તેનું ભક્તિથી શ્રવણ કરનાર, પાઠ કરનાર અને તેનાજ વિચારમાં તત્પર માણસ મુક્ત થાયછે. સ્વર્ગ, સત્યલોક, કૈલાસ કે વૈકુંઠમાં પણ આ રસ નથી. એટલામાટે હે ભાગ્યશાળી લોકો! ભાગવતના રસનું પાન કરો. કદીપણ છોડો નહિ, છોડો નહિ.

સૂત કેહેછે.—આ પ્રમાણે શુકદેવજી બોલતા હતા ત્યાં પ્રલ્હાદ, બલિ, ઉદ્ધવ અને અર્જુન આદિથી વીંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન્ સભાના મધ્યમાં પ્રકટ થયા ત્યારે નારદજીએ ભગવાનની તથા તેમના પાર્ષદોની પૂજા કરી. મોટા આસનપર બિરાજેલા ભગવાનને પ્રસન્ન થએલા જોઇ તે લોકોએ તેમની આગળ કીર્તન કર્યું. પાર્વતી સહિત સદાશિવ અને બ્રહ્મા કીર્તનનો ઉત્સવ જોવાસારૂ ત્યાં આવ્યા. પ્રલ્હાદજી તાલદેવા લાગ્યા. ઉદ્ધવજી સુંદર રીતે કાંશીઆ વગાડવા લાગ્યા. નારદજીએ વીણા લીધી. સ્વરમાં કુશલપણાનેલીધે અર્જુન ગાવા લાગ્યા. ઇંદ્ર મૃદંગ વગાડવા લાગ્યા. સનકાદિક કીર્તનમાં જય જય કરવા લાગ્યા અને રસની રચનાથી શુકદેવજી ભાવ કેહેવા લાગ્યા. એ સભામાં તેજસ્વી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે નટની પેઠે નાચવા લાગ્યાં. એ અલૌકિક કીર્તન જોઇને પ્રસન્ન થએલા ભગવાન્ બોલ્યા કે "હે વૈષ્ણવો! મારી પાસેથી વર માગી લીઓ. કથા અને કીર્તનથી હમણાં હું પ્રસન્ન થયોછું." એ વચન સાંભળી અતિ પ્રસન્ન થએલા અને પ્રેમથી ભીજાએલા ચિત્તવાળા તે લોકોએ ભગવાનને કહ્યું કે "સપ્તાહ કથાઓમાં આ ભક્તોની સાથે આપે ઘણું પ્રયત્ન કરીને પણ પધારવું. આ અમારો મનોરથ પરિપૂર્ણ કરો." ભગવાન્ 'તથાસ્તુ' એમ કહીને અંતર્ધાન થઈ ગયા. પછી નારદજીએ સનકાદિક તથા શુકદેવજી આદિ તપસ્વીઓના ચરણમાં પ્રણામ કર્યા. પછી રાજી થએલા અને કથારૂપી અમૃત પીવાથી જેઓનો મોહ મટીગયો હતો એવા તે સર્વે લોકો ગયા. શુકદેવજીએ ભક્તિને તેના પુત્રોની સાથે પોતાના શાસ્ત્ર શ્રીભાગવતમાંજ રાખી એટલામાટે ભાગવતના સેવનથી વૈષ્ણવોના ચિત્તમાં ભગવાન્ પધારે છે. દારિદ્ર અને દુઃખરૂપી જ્વરથી બળેલા તથા માયારૂપી પિશાચીએ મર્દી નાખેલા અને સંસારરૂપી સમુદ્રમાં પડેલા લોકોનું કલ્યાણ કરવાને સારૂ શ્રીભાગવત ગર્જના કરેછે.

શૌનક પૂછેછે.—શુકદેવજીએ પરીક્ષિત રાજાને ક્યારે કહ્યું, ગોકર્ણે પ્રેતને ક્યારે સંભળાવ્યું, અને સનકાદિકોએ નારદજીને ક્યારે સંભળાવ્યું? એ મારો સંશય કાપો.

સૂત કેહેછે.—શ્રીકૃષ્ણ સ્વધામ પધારીગયા પછી કલિયુગનાં ત્રીશ કરતાં કાંઇક વધારે વર્ષ ગયાં હતાં ત્યારે ભાદરવા માસની

નોમથી શુકદેવજીએ કથાનો આરંભ કર્યો હતો. પરીક્ષિતે સાંભળ્યા પછી કલિયુગનાં બસો વર્ષ ગયાં હતાં ત્યારે આષાઢ શુદ નોમને દિવસે ગોકર્ણે કથા કરી હતી. તે પછી કલિયુગનાં ત્રીશ વર્ષ જતાં કાર્તિક શુદ નોમને દિવસે સનકાદિકોએ કથા કરી હતી. હે શૌનક! તમે જે પૂછ્યું તે મેં કહ્યું. કલિયુગમાં ભાગવતની કથા સંસારરૂપી રોગને મટાડનાર છે. હે સત્પુરૂષો! ભગવાનને પ્રિય, સર્વ દોષોનો નાશ કરનાર, મુક્તિના મુખ્ય કારણરૂપ અને અહીં ભક્તિનો વિલાસ કરાવનાર આ કથાનું આદરથી પાન કરો. લોકસંબંધી વિષયોનાં ચિંતન અને તેઓના સેવનથી શું વળવાનું છે? હે વિષયરૂપી ઝેરના સંગથી વ્યાકુળ બુદ્ધિવાળા લોકો! આ નિસ્સાર સંસારમાં મોક્ષનેસારૂ ઓછામાં ઓછા અરધા ક્ષણસુધી પણ ભાગવતરૂપી અતુલ અમૃતનું પાન કરો. નીચ વાતોવાળા કુમાર્ગમાં વ્યર્થ શામાટે જાઓછો? ભાગવતના શ્રવણથી મુક્તિ થવાની વાતમાં તો પરીક્ષિત્ રાજા સાક્ષી છે. રસના પ્રવાહમાં રહેલા શુકદેવજીએ કહેલી કથાને જે માણસ પોતાના કંઠમાં બાંધે (મુખપાઠ કરે) તે ભગવદ્રૂપ થાયછે. શાસ્ત્રના સમૂહ જોઇને આ પ્રમાણે પરમ ગુહ્ય અને સર્વ સિદ્ધાંતોથી સિદ્ધ જે તત્વ હતું તે તમને તુરત કહ્યું. જગતમાં શ્રીભાગવતની કથાથી અધિક બીજું કાંઈ નિર્મળ નથી માટે પરમ સુખ પામવાસારૂ બારે સ્કંધનું ઉત્તમ પાન કરો. આ કથાને ભક્તિપૂર્વક જિતેંદ્રિય રહીને જે સાંભળે અને શુદ્ધ વૈષ્ણવની પાસે જે કહે તે બન્ને ઉત્તમ વિધિ કરવાનેલીધે યથાર્થ ફળ પામેછે અને તેઓને ત્રૈલોક્યમાં કાંઈ પણ અસાધ્ય રેહેતું નથી.

**एतां यो नियततयाशृणोति भक्त्या यश्चैनां कथयति शुद्धवैष्णवाग्रे। तौ सम्यग्विधिकरणात्फलं लभेते याथार्थ्यान्नहि भुवने किमप्यसाध्यम् ॥ १०३ ॥**

इति श्रीमद् પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્ભાગવત માહાત્મ્યનો 'श्रवणविधिकथन' એવા નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.




**यं प्रव्रजंतमनुपेतमपेतकृत्यं द्वैपायनो विरहकातर आजुहाव।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदुस्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥**

# બીજી આવૃત્તિની સૂચના.

આર્યલોકોના ઉદાર આશ્રયનેલીધે આજ બીજી આવૃત્તિ બહાર પાડવાનો અમને સમય આવ્યો છે તેથી પ્રથમના ગ્રાહકવર્ગને ધન્યવાદ આપીએ છિયે. અને આશા રાખિયે છિયે કે આ આવૃત્તિમાં પણ તેવીજ રીતે ભાવિક લોકની ભક્તિ વધશે તો પ્રજાને વિશેષ લાભ આપવાનો ફરીને પણ અમને સમય મળશે.

પેહેલી આવૃત્તિમાં દૃષ્ટિદોષથી રહેલી ચુકો સુધારવામાં આવી છે. વિશેષ કોઇ વિદ્વાનવર્ગ તરફથી દોષ દેખાડવામાં આવશે તો નવી આવૃત્તિમાં સુધારશું.

ચોપાનિયાના વખતના ખરચ કરતાં આ આવૃત્તિમાં ખર્ચ ઓછું થવાથી તથા સામાન્યલોકો પણ વધારે લાભ લહી શકે માટે પુસ્તક સુશોભિત કર્યાં છતાં કિંમતમાં ઘટાડો કરવામાં આવ્યોછે. તે સાથે અનુક્રમણિકા અને ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

અમે અહીં પણ સ્મરણ આપિયે છિયે કે પુસ્તકનું ખર્ચ કાઢતાં સિલક વધશે તો તેનો વેદધર્મસભાના ધર્માઉ ફંડ ખાતે રહી તેના વ્યાજમાંથી, ધર્મનાં પુસ્તકો છપાવવાના તથા પાઠશાળાના વિદ્યાર્થિઓને આશ્રય આપવાના તથા આર્યબાલકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા ઉપાયોના કામમાં ઉપયોગ થશે.

ગ્રંથ પ્રકટકર્ત્તા.

**व्यासावटंकवरजीवनरामपुत्रो मुद्रापयत्प्रणयतः प्रभुरामनामा ।**
**श्रीवेदधर्मपरिषत्परमानुमत्या सत्पुस्तकं यदिदमस्तु मुदे विदां तत् ॥**

[ પેહેલી આવૃત્તિના સમયની ]

# સહજ સૂચના.

અઢાર પુરાણોમાં શ્રીમદ્ભાગવત પુરાણ વર્ત્તમાન કાલમાં વધારે પરિચયવાળું ગણાયછે. શ્રીવેદવ્યાસજીએ રચેલા આ પુરાણની યોગ્યતાવિષે કોઇ પણ અજાણ્યું નથી. ઇશ્વરની પેઠે ભાવિક લોકોમાં આ પુરાણ પૂજાયછે. આમાં જ્ઞાનભાગ અને ઇશ્વરવર્ણન વિશેષ હોવાથી તેને જ્ઞાનસંહિતા નામથી બોલાવવામાં આવેછે. સંસ્કૃત નહિ જાણનારાઓને લાભ આપવા તેનું ભાષાંતર કરવાનો વેદધર્મસભાનો ઘણા દિવસથી વિચાર હતો તે ઇશ્વિરેચ્છાથી સિદ્ધ થયોછે. સંવત્ ૧૯૩૮ ના અશાઢ માસથી ચોપાનિયાંના આકારમાં કાઢતાં આજે ૧૯૪૧ ના આશ્વિન માસે તેની નિર્વિઘ્ન સમાપ્તિ થઇછે. આ પ્રસિદ્ધ અને જાણવા યોગ્ય અનેક વિષયોથી ભરેલું શ્રીમદ્ભાગવત સારા અનુભવી વિદ્વાનની લેખણથી લખાય તે વધારે સારૂં એમ વિચારી પ્રથમ જુનાગઢના નિવાસી શાસ્ત્રીજી હરિદત્ત કરૂણાશંકરને વિનવતાં પ્રથમસ્કંધના ૧૫ મા અધ્યાયથી તૃતીયસ્કંધના ૨૦ મા અધ્યાયસુધી તેણે લખ્યું. પછી તેમનું શરીર અશક્ત હોવાથી શ્રમ પડવા માંડતાં જામનગરના નિવાસી શાસ્ત્રીજી કાળીદાસ ગોવિંદજીને વિનવતાં તેમણે તૃતીયસ્કંધના ૨૧ મા અધ્યાયથી તે પૂર્ણ થયું ત્યાંસુધી લખ્યું છે. અનુભવી વિદ્વાનો દૃષ્ટિદોષથી રહિ ગયેલી ભૂલ કૃપા કરી બતાવશે તો તે યોગ્ય લાગ્યેથી બીજી આવૃત્તિમાં સુધારશું. આ પુસ્તકનું વેચાણ થતાં ખર્ચ કાઢતાં સિલક રેહેશે તો તે વેદધર્મસભાના ધર્માઊ અનામત ફંડખાતે રહી તેના વ્યાજમાંથી સારો ઉપયોગ થશે. ૧૯૪૧ આશો શુદ ૧૫.

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશતંત્રી.

વૈદ્ય પ્રભુરામ જીવનરામ,
વેદધર્મસભાની કાર્યભારમંડળીની
વ્યવસ્થા કરનાર.

# श्रीमद्भागवतभाषांतरनी अनुक्रमणिका.

## તૃતીયસ્કંધ પૃષ્ઠ ૮૯ થી.

## ચતુર્થસ્કંધ પૃષ્ઠ ૧૮૧ થી.

**સપ્તમસ્કંધ પૃષ્ઠ ૪૦૧ થી.**

## અષ્ટમસ્કંધ પૃષ્ઠ ૪૫૩ થી.



## નવમસ્કંધ પૃષ્ઠ ૫૦૯ થી.

## દશમસ્કંધ પૃષ્ઠ ૫૬૫ થી.

**દશમસ્કંધ ઉત્તરાર્ધ પૃષ્ઠ ૬૯૯ થી.**

## એકાદશસ્કંધ પૃષ્ઠ ૮૩૧ થી.

## દ્વાદશસ્કંધ પૃષ્ઠ ૯૫૫ થી.

श्रीमद्-

# भागवतभाषांतर.

## प्रथमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

श्रीमद्-

# भागवतभाषांतर

## प्रथमस्कंध.

॥ श्लोक ॥

जन्माद्यस्य यतोन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् तेने ब्रह्महृदाय आदिकवये मुह्यंति यत्सूरयः । तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥१॥

જુદાં જુદાં પુરાણો તથા શાસ્ત્રોની રચનાથી પણ મન નિર્મળ નહિ થવાથી અને સંતોષ નહિ થવાથી, શ્રીભગવાનના ગુણોનું વર્ણન જેમાં મુખ્ય છે એવાં ભાગવતશાસ્ત્રનો, નારદમુનિના ઉપદેશથી આરંભ કરવાને ઇચ્છતા શ્રીવેદવ્યાસમુનિ, શ્રીભાગવતવડે નિરૂપણ કરવાના પરમ જ્ઞાનસ્વરૂપ પરમેશ્વરનાં સ્મરણરૂપ મંગળાચરણ પેહેલા શ્લોકથી કરેછે.

જે પરમેશ્વરથી આ જગત્નાં ઉત્પત્તિ, સ્થિતિ ને લય થાયછે, જે પરમેશ્વર કાર્યરૂપ પ્રપંચનેવિષે કારણરૂપે ઘડામાં માટીની પેઠે ને કુંડળઆદિ ઘરેણાંમાં સોનાનીપેઠે વ્યાપી રહેછે, જે પરમેશ્વર મિથ્યા કાર્ય પ્રપંચથી જુદા છે, જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયંપ્રકાશ છે, મોટા બુદ્ધિમાન્ લોકો પણ જે વેદનો અર્થ જાણવામાં મોહ પામેછે, એવા વેદને જે પરમેશ્વરે આદિકવિ બ્રહ્માના મનમાં અંતર્યામીરૂપે પ્રકાશ કર્યો, જેમ સૂર્યનાં કિરણોવિષે મૃગજલ એટલે ઝાંઝવાનું પાણી દેખાયછે તે સાચું નથી તોપણ સૂર્યનાં કિરણોની સત્તાથી સાચું ભાસેછે, જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચ છે' એવી બુદ્ધિ થાયછે તે સાચી નથી તોપણ તે પાણીની સત્તાથી સાચી ભાસેછે, જેમ કાચનેવિષે ભ્રાંતિથી 'આ પાણી છે' એવી બુદ્ધિ થાયછે તે સાચી નથી તોપણ તે કાચની સત્તાથી સાચી ભાસેછે, તેમ જે અધિષ્ઠાન પરમેશ્વરનેવિષે તમોગુણનાં કાર્યરૂપ પંચભૂતની સૃષ્ટિ, રજોગુણનાં કાર્યરૂપ ઇન્દ્રિયોની સૃષ્ટિ અને સત્વગુણનાં કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ, કલ્પિત ને અસત્યરૂપજ છે તોપણ જે પરમાત્માની સત્તાથી સાચી હોય તેમ ભાસેછે, જે પરમેશ્વરે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશથી માયારૂપ કપટ ટાળી નાંખ્યું છે, અને જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળ તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે કાળમાં નાશ નથી, એવા સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા પરમેશ્વરનું અમે ધ્યાન કરિયે છિયે.

આવીરીતે મંગળાચરણ કરીને હવે આ શ્રીભાગવતમાં શ્રોતાજનની એટલે સાંભળનારની પ્રીતિ થવાસારૂ, કર્મકાંડઆદિને નિરૂપણ કરનારાં સર્વ શાસ્ત્રોથી આ ભાગવતનું શ્રેષ્ઠપણું નિરૂપણ કરેછે.

આ શ્રીભાગવત પેહેલવેહેલું સંક્ષેપથી મહામુનિ નારાયણે કર્યું અને ત્યારપછી તેનો શ્રીવેદવ્યાસે વિસ્તાર કર્યો છે. તેમાં સર્વ પ્રાણિયોઉપર દયા રાખનારા અને મત્સરરહિત સત્પુરૂષોનો, ફળની ઇચ્છારહિત પરમેશ્વરનાં આરાધનરૂપ ઉત્તમ ધર્મ નિ-

રૂપણ કર્યો છે. તથા આ ભાગવતમાં જીવ, ઇશ્વિર અને જગત્, એ ત્રણેય ભેદરહિત જાણવા યોગ્ય ખરાં તત્ત્વરૂપ અને કેવળ પરમસુખ આપનાર પરમેશ્વરનું સ્વરૂપ વર્ણવેલું છે. તથા આ ભાગવત અધ્યાત્મ[1] અધિભૂત[2] અને અધિદૈવ[3] એ ત્રણેય તાપને ટાળનારૂં છે. કેવળ કર્મ અને ઉપાસનાને નિરૂપણ કરનારાં બીજાં શાસ્ત્રોથી અથવા તેનાં સાધનોથી પરમેશ્વર તત્કાળ હૃદયમાં ઓળખાતા નથી, પણ આ ભાગવતને સાંભળવાની ઇચ્છા રાખનારા પુણ્યાત્મા પુરૂષોને તો તેજક્ષણે એટલે સાંભળતાં વેંત પરમેશ્વર હૃદયમાં ઓળખાય છે. સારાંશ એ કે આ શ્રીભાગવત, ઉપર લખેલાં કારણોથી સર્વથી ઉત્તમ છે, માટે તેનું શ્રવણ અવશ્ય કરવું જોઇએ; એવો શ્રીવેદવ્યાસનો અભિપ્રાય જણાયછે.

એવીરીતે સર્વે શાસ્ત્રોથી આ ભાગવત શ્રેષ્ઠ છે માટે તે સાંભળવા યોગ્ય છે, એમ નિરૂપણ કરીને હવે વેદરૂપ કલ્પવૃક્ષનું[4] આ ફળ છે, એ કારણથી પણ સાંભળવા યોગ્ય છે, એવું નિરૂપણ કરેછે.

આ સુંદર રસે ભરેલું ભાગવતરૂપ એક ફળ છે. તે વૈકુંઠલોકમાંથી નારદમુનિયે લઇ આવીને મુને આપ્યું, મેં શુકદેવજીને આપ્યું અને શુકદેવજીના મુખથી પૃથ્વીઉપર આવ્યું છે, માટે જેમ શુક એટલે પોપટની ચાંચમાંથી પૃથ્વીઉપર પડેલું ફળ ઘણું મીઠું હોયછે તેમ શુક એટલે શુકદેવજીને મોઢેથી પૃથ્વીઉપર આવેલું આ શ્રીભાગવતરૂપ ફળ, નાશરહિત અદ્વૈત પરમ બ્રહ્માનંદરૂપ રસે ભરેલું છે. માટે હે રસને જાણનારા! તથા હે તેમાં ભાવવાળા અધિકારી પુરૂષો! જ્યાંસુધી મોક્ષ થાય ત્યાંસુધી આ ભાગવતરૂપ રસમય ફળને વારંવાર પાન કર્યા કરો. વાહ! આ ભાગવતરૂપ અમૃતફળ પૃથ્વીમાં આવ્યું છે એ કેવો અલભ્ય, એટલે ન મળે એવો લાભ છે.

ઉપરપ્રમાણે ત્રણ શ્લોકથી આરંભ કરવાના ગ્રંથનું મંગળાચરણરૂપ ઇશ્વરસ્મરણ, અને વિષય તથા પ્રયોજનઆદિ કહીને હવે ગ્રંથનો આરંભ કરેછે.

શ્રીવિષ્ણુના નૈમિષારણ્યક્ષેત્રમાં શૌનકાદિ ઋષિયો પરમેશ્વરના પરમલોકને પામવાસારૂ હજાર વર્ષસુધી અનુષ્ઠાન ચાલે એવો યજ્ઞ કરતા હતા. એક દિવસ સવારમાં નિત્ય[1] નૈમિત્તિક[2] હોમ જેણે હોમેલ છે એવા તે મુનિયોએ, સન્માન પામેલા અને આસનઉપર બેઠેલા સૂત પુરાણિકને આદરથી આવી રીતે પુછ્યું.

હે નિષ્પાપ સૂત! મહાભારતઆદિ ઇતિહાસોસહિત પુરાણો અને ધર્મશાસ્ત્રો તમે ભણેલા છો, એટલુંજ નહિ પણ તેઓનું આખ્યાન પણ કરેલું છે. હે સાધુ સૂત! ઇતિહાસ, પુરાણો અને ધર્મશાસ્ત્રોને વિદ્વાનોમાં શ્રેષ્ઠ ભગવાન્ બાદરાયણી (વ્યાસ) અને સગુણ તથા નિર્ગુણ બ્રહ્મને જાણનારા બીજા મુનિયો જાણેછે, તે સઘળાંને તત્ત્વથી એટલે તેના સારસહિત તેઓની કૃપાવડે તમે જાણોછો; કારણ કે પ્રેમવાન્ શિષ્યોને ગુરૂઓ જે કાંઇ છાનું હોયછે તે પણ કહી દેછે; માટે તે તે ધર્મશાસ્ત્ર, પુરાણ ને ઇતિહાસોમાં પુરૂષોનું ખરેખરૂં શ્રમનું સાધન તમે નિશ્ચય કર્યું હોય તે અમને કેહેવાને આપ યોગ્ય છો. હે સાધો! આ કલિયુગમાં લોકો અલ્પ આયુષ્યવાળા, તે છતાં વળી આળસુ, તે છતાં વળી મંદબુદ્ધિવાળા, તે છતાં વળી મંદભાગ્યવાળા ને તે છતાં પણ વળી રોગાદિકથી પીડાએલા છે, અને બહુ અનુષ્ઠાનવાળાં કર્મો તથા નોખાંનોખાં સાં-

૧ મનમાં થયેલા. ૨ બીજાથી થયેલા. ૩ દૈવથી થયેલા. ૪ જે ઝાડ ઇચ્છિયે તે આપે, એનું નામ કલ્પવૃક્ષ કેહેવાય.

૧ જે હોમ નિરંતર ન કરવાથી દોષ લાગે તે, વૈશ્વદેવઆદિ. ૨ જે હોમ કારણને લઇને કરવો પડે તે.

ભળવાનાં પણ ઘણાં છે, માટે હે રૂડા પુરૂષ! અહિંયાં જે કાંઈ સારરૂપ હોય તે, તેમાંથી બુદ્ધિવડે શોધી કાહાડીને શ્રદ્ધાવાળા એવા અમોને કહો, કે જે સાંભળવાથી બુદ્ધિ શાંત થાયછે. હે સૂત! તમારૂં કલ્યાણ થાઓ. સાત્વત્કુળના પતિ ભગવાન્, વસુદેવથકી દેવકીજીનેવિષે જે કાર્ય કરવાસારૂ ઉત્પન્ન થયા તે તમે જાણોછો, માટે સેવા કરતા એવા અમોને કેહેવાને યોગ્ય છો. જે ભગવાનનો અવતાર સર્વ ભૂતપ્રાણિયોને પાળવાનેમાટે અને સમૃદ્ધિને માટે છે, ભયંકર જન્મ-મરણને પામેલું માણસ પરવશથકું જે ભગવાનનું નામ ગાતુંથકું જન્મમરણનાં દુઃખથી તત્કાળ મુકાઈ જાયછે અને જેનાં નામથી ભય પણ (અવિદ્યારૂપ અજ્ઞાન પણ) પોતાની મેળે બિહેછે, ગંગાનું જળ તો ઘણો વખત સેવવાથીજ પવિત્ર કરેછે પણ જે ભગવાનના ચરણારવિંદનો આશ્રય કરનારા અને શાંતિનોજ જેને આશ્રય છે એવા મુનિયોપાસે જવાથી તત્કાળ પવિત્ર કરેછે, તથા પુણ્યશ્લોકોએ[1] સ્તુતિ કરવા યોગ્ય જેનાં કર્મ છે, એવા તે ભગવાનના કલિયુગના મેલને નાશ કરનારા યશને, શુદ્ધિની કામનાવાળો કોણ ન સાંભળે? લીલાએ કરીને કળા-(બ્રહ્મા રૂદ્ર આદિ મૂર્તિ) ને ધારણ કરતા તે ભગવાનનાં ઉદાર કર્મો નારદ આદિએ ગાયેલાં છે, તે શ્રદ્ધાવાન્ એવા અમોને કહો. અને હે બુદ્ધિમાન્ સૂત! પોતાની માયાવડે પોતાની ઇચ્છાપ્રમાણે કળાને ધારણ કરતા ઈશ્વરના અવતારની શ્રેષ્ઠ કથા અમને કહો. અમે ઉત્તમશ્લોકના[2] પરાક્રમનેવિષે તૃપ્તિને પામતા નથી, કે જે પરાક્રમને સાંભળતા એવા રસજ્ઞ પુરૂષોને તે ક્ષણેક્ષણે વધારે રસને આપેછે. કપટથી મનુષ્યનો અવતાર ધરનારા અને છાના રહેલા કેશવભગવાને, રામે (બળદેવે) સહિત જે જે પરાક્રમો માણસોથી ન થાય તેવાં કર્યાં હોય તે કહો. હે સૂત! અમે કલિયુગ આવ્યો એવું જાણીને મોટા યજ્ઞવડે (યજ્ઞના મિશથી) હરિભગવાનની કથાનો સમય મેળવીને આ વિષ્ણુસંબંધિ ક્ષેત્રમાં બેઠા છિયે. સમુદ્ર તરવાની ઇચ્છા રાખનારને જેમ વહાણ ચલાવનારો (નાવિક) મળે, તેમ પુરૂષના સત્વને હરી લેનારો અને કેમેય ન તરી શકાય એવો કલિયુગ તરવાની ઇચ્છા કરનારા અમોને વિધાતાએ તમને દેખાડ્યા, માટે ધર્મની રક્ષા કરનારા યોગેશ્વરના ઇશ્વિર બ્રહ્મણ્ય ભગવાન્ હમણાં પોતાના સ્વરૂપને પ્રાપ્ત થવાથી (સ્વધામ પધાર્યાથી) ધર્મ કોને શરણે ગયો તે કહો.

**ब्रूहि योगेश्वरे कृष्णे ब्रह्मण्ये धर्मवर्मणि ।**
**स्वां काष्ठामधुनोपेते धर्मः कं शरणं गतः २३**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં નૈમિષારણ્યના આખ્યાનવિષે પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## व्यास उवाच ॥ *

**इति संप्रश्नसंहृष्टो विप्राणां रौमहर्षणिः ।**
**प्रतिपूज्य वचस्तेषां प्रवक्तुमुपचक्रमे ॥ १ ॥**

વ્યાસજી કહેછે.– એ રીતે સારાં પ્રશ્નો કરવાથી અતિ પ્રસન્ન થયેલા રોમહર્ષણના પુત્ર સૂતજીએ, તે શૌનકઋષિયોના વચનને માન આપીને કહેવાનો આરંભ કર્યો.

સૂત કહેછે.– ત્યાગ કરીને જતા એવા, કોઇ જેની સાથે નથી એવા, જેને કર્મ કરવાનાં રહ્યાં નથી એવા, જેને પુત્રના વિરહથી વ્યાકુળ થયેલા વ્યાસજીએ 'હે પુત્ર' એ રીતે ઉંચે સ્વરે સાદ કર્યો ત્યારે તે મુનિરૂપ વૃક્ષોએ ઉત્તર આપ્યો, તે સર્વ ભૂતના અંતરમાં રહેલા મુનિ શુકદેવને હું પ્રણામ

---

૧ જેની પુણ્યરૂપ કીર્તિ હોય તે.
૨ ઉત્તમ જેનો યશ છે એવા ભગવાન્.

* આ બીજા અધ્યાયમાં શૌનકનાં પ્રશ્નોનો ઉત્તર આવશે.

કરૂંછું. સંસારના તિમિરને તરી જવાને ઇચ્છનારા સંસારી લોકોની ઉપર દયા કરીને પુરાણો સઘળાંમાં ગુહ્ય, (છાનું) પોતાનો અસાધારણ જેમાં પ્રસાદ છે, સર્વે શ્રુતિયોનો જેમાં સાર છે, જેની બરોબરી કરનાર બીજું કોઇ પુરાણ નથી, જે આત્માને દીવાનીપેઠે પ્રત્યક્ષ દેખાડનારૂં છે, એવું પુરાણ જે શુકદેવજીએ કહ્યું તે મુનિયોના ગુરૂ શુકદેવને હું શરણે છું. નરોમાં ઉત્તમ નરને, નારાયણને, ગુરૂને અને દેવી સરસ્વતીને પ્રણામ કરીને પછી ગ્રંથનો આરંભ કરવો. (એ રીતે બીજા પુરાણીઓને રીતી બતાવી પ્રશ્નોના ઉત્તરઉપર લક્ષ આપે છે.) હે મુનિયો! લોકના કલ્યાણને કરે એવું તમે મને ઠીક પુછયું. કારણ કે શ્રીકૃષ્ણસંબંધિ પ્રશ્ન તમે મને પુછયું છે, કે જેવડે મન પ્રસન્ન થાય છે. અધોક્ષજ ભગવાનનેવિષે જે ફળના અનુસંધાનરહિત[1] દૃઢ ભક્તિ થાય છે તેજ પુરૂષોનો પરમ ધર્મ છે, કે જેવડે આત્મા પ્રસન્ન થાય છે. વાસુદેવ ભગવાનનેવિષે થયેલો ભક્તિનો યોગ તત્કાળ વૈરાગ્યને અને નિર્મળ જ્ઞાનને ઉત્પન્ન કરેછે. જો આચરેલો ધર્મ પુરૂષોને વિષ્વકસેન ભગવાનની કથાનેવિષે પ્રીતિ ઉત્પન્ન નથી કરતો, તો તે ધર્મ કેવળ શ્રમરૂપજ છે. મોક્ષસંબંધી ધર્મનું ફળ દ્રવ્યનેમાટે કલ્પાતું નથી, ધર્મૈકાંત[2] દ્રવ્યનાં ફળનેમાટે ભોગાદિક કહેલ નથી, ભોગાદિકનું ફળ ઇન્દ્રિયોને પ્રસન્ન રાખવી એ નથી, માત્ર જીવવું એજ છે, અને જીવવાનું ફળ કર્મવડે કરીને જે અર્થ આ લોકમાં પ્રસિદ્ધ છે તે અર્થ નથી, પરંતુ તમને જે જાણવાની ઇચ્છા થઇ તેજ ફળ છે. તત્ત્વને જાણનારા પુરૂષો જે અદ્વય એવું જ્ઞાન છે તેને તત્ત્વ કહેછે, કે જે તત્ત્વ 'બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન્,' એરીતે કહેવાયછે. તે પરમાત્મારૂપ તત્ત્વને વેદાંતનાં શ્રવણથી પ્રાપ્ત થયેલી જ્ઞાન અને વૈરાગ્યયુક્ત ભક્તિથી સાવધાન મુનિયો આત્મા(ક્ષેત્રજ્ઞ)માં દેખેછે. માટે હે ઉત્તમ બ્રાહ્મણો! વર્ણાશ્રમના વિભાગવડે પાળેલા ધર્મનું ફળ હરિભગવાનનું આરાધન કરવું એજ છે. માટે (ભક્તિવિનાનો ધર્મ શ્રમરૂપ છે તે માટે) એકાગ્ર મનવડે સાત્વતકુળના પતિ ભગવાનનું નિરંતર શ્રવણ કરવું, કીર્ત્તન કરવું, ધ્યાન કરવું અને પૂજન કરવું. જે ભગવાનના ધ્યાનરૂપ ખડ્ગવડે યુક્ત એવા વિવેકી પુરૂષો કર્મની ગ્રંથિનું બંધન છેદી નાંખેછે, એ ભગવાનની કથાવિષે કોણ પ્રીતિ ન કરે? હે વિપ્રો! પુણ્યરૂપ તીર્થનાં સેવનથી અને સાધુપુરૂષની સેવાથી ભક્તિવાળા અને શ્રદ્ધાવાળા પુરૂષનેજ વાસુદેવની કથાનેવિષે પ્રીતિ થાયછે. પુણ્યરૂપ છે શ્રવણ અને કીર્ત્તન જેનાં અને સત્પુરૂષોના હિતકારી એવા ભગવાન્ કૃષ્ણ, પોતાની કથાને સાંભળનારાઓનાં અકલ્યાણ (કામાદિ વાસના)ને પોતે હૃદયમાં રહ્યાથકા ધોઇ નાખેછે. નિરંતર ભાગવતની સેવાવડે સર્વ અકલ્યાણ નાશ થયેથી ઉત્તમશ્લોક ભગવાનનેવિષે જ્યારે ખરેખરી ભક્તિ થાયછે, ત્યારે રજોગુણ તમોગુણથી થનારા કામ, ક્રોધ, લોભઆદિ શત્રુઓથી નહિ પરાભવ થયેલું મન સત્વગુણમાં રહ્યુંથકું શમી જાયછે. એવી રીતે પ્રસન્ન મનથી, ને ભગવાનની ભક્તિના યોગથી, મુક્તસંગ[1] પુરૂષને ભગવાનના તત્ત્વનું જ્ઞાન થાયછે. તે જ્ઞાન થયાપછી પોતારૂપ પરમાત્મા પ્રત્યક્ષ થયે અહંકાર નાશ પામેછે, સર્વ સંશયો ટળી જાયછે, ને સર્વ કર્મનો ક્ષય થઇ જાયછે; એ કારણ માટે વિવેકી પુરૂષો ભગવાન્ વાસુદેવનેવિષે હર્ષવડે મનને નિર્મળ કરનારી ઉત્કૃષ્ટ ભક્તિ કરેછે. સત્વ, રજ અને તમ, એ ત્રણ માયાના ગુણો છે. એ ગુણોથી યુક્ત પરમપુરૂષ ભગવાન્ આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે, હરિ, બ્રહ્મા અને

૧ ફળની ઇચ્છાવિના. ૨ ધર્મ જેમાં નિરંતર રહેલ છે એવાં.

૧ વૈરાગ્ય પામેલા.

હર, એવાં નામને ધારણ કરેછે; તેમાં સત્વગુણયુક્ત હરિભગવાનથી મનુષ્યોને સારાં ફળ પ્રાપ્ત થાયછે. લાંકડાંમાંથી તીક્ષ્ણ એવો ધુમાડો નીકળેછે અને ધુમાડાથી વેદત્રયીરૂપ[1] અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ તમોગુણથી રજોગુણ અને રજોગુણથી સત્વગુણ થાય છે, જે સત્વગુણથી સાક્ષાત્ બ્રહ્મને ઓળખાયછે. (આ સ્થળે સમજવાનું એ છે કે પોતાનીમેળે પ્રવૃત્તિ ને પ્રકાશરહિત લાંકડાંમાંથી પ્રવૃત્તિના સ્વભાવવાળો વેદકર્મ જેમાં મુખ્ય છે એવો ધુમાડો ઉત્પન્ન થાયછે અને તે ધુમાડાથી ત્રણ વેદરૂપ (વેદનાં કર્મ કરવાના સાધનરૂપ એવો) અગ્નિ ઉત્પન્ન થાયછે. અર્થાત્ એ સર્વમાં અગ્નિ છે તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે. તેમજ લયરૂપ તમોગુણથી રજોગુણ શ્રેષ્ઠ છે, કારણ કે તે રજોગુણથી ઉપાધિસહિત જ્ઞાન થાય છે, તે કંઇક બ્રહ્મનો પ્રકાશ કરનારૂં છે. તે વિક્ષેપવાળા રજોગુણથી સત્વગુણ શ્રેષ્ઠ છે, કારણ કે તેથી સાક્ષાત્ વિક્ષેપરહિત બ્રહ્મ ઓળખાય છે. અર્થાત્ સર્વ કરતાં સ્થિતિનેમાટે[2] પરમપુરૂષ પરમાત્માએ ધારણ કરેલી હરિની સંજ્ઞા એ સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે તે બ્રહ્મરૂપજ છે). એટલામાટેજ સત્વગુણરૂપ અધોક્ષજ ભગવાનને મુનિયો આગળ ભજતા હતા. તે મુનિયોને જે અનુસરે તે કલ્યાણનેમાટે કલ્પાય છે એટલે તેનું કલ્યાણ થાય છે. જેને મોક્ષની ઇચ્છા હોય છે એવા પુરૂષો ભયંકરરૂપ ભૂપતિ (પિતૃ-રાજાઆદિ)ને મેલીને બીજા દેવોની નિંદા નહિ કરતાં નારાયણની શાંત કળાને એટલે અવતારને ભજેછે. રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળા, પિતૃ ભૂતાદિના સરખો જેનો સ્વભાવ છે અને લક્ષ્મી, ઐશ્વર્ય ને પ્રજાને જે ઇચ્છેછે, એવા પુરૂષો પિતૃને, ભૂતને અને રાજાઓને ભજેછે. (પણ વાસુદેવભગવાન્ મોક્ષને દેવાવાળા અને સર્વ શાસ્ત્રના સારથી જણાય તેવા છે માટે તેનેજ ભજવા જોઈએ કારણ કે) વેદ છે એ વાસુદેવરૂપ છે, યજ્ઞો છે તે વાસુદેવરૂપ છે, યોગ છે તે વાસુદેવરૂપ છે અને ક્રિયા છે તે વાસુદેવરૂપ છે; જ્ઞાનશાસ્ત્ર છે તે વાસુદેવરૂપ છે, તપ એટલે જ્ઞાન છે તે વાસુદેવરૂપ છે, ધર્મશાસ્ત્ર છે તે વાસુદેવરૂપ છે અને સ્વર્ગાદિની ગતિ છે તેપણ વાસુદેવરૂપ છે. તે આ સમર્થ ભગવાને પોતે નિર્ગુણ છતાં ત્રણ ગુણમય કાર્યકારણરૂપ માયાથી આ જગતને પેહેલાં સૃજ્યું. તે માયાવડે ઉત્પન્ન થયેલા ગુણોમાં પેશીને ગુણવાનની પેઠે (ગુણો છે તે મારે આધીન છે એટલે હું છું તો તે છે, કાંઈ વાસ્તવિક નથી એવું અભિમાન દેખાડવાનીપેઠે) ચૈતન્યશક્તિવડે કરીને વિસ્તાર પામેલા જણાય છે. જેમ પોતાની ઉત્પત્તિરૂપ કાષ્ઠવિષે રહેલો અગ્નિ એક છતાં નાનાપ્રકારનો દેખાયછે. તેમ વિશ્વાત્મા પરમેશ્વર ભૂતપ્રાણિનેવિષે (તે ભૂતનાં અનેકપણાથી અથવા ક્ષેત્રજ્ઞપણાથી) નાનાપ્રકારના હોય તેમ જણાયછે. એ હરિભગવાન્ વિષયો, ઇંદ્રિયો અને મનવડે પોતાનાં નિર્માણ કરેલ ભૂતનેવિષે રહ્યાથકા તે તે ભૂતોને ઘટે તેવા વિષયોને ભોગવેછે. લોકને પાળનારા એ હરિ, દેવતા, પશુ, અને માણસોમાં લીલાવડે કરીને અવતારને લેતા થકા લોકનું પાલન કરેછે.

**भावयत्येष सत्त्वेन लोकान्वै लोकभावनः।**
**लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु ॥३६॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## सूतउवाच ॥*

**जगृहे पौरुषं रूपं भगवान्महदादिभिः ।**
**संभूतं षोडशकलमादौ लोकसिसृक्षया ॥**

---

1 ત્રણેય વેદરૂપ. 2 જગતને પાળવામાટે.

* આ ત્રીજા અધ્યાયમાં અવતારોની કથા અને તેનાં ચરિત્રો આવશે.

સૂત કહેછે.– પ્રથમ મહત્તત્ત્વ, અહંકાર અને તેની પાંચ તન્માત્રાવડે[1] બંધાયલું અને અગિયાર ઇંદ્રિયો[2] તથા પાંચ મહાભૂતરૂપ[3] સોળ કળાવાળું પુરૂષનું રૂપ ધારણ કર્યું, કે જે પાણીમાં સુતેલાં યોગનિદ્રાનો વિસ્તાર કરનારાં રૂપની નાભીરૂપ હૃદયના કમળમાંથી જગતને સ્રજનારાઓના મુખી બ્રહ્મા ઉત્પન્ન થયા. જેના અવયવોનાં ઠેકાણાંથી લોકના વિસ્તાર કલ્પેલા છે, તે ભગવાનનું રૂપ શુદ્ધ સત્વરૂપ અને નિરતિશય છે. યોગીલોકો એ રૂપને અત્યંત જ્ઞાનરૂપ ચક્ષુથી હજારો પગ, હજારો સાથળ, હજારો હાથ, અને હજારો મુખે કરીને અદ્‌ભૂત, હજારો માથાં, હજારો કાન અને હજારો નાસિકાવાળું અને હજારો મુગટ વસ્ત્ર અને કુંડળોથી શોભાયમાન દેખેછે. ભગવાનનું એ આદિનારાયણ રૂપ, નાનાપ્રકારના અવતારોનું જગતને અંતે સમાવાનું સ્થાનક, ઉત્પન્ન થવાનું સ્થાનક અને નાશરહિત છે, કે જે નારાયણના અંશના અંશવડે દેવતા, પશુ અને માણસ આદિના અવતારો સરજાય છે. જે ઈશ્વરે પુરૂષનું રૂપ ગૃહણ કર્યું તે ઈશ્વિરે કુમારની[4] સૃષ્ટિમાં બ્રહ્માથકી પેહેલે અવતારે બ્રાહ્મણ થઈ કોઇથી ન પાળી શકાય એવું અખંડિત બ્રહ્મચર્ય વ્રત પાળ્યું. બીજે અવતારે આ જગતની ઉત્પત્તિમાટે રસાતલમાં જતી રહેલી પૃથ્વીને ઉદ્ધાર કરવા ( પાણીનીઉપર લેઇ આવવા ) યજ્ઞના ઈશ્વિર એવા પ્રભુએ વરાહનું શરીર ધારણ કર્યું. ત્રીજે અવતારે ઋષિનો અવતાર પામી, દેવર્ષિપણાને[5] પામીને વિષ્ણુસંબંધી તંત્રને[6] તેમણે કહ્યું, જે તંત્રથી કર્મોનું નિષ્કર્મપણું થાયછે. ધર્મની સ્ત્રીથકી થયેલા ચોથા અવતારે નરનારાયણ એવે નામે ઋષિ થઇને કેમેય ન કરી શકાય એવું મનને શાંત કરનારૂં તેણે તપ કર્યું. પાંચમો અવતાર સિદ્ધના ઈશ્વિર કપિલ એવે નામે થયો. તેણે આસુરીનામના બ્રાહ્મણને તત્ત્વના સમૂહના નિશ્ચયવાળું સાંખ્યશાસ્ત્ર કહ્યું. છઠ્ઠા અવતારમાં અત્રિઋષિ અને તેની સ્ત્રી અનસૂયાના માગવાથી તેનાં પુત્રપણાને પામીને, તેણે મદાલસાના પુત્ર અલર્કને અને પ્રલ્હાદઆદિકને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો. ત્યારપછી સાતમે અવતારે રૂચિથકી આકુતિનેવિષે યજ્ઞપુરૂષ ભગવાન્ ઉત્પન્ન થયા અને તેણે યામ નામના પોતાના પુત્ર જેમાં આદિ છે એવા દેવતાસહિત સ્વાયંભુ મન્વંતરનું પાલન કર્યું. આઠમે અવતારે સર્વ આશ્રમોએ[1] નમાયેલો પરમહંસનો માર્ગ દેખાડતા એવા, નાભિથકી મેરૂ દેવીનેવિષે ઉરૂક્રમ એટલે ઋષભદેવ થયા. ઋષિઓની પ્રાર્થનાથી નવમે અવતારે પૃથુનું રૂપ રાજાનું શરીર ધારણ કર્યું અને આ પૃથ્વીને તથા ઔષધિયોને દોહી, તેથી હે વિપ્રો! આ તે પૃથુનો અવતાર વખાણવા યોગ્ય છે. ચાક્ષુષ મન્વંતરમાં સમુદ્ર ભેળા થતા હતા તે સમયે એટલે પ્રલય થયો ત્યારે મત્સ્યનું રૂપ ધારણ કર્યું અને પૃથ્વીરૂપી વહાણમાં વૈવસ્વત મનુને બેસારીને તેની રક્ષા કરી, એ દશમો અવતાર. અગીયારમે અવતારે સુર અને અસુરો સમુદ્રને વલોવતા હતા તે સમયે કાચબાનું રૂપ લઈ પોતાની પીઠવડે મંદરાચલ પર્વતને ધારણ કર્યો. બારમો અવતાર ધન્વંતરીનો થયો. તેજ અવતારમાં સ્ત્રીનું રૂપ લઈ અસુરોને મોહ પમાડી દેવતાઓને અમૃત પાયું, તે બારમા અવતારની અંદર તેરમો અવતાર થયો. ચૌદમો નૃસિંહનો અવતાર ધારણ કરીને, છકી ગ-

૧ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. ૨ શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિય તથા પાંચ કર્મેંદ્રિય અને એક મન. ૩ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ. ૪ સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ બ્રહ્માના ચાર પુત્ર કુમાર કેહેવાયછે. ૫ દેવર્ષિ એટલે નારદ. ૬ શાસ્ત્રને.

૧ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસી એ ચાર આશ્રમ.

ચેલા દૈત્યના ઇંદ્ર હિરણ્યકશિપુને નખવડે જેમ કોઈ સાદરીને વણનાર ગાંઠ વગરનાં ખડને ચીરી નાંખે તેમ છાતીનેવિષે ચીરી નાંખ્યો. પંદરમો અવતાર વામનજીનો ધારણ કરી, બલિરાજાના યજ્ઞમાં જઇને સ્વર્ગને ઝુંટી લેવાની ઇચ્છાથી તેમણે ત્રણ પગલાં પૃથ્વી માગી. સોળમે અવતારે બ્રાહ્મણનો દ્રોહ કરનારા રાજાઓને જોઇને કોપને પામી એકવીસ વાર ક્ષત્રિયવિનાની પૃથ્વી કરી. સત્તરમા અવતારમાં પરાશરથકી સત્યવતીનેવિષે ઉત્પન્ન થઇને, થોડી બુદ્ધિવાળા પુરૂષો જોઈ તેના અનુગ્રહમાટે વેદરૂપી વૃક્ષની શાખાઓ કરી એટલે તેના નાના નાના વિભાગ કર્યા. અઢારમે અવતારે દેવતાઓનું કાર્ય કરવા નરદેવપણાંને પામી એટલે રામચંદ્રનો અવતાર લઇ સમુદ્રને શિક્ષા આપી, એઆદિ પરાક્રમો કર્યાં. ઓગણીશ અને વીશમા અવતારમાં રામ અને કૃષ્ણ એવા નામથી વૃષ્ણિકુળવિષે જન્મ લઇને, ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો. ત્યાર પછી એકવીશમે અવતારે કલિયુગ પ્રવૃત્ત થવાથી અસુરોને મોહ પમાડવામાટે કીકટદેશમાં એટલે ગયાપ્રદેશમાં અજનના પુત્ર બુદ્ધ એવે નામે ઉત્પન્ન થશે. ત્યારપછી બાવીશમે અવતારે કલિયુગની અંતે રાજાઓ ચોર જેવા થશે, તે સમયે જગત્પતિ ભગવાન્ વિષ્ણુયશસ્ બ્રાહ્મણથકી કલ્કી એવે નામે ઉત્પન્ન થશે. હે વિપ્રો! ક્ષયને નહિ પામે એવાં સરોવરમાંથી જેમ નાનાં સરણાં હજારો થાય, તેમ સત્વગુણના સ્થાનરૂપ ઇશ્વિરથકી અસંખ્ય અવતારો થાય છે. ઋષિયો, મનુઓ, દેવતાઓ, મોટાં બળવાળા મનુના પુત્રો, એ સર્વે પ્રજાપતિસહિત, હરિ ભગવાનની કલારૂપ છે. ઉપર જે અવતારો કહ્યા તે સઘળા પરમેશ્વરના અંશ અને કલારૂપ છે, પણ કૃષ્ણાવતાર તો ભગવાન્ સાક્ષાત્ નારાયણજ પ્રકટ થયા છે. આ સઘળા અવતારો અસુરોથી પીડાએલા લોકને યુગેયુગે સુખ કરેછે. આ રહસ્યરૂપ[1] ભગવાનનો જન્મ, પવિત્ર થઇને જે પુરૂષ સવારસાંજ ભક્તિથી ગાય છે તે દુ:ખના સમુદાયરૂપ સંસારથી મુકાઇ જાય છે. રૂપવિનાના એક ચૈતન્યરૂપ જીવનું આ સ્થૂલ શરીર ભગવાનની માયાના મહત્તત્ત્વઆદિ ગુણોથી આત્માનેવિષે કલ્પેલું છે, એટલે શરીર એજ આત્મા છે એમ માનેલું છે; તે, જેમ આકાશની અંદર અજ્ઞાનીઓ લીલાપીળા રંગનાં વાદળાંનો આરોપ કરેછે, એટલે આકાશ લીલું-પીળું છે એમ કહેછે, અને વાયુનેવિષે જેમ અજ્ઞાનીઓ પૃથ્વીનાં ધુસરપણાંનો આરોપ કરેછે, તેમજ અજ્ઞાનીએ દેહાદિકનો દ્રષ્ટા જે આત્મા, તેનેવિષે દૃશ્યધર્મવાળા દેહાદિનો આરોપ કરેલ છે. જેમ સ્થૂલ[2] શરીર આત્મામાં આરોપિત છે, તેમજ તે સ્થૂલ શરીરથી બીજું જે સૂક્ષ્મ[3] શરીર છે તેપણ આત્મામાં આરોપિત છે. અને તે સૂક્ષ્મ શરીરમાં સ્થૂલ શરીરની પેઠે હાથ પગ આદિ આકાર નથી, ને તે સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરનીપેઠે દેખાતું નથી, તેમ ઈન્દ્રઆદિ દેવતાની પેઠે સાંભળવાથી જણાતું નથી, અને તે સૂક્ષ્મ શરીરને આત્માની ઉપાધિ હોવાથી જીવ એમ કહેછે, કે જે સૂક્ષ્મ શરીરથી જન્મ-મરણ આદિ થાય છે. નિરૂપણ કરેલાં એ બે સ્થૂલ અને સૂક્ષ્મ શરીર, અવિદ્યાએ કરીને આત્માનેવિષે આરોપણ કરેલાં છે, તેને જ્યારે પોતાના આત્માના યથાર્થ જ્ઞાનથી ટાળી નાંખેછે, એટલે સ્થૂલ-સૂક્ષ્મ શરીર હું નથી એમ જાણે છે, ત્યારે જીવ જ્ઞાનમય બ્રહ્મરૂપ થાયછે. જ્યારે અવિદ્યારૂપે આવરણ[4] વિક્ષેપ[5] કરવાવાળી આ પરમેશ્વર સંબંધી માયા, બ્રહ્મવિદ્યાએકરી નિવૃત્ત થાય છે, ત્યારે

૧ છાંનો. ૨ જેટલું દેખવામાં આવે છે તે. ૩ જે દેખવામાં નથી આવતું તે. ૪ આવરણ એટલે ઈશ્વરને ઢાંકી દેવા તે. ૫ વિક્ષેપ એટલે જગતને પેદા કરવું તે.

જીવ બ્રહ્મસ્વરૂપને પામેછે, અને પરમ આનંદરૂપ પોતાના મહિમામાં શોભેછે, એમ તત્ત્વજ્ઞાનીઓ જાણેછે. એ રીતે અકર્ત્તા અને અજન્મા અંતર્યામી ઈશ્વરનાં, વેદનેવિષે છાનાં એવાં જન્મ અને કર્મને વિવેકી પુરૂષો વર્ણવેછે. અમોઘ[1] લીલા વાળા ઈશ્વર આ જગતને સૃજેછે, પાળેછે અને સંહાર કરેછે, પણ તેમાં લેપાતા નથી. અને પોતે સ્વતંત્ર અને છ ઇંદ્રિયોને નિયમમાં રાખનારા તે ઈશ્વર. ભૂતપ્રાણીઓમાં પ્રવેશ કરી રહ્યાથકા ઇંદ્રિયોના છયે વિષયોને ગંધની પેઠે ગ્રહણ કરેછે. કોઇ મૂર્ખ માણસ જેમ ઇંદ્રજાળને ન જાણે, તેમ મન અને વચનથી રૂપ અને નામને વિસ્તાર કરતા એવા એ ભગવાનની લીલાને કોઇ નઠારી બુદ્ધિવાળો જીવ ગમે તેવો તર્કમાં હુશિયાર હોય તોપણ જાણતો નથી. સરલતાથી અનુકૂલ રહી જે પુરૂષ તે પ્રભુના ચરણકમળની સુગંધ સેવેછે, તે પુરૂષ હાથમાં ચક્ર ધરનારા અત્યંત પરાક્રમવાળા પરબ્રહ્મરૂપ ઈશ્વરના પદને જાણેછે. સર્વ લોકના નાથ ભગવાન્ વાસુદેવનેવિષે તમે આવો અત્યંત ભાવ ધરાવો છો માટે ધન્ય છો, કે જે ભાવ થયેથી ભયંકર એવો જન્મ-મરણનો ફેરો થાતો નથી. ઉત્તમશ્લોક ભગવાનનું જેમાં ચરિત્ર છે અને જે સર્વ વેદની બરોબર છે, એવું આ ભાગવત એવે નામે પુરાણ ભગવાન્ વ્યાસજીએ કર્યું. અને તે આ કલ્યાણ કરનારૂં, મોટું, વખાણવા યોગ્ય અને સર્વ વેદ ને ઇતિહાસનો સારસાર લઈ રચેલું પુરાણ, લોકોના કલ્યાણમાટે આત્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા પોતાના પુત્ર શુકદેવને શીખવ્યું. અને તે શુકદેવે ગંગાને કિનારે 'મરણ થાય ત્યાંસુધી ખાવું નહિ' એવો નિયમ કરી બેઠેલા અને ઋષિઓએ વિટાયેલા પરીક્ષિતરાજાને સંભળાવ્યું. શ્રીકૃષ્ણ ભગવાન્ ધર્મ અને જ્ઞાનસહિત સ્વધામ પધારવાથી કલિયુગમાં નાશ પામેલી દૃષ્ટિવાળા મનુષ્યોને આ પુરાણરૂપ સૂર્યનો હમણાં ઉદય થયોછે. હે વિપ્રો! તે ગંગાને કિનારે તે પુરાણને કહેતા એવા મહાતેજવાળા વિપ્રોમાં શ્રેષ્ઠ શુકદેવજી પાસેથી, ત્યાં બેઠાં બેઠાં તેના અનુગ્રહથી સાંભળ્યું છે, ને તેજ હું જેવું જાણ્યુંછે તેવું બુદ્ધિપ્રમાણે તમોને સંભળાવીશ.

**अहं चाध्यगमं तत्र निविष्टस्तदनुग्रहात् ।**
**सोहं वः श्रावयिष्यामि यथाऽधीतं यथामति ॥४४॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં ત્રીજો અધ્યાયસંપૂર્ણ.

---

## व्यास उवाच ॥ *

**इति ब्रुवाणं संस्तूय मुनिनां दीर्घसत्रिणाम् ।**
**वृद्धः कुलपतिः सूतं बह्वृचः शौनकोऽब्रवीत् ॥**

વ્યાસ કહેછે.–એ રીતે બોલેલા એવા સૂતનાં વખાણ કરીને, મહા સત્રને બેઠેલા મુનિયોમાં વૃદ્ધ, સહુના મુખી અને ઋગ્વેદી શૌનકઋષિ બોલ્યા.

શૌનક કહેછે.–હે મોટાં ભાગ્યવાળા! હે પુરાણિયોમાં શ્રેષ્ઠ! હે સૂત! ભગવાન્ શુકદેવજીએ જે પુણ્યરૂપ ભાગવતની કથા કહી તે કથા અમને કહો. આ સંહિતા શા હેતુથી, કયા સ્થાનમાં અને કયા યુગનેવિષે પ્રવૃત્ત થઇ અને કોની પ્રેરણાથી મુનિ વ્યાસજીએ તે કરી? તે વ્યાસના પુત્ર મહાયોગી, સમદૃષ્ટિવાળા,[1] ગયેલ છે ભેદ જેને એવા, બ્રહ્મનેવિષે જેની બુદ્ધિ મળી ગઈ છે એવા અને ગયેલ છે માયારૂપી નિદ્રા જેની એવા પ્રકટ નહિ થયાથકા મૂઢના સરખા જણાય છે. પોતાના પુત્રને પછવાડે જતા વસ્ત્રસહિત વ્યાસજીને જોઇને જળમાં ક્રીડા કરતી અપ્સરાઓએ લાજથી લુગડાં પેરી લીધાં,

૧ પાર ન પમાય તેવી, સાચી, અને સફળ.

* આ ચોથા અધ્યાયમાં ભાગવત થવાના કારણરૂપ વ્યાસને થયેલો અસંતોષ કહેવાશે.

૧ જેને સારૂં નરતું નથી.

પણ નગ્ન અને આગળ જતા પોતાના પુત્ર શુકદેવને જોઈ તેમણે લાજથી લુગડાં પેર્યાં નહિ; એ આશ્ચર્ય જોઇને વ્યાસજીએ પુછયું, ત્યારે તે અપ્સરાએ જવાબ આપ્યો કે 'આ સ્ત્રી અને આ પુરૂષ' એવો ભેદ તમારામાં છે, માટે અમે વસ્ત્રો પેર્યાં અને પવિત્ર દૃષ્ટિવાળા તમારા પુત્રમાં તે ભેદ નથી માટે અમે વસ્ત્રો ધારણ કર્યાં નહિ. આમ ઉન્મત્ત, જડ અને મૂંગાનીપેઠે વિચરતા એવા શુકદેવને લોકોએ કેમ ઓળખ્યા? કુરૂદેશ, ને જાંગલદેશને ઉલ્લંઘન કરીને તે હસ્તિનાપુરમાં કેમ આવ્યા? અને હે સૂત! હે મહાભાગ! જે શુકદેવ ગૃહસ્થાશ્રમીઓના ઘરનેવિષે ગાય દોવાય તેટલીવાર તેના ઘરને પવિત્ર કરવામાટે ભિક્ષાની વાટ જોતા ઉભા રહેછે, એવા મુનિની સાથે પાંડવોના પૌત્ર રાજર્ષિ પરીક્ષિતરાજાનો સંવાદ કેમ થયો? કે જે સંવાદમાં આ ભાગવતરૂપ સંહિતા હતી. હે સૂત! અભિમન્યુના પુત્ર પરીક્ષિતને ઉત્તમ એવું ભાગવત કહ્યું, એ રાજાનો આશ્ચર્યરૂપ જન્મ અને તેનાં પરાક્રમો અમને કહો. પાંડવોના માનને વધારનાર ચક્રવર્તી તે પરીક્ષિત રાજા રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને શા કારણ માટે ગંગાને કાંઠે દેહ પડે ત્યાંસુધી બેઠા? હે અંગ! શત્રુઓ પોતાના કલ્યાણને માટે જેનાં પાદપીઠને[1] પ્રસિદ્ધ રીતે દ્રવ્યને લાવીને નમે છે એવા, શૂરવીર યુવાનરાજાએ ત્યાગ ન થઇ શકે એવી રાજ્યલક્ષ્મીને પ્રાણની સાથે ત્યાગ કરવાને શામાટે ઈચ્છા કરી? તથા જે ઉત્તમશ્લોક ભગવાનને પરાયણ પુરૂષો છે, તે લોકના કલ્યાણનેમાટે, સમૃદ્ધિનેમાટે અને ઐશ્વર્યનેમાટે જીવે છે, કંઇ પોતાના સ્વાર્થમાટે જીવતા નથી, ત્યારે આ રાજાએ બીજાને આશ્રય આપનારૂં પોતાનું શરીર જાણતાં છતાં કેમ મેલી દીધું? આહિંયાં જે કાંઇ અમે પુછયું છે, તે સઘળું અમને કહો, કારણ કે એક વેદવગર સર્વ

૧ પગનીચે રાખવાનો બાજોઠ.

વાણીના વિષયમાં તમે પાર પામેલા છો.

**સૂત કહેછે.— હે શૌનક! જ્યારે ફરતો ફરતો ત્રીજો દ્વાપરયુગ પ્રાપ્ત થયો ત્યારે, હરિભગવાનની કળાવડે પારાશર ઋષિ થકી વાસવિનેવિષે યોગી એવા વ્યાસજી પ્રકટ થયા.** તે એક દહાડો સરસ્વતીના પવિત્ર પાણીને સ્પર્શ કરીને એટલે સ્નાન સંધ્યાઆદિ કરીને સૂર્યોદય થવાને સમયે એકાંત સ્થળે બેઠા હતા. પર-અવર એટલે ભૂતભવિષ્યને જાણનારા અમોઘ[1] દૃષ્ટિવાળા તે ઋષિએ, નહિ દેખાવામાં આવતા કાળના વેગથી યુગે યુગે યુગના ધર્મનું સેળભેળ થઇ જવું તેને, શરીર આદિ મહાભૂતના પદાર્થોની શક્તિના તે કાળે કરેલા ઘટાડાને, અને શ્રદ્ધાવિનાનાં, ધૈર્યવગરનાં મંદ બુદ્ધિવાળાં, ઓછા આયુષ્યવાળાં અને દુર્ભાગ્યવાળાં માણસોને જ્ઞાનરૂપી ચક્ષુથી જોઇને 'સર્વ વર્ણાશ્રમનું હિત કેમ થાય' એ રીતે તેનું હિત વિચાર્યું. પછી પવિત્ર કરનારૂં ચાતુર્હોત્ર[2] વૈદિક કર્મ છે એમ વિચારી, યજ્ઞનો નાશ નહિ થવામાટે એક વેદને ચાર પ્રકારે કર્યો, એટલે ઋક્' યજુ, સામ અને અથર્વણ એવીરીતે ચાર વેદ કરી તેનો ઉદ્ધાર કર્યો, અને ઈતિહાસ તથા પુરાણ પણ પાંચમો વેદ કહેવાયછે. તેમાં ઋગ્વેદને ધરનારા પૈલઋષિ થયા, સામવેદને જાણનારા જૈમિનિકવિ થયા, વૈશંપાયન એક યજુર્વેદમાં પાર ગયા, અંગીરાઓમાંથી સુમંતુ નામના અતિ તીક્ષ્ણ મુનિ અથર્વવેદમાં પાર ગયા, અને ઈતિહાસને પુરાણોમાં મારા પિતા રોમહર્ષણ પાર પામી ગયા હતા. એ બધા ઋષિયોએ પોતપોતાનો વેદ અનેક પ્રકારે વેંચી આપ્યો તેથી તે સઘળા વેદો, શિષ્યો, પ્રશિષ્યો[3] અને તેના શિષ્યોથી શાખાવાળા થયા. જે વેદો જેમ પૂર્વે બુદ્ધિમાન્ પુરૂષોએ ધારણ કરાતા

૧ જેની નજર પણ અફળ જતી નથી એવા. ૨ ચાર ઋત્વિક્ અને ચાર હોતાથી થઈ શકે તે. ૩ શિષ્યનો શિષ્ય.

હતા, તેજ વેદો મંદબુદ્ધિવાળાઓએ ધારણ કરાય છે, એવીરીતે કૃપણવત્સલ[1] ભગવાન્ વ્યાસજીએ કર્યું. તથા સ્ત્રી અને શૂદ્ર આદિને વેદત્રયી[2] સાંભળવાનો અધિકાર નથી, તેથી કર્મરૂપ કલ્યાણના સાધનવિષે મૂઢ એવાં એ સ્ત્રી-શૂદ્રઆદિનું કલ્યાણ આવી રીતિએ અહીં થશે, એ રીતે વિચારી કૃપાવડે તે મુનિએ ભારત નામનું પુરાણ કર્યું. હે વિપ્રો! એવીરીતે નિરંતર સર્વ પ્રાણિયોનાં કલ્યાણમાટે પ્રવૃત્ત થયેલા વ્યાસજીનું હૃદય, અનેક ઉપદેશવાળું ભારત કર્યું તોપણ એ કામથી પણ જ્યારે સંતોષ પામ્યું નહિ, ત્યારે હૃદય અતિ પ્રસન્ન ન થવાથી તેનું કારણ વિચારતા સરસ્વતીના પવિત્ર કાંઠાઉપર એકાંતમાં બેઠેલા એવા ધર્મને જાણનાર વ્યાસજી મનમાં એવીરીતે બોલ્યા કે–‘ વ્રતને ધારણ કરનાર એવો હું તેણે વેદ, અગ્નિ, એ સઘળાને પૂજ્યા છે અને નિષ્કપટપણાથી તેની આજ્ઞા પણ ઉઠાવી છે તથા ભારતના મિશથી વેદનો અર્થ પણ દેખાડ્યો, કે જેનેવિષે સ્ત્રી-શૂદ્રઆદિક પણ પોતાના ધર્મઆદિ જુવેછે. તોપણ આશ્ચર્ય છે કે મારો દેહનેવિષે રહેલો જીવ વસ્તુતાથી પૂર્ણજ છે છતાં અને બ્રહ્મવર્ચસ્યમાં[3] શ્રેષ્ઠ છતાં પોતાના સ્વરૂપવડે અસંપન્ન એટલે પોતાનાં રૂપને નહિ પામેલો જણાય છે. પરમહંસને પ્રિય એવા ભાગવત ધર્મને શું વિસ્તારથી નિરૂપણ નથી કર્યા? કે જે ધર્મો અચ્યુત ભગવાનને પ્રિય છે.’ એવી રીતે પોતાના આત્માને શૂન્ય માનતા વ્યાસજી ખેદ કરેછે, ત્યાં પ્રથમ કહેલા આશ્રમપ્રત્યે નારદ પધાર્યા. વ્યાસજી નારદમુનિ આવ્યા એમ જાણી તત્કાળ ઉઠીને તેને માન આપી દેવતાઓએ જેને પૂજેલ છે એવા તે ઋષિની વિધિપ્રમાણે તેણે પૂજા કરી.

**तमभिज्ञाय सहसा प्रत्युत्थायागतं मुनिः ।**
**पूजयामास विधिवन्नारदं सूरपूजितं ॥३३॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## सूतउवाच ॥*

**अथ तं सुखमासिनमुपासीनं ब्रहच्छ्रवा । देवर्षिः प्राह विप्रर्षि वीणापाणिः स्मयन्निव॥१॥**

સૂત કહેછે.–ત્યારપછી મોટા યશવાળા, સુખે બેઠેલા અને વીણા જેના હાથમાં છે એવા દેવર્ષિ નારદે, પાસે બેઠેલા વિપ્રર્ષિ વ્યાસજીને હસતા હોય નહિ જાણે તેમ કહ્યું.

નારદ કહેછે.– હે પારાશરના પુત્ર! તમારો શરીરનો અભિમાની આત્મા શરીરવડે કરીને પ્રસન્ન છે કે નહિ તથા મનનો અભિમાની આત્મા મનવડે કરીને પ્રસન્ન છે કે નહિ? તમારે જે ધર્માદિક જાણવાનું હતું તે તમે સારીરીતે જાણ્યું છે અને કર્યું છે, કેમકે સર્વ ધર્મઆદિ અર્થવડે પરિપૂર્ણ અને એટલાજમાટે અતિ અદ્ભુત એવું ભારતપુરાણ કર્યું છે, અને જે સનાતન[1] બ્રહ્મ છે તેને તમે જાણ્યું અને મેળવ્યું પણ છે. તોપણ હે પ્રભો! તમે પોતાને કરવાનું કામ અધુરૂં રહિ ગયાની પેઠે કેમ શોચો છો?

વ્યાસ કહેછે.– હે નારદજી! તમે જે કહ્યું તે સઘળું મારે છે, તોપણ મારો આત્મા સંતોષ પામતો નથી. માટે નહિ જાણવામાં આવે એવાં કારણને, બ્રહ્માના દેહથી ઉત્પન્ન થયેલા અને એટલાજમાટે અતિગંભીર છે બોધ જેનો એવા આપને પુછિયે છિયે. જે ઈશ્વિર સંકલ્પમાત્રવડે ગુણવડે કરીને જગત્‌ને સરજે છે, પાળે છે અને સંહાર કરેછે, તે અસંગ અને કાર્યકારણ એટલે વિશ્વ અને માયાના નિયંતા પુરાણ-

---

૧ જેને દીન અથવા દુઃખિયા લોકો વાલા છે તેવા. ૨ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ. ૩ બ્રહ્મતેજવાળા સાધુપુરૂષો.

* આ પાંચમા અધ્યાયમાં વ્યાસનું મન પ્રસન્ન કરવા સારૂ નારદ, સર્વ ધર્મથકી હરિકીર્ત્તનની મોટાઇનો ઉપદેશ કરશે. ૧ નિત્ય રહેનાર.

પુરૂષ ઈશ્વરને તમોએ ઉપાસેલ છે, માટે જે કાંઇ છાનું હોય તેપણ તમે જાણો છો. તમે સૂર્યની પેઠે ત્રિલોકીમાં ફરતાથકા અને વાયુની પેઠે પ્રાણિમાત્રના અંતરમાં ફરતાથકા બુદ્ધિની વૃત્તિને જાણનારા છો, માટે ધર્મવડે એટલે યોગવડે કરીને પરબ્રહ્મના પારને પામ્યો એવો અને વ્રત એટલે સ્વાધ્યાયના નિયમવડે વેદનેવિષે પાર પામ્યો એવો હું, તેને જે કાંઈ ન્યૂન હોય તે કહો.

નારદ કહેછે.– હે વ્યાસજી! તમે ભગવાનના કેવળ નિર્મળ યશવિના જે કાંઇ વર્ણવ્યું છે તે નહિ વર્ણવ્યા બરોબર છે, કે જેથી ભગવાન્ પ્રસન્ન થતા નથી. માટે તેજ જ્ઞાન તમારામાં ઓછું છે એમ હું માનુંછું. હે મુનિમાં શ્રેષ્ઠ વ્યાસજી! જેવા ધર્માદિક અને અર્થાદિકને વર્ણવ્યા છે, તેવો વાસુદેવ ભગવાનનો મહિમા તમે વર્ણવ્યો નથી. જે મનોહર પદની રચનાવાળું વાક્ય હરિના વિશ્વને પવિત્ર કરનારા યશને નથી ગાતું, તે કાકતીર્થ એટલે કામી પુરૂષોને પ્રીતિનું સ્થાન મનાય છે, કે જેનેવિષે માનસસરોવરમાં વસનારા હંસો, જેમ મનોહર કમળના વનનો નિવાસ મેલીને કાગડાને રમવાના સ્થળમાં રમતા નથી, તેમ સત્વગુણપ્રધાન[1] મનવિષે વસનારા અને મનોહર બ્રહ્મનેવિષે નિવાસવાળા યતિલોકો કદી પણ રમતા નથી. જે માણસોના પાપના તાપને નાશ કરે, તેજ વાણીનો વિસર્ગ એટલે વિલાસ અથવા વાક્યનું જોડવું કેહેવાય, કે જે વિસર્ગ નઠારા શબ્દવાળો હોય તોપણ શ્લોકશ્લોકે તેનેવિષે અનંત ભગવાનના યશવડે ચિન્હવાળાં નામો હોયછે, જે નામોને સાધુ પુરૂષો સાંભળે છે, સંભળાવે છે અને ગાય છે. ઉપાધિને ટાળનારૂં બ્રહ્મજ્ઞાન જો અચ્યુત ભગવાનની ભક્તિરહિત હોય તો તે અત્યંત શોભતું નથી, ત્યારે નિરંતર અકલ્યાણરૂપ કામ્ય[1] અને અકામ્ય[2] કર્મ, ઈશ્વરને નહિ અર્પણ કરેલું તે તો ક્યાંથીજ શોભે? માટે હે મહાભાગ! તમો અમોઘ દૃષ્ટિવાળા, એટલે યથાર્થ બુદ્ધિવાળા, પવિત્ર યશવાળા, સત્યમાં પ્રીતિવાળા અને વ્રત ધારણ કરેલા છો, માટે સર્વ જગત્‌ના બંધના મોક્ષનેમાટે ઉરૂક્રમ ભગવાનના ચેષ્ટિતને એટલે લીલાને સમાધિથી એટલે ચિત્તની એકાગ્ર વૃત્તિથી સંભારીને વર્ણવો. તે ઉરૂક્રમ ભગવાનની લીલામાં જેની નજર નથી અને તેથી બીજા પ્રકારની કોઇ બાબતનું વર્ણન કરવાને ઈચ્છા રાખનારા પુરૂષની, તે વર્ણન કરવાની ઇચ્છાવડે કેહેલાં નામરૂપથી અનવસ્થિત[3] થયેલી મતિ, વાયુથી ઘુમરીઓ ખાતું વહાણ જેમ સ્થાનકને ન પામે તેમ સ્થાનકને પામતી નથી. એટલે હાલકલોલક થયા કરેછે. નિંદિત કામ્યકર્મનેવિષે સ્વભાવથીજ આસક્ત થયેલા પુરૂષના ધર્મનેમાટે (તેજ) ધર્માદિને કેહેતા એવા આપનો મોટો અન્યાય છે. કારણ કે જે આપના વાક્યથી ધર્મ એ રીતે માની રહેલો પ્રાકૃતજન, તમોએ અથવા તત્વજ્ઞપુરૂષોએ કરેલું તે કામ્યકર્મઆદિનું નિવારણ માનતો નથી. કોઇકજ ડાહ્યો પુરૂષ સર્વ કર્મની નિવૃત્તિથી એ સમર્થ ઈશ્વરનું સુખરૂપ સ્વરૂપ જાણવાને સમર્થ છે. માટે હે સમર્થ વ્યાસજી! દેહાભિમાની સત્વાદિક ગુણોથી પ્રવૃત્તિવાળો એવો પુરૂષ તેને, દેશકાળથી પાર ગયેલા સમર્થ ઈશ્વરની લીલા તમે વર્ણવી દેખાડો. સ્વધર્મનો ત્યાગ કરીને હરિભગવાનના ચરણારવિંદને ભજતો એવો માણસ ભક્તિ સંપૂર્ણ ન થયા છતાં ભ્રષ્ટ થાય કે મરી જાય તો શું ક્યાંઈ પણ તેનું અકલ્યાણ થાય છે? નથીજ થતું. ત્યારે ઈશ્વરને નહિં ભજનારા પુરૂષોએ સ્વધર્મથકી શો અર્થ સંપાદન કર્યો? કશો ન

---

૧ મુખ્ય સત્વગુણ જેમાં છે એવું.

૧ કામના માટે કરેલું. ૨ કામનાવિના કરેલું. ૩ આકુળવ્યાકુળ.

કર્યો. એ કારણ માટે ચતુર માણસે હરિભક્તિનેમાટે પ્રયત્ન કરવું. ઉચેનીચે બ્રહ્મથી માંડીને સ્થાવર પર્યંત ભટકતાં એવાં પ્રાણિયોને જે મળતું નથી તે વિષયસુખ, દુઃખ જેમ એનીમેળે મળે છે તેમ પૂર્વનાં કર્મથી નરકઆદિનેવિષે પણ ગંભીર વેગવાળા કાળવડે મળે છે. હે વ્યાસજી! મુકુંદ ભગવાનને સેવવાવાળો પુરૂષ ક્યાંઇ કોઇ દિવસ પણ બીજાની પેઠે એટલે કેવળ કર્મમાં આસક્ત થયેલાની પેઠે સંસારને પામતો નથી, કારણ કે મુકુંદ ભગવાનના ચરણારવિંદના સ્પર્શને વારંવાર સંભારતો જાણવાયોગ્ય તત્વમાં આગ્રહવાળો પુરૂષ તેને ત્યાગ કરવાને ઇચ્છતો નથી. આ જગત્ ઈશ્વરમય છે અને ઈશ્વર તેનાથી જુદા છે. જે ઈશ્વરથકી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે, તે ઈશ્વરને તમે પોતે જાણો છો, તોપણ મેં તમને એકદેશી સ્વરૂપ દેખાડયું છે. હે અમોઘ દૃષ્ટિવાળા! તમે તમારા આત્માને જગતના કલ્યાણનેમાટે ઉત્પન્ન થયેલા ઈશ્વર છે એમ જાણો, કારણ કે તે પરમાત્માના અંશરૂપ છે. અને તે માટે મોટા અનુભાવવાળા હરિ ભગવાનનું પરાક્રમ નિરૂપણ કરો. જે ઉત્તમશ્લોક ભગવાનના ગુણનું વર્ણન કરવું, તેજ પુરૂષને તપનું અને બુદ્ધિએ આપેલાં શાસ્ત્ર આદિનાં શ્રવણનું અને મનગમતાં વાક્યોનું નિરંતર ફળ કવિયોએ નિરૂપણ કર્યું છે. હે મુનિ! હું પૂર્વજન્મમાં વેદવાદીઓની કોઇ એક દાસી થકી જન્મ પામ્યો હતો. અને મુને ચોમાસામાં એક ઠેકાણે રેહેવાને ઇચ્છતા એવા યોગીઓની સેવામાં રાખ્યો હતો. સર્વ જાતિનું ચપળપણું જેનું ગયું છે એવો, બાળક, જિતેન્દ્રિય, ત્યાગ કરેલ છે રમવાનાં સાધન જેણે એવો, અનુકૂળ વર્ત્તવાવાળો, સેવાને કરતો અને થોડું બોલવાના સ્વભાવવાળો એવો હું તેનેવિષે તે મુનિયો પણ જો કે સમદર્શી હતા તોપણ દયા કરતા હતા. તે બ્રાહ્મણ મુનિયોની આજ્ઞાથી પાત્રમાં વળગેલા ઉચ્છિષ્ટને જમતો તેથી નાશ થયેલ છે સર્વ પાપ જેનાં એવો, એવી રીતે સેવા કરતો અને શુદ્ધ ચિત્તવાળો એવો હું તેની તેઓના ધર્મમાં એટલે ઈશ્વરભજનમાં રૂચિ થઈ. હે મુનિ! ત્યાં કૃષ્ણની મનોહર કથાને ગાતા એવા તે મુનિયોના અનુગ્રહથી હું તે કથાઓને સાંભળતો હતો, અને મારી પોતાની શ્રદ્ધાવડે પદેપદે શ્રવણ કરતો એવો હું તેને ઈશ્વરનેવિષે રૂચિ થઇ. તે ભગવાનનેવિષે પ્રીતિ થયાપછી મને તેજ ભગવાનમાં તે સમયે દૃઢ મતિ થઇ, કે જે મતિવડે પ્રપંચથકી જુદો પરબ્રહ્મરૂપ એવો હું તેનેવિષે, સત્ અને અસત્ એટલે સ્થૂળ અને સૂક્ષ્મ એવું આ શરીર પોતાની અવિદ્યાવડે કલ્પેલું છે એમ જાણું છું. એ રીતે શરદ્ અને વર્ષાઋતુમાં મહાત્મા મુનિયોએ ગવાતા હરિ ભગવાનના નિર્મળ યશને ત્રણે વખતે શ્રવણ કરતા એવા હું તેને બુદ્ધિના રજોગુણ અને તમોગુણને મટાડનારી ભક્તિ પ્રાપ્ત થઇ. શ્રદ્ધાવાળો, બાળક, જિતેંદ્રિય, અને ચાકર એવો હું તેને, દીન જેને વહાલા છે અને જવાને ઇચ્છા કરતા એવા મુનિયોએ કૃપા કરીને સાક્ષાત્ ભગવાને કહેલું છાનામાં છાનું જ્ઞાન કહ્યું, જે જ્ઞાનવડે ભગવાન્ વાસુદેવ એવા વિધાતાની માયાના અનુભાવને મેં જાણ્યો, કે જે જાણવાથી તે ઇશ્વરના પદને પુરૂષો પામેછે. હે વ્યાસજી! આ અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ એવા ત્રણે તાપને મટાડનારૂં, સર્વને નિયમમાં રાખનારા બ્રહ્મરૂપ ભગવાનનેવિષે અર્પણ કરેલું જે કર્મ, તે તમને કહિ દેખાડયું. હે સારાં વ્રતવાળા વ્યાસજી! જે દ્રવ્યથી પ્રાણિયોને જે રોગ ઉત્પન્ન થાયછે તે રોગને તેજ દ્રવ્ય મટાડી શક્તું નથી, પણ બીજા દ્રવ્યથી મળેલું અથવા સંસ્કાર પામેલું હોય તો તે રોગને મટાડી શકે છે. એ રીતે માણસોના સર્વે ક્રિયાના યોગો

સંસારના હેતુરૂપ છે, પરંતુ તે જો ઈશ્વરનેવિષે અર્પણ કરેલા હોય તો કર્મની નિવૃત્તિનેમાટે કલ્પાય છે, એટલે કર્મને નાશ કરવામાં સમર્થ થાયછે. જે ભગવાનને પ્રસન્ન કરનારૂં કર્મ અહીં કરાય છે તે કર્મ ભક્તિયોગવાળું અને તે ભગવાનને આધીન એવું જ્ઞાન ઉત્પન્ન કરેછે. જ્યારે ભગવાનની આજ્ઞાવડે નિરંતર કર્મને કરનારા પુરૂષો થાયછે, ત્યારે તે ભગવાનના ગુણને અને નામને ગાય છે અને સ્મરણ કરેછે. 'ભગવાન એવા તમને નમન કરિયે છિયે, વાસુદેવ એવા તમને મનવડે નમન કરિયે છિયે; પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને શંકર્ષણ એવા તમને નમિયે છિયે,' એ રીતે મૂર્ત્તિઓનાં નામથી નિરાકાર અને મંત્રની મૂર્ત્તિરૂપ યજ્ઞપુરૂષ ઈશ્વરને જે પૂજે છે તે પુરૂષ સારાં જ્ઞાનવાળો થાયછે. હું પણ એવી રીતેજ કરતો હતો, તો, હે બ્રહ્મન્! 'આ મારો ઉપદેશ નારદે પાળ્યો' એમ જાણી તે કેશવ ભગવાને મુને જ્ઞાન, ઈશ્વરપણું અને પોતાનેવિષે પ્રીતિ આપી. હે બહુશ્રુત વ્યાસજી! માટે તમે પણ સમર્થ ઈશ્વરના પ્રસિદ્ધ યશને વર્ણવો, જેનાથી વિદ્વાનોને બીજું જાણવાની ઇચ્છા રહેતી નથી. દુઃખથી વારંવાર પીડાતા એવા પુરૂષોના ક્લેશનો નાશ, તે ઈશ્વરના યશના વર્ણનવિના બીજા કશાથી થાય એમ માની શકાતું નથી.

**त्वमप्यदभ्रश्रुतविश्रुतं विभोः**
**समाप्यते येन विदांबुभुत्सितं ।**
**आख्याहि दुःखैर्मुहुरर्दितात्मनां**
**संक्लेशनिर्वाणमुशंति नान्यथा ॥ ४० ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો પાંચમો અધ્યાય પૂર્ણ થયો.

---

## सूतउवाच ॥*

**एवं निशम्य भगवान् देवर्षेर्जन्म कर्म च ।**
**भूयः पप्रच्छ तं ब्रह्मन्व्यासः सत्यवतीसुतः ॥ १ ॥**

સૂત કહેછે.—હે બ્રહ્મન્! એવી રીતે ભગવાન્ નારદમુનિનો જન્મ અને કર્મ સાંભળીને સત્યવતીના પુત્ર વ્યાસજીએ ફરીને તેને પુછ્યું.

વ્યાસ કહેછે.—તમને જ્ઞાન આપનારા તે ભિક્ષુક દૂર દેશ ગયા ત્યારે પેલી અવસ્થામાં રહેલા આપે પછી શું કર્યું? હે બ્રહ્માના પુત્ર! બાકીનું આયુષ્ય તમે કઇ રીતે કાઢ્યું? કાળ આવ્યો ત્યારે તે સમયનું તમારૂં શરીર તમે કઈ રીતે છોડ્યું, અને પૂર્વજન્મને કલ્પ થઇ ગયો તોપણ હે દેવતાઓમાં ઉત્તમ! આ તમારી તે સમયની સ્મૃતિ સર્વનો નાશ કરનાર કાળવડે કેમ નાશ ન થઇ?

નારદ કહેછે.—મને જ્ઞાન આપનારા ભિક્ષુકો દૂરદેશ ગયા ત્યારપછી પેહેલી અવસ્થામાં રહ્યો એવો હું તેણે એ પ્રમાણે કર્યું, કે મારી મા હું એકવડેજ પુત્રવાળી, સ્ત્રીજાતિ, અજ્ઞાની અને દાસી હતી તેથી તેણે મારાવિષે અત્યંત સ્નેહ બાંધ્યો. પણ તે બિચારી મારૂં કુશળ કરવાને ઈચ્છતી હતી પરંતુ પરતંત્ર હતી તેથી તેમ કરવામાં તે સમર્થ ન હતી; કારણ કે જેમ લાકડાંની પૂતળી તેની દોરી ખેંચનારને વશ હોય છે તેમ અનુચરલોક ધણીને વશ હોય છે. હું દિશા, દેશ અને કાળથી અજાણ્યો અને પાંચ વરસનો હતો તેથી તે બ્રાહ્મણના કુળમાં 'એ માતાના સ્નેહના બંધનમાંથી ક્યારે છુટૂં' એમ વાટ જોતો વસ્યો. એક

* આ છઠ્ઠા અધ્યાયમાં વ્યાસને વિશ્વાસ અવરાવવામાટે પોતાનો પૂર્વજન્મ અને તેથી થયેલું તથા ભગવાનની કથાથી થયેલું પોતાનું ભાગ્ય નારદજી કહેશે.

દિવસે મારી માતા ગાય દોવામાટે ઘરમાંથી રાતની બહાર નીકળી. માર્ગમાં કાળયોગથી પગવડે સર્પ દબાયો અને તે બિચારીને કરડ્યો. (ડસ્યો.) તે સમયે તે મારી માતાનું મરણ થયું તે, ભક્તનું કલ્યાણ ઇચ્છનારા પ્રભુનો અનુગ્રહ થયો એમ માનીને હું ઉત્તરદિશામાં ચાલી નીકળ્યો. તે દિશામાં સમૃદ્ધિવાળા દેશો, રાજધાનીઓ, ગામો, નેહ, રજ થવાનાં સ્થાનકો, ખેડુનાં ગામો, પર્વતની તળાટીનાં ગામો, વાડીઓ,[1] વન,[2] ઉપવન,[3] સોનારૂપાં આદિ અનેક ધાતુઓથી શોભાયમાન પર્વતો, હાથીઓએ ભાંગી નાંખેલી ડાળ્યોવાળાં જેમાં ઝાડ છે એવા સુંદર પાણીવાળા જલાશયો, અને નાનાપ્રકારનાં પક્ષિયોના શબ્દવડે ગણગણાટ કરતા ભ્રમરોથી શોભાયમાન દેવતાઓએ સેવેલાં તળાવોને ઉલ્લંઘન કરી જતાં એટલે તેને પાછળ મુક્યા પછી નકોર અને પોલા વાંસ, તથા ઘાસનાં થડિયાંથી અને દર્ભ તથા પોલા વાંસથી અતિ ઘાટું એટલે જેમાં પેશી ન શકાય એવું, દુઃખથી પણ ન સેવાય એવું, ભયંકરરૂપ સર્પ ઘૂડ અને શિયાળને રમવાના સ્થળરૂપ એવું એક મેં મોટું ઘાટું વન દીઠું, મારી ઇંદ્રિયો અને શરીર થાકી ગયાં હતાં તેથી હું ભુખ્યો-તરશ્યો નદીના ધુનામાં નાહી પાણી પી, પાણીના સ્પર્શથી થાક વગરનો થઈને બુદ્ધિવડે હૃદયમાં રહેલા પરમાત્માને સાંભળ્યાપ્રમાણે ધ્યાન કરતો, આ નિર્જનવનમાં[4] પીપળાને થડે જઇને બેઠો. ભક્તિવડે વશ કરેલા મનથી ઈશ્વરના ચરણકમળનું ધ્યાન કરતો, અને પરવશપણાથી જળજળિયાંવાળી જેની આંખ્યો છે એવો હું, તેના હૃદયમાં ધીરેધીરે હરિભગવાન્ પ્રકટ થયા. અતિ પ્રેમના ભારથી રૂવાણાં અને શરીર જેનાં ફુલેલાં છે એવો, અતિ નિવૃત્તિને પામેલો અને અતિ આનંદમાં લીન થયેલો હું તેણે હે મુનિ! આત્મા અને પરમાત્માનું એકરૂપ જોયું. ભગવાનનું શોકને નાશ કરનારૂં મનને ગમે એવું જે રૂપ, તે રૂપ મેં દીઠું, કે વિકળપણાંથી ચિત્ત ફરી ગયું હોય નહિ જાણે, તેવી રીતે તરત ઉભો થયો અને દર્શન કરવાની ઇચ્છાથી હું, હૃદયમાં મનને સ્થિર કરીને જોવા લાગ્યો, પણ ફરીને તે રૂપ દીઠું નહિં, તેથી તૃપ્ત નહિ થયેલો હું આતુર જેવો થઇ ગયો. એ રીતે હું વિજનવનમાં યત્ન કરતો હતો તંપ્રત્યે વાણીથી ન વર્ણવી શકાય એવા ઇશ્વિર શોકને શમાવતા હોય નહિ જાણે તેવી રીતે ગંભીર અને સ્નેહવાળી વાણીથી બોલ્યા, કે 'તું અહીં આ જન્મમાં મુને જોવાયોગ્ય નથી કારણ કે જેના મળ એટલે કામક્રોધઆદિક પાકેલા એટલે બળી ગયા નથી, તેવા કાચા અથવા નઠારા યોગિયોથી દુઃખે પણ દેખાતો નથી. હે પવિત્ર! તારી મારાવિષે પ્રીતિ થવામાટે એક ફેરે તે રૂપ, તુંને દેખાડ્યું, કેમકે મારાવિષે પ્રીતિવાળો સાધુપુરૂષ ધીરેધીરે હૃદયના સર્વે તાપને મેલી દે છે. સત્પુરૂષોની થોડી સેવાથીપણ તારી મારાવિષે દૃઢ બુદ્ધિ થઇ છે, માટે આ નિંદા કરવાયોગ્ય દેહને મેલીને મારાં પાર્ષદપણાને તું પામીશ. મારાવિષે બાંધેલી તારી આવી બુદ્ધિ કોઇ દિવસ ફરશે નહિ અને મારા અનુગ્રહથી સૃષ્ટિમાં અને સંહારમાં તુંને સ્મરણ રેહેશે.' એટલું બોલીને, તે આકાશમાં જેની મૂર્ત્તિ છે એવું અને ન જાણી કે ન ઓળખી શકાશ એવું તે મોટું અદ્‍ભૂત ઈશ્વરસ્વરૂપ બોલતું બંધ થયું અને મેં મોટામાં મોટાં તે સ્વરૂપને રાજી થઇને માથાવડે પ્રણામ કર્યા. ત્યારપછી લાજવિનાનો થઇ અનંત ઈશ્વરનાં નામ બોલતો, છાનાં કલ્યાણરૂપ તેના ચ-

---

૧ જેમાં સોપારી આદિ વૃક્ષ અને ફુલઝાડ હોય તે. ૨ પોતાનીમેળે થયેલાં ઝાડના જથા. ૩ વાવેલાં વૃક્ષોના જથા. ૪ જેમાં માણુસનો સંચાર પણ ન હોય.

રિત્રોનું સ્મરણ કરતો, પૃથ્વીમાં ફરતો અને મૃત્યુકાળની વાટ જોતો એવો હું, મન જેનું સંતોષને પામ્યું છે, ઇચ્છા જેની નાશ થઇ છે એવો તથા મદ અને મત્સરવિનાનો થઈ ગયો. હે બ્રહ્મન્! એવી રીતે ભગવાનમાં બુદ્ધિવાળો, અસમર્થ અને નિર્મળ મનવાળો એવો હું તેનો, સમય થયો ત્યારે મૃત્યુકાળ વિજળી જેમ અકસ્માત્ આવે તેમ આવ્યો. ભગવાનના પાર્ષદની શુદ્ધ સત્વગુણી તે[1] તનુમાં હું જોડાયો, એટલે આરંભેલું[2] જે કર્મ તે જેનું સમાપ્ત થયું છે એવો પંચભૂતનો દેહ પડી ગયો. પછી કલ્પને અંતે આ ત્રિલોકીને લઇને સમુદ્રના પાણીમાં સુતેલા નારાયણનેવિષે શયન કરવાને ઇચ્છતા બ્રહ્માના પાછા પેસતા શ્વાસની સાથે તેનામાં હું પેસી ગયો. હજાર યુગોને અંતે જાગૃત થઇને આ ત્રિલોકીને સૃજવાને ઇચ્છા કરતા એવા તે બ્રહ્માના પ્રાણ અને ઇંદ્રિયોમાંથી મરીચિ અને હું આદિ ઋષિયો ઉત્પન્ન થયા. મહાવિષ્ણુના પ્રસાદથી અખંડિત બ્રહ્મચર્યવાળો અને કોઇપણ ઠેકાણે નથી અટકેલી ગતિ જેની એવો હું લોકની બહાર અને માંહી ફર્યા કરૂંછું. આ ઇશ્વરે આપેલી સાત સ્વરરૂપ બ્રહ્મથી શોભાયમાન અર્થાત્ પોતાની મેળે જેમાં સાત સ્વર ઉઠે એવી વીણાને છેડીને હરિકથાનું ગાયન કરતો હું વિચરૂંછું. તીર્થરૂપ જેના ચરણ છે અને પ્રિય જેને શ્રવણ છે એવા ઈશ્વર, પોતાના (ઈશ્વરના) પરાક્રમ ગાતો એવો હું તેણે જાણે બોલાવ્યા હોય નહિ તેમ તરત ચિત્તમાં દર્શનને આપેછે. વિષયોના ભોગની ઇચ્છાવડે વારંવાર જેનાં આતુર ચિત્ત હોય છે તેવા પુરૂષોને હરિભગવાનના ચરિત્રનું વર્ણન કરવું તેજ સંસારસાગરનેવિષે વહાણરૂપ છે. વારંવાર નાનાપ્રકારની ઇચ્છાથી અને લોભથી હણાયેલા પુરૂષનું મન, મુકુંદ ભગવાનની સેવાથી જેવું પ્રત્યક્ષ શાંતિને પામેછે, તેવું શમદમ[1] આદિથી કે યોગમાર્ગોથી શાંત થાતું નથી. હે નિર્દોષ વ્યાસજી! આપે મુને જે મારા જન્મ-કર્મનું રહસ્ય એટલે તેની છાની વાત અને તમારા મનને સંતોષકારક જે સર્વ પૂછયું તે સર્વ મેં તમને કહ્યું.

સૂત કહેછે.– વાસવીના પુત્ર વ્યાસજીને એવી રીતે કહીને અને આજ્ઞા આપીને દૈવની ઇચ્છાથી ફરતા એવા નારદમુનિ વીણાને વગાડતા જાતા રહ્યા. અરે! દેવર્ષિ નારદને ધન્ય છે, કારણ કે એ નારદજી શાર્ઙ્ગધનુષ્યને ધરનારા ઇશ્વરના ચરિત્રોનું વીણાવડે ગાન કરતા અને રાજી થતા આ આતુર જગતને રમાડેછે.

**अहो देवर्षि धन्योयं यत्कीर्तिं शार्ङ्गधन्वनः । गायन्माद्यन्निदं तंत्र्या रमयत्यातुरं जगत् ३९**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં વ્યાસ અને નારદના સંવાદનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## शौनकउवाच ॥ *

**निर्गते नारदे सूत भगवान्बादरायणः । श्रुतवांस्तदभिप्रेतं ततः किमकरोद्विभुः॥१॥**

શૌનક કહેછે.– હે સૂત! નારદજી ગયા પછી સમર્થ ભગવાન્ વ્યાસજીએ નારદજીનો અભિપ્રાય સાંભળીને પછી શું કર્યું?

સૂત કહેછે.– બ્રાહ્મણોએ આશ્રય કરેલી સરસ્વતી નદીને પશ્ચિમકાંઠે ઋષિયોના યજ્ઞ-

---

૧ 'તું મારાં પાર્ષદપણાને પામીશ' એમ વરદાનમાં શ્રીભગવાને જે પાર્ષદની તનુ પામવાનું કહેલ હતું તે. ૨ અથવા આરંભેલાં કર્મનો નાશ એજ જેનો નાશ છે એવો.

૧ મનને અને ઇંદ્રિયોને વશ રાખવાં તે.

* આ સાતમા અધ્યાયમાં ભાગવત સાંભળનાર પરીક્ષિત રાજાનો જન્મ કેહેવાસારૂ પાંડવોના સૂતેલા પાંચ પુત્રો અશ્વત્થામાએ મારી નાંખ્યા અને તેથી તેને દંડ થયો એ વાત કેહેવાશે.

કર્મને વધારનાર 'શમ્યાપ્રાસ' એવાં નામનો આશ્રમ છે. બોરડીના સમૂહથી શોભાયમાન તે પોતાના આશ્રમમાં બેઠેલા વ્યાસજીએ આચમન લઇને પોતે મનને સ્થિર કર્યું.[1] ભક્તિના યોગથી સારી રીતે નિશ્ચળ અને નિર્મળ મનમાં પ્રથમ તેણે ઈશ્વરને દીઠા, પછી તેનો આશ્રય કરી રહેલી જે માયાવડે મોહને[2] પામેલો જીવ પોતે પર[3] છતાં પોતાને ત્રિગુણાત્મક એટલે ત્રણ ગુણવાન્ માનેછે અને ત્રિગુણપણાંના અભિમાનથી થયેલા અનર્થને પામેછે[4] તે માયાને દીઠી, અને અનર્થને ટાળી નાંખે એવો અધોક્ષજ ભગવાનનેવિષે સાક્ષાત્ ભક્તિયોગ દીઠો. (એ સઘળું પોતે જોઇને) એથી અજાણ્યા લોકનેમાટે સાત્વત એટલે શ્રીભાગવત નામની સંહિતા કરી, કે જે સંહિતા માત્ર સંભળાયેથીજ પુરૂષને પરમપુરૂષ શ્રીકૃષ્ણ ભગવાનનેવિષે શોક, મોહ ને જરાને મટાડનારી ભક્તિ ઉત્પન્ન થાય છે. તે સંહિતા કરીને અને શોધીને તે મુનિએ નિવૃત્તિમાં નિરંતર ઠરેલા પોતાના પુત્ર શુકદેવજીને શીખવી.

શૌનક કહેછે.– નિવૃત્તિમાં પ્રીતિવાળા, સર્વમાંથી ઉપેક્ષા કરનારા, અને આત્મારામ[5] છતાં એવડી મોટી સંહિતા તે મુનિ શુકદેવ શા કારણથી શીખ્યા ?

સૂત કહેછે.–આત્મારામ[5] મુનિયો ક્રોધ અહંકારરૂપ ગ્રંથિયો જેની છુટી ગઇ છે એવા પણ ઈશ્વિરનેવિષે વગરકારણે ભક્તિ કરેછે, કેમકે એવા ગુણવાળાજ ઈશ્વિર છે. અને એવા ગુણવાળાજ ઈશ્વિર છે તેથીજ હરિભગવાનના ગુણથી જેની મતિ ખેંચાયેલી છે એવા અને નિરંતર વૈષ્ણવજનો જેને વાલા છે એવા શુકદેવજી, આ મોટું વ્યાખ્યાન શ્રીભાગવતસંહિતા શીખ્યા. હવે પરીક્ષિતરાજાનો જન્મ તેનાં કર્મ અને તેનું મૃત્યુ તથા પાંડુરાજાના પુત્રોનો મોટો પ્રવાસ, જેવીરીતે શ્રીકૃષ્ણની કથાનો ઉદય થાય તેવીરીતે કહુંછું. કૌરવ અને પાંડવોના યોદ્ધાઓ યુદ્ધમાં મરણ પામ્યા પછી ભીમસેને નાંખેલી ગદાના મારથી દુર્યોધનના બેય સાથળ ભાંગી ગયેથી પોતાના ધણી દુર્યોધનનું આ રીતે પ્રિય થશે એમ વિચારીને જ્યારે અશ્વત્થામાએ સુતેલા દ્રૌપદીના પુત્રોનાં માથાં કાપી લીધાં, (આ[1] તેનાં ભુંડું કરનારાં અને નિંદા કરવાયોગ્ય કર્મને લોકો ધિક્કારેછે.) તે વખતે પોતાના બાળક પુત્રોનું મરણ સાંભળીને અતિ તપતાં અને આંસુથી જેની આંખ્યો ભરાઈ ગયેલી છે એવાં તેની માતા દ્રૌપદી, સહન ન થઈ શકે તેવું રોવા લાગ્યાં. તેને શાંત પાડતાં એટલે આશ્વાસના કરતાં અર્જુને કહ્યું કે "હે કલ્યાણિ દ્રૌપદિ ! એ આતતાયી[2] અધમ બ્રાહ્મણનું માથું ગાંડિવધનુષ્યથી મુકેલાં બાણવડે હરી લઇ આવું, તે માથાંને ખેંચીને એટલે તેને માથે બેશીને બળી ગયાછે પુત્ર જેના એવી તું જ્યારે સ્નાન કરીશ, ત્યારે હું તારા શોકનાં આંસુ લુઇશ.' એ પ્રમાણે મનોહર અને વિચિત્ર પ્રકારનાં ભાષણોથી પોતાની પ્રિયાને શાંત પાડીને, અચ્યુત ભગવાન્ એજ જેના મિત્ર અને સારથી છે, કવચ જેણે બાંધ્યું છે, ઉગ્ર જેનું ધનુષ્ય છે, અને હનુમાન જેની ધ્વજામાં છે એવા તે અર્જુન રથમાં બેશીને ગુરૂપુત્ર અશ્વત્થામાની પછવાડે દોડ્યા. રથવડે પાછળ દોડ્યા આવતા અર્જુનને છેટેથી જોઇને બાળહત્યા કરનાર, કંપતા હૃદયવાળો અને પ્રાણની રક્ષા

૧ અર્થાત્ નારદે કહેલું ધ્યાન કર્યું. ૨ પોતાનું સ્વરૂપ ભૂલી ગયેલો. ૩ ત્રણે ગુણોથી જુદો. ૪ હું કર્તા ભોક્તા ઇત્યાદિ. ૫ આત્મામાંજ આનંદ પામનારા.

૧ ચાલતા સંબંધમાં અંતર પાડેછે માટે આ વાક્ય કૌંસમાં રાખ્યું છે. ૨ અગ્નિથી બાળનાર, ઝેર દેનાર, હાથમાં હથિયાર લઈ મારવા આવનાર, ધન હરનાર, ખેતર હરનાર, અને સ્ત્રી હરનાર એ છ આતતાયી કહેવાયછે.

કરવાને ઇચ્છતો, એવો તે અશ્વત્થામા, બ્રહ્મા જેમ રૂદ્રના ભયથી દોડ્યા હતા તેમ જેટલું દોડી શકાય તેટલું પૃથ્વીઉપર દોડવા લાગ્યો. જ્યારે પોતાનું રક્ષણ કરનાર કોઈ ન દીઠું ત્યારે તે બ્રાહ્મણના પુત્રે બ્રહ્માસ્ત્રને પોતાનું રક્ષણ કરનારૂં છે એમ માન્યું. પછી જોકે તેને પાછું વાળવાનું જાણતો ન હતો તોપણ પ્રાણસંકટ આવી પડવાથી તેણે આચમન લઇ ધ્યાન ધરીને બ્રહ્માસ્ત્ર સાધ્યું. એ અસ્ત્રમાંથી સર્વ દિશાઓમાં પ્રકટેલું તીક્ષ્ણ તેજ જોઇને અને તેથી પ્રાણસંકટને પણ આવી પડેલું જોઈને વિષ્ણુને અર્જુને કહ્યું.

અર્જુન કહેછે.—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે ભાગ્યવાન્! તમે ભક્તોનું કલ્યાણ કરનારાછો અને જન્મ-મરણના હેતુથી બળનારાઓને નાશ કરનારાછો, તમે સાક્ષાત્ આદિપુરૂષ માયાથી પર ઈશ્વર છો અને ચિતશક્તિથી માયાનો પરાભવ કરીને કૈવલ્ય એટલે મોક્ષરૂપ આત્માનેવિષે રહ્યાછો. જે તમે માયાને પરાભવ કરી રહેલા છો તેજ તમે માયાથી મોહ પામેલું જેનું ચિત્ત છે એવા જીવલોકને પોતાના પ્રભાવથી ધર્માદિક જેનું લક્ષણ છે એવું શ્રેય એટલે કલ્યાણ કરોછો. આ તમારો અવતાર પૃથ્વીનો ભાર હરવાનેમાટે અને જેનો બીજાનેવિષે ભાવ નથી એવા પોતાના ભક્તોને નિરંતર ધ્યાન કરવાનેમાટેજ છે. હે દેવના દેવ! આ ચારેકોરથી અતિદારૂણ તેજ ચાલ્યું આવેછે તે શું હશે અને ક્યાંથી આવતું હશે તે હું જાણતો નથી.

શ્રીભગવાન્ કહેછે.—હે અર્જુન! આ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર છે એમ જાણો. તેણે પ્રાણસંકટ આવવાથી દેખાડયુંછે પણ તે તેને પાછું વાળી લેવાનું જાણતો નથી અને બીજું કોઇ પણ અસ્ત્ર આ બ્રહ્માસ્ત્રને પાછું વાળે એવું નથી, માટે અતિ ઉગ્ર તે બ્રહ્માસ્ત્રના તેજને બ્રહ્માસ્ત્રના તેજથી હરી લો; કારણ કે તમે અસ્ત્રવિદ્યાને જાણોછો.

સૂત કહેછે.—શ્રીભગવાનનું કહેલું સાંભળીને શત્રુરૂપ યોદ્ધાઓને મારનાર અર્જુને આચમન કરી શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરી તે બ્રહ્માસ્ત્રનેમાટે બ્રહ્માસ્ત્ર સાધ્યું. પ્રલયકાળમાં સંકર્ષણના મુખનો અગ્નિ અને સૂર્ય, જેમ ભેળા થઇને વધે તેમ બાણવડે વીંટાએલું બેય અસ્ત્રનું તેજ પરસ્પર એકઠું થઇને પૃથ્વી, આકાશ અને અંતરિક્ષને[1] પૂરીને વધવા માંડયું. અર્જુન અને અશ્વત્થામાના અસ્ત્રનું ત્રણે લોકને બાળતું એવું મોટું તેજ જોઇને, તે તેજથી બળતી સઘળી પ્રજાએ 'પ્રલયનો અગ્નિ છે' એમ માન્યું. તે સમયે પ્રજાનો નાશ અને લોકનો નાશ થતો જોઇને તથા ભગવાનનો અભિપ્રાય જાણીને તે બેય અસ્ત્રને અર્જુને ખેંચી લીધાં. પછી તરતપાસે આવીને તે ગૌતમીના તીક્ષ્ણપુત્ર અશ્વત્થામાને કોપથી રાતાં નેત્રવાળા અર્જુને દોરીવડે જેમ પશુને બાંધે તેમ બાંધ્યો. જોરાવરીએ શત્રુને દોરીથી બાંધીને પોતાની છાવણી એટલે વાંસમાં લઇ જવાને ઇચ્છા કરનાર અર્જુનપ્રત્યે, કમળસરખાં નેત્રવાળા ભગવાન્ કોપેલા હોય તે રીતે બોલ્યા કે,—"હે પૃથાના પુત્ર! આ અશ્વત્થામાને રક્ષણ કરવાને તું યોગ્ય નથી, કેમકે જેણે અપરાધવિનાના સૂતેલા બાળકોને રાત્રિમાં હણ્યા, તે આ અધમ બ્રાહ્મણને મારવો જોઇએ. જે નિશાથી મદી ગયો હોય, જે અસાવધાન હોય, જે ભૂતાદિકથી કે વાયુથી ગાંડો થઇ ગયો હોય, જે સુતેલો હોય, જે બાલક હોય, જે સ્ત્રી હોય, જે જડ હોય, જે શરણે આવેલો હોય, જે રથવગરનો હોય, અને જે ભયને પામેલો હોય એવા શત્રુને ધર્મને જાણનાર મારતો નથી. જે નિર્દય ખળ માણસ બીજાના પ્રાણ લઇને પોતાના પ્રાણને પ્રસન્ન કરેછે તેનો વધ[2] કરવો એજ તેનું કલ્યાણ છે. કારણ કે તેમ

૧ પૃથ્વી અને આકાશની વચમાંના ભાગ.
૨ દંડ.

નહિ થવાથી દોષથી એટલે બીજાના પ્રાણ હરી લઇ પોતાના પ્રાણને પ્રસન્ન કરવાના પાપથી પુરૂષ નીચ ગતિને પામેછે. વળી તમે મારા સાંભળતાં દ્રૌપદીને સંભળાવ્યું છે એટલે વચન આપ્યું છે કે, 'હે માનિનિ! જે તમારા પુત્રનો મારનાર છે તેનું માથું હું લઇ આવીશ.' અને હે વીર! એ કુળમાં ધૂળ સરખાએ પોતાના ધણીનું અવળું કર્યું છે, માટે આતતાયી[1] અને પોતાના બંધુને હણનાર આ પાપીને મારો." એવીરીતે ધર્મની પરીક્ષા કરતાં શ્રીકૃષ્ણે કહ્યું તોપણ અર્જુને તેને મારવાની ઇચ્છા ન કરી કેમકે પુત્ર હણનારો છતાં તે માનવા યોગ્ય હતો. પછી ગોવિંદ જેને પ્રિય અને સારથી છે એવા અર્જુને પોતાના વાસમાં આવીને પોતાના મરાયેલા પુત્રોનો શોક કરતાં એવાં પોતાનાં પ્રિયા દ્રૌપદીની આગળ તેને લાવીને મૂક્યો. એવીરીતે પરાભવ કરીને લઇ આવેલા, પશુની પેઠે પાશથી બાંધેલા, ભુંડાં કર્મના દોષથી નીચું મોઢું કરી રહેલા અને અપકારને કરનારા ગુરૂના પુત્ર અશ્વત્થામાને દયાથી જોઇને સારા સ્વભાવવાળાં દ્રૌપદી પગે લાગ્યાં, અને એ ગુરૂપુત્રને બાંધીને લઇ આવવાનું સહન નહિ કરી શકતાં એવાં સતી બોલ્યાં, કે, 'આને મેલી દ્યો, મેલી દ્યો. બ્રાહ્મણ તો નિરંતર ગુરૂ એટલે માન્ય છે. જેના અનુગ્રહથી ગુપ્ત મંત્રસહિત ધનુર્વેદ અને અસ્ત્ર નાંખવાની વિધિ, અને અસ્ત્ર પાછું ખેંચી લેવાની વિધિસહિત ઘણાં અસ્ત્રો તમે શીખ્યા છો, તેજ આ પ્રજારૂપે ભગવાન્ દ્રોણ છે. તે ભગવાન્ દ્રોણનો અરધો દેહ તેની સ્ત્રી કૃપી છે તે આ વીરપુત્રનો જન્મ આપનારાં છે, માટે ધણીની પાછળ ગયાં નથી. માટે હે ધર્મને જાણનાર! હે મહાભાગ! ગુરૂનું કુળ આનાથી દુઃખ પામવાને યોગ્ય નથી પરંતુ ક્ષણે ક્ષણે પૂજા કરવાયોગ્ય અને નમવાયોગ્ય છે. મરી ગયેલા છે પુત્ર જેના એવી હું જેમ આંસુવાળે મોઢે વારંવાર રોઉંછું, તેમ પતિ એજ જેને દેવતા છે એવાં આની માતા ગૌતમી એટલે કૃપી, ન રૂવે એમ થવું જોઇએ. જે અવિચારી રાજાઓએ બ્રાહ્મણનું કૂળ કોપાવ્યું હોય, તે કૂળ તે રાજાઓના પરિવારસહિત શોકે વ્યાપ્ત એવાં કુળને તરત બાળી નાંખેછે.'

સૂત કહેછે.—હે બ્રાહ્મણો! એ રીતે દ્રૌપદીનું ધર્મનું, ન્યાયનું, દયાનું, સાચું, સરખું અને મોટું વચન સાંભળીને યુધિષ્ઠિરે વખાણ કર્યાં. તેમ નકુલ, સહદેવ, સાત્યકી, ધનંજય, દેવકીના પુત્ર ભગવાન, એ સઘળાએ અને બીજા જે હતા તેઓએ તથા જેટલી સ્ત્રીયો હતી તેમણે પણ વખાણ કર્યાં. તે સમયે ક્રોધયુક્ત ભીમસેન બોલ્યા, કે, 'જેણે પોતાના ધણીનેમાટે પણ નહિ અને પોતાનેમાટે પણ નહિ, પરંતુ ઠાલાભુલા સુતેલા બાળકોને મારી નાખ્યા, તે અશ્વત્થામાનો વધ કરવો તે કલ્યાણકારક છે.' ચતુર્ભુજ ભગવાન્, ભીમનું અને દ્રૌપદીનું બોલવું સાંભળીને તથા પોતાના મિત્રનું વચન વિચારીને હસતા હોય તેમ બોલ્યા.

શ્રીભગવાન્ કહેછે.— બ્રાહ્મણને હણવો નહિ અને આતતાયી હણવાને યોગ્ય છે, એ મેંજ બે રીતે આજ્ઞા કરી છે, તે મારી આજ્ઞા પળે તેમ કરો, દ્રૌપદીને શાંત પાડતાં જે તમે મારવાનું વચન આપ્યું છે તે સત્ય કરો અને ભીમસેનને, મુને તથા દ્રૌપદીને મનગમતું થાય તેમ કરો.

સૂત કહેછે.—અર્જુને ભગવાનનો અભિપ્રાય તરત જાણી જઇને અશ્વત્થામાના માથાનો મણિ શિખાસહિત તરવારવડે હરી લીધો. અને કાંતિવગરના તથા માથાના મણિવગરના તે બાળહત્યાથી ઝાંખા થયેલાને, દોરીના બંધનથી છુટો કરીને પોતાની છાવણીમાંથી કાઢી મૂક્યો; કારણ કે માથું

[1] જુઓ પૃષ્ઠ ૧૮ મે નોટ બીજી.

મુંડવું, દ્રવ્ય હરી લેવું અને જાયગામાંથી કાઢી મેલવું એજ બ્રાહ્મણનો વધ છે, બીજો કાંઈ દેહસંબંધી વધ નથી. પછી પુત્રના શોકથી આતુર થયેલા સર્વે પાંડવોએ દ્રૌપદીસહિત પોતાના મુવેલા પુત્રનું, દાહ કરવામાટે લઇ જવું, એ આદિ જે ઉત્તરકૃત્ય[1] હતું તે કર્યું.

**पुत्रशोकातुराः सर्वे पांडवाः सहकृष्णया ।**
**स्वानां मृतानां यत्कृत्यं चक्रुर्निर्हरणादिकं ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં અશ્વત્થામાને દંડ દેવાવિષેનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥*

**अथ ते संपरेतानां स्वानामुदकमिच्छतां ।**
**दातुं सकृष्णा गंगायां पुरस्कृत्य ययुः स्त्रियः ॥**

સૂત કહેછે.–હે શૌનક! ત્યારપછી પાણીને ઇચ્છતા પોતાના મરણ પામેલા પુત્રોને પાણી આપવા એટલે દાધાંજલિ[2] દેવામાટે સ્ત્રિયોને આગળ કરીને શ્રીકૃષ્ણ ભગવાનસહિત સર્વે ગંગાએ ગયાં. તે સઘળાં પાણી આપીને અને અત્યંત વિલાપ કરીને હરિના ચરણકમળથી પવિત્ર થયેલી ગંગાનદીના જળમાં નાહીને બેઠાં પછી ત્યાં પોતાના ભાઇઓસહિત બેઠેલા યુધિષ્ઠિર તથા ધૃતરાષ્ટ્ર અને પુત્રના શોકથી પીડાએલાં ગાંધારી, કુંતી અને દ્રૌપદી, એ સઘળાં મરણ પામેલા સંબંધીઓએ શોકમાં નાખેલાંને, મુનિયોસહિત ભગવાને પ્રાણિમાત્રનેવિષે ફેરવી અથવા મટાડી ન શકાય એવી કાળની ગતિ દેખાડીને, આશ્વાસના કરી. પછી દ્રૌપદીના કેશ ખેંચવાથી નાશ થયેલ છે આયુષ્ય જેનું એવા નઠારા રાજાઓને મારીને અને ધુતારા એવા દુર્યોધનાદિકે લઇ લીધેલું યુધિષ્ઠિરનું રાજ્ય યુધિષ્ઠિરને લઇ આપીને અને તે યુધિષ્ઠિરને ઉત્તમ સામગ્રિયોથી ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવીને દિશાઓમાં તેનો ઇંદ્રના સરખો યશ ફેલાવ્યો. પછી પાંડવોની રજા લઇ સાત્યકી અને ઉદ્ધવસહિત, પૂજા પામેલા વ્યાસઆદિ વિપ્રોએ જેની પૂજા કરેલ છે એવા ભગવાન્ દ્વારકાં જવાનો વિચાર કરી રથમાં બેસેછે, ત્યાં તો તેણે ભયથી વિહ્વળ થયેલી દોડી આવતી ઉત્તરાને[1] દીઠી. ઉત્તરા આવીને બોલી કે,–'હે દેવના દેવ! હે જગતપતિ! રક્ષા કરો, રક્ષા કરો. જે લોકમાં પરસ્પર મરણ થાય છે તે લોકમાં તમારાવિના અભયદાનને આપે એવો હું બીજો કોઇ દેખતી નથી. હે સમર્થ ઈશ્વર! તપેલું છે લોઢાનું શલ્ય[2] જેનું એવું આ બાણ સામું ચાલ્યું આવેછે. હે નાથ! એ મને ભલે બાળી નાખે પણ મારો ગર્ભ ન પાડે.' (એટલું હું માગુંછું.) ભક્ત જેને વહાલા છે એવા ભગવાને એ ઉત્તરાનું વચન સાંભળીને પાંડવવિનાની પૃથ્વી કરવાને નાખેલું દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું આ અસ્ત્ર છે એમ જાણ્યું, અને હે શૌનક! તેજ સમયે પોતાની ઉપર આવતાં પાંચ બાણોને જોઇને પાંડવોએ પોતાનાં અસ્ત્રો ઉપાડ્યાં, તેમ સમર્થ શ્રીકૃષ્ણે પણ નથી બીજામાં મન જેનું એવા પોતાના એ પાંડવોનું આવી પડેલું સંકટ જોઇને પોતાનાં સુદર્શન ચક્રરૂપ અસ્ત્રથી તેની રક્ષા કરી અને સર્વ ભૂત પ્રાણિયોના અંતરમાં રહેલા, પ્રાણિયોના આત્મારૂપ અને યોગેશ્વર એવા હરિભગવાન્ કુરૂકુળનો વંશ વધારવાનેમાટે પોતાની મા-

---

૧ મુવા પછી કરવાનું હોય તે. * આ આઠમા અધ્યાયમાં કહેલા અશ્વત્થામાના અસ્ત્રથી પરીક્ષિત રાજાનું ભગવાને રક્ષણ કર્યું તે, તથા કુંતીની સ્તુતિ અને યુધિષ્ઠિર રાજાએ શોક કર્યા, તે કહેવાશે. ૨ શબ બળી રહ્યા પછી સ્નાન કરી પ્રેતને પસલીથી પાણી અપાય છે તેને દાધાંજલિ કહેછે.

૧ પરીક્ષિત રાજાની માતા. ૨ બાણનું ફળ કહેવાયછે તે.

યાવડે ઉત્તરાના ગર્ભમાં પેઠા. જોકે એ બ્રહ્માસ્ત્ર અતિપરાક્રમવાળું અને પરાભવ ન પમાડી શકાય એવું હતું, તોપણ હે શૌનક! વિષ્ણુના તેજને પામી તે શાંત થઇ ગયું એટલે બ્રાંખું પડી ગયું અથવા નાશ પામ્યું. આશ્ચર્યરૂપ એવા અચ્યુતભગવાનમાં તમારે આ સર્વ આશ્ચર્ય ન માનવું, કે જે જન્મવગરના ઈશ્વર માયાદેવીવડે આ જગતને ઉત્પન્ન કરેછે, પાળેછે અને સંહાર કરેછે. ત્યારપછી ચાલવાને તૈયાર થયેલા શ્રીકૃષ્ણને, બ્રહ્માસ્ત્રથી મુકાયેલા પોતાના પુત્રો તથા દ્રૌપદીસહિત સતી કુંતાજીએ આ પ્રમાણે કહ્યું.–

કુંતી કહેછે.–આદિપુરૂષ, પ્રકૃતિ એટલે માયાથી પર, સર્વ ભૂતપ્રાણીમાં અને તેની બહાર રહેલા છતાં અલક્ષ્ય એટલે ન જણાઇ શકાય એવા, માયારૂપી પડદાથી ઢંકાયેલા, ઇન્દ્રિયોનું જ્ઞાન જેનાથી નીચું છે એવા અને નાશરહિત એવા આપને, ભક્તિયોગને નહિ જાણનારી હું માત્ર નમન કરૂંછું. જેમ વેશને ધરનારો નટ ઓળખાતો નથી, તેમ દેહાભિમાની પુરૂષથી આપ ઓળખાતા નથી. એટલુંજ નહિ પણ આત્મા તથા અનાત્માના વિવેકવાળા, મનનશીલ અને નિર્મળ મનવાળા પુરૂષો પણ આપને એ પ્રમાણે ઓળખતા નથી, ત્યારે ભક્તિયોગ કરવાને અમે સ્ત્રિયો તો આપને કેમ ઓળખી શકિયે? કૃષ્ણ, વસુદેવના પુત્ર, દેવકીના પુત્ર, નંદ નામના ગોપના કુંવર અને ગોવિંદ એવા આપને હું નમુંછું. કમળ જેની નાભીમાં છે, કમળની જેને માળા છે, કમળના સરખાં ઉઘડેલાં જેનાં નેત્ર છે અને કમળનું ચિન્હ જેના ચરણમાં છે, એવા આપને હું નમન કરૂંછું. હે હૃષીકેશ! ખળ એવા કંસે બંધીખાને રાખેલાં અને અતિશોકમાં પડેલાં એક દેવકીનેજ જેમ આપે છોડાવ્યાં, તેમ મને નથી છોડાવી, પણ મુને તો વારંવાર વિપત્તિના સમૂહથી પુત્રોએસહિત હે સમર્થ! રક્ષણ કરનાર આપેજ છોડાવી છે. ઝેરથકી,[1] અગ્નિથકી,[2] પુરૂષાદનાં દર્શનથી,[3] જુગટું રમવાના સ્થળમાંથી, વનવાસ જતાં હતાં ત્યાંથી, પ્રત્યેક રણસંગ્રામમાં અનેક મહારથિયોનાં અસ્ત્રોથી, અને અશ્વત્થામાના અસ્ત્રથી હે હરિ! અમારી આપે રક્ષા કરી છે. માટે હે જગતના ગુરૂ! અમને નિરંતર વિપત્તિ આવી પડે, એમ માગિયે છીએ કારણ કે તે પ્રત્યેક વિપત્તિમાં ફરીને આ સંસારનું દર્શન ન કરવું પડે એવું આપનું દર્શન થાય. સત્કુળમાં જન્મથી, સંપત્તિથી, વિદ્યાથી અને લક્ષ્મીથી જેનો મદ વધતો જતો હોય એવો પુરૂષ, કામનાવિનાના ભક્તોના જાણવામાં આવો એવા આપનું નામ લેવાને યોગ્ય નથી. કામનાવિનાના ભક્તોના ધનરૂપ, ગુણની વૃત્તિઓ એટલે ધર્મ, અર્થ અને કામરૂપ વિષયો જેમાંથી નિવૃત્ત થયેલ છે એવા, પોતાના આત્માના આનંદમાં રમનારા, શાંત એટલે રાગાદિકથી રહિત અને મોક્ષના ઇશ્વર એટલે મોક્ષ આપવાને સમર્થ એવા આપને હું નમુંછું. આપને હું કાળરૂપ માનુંછું, કારણ કે સર્વને નિયમમાં રાખનાર, આદિ અને અંતવગરના સમર્થ અને આરેકોરે સરખી રીતે વિચરનારા છો. અને ભૂતપ્રાણીમાં જે પરસ્પર ક્લેશ થાયછે તેમાં તો આપ નિમિત્તરૂપ છો. હે ભગવાન્! જેને કોઇ વહાલો નથી અને જેને કોઈ દવલો નથી, તથાપિ જેનેવિષે માણસોની વિષમબુદ્ધિ એટલે 'ઇશ્વર દયા કરનારા અને દંડ દેનારા છે' એવી બુદ્ધિ થાયછે

---

૧ દુર્યોધને ઝેરના લાડુ ભીમસેનને ખવરાવી ગંગામાં નાંખી દીધા હતા, ત્યાંથી ભીમસેન જીવતા નિકળ્યા હતા, એ સ્થળે ઝેરથી રક્ષા કરી. આ વાત ભારતમાં વિસ્તારથી લખી છે. ૨ લાખના ઘરમાં બળતાં હતાં ત્યાંથી. ૩ હિડિંબાદિ રાક્ષસો મળ્યા હતા ત્યાંથી.

એવા, અને માણસોની પેઠે આચરણ કરનારા આપનું કર્ત્તવ્ય કોઇ જાણતું નથી. હે વિશ્વના આત્મા! પશુઆદિમાં[1] માણસોમાં,[2] ઋષિયોમાં,[3] અને જળચરોમાં[4] અજન્મા[5] એવા આપનો જન્મ અને અકર્ત્તા[6] એવા આપનું કર્મ, એ અતિ વિડંબન છે, એટલે આશ્ચર્યરૂપ છે. આપે અપરાધ કર્યો અર્થાત્ દહીનું પાત્ર ફોડ્યું, તેથી માતા યશોદાએ જ્યાં દોરી હાથમાં લીધી ત્યાં તો તરત આંસુથી ધોવાઇ ગયેલાં આંજણવાળી અને ભયથી આકુળ થયેલી આંખોવાળું મોઢું નીચું કરીને ભયની ભાવનાથી એટલે મને મારશે એવો ભય દેખાડતા ઉભા થઈ રહેલા એવા આપની જે દશા થઇ, તે દશા મને મોહ પમાડેછે, કારણ કે આપનાથી તો બીકપણ પોતે બીએછે. પુણ્યશ્લોક[7] અને પ્રિય એવા યુધિષ્ઠિરની કીર્ત્તિનેમાટે અથવા યદુરાજાની કીર્ત્તિનેમાટે યદુના વંશમાં, મલયાચલના વંશનેવિષે તેની કીર્ત્તિનેમાટે જેમ ચંદન ઉત્પન્ન થાય તેમ અજન્મા આપે જન્મ લીધો છે એમ કેટલાએક કહેછે. કેટલાક એમ કેહેછે કે વસુદેવની સ્ત્રી દેવકીનેવિષે પૂર્વજન્મમાં તેઓના માગવાથી અજન્મા એવા આપ આ જગત્નાં કલ્યાણનેમાટે અને દેવતાઓના દ્વેષિયોનો વધ કરવામાટે પુત્રપણાંને પામ્યા છો. બીજા કેટલાક એમ કહેછે કે ઘણા ભારથી પીડાતી પૃથ્વીનો ભાર ઉતારવામાટે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી સમુદ્રમાં વહાણની પેઠે આપ ઉત્પન્ન થયા છો, અને કેટલાક કહેછે કે આ સંસારમાં પરમાનંદનાં અજ્ઞાનરૂપ અવિદ્યા એટલે દેહાભિમાનથી, દેહાભિમાનથી થયેલી કામનાથી, અને કામનાથી થયેલાં કર્મોથી ક્લેશને પામતા પુરૂષોનાં અવિદ્યાદિક નિવૃત્ત થવામાટે સાંભળવા યોગ્ય અને સંભારવા યોગ્ય કર્મ કરતાથકા ઉત્પન્ન થયા છો. હે પ્રભુ! જે જનો તમારી લીલાને વારંવાર સાંભળેછે, ગાયછે, સ્મરણ કરેછે અને બીજા કોઇ ગાય કે વર્ણવે તેનું વખાણ કરેછે, તે જનોજ થોડી વારમાં સંસારના પ્રવાહને મટાડનારાં એટલે જન્મ-મરણના ફેરાને ટાળનારાં આપનાં ચરણકમળને દેખેછે. પોતાનાંઓનું ઇચ્છેલું જેણે પૂર્ણ કરેલ છે એવા હે પ્રભુ! જેઓને તમારાં ચરણકમળવિના બીજો આશ્રય નથી એવાં અને તેથીજ રાજસૂય યજ્ઞમાં જેમણે દુઃખનો ત્યાગ કરેલ છે એવાં અમે, વહાલાં સગાં અને આપની પાછળ જીવનારાં છિયે, તેમ છતાં શું આજ હવે અમને આપ મેલી દ્યોછો? જેમ ઇંદ્રિયોનો ઈશ્વર જીવ જતો રહે ત્યારે નામ અને રૂપાદિ તુચ્છ છે, તેમ જ્યારે તમારૂં દર્શન નથી થાતું અર્થાત્ તમે અમને જોતા નથી ત્યારે નામ અને રૂપથી યાદવોસહિત પાંડવો કોણમાત્ર છે? કાંઇ નથી અર્થાત્ તુચ્છ છે. હે ગદાને ધરનાર પ્રભુ! આપનાં અસાધારણ વજ્ર અને અંકુશ આદિ લક્ષણોવડે ચિન્હવાળાં ચરણારવિંદથી અંકાયેલી આ અમારે પાળવાની પૃથ્વી હમણાં જેવી શોભેછે તેવી આપના પધારવા પછી નહિ શોભે. આ સમૃદ્ધિવાળા થયેલા દેશો, સારી પાકેલી ઔષધિયો, લતાઓ, વન, પર્વતો, નદિયો અને સમુદ્રો આપની દૃષ્ટિથી વૃદ્ધિ પામેછે. હે વિશ્વેશ! હે વિશ્વાત્મન્! હે વિશ્વમૂર્ત્તિ! પોતાના એવા પાંડવો અને યાદવોનેવિષે મારી આ સ્નેહરૂપી મજબૂત બેડી છે તેને છેદી નાંખો અને હે મધુપતિ! બીજા કશામાં નહિ જનારી મારી મતિ ગંગા જેમ પાણીના પૂરને નહિ ગણતાં સમુદ્રમાં પ્રીતિ કરેછે તેમ કોઇ દિવસ ન મટે એવી આપનેવિષે પ્રીતિ કરો. હે કૃષ્ણ! હે અર્જુનના મિત્ર! હે વૃષ્ણિ-

૧ વરાહઆદિ રૂપે. ૨ રામઆદિ રૂપે. ૩ વામનઆદિ રૂપે. ૪ મત્સ્યઆદિ રૂપે. ૫ જેને જન્મ નથી એવા. ૬ જે કંઈ કરતા નથી એવા. ૭ પવિત્ર કીર્ત્તિવાળા.

કુળમાં શ્રેષ્ઠ! હે પૃથ્વીનો દ્રોહ કરનારા રાજાના વંશના અગ્નિ! હે અક્ષીણ પ્રભાવવાળા! હે ગોવિંદ! હે ગાયો, બ્રાહ્મણ અને દેવતાની પીડાને હરણ કરવા જેનો અવતાર છે એવા! હે યોગેશ્વર! હે જગતના ગુરૂ અને હે ભગવન્! હું આપને નમન કરૂંછું.

સૂત કહેછે.—એવી રીતે કુંતીનાં મનોહર પદવાળાં વાક્યોથી સઘળો મહિમા જેનો ગવાયો છે એવા વૈકુંઠ ભગવાન્ માયાથી મોહ ઉત્પન્ન કરતા મંદ મંદ હસ્યા અને કુંતીને 'ખરૂં કહોછો' એમ કહી તેનું કહેવું અંગીકાર કરી, રથ ઉભો હતો ત્યાંથી પાછા વળી હસ્તિનાપુરમાં જઇને પછી તે કુંતીની અને સુભદ્રાઆદિ બીજી સ્ત્રિયોની આજ્ઞા લઇને પોતાના પુરપ્રત્યે જતા હતા, ત્યાં વળી યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી 'થોડો કાળ આહીંજ વાસ કરો' એવી પ્રાર્થના કરીને તેને જતાં અટકાવ્યા. ઈશ્વરની ચેષ્ટા નહિ જાણનારા વ્યાસાદિકે અને અદ્ભુત કર્મવાળા શ્રીકૃષ્ણે પણ ઇતિહાસોથી બોધ કર્યો, તોપણ શોકથી વ્યાપ્ત એવા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા સમજ્યા નહિ. હે બ્રાહ્મણો! અવિવેક ભરેલાં ચિત્તથી સ્નેહ અને મોહને વશ થઇ ગયેલા તે યુધિષ્ઠિરે સુહૃદોના વધનું ચિંતવન કરતાં કહ્યું, કે 'અરેરે! દુરાત્મા એવો હું તેના હૃદયનેવિષે ઠસી ગયેલું અજ્ઞાન તો જુઓ! કુતરાં અને શિયાળ આદિને ખાવાના આ દેહનેમાટે મેં ઘણી અક્ષૌહિણી[1] સેનાઓ હણી નાંખી!! બાળકો, બ્રાહ્મણો, સંબંધિઓ, મિત્રો, કાકાઓ, ભાઇઓ, અને ગુરૂઓનો દ્રોહ એટલે નાશ કરનાર હું છું, તેનો હજારો વર્ષે પણ નરકમાંથી છુટકો નહિ થાય. 'રાજાએ ધર્મયુદ્ધનેવિષે શત્રુઓનો વધ કરવો તે પાપ નથી' એ જે શિક્ષાનું વચન છે તે મારા બોધનેમાટે કલ્પાતું નથી પણ પ્રજાનું રક્ષણ કરનાર રાજાનેમાટે કલ્પાયછે. (અર્થાત્ પોતાની પ્રજાને બીજાથી પરાભવ થતો હોય ત્યારે તેનો વધ કરવો એવી આજ્ઞા છે પણ દુર્યોધન તો પ્રજાનું રક્ષણ કરતો હતો છતાં રાજ્યના લોભથી મેં વધ કર્યો, તે વધ પાપરૂપજ છે) મેં જેના બાંધવો મારી નાંખ્યા છે એવી સ્ત્રિયોનો જે આ દ્રોહ ઉત્પન્ન થયો છે, તેને ગૃહસ્થાશ્રમનાં કર્મથી હું મટાડવાને સમર્થ નથી. જેમ ઘણા ગારાથી ગારાવાળું પાણી મટાડાતું નથી, તથા જેમ થોડી મદીરાથી થયેલું અપવિત્રપણું ઘણી મદીરાથી નથી મટાડાતું, તેમ પ્રમાદથી થયેલી એકાદ પ્રાણીની હત્યાને જાણી જોઇને હિંસામય યજ્ઞોથી મટાડવાને યોગ્ય નથી.

**यथा पंकेन पंकाभः सुरया वा सुराकृतं ।**
**भूतहिंसां तथैवैकां न यज्ञैर्मार्ष्टुमर्हति ॥५२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં કુંતાની સ્તુતિ અને યુધિષ્ઠિરના અનુતાપવિષેનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ सूत उवाच ॥***

**इति भीतः प्रजाद्रोहात्सर्वधर्मविवित्सया ।**
**ततो विनशनं प्रागाद्यत्र देवव्रतोऽपतत् १**

સૂત કહેછે.—એ રીતે પ્રજાના દ્રોહથી ભયને પામેલા યુધિષ્ઠિર, પછી જ્યાં ભીષ્મ પિતામહ પડયા હતા તે કુરૂક્ષેત્રમાં ગયા. હે વિપ્રો! યુધિષ્ઠિર ગયા તે સમયે તેના ભાઇઓ તથા વ્યાસ અને ધૌમ્યાદિક ઋષિયો સુવર્ણથી શણગારેલા અને સારા ઘોડા જોડેલા રથોવડે તેની પછવાડે ત્યાં ગયા, તથા ભગવાન્ પણ અર્જુનસહિત રથમાં બેશીને

---

[1] જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, અને ૧૦૯૩૫૦ પાયદળ હોય તેવી મોટી ફોજ.

* આ નવમા અધ્યાયમાં યુધિષ્ઠિરને ભીષ્મપિતામહે કરેલું સર્વ ધર્મનું નિરૂપણ, તથા ભીષ્મે કરેલી કૃષ્ણની સ્તુતિ અને ભીષ્મની મુક્તિ કહેવાશે.

ત્યાં ગયા. એ સર્વથી જેમ ગુહ્યકે વીંટાયેલા કુબેર શોભે તેમ યુધિષ્ઠિર શોભતા હતા. સ્વર્ગમાંથી પડેલા દેવતાસરખા પૃથ્વીઉપર પડેલા ભીષ્મને જોઇને સઘળા પાંડવો, પોતાની પાછળ આવેલાઓ તથા શ્રીકૃષ્ણસહિત પગે લાગ્યા. ત્યાં બીજા બ્રહ્મર્ષિયો, દેવર્ષિયો અને રાજર્ષિયો પણ ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મનાં દર્શન કરવાને તત્ક્ષણ આવ્યા. પર્વત, નારદ, ધૌમ્ય, ભગવાન્ બાદરાયણ (વ્યાસ), બ્રહદશ્વ, ભરદ્વાજ, શિષ્યોસહિત પરશુરામ, વસિષ્ઠ, ઇંદ્રપ્રમદ, ત્રિત, ગૃત્સમદ, અસિત, કક્ષીવાન્, ગૌતમ, અત્રિ અને કૌશિક નામના ઋષિયો તથા બીજા પણ નિર્મળ મનવાળા શુકદેવજીઆદિ અને કશ્યપ તથા બ્રહસ્પતિ આદિ મુનિયો શિષ્યોસહિત ત્યાં ભીષ્મને જોવાને આવ્યા. ધર્મને, દેશકાળના વિભાગને અને ભગવાન્‌ના પ્રભાવને જાણનારા ભીષ્મે, તે આવેલા સર્વ મહાભાગોની અને પોતાના હૃદયમાં રહેલા છે તોપણ પોતાની પાસે બેઠેલા જગત્‌ના ઈશ્વર, જેણે માયાવડે દેહ ધારણ કરેલો છે એવા શ્રીકૃષ્ણની પૂજા કરી. વિનય અને સ્નેહથી ભરેલા, ને પાસે બેઠેલા પાંડવોને સ્નેહનાં આંસુથી અંધ થયેલી આંખેથી જોઈને કહ્યું, કે 'હે પાંડવો! બ્રાહ્મણોવાળા, ધર્મવાળા અને અચ્યુત ભગવાન્‌ના આશ્રયવાળા તમે છો, તેથી દુઃખમાં દહાડા કાઢવાને યોગ્ય નથી, અર્થાત્ સુખમાં દિવસો કાઢવાને યોગ્ય છો, છતાં આવી રીતે ક્લેશને ભોગવો છો એ અઘટિત અને અન્યાયરૂપ છે. અતિરથ એવા પાંડુરાજા મરણ પામવાથી નાંનાં છોકરાંવાળી બિચારી પૃથા વહુ (કુંતા) છોકરાંસહિત (તમસહિત) તમારે માટે વારંવાર ઘણાં દુઃખ પામ્યાં છે, તથા જેમ વાદળાંઓ વાયુને વશ રહેછે તેમ લોકપાળસહિત લોક જેને વશ છે એવા તમને અપ્રિય થયું, એ સઘળું હું કાળનું કરેલું માનું છું. જો એમ ન હોય તો જ્યાં ધર્મના પુત્ર રાજા યુધિષ્ઠિર હોય, હાથમાં ગદાધારણ કરનારા વૃકોદર એટલે ભીમ હોય, ધનુર્ધારી અર્જુન હોય, ગાંડિવ ધનુષ્ હોય અને શ્રીકૃષ્ણ સરખા સુહૃદ હોય ત્યાં વિપત્તિ કેમ ઘટે?! હે રાજા! આ શ્રીકૃષ્ણનાં કર્ત્તવ્યને કોઇ પુરૂષ જાણતો નથી, કે જે કર્ત્તવ્યને જાણવાની ઇચ્છાવાળા કવિજનો પણ મોહને પામે છે. માટે એ સર્વ દૈવને આધીન છે એમ નિશ્ચય કરીને એ ઈશ્વરને અનુસરીને હે નાથ,[1] હે પ્રભુ,[2] હે રાજા યુધિષ્ઠિર! અનાથ પ્રજાની રક્ષા કરો. આ સાક્ષાત્ આદિપુરૂષ નારાયણ ભગવાન્ માયાથી મોહને ઉપજાવતા યાદવોનેવિષે છાની રીતે વિચરે છે. હે નૃપ! આ ભગવાન્‌ના છાનામાં છાના પ્રભાવને સદાશિવ, દેવર્ષિ નારદ, અને સાક્ષાત્ ભગવાન્ કપિલદેવ જાણેછે. જેને તમે મામાના પુત્ર, પ્રિયમિત્ર અને ઉત્તમ સુહૃદ માનો છો તથા જેને મંત્રી, દૂત અને સ્નેહથી સારથી કર્યાછે, તે સર્વાત્મા,[3] સમદૃષ્ટિ,[4] અદ્વય,[5] અહંકારવગરના અને રાગદ્વેષાદિકથી રહિત ભગવાન્‌ને, ઉચાંનીચાં કામથી થતું વિષમપણું[6] ક્યાંઇ પણ નથી; તોપણ હે યુધિષ્ઠિર! ભાવવાળા ભક્તોનેવિષે તેની કેવી દયા છે તે તો જુઓ, કે જે પ્રાણ ત્યાગ કરતો એવો હું તેને સાક્ષાત્ શ્રીકૃષ્ણે દર્શન દીધું. જે ભગવાનનેવિષે ભક્તિથી મનને સ્થાપીને અને જેના નામનું કીર્ત્તન કરતો યોગી, શરીરને ત્યાગ કરતોથકો કામકર્મથી મુકાઇ જાયછે, અને પ્રસન્ન હાસ્ય ને રાતાં નેત્રવડે જેનું મુખકમળ શોભેછે તથા જે ધ્યાન કરવાના વિષયરૂપ છે, તે દેવના દેવ ચતુર્ભુજ ભગવાન્ જ્યાંસુધી હું આ શરીર છોડી

૧ કુળ પરંપરાથી સર્વના સ્વામી. ૨ સમર્થ. ૩ સાડુના આત્મારૂપ. ૪ જેને કોઇ પોતાનું પારકું નથી. ૫ જેનાવિના કોઇ બીજું નથી. ૬ આ સારૂં અને આ નરતું એવી બુદ્ધિ.

દઊં ત્યાંસુધી રહે. (એમ ઇચ્છું છું.)

સૂત કહેછે.—રાજા યુધિષ્ઠિરે તે દયાસહિત વાક્ય સાંભળીને બાણશય્યામાં સુતેલા ભીષ્મને સર્વે ઋષિયોના સાંભળતાં વિવિધપ્રકારના ધર્મ પૂછયા. હે મુનિ! વર્ણના ધર્મ, આશ્રમના ધર્મ, વૈરાગ્ય અને રાગરૂપ ઉપાધિથી જણાયેલ છે નિવૃત્તિ-પ્રવૃત્તિરૂપ લક્ષણ જેનું એવા માણસના સાધારણ ધર્મ, દાનધર્મ, રાજધર્મ, જુદા જુદા પ્રકારથી મોક્ષધર્મ, સ્ત્રીધર્મ, ભગવદ્ધર્મ, અને ઉપાયસહિત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ સર્વ જેવી રીતે નાનાપ્રકારનાં આખ્યાન અને ઇતિહાસોમાં છે તેવી રીતે તે તત્વના જાણનારા ભીષ્મપિતામહે સંક્ષેપ અને વિસ્તારથી કહ્યા. એમ ધર્મોને કેહેતા હતા ત્યાં જે કાળ પોતાની ઇચ્છાથી મૃત્યુને પામતા યોગિયોને વહાલો છે તે ઉત્તરાયણકાળ પ્રાપ્ત થયો. તે વખતે રણસંગ્રામમાં હજારો રથિયોને પાળનારા ભીષ્મે વાણીને ખેંચી લઇ સંગરહિત પોતાના મનને, પીળાંવસ્ત્ર જેણે પેરેલાં છે એવા અને પાસે ઉભેલા આદિપુરૂષ ચતુર્ભુજ ભગવાન્ શ્રીકૃષ્ણમાં આંખ્યો વીંચ્યાવિનાજ ધારણ કર્યું; અને શુદ્ધ ધારણાથી જેનાં સર્વ પાપ નાશ થયાંછે, ભગવાનને જોવાથી જેનો હથિયારોનો શ્રમ તરત ટળી ગયોછે, અને સર્વ ઇંદ્રિયોની વૃત્તિનો ભ્રમ જેનો નિવૃત્ત થયોછે, એવા ભીષ્મે દેહને મેલતાં જનાર્દન ભગવાન્‌ની (નીચે પ્રમાંણે) સ્તુતિ કરી.

શ્રીભીષ્મ કહેછે.—જે પોતાના પરમાનંદરૂપ સ્વરૂપને પ્રાપ્ત થયેલાજ છે તોપણ કોઇ સમયે ક્રીડા કરવા માટે, જે યોગમાયાથી સંસારની પરંપરા (પ્રવાહ) ચાલે છે તે માયાનો આશ્રય કરેછે, તે યાદવમાં શ્રેષ્ઠ એવા સમર્થ ભગવાનમાં નાનાપ્રકારના ધર્માદિક ઉપાયોથી મેં મારી નિષ્કામ મતિ અર્પણ કરીછે. આખા ત્રૈલોક્યમાં સુંદર, જેનો તમાલના સરખો નીલ વર્ણ છે એવા, અને સૂર્યનાં કિરણ સરખાં પીળાં વસ્ત્રવાળા તથા કેશના સમૂહથી ઘેરાઇ ગયેલાં મુખવાળાં શરીરને ધારણ કરતા એવા અર્જુનના સારથી શ્રીભગવાનમાં મારી નિષ્કામ પ્રીતિ રહેજો. યુદ્ધનેવિષે ઘોડાની ખરિયોની રજવડે ભૂરા થયેલા અને આમ તેમ ઉડતા કેશથી વિખરાઇ ગયેલા પરશેવાના બિંદુએકરીને જેનું મુખ શોભતું હતું, મારાં તીક્ષ્ણ બાણોથી જેના શરીરની ચામડી વીંધાઇ જતી હતી, અને જેનું કવચ એટલે બખ્તર તુટી જતું હતું એવા શ્રીકૃષ્ણનેવિષે મારૂં મન રહેજો. પોતાના મિત્ર અર્જુનનાં વચન[1] સાંભળીને તત્કાળ પોતાના અને શત્રુના સૈન્યના મધ્યમાં રથને ઉભો રાખી ઉભેલા, અને શત્રુની સેનાના લડવૈયાનાં આયુષ્યને કાળદૃષ્ટિથી હરી લેતા એવા અર્જુનના સખા શ્રીકૃષ્ણમાં મારી રતિ[2] રેહેજો. દૂર ઉભેલી સેનાને મોઢે મોવડી થઇ ઉભેલા (ભીષ્માદિક) ને જોઇને દોષબુદ્ધિવડે સ્વજનોના વધ કરવાથી નિવૃત્ત થયેલા અર્જુનની કુમતિને આત્મવિદ્યાવડે જેણે કાપી નાખી, તે પરમાત્માના ચરણમાં મારિ પ્રીતિ થજો. 'હું શસ્ત્ર ધારણ નહિ કરૂં' એવો પોતાનો બોલ પડતો મેલીને 'શ્રીકૃષ્ણના હાથમાં શસ્ત્ર લેવરાવીશ' એવી મારી પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે રથમાં બેઠા હતા ત્યાંથી ઉતરીને હાથમાં રથનું ચક્ર ધારણ કરી (ઉદરમાં રહેલાં ત્રિભુવનના ભારથી) પૃથ્વીને ચળાવતા, ઉતરીય વસ્ત્ર નીચે નાંખી દઇ, સિંહ જેમ હાથીને મારવા દોડે તેમ દોડયા; અને (તે સમયે હાસ્ય કરતો એવો અને) હાથમાં ધનુષ્યબાણ લઇ મારવા ઉભેલોએવો હું તેના તીક્ષ્ણ બાણોથી હણાયેલા અને એજ

૧ 'હે અચ્યુત! લડવાની ઈચ્છાવાળા અહીં ભેળા થઇને ઉભેલા છે તેને હું જોઉં, તેટલીવાર આ બેય સેનાની મધ્યમાં મારો રથ ઉભો રાખો.' ઇત્યાદિ. ૨ પ્રીતિ.

કારણથી કવચ જેનું તુટી ગયું છે એવા, લોહીથી ખરડાયેલાથકા, રોકી રાખતા અર્જુનને બલાત્કારથી ઉલ્લંઘન કરીને મને મારવા માટે આવ્યા, તે મુકુંદ ભગવાન્ મારી ગતિરૂપ હોજો. અર્જુનના રથનું રક્ષણ કરનારા, ચાબખો જેણે ગ્રહણ કરેલો છે, ઘોડાની રાશ જેણે હાથમાં ઝાલી છે, અને સારથીપણાંની શોભાથી શોભતા એવા ભગવાનનેવિષે મારી મોતને ઇચ્છનારાની પ્રીતિ હોજો, કે જે ભગવાન્‌ને જોઇને આ લડાઈમાં મુવેલા સર્વે તેના સરખાં રૂપને પામેલા છે. સુંદર ગતિ, વિલાસ, મનોહર હસવું, અને પ્રેમથી જોવું તેવડે ઘણાં માનને પામેલી, અને તેથીજ અત્યંત મદથી અંધ એટલે પરવશ થયેલી અને તેથીજ ગોવર્ધન પર્વત ધારણ કરવા આદિ તેનાં કરેલાં કાર્યોનું અનુકરણ[1] કરતી ગોપની સ્ત્રિયો પ્રસિદ્ધ રીતે જે ભગવાન્‌ના સ્વરૂપને પામી, તે ભગવાનનેવિષે મારી પ્રીતિ રહેજો. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં મુનિગણો અને ઉત્તમ રાજાઓથી ભરાઈ ગયેલા સભાના મધ્યમાં એ મુનિગણોને 'શું રૂપ! શું મહિમા!' એમ આશ્ચર્યથી જોવા યોગ્ય એવા જે ભગવાન્ પૂજનને પામ્યા, એ ભગવાન્ મારી નજરે આવી ઉભા છે. (એ મારૂં મોટું ભાગ્ય.) જેમ સર્વે પ્રાણિયોની પ્રત્યેક દૃષ્ટિમાં સૂર્ય એક છતાં અનેક રૂપે રહેલો જણાય છે, તેમ પોતે નિર્માણ કરેલાં પ્રાણિયોનાં પ્રત્યેક હૃદયમાં એક અધિષ્ઠાનરૂપે[2] રહેલા છતાં અનેક રૂપે જણાય છે, તે આ અજન્મા ઈશ્વરને, ભેદ અને મોહ જેનો ટળી ગયો છે એવો હું પ્રાપ્ત થયેલો છું.

સૂત કહેછે.—એવીરીતે મન, વાણી અને દૃષ્ટિની વૃત્તિવડે પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનનેવિષે મન જોડીને અંતરમાં જેનો શ્વાસ લય થયોછે એવા ભીષ્મ મરણ પામ્યા. ઉપાધિવગરનાં બ્રહ્મમાં ભીષ્મ મળી ગયા એમ જાણીને તે સર્વે દિવસ અસ્ત થાય ત્યારે પક્ષિયો જેમ ચુપ (બોલતાં બંધ) થઇ જાય છે તેમ બોલતાં બંધ થઇ ગયાં. તે સમયે દેવતા અને મનુષ્યોએ વગાડેલાં નગારાં વાગ્યાં, સર્વે રાજામાં જે ગુણમાં દોષ આરોપણ ન કરે એવા રાજા હતા તે વખાણવા લાગ્યા અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ. હે શૌનક! એ મરણ પામેલા તે ભીષ્મની દાહના સંસ્કારઆદિ ક્રિયા કરાવીને યુધિષ્ઠિર બે ઘડી શોક પામ્યા. પ્રસન્ન થયેલા મુનિયોએ શ્રીકૃષ્ણની, તેનાં છાનાં નામોથી સ્તુતિ કરી, અને પછી તે કૃષ્ણનું ધ્યાન કરતા કરતા પોતાનાં આશ્રમમાં પાછા ગયા. ત્યારપછી કૃષ્ણસહિત યુધિષ્ઠિરે હસ્તિનાપુરમાં જઇને પોતાના પિતારૂપ કાકા ધૃતરાષ્ટ્રને અને શોકથી તપેલાં ગાંધારીને શાંત કર્યાં. અને સમર્થ યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રના તથા શ્રીકૃષ્ણના અભિપ્રાયથી બાપદાદાથી ચાલ્યું આવતું રાજ્ય ધર્મથી કર્યું.

पित्राचाऽनुमतो राजा वासुदेवाऽनुमोदितः।
चकार राज्यं धर्मेण पितृपैतामहं विभुः॥४९॥

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં યુધિષ્ઠિરરાજ્યપ્રલંભ નામનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ शौनक उवाच ॥*

हत्वा स्वरिक्थस्पृध आततायिनो
युधिष्ठिरो धर्मभृतां वरिष्ठः।
सहाऽनुजैः प्रत्यवरुद्धभोजनः
कथं प्रवृत्तः किमकारषीत्ततः॥ १॥

શૌનક કહેછે.—પોતાના ધનનેવિષે ઇચ્છા રાખતા અથવા પોતાના ધનનેમાટે સંગ્રામ કરનારા અને તેજ કારણથી હાથમાં હથિયાર લઈ મારવા તૈયાર ઉભેલા શત્રુઓને

1. ચાળા. 2 આધારરૂપે.

* આ દશમા અધ્યાયમાં કરવાનું કામ સિદ્ધ કરી સ્ત્રિયોએ સ્તુતિ કરાતા એવા ભગવાન હસ્તિનાપુરથી, દ્વારકામાં પધાર્યા, એ કથા આવશે.

મારીને (બંધુના વધના દુઃખથી) વૈભવ જેને નથી ગમતો એવા અને ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરે પોતાના ભાઇઓસહિત કેમ રાજ્ય કર્યું અને ત્યારપછી તેણે શું કર્યું?

સૂત કહેછે.—વંશરૂપ વનમાં ઉત્પન્ન થંયેલા ક્રોધરૂપ અગ્નિથી બળેલા કુરૂના વંશને પરીક્ષિતના રક્ષણવડે પાછો અંકુરિત[1] કરીને અને પોતાનાં એટલે યુધિષ્ઠિરનાં રાજ્યઉપર યુધિષ્ઠિરને બેસારીને[2] જગત્‌ને પાળવાવાળા સમર્થ હરિભગવાન્ પ્રસન્ન થયા. પછી ભીષ્મના કહેલા અને ભગવાન્‌ના કહેલા ધર્મને સાંભળીને પ્રવૃત્ત થયેલાં, 'પરમેશ્વરને આધીન જગત્ છે, સ્વતંત્ર નથી.' એવાં વિશેષ જ્ઞાનથી 'હું કર્ત્તા છું' એવો મોહ ટળી ગયેલા, ભગવાન્‌ના આશ્રયવાળા અને પોતાના ભાઇઓએ સેવાતા યુધિષ્ઠિરે ઇંદ્રની પેઠે સમુદ્રસુધી પૃથ્વીને ભોગવી. તેના રાજ્યમાં ઇચ્છાપ્રમાણે વૃષ્ટિદ વરસતો હતો, પૃથ્વી કામનાપ્રમાણે ફળો આપતી હતી, મોટાં આઉવાળી ગાયો હર્ષવડે પોતાનાં રેહેવાનાં ઠેકાણાંને દૂધથી ભરી મૂકતી હતી, નદીઓ, વનસ્પતિ અને લતાઓસહિત પર્વતો, અને સર્વે ઔષધિયો પ્રત્યેક ઋતુમાં ઇચ્છાપ્રમાણે તેને ફળ આપતી હતી. યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા તે સમયે પ્રાણિયોને ક્યાંઈ પણ દૈવ, પ્રાણિઓ અને મનથકી થનારા અધિદૈવ આદિ તાપ, એટલે તાઢ તડકાથી થતા ક્લેશ, મનની પીડા અને રોગ એ કાંઇ થતાં નહતાં. હરિભગવાન્ સગા-સંબંધિયોનો શોક મટાડવા અને બેન સુભદ્રાને રાજી કરવામાટે કેટલાક માસ હસ્તિનાપુરમાં રહિને અને યુધિષ્ઠિરને પ્રણામ કરીને તેનાં વખાણ કરી, તેની આજ્ઞા લઇને કેટલાક પગે લાગે છે અને કેટલાક મળે છે એમ દ્વારકા જવામાટે રથમાં બેઠા. તે સમયે સુભદ્રા, દ્રૌપદી, કુંતી, વિરાટની પુત્રી, ગાંધારી, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ (ધૃતરાષ્ટ્રના પુત્ર,) કૃપાચાર્ય, નકુલ, સહદેવ, ભીમ, ધૌમ્ય, અને સત્યવતીઆદિ સ્ત્રિયો મોહ પામતાં ભગવાન્‌નો વિરહ સહન ન કરી શક્યાં. સત્સંગ કરવાનેમાટે જેણે પુત્ર આદિ વિષયરૂપ દુઃસંગ મેલી દીધો છે એવો વિદ્વાન્ પુરૂષ, જે ભગવાન્‌ના સત્પુરૂષોએ ગવાએલા મનોહર યશને એક ફેરે પણ સાંભળે તો પછી તેને મેલી શકતો નથી, તે ભગવાન્‌નેવિષે દર્શન, સ્પર્શ, બોલવું, સુવું, બેસવું અને જમવું એ આદિથી જેણે બુદ્ધિને કેળવી છે એવા પાંડુના પુત્રો એમનો વિરહ કેમ સહન કરી શકે? સ્નેહથી બંધાઇ જવાથી કૃષ્ણની પછવાડેજ જેનું ચિત્ત દોડે છે એવા તે સર્વે પાંડવો મટકું માર્યાવિનાની આંખ્યોથી તે ભગવાન્‌નેજ જોતાથકા ભેટ અથવા પૂજા લઇ આવવાનેમાટેજ ખસતા હતા. ભાઇઓની સ્ત્રિયો ઘેરથી શ્રીકૃષ્ણ સિધાવતાં ઉત્સાહ થવાથી આંખમાંથી પડતાં આંસુને અમંગળ ન થાય એટલામાટે રોકી રાખતાં હતાં. તે સમયે મૃદંગ, શંખ, ભેરી, ઢોલ, નગારાં, ગોમુખ, ધુંધુરી, આનક, અને ઘંટાઆદિ વાજાંઓ અને નોબતો વાગતાં હતાં. પ્રેમ, લાજ અને હાસ્યપૂર્વક જેની નજર છે એવી જોવામાટે મેહેલની અટારિયો ઉપર ચડેલી કુરૂકુળની સ્ત્રિયો શ્રીકૃષ્ણની ઉપર પુષ્પનો વરસાદ વર્ષાવતી હતી. વહાલા અર્જુને પોતાના અતિ પ્રિય ભગવાન્‌ની ઉપર મોતીવડે શોભતું અને રત્નની દાંડીવાળું છત્ર ધર્યું, અને ઉદ્ધવ તથા સાત્યકીએ પરમ અદ્ભુત એવાં બે ચામર ગ્રહણ કર્યાં, એમ શ્રીકૃષ્ણ ભગવાન્ પુષ્પોથી વધાવાતા માર્ગનેવિષે શોભતા હતા. નિર્ગુણ એટલે પરમાનંદરૂપ અને માયાવડે મનુષ્યરૂપ એવા પ્રભુને અયોગ્ય અને યોગ્ય એવી

૧ ચાલતો અથવા પ્રજાવાળો અથવા પ્રફુલ્લિત અથવા તાજો. ૨ અર્થાત્ ભગવાનના બેસારવાથીજ રાજ્યઉપર બેઠા, પોતાની ઇચ્છાથી નહિ.

બ્રાહ્મણોએ આપેલી સાચી આશિષો ઠેકાણે ઠેકાણે સંભળાતી હતી. ઉત્તમશ્લોક ભગવાન્‌માં ચિત્તવાળી કૌરવના નગરની સ્ત્રિયોમાં, સર્વના કાનને ગમે એવું પરસ્પર બોલવું થયું કે 'પૂર્વે જ્યારે ગુણો' વિકારને નહોતા પામ્યા ત્યારે તથા પ્રલયનેવિષે જ્યારે જગત્‌ના જીવનો ઈશ્વરમાં લય થયો એટલે જીવની ઉપાધિરૂપ સત્વાદિક ગુણની[1] શક્તિનો લય થયો ત્યારે જે એક અદ્વિતીય[2] પુરૂષ હતા, તેજ ખરેખર પુરાણપુરૂષ[3] આ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે. નામરૂપવિનાના જીવો હોવાથી તેઓને રૂપ અને નામ કરવાની ઇચ્છા થતાં વેદને કરનારા જે ઈશ્વરે, પોતાની કાલરૂપ શક્તિએ પ્રેરણા કરાએલી, પોતાના અંશરૂપ જીવોને મોહ કરનારી અને સૃષ્ટિ કરવાને ઇચ્છા કરતી એવી પ્રકૃતિનો ફરીને આશ્રય કર્યો, તેજ આ શ્રીકૃષ્ણ છે. ઇંદ્રિયોને જીતનારા અને પ્રાણને વશ કરનારા સત્પુરૂષો ભક્તિવડે નિર્મળ થયેલી બુદ્ધિથી જેનાં ચરણને અથવા સ્વરૂપને અહીં જુવે છે. તેજ આ શ્રીકૃષ્ણ છે. અને એ ઈશ્વરજ બુદ્ધિને નિર્મળ કરવાને યોગ્ય છે. હે સખિ! વેદમાં અને વેદનાં રહસ્યમાં અનુવાદિઓએ એટલે ગાનારાઓએ જેની સાચી કથા ગવાયેલ છે અને જે એક ઈશ્વર જગત્‌ને લીલાવડે ઉત્પન્ન કરેછે, પાળે છે અને સંહારે છે પણ તેમાં લેપાતા નથી, તેજ આ શ્રીકૃષ્ણ છે. જ્યારે તમોગુણી બુદ્ધિવાળા રાજાઓ અધર્મથી જીવેછે અર્થાત્ પોતાના પ્રાણનુંજ રક્ષણ કરેછે ત્યારે ખરેખર આજ ભગવાન્ શુદ્ધ સત્વગુણવડે પાળવામાટે રૂપને ધારણ કરતાથકા યુગેયુગે પ્રભુપણાંને, સત્ય પ્રતિજ્ઞાકરવાપણાંને, ખરો ઉપદેશ કરવાપણાંને, ભક્તોઉપર દયાને અને યશને પ્રકટ કરેછે. લક્ષ્મીના પ્રિયપતિ આ પુરૂષોત્તમભગવાન્, પોતાના જન્મથી યદુના કુળને સત્કાર કરેછે માટે અહો તે પૂર્ણરીતે અત્યંત વખાણવા યોગ્ય છે અને મથુરાંને પણ ચારેકોરે ફરવાથી માન આપેછે માટે અહો.તેપણ પૂર્ણરીતે અતિ પવિત્ર છે. અહો આ સ્વર્ગના વંશને પણ ઝાંખો કરનારી દ્વારકાપુરી પૃથ્વીના પવિત્ર યશને ફેલાવનારી છે, કેમકે જે દ્વારકાની પ્રજા, અનુગ્રહવડે કરેલાં હાસ્યપૂર્વક જેનું જોવું છે એવા પોતાના ધણી શ્રીકૃષ્ણને નિરંતર જુવેછે. હે સખિ! જેઓનું પાણિગ્રહણ[1] કર્યું છે એવી આ ભગવાનની સ્ત્રિયોએ વ્રત, સ્નાન, અને હોમઆદિથી ખરેખર આ ઈશ્વરનેજ પૂજ્યા હશે, કેમકે જે અધરામૃતનેવિષે અંતઃકરણ હોવાથી વ્રજની સ્ત્રિયો મોહ પામી, તે અધરામૃતને તે સ્ત્રિયો પીયેછે. હરણ કરી લઇઆવાણેલી, પ્રદ્યુમ્ન, સાંબ, અને અંબની માતા રૂક્મિણી, જાંબવતી, અને નાગ્નજિતીઆદિ સ્ત્રિયો કે જેઓ સ્વયંવરમાં ચૈદ્યઆદિ બળિયા રાજાઓને મથીને પ્રભાવરૂપ શુલ્ક એટલે મૂલ્ય અથવા પણાંથી હરણ કરી લઇ આવાણી છે, અને બીજી કે જેઓ ભૌમાસુરના વધમાં હજારો હરી લઇ આવાણી છે, તે સ્ત્રિયો સ્વતંત્રપણાં વગરનાં અને પવિત્રપણાંવગરનાં સ્ત્રીપણાંને પણ શોભાવે છે; કેમકે કમળસરખાં નેત્રવાળા પોતાના પતિ શ્રીભગવાન્ ભાષણોવડે હૃદયને આનંદ આપતા તેઓના ઘરમાંથી કોઇ દિવસ પણ બહાર જતા નથી.

એમ વિચિત્ર પ્રકારની વાણીને બોલતી પુરની સ્ત્રિયોને હાસ્યસહિત તેની સામી નજર કરીને આનંદ આપતાં આપતાં શ્રીકૃષ્ણ નીકળ્યા. યુધિષ્ઠિરે સ્નેહથી શત્રુથકી શંકા પામીને ચતુરંગિણી[2] સેના શ્રીકૃષ્ણની

૧ સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ.
૨ જેનાથી જુદું કોઇ બીજું નથી એવા.
૩ જુનામાં જુના અનાદિકાળના.

૧ કન્યાનો હાથ વરના હાથમાં અપાયછે અને અગ્નિની સાક્ષિયે લગ્ન થાયછે, તે પાણિગ્રહણ.
૨ રથ, હાથી, ઘોડા અને પાયદળ એ ચાર અંગવાળી મોટી સેના.

રક્ષા કરવામાટે ભેળી મોકલી. ત્યારપછી અતિ દૂર વળાવવામાટે આવેલા, વિરહથી આતુર અને અતિ સ્નેહવાળા કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા પાંડવોને પાછા વાળીને પોતાના પ્રિય ઉદ્ધવ આદિ સહિત શ્રીકૃષ્ણ પોતાના નગર પ્રત્યે સીધાવ્યા. કુરૂ,[1] જાંગલ, પાંચાલ, યમુના નદીના કાંઠાઉપરનો સૂરસેનદેશ, બ્રહ્માવર્ત્ત, કુરૂક્ષેત્ર, મત્સ્ય, સારસ્વત, અને મરૂદેશને ઓળંગીને તથા સૌવીર અને આભીરદેશને ઓળંગીને હે શૌનક! થોડાક જેના ઘોડા થાકેલા છે એવા સમર્થ પ્રભુ, તે પછી આવનારા આનર્ત્ત દેશમાં પોચ્યા. જ્યાં જ્યાં ગયા તે તે દેશની પ્રજાએ જેને ભેટ આપેલ છે એવા હરિ જ્યારે પશ્ચિમદિશામાં પોચ્યા ત્યારે સૂર્ય અસ્ત થયા, અથવા સાંજ પડવાથી સાંજનું સંધ્યાવંદન કર્યું તેટલામાં સૂર્ય પણ અસ્ત થયા.

**तत्र तत्र ह तत्रत्यैर्हरिः प्रत्युद्यतार्हणः । सायं भेजे दिशं पश्चात् गविष्ठो गां गतस्तदा ॥ ३६ ॥**

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥*

**आनर्त्तान्स उपव्रज्य स्वृद्धाञ्जनपदान् स्वकान् । दध्मौ दरवरं तेषां विषादं शमयन्निव ॥ १ ॥**

સૂત કહેછે.— હે શૌનક! તે ભગવાન્ પોતાના સમૃદ્ધિવાળા આનર્તદેશમાં[2] આવીને તે દેશના ખેદને મટાડતા હોય નહિ જાણે તેમ પાંચજન્ય નામના શંખનો નાદ કર્યો. પેટાળ જેનું ધોળું છે, ભગવાન્‌ના હાથરૂપ કમળનેવિષે જે વગાડવામાં આવેછે અને ભગવાન્‌ના હોઠની રતાશની ઝાંઇ જેમાં પડેછે, એવો એ પાંચજન્ય નામનો શંખ રાતાં કમળના સમૂહમાં બોલતા રાજહંસના જેવો શોભતો હતો. જગત્‌ના ભયને પણ ભય આપનારો તે શંખનો નાદ સાંભળીને સ્વામીનાં દર્શન કરવામાં પ્રીતિવાળી સઘળી પ્રજા સામી ગઇ. સૂર્ય આગળ જેમ દીવો કરે તેમ આદરથી જેણે બલિદાન (ભેટ) આપેલ છે અને પ્રીતિથી જેનું મન પ્રસન્ન થયેલું છે, એવી તે પ્રજા છોકરાં જેમ પોતાનું રક્ષણ કરનાર પોતાના પિતા પાસે બોલે તેમ પોતાના સ્વરૂપના લાભથી પૂર્ણકામ,[1] આત્મારામ,[2] રક્ષણ કરનારા અને સર્વથી વહાલા એવા પોતાના ધણી શ્રીકૃષ્ણની પાસે ગળગળે સાદે નીચે પ્રમાણે બોલી, કે—

હે નાથ! બ્રહ્મા, સનકાદિક અને ઇંદ્રાદિક દેવતાઓએ પૂજાયેલાં આપનાં ચરણકમળને અમે નમિયે છિયે. એ ચરણકમળ આ સંસારમાં પરમ કલ્યાણને ઇચ્છનારાઓને પરમ શરણરૂપ છે, કેમકે બ્રહ્માઆદિનો પણ ઈશ્વર એવો કાળ જેનેવિષે પોતાની સત્તા વાપરી સકતો નથી. હે જગત્‌ને ઉપજાવનારા પ્રભુ! આપ અમારૂં કલ્યાણ કરનારા થાઓ. અમારાં માતા, પિતા, સુહૃદ, અને પતિ તમેજ છો અને તમેજ અમારા સદ્ગુરૂ અને પરમ દૈવત છો, કે જેની પાછળ અમારી વૃત્તિ જવાથી અમે કૃતાર્થ થયાં છિયે. અમે આપનાથીજ સનાથ[3] છિયે, કેમકે દેવતાઓને પણ જેનું દર્શન દુર્લભ છે, પ્રેમથી જે હસવું તે હસવાસહિત સ્નેહે ભરેલી નજરવાળું જેમાં મોઢું છે અને સર્વ અંગે જે સુંદર છે એવું આપનું

---

૧ દેશનાં નામ ક્રમથી નથી. * આ અગિયારમા અધ્યાયમાં, બંધુઓસહિત દ્વારકામાં પધાર્યા ત્યારે તે દેશના લોકોએ સ્તુતિ કરાતા યાદવના પતિ શ્રીકૃષ્ણની પ્રીતિનું સારી રીતે વર્ણન આવશે. ૨ દ્વારકા પ્રાંતને આનર્ત દેશ કેહેવાયછે.

૧ જેની સર્વ ઇચ્છા પૂર્ણ થયેલ છે. ૨ આત્માનેવિષે આનંદ પામનારા. ૩ ધણિયાતાં.

સ્વરૂપ અમે જોઇએ છિયે. હે કમળ સરખાં નેત્રવાળા! આપ જ્યારે સુહૃદોને મળવામાટે અમને મેલીને હસ્તિનાપુર અને મથુરાપ્રત્યે પધારો છો, ત્યારે હે અચ્યુત! જેમ સૂર્યવિના આંખને ક્ષણ એક પણ કરોડ વર્ષ જેવો થઈ પડે તેમ આપનાવિના અમારો એક ક્ષણ કરોડ વર્ષ જેવડો થાયછે.

એ પ્રમાણે અને બીજી પણ રીતે પ્રજાએ ઉચ્ચારેલી વાણીને સાંભળતા એવા ભક્તવત્સલ ભગવાન્ આદર સહિત નજરવડે સર્વનીઉપર અનુગ્રહ કરતા દ્વારકાપાસે આવી પહોંચ્યા, કે જે દ્વારકા, નાગવડે જેમ ભોગવતી પુરીનું રક્ષણ થાયછે, તેમ મધુ, ભોજ, દશાર્હ, અર્હ, કુકુર, અંધક અને વૃષ્ણિકુળના પોતાના જેવા બળવાળા યાદવોથી રક્ષણ કરાતી હતી; જે સર્વે ઋતુમાં પુષ્પઆદિ સર્વ સંપત્તિસહિત સુંદર વૃક્ષ અને લતાના મંડપવાળાં, ઉદ્યાન,[1] ઉપવન,[2] અને આરામવડે[3] ઘેરાયેલાં તળાવોથી શોભતી હતી; જેમાં દરવાજાનાં અને ઘરનાં બારણામાં ઉત્સવથી તોરણો બાંધી દીધાં હતાં; જેમાં વિચિત્ર પ્રકારની એટલે ગરૂડઆદિનાં ચિન્હવાળી ધ્વજાઓના અને જય આપનારા યંત્રો જેમાં આળખેલ છે એવી પતાકાના આગલા ભાગથી અંદર છાયા થતી હતી; જેમાં રાજમાર્ગ, બીજા આડામાર્ગ, વેચવાની બજારના માર્ગ, અને આંગણાંઓ વાળીને સાફ કરી તે ઉપર સુગંધી પાણીનો છંટકાવ કરી, ફળ, ફૂલ, અક્ષત, અને અંકુરો વેરણી દીધેલાં હતાં તથા જે સઘળાં ઘરને બારણે બારણે દહીં, અક્ષત, ફળ, અને શેરડીથી, પાણી ભરેલા કુંભથી, તેમજ બલિદાન અને ધૂપદીપથી શણગારેલી હતી. અંતરના આત્મારૂપ પ્રભુ આવતા સાંભળીને મોટા મનવાળા વસુદેવ, અક્રૂર, ઉગ્રસેન, અદ્ભુત પરાક્રમવાળા રામ, પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ, અને જાંબુવતીના પુત્ર સાંબ, એ સઘળા સ્નેહથી સંભ્રમ થઇ જવાથી હર્ષથી સુવાનું, બેસવાનું અને ખાવાનું મેલી દઇને, સુંદર શણગારેલી હાથણી આગળ કરીને સુંદર પુષ્પઆદિ મંગળ પદાર્થો જેના હાથમાં છે એવા બ્રાહ્મણો સહિત શંખ તથા તુરી આદિના શબ્દથી અને મંત્રપાઠથી આદર આપતા રાજી થતા રથમાં બેસીને તેની સામા ચાલ્યા. હલતાં કુંડળથી શોભતાં કપોળવડે જેનાં મોઢાં શોભે છે એવી હજારો વેશ્યાઓ પણ તે ભગવાન્નાં દર્શન કરવાના ઉત્સાહથી વાહનમાં બેશીને સામી ચાલી અને નટ,[1] નર્તક,[2] ગંધર્વ,[3] સૂત,[4] માગધ,[5] અને બંદી,[6] એ સઘળા પણ શ્રીકૃષ્ણની સામા ચાલ્યા અને તે ઉત્તમશ્લોક ભગવાન્નાં અદ્ભુત ચરિત્રો ગાવા લાગ્યા. તે સમયે ભગવાને પણ સામા આવેલા સર્વ બંધુવર્ગને અને ગામના લોકોને કોઇને માથાથી નમીને, કોઇને વાણીથી નમીને, કોઇને સામસામા મળીને, કોઇને હાથ મેળવીને, કોઇને હસીને, અને કોઇને જોઇને જેને જેમ ઘટે તેમ મળીને અને સર્વની મુલાકાત લઇને માન આપ્યું; અને ચાંડાલ આદિને પણ તેમને ગમતાં દાન દઇને અભય આપીને માન આપ્યું. પોતે પણ ગુરૂએ આપેલી, સ્ત્રિયોસહિત બ્રાહ્મણોએ આપેલી, અને બીજા બંદીજનોએ આપેલી આશિશો લેતા લેતા દ્વારકામાં પેઠા. હે શૌનક! શ્રીકૃષ્ણના જોવાથી જેને ઘણો આનંદ આવેછે એવી દ્વારકાની કુલીન સ્ત્રિયો ભગવાન્ રાજમાર્ગમાં પધાર્યા ત્યારે અગાશીઉપર ચડી બેઠી, કેમકે શોભાના સ્થાન-

---

૧ મુખ્ય જેમાં ફળ થતાં હોય તેવું વન. ૨ મુખ્ય જેમાં ફૂલ થતાં હોય તેવું વન. ૩ ક્રીડાને માટે રચેલું વન.

૧ નવ રસને ભજવી બતાવવામાં ચતુર. ૨ તાલ આદિને અનુસરીને નાચનારા. ૩ ગાનારા. ૪ પુરાણ કેહેનારા. ૫ વંશાવળી વાંચનારા. ૬ નિર્મળ બુદ્ધિવાળા અને પ્રસંગને અનુસરીને બોલનારા.

રૂપ જેનું અંગ છે, લક્ષ્મીના નિવાસરૂપ જેની છાતી છે, સર્વ પ્રાણિયોની આંખને સુંદરપણાંરૂપ અમૃતનું પાન કરવાના પાત્રરૂપ જેનું મુખ છે, લોકપાળના નિવાસરૂપ જેના હાથ છે, અને ભક્તોને રહેવાના સ્થાનરૂપ જેનું ચરણકમળ છે, એવા અચ્યુત ભગવાનને નિરંતર જોનારાં પણ દ્વારકાનાં રેહેવાસિયોની નજર તૃપ્તિ પામતી નથી. વરસાદ જેમ સૂર્ય, ચંદ્ર, ઇંદ્રધનુષ્, અને વીજળીના તેજથી શોભે તેમ શ્રીકૃષ્ણ ભગવાન્ માથે ધારણ કરેલાં ધોળા છત્ર અને ચાંમરથી, વરસતા ફૂલના વરસાદથી, ધારણ કરેલાં પીતાંબર વસ્ત્રથી અને ધારણ કરેલી વનની માળાથી શોભતા હતા. ત્યારપછી શ્રીકૃષ્ણ પોતાના પિતાના ઘરમાં પેઠા. ત્યાં તેમનાં દેવકીઆદિ માતાઓ મળ્યાં, તેને પગે લાગ્યા. હર્ષથી વિન્હળ ચિત્તવાળી માતાઓએ પુત્રને પોતાના ખોળામાં બેસારી આંખમાંથી પડતાં આંસુવડે તેને માથે અભિષેક કર્યો. (અર્થાત્ માતાઓને હરખ થયો તેનાં આંસુ આવ્યાં તે શ્રીકૃષ્ણની ઉપર પડ્યાં.) ત્યારપછી સઘળા ભોગના પદાર્થો જેમાં ભર્યા છે એવાં પોતાનાં સૌથી સરસ ઘરમાં શ્રીકૃષ્ણ ગયા, કે જેમાં પોતાની સ્રિયોના સોળહજાર એકસો ને આઠ મેહેલ હતા. દેશાટન કરીને ઘેર આવેલા પતિને દૂરથી જોઇને મનમાં જેને અતિ મોટો ઉત્સવ થયોછે અને જેનાં લોચન લાજ પામેલાં છે એવી સ્રીયો અંતઃકરણની સાથે વ્રતસહિત ઉભી થઈ. હે શૌનક! ગંભીર અભિપ્રાયવાળી તે સ્રિયો તે આવતા પોતાના પતિને પેહેલાં બુદ્ધિથી મળી, ત્યારપછી દૃષ્ટિથી મળી, અને ત્યાર પછી સામાં મોકલેલાં બાળકોથી મળી; તે સમયે લાજને પામતી તે સ્રિયોની આંખમાંથી જોકે રોકી રાખેલું હતું તોપણ પરવશ થઇ જવાથી જરા પાણી પડ્યું. જોકે ભગવાન તે સ્રિયોની પાસે અને વળી એકાંતમાં રહ્યા છે તોપણ તે પ્રભુનાં ચરણકમળ ક્ષણે ક્ષણે નવાં નવાં લાગેછે. લક્ષ્મી ચંચળ છે તોપણ તે ચરણકમળને કોઈ દિવસ પણ છોડતાં નથી, તો બીજી કોણ એવી હોય કે તે ચરણકમળથી વિરામ પામે? એ રીતે વાયુ જેમ વાંસને પરસ્પર ઘસાવી અગ્નિ ઉત્પન્ન કરી એક બીજાને બાળીને શમી જાયછે, તેમ શ્રીભગવાન્ પૃથ્વીના ભારને માટે અવતરેલા અને ચારેકોરે મોટી સેનાઓથી જેનો પ્રભાવ પસરેલો હતો એવા રાજાઓમાં વેર ઉપજાવીને પોતે એકબીજાનો આયુધવિના નાશ કરીને તેથી વીરામ પામ્યા. એ ભગવાન્ પોતાની માયાવડે આ મનુષ્યલોકમાં અવતરીને જેમ કોઈ માણસ રમે તેમ ઉત્તમ સ્રિયોના સમૂહમાં રમતા હતા. જે સ્રિયોના ગંભીર અભિપ્રાયને જણાવનારાં નિર્મળ હસવાંથી અને સુંદર લાજ સહિત જોવાથી હણાયેલા શ્રીમહાદેવે પણ મોહ પામીને શરમાઈ જઈ પિનાક ધનુષ્યને નાખી દીધું, તે ઉત્તમ સ્રિયો હાવભાવથી જે ભગવાન્‌નાં મનને ક્ષોભ પમાડવાને સમર્થ ન હતી, તે ભગવાન્ વ્યાપક[1] અને અસંગ[2] છે તોપણ તેને પોતાના સરખાપણાથી સંગવાળા એટલે મનુષ્ય છે એમ જાણે છે, કેમકે આ લોક તત્વને જાણતો નથી. દેહનો આશ્રય કરી રહેલી બુદ્ધિ[3] જેમ દેહમાં રહેલા ગુણોથી જોડાય છે, તેમ ઈશ્વર માયામાં રહેલાછે તોપણ તેના સુખદુઃખઆદિ ગુણોથી કોઇ ક્ષણે પણ જોડાતા નથી, એજ ઈશ્વરનું ઈશ્વરપણું છે. જેમ અહંવૃત્તિયો[4] ક્ષેત્રજ્ઞને[5] પોતાને આધીન એટલે પોતાના જેવા ધર્મવાળો જાણેછે તેમ, અથવા જેવી જેની કલ્પના હોય તેવીરીતે સ્વામીના મહિમાને નહિ જાણનારી મૂઢ સ્રિયો તે ઈશ્વરને પોતાને આધીન અને એ-

૧ ચોતરફ ભરેલા. ૨ સંગરહિત. ૩ જીવ. ૪ હું આમ કરૂં હું તેમ કરૂં એવી અહંકારની વૃત્તિયો. ૫ આત્મા.

કાંતમાં અનુસરીને રહેલા છે એમ માનતી હતી.

**तंमेनिरेऽबला मूढाः स्त्रैणं चानुव्रतं रहः।**
**अप्रमाणविदो भर्त्तुरीश्वरं मतयो यथा ३९**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં શ્રીકૃષ્ણદ્વારકાપ્રવેશ નામનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ शौनक उवाच ॥*

**अश्वत्थाम्नोपसृष्टेन ब्रह्मशीर्ष्णोरुतेजसा।**
**उत्तराया हतो गर्भ ईशेनाजीवितः पुनः॥**

શૌનક પૂછેછે.– હે સૂત ! અશ્વત્થામાએ મૂકેલાં તીક્ષ્ણ તેજવાળાં બ્રહ્માસ્ત્રથી ઉત્તરાનો ગર્ભ નાશ પામ્યો અને જેને શ્રીભગવાને ફરીને જીવતો કર્યો, તે મહાબુદ્ધિમાન્ ગર્ભ (પરીક્ષિત)નાં જન્મ અને કર્મ અમને કહો; તથા જેને શુકદેવજીએ જ્ઞાન આપ્યું તે પરીક્ષિત મરણ કેમ પામ્યા તથા મૃત્યુ પામીને તે કેવીરીતે ગયા તે અમે સાંભળવાને ઇચ્છિયે છિયે માટે જો કેહેવાને યોગ્ય ધારતા હો તો આપ શ્રદ્ધાવાળા અમ સર્વને કહો.

સૂત કેહેછે.–શ્રીકૃષ્ણ ભગવાન્નાં ચરણકમળની સેવાથી જૂદા જૂદા પ્રકારની કામનાઓની ઇચ્છા મેલી દઇને યુધિષ્ઠિર રાજા પોતાના પિતાની પેઠે પ્રજાને રાજી કરતા પાળતા હતા. હે શૌનક ! સંપત્તિ, યજ્ઞથી મેળવેલા લોક, સ્ત્રી, ભાઇઓ, જંબુદ્વિપનું અધિપતિપણું અને સ્વર્ગસુધી પોચી ગયેલો યશ, એ સધળાં દેવતાઓ પણ ઇચ્છા કરે તેવાં તેને હતાં; તોપણ તેનું મુકુંદ ભગવાન્માં મન હોવાથી તેને તે સધળો વૈભવ કશી ગણતીમાં નહતો. જેમ ભુખ્યા માણસને ફૂલની માળાઆદિ પદાર્થો પ્રીતિ ઉત્પન્ન કરતા નથી તેમ તે વૈભવો રાજા યુધિષ્ઠિરને પ્રીતિ આપનાર ન હતા. હે શૌનક ! ગર્ભમાં રહેલા અને બ્રહ્માસ્ત્રના તાપથી બળતા વીરપુરૂષે, નિર્મળ સ્વરૂપવાળા, ચળકતાં સોનાનો મુકુટ પેરેલા, સુંદર રૂપવાળા, ચોખ્ખાં સોનાનાં કુંડળવાળા, અતિ રાતાં નેત્રવાળા, પોતાની ચારેકોરે હાથમાં ગદા લઇને ફરતા અને સૂર્ય જેમ ઝાકળને ટાળી નાંખે તેમ પોતાની ગદાથી બ્રહ્માસ્ત્રના તેજને ટાળી નાંખતા એવા અંગુઠા જેવડા કોઇ પુરૂષને જોઇને 'આ કોણ હશે' એવો તર્ક કર્યો. પ્રમાણમાં ન આવી શકે એવું જેનું રૂપ છે એવા ધર્મનું રક્ષણ કરનારા સમર્થ ઈશ્વર તે બ્રહ્માસ્ત્રનો નાશ કરીને એ દશ માસના ગર્ભના દેખતાં તેજ ઠેકાણે અંતર્ધાન થઇ ગયા. ત્યારપછી સારાં ફળ આપનારા બીજા ગ્રહો સહિત સારા ગ્રહોનો જેમાં ઉદય છે એવું અને એજ કારણથી સર્વે ગુણોનો ક્રમેકરીને વધારો સૂચવનારૂં લગ્ન આવ્યું, ત્યારે તેજવડે જાણે ફરીને પાંડુ રાજાજ જન્મતા ન હોય, તેમ પાંડુના વંશને વધારનાર પરીક્ષિત રાજા જન્મ્યા. તે સમયે પ્રસન્ન મનવાળા રાજા યુધિષ્ઠિરે ધૌમ્ય અને કૃપાચાર્ય આદિ બ્રાહ્મણોપાસે તેનું સ્વસ્તિવાચન[1] કરાવી જાતકર્મ[2] કરાવ્યું. પુત્ર ઉત્પન્ન થવાના પવિત્ર સમયે દાન આપવાના કાળને જાણનારા ધર્મરાજાએ નાળ છેદ્યા પેહેલાં સોનું, ગાય, ધરતી, ગામ, સારા હાથી, ઘોડા અને સારાં સારાં અન્ન બ્રાહ્મણોને આપ્યાં.[3] રાજી થયેલા બ્રાહ્મણોએ વિનય-

---

* આ બારમા અધ્યાયમાં, પ્રથમ જે પરીક્ષિતની કથાનો પ્રસંગ લાવવામાટે અશ્વત્થામાને દંડ થયો એ આદિ વિસ્તારથી કહ્યુંછે, તેજ પરીક્ષિતના જન્મનું વર્ણન આવશે.

૧ પુણ્યાહવાચન અર્થાત્ આશીર્વાદ. ૨ પુત્ર કે પુત્રી જન્મે તે વખતે જે સંસ્કાર કરવો જોઇએ તે. ૩ જ્યાંસુધી નાળ છેદી ન હોય ત્યાંસુધી સૂતક લાગતું નથી. નાળ છેદ્યા પછી સૂતક લાગે છે, માટે નાળનો છેદ થયા પેહેલાં દાન દેવાય. પુત્ર ઉત્પન્ન થાય તે સમય તીર્થ જેવો પવિત્ર લેખાય છે માટે તે વખતે આપેલું દાન અક્ષય થાયછે. શ્રુતિપણ કહેછે કે પુત્ર જન્મે ત્યારે અને વ્યતિપાતમાં આપેલું દાન અક્ષય એટલે કોઈ દિવસ નાશ ન થાય તેવું છે.

વાણ્યા ધર્મરાજાને કહ્યું કે 'હે પુરૂવંશમાં શ્રેષ્ઠ! આ શુદ્ધ પુરૂવંશની પ્રજાનો તંતુ ન ફેરવી શકાય એવા દૈવથી તુટી જતાં આપને માથે અનુગ્રહ કરવામાટે આ પુત્ર, ઉત્પત્તિ કરવાનોજ જેનો સ્વભાવ છે એવા વિષ્ણુએ આપને આપેલ છે. માટે લોકમાં 'વિષ્ણુરાત' એવું એનું નામ પડશે અને મોટા યશવાળો, ભગવાન્નો મોટો ભક્ત અને ગુણોથી વિખ્યાત થશે.

યુધિષ્ઠિર કહેછે.—હે બ્રાહ્મણો! વાહવાહના પુકારથી અને સારી કીર્ત્તિથી અમારા વંશના પુણ્યશ્લોક મહાત્મા રાજર્ષિયો જેમ વર્ત્યા છે તેમ વરતે એવો આ પુત્ર થશે કે કેમ?

બ્રાહ્મણો કહેછે.—હે મહારાજા! એ પુત્ર સાક્ષાત્ મનુના પુત્ર ઇક્ષ્વાકુના સરખો પ્રજાનું રક્ષણ કરનાર થશે, દશરથરાજાના પુત્ર રામચંદ્રના સરખો બ્રાહ્મણોનું હિત કરનાર અને સત્ય પ્રતિજ્ઞાવાળો થશે, ઉશીનરદેશના અધિપતિ શિબિરાજાના જેવો એ દાતા અને શરણે આવેલાનું રક્ષણ કરે એવો થશે, યજ્ઞ કરનારાઓના યશને વધારનારા ભરતના સરખો પોતાની જ્ઞાતિના યશને વધારનારો થશે, અર્જુન અને સહસ્રાર્જુનના સરખો ધનુષ્યને ધરનારાઓમાં આગળ પડતો થશે, અગ્નિની પેઠે કોઇનાથી તાપ સહન ન થઇ શકે એવો થશે, સમુદ્રના સરખો ગંભીર થશે, સિંહના સરખો પરાક્રમી થશે, હિમાલય પર્વતસરખો સત્પુરૂષોને સેવવા યોગ્ય થશે, પૃથ્વીના સરખો ક્ષમાવાળો થશે, પોતાનાં માતાપિતાના જેવો સહનશીલ થશે, સમપણામાં બ્રહ્માસરખો થશે, પ્રસન્ન થવામાં મહાદેવ જેવો થશે, લક્ષ્મીના નિવાસરૂપ હરિની પેઠે સર્વે પ્રાણિયોના આશ્રયરૂપ થશે, સર્વે સદ્ગુણોમાં અને મહિમામાં શ્રીકૃષ્ણની બરોબરી કરનારો થશે, રંતિદેવ રાજાના જેવો ઉદાર થશે, યયાતિ રાજાના જેવો ધર્મવાળો થશે, ધૈર્ય રાખવામાં બલિરાજાના સરખો થશે, પ્રલ્હાદની પેઠે શ્રીકૃષ્ણનેવિષે ખરા આગ્રહવાળો થશે, એ યજ્ઞોનો કરનારો થશે, વૃદ્ધોની સેવા કરનાર થશે, રાજર્ષિયોને ઉત્પન્ન કરનાર થશે, અવળે માર્ગે ચાલનારાઓને શિક્ષા કરનાર થશે, એ પૃથ્વી અને ધર્મની રક્ષા કરવામાટે કલિયુગને દંડ દેનારો થશે, અને બ્રાહ્મણના પુત્રે મોકલેલા તક્ષક નામના નાગથકી પોતાનું મૃત્યુ થવાનું સાંભળીને સર્વ સંગને મેલી દઇને હરિના ચરણનું ભજન કરશે. હે રાજા યુધિષ્ઠિર! ત્યારપછી વ્યાસના પુત્ર મુનિ શુકદેવજી પાસેથી આત્માનું યથાર્થપણું જાણી ગંગામાં આ દેહને છોડી દઇને સાક્ષાત્ નિર્ભય[1] પદને પામશે.

જાતકર્મને જાણનારા બ્રાહ્મણો એવીરીતે રાજા યુધિષ્ઠિરને કહીને અને પૂજા પામીને સઘળા પોતપોતાને ઘેર ગયા. પોતે જે પુરૂષને ગર્ભસ્થાનમાં દીઠા હતા તેનું ધ્યાન કરતાં કરતાં અર્થાત્ 'અહીં નજરે દેખાતાં માણસોમાં મેં દીઠા હતા તે પુરૂષ કોઇ છે કે નહિ' એમ પરીક્ષા કરતા હતા તેથી તે સમર્થ રાજપુત્ર 'પરીક્ષિત'[2] એવા નામથી લોકમાં પ્રસિદ્ધ થયા. દિવસે દિવસે કળાઓથી પૂરાતો જતો શુક્લપક્ષનો ચંદ્રમા જેમ વધતો જાય તેમ યુધિષ્ઠિર આદિ આર્યોએ ચોસઠ કળાવડે પૂરાતો જતો તે વધવા માંડયો. પછી જ્ઞાતિનો દ્રોહ મટાડવા સારૂ અશ્વમેધ યજ્ઞ કરવાની યુધિષ્ઠિરને ઇચ્છા થઇ, પરંતુ કરથી[3] ઉત્પન્ન થયેલ અને દંડથી ઉત્પન્ન થયેલ ધનવિના બીજું ધન પોતાની પાસે નહિ હોવાથી તે ચિંતા કરવા લાગા. એ યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય જાણી જઇને શ્રીકૃષ્ણે તેના ભાઇઓને ઉત્તરદિશામાં મોકલ્યા, તે ત્યાંથી મરૂત્તના યજ્ઞમાં નાંખી દીધેલાં સોનાનાં પાત્રોઆદિ ઘણું દ્રવ્ય લઇ આવ્યા. એ દ્રવ્યથી સર્વ સામગ્રી તૈયાર કરીને યુધિષ્ઠિરે જ્ઞાતિના દ્રોહના ડરનેલીધે ત્રણ

---

૧ જે પદને પોચ્યાથી કશો ભય નથી રહેતો.
૨ પરીક્ષિત. ૩ વજે-વેરાથી કે લાગાથી.

અશ્વમેધ યજ્ઞથી હરિ ભગવાનનું યજન કર્યું.

तेन संभृतसंभारो धर्मपुत्रो युधिष्ठिरः ।
वाजिमेधैस्त्रिभिर्भीतो यज्ञैः समयजद्धरिं ॥

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં 'પરીક્ષિતના જન્મનો ઉત્કર્ષ' એ નામનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ सूत उवाच ॥ *

विदुरस्तीर्थयात्रायां मैत्रेयादात्मनो गतिं ।
ज्ञात्वाऽगाद्धास्तिनपुरं तयावाप्तविवित्सतः

સૂત કહેછે.– હે શૌનક! વિદુરજી તીર્થયાત્રામાં મૈત્રય પાસેથી પોતાની ગતિરૂપ શ્રીકૃષ્ણને જાણીને અને એ જાણવાથી સર્વ જાણવાનું જેણે જાણ્યું છે એવા તે હસ્તિનાપુરપ્રત્યે ગયા. પેહેલાં જેટલાં પ્રશ્નો વિદુરે મૈત્રેયની આગળ પૂછ્યાં હતાં તેટલાં પ્રશ્નોમાંથી માત્ર ત્રણ ચાર પ્રશ્નોના ઉત્તરના જ્ઞાનથીજ તેને ગોવિંદમાં દૃઢ ભક્તિ થવાથી તે પ્રશ્નોથકી નિવૃત્ત થયા, અર્થાત્ બીજા પ્રશ્નોનો ઉત્તર સાંભળવા રોકાયા નહિ. હે શૌનક! તે પોતાના બંધુ વિદુરજીને આવેલા જોઈને ભાઇઓસહિત ધર્મરાજા, ધૃતરાષ્ટ્ર, ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ, સંજય, કૃપાચાર્ય, કુંતા, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, દ્રોણાચાર્યની સ્ત્રી કૃપી, બીજી પાંડુરાજાની જ્ઞાતિ અને તેની સ્ત્રિયો તથા બીજી કેટલીક દીકરીઓસહિત સ્ત્રિયો, એ સઘળાં પ્રાણ આવે ને જેમ હાથપગ આદિ શરીરના અવયવો ઉભા થાય તેમ હર્ષથી ઉભાં થયાં. પછી જેને જેમ ઘટે તેમ મળવું, પગે લાગવું એ આદિથી સૌ મળીને વિરહથી થયેલી ઉત્કંઠાથી પરવશ થઈ તે સઘળાંએ પ્રેમથી આંખનાં પાણી પાડયાં. પછી યુધિષ્ઠિર રાજાએ આસન આપીને તેની પૂજા કરી. ત્યારપછી જ્યારે વિદુરજી જમીને સારાં આસન ઉપર બેઠા બેઠા સુખ થાય તેમ આરામ લેતા હતા ત્યારે સહુ સાંભળે તેમ ધર્મરાજાએ વિનયથી નમ્ર થઇને પૂછ્યું.

યુધિષ્ઠિર કહેછે.– હે વિદુરજી! આપના પક્ષપાતની છાયાથી વધેલા અમ સર્વને આપ સંભારો છો કે નહિ? કેમકે ઝેર અને અગ્નિ આદિની આવી પડેલી વિપત્તિયોના સમૂહમાંથી આપેંજ અમારી માતાસહિત અમને મૂકાવ્યા છે. આપેં યાત્રા કરતાં દેહનું પોષણ કયી રીતે કર્યું અને આ પૃથ્વીમાં કયાં કયાં મુખ્ય ક્ષેત્રો અને તીર્થો તમે કર્યાં છે? હે વિદુરજી! તમારા સરખા ભગવાનના ભક્તો પોતે પવિત્ર છે તેથી પોતાના અંતરમાં રહેલા પરમાત્માથી તીર્થોને પણ પવિત્ર કરેછે. હે વિદુરજી! અમારા સુહૃદ, બાંધવ, અને શ્રીકૃષ્ણ જેના દેવતા છે એવા યાદવો પોતાના નગરમાં સુખમાં વસે છે કે કેમ? તેઓને તમે દીઠા કે સાંભળ્યા હોય તો કહો.

ધર્મરાજા યુધિષ્ઠિરે એવીરીતે પૂછવાથી એક યદુકુળના ક્ષયવિના બાકી બધું જેમ થયું હતું તેમ ક્રમેકરીને કહી દેખાડયું. દૈવયોગથી આવી પડેલું કાંઇ પણ અપ્રિય માણસથી દુઃખેપણ સહન થઇ શકતું નથી એટલામાટે અને પોતે દયાળુ તેથી પાંડવોને દુખિયા ન જોઇ શકે એટલામાટે તે વિદુરે યદુકુળનો નાશ થવાની વાત કહી નહિ. ત્યારપછી પોતાના મોટા ભાઇ ધૃતરાષ્ટ્રને કલ્યાણ કરનારાં તત્વનો બોધ કરતા અને સર્વેને પ્રીતિ ઉપજાવતા કેટલોક સમય દેવતાનાં જેટલાં માનથી ત્યાં સુખમાં રહ્યા. (વિદુર શૂદ્ર હતા માટે તે ધૃતરાષ્ટ્રને ઉપદેશ કેમ કરી શકે એમ કદી શંકા થાય તો તેનું સમાધાન એ છે કે તે શૂદ્રના અવતારમાં યમરાજા હતા, કેમ કે માંડવ્ય મુ-

* આ તેરમા અધ્યાયમાં, પરીક્ષિતના રાજ્યાભિષેકથી યુધિષ્ઠિરનો મહોદય કેહેવામાટે વિદુરનાં વાકયથી ધૃતરાષ્ટ્ર ચાલી નીકળ્યા તે વાત કેહેવાશે.

નિના શાપથી[1] સો વર્ષ સુધી જ્યાંસુધી યમરાજાએ શૂદ્રપણું ધારણ કર્યું ત્યાંસુધી યમલોકમાં પાપીઓને અર્યમા[2] દંડ આપતા હતા.) રાજ્ય જેને મળેલું છે એવા યુધિષ્ઠિર રાજા લોકપાળના સરખી કાંતિવાળા પોતાના ભાઈઓસહિત વંશને ધરનાર એટલે વંશને વધારનાર પૌત્ર પરીક્ષિતને જોઈને અતિ રાજી થતા હતા. એવીરીતે ઘરમાં વળગી રહેલા અને ઘરનાં કામકાજથી ગાફલ રહેલા પાંડવોનો દુઃખથી ન નીકળી શકે એવો કાળ ખબર ન પડે તેવીરીતે નીકળી ગયો. કાળ વીતી ગયો એમ જાણીને વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું કે 'હે રાજા! આ ભય આવેલ છે તેને જુઓ, ને હવે ઘરમાંથી નીકળો. હે પ્રભુ! અહીં ક્યાંઇથી જરા પણ જે કાળને પાછો વાળવાનો ઉપાય નથી તેજ બળવાન્ કાળ આપણ સર્વને પ્રાપ્ત થયોછે. તે કાળવડે ગળાયેલો આ લોક પોતાના અતિપ્રિય એવા પણ પ્રાણોથી તત્કાળ વિખૂટો પડેછે ત્યારે બીજાં ધનઆદિથી વિખૂટો પડે એમાં શું? તમારા પિતા, ભાઇઓ, સંબંધિયો અને પુત્રો એ સઘળા હણાઇ ગયા છે, તમારૂં આયુષ્ય પણ વીતી ગયુંછે અને તમારો દેહ વૃદ્ધપણે ઘેરી લીધેલો છે તોપણ હજી તમે પારકે ઘેર રહેલા છો. અહો! પ્રાણિયોને જીવવાની આશા બહુ મોટી છે કે જે આશાવડે ભીમસેને આપેલાં અન્નને કુતરાંની પેઠે ગૃહણ કરોછો. જેની- ઉપર અગ્નિ નાંખ્યો, જેને ઝેર આપ્યું, જેની સ્ત્રિયોનું અપમાન કર્યું અને જેનું રહેવાનું ઠેકાણું અને ધન હરી લીધાં તેજ પાંડવોએ આપેલાં અન્નથી ટકી રહેલા પ્રાણનું શું પ્રયોજન છે? કાંઈ નથી. આમ દીનપણું ભોગવો છો તોપણ જીવવાની આશાવાળા અને લોભી એવા આપનો જરાથી જુનો થઈ ગયેલો એટલે ઘરડપણથી ખળભળી ગયેલો આ દેહ દિવસે દિવસે લૂગડાંની પેઠે ઘસાતો જાય છે, માટે હવે તમે ધીર થાઓ. વૈરાગ્ય પામેલો, સંસારનાં બંધનથી છુટી ગયેલો અને જેના અંતઃકરણની ગતિ જાણવામાં નથી આવતી એવો જે પુરૂષ, જેમાં કાંઈ પણ સ્વાર્થ ન રહ્યો હોય એવા દેહને ત્યાગ કરે તેજ ધીર કહેવાય છે. અહીં પોતાની મેળે અથવા બીજાના ઉપદેશથી જેને વૈરાગ્ય થયો હોય એવો આત્મજ્ઞાની હરિ ભગવાનને અંતઃકરણમાં ધારણ કરતો ઘરમાંથી ચાલી નીકળે તેજ સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ કહેવાય છે. માટે તમે હવે તમારી મેળેજ કોઇને ખબર ન પડે તે રીતે ઉત્તરદિશામાં જાઓ, કેમકે હવે પછી ઘણુંકરીને પુરૂષોનાં ધૈર્ય અને દયાઆદિ ગુણોને નાશ કરનારો કાળ આવવાનો છે.' એ પ્રમાણે પોતાના નાના ભાઈ વિદુરે અંધ રાજા ધૃતરાષ્ટ્રને બોધ કર્યો તેથી પોતાના ભાઈ વિદુરે ધર્મ અને મોક્ષનો માર્ગ જેને દેખાડી આપ્યો છે એવા તે ધૃતરાષ્ટ્ર પોતાનાં કુટુંબમાં દૃઢપણાથી બંધાઇ ગયેલા સ્નેહરૂપ પાશને તોડીને ચાલી નીકળ્યા. સુબલ રાજાનાં પુત્રી સારા શીલવાળાં પતિવ્રતા ગાંધારી પણ, જેમ યુદ્ધમાં પડેલો માર જોકે દુઃખ આપનાર છે તોપણ શૂરવીરોને આ-

---

૧ ચોરને શોધવા નીકળેલા કેટલાક રાજાના ચાકરો માંડવ્યઋષિ તપ કરતા હતા તેની પડોશમાંથી ચોરલોકો હાથ લાગતાં તેની સાથે ઋષિને પણ બાંધી રાજા પાસે લઈ આવ્યા અને રાજાના હુકમથી સર્વને શૂળીએ ચડાવી દીધા. પછી શૂળીએ ચડાવેલામાં એક ઋષિ છે એમ જાણી રાજાએ તેને નીચે ઉતારી પ્રસન્ન કર્યા. પછી ઋષિએ યમરાજા પાસે જઈ ક્રોધ કરીને કહ્યું કે મને શૂળિયે શામાટે ચડાવરાવ્યો? યમરાજે જવાબ આપ્યો કે તમે બાળપણામાં તીડને દર્ભના આગલા ભાગથી રમતાં રમતાં વીંધી નાંખ્યું હતું તેથી તમને તે કર્મનું ફળ મળ્યું. આ સાંભળી ઋષિએ શાપ આપ્યો કે હું બાળપણામાં અજ્ઞાની હતો તેમ છતાં તમે આવો મોટો દંડ આજે મને કરાવ્યો માટે શૂદ્ર થઇ જાઓ. ૨ પિતૃ.

નંદ આપનાર છે, તેમ ઘણાં દુઃખવાળા છતાં ત્યાગીઓને આનંદ આપનારા હિમાલય-પ્રત્યે જતા પોતાના પતિ ધૃતરાષ્ટ્રની પાછળ ચાલી નીકળ્યાં. રાજા યુધિષ્ઠિર સંધ્યાવંદનઆદિ કર્મ કરી અગ્નિમાં હોમ દઈ અને બ્રાહ્મણોને તલ, ગાય, પૃથ્વી અને સુવર્ણથી સત્કાર કરીને ગુરૂને વંદન કરવાસારૂ ઘરમાં ગયા પણ ધૃતરાષ્ટ્ર, વિદુર કે ગાંધારીને દીઠાં નહિ, તેથી ઉદ્વેગ પામીને ત્યાં બેઠેલા સંજયને પૂછ્યું કે 'હે સંજય! આંખે આંધળા અને વૃદ્ધ એવા મારા પિતારૂપ ધૃતરાષ્ટ્ર ક્યાં છે અને નાશ પામેલા પુત્રોના દુઃખથી પીડાયેલાં મારાં માતા ગાંધારી કયાં છે અને શુદ્ધ અંતઃકરણવાળા કાકા વિદુરજી કયાં ગયા? બંધુઓ જેના હણાઈ ગયાછે એવા મારા દુઃખી કાકા ધૃતરાષ્ટ્ર, કરેલા ઉપકારને નહિ જાણનાર એવો હું તેનેવિષે અપરાધની શંકા લાવીને મારાં માતા ગાંધારીસહિત ગંગામાં પડયા કે શું? હે સંજય! અમારા પિતા પાંડુરાજા મરણ પામવાથી બાળક અને સગાં એવાં અમસર્વને જેણે આજ દિવસસુધી ઘણે દુઃખે ઉછેરીને મોટાં કર્યાં, તે મારાં માતાપિતા અહીંથી ક્યાં જતાં રહ્યાં?'

સૂત કહેછે.— હે શૌનક! કૃપાથી અને સ્નેહનાં વિકળપણાંથી વિરહવડે દુબળો થયેલો સંજય પોતાના ધણી ધૃતરાષ્ટ્રને નહિ દેખવાથી અતિ પીડા પામ્યો તેથી ઉતાવળથી જવાબ આપી શકયો નહિ. ધીરેથી બુદ્ધિવડે મનને ધારણા આપીને બે હાથવડે આંખમાંથી પડતાં પાણીને લુઇને ધૃતરાષ્ટ્રનાં ચરણનું સ્મરણ કરતો તે બોલ્યો.—

સંજય કહેછે.—હે કુળને આનંદ આપનારા! તમારા કાકા ધૃતરાષ્ટ્ર તથા વિદુરના અને ગાંધારીના ઠરાવને હું જાણતો નથી. હે મહાબાહુ! તે મહાત્માઓએ મને પણ છેતર્યો છે.

આવી રીતે કેટલોક કાળ શોક કર્યો તે પછી તુંબરૂ ઋષિસહિત ભગવાન્ નારદમુનિ ત્યાં આવ્યા, તેને ઉભા થઈ માન આપી અને પગે લાગીને જાણે પ્રાર્થના કરતા હોય તેવીરીતે પોતાના ભાઇઓસહિત (નીચેપ્રમાણે) બોલ્યા.

યુધિષ્ઠિર કહેછે.— હે ભગવાન્ નારદમુનિ! મારા કાકા ધૃતરાષ્ટ્ર અને વિદુર, તથા હણાઈ ગયેલા પુત્રોના શોકથી પીડા પામતાં દુખિયાં માતા ગાંધારી અહીંથી કયાં જતાં રહ્યાં, તેનાં ઠેકાણાની મને ખબર નથી, માટે નાવિક (ખલાસી) જેમ સમુદ્રનો પાર દેખાડેછે તેમ શોકરૂપ સમુદ્રનો પાર દેખાડનારા આપજ મને કહો.

ત્યારપછી મુનિમાં શ્રેષ્ઠ ભગવાન્ નારદમુનિ બોલ્યા કે, હે યુધિષ્ઠિર! આ આખું જગત્ ઈશ્વરને આધીન છે, માટે કોઇનો શોક ન કરવો જોઇએ. જે ઈશ્વરને લોકપાળસહિત સઘળા લોક બલિદાન આપેછે તેજ ઈશ્વર પ્રાણિયોને ભેળાં કરેછે અને જુદાં પાડે છે. જેવીરીતે નાકનેવિષે નાથ નાખીને નાથેલા અને પોતે રાશવડે બાંધેલા બળદો ધણીને વશ રહેછે તેવીરીતે ઈશ્વરની આજ્ઞારૂપ નાથમાં નાથેલા અને ઈશ્વરની આજ્ઞારૂપ રાશથી બાંધેલા મનુષ્યો ઈશ્વરને બલિદાન આપેછે. જેમ જગત્માં રમવાના પદાર્થોનું ભેળું થવું અને જુદું પડવું એ રમત રમનારની ઇચ્છાઉપર આધાર રાખેછે, તેમ મનુષ્યોને પણ ભેળું થવું અને જુદું પડવું એ ઈશ્વરઉપર આધાર રાખેછે. તમે માણસને દેહરૂપે નિત્ય[1] માનતા હો, અથવા દેહરૂપે અનિત્ય[2] માનતા હો અથવા નિત્ય ને અનિત્ય[3] બેય માનતા હો તોપણ મોહ થકી થયેલા સ્નેહવિના બીજી કોઇપણ રીતે એ ચારે પક્ષમાં તમારે શોક કરવો ઘટતો નથી, અર્થાત્ શોક

૧ અચળ, કોઇ દિવસ નાશ ન થાય તેવો. ૨ ચળ, નાશ થાય તેવો. ૩ ચળ ને અચળ, નાશવાળો ને નાશવગરનો.

થાયછે તેનું કારણ સ્નેહજ છે, અને સ્નેહ થવાનું કારણ અજ્ઞાન છે. માટે હે યુધિષ્ઠિર ! 'અનાથ,[1] ગરીબ, અને વનમાં વસેલાં તે ધૃતરાષ્ટ્ર વગેરે મારાવિના કઈ રીતે વર્ત્તશે' એવા અજ્ઞાનથી થયેલ મનનાં વિકળપણાનો ત્યાગ કરો. સર્પનો કરડેલો જેમ બીજાની રક્ષા કરી શકતો નથી, તેમ કાળને, કર્મને અને ગુણને[2] આધીન એવો આ પાંચ ભૂતથી[3] થયેલો દેહ બીજાની રક્ષા કરી શકતો નથી. હાથવગરનાં પ્રાણિયો હાથવાળાં પ્રાણિયોને જીવાડનાર છે,[4] પગવગરનાં પ્રાણિયો ચોપગાં પ્રાણિયોને જીવાડનાર છે, નાનાં પ્રાણિયો મોટાં પ્રાણિયોને જીવાડનાર છે, એમ સર્વ પ્રાણિયોને જીવાડનાર સર્વ પ્રાણિયો છે. હે રાજા ! હાથવગરનાં અને હાથવાળાં પ્રાણિયોરૂપ આ જગત્ પોતાની મેળે સર્વના દ્રષ્ટા (સાક્ષી) એવા શ્રીભગવાનરૂપજ છે. તે ભગવાન્ સર્વ ભોગ ભોગવનારાઓના આત્મારૂપ એકજ છે તોપણ ભોગ ભોગવનારારૂપે અને ભોગરૂપે જુદા જુદા પ્રકારના જણાય છે તેને તમે ઓળખો. હે મહારાજ ! તેજ આ પ્રાણિયોને પેદા કરનારા ભગવાન્ દૈત્યોનો નાશ કરવામાટે પૃથ્વીનેવિષે કાળરૂપે અવતરેલ છે. ઘણું ખરૂં દેવતાનું કાર્ય તો તેણે સિદ્ધ કર્યું છે, બાકી જે યદુકુળના ક્ષયરૂપ કાર્ય કરવાનું છે તેની વાટ જુવે છે, અર્થાત્ તે કર્યા પછી સ્વધામમાં પધારશે.[5] માટે જ્યાંસુધી ભગવાન્ આ લોકમાં બીરાજે છે, ત્યાંસુધી તમે પણ શું થાયછે તે જોયા કરો. તમારા કાકા ધૃતરાષ્ટ્ર પોતાના ભાઇ વિદુરસહિત તથા પોતાનાં સ્ત્રી ગાંધારીસહિત હિમાલય પહાડના દક્ષિણ ભાગમાં ઋષિયોનો આશ્રમ છે ત્યાં ગયા છે. જે આશ્રમમાં સમઋષિને રાજી કરવામાટે જુદા જુદા સાત પ્રવાહથી ગંગાજી સાત ભાગે વહેછે એને સમસ્રોત એમ કહેછે, તે આશ્રમમાં અસુવન નામના તીર્થમાં નાઇને અને વિધિપ્રમાણે અગ્નિને હોમીને શાંત જેનું મન છે એવા અને પુત્ર પામવા વિગેરેની જેની ઇચ્છા જતી રહી છે એવા પાણીનો આહાર કરતા ત્યાં રહ્યા છે. આસન જેણે જીત્યું છે, શ્વાસ જેણે જીત્યો છે, ઇંદ્રિયો અને મન જેણે વશ કરેલ છે, હરિ ભગવાન્ મળશે એવી ધારણાથી જેનો સત્વ, રજસ્ અને તમોગુણરૂપ મેલ ધોવાઇ ગયો છે એવા બ્રહ્માંડના આકાશમાં ઘડાના આકાશની પેઠે દેહના અભિમાની આત્માને સ્થૂલ દેહાદિથી જુદો કરી વિશેષ જ્ઞાનમય એવા જીવાત્મામાં લય કરીને એટલે હું દેહનો અભિમાની અહંકાર નહિ પણ જીવ છું એમ જાણીને, અને જીવાત્માને જીવાત્માપણાના અંશથી જુદો કરી ક્ષેત્રજ્ઞ (દ્રષ્ટા) સાક્ષીનેવિષે એક કરીને એટલે હું જીવ નહિ પણ દ્રષ્ટા છું એમ જાણીને, અને દ્રષ્ટા આત્માને દ્રષ્ટાપણાના અંશથી જુદો પાડીને આધારરૂપ પરબ્રહ્મનેવિષે એક કરીને એટલે હું આત્મા નહિ પણ પરબ્રહ્મરૂપ છું એમ જાણીને, માયાના ગુણની વાસના જેની નાશ થઇ છે, ઇંદ્રિયો અને અંતઃકરણ જેણે વશ કરેલ છે, અને તેથીજ જેનો આહાર અથવા ઇંદ્રિયોના વિષયનું ગ્રહણ કરવાપણું નાશ થઇ ગયું છે, એવા પર્વતની પેઠે સ્થિર થઇને બેઠા છે. હે રાજા ! સર્વ કર્મનો જેણે ત્યાગ કર્યો છે એવા તમારા કાકા ધૃતરાષ્ટ્રને વિઘ્ન ન પડે એમ કરવું એવો મારો મત છે. કેમકે તે આજથી પાંચમે દિવસે પોતાનું શરીર છોડી દેશે અને તે શરીર બળીને રાખ થઇ જશે. બહાર બેઠેલાં પતિવ્રતા ગાંધારી

૧ જેનું કોઇપણ વ્હાલી, વારસ કે પોષણ કરનાર નહોય તે અનાથ કેહેવાય. ૨ રજોગુણ, તમોગુણ અને સત્વગુણ. ૩ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ. ૪ જીવવાના સાધનરૂપ અથવા ખોરાક. ૫ ભગવાન્ યદુકુળનો ક્ષય કરીને સ્વધામ પધાર્યા એ વાત થઈ ગયેલી છતાં જેમ વિદુરે કહી નહિ તેમ નારદેપણ યુધિષ્ઠિરને અહીં કહી નહિ.

પણ પર્ણકુટીની સાથે યોગાગ્નિથી પોતાના પતિનો દેહ બળવા માંડ્યાથી પતિની પાછળ અગ્નિમાં પ્રવેશ કરશે. હે કુરૂકુળને આનંદ આપનાર! વિદુરજી પણ એ આશ્ચર્ય જોઇને હર્ષ અને શોક પામીને તે ઠેકાણેથી તીર્થ કરવાનેમાટે જશે.

આ પ્રમાણે બોધ કરીને પછી નારદમુનિ તુંબરૂસહિત સ્વર્ગપ્રત્યે ગયા અને યુધિષ્ઠિરે તેનાં વચનોને અંતરમાં ઉતારીને શોકનો ત્યાગ કર્યો.

**इत्युक्त्वाथारुहत्स्वर्गं नारदः सहतुंबरुः ।**
**युधिष्ठिरो वचस्तस्य हृदि कृत्वा जहाच्छुचः॥**

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥*

**संप्रस्थिते द्वारकायां जिष्णौ बंधुदिदृक्षया ।**
**ज्ञातुं च पुण्यश्लोकस्य कृष्णस्य च विचेष्टितं ॥**

સૂત કહેછે.—પુણ્યરૂપ જેની કીર્ત્તિ છે એવા કૃષ્ણ ભગવાનના ચેષ્ટિતને જાણવાની ઇચ્છાથી અને સંબંધિયોનાં દર્શન કરવાની ઇચ્છાથી અર્જુન દ્વારકા ગયા હતા તેને ઘણા માસ વીતી ગયા તોપણ ત્યાંથી તે પાછા આવ્યા નહિ. કુરૂકુળમાં ઉત્તમ યુધિષ્ટિર ભયંકર ઉત્પાતો દેખવા લાગ્યા. ઋતુના ધર્મ જેમાં ફરી ગયેલા છે એવા કાળની ભયંકર ગતિ જોવામાં આવી; ક્રોધી, લોભી અને જુઠુ બોલનારાં માણસોની પાપે ભરેલી જીવિકા જોવામાં આવી; કપટે ભરેલો વ્યવહાર જોવામાં આવ્યો; સ્નેહીપણું શઠપણાસાથે મળી ગયેલું દેખવામાં આવ્યું; તથા માતા, પિતા, સંબંધિયો, ભાઇઓ અને ધણીધણીયાણીમાં કજીયો થતો જોવામાં આવ્યો. આ પ્રમાણે તે વખતે અતિ માઠા ઉત્પાતરૂપ અપશકુનને થતાં જોઇને અને મનુષ્યોની લોભઆદિથી અધર્મવાળી થઇ ગયેલી પ્રકૃતિને જોઇને યુધિષ્ઠિરે પોતાના નાના ભાઈ ભીમસેનને નીચે પ્રમાણે કહ્યું.

યુધિષ્ઠિર કહેછે.— હે ભીમસેન! પુણ્યરૂપ જેની કીર્ત્તિ છે એવા શ્રીકૃષ્ણ ભગવાન્‌નાં ચેષ્ટિત જાણવાસારૂ અને સગાંસંબંધીનાં દર્શન કરવાની ઇચ્છાસારૂ અર્જુનને દ્વારકા મોકલ્યા છે તેને લગભગ સાત માસ વીતી ગયા તોપણ હજી તે તમારા નાના ભાઈ અર્જુન શા કારણથી આવતા નથી તે હું સેહેલાઇથી જાણી શકતો નથી. જે ભગવાન્‌ના પ્રતાપથી આપણને સંપત્તિ મળી, જેના પ્રતાપથી રાજ્ય મળ્યું, જેના પ્રતાપથી સ્ત્રિયો મળી, જેના પ્રતાપથી જીવતા રહ્યા, જેના પ્રતાપથી કુળવાન્ કેહેવાયા, જેના પ્રતાપથી પ્રજાવાળા થયા, જેના પ્રતાપથી શત્રુઓને હરાવ્યા, અને જેના પ્રતાપથી લોક મળ્યા, તે શ્રીકૃષ્ણ ભગવાન્ ક્રીડા કરવાના સાધનરૂપ મનુષ્યનું શરીર જે સમયે છોડી દેવાના છે, તે આ નારદે કહેલો સમય આવ્યો કે શું?! હે પુરૂષોમાં બળિયા ભીમ! બુદ્ધિને મોહ પમાડે એવા પાસે આવેલ ભયને આપણી આગળ સૂચવનારા પૃથ્વીના, આકાશના અને દેહના ભયંકર ઉત્પાતો થાયછે તે જુઓ. હે ભાઈ! મારા સાથળ, આંખ, અને હાથ, વારંવાર ફરક્યા કરેછે અને મારાં હૃદયમાં કંપ થયા કરેછે,[1] તેથી જણાયછે કે હમણાંજ કંઈ તે મારૂં ભુંડું કરશે. હે ભાઇ! જેનાં મોઢાંમાંથી દેવતા ઝરેછે એવી આ ક્યાઉડી ઊગતા સૂર્ય સામું જોઇને રૂવે છે, આ કુતરો કોઇથી ડરતો ન હોય તેમ રૂવે છે, વખણાયેલાં ગાયઆદિ પશુઓ મારે ડાબે પડખે ઉતરે છે, બીજાં ગધેડાંઆદિ પશુઓ મારે જમણે પડખે ઉતરે છે, હે ભાઈ! મારા ઘોડાઓ પણ રોતા હોય એમ જાણુંછું,

---

* આ ચૌદમા અધ્યાયમાં, ઉત્પાત જોઇને શંકા પામેલા યુધિષ્ઠિર રાજાએ અર્જુનપાસેથી શ્રીકૃષ્ણનું સ્વધામ જવું સાંભળ્યું એ વાત આવશે.

[1] એ ચાર શરીરસંબંધી ઉત્પાત.

અને મરણને સૂચવનારો આ હોલો, પોતાના નઠારા શબ્દોથી જગત્‌ને શૂન્ય કરવા ઇચ્છતો હોય એમ જણાયછે. ઊંઘવગરનો તથા મનને કંપાવનારો ઘૂડ અને કાગડો એ બેય ઊંઘને મેલીને પોતાના નઠારા શબ્દોથી જગત્‌ને શૂન્ય કરવાને ઇચ્છતા જણાયછે.[1] દિશાઓ ઝાંખી થઇ ગઇ છે, સૂર્યને ફરતાં તેજનાં કુંડાળાં થાયછે, પર્વતો સહિત પૃથ્વી કંપે છે, વરસાદવિના કડાકાસહિત વીજળી પડેછે, ઝીણી ધૂળથી અંધારૂ કરતા આ કઠોર વાયુ વાયછે, વરસાદ ચોતરફથી સુગ થાય એવાં લોહીને વર્સાવે છે, સૂર્ય તેજ વગરનો થઇ ગયો છે, આકાશમાં એકબીજા ગ્રહોનું યુદ્ધ થાયછે, અને ભૂતભરાયેલાં પ્રાણિયોસહિત ભૂતગણોએ આકાશ અને પૃથ્વી બળતાં હોય તેમ જણાયછે.[2] નદીઓ, ધુનાઓ, તળાવો,.અને મનુષ્યોનાં મન એ સઘળાં ક્ષોભ પામે છે, ઘીવડે પણ અગ્નિ પ્રકાશ પામતો નથી, માટે આ આવેલો સમય શું કરશે તે જણાતું નથી. વાછડાંઓ ધાવતાં નથી અને તેની માતાઓ દુધ દેતી નથી, વ્રજનેવિષે[3] ગાયો આંખમાં આંસુ લાવીને રૂવે છે, બળદો હર્ષ પામતા નથી, દેવતાની મૂર્ત્તિયો જાણે રોતી હોય નહિ, જાણે પરશેવાવાળી હોય નહિ અને જાણે હલતી કે ચાલતી હોય નહિ તેમ લાગે છે; આ દેશો, આ નગરો, આ ગામડાંઓ, આ બગીચાઓ, આ ખાંણો અને આ આશ્રમો શોભાવિનાનાં અને આનન્દ વગરનાં થઇ ગયાં છે,[4] માટે તે આપણને શું દુઃખને સૂચવે છે તે ખબર પડતી નથી. આ મોટા ઉત્પાતથી હું માનુંછું કે જેનું સુંદરપણું હણાઇ ગયું છે એવી આ પૃથ્વી બીજા માણસમાં ન હોય એવી શોભાવાળા શ્રીભગવાન્‌નાં ચરણકમળ વગરની થઇ છે.

હે બ્રાહ્મણો! એ રીતે જોયેલાં અપશુકનથી યુધિષ્ઠિર ચિત્તમાં ચિંતા કરતા હતા ત્યાં દ્વારકાથી અર્જુન પાછા આવી પહોચ્યા. કોઇ જુદાજ પ્રકારની પીડાવાળા, યુધિષ્ઠિરના પગમાં પડેલા, નીચું મોઢું કરીને નેત્રકમળમાંથી આંસુડાં પાડતા, અને તેજવગરના પોતાના નાના ભાઈ અર્જુનને જોઇને ખેદ પામેલું છે હૃદય જેનું એવા યુધિષ્ઠિરરાજાએ નારદનું કહેલું સંભારીને સર્વના મધ્યમાં આ પ્રમાણે પુછ્યું.

યુધિષ્ઠિર કહેછે.–હે ભાઇ! દ્વારકામાં આપણાં સર્વ સંબંધિયો સુખમાં છે કે કેમ? મધુકુળ, ભોજકુળ, દશાર્હકુળ, અર્હકુળ, સાત્વતકુળ, અંધકકુળ અને વૃષ્ણિકુળ કુશળ છે કે કેમ? માનવા યોગ્ય આપણા નાના[1] શૂરસેન કુશળ છે કે કેમ? મામા વસુદેવ તેના નાના ભાઇઓસહિત કુશળ છે કે કેમ? દેવકી જેમાં મુખ્ય છે એવી મામા વસુદેવની સ્ત્રિયો પોતાના પુત્રો અને પુત્રની સ્ત્રિયોસહિત કુશળ છે કે કેમ? વસુદેવની સાત બેનો કુશળ છે કે કેમ? નઠારાં પુત્રવાળા ઉગ્રસેન રાજા જીવે છે કે કેમ? તેના નાના ભાઇ દેવક કુશળ છે કે કેમ? પોતાના પુત્ર કૃતવર્માસહિત હૃદીક, અક્રૂર, જયંત, ગદ અને સારણ કુશળ છે કે કેમ? શત્રુજિત્ આદિ જેઓ છે તે કુશળ છે કે કેમ? સાત્વત કુળના પતિ ભગવાન્ બળરામ સુખમાં છે કે કેમ? સર્વ વૃષ્ણિકુળના પુરૂષોમાં મહારથી પ્રદ્યુમ્ન સુખમાં છે કે કેમ? યુદ્ધમાં મહાવેગવાળા ભગવાન્ અનિરૂદ્ધ આનંદમાં છે કે કેમ? સુષેણ, ચારૂદેષ્ણ, જાંબુવતીના પુત્ર સાંબ, અને બીજા ઋષભ જેમાં મુખ્ય છે એવા ભગવાન્‌ના પુત્રો પોતાના પુત્રોસહિત કુશળ છે કે કેમ? તેમજ શ્રુતદેવ અને ઉદ્ધવઆદિ ભગવાનના અનુચરો તથા સુનંદ અને નન્દ જેમાં મુખ્ય છે એવા શ્રેષ્ઠ

---

૧ આ સાત પૃથ્વીસંબંધી ઉત્પાત કહ્યા.

૨ આ નવ દૈવી ઉત્પાતો કહ્યા. ૩ ગાયોના સમૂહને રેહેવાનાં ઠેકાણાંને વ્રજ કહેછે. ૪ આ પૃથ્વીસંબંધી નવ ઉત્પાતો ફરીને કહ્યા.

૧ માનો બાપ.

યાદવો કુશળ છે કે કેમ? રામ અને કૃષ્ણના હાથનો જેને આશ્રય છે અને જેઓએ આપણી સાથે સ્નેહ બાંધેલ છે તેઓ કુશળ છે અને આપણું કુશળ ઇચ્છે છે કે કેમ? સ્નેહીઓએ વીંટાયેલા બ્રહ્મણ્ય[1] અને ભક્તવત્સલ[2] ગોવિંદ ભગવાન્ પણ દ્વારકામાં સુધર્મા સભાનેવિષે સુખે બીરાજે છે કે કેમ? જે ભગવાનના બાહુરૂપ દંડથી રક્ષણ કરાયેલી પોતાની દ્વારકા પુરીમાં માન પામેલા યાદવો વૈકુંઠનાથના સેવકોની પેઠે અતિ આનંદથી વરતે છે, જે ભગવાનના ચરણકમળની સેવારૂપ મુખ્ય કર્મથી સત્યભામાઆદિ સોળહજાર સ્ત્રીઓ યુદ્ધનેવિષે દેવતાઓને જીતીને ઇંદ્રાણીને ઘટે તેવાં દેવતાઓને ભોગવવા યોગ્ય પારિજાતઆદિને જીતી લાવી, જે ભગવાનના બાહુરૂપ દંડના પ્રભાવથી જીવનારા અને ચારેકોરથી ભયવગરના બળવાન્ યાદવો બલાત્કારથી ભેટ કરાયેલી અને દેવતાઓને યોગ્ય એવી સુધર્મા સભામાં પગવડે ફર્યા કરેછે, તે બળદેવજી જેને સહાય છે એવા આદિપુરૂષ ભગવાન્ લોકનું કલ્યાણ કરવામાટે, લોકનું રૂક્ષણ કરવામાટે, અને લોકને ઉત્પન્ન કરવામાટે યદુકુળરૂપ સમુદ્રનેવિષે સુખમાં વસે છે કે કેમ? હે ભાઇ! તમે સારાંપેઠે છો? મને તમે તેજવગરના લાગો છો તેથી શું તમને ત્યાં અપમાન થયું છે? અથવા શું ઘણો વખત રહ્યા તેથી કોઇએ તિરસ્કાર કર્યો છે? અથવા શું ભાવવગરના અમંગળ શબ્દોથી અનાદર તો નથી થયો? અથવા શું માગણલોકને કંઈ તેને આશા રહે તેમ આપવાનું કહીને આપી નથી શક્યા? અથવા શું તમે પ્રથમ શરણે આવેલાને આશ્રય આપનાર છતાં શરણે આવેલો બ્રાહ્મણ, બાળક, ગાય, વૃદ્ધ, રોગી, સ્ત્રી કે બીજા કોઇ પ્રાણીનો ત્યાગ તો નથી કર્યો? અથવા શું ન જવાયોગ્ય સ્ત્રીપાસે તો નથી ગયા? અથવા જવા

૧ વેદને જાણનાર. ૨ ભક્ત જેને વહાલા છે.



યોગ્ય નીચ સ્ત્રીપાસે તો નથી ગયા? અથવા શું તમે માર્ગમાં તમારા બરોબરિયા પુરૂષોથી કે હલકા પુરૂષોથી પરાજય તો નથી પામ્યા? અથવા શું પ્રથમ જમાડવા યોગ્ય વૃદ્ધ અને બાળકોને જમાડ્યાવિના તમે જમ્યા તો નથી? અથવા શું કાંઇ નિંદા કરવા યોગ્ય કે ન ઘટે તેવું કામ તો નથી કર્યું? અથવા શું 'અત્યંત પ્રિય અને હૃદયરૂપ મારા વાલા ભાઇ શ્રીકૃષ્ણવિના હું એકલો થઇ રહ્યો, મારામાં કંઇ નથી,' એમ તમે માનો છો? જો તેમ ન હોય તો તમને બીજા કોઇ પ્રકારે પીડા થવી ઘટતી નથી.

**कच्चित्प्रेष्ठतमेनाथ हृदयेनात्मबंधुना । शून्योस्मि रहितोनित्यं मन्यसे तेन्यथा न रुक् ॥**

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો ચઉદમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥*

**एवंकृष्णसखःकृष्णो भ्रात्राराज्ञाविकल्पितः नानाशंकास्पदं रूपं कृष्णविश्लेषकर्षितः ॥**

સૂત કહેછે.—હે શૌનક! એ રીતે અનેક પ્રકારની શંકા ઉપજાવે એવું અર્જુનનું રૂપ જોઇને, તેના ભાઈ યુધિષ્ઠિર રાજાએ કૃષ્ણના વિયોગથી દૂબળા થયેલા અર્જુનને જ્યારે જુદે જુદે પ્રકારે પૂછ્યું ત્યારે શોકથી જેનું હૃદયકમળ અને મુખકમળ સુકાઈ ગયું છે, કાંતિ જેની ઝાંખી થઇ ગઇ છે, અને તે શ્રીકૃષ્ણભગવાનનું ધ્યાન કરતા એવા અર્જુન કાંઇ પણ ઉત્તર આપી શક્યા નહિ. પણ પછી દુઃખથી શોકને અટકાવીને આંખનાં આંસુને હાથવડે લૂઇ નાંખીને, શ્રીકૃષ્ણ દૃષ્ટિથી દૂર થવાથી વધેલા પ્રેમના ઉભરાવડે

* આ પંદરમા અધ્યાયમાં, કલિયુગ આવેલો જોઇને પોતાના પૌત્ર પરીક્ષિત ઉપર રાજ્યની ઘોંસરી નાખીને યુધિષ્ઠિર સ્વર્ગમાં ગયા, એ વાત આવશે.

આકુળ થયેલા અર્જુન, પોતાનાં સારથીપણાં- આદિ જે કાર્ય તે ભગવાને કર્યું હતું તેમાં તેનાં હિતૈષિપણાંને, ઉપકારીપણાંને તથા સં- બંધિપણાંને, સંભારતા ગળગળે સાદે પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિર રાજાપ્રત્યે બોલ્યા.

અર્જુન કહેછે.–હે મહારાજા યુધિષ્ઠિર! બંધુરૂપ કૃષ્ણભગવાને મને છેતર્યો છે અને તેથીજ દેવતાઓને પણ મોટું આશ્ચર્ય પમા- ડનારૂં મારૂં તેજ હરાઈ ગયું છે. જે ભગવા- નના ક્ષણમાત્ર પણ વિયોગથી આ આખો લોક પ્રાણવગરના દેહની પેઠે અપ્રિય લાગે છે; જે ભગવાનના આશ્રયથી દ્રુપદરાજાને ઘેર સ્વયંવરમાં આવેલા કામદેવથી મદી ગયેલા રાજાનું તેજ મેં હરી લીધું અને ચ- ડાવેલાં ધનુષ્યથી મત્સ્યવેધ[1] કરીને મેં દ્રૌ- પદીને મેળવ્યાં; જે ભગવાનની સહાયતાથી મેં અગ્નિને ખાંડવ વન આપ્યું અને દેવ- તાઓસહિત ઇંદ્રને જીતીને મયદાનવે રચેલી અદ્‌ભુત કારીગિરીવાળી સુધર્મા સભાને મે- ળવી અને તમારા રાજસૂય યજ્ઞમાં સર્વ દિ- શાઓમાંથી રાજાઓ ભેટ લઇ આવ્યા, જે ભગવાનના તેજથી હજાર હાથીના બળ- વાળા આપના નહાનેરા તથા મારા મોટેરા- ભાઈ ભીમસેને, જેના પગમાં રાજાઓ મ- સ્તક નમાવે છે એવા જરાસંધને જીતીને, તે જરાસંધે મહાભૈરવનો યજ્ઞ કરવામાટે પૂરી રાખેલા સઘળા રાજાઓને છોડાવ્યા કે જેઓ ઉપકારના બદલામાં તમારા રાજસૂય યજ્ઞમાં સામગ્રીઓ લેઇને આવ્યા; જે ભગવાને, રા- જસૂય યજ્ઞના હેતુથી કરેલા મહોટા અભિષે- કવડે અતિ વખાણવાયોગ્ય તથા સુંદર એવા દ્રૌપદીના કેશપાશને સભામાં દુષ્ટ દુઃશાસન આદિએ ઉખેળી નાંખીને ખેંચ્યો તે સમયે સ્મરણમાત્રથી પોતે પધાર્યા અને આંસુથી ભીંજાએલાં મુખસહિત દ્રૌપદી ચરણમાં નમ્યાં એટલે કેશ ખેંચનારા દુઃશાસનઆ- દિની સ્ત્રિઓને કેશવિનાની વિધવાઓ કરી; જે ભગવાને દુર્યોધને દશ હજાર શિષ્યોસ- હિત મોકલેલા તથા તે શિષ્યોની પંક્તિમાં પેહેલા બેશી જમનારા એવા દુર્વાસા ઋ- ષિથી થએલાં અપાર[1] દુઃખથી વનમાં પ- ધારી બાકી રહેલાં શાકને ખાઇને આપણી રક્ષા કરી, જે ખાવાથી, પાણીમાં સ્નાન ક- રતા દુર્વાસાઆદિ મુનિઓએ ત્રણે લોકને તૃપ્ત થએલા માન્યા; જે ભગવાનના તેજથી યુદ્ધનેવિષે આશ્ચર્ય પમાડેલા પાર્વતીસહિત

૧ નિશાનમાં રાખેલાં માછલાંના આકારને બાણથી વીંધિ નાખવો તે.

૧ એક દિવસે દુર્યોધને દુર્વાસા મુનિની પરો- ણાગત કરી તેથી તેની ઉપર પ્રસન્ન થઇ ઋષિએ વરદાન માગવાને કહ્યું તેથી, 'દુર્વાસાના શાપથી પાંડવો નાશ પામે તો ઠીક' એવા નિશ્ચયથી દુ- ર્યોધને કહ્યું કે યુધિષ્ઠિર અમારા કુળમાં મુખ્ય છે માટે તેને ત્યાં પણ તમારે આહીંની પેઠે દશ હજાર શિષ્યોસહિત પરોણા થવું, પરંતુ દ્રૌપદી જમ્યા પછી જવું. દુર્વાસા દુર્યોધનના કહેવા પ્રમાણે દશહજાર શિષ્યોસહિત યુધિષ્ઠિરને ત્યાં આવ્યા ત્યારે યુધિષ્ઠિરે ઘણું માન આપી મધ્યાન્હ- કર્મ કરી ભોજન કરવાનું કહ્યું. દુર્વાસા શિષ્યો- સહિત મધ્યાન્હનું કર્મ કરવા નદીએ ગયા, પણ આહીં દ્રૌપદીને ચિંતા થવા લાગી તેથી શ્રીકૃ- ષ્ણનું સ્મરણ કર્યું કે તેજ વખત ભક્તવત્સલ ભગ- વાન્ પધાર્યા અને દ્રૌપદિએ બધી વાત કહી. આ વાત સાંભળી કૃષ્ણે કહ્યું કે, હે દ્રૌપદિ! હું ભુખ્યો છું માટે મને સહુની પેહેલાં જમાડો. ત્યારે દ્રૌપદીએ શરમાઇને કહ્યું કે હે મહારાજ! હું ન જમી હોઊં ત્યાંસુધી પાત્રમાંથી અન્ન ખુ- ટતું નથી, પણ હું તો સર્વને જમાડીને જમી તેથી અન્ન નથી. શ્રીકૃષ્ણે અન્નનું ઠામ આગ્ર- હથી મંગાવ્યું તેમાં જરા શાક ચોટયું હતું તે ખાઇ શ્રીકૃષ્ણે "સર્વાંતર્યામી ભગવાન્ પ્રસન્ન થજો" એમ કહ્યું. પછી દ્રૌપદીએ સર્વે મુનિ- ઓને જમવા બોલાવવા કહ્યું તેથી તેઓને બો- લાવ્યા, પણ શ્રીકૃષ્ણે આહીં શાકનું પાનડું ખાધું હતું તેથી સર્વે મુનિઓ, પાણીમાં નાહાતા ના- હાતા સર્વે ત્રિલોકીની સાથે તૃપ્ત થયા હતા તેથી યુધિષ્ઠિરે હજાર માણસનું રાંધેલું અન્ન પડી રહેશે એવા ભયથી તેઓ પરબારા જતા રહ્યા. આ વાત ભારતમાં છે.

સદાશિવે પોતાનું પાશુપત નામનું અસ્ત્ર મને આપ્યું, ને બીજા લોકપાળોએ પણ પોતાનાં અસ્ત્ર આપ્યાં; અને હું આજ શરીરવડે સ્વર્ગનેવિષે અરધું ઇન્દ્રાસન પામ્યો તથા તે સ્વર્ગમાં ફરતો એવો જે હું તેનાં ગાંડીવ ધનુષ્યનાં ચિન્હવાળા અને જે ભગવાને બળવાળા કરેલા હાથરૂપ દંડનો ઇન્દ્રસહિત દેવતાઓએ દૈત્યોનો નાશ કરવામાટે આશ્રય કર્યો, તે સમર્થ પુરૂષ શ્રીકૃષ્ણથી હે ભાઇ, હું છેતરાયો છું.[1] જે ભગવાનની સહાયતાથી હું ભીષ્મપિતામહ આદિ મોટા મગરમત્સ્યો હોવાથી ન તરી શકાય અને પાર ન પામી શકાય એવા કુરૂની સેનારૂપ સમુદ્રને રથવડે એકલોજ ઉતરી જઇને ગાયોનું ધન ( ધણ ) શત્રુઓ લઇ જાતા હતા તે પાછું વાળી આવ્યો, અને તેઓનાં માથાઉપરથી મેં પ્રભાવને દેખાડનાર પાઘડીઓ અને માથાના મુકુટના મણિયોરૂપ ઘણું ધન લઈ લીધું; ઉત્તમ રાજાઓના રથમંડલેકરી શોભિત ભીષ્મ, કર્ણ, દ્રોણાચાર્ય ને શલ્યની સેનામાં જે ભગવાને મારા સારથીરૂપે આગળ ચાલનારાં થઇને, હે યુધિષ્ઠિર રાજા! પોતાની દૃષ્ટિએ કરીને શત્રુઓનાં આયુષ્ય, મન, બલ, અને શસ્ત્રાદિનું કુશળપણું હરી લીધું; જે ભગવાને મને પોતાની ભુજાઓમાં રાખ્યો તેથી મને દ્રોણ, ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા, સુશર્મા, શલ્ય, જયદ્રથ ને બાલ્હિક આદિએ નાંખેલાં અને ખાલી ન જાય એવાં અસ્ત્રો જેમ પ્રન્હાદને અસુરનાં ( દૈત્યનાં ) અસ્ત્રો પરાભવ કરી ન શક્યાં તેમ બાધ કરી ન શક્યાં, તે ભગવાનથી હું છેતરાયો છું. જે ભગવાનના ચરણકમળને મોક્ષનેમાટે શ્રેષ્ઠ પુરૂષો સેવેછે તે મોક્ષ આપનાર ભગવાનની પાસે મેં દુષ્ટ બુદ્ધિથી સારથીપણું ( કરો એમ ) માગી લીધું અને જે સમયે મારા ઘોડા થાકી ગયા અને હું રથથી જ્યારે હેઠો ઉતર્યો ત્યારે શત્રુઓ રથમાં બેઠેલ છતાં પણ જે ભગવાનના પ્રભાવથી મૂઢ બુદ્ધિવાળા થઈજવાનેલીધે મને પ્રહાર કરી શક્યા નહિ.[1] હે યુધિષ્ઠિર રાજા! ગંભીર, સુંદર તથા હાસ્યપૂર્વક એવાં ભગવાનનાં મશ્કરીનાં વાક્યો તથા પ્રસગે પ્રસંગે 'હે પાર્થ, હે અર્જુન, હે સખા, હે કુરૂનંદન,' ઇત્યાદિ મધુર ને મનોહર વચનો હું જ્યારે સ્મરણ કરૂંછું, ત્યારે તે મારા મનને વ્યગ્ર કરેછે. સુવું, બેસવું, ફરવું, વાત કરવી, અને ભોજન આદિ કામોમાં બન્નેની સાથે પ્રવૃત્તિ હોવાથી કદી કોઇ સમયે તેમ ન બને તો 'હે વયસ્ય! (સમાન ઉમ્મરવાળા) તમારામાં સમતા ઘણી છે' એમ કહી હું મશ્કરી કરતો ત્યારે જેમ મિત્ર મિત્રનું, તથા જેમ પિતા પુત્રનું સહન કરે તેમ તે દુષ્ટબુદ્ધિથી થયેલા મારા સર્વ અપરાધને જે પોતાની મોટાઇથી સહન કરતા, હે યુધિષ્ઠિર! તે પ્રિયસખા કૃષ્ણથી હું રહિત થઇ ગયો છું, તેથી મારૂં હૃદય પણ શૂન્ય થઈ ગયું છે. હે રાજા! હું શ્રીકૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓની રક્ષા કરતો આવતો હતો તેટલામાં દુષ્ટ ગોવાળીઆઓએ માર્ગમાં બળવગરની સ્ત્રીની પેઠે મારો પરાજય કર્યો છે. અને હાલ મારૂં ધનુષ્ય પણ તેજ છે, બાણ રથ તથા ઘોડા પણ તેજ છે તથા હું રથી (રથમાં બેસનાર)પણ તેજ છું કે જેને રાજાઓ નમે છે, પરંતુ જેમ રાખમાં હોમેલું દ્રવ્ય, માયાવી-(માયાવાળા)થી મળેલી વસ્તુ અને ખારી ભૂમિમાં વાવેલું બીજ ફળદાયક થતું નથી તેમ ઉપર કહેલું સર્વ શ્રીકૃષ્ણના વિયોગથી પોતાનું કામ કરવા સમર્થ નથી. હે રાજા યુધિષ્ઠિર! તમે આપણા સંબંધીઓના શેહે-

૧ સારાંશ એ કે શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા.

૧ જયદ્રથ રાજાના વધમાં તરસ્યા થયેલા ઘોડા થાકી ગયા ત્યારે રથમાંથી હેઠા ઉતરી બાણેકરી પૃથ્વીને ભેદી તેમાંથી અર્જુને જલ કાઢ્યું હતું, તે વખતે અર્જુન પૃથ્વીઉપર હતા. ને શત્રુઓ રથમાં હતા તોપણ શ્રીકૃષ્ણના પ્રતાપથી તેને શત્રુઓ મારી શક્યા નહિ.

રમાં એટલે દ્વારકામાં જે જે સગાઓનું કુશળ પૂછોછો તે સર્વ બ્રાહ્મણના શ્રાપથી મૂઢ થઇ જવાનેલીધે એકબીજા મુઠીઓથી લડી મુઆછે ને કેટલાક વારૂણી મદિરાનું પાન કરીને મહોન્મત્ત થઈ જવાથી એકબીજા જાણે ન ઓળખતા હોય તેમ લડીને નાશ પામ્યા છે; હવે માત્ર તેઓમાંથી ચાર કે પાંચજ બાકી રહ્યા છે. ઘણુંકરી તે નાશરૂપ કર્મ શ્રીકૃષ્ણનું કરેલું છે, કેમ કે તેજ ઈશ્વર પ્રાણીમાત્રનું પરસ્પર પાલન ને નાશ કરાવે છે. જેમ પાણીમાં રહેનારાં પ્રાણીઓમાં મોટા (મગર વગેરે,) નાનાઓને (માછલાં વગેરેને) ભક્ષણ કરેછે, જેમ બળવાન્ દુર્બળને મારી ખાયછે, અને મોટા અને બળવાન્ જેમ એકબીજા પોતપોતાનું ભક્ષણ કરેછે,તેમ શ્રીકૃષ્ણે બળવાન્ અને મોટા યાદવોને તેમની તુલ્ય યાદવોથી વઢાડી એકબીજાથી નાશ કરાવી પૃથ્વીનો ભાર ઉતાર્યો; અને દેશ-કાળને અનુકૂળ અર્થવાળાં અને અંતઃકરણના તાપને શાંત કરનારાં શ્રીકૃષ્ણનાં વચનો જ્યારે હું સંભારૂંછું ત્યારે મારા મનમાં ખેદ થાયછે.

એ પ્રમાણે દૃઢ પ્રેમથી ભગવાનના શરીરનું ચિંતન કરતા અર્જુનની બુદ્ધિ શોકરહિત તથા વૈરાગ્યવાળી થઇ. એ પ્રમાણે ભગવાનનાં ચરણકમળના ધ્યાનવડે જેનો વેગ વધેલો છે એવી ભક્તિથી અર્જુનની બુદ્ધિના સઘળા કામાદિ દોષ નાશ પામ્યા અને ભારતના યુદ્ધને સમયે ગીતાજી સંબંધિ જ્ઞાન ભગવાને આપ્યું હતું તે, કાળ, કર્મ તથા ભોગમાં આસક્તિનેલીધે વિસ્મરણ થઈ ગયું હતું તે પાછું પ્રાપ્ત થયું. બ્રહ્મજ્ઞાન થવાથી તેનો શોક તથા ભેદભ્રમ નાશ પામ્યો. દ્વૈતની પ્રતીતિ એજ જન્મમરણનું કારણ છે માટે મહાવાકયથી થયેલાં અપરોક્ષ જ્ઞાનથી દ્વૈતબુદ્ધિ નાશ થઇ એટલે અવિદ્યાનાં કાર્ય શરીરઆદિને મિથ્યા જાણીને પુરૂષ જન્મમરણ રહિત થાયછે, તેમ અર્જુનને તે પણ થયું, એટલે અજ્ઞાન મટયું તેથી તે નિર્ગુણ થયા અને નિર્ગુણ થવાથી સ્થૂલ દેહમાંથી અભિમાનનો ત્યાગ કરી મુક્ત થયા. તેમજ ભગવાન્ સ્વધામ પધાર્યા તથા યાદવકુળનો ક્ષય થયો એ વાત જાણીને સ્વર્ગનો માર્ગ લેવા સ્થિર ચિત્તવાળા યુધિષ્ઠિર રાજાએ નિશ્ચય કર્યો. કુંતાજી પણ અર્જુનના મુખથી યાદવોનો નાશ ને ભગવાનની ગતિ (સ્વધામમાં પધારવું) સાંભળી દૃઢ ભક્તિથી અધોક્ષજ ભગવાનમાં ચિત્ત જોડી જન્મમરણ રહિત થયાં. જેમ માણસ કાંટો કાઢવા ટાણે તે નીકળ્યો એટલે તેને કાઢવા-માટે લીધેલો કાંટો પણ ફેંકી દેછે, તેમજ ભગવાને જે શરીરવડે પૃથ્વીના ભારરૂપ શરીરોનો નાશ કર્યો તે શરીરને પણ તજી દીધું. કારણ કે ઈશ્વરને પોતાના વ્યાપકપણાનેલીધે ભારરૂપ શરીર તથા યદુવંશમાં થયેલું શરીર એ બંને સમાન એટલે નાશ કરવાયોગ્ય હતાં. જેમ નટ નાખનોખાં રૂપને ધારણ કરેછે ને ત્યાગ કરેછે તેમ ભગવાન્ પણ મત્સ્યાદિ જુદાં જુદાં રૂપ ગ્રહણ કરેછે ને ત્યાગ કરેછે, ને તેવીજરીતે જે શરીરથી શ્રીકૃષ્ણ ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો તે શરીરનો ત્યાગ કર્યો. સાંભળવા યોગ્ય જેની કથા છે એવા શ્રીકૃષ્ણ ભગવાને જે દિવસે આ લોકનો ત્યાગ કર્યો તે દિવસથી અવિવેકી માણસોને અધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર કલિયુગે પ્રવેશ કર્યો. વિવેકી યુધિષ્ઠિરે નગરમાં દેશમાં અને ઘરોમાં કલિયુગનો લોભ, અસત્ય, કપટ ને હિંસાઆદિ અધર્મની સેનાસહિત પ્રસાર જોઇ, સ્વર્ગમાર્ગે જવાનો વેષ ધારણ કર્યો. પોતાનાજ ગુણથી પ્રસિદ્ધ યુધિષ્ઠિરે વિનયવાન્ અને ગુણેકરી પોતાની તુલ્ય એવા પૌત્રને (દિકરાના દિકરાને) સમુદ્રપર્યંત પૃથ્વીનો પતિ કરવાને હસ્તિનાપુરમાં અભિષેક કર્યો. તેમજ મથુરામાં પણ અનિરૂદ્ધના પુત્ર વજ્રને શૂરસેન દેશનો પતિ કર્યો. પછી પોતે પ્રા-

જાપત્ય ઈષ્ટિ કરી સમર્થપણાંથી અગ્નિનું પાન કર્યું. તે સ્થાનમાં પોતાનાં હિરાગળ વસ્ત્ર અને કડાંઆદિ ઘરેણાંઓનો ત્યાગ કરી અહંતા-મમતાને દૂર કરી અને સર્વ ઉપાધિથી મુક્ત થઇ તેણે ઇંદ્રિયોનો મનનેવિષે, મનનો પ્રાણનેવિષે, અને પ્રાણનો અપાનમાં લય કર્યો. ક્રિયાસહિત અપાનનો મૃત્યુમાં લય કર્યો, તે મૃત્યુનો પંચમહાભૂતમાં લય કર્યો, પંચમહાભૂતનો ત્રણ ગુણમાં લય કર્યો, ત્રણ ગુણોનો એક અવિદ્યામાં લય કર્યો, તથા સર્વ આરોપનું મૂળ એવી અવિદ્યાનો જીવમાં લય કર્યો અને જીવનો બ્રહ્મ ચૈતન્યમાં લય કર્યો. પછી યુધિષ્ઠિર રાજા ફાટલ વસ્ત્ર પેહેરી, ભોજન તજી, વાણીને નિયમમાં રાખી, છુટાવાળ થઇ જવાથી લોકને પોતાનું રૂપ, જડ, ઉન્મત્ત તથા પિશાચ જેવું દેખાડતા કોઇની પણ વાટ જોયાવિના, બેહેરાની પેઠે કોઇનું પણ ન સાંભળતાં મનમાં ઈશ્વરનું ચિંતન કરતા કરતા મહાત્મા પુરૂષોએ પૂર્વે સેવેલી એવી ઉત્તર દિશામાં ચાલ્યા ગયા, જે દિશામાં ગએલો ફરીથી આ જગતમાં આવતો નથી. તેની પછવાડે નિશ્ચિત બુદ્ધિવાળા તેના ભાઇઓ પણ, પૃથ્વીઉપર પ્રજામાં અધર્મના મિત્ર કલિયુગે પ્રવેશ કર્યો એવું જોઈ ચાલ્યા ગયા. જેણે ધર્મઆદિ પુરૂષાર્થો રૂડી રીતે સાધેલ છે એવા પાંડવોએ ભગવાનનાં ચરણકમળને સનાતન શરણરૂપ માની તેનું ધ્યાન કર્યું. એ ધ્યાનવડે વધેલી ભક્તિથી શુદ્ધ બુદ્ધિવાળા અને રજોગુણરહિત અંતઃકરણવાળા તે બધા (પાંડવો), શ્રીકૃષ્ણમાં એકાગ્રબુદ્ધિ કરી, જે ગતિને વિષયી પુરૂષ પામી શકતા નથી તેવી નિષ્પાપ પુરૂષોએ પામવા યોગ્ય ગતિને પામી ગયા. આત્મજ્ઞાની વિદુરજી[1] પણ પ્રભાસમાં પોતાના દેહનો ત્યાગ કરી શ્રીકૃષ્ણમાં ચિત્ત જોડવાથી તે રૂપ થઇ (એ સમયે તેડવા આવેલા પિતૃ સાથે) પોતાના અધિકાર ઉપર ગયા. દ્રૌપદી પણ દેહની ગરજ નહિ રાખતા એવા પતિઓને જોઇ વાસુદેવમાં મતિ જોડી તેને પામી ગયાં. જે માણસ શ્રદ્ધાથી કલ્યાણ કરનાર તથા પવિત્ર ભગવાનના પ્રિય પાંડવોનું સ્વર્ગમાં જવું સાંભળે તે ઈશ્વરની ભક્તિ સંપાદન કરી સિદ્ધિ પામે.

यः श्रद्धयैतद्भगवत्प्रियाणां
पांडोः सुतानामिति संप्रयाणं ।
शृणोत्यलं स्वस्त्ययनं पवित्रं
लब्ध्वा हरौ भक्तिमुपैति सिद्धिं ॥५१॥

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ सूत उवाच ॥*

ततः परीक्षिद्द्विजवर्यशिक्षया
महीं महाभागवतः शशास ह ।
यथा हि सूत्यामभिजातकोविदाः
समादिशन्विप्र महद्गुणस्तथा ॥ १ ॥

સૂત કહેછે.—હે શૌનક! જેવીરીતે (જન્મસમયે) જાતકર્મમાં (જન્મકાળે થતા સંસ્કાર આદિ કર્મમાં) કુશળ પુરૂષોએ કહ્યું હતું, તેવીરીતે મહાન્ પુરૂષોના ગુણવાળા શ્રેષ્ઠ અને ભગવાનના ભક્ત પરીક્ષિત રાજા ત્યારપછી ઉત્તમ બ્રાહ્મણોની સલાહ પ્રમાણે પૃથ્વીને પાળવા લાગ્યા. તે પરીક્ષિત રાજા ઉત્તર નામના રાજાની પુત્રી ઇરાવતીને પરણ્યા અને તેને જન્મેજયઆદિ ચાર પુત્ર થયા તથા તેણે ગંગાને કિનારે કૃપાચાર્યને ગુરૂ કરી ઘણી દક્ષણાવાળા ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા, કે જે યજ્ઞમાં દેવતાઓ પણ પ્રત્યક્ષ દર્શન આપતા હતા. કોઇ સમયે

૧ ધર્મરાજા શાપનેલીધે વિદુરરૂપે અવતર્યા હતા તે આ વખતે શાપ મુક્ત થઇ ધર્મનું રૂપ ધારણ કરી પોતાના અધિકાર ઉપર ગયા.

* આ સોળમા અધ્યાયમાં, કલિયુગે દુઃખ દીધેલાં પૃથ્વી અને ધર્મનો સંવાદ થતો હતો. ત્યાં પૃથ્વીપતિ પરીક્ષિત રાજા પધાર્યા તે વાત આવશે.

દિગ્વિજય કરવાનેમાટે નીકળેલા શૂરવીર પરીક્ષિત રાજાએ પોતાના બળેકરી, ગાયનાં જોડાં (ગાય તથા બળદ) ને પગવડે પ્રહાર કરતા અને રાજાનાં ચિન્હને ધારણ કરનારા શૂદ્રરૂપ કલિયુગને પકડયો.

શૌનક કહેછે.—શામાટે પરીક્ષિત રાજાએ દિગ્વિજયમાં કલિયુગને પકડી લીધો અર્થાત્ તેને કેમ મારી નાંખ્યો નહિ? કારણ કે જેણે ગાયને પાટુ મારી તે રાજચિન્હ ધારણ કરનાર નીચ શૂદ્ર હતો. હે મહાભાગ સૂત! જો તેમાં શ્રીકૃષ્ણની કથાનો ભાગ આવતો હોય તો તે કથા આપ મને કહો. જેથી આયુષ્યનો ખોટો ઉપયોગ થાય તેવી નકામી વાતોથી ભગવાનના ચરણકમળના રસને ઈચ્છનારા સત્પુરૂષોને શું ફળ મળવાનું છે? હે સૂત! અલ્પાયુષ્ય તથા અવશ્ય મરનારા છતાં જે મોક્ષને ઇચ્છેછે તે પુરૂષોના સમર્થ મૃત્યુને અહીં (યજ્ઞમાં) પશુ મારવાનાં કર્મમાટે બોલાવેલ છે. જ્યાંસુધી આહીં મૃત્યુ રહેલ છે ત્યાંસુધી કોઈ મરતું નથી, અને તેટલાજમાટે પરમ ઋષિ લોકોએ ભગવાન્ મૃત્યુને આહીં બોલાવેલછે. જો માણસ જીવે તોજ તેઓ આ મૃત્યુલોકમાં ભગવાનની લીલારૂપ જેમાં અમૃત ભરેલું છે એવી વાણીનું પાન કરી શકે. (સાંભળી શકે.) અલ્પ આયુષ્યવાળા તથા મંદ બુદ્ધિવાળા આળસુ પુરૂષનું આયુષ્ય રાત્રિએ નિદ્રામાં તથા દિવસે નકામાં કામોમાં વહી જાયછે.

સૂત કહેછે.—જ્યારે પોતાની સેનાથી રક્ષણ પામેલ એવા કુરૂજાંગલ દેશમાં કલિયુગે પ્રવેશ કર્યો એવી યુદ્ધમાં કુશળ પરીક્ષિતરાજાએ યુદ્ધના કારણનેલીધે કાંઇક પ્રિય વાત સાંભળી ત્યારે તેણે ધનુષ ધારણ કર્યું અને રથ, ઘોડા, હાથી, તથા પાયદળવાળી પોતાની સેનાસહિત કાળા વર્ણના ઘોડા જોડેલ સુશોભિત રથમાં બેશી દિગ્વિજયને માટે નગર બાહાર નીકળ્યા. પછી ભદ્રાશ્વ, કેતુમાલ, ભારત, ઉત્તરકુરૂ, અને કિંપુરૂષઆદિ દેશને જીતીને તેમના રાજાઓ પાસેથી કર (ખંડણી) લીધો. ઠેકાણે ઠેકાણે ગવાતો પોતાના પૂર્વજ મહાત્માનો શ્રીકૃષ્ણના મહાત્મ્યને સૂચવનારો યશ તથા અશ્વત્થામાના અસ્ત્રના તેજવડે (બળવામાંથી) રક્ષા પામેલા પોતાના આત્માનેવિષે અને પાંડવોની કૃષ્ણનેવિષે થયેલી ભક્તિવિષે જ્યારે રાજાએ બ્રાહ્મણો વિગેરે પાસેથી સાંભળ્યું ત્યારે તે બધાંથી પરમ સંતોષ પામેલા અને પ્રીતિથી પ્રફુલ્લિત નેત્રવાળા રાજા પરીક્ષિતે ઉદાર મનથી ઘણાં મૂલ્યવાળાં વસ્ત્રો અને હાર તેઓને આપ્યા. પોતાની ઉપર ભક્તિ રાખનારા પાંડવોનું ભગવાને સારથીપણું, સભામાં અધ્યક્ષપણું, તેમનું મન રાખવું, મિત્રતા, દૂતપણું, રાત્રે હાથમાં ખડ્ગ લઇ તેમની ચોકી કરવી, તેમની સ્તુતિ તથા તેમને પ્રણામ કરવા વિગેરે કામ કર્યાં અને જગત્ સઘળું ભગવાનને નમતું એ વાત જ્યારે પરીક્ષિત રાજાએ સાંભળી ત્યારે તેમનો ભક્તિભાવ ભગવાનઉપર અધિક થયો. તેવીરીતે નિરંતર પૂર્વજોની વાર્તાને અનુસરીને ચાલનાર પરીક્ષિતરાજાની સમીપ જે આશ્ચર્ય થયું તે તમે મારી પાસેથી સાંભળો. એક ચરણથી ચાલતા એવા ધર્મરૂપ બળદે, નિસ્તેજ અને ગાયનું રૂપ ધારણ કરનારી પૃથ્વીને, જેનું બાળક મરી ગયું હોય તેવી માતાની પેઠે આંસુવાળાં મુખવાળી જોઇને પૂછ્યું કે, 'હે કલ્યાણિ! તું કુશળ છે? તારી કાંતિ હરાઇ ગઇછે તથા મોં જરા કરમાઇ ગયું છે તેથી હું ધારૂં છું કે તારા મનમાં કંઇક દુ:ખ છે અથવા તો કોઇ પણ દૂર રહેલા સંબંધિનો શોક કરેછે. હે પૃથ્વી! ત્રણ પગ વગરનો તથા જેનો માત્ર એકજ પગ રહ્યો છે એવો જે હું તેનો તું શોક કરેછે? અથવા હવે તુંને શૂદ્ર ભોગવશે તેનો શોક કરેછે? કે પૃથ્વીઉપર યજ્ઞો બંધ પડવાથી દેવતાઓને યજ્ઞનો ભાગ મળતો નથી તેને

માટે શોક કરેછે? અથવા વરસાદ ન વરસવાથી પીડાને પામતી પ્રજાનો શોક કરેછે? કે સ્ત્રીઓનું રક્ષણ તેમના પતિ કરતા નથી, માબાપ પોતાનાં છોકરાંનું પાલણ કરતાં નથી તથા તેમને રાક્ષસોની પેઠે પીડેછે તેમનો શોક કરેછે? કિંવા દુરાચારી બ્રાહ્મણના વંશમાં રહેલી વિદ્યાનો વા બ્રાહ્મણ ઉપર ભક્તિહીન રાજકુળમાં નોકર રહેલા બ્રાહ્મણોનો શોક કરેછે? વા કલિયુગે વ્યાપ્ત નીચ ક્ષત્રિયોને જોઇ તેમનો શોક કરેછે? અથવા તેવા ક્ષત્રિયોએ માઠી સ્થિતિમાં આણેલા દેશોનો તું શોક કરેછે? અથવા ગમે ત્યાં ખાવું,પીવું,વસ્ત્ર પેહેરવાં, નહાવું તથા વ્યવાય (મૈથુન) કરવામાં તત્પર રહેનારા જીવોનો શોક કરેછે? અથવા તો હે માતા પૃથ્વી! તારો અત્યંત ભાર ઉતારવાનેસારૂ અવતાર ધારણ કરનાર શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા તેથી તેણે તજેલી તું મોક્ષસુખને પણ હશી કાઢે એવાં શ્રીકૃષ્ણનાં કર્મને સંભારેછે? હે પૃથ્વી! અત્યંત બળવાન્ કાળે દેવતાઓએ પણ પૂજવાયોગ્ય તારૂં સુન્દરપણું કેમ હરી લીધું? જેણે કરીને તું દુર્બળ થઈ ગઇ છે તે તારી પીડાનું મૂળ મને કહે.'

પૃથ્વી કહેછે.—હે ધર્મ! જે તમે મને પૂછોછો તે સર્વ લોકને સુખ કરનારા અને ચાર પગે વર્ત્તનારા તમે જાણોછો. જે ભગવાનમાં સત્ય, શૌચ (પવિત્રપણું) દયા, ક્ષમા, ત્યાગ, સંતોષ, સરલતા, શાંતિ, દમ (ઇંદ્રિયોનો નિગ્રહ) તપ, સમદૃષ્ટિ, તિતિક્ષા (પારકા અપરાધને સાંખવો), ઉપરામ (હાનિ-લાભથી શોક-હર્ષ ન થવો તે), શાસ્ત્રવિચાર, આત્મજ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌર્ય, તેજ, બળ, સ્મૃતિ, સ્વતંત્રતા, કુશળતા, કાંતિ, ધૈર્ય, નમ્રતા, પ્રતિભાશક્તિ, વિનય, સુશીલપણું, મનોબળ, જ્ઞાનેંદ્રિય તથા કર્મેન્દ્રિયનું બળ, ભોગનેમાટે યોગ્યતા, ગંભીરપણું, સ્થિરતા, આસ્તિકપણું, કીર્ત્તિ, માન, (પૂજ્યપણું) નિરભિમાનપણું તથા એ શિવાય બીજા પણ મોટા નિત્ય ગુણો જેનેમાટે મોટાઇને ઇચ્છનારા પુરૂષો આશા રાખેછે તે કદી પણ નાશ પામતા નહિ; હે ભગવાન્! તે ગુણના પાત્ર તથા લક્ષ્મીના નિવાસરૂપ ભગવાનથી રહિત થઇ છું તથા પાપી કલિયુગે જેની ઉપર નજર કરેલી છે તેવા લોકને જોઇ હું શોક પામુંછું. મારો પોતાનો, દેવતામાં ઉત્તમ એવા જે આપ તેનો, તથા દેવ, પિતૃ, ઋષિ અને સત્પુરૂષનો પણ શોક કરૂંછું. તેમજ વર્ણાશ્રમનો પણ (તેમની વ્યવસ્થા હવે નહિ રહે એમ ધારી) શોક કરૂંછું. જે લક્ષ્મીના કટાક્ષ પોતાની ઉપર પડવાની ઇચ્છાથી બ્રહ્માઆદિ દેવોએ ઘણા દિવસ તપ કર્યું, તે, મોટા પુરૂષો દેવોએ જેનો આશ્રય કરેલો છે એવાં લક્ષ્મી પણ પોતાના નિવાસસ્થાન કમળનાં વનને છોડી દઇ જે ભગવાનનાં ચરણકમળને પ્રીતિપૂર્વક સેવેછે, તે ભગવાનનાં કમળ, વજ્ર, અંકુશ એ ચિન્હોવડે સુશોભિત પગલાંથી સુશોભિત થયેલી હું, ભગવાનથીજ સમૃદ્ધિ પામીને ત્રણે લોકથી પણ અધિક દીપતી હતી. તે પછી ભગવાને જ્યારે મારામાં ગર્વનો આવેશ જોયો ત્યારે તેણે મારો ત્યાગ કર્યો. જે સ્વાધીન પ્રભુએ દૈત્યવંશી રાજાઓની સો અક્ષૌહિણી સેનાઓ જે મારીઉપર અતિશય ભારરૂપ હતી તેનો નાશ કર્યો, જેણે ત્રણ પગ ભાંગી જવાનેલીધે દુ:ખથી પીડાતા આપને ચારે પગે સંપૂર્ણ કરવાને યાદવોમાં સુંદર શરીર ધારણ કર્યું, જે પ્રેમસહિત દૃષ્ટિથી, સુંદર હાસ્યથી તથા મધુર વચનથી મધુકુળની સ્ત્રીઓનાં માન તથા ધીરજ હરી લેતા, તથા જેનાં ચરણકમળની છાપથી શોભાયમાન અંગમાં રૂંવાડાં ઉભાં થતાં તે પુરૂષોત્તમ ભગવાનનો વિરહ કોણ સ્ત્રી સહન કરી શકે?

એવીરીતે પૃથ્વી અને ધર્મ પરસ્પર વાત કરતાં હતાં તેટલામાં પરીક્ષિત રાજર્ષિ પ્રાચી[1] સરસ્વતીને કાંઠે આવ્યા.

૧ પૂર્વદિશામાં વેહેતી.

**तयोरेवं कथयतोः पृथिवीधर्मयोस्तदा ।**
**परीक्षिन्नामराजर्षिः प्राप्तः प्राचीं सरस्वतीं ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો સૌળમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥ *

**तत्र गोमिथुनं राजा हन्यमानमनाथवत् ।**
**दंडहस्तं च वृषलं ददृशे नृपलांछनं ॥ १ ॥**

સૂત કહેછે.—હે શૌનક! તે ઠેકાણે પરીક્ષિત રાજાએ, રાજચિન્હ ધારણ કરનારા તથા હાથમાં જેને દંડ છે એવા શૂદ્ર (કલિ) ને બિચારાં અનાથ જેવાં ગાય ને બળદનાં જોડાંને મારતાં જોયો; તેના મારથી કમળના દંડસરખા ધોળા, ભયથી જેને મૂત્ર ચાલ્યું જાય છે એવા બળદ (ધર્મ) ને એક પગે ધ્રૂજતો ઉભેલો જોયો તથા હોમમાં ઉપયોગી દૂધને આપનારી, જેને શૂદ્ર (કલિ) પાટું મારે છે, જેને ભૂખનેલીધે ખડની ઇચ્છા છે તથા શરીર જેનું ઘસાઈ ગયું છે એવી ગાયને દીઠી; એટલે, સોનેરી સાજવાળા રથમાં બેઠેલા તથા જેણે ધનુષ ચઢાવેલું છે એવા પરીક્ષિત રાજાએ, મેઘના સરખી ગંભીરવાણીવડે (કલિને) પૂછ્યું.—'આખી પૃથ્વી મારા રક્ષણ નીચે છે તે છતાં બિચારી અબળા ગાયને બલાત્કારથી મારનારો તું કોણ છે? તેં નટની પેઠે વેષ તો રાજાનો ધર્યો છે પણ કામ તો શૂદ્રનું કરેછે. અર્જુનસહિત શ્રીકૃષ્ણે આ ભૂલોકને તજી દીધો છે જેથી બિચારાં નિરપરાધી પ્રાણીને આ એકાંત સ્થળમાં મારે છે માટે તું અપરાધી છે અને એજ કારણમાટે તને મારી નાંખવો ઘટેછે, પરંતુ તે પેહેલાં તું કહે કે તું કોણ છે? (પછી બળદ તરફ જોઇને કહેછે—) કમળના દંડસરખા ધોળા તથા ત્રણ પગ ન હોવાથી એક પગેજ ચાલતા એવા આપ, કોઈ બળદનું રૂપ ધારણ કરનારા દેવ છો. આપને આ સ્થિતિમાં જોઇ અમારા મનને ખેદ થાયછે. પુરૂવંશી રાજાઓના ભુજદંડથી સુરક્ષિત આ ભૂતળઉપર તમારા વગર કોઇ પણ પ્રાણીના નેત્રમાંથી શોકનાં આંસુ ખરતાં નથી. હે ગાય! તમે શોક કરો નહિ. શૂદ્ર (કલિ)થી તમારો ભય દૂર થાઓ. હે માતા! ખળ પુરૂષોને શિક્ષા કરનારો જ્યાંસુધી હું છું ત્યાંસુધી તમારૂં કુશળજ છે, માટે તમે રૂદન કરો નહિ. હે સાધ્વિ! જે રાજાના મુલકમાં દુષ્ટ લોકો પ્રજાને પીડેછે, તે ઉન્મત્ત રાજાની કીર્ત્તિ, આયુષ્ય, ભાગ્ય તથા પરલોક નાશ પામેછે. દુઃખીનાં દુઃખો ટાળવાં એ રાજાઓનો ઉત્તમ ધર્મ છે માટે આ પ્રાણીના દ્રોહી દુષ્ટ શૂદ્ર (કલિ) ને હું જમણાં મારીશ. હે બળદ! તમારા ત્રણ પગ કોણે કાપી નાંખ્યા? ભગવદ્ભક્ત રાજાઓના રાજ્યમાં તમારા જેવા કોઇ દુઃખી ન થજો. હે બળદ! આપનું કલ્યાણ થાઓ. અને આપ મને કહો કે પાંડવોની કીર્ત્તિને કલંક લગાડનાર કયા પુરૂષે તમારૂં રૂપ બેડોળ કરી નાંખ્યું? નિરપરાધનો અપરાધ કરનાર માણસ ગમે ત્યાં જાય તોપણ તેને મારો ભય છે. જે આ લોકમાં અમર્યાદી પુરૂષ નિરપરાધી પ્રાણીનો અપરાધ કરેછે તે ગમે તેવો હોય તોપણ હું તેની બાજુબંધસહિત ભુજા કાપુંછું. કંઈ પણ આપત્તિ વિના સ્વધર્મને તજનારા લોકોને શાસ્ત્રપ્રમાણે દંડ આપનારા રાજાનો, સ્વધર્મનિષ્ઠ લોકોનું પાલન કરવું એ પરમ ધર્મ છે.'

ધર્મ કહેછે.—જે પાંડવોના ગુણ જોઇ શ્રીકૃષ્ણે પણ દૂતનું કામ કર્યું, તે પાંડવના વંશમાં થએલા આપે દુઃખીને અભય વચન આપવું ઘટેછે. હે પુરૂષમાં શ્રેષ્ઠ પરીક્ષિત! આપ અમને 'તમને દુઃખ આપનાર કોણ છે,' એમ પૂછોછો પરંતુ દુઃખના કારણવિષે જુદા જુદા મતને અનુકૂળ વાક્યો હોવાથી

---

* આ સત્તરમા અધ્યાયમાં આવા પરાક્રમી રાજાને પણ વૈરાગ્ય થયો તે કેહેવામાટે કલિયુગને શિક્ષા કરી, એ વાત કેહેવામાં આવશે.

અમારી મતિમાં ભ્રમ ઉત્પન્ન થાયછે. કારણ કે કુતર્કથી આચ્છાદિત (નાસ્તિકો) કહેછે કે, પ્રાણિયો પોતેજ પોતાના સુખદુઃખનું કારણ છે; કેટલાએક (જ્યોતિષ જાણનાર) કહેછે કે ગ્રહ સુખદુઃખનું કારણ છે; કેટલાએક (મીમાંસકો) કર્મનેજ સુખદુઃખનું કારણ ગણેછે; કેટલાએક (ચાર્વાકના અનુયાયી) સુખદુઃખને પોતાની મેળે થનાર માનેછે તથા કેટલાએકનું મત એવું છે કે જેને મન-વાણી પહોંચી શકતાં નથી એવા પરમેશ્વર સર્વનું કારણ છે; માટે હે રાજા! તમેજ એ જુદા જુદા મતો ઉપરથી અમારા દુઃખનું કારણ જે યોગ્ય હોય તે બુદ્ધિથી વિચારી જુઓ.

હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ શૌનક! એવી રીતે ધર્મે કહ્યું ત્યારે ચક્રવર્તી પરીક્ષિત રાજાએ એકાગ્રચિત્તે વિચાર કરી જોયો ત્યારે તેમનાં દુઃખનું ખરૂં કારણ જણાઇ આવ્યું, જેથી ખેદરહિત થઇ આ પ્રમાણે બોલ્યા. 'હે ધર્મજ્ઞ! (તમારા પગ કાપનાર કોણ છે તે જાણતાં છતાં આપ જે મોઘમ ઉત્તર આપો છો, એ) આપ ધર્મ કહો છો માટેજ આપ બળદનું રૂપ ધરનારા ધર્મ છો. કારણ કે અધર્મી જે સ્થાન (નરકઆદિ) પામેછે તે સ્થાનને તેનો સૂચક પણ પામેછે. અથવા ઈશ્વરી માયાના સ્વરૂપને મનુષ્યનાં મન-વાણી પહોંચી શકતાં નથી એ વાત નિશ્ચિત છે. હે ધર્મ! તમારા તપ, પવિત્રતા, દયા તથા સત્ય એ ચાર પગ છે, તેમાંથી પેહેલા ત્રણ પગ તો ગર્વ, આસક્તિ તથા મદ એ અધર્મના ત્રણ અંશે ભાંગી નાખ્યા છે; માત્ર એક સત્યરૂપ પગ બાકી રહ્યો છે, જેથી તમેં હાલી-ચાલી શકો છો અથવા જેથી માણસ આપને મેળવી શકેછે. તે પગને પણ અધર્મથી વૃદ્ધિ પામેલો કલિ કાપી લેવાને ઇચ્છે છે. ભગવાને ભાર ઉતારી પોતાનાં ચરણકમળની છાપથી જેનું મંગળ કરેલ છે એવી આ પૃથ્વી પણ ભગવાને કરેલા પોતાના ત્યાગનેલીધે એક અભાગણી સ્ત્રીની પેઠે 'જુલમી રાજાના વેષધારી શૂદ્રો મને ભોગવશે' એવા વિચારથી નેત્રમાં જળ લાવી શોક કરેછે.

આવી રીતે ધર્મને તથા પૃથ્વીને આશ્વાસના આપીને મહારથ પરીક્ષિત રાજાએ અધર્મના મૂળરૂપ કલિયુગ ઉપર તીખી ધારવાળી તરવાર ઉગામી. રાજા મને મારવા ધારે છે એમ જાણી ભયભીત થએલો કલિ પોતાનાં રાજચિન્હ તજી દેઈ રાજાના ચરણમાં પડયો. તેને પગમાં પડેલો જોઈ દીનવત્સલ, શરણે જવા યોગ્ય તથા શુભ યશને યોગ્ય એવા પરીક્ષિતે તેને નહિ મારતાં આ રીતે કહ્યું.

પરીક્ષિત કહેછે.—અર્જુનના વંશને જાળવી રાખનારા અમે છિયે તેની આગળ તેં હાથ જોડયા છે માટે તને લેશ પણ ભય નથી. તું અધર્મનો મિત્ર છે માટે કોઇ પણ રીતે મારા દેશમાં તારે એક પણ અંશે વસવું નહિ. તારે રાજાઓના અંગમાં પ્રવેશ થવાથી, તારી પાછળ તુરત લોભ, અસત્ય, ચોરી, ખળતા, સ્વધર્મનો ત્યાગ, અલક્ષ્મી, કપટ, કલેશ તથા દંભ, એ અધર્મની સેનાનો પ્રવેશ થઈ ચુકો. માટે હે અધર્મના મિત્ર કલિ! જે બ્રહ્માવર્ત્તમાં યજ્ઞના વિસ્તારને જાણનાર ઋષિયો, યજ્ઞોવડે તેમનું ફળ આપનારા ભગવાનનું યજન કરે છે તથા જે ધર્મ અને સત્યને વસવા યોગ્ય છે, તે બ્રહ્માવર્ત્તમાં તારે રહેવું નહિ. વળી આ બ્રહ્માવર્ત્તમાં, જેમ પવન પ્રાણરૂપે સર્વ પ્રાણીઓમાં છે તથા બહાર પણ છે, તેમ સ્થાવર અને જંગમરૂપ જગતમાં વ્યાપકતાનેલીધે જે બહાર તથા અંતરમાં છે, તે ભગવાન્ પોતાને આરાધનારાનું કલ્યાણ કરેછે તથા તેમના મનોરથ સંપૂર્ણ કરેછે.

સૂત કહેછે.—પરીક્ષિતે એવીરીતે આજ્ઞા કરી ત્યારે કલિ કંપવા માંડયો તથા યમની પેઠે જેણે તરવાર ઉગામી છે એવા પરીક્ષિત

રાજાને તેણે આ પ્રમાણે કહ્યું 'હે ચક્રવર્ત્તી રાજા! આપની આજ્ઞાથી હું જે સ્થળે રહીશ ત્યાં ત્યાં હાથમાં ધનુષબાણ લઇ આપને આવેલા જોઇશજ. માટે હે ધર્મરક્ષકમાં શ્રેષ્ઠ રાજા! આપ મને રહેવાનું ચોકસ સ્થળ આપો, કે જ્યાં હું આપના હુકમપ્રમાણે નિયમ કરીને રહું.' એ પ્રમાણે કલિની માગણી ઉપરથી રાજાએ, જુગટું, મદિરાપાન, સ્ત્રીસંગ તથા પ્રાણીની હિંસા, એ ચાર પ્રકારનો અધર્મ જે ઠેકાણે હોય તે ઠેકાણાં તેને આપ્યાં. બીજી વાર તેની માગણીથી રાજાએ સોનું રહેવામાટે આપ્યું, જે આપવાથી અસત્ય, મદ, કામ, રજોગુણથી થનારી હિંસા, તથા પાંચમું વેર પણ તે આપી ચૂક્યા. ઉત્તરાના પુત્ર પરીક્ષિતે આપેલાં એવાં આ પાંચ ઠેકાણામાં અધર્મના મૂળરૂપ કલિયુગ તેની આજ્ઞા પાળીને રહ્યો. માટે પોતાનો નાશ નહિ થવાની ઇચ્છાવાળા પુરૂષે એ પાંચ વસ્તુ સેવવી નહિ. તેમાં ઘણું કરીને ધર્મશીલ પુરૂષે, પ્રજાને પાળનાર રાજાએ તથા ગુરૂ એટલે ધર્મોપદેશકે તો સેવવીજ નહિ. પછી બળદ એટલે ધર્મના નાશ પામેલા તપ, પવિત્રતા તથા દયા એ ત્રણ પાદ (પગ) રાજાએ સાંધ્યા, અર્થાત્ જગતમાં તેમને પ્રવર્ત્તાવ્યા તથા પૃથ્વીની આશ્વાસના કરી તેનો શોક ટાળ્યો. વનમાં જવાને ઇચ્છતા પોતાના દાદા યુધિષ્ઠિરે આપેલી રાજગાદી ઉપર હમણાંસુધી તે પરીક્ષિત વિરાજતા હતા. પૃથ્વીના પાળક જે પરીક્ષિતના કાળમાં તમે યજ્ઞનો સમારંભ કર્યોછે તે અભિમન્યુના પુત્ર રાજાનો આવો પ્રભાવ છે. ૪૪

**इत्थं भूतानुभावोयमभिमन्युसुतो नृपः ।**
**यस्य पालयतः क्षोणीं यूयं सत्राय दीक्षिताः॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ,

---

## ॥ सूत उवाच ॥*

**यो वै द्रौण्यस्त्रविप्लुष्टो न मातुरुदरे मृतः ।**
**अनुग्रहाद्भगवतः कृष्णस्याद्भुतकर्मणः ॥ १ ॥**

સૂત કહેછે.—માતાના ઉદરમાં અદ્ભુત પરાક્રમવાળા ભગવાન્ શ્રીકૃષ્ણના અનુગ્રહથી અશ્વત્થામાના અસ્ત્રવડે બળ્યા છતાં પણ જે મૃત્યુ પામ્યા નહિ, તથા બ્રાહ્મણના ક્રોધથી થએલા તક્ષકરૂપ મૃત્યુના મહાભયથી, ભગવાનમાં ચિત્ત જોડીને જે મોહ પામ્યા નહિ, તે અજિત ભગવાનનું સ્વરૂપ જાણનારા શુકદેવજીના શિષ્ય પરીક્ષિતે સર્વમાંથી આસક્તિ મૂકી દઇ ગંગામાં પોતાના શરીરનો ત્યાગ કર્યો. જે મરણ સમયે પણ ભગવાનની કથારૂપ અમૃતનું સેવન કરેછે, તેના ચરણારવિંદનું સેવન કરેછે તથા જેનેવિષે સદા હરિકથા રહેલી છે, એવા પુરૂષોને મરણસમયે પણ ભ્રાંતિ ઉત્પન્ન થતી નથી. ઘણા સમર્થ, અભિમન્યુના પુત્ર, ચક્રવર્ત્તી પરીક્ષિત રાજા પૃથ્વી ઉપર હતા ત્યાંસુધી તો અધર્મના મૂળરૂપ કલિ, આ જગતમાં સર્વ ઠેકાણે પસર્યા છતાં પણ પોતાનું સામર્થ્ય બતાવી શક્યોજ નથી. જે દિવસે જે ટાણે ભગવાને પૃથ્વીનો ત્યાગ કર્યોછે ત્યારથીજ આ લોકમાં અધર્મના કારણ કલિનો પ્રવેશ થઇ ચૂકો છે, પરંતુ ભ્રમરની પેઠે સારગ્રાહી ચક્રવર્ત્તી પરીક્ષિતને તેનો દ્વેષ ન હતો; કારણ કે કલિયુગમાં પુણ્ય, સંકલ્પમાત્રથી ફળદાયક થાયછે તથા પાપ તો કર્યા પછી ફળ આપેછે. જે અસાવધાન માણસો તરફ નહારની પેઠે સાવચેતીથી વર્ત્તેછે તે ધીરજવગરના પુરૂષો તરફ શૂરવીર, તથા ધીર પુરૂષથી ભય પામનારો

* આ અઢારમા અધ્યાયમાં પરીક્ષિતને બ્રાહ્મણના પુત્રે તક્ષકનાગ કરડવાનો શાપ દીધો તે વાત આવશે. ઋષિપુત્રે આપેલો શાપ રાજાને અનુગ્રહરૂપ થયો છે, કેમકે તેથી તેને વૈરાગ ઉત્પન્ન થયો.

કલિયુગ શું કરી શકવાનો છે? હે ઋષિયો! જે તમેં વાસુદેવની કથાયુક્ત પરીક્ષિતનું પવિત્ર આખ્યાન પૂછ્યું તે મેં તમને કહ્યું. કીર્ત્તન કરવા યોગ્ય અનેક કર્મવાળા ભગવાનના ગુણ અને પરાક્રમવિષેની જે જે કથાઓ છે તે બધી, પોતાનો નાશ નહિ ઇચ્છનારા પુરૂષોએ સેવવા યોગ્ય છે.

ઋષિયો કહેછે.—હે સૌમ્ય સૂત! તમારૂં આયુષ્ય લાંબું થાઓ. કેમ કે શ્રીકૃષ્ણના નિર્મળ યશને સંભળાવોછો કે જે અમારાં જેવાં માણસોને જન્મ-મરણ ટાળનાર છે. જેમાં ફળનેમાટે સંશય છે એવા આ યજ્ઞકર્મમાં ધુમાડાઓથી ઝાંખા થઇ ગએલા અમોને ગોવિંદના ચરણકમળનો મધુર રસ તમે પાઓછો. અમે ભગવદ્ભકતના સંગના લેશની બરાબર સ્વર્ગ અથવા મુક્તિને પણ ગણતા નથી, ત્યારે માણસોનાં તુચ્છ રાજ્યઆદિ સુખો તો કોણ માત્ર છે? માયાના ગુણ રહિત તથા અનેક કલ્યાણગુણયુક્ત, મહાત્માઓના અસાધારણ આશ્રયરૂપ તથા શિવ-બ્રહ્માદિ યોગેશ્વરો પણ જેનો પાર પામ્યા નથી એવા ભગવાનની કથાથી તેના રસનો અનુભવી કયો પુરૂષ તૃપ્તિ પામે? માટે હે વિદ્વાન્ સૂત! તમે ભગવાનના ભક્તોમાં મોટા છો માટે ઘણાજ મહત્પુરૂષોના આશ્રયરૂપ શ્રીહરિનાં શુદ્ધ તથા ઉદાર ચરિત્રને આપ પાસેથી અમે સાંભળવા ઇચ્છિયે છિયે, માટે કૃપા કરી વિસ્તારથી કહો. શુકદેવજીએ ઉપદેશ કરેલાં જે ભાગવતરૂપ જ્ઞાનથી ભગવાનના મહાન્ ભક્ત તથા ઘણાજ બુદ્ધિશાળી પરીક્ષિત રાજા, મોક્ષસ્વરૂપ ગરૂડવાહન ભગવાનના ચરણકમળને પ્રાપ્ત થયા તે અદ્ભુત ભક્તિયોગવાળું, ભગવાનના ભક્તોને પ્રિય, ભગવાનનાં ચરિત્રથી સુશોભિત, અને પરમ પવિત્ર પરીક્ષિત રાજાસંબંધિ આખ્યાન (ભાગવત) અમને સ્પષ્ટ રીતે કહો.

સૂત કહેછે.— અહો અમે પ્રતિલોમજ[1] છતાં પણ વૃદ્ધના આદરથી સફળ જન્મવાળા થયાછિયે. કારણ કે મહાત્માઓની સાથે સંભાષણનો પ્રસંગ તુરત નીચ કુળમાં ઉત્પન્ન થવાવિષેની આધિ (મનોવ્યથા) મટાડે છે, ત્યારે જે ભગવાન્ અનંતશક્તિ, અવિનાશી છે તથા મોટા ગુણો હોવાથી જેને અનંત કહે છે, તે મહાન્ પુરૂષોના અસાધારણ આશ્રયરૂપ ભગવાનનાં નામ લેનારા પુરૂષોની મનોવ્યથા મટાડે એમાં શું કહેવું? લક્ષ્મી, પોતાની ઇચ્છા રાખનારા બીજા દેવોને તજીને પોતાને નહિ ઇચ્છતા એવા જે ભગવાનના ચરણકમળની રજને સેવે છે, તે ભગવાનની તુલ્ય અથવા અધિક ગુણમાં કોઇ પણ નથી. એ વિષયમાં ઉપર કહેલી સૂચના પૂર્ણ છે, તોપણ વધારે કહું છું કે ભગવાનનાં ચરણકમળના નખમાંથી નીકળ્યા છતાં બ્રહ્માએ આપેલા અર્ઘરૂપ ગંગાજળ શંકરસહિત જગતને પવિત્ર કરેછે. માટે મુકુંદ ભગવાન્ વિના બીજો જગતમાં કોણ ભગવત્પદનો અર્થ (સર્વ ઐશ્વર્ય સંપન્ન) છે? ભગવાનનેવિષે પ્રીતિવાળા ધીરપુરૂષો તત્કાલ દેહાદિકમાં બાંધેલા મમત્વના સંગને તજીને છેલ્લી પરમહંસ દશાને પામે છે, જે દશામાં અહિંસા તથા શાંતિ સ્વાભાવિક છે. જેમ પક્ષિયો વિશાળઆકાશમાં પોતાની શકિતપ્રમાણે ઉડે છે, તેમ વિદ્વાનો પણ પોતાની શકિતપ્રમાણે વિષ્ણુને વર્ણવે છે, માટે હે વેદમૂર્ત્તિ! તમે મને પૂછ્યું માટે જેટલું મારામાં જ્ઞાન છે તે પ્રમાણે હું આપને કહું છું.— એક સમયે ધનુષ લઇ પરીક્ષિત રાજા વનમાં મૃગયા કરવા ગયા ત્યાં ઘણાં મૃગોની પછવાડે લાગવાથી થાકનેલીધે ઘણા ભુખ્યા તથા તરશા થયા. પાણીનું સ્થળ ગોતતાં કયાંઇ પણ તે નહિ મળવાથી અંતે તેણે એક ઋષિનો આશ્રમ

૧ ઉત્તમ વર્ણની મા તથા નીચ વર્ણના પિતાથી થયેલો છોકરો પ્રતિલોમજ કહેવાય છે.

દીઠા. તેમાં, શાંત તથા ઇન્દ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિને સ્વરૂપમાં જોડી વિરામ પામેલા, જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાથી ભિન્ન ચોથી સમાધિ અવસ્થાને પામેલા, બ્રહ્મભૂત[1], નિર્વિકાર તથા છુટી જટાથી અને 'રૂરૂ' નામના મૃગનાં ચર્મથી ઢંકાયેલા શમીક ઋષિને, ઉપર જણાવેલી સ્થિતિમાં રહેલા પરીક્ષિતે દીઠા અને તરશથી તાળવું સુકાવાથી રાજાએ તેની પાસે પાણી માગ્યું. પોતાને બેસવામાટે ખડ વગેરેનું આસન અથવા કોઇ બેસવાયોગ્ય સ્થાનક તથા અતિથિને યોગ્ય અર્ઘ તથા પ્રિય વચન નહિ મળવાથી પોતાનું અપમાન થયું માની રાજાને ક્રોધ ચઢ્યો અને ભૂખ ને તરશથી પરીક્ષિત રાજાનો પ્રથમ કોઇપણ સમયે નહિ થએલો એવો તુરત બ્રાહ્મણઉપર મત્સર તથા ક્રોધ થયો, જેના આવેશમાં તેણે પોતાના ધનુષની અણીવડે તે બ્રહ્મર્ષિની કંઠમાં મુએલો સર્પ નાંખી પોતે આશ્રમની બહાર નીકળી પોતાના નગર તરફ ચાલતા થયા. આ ઋષિ ખરેખર ઇન્દ્રિયોને વશ રાખી, નેત્ર બંધ કરી, સમાધિમાં બેઠા છે, કે 'ક્ષત્રિઓથી શું થઇ શકવાનું છે' એમ ધારી ખોટી સમાધિમાં બેઠા છે એ જાણવામાટે રાજાએ તેની ડોકમાં સર્પ નાંખ્યો.

પછી ઋષિના બાળકોસાથે ફરતા અતિ તેજસ્વી શમીક ઋષિના દીકરાએ સાંભળ્યું કે, તેના પિતાને પરીક્ષિત રાજાએ (ડોકમાં સર્પ નાંખી) દુઃખી કર્યો, ત્યારે તે આ પ્રમાણે બોલ્યો.—'અહો, કાગડાજેવા પુષ્ટ રાજાઓનો અધર્મ તો જુઓ! દાસે પોતાના ધણીનું ભુંડું કરવું એ દ્વારપાળ કુતરાએ પોતાના સ્વામીનું ભુંડું કરવા બરાબર છે. જે બ્રાહ્મણોએ નીચ ક્ષત્રિયને દ્વારપાળ કરેલ છે, તે દ્વારપાળ ક્ષત્રિય બ્રાહ્મણના ઘરમાંથી તેના ઠામમાંથી અન્ન શી રીતે ખાવાને યોગ્ય

૧ બ્રહ્મરૂપ થયેલા.

થઇ શકે? અવળે માર્ગે ચાલનારા પુરુષોને શિક્ષા કરનાર શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વધામ પધાર્યા છે માટે અમર્યાદિ રાજાઆદિને હવે હું શિક્ષા કરવાનો છું. માટે (હે છોકરાઓ!) મારૂં તમે બળ જુઓ.' એ રીતે વયસ્ય[1] ઋષિના છોકરાઓને કહીને લાલચોળ આંખોવાળા ઋષિપુત્ર શૃંગીએ કૌશિકી નદીનું પાણી હાથમાં લેઇ શાપ આપ્યો કે 'મારા પિતાના દ્રોહી પોતાના કુળમાં અંગારરૂપ પરીક્ષિત રાજાને મારો મોકલેલો તક્ષક નાગ આજથી સાતમે દિવસે કરડશે.' એ પ્રમાણે શાપ આપી તે ઋષિના છોકરાએ પોતાના પિતાના ગળામાં સર્પ જોઈ મનમાં ખેદ લાવી મોટે સાદે રોવા માંડ્યું. હે શૌનક! તે અંગિરાના પુત્ર શમીકે પોતાના પુત્રનો વિલાપ સાંભળી ધીરે ધીરે આંખ ઉઘાડી જોયું તો પોતાના ડોકમાં મૂએલો સાપ દીઠો. તેને ફરી ફરી પુત્રને પૂછ્યું કે 'હે પુત્ર! તું શામાટે રૂવે છે? કેણે તારો અપરાધ કર્યો છે?' એ રીતે પોતાના પિતાએ પૂછ્યું ત્યારે તેની આગળ તે છોકરાએ બધી બનેલી વાત નિવેદન કરી. શાપ નહિ આપવાયોગ્ય રાજાને શાપ આપ્યો તેથી ઋષિએ પોતાના પુત્રને વખાણ્યો નહિ અને તેને કહ્યું કે 'અરે પુત્ર! તેં મોટું કષ્ટકારી પાપ કર્યું, કારણકે ઘણાજ થોડા વાંક માટે રાજાનો ઘણો દંડ કર્યો. હે બાળક બુદ્ધિવાળા પુત્ર! દેવરૂપ રાજાને સાધારણ માણસ તરીકે ગણવો યોગ્ય નથી. જે રાજાના ઉગ્ર તેજવડે ચારેકોરથી ભયરહિત રક્ષા પામેલી પ્રજા કલ્યાણ મેળવેછે, તે વિષ્ણુરૂપ રાજા જ્યારે અદૃશ્ય થાયછે ત્યારે અનેક ચોરોથી ભરપૂર તથા રક્ષા કરનાર રહિત સઘળું જગત્ ગાડરાંનાં ટોળાની પેઠે નાશ પામેછે. ધણીવિનાના ધનને લૂંટનારા ચોરો જે પાપ કરશે તે આપણે નહિ કર્યાં છતાં પણ આપણને લાગશે. જેમાં

૧ તેવતેવડા મિત્ર.

ચોરનો ભાગ ઘણો છે એવા લોક એકબીજાને મારી નાંખેછે, ગાળો ભાંડે છે અને સ્ત્રી, ઢોર તથા ધન લેઇ લેછે. આમ થાયછે ત્યારે મનુષ્યોનો વર્ણ, આશ્રમ તથા તેમનો આચારસહિત વૈદિક આર્યધર્મ નાશ પામે છે, જેથી અર્થ (ધનવગેરે) અને કામ (વિષયાદિક) માંજ મન લગાડનારા પુરૂષોનો કુતરાં-વાંદરાંની પેઠે વર્ણસંકર[1] થઇ જાયછે. ધર્મપાળક, ચક્રવર્તી, યશસ્વી, સાક્ષાત્ મહાભક્ત, અશ્વમેધ યજ્ઞ કરનાર, ક્ષુધા, તૃષા અને શ્રમથી પીડાયેલા તે દીન પરીક્ષિતરાજા આપણા શાપને યોગ્ય નથી. પોતાના નિષ્પાપ દાસવિષે આ કાચી બુદ્ધિવાળા છોકરાએ પાપ કર્યું છે તે સર્વના આત્મારૂપ ભગવાન્ ક્ષમા કરવાને યોગ્ય છે. ભગવાનના ભક્તો સમર્થ છતાં પણ કદી કોઇ તેની નિંદા કરે, અપમાન કરે અથવા માર મારે તોપણ તેમનું અનિષ્ટ[2] કરતા નથી.' એવીરીતે પુત્રે કરેલા અપરાધથી તાપ પામેલા મુનિએ રાજાએ પોતાનો અપરાધ કર્યા છતાં પણ તેનો અપરાધ ગણ્યો નહિ. ઘણુંકરીને જગતમાં સાધુપુરૂષો, બીજાએ તેમને સુખ-દુઃખમાં નાખ્યા છતાં પણ હર્ષ-શોક પામતા નથી, કેમકે આત્મા સુખ-દુઃખઆદિ દ્વંદ્વધર્મથી મુક્ત છે. ૫૦

**प्रायशः साधवो लोके परैर्द्वंद्वेषु योजिताः। न व्यथंति न हृष्यंति यत आत्माऽगुणाश्रयः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ सूत उवाच ॥***

**महीपतिस्त्वथ तत्कर्म गर्ह्यं विचिंतयन्नात्मकृतं सुदुर्मनाः।**

**अहो मया नीचमनार्यवत्कृतं। निरागसि ब्रह्मणि गूढतेजसि ॥ १ ॥**

સૂત કહેછે.—હે શૌનક! પછી પોતે કરેલાં નિંદિત કામવિષે વિચાર કરતાં પરીક્ષિતને આવીરીતે ઘણો પશ્ચાત્તાપ થયો.—'અરે મેં અનાર્ય પુરૂષની પેઠે નિરપરાધી અપ્રકટ[1] તેજવાળા બ્રાહ્મણનો મોટો અપરાધ કર્યો. મેં ઇશ્વરની અવજ્ઞા કરી માટે મારી પોતાની ઉપર થોડી વારમાં મોટી આપત્તિ અવશ્ય આવવી જોઇયે. તે આપત્તિ મારાં પાપની શુદ્ધિનેમાટે ભલે મારી ઉપર આવે, જેથી ફરી હું એવું કામ કદી કરૂં નહિ. કોપેલા બ્રાહ્મણના કુળરૂપ અગ્નિ, મારાં રાજ્ય, બળ, તથા ધનથી પૂર્ણ એવા ભંડારને આજેજ બાળી નાંખો, કે જેથી પાપવાળો હું, બ્રાહ્મણ, દેવતા તથા ગાયો ઉપર ફરી પાપબુદ્ધિ કરૂં નહિ.' એવીરીતે રાજા વિચાર કરેછે તેટલામાં શમીક ઋષિના શિષ્યને મુખેથી તક્ષક નાગથી સાતમે દિવસે પોતાનું મૃત્યુ થવાના સમાચાર સાંભળ્યા, જેથી વિષયમાં આસક્ત એવા જે પોતે તેને તક્ષકના ઝેરરૂપ અગ્નિ એક વૈરાગ્યનું શ્રેષ્ઠ સાધન છે એમ તેણે માન્યું. પછી આ લોક તથા પરલોક કે જેને પ્રથમથીજ પોતે તજવાયોગ્ય માન્યા હતા તેમાંથી આસક્તિ છોડી દેઇ ભગવાનની સેવાને અધિક માનતા એવા પરીક્ષિત રાજા ગંગાતીરે અનશનવ્રતનો (અન્ન જલ ન લેવાનો) સંકલ્પ કરીને બેઠા. જે ગંગા શોભાયમાન તુળસીની સાથે મળેલી શ્રીકૃષ્ણની ચરણરજના સંબંધથી સર્વોત્તમ પા-

---

૧ એ વર્ણનું સેળભેળ થઇ જવું તે. ૨ ભુંડું.

* આ ઓગણીશમા અધ્યાયમાં, પરીક્ષિત રાજા પોતે મુવેલો સર્પ શમીક ઋષિની ડોકમાં નાંખ્યો તેનો પશ્ચાત્તાપ કરતા હતા ત્યાં તક્ષક નાગ કરડવાનો પોતાને ઋષિ તરફથી થયેલો શાપ સાંભળી તેથી અનુગ્રહ માની ગંગાને કાંઠે જઈ અનશન વ્રત ધારણ કરી બેઠા હતા અને તેની પાસે બીજા મુનિયો પણ બેઠા હતા ત્યાં મહામુનિ શુકદેવજી પધાર્યા, એ વાત આવશે.

૧ જાણવામાં ન આવી શકે તેવું.

ણીને વહેછે, તે અંતર તથા બહાર તેમના પાલકસહિત સર્વ લોકને પાવન કરનારી ગંગાને મરવાને તૈયાર થએલો કોણ પુરૂષ ન સેવે? સર્વ વસ્તુમાંથી આસક્તિ છૂટી જવાથી જેનું ચિત્ત શાંત છે એવા પાંડવના કુળમાં થએલા પરીક્ષિત રાજાએ ગંગાને તીરે અનશનવ્રત લેઇ બેસવાનો વિચાર કરી, બીજા કોઇ પણ વિષયમાં મનને ન જવા દેતાં એકાગ્રચિત્તથી શ્રીભગવાનના ચરણનું ધ્યાન કર્યું. તે પછી જગતને પવિત્ર કરનારા મહાનુભાવ ઋષિયો પોતાના શિષ્યોસહિત પરીક્ષિત રાજા પાસે ગયા. સત્પુરૂષો તીર્થયાત્રાને મિશે પોતેજ તીર્થને પાવન કરેછે.[1] અત્રિ, વસિષ્ઠ, ચ્યવન, શરદ્વાન, અરિષ્ટનેમિ, ભૃગુ, અંગિરા, પરાશર, વિશ્વામિત્ર, પરશુરામ, ઉતથ્ય, ઇંદ્રપ્રમદ, ઇંદ્મવાહ, મેધાતિથિ, દેવલ, આર્ષ્ટિષેણ, ભારદ્વાજ, ગૌતમ, પિપ્પલાદ, મૈત્રેય, ઔર્વ, કવષ, અગસ્ત્ય, વેદવ્યાસ તથા નારદ; અને આ શિવાય પણ કેટલાક બ્રહ્મર્ષિ, દેવર્ષિ તથા રાજર્ષિ એકઠા થયા હતા. એ જુદાં જુદાં ઋષિયોના કુળમાંથી જે મોટા મોટા ઋષિયો એકઠા થયા હતા, તેમની પૂજા કરી પૃથ્વીએ મસ્તક અડાડી પરીક્ષિતે તેમને પ્રણામ કર્યો. પછી તે ઋષિયો સુખથી બેઠા એટલે શુદ્ધ મનવાળા તથા તેમની આગળ હાથ જોડી ઉભેલા પરીક્ષિત રાજાએ પ્રણામપૂર્વક પોતાનો વિચાર નીચે પ્રમાણે જણાવ્યો.

પરીક્ષિત કહેછે.—હે બ્રાહ્મણો! આપ અમારાં આચરણ જોઇ અમારી ઉપર અનુગ્રહ કરોછો માટે અમે ભાગ્યશાળી છિયે, કારણ કે નિંદિત કર્મવાળું રાજકુળ બ્રાહ્મણોના ચરણ ધોએલ પાણી નાંખવાના સ્થળોથી પણ દૂર રહેવા યોગ્ય છે. માટે નિંદિત કામ કરનારો તથા સંસારમાં સદા આસક્ત એવો જે હું તેની ઉપર કારણ[1] તથા કાર્યનાં[2] નિયામક[3] એવા ભગવાનજ વૈરાગ્યનું કારણ એવા શાપરૂપ થયાછે, જે શાપથી ગૃહસ્થાશ્રમમાં આસક્ત પુરૂષ તુરત ભય (વૈરાગ્યને) પામેછે. ઇશ્વરમાં જેનું ચિત્ત છે એવો હું, હે બ્રાહ્મણો! તમારે તથા ગંગાને શરણે આવ્યો છું એમ સમજો. માટે બ્રાહ્મણનો મોકલેલો તક્ષક નાગ ભલે મને કરડે. આપ મારી આગળ ભગવાનની કથા કરો. હવે પછી પણ મારા જે જે અવતાર આવે તેમાં અનંત ભગવાનમાં મારી પ્રીતિ થજો તથા ભગવાનનોજ આશ્રય કરનારા એવા મહાત્માઓનો સમાગમ થજો. બ્રાહ્મણોને હું નમું છું.' આવીરીતનો જેનો નિશ્ચય છે એવા તથા ધૈર્યવાન્ રાજા રાજ્યભાર પોતાના પુત્રઉપર નાંખી સમુદ્રની સ્ત્રી ગંગાનદીને દક્ષિણ તીરે ઉગમણા અગ્ર ભાગવાળા દર્ભ ઉપર ઉત્તરાદે મોઢે બેઠા. પરીક્ષિત રાજા અનશનવ્રત લેઇ ગંગાને તીરે બેઠા પછી આકાશમાં રહેલા દેવોએ રાજી થઇને તેનાં વખાણ કરી તેની ઉપર ફૂલની વૃષ્ટિ કરી તથા દૈવી વાજાં વાગ્યાં. આ સમયે પ્રજાનાં કલ્યાણ તરફ જેમનું વલણ તથા બળ છે એવા એકઠા થએલા ઋષિઓએ, 'હે રાજા! તમે ઠીક કર્યું' એ રીતે તેને વખાણી, ભગવાનના ગુણવડે સુંદર વાણી આ રીતે બોલ્યા.—'હે રાજર્ષિવર્ય પરીક્ષિત! આપ જેવા ભગવદ્‌ભક્તના મુખમાંથી આ પ્રમાણે વિવેકયુક્ત વચનો નીકળે એમાં નવાઇ નથી, કારણ કે જેણે મહારાજાઓએ સેવેલી ઉત્તમ રાજગાદી પણ કેવળ ભગવાનની સન્નિધિની કામનાથી તરત તજી દીધી. ભગવાનના ભક્તમાં મુખ્ય આપ, આ શરીરને તજીને રજોગુણ તથા શોકરહિત ઉત્તમ લોકમાં જશો, ત્યાંસુધી અમે અહીં બેઠા રહેશું.' પરીક્ષિત રાજા, તે પક્ષપાતરહિત, ગંભીર અર્થવાળું તથા જેમાંથી અમૃત ઝરેછે એવું ઋ-

૧ ત્યાં મુખ્યત્વે કયા કયા ઋષિયો આવ્યા તેમનાં નામ ગણાવે છે.

૧ માયા. ૨ જગત્. ૩ નિયમમાં રાખનાર.

ષિયોનું યથાર્થ વચન સાંભળીને પોતાને ભગવાનનાં ચરિત્ર આદરપૂર્વક સાંભળવાની ઇચ્છા હોવાથી તેમને નમીને આ પ્રમાણે બોલ્યા.—'જેમ સત્યલોકમાં મૂર્ત્તિધારી વેદો છે, તેમ આપ પણ સાક્ષાત્ મૂર્ત્તિમાન્ વેદ એકઠા થયાછો. આ લોકમાં અથવા પરલોકમાં સ્વભાવથી બીજા ઉપર અનુગ્રહ કરવો એવિના બીજું કાંઇ પણ આપને કર્તવ્ય નથી. હે બ્રાહ્મણો! આપની ઉપર શ્રદ્ધા રાખી મારે પૂછવાનું એટલુંજ છે કે માણસે સર્વ અવસ્થામાં તેમાં પણ મુખ્યત્વે મરણ સમયે પાપના સંબંધરહિત એવું શું કરવાનું છે, તે આપ સર્વ એકમત થઈ વિચાર કરો.' (પછી બ્રાહ્મણો પરસ્પર જુદા જુદા મત આપેછે તેટલામાં) નિસ્પૃહપણે પૃથ્વીઉપર વિચરતા વિચરતા વ્યાસજીના પુત્ર શુકદેવજી ત્યાં આવ્યા. તેનો વેષ અવધૂતનો હતો, સ્ત્રીઓ તથા છોકરાંઓ ચોતરફથી તેને વિંટાઈ વળ્યાં હતાં, તેનો આશ્રમ કયો હશે એ તેના આકાર ઉપરથી કળી શકાતું નહોતું, સ્વરૂપના આનંદમાંજ તે મગ્ન હતા, તેની અવસ્થા સોળ વર્ષની હતી, તેના હાથ, પગ, જાંઘ, ભુજા, ખભા તથા કપોળ કોમળ હતાં, તેની પોહોળી આંખ, ઉપડતું નાક, બંને સરખા કાન તથા સુંદર ભમરવાળું મુખ હતું, શંખની પેઠે ત્રણ રેખાવાળું સુંદર ગળું હતું, માંસથી છાતીઉપરનાં હાડકાં પુરાઇ ગયાં હતાં, ગોળ નાભી હતી, ત્રિવળીથી મનોહર પેટ હતું, અંગ ઉપર કોઈ વસ્ત્ર નહોતું, માથાના વાળ છુટા તથા વાંકા હતા, તેની, આજાનુબાહુ, દેવસમાન તેજસ્વી શ્યામ મૂર્ત્તિ હતી તથા સુંદર અવસ્થા (જુવાની) નેલીધે શરીરમાં જે તેજ હતું તેથી તથા મનોહર હાસ્યનેલીધે તે સ્ત્રીઓનાં મનને હરી લેતા હતા. એવીરીતે શુકદેવજીનું તેજ કળાતું ન હતું તે છતાં તેનાં લક્ષણને જાણનારા ઋષિયો તેને જોઇ આસનઉપરથી ઉભા થયા. પછી પરીક્ષિતે પધારેલા અતિથિ (શુકદેવજી) ની મસ્તક નમાવી પૂજા કરી એટલે તે મોટાં આસનઉપર બેઠા. તે જોઈ અજ્ઞાની સ્ત્રિયો તથા છોકરાં તેને ગાંડો જાણી પાછળ આવ્યાં હતાં તે પાછાં ચાલ્યાં ગયાં. બ્રહ્મર્ષિ, રાજર્ષિ તથા દેવર્ષિના સમુદાયથી વીંટાએલા એવા તે મહાત્મા શુકદેવજી ગ્રહ, નક્ષત્ર તથા તારાઓથી વીંટાએલા ચંદ્રની પેઠે શોભતા હતા. શાંત તથા સર્વ વિષયમાં અકુંઠિત[1] મતિવાળા શુકદેવજી પાસે બેઠેલા ભગવદ્ભક્ત પરીક્ષિત રાજાએ હાથ જોડી મધુર તથા સત્યવાણીથી સાવધપણે (નીચે પ્રમાણે) પૂછયું.

પરીક્ષિત કહેછે.—અહો અમે ક્ષત્રિઓમાં નીચ છતાં પણ આજ સત્પુરૂષોએ સેવવાયોગ્ય થયા; કારણ કે આજ આપે અતિથિરૂપે પધારી અમને પવિત્ર કર્યા. જેના સ્મરણથી માણસનાં ઘર તુરત પવિત્ર થાયછે, ત્યારે તેનાં દર્શન, સ્પર્શ, ચરણધોવાં, આસન આપવું, વગેરેથી પવિત્ર થાય તેમાં શું આશ્ચર્ય? હે મહાયોગિરાજ! વિષ્ણુની સન્નિધિથી[2] જેમ દૈત્ય નાશ પામેછે તેમ આપની સન્નિધિથી મોટાં પાપ નાશ પામેછે. પાંડવો જેને પ્રિય છે એવા ભગવાને શું મારીઉપર કૃપા કરી? અને પોતાના ફઈઆઇ ભાઇનું પ્રિય કરવા સારૂ તેમના વંશમાં થએલો એવો જે હું તેનું બધું કાર્ય કર્યું? જો ભગવાનની મારી ઉપર કૃપા ન હોય તો, જેની ગતિ કળી શકાતી નથી એવા, સિદ્ધ તથા 'જે માગવું હોય તે માગો,' એવી રીતે અમારા જેવા માગનારાને કહેનારા એવા આપનું દર્શન મને કયાંથી થાય? માટે યોગિના પણ પરમગુરૂ એવા આપને પૂછુંછું કે મરણ સમયે મનુષ્યનું સર્વ પ્રકારે કર્ત્તવ્ય શું છે? માણસોએ (મરણ સમયે) જે સાંભળવાનું હોય, જે કરવાનું હોય, જે

૧ કયાંઈ અટકે નહિ તેવી. ૨ પાસે રેહેવાપણાંથી.

સ્મરણ કરવાનું હોય તથા જે જે બાબત તેને વારેલી હોય તે સર્વ અમને કહો. હે મહારાજ ! ગૃહસ્થોના ઘરમાં આપની સ્થિતિ ગાય દોવાય તેટલી વાર પણ જોવામાં આવતી નથી.

સૂત કહેછે.—એ રીતે જ્યારે પરીક્ષિતે મધુર વાણીથી સંભાષણપૂર્વક પ્રશ્ન પૂછયું ત્યારે ધર્મને જાણનારા ભગવાન્ વેદવ્યાસના પુત્ર શુકદેવે આપ્રમાણે ઉત્તર આપ્યો.

**एवमाभाषितः पृष्टः स राज्ञा श्लक्ष्णया गिरा । प्रत्यभाषत धर्मज्ञो भगवान् बादरायणिः ॥ ४० ॥**

इति श्रीमन् બાદરાયણપ્રણીત મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

**प्रथमस्कंध समाप्त.**

श्रीमद्-

# भागवतभाषांतर.

## द्वितीयस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

श्रीमद्-

# भागवतभाषांतर.

## द्वितीयस्कंध.

॥ श्रीशुक उवाच ॥*

वरीयानेष ते प्रश्नः कृतो लोकहितं नृप । आत्मवित्संमतः पुंसां श्रोतव्यादिषु यः परः १

શુકદેવજી કહેછે.—હે રાજન્! જે વિષય આત્મજ્ઞાનીએ સ્વીકારેલો છે, જેમાં જગત્નું કલ્યાણ રહ્યુંછે તથા જે શ્રવણ-ધ્યાન આદિ કરવાયોગ્ય વિષયોમાં શ્રેષ્ઠ છે, તે વિષેનો આ તારો પ્રશ્ન છે માટે તે ઉત્તમ છે. હે રાજાધિરાજ! માણસોએ શ્રવણ કરવાયોગ્ય હજારો વિષયો છે. (પરંતુ) આત્માના સ્વરૂપથી અજાણ્યા એવા ગૃહસ્થાશ્રમમાં આસક્ત ગૃહસ્થોનું આયુષ્ય, રાત્રિએ તો નિદ્રામાં અથવા સ્ત્રીસંગમાં ચાલ્યું જાયછે તથા દિવસે ધન મેળવવાના ઉદ્યમમાં કે કુટુંબનાં ભરણ-પોષણમાં વહી જાયછે. શરીર, સંતાન અને સ્ત્રીઆદિ પોતાની સેના (પરિવાર) નાશવાન્ છે; તેમનો નાશ થાયછે તે પોતે નજરે જુએછે તે છતાં સંસારમાં પ્રીતિવાળો પુરૂષ તેને ન દેખતો હોય તેવીરીતે વર્તે છે. માટે હે ભરતવંશી રાજા! મોક્ષની કામનાવાળા પુરૂષે સર્વના આત્મા, નિયામક[2] તથા જન્મ-મરણરૂપ બંધન કાપનારા ભગવાનવિષે શ્રવણ કરવું, તેના ગુણોનું કીર્ત્તન કરવું તથા સ્મરણ કરવું. સ્વધર્મમાં નિષ્ઠા, આત્મા-અનાત્માનો વિવેક, તથા અષ્ટાંગયોગના અભ્યાસથી અંતે પરમાત્માની સ્મૃતિ રાખવી એ મનુષ્યજન્મનું મુખ્ય ફળ છે. હે રાજન્! વિધિ[1] અને નિષેધથી નિવૃત્તિ પામેલા તથા નિર્ગુણ બ્રહ્મમાં રહેલા મુનિયો પણ હરિના ગુણનું કીર્ત્તન કરવામાં આનંદ પામે છે. હું નિર્ગુણબ્રહ્મમાં સ્થિતિવાળો છતાં ભગવાનની લીલામાં મારૂં મન ખેંચાયાથી જે (ભાગવત) આત્માને જાણુંછું તે, તું ભગવાનનો ભક્ત છે માટે તને કહીશ. એ ભાગવતમાં શ્રદ્ધા રાખનારા પુરૂષોની મુકુંદ ભગવાનમાં નિષ્કામભક્તિ તુરત ઉત્પન્ન થાયછે. હરિના ગુણનું કીર્ત્તન એજ સકામ પુરૂષોને ઇચ્છિત ફળ આપનારૂં, મુમુક્ષુને મોક્ષફળ આપનારૂં તથા જ્ઞાની અને યોગીને પણ જ્ઞાન તથા યોગાભ્યાસનું ફળ આપનારૂં છે, એ વાત નિશ્ચિત છે. ખટ્વાંગ[2] નામે રાજા પોતાનું બે ઘડીનું આયુષ્ય જાણી તેટલા કાળમાં સર્વમાંથી મમત્વ મૂકી દઈ મોક્ષ સ્વ-

* આ પહેલા અધ્યાયમાં કીર્ત્તન અને શ્રવણ આદિથી અત્યંત સ્થૂળ ભગવદ્રૂપમાં મનની ધારણા કહેવાશે. ૨ નિયમમાં રાખનાર.

૧ શ્રુતિ તથા સ્મૃતિ જે વચનવડે મનુષ્યને તેમનું કર્તવ્ય જણાવે છે તે વિધિવાક્ય તથા જે વચનથી અમુક કાર્ય કરતાં અટકાવે છે તે નિષેધવાક્ય. ૨ ખટ્વાંગ નામના રાજાએ દેવતાઓનો પક્ષ કરી દૈત્યોને જીત્યા, જેથી દેવોએ પ્રસન્ન થઇ તેને વર માગવાનું કહ્યું; ત્યારે તેણે કહ્યું કે 'પ્રથમ મારૂં આયુષ્ય કહો.' દેવોએ કહ્યું કે 'તારૂં આયુષ્ય માત્ર હવે બે ઘડી છે.' એ સાંભળી તે રાજા તુરત વિમાનમાં બેશી પૃથ્વી ઉપર આવ્યો અને ભગવાનને શરણ થયો. આ વાત નવમસ્કંધમાં આવશે.

રૂપ હરિને પામ્યો, માટે હે રાજા! હજી તારે સાત દિવસ જીવવાનું છે માટે તેટલા કાળમાં સઘળું પરલોકનું સાધન સંપાદન કરી લે. જ્યારે માણસનો મરણસમય આવે ત્યારે તેણે મરણનો ભય તજી વૈરાગ્યરૂપ શસ્ત્રવડે સુખની ઈચ્છાને તથા શરીરમાં તેમજ તેના સંબંધી સ્ત્રી-પુત્રઆદિમાં રહેલી ઈચ્છાને પણ કાપી નાખવી. ધીર પુરૂષે ઘરને તજી દઈ કોઈ પવિત્ર તીર્થમાં નાહી પવિત્ર એકાંત સ્થળમાં વિધિપ્રમાણે[1] કરેલાં આસન ઉપર બેશી, અ, ઉ અને મ, એ ત્રણ માત્રાવાળા બ્રહ્મવાચક ઉત્તમ પ્રણવ-(ઓંકાર)નો મનવડે જપ કરવો તથા પ્રાણાયામથી મનનો નિરોધ કરવો. આ વેળાએ પ્રણવ વિસારવો નહિ. બુદ્ધિરૂપ જેને સારથી છે એવા પુરૂષે મનવડે વિષયોમાંથી ઇન્દ્રિયોને પાછી વાળીને પછી કર્મવાસનાથી ખેંચાએલાં મનને ઉત્તમ વિષય જે ભગવાનનું સ્વરૂપ તેમાં જોડવું. પછી તે ભગવાનના એક એક અવયવમાં સજાતીય વૃત્તિનો અખંડ પ્રવાહ કરવો.[2] એવી રીતે તે એક એક અવયવનું ધ્યાન કરતાં અંતે નિર્વિષય થએલાં મનને પરમ આનંદ બ્રહ્માકાર કરીને કંઇ પણ સંભારવું નહિ. (આ સમાધિ દશામાં કેવળ ધ્યાનાકારવૃત્તિ થયાથી ત્રિપુટી રહેતી નથી.) જે સ્વરૂપમાં મન પ્રસન્ન થાયછે તે વિષ્ણુનું પરમાર્થ સ્વરૂપ છે. ધીર પુરૂષે રજોગુણ તથા તમોગુણથી ચંચળ અને મૂઢ થએલાં પોતાનાં ચિત્તને ધારણાવડે રોકવું. જે ધારણા રજોગુણ તથા તમોગુણે કરેલા મળને નાશ કરેછે, એ ધારણાના અભ્યાસથી વૃત્તિવડે સુખસ્વરૂપ વિષયને જોનારા યોગીનો ભક્તિયોગ તુરત સિદ્ધ થાયછે.

૧ સહુના નીચે દર્ભાસન, તેની ઉપર મૃગચર્મ તથા તેની ઉપર વસ્ત્ર પાથરવું એવો આસન બનાવવાનો નિયમ છે. ૨ અર્થાત્ એકાગ્ર ચિત્તથી ધ્યાન કરવું.

પરીક્ષિત કહેછે.—હે મહારાજ! ચિત્તની ધારણા કોનેવિષે કરવી, કેવી રીતે કરવી તથા કેવી ધારણા પુરૂષના મનનો મેલ ટાળેછે તે આપ કહો.

શુક કહેછે.—પદ્મ-સ્વસ્તિકઆદિ આસનો જે યોગશાસ્ત્રમાં કહ્યાં છે તેમાંથી જે આસન સાધકને સુખરૂપ જણાય તેને અભ્યાસવડે દૃઢ કરી, શ્વાસ તથા ઇન્દ્રિઓને નિયમમાં રાખી તથા સર્વ અનાત્મ વસ્તુમાંથી આસક્તિ તજી બુદ્ધિવડે તેણે ભગવાનનાં સ્વરૂપમાં ચિત્ત જોડવું. વિરાટ્ એ ભગવાનનું સ્થૂળમાં સ્થૂળરૂપ છે, જેમાં ભૂત (થએલું) ભવિષ્ય (થવાનું) તથા વર્ત્તમાન (થતું) કાર્યરૂપ સઘળું જગત્ દેખાય છે. (પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા મહત્તત્ત્વ, એ) સાત આવરણવાળાં આ બ્રહ્માંડરૂપ શરીરના અભિમાની પુરૂષરૂપ ભગવાન્ છે, તે મનની ધારણાનો વિષય છે.

એ વિરાટ્ પુરૂષના ચરણનું મૂળ પાતાળ કહેવાયછે; તેની પાની તથા ફણા રસાતળ છે; મહાતળને તેની ઘુંટી કહેછે; તેની બે જાંઘને ઠેકાણે તળ તથા અતળની કલ્પના કરી છે; સુતળ એ વિશ્વરૂપ ભગવાનના ગોઠણને ઠેકાણે છે તથા વિતળ અને અતળને તેની બે સાથળ કહેછે; પૃથ્વીને તેનું જઘન (નાભી નીચેનો ભાગ) કહેછે; હે પરીક્ષિત! તેની નાભીરૂપ તળાવને ઠેકાણે આકાશ ગણાયછે; તેની છાતીની જગોએ સ્વર્ગલોક કહેછે; મહર્લોકને તેની ડોક, જનલોકને તેનું મુખ, તપલોકને તેનું કપાળ તથા આદિપુરૂષ હજાર મસ્તકવાળા હરિના મસ્તકને ઠેકાણે સત્યલોક કહેછે; ઇન્દ્રાદિ દેવો એ ભગવાનની ભુજા છે, દિશાઓ કર્ણગોળક છે તથા શબ્દ એ કર્ણ ઇન્દ્રિય છે; ઉત્તમ ભગવાનની નાસિકા અશ્વનીકુમાર તથા ઘ્રાણ ઇન્દ્રિય ગંધ છે; પ્રજ્વલિત અગ્નિ તેનું મુખ, આંખ અંતરીક્ષ તથા ચક્ષુ ઇ-

ન્દ્રિય સૂર્યનારાયણ છે; વિષ્ણુની પાંપણ રાત્રિ-દિવસ છે; તેના ભ્રુભંગ (ભમર વાંકી ચૂકી કરવા) ને ઠેકાણે બ્રહ્માનું સ્થાન કલ્પાએલું છે; તેનું તાળવું જળ છે તથા તેની જીભને ઠેકાણે રસ છે; વેદ એ વિરાટ્સ્વરૂપનું બ્રહ્મરંધ્ર છે; યમને વિરાટ્ પુરૂષની દાઢ ગણે છે; પુત્રઆદિમાં સ્નેહને તેના દાંતરૂપ કહેછે; મનુષ્યને મોહ ઉત્પન્ન કરનારી માયા એ ભગવાનનું હસવું છે; અપાર સૃષ્ટિ એ તેનો કટાક્ષ છે; વિરાટ્નો ઉપરનો હોઠ લાજ તથા નીચેનો હોઠ લોભ છે; ધર્મ સ્તન તથા અધર્મનો માર્ગ એ તેના વાંસાનો ભાગ છે; પ્રજાપતિને તેની મેઢ્ર ઇન્દ્રિય (શરીરનો ગુહ્ય ભાગ) કહેછે; મિત્રાવરૂણને વિરાટ્ના વૃષણ ગણે છે; તેનું પેટ સમુદ્રો છે તથા અસ્થિઓને સ્થાને સર્વ ડુંગરો છે; નદીઓ વિરાટ્પુરૂષની નાડીઓની જગોએ છે અને વૃક્ષો તેનાં રૂંવાડાં કહેવાયછે; વાયુ વિરાટ્ના શ્વાસરૂપ, કાળ તેની ગતિરૂપ, તથા પ્રાણીઓનાં જન્મ-મરણરૂપ સંસાર, એ તેની ક્રીડા છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પરીક્ષિત! વિરાટ્ પુરૂષના વાળને ઠેકાણે મેઘ તથા લુગડાંને ઠેકાણે સંધ્યાકાળ છે; પ્રધાન તેનું હૃદય છે તથા પ્રસિદ્ધ ચંદ્રમા એ સર્વ વિકારનું મૂળ એવું મન છે; મહત્તત્ત્વ વિરાટ્નું ચિત્ત તથા અહંકાર તેનું હૃદય છે; ઘોડાં, ખચ્ચર, ઊંટ, નખ વગરનાં પ્રાણી, સર્વ મૃગો તથા પશુઓ તેની કડના પાછળના ભાગની જગોએ ગણાય છે; પંખીઓ વિરાટ્ પુરૂષની કારીગરીની વિચિત્ર કુશળતા છે; મનુને તેની બુદ્ધિ કહેછે તથા માણસો તેના નિવાસરૂપ છે; ગંધર્વ, વિદ્યાધર, ચારણ તથા અપ્સરાઓ એ વિરાટ્ સ્વરૂપનો સ્વર કહેવાય છે; બ્રાહ્મણ તેનું મુખ, ક્ષત્રિય તેની ભુજા, વૈશ્ય તેના સાથળ તથા જેનો વર્ણ કાળો છે એવી શૂદ્રજાતિ વિરાટ્ પુરૂષનાં ચરણ મનાય છે; તથા જુદા જુદા નામવાળા દેવગણસહિત દ્રવ્યાત્મક યજ્ઞક્રિયા એ વિરાટ્ પુરૂષનું આવશ્યક કર્મ છે. હે પરીક્ષિત! આ સર્વ ઈશ્વરનાં શરીરના અવયવોનું વર્ણન કર્યું તેટલુંજ છે. એ ભગવાનના સ્થૂળ શરીરમાં પોતાની બુદ્ધિથી મનની ધારણા કરાય છે. જે વિરાટ્ સ્વરૂપની બાહેર કંઇ પણ નથી; અને જેમ એકજ આત્મા સ્વપ્રપંચનો દ્રષ્ટા છે તેમ જે વિરાટ્ પુરૂષ સર્વની બુદ્ધિઓની વૃત્તિદ્વારા સર્વનો અનુભવ કરનાર છે; તે સત્ય તથા આનંદઘન ઈશ્વરનું ભજન કરવું. જેથી જન્મ-મરણ પ્રાપ્ત થાય તેવી કોઇ પણ વસ્તુમાં આસક્ત થવું નહિ.

स सर्वधीवृत्त्यनुभूतसर्व
आत्मा यथा स्वप्नजनेक्षितैकः।
तं सत्यमानंदनिधिं भजेत
नान्यत्र सज्जेद्यत आत्मपातः॥३९॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

॥ श्रीशुक उवाच ॥*

एवं पुरा धारणयात्मयोनि-
र्नष्टां स्मृतिं प्रत्यवरुद्ध्य तुष्टात्।
तथा ससर्जेदममोघदृष्टि-
र्यथाप्ययात्प्राग्व्यवसायबुद्धिः॥१॥

શુકદેવજી કહેછે.— હે રાજા પરીક્ષિત! ઉપર કહેલી ધારણાવડે પ્રસન્ન થયેલા ભગવાનની કૃપાથી બ્રહ્માએ પોતાની નાશ પામેલી સૃષ્ટિને રચવાવિષેની સ્મૃતિ મેળવ્યાપછી, તે નિશ્ચિંત તથા સફળ જ્ઞાનવાને

* આ બીજા અધ્યાયમાં, પરમેશ્વરનાં સ્થૂળ સ્વરૂપનું ધ્યાન કરવાથી જીતેલું મન, સર્વના સાક્ષી અને સર્વને નિયમમાં રાખનાર ઇશ્વરનેવિષે જોડવું, એ વાત આવશે. પેહેલા અધ્યાયમાં, દેખવામાં આવે એવી અને તેથીજ આધારરૂપ ભગવાનના સ્થૂળ સ્વરૂપની ધારણા કહી, અને હવે બીજા અધ્યાયમાં તે સ્થૂળ સ્વરૂપની ધારણાથી પ્રાપ્ત થઈ શકે એવી સર્વના અંતર્યામી એવા ઈશ્વરની સૂક્ષ્મસ્વરૂપની ધારણા કેહેવાશે.

(બ્રહ્માએ,) પ્રલય થયા પેહેલાં જેવી સૃષ્ટિ હતી તેવી રચી. વેદની કર્મનાં ફળ બતાવવાની રીત એવી છે કે, જેથી માણસ સ્વર્ગ આદિનાં અર્થરહિત નામો સાંભળી તેમને પામવા ઇચ્છે છે તથા માયિક કર્મમાર્ગે ચાલવાથી મને ખરૂં સુખ મળશે એવી વાસનાથી સ્વપ્નો જોતો હોય તેમ કર્મો કરી અનેક લોકમાં ભટકે છે,[1] પરંતુ ત્યાં તેને અવિનાશી આત્મસુખ મળતું નથી; માટે જ્ઞાનવાન્ પુરૂષે નામમાત્ર સંસારના પદાર્થોમાં જે જે વસ્તુઓ માત્ર શરીરના નિર્વાહમાટે આવશ્યક હોય તેમનેસારૂ યત્ન કરવો તથા તેઓમાં સુખ નથી એવા દૃઢ નિશ્ચયથી તેઓમાં આસક્ત થવું નહિ. કદી શરીરના નિર્વાહનેમાટે પણ જોઇતી વસ્તુઓ પ્રયત્ન વિના મળી શકે એમ હોય તો તેમનેમાટે મહેનત કરવી નહિ. જો પૃથ્વી છે તો શય્યાને સારૂ શામાટે શ્રમ કરવો જોઇએ? સ્વાધીન ભુજા છતાં ઓશીસાનું શું કામ છે? અંજલિ છતાં જુદાં જુદાં જમવાનાં ઠામનું શું પ્રયોજન છે? દિશારૂપ અથવા વલ્કલ (છાલનાં) લુગડાં છે માટે રેશમી લુગડાંની શામાટે ગરજ રાખવી જોઇએ? શરીરનું ટાઢ-તડકાથી રક્ષણ કરવામાટે લુગડાં જોઇએ તો માર્ગમાં શું ચીંથરાં નથી પડ્યાં? ખાવામાટે જો ખોરાક જોઇએ તો પારકાનું પોષણ કરનારાં વૃક્ષો શું ફળ-ફુલરૂપ ભિક્ષા નથી આપતાં? રેહેવામાટે સ્થાન જોઇએ તો પર્વતની ગુફાઓ શું કોઇએ બંધ કરી દીધી છે? કદી આમાંનું કાંઇ ન મળી શકે તોપણ અજીત ભગવાન્ શું પોતાની શરણે આવેલાનું રક્ષણ નથી કરતા? સારાંશ કે યાચના કર્યા વિના પણ શરીરનો નિભાવ થાયછે ત્યારે જ્ઞાનવાન્ પુરૂષો ધનના દુષ્ટ મદથી અંધ બની ગએલા પુરૂષોને શામાટે સેવતા હશે? એવી રીતે વૈરાગ્ય પામી પોતાનાજ હૃદયમાં સ્વયંપ્રકાશ પ્રિય સત્યસ્વરૂપ તથા ભજવાયોગ્ય ગુણવાળા ભગવાનને, જેણે સ્વરૂપનો નિશ્ચય કર્યો છે એવા પુરૂષે ભજવા; જેથી જન્મ-મરણના કારણરૂપ એવી અવિદ્યા નાશ પામે. વિષયનાં ચિંતનથી જન્મ-મરણરૂપ વૈતરણીમાં પડ્યાં એવાં તથા પોતાનાં કર્મનેલીધેજ ત્રિવિધ તાપને સેહેતાં માણસોને જોતો એવો, કર્મજડ પુરૂષવિના કયો પુરૂષ આ ચિંતાને તજી દઇને નાશવાન્ વિષયોનું ચિંતન કરે? કેટલાએક પોતાના હૃદયમાં પ્રાદેશ (અંગુઠા તથા તર્જની વચ્ચેનું અંતર) જેટલા અવકાશમાં, તેટલાજ માપની આકૃતિથી રહેતા, ચતુર્ભુજ તથા કમળ, ચક્ર, શંખ અને ગદા ધરનારા ભગવાનને ધારણાવડે ભજે છે. જેનું પ્રસન્ન મુખ તથા કમળસરખાં પહોળાં નેત્ર છે, કદંબના ફુલ જેવાં જેનાં પીતાંબર વસ્ત્ર છે, જેને મોટાં રત્નોએ જડેલા બાજુબંધ શોભે છે, તથા મોટાં રત્નોથી જડેલો મુગટ અને કાનમાં કુંડલ જેને દીપે છે, પ્રફુલ્લિત હૃદયકમળરૂપ ઘરમાં યોગીએ જેનાં ચરણકમળને ધારેલ છે, લક્ષ્મીરૂપ ચિન્હસહિત, કંઠમાં કૌસ્તુભમણિ ધરનાર, પ્રફુલ્લિત સુંદર વનમાળાથી સુશોભિત, કંદોરો વીંટીઓ ઝાંઝર કડાંઆદિ ઘરેણાંથી શણગારેલા, શ્યામ વાંકા અને તેલવાળા કેશવડે મનોહર, હસતાં મુખારવિંદવડે સુંદર તથા ઉદાર હાસ્યપૂર્વક નજર કરવાથી તથા ભ્રકુટી (ભમર) ના વિકારવડે જેણે ભક્ત ઉપર અનુગ્રહ સૂચવેલો છે, એવી વિચારથી પ્રગટ થતી ભગવાનની મૂર્ત્તિની ચિત્ત સ્થિર થતાં સુધી ધારણા કરવી; પછી ભગવાનનાં ચરણથી તે હાસ્ય સુધી પ્રત્યેક અંગનું દૃઢ ધ્યાન કરવું, તે એટલેસુધી કે તે યત્નવિના બુદ્ધિમાં સ્ફુરે. એવી રીતે જે જે અંગનું પાકું ધ્યાન થતું જાય તે તે અંગ છોડી બીજું

---

૧ જેમ સૂતેલો ભિક્ષુક સ્વપ્નમાં મળેલી સમૃદ્ધિથી દરિદ્રી મટતો નથી તેમ આવિદ્યક (માયિક) કર્મવડે મેળવેલા આવિદ્યક (માયિક) સ્વર્ગાદિ લોકમાં ખરૂં સુખ મળતું નથી.

અંગ ધ્યાનમાં લેવું. બ્રહ્માઆદિ જેથી નીચી કોટીમાં છે એવા જગતના નિયંતા તથા દ્રષ્ટા ચૈતન્યઘન પરમાત્મામાં પ્રેમનાં લક્ષણવાળી ભક્તિ ન થાય ત્યાંસુધી યોગીએ પોતાનું નિત્યકર્મ પરવારી નિયમવડે ભગવાનનાં સ્થૂળ સ્વરૂપનું ધ્યાન કરવું. હે રાજા! આવી રીતે જેણે મનનો નિગ્રહ કર્યો છે એવો પુરૂષ જ્યારે આ લોક તજવાની ઇચ્છા કરે ત્યારે તેણે પવિત્ર દેશ-કાળમાં મન ઘાલ્યા શિવાય સ્થિર સુખકારી આસનઉપર બેસી પ્રાણની ગતિ રોકવી; પ્રાણ વશ થયો એટલે પોતાની નિર્મળ બુદ્ધિવડે મન વશ કરીને, બુદ્ધિને તેના દ્રષ્ટામાં લય કરવી; દ્રષ્ટાને શુદ્ધ પ્રત્યક્ સ્વરૂપમાં લય કરવો; પ્રત્યક્ આત્માને હું બ્રહ્મછું એવા મહાવાક્યના વિચારથી થયેલા સાક્ષાત્કારવડે, શુદ્ધ બ્રહ્મ ચૈતન્યમાં લય કરવો. એટલું થયાપછી એ યોગીને કંઇ કર્ત્તવ્ય બાકી રહેતું નથી. એ આત્માના સ્વરૂપમાં દેવતાઓનો પણ અંત આણનાર કાળ કંઇ પણ ફેરફાર કરી શકતો નથી, ત્યારે જગતને નિયમમાં રાખનારા દેવતાઓથી તો શું જ થઇ શકવાનું છે? સત્વ, રજ, તમ, અહંકાર તથા પ્રધાન, એ જગતનાં કારણો પણ આત્માની ઉત્પત્તિ કરી શકતાં નથી. સર્વ અનાત્મ વસ્તુને "નેતિ નેતિ" એ શ્રુતિમાં કહેલા પ્રકાર પ્રમાણે વિચારવડે તજવાની ઇચ્છા રાખનારા પુરૂષો, શરીરઆદિમાંથી આત્મબુદ્ધિ મુકી દઇ, પૂજ્ય વિષ્ણુના શુદ્ધ સ્વરૂપનું હૃદયમાં ક્ષણે ક્ષણે ચિંતન કરી, તેમાંજ અનન્ય પ્રીતિવાળા હોવાથી તે વિષ્ણુના નિર્ગુણ રૂપનેજ પરમ પામવા યોગ્ય સ્થાન માને છે. એટલામાટે શાસ્ત્રોક્ત જ્ઞાનવડે જેની વિષયવાસના નાશ પામી છે એવા બ્રહ્મનિષ્ઠ મુનિએ ઉપરામ પામવું. [1]યોગીએ પોતાનું મૂળદ્વાર પગની પાનીવડે બંધ કરી શ્વાસને છ ચક્રને માર્ગે ઉભો ચઢાવવો. નાભીએ જે મણિપૂર ચક્ર છે તેમાં રહેલા પવનને હૃદયમાં (અનાહત ચક્રમાં) લઇ આવીને ત્યાંથી અપાન વાયુને માર્ગે ગળાની ચેના ભાગમાં (વિશુદ્ધિ ચક્રમાં) લઇ આવવો. ત્યાંથી એ યોગીએ સાવચેતીથી ધીમે ધીમે પોતાના તાળવાના મૂળમાં લઈ આવવો. ત્યાંથી તેને બે ભ્રકુટીવચ્ચે આજ્ઞા ચક્રમાં લઇ આવવો. આ સમયે બે કાનનાં છિદ્ર, બે નાકનાં છિદ્ર, બે નેત્ર તથા એક મોઢું, એ સાત દ્વાર બંધ કરવાં. એ આજ્ઞા ચક્રમાં લોકસંબંધી ઇષણારહિત[1] બ્રહ્મરૂપ થયેલા યોગીએ ઘડીભર રહી બ્રહ્મરંધ્ર ભેદીને દેહ-ઇંદ્રિયઆદિને તજી દેવાં. હે રાજન્! ગુણના સમુદાયરૂપ આ બ્રહ્માંડમાં, જો યોગી બ્રહ્મલોકમાં જવાની અથવા અષ્ટ મહાસિદ્ધિવાળાં સિદ્ધલોકોનાં ક્રીડાસ્થાનમાં જવાની ઇચ્છા રાખતો હોય તો તેણે મન તથા ઇંદ્રિય સહિત તે લોકમાં સુખ ભોગવવામાટે જવું. પવનમાં જેનું લિંગશરીર છે એવા યોગેશ્વરની ત્રિલોકીની બહાર તથા અંદર પણ ગતિ છે. વિદ્યા, તપ, યોગ, અને સમાધિ એટલે ઉપાસના, ભગવદ્ધર્મ, અષ્ટાંગયોગ, અને જ્ઞાનને સેવન કરનારા પુરૂષોની ગતિને કર્મે કરી મનુષ્યો પામી શકતા નથી. આકાશમાં બ્રહ્મલોકના માર્ગથી તેજોમય સુષુમ્ણા નાડીએકરીને, મૃત્યુ પામેલો યોગી, અગ્નિ અભિમાની દેવતાને પામે છે અને તે પછી, હે રાજા! નિર્મળ થઇ, ઉચાં હરિ નારાયણનાં શિશુમાર ચક્રમાં જાયછે. સૂર્યાદિ ગ્રહો તથા નક્ષત્રઆદિ સર્વના આશ્રયરૂપ શિશુમાર ચક્રને ઓળંગી રજોગુણરહિત, અતિશય સૂક્ષ્મ લિંગશરીરવડે એકલો પોતે, બ્રહ્મને જાણનારા પુરૂષોએ નમસ્કાર કરેલા સ્થાનમાં એટલે મહર્લોકમાં જાય છે, કે જે લોકમાં કલ્પપર્યંત આયુષ્યવાળા દેવતાઓ આનંદ કરે છે. ત્યાં કલ્પ-

૧ આવા મુનિએ દેહત્યાગ કેમ કરવો તે પ્રકાર કહેછે.

૧ હું અમુક લોક પામું એવી ઇચ્છા વગરનો.

પર્યંત રહીને, અનંત શેષ ભગવાનના મુખના અગ્નિથી બળતું ત્રૈલોક્ય જોઇને સિદ્ધેશ્વરોએ સેવેલાં જેમાં વિમાન છે એવા અને બે પરાર્દ્ધ કાળપર્યંત રહેનારા પરમેષ્ઠિના પદમાં એટલે બ્રહ્મલોકમાં જાય છે, કે જેમાં શોક, જરા તથા મૃત્યુ પણ નથી; તેમજ ત્યાં પરમાત્માનાં સ્વરૂપને ન જાણનારા પુરૂષોને જન્મ-મરણ આદિ દુરંત દુઃખની ઉત્પત્તિ જોવામાં આવવાથી થતી દયાએકરીને મનનું દુઃખ થાયછે, તે વિના બીજું દુઃખ પણ ત્યાં નથી. પછી બ્રહ્મલોકમાંથી તે યોગી પૃથ્વીઆદિ આવરણ ભેદવાસારૂ, 'હું તે પૃથ્વીઆદિ આવરણને કેમ ભેદી શકીશ,' એવી શંકાથી રહિત થઇ પ્રથમ પૃથ્વીરૂપ થાય, ને પછી તે પૃથ્વીરૂપેં કરીને જળરૂપને પ્રાપ્ત થાય; જળરૂપેં યથેષ્ટ ભોગ ભોગવી ધીમે ધીમે અગ્નિરૂપ થાય; ત્યારપછી તેજરૂપેં વાયુરૂપને પ્રાપ્ત થઇ તે, વાયુના ભોગ થઇ રહ્યા પછી, વાયુરૂપેં વ્યાપકતાએકરીને પરમાત્માના સ્વરૂપને જણાવનારાં આકાશનાં રૂપને પ્રાપ્ત થાય. તે યોગી પછી ઘ્રાણેંદ્રિય દ્વારાએં ગંધને પામે, જીહ્વાદ્વારાએ રસને પ્રાપ્ત થાય, દૃષ્ટિએકરીને રૂપને પ્રાપ્ત થાય, ત્વચા ઇંદ્રિયવડે સ્પર્શને પામે, શ્રોત્ર ઇંદ્રિયથી શબ્દને પ્રાપ્ત થાય અને તે તે કર્મેંદ્રિયેં કરીને તે તે કર્મેંદ્રિયોની ક્રિયાને પ્રાપ્ત થાય. પછી તે યોગી સૂક્ષ્મ ભૂતના લયનું સ્થાનક એવા તામસ અહંકારને પ્રાપ્ત થાય, તથા દશ ઇંદ્રિઓના લયનું સ્થાનક એવા રાજસ અહંકારને તથા મન અને ઇંદ્રિયઆદિના દેવતાના લયનું સ્થાનક એવા સાત્વિક અહંકારને પ્રાપ્ત થાય; તે પછી ત્રણ પ્રકારના અહંકાર સંયુક્ત યોગી મહત્તત્ત્વને પ્રાપ્ત થાય; તે પછી સર્વે કાર્યોના જેમાં લય છે એવા પ્રધાનને પ્રાપ્ત થાય; તે થયા પછી તે પ્રધાનરૂપે થયેલો યોગી આનંદરૂપ થઇ ઉપાધિનો નાશ થયાથી શાંતરૂપ એવા આનંદમય પરમાત્માને પામે છે. હે રાજા! આ ભગવાનની ગતિને જે પુરૂષ પામ્યો તે પાછો આ સંસારમાં જન્મમરણ પામતોજ નથી. હે રાજા! તમે પૂછેલા સનાતન અને વેદે કહેલા એવા આ બે માર્ગ તમને કહ્યા. બ્રહ્માએ ભગવાનની આરાધના કરીને આ બે માર્ગ પૂછયા હતા ત્યારે તેણે તેમને કહી બતાવ્યા હતા. સંસારીના મોક્ષને માટે આ બે માર્ગશિવાય કોઇ પણ કલ્યાણકારી માર્ગ નથી; કારણ કે આ બે માર્ગે ચાલવાથી ભગવાનમાં ભક્તિ થાયછે. ભગવાન્ બ્રહ્માએં એકાગ્ર ચિત્તથી ત્રણ વાર સંપૂર્ણ વેદનો વિચાર કરી, 'જેથી ભગવાનની ભક્તિ થાય એજ ઉત્તમ માર્ગ છે' એવો નિશ્ચય કર્યો. આ ઠેકાણે કોઇને એવી શંકા થાય કે માણસને અનુભવેલા વિષયમાં ઇચ્છા થાય છે, જેનો અનુભવ નથી તેમાં ઇચ્છા થતી નથી, માટે જેનો અનુભવ થયેલો નથી એવા ભગવાનમાં પ્રીતિ શી રીતે થાય? તો તેનું સમાધાન એ છે કે બુદ્ધિઆદિ દૃશ્ય પદાર્થોનો પ્રકાશ તેના સ્વયંપ્રકાશ દ્રષ્ટાવિના સંભવે નહિ માટે બુદ્ધિઆદિના પ્રકાશઉપરથી તેનો પ્રકાશક આત્મા કલ્પી શકાય છે, એ અર્થાપત્તિ પ્રમાણઉપરથી તથા જેમ કુહાડાઆદિ લાકડાં કાપવાનાં સાધનો, કાપનાર ચેતનના કબજામાં રહી કામ કરી શકે છે તેમ બુદ્ધિ-ઇંદ્રિય આદિક પણ ચેતનને આશ્રયે રહી પોતપોતાનો વ્યાપાર કરી શકેછે, એ અનુમાન કરાવનારા નિયમ (વ્યાપ્તિ)થી ઈશ્વર માણસોએ અનુભવેલો છે. માટે હે રાજા! નિરંતર સર્વ સ્થળમાં સર્વ પ્રકારે હરિ ભગવાન, અહર્નિશ મનુષ્યોએ શ્રવણ કરવા યોગ્ય છે, કીર્તન કરવા યોગ્ય છે તથા સ્મરણ કરવા યોગ્ય છે. સત્પુરૂષોના આત્માને આ હરિકથા અમૃતરૂપ છે માટે તેને કાનરૂપ પડીયાવડે નિશ્ચળતાથી જે લોકો પીએ છે તેઓ વિષયોએકરીને બગડેલાં અંતઃકરણને પવિત્ર કરેછે અને તે ભગ-

વાનનાં ચરણકમળની પાસે વાસ કરેછે.

**पिबंति ये भगवत आत्मनः सतां**
**कथामृतं श्रवणपुटेषु संभृतं ।**
**पुनंति ते विषयविदूषिताशयं**
**व्रजंति तच्चरणसरोरुहांतिकं ॥३७॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વિતીય-સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एवमेतन्निगदितं पृष्टवान् यद्भवान् मम । नृणां यन्म्रियमाणानां मनुष्येषु मनीषिणाम् ॥ १ ॥**

શુકદેવજી કહેછે.—મનુષ્યોમાં મરવાની તૈયારીવાળા બુદ્ધિમાન્ પુરૂષોનેમાટે જે તમે મને પૂછ્યું તે મેં આવી રીતે તમને કહી બતાવ્યું. જેને બ્રહ્મતેજની ઇચ્છા હોય તેણે બ્રહ્માનું યજન કરવું, ઇંદ્રિયોની શક્તિની ઇચ્છાવાળાએ ઇન્દ્રનું યજન કરવું, જેને પ્રજાની ઇચ્છા હોય તેણે દક્ષઆદિ પ્રજાપતિનું યજન કરવું, લક્ષ્મી પામવાની ઇચ્છાવાળાએ દુર્ગાદેવીનું યજન કરવું, તેજની ઇચ્છાવાળાએ અગ્નિનું યજન કરવું, જેને ધનની ઇચ્છા હોય તેણે આઠ વસુઓનું યજન કરવું, પરાક્રમની ઇચ્છાવાળાએ આગ્રહપૂર્વક અગીઆર રૂદ્રોનું યજન કરવું, અન્નઆદિને ઇચ્છનારાએ અદિતિનું યજન કરવું, સ્વર્ગની ઇચ્છાવાળાએ બાર સૂર્યોનું યજન કરવું, રાજ્યની મમતાવાળાએ વિશ્વેદેવાનું યજન કરવું, જેને દેશસ્થ (દેશમાં રહેનારી) પ્રજાને સ્વાધીન કરવાની ઇચ્છા હોય તેણે સાધ્ય દેવતાઓનું યજન કરવું, આયુષ્યની ઇચ્છા હોય તેણે બે અશ્વિનીકુમારોનું યજન કરવું, જેને પુષ્ટિની ઇચ્છા હોય તેણે પૃથ્વીનું યજન કરવું, પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તેણે લોકોની માતારૂપ એવાં દ્યાવાપૃથ્વી (આકાશ અને પૃથ્વી)નું યજન કરવું, રૂપની ઇચ્છા હોય તેણે ગંધર્વનું યજન કરવું, સ્ત્રીની ઇચ્છા હોય તેણે ઉર્વશી અપ્સરાનું યજન કરવું, સર્વના અધિપતિપણાની ઇચ્છા હોય તેણે બ્રહ્માનું યજન કરવું, યશની ઇચ્છા હોય તેણે યજ્ઞપુરૂષ એવા ભગવાનનું યજન કરવું, ભંડારની ઇચ્છા હોય તેણે વરૂણનું યજન કરવું, વિદ્યાની ઇચ્છા હોય તેણે શિવનું યજન કરવું, સ્ત્રીપુરૂષોમાં પરસ્પર પ્રીતિની ઇચ્છા હોય તેણે સતી પાર્વતીનું યજન કરવું, ધર્મની ઇચ્છા હોય તેણે ઉત્તમશ્લોકનું (ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું) યજન કરવું, વંશવૃદ્ધિની ઇચ્છા હોય તેણે પિતૃનું યજન કરવું, રક્ષાની ઇચ્છા હોય તેણે યક્ષોનું યજન કરવું, બળની ઇચ્છા હોય તેણે દેવતાઓનું યજન કરવું, રાજ્યની ઇચ્છા હોય તેણે મન્વંતરનું યજન કરવું, જેને શત્રુઓને મારવાની ઇચ્છા હોય તેણે રાક્ષસોનું યજન કરવું, ભોગની ઇચ્છા હોય તેણે ચંદ્રનું યજન કરવું, વૈરાગ્યની ઇચ્છા હોય તેણે પ્રકૃતિરહિત પુરૂષનું (માયારહિત વિષ્ણુનું) યજન કરવું તથા નિષ્કામ હોય અથવા સર્વની ઇચ્છા હોય અથવા જેને મોક્ષની ઇચ્છા હોય તેણે ઉદાર બુદ્ધિ રાખી તીવ્ર ભક્તિથી પૂર્ણપુરૂષ ભગવાનનું યજન કરવું. તે તે દેવનું યજન કરનારા પુરૂષને લાભ એટલો છે કે ભગવાનના ભક્તોના સંગથી ભગવાનમાં અચલ (સ્થિર) ભાવ થાય. જેમાંથી રાગ-દ્વેષઆદિ દોષનો સમુદાય નાશ પામેલ છે એવું જેમાં જ્ઞાન રહ્યું છે, જેમાં ચિત્ત પ્રસન્ન કરનારો એવો વિષયોમાં વૈરાગ્ય છે તથા મુક્તિનો સર્વ લોકોએ સ્વીકારેલો ભક્તિમાર્ગ જેમાં છે, તે ભગવાનની કથાઓમાં, હરિકથા સાંભળી નિવૃત્તિ-

* આ ત્રીજા અધ્યાયમાં, શુકદેવજી પાસેથી વિષ્ણુની ભક્તિનું વિશેષપણું સાંભળવાથી પોતાને વિશેષ ભક્તિ થવાથી પરીક્ષિતે ભગવાનનાં કર્મો સાંભળવામાં આદર કર્યો એ વાત આવશે.

સુખ પામેલો કોણ પુરૂષ પ્રીતિ ન બાંધે?

શૌનક કહેછે.—એ પ્રમાણે શુકદેવજીનું કહેવું સાંભળી ભરતવંશમાં ઉત્તમ પરીક્ષિતે, શબ્દબ્રહ્મમાં કુશલ અને પરબ્રહ્મના જ્ઞાનવાળા વ્યાસના પુત્ર શુકદેવજીને ફરીને શું પૂછ્યું ને કહો. હે વિદ્વાન્ સૂત! સાંભળવાને ઇચ્છતા એવા અમને તમે તે કથા કહેવાને યોગ્ય છો, કે પરિણામે જેમાં ભગવાનની કથા છે. કથાઓ ઘણુંકરી સત્પુરૂષની સભામાં થાયછે. પાંડવનો પુત્ર મહારથ ને ભગવાનનો ભક્ત પરીક્ષિત બાળકના જેવો વ્યવહાર કરતાં કૃષ્ણની કથારૂપ ક્રીડા લઇને બેઠો અને વ્યાસના પુત્ર ઈશ્વરના આશ્રયવાળા શુકદેવજીએ તેને કથાઓ કહી સંભળાવી. મહાત્માઓના સમાગમમાં ભગવાનના ગુણોથી ઉદાર (મોટી) કથાઓ થાય છેજ. સૂર્ય પોતાના ઉદયથી આરંભી અસ્તસુધીમાં, માણસોનો જે ક્ષણ ઉત્તમશ્લોક ભગવાનની કથામાં જાય છે તે ક્ષણવગર બાકીનાં તેમનાં સંપૂર્ણ આયુષ્યને હરેછે. શું વૃક્ષો નથી જીવતાં? ધમણ શું શ્વાસ નથી લેતી? તથા બીજાં ગામનાં પશુઓ આહાર-વિહાર નથી કરતાં? માટે શ્રીકૃષ્ણ ભગવાન્ કોઇ દિવસ પણ જેના કર્ણને માર્ગે પ્રાપ્ત નથી થયા તે પુરૂષ કુતરાં, ભુંડ, ઉંટ, અને ગધેડાસરખો પશુ છે; જે પુરૂષના કાનરૂપ પડિયા ભગવાનના પરાક્રમને નથીસાંભળતા તે નકામા દર જેવા છે; હે સૂત! જે પુરૂષની દુષ્ટ જીહ્વા ભગવાનની કથાને કહેતી નથી તે દેડકાની જીભસરખી સમજવી; જે માણસનું મસ્તક પાઘડી અથવા મુકુટથી શોભિત હોવા છતાં પણ ભગવાનને ન નમે તો તે ફક્ત ભારરૂપ છે; જેથી ભગવાનની સેવા નથી થતી તે માણસના હાથ સોનાનાં કડાંથી શોભિતા હોય તોપણ તે મડાંના હાથસરખા સમજવા; જે નેત્રથી વિષ્ણુનાં દર્શન ન થાય તે પુરૂષનાં નેત્ર મોરપીંચ્છના ચાંદલા જેવાં જાણવાં; જે પગથી ભગવાનનાં મંદિરમાં ન જવાય તે પગ ઝાડના થડ જેવા જાણવા; જે માણસ કોઈ દિવસ ભગવાનની ચરણરજને પ્રાપ્ત ન થાય તે માણસ જીવતો હોય તોપણ શબસરખો સમજવો; જે માણસ વિષ્ણુના ચરણમાં રહેલી તુલસીના ગંધને નથી જાણતો તે માણસ શ્વાસ લેતો હોય તોપણ શબ સરખો સમજવો; ગ્રહણ કરેલાં હરિ ભગવાનનાં નામથી જેનાં નેત્રમાં આંસુ ન આવે તથા અંગમાં રૂવાડાં ઉભાં ન થાય તેનું હૃદય પાશાણ સરખું સમજવું. માટે હે સૂત! ભગવાનના ભક્તોમાં મુખ્ય એવા તમે, અમારા મનને જે અનુકૂળ છે તેમ કહોછો, માટે ભગવદ્ભક્તમાં શ્રેષ્ઠ પરીક્ષિતે સારીરીતે પૂછવાથી આત્મવિદ્યામાં કુશળ એવા વ્યાસના પુત્ર શુકદેવજીએ તેને જે કહ્યું હોય તે અમને કહી સંભળાવો.

**अथाभिधेह्यंग मनोनुकूलं, प्रभाषसे भागवतप्रधानः। यदाह वैयासकिरात्मविद्याविशारदो नृपतिं साधुपृष्टः॥ २५॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥ *

**वैयासकेरितिवचस्तत्त्वनिश्चयमात्मनः। उपधार्यमतिं कृष्णे औत्तरेयः सतीं व्यधात्॥**

સૂત કહેછે.—પરીક્ષિત રાજાએ એવી રીતે આત્મસ્વરૂપના નિશ્ચયવાળું વ્યાસના પુત્ર શુકદેવજીનું વચન સાંભળીને ભગવાનનેવિષે પોતાની દૃઢ બુદ્ધિ કરી તથા પોતાની સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, દ્રવ્ય, બંધુઓ અને સર્વ રીતે સંપૂર્ણ એવાં રાજ્યમાં થયેલી દૃઢ મમતાનો ત્યાગ કર્યો. હે સજ્જન શૌન-

૧ આ ચોથા અધ્યાયમાં, પરીક્ષિતે પૂછેલાં સૃષ્ટિઆદિ ભગવાનનાં ચેષ્ટિતને બ્રહ્મા અને નારદના સંવાદરૂપે શુકદેવજી કહી સંભળાવશે એ વાત આવશે.

કાદિક ઋષિયો! જે તમે મને પૂછોછો તે-વિષેજ, કૃષ્ણનો મહિમા સાંભળવામાં શ્રદ્ધા-વાળા, મોટી મમતાવાળા, તેમજ ધર્મ, અર્થ, તથા કામ સંબંધી કર્મોનો ત્યાગ કરી ભગવાન શ્રીકૃષ્ણમાં આત્મજ્ઞાન પામેલા પરીક્ષિત રાજાએ શુકદેવજીને પૂછ્યું.

પરીક્ષિત કહેછે.—હે નિષ્પાપ શુકદેવજી! સર્વજ્ઞ એવા આપનું વચન ઘણું ઉત્તમ છે, કારણ કે આપ જે કથા મારી આગળ કહો છો તેથી મારૂં અજ્ઞાન નાશ પામેછે. વિશેષ જાણવાને ઇચ્છું છું કે અનંતશક્તિ પુરૂ-ષોત્તમ પોતાનેમાટે તથા પોતાથી અભિન્ન બ્રહ્માદિને રમાડવાનેમાટે કયે પ્રકારે જગત્ રચે છે તથા રચાવે છે, તેનું પાલણ કરેછે તથા ફરી સંહાર કરે છે? હે મહારાજ! અદ્‌ભુત પરાક્રમવાળા હરિનું ચરિત્ર મોટા જ્ઞાનવાન પુરૂષોની પણ કલ્પનામાં આવી ન શકે તેવું છે. એકજ પુરૂષરૂપ ભગવાન એકજ સમયે માયાના ગુણ ગ્રહણ કરેછે કે બ્રહ્માદિ અવ-તારવડે કર્મો કરવાસારૂ ક્રમથી તેના (મા-યાના) ગુણ ગ્રહણ કરેછે? આવિષે મને સંદેહ છે માટે જેમ હોય તેમ મને આપ કહો; કારણ કે આપ શબ્દબ્રહ્મ એટલે વે-દમાં તથા પરબ્રહ્મમાં કુશળ છો.

સૂત કહેછે.—હે શૌનક! પરીક્ષિતે ભગ-વાનના ગુણનું વર્ણન કરવામાટે વિનતિ કરી તે ઉપરથી શ્રીશુકદેવજીએ હૃષીકેશ ભગવાનનું ધ્યાન ધરી કથાનો આરંભ કર્યો.

શુકદેવજી કહેછે.—હે રાજા! જગતની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લયમાં કારણરૂપ, લીલાવડે જેણે સાત્વિક, રાજસ, તથા તા-મસ, એવી માયાની ત્રણ શક્તિ સ્વીકારી છે, જે સર્વ પ્રાણીના અંતર્યામી છે તથા જે દ્રષ્ટા હોવાથી ઇન્દ્રિય, મન અને બુદ્ધિઆ-દિનો વિષય નથી એવા અનંત મતિવાળા પુરૂષોત્તમ ભગવાનને હું નમુંછું. સ્વધર્મ-નિષ્ઠ પુરૂષોનાં દુઃખ કાપનાર, અધર્મીના નાશનું કારણ, સંપૂર્ણ સત્વમૂર્ત્તિ, તથા પો-તાનાજ સ્વરૂપમાં નિષ્ઠાવાળા પુરૂષોએ જડ અંશનો ત્યાગ કરી શોધન કરવાયોગ્ય શુદ્ધ આત્મસ્વરૂપને આપનારા ભગવાનને ફરી નમસ્કાર કરૂંછું. હે ભક્તના પાળક! ભ-ક્તિહીન યોગીથી ઘણા દૂર તથા જેની બ-રાબર તેમજ જેનાથી અધિક કોઇનું પણ ઐશ્વર્ય ન હોવાથી કેવળ પોતાનાજ સ્વરૂ-પમાં રમતા એવા હે ભગવાન્! આપને વા-રંવાર નમું છું. જેનું કીર્ત્તન, સ્મરણ, દર્શન, નમન, શ્રવણ, તથા પૂજન, લોકના પાપને તુરત નાશ કરેછે એવા કલ્યાણકારી યશ-વાળા ભગવાનને હું નમુંછું. વિવેકી પુરૂષો જેનાં ચરણનું શરણ લઈ આલોક-પરલો-કનાં સુખમાંથી મનની આસક્તિ દૂર કરી શ્રમવિના બ્રહ્મસ્વરૂપને પામે છે, તે કલ્યાણ-કારી યશવાળા ભગવાનને વારંવાર હું નમું-છું. તપસ્વી, દાતા, યશસ્વી, યોગીઓ, પ્રણવઆદિ મંત્ર જપનારા, તથા સદાચારી પુરૂષો, પોતાનાં તપ વગેરે કર્મો જેને અર્પણ કર્યા શિવાય સુખ પામતા નથી, તે કલ્યા-ણકારી યશવાળા ભગવાનને વારંવાર નમુંછું. કિરાત (ભિલ્લ), હૂણ, આંધ્ર (અંધ્રદેશી), પુલિંદ (મ્લેચ્છ જાતિવિશેષ), પુલ્કસ (ચાં-ડાલ), આભીર (આયર), કંક, યવન તથા ખસ, એ નીચ જાતિના લોકો તથા બીજા પણ કેટલાએક નીચ લોકો જે ભગવાનના ભક્તોનો આશ્રય કરી શુદ્ધ થાયછે, તે સમર્થ ભગવાનને હું નમુંછું. જે ધીર પુરૂષના આત્મા, ઋક્, યજુષ્ અને સામ એ ત્રણ વેદસ્વરૂપ, ધર્મરૂપ તથા તપરૂપ છે, જેનાં સ્વરૂપને બ્રહ્મા, તથા શંકરઆદિક નિષ્કપટ ભક્તો જાણી શકેછે, તે લક્ષ્મીના પતિ, ય-જ્ઞપતિ, પ્રજાપતિ, બુદ્ધિની વૃત્તિઓના પ્રે-રક, લોકપાળક, પૃથ્વીપાળક, સત્પુરૂષના પાળક, તથા અંધક વૃષ્ણી અને સાત્વત, એ યાદવના કુળોના પાળનાર તથા તેમનું આ-પત્તિમાંથી રક્ષણ કરનાર ભગવાન્ મને પ્ર-સન્ન થાઓ. જેનાં ચરણારવિંદના ધ્યાન-

રૂપ સમાધિથી નિર્મળ થયેલી બુદ્ધિવડે જ્ઞાનવાન્ પુરૂષો નિજસ્વરૂપને જાણેછે, તથા યથામતિ જેનાં સ્વરૂપને કહેછે, તે મુકુંદ ભગવાન્ મને પ્રસન્ન થાઓ. જે પુરૂષરૂપ ભગવાન્ પાંચ મહાભૂતવડે, આ અનેક શરીરો રચી, તેમાં જીવરૂપે પ્રવેશ કરેછે, તથા અંતઃકરણસહિત અગીયાર ઇંદ્રિય અને પાંચ ભૂત એ સોળ માયાનાં કાર્યોને અંતર્યામીપણે પ્રકાશે છે, તે ભગવાન મારી વાણીને શોભાવો. જેનાં મુખકમળમાંથી નીકળેલા વાણીરૂપ રસને ભક્તોએ પીધો છે, તે ભગવાન્ વાસુદેવરૂપ વ્યાસને હું નમુંછું. હે રાજા! જે વાત તેં પૂછી તેજ નારદજીએ બ્રહ્માને પૂછી હતી, જેથી ઉત્પત્તિસમયે જેમાં વેદ રહ્યા છે એવા બ્રહ્માએ, પોતાને જે સાક્ષાત્ ભગવાને કહ્યું હતું તે તેને કહી બતાવ્યું.

**एतदेवात्मभू राजन्नारदाय विपृच्छते। वेदगर्भोऽभ्यधात्साक्षाद्यदाह हरिरात्मनः॥२५॥**

इति श्रीमन् મહાપુરાણ•ભાગવતના દ્વિતીયસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीनारद उवाच ॥ *

**देवदेव नमस्तेऽस्तु भूतभावन पूर्वज।**
**तद्विजानीहि यज्ज्ञानमात्मतत्त्वनिदर्शनं॥**

નારદ કહેછે.–હે દેવાધિદેવ! હે જગતને ઉત્પન્ન કરનારા! હે અનાદિ બ્રહ્મા! આપને પ્રણામ કરૂંછું. આપ મને આત્માનું સ્વરૂપ બતાવનારાં જ્ઞાનનો ઉપદેશ કરો. આ જગતનો પ્રકાશક કોણ છે, કેને આશ્રયે રહ્યું છે, કોણે સર્જ્યું, શેમાં લય પામે છે, તે કેને આધીન છે તથા તેનું સ્વરૂપ કેવું છે, તે મને યથાર્થ રીતે કહો. આ બધી વાત આપથી અજાણી નથી, કારણ કે જે થએલું છે, થશે તથા થાયછે તે સર્વના આપ સ્વામી છો તથા હાથમાં રાખેલાં આંબળાની પેઠે સંપૂર્ણ વિશ્વવિષે આપે જ્ઞાનવડે નિશ્ચય કરી રાખ્યો છે. આપને જ્ઞાન આપનારો કોણ છે, આપને આશ્રય કેનો છે, આપ કેને વશ છો તથા આપ કોણ રૂપ છો? આપ એકજ પોતાની શક્તિથી પાંચ મહાભૂતવડે, જેમ કરોળીઓ પોતાનું જાળું બનાવે છે તેમ પોતાનેવિષેજ સર્વ પ્રાણીઓને સર્જો છો તથા તેમનો પરાભવ નહિ થવા દેતાં તેમને પાળો છો તે છતાં આપને કંઈ પણ શ્રમ થતો નથી. આ જગતમાં ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ, સ્થૂળ તથા સૂક્ષ્મ સઘળી વસ્તુઓ જે નામરૂપ તથા ગુણવડે જાણી શકાય તેવી છે, તેમાંથી કોઇ પણ આપ શિવાય બીજાથી થઇ હોય એમ હું માનતો નથી; પરંતુ આપે પણ એકાગ્રમને ઉગ્ર તપ કર્યું તેથી મને મોહ ઉત્પન્ન થાય છે તથા શંકા પેદા થાયછે. માટે મારા પ્રશ્નોનું આપ એવી રીતે સમાધાન કરો કે જેથી હું સઘળી વાત સમજી જાઉં.

બ્રહ્મા કહેછે.–હે વત્સ! તારી દયાવાનની આશંકા ઘણી સારી છે, કારણ કે તેં મને ભગવાનના ગુણોને પ્રકાશ કરવામાં પ્રેર્યો. મને તું ઇશ્વર કહેછે, એ કહેવું તારૂં ખોટું નથી; કારણ કે જે ઇશ્વરથી મારો આટલો પ્રભાવ છે તેને જાણ્યાવિના તું કહેછે. જેમ સૂર્ય, અગ્નિ, ચંદ્રમા, નક્ષત્ર, ગ્રહ તથા તારા, ચૈતન્યસ્વરૂપ આત્માએ પ્રકાશ કરેલી વસ્તુને પ્રકાશે છે, તેમ હું પણ તે સ્વયંપ્રકાશ ભગવાને પ્રકાશેલાં જગતનો પ્રકાશ કરૂંછું. જે ભગવાનની જીતી ન શકાય એવી માયાથી મોહ પામેલા તારા જેવા પુરૂષો મને જગત્કારણ કહેછે, તે ભગવાનનું નમસ્કારપૂર્વક હું ધ્યાન કરૂંછું. પોતાનું કપટ જાણનારા ભગવાનની નજરે ચઢતાં પણ જે માયા લાજ પામે છે તે માયાથી મોહ પામેલા દુષ્ટબુદ્ધિવાળા પુરૂષો "હું, મારૂં," એવી

---

* આ પાંચમા અધ્યાયમાં, ભગવાને સૃષ્ટિ કેમ કરી ઇત્યાદિ નારદે પૂછવાથી, તેને કાલ અને કર્મઆદિ પોતાની શક્તિથી થયેલી હરિની લીલારૂપ વિરાટ્‍સ્વરૂપની સૃષ્ટિ બ્રહ્માએ કહી, એ વાત આવશે.

રીતે ભજે છે. દ્રવ્ય એટલે જગતનાં ઉપાદાન કારણ પાંચ ભૂત, કર્મ, કાળ, સ્વભાવ તથા જીવ એ સર્વ, હે નારદ! ખરું જોતાં વાસુદેવથી ભિન્ન નથી. વેદોનું કારણ નારાયણ છે, દેવતાઓ પણ તેનાજ અંગમાંથી થયાછે ને સ્વર્ગઆદિ લોક તેના આનંદના અંશરૂપ છે. યજ્ઞ, યોગ, તપ, જ્ઞાન એ નારાયણની પ્રાપ્તિનાં સાધનો છે તથા તેમનાં ફળરૂપ પણ તેજ છે. તે દ્રષ્ટા, નિયંતા, સર્વના અંતર્યામી ને કૂટસ્થ ભગવાને સ્રજવાનું જગત્ તેનો સ્રજેલો હું કેવળ તેની દૃષ્ટિની પ્રેરણાવડેજ સ્રજું છું. નિર્ગુણ ભગવાનના જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનેમાટે ગ્રહણ કરેલા સત્વ, રજ તથા તમ એવા ત્રણ ગુણો છે. એ પાંચ ભૂત, દેવતા તથા ઇંદ્રિઓના કારણરૂપ ગુણો, અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવતમાં અભિમાન ઉત્પન્ન કરાવી નિરંતર મુક્ત આત્માને જન્મ-મરણરૂપ બંધનમાં ફસાવે છે. (માયા જેને આધીન છે એવા) એ અધોક્ષજ ભગવાન્ કે જેના સ્વરૂપને તેના ભક્તોજ જાણે છે, તે, ઉપર કહેલા ત્રણ ગુણવડે સર્વના તથા મારા સ્વામી છે. માયાના નિયંતા ભગવાને પોતાનેવિષે અકસ્માત્ પ્રાપ્ત થએલાં કાળ, જીવનાં અદૃષ્ટ તથા સ્વભાવને પોતાની માયાવડે ગ્રહણ કર્યાં. પુરૂષને આધારે રહેલા કાળથી ગુણમાં ક્ષોભ થયો, સ્વભાવથી તેમનું રૂપાંતર થયું તથા જીવનાં કર્મોથી તેમનું મહત્તત્ત્વ થયું. રજોગુણ તથા સત્વગુણથી વૃદ્ધિ પામેલાં વિકાર પામતાં મહત્તત્ત્વમાંથી દ્રવ્ય, જ્ઞાન તથા ક્રિયાસ્વરૂપ તમોગુણપ્રધાન એક પદાર્થ ઉત્પન્ન થયો, તેને અહંકાર કહેછે. એ અહંકારમાં વિકાર થઇ તેનાં ત્રણ સ્વરૂપ થયાં. હે નારદ! તેમનાં નામ સાત્વિક અહંકાર, રાજસ અહંકાર તથા તામસ અહંકાર છે. તેમાં તામસ અહંકારમાં પાંચ મહાભૂતો ઉત્પન્ન કરવાની શક્તિ છે, રાજસમાં ક્રિયા એટલે ઇંદ્રિયો ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે તથા સાત્વિક અહંકારમાં તેમના દેવતાઓ ઉત્પન્ન કરવાની શક્તિ છે. તામસ અહંકાર વિકાર પામી તેમાંથી આકાશ થયું, તેનું સૂક્ષ્મરૂપ તથા બીજાં ભૂતોથી જુદો પાડનારો ગુણ શબ્દ છે. એ શબ્દ[1] દ્રષ્ટા તથા દૃશ્ય વસ્તુને જણાવે છે. આકાશમાં વિકાર થઈ, જેનો પોતાનો ગુણ સ્પર્શ છે એવો વાયુ થયો. કારણનો ગુણ કાર્યમાં આવે છે એવો નિયમ હોવાથી આકાશનો ગુણ શબ્દ પણ તેમાં આવ્યો. વાયુ, શરીર ધારી રાખનારો છે તથા ઓજ એટલે ઇંદ્રિયબળ, સહ એટલે મનોબળ તથા બળ એટલે શરીરબળનું કારણ છે. કામ, કર્મ તથા સ્વભાવનેલીધે વિકાર પામતા વાયુથી પણ તેજ ઉત્પન્ન થયું, તેનો પોતાનો ગુણ રૂપ છે. શબ્દ તથા સ્પર્શ એ આકાશના તથા વાયુના ગુણ તેમાં આવ્યા. તેજમાં વિકાર થઇ જેનું સૂક્ષ્મરૂપ તથા ગુણ રસ છે એવું જળ થયું. તેમાં શબ્દ, સ્પર્શ તથા રૂપ એટલા ગુણ આકાશ, વાયુ તથા તેજના આવ્યા. જળ વિકાર પામી તેમાંથી ગંધ ગુણવાળી પૃથ્વી થઈ તથા તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણ પોતાની પેહેલાં ઉત્પન્ન થયેલાં ચાર ભૂતોના આવ્યા. જ્ઞાનશક્તિ, બુદ્ધિ, ક્રિયાશક્તિ તથા પ્રાણ એ રાજસ અહંકારનાં કાર્ય છે માટે જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિય, વિકાર પામેલા તામસ અહંકારમાંથી થઇ. તેમાં જ્ઞાનેંદ્રિયનાં નામ શ્રોત્ર, ત્વચા, પ્રાણ, નેત્ર તથા જીભ્હા એવી રીતે છે તથા કર્મ ઇન્દ્રિયનાં નામ, વાણી, હાથ, ઉપસ્થ, પગ તથા ગુદા એ પ્રમાણે છે. પાંચ ભૂત, ઇન્દ્રિય અને મન આદિ ત્રણ ગુણનાં કાર્યો જુદાં જુદાં ઉત્પન્ન થવાથી હે નારદ! જ્યારે શરીર ઉત્પન્ન કરવાને સ-

૧ જેમ કોઇ ભીત પાછળ સંતાઇ "હાથી હાથી" એમ પોકારે ત્યારે તે શબ્દ સાંભળનારો પુરૂષ, અમુક માણસ હાથીનો જોનાર છે તથા તેને જોવાની વસ્તુ હાથી છે એમ જાણી શકેછે.

મર્થ ન થયાં ત્યારે ભગવાનની શક્તિની પ્રેરણાથી ઉપર કહેલા પદાર્થોએ ગૌણ અને મુખ્યપણે એકબીજાસાથે મિશ્ર થઇ આ સમષ્ટિ-વ્યષ્ટિ[1] સ્થૂળ શરીર ઉત્પન્ન કર્યું. એ જળમાં રહેલાં સ્થૂળ શરીરને હજાર વર્ષો વીત્યાપછી પરમાત્માએ કાળ, કર્મ તથા સ્વભાવનો આશ્રય કરી, જડ સ્થૂળ શરીરને સચેતન કર્યું. એજ પરમાત્મા જગતરૂપ ઇડાંને ભેદી હજારો સાથળ, પગ, ભુજા, નેત્ર, મુખ તથા મસ્તકો સહિત પ્રગટ થયા; જેના અવયવોવડે વિદ્વાનો કડથી ચરણ સુધીમાં નીચેના સાત લોકની તથા જઘનથી ઉપરના ભાગમાં ઉપરના સાત લોકની કલ્પના કરે છે. એ વિરાટ્ પુરૂષનું મુખ બ્રાહ્મણ તથા ક્ષત્રિય ભુજા છે; તેના સાથળમાંથી વૈશ્યજાતિ થયેલી છે તથા ચરણમાંથી શૂદ્ર થયેલ છે; તેના ચરણમાં ભૂલોકની કલ્પના કરી છે, તેની નાભીથી ભુવર્લોકની કલ્પના થઇ છે, તેના હૃદયને સ્થાને સ્વર્લોક છે અને છાતીને ઠેકાણે મહર્લોક છે; મહાત્મા વિરાટ્‌ની ગ્રીવાને ઠેકાણે જનલોક છે, તેના શબ્દ કરતા હોઠમાંથી સત્યલોક થયો છે તથા મસ્તકને સ્થાને નિત્ય વૈકુંઠલોક છે; વ્યાપક વિરાટ્ પુરૂષની કેડને સ્થાને અતળની કલ્પના થયેલી છે, સાથળે વિતળની, ગોઠણે શુદ્ધ સુતળની તથા જાંઘમાં તળાતળની કલ્પના થયેલી છે; તેની ઘુંટીએ મહાતળની, ચરણના ફણામાં રસાતળની તથા પગનાં તળીયાંમાં પાતાળની કલ્પના થયેલી છે. આવી રીતે ભગવાન્ સર્વલોકસ્વરૂપ છે. [2]વિરાટ્ પુરૂષનાં ચરણમાં ભૂલોકની કલ્પના થયેલી છે, નાભીએ ભુવર્લોકની કલ્પના થયેલ છે તથા મસ્તકને ઠેકાણે સ્વર્ગલોકની કલ્પના કરેલ છે. આવી રીતે પણ લોકની કલ્પના થયેલી છે.

१ એકેકું શરીર તે વ્યષ્ટિ અને બધાં શરીરનો સમુદાય તે સમષ્ટિ. २ કેટલાએક વિરાટ્‌નાં અંગમાં ચૌદ લોકની કલ્પના કરેછે તથા કેટલાએક ત્રણ લોકની કલ્પના કરેછે. તેમાં ચૌદ લોકનો પક્ષ કહ્યો. હવે ત્રણ લોકનો પક્ષ કહેછે.

**भूर्लोकः कल्पितः पद्भ्यां भुवर्लोकोस्य नाभितः । स्वर्लोकः कल्पितो मूर्ध्ना इति वा लोककल्पना ॥ ४२ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ ब्रह्मोवाच ॥ *

**वाचां वन्हेर्मुखं क्षेत्रं छंदसां सप्त धातवः । हव्यकव्यामृतान्नानां जिव्हा सर्वरसस्य च ॥**

બ્રહ્મા કહેછે.—હે નારદ ! એ વિરાટ્ પુરૂષનું મુખ, વાણી તથા તેના દેવતા અગ્નિનું ઉત્પત્તિ સ્થાન છે; ત્વચા આદિ સાત ધાતુઓ ગાયત્રીઆદિ છંદનું ઉત્પત્તિસ્થાન છે; તેની જીભ, હવ્ય એટલે દેવના અન્નનું, કવ્ય એટલે પિતૃના અન્નનું તથા અમૃત એટલે મનુષ્યના અન્નનું જન્મસ્થાન છે; તેની નાસિકા સર્વ પ્રાણ તથા વાયુનું, તેમજ તેની ઘ્રાણ ઇન્દ્રિય અશ્વિનિકુમારનું તથા સામાન્ય અને વિશેષ શ્રેષ્ઠ ગંધનું ઉત્પત્તિસ્થાન છે; તેની નેત્ર ઇંદ્રિયમાંથી સર્વ પ્રકારનાં રૂપ તથા તેજ ઉત્પન્ન થયાં છે, તથા નેત્રની કીકીમાંથી સૂર્ય તથા આકાશની ઉત્પત્તિ થઇ છે; તેના કાને સર્વ દિશા તથા તીર્થોને જન્મ આપ્યો છે; તેની કર્ણ ઇંદ્રિયમાંથી શબ્દ તથા આકાશ થયું છે; તેનું શરીર સર્વ વસ્તુઓના સારાંશની તથા સૌંદર્યની જન્મભૂમી છે; તેની ત્વચામાંથી સ્પર્શગુણ, વાયુ તથા સર્વ પ્રકારના યજ્ઞો થયા છે; તેનાં રૂંવાડાં સર્વ વૃક્ષોનું અથવા જેથી યજ્ઞ સિદ્ધ થઇ

* આ છઠ્ઠા અધ્યાયમાં અધ્યાત્મઆદિ ભેદથી વિરાટ્ સ્વરૂપની વિભૂતિ કેહેવામાં આવશે. અને પ્રથમ કેહેલું સઘળું પુરૂષસૂક્ત તેથી દૃઢ કરવામાં આવશે.

શકે છે તેવાં વૃક્ષોની ઉત્પત્તિનું સ્થાન છે; તેના વાળ મેઘની, દાઢી વિજળીની તથા હાથપગના નખ, પથ્થર તથા લોઢાંની ઉત્પત્તિનું સ્થાન છે; તેના હાથ ઘણુંકરીને સર્વના પાળનારા લોકપાળોનું ઉત્પત્તિસ્થાન છે; વિરાટ્ પુરૂષનો પગ મુકવો એ ભૂલોક, ભૂવર્લોક તથા સ્વર્લોકનું, તેમજ સર્વકાળે રક્ષણનું, ભયને પ્રસંગે રક્ષણનું તથા સર્વ કામનાઓના વરદાનનું મૂળ છે; જળની, વીર્યની, સૃષ્ટિની, મેઘની તથા પ્રજાપતિની ઉત્પત્તિનું સ્થાન વિરાટ્નું લિંગ છે તથા તેમાં રહેલી ઉપસ્થ ઇન્દ્રિય સંભોગજન્ય સુખનું સ્થાન છે, હે નારદ! વિરાટ્ પુરૂષની પાયુ ઇન્દ્રિય યમ, મિત્ર દેવતા તથા મળોત્સર્ગનું ઉત્પત્તિસ્થાન છે તથા એ ઇન્દ્રિયને રહેવાની જગો ગુદા છે, તે હિંસાનું, અલક્ષ્મીનું, મૃત્યુનું તથા નરકનું જન્મસ્થાન છે; તેનો વાંસો પરાભવ, અધર્મ તથા અજ્ઞાનનું ઉત્પત્તિસ્થાન છે; તેના શરીરમાં રહેલાં અસ્થિના સમૂહને સ્થાને પર્વતો રહ્યા છે; પ્રધાનનું, અન્ન આદિના રસનું, સમુદ્રનું તથા પ્રાણીમાત્રના લયનું સ્થાન ભગવાનનું પેટ છે એમ જ્ઞાનવાન્ પુરૂષોએ નિશ્ચય કર્યો છે તથા તેને લિંગશરીરનું હૃદયસ્થાન ગણ્યું છે. હે નારદ! ધર્મનું, મારૂં, તારૂં, સનકાદિકનું, બુદ્ધિનું તથા સત્વગુણનું ઉત્તમ સ્થાન વિરાટ્ પુરૂષનું ચિત્ત છે; હું, તું, શિવ, આ પ્રથમ ઉત્પન્ન થયેલા સનક આદિક તથા મરીચિ આદિ મુનિયો, દેવ, દૈત્ય, માણસ, નાગ, પંખી, હરણ, પેટે ચાલનારાં પ્રાણીઓ, ગંધર્વ, અપ્સરાઓ, યક્ષ, રાક્ષસ, ભૂતગણ, સર્પ, પશુ, પિતૃ, સિદ્ધ તથા વિદ્યાધર, (દેવયોનિ) ચારણ, ઝાડ તથા બીજાં અનેક જળચર, સ્થળચર તથા આકાશચર પ્રાણીઓ, ગ્રહ, નક્ષત્ર, કેતુઓ, તારાઓ, વિજળી અને મેઘ, તથા જે થાય છે, થયું છે અને થાશે, એ આ દૃશ્ય પ્રપંચમાત્ર વિરાટ્ પુરૂષરૂપ છે. એ વિરાટ્ પુરૂષવડે જગત્ આખું વ્યાપ્ત છે તથા જેટલા અંશમાં[1] જગત્ છે તેથી અધિક અંશ જગત્ના સ્પર્શવિનાનો સ્વયંપ્રકાશ છે. જેમ સૂર્યનારાયણ પોતાના બિંબને તથા સૃષ્ટિના પદાર્થને પણ પ્રકાશે છે તેમ પુરૂષરૂપ ભગવાન્ બ્રહ્માંડગોળને તથા તેથી જે બહાર છે તેને પણ પ્રકાશે છે. તેને કર્મફળ વળગતું નથી માટે તે નિર્મળ મોક્ષપદના સ્વામી છે. ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોક જેના અંશરૂપ છે તે ભગવાનના અંશરૂપ લોકમાં સર્વ પ્રાણીઓ છે, માટે હે નારદ! પુરૂષરૂપ ભગવાનનો અપાર મહિમા છે. ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોકની ઉપરના મહર્લોકની પણ ઉપર જે જન તપ તથા સત્યલોક છે તેમાં પુરૂષરૂપ ભગવાનનાં અમૃત એટલે અવિનાશિ સુખ, ક્ષેમ એટલે પીડાવગરનું સુખ તથા મોક્ષસુખ અનુક્રમે રહ્યાં છે. એ ત્રણ લોકમાંથી નૈષ્ઠિક બ્રહ્મચારી જનલોકમાં જાય છે, વાનપ્રસ્થ આશ્રમી તપલોકમાં જાય છે તથા સંન્યાસીઓ બ્રહ્મલોકમાં જાય છે. આ ત્રણ લોક ત્રિલોકીની બહાર છે. બ્રહ્મચર્ય વ્રતરહિત ગૃહસ્થ ત્રિલોકીની અંદરજ રહે છે. ક્ષેત્રજ્ઞ જીવના ભોગ તથા મુક્તિનાં સાધનરૂપ કર્મ તથા ઉપાસના, એ પરલોકમાં જવાના માર્ગ છે. એકજ જીવ અવસ્થાના ભેદે બંને લોકનેમાટે અધિકારી છે. જે ઈશ્વરથી બ્રહ્માંડ તથા તેમાં પાંચ ભૂત ઇન્દ્રિયો અને તેના વિષયરૂપ વિરાટ્ ઉત્પન્ન થયું, તે ઈશ્વર જેમ સૂર્ય પોતાના બિંબનો પ્રકાશ કરવા સાથે કિરણોવડે બહાર પણ પ્રકાશ કરે છે તેમ વિરાટ્ની તથા બ્રહ્માંડગોળની બહાર પણ પ્રકાશમાન્ છે. જ્યારે હું એ મહાત્મા ભગવાનનાં નાભિકમળમાંથી ઉત્પન્ન થયો ત્યારે એ વિરાટ્ પુરૂષના અવયવો શિવાય મને કંઇ પણ યજ્ઞની સામગ્રી મળી શકી

૧ નિરંશ પરમાત્માના સ્વરૂપમાં શિષ્યને સમજ પડવામાટે અંશનો માત્ર આરોપ કર્યો છે. ખરૂં જોતાં નિરવયવ આત્મામાં અંશ નથી.

નહિ. એ સામગ્રીઓમાંથી યજ્ઞમાં ઉપયોગી પશુઓ, યજ્ઞસ્તંભ, દર્ભ, આ યજ્ઞભૂમિ, અનેક ગુણવાળો વસંતઆદિ કાળ, પાત્ર વગેરે વસ્તુઓ, ઘીઆદિ ચીકાશવાળા પદાર્થો, મીઠો, ખારો ખાટોઆદિ છ રસો, ધાતુઓ, માટી, પાણી, ઋક્, યજુષ્ અને સામ તથા હોતા અધ્વર્યુ આદિ ઋત્વિજોનાં કર્મો, જ્યોતિષ્ટોમઆદિ યજ્ઞનાં નામો, સ્વાહાકાર-વષટ્કારઆદિ મંત્ર, દક્ષિણા, વ્રત, દેવોનાં નામોનો ક્રમ, બૌધાયનઆદિની રચેલી કર્મ કરવાની પદ્ધતિઓ, સંકલ્પ તથા કર્મ કરવાનો પ્રકાર, વિષ્ણુક્રમઆદિ ગતિ, દેવતાનાં ધ્યાન, પ્રાયશ્ચિત્ત તથા કરેલું કર્મ ભગવાનને અર્પણ કરવું, આ બધી યજ્ઞની સામગ્રીઓ ભગવાનના અવયવવડે મેં સંપાદન કરી. એ ભગવાનનાજ અંગવડે સર્વ યજ્ઞની સામગ્રી સંપાદન કરીને તેજ યજ્ઞપુરૂષ ભગવાનનું મેં યજન કર્યું. તેપછી આ નવ ભાઇ પ્રજાપતિઓએ, ઇન્દ્રિઆદિ દેવતારૂપે પ્રકટ તથા પોતાનેરૂપે અપ્રકટ એવા ભગવાનનું એકાગ્ર મનવડે યજન કર્યું. એ પછી કેટલેક કાળે મનુઓએ, બીજા કેટલાએક ઋષિઓએ, પિતૃઓએ, દેવોએ, દૈત્યોએ તથા મનુષ્યોએ ભગવાનનું યજ્ઞોવડે યજન કર્યું. એ અધિષ્ઠાનભૂત નારાયણ ભગવાનનેવિષે આ જગતની કલ્પના થઇ છે. પોતે નિર્ગુણ છતાં માયાવડે અનેક કલ્યાણ ગુણયુક્ત થાય છે. તેનીજ આજ્ઞાથી હું સૃષ્ટિ કરૂં છું, તેને આધીન રહી હર (મહાદેવ) સંહારે છે તથા એ માયાવી ભગવાન્ વિષ્ણુરૂપે જગતની રક્ષા કરે છે. હે નારદ! આપ્રમાણે મેં તારા પ્રશ્નનો ઉત્તર આપ્યો. સંપૂર્ણ કાર્ય-કારણરૂપ સૃષ્ટિ ભગવાનમા સ્વરૂપથી જુદી નથી. મેં ઘણીજ ભક્તિવડે હૃદયમાં ભગવાનનું ધ્યાન કર્યું છે તેથી હે નારદ! મારી વાણી મિથ્યા થતી નથી, મારો સંકલ્પ મિથ્યા થતો નથી તથા મારી ઇન્દ્રિયો અવળે માર્ગે જતી નથી. હું વેદરૂપ, તપરૂપ, પ્રજા પતિઓએ નમસ્કાર કરેલો તથા તેમનો સ્વામી છું; તે છતાં પણ મને ઉત્પન્ન કરનાર કોણ છે તે જાણવાસારૂ યોગસાધનવડે ચિત્ત એકાગ્ર કરી મેં વિચાર કર્યો, પરંતુ એ વાત હું જાણી શક્યો નહિ.

જેમ આકાશ પોતાનો અંત જાણી શકતું નથી તેમ જે પોતાની માયાનો અંત જાણી શકતા નથી તથા જે શરણે આવેલાનાં જન્મમરણ કાપનારા, મંગળરૂપ તથા મંગળકારી છે, તે ભગવાનના ચરણને હું નમું છું. હે નારદ! હું, તું તથા મહાદેવ પણ ભગવાનનું પરમાર્થ સ્વરૂપ જાણી શકતા નથી. માત્ર આપણા જ્ઞાનના પ્રમાણમાં એટલુંજ જાણી શકિયે છિયે કે, આ સઘળું વિશ્વ ભગવાનની માયાની રચના છે. જેનાં અવતારનાં ચરિત્રો વગેરે આપણ ગાઇયે છિયે પણ જેનાં સ્વરૂપને જાણી શકતા નથી, તે ભગવાનને હું નમસ્કાર કરૂં છું. તે અજન્મા આદિપુરૂષ ભગવાન્ પ્રત્યેક કલ્પના આરંભમાં પોતે પોતાને પોતાનેવિષે પોતાવડે સૃજે છે, પાળે છે, તથા સંહારે છે. સારાંશ કે કર્ત્તા, અધિકરણ, સાધન તથા કર્મ પોતેજ છે. કોઇ પણ સાધન પોતાના સ્વરૂપથી જુદું નથી. ઉપાધિરહિત, અદ્વિતીય, જ્ઞાનસ્વરૂપ, દેહ, ઇન્દ્રિય, મન તથા બુદ્ધિઆદિથી પણ જુદા, સંદેહરહિત, સ્થિર, સત્ય, પૂર્ણ, જન્મ-મરણઆદિ સર્વ ભાવ-વિકારરહિત; નિર્ગુણ તથા ત્રણે કાળે જેનો બાધ થતો નથી એવા આત્માના સ્વરૂપને હે નારદ! જ્યારે ઋષિઓ પ્રસન્ન મન, ઇન્દ્રિય, તથા શરીરવાળા હોયછે ત્યારેજ જાણી શકેછે. પણ જ્યારે દુષ્ટ પુરૂષોના કુતર્કથી પરાભવ પામે છે ત્યારે તે ઢંકાઈ જાય છે. ઈશ્વરનો પ્રથમ અવતાર વિરાટ્ પુરૂષરૂપ છે. પ્રકૃતિ, તેમાં વિકાર થઇને ઉત્પન્ન થએલાં તત્ત્વો, ત્રણ ગુણ, ઇંદ્રિયો, વિરાટ્શરીર, તથા વિરાટ્શરીરના અભિમાની પુ-

રૂપ, સ્થાવરજંગમરૂપ વ્યષ્ટિ[1] શરીર, હું, શિવ, યજ્ઞ આ દક્ષઆદિ પ્રજાપતિઓ, તું વગેરે મુનિઓ, સ્વર્ગલોકના પાળનારા, અંતરીક્ષ લોકના પાળનારા, મનુષ્યલોકના પાળનારા, પાતાળલોકના પાળનારા, ગંધર્વના વિદ્યાધરના તથા ચારણોના સ્વામી, યક્ષ, રાક્ષસ, સર્પ તથા નાગના અધિપતિઓ, મોટા મોટા ઋષિઓ, પિતૃના દૈત્યના સિદ્ધના તથા દાનવના અધિપતિ, પ્રેત, પિશાચ, ભૂત, કૂષ્માંડ, જળજંતુ, પશુ તથા પક્ષીના સ્વામી, જે કંઇ જગતમાં ઐશ્વર્યવાળું, તેજસ્વી, મનશક્તિ તથા ઇંદ્રિયશક્તિવાળું, ચતુરાઇવાળું, ક્ષમાવાળું,લાજવાળું, શોભાયુક્ત, સંપત્તિયુક્ત, બુદ્ધિયુક્ત, અદ્‌ભુત વર્ણવાળું તથા જે રૂપવાન્ અથવા રૂપરહિત છે, તે સર્વ પરમ આત્મતત્ત્વરૂપજ છે. હે નારદઋષિ! વ્યાપક ઈશ્વરના જે મુખ્ય લીલારૂપ અવતારો છે તે સુંદર અવતારો હું તને ક્રમપ્રમાણે કહુંછું. એ કાનના દોષને નાશ કરનારાં અમૃતનું, તું કાનરૂપ પડીઆવડે પાન કરય.

प्राधान्यतो यानृप आमनंति
लीलावतारान् पुरुषस्य भूम्नः।
आपीयतां कर्णकषायशोषा-
ननुक्रमिष्ये त इमान् सुपेशान् ॥ ४४ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ ब्रह्मोवाच ॥*

यत्रोद्यतः क्षितितलोद्धरणाय बिभ्रत्
क्रौडीं तनुं सकलयज्ञमयीमनंतः।
अंतर्महार्णव उपागतमादिदैत्यं
तं दंष्ट्रयाऽद्रिमिव वज्रधरो ददार ॥१॥

બ્રહ્મા કહેછે.—હે નારદ! જ્યારે અનંત ભગવાન્ પૃથ્વીને બહાર કાઢવામાટે યજ્ઞસ્વરૂપ વરાહનું શરીર ધારીને તૈયાર થયા ત્યારે તેણે મહાસાગરમાં પેઠેલા, પ્રસિદ્ધ અને દૈત્યસૃષ્ટિમાં પ્રથમ થએલા હિરણ્યાક્ષ દૈત્યને વજ્રધારી ઇન્દ્ર જેમ વજ્રવડે ડુંગરને ચીરી નાખે તેમ દાઢવડે ચીરી નાંખ્યો. રુચિ નામના બાપથી તથા આકૂતિ નામની માથી સુયજ્ઞ નામે ભગવાન્ થયા. પછી તેણે પોતાની દક્ષિણા નામની સ્ત્રીથી સુયમ નામના દેવોને ઉત્પન્ન કર્યા. જ્યારે તેણે ઇંદ્ર થઈ ત્રિલોકીનું દુઃખ ટાળ્યું ત્યારે સ્વાયંભુ મનુ જે તેના નાના થાય તેણે તેને 'હરિ' એવા નામથી બોલાવ્યા. હે નારદ! કર્દમ ઋષિને ઘેર દેવહૂતિથી કપિલદેવજી ઉત્પન્ન થયા તથા પોતાની માતા દેવહૂતીને અને નવ બેનોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, જેથી તે દેવહૂતિ પોતાના સ્વરૂપને ઢાંકી દેનાર શરીરઆદિમાં આસક્તિરૂપ ગારો ધોઇ નાખી આ જન્મમાંજ કપિલના સ્વરૂપને પામ્યાં. પુત્રની કામનાવાળા અત્રિઋષિને ભગવાને પ્રસન્ન થઇને કહ્યું કે 'મેં મારી જાતનેજ તમને આપી.' એ ઉપરથી તેને ઘેર અવતરેલા ભગવાનને દત્તાત્રેય કહેછે. તેનાં ચરણારવિંદની રજથી જેનું શરીર પવિત્ર થયું છે એવા યદુ તથા સહસ્રાર્જુનઆદિ રાજાઓ ભોગ તથા મોક્ષરૂપ યોગસંપત્તિ પામ્યા. સૃષ્ટિના આદિકાળમાં જગત્ સૃજવાની ઇચ્છાથી મેં અખંડિત તપ કર્યું તેથી સનત્કુમાર, સનક, સનંદન તથા સનાતન એવા 'સન' શબ્દની નિશાનીયુક્ત નામવાળા ચાર ઋષિરૂપે ભગવાને અવતાર ધારણ કર્યો તથા પૂર્વે પ્રલયકાળે નાશ પામેલાં આત્મજ્ઞાનનો ફરી સારી રીતે ઉપદેશ કર્યો, જે સાંભળીને ઋષિયોને પો-

---

[1] વ્યષ્ટિ શરીર એટલે એક એક શરીર. સમષ્ટિશરીર એટલે સમુદાયરૂપ શરીર. જેમકે આંબો, વડ, આમલી, પીપળો ઇત્યાદિ પ્રત્યેક ઝાડ વ્યષ્ટિ. તથા સર્વ વૃક્ષોના સમુદાયરૂપ વન એ સમષ્ટિ.

* આ સાતમા અધ્યાયમાં, ભગવાનની લીલારૂપ અવતારો, તેનાં કર્મો, તેનાં પ્રયોજન અને તેના ગુણોએ સહિત બ્રહ્મા નારદને કેહેશે, તે વાત આવશે.

તેમાં, પોતાનું (ભગવાનનું) જેમાં પરાક્રમ જણાયછે એવાં જગતને સ્રજતો એવો જે હું તેનું ચિત્ત પ્રવર્ત્તાવો; જેથી મને કર્મમાં આસક્તિ ન થાય તથા વિચિત્ર સૃષ્ટિ રચવાથી વિષમદૃષ્ટિ-નિર્દયપણાઆદિ દોષ મને ન લાગે. અનંત શક્તિવાળા તથા જળમાં રહેલા જે ભગવાનની નાભિરૂપ ધુનામાંથી હું મહત્તત્ત્વનો અભિમાની થયો છું, તે ભગવાનના સ્વરૂપનું વર્ણન કરતો એવો જે હું તેની વેદના અંગરૂપ વાણીના ઉચ્ચારણનો નાશ થશો મા. તે ઉપરપ્રમાણે વર્ણવેલા ગુણવાળા અને ઘણી દયાવાળા એવા પુરાણપુરૂષ ભગવાન્, વૃદ્ધિ પામેલા સ્નેહયુક્ત એવાં મંદ હાસ્યથી પોતાનાં નેત્રકમળને કાંઇક ઉઘાડી અને ઉભા થઇ જગતની ઉત્પત્તિ થવાસારૂ તથા અમારા ઉપર અનુગ્રહ કરવાસારૂ મેઘના સરખી પોતાની વાણીથી અમારા ખેદનો નાશ કરો.

મૈત્રેય કહેછે.—બ્રહ્મા પોતાનાં તપથી તથા ઉપાસના અને સમાધિથી, પોતાને ઉત્પન્ન કરનાર પરમેશ્વરનાં દર્શન કરી, જ્યાંસુધી પોતાનું મન તથા વાણી પોચી શકે ત્યાંસુધી એટલે યથાશક્તિ સ્તુતિ કરીને થાકી ગયેલા મનુષ્યની પેઠે સ્તુતિ કરતા અટકી ગયા. ત્યારપછી લોકોને ઉત્પન્ન કરવાંરૂપ કર્મમાં પોતાના મનનેવિષે ખેદ પામતા એવા બ્રહ્માના અભિપ્રાયને જાણીને, મધુસૂદન ભગવાન્ પ્રલયકાળના જળના દર્શનથી ખેદવાળુ જેનું મન છે એવા તે બ્રહ્માપ્રત્યે ગંભીર વાણીથી તેના દુ:ખને શાંત કરતા હોય તેમ નીચેપ્રમાણે બોલ્યા:—

શ્રીભગવાન્ કહેછે.—વેદ જેમાં રહેલ છે એવા હે બ્રહ્મા! તમે ખેદથી આળસને પ્રાપ્ત ન થાઓ; સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં ઉદ્યોગ કરો અને જેની તમે મારી પાસે પ્રાર્થના કરો છો તે મેં પ્રથમથીજ તમારે સારૂ સંપાદન કરેલ છે. અને તે સર્વનું જ્ઞાન થવાસારૂ હે બ્રહ્મા! તમે ફરીથી તથા મારે આશ્રયે રહેલું જ્ઞાન સંપાદન કરો. હે બ્રહ્મા! જ્ઞાન અને તપ એ બે વસ્તુથી આવરણરહિત સર્વ લોકને દેખશો. પછી ભક્તિમાન્ એવા તમે, એકાગ્રચિત્તથી તમારામાં તથા સર્વ લોકમાં મને વ્યાપીને રહેલો દેખશો, અને સર્વ લોક તથા જીવમાત્ર મારામાં દેખશો. જેમ લાકડાંમાં સામાન્યરૂપે અગ્નિ રહેલો છે તેમ સર્વ પ્રાણીઓમાં જે મને રહેલો જે સમયે દેખેછે, તેનાં તે સમયેજ સર્વ પાપ બળી જાયછે. જ્યારે કોઈ પુરૂષ, પાંચ મહાભૂત, ઇંદ્રિયો તથા વાસનારહિત એવો જે હું તેની સાથે શુદ્ધ ત્વં પદના અર્થ જીવને, એકરૂપે દેખેછે તે મોક્ષ પામેછે. અનેક પ્રાણીનાં જુદાં જુદાં કર્મપ્રમાણે સૃષ્ટિ કરવાને ઇચ્છનારા એવા તમને મોહ ઉત્પન્ન થશે નહિ; કારણકે તમારા ઉપર મારો ઘણો અનુગ્રહ છે. હે બ્રહ્મા! તમારૂં ચિત્ત મારામાં જોડાયેલું હોવાથી પ્રજાની સૃષ્ટિ કરતાં છતાં પણ આદિ ઋષિ એવા તમને રજોગુણ બંધન કરનાર નહિ થાય. તમે મને પાંચ ભૂત, ઇંદ્રિય અને અંત:કરણઆદિથી જુદો જાણોછો, માટે કોઈ જીવ મને જાણી શકતા નથી તોપણ તમે મને જાણ્યો છે. નાળવાટે બહારથી તમે કમળનું મૂળ ખોળવા માંડયું પણ તે ન મળ્યું, તેથી 'આ કમળનું મૂળ હશે કે નહિ હોય' એવો તમને સંદેહ થવાથી અંતરમાં તમને મારૂં સ્વરૂપ મેં દેખાડયું. મારી કથાનો ઉદય જેમાં રહેલો છે એવી જે તમે સ્તુતિ કરી તથા તપમાં તમારી પ્રેરણા થઇ એ તમારે મારો અનુગ્રહ ગણવો. લોકોના જયની ઇચ્છાથી, જે હું સગુણરૂપે જણાઉં છું તેની વાસ્તવિક નિર્ગુણરૂપે સ્તુતિ કરી માટે તમારા ઉપર હું પ્રસન્ન થયોછું અને તમારૂં કલ્યાણ થાઓ. જે પુરૂષ તમારી કરેલી સ્તુતિવડે સ્તુતિ કરીને મને ભજશે તેનીઉપર સર્વ ઇચ્છિત વર આપવાને સમર્થ એવો હું તરત પ્રસન્ન થઇશ. વાવ, કુવા દેવાલયઆદિ બંધાવવાં,

તપ કરવું, યજ્ઞો કરવા તથા અષ્ટાંગયોગવડે વૃત્તિને એકાગ્ર કરવી, એ સર્વ સાધનોથી સંપાદન કરવાનું ફળ માત્ર મારી ભક્તિ છે, એમ જ્ઞાનવાન્ પુરૂષો માનેછે. હે બ્રહ્મા! હું અહંકાર ઉપાધિવાળા જીવોનો આત્મા છું, માટે શરીરઆદિ બીજા પ્રિય પદાર્થો કરતાં અતિ પ્રિય છું એટલામાટે મારાઉપર પ્રીતિ કરવી; કારણ કે મારાવિના બીજા પદાર્થમાં પ્રીતિ છે તે મારેલીધેજ છે. જેનું કારણ હું છું એવા તથા સર્વ વેદરૂપ એવા તમે, ત્રણ લોક તથા જે પ્રજા મારામાં સૂક્ષ્મરૂપે રહેલ છે તેને આગલ્યા કલ્પપ્રમાણે સજો.

મૈત્રેય કહેછે.– માયા તથા જીવના નિયંતા એવા પદ્મનાભ ભગવાન્, જગત્‌ના સ્રજનાર બ્રહ્માને, આ સ્રજવાયોગ્ય જગત્ શી રીતે સ્રજવું તેનો ઉપાય બતાવીને પોતાનેરૂપે અંતર્ધાન થયા. ૪૪

**तस्मा एवं जगत्स्रष्ट्रे प्रधानपुरुषेश्वरः ।**
**व्यज्येदं स्वेन रूपेण कंजनाभस्तिरोदधे ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ विदुर उवाच ॥*

**अंतर्हिते भगवति ब्रह्मा लोकपितामहः ।**
**प्रजाः ससर्ज कतिधा दैहिकीर्मानसीर्विभुः ॥**

વિદુર કહેછે.– ભગવાન્ અદૃશ્ય થયા પછી સર્વ લોકના પૂર્વજ બ્રહ્માએ પોતાનાં શરીરથી અને મનથી કેટલા પ્રકારની પ્રજા સ્રજી? એનો ઉત્તર આપો; તથા હે ઘણું જાણનારા મૈત્રેય! જે જે વિષયોવિષે મેં આપને પ્રથમ પ્રશ્નો પૂછેલાં છે તેનો અનુક્રમ ઉત્તર આપી મારા સર્વ સંશય કાપો.

સૂત કહેછે.– એવી રીતે વિદુરજીએ મૈત્રેય ઋષિને પૂછયું ત્યારે વિદુરના પ્રશ્નો જે પોતાના હૃદયમાં છે, એટલે જેમને પોતે વિસરી ગયા નથી તેમનો તેણે પ્રસન્નતાથી ઉત્તર આપ્યો.

મૈત્રેય કહેછે.–બ્રહ્માએ પણ ભગવાનના કહેવાપ્રમાણે આત્મામાં ચિત્ત જોડીને દેવતાનાં સો વર્ષસુધી તપ કર્યું. કમળમાં ઉત્પન્ન થએલા બ્રહ્માએ, જે કમળમાં પોતે બેઠા છે તે કમળ તથા એ કમળ જેમાં ઉગેલું છે તે પાણી, પ્રલયકાળનેલીધે જોરથી વાતા વાયુથી ડોલતું જોયું ત્યારે, વૃદ્ધિ પામતાં તપવડે તથા પોતામાં રહેલી વિદ્યાવડે જેના જ્ઞાનનું બળ વધેલું છે એવા બ્રહ્મા, પાણીસહિત વાયુને પી ગયા. પછી આકાશમાં વ્યાપીને રહેલું પોતાના આધારરૂપ કમળ જોઇને 'આ કમળમાંથી પૂર્વકલ્પમાં લય થએલા લોકની હું કલ્પના કરીશ.' એમ તેણે વિચાર કર્યો. ત્યારપછી તે કમળમાં પ્રવેશ કરીને ભગવાને સૃષ્ટિરૂપ કાર્યમાં પ્રેરેલા બ્રહ્માએ, ચૌદ લોકરૂપ ઘણા વિભાગ જેમાં થઇ શકે એમ છે તે કમળના ભૂર્લોક, ભુવર્લોક, અને સ્વર્લોક એવી રીતે ત્રણ લોકમાં ભાગ પાડયા. આ ત્રણ લોકરૂપ જીવમાત્રનાં કર્મફળની ભોગભૂમીની રચના કહી બતાવી. જનલોક, તપલોક તથા સત્યલોક, એ નિષ્કામ કર્મનાં ફળરૂપ છે, માટે બ્રહ્માના પ્રત્યેક દિવસે તેમની ઉત્પત્તિ તથા લય થતો નથી.

વિદુર કહેછે.–'અનેક રૂપવાળા તથા અદ્‌ભુત પરાક્રમવાળા ભગવાનનું કાળ એ સ્વરૂપ છે' એમ તમે કહ્યું, તે રૂપ કેવી રીતનું છે તેનું યથાર્થ વર્ણન અમારી પાસે કરો.

મૈત્રેય કહેછે.–સત્વ, રજ તથા તમ, એ મહત્તત્ત્વઆદિના પરિણામરૂપ કાળ છે, તે વસ્તુતાએ, વિશેષ આકારરહિત તથા આ-

---

* આ દશમા અધ્યાયમાં, વિદુરજીએ કાળવિષે પૂછેલા પ્રશ્નનો ઉત્તર કહેવાનેમાટે પ્રાકૃતઆદિ દશ પ્રકારની સૃષ્ટિ કહેવામાં આવશે.

દિ-અંત રહિત છે. તે કાળ જેમાં નિમિત્ત છે એવાં પોતાનાં સ્વરૂપનેજ પુરૂષરૂપ ભગવાને વિશ્વરૂપે સર્જ્યું. ભગવાનની માયાવડે સંહાર પામેલું વિશ્વ, બ્રહ્મથી પૃથક્ નહિ છતાં પણ જેનું સ્વરૂપ સ્પષ્ટ નથી જણાતું એવા કાળવડે, ભગવાને તેને બ્રહ્મથી જુદું હોય તેવી રીતે પ્રકાશ કર્યું. જેમ હાલ જગત્ કાળને વશ છે તેમ પ્રથમ પણ હતું, આગળ પણ તેને વશજ રહેશે. કાળ જેમાં કારણ છે એવી જગતની નવ પ્રકારની સૃષ્ટિ છે. તેમાં પ્રાકૃત સૃષ્ટિ અને વૈકૃત સૃષ્ટિ એ તો સૃષ્ટિનો દશમો પ્રકાર છે. આ જગતનો કાળેકરીને જે પ્રલય થાયછે તેને નિત્યપ્રલય કહેછે; શેષના મુખમાંથી નિકળેલા અગ્નિઆદિ નિમિત્તનેલીધે જે પ્રલય થાયછે તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે; તથા પોતપોતાનાં કારણમાં લયરૂપ પ્રલય થાયછે તેને પ્રાકૃતિક પ્રલય એવું નામ આપ્યું છે. (હવે નવ પ્રકારની સૃષ્ટિ ગણાવેછે.) હરિની ઇચ્છાથી થએલા ગુણોના પરિણામરૂપ મહત્તત્ત્વની ઉત્પત્તિ એ પ્રથમ સૃષ્ટિ છે. મહાભૂતો; જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિયોને ઉત્પન્ન કરનાર અહંકારની સૃષ્ટિ એને બીજી સૃષ્ટિ કહેછે. પાંચ ભૂતોને ઉત્પન્ન કરનારી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ તન્માત્રાની સૃષ્ટિ ત્રીજી સૃષ્ટિ ગણાયછે. જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિયની ઉત્પત્તિ એ ચોથી સૃષ્ટિ છે. પાંચમી સૃષ્ટિ ઇંદ્રિયોના દેવતા તથા મનની સૃષ્ટિ ગણાયછે. હે સમર્થ વિદુર ! જીવને આવરણ તથા વિક્ષેપ કરનારી છઠ્ઠી અવિદ્યાની સૃષ્ટિ છે. આ છ પ્રાકૃત સૃષ્ટિઓ કહી. હવે વૈકૃત સૃષ્ટિઓને કહુંછું તે મારાથી સાંભળો. જે ઇશ્વિરવિષે ધારણાવાળી બુદ્ધિ જન્મ-મરણને મટાડેછે, એવા રજોગુણ સેવનારા ભગવાનની આ લીલા છે; માટે જરા પણ ઉદ્વેગ ન લાવતાં સાંભળવું. સાતમી મુખ્ય સૃષ્ટિ જે સ્થાવરોની છે તે છ પ્રકારની છે, તે આ પ્રમાણે.– વનસ્પતિ,[1] ઓષધિ,[2] લતા,[3] વાંસ, વીરૂધ ને[4] વૃક્ષો.[5] આ સૃષ્ટિ સ્પર્શને જાણનારી, જેનું સ્પષ્ટ ચૈતન્ય નથી જણાતું તથા જેનો ઉંચો આહાર ને સંચાર છે એવી ઘણા ભેદવાળી છે. તિર્યંચોની એટલે પશુ-પક્ષીઓની આઠમી સૃષ્ટિ છે અને તે અઠ્ઠાવીશ પ્રકારની કહેલી છે. તે તિર્યંચો અજાણ, ઘણાં તમોગુણવાળાં, સુંઘવાથીજ પદાર્થને જાણનારાં અને અંતરમાં જ્ઞાનરહિત એવાં છે. હે સજ્જન વિદુર ! બળદ, બકરો, પાડો, કાળિયારમૃગ, સુવર, રોઝ, રૂરૂમૃગ, ગાડર અને ઉંટ, એ પશુઓ બેખરીઓવાળાં કહ્યાં છે. ગધેડો, ઘોડો, ખચ્ચર, ગૌર મૃગ, શરભ, તથા ચમરી, આ એક ખરીવાળાં પશુઓ કહ્યાં છે. હે વિદુર! પાંચ નખવાળાં પ્રાણીઓને કહુંછું તે સાંભળો. કુતરો, શિયાળ, નાહાર, વાઘ, મીંદડો, સસલો, શેઢાઈ, સિંહ, વાનર, હાથી, કાચબો, ને ઘોડો, એ પશુઓ; અને મગરઆદિ બીજાં જળચરપ્રાણી, કંકપક્ષી, ગીધ, વટ, શીંચાણો, ભાસ એટલે કુકડો, ભલ્લુક, મોર, હંસ, સારસ, ચક્રવાક, કાગડો અને ઘુવડ આદિ પક્ષિયો. હે વિદુર ! પૃથ્વીઉપર આહાર કરનારી તથા ફરનારી એવી નવમી એક પ્રકારની મનુષ્યોની સૃષ્ટિ છે. એ મનુષ્યો અધિક રજોગુણવાળાં કર્મ કરવામાં તત્પર અને દુઃખમાં સુખ માનનારાં કહેવાયછે. સ્થાવર, તિર્યક્ (પશુ-પક્ષી) અને મનુષ્ય, એ ત્રણ સૃષ્ટિયો વૈકૃત કહી છે. હે શ્રેષ્ઠ વિદુર ! દેવતાઓની સૃષ્ટિમાં પૂર્વે ઇંદ્રિયોના અધિષ્ઠાતારૂપ જે દેવતાઓ છે તેની પ્રાકૃત સૃષ્ટિ કહી છે. (અને હવે વૈકૃત સ-

૧ જેમાં ફૂલ નથી થતાં અને ફળ થાયછે તેને વનસ્પતિ કહેછે. ૨ જેનો ફળ પાકી ગયા પછી નાશ થાયછે તેને ઓષધિ કહેછે. ૩ આધારથી ઉંચા ચડી શકે તેવા વેલાઓને લતા કહેછે. ૪ આધાર વગર જે પોતાની મેળે ઉંચા ચડી શકે તેને વીરૂધ કહેછે. ૫ જે ફૂલ આવ્યા પછી ફળેછે તેને વૃક્ષો કહેછે.

ષ્ટિને કહુંછું.) સનત્કુમાર આદિ પ્રાકૃત અને વૈકૃત બન્ને સૃષ્ટિમાં ગણાયછે. વૈકૃત દેવસૃષ્ટિ આઠ પ્રકારની છે, તે આ પ્રમાણેઃ—દેવ, પિતૃ, અસુર, ગંધર્વ અને અપ્સરાઓ; યક્ષ અને રાક્ષસો; સિદ્ધ, ચારણ, અને વિદ્યાધર; ભૂત, પ્રેત, અને પિશાચ; તથા કિન્નરઆદિ. હે વિદુર! બ્રહ્માની કરેલી આ દશ સૃષ્ટિયો છે તે તમને કહી અને હવે પછી વંશોને અને મન્વંતરોને કહીશ. એવી રીતે રજોગુણયુક્ત એવા સૃજનાર સફળ સંકલ્પવાળા પરમાત્મા હરિ ભગવાન્, બ્રહ્માનેરૂપે પોતે પોતાને ઉત્પન્ન કરેછે. ૩૦

**एवं रजःप्लुतः स्रष्टा कल्पादिष्वात्मभूर्हरिः ।**
**सृजत्यमोघसंकल्पआत्मैवात्मानमात्मना ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**चरमः सद्विशेषाणा मनेकोऽसंयुतस्तथा ।**
**परमाणुः स विज्ञेयो नृणामैक्यभ्रमो यतः ॥**

મૈત્રેય કહેછે.—નિત્ય અને કાર્ય એવી રીતે બે પ્રકારના પદાર્થ છે. તેમાં આત્માવિના કોઈપણ પદાર્થ વેદાંતીના મતમાં નિત્ય નથી. આત્માવિના સર્વ પદાર્થ કાર્ય છે. કાર્ય દ્રવ્યમાત્ર સાવયવ હોયછે. સાવયવ દ્રવ્યના સહુથી છેલા, વિભાગ નહિ થઈ શકે એવા અવયવને પરમાણુ કહેછે; જેના સમુદાયમાં માણસોને એક અવયવી બુદ્ધિ થાયછે. અનેક પ્રકારના અસાધારણ ધર્મવાળા જુદા જુદા પદાર્થોમાં પરસ્પર ભેદનો વિચાર તથા અસાધારણ ધર્મનો વિચાર છોડી દેતાં એકરૂપે પ્રતીત થતું સઘળું જગત્ પરમ મહાન્ એટલે પરમાવધી મહોટું છે. આવી રીતે જેમ દ્રવ્ય, સ્થૂળ, સૂક્ષ્મ તથા મધ્યમ પરિમાણવાળાં છે, તેમજ જેટલા પરિમાણવાળો પદાર્થ જેટલો અવકાશ રોકેછે તેટલા અવકાશમાં સૂર્યની ગતિ ઉપરથી કાળનું પણ સ્થૂળ, સૂક્ષ્મ તથા મધ્યમ માનનું અનુમાન થાયછે. જેટલા દેશમાં પરમાણુ રહેછે તેટલા દેશને સૂર્યનારાયણ, જેટલા કાળમાં ઓળંગે છે તે પરમાણુ કાળ; તથા બાર રાશીના ચક્રને જેટલા કાળમાં તે ફરી રહેછે તેટલા કાળને પરમ મહાન્ કાળ કહેછે. બે પરમાણુનો એક અણુ થાયછે. ત્રણ અણુનો ત્રસરેણુ થાય છે. તે ત્રસરેણુ જાળિયાંમાંથી ધરતીઉપર આવતાં કિરણમાં હલકાઇનેલીધે આકાશમાં ઉડતો જતો જણાય છે. ત્રણ ત્રસરેણુને ભોગવનારા કાળને ત્રુટિ કહે છે. સો ત્રુટિનો એક વેધ થાયછે. ત્રણ વેધનો એક લવ થાયછે. ત્રણ લવનો એક નિમેષ કહેવાયછે. ત્રણ નિમેષનો એક ક્ષણ થાયછે. પાંચ ક્ષણની એક કાષ્ઠા થાયછે. દશ કાષ્ઠાનો એક લઘુ અક્ષર થાયછે. પંદર લઘુ અક્ષરની એક નાડી અથવા ઘડી થાયછે. બે નાડીનો એક મુહૂર્ત કહેવાય છે. છ અથવા સાત નાડીનો એક પોહોર થાયછે. સાડાબાર પળનું, ચાર માસા સોનાની ચાર આંગળની સળીથી વીંધેલું પાત્ર પ્રસ્થ પાણી ભરાવાથી જેટલા કાળમાં પાણીની અંદર બુડી જાયછે, તેટલા કાળને ઘડી કહેછે. ચાર પોહોરનો દિવસ તથા તેટલાજ પોહોરની રાત્રિ થાયછે. પંદર પંદર દિવસનાં બે પક્ષ થાયછે, તેને શુકલ પક્ષ તથા કૃષ્ણ પક્ષ કહેછે. બે પક્ષનો માસ થાયછે. એ બે પક્ષ પિતૃનો દિવસ તથા રાત છે. બે માસની એક ઋતુ થાયછે. આકાશમાં સૂર્યનું દક્ષિણાયન તથા ઉત્તરાયન છ છ માસનું છે. બે અયન મળી દેવતાનો દિવસ તથા રાત થાયછે. બે અયન અથવા બાર માસનું એક વર્ષ થાયછે. સો વર્ષ માણસોનું ઘણામાં ઘણું આયુષ્ય છે. ચંદ્રઆદિ ગ્રહ, અશ્વિ-

---

* આ અગિયારમા અધ્યાયમાં, પરમાણુ આદિનાં લક્ષણવડે યુગ તથા મન્વંતરઆદિથી તે કલ્પસુધીના કાળની ગણના કહેવાશે.

નિઆદિ નક્ષત્ર તથા બીજા તારાના ચક્રમાં રહેલા કાળરૂપ ભગવાન્ સૂર્યનારાયણ, પરમાણુ કાળથી માંડી એક સંવત્સરરૂપ કાળેકરીને બાર રાશિરૂપ ભુવનકોશને ફરી વળેછે. હે વિદુરજી! સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર, એવીરીતે પાંચ વત્સર કહેવાય છે. અંકુર આદિ કાર્ય ઉત્પન્ન કરનારી બીજ આદિમાં રહેલી શક્તિને જે કાર્ય ઉત્પન્ન કરવામાટે પ્રેરેછે તથા મનુષ્યોનાં આયુષ્યનો નાશ કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન કરી તેમનો વિષયોમાં થએલો મોહ દૂર કરવામાટે તથા સકામ પુરૂષોને યજ્ઞોવડે સ્વર્ગાદિ ફળ આપવામાટે આકાશમાં ઉતાવળા ચાલેછે, તે તેજમંડળરૂપ પાંચ વત્સરસ્વરૂપ ભગવાન્ સૂર્યનારાયણની હે લોકો! તમે પૂજા કરો. •

વિદુર કહેછે.—પિતૃ, દેવતા તથા માણસોનું પોતપોતાનાં ઘણામાં ઘણું સો વર્ષનું તમે આયુષ્ય કહ્યું, પણ જે બીજા જ્ઞાની પુરૂષો ત્રિલોકીની બહાર છે તેમનું આયુષ્ય કહો. તમે નિશ્ચે કાળની ગતિ જાણો છો. યોગાભ્યાસથી આવરણરહિત થએલી દૃષ્ટિવડે તમારા જેવા સિદ્ધ પુરૂષો જગતને દેખેછે.

મૈત્રેય કહેછે.—સંધ્યા તથા તેના અંશસહિત સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપર તથા કલિયુગ, એ ચાર યુગ દેવતાનાં બાર હજાર વર્ષે પૂરા થાયછે. તેમાં ચારસો સંધ્યાનાં વર્ષ તથા ચારસો સંધ્યાના અંશનાં વર્ષ સહિત દેવતાનાં ચાર હજાર વર્ષનો એક સત્યયુગ થાયછે; ત્રણસો સંધ્યાનાં તથા ત્રણસો સંધ્યાના અંશનાં વર્ષસહિત દેવતાનાં ત્રણ હજાર વર્ષે ત્રેતાયુગ પૂરો થાયછે; બસો સંધ્યાનાં તથા બસો સંધ્યાના અંશનાં વર્ષસહિત દેવતાનાં બે હજાર વર્ષે દ્વાપરયુગ પૂરો થાયછે; તથા સો સંધ્યાનાં અને સો સંધ્યાના અંશનાં વર્ષ સહિત દેવતાનાં એક હજાર વર્ષે કલિયુગ પૂરો થાયછે. યુગને આરંભે સંધ્યા તથા યુગની અંતે સંધ્યાનો અંશ હોયછે અને તે બેની વચ્ચે યુગ હોયછે. દરેક યુગના જુદા જુદા ધર્મ, શાસ્ત્રમાં કહેલાછે. સત્યયુગમાં ધર્મ ચાર પાયે સંપૂર્ણ હોયછે અને તે પછીના પ્રત્યેક યુગે, વૃદ્ધિ પામતા અધર્મનેલીધે ધર્મનો એક એક પાયો ઓછો થતો જાયછે. ત્રિલોકીની બહાર મહર્લોકથી બ્રહ્મલોકપર્યંત ચાર હજાર યુગે એક બ્રહ્માનો દિવસ થાયછે તથા તેટલીજ રાત થાયછે, જે રાતે બ્રહ્મા સુવેછે. રાત્રિ પૂરી થયા પછી ફરી લોકનો કલ્પ શરૂ થાયછે, તે બ્રહ્માનો દિવસ આખો રહેછે. એ દિવસ ચૌદ મનુને ભોગવેછે. દરેક મનુ એકોતેર ચોકડી* કરતાં વધારે વખતસુધી રહેછે. તેના વંશજો ક્રમેકરીને થાયછે તથા સમર્ષિ, દેવતાઓ, ઇંદ્ર અને તેને અનુસરનારા ગંધર્વઆદિ મન્વંતરને આરંભેજ થાયછે. આ ત્રિલોકીને ઉત્પન્ન કરનારી દૈનંદિન અથવા દિનદિનની સૃષ્ટિ કહેવાયછે. તેમાં પોતપોતાનાં કર્મોવડે પશુ-પક્ષી, મનુષ્ય, પિતૃ, ને દેવતાઓ અવતરેછે. મન્વંતરોમાં ભગવાન્, સત્વગુણ ધારણ કરીને પોતાના અવતારરૂપ મનુઓ તથા તેના પુત્રપૌત્રઆદિ દ્વારા પોતાનું પરાક્રમ પ્રકટ કરીને આ જગતને પાળેછે. જ્યારે રાત પડેછે ત્યારે તમોગુણનો લેશ ગ્રહણ કરીને પોતાના ઉદ્યોગને સમેટી લઇને, કાળેકરીને જેમાં સર્વનો લય થાયછે એવા ભગવાન્ નિષ્ક્રિય રહેછે. પછી આ રાત્રિને સમયે સૂર્ય-ચંદ્રરહિત ભૂલોક, ભુવર્લોક તથા સ્વર્લોક દેખાતા નથી. પછી જ્યારે પોતાની શક્તિરૂપ શેષના મુખમાંથી નીકળેલા અગ્નિથી ત્રિલોકી બળવા માંડેછે, ત્યારે તે અગ્નિની ગરમીના ભયથી ભૃગ્વાદિ ઋષિયો, મહર્લોકમાંથી જનલોકમાં જાયછે. તેટલામાં કલ્પને અંતે વધેલા ઉછળતા એવા તથા પવનની ઝડીથી જેમાં મોટા મોજાઓ આવેછે એવા સમુદ્રો ત્રિલોકીને બોળી દેછે.

* ચાર યુગની એક ચોકડી.

પછી ભગવાન્ તે પાણીમાં યોગનિદ્રાવડે આંખ વીંચીને શેષની શય્યામાં પોઢે છે. આ સમયે તેની જનલોકમાં રહેલા ભૃગુઆદિ ઋષિયો સ્તુતિ કરેછે. આવા પ્રકારના કાળના વેગવાળા દિવસ તથા રાત્રિયોવડે, ઘણાંમાં ઘણું સો વર્ષનું બ્રહ્માનું આયુષ્ય પણ પૂરૂં થઇ રહેવા આવ્યું. બ્રહ્માનાં અર્ધ આયુષ્યને એટલે પચાસ વર્ષને પરાર્ધ કહેછે. તેમાં પહેલો પરાર્ધ ચાલ્યો ગયો અને આ બીજો પરાર્ધ ચાલે છે. પહેલા પરાર્ધના આરંભમાં મોટો બ્રાહ્મકલ્પ હતો, જેમાં જેને શબ્દબ્રહ્મ કહેછે એવા બ્રહ્મા ઉત્પન્ન થયા. તથા તે પરાર્ધને અંતે પાદ્મકલ્પ થયો. જે કલ્પમાં ભગવાનના નાભિકમળમાંથી લોકરૂપ કમળ ઉત્પન્ન થયું. આ બીજા પરાર્ધનો પહેલો શ્વેતવારાહ કલ્પ છે, જેમાં ભગવાને વરાહરૂપ ધારણ કર્યું હતું. માયોપાધિક, અનાદિ, અનંત તથા જગત્કારણ ઈશ્વરનાં મટકાંની બરાબર બે પરાર્ધનો કાળ કહેવાયછે. પરમાણુથી માંડી પરાર્ધસુધીનો કાળ જોકે સમર્થ છે તોપણ, વ્યાપક ઈશ્વરઉપર તેનું બળ ચાલી શકતું નથી; કારણ કે શરીર અને ઘરઆદિમાં હું-મારૂં માનનારાનોજ તે અંત આણી શકેછે. પ્રધાન (માયા), મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રા, (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ,) એ આઠ પ્રકૃતિસહિત; દશ ઇંદ્રિય, અગીયારમું મન તથા પાંચ મહાભૂત, એ સોળ વિકારનું બનેલું; માહેલા ભાગમાં કરોડ યોજન વિસ્તારવાળું તથા બહાર પૃથ્વીઆદિ એક એક કરતાં દશ દશ ગણાં મોટાં સાત પડથી ઘેરાએલું બ્રહ્માંડ, જેનેવિષે એક પરમાણુ સરખું જણાયછે તથા આવાં બ્રહ્માંડો જેનેવિષે કરોડો છે, તે સર્વ કારણનું પણ કારણ અક્ષર બ્રહ્મ, મહાત્મા પુરૂષરૂપ સાક્ષાત્ ભગવાનનું સર્વોત્તમ સ્વરૂપ છે. ૪૧

**तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणं ।**
**विष्णोर्धाम परं साक्षात्पुरुषस्य महात्मनः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો અગ્યારમો અધ્યાય સંપૂર્ણ

---

## ॥ मैत्रेय उवाच ॥ *

**इति ते वर्णितः क्षत्तः कालाख्यः परमात्मनः ।**
**महिमा वेदगर्भोऽथ यथाऽस्राक्षीन्निबोध मे ॥**

मैत्रेय કહેછે.—હે વિદુર! મેં તમારી આગળ કાળ નામના ભગવાનના ઘણાજ મોટા મહિમાનું વર્ણન કર્યું. હવે જેનેવિષે વેદ રહ્યા છે એવા બ્રહ્માએ કેવી રીતે સૃષ્ટિ કરી, તે મારીપાસેથી સાંભળો. આદિકર્ત્તા બ્રહ્માએ પ્રથમ તમ[1], મોહ,[2] મહામોહ,[3] તામિસ્ર[4] તથા અંધતામિસ્ર,[5] એવી પાંચ પ્રકારની અવિદ્યા રચી; જેને પંચપર્વા અવિદ્યા કહેછે. આ પાપી સૃષ્ટિને જોઇને પોતે સારી સૃષ્ટિ કરી એમ માન્યું નહિ. પછી ભગવાનના ધ્યાનથી પવિત્ર થએલા મનવડે બીજી સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, એ ચાર અસ્ખલિત વીર્યવાળા તથા કર્મરહિત મુનિની સૃષ્ટિ કરી. તેમને બ્રહ્માએ કહ્યું કે 'હે પુત્રો! તમે પ્રજા સર્જો,' પરંતુ તેઓ મોક્ષમાર્ગે ચાલનારા તથા ભગવત્પરાયણ હતા, તેથી તેમણે સૃષ્ટિ કરવાને ઇચ્છા કરી નહિ. આ પ્રમાણે આજ્ઞા નહિ માનવાથી પુત્રોએ પોતાનું અપમાન કર્યું તેથી બ્રહ્માને ઘણો ક્રોધ ચડયો, તેને વિચારદૃષ્ટિવડે રોકવાનો ઘણો પ્રયત્ન કર્યો, તો પણ તે બે ભમરની વચ્ચેથી તુરત બહાર

---

* આ બારમા અધ્યાયમાં, સનત્કુમારાદિ માનસી સૃષ્ટિની વૃદ્ધિ ન થવાથી, બે પ્રકારનાં એટલે સ્ત્રીપુરૂષનાં શરીરને ધારણ કરીને યોનિથી ઉત્પન્ન થનારી માનવપ્રજાનું વર્ણન આવશે.

૧ પોતાનાં સ્વરૂપનું અજ્ઞાન. ૨ દેહઆદિમાં હુંપણું. ૩ વિષયભોગમાં ઇચ્છા. ૪ વિષયેચ્છા પૂરી થવામાં કાંઇ વિઘ્ન આવવાથી થતો ક્રોધ. ૫ ભોગ અથવા તેનાં સાધનો નાશ થવાથી 'મારો નાશ થયો' એવી બુદ્ધિ.

નીકળ્યો. તે બ્રહ્માનો કાળા તથા રાતા રંગવાળો પુત્ર થયો. તે દેવતાઓના મોટા ભાઈ ભગવાન્ શિવે, રોતાં રોતાં બ્રહ્માને કહ્યું કે 'હે જગત્‌ગુરૂ બ્રહ્મા ! મને રહેવાનાં સ્થાન આપો તથા મારાં નામ પાડો.' કમળમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્માએં તેનું વચન સાંભળીને તથા તેનું કહેવું કબૂલ રાખીને કલ્યાણકારી વાણીવડે કહ્યું કે 'હે વત્સ ! તું રો નહિ. જે તું કહેછે તે હું હમણાં કરૂંછું. હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! ખેદ પામી જેમ છોકરૂં રૂવે તેમ તું રોયો માટે પ્રજા તને 'રૂદ્ર' એવા નામથી બોલાવશે. હૃદય, ઇંદ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, પાણી, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર તથા તપ, એ સ્થાન મેં તારેમાટે આગળથીજ કરી રાખ્યાં છે. મન્યુ, મનુ, મહિનસ્, મહાન્, શિવ, ક્રતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ, અને ધૃતવ્રત, એવાં તારાં અગીયાર નામ પડશે. ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત, સર્પિ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા અને દીક્ષા, એ તારી અગીયાર સ્ત્રિયો રૂદ્રાણી કહેવાશે. આટલાં નામ તથા સ્થાનોને ગ્રહણ કરીને સ્ત્રિયોસહિત તથા નામ અને સ્થાનવાળો તું, ઘણી પ્રજા ઉત્પન્ન કર; કારણકે તું પ્રજાપતિ છે.' એમ જ્યારે ગુરૂ બ્રહ્માએં, ભગવાન્ શંકરને આજ્ઞા કરી ત્યારે તે મહાદેવજીએ પોતાનું બળ, આકૃતિ અને સ્વભાવવડે પોતાના જેવીજ પ્રજાઓ સ્રજવા માંડી.—એટલે ક્રોધી, ભયંકર અને શ્યામ તથા રક્તવર્ણવાળાં ભૂતપ્રેતાદિક સ્રજ્યાં. મહાદેવે સ્રજેલી અને ચારેકોરથી જગત્‌ને ગળી જવાની ઇચ્છા કરતી એવી શંકરની ભયંકર પ્રજાનાં અસંખ્ય યૂથ જોઇને પ્રજાના પતિ બ્રહ્માએં મનમાં ભય તથા શંકા લાવી રૂદ્રને કહ્યું કે, 'હે દેવમાં શ્રેષ્ઠ રૂદ્ર ! ઉગ્ર દૃષ્ટિથી હું સહિત સર્વ દિશાને બાળતી એવી આવી જાતની પ્રજા સ્રજવી તમે બંધ કરો; અને સર્વ પ્રાણીને સુખ આપનારૂં તમે તપ કરો. તમારૂં સારૂં થાઓ. તપેંકરીનેજ તમે પ્રથમની પેઠે આ જગત્‌ને સ્રજશો. પરમ પ્રકાશરૂપ અને સર્વ પ્રાણિઓનાં અંતઃકરણમાં સાક્ષીરૂપે રહેનારા અધોક્ષજ ભગવાનને પુરૂષ તપેંકરીનેજ શ્રમવગર પામી શકેછે.'

મૈત્રેય કહેછે.—એ પ્રમાણે બ્રહ્માએં આજ્ઞા કરી ત્યારે, મહાદેવજી બ્રહ્માની પ્રદક્ષિણા કરી, 'આપ ખરૂં કહોછો' એમ કહી તેની વાત સ્વીકારીને તેની આજ્ઞા લઇ તપ કરવાસારૂ વનમાં ચાલ્યા ગયા. ત્યારપછી સૃષ્ટિનો વિચાર કરતા તથા ભગવાનની શક્તિ જેમાં રહેલ છે એવા બ્રહ્માથી લોકની સૃષ્ટિનો વિસ્તાર થવાનાં કારણરૂપ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ, અને દશમા નારદજી, એ પ્રમાણે દશ પુત્ર ઉત્પન્ન થયા. બ્રહ્માના ખોળામાંથી નારદ ઋષિ ઉત્પન્ન થયા, અંગુઠામાંથી દક્ષ ઉત્પન્ન થયાં, પ્રાણથી વસિષ્ઠ ઋષિ ઉત્પન્ન થયા, ત્વચાથી ભૃગુ ઋષિ ઉત્પન્ન થયા, હાથથી ક્રતુ ઋષિ ઉત્પન્ન થયા, નાભિથી પુલહ ઋષિ ઉત્પન્ન થયા, કાનથી પુલસ્ત્ય નામના ઋષિ ઉત્પન્ન થયા, મુખથી અંગિરા નામના ઋષિ ઉત્પન્ન થયા, બ્રહ્માના નેત્રમાંથી અત્રિ ઋષિ ઉત્પન્ન થયા, અને મનથી મરીચિ ઋષિ ઉત્પન્ન થયા. જેમાં સાક્ષાત્ નારાયણ ભગવાન્ રહેલ છે એવો ધર્મ બ્રહ્માનાં જમણા સ્તનથી થયો અને જેનાથી લોકને ભય ઉપજાવનાર મૃત્યુ થાયછે એવો અધર્મ તેના વાંસામાંથી ઉત્પન્ન થયો. બ્રહ્માના હૃદયમાંથી કામ ઉત્પન્ન થયો અને ભૃકુટિથી એટલે ભમરથી ક્રોધ ઉત્પન્ન થયો. બ્રહ્માના નીચલા હોઠથી લોભ ઉત્પન્ન થયો, તેના મુખથી વાણી ઉત્પન્ન થઈ અને ઉપસ્થથી સમુદ્રો ઉત્પન્ન થયા. ગુદાથી પાપનો આશ્રય કરીને રહેલું નરકનું બીભત્સપણું ઉત્પન્ન થયું. બ્રહ્માની છાયામાંથી દેવહૂ-

તિના પતિ એવા સમર્થ કર્દમ ઋષિ થયા. ટુંકામાં એટલુંજ કે, આ બધું જગત્, જગતને સ્રજનારા બ્રહ્માના મનથી તથા દેહથી ઉત્પન્ન થયું. હે વિદુર! મેં એમ સાંભળ્યું છે કે,મનને હરનારી અને તરૂણ અવસ્થામાં આવેલી પોતાની પુત્રી સરસ્વતીની ઇચ્છા નહિ હતી છતાં કામી બ્રહ્માએ દ્વેષદૃષ્ટિથી ઇચ્છા કરી હતી. પોતાના પિતા બ્રહ્માને અધર્મમાં બુદ્ધિ કરતા જોઇને, તેના પુત્રો મરીચિ જેમાં મુખ્ય છે એવા ઋષિયોએં આપણું તે માનશે એવા ભરોસાથી બ્રહ્માને સમજાવ્યા કે 'તમે સમર્થ છતાં કામદેવનો વેગ ન રોકી તેને આધીન થઇને દોષદૃષ્ટિથી તમારી પુત્રી સરસ્વતીપાસે જાઓ એ કર્મ ઘણું નિંદિત છે; કેમકે એવું કર્મ આગળ કોઈ પૂર્વજોએ કરેલ નથી અને હવે પછી બીજા કોઇ કરશે પણ નહિ. હે જગદ્ગુરૂ! જેનાં આચરણને અનુસરી ચાલનારા લોકો કલ્યાણને પ્રાપ્ત થાયછે એવા અત્યંત તેજસ્વી પુરૂષોને પણ આ કામ યશને આપનારૂં નથી. પોતાનેવિષે અપ્રગટરૂપે રહેલા તથા આ જગતનો જેણે બહાર પ્રકાશ કર્યો છે, તે ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ, અને તે પરમેશ્વર ધર્મની રક્ષા કરવાને યોગ્ય છે.' એ પ્રમાણે પોતાની પાસે બોલતા એવા પોતાના પુત્ર મરીચિઆદિ પ્રજાપતિઓને જોઇને; પ્રજાપતિઓના પતિ બ્રહ્માને લાજ આવી તેથી તેજ સમયે પોતાના તે શરીરનો ત્યાગ કરી બીજું શરીર લીધું. બ્રહ્માનાં તે ભયાનક શરીરને દિશાઓએ ગ્રહણ કર્યું અને તેથી ઝાકળ અને અંધારૂં એ બે ઉત્પન્ન થયાં. 'એક બીજાસાથે મળીને વર્તનારા લોકો જેમ આગળ સૃષ્ટિમાં હતા તેમ પાછા હવે હું તેમને કેમ સ્રજીશ' એમ વિચાર કરતાં કરતાં બ્રહ્માનાં ચાર મુખમાંથી એક સમયે વેદો ઉત્પન્ન થયા. હોતાઆદિ ચાર ઋષિનું કર્મ, તેમજ યજ્ઞનો વિસ્તાર, ઉપવેદ, ન્યાય, ધર્મના ચાર પાદ, અને નોખા નોખા આશ્રમ તથા તેમની વૃત્તિઓ, એ સર્વ પણ બ્રહ્માના મુખથી ઉત્પન્ન થયાં.

વિદુર પૂછેછે.—હે તપોધન! પ્રજાપતિઓના પતિ બ્રહ્માએં વેદઆદિને પોતાના મુખથી સ્રજ્યા તે તો ઠીક, પણ જે જે જેણે જેણે કરીને બ્રહ્માએ સ્રજ્યું હોય તે સર્વ મને તમે કહી સંભળાવો.

મૈત્રેય બોલ્યા કે.--બ્રહ્માએ પૂર્વદિશા તરફનાં મુખથી ઋગ્વેદ સ્રજ્યો, પશ્ચિમદિશા તરફનાં મુખથી યજુર્વેદ સ્રજ્યો, ઉત્તરદિશા તરફનાં મુખથી સામવેદ સ્રજ્યો, અને દક્ષિણદિશા તરફનાં મુખથી અથર્વણ વેદ સ્રજ્યો; અને તેમજ શસ્ત્ર,[1] ઇજ્યા,[2] સ્તુતિ,[3] સ્તોમ, અને પ્રાયશ્ચિત્ત,[4] એ પણ અનુક્રમે સ્રજ્યાં. આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અને સ્થપતિનો વેદ એટલે વિશ્વકર્માનું શાસ્ત્ર, એ ચાર પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરદિશા તરફનાં મુખથી અનુક્રમે સ્રજ્યાં. પાંચમા વેદરૂપ ઇતિહાસ અને પુરાણો, ઈશ્વર અને સર્વજ્ઞ એવા બ્રહ્માએ પોતાનાં ચારે મુખથી સ્રજ્યાં. બ્રહ્માએ *ષોડશી તથા ઉક્થ, એ પૂર્વ તરફના મુખથી, આપ્તોર્યામ તથા અતિરાત્ર એ પશ્ચિમ તરફના મુખથી, પુરીષિ તથા અગ્નિષ્ટોમ એ દક્ષિણ તરફના મુખથી. તથા વાજપેય અને ગોસવ એ ઉત્તર તરફના મુખથી સ્રજ્યાં. એવી રીતે પૂર્વઆદિ ચાર મુખથી આત્મવિદ્યા, દયા, તપ અને સત્ય, એ ચાર ધર્મના પાદ સ્રજ્યા. તેમજ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, તથા સંન્યાસ એ ચાર આશ્રમોને તેમની વૃત્તિસહિત સ્રજ્યા. સાવિત્ર, પ્રાજાપત્ય, બ્રાહ્મ અને બૃહત્, એવી રીતે ચાર પ્રકારનું બ્રહ્મચર્યવ્રત સ્રજ્યું. તેમાં જનોઇ દીધાપછી ત્રણ દિ-

૧ હોતાનું કર્મ. ૨ અધ્વર્યુનું કર્મ.
૩ ઉદ્ગાતાનું કર્મ. ૪ બ્રહ્માનું કર્મ.

*ષોડશી, ઉક્થ, પુરીષિ, અગ્નિષ્ટોમ, આપ્તોર્યામ, અતિરાત્ર, વાજપેય, તથા ગોસવ એ યજ્ઞોનાં નામો છે.

વસ ગાયત્રી શીખતાંસુધી બ્રહ્મચર્ય પાળવું તે સાવિત્ર વ્રત, વ્રતોને આચરતા બ્રાહ્મણે વર્ષ દિવસ પાળવાનું બ્રહ્મચર્ય એ પ્રાજાપત્ય, વેદ ભણતાંસુધી પાળવાનું બ્રહ્મચર્ય તે બ્રાહ્મ તથા નૈષ્ઠિકબ્રહ્મચર્ય એ બૃહદ્વ્રત કહેવાય છે. વાર્તા એટલે શાસ્ત્ર નહિ વારે તે ખેડ વગેરે ધંધો, સંચયવૃત્તિ એટલે યજ્ઞ કરાવવો અને ભણાવવું આદિ વૃત્તિથી નિર્વાહ કરવો, શાલીન એટલે માગ્યાવિના જે મળે તેથી નિભાવ કરવો, તથા શિલોંછ એટલે પડેલાં ડુંડાં વીણી લઇને તથા દાણાનો પાલો ઉપડી ગયા પછી વેરણાએલા દાણા વીણી લઇને તેવડે ગુજરાન ચલાવવું, એ ચાર ગૃહસ્થની જીવિકાઓ પણ બ્રહ્માનાં પૂર્વઆદિ દિશામાં રહેલાં મુખોથી ઉત્પન્ન થઈ. વૈખાનસ એટલે ખેડ્યાવિના પાકે તેવાં અનાજ વગેરેથી નિર્વાહ કરનારા, વાલખિલ્ય એટલે નવું અન્ન મળ્યા પછી જુનું અન્ન તજી દેનારા, ઔદુંબર એટલે સવારમાં ઉઠી પોતે જે દિશા પહેલી દેખે તે દિશામાં જઈ ત્યાંથી જે કંઇ ફળઆદિ મળે તેથી જીવનારા તથા ફેનપ એટલે પડેલાં ફળઆદિથી જીવનારા, એવી રીતે ચાર પ્રકારના ગૃહસ્થાશ્રમ ભોગવી વનમાં વસનારા; તથા કુટીચક એટલે પોતાના આશ્રમને ઉચિત કર્મ કરનારા, બહૂદક એટલે કર્મને ગૌણપણે કરનારા તથા મુખ્યપણે જ્ઞાન સંપાદન કરનારા, હંસ એટલે જ્ઞાનના અભ્યાસમાંજ લાગેલા અને નિષ્ક્રિય એટલે તત્ત્વનિષ્ઠ, એ ચાર પ્રકારના સંન્યાસીઓ બ્રહ્માના પૂર્વ આદિ મુખથી થયા. તેમજ આન્વીક્ષિકી એટલે મોક્ષોપયોગી વિદ્યા, ત્રયી એટલે ધર્મનાં સાધનરૂપ વિદ્યા, વાર્તા એટલે કામ સંપાદન કરવાના ઉપાયરૂપ વિદ્યા, તથા દંડનીતિ એટલે ધન મેળવવાનાં સાધનરૂપ વિદ્યા, એ ચાર વિદ્યાઓ તથા ભૂઃ, ભુવઃ, સ્વઃ અને મહઃ, એ ચાર વ્યાહૃતિયો બ્રહ્માનાં ઉપર કહેલાં મુખમાંથી અનુક્રમે થઈ. ઓંકાર તેના હૃદય આકાશથી થયો; બ્રહ્માના રૂવાડાંમાંથી *ઉષ્ણિક્ છંદ થયો, સમર્થ બ્રહ્માની ત્વચાથી ગાયત્રી છંદ ઉત્પન્ન થયો, બ્રહ્માના માંસથી ત્રિષ્ટુપ્ છંદ ઉત્પન્ન થયો, અને પ્રજાના પતિ બ્રહ્માની સ્નાયુમાંથી અનુષ્ટુપ્ છંદ, અસ્થિમાંથી જગતી છંદ, મજ્જાથી પંક્તિ છંદ તથા પ્રાણથી બૃહતી છંદ ઉત્પન્ન થયો. સ્પર્શ[1] બ્રહ્માનો જીવ છે; સ્વર[2] તેનો દેહ કહેવાયછે; ઉષ્મા[3] અક્ષરને બ્રહ્માની ઇંદ્રિયો કહેછે; અને અંતસ્થ[4] અક્ષરો બ્રહ્માના બળથી થયા. તથા પ્રજાપતિ બ્રહ્માની ક્રીડામાંથી સાત સ્વર[5] ઉત્પન્ન થયા. હે તાત! શબ્દરૂપ બ્રહ્મના વ્યક્ત એટલે વૈખરી વાણી નામના સ્વરૂપથી તથા અવ્યક્ત એટલે પ્રણવસ્વરૂપથી પરમેશ્વર પૂર્ણ રીતે વ્યાપક તથા નાના પ્રકારની શક્તિસહિત એટલે ઇંદ્રાદિરૂપે ભાસેછે. એ બ્રહ્માનું શબ્દરૂપ તો નિત્ય છે, પણ જે પ્રથમ શરીર ધારણ કર્યું હતું અને જે ઝાકળ થઇ ગયું હતું તે શરીરને તજીને બીજા દેહને ધારણ કરી, પાછી સૃષ્ટિ કરવાનું બ્રહ્માને મન થયું. હે કૌરવ! પોતાના પુત્ર ઋષિયો ઘણાં વીર્યવાન્ હતા છતાં તેની સૃષ્ટિનો વિસ્તાર ન થયો એમ જાણી ફરી બ્રહ્માએ પોતાના મનમાં વિચાર્યું કે 'અરે હું નિત્ય સૃષ્ટિના કામમાં મંડેલો છું તોપણ હજી પ્રજા વૃદ્ધિ પામતી નથી માટે નક્કી આ કામમાં દૈવ પ્રતિબંધક છે.' એવી રીતે યોગ્ય વિચાર કરેછે અને શુભ દૈવની વાટ જુવેછે તેટલામાં બ્રહ્માના શરીરમાંથી સ્ત્રી

* ઉષ્ણિક્, ગાયત્રી, ત્રિષ્ટુપ્, અનુષ્ટુપ્, જગતી, પંક્તિ, તથા બૃહતી, આ મુખ્ય સાત છંદો, જેમ કાવ્યગ્રંથોમાં વસંતતિલકા વગેરે છે તેમ વેદમાં છે.

૧ કથી તે મ સુધી અક્ષરને સ્પર્શ કહેછે. ૨ અ આ વગેરે. ૩ શ, ષ, સ, હ, એ ચાર અક્ષરને ઉષ્મા કહેછે. ૪ ય, ર, લ, વ, એટલા અક્ષરો અંતસ્થ છે. ૫ ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, આ સાત સ્વરને ટુંકામાં 'સા, રી, ગ, મ, પ, ધ, ની,' કહેછે.

અને પુરૂષ એવાં બે રૂપ થયાં, જેને 'કાય'[1] એમ કહેછે. એ બે પ્રકારનાં રૂપથી સ્ત્રી-પુરૂષનું જોડું બન્યુ તેમાં પુરૂષ સ્વાયંભુવ મનુ-થયા તથા સ્ત્રી હતી તે મહાત્મા સ્વાયંભુવ મનુની શતરૂપા નામની સ્ત્રી થઇ. આ સમયથી સ્ત્રી-પુરૂષના મિથુનધર્મથી પ્રજામાં વધારો થયો. હે સત્પુરૂષમાં શ્રેષ્ઠ વિદુર! તે સ્વાયંભુવ મનુએ શતરૂપા નામે સ્ત્રીથી પાંચ સંતાન ઉત્પન્ન કર્યાં. તેમાં પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પુત્ર થયા તથા આકૂતિ, દેવહૂતિ તથા પ્રસૂતિ નામની ત્રણ કન્યાઓ થઇ. મોટી આકૂતિ નામની પુત્રી રૂચિને પરણાવી, વચલી દેવહૂતિ નામની કન્યાનો કર્દમ ઋષિસાથે વિવાહ કર્યો તથા નાની પ્રસૂતિ દક્ષને આપી. આ કન્યાઓની સંતતીથી જગત્ આખું ભરાઇ ગયું. ૫૫

**आकूतिर्देवहूतिश्च प्रसूतिरिति सत्तम ।**
**आकूतिं रुचये प्रादात्कर्दमाय तु मध्यमां ।**
**दक्षायादात्प्रसूतिं च यत आपूरितं जगत् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**निशम्य वाचं वदतो मुनेः पुण्यतमां नृप।**
**भूयः पप्रच्छ कौरव्यो वासुदेवकथादृतः ॥**

શ્રીશુકદેવજી કહેછે.—હે રાજા! કથા કહેતા એવા મૈત્રેયઋષિની અતિશય પવિત્ર વાણી સાંભળીને, ભગવાનની કથામાં આદરવાળા વિદુરજીએ ફરીને પૂછ્યું.

વિદુર કહેછે.—હે મુનિ! બ્રહ્માના પ્રિય પુત્ર ચક્રવર્તી સ્વાયંભુવમનુએ પોતાની વાહાલી શતરૂપાને પામીને શું કર્યું? હે સત્પુરૂષમાં ઉત્તમ મૈત્રેય! તે રાજર્ષિ પેહેલા રાજા સ્વાયંભુવ મનુનું ચરિત્ર મને શ્રદ્ધાવાનને કહો; કારણ કે તે ભગવાનના ભક્ત હતા. મેહેનત લઈ શાસ્ત્રશ્રવણ કરવાનું મુખ્ય પ્રયોજન વિદ્વાનોએ એમ કહ્યું છે કે જેમના હૃદયમાં ભગવાનનું ચરણારવિંદ છે એવા ભક્તજનોનું ચરિત્ર સાંભળવામાં આવે.

શ્રીશુકદેવજી કહેછે.—એવી રીતે પૂછતા એવા, વિવેકી તથા શ્રીકૃષ્ણે ખુશીથી ઘણી વખત જેના ખોળામાં પોતાના ચરણ પ્રસારેલા છે, એવા વિદુરજીને, ભગવાનની કથા કહેવાને પ્રેરાએલા તથા એજ કારણથી જેનાં રૂવાડાં ઉભાં થયાં છે એવા મૈત્રેયે આ રીતે કહ્યું.

મૈત્રેય કહેછે.—જ્યારે સ્વાયંભુવ મનુ પોતાની સ્ત્રીસાથે ઉત્પન્ન થયા ત્યારે હાથ જોડી પ્રણામ કરીને તેણે બ્રહ્માજીને કહ્યું કે 'તમે એકજ સર્વ પ્રાણીઓને જન્મ આપનારા તથા જીવિકા કરી આપનારા પિતા છો; માટે આપને કોઇની ગરજ નથી. તોપણ આપની પ્રજા અમે, શી રીતે આપની સેવા કરિયે? હે સ્તુતિ કરવા યોગ્ય! અમે તમને નમીએ છિયે. અમારી શક્તિપ્રમાણે અમને કામ કહો, જે કરવાથી આ લોકમાં ચારેકોર અમારૂં યશ ફેલાય અને પરલોકમાં શુભ ગતિ થાય.'

બ્રહ્મા કહેછે.—હે પુત્ર! હું તારીઉપર પ્રસન્ન થયો છું. તમારા બેયનું કલ્યાણ થાઓ; કારણ કે તેં નિષ્કપટ મનવડે "મને કાંઇ કામ બતાવો" એમ પોતાની મેળે કહ્યું. હે વીર! આ રીતે પુત્રોએ પિતાની સેવા કરવી તથા અભિમાન મૂકી સાવધાનપણે શક્તિપ્રમાણે આદરપૂર્વક તેની આજ્ઞા પાળવી જોઇએ. તું આ તારી શતરૂપા સ્ત્રીથી તારા જેવાં ગુણવાળાં છોકરાં ઉત્પન્ન કરીને ધર્મથી પૃથ્વીને પાળ અને યજ્ઞવડે ઈ-

---

૧ કાય એ શબ્દનો અર્થ બ્રહ્માનું આ (બે પ્રકારનું) શરીર એવો છે.

* મનુને સૃષ્ટિ કરવાની ઇચ્છા થતાં, એકાએક જળમાં બુડી ગએલી પૃથ્વીને બહાર લાવવાસારૂ પ્રગટ થએલા વરાહજીથી થએલા હિરણ્યાક્ષના નાશની વાત આ તેરમા અધ્યાયમાં આવશે.

શ્વરને પ્રસન્ન કર. હે રાજા! પ્રજાને પાળવાથી મારી મોટી સેવા થાયછે. પ્રજાના પતિ હૃષીકેશ ભગવાન્ તને પ્રસન્ન થશે. જેને યજ્ઞમૂર્ત્તિ ભગવાન્ જનાર્દન પ્રસન્ન નથી થયા, તેની સર્વ મેહેનત ફોકટ જાયછે; કારણ કે તેથી પોતાના આત્માનોજ અનાદર થયો.

મનુ કહેછે.—હે પાપને નાશ કરનાર! હું ભગવાનની આજ્ઞામાં વર્તિશ. આંહિ મને અને પ્રજાને રહેવાનું સ્થાન બતાવો. સર્વ પ્રાણીઓનું રહેવાનું સ્થાન પૃથ્વી તો પ્રલયના જળમાં બૂડી ગઇ છે. તે પૃથ્વી દેવીને બહાર કાઢવાનું પ્રયત્ન આપ કરો.

મૈત્રેય કહેછે.—બ્રહ્મા તો એવીજ રીતે જળમાં બૂડેલી પૃથ્વીને જોઇને 'કેમ આને હું ઉપર લાવીશ,' એ રીતે ઘણીવાર સુધી વિચાર કરવા લાગ્યા. 'હું સૃષ્ટિ કરવાને તૈયાર થયો ત્યાંજ પાણીએ બોળેલી પૃથ્વી રસાતળમાં ગઈ. હવે ઈશ્વિરે સૃષ્ટિ કરવામાં જોડેલા એવા અમોએ શું કરવું? જે ભગવાનના હૃદયથી હું થયો છું, તે ઈશ્વિર મારૂં કામ પાર પાડો.' એ રીતે વિચાર કરેછે તેટલામાં બ્રહ્માનાં નસકોરાંમાંથી એક અંગુઠાનાં ટેરવાં જેવડું વરાહનું બચ્ચું નીકળ્યું. તે બ્રહ્મા જુવેછે તેટલામાં એક ક્ષણમાં અંતરિક્ષમાં રહેલું તે બચ્ચું હાથી જેવડું વધ્યું, એ જોનારાને મોટું આશ્ચર્ય થયું. એ સૂવરનું રૂપ જોઇને મરીચિઆદિ બ્રાહ્મણો, સનત્કુમાર, સ્વાયંભુવ મનુ, એ સર્વે જુદી જુદી રીતે વિચાર કરવા લાગ્યા. 'વરાહને રૂપે આ દિવ્ય પ્રાણી કોણ આવ્યું હશે? અહો! આશ્ચર્યની વાત છે કે એક તો આ પ્રાણી નાકમાંથી નીકળ્યું. વળી તે નીકળ્યું તે સમયે અંગુઠાનાં ટેરવાં જેવડું દેખાતું હતું, તે ક્ષણમાં જાડા મોટા પથ્થર જેવડું થઇ ગયું. શું આ યજ્ઞસ્વરૂપ વિષ્ણુ, પોતાનાં રૂપને વરાહના આકારમાં ઢાંકીને મારા મનને ખેદ ઉત્પન્ન કરેછે?' આવી રીતે પોતાના પુત્રોનીસાથે બ્રહ્મા વિચાર કરેછે તેટલામાં, મોટા પર્વત જેવડા યજ્ઞપુરૂષ ભગવાને ગર્જના કરી તથા દિશામાં પડઘો બોલે એવા નાદવડે, તે સમર્થ હરિએ, બ્રહ્માને તથા બ્રાહ્મણોને રાજી કર્યા.

માયાવડે વરાહનો અવતાર ધારણ કરનાર ભગવાનની ખેદને દૂર કરનારી ગર્જના સાંભળીને, જન, તપ તથા સત્યલોકના વાસી મુનિયોએ તેની ઋક્, યજુષ્, તથા સામના મંત્રવડે સ્તુતિ કરી. વેદોએ વખાણવાં યોગ્ય જેનું સ્વરૂપ છે એવા ભગવાન્, પોતાના ગુણનું વર્ણન કરતી એવી વેદવાણી સાંભળીને દેવતાઓના ઉદયનેમાટે ફરીથી ગર્જના કરીને, હાથીના જેવી રમત કરતા કરતા જળમાં પેઠા. ઉંચું પૂછડું કરીને આકાશમાં ફરતા, કઠણ અંગવાળા, કેશવાળીને ધુણાવતા, કઠણ રૂવાડાંવાળી ચામડીવાળા, ધોળી દાઢવાળા, ખરીવડે વાદળાં જેણે ખસેડી નાખ્યાં છે, પ્રકાશરૂપ દૃષ્ટિવાળા તથા પૃથ્વીને ધારણ કરનારા ભગવાન્ આ સમયે ઘણી શોભા પામ્યા. વરાહને મિષે પોતે યજ્ઞમૂર્ત્તિ પ્રકટ થયા છતાં પણ પશુની પેઠે નાકવડે પૃથ્વીને સુંઘતા એવા ભગવાન્, ભયંકર દાઢવાળા છે તોપણ પ્રેમવાળાં નેત્રવડે સ્તુતિ કરતા બ્રાહ્મણોને જોઇને જળમાં પેઠા. વજ્રના પર્વતસરખું કઠણ ભગવાનનું અંગ, પોતાની સાથે અફળાવાથી અંદર માર્ગ પડી જવાનેલીધે, જાણે પેટ ચીરાઈ જવાથી પીડા પામીને રાડચો પાડતો હોય તેમ ગર્જના કરતો એવો સમુદ્ર, પોતાની મોજારૂપ ભુજાઓને લાંબી કરીને, ગર્જનાને મિષે 'હે યજ્ઞના સ્વામી ભગવાન્! મારી રક્ષા કરો' એમ જાણે પોકારતો હોય નહિ! તેમ જણાયો. પ્રાતઃસવન આદિ ત્રણ સવનરૂપ સાંધાવાળા ભગવાન્ પાર ન આવે એવાં પાણીનો પણ પાર આવી જાય તેવી રીતે, સજૈયાસરખી તીખી ધારવાળી ખરીવડે પાણીને કાપતા કાપતા સમુદ્રમાં જા-

થઇ ત્યાં, રસાતળમાં તેણે સર્વ જીવોના આધારભૂત પૃથ્વી દીઠી; જે પૃથ્વીને પોતે પ્રલયસમયે જળમાં સુવાટાણે પોતાનાજ કરમાં રાખી હતી. પોતાની દાઢવડે પૃથ્વીને રસાતળથી લઇને બહાર નીકળેલા ભગવાન્ ઘણા સુશોભિત દેખાયછે. તેટલામાં ગદા લેઇને સામા આવતા તથા સામી ગદા ફેંકતા અસહ્ય પરાક્રમવાળા હિરણ્યાક્ષ દૈત્યને, અત્યંત કોપેલા ભગવાને, સિંહ જેમ હાથીને મારે તેમ રમતમાત્રમાં પાણીમાં માર્યો. જેમ ગેરૂવાળી પૃથ્વી ખોદવાથી હાથીના દંતોહળ અને ગંડસ્થળ રાતું થાયછે તેમ દૈત્યના લોહીના ગારાવડે જેનું મોઢું અને ગંડસ્થળ રાતું થએલું છે એવા ભગવાને, હિરણ્યાક્ષ દૈત્યને માર્યો. હે વિદુર! તમાલસરખા શ્યામમૂર્ત્તિ ભગવાનને, ઉજળી દાઢની અણીઉપર પૃથ્વીને હાથીનીપેઠે લઇ આવતા જોઇને, બ્રહ્માઆદિ દેવોએ, હાથ જોડીને વેદનાં સૂક્તસરખી વાણીથી તેની સ્તુતિ કરી.—

ઋષિયો કહેછે.—યજ્ઞવડે સેવવાયોગ્ય હે અજીત ભગવાન્! આપનો સર્વત્ર જયજય થયો. વેદરૂપ શરીરને ધુણાવતા એવા આપને અમે નમન કરિયે છિયે. જેનાં રૂવાડાંનાં છિદ્રોમાં યજ્ઞો સમાઇ રહ્યા છે, તે, પ્રયોજનને માટે વરાહનું રૂપ ધારણ કરનારા આપને અમે નમીએ છિયે. જેની ચામડીમાં ગાયત્રીઆદિ છંદો રહ્યા છે, જેનાં રૂવાડાંમાં દર્ભ રહ્યા છે, જેનાં નેત્રમાં ઘી રહ્યું છે, જેના ચાર ચરણમાં હોતા, ઉદ્‌ગાતા, અર્દ્વર્યુ, તથા બ્રહ્મા, એ ચાર ઋત્વિજોનાં કર્મો રહ્યાં છે, જેનાં મુખના અગ્રમાં સ્રુચ્ નામનું પાત્ર છે, જે ઈશ્વરનાં બે નસ્કોરાંમાં સ્રુવ એટલે સરવો રહેલો છે, ઇડા નામનો યજ્ઞનો શેષભાગ પ્રાશન[1] કરવાનું ઠામ જેનાં ઉદરમાં રહ્યુંછે, જેના કાનનાં છિદ્રોમાં ચમસ એટલે સોમરસ ભરવાનાં પાત્રો રહેલાં છે, જેનાં મુખમાં પ્રાશિત્ર એટલે બ્રહ્માનો ભાગ મૂકવાનું ઠામ રહ્યું છે, તથા જેનાં મુખની માહેનાં છિદ્રમાં ગ્રહ નામનાં સોમરસનાં પાત્રો છે, એવું આપનું યજ્ઞનું સ્વરૂપ નક્કી પાપી પુરૂષના જોવામાં આવતું નથી. હે ભગવાન્! આપનું ચાવવું એ અગ્નિહોત્ર છે; દીક્ષા એ વારંવાર આપનું પ્રકટ થવું છે; ઉપસદ્ નામની ત્રણ ઇષ્ટિ એ આપનો કંઠ છે; પ્રાયણીય અને ઉદયનીય એ બે ઇષ્ટિ આપની દાઢ છે; મહાવીર જે પ્રત્યેક ઉપસદ્ ઇષ્ટિની પહેલાં કરવામાં આવેછે, તે આપની જીભ છે; આપ યજ્ઞરૂપનું મસ્તક, સભ્ય એટલે હોમવગરનો અગ્નિ તથા ઔપાસન અગ્નિ છે; ઇષ્ટકાચયન એ આપના પાંચ પ્રાણ છે; સોમરસ આપનું વીર્ય છે; પ્રાતઃસવનઆદિ ત્રણ સવન એ આપની બાળ, યુવા તથા વૃદ્ધાવસ્થા છે; અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર તથા આપ્તોર્યામ, એ સાત યજ્ઞના ભેદ એ આપની રૂધિર-માંસઆદિ સાત ધાતુઓ છે; અનેક યજ્ઞના સમુદાયરૂપ સર્વ યજ્ઞો આપના શરીરના સાંધા છે; સોમરસવાળા તથા સોમરસ વગરના યજ્ઞસ્વરૂપ એવા આપનું બંધન યજ્ઞનું અનુષ્ઠાન છે; વેદરૂપ પોતાનાં શરીરને ધુણાવતા એવા આપે કેશવાળી ઝાટકવાથી તેના છેડાઓમાંથી ઉડેલા પવિત્ર છાંટાવડે અમને ઘણા પવિત્ર કર્યા. અપાર કર્મવાળા એવા આપનાં કર્મોના પારને જાણવાને ઇચ્છા કરે તેજ મૂર્ખ છે. જેની માયાના ગુણ કામ-ક્રોધઆદિના સંબંધથી આખું જગત્ મોહિત થયું છે એવા હે ભગવાન્! તમે જગતનું કલ્યાણ કરો.

મૈત્રેય કહેછે.—વેદને જાણનારા મુનિયો એ રીતે સ્તુતિ કરેછે તેટલામાં જેનીઉપર પોતાની ખરીઓ છે એવાં જળઉપર રક્ષક ભગવાને પૃથ્વીને મૂકી. પ્રજાના પતિ ભગવાન્ વરાહજી, રસાતળથી લીલામાત્રમાં

૧ ભક્ષણ.

ઉપર લાવેલી પૃથ્વીને જળઉપર મૂકીને પોતે અંતર્ધાન થયા. વર્ણન કરવા યોગ્ય જેની માયા છે એવા યજ્ઞરૂપ હરિની આ રીતે ભક્તિથી મનોહર કથા જે સાંભળે અથવા બીજાને સંભળાવે, તે ઉપર ભગવાન્ પોતાના મનમાં પ્રસન્ન થશે. સર્વ આપનારા ભગવાન્ જ્યારે પ્રસન્ન થયા ત્યારે શી વસ્તુ દુર્લભ છે? તુચ્છ (ક્ષણિક) વિષયસુખનું તો પછી પ્રયોજનજ નથી. ભગવાનનાં ભજન વિના બીજાં ફળની આશા ન રાખનારા ભક્તોને, તેમના મનમાં રહેલા ભગવાન્, પોતાના સ્વરૂપની પ્રાપ્તિ પોતાની મેળે કરાવેછે. પશુવિના જગતમાં મોક્ષરૂપ પરમપુરૂષાર્થને જાણનારો બીજો કયો પુરૂષ પૂર્વે થએલી જન્મ-મરણને ટાળનારી ભગવાનની કથારૂપ અમૃતને કાનરૂપ અંજલિવડે સારી રીતે પીને તેનો ત્યાગ કરે? ૫૦

**को नाम लोके पुरुषार्थसारवित् पुराकथानां भगवत्कथासुधां । आपीय कर्णांजलिभिर्भवापहामहो विरज्येत विना नरेतरं ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**निशम्य कौषारविणोपवर्णितां हरेः कथां कारणसूकरात्मनः । पुनः स पप्रच्छ तमुद्यतांजलिर्नचातितृप्तो विदुरो धृतव्रतः ॥**

શ્રીશુકદેવજી કહેછે.—પ્રયોજનનેમાટે વરાહનું રૂપ જેણે ધારણ કર્યું છે એવા હરિભગવાનની મૈત્રેય વર્ણન કરેલી કથા સાંભળીને અત્યંત તૃપ્ત ન થએલા અને વ્રત જેણે ધારણ કરેલું છે એવા વિદુરજીએ હાથ જોડી ફરીને પૂછ્યું.

વિદુર કહેછે.—હે મુનિમાં શ્રેષ્ઠ મૈત્રેય! યજ્ઞમૂર્તિ તેજ વરાહ ભગવાને આદિ દૈત્ય હિરણ્યાક્ષને મારી નાંખ્યો, એમ અમે સાંભળેલું છે; તો હે બ્રહ્મન્! લીલાથી પોતાની દાઢના અગ્રભાગથી પૃથ્વીનો ઉદ્ધાર કરનારા તે વરાહ ભગવાનનું અને દૈત્યના રાજા હિરણ્યાક્ષનું શા કારણનેલીધે યુદ્ધ થયું હતું? (તે કહો.)

મૈત્રેય કહેછે.—હે વિદુર! મનુષ્યોને મૃત્યુના પાશથી મુકાવનારી હરિ ભગવાનની કથાને પૂછો છો માટે આ તમારૂં પ્રશ્ન ઘણુંજ શ્રેષ્ઠ છે. કેમ કે નારદ મુનિયે ગાયેલી ભગવાનની કથાથી, ઉત્તાનપાદ રાજાના બાળક પુત્ર ધ્રુવ, મૃત્યુના માથાઉપર પગ મૂકી વિષ્ણુપદને પામ્યા. જે તમે મને પૂછો છો, તેજ ઇતિહાસ, દેવતાઓના દેવ બ્રહ્માએ, દેવતાઓને તેઓના પ્રશ્ન ઉપરથી વર્ણન કરી સંભળાવ્યો હતો, તે મેં પૂર્વે સાંભળેલો છે. હે વિદુરજી! એક દિવસ સંતાનની ઇચ્છાવાળાં અને કામેથી પીડાતાં દક્ષપ્રજાપતિનાં પુત્રી દિતિએ, યજ્ઞપુરૂષ ભગવાન્ અગ્નિનું દૂધથી યજન કરી સૂર્ય અસ્ત થવાને સમયે યજ્ઞશાળામાં બેઠેલા, એકાગ્રચિત્તવાળા અને મરીચિ ઋષિના પુત્ર પોતાના પતિ કશ્યપ ઋષિને નીચેપ્રમાણે કહ્યું.—

દિતિ કહેછે.—હે વિદ્વન્! હાથમાં બાણ લીધેલો આ કામદેવ, જેમ મદોન્મત્ત હાથી કેળને બળાત્કારથી પીડે તેમ હું ગરીબને તમારેમાટે બળાત્કારથી પીડેછે. માટે તમે પ્રજાવાળી મારી સપત્નીની (શોક્યની) સમૃદ્ધિથી બળતી એવી જે હું તેની ઉપર કલ્યાણરૂપ આપ અનુગ્રહ કરો. જે સ્ત્રિયોથી તમારા જેવા પતિ પ્રજારૂપે ઉત્પન્ન થાય, તે પોતાના પતિતરફથી જેને ઘણું માન મળેલ છે એવી સ્ત્રિયોનો યશ લોકમાં ફેલાય છે. દીકરીઓ જેને ઘણી વાલી છે એવા અ-

---

* આ ચઉદમા અધ્યાયમાં, તે હિરણ્યાક્ષનો વધ થવાનું મૂળ કારણ જણાવવાસારૂ સંધ્યાકાળનેવિષે કશ્યપ ઋષિથકી કામથી વ્યાપ્ત એવી દિતિના ગર્ભની ઉત્પત્તિ કહેવાશે.

મારા પિતા ભગવાન્ દક્ષ પ્રજાપતિએ પૂર્વે 'હે પુત્રિઓ! તમે ક્યા વરને વરવા ઇચ્છા રાખોછો?' એમ અમને સર્વેને જુદું જુદું પૂછ્યું હતું. પછી સંતાનને ઉત્પન્ન કરવાવાળા તે દક્ષપ્રજાપતિ, અમે સર્વ પુત્રિઓના અંતઃકરણનો અભિપ્રાય જાણીને, જેમના સ્વભાવ તમારા સ્વભાવને અનુસરતા હતા તે તેર પુત્રિઓ આપને અર્પણ કરી. માટે હે કમળના સરખાં નેત્રવાળા કલ્યાણકારી પ્રિય પતિ! મારી ઇચ્છા તમે પૂર્ણ કરો. કેમ કે હે મહાપુરૂષ! તમારા જેવા મોટા પુરૂષોની પાસે દુઃખથી પીડાતાં પ્રાણિઓનું શરણે આવવું નિષ્ફળ થતું નથી.

હે વીર વિદુરજી! એ પ્રમાણે બહુ બોલતી એવી, વૃદ્ધિ પામેલા કામનેલીધે જેને મોહ ઉત્પન્ન થયો છે અને દીન એવી પોતાની સ્ત્રી દિતિને કશ્યપ ઋષિ, પોતાની વાણીથી સમજણ આપવાસાથે બોલ્યા કે,–'હે ભીરૂ! જે તું ઇચ્છા રાખેછે તે ઇચ્છા હું પૂરી કરીશ; કારણ કે જેનાથી ધર્મ, અર્થ, અને કામ એ ત્રણ પુરૂષાર્થની સિદ્ધિ થાયછે એવી પોતાની સ્ત્રીનું ઇચ્છિત કોણ પૂર્ણ ન કરે? સ્ત્રીવાળો પુરૂષ પોતાના ગૃહસ્થ આશ્રમથી સંન્યાસ આદિ આશ્રમોવાળાને, અન્ન આદિ દાન આપી દુઃખના સમુદ્રથી તારેછે અને પોતે પણ જેમ વહાણથી સમુદ્રને તરી જાય તેમ દુઃખરૂપ સમુદ્રને તરી જાય છે. હે માનિનિ! કલ્યાણને ઇચ્છનારા પુરૂષો જેને સર્વ ક્રિયાંમાં પોતાનું અર્દ્ધાંગ ગણેછે, તથા જેની ઉપર પોતાનાં ઘરનો સઘળો ભાર મૂકી પુરૂષ નિશ્ચિંતપણે ફરેછે, તેમજ જે સ્ત્રીના આશ્રયેકરી, અમે પણ બીજા સંન્યાસ આદિ આશ્રમોથી દુઃખથી જીતી શકાય એવા ઇંદ્રિયોરૂપ શત્રુઓને, જેમ કિલ્લાનો ધણી રાજા પોતાના સામા પક્ષના શત્રુને સહજમાં જીતી શકેછે તેમ રમતમાં જીતીએ છિયે; માટે હે ઘરની ઇશ્વરી! અનેક ઉપકાર કરનારી એવી જે તું તેનો, સંપૂર્ણ આયુષ્યવડે પણ બદલો વાળવાને હું તથા બીજા ગુણને ઇચ્છનારા પુરૂષો કોઇપણ રીતે સમર્થ નથી. તોપણ પુત્ર ઉત્પન્ન થવાસારૂ આ તારો મનોરથ જેમ મારી કોઇ નિંદા ન કરે તેમ હું પૂર્ણ કરીશ. પરંતુ બે ઘડી જાળવી જા; કેમ કે ભયાનક દેખાવવાળી ભયંકર પ્રાણીઓની ફરવાની આ વેળા છે. કારણ કે આ સમયે મહાદેવના અનુચર ભૂતો ફર્યા કરેછે. હે સાધ્વિ સ્ત્રિ! આ સંધ્યાકાળના સમયમાં પ્રાણીમાત્રને ઉત્પન્ન કરવાવાળા અને ભૂતના રાજા ભગવાન મહાદેવ ભૂતના ગણોથી વીંટાએલા બળદઉપર બેસીને ફર્યા કરેછે. સ્મશાનમાં વંટોળિયા વાયુએકરીને ધૂળ ઉડવાથી ધૂસર થઇ ગએલો, વિખરાઇ ગએલો અને કાંતિવાળો જેનો કેશનો સમૂહ છે; નિર્મળ અને સુવર્ણના સરખો જેનો દેહ ભસ્મે ભૂશેલો છે; જેને કોઈ પોતાનો પારકો નથી, તેમજ કોઈ અતિ આદર આપવા યોગ્ય અથવા નિંદા કરવા યોગ્ય પણ જેને નથી, સારાંશ કે, બધા જેને સમાન છે; જેણે ચરણકમળથી દૂર ત્યાગ કરેલી તથા ભોગવી લીધેલી-અણીમાઆદિ આઠ પ્રકારની વિભૂતિની, જેનું વ્રતોથી આરાધન કરી અમે આશા રાખીએ છીએ; જેનાં શુદ્ધ આચરણોની અવિદ્યારૂપ પડદો ભેદવાની ઇચ્છાવાળા વિદ્વાનપુરૂષો સ્તુતિ કરેછે; જેની બરોબર અથવા અધિક કોઇ નહિ છતાં પણ સત્પુરૂષની ગતિરૂપ જે મહાદેવ, પિશાચોનીસાથે ફર્યા કરેછે; જે પુરૂષો વસ્ત્ર, પુષ્પ, ઘરેણાં અને ચંદનઆદિ લેપનથી, કૂતરાંઆદિ પશુઓના ભક્ષરૂપ પોતાનાં શરીરને આત્મા માનીને તેને લડાવેછે, તે અભાગી અને ઈશ્વરના અભિપ્રાયને ન જાણનારા અજ્ઞાની લોકોજ, પોતાના સ્વરૂપના આનંદમાં મગ્ન એવા જે મહાદેવજીના આચરણની મશ્કરી કરેછે; અહો પરમેશ્વર; એનું ચરિત્ર કેવું અતર્ક્ય છે, કે બ્રહ્માઆદિ દેવ-

તાઓ પણ જેની કરેલી મર્યાદાને પાળેછે. જે આ જગતનું કારણ છે અને આ જગત્ તથા માયા જેની આજ્ઞામાં રહેછે, એવા મહાદેવજી પણ પિશાચની સાથે ફરેછે. તે દેવ અને તારા દેર[1] મહાદેવ ચંદ્ર, સૂર્ય અને અગ્નિરૂપ ત્રિનેત્રથી આ સમયે દેખેછે. સારાંશ કે આ સમય યોગ્ય ન હોવાથી તું થોડીવાર જાળવી જા.'

મૈત્રેય કહેછે.—એ પ્રમાણે પોતાના પતિએ અભિપ્રાય જણાવ્યા છતાં કામદેવથી જેનાં ઇંદ્રિયો વ્યાકુળ થએલાં છે એવાં દિતિએ, વેશ્યાની પેઠે નિર્લજ્જપણે પોતાના પતિ બ્રહ્મર્ષિ કશ્યપનું વસ્ત્ર પકડયું. ત્યારે તે નિષિદ્ધ કર્મમાં પોતાની સ્ત્રી દિતિનો અતિ આગ્રહ જાણીને કશ્યપ ઋષિ,ભાવિને પ્રણામ કરીને દિતિસાથે એકાંતમાં તેની ઇચ્છા પૂર્ણ કરવા બેઠા. એ કામ થઈરહ્યાપછી સ્નાન કરી પ્રાણ તથા વાણીને નિયમમાં રાખી, કશ્યપ ઋષિએ શુદ્ધ સત્ત્વમૂર્ત્તિ તેજોમય પરમાત્માનું ધ્યાન કરતાં કરતાં ગાયત્રી અથવા પ્રણવનો જપ કરવા માંડયો. ભરતકુળમાં ઉત્તમ હે વિદુરજી! પોતાનાં નિંદિત કામથી જેને લાજ લાગેલી છે એવાં દિતિ, તે બ્રહ્મર્ષિ કશ્યપપાસે આવીને નીચું મોઢું કરી આ પ્રમાણે બોલ્યાં.—

દિતિ કહેછે.—હે બ્રહ્મન્! જેનો મેં અપરાધ કરેલો છે એવા પ્રાણિમાત્રના પતિ તથા ભૂતોના સ્વામી મહાદેવજી મારા ગર્ભનો વધ કરશો મા. જેની મહાન્ આજ્ઞાનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી અને જે સકામ પુરૂષોને ઇચ્છેલું ફળ આપનારા, નિષ્કામ પુરૂષોને મોક્ષસુખ આપનારા, દુષ્ટ પુરૂષોને દંડ દેનારા, સંહારને સમયે ક્રોધમૂર્ત્તિ અને દુઃખનો નાશ કરનારા છે, તે મહાદેવને હું નમસ્કાર કરૂંછું. મોટો અનુગ્રહ કરનારા એવા સતીના પતિ તથા મારા બનેવી ભગવાન્ શિવ, પારાધીજેવા નિર્દય પુરૂષોએ પણ દયા લાવવાને યોગ્ય એવાં અમે સ્ત્રીજાતિની ઉપર પ્રસન્ન થાઓ.

મૈત્રેય કહેછે.—પોતાના પુત્રને આ લોકમાં તથા પરલોકમાં સુખ થવાની આશા રાખતાં તથા શરીરે ધ્રૂજતાં એવાં પોતાની સ્ત્રી દિતિને સંધ્યાકાળનું સર્વ કર્મ સમાપ્ત કરીને કશ્યપે આવી રીતે કહ્યું.—

કશ્યપ ઋષિ કહેછે.—હે ક્રોધી તથા પાપિણી સ્ત્રી! તારાં અપવિત્ર મનનેલીધે, સંધ્યાકાળરૂપ દુષ્ટ સમયનેલીધે, તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તેથી અને મહાદેવના ભૂત-પ્રેતાદિ અનુચરોનો પણ તેં અતિ અપરાધ કર્યો એથી તારા ઉદરમાં અધમ અને દુષ્ટ બે પુત્ર ઉત્પન્ન થશે અને તે લોકપાળસહિત આ ત્રણ લોકને વારંવાર દુઃખ દેશે. જ્યારે ગરીબ નિરપરાધિ પ્રાણિયોનો સંહાર થવા માંડશે. સ્ત્રિયોનું બળાત્કારથી હરણ થશે અને મહાત્માઓ જ્યારે ક્રોધ કરશે, ત્યારે અત્યંત ક્રોધમાં આવેલા અને લોકને ઉત્પન્ન કરનારા જગતના નિયંતા ભગવાન્, અવતાર ધરીને વજ્રધારી ઇંદ્ર જેમ પર્વતનો (એટલે તેની પાંખોનો) સંહાર કરે તેમ તારા પુત્ર દૈત્યનો તે સંહાર કરશે.

દિતિ કહેછે.— સુનાભ ચક્રવડે શોભાયમાન ભુજાવાળા સાક્ષાત્ ભગવાનથી મારા પુત્રોનાં મૃત્યુ થવાને હું ઇચ્છુંછું, પરંતુ ક્રોધ પામેલા બ્રાહ્મણોથી[1] તે ન થાઓ; કેમકે બ્રાહ્મણના શાપરૂપ દંડથી બળેલા પુરૂષની ઉપર તથા પ્રાણિયોને ભય ઉપજાવનારા પુરૂષોની ઉપર નરકમાં રહેલાં પ્રાણિયો પણ

૧ એકના જમાઇઓ હોય તે પરસ્પર સાઢુ ભાઇઓ ગણાયછે, તે ઉપરથી કશ્યપે મહાદેવજી પણ મારા ભાઇ છે તેથી તારા દેર ગણાય એમ કહ્યું. આ બોલવું ફક્ત તેને લાજ ઉપજાવવાસારૂ છે.

૧ મહાત્માઓ બ્રાહ્મણો જ્યારે કોપ પામશે ત્યારે ભગવાન્ અવતાર લેશે વિગેરે જે આવી ગયું તે ઉપરથી શંકાવાળાં દિતિયે આ વાક્ય કહેલું છે.

કૃપા નથી કરતાં અને જે જે યોનિમાં (અવતારમાં) તે અવતરે છે તે યોનિમાં રહેલાં પ્રાણિયો પણ તેનાઉપર દયા લાવતાં નથી.

કશ્યપ કહેછે.—કરેલા અપરાધથી થએલા શોકનેલીધે તમને પસ્તાવો થયો, આ કરેલું કામ યોગ્ય છે અથવા અયોગ્ય છે એવો વિવેક પણ તમને તુરતજ થયો, ભગવાનનું ઘણું માન રાખોછો તથા મહાદેવનો અને મારો આદર કરોછો, આટલાં કારણથી તમારા પૌત્રોમાંથી એક પૌત્ર સત્પુરૂષોએ પણ માન આપવાયોગ્ય થશે. ભગવાનના જેવા તેના નિર્મળ યશને લોકો ગાશે. જેમ બીજી ધાતુ મળવાથી મેલું સોનું, તપાવવા વગેરે ઉપાયોથી શુદ્ધ થાયછે, તેમ નિર્વૈરિતાઆદિ ઉપાયોથી તેના સ્વભાવસરખો પોતાનો સ્વભાવ કરવામાટે સાધુપુરૂષો પોતાના આત્માનું શોધન કરશે. જે પરમેશ્વરના પ્રસાદથી પોતાથી જેની જુદી સત્તા નથી એવું સમગ્ર જગત્ પ્રસન્ન થાયછે, તે પોતેજ પોતાના સાક્ષી ભગવાન્, અનન્યભક્તિથી તેની ઉપર પ્રસન્ન થશે. મહાભગવદ્દી, મહાનુભાવ અને મોટા પુરૂષોમાં પણ અત્યંત મોટા એવા તમારા પૌત્ર વૃદ્ધિ પામેલી ભક્તિથી શોધેલા પોતાના ચિત્તમાં પરમેશ્વરને ધારણ કરી પોતાના દેહઆદિમાંથી અભિમાનનો ત્યાગ કરશે. તે વિષયલંપટ નહિ થાય, પણ શીલવાન્, ગુણના રાશિ, પારકી સમૃદ્ધિ જોઇને રાજી થનારા, પારકાં દુઃખથી દુખિયા, શત્રુરહિત, તથા ઉનાળામાં થએલા તાપને ચંદ્રમા જેમ મટાડેછે તેમ આ જગતના શોકને હરણ કરનારા થશે. નિર્મળ કમળસરખાં જેનાં નેત્ર છે, પોતાના ભક્તજનોની ઇચ્છાથી વારંવાર જેણે રૂપ ધારણ કરેલું છે, લક્ષ્મીરૂપ સ્ત્રીનાં ભૂષણરૂપ તથા તેજસ્વી કુંડલોવડે સુશોભિત જેનું મુખ છે, એવા ભગવાનનું તમારો પૌત્ર અંતરમાં તથા બહાર સાક્ષાત્ દર્શન કરશે.

મૈત્રેય કહેછે.—પોતાના પૌત્રને (પોતરાને) ભગવદ્‌ભક્ત થવાનું સાંભળીને દિતિ અત્યંત પ્રસન્ન થયાં. અને પોતાના બે પુત્રનું કૃષ્ણ ભગવાનથી મૃત્યુ સાંભળીને ભગવાનસાથે યુદ્ધ થઇ પુત્રનું મૃત્યુ થશે તો તેની કીર્ત્તિ અને સદ્‌ગતિ થશે એમ વિચારી દિતિ મનમાં રાજી થયાં. ૫૦

**श्रुत्वा भागवतं पौत्रं मुमोदत दितिर्भृशं ।**
**पुत्रयोश्च वधं कृष्णाद्विदित्वासीन्महामना ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥ *

**प्राजापत्यं तु तत्तेजः परतेजोहनं दितिः ।**
**दधार वर्षाणि शतं शंकमाना सुरार्दनात् ॥**

મૈત્રેય કહેછે.—દેવતાઓને પીડા થવાની શંકાથી દિતિએ, પારકાના તેજને નાશ કરનારાં કશ્યપનાં વીર્યને સો વર્ષસુધિ ધારણ કર્યું. તે દિતિના ગર્ભના તેજથી લોકોમાં અંધારૂં થઇ ગયું ત્યારે, જેમનું કાંઇપણ ચાલ્યું નહિ એવા ઇંદ્રાદિ લોકપાળોએ, દિશાઓમાં અંધકાર પસરી જવાની વાત બ્રહ્માપાસે નિવેદન કરી.—

દેવતાઓ કહેછે.—હે વિભો! જેથી અમે ભય પામ્યા છીએ તે અંધકારને આપ જાણો છો. કાળની અસર પણ જેના જ્ઞાનના વિસ્તારને થતી નથી એવા આપ ભગવાનથી કાંઇપણ અજાણ્યું નથી. હે દેવના પણ દેવ! હે જગતને ધારણ કરનારા! હે લોકપાળોના મસ્તકના મણિ! આપ સ્થૂળ-સૂક્ષ્મ સર્વ પ્રાણિયોના અભિપ્રાયને

* આ પંદરમા અધ્યાયમાં, નિસ્તેજ બનીગયેલા દેવોએ પૂછાણેલા બ્રહ્માએ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષનાં મૂળ કારણરૂપ એવો વિષ્ણુના જય અને વિજય નામના બે સેવકોને વૈકુંઠલોકમાં બ્રાહ્મણનો જે શાપ થયો, એઆદિ કથા કહીછે.

જાણનારા છો. વિજ્ઞાન જેનું બળ છે, જે માયાયે કરીને આ બ્રહ્માના શરીરને પામ્યાછે, જેણે રજોગુણ ગ્રહણ કરેલ છે તથા જેની ઉત્પત્તિ જાણ્યામાં નથી આવતી એવા આપને અમે નમસ્કાર કરિયે છિયે. જીવને ઉત્પન્ન કરનારા, સૂત્રમાં વસ્ત્રની પેઠે જેનેવિષે જગત્ ઓતપ્રોત છે, જે કાર્ય-કારણરૂપ છો તોપણ વસ્તુતાએ તે બન્નેથી જુદા છો એવા આપને જેઓ નિષ્કામ ભક્તિવડે ભજેછે, જેઓનો યોગ સંપૂર્ણ થયોછે, જેઓએ શ્વાસ, ઇંદ્રિયો અને અંતઃકરણ જીતેલું છે, તથા જેઓને આપનો અનુગ્રહ મળેલો છે, તેઓનો કોઇથી પણ પરાભવ થતો નથી. દોરડે બાંધેલી ગાયોની પેઠે, જેની વાણીને આધીન થયેલી પ્રજાઓ જેને બલિ આપેછે એવા પ્રાણરૂપ આપને અમે નમન કરિયે છિયે. હે વ્યાપક ઈશ્વર! અંધકારેકરીને રાત્રિ-દિવસની ખબર નહિ પડવાથી જેમનાં કર્મો નાશ થઈ ગયેલાં છે એવા અમલોકોનું આપ કલ્યાણ કરો. અને દુઃખી થએલા એવા અમારી ઉપર ઘણી દયાવાળી દૃષ્ટિ આપે કરવી ઘટેછે. હે દેવ! કશ્યપે મૂકેલાં વીર્યરૂપ અદિતિનો ગર્ભ દિશાઓને અંધારી કરતો કરતો લાકડામાં જેમ અગ્નિ વધે તેમ વધતો જાયછે.

મૈત્રેય કહેછે.—દેવતાઓનાં સ્તુતિનાં વચનોના વિષયરૂપ ભગવાન્ બ્રહ્મા હશીને સુંદર વાણીથી દેવતાઓને પ્રસન્ન કરીને કહેવા લાગ્યા.—

બ્રહ્મા કહેછે.— મારા મનથી ઉત્પન્ન થએલા, તમારી પેહેલાં ઉત્પન્ન થએલા, અને લોકસુખમાં ઇચ્છારહિત એવા સનક આદિ પુત્રો, આકાશમાર્ગે લોકોમાં ફરતા હતા. એક સમયે સર્વ લોકોએ નમસ્કાર કરેલા એવા તેઓ વૈકુંઠલોકમાં ગયા. તે લોકમાં, જેમણે નિષ્કામ ધર્મવડે ભગવાનનું આરાધન કર્યું છે, તે વૈકુંઠભગવાનના સરખાં શરીરવાળા સર્વ પુરૂષો વસેછે. તેમાં વેદાંતથી જણાય એવા તથા ધર્મમૂર્ત્તિ આદિપુરૂષ ભગવાન્ રજોગુણરહિત શુદ્ધ સત્વગુણી શરીરને ધારણ કરીને રહ્યાછે તથા અમે જે ભગવાનનાજ છિયે તેમનું રક્ષણ કરેછે. એ વૈકુંઠમાં, પાણીમાં ખીલતી વસંત ઋતુમાં થનારી રસવાળી વાસંતી નામની વેલના, મનોવૃત્તિને ખેંચનારા પવનનો પણ અનાદર કરનારાં વિમાનચારી સ્ત્રી-પુરૂષનાં જોડાં, લોકના પાપને ટાળનારાં વિશ્વંભર ભગવાનનાં ચરિત્રો જ્યાં ગાયછે; જ્યાં ઉંચે સ્વરે ભમરાઓ, ભગવાનની કથાના જેવું ગાયન કરેછે, ત્યારે પારેવાં, કોયલ, સારસ, ચક્રવાક, બાપૈયા, હંસ, પોપટ, તેતર અને મોર આદિ પંખીઓનો શોર ક્ષણમાત્ર શાંત પામેછે; જેમાં ભગવાને ઘરેણાંરૂપે તુળસીને અંગીકાર કરીને તેના ગંધની પ્રશંસા કરી ત્યારે મંદાર, પારિજાતક, ડોલર, ચંદનનું ઝાડ, રાત્રિએ તથા દિવસે ખીલનારાં કમળ, ચંપો, અર્ણ, ને નાગકેસરઆદિ સુગંધી વૃક્ષો પોતે સુગંધી છતાં પણ ઈર્ષ્યા ન કરતાં તે તુળસીના તપને ઘણું માન આપેછે એવું; સર્વ ઋતુનાં ફળ-ફુલોની સમૃદ્ધિવાળાં તથા સર્વ ઇચ્છાઓને પૂરી કરનારાં વૃક્ષોથી રળિઆમણું, અને મૂર્તિમાન મોક્ષસુખના જેવું આનંદ આપનારૂં નૈશ્રેયસ નામનું વન છે. તે વૈકુંઠલોક હરિ ભગવાનના ચરણમાં માત્ર પ્રણામ કરવાથીજ જોવામાં આવેલાં વૈડૂર્યમણિ અને મરકતમણિથી જડેલાં સૂવર્ણમય વિમાનોથી ખીચોખીચ ભરેલો છે. તેમાં શ્રીકૃષ્ણમાંજ જેમનું ચિત્ત ચોટેલું છે એવા પુરૂષોને, મોટા કેડના પાછળના ભાગવાળી તથા મંદહાસ્યવડે મનોહર મુખવાળી સ્ત્રિયો, મશ્કરીનાં વચનો વગેરેથી કામ ઉત્પન્ન કરી શકતી નથી. જેની કૃપા સંપાદન કરવામાટે બ્રહ્માઆદિ દેવોનો યત્ન છે, જેના ચરણમાં ઝાંઝરનો ઝમકારો થાયછે, તથા જેણે ચંચળતારૂપ સ્ત્રીજાતિનો સ્વાભાવિક દોષ તજી દીધો છે એવાં સુંદર

રૂપ ધારણ કરનારાં નિર્દોષ લક્ષ્મી પણ ત્યાં, કોઇ કોઇ ઠેકાણે સુવર્ણવાળી સ્ફટિકમણિની ભીંતોવાળાં ભગવાનનાં મંદિરમાં પોતાનાં રમવાનાં કમળવડે વાળતાં હોય તેવાં લાગેછે. વળી ત્યાં (વૈકુંઠમાં) લક્ષ્મીવનમાં, સખિયોથી વીંટાએલાં લક્ષ્મી, તુળસીવડે ભગવાનની પૂજા કરેછે તે સમયે, પરવાળાના કાંઠાવાળી અને નિર્મળ પાણી જેમાં ભર્યુંછે એવી વાવોમાં સુંદર વાળ તથા ઉપડતી નાસિકાવાળાં પોતાનાં મુખનો પડછાયો પડેલો જોઇને ભગવાને મારા મુખનું ચુંબન કર્યું એમ માનેછે. જે પુરૂષો ભગવાનની સૃષ્ટિઆદિ લીલાની કથા તજીને સારવગરની, બુદ્ધિને ભ્રષ્ટ કરનારી તથા સાંભળનારાને અશરણ નરકમાં નાખનારી કામની વાતો સાંભળેછે. અરે ! તે બિચારા અભાગિયા પુરૂષો એ વૈકુંઠલોકમાં જઇ શક્તા નથી. તેમજ મારા જેવા દેવો પણ, જેમાં ધર્મસહિત આત્મજ્ઞાન મેળવી શકેછે એવી મનુષ્યયોનિની ઇચ્છા રાખેછે, તે મનુષ્યજન્મ પામ્યા છતાં પણ, ભગવાનની માયાથી મોહ પામેલા જે પુરૂષો તેનું આરાધન નથી કરતા તેપણ વૈકુંઠલોકમાં જઈ શકતા નથી. દેવતાઓમાં શ્રેષ્ઠ ભગવાનની સેવાથી જેનાથી યમરાજ દૂર રહેછે, જેમનું આચરણ ઇચ્છવા યોગ્ય છે તથા સર્વના સ્વામી એવા ભગવાનના યશની કથા પરસ્પર કરતા કરતા પ્રેમને આધીન થઇ જવાથી જેમનાં નેત્રમાં આનંદનાં જળ આવી જાયછે તથા શરીરે રૂવાડાં ઉભાં થાયછે, એ અમારાથી પણ ઉત્તમ ભક્તલોકો વૈકુંઠલોકમાં જાયછે. જગદ્ગુરૂ હરિ ભગવાને જેમાં વાસ કર્યો છે, સર્વ જગતમાં એક વંદન કરવાયોગ્ય, અલૌકિક વિચિત્ર દેવતાઓનાં વિચિત્ર વિમાનોની શોભાવાળા તથા અપૂર્વ એવા આ વૈકુંઠલોકને અષ્ટાંગયોગના બળે કરીને પામીને, સનકઆદિ મુનિયો અત્યંત આનંદ પામ્યા. તે વૈકુંઠની શોભા જોવામાં આસક્ત ન થતા તે મુનિયો છ ડોઢીઓ ઓળંગીને સાતમી ડોઢીએ ગયા ત્યાં સરખી અવસ્થાવાળા, જેમણે હાથમાં ગદા લીધી છે, ઉત્તમ બાજુબંધ, કુંડળ તથા મુગુટવડે સુંદર જેમનો વેષ છે, ચાર ભુજાઓની વચમાં રાખેલી મત્ત ભમરાઓવાળી માળાથી જે સુશોભિત છે, ને વાંકી ભમર, ચડેલાં નસકોરાં, તથા રાતાં નેત્રવડે કંઇક જેમના મુખઉપર ક્રોધ જણાયછે એવા, બે દેવોને તેમણે દીઠા. ભગવાનના સ્વભાવથી ઉલટો જેમનો સ્વભાવ છે એવા તે બે ભગવાનના પ્રતિહારીઓએ નગ્ન, વૃદ્ધ છતાં પણ પાંચ વર્ષની ઉમરના લાગતા, તથા રોકવાને યોગ્ય નહિ એવા ચાર સનક આદિ મુનિને, તેમના તેજની મશ્કરી કરીને છડીવતી અંદર જતા અટકાવ્યા. તે બે પ્રતિહારીઓએ દેવતાઓના દેખતાં તેઓને અટકાવ્યા ત્યારે અતિ પૂજ્ય હોવાથી તેમને ક્રોધ ચઢવો ઘટે નહિ તોપણ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છામાં અડચણ થવાથી થોડા ક્રોધથી તુરત જેમના નેત્રમાં વિકાર થયો છે એવા તે મુનિયો આ રીતે બોલ્યા.—

સનક આદિ મુનિયો કહેછે.— ભગવાનની સર્વોત્તમ સેવાથી આ વૈકુંઠલોકમાં આવીને રહેતા એવા સમદૃષ્ટિવાળા લોકોમાં કેટલાએકને પેસવા દેવા ને કેટલાએકને નહિ પેસવા દેવા એવી તમારી વિષમદૃષ્ટિ કેમ છે? કદી કહો કે 'સ્વામીની રક્ષામાટે એમ કરવું એ સેવકનો ધર્મ છે' તો તેનો ઉત્તર એ કે, અહીં માત્ર ભગવાનના ભક્તવિના કોઇ આવતું નથી; વળી શાંત ભગવાનને કોઇની સાથે વિરોધ નથી તોપણ કોઇ અંદર પેશી જશે એવી તમે શંકા લાવો છો માટે તમેજ કપટી છો. ધીર પુરૂષો જ્યારે, સર્વ જગત્ જેના ઉદરમાં છે એવા ભગવાનનેવિષે પોતાનો ભેદ દેખતા નથી, કિંતુ જેમ મઠાકાશ મહાકાશથી જૂદું નથી તેમ પોતાને પરમાત્માનેવિષેજ દેખેછે, ત્યારે દેવના વેષ-

ધારી તમે, ભગવાનના ઉદરથી અમને બહાર ગણીને તે ભગવાનનેવિષેજ દ્વૈતબુદ્ધિથી થનારા ભયનો આરોપ કર્યો એ કાંઇ તમે ઠીક ન કર્યું. તે માટે વૈકુંઠ ભગવાનના ચાકર એવા તમે બેયનું, આ સમયે શું શુભ કરવું ઉચિત છે તેવિષે અમે વિચાર કરિયે. એમ કહી તેઓ બોલ્યા કે, તમે પરમાત્માથી બીજા જૂદા છે એમ દ્વૈતબુદ્ધિ કરી માટે, આહીંથી જ્યાં ભેદબુદ્ધિ કરનારાના કામ, ક્રોધ તથા લોભ એ મોટા શત્રુઓ છે, તે લોકોમાં જાઓ.

આ તેઓનું ભયંકર બોલવું સાંભળીને તથા આ બ્રાહ્મણનો શાપ, શસ્ત્રોના સમૂહથી પણ અનિવાર્ય છે, એમ જાણીને, આવા ઋષિયોનો અપરાધ કરવામાં ઘણા ભય પામતા ભગવાનના બે અનુચરો અતિભય પામીને એ મુનિયોના ચરણોમાં સાષ્ટાંગ નમસ્કાર કરી બોલ્યા કે ‘ઇશ્વરની આજ્ઞા ઉલ્લંઘન કરવારૂપ પાપને હરે એવો અમો અપરાધી ઉપર આપે જે દંડ કર્યો તે યોગ્ય છે. તે દંડ અમારી ઉપર ભલે હો, પરંતુ આપની કૃપાથી થએલા લેશમાત્ર પસ્તાવાનેલીધે અમે અજ્ઞાનવાળી નીચી યોનિને પામીએ તોપણ ભગવાનનાં સ્મરણનો નાશ કરનાર મોહ અમને થશો માં.’ પોતાના અનુચરે મોટા પુરૂષનો અપરાધ કર્યો છે એમ જાણીને આર્યલોકોને પ્રિય તથા જેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું છે એવા ભગવાનનાં જે ચરણને મોટા મુનિ પરમહંસ શોધેછે, તે ચરણોવડે ભગવાન્ લક્ષ્મીનીસાથે ચાલતાં ચાલતાં તે ઠેકાણે પધાર્યા. હંસસરખા ધોળા પંખાઓના સુખ આપનારા પવનથી ઝુલતી, ધોળાં છત્રરૂપ ચંદ્રને ફરતી મોતીની શરેરૂપ કિરણોમાંથી જેની ઉપર પાણીના છાંટા પડેછે, પોતાના દ્વારપાળ તથા સનક આદિ મુનિયો, એ સર્વની ઉપર કૃપા કરવામાં જેનું મુખ પ્રસન્ન છે, જે ઇચ્છવા યોગ્ય ગુણોનું સ્થાન છે, પ્રેમવાળી દૃષ્ટિથી ભક્તોને જે સુખ આપેછે, પોતાની શ્યામ તથા પહોળી છાતીમાં શોભતાં એવાં લક્ષ્મીજીવડે ભૂલોકથી તપલોકસુધીના સાત લોકની ઉપર મુકુટના મણિની પેઠે રહેલા પોતાનાં ધામરૂપ વૈકુંઠલોકને જે શોભાવેછે, મોટા નિતંબઉપર શોભતા કંદોરાવડે તથા ભમરાઓથી શબ્દાયમાન વનમાળાએ કરીને જે શોભેછે, સુંદર કાંડાઓમાં જેને કડાં શોભેછે, ગરૂડના ખભાઉપર જેણે એક હાથ મૂકેલો છે તથા બીજે હાથે જે કમળ ફેરવેછે, પોતાની કાંતિવડે વીજળીને પણ ધિક્કાર કરતાં કુંડલોને પણ શોભાવનારાં ગંડસ્થળવાળું તથા ઉપડતી નાસિકાવાળું જેનું મુખ છે, મણિજડિત જેનો મુકુટ છે, ભુજાઓની વચમાં રહેલો અમૂલ્ય હાર તથા કંઠમાં જેને કૌસ્તુભમણિ શોભેછે, “ભગવાનનાં રૂપ આગળ લક્ષ્મીનો ગર્વ ગળી ગયો.” એમ ભક્તોએ જેનાવિષે પોતાના મનમાં તર્ક કરેલો છે, જેનાં સૌંદર્યનો પાર નથી, જે મારેમાટે શિવનેમાટે તથા હે દેવો! તમારેમાટે, પોતાની મૂર્ત્તિ પ્રકટ કરેછે તથા પોતાના સેવકોએ ચાલવામાં ઉપયોગી પાદુકા-છત્ર આદિ સામાન જેને અર્પણ કરેલ છે એવા સમાધિમાં ધ્યાન કરવાયોગ્ય પ્રત્યક્ષ પધારેલા ભગવાનનાં મુનિયોએ દર્શન કર્યાં તથા દર્શન કરવાથી જેમનાં નેત્રો તૃપ્તિ નથી પામ્યાં એવા તે મુનિયોએ આનંદથી મસ્તકવડે પ્રણામ કર્યા. કમળસરખાં નેત્રવાળા ભગવાનનાં ચરણારવિંદના નખના કિરણરૂપ તંતુઓસાથે મળેલી તુલસીના ગંધના વાયુએ, તેમનાં નાકનાં છિદ્રવડે અંતરમાં જઇને બ્રહ્માનંદનો અનુભવ કરનારા મુનિયોના મનમાં ને શરીરમાં આનંદ ઉપજાવ્યો. તે મુનિયો, સુંદર અધર અને ઉજ્વળ હાસ્યવાળાં, નીલકમળના માહેના ભાગસરખાં ભગવાનનાં મુખારવિંદની સામું ઊંચું જોઇને પોતાનો મનોરથ પૂરો થયા છતાં પણ નખરૂપ રાતા મણિ જેમાં રહ્યાછે એવાં ભગવાનનાં ચરણારવિંદને જો-

ઇને વારંવાર તેઓ તેનું ધ્યાન કરવા લાગ્યા. યોગમાર્ગવડે ભગવાનનાં સ્વરૂપને શોધનારા પુરૂષોને ધ્યાનના વિષયરૂપ, તત્ત્વ જાણનારાઓએ ઘણો આદર કરવાયોગ્ય, આંખોને આનંદ આપનાર તથા બીજાને ન મળે એવી સ્વાભાવિક આઠ અણિમા આદિ સિદ્ધિવાળાં આ પુરૂષનાં રૂપને દેખાડતા ભગવાનની મુનિયોએ નીચે પ્રમાણે સ્તુતિ કરી.—

સનત્કુમાર કહેછે.—હે અનંત! જે આપ સર્વના તેમજ દુરાત્માના પણ હૃદયમાં રહ્યા છતાં પણ તેમના જાણવામાં નથી આવતા, તે હમણાંજ અમારી નજરની પાસે આવ્યા છો. જે સમયે આપથી થએલા અમારા પિતા બ્રહ્માએ અમારી આગળ આપનું વર્ણન કર્યું, તેજ સમયે કાનનાં છિદ્રને માર્ગે અમારી બુદ્ધિમાં આપ પધાર્યા છો. હે ભગવન્! આપની કૃપાથી જાણેલા શ્રવણ આદિ નવ પ્રકારની ભક્તિરૂપ ઉપાયવડે, શુદ્ધ સત્વગુણી અહંકારરહિત તથા વૈરાગ્યવાળા મુનિયો, જે આત્માના સ્વરૂપને હૃદયમાં જાણેછે તે આત્માનું રૂપ, સત્વગુણી મૂર્ત્તિવડે ક્ષણે ક્ષણે ભક્તોઉપર પ્રીતિ કરતા એવા આપ છો, એમ અમે જાણિયે છિયે. હે ભગવન્! મનોહરપણાથી અને પાવનપણાનેલીધે ગાવાયોગ્ય કીર્ત્તિવાળા આપ ભગવાનની કથાના રસને જાણનારા મહાત્માઓ, આપના મોક્ષરૂપ પ્રસાદને પણ નથી ગણતા, તો તમારી કરડી નજરથી જેમાં ભય છે એવા સ્વર્ગને કેમ ગણે? જો અમારૂં ચિત્ત ભમરાની પેઠે તમારા ચરણકમળમાં રમે ને અમારી વાણી તમારા ચરણની શોભાથી શોભા પામે, અને અમારા કાન તમારા ગુણવડે પૂરાય તો ભલે અમારાં પાપવડે અમારો જન્મ નીચ યોનિમાં થાય. હે મોટી કીર્ત્તિવાળા ઈશ્વર! જે આ રૂપ આપે પ્રકટ કર્યું તેથી અમારી દૃષ્ટિયો નિવૃત્તિ પામી. હે વિશાળ યશવાળા! જે આપ, ઇંદ્રિયો જેમને વશ નથી એવા પુરૂષો આગળ પ્રકટ થતા નથી તોપણ આવી રીતે પ્રકટ થયા છો, તેને અમે નમિયે છિયે.

**प्रादुश्चकर्थ यदिदं पुरुहूतरूपं तेनेश निर्वृतिमवापुरलं दृशो नः । तस्मा इदं भगवते नम इद्विधेम योऽनात्मनां दुरुदयो भगवान्प्रतीतः ॥ ५० ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ ब्रह्मोवाच ॥*

**इति तद्गृणतां तेषां मुनीनां योगधर्मिणां । प्रतिनंद्य जगादेदं वैकुंठनिलयो हरिः ॥**

બ્રહ્મા કહેછે.—યોગમાર્ગે ચાલનારા તથા એ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરતા એવા સનકઆદિનાં વચનોની પ્રશંસા કરીને, વૈકુંઠવાસી ભગવાને તેમને આવી રીતે કહ્યું.—

શ્રીભગવાન્ કહેછે.—મારા પાર્ષદ આ જય-વિજયે મને હલકો ગણીને જે તમારૂં અપમાન કર્યું અને મારા ભક્ત એવા તમોએ તેઓને દંડ આપ્યો તે દંડ, હે મુનિયો! તમારો દેવતાઓનો અપરાધ કર્યો માટે હું પણ માન્ય રાખુંછું. બ્રાહ્મણ મારૂં પરમ દૈવત છે માટે તમને હું પ્રસન્ન કરી તમારો ક્રોધ મટાડુંછું અને મારા માણસે તમારૂં અપમાન કર્યું માટે મેંજ અપમાન કર્યું એમ માનુંછું. પોતાના ચાકરે કંઇ અપરાધ કર્યાથી ચાકરનાં નામસાથે 'અમુક માણસના ચાકરે આવી જાતનો અપરાધ કર્યો,' એમ જે પુરૂષનું નામ લોકો લેછે, તે પુરૂષની કીર્ત્તિનો, આ અપવાદ, જેમ કોઢઆદિ રોગ ચામડીને બગાડેછે તેમ નાશ કરેછે. જેનો અમૃતસરખો નિર્મળ યશ કાનમાં જવાથી ચાંડાળ સુધીને પણ પવિત્ર કરેછે તથા જે

* હરિએ શાંત પાડેલા તથા પસ્તાયેલા સનક આદિ ઋષિયોએ જય-વિજયનો અસુરયોનિમાં પણ અનુગ્રહ કર્યો, એ આ સોળમા અધ્યાયમાં કેહેવાશે.

હું વૈકુંઠ એટલે ક્યાંઈ કોઇપણ વિષયમાં પરાભવ નથી પામતો એમ કહેવાઉં છું, એ સર્વ પવિત્ર કીર્તિ મને તમારાથીજ મળીછે; માટે તમારાથી ઉલટી ચાલતી મારી ભુજા હોય તોપણ તેને જરૂર કાપી નાખું. તમ-લોકોની સેવાથી મારા ચરણની રજ પવિત્ર છે, હું તત્કાળ સર્વનાં પાપનો નાશ કરૂંછું તથા સદાચરણી છું, અને જે લક્ષ્મીની પોતાની ઉપર જરાપણ દૃષ્ટિ પડવાની ઇચ્છાથી બ્રહ્માઆદિ દેવો પણ અનેક નિયમો ધારેછે, તે લક્ષ્મીથી હું વિરક્ત છતાં પણ, તે મને છોડતી નથી; એ પણ તમારીજ સેવાનું ફળ છે. વળી મને અર્પણ કરેલાં કર્મનાં ફળવડે સંતોષ પામેલાં તથા જેમાંથી ઘી ટપકેછે એવા અન્નના કોળિયા ભરતા બ્રાહ્મણોનાં મુખદ્વારા જેવો બલિ હું ખાઉંછું, તેવો યજ્ઞમાં યજમાનનું ચરૂ-પુરોડાશ આદિ બલિ અગ્નિના મુખદ્વારા ખાતો નથી. જેનું ચરણોદક શિવસહિત સર્વ લોકને પવિત્ર કરેછે, તથા અખંડ અને પરાભવ નહિ પામેલી યોગમાયાના વિલાસરૂપ જેની સમૃદ્ધિ છે એવો હું પણ જે બ્રાહ્મણોનાં નિર્મળ ચરણકમળની રજ મુગુટઉપર ધારણ કરૂંછું, તે બ્રાહ્મણો કદી અપરાધ કરે તોપણ તેમનો અપરાધ કોણ ન સહન કરે? બ્રાહ્મણો, ગાયો તથા અનાથ પ્રાણિયોજ મારાં અંગ છે તેમને, પાપથી જેમનું જ્ઞાન નાશ થયું છે એવા જે પુરૂષો મારાથી જુદાં દેખેછે, તેમને યમરાજના સર્પસમાન ક્રોધવાળા ગીધ પક્ષીઓ ક્રોધ કરીને ઠોલે છે. કઠોર વાણી બોલતા બ્રાહ્મણોને પણ જેઓ મારા તુલ્ય ગણીને તેમને પ્રસન્ન મનથી તથા હસતાં મુખકમળસહિત પૂજા કરેછે એટલે માન આપેછે તથા જેઓ પિતાની સત્પુત્ર સ્તુતિ કરે તેમ, મધુર વાણીવડે તેમની સ્તુતિ કરેછે તથા માનપૂર્વક તેમને બોલાવેછે, તેમણે મને વશ કર્યો છે; તે માટે પોતાના સ્વામીના અભિપ્રાયને ન જાણતા એવા તે જય તથા વિજય, તમારા અપરાધનું ફળ ભોગવીને તુરત મને પ્રાપ્ત થાઓ. અને તેમની ઉપર હું એટલો અનુગ્રહ કરૂંછું કે એ બે મારા અનુચરના મારાથી થયેલા વિયોગનો થોડા વખતમાં અંત આવો.

બ્રહ્મા કહેછે.—એ પછી ભગવાનની મંત્રના પ્રવાહ જેવી મધુર વાણી કાન દેઇને તે મુનિયો સાંભળેછે તથા તેવિષે વિચાર કરેછે તોપણ 'શું ભગવાન્ આ વચનથી અમારાં વખાણ કરેછે, અથવા અમને નિંદેછે, અથવા અમારા કરેલા દંડમાંથી કંઇ ઓછો કરેછે કે શું કરવા ધારેછે,' એ કંઇ તેઓ સમજી શક્યા નહિ. ઘણી વારે જાણ્યું કે ભગવાન્ આપણી સ્તુતિ કરેછે, ત્યારે તેઓ આ પ્રમાણે બોલ્યા.

સનક આદિ મુનિયો કહેછે.—આપ સર્વના ઇશ્વર થઇને 'મારી ઉપર તમે અનુગ્રહ કર્યો' એવાં નમ્રતાનાં વચન બોલો છો, માટે હે ભગવાન્! આપ શું કરવા ધારો છો તે અમે જાણી શકતા નથી. હે દેવ! બ્રાહ્મણ જેને પ્રિય છે એવા આપનું દૈવત બ્રાહ્મણ છે તથા બ્રાહ્મણો અને દેવોનું દૈવત તથા આત્મા, આપ ભગવાન્ છો. આપ અવતારો ધરીને સનાતન ધર્મની રક્ષા કરો છો તથા ધર્મનું વિકારરહિત અને ગુપ્ત મુખ્ય ફળ આપ છો. જેના અનુગ્રહથી વૈરાગ્ય પામેલા તથા યોગી પુરૂષો શ્રમવિના જન્મમરણથી મુક્ત થાયછે, તે આપની ઉપર અમારા જેવા બીજા લોકો અનુગ્રહ કરે એ વાત શું સંભવેછે? અર્થાત્ એ વાત સંભવેજ નહિ. સુકૃતિ પુરૂષે ચરણમાં અર્પણ કરેલી તુલસીની નવી માળા જેનું રહેવાનું ઠેકાણું છે એવા ભમરાના સ્થાનરૂપ ભગવાનના ચરણની ઇચ્છા રાખતાં હોય તેવાં તથા બીજા ધનની ઇચ્છાવાળા પુરૂષે જેના ચરણની રજ માથાઉપર ચઢાવેલી છે એવાં લક્ષ્મી જેને વારંવાર સેવેછે, જેને પોતાના ભક્તોમાંજ આસક્તિ છે તથા શુદ્ધ આચ-

રણવડે સેવા કરતાં એવાં લક્ષ્મીનો જે ઘણો આદર નથી કરતા, તે આપને માર્ગમાં બ્રાહ્મણોના ચરણની રજ તથા શ્રીવત્સ નામનું ચિન્હ શું પવિત્ર કરેછે? સારાંશ કે નથી કરતાં. ત્યારે ભજવાયોગ્ય ગુણના આશ્રયરૂપ એવા આપ તે બંનેને ભૂષણરૂપે શામાટે ધારણ કરી રહ્યા છો? માટે હે ભગવાન્! આપ અમને આટલું બધું માન આપો છો તેનું કારણ એવું લાગેછે કે આપનો દાખલો લઇ સર્વ અમને માન આપે. હે ત્રણ યુગમાં પ્રકટ થનારા ભગવાન્! ધર્મરૂપ એવા આપના તપ, પવિત્રતા તથા દયા, એ ત્રણ ચરણવડે, બ્રાહ્મણ તથા દેવતાના પ્રયોજનનેમાટે આ સ્થાવર-જંગમરૂપ જગતની રક્ષા કરો છો; માટે આપના એ ચરણને નાશ કરનારા અમારા રજોગુણ તથા તમોગુણને વર આપનારાં સત્વગુણી શરીરવડે નાશ કરો. હે દેવ! શ્રેષ્ઠ પુરૂષ આપજ, રક્ષણ કરવાયોગ્ય બ્રાહ્મણજાતિનું તેની સારી રીતે પૂજાવડે તથા મધુર અને સત્યવાણીવડે રક્ષણ ન કરો તો આપે પ્રવર્તાવેલા કલ્યાણકારી વેદમાર્ગનો જરૂર નાશ થાયજ; કારણ કે સર્વથી શ્રેષ્ઠ આપ છો માટે લોકો આપનાં આચરણને પ્રમાણ તરીકે ગણે. માણસોનું ક્ષેમ કરવાની ઇચ્છાવાળા તથા જેણે પોતાની શક્તિથી રાજા આદિ ધર્મના વિરોધીઓને જડમૂળમાંથી ઉચેડી નાખ્યા છે એવા આપને વેદમાર્ગ નાશ થવો એ વાત, ગમતી નથી. અને ધર્મની રક્ષાનેમાટે બ્રાહ્મણો તરફ નમ્રભાવ બતાવવામાં આપનાં તેજની હાનિ નથી. એ તો માત્ર આપનો વિનોદ છે. હે પ્રભુ! આ જય-વિજયને બીજો દંડ આપવા ધારતા હો અથવા તેમની કાંઈ અધિક જીવિકા કરી આપતા હો તો તે અમે નિષ્કપટ મનથી માન્ય કરિયે છિયે અને આ નિરપરાધી જય-વિજયને અમે શાપ આપ્યો માટે અમને પણ યોગ્ય દંડ આપો.

શ્રીભગવાન્ કહેછે.—ક્રોધના વેગથી વૃદ્ધિ પામેલી ચિત્તની એકાગ્રતાથી જેણે યોગ દૃઢ કર્યો છે એવા આ જય-વિજય, દૈત્યની યોનિને ભોગવીને તુરત પાછા મારીપાસે આવશે. હે બ્રાહ્મણો! જે શાપ તમે ઠેરાવ્યો છે, મેં પણ તેજ ઠેરાવ્યો છે એમ તમે સમજજો.

બ્રહ્મા કહેછે.—સનકઆદિ મુનિયો, નેત્રને આનંદ આપનારા વૈકુંઠલોકને જોઇને, સ્વયંપ્રકાશ વૈકુંઠ ભગવાનનાં દર્શન કરીને તથા ભગવાનને પ્રણામ કરી પ્રદક્ષિણા કરીને અને તેની રજા લઇને, ભગવાનની શોભાનું વખાણ કરતા કરતા વૈકુંઠલોકમાંથી ગયા પછી ભગવાને પોતાના દ્વારપાળ જય-વિજયને કહ્યું કે 'તમે ભય પામો નહિ. તમારૂં કલ્યાણ થાઓ. હું સમર્થ છું તોપણ બ્રાહ્મણનો શાપ મિથ્યા કરવાને ઇચ્છતો નથી; માટે તે શાપ મેં પણ માન્ય રાખ્યો છે. વૈરભાવે કરીને મારેવિષે થએલી વૃત્તિની એકાગ્રતાથી બ્રાહ્મણનો શાપ ભોગવીને થોડા સમયમાં તમે ફરી મારીપાસે આવશો.' દ્વારપાળને એ રીતે આજ્ઞા આપીને, વિમાનની માળાઓથી શોભીતાં તથા સર્વ અધિક શોભાવાળાં પોતાનાં મંદિરમાં ભગવાન્ પધાર્યા. ત્યારપછી દેવોમાં શ્રેષ્ઠ એ બે જય-વિજય, અનિવાર્ય બ્રાહ્મણના શાપથી તેજહીન તથા ગર્વરહિત થઇ ગયા. હે દેવો! ત્યારે વૈકુંઠલોકમાંથી તે બેને પડતા જોઇ વિમાનોમાં બેઠેલા લોકોમાં મોટો હાહાકાર થયો. હમણાં એ બે ભગવાનના મોટા પાર્ષદો, કશ્યપનાં ઉગ્રવીર્યને પામી દિતિના ગર્ભમાં આવ્યા છે. એ બે અસુરનાં તેજથી તમારૂં તેજ ઝાંખું પડયું છે અને ભગવાનજ આમ કરવાને ઇચ્છેછે. જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ છે, જે સર્વના આદિ છે, તથા યોગેશ્વરોથી પણ જેની યોગમાયાનો અંત આવતો નથી, તે ત્રણ ગુણના સ્વામી ભગવાન સત્વગુણની વૃદ્ધિના સ-

મયમાં આપણું કલ્યાણ કરશે. ભગવાને જે કરવા ધાર્યું હોય તેમાં આપણો વિચાર કંઈ કામ આવે તેમ નથી.

**विश्वस्य यः स्थितिलयोद्भवहेतुराद्यो योगेश्वरैरपि दुरत्यययोगमायः। क्षेमं विधास्यति स नो भगवांस्त्र्यधीशस्तत्रास्मदीयविमृशेन कियानिहार्थः ॥ ३६ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥ *

**निशम्यात्मभुवा गीतं कारणं शंकयोज्झिताः ततः सर्वे न्यवर्तंत त्रिदिवाय दिवौकसः ॥**

મૈત્રેય કહેછે.– બ્રહ્માએ કહેલું, અંધારૂં થવાનું કારણ સાંભળીને જેમનો સંદેહ દૂર થયો છે એવા બધા દેવો સ્વર્ગમાં ગયા. પતિની આજ્ઞાથી દેવોને પોતાના પુત્રોથી ભય થવાની શંકા લાવતાં દિતિએ, સો વર્ષ પૂરાં થયા પછી બે પુત્રને (બેલડાંને) જન્મ આપ્યો. એ બે દિતિના પુત્રના જન્મની વેળાએ સ્વર્ગ, આકાશ તથા અંતરીક્ષમાં નીચેપ્રમાણે લોકોને મોટો ભય ઉપજાવનારા ઉત્પાત થયા.—

પર્વતોસહિત પૃથ્વી કંપવા માંડી, દિશાઓ સઘળી બળવા લાગી, ઉલ્કાનીસાથે વજ્રપાતો થવા માંડ્યા, પીડાકારી ધૂમકેતુઓ ઊગ્યા, વંટોળીઓ જેની સેના છે તથા જેમાં ધૂળરૂપ ધ્વજા છે એવો ખમી ન શકાય એવા સ્પર્શવાળો પવન વાવા લાગ્યો, હસતી હોય તેવી વીજળીવાળાં વાદળાંની ઘટાથી જેમાં સૂર્ય આદિ ગ્રહો દેખાતા નથી એવાં આકાશમાં જરાપણ માર્ગ દેખાતો ન હતો, સમુદ્રપણ ઉદાસ થયો હોય તેમ ઉછળતો હતો તથા તેની અંદરનાં મઘર આદિ પ્રાણીઓ વ્યાકુળ થયાં હતાં, જેમાંથી કમળ સૂકાઇ ગયાં છે એવી જળાશયસહિત નદીઓ ઉછળવા લાગી, રાહુએ ગળેલા સૂર્ય-ચંદ્રને ફરતાં કુંડાળાં થયાં, વાદળાં વિના એ સમયે ગર્જના થતી હતી તથા ગુફાઓમાંથી રથ ચાલતો હોય તેવો ધડધડાટ થતો હતો, ગામડાઓમાં જેમના મોઢામાંથી બળતો અગ્નિ નીકળેછે એવી શિવાઓ,[1] શિઆળના તથા ઘૂડના શબ્દસાથે અમંગળ સાદ કાઢતી હતી, જ્યાં ત્યાં કૂતરાંઓ ડોક ઉંચી કરીને ગાતાં હોય અથવા રોતાં હોય તેમ અનેક રીતે ભસતાં હતાં, હે વિદુર! પોતાની અતિ કઠોર ખરીને પૃથ્વીઉપર પછાડતાં ઉન્મત્ત ગધેડાંઓ ભુંકતાં ભુંકતાં ટોળાંબંધ આમ તેમ દોડતાં હતાં, ગધેડાંના અવાજથી ભય પામેલાં પંખીઓ પોતાના માળા છોડી પોતપોતાની જાતિનો શબ્દ કરતાં આકાશમાં ઉડતાં ફરતાં હતાં, નેહમાં[2] તથા વગડામાં પશુઓને ભયનેલીધે મળ-મૂત્ર ચાલ્યાં જતાં હતાં, ગાયો પણ ભય પામી તથા તેમને દોતાં દૂધને બદલે લોહી નીકળતું હતું, વાદળાંમાંથી પરૂનો વરસાદ થતો હતો, દેવતાની મૂર્ત્તિઓ રોતી હતી, વાયુવિના ઝાડ જમીન ઉપર પડી જતાં હતાં, ગુરૂ બુધ આદિ ગ્રહને તથા નક્ષત્રોને મંગળ આદિ ક્રૂર ગ્રહો ઓળંગતા હતા અને તેઓનું પરસ્પર યુદ્ધ થતું હતું. આવિના પણ કેટલાએક બીજા ઉત્પાત જોઇને સનક આદિ વિના તેના કારણથી અજાણી સઘળી પ્રજાએ ધાર્યું કે જરૂર હવે જગતનો પ્રલય થવાનો કાળ આવ્યો છે.

પ્રથમથીજ જેમનું પરાક્રમ પ્રસિદ્ધ છે

---

* આ સત્તરમા અધ્યાયમાં, હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુના લોકને ભય કરનારા જન્મની વાત તથા દિગ્વિજયમાં હિરણ્યાક્ષનાં અદ્ભુત પરાક્રમની વાત આવશે.

૧ શિવા એક શિળયાની જાત છે. તેમને ઘણાખરા લોક ફ્યાઉડી કહેછે. ૨ ઢોરઢાંખરને રહેવાની વગડામાંની જગ્યાને નેહ કહેછે.

એવા તે બે પ્રથમદૈત્યો પર્વતની પેઠે પથ્થર જેવા કઠણ શરીરથી વૃદ્ધિ પામ્યા. તેમનાં માથાના મુગટની અણી આકાશમાં અડેછે, તેમનાં શરીરના વિસ્તારથી દિશાઓ રૂંધાએલી છે, તેમની ભુજાઓમાં બાજુબંધ શોભેછે, અને પોતાના ચરણવડે પગલે પગલે પૃથ્વીને કંપાવેછે એવા સુંદર કટીમેખલાવાળી કેડવાળા એ બે ભાઇઓ સૂર્યને પણ ઓળંગીને રહ્યા છે. પ્રજાપતિ કશ્યપે બન્ને દીકરાનાં નામ પાડ્યાં. એ બેમાંથી પોતાના શરીરથી જે પ્રથમ ઉત્પન્ન થયો તેને પ્રજા હિરણ્યકશિપુ જાણેછે તથા દિતિએ જેને પ્રથમ જન્મ આપ્યો તેને હિરણ્યાક્ષનાં નામથી જાણેછે. બ્રહ્માના વરથી જેનું કોઇથી મૃત્યુ નથી એવા ઉદ્ધત હિરણ્યકશિપુએ પોતાની ભુજાથી ત્રિલોકીને તેમના પાલકોસહિત વશ કરી. નિરંતર મોટા ભાઈનું હિત કરનાર હિરણ્યાક્ષ, યુદ્ધને શોધતો શોધતો લડાઇની ઇચ્છાથી સ્વર્ગમાં ગયો. જેના પગમાં સોનાનાં ઝાંઝર વાગેછે, વૈજયંતીમાળા જેણે પહેરી છે તથા ખભા ઉપર જેણે મોટી ગદા રાખી છે એવા, શૌર્ય, વીર્ય અને વરને લીધે ગર્વિષ્ઠ, અસહ્ય તેજવાળા, નિરંકુશ તથા નિર્ભય હિરણ્યાક્ષને જોઇને, ગરૂડથી ભય પામી સર્પ સંતાઈ જાય તેમ ભય પામેલા દેવો સંતાઈ ગયા. પોતાનાં તેજથી ઝાંખાપડી ગયેલા ઇંદ્રાદિ દેવોને સંતાઈ ગયેલા જોઇને 'તેઓ ઉન્મત્ત છે, તેમનામાં કાંઈ બળ નથી' એમ ગણી દૈત્યના રાજા હિરણ્યાક્ષે મોટી ગર્જના કરી. પછી સ્વર્ગથી પાછો વળી મહા બળવાન્ હિરણ્યાક્ષ, ક્રીડાનેમાટે ભયંકર રીતે ઘૂઘવતા ગંભીર સમુદ્રમાં ઉન્મત્ત હાથીની પેઠે પેઠો. માંહે પેઠો ત્યારે વરૂણના સૈનિકો જળજંતુઓ, ભયનેલીધે ગભરાટ પામ્યા તથા માર્યાવિના પણ તેનાં તેજથી પરાભવ પામી ઘણે દૂર ભાગી ગયા. તે પવનના વેગથી આવતા મોજાઓને પોતાની લોઢાંની ગદાએકરીને કાપતો કાપતો ઘણાં વર્ષ લગી સમુદ્રમાં ફર્યો. એમ કરતાં કરતાં હે વિદુર! તે વરૂણની વિભાવરી નામની નગરીમાં આવી પહોંચ્યો. ત્યાં પાતાળના પાળનારા જળચરપ્રાણીના સ્વામી વરૂણને જોઇને તેની મસ્કરી કરવામાટે, નીચની પેઠે નમીને જરા મોઢું મલકાવી હિરણ્યાક્ષ બોલ્યો કે 'હે અધિરાજા! આપ મને યુદ્ધ આપો. આપ મોટા લોકપાળ છો, આપનો યશ મોટો છે, ઉન્મત્ત અને પોતાને શૂરવીર માનનારાનાં પરાક્રમને નાશ કરનારા છો, અને તમે પૂર્વે દૈત્ય-દાનવોને જીતીને રાજસૂય યજ્ઞ કર્યો છે.' એપ્રમાણે મહોન્મત્ત શત્રુએ પોતાની ઘણી મસ્કરી કરી ત્યારે ભગવાન્ વરૂણે, પોતાને ચઢેલા ક્રોધને વિચારદૃષ્ટિથી શમાવીને કહ્યું કે 'હે દૈત્ય! અમે તો હવે શાંત થયા છિયે. હે દૈત્યરાજ! પુરાતન પુરૂષ ભગવાનવિના યુદ્ધના પ્રકારોમાં કુશળ એવો તમને પ્રસન્ન કરે એવો કોઈ પણ બીજો પુરૂષ હું દેખતો નથી. જેને તારા જેવા મનસ્વી પુરૂષો સ્તુતિ કરેછે, તે ભગવાન્ તારી ઇચ્છા પૂરી કરશે. જે તારા જેવા દુષ્ટ પુરૂષોના નાશનેમાટે તથા સત્પુરૂષોઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી વરાહ આદિ અવતાર ધરેછે, તે ભગવાનની સામો થઇને ગર્વ તજી, તું કુતરાંઓથી વિંટાએલો રણશય્યામાં સુઈશ.

तं वीरमारादभिपद्य विस्मयः शयिष्यसे वीरशये श्वभिर्वृतः। यस्त्वद्विधानामसतां प्रशांतये रूपाणि धत्ते सदनुग्रहेच्छया॥ ३१॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો 'હિરણ્યાક્ષવધ' નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ मैत्रेय उवाच ॥*

**तदेवमाकर्ण्य जलेशभाषितं महामनास्तद्विगणय्य दुर्मदः । हरेर्विदित्वा गतिमंग नारदाद्रसातलं निर्विविशे त्वरान्वितः ॥ १ ॥**

મૈત્રેય કહેછે.– હે વિદુર ! આપ્રમાણે વરૂણની વાણી સાંભળીને મોટા મનવાળો અને અતિ છકી ગયેલો હિરણ્યાક્ષ, 'તું કુતરાંથી વીંટાએલો રણશય્યામાં સુઇશ ' એવાં વરૂણનાં વચનનો તિરસ્કાર કરીને, નારદ પાસેથી ભગવાનના સમાચાર જાણી ઉતાવળથી રસાતળમાં પેઠો. તે રસાતળમાં જયને મેળવનારા, ધરતીને ધારણ કરનારા, આગલી દાઢની અણીવડે સારી રીતે પૃથ્વીને ઉપર લઇ આવતા, રતાશની શોભાવાળી આંખથી પોતાના[1] તેજને ઝાંખું પાડતા ભગવાનને જોઇને મશ્કરીથી બોલ્યો કે 'અહો[2] ! આ તો પાણીમાં ફરનારો વરાહ છે.' પછી ભગવાનને કહ્યું કે 'હે અજ્ઞ ! અહીં આવ અને પાતાળમાં રેહેવાવાળા અમને બ્રહ્માએ આપેલી આ પૃથ્વીને તું છોડી દે. હે દેવતાઓમાં અધમ ! હે સૂવરના જેવી આકૃતિવાળા ! આ પૃથ્વીસાથે મારી નજર આગળથી તું કુશળ જવાનો નથી. માયાવડે કપટ કરીને જયને મેળવનારો જે તું અસુરોને હણેછે, તે તુંને અમારો નાશ પમાડવામાટે અમારા શત્રુઓએ શું ઉછેર્યો છે ? હે મૂઢ ! યોગમાયાના બળવાળો અને એટલાજમાટે હીણબળવાળો એવો તું તેને મારીને હું મારાં સગાં-સંબંધીનો શોક ટાળીશ. અમારા હાથથી છૂટેલી ગદાથી જેનું માથું છુંદાઇ ગયું છે એવો તું મરણ પામીશ એટલે પછી, જેઓ તુંને બલિદાન આપનારા ઋષિયો અને દેવતાઓ છે, તે સર્વે વગર મેહેનતે મૂળવગરના થઈ જશે.' શત્રુનાં[1] વચનરૂપ બાણોથી દુઃખ પામતા તે વરાહાવતાર ભગવાન્, પોતાની દાઢની અણીઉપર રહેલી પૃથ્વીને ભય પામેલી જાણીને, શત્રુનાં દુષ્ટ વચનની વેદનાને સહન કરતા જેમ ઝૂ-

* આ અઢારમા અધ્યાયમાં, દેવતાઓને ક્ષોભ પમાડે તેવું હિરણ્યાક્ષનું અને પૃથ્વીને ધારણ કરનારા વરાહાવતારનું નિર્વિશેષ યુદ્ધ વર્ણવાશે.

૧ હિરણ્યાક્ષનાં. ૨ હિરણ્યાક્ષે વરાહાવતારને અપમાન આપવામાટે વચનો કહ્યાં, પરંતુ તેના મુખમાં રહેલાં સરસ્વતીદેવીએ તે વાક્યો સ્તુતિરૂપ થાય તેમ બોલાવ્યાં. જેમ કેઃ–'અરે ! જેને યોગિયો ગોત્યા કરેછે અથવા જે દંડ દેવામાટે દુષ્ટોને ગોતેછે, તે જળમાં પોઢનારા આ નારાયણ છે.' આમ આશ્ચર્યથી હસીને પછી ભગવાનને કહ્યું કે "લીલાવડે સૂકરનો વેશ જેણે લીધેલો છે એવા હે દેવતાઓમાં ઉત્તમ ! તમે મારૂં અપમાન કરીને આ પૃથ્વીસહિત અમારાં સર્વ મંગળરૂપ રાજ્યને પામશો એમાં કંઈ સંદેહ નથી. તોપણ હે સર્વજ્ઞ ! અહીં પધારો અને પાતાળમાં રેહેવાવાળા અમોને બ્રહ્માએ આપેલી આ પૃથ્વીને આપ અમારીઉપર કૃપા કરીને મેલી દ્યો. જે તમે માયાવડે કરીને દૂરથીજ અસુરોને જીતો છો, તે તમે શું અમારા શત્રુઓએ મોક્ષ પામવામાટે ધારણ કરાયા છો? અર્થાત્ મોક્ષ મેળવવામાટે દેવતાઓ તમારો આશ્રય કરેછે. હે મૂઢને પણ પાળનારા ! ચિંતવન ન કરી શકાય એવું જેનું યોગમાયારૂપ બળ છે, અને સર્વ પરાક્રમ જેથી નીચાં છે એવા આપને સારી રીતે હૃદયમાં સ્થિર કરીને મારાં સગાંસંબંધિનાં સંસારનાં દુઃખને હું નાશ કરીશ; કેમકે જે આપનું સ્મરણ કરેછે તેના બાંધવોને પણ આપ સંસારનાં દુઃખથી છોડાવો છો. મારા હાથથી પડેલી ગદાથી પણ જેનાં માથાંને આલ નથી આવ્યો એવા તમે કુશળ રહ્યા છો, એટલે તમને બલિદાન આપનારા સર્વે ઋષિયો અને દેવતાઓ વગરમેહેનતે દૃઢ મૂળવાળા ( કોઈ કશો પરાભવ ન કરી શકે એવા ) થશે.

૧. શત્રુનાં કડવાં વચનથી તે વચનના નિમિત્તરૂપ દેવતાઓવડે પીડાતા, અર્થાત્ સાંભળવાપ્રમાણે અર્થ ગ્રહણ કરનારા બ્રહ્માદિક દેવતાઓને જોઇને તેનીઉપર થતી દયાવડે પીડાતા અને તે દયાથી થતાં દુઃખને સહન કરતા ભગવાન્, દાઢની અણીઉપર રહેલી પૃથ્વીને ભય પામેલી જાણીને હાથી હાથણીસહિત બહાર નીકળે તેમ બહાર નીકળ્યા.

ડથી પીડાએલો હાથી હાથણીસહિત તળાવમાંથી બહાર નીકળે, તેમ પાણીમાંથી બહાર નીકળ્યા. મગરમત્સ્ય[1] જેમ હાથીની પાછળ દોડે તેમ, પાણીમાંથી બહાર નીકળતા તે વરાહની પાછળ દોડતો, સોનાસરખા પીળા કેશવાળો, ભયંકર દાઢવાળો, વજ્રસરખી ગર્જના કરતો તે દૈત્ય બોલ્યો કે લાજવગરના અસત્પુરૂષોને ન કરવાનું શું છે? અર્થાત્ કાંઇપણ ન કરવાનું નથી; કેમકે તેને નિંદાનો ભય હોતો નથી. હિરણ્યાક્ષના દેખતાં બ્રહ્માએ સ્તુતિ કરાતા અને દેવતાઓએ ફૂલવડે વધાવાતા તે વરાહાવતાર ભગવાને પૃથ્વીને પાણીની સપાટી ઉપર મેલીને તેમાં પોતાની આધારશક્તિ મૂકી. પછી પાછળ લાગેલા, સોનાનાં ઘરેણાંવાળા, મોટી ગદાવાળા, સોનાનાં નકસીદાર કવચવાળા, અને નઠારાં વચનોથી વારંવાર મર્મસ્થાનને ભેદી નાંખતા, તે હિરણ્યાક્ષપ્રત્યે અતિ તપી[2] ગયેલા ભગવાન્, હસતા હસતા બોલ્યા.—

શ્રીવરાહ કહેછે.—હે દુષ્ટ હિરણ્યાક્ષ! તું કહેછે તે ખરૂં છે, કે અમે વનમાં ફરનારા સુવર છિયે; તોપણ તારા જેવા કુતરાને ગોતિયે છિયે. મૃત્યુનાં બંધનથી બંધાએલો જે તું, તેના આવી જાતના બડબડાટનો વીર પુરૂષો આદર કરતા નથી. અમે આ રસાતળમાં રહેનારા લોકોની થાપણરૂપ પૃથ્વીને લઈ જઇએ છિયે, લાજવગરના છિયે, તારી ગદાએ અમને નસાડ્યા છે તથા અશક્ત છિયે, તોપણ લાચાર થઇ તારી સામા ઉભા છિયે. કેમકે તારી બળવાનની સાથે વેર કરીને અમે ક્યાં જઇએ? તું પાયદળનો તથા રથના યૂથોના પતિનો પણ પતિ છો, માટે કંઇપણ મનમાં તર્ક કર્યાવિના અમારો પરાભવ કરવાને યત્ન કર, અને અમારો નાશ કરી તારા પોતાના સંબંધી અસુરોનાં મરણથી થએલા શોકને દૂર કર.

એવી રીતે વરાહ ભગવાનથી જેનો ઘણો તિરસ્કાર તથા મશ્કરી થઇ છે એવા હિરણ્યાક્ષ દૈત્યને, મોહોટો નાગ જેમ રમતાં રમતાં પોતાના રમાડનારઉપર ભયંકર ક્રોધ કરે તેમ ક્રોધ ચઢ્યો. અત્યંત ક્રોધી, જોરથી શ્વાસોચ્છ્વાસ લેતા અને ક્રોધથી ચંચળ ઇંદ્રિયોવાળા તે દૈત્ય હિરણ્યાક્ષે, ઉતાવળથી પાસે આવીને ભગવાનને ગદા મારી. પોતાના શત્રુ હિરણ્યાક્ષે છાતીમાં મારેલી ગદાના વેગને, જેમ યોગી કાળને છેતરે તેમ આડા તરી જઇને છેતર્યો. (અર્થાત્ તેથી પોતે બચી ગયા.) ફરીથી પોતાની ગદા લઇને ફેરવતા તથા નીચેનો હોઠ ડસતા હિરણ્યાક્ષ દૈત્યની તરફ ક્રોધમાં આવેલા વરાહ ભગવાન્ દોડ્યા. અને સમર્થ વરાહજીએ પોતાના શત્રુ હિરણ્યાક્ષની જમણી ભમર ઉપર ગદા ફેંકી. એ ગદાને પોતાની પાસે આવ્યા પહેલાંજ યુદ્ધકુશળ હિરણ્યાક્ષે પોતાની ગદાવડે ભાંગી નાખી. એ પ્રમાણે જીતવાની ઇચ્છાથી ક્રોધવાળા હિરણ્યાક્ષ અને વરાહજી, મોહોટી ગદાઓથી એકબીજાઉપર પ્રહાર કરવા લાગ્યા. એક-બી-

---

૧. મગરમત્સ્ય જેમ હાથીની પાછળ દોડે તેમ પાણીમાંથી બહાર નીકળતા તે વરાહાવતારની પાછળ દોડતો, સોનાસરખા પીળા કેશવાળો, ભયંકર દાઢવાળો, વજ્ર સરખી ગર્જના કરતો તે દૈત્ય બોલ્યો કે સત્પુરૂષો જેથી લાજ નથી પામતા એવા કૃપાળુ પુરૂષો જે કરે તે નિંદા કરવા જેવું નથી. અર્થાત્ લોકના ઉપકારમાટે, પૃથ્વીને રક્ષણ કરવામાટે જરા ભાગવું તે અયોગ્ય નથી. અથવા (હિરણ્યાક્ષ પોતાની ઉપર તિરસ્કાર કરેછે કે) એક સ્વાર્થનેજ પરાયણ એવા અમારા જેવા અસત્પુરૂષો શેને નિંદિત ગણિયે છિયે? અર્થાત્ અમે કાંઇ નિંદિત ગણુતાજ નથી માટે અમને ધિઃકાર છે.

૨ શત્રુઉપર તપી જવું કે તેનું અપમાન કરવું એ માત્ર હિરણ્યાક્ષનાં વાક્યથી ભય પામેલા દેવતાઓનો ભય મટાડવામાટે અને શત્રુએ તેમ કર્યું માટે સામું તેમ કરવું એટલામાટે છે. પણ ખરૂં જોતાં હિરણ્યાક્ષ તેવાં વચન બોલ્યોજ નથી, માટે કોપ થવાનું કાંઈ કારણજ નથી.

જાને જીતવાની સ્પર્ધા રાખતા, તીક્ષ્ણ ગદાના પ્રહારથી લોહીલોહાણ જેમનાં અંગ થયાં છે, વાગેલી જગોએથી ઝરતાં લોહીના ગંધથી જેમનો ક્રોધ વૃદ્ધિ પામેલો છે, અને જયની આશાથી અનેક પ્રકારની ગદા ફેરવવાની યુક્તિઓને વાપરતા એવા હિરણ્યાક્ષ અને વરાહ ભગવાન્, એ બન્નેનું યુદ્ધ, એક ગાયનેમાટે વઢતા બે સાંઢના જેવું શોભતું હતું.

હે વિદુર ! પૃથ્વીને માટે લડતા એ હિરણ્યાક્ષ દૈત્યનું તથા માયાથી વરાહનું રૂપ ધારણ કરનારા યજ્ઞમૂર્ત્તિ મહાત્મા શ્રીભગવાનનું યુદ્ધ જોવાને ઇચ્છતા બ્રહ્મા, ઋષિયોથી વીંટાએલા ત્યાં આવ્યા. હિરણ્યાક્ષને શૂરવીર, નિર્ભય, વૈરબુદ્ધિવાળો તથા જેનાં પરાક્રમનો પરાજય ન થઇ શકે એવો જોઇને, હજારો ઋષિયોના નિયંતા બ્રહ્માએ, આદિવરાહ નારાયણ ભગવાનને નીચેપ્રમાણે કહ્યું.

બ્રહ્મા કહેછે.— હે દેવ ! આ હિરણ્યાક્ષ, આપના ચરણને શરણ થયેલા દેવતાઓનો, બ્રાહ્મણોનો, ગાયોનો અને નિરપરાધી પ્રાણિયોનો અપરાધ કરનાર, તેમને ભય ઉપજાવનાર અને અનિષ્ટ કરનાર (એટલે તેમનાં ધન, માલ, સ્ત્રી આદિનો હરનાર ) છે. મારાથી જેને વર મળેલ છે, જગતમાં બીજો કોઇ પણ પોતાનો વડિયો ન હોવાથી જેનો કોઇ શત્રુ નથી તથા પોતાના બરોબરિયા લડનારને શોધતો આ હિરણ્યાક્ષ, સર્વ લોકને કાંટારૂપ થઇ ત્રિલોકીમાં ફર્યા કરેછે; માટે માયાવી, અહંકારી, દુષ્ટ અને નિરંકુશ હિરણ્યાક્ષને, ખીજવાએલા નાગને જેમ બાળક રમાડે તેમ રમાડો નહિ. હે દેવ ! હે પરમેશ્વર ! આપ પોતાની માયાનો આશ્રય કરીને જેટલામાં આ ભયંકર પાપી અસુર, પોતાને અનુકૂળ સમય પામીને વૃદ્ધિ ન પામે, તેટલામાં તેને સંહારો. હે પ્રભુ ! લોકનો અંત આણનાર અને અત્યંત ભયંકર આ સંધ્યાનો સમય થતો આવેછે, માટે તમે દેવતાઓનો જય સંપાદન કરો અને આ મુહૂર્તમાં થયેલો અભિજીત નામનો યોગ જો કે ઘણો ખરો જતો રહ્યો છે તોપણ હજી થોડો બાકી રહ્યો છે તેટલામાં શુદ્ધ અંતઃકરણવાળા અમો સર્વનું કલ્યાણ કરવાસારૂ, કોઇથી જીતી ન શકાય એવા આ હિરણ્યાક્ષ દૈત્યને તમે ઉતાવળથી મારી નાખો. મૃત્યુરૂપ આપને આ હિરણ્યાક્ષ પોતેજ પ્રાપ્ત થયો એ ઘણું સારૂં થયું. હવે યુદ્ધમાં પરાક્રમ કરી તેનો સંહાર કરીને લોકોને આપ સુખી કરો.

**दिष्ट्या त्वां विहितं मृत्युमयमासादितः स्वयं । विक्रम्यैनं मृधे हत्वा लोकानाधेहि शर्मणि ॥ २७ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો હિરણ્યાક્ષના વધની કથામાં અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥ *

**अवधार्य विरिंचस्य निर्व्यलीकामृतं वचः । प्रहस्य प्रेमगर्भेण तदपांगेन सोग्रहीत् ॥**

મૈત્રેય કહેછે.—બ્રહ્માનું કપટવગરનું અમૃતસમાન વચન ધ્યાનમાં લઇને, હસીને પ્રેમ ભરેલી દૃષ્ટિવડે તે વચનને ભગવાને માન્ય રાખ્યું. પછી સનમુખ નિર્ભયપણે ફરતા શત્રુની દાઢીઉપર, બ્રહ્માની નાસિકાથી ઉત્પન્ન થયેલ ભગવાને ઠેક મારીને ગદા મારી. તે ગદાઉપર દૈત્યે પોતાની ગદાનો પ્રહાર કર્યો તેથી તે ગદા ભગવાનના હાથમાંથી વચકીને નીચે પડી. આ આશ્ચર્ય થયું તેથી દૈત્યનું પરાક્રમ પ્રકાશ પામ્યું. જો કે આ સમયે ભગવાનને મારવાનો લાગ એ દૈત્યને મળ્યો હતો, તોપણ યુદ્ધમાં ધ-

* આ ઓગણીશમા અધ્યાયમાં, બ્રહ્માઆદિની પ્રાર્થનાથી મહા યુદ્ધમાં વરાહજીએ હિરણ્યાક્ષનો વખાણવાયોગ્ય વધ કર્યો, એ વાત આવશે.

ર્મને માન આપતા તથા ભગવાનને કોપાવતા એ દૈત્યે, યુદ્ધવગરના શ્રીવરાહઉપર પ્રહાર કર્યો નહિ. ભગવાનના હાથમાંથી ગદા પડી જવાથી હાહાકાર થયો. એ દૈત્યના ધર્મને ભગવાને માન આપ્યું અને પોતાના ચક્રને સંભાર્યું. પોતાના પાર્ષદોમાં મુખ્ય એ અધમ દૈત્યની સાથે લડતા તથા જેના હાથમાં ચક્ર પણ ભય પામેલું હોય એવું જણાયછે એવા ભગવાનૂવિષે, તેના પ્રભાવને નહિ જાણતા દેવો વિચિત્રવાણી બોલ્યા અને તેમણે કહ્યું કે 'હે મહારાજ! આપનું કુશળ થાઓ, આ દૈત્યને મારો.' કમળસમાન નેત્રવાળા ભગવાનને હાથમાં ગદા લઈ પોતાની સામે ઉભેલા જોઇને, ક્રોધે કરીને જેની ઇંદ્રિયો વ્યાકુળ છે તથા જે ફુંફાડા નાખેછે, એવા તે દૈત્યે, રીસથી પોતાનો નીચેનો હોઠ ડસ્યો. ભયંકર દાઢવાળા તથા રાતીચોળ આંખવડે જાણે કેમ સામા ઉભેલાને બાળતો હોય એવા એ હિરણ્યાક્ષે ઠેક મારીને 'હવે તુંને માર્યો' એમ કહી ભગવાન્ તરફ ગદા ફેંકી. યજ્ઞમૂર્ત્તિ ભગવાને એ વાયુને વેગે આવતી ગદાને જોઇને શત્રુના દેખતાં લીલાવડે તેને પાટુએ દૂર ફેંકી દીધી અને તે બોલ્યા કે 'ભલા માણસ! હજી તને જયની ઇચ્છા છે, માટે ફરીથી હથિયાર લઇને મારી સાથે યુદ્ધ કર.' એ સાંભળી તેણે ફરીથી ગદા ભગવાનૂઉપર ફેંકીને મોટી ગર્જના કરી. સ્વસ્થતાથી ઉભેલા ભગવાને તે ગદા આવતી જોઇને જેમ ગરૂડ, પાસે આવેલી નાગણીને ઝાલી લે તેમ લીલાવડે તેને ઝીલી લીધી. પોતાનાં પરાક્રમની હાનિ થવાથી જેનું માનભંગ થયું છે તથા જેનું તેજ હરાઈ ગયું છે એવા એ દૈત્યને ભગવાને પાછી ગદા આપવા માંડી, પણ તેણે લીધી નહિ. બ્રાહ્મણઉપર કોઇ અભિચાર[1] કરતો હોય તેમ યજ્ઞમૂર્તિ ભગવાનને મારવામાટે તેણે બળતા અગ્નિની પેઠે બાળી નાખવામાં તૈયાર એવું ત્રણ ફણાંવાળું શૂળ હાથમાં લીધું. મોટા યોદ્ધા હિરણ્યાક્ષે ફેંકેલાં, ઘણી કાંતિવાળાં તથા આકાશમાં પ્રકાશતાં તે ત્રિશૂળને, ગરૂડે[2] તજી દીધેલાં એક પીછાને જેમ ઇંદ્રે કાપી નાખ્યું, તેમ ભગવાને પોતાનાં ધારવાળાં ચક્રવડે કાપી નાખ્યું. ભગવાનના ચક્રે પોતાનાં ત્રિશૂળના ઘણા કટકા કરી નાખ્યા ત્યારે, અત્યંત કોપેલો તે દૈત્ય, સામો આવીને લક્ષ્મીયુક્ત ભગવાનની પોહોળી છાતીમાં કઠણ મૂઠી મારીને ગર્જના કરતો કરતો અંતર્ધાન થઇ ગયો. હે વિદુર! વરાહરૂપ ધારનારા ભગવાનને આવી રીતે મૂઠી માર્યા છતાં પણ, જેમ ફૂલની માળા વાગવાથી હાથી ન ચળે તેમ લેશમાત્ર પણ તે ચળ્યા નહિ. પછી યોગમાયાના સ્વામી ભગવાનૂઉપર તે દૈત્યે અનેક માયા રચી, જેને જોઇને ભય પામેલી પ્રજાએ આ જગતનો પ્રલય આવ્યો એમ માન્યુ. ધૂળ ઉડાડીને ચારેકોર અંધારૂં કરી દેતો એવો વાયુ જોરથી વાવા માંડ્યો, ગોફણથી ફેંકાતા હોય તેમ દિશાઓમાંથી પાણા પડવા માંડ્યા, વિજળીસહિત મેઘવાળાં વાદળાંથી આકાશ છવાઈ ગયું, અને વારંવાર તેમાંથી પરૂ, વાળ, લોહી, વિષ્ટા, મૂત્ર, તથા હાડકાં વરસવા માંડ્યાં. હે દોષરહિત વિદુર! પર્વત પણ અનેક હથિયારો ફેંકતા જણાયા. છુટા કેશવાળી, વસ્ત્રવગરની, ને હાથમાં ત્રિશૂળ લેઇને ફરતી રાક્ષસીઓ દેખાતી હતી. જેમના હાથમાં શસ્ત્ર છે એવા યક્ષ તથા રાક્ષસો, પાળા, હાથી, ઘોડા, અને રથ એ બધા 'મારો મારો' એમ વીરવાણી

---

૧ કોઇને મારવામાટે મંત્ર-હોમ આદિનો પ્રયોગ કરવો તેને અભિચાર કહેછે.

૨ દેવોને જીતીને અમૃતનો કળશ લઈ જતા ગરૂડની પાછળ ઇંદ્રે વજ્ર મૂક્યું ત્યારે તે પાછું ન ફરે એવું વજ્રનું માન રાખવામાટે ગરૂડે એક પોતાનું પીછું તજી દીધું તેને એ વજ્રે કાપી નાંખ્યું.

બોલતા હતા. પછી પ્રકટ થયેલી અસુરની માયાનો નાશ કરનારૂં પોતાને વહાલું સુદર્શન ચક્ર યજ્ઞમૂર્તિ ભગવાને મૂક્યું. આ સમયે દિતિને, 'તારા પુત્રોને ભગવાન્ મારશે' એવી રીતે પૂર્વે કરેલી પતિની આજ્ઞાનું સ્મરણ આવવાથી તેનાં હૃદયમાં એકાએક કંપ પેદા થયો તથા તેનાં સ્તનમાંથી લોહી ઝરવા માંડ્યું. જ્યારે હિરણ્યાક્ષની બધી માયા નાશ પામી ત્યારે ફરી તે ભગવાન્ પાસે આવીને, જે અંતર બહાર સર્વત્ર રહ્યા છે, તે ભગવાનને પોતાની છાતી વચ્ચે ક્રોધનેલીધે દાબતો દેખાયો. વજ્ર-સરખી કઠોર મૂઠીઓ મારતા એવા એ દૈત્યના કાનના મૂળમાં, જેમ ઇંદ્ર વૃત્રાસુરને મારે તેમ ભગવાને પ્રહાર કર્યો. આ અનાદરપૂર્વક ભગવાનના મારથી એ દૈત્યનું શરીર ફરવા માંડ્યું, આંખના ડોળા બહાર નીકળી પડ્યા, હાથ, પગ તથા વાળ શિથિલ થઈ ગયા, અને જેમ પવને ઉચેડી નાખેલો ડુંગર પડે તેમ પડ્યો. જેનું તેજ ઉડી નથી ગયું એવા ભયંકર દાઢવાળા તથા જેણે હોઠ ડસેલો છે એવા તે દૈત્યને પૃથ્વી-ઉપર સુવેલો સૂતો જોઇને, ત્યાં આવેલા બ્રહ્માઆદિ દેવો બોલ્યા કે, 'આવું ઉત્તમ મૃત્યુ કેને મળે?' જેનું યોગી લોકો ધ્યાન કરેછે તે ભગવાનના ચરણથી હણાએલા આ નીચ દૈત્યે તેનાં મુખનું દર્શન કરતાં કરતાં શરીર છોડી દીધું. આ બે જય અને વિજય, ભગવાનના પાર્ષદો શાપનેલીધે અસદ્ગતિ પામ્યા છે માટે, કેટલેક જન્મે ફરી પોતાને ઠેકાણે જશે.

દેવતાઓ બોલ્યા.—સર્વ યજ્ઞોના કારણ તથા જગતની સ્થિતિનેમાટે જેણે નિર્મળ સાત્વિક રૂપ ધારણ કર્યું છે એવા આપને અમે વારંવાર નમિયે છિયે. આ ત્રણ જગતને પીડાકારી દૈત્ય મુવો એ બહુ સારૂં થયું. હે સ્વામી! આપના ચરણની ભક્તિવડે અમે નિવૃત્તિ પામ્યા છિયે.

મૈત્રેય કહેછે.—બ્રહ્માઆદિએ જેની સ્તુતિ કરી છે એવા આદિવરાહ ભગવાન્, સહન નહિ થઈ શકે એવાં પરાક્રમવાળા હિરણ્યાક્ષ દૈત્યને મારીને, જેમાં અખંડ આનંદ છે એવા પોતાના લોકમાં પધાર્યા. હે મિત્ર, વિદુર! મોટાં યુદ્ધમાં રમતનીપેઠે અત્યંત પરાક્રમી હિરણ્યાક્ષને કેવી રીતે માર્યો? એ વરાહનો અવતાર ધરનારા ભગવાનનું ચરિત્ર મેં તને કહ્યું.

સૂત કહેછે.—હે શૌનક! એવી રીતે મૈત્રેયે કહેલી ભગવાનની કથા સાંભળીને ભગવદ્ભક્ત વિદુરજી ઘણા રાજી થયા. ઉત્તમ યશવાળા તથા પુણ્ય કીર્તિવાળા સત્પુરૂષોનાં ચરિત્રો સાંભળીને પણ જ્યારે આનંદ થાયછે, ત્યારે જેના હૃદયમાં શ્રીવત્સનું ચિન્હ છે એવા ભગવાનનું ચરિત્ર સાંભળતાં અતિશય આનંદ થાય એમાં શી નવાઈ? જે ભગવાને પોતાનાં ચરણારવિંદનું ધ્યાન કરતા એવા ઝૂડે પકડેલા હાથીને રોતી હાથણીઓના દેખતાં સંકટથી મૂકાવ્યો, તે નિષ્કપટ તથા જેને ભગવાનવિના બીજું શરણ નથી એવા પુરૂષથી શ્રમવિના આરાધન કરવા યોગ્ય તથા દુષ્ટ પુરૂષથી આરાધવાને અશક્ય એવા ભગવાનની કયો કૃતજ્ઞ પુરૂષ સેવા ન કરે? હે બ્રાહ્મણો! કારણનેમાટે વરાહનું રૂપ ધારણ કરનારા ભગવાને હિરણ્યાક્ષને મારવામાં જે લીલા કરી તે લીલા જે કોઈ સાંભળેછે, ગાયછે અથવા તેને વખાણેછે, તે માણસ બ્રહ્મહત્યાનાં પાપથી પણ છુટી જાયછે. સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરાવનારૂં, અતિશય પવિત્ર, ધન આપનારૂં, યશ આપનારૂં, આયુષ્ય, સુખ, ઇંદ્રિય તથા પ્રાણનું રક્ષણ કરનારૂં અને યુદ્ધમાં યશ વધારનારૂં આ ચરિત્ર જે સાંભળેછે તે અંતે નારાયણને પામેછે. ૩૮

**एतन्महापुण्यमलं पवित्रं धन्यं यशस्यं पदमायुराशिषाम् । प्राणेंद्रियाणां युधि शौर्यवर्धनं नारायणोऽन्ते गतिरंग शृण्वताम् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીય-સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ शौनक उवाच ॥*

**महीं प्रतिष्ठामध्यस्य सौते स्वायंभुवो मनुः । कान्यन्वतिष्ठद्द्वाराणि मार्गायावरजन्मनां ॥ १ ॥**

શૌનક કહેછે.– હે રોમહર્ષણના પુત્ર સૂત! પૃથ્વીરૂપ સ્થાનને પામી સ્વાયંભુવ મનુએ, પ્રલયકાળે ઇશ્વરનેવિષે લીન થઇ જવાથી, પાછા નવા જન્મને પ્રાપ્ત થયેલાં પ્રાણિઓને નીકળવાને કયાં કયાં દ્વારો ઉત્પન્ન કર્યાં? (સારાંશ કે, અર્વાચીન પ્રાણિઓને કયા ઉપાયોથી સ્રજ્યાં?) મહાન્, ભગવદ્‌ભક્ત અને કેવળ એક શ્રીકૃષ્ણ ભગવાનના અસાધારણ સ્નેહી તથા જેણે દુર્યોધનઆદિ પુત્રોસહિત મોટા ભાઈ ધૃતરાષ્ટ્રે ભગવાનની સલાહ ન માની તેથી તેમને પાપી ગણીને ત્યાગ કર્યો; મોટાઇમાં વ્યાસના કરતાં ન્યૂન નહિ હતા એવા વ્યાસનાજ પુત્ર અને સર્વાત્મભાવથીજ કૃષ્ણનો આશ્રય કરી રહેલા, કૃષ્ણના ભક્તોને અનુસરી ચાલતા, તથા તીર્થોની સેવા કરવાથી રજોગુણરહિત થઇ ગયેલા એવા વિદુરજીએ, હરિદ્વારમાં આવીને બેઠેલા અને તત્ત્વ જાણનારા પુરૂષોમાં ઉત્તમ એવા મૈત્રેયને શું પૂછ્યું? હે સૂત! સંવાદ કરતા એવા તે મૈત્રેય અને વિદુરની વચ્ચે ચાલેલી ભગવાનના ચરણારવિંદસંબંધી નિર્મલ કથાઓ ગંગાના જલનીપેઠે, પાપનો નાશ કરનારી છે; માટે કીર્તન કરવાયોગ્ય ઉદાર જેનું કર્મ છે એવા ભગવાનની, તે કથા તમે કહો; કેમ કે રસને જાણનારો કયો પુરૂષ ભગવાનની લીલારૂપ અમૃતનું પાન કરતાં કરતાં તૃપ્ત થાય?

એપ્રમાણે નૈમિષારણ્યમાં રેહેનારા શૌનક આદિ ઋષિયોએ જ્યારે સૂતને પૂછ્યું ત્યારે, ભગવાનમાંજ મન જેણે અર્પણ કરેલ છે એવા સૂત પુરાણિક, 'હે શૌનકાદિક ઋષિયો! તમે સર્વ સાંભળો' એમ તેઓને કહી નીચેપ્રમાણે બોલ્યા.

સૂત કહેછે.– પોતાની માયાથી વરાહનું રૂપ જેણે ધારણ કરેલ છે એવા ભગવાને, રસાતલમાંથી પૃથ્વીનો જે ઉદ્ધાર કર્યો તે, તેની લીલા, તથા તિરસ્કારપૂર્વક હિરણ્યાક્ષને માર્યો, એ સર્વ કથા સાંભળીને રાજી થયેલા વિદુરજીએ મૈત્રેય મુનિને પૂછ્યું.

વિદુર કહેછે.– પ્રજાપતિઓના પતિ બ્રહ્માએ, પ્રજાની સૃષ્ટિમાં પ્રથમ પ્રજાપતિઓને ઉત્પન્ન કરીને પછી શેનો આરંભ કર્યો તે કથા તમે કહો; કેમ કે હે બ્રહ્મન્! તમે ઇશ્વરના માર્ગને જાણનારા છો. જે મરીચિ આદિ ઋષિયો થયા તે અને સ્વાયંભુવ મનુ, એ બધાએ બ્રહ્માની આજ્ઞાથી આ જગતને કેવી રીતે ઉત્પન્ન કર્યું? તે સર્વ મરીચિ આદિ ઋષિયોએ પ્રજાની સૃષ્ટિ કરવા વગેરે કામમાં સ્રિયોની સહાયતાથી આ જગત્ ઉત્પન્ન કર્યું? અથવા સ્રિયોવિના સ્વતંત્રતાથી ઉત્પન્ન કર્યું? કે બધાંએ ભેળાં મળીને આ જગત્‌ની કલ્પના કરી? (તે કહો.)

મૈત્રેય કહેછે.– જીવોનાં અતર્ક્ય કર્મોથી તથા પ્રકૃતિના અધિષ્ઠાતા કાળવડે વિકાર પામેલા ભગવાન્‌ની માયાના ત્રણ ગુણથી મહત્તત્ત્વ થયું; રજોગુણ જેમાં મુખ્ય છે એવાં દૈવે પ્રેરેલાં મહત્તત્ત્વથી સાત્વિક, રાજસ તથા તામસ, એવી રીતે ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો; એવી રીતે ઉત્પન્ન થયેલા અહંકારે, પાંચ તન્માત્રા, પાંચ ભૂતો, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિયના દેવતાઓ, તથા પાંચ કર્મેંદ્રિયના દેવતાઓ, એવી રીતે પાંચ વસ્તુઓના સમુદાયો સ્રજ્યા. તેઓ, એકબીજાથી જુદા

* સૃષ્ટિના પ્રસંગમાં વચમાં વરાહના જન્મ આદિની વાત આવવાથી ચાલતો મનુનો વંશ કેહેવામાટે સૃષ્ટિના પ્રસંગનું સ્મરણ, આ વીશમા અધ્યાયમાં આવશે.

રહીને બ્રહ્માંડ રચવાને અશક્ત હોવાથી તેમણે એકઠા થઇને દૈવેચ્છાથી સોનાનું આ બ્રહ્માંડરૂપ ઇંડું રચ્યું. તે આત્માવગરનો બ્રહ્માંડગોળ સમુદ્રનાં પાણી ઉપર રહ્યો. તેમાં ઈશ્વર એક હજાર વર્ષ ઉપરાંત રહ્યા. એ ભગવાનની નાભિમાંથી સર્વ જીવસમૂહોને રહેવાનાં ઠેકાણારૂપ હજાર સૂર્યના સરખું પ્રકાશિત કમળ થયું; જેમાં સ્વયંપ્રકાશ બ્રહ્મા થયા. જે ભગવાન્ જળમાં પોઢેછે, તેની પ્રેરણાથી બ્રહ્માએ પૂર્વકલ્પપ્રમાણે નામ-રૂપ આદિ ક્રમને અનુસરી સૃષ્ટિ કરી. તેણે છાયા (અજ્ઞાન) વડે, તમ, મોહ, મહામોહ, તામિસ્ર તથા અંધતામિસ્ર, એવી રીતે પાંચ પ્રકારની અવિદ્યા રચી. જેથી તે સૃજી, તે અજ્ઞાનમય શરીરને પોતાને પ્રિય ન લાગવાથી તે બ્રહ્માએ તજી દીધું, તેથી રાત્રિ ઉત્પન્ન થઇ. જેથી ભૂખ-તરશની ઉત્પત્તિ છે એ રાત્રિને યક્ષ તથા રાક્ષસોએ લીધી. ભૂખ-તરશથી પીડાએલા તે યક્ષ-રાક્ષસો બ્રહ્માને ખાવામાટે દોડયા અને બોલ્યા કે 'આ બ્રહ્માને બચાવો મા, જલદી ખાઇ જાઓ.' બ્રહ્માએ ભય પામીને કહ્યું કે 'તમે મને ખાઓ નહિ. મારૂં રક્ષણ કરો. અરે યક્ષ તથા રાક્ષસો! તમે મારી પ્રજા થયા છો.' આ યક્ષ-રાક્ષસોમાંથી જેમણે 'બ્રહ્માને ખાઇ જાઓ' એમ કહ્યું તેમનું યક્ષ એવું નામ પડયું તથા જેમણે 'રક્ષણ કરો મા' એમ કહ્યું તેમનું રાક્ષસ નામ પડયું. જે પ્રકાશરૂપ શરીરવડે તેજસ્વી સાત્વિક દેવોની મુખ્યત્વે સૃષ્ટિ કરી, તે શરીરને બ્રહ્માએ તજી દીધું, એટલે તેનો દિવસ થયો. એ દિવસરૂપ શરીરને રમવામાટે દેવતાઓએ ગ્રહણ કર્યું. બ્રહ્માએ પોતાની કેડની નીચેના ભાગથી સ્ત્રીમાં લંપટ એવા દૈત્યોને સૃજ્યા, એટલે તેઓ કામી હોવાથી વિષયી પુરૂષ, જેવા ભાવથી સ્ત્રીની પાછળ દોડે તેવા ભાવથી બ્રહ્માની પાછળ દોડયા. તેઓને જોઇને પ્રથમ તો બ્રહ્મા હસ્યા, પણ જ્યારે એ નિર્લજ્જ દૈત્યો પોતાની પાછળ લાગ્યા, ત્યારે ક્રોધ કરીને તથા ભયભીત થઇ ભાગી ગયા. તે શરણે આવેલાનું દુઃખ ટાળનારા, ભક્તની ઇચ્છાપ્રમાણે રૂપ ધારણ કરનારા, અને વરદાનને આપનારા એવા ભગવાનની પાસે જઇને બોલ્યા કે 'હે પરમાત્મન્! તમે મારી રક્ષા કરો; કેમ કે મેં તમારી આજ્ઞાથી આ પ્રજા ઉત્પન્ન કરી; પરંતુ હે પ્રભુ! આ પાપી અસુરરૂપ પ્રજાઓ મનેજ સ્ત્રીરૂપ માની દુષ્ટ કર્મથી દુઃખ દેવા પછવાડે લાગેલ છે. આપ એકજ દુઃખ પામતા લોકોનું દુઃખ દૂર કરનારા છો. અને જેણે તમારા ચરણનો આશ્રય કરેલ નથી તેવા દુષ્ટ પુરૂષોને તમે એકજ ક્લેશ ઉપજાવનારા છો.' બ્રહ્માનું આ કષ્ટ જોઇને યથાર્થ પારકાનાં ચિત્તના અભિપ્રાયને જાણવાવાળા ભગવાને તેને આજ્ઞા કરી કે, 'તું આ તારાં ભયંકર શરીરનો ત્યાગ કરી દે.' આવી રીતે ભગવાને આજ્ઞા કરી ત્યારે તેણે પોતાનું તે શરીર[1] મૂકી દીધું, અને તે સંધ્યારૂપ થઇ ગયું. પછી નૂપુરથી જેનાં ચરણકમલમાં શબ્દ થયા કરેછે, મદથી વિહ્વલ જેનાં નેત્ર છે, કટિમેખલાઓવડે શોભાયમાન હીરાગલ વસ્ત્રથી જેની કેડ ઢંકાએલ છે, પરસ્પર ઘસાવાથી ઉંચા અને વચમાં માર્ગવગરના જેના સ્તન છે, નાસિકા તથા દાંત જેના સુંદર છે, સ્નેહે ભરેલું જેનું હાસ્ય તથા લીલાસહિત જેની દૃષ્ટિ છે એવી, લાજે કરીને પોતાના આત્માને વસ્ત્રના છેડાથી ઢાંકતી અને કાળા કેશના સમૂહવાળી તે સંધ્યાને, આ સ્ત્રી છે એમ માનીને હે વિદુ-

૧ બધે ઠેકાણે એમ સમજવું કે જ્યાં 'શરીરનો ત્યાગ કર્યો' એમ આવે ત્યાં, જે સૃષ્ટિ રચવા ટાણે જેવો મનોભાવ થયો હોય તેવા મનના ભાવનો ત્યાગ કર્યો. અને જ્યાં 'શરીરનું ગ્રહણ કર્યું' એમ આવે ત્યાં તે તે મનોભાવ ગ્રહણ કર્યો એમ સમજવું.

રજી! બધા અસુરો તેમાં મોહ પામ્યા. 'અહો આ સ્ત્રીનું રૂપ કેવું છે! અહો તેની ધીરજ કેવી છે! અહો તેની નવી જુવાની કેવી છે! તેની ઇચ્છા રાખતા એવા આપણ સર્વની તરફ કેમ જાણે પોતે નિષ્કામ હોય તેમ ચાલી આવેછે!' એ પ્રમાણે સ્ત્રીની આકૃતિને ધારણ કરનારી તે સંધ્યાવિષે અનેક પ્રકારે તર્ક કરતા એવા સર્વ દુષ્ટ બુદ્ધિવાળા અસુરો, સંધ્યાને માન આપી, વિવેકથી પૂછવા લાગ્યા કે, 'કેળના જેવા સાથળવાળી હે સ્ત્રી! તું કોણ છો, કેની સ્ત્રી છો, અને અહીં આવવાનું તારે કારણ શું છે? તારાં સ્વરૂપરૂપ એક અમુલ્ય વેચવાની વસ્તુ, અમને નહિ આપી અમને હીનભાગ્ય તું પીડા કરેછે. હે સ્ત્રી! તું ગમે તે નીતિની અથવા કુળમાં જન્મેલી હો, પણ તારૂં અમને દર્શન થયું એ ઘણું સારૂં થયું. તને જોતા એવા અમારા સર્વના મનને તું દડાની રમતથી મથી નાખેછે. પોતાના હાથવડે, ઉછળતા એ દડાને વારંવાર ઉછાળતી એવી જે તું તેનું ચરણકમલ, એક ઠેકાણે સ્થિર રેહેતું નથી; હે વખાણવા યોગ્ય સ્ત્રી! મોટાં સ્તનના ભારથી ભય પામી હોય તેમ આ તમારી કેડ થાકી ગયેલીછે; આ તમારી નિર્મલ દૃષ્ટિ થાકથી શાંત થઇ ગઇ હોય તેમ ધીરે ધીરે ફરેછે; અને આ તમારો કેશપાશ પણ ઘણોજ શોભાયમાન છે.' એમ કેહેતા એવા દુષ્ટબુદ્ધિવાળા દૈત્યોએ, એ પ્રમાણે લોભ ઉપજાવતી અને સ્ત્રીની પેઠે આચરણ કરતી એવી સાયંકાલની સંધ્યાને સ્ત્રીરૂપ માનીને ગ્રહણ કરી. ગંભીર[1] અભિપ્રાયથી હસીને, પોતે પોતાને સુંઘતી એવી કાંતિવડે ભગવાન્ બ્રહ્માએ ગંધર્વ તથા અપ્સરાઓના ગણોને સૃજ્યા. તે કાંતિવાળું ચંદ્રમાના પ્રકાશરૂપ પ્રિયશરીર બ્રહ્માએ તજી દીધું, તેને ઘણી ખુશીથી વિશ્વાવસુ આદિ ગંધર્વોએ ગ્રહણ કર્યું. ભગવાન્ બ્રહ્માએ પોતાનાં આળસથી ભૂત-પિશાચ આદિ સૃજીને, તેમને વસ્ત્રવગરના જોઇને પોતે આંખો વીંચી ગયા. એ આળસરૂપ શરીર ભૂત-પિશાચ આદિએ ગ્રહણ કર્યું. જેથી ઇંદ્રિયો પોતપોતાના વિષયોને પ્રકાશ કરી શકતી નથી, તેને નિદ્રા કહેછે. ઇંદ્રિયોનાં શિથિલપણાથી જે ભૂતઆદિ ગણ, બીજાને પરાભવ કરેછે, તે ભૂતાદિગણને ઉન્માદ કહેછે. પછી પોતાના આત્માને બળવાન્ માનતા અને સમર્થ એવા અજન્મા ભગવાન્ બ્રહ્માએ, સાધ્ય જાતિના દેવતાને અને પિતૃગણને અદૃશ્ય રૂપથી સૃજ્યા. પોતાને ઉત્પન્ન કરનાર તે અદૃશ્યરૂપને પિતૃગણ લઇ ગયા; જે અદૃશ્યરૂપને ધારણ કરવાના હેતુથી સાધ્ય જાતિના દેવતાઓને અને પિતૃને કર્મ કરાવનારા લોકો શ્રાદ્ધ આદિથી હવ્ય[1] તથા કવ્ય[2] આપેછે. સિદ્ધો તથા વિદ્યાધરોને બ્રહ્માએ તિરોધાન[3] રૂપથી સૃજ્યા અને અદ્ભુત તે તિરોધાન નામનું પોતાનું પ્રતિબિંબ જોઈ પોતે પોતાને માન આપતા અને સમર્થ એવા બ્રહ્માએ, પોતાનાં પ્રતિબિંબથી કિન્નરો અને કિંપુરૂષો સૃજ્યા. પછી બ્રહ્માએ ત્યાગ કરેલાં તે શરીરને પ્રાતઃકાળમાં બ્રહ્માનાં પરાક્રમનાં વર્ણનથી બ્રહ્માને ગાતા એવા કિન્નર તથા કિંપુરૂષોએ સ્ત્રી-પુરૂષનાં જોડાંરૂપે થઇને ગ્રહણ કર્યું. પછી બહુ ચિંતા થવાથી પોતાનાં શરીરને લાંબું કરીને સૂતેલા બ્રહ્માએ સૃષ્ટિની વૃદ્ધિ ન થવાથી ઉત્પન્ન થએલા ક્રોધવડે તે શરીરનો ત્યાગ કરી દીધો. હે વિદુર! તે ત્યાગ કરેલાં શરીરમાંથી જે કેશ ખરી પડ્યા તે, અહિ જા-

---

૧. કાંતિએ હસીને પોતાને સુંઘવું એ તેના સુંદરપણાના મહિમાનો તથા ચતુરાઇનો અલૌકિક પ્રકાર છે.

૧ દેવતાઓને સારૂ યજ્ઞાદિકમાં મૂકેલું અન્ન, હવ્ય કહેવાયછે. ૨ પિતૃસારૂ શ્રાદ્ધાદિકમાં મૂકેલું અન્ન, કવ્ય કહેવાયછે. ૩ દેખવામાં આવે છતાં જે ન દેખાવું એ અંતર્ધાનની શક્તિ તે તિરોધાન કહેવાયછે.

તના સર્પ થયા તથા લાંબું-ટુંકું કરવાથી ચંચળ થયેલાં શરીરથી અત્યંત વેગવાળી ગતિવાળા, અને ફણાઓથી વિસ્તારવાળી જેની ડોક છે, એવા ક્રૂર સર્પો થયા. પછી છેવટે લોકને ઉત્પન્ન કરનારા મનુઓને બ્રહ્માએ જ્યારે ઉત્પન્ન કર્યા, ત્યારે પોતાના આત્માને કૃતાર્થ થએલો માન્યો. અને પછી પોતાનો પુરૂષનો દેહ તે મનુઓને આપ્યો, ત્યારે તે મનુઓને જોઇને, 'હે જગત્સ્રષ્ટા બ્રહ્મા! તમે મનુઓને સૃજ્યા એ ઘણું સારૂં કામ કર્યું, કેમ કે આ મનુઓની સૃષ્ટિમાં અગ્નિહોત્રઆદિ ક્રિયાઓ થાશે. અને અમે તેમાં યજ્ઞના ભાગઆદિ અન્નને સાથે રહિને ખાશું.' એવી રીતે પૂર્વે સૃજેલી સૃષ્ટિએ બ્રહ્માને વખાણ્યા. ત્યારપછી તપ, ઉપાસના, યોગ અને સમાધિ, એ સર્વથી યુક્ત અને ઇંદ્રિયો જેણે વશ કરેલ છે એવા બ્રહ્માએ, પોતાને પ્રિય ઋષિની પ્રજા સૃજી. પછી સમાધિ, યોગ, ઐશ્વર્ય, તપ, ઉપાસના, અને વૈરાગ્ય જેમાં રહેલ છે એવા પોતાનાં શરીરના દરેક અંશને સર્વ ઋષિયોને અજન્મા બ્રહ્માએ આપી દીધા. ૫૩

**तेभ्यश्चैकैकशः स्वस्य देहस्यांशमदादजः।**
**यत्तत्समाधियोगर्द्धितपोविद्याविरक्तिमत् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ विदुर उवाच ॥*

**स्वायंभुवस्य च मनोर्वंशः परमसंमतः ॥**
**कथ्यतां भगवन्यत्र मैथुनेनैधिरे प्रजाः॥१॥**

વિદુરે પૂછ્યું કે.— હે મૈત્રેય! સ્વાયંભુવમનુના શ્રેષ્ઠ વંશની કથા કહો કે જેમાં મૈથુનથી પ્રજાની વૃદ્ધિ થઇછે. સ્વાયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રત તથા ઉત્તાનપાદે ધર્મપ્રમાણે સાતે દ્વીપવાળી પૃથ્વીનું જેવી રીતે રક્ષણ કર્યું હોય તે પણ કહો. દેવહૂતિ નામની સ્વાયંભુવ મનુની દીકરી કર્દમ પ્રજાપતિને આપી હતી એમ તમે કહી ગયા છો, તો યોગનાં લક્ષણવાળી તે દેવહૂતિમાં કર્દમ પ્રજાપતિએ કેટલાં સંતાન ઉત્પન્ન કર્યાં? તથા બ્રહ્માના પુત્ર રૂચિઋષિ તથા દક્ષપ્રજાપતિએ પણ મનુની દીકરીઓને પરણીને પ્રાણિઓની સૃષ્ટિ કેવી રીતે કરી? (તે કહો.)

મૈત્રેય ઉત્તર આપેછે કે.— હે વિદુર! 'પ્રજાની સૃષ્ટિ કરો' એવી બ્રહ્માની આજ્ઞાથી કર્દમ મુનિએ સરસ્વતીને કાંઠે દશહજાર વર્ષનું તપ માંડ્યું, તેમાં સમાધિ સહિત પૂજનના પ્રકારથી શરણાગતને વરદાન દેનારા ભગવાનને ભક્તિપૂર્વક સેવવા લાગ્યા. તેથી પ્રસન્ન થઇને સત્યયુગમાં બ્રહ્મરૂપ શરીરથી ભગવાને દર્શન દીધું. એ ભગવાન્ સ્વચ્છ અને સૂર્ય જેવા પ્રકાશીતા હતા. ધોળાં કમલની માળા પેહેરી હતી. મુખકમળ ઉપર ચળકતા અને શ્યામ કેશનો સમૂહ શોભતો હતો. વસ્ત્ર સ્વચ્છ હતાં. કિરીટ, કુંડલ, શંખ, ચક્ર, ગદા અને શ્વેત પદ્મ ધર્યાં હતાં. હસવું અને બોલવું એ મનને આનંદ કરે એવા હતાં. ગરૂડજીના ખભાઉપર ચરણ ધર્યાં હતા. વક્ષસ્થલમાં લક્ષ્મી અને કોટમાં કૌસ્તુભમણિ હતાં. એવા ભગવાનને આકાશમાં ઉભેલા જોઈ જેના મનોરથ પૂર્ણ થયા છે એવા પ્રેમના સ્વભાવવાળા કર્દમ મુનિએ હરખથી પૃથ્વીપર દંડવત્ કર્યા, અને હાથ જોડી સ્તુતિ કરી.

કર્દમ કહેછે.— હે ભગવાન્! ઘણાં ઘણાં જન્મથી યોગ સાધનારા યોગિયો જેનાં દર્શનને ઇચ્છેછે એવા અને સર્વ જીવોના નિવાસરૂપ આપનાં દર્શનથી આજ અમારાં નેત્રની સફલતા થઈ. સંસારરૂપ સમુદ્રમાંથી વહાણની પેઠે તારી આપનાર તમારાં

*આ એકવીશમા અધ્યાયમાં તપોવિદ્યાથી પ્રસન્ન કરેલા વિષ્ણુએ, સ્વાયંભુવ મનુની પુત્રી દેવહૂતિસાથે કર્દમઋષિના વિવાહની રચના કરી, એ વાત કહેવામાં આવશે.

ચરણારવિંદને જેઓ વિષયનાં અલ્પ સુખને-માટે ભજેછે તેઓને જોકે તમે વિષયસુખ આપોછો, તોપણ એ લોકોની બુદ્ધિ માયાથી નાશ પામી ગએલી સમજવી; કેમ કે વિષય તો નરકમાં પણ મળેછે. હું પણ તેવોજ છું, કેમ કે મારા જેવા સ્વભાવવાળી અને ગૃહસ્થાશ્રમમાં ધર્મ, અર્થ અને કામ આપનારી સ્ત્રીને પરણવાની ઇચ્છાથી વિષયવાસનાનેલીધે, કલ્પવૃક્ષની પેઠે સર્વ પુરૂષાર્થ આપનારાં આપનાં ચરણારવિંદની શરણે આવ્યો છું. આપ કે જે પ્રજાઓના પતિ છો, તેમનાં વચન (વેદ) રૂપ દોરીથી આ વિષયનો મારેલો લોક પશુની પેઠે બંધાયો છે, અને હે ભગવાન! હું પણ કાળની બીકથી એ લોકોની રીતેજ આપની કર્મ કરવાની આજ્ઞાને અનુસરવા સ્ત્રીની ઇચ્છા કરૂંછું. કામી લોકોનો અમે જાણતાં છતાં પણ તેઓને અનુસરનારા મારા જેવા પશુઓનો અનાદર કરી જેઓ આપનાં ચરણરૂપ છત્રના આશ્રયમાં રહ્યા છે અને પરસ્પરમાં આપની કથારૂપ અમૃતને પીવાથીજ જેઓના ભૂખ-તરશ વગેરે દેહના ધર્મ પણ મરી ગયા છે, એવા સત્પુરૂષોનાં આયુષ્યને આ તમારૂં કાળચક્ર કે જે સર્વ જગત્‌ને ખેંચી દોડયું જાય છે તથા પરબ્રહ્મરૂપ ધરીમાં ફર્યા કરેછે, તે પણ ખેંચી શકતું નથી. આ કાળચક્ર તેર (માસ) આરાવાળું, ત્રણસો ને સાઠ (દિવસ) અણીઓવાળું, છ (ઋતુ) પાટાવાળું, અનંત (ઘડી, પળ વગેરે) ધારાવાળું, ત્રણ (શીઆળો, ઊનાળો અને ચોમાસું) કુંડલીઓવાળું, અને ભયંકર વેગવાળું છે. આપ પોતે એકજ છતાં જગત્‌ને સૃજવાની ઇચ્છાથી પોતામાં ગ્રહણ કરેલી બીજી માયાનેલીધે ત્રણ ગુણ વગેરે શક્તિઓથી કરોળીઆનીપેઠે આ જગત્‌ને સૃજો છો, પાળો છો અને પાછું ગળી જશો. અમજેવા ભક્તોને આપ માયાથી વિષયસુખ આપો છો, તે જો કે આપને પ્રિય નથી, તોપણ હે ઈશ્વર! અનુગ્રહનેવાસ્તે તે દેવું જોઇએ; કેમ કે તુળસીની માળાઓથી શોભતાં આ સાકાર સ્વરૂપનાં દર્શનથી ભુક્તિ અને મુક્તિ બન્ને મળવાં યોગ્ય છે. આપ કે જે પોતાની માયાથી જગત્‌ની રચનાનું આવર્ત્તન કરો છો, સકામ પુરૂષોને વિષયસુખ પૂરતી રીતે આપો છો તથા જેમનાં ચરણારવિંદ નમવા યોગ્ય છે અને કર્મફલનો ભોગ જેમાં જ્ઞાનથી ટળી ગયો છે, તેમને હું વારંવાર નમુંછું.

શુકદેવજી કહેછે.— હે પરીક્ષિતરાજા! એ પ્રમાણે ખરા ભાવથી સ્તુતિ કરેલા, ગરૂડની પાંખોઉપર શોભતા અને પ્રેમસહિત હસવા તથા જોવાથી જેમની ભમર હલેછે એવા ભગવાને અમૃત જેવાં વચનથી કર્દમ ઋષિને (આપ્રમાણે) કહ્યું.

શ્રીભગવાન્ કહેછે.— જેનેમાટે તમે પોતાના નિયમ રાખી મારી પૂજા કરી છે, તે તમારો અભિપ્રાય જાણી મેં પ્રથમથીજ ગોઠવણ કરી રાખી છે. હે પ્રજાપતિ! મારામાં એકાગ્રચિત્ત રાખીને જે મારી પૂજા કરી હોય અને વળી તેમાં તમ જેવાએ, તે કદીપણ વ્યર્થ ન જાય. બ્રહ્માના પુત્ર, વિખ્યાત કીર્ત્તિવાળા સ્વાયંભુવ મનુ, કે જે બ્રહ્માવર્ત્ત દેશમાં રહીને સઘળી પૃથ્વીનું ચક્રવર્ત્તિ રાજ્ય કરેછે, તે ધર્મને જાણનારા રાજા પોતાની શતરૂપા નામની રાણીની સાથે પરમ દિવસે તમારાં દર્શન કરવા અહીં આવશે. એ મનુ પોતાની પુત્રી, કે જે અવસ્થા, શીલ, ગુણ અને રૂપવાળી છે તથા પતિને શોધેછે તેને, તમારાયોગ્ય જાણી તમને આપશે. હે બ્રાહ્મણ! આટલાં વર્ષો સુધી તમારૂં ચિત્ત જેમાં લાગી રહ્યું છે, તે રાજકન્યા હવે તુરત તમારી મનગમતી સેવા કરશે. તે સ્ત્રીને તમારાં વીર્યથી નવ કન્યાઓ આવશે અને તે કન્યાઓમાં વળી બીજા ઋષિયો પુત્ર ઉત્પન્ન કરશે. તમે મારી આજ્ઞા સારી રીતે પાળવાથી અંતઃકરણ શુદ્ધ થતાં

સર્વ કર્મનાં ફળો મારામાં અર્પણ કરી મને પામશો. ગૃહસ્થાશ્રમથી જીવો ઉપર દયા કરી અને સંન્યાસથી અભયદાન આપી બ્રહ્મજ્ઞાન પામીને તમારાં સ્વરૂપને જગતની સાથે મારામાં દેખશો અને મને પોતામાં દેખશો. હે મોટા મુનિ! તમારી સ્ત્રી દેવહૂતિમાં હું અંશાવતારથી તમારાં વીર્યદ્વારા અવતરી સાંખ્યશાસ્ત્રની સંહિતા બનાવીશ.

મૈત્રેય કહેછે.—અંતર્વૃત્તિથી જણાય એવા ભગવાન્ એ પ્રમાણે કહીને સરસ્વતીએ આંટો લીધેલાં બિંદુસરમાં કર્દમઋષિ જોઇ રહેતાં પધારી ગયા. સઘળા મોટા મોટા સિદ્ધલોકો વૈકુંઠમાર્ગની સ્તુતિ કરતા હતા અને પોતે પણ ગરૂડની પાંખોમાંથી શબ્દરૂપે નીકળતા સામવેદના મંત્રોને સાંભળતા હતા. એવી રીતે ભગવાન્ ત્યાંથી પધારી જતાં કર્દમઋષિ તે સમયની વાટ જોઇને બિંદુસરમાંજ રહ્યા. પછી સ્વાયંભુવ મનુ સોનાના સામાનવાળા રથમાં બેશી અને તેમાં પોતાની દીકરીને બેસાડી રાણીસહિત વર શોધવાનેસારૂ પૃથ્વીમાં ફરવા નીકળ્યા હતા, તે જે દિવસ ભગવાને કહ્યો હતો તેજ દિવસે શાંતિવાળા કર્દમ મુનિના આશ્રમમાં આવ્યા. શરણ થએલા મુનિઉપર બહુજ થએલી કૃપાથી વ્યાપ્ત થઇ જતાં ભગવાનનાં નેત્રમાંથી આંસુના બિંદુ જે સ્થલમાં પડ્યા હતા, તે બિંદુસર કેહેવાયછે. એ સ્થલ સરસ્વતીથી વીંટાએલું, પવિત્ર, કલ્યાણકારી અને મીઠાં જળવાળું તથા ઘણામોટા ઋષિયોએ સેવેલું છે; ત્યાં પવિત્ર ઝાડ અને લતાના સમૂહોમાં સારાં સારાં પશુ અને પક્ષિયો શબ્દ કરેછે; સઘળી ઋતુઓમાં ફુલ અને ફૂલની સંપત્તિ રેહેછે; વનરાજીની શોભા જામી રહીછે; મહોન્મત્ત અનેક પક્ષિયો કોલાહલ કરી રહ્યાં છે; મહોન્મત્ત ભ્રમરો વિલાસ કરેછે; મહોન્મત્ત મયૂરો નટનીપેઠે નાચેછે; મહોન્મત્ત કોયલો એકબીજાને બોલાવેછે, કદંબ, ચાંપા, આસોપાલવ, કરંજ, બોલસરિ, અસન, મોધરા, મંદાર, કાંટા અશેરીઆ અને નાના નાના આંબા શોભી રહ્યા છે; કારંડવ, પ્લવ, હંસ, ટીંટોડા, જલકુકડી, સારસ, ચકવાં અને ચકોર પક્ષિયો સુંદર શબ્દ કરી રહ્યાં છે; તે પ્રમાણેજ હરણ, સુવર, શેઢાઇ, રોઝ, હાથી, સિંહ, માંકડાં, ગોપુચ્છ જાતના વાનરાઓ અને કસ્તૂરિયા મૃગો, ચારે કોર ફર્યા કરેછે. એ ઉત્તમ તીર્થમાં આવીને દેવહૂતિસહિત મનુએ કર્દમમુનિ, કે જે ત્યાં અગ્નિમાં હોમ દઇને બેઠા હતા, તેમનાં દર્શન કર્યાં. એ મુનિ ઘણા કાળ થયા તપ કર્યા કરવાથી શરીરમાં શોભતા હતા, પણ ભગવાનનાં સ્નેહયુક્ત કટાક્ષ પડવાથી અને તેમનાં ભાષણરૂપ ચંદ્રમાની કળાનાં અમૃતનું સેવન થયાનેલીધે બહુ દુબળા ન હતા. ઉંચા, કમળસરખી આંખોવાળા, જટાધારી અને ફાટેલાં લૂગડાંવાળા હતા; તથા સાફ કર્યાવગરના મણિનીપેઠે મલિન દેખાતા હતા. પછી કર્દમમુનિએ પોતાના આશ્રમમાં આવેલા અને ચરણમાં નમેલા એ મનુરાજાને આશીર્વાદ આપી યોગ્ય પૂજાથી સત્કાર કર્યો. પૂજાનો સ્વીકાર કરી સાવધાનપણે બેઠેલા મનુને રાજી કરતા અને ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરતા મુનિ મધુર વાણીથી બોલ્યા કે ‘ હે રાજા! તમારૂં ફરવું સજ્જનનાં રક્ષણ અને નીચ લોકોના નાશનેમાટે છે; કેમ કે તમે પાલન કરનારી ભગવાનની શક્તિરૂપ છો. તમે નોખનોખા કામના અવસરમાં સૂર્ય, ચંદ્ર, અગ્નિ, ઇંદ્ર, વાયુ, યમ, ધર્મ અને વરૂણનાં રૂપને ધારણ કરો છો, માટે તમને વિષ્ણુરૂપ જાણી નમસ્કાર કરૂંછું. જો તમે ઘણા મણિથી જડેલા વિજયરથમાં બેશી મોટી સેના સાથે લઇ, સેનાના પગથી ખોદાઇ જતાં ભૂમંડલને કંપાવતા, રથથી દુષ્ટ લોકોને ત્રાસ કરતા અને ભયંકર ધનુષનો ટંકાર કરતા, સૂર્યની પેઠે ફરો નહિ તો, તેજ-

વખતે વર્ણ તથા આશ્રમોના નિયમસંબંધી ભગવાને બાંધેલી મર્યાદાઓને નીચ લોકો તોડી નાખે અને લાલચુ થયેલા નિરંકુશ માણસોનેલીધે અધર્મ વધી જાય. તમે આળસ રાખો તો નીચ લોકોની પીડાથી આ લોકનો નાશ થઇ જાય. તોપણ હે વીર! હું તમને પૂછુંછું કે તમે અહીં શામાટે પધાર્યા છો? જેથી આપનું અહીં પધારવું થયું હોય તે કારણને આનંદ ભરેલાં હૃદયથી અમે સ્વીકારશું.

**अथापि पृच्छे त्वां वीर यदर्थं त्वमिहागतः । यद्वयं निर्व्यलीकेन प्रतिपद्यामहे हृदा ॥ ५६ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**एवमाविष्कृताशेषगुणकर्मोदयो मुनिम् ॥ सव्रीड इव तं सम्राट् उपारतमुवाच ह ॥ १॥**

મૈત્રેય કહેછે.—એપ્રમાણે પોતાના સઘળા ગુણ અને કર્મનાં વખાણ સાંભળવાથી તથા તેમનું વૈરાગ્ય જોવાથી જાણે બોલવામાં લજાતા હોય એવા સ્વાયંભુવ મનુ બોલ્યા.

મનુ કહેછે.—વેદમય પરમેશ્વરે વેદને પ્રવર્ત્તાવવાસારૂ જીતેંદ્રિય અને તપવિદ્યા તથા યોગવાળા તમલોકોને (બ્રાહ્મણોને) પોતાનાં મુખથી ઉત્પન્ન કર્યા છે અને તમલોકોની રક્ષા કરવાસારૂ પોતાના હજારો હાથમાંથી અમને (ક્ષત્રિયોને) ઉત્પન્ન કર્યા છે. એટલામાટે બ્રાહ્મણ અને ક્ષત્રિયો પરસ્પરની રક્ષા કરેછે અને એ બન્ને જાતિની અવિનાશી અને સર્વરૂપ ભગવાન્ રક્ષા કરેછે. તમારાં દર્શનથીજ મારા સઘળા સંશયો કપાઈ ગયા; કેમ કે તમે પોતેજ પ્રીતિથી રાજાના ધર્મ કહી દેખાડ્યા. તમે કે જેનાં દર્શનવિષયી માણસોને દુર્લભ છે, તેમનાં દર્શન થયા છતાં તથા તમારાં પવિત્ર ચરણરજનો મારા માથાંને સ્પર્શ થયો એ ઘણું સારૂં થયું. તમે મને શીખામણ આપી, મોટો અનુગ્રહ કર્યો અને ખુલ્લા કાનથી તમારી મનોહર વાણી સાંભળવામાં આવી એ ઘણુંજ ઉત્તમ થયું. હવે આપે, હું કે જે દીકરીના સ્નેહથી મનમાં મુંઝાએલો અને રાંક છું, તેની પ્રાર્થના કૃપાથી સાંભળવી જોઇએ. આ મારી દીકરી અને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદની બેન દેવહૂતિ, અવસ્થા શીલ અને ગુણાદિકથી સંપન્ન પતિને શોધતી હતી, પણ જ્યારથી નારદજી પાસેથી તમારાં સ્વભાવ, વિદ્યા, રૂપ, અવસ્થા અને ગુણવિષે આના સાંભળવામાં આવ્યું ત્યારથી તમનેજ વરવાનો નિશ્ચય કર્યો છે. માટે હે બ્રાહ્મણોમાં ઉત્તમ! આ કન્યા કે જેને હું શ્રદ્ધાથી આપુંછું અને ગૃહસ્થાશ્રમ સંબંધી કામોમાં સઘળી રીતે જે તમને અનુકૂલ થશે તેનો સ્વીકાર કરો. જેણે વિષયસંગનો ત્યાગ કર્યો હોય એવા માણસે પણ પોતાની મેળે આવેલાં સુખની ના પાડવી યોગ્ય કેહેવાય નહિ, ત્યારે વિષયમાં પ્રીતિ રાખનાર માણસવિષે તો શુંજ કેહવું? જે પુરૂષ આપવા આવેલાનો અનાદર કરી કૃપણની પાસે માગવા જાય, તેની કીર્ત્તિ વધી હોય તે ક્ષીણ થાયછે. અને માનપણ અપમાનથી હણાઈ જાયછે મેં સાંભળ્યું છે કે તમે વિવાહનેમાટે તૈયાર છો, તો અમુક સમયસુધી જેણે બ્રહ્મચર્ય પાળ્યું છે એવા તમે, આ મારૂં કન્યાદાન લ્યો.

કર્દમઋષિ બોલ્યા કે.—ખરી વાત છે. હું પરણવાની ઇચ્છા રાખુંછું અને આ તમારી દીકરી સગપણ થયાવગરની છે, માટે અમારો આ પેહેલા વિવાહનો પ્રકાર યોગ્ય

* આ બાવીશમા અધ્યાયમાં, વિષ્ણુના કહ્યાપ્રમાણે મનુએ પોતાની પુત્રી દેવહૂતિ કર્દમ ઋષિને આપી, એ વાત કહેવામાં આવશે.

છે. વેદમાં જેવી રીતે કહ્યું છે તેપ્રમાણે તમારી પુત્રીની ઇચ્છા પરિપૂર્ણ થશે. તમારી પુત્રી કે જે પોતાનાં શરીરની કાંતિથીજ ઘરેણાં વગેરેની શોભાને પણ હઠાવેછે તેનો અનાદર કોણ કરે? જે દેવહૂતિ મ્હેલની અગાશીપર ઝાંઝર ઝમકાવતી, દડાની રમતમાં લાગી હતી ત્યારે આકાશમાંથી વિશ્વાવસુ ગંધર્વ તેને જોઇને મોહથી વ્યાકુલ થઇ પોતાનાં વિમાનમાંથી પડી ગયો હતો એવી, સ્ત્રીઓમાં શિરોમણી, જેઓએ લક્ષ્મીનાં ચરણ સેવ્યાં નહોય તેઓને તો જોવાને પણ ન મળે એવી, મનુની દીકરી અને ઉત્તાનપાદની બેન, પોતે ચાલીને આવે તેનો કયો સમજુ પુરૂષ સ્વીકાર ન કરે? એટલામાટે સંતાન ઉત્પન્ન થવા સુધીની બોલીથી આ ભલી સ્ત્રીસાથે હું ગૃહસ્થાશ્રમ કરીશ અને પછીથી સાક્ષાત્ ભગવાને કહેલા અને જ્ઞાનમાં જરૂર જોઇએ એવા અહિંસક ધર્મો પાળવા (સંન્યાસ લેવા) હું ધારૂંછું. આ વિચિત્ર જગત્ જેમાંથી ઉત્પન્ન થયું છે, જેમાં રહ્યું છે અને જેમાં લય પામશે, તે પ્રજાપતિઓના પતિ અનંત ભગવાનની આજ્ઞા મારે પ્રમાણ છે.

મૈત્રેય કહેછે કે.— હે વિદુર! એ કર્દમ મુનિ એટલું બોલીને ભગવાનનું સ્મરણ કરતા ચૂપ થયા અને તેમના મંદહાસ્યથી શોભતાં મુખથી દેવહૂતિનું ચિત્ત લલચાઇ ગયું. પછી રાજી થએલા મનુએ દીકરીનો અને તે પછી પોતાની રાણીનો સ્પષ્ટ રીતે અભિપ્રાય જાણી, એ ગુણસંપન્ન કર્દમઋષિને તેમના જેવીજ પોતાની કન્યાનું દાન આપ્યું. મહારાણી શતરૂપાએ એ સ્ત્રી-ભર્ત્તાને, ઘરેણાં, લુગડાં અને સરસામાન વગેરે અમૂલ્ય દાયજા આપ્યા. પછી યોગ્ય વરને કન્યા આપવાથી જેની મુઝવણ મટી ગઇ છે એવા મનુ, હાથવતે દીકરીનું આલિંગન કરી ઉત્કંઠાથી પરવશ થઇ ગયા. વિરહ નહિ ખમી શકવાથી 'હે મા! હે દીકરી!' એમ બોલતા મનુની આંખ્યોમાંથી વારંવાર આંસુનાં ટીપાં પડતાં દેવહૂતિનો ચોટલો ભીજાઈ રહ્યો. પછી મુનિની રજા લેતાં તેમણે રજા આપી એટલે, રાણીસહિત રથમાં બેશીને મનુરાજા સઘળા પરિવારસહિત પોતાનાં નગરતરફ ચાલ્યા. ઋષિયોને આનંદ આપનારી સરસ્વતી નદીના બન્ને કાંઠાપર શાંત ઋષિયોના આશ્રમ શોભી રહ્યા છે તેઓને માર્ગમાં જોતા આવતા હતા. તે ચક્રવર્તિ રાજાને આવતા જાણી આનંદ પામેલી બ્રહ્માવર્ત દેશની પ્રજા ગાયન, સ્તુતિ અને વાજંત્રની સાથે સામે ગઈ; જે બ્રહ્માવર્ત દેશમાં સર્વ સંપત્તિથી ભરપૂર બર્હિષ્મતી નામની નગરી છે, કે જેના સ્થલમાં વરાહજીએ પોતાનું શરીર ધુણધુણાવતાં તેમનાં રૂવાણાં ખરી પડ્યાં તે, સર્વદા લીલાજ લાગે એવા દર્ભ અને કાંસડારૂપે થયાં છે અને યજ્ઞમાં વિઘ્ન કરનાર રાક્ષસો વગેરેનો જેથી પરાભવ કરી ઋષિયોએ ભગવાવાનની પૂજા કરી છે. મહાત્મા મનુએ પણ એ દર્ભ અને કાંસડારૂપ પવિત્ર ખડને પાથરીને, જે ભગવાનની કૃપાથી પોતાને પૃથ્વીનું રાજ્ય મળ્યું છે, તેમનું યજ્ઞથી પૂજન કર્યું હતું. પછી પોતાની રાજધાની તે બર્હિષ્મતી નગરીમાં પ્રવેશ કરી ત્રણે તાપને મટાડનારાં પોતાનાં ઘરમાં રહી, રાણી અને સંતાનની સાથે ધર્મ, અર્થ અને મોક્ષને વિરોધ ન આવે એવી રીતે સંસારનાં સુખ ભોગવવા લાગ્યા. સવારમાં દેવલોકના ગવૈયાઓ પોતાની સ્ત્રિયોસહિત તેમની રૂડી કીર્તિને ગાતા હતા, તોપણ તે મનું પોતે એકાગ્રચિત્તથી ભગવાનની કથા સાંભળતા હતા. સઘળી સિદ્ધિઓ તે સ્વાયંભુવ મનુને સ્વાધીન હતી, તોપણ ભગવાનની કથાના પ્રભાવથી કોઇ પણ વિષયસુખ તેમને પરવશ કરી શક્યું નહિ. ભગવત્કથાનું શ્રવણ કરતાં, ચિંતન કરતાં, રચના કરતાં અને મુખથી ઉચ્ચારણ કરતાં પોતાના મન્વંતરનો કોઇ પણ પોહોર

તેમનો વ્યર્થ ગયો નહિ. એપ્રમાણે ભગવાનના પ્રસંગથી જાગૃત વગેરે ત્રણ અવસ્થા અને ત્રણ ગુણોને જેમણે મિથ્યા જાણ્યાં છે એવા સ્વાયંભુવ મનુએ, પોતાના સમયના એકોતેર યુગો (એકોતેર ચોકડી) કાહાડ્યા. હે વિદુર! શરીરનાં, મનનાં, અંતરિક્ષનાં, શત્રુનાં અને ટાઢ-તડકા વગેરેનાં દુઃખો ભગવાનના ભક્તને કેમજ હરકત કરે? એ સર્વ પ્રાણિયોનું સર્વદા હિત કરનારા સ્વાયંભુવ મનુએ મુનિજનોના પૂછવાથી મનુષ્યોના સાધારણ ધર્મ અને વર્ણ તથા આશ્રમોના અનેક પ્રકારના વિશેષ પવિત્ર ધર્મો પણ કહ્યા હતા. આ પ્રમાણે વર્ણન કરવાયોગ્ય એવા પેહેલા રાજા સ્વાયંભુવમનુનું અદ્ભુત ચરિત્ર તમારી પાસે વર્ણન કરી દેખાડ્યું. હવે તેમનાં સંતાનનો પ્રભાવ સાંભળો.

**एतत्त आदिराजस्य मनोश्चरितमद्भुतं । वर्णितं वर्णनीयस्य तदपत्योदयं शृणु॥३९॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**पितृभ्यां प्रस्थिते साध्वी पतिमिंगितकोविदा । नित्यं पर्यचरत्प्रीत्या भवानीव भवं प्रभुं ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—માતા-પિતા ગયા પછી પતિવ્રતા અને મનની વાતને જાણી જનારી દેવહૂતિ, નિરંતર પાર્વતી જેમ સદાશિવને સેવે તેમ પ્રીતિથી પતિની સેવા કરવા લાગી. કામ, કપટ, દ્વેષ, લોભ, દુરાચરણ અને મદનો ત્યાગ કરી સાવધાન અને નિરંતર તૈયાર રેહેતી દેવહૂતિએ વિશ્વાસથી, પવિત્રતાથી, માનથી, જિતેંદ્રિયપણાથી, સેવાથી, સ્નેહથી અને મધુર વાણીથી મહાતેજસ્વી પતિને પ્રસન્ન કર્યા. દૈવને ફેરવી શકે એવા સ્વામીપાસેથી મોટા મનોરથને ઇચ્છતી, ભક્તિ કરતી અને નિયમ પાળવાથી તથા તેમાં પણ ઘણો કાળ જવાથી વધારે દુબળી થયેલી એ મનુની પુત્રીને, કૃપાથી પરવશ થયેલા તે કર્દમ મુનિએ પ્રેમનેલીધે ગદ્ગદ કંઠથી કહ્યું, કે 'હે મનુની કુવરી! મોટી સેવાથી અને ભક્તિથી આજ હું તને પ્રસન્ન થયો છું. કેમ કે સર્વ પ્રાણીઓને અત્યંત વહાલા અને સુખ ભોગવવાને યોગ્ય એવા આ દેહને પણ, મારેમાટે દુબળો કરવામાં તેં પાછું વાળી જોયું નથી. હું તને દિવ્ય દૃષ્ટિ આપુંછું તેથી તું મારા વૈભવોને જોઇ લે, કે જે નિર્ભય શોકરહિત અને દિવ્ય વૈભવો સ્વધર્મ, તપ, સમાધિ અને ચિત્તની એકાગ્રતાથી મને વશ્ય થયા છે અને મારી સેવા કર્યાથી તને પણ સ્વાધીન થયાછે. ભગવાનની ભમર હલવાથી (કાળથી) જેઓની રચનાનો નાશ થઇ જાયછે, એવા બીજા વૈભવો તો કોણમાત્ર છે? તું સિદ્ધ થયેલી છો, માટે પોતાના ધર્મથી પ્રાપ્ત થએલા અને મનુષ્યોને રાજાપણાનું અભિમાન રાખતાં પણ મળે નહિ એવા દિવ્ય વૈભવો ભોગવ.' એ પ્રમાણે સઘળી સિદ્ધિઓ અને તેઓના સંબંધની ઉપાસનાઓમાં વિચક્ષણ પતિને બોલતા જોઈ દેવહૂતિની સઘળી ચિંતા મટી ગઈ. પછી કાંઇક લજ્જાસહિત જોતી અને હસતી દેવહૂતિ વિનયથી અને પ્રેમથી ગદ્ગદ વચને બોલી, કે 'હે બ્રાહ્મણોમાં ઉત્તમ મારા સ્વામી! તમે અમોઘ સિદ્ધિયોના અધિપતિ છો, તેથી તમારી પાસે એ સઘળું તૈયારજ છે તે હું જાણુંછું; પરંતુ જે તમે ઠરાવ કર્યો છે, તેપ્રમાણે એકવાર અંગસંગ થવો જોઇએ; કેમ કે મહાત્મા પતિ પાસેથી સતી સ્ત્રિયોને સંતાન પ્રાપ્ત થાય એ મોટો લાભ

* આ ત્રેવીશમા અધ્યાયમાં, તપોયોગથી બનેલાં, સર્વ સંપત્તિવાળાં અને ઇચ્છામાં આવે ત્યાં લઇ જનારાં વિમાન ઉપર કર્દમઋષિની ને દેવહૂતિની પ્રીતિ થઈ, એ વાત કેહેવામાં આવશે.

છે. પણ તે અંગસંગનેસારૂ કામશાસ્ત્રમાં કહ્યાપ્રમાણે પ્રથમ સાધન તૈયાર કરો, કે જે સાધનો મળવાથી આ મારો દેહ, કે જે અત્યંત રમણ કરવાની ઇચ્છાથી દુબળો અને રાંક થયેલો છે, તે રતિ કરવામાં સમર્થ થાય. તમે જગાવેલા કામદેવથી હું પરાભવ પામેલી છું, માટે તે શાંત કરવાનેમાટે જેવું જોઇએ તેવાં ઘરનો વિચાર કરો.' (મૈત્રેય કેહેછે કે) હે વિદુર ! પ્રિયાનું પ્રિય કરવાને ઇચ્છતા તે કર્દમ મુનિએ યોગના બળથી તે ક્ષણમાંજ ધારે ત્યાં જાય એવું એક વિમાન પ્રકટ કર્યું. એ વિમાન સર્વે મનોરથને પૂરનારૂં, સર્વે રત્નોથી ભરપૂર, વધતી જતી સઘળી સમૃદ્ધિવાળું, મણીના સ્થંભોથી શોભતું, દિવ્ય સામાનવાળું, સર્વે કાળમાં સુખ આપનારૂં, વિચિત્ર પ્રકારની નાહાની નાહાની પાટીઓથી અને પતાકાઓથી શણગારેલું, જેઓમાં ભ્રમરાઓ સુંદર ગુંજાર કરી રહ્યા છે એવી વિચિત્ર પુષ્પોની માળાઓથી અને સુતરાઊ તથા રેશમી વગેરે અનેક જાતનાં વસ્ત્રોથી શોભતું હતું. એ વિમાનમાં ઉપરાઉપર રહેલા મ્હેલોમાં જુદી જુદી તળાઇઓ, પલંગ, વીંજણા અને આસનો નાખી રાખ્યાં હતાં. તે તે સ્થલોમાં નોખનોખી કારીગરીઓ બનાવી હતી. ઇંદ્રનીલમણિની ભૂમિ અને પરવાળાની ઓટલીઓ હતી. દરવાજાઓમાં વિદ્રુમ મણિના ઊંબરા અને હીરાનાં કમાડ હતાં. ઇંદ્રનીલમણિથી બનાવેલા મ્હેલોનાં શિખરોઉપર સોનાના કુંભ હતા. હીરાની ભીંતોમાં માણિક, આંખ્યોની પેઠે ચળકતાં હતાં. વિચિત્ર ચંદરવા અને સોનાનાં અમૂલ્ય તોરણો લાગી રહ્યાં હતાં. પોતાની જાતનાં પક્ષિઓને બનાવટનાં માની તે ઉપર ચડી ચડીને, તે તે સ્થળમાં હંસ અને પારેવાંનાં ટોળાં બોલતાં હતાં. વિહાર કરવાની જગ્યા, સુવાનાં ઘર, ભોગનાં ઘર, આંગણાં અને ગઢ બહારની જગ્યાઓ જેવી જોઇએ તેવી રચાઈ હતી, તેથી કર્દમને પોતાને પણ વિસ્મય પમાડે એવું એ વિમાન બન્યું. એવાં એ વિમાનને દેવહૂતિએ થોડા રાજીપાથી જોવા માંડ્યું, તેથી સર્વે પ્રાણીઓના અભિપ્રાયને જાણનારા કર્દમ મુનિ બોલ્યા, કે 'હે પ્રિયા ! આ સામેના દ્રોમાં નાહીને પછી આ વિમાનમાં બેસો; કેમ કે આ ભગવાને બનાવેલું તીર્થ માણસોના મનોરથ પૂરે એવું છે.' એપ્રમાણે પતિનું વચન માની, જેનું શરીર મેલથી ઢંકાયું છે, સ્તન બેરંગ બની ગયાં છે, ચોટલાની વાટ વણાઈ ગઇ છે અને વસ્ત્ર મેલાં છે, એવી કમળસરખાં નેત્રવાળી દેવહૂતિ, એ સરસ્વતીનાં પવિત્ર જળવાળાં તળાવમાં નાહાવા ગઇ. ત્યાં તળાવની અંદર એક હજાર કન્યાઓ એક ઘરમાં બેઠી હતી, તેઓ તેના જોવામાં આવી. એ સઘળી કન્યાઓ જુવાન અને કમળસરખી સુગંધીવાળી હતી. દેવહૂતિને જોઈ એ સઘળી કન્યાઓ તુરત ઉભી થઇ હાથ જોડી બોલી, કે 'અમે તમારી દાસીઓ છિયે, આજ્ઞા કરો, શું કામ કરિયે ?' પછી એ કન્યાઓએ નાહાવાની અમૂલ્ય વસ્તુઓથી દેવહૂતિને નવરાવીને તેને નિર્મલ અને નવાં વસ્ત્ર, અમૂલ્ય વહાલાં અને દીપતાં ઘરેણાં, સઘળા ગુણવાળું અન્ન અને અમૃતની પેઠે મીઠા અને નિશો ચડાવે એવા પીવાના પદાર્થ આપ્યા. દેવહૂતિએ પોતાનું શરીર અરીસામાં જોયું ત્યાં, માથે નાહાવાથી સ્વચ્છ, માળા અને રજ વગરનાં વસ્ત્રવાળું, કન્યાઓએ અત્યંત માન આપેલું, સઘળાં આભરણથી શોભાયમાન, કોટમાં અમૂલ્ય હાર તથા પદક, હાથમાં કંકણ, પગમાં ઝમકતાં સોનાનાં ઝાંઝર, નિતંબઉપર ઘણાં રત્નથી જડેલી સોનાની કટિમેખળા અને અંગમાં કેસરનું લેપન તથા કપાળમાં ચાંડલા વગેરે સૌભાગ્ય જણાવનારી વસ્તુથી દીપતું હતું. દાંત અને ભમર સુંદર હતાં. કમળસરખી આંખોની અ-

ગ્રીઓ મનોહર અને સ્નેહભરેલી હતી તથા કાળા કેશથી મુખ શોભી રહ્યું હતું. એપ્રમાણે પોતાનું સ્વરૂપ જોઈ પોતાના સ્વામી કર્દમ મુનિને સંભારેછે, તેટલી વારમાં એ કર્દમ મુનિ જ્યાં છે ત્યાં પોતે પણ પેલી કન્યાઓસહિત બિરાજેલી જણાઈ. સ્વામિની આગળ હજાર કન્યાઓથી ઘેરાઇને પોતે વગર પ્રયત્ને પોંચી ગઈ, એ તેમની યોગશક્તિ જોઈ 'આ તે શું?' એમ વિસ્મય પામી ગઈ. નાહેલી, નવીનની પેઠે શોભતી, પરણ્યા પેહેલાં જેવી હતી તેવીજ લાગતી, હજાર વિદ્યાધરીઓએ સેવાતી, સારાં વસ્ત્રવાળી અને જેણે પોતાનાં સુંદર સ્તન ઢાંકી લીધાં છે એવી દેવહૂતિને કર્દમ મુનિએ પ્રેમથી વિમાનમાં બેસાડી. જેનું સ્વતંત્રપણું મટયું નથી એવા અને સ્નેહથી ભરપૂર થઇ પ્રિયાની સાથે વિમાનમાં બેઠેલા તથા ચળકતાં નેત્રવાળી વિદ્યાધરીઓએ સેવા કરાતા કર્દમ મુનિ, આકાશમાં તારાઓથી વીંટાએલા અને આસપાસ કુમુદો ઉઘડી રહ્યાં હોય એવા પુનમના ચંદ્રમાની પેઠે શોભવા લાગ્યા. સિદ્ધલોકોએ વખણાતા અને સ્ત્રિયોનાં ટોળાંવાળા કર્દમ મુનિ, તે વિમાનથી આઠ લોકપાળોનાં રમવાનાં સ્થળરૂપ મેરૂપર્વતની કામદેવને વધારનારા પવનથી પ્રિય લાગતી અને ગંગાજીના ધોધના કલ્યાણકારી ઘોંઘાટવાળી ગુફાઓમાં કુબેરજીની પેઠે ઘણા કાળ સુધી રમ્યા. વૈશ્રંભક, સુરસન, નંદન, પુષ્પભદ્રક અને ચૈત્રરથ્ય નામના દેવતાઓના બગીચાઓમાં તથા માનસસરોવરમાં પ્રિયાની સાથે પ્રેમથી તેમણે ઘણા વિહાર કર્યા. ધારે ત્યાં જનારાં મોટાં અને દીપતાં વિમાનથી પવનની પેઠે લોકોમાં ફરતા કર્દમ મુનિ, દેવતાઓ કરતાં પણ વધી ગયા. સંસારનાં દુ:ખને મટાડનાર ભગવાનનાં ચરણારવિંદનો જેઓએ આશ્રય લીધો હોય તેવા ધીર પુરૂષોને મેળવવી કઠણ પડે એવી શી વસ્તુ છે? મોટા યોગી કર્દમ પોતાની સ્ત્રીનેમાટે આશ્ચર્યઆપનારો સઘળો ભૂગોળ દેખાડીને પછી આશ્રમમાં આવ્યા. રમણ કરવામાં ઘણા ઉત્સાહવાળી કાંતાને પોતે નોખનોખાં નવ સ્વરૂપ ધરી રમાડતાં, એ મુનિએ ઘણાં ઘણાં વર્ષો બે ઘડીની પેઠે કાહાડ્યાં. તે વિમાનમાં રતિને વધારનારી ઉત્તમ શય્યામાં પોતાના સુંદર પતિની સાથે શયન કરતી દેવહૂતિને ઘણો સમય વીતી ગયાની ખબરજ ન પડી. એ પ્રમાણે યોગના પ્રભાવથી રમણ કરતાં અને વિષયમાં લાગેલાં તે સ્ત્રી-ભર્ત્તાને સો વર્ષ થોડાક કાળની પેઠે વીતી ગયાં. દેવહૂતિને પોતાનાં અરધાં અંગરૂપ માનતા અને તેને ઘણી પ્રજાની ઇચ્છા છે એમ જાણતા એ આત્મજ્ઞાની મોટા મુનિએ, પોતાનાં નવ રૂપ કરીને તે સ્ત્રીમાં ગર્ભની ઉત્પત્તિ કરી, તેથી તે દેવહૂતિને એકજ દિવસમાં નવ દીકરીઓ આવી. એ સઘળી કન્યાઓ રૂપાળી અને રાતાં કમળસરખા ગંધવાળી હતી. પછી તે મુનિને સંન્યાસ લેવાની તૈયારી કરતા ધારી ઉપરથી હસતી, મનમાં બહુજ કચવાતી અને મણિસરખા નખવાળા પગથી ધરતી ખોતરતી દેવહૂતિ નીચું મોહોડું કરી અને આંસુનાં ટોપાં રોકી ધીરજથી સુંદર વચન બોલી, કે 'આપે મારેમાટે જે વચન આપ્યું હતું તે સઘળું પુરૂં કર્યું, તોપણ મને શરણાગત જાણી અભયદાન દેવું જોઇએ. આપની દીકરીઓને પોતાના યોગ્ય વર પોતાની મેળે શોધી લેવા પડે એ સારૂં નહિ, તેમ આપ સંન્યાસ લઇ વનમાં ગયા પછી મને જ્ઞાનનો ઉપદેશ કરવામાટે એક પુત્ર પણ હોવો જોઇએ. વિષયના પ્રસંગથી પરમાત્માનો વિચાર નહિ કરતાં મારો આટલો કાળ વીતી ગયો તેથી હવે બસ છે. આપ બ્રહ્મવેત્તા છો એમ નહિ જાણતાં વિષયસુખની આસક્તિથી મેં આપનો પ્રસંગ કર્યો છે, તો પણ તે પ્રસંગ મને અભયનેમાટે હોવો જોઇએ. અસાધુ માણસનો અજ્ઞાનથી કરેલો સંગ

જન્મ-મરણ આપેછે, પણ તેવોજ સંગ સાધુજનનો કર્યો હોય તો વૈરાગ્યનું કારણ થાયછે. જે માણસનું હરકોઇ કામ પરિણામે ધર્મનેવાસ્તે, તે દ્વારા વૈરાગ્યનેવાસ્તે અને તે દ્વારા ભગવાનની સેવાનેવાસ્તે ન થાય તે માણસ જીવતેજ મુવો છે. હું ભગવાનની માયાથી બહુજ છેતરાઇ ગઈ; કેમ કે મુક્તિ આપો એવા આપને પામીને મેં મોક્ષની ઇચ્છા કરી નથી.

साहं भगवतो नूनं वंचिता मायया दृढं । यत्त्वां विमुक्तिदं प्राप्य न मुमुक्षेय बंधनात् ॥ ५७ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ मैत्रेय उवाच ॥*

निर्वेदवादिनीमेवं मनोर्दुहितरं मुनिः । दयालुः शालिनीमाह शुक्लाभिव्याहृतं स्मरन् ॥

મૈત્રેય કહેછે.—એ પ્રમાણે વૈરાગ્યની વાત કરતી અને વખાણવાયોગ્ય મનુની દીકરીને ભગવાનનાં વચનનું સ્મરણ કરતા દયાળુ મુનિએ કહ્યું, કે 'હે રાજપુત્રિ! એવી રીતે તમે પોતાને ખેદ કરો મા; કેમ કે થોડા દિવસમાં અવિનાશી ભગવાન્ તમારા ગર્ભમાં આવશે. તમે પતિવ્રતા તો છોજ, તો હવે ઇંદ્રિયોના નિગ્રહથી, સ્વધર્મથી, તપથી, ધનનાં દાન કરવાથી અને શ્રદ્ધાથી ભગવાનને ભજો. તે ભગવાન્ તમે આરાધના કરવાથી પુત્રરૂપ થઇને મારા યશનો વિસ્તાર કરતાં, બ્રહ્મવિદ્યાના ઉપદેશથી તમારા દેહાભિમાનરૂપ ગાંઠને કાપી નાખશે.'

દેવહૂતિ પણ એ પ્રમાણે પોતાના મહાત્મા પતિનાં વચનનો સંપૂર્ણ વિશ્વાસ રાખી અવિનાશી અને સર્વના ગુરૂ ભગવાનની ભક્તિ કરવા લાગી. પછી ઘણો કાળ વીતતાં કર્દમનાં વીર્યદ્વારા તેના ગર્ભમાં આવેલા ભગવાન્ કાષ્ઠમાંથી અગ્નિની પેઠે દેવહૂતિના ઉદરમાંથી અવતર્યા. તે સમયમાં આકાશમાં દુંદુભિ વાગ્યાં; મેઘ વરસવા લાગ્યા, ગંધર્વો ગાન કરવા લાગ્યા અને અપ્સરાઓ આનંદથી નાચવા લાગી; દેવતાઓએ નાખેલી દેવતાઇ ફૂલોની વૃષ્ટિ પડવા લાગી; તથા દિશાઓ, જલ અને લોકોનાં મન સ્વચ્છ થઇ ગયાં. સરસ્વતીએ આંટો લીધેલા કર્દમના આશ્રમમાં મરીચિ વગેરે ઋષિઓને સાથે લઈ બ્રહ્મા આવ્યા. સાંખ્યજ્ઞાનનો ઉપદેશ કરવા સત્વગુણમય અંશથી પરબ્રહ્મ ભગવાન્ જન્મ્યા છે એમ જાણતા, શુદ્ધ ચિત્તથી તેમનાં કર્તવ્યને માન દેતા અને સઘળી ઇંદ્રિયોમાં પ્રસન્ન દેખાતા બ્રહ્માએ કર્દમને કહ્યું, કે "હે બાપ! તેં મારી નિષ્કપટપણાથી પૂજા કરી; કેમ કે મારૂં માન રાખી મારી આજ્ઞાનો સ્વીકાર કર્યો, પિતાની મોટાઇ સમજી તેમની આજ્ઞાનો સ્વીકાર કરવો એટલીજ પુત્રોએ પિતાની સેવા કરવાની છે. હે ભલા પુત્ર! આ તારી દીકરીઓ પોતાના અનેક વંશથી આ સૃષ્ટિનો વધારો કરશે; માટે સહુનું શીલ અને રૂચિ જોઇને મોટા ઋષિઓને આ કન્યાઓનું દાન દે અને પૃથ્વીમાં યશનો વિસ્તાર કર. આ સાક્ષાત્ ભગવાન્ કપિલદેવ, પ્રાણિયોના મનોરથને પૂરે એવો દેહ ધરીને પોતાની માયાથી અવતર્યા છે, તે હું જાણુંછું. હે દેવહૂતિ! શાસ્ત્રનાં જ્ઞાનથી અને અપરોક્ષ જ્ઞાનથી કર્મની જડને ઉખેડી નાખનારા, સોનાસરખા કેશ અને કમળસરખાં નેત્રવાળા તથા ચરણમાં કમળના ચિન્હવાળા આ ભગવાન્, કે જે તારા ગર્ભમાંથી ઉત્પન્ન થયાછે, તે સ્વરૂપની ભૂલ અને ખોટી સમજણરૂપ તારાં

---

* આ ચોવીશમા અધ્યાયમાં, કપિલદેવનો જન્મ થયો તે અને કર્દમઋષિ દેવહૂતિની અને કપિલદેવની રજા લઇ ત્રણ ઋણ છૂટીને મુક્તિને પામ્યા, એ વાત કહેવામાં આવશે.

હૃદયની ગાંઠને (દેહાભિમાનને) કાપી નાખી પૃથ્વીમાં ફરશે અને એ પોતે કે જે જ્ઞાની લોકોના સ્વામી, સાંખ્યવિદ્યાના આચાર્યોએ માનેલા અને તારી કીર્ત્તિને વધારનારા છે, તેમનું લોકમાં 'કપિલ' એવું નામ કેહેવાશે.'' (મૈત્રેય કેહેછે) એ પ્રમાણે બ્રહ્મા કર્દમ અને દેવહૂતિની આશ્વાસના કરી, મરીચિ-વગેરે ઋષિયોને ત્યાંજ રાખતાં સનત્કુમાર અને નારદજીને સાથે લઇ, હંસજોડેલાં વિમાનમાં બેશી સત્યલોકમાં ગયા. બ્રહ્મા ગયા પછી તેમણે પ્રેરેલા કર્દમ મુનિએ તેમના કેહેવા પ્રમાણે પ્રજાપતિઓને પોતાની કન્યાઓ આપી. મરીચિને કલા, અત્રિને અનસૂયા, અંગિરાને શ્રદ્ધા, પુલસ્ત્યને હવિર્ભૂ, પુલહને ગતિ, ક્રતુને ક્રિયા, ભૃગુને ખ્યાતિ, વસિષ્ઠને અરૂંધતી અને અથર્વાને શાંતિ કે જેથી યજ્ઞ થાયછે તે આપી. એ પ્રમાણે વિવાહ કરી જમાઇઓનું અને દીકરીઓનું સારી રીતે સન્માન કર્યું. પરણેલા તે બ્રાહ્મણો રાજી થઈ કર્દમની રજા લઈ પોતપોતાના આશ્રમમાં ગયા. પછી કર્દમમુનિ પોતાને ઘેર ભગવાન્ અવતર્યા છે એમ જાણી તેમને એકાંતમાં મળી પ્રણામ કરી બોલ્યા, કે 'અહો! સંસારમાં પોતાનાં પાપથી રંધાઈ જતા માણસોને ઘણે કાળે દેવતાઓ પ્રસન્ન થાયછે. એકાંતસ્થળોમાં ઘણા કાળ સુધી ભક્તિમાં એકાગ્રતા કરી સંન્યાસી લોકો જેના ચરણને જોવાનેમાટે યત્ન કરેછે, તેજ ભક્તોના પક્ષને પુષ્ટિ આપનાર આપ ભગવાન્, પોતાની હલકાઇ નહિ ગણીને, અમે, કે જે પામર છિયે, તેમનાં ઘરમાં અવતર્યા છો. ભક્તોનું માન વધારનાર આપ પોતાનું વચન સત્ય કરવા અને જ્ઞાનનો ઉપદેશ કરવા મારા ઘરમાં અવતર્યા છો. આપ પ્રાકૃત રૂપ રહિત છો, તેથી ચતુર્ભુજાદિક જે અલૌકિક રૂપ છે તેજ તમને યોગ્ય છે; તોપણ તમારા ભક્તોને જે રૂપ ગમે તેને તમે પણ ગમાડો છો. જેના ચરણનું આસન તત્ત્વ જાણવાની ઇચ્છાથી વિદ્વાનોએ સદાય નમસ્કાર કરવાયોગ્ય છે અને ઐશ્વર્ય, વૈરાગ્ય, યશ, જ્ઞાન, પરાક્રમ તથા લક્ષ્મીથી પરિપૂર્ણ છે, એવા આપને હું શરણે આવ્યો છું. પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્ત્વ, કાળ, અહંકાર ઇત્યાદિક સર્વે શક્તિરૂપ, લોકરૂપ, લોકપાલરૂપ, સર્વજ્ઞ, સર્વશક્તિઓ જેને સ્વાધીન છે એવા, અને જેના સ્વરૂપમાં સર્વ પ્રપંચ લીન છે એવા આપ કપિલદેવને હું શરણે છું. પ્રજાના પતિ એવા આપની હું રજા લઊંછું કે, તમે જન્મવાથી હું કરજ ઊતરી ગયો છું અને મનોરથ પૂર્ણ થયા છે; તેથી હવે સંન્યાસ લઇ હૃદયમાં તમારૂં ધ્યાન ધરી શોકરહિત થઇને ફરીશ.' ભગવાન્ બોલ્યા કે, 'વેદસંબંધી અને લોકસંબંધી કાર્યોમાં મારૂં બોલવું સર્વને પ્રમાણ છે, એટલામાટે મેં તમને વચન આપ્યું હતું; તે સત્ય કરવા આ અવતાર મેં સ્વીકાર્યો છે. સંસારની દુષ્ટ વાસનામાંથી છૂટવાને ઇચ્છનારાઓને આત્મવિચાર કરવામાં જેના અવશ્ય ઉપયોગ છે, એવી તત્ત્વની સંખ્યા કરવાનેસારૂ લોકમાં આ મારો અવતાર છે. આ આત્મજ્ઞાનનો અનાદિ માર્ગ ઘણા કાળથી નાશ પામી ગયોછે, તેને પાછો ચાલુ કરવામાટે આ દેહ મેં ધારણ કર્યો છે. હું તમને રજા આપુંછું. ભલે જાઓ. અને હું પણ અહીં રેહેવાને આપની રજા માગુંછું. સર્વ કર્મો મને અર્પણ કરવાથી જન્મ-મરણમાંથી મુક્ત થઈ સ્વરૂપ જાણવાનેસારૂ મારી ભક્તિ કરજો. જે હું સર્વ પ્રાણિયોનો અંતર્યામી પરમાત્મા છું, તેને તમે પોતાનાં મનથી પોતામાંજ જોઇ શોકરહિત થઈ મોક્ષ પામશો. સર્વ કર્મોને ઉખેડી નાખે એવી બ્રહ્મવિદ્યા હું મારી માતાને આપીશ, કે જેથી એ સંસારમાંથી તરી જશે.' (મૈત્રેય બોલેછે.) એ પ્રમાણે કપિલદેવનાં વચન સાંભળી રાજી થએલા કર્દમ પ્રજાપતિ તેમને પ્રદક્ષિણા કરી વનમાંજ ગયા. અહિંસા વ-

તનું ધારણ કરી, આત્મામાંજ નિષ્ઠા રાખી, આસક્તિ માત્ર મુકી દઈ, અગ્નિહોત્ર અને ઘરનો ત્યાગ કરી પૃથ્વીમાં ફરવા લાગ્યા. કાર્ય તથા કારણથી પર, સર્વનો પ્રકાશ કરનારા, નિર્ગુણ અને એકાગ્રવૃત્તિથી અપરોક્ષ કરેલા પરબ્રહ્મમાં મન રાખી, અહંતા-મમતા અને સુખ-દુઃખાદિકથી રહિત થઇ, ભેદબુદ્ધિનો ત્યાગ કરી સર્વને પોતાના રૂપ જોતા, અને મોજા શાંત થઇ ગયા હોય એવા સમુદ્રની પેઠે જેની બુદ્ધિ વિક્ષેપરહિત થઈ છે, એવા મહાધીર કર્દમ મુનિનું ચિત્ત સર્વ જીવના આત્મા સર્વજ્ઞ પરમાત્મામાં પરમ ભક્તિભાવથી લાગી ગયું તથા સર્વ બંધન છૂટી ગયાં. તે 'સર્વ પદાર્થોમાં પરબ્રહ્મ છે અને પરબ્રહ્મમાં સર્વ પદાર્થો છે તથા તે પરબ્રહ્મ હું છું' એમ જોવા લાગ્યા. એ પ્રમાણે ઇચ્છા અને દ્વેષથી રહિત, સર્વ ઠેકાણે પરબ્રહ્મને જોતા અને ભગવાનની ભક્તિ કરતા કર્દમ મુનિ મુક્તિ પામી ગયા. ૪૭

**इच्छाद्वेषविहीनेन सर्वत्र समचेतसा ।**
**भगवद् भक्तियुक्तेन प्राप्ता भागवती गतिः॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ शौनक उवाच ॥*

**कपिलस्तत्त्वसंख्याता भगवानात्ममायया ।**
**जातः स्वयमजः साक्षादात्मप्रज्ञप्तये नृणां ॥**

શૌનક મુનિએ સૂતને કહ્યું કે.—સાક્ષાત્ પરમાત્મા ભગવાનજ મનુષ્યોને પોતાનાં સ્વરૂપનો બોધ દેવામાટે, પોતાની માયાથી તત્ત્વની સંખ્યા આપનારા કપિલ મુનિરૂપે અવતર્યા, તો સર્વ પુરૂષોમાં અને સર્વ યોગિયોમાં ઉત્તમ એવા એ અવતારની કીર્તિ સાંભળવામાં જો કે મેં આત્મજ્ઞાન સાંભળ્યું છે તોપણ, મારી ઇંદ્રિયો બહુ તૃપ્ત થતી નથી. જેને દેહ ધરવો સ્વાધીન છે એવા ભગવાન્ પોતાની માયાથી જે જે કર્મ કરેછે, તેઓમાં જે વખાણવાયોગ્ય હોય તે મને કહો; કેમ કે તે સાંભળવાની મને શ્રદ્ધા છે.

સૂત બોલ્યા કે.—એ પ્રમાણે તમારી રીતેજ વિદુરે વ્યાસના મિત્ર મૈત્રેય મુનિને પૂછતાં, પ્રસન્ન થએલા તે મુનિએ બ્રહ્મવિદ્યાના વિષયમાં આ પ્રમાણે વિદુરને કહ્યું.

મૈત્રેય કહેછે.—પિતા વનમાં ગયા પછી ભગવાન્ કપિલ મુનિ માતાનું પ્રિયકરવાસારૂ તે બિંદુસરમાંજ રહ્યા. કર્મબંધનરહિત અને તત્ત્વવિદ્યાનો પાર દેખાડનારા તે પોતાના પુત્ર બેઠા હતા, તેમને બ્રહ્માનું વચન સંભારી દેવહૂતિએ કહ્યું, કે "હે મહાત્મા! દુષ્ટ ઇંદ્રિયોના વિષયોની લાલચથી બહુજ થાકી ગયી છું, કે જે લાલચને પૂરતાં મોટાં અંધારામાં પડી છું. આજ તમારા અનુગ્રહથી જન્મ-મરણનો છેડો આવવાનો તેથી, જેનો પારજ ન આવે એવાં એ અજ્ઞાનરૂપ ઘાટાં અંધારાંના પારમાં જનારી આપરૂપ ઉત્તમ આંખ મને મળી છે. પુરૂષોમાં આદિપુરૂષ ઈશ્વર ભગવાન્ આપ, સૂર્યની પેઠે અંધારાંથી આંધળા થયેલા લોકનાં નેત્રરૂપ પ્રકટ થયા છો; એટલામાટે આ દેહાદિકમાં 'હું અને મારૂં' એવા પ્રકારનો જે આગ્રહ તમેજ જોડેલો છે, તે રૂપ મારા મોહને તમારે મટાડવો જોઇએ. શરણાગતનું રક્ષણ કરનાર, પોતાનાં દાસના સંસારરૂપ વૃક્ષને કુવાડાની પેઠે કાપનાર, અને સાચા ધર્મને જાણનારાઓમાં ઉત્તમ એવા આપની પાસે પ્રકૃતિ અને પુરૂષનું સ્વરૂપ જાણવાની ઇચ્છાથી હું શરણે આવી છું." (મૈત્રેય કહેછે) એપ્રમાણે પોતાની માતાની પુરૂષોને મોક્ષમાં પ્રીતિ ઉપજાવનારી અને નિર્દોષ ઇચ્છાને સાંભળી મનથી પ્રશંસા કરીને, આત્મજ્ઞાની સત્પુરૂષોની ગતિરૂપ અને જરા હસવાથી

---

* આ પચીશમા અધ્યાયમાં, સંસારનાં બંધનમાંથી મુક્ત થવાનું માતા પૂછશે. તેને કપિલદેવ પહેલાં ભક્તિનું લક્ષણ કેશે. તે વાત કહેવામાં આવશે.

જેમનું મુખ શોભેછે એવા ભગવાન્ બોલ્યા, કે "માણસોનાં કલ્યાણનેમાટે બ્રહ્મવિદ્યામાં નિષ્ઠા રાખવી એજ ઉપાય છે .એવો મારો સિદ્ધાંત છે; કે જે બ્રહ્મવિદ્યાથી સુખનો અને દુઃખનો અત્યંત નાશ થાયછે. સર્વ અંગોમાં ડાહાપણજ જેમાં ભરેલું છે એવો એ ઉપાય પૂર્વે સાંભળવાને ઇચ્છતા ઋષિયોને મેં કહ્યો હતો, તે તમારી પાસે કહુંછું. ચિત્તજ આ જીવને બંધન આપનારૂં અને મુક્તિ આપનારૂં છે એવો સિદ્ધાંત છે. જો ચિત્ત વિષયોમાં લાગ્યું હોય તો બંધન આપેછે અને પરમાત્મામાં લાગ્યું હોય તો મુક્તિ આપેછે. 'હું અને મારૂં' એવા અભિમાનથી ઉત્પન્ન થયેલા કામ તથા લોભવગેરે મેલ ટળી જવાથી, સુખદુઃખરહિત થઇને સમતામાં આવેલું ચિત્ત જ્યારે શુદ્ધ થાયછે, ત્યારે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવાળાં તે ચિત્તથી પોતાનું સ્વરૂપ, કે જે દેહાદિકથી જુદું, સ્વયંપ્રકાશ, ભેદરહિત, સૂક્ષ્મ, ઉદાસીન, એક અને અખંડ છે, તે જોવામાં આવેછે. અને દેહાદિક નિર્બલ (મોહ કરવામાં અસમર્થ) જોવામાં આવેછે. યોગિયોને સ્વરૂપની પ્રાપ્તિનેમાટે સર્વરૂપ ભગવાનમાં ભક્તિ કરવાજેવો બીજો કોઈ સેહેલો માર્ગ નથી. 'સંગ કરવો એ આત્માને ત્રુટે નહિ એવો પાશ છે' એમ વિદ્વાનોનો સિદ્ધાંત છે; પણ તેજ સંગ જો સાધુઓનો કર્યો હોય તો ખુલેલું મોક્ષનું દ્વાર છે. સુખ-દુઃખને સહન કરનારા, દયાવાળા, સર્વ પ્રાણિયોના મિત્ર, કોઇને શત્રુ તો માનેજ નહિ એવા, શાંત, શાસ્ત્રપ્રમાણે ચાલનારા, સારો સ્વભાવજ જેઓને ઘરેણું છે એવા, એક ભાવથી મારી દૃઢભક્તિ કરનારા, મારેમાટે સર્વ કર્મનો ત્યાગ કરનારા, સ્વજન અને બાંધવોના સ્નેહને મૂકી દેનારા નિરંતર મારી પવિત્ર કથાઓને સાંભળનારા તથા વર્ણન કરનારા જેઓ હોય, તેઓને સાધુ જાણવા. એ લોકોનું ચિત્ત મારામાંજ રહ્યું હોયછે તેથી તેઓને અનેક પ્રકારના તાપ પીડા કરતા નથી. હે સાધ્વિ! સર્વ પ્રકારની આસક્તિઓનો જેઓએ ત્યાગ કર્યો હોય તેઓ સાધુ કેહેવાયછે. તેમાટે એવા લોકોનોજ સંગ કરવો, કેમ કે એઓ વિષયસંગના દોષને મટાડેછે. સાધુજનોના પ્રસંગમાં મારાં પરાક્રમોનું જ્ઞાન થાય એવી અને હૃદય તથા કાનને સુખ આપે એવી કથાઓ થાયછે; અને એવી કથાઓનું સેવન કર્યાવડે અજ્ઞાન ટળ્યેથી મળે એવા પરમેશ્વરમાં શ્રદ્ધા, પ્રીતિ અને ભક્તિ અનુક્રમે થાયછે. મારી સૃષ્ટિવગેરે લીલાનું ચિંતન કર્યાથી પુરૂષને ભક્તિ ઉત્પન્ન થતાં આ લોક અને પરલોકના વિષયસુખમાં વૈરાગ્ય થાય અને તે દ્વારા ઉપાય કરવામાં ઉદ્યોગી થઇને સેહેલા માર્ગથી ચિત્તનો નિરોધ કરવાનું યત્ન કરેછે. વિષયોનાં સેવનનો ત્યાગ કરવાથી, વૈરાગ્યથી વધેલાં જ્ઞાનથી, યોગથી અને મારેવિષે અર્પણ કરેલી ભક્તિથી, હું કે જે પોતાનું સ્વરૂપજ છું, તેને જીવતાંજ પામેછે." દેવહૂતિએ પૂછ્યું કે, 'તમારેવિષે કેવી ભક્તિ કરવી યોગ્ય છે અને તેમાં પણ હું કે જે સ્ત્રીજાતિ છું તેનાથી બની શકે એવી કઈ ભક્તિ છે, કે જે કરવાથી તમારા મોક્ષરૂપ સ્વરૂપને હું વગર પરિશ્રમે પામું. તમને પ્રાપ્ત કરનારો જે યોગ તમે કહ્યો તે કેવા પ્રકારનો છે અને તેનાં અંગ કેટલાં છે, કે જે કરવાથી તત્ત્વજ્ઞાન થાય. આ સઘળી વાત મને સમજાવો, કે જેવી રીતે મંદ બુદ્ધિવાળી સ્ત્રીજાતિની હું, તમારા અનુગ્રહથી એ કઠણ વાતને સેહેજ સમજી શકું.' (મૈત્રેય કેહેછે.–) એપ્રમાણે માતાનું પ્રયોજન જાણી તેનાં ઉદરથી પોતે જન્મ્યા છે તેથી જેને સ્નેહ ઉત્પન્ન થયો છે એવા કપિલદેવ ભગવાને તત્ત્વોનો અનુક્રમ કરવાનું સાંખ્યજ્ઞાન, ભક્તિનો વિસ્તાર અને યોગ એ ત્રણ પદાર્થો કહ્યા. કપિલદેવ બોલ્યા, કે 'વિષયોનું ગ્રહણ થવા ઉપરથીજ જેઓનાં અસ્તિત્વનું

(હોવાપણાનું) અનુમાન થાયછે એવી ઇંદ્રિયો વેદમાં કહ્યા પ્રમાણે ચાલીને તેઓની વૃત્તિ ભગવાનમાંજ રહે, તેજ નિર્વિકાર મનવાળાની નિષ્કામ અને સ્વાભાવિક ભગવદ્દભક્તિ છે. તે મુક્તિ કરતાં પણ શ્રેષ્ઠ છે, કે જે ભક્તિ, અગ્નિ જેમ ખાધેલાં અન્નનો ક્ષય કરી નાખે તેમ લિંગશરીર (વાસના) નો ક્ષય કરેછે. મારા ચરણની સેવામાં પ્રીતિથી લાગેલા અને મારેમાટેજ સર્વ કર્મને કરનારા કેટલાએક લોકો મારાં સ્વરૂપસાથે જોડાઇ જવારૂપ સાયુજ્ય ભક્તિને ઇચ્છતા નથી; પણ એ ભક્તો એકબીજાને મળી મારી લીલાનીજ પ્રશંસા કરેછે. હે માતા ! એ સાધુ લોકો સુંદર, પ્રસન્ન મુખવાળાં, રાતાં નેત્રવાળાં, દિવ્ય અને વરદાન દેનારાં મારાં સ્વરૂપોને દેખેછે અને તેઓનીસાથે મનોહર વાતો કરેછે. જેઓના અવયવો, વિલાસ, હાસ, જોવાં અને બોલવાં અત્યંત રમણીય છે, એવાં એ રૂપોએ જેઓનાં ચિત્ત અને ઇંદ્રિયો ખેંચી લીધાં છે, એ વૈષ્ણવોને મુક્ત થવાની ઇચ્છા નથી હોતી; તોપણ મારી ભક્તિ એઓને મુક્તિ આપેછે. અવિદ્યા ટળી જતાં સત્યલોકમાં મળતી ભોગસંપત્તિ, અણિમાદિક આઠ સિદ્ધિઓ અને ભક્તિની પછવાડે પોતાથીજ પ્રાપ્ત થતી વૈકુંઠ લોકની ઉત્તમ સંપત્તિને જોકે તેઓ ઇચ્છતા નથી, તોપણ એ સઘળું મારા વૈકુંઠ લોકમાં તેઓને મળેછે. જે લોકોને હું આત્માજેવો પ્રિય, પુત્ર જેવો સ્નેહપાત્ર, સખાજેવો વિશ્વાસપાત્ર, ગુરૂ જેવો ઉપદેશક, બાંધવજેવો હિતકારી અને ઇષ્ટદેવજેવો પૂજ્ય છું, તે ભક્તલોકો કદી પણ શુદ્ધ સત્વગુણમય વૈકુંઠ લોકમાં વૈભવરહિત થતા નથી અને મારાં શસ્ત્રરૂપ કાળ પણ એ લોકોનો નાશ કરતો નથી. આ લોક, પરલોક, તેઓમાં જનારો દેહ અને દેહને પછવાડે સ્ત્રી, પુત્ર, પશુ અને ધન તથા ઘર વગેરે જે છે, તે સઘળાંને તથા બીજા પણ કેટલાએક પદાર્થોને મૂકી દઇને, જેઓ હું કે જે સર્વવ્યાપક છું, તેને એકાગ્રભક્તિથી ભજે છે, તેઓને સંસારમાંથી તારૂંછું. હું કે જે પ્રકૃતિ-પુરૂષનો સ્વામી અને સર્વ પદાર્થોનો આત્મા ભગવાન્ છું, તેના આશ્રયવિના સંસારનો તીવ્ર ભય મટતો નથી. આ વાયુ મારી (કાળની) બીકથી વાયછે, સૂર્ય મારી બીકથી તપેછે, ઇંદ્ર મારી બીકથી વૃષ્ટિ કરેછે, અગ્નિ મારી બીકથી પોતાનું કામ કરેછે, તથા યોગિલોકો જ્ઞાન અને વૈરાગ્યસહિત ભક્તિ કરી અવિનાશી સુખનેમાટે મારાં નિર્ભય ચરણારવિંદનો આશ્રય કરેછે. તીવ્ર ભક્તિયોગથી મારામાં રાખેલું મન સ્થિર થાય એટલોજ આ લોકમાં માણસોને કલ્યાણનો ઉદય છે.'

**एतावानेव लोकेस्मिन् पुंसां निश्रेयसोदयः । तीव्रेण भक्तियोगेन मनो मय्यर्पितं स्थिरं ॥ २४ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો કપિલદેવનાં આખ્યાનનો પચીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीभगवानुवाच ॥*

**अथ ते संप्रवक्ष्यामि तत्त्वानां लक्षणं पृथक् । यद्विदित्वा विमुच्येत पुरुषः प्राकृतैर्गुणैः ॥**

કપિલદેવ કેહેછે.– હવે તમારી પાસે જુદાં જુદાં તત્ત્વનાં લક્ષણ કહીશ, કે જે જાણવાથી માણસ પ્રકૃતિના ગુણથી (દેહાદિકથી) છુટો પડે. (તેઓનું અભિમાન મુકી દે.) હૃદયની ગાંઠને (દેહાભિમાનને) તોડનાર આત્મદર્શનરૂપ જે જ્ઞાન માણસને મોક્ષ આપનાર કેહેવાયછે, તે તમા-

* આ છવીસમા અધ્યાયમાં, પ્રકૃતિ અને પુરૂષને ભિન્ન ભિન્ન દેખાડવામાટે સાંખ્યસિદ્ધાંતની રીતિથી જુદાં જુદાં લક્ષણ આપી સર્વ પદાર્થોની ઉત્પત્તિ કેહેવામાં આવશે.

રી પાસે ( આ દ્વારથીજ ) કેહેવાનો છું. જે- આપણો આત્મા છે તેજ પુરૂષ છે. એ પુ- રૂષ અંતર્દૃષ્ટિથી જણાય એવો, અનાદિ, દે- હાદિકથી જુદો, નિર્ગુણ, સ્વયંપ્રકાશ અને જગતમાં વ્યાપ્ત છે. એ પુરૂષ પોતાની પા- સે વગરકારણેજ આવેલી ભગવાનની માયા, ( અજ્ઞાન, ) કે જે સૂક્ષ્મ અને ત્રણ ગુણમ- ય છે, તેને યદૃચ્છાથીજ પ્રાપ્ત થયો. સ્વરૂ- પને ઢાંકી દેનારી અને ગુણથી અનેક પ્ર- કારની તથા તે તે ગુણના જેવાંજ રૂપવાળી પ્રજાઓને ઉત્પન્ન કરતી તે માયાને જોઇ, એ પુરૂષ પોતાના સ્વરૂપને ભુલી ગયો. ( હું દે- હ છું એમ માની બેઠો. ) એ પ્રમાણે દેહ- નો અધ્યાસ થવાનેલીધે, ખરૂં જોતાં દેહ- ના ઇંદ્રિયાદિક પદાર્થો કામ ( વિષયોનું ગ્રહ- ણ ) કરેછે, તોપણ હું કરૂંછું એમ પોતામાં કર્ત્તાપણું માનેછે. હું કર્ત્તા છું એમ માની બેઠો એટલુંજ પોતે કે જે સાક્ષિમાત્ર હોવા- થી અકર્ત્તા છે તેને કર્મથી બંધન, સ્વતંત્ર છે તેને ભોગ ભોગવવામાં પરતંત્રતા અને સુખસ્વરૂપ છે તેને જન્મ-મરણના પ્રવા- હરૂપ થઇ પડયું છે. આત્માને ખોટું દેહા- ભિમાન થયું છે તેનું કારણ કેવળ પ્રકૃતિ ( અજ્ઞાન )જ છે. અને તે દેહ જડ છતાં તેને સુખ-દુઃખનો ભોગ મળતો જે જો- વામાં આવેછે, તે આત્માના પ્રકાશથી છે.

દેવહૂતિ પૂછેછે કે,—હે પુરૂષોત્તમ! (એ દેહ અને તેનું અભિમાન ધરાવનારા જીવ- રૂપ પ્રકૃતિ-પુરૂષની વાત જાણી, પણ હવે) આ જગત્‌નાં કારણરૂપ અને જગત્ આખું જે રૂપ છે, એવાં પ્રકૃતિ-પુરૂષનું ( માયાનું અને ઈશ્વરનું ) સ્વરૂપ કહો.

કપિલદેવ કેહેછે કે.—અનેક કાર્યોમાં ભેદનો વિચાર છોડી દેતાં સર્વનું જે મૂલ અને પ્રધાન તત્ત્વ છે, તે પ્રકૃતિ કેહેવાયછે. એમાં સર્વ પ્રકારનાં કાર્યોનો સમાવેશ છે; ત્રણ ગુણ રહ્યા છે; એ કોઇનો બનાવેલો પ- દાર્થ નથી પણ નિત્ય છે; અને સઘળાં કાર્યો તથા કારણો તેનુંજ રૂપ છે. પાંચ પાંચ દશ અને ચાર એટલે ચોવીશ તત્ત્વો એ પ્રકૃતિ- નીજ બનાવટ કેહેવાયછે. તેમાં પેહેલાં પાંચ એટલે પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ સમજવાં; બીજાં પાંચ એટલે ઉપર લખેલાં પાંચનાં સૂક્ષ્મરૂપ ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ સમજવાં; દશ એટલે કાન, ત્વચા, દૃષ્ટિ, જીભ, નાસિકા, વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદ એ ઇંદ્રિયો સમજવી; અને ચાર એટલે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત સમજવાં. જોકે આ છેલ્લાં ચાર મળીને એક અંતઃકરણજ કેહેવાયછે, તોપણ તેની વૃત્તિ- ઓ ચાર પ્રકારની હોવાથી ચાર નામ આપેલાં છે. સગુણ બ્રહ્મ એટલે માયાની રચના એટલીજ છે અને કાળ એ પણ માયાની એક અવસ્થારૂપ પચીશમું તત્ત્વ છે. કેટ- લાએકનો મત એવો છે કે કાળ એ ઇશ્વિ- રનો પ્રભાવ છે. અજ્ઞાનથી દેહને હું છું એમ માની બેઠેલા જીવને જેથી ત્રાસ થા- યછે અને ત્રણ ગુણની સમતારૂપ તથા ભેદરહિત માયાની જેથી ચેષ્ટા ( વિકૃતિ ) થાયછે, તે મહાસમર્થ કાળ છે એમ કેહેવા- યછે. અથવા એમ જાણવું કે પોતાની માયાનેલીધે જે ભગવાન્ પ્રાણિયોમાં જીવ- રૂપથી સર્વત્ર રહ્યા છે, તે ભગવાનજ દેહથી બાહાર કાળરૂપેકરી રહ્યા છે. જીવોનાં અદૃષ્ટનેલીધે જેના ગુણોમાં ક્ષોભ (ફેરફાર) થવા માંડયો એવી પ્રકૃતિ ( માયા )માં, ઇશ્વિરે ચિદાભાસ ( ચૈતન્યનું પ્રતિબિંબ ) નાખ્યો; તેથી માયામાંથી ઘણાં જ્ઞાનવાળું મહત્તત્વ ઉત્પન્ન થયું. જગત્‌ના પેહેલા અંકુરરૂપ, એકસ્વરૂપ તથા પોતામાં રહેલાં જગત્‌ને પ્રકટ કરતાં એ મહત્તત્ત્વે ( ઇશ્વિ- રની પેહેલી ઇચ્છાએ ) જેમાં પોતાનો લય થયો હતો એવા તીવ્ર તમોગુણના ભાગને પોતાના પ્રકાશથી શમાવી દીધો. સત્વગુણ- વાળું, સ્વચ્છ, રાગદ્વેષાદિકથી રહિત અને ભગવાનને જણાવાનું સ્થાન હોવાથી ‘ વા-

સુદેવ' એવાં નામથી કહેવાતું જે ચિત્ત તે મહત્તત્ત્વનું સ્વરૂપ છે. પૃથ્વીનો સંસર્ગ થયા પહેલાં જલની સ્થિતિ જેમ મધુર, સ્વચ્છ અને શાંત છે, તે પ્રમાણેજ બીજી ગડબડ થયા પહેલાં ચિત્તની વૃત્તિઓ સ્વચ્છ, નિર્વિકાર અને શાંત હોયછે, એ તેનું લક્ષણ છે. ભગવાનની શક્તિથી ઉત્પન્ન થએલાં અને વિકાર પામતાં મહત્તત્ત્વમાંથી, જેમાં ક્રિયાશક્તિ રહી છે એવો સાત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, કે જેમાંથી મન, ઇંદ્રિયો, ઇંદ્રિયોના દેવતાઓ તથા પાંચ મહાભૂતની ઉત્પત્તિ થઇછે. પાંચ ભૂત, ઇંદ્રિય, ઇંદ્રિયોના દેવતાઓ અને મનરૂપ એ અહંકાર હજાર માથાવાળો શેષનાગ કેહેવાયછે. ઇંદ્રિયોના દેવતાઓ, ઇંદ્રિયો અને ગોળક અથવા શાંતપણું, ઘોરપણું અને મૂઢપણું, એ અહંકારનાં લક્ષણ (સ્વરૂપ) છે. વિકાર પામતા સાત્વિક અહંકારમાંથી મન ઉત્પન્ન થયું. સંકલ્પ અને વિકલ્પથી જે કામના થાયછે તે મનનું લક્ષણ છે. શરદ્ઋતુના શ્યામ કમળના જેવી કાંતિવાળું, યોગિઓએ ધીરે ધીરે વશ્ય કરવાજેવું અને સઘળી ઇંદ્રિયો જેની આજ્ઞામાં રહેછે એવું એ મન અનિરૂદ્ધ કેહેવાયછે. વિકાર પામતા રાજસ અહંકારમાંથી બુદ્ધિ ઉત્પન્ન થઇ. પદાર્થોનું સ્ફુરણ થવું અને ઇંદ્રિયોને સહાયતા મળવી એ બુદ્ધિનું લક્ષણ છે. સંશય, ખોટી સમજણ, ખરૂં જ્ઞાન, સ્મરણ અને નિદ્રા એ સઘળી જુદી જુદી વૃત્તિઓ પણ બુદ્ધિનાં લક્ષણ છે. ક્રિયાશક્તિવાળો પ્રાણ અને જ્ઞાનશક્તિવાળી બુદ્ધિ રાજસ અહંકારમાંથી થએલ છે, માટે ક્રિયાશક્તિવાળી કર્મેંદ્રિયો અને જ્ઞાનશક્તિવાળી જ્ઞાનેંદ્રિયો પણ રાજસ અહંકારમાંથી થએલી ગણાયછે. ભગવાનની શક્તિએ પ્રેરેલા અને વિકાર પામતા તામસ અહંકારમાંથી શબ્દ ઉત્પન્ન થયો અને શબ્દમાંથી આકાશ થયું. એ શબ્દને ગ્રહણ કરનારી શ્રોત્ર ઇંદ્રિય છે. શબ્દથી સર્વ પદાર્થોને નામ મળેછે. જે જણ નજરે દેખાતો ન હોય પણ તે કોઇ વસ્તુને જોઇને બોલતો હોય તો તે શબ્દ ઉપરથી ઓળખાયછે, અને શબ્દ એ આકાશનું સૂક્ષ્મ રૂપ છે; એ શબ્દનું લક્ષણ સમજવું. આકાશ, સર્વ પદાર્થોને જગ્યા આપેછે; આ બાહાર છે અને આ અંદર છે એવો વ્યવહાર આકાશ હોવાથી થાયછે અને પ્રાણ, ઇંદ્રિયો તથા મન આકાશના આશ્રયથી રહ્યાં છે; એ આકાશનું લક્ષણ સમજવું. શબ્દ જેનું સૂક્ષ્મ રૂપ છે એવું આકાશ કાળગતિથી વિકાર પામતાં તેમાંથી સ્પર્શ ઉત્પન્ન થયો અને સ્પર્શમાંથી વાયુ થયો. એ સ્પર્શને ગ્રહણ કરનારી ત્વચા ઇંદ્રિય છે. કોમળ, કઠણ, ટાઢું, ઉનું અને વાયુનું સૂક્ષ્મરૂપ એ સ્પર્શનું લક્ષણ છે. વાયુ, પદાર્થોને હલાવેછે, જુદા પડેલા પદાર્થોને ભેળા કરેછે, ગંધને નાકસુધી પોંહોચાડેછે, પદાર્થોને અને શબ્દને દૂર લઇ જાયછે અને સર્વ ઇંદ્રિયોને જોર આપેછે; એ વાયુનું લક્ષણ સમજવું. સ્પર્શ જેનું સૂક્ષ્મ રૂપ છે એવો વાયુ જીવનાં અદૃષ્ટથી વિકાર પામ્યો, તેમાંથી રૂપ ઉત્પન્ન થયું અને રૂપમાંથી તેજ થયું. એ રૂપને ગ્રહણ કરનારી ચક્ષુ ઇંદ્રિય છે. રૂપ પદાર્થોને આકાર આપેછે તથા પદાર્થોના પેટામાં અને પદાર્થોની રચનાના પરિણામરૂપે જણાયછે તથા એ, તેજનો અસાધારણ ધર્મ છે; એ રૂપનું લક્ષણ સમજવું. પ્રકાશવું, રંધાઇ જવું, ભૂખ, તરશ, તેનેલીધે ખાવું, પીવું, ટાઢ મટાડવી અને સુકાવવું એ તેજનાં કામ છે. રૂપ જેનું સૂક્ષ્મ સ્વરૂપ છે એવું તેજ જીવનાં અદૃષ્ટનેલીધે વિકાર પામતાં, તેમાંથી રસ ઉત્પન્ન થયો અને રસમાંથી જલ થયું. એ રસને ગ્રહણ કરનારી જિહ્વા ઇંદ્રિય છે. રસ જાતે મધુર છે તોપણ બીજા પદાર્થોના સંસર્ગનેલીધે તે એકના કષાય, મધુર, કડવો, તીખો, ખાટો અને ખારો

એવા અનેક ભેદ થયા છે, તો તેં એનાં લક્ષણ સમજવાં. પિંડો કરવો, તૃપ્તિ આપવી, જીવાડવું, તરશથી થએલી વિહ્વલતા મટાડવી, ગરમી ટાળવી, કુંડું કરવું, અને કુવા વગેરેમાંથી કાઢતાં છતાં પણ વારંવાર નીકળ્યા કરવું, એ સઘળું જલનું લક્ષણ છે. રસ, જેનું સૂક્ષ્મ રૂપ છે એવું જલ જીવનાં અદૃષ્ટની પ્રેરણાથી વિકાર પામતાં તેમાંથી ગંધ ઉત્પન્ન થયો અને ગંધમાંથી પૃથ્વી થઈ. ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણ ઇંદ્રિય છે. ગંધ જો કે એકજ છે તોપણ સંસર્ગ પામેલા પદાર્થોના અવયવોનો ફેરફાર થવાથી તેના મિશ્રિત, દુર્ગંધ, સુગંધ, શાંત અને ઉગ્ર, ઇત્યાદિક જુદા જુદા ભેદ થાયછે, એ ગંધનું લક્ષણ સમજવું. પૃથ્વીથી પરમેશ્વરની મૂર્ત્તિઓ બનેછે, પૃથ્વી બીજા કોઈની ગરજવિના સ્વતંત્ર રહી શકેછે, જલ વગેરેને ધરી રહીછે, આકાશ વગેરે પદાર્થોની ઉપાધિરૂપ થાયછે, (જેમ કે ઘડામાંનું આકાશ ઘટાકાશ કેહેવાય,) અને પ્રાણિઓને તથા તેઓના સ્રી-પુરૂષપણાવગેરે ગુણોને અનેક પરિણામથી પ્રકટ કરેછે; એ સઘળું પૃથ્વીનું લક્ષણ સમજવું. આકાશનો અસાધારણ ગુણ શબ્દ જેનો વિષય છે તે શ્રોત્ર કેહેવાયછે; વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ જેનો વિષય છે તે ત્વચા કેહેવાયછે; તેજનો અસાધારણ ગુણરૂપ જેનો વિષય છે તે ચક્ષુ કેહેવાયછે; જલનો અસાધારણ ગુણ રસ જેનો વિષય છે તે જિહ્વા કેહેવાયછે અને પૃથ્વીનો અસાધારણ ગુણ ગંધ જેનો વિષય છે તે ઘ્રાણ ઇંદ્રિય કેહેવાયછે. કારણનો સંબંધ કાર્યને હોવાથી કાર્યમાં પોતાના ગુણની સાથે કારણનો ગુણ પણ જોવામાં આવેછે. (જેમ કે વાયુમાં પોતાનો ગુણ સ્પર્શ અને આકાશનો ગુણ શબ્દ પણ જોવામાં આવેછે. તેજમાં પોતાના ગુણ રૂપની સાથે શબ્દ અને સ્પર્શ કે જે આકાશ અને વાયુના ગુણ છે તે જોવામાં આવેછે. જલમાં પોતાના ગુણ રસની સાથે શબ્દ, સ્પર્શ અને રૂપ કે જે આકાશ વાયુ અને તેજના ગુણ છે તે જોવામાં આવેછે.) એટલામાટે પૃથ્વીમાં પોતાના ગુણ ગંધની સાથે શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ, કે જે આકાશ, વાયુ, તેજ અને જલના ગુણ છે, તે સઘળા જોવામાં આવેછે. એ સઘળાં મહત્તત્ત્વવગેરે તત્ત્વો જ્યારે પરસ્પરને નહિ મળતાં જુદાં જુદાં રહ્યાં હતાં, ત્યારે કાલ, કર્મ, અને ગુણના સમાયોગથી ઈશ્વરે તેઓમાં પ્રવેશ કર્યો. ઈશ્વરે પ્રવેશ કરવાથી ભેળાં થયેલાં અને ઉથલપાથલ પામેલાં એ તત્ત્વોમાંથી એક ચેતનાવગરનું ઇંડું ઉત્પન્ન થયું, કે જેમાંથી આ વિરાટ્ પુરૂષ (પુરૂષના આકારમાં ગોઠવાએલું બ્રહ્માંડ) થયો. એ પૃથ્વીરૂપ ઇંડાંને ફરતાં એકએકથી દશદશગણાં વધતાં જલ, તેજ, વાયુ, આકાશ, અહંકાર અને મહત્તત્ત્વ વીટાઇ રહ્યાં છે. (જેમ નાળીએરમાં ટોપરાંના ગોટાને તેથી વધતી કાચલી અને કાચલીને તેથી વધતો ત્રોફો વીટાઈ રહેલ છે તેમ.) અને એ સર્વની ઉપર પ્રધાન (માયા) વીટાઇ રહેલ છે. એ ઇંડાંની અંદર આ સઘળા લોકોના વિસ્તાર છે, કે જે ભગવાનનું સ્વરૂપ કેહેવાયછે. ભગવાને ઉદાસીનપણું (બેદરકારપણું) મુકી દઈ, તે પાણીમાં પહેલાં સોના જેવાં ઇંડાઉપર પોતાની શક્તિ વાપરીને તેમાં ઘણાંક છિદ્ર ઉત્પન્ન કર્યાં. પ્રથમ તે ઇંડાંમાં મોહોડું થયું, કે જેમાં વાણી ઇંદ્રિય અને અગ્નિ દેવતા છે. પછી નાક થયું, કે જેમાં ઘ્રાણ ઇંદ્રિય અને વાયુ દેવતા છે. આંખ્યો ઉત્પન્ન થઈ, કે જેમાં ચક્ષુ ઇંદ્રિય અને સૂર્ય દેવતા છે. કાન ઉત્પન્ન થયા, કે જેમાં શ્રોત્ર ઇંદ્રિય અને દિશા દેવતા છે. ત્વચા ઉત્પન્ન થઇ, કે જેમાં રૂંવાડાં તથા મોવાળા ઇંદ્રિય અને ઔષધિ દેવતા છે. શિશ્ન ઉત્પન્ન થયું, કે જેમાં રેત ઇંદ્રિય અને જલ દેવતા છે. ગુદ ઉત્પન્ન થયું, કે જેમાં અપાન ઇંદ્રિય અને જગતને ભય દેનારો મૃત્યુ

દેવતા છે. હાથ ઉત્પન્ન થયા, કે જેમાં બળ ઇંદ્રિય અને ઇંદ્ર દેવતા છે. પગ ઉત્પન્ન થયા, કે જેમાં ગતિ ઇંદ્રિય અને વિષ્ણુ દેવતા છે. નાડીઓ ઉત્પન્ન થઇ, તેમાં રૂધિર ઇંદ્રિય અને નદીઓ દેવતા છે. પેટ ઉત્પન્ન થયું, તેમાં ભૂખ-તરશ ઇંદ્રિય અને સમુદ્ર દેવતા છે. હૃદય ઉત્પન્ન થયું, તેમાં મન ઇંદ્રિય અને ચંદ્રમા દેવતા છે. વળી હૃદયમાંજ બુદ્ધિ ઇંદ્રિય અને બ્રહ્મા દેવતા, અહંકાર ઇંદ્રિય અને રૂદ્ર દેવતા, તેમજ ચિત્ત ઇંદ્રિય અને ક્ષેત્રજ્ઞ (જીવ) દેવતા છે. * એ સઘળી ઇંદ્રિયો અને દેવતાઓએ ઘણો ઉદ્યોગ કર્યો પણ તે કોઈ વિરાટ્ પુરૂષને ઉઠાડી શક્યાં નહિ, તેથી તેને ઉઠાડવામાટે અનુક્રમથી તેઓએ પોતપોતાના ગોળકમાં પ્રવેશ કર્યો. અગ્નિએ વાણીસહિત મુખમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; વાયુએ પ્રાણસહિત નાકમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; સૂર્યે ચક્ષુસહિત આંખોમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; દિશાઓએ શ્રોત્રસહિત કાનમાં પ્રવેશ કર્યો. તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; ઔષધિઓએ રૂંવાડાંસહિત ત્વચામાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; જળે રેતસહિત શિશ્નમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; મૃત્યુએ અપાનસહિત ગુદમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; ઇંદ્રે બળસહિત હાથમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; વિષ્ણુએ ગતિસહિત પગમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; નદીઓએ રૂધિરસહિત નાડીઓમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; સમુદ્રે ભૂખ-તરશસહિત ઉદરમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; ચંદ્રમાએ મનસહિત હૃદયમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; બ્રહ્માએ બુદ્ધિસહિત હૃદયમાં પ્રવેશ કર્યો તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; રૂદ્રે અહંકારસહિત હૃદયમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠ્યો નહિ; [1]પરંતુ ક્ષેત્રજ્ઞે (જીવે) ચિત્તસહિત જ્યારે હૃદયમાં પ્રવેશ કર્યો, ત્યારેજ એ પુરૂષ પાણીમાંથી ઉઠ્યો. જેમ માણસ સૂતેલો હોય તેને પ્રાણ, ઇંદ્રિય, મન કે બુદ્ધિ, એ કોઈ પણ જીવવિના પોતાના જોરથી ઉઠાડી શકે નહિ. (તેમ ઉપર લખેલાં કોઇ પણ વિરાટ્ પુરૂષને ઉઠાડી શક્યાં નહિ; કેમ કે તેમાં જીવ ન હતો. એ જીવ આવ્યો ત્યારેજ વિરાટ્ પુરૂષ ઉભો થયો. ) આપણા શરીરમાં પણ એ જીવ, કે જે પોતે પરમાત્માજ છે, તેને ભક્તિ, વૈરાગ્ય, ચિત્તની એકાગ્રતા અને જ્ઞાનથી સઘળા જડ પદાર્થોમાંથી વિવેચન કરી, (દેહાદિકથી જુદો જાણી) તેનું ચિંતન કરવું જોઇએ.

**तमस्मिन् प्रत्यगात्मानं धिया योगप्रवृत्तया । भक्त्या विरक्त्या ज्ञानेन विविच्यात्मनि चिंतयेत् ॥ ७० ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો છવીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीभगवानुवाच ॥*

**प्रकृतिस्थोपि पुरुषो नाज्यते प्राकृतैर्गुणैः । अविकारादकर्तृत्वान्निर्गुणत्वाज्जलार्कवत् ॥**

---

* આ ભાગવતમાંજ પૂર્વાપર જોતાં ગોળક, ઇંદ્રિયો અને દેવતાઓની વ્યવસ્થામાં કેટલોક ફેરફાર જોવામાં આવેછે, તે દોષદાયી જાણવો નહિ. કેમ કે જગત્ એક કલ્પિત પદાર્થ છે અને કલ્પિતમાં કાંઇ કરીએ તે સઘળું સંભવેછે.

૧ આ સઘળું આલંકારિક ભાષણ છે, તે મુખ્યત્વેકરી એટલુંજ સમજાવવામાટે છે, કે શરીરમાં આત્માજ એક ચૈતન્ય છે. અને બાકી શરીર, ઇંદ્રિય તથા દેવતા વિગેરે સઘળું જડ છે. માટે આત્મા એટલે આપણે શરીરાદિક કલ્પિત પદાર્થથી જુદા છીએ. પ્રત્યેક શરીરનેમાટે જુદું જુદું લખવું ન પડે એટલામાટે આખા બ્રહ્માંડરૂપ શરીરનું સામટું લખ્યું છે.

* આ સત્તાવીસમા અધ્યાયમાં, ઘણાં સાધનોથી પ્રકૃતિ-પુરૂષનો વિવેક થાયછે અને તેથી મોક્ષ થાયછે, તેવી રીતિ કહેવામાં આવશે.

કપિલદેવજી કહેછે.– આત્મા દેહમાં છે તો પણ નિર્ગુણ હોવાથી અકર્ત્તા છે અને અકર્ત્તા હોવાથી નિર્વિકાર છે; તેનેલીધે દેહનાં સુખ-દુઃખાદિકથી પાણીમાં દેખાતો સૂર્ય જેમ પાણીથી લેપાય નહિ તેમ લેપાતો નથી. એ આત્મા પ્રકૃતિના ગુણ એટલે દેહાદિકમાં આસક્તિ પામેછે, ત્યારે તે દેહાદિક હું છું એવા અહંકારથી મૂઢ બનીને 'હું કર્ત્તા (પાપ પુણ્ય વગેરેનો કરનાર)છું' એવું અભિમાન ધરી બેસેછે; અને એ અભિમાનથી પરવશ અને દુઃખિત થઇને તેથીજ લાગેલા કર્મરૂપ અપરાધનેલીધે સારા, નરસા અને મિશ્રિત અવતારોમાં જન્મ-મરણ પામ્યા કરેછે. વાસ્તવિક જોતાં સંસાર છેજ નહિ, તોપણ વિષયનું ચિંતન કરનારા પુરૂષને તે સંસાર મટતો નથી. જેમ કે સ્વપ્ન ખોટું છે તોપણ તે અવસ્થાવાળાને તે સમયના અનર્થ મટતા નથી. એટલામાટેજ દુષ્ટ ઇંદ્રિયોના વિષયરૂપ માર્ગમાં લાગેલાં ચિત્તને તીવ્ર ભક્તિ કરીને તથા વૈરાગ્ય રાખીને વશ્ય કરવું, યમ-નિયમ વગેરે યોગના માર્ગોથી ચિત્તને વારંવાર એકાગ્ર કરવું, શ્રદ્ધા રાખવી, મારેવિષે ખરો ભાવ રાખવો, મારી કથા સાંભળવી, સર્વ પ્રાણીઓમાં સમતા રાખવી, વૈર રાખવું નહિ, કોઈનો સંગ કરવો નહિ, બ્રહ્મચર્ય પાળવું, મૌન રાખવું, સ્વધર્મ દૃઢ રાખવો, યદૃચ્છાથી કાંઈ મળે તેટલાંથી સંતોષ રાખવો, થોડું જમવું, વિચાર કરવો, એકાંતમાં રેહેવું, શાંતિ, મિત્રતા, કરૂણા અને ધીરજ રાખવી, તથા આ દેહમાં દેહની પછવાડે લાગેલાં સ્ત્રી-પુત્રાદિકમાં 'હું અને મારાં' એવો ખોટો આગ્રહ રાખવો નહિ. એટલાં સાધનોથી ભક્તિ અને વૈરાગ્ય તીવ્ર થતાં પ્રકૃતિ અને પુરૂષનાં યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય, અને તે જ્ઞાનથી જાગ્રત વગેરે બુદ્ધિથી ત્રણ અવસ્થાનું અભિમાન અને દ્વૈત પદાર્થનું દર્શન મટી જતાં, જેમ ચક્ષુના સૂર્યથી આકાશના સૂર્યને જાણીને જોયા કરે, તેમ પોતાના આત્માથી શુદ્ધ આત્માને જાણીને જોયા કરેછે. (અભિપ્રાય એ છે કે ચક્ષુના સૂર્યને અને આકાશના સૂર્યને જેમ ઉપાધિએ કરેલુંજ અંતર છે, તેમ મને તથા પરમાત્માને કેવળ ઉપાધિથીજ અંતર થએલ છે એમ જાણેછે.) એ પ્રમાણે થતાં, પરમાત્મા કે જે ઉપાધિરહિત, ખોટા અહંકારમાં સતરૂપે કરી પ્રકાશમાન, માયાનું અધિષ્ઠાન, કાર્યમાત્રનો પ્રકાશ કરનાર, સર્વવ્યાપક અને પરિપૂર્ણ છે, તેનો સાક્ષાત્કાર થાયછે. જેમ આકાશના સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડયું હોય અને તે પાણીમાંનાં પ્રતિબિંબનું પ્રતિબિંબ ભીંતઉપર પડયું હોય ત્યાં પ્રથમ ભીંત ઉપરના પ્રતિબિંબઉપર દૃષ્ટિ પડી, પછી પાણીનાં પ્રતિબિંબઉપર દૃષ્ટિ પડેછે અને તે ઉપરથી આકાશમાંનાં બિંબઉપર દૃષ્ટિ પડેછે. તેવી રીતે પ્રથમ દેહ, ઇંદ્રિય અને મન વગેરે કે જે પોતાના આત્માથી પ્રકાશિત છે તે ઉપર દૃષ્ટિ પડી, તેનો પ્રકાશ કરનાર પોતાના આત્મા ઉપર દૃષ્ટિ પડેછે અને તે ઉપરથી પોતાનો આત્મા કે જે અંતઃકરણમાં પડેલાં પરમાત્માનાં પ્રતિબિંબરૂપ છે, તેનો પ્રકાશ કરનાર સત્ય અને ચૈતન્યરૂપ પરમાત્માઉપર દૃષ્ટિ પડેછે. સુષુપ્તિ અવસ્થામાં નિદ્રાનેલીધે પાંચ ભૂત, તેઓનાં શબ્દાદિક સૂક્ષ્મરૂપ, મન અને બુદ્ધિ વગેરે અજ્ઞાનમાં લય પામી જતાં, જે સ્વરૂપ નિદ્રારહિત, અહંકારરહિત અને સર્વ પદાર્થોનું અધિષ્ઠાન તથા પ્રકાશ કરનાર છે, તેને ઉપર કહેલા વિચારથી યથાર્થ રીતે પામેછે. સુષુપ્તિમાં સાક્ષી આત્મા નિદ્રા રહિત છે અને સુષુપ્તિનાં સુખ તથા અજ્ઞાનને જાણેછે, તોપણ દેહાદિકનો લય થવાથી તેના અહંકારનો પણ લય થવાથી તે સમયમાં જાણે આત્મા નજ હોય એમ જણાયછે.

દેવહૂતિ પૂછેછે.– હે મહારાજ! (પ્રકૃતિ તથા પુરૂષને જુદાં જાણિયે તોપણ) પ્રકૃતિ

કોઈ સમયમાં પુરૂષને મૂકતી નથી; કેમ કે એ બન્ને એકબીજાના આશ્રયથી રહ્યાં છે તથા નિત્ય છે. જેમ પૃથ્વી અને ગંધ, તથા જળ અને રસ જુદાં જુદાં રહેજ નહિ તેમ પ્રકૃતિ અને પુરૂષ જુદાં જુદાં રેહેજ નહિ. માટે પ્રકૃતિના ગુણ દેહાદિક કે જેઓનેલીધે પુરૂષ અકર્ત્તા છતાં પણ તેને કર્મબંધન થયું છે, તે ગુણો વિદ્યમાન છતાં પુરૂષ તેઓથી મુક્ત કેમ થાય? કોઈ સમયે તત્ત્વવિચાર કરતાં આ સંસારરૂપ મહાભય મટી ગયા જેવો જણાય, તોપણ પ્રકૃતિ કે જે તેનું કારણ છે તે નહિ મટવાથી પાછો દેખાયા વગર રેહે નહિ.

કપિલદેવ કેહેછે.—નિષ્કામ ધર્મ, નિર્મલ અંતઃકરણ, ઘણા દિવસ કથા સાંભળવાથી પુષ્ટ થએલી મારી તીવ્ર ભક્તિ, સ્વરૂપનું યથાર્થ જ્ઞાન, દૃઢ વૈરાગ્ય, તપસહિત યોગ અને અત્યંત દૃઢ ચિત્તની એકાગ્રતા, એટલાં સાધનોથી રાતદિવસ પરાભવ પામતી પુરૂષની પ્રકૃતિ, રોજ બળતી અગ્નિની અરણીની પેઠે ધીરે ધીરે અદૃશ્ય થઈ જાયછે. જેના ભોગ ભોગવી લીધા છે અને પછી નિરંતર દોષદૃષ્ટિ કરીને જેનો ત્યાગ કર્યોછે એવી પ્રકૃતિ, અપરતંત્ર અને સ્વરૂપના આનંદને પામેલા પુરૂષનું કાંઇ અશુભ કરી શકતી નથી. જેમ નહિ જાગેલા માણસને સ્વપ્ન ઘણા ઘણા અનર્થ કરેછે, પણ તેજ સ્વપ્ન જાગેલા માણસને સંસ્કારનેલીધે સ્ફુરતું હોય તોપણ કાંઈ અનર્થ કરી શકતું નથી; તેમ તત્ત્વને જાણનારા અને મારેવિષે મન જોડતા આત્મારામ પુરૂષને પ્રકૃતિ કાંઈપણ મોહ કરી શકતી નથી. આપ્રમાણે ઘણા કાળથી અને ઘણા જન્મથી જ્ઞાનમાં લાગેલો અને બ્રહ્મલોક સુધીના સર્વ પદાર્થોમાં વૈરાગ્ય પામેલો મારો ધીર ભક્ત, મારી ઘણી કૃપાથી જ્યારે યથાર્થ રીતે સ્વરૂપને જાણેછે, ત્યારે આત્મજ્ઞાનથી સઘળા સંશયો કપાઇને લિંગ શરીર (અહંતા-મમતા)નો નાશ થતાં, દેહાદિકથી ભિન્ન અને મારામાંજ રહેલા મોક્ષ નામના પરમ આનંદને જીવતાંજ પામેછે; કે જે આનંદને પામી યોગીને પાછો ભવનો ફેરો રેહેતો નથી. આ સમયમાં અણિમા વગેરે સિદ્ધિયો કે જેઓ યોગથી વધેછે અને જેઓનું યોગવિના બીજું કોઈ કારણ નથી, તેઓ તેને નડવા આવેછે તોપણ એ ભક્તનું ચિત્ત જો તેઓમાં ન લાગે તો તેને મારા સ્વરૂપની પ્રાપ્તિ થાયછે; કે જે પ્રાપ્તિ થયા પછી મૃત્યુનું કશું અભિમાન ચાલતું નથી. (સિદ્ધિયોમાં આસક્તિ થાય તો સિદ્ધને પણ મેં વશ્ય કરી લીધો એવું મૃત્યુને અભિમાન થાયછે.) ૩૦

**यदा न योगोपचित्तासु चेतो मायासु सिद्धस्य विषज्जतेंग । अनन्यहेतुष्वथ मे गतिः स्यादात्यंतिकी यत्र न मृत्युहासः ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीभगवानुवाच ॥ *

**योगस्य लक्षणं वक्ष्ये सबीजस्य नृपात्मजे । मनो येनैव विधिना प्रसन्नं याति सत्पथे ॥**

કપિલદેવ કહેછે.—હે રાજપુત્રિ! હવે સબીજ (આલંબન સહિત) યોગનું લક્ષણ કહીશ, કે જે પ્રકારથી ચિત્ત શુદ્ધ થઈ બ્રહ્મવિદ્યાના માર્ગમાં આવેછે. સ્વધર્મ પાળવો, અધર્મ છોડી દેવો, દૈવગતિથી જે મળે તેમાં સંતોષ રાખવો, આત્મજ્ઞાનીના ચરણનું સેવન કરવું, ધર્મ, અર્થ અને કામના પ્રકારથી નિવૃત્તિ પામવી, મોક્ષ ધર્મમાં પ્રીતિ રાખવી, થોડું તથા પવિત્ર જમવું, નિરંતર એકાંત અને નિર્ભય સ્થાનકમાં રેહેવું, કોઇને પીડા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન

---

* આ અઠ્યાવીશમા અધ્યાયમાં, ધ્યાનથી શોભતા અષ્ટાંગયોગથી, સર્વ ઉપાધિરહિત સ્વરૂપનું જ્ઞાન કેહેવામાં આવશે.

કરવી, જેટલું જોઇએ તેથી વધારે પાસે રાખવું નહિ, બ્રહ્મચર્ય પાળવું, તપ કરવું, પવિત્રતા રાખવી, પાઠનો નિયમ રાખવો, ભગવાનની સેવા કરવી, વૃથા બોલવું નહિ, સારા પ્રકારનાં આસનથી ઘણીવાર બેસવાનો ધીરે ધીરે અભ્યાસ કરી સ્થિરતા કરવી, મનવડે ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી વાળી હૃદયમાં રાખવી, શરીરમાં મૂલાધાર વગેરે જે પ્રાણનાં સ્થાનકો છે તેઓમાંથી એકમાં મનની સાથે પ્રાણનું ધારણ કરવું, ભગવાનની લીલાનું ધ્યાન કરવું, ને મનને બ્રહ્માકાર રાખવું. એ અને એવાજ બીજા પ્રકારોથી મન કે જે દુષ્ટ અને અવળે માર્ગે ચાલનારૂં છે તેને બુદ્ધિથી ધીરે ધીરે વશ્ય કરવું. પ્રાણાયામના અભ્યાસથી પ્રાણને વશ્ય કરવા અને આલસ્ય રાખવું નહિ. આસનપર સ્થિરતાથી બેસવાનો અભ્યાસ કરી, પવિત્ર જગ્યામાં આસન[1] પાથરી તે ઉપર સ્વસ્તિકાસનથી[2] બેશી શરીરને સરખું રાખી પ્રાણાયામનો અભ્યાસ કરવો. પૂરક, કુંભક અને રેચકથી[3] અથવા રેચક કુંભક અને પૂરકથી પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, કે જેથી ચિત્ત સ્થિર થઇને પાછું ચંચલ થાય નહિ. વાયુ અને અગ્નિથી ધમવાનેલીધે સોનું જેમ નિર્મલ થાયછે, તેમ શ્વાસને જીતવાથી યોગિનું મન થોડા દિવસમાં નિર્મલ થાયછે. પ્રાણાયામથી વાત-પિત્ત વગેરે દોષ મટાડવા, વાયુનીસાથે મનને સ્થિર કરવાથી પાપ મટાડવાં, ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી વાળીને વિષયની આસક્તિ મટાડવી અને સ્થિર કરેલાં મનની એક જાતનીજ વૃત્તિ રાખીને રાગદ્વેષાદિકને મટાડવા. યોગ કરવાથી મન જ્યારે નિર્મલ અને સારી પેઠે સ્થિર થાય ત્યારે પોતાના નાકની અણી ઉપર દૃષ્ટિ રાખી ભગવાનનાં સ્વરૂપનું ધ્યાન કરવું. જેનું મુખારવિંદ પ્રસન્ન છે, નેત્ર કમળના ગર્ભસરખાં રાતાં છે, નીલકમળના પત્રસરખી શ્યામતા છે, શંખ, ચક્ર તથા ગદાને ધરી રહ્યા છે, શોભતાં કમળનાં કેસર સરખાં પીળાં રેશમી વસ્ત્ર ધર્યાં છે, વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું ચિન્હ છે, પ્રકાશતો કૌસ્તુભમણિ કંઠમાં ધર્યો છે, મહોન્મત્ત ભ્રમરાઓ જેમાં ગુંજાર કરેછે એવી વનમાળા પેહેરી છે, અમૂલ્ય હાર કંકણ કિરીટ બાજુબંધ અને ઝાંઝર ધર્યાં છે, કટિમેખળાથી નિતંબ શોભી રહ્યો છે, હૃદયકમળમાં બિરાજેછે, અત્યંત રમણીય શાંત અને મન તથા નેત્રને આનંદ આપેછે, ભક્તોને નિરંતર સુંદર દર્શન દેછે, સર્વ લોકો નમસ્કાર કરેછે, અવસ્થા જુવાન છે, દાસલોકોની ઉપર અનુગ્રહ કરવામાં વ્યગ્ર છે, યશ પવિત્ર અને વર્ણન કરવા યોગ્ય છે તથા બલિરાજા વગેરે પવિત્ર કીર્ત્તિવાળા પુરૂષોની કીર્ત્તિને વધારેછે એવા અને જેની લીલા જોવા યોગ્ય છે એવા અંતર્યામી ભગવાનનાં ઉભેલાં, ચાલતાં, બેઠેલાં અથવા સુતેલાં સમગ્ર સ્વરૂપનું શુદ્ધ ભાવવાળાં ચિત્તથી, જ્યાંસુધી તે ચિત્ત તેમાંથી ખશી જાય નહિ ત્યાંસુધી ધ્યાન કરવું. ચિત્ત જ્યારે તેમાં સ્થિર અને સઘળા અવયવોમાં બરાબર લાગેલું જણાય ત્યારે પછી તે ચિત્તને ભગવાનનાં એક અંગમાં જોડવું. તેમાં પ્રથમ ભગવાનનું ચરણારવિંદ કે જેમાં વજ્ર અંકુશ ધ્વજ અને કમળનાં ચિન્હ છે, જેણે ઉંચા રાતા તથા શોભતા નખમંડલના પ્રકાશથી મહાત્મા પુરૂષોનાં હૃદયનો અંધકાર હણી નાખ્યો છે, જેને ધોવાથી નીકળેલાં ગંગાજળરૂપ તીર્થને માથે ધરવાથી શિવને પણ વધારે સુખ મળ્યું છે તથા ધ્યાન કરનારાઓના મનમાંના પાપ-

૧ પ્રથમ દર્ભ, તે ઉપર મૃગચર્મ અને તે ઉપર વસ્ત્ર પાથરવું. ૨ બન્ને સાથળોને પિંડીઓની વચમાં, અને પગના ફણાંઓને ગોઠણની વચમાં રાખીને બેસવું તે સ્વસ્તિકાસન કેહેવાયછે. ૩ બાહારના વાયુને અંદર પેસાડવો તે પૂરક, પેસાડ્યા પછી પકડી રાખવો તે કુંભક અને પકડ્યા પછી બાહાર કાહાડવો તે રેચક કેહેવાયછે.

રૂપ પર્વતઉપર જે વજ્ર પડવા તુલ્ય છે, તેનું ઘણીવારસુધી ધ્યાન કરવું. પછી કમળજેવાં નેત્રવાળાં લક્ષ્મીજી કે જેને દેવતાઓ નમેછે અને સર્વ જગતના કરનાર બ્રહ્માની માતા છે, તેણે પોતાના સાથળઉપર ધરીને હસ્તપલ્લવની કાંતિથી લડાવેલા, અજન્મા ભગવાનના બે ગોઠણનું હૃદયમાં ધ્યાન કરવું. પછી ભગવાનના સાથળ કે જે ગરૂડજીના ખભા ઉપર શોભતા, બળના ભંડારરૂપ અને અળસીનાં ફુલજેવા પ્રકાશેછે તેઓનું ધ્યાન કરવું. પછી ભગવાનનું નિતંબ કે જે ઘુંટીસુધી લાંબાં પીતાંબરની ઉપર રહેલા કટિમેખલાના ઘેરાવસાથે મળી રહ્યુંછે તેનું ધ્યાન કરવું. પછી સર્વ જગતનાં સ્થાનકરૂપ ઉદરમાં રહેલો ભગવાનનો નાભિરૂપ ધ્રો, કે જેમાં બ્રહ્માનાં સ્થાનકરૂપ લોકાત્મક કમળ ઉગ્યું હતું તેનું ધ્યાન કરવું. પછી ઉત્તમ નીલમણિના જેવા ભગવાનના સ્તન કે જે સ્વચ્છ હારની કિરણોથી શ્વેત લાગેછે તેઓનું ધ્યાન કરવું. તે પછી ભગવાનનું વક્ષઃસ્થલ કે જેમાં લક્ષ્મી રહેલછે અને જે ભક્તોને મનને તથા નેત્રને સુખ આપેછે તેનું ધ્યાન કરવું. તે પછી સર્વ લોકોએ નમસ્કાર કરેલા ભગવાનનો કંઠ કે જે કૌસ્તુભમણિને પણ શોભા આપેછે તેનું ધ્યાન કરવું. તે પછી ભગવાનના બાહુ કે જેઓનાં કંકણ સમુદ્ર મંથન કરતી વખતે મંદરાચલ ફેરવવાનેલીધે ઘસાવાથી ઉજળાં થયાં છે તથા જેઓમાં લોકપાલ દેવતાઓ રહ્યા છે તેઓનું ધ્યાન કરવું. તેપછી હજાર આરાવાળાં અને સહન નહિ થઈ શકે એવાં તેજવાળાં ચક્રનું અને ભગવાનના હસ્તકમળમાં રાજહંસની પેઠે શોભતા શંખનું ધ્યાન કરવું. કૌમોદકી ગદા કે જે ભગવાનને વહાલી છે અને શત્રુઓના લોહીના ગારાથી ખરડાએલી છે તેનું તથા ભગવાનની માળા કે જેમાં ઘણા ભ્રમરાઓ ગુંજાર કરેછે તેનું સ્મરણ કરવું. પછી ભગવાનના કંઠમાં રહેલા તથા જીવાત્માના સ્વરૂપભૂત કૌસ્તુભમણિનું *સ્મરણ કરવું. તે પછી ભક્તોઉપર દયાનેલીધે જેમણે સાકાર સ્વરૂપ ધર્યું એવા ભગવાનનું મુખારવિંદ, કે જેમાં ચળકતાં મકરાકૃતિ કુંડલથી ગાલ શોભી રહ્યા છે, ભ્રૂકુટિ તથા નાસિકા સુંદર છે તથા જે મુખારવિંદ પોતાની શોભાથી, પોતા ઉપરના વાંકા કેશના સમૂહથી તથા પોતાનાં સુંદર નેત્રથી, લક્ષ્મીવાળાં, ભ્રમરાઓએ સેવાતાં અને પાસે માછલાંની જોડીવાળાં કમળનો પણ તિરસ્કાર કરેછે, તેને મનમાં પ્રકટ કરી આલસ્ય મૂકી ધ્યાનમાં લેવું. તેપછી કૃપાથી અધિક અને ભયંકર ત્રણ તાપને શમાવવાસારૂ નેત્રથી મૂકેલો કટાક્ષ કે જે મંદહાસ્યયુક્ત અને ઘણા પ્રસાદવાળો છે, તેનું હૃદયમાં લાંબી ભાવનાથી ધ્યાન કરવું. તેપછી ભગવાનનો અતિ સુંદર મંદહાસ કે જેથી પ્રણામ કરનારા સર્વ લોકોના ઘણા શોકથી થયેલાં આંસુનો સમુદ્ર પણ સુકાઇ જાયછે તેનું ધ્યાન કરવું. પછી ભગવાનની ભ્રૂકુટિનું મંડલ કે જે મુનિયોને મોહ કરવા પ્રવર્ત્તેલા કામદેવને પણ પોતાની માયાથી મોહ ઉપજાવવાસારૂ રચાએલું છે તેનું ધ્યાન ધરવું. પછી પોતાનાં હૃદયાકાશમાં જણાએલા ભગવાનનો અતિ સુંદર હોવાનેલીધે પ્રયત્નવિના પણ ધ્યાનમાં આવતો સ્ફુટ હાસ, કે જે થવાથી નીચલા હોઠની ઘણી ઝાંઈ પડતાં ઝીણા અને મોગરાની કળીઓસરખા દાંતની પંક્તિ પણ રાતી જેવી જણાયછે તેનું ધ્યાન કરવું. અને એનું ધ્યાન કરતાં પ્રેમરસવાળી ભક્તિથી તેમાંજ ચિત્ત રાખી તેથી બીજું કાંઈપણ જોવાની ઇચ્છા કરવી નહિ; એટલે તેમાંથી ચિત્તને ચલાયમાન કરવું નહિ. એ પ્રમાણે સબીજ એટલે ભગવાનના સ્વરૂપનાં આલંબનસહિત યોગ કરતાં ભગવાનમાં પ્રેમ પ્રાપ્ત થતાં ભક્તિનેલીધે હૃદય પીગળી જાય, આનંદથી રૂવાડાં ઉભાં થઈ જાય, અને ઉ-

કંઠાથી આવતાં આંસુનાં ટીપાંથી મુંઝાય, એટલે પછી ચિત્ત કે જે ભગવાનને પકડવામાં માછલાંની કુંઠી જેવું છે, તેને ધીરે ધીરે ભગવાનનાં અંગથી જુદું પાડેછે; અર્થાત્ તેનું ધ્યાન ધરવામાં ઓછું પ્રયત્ન કરેછે. એ પ્રમાણે જ્યારે ચિત્તમાંથી ધ્યાન કરવાનું ભગવત્સ્વરૂપ જતું રહેછે અને વૈરાગ્યનેલીધે બીજા શબ્દ-સ્પર્શાદિક વિષયો તેમાં આવતા નથી, ત્યારે તે ચિત્ત ધ્યાન ધરનારા યોગીમાં નહિ રહી શકતાં, જેમ દીવો ઠરી જઇને તેજરૂપ થઈ જાયછે તેમ લય પામીને બ્રહ્માકાર થઈ જાયછે. આ સમયમાં જેની દેહાદિક ઉપાધિ મટી ગઈ છે એવો યોગી પોતાનાં સ્વરૂપને બીજા પદાર્થના અંતરરહિત, એક અને અખંડ જુવેછે. એ પ્રમાણે છેલી એટલે સુષુપ્તિમાંથી જેમ પાછી ઉઠેછે તેમ પાછી ન ઉઠે એવી મનની નિવૃત્તિ (લય) થવાથી, સુખ-દુઃખથી જુદાં બ્રહ્મસ્વરૂપમાં નિષ્ઠા પામેલો યોગી સુખ-દુઃખનું ભોક્તાપણું જે પોતામાં પ્રથમ જણાતું હતું તેને અવિદ્યાથી થયેલા અહંકારમાં નાખી દેછે; એટલે સુખ-દુઃખને ભોગવનારપણું ખોટા અહંકારમાંજ છે, મારામાં નથી એમ જુવેછે; કેમ કે તેને પોતાનું સ્વરૂપ અપરોક્ષ થયું છે. ઉપર લખેલાં લક્ષણવાળો સ્વરૂપને પામેલો યોગી પોતાના દેહને પણ દેખે નહિ. ત્યારે સુખ-દુઃખને તો ક્યાંથીજ દેખે? મદિરા પીવાથી બેભાન થએલા માણસને જેમ પેહેરેલાં લુગડાંની ખબર ન રહે; તેમ એવા યોગીને પણ પોતાનો દેહ આસન ઉપરથી ઉઠેલો હોય, ઉઠીને ત્યાંજ ઉભો હોય, તે ઠેકાણેથી ખશી ગયો હોય અથવા પ્રારબ્ધના વેગથી પાછો તે ઠેકાણે આવેલો હોય તેનું ભાન રેહેતું નથી. પ્રારબ્ધને સ્વાધીન થએલો તેનો દેહ જ્યાંસુધી પોતાને ઉત્પન્ન કરનારૂં પ્રારબ્ધ હોય ત્યાંસુધી ઇંદ્રિયસહિત જીવેછે; પરંતુ સમાધિપર્યંત યોગને પોહોંચેલો અને આત્મસ્વરૂપને જાણી ગયેલો તે યોગી પાછો સ્વપ્ન અવસ્થાના દેહ જેવા તે પ્રપંચસહિત દેહને હું અને મારો કરી માનતો નથી. જેમ સ્નેહનેલીધે પોતારૂપ માનેલા પુત્રથી અને ધનથી પુરૂષ જુદો છે, તેમ પોતારૂપ માનેલા દેહાદિકથી પણ પુરૂષ જુદો છે. જેમ અવિવેકી લોકોએ અગ્નિરૂપ મનાતાં કાષ્ટથી, અગ્નિથી થએલા ધુવાડાથી અને તણખાથી પણ અગ્નિ જુદો છે, તેમ અજ્ઞાનથી, ભૂત તથા ઇંદ્રિયસહિત અંતઃકરણથી અને દ્રષ્ટા જીવથી પણ પરબ્રહ્મ ભગવાન્ જુદા છે. (સર્વથી પરમાત્મા જુદા છે પણ પરમાત્માથી કાંઈ જુદું નથી.) જેમ સઘળા સ્થાવર-જંગમ પદાર્થોમાં પાંચ ભૂત છે અને પાંચ ભૂતમાં સર્વ પદાર્થો છે, તેમ સર્વ પદાર્થોમાં હું છું અને મારામાં સર્વ પદાર્થો છે, એમ અદ્વૈત દૃષ્ટિથી જોવું. અગ્નિ એકજ છે તોપણ લાકડાંના લંબાઇ-ટુંકાઈ વગેરે ફેરફારથી જુદા જુદા પ્રકારનો દેખાયછે, તેમ આત્મા એકજ છે તોપણ પ્રત્યેક દેહના ગુણના ફેરફારનેલીધે ભિન્ન ભિન્ન જણાયછે. માટે આ કાર્ય-કારણરૂપ અને સત્ કે અસત્પણાથી કહી શકાતી નથી એવી ભગવાનની માયાને ભગવાનની કૃપાથીજ જીતી લઇને પોતાનાં કેવલ સ્વરૂપથીજ રહેછે.

**तस्मादिमां स्वां प्रकृतिं दैवीं सदसदात्मिकां । दुर्विभाव्यां पराभाव्यस्वरूपेणावतिष्ठते ॥ ४४ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો કપિલમુનિના આખ્યાનનો 'સાધનાનુષ્ઠાન' એવા નામનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ देवहूतिरुवाच ॥*

**लक्षणं महदादीनां प्रकृतेः पुरुषस्य च । स्वरूपं लक्ष्यतेऽमीषां येन तत्पारमार्थिकं ॥**

દેવહૂતિ પૂછેછે.—પ્રકૃતિ, પુરૂષ અને મહત્તત્ત્વ વગેરેનું ખરૂં સ્વરૂપ જેથી જણાય એવું એઓનું લક્ષણ સાંખ્યની રીતીપ્રમાણે તમે કહ્યું, પણ તે સઘળું કહેવાનું પ્રયોજન ભક્તિયોગ છે, એટલામાટે ભક્તિયોગનો માર્ગ મારીપાસે વિસ્તારથી કહો. જીવને અનેક યોનિયોમાં જન્મ-મરણ થાયછે તેની વાત પણ કહો, કે જેથી માણસને સર્વ વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય. તેમજ બ્રહ્માદિકનો પણ નિયંતા, મહાપ્રતાપી અને આપરૂપ જે કાળ છે તેનું સ્વરૂપ પણ કહો, કે જેની બીકથી લોકો પુણ્ય કરેછે. અજ્ઞાનનેલીધે ખોટાં દેહાદિકમાં અભિમાન રાખનાર કર્મોમાં આસક્તિ રાખી રાખીને થાકેલા અને સંસારરૂપ અપાર અંધારામાં સુતેલા લોકને જગાડવામાટે યોગનો પ્રકાશ કરનાર સૂર્યરૂપ તમે પ્રકટ થયા છો.

મૈત્રેય કહેછે.—હે વિદુર! એ પ્રમાણે માતાનાં સુંદર વચનનો સત્કાર કરી, રાજી થએલા અને દયાથી ઘેરાએલા કપિલ મુનિ બોલ્યો.

કપિલદેવ કહેછે.—હે માતા! ઘણા માર્ગોથી ભક્તિયોગ ઘણા પ્રકારનો કહેવાયછે. માણસોના સ્વભાવરૂપ સત્વ, રજ અને તમોગુણનેલીધે ફલના સંકલ્પ જુદા જુદા હોયછે, તેનેલીધે ભક્તિ પણ જુદા જુદા પ્રકારની ગણાયછે. કોઇને પીડા કરવાની ધારણાથી, કપટ કરવાની ધારણાથી અથવા પરાયો ઉત્કર્ષ નહિ ખમી શકાયાથી, ક્રોધ તથા ભેદદૃષ્ટિ રાખીને જેઓ મૂર્તિ વગેરેમાં મારી ભક્તિ કરે, તેઓ ત્રણે પ્રકારના, તમોગુણી ભક્ત કહેવાયછે. વિષયોની ઇચ્છાથી, યશની ઇચ્છાથી અથવા ઐશ્વર્યની ઇચ્છાથી ભેદદૃષ્ટિ રાખીને જેઓ મૂર્તિ વગેરેમાં મારી પૂજા કરે, તેઓ ત્રણે પ્રકારના, રજોગુણી ભક્ત કહેવાયછે. પાપના ક્ષયનેસારૂ, કર્મનું અર્પણ કરી ઈશ્વરને પ્રસન્ન કરવાસારૂ અથવા કર્મ બરાબર થાય તેનેસારૂ ભેદદૃષ્ટિ રાખીને જેઓ મૂર્તિ વગેરેમાં મારી ભક્તિ કરે, તેઓ ત્રણે પ્રકારના, સત્વગુણી ભક્ત કહેવાયછે.[1] મારા ગુણોનું શ્રવણ કરતાંજ હું કે જે સર્વનો અંતર્યામી છું તેમાં, સમુદ્રમાં ગંગાજલની ગતિની પેઠે અવિચ્છિન્ન (વચમાં તુટે નહિ એવી) મનની ગતિ રહ્યા કરે અને તે રેહેવામાં કોઇ પ્રકારનાં ફલની ઇચ્છા કે ભેદદૃષ્ટિ ન હોય, એ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ કહેવાયછે. એવી નિર્ગુણ ભક્તિ કરનારાઓને કેવળ મારી સેવા કરવાનીજ ઇચ્છા હોયછે તેથી સાલોક્ય (મારી સાથે એક લોકમાં વાસ), સાર્ષ્ટિ (મારા જેવું ઐશ્વર્ય), સામીપ્ય (મારી પાસે રેહેવું), સારૂપ્ય (મારા જેવું રૂપ) અને એકત્વ (મારા સ્વરૂપમાં મળી જવું) હું આપવા માંડું તોપણ તેઓ લેતા નથી. આનું નામ નિર્ગુણ ભક્તિયોગ કહેવાયછે, કે જેથી ત્રણે ગુણના ફળરૂપ સંસારને મૂકી પરમ પદની પ્રાપ્તિ થાયછે. નિષ્કામ અને શ્રદ્ધાદિક સહિત સ્વધર્મ પાળવો, નિષ્કામ અને જેમાં ઘણી હિંસા[2] ન આવે એવી રીતે રોજ પૂજા કરવી, મારી મૂર્તિ વગેરેનાં દર્શન સ્પર્શ પૂજા અને વંદન કરવાં, પ્રાણિમાત્રમાં મારી ભાવના કરવી, ધીરજ રાખવી, વૈરાગ્ય રાખવું,

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં, ઘણા પ્રકારનો ભક્તિયોગ, કાલનું બળ અને વૈરાગ્યનેસારૂ જન્મ-મરણની ત્રાસદાયી વાત કહેવામાં આવશે.

૧ શ્રવણ અને કીર્તન વગેરે ભક્તિના નવ ભેદોમાં પણ પ્રત્યેકના તામસ, રાજસ અને સાત્વિક એ ત્રણ ત્રણ ભેદ કરી, તેઓના પણ ફલની ઇચ્છાપ્રમાણે ભેદ કરીએ તો સગુણભક્તિના એકાશી ભેદ થાયછે. ૨ ફુલ-ફલ વગેરે તોડવાં એ પણ હિંસામાં ગણાયછે.

મહાત્માઓને ઘણું માન દેવું, દીનઉપર દયા કરવી, પોતાની બરોબરીઆ હોય તેઓની સાથે મિત્રતા કરવી, યમ-નિયમ પાળવા, જ્ઞાનશાસ્ત્રો સાંભળવાં, મારાં નામ લેવાં, સરલતા રાખવી, સાધુજનનો સંગ કરવો, અને અહંકારનો ત્યાગ કરવો. એટલા ગુણો રાખવાથી ભક્તનું અંતઃકરણ શુદ્ધ થાયછે, તેથી મારા ગુણનું શ્રવણ થતાંજ તે અંતઃકરણ અનાયાસથી મારાં સ્વરૂપમાં આવેછે. ગંધ કે જેને લૈજનાર વાયુ છે તે, પોતાનાં સ્થાનથી નાકની પાસે પોતાની મેળેજ આવેછે, તેમ ભક્તિયોગમાં લાગેલું અને વિકાર રહિત થએલું મન આત્માને પોતાની મેળેજ પામેછે. સર્વનો અંતર્યામી હું સર્વ પ્રાણિયોમાં સદાય રહ્યો છું, તેની અવજ્ઞા કરીને માણસ જો મૂર્તિપૂજન કરે તો તે ચાળા ચૂંથેછે. હું કે જે સતરૂપે સર્વ પ્રાણીઓમાં રેહેનાર ઈશ્વર છું, તેની ઉપેક્ષા કરીને માણસ જો મૂર્તિપૂજન કરે તો તે મૂઢપણાથી રાખમાંજ હોમેછે એમ સમજવું. પરાયાં શરીરમાં જે હું છું તેનો દ્વેષ કરનાર, અભિમાની, ભેદદૃષ્ટિ રાખનાર અને પ્રાણિયોસાથે વૈર બાંધનાર માણસનું ચિત્ત (મૂર્તિપૂજન કરે તોપણ) શાંતિ પામતું નથી. નોખનોખા અનેક પદાર્થોની સામગ્રીથી મૂર્તિને પૂજતો હોય તોપણ પ્રાણિયોની જે નિંદા કરતો હોય તેને હું પ્રસન્ન થતો નથી. હું ઈશ્વર કે જે સર્વ પ્રાણિયોમાં રહ્યો છું તેને જ્યાંસુધી પોતાનાં હૃદયમાં જાણે નહિ, ત્યાંસુધી પોતાનાં કર્મ કરતાં અવકાશપ્રમાણે મૂર્તિ વગેરેમાં પૂજા કરવી. જે પોતામાં અને પરમાં જરા પણ ભેદ લેખેછે, તે ભેદદૃષ્ટિવાળાને હું મૃત્યુરૂપે કરી ભય કરૂંછું. (કેમ કે ભેદદૃષ્ટિ એટલે દેહાભિમાન રેહેવાથી પામર માણસ પોતાને મરનાર જાણેછે.) એટલામાટે હું કે જે સર્વ પ્રાણિયોમાં રેહેનાર અને સર્વનો અંતર્યામી છું તેની દાન, માન, મૈત્રી અને સમદૃષ્ટિથી પૂજા કરવી. (સર્વ પ્રાણિયોમાં એપ્રમાણે વર્તવું.) અચેતન કરતાં સચેતનને શ્રેષ્ઠ સમજવા, સચેતન કરતાં પ્રાણવાયુની વૃત્તિવાળાઓને, તેઓથી ચિત્તવાળાઓને, તેઓથી ઇંદ્રિઓની વૃત્તિવાળાઓને[1], તેઓથી રસ જાણનારાઓને,[2] તેઓથી ગંધ જાણનારાઓને,[3] તેઓથી શબ્દ જાણનારાઓને,[4] તેઓથી નોખનોખાં રૂપ જાણનારાઓને,[5] તેઓથી બન્ને તરફ દાંતવાળા પગવિનાનાઓને, તેઓથી ઘણા પગવાળાઓને, તેઓથી ચાર પગવાળાઓને અને તેઓથી પણ મનુષ્યોને શ્રેષ્ઠ સમજવા. મનુષ્યોમાં પણ ચાર વર્ણ શ્રેષ્ઠ છે. તેઓમાં પણ બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. બ્રાહ્મણોમાં પણ વેદ જાણનાર, તે કરતાં પણ વેદના અર્થ જાણનાર, તે કરતાં પણ વેદનાં પદ તથા વાક્યના અર્થનો વિચાર કરનાર (મીમાંસક), તેઓમાં પણ પોતાનાં કર્મ કરનાર, તેથી પણ નિષ્કામ રહીને કર્મ કરનાર અને તેથી પણ જેણે સઘળાં કર્મ, તેઓનાં ફળ અને પોતાનો દેહ મને અર્પણ કરી દીધો હોય, તે શ્રેષ્ઠ[6] અને મારાથી અંતર રહિત છે. કર્મને અને પોતાના દેહને મને અર્પણ કરી દેનાર, કર્તાપણાના અભિમાન રહિત અને સમદૃષ્ટિવાળા પુરૂષ કરતાં હું કોઈ પ્રાણીને અધિક લેખતો નથી. ઈશ્વર ભગવાન્, સર્વમાં અંતર્યામીરૂપે રહ્યા છે એમ જાણી મનથી ઘણું માન આપી સર્વ પ્રાણીઓને પ્રણામ કરવો. હે મનુની પુત્રિ! ભક્તિયોગ અને અષ્ટાંગયોગ એ બન્ને મેં તમને કહી સંભળાવ્યા, કે જેઓમાંથી એક થાય તોપણ પુરૂષ પરમાત્માને પામે. સર્વનું નિયંતા, પ્રકૃતિ-પુરૂષરૂપ અને તેથી જુદું પણ જે

---

૧ વૃક્ષોને ઇંદ્રિઓની વૃત્તિઓ છે એમ મહાભારતના મોક્ષધર્મમાં લખ્યું છે. ૨ માછલાં વગેરે. ૩ ભ્રમર વગેરે. ૪ સર્પ વગેરે. ૫ કાગડા. ૬ સર્વ ઉપર સારી દૃષ્ટિ રાખવામાં પણ જે જેનાથી અધિક કહ્યું છે, તેને તેનાથી વધારે માન દેવું એવો અભિપ્રાય છે.

ભગવાનનું સ્વરૂપ છે તેજ દૈવ કેહેવાયછે; કે જેથી પ્રાણિઓને વિચિત્ર પ્રકારની યોનિયો પ્રાપ્ત થાયછે. એજ ભગવાનનું દિવ્ય રૂપ કે જેથી વસ્તુઓના સ્વરૂપનો ફેરફાર થાયછે તે કાળ કેહેવાયછે. મહત્તત્ત્વ વગેરે સર્વ પદાર્થોને અને દેહાભિમાનવાળા જીવોને એ કાળથીજ ભય થાયછે. સર્વના આશ્રયરૂપ અને યજ્ઞોનાં ફળ આપનાર જે ભગવાન્ પ્રાણિયોની અંદર પેશીને પ્રાણિયોથીજ પ્રાણિયોનો સંહાર કરેછે, તે વશ કરનારાઓમાં અગ્રણી કાળ કેહેવાયછે. એ કાળને કોઇ વહાલો નથી, કોઇ દ્વેષપાત્ર નથી અને કોઇ સગો પણ નથી. સર્વનો અંત લાવનાર એ કાળ, સાવધ રહીને ગાફલ લોકમાં પ્રવેશ કરેછે. કાળની બીકથીજ વાયુ વાયછે, સૂર્ય તપેછે, ઇંદ્ર વર્ષેછે અને તારાગણ પ્રકાશેછે. વનસ્પતિ, લતા અને ઔષધિઓ કાળની બીકથીજ પોતપોતાના સમયમાં ફુલ અને ફળને પ્રકટ કરેછે. નદીઓ ચાલી જાયછે, સમુદ્ર પોતાની સીમા મૂકતો નથી, અગ્નિ પ્રદીપ્ત થાયછે અને પૃથ્વી પર્વતોસહિત ડુબી જતી નથી, એ સઘળું કાળની બીકથી થાયછે. કાળની આજ્ઞાથીજ આકાશ સર્વ પદાર્થોને રેહેવાનો અવકાશ આપેછે અને મહત્તત્ત્વ પોતાના દેહને સાત આવરણવાળા લોકરૂપે વિસ્તારેછે. કાળની બીકથીજ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર કે જેઓના સ્વાધીનમાં સઘળાં સ્થાવરજંગમ છે, તેઓ વારંવાર જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કર્યા કરેછે. કાળનો અંત નથી પણ તે સઘળાનો અંત આણેછે. કાળથી કોઇ આદિ નથી પણ તે સઘળાનો આદિ બનાવેછે. એક પદાર્થથી બીજા પદાર્થને ઉત્પન્ન કરનાર અને એક મારકથી બીજા મારકને મારનાર એ કાળ અવિનાશી છે. ૪૫

**सोनंतोंतकरः कालोऽनादिरादिकृदव्ययः ।**
**जनं जनेन जनयन् मारयन् मृत्युनांतकं ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ कपिल उवाच ॥*

**तस्यैतस्य जनो नूनं नायं वेदोरुविक्रमं ।**
**काल्यमानोपि बलिनो वायोरिव घनावलिः ॥**

કપિલ કેહેછે.–કાળ સર્વને ચલાયમાન કરેછે તોપણ વાદળાં જેમ વાયુના પરાક્રમને ન જાણે તેમ કોઈ લોક કાળનાં મોટાં પરાક્રમને જાણતા નથી. માણસ સુખ પામવાસારૂ દુઃખ વેઠીને જે જે વસ્તુને મેળવેછે તે તે વસ્તુને કાળ નષ્ટ કરી નાખેછે, કે જેનેમાટે માણસ શોક કરેછે. આ સ્ત્રી-પુત્રાદિકસહિત દેહ અનિત્ય છતાં પણ, તેના સંબંધના ઘર, ખેતર અને ધન વગેરે પદાર્થોને દુર્બુદ્ધિ માણસ મૂર્ખપણાથી અવિચળ માનેછે તેથી શોક થાયછે. આ સંસારમાં જીવ જે જે યોનિમાં જાય, તે તે યોનિમાં કોઇ કોઈ જાતનું પણ સુખ માનીલેછે તેથી વૈરાગ્ય પામતો નથી. જીવ નરકમાં પડયો હોય તોપણ ભગવાનની માયાનેલીધે નરકના આહારનું સુખ મળવાથી મરી જવા ઇચ્છતો નથી. દેહ, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન અને બંધુઓમાં દૃઢ આસક્તિ બંધાઇ જવાથી પોતાને કૃતાર્થ માની લેછે. એઓનાં ભરણ-પોષણની ચિંતાથી જેનાં સઘળાં અંગ બળ્યા કરેછે એવો એ દુર્બુદ્ધિ મૂઢ માણસ નિરંતર પાપ કર્યા કરેછે. સ્ત્રિયો વ્યભિચારિણી છતાં પણ તેઓએ એકાંતમાં રચેલી માયાથી અને બાલકોનાં મધુર ભાષણોથી મન અને ઇંદ્રિયો ખેંચાઈ રહેછે. જેમાં કુડ-કપટ ઘણાં છે અને દુઃખજ મુખ્ય છે એવાં ઘરમાં દુઃખ મટાડવાના

---

* આ ત્રીશમા અધ્યાયમાં, કાયા અને કાંતાઆદિને લડાવવામાં આકુળ ચિત્તવાળા કામિયોની પાપથકી તામસી અધોગતિ થાયછે, તે વાત કહેવામાં આવશે.

ઉપાય કરતો માણસ સુખજેવું માની લે છે. બીજાઓને મોટી પીડા કરી ચારેકોરથી મેળવેલાં ધનથી તેઓનું પોષણ કરેછે, કે જેઓનું પોષણ કરતાં પોતાને નરકમાં પડવું પડેછે અને જીવતાં તેઓ ખાતાં બાકી રહેલું ખાવું પડેછે. સંપાદન કરેલી આજીવિકા વારંવાર ત્રુટી જતાં લોભથી દુઃખી થએલો અશક્ત માણસ પછી પરાયાં ધનની ઇચ્છા કરેછે. દુર્બુદ્ધિ, કુટુંબનું પોષણ કરવામાં અસમર્થ, ભાગ્યહીન, લક્ષ્મીરહિત, ઉદ્યોગમાં નિષ્ફલ અને કંગાલ બની, તે ચિંતાથી નિશાસા મૂકેછે. એપ્રમાણે જ્યારે પોષણ કરવામાં અશક્ત થાય ત્યારે ઘરડા બળદને ખેડુતોની પેઠે તેને તેનાં સ્ત્રી-પુત્રાદિક પેહેલાંજેવો આદર આપે નહિ. એમ થતાં પણ વૈરાગ્ય આવે નહિ, જેઓનું પોતે પોષણ કર્યું હોય તેઓથી પોતાનું પોષણ થાય, ઘડપણથી રૂપ બગડી જાય અને ઘરમાં મરવાને તૈયાર થાયછે. અપમાનથી નાખેલા ટુકડાને કુતરાની પેઠે ખાવા લાગે, રોગ ઉત્પન્ન થાય, જઠરાગ્નિ મંદ પડી જતાં થોડું ખાઈ શકે અને કામ-કાજ થોડું થાય. વાયુ ઉંચો ચાલવા માંડે તેથી આંખ્યો બાહાર નીકળી જાય, નાડીઓ કફથી રોકાઈ જાય, ઉધરસથી અને શ્વાસથી થાકી જાય, અને ગળામાં ઘરઘરાટ ચાલે. કાળના પાશને વશ્ય થઇને મોતની પથારીએ પડે, શોક કરતાં સંબંધીઓ વીંટી બેસે અને તેઓ બોલાવે તોપણ બોલે નહિ. એ પ્રમાણે કુટુંબનાં પોષણમાં લાગેલા અને અજિતેંદ્રિય માણસની બુદ્ધિ ઘણી વેદનાથી નાશ પામી જાયછે અને તે સંબંધીઓને રોતાં મૂકી મરી જાયછે. તે સમયમાં ભયંકર અને ક્રોધથી જોનારા બે યમદૂત આવે તેઓને જોઇ ત્રાસ પામી વિષ્ઠા કરવા અને મૂતરવા લાગે. યમલોકની પીડા ભોગવવાના દેહમાં તેને નાખી અને ગળામાં પાશવડે બાંધી લઇ, અપરાધીને રાજાના સીપાઇઓની પેઠે યમદૂતો તેને લાંબા માર્ગમાં લઈ જાયછે. યમદૂતો તિરસ્કાર કરે તેથી હૃદય ભેદાઈ જાય, ધ્રુજવા લાગે, માર્ગમાં કુતરાં ફાડી ખાવા માંડે અને પીડા પામવાથી પોતાના પાપોનું સ્મરણ કરવા લાગે. ભૂખ અને તરશથી ઘેરાઇ જાય, જેમાં રેતી રહેલી છે એવા માર્ગમાં સૂર્ય, દાવાનલ અને પવનથી દુઃખી થાય, વાંસામાં ચાબકા વાગતા આવે અને અશક્ત થઇ જાય તોપણ આશ્રય અને પાણી વગરના એ માર્ગમાં મહાકષ્ટથી ચાલવું પડેછે. માર્ગમાં જ્યાં ત્યાં પડી જાય, થાકી જાય, મૂર્છિત થઈ જાય અને વળી પાછો ઉઠીને ચાલતો થાય. એ પ્રમાણે પોતાની નીચ ભૂલથીજ તેને યમલોકમાં જવું પડેછે. નવાણું હજાર યોજનનો માર્ગ છ ઘડીમાં અથવા ચાર ઘડીમાં કાપીને ત્યાં લઇ જવાએલા જીવને ત્યાંનાં દુઃખ ભોગવવાં પડેછે. ત્યાં યમદૂતો તેનાં ગાત્રોને બળતણમાં નાખીને સળગાવી દેછે; પોતેજ કાપેલું અથવા કોઇએ કાપી આપેલું પોતાનુંજ માંસ ખાવું પડેછે; કુતરાં અને ગરજો જીવતાંજ આંતરડાં કાહાડેછે; સર્પ, વીંછી અને ડાંસ વગેરે કરડવાથી પીડા થાયછે; અંગોના કટકે કટકા કરી કાપી નાખવામાં આવેછે; હાથી વગેરે ચીરી નાખેછે; પર્વતોના શિખરોપર ચડાવીને પાડેછે; તથા પાણીમાં અને ખાડાઓમાં રોકી મૂકેછે. તામિસ્ર, અંધતામિસ્ર અને રૌરવ વગેરે જે નરકો છે, તે પુરૂષને અને સ્ત્રીને પરસ્પર સંગના દોષથીજ ભોગવવાં પડેછે. હે માતા! આ વાત અસંભવિત સમજવી નહિ; કેમ કે નરક અને સ્વર્ગ અહીંજ છે એમ કેહેવાયછે અને નરકની જે પીડાઓ છે તે અહીં પણ જોવામાં આવેછે. એપ્રમાણે કુટુંબનું પોષણ કરનાર, અથવા પોતાનુંજ પેટ ભરનાર માણસ કુટુંબને અને દેહને અહીંજ મૂકીને મુવા પછી તેનાં એવાં ફળ ભોગવેછે. પ્રાણીઓનો દ્રોહ કરીને જેનું પોષણ કરેલું

છે એવા દેહને અહીં મૂકીને, પાપરૂપજ ટીમણ જેની સાથે છે એવો માણસ એકલોજ એ દુઃખમાં પડેછે. ઈશ્વરે પ્રાપ્ત કરેલાં તે કુટુંબનું પોષણ કરવાના પાપને નરકમાં ભોગવેછે અને જેનું નાણું જતું રહ્યું હોય એવા માણસની પેઠે આતુર થાયછે. એકલા અધર્મથીજ જેણે કુટુંબનું પોષણ કરવાનો ઉત્સાહ ધરાવ્યો હોય એવો જીવ અંધતામિસ્ર નામના છેલ્લા નરકમાં જાયછે. મનુષ્યનો અવતાર આવ્યા પેહેલાં નરકમાં જેટલાં દુઃખો તથા જેટલી કુતરાં અને સુવર વગેરેની યોનિયો ભોગવવાની છે, તેઓને અનુક્રમે ભોગવ્યા પછી પવિત્ર થઇને પાછો મનુષ્યના અવતારમાં આવેછે. ૩૪

**अधस्तान्नरलोकस्य यावतीर्यातनादयः ।**
**क्रमशः समनुक्रम्य पुनरत्राव्रजेच्छुचिः ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો કપિલદેવના ઉપાખ્યાનનો कर्मविपाक નામનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीभगवानुवाच ॥ *

**कर्मणा दैवनेत्रेण जंतुर्देहोपपत्तये ।**
**स्त्रियाः प्रविष्ट उदरं पुंसो रेतःकणाश्रयः ॥**

કપિલદેવ કહેછે.— ઈશ્વરે પ્રેરેલાં પૂર્વ કર્મનેલીધે પુરૂષના બીજમાં આવેલો જીવ તેદ્વારા સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરેછે. એક રાત વીતે ત્યારે શુક્ર અને શોણિત મળી જઇને ડોળું થાયછે. પાંચ રાતે પરપોટાજેવું ગોળ થાયછે. દશ દિવસે બોર જેવી કઠણ માંસની પેશી બંધાયછે અને બીજી યોનિમાં હોય તો ઇંડું બંધાયછે. એક મહિને માથું થાયછે. બે મહિને હાથ અને પગ વગેરે અંગોના વિભાગ થાયછે. ત્રણ મહિને નખ, રૂવાડાં, હાડકાં, મર્મસ્થલ, લિંગ તથા છિદ્રોની ઉત્પત્તિ થાયછે. ચાર મહિને સાત ધાતુ થાયછે. પાંચ મહિને ભૂખ-તરસ લાગેછે. છ મહિને પછેડાથી વીંટાઇને જમણી કુખમાં ફર્યા કરેછે. માએ ખાધેલાં અન્નપાન વગેરેથી જેના ધાતુ વધતા જાયછે એવો એ જીવ, વિષ્ટા-મૂત્રનો ખાડો કે જેમાં ઘણા જીવડા પેદા થએલા હોય અને જે અપ્રિય લાગેછે તેમાં સુવેછે. પોતે કુંણો હોય અને ત્યાંના ભૂખ્યા કીડાઓ બટકાં ભરીને સર્વ અંગ ઘાયેલ કરી નાખે તેથી ક્ષણે ક્ષણે મૂર્છા અને ઘણું દુઃખ પ્રાપ્ત થાયછે. માએ ખાધેલા કડવા, તીખા, ગરમ, ખારા, લુખા અને ખાટા વગેરે ઉગ્ર પદાર્થો સ્પર્શ થતાં સર્વ અંગમાં વેદના ઉઠેછે. પછેડાથી અને તેની બાહાર આંતરડાઓથી વીંટાએલો અને પીઠ તથા ડોક જેની વળી ગએલ હોયછે એવો જીવ પેટમાં માથું ઘાલીને રહેછે. પાંજરામાં પુરાએલા પક્ષીની પેઠે પોતાનાં અંગની ચેષ્ટા કરવામાં અસમર્થ થાયછે. શ્વાસ ન લેવાય અને છેડો ન આવે એવી રીતે ત્યાં રહેલા જીવને પ્રારબ્ધના યોગથી જ્ઞાન અને સેંકડો અવતારનું સ્મરણ થાયછે. અને તે સ્મરણમાં આવેલાં પોતાનાં કર્મથી સુખતો ક્યાંથીજ મળે? સાતમા મહિનાથી માંડી એ બોધ આવેછે તોપણ ધ્રુજતો અને તેજ પેટની વિષ્ઠાના કીડાજેવો જીવ પ્રસવ કરાવનારા પવનનેલીધે એક ઠેકાણે રહી શકતો નથી. દુઃખી થતો અને ફરી વારના ગર્ભવાસથી ત્રાસ પામતો તે સાત ધાતુથી વીંટાએલો જીવ, જેણે પોતાને ઉદરમાં નાખેલોછે તેની હાથ જોડીને વિંહ્વલ વાણીથી (આ રીતે) સ્તુતિ કરેછે.

જીવ સ્તુતિ કરેછે.—શરણાગત જગત્‌ની રક્ષા કરવામાટે અનેક પ્રકારના અવતાર ધરનાર શ્રીકૃષ્ણ ભગવાનનાં પૃથ્વીપર ચાલતાં અને જેમાં કોઇ પ્રકારે ભય નથી એવાં

---

* આ એકત્રીશમા અધ્યાયમાં, પુણ્ય અને પાપ મિશ્રિત થવાથી ભૂલોકમાં મનુષ્ય અવતારરૂપ રજોગુણી ગતિનું વર્ણન કરવામાં આવશે.

ચરણારવિંદની શરણે જાઊંછું, કે જે ભગવાને હું કે જે પાપી છું તેને ઘટે એવો આ ગર્ભવાસ આપ્યો છે. આ માના શરીરમાં પાંચ ભૂત, ઇંદ્રિય અને અંતઃકરણરૂપ માયાને (દેહાકારપણાને) પામી હું જાણે કર્મથી બંધાઈ ગયો હોઊં એવી રીતે રહ્યો છું તે હવે શુદ્ધ, નિર્વિકાર, અખંડ જ્ઞાનસ્વરૂપ અને આ તપતાં હૃદયમાં જણાતા પરમેશ્વરને નમુંછું. ખોટી રીતે ઇંદ્રિય, ગુણ, પાંચ ભૂત અને ચિદાભાસરૂપે થએલો હું કે જે પાંચ ભૂતથી બનેલાં શરીરમાં ખોટી રીતેજ ઢંકાઇ રહ્યો છું તે, શરીરથી અખંડિત, પ્રકૃતિ-પુરૂષના નિયંતા અને સર્વજ્ઞ એ પરમેશ્વરને નમુંછું. જેની માયાથી સ્વરૂપની ભૂલ થતાં ઘણા ગુણ અને કર્મથી બંધાએલા આ સંસારના માર્ગમાં ઘણાં દુઃખથી ફરતો આ જીવ, તે ઈશ્વરના અનુગ્રહવિના બીજી કઇ યુક્તિથી પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય? આ ત્રણે કાળનું મને જ્ઞાન થયું છે તે આપનાર કોણ? એ તો સ્થાવર-જંગમોમાં અંતર્યામીરૂપે રહેલા ઈશ્વરજ! એટલામાટે જીવ પદવીને પામેલો હું ત્રણ તાપ ટળવાનેસારૂ તેનેજ ભજું. માના શરીરરૂપ ગુફામાં લોહી, વિષ્ટા અને મૂત્રના ખાડામાં પડેલા, બહુજ દુઃખી થતા અને અહીંથી નીકળવામાટે પોતાના મહિનાઓને ગણતા આ કંગાલ જીવને હે પરમેશ્વર! ક્યારે બાહાર કાહાડવામાં આવશે? જે આપજેવા મહા દયાળુએ આ દશ મહિનાના પ્રાણીને આવું જ્ઞાન આપ્યું છે તે આપ કે જે દીનનાથ છો, તે પોતે કરેલા ઉપકારથીજ પ્રસન્ન રેહેજો; કેમ કે આપના ઉપકારનો બદલો હાથ જોડ્યા શિવાય કોણ આપી શકે? બીજા પશુ વગેરેને તો પોતાનાં શરીરનાં સુખ-દુઃખનીજ માત્ર ખબર પડે અને હું તો જેણે આપેલા વિવેકથી શમ-દમાદિક પળાય એવી સ્થિતિમાં છું તે, ભોક્તાપણાથી અપરોક્ષ દેખાતા આદિપુરૂષને બાહાર અને હૃદયમાં પરિપૂર્ણ દેખુંછું. હે પરમેશ્વર! હું ઘણાં દુઃખની સ્થિતિમાં છું તોપણ ગર્ભથી બાહાર નીકળવાને ઇચ્છતો નથી, કેમ કે બાહારના અંધારા કુવામાં પડેલાને આપની માયા વ્યાપી જાયછે, કે જેને પછવાડે દેહાભિમાન અને સ્ત્રી-પુત્ર વગેરેના સંબંધો પ્રાપ્ત થાયછે. એટલામાટે હું અહીંજ રહીને ધીરજ રાખી તથા આપના ચરણને હૃદયમાં ધરીને પોતાની બુદ્ધિની સહાયતાથીજ મારો સંસારમાંથી ઉદ્ધાર કરીશ, કે જે રીતે અનેક ગર્ભમાં નિવાસ કરવારૂપ દુઃખ પાછું મને પ્રાપ્ત થશે નહિ.

કપિલદેવ કેહેછે.—એવા વિચારથી સ્તુતિ કરતા દશ મહિનાના જીવને બાહાર કાહાડવાનેસારૂ પ્રસવનો પવન તુરતજ ઊંધો નાખીને ઠેલે છે. પવનની ઠેલથી આતુર થએલો એ જીવ ઊંધું માથું કરીને શ્વાસ પણ ન લેવાય એવાં મહાકષ્ટથી બાહાર નીકળેછે અને તે સમયમાં આગળની સ્મૃતિ જતી રેહેછે. ધરતીઉપર પડીને લોહી અને મૂતરમાં વિષ્ટાના કીડાની પેઠે હલેછે, તથા જ્ઞાન જતું રેહેતાં વિપરીત દશા પામીને બહુ રૂવેછે. પરાયા અભિપ્રાયને નહિ જાણનારાં માણસોથી પોષણ થતાં જે ન જોઇતું હોય તે મળે તોપણ ના કેહેવાઇ શકાતી નથી. માંખીઓ અને માંકડવગેરેથી ખરાબ થએલા અપવિત્ર ખાટલામાં સુવાડેલો જીવ શરીર ખંજવાળવામાં, બેસવામાં, ઉઠવામાં, અને ચેષ્ટા કરવામાં અસમર્થ થાયછે. કીડાઓ જેમ બીજા કીડાને કરડે તેમ ડાંસ, મચ્છર, અને માંકડ વગેરે એ કુણી ચામડીવાળા રોતા અને જ્ઞાન વગરના જીવને કરડેછે. એ પ્રમાણે ઉપર લખેલાં દુઃખથી બાલ અવસ્થા અને ભણવા વગેરેનાં દુઃખથી પૌગંડ અવસ્થા કાહાડીને જુવાનીમાં આવેછે. ત્યાંપણ જે જોઇતું હોય તે નહિ મળવાથી શોક થાયછે અને અજ્ઞાનથી ક્રોધ વધેછે. દેહની સાથેજ અભિમાન અને ક્રોધ વધતાં આવેછે

તેથી એ વિષયી પુરૂષ બીજા એવા લોકો સાથે પોતાના નાશનેમાટેજ ક્લેશ કરેછે. પાંચ ભૂતથી પેદા થએલાં શરીરમાં ખોટો આગ્રહ ધરાવતો મૂર્ખ અને દુર્બુદ્ધિ પ્રાણી 'હું અને મારૂં' કર્યા કરેછે. અવિદ્યા અને કર્મથી બંધાએલો તથા ક્લેશ આપતો જે દેહ વારંવાર આવ્યા કરેછે, તેનેસારૂ જીવ કર્મ કર્યા કરેછે, કે જે કર્મથી બંધાઇને જન્મ-મરણમાં ભટક્યા કરેછે. મનુષ્યના અવતારમાં પણ જો શિશ્ન અને ઉદરનેસારૂજ ઉદ્યમ કરનારા નીચ લોકોનો સંગ થવાથી તેઓના માર્ગમાંજ ચાલેછે તો પાછો આગળની પેઠેજ નરકમાં પડેછે. જેઓના સંગથી સત્ય, પવિત્રતા, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, લાજ, યશ, ક્ષમા, શમ, દમ અને સામર્થ્યનો ક્ષય થાયછે, એવા એ અશાંત, મૂઢ, દેહને આત્મા માનનારા અને સ્ત્રિયોની પાસે મુંડાના વાનરાજેવા થઇ રેહેતા નીચ પુરૂષોનો સંગ ન કરવો જોઇએ. સ્ત્રિયોના સંગથી અને તેઓના સંગિઓના સંગથી જેવો મોહ અને બંધ થાયછે, તેવો મોહ અને બંધન બીજાના પ્રસંગથી થતાં નથી. બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઇ તેનાં રૂપથી કામાતુર થઇને, તે હરણીરૂપ થએલી દીકરીને પછવાડે હરણરૂપ થઇ લાજ મૂકીને દોડયા હતા, ત્યારે બ્રહ્માના દીકરાના દીકરાઓએ ઉત્પન્ન કરેલા માણસોમાં એક નારાયણ ઋષિવિના સ્ત્રીરૂપ માયાથી જેનું ચિત્ત ભ્રષ્ટ નથી થયું એવો કોણ હોય ? સ્ત્રીરૂપ મારી માયાનું બલ જુવો કે જે માયા દિગ્વિજય કરનારા વીર લોકોને પણ કેવલ ભમર હલાવીનેજ પગ નીચે દબાવી દેછે. યોગના પરમ પારને પોહોંચવાને ઇચ્છતા અને મારી સેવાથી જેને આત્મજ્ઞાન મળ્યું હોય એવા પુરૂષે કદીપણ સ્ત્રિયોનો સંગ ન કરવો; કેમ કે એ સ્ત્રિયો યોગીને નરકનું દ્વાર કેહેવાયછે. ઇશ્વરે બનાવેલી સ્ત્રીરૂપ માયા ધીરે ધીરે આવતી હોય તેને ખડથી ઢંકાએલા કુવાની પેઠે પોતાના મૃત્યુરૂપ જાણવી. સ્ત્રીએપણ પતિરૂપ મારી માયા, કે જેને મોહથી પોતે ધન, સંતાન અને ઘર આપનાર માનેછે તેને, પારાધીનું ગાયન જેમ હરણના મૃત્યુરૂપ છે, તેમ દૈવે પ્રાપ્ત કરેલા પોતાના મૃત્યુરૂપ માનવી, કે જે મૃત્યુ પતિ, સંતાન અને ઘરરૂપે છે. પોતાની ઉપાધિરૂપ લિંગ શરીરથી એક અવતારમાંથી બીજા અવતારમાં જતો જીવ, એક કર્મને ભોગવતાંજ નિરંતર બીજાં કર્મ કર્યા કરેછે. લિંગ શરીર અને તેને અનુસરનાર ભૂત ઇંદ્રિય તથા મનના વિકારરૂપ સ્થૂલ શરીર, જ્યારે કાર્ય કરવાને અયોગ્ય થાય ત્યારે તે જીવનું મરણ થયું કેહેવાયછે અને એ બન્ને શરીર જ્યારે પ્રકટ એટલે કાર્ય કરવાને યોગ્ય થાય ત્યારે જન્મ થયો કેહેવાયછે. જ્યારે નેત્રનાં ગોલક પદાર્થોના અવયવો જોવાને (કમળા વગેરે દોષથી) અયોગ્ય થાયછે, ત્યારે તેની અંદરનું ચક્ષુ ઇંદ્રિય પણ પોતાનું કામ કરવાને અયોગ્ય થાયછે, અને તે બન્ને અયોગ્ય થયાં ત્યારે પુરૂષ કે જે પ્રથમથી જોનાર છે તેમાં જોનારપણાની અયોગ્યતા થાયછે. એવી રીતે આખું સ્થૂલ શરીર જ્યારે પોતાનું કામ કરવાને અયોગ્ય થાયછે ત્યારે લિંગ શરીર પણ પોતાનું કામ કરવાને અયોગ્ય થાયછે અને એ બન્ને અયોગ્ય થાય ત્યારે જીવ કે જે જાણનાર છે તેને જાણનારપણાની અયોગ્યતા થાયછે. એ અયોગ્યતા થઇ એજ જીવનું મરણ કેહેવાયછે અને પાછી અભિમાનથી બન્ને શરીરની યોગ્યતા થતાં જીવમાં પણ જાણનારપણાની યોગ્યતા આવેછે એજ, જીવનો જન્મ થયો કેહેવાયછે. વાસ્તવિક રીતે જીવનાં જન્મ-મરણ છેજ નહિ;' એટલામાટે મરવાની બીક, જીવવાનો લોભ અને જીવવાનાં પ્રયત્નોમાં આદર રાખવાંજ નહિ. જીવનું ખરૂં સ્વરૂપ જાણી સંગમાત્રનો ત્યાગ કરી ધીર થઇને સંસારમાં

ફરવું જોઇએ. યોગ અને વૈરાગ્યવાળી તથા યથાર્થ વિચાર કરનારી બુદ્ધિથી આ મિથ્યાભૂત સંસારમાં દેહની આસક્તિ મૂકી દઇને ફરવું. ૪૧

**सम्यग्दर्शनया बुद्ध्या योगवैराग्ययुक्तया ।**
**मायाविरचिते लोके चरेन्न्यस्य कलेवरम् ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો કપિલમુનિના આખ્યાનનો 'जीवगति' એવા નામનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ कपिल उवाच ॥*

**अथ यो गृहमेधीयान् धर्मानेवावसन् गृहे ।**
**धर्ममर्थं च कामं च दोग्धि भूयः पिपर्ति तान् ॥**

કપિલદેવ કેહેછે.—જે પુરૂષ ગૃહસ્થાશ્રમમાં રહી તે આશ્રમના ધર્મોમાંથી કામ અને અર્થરૂપ ફલ લીધા કરે અને પાછા તે ધર્મોને પણ કર્યા કરે તે પુરૂષ, ભગવાનનું આરાધન કરવારૂપ ધર્મથી વિમુખ અને વિષયોનેસારૂ મૂઢ હોવાથી શ્રદ્ધા રાખી દેવતાઓ અને પિતૃ કે જેઓ પ્રાકૃત છે તેઓને પૂજેછે. પિતૃ અને દેવતાઓની ઉપર શ્રદ્ધાથી જડ થએલો અને તેઓને સારૂજ નિયમ પાળતો એ પુરૂષ ચંદ્રમાના લોકમાં જઈ, ત્યાં અમૃત પાન કરી પાછો પૃથ્વીમાં જન્મ ધરેછે. ગૃહસ્થાશ્રમવાળાઓને પુણ્યથી પ્રાપ્ત થવાના લોક પણ સ્થિર રેહેતા નથી. કેમ કે ભગવાન્ જ્યારે શેષનાગ ઉપર પોઢેછે ત્યારે (બ્રહ્માનો દિવસ પૂરો થાય ત્યારે) એ લોકોનો લય થાયછે. જે ધીર પુરૂષો ધર્મ કરીને તેમાંથી વિષયસુખ અથવા ધનરૂપી ફલ લેતા નથી તેઓ આસક્તિરહિત, કર્મોને ઈશ્વરાર્પણ કરનારા, શાંત, શુદ્ધ ચિત્તવાળા, નિવૃત્તિ ધર્મમાં પ્રીતિ રાખનારા, અને અહંતા-મમતારહિત હોવાથી સ્વધર્મરૂપ સત્વગુણથી ચિત્તની શુદ્ધિનેલીધે સૂર્યરૂપ દ્વારમાં થઇને પરમાત્મા, કે જે પરિપૂર્ણ, સર્વના સ્વામી, સર્વનું ઉપાદાન કારણ અને જગતની સૃષ્ટિ તથા પ્રલય કરનાર છે તેને પામેછે. પરમેશ્વર જાણીને બ્રહ્માની ઉપાસના કરનારા લોકો બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થયે પ્રલય થાય ત્યાંસુધી બ્રહ્મલોકમાં રેહેછે. ત્રણ ગુણમય શરીરવાળા બ્રહ્મા પોતાનાં સો વર્ષ સુધીનો સમય ભોગવીને જ્યારે પૃથ્વી, જલ, તેજ, વાયુ, મન, ઇંદ્રિયો, વિષયો અને પ્રાણિયો વગેરેથી વીંટાએલાં બ્રહ્માંડનો પ્રલય કરવાની ઇચ્છાથી ઈશ્વરમાં પ્રવેશ કરેછે, ત્યારે અહીંથી ઉપર ઉપર દૂર જઇને બ્રહ્મામાં પેઠેલા, પવન તથા મનને જીતનારા વૈરાગ્યવાળા યોગિયો તે બ્રહ્માની સાથેજ પરમાત્મા કે જે પરમાનંદરૂપ, અનાદિ અને મુખ્ય છે તેને પામેછે; પણ બ્રહ્માથી પેહેલાં પામી શકતા નથી. કેમ કે ત્યાંસુધી તેઓને દેહાભિમાન જતું નથી. એટલામાટે (ભગવાનની ઉપાસના કરનારાઓને તરતજ ભગવાનની પ્રાપ્તિ થાયછે તેથી) હે માતા! ભગવાન્ કે જેમનો પ્રભાવ મેં કહી દેખાડયો અને જે સર્વ પ્રાણીઓનાં હૃદયકમળમાં રહ્યા છે તેમનું ભક્તિથી સેવન કરો. સ્થાવર-જંગમોને ઉત્પન્ન કરનાર અને પુરૂષોમાં ઉત્તમ બ્રહ્મા, તથા યોગને પ્રવર્તાવનારા સનત્કુમાર વગેરે સિદ્ધ યોગેશ્વરો પણ, ભેદબુદ્ધિથી ઈશ્વરની ઉપાસના કરે તો પોતાનાં ઐશ્વર્ય ભોગવ્યા પછી પ્રલય થતાં સગુણ ઈશ્વરમાં મળી, દેહાભિમાન અને કર્તાપણું રહી જવાથી, ઈશ્વરરૂપ કાળની ગતિથી પાછી સૃષ્ટિ થાય ત્યારે જન્મેછે, પણ નિષ્કામ કર્મો કરવાનેલીધે જેવા પ્રથમ હોય તેવાજ થાયછે. અહીં આસક્તિ રાખનારા, કર્મ કરવામાં શ્રદ્ધાવાળા, સકામ તથા સઘળાં નિત્ય કર્મ કરનારા,

---

* આ બત્રીશમા અધ્યાયમાં, સત્વગુણી ધર્મો પાળવાથી ઉપરના લોકોમાં ગતિ અને બ્રહ્મજ્ઞાનવિનાનાઓનું તે લોકોમાંથી પાછું આવવું કેહેવાશે.

રજોગુણથી બગડેલાં મનવાળા, વિષયસુખોમાં લાગેલા, અજિતેંદ્રિય, ઘરમાં ચોટી રહેલા અને દિવસે દિવસે પિતૃઓને પૂજનારા લોકો, ભગવાન્ કે જેમનાં ઘણાં પરાક્રમ વર્ણન કરવા યોગ્ય છે તથા જેમનું જ્ઞાન સંસારને હરનારૂં છે, તેમની કથામાં વિમુખ રહીને ધર્મ, અર્થ અને કામમાંજ લાગેલા હોયછે. એવા લોકો કે જેઓ ભગવાનની કથારૂપ અમૃતને મૂકી દઈ, ભુંડરાં જેમ વિષ્ઠાનેજ ખાય તેમ નીચ લોકોની વાતોજ સાંભળ્યા કરેછે, તેઓને દૈવેજ મારેલા (ખરાબ કરેલા) છે એમ સમજવું. ગર્ભાધાનથી તે મરણસૂધીની સઘળી ક્રિયા કરનારા એ લોકો સૂર્યથી ડાબે માર્ગે થઇને પિતૃલોકમાં જાય અને ત્યાંથી પાછા પોતાના વંશમાંજ પ્રજારૂપે અવતરેછે. પ્રથમ પિતૃલોકમાં રેહેતાં પુણ્ય ખવાઈ રહે ત્યારે તેઓનાં સુખસાધનોને દેવતાઓ ચુંથી નાખેછે, એટલે તે લોકો પરવશ થઇને પાછા આ લોકમાં આવેછે. એટલામાટે પરમેશ્વર કે જેમનાં ચરણારવિંદ ભજવા યોગ્ય છે તેમને, સર્વ પ્રકારના ભાવથી અને તેમના ગુણોનો આશ્રય કરનારી ભક્તિથી ભજો. સારી રીતે કરેલી ભગવાનની ભક્તિ વૈરાગ્યને અને બ્રહ્મસ્વરૂપ જણાવનારાં જ્ઞાનને ઉત્પન્ન કરેછે. વિષયો કે જેઓ સઘળા બ્રહ્મરૂપ હોવાથી સમાનજ છે, તેઓમાં ઇંદ્રિયોની વૃત્તિઓથી 'આ પ્રિય અને આ અપ્રિય' એવી વિષમતા જયારે ભક્તના ચિત્તમાં આવે નહિ, ત્યારે પોતાને પરમાનંદસ્વરૂપ પ્રાપ્ત થયાનો નિશ્ચય થાયછે; કે જે સ્વરૂપ સર્વમાં સમાન, જ્ઞાનમય, સંગરહિત અને મૂકવાના અથવા લેવાના પ્રકાર વગરનું છે. પરબ્રહ્મ કે જે જ્ઞાનમાત્ર, પરમાત્મા ઈશ્વર છે, તે એકજ ભગવાન્ જીવ, શરીર, વિષય અને ઇંદ્રિયોરૂપે ભિન્ન ભિન્ન દેખાયછે. સઘળા પ્રપંચનો સંગ મટી જાય, એટલુંજ યોગીને સઘળા યોગથી પામવાનું વાંછિત ફલ છે. નિર્ગુણ અને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મજ, ભ્રાંતિનેલીધે બહિર્મુખ ઇંદ્રિયોથી જુદા જુદા શબ્દાદિક ધર્મવાળા પદાર્થરૂપે જણાયછે. જેમ કે પરમાત્મા પ્રથમ એકજ હતા તે મહત્તત્ત્વને રૂપે, ત્રણ પ્રકારના અહંકારને રૂપે, પાંચ ભૂતને રૂપે, અગીઆર ઇંદ્રિયોને રૂપે તથા જીવને રૂપે થયાછે અને એ મહત્તત્ત્વ વગેરેમાંથી જીવનાં શરીરરૂપ આ બ્રહ્માંડ થયું છે. શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્ય અને નિરંતર યોગાભ્યાસથી જેનું ચિત્ત એકાગ્ર થએલું હોય એવો સંગરહિત પુરૂષ આ વાતને બરાબર જાણી શકેછે. હે માતા! બ્રહ્મસ્વરૂપને પોહોચાડનાર આ જ્ઞાન મેં તમારી પાસે કહ્યું, જેથી પ્રકૃતિ અને પુરૂષનું તત્ત્વ જાણવામાં આવેછે. નિર્ગુણ જ્ઞાનયોગ અને મારી ભક્તિનો પ્રકાર, એ બન્નેનું એકજ પ્રયોજન છે, કે જે ઈશ્વરે પોતેજ કહેલું છે. જેમ રૂપ અને રસ વગેરે ઘણા ગુણવાળો (દુધ વગેરે) એકજ પદાર્થ નોખા નોખા માર્ગવાળી ઇંદ્રિયોથી અનેક પ્રકારનો જણાયછે, (જેમ કે આંખ્યથી ધોળો, જીભથી મધુર અને ત્વચાથી ટાઢો જણાયછે,) તેમ એકજ ભગવાન્ શાસ્ત્રોના માર્ગોથી ભિન્ન ભિન્ન રૂપે જણાયછે. પૂર્ત્ત,(વાવ્ય કે કુવા કરાવવા વગેરે,) યજ્ઞ, દાન, તપ, વેદપાઠ, વેદના અર્થનો વિચાર, નિષિદ્ધ વસ્તુનો ત્યાગ, કર્મમાત્રના ત્યાગરૂપ સંન્યાસ, યોગ, અનેક અંગવાળો ભક્તિયોગ, પ્રવૃત્તિવાળો સકામ ધર્મ, નિવૃત્તિવાળો નિષ્કામ ધર્મ, આત્માનાં તત્ત્વનું જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય, એવા એવા માર્ગોથી એકજ સ્વયંપ્રકાશ ભગવાન્ સગુણ તથા નિર્ગુણરૂપે જાણવામાં આવેછે. ચાર પ્રકારની ભક્તિનું સ્વરૂપ તથા કાળ કે જે ન જાણવામાં આવે એવી ગતિથી પ્રાણિયોમાં ફર્યા કરેછે, તેનું સ્વરૂપ મેં તમારી પાસે કહ્યું. અજ્ઞાન અને કર્મથી થતી જીવની અનેક યોનિયો પણ કહી દેખાડી, કે જેઓમાં પ્રવેશ કરતો જીવ પોતાનાં સ્વરૂ-

પને જાણતો નથી. જે માણસ અન્યને ઉદ્વેગ કરનાર, નમ્રતારહિત, અભિમાની, દુરાચાર, ધર્મનો ઢોંગ કરનાર, ભટકતાં ચિત્તવાળો, ઘરમાંજ ચોટી રહેલો, અભક્ત અથવા મારા ભક્તોનો દ્વેષ કરનાર હોય, તેઓને આ જ્ઞાનનો કદીપણ ઉપદેશ કરવો નહિ. શ્રદ્ધાવાળો, ભક્તિવાળો, નમ્રતાવાળો, ગુણમાં દોષનો આરોપ નહિ કરનાર, સર્વ પ્રાણીઓસાથે મિત્રતા રાખનાર, સેવામાં લાગેલો, સ્પષ્ટ વૈરાગ્યવાળો, શાંત, મત્સરરહિત અને મનેજ સર્વ કરતાં પ્રિય માનતો હોય, એવા માણસને આ જ્ઞાનનો ઉપદેશ દેવો. હે માતા! જે પુરૂષ મારામાં ચિત્ત રાખી શ્રદ્ધાપૂર્વક એકવાર પણ આ ઉપદેશ સાંભળે અથવા કહી દેખાડે, તેને પણ અવશ્ય મારી પદવીની પ્રાપ્તિ થાયછે. ૪૩

**य इदं शृणुयादंब श्रद्धया पुरुषः सकृत्। यो वाभिधत्ते मच्चित्तः सह्येति पदवीं च मे॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**एवं निशम्य कपिलस्य वचो जनित्री सा कर्दमस्य दयिता किल देवहूतिः। विस्रस्तमोहपटला तमभिप्रणम्य तुष्टाव तत्त्वविषयांकितजन्मभूमिम् ॥ १ ॥**

મૈત્રેય કહેછે.—એપ્રમાણે કપિલદેવનું વચન સાંભળી જેનાં મોહરૂપ પડળ મટી ગયાં છે એવી કર્દમ મુનિની સ્ત્રી દેવહૂતિએ સાંખ્યજ્ઞાનના પ્રવર્ત્તાવનાર તે કપિલદેવને પ્રણામ કરી સ્તુતિ કરી.

દેવહૂતિ કહેછે.—બ્રહ્માએ પણ તમારૂં શરીર કે જે પાંચ ભૂત, ઇંદ્રિયો, વિષય તથા અહંકારમય, ગુણના પ્રવાહવાળું, સર્વનાં બીજરૂપ અને જલમાં સૂતેલું હતું, તેનું કેવળ ધ્યાન કર્યું હતું પણ તેનું પ્રત્યક્ષ દર્શન થયું ન હતું. એ બ્રહ્મા પોતે જેમનાં નાભિકમળમાંથી ઉત્પન્ન થયાછે, તે સત્યસંકલ્પ અને હજારો અદ્‌ભુત શક્તિવાળા તમે, ગુણના પ્રવાહરૂપે વેચાએલી શક્તિઓથી જીવને ભોગ દેવાનેસારૂ જગતની સૃષ્ટિ વગેરે કરોછો, પણ સાક્ષાત્ કરતા નથી; કેમ કે ક્રિયારહિત છો. પ્રલયકાળમાં આ જગત્ જેમના ઉદરમાં રહ્યું હતું અને જે પોતે માયાથી બાળક બની એકલાજ પગનો અંગુઠો ધાવતા વડનાં પાનડાંમાં સૂતા હતા, તે તમે મારા ઉદરથી શી રીતે ધારણ કરાયા હશો? પરંતુ હે પ્રભુ! પાપીઓના નાશનેસારૂ અને તમારી આજ્ઞાપ્રમાણે ચાલનારાઓનાં કલ્યાણનેસારૂ વરાહ વગેરે અવતારો તમે જેમ ધર્યા હતા, એવી રીતે આ અવતાર પણ આત્મજ્ઞાન દેખાડવાનેસારૂ ધર્યો છે. ચંડાળ હોય તે પણ કોઇ પણ સમયે તમારાં નામનું શ્રવણ, કીર્તન, તમને પ્રણામ અને તમારૂં સ્મરણ કરે તો યજ્ઞ કરવાને યોગ્ય થાયછે, ત્યારે તમારાં દર્શનથી યોગ્ય થઇએ તેમાં તો શુંજ કેહેવું? જેની જીભની અણીમાં તમારૂં નામ છે એવો ચંડાળ પણ એજ કારણથી મોટો છે. જેઓએ તમારૂં નામ લીધું તેજ મહાત્માઓએ તપ, તીર્થસ્નાન અને વેદપાઠ કર્યા એમ સમજવું. તે તમે કપિલદેવ કે જે પરબ્રહ્મ, પરમપુરૂષ, ચિત્તમાં અંતર્વૃત્તિ કરીને ધ્યાન કરવા યોગ્ય, પોતાનાં સ્વરૂપના પ્રકાશથી સંસારનાં બંધનને તોડનાર અને જેમના ગર્ભમાં વેદ છે એવા વિષ્ણુ છો તેમને નમસ્કાર કરૂંછું.

મૈત્રેય કહેછે.—એપ્રમાણે સ્તુતિ કરાએલા અને માતાઉપર પ્રીતિ રાખનારા પરમપુરૂષ કપિલ ભગવાને ગંભીર વાણીથી તે દેવહૂતિને આપ્રમાણે કહ્યું.

કપિલદેવ કેહેછે.—જેમાં સહેજે ચાલી

* આ તેત્રીશમા અધ્યાયમાં, દેવહૂતિને કપિલદેવના ઉપદેશથી જ્ઞાન પ્રાપ્ત થતાં જીવન્મુક્તિ થયાનું કેહેવામાં આવશે.

શકાય એવો આ માર્ગ મેં તમારી પાસે કહ્યો, તે માર્ગે ચાલવાથી તમને થોડા દિવસમાં જીવન્મુક્તિની પ્રાપ્તિ થશે. બ્રહ્મવાદિઓએ સ્વીકારેલા આ મારા સિદ્ધાંતની ઉપર શ્રદ્ધા રાખો, કે જેથી હું કે જે મોક્ષરૂપ છું તેની પ્રાપ્તિ થશે. આ સિદ્ધાંતને જેઓ જાણતા નથી તેઓ જન્મ-મરણ પામ્યા કરેછે.

મૈત્રેય કેહેછે.—એપ્રમાણે કપિલ મુનિ આત્મસ્વરૂપનો ઉપદેશ કરી, તે બ્રહ્મવિચાર કરનારી માતાની આજ્ઞા લઇ ત્યાંથી પધાર્યા. પછી પુત્રે કહેલી યોગની રીતિથી યોગ કરતી તે દેવહૂતિ, સરસ્વતી નદીના મુકુટજેવા તે બિંદુસર નામના આશ્રમમાં સમાધિ કરવા લાગી. તેના વાંકા કેશ ત્રણ સમયના નાહાવાથી પીંગળા અને જટાજેવા થઇ ગયા અને તપ કરવાથી ફાટલ વસ્ત્રવાળો તેનો દેહ દુબળો થઇ ગયો. કર્દમ પ્રજાપતિનાં તપથી અને યોગથી વૃદ્ધિ પામેલું પોતાના ગૃહસ્થાશ્રમનું સુખ કે જેને દેવતાઓ પણ ઇચ્છતા હતા, જેમાં દૂધનાં ફીણસરખી અને સોનાના સામાનવાળી હાથીદાંતની શય્યાઓ હતી, કોમળ બિછાનાવાળાં સોનાનાં આસન હતાં, મોટા મરકતમણિથી જડેલી સ્વચ્છ સ્ફટિકમણિની ભીંતોમાં ઉત્તમ સ્ત્રિયોનાં પ્રતિબિંબસહિત રત્નના દીવાઓ શોભતા હતા, ઘરપાસેના બગીચામાં ઘણાંક દેવતાઇ વૃક્ષો ફુલથી શોભી રહ્યાં હતાં, 'કે જેઓમાં પક્ષીઓનાં જોડાં શબ્દ કરી રહ્યાં હતાં, મદોન્મત્ત ભ્રમરો ગાયન કરી રહ્યા હતા તથા કમળથી સુગંધિ થએલી વાવ્યમાં પોતાને કર્દમ મુનિ લડાવતા ત્યારે દેવતાઓના અનુચરો તેના સંબંધનું ગાયન કરતા હતા' અને ઇંદ્રની સ્ત્રિયો પણ જેને ઇચ્છતી હતી તે સુખનો ત્યાગ કરી દીધો હતો; તોપણ પુત્રરૂપ ઈશ્વરના વિયોગની પીડાથી તેનાં મુખઉપર કાંઇક શોક દેખાવા લાગ્યો. પતિ તો પ્રથમથીજ વનમાં ગયા હતા અને પાછળથી પુત્રનો પણ વિયોગ થયો તેથી, જોકે તત્ત્વજ્ઞાન થયું હતું તોપણ, વાછડો જતો રેહેતાં જેવી ગાયની દશા થાય, તેવી એ પ્રેમવાળાં દેવહૂતિની દશા થઈ. હે વિદુર! પોતાના પુત્રરૂપ તે કપિલ ભગવાનનુંજ ધ્યાન રેહેવાથી થોડા દિવસમાંજ એ ઉત્તમ ઘરની વાસના મટી ગઇ. ભક્તિનો પ્રવાહ ચાલવાથી, બળવાન્ વૈરાગ્યથી અને યોગ્યરીતે આહાર-વિહાર કરવાથી થએલાં બ્રહ્મપણું આપનારાં જ્ઞાનથી શુદ્ધ થએલાં મનવડે ભગવાનનાં પ્રસન્ન મુખવાળાં સ્વરૂપનું ધ્યાન કરવા લાગી, કે જે સમગ્ર તથા એક એક અંગના ધ્યાનની રીતિ પુત્રે કહેલી છે. એવી રીતેજ પોતાનું સ્વરૂપ કે જે સર્વવ્યાપક અને સ્વપ્રકાશથી માયાના ગુણના સંબંધરહિત છે તેનું ધ્યાન કર્યું, કે જેથી બુદ્ધિની સર્વ જીવના આશ્રયરૂપ ભગવાનમાં સ્થિરતા થઇ, જીવપણું તથા સર્વ ક્લેશ મટી ગયા અને જીવન્મુક્તિના સુખની પ્રાપ્તિ થઇ. મનની વૃત્તિ નિરંતર બ્રહ્માકાર રેહેવાથી સઘળી દેહાદિકસંબંધી ભ્રાંતિ મટી જતાં, જાગેલા માણસને જેમ સ્વપ્નમાં દેખેલાંનું સ્મરણ મટી જાય, તેમ દેહનું સ્મરણ મટી ગયું. પરાયા હાથથીજ પોષણ થતું તોપણ કાંઇ મનની પીડા નહિ હોવાથી દુબળો નહિ પડેલો અને મેલથી ઢંકાએલો તેનો દેહ ધુંધવતા અગ્નિનીપેઠે શોભવા લાગ્યો. બુદ્ધિ ભગવાનમાંજ રેહેવાથી પ્રારબ્ધકર્મનેલીધેજ રહેલા પોતાનાં તપ અને યોગમય દેહનાં કેશ તથા વસ્ત્ર છૂટી જતાં તોપણ તેને તેનું ભાન રહ્યું નહિ. એ પ્રમાણે કપિલ મુનિએ કહેલા માર્ગથી પરમાત્મા બ્રહ્મ ભગવાન્ કે જે નિત્યે મુક્તજ છે તેને તે દેવહૂતિ પ્રાપ્ત થઇ. જે ઠેકાણે દેવહૂતિને વિદેહમુક્તિ થઇ, તે પવિત્ર ક્ષેત્ર 'સિદ્ધપદ' એવાં નામથી ત્રૈલોક્યમાં વિખ્યાત થયું. યોગનેલીધે જેના સઘળા ધાતુના મેલનો લય થઇ ગયો હતો એવું તે દેવહૂતિનું મનુ-

વ્યશરીર જલાશયોમાં ઉત્તમ, સિદ્ધિને આપનાર અને સિદ્ધ લોકોએ સેવેલી નદીરૂપ થઇ ગયું. મોટા યોગી કપિલ ભગવાન્ પણ માતાની આજ્ઞા લઈ પિતાના આશ્રમમાંથી નીકળ્યા હતા, તે ઇશાન ખુણામાં સમુદ્રને કાંઠે પધારતાં સમુદ્રે પૂજન કરી તેમને સ્થાનક આપ્યું અને સિદ્ધ, ચારણ, ગંધર્વ, મુનિયો અને અપ્સરાઓ સ્તુતિ કરવા લાગ્યાં. સાંખ્યના આચાર્યો જેમની સ્તુતિ કરેછે એવા એ કપિલ મુનિ ત્રણે લોકને શાંતિ આપવામાટે યોગ ધરી સમાધિ કરીને ત્યાંજ બેઠા. હે વિદુર! તમે જેવિષે પૂછ્યું હતું, તે દેવહૂતિ તથા કપિલ મુનિનો સંવાદ મેં તમારી પાસે કહી સંભળાવ્યો. આ કપિલ મુનિનો મત કે જે આત્મપ્રાપ્તિના ઉપાયોમાં પણ છાનો છે, તેનું જે પુરૂષ શ્રવણ કરે અથવા સંભળાવે તેને પોતાની બુદ્ધિ ભગવાનમાં રેહેતાં ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ થાયછે.

य इदमनुशृणोति योभिधत्ते
कपिलमुनेर्मतमात्मयोगगुह्यम् ।
भगवति कृतधीः सुपर्णकेता-
वुपलभते भगवत्पदारविंदम् ॥ ३७ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો કપિલ મુનિના આખ્યાનનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

**तृतीयस्कंध समाप्त.**

श्रीमद्-

# भागवतभाषांतर.

## चतुर्थस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



# श्रीमद्-
# भागवतभाषांतर.

## चतुर्थस्कंध.

॥ मैत्रेय उवाच ॥ *

**मनोस्तु शतरूपायां तिस्रः कन्याश्च जज्ञिरे । आकूतिर्देवहूतिश्च प्रसूतिरिति विश्रुताः ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.— સ્વાયંભુવમનુને શતરૂપા રાણીમાં આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એવાં નામની ત્રણ કન્યાઓ થઈ, તેઓમાં આકૂતિ રૂચિ ઋષિને આપી હતી. તે સગપણ કરતી વખતે મનુને પુત્ર હતા તોપણ રાણીના કેહેવાથી મનુએ એવી બોલી કરી હતી, કે આ કન્યાને જે પુત્ર આવશે તેને હું મારો પુત્ર કરી રાખીશ. પછી બ્રહ્મતેજવાળા રૂચિ ઋષિને ઈશ્વરના ધ્યાનના પ્રભાવથી એ આકૂતિમાં જોડલું આવ્યું, તેમાં જે પુત્ર, તે સાક્ષાત્ યજ્ઞાવતાર વિષ્ણુ હતા અને જે કન્યા હતી તે દક્ષિણા નામની અને વિષ્ણુપાસેજ રહે એવી લક્ષ્મીના અંશરૂપ હતી. એ ઘણી કાંતિવાળા દીકરીના દીકરાને સ્વાયંભુવ મનુ આનંદથી પોતાને ઘેર લાવ્યા અને દક્ષિણા રૂચિએ રાખી. એ દક્ષિણાને પોતામાં કામના ઉત્પન્ન થવાથી યજ્ઞ ભગવાન્ તેને પરણ્યા અને તે પ્રસન્ન થએલી સ્ત્રીમાં પોતે પ્રસન્ન થઈ બાર પુત્ર ઉત્પન્ન કર્યા. એઓનાં તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્વન્હ, સુદેવ અને રોચન એવાં નામ છે. સ્વાયંભુવના મન્વંતરમાં એઓ તુષિત નામના દેવતા કેહેવાયા, મરીચિ વગેરે સપ્તર્ષિ થયા, અને યજ્ઞ ભગવાનેજ ઇંદ્રની પદવી ભોગવી. પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એવાં નામના, એ મનુના મહા તેજસ્વી પુત્ર હતા. તેઓના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રોના વંશોના રાજાઓએ તે મન્વંતરમાં પાલન કર્યું. સ્વાયંભુવ મનુએ દેવહૂતિ નામની પોતાની પુત્રી કર્દમ પ્રજાપતિને આપી હતી, તેના સંબંધની કથા તમે મારી પાસેથી ઘણીખરી સાંભળી છે. એ મનુએ પોતાની પ્રસૂતિ નામની ત્રીજી પુત્રી બ્રહ્માના પુત્ર દક્ષપ્રજાપતિને આપી હતી, કે જેની સૃષ્ટિ ત્રૈલોક્યમાં બહુજ વિસ્તાર પામી છે. કર્દમ ઋષિની નવ દીકરીઓ મરીચિ વગેરે બ્રહ્મર્ષિયોની સ્ત્રિયો કેહેવાઈ ગઇ છે, તેઓના વંશનો વિસ્તાર હવે મારી પાસેથી સાંભળો. કર્દમની દીકરી અને મરીચિની સ્ત્રી કળાને કશ્યપ અને પૂર્ણિમા નામના બે પુત્ર થયા કે જેઓના વંશથી જગત્ ભરપૂર થઈ રહ્યું છે. પૂર્ણિમાને વિરજ અને વિશ્વગ નામના બે પુત્ર થયા અને દેવકુલ્યા નામની કન્યા થઈ, કે જે ભગવાનનાં ચરણારવિંદને ધોવાથી જન્માંતરમાં ગંગા થઈ હતી. અત્રિની સ્ત્રી અનસૂયાએ દત્ત, દુર્વાસા અને ચંદ્ર નામના, વિષ્ણુ શિવ અને બ્રહ્માના અંશથી ઉત્પન્ન થએલા ત્રણ મોટી કીર્તિવાળા પુત્ર જણ્યા.

---

* આ પેહેલા અધ્યાયમાં જુદા જુદા, મનુની કન્યાઓના વંશો કેહેવાશે, કે જે વંશોમાં યજ્ઞ વગેરે ભગવાનના અવતાર થયા છે.

વિદુર પૂછેછે.–હે ગુરૂ! જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને સંહાર કરનારા ત્રણ મોટા દેવ અત્રિ ઋષિને ઘેર કયું કાર્ય કરવાસારૂ ઉત્પન્ન થયા એ મને કહો.

મૈત્રેય કેહેછે.–બ્રહ્માએ સૃષ્ટિ કરવાની આજ્ઞા કરવાથી બ્રહ્મજ્ઞાનીઓમાં ઉત્તમ અત્રિ ઋષિ તપ કરવાનો નિશ્ચય કરી પોતાની સ્ત્રીની સાથે ઋક્ષ નામના મોટા પર્વતમાં ગયા. તે પર્વતમાં ફૂલના ગુચ્છવાળા ખાખરા અને આસોપાલવનું વન છે, કે જેમાં નિર્વિંધ્યા નદીનાં ચાલતાં પાણીથી ચારેકોર ઘોંઘાટ થઇ રહ્યો છે, તે ઠેકાણે પ્રાણાયામથી મનનો નિગ્રહ કરી સુખ-દુઃખાદિકનો ત્યાગ કરી અને માત્ર વાયુનો આહાર કરી સો વર્ષસુધી એક પગે ઉભા રહ્યા. 'જે જગતનો ઈશ્વર છે તેની હું શરણે આવ્યો છું અને તે ઈશ્વર મને પોતાના જેવી પ્રજા દેજો' એવું ચિંતન કરવા લાગ્યા. એ મુનિના માથામાંથી નીકળેલા અને પ્રાણાયામથી પ્રદીપ્ત થએલા અગ્નિથી ત્રૈલોક્ય તપવા લાગ્યું તેને જોઇને, ત્રણ મોટા દેવ કે જેઓની કીર્ત્તિને અપ્સરાઓ, મુનિયો, સિદ્ધ, ગંધર્વ અને નાગ ગાયા કરેછે, તેઓ તે મુનિના આશ્રમમાં આવ્યા. તેઓના પ્રકટ થવાના સંયોગથી જેમનું મન પ્રકાશ પામ્યું એવા અને એક પગથી ઉભેલા એ મુનિને ત્રણે મોટા દેવનાં દર્શન થયાં. પછી ધરતીપર દંડવત્ પ્રણામ કરી હાથમાં પુષ્પ વગેરે પદાર્થો લઇને, નંદી, હંસ અને ગરૂડપર બેઠેલા અને પોતપોતાનાં આયુધ વગેરેનાં ચિન્હવાળા એ દેવતાઓની પૂજા કરી, કે જેઓ કૃપાનાં કટાક્ષ અને હસતાં મુખોથી પ્રસન્ન જણાતા હતા. તેઓનાં તેજથી અંજાઈ ગએલી આંખોને પાછી વીંચીને, તેઓમાં મન જોડતા અત્રિ ઋષિ હાથ જોડીને મધુર વાણીથી સર્વ લોકમાં મોટા એ દેવતાઓની સ્તુતિ કરવા લાગ્યા.

અત્રિ બોલ્યા કે.–જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં વેચાઈ જતાં માયાના ગુણોથી પ્રત્યેક કલ્પમાં અવતાર લેનારા આપ બ્રહ્મા, વિષ્ણુ અને સદાશિવ છો. હું તમોને પ્રણામ કરૂંછું અને તમોમાંથી મેં જેને અહીં બોલાવેલ તે કોણ? એ તમોએજ કેહેવું જોઇએ; કેમ કે મેં તો અહીં સંતાનનેસારૂ ઘણા ઘણા ઉપચારોથી ચિત્તમાં એકજ ઈશ્વરનું ધ્યાન ધર્યું છે. અને તમો કે જેઓને પ્રાણીઓનાં મન પણ પોહોંચી શકે નહિ તેઓ સઘળા અહીં કેમ આવ્યા તે મને કહો. કેમ કે આ વિષયમાં મને મોટો વિસ્મય થયો છે.

મૈત્રેય કેહેછે.–એ પ્રમાણે તેનું વચન સાંભળી હસી પડીને ત્રણે દેવતાઓએ મધુર વાણીથી તે ઋષિને કહ્યું.

દેવતાઓ કેહેછે.–તમે જેવો સંકલ્પ કરો તે પ્રમાણે થાય, એમાં ફરક પડેજ નહિ. તમારા સંકલ્પ સત્ય છે માટે તમે જે તત્ત્વનું ધ્યાન કરોછો તે અમે છિયે. તો હવે અમારા અંશથી ઉત્પન્ન થએલા અને જગતમાં પ્રખ્યાતિ પામેલા ત્રણ પુત્રો તમને થશે અને તેઓ તમારી કીર્ત્તિ વધારશે.

મૈત્રેય કેહેછે.–એ પ્રમાણે સારી રીતે પૂજેલા એ ત્રણ દેવતાઓ તેમને વરદાન આપી તે જોડું જોઈ રેહેતાં ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. પછી તેમને ઘેર બ્રહ્માના અંશથી ચંદ્રમા, વિષ્ણુના અંશથી યોગ જાણનાર દત્તાત્રેય અને સદાશિવના અંશથી દુર્વાસા પુત્ર થયા. હવે અંગિરાનો વંશ સાંભળો. અંગિરાની સ્ત્રી શ્રદ્ધાને, સિનીવાલી, કુહૂ, રાકા અને અનુમતિ[1] એવાં નામની ચાર કન્યાઓ આવી અને સ્વારોચિષ મન્વંતરમાં પ્રખ્યાત ઉતથ્ય અને બૃહસ્પતિ

---

૧ જે અમાવાસ્યામાં ચંદ્રમા થોડો દેખાય તે સિનીવાલી અને સાવ ન દેખાય તે કુહૂ કેહેવાયછે. તેમજ જે પુનમમાં ચંદ્રમા જરાક ઓછો હોય તે અનુમતિ અને સંપૂર્ણ હોય તે રાકા કેહેવાયછે.

નામના બે બીજા પુત્ર પણ થયા. પુલસ્ત્ય મુનિને હવિર્ભૂ નામની સ્ત્રીમાં મહાતપસ્વી અગસ્ત્ય અને વિશ્રવા નામના બે પુત્ર થયા, તેમાં અગસ્ત્ય પૂર્વજન્મમાં જઠરાગ્નિ હતા. વિશ્રવાને ઇડવિડા નામની સ્ત્રીમાં યક્ષોના અધિપતિ કુબેરજી પુત્ર થયા અને બીજી સ્ત્રીમાં રાવણ, કુંભકર્ણ, અને વિભીષણ એ ત્રણ પુત્રો થયા. પુલહ ઋષિની સ્ત્રી ગતિએ કર્મશ્રેષ્ઠ, વરીયસ અને સહિષ્ણુ એવા નામના ત્રણ પુત્ર ઉત્પન્ન કર્યા. ક્રતુઋષિની સ્ત્રી ક્રિયાને બ્રહ્મતેજથી પ્રકાશતા સાઠ હજાર વાલખિલ્ય નામના પુત્રો આવ્યા. વસિષ્ઠ મુનિને ઉર્જા નામની સ્ત્રીમાં ચિત્રકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્વણ, વસુભૃધાન અને દ્યુમાન્, એવાં નામના સાત નિર્મલ અને મહાત્મા પુત્રો થયા અને બીજી સ્ત્રીમાં શક્તિ વગેરે બીજા પુત્રો પણ થયા. અથર્વાઋષિની સ્ત્રી ચિતિને દધ્યંચ નામે તપસ્વી પુત્ર થયો, કે જેને પાછળથી ઘોડાનું માથું ચોટાડયું હતું. હવે ભૃગુનો વંશ સાંભળો. ભૃગુઋષિને ખ્યાતિ નામની સ્ત્રીમાં ત્રણ સંતાન થયાં, તેમાં ધાતા અને વિધાતા એ બે પુત્રો હતા અને લક્ષ્મી કન્યા હતી, કે જે ભગવાનને પરાયણ છે. એ ધાતા અને વિધાતાને મેરૂપર્વતે આયતિ અને નિયતિ નામની બે પુત્રીઓ આપી હતી, તેમાં ધાતાના મૃકંડ અને વિધાતાના પ્રાણ નામે પુત્ર થયા. મૃકંડના માર્કંડેય થયા અને પ્રાણના વેદશિરા થયા. એ ભૃગુના કવિ નામે ત્રીજા પુત્ર હતા તેમના શુક્રાચાર્ય થયા. હે વિદુર! એ પ્રમાણે એ મુનિયોએ સૃષ્ટિકરી લોકનું કલ્યાણ કર્યું. આ કર્દમની દીકરીઓનો વંશ તમારી પાસે કહી દેખાડયો કે જે શ્રદ્ધાથી સાંભળનારનાં પાપને તુરત હરી લેનાર અને ઉત્તમ છે. બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિ સ્વાયંભુવ મનુની દીકરી પ્રસૂતિને પરણ્યા હતા, તેમાં તેને સુંદર નેત્રવાળી સોળ દીકરીઓ આવી. તેઓમાં ધર્મને તેર, અગ્નિને એક, સમસ્ત પિતૃની વચ્ચે એક અને સંસારનાં બંધન કાપનારા સદાશિવને એક આપી હતી. શ્રદ્ધા, મૈત્રી, દયા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, હ્રી, અને મૂર્ત્તિ, એ તેર ધર્મની સ્ત્રિયો છે; તેમાં શ્રદ્ધાને શુભ, મૈત્રીને પ્રસાદ, દયાને અભય, શાંતિને સુખ, તુષ્ટિને મુદ, પુષ્ટિને સ્મય, ક્રિયાને યોગ, ઉન્નતિને દર્પ, બુદ્ધિને અર્થ, મેધાને સ્મૃતિ, તિતિક્ષાને ક્ષેમ અને હ્રીને પ્રશ્રય નામનો પુત્ર આવ્યો. સઘળા ગુણવાળી મૂર્ત્તિને નર અને નારાયણ પુત્ર આવ્યા. એ નર-નારાયણના જન્મના સમયમાં સર્વ જગત્‌ને મોટું સુખ અને આનંદ પ્રાપ્ત થયાં. લોકોનાં મન, દિશાઓ, નદીઓ અને પર્વતો સ્વચ્છ થઇ ગયાં; સ્વર્ગમાં દુંદુભિ વાગવા લાગ્યાં; ફુલની વૃષ્ટિઓ પડી; મુનિયો સ્તુતિ કરવા લાગ્યા; ગંધર્વ અને કિન્નરો ગાવા લાગ્યા; અપ્સરાઓ નાચવા લાગી અને મોટું મંગલ વરતી રહ્યું. સઘળા બ્રહ્માદિક દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા કે 'આકાશમાં ગંધર્વ નગરની પેઠે જે સ્વરૂપમાં પોતાની માયાથી આ જગત્ રચાયું છે, તે સ્વરૂપનો પ્રકાશ કરવાનેસારૂ આજ ધર્મનાં ઘરમાં ઋષિરૂપે કરી જે પ્રકટ થયા છે, તે પરમપુરૂષને નમસ્કાર કરીએ છીએ. શાસ્ત્રથી જેનાં સ્વરૂપનો માત્ર વિચાર થઈ શકેછે એવા એ ભગવાન્ જગત્‌ની મર્યાદા સાચવવાસારૂ સત્વગુણથી સરજેલા આપણ લોકો સામે કરૂણાવાળી અને લક્ષ્મીને રેહેવાનાં કમળ કરતાં પણ સરસ દૃષ્ટિથી જોજો.' એ પ્રમાણે જેઓને દર્શન મળ્યું એવા દેવતાઓએ સ્તુતિ કરેલા અને પૂજેલા નર અને નારાયણ બેય ભાઇઓ ગંધમાદન પર્વતમાં પધાર્યા. એ વિષ્ણુના અંશરૂપ નર-નારાયણજ પૃથ્વીનો ભાર ઉતારવામાટે યદુકુલમાં કૃષ્ણરૂપે અને કુરૂકુલમાં અર્જુનરૂપે અહીં અવતર્યા હતા. અગ્નિની સ્ત્રી સ્વાહાએ અગ્નિનું અભિમાન ધરાવનારા

પાવક, પવમાન અને શુચિ, એવાં નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા અને એ ત્રણના પીસ્તાલીશ પુત્રો થયા, એટલે એઓ દાદા અને બાપનીસાથે ઓગણપચાસ કેહેવાયછે. જેઓનાં નામથી યજ્ઞસંબંધી કામમાં વેદ જાણનારા બ્રાહ્મણો 'આગ્નેયી' એવાં નામની ઇષ્ટિયો કરેછે તેઓ સઘળા અગ્નિ કેહેવાયછે. અગ્નિષ્વાત્ત, બર્હિષદ, સૌમ્ય અને આજ્યપ, એવાં નામના ચાર પિતૃ છે. તેઓમાં જેઓને 'અગ્નૌકરણ' કરવામાં આવેછે તેઓ સાગ્નિ અને બીજા અનગ્નિ કેહેવાયછે. તે સઘળાઓ વચ્ચે દક્ષની પુત્રી સ્વધા નામની એકજ સ્ત્રી છે તેને વયુના અને ધારિણી નામની બે દકરીઓ આવી, કે જેઓ બ્રહ્મવિચાર કરનારી અને જ્ઞાન તથા વિજ્ઞાનના પારને પોહોચેલી છે. મહાદેવની સ્ત્રી સતી ગુણ અને શીલથી પોતાના સરખાજ મહાદેવને ભજતી હતી તેને પુત્ર થયોજ નહિ. મહાદેવનો કાંઇ અપરાધ નહિ છતાં પણ પોતાનો પિતા દક્ષ પ્રજાપતિ તેનાથી ઊલટો ચાલ્યો. તેથી ક્રોધનેલીધે સતીએ નાંહની અવસ્થામાંજ યોગ કરીને પોતેજ પોતાનો દેહ મૂકી દીધો. ૫૫

**पितर्यप्रतिरूपे स्वे भवायानागसे रुषा ।**
**अप्रौढैवात्मनात्मानमजहाद्योगसंयुता ॥**

ઇતિ શ્રીમન્‌ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો વિદુર અને મૈત્રેયના સંવાદનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ विदुर उवाच ॥*

**भवे शीलवतां श्रेष्ठे दक्षो दुहितृवत्सलः ।**
**विद्वेषमकरोत्कस्मादनादृत्यात्मजां सतीम् ॥**

વિદુર પૂછેછે.—મહાદેવ સારા સ્વભાવવાળાઓમાં ઉત્તમ છે અને દક્ષને પણ દીકરીઓઉપર પ્રીતિ હતી તે છતાં દક્ષે પોતાની સતી નામની દીકરીનો અનાદર કરી મહાદેવનો દ્વેષ શામાટે કર્યો? સ્થાવરજંગમના ગુરૂ, જગત્‌ના મોટા દેવ, શાંતિસ્વરૂપ, વૈરરહિત અને આત્મારામ એવા સદાશિવનો દ્વેષ તે કોણ કરે? હે મહારાજ! એ જમાઈ અને સસરાની વચ્ચેનો દ્વેષ કે જેનેલીધે સતીએ પોતાના વહાલા પ્રાણનો ત્યાગ કર્યો તેની કથા મને કહો.

મૈત્રેય કેહેછે.—પૂર્વે પ્રજાપતિઓના યજ્ઞમાં મોટા ઋષિયો, પરિવારસહિત સર્વે દેવતાઓ, મુનિયો અને અગ્નિયો ભેળા થયા હતા. તે સભામાં, કાંતિથી સૂર્યની પેઠે શોભતા અને ત્યાં અંધારૂં મટાડી દેતા દક્ષ પ્રજાપતિ આવ્યા તેમને જોઇ તેમની કાંતિથી ચિત્તનું આકર્ષણ થતાં સભાસદો અને અગ્નિયો પોતપોતાનાં આસનપરથી ઉભા થયા અને કેવળ મહાદેવ તથા બ્રહ્માજ બેશી રહ્યા. સભાસદોએ સારી રીતે સત્કાર કરેલા દક્ષ પ્રજાપતિ, જગતના પિતા બ્રહ્માને પ્રણામ કરી તેમની આજ્ઞાથી બેઠા, પરંતુ મહાદેવ પેહેલાંથીજ બેશી રહ્યા હતા તેથી પોતાનું અપમાન થયું માની તેમનાથી સહન કરી શકાયું નહિ, તેથી જાણે બાળી નાખતા હોય એવી રીતે આડી આંખથી જોઈ દક્ષ પ્રજાપતિ બોલ્યા કે 'હે બ્રહ્મર્ષિયો! દેવતાઓ! અને અગ્નિયો! હું અજ્ઞાનથી અથવા મત્સરથી નહિ પણ યોગ્ય રીતે સજ્જનોની રીતિની વાત કહુંછું તે સાંભળો. આ મહાદેવ લોકપાળ દેવતાઓની કીર્ત્તિનો નાશ કરનાર અને નિર્લજ્જ છે, કેમ કે તેણે પોતાનાં અનમ્રપણાંથી સજ્જનોના માર્ગને બગાડયો છે. આ મારો શિષ્ય થાયછે, કેમ કે બ્રાહ્મણોની અને અગ્નિની સમક્ષ સાવિત્રી જેવી મારી દીકરીનો હાથ સુપાત્રની પેઠે તેણે ઝાલ્યો છે. આ વાનરા જેવી આંખ્યોવાળો હરણનાં બચ્ચાંના જેવી આંખ્યોવાળી

* આ બીજા અધ્યાયમાં ઉપર કહેલા મહાદેવ અને દક્ષ વચ્ચેના દ્વેષનું કારણ, કે જે પ્રજાપતિઓના યજ્ઞમાં ઉત્પન્ન થયું હતું, તે કેહેવાશે.

મારી દીકરીને પરણી ગયો છે, તે છતાં સામું ઉભું થવું અને પ્રણામ કરવા એ તો એક કોર પણ વાણીથી પણ મારો યોગ્ય સત્કાર કરતો નથી. સારી ક્રિયાઓનો લોભ કરનાર, અભિમાની, અપવિત્ર અને મર્યાદાનું ઉલ્લંઘન કરનાર આ મહાદેવને મારી ઇચ્છા નહિ છતાં પણ શૂદ્રને જેમ વેદવાણી આપે તેમ મેં મારી દીકરી આપી છે. ભયંકર માણસોમાં પ્રેતનાં અને ભૂતનાં ટોળાંની સાથે ચિતાની ભસ્મથી નાહિ, માણસોની ખોપરીઓની માળા પેહેરી, માણસોનાં હાડકાંનાં ઘરેણાં પેહેરી, કેશ છૂટા મૂકી, નાગો થઈ ઘેલાની પેઠે ફર્યા કરેછે. ઘડી વારમાં રુવેછે અને ઘડી વારમાં હસેછે. તમોગુણી સ્વભાવવાળા ભૂત-પ્રેતોનો અધિપતિ, મહોન્મત્ત અને મહોન્મત્ત લોકોજ જેને વાહાલા છે એવો આ, કેહેવાનો શિવ છે પણ ખરૂં જોતાં અશિવ છે. આ દુષ્ટ મનનો કે જે અપવિત્ર અને ભૂત-પ્રેતાદિકનો અધિપતિ છે તેને બ્રહ્માના કેહેવાથી મેં મારી ભલી દીકરી આપી દીધી છે.'[1]

મૈત્રેય કેહેછે.—એપ્રમાણે મહાદેવે કાંઈ પ્રતિકૂલતા કરી ન હતી તે છતાં તેમની નિંદા કરી ક્રોધનેલીધે પાણીનું આચમન લઇ દક્ષે શાપ આપ્યો કે 'આ, દેવતાઓમાં અધમ છે તેને યજ્ઞોમાં ઇંદ્ર અને વિષ્ણુ વગેરે દેવતાઓની સાથે ભાગ નહિ મળે.' મોટા મોટા સભાસદો નિષેધ કરતાં છતાં પણ મહાદેવને એપ્રમાણે શાપ દઇ ક્રોધ વધી જતાં દક્ષ પ્રજાપતિ તે યજ્ઞસભામાંથી ઉઠી નીકળીને પોતાને ઘેર ગયા. એપ્રમાણે દક્ષે શાપ દીધો જાણી ક્રોધથી ભરાએલા મહાદેવના મુખ્ય અનુચર નંદિકેશ્વરે પણ દક્ષને અને દક્ષે કરેલી નિંદા જેઓએ સ્વીકારી તે બ્રાહ્મણોને પણ શાપ દીધો કે—'આ શરીરને ઉત્તમ ગણી ભેદબુદ્ધિ રાખનાર જે અજ્ઞાની, સામો દ્રોહ નહિ કરનારા મહાદેવનો દ્રોહ કરેછે, તે પરમાર્થથી વિમુખ થજો. જેમાં એકલી કડાકૂટજ ભરેલી છે એવા ઘરમાં વિષયસુખની તૃષ્ણાથી લાગેલો, વેદનાં પ્રરોચક વચનોથી બુદ્ધિરહિત થએલો અને દેહનેજ આત્મા માનનારી બુદ્ધિથી આત્માનાં તત્ત્વને ભૂલી ગએલો પશુ સરખો દક્ષ, સ્ત્રીમાં અત્યંત કામના રાખનાર થજો અને થોડા કાળમાં એ દક્ષનું બોકડાનું મોહોડું થજો. કેમ કે એ દક્ષ કર્મ કરવાં તેરૂપ અજ્ઞાનને જ્ઞાન કરી માનનારો જડ છે. અહીં જે લોકો મહાદેવનું અપમાન કરનારા દક્ષને અનુસરનાર છે, તેઓ પણ જન્મ-મરણ પામ્યા કરજો. જેમાં ઘણા વાક્યો ફૂલની પેઠે માત્ર મનનેજ રાજી કરનારાં છે એવી વેદવાણીનાં મોહ કરનારાં પ્રરોચક વાક્યથી મૂર્ખ બનેલા એ લોકો કર્મમાંજ આસક્ત રેહેજો. ભક્ષ્ય-અભક્ષ્યના વિચાર વગરના, પેટ ભરવાસારૂજ વિદ્યા તપ તથા વ્રતોને ધારણ કરનારા, ધન દેહ તથા ઇંદ્રિયોમાંજ રમનારા બ્રાહ્મણો ભિખારી થઇને જગતમાં ફરજો.' એપ્રમાણે નંદિકેશ્વરે બ્રાહ્મણના કુલને શાપ આપ્યો તે સાંભળી ભૃગુ ઋષિએ, મટાડયો મટે નહિ એવો શાપરૂપ બ્રહ્મદંડ દીધો કે—'જેઓ શિવનાં વ્રતને ધારણ કરેછે તથા તેઓને જે અનુસરેછે તેઓ પાખંડી અને સારાં શાસ્ત્રથી ઉલટા ચાલનાર થજો. અપવિત્ર, મૂઢ બુદ્ધિવાળા, અને જટા, ભસ્મ તથા હાડકાંને ધરનારા થઇને શિવની દીક્ષામાં પ્રવેશ કરજો, કે જે દીક્ષામાં મદિરા અને તાડી વગેરેનું મદ્ય દેવતા જેવું પૂજ્ય મનાયછે. વર્ણાશ્રમના આચારોને સાચવી રાખનાર મર્યાદારૂપ વેદની અને બ્રાહ્મણોની તમે નિંદા કરોછો એટલામાટે પાખંડમાં પડેલા છો. લોકોના કલ્યાણ-

૧ દક્ષે મહાદેવને અપમાન આપવામાટે વચનો કહ્યાં તે પણ તેના મુખમાં રહેલાં સરસ્વતી દેવીએ સ્તુતિરૂપ થાય એમ બોલાવ્યાં છે, એવી રીતની મૂળના શ્લોકોની યોજના પણ શ્રીધર સ્વામીએ ટીકામાં લખી છે.

કારી અને સનાતન માર્ગ વેદજ છે, કેમ કે પૂર્વના ઋષિયો તે પ્રમાણે ચાલ્યા છે અને તે માર્ગ ભગવાને સ્થાપ્યો છે. અત્યંત શુદ્ધ અને સનાતન એ વેદરૂપ સત્પુરૂષોના માર્ગની નિંદા કરવાથી તમે પાખંડ માર્ગમાં જાઓ, કે જે માર્ગમાં ભૂત-પ્રેતનો રાજા તમારો ઇષ્ટદેવ છે.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે ભૃગુ ઋષિએ શાપ દેવા માંડયા તેથી જાણે કાંઇક કચવાયા[1] હોય એવા મહાદેવ પોતાના પરિવાર સહિત ત્યાંથી ઊઠી નીકળ્યા. તે પ્રજાપતિઓ પણ જેમાં વિષ્ણુનું યજન થતું હતું એવા એ યજ્ઞને હજાર વર્ષ સુધી ચલાવીને સંપૂર્ણ કરી, પ્રયાગમાં અવભૃથ સ્નાન[2] કરી શુદ્ધ થઇને ત્યાંથી પોતપોતાને ઠેકાણે ગયા.

**आप्लुत्यावभृथं यत्र गंगा यमुनयान्विता ।**
**विरजेनात्मनासर्वे स्वं स्वं धाम ययुस्ततः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ‘दक्षशाप’ એવા નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**सदा विद्विषतोरेवं कालो वै ध्रियमाणयोः ।**
**जामातुः श्वशुरस्यापि सुमहानतिचक्रमे ॥**

મૈત્રેય કેહેછે.— એપ્રમાણે એ જમાઈ અને સસરો નિરંતર દ્વેષ કરતાં અને પરસ્પરના સામાવડિયા થઈ રેહેતાં ઘણો કાળ વીતી ગયો, પણ તેમાં જ્યારે બ્રહ્માએ દક્ષને સઘળા પ્રજાપતિઓના અધિપતિપણાનો પટ્ટાભિષેક કર્યો ત્યારે દક્ષને ભારે ગર્વ ચડી ગયો તેથી તેણે બ્રહ્મવાદિઓનો તિરસ્કાર કરી વાજપેય યજ્ઞ કરીને બૃહસ્પતિસવ નામના યજ્ઞનો આરંભ કર્યો. તે યજ્ઞમાં સઘળા બ્રહ્મર્ષિ, દેવર્ષિ, પિતૃ અને દેવતાઓ તથા તેઓની શણગારેલી સ્રિયો પણ આવી હતી અને તે સઘળાઓનું પૂજન થતું હતું. દેવલોકો વાત કરતા જતા હતા તેઓના મુખમાંથી પોતાના પિતા દક્ષને ઘેર યજ્ઞનો મહોત્સવ થવાનું સાંભળી તથા ગંધર્વ વગેરેની ચપળ નેત્રવાળી સ્રિયો સ્વચ્છ કુંડલ, પદક તથા સારાં વસ્ત્ર પેહેરી પોતાના પતિઓની સાથે વિમાનમાં બેસી કૈલાસ પાસે થઇને જતી હતી તેઓને જોઇને દક્ષની પુત્રી સતીએ પોતાના પતિ સદાશિવને ઉત્સાહથી કહ્યું.

સતી બોલ્યાં કે.—તમારા સસરા દક્ષ પ્રજાપતિને ઘેર હમણાં યજ્ઞનો મહોત્સવ ચાલેછે માટે હે સ્વામિ! તમારી ઇચ્છા હોય તો આપણે પણ ત્યાં જઇએ; આ દેવતાઓ જાયછે. એ યજ્ઞમાં સંબંધીઓને જોવાસારૂ મારી બેનો પણ પોતપોતાના પતિઓની સાથે અવશ્ય જશે, તો હું પણ ત્યાં તમારી સાથે જઇને મારાં મા-બાપે આપેલી પેરામણી લેવાને ઈચ્છુંછું. હે સદાશિવ! મારા મનમાં ઘણા દિવસ થયા ઉત્કંઠા છે, તો ત્યાં જઇને મારી બેનો કે જે પોતપોતાના પતિઓને યોગ્ય છે તેઓને, મારી માશીઓને, સ્નેહથી ભીંજાએલાં ચિત્તવાળી મારી માને અને મહર્ષિયોએ ચલાવાતા એ મોટા યજ્ઞને જોઇશ. હે અજન્મા! આ આશ્ચર્યરૂપ ત્રિગુણાત્મક જગત્ તમારામાંજ માયાએ રચેલું જણાયછે તેથી જોકે તમને કાંઇ આશ્ચર્ય નહિ લાગતું હોય, તોપણ હું કે જે તમારાં તત્ત્વને નહિ જાણનારી સ્રીજાતિ છું તે રાંક થઇને મારી જન્મભૂમિને જોવાને

---

૧ શાપમાં સર્વને હાનિ થઇ તેથી કચવાયા અને જેઓના ઉપર ભગવાનનો અનુગ્રહ હશે તેઓને હાની નહિ થાય એવાં કારણથી ખેદ સ્પષ્ટ દેખાડયો નહિ. ૨ યજ્ઞના અંતમાં જે સ્નાન કરવું પડેછે તેને અવભૃથ સ્નાન કેહેછે.

* આ ત્રીજા અધ્યાયમાં સતીએ યજ્ઞના ઉત્સવમાં જવાનું મન કરતાં મહાદેવે કેટલાંક કારણથી તેનું નિવારણ કરવાની કથા કેહેવામાં આવશે.

ઇચ્છુંછું. હે નીલકંઠ! જુવો કે આ બીજી સ્ત્રિયો પણ શણગાર ધરીને પોતાના સ્વામીઓની સાથે ટોળેટોળાં જાયછે, કે જેઓનાં હંસજેવાં ધોળાં વિમાનોથી આકાશ શોભી રહ્યું છે. બાપને ઘેર ઉત્સવ થતો સાંભળી દીકરીનું શરીર ચલાયમાન થયા વિના કેમજ રેહે. મિત્ર, પતિ, ગુરૂ અને પિતા એઓને ઘેર વગર બોલાવ્યે પણ જવાની રીતિ છે; માટે હે દેવ! પ્રસન્ન થાઓ. આપ દયાળુ છો માટે મારી આ ઇચ્છા પરિપૂર્ણ કરવી જોઇએ. આપ મહાજ્ઞાની છો તોપણ મારા ઉપર દયા કરી મને આપનાં અર્દ્ધાં શરીરમાં રાખી છે તેથી માગી લઊંછું કે મારા ઉપર આ અનુગ્રહ પણ કરો.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે પ્રિયાએ પ્રાર્થના કરતાં, પ્રજાપતિઓની સમક્ષ દક્ષે કહેલાં દુર્વચનરૂપ મર્મભેદી બાણ જેને સાંભરી આવ્યાં છે એવા સદાશિવ હસીને પ્રેમથી બોલ્યા.

સદાશિવ કેહેછે.—હે પ્રિયા! તમે કહ્યું કે સંબંધીઓને ઘેર વગર બોલાવ્યે પણ જવાની રીતિ છે, એ સત્ય વાત છે; પણ તે ક્યારે કે જો એ સંબંધીઓની દૃષ્ટિ બલવાન્ દેહાભિમાનથી અને ક્રોધથી દૂષિત ન થએલી હોય તો. વિદ્યા, તપ, ધન, સારૂં શરીર, અવસ્થા અને કુલ, એ છ વાનાં કે જે સત્પુરૂષોમાં ગુણરૂપ છે અને નીચ પુરૂષોમાં દોષરૂપ છે, તેથી વિવેકનો નાશ થઇ જતાં વધી ગએલા અભિમાનથી આંધળા થએલા અનમ્ર લોકો મહાત્માઓનાં તેજને દેખતા નથી. એવા અસ્થિર ચિત્તવાળા લોકોને સગા સમજી તેઓનાં ઘરસામું પણ જોવું ન જોઇએ, કે જે લોકો ઘેર આવેલાઓને કુટિલ બુદ્ધિવડે ક્રોધ ભરેલી ભમર ચડાવેલી આંખ્યોથી જુવે. કુટિલ બુદ્ધિવાળા સંબંધિઓનાં દુર્વચનથી જેવી પીડા થાયછે તેવી પીડા શત્રુઓએ બાણ મારી અંગ વીંધી નાખ્યાં હોય તોપણ થતી નથી; કેમ કે જેને બાણ વાગ્યાં હોય તેને નિદ્રા પણ આવે, પરંતુ દુર્વચનથી જે મર્મસ્થલમાં વીંધાઇ ગયો હોય તે તો રાતદિવસ તપ્યાજ કરે. ઊંચી સ્થિતિવાળા તે દક્ષ પ્રજાપતિને દીકરીઓમાં તમે વાહાલાં છો એ વાત ખરી છે, તોપણ તે પિતા પાસેથી તમને માન મળશે નહિ, કેમકે મારા સંબંધનેલીધે દક્ષને મોટો પરિતાપ છે. નિરહંકાર પુરૂષોની મોટાઇ જોઇને મનમાં બળતરા ઉઠવાથી આતુર થએલો પણ તેઓની ઉત્તમ પદવીને નહિ પોહોચી શકતો પુરૂષ, દૈત્યો જેમ ભગવાનનો દ્વેષ કરેછે તેમ કેવળ તેઓનો દ્વેષ કર્યા કરેછે. સમજુ લોકો, પરસ્પરમાં ઉઠી ઊભું થવું, વિનય અને નમસ્કાર કરેછે તે સારી રીતિ છે, પરંતુ તે અંતર્યામી પરમાત્માસારૂજ અંતઃકરણથી કરવામાં આવેછે પણ દેહાભિમાન ધરાવનારા પુરૂષનેસારૂ નહિ. 'વસુદેવ' એ નામ શુદ્ધ અંતઃકરણનું છે, કેમ કે તેવાં અંતઃકરણમાં ભગવાન્ સ્પષ્ટ દેખાયછે, માટે એવાં અંતઃકરણમાંજ ભગવાન્ વાસુદેવ કે જે ઇંદ્રિયોથી અગોચર છે તેમને હું નમસ્કારથી સેવુંછું. એટલામાટે જોકે દક્ષ તમારો પિતા છે તોપણ મારો શત્રુ છે તેથી તેને અને તેના પક્ષપાતીઓને તમારે જોવા પણ નહિ. પ્રજાપતિઓના યજ્ઞમાં હું નિરપરાધ છતાં પણ તેણે દુર્વચનથી મારો તિરસ્કાર કર્યો છે. હે પ્યારી! મારૂં વચન નહિ માનીને તમે ત્યાં જશો તો તેથી તમારૂં સારૂં નહિ થાય, કેમકે જે પ્રતિષ્ઠિત હોય તેનું સંબંધિ તરફથી અપમાન થાય તો તેમાંથી ઝટ મરવાનુંજ પરિણામ નીપજેછે. ૨૫

यदि व्रजिष्यस्यतिहाय मद्वचो
भद्रं भवत्या न ततो भविष्यति।
संभावितस्य स्वजनात्पराभवो
यदा स सद्यो मरणाय कल्पते ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીય સ્કંધનો 'उमारुद्रसंवाद' નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

## ॥ मैत्रेय उवाच ॥*

**एतावदुक्त्वा विरराम शंकरः**
**पत्न्यंगनाशं ह्युभयत्र चिंतयन् ।**
**सुहृद्दिदृक्षुः परिशंकिता भवान्नि-**
**ष्क्रामती निर्विशती द्विधास सा ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.— સદાશિવ એટલું બોલી બેય પ્રકારથી તેનાં મરણનો વિચાર કરી બંધ પડયા. પછી સંબંધિઓને જોવાની ઇચ્છાથી બાહાર નીકળતાં અને સદાશિવની બીકથી વળી અંદર જતાં સતીના મનની બે પ્રકારની સ્થિતિ થઇ. સંબંધિઓને જોવાની ઇચ્છામાં અડચણ થયાથી કચવાતાં, સ્નેહથી રોતાં, આંસુનાં ટીપાંઓથી વિકલ થએલાં અને થરથર ધ્રુજતાં સતી, સદાશિવ કે જેના સમાન બીજો કોઇ પુરૂષ નથી, તેમને જાણે બાળતાં હોય એમ ક્રોધથી જોવા લાગ્યાં. પછી શોકથી અને ક્રોધથી પીડાએલાં મનવડે નિસાસો મૂકી, મહાદેવ કે જેમણે પોતાનું અર્ધું શરીર પ્રેમથી આપ્યું છે, તેમનો ત્યાગ કરીને સ્ત્રીસ્વભાવની મૂઢતાથી સતી પોતાનાં માવતરને ઘેર ચાલ્યાં. સતીએ ઝટઝટ પગલાં માંડી એકલાંજ જવા માંડયું તેને જોઇ મનમાં ખેદ પામેલા મણિમાન અને મદ વગેરે મહાદેવના હજારો અનુચરો પોઠિયાને આગળ કરી પાર્ષદો અને યક્ષો સહિત તુરત તેમની પછવાડે ગયા. સતીને નંદી ઉપર બેસાડી મેના, દડા, અરીશા, કમળ, ધોળું છત્ર, ચમર અને માળા વગેરેથી શોભતા મહાદેવના અનુચરો, દુંદુભિ શંખ અને વેણુ વગાડતા ચાલ્યા. સતી દક્ષના યજ્ઞમાં પોહોચ્યાં, કે જે યજ્ઞમાં ચારેકોર વેદના શબ્દોથી પશુઓની હિંસા શોભી રહી હતી, સર્વ બ્રાહ્મણો અને દેવતાઓ ચારેકોર બેશી ગયા હતા, અને માટી, લાકડાં, લોઢું, સોનું, દર્ભ અને ચામડાંઓથી જુદાં જુદાં વાસણો બનાવ્યાં હતાં. ત્યાં આવેલાં પણ દક્ષે અપમાન કરેલાં સતીને યજમાનની બીકથી સતીની બેનો અને મા શિવાય બીજાં કોઇએ પણ સન્માન આપ્યું નહિ. પ્રેમનાં આંસુથી જેઓનાં ગળાં રોકાઈ ગયાં હતાં એવી બેનો અને માતાએ તો પ્રેમપૂર્વક આદરથી આલિંગન કર્યું. પિતા તરફથી અપમાન પામેલાં સતીએ, પોતાની બેનોએ સહોદરપણાંના સંબંધથી પૂછવા માંડેલી યોગ્ય વાતોને કાન પણ દીધો નહિ અને મા તથા માશીઓએ આપવા માંડેલી પૂજા અને ઉત્તમ આસન પણ લીધું નહિ. અનાદર પામેલાં જગદીશ્વરી સતીએ યજ્ઞમાં રૂદ્રનો ભાગ નહિ દેખ્યો તથા પિતાએ મહાદેવનું અપમાન કરેલું જોઈ, જાણે લોકોને બાળી નાખવા હોય એવો કોપ કર્યો. તે સમયમાં ભૂત-પ્રેત વગેરે પાર્ષદો દક્ષને મારવા ઉઠયા તેઓને પોતાની આજ્ઞાથી રોકી, શિવના દ્વેષી અને કર્મમાર્ગના અભ્યાસથી અભિમાની થએલા દક્ષને, સઘળું જગત્ સાંભળતાં ક્રોધનેલીધે ગભરાટ ભરેલી વાણીથી સતી દેવી ધિક્કારવા લાગ્યાં.

સતી બોલ્યાં કે.— પ્રાણીઓના પ્રિય આત્મારૂપ જે સદાશિવથી જગતમાં કોઈ શ્રેષ્ઠ નથી તથા જેને કોઈ પ્રિય કે અપ્રિય નથી એવા સર્વરૂપ અને વૈરરહિત સદાશિવની સાથે તારા વિના બીજો કોણ વૈર કરે? હે બ્રાહ્મણ! તારા જેવા પુરૂષો તો પરાયા ગુણમાં દોષનુંજ ગ્રહણ કરે પણ ગુણનું ગ્રહણ ન કરે. કેટલાએક મધ્યસ્થ લોકો ગુણને ગુણ સમજે અને દોષને દોષ સમજે એટલે ગુણ અને દોષને યથાર્થ રીતે ગ્રહણ કરે; સાધુ પુરૂષો માત્ર ગુણનુંજ ગ્રહણ કરે પણ દોષનું ગ્રહણ ન કરે; અને મહાત્મા પુરૂષો તો પરાયા દોષનું ગ્રહણ નહિ કરતાં ગુણ થોડા હોય તેને પણ ઘણા કરી માને.

* આ ચોથા અધ્યાયમાં પતિને મુકીને ગએલાં અને પિતાએ અપમાન કરેલાં સતીએ ક્રોધથી યજ્ઞમાં દક્ષનો તિરસ્કાર કરી દેહત્યાગ કર્યાની કથા કેહેવામાં આવશે.

એવા મહાત્મા પુરૂષોનો તેં અપરાધ કર્યો છે. દેહને આત્મા કરી માનનારા દુષ્ટ પુરૂષો સર્વદા ઈર્ષ્યાથી મહાત્માઓની નિંદા કરે એમાં કાંઈ આશ્ચર્ય નથી; કેમ કે મહાત્માઓના ચરણની રજથી શક્તિહીન થએલા દુષ્ટ લોકોને મહાત્માઓની નિંદાજ શોભા આપેછે. જેનું 'શિવ' એ બે અક્ષરનું નામ પ્રસંગનેલીધે એકવારજ માત્ર વાણીથીજ બોલાઈ ગયું હોય તોપણ મનુષ્યોનાં પાપને તુરત મટાડેછે એવા, પવિત્ર કીર્તિવાળા અને જેની આજ્ઞા કોઇથી તોડી શકાય નહિ એવા સદાશિવનો, અમંગલરૂપ તું દ્વેષ કરેછે. બ્રહ્મરસરૂપ મકરંદને ઇચ્છિનારા મહાત્મા પુરૂષોના મનરૂપ ભ્રમરાઓ જેના ચરણારવિંદને સેવેછે અને જેનું ચરણારવિંદ સકામ લોકોના મનોરથ પૂરેછે, તે જગતના બંધુ સદાશિવનો તું દ્વેષ કરેછે. સ્મશાનમાં જટા છૂટ મૂકીને ત્યાંનાં હાડકાં તથા ખોપરીઓનાં ઘરેણાં પેહેરી પિશાચોની સાથે જે નિવાસ કરેછે એવા સદાશિવને તારા વિના બીજા કોઈ બ્રહ્માદિક તો અમંગલરૂપ જાણતા નથી; કેમ કે તેઓ તો સદાશિવના ચરણથી પડી ગએલાં નિર્માલ્યને પોતાને માથે ચડાવેછે. ધર્મની રક્ષા કરનાર ઈશ્વરની નિરંકુશ માણસો નિંદા કરતા હોય ત્યાં પોતાને મારવા કે સામાને મારવાની શક્તિ ન હોય તો કાન ઢાંકીને ત્યાંથી નીકળી જવું જોઇએ અને શક્તિ હોય તો તે લોકોની દુષ્ટ જીભને બલાત્કારથી કાપી લઈ પછી પોતાને પણ મરવું એ ધર્મ છે. એટલામાટે તું કે જે સદાશિવની નિંદા કરનાર છે, તેથકી ઉત્પન્ન થયેલા આ દેહને હું રાખીશ નહિ; કેમ કે અજાણતાં અપવિત્ર અન્ન ખવાઇ ગયું હોય તો તેનું વમન કરી નાખવું એજ શુદ્ધિ કેહેવાયછે. પોતાના સ્વરૂપાનંદમાંજ મગ્ન રેહેતા મહાત્મા પુરૂષની બુદ્ધિ વેદની આજ્ઞાને અનુસરતી નથી; કેમ કે જેમ દેવતાઓની ગતિ આકાશમાં ને મનુષ્યની ગતિ પૃથ્વીમાંજ છે, તેમ નિવૃત્તિ અને પ્રવૃત્તિવાળાની રીતિ જુદી જુદીજ હોયછે. એટલામાટે સ્વધર્મમાં રેહેતાં કોઇ પણ ધર્મની અથવા પુરૂષની નિંદા ન કરવી જોઇએ. પ્રવૃત્તિકર્મ અને નિવૃત્તકર્મ એ બેય સાચાં છે; કેમ કે અધિકારીની વ્યવસ્થા ઉપરથી વિવેચન કરીને તે બેયનો વેદે સ્વીકાર કર્યો છે. રાગવાળાએ પ્રવૃત્તિકર્મ કરવું જોઈએ અને વૈરાગ્યવાળાએ નિવૃત્તિકર્મ કરવું જોઇએ. એ બેય કર્મને એકજ ધણી એકજ સમયે કરવા લાગે તો વિરોધ આવેછે, પણ પરબ્રહ્મ સદાશિવને તો એમાંનું કોઈ પણ કર્મ પ્રાપ્ત થતું નથી. હે પિતા! અમારી પદવીઓ કે જેઓમાં માત્ર ઇચ્છાથીજ સઘળી સિદ્ધિઓ ઉત્પન્ન થાયછે અને જેઓને બ્રહ્મવેત્તાઓ સેવેછે, તેઓ તમલોકોને હોયજ નહિ; કેમ કે તમારી પદવીઓ યજ્ઞશાળાઓમાંજ હોયછે અને તેઓને યજ્ઞમાં મળતાં અન્નથી તૃપ્ત થતા લોકોજ વખાણેછે તથા ધૂમમાર્ગવાળાઓજ ભોગવેછે. તું કે જે સદાશિવનો અપરાધી છો તેના દેહથી ઉત્પન્ન થવાને લીધે નીચ થએલા આ દેહનું મારે કશું કામ નથી; કેમ કે તારા જેવા દુર્જનના સંબંધને લીધે મારે લજાવું પડેછે. જે ધણી મહાત્માઓનો અપરાધ કરનાર હોય તેનાથી જનમવાને ધિક્કાર છે. ભગવાન્ સદાશિવ જ્યારે 'હે દક્ષની પુત્રી!' એમ કહી તારા સંબંધનાં નામથી મને બોલાવેછે, ત્યારે હસવું-બોલવું સઘળું બંધ પડીને મને મોટો ખેદ થાયછે; એટલામાટે તારાથી ઉત્પન્ન થએલા આ દેહનો હું અવશ્ય ત્યાગ કરીશ.

મૈત્રેય કેહેછે.— હે વિદુર! એપ્રમાણે યજ્ઞમાં દક્ષને ઉત્તર આપી બોલવું બંધ કરી, પીળાં વસ્ત્ર પેહેરીને સતી ઉત્તર દિશામાં પૃથ્વીઉપર બેઠાં અને જળનું આચમન લઇ આંખ્યો મીચીને યોગ કરવા લાગ્યાં. દૃઢ આસન વાળી, પ્રાણ તથા અપાન વાયુને નાભિચક્રમાં એકરૂપ કરી, ત્યાંથી ઉદાન વાયુને

ઉઠાવી બુદ્ધિની સાથે હૃદયમાં લાવ્યાં અને ત્યાંથી ધીરે ધીરે કંઠના માર્ગથી ભ્રૂકુટીના મધ્યમાં લાવ્યાં. એપ્રમાણે મોટાઓમાં મોટા સદાશિવે પ્રેમથી વારંવાર ખોળામાં બેસાડેલા પોતાના દેહને દક્ષની ઉપરના ક્રોધથી ત્યાગ કરવાને ઇચ્છતાં સતી દેવીએ પોતાનાં ગાત્રોમાં વાયુ અને અગ્નિની ધારણા કરી. પછી જગતના ગુરૂ અને પોતાના સ્વામી સદાશિવનું ભજન કરવાના આનંદનું ધ્યાન કરતાં સતીને બીજું કાંઇ પણ દેખાયું નહિ અને તેમનો નિષ્પાપ દેહ સમાધિના અગ્નિથી તુરત બળી ગયો. આ મોટું અદ્ભુત જોવાથી આકાશમાં અને પૃથ્વીમાં મોટો હાહાકાર ઉઠી રહ્યો, કે 'હાય હાય! પરમ પૂજ્ય સદાશિવની પ્યારી સતીએ દક્ષના કચવાવવાથી પ્રાણત્યાગ કર્યો. અહો! આ દક્ષ પ્રજાપતિ કે જેની સ્થાવર-જંગમ સઘળી પ્રજા છે, તેની ભુંડાઇ જુવો, કે જેણે અપમાન કરવાથી તેમની પુત્રી સતીએ પ્રાણ છોડી દીધા. એ મોટાં મનવાળી તો નિરંતર માનનેજ યોગ્ય છે. હૃદયમાં અસહનતાવાળા આ બ્રહ્મદ્રોહી દક્ષની જગતમાં મોટી અપકીર્તિ થશે; કેમ કે મહાદેવનો દ્વેષ કરનારા આ દક્ષે પોતાના અપરાધથી મરવા તૈયાર થએલી દીકરીને ના પાડી નહિ.' એપ્રમાણે સતીનો અદ્ભુત પ્રાણત્યાગ જોઇને લોકો વાતો કરેછે ત્યાં સતીના પાર્ષદો હથિયારો ઉપાડીને દક્ષને મારવા ઉઠયા. આવતા પાર્ષદોનો વેગ જોઈ ભૃગુ ઋષિએ યજ્ઞમાં વિઘ્ન કરનારાઓને હણી નાખનારા યજુર્વેદના મંત્રથી દક્ષિણાગ્નિમાં હોમ કર્યો. અધ્વર્યુ (ભૃગુ)એ હોમ કરવાથી ઋભુ નામના હજારો દેવતાઓ કે જેઓએ તપ કરીને સોમપાન મેળવ્યું છે, તેઓ યજ્ઞના અગ્નિમાંથી મોટા જોરથી ઉઠયા. બ્રહ્મતેજથી પ્રદીપ્ત થએલા એ ઋભુ દેવતાઓએ ભૂત-પ્રેત અને યક્ષ વગેરે મહાદેવના પાર્ષદોને બળતાં લાકડાંઓથી મારવા માંડતાં તેઓ ચારેકોર દિશાઓમાં ભાગી ગયા. ૩૪

**तैरलातायुधैः सर्वे प्रमथाः सहगुह्यकाः ।**
**हन्यमाना दिशो भेजुरुशद्भिर्ब्रह्मतेजसा ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો **'सतीदेहत्याग'** એવા નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**भवो भवान्या निधनं प्रजापतेरसत्कृताया अवगम्य नारदात् । स्वपार्षदसैन्यं च तदध्वरर्भुभिर्विद्रावितं क्रोधमपारमाददे ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—દક્ષે અપમાન કરવાથી સતીનું મરણ થયાની અને તેના યજ્ઞના ઋભુ દેવતાઓએ પોતાના પાર્ષદોનું સૈન્ય ભગાવી દીધાની વાત નારદજી પાસેથી જાણી સદાશિવને અપાર ક્રોધ ઉત્પન્ન થયો. ક્રોધ પામેલા અને જેણે હોઠ અત્યંત ડસ્યા છે એવા મહાદેવે વીજળીની જ્વાળાજેવી ભયંકર કાંતિવાળી જટા ઉખેડી નાખી, તુરત ઉભા થઈ અટ્ટાટ્ટહાસ સહિત ગંભીર ગર્જના કરીને જટાને ધરતીપર પછાડી. તે જટામાંથી વીરભદ્ર ઉત્પન્ન થયા. તેનું શરીર આકાશ સુધી ઊંચું છે, હજાર હાથ છે, મેઘના સરખી કાંતિ છે, ત્રણ સૂર્યના સરખી આંખો છે, દાઢો વિકરાલ છે, બળતા અગ્નિસરખા કેશ છે, ખોપરીઓની માળા પેહેરી છે અને અનેક પ્રકારનાં હથિયાર ઉપાડયાં છે. તે વીરભદ્રે હાથ જોડી 'મારે શું કામ કરવું' એમ વિજ્ઞપ્તિ કરતાં મહાદેવે આજ્ઞા કરી કે 'હે મોટા યોદ્ધા! તું મારા પાર્ષદોમાં અગ્રણી થઈ દક્ષને તેના

---

* આ પાંચમા અધ્યાયમાં, સતીના દેહત્યાગની વાત સાંભળી મહાદેવે ક્રોધથી વીરભદ્ર ગણને ઉત્પન્ન કરી તેના હાથથી દક્ષને મરાવ્યાની વાત કેહેવામાં આવશે.

યજ્ઞસહિત નાશ કરી નાખ; કેમ કે તું મારા અંશરૂપ છો.' એપ્રમાણે ક્રોધથી સદાશિવે આજ્ઞા કરતાં વીરભદ્રે મહાદેવને પ્રદક્ષિણા કરી અને કોઇથી પણ અટકાવાય નહિ એવા વેગથી પોતામાં બીજા મહાબળવાનોને પણ તોડી નાખવાની શક્તિ માની. અત્યંત ગર્જના કરતા પાર્ષદો જેમની પછવાડે ચાલ્યા એવા વીરભદ્રે ભયંકર ગર્જના કરી, મૃત્યુને પણ મારી નાખે એવું ત્રિશૂલ ઉપાડી, પગનાં ઝાંઝર ખૂબ ખડખડે એવી દોડ દીધી. પછી ઋત્વિજ, બીજા બ્રાહ્મણો, પોતે દક્ષ, સભાસદો અને બ્રાહ્મણોની સ્ત્રિયો ઉત્તર દિશામાં ધૂળ ઉડતી જોઇ 'આ અંધારૂં કેમ થઇ ગયું અને આ ધૂળ ક્યાંથી ઉત્પન્ન થઇ?' એમ વિચાર કરવા લાગ્યાં. અને બોલ્યાં કે 'વાયુ વાતા નથી અને ઉગ્રદંડ દેનારો પ્રાચીનબર્હિરાજા જીવેછે તેથી ચોરનો કે ગાયોનું હરણ થવાનો પણ સંભવ નથી, તે છતાં આ ધૂળ ક્યાંથી ઉત્પન્ન થઈ? લોકનો પ્રલય થવા બેઠો છે કે શું?' ઉદ્વેગ પામેલી પ્રસૂતિ (દક્ષની સ્ત્રી) વગેરે સ્ત્રિયો બોલી કે 'દક્ષ પ્રજાપતિએ પોતાની બીજી દીકરીઓ જોતાં છતાં નિરપરાધ સતી દીકરીનું અપમાન કર્યું છે તે પાપનું આ ફલ છે. જે મહાદેવ પ્રલયકાળમાં જટાજૂટ છુટો મૂકી, પોતાનાં ત્રિશૂળની અણીઓમાં દિશાના મોટા હાથીઓને પરોવી, હથીઆર ધરેલા હાથરૂપ ધ્વજાઓ ઊંચી કરી અને અટ્ટાટ્ટહાસરૂપ કડાકાઓથી દિશાઓને ફોડી નાખી નૃત્ય કરેછે, તે, ન ખમી શકાય એવા તેજવાળા, ક્રોધથી વ્યાપ્ત, ભ્રુકુટીથી અસહ્ય, અને વિકરાલ દાઢોથી તારાગણોને પણ વીંખી નાખનાર સદાશિવને ક્રોધ ઉપજાવી તેવું કામ કરનાર બ્રહ્માનું પણ કલ્યાણ થાય કે?' એપ્રમાણે ઉદ્વેગ પામેલી દૃષ્ટિથી લોકો વાતો કરતાં દક્ષપ્રજાપતિના યજ્ઞમાં હજારો ભયંકર ઉત્પાતો આકાશમાં, પૃથ્વીમાં અને ચારેકોર ઊઠવા લાગ્યા. તેટલી વારમાંજ હે વિદુર! અનેક હથિયારોવાળા, ઊંચાં આયુધ ધરનારા, ઠીંગણા, પિંગળા, પીળા, મઘર સરખાં પેટ અને મોહોડાંવાળા તથા ચારેકોર દોડતા મહારૂદ્રના અનુચરોથી તે મોટો યજ્ઞ ઘેરાઇ ગયો. કેટલાએક પાર્ષદોએ યજ્ઞશાળાના પૂર્વ-પશ્ચિમ સ્તંભ ઉપરનું કાષ્ઠ, કેટલાએક સ્ત્રિયોની શાળા, કેટલાએક સભામંડપ, કેટલાએક હવિર્ધાન, કેટલાએક આગ્નીધ્રશાળા, કેટલાએક દક્ષનું ઘર અને કેટલાએક રસોડું ભાંગી નાખ્યું. કેટલાએક યજ્ઞનાં પાત્રો ભાંગી નાખ્યાં અને કેટલાએક અગ્નિનો નાશ કરી નાખ્યો. કેટલાએક અગ્નિના કુંડોમાં મૂતર્યા, કેટલાએક વેદિ અને મેખળા તોડવા લાગ્યા, કેટલાએક મુનિયોને મારવા લાગ્યા, કેટલાએક સ્ત્રિયોનો તિરસ્કાર કરવા લાગ્યા અને કેટલાએક હડફેટમાં આવેલા ભાગતા અને વગર ભાગતા દેવતાઓને પકડી લીધા. વીરભદ્રે દક્ષપ્રજાપતિને, મણિમાને ભૃગુને, ચંડીશે પૂષા દેવને અને નંદિકેશ્વરે ભગદેવતાને બાંધી લીધા. તે પાર્ષદોએ જોઈ જોઇને અત્યંત પાણા મારવા માંડ્યા તેથી પીડાઇને સઘળા ઋત્વિજો, સભાસદો અને દેવતાઓ કોય ક્યાં અને કોય ક્યાં એમ ભાગવા લાગ્યા. વીરભદ્રે ભૃગુઋષિ કે જે સરવો હાથમાં લઈ હોમ કરતા હતા, તેમની દાઢી અને મૂછ ઊખેડી લીધી; કેમ કે તેણે દાઢી અને મૂછ ઉપર હાથ નાખી હાંસી કરી હતી. ભગદેવતાને ધરતીપર પછાડી ક્રોધથી તેની આંખો કાહાડી લીધી; કેમ કે ભરી સભાવચ્ચે દક્ષે શિવની નિંદા કરી તે સમયે તેને ભગદેવતાએ આંખ વીંચારાથી સૂચના આપી હતી. જેમ બલભદ્રે કલિંગદેશના રાજાના દાંત પાડી નાખ્યાં હતા, તેમ વીરભદ્રે પૂષા દેવના દાંત પાડી નાખ્યા; કેમ કે સભાવચ્ચે દાંત દેખાડીને તે હસ્યા હતા. વીરભદ્રે દક્ષની છાતીપર ચડી બેશી સજાવેલાં હથિયારથી તેનું માથું કાપવા માંડયું તોપણ કાપી શકાયું નહિ.

શસ્ત્ર અને અસ્ત્રોથી તેની ચામડી પણ કપાઈ નહિ, ત્યારે ઘણો વિસ્મય પામીને ઘણીવાર સુધી વીરભદ્રે વિચાર કર્યો. પછી યજ્ઞમાં પશુને તેનું ગળું દાબી મારી નાખવામાં આવેછે તે ઉપાય વિચારીને તેપ્રમાણેજ દક્ષરૂપ પશુનું માથું કાપી લીધું. તે સમયમાં વીરભદ્રનાં તે કામને વખાણતા ભૂત-પ્રેત અને પિશાચો 'સારૂં થયું સારૂં થયું' એમ બોલવા લાગ્યા અને બીજા બ્રાહ્મણ વગેરે લોકો 'ભુંડું થયું ભુંડું થયું' એમ બોલવા લાગ્યા. ક્રોધ પામેલા વીરભદ્ર, એ દક્ષનું માથું દક્ષિણાગ્નિમાં હોમી દઈ, અને તે યજ્ઞનું સ્થાનક બાળી નાખી કૈલાસપર્વતમાં ગયા.

**जुहावैतच्छिरस्तस्मिन् दक्षिणाग्नावमर्षितः ।**
**तद्देवयजनं दग्ध्वा प्रातिष्ठद्गुह्यकालयं ॥२६॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'દક્ષયજ્ઞવિધ્વંસ' નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**अथ देवगणाः सर्वे रुद्रानीकैः पराजिताः ।**
**शूलपट्टिशनिस्त्रिंशगदापरिघतोमरैः ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—પછી રૂદ્રનાં સૈન્યોથી હારી ગએલા અને ત્રિશૂલ, પટ્ટિશ, ખડ્ગ, ગદા, ભોગળ તથા મુદ્‌ગરોથી સર્વ અંગોમાં કપાએલા અને ઘવાઈ ગએલા સર્વે દેવતાઓએ, ભયથી વ્યાકુલ થઇને ઋત્વિજ અને સભાસદોસહિત બ્રહ્માપાસે જઇ નમસ્કાર કરી, એ સઘળી વાતનું નિવેદન કર્યું. બ્રહ્મા અને જગતના આત્મા નારાયણ આવાં ભવિષ્યને પ્રથમથીજ જાણી દક્ષના યજ્ઞમાં ગયાજ ન હતા. દેવતાઓની વાત સાંભળી બ્રહ્મા બોલ્યા કે—'જોકે તેજસ્વી પુરૂષે અપરાધ કર્યો હોય તોપણ જે લોકો તેનો સામો અપરાધ કરવાની ઇચ્છા કરે તેઓની તે ઇચ્છા ઘણું કરીને સારૂં ફળ આપેજ નહિ, તોપણ તમે કે જેઓએ યજ્ઞમાં ભાગ લેનાર સદાશિવને દૂર કર્યા છે, તેઓ શુદ્ધ ચિત્તથી તેમના પગમાં પડી તુરત પ્રસન્ન થાય એવા એ દેવને પ્રસન્ન કરો. યજ્ઞ પાછો સંધાય એવી ઇચ્છા હોય તો હૃદયમાં દુર્વચનથી વીંધાઈ ગએલા અને સ્ત્રી-રહિત થએલા તે દેવ કે જેનો ક્રોધ થવાથી લોકપાલે સહિત સર્વ લોકોનો નાશ થઇ જાય તેમની પાસે ક્ષમા માગો. હું, ઇંદ્ર, તમે, મુનિયો કે બીજા કોઈ પ્રાણીઓ જેનાં તત્ત્વને અથવા બળ કે શક્તિનાં પ્રમાણને જાણતા નથી, તે સ્વતંત્ર દેવનો ઉપાય કરવા કોણ ધારી શકે?' એ પ્રમાણે બ્રહ્મા દેવતાઓને આજ્ઞા કરી, દેવતાઓ, પિતૃ અને પ્રજાપતિઓને સાથે લઈ બ્રહ્મલોકમાંથી સદાશિવને રેહેવાના કૈલાસ પર્વતમાં ગયા. જે કૈલાસ પર્વતને જન્મ ઓષધિ તપ મંત્ર અને યોગથી સિદ્ધ થએલા દેવતાઓ, કિન્નર, ગંધર્વ અને અપ્સરાઓ નિરંતર સેવેછે; નાના પ્રકારના ધાતુઓથી વિચિત્ર લાગતાં, અનેક ઝાડ લતા તથા ગુચ્છવાળાં અને અનેક પ્રકારનાં પશુઓથી વીંટાએલાં અનેક મણિમય શિખરોથી જે પર્વત શોભેછે; જેમાં અનેક ગુફાઓ અને શિખરોમાં અનેક નિર્મલ ઝરણાં ઝર્યા કરેછે; પોતાના પ્યારાઓની સાથે વિહાર કરતી સિદ્ધલોકોની સ્ત્રિયોને જે અત્યંત પ્રિય છે; જેમાં મોર ટૌકારા કરેછે, મદોન્મત્ત ભ્રમરાઓ ગાયા કરેછે, કોયલો લાંબા લાંબા સ્વર કાહાડેછે અને બીજાં પક્ષિયો પણ સુંદર શબ્દ કરી રહ્યાં છે; જે કૈલાસ પર્વત ઊંચાં અને મનોરથ પૂરનારાં વૃક્ષરૂપ હસ્તોથી પક્ષિઓને જાણે બોલાવતો હોય, હાથીઓથી જાણે ચાલતો હોય અને

---

* આ છઠ્ઠા અધ્યાયમાં બ્રહ્માએ દેવતાઓની સાથે મહાદેવનીપાસે જઇ દક્ષાદિકના જીવિત વગેરેને સારૂ આદરથી સદાશિવની સાંત્વના કર્યાની કથા કેહેવામાં આવશે.

ઝરણાંઓથી જાણે બોલતો હોય એવો લાગેછે; મંદાર, પારિજાત, દેવદાર, તમાલ, શાલ, તાલ, કોવિદાર, અસન, આંજણીઆ, આંબા, કદંબ, નીપ, નાગ, પુન્નાગ, ચંપક, પાટલા, આસોપાલવ, બોલસરી, મોગરા, કુરબક, સોનેરી રંગનાં કમળો, ઉત્તમ વાંસની જાતો, કુબ્જક, મલ્લિકા, માધવી, ફનસ, ઉંબરા, પીપળા, પીપર, વડ, હિંગ, ભૂર્જ, ઓષધિઓ, સોપારી, વાંકડી સોપારી, જાંબુ, ખજુરી, આમ્રાતક, રાણ, મહુડાં, ઇંગોરિયાં, પોલા વાંસ અને બીજી પણ અનેક વૃક્ષની જાતોથી જે પર્વત શોભી રહ્યો છે; તળાવોમાં કુમુદ, ઉત્પલ, કલ્હાર અને બીજા કમળોનાં વન ખીલવાનેલીધે પક્ષિઓનાં ટોળાં મધુર શબ્દ કરી રહ્યાં છે; મૃગ, વાનરાં, સુવર, સિંહ, રીંછ, શેળા, રોઝ, કસ્તૂરિયામૃગ, વાઘ અને પાડા વગેરે પશુઓથી જે પર્વત વીંટાઈ રહ્યો છે; કેળોનાં વનથી વીંટાએલા જલાશયોના કાંઠા શોભી રહ્યા છે; અને જેને સતીના નાહાવાથી સુગંધિ જળવાળી ગંગાનદીએ આંટો લીધો છે એવા કૈલાસ પર્વતને જોઇ દેવતાઓ વિસ્મય પામ્યા. એ પર્વતમાં સુંદર અલકાપુરી અને સૌગંધિક વન, કે જેમાં એ નામનાંજ કમલ થાયછે તે દીઠાં. અલકાપુરીની બહાર, ભગવાનના ચરણારવિંદની રજથી અત્યંત પવિત્ર થએલી નંદા અને અલકનંદા નામની નદીઓ છે; કે જેઓમાં રતિથી વ્યાકુલ થએલી દેવતાઓની સ્ત્રિયો પોતાનાં વિમાનોમાંથી ઉતરીને ક્રીડા કરેછે અને પોતાના પતિઓને પાણીથી ભીંજાવેછે. દેવતાઓની સ્ત્રિયો નાહાવાનેલીધે, તેઓનાં અંગ ઉપરનાં કેસરથી રંગાઈ ગએલાં જેઓનાં પાણીને તરસ નહિ છતાં પણ હાથીઓ પીએછે અને હાથણીઓને પાયછે. વીજળીઓ અને વાદળાંવાળાં આકાશની પેઠે રૂપાં, સોનાં અને મોટાં રત્નનાં સેંકડો વિમાનોથી અને યક્ષોની સ્ત્રિયોથી શોભતી તે અલકાપુરીને અને હંસનાં ટોળાંઓને પ્યારૂં તથા કિંપુરૂષોવાળું સૌગંધિક વન, કે જેમાં વૃક્ષો વિચિત્ર ફૂલ, ફલ તથા પાનડાંવાળાં અને મનોરથ પૂરનારાં છે, કોયલના શબ્દોથી ભ્રમરાઓના શબ્દો શોભી રહ્યા છે, જલાશયોમાં કમળ ખીલી રહ્યાં છે, વનના હાથીઓએ ઘસેલા હરિચંદન વૃક્ષોના પત્રનોથી યક્ષની સ્ત્રિયોનાં મન બહુજ કામાતુર થઈ જાયછે અને વૈદૂર્યમણિનાં પગથિયાંવાળી તથા કમળની પંક્તિવાળી વાવ્યો છે, તેને મૂકી જતાં તેઓને દૂરથી એક વડ જોવામાં આવ્યો. એ વડ સો યોજન ઉંચો, પોણોસો યોજનના ઘેરાવવાળો, ફરતી અચલ છાયા કરનારો, પક્ષીઓના માળા વિનાનો અને તાપ રહિત છે. તે મોટા યોગમય વડની નીચે મુમુક્ષુઓના શરણરૂપ અને રોષ મૂકીને જાણે કાળજ બેઠેલ હોય એવા સદાશિવ બેઠા હતા તેમને દેવતાઓએ દીઠા. એ શાંતસ્વરૂપ મહાદેવને શાંતિવાળા સનકાદિક મોટા સિદ્ધો અને યક્ષ તથા રાક્ષસોના અધિપતિ કુબેરજી કે જે તેમના મિત્ર છે તે સેવતા હતા. વિદ્યા, તપ તથા યોગના માર્ગને પ્રવર્તાવનાર, જગતના મિત્ર, પ્રેમથી જગતનું કલ્યાણ કરનાર, સર્વેશ્વર, ભસ્મ, દંડ, જટા અને મૃગચર્મરૂપ તપસ્વિયોનાં ચિન્હ તથા ચંદ્રમાની કળાને ધારણ કરનાર, સંધ્યા સમયનાં વાદળાંજેવી કાંતિવાળા અને સત્પુરૂષો સાંભળતાં નારદજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા એ સદાશિવ જમણા સાથળઉપર ડાબો પગ, અને ડાબા પગ ઉપર હાથ રાખી તથા કાંડામાં બેરખો પેહેરી તર્ક મુદ્રા[1] કરીને દર્ભનાં આસનઉપર બીરાજતા હતા. બ્રહ્માનંદમાં એકાગ્ર અને યોગપટ્ટ (ડાબો ગોઠણ સ્થિર રાખવાસારૂ પાવડી) રાખી બેઠેલા તે

૧ તર્જની અને અંગુઠાના અગ્રને ભેળાં કરી તથા બાકીની આંગળીઓ લાંબી રાખી હાથ લાંબો કરવો, એ તર્કમુદ્રા કેહેવાયછે.

મુખ્ય જ્ઞાની સદાશિવને લોકપાલસહિત મુનિયોએ હાથ જોડીને પ્રણામ કર્યા. મોટા મોટા દેવ-દૈત્યો જેના ચરણમાં નમેછે એવા એ સદાશિવ બ્રહ્માને આવ્યા જોઇ ઊભા થઇને, વામનજી કશ્યપને જેમ પ્રણામ કરે તેમ પ્રણામ કર્યા. એ પ્રમાણેજ બીજા સિદ્ધલોકો અને મોટા ઋષિયો કે જેઓ સદાશિવની આસપાસ બેઠેલા હતા, તેઓએ પણ બ્રહ્માને પ્રણામ કર્યા. એવી રીતે સઘળાઓએ પ્રણામ કરેલા બ્રહ્માએ જાણે હસતા હોય એવી રીતે, સદાશિવ કે જેને સર્વે દેવતાઓએ નમસ્કાર કર્યા છે તેમને કહ્યું, કે—

તમને જગતના સ્વામી, જગતની શક્તિ અને બીજરૂપ પ્રકૃતિ-પુરૂષના પણ કારણ, અને ભેદરહિત જે નિર્વિકાર પરમાત્મા છે તેરૂપ જાણુંછું. હે ભગવાન્! વિભાગ વગર રહેલાં પ્રકૃતિ-પુરૂષમાં ક્રીડા કરનારા તમેજ કરોળિયાની પેઠે આ જગત્‌ને સર્જો છો, રક્ષા કરો છો અને પ્રલય કરો છો. વેદનાં રક્ષણનેમાટે તમેજ દક્ષની પાસે યજ્ઞ કરાવ્યો હતો અને જગત્‌ની સઘળી મર્યાદાઓ પણ તમેજ બાંધી છે; કે જે મર્યાદાઓને બ્રાહ્મણો નિયમપૂર્વક પાળ્યે જાયછે. હે મંગલસ્વરૂપ! સારાં કામ કરનારાઓને સ્વર્ગ અથવા મોક્ષ આપનાર અને દુષ્ટ કામ કરનારાઓને ભયંકર નરક આપનાર પણ તમેજ છો, ત્યારે કોઇક પુરૂષને એ નિયમથી ઉલટું ફળ કેમ થવું જોઇએ? તમારા ચરણમાં ચિત્ત રાખનારા, સર્વ પ્રાણીઓમાં તમનેજ દેખનારા અને સર્વ જગત્‌ને પોતાથી અભિન્ન જોનારા સત્પુરૂષોને પણ ઘણું કરીને અજ્ઞાનીઓની પેઠે ક્રોધ પરાભવ કરતો નથી; એટલામાટે ભેદબુદ્ધિવાળા, કર્મમાંજ દૃષ્ટિ રાખનારા, દુષ્ટ વાસનાવાળા અને પરાયી સંપત્તિ જોઇને હૃદયમાં નિરંતર બળનારા મર્મભેદી પુરૂષો અન્ય લોકોને દુર્વચનથી પીડે તોપણ, દૈવે ખરાબ કરેલા એ લોકોને આપજેવાએ મારવા નહિ જોઇએ. ભગવાનની અપાર માયાથી મોહ પામેલા લોકો ભેદબુદ્ધિ કરે તોપણ મહાત્મા પુરૂષો પોતાની કોમળતાથી 'એ દૈવેજ કરાવ્યું' સમજી તેઓના ઉપર દયાજ કરેછે, પણ તેઓને મારી નાખતા નથી. તમે તો ભગવાનની અપાર માયાથી નહિ મોહ પામેલા સર્વજ્ઞ છો, એટલામાટે હે પ્રભુ! માયાથી દુર્બુદ્ધિ થએલા અને કર્મમાંજ લાગી રહેલા લોકોઉપર આ અપરાધમાં અનુગ્રહ કરવો જોઇએ. આ યજ્ઞ કે જેમાં યજન કરનારા મૂર્ખ લોકોએ યજ્ઞનું ફળ આપનારા આપનેજ ભાગ નહિ આપવાથી આપેજ તોડી નાખીને ભંગાણ પાડ્યું છે તેનું સમાધાન કરો. યજમાન જીવતો થાય, આગળના જેવીજ ભગદેવતાની આંખો થાય, ભૃગુની દાઢી-મૂછ ઊગે, પૂષા દેવના દાંત ઊગે અને હથિયાર તથા પથરાઓથી ઘવાએલા દેવતાઓ તથા બ્રાહ્મણોને આરોગ્ય થાય એવો અનુગ્રહ કરો. હે યજ્ઞને હણનારા રૂદ્ર! જે કાંઇ યજ્ઞમાં અવશેષ પડ્યું રેહેશે તે સર્વ તમારો ભાગ છે એમ ઠરાવિયે છિયે અને એ ભાગ આપવાથી આજ આ યજ્ઞ પૂરો થવો જોઇએ. ૫૨

**एष ते रुद्र भागोस्तु यदुच्छिष्टोऽध्वरस्य वै।**
**यज्ञस्ते रुद्र भागेन कल्पतामद्य यज्ञहन् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'रुद्रसांत्वन' એવા નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ मैत्रेय उवाच ॥***

**इत्यजेनानुनीतेन भवेन परितुष्यता।**
**अभ्यधायि महाबाहो प्रहस्य श्रूयतामिति ॥**

* આ સાતમા અધ્યાયમાં ભગવાન્ પ્રકટ થતાં દક્ષ અને સદાશિવ વગેરેએ તેમને સ્તુતિ કરી અને તેમણે દક્ષની પાસે યજ્ઞ ચાલુ કરાવ્યો, એ કથા કેહેવામાં આવશે.

મૈત્રેય કેહેછે.– હે વિદુર ! એ પ્રમાણે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી પ્રસન્ન થએલા મહાદેવ હસીને બોલ્યા કે સાંભળો.

મહાદેવ બોલ્યા કે.– હે બ્રહ્મા ! ભગવાનની માયાથી મોહ પામેલા એ બાલકોના અપરાધને હું કહી દેખાડતો નથી, કે તેને મનમાં પણ રાખતો નથી. માત્ર એટલુંજ કહુંછું કે મેં તેઓને યોગ્ય દંડ દીધો છે. દક્ષ-પ્રજાપતિ કે જેનું માથું બળી ગયું છે તેનું બોકડાનું માથું થશે, ભગદેવતા પોતાના યજ્ઞભાગને મિત્ર દેવતાની આંખોથી દેખશે, લોટ ફાકનારો પૂષા દેવ યજમાનના દાંતોથી ખાશે, દેવતાઓ કે જેઓએ મને ઊચ્છિષ્ટ ભાગ આપ્યો તેઓનાં અંગ સંધાઈ જશે, પણ જેઓનાં અંગનો નાશ થઈ ગયો છે તેઓની બાહાંનું કામ અશ્વિનીકુમારની બાહાંથી ચાલશે અને હાથનું કામ પૂષા દેવના હાથથી ચાલશે. અધ્વર્યુઓ અને બીજા ઋત્વિજો સાજા થશે અને ભૃગુને બોકડાનાં દાઢી-મૂછ ઉગશે.

મૈત્રેય કેહેછે.–એ પ્રમાણે મહાદેવનું બોલવું સાંભળી, તે સમયમાં સર્વે પ્રાણીઓ રાજી થઇને 'ઠીક થયું ઠીક થયું' એમ કેહેવા લાગ્યા. પછી દેવતાઓ અને ઋષિયો મહાદેવની આજ્ઞા લઈ તથા મહાદેવ અને બ્રહ્માને સાથે પધરાવી પાછા તે યજ્ઞના સ્થાનકમાં આવ્યા અને જે પ્રમાણે મહાદેવે કહ્યું હતું તે પ્રમાણે સઘળું કરી, દક્ષના ધડની સાથે યજ્ઞના પશુનું માથું સાંધી દીધું. માથું સંધાતાં દક્ષ કે જેના ઉપર મહાદેવની દૃષ્ટિ પડી તે જેમ સૂતો ઉઠે તેમ ઉઠયો અને મોહોડાં આગળ મહાદેવને દીઠા. દક્ષ-પ્રજાપતિ કે જેનું અંતઃકરણ મહાદેવના દ્વેષથી મલિન થયું હતું, તે પાછું સદાશિવનાં દર્શન કરવાથી શરદ્-ઋતુના જલાશયની પેઠે નિર્મલ થઇ ગયું. મરણ પામેલી પુત્રીને સંભારતા દક્ષ-પ્રજાપતિ મહાદેવની સ્તુતિ કરવાને ઉદ્યુક્ત થયા, તોપણ સ્નેહથી અને ઉત્કંઠાથી આવતાં આસુનાં જળજળિયાંથી કરી શક્યા નહિ. પછી પ્રેમથી વિંહ્વલ થએલા અને સારી બુદ્ધિવાળા દક્ષ-પ્રજાપતિએ માંડમાંડ મનને સ્થિર કરી નિષ્કપટ અંતઃકરણથી સદાશિવની સ્તુતિ કરી.

દક્ષ બોલ્યા કે.– હે મહારાજ ! મેં તો જો કે આપનું અપમાન કર્યું, તોપણ આપે મારી ઉપેક્ષા નહિ કરતાં દંડ દીધો એ મોટો અનુગ્રહ કર્યો છે. આપ અને વિષ્ણુ હલકા બ્રાહ્મણોની પણ ઉપેક્ષા કરો નહિ ત્યારે સારા બ્રાહ્મણોની તો કેમજ કરો? વેદ અને બ્રહ્મવિદ્યાની રક્ષા કરવાસારૂ વિદ્યા તપ અને વ્રત ધરનારા બ્રાહ્મણોને પ્રથમ તમેજ પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યા છે. એટલામાટે હે પ્રભુ! ગોવાળ જેમ હાથમાં દંડ લઇને ગાયોની રક્ષા કરેછે, તેમ તમે સર્વ વિપત્તિઓથી બ્રાહ્મણોની રક્ષા કરોછો. હું કે જેને તત્ત્વજ્ઞાન મળ્યું નથી તેણે સભાવચ્ચે દુર્વચનરૂપ બાણોથી જોકે આપને દુઃખ દીધું હતું, તોપણ તે અપરાધને નહિ ગણતાં આપે મને મહાત્માની નિંદાથી નરકમાં પડતો કૃપાદૃષ્ટિથી બચાવ્યો છે તો તે આપના અનુગ્રહથીજ આપ પ્રસન્ન થજો; કેમ કે તેનો બદલો દેવાની મારામાં શક્તિ નથી.

મૈત્રેય કેહેછે.– એ પ્રમાણે મહાદેવની ક્ષમા માગી, બ્રહ્માની આજ્ઞા લઇ દક્ષ-પ્રજાપતિએ ઉપાધ્યાયો, ઋત્વિજો અને અગ્નિઓથી યજ્ઞનું કામ ચાલતું કર્યું. ભૂત-પ્રેતાદિકના સંસર્ગનો દોષ મટાડીને યજ્ઞની પ્રવૃત્તિ કરવાસારૂ બ્રાહ્મણોએ ત્રણ કપાલપર રંધાએલો પુરોડાશ વિષ્ણુના ઉદ્દેશથી હોમ્યો. હે વિદુર ! જેણે હવિ લીધું છે એવા અધ્વર્યુની સાથે દક્ષ-પ્રજાપતિએ ધ્યાન કર્યું, એટલે જેવું ધ્યાન કર્યું તેવાં સ્વરૂપથી ભગવાન્ પ્રકટ થયા. દશે દિશાઓને પ્રકાશ કરનારી પોતાની કાંતિથી સઘળાઓની કાંતિને દબાવી દેનારા ભગવાન્, ગરૂડ ઉપર બેશીને પધાર્યા, કે જે ગરૂડની પાંખોમાંથી

સામવેદના મંત્રોના શબ્દો નીકળેછે. શ્યામ, પીળાં વસ્ત્ર ધરનારા, સૂર્યસરખા કિરીટવાળા, ભ્રમરાજેવા શ્યામ કેશથી શોભતાં કુંડળવાળા, શંખ, ચક્ર, કમલ, બાણ, ધનુષ, ગદા, તરવાર, અને ઢાલથી દાસોની રક્ષા કરવામાં તત્પર રહેલા સોનાં જેવા હાથોથી ફુલેલાં કણેરનાં વૃક્ષની પેઠે શોભતા, વક્ષઃસ્થલમાં લક્ષ્મી અને વનમાળાને ધરનારા, ઉદાર હસવાં અને જોવાંથી જગતને રમાડતા, ઉપર ચંદ્રમા જેવાં ધોળાં છત્રથી સુશોભિત અને બન્ને પડખે જેને રાજહંસજેવાં ચમર ઢોળાયછે એવા ભગવાન્ પધાર્યા તેમને જોઈ બ્રહ્મા, ઇંદ્ર અને સદાશિવઆદિ સર્વે દેવતાઓ અને બીજાઓ પણ તુરત ઉભા થઈ પગે લાગ્યા. ભગવાનનાં તેજથી જેઓની કાંતિ દબાઈ ગઇ એવા એ લોકો માથાઉપર હાથ જોડી સંભ્રમથી ગદ્‌ગદ વાણીવડે સ્તુતિ કરવા લાગ્યા. જોકે એ બ્રહ્માદિક લોકોની વૃત્તિઓ ભગવાનના મહિમાને પોહોચી શકે એમ નથી, તોપણ તેઓએ અનુગ્રહને સારૂ સાકાર રૂપ ધરી પધારેલા ભગવાનની પોતાની બુદ્ધિપ્રમાણે સ્તુતિ કરી. યજ્ઞોના ઈશ્વિર, જગતને સ્રજનારા બ્રહ્માદિકોના પરમ ગુરૂ, અને સુનંદ તથા નંદ વગેરે પાર્ષદોથી વીંટાએલા ભગવાનની પાસે દક્ષ-પ્રજાપતિ પૂજનનું પાત્ર લઈ જતાં, તે પાત્ર ભગવાને પોતાના શ્રીહસ્તથીજ લઈ લીધું, તેથી રાજી થઇ હાથ જોડી દક્ષ પ્રજાપતિ સાવધાનપણાથી સ્તુતિ કરવા લાગ્યા.

દક્ષ સ્તુતિ કરેછે.— જાગ્રત વગેરે અવસ્થાથી રહિત, અદ્વિતીય, ભયરહિત, અને સ્વરૂપમાંજ રેહેનાર શુદ્ધ ચૈતન્ય એક તમેજ છો. તમે માયાનો પરાભવ કરી સ્વતંત્ર છતાં માયાથી મનુષ્યદેહનું નાટક ધરી તે માયામાં રેહેવાથી જાણે રાગ-દ્વેષાદિક તમારામાં આવ્યાંજ હોય એમ જણાયછે.

ઋત્વિજો સ્તુતિ કરેછે.—હે ઉપાધિ રહિત! નંદિકેશ્વરના શાપથી કર્મમાંજ દુરાગ્રહ ધરનારા અમે ધર્મને ઉત્પન્ન કરનાર અને વેદે પ્રતિપાદન કરેલ આ યજ્ઞરૂપ તમારૂં સ્વરૂપ કે જેનેસારૂ નોખનોખા દેવતાઓના નિયમો થયાછે તેનેજ જાણિયે છિયે, પણ તમારાં પરમ તત્ત્વને જાણતા નથી.

સભાસદો સ્તુતિ કરેછે.—હે આશ્રય આપનાર ઈશ્વિર! આ સંસારરૂપ માર્ગ કે જેમાં કોઈ વિશ્રામનું સ્થલ નથી, ઘણા ક્લેશરૂપ વિષમ જગ્યાઓ છે, કાળરૂપ ઉગ્રસર્પ તાકીજ રહ્યો છે, સુખ-દુઃખાદિકરૂપ અનેક ખાડા છે, ખલ પુરૂષોરૂપ ઘાતક પ્રાણીઓની બીક છે અને શોકરૂપ દાવાનલ સળગ્યા કરેછે, તેમાં ચાલ્યો જતો, તૃષ્ણાથી પીડાએલો અને વિષયરૂપ ઝાંઝવાંનાં પાણીવાળાં શરીરનો અને ઘરનો મોટો બોજો ઊઠાવતો આ અજ્ઞાની લોકોનો સંઘ તમારા ચરણરૂપ સ્થાનકને ક્યારે પામશે?

મહાદેવ સ્તુતિ કરેછે.—હે વર દેનાર! હું કે જે સર્વ વિષયોમાં વૈરાગ્યવાળા મુનિયોએ પણ સારી ઇચ્છાથી આદરપૂર્વક પૂજવા યોગ્ય તમારા ચરણમાં ચિત્ત રાખી રહ્યો છું, તેને આ અજ્ઞાની લોકો જોકે આચારભ્રષ્ટ કેહેછે તોપણ તમારા ઉત્તમ અનુગ્રહથી તે વાતને હું ગણકારતો નથી.

ભૃગુ સ્તુતિ કરેછે.—જેની ગહન માયાથી જ્ઞાન રહિત થએલા અને અંધારામાં પડેલા બ્રહ્માદિક પ્રાણિયો જેનું તત્ત્વ પોતામાંજ રહ્યા છતાં પણ હજુસુધી જાણતા નથી એવા, ભક્તોના પ્રિયબંધુ આપ અમારા ઉપર કૃપા કરો.

બ્રહ્મા સ્તુતિ કરેછે.—પદાર્થોને જુદી જુદી રીતે જાણનારી ઇંદ્રિયોથી પુરૂષના જોવામાં જે કાંઈ આવેછે તે તમારૂં સ્વરૂપ નથી, કેમ કે જ્ઞાન, પદાર્થો અને ઇંદ્રિયોનાં અધિષ્ઠાનરૂપ તમે માયાના પદાર્થોથી જુદાજ છો.

ઇંદ્ર સ્તુતિ કરેછે.—હે અચ્યુત! જગતને પાળનાર, મન તથા દૃષ્ટિને આનંદ આપનાર, અને દૈત્યોનો નાશ કરનાર ઊંચા આ-

યુધવાળા આઠ ભુજવાળું તમારૂં આ શરીર પણ ખોટું નથી.

ઋત્વિજ બ્રાહ્મણોની સ્ત્રિયો સ્તુતિ કરેછે.—હે યજ્ઞરૂપ! તમારાંજ પૂજનનેમાટે બ્રહ્માએ યજ્ઞ ઉત્પન્ન કર્યો છે, પણ તે યજ્ઞ આજ દક્ષ ઉપર ક્રોધનેલીધે મહાદેવે તોડી નાખવાથી ઉત્સવ વગરનો અને મસાણ જેવો થઇ ગયો છે, માટે કમળજેવી દૃષ્ટિથી તેને પવિત્ર કરો.

ઋષિયો સ્તુતિ કરેછે.—હે ભગવાન્! તમારી લીલા વિચિત્ર છે, કેમ કે તમે પોતે કર્મ કરોછો તોપણ તેથી લેપાતા નથી અને બીજા લોકો સંપત્તિનેસારૂ જેનું ભજન કર્યા કરેછે તે લક્ષ્મી પોતાની મેળેજ તમને અનુસરતાં છતાં પણ તેને તમે આદર દેતા નથી.

સિદ્ધ લોકો સ્તુતિ કરેછે.—ક્લેશરૂપ દાવાનલથી મળેલો અને તૃષ્ણાથી પીડાએલો આ અમારા મનરૂપ હાથી તમારી કથારૂપ શુદ્ધ અમૃતની નદીમાં પેશી જવાથી હવે સંસારરૂપ દાવાનળનું સ્મરણ કરતો નથી અને તે નદીમાંથી બહાર નીકળતો પણ નથી; પરંતુ જાણે પરબ્રહ્મ સાથે મળી ગયો હોય એવો જણાયછે.

દક્ષની સ્ત્રી સ્તુતિ કરેછે.—હે લક્ષ્મીના નિવાસરૂપ પરમેશ્વર! તમે તમારી પ્યારી લક્ષ્મીનીસાથે ભલે પધાર્યા. કૃપા કરો. તમને નમસ્કાર કરીએ છીએ. અમારી રક્ષા કરો. માથાં વિનાનો કબંધ જેમ બીજાં અંગોથી શોભે નહિ તેમ તમારા વિના બીજાં અંગોથી યજ્ઞ પણ શોભતો ન હતો.

લોકપાલ સ્તુતિ કરેછે.—તમે કે જે દૃશ્યમાત્રને જાણનાર પ્રત્યગાત્મારૂપ છો તેને, ખોટા પદાર્થને જાણનારી અમારી ઇંદ્રિયો દેખતી (જાણતી)જ નથી; કેમ કે પાંચ ભૂતથી બનેલા દેહમાં છઠ્ઠા જીવરૂપે જે તમે જણાઓછો તે તમારી માયાજ છે.

યોગેશ્વરો સ્તુતિ કરેછે.—તમે કે જે પરબ્રહ્મ છો, તેનાથી જે પુરૂષ પોતાની જુદાઈ ન લેખે, તે પુરૂષ કરતાં બીજો કોઇ તમને વાહાલો નથી; તોપણ હે ભક્તવત્સલ પ્રભુ! એકવૃત્તિવાળી ભક્તિથી ભજનારા અમલોકોઉપર અનુગ્રહ કરો. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં જીવના અદૃષ્ટનેલીધે જેના ગુણોનો અનેક પ્રકારે ભેદ થાયછે એવી માયાએ, જેનાં સ્વરૂપમાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર વગેરે ભેદ રચ્યા છે પણ સ્વરૂપની સ્થિતિ જોતાં જેમાં ભેદની ભ્રાંતિ, ગુણ કે તેનું કારણ કાંઇ પણ નથી, એવા આપ પરબ્રહ્મને અમે નમસ્કાર કરિયે છિયે.

વેદ સ્તુતિ કરેછે.—સત્વગુણનો સ્વીકાર કરનાર, ધર્માદિકને ઉત્પન્ન કરનાર, નિર્ગુણ અને જેનાં તત્ત્વને હું કે બીજા પણ કોઇ જાણતા નથી તેને નમસ્કાર કરૂંછું.

અગ્નિ સ્તુતિ કરેછે.—જેનાં તેજથી પ્રદીપ્ત થએલો હું સારા યજ્ઞમાં ઘીથી ભીંજાએલું હવિ દેવતાઓને પોહોચાડું છું તે, યજ્ઞના પાલનાર, પાંચ પ્રકારના[1] અને પાંચ મંત્રથી[2] પૂજાતા યજ્ઞમૂર્તિ ભગવાનને નમુંછું.

દેવતાઓ સ્તુતિ કરેછે.—પૂર્વે પ્રલયકાળમાં પોતાનાં બનાવેલાં જગતને પોતાનાં પેટમાં લઇ પ્રલયના જલમાં શેષનાગરૂપ શય્યાની ઉપર જે પોઢ્યા હતા, તેજ આદિપુરૂષ તમે કે જેના જ્ઞાનમાર્ગનો સિદ્ધ લોકો હૃદયમાં વિચાર કરેછે તે આજ અમને પ્રત્યક્ષ થયા છો અને ભક્તલોકોની રક્ષા કરો છો.

ગંધર્વો સ્તુતિ કરેછે.—હે દેવ! તમે કે જેના આ મરીચિ વગેરે, બ્રહ્મા તથા ઇંદ્રવિગેરે અને રૂદ્રાદિક દેવતાઓ અંશના અંશ છે અને આ જગત્ જેનું રમકડૂં છે તેમને નિરંતર નમસ્કાર કરિયે છિયે.

વિદ્યાધરો સ્તુતિ કરેછે.—આ સર્વ પુરૂષાર્થ આપનારો દેહ પામી તમારી માયાથી

---

૧ અગ્નિહોત્ર, દર્શ પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ, અને સોમ. ૨ ओः श्रावय; अस्तु श्रौषट्; यज; ये यजामहे; અને वषट्; એ પાંચ મંત્રથી.

તેમાં 'મારૂં અને હું' એવું અભિમાન કરનાર અને અવળે માર્ગે ચાલનારા પુત્ર વગેરે તિરસ્કાર કરતાં પણ દુર્બુદ્ધિથી ખોટા વિષયોની તૃષ્ણા રાખનાર પુરૂષ, જો તમારી કથારૂપ અમૃતનું સેવન કરે તો તેનો સઘળો મોહ મટી જાયછે.

બ્રાહ્મણો સ્તુતિ કરેછે.— યજ્ઞ, હવિ, અગ્નિ, મંત્ર, સમિધ, દર્ભ, પાત્ર, સભાસદ, ઋત્વિજ, યજમાન, યજમાનની સ્ત્રી, દેવતા, અગ્નિહોત્ર, સ્વધા, સોમરસ, ઘી અને પશુ, એ સઘળું તમારૂંજ સ્વરૂપ છે. હે વેદમૂર્તિ! યજ્ઞ કરનારા, અને ગર્જના કરતા વરાહજીરૂપ તમે, પૂર્વે હાથી જેમ કમલિનીને લઇ આવે તેમ યોગિયો સ્તુતિ કરતાં દાઢવતે પાતાલમાંથી પૃથ્વીને લીલામાત્રથી લઈ આવ્યા છો. તમારૂં દર્શન ઇચ્છતા અને સત્કર્મથી ભ્રષ્ટ થએલા અમલોકોઉપર કૃપા કરો. હે યજ્ઞેશ્વર! યજ્ઞમાં મનુષ્યો જેનું નામ લે ત્યાંજ યજ્ઞનાં વિઘ્નો નાશ પામેછે એવા આપ ઈશ્વરને નમસ્કાર કરિયે છિયે.

મૈત્રેય કેહેછે.— હે વિદુર! એ પ્રમાણે સર્વ લોકો યજ્ઞની રક્ષા કરનાર ભગવાનની સ્તુતિ કરતાં દક્ષ-પ્રજાપતિ, મહાદેવે નાશ પમાડેલા યજ્ઞને ચલાવવા લાગ્યા. સર્વરૂપ હોવાથી સર્વ ભાગને ભોગવનાર ભગવાને, પોતાના ભાગથી જાણે રાજી થયા હોય એવી રીતે દક્ષને બોલાવીને કહ્યું.

ભગવાન્ કેહેછે.— જગતનું પરમ કારણ, આત્મા, ઇશ્વર, સાક્ષી, સ્વયંપ્રકાશ અને ઉપાધિરહિત જે હું છું, તેજ બ્રહ્મા અને સદાશિવ છે એમ સમજવું. હુંજ પોતાની ત્રિગુણાત્મક માયાનો આશ્રય કરી જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરવાસારૂ તે તે કામને ઘટે એવાં જુદાં જુદાં નામ ધારણ કરૂંછું. કેવળ, અદ્વિતીય પરમાત્મા પરબ્રહ્મ જે હું છું, તેમાં અજ્ઞાની લોક બ્રહ્મા, રૂદ્ર અને પ્રાણીઓને ભિન્નભિન્ન લેખેછે. જેમ માણસ માથું અને પગ વગેરે પોતાનાં અંગોમાં કોઇને પરાયું લેખતો નથી, તેમ મારો ભક્ત કોઈ પ્રાણીઓને પરાયાં લેખે નહિ. હે પ્રજાપતિ! સર્વ પ્રાણિયોના આત્મા અને એકરૂપ એવા અમે ત્રણે દેવમાં જે પુરૂષ ભેદબુદ્ધિ ન રાખે તેને શાંતિ મળેછે.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે ભગવાને ઉપદેશ કરેલા દક્ષ-પ્રજાપતિએ ભગવાનને તેમના ભાગથી પૂજન કરી બીજા દેવતાઓનું પણ અંગકાર્ય અને પ્રધાનકાર્યથી પૂજન કર્યું. ચિત્તને સાવધાન રાખી યજ્ઞના અવશેષ ભાગથી રૂદ્રનું પૂજન કરતાં સમાપ્તિ આપનારાં કર્મથી બીજા સોમપોનું[1] પણ પૂજન કર્યા પછી, કર્મની સમાપ્તિ કરી ઋત્વિજોની સાથે અવભૃથ સ્નાન કર્યું. જોકે દક્ષને પોતાના પ્રભાવથીજ સર્વ સિદ્ધિયો મળેલી છે, તોપણ તેને દેવતાઓ ધર્મમાં બુદ્ધિ રેહેવાનું વરદાન આપી સ્વર્ગમાં ગયા. એ પ્રમાણે દક્ષની પુત્રી સતી પોતાના પ્રથમ શરીરનો ત્યાગ કરી પાછાં હિમાચળની સ્ત્રી મેનાના ઉદરથી જનમ્યાં એવું સાંભળ્યું છે. એ હિમાચલની પુત્રી જગદંબા પાર્વતી પ્રલયકાળમાં સુઇ ગએલી શક્તિ જેમ ઈશ્વરને પ્રાપ્ત થાય, તેમ ફરીવાર પણ મહાદેવ કે જે એક વૃત્તિથી ભજનારાઓના મુખ્ય આશ્રય છે તેમનેજ પામ્યાં. દક્ષના યજ્ઞને તોડનારા પરમેશ્વર સદાશિવનું આ કામ બૃહસ્પતિના શિષ્ય અને ભગવદ્ભક્ત ઉદ્ધવજી પાસેથી મે સાંભળ્યું છે. હે વિદુર! પવિત્ર, ઉત્તમ, યશ આપનાર, આયુષ્ય વધારનાર અને પાપના સમૂહને મટાડનાર આ સદાશિવનાં ચરિત્રને જે માણસ ભક્તિભાવથી સાંભળી નિરંતર પાઠ કરે તેનાં પાપ મટી જાયછે.

**इदं पवित्रं परमीशचेष्टितं यशस्यमायुष्यमघौघमर्षणं । यो नित्यदाकर्ण्य नरोनुकीर्त्तयेत् धुनोत्यघं कौरव भक्तिभावतः ॥६१॥**

---

૧ સોમરસને પીનારા.

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'दक्षयज्ञसंधान' એવાં નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**सनकाद्या नारदश्च ऋभुर्हंसोऽरुणिर्यतिः।**
**नैते गृहान् ब्रह्मसुता ह्यावसन्नूर्ध्वरेतसः॥१॥**

મૈત્રેય કેહેછે.—સનકાદિક, નારદ, ઋભુ, હંસ, અરૂણિ અને યતિ એટલા બ્રહ્માના પુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા, એટલે તેઓએ ગૃહસ્થાશ્રમ કર્યોજ નહિ. અધર્મની સ્ત્રી મૃષાએ દંભ અને માયા એવા નામનાં બે સંતાન ઉત્પન્ન કર્યાં, તેને સંતાન વગરના નિર્ઋતિએ રાખ્યાં. એ દંભ અને માયામાંથી લોભ અને શઠતા ઉત્પન્ન થયાં, અને તે બેમાંથી ક્રોધ અને હિંસા ઉત્પન્ન થયાં. ક્રોધ અને હિંસામાંથી કલિ અને દુરૂક્તિ એવા નામનાં ભાઈબેન ઉત્પન્ન થયાં. કલિએ દુરૂક્તિમાં ભય અને મૃત્યુ એવા નામનાં બે સંતાન ઉત્પન્ન કર્યાં. તે બેમાંથી નરક અને તીવ્ર વેદના એ બે ઉત્પન્ન થયાં. હે વિદૂર! આ અધર્મનો વંશ તમારી પાસે મેં સંક્ષેપથી કહ્યો કે જે ત્રણ વાર સાંભળવાથી પુરૂષનાં પાપ મટેછે; કેમકે એ સાંભળી તેનો ત્યાગ કરવાની ઇચ્છા થાય. હવે પવિત્ર કીર્ત્તિવાળા અને બ્રહ્માના પુત્ર સ્વાયંભુવ મનુનો વંશ કહુંછું. સ્વાયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રત અને ઉત્તાનપાદ પોતામાં ભગવાનનો અંશ હોવાનેલીધે જગતની રક્ષા કરવા લાગ્યા. ઉત્તાનપાદ રાજાની સુનીતિ અને સુરૂચિ એવા નામની બે સ્ત્રિયો હતી, તેઓમાં સુરૂચિ પતિને વહાલી હતી અને ધ્રુવની મા સુનીતિ વહાલી ન હતી. એક દિવસે ઉત્તાનપાદ રાજા સુરૂચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડી રમાડતા હતા ત્યાં સુનીતિના પુત્ર ધ્રુવને પણ ખોળામાં બેસવાની ઇચ્છા થઈ, તોપણ રાજાએ તેનું સન્માન કર્યું નહિ. તે સમયમાં અત્યંત ગર્વવાળી સુરૂચિએ રાજા સાંભળતાં ઇર્ષ્યાથી ધ્રુવને કહ્યું કે—

હે પુત્ર! તું રાજાનાં આસનપર બેસવાને યોગ્ય નથી; કેમ કે રાજકુમાર છો પણ મારા પેટમાં ઉછરેલો નથી. તું બાલક છો તેથી બીજી સ્ત્રીના ગર્ભમાં ઉછરવાની તને ખબર નથી, જેથી તને દુર્લભ પદાર્થની ઇચ્છા થઈ છે. જો તારે રાજાનાં આસનની ઇચ્છા હોય તો તપથી ભગવાનને પ્રસન્ન કરી મારા ગર્ભમાં અવતાર લે.

મૈત્રેય કેહેછે.—માની શોક્યનાં દુર્વચનોથી વીંધાઈ ગએલો અને લાકડીથી મારેલા સર્પની પેઠે ક્રોધથી શ્વાસ લેતો તે ધ્રુવ, વગર બોલ્યે જોયા કરતા બાપને મૂકી રોતો રોતો પોતાની માની પાંસે ગયો. નિઃશ્વાસ મૂકતા અને જેના હોઠ ફરકેછે એવા એ બાળકને ખોળામાં લઈ અને કોઈ ગામના માણસ પાસેથી શોક્યના બોલ સાંભળી સુનીતિ પીડા પામી. શોકરૂપ દાવાનળથી વનની લતા જેવી થઈ ગયેલી તે સુનીતિ શોક્યના બોલ સંભારી ધીરજ મૂકીને વિલાપ કરવા લાગી અને કમલજેવી આંખોમાંથી આંસુ ખેરવા લાગી. લાંબા નિશાસા મૂકતી અને કષ્ટના અંતને નહિ દેખતી તે સુનીતિએ બાળકને કહ્યું કે—

હે બાપ! કોઇનો અપરાધ માન મા, કેમ કે જેણે પરને દુઃખ દીધું હોય તે પોતેજ કરેલું દુઃખ ભોગવેછે. સુરૂચિએ સાચું કહ્યું છે, કેમકે હું જે દુર્ભાગણી છું તેનાં પેટમાં તું રહ્યો છો અને દૂધ પીને ઉછરેલો છો. રાજા મને સ્ત્રી તો શું પણ દાસી કરીને સ્વીકારવામાં પણ લજાયછે. માટે હે બાપ! સાવકી માએ પણ જે ખરી વાત કહીછે તે ઉપર

---

* આ આઠમા અધ્યાયમાં, સાવકી માનાં દુર્વચનથી ક્રોધ ચડવાનેલીધે ગામમાંથી નીકળેલા ધ્રુવે તપ કરીને ભગવાનને પ્રસન્ન કર્યાની કથા કેહેવામાં આવશે.

કાંઇ પણ મત્સર નહિ રાખતાં તે પ્રમાણેજ કર. જો ઉત્તમની પેઠે ઉંચા આસનની તુંને ઇચ્છા હોય તો ભગવાનનાં ચરણારવિંદની આરાધના કર. જગતનાં પાલનનેસારૂ સત્વગુણ ધરી રહેલા જે ભગવાનના ચરણનું સેવન કર્યાથી બ્રહ્મા પણ ઉંચી પદવીને પામ્યાછે, કે જેને મન તથા પ્રાણને વશ્ય કરનારા યોગિયો પણ નમેછે; તેમ તમારા દાદા સ્વાયંભુવ મનુએ પણ એક બુદ્ધિથી ઘણી દક્ષિણાવાળા યજ્ઞોવડે જેનું પૂજન કરી બીજા કશાથી મળે નહિ એવું પૃથ્વીનું સુખ, સ્વર્ગનું સુખ અને મોક્ષનું સુખ મેળવ્યું છે; ને હે પુત્ર! મોક્ષ ઇચ્છનારા પુરૂષો જેનાં ચરણારવિંદના માર્ગને શોધેછે તે ભક્તવત્સલ ભગવાનનોજ આશ્રય લે. પોતાના ધર્મથી શુદ્ધ અને એકાગ્ર કરેલાં મનમાં તે ભગવાનનું સ્થાપન કરી તેની ભક્તિ કર. લક્ષ્મી કે જેને બીજાઓ શોધ્યા કરેછે તેપણ હાથમાં કમળ લઇને જેને શોધેછે એવા એ કમલનેત્ર ભગવાન્ વિના હું બીજા કોઇને તારૂં દુઃખ કાપનાર ધારતી નથી.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે જેમાંથી સ્વાર્થ સરે એવું માનું વચન સાંભળી બુદ્ધિથી મનને સ્થિર કરી ધ્રુવ બાપના ગામમાંથી નીકળ્યો. તે વાત સાંભળી અને તેનાં કર્ત્તવ્યને જાણી નારદજીને વિસ્મય થયો કે 'પોતાના માનભંગને સહન નહિ કરનારા ક્ષત્રિઓનો પ્રભાવ ભારેછે; કેમ કે આ બાળક પણ સાવકી માનાં દુર્વચનને મનમાં રાખેછે.' એવા વિસ્મયથી તેમણે ત્યાં આવી પોતાનો પવિત્ર હાથ તેના માથાપર મૂકીને કહ્યું કે—

નારદજી કેહેછે.—હે પુત્ર! હજીસુધી તું રમવા વગેરેમાં લાગનાર બાળક હોવાથી તુંને અપમાન કે માનની અસર હોવી અમે ધારતા નથી. માન-અપમાનની ખબર પડતી હોય તોપણ પુરૂષને પોતાનાં અજ્ઞાન શિવાય કશું અસંતોષનું કારણ નથી; કેમ કે જગતમાં સુખ અથવા દુઃખ પોતાનાં કર્મથીજ થાયછે. એટલામાટે ઈશ્વરની અનુકૂલતા વિના ઉદ્યમ સફલ થતા નથી એમ ધારી જેટલું ઇશ્વિર આપે તેટલાથીજ પુરૂષે સંતોષ રાખવો જોઇએ. માએ બતાવેલા ઉપાયથી જેની કૃપા મેળવવાને તું ઇચ્છેછે, તેને પ્રસન્ન કરવાનું પણ ઘણું કઠણ છે એમ ધારૂંછું; કેમ કે મુનિ લોકો ઘણા ઘણા જન્મોમાં વૈરાગ્યસહિત તીવ્ર યોગ અને સમાધિથી તેના માર્ગને શોધ્યા કરેછે તોપણ જાણતા નથી. એટલામાટે તું આ વ્યર્થ આગ્રહ મૂકી દે; જ્યારે વૃદ્ધપણું આવી સાધનનો સમય પ્રાપ્ત થાય ત્યારે યત્ન કર જે. 'દૈવ દુઃખ આપે તો પાપ મટેછે અને સુખ આપે તો પુણ્ય મટેછે,' એમ માની જે માણસ પોતાનાં અંતઃકરણને સંતુષ્ટ રાખે તેને મોક્ષ મળેછે. પોતાના કરતાં વધારે ગુણવાનને જોઇ રાજી થનાર, ઓછા ગુણવાનને જોઇ દયા કરનાર અને બરોબરિયાને તેનાથી મૈત્રી કરનાર માણસને કદી પણ તાપ થતો નથી.

ધ્રુવ કેહેછે.—સુખ અને દુઃખથી વિક્ષેપ પામતા લોકોનેસારૂ જે આપે આ શાંતિનો માર્ગ દેખાડ્યો તેમાં મારા જેવાની નજર પોહોચે નહિ. હે મહારાજ! ત્રૈલોક્યમાં ઉત્તમ પદ કે જેને મારા પૂર્વજો અથવા બીજા કોઇ પણ પામ્યા નથી, તે પામવાની મારી ઇચ્છા છે, તો તે મળે એવો સારો માર્ગ મને બતાવો. આપ કે જે બ્રહ્માના પુત્ર છો તે જગતના હિતનેસારૂજ વીણા વગાડતા સૂર્યની પેઠે જગતમાં ફરો છો.

મૈત્રેય કેહેછે.—એપ્રમાણે તેનું બોલવું સાંભળી પ્રસન્ન થએલા નારદજીએ દયા કરીને તે બાળકને શુભ ઉપદેશ કર્યો.

નારદજી કેહેછે.—તારી માએ જે ભગવાનનું ભજન બતાવ્યું તેજ કલ્યાણનો માર્ગ છે, માટે એકાગ્રચિત્ત રાખીને ભગવાનની ભક્તિ કર. ધર્મ, અર્થ, કામ કે મોક્ષ, એમાંના કોઇપણ પુરૂષાર્થની ઇચ્છા હોય તો

તે કેવળ ભગવાનના ચરણનું સેવન કર્યાથીજ મળેછે. એટલામાટે હે બાપ! યમુનાજીને કાંઠે જ્યાં મધુવન છે ત્યાં જા; કેમ કે તે વનમાં ભગવાન્ સદા સન્નિહિત રહ્યા છે. ત્યાં યમુનાજીના પવિત્ર જલમાં સમયસર નાહી સંધ્યાની ઉપાસના વગેરે નિત્યકર્મ કરી આસન કરીને બેસવું. પૂરક, કુંભક અને રેચક, એમ ત્રણ પ્રકારના પ્રાણાયામથી ધીરે ધીરે પ્રાણ, ઇંદ્રિય તથા મનની ચંચલતા મટાડી નાખી ધીરાં મનથી ભગવાનનું ધ્યાન કરવું. પ્રસન્ન થવામાં તત્પર થઈ રહેલ, નેત્ર અને મુખમાં નિરંતર પ્રસન્નતાવાળા, સુંદર નાસિકા ભમર અને ગાલવાળા, સર્વે દેવતાઓ કરતાં રમણીય, જુવાન, સુશોભિત અંગવાળા, રાતા હોઠ અને નેત્રને ધારણ કરનાર, ભક્તોના આશ્રયરૂપ, સુખકારી, કરૂણાના સમુદ્રરૂપ, શ્રીવત્સનાં ચિન્હવાળા, મેઘની પેઠે શ્યામ, વનમાળા ધરનાર, શંખ, ચક્ર, ગદા અને પદ્મથી સુશોભિત હાથવાળા, કિરીટ, કુંડલ, બાજુબંધ, કટિમેખળા અને સોનાનાં ઝાંઝરવાળા, કંઠમાં કૌસ્તુભમણિને ધારણ કરનાર, પીળાં રેશમી વસ્ત્રને ધરનાર, અત્યંત સુંદર, શાંત, મન તથા નેત્રને આનંદ આપનાર, નખરૂપ મણિની પંક્તિથી શોભતાં ચરણારવિંદથી હૃદયકમળની ડાંડીના મધ્યભાગને દબાવી ભક્તલોકોના મનમાં રેહેનાર, હસતા, પ્રેમ સહિત જોતા અને વર દેનારાઓમાં ઉત્તમ પુરૂષાકૃતિ ભગવાનનું એકાગ્રચિત્તથી ધ્યાન કરવું. આવાં ભગવાનનાં સુંદર સ્વરૂપને ધ્યાન કરનારનું મન તુરત પરમ સુખ પામવાથી તેમાંથી પાછું વળતું નથી. હે રાજપુત્ર! એક અત્યંત ગુપ્ત રાખવાજેવો મંત્ર બતાવુંછું તે સાંભળ, કે જે મંત્રનો સાત રાત્રિસુધી જપ કરવાથી પુરૂષને દેવતાઓનું દર્શન થાયછે. ओं नमो भगवते वासुदेवाय. આ મંત્રથી દેશકાળના વિભાગને જાણનાર સમજુ માણસે પવિત્ર જલ, સારા અંકુર, વસ્ત્ર, ફૂલ અને વનમાં ઉત્પન્ન થએલાં મૂળ તથા ફળ વગેરે પદાર્થોથી ભગવાનની મૂર્તિની પૂજા કરવી. શિલા વગેરેથી બનેલી મૂર્તિની પૂજા કરી પૃથ્વી અને જલ વગેરેમાં પણ ભગવાનની પૂજા કરવી. શાંતિ રાખવી. વૃથા બોલવું નહિ. થોડા અને વનમાં થએલા પદાર્થ ખાવા. પોતાની અગાધ માયાથી ઇચ્છાપ્રમાણે અવતાર ધરીને ભગવાન્ જે જે કામ કરશે, તે તે કામને હૃદયમાં લાવી એકાગ્રચિત્તથી ધ્યાન કરવું. મંત્રમૂર્તિ ભગવાનની જેટલી જેટલી પૂજાઓ કરવાની કહી તે તે સઘળી ઉપર કહેલા દ્વાદશાક્ષર મંત્રથી કરવી. એ પ્રમાણે અંતઃકરણપૂર્વક કાયા, મન અને વચનથી ભક્તિસહિત સેવા કરવાથી ભજનારા નિષ્કપટ પુરૂષોના ભાવને વધારનાર ભગવાન્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં જે કાંઈ ભક્તને પ્રિય હોય તે આપેછે; પરંતુ ઘણા ભક્તિયોગથી વિષયોમાં વૈરાગ્ય રાખીને અભેદ ભાવથી સાક્ષાત્ મુક્તિનેમાટે તેમની ભક્તિ કરવી યોગ્ય છે.

એ પ્રમાણે નારદજીનો ઉપદેશ લઈ તેમને પ્રદક્ષિણા તથા પ્રણામ કરી, ભગવાનના ચરણથી શોભતાં પવિત્ર મધુવનમાં ધ્રુવ ગયો. ધ્રુવ તપોવનમાં ગયા પછી નારદજી દરબારમાં આવ્યા, તેમની ઉત્તાનપાદ રાજાએ પૂજા કરી. પછી સારી રીતે બેશીને નારદજી બોલ્યા.

નારદજી કેહેછે.—કરમાઇ જતાં મોહોડાંથી લાંબો લાંબો શો વિચાર કરો છો? ધર્મ, અર્થ અથવા કામમાં કશી હાનિ થઈ છે કે શું?

રાજા બોલ્યા.—હે મહારાજ! મેં સ્ત્રીવશ્ય અને નિર્દય થઇને મારા પાંચ વર્ષના મહા વિદ્વાન્ પુત્રને કહાડી મેલ્યો છે અને તેની માનો પણ અનાદર કર્યો છે. થાકીને સૂતેલા અને ભૂખ્યા મારા કરમાઇ ગએલ મોહોડાંવાળા અનાથ પુત્રને રખેને વનમાં નાહાર ખાઈ ન જાય!! હું કે જે સ્ત્રીને વશ્ય

છું તેની ભુંડાઈ જુવો, કે પ્રેમથી પુત્ર ખોળામાં બેસવા આવ્યો તેનો મેં સત્કાર કર્યો નહિ.

નારદજી બોલ્યા.— હે રાજા ! જેની કીર્તિ જગતમાં વ્યાપી રહીછે તે તમારા પુત્રનો પ્રભાવ જાણ્યા વિના શોક કરો મા. તેને ભગવાન્ પોતાનો ગણીને રક્ષા કરેછે. લોકપાલ દેવતાઓથી પણ થઇ શકે નહિ એવું મોટું કામ કરી તમારી કીર્તિનો વિસ્તાર કરતો એ ધ્રુવ થોડા દિવસમાં આવશે.

મૈત્રેય કેહેછે.— એ પ્રમાણે નારદજીનું બોલવું સાંભળી ઉત્તાનપાદ રાજા રાજલક્ષ્મીની કશી સંભાળ નહિ લેતાં પુત્રનુંજ ચિંતન કરવા લાગ્યા. ધ્રુવે તો મધુવનમાં જઇ, નાહી, તે રાત્રિનો ઉપવાસ કરી, સાવધાનપણાથી નારદજીએ કહ્યા પ્રમાણે ભગવાનની પૂજા કરતાં ત્રણ ત્રણ દિવસે પોતાને જોઇએ તેટલાં કોઠ અને બોર ખાઇને પેહેલો મહિનો કાહાડ્યો. બીજા મહિનામાં છઠ્ઠે છઠ્ઠે દિવસે પોતાની મેળે ખરી પડેલાં ખડ અને પાનડાં વગેરેનો આહાર કરી ભગવાનની પૂજા કરી. ત્રીજા મહિનામાં નવમે નવમે દિવસે માત્ર પાણીનો આહાર કરી એકાગ્રચિત્તથી ભક્તિ કરી. ચોથો મહિનો પણ શ્વાસને જીતનારા ધ્રુવે બારમે બારમે દિવસે વાયુનું ભક્ષણ કરીને પ્રભુનું ધ્યાન કરતાં કાહાડ્યો. પાંચમા મહિનામાં શ્વાસ જીતીને ભગવાનનું ધ્યાન કરતો ધ્રુવ એક પગથી ઠુંઠાંની પેઠે અડગ ઉભો રહ્યો. સઘળા વિષય અને ઇંદ્રિયો જેમાં રહેલ છે એવાં મનને સર્વ ઠેકાણેથી ખેંચી લઈ ભગવાનનાં રૂપનું ધ્યાન કરતાં ધ્રુવને ભગવાન્ વિના બીજું કાંઇ પણ જોવામાં આવ્યું નહિ. એવી રીતે ધ્રુવ મહત્તત્ત્વ વગેરેના આધાર અને પ્રકૃતિ-પુરૂષના નિયંતા પરમાત્માનું ધ્યાન કરતાં ત્રણે લોક કંપવા લાગ્યા. એ રાજકુમાર એક પગે ઉભો ત્યારે તેના અંગુઠાથી દબાયેલી પૃથ્વી, જેમાં હાથીને ચડાવ્યો હોય એવાં વાહાણની પેઠે ક્ષણે ક્ષણે ડાબી જમણી નમવા લાગી. પ્રાણને અને પ્રાણનાં દ્વારોને આત્મામાં એકરૂપ કરી દઈ ધ્રુવ અભેદબુદ્ધિથી સર્વાત્મક ભગવાનનું ધ્યાન કરતાં સર્વના શ્વાસનો રોધ થવાને લીધે, બહુજ પીડાએલા સર્વે લોકો લોકપાલ સહિત ભગવાનની શરણે ગયા.

દેવતાઓએ ભગવાનને કહ્યું કે.— હે મહારાજ! જેમાં સર્વ જીવ રહ્યા છે એવાં આખા બ્રહ્માંડનો આ પ્રમાણે શ્વાસ રોકાયો અમે કોઇ દિવસ જાણ્યો નથી; માટે આ કષ્ટથી અમારો છુટકારો કરો. તમે શરણાગતનું રક્ષણ કરનાર છો તેથી અમે શરણે આવ્યા છિયે.

ભગવાન્ કેહેછે.— ડરો નહિ. બાલકને હું મોટાં તપથી નિવૃત્ત કરૂંછું; માટે પોતપોતાના સ્થાનકપર જાઓ. ઉત્તાનપાદનો દીકરો ધ્રુવ મારાં વિશ્વરૂપમાં એકતા પામ્યો છે, તેથી તમારા શ્વાસ રોકાઇ ગયા છે. ૮૨

मा भैष्ट बालं तपसो दुरत्यया-
न्निवर्त्तयिष्ये प्रतियात स्वधाम ।
यतो हि वः प्राणनिरोध आसी-
दौत्तानपादिर्मयि संगतात्मा ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં ધ્રુવચરિત્રના પ્રસંગમાં આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

त एवमुच्छिन्नभया उरुक्रमे
कृतावनामाः प्रययुस्त्रिविष्टपं ।
सहस्रशीर्षाऽपि ततो गरुत्मता
मधोर्वनं भृत्यदिदृक्षया गतः ॥

મૈત્રેય કેહેછે.— એ પ્રમાણે ભયની નિવૃ-

* આ નવમા અધ્યાયમાં ધ્રુવે ભગવાનની સ્તુતિ કરી અને ભગવાન્ પાસેથી વર પામીને પાછા આવી બાપે આપેલું રાજ્ય કર્યું એ કથા કેહેવામાં આવશે.

ત્તિ કરતાં તેમને પ્રણામ કરી દેવતાઓ સ્વર્ગમાં ગયા અને ભગવાન્ પણ ધ્રુવને જોવાસારૂ ગરૂડપર બેશીને મધુવનમાં પધાર્યા. યોગની પાક દશાથી તીવ્ર થએલી બુદ્ધિનેલીધે હૃદયકમલમાં જે ભગવાનનાં વિજળીસરખાં સ્વરૂપનું દર્શન થતું હતું તે એકદમ જતું રહ્યું જોઈ ચોંકી જઇને સમાધિમાંથી ઉઠેલા ધ્રુવને બાહાર પણ તેવાજ ભગવાનનું દર્શન થયું. ભગવાનનાં દર્શનથી સંભ્રમમાં આવી પડેલો ધ્રુવ દૃષ્ટિથી જાણે પીતો હોય, મુખથી જાણે ચુંબન કરતો હોય અને હાથથી જાણે આલિંગન કરતો હોય તેમ પૃથ્વી ઉપર પોતાનાં શરીરને લાકડીની પેઠે પાડી ભગવાનને પગે લાગ્યો. એના અને સર્વના હૃદયમાં રહેલા ભગવાને, એ હાથ જોડી ઉભેલો બાલક સ્તુતિ કરવા ઇચ્છેછે પણ કરી જાણતો નથી એમ જાણી દયાથી તેના કપોળમાં પોતાનો વેદરૂપ શંખ અડાડયો. તુરતજ વેદરૂપ વાણી મળવાથી જીવાત્મા અને પરમાત્માનો નિર્ણય જેના જાણવામાં આવ્યો છે એવો ધ્રુવ ભક્તિભાવથી, પ્રખ્યાત કીર્તિવાળા ભગવાનની ધીરે ધીરે સ્તુતિ કરવા લાગ્યો.

ધ્રુવ સ્તુતિ કરેછે.—સર્વ શક્તિયોને ધરનારા જે તમે હૃદયમાં પ્રવેશ કરી બંધ પડેલી આ મારી વાણીને અને બીજી હાથ, પગ, કાન, તથા ત્વચા વગેરે ઇંદ્રિયોને પણ પોતાની ચૈતન્યશક્તિથી જાગ્રત કરોછો, તે અંતર્યામીરૂપ આપને નમસ્કાર કરૂંછું. હે ભગવાન્! તમે એકજ પુરૂષ પોતાની ઘણા ગુણવાળી માયારૂપ શક્તિથી આ મહત્તત્ત્વ વગેરે સર્વ જગતને ઉત્પન્ન કરીને તેમાં પ્રવેશ કરવાથી લાકડાંઓમાં અગ્નિની પેઠે ઇંદ્રિયોરૂપ માયાના ખોટા પદાર્થોમાં તે તે દેવતારૂપે નોખા નોખા દેખાઓછો. હે નાથ! તમારે શરણે આવેલા બ્રહ્માને પણ તમે આપેલાં જ્ઞાનથીજ સૂતા ઉઠેલાની પેઠે આ જગત્ જોવામાં આવ્યું હતું. એટલામાટે હે દીનબંધુ! કર્યા ઉપકારને જાણનારો પુરૂષ મુક્ત લોકોના પણ શરણરૂપ તમારા ચરણારવિંદને કેમ ભુલે? તમે કે જે જન્મ-મરણથી છોડાવનાર છો તેમને વિષયાદિકની ઇચ્છાથી જે ભજે તેઓની બુદ્ધિને તમારી માયાએ ચોરી લીધી છે એમ જાણુંછું; કેમ કે તેઓ કલ્પવૃક્ષજેવાને પૂજીને મડદાલ દેહથી ભોગવવાનાં વિષયસુખને ઇચ્છેછે. વિષયસુખ તો મનુષ્યોને નરકમાં પણ મળેછે. તમારા ચરણારવિંદનાં ધ્યાનથી અથવા તમારા ભક્તોની કથા સાંભળવાથી જે સુખ થાય તે સુખ આનંદરૂપ પરબ્રહ્મમાં પણ મળતું નથી, ત્યારે કાળના વેગથી વિમાનમાંથી પડી જનારા દેવતાઓને તો ક્યાંથીજ મળે? હે અનંત! નિર્મળ અંતઃકરણવાળા અને નિરંતર તમારી ભક્તિ કરતા મહાત્મા પુરૂષોનો પ્રસંગ મને થજો, કે જે પ્રસંગનેલીધે તમારા ગુણની કથારૂપ અમૃત પીવાથી મત્ત થએલો હું ઘણાં કષ્ટથી ભરેલા ભયંકર સંસારરૂપ સમુદ્રનો સેહેજ પાર પામીશ. હે ઇશ્વર! તમારાં ચરણારવિંદના સુગંધમાં લાગી રહેલા ભક્તોનો જેઓ પ્રસંગ રાખેછે તેઓ અત્યંત પ્રિય આ મનુષ્યદેહનું અને તેને પછવાડે લાગેલાં પુત્ર, સંબંધિ, ઘર, ધન તથા સ્ત્રિયોનું સ્મરણ પણ કરતા નથી. હે અજન્મા! પશુ, ઝાડ, પર્વત, પક્ષી, સરપોલિયાં, દેવ, દૈત્ય અને મનુષ્ય વગેરેથી વ્યાપ્ત, મહત્તત્ત્વાદિક અનેક કારણવાળું અને નાહના-મોટા અનેક ભેદવાળું તમારૂં સ્થૂલ શરીર (વિરાટ્) છે તેનેજ હું જાણુંછું; પરંતુ જેમાં શબ્દ પણ પ્રવર્ત્તી શકતો નથી એવાં પરબ્રહ્મરૂપને જાણતો નથી. પ્રલયકાળમાં આ સઘળાં જગતને પેટમાં લઇ શેષનાગના મિત્ર થઇ તેના ઉપર પોઢનારા અને જેની નાભિરૂપ સમુદ્રમાંથી ઉગેલા સુવર્ણમય કમળની ડાંડીમાં બ્રહ્મા ઉત્પન્ન થાયછે, તે પરમેશ્વરને હું નમુંછું. નિત્ય-

મુક્ત, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, આત્મા, અવિનાશી, આદિપુરૂષ, ભગવાન્ અને ત્રણ લોકના સ્વામી તમે જીવથી જુદા પ્રકારનાજ છો; કેમ કે દ્રષ્ટા રહીને તે તે બુદ્ધિની અવસ્થાઓને અખંડિત ચૈતન્યશક્તિથી જાણોછો અને તેજ તમે પાલન કરવાસારૂ વિષ્ણુરૂપ થયા છો. એકબીજાથી વિરૂદ્ધ જનારી વિદ્યા ને અવિદ્યા વગેરે અનેક શક્તિઓ અનુક્રમ પ્રમાણે જેમાંથી અકસ્માત્ ઉત્પન્ન થાયછે તે એક, જગતને ઉત્પન્ન કરનાર, અનંત, આનંદમાત્ર અને નિર્વિકાર આદિબ્રહ્મને હું શરણે આવ્યો છું. તમેજ પુરૂષાર્થરૂપ છો એમ જાણી નિષ્કામપણાથી ભજન કરનારને સર્વ પુરૂષાર્થરૂપ આપનું ચરણારવિંદજ ખરેખરૂં ફળ છે. તોપણ હે સ્વામી! તાજી વિયાણેલી ગાય જેમ વાછડાંની રક્ષા કરે તેમ અનુગ્રહમાં પરવશ થઇને અમો દીનલોકોની તમે રક્ષા કરોછો.

મૈત્રેય કહેછે.—એ પ્રમાણે સારા સંકલ્પવાળો બુદ્ધિમાન્ ધ્રુવ સ્તુતિ કરતાં દાસપર પ્રેમ રાખનાર ભગવાન્ તેનો સત્કાર કરી આ પ્રમાણે બોલ્યા.—

ભગવાન્ કહેછે.—હે સારા નિયમ રાખનારા રાજકુમાર! તેં જે મનમાં ધાર્યું તે હું જાણુંછું, અને તે જોકે દુર્લભ છે તોપણ આપુંછું. પ્રકાશવાળું, અવિચળ સ્થિતિવાળું અને બીજાઓએ નહિ પમાએલું સ્થાનક આપુંછું, કે જે સ્થાનકમાં હાલરાંમાં બળદોની પેઠે ગ્રહ, નક્ષત્ર અને તારાઓનું ચક્ર બંધાઈ રહેલું છે; અને જેને ધર્મ, અગ્નિ, કશ્યપ, ઇંદ્ર અને તારા સહિત સપ્તર્ષિયો પ્રદક્ષિણા કરતા ફર્યા કરેછે; તથા જે ત્રણ લોકના પ્રલયમાં નાશ પામતું નથી. રાજ્ય આપી પિતા વનમાં ગયા પછી તું છત્રીશ હજાર વર્ષ સુધી ધર્મમર્યાદાથી પૃથ્વીનું પાલન કરીશ. તારો ભાઇ ઉત્તમ, મૃગયામાં મરણ પામતાં તારી સાવકી મા તેને શોધવા વનમાં જઇ અગ્નિમાં પ્રવેશ કરશે. ઘણી દક્ષણાવાળા યજ્ઞોથી મારૂં પૂજન કરી અને મનુષ્યલોકમાં સાચાં સુખો ભોગવી છેલ્લીવારે તું મારૂં સ્મરણ કરીશ. તે પછી સર્વ લોકોએ નમસ્કાર કરેલું અને સપ્તર્ષિયોની ઉપર રહેલું જે મારૂં સ્થાનક છે તેને પામીશ; કે જ્યાં ગયા પછી ભવનો ફેરો રેહેતો નથી.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે ગરૂડધ્વજ ભગવાન્ એ બાળકને પોતાનું સ્થાનક આપી તે જોઇ રહ્યો એવી રીતે પોતાના ધામમાં પધાર્યા. ભગવાનના ચરણની સેવાથી. સઘળી તૃષ્ણાની જેમાં સમાપ્તિ છે એવો મનોરથ પામીને પણ અત્યંત રાજી નહિ થએલો ધ્રુવ પોતાના પુર તરફ ચાલ્યો.

વિદુર પૂછે છે.—જે ભગવાનનું પદ અત્યંત દુર્લભ છે તેને એક જન્મમાંજ તેના ચરણની પૂજાથી મેળવ્યા છતાં પણ, એ ધ્રુવે પોતાનો મનોરથ જાણે અપૂર્ણ હોય તેમ શામાટે માન્યું?

મૈત્રેય કેહેછે.—સાવકી માનાં વચનરૂપ બાણોથી વીંધાયેલો અને તેઓનું સ્મરણ કરતો ધ્રુવ ભગવાન્ પાસેથી મુક્તિ માગી શક્યો નહિ તેથી તેને પશ્ચાત્તાપ થયો.

ધ્રુવે વિચાર કર્યો કે.—સનકાદિક નૈષ્ઠિક બ્રહ્મચારિયો પણ અનેક જન્મોમાં સમાધિ કરીને જેનાં પદને પામેછે, તે ભગવાનના ચરણની છાયાને છ મહિનામાં પામ્યા છતાં પણ ભેદબુદ્ધિથી હું તેમાં રહી શક્યો નહિ!! અહો! હું કે જે મંદ ભાગ્ય છું તેનાં મૂર્ખપણાને જુવો, કે સંસારરૂપ બંધનને કાપનારા ભગવાનના ચરણ પામીને મેં વિનાશી સુખ માગ્યું. મારા કરતાં નીચે રહી જવાથી અસહનતાવાળા દેવતાઓએ મારી બુદ્ધિને ભ્રષ્ટ કરી નાખી; કેમ કે મેં મૂર્ખપણાથી નારદજીની સાચી વાત પણ માની નહિ. ભગવાનની માયામાં પડી સુતેલાની પેઠે સ્વપ્નને દેખતો હું, બીજું સઘળું મિથ્યા છે તોપણ ભાઇને શત્રુ ગણવારૂપ

રોગથી પીડાઉંછું!! જેમ નિર્ધન માણસ ચક્રવર્ત્તિ રાજા પાસેથી ફોતરાં માગી લે તેવી રીતે હું કે જે ઓછાં પુણ્યવાળો છું તેણે મોક્ષ આપનાર ભગવાન્ પાસેથી મૂર્ખપણાને-લીધે અભિમાન માગ્યું. !!

મૈત્રેય કેહેછે.—હે વિદુર! ભગવાનના ચરણની રજને સેવનારા અને યદૃચ્છાથી મળે તેટલાંથીજ સંતોષ રાખનારા તમજેવા પુરૂષો ભગવાનનાં દાસપણા વિના બીજું કશું પોતાનેમાટે માગે નહિ. મુવા પછી જેમ પાછો આવે તેમ પુત્રને આવ્યો સાંભળી પ્રથમ તો ઉત્તાનપાદ રાજાએ માન્યું નહિ અને કહ્યું કે 'હું જેવા પાપીનું ભલું ક્યાંથી થાય?' પણ તે પછી નારદજીનાં વચનઉપર વિશ્વાસ રાખી આનંદ પામેલા રાજાએ વધામણી લાવનારને પ્રીતિથી ઘણાં મૂલ્યનો હાર આપ્યો. પુત્રને જોવામાં ઉત્સુક થએલા ઉત્તાનપાદ રાજા, સુવર્ણથી શણગારેલા સારા ઘોડાવાળા રથમાં બેશી બ્રાહ્મણો, કુલના વૃદ્ધ પુરૂષો, મંત્રીઓ અને બંધુઓની સાથે શંખ, દુંદુભિ અને વેણુના શબ્દોથી ગાજતે-વાજતે અને બ્રાહ્મણોનો વેદઘોષ થતે તુરત ગામમાંથી બહાર નીકળ્યા. સુનીતિ અને સુરૂચિ નામની એની બે રાણીઓ પણ સોનાંથી શણગારી ઉત્તમની સાથે પાલખીમાં બેશી સામૈયામાં ગઈ. ધ્રુવને વાડીની પાસે આવતો જોઇ પ્રેમથી વિહ્વલ થએલા અને લાંબા દિવસની ઉત્કંઠાવાળા રાજાએ તુરત રથમાંથી ઉતરી હાંફતાં હાંફતાં પાસે જઇને હાથવતે તેનું આલિંગન કર્યું. ઊંચા મનોરથવાળા રાજાએ ભગવાનના ચરણસ્પર્શથી સર્વ પાપબંધન રહિત થએલા ધ્રુવનું માથું વારંવાર સુંઘ્યું અને ટાઢાં આંસુથી તેનું માથું ભરી મૂક્યું. સત્કાર પામેલો અને સજ્જનોમાં અગ્રણી ધ્રુવ પિતાના ચરણમાં પગે લાગી, તેમના આશીર્વાદ લઈ તથા તેમની સાથે ભાષણ કરી સુરૂચિ (સાવકી મા) ને પગે લાગ્યો. સુરૂચિએ પગમાં પડેલા તે બાળકને ઉઠાડી આલિંગન કરીને આંસુથી ગદ્ગદ વાણીવડે ચિરંજીવ એમ કહ્યું. મૈત્રી વગેરે ગુણથી ભગવાન્ જેને પ્રસન્ન થયા હોય તે માણસને, જલ જેમ નીચી જગ્યામાં નમે તેમ સર્વ પ્રાણીઓ પોતાની મેળેજ નમેછે. પ્રેમથી વિહ્વલ થએલા ઉત્તમ અને ધ્રુવ એકબીજાનું આલિંગન કરતાં બન્નેનાં રૂવાણાં ઊભાં થઈ ગયાં અને વારંવાર આંસુના પ્રવાહ ચાલ્યા. ધ્રુવની મા સુનીતિ પ્રાણ કરતાં પણ પ્યારા પુત્રનું આલિંગન કરી તેનાં અંગના સ્પર્શથી પરમ સુખ પામી અને સઘળી ચિંતા મટી ગઈ. હે વિદુર! નેત્રનાં ટાઢાં આંસુથી ભીજાતાં ધ્રુવની માના સ્તનમાંથી વારંવાર દૂધ ઝરવા લાગ્યું. એ રાણીને સર્વે લોકો કેહેવા લાગ્યા કે 'પીડાને મટાડનાર અને ઘણા દિવસ થયા ગએલો તમારો પુત્ર પાછો આવ્યો એ ઘણું સારૂં થયું અને એજ પૃથ્વીનું રાજ્ય કરશે. ભક્તની પીડા મટાડનાર ભગવાનને તમે પૂરા પૂજેલ, કે જે ભગવાનનું ધ્યાન કરનારા વીર પુરૂષો જીતી શકાય નહિ એવા મૃત્યુને પણ જીતી ગયા છે.' એવી રીતે લોકોએ લડાવાતા ધ્રુવને અને ઉત્તમને હાથણીપર બેસાડી રાજી થએલા અને પ્રશંસા પામતા ઉત્તાનપાદ રાજા પોતાના નગરમાં પધાર્યા. નગરમાં ચારેકોર મરકતમણીથી શોભતાં તોરણ બાંધ્યાં હતાં. ફળ અને માંજરવાળા કેળના થંભ અને નાહાનાં નાહાનાં સોપારીનાં ઝાડ શોભી રહ્યાં હતાં. પ્રત્યેક દ્વારમાં આંબાનાં પાનડાં, વસ્ત્ર, ફુલની માળા અને મોતીની માળાઓથી શણગારેલા જળના કુંભો અને દીવાઓ દીપી રહ્યા હતા. શિખરથી વિમાનની પેઠે શોભતા અને સોનાની સામગ્રીવાળા ગઢ, દરવાજા અને ઘરથી ચારેકોર ભારે શોભા બની રહી હતી. ચોવટા, ગલીઓ, માર્ગો અને ઊંચી ભૂમિકાઓ સ્વચ્છ હતાં. ચંદન, શાળ, અક્ષત, ફુલ, ફલ, ચોખા અને બલિદાનોની ધૂમ મચી રહી

હતી. સ્થળે સ્થળે માર્ગમાં નગરની સ્ત્રિયો ધ્રુવને, સર્ષપ, અક્ષત, દહીં, જલ, ઘી, ફુલ અને ફલનું અર્પણ કરવા લાગી અને પ્રેમથી આશીર્વાદ દેવા લાગી. એ સ્ત્રીઓનાં સુંદર ગાયન સાંભળતા ધ્રુવે પિતાના ઘરમાં પ્રવેશ કર્યો. પિતાએ અત્યંત લડાવેલા ધ્રુવ અનેક મોટા મણિયોથી જડેલાં તે ઉત્તમ ઘરમાં સ્વર્ગમાં દેવતાની પેઠે નિવાસ કરી રહ્યા. એ ઘરમાં દૂધનાં ફીણ જેવી અને સોનાના સામાનવાળી હાથીદાંતની શય્યાઓ હતી. સોનાની સામગ્રીવાળાં મોટા મૂલ્યનાં આસનો હતાં. મોટા મરકતમણિઓથી જડેલી સ્ફટિકમણિની ભીંતોમાં ઉત્તમ સ્ત્રીઓની છબીઓસહિત મણિના દીવા શોભી રહ્યા હતા. રમણીય બગીચાઓમાં વિચિત્ર દેવતાઇ વૃક્ષો ઉપર પક્ષીઓનાં જોડાં શબ્દ કરી રહ્યાં હતાં અને મદોન્મત્ત ભ્રમરાઓ ગાયન કરી રહ્યા હતા. વૈડૂર્યમણિનાં પગથિયાંવાળી અને જાતજાતનાં કમળોવાળી વાંવોમાં હંસ, કારંડવ, ચક્રવાક અને સારસ પક્ષિયો આનંદ કરી રહ્યાં હતાં. ઉત્તાનપાદ રાજાને એ પુત્રનો અદ્ભુત પ્રભાવ જોવાથી અને સાંભળવાથી મોટો વિસ્મય થયો. જુવાન થએલા ધ્રુવની ઉપર મંત્રીઓની અને પ્રજાની પ્રીતિ જોઇને ઉત્તાનપાદ રાજાએ તેમનો રાજ્યાભિષેક કર્યો. પછી પોતાને વૃદ્ધ અવસ્થા આવેલી જોઈ વૈરાગ્ય પામેલા ઉત્તાનપાદ રાજા આત્મસ્વરૂપનો વિચાર કરવાસારૂ વનમાં ગયા. ૬૭

**आत्मानं च प्रवयसमाकलय्य विशांपतिः ।**
**वनं विरक्तः प्रातिष्ठद्विमृशन्नात्मनोगतिम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**प्रजापतेर्दुहितरं शिशुमारस्य वै ध्रुवः ।**
**उपयेमे भ्रमिं नाम तत्सुतौ कल्पवत्सरौ ॥**

મૈત્રેય કેહેછે.—ધ્રુવ શિશુમાર પ્રજાપતિની દીકરી ભ્રમિને પરણ્યા, તેના કલ્પ અને વત્સર નામના બે પુત્ર થયા અને વાયુની પુત્રી ઇલાને પરણ્યા તેનો ઉત્કલ નામનો પુત્ર અને એક રત્ન જેવી કન્યા અવતરી. ઉત્તમ, વગર પરણેલોજ મૃગયા કરવા ગએલ ત્યાં પર્વતમાં કોઇ બલવાન્ યક્ષે મારી નાખતાં તેની મા સુરૂચિ પણ તેને પછવાડે મરણ પામી. ભાઇનો વધ થયો સાંભળીને કોપ, અસહનતા અને શોકથી વ્યાપ્ત થએલા ધ્રુવ વિજયરથમાં બેશીને અલકાપુરી ઉપર ગયા. રૂદ્રના અનુચરોને રેહેવાની ઉત્તર દિશામાં જઇને હિમાલયના ભાગમાં યક્ષોની અલકાપુરીને દીઠી. ત્યાં મહાપરાક્રમી ધ્રુવે આકાશને અને દિશાઓને ગજવી મૂકે એવો શંખનાદ કર્યો, કે જેથી ચોંકી જઇને યક્ષની સ્ત્રિયો બહુજ ત્રાસ પામી. પછી તે નાદને સહન નહિ કરતા બળવાન્ યક્ષો ગામમાંથી બહાર નીકળી હથિયારો ઉપાડી યુદ્ધ કરવા આવ્યા. એ લોકો આવતાં ઉગ્ર ધનુષવાળા મહારથી ધ્રુવે તે સઘળાઓમાં પ્રત્યેક જણને એકજ સમયે ત્રણ ત્રણ બાણ માર્યાં. એ સઘળા યક્ષો કપાળમાં ચોટેલાં બાણથી પોતાનો પરાજય થયો માની ધ્રુવના પરાક્રમને વખાણવા લાગ્યા. સર્પો જેમ પગથી સ્પર્શને સહન ન કરે તેમ ધ્રુવનાં પરાક્રમને સહન નહિ કરતા અને બદલો વાળવા ઇચ્છતા એ યક્ષોએ એકદમ ધ્રુવને છ છ બાણથી વીંધી નાખ્યા. તે પછી એ એક લાખ અને ત્રીશ હજાર યક્ષોએ કોપ કરી ધ્રુવ, ધ્રુવના રથ

* આ દશમા અધ્યાયમાં ધ્રુવે એકલાંજ અલકામાં જઇને પોતાના ભાઇને મારનારા યક્ષોનો વધ કરી પરાક્રમ કર્યાની કથા કેહેવામાં આવશે.

અને સારથિ ઉપર ભોગળ, ખડ્ગ, પ્રાસ, ત્રિશૂલ, ફરશી, સાંગ, લાકડીઓ, મુશંડી અને વિચિત્ર પાંખોવાળા બાણોની વૃષ્ટિ કરવા માંડી. એ સમયમાં વરસાદથી સૂર્યની પેઠે ઘણાં શસ્ત્રના વરસાદથી ધ્રુવ ઢંકાઈ જઈને નહિ દેખાતાં, આકાશમાં જોવા ઉભેલા દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા કે 'મનુના વંશમાં સૂર્યજેવો આ ધ્રુવ, યક્ષરૂપ સમુદ્રમાં ડુબીને નાશ પામી ગયો.' યુદ્ધમાં પોતાના જયને પ્રકાશ કરતા યક્ષો નાદ કરવા લાગ્યા તેટલામાં ઝાકળમાંથી સૂર્યની પેઠે બાણના જાળમાંથી તેનો રથ બ્હાહાર નીકળ્યો. દિવ્ય ધનુષ્યનો ટંકાર કરતા અને શત્રુઓને ખેદ આપતા ધ્રુવે વાયુ જેમ વાદળાંના ઘેરાને વીંખી નાખે તેમ યક્ષોના અસ્ત્રના સમૂહને વીંખી નાખ્યો. ધ્રુવના ધનુષમાંથી નીકળેલાં તીક્ષ્ણ બાણ યક્ષોનાં બખ્તરોને તોડી નાખી પર્વતોમાં વજ્રની પેઠે તેઓનાં શરીરમાં પેઠાં. ભાલાંઓથી કપાઈ જતા યક્ષોનાં સુંદર કુંડલવાળાં માથાં, સોનાના તાડ સરખા સાથળ, કંકણથી શોભતા હાથ, હાર, બાજુબંધ, મુકુટ અને ઘણા મૂલ્યવાળી પાઘડીઓથી ઢંકાઈ ગએલી અને શૂર પુરૂષોને પ્રિય લાગે એવી તે યુદ્ધની પૃથ્વી શોભવા લાગી. મુવામાંથી બાકી બચેલા પણ ધ્રુવનાં બાણોથી અંગોમાં કપાઇ ગએલા ઘણાખરા યક્ષો, સિંહનાં પરાક્રમથી હાથીઓની પેઠે રણભૂમિમાંથી ભાગી ગયા. ત્યારે મોટા સંગ્રામમાં કોઇને પણ શસ્ત્ર ધારીને નહિ દેખતા અને કપટીઓના કર્તવ્યની કોઇને ખબર ન પડે એમ પોતાના સારથિપાસે વાત કરતા ધ્રુવરાજા, શત્રુઓની પુરી જોવાનું પોતાને મન થયું તોપણ પુરીમાં ગયા નહિ. એપ્રમાણે સાવધાન અને શત્રુઓના ફરીવારના ઉદ્યોગની શંકા રાખતા ધ્રુવને તેટલી વારમાં પવનથી ઉઠેલા સમુદ્રના જેવો શબ્દ કાને પડ્યો અને દિશાઓમાં ધૂળ ઉડતી જોવામાં આવી. ક્ષણમાત્રમાં વાદળનાં જૂથથી ચારેકોર આકાશ ઘેરાઈ ગયું; વીજળીઓ ચમકવા લાગી; દિશાઓમાં કડાકાઓ ત્રાસ કરવા લાગ્યા; રૂધિર, કફાદિક, વિષ્ઠા, મૂત્ર, પરૂ અને મેદનો વરસાદ થવા લાગ્યો; આકાશમાંથી માથાંવિનાનાં ધડ પડવા લાગ્યાં; આકાશમાં પર્વત દેખાયો; ગદા, ભોગળ, ખડ્ગ, મુશલ અને પથરાની વૃષ્ટિ પડવા લાગી; વજ્ર જેવા નિશાસા મૂકતા અને આંખોમાંથી અગ્નિની ઝાળો કહાડતા સર્પો, મદોન્મત્ત હાથીઓ, સિંહ અને વાઘોનાં ટોળેટોળાં દોડવા લાગ્યાં; પ્રલયકાળની પેઠે મોજાઓથી ચારેકોર ધરતીને ડુબાડી દેતો અને ભારે શબ્દ કરતો ભયંકર સમુદ્ર ચડી આવ્યો. એપ્રમાણે કાયર પુરૂષોને ત્રાસ કરનારા અનેક પદાર્થો ક્રૂર ગતિવાળા યક્ષોએ આસુરી માયાથી ઉત્પન્ન કર્યા. ધ્રુવ ઉપર યક્ષ લોકોએ ચલાવેલી એ અતિદુસ્તર માયા જોઇને ત્યાં ભેળા થએલા મુનિલોકો ધ્રુવને આશીર્વાદ દેવા લાગ્યા.

મુનિયો બોલ્યા કે.—હે ઉત્તાનપાદના પુત્ર! શાર્ઙ્ગ ધનુષ્ ધરનારા અને ભક્તજનની પીડા હરનારા ભગવાન્ તમારા શત્રુઓનો નાશ કરજો, કે જેમનું નામ સાંભળવાથી અને બોલવાથી સાક્ષાત્ દુસ્તર મૃત્યુને પણ લોક અનાયાસથી તરી જાયછે.

**औत्तानपादे भगवंस्तव शार्ङ्गधन्वा**
**देवः क्षिणोत्ववनतार्तिहरो विपक्षान्।**
**यन्नामधेयमभिधाय निशम्य चाद्धा**
**लोकोंजसा तरति दुस्तरमंग मृत्युम् ॥ ३० ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**निशम्य गदतामेवमृषीणां धनुषि ध्रुवः।**
**संदधेऽस्त्रमुपस्पृश्य यन्नारायणनिर्मितम् ॥**

* આ અગિયારમા અધ્યાયમાં યક્ષોનો ક્ષય થતો જોઈ સ્વાયંભુવ મનુ આવ્યા અને તેમણે તત્ત્વનો ઉપદેશ કરી ધ્રુવને વાર્યા, એ કથા કહેવામાં આવશે.

મૈત્રેય કહેછે.—એ પ્રમાણે ઋષિયોનાં વચન સાંભળી, આચમન લઈ ધ્રુવે નારાયણાસ્ત્ર ધનુષમાં સાંધ્યું. હે વિદુર! એ અસ્ત્ર સાંધતાંજ જેમ જ્ઞાનનો ઉદય થતાં દુઃખ માત્ર નાશ પામી જાય તેમ યક્ષોએ કરેલી માયાઓ તુરત નાશ પામી ગઈ. ધ્રુવે એ નારાયણાસ્ત્રને ધનુષમાં જોડતાં તેમાંથી નીકળેલાં, સુવર્ણના છેડાવાળાં અને હંસની પાંખોવાળાં બાણ, ભયંકર શબ્દ કરતા મયૂર જેમ વનમાં પેસે તેમ શત્રુઓના સૈન્યમાં પેસવા લાગ્યાં. યુદ્ધમાં એ તીખી ધારવાળાં બાણોથી ઉપદ્રવ પામેલા યક્ષ લોકો ક્રોપથી હથિયારો ઉપાડી, સર્પો જેમ ફણો ઊંચી કરી ગરૂડ ઉપર દોડે તેમ ચારેકોરથી ધ્રુવ ઉપર દોડ્યા. એ લોકો યુદ્ધમાં ચડી આવતાં ધ્રુવે પોતાનાં બાણોથી તેઓના હાથ, સાથળ, ડોક અને પેટ કાપીને તેઓને પરલોકમાં મોકલી દીધાં, કે જે લોકમાં સંન્યાસીઓ સૂર્યમંડલને ભેદીને જાયછે. ધ્રુવે એ ઘણા યક્ષોને અપરાધ વગર મારવા માંડ્યા તે જોઇને યક્ષો ઉપર દયાનેલીધે ઋષિયો સહિત ત્યાં આવેલા તેમના દાદા સ્વાયંભુવ મનુએ ધ્રુવને (આ પ્રમાણે) કહ્યું.

મનુ બોલ્યા કે.—હે પુત્ર! દુષ્ટ અને નરકનાં દ્વારરૂપ ક્રોધને હવે બંધ રાખો, કે જેનેલીધે આ નિરપરાધ યક્ષોને તમે મારી નાખ્યા. હે બાપ! આ નિરપરાધ યક્ષોને મારવાનું કામ સત્પુરૂષોએ ધિક્કારેલું હોવાથી આપણા કુલને યોગ્ય નથી. હે ભાઈ ઉપર પ્રેમ રાખનાર ધ્રુવ! તમે ભાઇના વધથી તપી જઇને એકના અપરાધમાં ભેળાભેળા ઘણાઓને મારી નાખ્યા. દેહને આત્મા માની પશુની પેઠે પ્રાણીઓનો સંહાર કરવો એ ભગવાનને અનુસરનારા સાધુ લોકોનો માર્ગ નથી. સર્વ પ્રાણીઓના નિવાસ અને તુરત રાજી ન થાય એવા ભગવાનને તમે સર્વને પોતારૂપ ગણવાથી રાજી કરીને વિષ્ણુનાં તે પરમ પદને પામ્યા છો, તો ભગવાનના હૃદયમાં રહેલા, તેમના ભક્તોએ પણ ઉત્તમ કરી માનેલા અને સત્પુરૂષોનો આચાર પાલનાર થઇને આ દુષ્ટ કામ કેમ કર્યું? મોટાઓનું સહન કરવાથી, હલકાઓ ઉપર દયા રાખવાથી, બરોબરિયા સાથે મૈત્રી રાખવાથી અને સર્વ પ્રાણીઓમાં સમતા રાખવાથી ભગવાન્ પ્રસન્ન થાયછે અને ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે ઇંદ્રિયોથી અને દેહાભિમાનથી મુક્ત થઇને પુરૂષને પરમ સુખરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થાયછે. પરિણામ (રૂપાંતર) પામેલાં પાંચ મહાભૂતમાંથી સ્ત્રી અને પુરૂષ પેદા થાયછે અને તેઓનાં મૈથુનમાંથી વળી બીજાં સ્ત્રી-પુરૂષ પેદા થાયછે. એ પ્રમાણે પરમાત્માની માયાથી થએલા ત્રણ ગુણોના ફેરફારથી નિરંતર અનુક્રમે સૃષ્ટિ ચાલ્યા કરેછે. તેમજ પાલક શરીરરૂપે અને મારનાર શરીરરૂપે પરિણામ પામેલાં પાંચ ભૂતોથી પ્રાણીઓની સ્થિતિ અને નાશ થયા કરેછે. એ પ્રાણીઓનાં જન્મ, સ્થિતિ અને નાશમાં નિર્ગુણ પરમાત્મા નિમિત્તમાત્ર છે, કે જે પરમાત્માનાં સાન્નિધ્યથી, લોહચુંબકથી લોઢાની પેઠે આ કાર્ય-કારણરૂપ જગત્ ભ્રમણ કર્યા કરેછે. કાલશક્તિથી થએલા ગુણોના ફેરફારનેલીધે વેહેંચાઇ ગએલી શક્તિવાળા તે ભગવન્ અકર્ત્તા છતાં પણ જાણે કર્ત્તા હોય અને મારનાર નહિ છતાં પણ જાણે મારનાર હોય એમ જણાયછે; કેમકે ભગવાનની કાળરૂપ શક્તિ વિચારમાં ન આવે એવી છે. અવિનાશી અને ભગવાનની શક્તિરૂપ એ કાળ પોતે અનંત છે અને સર્વનો અંત આણેછે; પોતે અનાદિ (કારણ રહિત) છે અને સર્વનાં આદિ (કારણ) ને ઉત્પન્ન કરેછે; એક પદાર્થને ઉત્પન્ન કરી તેમાંથી બીજા પદાર્થને ઉત્પન્ન કરેછે અને એક પદાર્થનો બીજા પદાર્થથી નાશ કરીને તે બીજાનો વળી ત્રીજાથી નાશ કરેછે. સર્વ પ્રજાઓમાં અકરૂપે પ્રવેશ કરતા એ મૃત્યુરૂપ કાળને કોઇ પોતાનો કે

કોઇ પરાયો નથી. દોડ્યા જતા વાયુની પછવાડે જેમ રજ દોડી જાયછે, તેમ દોડ્યા જતા એ કાળની પછવાડે અસમર્થ પ્રાણીઓ પોતપોતાનાં કર્મ પ્રમાણે દોડ્યા જાયછે. સ્વતંત્ર હોવાનેલીધે વધારા અને ઘટારાથી રહિત એ કાળ પરાધીન પ્રાણિયોના આયુષ્યની લંબાઈ અને ટુંકાઇ કરેછે. એ સ્વતંત્ર પદાર્થને કેટલાએક કર્મ, કેટલાએક સ્વભાવ, કેટલાએક કાળ, કેટલાએક દૈવ અને કેટલાએક ( વાત્સ્યાયન વગેરે ) કામ એવું પણ નામ આપેછે. જાણવામાં કે માપવામાં નહિ આવતા અને સર્વ પદાર્થની જન્મભૂમિરૂપ એ ઇશ્વિર, શું કરવું ધારેછે એ પણ કોઇ જાણી શકતું નથી, ત્યારે પોતાને પણ ઉત્પન્ન કરનારા તે ઇશ્વિરને તો કોણજ જાણી શકે ? હે પુત્ર ! આ યક્ષલોકો તમારા ભાઇને મારનારા છે એમ સમજવું નહિ, કેમ કે માણસના જન્મ અને મરણનું કારણ દૈવ (ઈશ્વરજ) છે. એ ઇશ્વર જગતને સૃજેછે, પાળેછે અને મારેછે તોપણ નિરહંકાર હોવાથી તેના સંબંધના ગુણથી અને કર્મથી લેપાતા નથી. નિરહંકાર રેહેવાનું કારણ એજ છે કે લોકોના સ્વામી, લોકોને ઉત્પન્ન કરનાર અને લોકરૂપ એ ઇશ્વિર પોતાની માયાશક્તિને લઇનેજ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરેછે. હે બાપ! ભક્તોને પાળનાર, અભક્તોને કાળરૂપ અને જગતના આશ્રયરૂપ તે ઇશ્વિરનુંજ શરણ લે; કે જેણે પોતાના નિયમોથી બાંધી લીધેલા પ્રજાપતિઓ પણ નાથેલા બળદની પેઠે તેણે કરાવેલુંજ કામ કરેછે. તમારે તો એનું આરાધન કરવું સુગમજ છે; કેમ કે તમે પાંચ વર્ષની અવસ્થામાંજ સાવકી માનાં વચનથી ખેદ પામતાં માને મૂકી દઈ વનમાં જઇને તપશ્ચર્યાથી ભગવાનને પ્રસન્ન કરી ત્રૈલોક્યની ઉપરનું સ્થાનક પામ્યા છો. હે પુત્ર! ક્લેશ રહિત, નિર્ગુણ, એક, અવિનાશી અને મનમાંજ રહેલા તે ઇશ્વિરને તમે મુક્ત અને અંતર્દૃષ્ટિ થઇને શોધો, કે જે ઈશ્વરમાં આ જુદા જુદા પ્રકારનું જગત્ ખોટું છતાં દેખાયછે. શોધની વખતેજ અનંત, આનંદમય, સર્વ શક્તિયુક્ત અને અંતર્દૃષ્ટિથી જણાય એવા એ ઇશ્વિરની પરમ ભક્તિ થવાથી 'હું અને મારૂં' એવા પ્રકારે જામી ગએલી અજ્ઞાનની ગાંઠ ધીરે ધીરે ત્રુટી જશે. હે રાજા! ઓસડથી રોગની પેઠે ઘણાં શાસ્ત્ર સાંભળવાથી કલ્યાણના વૈરીરૂપ ક્રોધનું શમન કરો. પોતાનું નિર્ભયપણું ઇચ્છતા સમજુ પુરૂષે ક્રોધ કે જેથી વ્યાપ્ત થએલા માણસથી લોકો બહુજ ઉદ્વેગ ધરેછે તેને વશ્ય ન થવું જોઇએ. યક્ષોએ ભાઇને માર્યો છે એમ જાણી ક્રોધનેલીધે યક્ષોને માર્યા એ, તમે મહાદેવજીના સખા કુબેરજીનો અપરાધ કર્યો છે, માટે એ મહાત્માના કોપથી આપણા કુલનો નાશ નથી થયો તે પેહેલાં નમ્રતાથી અને વિનયનાં વચનોથી તેમને તુરત પ્રસન્ન કરો.

એ પ્રમાણે પોતાના પૌત્ર ધ્રુવને શિખામણ દઇ તેમણે નમસ્કાર કરેલા સ્વાયંભુવ મનુ ઋષિયોની સાથે પોતાના પુરમાં ગયા.

**एवं स्वायंभुवः पौत्रमनुशास्य मनुर्ध्रुवं ।**
**तेनाभिवंदितः साकमृषिभिः स्वपुरं ययौ॥**

ઇતિ શ્રીમદ્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ मैत्रेय उवाच ॥***

**ध्रुवं निवृत्तं प्रतिबुद्ध्य वैशमा-**
**दपेतमन्युं भगवान् धनेश्वरः ।**
**तत्रागतश्चारणयक्षकिन्नरैः**
**संस्तूयमानोभ्यवदत् कृतांजलिम् ॥**

* આ બારમા અધ્યાયમાં, કુબેરજીએ સત્કાર કરેલા અને પોતાના નગરમાં આવેલા ધ્રુવ યજ્ઞોથી ભગવાનનું પૂજન કરી પોતાનાં સ્થાન વિષ્ણુપદને પામ્યા, એ કથા કેહેવામાં આવશે.

**મૈત્રેય કેહેછે.**—ધ્રુવને ક્રોધ ઊતરીજતાં યક્ષોને મારવાથી નિવૃત્તિ પામેલા જાણી ત્યાં આવેલા અને ચારણ, યક્ષ તથા કિન્નરોએ સ્તુતિ કરાતા કુબેરજીએ હાથ જોડી ઊભેલા ધ્રુવને કહ્યું.

**કુબેરજી કેહેછે.**—હે ક્ષત્રિયના પુત્ર! તમે દાદાની આજ્ઞાથી મોટું વૈર મૂકી દીધું તેથી તમારા ઉપર પ્રસન્ન થયોછું. તમે યક્ષોને માર્યા નથી કે યક્ષોએ તમારા ભાઇને મારેલ નથી; કેમ કે પ્રાણીઓનાં જન્મ અને મરણ કરવામાં કાળજ સમર્થ છે. પુરૂષને અજ્ઞાનથી થએલાં દેહાભિમાનનેલીધે થતી ‘હું અને તું’ એવી બુદ્ધિ સ્વપ્ન અવસ્થા સરખીજ થાયછે, કે જે બુદ્ધિથી બંધન અને દુઃખાદિ થતાં જણાયછે. એટલામાટે હે ધ્રુવ! જાઓ અને જઇને સર્વ પ્રાણિયોને પોતાનારૂપ લેખી સર્વરૂપ, ભવબંધનને કાપનાર, સગુણપણામાં પોતાની ગુણમય માયાશક્તિથી યુક્ત અને નિર્ગુણપણામાં માયાશક્તિથી રહિત તથા જેના ચરણ ભજવા યોગ્ય છે એવા ભગવાનની ભક્તિ કરો. હે ઉત્તાનપાદના પુત્ર! તમારા મનમાં જે ઇચ્છા હોય તે સંકોચ નહિ રાખતાં માગી લો; કેમ કે તમે ભગવાનના ચરણની નિકટમાં રેહેનાર છો એવું અમે સાંભળ્યું છે, તેથી વરદાન દેવાને યોગ્ય છો.

**મૈત્રેય કેહેછે.**—એપ્રમાણે કુબેરજીએ વર માગવાને પ્રેરેલા, મહાબુદ્ધિમાન્ અને મહાવૈષ્ણવ ધ્રુવે ભગવાનનું સ્મરણ અવિચલ રેહેવાનુંજ માગ્યું; કે જે સ્મરણથી અનાયાસે સંસારરૂપ ઘોર અંધારાનો પાર આવેછે. કુબેરજી પ્રસન્ન અંતઃકરણથી તેને તે પ્રમાણે વરદાન આપી તે જોતાં છતાં અંતર્ધાન થઈ ગયા અને ધ્રુવ પોતાના નગરમાં આવ્યા. નગરમાં આવીને ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી ભગવાનની પૂજા કરી, કે જે ભગવાન્ યજ્ઞના પદાર્થો, ક્રિયા અને દેવતાઓના ફલરૂપ અને ફલ આપનાર છે. સર્વરૂપ પણ સર્વ ઉપાધિથી રહિત ભગવાનની તીવ્ર ભક્તિ કરતાં ધ્રુવને ભગવાનજ પોતામાં અને સર્વમાં રહેલા જોવામાં આવ્યા. એપ્રમાણે સુશીલ, બ્રાહ્મણોનો સત્કાર કરનાર, દીન ઉપર પ્રીતિ રાખનાર અને ધર્મની મર્યાદાઓની રક્ષા કરનાર ધ્રુવને સઘળી પ્રજા પોતાના પિતારૂપ માનતી હતી. ભોગ ભોગવવાથી પુણ્યનો અને નિયમો પાળવાથી પાપનો ક્ષય કરતા ધ્રુવે છત્રીશ હજાર વર્ષ સુધી પૃથ્વીનું રાજ્ય કર્યું. એપ્રમાણે મહાત્મા અને જિતેંદ્રિય ધ્રુવે ઘણો કાળ ધર્મ, અર્થ અને કામના ઉપયોગમાં કહાડી, પછી પોતાના પુત્રને રાજ્યાસન આપી દીધું. અવિદ્યાથી રચાતાં સ્વપ્ન અને ગંધર્વ-નગરની પેઠે પોતાનાં સ્વરૂપમાં આ જગત્ માયાથીજ રચાયુંછે એમ માનતા ધ્રુવ રાજા શરીર, સ્ત્રી, સંતાન, સંબંધિયો, સૈન્ય, સમૃદ્ધિવાળો ભંડાર, અંતઃપુર, વિહાર કરવાની રમણીય જગ્યાઓ અને ફરતા સમુદ્રથી ઘેરાયેલાં ભૂમંડલનાં રાજ્યને અનિત્ય અને મિથ્યા જાણી બદરિકાશ્રમમાં ગયા. ત્યાં પવિત્ર જલમાં નાહિ, ઇંદ્રિયોને નિર્દોષ કરી આસનવાળી, પ્રાણાયામ કરી અને મનવડે ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકીને ભગવાનનાં સ્થૂલરૂપનું ધ્યાન કરવા લાગ્યા, અને ધ્યાન કરવાથી અભેદદૃષ્ટિ પામીને સમાધિમાં રહી સ્થૂળ રૂપનાં ધ્યાનનો પણ ત્યાગ કર્યો. નિરંતર ભગવાનમાં ભક્તિનો પ્રવાહ ચલાવતા, આનંદથી આવતાં અશ્રુનેલીધે વારંવાર ગભરાઈ જતા, હૃદયમાં પીગળી જતા, રોમાંચથી વ્યાપ્ત થતા અને દેહાભિમાનથી મુક્ત થએલા ધ્રુવને પોતાનાં શરીરનું પણ ‘હું ધ્રુવ છું’ એવું સ્મરણ રહ્યું નહિ. એ ધ્રુવે ઉગેલા ચંદ્રમાની પેઠે દશે દિશાઓને પ્રકાશ આપતું એક ઉત્તમ વિમાન આકાશમાંથી ઉતરતું દીઠું અને પછી તુરતજ ચાર ભુજાવાળા, શ્યામ કાંતિવાળા, જુવાન, રાતા કમલ સરખાં નેત્રવાળા, ગદાનો ટેકો

લઇને ઉભેલા, સારાં વસ્ત્રવાળા તથા કિરીટ, હાર, બાજુબંધ અને કુંડલથી શોભતા બે પાર્ષદોને દીઠા. એ ભગવાનના કિંકર અને વળી પાર્ષદોમાં મુખ્ય છે એમ જાણી હાથ જોડી ઉભા થએલા અને સંભ્રમથી પૂજાનો ક્રમ ભૂલાઇ જતાં કેવળ ભગવાનનાં નામજ લેતા ધ્રુવ તેઓને પગે લાગ્યા. એ ભગવાનના પ્રિય પાર્ષદ સુનંદ અને નંદ, ભગવાનમાંજ જેનું ચિત્ત લાગી રહ્યું છે એવા અને હાથ જોડી પ્રેમથી ડોક નમાવીને ઉભેલા ધ્રુવની પાસે આવી હસીને બોલ્યા.

સુનંદ અને નંદ કહેછે.– હે રાજા! તમારૂં કલ્યાણ થાઓ અને સાવધાન રહીને અમારૂં વચન સાંભળો. તમે પાંચ વર્ષની અવસ્થામાં તપ કરીને જે દેવને પ્રસન્ન કર્યાછે, તે સર્વ જગતના ઈશ્વર ભગવાનના પાર્ષદો અમે, તમને વિષ્ણુપદમાં તેડી જવાસારૂ અહીં આવ્યા છિયે. કોઇને ન મળે એવું વિષ્ણુપદ તમે મેળવ્યું છે, કે જેને સપ્તર્ષિયો પણ નહિ પામીને કેવળ નીચે રહીનેજ જોયા કરેછે. ચંદ્રમા અને સૂર્ય વગેરે ગ્રહ, નક્ષત્ર અને તારાઓ જેને પ્રદક્ષિણા કરેછે એવાં તે વિષ્ણુપદમાં પધારો. સર્વ જગતે વંદન કરવાયોગ્ય એ વિષ્ણુપદને તમારા પૂર્વજો કે બીજા પણ કોઈ કદી પામ્યા નથી. હે મોટાં આયુષ્યવાળા! ભગવાને મોકલેલાં આ ઉત્તમ વિમાનમાં તમે બિરાજો.

મૈત્રેય કહેછે.–એપ્રમાણે ભગવાનના પાર્ષદોની મધુર વાણી સાંભળીને ધ્રુવે નાહી ધોઈ નિત્યકર્મ કરી શણગાર ધર્યા અને મુનિયોને પ્રણામ કરી તેઓના આશીર્વાદ લીધા. સોનાજેવું રૂપ ધારણ કરતા ધ્રુવે વિમાનને પ્રદક્ષિણા કરી પૂજી તથા પાર્ષદોને પ્રણામ કરી તેમાં બેસવા ધાર્યું તેટલામાં તેમણે મૃત્યુને આવી ઉભેલો જોયો. (મૃત્યુએ કહ્યું કે 'મહારાજ! મારો અંગીકાર કરો.' એટલે ધ્રુવે કહ્યું કે, 'તું ભલે આવ્યો, જરા વાર બેશ.' એમ કહી) મૃત્યુને માથે પગ મૂકી એ અદ્ભુત વિમાનમાં બેઠા. એ સમયમાં દુંદુભિ, મૃદંગ અને પણવ વગેરે વાજાં વાગવા લાગ્યાં; મોટા મોટા ગંધર્વો ગાવા લાગ્યા અને પુષ્પની વૃષ્ટિયો પડવા લાગી. સ્વર્ગલોક ઉપર ચડતાં ધ્રુવને પોતાની મા સુનીતિનું સ્મરણ થયું કે 'મારી ગરીબ માતાને મૂકીને હું એકલો સ્વર્ગમાં જાઊંછું.' એપ્રમાણે તેમના મનમાં અભિપ્રાય થયો જાણી જઇ, પાર્ષદોએ તેમની પેહેલાંજ વિમાનમાં બેશીને જતી સુનીતિને તેમને દેખાડી. સ્થલે સ્થલે વખાણ કરતા વિમાનમાં બેઠેલા દેવતાઓએ માર્ગમાં પુષ્પોથી વધાવાતા ધ્રુવ અનુક્રમે ગ્રહોને દેખવા લાગ્યા. વિમાનથી ત્રૈલોક્યને અને સપ્તર્ષિયોને પણ મૂકીને તેઓની ઉપર જે વિષ્ણુપદ કેહેવાયછે, અને જેના પ્રકાશનેલીધેજ ચારેકોર સર્વ લોકો પ્રકાશેછે તથા પ્રાણીઓ ઉપર નિર્દય લોકો જેને પામતા નથી પણ નિરંતર ભલું કરનારાજ પામેછે, તે સ્થાનકને ધ્રુવ પામ્યા. શાંત, સમદૃષ્ટિ રાખનારા, શુદ્ધ, સર્વ પ્રાણીઓને રાજી રાખનારા અને ભગવાનનેજ પ્રિયબાંધવ માનનારા લોકો એ વિષ્ણુપદને અનાયાસે પામેછે. એપ્રમાણે મહાવૈષ્ણવ ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવ, જાણે ત્રણ લોકના માથાઉપરનો નિર્મલ મણિ હોય તેમ થઇને રહ્યા. હે વિદુર! એ ધ્રુવમાંજ પરોવાએલું આ મોટા વેગવાળું જ્યોતિશ્ચક્ર હાલરામાં ઢોરનાં ટોળાની પેઠે નિરંતર ફર્યા કરેછે. નારદ મુનિએ એ ધ્રુવનો મહિમા જોઇને પ્રચેતાઓના બ્રહ્મસમાજમાં વીણા વગાડતાં તેના સંબંધનાજ શ્લોકો ગાયા હતા.

નારદજીએ ગાયું કે.–પતિવ્રતા સુનીતિના પુત્ર ધ્રુવને તપના પ્રભાવથી જે ગતિ મળી, તે ગતિને બ્રહ્મર્ષિયો અનેક ઉપાય વિચારીને પણ પામી શકતા નથી, ત્યારે રાજાઓ તો ક્યાંથીજ પામી શકે? જે ધ્રુવે

પાંચ વર્ષની અવસ્થામાં સાવકી માનાં વચનરૂપ બાણોથી ભેદાએલાં અને દુવાતાં હૃદયથી વનમાં જઇ મારા ઉપદેશપ્રમાણે ચાલી ભગવાન્ કે જે અજિત છતાં પણ ભક્તના ગુણથી હારી જાય છે, તેમને વશ્ય કરી દીધા. ધ્રુવને મળેલી પદવીને પોહોચવાની ઇચ્છા પણ બીજા ક્ષત્રિયથી ઘણે વર્ષે કરી શકાય; કે જે ધ્રુવ પાંચ કે છ વર્ષની અવસ્થામાંજ થોડા દિવસમાં ભગવાનને પ્રસન્ન કરી તેમનું પદ પામેલ છે.

મૈત્રેય કેહેછે.—મોટી કીર્તિવાળા ધ્રુવનું સત્પુરૂષોને પ્રિય ચરિત્ર જે તમે મને પૂછયું હતું તે સઘળું તમારી પાસે કહી દેખાડ્યું. ધન, યશ, આયુષ્ય, કલ્યાણ, સ્વર્ગ, અવિચલ પદવી અને આનંદને આપનાર, પાપને મટાડનાર, વખાણવા યોગ્ય અને મહા પવિત્ર આ ભગવદ્ભક્ત ધ્રુવનાં ચરિત્રને વારંવાર શ્રદ્ધાથી સાંભળે તેને ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય, કે જે ભક્તિથી ક્લેશ ટળી જાયછે. આ ચરિત્ર સાંભળવાથી મોટાઈ ઇચ્છનારાઓને તેના ઉપાય મળેછે, સાંભળનારાઓને સુશીલ વગેરે ગુણ પ્રાપ્ત થાયછે, તેજસ્વીપણું ઇચ્છનારાઓને તેજ મળેછે અને મોટા મનના પુરૂષોને માન મળેછે. પવિત્ર કીર્તિવાળા ધ્રુવનું આ મોટું ચરિત્ર દ્વિજલોકોની સભામાં સવારે-સાંજે સાવધાનપણાથી વર્ણવવું જોઇએ. પુનમ, અમાવાસ્યા, બારશ, શ્રવણ નક્ષત્રવાળો દિવસ, ક્ષયદિવસ, વ્યતિપાતનો દિવસ, સંક્રાંતિ બેસવાનો દિવસ અને રવિવાર, એટલા દિવસોમાં નિષ્કામપણાથી અને ભગવાનની ભક્તિ સહિત જે કોઇ પુરૂષ શ્રદ્ધાવાળાઓને આ ચરિત્ર સંભળાવે, તે પોતે પોતામાં સંતુષ્ટ થવાથી સિદ્ધિ પામે. અજ્ઞાન માણસને જે પુરૂષ ભગવાનના માર્ગમાં અમૃતરૂપ જ્ઞાન આપે, તે દયાળુ અને દીનજનોના ઉદ્ધાર કરનાર ઉપર દેવતાઓ અનુગ્રહ કરેછે. હે વિદુર ! વિખ્યાત અને પવિત્ર કર્મ કરનારા ધ્રુવનું આ ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું, કે જે ધ્રુવ બાળક અવસ્થામાંજ રમકડાંનો અને માતાના ઘરનો ત્યાગ કરીને ભગવાનની શરણે ગયા હતા. ૫૨

**इदं मया तेऽभिहितं कुरूद्वह ध्रुवस्य विख्यातविशुद्धकर्मणः । हित्वार्भकः क्रीडनकानि मातुर्गृहं च विष्णुं शरणं यो जगाम ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ધ્રુવચરિત એવા નામનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ सूत उवाच ॥** *

**निशम्य कौषारविणोपवर्णितं ध्रुवस्य वैकुंठपदाधिरोहणम् । प्रवृद्धभावो भगवत्यधोक्षजे प्रष्टुं पुनस्तं विदुरः प्रचक्रमे ॥**

સૂત કેહેછે.—ધ્રુવને વિષ્ણુપદ પ્રાપ્ત થયાની કથા મૈત્રેયે કહી, તે સાંભળીને ભગવાનમાં ભાવ વધતાં વિદુરજી ફરીવાર તેમને પૂછવા લાગ્યા.

વિદુરજી પૂછે છે.—હે મુનિ! એ પ્રચેતાઓ કોણ હતા ? કોના પુત્ર હતા ? કોના વંશના હતા અને કયે ઠેકાણે સભા કરી બેઠા હતા? નારદજી કે જેમનું દર્શન દેવતાસરખું છે, તે મોટા વૈષ્ણવ છે એમ માનુંછું; કેમ કે તેમણે ભગવાનની પૂજારૂપ ક્રિયાનો પ્રકાર પંચરાત્ર ગ્રંથમાં કહ્યો છે. સ્વધર્મને પાળનારા પ્રચેતાઓએ પૂજાતા ભગવાનનુંજ ભક્તિવાળા નારદજીએ વર્ણન કર્યું હશે, એટલામાટે નારદજીએ તેઓનીપાસે જે કાંઈ ભગવત્કથાનું વર્ણન કર્યું હોય તે સઘળી

* આ તેરમા અધ્યાયમાં, ધ્રુવના વંશમાં પૃથુ રાજાનો જન્મ કેહેવાસારૂ વેનનો પિતા અંગ રાજા પુત્રની દુષ્ટતાથી જતા રહ્યાની કથા કેહેવામાં આવશે.

ભગવત્કથા સાંભળવાની મને ઇચ્છા છે, તો આપે કહેવી જોઇએ.

મૈત્રેય કહેછે.—ધ્રુવના[1] પુત્ર ઉત્કલે પિતા વનમાં ગયા પછી પિતાની ચક્રવર્ત્તિપણાની લક્ષ્મી અને રાજ્યાસનની ઇચ્છાજ કરી નહિ; કેમકે તે જન્મથીજ શાંત, સંગરહિત, સમદૃષ્ટિવાળો અને સર્વ લોકમાં પોતાને તથા પોતામાં સર્વ લોકને જોતો હતો. સુખરૂપ, સર્વ ક્લેશરહિત, જ્ઞાનમય, આનંદમય, અને મોક્ષસ્વરૂપ પરમાત્મા બ્રહ્મને જાણતો હતો અને અખંડિત યોગરૂપ અગ્નિથી તેની સઘળી વાસનાઓ બળી ગઈ હતી તેથી પોતાના સ્વરૂપથી જુદું બીજું કાંઈ પણ તેના દેખવામાં આવ્યું નહિ. મહાવિદ્વાન્ અને જ્વાળાવગરના અગ્નિની પેઠે રહેલો તે ઉત્કલ બાળક લોકોને માર્ગમાં જડ, અંધ, બેહેરો, ઘેલો અને મુંગા જેવો જોવામાં આવતો હતો. કુલના વૃદ્ધ પુરૂષો અને મંત્રિઓએ તેને જડ અને ઉન્મત્ત સરખો માની, તેનાથી નાના અને ભ્રમિતાના દીકરા વત્સરને રાજ્ય આપ્યું. એ વત્સરની પ્યારી સ્ત્રી સ્વર્વીથિને પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઇષ, ઉર્જ, વસુ અને જય એવા નામના છ પુત્રો આવ્યા. પુષ્પાર્ણની પ્રભા અને દોષા એવા નામની બે સ્ત્રિયો હતી તેમાં પ્રભાને પ્રાતર્, મધ્યંદિન અને સાયં એવાં નામના ત્રણ; અને દોષાને પ્રદોષ, નિશીથ અને વ્યુષ્ટ એવાં નામના ત્રણ પુત્ર આવ્યા. વ્યુષ્ટને પુષ્કરિણી નામની સ્ત્રીમાં સર્વતેજા નામનો પુત્ર થયો અને સર્વતેજાને આકૂતિ નામની સ્ત્રીમાં ચક્ષુ નામનો પુત્ર થયો, કે જેણે મનુની પદવી ભોગવી છે. એ ચક્ષુની સ્ત્રી નડ્વલાને પુરૂ, કુત્સ, ત્રિત, દ્યુમ્ન, સત્યવાન્, ધૃતવ્રત, અગ્નિષ્ટોમ, અતીરાત્ર, પ્રદ્યુમ્ન, શિબિ અને ઉલ્મુક નામના અગિયાર પવિત્ર પુત્રો થયા. ઉલ્મુકને પુષ્કરિણી નામની સ્ત્રીમાં અંગ, સુમના, ખ્યાતિ, ક્રતુ, અંગિરા અને ગય, એવા નામના છ પુત્રો થયા. અંગ રાજાની સ્ત્રી સુનીથાએ વેન નામના દુષ્ટ પુત્રને જણ્યો હતો, કે જેની દુષ્ટતાથી કાયર થઇને તે અંગ રાજા પોતાના ગામમાંથી ભાગી ગયા હતા. હે વિદુર! જેઓની પાસે વાણીરૂપ વજ્ર છે એવા મુનિયોએ શાપ દેવાથી વેન મરી જતાં મુનિયોએ એ વેનના શબના જમણા હાથનું પાછું મથન કર્યું હતું. એ સમયમાં પૃથ્વીનો કોઇ રાજા નહિ હોવાથી પ્રજાઓને ચોર લોકોની ભારે પીડા થઈ પડી હતી તેથી વેનના હાથમાંથી નારાયણના અંશરૂપ અને પેહેલા રાજા પ્રથુ ઉત્પન્ન થયા.

વિદુર પૂછેછે.—સારા સ્વભાવના ભંડારરૂપ, સજ્જન, બ્રાહ્મણોનો સત્કાર કરનાર અને મહાત્મા એ અંગ રાજાને, એવો દુષ્ટ પુત્ર શા કારણથી થયો, કે જેનેલીધે કચવાઇને રાજાને જતું રેહેવું પડયું? એ વેનનો કયો અપરાધ જોઇને ધર્મ જાણનારા મુનિયોએ રાજા કે જેના હાથમાં દંડના નિયમો છે તેને શાપ દીધો? સાધારણ રીતિ તો એવી છે કે રાજા પાપી હોય તોપણ પ્રજાઓએ તેનું અપમાન પણ કરવું ન જોઇએ, કેમ કે રાજા પોતાનાં સામર્થ્યથી લોકપાલ દેવતાઓની શક્તિ ધરી રહેછે. હે સર્વજ્ઞોમાં ઉત્તમ મૈત્રેય મુનિ! એ વેનનું ચરિત્ર મારી પાસે કહો, કેમ કે તે સાંભળવાની મને શ્રદ્ધા છે અને વળી તમારો ભક્ત છું.

મૈત્રેય કહેછે.—અંગ રાજાએ મોટા અશ્વમેધ યજ્ઞ કર્યો તેમાં વેદ જાણનારા બ્રાહ્મણોએ બોલાવ્યા છતાં પણ દેવતાઓ આવ્યા નહિ તેથી આશ્ચર્ય પામીને બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે 'હે રાજા! તમે શ્રદ્ધાથી આપેલા યજ્ઞના પદાર્થોમાં કાંઈ દોષ નથી તેમ નિયમ પાળનારા અમે જે મંત્ર ભણિયે છિયે તેમાં પણ નિઃસારપણું નથી, તે છતાં પણ તમારા

[1] ધ્રુવના વંશમાંજ એ પ્રચેતાઓ થયા એમ કેહેવામાટે ધ્રુવનો વંશ કેહેવાનો આરંભ કરેછે.

હવિ પદાર્થો કે જે હોમવામાં આવેછે તેઓને દેવતાઓ લેતા નથી. કર્મના સાક્ષિરૂપ દેવતાઓ જેથી પોતપોતાના ભાગ ન લે એવો જરા પણ અહીં તેઓનો અપરાધ થએલો અમે જાણતા નથી.'

મૈત્રેય કેહેછે.– એપ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળી બહુજ કચવાએલા અંગ રાજાએ બ્રાહ્મણોની રજા લઇ મૌનવ્રત મૂકીને તે વાત સભાસદોને પૂછી કે 'હે સભાસદો! દેવતાઓ બોલાવ્યા છતાં પણ અહીં આવતા નથી અને ભાગ લેતા નથી તો તેવો મેં કયો અપરાધ કર્યો છે તે કહો.'

સભાસદો બોલ્યા.–હે રાજા! આ જન્મનું તો તમારૂં જરા પણ પાપ નથી, પરંતુ પૂર્વજન્મનું પાપ છે; કે જેથી તમે ગુણવાન છતાં પણ સંતાન રહિત છો. એટલામાટે તમે પોતાને પુત્રવાન્ કરવાનું પ્રયત્ન કરો, અને તેવી ઇચ્છાથી ભગવાનનું પૂજન કરશો તો યજ્ઞભોક્તા ભગવાન્ તમને પુત્ર આપશે. એમ થશે તો દેવતાઓ પોતાના ભાગ પણ લેશે, કેમ કે સંતાનનેસારૂ ભગવાનનું પૂજન કરશું તેમાં ભગવાનની સાથે દેવતાઓ પણ આવશેજ. લોકોને જે જે ઇચ્છા હોય તે ભગવાન્ આપેછે, કેમ કે પુરૂષો જેવા ભાવથી તેમની આરાધના કરે તેવું ફળ પ્રાપ્ત થાયછે.

મૈત્રેય કેહેછે.– એપ્રમાણે સભાસદોનું બોલવું સાંભળી તેવા નિશ્ચય ઉપર આવેલા બ્રાહ્મણોએ વિષ્ણુનેવાસ્તે પુરોડાશ હોમતાં, સોનાની માળા અને નિર્મલ વસ્ત્રવાળો એક પુરૂષ સોનાના પાત્રમાં પરિપક્વ દૂધપાક લઇને અગ્નિમાંથી નીકળ્યો. આનંદ પામેલા રાજાએ બ્રાહ્મણોની સંમતિથી એ દૂધપાક તે પુરૂષપાસેથી પોતાના હાથમાં લઇ સુંધીને પોતાની રાણીને આપ્યો. પુત્ર આપે એવા એ દૂધપાકને સુનીથા રાણીએ ખાધો તેથી તેને ઋતુકાળમાં ગર્ભ રહ્યો અને પૂરો સમય થયો ત્યારે પુત્ર અવતર્યો. એ પુત્ર બાલક અવસ્થાથીજ પોતાની માનો બાપ મૃત્યુ કે જે અધર્મના અંશથી ઉત્પન્ન થએલ છે તેને અનુસરવાથી એટલે મોશાળ ઉપર પડવાથી અધર્મ કરવા લાગ્યો. ધનુષ્ ઉપાડી મૃગયા કરવાસારૂ વનમાં ફરતો એ રાજકુમાર પશુઓને અને ગરીબ સાધુઓને પણ મારવા લાગ્યો તેથી 'આ વેન આવેછે' એવો લોકોમાં પોકાર ઉઠયો. નિર્દય અને અતિ ક્રૂર એ વેન રમતની જગ્યામાં રમતાં પોતાના સરખી અવસ્થાના બાલકોને પશુની પેઠે મારી નાખવા લાગ્યો. એ ખળ પુત્રને જોઈ રાજાએ તેને ઘણી ઘણી શીખામણો દેવા માંડી તોપણ તે જ્યારે સમજાવી શકાયો નહિ ત્યારે અંગ રાજા બહુજ ખેદ પામીને મનમાં કેહેવા લાગ્યા કે 'જે ગૃહસ્થાશ્રમીઓ સંતાન વગરના છે તેઓએ ભગવાનને પૂરા પૂજ્યા છે, કેમ કે તેઓને દુષ્ટ સંતાનનેલીધે થતાં અસહ્ય દુઃખો ભોગવવાં પડતાં નથી. અપકીર્તિ, મોટો અધર્મ, સર્વની સાથે વિરોધ અને અનંત પીડા જેનેલીધે થાયછે અને જેનેસારૂજ દુઃખદાયી ઘરમાં રેહેવું પડેછે, તે પ્રજા નામનાં પોતાનાં મોહબંધનને કયો પંડિત પુરૂષ અનુકૂલ માને? શોક આપનારા સુપુત્ર કરતાં કુપુત્રનેજ હું ઉત્તમ માનુંછું; કેમ કે કુપુત્ર હોય તો મનુષ્યને દુઃખ દેનારાં ઘરમાંથી વૈરાગ્ય ઉત્પન્ન થાય.' એ પ્રમાણે વૈરાગ્ય પામેલા અને ઉજાગરા કરતા અંગ રાજા મધ્યરાત્રિને સમયે ઉઠી અને વેનની માને સૂતી મુકી મહાસમૃદ્ધિવાળાં ઘરમાંથી નીકળી ગયા. ગોર, મંત્રી અને સંબંધી વગેરે લોકો અને પ્રજાઓ પોતાના સ્વામીને વૈરાગ્ય પામી જતા રહેલા જાણી ઘણા શોકથી વિહ્વલ થઇને કાચા યોગીઓ જેમ છાના પરમાત્માને શોધે તેમ પૃથ્વીમાં શોધવા લાગ્યા. હે વિદુર! રાજા દૂર ગયા ન હતા તોપણ તેનો પત્તો નહિ મળવાથી ઉદ્યમ વ્યર્થ જતાં એ લોકોએ પાછા ગામમાં આવી ઋષિયોની

સભામાં પ્રણામ કરી રોતાં રોતાં રાજા નહિ જડવાની વાત કરી.

**अलक्षयंतः पदवीं प्रजापतेर्हतोद्यमाः प्रत्युपसृत्य ते पुरीम् । ऋषीन् समेतानभिवंद्य साश्रवो न्यवेदयन् पौरव भर्त्तृविप्लवम् ॥४९॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**भृग्वादयस्ते मुनयो लोकानां क्षेमदर्शिनः । गोप्तर्यसति वै नृणां पश्यंतः पशुसाम्यताम् ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—લોકોનાં કલ્યાણનો વિચાર કરનારા એ બ્રહ્મવાદી ભૃગુ વગેરે મુનિયોએ કોઈ રાજા નહિ હોવાથી મનુષ્યોની પશુના જેવી સ્થિતિ જોઇને વેનની મા સુનીથાને બોલાવી, વેન જોકે મંત્રિઓને ગમતો ન હતો તોપણ તેનો રાજ્યાભિષેક કર્યો. અત્યંત ભયંકર શિક્ષા કરનારા વેનને રાજ્યાસન પર બેઠો સાંભળી સર્પની બીકથી જેમ ઊંદર છુપાઈ જાય તેમ સઘળા ચોરલોકો છુપી ગયા. રાજ્યાસન પર બેઠેલો, લોકપાલ જેવી સત્તાથી છકી ગએલો, અક્કડ રેહેનાર અને પોતાથીજ પોતાને ઉત્તમ માનતો એ વેન મહાત્માઓનું અપમાન કરવા લાગ્યો. એ પ્રમાણે નિરંકુશ હાથીની પેઠે મદાંધ થઇને ફાટીગએલા અને આકાશ તથા પૃથ્વીને જાણે ધ્રુજાવતા હોય તેમ રથમાં બેશીને ફરતા એ વેન રાજાએ 'અરે દ્વિજલોકો! કોઇએ યજ્ઞ કરવો નહિ, દાન દેવું નહિ અને હોમ કરવો નહિ' એમ ચારેકોર ઢંઢેરો પીટાવીને ધર્મ બંધ કરી દીધો. એ દુષ્ટ વેનની એવી ચાલ અને તેથી થતું લોકોનું દુઃખ જોઇને દયાનેલીધે સર્વ મુનિયો ભેળા થઇને વિચાર કરવા લાગ્યા કે 'અહો! લાંકડું બન્ને કોરથી સળગતાં વચમાં આવી ગએલા કીડાની પેઠે લોકોને ચોર અને રાજા એ બન્ને તરફથી મોટું દુઃખ પ્રાપ્ત થયું. 'રાજા ન હોવાથી ખરાબી છે' એમ જાણી જોકે આ વેન રાજ્યને યોગ્ય નથી તોપણ આપણે તેને રાજા બનાવ્યો છે તો તેના તરફથી પણ ત્રાસ ઉત્પન્ન થયો છે, તો હવે પ્રાણીઓનું શી રીતે કલ્યાણ થાય? સર્પને દૂધ પાઈ ઊછેરવો એ ઊછેરનારનેજ અનર્થકારી થાયછે, તેમ સુનીથાના દીકરા અને સ્વભાવથીજ દુષ્ટ વેનને પ્રજાઓએ રાજા બનાવ્યો તો તે પ્રજાઓનેજ મારી નાખવા ધારેછે. તોપણ તેને રાજા ઠરાવવાનું પાપ આપણને ન લાગે એટલામાટે આપણે તેને સમજાવવો જોઇએ. આપણે જાણતાં છતાં દુષ્ટ વેનને રાજા બનાવ્યો છે તો હવે આપણે સમજાવવા જતાં એ અધર્મી નહિ માને તો લોકના ધિક્કારથી બળી રહેલા તે દુષ્ટને આપણે પોતાની શક્તિથી બાળી દેશું.' એ પ્રમાણે નિશ્ચય કરી ક્રોધ છાનો રાખી મુનિયો તેની પાસે ગયા અને જઇને કેટલાંએક નીતિનાં વચનોથી તેને થંડો પાડી બોલ્યા.

મુનિયો બોલ્યા કે.—હે મહારાજ! તમારાં આયુષ્ય, બળ, લક્ષ્મી અને કીર્તિ વધે એવી અમે વિજ્ઞપ્તિ કરીએ છીએ તે સાંભળો. વાણી, મન, કાયા અને બુદ્ધિથી ધર્મ પાળ્યો હોય તો ધર્મથી શોકરહિત લોકની પ્રાપ્તિ થાયછે અને નિષ્કામ લોકોને મોક્ષ પણ મળેછે. માટે પ્રજાની રક્ષા કરવારૂપ તમારો રાજધર્મ નાશ પામવો નહિ જોઇએ, કે જે ધર્મનો નાશ થતાં રાજા રાજ્યભ્રષ્ટ થાયછે. દુષ્ટ કારભારીઓથી અને ચોર વગેરેથી પ્રજાની રક્ષા કરતા અને

---

* આ ચૌદમા અધ્યાયમાં, પુત્રના ત્રાસથી અંગ રાજા જતા રેહેતાં બ્રાહ્મણોએ વેનને રાજ્ય આપ્યું અને પાછો દોષથી તેને મારી નાખ્યો, એ કથા કેહેવામાં આવશે.

શાસ્ત્રમર્યાદા પ્રમાણે કર લેતા રાજાને આ લોક અને પરલોકમાં સુખ પ્રાપ્ત થાયછે. જેના દેશમાં અને નગરમાં વર્ણાશ્રમની મર્યાદા પાળનારા લોકો સ્વધર્મથી ભગવાનનું પૂજન કરે, તે રાજા પોતાની આજ્ઞામાં રહ્યો છે એમ જાણી લોકોના રક્ષક વિશ્વાત્મા ભગવાન્ તેને પ્રસન્ન થાયછે, અને જગતના સ્વામીઓના પણ સ્વામી તે ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કયી વસ્તુ મળે નહિ? કેમ કે લોકપાલસહિત સર્વે લોકો આદરથી તેમની આજ્ઞા પ્રમાણેજ ચાલેછે. સર્વે લોક દેવતાઓ અને યજ્ઞો જેમાં રહ્યા છે એવા એ વેદમય, દ્રવ્યમય અને તપોમય ભગવાનને, તમારા કલ્યાણનેમાટેજ અનેક પ્રકારના યજ્ઞોથી પૂજતા પોતાના દેશના લોકોને તમારે અનુસરવું જોઇએ. હે મહાવીર! તમારા દેશમાં દ્વિજલોકો યજ્ઞોથી દેવતાઓનું પૂજન કરેછે તેથી પ્રસન્ન થઇને દેવતાઓ વાંચ્છિત ફળ આપેછે, માટે તે દેવતાઓનું અપમાન કરવું એ આપણે યોગ્ય નથી.

વેન બોલ્યો કે.—અધર્મને ધર્મ કરી માનનારા તમલોકો મૂર્ખ છો, કેમ કે આજીવિકા આપનારા પતિને તજીને જાર પતિની ઉપાસના કરોછો. જે મૂર્ખ લોકો રાજારૂપ ઈશ્વરની અવજ્ઞા કરે તેઓ આ લોકમાં કે પરલોકમાં કોઇ ઠેકાણે સુખ પામે નહિ. એ ભગવાન્ વળી કોણ છે, કે સ્વામીની પ્રીતિથી દૂર રહેનારા તમલોકો, વ્યભિચારિણી સ્ત્રિયો જેમ જારની ભક્તિ કરે તેમ જેની આવડી બધી ભક્તિ કરો છો. વિષ્ણુ, બ્રહ્મા, સદાશિવ, ઇંદ્ર, વાયુ, યમ, સૂર્ય, પર્જન્ય, કુબેર, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, અને વરૂણ,'એટલા અને બીજા પણ દેવતાઓ કે જેઓ વર અને શાપ બન્ને દઇ શકેછે તેઓ રાજાના દેહમાંજ છે; કેમ કે રાજા સર્વરૂપ કહેવાયછે. એટલામાટે બ્રાહ્મણો! મત્સર મૂકી દઇને યજ્ઞાદિક કર્મથી મારુંજ પૂજન કરો અને મનેજ બળિદાન આપો. મારા વિના બીજો કયો પુરૂષ આરાધન કરવાને યોગ્ય છે?

મૈત્રેય કહેછે.—એ પ્રમાણે અવળી બુદ્ધિવાળા અને અવળે માર્ગે ચાલનારા એ પાપી વેનને તે લોકોએ સમજાવવા માંડયો તોપણ મંદભાગ્ય હોવાથી તેણે તેઓનું માન્યું નહિ. પંડિતનું અભિમાન ધરાવતા એ વેન રાજાએ અપમાન કરેલા એ બ્રાહ્મણોને પોતાની માગણી વ્યર્થ જતાં ક્રોધ ઉત્પન્ન થયો. એ લોકોએ વિચાર કર્યો કે 'આ સ્વભાવથીજ દુષ્ટ પાપીને મારીજ નાખવો, કેમ કે જીવતો હશે તો અવશ્ય આખા જગતને તુરત ભસ્મ કરી નાખશે. આ દુષ્ટ કર્મ કરનારો વેન, રાજાનાં ઉત્તમ આસનને યોગ્ય નથી, કે જે લાજ મુકીને યજ્ઞેશ્વર વિષ્ણુની નિંદા કરેછે. જેણે અનુગ્રહ કરીને આવું ઐશ્વર્ય આપ્યુંછે તે ભગવાનની આ એક દુષ્ટ વેનવિના બીજો કોણ નિંદા કરે?' એ પ્રમાણે ક્રોધથી વ્યાપ્ત થઇને મારવાના નિશ્ચય ઉપર આવેલા બ્રાહ્મણોએ ભગવાનની નિંદાથી હણાએલા એ વેનને હુંકારથીજ હણી નાખ્યો. વેન રાજાને મારી નાખીને બ્રાહ્મણો પોતપોતાના આશ્રમમાં ગયા પછી શોક કરતી સુનીથાએ મંત્ર અને ઔષધિની યુક્તિથી વેનનાં શરીરને સાચવી રાખ્યું. એક દિવસે સરસ્વતીના જળમાં નાહી અગ્નિમાં હોમ કરી નદીને કાંઠે બેઠેલા એ મુનિલોકો વાતો કરતાં કરતાં જગતને ત્રાસ આપે એવા મોટા ઉત્પાત થતા જાણી વિચાર કરતા હતા કે 'રખેને રાજા વગરની પૃથ્વીનું ચોર લોકોથી અશુભ થતું હોય?' તેટલામાં તો લુંટારાઓની ધાડ પડવાથી અને દોડાદોડ થવાથી ચારેકોર ધૂળ ઉડતી તેઓના જોવામાં આવી. રાજા મરીજતાં લોકોનાં ધન લુટી લેતા ચોરલોકોનો ભારે ઉપદ્રવ તથા પ્રજાઓમાં પણ પરસ્પર મારફાડ, ચોરી અને ખુન-ખરાબા

ચાલી રહેલા જોઈ, એ મુનિયોએ વિચાર કર્યો કે 'આવું ચાલવા દેવાથી આપણને પણ દોષ લાગેછે, કેમ કે જે બ્રાહ્મણ સમદૃષ્ટિવાળો અને શાંત છતાં પણ દુઃખી લોકોની ઉપેક્ષા કરતો હોય તેનું તપ ફુટેલાં વાસણમાંથી પાણીની પેઠે જતું રેહેછે. જો કે આપણેજ આ સઘળી ગડબડનું નિવારણ કરવાને સમર્થ છિયે તોપણ અંગ રાજાના વંશનો નાશ થવો નહિ જોઇએ; કેમ કે એ વંશમાં મોટાં પરાક્રમવાળા અને ભગવાનની ભક્તિ કરનારા રાજાઓ થઈ ગયા છે અને થશે એવો પણ સંભવ છે.' એપ્રમાણે નિશ્ચય કરીને એ બ્રાહ્મણો મરણ પામેલા વેન રાજાના સાથળનું મથન કરવા લાગ્યા તેમાંથી એક ઠીંગણો પુરૂષ ઉત્પન્ન થયો. એ પુરૂષ કાગડા જેવો કાળો હતો, અંગ અને હાથપગ ઘણાંજ ટુંકાં હતાં, દાઢી મોટી હતી, નાકની અણી ચીબી હતી, આંખ્યો રાતી હતી અને મોવાળા પણ લાલ હતા. એ પુરૂષ રાંકપણાથી 'મારે શું કામ કરવું' એમ બોલતાં મુનિયોએ કહ્યું કે निषीद (બેસી જા), તે ઉપરથી તેનું 'નિષાદ' એવું નામ પડ્યું. એના વંશના નૈષાદ એટલે ભીલલોકો પર્વતો અને વનોમાંજ રેહેછે; કેમ કે વેનના શરીરમાં ભયંકર પાપ હતું તેજ એ નિષાદરૂપે બહાર નીકળ્યું તેથી તેના વંશને પુર વગેરેમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી.

**तस्य वंश्यास्तु नैषादा गिरिकाननगोचराः । येनाहरज्जायमानो वेनकल्मषमुल्वणम् ॥ ४६ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'निषादोत्पत्ति' એવા નામનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**अथ तस्य पुनर्विप्रैरपुत्रस्य महीपतेः । बाहुभ्यां मथ्यमानाभ्यां मिथुनं समपद्यत ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—પછી તે બ્રાહ્મણોએ એ અપુત્ર વેન રાજાના બે હાથનું મથન કરતાં તેમાંથી એક જોડલું ઉત્પન્ન થયું. જોડલાંને જોઈ તથા ભગવાનના અંશરૂપ છે એમ જાણી બહુજ રાજી થએલા એ મુનિયો બોલ્યા.

મુનિયો બોલ્યા કે.—આ જોડલામાં જે પુત્ર છે તે ભગવાનનો જગતની રક્ષા કરનાર અંશ અને જે કન્યા છે તે ભગવાન્ પાસેથી નજ ખસે એવી લક્ષ્મીનો અવતાર છે. રાજાઓમાં પેહેલો, મોટી કીર્તિવાળો અને રાજાઓની કીર્તિને વધારનાર આ કુમાર 'પૃથુ' એવા નામથી ચક્રવર્તિ થશે. જગતની રક્ષા કરવાનેસારૂ ભગવાનનો આ અંશાવતાર થયોછે અને સારા દાંતવાળી, ગુણને તથા ઘરેણાંને પણ શોભા આપનારી અને ઉત્તમ સ્વરૂપવાળી આ કન્યા 'અર્ચિ' એવા નામની કેહેવાશે અને પૃથુ રાજાનેજ વરશે; કેમ કે એ લક્ષ્મીનો અવતાર હોવાનેલીધે ભગવાનથી દૂર રેહેજ નહિ.

મૈત્રેય કેહેછે.—બ્રાહ્મણો એ પૃથુ રાજાને વખાણવા લાગ્યા; ગંધર્વો ગાવા લાગ્યા; સિદ્ધલોકો ફુલની વૃષ્ટિ કરવા લાગ્યા; અપ્સરાઓ નાચવા લાગી; પૃથ્વીમાં અને આકાશમાં શંખ, તૂરી, મૃદંગ અને દુંદુભિ વગેરે વાગવા લાગ્યાં; ને દેવતા, ઋષિ અને પિતૃઓ તે ઠેકાણે પોતાના ગણસહિત ભેળા થયા. દેવતાઓને સાથે લઈ ત્યાં આવેલા જગદ્ગુરૂ બ્રહ્માએ પૃથુ રાજાના જમણા હાથમાં રેખારૂપે ચક્રનું ચિન્હ અને ચરણમાં કમળનું ચિન્હ જોઇને એ ભગવાનનો અંશ છે એમ નિશ્ચય કર્યો; કેમ કે જેના હાથમાં ચક્રનું ચિન્હ ચોખું હોય તે ભગવાનનો અંશજ હોયછે. વેદ ભણનારા બ્રાહ્મણોએ તેના

---

* આ પંદરમા અધ્યાયમાં, વેનના હાથનું બ્રાહ્મણોએ મથન કરતાં તેમાંથી ઉત્પન્ન થએલા પૃથુ રાજાના રાજ્યાભિષેક અને સત્કાર વગેરેની કથા કેહેવામાં આવશે.

અભિષેકનો આરંભ કરતાં સર્વે લોકો ચારે-કોરથી અભિષેકની સામગ્રી લાવ્યા. નદીઓ, સમુદ્રો, પર્વતો, વૃક્ષ, ગાયો, પશુપક્ષિયો, સ્વર્ગ, પૃથ્વી અને સર્વ પ્રાણિયો ભેટ લાવ્યાં. અભિષેક પામેલા, સારી રીતે શણગારેલા અને સારાં વસ્ત્રવાળા એ મહારાજ પૃથુ, શણગારેલાં અર્ચિ રાણીની સાથે બીજા અગ્નિની પેઠે શોભવા લાગ્યા. હે વિદુર! કુબેરજી તેમનેસારૂ સુવર્ણનું ઉત્તમ સિંહાસન લાવ્યા; વરૂણદેવ ચંદ્રમાજેવું ધોળું અને પાણી ઝરનારૂં છત્ર લાવ્યા; વાયુ ચમર લાવ્યા; ધર્મે કીર્તિરૂપ માળા આપી; ઇંદ્રે ઉત્તમ મુકુટ આપ્યો; યમરાજા શિક્ષા કરવાનો દંડ લાવ્યા; બ્રહ્માએ વેદમય બખ્તર, સરસ્વતીએ ઉત્તમ હાર, વિષ્ણુએ સુદર્શન ચક્ર અને લક્ષ્મીએ અવિનાશી સંપત્તિ આપી; રૂદ્રે ચંદ્રમાજેવી દશ ફૂદડીવાળી અને પાર્વતીએ સો ફૂદડીવાળી તરવાર આપી; ચંદ્રમાએ અમૃતજેવા ધોળા ઘોડા, ત્વષ્ટાએ અત્યંત સુંદર રથ, અગ્નિએ બકરા તથા બળદનાં શીંગડાંમાંથી બનેલું ધનુષ્ય અને સૂર્યે પોતાની કિરણોજેવાં બાણ આપ્યાં; પૃથ્વી ધારેલે સ્થળે તુરત પોહોંચાડનારી ચાંખડી લાવ્યાં; આકાશે રોજેરોજ ફુલના હાર આપવા માંડ્યા; આકાશમાં ફરનારા સિદ્ધ લોકોએ નાચ, ગાયન, વાજાં વગાડવાં અને અંતર્ધાન થવાની કળા આપી; ઋષિયોએ સાચા આશીર્વાદ દીધા અને સમુદ્રે પોતામાં પેદા થએલો શંખ દીધો. સમુદ્ર, પર્વતો અને નદીઓએ તેમને રથ ચાલવાના માર્ગ આપ્યા. પછી સૂત, માગધ અને બંદિજનો સ્તુતિ કરવા આવ્યા તેઓને જોઈ મહા પ્રતાપી પૃથુ રાજા હસીને મેઘની ગર્જના સરખી ગંભીરવાણીથી (આ પ્રમાણે) બોલ્યા.

પૃથુ રાજા કેહેછે.— હે ભલા માણસો સૂત માગધ અને બંદિજનો! હજુ મારા કોઈ ગુણો જગતમાં સ્પષ્ટ જણાયા નથી, તે પેહેલાં તમો ક્યા સંબંધથી મારી સ્તુતિ કરવાને તૈયાર થયા છો? સ્તુતિ કરવી હોય તો બીજા કોઈની કરો; કેમ કે મારા સંબંધમાં ખોટી સ્તુતિ કરાવવાને હું યોગ્ય ધારતો નથી. હે મધુર વાણી બોલનારાઓ! મારી સ્તુતિ કરવી હોય તો મારા ગુણ પ્રસિદ્ધ થયા પછી અને તે પણ મારી પરોક્ષમાં કરજો. તમો મારી સ્તુતિ કરવાની સભાસદોની પ્રેરણા માનતા હો તોપણ હું ધારૂંછું કે વર્ણન કરવા યોગ્ય ભગવાનના ગુણો છતાં સભાસદો બીજા કોઈ અર્વાચીન માણસની સ્તુતિ કરાવવી યોગ્ય ગણેજ નહિ. પોતામાં મોટા ગુણોનું સંપાદન કરવાની શક્તિ હોય તોપણ તેવાં મોટાં કામ કર્યા પેહેલાં, સ્તુતિ કરનારા લોકોપાસે ખોટાં વખાણ તે કોણ કરાવે? સ્તુતિ કરનારા લોકો સ્તુતિ કરતા હોય તે સમયે સાંભળનારા બીજા લોકો અને સ્તુતિ કરનારા પોતે પણ મનમાં મશ્કરી કરે કે 'આ માણસમાં એવા ગુણ છે? અથવા કાંઈ થવાના છે?' આવી રીતની મશ્કરીની મૂર્ખ માણસને ખબર પડે નહિ. પોતે પ્રખ્યાત છતાં પણ પોતાનાં વખાણ સાંભળવાથી લજાતા મહાત્મા પુરૂષો ભુંડા કામની પેઠે પોતાનાં વખાણને પણ ધિક્કારેછે. હે સ્તુતિ કરનારા લોકો! અમે તો હજુસુધી કોઈ મોટાં કામ કરીને પ્રખ્યાત થયા નથી તે પેહેલાં બાળકની પેઠે શી રીતે પોતાના ગુણનું ગાયન કરાવશું?

**वयं त्वविदिता लोके सूताद्यापि वरीमभिः। कर्मभिः कथमात्मानं गापयिष्याम बालवत् ॥ ५६ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો પૃથુચરિત્રના પ્રસંગનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ मैत्रेय उवाच ॥*

**इति ब्रुवाणं नृपतिं गायका मुनिचोदिताः ।
तुष्टुवुस्तुष्टमनसस्तद्वागमृतसेवया ॥ १ ॥**

**મૈત્રેય કેહેછે.**—એ પ્રમાણે પૃથુ રાજાનાં વચનરૂપ અમૃતનાં સેવનથી રાજી થએલા ગાયક (ગાયન કરનારા) લોકો મુનિયોની પ્રેરણાથી રાજાની ઇચ્છા નહિ છતાં પણ તેમની સ્તુતિ કરવા લાગ્યા કે—

'આપ કે જે માયાથી સાક્ષાત્ વિષ્ણુજ અવતર્યા છો તેમના મહિમાનું વર્ણન કરવામાં અમો સમર્થ નથી; કેમ કે આપનાં ચરિત્રોનું વર્ણન કરવામાં બ્રહ્માદિકની પણ બુદ્ધિ પોહોચતી નથી. તોપણ આપ કે જે મોટી કીર્તિવાળા અને ભગવાનના અંશાવતાર છો તેમની કથારૂપ અમૃતમાં અમોને પ્રીતિ હોવાનેલીધે મુનિયોના કેહેવાથી આપનાં ઉત્તમ કર્મ કે જેવિષેનું જ્ઞાન મુનિયોએ યોગબળથી અમોને આપ્યું છે તેઓનું વર્ણન કરશું. આ પૃથુ રાજા ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ, લોકોને ધર્મમાર્ગમાં ચલાવનાર, ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરનાર અને ધર્મના શત્રુઓને શિક્ષા કરનાર છે. આ રાજા એકજ પોતાના શરીરમાં સર્વ લોકપાળોની શક્તિઓને સમયે સમયે ધરેછે અને જુદાં જુદાં કાર્યો કરીને બન્ને લોકોનું (આ લોક તથા પરલોકનું) હિત કરેછે. સર્વ પ્રાણીઓમાં સમાન રીતે વર્તતા આ પ્રતાપી રાજા, સૂર્ય જેમ આઠ મહિનામાં જળનું શોષણ કરી લેછે અને ચોમાસામાં પાછું જળ મૂકેછે, તેમ કર લેવાના સમયમાં લોકો પાસેથી ધન લેછે અને દુષ્કાળ વગેરેમાં તેઓને ધન આપેછે. દુઃખી પ્રાણીઓ ઉપર નિરંતર દયા રાખનારા આ પૃથુ રાજા, પૃથ્વી જેમ સર્વનું સહન કરેછે, તેમ દુઃખી લોકો પોતાની ઉપર પગ મેલે તોપણ તેઓનું સહન કરેછે. આ રાજાનું શરીર ધરનારા વિષ્ણુ (પૃથુરાજા) વરસાદ નહિ વરસવાથી મરવા તૈયાર થએલી પ્રજાનું ઇંદ્રની પેઠે વૃષ્ટિ કરીને અનાયાસથી રક્ષણ કરશે. આ રાજા સ્નેહ ભરેલી દૃષ્ટિવાળા અને સ્વચ્છ મંદહાસ્યથી શોભતા પોતાના મુખરૂપ ચંદ્રમાથી લોકોને તૃપ્ત કરેછે. આ પૃથુ રાજા વરૂણદેવની પેઠે થયા પેહેલાં કોઇના જાણવામાં ન આવે એવાં ગંભીર કામ કરનાર, ધનનું રક્ષણ કરનાર, અનંત મહિમાવાળા, સદ્ગુણોમાંજ રેહેનાર, જિતેંદ્રિય અને જેના માર્ગની કોઇને ખબર ન પડે એવા છે. વેનરૂપ અરણીથી જાણે અગ્નિજ ઉત્પન્ન થયા હોય તેમ પાસે છતાં પણ પ્રતાપનેલીધે ઘણા છેટા લાગતા આ રાજાને શત્રુઓ મનથી પણ પોહોચી શકતા નથી, ત્યારે તેમનાં પરાક્રમનું સહન અને તેમનો પરાભવ તો કયાંથીજ કરી શકે? આ રાજા પોતાના ગુપ્ત ચાકરોથી સર્વ લોકોના અંદરની તથા બહારની વાતો જાણેછે તોપણ પ્રાણીઓના પ્રાણવાયુની પેઠે નિર્વિકાર રેહેછે. શત્રુનો દીકરો છતાં પણ તે જો નિરપરાધ હોય તો તેને ધર્મમાર્ગમાં રેહેનારા આ રાજા શિક્ષા કરતા નથી અને પોતાનો દીકરો છતાં પણ તે જો અપરાધી હોય તો તેને શિક્ષા કરેછે. આ રાજાની સેના તથા આજ્ઞા માનસાચલ (સર્વ દ્વીપના છેડાના પર્વત) સુધી અને જેટલામાં સૂર્યનો પ્રકાશ પડેછે તેટલે સુધી વગર અડચણે ચાલેછે. મનને રાજી કરનારાં પોતાનાં કામોથી લોકોને રાજી કરશે એટલામાટે લોકો આ પૃથુને રાજા કેહેછે. આ રાજા દૃઢ નિયમ પાળનાર, સાચી પ્રતિજ્ઞાવાળા, બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા રાખનાર, વૃદ્ધ લોકોને સેવનાર, સર્વ પ્રાણીઓના શરણરૂપ, માન આપનાર, રાંક ઉપર પ્રેમ રાખનાર, પરસ્ત્રિયોને પોતાની મા જેવી સમજનાર,

* આ સોળમા અધ્યાયમાં, સર્વ લોકપાળ દેવતાઓએ સત્કાર કરેલા સ્ત્રીસહિત પૃથુ રાજાની મુનિયોએ પ્રેરેલા સૂત માગધ અને બંદીજનોએ સ્તુતિ કર્યાની કથા કેહેવામાં આવશે.

પોતાની સ્ત્રીને પોતાનાં અરધાં શરીર જેવી માનનાર, પ્રજાઓ ઉપર પિતાની પેઠે સ્નેહ રાખનાર, જ્ઞાની પુરૂષોની પાસે દાસની પેઠે વર્તનાર, પ્રાણીઓને પોતાના આત્માની પેઠે પ્યારા, મિત્રોના સુખને વધારનાર, વૈરાગ્યવાળા લોકોનો વિશેષ સંગ કરનાર, અને દુષ્ટ લોકોને યમસમાન છે. સર્વ લોકોના સ્વામી અવિનાશી ભગવાનજ પોતાના અંશથી આ પૃથુ રાજારૂપે અવતરેલ છે, કે જેનાં સ્વરૂપમાં દેખવામાં આવતા દ્વૈત પદાર્થને જ્ઞાની લોકો માયાએ બનાવેલ હોવાથી વ્યર્થ માનેછે. મહાવીર અને રાજાધિરાજ આ પૃથુ ઉદયાચલપર્યંત ભૂમંડલની રક્ષા કરશે અને ધનુષ્ હાથમાં લઇ વિજયરથમાં બેશી સૂર્યની પેઠે ભૂમંડલમાં ફરશે. આ રાજા જ્યાં જ્યાં ફરશે ત્યાં ત્યાં રાજાઓ અને લોકપાલ દેવતાઓ તેમને કર અને સારા સારા પદાર્થો આપશે; અને રાજાઓની સ્ત્રિયો આ પેહેલા રાજાને વિષ્ણુરૂપ માની તેમની કીર્ત્તિનું ગાયન કરશે. પ્રજાને આજીવિકા આપનાર આ ચક્રવર્ત્તિ રાજા ગાયરૂપ થએલી પૃથ્વીનું દોહન કરશે અને ઇંદ્રની પેઠે પોતાનાં ધનુષની અણીથી પર્વતોને તોડી નાખીને લીલામાત્રમાં પૃથ્વીને સરખી કરી મૂકશે. સિંહ જેમ પુંછડું ઊંચું કરીને ફરે તેમ આ રાજા બકરાં અને બળદનાં શીંગડામાંથી બનાવેલાં અને યુદ્ધમાં ભયંકર ધનુષનો ટંકાર કરતા પૃથ્વીમાં ફરેછે તેથી દુષ્ટલોકો ચારે કોર છુપી ગયા છે. જે ઠેકાણે સરસ્વતી નદી પ્રકટ થએલછે તે ઠેકાણે આ રાજા સો અશ્વમેધ યજ્ઞ કરશે અને તેમાં છેલો યજ્ઞ ચાલુ થતાં ઇંદ્ર તેમના ઘોડાને હરી જશે. આ રાજા પોતાના ઘરના બગીચામાં મહાત્મા સનત્કુમારને મળી અને ભક્તિથી તેમનું આરાધન કરી નિર્મલ જ્ઞાન પામશે, કે જે જ્ઞાનથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાયછે. એપ્રમાણે વિખ્યાત અને મોટા પરાક્રમવાળા આ પૃથુ રાજા જ્યાં જ્યાં ફરશે ત્યાં ત્યાં સારી વાણી અને ભગવાનની કથાના ગ્રંથો સાંભળશે. દિગ્વિજય કરી પોતાની શક્તિથી લોકોનાં દુઃખને ઉખેડી નાખનાર આ રાજા અખંડિત આજ્ઞાથી પૃથ્વીનું રાજ્ય કરશે અને તેમના પ્રતાપનું મોટા મોટા દેવતાઓ અને દૈત્યો પણ ગાયન કરશે.'

**दिशो विजित्याप्रतिरुद्धचक्रः स्वतेजसोत्पाटितलोकशल्यः । सुरासुरेंद्रैरुपगीयमान महानुभावो भविता पतिर्भुवः ॥२७॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**एवं स भगवान् वैन्यः ख्यापितो गुणकर्मभिः । छंदयामास तान् कामैः प्रतिपूज्याभिनंद्य च ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે ગુણ અને કર્મથી પ્રખ્યાત કરેલા પૃથુ રાજાએ એ સ્તુતિ કરનારા લોકોની પૂજા તથા સત્કાર કરીને તેઓને જોઈતા પદાર્થો આપી રાજી કર્યા. બ્રાહ્મણ વગેરે વર્ણો, ચાકર, મંત્રી, ગુરૂ, શેહેરના લોકો, દેશી લોકો, જુદા જુદા ધંધાથી જીવનારા પરચુરણ લોકો અને કામમાં જોડાએલાઓનો પણ સત્કાર કર્યો.

વિદુરે પૂછ્યું કે.—પૃથ્વી કે જેને પૃથુરાજાએ દોહી તેણે બીજાં ઘણાં રૂપ છતાં ગાયનું રૂપ શા કારણથી ધર્યું હતું અને દોહોવાના કામમાં વાછડો કોણ અને વાસણ કયું હતું? પૃથ્વી કે જે સ્વભાવથીજ ઊંચી-નીચી છે તેને પૃથુ રાજાએ શી રીતે સપાટ કરી અને તે રાજાના યજ્ઞસંબંધી ઘોડાનું ઇંદ્રે શામાટે હરણ કર્યું હતું? હે મ-

* આ સત્તરમા અધ્યાયમાં, લોકોની ભૂખ મટાડતા પૃથુ રાજાની, પૃથ્વી કે જે બીજમાત્રને ગળી ગઈ હતી તેણે ત્રાસથી સ્તુતિ કર્યાની કથા કેહેવામાં આવશે.

હારાજ ! બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ મહાત્મા સનત્કુમાર પાસેથી જ્ઞાન-વિજ્ઞાન મેળવીને તે રાજર્ષિ (પૃથુ) શી ગતિ પામ્યા ? પવિત્ર કીર્તિવાળા ભગવાન્ કૃષ્ણ કે જેમણે પૃથુ રાજાનું રૂપ ધરી આ પૃથ્વીને દોહી તેમનું એ પૃથુના અવતાર સંબંધી ચરિત્ર, હું કે જે તમારો અને ભગવાનનો ભક્ત તથા સ્નેહી છું તેની પાસે કહો.

સૂત શૌનકને કેહેછે.—એ પ્રમાણે વિદુરે ભગવાનની કથા કેહેવાનેસારૂ પ્રેરણા કરતાં પ્રસન્ન થએલા મૈત્રેય મુનિ તેમનાં વખાણ કરીને બોલ્યા.

મૈત્રેય કેહેછે.—હે વિદુર ! જ્યારે બ્રાહ્મણોએ અભિષેક કરીને પૃથુને પ્રજાનાં પાલનમાં જોડ્યા ત્યારે અન્ન વગરની પૃથ્વીમાં ભૂખથી દૂબળી થઈ ગએલી સર્વ પ્રજાઓએ આવીને પૃથુને કહ્યું કે—'કોતરમાં રહેલા અગ્નિથી જેમ ઝાડ બળી રહ્યાં હોય તેમ પેટના અગ્નિથી સંતાપ પામેલા અમે આજ તમે કે જે શરણાગતનું રક્ષણ કરનાર છો તેમની શરણે આવ્યા છીએ; કેમ કે આજીવિકા આપનારા આપરૂપ પતિને બ્રાહ્મણોએ મેળવી આપ્યા છે. એટલામાટે હે રાજાધિરાજ ! ભૂખથી પીડાએલા અમો અન્નવિના મરી ગયા નથી તે પેહેલાં અમોને અન્ન દેવાનું આપ પ્રયત્ન કરો; કેમ કે રાજાની પદવી ઉપર આવે તેણે સર્વ લોકની જીવિકાનું સંપાદન કરી આપવું જોઇએ.'

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે પ્રજાનો દીનતા ભરેલો વિલાપ સાંભળીને લાંબો વિચાર કરતાં તેનું કારણ જાણવામાં આવ્યું, કે 'અન્નનાં સઘળાં બીજને પૃથ્વી ગળીગઇ છે.' એ પ્રમાણે બુદ્ધિથી નિશ્ચય કરી ક્રોધથી ધનુષ્ લઇને મહાદેવે જેમ ત્રિપુર ઉપર બાણ ચડાવ્યું હતું તેમ પૃથ્વી ઉપર બાણ ચડાવ્યું. હથિયાર લઈ તૈયાર થએલા પૃથુને જોઇ થર થર ધ્રુજતી પૃથ્વી પારાધી પછવાડે દોડવાથી જેમ હરણી ભાગે તેમ ત્રાસથી ગાયનું રૂપ ધરીને ભાગી. ક્રોધથી જેની આંખ્યો અત્યંત રાતી થઈ ગઈ એવા પૃથુ ધનુષમાં બાણ ચડાવીને જ્યાં જ્યાં પૃથ્વી ભાગીને જાયછે ત્યાં ત્યાં પછવાડે દોડ્યા. દિશાઓ, ખુણાઓ, સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષમાં દોડતી પૃથ્વી દેવીએ સઘળે ઠેકાણે હથીઆર ઊગામી આવેલા પૃથુ રાજાને જોયા. પ્રજાને જેમ મૃત્યુથી રક્ષા કરનાર કોઈ પણ ન મળે તેમ લોકમાં પોતાની રક્ષા કરનાર કોઈ પણ ન મળતાં ત્રાસ પામેલી પૃથ્વીએ કચવાતા મનથી પાછી વળીને પૃથુરાજાને કહ્યું કે 'હે ધર્મને જાણનાર અને દીનવત્સલ ! તમે મારી પણ રક્ષા કરો, કેમ કે પ્રાણીઓનું રક્ષણ કરવાનોજ તમારો નિયમ છે. હું કે જે રાંક અને નિરપરાધ છું તેને આપ શામાટે મારી નાખવા ઇચ્છો છો ? ધર્મજ્ઞપણાથી પ્રખ્યાત થએલા આપ સ્ત્રીજાતિને કેમ મારશો ? સ્ત્રિયો અપરાધમાં આવી હોય તોપણ તેઓને સાધારણ પુરૂષો પણ પ્રહાર દેતા નથી ત્યારે આપ જેવા દયાળુ અને દીનવત્સલ પુરૂષો કેમ મારે ? હું કે જેમાં જગત્ આખું રહ્યું છે, તેરૂપ દૃઢ વહાણને તોડી નાખી તમારાં શરીરને અને આ પ્રજાઓને પાણીમાં શી રીતે રાખી શકશો ?'

પૃથુ બોલ્યા કે.—હે પૃથ્વી ! તું કે જે મારી આજ્ઞા નથી માનતી તેને હું મારી નાખીશ. તું પૃથ્વીરૂપે યજ્ઞમાં ભાગ લેતાં છતાં ધાન્યાદિક આપતી નથી અને ગાયરૂપે રોજ ખડ ખાતાં છતાં દૂધ દેતી નથી, એટલામાટે તું કે જે દુષ્ટ છો તેને આવા અપરાધમાં દંડ દેવો અયોગ્ય કેહેવાય એમ નથી. બ્રહ્માએ પૂર્વે સર્જેલાં પણ હાલ તેં તારા શરીરમાં રોકી રાખેલાં અન્નનાં બીજ તું મૂર્ખપણાથી મને નહિ ગણકારીને દેતી નથી. એટલામાટે બાણથી તુંને કાપી નાખીને, આ પ્રજા કે જે ભૂખથી પીડાઇને વિલાપ કરેછે તેની ક્ષુધાને તારૂં માંસ ખવરાવીને મટાડીશ.

પુરૂષ, સ્ત્રી કે નપુંસક ગમે તે હોય, પણ જે દુષ્ટ, અભિમાની અને પ્રાણીઓ ઉપર નિર્દય હોય તેને મારી નાખવામાં રાજાને પાપ લાગે નહિ. અક્કડ અને મદોન્મત્ત તું કે જે ઢોંગથી ગાય બની છો તેના બાણવતે કટકે કટકા કરી નાખી મારા યોગની શક્તિથી આ પ્રજાઓને હું ધારણ કરીશ.

એ પ્રમાણે બોલતા અને કાળની પેઠે ક્રોધમય મૂર્ત્તિ ધારણ કરતા પૃથુ રાજાને ધ્રુજતી અને પ્રણામ કરતી પૃથ્વીએ હાથ જોડીને (આ પ્રમાણે) કહ્યું.

પૃથ્વી કેહેછે.– પરમ પુરૂષ, માયાથી અનેક અવતાર ધરનાર, સગુણ સ્વરૂપ અને જેમાં સ્વરૂપજ્ઞાને દેહાભિમાનના રાગદ્વેષાદિક મોજા મટાડી નાખ્યાછે એવા આપને પ્રણામ કરૂંછું. જે પ્રભુએ સર્વ પ્રાણીઓને ધારણ કરનારી મને બનાવી છે તેજ સ્વતંત્ર પ્રભુ હથિયાર ઉપાડીને મને મારી નાખવા તૈયાર થયાછો તો હવે મારે બીજા કોની શરણે જવું? પોતામાં રેહેનારી અને જીવને લાગુ પડનારી માયાથી જેણે આ ચરાચર જગત્ પ્રથમ રચ્યું છે તે ઈશ્વર તમે તેજ માયાથી હાલ જગતનું રક્ષણ કરવાને અવતરેલ અને ધર્મમાં નિષ્ઠા રાખનાર છતાં મને મારી નાખવાને કેમ ઇચ્છોછો? જીતી શકાય નહિ એવી તમારી માયાનેલીધે ભમતાં ચિત્તવાળાઓએ તમારૂં કર્ત્તવ્ય જાણી શકાતું નથી, કે જે તમે ઈશ્વર બ્રહ્માને સજીને તેની પાસે જગતને ઉત્પન્ન કરાવનાર તથા પોતાથી એકરૂપ અને માયાથી અનેકરૂપ છો. પાંચ ભૂત, ઇંદ્રિયો, ઇંદ્રિયોના દેવતા, બુદ્ધિ અને અહંકારરૂપ પોતાની શક્તિઓથી આ જગતમાં સૃષ્ટિ વગેરેને કરનાર અને વધી ગએલી તે શક્તિઓને પાછી રોકનાર સર્વના નિયંતા પરમપુરૂષ આપને પ્રણામ કરૂંછું. હે અજન્મા! તેજ તમે પંચભૂત, ઇંદ્રિય અને અંતઃકરણરૂપ પોતે બનાવેલાં જગતને સારી રીતે સ્થાપવામાટે આદિવરાહનો અવતાર ધરીને મને જળમાંથી બહાર લાવ્યા છો. જેણે વરાહનો અવતાર ધર્યો હતો તેજ તમે આજ હું કે જે પાણી ઉપર વહાણજેવી છું, તેમાં રહેલી પ્રજાનું રક્ષણ કરવાની ઇચ્છાથી પૃથુરાજારૂપે અવતર્યા છો તે છતાં મારામાંથી દૂધ લેવાનેસારૂ ઉગ્ર બાણથી મને મારી નાખવા ઇચ્છો છો એ મોટું આશ્ચર્ય છે. પરંતુ તમારી સંસારરૂપ માયાથી મોહિત ચિત્તવાળાં અમજેવાંઓએ તમારા ભક્તોનું કર્ત્તવ્ય પણ જાણી શકાતું નથી, ત્યારે તમારૂં પોતાનું કર્ત્તવ્ય તો કેમજ જાણી શકાય? એટલામાટે મનમાં આવે તેમ નહિ પણ જિતેંદ્રિય પુરૂષોની કીર્ત્તિ વધે તેમ ચાલનારા આપને નમસ્કાર કરૂંછું.

**नूनं जनैरीहितमीश्वराणामस्मद्विधैस्तद्गुणसर्गमायया। न ज्ञायते मोहितचित्तवर्त्मभिस्तेभ्यो नमो वीरयशस्करेभ्यः ॥ ३६ ॥**

इति श्रीमद् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'पृथुकृत पृथ्वीनिग्रह' એવા નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**इत्थं पृथुमभिष्टूय रुषा प्रस्फुरिताधरम्। पुनराहावनिर्भीता संस्तभ्यात्मानमात्मना॥१॥**

મૈત્રેય કેહેછે.–બીનેલી પૃથ્વી, એ પ્રમાણે પૃથુ કે જેના ક્રોધથી હોઠ ફરકતા હતા તેમની સ્તુતિ કર્યા પછી ધીરજથી મનને સ્થિર રાખી ફરીવાર બોલી કે 'હે પ્રભુ! ક્રોધને શાંત કરો અને મારી પ્રાર્થના સાંભળો. સમજુ પુરૂષ ભ્રમરની પેઠે સર્વ ઠેકાણેથી

*આ અઢારમા અધ્યાયમાં, પૃથ્વીના કેહેવા ઉપરથી પૃથુ રાજા વગેરેએ જુદા જુદા વાછડા અને વાસણની કલ્પના કરી પૃથ્વી પાસેથી પોતપોતાને જોઇતું દૂધ દોહી લેવાની વાત કેહેવામાં આવશે.

સાર લેછે. આ લોકમાં અને પરલોકમાં પુરૂષોના પુરૂષાર્થ સિદ્ધ કરવાનેસારૂ તત્ત્વવેત્તા મુનિયોએ ઉપાય શોધ્યા છે અને કર્યા છે. પાછળની સૃષ્ટિનો જે માણસ, શ્રદ્ધા રાખીને એ પૂર્વજોએ દેખાડેલા ઉપાયો કરે તેને અનાયાસથી ફલની પ્રાપ્તિ થાયછે; અને તે ઉપાયોનો અનાદર કરી જે મૂર્ખ કે સમજુ માણસ પોતાની કલ્પનાથી કામ કરવા માંડે તેનાં આરંભેલાં કામ વારંવાર બગડી જાયછે. હે રાજા! લોકોનું પાલન કરવાનું જેઓનું કામ છે તે રાજાઓએ મારૂં પાલન તથા મારાપર પ્રીતિ છોડી દેવાથી લોકોમાં ચોરનો ઘણો વધારો થતાં પૂર્વે બ્રહ્માએ સ્રજેલી ઔષધિયો નીચ રાજાઓના ઉપભોગમાં આવતી જોઈ, તે ઔષધિયોને યજ્ઞનેસારૂ હું ગળી ગઇછું; કેમ કે અનિયમિત લોકો ઔષધિયોનો ઉપભોગ કરે તો તે નિર્બીજ થઈ જતાં પછી યજ્ઞ થઇ શકે નહિ. આ વાતને ઘણો કાળ વીતી જવાથી તે ઔષધિયો મારામાં જીર્ણ થઇ ગઇછે માટે પૂર્વજોએ શોધેલા ઉપાયથી આપે તે લેવી જોઇએ. એટલામાટે હે મહારાજ! જોઇતાં અને બલ દેનારાં અન્નની આપને ઇચ્છા હોય તો મને દોહોનાર, દોહોવાનું યોગ્ય પાત્ર અને વાછડાંની કલ્પના કરો, કે જેથી પ્રીતિ રાખીને હું આપને જોઇતા પદાર્થોરૂપ દૂધ કહાડી આપું. બીજું એ કે આપ મને સપાટ બનાવો, કે જેથી વરસાદનું પાણી ચોમાસું વીતી જતાં પણ મારા ઉપર ચારેકોર સરખું રેહે.' એ પ્રમાણે પૃથ્વીનું પ્રિય અને હિતકારી વચન સ્વીકારીને પૃથુ રાજાએ સ્વાયંભુવ મનુને વાછડો કરી હાથમાં સઘળી ઔષધી દોહી લીધી. પૃથુ રાજાએ જેમ સાર લીધો તેમ બીજા પણ સમજુ પુરૂષો સર્વ ઠેકાણેથી સારજ લેછે. પછી બીજા લોકોએ પણ પૃથ્વી કે જેને પૃથુએ વશ્ય કરી, તેમાંથી પોતપોતાને જોઇતા પદાર્થો દોહી લીધા.[1] ઋષિયોએ બૃહસ્પતિને વાછડો કરી પોતાની ઇંદ્રિયોરૂપ વાસણમાં વેદરૂપ પવિત્ર દૂધ દોહી લીધું; દેવતાઓએ ઇંદ્રને વાછડો કરી સોનાના પાત્રમાં મન, ઇંદ્રિય અને દેહની શક્તિ વધારનારૂં અમૃતરૂપ દૂધ દોહી લીધું; દૈત્ય અને દાનવોએ પ્રલ્હાદને વાછડો કરી લોઢાના પાત્રમાં મદિરારૂપ દૂધ દોહ્યું; ગંધર્વ અને અપ્સરાઓએ વિશ્વાવસુ નામના ગંધર્વને વાછડો કરીને કમલના પાત્રમાં ગાયન અને શોભારૂપ દૂધ દોહ્યું; શ્રાદ્ધના અધિષ્ઠાતા પિતૃ લોકોએ અર્યમાને વાછડો કરી કાચી માટીના ઠામમાં કવ્ય (પિતૃને સારૂ જે કાંઇ અન્નાદિક અપાયછે તે કવ્ય કેહેવાયછે, તે) દોહી લીધું; સિદ્ધ લોકોએ કપિલ મુનિને વાછડો કરી આકાશરૂપ પાત્રમાં અણિમા વગેરે સિદ્ધિયો દોહી લીધી અને વિદ્યાધર લોકોએ તેજ વાછડાથી અને તેજ પાત્રમાં અનેક પ્રકારની વિદ્યાઓ દોહી લીધી. બીજા માયાવી પુરૂષોએ મયદાનવને વાછડો કરી સંકલ્પમાત્રથી થાય એવી અંતર્ધાન થઈ જવા વગેરે અદ્ભુત માયા દોહી લીધી; યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ વગેરે માંસ ખાનારાઓએ રૂદ્રને વાછડો કરી ખપ્પરમાં લોહીરૂપ દૂધ દોહ્યું; અહિ[2], સર્પ[3], નાગ[4] અને વીંછી વગેરેએ તક્ષક નાગને વાછડો કરી પોતાનાં મુખરૂપ પાત્રમાં ઝેરરૂપ દૂધ દોહિ લીધું; પશુઓએ નંદિકેશ્વરને વાછડો કરી વનરૂપ વાસણમાં ખડરૂપ દૂધ દોહી લીધું;

---

૧ આ પૃથ્વીને દોહોવાનું વર્ણન આલંકારિક છે, તેથી તેમાં એટલુંજ સમજવાનું છે, કે કોઈ રાજા નહિ હોવાથી પૃથ્વીમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ હતી, તે પૃથુ રાજાએ પોતાનાં બળથી મટાડીને સહુ મંડળીઓને સહુ સહુના ઉપરી મારફત જોઈતા પદાર્થ મળવા વગેરેની સગવડ કરી આપી તથા સર્વેનું પોષણ અને અભિવર્ધન થાય એમ કરયું. ૨ ફણ વગરના. ૩ ફણવાળા નાગ. ૪ કદ્રૂની સંતતિમાં થએલા.

અને ફાડી ખાનારાં માંસભક્ષક પ્રાણીઓએ સિંહને વાછડો કરી પોતાનાં શરીરરૂપ પાત્રમાં માંસરૂપ દૂધ દોહી લીધું; પક્ષિઓએ ગરૂડને વાછડો કરી કીડા અને ફળ વગેરે પોતાના ભક્ષ્યરૂપ દૂધ દોહ્યું; વનસ્પતિઓએ વડને વાછડો કરી જુદા જુદા રસરૂપ દૂધ દોહ્યું; અને પર્વતોએ હિમાલયને વાછડો કરી પોતાનાં શિખરોરૂપ પાત્રમાં અનેક પ્રકારના ધાતુરૂપ દૂધ દોહ્યું. પૃથુએ વશ્ય કરેલી અને સર્વ વસ્તુ પૂરી પાડનારી પૃથ્વીની પાસેથી સઘળાઓએ પોતપોતાના વર્ગમાં મુખ્યને વાછડો કરી પોતપોતાના પાત્રમાં દૂધ દોહી લીધું.[1] એ પ્રમાણે પદાર્થોનો ભોગ કરનારા પૃથુ વગેરેએ જુદાં જુદાં પાત્ર અને વાછડા કલ્પીને પોતપોતાના ભોગ્ય પદાર્થરૂપ જુદાં જુદાં દૂધ દોહી લીધાં. પછી રાજી થએલા પૃથુરાજાએ સર્વ પદાર્થ પૂરા પાડનારી પૃથ્વીને દીકરી માની તેના ઉપર દીકરીના જેવોજ પ્રેમ રાખ્યો. રાજાધિરાજ પૃથુએ પોતાનાં ધનુષની અણીથી પર્વતોનાં શિખરો અને ટેકરાઓને ચૂર્ણ કરી નાખી ઘણું કરીને આખાં ભૂમંડલને સપાટ કર્યું.[2] પછી પ્રજાઓને જીવિકા આપનાર અને પિતાતુલ્ય પૃથુરાજાએ સઘળી જગોએ જેમ જોઇએ તેમ સહુને રેહેઠાણની સગવડ કરી આપી. ગામડાં, કસ્બા, નગર, અનેક પ્રકારના કીલ્લા, આયર લોકોનાં સ્થાનક, ગાયોના નેહ, ફોજના ઉતારાનાં ઠેકાણાં, ખાણો, ખેડુ લોકોની વસ્તીનાં ગામ અને ડુંગરો પાસેનાં ગામ બનાવ્યાં. પૃથુરાજાની પેહેલાં પૃથ્વી ઉપર આ નગર કે ગામ વગેરેની રચના કાંઇ પણ હતી નહિ. સઘળા લોકો જેમ જેને ઠીક પડે તેમ નિર્ભય રીતે છુટવછુટ રેહેતા હતા. ૩૨

**प्राक् पृथोरिह नैवैषा पुरग्रामादिकल्पना ।**
**यथासुखं वसंतिस्म तत्र तत्राऽकुतोभयाः ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'प्रथुविजय' નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**अथादीक्षित राजा तु हयमेधशतेन सः ।**
**ब्रह्मावर्त्ते मनोः क्षेत्रे यत्र प्राची सरस्वती ॥**

મૈત્રેય કેહેછે.—પછી પૃથુ રાજાએ મનુના દેશ બ્રહ્માવર્ત્તમાં જ્યાં સરસ્વતી નદી પૂર્વ દિશામાં વહેછે ત્યાં સો અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો. એ કામ કરવાથી પૃથુ રાજા પોતાના કરતાં પણ વધી જશે એમ ધારી ઇંદ્રને પૃથુ રાજાના એ મોટા યજ્ઞના ઉત્સવની અસહનતા થઈ. એ યજ્ઞમાં યજ્ઞના પતિ, સર્વના આત્મા, સર્વ લોકોના ગુરૂ અને ઈશ્વર ભગવાન્; બ્રહ્મા, સદાશિવ અને પરિવાર સહિત દેવતાઓની સાથે પ્રત્યક્ષ દર્શન દેતા હતા અને તે સમયમાં ગંધર્વ, મુનિયો અને અપ્સરાઓ તેમનાં ચરિત્રનું ગાયન કરતાં હતાં. સિદ્ધ, વિદ્યાધર, દૈત્ય, દાનવ, યક્ષ વગેરે; સુનંદ અને નંદ વગેરે મોટા પાર્ષદો; કપિલ, નારદ, દત્તાત્રેય, સનકાદિક યોગેશ્વરો અને સેવા કરવાની ઉત્કંઠાવાળા બીજા પણ ભક્તો ભગવાનની સાથેજ આવ્યા હતા. હે વિદુર! એ યજ્ઞમાં સર્વ વસ્તુ પૂરી પાડનારી પૃથ્વી ગાયનું રૂપ ધરીને યજમાનને જોઈતા પદાર્થો પૂરા પાડતી હતી. ન-

---

૧ આ આલંકારિક કથામાં એવું સમજવાનું છે કે પૃથુ રાજાએ પોતાનાં પરાક્રમથી આખી પૃથ્વીને ધ્રુજાવી નાખતાં દુષ્ટ લોકોનો ક્ષય થવાથી તે ગાય જેવી ગરીબ થઈ ગઈ, એટલે પછી સારા બંદોબસ્તથી સારી પેદાશ થવા લાગી.

૨ ધનુષની અણીથી પૃથ્વીને સપાટ કરી તેનો અભિપ્રાય એવો સમજાયછે કે ધનુષના જોરથી લોકોને વશ્ય કરી તેઓની પાસે પૃથ્વીને સપાટ કરાવી.

* આ અધ્યાયમાં, અશ્વમેધનો ઘોડો હરી જવાથી ઇંદ્રનો વધ કરવા તૈયાર થએલા પૃથુ રાજાને બ્રહ્માએ વાર્યા, એ કથા કેહેવામાં આવશે.

દીઓમાં ગોળ વગેરે સર્વ પ્રકારના રસ, દૂધ, દહી, અન્ન, ઘી અને છાશ વહેતાં હતાં. પુષ્ટ થએલા અને રસને ઝરતા વૃક્ષોમાં ફુલ અને ફળ અત્યંત ઉત્પન્ન થયાં હતાં. સમુદ્રોએ રત્નના સમૂહ અને પર્વતોએ ભક્ષ, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય[1] એ ચાર પ્રકારનાં અન્ન આપ્યાં. લોકપાલ સહિત સર્વે લોકો જુદી જુદી ભેટો લાવ્યા હતા. એ પ્રમાણે પૃથુ રાજા કે જેમના ભગવાન્ સ્વામી છે તેમનો મોટો ઉદય થયો જોઈ ઇંદ્રે ઇર્ષ્યાથી તેમના યજ્ઞમાં ભંગ પાડ્યો. છેલા અશ્વમેધથી ભગવાનનું પૂજન કરવા માંડ્યું તે સમયમાં ઇર્ષ્યાથી વ્યાકુલ થએલા ઇંદ્ર અદૃશ્ય રૂપથી યજ્ઞનો ઘોડો હરીને આકાશમાર્ગમાં ઉતાવળથી જતાં અત્રિ ઋષિના જોવામાં આવ્યા. એ સમયમાં પાખંડ કે જે અધર્મ છતાં ધર્મની ભ્રાંતિ કરનાર છે તેનો વેષ ઇંદ્રે ધર્યો હતો. તે ઇંદ્રને મારી નાખવા અત્રિ ઋષિએ પ્રેરણા કરેલો મહા પરાક્રમી પૃથુનો પુત્ર ઇંદ્રને પછવાડે દોડ્યો અને ક્રોધથી 'ઉભો રેહે, ઉભો રેહે,' એવી હાકલ કરી, પણ જટાધારી અને ભસ્મથી ખરડાએલા ઇંદ્રને દેખી તે સાક્ષાત્ ધર્મનું સ્વરૂપ છે એમ માની તેના ઉપર બાણનો ઘા કર્યો નહિ. વધ કરવાથી અટકી ગએલા એ કુમારને જોઇ અત્રિ ઋષિએ ફરીવાર આજ્ઞા કરી કે 'હે રાજકુમાર! ઇંદ્ર કે જે યજ્ઞમાં વિઘ્ન પાડનાર અને દેવતાઓમાં અધમ છે તેને મારી નાખ.' એવી આજ્ઞાથી પૃથુનો પુત્ર, રાવણની પછવાડે જટાયુની પેઠે આકાશમાર્ગમાં ઉતાવળથી જતા ઇંદ્રની પછવાડે ક્રોધ કરીને દોડ્યો. તેટલામાં ઘોડાને અને પાખંડના વેષને પડતો મૂકી ઇંદ્ર અંતર્ધાન થઇ જતાં પૃથુનો પુત્ર પોતાના ઘોડાને લઇને પાછો પિતાના યજ્ઞમાં આવ્યો. એ કુમારનું તે અદ્ભુત કામ જોઇને મોટા ઋષિયોએ તેને વિજિતાશ્વ (ઘોડાની જીત મેળવનાર) એવું નામ આપ્યું. વળી ઇંદ્ર, ભયંકર અંધારૂં ઉત્પન્ન કરી તેમાં ગુપ્ત રહીને સોનાની દોરીસોત એ ઘોડાને ખીલેથી છોડી લઇ આકાશમાર્ગમાં ઉતાવળે નાસી જતાં અત્રિ ઋષિએ તેને નજરે દેખાડી પૃથુના પુત્રને તેની પછવાડે મોકલ્યો. પરંતુ તે સમયમાં ઇંદ્રે માણસોનાં માથાંની ખોપરીઓ અને ખાટલાનાં ઇશ-ઉપળાં ધર્યાં હતાં તેથી તેને કોઇ ભેખ છે એમ જાણી પૃથુના પુત્રે પ્રહાર કર્યો નહિ; પણ વળી અત્રિઋષિના કેહેવાથી તેણે ક્રોધ કરીને બાણ ચડાવતાં ઘોડાને અને તે પાખંડીરૂપને મૂકી દઇ ઇંદ્ર અંતર્ધાન થઈ ગયા. પૃથુનો પુત્ર ઘોડો લઈ પિતાના યજ્ઞમાં આવ્યો અને ત્યારથી ઇંદ્રે ગ્રહણ કરેલા દુષ્ટ પાખંડો અજ્ઞાની લોકોમાં ચાલવા લાગ્યા. ઘોડાને હરી જવાની ઇચ્છાથી ઇંદ્રે જે જે રૂપ લીધાં તે સઘળાં પાખંડ કેહેવાયછે; કેમ કે પા એટલે પાપ અને ખંડ એટલે તેની નિશાની, એવો તેનો શબ્દાર્થ છે. એપ્રમાણે પૃથુના યજ્ઞનો ભંગ કરવાસારૂ ઘોડાનું હરણ કરતાં ઇંદ્રે જે જે રૂપ લઈ લઇને મૂકી દીધાં તે ઉપરથી જૈન, બૌદ્ધ અને કાપાલિક વગેરે પાખંડના પંથો ઉત્પન્ન થયા, કે જે પંથના આચાર્યોને ઉપરના દેખાવમાં સારા અને વાતના મુદા લાવવામાં હુશીઆર જોઇને, એ લોકોનો ધર્મ ખરો છે એવી ભ્રાંતિથી ઘણું કરીને મનુષ્યોની બુદ્ધિ તેમાં લલચાયછે. આ વાત જાણી કોપ પામેલા પૃથુ રાજાએ ઇંદ્રને મારવાસારૂ ધનુષ્ ઉપાડીને હાથમાં બાણ લીધું. સામું જોઇ શકાય નહિં એવા, અસહ્ય વેગવાળા અને ઇંદ્રનો વધ કરવા તૈયાર થએલા પૃથુરાજાને જોઇ યજ્ઞના બ્રાહ્મણોએ તેમને વાર્યા, કે 'આ યજ્ઞમાં શાસ્ત્રમાં કહેલ પશુના વધ શિવાય બીજા કો-

[1] જે અન્ન સારી પેઠે ચાવીને ખાવાજેવું હોય તે ભક્ષ્ય કેહેવાયછે; દાળ ભાત વગેરે ભોજ્ય કેહેવાયછે; કઢી વગેરે ચાટવાનું જે હોય તે લેહ્ય કેહેવાય અને ચૂસવાનું હોય તે ચોષ્ય કેહેવાયછે.

દ્રનો વધ કરવો તમારે યોગ્ય નથી, પરંતુ અમોજ આ યજ્ઞનો નાશ કરનાર અને તમારી કીર્ત્તિથીજ નિસ્તેજ થએલા ઇંદ્રને શક્તિ ભરેલા મંત્રના જોરથી અહીં બોલાવી લેશું અને પછી તરતજ એ તમારા શત્રુને અગ્નિમાં હોમી દેશું.' હે વિદુર! એપ્રમાણે યજમાનની રજા લઈ તેના ઋત્વિજો સ્રુચ હાથમાં લઇ ક્રોધથી હોમ કરવા લાગ્યા, ત્યાં બ્રહ્માએ આવીને તેઓને વાર્યા, કે 'તમે જેને મારવા ધારોછો તે આ પેહેલા મન્વંતરનો ઇંદ્ર ભગવાનનો યજ્ઞાવતારજ છે અને યજ્ઞ કરીને પૂજવામાં આવતા દેવતાઓ તેના શરીરરૂપ છે, માટે તેનો વધ કરવો તમારે યોગ્ય નથી. હે બ્રાહ્મણો! (બળવાન્ સાથે વિરોધ કરવામાં સાધારણ લોકોની પણ ઘણી ખરાબી છે.) જુવો કે રાજાના આ યજ્ઞને તોડવાની ઇચ્છાથી ઇંદ્રે કેટલા બધા મોટા પાખંડના માર્ગો ઉત્પન્ન કર્યા? (માટે હજી પણ તેનાથી સંપ નહિ કરો તો ફરીવાર પણ પાખંડનેજ પેદા કરશે.) મોટી કીર્તિવાળા પૃથુરાજાના સો યજ્ઞોમાં એક ઓછો રેહે તોપણ શી હરકત છે? (એટલું બ્રાહ્મણોને કહી પછી બ્રહ્માએ પૃથુરાજાને કહ્યું કે) હે રાજા! યજ્ઞની ક્રિયા હવે બંધ રાખો, કેમ કે તમે મોક્ષના ધર્મને જાણોછો. ઇંદ્ર અને તમે, બન્ને ભગવાનનાજ અવતાર છો, માટે ઇંદ્ર કે જે તમારૂં પોતાનુંજ સ્વરૂપ છે તેના ઉપર ક્રોધ લાવવો તમારે યોગ્ય નથી. હે મહારાજ! આ યજ્ઞમાં ભંગ પડવાના વિષયમાં તમે કાંઇ પણ ચિંતા કરો મા અને ધ્યાન દઈને અમારી વાત સાંભળો. જે કામ થવા દેવાની દૈવનીજ ઇચ્છા ન હોય તે કામ કરવામાં જે પુરૂષ આયત રાખે તેનું મન ક્રોધથી આંધળું બનીને મોહમાં બૂડી જાયછે. (પણ કદી શાંતિ મળતી નથી.) જે કરવા જતાં ઇંદ્રે ઉત્પન્ન કરેલા પાખંડોથી ધર્મની ગડબડ થઈ અને દેવતાઓને દુરાગ્રહ બંધાઈ ગયો તે આ યજ્ઞને બંધ રાખવો જોઇએ. તમારા યજ્ઞનો દ્રોહ કરનાર અને ઘોડાને ચોરી જનાર ઇંદ્રે ગ્રહણ કરેલા અને મનને ફેરવી નાખે એવા પાખંડોમાં લોકો તણાયા જાયછે તે જુવો. લોકોનો વેદશાસ્ત્રથી સિદ્ધ થએલો ધર્મ કે જે વેનના અન્યાયથી નાશ પામી ગયો હતો તેને પાછો ચલાવવામાટે વિષ્ણુના દેહમાંથીજ અંશરૂપે તમે અહીં અવતર્યા છો. એટલામાટે હે રાજા! આ જગતનાં કલ્યાણનો વિચાર કરી અમલોકોની માગણીનો સ્વીકાર કરો અને પ્રચંડ પાખંડનો માર્ગ કે જે અધર્મને જન્મ આપનારી ઇંદ્રની માયારૂપ છે તેનો નાશ કરો.'

મૈત્રેય કેહેછે.—એપ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરવાથી પૃથુરાજાએ આગ્રહ મૂકી સ્નેહ રાખીને ઇંદ્રની સાથે સમાધાન કર્યું. ઘણાં કર્મ કરનારા પૃથુરાજા સ્નાન કરતાં, દેવતાઓ કે જેઓ તેમના યજ્ઞમાં તૃપ્ત થયા હતા તેઓએ વરદાન દીધાં. હે વિદુર! શ્રદ્ધા સહિત દક્ષિણા મળવાથી રાજી થએલા અને સત્કાર પામેલા વચનસિદ્ધિવાળા બ્રાહ્મણોએ પૃથુરાજાને આશિર્વચન આપીને કહ્યું કે 'હે મોટા રાજા! આપના બોલાવવાથી પિતૃ, દેવતા, ઋષિયો અને મનુષ્યો, જેઓ આવ્યા હતા તે સઘળાઓની દાન અને માનથી યથાયોગ્ય પૂજા થઇછે.' ૪૨

**त्वयाहूता महाबाहो सर्व एव समागताः।**
**पूजिता दानमानाभ्यां पितृदेवर्षिमानवाः॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

—•—

**॥ ऋषिरुवाच ॥***

**भगवानपि वैकुंठः साकं मघवता विभुः।**
**यज्ञैर्यज्ञपतिस्तुष्टो यज्ञभुक्तमभाषत ॥ १ ॥**

* આ વીશમા અધ્યાયમાં વિષ્ણુએ પૃથુને ઉપદેશ કર્યો અને વરદાનના પ્રસંગથી પરસ્પર પ્રીતિ થઈ, એ કથા કેહેવામાં આવશે.

મૈત્રેય કેહેછે.– યજ્ઞોના પતિ, યજ્ઞોને ભોગવનાર અને યજ્ઞોથી પ્રસન્ન થએલા ભગવાને ઇંદ્રની સમક્ષમાં પૃથુરાજાને કહ્યું કે–

‘આ ઇંદ્રે તમારા સો અશ્વમેધનો ભંગ કર્યોછે પણ હવે તમારી પાસેથી ક્ષમા માગેછે માટે ક્ષમા કરવી જોઇએ. હે રાજા! સુબુદ્ધિ અને ભલપણવાળા મોટા માણસો કોઇ પ્રાણીનો દ્રોહ કરેજ નહિ, કેમ કે તેઓ દેહને આત્મા માનતા નથી. તમારા જેવા પુરૂષો માયાથી મોહ પામે તો લાંબા દિવસની વૃદ્ધોની સેવા કરવાનો પરિશ્રમ તેઓને માથેજ પડ્યો સમજવો. માટે આ દેહ અજ્ઞાન, કામના અને કર્મથીજ થએલોછે એમ જાણી જ્ઞાની પુરૂષ દેહનેવિષે આસક્તિ રાખતો નથી. આ દેહમાં આસક્તિ નહિ રાખનારો કયો સમજુ પુરૂષ દેહે ઉત્પન્ન કરેલાં ઘર, સંતાન અને ધનમાં મમતા રાખે? આત્મા દેહથી જુદો છે; કેમ કે આત્મા એક છે અને દેહ અવસ્થાનેલીધે અનેક પ્રકારનો છે; આત્મા શુદ્ધ છે અને દેહ મલિન છે; આત્મા જ્ઞાનસ્વરૂપ છે અને દેહ જડ છે; આત્મા નિર્ગુણ છે અને દેહ સગુણ છે; આત્મા ગુણોનો આશ્રય છે અને દેહ ગુણોના આશ્રયથી રહ્યો છે; આત્મા મપાતો નથી અને દેહ મપાયછે; આત્મા કોઇથી ઢંકાતો નથી અને દેહ વસ્ત્રાદિકથી ઢંકાયછે; આત્મા દ્રષ્ટા છે અને દેહ દૃશ્ય છે; આત્મા સ્વતઃસિદ્ધ છે અને દેહ આત્માને લઇને સિદ્ધ થાયછે. આ પ્રમાણે પોતામાં રહેલા આત્માને જે પુરૂષ જાણેછે તે દેહમાં રહ્યા છતાં પણ દેહના વિકારથી લેપાતો નથી, કેમ કે તે મારાવિષેજ રહ્યોછે. હે રાજા! જે પુરૂષ નિષ્કામ રહી શ્રદ્ધા રાખી સ્વધર્મથી મારી ભક્તિ કરેછે તેનું મન ધીરે ધીરે નિર્મલ થાયછે. મન શુદ્ધ થાય ત્યારે ગુણમાત્રનો ત્યાગ થઈ સ્વરૂપનું સત્ય જ્ઞાન પ્રાપ્ત થતાં, શાંતિ કે જે ન્યારાપણાથી રેહેવારૂપ કેવળ બ્રહ્મની સ્થિતિ છે તેને પામેછે. આ ન્યારો અવિચળ આત્મા કોઇ સાથે સંબંધ રાખનાર નહિ છતાં દેહ, ઇંદ્રિય, ઇંદ્રિયોના દેવતા અને અંતઃકરણનો જાણે સ્વામી હોય તેમ રહેછે, એવી રીતે જે જાણે તેને મોક્ષ થાયછે. પાંચ ભૂત, ઇંદ્રિયો, દેવતા અને ચિદાભાસથી બનેલ હોવાનેલીધે આત્માથી જુદા દેહનેજ સંસાર છે; એટલામાટે મારામાં પ્રીતિ રાખનારા વિદ્વાન્ પુરૂષો સંપત્તિ જોવામાં આવતાં રાજી થતા નથી અને વિપત્તિ જોવામાં આવતાં ખેદ પામતા નથી. હે રાજા! તમે વિદ્વાન્ છો એટલામાટે સુખ-દુઃખમાં અને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠમાં સમાન ભાવથી રહી અને ઇંદ્રિયો તથા અંતઃકરણને વશ્ય કરી, મેં આપેલા કારભારી વગેરે સઘળા લોકોની સાથે સર્વ જગતનું રક્ષણ કરો. પ્રજાનું પાલન કરવું એજ રાજાને મોટું પુણ્ય છે, કેમ કે પ્રજાએ કરેલાં પુણ્યમાંથી છઠ્ઠો ભાગ રાજાને પરલોકમાં મળેછે. પણ જો રાજા પ્રજાની રક્ષા નહિ કરતાં પ્રજા પાસેથી કર લે તો પોતાનું પુણ્ય પ્રજાને જતાં પ્રજાનું પાપ પોતાને લાગેછે. આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણોની સંમતિથી ધર્મ, અર્થ અને કામમાં ધર્મને મુખ્ય અને કામ તથા અર્થને ગૌણ રાખી અને અંતઃકરણથી તે કોઇમાં આસક્તિ નહિ રાખી પ્રજાનું રક્ષણ કરશો તો લોકોની પ્રીતિ મળતાં મોક્ષ પણ અનાયાસથી મળશે અને થોડા દિવસમાં સનકાદિક તમારે ઘેર આવશે તેઓનાં દર્શન થશે. હે રાજા! મારી પાસેથી કોઇ વરદાન માગો; કેમ કે હું તમારા ગુણ અને શીલથી બંધાયો છું. હું યજ્ઞ, તપ કે યોગથી સેહેજ મળતો નથી પણ સમદૃષ્ટિવાળાઓની પાસેજ રહુંછું.’

મૈત્રેય કેહેછે.– એપ્રમાણે જગતના ગુરૂ ભગવાન્ આજ્ઞા કરતાં જગતને જીતી લેનાર પૃથુરાજાએ તેમની આજ્ઞા માથે ચડાવી, પગમાં પડતા અને પોતાનાં કામથી લજાએલા ઇંદ્રનું પ્રેમથી આલિંગન કરી દ્વેષ મૂકી દીધો. ભક્તિના વધારાથી ચરણમાં પડીને

પૃથુએ પૂજેલા, સત્પુરૂષોની સાથે મૈત્રી રાખનાર અને પૃથુની સામું જોતા વિશ્વાત્મા ભગવાન્ પોતાની પધારી જવાની તૈયારી છતાં પણ પૃથુની ઉપર અનુગ્રહ કરવાસારૂ રોકાવું પડતાં પધાર્યા નહિ. હાથ જોડી ઉભેલા પૃથુ રાજા, આંખોમાં આંસુ ભરાઈ આવવાથી ભગવાનની સામું નહિ જોઈ શકાતાં કાંઇ પણ બોલ્યા નહિ, પણ આંસુથી વ્યાકુલ થઈ ચૂપ ઊભા રહી હૃદયમાં ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા. પછી આંસુનાં ટીપાં લુઇ નાખી, નહિ તૃપ્તિ પામતી દૃષ્ટિથી દર્શન કરતા પૃથુ રાજાએ ભગવાન્ કે જે પૃથ્વીનો સ્પર્શ કરવાને દેવલોકોનો સંપ્રદાય નહિ છતાં પણ કૃપાથી પરવશ થઇ જવાને લીધે પૃથ્વીપર ચરણ ધરીને ગરૂડના ઉંચા ખભાપર હાથ મુકી ઉભા હતા તેમને કહ્યું.–

પૃથુ રાજા કેહેછે.– હે પ્રભુ! વિષયનાં સુખ કે જે દેહાભિમાનીઓએ ભોગવવા જેવાં છે અને નરકના પ્રાણીઓને પણ મળેછે, તેઓને આપજેવા સર્વેશ્વર પાસેથી સમજુ પુરૂષ કેમજ માગે? એટલામાટે હે મોક્ષના પતિ! એ સુખોને હું માગતો નથી, અને મોક્ષમાં પણ જો મોટા પુરૂષોના હૃદયમાંથી મુખદ્વારા નીકળતો આપના ચરણારવિંદનો મકરંદ (કથારસ) ન મળતો હોયતો તે મોક્ષસુખને પણ હું માગતો નથી, પરંતુ તમારી કથાના શ્રવણનેસારૂ મને દશ હજાર કાન કરી આપો એજ વર માગુંછું. હે મહારાજ! મહાત્માઓનાં મુખમાંથી નીકળતી આપના ચરણારવિંદની કથારૂપ અમૃતની કણીનો દૂરથી મળેલો પવનમાત્ર પણ ભૂલમાં પડી ગએલા કાચા યોગીઓને પાછું આત્મજ્ઞાનનું સ્મરણ આપેછે, એટલામાટે અમે કે જે સાર લેનારા છિયે તેઓને ભક્તિવિના બીજાં કોઇ વરદાનનું પ્રયોજન નથી. હે શુભ કીર્ત્તિવાળા! સત્પુરૂષોના સમાગમમાં તમારા સુખદાયી યશને એક વાર પણ જે માણસ સાંભળે તે જો ગુણને જાણનાર હોયતો પાછો તેમાંથી અટકેજ નહિ, પરંતુ પશુ હોય તેનો મેળ નહિ. લક્ષ્મી પણ પોતામાં સઘળા ગુણ એકઠા કરવાની ઇચ્છાથી તમારા ગુણોનેજ વરી છે. એટલામાટે આપ કે જે સર્વ પુરૂષોમાં ઉત્તમ અને ગુણોના નિવાસરૂપ છો તેને લક્ષ્મીની પેઠેજ ઉત્સાહ રાખીને હું ભજુંછું. જોકે એકી વખતે એકજ સ્વામીની એક પ્રકારનીજ સેવા કરવાની સ્પર્દ્ધા રાખનારાઓને પરસ્પરમાં કજીયો થવાનો સંભવ છે, તોપણ હું ધારૂંછું કે હું અને લક્ષ્મી એ બન્નેનું ચિત્ત આપના ચરણમાંજ એકાગ્ર રેહેશે તેથી તેમાં કજીયાનો અંકુરજ આવશે નહિ. હે જગદીશ્વર! જગદંબા લક્ષ્મી કે જેનાં કામમાં ભાગ લેવાની અમને ઇચ્છા છે તેની સાથે કદાચ વિરોધ થશે તોપણ આપ દીનવત્સલ હોવાથી અમારી થોડી સેવાને પણ ઘણી માનશો; કેમ કે આપ સ્વરૂપાનંદમાંજ રમણ કરનાર છો તેથી લક્ષ્મીની કશી જરૂર માનતા નથી. એટલામાટે આપ કે જે માયાના ગુણોનાં કાર્યથી રહિત છો તેમને નિષ્કામ પુરૂષો જ્ઞાન મળ્યા પછી પણ ભજેછે અને એ મહાત્મા પુરૂષોને આપના ચરણનાં સ્મરણ શિવાય બીજું કશું પ્રયોજન હોવાનું અમે ધારતા નથી. ભજન કરનારને વરદાન માગવાનું કેહેવું એ આપની વાત જગતને બંધન કરનારી છે એમ માનુંછું; કેમ કે આપની વાણીરૂપ દોરીથી લોકો બંધાએલાજ છે. અને જો ન બંધાએલ હોય તો વારંવાર ફલમાં મોહ પામીને કર્મ કરેજ કેમ? હે પરમેશ્વર! તમારી માયાએ લોકોને તમારાં સત્ય સ્વરૂપથી જુદા પાડ્યાછે, કેમ કે મૂર્ખ બનીને સ્વરૂપાનંદ શિવાય બીજાં પુત્રાદિક સુખને માગેછે. એટલામાટે હું પણ કે જે એ લોકોમાંનો એક છું તેને વરદાનરૂપ ભુલાવામાં નહિ નાખતાં પિતા જેમ વગર માગણીએજ બાલકનું હિત કરેછે તેવી રીતેજ આપે મારૂં હિત કરવું જોઇએ.

મૈત્રેય કેહેછે.– એપ્રમાણે પૃથુ રાજાએ સ્તુતિ કરતાં ભગવાને તેમને કહ્યું કે, ' હે રાજા ! તમને મારી ભક્તિ હોજો. તમેં મારી ભક્તિ કરવાનો વિચાર કર્યો એ ઘણું સારૂં કર્યું; કેમ કે એવા વિચારથી મારી અપાર માયાનો પાર આવી ગયોછે. હે રાજા ! હવે તમે સાવધાન રહી મારી આજ્ઞા પ્રમાણે ચાલજો. જે પુરૂષ મારી આજ્ઞા પ્રમાણે કરે તેનું સર્વ ઠેકાણે કલ્યાણ થાયછે.

મૈત્રેય કેહેછે.–એ પ્રમાણે પૃથુરાજાનાં સત્ય વચનનો સત્કાર કરી તથા તેમના ઉપર અનુગ્રહ કરી ભગવાને ત્યાંથી પધારવાનો વિચાર કર્યો. દેવ, ઋષિ, પિતૃ, ગંધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, કિન્નર, અપ્સરાઓ, મનુષ્યો, પક્ષિઓ અને બીજા પણ અનેક પ્રાણિયો કે જેઓનો પૃથુ રાજાએ ભગવદ્‌બુદ્ધિથી ભક્તિભાવસહિત વાણી, ધન અને હાથ જોડવાથી સત્કાર કર્યો તેઓ સઘળા ત્યાંથી ગયા અને તેપછી ભગવાનના પાર્ષદો પણ ગયા. ભગવાન્ પણ એ રાજાનું અને બ્રાહ્મણોનું જાણે મન હરી જતા હોય એવી રીતે પોતાના સ્થાનકમાં (રાજાના હૃદયમાં) પધાર્યા. આત્મસ્વરૂપનો ઉપદેશ કરનાર, જાણવામાં ન આવે એવા અને દેવતાઓના પણ દેવ ભગવાન્ ત્યાંથી અદૃશ્ય થતાં તેમને નમસ્કાર કરી પૃથુ રાજા પોતાના નગરમાં પધાર્યા. ૩૮

**अदृष्टाय नमस्कृत्य नृपः संदर्शितात्मने ।**
**अव्यक्ताय च देवानां देवाय स्वपुरं ययौ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**मौक्तिकैः कुसुमस्रग्भिर्दुकूलैः स्वर्णतोरणैः।**
**महासुरभिभिर्धूपैर्मंडितं तत्र तत्र वै ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.– પૃથુરાજા નગરમાં પધાર્યા તે સમયમાં મોતી, ફૂલની માળાઓ, વસ્ત્ર અને સોનાનાં તોરણોથી નગર શણગારેલું હતું. અત્યંત સુગંધિ ધૂપ ચારેકોર થઇ રહ્યા હતા. ગલીઓ, ચોવટા અને રાજમાર્ગોમાં ચંદન અને અગરૂવાળાં પાણી છાંટયાં હતાં. ફૂલ, અક્ષત, ફલ, જવારા, સાળ અને દીવાઓથી શોભી રહ્યું હતું. પોટા સહિત કેળના થંભ, નહાનાં સોપારીનાં ઝાડ અને ઝાડનાં પાનડાંઓની માળાઓથી ચારેકોર દીપી રહ્યું હતું. સ્વચ્છ કુંડલોથી શોભતી સ્ત્રિયો અને સુંદર કન્યાઓ તે સમયમાં દહી વગેરે સઘળા મંગલ પદાર્થો, દીવા અને ફલ-ફૂલ વગેરેને હાથમાં લઇ તેમને વધાવવા સારૂ સામે ગઈ. શંખ અને દુંદુભિના નાદ તથા બ્રાહ્મણોના વેદઘોષ ચારેકોર વ્યાપી રહ્યા હતા અને સર્વે લોકો વખાણ કરતા હતા. એપ્રમાણે સઘળી સમૃદ્ધિ છતાં પણ જેના મનમાં જરા પણ અભિમાન આવ્યું નહિ એવા પૃથુરાજા પોતાના ઘરમાં પધાર્યા. ચારે કોર સત્કાર પામેલા, મોટી કીર્તિવાળા, રાજી થએલા, અને પ્રિય વસ્તુ આપનારા પૃથુરાજાએ નગરના અને દેશના સઘળા લોકોનો સત્કાર કર્યો. એપ્રમાણે નિર્દોષ પદ્ધતિવાળા અને ગુણોથી અત્યંત મોટા પૃથુ રાજાએ મોટાં મોટાં કામો કરતાં પૃથ્વીનું રાજ્ય કર્યું અને છેલીવારે પોતાની મોટી કીર્ત્તિ પૃથ્વી ઉપર રાખીને પોતે પરમ પદ પામ્યા.

સૂત કેહેછે.– હે સભાના પતિ શૌનક! સઘળા ગુણોથી ભરેલી અને ગુણવાન્ લોકોએ વખાણેલી પૃથુ રાજાની કીર્ત્તિ સાંભળી, એ કીર્ત્તિ કેહેનારા મૈત્રેય મુનિનો સત્કાર કરતા મોટા વૈષ્ણવ વિદુરજી બોલ્યા.

વિદુર કેહેછે.– બ્રાહ્મણોએ અભિષેક કરતાં સઘળા દેવતાઓએ જેમને ઉત્તમ વ-

* આ અધ્યાયમાં મોટા યજ્ઞમાં દેવતાઓ વગેરેની મોટી સભાવચ્ચે પૃથુ રાજાએ પ્રજાઓને ઉપદેશ દીધાની કથા કેહેવાશે.

સ્તુઓ આપી અને વિષ્ણુના તેજવાળા હાથેથી જેમણે પૃથ્વીનું દોહન કર્યું, તે પૃથુ રાજાની કીર્ત્તિને કયો સમજુ પુરૂષ ન સાંભળે? કેમ કે તેમણે કરેલાં પૃથ્વીનાં દોહનથીજ સર્વે રાજાઓ, લોકો અને લોકપાલ દેવતાઓને હમણાંસુધી આજીવિકા મળ્યે જાયછે. માટે હજી પણ તેમનું પવિત્ર ચરિત્ર મારી પાસે કહો.

મૈત્રેય કેહેછે.—જે દેશ ગંગા અને યમુનાની વચમાં છે તેમાં રેહેતા પૃથુ રાજા સુખની આસક્તિથી નહિ પણ કેવળ કરેલાં પુણ્યોનો ત્યાગ કરવાની ઇચ્છાથી પ્રારબ્ધ કર્મનેલીધે મળતાં સુખ ભોગવવા લાગ્યા. સાતે દ્વીપના ચક્રવર્ત્તિ એ પૃથુ રાજાની આજ્ઞા બ્રાહ્મણો અને વૈષ્ણવો શિવાય બીજાં કોઇ પણ ઠેકાણામાં અટકતી ન હતી. એક દિવસે પૃથુ રાજાએ મોટા યજ્ઞની દીક્ષા લીધી હતી તે સમયમાં ત્યાં દેવતાઓ, બ્રહ્મર્ષિયો અને રાજર્ષિયોની સભા મળી હતી. તે સભામાં સઘળા પૂજ્ય પુરૂષોની યોગ્ય પૂજા થઇ ગયા પછી તારાઓમાં ચંદ્રમાની પેઠે સભાસદોમાં પૃથુ રાજા ઉભા થયા. ઊંચા, પુષ્ટ અને લાંબા હાથવાળા, ગૌરવર્ણવાળા, કમલસરખાં રાતાં નેત્રવાળા, નાસિકા અને મુખની શોભાવાળા, સૌમ્ય, પુષ્ટ ખભાવાળા, સારા દાંત અને મંદ હાસ્યવાળા, છાતી અને કટિપશ્ચાદ્‌ભાગમાં વિસ્તારવાળા, ત્રણ વલિથી શોભતા, પિપળાનાં પાનડાં સરખાં પેટવાળા, ઊંડી નાભિવાળા, બળવાન્, સોનાસરખા સાથળવાળા, પગના ઊંચા ફણાવાળા, ઝીણા વાંકા શ્યામ અને સ્નિગ્ધ કેશવાળા, શંખસરખા કંઠવાળા, અને યજ્ઞસંબંધી વ્રતનાં કારણથી ઘરેણાં ઉતારી મુકવાનેલીધે જેનાં સર્વે અંગોની સ્વભાવિક શોભા સ્પષ્ટ દેખાતી હતી એવા પૃથુ રાજાએ શીતળ અને સ્નેહ ભરેલી આંખોથી ચારેકોર નજર કરી, જાણે સભાને રાજી કરતા હોય એવી રીતે સુંદર, વખણાએલ, શુદ્ધ અને ગંભીર અર્થવાળું ભાષણ મોટી ધીરજથી કરવા માંડ્યું. એ સમયમાં એક ઘણા મૂલ્યવાળું વસ્ત્ર પેહેર્યું હતું અને એક ઓઢ્યું હતું તથા તેની ઉપર મૃગચર્મ ધરી લીધું હતું. હાથમાં દર્ભ રાખ્યા હતા અને સઘળી યોગ્ય ક્રિયા કરી લીધી હતી.

પૃથુરાજા ભાષણ કરેછે.—હે અહીં આવેલા સજ્જન સભાસદો! તમારૂં કલ્યાણ થાઓ અને મારી વાત સાંભળો. જેઓને ધર્મ જાણવાની ઇચ્છા હોય તેઓએ પોતાના વિચાર સજ્જનો પાસે કેહેવાજ જોઇએ, એટલામાટે હું જે મારા વિચાર છે તે કહી દેખાડુંછું. પ્રજાની રક્ષા કરવી, તેઓને આજીવિકા આપવી, જુદા જુદા યોગ્ય નિયમોમાં સર્વને ચલાવવા અને અપરાધીઓને શિક્ષા કરવી એટલાં કામ કરવાનેસારૂ હું રાજ્યના અધિકારમાં જોડાએલો છું; તો ધારૂંછું કે જેના ઉપર ઈશ્વર પ્રસન્ન થાય તે વેદપ્રમાણે ચાલનાર માણસને સર્વ મનોરથ પૂરનારાં જે જે સ્થાનકોની પ્રાપ્તિ થાયછે તે તે સ્થાનકોની પ્રાપ્તિ, યોગ્ય રીતે રાજ્યનો અધિકાર ચલાવવાથી મને પણ થશે. જે રાજા પ્રજાઓને ધર્મની શીખામણ નહિ આપતાં છતાં તેઓની પાસેથી કર લેછે તે પોતાનું ઐશ્વર્ય ખોઈ બેસતાં પ્રજાના પાપનો ભાગી થાયછે. એટલામાટે હે પ્રજાઓ! મારૂં કલ્યાણ કરવાનેસારૂ ઈશ્વરાર્પણ બુદ્ધિથી સ્વધર્મ પાળવારૂપ જે તમલોકોનું કામ છે, તે કરો અને તેમ કરવાથી તમોએ મારા ઉપર ઉપકાર કર્યો માનીશ. હે નિર્મલ મનવાળા પિતૃ, દેવતા અને ઋષિયો! તમે પણ આ વાતમાં સમ્મતિ આપશોજ, કેમકે ધર્મની વાતમાં શીખવનારને, આજ્ઞા કરનારને અને સંમતિ આપનારને પણ જે પરલોકમાં મળવાનું ફળ છે તે સરખુંજ મળેછે. હે મહાત્મા પુરૂષો! જોકે કેટલાએક નિરીશ્વરવાદી પણ છે તોપણ કેટલાએક 'ઈશ્વર છે' એવો સિદ્ધાંત પણ કરેલો છે. અને એ

સિદ્ધાંત સયુક્તિક લાગેછે, કેમકે આ લોકમાં અને પરલોકમાં કોઇ કોઇને ઘણાંજ સારાં સ્થાનક અને શરીર મળતાં જોવામાં આવેછે, તે જો કોઈ જગતનો નિયંતા ઇશ્વર ન હોય તો થવું સંભવતું નથી. જોકે ઘડીભર કર્મની વિચિત્રતાને લીધેજ ઉપર કહેલો સંભવ થવાનું માનશું, તોપણ વિદ્વાનોના અનુભવ ઉપરથી ઈશ્વર હોવાની વાત મજબૂત રીતે સિદ્ધ થાયછે. મનુ, ઉત્તાનપાદરાજા, ધ્રુવરાજા, પ્રિયવ્રતરાજા, અમારા બાપનો બાપ અંગરાજા, બ્રહ્મા, સદાશિવ, પ્રલ્હાદ, બલિરાજા અને એવાજ બીજા પણ વિદ્વાન્ અને મહાત્માઓએ સ્વીકારેલું છે કે કર્મ પોતે જડ હોવાથી ફળ દેવામાં અસમર્થ છે, માટે કર્મનાં ફળ આપનાર ઈશ્વર હોવાજ જોઇએ. ઈશ્વરને નહિ માનનારા તો વેનરાજા વગેરે કે જેઓ નાસ્તિક અને દયાને પાત્ર ગણાયછે તેઓજ હતા. ધર્મ, અર્થ, કામ, સ્વર્ગ અને મોક્ષ મળવામાં સઘળે એકસરખાં કારણનો વિચાર કરિયે તો કર્મ પોતે જડ હોવાથી તેને ફળ દેનારપણું ઘટતું નથી અને બીજા દેવતાઓ પરતંત્ર હોવાથી તેઓને પણ ફળ દેનારપણું સંભવતું નથી. તેમજ બે જણનાં કર્મ સરખાં છતાં તેના ફળમાં ફેરફાર થાયછે અને કોઈ વખત કર્મ કર્યા છતાં પણ તેનું ફળ મળતું નથી, માટે સ્વતંત્રપણાથી કરવાનું ન કરવાનું અને ગમે તેવા ફેરફાર કરવાનું પણ સામર્થ્ય ધરનાર કોઈ પરમેશ્વર હોવોજ જોઇએ એમ સિદ્ધ થાયછે. જેના ચરણ સેવવાની પ્રીતિ રોજ રોજ વધીને, ગંગાજી જેમ મેલને મટાડે તેમ સંસારની બળતરાવાળા માણસોની બુદ્ધિના સઘળા જન્મના ચડી ગયેલા મેલને તુરત મટાડેછે, અને સઘળા મનના મેલ મટીજતાં વૈરાગ્યથી થયેલાં આત્મજ્ઞાનનાં બળવાળો પુરૂષ જેના ચરણના મૂળમાં નિવાસ કરીને પાછો દુઃખદાયી સંસારમાં પડતો નથી, તે સઘળી ઇચ્છા પૂરનાર ભગવાનનેજ તમે પોતપોતાના યોગ્ય ઉદ્યમોમાં રેહેતાં નિષ્કપટપણે મન વચન અને કાયાથી ભજો અને તે ભજન કરવાથી અધિકારપ્રમાણે સિદ્ધિ અવશ્ય થશે એવો નિશ્ચય રાખો. ભગવાન્ જોકે સ્વરૂપથી શુદ્ધ જ્ઞાનઘન અને નિર્ગુણ છે તોપણ કર્મમાર્ગમાં અનેક પદાર્થોથી થતા યજ્ઞરૂપ પણ તેજ થાયછે; કેમકે યજ્ઞમાં જુદાં જુદાં ધાન્ય વગેરે પદાર્થો, વર્ણ, ક્રિયા, મંત્ર, સંકલ્પ, પદાર્થોની શક્તિ, નોખનોખાં નામ અને તે સર્વેથી થતાં કામ, એ સઘળું ભગવાનનુંજ સ્વરૂપ છે. આ ભગવાનનો સ્વરૂપાનંદજ, માયા, કાળ, વાસના અને અદૃષ્ટથી બનેલાં શરીરની વિષયાકાર બુદ્ધિમાં પ્રતિબિંબિત થઇને જાણે બીજાં કામથી કે પદાર્થથી મળેલો હોય એમ જણાયછે; તેનું દૃષ્ટાંત અગ્નિ છે. જેમકે અગ્નિ એકજ છે તોપણ કાષ્ઠના સંયોગથી કાષ્ઠપ્રમાણે લંબાઈ, ટુંકાઈ અને વાંકાઇવાળો જણાયછે. જે આ મારી પ્રજા પૃથ્વીમાં દૃઢ નિયમ રાખીને દેવના દેવ અને સર્વના ગુરૂ ભગવાનની નિરંતર સ્વધર્મ પાળવાથી ભક્તિ કરેછે, તે મારા ઉપર અનુગ્રહ કરેછે એમ ધારૂંછું. હે રાજાઓ! સમૃદ્ધિ નહિ છતાં પણ સુખ-દુઃખને સહન કરવાથી તપથી અને વિદ્યાથી પ્રકાશતાં બ્રાહ્મણોનાં અને વૈષ્ણવોનાં કુલ ઉપર, તમે સમૃદ્ધિથી થએલું પોતાનું જોર કદી પણ ચલાવશો મા. હે લોકો! બ્રહ્મણ્યદેવ, મહાત્માઓમાં અગ્રણી અને પુરાણપુરૂષ ભગવાન્, નિરંતર જેઓના ચરણમાં વંદન કરવાથી અવિચલ લક્ષ્મી અને જગતને પવિત્ર કરનાર કીર્તિ પામ્યા છે અને જેઓની સેવા કરવાથી સર્વેના અંતર્યામી, સ્વયંપ્રકાશ અને બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર ઈશ્વર અત્યંત પ્રસન્ન થાયછે, તે બ્રાહ્મણોનાં કુલની તમે સર્વ પ્રકારે નમ્રતાથી અને તેઓના કહેલા ધર્મોમાં તત્પર રહીને સેવા કરજો. જેઓની નિરંતર સેવા કરવાથી પોતાની મેળેજ તરત અંતઃકરણ શુદ્ધ થવાનેલીધે માણસને મોક્ષ મળેછે, તે

બ્રાહ્મણો કરતાં વધારે વળી દેવતાઓનું મુખ ક્યું છે? બ્રાહ્મણો ભગવાનની સચેતન મૂર્ત્તિ છે એમ ધારીને દેવતાઓનાં નામથી બ્રાહ્મણોના મોહોડામાં હોમેલા (ખવરાવેલા) પવિત્ર પદાર્થોને અંતર્યામી અને જ્ઞાનથી પમાય એવા ભગવાન્ જેવી રીતે સ્વીકારેછે, તેવી રીતે અગ્નિ કે જે અચેતન છે તેમાં હોમેલા પદાર્થોને સ્વીકારતા નથી. હે આર્ય લોકો! દોષ રહિત, સનાતન અને સર્વ પદાર્થો જોવાના અરીસા જેવા વેદને જે બ્રાહ્મણો શ્રદ્ધા, તપ, સદાચરણ, મૌન (ભણવામાં અડચણ આવે એવી વાતોનો ત્યાગ) અને જિતેંદ્રિયપણાથી નિરંતર ધરી રહ્યા છે અને એકાગ્રચિત્તથી તેના અર્થનો પણ વિચાર કરેછે, તે બ્રાહ્મણોના ચરણરજને હું જીવતાં સુધી માથે ચડાવું એવી મારી ઇશ્વર પાસે પ્રાર્થના છે; કેમ કે એ રજને નિરંતર ધારણ કરનારનાં પાપ તુરત મટેછે અને સઘળાં શુભ પ્રાપ્ત થાયછે. જે માણસ ગુણવાન્, સારા સ્વભાવનેજ ધન કરી માનનાર, કર્યા ઉપકારને જાણનાર અને વૃદ્ધોની સેવા કરનાર હોય તે માણસને સમૃદ્ધિયો પોતાની મેળેજ વરતી આવેછે; એટલામાટે હું માગુંછું કે બ્રાહ્મણો, ગાયો, ભગવાન્ અને ભગવાનના પાર્ષદો મને પ્રસન્ન થજો.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે પૃથુરાજાએ ભાષણ કરતાં પિતૃ, દેવતા, બ્રાહ્મણો અને બીજા પણ સજ્જનો રાજી થઇને વખાણ કરવા લાગ્યા કે—'સુપુત્ર હોય તો પિતાને સારા લોકની પ્રાપ્તિ થાયછે' એવું વેદનું વચન સાચું પડ્યું; કેમ કે બ્રાહ્મણના શાપથી મરણ પામેલો પાપી વેનરાજા પણ નરકમાંથી નીકળી ગયો. હિરણ્યકશિપુ દૈત્ય પણ ભગવાનની નિંદા કરવાથી નરકમાં પડવાનો અધિકારી હતો, પણ પોતાના પુત્ર પ્રલ્હાદના પ્રતાપથી તરી ગયો હતો. હે પૃથ્વીના પિતા મહાવીર રાજા! તમે ઘણાં વર્ષ સુધી ચિરંજીવ રહો; કેમ કે સર્વ લોકોના સ્વામી ભગવાનની તમને આવી ભક્તિ છે. હે પવિત્ર કીર્તિવાળા! અહો, તમે અમારા સ્વામી છો તેથી આજ ભગવાનજ અમારા સ્વામી થયાછે એમ માનિયે છિયે; કેમકે તમે મોટી કીર્તિવાળા અને બ્રહ્મણ્યદેવ ભગવાનનીજ વાતો અમને સંભળાવો છો. હે નાથ! તમે પોતાના આશ્રિતોને શીખામણ આપો એમાં કાંઈ મોટું આશ્ચર્ય નથી; કેમ કે કરૂણાથી ભરેલા મહાત્મા પુરૂષોનો પ્રજાની ઉપર પ્રીતિ રાખવાનોજ સ્વભાવ હોયછે. હે પ્રભુ! અમે કે જે પ્રારબ્ધ કર્મથી અનેક જન્મમાં ભટકતા અને જ્ઞાન વગરના છિયે તેઓને આજ આપે અજ્ઞાનનો છેડો દેખાડ્યો. બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં પ્રવેશ કરી પોતાની શક્તિથી તેઓનું અને જગતનું પાલન કરનાર, સત્વગુણના વધારાવાળા, અને મહાપુરૂષ વિષ્ણુરૂપ જે આપ છો તેમને પ્રણામ કરિયે છિયે.

**नमो विवृद्धसत्वाय पुरुषाय महीयसे। यो ब्रह्मक्षत्रमाविश्य बिभर्तीदं स्वतेजसा॥५१॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**जनेषु प्रगृणत्स्वेवं पृथुं पृथुलविक्रमम्। तत्रोपजग्मुर्मुनयश्चत्वारः सूर्यवर्चसः॥१॥**

મૈત્રેય કેહેછે.—એપ્રમાણે મોટા પરાક્રમી પૃથુરાજાનાં લોકો વખાણ કરતા હતા, તે સમયમાં સૂર્યજેવા તેજસ્વી ચાર મુનિયો ત્યાં આવ્યા. આકાશમાંથી ઉતરતા એ મોટા સિદ્ધ લોકોને તેઓની કાંતિ કે જેથી લોકો નિષ્પાપ થાયછે તે ઉપરથી રાજાએ અને તેમના અનુચરોએ 'સનકાદિક છે'

* આ બાવીશમા અધ્યાયમાં, ભગવાનની આજ્ઞાપ્રમાણે સનત્કુમારે પૃથુ રાજાને બ્રહ્મજ્ઞાન આપ્યાની કથા કેહેવાશે.

એમ ઓળખ્યા. એઓનાં દર્શનથી પોતાનાં શરીરમાંથી બહાર નીકળી ઊંચા ગએલા પ્રાણોને[1] જાણે પાછા લેવાના હેતુથી હોય તેમ પૃથુ રાજા પોતાના સભાસદો અને અનુચરોએ સહિત તેઓની સામા ઉભા થયા. જીવ જેમ ગંધવગેરે વિષયોને લેવાને ઉત્સુક થાય તેમ સનકાદિકને લેવાને પૃથુ રાજા ઉત્સુક થયા. તેઓનાં મહાત્માપણાથી વશ્ય થએલા વિવેકી પૃથુરાજાએ વિનયથી માથું નમાવી તેઓને અર્ઘ આપી આસનપર બેસાડીને વિધિસહિત પૂજા કરી. તેઓના પગ ધોઇને તેનાં ચરણામૃતથી પોતાના કેશનું માર્જન કર્યું અને તે ઉપરાંત પણ સદાચારવાળાઓની રીતિને જાણે પોતે માન દેતા હોય તેમ તે પ્રમાણે સઘળું કર્યું. કુંડોમાં અગ્નિઓની પેઠે સુવર્ણનાં આસનોપર બેઠેલા એ સદાશિવના મોટા ભાઇઓને શ્રદ્ધાસહિત અને જિતેંદ્રિય પૃથુ રાજાએ પ્રીતિથી નીચેપ્રમાણે કહ્યું.

પૃથુ કેહેછે.—હે શુભ સ્થિતિવાળાઓ! મેં કયું પુણ્ય કર્યું હશે કે જેનેલીધે યોગિયોને પણ ન મળે એવું આપનું દર્શન થયું. બ્રાહ્મણો અને પાર્ષદોસહિત શિવ તથા વિષ્ણુ જેના ઉપર પ્રસન્ન થાય તે પુરૂષને આ લોકમાં તથા પરલોકમાં કયી વસ્તુ દુર્લભ રેહે? તમે જગતમાં ફર્યા કરોછો તોપણ મહત્તત્ત્વ વગેરે પદાર્થો જેમ સર્વના દ્રષ્ટા આત્માને જાણતા નથી તેમ તમને લોકો જાણતા નથી. જેઓના ઘરનાં જલ, ખડ, ભૂમિ, ચાકર-નોકર અને ધણીનો મહાત્મા પુરૂષો સ્વીકાર કરે, તે ભલા ગૃહસ્થાશ્રમિયો નિર્ધન હોય તોપણ ભાગ્યશાળી છે. જે ઘર સઘળી સંપત્તિઓથી ભરપૂર છતાં પણ વૈષ્ણવોના ચરણરજથી રહિત હોય તેઓને સર્પનાં દર જેવાં જાણુંછું. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! તમે કે જેઓના નિયમોને બીજા ધીર લોકો બાળકપણામાંજ મુક્તિ પામવાની ઇચ્છાથી પાળેછે તેઓનું આવવું ભલે થયું. હે સ્વામીઓ! અમે કે જેઓ વિષયનેજ સ્વાર્થરૂપ કરી માનનારા અને આ દુઃખમય સંસારમાં પોતાનાં કર્મથી પડેલા છિયે તેઓનું કુશળ છે? આપ જેવા આત્મારામ કે જેઓની બુદ્ધિમાં કુશલ કે અકુશલનો ભેદજ નથી તેઓની કુશલતા પૂછવી તો ઘટેજ નહિ, એટલામાટે અમારીજ કુશલતા પૂછુંછું. હું પરિપૂર્ણ વિશ્વાસ રાખી તમે કે જેઓ સંસારથી તાપ પામેલાઓનું રક્ષણ કરનાર છો તેઓને પૂછુંછું કે આ સંસારમાં કયા પ્રકારથી અનાયાસે કલ્યાણ થાય? હું માનુંછું કે ધીર લોકોને પ્રિય અને તેઓને પોતાનું સ્વરૂપ દેખાડનાર ભગવાન્ પોતાના ભક્તોની ઉપર અનુગ્રહ કરવાસારૂ સિદ્ધ લોકોના સ્વરૂપથી પૃથ્વીમાં ફરેછે.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે ન્યાયથી ભરેલું, ગંભીર અર્થવાળું, થોડા અક્ષરનું અને પ્રિય લાગે એવું પૃથુ રાજાનું ઉત્તમ વચન સાંભળી પ્રીતિથી જાણે હસતા હોય એમ જણાતા સનત્કુમાર બોલ્યા.

સનત્કુમાર કેહેછે.—હે રાજા! તમે સઘળી વાત જાણોછો તોપણ સર્વ પ્રાણીઓને જણાવી તેઓનું હિત કરવાના વિચારથી આ વાત તમે ઠીક પૂછી. સાધુ પુરૂષોના વિચાર એવાજ હોય. સજ્જનોના સમાગમમાં કહેનાર અને સાંભળનાર એ બેયને સારૂં છે; કેમકે તેઓના પૂછવા અને ભાષણ કરવાથી સર્વનું કલ્યાણ થાયછે. હે રાજા! ભગવાનના ચરણારવિંદના ગુણોનું વર્ણન કરવામાં સાચી પ્રીતિ, કે જે મનના તૃષ્ણારૂપ મજબુત મેલને મટાડનાર અને અલભ્ય છે તે તો તમને છેજ. (એટલે તે વિષે વધારે ભલામણ કરવાની જરૂર નથી.) આત્મા શિવાય બીજા પદાર્થોમાં વૈરાગ્ય અને નિર્ગુણ

[1] શ્રુતિમાં કહ્યુંછે કે વૃદ્ધ આવે ત્યારે જુવાનના પ્રાણ ઊંચા ચઢવા માંડેછે પણ સામા ઊઠી ઊભા થવાથી અને પ્રણામ કરવાથી તે પ્રાણ પાછા પ્રાપ્ત થાય.

આત્મામાં દૃઢ પ્રીતિ રાખવી એટલીજ માણસના કલ્યાણનો ઉપાય છે એમ સારા વિચારવાળાં શાસ્ત્રોમાં નિર્ણય કર્યોછે. શ્રદ્ધા રાખવાથી, ભગવાનના ધર્મ પાળવાથી, જ્ઞાન સંબંધી નવા નવા વિષય જાણવાની ઇચ્છા રાખવાથી, બ્રહ્મજ્ઞાનનાં સાધનોમાં નિષ્ઠા રાખવાથી, યોગી લોકોની સેવાથી, ભગવાનની પવિત્ર કથા નિત્ય સાંભળવાથી, ધન અને કામનામાં લાગેલાઓની સાથે સમાગમની ઇચ્છા મૂકી દેવાથી, ધન અને વિષયોનો સ્વીકાર છોડી દેવાથી, એકાંતસ્થલમાં રેહેવાની પ્રીતિ રાખવાથી, પોતામાંજ સંતોષ રાખવાથી, ભગવાનના ગુણોનું શ્રવણ કરવામાં સંતોષ નહિ રાખવાથી, કોઇને પણ પીડા નહિ કરવાથી, વૃત્તિમાં શાંતિ વગેરે શુભ ગુણોનું સંપાદન કરવાથી, પોતાનાં હિતનો વિચાર કરવાથી, ભગવાનની લીલાનું સ્મરણ કરવાનાં સુખથી, નિષ્કામપણે યમ અને નિયમ પાળવાથી, કોઈની પણ નિંદા નહિ કરવાથી, યોગક્ષેમનેમાટે ઉદ્યમ કરવાનું છોડી દેવાથી, સુખદુઃખાદિક જોટાના પદાર્થોને સહન કરવાની ટેવ પાડવાથી, અને ભક્તોના કાનના શણગારરૂપ ભગવાનના ગુણોનું વર્ણન થતાં વધતી જતી ભક્તિથી કાર્યકારણરૂપ સઘળા જડ પદાર્થોમાં વૈરાગ્ય અને નિર્ગુણ સ્વરૂપમાં પ્રીતિ અનાયાસે થાયછે. ગુરૂની સેવા કરનાર પુરૂષને પરમાત્મામાં સાચેસાચી પ્રીતિ થાય ત્યારે અરણીથી ઉત્પન્ન થતા અગ્નિથી અરણીની પેઠે જ્ઞાન અને વૈરાગ્યના જોરથી તેનું પાંચ ભૂતરૂપ અને અવિદ્યા વગેરે પાંચ ક્લેશરૂપ[1] લિંગ શરીર પાછો કોંટો ન ફૂટે એવી રીતે બળી જાયછે. લિંગ શરીરનો નાશ થવાથી તેના કર્ત્તાપણું અને ભોક્તાપણું વગેરે સઘળા ગુણો છૂટી જતાં દૃશ્ય અને દ્રષ્ટાનો ભેદ જે પ્રથમ જણાતો હતો તે મટી જાય એટલે પછી પુરૂષ, જાગેલો જેમ સ્વપ્ન અવસ્થાના પદાર્થોને દેખે નહિ તેમ પોતાથી બહારના ઘટાદિક પદાર્થોને અને અંદરના સુખદુઃખાદિક પદાર્થોને પણ દેખે નહિ. દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ અંતઃકરણનેલીધેજ જણાયછે, કેમ કે જાગ્રત અને સ્વપ્નમાં અંતઃકરણ હોવાથી પોતે જોનાર, જોવાના પદાર્થો અને તેઓનો સંબંધ કરનાર અહંકાર જોવામાં આવેછે, પણ સુષુપ્તિમાં અંતઃકરણ નહિ હોવાથી તે કશું જોવામાં આવતું નથી. દૃષ્ટાંત જોઇએ તો જગતમાં પણ પાણી કે અરીસો વગેરે હોય તોજ પોતાનો અને પોતાના પ્રતિબિંબનો ભેદ જોવામાં આવેછે, પણ પાણી કે અરીસો વગેરે ન હોય તો તે ભેદ જોવામાં આવતો નથી. વિષયોનું આસક્તિથી સ્મરણ કરનારાઓની ઇંદ્રિયોને વિષયો ખેંચી જાયછે અને ઇંદ્રિયો મનને ખેંચી જાયછે અને મન, બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિને હરી લેછે. કાંઠે ઉગેલું દર્ભ વગેરેનું ઝુંબડું પોતાનાં મૂળેકરીને જલાશયમાંથી પાણીને ખેંચતું જાયછે પણ તે વાતની જેમ અવિવેકી માણસને ખબર પડતી નથી, તેમ ઉપર કહેલું ઇંદ્રિય વગેરેનું ખેંચાણ થવાની પણ ખબર પડતી નથી. બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિ હરાઇ જાય એટલે તેને પછવાડે આગળ-પાછળનું સ્મરણ જતું રેહેછે અને તે સ્મરણ જાય એટલે જ્ઞાન પણ જતું રેહેછે. એ પ્રમાણે થવા દીધું એટલે પોતાને હાથેજ પોતાની ખરાબી કરી કેહેવાયછે. જે આત્માઉપરના પ્રેમનેલીધેજ બીજું સઘળું પ્રિય લાગેછે તે આત્માની પોતાને હાથેજ ખરાબી કરવાથી જે સ્વાર્થની હાનિ થાયછે તેના જેવી બીજી કોઈ પણ જગતમાં સ્વાર્થની હાનિ સમજવી

૧ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ એ પાંચ ક્લેશ કેહેવાયછે. સ્વરૂપનું વિસ્મરણ થવું તે અવિદ્યા. દેહને હું છું એમ માનવું એ અસ્મિતા. દેહાભિમાનથી દેહને અનુકૂલ પદાર્થોમાં પ્રીતિ તે રાગ. પ્રતિકૂલ પદાર્થો ઉપર અપ્રીતિ તે દ્વેષ. અનુકૂલ પદાર્થોનો નાશ થતાં પોતાનો નાશ માની બેસવાનું અભિમાન તે અભિનિવેશ.

નહિ. ધન અને કામની તૃષ્ણા રાખવી એજ મનુષ્યોના સઘળા પુરૂષાર્થની હાનિ છે એમ સમજવું, કેમ કે એ તૃષ્ણા રાખવાથી શાસ્ત્રનું જ્ઞાન અને સ્વરૂપનો અનુભવ ભ્રષ્ટ થઈ જતાં સ્થાવરનો અવતાર આવેછે. તીવ્ર સંસારરૂપ અંધારામાંથી પાર પામવાને ઇચ્છનારા પુરૂષે સંગ કે જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થોને અત્યંત નાશ કરનાર છે તે કદીપણ કરવો નહિ જોઇએ. એ ચારે પુરૂષાર્થોમાં પણ મોક્ષ સર્વોત્તમ પુરૂષાર્થ ગણાયછે, કેમ કે બાકીના ત્રણમાં નિરંતર કાળનો ભય રહ્યા કરેછે. સૃષ્ટિમાં આપણાથી તે છેક બ્રહ્માદિકસુધી જેઓ ઉત્પન્ન થએલા છે તેઓના મનોરથને કાળ તોડી નાખેછે તેથી કોઇને પણ ખરૂં સુખ નથી. અનાત્મ (જડ) વસ્તુમાં આસક્તિ રાખવાથી અનર્થ થાયછે એટલામાટે હે રાજા! દેહ, ઇંદ્રિય, પ્રાણ, બુદ્ધિ અને અહંકારથી વીંટાએલાં સ્થાવર-જંગમોમાં અંતર્યામીરૂપે પ્રત્યક્ષ અને દેશ, કાળ તથા વસ્તુના માપથી રહિત જે પ્રકાશેછે અને અંતર્વૃત્તિથી જે જણાયછે તે બ્રહ્મ હું છું (अहं ब्रह्मास्मि) એમ જાણો. વિવેક પ્રાપ્ત થતાં ટળી જવાનું આ ઊંચ-નીચ અને કાર્ય-કારણરૂપ જગત્ જેમાં માલામાં સર્પની પેઠે ખોટુંજ દેખાયછે તે પરબ્રહ્મ કે જે નિત્ય મુક્ત, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, સત્ય, અને કર્મથી મેલી થએલી માયાનો પરાભવ કરનાર છે તેને પ્રણામ કરૂંછું. જેના ચરણરૂપી કમળનાં કુંપળિયાંરૂપ આંગળીઓની કાંતિની ભક્તિ કરવાથી મહાત્માઓ દેહાભિમાનરૂપ મજબુત ગાંઠને તોડી નાખેછે કે જેવી બીજા યોગિયો કે જેઓએ પોતાની ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકી હોય અને મનમાંથી પણ વિષયની આસક્તિ કહાડી નાખી હોય તેઓએ પણ તોડી શકાતી નથી તે ભગવાનની શરણે રહો. જેમાં છ ઇંદ્રિયોરૂપ ઝૂડ છે એવા આ સંસારરૂપ સમુદ્રને જેઓ યોગાદિક સાધનથી તરી જવાને ઇચ્છેછે તેઓને ઘણો પરિશ્રમ પડેછે, એટલામાટે હે પૃથુરાજા! તમે તો ભગવાનનાં ભજવાયોગ્ય ચરણારવિંદને વહાણરૂપ કરી, આ દુસ્તર અને દુઃખરૂપ સંસારસમુદ્રને તરો.

મૈત્રેય કેહેછે.— એપ્રમાણે બ્રહ્માના પુત્ર અને બ્રહ્મવેત્તા સનત્કુમારે આત્માનું સ્વરૂપ સારી રીતે દેખાડી દેતાં પૃથુ રાજાએ પ્રશંસા કરીને તેમને નીચે પ્રમાણે કહ્યું.—

પૃથુ રાજા કેહેછે.— હે મહારાજ! દીનદયાલુ ભગવાને પૂર્વે મારા ઉપર અનુગ્રહ કર્યો હતો તે પરિપૂર્ણ કરવાને તમે પધાર્યા અને દયા કરીને સઘળું કામ પરિપૂર્ણ કર્યું. મારૂં રાજ્ય અને શરીર સઘળું મહાત્માઓનુંજ છે માટે ગુરૂદક્ષિણા તરીકે શું આપું? પ્રાણ, સ્ત્રી, દીકરા, સરસામાનસહિત ઘર, રાજ્ય, સૈન્ય, પૃથ્વી અને ભંડાર એ સઘળું મહાત્માઓનુંજ છે માટે મારા સ્વામિત્વ વગરનું હોવાથી દક્ષિણારૂપે અપાઇ શકે એમ નથી, તેથી નોકર જેમ રાજાનીજ ચીજ રાજાને નિવેદન કરે તેમ એ સઘળું આપને નિવેદન કરૂંછું. વેદ અને શાસ્ત્રને જાણનાર બ્રાહ્મણજ સેનાપતિ, ન્યાયાધીશ અને સર્વ લોકોનાં અધિપતિપણાને યોગ્ય છે. બ્રાહ્મણ પોતાનુંજ જમેછે, પોતાનુંજ પેહેરેછે અને પોતાનુંજ આપેછે, કેમ કે સઘળું બ્રાહ્મણોનુંજ છે અને બીજા ક્ષત્રિયાદિક તો બ્રાહ્મણોની દયાથી તેઓએ આપેલું અન્નજ ખાયછે તેથી આપી દેવામાં સ્વતંત્ર નથી. આત્મવિચારમાં એક નિશ્ચયવાળા અને વેદ જાણનારા આપે ઉત્તમ બ્રહ્મજ્ઞાન મને આપ્યું તેનો બદલો હાથ જોડવા શિવાય બીજો કશો આપી શકું એમ નથી. અને જે આપવા લાગે તે મશ્કરીનુંજ પાત્ર થાય એટલામાટે ઘણી દયાવાળા આપલોકો પોતે કરેલા ઉપકારથીજ નિરંતર રાજી રેહેજો.

મૈત્રેય કેહેછે.— એપ્રમાણે બોલી પૃથુ રાજાએ પૂજેલા અને તેના સ્વભાવનાં વખાણ કરતા એ બ્રહ્મજ્ઞાની સનકાદિક સર્વ લોકો

જોઈ રેહેતાં આકાશમાર્ગથી ગયા. બ્રહ્મજ્ઞાનથી થએલી એકાગ્રતાથી સ્વરૂપમાંજ રહેલા અને મહાત્માઓમાં અગ્રણી એ પૃથુ રાજા પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. દેશ, કાળ, બળ, યોગ્યતા અને ધન પ્રમાણે સઘળાં કર્મો કરી બ્રહ્માર્પણ કરતા હતા. કર્મનાં ફલ પરમાત્માને અર્પણ કરી કર્મમાં આસક્તિ નહિ રાખતા, સાવધાન અને આત્માને સર્વ કર્મનો સાક્ષી તથા દેહાદિકથી પર માનનાર પૃથુરાજા ઘરમાં રેહેતા હતા; અને ચક્રવર્તિ રાજા હતા તોપણ અહંકાર રહિત હોવાનેલીધે સૂર્યની પેઠે કોઇ પણ વિષયમાં આસક્ત થયા નહિ. એ પ્રમાણે અંતઃકરણમાં જ્ઞાનનિષ્ઠા રાખી લોકસંગ્રહનેમાટે કર્મ કરતા પૃથુરાજાને અર્ચિ નામની રાણીમાં પોતાજેવાજ વિજિતાશ્વ, ધૂમ્રકેશ, હર્યક્ષ, દ્રવિણ અને વૃક નામના પાંચ પુત્ર થયા હતા. પોતપોતાના સમયમાં સૃષ્ટિની રક્ષા કરવાસારૂ થતા ભગવાનના અવતારરૂપ, સઘળા લોકપાળોના ગુણોને એકલાજ ધરનાર અને મન, વાણી તથા ગુણનાં ભલપણથી બીજા ચંદ્રમાની પેઠે પ્રજાઓને રાજી કરતા પૃથુરાજા 'રાજા' એવા નામને ખરેખર યોગ્ય થયા હતા. સૂર્ય જેમ આઠ મહિનામાં પૃથ્વીના રસને ખેંચેછે અને ચોમાસામાં પાછો મૂકેછે તેમ પૃથુરાજા સમય પ્રમાણે પ્રજા પાસેથી ધન લેતા હતા અને યોગ્ય સમયે પાછું આપતા પણ હતા તથા સૂર્યની પેઠેજ પ્રતાપી હતા. તેજથી અગ્નિની પેઠે દુર્ધર્ષ ( રૂવાબદાર ) હતા. ઇંદ્રની પેઠે જીતી ન શકાય એવા અને પૃથ્વીની પેઠે સહનશક્તિવાળા હતા. સ્વર્ગની પેઠે મનુષ્યોને મનવાંછિત ફલ આપનાર, મેઘની પેઠે જોઇતા પદાર્થો આપીને તૃપ્ત કરનાર, સમુદ્રની પેઠે ગંભીર, પર્વતની પેઠે સ્થિરતાવાળા, યમરાજાની પેઠે શિક્ષા કરનાર, હિમાલયની પેઠે આશ્ચર્યોના સ્થાનકરૂપ, કુબેરની પેઠે ભંડારથી ભરપૂર, વરૂણની પેઠે ગુપ્ત વસ્તુ રાખનાર, વાયુની પેઠે સર્વ ઠેકાણે ફરી શકનાર તથા સર્વ પ્રકારના બળવાળા, અસહ્યપણાથી વાયુસરખા, રૂપમાં કામદેવસરખા, હિમ્મતમાં સિંહસરખા, મનુષ્યો ઉપર પ્રીતિ રાખવામાં મનુસરખા, પ્રભુપણામાં બ્રહ્માસરખા, બ્રહ્મ સંબંધી વાદ કરવામાં બૃહસ્પતિસરખા, જિતેંદ્રિયપણામાં વિષ્ણુસરખા, અને ગાય, ગુરૂ બ્રાહ્મણો તથા વૈષ્ણવોની ભક્તિ, લજ્જા, વિનય, સારો સ્વભાવ અને પરાયાં ભલાંનેમાટે ઉદ્યમ કરવામાં પોતા સરખાજ એટલે કોઇની ઉપમા ન દેવાય એવા હતા. ચારે કોર સત્પુરૂષોએ ઊંચા સ્વરથી ગાએલી કીર્તિથી આખાં ત્રૈલોક્યમાં સ્ત્રિયોના પણ સાંભળવામાં આવેલા અને રામચંદ્રજીની પેઠે સત્પુરૂષોમાં પ્રખ્યાત હતા. ૬૩

कीर्त्योर्ध्वगीतया पुंभिस्त्रैलोक्ये तत्र तत्र ह ।
प्रविष्टः कर्णरंध्रेषु स्त्रीणां रामः सतामिव ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

दृष्ट्वात्मानं प्रवयसमेकदा वैन्य आत्मवान् ।
आत्मना वर्द्धिताशेषस्वानुसर्गः प्रजापतिः॥

મૈત્રેય કેહેછે.– એપ્રમાણે પોતે કરેલી અન્નાદિકની પેદાશ અને ગાંમડાં તથા નગર વગેરેની રચનાનો વધારો કરી સ્થાવર અને જંગમોને આજીવિકા આપનાર, સત્પુરૂષોના ધર્મનું પાલન કરનાર અને જ્ઞાની પૃથુરાજા, જેનેમાટે પોતે જન્મ્યા છે તે સઘળી ઈશ્વરની આજ્ઞા સિદ્ધ થઇ રેહેતાં એક દિવસે પોતાનાં શરીરને વૃદ્ધ થએલું જોઈ પોતાની દીકરી પૃથ્વી કે જે વિરહ થવાના દુઃખથી જાણે રોતી હોય એવી જણાતી હતી તેને

* આ અધ્યાયમાં સ્ત્રીસહિત અને વનમાં નિરંતર સમાધિમાં રહેલા પૃથુરાજા વિમાનમાં બેશીને વૈકુંઠમાં ગયાની કથા કેહેવાશે.

દીકરાઓના સ્વાધીનમાં કરી પ્રજાની ચિંતા ઉપર ધ્યાન નહિ દેતાં પોતાની સ્ત્રીસહિત એકલાજ તપોવનમાં ગયા. તે વનમાં દૃઢ નિયમ રાખીને રેહેતા પૃથુરાજાએ પ્રથમ જેવું પૃથ્વીનો જય કરવામાં મોટું યત્ન માંડયું હતું તેવુંજ વાનપ્રસ્થ લોકોએ સ્વીકારેલાં ઉગ્ર તપમાં યત્ન માંડયું. કેટલાંક પખવાડિયાંસુધી કંદ, મૂલ અને ફળ ખાઇને રહ્યા અને કોઇ સમયે સૂકાં પાંનડાં ખાઇને પણ રહ્યા. પછી કેટલાંક પખવાડિયાંસુધી માત્ર પાણી પીનેજ રહ્યા અને પછી વાયુનું ભક્ષણ કરી રેહેવા લાગ્યા. ઉનાળામાં પંચાગ્નિ તાપવા લાગ્યા, ચોમાસામાં ખુલ્લા પ્રદેશમાં વરસાદને સહન કરવા લાગ્યા અને શિયાળામાં ગળાંસુધી પાણીમાં બૂડીને રેહેવા લાગ્યા. એ મુનિવ્રતનું ધારણ કરતા પૃથુ રાજા સર્વદા વગર પાથરેલી ધરતીઉપરજ સૂતા હતા. ટાઢ-તડકા વગેરેને સહન કરતા, વૃથા વચન નહિ બોલતા, જિતેંદ્રિય, બ્રહ્મચારી અને પ્રાણાયામ કરતા પૃથુ રાજાએ ભગવાનની આરાધના કરવાસારૂ ભારે તપ કર્યું. અનુક્રમપ્રમાણે સિદ્ધ થએલાં તે તપથી કર્મમાત્રનો નાશ થઈ જતાં નિર્મળ અંતઃકરણવાળા અને પ્રાણાયામથી સઘળી ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકવાનેલીધે વાસનારહિત થએલા મહાપુરૂષ પૃથુ રાજા, સનત્કુમાર ભગવાને બ્રહ્મપ્રાપ્તિનો જે ઉપાય બતાવ્યો હતો તે ઉપાયથી ભગવાનની ભક્તિ કરવા લાગ્યા. ભગવાનના ધર્મ પાળી નિરંતર શ્રદ્ધાથી યત્ન કરતા તે મહાત્મા રાજાને પરમાત્મામાં એકાગ્રભક્તિ ઉત્પન્ન થઈ. ભગવાનની સેવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થયુંછે એવા એ પૃથુરાજાને વૈરાગ્ય ભરેલું એવું જ્ઞાન થયું કે ભગવાનનાં સ્મરણથી વધતી જતી ભક્તિથી સજ્જ થએલાં જે જ્ઞાનવડે દેહાદિકનાં અભિમાનરૂપ હૃદયની ગાંઠ કે જે અનેક પ્રકારના સંશયોનું ઠેકાણું છે તેને તેણે કાપી નાખી. દેહાત્મબુદ્ધિ (દેહ એજ આત્મા છે એવું અભિમાન) કપાઈ જતાં સ્વરૂપને પામેલા અને તે સમયમાં આવેલી સિદ્ધિયોમાં પણ લાલચ નહિ રાખતા પૃથુરાજાએ જેથી દેહાભિમાન કાપી નાખ્યું તે બ્રહ્મજ્ઞાનમાં પણ પ્રયત્ન રાખવું મૂકી દીધું. જ્યાંસુધી ભગવાનની કથાઓમાં પ્રીતિ ન કરી હોય ત્યાંસુધીજ યોગીને સિદ્ધિયોમાં આસક્ત થવાની ભૂલ થાયછે, માટે પૃથુ રાજાને ભગવત્કથામાં પ્રીતિ હોવાનેલીધે સિદ્ધિયોની લાલચ થઈજ નહિ. એ પ્રમાણે પોતાના જીવાત્માને પરબ્રહ્મમાં અત્યંત જોડી દેવાથી (अहं ब्रह्मास्मि ज्ञान દૃઢ થવાથી) બ્રહ્મરૂપ થએલા તે મહાવીર પૃથુ રાજાએ દેહનાં પ્રારબ્ધકર્મ પૂરાં થઈ રહ્યાં તે સમયે આ પ્રમાણે દેહનો ત્યાગ કર્યો.—પેનીઓવડે ગુદાને દબાવી મૂલાધારથી ધીરે ધીરે વાયુને ઊંચો ચડાવતાં તેને નાભિમાં અને પછી હૃદય, ઉરસ્થલ, કંઠ તથા ભ્રૂકુટીના મધ્યમાં લાવીને અનુક્રમથી બ્રહ્મરંધ્રમાં ચડાવી દીધો. તે પછી નિઃસ્પૃહ થએલા પૃથુ રાજાએ દેહમાંના વાયુને વાયુમાં, કઠણ ભાગને પૃથ્વીમાં, તેજના ભાગને તેજમાં, છિદ્રભાગને આકાશમાં અને રસભાગને જળમાં, એવી રીતે સહુ સહુનાં સ્થાન અને વિભાગ પ્રમાણે પાંચ તત્ત્વને પાંચ તત્ત્વમાં મેળવી દીધાં. પછી પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, મન તથા દેવતાઓનો ઇંદ્રિયોમાં[1] અને ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોમાં લય કરી નાખતાં તે આકાશ તથા વિષયોને અહંકારમાં નાખી તે અહંકારને મહત્તત્ત્વમાં જોડી દીધો અને સર્વ કાર્યોના નિવાસરૂપ મહત્તત્ત્વને માયાની ઉપાધિવાળા જીવમાં જોડી દીધું.[2] પછી

---

૧ ઇંદ્રિયોથી મનનું આકર્ષણ થાયછે તેથી મનનો લય ઇંદ્રિયોમાં કહ્યોછે, પણ તે ઉપરથી મન ઇંદ્રિયનું કાર્ય છે એમ સમજવું નહીં. ૨ એક તત્ત્વનો બીજા તત્ત્વમાં લય કરી દેવાનું કહ્યું તેમાં એમ સમજવું નહિ કે લય એટલે તત્ત્વનો નાશ

જ્ઞાન તથા વૈરાગ્યના જોરથી પરબ્રહ્મમાં રહી પોતાને પ્રથમ જીવપણું મનાવનારી પોતાની ઉપાધિરૂપ માયાનો પણ ત્યાગ કરી દીધો એટલે બ્રહ્મરૂપ થઈ કૈવલ્ય મોક્ષ પામી ગયા. તેમનાં મહારાણી અર્ચિ કે જે સુકુમાર અને પગથી પૃથ્વીનો સ્પર્શ કરવાને અયોગ્ય છતાં પણ તેમની પછવાડે વનમાં ગયાં હતાં અને પતિ જે ધર્મ પાળતા તેજ ધર્મમાં રેહેવાથી, તેમની સેવાથી અને કંદ-મૂળ વગેરે ખાઇને રેહેવાથી અત્યંત દુર્બલ થઈ જતાં પણ પતિના હાથનો સ્પર્શ અને માન મળવાના સુખથી તે દુઃખને કાંઈ પણ ગણકારતાં ન હતાં, તે સતીએ પોતાના સ્વામી પૃથુ રાજાના શરીરને શબરૂપ થએલું જોઈ થોડોક વિલાપ કરી તે શરીરને પર્વતના શિખર ઉપર ચિતા (ચેહ) ખડકી તેમાં પધરાવ્યું. પછી પોતે પણ નદીમાં નાહી, તે સમયની યોગ્ય ક્રિયા કરી, મહાત્મા પતિને દાહાંજલિ આપી, આકાશમાં જોવા ઉભેલા દેવતાઓને નમસ્કાર કરી અને અગ્નિને ત્રણ પ્રદક્ષિણા દઇ સ્વામીના ચરણનું ધ્યાન કરતાં અગ્નિમાં પ્રવેશ કર્યો. પોતાના પતિ મહાવીર પૃથુ રાજાની પછવાડે તે પતિવ્રતા અર્ચિને સતી થએલાં જોઈ, હજારો વરદાન દેનારી દેવતાઓની સ્ત્રિયો દેવતાઓની સાથે તેમનાં વખાણ કરવા લાગી. તે મંદરાચલના શિખરમાં પુષ્પની વૃષ્ટિ કરતી દેવતાઓની સ્ત્રિયો તે સમયમાં દેવતાઈ વાજાં વાગતાં પરસ્પર નીચે પ્રમાણે વાતો કરવા લાગી.

દેવતાઓની સ્ત્રિયો વાતો કરેછે.—અહો! આ સ્ત્રી મહાભાગ્યશાળી, કે જેણે લક્ષ્મીજી જેમ ભગવાનને સેવેછે તેમ સર્વ પ્રકારથી આ પ્રમાણે પોતાના પતિ મહારાજાધિરાજની ભક્તિ કરી. જુવો! આ અર્ચિ કોઇથી ધારી પણ શકાય નહિ એવું કામ કરી આપણી ઉપર પોતાના પતિની પછવાડે ઉંચા લોકમાં ચાલી જાયછે. પૃથ્વીમાં જે માણસો આયુષ્યની તંગી છતાં પણ ભગવાનની પ્રાપ્તિ આપે એવું આત્મજ્ઞાન મેળવે તેઓને બીજી કયી વસ્તુ દુર્લભ છે? મોક્ષ આપે એવો મનુષ્ય અવતાર માંડ માંડ મળ્યા છતાં પણ જે માણસ વિષયોમાં આસક્ત રેહે તેને ઠગાએલો અને આત્મદ્રોહી જાણવો!!

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે દેવતાઓની સ્ત્રિયો સ્તુતિ કરતાં બ્રહ્મજ્ઞાનીઓમાં અગ્રણી અને ભગવદ્ભક્ત પૃથુ રાજા જે લોકને પામ્યા તેજ લોકને અર્ચિ પણ પામ્યાં. પૃથુ રાજા કે જે એવા પ્રભાવવાળા, મહાપરાક્રમી અને મોટાં કામ કરનાર હતા તેમનું ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. જે માણસ સાવધાનપણે આ પવિત્ર અને મોટાં ચરિત્રનો પાઠ કરે, સંભળાવે કે સાંભળે તેને પૃથુ રાજાનો લોક મળે. આ ચરિત્રનો પાઠ કરવાથી બ્રાહ્મણને બ્રહ્મતેજ મળે, ક્ષત્રિયને રાજ્ય મળે, વૈશ્યને ધન મળે, અને શૂદ્રને ઉત્તમપણું મળે. પુરૂષ અથવા સ્ત્રી ભક્તિ-ભાવથી આ ચરિત્ર ત્રણ વાર સાંભળે તો સંતાન ન હોય તેને સારાં સંતાન આવે, નિર્ધન હોય તેને ધન મળે, પ્રસિદ્ધ ન હોય તે કીર્તિથી પ્રસિદ્ધ થાય અને મૂર્ખ હોય તે વિચક્ષણ થાય. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સારી રીતે પ્રાપ્ત થવાની જેઓને ઇચ્છા હોય તેઓએ આ આખ્યાન કે જે કલ્યાણ કરનાર, અમંગલ મટાડનાર, ધન આપનાર, યશ દેનાર, આયુષ્ય વધારનાર, સ્વર્ગની પ્રાપ્તિ કરનાર અને કલિયુગના મેલને ટાળી નાખનાર છે, તે શ્રદ્ધાથી સાંભળવું જોઇએ, કેમ કે એ ચારે પુરૂષાર્થનું મોટું સાધન છે. જય મેળવવાને તૈયાર થએલો રાજા આ આખ્યાન સાંભળીને જે રાજાઓની

---

થઇ જતો હશે. પણ એટલું સમજવાનું છે કે કાર્ય, કારણથી જુદું નથી એમ પાકો નિશ્ચય કરવો એજ લય કેહેવાયછે અને એ પ્રમાણે પ્રત્યેક કાર્યનો પોતપોતાનાં કારણોમાં લય કરતાં સર્વનું મૂલ કારણ માયા અથવા અજ્ઞાન છે એમ નિશ્ચય થાય અને તે અજ્ઞાન સ્વરૂપમાં કલ્પિત છે એમ સમજવાથી મોક્ષ થાય.

ઉપર ચડી જાય તે રાજાઓ, પૂર્વના રાજાઓ જેમ પૃથુને કર આપતા હતા તેમ તેને કર આપે. બીજામાં આસક્તિ મૂકી દેતાં ભગવાનમાંજ નિષ્કામ ભક્તિ રાખીને આ પવિત્ર પૃથુ રાજાનું ચરિત્ર સાંભળવું, સંભળાવવું અને ભણવું જોઇએ. હે વિચિત્રવીર્યના પુત્ર વિદુર! ભગવાનનાં માહાત્મ્યને સૂચવનારૂં આ આખ્યાન કહ્યુંછે તેમાં જે માણસ પ્રીતિ રાખે તેને પૃથુ રાજા જે લોકમાં ગયા તે લોકની પ્રાપ્તિ થાય. બીજામાં આસક્તિ મૂકી દઇને આ પૃથુનાં ચરિત્રને જે માણસ રોજ સાંભળે અને કીર્તન કરે તેને ભગવાન્ કે જેમનાં ચરણારવિંદ સંસારરૂપ સમુદ્રમાં વહાણરૂપ છે તેમની સારી રીતે પ્રાપ્તિ થાય. ૩૯

**अनुदिनमिदमादरेण शृण्वन् पृथुचरितं प्रथयन् विमुक्तसंगः। भगवति भवसिंधुपोतपादे स च निपुणां लभते गतिं मनुष्यः॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**विजिताश्वोऽधिराजासीत्पृथुपुत्रः पृथुश्रवाः। यवीयेभ्यो ददात्काष्ठा भ्रातृभ्यो भ्रातृवत्सलः॥ १ ॥**

મૈત્રેય કેહેછે.– તે પછી મોટી કીર્ત્તિવાળો, પૃથુ રાજાનો પુત્ર વિજિતાશ્વ ચક્રવર્ત્તી થયો અને તેણે પ્રીતિથી નાહાના ભાઇઓને ચાર દિશાઓનાં રાજ્ય આપ્યાં. હર્યક્ષને ઉગમણી, ધૂમ્રકેશને દક્ષિણ, વૃકને આથમણી અને દ્રવિણસને ઉત્તર દિશા આપી. એ વિજિતાશ્વ પૃથુ રાજાના અશ્વમેધમાં ઇંદ્રપાસેથી ઘોડો લાવ્યો હતો તે સમયમાં ઇંદ્રે તેને અંતર્ધાન થવાની ગતિ આપી તેથી 'અંતર્ધાન' એવા નામથી પણ ઓળખાતો હતો. એ રાજાને શિખંડિની નામની સ્ત્રીમાં પાવક, પવમાન અને શુચિ એવા નામના ત્રણ સારા પુત્રો થયા. ત્રણે અગ્નિઓને પૂર્વે વસિષ્ઠ મુનિનો શાપ લાગવાથી તેઓ વિજિતાશ્વને ઘેર પુત્રરૂપે અવતર્યા હતા, પણ પાછા અગ્નિની પદવીને પામ્યા છે. અંતર્ધાન (વિજિતાશ્વ) રાજા કે જેણે ઇંદ્ર, ઘોડાને ચોરી જનાર છે એમ જાણતાં છતાં પણ તેમને માર્યા ન હતા તેને નભસ્વતી નામની બીજી સ્ત્રીમાં 'હવિર્ધાન' નામનો પુત્ર થયો હતો. કર, દંડ અને દાણ વગેરે લેવાથી રાજાઓની આજીવિકા બીજાઓને પીડા કરનાર છે એમ માની વિજિતાશ્વ રાજાએ લાંબા કાળનો યજ્ઞ કરવાનો મિષ કરી તે આજીવિકા મૂકી દીધી હતી. વિજિતાશ્વના દીકરા હવિર્ધાનને 'હવિર્ધાની' એવા નામની સ્ત્રીમાં બર્હિષદ, ગય, શુક્લ, કૃષ્ણ, સત્ય અને જિતવ્રત નામના છ પુત્ર થયા હતા. એ છમાં મોટો બર્હિષદ રાજા ભાગ્યશાળી અને કર્મકાંડ તથા યોગવિદ્યામાં બરાબર પોહોચેલો હતો. એ રાજા આખી પૃથ્વીમાં કોઈ પણ સ્થળને યજ્ઞ કર્યા વગરનું નહિ રાખતાં ઊગમણી કોર અણીવાળા તેના દર્ભોથી આખી પૃથ્વી પથરાઈ ગઈ હતી. (તેથીજ તેનું 'પ્રાચીનબર્હિ' એવું નામ પડી ગયું હતું.) એ રાજા બ્રહ્માના કેહેવાથી 'શતદ્રુતિ' નામની સમુદ્રની કન્યાને પરણ્યો હતો. સર્વ અંગમાં રૂપાળી, જુવાનીમાં આવતી અને સારીરીતે શણગારેલી એ શતદ્રુતિ અગ્નિને પ્રદક્ષિણા ફરતી હતી તે સમયમાં, અગ્નિ જેમ પોપટી ઉપર[1] આ-

---

* આ ચોવીશમા અધ્યાયમાં, પૃથુ રાજાના પ્રપૌત્રપ્રાચીન બર્હિરાજાને પ્રચેતા નામના પુત્રો થયા અને તેઓને સદાશિવે રૂદ્રગીતાનો ઉપદેશ કર્યો, એ કથા કેહેવામાં આવશે.

૧ સપ્તર્ષિયોના યજ્ઞમાં અગ્નિદેવ, સપ્તર્ષિયોની સ્ત્રિયોને જોઈ કામાતુર થઇ ગયા. તે જાણીને અગ્નિની સ્ત્રી સ્વાહાએ સપ્તર્ષિયોની સ્ત્રીનું રૂપ ધરી પોતાના પતિને રમાડ્યા હતા અને તેનું વીર્ય પોપટીના રૂપથી ઉપાડી લઇ કાંસના ચુંબડામાં નાખી સ્વાહા જતાં રહ્યાં હતાં એવી પુરાણમાં કથા છે.

સક્ત થયો હતો તેમ પ્રાચીનબર્હિ રાજા તેના ઉપર આસક્ત થયો હતો. નવી પરણેલી એ શતદ્રુતિએ ચોતરફ પોતાનાં ઝાંઝરના ઝમકારથીજ દેવતા, દૈત્ય, ગંધર્વ, મુનિ, સિદ્ધ, મનુષ્ય અને નાગ લોકોને મોહ કરી દીધો હતો. એ પ્રાચીનબર્હિ રાજાને શતદ્રુતિમાં દશ પુત્રો થયા તેઓ 'પ્રચેતા' એવા એક નામથીજ ઓળખાતા હતા તથા સર્વે ધર્મના માર્ગમાં પોહોચેલા અને આચાર પણ સરખોજ પાળતા હતા. પ્રાચીનબર્હિ રાજાએ સૃષ્ટિ કરવાની આજ્ઞા કરતાં તેઓ તપ કરવાનેસારૂ સમુદ્રમાં ગયા અને જલમાં રહીને દશ હજાર વર્ષસુધી ભગવાનની પૂજા કરી. તેઓ જતા હતા તે સમયે માર્ગમાં સદાશિવનું દર્શન થતાં સદાશિવે પ્રસન્ન થઇને જે મંત્રનો અને પૂજનનો ઉપદેશ કર્યો હતો તે પ્રમાણે એકાગ્રતાથી અને જિતેંદ્રિયપણાથી જપ અને પૂજન કરતા હતા.

વિદુરજી પૂછેછે.—હે મહારાજ! પ્રચેતાઓને સદાશિવની સાથે જેવી રીતે માર્ગમાં સમાગમ થયો અને પ્રસન્ન થઇને સદાશિવે જે ઉપદેશ કર્યો તેમાં ઘણો સાર હશે માટે એ સઘળું મારી પાસે કહો. વૈરાગ્ય રાખનારા મુનિયો પણ જે ઇષ્ટદેવનું માત્ર ધ્યાનજ કરેછે પણ સાક્ષાત્ મળી શકતા નથી તે સદાશિવનો સમાગમ થવો તો પ્રાણિયોને ઘણો દુર્લભ છે. સદાશિવ પોતે આત્મારામ છે તોપણ આ જગતની રચનાનું પાલન કરવાસારૂ ભયંકર વેષ ધરીને ફરેછે.

મૈત્રેય કેહેછે.—સજ્જન પ્રચેતાઓ પિતાની આજ્ઞા માથે ચડાવી તપ કરવાનો નિશ્ચય કરી આથમણી દિશામાં જતા હતા તે સમયમાં એક ઘણુંજ મહોટું તળાવ કે જે સમુદ્ર કરતાં થોડુંજ ઓછું છે તે તેઓના જોવામાં આવ્યું. એ તળાવ મહાત્માઓના મનની પેઠે નિર્મળ છે, જેમાં માછલાં વગેરે જીવ પણ પ્રસન્ન રેહેછે અને રાતનાં ઉઘડનારાં નીલકમળ ઘણાં છે. બીજાં પણ દિવસનાં અને સંધ્યાકાળનાં ઉઘડનારાં કમળો અને રાતનાં ઉઘડનારાં રાતાં કમળો પણ પેદા થાયછે. હંસ, સારસ, ચક્રવાક અને કારંડવ પક્ષિયો કોલાહલ કરી રહ્યાંછે. મદોન્મત્ત ભ્રમરાઓના સારા સ્વરથી લતા અને વૃક્ષોનાં પણ રૂવાડાં ઉભાં થઈ જાયછે, અને ચારેકોર કમળના પોટાઓની રજને ઉડાડતા પવનનેલીધે આનંદ જામી રહ્યોછે. એ તળાવમાં મૃદંગ અને પણવ વગેરે વાજાંના નાદની પછવાડે દેવતાઈ રીતનું મનોહર ગાયન થતું હતું તે સાંભળીને એ રાજકુમારો વિસ્મય પામી ગયા. તે સમયમાંજ સદાશિવ પોતાના પાર્ષદોની સાથે એ તળાવમાંથી નીકળતા હતા તેમનાં તેઓને દર્શન થયાં. એ મોટા દેવની પાસે દેવતાઓના ગંધર્વો ગાયન કરતા હતા. તપાવેલા સોનાના ઢગલા જેવા, નીલકંઠ, ત્રણ નેત્રવાળા અને પ્રસન્ન મુખવાળા તે સદાશિવને જોઈને તેમને મોટાં આશ્ચર્યથી તેઓએ પ્રણામ કર્યા. ધર્મવત્સલ અને શરણાગતની પીડા હરનારા સદાશિવે તે પ્રચેતાઓ કે જેઓ ધર્મ જાણનારા, સારા સ્વભાવવાળા અને રાજી થયેલા હતા તેઓને પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કેહેછે.—હે પ્રાચીનબર્હિના પુત્રો! તમે જે કરવા ઇચ્છોછો તે મેં જાણ્યુંછે અને તમારા ઉપર અનુગ્રહ કરવાસારૂજ આ પ્રમાણે મેં દર્શન આપ્યુંછે; કેમ કે જે ભગવાન્ સૂક્ષ્મ માયાથી (પ્રકૃતિથી) અને પુરૂષથી પણ પર છે તેમનો જે ભક્ત હોય તે મને પ્રિય છે. સ્વધર્મ પાળનાર પુરૂષ સેંકડો અવતાર પછી બ્રહ્માની પદવી પામેછે અને તે કરતાં પણ વધારે પુણ્ય હોય તો મને પામેછે, પરંતુ જે ભગવાનનો ભક્ત હોય તે મરણ પામ્યા પછી તુરતજ નિર્વિકાર વિષ્ણુનું પદ પામેછે. હું અને બીજા દેવતાઓ પણ વાસનાનો નાશ થયા પછી વિષ્ણુના પદનેજ પામવાના છિયે. એટલામાટે મને ભગવાન્ જેવા વહાલા છે તેવાજ તમો વે-

ષ્ણવો વહાલા છો. અને વૈષ્ણવોને પણ મારા જેવો બીજો કોઇ વહાલો કદી પણ હોતો નથી. જે સ્તોત્ર પવિત્ર, પરમ મંગલરૂપ, મોક્ષ આપનાર અને શુદ્ધ રીતે જપવા જેવું છે તે હું તમોને કહુંછું. સાંભળો.—

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે બોલી દયાવાન્ અને મોટા વૈષ્ણવ મહાદેવજીએ, હાથ જોડી ઉભેલા તે રાજકુમારોને ઉપદેશ કર્યો. (એટલે ભગવાનનું સ્તોત્ર કહ્યું.)

સદાશિવ બોલ્યા કે.—હે પરમેશ્વર વિષ્ણુ! આપની મોટાઇ મોટા આત્મજ્ઞાનીઓને સ્વરૂપાનંદ આપેછે તો મને પણ એ આનંદ મળવો જોઇએ. જે નિરંતર પરમાનંદરૂપથીજ રહ્યા છો અને સર્વરૂપ છો તેમને પ્રણામ કરૂંછું. જે તમે નાભિમાં કમળ ધરનાર અને પાંચ ભૂત, વિષયો તથા ઇંદ્રિયોના નિયંતા છો તેમને પ્રણામ કરૂંછું. જે તમે વાસુદેવરૂપે ચિત્તના નિયંતા, શાંત અને સ્વયંપ્રકાશ છો; સંકર્ષણરૂપે અહંકારના નિયંતા, સૂક્ષ્મ, અનંત અને મોઢાંના અગ્નિથી પ્રલયમાં જગતને બાળી નાખનાર છો; પ્રદ્યુમ્નરૂપે બુદ્ધિના નિયંતા અને જગતને બોધ આપનાર છો અને અનિરૂદ્ધરૂપે મનના નિયંતા છો તેમને વારંવાર પ્રણામ કરૂંછું. તમે સૂર્યરૂપ કે જે તેજથી જગતમાં વ્યાપી રેહેનાર, ક્ષય તથા વૃદ્ધિથી રહિત, સ્વર્ગ તથા મોક્ષના દ્વારરૂપ અને નિરંતર પવિત્ર અંતઃકરણમાં રેહેનાર છો તેમને નમસ્કાર કરૂંછું. તમે અગ્નિરૂપ કે જે સુવર્ણને ઉત્પન્ન કરનાર, યજ્ઞોનાં સાધનરૂપ અને યજ્ઞોનો વિસ્તાર કરનાર છો તેમને નમસ્કાર કરૂંછું. તમે ચંદ્રરૂપ કે જે પિતૃ તથા દેવતાઓનાં અન્નરૂપ, ત્રણ વેદના પતિ અને યજ્ઞરૂપ વીર્યવાળા છો તેમને નમસ્કાર કરૂંછું. તમે જલરૂપ કે જે જીવોને તૃપ્તિ આપનાર અને સર્વ રસમય છો તેમને નમસ્કાર કરૂંછું. તમે પૃથ્વીરૂપ કે જે સર્વ પ્રાણિયોના દેહરૂપ અને વિરાટ્ શરીરરૂપ છો તેમને નમસ્કાર કરૂંછું. તમે વાયુરૂપ કે જે ત્રૈલોકયને પાળનાર, અને મન, ઇંદ્રિય તથા દેહનાં બળરૂપ છો તેમને નમસ્કાર કરૂંછું. તમે આકાશરૂપ કે જે પોતાના શબ્દગુણથી સર્વને નામ આપનાર અને અંદર તથા બહારના વ્યવહારનો આશ્રય છો તેમને નમસ્કાર કરૂંછું. તમે સ્વર્ગલોકરૂપ કે જે ઘણા તેજવાળા અને પવિત્ર છો તેમને નમસ્કાર કરૂંછું. તમે કે જે પ્રવૃત્તિકર્મથી પિતૃલોક દેનાર અને નિવૃત્તિકર્મથી મુક્તિ દેનાર છો તથા મૃત્યુરૂપથી અધર્મનાં ફળરૂપ અને દુઃખદાયી છો તેમને નમસ્કાર કરૂંછું. હે ઇશ્વિર! તમે કે જે સર્વ કર્મનાં ફળ આપનાર, સર્વજ્ઞ અને મંત્રરૂપ છો તેમને નમસ્કાર કરૂંછું. તમે કે જે પરમ ધર્મરૂપ, અખંડ જ્ઞાનવાળા, પુરાણપુરૂષ અને સાંખ્ય તથા યોગના ઇશ્વિર કૃષ્ણ છો તેમને નમસ્કાર કરૂંછું. તમે રૂદ્રરૂપ કે જે ગોલક, ઇંદ્રિય અને દેવતાઓને ઉત્પન્ન કરનાર, જ્ઞાન તથા ક્રિયારૂપ અને વિવિધ પ્રકારની વાણીને સર્જનાર અહંકારમય છો તેમને નમસ્કાર કરૂંછું. ભક્તોને અત્યંત પ્રિય, ગુણોથી સર્વ ઇંદ્રિયોને રાજી કરનાર અને વૈષ્ણવોએ પૂજેલાં આપનાં સ્વરૂપનું અમને દર્શન આપો, કેમ કે અમે એ દર્શનને ઇચ્છિયે છિયે. વર્ષાઋતુના ઘેરા મેઘની પેઠે શ્યામ કાંતિવાળાં જે સ્વરૂપમાં સર્વ પ્રકારની સુંદરતા સમાયેલી છે, સુંદર અને લાંબા ચાર હાથ છે, મુખ જેવા ઘટે તેવા સઘળા અવયવોથી શોભીતું છે, આંખો કમળની પાંખડી સરખી છે, ભમર અને નાસિકા સુશોભિત છે, દાંત તથા કપોળ સુંદર છે, સરખા કાન ઘરેણાની પેઠે દીપી રહ્યાછે, આંખોની અણીઓ પ્રીતિથી જાણે હસતી હોય એવી લાગેછે, કેશ શોભી રહ્યા છે, વસ્ત્ર કમળના કેસર સરખાં શોભેછે, કુંડલ સ્વચ્છ છે, મુકુટ, કંકણ, હાર, ઝાંઝર અને કટિમેખલા ઝળકી રહ્યાંછે, શંખ, ચક્ર, ગદા, કમળ, માળા અને મણિ ઉત્તમ રીતે પ્રકાશી

રહ્યાંછે, સિંહના સરખા ખભાઓમાં આભૂષણની કાંતિ લાગી રહીછે, કૌસ્તુભમણિથી કોટ શોભેછે, લક્ષ્મીજી અવિચળ રેહેવાનેલીધે સોનાની લીટીવાળી કસોટીની પેઠે વક્ષ:સ્થળ દીપી રહ્યુંછે, પીપળાના પાનડા જેવું પેટ શ્વાસ અને ઉચ્છ્વાસનેલીધે હલતી ત્રણ વળીઓથી મનોહર લાગેછે, પાણીની ધુમરી જેવી ગંભીર નાભિ જાણે તેમાંથીજ નીકળેલાં જગતને પાછું પેસાડી દેવાસારૂ રાખી હોય એવી લાગેછે, શ્યામ વર્ણના કટિપશ્ચાદ્‌ભાગ ઉપર ધરેલાં પીતાંબરની માથે સોનાની કટિમેખળા પેહેરી છે તેમજ સરખાં અને સુંદર ચરણ, પીંડિયો અને સાથળથી તથા નમેલા ગોઠણથી દૃષ્ટિને આનંદ મળેછે એવાં આપનાં સ્વરૂપનું અમને દર્શન આપો. હે ગુરૂ! શરદ્ ઋતુમાં ઉઘડેલાં કમળની પાંખડીના જેવી શોભાવાળા અને નખની કાંતિથી અજ્ઞાનને મટાડનારા ચરણથી આપનો માર્ગ કે જે ભક્તોના ભયને ટાળનાર છે તે અમને દેખાડો; કેમ કે અમારા જેવા અજ્ઞાનીઓને માર્ગ દેખાડનાર ગુરૂ આપજ છો. મનનાં નિર્મલપણાને ઇચ્છનારા પુરૂષોએ આવાં રૂપનું ધ્યાન કરવું જોઇએ; કેમ કે સ્વધર્મ પાળનારાઓને ભક્તિયોગથીજ અભય મળેછે. સ્વર્ગના રાજ્યકર્ત્તાને પણ જેની ઇચ્છા રેહેછે એવા આપ કે જે સર્વ પ્રાણિયોને દુર્લભ અને ખરા આત્મજ્ઞાનીની ગતિરૂપ છો તે ભક્તિવાળાનેજ પ્રાપ્ત થાઓછો. આપ કે જે ઘણા પરિશ્રમથી પ્રસન્ન થાઓ એવા છો તેમને સત્પુરૂષોથી પણ ન બની શકે એવી ખરી ભક્તિથી પ્રસન્ન કરી તમારા ચરણમાં નિવાસ વિના બીજું સુખ તે કોણ માગે? પ્રતાપ અને ઉત્સાહથી પોતાની ભમર ફેરવતાંજ જગતની ઉથલપાથલ કરી નાખનાર કાળ પણ, આપના ચરણને શરણ કરી રેહેનાર માણસઉપર પોતાનું અભિમાન ચલાવી શકતો નથી. હું સ્વર્ગ અથવા મોક્ષને પણ આપના ભક્તજનના સમાગમના અરધા ક્ષણ બરાબર પણ ગણતો નથી, ત્યારે મનુષ્યોનાં રાજ્ય વગેરે સુખને તો તે બરાબર કેમજ ગણું? એટલામાટે આપ કે જેનાં ચરણારવિંદ પાપને મટાડનાર છે તેમના યશના સેવનથી અને તીર્થ (ગંગાજી) નાં સ્નાનથી અંદર તથા બહાર પાપરહિત થએલા, પ્રાણિયો ઉપર દયા રાખનારા અને નિર્મળ અંત:કરણ તથા સારા સ્વભાવવાળા વૈષ્ણવોનો અમને સમાગમ મળે એજ આપનો અનુગ્રહ છે. એવા વૈષ્ણવોની સેવા કરવાનેલીધે જ્યારે ચિત્ત વિષયોના વિક્ષેપ વગરનું અને તમોગુણમાં ન પેસે એવું થાય ત્યારે તે ચિત્તમાં યોગીને આપનું સ્વરૂપ જોવામાં આવેછે. જે સ્વરૂપમાં આ સઘળું જગત્ દેખાયછે અને સઘળાં જગતમાં જે સ્વરૂપ દેખાયછે તે સ્વયંપ્રકાશ, આકાશની પેઠે વ્યાપક પરબ્રહ્મ તમે છો. હે મહારાજ! ઘણાં રૂપવાળી, બીજાઓને ભેદબુદ્ધિ આપનારી અને આત્મસ્વરૂપમાં પોતાનું કામ નહિ કરી શકતી માયાથી આ જગતને સ્રજનાર, પાળનાર અને પાછા લય કરનાર છતાં પણ નિર્વિકાર અને સ્વતંત્ર રેહેનારા આપને અમો અખંડ પરબ્રહ્મ જાણિયે છિયે. જોકે આપ નિરાકાર છો તોપણ પાંચ ભૂત, ઇંદ્રિય અને અંત:કરણથી જાણવામાં આવતાં આ આપનાં સાકાર રૂપનું જે યોગીઓ શ્રદ્ધાપૂર્વક અનેક પ્રકારની ક્રિયાઓથી મુક્તિનેમાટે સારી રીતે પૂજન કરેછે તેઓનેજ અમે વેદશાસ્ત્રમાં પોહોંચેલા સમજીએ છિયે. તમે એકજ આદિપુરૂષ છો. તમારી માયાશક્તિ પ્રલયકાળમાં સુઈ રહેછે અને સૃષ્ટિકાળમાં જાગીને સત્વ, રજ અને તમોગુણના વિભાગ કરેછે. એ ત્રિભાગોમાંથી મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, દેવતાઓ, ઋષિયો અને બીજા પદાર્થોના સમૂહરૂપ આ જગત્ થયુંછે. જરાયુજ, અંડજ, સ્વેદજ અને

ઉદ્ભિજ્જ[1] એવા ચાર પ્રકારનું આ જગત્ પોતાની માયાથી બનાવી તે જગત્રૂપ પુરમાં પોતાના અંશ (જીવરૂપ) થી તમે પેઠાછો એટલામાટે તે જીવ 'પુરૂષ' એવા નામથી ઓળખાયછે, કે જે જીવ પોતાની ઇંદ્રિયોથી ક્ષુદ્ર વિષયોનું સુખ ભોગવેછે. તેજ તમે સહન ન થાય એવા અને મોટા વેગવાળા કાળરૂપે, વાયુ જેમ વાદળાંઓને ચલાયમાન કરી ખેંચી જાયછે, તેમ પ્રાણીઓને બીજાં પ્રાણીઓથી ચલાયમાન કરી ખેંચી જાઓછો અને એ સર્વને ખેંચનાર (નાશ કરી નાખ્નાર) તમારૂં કાળસ્વરૂપ કોઇના ધારવામાં આવતું નથી. આ કામ આમ કરવું અને ફલાણું કામ આમજ કરવું એવી ઘણીક ચિંતાથી ગાફલ રેહેનાર, વિષયોના લાલચુ અને વિષયો મળતાં પણ તેઓમાં વધારે વધારે લોભ કરતા જતા પ્રાણિયોને નહિ ગાફલ રેહેનાર કાળરૂપ તમે, ભૂખથી ગલોફાં ચાટતો સર્પ જેમ ઊંદરને ઝડપમાં લેઇ લે તેમ તુરત ઝડપમાં લેઇ લોછો. તમારૂં ભજન કર્યા વિનાજ જેનું શરીર જીર્ણ થતું જાયછે એવો માણસ જો સમજુ હોય તો તમારા ચરણારવિંદનો કેમજ ત્યાગ કરે? કે જે ચરણારવિંદને અમારા ગુરૂ બ્રહ્મા અને ચૌદ મનુઓપણ મરણની બીકથી દૃઢ વિશ્વાસ રાખીને ભજેછે. હે પરમાત્મા! આખા જગત્ ઉપર પ્રલયકાળમાં રૂદ્રનો ત્રાસ છે, પણ અમો કે જેઓ જાણિયે છિયે તેઓને તો નિર્ભય શરણરૂપ આપ છો.

(મહાદેવ કેહેછે) હે રાજકુમારો! શુદ્ધ રહી, સ્વધર્મ પાળી તથા ભગવાનમાં ચિત્ત રાખીને આ સ્તોત્રનો જપ કરજો. તમારામાં અને સર્વ પ્રાણીઓમાં રહેલા તેજ પરમાત્મા ભગવાનનું વારંવાર પૂજન કરજો, સ્તુતિ કરજો અને ધ્યાન કરજો. આ 'યોગાદેશ' નામનું સ્તોત્ર મેં તમારી પાસે કહ્યું તે પાઠે કરી તેનુંજ મનન કરજો અને સાવધાન ચિત્તથી મુનિના જેવા નિયમો પાળી ભક્તિપૂર્વક તમે સઘળા આ (સ્તોત્ર) નોજ વારંવાર જપ કરજો. પ્રજાપતિઓના પતિ બ્રહ્માને અને તેમના પુત્ર ભૃગુ વગેરે અમોને સૃષ્ટિ કરવાની ઇચ્છા હતી તે સમયમાં પૂર્વે બ્રહ્માએ આ સ્તોત્ર અમોને શીખવ્યું હતું. પ્રજાઓની સૃષ્ટિ કરવાસારૂ બ્રહ્માએ આજ્ઞા કરેલા અમોએ આ સ્તોત્રના અભ્યાસથી પોતાનું અજ્ઞાન મટાડી અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કરી હતી. એટલામાટે જે ભગવાનનો ભક્ત સાવધાન તથા એકાગ્ર ચિત્તે રહી રોજ આ સ્તોત્રનો જપ કરે તેનું થોડા દિવસમાં કલ્યાણ થાયછે. આ જગત્માં સર્વ કલ્યાણોમાં 'જ્ઞાન' એ મોટું કલ્યાણ છે. જ્ઞાનરૂપ વહાણ મળ્યું હોય તો આ સંસારરૂપ અપાર અને દુઃખમય સમુદ્રને સેહેજ તરી જવાયછે. જે પુરૂષ આ મેં કહેલાં સ્તોત્રનો શ્રદ્ધાથી પાઠ કરે તે પુરૂષ, ભગવાન્ કે જેમને પ્રસન્ન કરવા કઠણ છે તેમને પ્રસન્ન કરેછે. સઘળાં કલ્યાણોના સ્વામી ભગવાન્ આ સ્તોત્રના પાઠથી પ્રસન્ન થતાં, ધીર પુરૂષને તેમની પાસેથી જે મેળવવાની ઇચ્છા થાય તે સઘળું મળેછે. જે માણસ સવારમાં ઉઠી હાથ જોડી શ્રદ્ધાથી આ સ્તોત્ર સાંભળે અથવા સંભળાવે તે, કર્મનાં બંધનમાંથી છૂટી જાયછે. હે રાજકુમારો! આ મેં કહેલી પરમ પુરૂષ પરમાત્માની સ્તુતિનો જપ કરતાં એકાગ્રબુદ્ધિ રાખી મોટું તપ કરશો તો અંતે તેમાંથી મનવાંછિત ફળ મળશે.

**गीतं मयेदं नरदेवनंदनाः परस्य पुंसः परमात्मनः स्तवं । जपंत एकाग्रधियस्तपो-महच्चरध्वमंते तत आप्स्यथेप्सितं ॥ ७९ ॥**

---

[1] ઓરમાંથી ઉત્પન્ન થાય તે માણસ જરાયુજ કેહેવાયછે, ઇંડાંમાંથી ઉત્પન્ન થાય તે પક્ષી વગેરે અંડજ કેહેવાયછે, પસીનામાંથી ઉત્પન્ન થાય તે માકડ વગેરે સ્વેદજ કેહેવાયછે, અને ધરતીને ફોડીને ઉત્પન્ન થનારાં ઝાડ વગેરે ઉદ્ભિજ્જ કેહેવાયછે.

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'रुद्रगीत' એવા નામનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ मैत्रेय उवाच ॥*

**इति संदिश्य भगवान् बार्हिषदैरभिपूजितः । पश्यतां राजपुत्राणां तत्रैवांतर्दधे हरः ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—સદાશિવ, એ પ્રમાણે ઉપદેશ કરીને પોતાની પ્રચેતાઓએ પૂજા કર્યા પછી તે પ્રચેતાઓ જોતાં છતાં ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. પછી પ્રચેતાઓ સદાશિવે કહેલાં ભગવાનનાં સ્તોત્રનો જપ કરતાં જલમાં દશ હજાર વર્ષ સુધીનું તપ કરવા લાગ્યા. પ્રચેતાઓ પાછા આવ્યા ન હતા તે સમયમાંજ તેઓનો પિતા પ્રાચીનબર્હિ રાજા કે જેનું મન યજ્ઞ વગેરે કર્મકાંડમાંજ લાગી રહ્યું હતું તેને બ્રહ્મવેત્તા અને દયાળુ નારદજીએ બોધરૂપ વચન કહ્યાં કે—'હે રાજા! આ યજ્ઞો કરીને તારે કયું ફળ પામવાની ઇચ્છા છે? દુ:ખનો નાશ અથવા સુખની પ્રાપ્તિ એ ફળ કેહેવાયછે પણ એવો વિદ્વાનોનો નિશ્ચય છે કે કર્મકાંડથી એમાંના કોઈપણ પ્રકારનું ફળ થતું નથી.'

પ્રાચીનબર્હિરાજા બોલ્યા કે.—હે માહારાજ! મારી બુદ્ધિમાં કર્મકાંડની પંચાતજ લાગી રહી છે તેથી હું મોક્ષની વાત જાણતો નથી, માટે જેથી હું કર્મમાર્ગમાંથી છૂટું એવું નિર્મલ જ્ઞાન મને કહો. અનેક પ્રકારની કડાકૂટોથી ભરેલાં ઘરમાં સ્ત્રી, પુત્ર અને ધનનેજ પુરૂષાર્થ કરી માનતા અને સંસારના માર્ગોમાં ભટકતા મૂઢ પુરૂષને મોક્ષ મળતો નથી.

* આ અધ્યાયમાં આત્માને બુદ્ધિના સંગથી જે અનેક પ્રકારનાં જન્મ-મરણ થાયછે તેનો વિષય પુરંજન રાજાનો ઇતિહાસ કેહેવાના ટોળથી નારદજીએ કહ્યોછે.

નારદજી (રાજાએ યજ્ઞોમાં જેટલા પશુઓને માર્યા હતા તે સઘળાઓને પ્રત્યક્ષ દેખાડી) કેહેછે.—હે રાજા! તેં નિર્દયપણાથી યજ્ઞમાં હજારો પશુઓને માર્યા છે તેઓને નજરે જો. તેં જે એઓને પીડા કરી છે તે સંભારીને એ સઘળા પશુઓ તારી વાટ જોઈ રહ્યા છે ને તું જ્યારે મરી જાઇશ ત્યારે ક્રોધથી લોઢાનાં હથિયારોવડે તને કાપશે. આ બ્રહ્મસંકટમાંથી તારો નિસ્તાર કરવાસારૂ પુરંજન રાજાનાં ચરિત્રરૂપ એક જુનો ઇતિહાસ કહુંછું તે સાંભળ. (જીવને વિષયોમાં આસક્તિ રાખવાથી સંસાર પ્રાપ્ત થાયછે અને તે ઇશ્વિરના અનુગ્રહથી મટેછે એ વાત કેહેવાની છે, પણ જેના મનમાં ઊંધાજ વળ ચડી ગયા હોય તેને જેવા આકારમાં છે તેવાજ આકારમાં સમજાવી શકાય નહિ માટે એક રાજાના ઇતિહાસની કલ્પના કરીને કેહેછે.) હે રાજા! એક મોટી કીર્તિવાળો પુરંજન નામનો રાજા હતો[1] અને જેનાં કર્તવ્યની કોઇને ખબર પડતી નથી તથા જેનું નામ પણ જાણવામાં નથી એવો એક તેનો સખા[2] હતો. એ પુરંજન રાજા પોતાને રાજધાની કરવા જેવું નગર[3] શોધવાસારૂ આખી પૃથ્વીમાં ફર્યો પણ જ્યારે પોતાને જેવું જોઇએ તેવું નગર મળ્યું નહિ ત્યારે જાણે મનમાં કચવાતો હોય એવો થઈ ગયો. સુખ ભોગવવાને ઇચ્છતા તે રાજાને પૃથ્વીમાં જેટલાં નગર છે તેઓમાંનું કોઈ પણ નગર સઘળાં સુખની પ્રાપ્તિનેમાટે યોગ્ય જણાયું નહિ.[4]

૧ આ ઇતિહાસમાં પુરંજન વગેરે જે પાત્રો લખ્યાં છે તેઓના ખરા અર્થ ઓગણત્રીશમા અધ્યાયમાં નારદજી પોતેજ કેહેશે, તોપણ વાંચનારાઓને આ પ્રકરણ સમજવું સુગમ પડે એટલામાટે જરૂરી જેટલા થોડા થોડા અર્થ આપવા યોગ્ય ધારિયે છિયે. પુરંજન એટલે જીવ, કેમ કે પોતાનાં કર્મથી પુર એટલે શરીરને જન એટલે ઉત્પન્ન કરનાર છે. ૨ ઇશ્વર. ૩ વિષય ભોગવવાના સ્થાનકરૂપ શરીર. ૪ મનુષ્ય શિવાય પશુ અને પક્ષી વગેરેનાં જે જે શરીર છે

ફરતાં ફરતાં એક દિવસે હિમાલય પર્વતનાં દક્ષિણ તરફનાં શિખરોમાં એક નવ દરવાજાવાળી તથા કોઈ પણ જાતના દોષ વિનાની એક નગરી તેના જોવામાં આવી.[૧] એ નગરી કિલ્લા, બગીચા, અગાશીઓ, ખાઇઓ, ગોખ અને તોરણોથી શોભતી હતી[૨] તથા સોના, રૂપા અને લોઢાની મેડીઓવાળાં અનેક ઘરોથી ચારે કોર વ્યાપ્ત હતી[૩]. એ નગરીના મેહેલની જગ્યા નીલમણિ, સ્ફટિકમણિ, વૈદૂર્યમણિ, મોતી, નીલવી અને માણેકોથી બનેલી હતી[૪]; તથા નાગલોકોની નગરી ભોગવતીની પેઠે એ આખી નગરી પોતાની શોભાથી પ્રકાશી રહી હતી. સભા ભરવાનાં ઠેકાણા, ચોવટા, રાજમાર્ગ, રમવાની જગ્યાઓ, દૂકાનો, લોકોને વિશ્રામ લેવાની જગ્યાઓ, ધ્વજા પતાકા અને પરવાળાંની ઓટલીઓથી ઉત્તમ સગવડવાળી હતી. એ નગરીની બહાર એક બગીચો હતો[૫] તેમાં દેવતાઈ ઝાડ અને લતાઓ લાગી રહ્યાં હતાં,[૧] જલાશયોમાં પક્ષિયોના અને ભ્રમરાઓના નાદનો કોલાહલ થઈ રહ્યો હતો, ફૂલના સમૂહોમાં થઇને આવતા અને થંડા ઝરણાંઓના જલકણોને ઉડાડતા પવનથી તળાવડીઓના કાંઠાપરનાં વૃક્ષોની શાખાઓ અને પાનડાં હલતાં હતાં તેથી ભારે શોભા જામી રહી હતી. અનેક પ્રકારનાં વગડાઉ જાનવરો અહિંસાનો નિયમ પાળનાર હોવાથી એકબીજાને કશી હરકત નહિ કરતાં હતાં તથા કોયલોના ટૌકારાથી વટેમારગુ લોકો તો એમજ માનતા હતા કે આ બગીચો અમોને પોતાની પાસે આવવામાટે બોલાવેછે. એ બગીચામાં એક ઉત્તમ સ્ત્રી[૨] કે જે યદૃચ્છાથી[૩] આવી નીકળેલી, તે પુરંજન રાજાના જોવામાં આવી. એ સ્ત્રીની સાથે તેના દશ નોકરો[૪] ચાલ્યા આવતા હતા અને તે પ્રત્યેક નોકરની સાથે સેકડો બીજી સ્ત્રિયો હતી.[૫] એક પાંચ માથાવાળો નાગ[૬] એ ઉત્તમ સ્ત્રીની ચારે કોર ચોકી કરતો હતો. નજરમાં આવે તેવાં રૂપ ધરનારી અને સોળ વર્ષની એ સ્ત્રી કોઈ પતિને શોધતી હતી. એ સ્ત્રીનાં નાક[૭], દાંત, કપોલ, મુખ અને કટિપશ્ચાદ્ભાગ બહુજ સુંદર હતાં. બરાબર ગોઠવાએલા બે કાનમાં કુંડલ શોભી રહ્યાં હતાં. પીળાં વસ્ત્ર અને સોનાની કટિમેખળા પેહેરી હતી. વર્ણ

---

તેમાંનાં કોઇમાં પણ સઘળાં સુખ ભોગવવાની સગવડ નથી તેથી એવો કોઇ અવતાર તેને ગમ્યો નહિ. ૧ મનુષ્યશરીર. એ શરીરમાં મોઢું, બે કાન, બે આંખ્ય, બે નાક, શિશ્ન અને ગુદા એ નવ છિદ્ર છે તે નવ દરવાજા સમજવા અને સઘળી ઇંદ્રિયો સંપૂર્ણ હતી તેથી આંધળાપણું કે લુલાપણું વગેરે કોઇ દોષ પણ ન હતા એમ સમજવું. એ નગરી હિમાલયના દક્ષિણ તરફના શિખરોમાં છે એમ કેહેવાનું કારણ એ છે કે હિમાલયથી દક્ષિણ તરફમાં ભરતખંડ છે તે કર્મભૂમિ છે એટલે તેમાં ઉત્પન્ન થએલું મનુષ્યશરીર કર્મ કરવાને યોગ્ય છે. ૨ આ વિષયમાં કાંઇક કાંઇક મળતાપણું લઇને વાતમાં શોભા લાવવાને માટે કિલ્લા વગેરેનું વર્ણન કરયું છે તેથી શરીરના અવયવોને કિલ્લા વગેરેનું રૂપ આપ્યું છે એમ સમજવું. ૩ શરીરમાં છ ચક્ર છે તે ઘરને ઠેકાણે અને રાજસ, તામસ વગેરે સ્વભાવોને મેડીઓને ઠેકાણે સમજવા. ૪ મ્હેલની જગ્યા એટલે હૃદય અને નાડીઓ અથવા નોખનોખા વિષયોની વાસનાઓને મણિરૂપ સમજવી. ૫ વિષયોમાં લાગી રહેલી બુદ્ધિના યોગથી જીવને દેહનો સંબંધ થયોછે એમ કેહેવાની મતલબથી વિષયોનાવર્ગને બહાને બગીચો ઠરાવેલ છે. ૧ માળા અને ચંદન વગેરે પદાર્થોને ઝાડ અને લતારૂપ સમજવાં અને બીજું કેટલુંએક વાતને શણગારવાનેસારૂ પણ લખ્યુંછે. ૨ નોખનોખા વિષયોનો વિવેક કરનારી બુદ્ધિ. ૩ જીવનો અને બુદ્ધિનો સંબંધ શા કારણથી અને શી રીતે થયો એ વાતનું નિરૂપણ થઇ શકતું નથી તેથી યદૃચ્છાથી આવી એમ કહ્યુંછે. ૪ દશ ઇંદ્રિયો. ૫ અનંત વૃત્તિયો. ૬ પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન એ પાંચ વૃત્તિવાળો પ્રાણ છે તેને બુદ્ધિની રક્ષા કરનાર નાગ સમજવો. ૭ ગંધનું જ્ઞાન ઇત્યાદિક.

શ્યામ[1] હતો. ઝાંઝરના ઝમકારાવાળા પગથી દેવાંગનાની પેઠે ચાલતી હતી. જુવાનીથી ઊપડતાં આવતાં, સરખાં, ગોળ અને એકબીજામાં ભુટકાઇ રહેલાં પોતાનાં સ્તનને લાજથી ઢાંકતી હતી અને હાથણીની પેઠે ચાલતી હતી. લાજ સહિત મંદહાસ્યથી શોભતી એ સ્ત્રીએ પ્રેમથી ઊંચી-નીચી થતી ભ્રૂકુટીરૂપ કમાનમાંથી ફેંકેલા, સ્નેહ ભરેલા, અને નેત્રની અણીરૂપ પુંખવાળા કટાક્ષરૂપ બાણથી વીંધી નાખેલો તે પુરંજન રાજા તેને પૂછવા લાગ્યો કે[2]—"હે કમળની પાંખડી સરખાં નેત્રવાળી! તું કોણ છે? કોની છે? અને અહીં ક્યાંથી આવી છે? હે સતિ! આ નગરીની પાસેના બગીચામાં તારે શું કરવાની ઇચ્છા છે તે મને કેહે. તારા તાબામાં રેહેનારા આ દશ અને આ અગીયારમો મોટો યોદ્ધા[3] કોણ છે? આ બીજી સ્ત્રિયો કોણ છે અને તારી આગળ ચાલનારો આ સર્પ કોણ છે? તું એકાંત વનમાં ધર્મને શોધવા નીકળેલી તેની સ્ત્રી લજ્જા છે? બ્રહ્માને શોધતી તેની સ્ત્રી સરસ્વતી છે? અથવા વિષ્ણુને શોધતી તેની સ્ત્રી લક્ષ્મી છે? તું મુનિની પેઠે નિયમમાં રેહેનારી દેખાયછે. તારો જે પતિ હશે તેના સઘળા મનોરથ તારા ચરણની કામનાથીજ પરિપૂર્ણ થયાછે એમ માનુંછું. તું લક્ષ્મી હોય તો તારા હાથમાંથી કમળનો પોટો ક્યાં પડી ગયોછે? હે સારાં રૂપવાળી! તું ઉપર લખેલી સ્ત્રિયોમાંની કોઇ પણ જણાતી નથી, કેમકે એ સઘળી દેવાંગનાઓ છે તેઓને ધરતીનો સ્પર્શ કરવો ઘટે નહિ. એટલામાટે લક્ષ્મી જેમ વિષ્ણુની સાથે રહી વૈકુંઠલોકને શોભા આપેછે તેમ હું કે જે મહાવીર અને ઘણાં કર્મવાળો છું[1] તેની સાથે રહી તારે આ નગરીને શોભા આપવી જોઇએ. હે સુંદરિ! હું કે જેનું મન તારાં નેત્રની અણીથી વીંધાઈ ગયું છે તેને લાજસહિત પ્રેમપૂર્વક હસવાથી ઊંચી-નીચી થતી ભ્રૂકુટીથી તેં પ્રેરેલો કામદેવ દુઃખ દેછે માટે મારા ઉપર અનુગ્રહ કર. હે સુંદર હાસ્યવાળી! સારી ભ્રૂકુટીવાળું, સુંદર કીકીઓવાળી આંખોથી સુશોભિત, લાંબા અને શ્યામ વર્ણના કેશના સમૂહથી વીંટાએલું અને સારાં ભાષણવાળું તારૂં મોહોડું કે જેને તું લાજનેલીધે ઊંચું કરતી નથી તેને ઉંચું કરી મને દેખાડ!"

નારદજી કેહેછે.—એ પ્રમાણે અધીરની પેઠે માગણી કરતા એ પુરંજન રાજાને જોઇ તેમાં મોહ પામેલી અને હસતી એ સ્ત્રી તેનો સત્કાર કરીને બોલી કે—'હે પુરૂષોમાં ઉત્તમ! અમને અને તમને જેણે ઉત્પન્ન કરેલ છે તથા આપણનાં જેણે નામ પાડ્યાંછે અને વંશ સ્થાપ્યોછે તે ધણીને અમે પુરી રીતે જાણતાં નથી. હું હમણાં અહીં છું એટલીજ અમને ખબર છે પણ તેથી વધારે વાતને અને મારે રેહેવાની આ નગરી જેણે બનાવી છે તે ધણીને અમે જાણતાં નથી. હે માન આપનારા! આ પુરૂષો મારા સખા છે અને આ સ્ત્રિયો મારી સખિયો છે. હું સુઇ રહુંછું ત્યારે પણ આ નાગ નગરીનો ચોકી કરવામાટે જાગ્યા કરેછે. હે શત્રુઓને મારનાર રાજા! તમે અહીં આવ્યા છો એ ઘણું સારૂં થયું. વિષયસંબંધી જે જે સુખોને તમે ઇચ્છોછો તે સઘળાં સુખો, હું

---

૧ મન અન્નથી બનેછે અને અન્નનું રૂપ શ્યામ છે એમ વેદમાં લખ્યુંછે તેથી અહીં બુદ્ધિનો રંગ શ્યામ કહ્યોછે. ૨ જીવ અને બુદ્ધિના સંબંધની મજબુતી દેખાડવાસારૂ તેઓ વચ્ચે વાતચીતનો બંદોબસ્ત થવાનું કહ્યુંછે. ૩ મોટો યોદ્ધા એટલે મન સમજવું. આનુંજ 'બૃહદ્બલ' એવું નામ આગળ કેહેવાશે. આ ઠેકાણે મનને બુદ્ધિથી જુદું લેખવાનું કારણ એ છે કે બુદ્ધિની સેવા કરનારી ઇંદ્રિયોને તે મદદ આપેછે તેથી તે પણ બુદ્ધિનો સેવા કરનાર છે એમ કેહેવાનું છે.

૧ હું જોકે પોતાથી કર્મરહિત છું તોપણ તારા સંગથી અનેક કર્મવાળો થયો છું એમ બતાવવાનું છે.

અને મારા બંધુઓ તમને આપશું. આ નવ દરવાજાવાળી નગરીમાં મારી સાથે તમે રહો અને મેં આપેલાં વિષયસુખોને સો વર્ષ સુધી[1] ભોગવો. હું તમારા શિવાય બીજા ક્યા પુરૂષને રમાડું? કેમકે બીજા પુરૂષોમાં તો કેટલાએક, વિષયસુખને જાણતાજ નથી[2], કેટલાએક જે વિષયસુખનો ભોગ લેવાને શાસ્ત્રમાં ના નથી પાડી તે સુખોનો પણ ત્યાગ કરી બેઠા છે[3], કેટલાએકને પરલોકની કાંઇ ચિંતાજ નથી[4], કેટલાએકને આ લોકની ચિંતા નથી[5] અને કેટલાએક તો પશુ જેવાજ છે[6]. આ ગૃહસ્થાશ્રમથી ધર્મ, અર્થ, કામ, પુત્રસંબંધી સુખ, મોક્ષ અને યશ એ સઘળાં સુખોની પ્રાપ્તિ થાયછે અને શોક વગેરેના દોષરહિત લોક કે જે સંન્યાસીઓને[7] મળતાજ નથી તેપણ મળેછે. આ સંસારમાં ગૃહસ્થાશ્રમજ પિતૃ, દેવતા, ઋષિ, મનુષ્યો, બીજા પ્રાણીઓ અને પોતાનો પણ સુખદાયી અને નિર્ભય આશ્રય છે એમ વિદ્વાનો કહેછે. હે વીર! વિખ્યાત, ઉદાર, રૂપવાન્ અને પ્રિય આપના જેવો પતિ મળતો હોય તેને મારા જેવી કઇ સ્ત્રી ન વરે? હે મોટા હાથવાળા! તમે કે જે દયાથી વૃદ્ધિ પામેલાં મંદ હાસ્યપૂર્વક જોવાથી અનાથ લોકાની પીડા મટાડવાસારૂજ સર્વ ઠેકાણે ફરોછો તેમના સર્પ જેવા લાંબા હાથમાં કઇ સ્ત્રીનું મન આસક્ત ન થાય?

૧ મનુષ્યશરીરનાં આયુષ્યનું પ્રમાણ સો વર્ષનું છે તેથી સો વર્ષસુધી સુખ ભોગવવાનું કહ્યું છે. ૨ નૈષ્ઠિક બ્રહ્મચારીઓને સ્ત્રીસંબંધી સુખની ખબરજ હોતી નથી. ૩ સંન્યાસીઓને વિષયસુખનો ત્યાગ કરનારા સમજવા. ૪ એકલા કામી પુરૂષોને પરલોકની ચિંતાજ હોતી નથી. ૫ વૈરાગ્યવાળાઓને આ લોકની ચિંતા હોતી નથી. ૬ મૂર્ખ લોકોને પશુજેવા સમજવા, કેમ કે તેઓને આ લોકની કે પરલોકની કોઇની પણ ચિંતા હોતી નથી. ૭ સંન્યાસીઓને બ્રહ્મજ્ઞાનનેલીધે મોક્ષજ મળવાનો તેથી એઓને બીજા લોકની પ્રાપ્તિ થતી નથી.

નારદજી કેહેછે.—હે પ્રાચીનબર્હિરાજા! એપ્રમાણે તે સ્ત્રી-પુરૂષ તે ઠેકાણે પરસ્પરનો કરાર કરી એ પુરીમાં પ્રવેશ કરી સો વર્ષ સુધી આનંદ કરવા લાગ્યાં. પુરંજન રાજાની કીર્તિ ઠેકાણે ઠેકાણે ગવૈયાઓ ગાતા હતા[1] અને પોતે ઘણી સ્ત્રિયોથી વીંટાઇને ક્રીડા કરતો કરતો ઉનાળામાં[2] તળાવમાં પેસતો હતો. એ નગરીમાં જુદા જુદા દેશોમાં જવાસારૂ સાત ઉપર અને બે નીચે દરવાજા[3] કર્યા હતા. તેમાં જે ખરો માલેક[4] છે તે બરાબર જાણવામાં આવતો ન હતો. પાંચ દરવાજા ઊગમણી કોરે એક દક્ષિણ તરફ, એક ઉત્તર તરફ અને બે પશ્ચિમ તરફ હતા. એઓનાં નામ તારી પાસે કહુંછું. ખદ્યોતા[5] અને આવિર્મુખી[6] એવા નામના બે દરવાજા ઉગમણી કોરે હારોહાર રચેલા હતા. તે દરવાજાઓથી પુરંજન રાજા વિભ્રાજિત[7] નામના દેશમાં જતો હતો અને તે વખતે દ્યુમાન્[8] નામનો એક મિત્ર તેની સાથે રેહેતો હતો. નલિની[9] અને નાલિની[10] એવા નામના બીજા પણ બે

૧ આમાં સંક્ષેપથી જાગ્રત અવસ્થા કહી છે. ૨ તળાવમાં પેસતો એટલે સુષુપ્તિ અવસ્થા પામતો એમ કેહેવાનું છે. ૩ આમાં જાગ્રત અવસ્થાનું વિસ્તારથી વર્ણન આપેછે. ૪ આ શરીરનો ખરો માલેક આત્મા તે બરાબર જાણવામાં આવતો નથી, કેમ કે અનાત્મ પદાર્થોને આત્મા માનવામાં આવેછે. ૫ ખદ્યોતા એટલે ડાબી આંખ. કેમ કે તેનો ખદ્યોત એટલે પતંગિયાની પેઠે થોડો પ્રકાશ છે. ૬ આવિર્મુખી એટલે જમણી આંખ. કેમ કે તેનું મોહોડું પ્રકટ છે એટલે પ્રકાશ ઝાઝો છે. ડાબાં અંગ કરતાં જમણા અંગમાં શક્તિ વધારે હોયછે એમ વેદમાં લખ્યુંછે અને આપણા અનુભવમાં પણ આવેછે. ૭ વિભ્રાજિત દેશ એટલે રૂપ. ૮ દ્યુમાન્ એટલે ચક્ષુ ઇંદ્રિય. ૯ નલિની એટલે ડાબું નાક. ૧૦ નાલિની એટલે જમણું નાક. નાક નળીઓ જેવાં હોયછે તેથી નલિની અને નાલિની એવાં નામ આપ્યાં છે.

દરવાજા ઉગમણી કોરે હારોહાર રચેલા હતા. તે દરવાજાઓથી પુરંજન રાજા સૌરભ[1] નામના દેશમાં જતો હતો અને તે વખતે અવધૂત[2] નામનો એક મિત્ર તેની સાથે રેહેતો હતો. એ નગરીનો મુખ્યા[3] નામે એક પાંચમો મુખ્ય દરવાજો પણ ઉગમણી કોર હતો. તે દરવાજાથી એ પુરીનો રાજા પુરંજન આપણ[4] અને બહુદન[5] નામના બે દેશમાં જતો હતો. આપણ દેશમાં જતો તે વખતે વિપણ[6] નામનો મિત્ર તેની સાથે રેહેતો હતો અને બહૂદન દેશમાં જતો હતો તે વખતે રસજ્ઞ[7] નામનો મિત્ર તેની સાથે રેહેતો હતો. હે પ્રાચીનબર્હિરાજા! એ નગરીમાં દક્ષિણ તરફનો દરવાજો પિતૃહૂ[8] એવે નામે હતો. તે દરવાજેથી પુરંજન રાજા દક્ષિણ-પંચાલ નામના[9] દેશમાં જતો હતો અને તે વખતે શ્રુતિધર[10] નામનો મિત્ર તેની સાથે રેહેતો હતો. એ નગરીમાં ઉત્તર તરફનો દેવહૂ[1] નામે દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ઉત્તરપંચાલ[2] નામના દેશમાં જતો હતો અને તે વખતે પણ શ્રુતિધર[3] નામનો મિત્ર તેની સાથે રેહેતો હતો. એ નગરીમાં આથમણી તરફનો આસુરી[4] નામનો દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ગ્રામક[5] નામના દેશમાં જતો હતો અને તે વખતે તેની સાથે દુર્મદ[6] નામનો એક મિત્ર રેહેતો હતો. એ નગરીની આથમણી તરફ નિર્ઋતિ[7] નામનો એક બીજો દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા વૈશસ[8] નામના દેશમાં જતો હતો અને તે વખતે તેની સાથે લુબ્ધક[9] નામે એક મિત્ર રેહેતો હતો. એ નવ દરવાજા ઉપરાંત 'નિર્વાક્[10]' અને 'પેશસ્કૃત્[11]'

૧ સૌરભદેશ એટલે ગંધ. ૨ અવધૂત એટલે ઘ્રાણ ઇંદ્રિય. ૩ મુખ્યા એટલે મોઢું. ૪ આપણ દેશ એટલે ભાષણ. ૫ બહુદન દેશ એટલે અનેક પ્રકારનું અન્ન. ૬ વિપણ એટલે વાણી ઇંદ્રિય. ૭ રસજ્ઞ એટલે રસના (જિહ્વા) ઇંદ્રિય. ૮ પિતૃહૂ એટલે જમણો કાન. કેમ કે જમણો કાન બળવાન છે અને શાસ્ત્રોમાં પ્રથમ સાંભળવાનું કર્મકાંડ શાસ્ત્ર છે તેથી તેનું શ્રવણ જમણા કાનથી થતાં તે શાસ્ત્રોમાં લખેલાં કર્મ કરે તેથી પિતૃલોકની પ્રાપ્ત થાયછે અને તે લોકમાં જતાં પિતૃઓ બોલાવવા આવેછે. એટલી બધી વાત મનમાં રાખી જમણા કાનનું પિતૃહૂ એવું નામ આપ્યું છે. ૯ દક્ષિણ પંચાલ દેશ એટલે પ્રવૃત્તિમાર્ગવાળું કર્મકાંડ વગેરેનું શાસ્ત્ર, તેમાં જાયછે એટલે તે વિષય સાંભળેછે. એવાં શાસ્ત્રોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે પ્રકારના વિષયોનું સારી રીતે નિરૂપણ કરેલું હોયછે અને જમણા કાનથી એટલે રૂચિપૂર્વક સંભાળાયછે તેથી તેનું દક્ષિણ પંચાલ એવું નામ આપ્યું છે. ૧૦ શ્રુતિધર એટલે શબ્દ સાંભળનાર શ્રોત્ર ઇંદ્રિય.

૧ દેવહૂ એટલે ડાબો કાન. કેમકે ડાબા કાનની શક્તિ ઓછી છે અને શાસ્ત્રોમાં છેલે સાંભળવાનું નિવૃત્તિશાસ્ત્ર એટલે નિવૃત્તિમાર્ગમાં રૂચિ કરાવનારૂં વેદાંત શાસ્ત્ર છે તેથી તેનું શ્રવણ ડાબા કાનથી એટલે પ્રથમ અરૂચિથી થાય અને તે થતાં તે શાસ્ત્રોમાં લખ્યા પ્રમાણે જ્ઞાનનાં સાધનો કરવા લાગે. તે જો કાચાં રહી જાય તો મોક્ષની પ્રાપ્તિ ન થતાં ઉત્તમ ઉત્તમ દેવલોકની પ્રાપ્તિ થાયછે અને તે લોકમાં જતાં દેવતાઓ સામા બોલાવવા આવેછે. એટલી બધી વાત મનમાં રાખી ડાબા કાનનું દેવહૂ એવું નામ આપ્યુંછે. ૨ ઉત્તરપંચાલ એટલે નિવૃત્તિમાર્ગનું શાસ્ત્ર. ૩ શ્રોત્ર ઇંદ્રિય. ૪ આસુરી એટલે લિંગદ્વાર. કેમ કે અસુર એટલે કામી પુરૂષોની સાથે તે વધારે સંબંધ રાખેછે. ૫ ગ્રામક એટલે ગામમાં રેહેનારા લોકોનું મૈથુનસુખ. ૬ દુર્મદ એટલે મદોન્મત્ત થઇ જતી શિશ્ન ઇંદ્રિય. ૭ નિર્ઋતિ એટલે નિર્ઋતિ એવું મૃત્યુનું નામ છે અને ગુદ મૃત્યુનું દ્વાર છે તેથી. ૮ મળત્યાગ. ૯ લુબ્ધક એવું પારાધીનું નામ છે અને ગુદમાનું પાયું ઇંદ્રિય પણ પારાધી જેવું છે, કેમ કે ત્યાંથી મરણ પામ્યો હોય તેને મોટું દુઃખ થાયછે. ને તેથીજ પાયુને લુબ્ધક નામ આપ્યુંછે. ૧૦ નિર્વાક એટલે પગ. ૧૧ પેશસ્કૃત્ એટલે હાથ. કેમ કે પેશસ એટલે સારી કારીગરીનો કરનાર છે.

એવા નામના બીજા પણ બે દરવાજા હતા, પણ તે નિરંતર કમાડભીડેલાજ[1] રેહેતા હતા. એઓમાં પેહેલા દરવાજાથી પુરંજન રાજા ચાલતો હતો અને બીજાથી કામ કરતો હતો. એ રાજા વિષૂચીન[2] નામના એક નાંજરને સાથે લઈ જ્યારે પોતાનાં જનાનામાં જતો હતો ત્યારે સ્ત્રી[3] અને પુત્રોના[4] સંબંધમાં મોહ[5], પ્રસાદ[6] અને હરખ[7] તેને થતા હતા. એ પ્રમાણે કર્મ કરવામાં લાગેલો, વિષયોનો લાલચુ, છેતરાઇ ગએલો અને મૂર્ખ પુરંજનરાજા[8] પોતાની સ્ત્રીની[9] મરજી પ્રમાણેજ ચાલવા લાગ્યો. એ સ્ત્રી જ્યારે મદિરા પીએ ત્યારે પોતે પણ પીતો અને કેફથી વિન્હલ થતો હતો. જમતી ત્યારે જમતો અને ખાતી[10] ત્યારે ખાતો હતો. કોઇ વખતે એ સ્ત્રી ગાવા લાગતી ત્યારે પોતે પણ ગાતો; રોવા લાગતી ત્યારે રોતો; હસતી ત્યારે હસતો; બોલતી ત્યારે બોલતો; દોડતી ત્યારે દોડતો; ઉભી રહેતી ત્યારે ઉભો રહેતો; બેસતી ત્યારે બેસતો; સાંભળતી ત્યારે સાંભળતો; જોતી ત્યારે જોતો; સુંઘતી હતી ત્યારે સુંઘતો; સ્પર્શ કરતી ત્યારે સ્પર્શ કરતો; શોક કરતી ત્યારે રાંકની પેઠે શોક કરતો; રાજી થતી ત્યારે રાજી થતો અને પ્રફુલ્લિત થતી ત્યારે પ્રફુલ્લિત થતો. એપ્રમાણે સ્ત્રીએ છેતરી લીધેલો, પોતાના સારા સ્વભાવ[1] ખોઈ બેઠેલો અને અજ્ઞાન બનેલો પુરંજન, પરવશપણાનેલીધે પોતાની ઇચ્છા નહિ છતાં પણ મુંડાના વાનરાની પેઠે સ્ત્રીને અનુસરીને ચાલતો હતો.

**विप्रलब्धो महिष्यैवं सर्वप्रकृतिवंचितः। नेच्छन्ननुकरोत्यज्ञः क्लैब्यात् क्रीडामृगो यथा ॥ ६२ ॥**

इतिश्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો પચવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥*

**स एकदा महेष्वासो रथं पंचाश्वमाशुगं। द्वीषं द्विचक्रमेकाक्षं त्रिवेणुं पंचबंधुरम् ॥१॥**

નારદજી[2] કેહેછે.–એ પુરંજન રાજા એક દિવસે સોનાનું બખતર[3] પેહેરી, સોનાના[4]

---

૧ પગ અને હાથમાં છિદ્ર નથી તેથી તેઓને કમાડભિડેલા દરવાજા કહ્યાછે. ૨ વિષૂચીન એટલે ચારેકોર મન. ૩ બુદ્ધિ. ૪ ઇંદ્રિયોનાં પરિણામ. ૫ તમોગુણનું કાર્ય. ૬ સત્વગુણનું કાર્ય. ૭ રજોગુણનું કાર્ય. ૮ જીવ. ૯ સ્ત્રી એટલે બુદ્ધિની મરજી પ્રમાણે ચાલવા લાગ્યો. આમાં એમ સમજવાનું છે કે જીવ વાસ્તવિક રીતે પોતે અકર્ત્તા છે તોપણ બુદ્ધિના અધ્યાસથી પોતામાં કર્ત્તાપણું માની બેસેછે. તેથી બુદ્ધિને દુઃખ થયું હોય તો હું દુઃખી છું એમ માનેછે અને બુદ્ધિને સુખ થયું હોય તો હું સુખી છું એમ માનેછે ઇત્યાદિ. ૧૦ દાળભાત વગેરેનું જમવું કેહેવાય અને દાળિયા વગેરેનું ખાવું કેહેવાય

૧ નિર્લેપપણું શુદ્ધપણું, અને નિર્વિકારપણું વગેરે જે પોતાના સ્વભાવ છે તે દેહ અને બુદ્ધિ વગેરે જડ પદાર્થના અધ્યાસથી ખોઇ બેસેછે. વાસ્તવિક રીતે જીવ પરમાત્મા છે તેથી તેનાં સ્વરૂપમાં કાંઈ પણ ફેરફાર થતો નથી, તોપણ કલ્પિત અજ્ઞાનથી પોતામાં સઘળી વિપરીતતા માનેછે. વાસ્તવિક રીતે બન્યું હોય તો તેનો નાશ ક્રિયાથી થાય પણ અજ્ઞાનથી માની લીધું હોય તેનો નાશ જ્ઞાનથી થાય, એટલે જીવ જો अहं ब्रह्मास्मि ( હું બ્રહ્મ છું ) એમ યથાર્થ રીતે સમજે તો ક્ષણમાત્રમાં સઘળી વિપરીતતા મટી જાયછે એમ શાસ્ત્રકારોનો સિદ્ધાંત છે.

* આ છવીશમા અધ્યાયમાં મૃગયાની વાત કેહેવાના ડોળથી સ્વપ્ન અવસ્થા તથા જાગ્રત અવસ્થાનું વર્ણન આપી સારી બુદ્ધિના ત્યાગથી અને સારી બુદ્ધિના યોગથી પુરંજનની સંસારસ્થિતિનું ચિત્ર કેહેવાશે. ૨ એ પ્રમાણે આત્માને ઉપાધિનેલીધે સુષુપ્તિ અને જાગ્રત અવસ્થા થવાનું વર્ણન આપી હવે સ્વપ્ન અવસ્થાનું વર્ણન આપેછે. ૩ રજોગુણ. ૪ રથ એટલે સ્વપ્ન અવસ્થાનો દેહ. તે સોનાના સામાનવાળો

સામાનવાળા રથમાં બેશીને અખુટ ભાથાં[1] સાથે લઇ પંચપ્રસ્થ[2] નામના વનમાં ગયો. એ રથ ઘણી ઉતાવળથી[3] ચાલનાર હતો; તેમાં ઘોડા પાંચ[4] હતા; દાંડીઓ[5] બે હતી; પઇડાં બે[6] હતાં; ધરી[7] એક હતી; ધ્વજા ત્રણ[8] હતી; બાંધવાની દોરીઓ પાંચ[9] હતી; ઘોડાની રાશ (રેન) એક[10] હતી; સારથી (કોચમેન) એક[11] હતો; માલેકને બેસવાની જગ્યા એક[12] હતી; ધોસરી બાંધવાની જગ્યા બે[13] હતી, પાચ પ્રકારના[14] સામાન તેમાં ભર્યા હતા; પડદા[15] સાત હતા અને એ રથ પાંચ[16] રીતથી ચાલતો હતો. તે વખતે પુરંજન રાજાએ પોતાની સાથે ભારે ધનુષ્ય રાખ્યું[17] હતું અને દસ સીપાઇઓ[18] ઉપરાંત અગીઆરમો[19] તેઓનો જમાદાર પણ સાથે હતો. અભિમાની અને જેણે [20]ધનુષ્ય-બાણ[21] ધર્યાં છે એવો પુરંજન રાજા, પોતાની રાણી[22] કે જે ત્યાગ કરવાને યોગ્ય ન હતી

એટલામાટે કે સોના જેવા રજોગુણથી થએલા પદાર્થોથી ભરેલો છે. ૧ અખુટ ભાથાં એટલે અનંત વાસનાથી ભરેલો અહંકાર. ૨ પંચપ્રસ્થ વન એટલે પર્વતનાં શિખરજેવા શબ્દ વગેરે પાંચ વિષયોવાળી જગ્યા. ૩ સ્વપ્નનો દેહ જાગ્રતના દેહની પેઠે ઘણી વાર રેહેતો નથી તેથી ઉતાવળો ચાલનાર કહ્યો છે. ૪ પાંચ જ્ઞાનેંદ્રિય. ૫ અહંતા અને મમતા. ૬ પુણ્ય અને પાપ. ૭ માયા અથવા અજ્ઞાન. ૮ સત્વ, રજ અને તમ. ૯ પાંચ પ્રાણ. ૧૦ મન. ૧૧ બુદ્ધિ. ૧૨ હૃદય. ૧૩ શોક અને મોહ. ૧૪ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષય. ૧૫ ચામડી, માંસ, લોહી, મેદ, ચરબી, હાડકાં, અને વીર્ય એ સાત ધાતુઓ. ૧૬ હાથ, પગ, વાણી, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેદ્રિય. ૧૭ હુંજ કર્ત્તા અને ભોક્તા છું, એવો અભિનિવેશ. ૧૮ દશ ઇંદ્રિયો. ૧૯ મન. એકવાર ઉપર મનને રેનરૂપ ગણેલછે તે વાસનામય મન સમજવું અને આ જમાદારરૂપે કહ્યું તે સંકલ્પ-વિકલ્પરૂપ સમજવું. ૨૦ વિષયોના ભોગમાં અભિનિવેશ. ૨૧ રાગ, દ્વેષ વગેરે. ૨૨ વિવેકવાળી બુદ્ધિ. કેમ કે સ્વપ્નમાં બુદ્ધિ વિવેકરહિત થઈ જાયછે.

તેનો ત્યાગ કરી મૃગોને[1] મારવાની[2] ઘણી ઉત્કંઠાથી વનમાં જઈ મૃગયા[3] (શિકાર) કરવા લાગ્યો. ક્રૂર અંતઃકરણવાળો અને નિર્દય એ પુરંજન રાજા આસુરી (નિંદિત) વૃત્તિ રાખીને વગડામાં સજાવેલાં બાણવતે[4] જનાવરોને[5] મારવા[6] લાગ્યો. હે પ્રાચીનબર્હિરાજા[7]! શાસ્ત્રોમાં રાજાને મૃગયા કરવાનું કહ્યુંછે ખરૂં પણ તે ધર્મનાં કાર્યોની પેઠે કર્યાવિના ચાલેજ નહિ એવા અભિપ્રાયથી કહ્યું નથી, પણ સ્વાભાવિક પ્રેમથી કરવામાં આવતી હિંસામાં કેટલોક અટકાવ નાખી તેને ઓછી કરવાસારૂ કહ્યુંછે, તે એવી રીતે કે જો જનાવર મારવામાં બહુજ પ્રીતિ હોય તો શ્રાદ્ધ વગેરેમાંજ મારવાં. તેમાં પણ પ્રખ્યાત શ્રાદ્ધાદિકમાં મારવાં પણ નિત્યશ્રાદ્ધ વગેરેમાં નહિ. તે પણ રાજાએજ મારવાં, પણ બીજા કોઇએ નહિ. મારવાં તે પણ સઘળાં જાનવરોને નહિ પણ જેઓનું માંસ ધર્મશાસ્ત્રમાં પવિત્ર ગણ્યું છે તેઓનેજ મારવાં. તે પણ વગડામાંજ, પણ બીજે ઠેકાણે નહિ અને તેમાં પણ જેટલાંનો ઉપયોગ હોય તેટલાંનેજ પણ તે કરતાં વધારેને નહિ. આવી રીતે ૭ નિયમોથી શાસ્ત્રોમાં હિંસાનો કેટલોક સંકોચજ કર્યો છે માટે હિંસા કરવાની આજ્ઞા આપી છે એમ સમજવું નહિ. (જે છોકરાંનું મન રમતમાં બહુજ લાગેલું હોય તેને એકદમ રમતમાંથી બિલકુલ અટકાવીએ તો તેમાંથી સારો પરિણામ થાય નહિ. પણ જો 'તારે રમવું હોય તો આટલો પાઠ તૈયાર કર્યા પછી રમજે, અને રમજે તે પ-

૧ વિષયો. ૨ ભોગવવાની. ૩ વિષયો ભોગવવા લાગ્યો. ૪ રાગ અને દ્વેષ વગેરે. ૫ વિષયોને. ૬ ભોગવવા લાગ્યો. સ્વપ્ન અવસ્થામાં પણ જાગ્રત અવસ્થાના સરખાજ વિષયો પ્રાપ્ત થાયછે. ૭ કલ્પિત ઇતિહાસની વાત કરતાં વચમાં પ્રસંગ આવવાથી ઉપદેશનેસારૂ થોડીક શાસ્ત્રોના નિયમસંબંધી વાત પણ કરી લેછે.

ણ સારા છોકરાઓની સાથેજ તથા અમુક વખતેજ રમજે ' એવો કેટલોક સંકોચ નાખિયે તો છોકરો કેટલેક દિવસે પોતાથીજ રમત કરવી મૂકી દે. એપ્રમાણે શાસ્ત્ર જો લોકોને એકદમ હિંસાથી અટકાવત તો લોકો માનત નહિ અને તેમાંથી સારો પરિણામ થાત નહિ, એટલામાટે શાસ્ત્રે કેટલાક નિયમો લખી હિંસામાં સંકોચ નાખ્યો છે કે જેથી લોકો કેટલેક દિવસે પોતાની મેળેજ હિંસા કરતા અટકે.) જેમ હિંસામાં નિયમ કર્યા છે તેમ બીજાં[1] કર્મોમાં પણ શાસ્ત્રોએ નિયમ કર્યા છે, તો એ નિયમો સમજી જે માણસ નિયમસર કર્મ કરે તે માણસને એ નિયમસર કર્મ કરવાથી જ્ઞાન થાયછે અને જ્ઞાન થતાં તેને કોઇ પણ પ્રકારના કર્મનો લેપ થતો નથી. નિયમોનું ઉલ્લંઘન કરી કર્મ કરે તો અંતઃકરણ શુદ્ધ થાય નહિ અને તે શુદ્ધ નહિ થવાથી 'હું કર્ત્તા છું' એવાં અભિમાનમાં ચડી જઈ બુદ્ધિ નાશ પામતાં જન્મ-મરણના પ્રવાહમાં પડી નીચી નીચી યોનિયોમાં અવતરતો જાયછે. તે વનમાં[2] વિચિત્ર પાંખોવાળાં બાણોથી કપાતાં અને દુઃખ પામતાં પ્રાણીઓનો દયાળુઓથી સહન ન થાય એવો નાશ થયો. સસલાં, સુવર, પાડા, રોઝ, મૃગ, શેળા અને બીજાં પણ અનેક પવિત્ર[3] પ્રાણિયોને મારતાં મારતાં પુરંજન રાજા થાકી ગયો. પછી[1] ભૂખ્યો, તરસ્યો અને થાકેલો પુરંજનરાજા ત્યાંથી પાછો ફરી ઘેર આવ્યો. ત્યાં આવી નાહી જમીને સુઇ રહ્યો. નિદ્રા લેવાથી પરિશ્રમ મટી જતાં જાગીને તેણે ધૂપ, ચંદન અને માળા વગેરેથી પોતાનાં શરીરને સુગંધી અને સુશોભિત કર્યું અને પછી સ્ત્રીની પાસે જવાનું મન કર્યું. તૃપ્તિ પામેલો, પ્રસન્ન, અભિમાનવાળો અને જેનું મન કામદેવે ખેચ્યું છે એવો પુરંજન રાજા જનાનામાં ગયો ત્યાં ગૃહસ્થાશ્રમ ચલાવનારી પોતાની રૂપાળી રાણી તેના જોવામાં આવી નહિ. હે પ્રાચીનબર્હિરાજા! એ સમયમાં જાણે કચવાઈ ગયો હોય એમ થઇને તેણે પોતાની રાણીની સખીઓને પૂછયું કે ' તમારી ધણીઆણી અને તમે કુશલ તો છો? ઘરમાં ઘરસંબંધી સમૃદ્ધિયો આગળ જેમ શોભતી હતી તેમ હમણાં શોભતી દેખાતી નથી. જે ઘરમાં મા અથવા પતિવ્રતા સ્ત્રી ન હોય તે ઘર પઇડાંવગરના રથ જેવુંજ ગણાય, તો એવાં ઘરમાં રાંકની પેઠે કયો સમજુ પુરૂષ બેસી રહે? એ મારી પ્યારી કે જે મને વખતે વખતે સારી સલાહ આપીને દુઃખરૂપ સમુદ્રમાં ડુબતો બચાવેછે તે ક્યાં છે?'

સખીઓ કહેછે.—હે શત્રુઓને હણનાર મહારાજ! આપની પ્યારી શું કરવા ધારેછે તે અમે જાણતાં નથી પણ તે વગર પાથરેલી ધરતી ઉપર સુતેલી છે તે જુવો.

નારદજી કેહેછે.—સ્ત્રીના સંગથી જેનું જ્ઞાન જતું રહ્યુંછે એવો પુરંજનરાજા પોતાની રાણીને શરીરની સંભાળ રાખ્યા વગર ધરતી-

---

૧ ઉપર જણાવેલા છ નિયમોને વિષય ભોગવવામાં પણ લાગુ પાડી શકાયછે. તે એવી રીતે કે મૈથુન કરવામાં બહુજ પ્રીતિ હોય તો સ્ત્રીમાંજ મૈથુન કરવું. તેમાં પણ અમુક દિવસોમાંજ પણ શ્રાદ્ધ વગેરેના દિવસોમાં નહિ. તે પણ ગૃહસ્થાશ્રમવાળાએ પણ સંન્યાસીવગેરેએ નહિ. સ્ત્રીમાં કરવું તે પણ પરણેલીમાંજ પણ બીજીમાં નહિ. તે પણ રાત્રિમાંજ પણ દિવસે નહિ અને તેમાં પણ પ્રજા ઉત્પન્ન થાય ત્યાંસુધી પણ જીવતાં સુધી નહિ. આવી રીતે ખાન-પાન વગેરેમાં પણ યોગ્ય કલ્પના કરી લેવી. ૨ પ્રસંગમાં આવેલી વાત પૂરી કરી પાછી પુરંજનના ઇતિહાસસંબંધી વાત ચલાવેછે. ૩ જેઓનું માંસ ધર્મશાસ્ત્રોમાં પવિત્ર ગણેલું છે તે પશુઓ.

૧ ઉપર પ્રમાણે સ્વપ્ન અવસ્થાનું વર્ણન કરયું. હવે પાછો જાગ્રતમાં આવી વિવેકવાળી બુદ્ધિની સાથે રમણ કરતાં તેને પુત્ર વગેરે સંતતિ થયાનું વર્ણન આપવાનું છે તે પ્રસંગમાં વાતને શણગારવાને સારૂ રાણી રીસાયાનું અને પુરંજને કાલાવાલા કરી તેને પાછી મનાવવાનું વર્ણન આપેછે.

પર પડેલી જોઇ બહુજ ખેદ પામ્યો. પુરંજને કચવાતાં મનથી સારાં સારાં વચન બોલી એ પ્યારીની સાંત્વના કરવા માંડી પણ તેમાં તેણે જાણી જોઇને સ્નેહથી કોપ કર્યો છે એવી કાંઈ નિશાની તેના જોવામાં આવી નહિ. પછી કાલાવાલા કરી સમજાવી દેવામાં ચતુર પુરંજન રાજા તેને ધીરે ધીરે સમજાવવા લાગ્યો. તેને પોતાના ખોળામાં લઈ તેના પગ ચાંપતાં બોલ્યો કે 'ચાકરો વાંકમાં આવે ત્યારે તેઓને તેઓના માલેકોએ પોતાના ગણી શીખામણને સારૂ દંડ દેવોજ જોઇએ અને જો દંડ ન દે તો એ ચાકરો હીનભાગ્ય છે એમ સમજવું. માલેક ચાકરોને દંડ દે તો એ તેણે મોટો અનુગ્રહ કર્યો એમ સમજવું. અને માલેકે શિક્ષા કરતાં જે ચાકર મનમાં કચવાઇને રીસ કરે તેને મૂર્ખ અને માલેકે શિક્ષા કરી તે હિતેચ્છુનું કામ કર્યું એમ નહિ સમજનાર જાણવો. હે ઉત્તમ રૂપવાળી અને મોટાં મનવાળી! તારૂં મુખ કે જેનું હસવું અને બોલવું સ્નેહના ભારથી અને લાજથી વિલંબ લગાડવાનેલીધે બહુજ શોભેછે તથા જેમાં નાસિકા ઊંચી અને ભાષણ મનોહર છે અને જે શ્યામવર્ણના કેશરૂપ ભ્રમરાઓથી અત્યંત સુંદર લાગેછે તે મુખ અમે કે જે તારા પોતાનાજ છિયે તેઓને દેખાડ. હે મારી પ્રાણપ્રિયા! બ્રાહ્મણનાં કુલ શિવાય અને ભગવાનના દાસ શિવાય બીજા કોઇએ તારો અપરાધ કર્યો હોય તો તેને શિક્ષા કરવા તૈયાર છું, પરંતુ ત્રૈલોક્યમાં અથવા ત્રૈલોક્યથી બહાર પણ મારી બીક નહિ રાખીને આનંદમાં રેહેનાર કોઈ પણ ધણીને હું દેખતો નથી. આની પેહેલાં કોઇ પણ દિવસે, તિલક વગરનું, મલિન, ક્રોધથી ભયંકર, સાફ નહિ કરેલું અને સ્નેહ વગરનું તારૂં મુખ મેં જોયું નથી. આ સુંદર સ્તન પણ શોકનાં આંસુથી ભીજાએલાં જોયાં નથી તેમ ધોલાં સરખો રાતો આ હોઠ પણ પાન ચાવવાના કેસરી રંગથી ખાલી કોઈ દિવસ જોયો નથી. એટલામાટે હું કે જે તારી રજાવગર વ્યસની બનીને મૃગયા કરવા જવાથી તારો અપરાધી થયોછું, તેના ઉપર કૃપા કર. કામદેવના વેગથી અને પરતંત્ર બનીને તાબેદાર થઈ રેહેતા પતિને કામનાવાળી કઇ સ્ત્રી યોગ્ય કામમાં રાજી ન કરે?

**तन्मे प्रसीद सुहृदःकृतकिल्बिषस्य स्वैरं गतस्य मृगयां व्यसनातुरस्य। का देवरं वशगतं कुसुमास्त्रवेगविस्रस्तपौंस्त्वमुशती न भजेत कृत्ये ॥ २६ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થ સ્કંધનો 'पुरंजनोपाख्यान' નામનો છવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ नारद उवाच ॥***

**इत्थं पुरंजनं सम्यग् वशमानीय संभ्रमैः। पुरंजनी महाराज रेमे रमयती पतिम् ॥१॥**

નારદજી કેહેછે[1].– હે પ્રાચીનબર્હિરાજા!

---

* આ સત્તાવીશમા અધ્યાયમાં સ્ત્રી અને પુત્ર વગેરેમાં આસક્તિથી પોતાનાં સ્વરૂપને ભુલી ગએલા પુરંજન રાજાને કાલકન્યા વગેરેનાં આખ્યાનથી જરા અને રોગ વગેરે થયાનું કેહેવાશે.

૧ સ્ત્રી પાસે કાલાવાલા કરી તેને સમજાવવા વગેરે વાતના શણગારથી 'જીવ અત્યંત ઉપાધિને વશ્ય થઇ ગયો' એ વાત કરીને હવે એ જીવને તે ઉપાધિ ને જન્મ-મરણ વગેરે થયાની વાત કેહેવાસારૂ નારદજી કેહેછે. આ પ્રકરણમાં જો કે દરએક બાબતો કોઈ કોઈ રીતે જ્ઞાન પક્ષમાં પણ જોડાઇ શકે એમ છે તોપણ ઓગણત્રીશમા અધ્યાયમાં નારદજી પોતેજ જે ખુલાસો આપશે તે ઉપરથી એમ જણાય છે કે જીવને સ્ત્રી-પુરૂષની વાસનાઓ દૃઢ થઇ જવાથી વિચિત્ર પ્રકારના અવતાર આવેછે એટલુંજ આ કથાનું તાત્પર્ય છે. તેમાં પ્રથમ ત્રણ અધ્યાયમાં પુરૂષપણાથી જીવને સંસાર પ્રાપ્ત થયાનું કહ્યુંછે અને પછી એક અધ્યાયમાં સ્ત્રીપણાથી સંસાર થયાનું દેખાડી છેલ્લે તેને ઇશ્વરની કૃપાથી જ્ઞાન મળતાં

એ પ્રમાણે પોતાના વિલાસથી પુરંજનને ખુબ વશ્ય કરી એ રાણી તેને રમાડવા લાગી અને પોતે પણ રમવા લાગી. સારી રીતે નાહેલી, રૂડાં મુખવાળી, શણગારેલી અને તૃપ્ત થએલી તે રાણી પોતાની પાસે આવતાં પુરંજન રાજાએ તેને ઘણું માન આપ્યું. રાણીએ આલિંગન કરેલો, રાણીને બાથમાં લેતો, એકાંતમાં તેનાં અનુકૂલ ભાષણોથી મૂર્ખ બનતો અને રાણીનેજ સર્વ સાધનરૂપ માનતો પુરંજનરાજા તેમાંજ લાગી રેહેતાં તેને રાત્રિ-દિવસરૂપે ચાલ્યા જતા પ્રચંડ કાળના વેગની પણ ખબર રહી નહિ. મૂલ્યવાળી શય્યામાં પ્યારીના હાથનું ઓશીકું કરી સુઇ રેહેતો એ મહોન્મત્ત અને મોટાં મનવાળો પુરંજન રાજા અજ્ઞાનનેલીધે તે રાણીનેજ પુરૂષાર્થરૂપ માનવા લાગ્યો અને પોતાનું જે ખરૂં સ્વરૂપ[1] છે તેને તો વીસારીજ મૂક્યું. હે પ્રાચીનબર્હિ રાજા ! એ પ્રમાણે નિરંતર કામાતુર રહીને રાણીની સાથે રમત કરતા પુરંજન રાજાની જુવાની અરધા ક્ષણની પેઠે જતી રહી. એ પુરંજને પોતાની રાણીમાં અગીઆરસો દીકરા[2] ઉત્પન્ન કર્યા અને તેટલામાં તેનું અરધું આયુષ્ય પણ ગયું. એકશો દશ દીકરીઓ[3] પણ તેને આવી હતી કે જે સઘળી માબાપની કીર્તિ વધારનારી, અને શીલ, ઉદારતા તથા ગુણવાળી હતી. પંચાલદેશના[4] અધિપતિ એ

મોક્ષ થયો એમ કહ્યું છે. ઓગણત્રીશમા અધ્યાયમાં ખુલાસો આપ્યો છે તે પણ ઉપયોગ જેટલોજ આપ્યો છે તેથી દરએક પદની જ્ઞાનપક્ષમાં યોજના પ્રયોજન વિનાની છે એમ ધારિયે છિયે. અને વળી તે મુશકેલ પણ છે. માટે લાંબી કડાકુટમાં નહિ પડતાં અમે પણ જેટલું ઉપયોગનું છે તેટલામાંજ ખુલાસા આપીશું. ૧ પરબ્રહ્મ. ૨ અગીઆરસો દીકરા એટલે અગીઆર ઇંદ્રિયોનાં પરિણામો. ૩ બુદ્ધિની વૃત્તિયો. ગૃહસ્થાશ્રમની શોભા દેખાડવા સારૂ દીકરા ઘણા અને દીકરીઓ થોડી કહી છે. ૪ પંચાલ દેશ એટલે શબ્દ, સ્પર્શ વગેરે પાંચ વિષયો.

પુરંજનરાજાએ પોતાનો વંશ વધારનારા દીકરાઓને બીજી સ્ત્રિયોસાથે[1] પરણાવ્યા અને દીકરીઓને પણ તેઓને જોઇએ તેવા વરોની[2] સાથે પરણાવી. પુરંજનના દીકરાઓમાં પ્રત્યેકને સેકડો[3] દીકરા થયા, કે જેઓનેલીધે પુરંજનનો વંશ પંચાલદેશમાં બહુજ વધી ગયો. ઘરના ભંડારમાંથી આજીવિકા પામતા એ દીકરાઓમાં અને પોત્રાઓમાં મમતા જામીજવાથી એ પુરંજન રાજા વિષયોમાં બંધાઇ ગયો. હે પ્રાચીનબર્હિરાજા ! એ પુરંજન રાજાએ પણ તારી પેઠેજ અનેક પ્રકારની કામનાઓથી ભયંકર અને પશુઓની હિંસાવાળા યજ્ઞોથી દેવતા, પિતૃ અને ભૂતપતિઓનું પૂજન કર્યું. એ પ્રમાણે જેથી પોતાનું કલ્યાણ થાય એવાં કામોમાં ગાફલ અને કુટુંબમાં આસક્તિ પામેલા પુરંજન રાજાને તે સમય[4] પ્રાપ્ત થયો કે જે સમય સ્ત્રીની ઉપર પ્રેમ રાખનારાઓને અપ્રિય લાગેછે. ( એવામાં પુરંજન રાજાને એક ભારે પીડા ઉત્પન્ન થઇ. ) ચંડવેગ[5] નામે એક ગંધર્વલોકનો રાજા છે. તેની પાસે ત્રણસો ને સાઠ બળવાન્ ગંધર્વો[6] છે અને ત્રણસો ને સાઠ ગંધર્વિઓ[7] ( ગંધર્વોની સ્ત્રિયો) છે. એ સ્ત્રિયો ગંધર્વોના જેવીજ જોરાતી, પોતાના પતિઓની[8] સાથેજ રેહેનારી અને અરધી કાળી તથા અરધી ધોળી[9] છે. એ ગંધર્વો અને તેઓની સ્ત્રિયો ચારેકોર ફરી વળીને નગરીઓને અને તેઓમાંનાં સુખોને લુંટી લેછે. ચંડવેગ ગંધર્વના તાબેદાર એ લોકો જ્યારે પુરંજન રાજાની નગરીને લુંટવા લાગ્યા ત્યારે એ નગરીની ચોકી કર-

૧ હિત અને અહિતની ચિંતાઓ. ૨ જોઈતા વિષયભોગ. ૩ અનેક પ્રકારનાં કર્મ. ૪ ઘડપણનો સમય. ૫ ચંડવેગ એટલે વર્ષ. કેમ કે તે ઘણા વેગથી ચાલ્યું જાયછે. ૬ વર્ષના ત્રણસો ને સાઠ દિવસ. ૭ રાત્રિયો. ૮ દિવસો. ૯ કૃષ્ણ પક્ષની કાળી અને શુક્લ પક્ષની ધોળી.

નારો પાંચ માથાંવાળો નાગ[1] તેઓની સામો થયો. પુરંજનની નગરીનો અધિષ્ઠાતા એ બળવાન્ નાગ સાતસો ને વીશ જણની સાથે સો વર્ષ સુધી એકલોજ લડ્યો. ઘણા જણની સાથે એકલો લડવાથી એ નાગ નિર્બલ થવા માંડતાં મુંઝાએલો પુરંજન રાજા પોતાના દેશ, નગર અને બાંધવોની સાથે મોટી ચિંતામાં પડ્યો. પંચાલ દેશની એ નગરીમાં ક્ષુદ્ર સુખ ભોગવતા અને પોતાના નોકરોએ આપેલા બલિભોગ લેતા એ સ્ત્રીને વશ્ય થએલા પુરંજન રાજાને ત્યાંસુધી પણ પોતાને માથે મોટો ભય આવેછે[2] તેનો વિચાર થયો નહિ. (એટલામાં વળી બીજું થયું.) કાળની કોઈ દીકરી[3] હતી તે પોતાનો વર શોધવામાટે ત્રૈલોક્યમાં ફરતી હતી પણ તેને વરવાને કોઇ પણ ઇચ્છતો ન હતો. એ દુર્ભાગણી હોવાથી જગતમાં તે દુર્ભગા એવાં નામથી પ્રખ્યાત હતી. તેને પૂર્વે પુરૂરાજા વર્યો હતો તેથી પ્રસન્ન થઇને એ રાજાને તેણે રાજ્ય આપ્યું હતું.[4] ચારે કોર ફરતી એ કાલકન્યા એક દિવસે હું બ્રહ્મલોકમાંથી પૃથ્વીઉપર આવ્યો હતો ત્યારે મને મળી હતી. હું નૈષ્ઠિક બ્રહ્મચારી છું એમ એ જાણતી હતી તોપણ કામદેવથી મોહ પામીને મને વરવા આવતાં મેં તેને ના પાડી હતી તેથી મારા ઉપર કોપ કરીને તેણે મને એવો અસહ્ય શાપ દીધો કે ‘ હે મુનિ! તું મારી માગણી કબુલ રાખતો નથી તેથી તું ક્યાંય એક ઠેકાણે રહી શકીશ[1] નહિ.’ મને વરવાનો મનોરથ તૂટીજતાં એ કાલકન્યા[2] મારા કેહેવાથી ભય નામના યવનોના[3] રાજાને વરવા ગઇ. તેણે ભયને કહ્યું કે ‘ હે શૂરવીર! તું યવનોનો રાજા હોવાથી મને બહુજ વહાલો લાગેછે એટલામાટે હું તને વરીશ. પ્રાણિયો તારા ઉપર જે મનોરથ બાંધેછે તે સંપૂર્ણજ થાયછે[4]. લોકની અને શાસ્ત્રની રીતિપ્રમાણે જે વસ્તુ આપવી જોઇએ તે વસ્તુને કોઈ માગતાં છતાં પણ જે આપે નહિ તથા લોકની અને શાંસ્ત્રની રીતિપ્રમાણે જે વસ્તુ લેવાની છે તે વસ્તુને કોઈ આપવા માંડે તોપણ જે ધણી લે નહિ, એ બન્ને જણ મૂર્ખ, ખોટા આગ્રહવાળા અને લોકોના ખેદનું પાત્ર થાયછે. એટલામાટે હું તને ભજુંછું તો તારેપણ મને ભજવું જોઇએ. મારા ઉપર દયા કર, કેમ કે દુખિયાની ઉપર દયા કરવી એજ પુરૂષનો મોટો ધર્મ છે.’ એ પ્રમાણે કાલકન્યાનું વચન સાંભળી યવનોનો રાજા ભય કે જે દેવતાઓના પણ જાણવામાં ન આવે એવી વાત[5] કરવા ધારતો હતો તેણે હસીને કાલકન્યાને કહ્યું કે ‘ મેં જ્ઞાનદૃષ્ટિથી તારેસારૂ પતિ ઠરાવી મૂક્યો છે. તું અમંગલરૂપ અને ભુંડી છો તેથી તું ચાલીને માગણી કરવા જતાં કોઇ પણ તને સ્વીકારતો નથી એટલામાટે તારે એમ કરવું કે છાની રીતે એટલે તું ક્યાંથી આવી એમ કોઈ પણ ન જાણે એવી રીતે સઘળા લોકો[6] કે જે કર્મથી બનેલ છે તેઓને બલાત્કારથી દબાવીને તું

૧ પ્રાણ. ૨ મોત. ૩ જરા અવસ્થા (ઘડપણ). ૪ ભાગવતના નવમસ્કંધમાં કથા છે કે યયાતિ રાજાને શુક્રાચાર્યના શાપથી જરા આવતાં તેણે પોતાના પુત્રોને કહ્યું કે તમે આ મારી જરા લ્યો. પણ તે વાતની મોટેરા ચાર પુત્રોએ ના પાડતાં સહુથી નાના પૂરૂએ તેની જરા લીધી હતી તેથી યયાતિ રાજાએ પ્રસન્ન થઇને તે પૂરૂને પોતાનું રાજ્ય આપ્યું હતું. એટલામાટે એ રાજ્ય જરાએજ આપ્યું હતું એમ આ ઠેકાણે કહ્યુંછે.

૧ નૈષ્ઠિક બ્રહ્મચારીને જરા અવસ્થા નડે નહિ એ વાત અનુભવસિદ્ધ છે. જેને જરાની હરકત ન હોય તે માણસ એક ઠેકાણે બેઠો રહે નહીં એટલે ચારેકોર ફરેહરે એ વાત પણ જાણીતીજ છે. તે વાત શાપના આકારમાં અહીં નારદજીએ ગોઠવી છે. ૨ જરા. ૩ અનેક પ્રકારના રોગો. ૪ લોકોમાં ભયની આશા કોઇ દિવસે પણ પૂરી થાયછે. ૫ મરણ. કેમકે તેની દેવતાઓને પણ ખબર પડતી નથી. ૬ સર્વ શરીર.

ભોગવજે. આમ કરવાથી સઘળા લોકો તારા પતિ થશે. (તારે એવી શંકા રાખવી નહિ કે લોકો મને ભુંડી જાણી મારી નાખશે, કેમ કે તારેજ લોકોનો નાશ કરવાનો છે. ) મારી ફોજને[1] સાથે લઇ જા અને પ્રજાઓનો નાશ કર. આ પ્રજ્વાર[2] મારો ભાઈ છે અને તું મારી બેન થા. ભયંકર ફોજવાળો હું પણ તમો બન્નેની પછવાડે આ જગતમાં કોઇ પ્રથમથી જાણી જાય નહિ એવી રીતે ફરીશ.'

**प्रज्वारोयं मम भ्राता त्वं च मे भगिनी भव । चराम्युभाभ्यां लोकेऽस्मिन्नव्यक्तो भीमसैनिकः ॥ ३० ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

**॥ नारद उवाच ॥***

**सैनिका भयनाम्नो ये बर्हिष्मन्दिष्टकारिणः । प्रज्वारकालकन्याभ्यां विचेरुरवनीमिमाम् ॥ १ ॥**

નારદજી[3] કેહેછે.– હે પ્રાચીનબર્હિ રાજા! ભય નામના યવનોના રાજાના જે સિપાઇઓ હતા તેઓ પ્રજ્વાર અને કાળકન્યાની સાથે આ પૃથ્વીમાં ફરવા લાગ્યા. તેઓએ એક દિવસ પુરંજનની નગરી કે જે પૃથ્વીના વૈભવોથી પરિપૂર્ણ અને બુઢા નાગે પાળેલી હતી તેને મોટા વેગથી ઘેરી લીધી. કાળકન્યા કે જેણે દબાવેલો પુરૂષ જલદી નમાલો થઈ જાયછે તે પણ બલાત્કારથી પુરંજનની નગરીને ભોગવવા લાગી. કાળકન્યાએ ભોગવાતી એ આખી નગરીમાં ચારેકોરના દરવાજાઓમાંથી પેશી જઇ યવનો પણ અત્યંત પીડવા લાગ્યા. એ પ્રમાણે પોતાની નગરી પીડાતાં કુટુંબી અને મમતાથી આકુલ થએલો પુરંજન રાજા અનેક પ્રકારનાં દુઃખ પામવા લાગ્યો. કાળકન્યાએ બાથમાં લીધેલો, કંગાલ, વિષયોમાં લાગેલો, હુકમ[1] ખોઇ બેઠેલો અને જેની લક્ષ્મી તથા બુદ્ધિ નાશ પામેલ છે એવો પુરંજન રાજા જોય છે ત્યાં ગંધર્વ અને યવનોએ પોતાની નગરીને વીખી નાખી. દીકરા, પોત્રા, ચાકરો[2] અને કારભારીઓ[3] પોતાથી ઊલટા[4] થઇને અનાદર[5] કરવા લાગ્યા; રાણીએ પણ સ્નેહ[6] છોડી દીધો; પોતાને કાળકન્યાએ પરાભવ કર્યો અને પંચાલ[7] દેશ શત્રુઓએ[8] પાયમાલ કરી નાખ્યો. એ સઘળું જોઇ અપાર ચિંતામાં પડેલા પુરંજનને તે દુઃખ મટાડવાનો કોઇ પણ ઉપાય જડયો નહિ. જો કે સઘળા વિષયો કાલકન્યાનેલીધે નિસ્સાર થઇ ગયા હતા તોપણ તેઓને ઇચ્છતો, કંગાળ, પરલોકનાં કલ્યાણથી ભ્રષ્ટ થએલો અને દીકરાઓ તથા સ્ત્રિયો પોતાનું કહ્યું નહિ કરતાં છતાં પણ તેઓને લડાવતો પુરંજન રાજા ગંધર્વ અને યવનોએ દબાવેલી અને કાલકન્યાએ પાયમાલ કરી નાખેલી એ નગરીને પોતાની મરજી નહિ છતાં પણ મૂકી દેવાની તૈયારી કરવા લાગ્યો. એટલામાં ભયનો મોટો ભાઇ પ્રજ્વાર આવી પહોચ્યો તેણે પોતાના ભાઇનું પ્રિય કરવાની ઇચ્છાથી તે આખી નગરીને બાળી નાખી. એ નગરી બળવા લાગતાં કુટુંબમાં આસક્તિ પામેલો પુરંજન રાજા પોતાના ગામનાઓ, પુત્રાદિક

૧ અનેક પ્રકારના રોગો ભયની ફોજ ગણાયછે. ૨ કાલજ્વર.

* આ અઠ્યાવીશમા અધ્યાયમાં વૈદર્ભીનું આખ્યાન કેહેવાથી પુરંજન રાજાને સ્ત્રીની ચિંતાથી સ્ત્રીનો અવતાર આવવાનું વર્ણન આપી પછી પ્રારબ્ધયોગથી તેને મુક્તિ થઇ, એ કથા કેહેવાશે. ૩ હવે પુરૂષનો દેહ છુટી જતાં પુરંજનને સ્ત્રીનો અવતાર આવવાનો પ્રકાર કેહેછે.

૧ ઉઠવા બેસવા વગેરેમાં અશક્ત થઇ ગએલો. ૨ ઇંદ્રિયો. ૩ ઇંદ્રિયોના દેવતાઓ. ૪ જોઇતા વિષયો નહિ આપવાથી અને નહિ જોઇતા આપવાથી. ૫ સ્વાધીન રહ્યાં નહિ તેથી. ૬ બુદ્ધિથી કોઇ જાતનો નિશ્ચય થઇ શકે નહિ તેથી બુદ્ધિએ સ્નેહ છોડી દીધાનું કહ્યુંછે. ૭ વિષયો. ૮ વિઘ્ન વગેરે.

અને સ્ત્રીની સાથે પરિતાપ પામવા લાગ્યો. કાલકન્યાએ ઘેરી લીધેલી એ નગરીમાં પ્રજ્વારે પીડેલો અને જેનાં સ્થાનક યવનોએ રોકી લીધાં હતાં એવો ચોકી કરનાર પાંચ માથાંવાળો નાગ પણ મુંઝાણો. ઘણાં દુઃખથી બહુજ ધ્રુજતો એ નાગ જ્યારે નગરીનો બચાવ કરી શક્યો નહિ ત્યારે તેણે સળગતી ઝાડની કોતરમાંથી જેમ નીકળી જવા ઇચ્છે તેમ એ નગરીમાંથી નીકળી જવાની ઇચ્છા કરી. પુરંજન રાજાના અવયવ શિથલવિથલ થઇ ગયા, ગંધર્વોએ પરાક્રમ હરી લીધું અને દુશ્મન થએલા યવનોએ ગળામાં પકડયો ત્યારે તે રોવા[1] લાગ્યો. દીકરીઓ, દીકરા, પોતરા, વહુઓ, જમાઈ, નોકરો અને જેમાં માત્ર પોતાનાપણુંજ[2] બાકી રહ્યું હતું એવું ઘર તથા તેના ભંડાર અને સામાનને અહંતા-મમતાથી પોતાનાં ગણી ઘરમાં દુર્બુદ્ધિ થએલો અને કંગાલ બનેલો પુરંજન રાજા સ્ત્રીથી જુદું પડવાની તૈયારી થતાં વિચાર કરવા લાગ્યો કે—"હું મરી જાઇશ ત્યારે પછવાડે આ અનાથ, કુટુંબવાળી અને બાલબચ્ચાંઓનેસારૂ દીલગીર થતી મારી સ્ત્રી શી રીતે જીવી શકશે? એ એવી પતિવ્રતા છે કે મને જમાડ્યા વિના જમતી નથી, નવરાવ્યા વિના નહાતી નથી, હું ક્રોધ કરૂં ત્યારે બહુજ બીએછે, હું ધમકાવું ત્યારે બીકથી કાંઈ પણ બોલતી નથી, હું મુંઝાયો હોઉં ત્યારે માર્ગે ચડાવેછે અને પરદેશમાં ગયો હોઉં ત્યારે શોકથી દુબળી થઈ જાયછે. આ સ્ત્રી દીકરાઓની મા છે તેથી મારે પછવાડે પણ ઘરવેહેવાર ચલાવશે કે મારો વિરહ નહિ ખમી શકાયાથી મરી જશે? આ અનાથ દીકરાઓ અને પારકાં ધનરૂપ દીકરીઓ હું મરી ગયા પછી શી રીતે વરતી શકશે? દરિયામાં ભાંગી પડેલાં વહાણની જેવી સ્થિતિ થાય તેવી એઓની સ્થિતિ થશે." એ પ્રમાણે પોતે શોક કરવાને યોગ્ય નહિ છતાં[1] કંગાળ બુદ્ધિથી પુરંજન રાજા શોક કરતો હતો તેટલામાં તેને પકડવાનો વિચાર કરી ભય નામનો યવનનો રાજા આવી પહોચ્યો. એ પુરંજનને ઢોરની પેઠે પકડી યવન લોકો જ્યારે પોતાનાં સ્થાનક તરફ લઈ ચાલ્યા ત્યારે બહુજ આતુર થએલાં અને શોક કરતાં તેનાં કુટુંબિયો તેની પછવાડે દોડ્યાં. યવનોની હરકતનેલીધે નાગ પણ જ્યારે નગરીને મૂકી ભાગી ગયો ત્યારે તરતજ એ નગરી વીખાઇને પંચભૂતરૂપ થઈ ગઈ. બળવાન્ યવને બલાત્કારથી ખેંચાતા અને અજ્ઞાનથી ઘેરાએલા પુરંજન રાજાને પોતાનો પેહેલાનો સખા પણ સાંભર્યો નહિ. યજ્ઞવગેરે સકામ કર્મોમાં એ પુરંજને નિર્દયપણાથી જે જે પશુઓને માર્યાં હતાં તે સઘળાં પશુ તેના એ અપરાધનું સ્મરણ કરી ત્યાં ક્રોધથી કુવાડાઓવતે તેને કાપવા લાગ્યાં. સ્ત્રીના સંગથી ખરાબ થએલો, અપાર અંધારામાં ડુબેલો અને જેની સ્મૃતિ જતી રહીછે એવો પુરંજન રાજા ઘણાં વર્ષોસુધી નરકની પીડા ભોગવ્યા પછી મનમાં તે સ્ત્રીનુંજ[2]

૧ કફથી ગળું રોકાતાં ગળામાં ઘરઘરાટ થવા લાગ્યો. ૨ ભોગ થઇ શકતો ન હતો તેથી ઘરવગેરેમાં માત્ર પોતાનાપણું એટલે મમતાજ બાકી રહી હતી એમ કહ્યુંછે.

૧ પરબ્રહ્મરૂપ છે તેથી. ૨ હવે પછી આ પ્રકરણમાં ઉપયોગી એટલુંજ કેહેવાનું છે કે 'સ્ત્રીના ધ્યાનથી સ્ત્રીનો અવતાર આવ્યો તો પણ પતિવ્રતાના ધ્યાનથી અને પૂર્વના ધર્મનેલીધે સદાચારવાળા વિદર્ભ રાજાને ઘેર જન્મ થયો અને તે ધાર્મિક પિતાના સત્સંગથી શુદ્ધિ મળતાં મલયધ્વજ નામના વૈષ્ણવનો સંગ મળ્યો તેથી વિષ્ણુભક્તિ થઈ અને તેથી વૈરાગ્ય ઉત્પન્ન થયું. એ વિષ્ણુની ભક્તિ અને વૈરાગ્યનેલીધે તેજ પતિરૂપ ગુરૂની પતિવ્રતાના ધર્મથી સેવા કરતાં ભગવાનની કૃપાથી જ્ઞાન મળવાનેલીધે સ્ત્રીના અવતારમાં આવેલા પુરંજનને મોક્ષ થયો.' એટલા શિવાય બાકીનું બધું જોકે વાતના અલંકારનેવાસ્તે છે તોપણ થોડાંઘણાં મળતાપણા ઉપરથી બાકીની વાતને પણ જ્ઞાન પક્ષમાં જોડાઇ શકાશે તેટલી જોડશું.

ધ્યાન રેહેવાને લીધે વિદર્ભ[1] નામના કોઈ મોટા[2] રાજાને ઘેર દીકરીનો અવતાર પામ્યો. એ વિદર્ભ રાજાની કુંવરી (પેહેલા અવતારનો પુરંજન) નો સ્વયંવર થયો તેમાં એવો ઠરાવ હતો કે જે રાજાનું પરાક્રમ વધારે હોય તે તેને પરણે. એ પ્રમાણે પાંડય[3] રાજા કે જે શત્રુઓને જીતનાર અને દક્ષિણ[4] દેશમાં ઉત્તમ ગણાતો હતો તે રાજા યુદ્ધમાં બીજા રાજાઓને જીતી લઈ એ વિદર્ભ રાજાની કુંવરીને પરણ્યો.[5] એ પાંડય રાજાને તે સ્ત્રીમાં શ્યામનેત્રવાળી એક દીકરી[6] આવી અને તેથી નાના સાત[7] પુત્ર પણ થયા કે જેઓ દ્રવિડ દેશને પાળનાર[8] ગણાયછે. એ સાત પુત્રોના પ્રત્યેકને અર્બુદ અર્બુદ (અર્થાત્ ઘણા) પુત્રો[9] થયા કે જેઓના વંશજો[10] આ પૃથ્વીનું મન્વંતર કરતાં પણ વધારે કાળ સુધી પાળન કરશે[1]. પાંડ્ય રાજાની દીકરી[2] કે જે સારા નિયમ[3] ધરનારી હતી તેને અગસ્ત્ય[4] મુનિ પરણ્યા હતા. એ અગસ્ત્ય મુનિને એ સ્ત્રીમાં દૃઢચ્યુત[5] નામનો પુત્ર થયો હતો અને તે દૃઢચ્યુતને ઇધ્મવાહ[6] નામનો પુત્ર થયો હતો. પાંડય રાજા પોતાના પુત્રોને પૃથ્વીની વેહેંચણ[7] કરી આપી ભગવાનની આરાધના કરવાસારૂ મોટા પર્વતમાં જતાં તેની[8] રાણી વૈદર્ભિ, (પેહેલા અવતારનો પુરંજન) ચંદ્રમાની પછવાડે જેમ ચાંદની પણ જાય તેવી રીતે ઘર, પુત્રો અને વૈભવોનો ત્યાગ કરી તે પતિના પછવાડે (પતિની સાથે) ગઈ. એ મોટા પર્વતમાં ચંદ્રમસા, તામ્રપર્ણિ અને વટોદકા એવા નામની નદીઓ છે તેઓનાં પવિત્ર જળથી પોતાનાં અંતઃકરણના અને શરીરના મેલ મટાડતો અને કંદ, બીજ, મૂળ, ફૂલ,

૧ વિદર્ભ એટલે ઘણા દર્ભનો ઉપયોગ કરનાર અર્થાત્ શાસ્ત્રમાં કહેલાં સત્કર્મ કરનાર એમ પણ સમજવાનું છે. ૨ પ્રજાનું પાળન કરવાથી અને યજ્ઞ વગેરે સત્કર્મ કરવાથી શોભા પામનારા ક્ષત્રિયોમાં મોટો. ૩ પાંડય એટલે બુદ્ધિમાન્ એવો અર્થ પણ થઇ શકેછે. ૪ દક્ષિણ દેશમાં વિષ્ણુની ભક્તિ હોયછે તેથી તે દેશમાં ઉત્તમ એટલે મોટો વૈષ્ણવ એમ સમજવું. ૫ પુરંજનને ભગવદ્ભક્તનો સંગ થયો એમ સમજવું. ૬ દીકરી એટલે ભગવત્સેવામાં રૂચિ. એને શ્યામનેત્રવાળી કહી તેમાં એમ સમજવાનું છે કે શ્યામ એટલે ભગવાનનાં સ્વરૂપને તે દેખાડનારી છે. ૭ શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન અને દાસપણું એ સાત ભક્તિના પ્રકાર. જો કે ભક્તિના પ્રકાર નવ છે તોપણ તેમાંના 'સખાપણું અને આત્મનિવેદન' એ બે પ્રકાર 'આત્મા દેહાદિકથી ભિન્ન છે' એવું શુદ્ધ જ્ઞાન થયા પછી થાયછે અને એવું જ્ઞાન થયાનું હવે પછી કેહેવાનું છે તેથી આ પ્રકરણમાં સાતજ લખ્યાછે. ૮ શ્રવણ વગેરે ભક્તિથીજ દ્રવિડ ભૂમિનું સારી રીતે રક્ષણ છે એ વાત પ્રસિદ્ધ છે. ૯ શ્રવણ વગેરે ભક્તિઓના સાત્વિક, રાજસ અને તામસ વગેરે અનેક પ્રકાર. ૧૦ અનેક પ્રકારના સંપ્રદાય.

૧ અજ્ઞાન વગેરેમાંથી બચાવશે. ૨ ભગવત્સેવામાં રૂચિ. ૩ શમ-દમાદિક નિયમો. ૪ મન. ૫ દૃઢચ્યુત એટલે વૈરાગ્ય. વૈરાગ્ય થતાં દૃઢ વિષયોમાંથી મુક્ત થવાયછે તેથી વૈરાગ્યનું 'દૃઢચ્યુત' નામ રાખ્યુંછે. દૃઢચ્યુત થયો એટલે આ લોક તથા પરલોકનાં સુખોમાં વૈરાગ્ય થયું એમ સમજવું. ૬ ઇધ્મવાહ એટલે બ્રહ્મવેત્તા ગુરૂને શરણે જવું. બ્રહ્મજ્ઞાનમાટે ગુરૂને શરણે જવું તે વખતે સમિધ હાથમાં રાખવાનું વેદમાં કહ્યુંછે. એટલામાટે ઇધ્મકાષ્ઠ (સમિધ,) તેને વાહ એટલે ઉપાડવનાર એવો અર્થ છે તે ગુરૂને શરણ જવાને લાગુ પાડ્યોછે. વૈરાગ્ય થવાથી ગુરૂને શરણે જવાયછે તેથી વૈરાગ્યને અને ઇધ્મવાહને પિતા-પુત્રનો સંબંધ કહ્યોછે અને વૈરાગ્યનો બાપ અગસ્ત્ય એટલે મન તથા ભગવત્સેવામાં રૂચિ તે વૈરાગ્યની મા કહી એ પણ ઘટિત છે. ૭ શ્રવણ વગેરે ભક્તિના પ્રકારોરૂપ પુત્રોને તેઓના પેટાના પ્રકારો કહી આપ્યા એમ સમજવું. ૮ હવે સ્ત્રીપણું પામેલો પુરંજન સઘળા વિષયોમાં વૈરાગ્ય પામીને પતિરૂપ ગુરૂની સેવામાં લાગ્યો એ પ્રકાર કહેછે. સ્ત્રિયોને પતિ એજ ગુરૂ છે એમ શાસ્ત્રોમાં લખ્યુંછે.

ફૂલ, પાંનડાં, ખડ તથા પાણીથી નિર્વાહ ચલાવતો એ પાંડ્ય રાજા ધીરે ધીરે શરીરને સુકાવી નાખે એવું તપ કરવા લાગ્યો. સમદૃષ્ટિ રાખનાર એ રાજાએ ટાઢ-તડકો, વાયુ-વરસાદ, ભૂખ-તરશ, પ્રિય-અપ્રિય અને સુખ-દુઃખ, એ સઘળા જોટાના પદાર્થોને જીતી લીધા. યમ, નિયમ, તપ અને ઉપાસનાથી જેની વાસનાઓ બળી ગઇ એવા અને ઇંદ્રિયો, પવન તથા ચિત્તને વશ્ય કરનારા એ રાજાએ પોતાનું ચિત્ત પરબ્રહ્મમાં જોડી દીધું. દેવતાઓનાં સોવર્ષસુધી સ્થિરપણાથી એક ઠેકાણેજ ઊભો રહ્યો અને ભગવાનમાંજ પ્રીતિ રાખવાથી તેને દેહાદિકનું ભાન રહ્યું નહિ. 'આત્મા દેહાદિકનો પ્રકાશ કરનાર હોવાને લીધે દેહાદિકથી જુદો છે અને અંતઃકરણની વૃત્તિ પણ કે જે જડ છે તેનો પ્રકાશ કરનાર હોવાને લીધે તેથી પણ જુદો છે. કોઇ વખતે એવું સ્વપ્ન આવેછે કે મારૂં આ માથું કપાઇ પડયું છે તો તે વખતે તે વાત જાણનાર આત્મા જેમ સ્પષ્ટ રીતે જુદો જણાયછે તેમ જાગ્રતમાં પણ સર્વ પ્રકારની અંતઃકરણની વૃત્તિઓથી તે વૃત્તિઓનો પ્રકાશ કરનાર (જાણનાર) આત્મા જુદો છે.' આવી રીતે પોતામાં બરાબર રીતે સમજતા એ પાંડ્ય રાજાને બીજા સઘળા પદાર્થોમાંથી ઉપરામ થઇ ગયો. જેનું નિરૂપણ, સાક્ષાત્ ભગવાનરૂપ ગુરૂએ વેદમાં કર્યુંછે એવા શુદ્ધ જ્ઞાનરૂપ દીવાનો ચારેકોર અખંડ પ્રકાશ થવાથી 'જે બ્રહ્મ છે તે હું છું અને જે હું છું તેજ બ્રહ્મ છે[1]' એવું યથાર્થ જાણવામાં આવ્યું અને છેવટ એ યથાર્થ જ્ઞાન પણ એકજાતની અંતઃકરણની વૃત્તિ છે તેથી તેનો ઉપરામ[2] થઇ જતાં અદ્વૈતસ્વરૂપેજ રહ્યો, અર્થાત્ વિદેહમુક્તિ પ્રાપ્ત થઈ. વિદર્ભરાજાની દીકરી કે જે પતિવ્રતા હોવાથી સઘળાં સુખનો ત્યાગ કરી બ્રહ્મવેત્તા પતિની પ્રેમપૂર્વક સેવામાં લાગેલી હતી, નિયમો પાળવાથી દુબળી થઇ ગઈ હતી, ચોટલાની વાટ વણાઈ ગઇ હતી, વસ્ત્ર ફાટી ગયાં હતાં અને નિર્ધૂમ થએલા અગ્નિની પાસે તેની જ્વાળાની પેઠે પતિની પાસે તેના જેવીજ શાંત થઇને રેહેતી હતી, તે તો પોતાનો પતિ મરણ પામ્યાની પોતાને ખબર નહિ હોવાથી સ્થિર આસન કરીને આગળની પેઠેજ પતિની સેવા કરવા લાગી; પણ સેવા કરતાં પતિના પગમાં જ્યારે ગરમી જણાઇ નહિ ત્યારે ટોળાંથી વિખુટેલી મૃગલીની પેઠે તે બહુજ ઉદ્વેગ પામી ગઈ, વિહ્વલ થઇને પોતાનું શરીર કે જે અનાથ અને રાંક થઇ ગયું તેનો શોક કરતી અને આંસુના પ્રવાહથી પોતાના સ્તનને ભીજવી દેતી એ વૈદર્ભી (સ્ત્રીના અવતારમાં આવેલો પેહેલો પુરંજન) વગડામાં ઊંચા સાદથી વિલાપ કરવા લાગી કે 'હે મોટા રાજા! ઊઠો ઊઠો. આ પૃથ્વી કે જે ચોર લોકોથી અને નીચ ક્ષત્રિયોથી બીએછે તેની તમારે રક્ષા કરવી જોઇએ.' એપ્રમાણે વિલાપ કરતી અને વગડામાં રોતી એ વૈદર્ભી પતિને અનુસરી તેના પગમાં પડીને આંસુ ખેરવા લાગી. પછી રૂદન કરતી એ વૈદર્ભીએ લાંકડાની ચિતા ખડકી તેમાં પતિનું શરીર પધરાવી સળગાવ્યા પછી પોતે પણ તેની સાથે બળી મરવાનો વિચાર કર્યો. તે સમયમાં હે પ્રાચીનબર્હિ રાજા! તેના જુના અને જ્ઞાનવાળા કોઇ સખાએ[1] બ્રાહ્મણનાં રૂપથી તેની પાસે આવી પ્રિય વચનથી તેની સાંત્વના કરીને કહ્યું.

---

૧ જે બ્રહ્મ છે તે હું છું એવો નિશ્ચય કરવાથી શોક વગેરેની નિવૃત્તિ થાયછે અને હું છું તેજ બ્રહ્મ છે એવો નિશ્ચય કરવાથી બ્રહ્મનું પરોક્ષપણું મટેછે. ૨ અગ્નિથી લાકડાં બળી રેહેતાં અગ્નિ જેમ પોતાની મેળેજ ઠરી જાય તેમ અવિદ્યા અને તેના કાર્યોનો જ્ઞાનથી નાશ થતાં પછી જ્ઞાન પણ પોતાની મેળેજ મટી જાયછે. 'હું બ્રહ્મ છું.' એવી વૃત્તિ પણ કાંઈક દ્વૈતનું સ્વરૂપ છે એમ ઉપનિષદનો સિદ્ધાંત છે. ૧ અનાદિ ઈશ્વર.

બ્રાહ્મણ બોલ્યો કે.– તું કોણ છે? આ ચિતામાં સુતેલો છે તે કોણ છે કે જેને-માટે તું શોક કરેછે. હું તારો સખા[1] કે જેમાં સૃષ્ટિની પેહેલાં રહીને તેં સુખ ભોગવ્યું હતું તેને તું જાણેછે? હે મિત્ર[2]! તું મને તો નહિ જાણતો હશે તો પણ પોતાનો એક નહિ જણાએલો સખા[1] હતો, અટલું તો યાદ છે કે નહિ? મને[3] છોડી દઈ પૃથ્વી ઉપરના વિષયભોગની લાલચથી તે વિષય ભોગવવાનું ઠેકાણું શોધવાસારૂ તું ગયો હતો. હે આર્ય! તું અને હું બન્ને માનસ[4] સરોવરમાં રેહેનારા હંસ[5] છિયે, તે આપણે હજારો વર્ષસુધી[6] ઘરવગરજ[7] રહ્યા હતા. હે મિત્ર! મને મૂકી દઇ વિષયસુખની લાલચથી તું પૃથ્વીમાં જતાં કોઈ સ્ત્રીએ[8] બનાવેલું નગર તારા જોવામાં આવ્યું હતું. એ નગરમાં બગીચા પાંચ હતા, દરવાજા નવ હતા, ચોકી કરનાર એક હતો, કિલ્લા ત્રણ હતા, વેપારીઓ છ હતા, દુકાનો પાંચ હતી, મૂલ કારણ પાંચ હતાં અને માલેક સ્ત્રી હતી. શબ્દ[9], સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ બગીચા સમજવા. શરીરમાં જે નવ છિદ્ર છે તે નવ દરવાજા સમજવા. (પ્રાણને ચોકી કરનાર સમજવો.) પૃથ્વી, જલ અને તેજ એ ત્રણ કિલ્લા સમજવા. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠું મન એ છ વેપારીઓ સમજવા. (કેમ કે એઓ જોઇતા વિષયો પૂરા પાડેછે.) હાથ, પગ, વાણી, શિશ્ન અને ગુદા એ કર્મેન્દ્રિયોને પાંચ દુકાનો સમજવી. પૃથ્વી, જલ, તેજ, વાયુ અને

૧ અનાદિ ઈશ્વર. ૨ પૂર્વજન્મનું સ્મરણ આપવામાટે નરજાતિનું સંબોધન આપ્યું છે. ૩ પોતાના વિયોગથી થએલો અનર્થ કહી દેખાડેછે. ૪ હૃદયમાં. ૫ શુદ્ધ. ૬ મહાપ્રલય રહ્યો ત્યાંસુધી. ૭ મહાપ્રલયમાં કોઇનાં શરીર નહિ હોવાથી હૃદય પણ હોય નહિ તેથી ઘરવિનાજ રહ્યા હતા એમ કહ્યુંછે. ૮ માયાએ. ૯ ઉપર જે વાત પોતેજ ગુપ્ત રીતે કરી તેનો પોતેજ ખુલાસો આપેછે.

આકાશ એ પાંચ મહાભૂતને શરીરનાં મૂલકારણ સમજવાં. બુદ્ધિને માલેક સમજવી કે જેને વશ્ય થવાથી તેનો પતિ આત્મા પોતાનાં સ્વરૂપને ભૂલી જાયછે. એ નગરમાં જઇને તું તેની માલેક સ્ત્રીનો તાબેદાર થઇને તેની સાથે રમવા લાગ્યો અને પોતાનું સ્વરૂપ ભૂલી ગયો. હે પ્રિયમિત્ર! એ સ્ત્રીના સંગથી તું આવી દુર્દશામાં આવી પડયો છો. તું વિદર્ભ રાજાની દીકરી નથી અને આ પાંડ્ય રાજા તારો પતિ નથી. પેહેલી પુરંજની (બુદ્ધિ) કે જેણે તને નવ દરવાજાવાળાં નગરમાં રોકી રાખ્યો હતો તેનો પણ તું પતિ નથી. પૂર્વજન્મમાં તું પોતાને પુરૂષ માનતો હતો અને આ જન્મમાં તું પોતાને સ્ત્રી માનેછે એ બન્ને વાત વાસ્તવિક નથી. એ તો મારી બનાવેલી માયા છે. આપણે બન્ને જણ હંસ[1] છિયે. આપણનું જે ખરૂં સ્વરૂપ છે તે હવે હું કહુંછું તે ઉપર ધ્યાન દેજે. જે હું છું તેજ તું છો; તું કોઈ બીજો નથી અને તું છો તેજ હું છું; બિચારી જો. વિદ્વાન લોકો કદી પણ તારા અને મારા વચ્ચે જરા પણ જુદાઇ ગણતા નથી. એકજ શરીરનું પ્રતિબિંબ અરીશામાં જોઈએ તો મોટું, નિર્મલ અને સ્થિર દેખાય અને તેજ પ્રતિબિંબ કોઈ પરાયાની આંખ્યમાં જોઇએ તો નહાનું, મેલું અને ચંચલ દેખાય. એવી રીતે પરબ્રહ્મનું જે માયામાં પ્રતિબિંબ પડયું છે તે હું છું તેથી હું મોટો, નિર્મલ અને સ્થિર છું અને પરબ્રહ્મનું જે અવિદ્યામાં પ્રતિબિંબ પડયું છે તે તું છે તેથી તું નહાનો, મેલો અને ચંચલ દેખાયછે. વાસ્તવિક રીતે અરીશામાંનું તથા આંખ્યમાંનું પ્રતિબિંબ જેમ બિંબરૂપજ છે તેમ તું અને હું બન્ને પરબ્રહ્મરૂપજ છિયે. માત્ર માયા અને અવિદ્યારૂપ ઉપાધિને લીધે આપણમાં ધર્મની જુદાઈ થઇ છે પણ સ્વરૂપમાં

૧ પરબ્રહ્મરૂપ હોવાથી શુદ્ધ. ઇતિહાસના પક્ષમાં તો જેમ અંદર લખ્યું છે તેમજ સમજવાનું છે.

કાંઇ જુદાઇ નથી. અરીશો અને આંખ્ય, એ બન્નેને દૂર કરીએ તો જેમ બિંબરૂપ શરીરજ રેહેછે તેમ તારી અવિદ્યારૂપ ઉપાધિ અને મારી માયારૂપ ઉપાધિ દૂર કરી જોતાં એક પરબ્રહ્મ રેહેછે. તારામાં અજ્ઞાનપણા-વગેરે ધર્મ અને મારામાં સર્વજ્ઞપણા વગેરે ધર્મ સઘળા ઉપાધિનેલીધે કલ્પિત છે. વાસ્તવિક રીતે આપણે બન્ને એકજ એટલે પરબ્રહ્મરૂપજ છિયે. (નારદજી કેહેછે) એ પ્રમાણે હંસે[1] સમજાવેલા એ માનસ સરોવરના હંસે[2] પોતાનાં સ્વરૂપમાં રહી સૂક્ષ્મ વિચાર કર્યો ત્યાં, જે સ્મૃતિ[3] પેલા હંસના વિયોગથી[4] જતી રહી હતી તે પાછી તેને પ્રાપ્ત થઈ. હે પ્રાચીનબર્હિ રાજા! હું તારી પાસે સાક્ષાત્ આત્મજ્ઞાનની વાત કરત તો તે વાત તારા મનમાં આવત નહિ એટલા-માટે પુરંજન રાજાના ઇતિહાસના મિષથી એ વાત મેં તને કરી દેખાડીછે; કેમ કે એવી ઢબથી પરોક્ષ વાત કરવી એ જગતના રક્ષક નારાયણ ભગવાનને પ્રિય છે. ૬૫

**बर्हिष्मन्नेतदध्यात्मं पारोक्ष्येण प्रदर्शितम् ।**
**यत्परोक्षप्रियोदेवो भगवान् विश्वभावनः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## ॥ प्राचीनबर्हिरुवाच ॥*

**भगवंस्ते वचोऽस्माभिर्न सम्यगवगम्यते ।**
**कवयस्तद्विजानंति न वयं कर्ममोहिताः ॥१॥**

પ્રાચીનબર્હિ રાજા પૂછેછે.— હે નારદમુનિ! આપની વાત અમારાથી બરાબર સમજાતી નથી. એવી ગૂઢ વાત જ્ઞાની લોકોથી સમજી શકાય પણ અમે કે જે કર્મકાંડમાંજ મોહ પામેલા છિયે તેઓનાથી સમજી શકાય નહિ. (માટે આપે જે ગૂઢ વાત કહી તેનો ખુલાસો કરવો જોઇએ.)

નારદજી કેહેછે.— મેં જે પુરંજન રાજા કહ્યો તે જીવ સમજવો; કારણ કે જીવ પોતાનાં અદૃષ્ટરૂપ દ્વારથી પુર એટલે શરીરોને પ્રકટ કરેછે, કે જે શરીરોમાં કેટલાંએક પગવાળાં, કેટલાંએક બે પગવાળાં, કેટલાંએક ત્રણ પગવાળાં, કેટલાંએક ચાર પગવાળાં, કેટલાંએક ઘણા પગવાળાં અને કેટલાંએક પગ વગરનાં પણ હોયછે. અવિજ્ઞાત નામનો તે જીવનો જે સખા કહ્યો તે ઇશ્વર સમજવો; કારણ કે નામ, ક્રિયા કે ગુણથી તે કોઇના જાણવામાં આવતો નથી. જીવને જ્યારે સઘળા વિષયો ભોગવવાની ઇચ્છા થઈ ત્યારે તે શરીરોમાં નવ છિદ્ર અને બબે હાથ-પગવાળાં મનુષ્યશરીરને સારૂં ગણ્યું. મેં જે સ્રી કહી તે બુદ્ધિ સમજવી; કે જેનેલીધે હું અને મારૂં કરવામાં આવેછે અને આ શરીરમાં જીવ જેના અધ્યાસનેલીધે ઇંદ્રિયોવતે વિષયો ભોગવેછે. તે બુદ્ધિના જે સખા કહ્યા તે ઇંદ્રિયો સમજવી; કે જેઓમાં કેટલીક ઇંદ્રિયોથી વિષયોનું જ્ઞાન થાયછે અને કેટલીએકથી માત્ર કામજ થાયછે. જે બુદ્ધિની સખીઓ કહી તે ઇંદ્રિયોની વૃત્તિઓ સમજવી અને પાંચ માથાવાળો સર્પ કહ્યો તે પાંચ વૃત્તિવાળો[1] પ્રાણ સમજવો. જે મોટા બળવાળો સેનાપતિ (જમાદાર) કેહેવાયો તે મન સમજવું; કે-

---

૧ ઇશ્વરે. ૨ જીવ. ૩ હું બ્રહ્મ છું એવું સ્મરણ. ૪ ઇશ્વરના વિયોગથી એટલે વિષયો ભોગવવાની તૃષ્ણાથી. *આ ઓગણત્રીશમાં અધ્યાયમાં પરોક્ષ કહેલી વાતનું વ્યાખ્યાન આપીને સ્રીના સંગથી સંસાર થાયછે અને પ્રભુના સંગથી મુક્તિ થાયછે એ વાતને સ્પષ્ટ રીતે બંધ વાળવામાં આવશે.

૧ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ પ્રાણની વૃત્તિઓ ગણાયછે. હ્રદયમાં જે વાયુ છે તે પ્રાણ કેહેવાયછે, ગુદનો વાયુ અપાન કેહેવાયછે, નાભિમાં રહેલો વાયુ સમાન કેહેવાયછે, કંઠમાં રહેલો વાયુ ઉદાન કેહેવાયછે અને આખા શરીરમાં વ્યાપી રહેલો વાયુ વ્યાન કેહેવાયછે.

મ કે તે મન જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિયોના નાયકરૂપ છે. પંચાલ દેશ કહ્યા તે પાંચ વિષયો સમજવા; કે જેઓમાં નવ દરવાજાવાળું પુર (શરીર) રહ્યુંછે. બે આંખ્ય, બે નાક, બે કાન, મુખ, શિશ્ન અને ગુદ એ નવ દરવાજા સમજવા. એ દરવાજાઓથી તે તે ઇંદ્રિયોને સાથે લઇ જીવ બહાર જાયછે. (વિષયો ભોગવેછે.) બે આંખ્ય, બે નાક અને મુખ એ પાંચ પૂર્વ તરફના દરવાજા સમજવા. જમણો કાન તે દક્ષિણ તરફનો અને ડાબો કાન તે ઉત્તર તરફનો દરવાજો સમજવો. ગુદ અને શિશ્ન એ બે હેઠલાં દ્વાર તે પશ્ચિમ તરફના દરવાજા સમજવા. ખદ્યોતા અને આવિર્મુખી કહ્યાં તે હારોહાર ગોઠવાએલાં બે નેત્ર સમજવાં. જીવ, દ્યુમાન્ એટલે ચક્ષુ ઇંદ્રિયની સહાયતાવડે એ બે દ્વારમાંથી વિભ્રાજિત દેશમાં જાયછે એટલે રૂપને દેખેછે એમ સમજવું. નલિની અને નાલિની નામના બે દરવાજા કહ્યા તે બે નાક સમજવાં. અવધૂત કેહેવાયો તે ઘ્રાણ ઇંદ્રિય અને સૌરભ દેશ કેહેવાયો તે ગંધ સમજવો. મુખ્ય દરવાજો કેહેવાયો તે મોઢું સમજવું. વિપણ એટલે વાણી અને રસજ્ઞ એટલે રસના ઇંદ્રિય સમજવી. આપણ દેશ કહ્યો તે ભાષણ અને બહૂદન દેશ કહ્યો તે ઘણા પ્રકારનું અન્ન સમજવું. પિતૃહૂ એટલે જમણો કાન અને દેવહૂ એટલે ડાબો કાન સમજવો. દક્ષિણપંચાલ દેશ કહ્યો તે પ્રવૃત્તિશાસ્ત્ર અને ઉત્તરપંચાલ દેશ કહ્યો તે નિવૃત્તિશાસ્ત્ર સમજવું. શ્રુતધર કહ્યો તે શ્રોત્ર ઇંદ્રિય સમજવી કે જેણે કરેલાં શાસ્ત્રશ્રવણથી પિતૃલોક અને દેવલોક પ્રાપ્ત થાયછે. આસુરી નામનો હેઠલો દરવાજો કહ્યો તે શિશ્ન સમજવું. દુર્મદ કહ્યો તે ઉપસ્થ ઇંદ્રિય અને વ્યવાય દેશ કહ્યો તે પામર લોકોને કરવાનું મૈથુન સમજવું. નિર્ઋતિ નામનો દરવાજો કહ્યો તે ગુદા સમજવી. લુબ્ધક કહ્યો તે ગુદામાંનું પાયુ ઇંદ્રિય અને વૈશસ દેશ કહ્યો તે નરક સમજવું. કમાડ ભીડેલા એટલે નિરંતર બંધ રહેતા દરવાજા કહ્યા તે હાથ અને પગ સમજવા; કે જેઓથી જીવ કામ કરેછે અને ચાલેછે. અંતઃપુર (જનાનું) કહ્યું તે હૃદય અને તેમાં વિષૂચીન નાંજર કેહેવાયો તે મન સમજવું. સત્વ, રજ અને તમ એ મનના ગુણોથી હૃદયમાં પ્રસાદ, હર્ષ અને મોહ થાયછે. જીવ પોતે સાક્ષી છે તોપણ બુદ્ધિના ગુણોથી ઘેરાઈ જવાનેલીધે દર્શન અને સ્પર્શન વગેરે જે જે કામો બુદ્ધિ કરેછે તે સઘળાં કામો પોતે કરેલાં માનેછે. રથ કહ્યો તે સ્વપ્ન અવસ્થાનો દેહ સમજવો. ઘોડા કહ્યા તે ઇંદ્રિયો સમજવી. એ રથની ઉતાવળી ચાલ કહી તે એટલામાટે કે વર્ષના વેગની પેઠે તેનો વેગ કોઈ ઠેકાણે અટકતો નથી. (વાસ્તવિક રીતે સ્વપ્ન અવસ્થાના પદાર્થો બુદ્ધિમાંજ પેદા થાયછે તેથી સ્વપ્નદેહની બીજે કોઇ ઠેકાણે ગતિ નથી.) બે પઇડાં કહ્યાં તે પાપ-પુણ્ય, ત્રણ ધ્વજા કહી તે ત્રણ ગુણ અને પાંચ બંધન કહ્યાં તે પાંચ પ્રાણ સમજવા. રેન કહી તે મન, સારથિ કહ્યો તે બુદ્ધિ, બેસવાની જગ્યા કહી તે હૃદય, ધોંસરી બાંધવાનું સ્થાનક કહ્યું તે સુખ-દુઃખ વગેરે જોટાના પદાર્થો, સામાન કહ્યા તે પાંચ વિષયો અને પડદા કહ્યા તે સાત ધાતુ સમજવા. સ્વપ્ન અવસ્થામાં બહાર ફરવા જવાનું કહ્યું તે ઝાંઝવાનાં પાણીજેવા પદાર્થો ઉપર કર્મેંદ્રિયોથી દોડેછે એમ સમજવું. તેની સાથે સેના કહી તે અગીઆર ઇંદ્રિયો સમજવી અને મૃગયા (શિકાર) કહી તે પાંચ જ્ઞાનેંદ્રિયોથી વિષયોનું સેવન સમજવું. ચંડવેગ ગંધર્વ કહ્યો તે ઉતાવળથી જતું રેહેતું વર્ષ સમજવું, કે જે વર્ષ ઉપરથી કાળનો માપ થાયછે. ત્રણસો ને સાઠ ગંધર્વો કહ્યા તે વર્ષના દિવસો અને ત્રણસો ને સાઠ ગંધર્વી કહી તે વર્ષની રાત્રિઓ સમજવી. એ દિવસો અને રા-

ત્રિઓ પોતાના ફરવાથી આયુષ્યનું હરણ કરેછે. કાલકન્યા કે જેને કોઈ લોક માન આપતા નથી તે જરા અવસ્થા સમજવી. યવનોનો રાજા એટલે મૃત્યુ. તેણે લોકોનો ક્ષય કરવાનેસારૂ તે જરાને બેહેન કરી રાખી છે. એ મૃત્યુના ચારેકોર ફરનારા સિપાઇઓ કહ્યા તે આધિ (મનની પીડા) અને વ્યાધિ શરીરના રોગ સમજવા. પ્રજ્વાર કહ્યો તે ટાઢો અને ઉનો તાવ સમજવો, કે જે લોકોને દુઃખ દેવામાં ભારે વેગ કરેછે. એ પ્રમાણે અનાવૃષ્ટિ વગેરે દૈવે કરેલાં, સિંહ વગેરે પ્રાણીઓથી થએલાં અને શરીરમાંથી ઉત્પન્ન થએલાં ઘણાં દુઃખોથી પીડાતો, અજ્ઞાનથી ઘેરાએલો અને પોતે નિર્ગુણ છતાં પણ પ્રાણ, ઇંદ્રિય તથા મનના ધર્મોનો[1] પોતામાં અધ્યાસ કરી ક્ષુદ્ર વિષયોની તૃષ્ણા રાખતો પ્રાણી અહંતા-મમતાથી કર્મ કરતાં દેહમાં સો વર્ષસુધી રેહેછે. પોતે પરબ્રહ્મરૂપ છતાં પણ પરમાત્મા કે જે પરમગુરૂ ભગવાન્ છે તેને નહિ જાણી જ્યારે અવિદ્યાના પદાર્થો (દેહાદિકમાં) લાગી જાયછે ત્યારે દેહાભિમાનથી પરવશ થઇને સાત્વિક, રાજસ અથવા તામસ કર્મ કરેછે અને તેમ કરવાથી તે કર્મપ્રમાણે અવતાર ધરેછે. સાત્વિક કર્મો કરવાથી કોઇ વખતે સારા અને જ્ઞાનવાળા અવતાર પામેછે; રાજસ કર્મો કરવાથી કામ કરવાના પરિશ્રમથી ભરેલા અને પરિણામે દુઃખવાળા અવતાર પામેછે; તેમજ તામસ કર્મો કરવાથી અજ્ઞાન અને શોકથી ભરેલા અવતાર પામેછે. એ મંદ બુદ્ધિવાળો જીવ પોતાનાં કર્મપ્રમાણે કોઇ સમયે પુરૂષનો, કોઇ સમયે સ્ત્રીનો, કોઇ સમયે નપુંસકનો, કોઇ સમયે દેવતાનો, કોઈ સમયે માણસનો અને કોઇ સમયે પશુ-પક્ષીનો અવતાર પામેછે. જેમ ભૂખ્યો કુતરો રાંક બનીને ઘેર ઘેર ફરતો હોય ત્યાં કોઇ ઠેકાણે અનાજ અને કોઇ ઠેકાણે લાકડી પણ પ્રારબ્ધપ્રમાણે ખાયછે, તેવી રીતે વિષયની તૃષ્ણાવાળો જીવ સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષમાં ઊંચા-નીચા અવતારમાં ભટકતાં પ્રારબ્ધપ્રમાણે સુખ દુઃખ પામ્યા કરેછે. દુઃખ મટાડવાનો ખરો ઉપાય તો છેજ નહિ. કદાચ હોય તોપણ દૈવથી, પ્રાણિયોથી અને શરીરથી થતાં દુઃખોમાં કોઈ દુઃખથી પણ તે ખરી રીતે છૂટો પડી શકતો નથી. જેમ માથા ઉપર મોટો બોજો ઉપાડીને ચાલ્યો જતો માણસ માથું તપી જાય એટલે તે બોજાને ખભાઉપર લે પણ તેમ કરવાથી તે બોજો ટળી ગયો કેહેવાય નહિ, તેવી રીતે દુઃખ મટાડવાના જે જે ઉપાયો છે તે પણ દુઃખરૂપજ છે માટે પ્રાણી દુઃખમાંથી છૂટી શકતોજ નથી. દુઃખનાં મૂલરૂપ તો કર્મજ છે, તે કર્મો બીજાં કર્મ કરવાથી કદી પણ મટે નહિ; કેમ કે કર્મ માત્ર, જ્ઞાનરહિત અને વાસના સહિત છે તેથી તેવા પ્રકારનું એક કર્મ પોતાનાં જેવાંજ બીજાં કર્મને ખરેખર ટાળી શકે નહિ. એક સ્વપ્નમાં બીજું સ્વપ્ન દેખાયછે તે પેહેલાં સ્વપ્નને જેમ ખરેખર ટાળી શકતું નથી, તેમ એક કર્મ અને તેને ટાળવાનું બીજું કર્મ એ બન્ને અજ્ઞાનથી પ્રાપ્ત હોવાનેલીધે સરખાંજ હોવાથી તેમાંનું એક કર્મ બીજાં કર્મને ટાળી શકતું નથી. જેમ સ્વપ્ન ખોટું છે તોપણ ઉપાધિરૂપ મનની સ્વપ્ન અવસ્થા હોય ત્યાંસુધી તે મટતું નથી, તેમ સંસાર ખોટો છે તોપણ મનમાં વિષયોનું ધ્યાન હોય ત્યાંસુધી ટળતો નથી. એટલામાટે અજ્ઞાન કે જેનેલીધે પરમ પુરૂષાર્થરૂપ આત્માને અનર્થના અખંડ પ્રવાહરૂપ સંસાર થયો છે, તે અજ્ઞાનનો નાશ ગુરૂરૂપ ભગવાનની ભ-

[1] ક્ષુધા-પિપાસા વગેરે પ્રાણના ધર્મ, આંધળાપણું-મુંગાપણું વગેરે ઇંદ્રિયના ધર્મ અને કામ, ક્રોધ વગેરે મનના ધર્મ છે. હું ભુખ્યો, હું તરસ્યો, હું આંધળો, હું મુંગો, હું કામી અને હું ક્રોધી ઇત્યાદિક માની બેસવું એ પ્રાણ વગેરેના ધર્મનો પોતામાં અધ્યાસ કર્યો કેહેવાયછે.

ક્તિથીજ થાયછે. વાસુદેવ ભગવાનમાં સારી રીતે જોડેલા ભક્તિયોગથી વૈરાગ્ય અને જ્ઞાન ઉત્પન્ન થાયછે. હે પ્રાચીનબર્હિ રાજા! એ ભક્તિયોગને મુખ્ય આશ્રય ભગવાનની કથાજ છે, એટલામાટે શ્રદ્ધાથી ભગવાનની કથાનું શ્રવણ કરનાર અને નિરંતર અધ્યયન કરનારને તે ભક્તિયોગ થોડા દિવસમાં પ્રાપ્ત થાયછે. નિર્મળ અંતઃકરણવાળા, સજ્જન અને ભગવાનના ગુણોના શ્રવણ તથા વર્ણનમાં જેઓનું ચિત્ત લાગી રહ્યું હોય એવા વૈષ્ણવલોકો જે સ્થળમાં હોય તે સ્થળમાં મહાત્માઓના મુખમાંથી ભગવચ્ચરિત્રરૂપ કેવળ અમૃતનીજ નદીઓ ચારેકોર ચાલ્યા કરેછે. એ નદીઓનું જે લોકો ઘણી ઘણી તૃષ્ણાથી સાવધાન કાનવતે પાન કરે તે ભક્તિરસિક લોકોને ભૂખ, તરશ, ભય, શોક અને મોહ કશી હરકત કરે નહિ. સત્સંગવિના પોતાની મેળેજ કથાનું ચિંતન કરવા બેસે તો મનુષ્યોને સ્વભાવસિદ્ધ ભૂખ તરશ વગેરેથી અને આલસ્યાદિકનેલીધે રસ આવે નહિ તેથી ભગવાનની કથારૂપ અમૃતના સમુદ્રમાં યથાર્થ પ્રીતિ લાગવી અસંભવિત છે. પ્રજાપતિઓના પતિ બ્રહ્મા, સદાશિવ, મનુ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, સનકાદિક નૈષ્ઠિક બ્રહ્મચારિયો, મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ અને હું કે જેઓ બ્રહ્મવાદી અને વેદવાણીના અધ્યક્ષ છિયે તેઓ તપ. વિદ્યા અને સમાધિથી સર્વના સાક્ષી પરમેશ્વરને શોધ્યા કરીએ છિયે તો પણ આજસુધી જાણી શક્યા નથી; કેમકે મોટા વિસ્તારવાળા અને અપાર અર્થવાળા વેદમાં ગુંચવાઇને વેદના મંત્રોમાં કહેલી નિશાનીઓવાળા[1] સાકાર દેવતાઓની કર્મના આગ્રહપૂર્વક ભક્તિ કરનારાઓને પરમેશ્વરનું જ્ઞાન થતું નથી. અંતઃકરણમાં સારી રીતે ચિંતન કરવાથી ભગવાન્ જેના ઉપર અનુગ્રહ કરે તે માણસનેજ વ્યવહારમાં અને કર્મકાંડમાં આસક્તિ દૂર થાયછે. એટલામાટે હે પ્રાચીનબર્હિ રાજા! યજ્ઞાદિક કર્મો કે જે અજ્ઞાનને લીધેજ પુરૂષાર્થ તરીકે જણાયછે, ફળ સાંભળવાથી માત્ર કાનનેજ સારાં લાગેછે અને ખરી વસ્તુને નહિ પોહોચાડનારાં છે, તેઓને વાસ્તવિક પુરૂષાર્થરૂપ નહિ ગણવાં જોઇએ. જે લોકો 'વેદનો તો કર્મ કરાવવા ઉપરજ અભિપ્રાય છે' એમ કેહેછે તેઓ પોતાની બુદ્ધિ યજ્ઞના ધુવાડાથી મલિન થએલી હોવાનેલીધે આત્મસ્વરૂપ કે જેવિષે વેદનું તાત્પર્ય છે અને જેમાં પરમાત્મા ભગવાનથી ભિન્નતા નથી તેને જાણતા નથી, અર્થાત્ તેઓ વેદનો ખરો અર્થ સમજતા નથી.[1] તું તો મોટો મૂર્ખ છે, કેમકે ઊગમણી તરફ અણીવાળા દર્ભોથી આખી ધરતી પાથરી મૂકી યજ્ઞોમાં ઘણાં જાનવરો કાપી ના-

---

૧ વેદના મંત્રમાં કહ્યુંછે કે. 'वज्रहस्तः पुरंदरः' (ઇંદ્રના હાથમાં વજ નામનું હથિયાર છે.) આ મંત્રમાં ઇંદ્રની નિશાની વજ્ર લખીછે. ઇત્યાદિ.

૧ જૈમિનિકૃત પૂર્વમીમાંસાના સૂત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે વેદનો અભિપ્રાય કર્મ કરાવવા ઉપરજ છે. એ સૂત્રમાં પ્રથમ શંકા ઉઠાવી છે કે 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानां' (સઘળા વેદનો અભિપ્રાય કર્મકાંડ કરાવવા ઉપર છે એમ માનીશું તો વેદનાં કેટલાંએક વાક્યોમાં કર્મ કરાવવાની વાત નથી તો તે વાક્યોને વ્યર્થ ગણવાં પડશે.) પછી એ શંકાનું સમાધાન કરવું છે કે 'तद्भूतानां क्रियार्थत्वेन समन्वयः' (જે વાક્યોમાં કર્મ કરાવવાનો અર્થ નથી તે વાક્યોને કર્મ કરાવવાના અર્થવાળાં વાક્યોસાથે જોડી દેવાં.) જેમ કે 'वायुर्वैक्षेपिष्ठा देवता.' (વાયુ એ મોટા વેગવાળો દેવ છે.) એ વાક્યમાં કર્મ કરાવવાની વાત નથી આવતી પણ તે વાક્યને 'वायव्यं श्वेतमालभेत.' (વાયુ દેવનેસારૂ ધોળા પશુને મારવો) એ વાક્યસાથે જોડી દેવું, અર્થાત્ આ કર્મ કરાવવાનાં વાક્યમાં જે વાયુ દેવ લખેલ છે તેનું સ્વરૂપાદિક બતાવવાનેસારૂજ પેહેલું વાક્ય છે એમ સમજવું. ઇત્યાદિક ઉપનિષદોનાં વાક્ય પણ યજમાનને ઈશ્વર ઠરાવી તેનાં વખાણ કરવાનેસારૂ છે, એમ જૈમિનિનો સિદ્ધાંત છે.

ખવાનાં અભિમાનથી અક્કડ બનીને ખરાં કર્મને અને ખરી વિદ્યાને જાણતો નથી. જેનાથી ભગવાન્ પ્રસન્ન થાય તેજ ખરૂં કર્મ અને જેથી ભગવાનમાં મન લાગે તેજ ખરી વિદ્યા છે. ભગવાનજ સર્વ દેહધારીઓના આત્મા, સ્વતંત્ર[1], કારણ અને ઈશ્વર છે, એટલામાટે તેમનું ચરણારવિંદજ લોકોનું શરણ છે કે જેથી મનુષ્યોનું પરમકલ્યાણ થાયછે. 'આપણને અત્યંત પ્યારો જે આત્મા છે તેજ ભગવાન્ છે અને તેને ભજવાથી લેશમાત્ર પણ કોઇ જાતનું દુઃખ કે ભય રેહેતાં નથી.' એ પ્રમાણે જે પુરૂષ જાણે તેજ વિદ્વાન્ ગણાય અને જે વિદ્વાન્ હોય તેજ ગુરૂ અને ભગવાન્ છે એમ સમજવું.

નારદજી કહેછે.—મેં કહેલી ઇતિહાસરૂપ વાતનો તેં ખુલાસો પૂછ્યો હતો તે મેં તારી પાસે કહ્યો. હવે હે રાજા! આ વિષયમાં અત્યંત નિશ્ચય કરેલી જે ગૂઢ વાત છે તે મારીપાસેથી સાંભળ.[2] ક્ષુદ્ર પદાર્થોને ચરનારો એક મૃગ ફુલવાડીમાં સ્ત્રીની સાથે મળી તેમાંજ આસક્ત થઈ રહ્યો છે, તેના કાન ભ્રમરાઓના ગુંજારવમાં લલચાઇ રહ્યા છે, આગળ ફાડી ખાનારા નહાર ઊભા છે તેઓને નહિ ગણકારતાં ચાલ્યો જાયછે અને પછવાડામાં પારાધીના બાણથી ભેદાઈ ગયો છે, એ મૃગને શોધી કહાડ્ય!! (આનો ખુલાસો નારદજી પોતેજ આપેછે.) હે પ્રાચીનબર્હિ રાજા! મેં જે મૃગ કહ્યો તે તું પોતેજ છો; વિચારીજો; કેમ કે તું, ફુલવાડી એટલે ફૂલની પેઠે પરિણામે રસવગરની સ્ત્રિયોવાળાં ઘરમાં ફૂલના મધુર સુગંધની પેઠે અત્યંત ક્ષુદ્ર જિંહ્વા અને ઉપસ્થ વગેરેનું અલ્પ સુખ કે જે સકામ કર્મોનાં ફળથી મળેછે તેને શોધ્યા કરેછે, સ્ત્રિયોની સાથે મળીને તેઓમાંજ મન રાખેછે, ભ્રમરાઓના ગુંજારવની પેઠે સ્ત્રી વગેરેનાં અત્યંત મનોહર ભાષણોમાં તારા કાન બહુજ લલચાઇ રહ્યા છે, આગળ નહારની પેઠે દિવસ, પખવાડીઆં અને મહીના વગેરે કાળના વિભાગો તારાં આયુષ્યને હરતા જાયછે. તેઓને નહિ ગણકારતાં ઘરમાં વિહાર કર્યા કરેછે અને ગુપચુપ રીતે તારી પછવાડે લાગેલો આ કાળ અંદર ઢાંકી રાખેલા બાણથી તને વીંધી નાખેછે, માટે એ બાણથી હૃદયમાં ભેદાઇ ગએલા આ તારા આત્માનો વિચાર કરવો જોઇએ. હે રાજા! એ પ્રમાણે તારા પોતાના હવાલ ઉપર કહેલા મૃગના જેવા છે, એમ વિચાર કરી તારાં ચિત્તને હૃદયમાં રોકય અને જેટલી બહિર્વૃત્તિ છે તેને ચિત્તમાં રોક. (સર્વ ઇંદ્રિયોને વિષયોમાંથી રોક.) આ ગૃહસ્થાશ્રમ કે જેમાં નીચ કામી પુરૂષોનાં ટોળાની વાતો છે તેનો ત્યાગ કર. ભગવાન્ કે જે જીવલોકોના શરણરૂપ છે તેમને પ્રસન્ન કર. એવી રીતે અનુક્રમ પ્રમાણે સર્વથી છુટો થા.

પ્રાચીનબર્હિ રાજા પૂછેછે.—હે મહારાજ! આપે જે કહ્યું તે મેં સાંભળ્યું અને તે ઉપર વિચાર પણ કર્યો. આ વાતની મારા ઉપાધ્યાયોને ખબર નથીજ. જો ખબર હોય તો તેઓ આજ દિવસ સુધી કેમ ન બોલે? આ વિષયમાં મને ઉપાધ્યાયોએ કરી દીધેલો, મોટો અસંભાવનારૂપ (હું આત્મા છું કે નહિ એવો) સંશય આપે કાપી નાખ્યો; પરંતુ એને લગતો એક સંશય છે કે જેમાં ઋષિયો પણ મુંઝાઇ ગયાછે અને ઇંદ્રિયોની વૃત્તિઓ પોહોંચતી નથી. એ સંશય એ છે કે પુરૂષ, જે દેહથી કર્મ કર્યાં હોય તે દેહને અહીંજ મૂકી દઇ પરલોકમાં બીજા દેહથી ભોગવાય એવાં તે તે કર્મનાં ફ-

૧ બીજા પદાર્થોની ગરજ નહિ રાખનાર.
૨ એ પ્રમાણે પુરંજનના ઇતિહાસનાં રૂપકથી આત્માને બંધ તથા મોક્ષનો પ્રકાર કહ્યો તોપણ પ્રબળ વૈરાગ્ય નહિ ઉપજવાથી તે પ્રાચીનબર્હિ રાજાને દીકરાઓની વાટ જોઇ રહ્યો જાણી તેને મોટી ધાસ્તી દેખાડી આખા શરીરમાં ધ્રુજાવી દઇ તે વખતેજ ઘરમાંથી બહાર કહાડવાસારૂ નારદ મુનિ એક હરણનું રૂપક કેહેછે.

ળોને પામેછે, એટલે આ દેહનું કરેલું કર્મ બીજા દેહથી ભોગવાયછે એવું વેદ જાણનારા લોકો ચારેકોર બોલેછે, અને આપ પણ કહી ગયા કે પુરંજનને જે જે કર્મ કર્યાં તેનાં ફળ મુવાપછી તેને બીજા જન્મમાં મળ્યાં, તો આ વિષય વાંધાવાળો લાગેછે; કેમકે જે કરે તેનેજ તે કર્યાનું ફળ ભોગવવું વાજબી છે, પણ એક દેહે કરેલાં કર્મને બીજો દેહ ભોગવે એ વાત સંભવતી નથી. જે દેહ કર્મ કરે તેને તે કર્મનું ફળ કાંઇ પણ ભોગવવાને નહિ મળતાં જેણે નથી કર્યું તેને તેનું ફળ મળેછે એ વાત ન્યાયવિરૂદ્ધ છે. વળી બીજો પણ સંશય છે, તે એ કે, મનુષ્ય વેદમાં કહ્યાપ્રમાણે જે કર્મ કરેછે તે કર્મ થોડીવાર પછીજ અદૃશ્ય થઇ જાયછે. જેમ કે આપણે હોમ કરવા બેઠા હોઇએ ત્યાં હોમ કરીએ તેટલી વારજ હોમ થતો જોવામાં આવેછે પણ હોમ કરી રહ્યા પછી તરતજ તે હોમ અદૃશ્ય થઇ જાયછે, એટલે જે કર્મ અદૃશ્ય થઇ ગયું અથવા નષ્ટ થઇ ગયું તેનો ભોગ પાછળથી મળે, એ વાત પણ સિદ્ધ થવી મુશ્કેલ છે, તો એ વાત શી રીતે ઘટે?

નારદજી કેહેછે.—કર્ત્તાપણું અને ભોક્તાપણું સ્થૂલદેહને નથી પણ લિંગદેહને એટલે મન જેમાં મુખ્ય છે એવાં અંતઃકરણને છે. અને એ અંતઃકરણ સ્થૂલદેહનીસાથે નાશ પામતું નથી એટલે એક સ્થૂલદેહનો નાશ થઈ બીજો જે સ્થૂલદેહ આવે તેમાં અંતઃકરણ એનુંએ રહેછે તેથી જે અંતઃકરણે એક સ્થૂલદેહમાં કર્મ કર્યું હતું તેજ અંતઃકરણ બીજા સ્થૂલદેહમાં તે કર્મનું ફળ ભોગવેછે, એટલે કર્ત્તા એક અને ભોક્તા બીજો, એ વિવાદ તેમાં આવતોજ નથી. આપણને સ્વપ્ન થાયછે તે વખતે જાગ્રત અવસ્થાના આ સ્થૂલદેહનું અભિમાન છુટીજતાં તેવાજ અથવા બીજી રીતના ઉત્પન્ન થએલા સ્વપ્ન અવસ્થાના દેહથી આપણે કર્મનાં ફળરૂપ સુખ-દુઃખને ભોગવિયે છિયે, પરંતુ તેમાં વાસ્તવિક રીતે ભોક્તાપણું અંતઃકરણનું છે અને તે અંતઃકરણ જાગ્રતના દેહમાં જે હતું તેજ સ્વપ્નના દેહમાં છે. એવીરીતે આપણે જીવતાં છતાંજ જેમ નોખનોખા દેહ આવેછે પણ તેમાં ભોક્તા ફરી જતો નથી, તેમ મુવાપછી પણ દેહ ફરી જતાં તેમાં ભોક્તા જે અંતઃકરણ છે તે ફરી જતું નથી. જાગ્રત અવસ્થામાં મનની અંદર સંસ્કારરૂપથી જે કર્મ લાગી રહ્યું હોય તેજ સ્વપ્ન અવસ્થામાં બીજો દેહ આવતાં પણ ભોગવાયછે, તે પ્રમાણે એક જન્મમાં મનની અંદર સંસ્કારરૂપથી જે કર્મ લાગી રહ્યું હોય તેજ કર્મ બીજા જન્મમાં ભોગવાયછે. સ્થૂલદેહને કર્ત્તાપણું નથી પણ અંતઃકરણ જે કર્મ કરેછે તેમાં સ્થૂલદેહ માત્ર દ્વારરૂપ છે. અંતઃકરણ, કેટલાંએક પુત્રાદિકનાં સ્થૂલશરીરમાં મમતા રાખે છે કે એ પુત્રાદિક મારાં છે અને પોતાના સ્થૂલદેહમાં પણ બ્રાહ્મણપણા કે ક્ષત્રિયપણા વગેરેનું અભિમાન ધરી બેસેછે, તો એ અંતઃકરણને માત્ર અભિમાન કરવાનું ઠેકાણું સ્થૂલદેહ છે પણ તેટલાથી સ્થૂલદેહને કર્ત્તાપણું કહી શકાય નહિ. વાસ્તવિક કર્ત્તા અંતઃકરણ છે અને એ અંતઃકરણે જે દેહમાં અભિમાન ધર્યું હોય તે દેહમાં રહીને કરેલાં કર્મથી અંતઃકરણને પુનર્જન્મ થાયછે. માટે કર્ત્તા પણ અંતઃકરણ અને ભોક્તા પણ અંતઃકરણ છે. (આ પ્રમાણે પેહેલા સંશયનું નિરાકરણ કરી હવે બીજા સંશયનું નિવારણ કરેછે.) કર્મનો નાશ થઇ જાયછે એ વાત યુક્તિથી વિરૂદ્ધ છે અને પૂર્વદેહનું કર્મ રેહેછે એ વાત યુક્તિથી સિદ્ધ થાયછે. સઘળી ઇંદ્રિયોને એકીવખતેજ પોતપોતાના વિષયનો સંબંધ છતાં પણ તે સઘળા વિષયોનું જ્ઞાન આપણને એકીવખતે થતું નથી પણ અનુક્રમે થાયછે, તેથી ઇંદ્રિયોઉપર અધિકાર ચલાવનાર અંતઃકરણ છે એમ અનુમાન થાયછે. અંતઃકરણ જ્યાંસુધી ઇંદ્રિયઉપર આવ્યું ન હોય ત્યાંસુધી ઇંદ્રિયને વિષયનો સંબંધ છતાં પણ આપ-

ણને તે વિષયનું જ્ઞાન થતું નથી એ વાત અનુભવસિદ્ધ છે. એવી રીતે અંતઃકરણની વૃત્તિઓ પણ એકીવખતે ઉત્પન્ન થતી નથી પણ અનુક્રમે થાયછે, તેથી અનુમાન થાયછે કે અંતઃકરણની વૃત્તિઓને ઉત્પન્ન કરનારૂં પૂર્વદેહનું કર્મ છે. જે કર્મ ભોગવવાનો જે સમય હોય તે સમયમાં તે કર્મ પોતાનો ભોગ આપવાને અનુકૂલ અંતઃકરણની વૃત્તિને ઉત્પન્ન કરેછે. આથી પૂર્વદેહનું કર્મ નષ્ટ થતું નથી પણ રેહેછે એમ માનવું યુક્તિસિદ્ધ છે. આ વર્તમાનકાળના દેહથી કોઇ વખતે અને કોઇ ઠેકાણે પણ જેવા પ્રકારની અને જેવાં સ્વરૂપની વસ્તુ અનુભવમાં આવી ન હોય, જોવાએલી ન હોય અને સાંભળેલી પણ ન હોય તેવા પ્રકારની અને તેવાં સ્વરૂપની વસ્તુ કોઈ વખતે સ્વપ્ન અને મનોરથમાં આપણા મનમાં આવેછે, તે ઉપરથી અવશ્ય માનવું જોઇએ કે પૂર્વદેહમાં તે વસ્તુનો તેવો અનુભવ થયો હતો; કેમ કે જે વસ્તુનો અનુભવ થયો ન હોય તે વસ્તુ મનમાં આવવીજ ન જોઇયે. આ ઉપરથી તેનો અનુભવ કરવાને યોગ્ય પૂર્વદેહ હોવાનો, પૂર્વદેહનું અને આ દેહનું મન એક હોવાનો અને પૂર્વદેહના કર્મના સંસ્કારો મનમાં લાગી રેહેવાનો નિશ્ચય થાયછે. હે રાજા! વર્તમાનકાળના પ્રાણીનો પૂર્વજન્મ ઊંચ યોનિમાં હતો કે નીચ યોનિમાં હતો અને હવે પછીનો ભવિષ્ય જન્મ ઊંચ યોનિમાં થશે કે નીચ યોનિમાં થશે એ વાત પણ સારી-નરસી મનની વૃત્તિ ઉપરથી ધારી શકાયછે. આ ઉપરથી પણ પૂર્વજન્મ હતો અને પર જન્મ થશે એ માનવું યુક્તિસિદ્ધ થાયછે. આ વિષયમાં કેટલાએક શંકા લાવેછે કે જો પૂર્વજન્મમાં અનુભવ કરેલી વસ્તુજ આ જન્મમાં સ્વપ્નમાં જોવામાં આવતી હોય તો જે વસ્તુ કોઈ વખતે પણ નજ દેખાવી જોઇયે તે વસ્તુ સ્વપ્નમાં કેમ દેખાયછે? સ્વપ્નમાં તો કોઈ વાર પર્વતની ટોંચઉપર સમુદ્ર દેખાયછે, દિવસમાં નક્ષત્રો દેખાયછે અને પોતાનું માથું કપાઈ પડ્યું હોય તે પોતાની આંખથીજ દેખાયછે તેનું શી રીતે? આ શંકાનું સમાધાન આ પ્રમાણે થાયછે કે સમુદ્રને પૃથ્વીઉપર, નક્ષત્રોને રાત્રિમાં અને પોતાનાં કપાઈ પડેલાં માથાજેવાં પ્રતિબિંબને જળ કે તેલ વગેરેમાં જોએલ એ તો ખરી વાત છે, માટે તેમાં પર્વતની ટોંચરૂપ ઠેકાણાંનો, દિવસરૂપ કાળનો અને યુદ્ધ વગેરે ક્રિયાનો ફક્ત ફેર પડયો તે નિદ્રા વગેરેના દોષનેલીધે પડયો એમ માનવું ઘણું સરલ છે. પૂર્વજન્મને નહિ સ્વીકારતાં, આ જન્મમાં જે અનુભવેલું હોય તેજ સ્વપ્નમાં આવેછે એમ માનનારે પણ દેશ, કાળ અને ક્રિયાના ફેરનું કારણ નિદ્રા વગેરે દોષજ છે એમ માનવું પડશે, માટે આ વિષયમાં સામા પક્ષની ચડાઈ કાંઇ કામ આવે એમ નથી. જે માણસ અત્યંત દરિદ્ર હોય તેપણ સ્વપ્નમાં કોઈ વાર પોતાનાં શરીરને ચક્રવર્ત્તિ દેખેછે એ વાતમાં પણ કાંઇ અસંભવ નથી, કેમ કે સઘળા વિષયો અનુક્રમપ્રમાણે મનમાં આવેછે અને ભોગવાયા પછી પાછા જતા રેહેછે. જો કોઈ પણ માણસ મનરહિત હોય તો એમ ન થાય પણ સર્વે માણસો મનવાળાં છે અને મનવાળાં છે ત્યારે મનમાં અનુક્રમપ્રમાણે સર્વ પદાર્થોનો પ્રવેશ થવો સંભવિત છે; માટે બિલકુલ નહિ અનુભવાએલો કોઇપણ પદાર્થ કોઇને નથી. સઘળા લોકોને સઘળા પદાર્થો અનુક્રમથી અનુભવમાં આવેછે એટલુંજ કેહેવાથી બસ નથી, કારણ કે કોઇ વખતે સઘળા પદાર્થો એકદમ પણ અનુભવમાં આવેછે. સત્વગુણમાંજ નિષ્ઠા પામેલું મન ભગવાનનાં વિરાટ્ સ્વરૂપનું ધ્યાન કરવા લાગેછે તે વખતે આખું જગત્ જાણે મનમાં ચોટી રહ્યું હોય એમ જણાયછે. રાહુ દેખાય એવો નથી તોપણ ચંદ્રમાના સંબંધમાં આવે ત્યારે દેખવામાં આવેછે. એવી રીતે

જોકે સઘળું જગત્ દેખાવું આપણને અસંભવિત લાગેછે તોપણ શુદ્ધ થએલાં મનમાં સઘળું જગત્ સામટું દેખાવું એ યોગિયોને પ્રત્યક્ષ છે. આ પ્રમાણે સ્થૂલદેહનો નાશ થતાં પણ લિંગદેહનો નાશ થતો નથી તેથી કર્ત્તા એક અને ભોક્તા બીજો, એ દોષ આહિં લાગુ પડતો નથી. આ ઠેકાણે તારા મનમાં એવી શંકા આવશે કે 'લિંગદેહને કર્ત્તાપણું અને ભોક્તાપણું સ્થૂલદેહદ્વારા છે પણ સ્થૂલદેહ વગરના એકલા લિંગદેહને કર્ત્તાપણું કે ભોક્તાપણું નથી, માટે કોઇ વખત સ્થૂલદેહ ન હોય ત્યારે લિંગદેહમાં કર્ત્તાપણું કે ભોક્તાપણું નહિ રેહેવાથી મુક્તિ મળી જવી જોઇએ.' પણ સિદ્ધાંત એમ છે કે બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને વિષયોના સમૂહરૂપ આ અનાદિ લિંગશરીર જ્યાંસુધી છે ત્યાંસુધી જીવને સ્થૂલદેહનો સંબંધ મટતો નથી. સુષુપ્તિ, મૂર્ચ્છા, મહાદુઃખ[1], મૃત્યુ અને તાવમાં ઇંદ્રિયોનો વિઘાત થવાથી 'સ્થૂલ દેહ હું છું' એવો અહંકાર બરાબર પ્રકાશતો નથી પણ સૂક્ષ્મ રૂપથી રેહેછે એટલે તે વખતે સ્થૂલદેહનો લિંગદેહથી વિચ્છેદ થાયછે એમ સમજવું નહિ. ગર્ભમાં અને બાલકપણામાં પણ ઇંદ્રિયો અપૂર્ણ હોવાથી, જુવાનીમાં જેવું સ્થૂલદેહાભિમાન અગીઆર ઇંદ્રિયોથી સ્પષ્ટ દેખાયછે તેવું દેખાતું નથી, એટલે અમાવાસ્યામાં જેમ ચંદ્રમાનું બિંબ હોવા છતાં પણ સ્પષ્ટ દેખાતું નથી તેમ ગર્ભાદિક અવસ્થામાં સ્થૂલદેહનું અભિમાન હયાત છતાં પણ સ્પષ્ટ દેખાતું નથી. એટલામાટે જ્યાંસુધી લિંગ દેહ છે ત્યાંસુધી સ્થૂલદેહનો સંબંધ નહિ મટવાથી સંસાર પણ મટતો નથી એ સિદ્ધાંત છે. પાંચ[2] તન્માત્રા, ત્રણ[3] ગુણ અને સોળ[4] વિકારરૂપે વિસ્તાર પામેલાં લિંગશરીરમાં જે ચૈતન્ય પરમાત્માનો આભાસ છે તે જીવ કેહેવાયછે. એ જીવ એ લિંગશરીરથીજ કેટલાંક શરીરને લેછે અને કેટલાંક શરીરને મૂકી દે છે, એટલે લિંગશરીર જે સ્થૂલદેહને મૂકી દે છે તે સ્થૂલશરીરનું મરણ થયું કેહેવાયછે અને જે બીજાં સ્થૂલશરીરને લે છે તે સ્થૂલશરીરનો જન્મ થયો કેહેવાયછે. હર્ષ, શોક, ભય, સુખ અને દુઃખ પણ લિંગશરીરને લીધેજ જીવને પ્રાપ્ત થાયછે. એક સ્થૂલદેહમાંથી નીકળેલું લિંગશરીર બીજા સ્થૂલ દેહમાં પેઠું ન હોય તે પેહેલાં મુક્તિ મળી જવી જોઇએ એવી શંકા પણ રાખવી નહિ; કેમકે જેમ ખડમાંકડી બીજાં ખડને પકડતાંસુધી પેહેલાં ખડને મૂકતી નથી, તેમ મરવા ટાણે પણ જીવને જ્યાંસુધી પૂર્વદેહનું પ્રારબ્ધ પુરૂં થઇને બીજો સ્થૂલદેહ ન મળ્યો હોય ત્યાંસુધી પેહેલા સ્થૂલદેહનું અભિમાન મટતું નથી. તો હે રાજા! ઇંદ્રિયોથી ભોગવેલા વિષયોનું ધ્યાન કરતાં માણસ વારંવાર જે કર્મ કર્યા કરેછે તે કર્મોના સંબંધને લીધે મનજ પ્રાણીઓને સંસારનું કારણ છે અને આત્મા અસંગ છે તોપણ અવિદ્યાનેલીધે દેહાદિક જડ પદાર્થનાં કર્મમાં આત્માને બંધન થાયછે. એટલામાટે સઘળાં બંધન મટાડવાસારૂ આખાં જગતને ભગવાનરૂપ સમજી સર્વ પ્રકારે ભગવાનની ભક્તિ કર, કે જે ભગવાનમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કલ્પિત છે.

મૈત્રેય કેહેછે.— વૈષ્ણવોમાં મુખ્ય નારદ મુનિ એ પ્રમાણે પ્રાચીનબર્હિરાજાને જીવ તથા ઇશ્વરનાં સ્વરૂપનો ઉપદેશ કરી એ રાજાની રજા લઇને ત્યાંથી સિદ્ધલોકમાં ગયા અને પ્રાચીનબર્હિ રાજા 'મારા પુત્રો આવે ત્યારે તેઓને રાજ્ય આપજો અને પ્રજાનું રક્ષણ કરવાની ભળામણ કરજો' એમ મંત્રીઓને આજ્ઞા કરી તપ કરવાસારૂ કપિલ મુનિના આશ્રમમાં એટલે જ્યાં ગંગા અને સાગરનો સંગમ છે ત્યાં ગયો. ત્યાં જઇ એકાગ્ર મનથી ભગવાનના ચરણારવિંદની ભક્તિ ક-

૧ પુત્ર મરણ વગેરે. ૨ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ. ૩ સત્વ, રજ, અને તમ. ૪ અગીઆર ઇંદ્રિયો તથા પાંચ મહાભૂત.

રતો એ વૈરાગ્યવાન્ પ્રાચીનબર્હિ રાજા ભક્તિના પ્રભાવથી મુક્તિ પામી ગયો. નારદજીએ કહેલી આ બ્રહ્મજ્ઞાન સંબંધી ગૂઢ કથાને જે સંભળાવે અથવા સાંભળે તે માણસ લિંગશરીરથી મુક્ત થાયછે. ભગવાનની કીર્તિથી જગતને પવિત્ર કરનાર, અંતઃકરણને શુદ્ધ કરનાર અને સર્વોત્તમ પદવી આપનાર આ નારદજીના મુખમાંથી નીકળેલું આખ્યાન જે માણસ સાંભળે તે સર્વ બંધનમાંથી છુટી જઇ આ સંસારમાં ભટકે નહિ. આ ગૂઢ અને અદ્ભુત બ્રહ્મજ્ઞાનનો વિષય મારી પાસેથી તમે જાણ્યો. આથી દેહાભિમાન કપાઇ જાયછે અને પરલોકમાં કર્મનાં ફળ ભોગવવાનો સંશય પણ ટળેછે.૮૫

**आध्यात्मपारोक्ष्यमिदं मयाधिगतमद्भुतम् । एवं स्त्रियाश्रमः पुंसश्छिन्नोऽमुत्र च संशयः॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ विदुर उवाच ॥*

**ये त्वयाऽभिहिता ब्रह्मन् सुताः प्राचीनबर्हिषः । ते रुद्रगीतेन हरिं सिद्धिमापुः प्रतोष्यकाम् ॥ १ ॥**

વિદુર[1] પૂછે છે.—હે મૈત્રેય! પ્રાચીનબર્હિ રાજાના પુત્ર પ્રચેતાઓવિષે તમે કહી ગએલા છો. તેઓ રૂદ્રગીતથી ભગવાનને પ્રસન્ન કરી કઈ સિદ્ધિ પામ્યા ? હે બૃહસ્પતિના શિષ્ય[2] ! ભગવાનની ઉપર પ્રેમ રાખનાર સદાશિવને યદૃચ્છાથી મળી તેમનો અનુગ્રહ પામેલા પ્રચેતાઓ અવશ્ય મુક્તિ તો પામ્યાજ હશે, પરંતુ મુક્તિ થયા પહેલાં આ લોકમાં અથવા પરલોકમાં તેઓને શું પ્રાપ્ત થયું હતું?

મૈત્રેય કેહેછે.—પિતાની આજ્ઞા પાળનારા પ્રચેતાઓએ સમુદ્રની અંદર રૂદ્રગીતના જપરૂપ યજ્ઞથી અને તપથી ભગવાનને પ્રસન્ન કર્યા. તપ કરતાં કરતાં દશ હજાર વર્ષ થઈ જતાં તેઓને ભગવાને દર્શન આપ્યું અને પોતાની શાંત કાંતિથી તેઓનો તપરૂપ ક્લેશ મટાડ્યો. મેરૂપર્વતના શિખરની ઉપર મેઘની પેઠે એ ભગવાન્ ગરૂડઉપર બિરાજેલા હતા; પીળાં વસ્ત્ર ધર્યાં હતાં; કંઠમાં કૌસ્તુભ મણિ ધર્યો હતો; તેમની કાંતિથી દિશાઓનું અંધારૂં મટતું હતું; સુવર્ણનાં શોભતાં અને તેજસ્વી આભૂષણોથી કપોળ અને મુખ શોભતાં હતાં; કિરીટ દીપી રહ્યો હતો; ભુજાઓમાં આઠ હથિયાર ધર્યાં હતાં; પાર્ષદો, મુનિયો અને દેવતાઓ સેવા કરતા હતા; ગરૂડજી કિન્નરની પેઠે પોતાની પાંખોના શબ્દથી તેમની કીર્તિ ગાતા હતા; ને વનમાળા કે જેની શોભા, પુષ્ટ અને લાંબી આઠ ભુજાઓના મધ્યમાં (વક્ષઃસ્થળમાં) રહેલી લક્ષ્મીનીસાથે બરાબરી કરતી હતી તેથી વીંટાએલા હતા. દયા ભરેલી દૃષ્ટિથી જોતા એ આદિપુરૂષે શરણે આવેલા પ્રચેતાઓને મેઘના નાદ સરખી ગંભીર વાણીથી (નીચે પ્રમાણે) કહ્યું.

ભગવાન્ કેહેછે.—હે રાજકુમારો! મારીપાસેથી વરદાન માગો. તમે કે જેઓ સ્નેહનેલીધે એકજ ધર્મ પાળનારા છો તેઓનો એકબીજા ઉપરનો સ્નેહ જોઇ હું પ્રસન્ન થયો છું. સાંજે અને સવારે સાવધાન થઇ જે લોકો રૂદ્રગીતથી મારી સ્તુતિ કરશે તેઓને પણ મનવાંછિત વર અને સારી બુદ્ધિ હું આપીશ ત્યારે તમને આપું તેમાં તો શુંજ કેહેવું? તમોએ પિતાની આજ્ઞા ખુશીથી માથે

---

* આ ત્રીશમા અધ્યાયમાં તપથી પ્રસન્ન થએલા ભગવાનપાસેથી વરદાન મેળવી આવેલા પ્રચેતાઓ, વૃક્ષની કન્યાને પરણીને રાજ્ય કરવા લાગ્યા, એ કથા કેહેવાશે. [1] પચીશમા અધ્યાયમાં પ્રચેતાઓએ તપ કરવાની વાત અધુરી મૂકી મૈત્રેયે વચમાં પ્રસંગોપાત્ત પ્રાચીનબર્હિની કથા કહી તે પૂરી થઈ રેહેતાં વિદુરજી પાછી પ્રચેતાઓની વાત પૂછેછે. [2] મૈત્રેય મુનિ બૃહસ્પતિ પાસેથી કોઇ વિદ્યા શીખ્યા હતા તેથી બૃસ્પતિના શિષ્ય કેહેવાયછે.

ચડાવી લીધી તેથી તમારી પવિત્ર કીર્તિ આખાં ત્રૈલોક્યમાં ફેલાઇ જશે. વિખ્યાત અને ગુણમાં બ્રહ્માના કરતાં ઓછો નહિ એવો એક (દક્ષ નામનો) પુત્ર તમોને થશે કે જે પુત્ર, પોતાનાં સંતાનોથી આખાં ત્રૈલોક્યને ભરી દેશે. કંડુ ઋષિના સંગથી પ્રમ્લોચા નામની અપ્સરાને એક કમળ સરખાં નેત્રવાળી દીકરી[1] આવી હતી કે જેને પ્રમ્લોચાએ તજી દેતાં વૃક્ષોએ પોતાની પાસે રાખી છે. એ કન્યા ભૂખથી દુર્બળ થઇને રોતી હતી તે સમયમાં વૃક્ષોના અધિપતિ ચંદ્રમાએ તેના મોઢામાં પોતાની તર્જની આંગળી કે જેમાંથી અમૃત ઝરતું હતું તે આપી હતી. મને અનુસરનારા તમારા પિતાએ પ્રજાની સૃષ્ટિ કરવાસારૂ તમને આજ્ઞા કરીછે તો તે આજ્ઞાને સફલ કરવાસારૂ એ દિવ્ય[2] કન્યાને જલદી પરણો, વિલંબ નહિ કરો. તમે કે જેઓ સઘળા એકજ ધર્મ અને એકજ સ્વભાવવાળા છો તેઓ સઘળાની વચ્ચે એ એકજ સ્ત્રી થશે. તેનું ચિત્ત તમારામાંજ રેહેશે અને ધર્મ તથા સ્વભાવ પણ તમારા જેવોજ થશે. મારા અનુગ્રહથી દેવતાઓનાં હજારો વર્ષ સુધી તમારૂં સામર્થ્ય અચલ રેહેશે અને પૃથ્વીના તથા સ્વર્ગના પણ દિવ્ય વૈભવોને ભોગવશો. છેલ્લીવારે આ નરકરૂપ સંસારનાં સુખોમાં વૈરાગ્ય ઉત્પન્ન થતાં મારી અખંડ ભક્તિ કરવાથી સઘળી કામ-ક્રોધાદિક વાસનાઓને બાળી નાખી મારૂં ધામ પામશો. જે લોકો ઘરમાં રેહેતાં છતાં પણ ઇશ્વરાર્પણ કર્મ કરે અને મારી વાતોથીજ કેટલોક સમય કહાડે તેઓને ઘરનું બંધન નડે નહિ. હું કે જે સર્વજ્ઞ ઈશ્વર છું તે બ્રહ્મવેત્તાઓ કથા કરતા હોય ત્યાં શ્રોતાઓનાં હૃદયમાં દરએક પળે નવાનવાની પેઠે પ્રકટ થાઊંછું અને એ પ્રમાણે મારી પ્રાપ્તિ થવાથી લોકોને મોહ, શોક અને હર્ષ રેહેતા નથી, તો તમે પણ મારી કથાનું શ્રવણ કરશો તેથી તમને ઘરમાં રેહેતાં છતાં પણ બંધન થશે નહિ.

મૈત્રેય કેહેછે.—એપ્રમાણે પુરૂષાર્થ આપનાર અને પરમ ઉપકારી ભગવાનનાં વચન સાંભળી પ્રચેતાઓ કે જેઓના રજોગુણ અને તમોગુણના મેલ ભગવાનનાં દર્શનથી મટી ગયા હતા તેઓ હાથ જોડી ગદ્ગદ વાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.

પ્રચેતાઓ સ્તુતિ કરેછે.—આપ કે જે ક્લેશને મટાડનાર, મન-વચનના વેગથી પણ આગળ વધતા વેગવાળા[3], સઘળી ઇંદ્રિયોની વૃત્તિઓથી નહિ જણાતા અને જેનાં નામ તથા ગુણ વેદમાં ગવાય છે એવા છો તેમને નમસ્કાર કરિયે છિયે. તમે સ્વરૂપસ્થિતિથી શુદ્ધ, શાંત અને મનનેલીધેજ જેમાં ખોટું જગત્ સ્ફુરેછે એવા છો તેમને નમસ્કાર કરિયે છિયે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાસારૂ માયાના ગુણોથી બ્રહ્માદિક સ્વરૂપનું ગ્રહણ કરનાર, શુદ્ધ સત્વરૂપ, પોતાનાં જ્ઞાનથી સંસારને હરનાર, સર્વવ્યાપક અને સર્વ ભક્તજનોના સ્વામી કૃષ્ણ ભગવાન્ તમે છો તેમને નમિયે છિયે. નાભીમાં બ્રહ્માંડરૂપ કમળવાળા, કમળની માળા પેહેરનાર, કમળસરખાં ચરણવાળા, કમળસરખાં નેત્રવાળા, કમળના તંતુ સરખાં પીળાં નિર્મળ વસ્ત્રને ધરનાર, સર્વ જગત્‌ના નિવાસરૂપ અને સાક્ષી આપ છો તેમને નમિયે છિયે. અમે કે જેઓ ક્લેશ પામેલા છિયે તેઓને, સર્વ ક્લેશોને ટાળનારૂં આ સ્વરૂપ આપે દેખાડયું

૧ તપનો ભંગ કરવાસારૂ ઇંદ્રે મોકલેલી પ્રમ્લોચા અપ્સરાસાથે કંડુ ઋષિ ઘણા કાળ સુધી રમ્યા હતા તેમાંથી અપ્સરાને ગર્ભ રહેતાં તે ગર્ભને ઝાડ નીચે મુકી દઈ તે અપ્સરા જતી રહી હતી. ૨ અપ્સરાના ગર્ભમાંથી ઉત્પન્ન થઇછે અને અમૃતનો આહાર કર્યોછે તેથી તે કન્યા દિવ્ય છે એટલે અત્યંત રૂપાળી અને તેના શરીરમાં દુર્ગંધ કે પરસેવા વગેરે નથી એમ સમજવું.

૩ મન કે વચન જેને નથી પોહોચી શકતાં એવા.

એથી ઉપરાંત બીજી શી દયા છે? અમે તો એજ મોટી દયા કરી એમ સમજીએ છિયે. હે અમંગળનો નાશ કરનાર! દીન લોકોને પોતાના ગણી યોગ્ય સમયમાં તેઓનું પોતાની બુદ્ધિથી સ્મરણ કરવું એટલુંજ મહાત્મા પુરૂષો કે જેઓ દીનઉપર પ્રીતિ રાખનારા છે તેઓનું કામ છે; કેમકે મહાત્મા પુરૂષો સ્મરણ કરે તેથી દીન લોકોને શાંતિ મળેછે. આપ ક્ષુદ્ર પ્રાણિયોના હૃદયમાં પણ અંતર્યામીરૂપે રહ્યાછો તે છતાં અમે કે જેઓ આપના ઉપાસક છિયે તેઓના મનોરથને કેમ ન જાણો? હે જગતના પતિ! મોક્ષનો માર્ગ દેખાડનાર અને પરમ પુરૂષાર્થરૂપ આપ પ્રસન્ન થયા એજ અમારે વરદાન જોઈતું હતું. તોપણ આપ કે જે કારણના પણ કારણ છો તેમની પાસેથી એક વરદાન અમે માગશું. જો કે આપ દેવાને સમર્થ છો અને ભક્તલોકોને આપવાની આપની વિભૂતિઓનો અંત નથી કે જેથી આપ અનંત કેહેવાઓછો તોપણ જેમ અનાયાસથી કલ્પવૃક્ષ મળ્યાપછી ભ્રમર કોઈ બીજા વૃક્ષને (જો કે તે સુલભ છે તોપણ) સેવે નહિ તેમ આપનાં ચરણારવિંદને પામી હવે અમે બીજું શું માગિયે? અને જો માગિયે તો કેટલુંક માગિયે? કેમ કે મનોરથનો છેડો નથી. એટલામાટે આટલુંજ માગિયે છિયે કે તમારી માયાથી ઘેરાએલા અમે પોતાનાં કર્મનેલીધે જ્યાંસુધી આ સંસારમાં ભટકતા રહિયે ત્યાંસુધી જનમોજનમમાં આપના ઉત્તમ ભક્તોનો અમને સમાગમ થજો. આપના ભક્તોના સમાગમનો એક ક્ષણ મળે તોપણ અમે સ્વર્ગને કે મોક્ષને પણ તે બરાબર ગણતા નથી ત્યારે મનુષ્યોનાં રાજ્ય વગેરે સુખને તો કેમજ ગણિયે? જેઓના સમાગમમાં તૃષ્ણાને મટાડનારી પવિત્ર કથાઓ ચાલે, પ્રાણિયોસાથે નિર્વૈરપણું થાય, કોઈ પ્રકારનો ઉદ્વેગ રેહે નહિ અને વૈરાગ્યવાળા પુરૂષો, સાક્ષાત્ નારાયણ ભગવાન્ કે જે સંન્યાસીઓના શરણરૂપ છે તેમનોજ પ્રસંગ વારંવાર કથાઓમાં લાવ્યા કરે એવા આપના ભક્તો તીર્થોને પણ પવિત્ર કરવાસારૂ જગતમાં ફર્યા કરેછે, તેઓનો સમાગમ સંસારથી બીનેલા પુરૂષને કેમજ ન ગમે? સત્સંગના ફળનો અમને પણ અનુભવ થયો છે. અમે, સાક્ષાત્ આપના પ્રિયમિત્ર સદાશિવના ક્ષણમાત્રના સમાગમથીજ આપ કે જે આ જન્મ-મરણરૂપ અસાધ્ય રોગના મોટા વૈદ્ય છો તેરૂપ શરણને આજ પામ્યા છિયે. બીજું વરદાન એ માગિયે છિયે કે અમોએ જે વેદનું અધ્યયન કર્યું છે; ગુરૂ, બ્રાહ્મણો તથા વૃદ્ધ લોકોને નિરંતર સેવાથી પ્રસન્ન કર્યા છે; મહાત્મા પુરૂષો, મિત્રો તથા ભાઇઓને નમ્યા છિયે; કોઈ પણ પ્રાણીનો દ્રોહ કર્યો નથી; અને અન્ન ખાવું મૂકી દઇને ઘણા કાળ સુધી પાણીમાં આ તપ કર્યું છે એ સઘળાં સત્કર્મથી આપની પ્રસન્નતારૂપજ ફળ થજો. મનુ, બ્રહ્મા, સદાશિવ, તથા તપસહિત જ્ઞાનથી શુદ્ધ અંતઃકરણવાળા બીજા મહાત્માઓ પણ તમારા મહિમાનો પાર જાણ્યા વિના પોતાની બુદ્ધિ પોહોંચે તે પ્રમાણે તમારી સ્તુતિ કરેછે, તે પ્રમાણે અમે પણ અજ્ઞાન છતાં તમારી સ્તુતિ કરિયે છિયે. સર્વમાં સમાન, શુદ્ધ, પરમ પુરૂષ, વાસુદેવ અને સત્વમય જે આપ ભગવાન્ છો તેમને પ્રણામ કરિયે છિયે.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે પ્રચેતાઓએ સ્તુતિ કરતાં શરણાગત ઉપર પ્રીતિ રાખનારા ભગવાને પ્રસન્ન થઇને 'तथास्तु' એમ કહ્યું. પછી દર્શન કરતાં નેત્રને તૃપ્તિ નહિ હોવાથી પ્રચેતાઓ ત્યાંથી ભગવાનના પધારી જવાને ઇચ્છતા ન હતા, તોપણ મહાપ્રતાપી ભગવાન્ પોતાના ધામમાં પધારી ગયા. પછી પ્રચેતાઓ સમુદ્રના જલમાંથી બહાર નીકળીને જાયછે ત્યાં ઝાડ કે જેઓ જાણે આકાશને રોકીદેવાસારૂજ ઊંચાં થયાં હોય એવાં જણાતાં હતાં તેઓથી પૃથ્વીને ઢંકાઇ

ગએલી[1] જોઇ તેઓને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. એ ક્રોધનેલીધે પ્રચેતાઓએ પૃથ્વીને ઝાડ વગરની કરવામાટે પ્રલયમાં કાલાગ્નિરૂદ્રની પેઠે પોતાના મોઢાંમાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો. તે અગ્નિથી સઘળાં વૃક્ષોને બળી જતાં જોઈ બ્રહ્મા ત્યાં આવ્યા અને તેમણે નીતિનાં વચનોથી પ્રચેતાઓને શાંત કર્યા. એ અગ્નિમાંથી જે વૃક્ષો બચ્યાં તેઓએ પ્રચેતાઓની બીકથી અને બ્રહ્માના કેહેવાથી પોતાની કન્યા પ્રચેતાઓને આપી. પ્રચેતાઓ બ્રહ્માની આજ્ઞાથી એ ઉત્તમ કન્યાને પરણ્યા. એ સ્ત્રીમાં પ્રચેતાઓને દક્ષ નામનો પુત્ર થયો. એ દક્ષ પૂર્વજન્મમાં બ્રહ્માનો પુત્ર હતો પણ મહાદેવનું અપમાન કરવાના પાપથી તેનો બીજો અવતાર ક્ષત્રિય જાતિમાં થયો. જે દેહ બ્રહ્માનો પુત્ર હતો તે દેહ કાળગતિથી મરણ પામતાં બીજા અવતારમાં પ્રચેતાઓને ઘેર ઉત્પન્ન થએલા એ દક્ષે ઇશ્વરની પ્રેરણાથી ચાક્ષુષ નામના મન્વંતરમાં જેવી જોઇએ તેવી પ્રજા ઉત્પન્ન કરી હતી. એ દક્ષે જન્મતાંજ પોતાની કાંતિથી તેજસ્વી પુરૂષોનાં તેજ હરી લીધાં હતાં અને તેની કર્મ કરવામાં ચાતુરી જોઇ સર્વે લોકો તેને દક્ષ કેહતા હતા. (કેમ કે દક્ષ એવું ચતુરનું નામ છે.) બ્રહ્માએ એ દક્ષનો અભિષેક કરી તેને પ્રજાની સૃષ્ટિની રક્ષા કરવામાં ઉપરી નીમ્યો હતો તેથી બીજા સઘળા પ્રજાપતિઓને પોતપોતાનાં કામ કરવાની તે આજ્ઞા કરતો હતો.

**तं प्रजासर्गरक्षायामनादिरभिषिच्य च ।**
**युयोज युयुजेऽन्यांश्च स वै सर्वप्रजापतीन् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

[1] આ વખતમાં પ્રાચીનબર્હિ રાજા વનમાં જવાથી કોઇ પણ પૃથ્વીઉપર રાજા રહ્યો ન હતો તેથી ખેડવગેરે બંધ પડી જવાનેલીધે આખી ધરતી ઝાડથી ઢંકાઇ ગઈ હતી.

## ॥ मैत्रेय उवाच ॥*

**तत उत्पन्नविज्ञाना आश्वधोक्षजभाषितम् ।**
**स्मरंत आत्मजेभार्यां विसृज्य प्राव्रजन् गृहात् ॥ १ ॥**

મૈત્રેય કેહેછે.—સંસારનાં સુખ ભોગવતાં હજારો વર્ષ થઇ ગયા પછી પ્રચેતાઓને જ્ઞાન ઉત્પન્ન થયું અને ભગવાને કહેલી વાતનું સ્મરણ આવ્યું તેથી પોતાની સ્ત્રીની પુત્રને ભલામણ કરી તેઓ જલદી ઘર મૂકીને વનમાં ગયા. પશ્ચિમ દિશામાં સમુદ્ર કીનારે જાજલિ ઋષિ સિદ્ધિ પામ્યા હતા તે સ્થળમાં જઈ 'સર્વ પદાર્થોમાં આત્મા છે' એવાં જ્ઞાનથી ભરેલો બ્રહ્મવિચાર કરવાનો તેઓએ સંકલ્પ કર્યો. પ્રાણ, મન, વચન તથા દૃષ્ટિને વશ્ય કરી, દૃઢ આસન કરી અને શરીરને શાંત તથા સરલ રાખી પરબ્રહ્મમાંચિત્ત લગાડી તેઓ બેઠા હતા ત્યાં નારદમુનિ કે જેની સ્તુતિ દેવતા અને દૈત્યો પણ કરેછે તે પધાર્યા. નારદજીને પધાર્યા જોઈ તેઓએ ઊભા થઈ પ્રણામ તથા સત્કાર કરીતેમની વિધિસહિત પૂજા કરી. પછી સારીરીતે બેઠેલા નારદ મુનિને તેઓએ નીચેપ્રમાણે કહ્યું.

પ્રચેતાઓ કેહેછે.—હે નારદમુનિ! આજ તમે ભલે પધાર્યા. અમને આપનું દર્શન થયું એ ઘણું સારૂં થયું. સૂર્યની પેઠે આપ પણ જગતનો ભય મટાડવાનેમાટે ફરો છો. પૂજ્ય સદાશિવ તથા વિષ્ણુ એઓએ અમને જે જ્ઞાન આપ્યું હતું તે જ્ઞાન ઘરના પ્રસંગથી ઘણુંખરૂં ભુલાઈ ગયું છે એટલામાટે અમારી પાસે એ સત્યવસ્તુ દેખાડનારાં જ્ઞાનનો પ્રકાશ કરો, કે જેથી આ દુસ્તર ભવસાગરને અનાયાસથી અમે તરી જઇએ.

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે પ્રચેતાઓએ પ્રાર્થના કરતાં મોટી કીર્તિવાળા ભગવાનમાંજ

---

* આ એકત્રીશમા અધ્યાયમાં રાજ્યનું કામ દક્ષને સોપી વનમાં ગએલા પ્રચેતાઓને નારદજીએ કહેલા માર્ગથી મુક્તિ થયાની કથા કેહેવાશે.

જેનું ચિત્ત લાગી રહ્યું છે એવા નારદમુનિએ તેઓને નીચેપ્રમાણે કહ્યું.

નારદજી કેહેછે.—જગતના આત્મા ભગવાન્ ઈશ્વરની સેવા જેથી થાય તેજ મનુષ્યોનાં જન્મ, કર્મ, આયુષ્ય, મન અને વચનને સફળ સમજવાં, બાકી બધાં વ્યર્થ છે. પોતાનું સ્વરૂપ આપનાર ભગવાનની સેવા અને તેમનું જ્ઞાન ન બને તો શૌક્લ,[1] સાવિત્ર[2] અને યાજ્ઞિક[3] એ ત્રણ પ્રકારના જન્મથી પણ શું? વેદમાં કહેલાં કર્મો કરવાથી પણ શું? દેવતાઓના જેવાં લાંબાં આયુષ્યથી પણ શું? શાસ્ત્રશ્રવણ, તપ, વાણીના વિલાસ, ઘણી વાતોમાં ધ્યાન રાખવાની શક્તિ, ચતુરાઈ ભરેલી બુદ્ધિ, બળ, ઇંદ્રિયોનું સામર્થ્ય, પ્રાણાયામાદિક યોગ, સાંખ્યજ્ઞાન,[4] સંન્યાસ, વેદાધ્યયન અને બીજાં વ્રત વૈરાગ્ય વગેરે સાધનોથી પણ શું? કાંઇ પણ ફળ નહિ. સઘળાં ફળોમાં ખરૂં અને છેલ્લું ફળ આત્માજ છે; કેમ કે બીજા સઘળા પદાર્થો આત્માનેસારૂંજ[5] હોવાથી પ્રિય લાગેછે. સર્વ પ્રાણીઓમાં જે આત્મા છે તેજ ભગવાન્ છે કે જે ભગવાન્ અવિદ્યા મટાડીને સ્વરૂપનો પ્રકાશ કરેછે અને પરમાનંદરૂપ હોવાનેલીધે પ્રિય છે. એટલામાટે ભગવાનની સેવા અને તેમનું જ્ઞાન થાય તો સઘળું સફળ છે. જેમ ઝાડનાં મૂળને પાણી પાવાથી તેનાં સ્કંધ, શાખા ઉપશાખા અને ફૂલ તથા પાનડાં વગેરે પણ તૃપ્ત થાયછે અને પ્રાણને ભોજન આપવાથી સઘળી ઇંદ્રિયોને તૃપ્તિ મળેછે તેમ ભગવાનનું પૂજન કરવાથી સર્વ દેવતાઓનું પૂજન થાયછે, એટલે ભગવાનનું પૂજન કરનારને બીજા જુદા જુદા દેવતાઓનું પૂજન કરવાની જરૂર નથી. જેમ કે ઝાડનાં મૂળને પાણી રેડિયે એટલે બીજા ભાગોમાં પાણી રેડવાની જરૂર નથી અને પ્રાણને ભોજન આપિયે એટલે બીજી ઇંદ્રિયોમાં અન્ન ચોપડવાની જરૂર નથી અને તેમ કરવાથી કશું વળે પણ નહિ. સર્વનું મૂલ ભગવાનજ છે; કેમ કે જેમ જળ વર્ષાઋતુમાં સૂર્યમાંથી ઉત્પન્ન થાયછે અને ગ્રીષ્મ ઋતુમાં પાછું સૂર્યમાંજ પેશી જાયછે અને જેમ સ્થાવર-જંગમ પદાર્થો પૃથ્વીમાંથી ઉત્પન્ન થાયછે અને પાછા પૃથ્વીમાંજ લય પામેછે તેવી રીતે આખો સંસાર ભગવાનમાંથી ઉત્પન્ન થાયછે અને પાછો ભગવાનમાંજ લય પામેછે. આ જે જગત્ છે, તેજ પરમાત્માનું સર્વ ઉપાધિરહિત સ્વરૂપ છે; કેમ કે તેથી ઉત્પન્ન થયું છે માટે તેથી જુદું નથી. સૂર્યની કાંતિ જેમ સૂર્યથી ભિન્ન નથી તેમ જગત્ પરમાત્માથી ભિન્ન નથી. આકાશમાં જેમ ગંધર્વનગર કોઇ વખતેજ દેખાયછે તેમ પરમાત્મામાં જગત્ કોઇ વખતેજ એટલે સ્વરૂપનું અજ્ઞાન હોય ત્યાંસુધીજ દેખાયછે. જેમ જાગ્રત અવસ્થામાં સઘળી ઇંદ્રિયો સ્પષ્ટ દેખાયછે પણ સુષુપ્તિમાં તેઓનો કાંઈ પત્તો મળતો નથી તેમ અજ્ઞાનકાળમાં જગત્ દેખાયછે પણ જ્ઞાનકાળમાં તેનો કાંઇ પત્તો મળતો નથી. પાંચ ભૂત, ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવતાઓ વગેરેનો આ ભેદભ્રમ ભગવાનનાં સ્વરૂપમાંજ ઉત્પન્ન થયો છે; માટે રજ્જુ (સીંદરી)ના સ્વરૂપમાં ઉત્પન્ન થએલી સર્પની ભ્રાંતિ

---

૧ શુદ્ધ માતાપિતાથી જે જન્મ થાય તે શૌક્લ જન્મ કેહેવાયછે. ૨ જનોઈ દેવાથી જે બીજો જન્મ થયો મનાયછે તે સાવિત્ર જન્મ કેહેવાયછે. ૩ યજ્ઞની દીક્ષા લેવાથી જે ત્રીજો જન્મ થયો ગણાયછે તે યાજ્ઞિક જન્મ સમજવો. ૪ જડ પદાર્થોથી આત્મા જુદો છે એમ સમજવું એ સાંખ્યજ્ઞાન કેહેવાયછે. જો કે આ જ્ઞાન ઉત્તમ છે તો-પણ જે આત્મા છે તેજ બ્રહ્મ છે એમ જાણ્યા વિના તે રદ છે. ૫ વેદમાં લખ્યું છે કે 'न जायायाः कामाय जाया प्रिया भवति किंत्वात्मनः कामाय जाया प्रिया भवति' (સ્ત્રીને રાજી રાખવાસારૂ સ્ત્રીઉપર પ્રેમ થતો નથી પણ આત્માને રાજી કરવાસારૂ સ્ત્રીઉપર પ્રેમ થાયછે.) એ પ્રમાણેજ પુત્ર કે ધન વગેરેને રાજી રાખવાસારૂ તેઓનાઉપર પ્રેમ થતો નથી પણ આત્માને રાજી રાખવાસારૂ તેઓનાઉપર પ્રેમ થાયછે ઇત્યાદિ.

જેમ રજ્જુ જણાયાથી મટી જાયછે તેમ ભગવાનનું સ્વરૂપ જણાયાથી જગતરૂપ ભ્રાંતિ પણ મટી જાયછે. હે પ્રચેતાઓ! આકાશમાં જેમ વાદળાં, અંધારૂં અને અંજવાળું દેખવામાં આવેછે અને પાછાં લયપામેછે એવી રીતે પરબ્રહ્મમાં આ રજોગુણ[1], તમોગુણ[2] અને સત્વગુણ[3] જોવામાં આવેછે અને પાછા લીન થઇ જાયછે; એવીરીતે આ જગતનો પ્રવાહ છે. એટલામાટે સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ ભગવાન્, કે જેના સ્વરૂપમાં કાળ, માયા અને ઈશ્વર કલ્પિતછે તથા જેના સ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે સંસારનો પ્રવાહ ક્યાંય દેખાતો નથી તે પરમેશ્વરને પોતાથી અભિન્ન લેખીને અપરોક્ષ રીતે ભજો. સર્વ પ્રાણીઓઉપર દયા રાખવાથી, જે કાંઈ મળે તેથી સંતોષ માનવાથી અને સર્વ ઇંદ્રિયોની શાંતિથી ભગવાન્ તરત પ્રસન્ન થાયછે. લોકની, પુત્રની અને ધનની તૃષ્ણા મટી જતાં નિર્મળ થએલાં અંતઃકરણમાં નિરંતર વધતી જતી ભક્તિથી બોલાવેલા અને પોતાનું ભક્તાધીનપણું જાણતા ભગવાન્ ભક્તોનાં હૃદયમાંથી હૃદયના આકાશની પેઠે ખસી જતા નથી. અકિંચન છતાં પણ પોતાનેજ (ભગવાનનેજ) ધનરૂપ માનનારા ભક્તોની ઉપર પ્રેમવાળા અને ભક્તિના રસને જાણનારા ભગવાન્, દુર્બુદ્ધિ લોકોની, કે જેઓ શાસ્ત્રાભ્યાસ, ધન, કુલ અને કર્મના અભિમાનથી નિષ્કિંચન મહાત્મા પુરૂષોનો તિરસ્કાર કરતા હોય તેઓની, પૂજાને પણ સ્વીકારતા નથી. પોતે પૂર્ણકામ છતાં પણ પોતાના દાસવર્ગને આધીન રેહેનારા ભગવાન્ પોતાને અનુસરનારી લક્ષ્મીનો અને લક્ષ્મીને ઇચ્છનારા રાજાઓ તથા દેવતાઓનો પણ દાસવર્ગનેસારૂ અનાદર કરેછે; તે ભગવાનને કૃતજ્ઞ (કરેલા ઉપકારને જાણનાર) પુરૂષ કેમજ છોડી દે?

મૈત્રેય કેહેછે.—એ પ્રમાણે બ્રહ્માના પુત્ર નારદ મુનિ પ્રચેતાઓને એ અને ધ્રુવનાં ચરિત્ર વગેરે બીજી પણ ભગવાનની કથાઓ સંભળાવી બ્રહ્મલોકમાં ગયા. પ્રચેતાઓ પણ એ નારદજીના મુખથી જગતનાં પાપને મટાડનારી ભગવાનની કીર્ત્તિ સાંભળી ભગવાનનાજ ચરણનું ધ્યાન કરતાં મોક્ષ પામી ગયા. હે વિદુર! જેમાં ભગવાનનું વર્ણન આવેછે એવું પ્રચેતાઓ અને નારદજીના સંવાદરૂપ આખ્યાન જે તમે મને પૂછ્યું હતું તે મેં કહી સંભળાવ્યું.

શુકદેવજી પરીક્ષિત રાજાને કેહેછે.—હે રાજાઓમાં ઉત્તમ! આ પ્રમાણે સ્વાયંભુવ મનુના પુત્ર ઉત્તાનપાદ રાજાનો વંશ તમને કહી સંભળાવ્યો. હવે પ્રિયવ્રત રાજાનો વંશ પણ સાંભળો, કે જે પ્રિયવ્રત રાજા નારદજીપાસેથી બ્રહ્મવિદ્યા પામી, પછી પૃથ્વીનું રાજ્ય કરી અને અંતે એ પૃથ્વી દીકરાઓને વેહેંચી આપી ઈશ્વિરનું પદ પામ્યા છે. મૈત્રેય મુનિએ કહેલી આ ભગવાનના ચરિત્રની પવિત્ર કથા સાંભળી ભક્તિની વૃદ્ધિ થતાં આંસુનાં ટીપાંઓથી આકુલ થએલા વિદુરજીએ મૈત્રેય મુનિનું ચરણ પોતાના મસ્તકમાં અને ભગવાનનું ચરણ પોતાના હૃદયમાં ધર્યું.

વિદુરજી કેહેછે.—હે મોટા યોગી મૈત્રેય મુનિ! આપે કરૂણા કરીને મને આ અજ્ઞાનનો છેડો દેખાડ્યો, કે જેથી વિરક્ત પુરૂષોથી પમાય એવા ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થયું.

શુકદેવજી કેહેછે.—અંતઃકરણમાં જેને શાંતિ મળી એવા વિદુરજી એ પ્રમાણે મૈત્રેય મુનિને પ્રણામ કરી તથા તેમની આજ્ઞા લઇ પોતાના સંબંધીઓને જોવાસારૂ હસ્તિનાપુરમાં ગયા. આ ભગવાનમાંજ મન રાખનારા રાજાઓનું ચરિત્ર જે માણસ સાંભળે તેને આયુષ્ય, ધન, કલ્યાણ, સારી ગતિ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય. ૩૧

**एतद्यः शृणुयाद्राजन् राज्ञां हर्यर्पितात्मनाम् ।**
**आयुर्द्धनं यशः स्वस्ति गतिमैश्वर्यमाप्नुयात् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

૧ રજોગુણથી જગતની સૃષ્ટિ થાયછે. ૨ તમોગુણથી જગતનો પ્રલય થાયછે. ૩ સત્વગુણથી જગતની સ્થિતિ રહેછે.

श्रीमद्-

# भागवतभाषांतर

## पंचमस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



चि.मे.मुं.

पंचमस्कंध जडभरत अने रहुगण

श्रीमद्-

# भागवतभाषांतर.

## पंचमस्कंध.

॥ राजोवाच ॥ *

**प्रियव्रतो भागवत आत्मारामः कथं मुने ।**
**गृहेरमत यन्मूलः कर्मबंधः पराभवः ॥१॥**

પરીક્ષિત રાજા પૂછેછે.– હે મુનિ! ભગવાનના ભક્ત હોવાથી આત્મામાંજ રમનાર પ્રિયવ્રત રાજા ઘરમાં કેમ રમ્યા, કે જે ઘરનેલીધેજ કર્મનાં બંધન અને સ્વરૂપની ભૂલ થાયછે. પ્રિયવ્રત રાજા જેવા વૈરાગ્યવાન્ પુરૂષોને ઘરમાં આસક્તિ થવી ઘટતી નથી; કેમ કે ભગવાનનાં ચરણની છાયાથી શાંત ચિત્તવાળા મહાત્મા પુરૂષોની બુદ્ધિમાં કુટુંબની ઇચ્છા થવીજ ન જોઇએ. હે મહારાજ! સ્ત્રી, ઘર અને પુત્ર વગેરેમાં આસક્ત થએલા પ્રિયવ્રત રાજાને વળી ભગવાનમાં અખંડિત પ્રેમ રહ્યો અને મુક્તિ થઈ! એ વાતમાં મને મોટો સંશય ઉપજેછે.

શુકદેવજી કેહેછે.– ખરી વાત છે; પણ એ પ્રિયવ્રત રાજાને ઘરવગેરેમાં આસક્તિ થઇજ ન હતી; કેમકે ભગવાનના ચરણારવિંદના રસમાં મનને લગાવી રાખનારા મહાત્મા પુરૂષોને વચમાં કોઈ વિઘ્ન આવી પડે તો પણ તેઓ પોતાના કલ્યાણરૂપ ભગવત્કથાના માર્ગને ઘણુંકરી છોડી દેતા નથી. એ મોટા વૈષ્ણવ રાજકુમાર પ્રિયવ્રત, કે જેણે એકાગ્રચિત્તથી પોતાની સઘળી ઇંદ્રિયોની ક્રિયાઓને ભગવાનમાંજ અર્પણ કરી દીધી હતી, તેમને નારદજીના ચરણની સેવાથી જ્યારે અપરોક્ષ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે બીજું બધું છોડી દઇ બ્રહ્મવિચાર કરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. એ સમયમાં તેમના પિતા સ્વાયંભુવમનુએ, રાજ્યકર્ત્તાને જોઈએ તેટલા ઉત્તમ ગુણો સઘળા તેમનામાં છે એમ ધારી, રાજ્ય કરવાનેસારૂ તેમને આજ્ઞા કરતાં, જો કે પિતાની આજ્ઞાનો ભંગ ન કરવો જોઇએ તોપણ રાજ્યાધિકારમાં ખોટા પ્રપંચથી સ્વરૂપની ભૂલ થઈજશે એમ ધારી, તેમણે રાજ્ય કરવાનો સ્વીકાર કર્યો નહિ. પછી આદિદેવ બ્રહ્મા, કે જે જગતની સૃષ્ટિનો વધારો કરવાની ધારણાનેલીધે સઘળા જગતના અભિપ્રાયોને જાણેછે તે પોતે, સઘળા વેદ અને મરીચિ વગેરે પોતાના ગણોનીસાથે સત્યલોકમાંથી તે તરફ આવ્યા. ચંદ્રમાની પેઠે શોભતા બ્રહ્મા આકાશમાં ચાલ્યા આવતા હતા ત્યાં ચારેકોર વિમાનમાં બેસી ફરતા દેવતાઓ તેમની પૂજા કરતા હતા અને માર્ગમાં ટોળે ટોળાં સિદ્ધ,ગંધર્વ, સાધ્ય, ચારણ અને મુનિઓ સ્તુતિ કરતા હતા. ગંધમાદન પર્વતની ગુફા, કે જેમાં નારદજી, સ્વાયંભુવમનુ અને પ્રિયવ્રત બેઠા હતા તેમાં અજવાળું કરી દેતા બ્રહ્માને નારદજી દૂરથીજ, હંસના વાહનઉપરથી, પોતાના પિતા છે એમ ઓળખી તુરતજ સ્વાયંભુવ અને પ્રિયવ્રતની સાથે હાથ જોડી ઉભા

* આ પેહેલા અધ્યાયમાં પ્રિયવ્રત રાજાએ જ્ઞાની થઇને રાજ્યકર્યું અને પાછી જ્ઞાનમાં નિષ્ઠા કરી, એ અદ્ભુત કથા કેહેવાશે.

થયા અને પૂજન કર્યા પછી સ્તુતિ કરી. હે પરીક્ષિત રાજા! નારદજીએ પૂજન કર્યા પછી તથા અનેક ગુણ, અવતાર અને ઉત્કર્ષોની સ્તુતિ કર્યા પછી દયા સહિત હસીને જોતા બ્રહ્માએ પ્રિયવ્રતને (નીચે પ્રમાણે) કહ્યું.

બ્રહ્મા કહેછે.— હે બાપ! આ વાત સાંભળ. હું સાચું કહુંછું. માપમાં ન આવે એવા દેવ પરમેશ્વર[1], કે જેમની આજ્ઞાને અમે, સદાશિવ, આ તારો બાપ અને નારદજી પણ પરતંત્રપણાથી માથે ચડાવીએ છીએ; એ ઇશ્વરે જે ધાર્યું છે તેને તપથી, વિદ્યાથી, યોગના જોરથી, બુદ્ધિના બળથી, ધનથી, ધર્મથી, પોતાથી કે કોઇના આશ્રયથી તોડવાને કોઇ પણ પ્રાણી સમર્થ નથી. બીજા જન્મનેસારૂ, મરણનેમાટે, કર્મ કરવાનેકાજે તથા નિરંતર શોક, મોહ, ભય, સુખ અને દુઃખ ભોગવવાનેવાસ્તે ઇશ્વર જેવો આપેછે તેવોજ દેહ જીવને ધારણ કરવો પડેછે પણ તેમાં ફેરફાર કરી શકાતો નથી; માટે દેહની પ્રાપ્તિ થવામાં આપણે પરતંત્ર છિયે. કર્મ કરવામાં પણ પરતંત્ર છિયે; કેમકે આપણે સઘળા તેમની વેદવાણીરૂપ દોરીમાં ગુણ અને કર્મ ઉપરથી ઠરેલી બ્રાહ્મણાદિક જાતિઓના મજબુત અભિમાનથી બંધાઇને "નાથેલા બળદો જેમ ખેડુની મરજી પ્રમાણે કામ કરે તેમ" ઇશ્વરની મરજી પ્રમાણે કામ કરિયે છિયે. ભોગમાં પણ પરતંત્ર છિયે; કેમ કે ઇશ્વરે ગુણ અને કર્મના અનુસારથી આપણને જે દેહ આપ્યાછે તે કબુલ રાખીને તે ઉપરાંત પણ, દેખતા માણસે દોરી જવાતા આંધળાનીપેઠે સુખ અથવા દુઃખ જે ઇશ્વર આપેછે તે પણ આપણને કબુલ રાખવું પડેછે. આ સઘળું અજ્ઞાનીનેમાટેજ છે પણ બ્રહ્મવેત્તાનેમાટે નથી એમ સમજવું નહિ; કેમ કે જીવન્મુક્ત પુરૂષને પણ પ્રારબ્ધ ભોગવવાસારૂ જ્યાંસુધી પ્રારબ્ધકર્મ હોય ત્યાંસુધી દેહ ધરી રાખવો પડેછે. જેમ જાગેલામાણસને સ્વપ્નમાં દીઠેલા પદાર્થનું સ્મરણ રહે પણ તેમાં અભિમાન થાય નહિ તેમ જીવન્મુક્તને પણ માત્ર આ દેહનું સ્મરણ રહે પણ તેમાં અભિમાન બંધાય નહિ; અને એ જીવન્મુક્ત ભોગની વાસનાથી બીજો દેહ આપનારા કર્મ પણ કરે નહિ. ઘરનો ત્યાગ કરી વનમાં જવાથીજ મોક્ષ થાયછે એમ સમજવું નહિ; કેમ કે ગાફલ માણસ વનોમાં ભટક્યા કરતો હોય તોપણ તેને ઇંદ્રિયોરૂપી છ શત્રુઓ ભેળાજ હોવાથી વિષયોના સંગરૂપી ભય પ્રાપ્ત થાયછે, અને જે વિદ્વાન માણસ જિતેંદ્રિય તથા આત્મારામ બનીને ઘરમાં રેહે તેનું ગૃહસ્થાશ્રમ પણ શું ભુંડું કરેછે? (કશુંય ભુંડું કરતો નથી.) જેને, ઇંદ્રિયોરૂપી છ શત્રૂઓને જીતવાની ઇચ્છા હોય તેણે પ્રથમ ઘરમાં રહીને તે વાતનું યત્ન કરવું જોઇએ; કેમ કે કીલ્લાના આશ્રયથી જે રહ્યો હોય તે મોટા શત્રૂઓને પણ જીતી શકેછે. ઇંદ્રિયોને વિષયોમાં જતાં એકદમ રોકીએ તો તેમાં ઘણી અડચણ પડે પણ અનુક્રમથી રોકીએ તો સુગમ પડે. એ અનુક્રમથી રોકવું ઘરમાં રહીનેજ બની શકે, માટે ઘરમાં રહી ધીરે ધીરે ઇંદ્રિયોને વશ્ય કરતાં તે પરિપૂર્ણ રીતે વશ્ય થઇ જાય એટલે પછી શત્રૂએ ક્ષીણ થઇ જતાં રાજા જેમ ઇચ્છામાં આવે ત્યાં ફરે તેમ વિદ્વાન્ માણસ પણ લોકોમાં અથવા વનમાં ગમે ત્યાં વિચરે. આ ઘરરૂપી કિલ્લાનો આશ્રય કરવાનું કહ્યું તે પામર માણસોનેમાટેજ છે પણ તારેમાટે નથી; કેમ કે તું તો ભગવાનના ચરણારવિંદરૂપી કિલ્લાના આશ્રયથી ઇંદ્રિયોરૂપી છ શત્રુઓને જીતી ચુકો છો. તોપણ હમણાં

[1] સંસારમાં પ્રવૃત્તિ કરવાની મારી વાત ઉલટી માનીને મારા ઉપર દ્વેષ લાવશે એવી શંકાથી 'હું આ વાત કેહેતો નથી પણ મારા મોહોડાથી ભગવાનજ તને આજ્ઞા કરેછે' એવા ધાટથી બ્રહ્મા પ્રવૃત્તિ અને નિવૃત્તિના રહસ્યની વાત કરેછે.

ઈશ્વરે આપેલા વૈભવ ભોગવ્ય અને પછી સંગમાત્રનો ત્યાગ કરી સ્વરૂપમાં સ્થિતિ કરજે.

શુકદેવજી કહેછે.—એ પ્રમાણે ત્રૈલોક્યના ગુરૂ બ્રહ્માએ આજ્ઞા કરતાં મહા વૈષ્ણવ પ્રિયવ્રતે, પોતે બ્રહ્માથી નાહાના હોવાનેલીધે, ડોક નમાવી ઘણા માનથી તે આજ્ઞાનો સ્વીકાર કર્યો. સ્વાયંભુવમનુએ રાજી થઈને બ્રહ્માની યથાયોગ્ય પૂજા કરી. નારદજીને પોતાનો શિષ્ય જતાં પણ અવળું ન લાગ્યું અને પ્રિયવ્રતને યોગથી ભ્રષ્ટ થવામાં પણ અવળું ન લાગ્યું. પછી એવી વ્યવહારની ખટપટોથી કાયર થએલા બ્રહ્મા, જેમાં પોતાની સ્થિતિ છે અને જેને વાણી તથા મન પોહોંચી શકતાં નથી એવાં વ્યવહારરહિત બ્રહ્મસ્વરૂપનું ચિંતન કરતાં અંતર્ધાન થઇ ગયા. બ્રહ્માએ જેનો મનોરથ સિદ્ધ કરી આપ્યો એવા સ્વાયંભુવમનુ પણ નારદજીની સમ્મતિથી પોતાના પુત્ર પ્રિયવ્રતને સઘળા ભૂમંડળની રક્ષા કરવાનેસારૂ અભિષેક કરીને પછી પોતે અત્યંત દુઃખદાયી વિષયોરૂપી ઝેરના જલાશયને માર્ગે જાવાથી બંધ પડ્યા. (સંસારનાં સુખ ભોગવવાની સઘળી તૃષ્ણા મુકી દીધી.) એ પ્રમાણે ઈશ્વરેચ્છાના જોરથી સઘળાં કર્મ કરવાનો અધિકાર પ્રિયવ્રતને પ્રાપ્ત થયો અને ભગવાન્ આદિપુરૂષ, કે જેનો પ્રભાવ સઘળાં જગતના બંધનને મટાડનાર છે તેમના ચરણારવિંદના નિરંતર ધ્યાનના પ્રભાવથી, જોકે રાગદ્વેષાદિક સઘળા મનના મેલ મટી ગયા હતા તોપણ મોટાઓનું માન રાખવાનેસારૂ એ રાજા પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યા. પછી બાર્હિષ્મતી નામની વિશ્વકર્મા પ્રજાપતિની દીકરીને પરણ્યા તેમાં તેમને શીલ, ગુણ, કામ, રૂપ અને પરાક્રમથી પોતાના જેવાજ ઉત્તમ દશ દીકરા આવ્યા અને છેલ્લે ઉર્જસ્વતી નામની એક સહુ ભાઇઓથી નાહાની કન્યા પણ આવી. આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘ્રતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ એવા નામના એ દશ પુત્રો હતા, એટલે સઘળાઓનાં નામ અગ્નિનાં નામ ઉપરથીજ રાખ્યાં હતાં. એઓમાંથી કવિ, મહાવીર અને સવન એ ત્રણ તો બાલબ્રહ્મચારીજ રહ્યા હતા અને એઓને બાળક અવસ્થાથીજ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ થયો હતો તેથી તેઓ છેલ્લી વારે પરમહંસ થઈ ગયા હતા. પરમહંસપણામાં રહીને શાંતિમય થએલા એ ત્રણે મોટા ઋષિઓને, સર્વ લોકના નિવાસરૂપ અને સંસારથી બીનેલાઓના શરણરૂપ ભગવાનના ચરણારવિંદનું નિરંતર સ્મરણ રહેવાથી અખંડ ભક્તિ ઉત્પન્ન થઇ હતી અને તે ભક્તિના પ્રભાવથી શુદ્ધ થએલા અંતઃકરણમાં સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાન્ પ્રત્યક્ષ દેખાતા હતા તેથી છેલ્લી વારે તેઓ દેહાદિક ઉપાધિનો ત્યાગ કરી, તે પરમાત્મા ભગવાનસાથે એકતા પામી ગયા. પ્રિયવ્રત રાજાને બીજી સ્ત્રીમાં ઉત્તમ, તામસ અને રૈવત એવા નામના બીજા પણ ત્રણ પુત્રો થયા હતા, કે જેઓ મન્વંતરના અધિપતિઓમાં ગણાયા છે. એ પ્રમાણે પુત્રોની વ્યવસ્થા થતાં એ મોટા મનવાળા પ્રિયવ્રત રાજાએ અગીયાર અર્બુદ[1] વર્ષો સુધી પૃથ્વીનું રાજ્ય ભોગવ્યું. જેથી સઘળા પુરૂષાર્થો કોઇ ઠેકાણે અટકતા નથી, એવા બળથી પરિપૂર્ણ બાહુદંડ (હાથ) વડે દબાવેલી ધનુષની દોરીના ટંકારથીજ તેણે સઘળા અધર્મિઓનો નાશ કર્યો હતો. પોતે આત્મવેત્તા હતા તોપણ બાર્હિષ્મતી રાણીના રોજ રોજ વધતા જતા આનંદથી મળવાં, જાતિસ્વભાવથી થતાં નખરાં, લાજથી સંકોચાતાં મંદહાસ્યપૂર્વક જોવાં અને સુંદર હાંસી-ઠઠ્ઠાનાં વાક્યોથી જાણે વિવેક ભુલી જઈને મોહમાં પડી ગયા હોય એમ જણાતા હતા. મેરૂપર્વતને પ્રદક્ષિણા ફરતા સૂર્યદેવ પૃથ્વીમાં લોકાલોક પર્વતસુધી અજવાળું કરેછે પણ તેમાં વારાફરતી અરધામાં

૧ દશ કરોડનું એક અર્બુદ ગણાયછે.

અંધારૂં રેહેછે એ વાત પોતાને નહિ ગમતાં ભગવાનની ઉપાસનાનેલીધે સર્વ લોકોથી વધતા પ્રભાવવાળા એ પ્રિયવ્રત રાજા રાતને પણ દિવસ બનાવી દેવાના વિચારથી સૂર્યના રથસરખા વેગવાળા તેજોમય રથમાં બેશી સૂર્યની પછવાડે બીજા સૂર્યનીપેઠે પૃથ્વીમાં સાત વાર ફર્યા હતા. તેમના રથનાં પઇડાંની ધારથી જે ખાડા પડ્યા તે સાત સમુદ્ર થયાછે, કે જે સમુદ્રોનેલીધે પૃથ્વીમાં સાત દ્વીપ થયા છે. જંબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કરદ્વીપ એવા નામના સાત દ્વીપ છે. એ દ્વીપોમાં પેહેલા પેહેલા કરતાં પછી પછીનો દ્વીપ બમણા વિસ્તારવાળો છે. એવી રીતે દ્વીપ પછી ફરતો સમુદ્ર અને સમુદ્ર પછી ફરતો દ્વીપ એમ રચના થઈ છે. ક્ષારોદ (ખારા પાણીનો) ઇક્ષુરસોદ (શેરડીના રસનો) સુરોદ (મદિરાનો) ઘૃતોદ (ઘીનો) ક્ષીરોદ (દુધનો) દધિમંડોદ (દહીના રસનો) અને શુદ્ધોદ (મીઠાં પાણીનો) એ સાત સમુદ્ર સાત દ્વીપની ખાઇઓ જેવા છે. એઓમાં દરેકનો વિસ્તાર પોતપોતાના ઘેરાવની અંદર આવેલા દ્વીપ જેવડો છે. એ સાત દ્વીપોમાં એક એક દ્વીપ પછી એક એક સમુદ્ર એવી રીતે દ્વીપોને ચારેકોર ફરતા અને તેઓથી જુદા ભાગની પૃથ્વીમાં રચાએલા છે. જંબુદ્વીપ વગેરે એ સાત દ્વીપમાં બર્હિષ્મતીના પતિ પ્રિયવ્રત રાજાએ પોતાને અનુસરનાર આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, હિરણ્યરેતા, ઘ્રતપૃષ્ઠ, મેધાતિથિ અને વીતિહોત્ર નામના સાત પુત્રોને રાજ્ય આપ્યાં; તેમાં પેહેલા પુત્રને પેહેલા દ્વીપનું અને બીજા પુત્રને બીજા દ્વીપનું એવી રીતે અનુક્રમે આપ્યાં. ઊર્જસ્વતી નામની પોતાની દીકરી શુક્રાચાર્યને પરણાવી હતી, કે જેથી શુક્રાચાર્યને દેવયાની નામની દીકરી આવી હતી. ચાંડાલ પણ જેનું નામ એક વાર લે તો સંસારના બંધનમાંથી તરત છુટેછે, તે ભગવાનની ચરણરજના સેવનથી ઇંદ્રિયોને અને ભૂખ-તરસ વગેરેને જીતી લેનારા ભગવદ્ભક્તો આવો પુરૂષાર્થ કરે તેમાં આશ્ચર્ય નહિ સમજવું. એ પ્રમાણે અપાર બળ અને પરાક્રમવાળા પ્રિયવ્રત રાજા એક દિવસે, નારદજીના ચરણની સેવા કરતાં વચમાં આવી પડેલા રાજ્યાદિક પ્રપંચના સંબંધથી પોતાને જાણે દુઃખ આવી પડ્યું હોય એમ માની, વૈરાગ્ય આવવાનેલીધે મનમાં વિચાર કરવા લાગ્યા કે "અહો !! મે ભુંડું કર્યું, કે જેથી ઇંદ્રિયોએ મને અજ્ઞાનથી બનેલા વિષમ વિષયોરૂપી ઊંડી ખાડમાં નાંખી દીધોછે. હવે વિષયો ભોગવવાથી બસ છે, બસ છે. હું કે જે આ સ્ત્રીની પાસે રમુંડાના વાનરા જેવો થઈ રહ્યો છું તેને ધિક્કાર છે, ધિક્કાર છે." એ પ્રમાણે અફસોસ કરી, પ્રભુની કૃપાથી પ્રાપ્ત થએલા વિવેકનેલીધે, આ પૃથ્વીનું રાજ્ય પોતાના પુત્રોને ભાગપ્રમાણે વેહેંચી આપ્યા પછી, ભગવલ્લીલાના ધ્યાનના પ્રભાવથી હૃદયમાં ઉત્પન્ન થએલા વૈરાગ્યનેલીધે, બર્હિષ્મતી રાણી અને મોટી સમૃદ્ધિ, કે જેઓનાં સુખ ભોગવી લીધાં હતાં, તેઓને મુવેલા શરીરની પેઠે તજી દઈ, પ્રિયવ્રત રાજા પાછા નારદજીએ કહેલા માર્ગનેજ અનુસર્યા. (સંસારનો ત્યાગ કરી વનમાં ગયા.) એ પ્રિયવ્રત રાજાની કીર્ત્તિના શ્લોક ઘણા કાળથી જગતમાં બોલાય છે તેઓમાં એવું કહ્યુંછે કે વૈષ્ણવો ઉપર પ્રીતિ રાખતા પ્રિયવ્રત રાજાએ જેવું કામ કર્યું તેવું કામ ઇશ્વર વિના બીજા કોણથી બની શકે? કે જે પ્રિયવ્રતે જગતમાંથી અંધારૂં મટાડતાં પઇડાની ધારના ખાડાઓથી સાત સમુદ્ર બનાવી દીધા, દ્વીપોની રચનાથી પૃથ્વીની વ્યવસ્થા કરી, લોકોમાં તકરાર નહિ ઊઠવાનેસારૂ સઘળા દ્વીપોમાં વિભાગ પ્રમાણે નદીઓ, પર્વતો અને વન વગેરેથી સીમાડા કરી આપ્યા અને પોતાનાં સત્કર્મથી મળેલાં પાતાલ, સ્વર્ગ તથા મનુષ્યલોકોનાં સુખોને છેલ્લીવારે નરકસમાન ગણ્યાં. ૪૧

भौमं दिव्यं मानुषं च महित्वं कर्मयोगजम् ॥
यश्चक्रे निरयौपम्यं पुरुषानुजनप्रियः॥४१॥
इति श्रीमन् મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ થયો.

---

॥ श्रीशुक उवाच ॥*

एवं पितरि संप्रवृत्ते तदनुशासने वर्तमान आग्नीध्रो जंबूद्वीपौकसः प्रजा औरसवद्धर्मावेक्षमाणः पर्यगोपायत् ॥ १ ॥

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે પ્રિયવ્રત રાજા વનમાં જતાં તેમની શીખામણ પ્રમાણે ચાલતો તેમનો મોટો પુત્ર આગ્નીધ્ર રાજા ધર્મઉપર લક્ષ્ય રાખીને જંબુદ્વીપમાં રેહેનારી પ્રજાને ઔરસ ( પરણેલી પોતાની જાતની સ્ત્રીમાં પોતાથી ઉત્પન્ન થએલા ) પુત્રનીપેઠે પાળવા લાગ્યો. એ આગ્નીધ્ર રાજા, કોઈ દિવસે પોતાને પુત્રની ઇચ્છા થતાં, દેવતાઓની સ્ત્રીઓને વિહાર કરવાના મંદરાચલની ગુહામાં જઇ, પૂજનની સર્વ સામગ્રી એકઠી કરી એકાગ્રચિત્તથી પ્રજાપતિઓના પતિ બ્રહ્માનું તપશ્ચર્યાપૂર્વક આરાધન કરવા લાગ્યો. એ વાત જાણી આદિપુરૂષ બ્રહ્માએ પોતાની સભામાં ગાયન કરતી પૂર્વચિત્તિ નામની અપ્સરાને સંભોગનેસારૂ તેનીપાસે મોકલી. એ અપ્સરા આગ્નીધ્ર રાજાના આશ્રમના બગીચામાં ચારેકોર ફરવા લાગી. એ બગીચો અત્યંત રમણીય હતો. અનેક પ્રકારનાં ઘાટાં વૃક્ષોની અનેક શાખાઓસાથે લાગેલી સોનેરી વેલ્યોઉપર બેઠેલાં તે સ્થલનાં પક્ષીઓનાં જોડાંઓ જુદા જુદા સ્વર કાહાડતાં હતાં; તેથી જાગી જઇને જલકુકડી, કારંડવ અને કલહંસ વગેરે જલનાં પક્ષીઓએ પણ કમળની ખાણ જેવા નિર્મલ જલાશયોમાં ભારે ધૂન મચાવી મુકી હતી. સારી રીતે ચાલવામાં પગલાં મુકવાનાં નખરાં કરતી એ પૂર્વચિત્તિ અપ્સરાનાં ખણખણ થતાં ઝાંઝરનો શબ્દ સાંભળીને એ રાજકુમાર આગ્નીધ્રે સમાધિથી મીચેલાં પોતાનાં નેત્રકમળ ઉઘાડી જરાક જોયું, ત્યાં એ અપ્સરા નજદીકમાંજ ભ્રમરની સ્ત્રીનીપેઠે ફુલ સુંઘતી આવતી હતી. તેની ચાલ, વિહાર, નમ્રતાપૂર્વક જોવાં, સારા સ્વરથી નીકળતા અક્ષરો અને શરીરના અવયવો દેવતાઓ અને મનુષ્યોનાં મન તથા નેત્રને આનંદ આપે એવાં હતાં; તેથી એ અપ્સરા માણસોના મનમાં જલદી કામદેવ ઉત્પન્ન કરી દેતી હતી. મુખમાંથી અમૃત જેવું મીઠું અને મદિરાનીપેઠે મદ આપનારૂં ભાષણ નીકળતાં તે સમયના શ્વાસની સુગંધી લેવાથી મદાંધ થએલા ભ્રમરો ચારેકોર આડા આવતા હતા તેઓની બીકથી જલદી જલદી પગલાં માંડતાં તેના સ્તનરૂપી કળશ, કેશપાશ અને કટિમેખલા અત્યંત મનોહર રીતે હલતાં હતાં. એ અપ્સરાને જોતાંજ તેનાં જોવાએ જેને અવકાશ આપ્યો એવા કામદેવને વશ થઇ ગયેલો આગ્નીધ્ર રાજા જડની[1] પેઠે નીચે પ્રમાણે બોલ્યો. હે મુનિઓમાં ઉત્તમ ! તું કોણ છે? આ પર્વતમાં તું શું કરવા ધારેછે? તું પરમદેવ ભગવાનની કોઈ માયા જણાયછે. હે મિત્ર ! તેં[2] આ દોરી વગરનાં બે ધનુષ રાખ્યાંછે તે પોતાનાં કામનેસારૂ રાખેલાં છે કે વનમાં અમારા જેવા ગાફલ હરણોને વશ કરવા રાખ્યાંછે? કમળરૂપી[3] (નેત્રરૂપી) પીછાંવાળા, વિલાસથી સુંદર, પુંખ[4] વિના પણ

* આ બીજા અધ્યાયમાં સ્ત્રી લંપટ પુરૂષોને સારૂ લાગે એવું આગ્નીધ્રનું ચરિત્ર કેહેવાશે, કે જે આગ્નીધ્રે પૂર્વચિત્તિ અપ્સરામાં નાભિવગેરે નવ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા.

૧ વખતપર તે કોઇ સતી સ્ત્રી હોય તોપણ તે પોતાને ઘેલો જાણી ક્રોધ ન કરે એટલાસારૂ જાણીજોઇને ઘેલાની પેઠે બોલેછે. ૨ એ અપ્સરાની બે ભ્રમર જોઇને કહેછે. ૩ કટાક્ષ જોઇને કેહેછે. ૪ નેત્રને પીછાંરૂપ ઠરાવ્યાં તેથી તે પક્ષીનો પુંખનો ભાગ નહિ રેહેવાથી પુંખવિના પણ શોભતાં એમ કહ્યુંછે.

શોભતાં અને અત્યંત તીખી અણીવાળાં આ આપનાં બે બાણ છે તેઓને વનમાં ફરીને કોનાઉપર ફેંકવા ધારો છો? અમને ખબર પડતી નથી માટે બીકથી માગી લઇએ છિયે કે જડબુદ્ધિવાળા અમોને બચાવજો. (આ ભયંકર માર મારશો નહિ.) આ[1] આપના શિષ્યો ચારેકોર ભણ્યા કરેછે અને રહસ્ય સહિત સામવેદના મંત્રોથી નિરંતર પરમેશ્વરને ગાયા કરેછે. ઋષિઓ જેમ વેદની શાખાઓનું સેવન કરે તેમ આ આપના સઘળા શિષ્યો આપની શિખામાંથી પડતી ફૂલની વૃષ્ટિઓનું સેવન કરેછે. હે મહારાજ! આપે[2] ચરણમાં જે પાંજરાં ધર્યાં છે તેમાંથી તેતરનો ચોખો અવાજ નીકળેછે તે અમે સાંભળીએ છિયે પણ બોલનારાં તેતર પક્ષી જોવામાં આવતાં નથી. આ[3] સુંદર નિતંબ (કટિપશ્ચાત્‌ભાગ) ના મંડલમાં કદંબના ફૂલ જેવી કાંતિ તમને ક્યાંથી મળી છે? કે જે કાંતિ ઉપર બળતા[4] ઊબાડીઆએ આંટો લીધોછે. તમારૂં વલ્કલ વસ્ત્ર[5] ક્યાં છે? હે બ્રાહ્મણ તમારાં[6] આ સુંદર બે શીંગડામાં શું ભર્યું છે, કે જે શીંગડાઓને તમે કેડમાં પાતળા છતાં પણ ઘણા શ્રમથી ધરી રહ્યાછો. આ તમારાં શીંગડાઓમાં મારી નજર ખુંચી રહી છે અને તમે પણ તેને ઉપાડી રહ્યોછો તેથી ધારૂંછું કે તેઓમાં કાંઇક મજાની મજાની વસ્તુ ભરીછે. આ શીંગડાંઓ[7] ઉપર આવો રાતો અને સુગંધી ગારો ક્યાંથી ચોટયો? કે જે ગારાથી મારા આશ્રમને તમે સુગંધી કરી મેલ્યોછે. હે પ્રિયમિત્ર! તમારો લોક મને દેખાડો કે જ્યાંના રેહેવાશીઓને છાતીઉપર આવા અપૂર્વ અને અમજેવાના મનને લલચાવનારા અવયવો થતા હોય અને મોહોડામાં રસ, વિલાસ અને અમૃત વગેરે[1] ઘણી અદ્‌ભુત ચીજો થતી હોય!! હે મિત્ર! તમે શો[2] આહાર કરીને રહોછો? કે જેનું ભક્ષણ કરવાથી આ હવિષ્ય જેવી સુગંધી આવેછે. વિષ્ણુના અંશરૂપ જણાઓ છો; કેમકે તમારા કાનમાં ચળકતાં[3] અને આંખ્યો નહિ વીંચનારાં બે માછલાં છે. તમારૂં મોહોડું તળાવ જેવું છે; કેમકે તેમાં બે માછલાં[4] ઉછળ્યા કરેછે, પક્ષીઓની[5] પંક્તિ શોભી રહીછે અને આસપાસ ભ્રમરાઓ[6] ફેલાઇ રહ્યાછે. તમે હસ્તકમળથી પછાડેલો અને ચારેકોર જતો રેહેતો આ દડો, હું, કે જેનું ચિત્ત ભ્રમિત થઈ ગયુંછે, તેની આંખ્યોને ચંચલ કરી નાખેછે. આ તમારી વાંકી જટા[7] છુટી ગઇ છે તેની કેમ સંભાળ કરતા નથી અને આ લંપટ તથા ધૂતારો પવન તમારૂં લુગડું કાહાડી જાયછે તેની તમને ખબર નથી કે શું? હે તપોધન! તપસ્વીઓના તપનો નાશ કરનારૂં આવું રૂપ કયું તપ કરીને તમે મેળવ્યું છે? હે મિત્ર! તમારે હવેથી મારીસાથે રહીને તપ કરવું જોઈએ. સંસારનો વિસ્તાર કરનાર બ્રહ્માએ કૃપા કરીને તમને મારી સ્ત્રી બનાવવાનેસારૂ મોકલ્યા છે કે શું? બ્રહ્માએ ભેજીદીધેલા તમે, જેમાં મારૂં મન તથા આંખ્ય ચોંટી રહ્યાંછે તે ખસી શકતાંજ નથી, તેને હવે હું છોડનાર નથી. હે સુંદર શીગડાંવાળી! હું, કે જે તને આધીન છું તેને જ્યાં તારી મરજી હોય ત્યાં લઈ જા. આ બાબ-

૧ અપ્સરાના શરીરની સુગંધીના લોભથી પછવાડે આવતા ભ્રમરાઓને જોઇને કહેછે. ૨ ઝાંઝરનો શબ્દ સાંભળીને કેહેછે. ૩ તેણે પેહેરેલા પીળા વસ્ત્રો નિતંબ કલ્પીને કેહેછે. ૪ સોનાની કટિમેખળા જોઇને કેહેછે. ૫ વસ્ત્રમાં નિતંબની કાંતિની કલ્પના કરી જાણે વસ્ત્રને નજ દેખતા હોય એવી ઢબથી પૂછેછે. ૬ સ્તન જોઇને કેહેછે. ૭ સ્તનઉપર ચોપડેલું કેસર જોઇને કેહેછે.

૧ મંદહાસ્ય અને પરિહાસ વાક્ય ઇત્યાદિ. ૨ ચાવેલું પાન જોઇને કેહેછે. ૩ કુંડળમાં માછલાંની અને તેમાંના રત્નોમાં માછલાંની આંખ્યોની કલ્પના કરીને કેહેછે. ૪ નેત્ર. ૫ દાંતની પંક્તિ. ૬ કેશનો સમૂહ. ૭ કેશપાશ.

તમાં તારી સખીઓ પણ મને અનુકૂલ રેહેજો અને મૃગલીઓ[1] જાતાં જમણી તરફ ઉતરજો.

શુકદેવજી કેહેછે.–એ પ્રમાણે સ્ત્રીઓને અનુસરવામાં ચતુર અને પંડિત સરખી બુદ્ધિવાળા આગ્નીધ્ર રાજાએ વિષયી પુરૂષોમાં ચતુરાઈ ભરેલી ગણાય એવી બોલવાની છબથી તે અપ્સરાને ઘણું માન આપ્યું. એ આગ્નીધ્ર રાજાની બુદ્ધિ, શીલ, રૂપ, જુવાની, લક્ષ્મી અને ઉદારતાથી જેનું મન હરાયું હતું એવી તે અપ્સરાએ પણ તે જંબૂદ્વીપના રાજાના ઘરમાં રહી તેનીસાથે હજારો વર્ષસુધી પૃથ્વીના અને સ્વર્ગના વૈભવો ભોગવ્યા. એ અપ્સરામાં તે આગ્નીધ્ર રાજાને નાભિ, કિંપુરૂષ, હરિવર્ષ, ઇલાવૃત, રમ્યક, હિરણ્મય, કુરૂ, ભદ્રાશ્વ અને કેતુમાલ નામના નવ પુત્રો આવ્યા. એ પૂર્વચિત્તિ અપ્સરા, એક વર્ષે એક દીકરો એમ નવ વર્ષે નવ દીકરા જણી અને તેઓને રાજાના ઘરમાંજ મૂકી પાછી બ્રહ્માપાસે ગઇ. આગ્નીધ્ર રાજાના એ નવ પુત્રો પોતાની માના અનુગ્રહનેલીધે સ્વભાવથીજ બળવાન્ અને દૃઢ અંગવાળા હતા. તેઓને તેઓના પિતાએ જંબૂદ્વીપના નવ ખંડ પાડી પ્રત્યેકને એક એક ખંડ વેહેંચી આપતાં તેઓ વિભાગપ્રમાણે પોતપોતાના ખંડમાં રાજ્ય કરવા લાગ્યા, અને તે નવ જણાનાં જે નામ છે તે નામોથીજ તે નવ ખંડો ઓળખાવા લાગ્યા. કામભોગથી તૃપ્તિ નહિ પામતો અને દિવસે દિવસે તે અપ્સરાનેજ અધિક કરી માનતો આગ્નીધ્ર રાજા વેદોક્ત કર્મ કરીને તે અપ્સરાના લોકનેજ પામ્યો, કે જે લોકમાં પિતૃઓ આનંદ કરેછે. આગ્નીધ્ર મરણ પામ્યા પછી તેના નવ પુત્રો મેરૂદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા અને દેવવીતિ નામની મેરૂ પર્વતની નવ દીકરીઓને પરણ્યા.

**संपरेते पितरि नवभ्रातरो मेरुदुहितॄर्मेरुदेवीं प्रतिरूपामुग्रदंष्ट्रीं लतां रम्यां श्यामां नारीं भद्रां देववीतिमिति संज्ञा नवोदवहन् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**नाभिरपत्यकामोऽप्रजया मेरुदेव्या भगवंतं यज्ञपुरुषमवहितात्माऽयजत ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.–નાભિ રાજાએ પ્રજારહિત મેરૂદેવી રાણીની સાથે અંતઃકરણ સાવધાન રાખી સંતાનની ઇચ્છાથી, જેમાં ભગવાનનું પૂજન થાય એવા યજ્ઞનો આરંભ કર્યો. એ રાજા શ્રદ્ધાપૂર્વક શુદ્ધભાવથી યજ્ઞ કરતાં અને તેમાં પ્રવર્ગ્ય નામનાં કર્મો ચાલુ થતાં, જોકે દ્રવ્ય, દેશ, કાળ, મંત્ર, ઋત્વિજ અને દક્ષિણારૂપ ઉપાયોની સારી સંપત્તિ છતાં પણ ભગવાન્ ન મળે એવા છે, તોપણ કૃપાળુપણાનેલીધે પોતાના ભક્તોના મનોરથ પૂરા કરવાની ઇચ્છાથી હૃદય ખેંચાતાં, તેમણે સ્વતંત્ર, સુખકારી અને મન તથા નેત્રને આનંદ આપનારા અવયવોથી રમણીય સ્વરૂપનું દર્શન દીધું. એ પુરૂષોત્તમ સ્વરૂપમાં ભુજાઓ આઠ હતી. કાંતિ સોના જેવી હતી. પીળાં રેશમી વસ્ત્ર ધર્યાં હતાં. વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું ચિન્હ શોભતું હતું. શંખ, કમળ, વનમાળા, ચક્ર, કૌસ્તુભમણિ અને ગદા વગેરે પ્રકાશી રહ્યાં હતાં. ચળકતા મણિઓવાળાં મુકુટ, કુંડલ, કડાં, કટિમેખળા, હાર, બાજુબંધ અને ઝાંઝર વ-

---

1 પ્રવાસમાં જાતાં, મૃગો જમણી તરફ ઉતરે એ સારાં શકુન ગણાયછે.

* આ ત્રીજા અધ્યાયમાં નાભિરાજાનું પરમ મંગલરૂપ ચરિત્ર કેહેવાશે, કે જેના યજ્ઞમાં પ્રત્યક્ષ દેખાએલા ભગવાન તેને ઘેર પુત્રરૂપે અવતર્યા અને ત્યાં 'ઋષભ' એવું નામ પડચું.

ગેરે આભૂષણોથી ભારે શોભા દેખાતી હતી. એ સ્વરૂપને જોઈ, નિર્ધન પુરૂષો જેમ ભંડાર મળવાથી રાજી થાય તેમ રાજી થએલા યજમાન, ઋત્વિજ અને સભાસદોએ ઘણા માનથી પોતાનાં મસ્તક નમાવી તેમની પૂજા કરી અને સ્તુતિ કરી.

ઋષિઓ સ્તુતિ કરેછે.–હે પૂજ્ય! આપ પરિપૂર્ણ છો તોપણ અમે કે જેઓ આપના દાસ છિયે, તેઓ મહાત્મા પુરૂષોની શીખામણપ્રમાણે આપનું વારંવાર નમસ્કાર કરવારૂપીજ પૂજન કરિએ છિયે, તે આપે સ્વીકારવું જોઇએ. બાકી આપના બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ તો, સંસારમાં લાગી રેહેવાનેલીધે અશક્ત બનેલા, ક્યા પુરૂષથી થઈ શકે? કેમકે આપ પ્રકૃતિ અને પુરૂષના પણ કારણરૂપ છો; અને નામ, રૂપ તથા આકાર, કે જે નિરૂપણ કરવાનાં સાધન છે, તે સઘળાં પ્રકૃતિ-પુરૂષની સૃષ્ટિમાં પછીથી બનેલાં છે. માત્ર એટલુંજ બની શકે કે સર્વ જીવનાં દુઃખ મટાડનાર, સુખરૂપ અને ઉત્તમ આપના અનેક ગુણોમાંથી એકાદનું વર્ણન થઈ શકે. એથી વધારે કશું પણ બની શકે નહિ. હે પરમેશ્વર! આપને જોકે વાણી કે મન પોહોંચી શકતાં નથી તોપણ ભક્તો તમને સેહેજ રાજી કરી શકેછે; કેમ કે ભક્તલોકો સ્નેહથી ગદ્ગદ અક્ષરવાળી સ્તુતિ કરે અને જળ, શુદ્ધપલ્લવ, તુલસી તથા દૂર્વાના અંકુરથી પૂજા કરે તોપણ આપ પ્રસન્ન થાઓછો. બીજી રીતે વિચારીએ તો આ ઘણાં અંગ અને સરસામાનથી ભરપૂર યજ્ઞ પણ આપનેસારૂ કોઇ પ્રકારે પૂરતો નથી. આપ, કે જે પોતાથીજ સઘળા ઉત્કૃષ્ટ પુરૂષાર્થરૂપ હોવાનેલીધે પરમાનંદસ્વરૂપ છો, તેને યજ્ઞથી કશો લાભ નથી; તોપણ અમજેવા સકામ લોકોને આપનું માત્ર આરાધન કરવામાં, એ, કામે લાગવો જોઇએ, એમ માનિયે છિયે. હે મહાપુરૂષ! મૂર્ખ અને પોતાનું ખરૂં કલ્યાણ નહિ જાણનારા અમલોકોને, મોક્ષરૂપ પોતાનું સ્વરૂપ અને હમણાં અમને જેની ઇચ્છા છે તે પણ આપવાસારૂ, જોકે આપ પૂજાના લાલચુ નથી તોપણ લાલચુનીપેઠે, અહીં દેખાયા છો તે કેવળ આ આરાધનથી હોવું જોઇએ. હે મહારાજ! જોકે આપ વરદાન દેવાસારૂ પ્રકટ થયા છો, તોપણ અમે તો એમજ માનિયે છિયે કે, આ નાભિરાજાના યજ્ઞમાં આપે અમો ભક્તલોકોને દર્શન દીધું એ વરદાનજ મળી ચુક્યું. વૈરાગ્યથી પ્રકટેલા જ્ઞાનરૂપ અગ્નિથી જેઓના સઘળા મેલ બળી ગયાછે એવા અને તમારા જેવાજ સ્વભાવવાળા આત્મારામ મુનિઓને પણ તમારા મહામંગલરૂપ ગુણોનું વર્ણન મળેછે, પણ આપનું પ્રત્યક્ષ દર્શન મળતું નથી, કે જેથી એ લોકો તમારી કથાનોજ અભ્યાસ કર્યા કરેછે. અમે તો, જોકે દર્શનથીજ કૃતાર્થ થયા છિયે તોપણ, એક વરદાન માગીએ છિયે કે, જ્યારે અમો ઠેશ, છીંક, પડીજવું, બગાસું અને બીજી ખરાબ સ્થિતિઓ વગેરેમાં અને તાવ તથા મરણની દશામાં પણ પરવશ હોવાનેલીધે તમારૂં સ્મરણ કરવાને અશક્ત હોઇએ ત્યારે પણ સર્વ પાપોને મટાડનાર અને અનેક પ્રકારના ગુણોઉપરથી થએલાં આપનાં નામ અમારી વાણીમાં આવજો. એક બીજું પણ માગવાનું છે તે એ કે, પુત્ર ઉત્પન્ન થવામાંજ પુરૂષાર્થ માનનાર આ નાભિરાજા, આપસરખા પુત્રની ઇચ્છાથી, આપ કે જે આ લોકમાંના સર્વ સુખોના અને સ્વર્ગ તથા મોક્ષના પણ સ્વામી છો, તેમને ભજેછે; તે, જોકે નિર્ધન માણસ ફોતરાની ઇચ્છાથી કુબેરની ભક્તિ કરે એવું છે, તોપણ તેનો એ મનોરથ પરિપૂર્ણ થવો જોઇએ. જો મહાત્મા પુરૂષોનાં ચરણ સેવ્યાં ન હોય તો, તમારી માયા કે જે કોઇ ઠેકાણે હારેલી નથી અને અજાણ્યા માર્ગવાળી છે, તેથી નહિ હારેલો અને તેનું બુદ્ધિઉપર આવરણ નહિ થતાં, જેનો સ્વભાવ વિષયોરૂપી ઝે-

રના વેગથી નથી ઘેરાયો એવો આ જગતમાં કયો પુરૂષ છે? હે મોટાં કામ કરનારા પરમેશ્વર! જોકે આ હલકા કામસારૂ આપને અહીં બોલાવેલા છે, તોપણ અમો પ્રજામાંજ પુરૂષાર્થ માનનારા તથા મંદબુદ્ધિવાળા છિયે અને આપ સર્વમાં સમતા રાખનાર છો, તેથી, અજાણ્યા લોકોના આ અપરાધની ક્ષમા કરશો.

એપ્રમાણે નાભિ રાજાએ પૂજેલા બ્રાહ્મણોએ ગદ્યોથી સ્તુતિ કરીને ચરણમાં પ્રણામ કરતાં, સર્વ દેવતાઓમાં ઉત્તમ ભગવાન્ દયાસહિત (નીચે પ્રમાણે) બોલ્યા.

ભગવાન્ કહેછે.—અહો, ઋષિયો સત્યવાણી બોલનારા તમોએ, આ રાજાને મારા જેવો પુત્ર થયાનું વરદાન માગ્યું તે સુલભ નથી; કેમ કે એક અને અદ્વિતીય હોવાથી મારા જેવો તો હુંજ છું; તોપણ ઉત્તમ બ્રાહ્મણોનું કુલ મારૂંજ મુખ છે તેથી બ્રાહ્મણોનું બોલવું ખોટું નહિ પડવું જોઇએ; એટલામાટે મારા જેવો બીજો કોઈ નહિ મળતાં હું પોતેજ થોડાક અંશથી આ રાજાને ઘેર અવતાર ધરીશ.

મેરૂદેવી સાંભળતાં, તેના પતિ નાભિરાજાને એ પ્રમાણે કહી ભગવાન્ અંતર્ધાન થઇ ગયા. પછી હે પરીક્ષિત રાજા! તે યજ્ઞમાં મોટા ઋષિઓએ પ્રસન્ન કરેલા ભગવાન્, નાભિરાજાનું પ્રિય કરવાની ઇચ્છાથી અને લોકોને નગ્ન રેહેનારા તપસ્વીઓ, જ્ઞાની લોકો તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મ દેખાડવાસારૂ, મહારાણી મેરૂદેવીને પેટ શુદ્ધસત્વગુણમય મૂર્ત્તિથી અવતર્યા.

**बर्हिषि तस्मिन्नेव विष्णुदत्त भगवान् परमर्षिभिः प्रसादितो नाभेः प्रियचिकीर्षया तदवरोधायने मेरुदेव्यां धर्मान् दर्शयितुकामो वातरशनानां श्रमणानामृषीणामूर्ध्वमंथिनां शुक्लया तनुवाऽवततार॥ २१॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો.

## ॥ श्रीशुक उवाच॥ *

**अथ तमुत्पत्त्यैवाभिव्यज्यमानभगवल्लक्षणं साम्योपशमवैराग्यैश्वर्यमहाविभूतिभिरनुदिनमेधमानानुभावं प्रकृतयः प्रजा ब्राह्मणा देवताश्चावनितलसमवनायातितरां जगृधुः॥**

શુકદેવજી કહેછે.—એ પુત્રનો જન્મ થયો ત્યાંથીજ વજ્ર અને અંકુશ વગેરે સઘળાં ભગવાનનાં ચિન્હો તેના અવયવોમાં જોવામાં આવતાં હતાં; અને સમતા, શાંતિ, વૈરાગ્ય, ઐશ્વર્ય તથા સર્વ સંપત્તિનીસાથે તેનો પ્રભાવ રોજ રોજ વધતો આવતો હતો; તેથી "હવે એ રાજ્ય કરે તો ઠીક" એમ કારભારીઓ, પ્રજાઓ, બ્રાહ્મણો અને દેવતાઓ અત્યંત ઇચ્છવા લાગ્યા. તેનું ઉત્તમ શરીર અને કવિઓએ વખાણાતાં તેજ, બળ, લક્ષ્મી, યશ, પરાક્રમ અને ઉત્સાહ જોઇને નાભિરાજાએ તે પુત્રનું 'ઋષભ' (શ્રેષ્ઠ) એવું નામ રાખ્યું. ઇંદ્રમહારાજે તેમનાઉપર ઈર્ષ્યાથી તેમના ખંડમાં વૃષ્ટિ ન કરી; તે વાત જાણી યોગેશ્વર ભગવાન્ ઋષભદેવજીએ હસીને પોતાની યોગમાયાના પ્રભાવથી અજનાભ (પછીથી ભરતખંડ) નામના પોતાના ખંડમાં પોતેજ વૃષ્ટિ કરી. જેની બુદ્ધિ માયામાં લાગી રહી હતી એવા નાભિરાજા તો, પોતાને જેવી જોઇતી હતી તેવી સારી પ્રજા પ્રાપ્ત થવાથી, અત્યંત આનંદના બોજાથી વિન્હલ થઈ જતાં અને પોતાની ઇચ્છાથીજ મનુષ્યરૂપે અવતરેલા પુરાણપુરૂષ ભગવાનને 'હે પુત્ર' અને 'હે તાત' એવી રીતે સ્નેહસહિત લડાવતાં, પરમ સુખ પામ્યા. કારભારીઓથી તે છેક વસ્તીના લોકો સુધી સર્વેનો પ્રેમ પોતાના પુત્ર ઉપર છે એમ જાણી,

* આ ચોથા અધ્યાયમાં ઋષભદેવજીએ રાજ્ય કરયું, તેમને સો પુત્ર થયા અને તેમના રાજ્યમાં સર્વ લોકોને સંતોષરૂપી અમૃતથી પરમાનંદ મળ્યો; એ કથા કેહેવાશે.

લોકોના મતને પ્રમાણ રાખતા, એ નાભિરાજાએ ધર્મની મર્યાદાઓના રક્ષણનેમાટે તે ઋષભદેવજીને રાજ્યાભિષેક કર્યો અને તેમને બ્રાહ્મણોના હાથમાં સોંપી દીધા. પછી નાભિરાજા મેરૂદેવી રાણીની સાથે બદરિકાશ્રમમાં જઈ શુદ્ધ અને તીવ્ર તપથી તથા સમાધિથી નરનારાયણ ભગવાનની ઉપાસના કરતાં કાળેકરી જીવન્મુક્તિ પામ્યા. હે પરીક્ષિત રાજા! એ નાભિ રાજાના બે શ્લોક જગતમાં બોલાયછે તેઓમાં એમ કહ્યુંછે કે–"નાભિરાજાએ જે કામ કર્યું તે કામ બીજો કયો પુરૂષ કરી શકે? કે જે રાજાનું શુદ્ધ કર્મ જોઈ, તેને ઘેર ભગવાન્ પોતે પુત્રરૂપે અવતર્યા હતા. નાભિરાજા જેવો બ્રાહ્મણોને માન આપનાર બીજો ક્યાંથીજ હોય? કે જેના યજ્ઞમાં દક્ષિણા વગેરેથી પૂજેલા બ્રાહ્મણોએ પોતાના મંત્રબળથી ભગવાનનું દર્શન કરાવ્યું હતું." પછી પોતાના ખંડનેકર્મ કરવાનું ક્ષેત્ર સમજતા, ઋષભદેવજીએ લોકોને શીખવવા સારૂ-ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કરી દેખાડ્યો. તે પછી વરદાનરૂપ ગુરૂદક્ષિણા આપી ગુરૂઓની રજા લેતાં, લોકોને ગૃહસ્થાશ્રમના ધર્મ શીખવવાસારૂ, ઇંદ્રની કન્યા જયંતીને પરણી તેમાં પોતાના જેવાજ સો પુત્ર ઉત્પન્ન કર્યા; અને પોતે વેદમાં કહ્યાપ્રમાણે સઘળાં કર્મો પણ કર્યાં. એ સો પુત્રોમાં અવસ્થાથી અને ગુણથી પણ સહુ કરતાં મોટા ભરત નામે પુત્ર હતા, કે જેના નામ ઉપરથી આ ખંડનું 'ભરતખંડ' એવું નામ કેહેવાયછે. ભરત પછીના કુશાવર્ત્ત, ઈલાવર્ત્ત, બ્રહ્માવર્ત્ત, મલય, કેતુ, ઇંદ્રસ્પૃક્, વિદર્ભ અને કીટક એ નવ પુત્રો નેવુંથી મોટા હતા. કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન એ એકાશી ઉપરના નવ જણ (નવ યોગેશ્વર) મહા વૈષ્ણવ અને ભગવત્સંબંધી ધર્મોનો ઉપદેશ કરનારા થયા. ભગવાનના મહિમાથી વૃદ્ધિ પામેલું અને શાંતિથી ભરેલું એઓનું ચરિત્ર વસુદેવ અને નારદજીના સંવાદરૂપે આગળ (એકાદશસ્કંધમાં) કહીશું. ઉપર લખેલા ઓગણીશથી નાહાના એકાશી પુત્રો, કે જેઓ પિતાની આજ્ઞા માનનારા અને ઘણી નમ્રતાવાળા હતા, તેઓ યજ્ઞાદિક કર્મ કરનારા, શુદ્ધ અને વેદમાં નિપુણ બ્રાહ્મણો થયા. સ્વતંત્ર, સમદૃષ્ટિવાળા, શાંત અને સર્વના મિત્ર ઋષભદેવજી ભગવાન્, જોકે પોતે કેવળ આનંદના અનુભવરૂપ ઈશ્વરજ હતા અને અનેક પ્રકારના અનર્થો તો તેનાથી પોતાની મેળેજ દૂર રહેતા, તોપણ અનીશ્વરની પેઠે કર્મ કરતા હતા, તે એટલામાટે કે જે ધર્મ કાળગતિથી ઉચ્છિન્ન થઇ ગયો હતો તેનું પાલન કરીને અજ્ઞાની લોકોને તે પ્રમાણે ચાલવા શીખવવું હતું; અને ધર્મ, અર્થ, યશ, પ્રજા, ભોગ અને મોક્ષ એ સઘળાંનો સંગ્રહ ઘરમાં રહીને જે નિયમોથી કરી શકાય એવા નિયમોમાં લોકોને લાવતા હતા; કેમ કે મોટા પુરૂષો જે માર્ગે ચાલે તે માર્ગને લોકો અનુસરે એવી રીતિ છે. જોકે જેમાં સઘળા ધર્મનું નિરૂપણ કરેલું છે એવા વેદનું રહસ્ય પોતે જાણતા હતા તોપણ રાજકાર્યોમાં બ્રાહ્મણોને પૂછી, તેઓએ દેખાડેલા માર્ગપ્રમાણે સામાદિક[1] ઉપાયોથી, લોકોને પોતાની આજ્ઞામાં રાખતા હતા. એ ઋષભદેવજીએ એક એક યજ્ઞ સો સોવાર શાસ્ત્રવિધિપ્રમાણે કર્યો; અને તે સર્વ યજ્ઞોમાં દ્રવ્ય, દેશ, કાળ, અ-

૧ સામ, દાન, ભેદ અને દંડ એ ચારે એક ભણાવનારે પોતાના પુત્રઉપર વાપર્યા હતા તે નીચેના શ્લોક ઉપરથી સમઝાતાં રાજાએ પ્રજા ઉપર તેઓનો શી રીતે ઉપયોગ કરવો તે પણ જણાશે. अधीष्वपुत्रकाधीष्व मोदकं प्रददामि ते ॥ अन्यथाऽस्मै प्रदास्यामि कर्णमुत्पाटयामि ते ॥ १ ॥ હે દીકરા ભણ્ય ભણ્ય! (સામ થયું.) ભણીશ તો તને લાડુ આપીશું; (એ દાન થયું.) નહિ ભણીશ તો આ બીજા છોકરાને હું લાડુ આપી દઇશ; (એ ભેદ થયો.) તું માનતો નથી માટે તારો કાન ઉખેડી નાખુંછું. (એ દંડ થયો.)

વસ્થા, બ્રાહ્મણો અને અનેક દેવતાઓના ઉદ્દેશો જેવા જોઇએ તેવા સંપૂર્ણ હતા. આ ખંડમાં ઋષભદેવજીએ રાજ્ય કર્યું ત્યાંસુધી, જેમ આકાશનાં ફૂલ વગેરે ખોટી વસ્તુની કોઇને ઇચ્છા થતી નથી તેમ, કોઇ માણસને કોઇ રીતે પણ બીજા માણસ પાસેથી કશી વસ્તુ લેવાની ઇચ્છા થઈ નહિ; અને કોઇ પરાઈ વસ્તુ સામે કોઇએ જોયું પણ નહિ. માત્ર, પોતાના સ્વામી ઋષભદેવજી ઉપર ક્ષણે ક્ષણે સ્નેહ વધતો આવે એટલીજ સર્વ લોકોને ઇચ્છા હતી. એ ઋષભદેવજી ભગવાન્ કોઇ દિવસે ફરતા ફરતા બ્રહ્માવર્ત્ત દેશમાં પધાર્યા હતા; તે વખત મોટા મોટા બ્રહ્મર્ષિઓની સભામાં સઘળી પ્રજા સાંભળતાં પોતાના પુત્રો જોકે જિતેંદ્રિય અને વિશ્વાસ તથા નમ્રતાથી નિયમિત હતા તોપણ તેઓને શીખામણ દેવાના મિષથી સર્વ લોકોને બોધ આપવા તેમણે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું. ૧૮

**स कदाचिदटमानो भगवानृषभो ब्रह्मावर्त्तगतो ब्रह्मर्षिप्रवरसभायां प्रजानां निशामयंतीनामात्मजानवहितात्मनः प्रश्रयप्रणयभरसुयंत्रितानप्युपशिक्षयन्निति होवाच ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ ऋषभ उवाच ॥*

**नायं देहो देहभाजां नृलोके कष्टान् कामानर्हते विड्भुजां ये । तपो दिव्यं पुत्रका येन सत्त्वं शुद्ध्येद्यस्माद्ब्रह्मसौख्यं त्वनंतम्॥**

ઋષભદેવજી ભાષણ કરેછે.—દુઃખદાયી વિષયો, કે જેઓ વિષ્ટા ખાનારાં ભુંડણાઓને પણ મળેછે તે વિષય, ભોગવવા એ આ મનુષ્યદેહને યોગ્યજ નથી. હે પુત્રો! આવા મનુષ્યદેહમાં તો તપ કરવું એજ શ્રેષ્ઠ છે; કેમ કે તપથી અંતઃકરણ શુદ્ધ થાય અને અંતઃકરણ શુદ્ધ થવાથી પરબ્રહ્મસંબંધી અનંત સુખ મળે. મહાત્મા પુરૂષોની સેવા, એ મોક્ષનું દ્વાર છે અને સ્ત્રીઓના સંગીઓનો સંગ, એ નરકનું દ્વાર છે એમ કેહેવાયછે. જેઓ સમદૃષ્ટિ રાખનાર, શાંતિવાળા, ક્રોધ રહિત, સર્વના મિત્ર અને સદાચારવાળા હોય તેઓને મહાત્મા સમજવા. અથવા હું, કે જે પરમેશ્વર છું તેમાંજ સ્નેહ રાખવારૂપી પુરૂષાર્થ કરનારા; પેટ ભરવાનીજ વાતો કરનારા લોકોમાં તથા સ્ત્રી, પુત્ર, મિત્ર અને ધનવાળાં ઘરોમાં પ્રીતિ નહિ રાખનારા; અને દેહના નિર્વાહ કરતાં વધારે ઇચ્છા નહિ રાખનારા જેઓ હોય તેઓને મહાત્મા સમજવા. જ્યારે ઇંદ્રિયોને રાજી કરવાસારૂ કાંઇ પણ કર્મ કરે ત્યારે ગફલતથી પાપ થયા વગર રેહેતુંજ નથી, કે જે પાપનેલીધે ખોટો છતાં પણ ક્લેશ આપનાર આ દેહ ઉત્પન્ન થયોછે. એટલામાટે વારંવાર કર્મ કર્યા કરવાં એ વાતને હું યોગ્ય માનતો નથી. જ્યાંસુધી આત્માનું તત્ત્વ જાણવામાં ન આવે ત્યાંસુધી અજ્ઞાનથી થએલી સ્વરૂપની ભૂલ રેહેછે, અને જ્યાંસુધી ક્રિયાઓ હોય ત્યાંસુધી મન પણ કર્મમાં લાગેલું રહેછે, કે જેથી દેહરૂપી બંધન પ્રાપ્ત થાયછે. અવિદ્યાથી સ્વરૂપ ઢંકાઈ જતાં, કર્મ મનને વશ્ય કરી લેછે અને મન પુરૂષને કર્મવશ્ય કરી મેલેછે. જ્યાંસુધી હું, કે જે ઈશ્વર છું, તેમાં પ્રીતિ ન થાય ત્યાંસુધી દેહનું બંધન કદી પણ છૂટે નહિ. ઇંદ્રિયોની સઘળી ચેષ્ટા ખોટી છે અને તે પોતાની નથી એમ વિવેકી બનીને જ્યારે જાણે નહિ, ત્યારે સ્વરૂપને ભુલી જઇ અજ્ઞાન બની જતાં ઘર, કે જેમાં મૈથુનનું સુખજ મુખ્ય છે તેને પામી, તેમાં દુઃખજ ભોગવ્યા કરેછે. સ્ત્રી તથા

---

* આ પાંચમા અધ્યાયમાં ઋષભદેવજીએ મોક્ષધર્મના ઉપદેશથી પુત્રોને શીખામણ આપી અને પોતે સુખદુઃખાદિકનું સહન કરી પરમહંસ થયા; એ કથા કેહેવાશે.

પુરૂષને એક એક દેહનું અભિમાન તો પ્રત્યેકને છે; પણ તેઓ જ્યારે દંપતીભાવથી રેહેછે ત્યારે પરસ્પરના દેહનું અભિમાન થવારૂપી બીજી મજબુત હૃદયની ગાંઠ બંધાયછે, કે જે ગાંઠનેલીધે લોકોને ઘર, ખેતર, દીકરા, સગાં, સ્નેહી અને ધનમાં હું અને મારૂં એવો મોટો મોહ થાયછે. જ્યારે માણસની કર્મથી બંધાએલી મનરૂપ મજબુત ગાંઠ પોચી પડે ત્યારે તે માણસ દંપતીભાવથી નિવૃત્તિ પામેછે; અને તે પછી અહંકાર મૂકીને મોક્ષ પામેછે. એ અહંકારનો ત્યાગ કરવાનાં પચીશ સાધનો છે. ઈશ્વરની ભક્તિ, ગુરૂની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખદુ:ખાદિકને સહન કરવાં, જ્યાં જાય ત્યાં લોકોને દુ:ખ છે એવો વિચાર, જ્ઞાન મેળવવાની ઇચ્છા, તપ, સકામકર્મનો ત્યાગ, હું કે જે ઈશ્વર છું તેને અર્થે કર્મ કરવાં, નિત્ય મારી કથા સાંભળવી, મારા ગુણ ગાવા, મારા ભક્તોનો સંગ કરવો, વૈર રહિત સમતાથી ભરેલી શાંતિ, શરીર અને ઘરમાં અહંતામમતાનો ત્યાગ કરવાની ઇચ્છા, સારી રીતે વેદાંતશાસ્ત્રનો અભ્યાસ, એકાંતસ્થલનું સેવન, પ્રાણ ઇંદ્રિય અને મનને સારી રીતે જીતવાં, ઉત્તમ શ્રદ્ધા, નિરંતર બ્રહ્મચર્ય, પોતાનું કર્ત્તવ્ય હોય તેનો ત્યાગ નહિ કરવો, વૃથા વચન નહિ બોલવું, સર્વ ઠેકાણે મારી ભાવના કરવાથી દૃઢ થયેલું અનુભવપર્યંત જ્ઞાન, સમાધિ, ધીરજ, પ્રયત્ન અને વિવેક, એ પચીશ સાધનોથી ચતુર પુરૂષે અહંકારનો ત્યાગ કરવો. કર્મોને રેહેવાના સ્થાનકરૂપ અને અવિદ્યાથી પ્રાપ્ત થએલ, એ હૃદયની ગાંઠના બંધનને સાવધાનપણે એ ઉપાયોથી સારી પેઠે તોડી નાખી પછી શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે સાધનો કરવાનો પરિશ્રમ છોડી દેવો. જો મારો લોક પામવાની અથવા મારા કેવળ અનુગ્રહનીજ ઇચ્છા હોય તો બાપે દીકરાઓને, ગુરૂએ શિષ્યોને અને રાજાએ પ્રજાઓને, કોપ રહિત થઈને આવોજ ઉપદેશ કરવો જોઇએ; પણ કર્મમાંજ મૂઢ બનેલા અજ્ઞાન લોકોને કર્મમાંજ નહિ જોડવા જોઇએ. જન્મથીજ સકામ માણસોને પાછાં સકામ કર્મમાંજ જોડવાં, એ તો આંધળાને ખાડમાં નાખવા બરાબર છે; માટે તેવું કામ કરનારને ક્યા પુરૂષાર્થની પ્રાપ્તિ થાય? માણસ પોતાનું ખરૂં કલ્યાણ જોવામાં તો આંધળોજ છે; કેમકે ઘણી ઘણી તૃષ્ણાથી ધનને ઇચ્છેછે, મૂઢ બનીને એક બીજા સાથે વૈર રાખેછે અને જરાક સુખ મેળવવા જતાં અનંત દુ:ખ આવી પડેછે એ જાણતો નથી. જે સમજુ પુરૂષ પોતે એ વાત જાણનાર અને દયાળુ હોય તે તો અજ્ઞાનમાં ભટકતા એવા કુબુદ્ધિ માણસને જોઇ તેને પાછો સંસારના માર્ગમાંજ કેમ જોડે? સ્વભાવથીજ અજ્ઞાની માણસને અજ્ઞાનનો માર્ગ બતાવવો એ તો અવળે માર્ગે ચાલ્યા જતા આંધળાને 'તેજ માર્ગે ચાલ્યો જા' એમ કેહેવા બરાબર છે. સંસારમાં પડેલા પુત્રને ભક્તિમાર્ગનો ઉપદેશ આપી, તેને સંસારમાંથી મુકાવવાની જેની શક્તિ ન હોય તેણે પિતા કે માતા પણ નહિ થવું જોઇએ, એટલે તે માણસે પુત્ર ઉત્પન્ન કરવાનો યત્નજ નહિ કરવો જોઈએ; પોતાના સંબંધીને એપ્રમાણેજ છોડાવવાની જેની શક્તિ ન હોય તેણે સંબંધી નહિ થવું જોઇએ; શિષ્યને એપ્રમાણે છોડાવવાની જેની શક્તિ ન હોય તેણે ગુરૂ નહિ થવું જોઇએ; ભક્તને એ પ્રમાણે છોડાવવાની જેની શક્તિ ન હોય તેણે દેવતા બનીને તેની પાસેથી પૂજા નહિ લેવી જોઇએ; તેમજ સ્ત્રીને એ પ્રમાણે છોડાવવાની જેની શક્તિ ન હોય તેણે પતિ પણ નહિ થવું જોઇએ. આ મનુષ્ય[1] શરીર મેં મારી ઇચ્છાથીજ ધર્યું છે

૧ એ પ્રમાણે મોક્ષસંબંધી ધર્મોનો ઉપદેશ કરી પોતાના પુત્રોમાં કુસંપ અને ઈર્ષ્યા વગેરે ઉત્પન્ન ન થાય એટલામાટે મોટા ભાઈની સેવા કરવારૂપ ધર્મનો ઉપદેશ કરેછે.

અને જેમાં ધર્મ રહ્યોછે તે સત્ત્વગુણજ મારૂં તત્ત્વ છે તથા મેં અધર્મને દૂર કાહાડી મેલ્યોછે, તેથી આર્યલોકો મને 'ઋષભ' કેહેછે. હે પુત્રો! તમો પણ મારા શરીરથી પેદા થયા છો, માટે મત્સર મૂકી દઈ આ તમારા સહોદર મોટા ભાઈ ભરતનેજ અનુસરી રેહેજો. અને એપ્રમાણે રેહેશો એજ મારી સેવા અને પ્રજાનું પાલન છે એમ સમજજો. અચેતન[1] પદાર્થો કરતાં સ્થાવરો કે જેઓ ઉગેછે તેઓ શ્રેષ્ઠ છે; સ્થાવરો કરતાં પેટ ઘસડીને ચાલનારા સર્પાદિક શ્રેષ્ઠ છે; સર્પાદિકથી પશુઓ શ્રેષ્ઠ છે; પશુઓથી મનુષ્યો શ્રેષ્ઠ છે; મનુષ્યોથી ભૂતપ્રેતાદિક શ્રેષ્ઠ છે; ભૂતપ્રેતાદિકથી ગંધર્વો શ્રેષ્ઠ છે; ગંધર્વોથી સિદ્ધલોકો શ્રેષ્ઠ છે; સિદ્ધલોકોથી કિન્નર વગેરે દેવતાઓના અનુચરો શ્રેષ્ઠ છે; કિન્નર વગેરે કરતાં અસુરો શ્રેષ્ઠ છે; અસુરોથી દેવતાઓ શ્રેષ્ઠ છે; દેવતાઓમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે; ઇંદ્રથી દક્ષાદિક પ્રજાપતિઓ શ્રેષ્ઠ છે; પ્રજાપતિઓથી સદાશિવ શ્રેષ્ઠ છે; સદાશિવથી બ્રહ્મા શ્રેષ્ઠ છે; બ્રહ્માથી હું શ્રેષ્ઠ છું અને મારાથી બ્રાહ્મણો શ્રેષ્ઠ છે; કેમ કે તેઓને હું પણ પૂજુંછું. (સભામાં બેઠેલા બ્રાહ્મણો સામું જોઇને કહેછે) હે બ્રાહ્મણો! હું બ્રાહ્મણો સમાન પણ બીજા કાંઈ પ્રાણીને દેખતો નથી ત્યારે બ્રાહ્મણોથી શ્રેષ્ઠ તો કેમજ દેખું? કે જે બ્રાહ્મણોના મુખમાં શ્રદ્ધાપૂર્વક લોકોએ જે હોમેલ હોય તે પદાર્થને હું જેવો ખુશીથી સ્વીકારૂંછું તેવો અગ્નિહોત્રમાં હોમેલા પદાર્થને સ્વીકારતો નથી. જે બ્રાહ્મણો મારા પ્રાચીન દેહરૂપ વેદનું ધારણ કરેછે અને જેઓમાં પરમ પવિત્ર સત્વગુણ, શમ,[2] દમ[3] સત્ય, દયા, તપ, દુઃખનું સહન અને સ્વરૂપનો અનુભવ એ આઠ ગુણો છે તેઓથી હું કોને શ્રેષ્ઠ ગણું? હું કે જે સ્વર્ગ તથા મોક્ષનો અધિપતિ, અનંત અને કારણનું પણ કારણ છું, તેની પાસેથી પણ જેઓને કાંઈ માગવાનું નથી તે અકિંચન ભક્તલોકોને રાજ્યાદિકની તો કેમજ ઇચ્છા થાય? હે પુત્રો! સઘળાં[1] સ્થાવર-જંગમ પ્રાણીઓને મારા નિવાસરૂપ સમજી મત્સર રહિત દૃષ્ટિથી તમારે તેઓનું ક્ષણેક્ષણે સન્માન કરવું; કેમકે પ્રાણિઓનું સન્માન કરવું એ મારૂં પૂજન છે. મને[2] અર્પણ કરવું એજ મન, વચન, દૃષ્ટિ અને બીજી ઇંદ્રિયોના કામનું ફળ છે; કેમ કે સઘળા વ્યાપારો મને અર્પણ કર્યાવિના પુરૂષ મહામોહરૂપ કાળપાશ-(સંસાર) માંથી છૂટવા સમર્થ થતો નથી.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે મહાપ્રતાપી અને સર્વના પરમ મિત્ર ઋષભદેવજી ભગવાને જોકે પોતાના પુત્રો સારી રીતે કેળવાએલાજ હતા તોપણ લોકોને શીખામણ દેવાસારૂ તેઓને ઉપદેશ કરી, શાંતિવાળા અને કર્મબંધનથી રહિત થએલા મોટા મુનિઓનો ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યરૂપ પરમહંસપણાનો ધર્મ લોકોને શીખવવાના ઉદ્દેશથી પોતાનો મોટો પુત્ર ભરત કે જે મહાવૈષ્ણવ અને વૈષ્ણવોનો સેવક હતો તેનો પૃથ્વીના પાલનનેમાટે રાજ્યાભિષેક કરી તુરતજ સંસારનો ત્યાગ કર્યો. ઘરમાં જે અગ્નિહોત્ર હતું તેનો પોતામાં આરોપ કરી, (અગ્નિહોત્રના અગ્નિઓ મારા સ્વરૂપથી જુદા નથી એવા વિચારથી અગ્નિહોત્રનો ત્યાગ કરી) કેશ છૂટા મૂકી, ઉન્મત્તની પેઠે નગ્ન થઈ અને શરીરનેજ માત્ર પોતાની સાથે રાખી બ્રહ્માવર્ત્તમાંથી ચાલી નીકળ્યા. અવધૂતવેષી અને લોકોમાં જડ, અંધ, બેહેરા, પિશાચ અને ભૂતપ્રેતાદિકના જેવી વર્ત્તણુક રાખતા ઋષભદેવજી લોકો બોલાવે તોપણ નહિ બોલતાં મૌનવ્રત ધરીને ચૂપજ રેહેવા લાગ્યા. રાજધાની, માહાલ, ખાણ્યો, ખે-

---

૧ બ્રાહ્મણોની સેવા કરવી જોઇએ એવા અભિપ્રાયથી બ્રાહ્મણોની શ્રેષ્ઠતા કહી દેખાડેછે.
૨ મનનો નિગ્રહ. ૩ ઇંદ્રિયનો નિગ્રહ.

૧ એપ્રમાણે બ્રાહ્મણોનું સન્માન કરવાનું કહી હવે સર્વ જગતનું સન્માન રાખવાનું કેહેછે.
૨ સઘળાં કર્મો ઇશ્વરને અર્પણ કરવાનું કેહેછે.

રુનાં ગામો, વાડીઓ, સેનાના ઉતારા, ગાયોનાં સ્થાન, આહેરોના નેહ, પ્રવાસી લોકોના સંઘ, પર્વત, વન અને આશ્રમો વગેરેમાં, ઠેકાણે ઠેકાણે અને માર્ગે માર્ગે નીચ માણસો તે ઋષભદેવજીને બિહીવરાવવા તિરસ્કાર કરતાં હતાં, મારતાં હતાં, માથે મુતરતાં હતાં, બડખા નાખતાં હતાં, પાણા મારતાં હતાં, વિષ્ઠા નાખતાં હતાં, ધૂળ ઉડાડતાં હતાં, અધોવાયુ કરતાં હતાં અને દુર્વચન પણ બોલતાં હતાં તોપણ વનનો હાથી જેમ માખીઓને ન ગણકારે તેમ ઋષભદેવજી પણ એ કોઇને ગણકારતા ન હતા. કેમ કે આત્મા અને અનાત્માના અનુભવનેલીધે પોતે પોતાના સ્વરૂપમાંજ રેહેતા તેથી આ ખોટાં અને કેહેવા માત્રથી સાચાં દેહરૂપ ઓઠાંમાં તેમને અહંતા કે મમતા હતી નહિ અને મન અખંડિતજ રેહેતું હતું તથા પૃથ્વીમાં એકલાજ ફરતા હતા. એમના હાથ, પગ અને વક્ષઃસ્થલ બહુજ સુકોમળ હતાં; બાહુ અને ખભા મોટા હતા; ગળું તથા મુખ વગેરે અવયવોની રચના ઘણીજ સુંદર હતી; સ્વભાવથીજ મનોહર અને સ્વતઃસિદ્ધ હસવાથી મુખ અત્યંત શોભતું હતું; આંખ્યો નવાં કમલપત્ર જેવી સુંદર, રાતી, લાંબી અને ટાઢી કીકીઓ વાળી હતી; ગાલ, હાથ, કંઠ અને નાસિકા સરખાં અને સુશોભિત હતાં; અને એમનાં છાનાં હાસ્યવાળાં મુખનો મહોત્સવ જોઇને ચતુર સ્ત્રિઓના મનમાં કામદેવ ઉત્પન્ન થાય એવું હતું; તોપણ તેમના વાંકા, પીંગળા, અને જટારૂપ બનેલા કેશનો જથો આગળ લટકતો હતો અને કશી સંભાળ નહિ રેહેતાં શરીર મલિન થઇ ગયું હતું તેથી જાણે કોઇ ઝાડ વળગેલ હોય એવા દેખાતા હતા. જ્યારે એમના ધારવામાં આવ્યું કે 'જ્યાંસુધી લોકો સગડ નહિ મૂકે ત્યાંસુધી યોગ બરાબર બની શકશે નહિ, કેમ કે લોકોનો સમાગમ યોગના શત્રુરૂપ છે માટે બહુજ સુગામણા વેડા રાખિયે તો કોઈ લોકો પડખે ચડેજ નહિ' ત્યારે તેમણે અજગરવ્રત રાખ્યું, એટલે એક ઠેકાણેજ પડી રેહેવા માંડ્યું. ખાવું, પીવું, મુતરવું અને હગવું સુતાંસુતાંજ કરવા માંડ્યું અને વિષ્ઠામાં લોટી લોટીને આખું શરીર ખરડી મેલ્યું. તેમની વિષ્ઠામાંથી એવો સુગંધી પવન નીકળવા માંડ્યો કે તેથી ફરતા દશ યોજન સુધીમાં સઘળી જગા સુગંધમય થઇ રહી હતી. એ પ્રમાણે બળદ, મૃગ અને કાગડાની પેઠે ચાલતા, ઉભા થતા, બેસતા, સુતા, ખાતા, પીતા અને હગતા હતા; તથા બીજી ક્રિયાઓ પણ કાગડા, બળદ અને મૃગના જેવીજ કરતા હતા. એ ઋષભદેવજી પોતે તો મોક્ષના પતિ અને અખંડિત પરમાનંદના અનુભવરૂપ ભગવાનજ હતા, તોપણ 'લોકોની ભીડ નહિ થવાનેસારૂ યોગિયોએ આમ વર્તવું જોઇએ' એમ દેખાડવામાટે એપ્રમાણે કરતા હતા. સર્વ પ્રાણિયોના આત્મારૂપ અને પોતાનાં સ્વરૂપભૂત પરબ્રહ્મમાંજ દેહાદિકનાં અનુસંધાનરહિત એકતા પામી જવાનેલીધે પોતે સ્વતઃસિદ્ધ સમસ્ત ફળોથી પરિપૂર્ણ અને કૃતાર્થ હતા તેથી આકાશગમન, મનના સરખો શરીરનો વેગ, અંતર્ધાન થઈ જવું, પારકી કાયામાં પ્રવેશ કરવો અને દૂરના પદાર્થોને જાણી જવા વગેરે સિદ્ધિયો યદૃચ્છાથી આવી હતી તોપણ મનથી તે સિદ્ધિઓને સત્કાર કર્યો નહિ. અર્થાત્ એ સિદ્ધિઓમાં લલચાયા નહિ.

इति नानायोगचर्याचरणो भगवान् कैवल्यपतिर्ऋषभोऽविरतपरममहानंदानुभव आत्मनि सर्वेषां भूतानामात्मभूते भगवति वासुदेव एवात्मनोऽव्यवधानानंतरोदरभावेन सिद्धसमस्तार्थपरिपूर्णो योगैश्वर्याणि वैहायसमनोजवांतर्धानपरकायप्रवेशदूरग्रहणादीनि यदृच्छयोपगतानि नांजसा नृप हृदयेनाभ्यनंदत् ॥ ३५ ॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ राजोवाच ॥ *

**न नूनं भगव आत्मारामाणां योगसमीरितज्ञानावभर्जितकर्मबीजानामैश्वर्याणि पुनः क्लेशदानि भवितुमर्हंति यदृच्छयैवोपगतानि ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે.– હે મહારાજ! આત્મારામ લોકો કે જેઓનાં રાગ-દ્વેષાદિક કર્મબીજ યોગથી પ્રદીપ્ત થએલા જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયાં હોય તેઓને યદૃચ્છાથી આવેલી સિદ્ધિઓ ફરીથી અહંતા-મમતા આપનાર નહિજ હોવી જોઇએ; તે છતાં એ ઋષભદેવજીએ સિદ્ધિઓનો અનાદર શામાટે કર્યો?

શુકદેવજી કેહેછે.–હે રાજા! તમે સાચી વાત કહી; પરંતુ ખરીદદાર લોકો જેમ લુચ્ચા વાણિયાનો વિશ્વાસ ન કરે તેમ કેટલાએક બુદ્ધિમાનો પણ મન કે જે ઘડીવાર પણ સ્થિર રેહેતું નથી તેનો વિશ્વાસ કરતા નથી. શાસ્ત્રમાં કહ્યુંછે કે 'ચંચલ સ્થિતિવાળાં મનની કદી પણ ભાઇબંધાઇ કરવી નહિ, કેમ કે ઘણા કાળથી મેળવેલું મહાદેવ જેવા મહાત્માઓનું તપ પણ મનનો વિશ્વાસ કરવાથી ભ્રષ્ટ થયુંછે. યોગી જો મનનો વિશ્વાસ કરે તો જેમ વિશ્વાસી પતિની છીનાળ બાયડી પતિના શત્રુ જારપુરૂષોને અવસર આપેછે એવી રીતે યોગીનું મન પણ યોગીના શત્રુ કામદેવને અને કામદેવને અનુસરનારા બીજા ક્રોધાદિક શત્રુઓને પણ નિરંતર અવસર આપ્યા વગર રેહે નહિ. કામ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ, ભય અને કર્મબંધન વગેરેનું મૂળ જોઇએ તો તે મનજ છે, માટે તે મનને કયો સમજુ પુરૂષ પોતાને સ્વાધીન છે એમ માને?' પછી[1] એપ્રમાણે સર્વ લોકપાળોના શિરોમણિ અને જડના જેવાં વેષ, ભાષા તથા આચરણથી જેનો ઇશ્વરીય પ્રભાવ જણાતો ન હતો એવા ઋષભદેવજીને જ્યારે યોગીઓને દેહત્યાગનો પ્રકાર શીખવવાસારૂ પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છા થઈ ત્યારે તેમણે પોતાનાં સ્વરૂપના પરબ્રહ્મસાથે અત્યંત અભેદને વિચારથી દૃઢ કરીને દેહાભિમાનનો પાછો સંસ્કાર પણ ઉઠે નહિ એવી રીતે સમગ્ર દેહાભિમાન છોડી દીધું. જેમ કુંભારનો ચાકડો ફેરવવો મૂકી દીધા પછી પણ વેગના સંસ્કારથી થોડીક વાર ફર્યા કરે, તેમ જીવન્મુક્તનો દેહ અભિમાનનો મનથી ત્યાગ કર્યા છતાં પણ પ્રારબ્ધના સંસ્કારથી થોડાક કાળસુધી હાલેચાલેછે. તે પ્રમાણે ઋષભદેવજી કે જેમણે લિંગશરીર છોડી દીધું હતું તેમનો સ્થૂલ દેહ પણ બીજા જીવન્મુક્તોની પેઠે અવિદ્યાની વાસનારૂપ પ્રારબ્ધના સંસ્કારથી નહિ પણ ઇશ્વર હોવાનેલીધે યોગમાયાની વાસનાથી આ પૃથ્વીમાં ફરતો હતો, તે યદૃચ્છાથી કોંક, વેંક, કુટક અને દક્ષિણ કર્ણાટક દેશમાં ચાલ્યો ગયો. ત્યાં પણ કુટકાચલના વનમાં મોઢામાં પાણાનો કોળિયો રાખી, ઘેલાની પેઠે છૂટા કેશથી નાગોજ ફરતો હતો. તેટલામાં વાયુના વેગથી એકબીજામાં ઘસાતા વાંસોમાંથી ઉત્પન્ન થએલો ભયંકર દાવાનળ તે વનને ચારેકોરથી બાળતો આવતો હતો તેમાં એ વનની સાથે ઋષભદેવજીનો દેહ પણ બળી ગયો. કલિયુગમાં અધર્મ વૃદ્ધિ પામતાં કોંક, વેંક, અને કુટક દેશનો 'અર્હન્' નામનો મૂર્ખ રાજા, આ ઋષભદેવજીનું પરમહંસપણાનું ચરિત્ર સાંભળી, પોતે તે પ્રમાણે શીખી પૂર્વજન્મો-

---

* આ છઠ્ઠા અધ્યાયમાં, ઋષભદેવજીનું દેહાભિમાન મટી ગયું, બાળી દેતા દાવાનળને દીઠો તોપણ તેના મનમાં કાંઇ અસર થઇ નહિ અને એવા ક્રમથી દેહત્યાગ કર્યો, એ કથા કેહેવાશે.

૧ પ્રસંગોપાત્ત વાત પૂરી કરી પાછી ચાલતી વાત કેહેછે.

માં સંચેલાં પાપનેલીધે પોતાનો નિર્ભય વેદ-માર્ગ છોડી દેતાં પોતાના વિચારથીજ દુષ્ટ પાખંડરૂપ કુમાર્ગ (જૈનધર્મ) ચલાવશે. એ માર્ગમાં ચાલનારાં નીચ માણસો અજ્ઞાનથી મોહ પામી, પોતાની પવિત્રતા અને સદાચાર કે જે વેદશાસ્ત્રમાં કહેલ છે તેને છોડી દેશે. નહાવું નહિ, આચમન લેવું નહિ, મલિનતા રાખવી અને મોવાળા ચોંટી નાખવા વગેરે દુષ્ટ નિયમો કે જેઓથી દેવતાઓનું અપમાન થાયછે તેઓનું પોતાની મરજીથીજ ગ્રહણ કરશે, અને અધર્મના વધારાવાળા કલિયુગથી બુદ્ધિ હણાઇ જવાનેલીધે વેદ, બ્રાહ્મણ, વિષ્ણુ અને સજ્જનોની ઘણું-કરી નિંદા કરશે. એ લોકો પોતાના પંથીઓમાં દાખલ થયેલી એ વેદબાહ્ય અંધપરંપરામાં (જૈનધર્મમાં) વિશ્વાસ રાખવાથી પોતાને હાથેજ ઘોર નરકમાં પડશે. જોકે ઋષભદેવજીનો અવતાર રજોગુણી માણસોને મોક્ષમાર્ગના ઉપદેશને.સારૂજ હતો, તોપણ કલિયુગમાં લોકોનાં દુર્ભાગ્યનેલીધે તેમનાં આચરણઉપરથી નરકમાં નાખનારો જૈનધર્મ ચાલશે. ઋષભદેવજીનાં ચરિત્રના સંબંધમાં કેટલાએક યોગ્ય શ્લોકો જગતમાં પ્રસિદ્ધ છે તેઓમાં નીચે પ્રમાણે કહ્યુંછે. 'અહો! સાત સમુદ્રવાળી પૃથ્વીના સઘળા દ્વીપોમાં અને સઘળા ખંડોમાં આ ભરતખંડજ અધિક પુણ્યવાન્ છે, જે ખંડમાં જન્મેલા લોકો ભગવાનના અવતારોનાં પવિત્ર કર્મો ગાયછે. અહો! પ્રિયવ્રત રાજાના વંશની ભારે ઉજ્વલ કીર્ત્તિ છે, કે જે વંશમાં આદિપુરૂષ ભગવાને અવતાર ધરીને મોક્ષ આપનારો ધર્મ પાળ્યો હતો. બીજા કયા યોગીથી એ અજન્મા ઋષભદેવજીને માર્ગે જવાનો મનોરથ પણ કરી શકાય? કેમ કે બીજો યોગી સિદ્ધિઓની ઇચ્છા કરે અને ઋષભદેવજીએ તો સિદ્ધિઓ પોતાની પાસે આવવાનો પ્રયત્ન કરતી હતી તોપણ તેઓને મિથ્યાભૂત સમજી છોડી દીધી હતી.' આ પ્રમાણે સર્વ વેદ, દેવ, લોક, બ્રાહ્મણ અને ગાયોના રક્ષક ઋષભદેવ ભગવાનનું પવિત્ર ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. એ ચરિત્ર પુરૂષોનાં સઘળાં પાપોને મટાડનાર અને ઉત્તમ કલ્યાણનું સ્થાનક છે. જે માણસ વૃદ્ધિ પામેલી શ્રદ્ધાથી સાવધાન થઇને આ ચરિત્ર સાંભળે અથવા સંભળાવે તે બન્ને જણને વાસુદેવ ભગવાનની સાચી ભક્તિ વધતી જાયછે. નિરંતર અનેક પ્રકારનાં દુઃખરૂપ સંસારથી વારંવાર તપી જતાં ચિત્તને સમયે સમયે જે ભક્તિમાં નવરાવનારા અને ભગવદીયપણાથીજ કૃતાર્થ થએલા વિદ્વાન્ પુરૂષો ભક્તિમાંજ પરમાનંદ પામી, પરમપુરૂષાર્થ મોક્ષને ભગવાન્ વગરમાગ્યેજ દેવા લાગેછે તોપણ તે મોક્ષ ઉપર પ્રીતિ ધરાવતા નથી. હે પરીક્ષિત રાજા! જોકે ભગવાન્ તમારા કુળના અને યાદવોના પાળક, ગુરૂ, ઇષ્ટદેવ, સંબંધી અને નિયંતા હતા, એટલુંજ નહિ પણ કોઇ કોઈસમયે દાસપણું પણ કરતા હતા, તોપણ સામાન્ય રીતે જોતાં એમ છે કે ભગવાન્ પોતાને નિરંતર ભજનારાઓને પણ મુક્તિ આપેછે પણ પ્રેમલક્ષણા ભક્તિ આપતા નથી; કેમ કે એવી ભક્તિ સર્વ પુરૂષાર્થો કરતાં મોંઘી છે. નિરંતર અનુભવ કરેલાં પોતાનાં સ્વરૂપરૂપી લાભથીજ કૃતાર્થ રહેલા જે ઋષભદેવજીએ, દેહાદિક ખોટા પદાર્થોના મનોરથથી ઘણા કાળ થયાં પોતાનાં ખરાં કલ્યાણને નહિ જાણતા લોકોઉપર કરૂણા કરીને નિર્ભય આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો હતો, તે ભગવાનને પ્રણામ કરૂંછું.

**नित्यानुभूतनिजलाभनिवृत्ततृष्णः श्रेयस्य तद्रचनया चिरसुप्तबुद्धेः । लोकस्य यः करुणयाभयमात्मलोकमाख्यान्नमो भगवते ऋषभाय तस्मै ॥ २० ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

## ॥ श्रीशुक उवाच * ॥

**भरतस्तु महाभागवतो यदा भगवताऽवनितलपरिपालनाय संचिंतितस्तदनुशासनपरः पंचजनीं विश्वरूपदुहितरमुपयेमे ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.— મહાવૈષ્ણવ ભરતજીને જ્યારે તેમના પિતા ઋષભદેવજીએ રાજ્યાધિકાર આપ્યો ત્યારે તે ભરત વિશ્વરૂપની દીકરી પંચજનીને પરણ્યા. અહંકાર જેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને ઉત્પન્ન કરેછે, તેમ ભરતજીએ તે સ્ત્રીમાં સઘળા પ્રકારે પોતાના સરખાજ સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ અને ધૂમ્રકેતુ નામના પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. આ ખંડ પૂર્વે 'અજનાભ' નામથી ઓળખાતો હતો તે ભરતના રાજ્યથી માંડી 'ભરતખંડ' એવાં નામથી કેહેવાયછે. સર્વજ્ઞ અને સ્વધર્મને અનુસરતા એ ભરત રાજાએ પોતાના બાપદાદાઓની પેઠે સ્વધર્મથી ચાલનારી પ્રજાનું પાલન કર્યું. સમયે સમયે ચાતુર્હોત્રના[1] પ્રકારથી નહાના ને મોટા યજ્ઞો કરી ભગવાન્ કે જે યજ્ઞ[2] અને ક્રતુરૂપ[3] છે તેમનું શ્રદ્ધાથી પૂજન કર્યું. અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ અને સોમયાગ એમની પ્રકૃતિઓ[4] તથા વિકૃતિઓ[5] બન્ને કર્યાં હતાં. જેઓની અંગભૂત ક્રિયા બરાબર કરવામાં આવતી હતી એવા અનેક પ્રકારના યજ્ઞો ચાલતાં તેઓમાં ધર્મ નામનું અપૂર્વ[1] ફળ જે થતું હતું તેને વાસુદેવ ભગવાનમાંજ ભરતજી અર્પણ કરી દેતા હતા. કેમકે એ અપૂર્વ ફળ યજમાનમાં[2] રહેછે એમ માનિયે તોપણ યજમાનના અંતર્યામી ભગવાન્ છે તેથી ભગવાનજ મુખ્ય યજમાન હોવાથી તેમને અર્પણ કરી દેવું ઘટેછે. અને એ અપૂર્વ ફળ યજ્ઞના દેવતાઓમાં[3] રેહેછે એમ માનિયે તોપણ વેદના મંત્રોમાં જણાવેલા ઇંદ્રાદિક દેવતાઓના નિયંતા હોવાથી પરમદેવ ભગવાન્ છે તેથી તેમનેજ અર્પણ કરી દેવું ઘટેછે. એપ્રમાણે પરબ્રહ્મ યજ્ઞપુરૂષ ભગવાનનેજ કર્મનાં ફળો અર્પણ કરી દેવાનાં ડહાપણથી જેના રાગદ્વેષાદિક મેલ ટળી ગયા હતા એવા યજમાન ભરતજી, જે વખતે અધ્વર્યુ બ્રાહ્મણો હાથમાં હવિ[4] લેતા હતા તે વખતે તે હવિના ભાગને લેનારા દેવતાઓ પણ ભગવાનના અવયવોમાંજ છે એમ વિચારતા હતા. એપ્રમાણે કર્મોની ઈશ્વરાર્પણરૂપ શુદ્ધિ થવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું એવા ભરતજીને ભક્તોના હૃદયમાં ઓળખાઇ ગએલાં સ્વરૂપથી મનમાં બિરાજતા ભગવાનમાં ઘણી અને રોજ રોજ વધતી ભક્તિ ઉત્પન્ન થઈ. હૃદયના આકાશમાં જણાય એવા પરબ્રહ્મ ભગવાન્, શ્રીવત્સ કૌસ્તુભ વનમાળા ચક્ર શંખ અને ગદા વગેરેથી શોભી રહેલાં મહાપુરૂષરૂપથી ભરતના મનમાં દર્શન દેતા હતા. એપ્રમાણે હજારો

* આ સાતમા અધ્યાયમાં, ઘણા કાલસુધી રાજ્યમાં ભગવાનનું યજ્ઞોથી પૂજન કરતા ભરતજીએ પ્રારબ્ધકર્મની સમાપ્તિ થવા આવી તે સમયે હરિક્ષેત્રમાં જઈ ભગવાનને ભજ્યા, એ કથા કેહેવાશે. ૧ હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા એ ચાર, યજ્ઞમાં બ્રાહ્મણોની પદવી છે. તે પદવીવાળા બ્રાહ્મણો જે કર્મ કરે તેને ચાતુર્હોત્ર કેહેછે. ૨ પશુરહિત યજ્ઞ. ૩ પશુસહિત યજ્ઞ. ૪ સર્વ અંગ જેમાં પરિપૂર્ણ હોય તે પ્રકૃતિ કેહેવાયછે. ૫ જેમાં અંગ ઓછાં હોય તે વિકૃતિ કેહેવાયછે.

૧ અપૂર્વ એટલે કર્મ કરતી વખતેજ જે સૂક્ષ્મ ફળ ઉત્પન્ન થાયછે તે, એમ કેટલાએક મીમાંસકો માનેછે. અને કેટલાએક મીમાંસકો એમ પણ માનેછે કે અપૂર્વ એટલે બીજા સમયમાં ફળ ઉત્પન્ન કરનારી કર્મમાં જે શક્તિ છે તે. ૨ દેવતાઓ કર્મના અંગભૂત છે અને કર્મ પ્રધાન છે એ સિદ્ધાંતપ્રમાણે કર્મનું ફળ કર્ત્તામાં એટલે યજમાનમાં રેહેછે એમ માનવામાં આવેછે. ૩ કર્મ અંગભૂત છે અને દેવતાઓ પ્રધાન છે એ સિદ્ધાંતપ્રમાણે કર્મનું ફળ દેવતાઓમાં રેહેછે એમ માનવામાં આવેછે. ૪ યજ્ઞમાં હોમવાના પદાર્થો.

અને લાખો વર્ષ વીતી જતાં પોતાના રાજ્યભોગનાં પ્રારબ્ધનો અંત આવ્યો જાણી તેમણે પોતાના બાપદાદાઓની પરંપરાનું રાજ્ય કે જે પોતે ભોગવતા હતા તે પોતાના દીકરાઓને વિભાગપ્રમાણે વેહેંચી આપ્યું અને પોતે સર્વ સંપત્તિઓથી ભરેલું ઘર છોડી દઇને તપ કરવામાટે હરિક્ષેત્રમાં ગયા. એ હરિક્ષેત્રમાંના વિદ્યાધર કુંડમાં ત્યાંના ભક્તજનોઉપર પ્રેમનેલીધે અદ્યાપિસુધી ભગવાન્ ભક્તોની ઇચ્છાપ્રમાણે દર્શન આપેછે. એ ક્ષેત્રમાં ગંડકી નામની ઉત્તમ નદી છે કે જેની શિલાઓમાં ઉપર અને નીચે નાભિવાળાં ચક્રો ઉત્પન્ન થાયછે અને તે ચક્રોથી આશ્રમનાં સ્થાનકો ચારેકોર પવિત્ર થાયછે. એ પુલહાશ્રમ (હરિક્ષેત્ર) ના બગીચામાં ભરતજી એકલાજ રહી અનેક પ્રકારનાં ફૂલ, કુંપળિયાં, તુલસી, જલ અને કંદમૂળનાં નૈવેદ્યોથી ભગવાનનું આરાધન કરતા હતા અને શુદ્ધ, વિષયની તૃષ્ણાથી રહિત તથા શાંતિથી ભરપૂર થઇને એપ્રમાણે કરતાં તેમને પરમ સુખ પ્રાપ્ત થતું હતું. એવી રીતે નિરંતર ભગવાનનું પૂજન કરવાથી ભગવાનઉપર સ્નેહ વધતાં તેમનું હૃદય પીંગળી જઇને શિથિલ થઈ જતું હતું, આનંદના વેગથી શરીરમાં રૂવાણાં ઉભાં થઈજતાં હતાં અને ઉત્કંઠાનેલીધે વારંવાર આવતાં સ્નેહનાં આંસુઓથી નેત્રની જોવાની શક્તિ રોકાઈ જતી હતી. પોતાને પ્રીતિ આપનાર ભગવાનનાં રાતાં ચરણારવિંદના ધ્યાનથી વધેલા ભક્તિયોગનેલીધે ચારેકોર ફેલાતા પરમ આનંદરૂપ ઊંડા ધ્રોમાં બુદ્ધિ બૂડી જવાથી, કરવામાં આવતી ભગવત્પૂજાનું પણ તેમને બરાબર સ્મરણ રેહેતું ન હતું. એપ્રમાણે ભગવત્સંબંધી નિયમો પાળતા અને મૃગચર્મથી તથા પ્રત્યેક સમયે ન્હાવાનેલીધે ભીની, પીંગળી અને વાંકી જટાથી શોભતા ભરતજી પ્રાતઃકાળમાં સૂર્યમંડળ પૃથ્વીમાંથી બહાર નીકળતાં તેની સામે ઊભા થઇ તેમાં રહેલા અને સુવર્ણસરખાં તેજવાળા[1] નારાયણ ભગવાનની નીચે પ્રમાણે લખ્યા મંત્રથી સ્તુતિ કરતા હતા. 'પ્રકૃતિથી પર, કર્મોનાં ફળ આપનાર, બુદ્ધિને ગતિ આપનાર, મનથીજ જગતને સૃજનાર અને સૃજેલાં જગતમાં અંતર્યામીરૂપથી પ્રવેશ કરી તૃષ્ણાવાળા જીવને ચૈતન્યશક્તિથી પાળનાર જે સૂર્યદેવના આત્મારૂપ ભગવાન્ છે તેમનું શરણ લઇએ છિયે.'

**परोरजः सवितुर्जातवेदो देवस्य भर्गो मनसेदं जजान । सुरेतसाऽदः पुनराविश्य चष्टे हंसं गृध्राणं नृषद्रिंगिरामिमः ॥ २ ॥**[2]

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच * ॥

**एकदा तु महानद्यां कृताभिषेकनैयमिकावश्यको ब्रह्माक्षरमभिगृणानो मुहूर्तत्रयमुदकांत उपविवेश। तत्र तदा राजन् हरिणी जलाशयाऽभ्याशमेकैवोपजगाम । तया पेपीयमान उदके तात्रदेवा-**

---

૧ સૂર્યમાં રહેલા નારાયણનાં ધ્યાનનો એક નીચે લખેલો શ્લોક બોલવામાં આવેછે, તેના અર્થને મળતું આ વર્ણન આપ્યુંછે. ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः ॥ केयूरवान् मकरकुंडलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥ १ ॥ કમળરૂપ આસનપર બીરાજતા, બાજુબંધ મકરાકૃતિ કુંડલ કિરીટ અને હારને ધરનાર, સુવર્ણસરખાં શરીરવાળા તથા શંખચક્રને ધરનાર જે નારાયણ સૂર્યમંડળમાં રેહેછે તેનું સદાય ધ્યાન કરવું. ૨ આ શ્લોકનો અર્થ ગાયત્રીમંત્રના અર્થને મળતો છે.

* આ આઠમા અધ્યાયમાં, ભરત રાજા ભગવાનની ભક્તિ કરતાં વચમાં પ્રારબ્ધયોગરૂપી વિઘ્નથી મૃગની રક્ષા કરવામાં લાગી ગયા અને તેથી તેમને મૃગનો અવતાર આવ્યો, એ કથા કેહેવામાં આવશે.

**विदूरेण नदतो मृगपतेरुन्नादो लोकभयंकर उदपतत् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—એક દિવસે પોતાની શારીરક્રિયા પોહોંચીને એ ગંડકી નદીમાં સ્નાનસંધ્યા વગેરે નિયમો કરી લીધા પછી ભરતજી ઓંકારનો જપ કરતા છ ઘડી વારસુધી નદીને કાંઠે બેઠા હતા, તે વખતમાં એક મૃગલી બહુજ તરશ લાગવાથી નદીની પાસે એકલીજ આવી. એ મૃગલી ઘણી તૃષ્ણાથી પાણી પીતી હતી તેટલી વારમાં નજદીકજ એક સિંહે લોકોને ત્રાસ ઉપજાવે એવી ગર્જના કરી. એ ગર્જના સાંભળીને સ્વભાવથી વિહ્વલ જાતની એ મૃગલી ચકરવકર જોવા લાગી. સિંહની બીક લાગવાથી તેનું હૃદય અત્યંત વ્યાકુલ થઇ ગયું અને દૃષ્ટિ ભમવા લાગી તેથી તે તરશ છીપ્યા પેહેલાંજ બીકની મારી જલદીજ નદીના સામા કિનારા તરફ ઠેકી. એ મૃગલી ગાભણી હતી તેથી ઠેકતાં ઘણી બીકનેલીધે તેનો ગર્ભ ચલાયમાન થઇ યોનિદ્વારમાંથી નીકળી પ્રવાહમાં પડી ગયો. ગર્ભપાત, ઠેકવું તથા બીકના સંયોગથી પીડા પામેલી અને પોતાનાં ટોળાંથી જુદી પડેલી એ મૃગલી કોઇ પર્વતની ગુફામાં પડી અને પડતાંજ મરી ગઇ. એ મૃગનું બચ્ચું પાણીમાં તણાતું હતું તેને જોઇ, માબાપોએ રઝળતાં મુકેલાં છોકરાંને જેમ કોઈ તેનો બંધુ લેઇ લે તેમ ભરતરાજા પણ એ અનાથ બચ્ચાંની માને મરી ગએલી જાણી દયાનેલીધે તે બચ્ચાંને ઉપાડી પોતાના આશ્રમમાં લાવ્યા. એ બચ્ચું પોતાનુંજ છે એવું દૃઢ અભિમાન બંધાઇ જવાનેલીધે રોજ રોજ ખડવગેરે ખવરાવીને તેને ઉછેરવા લાગ્યા, નહાર વગેરે જાનવરોથી રક્ષા કરવા લાગ્યા, બચી લેવા વગેરેથી લડાવવા લાગ્યા, અને ખંજવાળવા વગેરેથી રાજી કરવા લાગ્યા. આમ કરવાથી તેમને આસક્તિ બંધાઈ જતાં તેમના સ્નાન, ભગવત્સેવા અને અહિંસા વગેરે યમ-નિયમો રોજ રોજ એક એક છૂટી જતાં કેટલેક દિવસે સઘળા છૂટી ગયા. ભરતજીના મનમાં એવી આસક્તિ થઇ કે “અહો! આ કંગાળ મૃગનો બાલક કાળના વેગથી પોતાનાં ટોળાં અને સગાંસંબંધીઓથી જુદો પડી મારા આશ્રયનીચે રહ્યો છે. મનેજ પોતાનાં માબાપ, ભાઇઓ, સંબંધી અને ટોળાંવાળારૂપ માનેછે. બીજા કોઇને ઓળખતો નથી અને મારા ઉપર બહુજ વિશ્વાસ રાખી રહ્યોછે એટલામાટે ‘આનેસારૂ મારો સ્વાર્થ જાયછે’ એવી કુદૃષ્ટિ નહિ લાવતાં એ આશરે આવેલાનું પાલન, પોષણ, લડાવવું અને રાજી રાખવું વગેરે મારેજ કરવું જોઇએ; કેમ કે શરણાગતનો અનાદર કરવામાં દોષ છે એમ જાણુંછું. શાંતિરૂપ સ્વભાવવાળા અને દીનદયાળુ મહાત્મા પુરૂષો આવી બાબતનેમાટે પોતાના મોટામાં મોટા સ્વાર્થ જતા રેહેતા હોય તોપણ તેઓને ગણકારતા નથી.” આવી રીતે આસક્તિ કરીને બેસવા, સુવા, ફરવા, ઉભા રેહેવા અને ખાવાપીવા વગેરેમાં પણ સ્નેહનાં બંધનથી એ મૃગનાં બચ્ચાંને સાથેજ રાખવા લાગ્યા. દર્ભ, ફૂલ, સમિધ, પાનડાં, ફળ અને પાણી લાવવા જવું હોય ત્યારે, પછવાડેથી કોઇ નહાર કે કુતરાં વગેરે તેને ફાડી ખાશે એવી ધાસ્તીથી એ બચ્ચાંને સાથે લઇને વનમાં જાયછે. વનમાં જતાં એ મૃગનું બચ્ચું અણસમજણું હોવાથી માર્ગમાં ચારેકોર ભરાવા લાગે ત્યારે સ્નેહથી હૃદય ભરાઇ જતાં કંગાળ બનીને તેને ખભે ઉપાડેછે. એપ્રમાણેજ વખતેવખત ખોળાપર અને છાતીપર લઇ રમાડતાં પોતે મોટો આનંદ માની લેછે. પૂજા કરતાં કરતાં વચમાંથી ઊઠી ઊઠીને તેને જોયછે અને જોઇને સ્વસ્થ મનથી તેને આશીર્વાદ આપેછે કે ‘હે પુત્ર! તારૂં સઘળે ઠેકાણે કલ્યાણ થજો.’ એ બચ્ચું જ્યારે આઘું-પાછું જતું રહ્યું હોય ત્યારે જેમ નાણું

જતું રેહેવાથી કંજુસ માણસને ઉદ્વેગ થાય એવો ભરતના મનમાં ઉદ્વેગ થાયછે, વિરહથી વ્યાકુલ હૃદયમાં તપી જઇને દયામણી રીતે તેનોજ શોક કરેછે અને મોટા મોહ પામી નીચેપ્રમાણે બોલેછે.

“અરેરે એ કંગાળ અને મુઇમાનો દીકરો મૃગબાલક હું કે જે દુષ્ટ, કપટી અને નિર્ભાગ્ય છું તેના વાંકને નહિ ગણકારી પાછો આવશે? પોતાનું ચિત્ત નિર્મળ હોવાથી કપટીનો પણ વિશ્વાસ કરનાર સુજન જેમ કપટીના દોષને ગણે નહિ તેમ આ પણ મારો અપરાધ નહિ ગણતાં આવશે? તેને હું આ આશ્રમના વનમાં હેમેખેમે ખડચરતો દેખીશ? ઈશ્વર એની રક્ષા કરજો. નાહાર, કુતરો કે એવો કોઈ બીજો જૂથમાં કે એકલો ફરનાર ઘાતક પ્રાણી રખેને એને ખાઈ જાય નહિ? અરેરે ઊગીને સર્વ જગતનું કલ્યાણ કરનાર આ સૂર્યનારાયણ આથમી જાયછે અને હજુસુધી પણ એ મૃગલીની થાપણરૂપ બાલક આવતો નથી.” અનેક પ્રકારના, સુંદર અને જોવા જેવા પોતાના બાલખેલથી સ્નેહીઓના ખેદને મટાડનાર એ કાળિયારનો કુમાર હું કે જે નિભાગ્ય છું તેને પાસે આવીને સુખ દેશે? ગમ્મત કરતાં ખોટી સમાધિના ઢોંગથી હું આંખો વીંચી જતો ત્યારે એ બાલક, સ્નેહના કોપથી બીતો બીતો આંટા ફરી પાણીના છાંટા જેવી સુકોમળ શીંગડાંની અણીથી મને હલાવતો હતો!! મેં જેના ઉપર ભગવત્પૂજાનો સામાન પાથરી મૂકયો હોય તે દર્ભને મોહોડું ઘાલવા વગેરેથી આડાઅવળા કરી નાખતાં હું તેને ધમકાવતો ત્યારે એ બાળક, ઋષિના છોકરાની પેઠે જલદીજ પોતાની રમત બંધ કરી નિશ્ચલ થઇને બેસતો હતો. અરે! આ[1] ભાગ્યશાલી પૃથ્વીએ કયું તપ કર્યું હશે? કેમ કે નમ્રતાવાળા એ કાળિયારના પુત્રની ઝીણી, સુંદર, સુખદાયી અને કુણી ખરીઓવાળા પગનાં પગલાંની હારથી ચારેકોર શોભી રહીને આ પૃથ્વી, હું કે જે મૃગના બાળકરૂપ મિલકતથી રહિત અને દુઃખીઓ છું તેની મિલકતનો માર્ગ બતાવેછે અને પોતે પણ સ્વર્ગ અને મોક્ષને ઇચ્છનારા દ્વિજ[1] લોકોને યજ્ઞ કરવાનાં સ્થાનકરૂપ થઇછે. અનાથ[2] ઉપર પ્રીતિ રાખનાર આ ચંદ્ર મહારાજ, રખેને મારા આશ્રમથી ભૂલા પડેલા એ મુઈમાના દીકરા ઉપર દયા લાવી તેને પોતાના ખોળામાં લઈ સિંહના ભયથી રક્ષા કરતા હોય!! હું કે જેનું હૃદયરૂપ સ્થળકમળ[3], પુત્રના વિયોગના સંતાપરૂપ દાવાનળની ઝાળોથી તપ્યા કરેછે તેની પાસે એ મૃગલીનો પુત્ર પાછો આવી પોતાના થૂંકના શીતળ, શાંત અને સ્નેહથી વધેલા અમૃતજેવા છાંટાઓથી ઠંડક કરશે?” આવી રીતે નહિ ઘટતા મનોરથોથી તેમનું હૃદય વ્યાકુળ થઇ ગયું. એ યોગી અને તપસ્વી ભરતરાજાને મૃગનાં બચ્ચાંરૂપે ભાસતાં પોતાનાં પ્રારબ્ધેજ યોગથી અને ભગવત્પૂજનથી ભ્રષ્ટ કર્યા; નહિ તો જે ભરતરાજા પ્રથમ, જેઓનો ત્યાગ નજ થઇ શકે એવા પોતાના પુત્રોને પણ મોક્ષમાર્ગના શત્રુરૂપ સમજી ત્યાગ કરી આવ્યા હતા તેમને બીજી જાતનાં એ મૃગનાં બચ્ચાંઉપર આસક્તિજ કેમ થાય? એ પ્રમાણે વિઘ્ન નડવાનેલીધે યોગના આરંભમાંથી ભ્રષ્ટ થએલા અને મૃગનાં બચ્ચાનાં પાલન, પોષણ, રાજી રાખવાં અને લડાવવામાં લાગી રેહેવાથી પોતાના આત્માની ચિંતા નહિ કરતા ભરત

૧ ઉપર પ્રમાણે પ્રલાપ કરી, ઉઠીને બહાર આવ્યા ત્યાં ધરતીઉપર એ બચ્ચાનાં પગલાં ઉઠી રહેલાં જોઇ ગભરાઇને બોલેછે.

૧ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય. ૨ એટલામાં ચંદ્રમા ઉગતાં તેનાં કલંકને પોતાનું બચ્ચું માની બોલેછે. ૩ જળનું કમળ તો જળના આશ્રયથી તાપ ખમી શકે પણ સ્થળનું કમળ તો ખમી શકેજ નહિ તેથી હૃદયને સ્થળકમળનું રૂપ આપ્યુંછે.

રાજાને, ઊંદરના દરઉપર જેમ સર્પ આવે તેમ વિકરાલ વેગનો અને ટાળ્યો ટળે નહિ એવો કાળ પ્રાપ્ત થયો. મરણસમયે પણ એ મૃગનું બચ્ચું કે જે પડખામાં બેસી દીકરાની પેઠે દીલગીર થતું હતું તેને જોયા કરતાં ભરતરાજાનું મન તેમાંજ રહ્યું તેથી શરીર અને મૃગનો સંબંધ છૂટી જતાં પણ પામર માણસનીપેઠે તેમને મૃગનો અવતાર આવ્યો, પણ તે અવતારમાં તેમને પૂર્વજન્મનું સ્મરણ રહ્યું હતું. પૂર્વજન્મમાં ભગવાનની પૂજા કરેલી તેના પ્રભાવથી પોતાને મૃગનો અવતાર આવવાનું જે કારણ થયું હતું તેને સંભારીને ઘણાજ પસ્તાવાથી નીચેપ્રમાણે પોતાનાં મનમાં કેહેવા લાગ્યા. "અહો! ભુંડું થયું. હું જ્ઞાનીઓના માર્ગમાંથી ભ્રષ્ટ થયો. સઘળા સંગોનો ત્યાગ કરી એકાંત અને પવિત્ર વનમાં રહી યોગમાર્ગથી સર્વ પ્રાણીઓના આત્મા ભગવાનનું ભજન કરતો હતો; ભગવાનનાં શ્રવણ, મનન, કીર્ત્તન, આરાધન અને સ્મરણમાં લાગી રેહેવાનેલીધે કોઈ પોહોર મારો વ્યર્થ જતો ન હતો અને મન એકાગ્ર બનીને ભગવાનમાંજ લાગી રહ્યું હતું, પણ એ સઘળું મારી મૂર્ખાઇથી મૃગનાં બચ્ચાંની પછવાડે છેટે નીકળી ગયું." એ પ્રમાણે છાના વૈરાગ્યથી પોતાની મા મૃગલીને જે કાલંજર પર્વતમાં પોતે જન્મ્યા હતા ત્યાંજ મૂકી દઈ ત્યાંથી ફરીવાર હરિક્ષેત્રમાં આવ્યા. એ ક્ષેત્રમાં શાંત સ્વભાવવાળા ઘણા મુનિજનો પ્રેમથી રેહેછે, પુલસ્ત્ય અને પુલહ મુનિના ત્યાં આશ્રમ છે અને શાળના વૃક્ષોઉપરથી ત્યાંનું ગામ 'શાલગ્રામ' એવા નામથી ઓળખાયછે. એ ક્ષેત્રમાં રહી કાળની વાટ જોયા કરતા હતા, એટલે જે પ્રારબ્ધથી મૃગનો અવતાર આવ્યો છે તે પ્રારબ્ધ ક્યારે પુરૂં થઈ રેહેશે તેનો હિસાબ ગણ્યા કરતા હતા. કોઇનો પણ સંગ થઈ જવાની ઘણી ધાસ્તીથી એકલાજ ફરતા હતા અને સુકાં પાનડાં, ખડ તથા લતાનો આહાર કરી રેહેતા હતા. એપ્રમાણે કેટલાક દિવસ સુધી રહ્યા પછી તેમણે ગંડકી નદીના પ્રવાહની વચમાં ઉભા રહી મૃગનાં શરીરનો ત્યાગ કરી દીધો.

**तस्मिन्नपि कालंप्रतीक्षमाणः संगाच्चभृशमुद्विग्न आत्मसहचरः शुष्कपर्णतृणवीरुधावर्त्तमानो मृगत्वनिमित्तावसानमेव गणयन् मृगशरीरं तीर्थोदकक्लिन्नमुत्ससर्ज ॥ २८ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच * ॥**

**अथ कस्यचिद्द्विजवरस्यांगिरःप्रवरस्य शमदमतपःस्वाध्यायाऽध्ययनत्यागसंतोषतितिक्षाप्रश्रयविद्याऽनसूयाऽऽत्मज्ञानानंदयुक्तस्यात्मसदृशश्रुतशीलाचाररूपौदार्यगुणा नव सोदर्या बभूवुर्मिथुनं च यवीयस्यां भार्यायाम् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.– પછી શમ[1], દમ[2], તપ, વેદાધ્યયન, દાન, સંતોષ, સહનકરનારપણું, નમ્રતા, કર્મ કરવાની વિદ્યા, દેહાદિકથી ભિન્ન રહીને આત્મા ભોક્તા છે એવું જ્ઞાન, અને ધર્મસંપત્તિના આનંદવાળો અંગિરાના કુલમાં ઉત્તમ એક બ્રાહ્મણ હતો. તેને મોટી સ્ત્રીમાં પોતાના સરખાજ શાસ્ત્રાભ્યાસ, શીલ, આચાર, રૂપ અને ઉદારતાવાળા નવ દીકરા આવ્યા અને નહાની સ્ત્રીમાં જોડલું આવ્યું. એ જોડલામાં જે પુત્ર હતો તે ભરતનો અવતાર થયો હતો એમ કેહેવાયછે. એ ભરત પેહેલા જન્મમાં મહા-

* આ નવમા અધ્યાયમાં ભરત, જડ બ્રાહ્મણ થયા અને તે અવતારમાં રાગદ્વેષાદિક નહિ રેહેવાથી તેમને ભદ્રકાળી આગળ મારવા લઇ જતાં પણ કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહિ, એ કથા કેહેવાશે. ૧ મનનો નિગ્રહ. ૨ ઇંદ્રિયોનો નિગ્રહ.

ગવાનને જોઇ દર્શનના આનંદથી વિહ્વલ થએલા તે સઘળા દેવતાઓ પ્રથમ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને પગે લાગ્યા અને પછી ધીરે ધીરે ઉઠીને સ્તુતિ કરવા લાગ્યા.

દેવતાઓ ફરીવાર સ્તુતિ કરેછે.—આપ કે જે યજ્ઞરૂપી સામર્થ્યવાળા, કાલરૂપ, દૈત્યોની ઉપર ચક્ર ફેંકનાર અને સુંદર ઘણાં નામવાળા છો તેમને વારંવાર પ્રણામ કરિયે છિયે. હે પરમેશ્વર! આપ કે જે ત્રણ ગુણના સ્વામી છો તેઓનાં ત્રણ ગુણથી પર નિર્ગુણ સ્વરૂપને જાણવામાટે સૃષ્ટિમાં ઉત્પન્ન થએલો કયો પુરૂષ સમર્થ થાય? હે ભગવાન્, હે નારાયણ! હે વાસુદેવ! હે આદિપુરૂષ! હે મહાપુરૂષ! હે મોટા પ્રભાવવાળા! હે પરમ મંગલરૂપ! હે પરમ કલ્યાણસ્વરૂપ! હે મોટા દયાળુ! હે કેવલરૂપ! હે જગતના આધાર! હે લોકના એક અધિપતિ! હે સર્વેશ્વર! હે લક્ષ્મીના પતિ! પરમહંસ સંન્યાસી લોકોએ સ્વરૂપના ધ્યાનરૂપ સમાધિથી સારી રીતે અભ્યાસ કરેલાં સ્ફુટ ભજનથી જેનું અજ્ઞાનરૂપ કમાડ ઉઘડી ગયું હોય એવાં ચિત્તરૂપ દ્વારમાં પ્રત્યક્ષ જણાએલા સ્વરૂપપ્રકાશમાં પોતાની મેળેજ જે સ્વરૂપસુખ પ્રાપ્ત થાયછે તેના અનુભવરૂપ આપ છો. આપની લીલાનો પ્રકાર જાણે સમજી ન શકાય એવો છે; કેમ કે આશ્રયરહિત, શરીરરહિત અને નિર્ગુણ આપ, અમારી સહાયતાની ગરજ નહિ રાખતાં નિર્વિકાર સ્વરૂપથીજ આ જગતને સર્જોછો, પાળોછો અને સંહારો છો. પ્રાકૃત પુરૂષ જેમ ઘર વગેરે બાંધીને પોતે કરેલાં શુભ અને અશુભનું ફળ ભોગવેછે તેમ આપ, સૃષ્ટિ વગેરે બનાવી તેમાં જીવરૂપથી પડીને પરતંત્રપણાથી પોતે કરેલાં પાપપુણ્યનું ફળ ભોગવો છો, કે આત્મારામ, શાંતિશીલ અને અખંડ ચૈતન્યરૂપ રહીને સાક્ષિપણાથી વર્ત્તો છો? એ અમો જાણતા નથી. પણ આપનાં સ્વરૂપમાં એ બન્ને વાતનો વિરોધ આવતોજ નથી. કેમ કે અનંત ગુણવાળા અને અતિ ગંભીર મહિમાવાળા આપનાં ઈશ્વરસ્વરૂપમાં, સંશય અને વિચારના સંબંધમાં આવતાં કલ્પિત પ્રમાણ અને તેઓને ટેકો આપનારાં કુતર્કોવાળાં શાસ્ત્રોથી વ્યાકુલ થએલાં અંતઃકરણોમાં ભરાઈ રહેલા દુરાગ્રહનેલીધે જેઓ વાદ કરનારા છે તેઓના વિવાદની જગ્યાજ નથી. આપનું સ્વરૂપ જોકે સર્વ પ્રપંચથી રહિત અને કેવલજ છે તોપણ તેમાં માયાને વચમાં રાખીએ તો કઈ બાબત અઘટિત જેવી રહે? જો વાસ્તવિક રીતે કર્ત્તાપણું વગેરે હોય તો વિરોધ આવે પરંતુ સ્વરૂપમાં ભેદ નહિ હોવાનેલીધે એવું કાંઈ છેજ નહિ. જેમ એકજ દોરીનો કટકો નોખનોખા જોનારાઓને સર્પ વગેરે નોખનોખા આકારથી જણાયછે તેમ આપ પણ કે જે એકજ છો તે, સમ-વિષમ બુદ્ધિવાળાઓને અનુગ્રહ કરનાર અને નિગ્રહ કરનાર વગેરે ભિન્નભિન્ન રૂપે જણાઓ છો. જે આપ અનેક રૂપથી દેખાઓ છો તે એકજ, સર્વ વસ્તુઓમાં સત્સ્વરૂપ, સર્વના ઈશ્વર અને સર્વ જગતનાં કારણોના પણ કારણરૂપ છો. સર્વનાં અંતર્યામીપણાને લીધે સર્વ વિષયોના પ્રકાશ કરવા ઉપરથી જાણવામાં આવતા જે આપ છો તેને શ્રુતિઓ એકરૂપજ બાકી રાખેછે. એટલામાટેજ આપના મહિમારૂપી અમૃતરસના સમુદ્રના એકવાર ચાખેલા બિંદુમાંથી મનમાં ઝર્યા કરતાં અખંડ સુખે જેઓને આ લોક તથા પરલોકસંબંધી અલ્પ અને તુચ્છ વિષયસુખ ભુલાવી દીધેલાં હોયછે એવા સાચા સાધુ, સ્વાર્થમાં કુશલ અને આપનેજ પોતાના પ્રિયબંધુરૂપ માનનારા ભક્તો કે જેઓનાં મન, સર્વ પ્રાણિઓના પ્રિય મિત્ર અને સર્વના આત્મારૂપ આપમાંજ નિરંતર રેહેવાથી પરમ સુખનાં પાત્ર થએલાં હોય છે તેઓ, આપના ચરણારવિંદની સેવાને વારંવાર કેમ મુકી આપે? કે જે સેવા કરવાથી પાછા આ સંસારના ફેરા રેહેતા નથી. હે ત્રૈલોક્યના

આત્મા તથા આશ્રયરૂપ! હે ત્રિવિક્રમ! હે ત્રૈલોક્યને ચલાવનાર! હે ત્રૈલોક્યને પ્રિય લાગે એવા પ્રભાવવાળા! હે દંડ દેનાર! જો કે દૈત્ય અને દાનવો વગેરે આપની વિભૂતિરૂપ છે તોપણ તેઓના ઉદ્યમનો આ સમય નથી એમ માની પોતાની માયાથી સુર, નર, પશુ, મિશ્રિત અને જલચરોના અવતાર ધરી આપે પૂર્વે જેમ તેઓને દંડ દીધો છે તેવી રીતે હમણાં પણ જો આપની ઇચ્છા હોય તો આ વૃત્રાસુરને મારો. હે પિતા! હે પિતામહ! હે નિર્દોષ! અમે કે જેઓ તમારા, તમને નમેલા, હૃદયમાં તમારા ચરણારવિંદનાં ધ્યાનથીજ બંધાએલી સાંકળવાળા, અને તમે પોતાની મૂર્ત્તિ પ્રકટ કરવાથી પોતાના કરેલા છિયે, તેઓનાં અંતઃકરણના તાપને દયાસહિત, સ્વચ્છ, સુંદર અને શીતલ હાસ્યપૂર્વક જોવાથી, તથા મુખમાંથી નીકળેલી મધુર રસવાળી વાણીરૂપ અમૃતની કળાથી શમાવવો જોઇએ. હવે હે ભગવન્! આપ કે જે, સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયકાળમાં નિમિત્તરૂપ થતી દિવ્ય માયાથી વિનોદ કરનાર છો; સઘળા જીવના સમૂહોનાં અંતઃકરણોમાં બ્રહ્મસ્વરૂપ તથા અંતર્યામી સ્વરૂપથી અને બહાર પ્રધાનરૂપથી સર્વનાં મૂળ કારણપણાનેલીધે દેશ, કાળ તથા દેહની અવસ્થાઓનો અનુભવ કરનાર છો; અને બુદ્ધિ વગેરે સઘળા પદાર્થોના સાક્ષી, નિરંજન સ્વરૂપ, પરમાત્મા તથા પરબ્રહ્મ છો તેમની પાસે અમારે કયી કયી બાબત જણાવવી પડે? જેમ અગ્નિની પાસે તણખા વગેરેએ પ્રકાશ કરવાની કશી જરૂર નથી તેમ આપની પાસે અમારે અમારૂં કામ પ્રસિદ્ધ કરવાની પણ કશી જરૂર નથી. એટલામાટે શરણાગતોનાં અનેક પ્રકારનાં દુઃખોથી થતા સંસારના પરિશ્રમને મટાડનારી પરમગુરૂ આપના ચરણારવિંદની છાયાને અમે જે કાર્યની ઇચ્છાથી પ્રાપ્ત થયા છિયે તે કાર્યને આપ પોતેજ કરી આપો. હે પરમેશ્વર! ત્રૈલોક્યને ગળીજતા આ વૃત્રાસુરને હવે તુરત મારો કે જે વૃત્રાસુર અમારાં તેજ, અસ્ત્ર અને આયુધોને ગળી ગયોછે. શુદ્ધ, હૃદયાકાશમાં રેહેનાર, બુદ્ધિ વગેરેના સાક્ષી, સત્ય, આનંદરૂપ, મનોહર કીર્તિવાળા, અનાદિ, સત્પુરૂષોએ ગ્રહણ કરાતા અને સંસારરૂપ માર્ગમાં ચાલનાર પુરૂષ શરણે આવતાં તેને છેલ્લી વારે ઉત્તમ ફળરૂપ આપ ઈશ્વરને પ્રણામ કરીએ છિયે.

શુકદેવજી કેહેછે.—એવી રીતે દેવતાઓએ આદર સહિત સ્તુતિથી પ્રસન્ન કરેલા ભગવાને પોતાની સ્તુતિ સાંભળીને તેઓને નીચે પ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.— હે ઉત્તમ દેવતાઓ! મારી સ્તુતિ સહિત બ્રહ્મવિદ્યા કે જેથી પુરૂષોને પોતાનાં બ્રહ્મપણાનું સ્મરણ અને મારી ભક્તિ ઉત્પન્ન થાયછે તેથી હું પ્રસન્ન થયોછું. હું પ્રસન્ન થાઉં ત્યારે કયી વસ્તુ દુર્લભ રેહે? તોપણ મારામાં અખંડિત મન રાખનારો તત્ત્વવેત્તા પુરૂષ મારાવિના બીજું કાંઇ પણ ઇચ્છે નહિ. વિષયસુખોને સાચાં જાણનાર અજ્ઞાન પુરૂષને પોતાનાં ખરાં કલ્યાણની ખબર રેહેતી નથી, તેથી તે વિષયસુખોની ઇચ્છાવાળાને તેનો ઇષ્ટદેવ પણ જો વિષયસુખજ આપે તો તે દેવને પણ અજ્ઞાનજ સમજવો જોઇએ. પોતે ખરાં કલ્યાણને જાણનારો વિદ્વાન્, અજ્ઞાની જનને કર્મ કરવાનો ઉપદેશ કરેજ નહિ; કેમકે જે સારો વૈદ્ય હોય તે, કુપથ્ય ખાવાને ઇચ્છતા રોગીને કુપથ્ય આપેજ નહિ. તોપણ હે દેવતાઓ! હાલ તમારા અભિપ્રાયને અનુસરીને કહુંછું કે દધીચિ મુનિ કે જે સર્વ ઋષિઓમાં ઉત્તમ છે તેમની પાસે તમે જાઓ અને જઇને વિદ્યા, વ્રત અને તપથી દૃઢ થએલાં તેમનાં શરીરને માગી લો. વિલંબ નહિ કરો. એ દધીચિ મુનિ શુદ્ધ અને નિર્વિકાર બ્રહ્મને જાણી ચુક્યાછે અને જાણીને તેમણે

ઘોડાનાં માથાવડે[1] અશ્વિનીકુમારને તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યોછે કે જે બ્રહ્મવિદ્યાથી અશ્વિનીકુમાર જીવન્મુક્ત થયાછે. હે ઇંદ્ર! એ અથર્વવેદને જાણનારા દધીચિ મુનિ, અભેદ અને હુંરૂપજ નારાયણ કવચને પણ જાણેછે. એ નારાયણકવચ દધીચિ મુનિએ ત્વષ્ટાને આપ્યું હતું, ત્વષ્ટાએ વિશ્વરૂપને આપ્યું હતું અને વિશ્વરૂપ પાસેથી તમને મળ્યુંછે. તમે માગશો એટલે એ ધર્મને જાણનાર દધીચિ મુનિ અશ્વિનીકુમારની ઉપર પ્રીતિનેલીધે તમને પોતાનાં અસ્થિ આપશે અને તે અસ્થિઓમાંથી વિશ્વકર્મા વજ્ર નામનું ઉત્તમ હથિયાર બનાવી દેશે. મારાં તેજથી વૃદ્ધિ પામેલા તમે, એ હથિયારથી વૃત્રાસુરનું માથું કાપી નાખશો. એ વૃત્રાસુર હણાયા પછી તમને તેજ, અસ્ત્ર, આયુધ અને સંપત્તિ પાછાં મળશે. (વૃત્રાસુર મારી નાખશે એવી ચિંતા નહિ કરો,) કેમ કે મારા ખરા ભક્તોને કોઈ પણ મારી શકે નહિ, માટે તમારૂં કલ્યાણજ છે. ૫૫.

**तस्मिन्विनिहते यूयं तेजोस्त्रायुधसंपदः ।**
**भूयः प्राप्स्यथ भद्रं वो न हिंसंति च मत्परान् ॥**

૧ દધીચિ મુનિ બ્રહ્મવિદ્યામાં પોહોંચેલ છે એમ જાણિ અશ્વિનીકુમારે આવીને તેમને કહ્યું કે અમને બ્રહ્મવિદ્યા આપો. દધીચિએ કહ્યું કે હમણાં હું કામમાં છું માટે પછી આવજો. એ સાંભળી અશ્વિનીકુમાર ત્યાંથી જતાં ઇંદ્રે આવીને તે ઋષિને કહ્યું કે એ વૈદ્યોને તમે વિદ્યા આપશો નહિ અને આપશો તો હું તમારૂં માથું કાપીશ. એમ કહીને ઇંદ્ર જતાં પાછા અશ્વિનીકુમાર ત્યાં આવ્યા, તે મુનિની વાત સાંભળી બોલ્યા કે, અમે પ્રથમ તમારૂં માથું કાપીને ઘોડાનું માથું સાંધશું. તે મોઢાંથી તમારે વિદ્યાનો ઉપદેશ કરવો અને તે માથું ઇંદ્ર કાપી નાખશે એટલે પછી તમારૂં માથું સાંધી દેશું. પછી ઋષિએ તે પ્રમાણે ઘોડાનાં મોઢાંથી ઉપદેશ કર્યો અને તે માથું ઇંદ્રે કાપી નાખતાં અશ્વિનીકુમારે પાછું પ્રથમનું માથું સાંધી આપ્યું એવી કથા છે.

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इंद्रमेवं समादिश्य भगवान् विश्वभावनः ।**
**पश्यतामनिमेषाणां तत्रैवांतर्दधे हरिः ॥१॥**

શુકદેવજી કેહેછે.—જગતનું રક્ષણ કરનાર ભગવાન્ એપ્રમાણે ઇંદ્રને આજ્ઞા કરી દેવતાઓ જોતાં છતાં ત્યાંજ અંતર્ધાન થઇ ગયા. દેવતાઓએ મહાત્મા દધીચિ ઋષિની ભગવાનના કેહેવાપ્રમાણે પ્રાર્થના કરતાં રાજી થએલા તે ઋષિ હસતાં હસતાં નીચે પ્રમાણે બોલ્યા.

દધીચિ કેહેછે.—હે દેવતાઓ! પ્રાણિઓને મરણસમયમાં જે અસહ્ય અને જીવિતનો નાશ કરનાર દુઃખ થાયછે તેને તમે જાણતા નથી. જીવવાને ઇચ્છનારા જીવોને સંસારમાં સહુ કરતાં પોતાનો દેહ પ્યારો છે; માટે એવા દેહને પોતે વિષ્ણુ માગવા આવે તોપણ તેને આપી દેવાને કોણ તૈયાર થાય?

દેવતાઓ કેહેછે.—હે મહારાજ! તમ જેવા મહાત્મા પુરૂષો કે જેઓ પ્રાણિઓઉપર દયા કરનારા અને યશસ્વી લોકોએ વખાણવાયોગ્ય છે તેઓને શી વસ્તુ ત્યાગ કરવાને અશક્ય છે? સ્વાર્થમાં તત્પર થએલો લોક પરાયાં સંકટને જાણતો નથી અને જો જાણતો હોય તો માગેજ નહિ. તેમ જે ધણી સમર્થ અને માગનારનાં સંકટને જાણતો હોય તે ના પણ કેહે નહિ.

દધીચિ કેહેછે.—આટલી ધર્મની વાત સાંભળવા સારૂજ તમને મેં ના કહી હતી. આ દેહ કે જે કોઈ દિવસે મને મૂકીને ચાલ્યો જશે તેનો હું પોતેજ તમારાં પ્રિયનેમાટે

* આ દશમા અધ્યાયમાં દધીચિનાં અસ્થિમાંથી બનેલું વજ્ર લઇને દેવતા સહિત ઇંદ્રે વૃત્રાસુર અને તેના સંબંધના દૈત્યોસાથે યુદ્ધ કર્યાની કથા કેહેવાશે.

ત્યાગ કરૂંછું. હે દેવતાઓ! જે પુરૂષ, પ્રાણિઓઉપર દયા રાખીને આ અધ્રુવ દેહથી ધર્મનું કે યશનું સંપાદન ન કરે તે પુરૂષ, સ્થાવરોએ પણ ધિક્કારવા યોગ્ય થાયછે. બીજાં પ્રાણિઓનો શોક દેખીને પોતે કચવાવું અને બીજાંઓનો હર્ષ દેખીને રાજી થવું, એટલોજ મહાત્માઓએ સેવેલો અવિનાશી ધર્મ છે. અહો! પોતાના ઉપયોગથી રહિત, કુતરાં-કાગડા વગેરેને કામ આવે એવાં અને ક્ષણભંગુર ધન, પુત્રાદિક અને શરીરથી લોકો પરાયો ઉપકાર કરે નહિ, એજ કંગાલપણું અને અફ્સોસ છે.

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે જેણે નિશ્ચય કર્યો એવા દધીચિ ઋષિએ પરબ્રહ્મ ભગવાનમાં પોતાના આત્માને એક કરી દઇને દેહ છોડી દીધો. ઇંદ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિને નિયમમાં રાખી સ્વરૂપને જોનાર અને બંધનરહિત થએલા દધીચિને ઉત્તમ યોગના આશ્રયનેલીધે દેહ છૂટી ગયાની પણ ખબર પડી નહિ. પછી એ મુનિનાં અસ્થિઓમાંથી વિશ્વકર્માએ બનાવી આપેલું વજ્ર ઉપાડીને વૃદ્ધિ પામેલ અને ભગવાનનાં તેજવાળા ઇંદ્રદેવ ઐરાવત હાથીપર બેઠા. સર્વ દેવતાઓ આસપાસ ઉભી ગયા અને મુનિઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. શોભતા અને ત્રૈલોક્યને જાણે રાજી કરતા હોય એવા એ ઇંદ્ર ક્રોધ કરીને, રૂદ્ર જેમ કાળની ઉપર દોડ્યા હતા તેમ મોટામોટા દૈત્યોથી વીટાએલા તે વૃત્રાસુરઉપર જોરથી દોડ્યા. પછી પેહેલી ચોકડીના ત્રેતાયુગના આરંભમાં નર્મદાજીને કાંઠે દેવતાઓને દૈત્યોની સાથે મહાદારૂણ સંગ્રામ થયો. રૂદ્ર, વસુ, આદિત્ય, અશ્વિનીકુમાર, પિતૃ, અગ્નિઓ, વાયુ, ઋભુ, સાધ્ય અને વિશ્વેદેવાઓથી વીટાએલા તથા પોતાની માયાથી શોભતા વજ્રધારી ઇંદ્રને યુદ્ધમાં જોઇને વૃત્રાસુર વગેરે દૈત્યો સહન કરી શક્યા નહિ. નમુચિ, શંબર, અનર્વા, દ્વિમૂર્દ્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્તિ, અયોમુખ, પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ, બીજા પણ દૈત્યો, દાનવો, યક્ષો અને સુમાલી તથા માલી વગેરે હજારો રાક્ષસો કે જેઓએ સોનાનાં બખતર વગેરે સામાન ધર્યા હતા તેઓ મૃત્યુથી પણ પહોંચી શકાય નહિ એવી ઇંદ્રની મુખ્ય સેનાને રોકી દઈ તેને પીડવા લાગ્યા. જરા પણ સંભ્રમ નહિ પામતા, સિંહનાદ કરતા અને મદોન્મત્ત એ દૈત્યો ગદા, પરિઘ, બાણ, પ્રાસ, મુદ્ગર, તોમર, શૂલ, ફરશી, ખડ્ગ, શતઘ્ની, અને ભુશંડિ વગેરે શસ્ત્રો તથા અસ્ત્રોથી ચારેકોર દેવતાઓની ઉપર વરસવા લાગ્યા. એકને લગતાં બીજાં અને બીજાંને લગતાં ત્રીજાં, એમ પડતાં બાણોના સમૂહથી ચારેકોર ઢંકાઈ ગએલા તે દેવતાઓ, વાદળાંઓથી નક્ષત્રોની પેઠે અદૃશ્ય થઇ ગયા. ચાલાક હાથવાળા દેવતાઓએ આકાશમાંજ હજારો કટકા કરી નાખેલા તે શસ્ત્ર અને અસ્ત્રની વૃષ્ટિના સમૂહો દેવતાઓની સેનાવાળાઓને પોહોંચી શક્યાજ નહિ. પછી અસ્ત્ર અને શસ્ત્રના સમૂહો ખુટીજતાં દૈત્યો, દેવતાઓનાં સૈન્યઉપર પર્વતોનાં શિખરો, ઝાડ અને પથરાઓનો વરસાદ કરવા લાગ્યા પણ તે શિખરો વગેરેને દેવતાઓએ આગળની પેઠેજ કાપી નાખ્યાં. શસ્ત્ર તથા અસ્ત્રના સમૂહો, ઝાડ, પથરા અને અનેક પ્રકારનાં પર્વતોનાં શિખરોથી નહિ ઘવાએલા એ ઇંદ્રની સેનાવાળાઓને સુખિયા જોઇને વૃત્રાસુરના હાથતળે રહેલા દૈત્યો ત્રાસ પામી ગયા. ક્ષુદ્ર પુરૂષોએ બોલેલી, દુષ્ટ અને કઠણ વાણીઓ જેમ મોટા પુરૂષો ઉપર વ્યર્થ જાય તેમ દેવતાઓનાં સૈન્યો કે જેઓને ભગવાન્ અનુકૂલ છે તેઓઉપર દૈત્યોએ જેટલા જેટલા દાખડા કર્યા તે સઘળા વ્યર્થ ગયા. શત્રુઓએ ધીરજ રહિત કરેલા, ભગવાનના અભક્ત અને જેઓનો યુદ્ધ કરવાનો ગર્વ ત્રુટી ગયો એવા એ દૈત્યો પોતાના પરિશ્રમને વ્યર્થ ગએલો

જોઈ, લડાઈમાં પોતાના ધણીને મૂકી દઇને ભાગવાનો વિચાર કરવા લાગ્યા. મોટાં મનવાળો અને મહાવીર વૃત્રાસુર એ પ્રમાણે પોતાના પક્ષના દૈત્યોને ભાગતા જોઇ તથા સઘળાં સૈન્યને તો તીવ્ર ભયથી પેહેલાંજ ભાગી ગએલું અને ત્રુટી ગએલું જોઈ તે સમયમાં જોઇએ તેવું અને વીરલોકોને પ્રિય લાગે એવું વચન હસીને બોલ્યો કે– 'હે વિપ્રચિત્તિ! હે નમુચિ! હે પુલોમા! હે મય! હે અનર્વા! હે શંબર! મારૂં વચન સાંભળો. જન્મેલા પ્રાણીને સર્વ ઠેકાણે મરવું તો અવશ્યજ છે, કે જેનો કોઈ પણ ઉપાય શોધાયો નથી, ત્યારે તે મરવાથી આ લોકમાં યશ અને પરલોકમાં સ્વર્ગ મળતો હોય તો તેવાં યોગ્ય મરણને કોણ ન માગે? યોગમાં પ્રીતિ રાખી પ્રાણાયામ કરીને પરમાત્માનાં ધ્યાનથી દેહનો ત્યાગ કરવો એ એક; અને બીજો, યુદ્ધભૂમિમાં અગ્રણી થઇને પાછો પગ નહિ દેતાં દેહનો ત્યાગ કરવો; એ બે મૃત્યુ, શાસ્ત્રમાં યોગ્ય કહેલાં છે અને તે દુર્લભ છે.

**द्वौ सम्मताविह मृत्यूदुरापौ यद्ब्रह्मसंधारणया जितासुः । कलेवरं योगरतो विजह्याद्यदग्रणीर्वीरशयेऽनिवृत्तः ॥ ३३ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**त एवं शंसतो धर्म्यं वचः पत्युरचेतसः । नैवागृह्णन् भयत्रस्ताः पलायनपरा नृप ॥१॥**

શુકદેવજી કેહેછે.–એ પ્રમાણે વૃત્રાસુર ધર્મસહિત વચન બોલતો હતો તોપણ ત્રાસ પામેલા અને ભાગવા લાગેલા એ મૂર્ખ દૈત્યોએ તે વચન નજ સ્વીકાર્યું. કાળને અનુસરનારા દેવતાઓએ અનાથની પેઠે નાશ કરાતી અને વીખાઈ જતી પોતાની દૈત્યસેનાને જોઇને વૃત્રાસુરને ઘણોજ સંતાપ થયો. પછી ક્રોધ પામેલો અને સહન નહિ કરતો તે વૃત્રાસુર, દેવતાઓને જોરથી રોકી અને તરછોડી નીચે પ્રમાણે બોલ્યો. "આ દોડ્યા જતા અને માતાની વિષ્ટારૂપ દૈત્યોને પછવાડેથી મારવામાં તમારો શો પુરૂષાર્થ છે? બીનેલાઓને મારવાનું કામ, પોતાને વીર ગણનારાઓને પ્રશંસા આપે એવું નથી તેમ સ્વર્ગ આપે એવું પણ નથી. હે ક્ષુદ્ર લોકો! તમારે જો યુદ્ધ કરવામાં પ્રીતિ અને હૃદયમાં ધૈર્ય હોય તો તથા સંસારસંબંધી સુખોમાં ઇચ્છા ન હોય તો ક્ષણમાત્ર મારી સામે ઉભા રહો." એવી રીતે બોલી ક્રોધ પામેલા, શરીરથી દેવતાઓને બીવરાવતા અને મહાબલવાન્ એ વૃત્રાસુરે ગર્જના કરી કે જે સાંભળીને લોકો મૂર્છિત થઈ ગયા. એ વૃત્રાસુરના નાદથી મૂર્છા પામેલા સઘળા દેવો, જેમ વજ્ર વાગવાથી પડી જાય તેમ ધરતીપર પડી ગયા. યુદ્ધરૂપી અખાડામાં મદોન્મત્ત, ધરતીને ધ્રુજાવતો અને ત્રિશૂલ ઉગામીને ઉભેલો તે વૃત્રાસુર, દેવલોકોનું સૈન્ય કે જે આતુર અને આંખો વીંચી ગયું હતું તેને, ઘેલો હાથી જેમ ખડનાં વનને કચરે તેમ જોરથી પગવતે કચરવા લાગ્યો. એ વૃત્રાસુરને જોઇ અત્યંત ક્રોધ પામેલા અને વજ્રને ધરનારા ઇંદ્રે, એ દોડ્યા આવતા પોતાના શત્રુની ઉપર મોટી ગદા ફેંકી. વૃત્રાસુરે ચાલી આવતી એ અસહ્ય ગદાને લીલામાત્રથી ડાબા હાથમાં લઇ લીધી. અત્યંત કોપ પામેલા અને ભયંકર પરાક્રમવાળા તે વૃત્રાસુરે યુદ્ધમાં ગર્જના કરીને તે ગદાથી ઇંદ્રના હાથીના કુંભસ્થલમાં પ્રહાર કર્યો. એ વૃત્રાસુરનાં કામને સર્વે લોકોએ વખાણ્યું. વૃત્રાસુરની ગદા વાગતાં જેનું મોઢું ભાગી પડ્યું એવો, ઘુમરી ખાઇ ગએલો, અને લોહી નાખતો ઐરાવત હાથી, વજ્રથી તોડેલા પર્વ-

---

* આ અગીયારમા અધ્યાયમાં ઇંદ્રની સાથે યુદ્ધ કરતા વૃત્રાસુરે ભક્તિ અને જ્ઞાનથી ભરેલી વિચિત્ર વાતો કર્યાની કથા કેહેવામાં આવશે.

તની પેઠે બહુજ પીડા પામીને ઇંદ્રસહિત સાત ધનુષ્ પાછો હઠી ગયો. જેના વાહનને પીડા થઇછે એવા અને મુંઝાઇ ગએલા ઇંદ્રની ઉપર એ મહાત્મા વૃત્રાસુરે ફરીવાર ગદા નાખી નહિ. પછી ઇંદ્ર, અમૃતને ઝરનારા પોતાના હાથના સ્પર્શથી, ઘવાએલા હાથીની પીડા મટાડી સામા ઉભા. હે રાજા! એપ્રમાણે યુદ્ધની ઇચ્છાથી ઊભેલ, વજ્ર ધરનાર અને પોતાના ભાઇને મારનાર એ શત્રુને જોઇને, તેનાં અત્યંત ક્રૂર પાપકર્મને સંભારતા અને શોક તથા મોહથી ઘેરાએલા વૃત્રાસુરે હસીને નીચેપ્રમાણે કહ્યું.

વૃત્રાસુર કેહેછે.—હે ઇંદ્ર! તું કે જે બ્રહ્મહત્યા કરનાર, ગુરૂહત્યા કરનાર અને મારા ભાઇને મારનાર શત્રુ છો તે આજ સામો ઉભો છો એ ઘણું સારૂં થયું છે. હે દુષ્ટ! હવે થોડી વારમાં મારાં ત્રિશૂલથી તારી પાણાજેવી છાતી તોડી નાખીને આજ હું ભાઇનાં કરજથી છૂટીશ એ સારૂં થયું. જેમ સ્વર્ગની ઇચ્છા રાખનારો નિર્દય યજમાન ખડ્ગથી પશુનાં માથાં કાપી નાખેછે તેમ તેં પણ વિશ્વાસઘાત કરીને બ્રાહ્મણ, ગુરૂ, આત્મવેત્તા, નિર્દોષ અને દીક્ષામાં રહેલા અમારા મોટા ભાઇનાં માથાં કાપી નાખ્યાં છે. તું કે જે લજ્જા, લક્ષ્મી, દયા તથા કીર્તિથી રહિત અને પોતાનાં કામનેલીધે રાક્ષસોએ પણ ધિક્કારવાયોગ્ય છો તેના, મારાં ત્રિશૂલથી તોડી નાખેલા અને અગ્નિનો સ્પર્શ પણ મળશે નહિ એવા દેહને ગરંજો પણ માંડ ખાશે!! તું કે જે પાપી છો તેને અનુસરનારા જે મૂર્ખ લોકો અહિં હથિયારો ઉપાડીને મારાપર ઘા કરેછે તે સઘળાઓનાં ગળાં સજાવેલાં ત્રિશૂલથી કાપી નાખીને હું આજ ભૈરવ વગેરે ઉગ્ર દેવોને તેઓના પાર્ષદોસહિત બલિદાન આપીશ. અથવા હે ઇંદ્ર! જો તુંજ અહિં જોર કરીને વજ્રથી મારૂં માથું કાપી નાખીશ તોપણ હું કર્મબંધનથી છૂટીને તથા પ્રાણીઓને મારા દેહનું બલિદાન આપીને ધીર લોકોનાં સ્થાનકને પામીશ. હે દેવતાઓના રાજા! હું કે જે તારી સામો શત્રુ ઉભો છું તેના ઉપર તું અમોઘ વજ્રને શામાટે નાખતો નથી? કૃપણની પાસે જેમ માગણી વ્યર્થ જાય તેમ તારૂં વજ્ર વ્યર્થ જશે એવી શંકા નહિ રાખ. નિશ્ચે આ તારૂં વજ્ર, ભગવાનનાં તેજથી અને દધીચિ મુનિનાં તપથી તીક્ષ્ણ થએલ છે અને તારી ભગવાનેજ પ્રેરણા કરીછે તેથી આ વજ્રવડે તું મને મારી નાખ. જે તરફમાં ભગવાન્ હોય તે તરફમાંજ વિજય, લક્ષ્મી અને ગુણો રેહેછે. મારા સ્વામી સંકર્ષણ (શેષ નાગ) ભગવાને જે ઉપદેશ કર્યો છે તેપ્રમાણે તેમનાં ચરણારવિંદમાં મન રાખી, તારા વજ્રના વેગથી વિષયભોગરૂપી પાશ ત્રુટી જતાં દેહત્યાગ કરીને હું યોગીની ગતિ પામીશ. સંકર્ષણ ભગવાન્ મને સ્વર્ગાદિકની સંપત્તિ આપે એવી શંકા તારે રાખવી નહિ. પરમેશ્વર પોતાના અનન્ય ભક્તોને સ્વર્ગની, પૃથ્વીની કે પાતાલની સંપત્તિઓ આપતાજ નથી; કેમ કે એ સંપત્તિઓથી તો દ્વેષ, ઉદ્વેગ, મનની પીડા, મદ, કજિઓ, વ્યસન અને પરિશ્રમજ થાયછે. હે ઇંદ્ર! અમારા સ્વામી તો પોતાના ભક્તનો ધર્મ, અર્થ તથા કામસંબંધી પરિશ્રમજ મટાડી નાખેછે અને એ પરિશ્રમ મટે ત્યારેજ ભગવાનની કૃપા થઇ છે એવું અનુમાન કરવું પણ ઐશ્વર્યાદિક મળવાઉપરથી ભગવાનની કૃપા થઈ જાણવી નહિ. એવી ભગવાનની કૃપા નિરભિમાન લોકોનેજ મળેછે અને બીજાઓને દુર્લભ છે. (એમ ઇંદ્રને પોતાનો અભિપ્રાય જણાવી હવે ભગવાનની પ્રાર્થના કરેછે.) હે ભગવાન્! હું ફરીવાર, તમારાં ચરણારવિંદના આશ્રયમાં રેહેનારા દાસોનો દાસ થાઉં; મારૂં મન, આપ કે જે પ્રાણજીવન છો તેમના ગુણોનું સ્મરણ કરે; મારી વાણી આપના ગુણ ગાય અને મારૂં શરીર આપની સેવા કરે એવી કૃપા કરો. હે સર્વ સૌભાગ્યના ભંડારરૂપ! આપને મૂ-

ફીને હું સ્વર્ગલોક, બ્રહ્મલોક, ચક્રવર્ત્તિ રાજ્ય, પાતાલનું રાજ્ય, અણિમા વગેરે સિદ્ધિઓ કે મોક્ષને પણ ઇચ્છતો નથી. ઘુડવગેરેએ પીડા કરેલાં પાંખો આવ્યા વગરનાં બચ્ચાં જેમ માને જોવાની ઇચ્છા કરે, ભૂખે પીડાએલાં વાછરડાં જેમ દૂધની ઇચ્છા કરે અને મુંઝાએલી સ્ત્રી જેમ પરદેશમાં ગએલા પતિને જોવાની ઇચ્છા કરે તેમ હે પરમેશ્વર! મારૂં મન તમને જોવાની ઇચ્છા કરેછે. હે નાથ! હું કે જે સંસારરૂપી ચક્રમાં પોતાનાં કર્મેથી ફર્યા કરૂંછું અને તમારી માયાનેલીધે દેહ, છોકરાં, સ્ત્રિયો અને ઘરમાં આસક્ત થઇ રહ્યોછું તેને હવે આપના ભક્ત લોકોની સાથેજ મૈત્રી થજો પણ ફરીવાર દેહાદિકમાં આસક્તિ થજો મા. ૨૭

**ममोत्तमश्लोकजनेषु सख्यं संसारकूपे भ्रमतः स्वकर्मभिः । त्वन्माययाऽत्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य न नाथ भूयात् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ ऋषिरुवाच ॥*

**एवं जिहासुर्नृपदेहमाजौ मृत्युं वरं विजयान्मन्यमानः । शूलं प्रगृह्याभ्यपतत् सुरेंद्रं यथा महापुरुषं कैटभोऽप्सु ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે પરીક્ષિતરાજા! એ પ્રમાણે યુદ્ધમાં દેહ છોડી દેવાને ઇચ્છતો અને જીતવા કરતાં મરણને સારૂં માનતો વૃત્રાસુર, જેમ પ્રલયનાં જલમાં કૈટભ દૈત્ય વિષ્ણુઉપર દોડ્યો હતો તેમ ઇંદ્રઉપર ત્રિશૂલ લઇને દોડ્યો. એ મહાવીર વૃત્રાસુર, પ્રલયકાલના અગ્નિનાસરખી ભયંકર જ્વાલાવાળું ત્રિશૂલ ઇંદ્રઉપર વેગથી ફેંકીને ગર્જના કરતાં 'હે દુષ્ટ! મુવો છો' એમ ક્રોધથી બોલ્યો. ફરતું અને ગ્રહ તથા ઉલ્કાની પેઠે સામું જોઇ શકાય નહિ એવું એ ત્રિશૂલ આકાશમાં ચાલ્યું આવતું હતું તેને જોઇ જરા પણ ત્રાસ નહિ પામેલા ઇંદ્રે સો ધારાવાળાં વજ્રથી એ ત્રિશૂલ અને સર્પજેવો તેનો હાથ પણ કાપી નાખ્યો. જેનો એક હાથ કપાઇ પડ્યોછે એવા વૃત્રાસુરે ક્રોધથી પાસે જઇને વજ્ર ધરનારા ઇંદ્રને લમણામાં ભોગળ મારતાં તેના હાથીને પણ તેવોજ પ્રહાર કર્યો. એ પ્રહારથી તેજ સમયે ઇંદ્રના હાથમાંથી વજ્ર પડી ગયું. એ વૃત્રાસુરે અત્યંત મોટું અને અદ્ભુત કામ કર્યું તે જોઇ સુર, અસુર, ચારણ અને સિદ્ધલોકોનાં ટોળાં તેને વખાણવા લાગ્યાં અને ઇંદ્રનું સંકટ જોઇને અત્યંત હાહાકાર કરવા લાગ્યાં. શત્રુની સમક્ષ પોતાના હાથથી પડી ગએલું વજ્ર ઇંદ્રે લાજનેલીધે પાછું લીધું નહિ ત્યારે વૃત્રાસુર બોલ્યો કે—'હે ઇંદ્ર! વજ્ર લઇને મને માર્ય. આ મુંઝાવાનો સમય નથી. હથિયાર ધરી યુદ્ધ કરવાની ઇચ્છા કરનારા દેહાભિમાની લોકો નિરંતર જીતેજ એમ હોય નહિ. ક્યાંક જય થાય અને ક્યાંક નહિ પણ થાય. સર્વે ઠેકાણે જય તો એક નારાયણનોજ થાય કે જે નારાયણ ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના સ્વામી, સર્વજ્ઞ, નિત્ય અને આદિપુરૂષ છે. જાળમાં બંધાએલા પક્ષિઓની પેઠે પરવશ થએલા લોકપાલસહિત આ લોકો જેના સ્વાધીનમાં જીવેછે તે કાળજ જયનું અને પરાજયનું કારણ છે. શરીરની શક્તિ, મનની શક્તિ, ઇંદ્રિયોની શક્તિ, પ્રાણ, અમરપણું અને મરણ, એઓનો હેતુ કાળજ છે તેને નહિ જાણીને આ લોક પોતાના જડ દેહને એઓનાં કારણરૂપ માનેછે. હે ઇંદ્ર! જેમ લાકડાંની પૂતળી અને યંત્રનો મૃગ નચાવનારના તંત્રમાંજ રેહેછે તેમ સઘળાં પ્રાણિઓ

---

* આ બારમા અધ્યાયમાં અત્યંત મુંઝાએલા અને પછી વૃત્રાસુરે હિમ્મત આપેલા ઇંદ્રે મોટાં યુદ્ધમાં વૃત્રાસુરને માર્યાની કથા કેહેવામાં આવશે.

ઇશ્વરનાજ તંત્રમાં છે એમ જાણ. પુરૂષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, ઇંદ્રિય અને અંતઃકરણ, એઓ જેના અનુગ્રહવિના આ જગતને સ્રજવા વગેરેનું કામ કરી શકતાં નથી તેનાજ તંત્રમાં આ જગત્ છે. એપ્રમાણે નહિ સમજતો પુરૂષ પોતાના પરતંત્ર દેહને સ્વતંત્ર માની લેછે. ઇશ્વિર, એક પ્રાણીની પાસે બીજાં પ્રાણીને સ્રજાવેછે અને એક પ્રાણીની પાસે બીજાં પ્રાણીનો નાશ કરાવેછે એટલે વાસ્તવિક રીતે એ સઘળું પોતેજ કરેછે. જેમ આપણે દુઃખની ઇચ્છા નથી કરતા તોપણ દુઃખને વખતે દુઃખ આવી ઉભું રેહેછે એવી રીતે આયુષ્ય, લક્ષ્મી, કીર્ત્તિ, ઐશ્વર્ય અને બીજાં પણ જે પુરૂષોનાં સુખ છે તેઓ પોતપોતાને વખતે પોતાની મેળેજ આવેછે. એટલામાટે યશ, અપયશ, જય, પરાજય, સુખ, દુઃખ અને જીવિત તથા મરણમાં હર્ષ કે શોક નહિ રાખવા જોઇએ. સત્ત્વ, રજ અને તમ એઓ પ્રકૃતિના ગુણ છે પણ આત્માના નથી; આત્મા તો માત્ર એઓનો સાક્ષી છે એમ જે જાણે તે હર્ષ-શોક વગેરેથી બંધાતો નથી. હે ઇંદ્ર! હું હારી ગયોછું અને મારો હાથ તથા હથિયાર કપાઈ ગયાંછે તોપણ તારા પ્રાણ લેવાની ઇચ્છાથી યથાશક્તિ પ્રયત્ન કર્યા કરૂંછું તે તુ જો. આ યુદ્ધરૂપી જુગાર છે. આમાં બાણરૂપી પાશા છે, વાહનરૂપી સોગઠાં છે અને પ્રાણરૂપી મૂઠ મંડાયછે. આ જુગારમાં કોનો જય થશે અને કોનો પરાજય થશે એ જાણવામાં આવતું નથી.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે વૃત્રાસુરનાં વચન સાંભળી ઇંદ્રે તેને નિષ્કપટ રીતે માન આપ્યું અને પછી વજ્ર હાથમાં લઇ તથા ગર્વરહિત થઇને તેને હસતે મોઢે કહ્યું કે, 'અહો! હે દાનવ! તું જીવન્મુક્ત છો અને જગતના ઇશ્વર તથા પ્રિય આત્મા ભગવાનનો સર્વ પ્રકારે ભક્ત છો; કેમ કે તારી આવી બુદ્ધિ છે. તું લોકોને મોહ કરનારી ભગવાનની માયાને તરી ચુકયો છો; કેમ કે અસુરપણું મૂકીને મહાપુરૂષપણાને પામ્યો છો. તું કે જે જાતે રજોગુણી સ્વભાવનો છો તેની સત્ત્વગુણમય ભગવાનમાં દૃઢ બુદ્ધિ થઇ છે એ ખરેખર મોટું આશ્ચર્ય છે. મોક્ષના સ્વામી ભગવાનમાં જેને ભક્તિ હોય તેને સ્વર્ગ વગેરેનાં ક્ષુદ્ર સુખોનું શું પ્રયોજન છે? અમૃતના સમુદ્રમાં વિહાર કરતો હોય તેને ખાબોચિયાનાં પાણીનું શું કામ હોય?'

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે પરસ્પર ધર્મ જાણવાની ઇચ્છાથી વાતો કરતા, મહાપરાક્રમી અને યુદ્ધના સ્વામી ઇંદ્ર તથા વૃત્રાસુર યુદ્ધ કરવા લાગ્યા. શત્રુઓને મારનાર વૃત્રાસુરે ડાબા હાથથી લોઢાની ભયંકર ભોગળ ફેરવીને ઇંદ્રઉપર નાખી ત્યારે ઇંદ્રે સો ધારાવાળાં પોતાનાં વજ્રથી તેની ભોગળ તથા શોભીતો હાથ એકીવખતે કાપી નાખ્યાં. કપાઈ ગએલા હાથોના મૂળમાંથી જેને લોહી ચાલ્યું જતું હતું એવો વૃત્રાસુર, ઇંદ્રે પાંખો કાપી નાખતાં આકાશમાંથી પડેલા પર્વતની પેઠે શોભવા લાગ્યો. પછી વૃત્રાસુર, પોતાનો ઉપલ્યો હોઠ આકાશમાં અને નીચલો ધરતીપર રાખી આકાશજેવાં ઊંડાં મોઢાંથી, સર્પજેવી ભયંકર જીભથી અને કાળજેવી દાઢોથી જાણે ત્રૈલોક્યને ગળી જતો હોય એવો થઇ ઇંદ્રઉપર દોડ્યો. મોટી કાયાવાળો, વેગથી પર્વતોને પાડી નાખતો, પગે ચાલતા પર્વત જેવો અને પગવતે ધરતીને ચૂર્ણ કરતો એ વૃત્રાસુર તુરત પોચી જઇને ઇંદ્રને તેના ઐરાવત હાથીસહિત ગળી ગયો. અજગરે જેમ હાથી ગળેલો હોય એમ મહાબળવાન્ અને મોટા પ્રભાવવાળા એ વૃત્રાસુરે ઇંદ્રને ગળેલો જોઇ પ્રજાપતિઓ, દેવતાઓ અને મોટા ઋષિઓ ખેદ પામીને 'હાય ભુંડું થયું' એમ ચીસો નાખવા મંડ્યા. વૃત્રાસુરે ગળેલો ઇંદ્ર, તેના પેટમાં ગયા છતાં પણ નારાયણકવચની ર-

ક્ષાથી અને પોતાની યોગમાયાના બલથી મરણ પામ્યો નહિ. પછી મહાસમર્થ ઇંદ્રે વજ્રવતે તેનું પેટ ફાડી નાખી બહાર નીકળીને જોરથી પર્વતનાં શિખરની પેઠે એ શત્રુનું માથું કાપી નાખ્યું. મોટા વેગવાળાં વજ્રે વૃત્રાસુરને મારવાસારૂ ચારેકોર ફરી ફરીને તેનાં માથાને વેરતાં ત્રણસો ને સાઠ દિવસે એ વૃત્રાસુરનું માથું નીચે પડ્યું. એ સમયે આકાશમાં દુંદુભી વાગ્યાં અને વૃત્રાસુરને મારવાનું જેમાં વર્ણન આવેછે એવા મંત્રોથી સ્તુતિ કરતા ગંધર્વ, સિદ્ધ અને મોટા ઋષિઓનાં ટોળાં આનંદથી ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યાં. હે પરીક્ષિત રાજા! વૃત્રાસુર મરણ પામતાં તેના દેહમાંથી નીકળેલું જીવરૂપ તેજ સર્વે લોકો જોતાં છતાં નારાયણમાં મળી ગયું.

**वृत्रस्य देहान्निष्क्रांतमात्मज्योतिररिंदम । पश्यतां सर्वलोकानामलोकं समपद्यत॥३५॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच * ॥**

**वृत्रे हते त्रयो लोका विना शक्रेण भूरिद । सपाला ह्यभवन् सद्यो विज्वरा निर्वृतेंद्रियाः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે પરીક્ષિત રાજા! વૃત્રાસુર મરતાં એક ઇંદ્ર શિવાય બાકી ત્રણે લોક અને લોકપાલ દેવતાઓને સંતાપ મટીગયો અને મોટી શાંતિ મળી. દેવતા, ઋષિઓ, પિતૃ, ભૂત, દૈત્યો, અને દેવતાઓના અનુચરો પોતપોતાનાં સ્થાનકપર ગયા અને તે પછી બ્રહ્મા, સદાશિવ અને ઇંદ્રાદિક પણ પોતપોતાનાં સ્થાનકમાં ગયા.

પરીક્ષિત રાજા પૂછેછે.—હે મુનિ! ઇંદ્રને શાંતિ ન મળ્યાનું કારણ સાંભળવાને ઇચ્છુંછું. દેવતાઓને સુખ મળ્યું ત્યારે ઇંદ્રને દુઃખ શાથી થયું?

શુકદેવજી કેહેછે.—વૃત્રાસુરના પરાક્રમથી ઉદ્વેગ પામેલા સઘળા દેવતાઓએ અને ઋષિઓએ વૃત્રાસુરને મારવાસારૂ ઇંદ્રની પ્રાર્થના કરતાં બ્રહ્મહત્યા લાગવાની બીકથી ઇંદ્રે તેને મારવાની ઇચ્છા નહિ કરી અને નીચે પ્રમાણે કહ્યું.

ઇંદ્ર કેહેછે.—મને વિશ્વરૂપનો વધ કરવાથી જે બ્રહ્મહત્યા લાગી હતી તેને તો સ્ત્રી, પૃથ્વી, જલ અને વૃક્ષોએ મારા ઉપર અનુગ્રહ કરીને વેહેંચી લીધી પણ વૃત્રાસુરને મારવાની બ્રહ્મહત્યા મારે શી રીતે ટાળવી?

શુકદેવજી કેહેછે.— ઇંદ્રનું બોલવું સાંભળી ઋષિઓએ ઇંદ્રને કહ્યું કે—'તમને અશ્વમેધયજ્ઞ કરાવશું. બ્રહ્મહત્યાનો ભય રાખશો નહિ. પરમાત્મા ઈશ્વિર નારાયણનું અશ્વમેધયજ્ઞથી પૂજન કરીને બ્રહ્મહત્યાથી તો શું પણ આખાં જગતના વધનાં પાપથી પણ છૂટી જશો. જેનાં કીર્તનથી બ્રહ્મહત્યા, પિતાની હત્યા, ગોહત્યા, માતાની હત્યા અને આચાર્યની હત્યાથી પણ શુદ્ધ થવાય છે; તથા ચાંડાલ, પુલ્કસ અને ગમે તેવો પાપી હોય તોપણ પવિત્ર થાયછે તે ભગવાનનું અમે કરાવેલા મોટા યજ્ઞ અશ્વમેધથી શ્રદ્ધાસહિત પૂજન કરશો તો બ્રાહ્મણોસહિત સઘળાં સ્થાવરજંગમને હણવાનું પણ પાપ નહિ લાગે ત્યારે દુષ્ટને શિક્ષા કરવાનું પાપ તો કેમજ લાગશે?

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે બ્રાહ્મણોએ પ્રેરણા કરવાથી ઇંદ્રે વૃત્રાસુરને માર્યો અને તેને માર્યા પછી બ્રહ્મહત્યા ઇંદ્રને પછવાડે લાગી. એ બ્રહ્મહત્યાથી સંતાપ થવાનેલીધે ઇંદ્રને સુખ મળ્યું નહિ; કેમ કે લાજવાળો પુરૂષ નિંદાનું પાત્ર થાય ત્યારે તેને કાંઇ

---

*આ તેરમા અધ્યાયમાં વૃત્રાસુરને મારવાની બ્રહ્મહત્યા પછવાડે લાગતાં તેની બીકથી ઘણા દિવસ સુધી છુપાએલા ઇંદ્રની વિષ્ણુએ રક્ષા કરી, એ કથા કેહેવામાં આવશે.

પણ બીજા ગુણો સુખ આપતા નથી. ઢેડી જેવાં રૂપવાળી, જરાથી ધ્રુજતી, ક્ષયરોગથી લેવાઈ ગએલી અને લોહીઆળાં લુગડાંવાળી તે બ્રહ્મહત્યા પછવાડે દોડતી જોવામાં આવી. એ બ્રહ્મહત્યા, ધોળા મોવાળા છૂટા મૂકીને 'ઉભો રેહે ઉભો રેહે' એમ હાકલ કરતી આવતી હતી અને માછલાંના જેવા દુર્ગંધથી માર્ગને પણ ખરાબ કરતી હતી. આકાશ અને સઘળી દિશાઓમાં ફરતાં પણ બ્રહ્મહત્યા સગડ નહિ છોડતાં ઇંદ્રે ઈશાનખુણામાં જઇને તુરત માનસસરોવરમાં પ્રવેશ કર્યો. ત્યાં હજાર વર્ષસુધી ગુપ્તરીતે કમળની નાળના તંતુઓમાં ઇંદ્ર બેશી રહ્યા અને મનમાં બ્રહ્મહત્યાથી છૂટકારો થવાનું ચિંતન કરતા હતા. અગ્નિ જળમાં જઇ શકે નહિ તેથી યજ્ઞના ભાગ પણ તેમને નહિ મળતા હતા. ઇંદ્ર, જ્યાંસુધી કમળમાં રહ્યા ત્યાંસુધી વિદ્યા, તપ, યોગ, અને બળનાં સામર્થ્યથી નહુષ રાજાએ સ્વર્ગનું રાજ્ય કર્યું; પણ છેલ્લીવારે સંપત્તિ અને ઐશ્વર્યના મદથી અંધ બનીને તે રાજાએ ઇંદ્રાણીના સંભોગની માગણી કરતાં ઇંદ્રાણીએ ઉપાયથી તેને અજગરનો અવતાર આપ્યો હતો.[1] ભગવાનનાં ધ્યાનથી જેણે પાપનું નિવારણ કર્યું હતું એવા ઇંદ્રદેવ, પછી બ્રાહ્મણોએ બોલાવવાથી સ્વર્ગમાં ગયા અને માનસસરોવરમાં રહ્યા હતા તેટલા દિવસ તો ઈશાનખુણાના દેવતા રૂદ્રે તેમની રક્ષા કરી હતી તેથી બ્રહ્મહત્યા તેમને પરાભવ કરી શકી નહિ. બ્રહ્મર્ષિઓએ આવીને, જેમાં ભગવાનનું આરાધન થાયછે એવા અશ્વમેધ યજ્ઞની ઇંદ્રને વિધિસહિત દીક્ષા આપી. બ્રહ્મવાદિ બ્રાહ્મણોએ કરાવેલા તે અશ્વમેધમાં સર્વ વેદમય પરમાત્માનું ઇંદ્રે પૂજન કરતાં એ બ્રહ્મહત્યા જોકે ભારે પાપના ગંજરૂપ હતી તોપણ સૂર્યથી જેમ અંધારૂં ટળી જાય તેમ એ પૂજનથી સઘળી ટળી ગઇ. મરીચિ વગેરે ઋષિઓએ વિધિથી કરાવેલા અશ્વમેધથી યજ્ઞના સ્વામી પુરાણપુરૂષ ભગવાનનું પૂજન કરવાનેલીધે ઇંદ્રનું પાપ મટી ગયું અને પાછા તે મહાત્મા થયા. ઇંદ્રના જયરૂપ અને પાપથી છૂટકારારૂપ આ મોટું આખ્યાન પાપોને મટાડનાર, ભગવાનનાં કીર્ત્તનવાળું, ભક્તિને વધારનાર, ભક્તજનનાં વર્ણનવાળું, ઇંદ્રિયોને શક્તિ આપનાર, શત્રુઓનો પરાજય કરનાર તથા ધન, યશ, કલ્યાણ અને આયુષ્યને આપનાર છે. પાપોનો નાશ કરનાર આ આખ્યાનનો સમજુ માણસોએ નિરંતર પ્રત્યેક પર્વણીમાં પાઠ કરવો જોઇએ અથવા શ્રવણ કરવું જોઇએ.

**पठेयुराख्यानमिदं सदा बुधाः शृण्वन्त्यथो पर्वणि पर्वणींद्रियं । धन्यं यशस्यं निखिलाघमोचनं रिपुंजयं स्वस्त्ययनं तथायुषम् ॥ २३ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ परीक्षित उवाच ॥*

**रजस्तमःस्वभावस्य ब्रह्मन् वृत्रस्य पाप्मनः। नारायणे भगवति कथमासीत् दृढा मतिः ॥**

૧ ઇંદ્રનાં આસનપર આવેલા નહુષ રાજાએ કોઇ દિવસે ઇંદ્રાણીને કહ્યું કે 'હાલ ઇંદ્ર તો હું છું માટે તારે મારૂં સેવન કરવું.' પછી તે વાતનું બૃહસ્પતિની પાસે નિવેદન કરતાં બૃહસ્પતિએ સલાહ આપ્યાપ્રમાણે ઇંદ્રાણીએ નહુષને કહ્યું કે, 'બ્રાહ્મણોએ ઉપાડેલી પાલખીમાં બેશીને તું આવીશ તો હું તને પતિ કરીશ.' પછી નહુષ રાજા અગસ્ત્ય વગેરે ઋષિઓની પાસે પાલખી ઉપડાવીને તેમાં બેશી જતો હતો ત્યાં માર્ગમાં સર્પસર્પ (ચાલ ચાલ) એમ કહી અગસ્ત્યને પગ અડાડતાં અગસ્ત્યે શાપ દીધો કે 'તું સર્પ થઇ જા.' તેથી તે રાજા અજગર થયો હતો.

* આ ચઊદમા અધ્યાયમાં ઘણા પરિશ્રમથી પ્રાપ્ત થએલો પુત્ર તુરત મરીજતાં ચિત્રકેતુ રાજાને ઘણા સ્નેહનેલીધે બહુજ શોક થયો, એ કથા કેહેવામાં આવશે.

પરીક્ષિત રાજા પૂછેછે.—હે મહારાજ! રજોગુણ અને તમોગુણરૂપી સ્વભાવવાળા એ પાપી વૃત્રાસુરની બુદ્ધિ, નારાયણ ભગવાનમાં અવિચળ શામાટે થઇ? શુદ્ધ સત્વગુણવાળા દેવતાઓ અને નિર્મળ અંતઃકરણવાળા ઋષિઓને પણ ઘણુંકરી ભગવાનના ચરણની ભક્તિ ઉત્પન્ન થતી નથી. જેટલા ધરતીઉપર રજના કણ છે તેટલા આ સંસારમાં જીવ છે એમ કેહેવાયછે, તેઓમાં મનુષ્ય વગેરે થોડાએકજ, ધર્મનું આચરણ કરેછે; ધર્મ પાળનારાઓમાં પણ કેટલાએક ઉત્તમ દ્વિજોજ મોક્ષની ઇચ્છા રાખેછે; મોક્ષની ઇચ્છા રાખનારાઓમાં પણ હજારોમાં કોઇકજ ઘરવગેરેની આસક્તિ છોડેછે અને તત્ત્વને જાણેછે; જીવન્મુક્તિ પામેલા સિદ્ધ લોકો પણ કરોડો ભેળા થાય ત્યારે તેઓમાંથી ભગવાનને પરાયણ અને શાંત અંતઃકરણવાળો કોઇજ માંડ મળેછે; ત્યારે તે વૃત્રાસુર કે જે પાપી અને સર્વ લોકોને સંતાપ આપનાર હતો તેની બુદ્ધિ, ભયંકર સંગ્રામના સમયમાં પણ ભગવાનમાં શા કારણથી દૃઢ રહી? આ વિષયમાં અમને મોટો સંશય છે અને સાંભળવાનો ઉત્સાહ છે; કેમ કે વૃત્રાસુરે યુદ્ધમાં પોતાનાં પરાક્રમથી ઇંદ્રને રાજી કર્યો હતો માટે તે કાંઈ ઇંદ્રની બીકથી ભગવાનને શરણ થયો હતો એમ કેહેવાય નહિ.

સૂત શૌનકને કેહેછે.— એપ્રમાણે પરીક્ષિત રાજાનું શ્રદ્ધાસહિત પ્રશ્ન સાંભળી તેમનો સત્કાર કરી શુકદેવજી નીચે પ્રમાણે બોલ્યા.

શુકદેવજી કેહેછે.—હે રાજા! વેદવ્યાસ, નારદ અને દેવલ મુનિના મુખથી જે ઇતિહાસ મેં સાંભળેલ છે તે ઇતિહાસ તમે મારી પાસેથી સાવધાન થઇને બરાબર સાંભળો. શૂરસેન દેશમાં ચિત્રકેતુ નામનો પ્રખ્યાત ચક્રવર્ત્તિ રાજા હતો કે જેની સઘળી ઈચ્છાઓને પૃથ્વી પરિપૂર્ણ કરતી હતી. એ રાજાને એક કરોડ સ્ત્રિયો હતી અને રાજા પોતે શરીરાદિકથી સમર્થ હતો તોપણ તેને કાંઈ સંતાન થયું નહિ. રૂપ, ઉદારતા, અવસ્થા, સુકુલમાં જન્મ, વિદ્યા, ઐશ્વર્ય અને લક્ષ્મી વગેરે સઘળા ગુણોથી સંપન્ન હતો તોપણ સ્ત્રિયો વાંઝણી હતી તેથી તેને ચિંતા ઉત્પન્ન થઈ. એ ચક્રવર્ત્તિને સઘળી સંપત્તિઓ, રૂપાળી સ્ત્રિયો કે આ પૃથ્વીથી કાંઈ પણ આનંદ મળતો ન હતો. એક દિવસે મહાત્મા અંગિરા ઋષિ, લોકોમાં ફરતાં ફરતાં યદૃચ્છાથી તેને ઘેર આવ્યા. સામું ઉઠી ઊભું થવું અને પૂજા કરવી ઇત્યાદિકથી તેમનો સત્કાર અને આતિથ્ય કર્યા પછી તેમને યોગ્ય રીતે બેસાડીને પોતે સાવધાન ચિત્તથી તેમની સામે બેઠો. પાસે ધરતીપર બેઠેલા અને વિનયથી નમેલા તે રાજાનો સત્કાર કરી સંબોધન આપીને અંગિરા ઋષિ નીચે પ્રમાણે બોલ્યા.

અંગિરા ઋષિ કેહેછે.—તમારૂં અને તમારા રાજ્યનાં અંગોનું આરોગ્ય અને કલ્યાણ છે? જેમ મહત્તત્ત્વ વગેરે સાત પ્રકૃતિથી ગુપ્ત રહીને જીવ તે પ્રકૃતિઓનેજ આધીન રહેછે તેમ રાજા પણ કારભારી વગેરે રાજ્યનાં અંગોથી ગુપ્ત (રક્ષિત) રહીને તેઓનેજ અનુસરી રહે તો તેને રાજ્યનું સુખ મળેછે. જેમ રાજાનું સુખ કારભારી વગેરેને આધીન છે તેમ કારભારીઓ વગેરેનું સુખ પણ રાજાને આધીન છે. તમારી સ્ત્રિયો, પ્રજા, મંત્રિઓ, નોકરો, વેપારીઓ, સલાહકારો, શેહેરીઓ, દેશીઓ, તાબાના રાજાઓ અને પુત્રો તમારી ઇચ્છાપ્રમાણે ચાલેછે? જેનું મન પોતાના સ્વાધીનમાં હોય તેને ઉપર કહેલા સર્વે વશ્યજ રેહેછે અને લોકો તથા લોકપાલો પણ સઘળા, આલસ્ય મૂકીને તેને કર આપ્યા કરેછે. તમે પોતાના ચિત્તમાં પ્રસન્ન દેખાતા નથી તો તે અપ્રસન્નપણું કોઇનેલીધે છે? કે પોતાથીજ છે? તમને કોઇ વાતની તૃષ્ણા હોય એમ ધારૂંછું;

કેમકે તમારૂં મોઢું ચિંતાથી મલિન દેખાયછે.

શુકદેવજી કેહેછે.–જોકે અંગિરા ઋષિ પોતે સર્વજ્ઞ છે તોપણ તેમણે એ પ્રમાણે પૂછતાં વિનયથી નમેલા અને સંતાનની ઈચ્છાવાળા રાજાએ તેમને નીચે પ્રમાણે કહ્યું.

ચિત્રકેતુ રાજા કેહેછે.–હે મહારાજ! તપ, જ્ઞાન અને સમાધિથી પાપરહિત થએલા યોગીઓથી પ્રાણિઓનાં મનની અને બહારની શી વાત અજાણી છે? તોપણ આપે જાણતાં છતાં પૂછયું તેથી આપની આજ્ઞા માથે ચડાવી મારી ચિંતાની વાત આપની પાસે કહુંછું. જોકે મારાં ચક્રવર્ત્તિ રાજ્યનું ઐશ્વર્ય અને સંપત્તિઓ લોકપાલ દેવતાઓએ પણ માગવા જેવી છે તોપણ જેમ ભુખ્યા અને તરસ્યા માણસને ચંદન વગેરે કોઇ બીજા પદાર્થથી આનંદ ન થાય તેમ મને પણ એ ઐશ્વર્ય વગેરેથી આનંદ મળતો નથી. એટલામાટે હે ભાગ્યશાળી મુનિ! હું કે જે પુત્ર ન હોવાનેલીધે મારા પૂર્વજોની સાથે નરકમાં પડેલોછું તેનું રક્ષણ કરો અને પ્રજાની પ્રાપ્તિ થઇને આ દુસ્તર નરકમાંથી અમે તરી જઇએ એવો ઉપાય કરી આપો.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે રાજાએ પ્રાર્થના કરતાં તે દયાળુ અંગિરા મુનિએ ત્વષ્ટા દેવતાનો ચરૂ રાંધીને તેથી ત્વષ્ટા દેવતાનું પૂજન કર્યું અને પછી કૃતદ્યુતિ કે જે રાજાની સઘળી રાણીઓમાં મોટી અને શ્રેષ્ઠ હતી તેને તે પૂજનમાંથી અવશેષ રહેલું અન્ન ખવરાવ્યું. એ અન્ન ખવરાવીને રાજાને કહ્યું કે–'આથી તને એક પુત્ર થશે અને તે તમને હર્ષ તથા શોક એ બન્ને આપશે.' એટલું કહી બ્રહ્માના પુત્ર અંગિરા ઋષિ ત્યાંથી ગયા. પછી કૃતદ્યુતિ રાણીને તે અન્ન ખાધાના પ્રભાવનેલીધે ચિત્રકેતુ રાજાનાં વીર્યથી, કૃત્તિકાને જેમ અગ્નિથી ગર્ભ રહ્યો હતો તેમ તુરતજ ગર્ભ રહ્યો. શૂરસેન દેશના સ્વામી ચિત્રકેતુનાં વીર્યથી રહેલો તે કૃતદ્યુતિનો ગર્ભ શુક્લપક્ષના ચંદ્રમાની પેઠે ધીરે ધીરે રોજરોજ વધવા લાગ્યો. સમય આવ્યો ત્યારે તેમાંથી કુંવરનો જન્મ થયો કે જે સાંભળીને શૂરસેન દેશના લોકોને મોટો આનંદ ઉત્પન્ન થયો. રાજી થએલા રાજાએ નાહિ, પવિત્ર થઇ, શણગાર ધરીને બ્રાહ્મણોપાસે સ્વસ્તિવાચનસહિત જાતકર્મસંસ્કાર કરાવ્યો. તે બ્રાહ્મણોને સોનું, રૂપું, વસ્ત્ર, આભૂષણ, ગામ, ઘોડા, હાથી અને દશ કરોડ ગાયો આપી. કુમારનાં ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિનેમાટે ઉદાર મનના રાજાએ મેઘની પેઠે બીજા પ્રાણિઓને પણ જોઇતા પદાર્થોની વૃષ્ટિ કરી. નિર્ધન માણસને માંડમાંડ મળેલાં ધનમાં જેમ સ્નેહ વધે તેમ એ રાજાને પણ પરિશ્રમથી મળેલા કુંવરઉપર રોજરોજ સ્નેહ વધવા લાગ્યો. કૃતદ્યુતિ કે જે તે કુંવરની મા હતી તેને તો પુત્રમાં મોહ ઉત્પન્ન કરનાર ભારે સ્નેહ વધ્યો અને તેની શોક્યોને સંતાનની ઇચ્છાથી ભારે પરિતાપ થયો. રોજ બાળકને રમાડતા ચિત્રકેતુ રાજાને એ દીકરાની મા કૃતદ્યુતિની ઉપર જેવો સ્નેહ રહ્યો તેવો બીજી સ્ત્રિયો ઉપર રહ્યો નહિ. ઈર્ષ્યાથી, વાંઝણીપણાનાં દુઃખથી અને રાજાના અનાદરથી પોતાને ધિક્કાર દેતી તે સ્ત્રિયો નીચે પ્રમાણે પરિતાપ કરવા લાગી. "પાપણી, વાંઝણી અને તેનેલીધે પતિને ઘરમાં નહિ ગમતી સ્ત્રીને ધિક્કાર છે. સારી પ્રજાવાળી શોક્યો વાંઝણી શોક્યનો દાસીની પેઠે તિરસ્કાર કરેછે. જેઓને નિરંતર માન મળતું હોય એવી સ્ત્રિયોને ધણીની સેવા કરવામાં દાસીપણું કરવાની પણ કશી હરકત નથી, પરંતુ આપણે દાસીની દાસીઓની પેઠે ભાગ્યરહિત છિયે." એ પ્રમાણે શોક્યને દીકરો આવવાથી બળ્યા કરતી અને રાજાને જેઓનું જીવવું પણ ગમતું નથી એવી સ્ત્રિયોને ભારે દ્વેષ ઉત્પન્ન થયો. દ્વેષનેલીધે બુદ્ધિ નાશ પામતાં દારૂણ ચિત્તવાળી અને રાજાઉપર અસહનતાવાળી એ સ્ત્રિઓએ કુંવરને ઝેર દીધું.

શોક્યોના એ મોટા અપરાધને નહિ જાણતી એ કૃતદ્યુતિ તો એ કુંવરને જોઇ 'સુઈ રહેલ છે' એમ ધારી ઘરમાં ફરવા લાગી. બાલકને સુતે ઘણીવાર થઇ એમ ધારી, એ ચતુર કૃતદ્યુતિએ ધાવ્યને આજ્ઞા કરી કે મારા પુત્રને તેડી આવ. ધાવ્ય, સુતેલા કુંવર પાસે ગઇ ત્યાં તેને પ્રાણ, ઇંદ્રિય અને ચેતના વગરનો તથા જેની આંખોમાંથી કીકીઓ જતી રહી હતી એવો દેખી 'હાય મુઇછું' એમ ચીસ નાખી ધરતીપર પડી. બહુજ છાતી કુટતી એ ધાવ્યનો અત્યંત આતુરતા ભરેલો શબ્દ સાંભળીને કૃતદ્યુતિ રાણી ઉતાવળી ઉતાવળી કુંવર પાસે ગઇ ત્યાં તેને તુરતજ મરી ગએલો જોયો; વૃદ્ધિ પામેલા શોકથી ધરતીપર પડી ગઇ; મૂર્છા આવી ગઈ અને કેશ તથા લુગડાં ખસી ગયાં તેની પણ તેને ખબર રહી નહિ. ધાવ્યનું રોવું સાંભળીને રાજાનાં અંતઃપુરમાં રેહેનારા લોકો સ્ત્રિયો અને પુરૂષો ત્યાં આવીને સરખાંજ દુઃખથી રોવા લાગ્યાં અને અપરાધ કરનારી તે શોક્યો પણ ખોટે ખોટે રોવા લાગી. અચાનક રીતે કુંવરનું મરણ થયું સાંભળી આંધળો થએલો, પડતો, માર્ગમાં ઠેશ્યો ખાતો અને સ્નેહના અનુબંધનેલીધે વૃદ્ધિ પામેલા શોકથી બહુજ ઘેરાએલો ચિત્રકેતુ રાજા બ્રાહ્મણોની સાથે ત્યાં આવ્યો અને તેના કારભારીઓ પણ પછવાડે આવ્યા. કેશ અને વસ્ત્ર જેનાં છૂટી ગયાંછે એવો ચિત્રકેતુ રાજા, મરી ગએલા પુત્રના પગની પાસે પડ્યો. લાંબા નિશાસા મુકતો અને આંસુનાં ટીપાંઓથી જેનું ગળું રોકાઇ ગયુંછે એવો એ રાજા બોલી પણ શક્યો નહિ. કૃતદ્યુતિ રાણી, એકજ એકનદીકરાને મરી ગએલો જોઇ તથા પતિને ઘણાજ શોકથી વ્યાપ્ત થએલો જોઇ,લોકોનાં અને કારભારીઓ વગેરેનાં કાળજાં ફાટી જાય એવી રીતે વિચિત્ર વિલાપ કરવા લાગી. કેશરી ચંદન જેઓને લાગાવ્યું હતું એવાં સ્તનને આંજણવાળાં આંસુનાં ટીપાઓથી નવરાવતી એ કૃતદ્યુતિ, જેમાંથી ફૂલની માળાઓ ખસી જાયછે એવા ચોટલાને છૂટો મૂકી ટીટોડિની પેઠે ઉંચે સાદે શોક કરવા લાગી. "અરે દૈવ! તું અત્યંત મૂર્ખ દેખાયછે; કેમ કે તું તારી સૃષ્ટિને નહિ ઘટે એવું કામ કરેછે. મોટાં જીવતાં નાહાનાનું મરણ કરવું એ બહુ ઉલટું છે અને જો તારી હમણાં એમજ કરવાની ઇચ્છા હોય તો તું ખરેખર પ્રાણીઓનો શત્રુ છો પણ દયાળુ નથી. જો પ્રાણીઓને પોતપોતાનાં કર્મનેલીધે અહીં મરણ અને જન્મનો યોગ્ય અનુક્રમ ન રેહેતો હોય તો પછી તારૂં શું કામ છે? કદાચ તારાવિના એકલાં કર્મોથી કશું ન થતું હોય તો પછી પોતાની સૃષ્ટિ વધારવાસારૂ આ સ્નેહરૂપી પાશ કે જે તેંજ કરેલ છે તેને તું પોતાથીજ કાપેછે!! આવું દુઃખ જોઈને કોઇ પણ પ્રાણી પોતાના પુત્ર વગેરે ઉપર સ્નેહ નહિ કરશે એથી તારી સૃષ્ટિને હાનિ છે. હે દીકરા! હે બાપ! હું કે જે રાંક અને અનાથ છું તેનો તારે ત્યાગ કરવો જોઇતો નથી. શોકથી તપીગએલા આ તારા બાપ સામું જો. તું જીવતો થા તો તારાથી અમે નરકને સેહેજ તરી જઇએ કે જે નરક, અપુત્ર માણસોને તરવું કઠણ પડેછે. નિર્દય યમની સાથે તું દૂર જતો નહિ. હે બાપ! હે રાજકુમાર! ઉઠ, આ સરખી અવસ્થાના તારા મિત્રો તને રમવા બોલાવેછે. તું ઘણીવાર થયા સુઇ રહ્યો છો. ભૂખ બહુજ લાગી હશે માટે સ્તનપાન કર અને અમે કે જે પોતાનાં છિયે તેઓનો શોક મટાડ. હે દીકરા! સુંદર હાસ્યવાળાં અને આનંદ ભરેલી દૃષ્ટિવાળાં તારાં મુખકમળને હું અભાગણી જોઇ શકી નહિ. અરે હું તારી મનોહર વાણી સાંભળતી નથી. અરેરે! પરલોક કે જ્યાંથી પાછું અવાતું નથી ત્યાં તું ગયો કે શું? નિર્દય યમ તને લઇ ગયો કે શું?"

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે કૃતદ્યુતિ

રાણી મરી ગએલા પુત્રનો વિચિત્ર વચનોથી વિલાપ કરતાં બહુજ દુઃખ પામેલો ચિત્રકેતુ રાજા પણ ગળું છૂટું મૂકીને રોવા લાગ્યો. એ સ્ત્રી-પુરૂષ એપ્રમાણે વિલાપ કરતાં તેઓને અનુસરનારાં પુરૂષો અને સ્ત્રિયો સઘળાં રોવા લાગ્યાં અને સર્વ મનુષ્યો મૂર્છિત જેવાં થઈ ગયાં. એપ્રમાણે ચિત્રકેતુ રાજાને દુઃખિત, મૂર્છિત અને અનાથ જાણી, અંગિરા મુનિ, નારદજી સહિત ત્યાં આવ્યા.

**एवं कश्मलमापन्नं नष्टसंज्ञमनायकम् ।**
**ज्ञात्वांगिरानाममुर्निराजगाम सनारदः ६१**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો ચઊદમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**ऊचतुर्मृतकोपांते पतितंमृतकोपमम् ।**
**शोकाभिभूतं राजानं बोधयंतौ मदुक्तिभिः॥**

શુકદેવજી કેહેછે.—શબની પાસે શબની પેઠે પડેલા અને શોકથી પરાભવ પામેલા ચિત્રકેતુ રાજાને સારાં વચનોથી બોધ દેતાં અંગિરા અને નારદજી નીચે પ્રમાણે બોલ્યા.

અંગિરા અને નારદજી કેહેછે.—હે મોટા રાજા! તું જેનો શોક કરેછે તે આ, તને કોણ થાયછે? અને આ સૃષ્ટિમાં તું આને કોણ થાયછે? પૂર્વજન્મમાં, આ જન્મમાં અને હવે પછીના ભવિષ્ય જન્મમાં તારો અને આનો સંબંધ કેવો હતો, કેવો છે અને કેવો થશે? જેમ પ્રવાહના વેગથી રેતી જુદી પડી જાયછે અને ભેળી થાયછે તેમ કાળના વેગથી પ્રાણીઓ જુદાં પડેછે અને ભેળાં થાયછે. પૂર્વજન્મમાં જે પ્રાણીઓ પિતા વગેરે રૂપથી ભેળાં હતાં તેઓજ મરણથી જુદાં પડીને વર્તમાન જન્મમાં કોઈ સમયે તેનાંજ અને કોઈ સમયે બીજાનાં પણ પુત્રાદિક થાયછે અને તેઓજ વળી જન્માંતરમાં તેનાંજ અથવા બીજાનાં સ્ત્રી વગેરે અને શત્રુ-મિત્ર વગેરે થાયછે. માટે આ તારો પુત્ર અને તું એનો પિતા એવો નિયમ છેજ નહિ. જેમ એક બીજમાંથી બીજાં બીજ ઉત્પન્ન થાયછે, કોઈ સમયે ઉત્પન્ન થતાં નથી અને કોઇ સમયે નાશ પણ પામેછે; એવી રીતે કોઇ પ્રાણીઓમાંથી બીજાં પ્રાણી ઉત્પન્ન થાયછે, કોઇ સમયે ઉત્પન્ન થતાં નથી અને કોઇ સમયે નાશ પણ પામેછે. માટે જેમ બીજમાં પિતાપુત્ર વગેરેનો સંબંધ નથી તેમ પ્રાણીઓમાં પણ પિતાપુત્ર વગેરેનો સંબંધ નથી, તેથી શોક નહિ કરવો જોઇએ. ભગવાનની માયાની પ્રેરણાથીજ થવું અને ન થવું છે, પણ વાસ્તવિક રીતે કાંઈ નથી. અમે, તું અને વર્ત્તમાન કાળનાં આ સ્થાવર-જંગમો જેમ જન્મથી પેહેલાં નહિ હતાં અને મરણ પછી નહિ હશું એવી રીતે હમણાં પણ નથીજ. સ્વપ્ન જેમ આદિ અને અંતમાં નહિ હોવાથી ખોટું છે તેમ આ જગત્ પણ આદિ અને અંતમાં નહિ હોવાથી ખોટું છે, અને મરણ પદાર્થ સર્વને સાધારણ છે તેથી પુત્રનોજ શોક કરવો રેહેતો નથી. અજન્મા ઈશ્વિર જોકે પોતે નિરપેક્ષ છે (કશાની પણ ગરજ વગરના છે) તોપણ બાળકની પેઠે લીલાવતે પોતે સરજેલાં પરતંત્ર પ્રાણિઓથી બીજાં પ્રાણિઓને સરજેછે, પાળેછે અને નષ્ટ કરેછે. આ સઘળી માયાની સૃષ્ટિ છે તેથી હું આનો બાપ અને આ મારો પુત્ર ઇત્યાદિક અભિમાન, કેવળ પ્રતીતિમાત્રને લઇને છે. જેમ એક બીજમાંથી બીજાં બીજ થાયછે તેમ માતાપિતાના દેહમાંથી પુત્રનો દેહ થાયછે. માટે બીજમાં જેમ પૃથ્વી વગેરે મૂળ તત્ત્વો એનાંએજ રેહેછે તેમ શરીરમાં પણ આત્મા એનોએજ રેહેછે. જેમ જાતિ અને આકૃતિના વિભાગની કલ્પના એકજ વસ્તુમાં થએલી છે તેમ દેહ અને દેહીના વિભાગની

---

* આ પન્દરમા અધ્યાયમાં અંગિરા અને નારદજીએ તત્ત્વનો ઉપદેશ કરી ચિત્રકેતુનો શોક મટાડયાની કથા કેહેવામાં આવશે.

કલ્પના પણ એકજ વસ્તુમાં અનાદિકાળનાં અજ્ઞાનથી થએલી છે. વાસ્તવિક રીતે બ્રહ્મજ એક સત્ય વસ્તુ છે તેમાં અનેક પ્રકારની ખોટી કલ્પનાઓ થએલી છે માટે શોક કરવો યોગ્યજ નથી.

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે એ મુનિઓનાં વચનથી આશ્વાસના પામેલો ચિત્રકેતુ રાજા, દુઃખથી કરમાએલાં પોતાનાં મુખને હાથવતે લુઇને નીચે પ્રમાણે બોલ્યો.

ચિત્રકેતુ કેહેછે.—જ્ઞાનથી પરિપૂર્ણ અને મોટાઓમાં મોટા તમે, અવધૂત વેષથી ગુપ્ત રહીને અહિં આવેલા છો તે કોણ છો? ભગવાનઉપરજ પ્રેમ રાખનારા બ્રાહ્મણો, મારાજેવા અજ્ઞાનિઓને બોધ દેવાસારૂ ઉન્મત્ત જેવા વેષથી યથેષ્ટ રીતે ફરેછે. સનત્કુમાર, નારદ, ઋભુ, અંગિરા, દેવળ, અસિત, અપાંતરતમ, વ્યાસ, માર્કંડેય, ગૌતમ, વસિષ્ટ, પરશુરામ, કપિલ, શુકદેવજી, દુર્વાસા, યાજ્ઞવલ્કય, જાતૂકર્ણ્ય, આરૂણિ, રોમશ, ચ્યવન, દત્તાત્રેય, આસુરિ, પતંજલિ, વેદશિરા, બોધ્ય, પંચશિરા, હિરણ્યનાભ, કૌશલ્ય, શ્રુતદેવ, ઋતધ્વજ, એઓ અને બીજા પણ મોટા સિદ્ધ લોકો જ્ઞાનના ઉપદેશનેસારૂજ ફરેછે. તો હું કે જે ઘાટાં અંધારામાં ડુબેલો અને ગામડાનાં જનાવર જેવો મૂઢ છું તેને આપથી બોધ મળશે માટે જ્ઞાનરૂપી દીવાનો પ્રકાશ કરો.

અંગિરા કેહેછે.—હે રાજા! જે સમયે તને પુત્રની ઇચ્છા હતી તે સમય પુત્ર આપનાર હું અંગિરા અને આ સાક્ષાત્ બ્રહ્માના પુત્ર નારદજી છે. તું કે જે ભગવાનનો ભક્ત અને શોક કરવાને યોગ્ય નથી તેને આ પ્રમાણે પુત્રના શોકથી મોટા મોહમાં ડુબેલો જાણી તારા ઉપર અનુગ્રહ કરવાસારૂ અમે અહીં આવ્યા છિયે; કેમ કે બ્રાહ્મણોને માનનાર ભગવાનના ભક્તને મોહ થવો નહિ જોઇએ. હું પેહેલાં તારે ઘેર આવ્યો હતો તે સમયેજ તને ઉત્તમ જ્ઞાન આપવાનો મારો વિચાર હતો પણ તને સંસારમાં આસક્તિ છે એમ જાણી મેં પુત્રજ આપ્યો હતો. પુત્રવાળાઓને કેવું દુઃખ થાયછે તે હમણાં તારાજ અનુભવમાં આવ્યું. સ્ત્રી, પુત્ર, ધન અને અનેક પ્રકારનાં ઐશ્વર્યની સંપત્તિઓનું પણ એ પ્રમાણેજ છે. શબ્દાદિક વિષયો અને રાજ્યસંબંધી વિભૂતિઓ ચંચલ છે. હે ચિત્રકેતુ રાજા! પૃથ્વી, રાજ્ય, સૈન્ય, ભંડાર, નોકર, કારભારિઓ અને સંબંધિઓ એ સઘળાં શોક, મોહ, ભય તથા પીડાને આપનાર અને ગંધર્વનગરજેવાં છે; સ્વપ્ન, માયા અને મનોરથની પેઠે મિથ્યા છે; કેવળ મનથીજ પેદા થએલાં અને સત્યતા વિનાજ દેખાય એવાં છે. સાચાં હોય તો એક ક્ષણમાં દેખાઇને બીજા ક્ષણમાં તેઓનો બાધ નહિ થવો જોઇએ. કર્મની વાસનાઓથી વિષયનું ચિંતન કરનાર પુરૂષનાં કર્મ મનથી થયાં છે માટે તે કર્મોથી બનતા પદાર્થો પણ મનથીજ પેદા થએલા છે. દેહાભિમાનવાળા જીવને પંચભૂત, ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવતારૂપ આ દેહજ અનેક પ્રકારના ક્લેશ અને સંતાપને પેદા કરનાર કહેલો છે. મમતાના વિષયો દુઃખદાયી છે અને તેઓનું મૂળ દેહજ છે, એટલામાટે સ્થિર મનથી પોતાનું સ્વરૂપ વિચારીને દ્વૈતપદાર્થમાં સાચાપણાનો વિશ્વાસ અને સ્નેહ છોડી દેતાં શાંતિનો આશ્રય કર.

નારદજી કેહેછે.—આ મંત્રવિદ્યા કે જે પરમ કલ્યાણ આપનારી છે તે તું સાવધાન થઇને મારી પાસેથી લે, કે જે વિદ્યાનું સાત રાત સુધી બરાબર ચિંતન કરીશ એટલે તને શેષનાગનાં દર્શન થશે. હે રાજા! સદાશિવ વગેરે પૂર્વ પુરૂષો જેના ચરણારવિંદનું શરણ લેવાથી આ ભ્રાંતિરૂપ દ્વૈતને છોડી દઈ જેના બરાબર અથવા અધિક કોઈ પણ નથી એવાં બ્રહ્મસ્વરૂપને પામ્યા છે તે સર્વોત્તમ શેષનાગને તું પણ થોડા કાળમાં પામીશ. ૨૮

**यत्पादमूलमुपसृत्य नरेंद्र पूर्वे शर्वादयो भ्रम-**

मिमं द्वितयं विसृज्य । सद्यस्तदीयमतुलानधिकं महित्वं प्रापुर्भवानपि परं न चिरादुपैति ॥

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો પન્દરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ देवऋषी राजन् संपरेतं नृपात्मजम् । दर्शयित्वेतिहोवाच ज्ञातीनामनुशोचताम् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે પરીક્ષિત રાજા! પછી નારદજીએ, શોક કરનારાં સંબંધિઓને પોતાનાં યોગબળથી એ મરી ગએલો રાજકુમાર પ્રત્યક્ષ દેખાડી તેને નીચે પ્રમાણે કહ્યું.

નારદજી કેહેછે.—હે જીવાત્મા! તારાં મા, બાપ, મિત્રો અને બાંધવો કે જેઓ તારા શોકથી બહુજ વ્યાકુલ થએલાં છે તેઓને જો. આ તારા શરીરમાં પ્રવેશ કરી બાકીનાં[1] આયુષ્યને અને પિતાએ આપેલાં સુખોને સંબંધીઓની સાથે રહી ભોગવ અને રાજ્યાસનનો સ્વીકાર કર.

શરીરમાં આવીને જીવ બોલ્યો કે—હું કે જે કર્મનેલીધે દેવ, પશુ, પક્ષી અને મનુષ્યોની યોનિઓમાં ભટક્યા કરૂંછું તેના ક્યા જન્મમાં આ માતા અને પિતા થયાં હતાં? હું મરી જતાં મને પુત્ર જાણીને શોક થયો છે તો શત્રુ જાણીને હર્ષ શામાટે કરતાં નથી? કેમકે સંબંધી, સપિંડ, શત્રુ, મધ્યસ્થ, મિત્ર, ઉદાસીન અને દ્વેષિઓ અનુક્રમથી સઘળાં સઘળાંને પરસ્પર થાયછે તેથી પુત્રાદિકનો સંબંધ કાંઇ તેનો તેજ રેહેછે એવો નિયમ નથી. જેમ સુવર્ણ વગેરે વેચવા-સાટવવાની ચીજો તેની તેજ વ્યવહાર કરનારાઓમાં ચારેકોર ફર્યા કરેછે તેમ જીવ પણ અનેક યોનિઓમાં એનો એજ ફર્યા કરેછે. માણસોમાં જીવતા પદાર્થનો સંબંધ પણ અનિત્ય જોવામાં આવેછે; કેમકે વેચવા વગેરેનેલીધે સંબંધ બંધ પડેછે. જ્યાંસુધી જેને સંબંધ હોય ત્યાંસુધીજ તેને મમત્વ રેહેછે. જે દેહમાં જીવ આવેલો હોય તે દેહમાં તે જીવ જ્યાંસુધી હોય ત્યાંસુધી તેનું સ્વત્ત્વ હોયછે પણ મુવા પછી રેહેતું નથી; માટે આ દેહ હવે મારો નથી. અનેક યોનિઓમાં ફરનારો જીવ એનોએજ રેહેછે અને તે વાસ્તવિક રીતે અહંકારરહિત છે. જીવ અને પરમાત્મા એકજ છે અને તે એકપણાનેલીધે નિત્ય, ઘટારાથી રહિત, જન્માદિક વિનાનો અને જન્મનારા દેહાદિક પદાર્થોનો આશ્રય તથા સ્વયંપ્રકાશ છે. પોતાની માયાના ગુણોથી પોતાને જગતરૂપ બનાવનાર પણ એજ છે. એ જીવને કોઈ પ્રિય નથી, કોઈ અપ્રિય પણ નથી, કોઈ પોતાનો નથી અને કોઈ પારકો પણ નથી; માટે મારે કોની સાથે રેહેવું, કોને રાજી કરવા અને કોની સામું જોવું? આત્મા તો સંગરહિત અને સારૂં-નરસું કરનારા મિત્ર તથા શત્રુ વગેરેની વિચિત્ર બુદ્ધિઓનો સાક્ષી છે. આત્મા સુખ, દુઃખ કે રાજ્યાદિકને ભોગવતોજ નથી; કેમકે કાર્ય તથા કારણોનો સાક્ષી છે પણ ભોક્તા નથી અને સ્વતંત્ર છે પણ દેહાદિકને પરતંત્ર નથી. માટે હું કે જે એવી રીતનો છું તેને કોઇની સાથે સંબંધ નથી તેથી મારો સંબંધ માનીને કોઇએ શોક નહિ કરવો જોઇએ.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે કહીને જીવ પાછો શરીરમાંથી નીકળી ગયો ત્યારે પછી તેના સંબંધીઓએ વિસ્મય પામીને પોતાના સ્નેહરૂપી સાંકળ તોડી નાખીને શોક કરવો છોડી દીધો. તેનાં શરીરનો દાહ

---

* આ સોળમા અધ્યાયમાં તેના પુત્રના બોલવાથીજ રાજાને શોકરહિત કરી નારદજીએ તેને, શેષનાગને પ્રસન્ન કરનારી વિદ્યાનો ઉપદેશ કર્યો, એ કથા કેહેવામાં આવશે. १ દુર્મરણથી મરવાનેલીધે તેનું કાંઇક આયુષ્ય બાકી રહ્યુંછે તેથીજ તે શરીરમાં આવીને પાછી વાતો કરેછે એમ સમજવાનું છે.

કરી તથા તેની પરલોકસંબંધી યોગ્ય ક્રિયાઓ કરીને સંબંધિઓએ મજબુત સ્નેહ કે જે શોક, મોહ, ભય અને પીડા આપનાર છે તેને છોડી દીધો. બાલહત્યા કરનારી અને તેનેલીધે નિસ્તેજ થએલી સ્ત્રિયોએ, અંગિરા મુનિનું ભાષણ સાંભળવાથી પુત્ર વગેરેની કામના છોડી દઇને બ્રાહ્મણોના કેહેવા પ્રમાણે યમુનાને કિનારે બાલહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું. એપ્રમાણે અંગિરા અને નારદજીનાં વચનથી જેને બોધ મળ્યો એવો ચિત્રકેતુ રાજા, તળાવના ગારામાંથી જેમ હાથી નીકળે તેમ ઘરરૂપી ઊંડા કૂવામાંથી નીકળ્યો. યમુનામાં સ્નાન કરી, તર્પણ વગેરે પવિત્ર ક્રિયાઓ કરી, તથા મૌનપૂર્વક જીતેંદ્રિયપણું રાખી અંગિરા અને નારદજીને પગે લાગ્યો. પછી ભક્તિવાળા, શરણાગત અને જીતેંદ્રિય તે રાજાને પ્રસન્ન થઇને નારદજીએ નીચેપ્રમાણે વિદ્યાનો ઉપદેશ કર્યો.

“વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સંકર્ષણરૂપ આપ ભગવાનને મનથી નમસ્કાર કરિયેછિયે. અનુભવરૂપ, પરમાનંદમૂર્ત્તિ, આત્મારામ, શાંત અને દ્વૈતદૃષ્ટિથી રહિત આપને નમસ્કાર કરિયેછિયે આત્માનંદના અનુભવથીજ માયાસંબંધી રાગદ્વેષાદિકને નિરાશ કરનાર, ઇંદ્રિયોના સ્વામી, મહાત્મા અને જગત્‌રૂપ મૂર્ત્તિવાળા આપને નમસ્કાર કરિયેછિયે. મન અને સઘળી ઇંદ્રિયો નહિ પોચીને વિરામ પામી જતાં નામ-રૂપરહિત, ચૈતન્યમાત્ર અને સર્વના કારણરૂપ જે એકજ પ્રકાશેછે તે દેવ અમારી રક્ષા કરજો. આ જગત્ જેમાં રહ્યું છે, જેમાં લય પામેછે અને જેથી ઉત્પન્ન થાયછે તથા ઘટાદિક પદાર્થોમાં માટીની પેઠે જે સર્વમાં અનુસ્યૂત છે તે પરબ્રહ્મ આપને નમસ્કાર કરિયેછિયે. મન, બુદ્ધિ અને ઇંદ્રિયો જેને જાણતા નથી તથા પ્રાણ જેનો સ્પર્શ કરી શકતા નથી અને જે આકાશની પેઠે અંદર અને બાહાર વ્યાપી રહેલ છે તેને હું પ્રણામ કરૂંછું. આ દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિ જેના ચૈતન્યાંશનો આવેશ થવાથી પોતપોતાનાં કામમાં પ્રવર્તી શકેછે અને જેમ અગ્નિ વગરનું એકલું લોઢું બાળી શકે નહિ તેમ સુષુપ્તિ અને મૂર્છા વગેરેમાં જેના ચૈતન્યાંશવિના કામ કરી શકતાં નથી અને જે જાગ્રત વગેરે અવસ્થાઓમાં જીવ એવું નામ ધરાવેછે તેને હું નમસ્કાર કરૂંછું. હે સર્વોત્કૃષ્ટ! હે સર્વેશ્વર! આપ કે જે ભગવાન, મહાપુરૂષ, મોટા પ્રભાવવાળા, મોટી વિભૂતિના પતિ અને સઘળા મોટા ભક્તોના સમૂહો પોતાના હાથરૂપી કમળની કળીઓથી જેના બન્ને ચરણારવિંદને લડાવેછે એવા છો તે આપને પ્રણામ કરિયે છિયે.”

શુકદેવજી કેહેછે.– ભક્તિમાન્ અને શરણે આવેલા તે ચિત્રકેતુ રાજાને એપ્રમાણે વિદ્યાનો ઉપદેશ કરી અંગિરા ઋષિની સાથે નારદજી બ્રહ્મલોકમાં ગયા. પછી ચિત્રકેતુએ સાત દિવસ સુધી માત્ર જલનો આહાર કરી અને સાવધાન રહી નારદજીના કેહેવાપ્રમાણે તે વિદ્યાનું યોગ્ય અનુષ્ઠાન કર્યું. સાત રાતો પૂરી થતાં અનુષ્ઠાન કરવામાં આવતી તે વિદ્યાના પ્રભાવથી તેને મુખ્ય ફળના પેટામાં વિદ્યાધરોનું અધિપતિપણું પણ અખંડિત મળ્યું. પછી કેટલેક દિવસે વિદ્યાના પ્રભાવથી મન પોહોંચે ત્યાહાં પોહોચવાની ગતિ મળતાં તે ચિત્રકેતુ, શેષનાગની પાસે ગયો. કમળના નાળની પેઠે ગૌર, નીલવસ્ત્રવાળા, પ્રસન્ન મુખવાળા, રાતાં નેત્રવાળા, મોટા સિદ્ધલોકોનાં મંડલોથી વીંટાએલા અને મુકુટ, બાજુબંધ, કટિમેખલા તથા કંકણથી દીપી રહેલા શેષ નાગને દીઠા. તેમનાં દર્શનનેલીધે સર્વ પાપથી છૂટેલો, સ્વચ્છ તથા નિર્મલ અંતઃકરણવાળો, ભક્તિના વધારાનેલીધે સ્નેહનાં આંસુવાળો અને રૂવાડાં જેનાં ઉભાં થઇ ગયાં એવો એ ચિત્રકેતુ, તેમની શરણે ગયો અને પગે લાગ્યો. ભગવાનના ચરણારવિંદના આસન-

રૂપ શેષનાગને પ્રેમનાં આંસુનાં ટીપાંઓથી વારંવાર ભીંજાવતો ચિત્રકેતુ, પ્રેમનેલીધે સર્વે અક્ષરોનું ઉચ્ચારણ રોકાઈ જતાં ઘણીવારસુધી તેમની સ્તુતિ કરી શક્યો નહિ. પછી બુદ્ધિવડે મનને સ્થિર કરી જેને વાણી પ્રાપ્ત થઇ છે એવો એ ચિત્રકેતુ, સઘળી ઇંદ્રિયોની બહિર્વૃત્તિને રોકીને, જગતના ગુરૂ શેષનાગના કે જેમનો આકાર ભક્તિશાસ્ત્રમાં કહ્યાપ્રમાણે હતો તેમની સ્તુતિ કરવા લાગ્યો.

ચિત્રકેતુ સ્તુતિ કરેછે.— આપ જોકે અજિત છો તોપણ સમદૃષ્ટિવાળા જિતેંદ્રિય પુરૂષોએ આપને જીતી લીધા છે. અને આપ કે જે નિષ્કામ ભક્તોને પોતાનું સ્વરૂપ આપનાર અને મહાદયાળુ છો તેમણે એ ભક્તોને જીતી લીધા છે. (વશ્ય કર્યા છે.) હે મહારાજ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય વગેરે થાયછે એ આપની લીલા છે. જગતને સરજનારા બ્રહ્માદિક તો આપના અંશના પણ અંશ છે અને એઓ જુદી જુદી ઈશ્વરતાના અભિમાનથી સૃષ્ટિ વગેરે કાર્યોમાં ફોકટનીજ સ્પર્દ્ધા રાખેછે. સૂક્ષ્મ અને સ્થૂલ બ્રહ્માંડના આદિમાં, અંતમાં અને મધ્યમાં રેહેનારા અને પોતે આદિ, અંત તથા મધ્યથી રહિત આપ છો. જે તત્ત્વ, કાર્યના આદિમાં, અંતમાં અને મધ્યમાં પણ રેહેતું હોય તેજ અવિનાશિ કેહેવાયછે. એક એક કરતાં દશગણાં વધતાં પૃથિવી વગેરે આવરણોથી વીંટાએલું આ બ્રહ્માંડ અને એવાંજ કરોડો બ્રહ્માંડો આપનાં સ્વરૂપમાં પરમાણુની પેઠે ભમ્યા કરેછે માટે આપ અનંત છો. વિષયોની તૃષ્ણા રાખનારા જે નરપશુઓ આપની વિભૂતિરૂપ ઇંદ્રાદિક દેવની ઉપાસના કરેછે પણ આપ કે જે સર્વેના કારણરૂપ છો તેમની ઉપાસના કરતા નથી તેઓનાં સુખ, રાજાઓના નાશની પછવાડે જેમ તેઓનાં સુખ નાશ પામેછે તેમ તે દેવતાઓના નાશની પછવાડે નાશ પામેછે. હે પરમેશ્વર! વિષયની કામનાઓ પણ જો તમારામાંજ અર્પણ કરેલી હોય તો, ભુંજેલાં બીજ જેમ બીજાં બીજને ઉત્પન્ન કરી શકતાં નથી તેમ તેઓ પણ બીજા દેહને ઉત્પન્ન કરી શકે નહિ. કેમ કે નિર્ગુણ અને જ્ઞાનમય આપનાં સ્વરૂપમાં જીવના ગુણોનેલીધેજ સુખ-દુઃખાદિક દ્વંદ્વના સમૂહ થાયછે. માટે નિર્ગુણ સ્વરૂપનું કામનાથી ભજન કર્યું હોય તોપણ તેથી ધીરેધીરે નિર્ગુણપણું પ્રાપ્ત થાયછે. નિષ્કિંચન અને આત્મારામ સનકાદિક મુનિઓ મોક્ષનેમાટે જેનું સેવન કરેછે એવો નિર્દોષ વૈષ્ણવધર્મ આપે કહ્યોછે ત્યારથીજ આપની સર્વ કરતાં ઉત્કૃષ્ટતા છે. વૈષ્ણવધર્મ નિર્દોષ એટલામાટે છે કે જેમ બીજા સકામ ધર્મમાં તું, હું અને મારૂં તથા તારૂં એવી વિષમ બુદ્ધિ રેહેછે તેવી એ ધર્મમાં રેહેતી નથી. શત્રુના મરણ વગેરેની કામનારૂપ વિષમ બુદ્ધિથી જે ધર્મ રચાએલો હોય તે તો રાગ-દ્વેષાદિકથી અશુદ્ધ, વિનાશી ફળવાળો અને અધર્મના મોટા ભાગવાળો હોયછે. પોતાના અને પારકા દ્રોહવાળો ધર્મ પાળવાથી પોતાનું તથા પારકું શું ભલું થાયછે અને શું પ્રયોજન સિદ્ધ થાયછે? એ ધર્મની રીતિ પ્રમાણે શરીરને બહુજ ક્લેશ દેવાથી આત્મારૂપ આપને પીડા થાયછે અને બીજાનું પીડન થવાથી અધર્મ અને આત્માનું પીડન બન્ને થાયછે. આપનો વિચાર કે જેમાંથી વૈષ્ણવધર્મ નીકળેલો છે તેણે પરમાર્થને છોડ્યોજ નથી; કેમ કે સ્થાવર-જંગમ પ્રાણિઓમાં સમબુદ્ધિ રાખનારા વૈષ્ણવો એજ ધર્મને સેવેછે. હે મહારાજ! આપનાં દર્શનથી મનુષ્યોનાં સઘળાં પાપોનો ક્ષય થાય એ કાંઈ આશ્ચર્ય નથી; કેમ કે ચાંડાલ હોય તે પણ જો એક વાર પણ આપનું નામ સાંભળે તો સંસારમાંથી છૂટી જાયછે. હે ભગવાન્! હમણાં અમારાં ચિત્તના મેલ આપનાં દર્શનથી ધોવાઈ ગયા છે. આપના ભક્ત નારદજીએ જે કહ્યું હતું તેમાં ફેરફાર થાયજ કેમ? હે

અનંત! લોકોનું સઘળું આચરણ, આપ કે જે જગત્‌ના આત્મા છો તેમના જાણવામાં છે. સૂર્યની પાસે જેમ પતંગીઆઓએ પ્રકાશ કરવાનું કાંઈ નથી તેમ આપ પરમગુરૂની પાસે લોકોએ કાંઈ પણ જણાવવાનું રેહેતું નથી. સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના સ્વામી અને કાચા યોગીઓ ભેદદૃષ્ટિનેલીધે જેનાં તત્ત્વને જાણતા નથી એવા પરમશુદ્ધ આપને નમસ્કાર કરૂંછું. જેના શ્વાસને પછવાડે પ્રજાપતિઓ શ્વાસ લેછે, જેને જાણ્યા પછી જ્ઞાનેંદ્રિયો જાણી શકેછે અને જેના માથાઉપર પૃથ્વીનું મંડલ સરશવ જેવડું લાગેછે તે હજાર મસ્તકવાળા આપને નમસ્કાર કરૂંછું.

શુકદેવજી કેહેછે.—વિદ્યાધરોના પતિ ચિત્રકેતુએ એપ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થએલા શેષનાગ નીચે પ્રમાણે બોલ્યા.

શેષનાગ કેહેછે.—નારદજી અને અંગિરા મુનિએ તને મારા સંબંધમાં જેનો ઉપદેશ કર્યો તે વિદ્યાથી અને મારાં દર્શનથી તું કૃતાર્થ થયો છો. જે સઘળાં સ્થાવર-જંગમો છે તે હુંજ છું. સર્વનો ભોક્તા અને સર્વનું કારણ પણ હુંજ છું. વેદ અને પરબ્રહ્મ, એ બે મારાંજ નિત્યસ્વરૂપ છે. જ્ઞાનીએ એવો વિચાર રાખવો કે "હું જગતમાં વ્યાપી રહ્યો છું અને જગત્ હુંમાં વ્યાપી રહ્યું છે તથા બન્નેમાં પરમાત્મા વ્યાપી રહ્યા છે અને પરમાત્મામાં હું તથા જગત્ બન્ને કલ્પિત છિયે." જેમ સુતેલો માણસ એક સ્વપ્ન અવસ્થામાંજ સ્વપ્ન અને સુષુપ્તિ દેખેછે અને જાગ્રતપણાને પણ માનેછે એવી રીતે બુદ્ધિની પ્રસિદ્ધ ત્રણ અવસ્થાઓ પણ કેવળ માની લેવામાત્ર અને મિથ્યા છે અને તેઓનો દ્રષ્ટા આત્મા તે અવસ્થાઓથી રહિત છે એમ વિચારવું. સુતેલો જીવ જે રૂપથી તે અવસરે પોતાનાં અજ્ઞાનને અને નિર્ગુણ સુખને જાણેછે તે આત્મા બ્રહ્મ હું છું એમ જાણ. સુષુપ્તિનાં અજ્ઞાન અને સુખ તે વખતમાંજ જાણ્યાં ન હોય તો જાગ્યા પછી હું સુખે સુતો હતો અને કાંઇ પણ જાણતો ન હતો એ રીતે અજ્ઞાનનું અને સુખનું સ્મરણ થવું નહિ જોઇએ. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાનો અનુભવ કરનાર આત્મા એકજ છે; કેમ કે જાગ્રતમાં સ્વપ્ન કે સુષુપ્તિ નથી તોપણ 'જે હું સ્વપ્ન દેખતો હતો અને પછી ઘોર નિદ્રામાં સુઇ ગયો હતો તેજ હું છું' એવું અનુસંધાન રેહેછે. જાગ્રતથી સ્વપ્ન અવસ્થા જુદી પડેછે અને સ્વપ્ન અવસ્થાથી જાગ્રત્ જુદી પડેછે પણ તેઓનો જાણનાર આત્મા એ બન્ને અવસ્થાઓમાં એકજ છે. તેમ સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન કે જાગ્રત્ કાંઇ પણ નથી પરંતુ તેઓનો દ્રષ્ટા આત્મા અખંડિત છે. એવી રીતે ત્રણે અવસ્થાઓમાં પ્રકાશકપણાથી (જાણનારપણાથી) અનુસ્યૂત અને ત્રણેથી જુદું જે જ્ઞાન છે તેજ હું છું અને જે હું છું તે પરબ્રહ્મ છું એમ જાણ. જો આ મારૂં બ્રહ્મસ્વરૂપ ભુલાય છે તો તે પોતાથી જુદું પડી જાયછે અને જુદું પડ્યું તો જીવને વારંવાર જન્મ અને મરણરૂપ સંસાર થાયછે. આ મનુષ્યનો અવતાર કે જેમાં શાસ્ત્રસંબંધી જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન બન્ને થવાનો સંભવ છે તેને પામી જેણે પોતાનું સ્વરૂપ ન ઓળખ્યું તેને ક્યાંય પણ શાંતિ મળે નહિ. પ્રવૃત્તિમાં ક્લેશ તથા ફળનું ઉલટાપણું છે અને નિવૃત્તિમાં એ બન્ને નથી એમ સ્મરણ રાખી સમજુ પુરૂષે સંકલ્પ કરવાથી અટકવું જોઇએ. સ્ત્રી-પુરૂષનાં જોડાંઓ સુખની પ્રાપ્તિનેમાટે અને દુઃખના નાશને માટે ક્રિયાઓ કરેછે પણ તે ક્રિયાઓથી દુઃખ મટતું નથી અને સુખ મળતું નથી. આવી રીતે ડાહ્યાનું અભિમાન રાખનારાઓ પણ સુખ-દુઃખની બાબતમાં ભૂલ ખાયછે એમ સમજી તથા સૂક્ષ્મ આત્મસ્વરૂપ ત્રણે અવસ્થાઓથી વિલક્ષણ છે એમ જાણી વિવેકના બળથી આ લોક તથા પરલોકના વિષયોને છોડી દેતાં મારા ભક્તે

જ્ઞાન તથા વિજ્ઞાનમાંજ સંતુષ્ટ રેહેવું જોઇએ. જીવાત્મા અને પરમાત્મા એકજ છે એમ જાણવું એજ ખરો સ્વાર્થ છે એમ યોગમાં પોહોંચેલી બુદ્ધિવાળાઓએ સમજવું. હે ચિત્રકેતુ રાજા ! શાસ્ત્રનાં જ્ઞાનથી તથા અપરોક્ષ જ્ઞાનથી સંપન્ન રહીને તું આ મારાં વચનનો સાવધાનપણાથી નિદિધ્યાસ કરીશ તો તુરત મોક્ષ થશે.

શુકદેવજી કેહેછે.—જગતના ગુરૂ અને આત્મા શેષનાગ ભગવાન્, ચિત્રકેતુની એપ્રમાણે આશ્વાસના કરી, તે જોતાં છતાં ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. ૬૫

**आश्वास्य भगवानित्थं चित्रकेतुं जगद्गुरुः ।**
**पश्यतस्तस्य विश्वात्मा ततश्चांतर्दधे हरिः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**यतश्चांतर्हितोनंतस्तस्यै कृत्वा दिशे नमः ।**
**विद्याधरश्चित्रकेतुश्चचार गगनेचरः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—જે દિશામાં શેષનાગ અંતર્ધાન થઇ ગયા તે દિશાને પ્રણામ કરી ચિત્રકેતુ વિદ્યાધર આકાશમાં ફરવા લાગ્યો. લાખો વર્ષ સુધી તેની ઇંદ્રિયોનું સામર્થ્ય ઓછું થયું નહિ. મુનિ, સિદ્ધ તથા ચારણો તેની સ્તુતિ કરતા હતા. વિદ્યાધરોની સ્ત્રિયોની પાસે ભગવાનનું ગાયન કરાવતો એ મોટો યોગી ચિત્રકેતુ, સંકલ્પમાત્રથીજ જેઓમાં અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાયછે એવી પ્રખ્યાત પર્વતોની ગુફાઓમાં રમતો હતો. એક દિવસે એ ચિત્રકેતુ, વિષ્ણુએ આપેલાં દિવ્ય વિમાનમાં બેસી જતો હતો ત્યાં સદાશિવ તેના જોવામાં આવ્યા. એ સમયે સદાશિવ, મુનિઓની સભામાં પાર્વતીને ખોળામાં બેસાડી હાથવતે તેમનું આલિંગન કરીને બેઠા હતા અને આસપાસ સિદ્ધ તથા ચારણ લોકો ઊભા હતા. એ સદાશિવની પાસે ઊભો રહીને ચિત્રકેતુ, પાર્વતી સાંભળતાં ઊંચા સ્વરથી હસ્યો અને નીચે પ્રમાણે બોલ્યો.

ચિત્રકેતુ બોલેછે.—ધર્મનો ઉપદેશ કરનાર, પ્રાણિઓમાં મુખ્ય અને લોકોના સાક્ષાત્ ગુરૂ આ સદાશિવ, સભાવચ્ચે સ્ત્રીને સાથે લઇને બેઠા છે !! જટાધારી, તીવ્ર તપ કરનારા, બ્રહ્મજ્ઞાનની વાતો કરનારા અને સભાના અધ્યક્ષ આ સદાશિવ, પામર પુરૂષની પેઠે લાજ મૂકીને સ્ત્રીને ખોળામાં લઇ બેઠા છે !! ઘણું કરીને પામર લોકો પણ એકાંતમાંજ સ્ત્રિયોને ખોળામાં લેછે પણ આ સદાશિવ તો મોટા નિયમોને પાળનાર થઇને સભાવચ્ચે સ્ત્રીને લઈ બેઠા છે !!

શુકદેવજી કેહેછે.—અત્યંત ગંભીર બુદ્ધિવાળા સદાશિવ તો એ વાક્ય સાંભળીને પણ સભાવચ્ચે હસીને ચૂપ રહ્યા અને તેમને અનુસરનારા સભાસદો પણ ચૂપ રહ્યા. પરંતુ મહાદેવના પ્રભાવને નહિ જાણનારો અને જિતેંદ્રિયપણાનું અભિમાન ધરાવનારો એ ચિત્રકેતુ, એપ્રમાણે ઘણુંજ અબદ્ધ ભાષણ કરતાં પાર્વતીએ ક્રોધ કરીને તે શઠને નીચે પ્રમાણે કહ્યું.

જગદંબા કેહેછે.—હમણાં જગતમાં અમજેવાં દુષ્ટ અને નિર્લજ્જ લોકોને શીખામણ દેનાર, પ્રતિકૂલ વિચાર કરનાર અને દંડ દેનાર આ ચિત્રકેતુજ માલેક થયોછે કે શું ? બ્રહ્મા, પ્રજાપતિઓ, નારદાદિક, સનત્કુમાર, કપિલ અને મનુ, એઓને તો ધર્મની ખબરજ નથી કે જેઓ શાસ્ત્રવિરૂદ્ધ ચાલનારા સદાશિવને ના કેહેતા નથી !! પોતે નીચ ક્ષત્રિય છતાં ધૃષ્ટપણાથી વિદ્વાનોને મૂર્ખ બનાવી, જગતના ગુરૂ, ધર્મમૂર્ત્તિ

* આ સત્તરમા અધ્યાયમાં અમોઘ સિદ્ધિ પામીને આકાશમાર્ગમાં ફરતો ચિત્રકેતુ, મહાદેવની મશ્કરી કરવાથી પાર્વતીનો શાપ લાગતાં વૃત્રાસુર થયો એ કથા કેહેવામાં આવશે.

અને બ્રહ્માદિક પણ જેના ચરણારવિંદનું ધ્યાન ધરેછે એવા સદાશિવને શીખામણ આપેછે માટે આ ચિત્રકેતુ, શિક્ષાને યોગ્ય છે. પોતાને ઉત્તમ ગણીને અક્કડ રેહેનાર આ ચિત્રકેતુ, સાધુ લોકોએ સેવેલા ભગવચ્ચરણારવિંદની પાસે રેહેવાને યોગ્યજ નથી. માટે હે દુર્બુદ્ધિ પુત્ર ચિત્રકેતુ! તું અસુરસંબંધી મહાનીચ યોનિમાં જા, કે જેથી પાછો મહાત્માઓનો અપરાધ નહિ કરીશ.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે શાપ દેવાએલો તે ચિત્રકેતુ, વિમાનમાંથી ઉતરીને માથું નમાવી પાર્વતીની ક્ષમા માગવા લાગ્યો.

ચિત્રકેતુ બોલ્યો.—હે માતાજી! તમારા શાપને હું માથે ચડાવુંછું; કેમ કે દેવતાઓ મનુષ્યને જે વચન કહે તે તેનાં પ્રારબ્ધથીજ પ્રાપ્ત થાયછે. અજ્ઞાનથી મોહ પામીને આ સંસારરૂપી ચક્રમાં ફરતો જીવ, સર્વ કાળમાં અને સર્વ દેશમાં સુખ અને દુઃખને ભોગવ્યા કરેછે. સુખ અને દુઃખનો કર્ત્તા પોતે અથવા બીજો કોઇ પણ નથી; જે મૂર્ખ હોયછે તેજ પોતાને અથવા બીજાને કર્ત્તા માનેછે. આ સંસારરૂપી ગુણોના પ્રવાહમાં શાપ, અનુગ્રહ, સ્વર્ગ, નરક, સુખ અને દુઃખ શું છે? કાંઇ પણ નથી. બંધનથી રહિત એક પરમેશ્વરજ પોતાની માયાથી પ્રાણિઓને તથા તેઓનાં બંધ, મોક્ષ, સુખ અને દુઃખને સ્રજેછે. સર્વમાં સમાન અને નિર્લેપ એ ઈશ્વરને પ્રિય, અપ્રિય, જ્ઞાતિ, બંધુ, પરાયો કે પોતાનો કોઇ પણ નથી. એમને સુખમાં પ્રીતિ નથી ત્યારે પ્રીતિથી થતો રોષ તો કેમજ હોય? તો પણ એ ઈશ્વરી માયાની સૃષ્ટિરૂપ પાપપુણ્ય વગેરે કર્મજ પ્રાણિઓને સુખ, દુઃખ, હિત, અહિત, બંધ, મોક્ષ, મરણ, અને જન્મરૂપ સંસાર આપવાને સમર્થ થાયછે. માટે આ જે હું ક્ષમા માગુંછું. તે શાપથી મારો છૂટકારો થવાનેસારૂ નહિ, પણ મારૂં બોલવું યોગ્ય છતાં પણ તમે અયોગ્ય માનોછો તેની ક્ષમા માગુંછું.

શુકદેવજી કેહેછે.—હે રાજા! એપ્રમાણે જગદંબા અને સદાશિવની ક્ષમા માગી ચિત્રકેતુ રાજા પોતાનાં વિમાનમાં બેસીને વિસ્મયપૂર્વક જોતાં છતાં ત્યાંથી ગયો. પછી દેવ, ઋષિ, દૈત્ય, સિદ્ધ અને પાર્ષદો સાંભળતાં સદાશિવે પાર્વતીને નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કેહેછે.—હે સુંદરિ! ભગવાન્ કે જેમનાં કર્મ અદ્ભુત છે તેમના નિઃસ્પૃહ અને મહાત્મા દાસાનુદાસોનો મહિમા તમે દીઠો? સ્વર્ગ, મોક્ષ અને નરકમાં પણ સરખુંજ પ્રયોજન જોનારા ભગવદ્ભક્તો કશાથી બીતા નથી. પ્રાણિઓના દેહને સંયોગનેલીધે થતાં સુખ, દુઃખ, મરણ, જન્મ, શાપ અને અનુગ્રહ વગેરે દ્વંદ્વો ઈશ્વરની માયાથીજ થાયછે. એ દ્વંદ્વોમાં જે ઈષ્ટ અને અનિષ્ટ જેવું ગણાયછે તે સઘળી જુદાઇ સ્વપ્ન અવસ્થામાં થએલ પદાર્થોની પેઠે અને માળામાં સર્પાદિકની ભ્રાંતિની પેઠે કેવળ અજ્ઞાનેજ કરેલી છે. વાસુદેવ ભગવાનની ભક્તિ કરનારા અને જ્ઞાન તથા વૈરાગ્યનું બળ ધરાવનારા લોકોને આ જગતમાં કોઇ પણ પદાર્થ વિશેષ નથી. હું, બ્રહ્મા, સનત્કુમાર, નારદ, બ્રહ્માના પુત્રો, મુનિઓ અને દેવતાઓ, એ ભગવાનના અંશના અંશરૂપ છિયે તોપણ જુદી જુદી ઈશ્વરતાનું અભિમાન ધરાવનાર હોવાનેલીધે ભગવાનના અભિપ્રાયને પણ જાણતા નથી ત્યારે તેમનાં સ્વરૂપને તો ક્યાંથીજ જાણિયે? એ ભગવાનને પ્રિય, અપ્રિય, પોતાનો કે પરાયો કોઇ પણ નથી. ભગવાન્ પોતેજ સર્વ પ્રાણિઓના આત્મા હોવાનેલીધે સર્વ પ્રાણિઓને પ્રિય છે. સર્વ ઠેકાણે સમદૃષ્ટિવાળો, શાંત અને ભાગ્યશાળી આ ચિત્રકેતુ, ભગવાનનો પ્રિય સેવક છે અને હું પણ ભગવાનને વાહાલો છું તેથી આના ઉપર મને ક્રોધ આવ્યો નહિ. એટલામાટે શાંત, સમદૃષ્ટિવાળા અને ભગવાનના ભક્ત મહાત્મા પુરૂષોવિષે કાંઇ પણ વિસ્મય નહિ કરવો.

શુકદેવજી કેહેછે.— હે પરીક્ષિતરાજા! એ-પ્રમાણે સદાશિવનું બોલવું સાંભળી પાર્વતી દેવીને શાંતિ પ્રાપ્ત થઈ અને વિસ્મય મટી ગયો. જોકે મહાવૈષ્ણવ ચિત્રકેતુ, પાર્વતીને સામો શાપ દેવાને શક્તિમાન્ હતો તો-પણ તેણે પાર્વતીનો શાપ માથે ચડાવી લીધો; કેમ કે એટલુંજ સાધુનું લક્ષણ છે. દાનવની યોનિ પામવાનો શાપ પામેલો એ ચિત્રકેતુ, ત્વષ્ટા દેવતાના દક્ષિણાગ્નિમાંથી ઉત્પન્ન થયો તે વૃત્રાસુર એવા નામથી પ્રખ્યાત હતો અને તે અવતારમાં પણ જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત હતો. અસુરભાવમાં ઉત્પન્ન થએલા વૃત્રાસુરની બુદ્ધિ ભગવાનમાં રેહેવાનું કારણ તમે જે મને પૂછયું હતું તે સઘળું મેં કહી સંભળાવ્યું. મહાત્મા ચિત્રકેતુનો આ પવિત્ર ઇતિહાસ અને વૈષ્ણવોનું માહાત્મ્ય સાંભળવાથી સંસારનાં બંધનમાંથી છૂટેછે. સવારમાં ઉઠી, મૌન રાખી ભગવાનનું સ્મરણ કરતાં જે માણસ શ્રદ્ધાથી આ ઇતિહાસનો પાઠ કરે તેને પરમ ગતિ પ્રાપ્ત થાયછે. ૪૧

**य एतत्प्रातरुत्थाय श्रद्धया वाग्यतः पठेत् । इतिहासं हरिं स्मृत्वा स याति परमां गतिम् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

—•○•—

## ॥ श्रीशुक उवाच ॥ *

**पृश्निस्तु पत्नी सवितुः सावित्रीं व्याहृतिं त्रयीम् । अग्निहोत्रं पशुं सोमं चातुर्मास्यं महामखान् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.— અદિતિના પાંચમા પુત્ર સવિતાની સ્ત્રી પૃશ્નિએ, ગાયત્રી, વ્યાહૃતિ, ત્રણ વેદ, અગ્નિહોત્ર, પશુયાગ, સોમયાગ, ચાતુર્માસ્ય અને પાંચ મહાયજ્ઞોના દેવતાઓને ઉત્પન્ન કર્યા. અદિતિના છઠ્ઠા પુત્ર ભગની સ્ત્રી સિદ્ધિએ મહિમા, વિભુ અને પ્રભુ એ ત્રણ પુત્રોને તથા સારા નિયમવાળી આશિષ્ નામની એક સુંદર કન્યાને ઉત્પન્ન કરી. અદિતિના સાતમા પુત્ર ધાતાની સ્ત્રી કુહૂએ સાયં નામનો, સિનીવાલીએ દર્શ નામનો, રાકાએ પ્રાતર્ નામનો અને અનુમતિએ પૂર્ણમાસ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. અદિતિના આઠમા પુત્ર વિધાતાએ ક્રિયા નામની સ્ત્રીમાં પુરીષ્ય નામના અગ્નિઓને ઉત્પન્ન કર્યા. દિતિના નવમા પુત્ર વરૂણની ચર્ષણી નામની સ્ત્રી હતી તેમાં ભૃગુ કે જે પેહેલાં બ્રહ્માના પુત્ર હતા તે અવતર્યા અને મહાયોગી વાલ્મીકિ કે જે રાફડામાંથી નીકળ્યા કેહેવાયછે તે પણ વરૂણના પુત્ર છે. મિત્ર અને વરૂણ, એ બન્નેએ ઉર્વશી અપ્સરાની સમક્ષમાં પડી ગએલું પોતાનું વીર્ય ઘડામાં નાખ્યું હતું તેમાંથી અગસ્ત્ય અને વસિષ્ઠ એ બે પુત્ર ઉત્પન્ન થયા હતા. અદિતિના દશમા પુત્ર મિત્રે રેવતી નામની સ્ત્રીમાં અરિષ્ટ, ઉત્સર્ગ અને પિપ્પલ નામના પુત્રોને ઉત્પન્ન કર્યા. અદિતિના અગિયારમા પુત્ર ઇંદ્રે પૌલોમી નામની સ્ત્રીમાં જયંત, ઋષભ અને મીઢુષ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા એમ અમે સાંભળ્યું છે. અદિતિના બારમા પુત્ર ઉરૂક્રમદેવ કે જેમણે માયાથી વામન રૂપ ધર્યું હતું તેમને કીર્તિ નામની સ્ત્રીમાં બૃહચ્છ્લોક નામનો પુત્ર ઉત્પન્ન થયો અને તેના સૌભગ વગેરે પુત્રો થયા. મહાત્મા વામનજીએ કશ્યપની સ્ત્રી અદિતિના ઉદરથી અવતાર જેવી રીતે લીધો અને તે લઇને જે જે કામ, ગુણ તથા પરાક્રમો કર્યાં તે પાછળથી (અષ્ટમસ્કંધમાં) કહીશું. હવે કશ્યપના દીકરા દૈત્યોવિષે તમારી પાસે કહુંછું કે જેઓમાં શ્રીમાન્ પ્રલ્હાદ અને બલિરાજા મોટા વૈષ્ણવ થયા છે.

* અદિતિના ચોથા પુત્ર ત્વષ્ટાનો વંશ કેહેવાના પ્રસંગમાં વિશ્વરૂપ અને વૃત્રાસુરની કથા કહીને હવે આ અઢારમા અધ્યાયમાં અદિતિના બાકીના પુત્રોના વંશની અને ઇંદ્રે દિતિના ગર્ભમાં મરૂતને તોડી નાખ્યાની કથા કેહેવામાં આવશે.

દિતિના હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એવા નામના બે દીકરા હતા કે જેઓને સઘળા દૈત્યો તથા દાનવો પ્રણામ કરતા હતા. હિરણ્યકશિપુની સ્ત્રી અને જંભદાનવની દીકરી કયાધુએ સંહ્લાદ, અનુહ્લાદ, હ્લાદ અને પ્રહ્લાદ એવા નામના ચાર દીકરા અને સિંહિકા નામની એક દીકરી જણી હતી. એ સિંહિકા વિપ્રચિત્તિ દાનવને આપી હતી તેનો રાહુ નામનો પુત્ર થયો. એ રાહુ અમૃત પીતો હતો તે વેળાએ ભગવાને ચક્રથી તેનું માથું કાપી નાખ્યું હતું. સંહ્લાદને કૃતિ નામની સ્ત્રીમાં પંચજન નામનો પુત્ર થયો. હ્લાદની ધમની નામની સ્ત્રી હતી તેને વાતાપિ અને ઇલ્વલ નામના બે પુત્ર થયા કે જેઓમાં ઇલ્વલે અતિથી થએલા અગસ્ત્યમુનિને જમાડવાસારૂ વાતાપિને ઘેટો બનાવીને રાંધ્યો હતો. અનુહ્લાદને સૂર્મ્યા નામની સ્ત્રીમાં બાષ્કલ અને મહિષ નામના બે પુત્ર થયા હતા. પ્રહ્લાદનો દીકરો વિરોચન થયો અને વિરોચનને પોતાની રાણીમાં બલિ નામનો પુત્ર થયો. બલિને અશના નામની સ્ત્રીમાં સો પુત્ર થયા હતા તેઓમાં બાણાસુર મોટો હતો. એ બલિરાજાનો કીર્ત્તિ ભરેલો પ્રભાવ પાછળથી (અષ્ટમસ્કંધમાં) કહીશું. બાણાસુરે, સદાશિવની આરાધના કરીને તેમના ગણોમાં મુખ્યતા મેળવી હતી, કે જે બાણાસુરની પાસે અદ્યાપિસુધી સદાશિવ તેના શેહેરની ચોકી કરવા રહ્યા છે. ઓગણપંચાશ મરૂત (વાયુ) પણ દિતિના દીકરા છે તે સઘળા પ્રજારહિત છે અને ઇંદ્રે તેઓને દેવ બનાવેલા છે.

પરીક્ષિત રાજા પૂછેછે.– હે ગુરૂ! એ વાયુઓને જન્મથી પ્રાપ્ત થયેલું અસુરપણું છોડાવીને ઇંદ્રે શી રીતે દેવ બનાવ્યા છે? અને તેઓએ એવું શું સત્કર્મ કર્યું હતું? હે મહારાજ! આ વાત જાણવાને મારી સાથે આ ઋષિઓની પણ ઇચ્છા છે માટે એ વાત આપે કેહેવી જોઇએ.

સૂત શૌનકને કેહેછે.–હે શૌનક! આદર ભરેલું, થોડા અક્ષરનું અને ઘણા અર્થવાળું એ પરીક્ષિત રાજાનું વચન સાંભળી, પૂર્ણચિત્તથી તેનો સત્કાર કરી સર્વજ્ઞ શુકદેવજી નીચે પ્રમાણે બોલ્યા.

શુકદેવજી કેહેછે.– ઇંદ્રના પક્ષમાં રહી વિષ્ણુએ જેના પુત્રોને મારી નાખ્યા હતા એવી અને શોકથી દીપ્ત થએલા ક્રોધથી બળતી દિતિ વિચાર કરવા લાગી કે 'ભાઈઓને મરાવનાર, વિષયસુખોમાં આસક્ત, ક્રૂર, પાપી અને કઠણ છાતીવાળા ઇંદ્રને મરાવીને સુખથી સુવાનું મને ક્યારે મળે? રાજાધિરાજ કેહેવાતાં છતાં પણ જે દેહ છેલ્લીવારે કીડા, વિષ્ઠા કે ભસ્મરૂપ થાય છે તે દેહનેમાટે પ્રાણિઓનો દ્રોહ કરનારો પુરૂષ શું પોતાના સ્વાર્થને જાણેછે? નથીજ જાણતો. કેમ કે એમ કરવાથી નરકની પ્રાપ્તિજ થાયછે. આ દેહાદિક પદાર્થોને નિત્ય માનનાર અને ઉચ્છૃંખલ ચિત્તવાળા ઇંદ્રના મદનો નાશ કરે એવો પુત્ર મને જેથી પ્રાપ્ત થાય એવો ઉદ્યોગ મારે કરવો.' એવા અભિપ્રાયથી તે દિતિ પોતાના પતિ કશ્યપને વારંવાર રાજી કરવા લાગી. સેવા, સ્નેહ, નમ્રતા, જીતેંદ્રિયપણું, ઉત્તમ ભક્તિ, કોમળ તથા મનોજ્ઞ ભાષણ, સુંદર હાસ્ય, અને નેત્રના ખુણાથી જોવાં ઇત્યાદિક ઉપાયોથી, મનને જાણનારી દિતિએ કશ્યપનું મન વશ્ય કરી લીધું. એપ્રમાણે કશ્યપઋષિ વિદ્વાન્ હતા તોપણ એ ચતુર સ્ત્રીને પરતંત્ર થઇને તેમણે તેનો મનોરથ પૂરવાની હા પાડી એ કાંઇ સ્ત્રીચરિત્રની પાસે આશ્ચર્યરૂપ નથી. કેમ કે પેહેલા કાળમાં પ્રાણિઓને અસંગ રેહેતાં જોઇને મૈથુનથી સૃષ્ટિ વધારવાનેમાટે બ્રહ્માએ પોતાના અર્ધ દેહનેજ સ્ત્રીરૂપ બનાવ્યોછે કે જે સ્ત્રીએ પુરૂષોની બુદ્ધિને હરી લીધી છે. એપ્રમાણે સ્ત્રીએ સેવેલા કશ્યપ મુનિએ હસી, રાજી થઇ તથા સત્કાર કરીને નીચે પ્રમાણે દિતિને કહ્યું.

કશ્યપ કહેછે.– હે સુંદરી! હે ભલી સ્ત્રી! વર માગ, હું તને પ્રસન્ન થયોછું. પતિ પ્રસન્ન થાય ત્યારે સ્ત્રીનો કયો મનોરથ પૂર્ણ થતો નથી? સ્ત્રીને પતિજ પરમ ઇષ્ટદેવરૂપ કહેલ છે. બાકી લક્ષ્મીના પતિ ભગવાન્ તો સર્વ પ્રાણિઓના માનસિક પતિ છેજ. એજ ભગવાનને નોખનોખાં નામરૂપથી કલ્પેલી મૂર્ત્તિઓરૂપે પરૂષો પૂજેછે અને સ્ત્રિયો પતિરૂપે પૂજેછે. એટલામાટે કલ્યાણને ઇચ્છનારી પતિવ્રતા સ્ત્રિયો એક ભાવથી પતિરૂપ પરમાત્માનુંજ પૂજન કરેછે. હે પ્રિયા! તેં આવા ભાવથી ભક્તિપૂર્વક મારી પૂજા કરીછે એટલામાટે અસતી સ્ત્રિયોને ન મળે એવો તારો મનોરથ પૂર્ણ કરીશ.

દિતિ બોલી.– હે સ્વામી! આપ મને વર આપતા હો તો હું કે જેના પુત્ર મરી ગયા છે તે, ઇંદ્રને મારે એવો પુત્ર માગુંછું; કેમ કે મારા પુત્રોને ઇંદ્રે મરાવ્યા છે.

શુકદેવજી કહેછે.– એવું દિતિનું વચન સાંભળીને બહુજ કચવાએલા કશ્યપ મુનિ પસ્તાવો કરવા લાગ્યા કે– "અહો! આજ મને મોટો અધર્મ પ્રાપ્ત થયો. અહો! આજ વિષયોમાં આસક્ત અને સ્ત્રીરૂપ માયાએ વશ્ય કરેલો કંગાલ હું અવશ્ય નરકમાં પડીશ. સ્ત્રી કે જે પોતાના સ્વભાવપ્રમાણેજ ચાલે તેનો શો દોષ છે? પરંતુ સ્વાર્થને નહિ જાણનારો હું કે જે અજીતેંદ્રિય છું તેને ધિક્કાર છે. સ્ત્રિયોનું મોહોડું શરદ્‌ઋતુનાં કમળ જેવું પ્રફુલ્લિત હોયછે અને વચન કાનને અમૃતતુલ્ય હોય છે, પરંતુ હૃદય સજીયાની ધારા જેવું હોયછે. સ્ત્રિયોની ચેષ્ટાની કોને ખબર પડે? પોતાના સ્વાર્થમાંજ તત્પર રેહેનારી સ્ત્રિયોને વાસ્તવિક રીતે કોઇ પણ પ્યારો નથી, કેમ કે પોતાના સ્વાર્થનેસારૂ પતિને, પુત્રને અને ભાઇને પણ મરાવી નાખેછે. મારાથી આપવાની પ્રતિજ્ઞા થઈ ચૂકી તો વચન ખોટું નહિ પડવું જોઇએ અને ઇંદ્ર પણ વધને યોગ્ય નથી માટે આ વિષયમાં કાંઇક પ્રપંચ[1] કરવો જોઇએ." એમ વિચાર કરી કોપ પામેલા અને પોતાને ધિક્કારતા કશ્યપ મુનિએ દિતિને નીચે પ્રમાણે કહ્યું.

કશ્યપ કહેછે.– હે દિતિ! એક વ્રત જો તું એક વર્ષ સુધી બરાબર રીતે પાળીશ તો તને, ઇંદ્રને મારે એવો પુત્ર આવશે અને તેમાં ફેરફાર પડશે તો ઇંદ્રનોજ બાંધવ થાય એવો પુત્ર આવશે.

દિતિ બોલી.– હે મહારાજ! હું એક વર્ષ સુધી બરાબર વ્રત પાળીશ માટે તે વ્રતમાં જે જે કાર્ય કરવાનાં હોય, જે જે ન કરવાનાં હોય અને જે જે કાર્યો નિષિદ્ધ ન હોય તે પણ કહો.

કશ્યપ કહેછે.–કોઇ પ્રાણીની હિંસા ન કરવી. ગાળ ન દેવી. ખોટું બોલવું નહિ. નખ કે રૂવાણાનું છેદન કરવું નહિ. અમંગળ પદાર્થનો સ્પર્શ કરવો નહિ. પાણીમાં પેશીને નહાવું નહિ. ક્રોધ કરવો નહિ. દુર્જનની સાથે બોલવું નહિ. વગર ધોએલું લુગડું પેહેરવું નહિ. પેહેરેલી માળા ફરીવાર પેહેરવી નહિ. ઉચ્છિષ્ટ, ભદ્રકાળીનું નૈવેદ્ય, માંસસહિત, શૂદ્રે આણેલું અને રજસ્વલાએ જોએલું અન્ન ખાવું નહિ. ખોબાથી પાણી પીવું નહિ. એંઠે મોહોડે, પાણીનું આચમન લીધા વિના, સંધ્યાકાળે, કેશ છૂટા મૂકીને, શણગાર ધર્યાવગર, વાણીને નિયમમાં રાખ્યાવગર અને વસ્ત્રથી શરીરને ઢાંક્યાવગર બહાર ફરવું નહિ. પગ ધોયાવગર, સાવધાનપણું રાખ્યાવગર, ભીને પગે, ઉત્તરતરફ માથું રાખીને, પશ્ચિમતરફ માથું રાખીને, બીજાઓની સાથે, નગ્ન શરીરે અને સંધ્યાકાળમાં સુવું નહિ. ધો-

૧ પ્રપંચ તે એજ કે વૈષ્ણવ વ્રતનો ઉપદેશ કરૂં કે જેથી દિતિનું શુદ્ધ ચિત્ત થવાથી ઇંદ્ર ઉપરનો ક્રોધ ઉતરી જશે અને તેથી પુત્ર થશે તે અસુર નહિ થાય તથા ઘણા દિવસ વ્રત પાળવાથી ભૂલ પડી જવાનેલીધે ઇંદ્રનો પણ વધ નહિ થાય અને મારૂં વચન ખોટું નહિ થાય.

એલાં વસ્ત્ર વેહેરી, નિરંતર પવિત્ર રહી, સઘળા મંગળ પદાર્થોથી યુક્ત રહી, પ્રાતઃ-કાળમાં જમ્યા પેહેલાં ગાય, બ્રાહ્મણો, લક્ષ્મી અને ભગવાનની પૂજા કરવી. માળા, ચંદન, ખાવાના પદાર્થો અને આભૂષણથી સૌભાગ્યવતી સ્ત્રિઓની પૂજા કરવી. પતિનું પૂજન કરી હૃદયમાં તેનું ધ્યાન કરવું. જો તું આ દીકરો આપે એવું વ્રત એક વર્ષ સુધી બરાબર પાળીશ તો તને, ઇંદ્રને મારે એવો પુત્ર આવશે.

શુકદેવજી કેહેછે.— હે રાજા! રાજી થએલી દિતિએ એ સઘળી વાત કબુલ કરીને કશ્યપની પાસેથી ગર્ભ લીધો અને વ્રત પાળવા માંડયું. પોહોંચેલો ઇંદ્રદેવ, પોતાની માશી દિતિનો એ અભિપ્રાય જાણી તેના આશ્રમમાં આવીને પરમ ભક્તિથી તેની સેવા કરવા લાગ્યો. રોજ સમયે સમયે વનમાંથી, ફૂલ, ફળ, મૂળ, સમિધ, દર્ભ, પાનડાં, અંકુર, માટી અને જળ લાવી દેતો હતો. વ્રતમાં રહેલી દિતિની ભૂલ શોધતો એ કપટી ઇંદ્ર, મૃગના જેવો વેષ ધરીને જેમ પારાધી રહે તેમ રહીને તેની સેવા કરતો હતો. સ્વાર્થમાં તત્પર રહેલા ઇંદ્રને દિતિની ભૂલ હાથમાં ન આવી ત્યારે તેને ભારે ચિંતા થઇ કે "આ પ્રસંગમાં મારૂં કલ્યાણ શી રીતે થાય?" એક દિવસે વ્રતથી દુબળી થએલી અને દૈવે ભૂલવેલી દિતિ, એંઠે મોહોડે, જળનું આચમન લીધા વગર, અને પગ ધોયા વગર સંધ્યાકાળે સુઇ રહી. એ વખત મળી જતાં યોગેશ્વર ઇંદ્ર, નિદ્રાથી બેભાન થએલી દિતિના પેટમાં પોતાની યોગમાયાના બળથી પેઠો. તેમાં પેશીને તેણે વજ્રવતે સુવર્ણજેવા ગર્ભના સાત કટકા કર્યા. અને તે સાત કટકાઓએ રોવા માંડયું એટલે 'રો મા રો મા' એમ કહીને ફરીવાર તેઓ પ્રત્યેકના સાત સાત કટકા કર્યા. ફાડી નખાતા એ સઘળાઓ, હાથ જોડીને બોલ્યા કે 'હે ઇંદ્ર! તું અમોને શામાટે મારી નાખવા ધારેછે? અમો તો તારા ભાઇઓ મરૂત છિયે.' ઇંદ્રે એ પોતાના ખરા ભક્ત અને પાર્ષદો મરૂતને કહ્યું કે 'તમે બીઓ મા. તમે મારા ભાઇઓ છો.' હે રાજા! ભગવાનની કૃપાનેલીધે, અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી જેમ તમે ન હોતા મુવા તેમ એ દિતિનો ગર્ભ, વજ્રથી ઘણી રીતે કપાયા છતાં પણ મુવો નહિ. પુરૂષ, ભગવાનનું એકવાર પૂજન કરીને પણ તેમનાં પાર્ષદપણાને પામેછે ત્યારે દિતિએ તો એક વર્ષમાં કાંઇકજ કમતી હતું ત્યાંસુધી ભગવાનની પૂજા કરી હતી તેનું ફળ થયા વિના શી રીતે રહે? ઇંદ્રની સાથે પંચાશ તે મરૂતદેવતાઓ થયા કે જેઓને તેઓનો માતાસંબંધી દોષ ટાળી નાખતાં ઇંદ્રે સોમપાન કરનારા (દેવ) કર્યા. દિતિએ ઉઠીને ઇંદ્રની સાથે અગ્નિ જેવા પંચાશ કુમારોને દીઠા અને જોઇને તે ભલી દિતિ રાજી થઈ. પછી દિતિએ ઇંદ્રને કહ્યું કે— 'હે બાપ! દેવતાઓને ત્રાસ આપે એવા પુત્રની ઇચ્છાથી આ કઠણ વ્રત હું કરતી હતી. મેં તો એક દીકરો ધાર્યો તેમાં ઓગણપંચાશ શી રીતે થયા? હે દીકરા! જો તારા જાણવામાં હોય તો સાચું બોલજે, ખોટું બોલતો નહિ.

ઇંદ્ર કેહેછે.— હે મા! સ્વાર્થમાંજ બુદ્ધિ રાખનાર અને ધર્મને નહિ જાણનાર હું તમારો અભિપ્રાય જાણીને તમારી પાસે આવી રહ્યો હતો ત્યાં વખત મળી જતાં મેં તમારા ગર્ભને કાપ્યો છે. મેં ગર્ભના સાત કટકા કર્યા તો તેઓમાંથી સાત કુમાર થયા અને તેઓના પણ પ્રત્યેકના વળી સાત સાત કટકા કર્યા તો પણ મુવા નહિ. પછી એ મોટું આશ્ચર્ય જોઇને મેં ધાર્યું કે 'ભગવાનની પૂજાનું આ કોઇ પ્રાસંગિક ફળ છે.' નિષ્કામ રહીને ભગવાનનું આરાધન કરનારા જે લોકો મોક્ષની પણ ઇચ્છા ન રાખે તેઓ સ્વાર્થમાં કુશલ કેહેવાયછે. સ્વરૂપ આપનારા અને પોતાના આત્મારૂપ જગદીશ્વરનું આરાધન કરી કયો સમજુ પુરૂષ, વિષયનું

સુખ માગે ? કે જે સુખ નરકમાં પણ મળે-છે. હે મોટા મનવાળી ! હે મા ! હું કે જે મૂર્ખ છું તેના આ દુર્જનપણાની તમે ક્ષમા કરજો. ગર્ભ મુવામાંથી બચ્યો એ સારૂં થયું.

શુકદેવજી કેહેછે.—પછી શુદ્ધ ભાવ જોઇને પ્રસન્ન થએલી તે દિતિએ રજા આપતાં ઇંદ્ર, મરૂતોની સાથે તેને પગે લાગી સ્વર્ગમાં ગયો. આ મંગળરૂપ મરૂતના જન્મવિષે તમે મને પૂછયું હતું તે સઘળું મેં તમારી પાસે કહ્યું. હવે બીજું શું કહું ? ૭૮

**एवं ते सर्वमाख्यातं यन्मां त्वं परिपृच्छसि ।**
**मंगलं मरुतां जन्म किं भूयः कथयामि ते ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥ *

**व्रतं पुंसवनं ब्रह्मन् भवतायदुदीरितम् ।**
**तस्यवेदितुमिच्छामि येन विष्णुः प्रसीदति॥**

પરીક્ષિત રાજા પૂછેછે.—હે મહારાજ ! આપે જે પુંસવન (પુત્ર આપનાર) વ્રત કહ્યું તેનો વિધિ જાણવાને ઇચ્છુંછું કે જેથી ભગવાન્ પ્રસન્ન થાયછે.

શુકદેવજી કેહેછે.—માગશર મહિનાના શુક્લ પક્ષના પડવાના દિવસથી સ્ત્રીએ પતિની આજ્ઞા લઇને સર્વ કામના પરિપૂર્ણ કરનાર આ વ્રતનો મરૂતના જન્મની કથા સાંભળી તથા બ્રાહ્મણોને પૂછી આરંભ કરવો. નાહી, દાંત સ્વચ્છ કરી, શણગાર ધરીને બે ધોળાં વસ્ત્ર પેહેરવાં. સવારે જમ્યા પેહેલાં લક્ષ્મીજીની સાથે ભગવાનની પૂજા કરવી. "પૂર્ણકામ ! આપ કે જે લક્ષ્મીના પતિ, સર્વ સિદ્ધિઓના નિવાસરૂપ, અને અપેક્ષા રહિત છો, તેમને નમસ્કાર કરૂંછું.

* આ ઓગણીશમા અધ્યાયમાં, કશ્યપે દિતિપાસે ભગવાનને પ્રસન્ન કરવાનું જે વ્રત કહ્યું હતું તેનોજ લોકોના કલ્યાણનેસારૂ વધારે ખુલાસો અપાશે.

કૃપા, વૈભવ, તેજ, મહિમા, સામર્થ્ય અને બીજા પણ સઘળા ઉત્તમ ગુણો યથાર્થ રીતે આપમાં રહ્યાછે તેથી આપ ભગવાન્ અને પ્રભુ છો. હે વિષ્ણુની પત્ની ! હે મહામાયારૂપ ! હે પરમેશ્વરના જેવાં લક્ષણથી યુક્ત ! હે મહાભાગ્યશાળી ! હે લક્ષ્મીજી ! તમે બન્ને જણાં પ્રસન્ન થાઓ. તમને નમસ્કાર કરૂંછું." એ મંત્રોથી સ્તુતિ કરવી. "ओं મહાપુરૂષ ભગવાનને નમસ્કાર કરૂંછું. મહાપુરૂષ, મોટા પ્રભાવવાળા અને મોટી વિભૂતિના પતિ આપને મોટી વિભૂતિઓની સાથે બળિ આપુંછું" આ મંત્રથી રોજ રોજ આવાહન, અર્ઘ્ય, પાદ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, જનોઈ, આભૂષણ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય વગેરે ઉપચાર સાવધાનપણાથી વિષ્ણુને અર્પણ કરવાં. 'ॐ नमो भगवते महापुरुषाय महाविभूतिपतये स्वाहा.' આ મંત્રથી અગ્નિમાં ઉપહારના બાકી રહેલા પદાર્થની બાર આહુતિ હોમવી. જો સર્વ સંપત્તિઓની ઇચ્છા હોય તો વર આપનાર અને સઘળા મનોરથ પૂરનાર લક્ષ્મી અને ભગવાનની ભક્તિપૂર્વક રોજ પૂજા કરવી. ચિત્તને ભક્તિથી નમ્ર રાખી પૃથ્વીમાં દંડવત્ નમસ્કાર કરવા, દશવાર મંત્રનો જપ કરવો અને તે પછી નીચે પ્રમાણે સ્તુતિ કરવી. "હે નારાયણ ! હે લક્ષ્મી ! તમે જગતનાં સ્વામી અને પરમકારણરૂપ છો. આ લક્ષ્મીજી સૂક્ષ્મ પ્રકૃતિ અને મટાડી મટે નહિ એવી માયાશક્તિરૂપ છે. એના સ્વામી સાક્ષાત્ પરમપુરૂષ તમેજ છો. તમે સર્વ યજ્ઞરૂપ છો અને લક્ષ્મીજી યજ્ઞની ભાવનારૂપ છે. લક્ષ્મીજી ક્રિયારૂપ છે અને તમે ફળના ભોક્તા છો. લક્ષ્મીજી ગુણોની પ્રકટતારૂપ છે અને તમે ગુણોને પ્રકટ કરનાર તથા ગુણોના ભોક્તા છો. તમે સર્વ પ્રાણિઓના આત્મા છો અને લક્ષ્મીજી શરીર, ઇંદ્રિય તથા અંતઃકરણરૂપ છે. લક્ષ્મીજી નામરૂપાત્મક છે અને તમે તેઓનો

પ્રકાશ કરનાર તથા આધારરૂપ છો. હે મોટી કીર્તિવાળાં ! તમે બન્ને, વર આપનાર જગતનાં પ્રભુ છો એ સત્યથી મારા સઘળા મોટા મનોરથ સફળ થજો." એપ્રમાણે વર આપનાર અને લક્ષ્મીના નિવાસરૂપ ભગવાનની, લક્ષ્મીજીની સાથે સ્તુતિ કરીને નૈવેદ્યાદિક ઉપાડી લેતાં આચમન દઇને પૂજન કરવું. પછી ભક્તિથી નમ્ર રાખેલાં ચિત્તવડે સ્તોત્ર બોલીને સ્તુતિ કરવી. પછી પૂજનમાં જે પદાર્થ અવશેષ રહેલ હોય તેને સુંઘીને વળી પાછી ભગવાનની પૂજા કરવી. પતિને પરમેશ્વર જાણીને પરમ ભક્તિપૂર્વક તેને પ્રિય પદાર્થોથી પતિની સેવા કરવી. પતિએ પણ પ્રેમ રાખીને પોતાની સ્ત્રીનાં હલકાં મોટાં સઘળાં કામમાં મદદ દેવી. સ્ત્રી અને પુરૂષમાં એક કરે તે બન્નેએ કરેલું ગણાયછે એટલામાટે જેટલા દિવસ સ્ત્રી રજસ્વલા હોવાવગેરે કારણથી પૂજન કરવામાં અયોગ્ય હોય તેટલા દિવસ સાવધાનપણાથી પતિએ એ કામ ચલાવવું. આ વિષ્ણુનું વ્રત કરતાં વચમાં તેને કોઈ રીતે તોડવું નહિ. બ્રાહ્મણોની અને પતિ-પુત્રવાળી સ્ત્રિયોની માળા, ચંદન, બલિ અને અલંકારોથી પૂજા કરવી તેમજ ભક્તિપૂર્વક નિયમ રાખીને રોજ ભગવાનની પૂજા કરવી. ભગવાનની મૂર્ત્તિને તેના સ્થાનકમાં પધરાવી તેની આગળ જે નૈવેદ્ય ધર્યું હોય તે પોતે ખાવું. કેમ કે તેથી અંતઃકરણ શુદ્ધ થાયછે અને સર્વ મનોરથની સિદ્ધિ થાયછે. આવી રીતના પૂજનના પ્રકારથી બાર અને અધિક અધિક માસ હોય તો તેર મહિના એટલે બરાબર એક વર્ષ પુરૂં કરીને પતિવ્રતા સ્ત્રીએ છેલ્લે દિવસે એટલે કાર્તિક મહિનાની અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો. પ્રાતઃકાળે જળનું આચમન લઇ તથા પ્રથમની રીતે ભગવાનનું પૂજન કરી 'પાર્વણ સ્થાલીપાક' ની રીતિ પ્રમાણે દૂધમાં રાંધેલા ચરૂથી પતિએ ઘીસહિત બાર આહુતિ હોમવી. રાજી થએલા બ્રાહ્મણોએ આપેલા આશીર્વાદ માથે ચડાવી, ભક્તિપૂર્વક પ્રણામ કરી તેની આજ્ઞા લઇને જમવું. આચાર્યને આગળ કરી, મૌન રાખી, બંધુઓની સાથે રહી, સારી પ્રજા આપનાર અને સૌભાગ્ય વધારનાર એ ચરૂનો શેષ ભાગ સ્ત્રીને ખવરાવવો. આ વ્રત વિધિપ્રમાણે કરવાથી પુરૂષને ભગવાન્ પાસેથી મનવાંછિત ફળ મળેછે અને સ્ત્રી આ વ્રત કરે તો તેને સૌભાગ્ય, લક્ષ્મી, પ્રજા, યશ અને ઘર મળે તથા પતિનું ચિરંજીવિપણું થાય. કન્યા આ વ્રત કરે તો તેને સઘળાં શુભ લક્ષણવાળો વર મળે. વિધવા આ વ્રત કરે તો તેનાં પાપ મટે અને સારી ગતિ મળે. જેનાં છોકરાં મરી જતાં હોય તે સ્ત્રીનાં છોકરાં જીવતાં રેહે. નિર્ધન હોય તે ધનવાન્ થાય અને કુરૂપ હોય તે સુરૂપ થાય. જે રોગી હોય તે આ વ્રત કરે તો રોગથી મુક્ત થતાં હૃષ્ટપુષ્ટ થાય. શુભ કામમાં આ આખ્યાનનો પાઠ કરે તો પિતૃ અને દેવતાઓને અનંત તૃપ્તિ મળે. હોમ પૂરો થાય ત્યારે અગ્નિ, લક્ષ્મીજી અને ભગવાન્ પ્રસન્ન થઇને સર્વ મનોરથ પૂરા કરે. હે પરીક્ષિત રાજા ! આ પવિત્ર અને મોટું મરૂતના જન્મનું આખ્યાન તથા દિતિએ કરેલું મોટું વ્રત તમારી પાસે કહી સંભળાવ્યું.

**तुष्टाः प्रयच्छंति समस्तकामान् होमावसाने हुतभुक् श्रीर्हरिश्च । राजन्महन्मरुतां जन्म पुण्यं दितेर्व्रतं चाभिहितं महत्ते ॥ २७ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## षष्ठस्कंध समाप्त.

श्रीमद्-

# भागवतभाषांतर

## सप्तमस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



सप्तमस्कंध नृसिंहावतार          चि. प. मु.

# श्रीमद्-
# भागवतभाषांतर.

## ॥ अथ सप्तमस्कंधप्रारंभः ॥

### ॥ राजोवाच ॥*

**समः प्रियः सुहृद्ब्रह्मन् भूतानां भगवान् स्वयम् । इंद्रस्यार्थे कथं दैत्यानवधीद्विषमो यथा ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે.— ભગવાન્ કે જે પોતે સર્વ પ્રાણિઓને સમાન, પ્રિય અને મિત્રરૂપ છે તેમણે વિષમ બુદ્ધિના માણસની પેઠે ઇંદ્રનેસારૂ દૈત્યોને કેમ માર્યા? સાક્ષાત્ પરમાનંદરૂપ અને નિર્ગુણ એ ભગવાનને દેવતાઓથી કશો લાભ નથી તેમ દૈત્યો ઉપર દ્વેષ કે તેઓથી ઉદ્વેગ પણ સંભવિત નથી. આવી રીતે નારાયણના ગુણોવિષે અમને મોટો સંશય થયો છે તે આપે કાપવો જોઇએ.

શુકદેવજી કેહેછે.— હે મોટા રાજા! ભગવાનનાં આ અદ્ભુત ચરિત્રવિષે તમે ઠીક પૂછ્યું કે જે પ્રસંગમાં મહાવૈષ્ણવ પ્રલ્હાદજીનાં ભગવાનની ભક્તિને વધારનાર અને પરમ પવિત્ર માહાત્મ્યને નારદાદિક ઋષિયો ગાયછે. મહામુનિ વેદવ્યાસને પ્રણામ કરી હવે હું ભગવાનની કથા કહુંછું. જોકે ભગવાન્ પોતે પ્રકૃતિથી પર, નિર્ગુણ, અજન્મા અને રાગ-દ્વેષાદિકનાં કારણરૂપ દેહેંદ્રિયાદિકથી રહિત છે તોપણ પોતાની કલ્પિત માયાના ગુણોના કલ્પિત સંબંધથી, મરનાર ને મારનારરૂપે જણાયછે. એ ગુણો જો ભગવાનના પોતાના હોય તો પ્રાકૃત પુરૂષની પેઠે તેમાં વિષમપણું થાય પરંતુ તેમ નથી; કેમ કે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિનાજ છે. એ ગુણોનો ઘટાડો કે વધારો એકી વખતે થતો નથી પણ કાળના ક્રમપ્રમાણે થાયછે. તે તે કાળને અનુકૂલ રેહેનારા ભગવાન, સત્વગુણની વૃદ્ધિનો સમય હોય ત્યારે દેવતા તથા ઋષિઓને, રજોગુણની વૃદ્ધિનો સમય હોય ત્યારે અસુરોને અને તમોગુણની વૃદ્ધિનો સમય હોય ત્યારે યક્ષ તથા રાક્ષસોને ભજેછે. જેમ અગ્નિ એકરૂપજ છે તોપણ કાષ્ઠાદિકમાં અનેક પ્રકારનો દેખાયછે, જેમ જલ એકરૂપજ છે તોપણ પાત્રોમાં અનેક પ્રકારનું દેખાય છે અને જેમ આકાશ એકજ છે તોપણ ઘટાદિક ઉપાધિમાં અનેક પ્રકારનું દેખાયછે, તેમ ભગવાન્ એકરૂપજ છે તોપણ દેવ, દૈત્ય અને રાક્ષસો વગેરેમાં ભિન્ન ભિન્ન રૂપે જણાયછે. પરંતુ એ દેવ વગેરેનાં શરીરોથી પ્રત્યક્ષ રીતે જુદા પ્રતીત થતા નથી. વિદ્વાનલોકો સ્વભાવવાદ, કાલવાદ અને કર્મવાદનો નિષેધ કરીને, કાર્યો દેખાવા ઉપરથી પોતાના જીવાત્માને વિચારશક્તિથી જુદો જાણેછે. જ્યારે જીવને ભોગ આપવાસારૂ પરમેશ્વરને શરીરો ઉત્પન્ન કરવાની ઇચ્છા થાયછે ત્યારે તે, પોતાની માયાથી રજોગુણને જુદો વધારેછે; જ્યારે વિચિત્ર શરી-

* આ પેહેલા અધ્યાયમાં હિરણ્યકશિપુને પોતાના વૈષ્ણવ પુત્ર પ્રલ્હાદજી ઉપર બ્રાહ્મણોના શાપનેલીધે દ્વેષ ઉત્પન્ન થયાની કથા કહેવામાં આવશે.

રોમાં ક્રીડા કરવાની ઇચ્છા થાયછે ત્યારે સત્ત્વગુણને જુદો વધારેછે અને જ્યારે સંહાર કરવાની ઇચ્છા થાયછે ત્યારે તમોગુણને જુદો વધારેછે. એ અજન્મા ઇશ્વિર કાળ પ્રધાન કે પુરૂષને પણ પરતંત્ર નથી. પ્રધાન અને પુરૂષરૂપનાં નિમિત્તથી અમોઘ કામ કરનાર એ ઇશ્વિર, કાળ કે જે પ્રધાન અને પુરૂષનો સહાય છે તેને પોતેજ સર્જેછે. એ કાળ જ્યારે સત્ત્વગુણને વધારેછે ત્યારે મોટી કીર્ત્તિવાળા ઇશ્વિર પણ જાણે દેવનો સમૂહ કે જેમાં સત્વગુણ પ્રધાન છે તેને વધારતા હોય અને દેવતાઓઉપર પ્રીતિનેલીધે, રજોગુણ તથા તમોગુણના વધારાવાળા અને દેવતાઓના શત્રુરૂપ અસુરોનો નાશ કરતા હોય એમ જણાયછે. કાલશક્તિનેલીધે ક્ષોભ પામેલા ગુણોમાં રહેલી વિષમતા, સમીપપણાનેલીધે તેઓના અધિષ્ઠાતા ઇશ્વિરમાં સ્ફુરેછે પણ વાસ્તવિક રીતે ઇશ્વિરમાં વિષમતા નથી. ભગવાને દિતિના પુત્ર હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષને માર્યા એ પણ કાંઇ દેવતાઓના પક્ષપાતથી નહિ પણ સનકાદિકના શાપથી તેઓને અસુરની યોનિ પ્રાપ્ત થઇ હતી ત્યાં તેઓની ઉપર અનુગ્રહ કરવાનેમાટેજ માર્યા છે. ભગવાનને પોતે રાગ-દ્વેષાદિકથી રહિત છતાં દૈત્યોને માર્યા એ વિષયમાં પૂર્વે નારદજીએ યુધિષ્ઠિર રાજાની પાસે ઇતિહાસ કહ્યોછે. રાજસૂય યજ્ઞમાં યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું હતું અને નારદજીએ પ્રીતિથી કહ્યું હતું. રાજસૂય નામના મોટા યજ્ઞમાં શિશુપાલનો આત્મા ભગવાનનાં સ્વરૂપમાં મળી ગયો એ અદ્ભુત વાત જોઇ વિસ્મય પામેલા યુધિષ્ઠિર રાજાએ મુનિજનો. સાંભળતાં નારદજીને નીચે પ્રમાણે પૂછ્યું હતું.

યુધિષ્ઠિર રાજા પૂછેછે.— અહો ખરા ભક્તોને પણ નથી મળતી એવી પરમતત્ત્વરૂપ ભગવાનની પ્રાપ્તિ, નિરંતર દ્વેષ કરનારા શિશુપાલને થઈ એ મોટું અદ્ભુત છે. આ વાતને અમે સઘળા જાણવાને ઇચ્છિયે છિયે. વેનરાજા ભગવાનની નિંદા કરતો હતો તેથી તેને તો બ્રાહ્મણોએ નરકમાં નાખ્યો હતો માટે શિશુપાલને પણ નરકમાં પડવું યોગ્ય હતું. પાપી શિશુપાલ અને દુર્બુદ્ધિ દંતવક્ત્ર, એ બેય જણ બોલવા શીખ્યા ત્યાંથી છેક હમણાંસુધી અવિનાશી પરબ્રહ્મ ભગવાનની ઉપર ક્રોધ અને મત્સર રાખતા હતા તથા વારંવાર ગાળો દેતા હતા તે છતાં તેઓની જીભમાં ધોળો કોઢ નીકળ્યો નહિ અને નરકમાં પણ પડ્યા નહિ એટલુંજ નહિ પણ સર્વે લોકો જોતાં છતાં ભગવાન્ કે જેનું સ્વરૂપ પ્રાપ્ત થવું બહુજ અશક્ય છે તેમાં અનાયાસથી લય પામી ગયા એ શી રીતે ઘટે[1]? જેમ દીવાની જ્વાળા વાયુથી ભમે તેમ આ અત્યંત અદ્ભુત વિષયમાં મારી બુદ્ધિ પણ ભમેછે માટે તેમાં જે કારણ હોય તે કૃપા કરીને આપ કહો.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે યુધિષ્ઠિરરાજાનું વચન સાંભળી પ્રસન્ન થએલા નારદમુનિએ તે સભા સાંભળતા નીચેપ્રમાણે કથા કહી.

નારદજી કેહેછે.—નિંદા, સ્તુતિ, સત્કાર અને તિરસ્કાર જેને થએલા માનવામાં આવેછે તે દેહ, પ્રકૃતિ-પુરૂષના અવિવેકથીજ કલ્પાએલ છે. તે દેહના અભિમાનથી પ્રાણિઓને જેમ હું અને મારૂં એવી વિષમતા તથા મારવાથી અને ગાળ દેવાથી પીડા થાયછે તેવી ઇશ્વિરને થતી નથી. જે દેહમાં અભિમાન બંધાએલ છે તે દેહના વધથી મારો વધ થયો એમ બીજાઓને જેમ લાગે છે તેમ ઇશ્વરને લાગતું નથી; કેમ કે ઈશ્વર પોતે એકજ અને સર્વના આત્મા છે તેથી તેમને દેહાભિમાનજ નથી. એ ઇશ્વિર દૈત્યોને મારેછે તો પણ તેઓની ઉપર અનુગ્રહ કરવાને

૧ આ વખતમાં દંતવક્ત્રનો વધ થયો ન હતો તોપણ તેની જન્મપત્રી ઉપરથી થયા જેવો ગણીને કહ્યું છે.

માટેજ પણ તેઓનું ભુંડું કરવાને માટે નહિ. કેમ કે એ, સર્વથી પર અને સર્વના શાસ્તા છે. એ ઈશ્વરને કોઇ તરફથી પીડા થાય છે એમ તો ક્યાં કારણથી કલ્પી શકાય? ઈશ્વરને કોઇએ કરેલી નિંદા વગેરેથી વિષમતા પ્રાપ્ત થતી નથી માટે વૈર, ભક્તિ, ભય, સ્નેહ અને કામ એ પાંચ ઉપાયોમાંથી ગમે તે ઉપાયથી ઈશ્વરમાં મન જોડવું. અને જેનું મન જોડાઈ જાય તે કોઈ રીતે ઈશ્વરશિવાય બીજું કાંઈ દેખે નહિ. તેમાં પણ વૈરના અનુબંધથી માણસ જેવો તન્મય થઇ જાયછે તેવો ભક્તિયોગથી થતો નથી એવો મારો નિશ્ચય છે. ભમરીએ પોતાના દરમાં રોકેલો કીટો ક્રોધ અને ભયના યોગથી ભમરીરૂપજ થઈ જાયછે. એપ્રમાણે માયાથી મનુષ્ય થએલા ઈશ્વર ભગવાનનું વૈરનેલીધે વારંવાર ધ્યાન થવાથી પાપનો નાશ થતાં શિશુપાલાદિક ભગવાનને પામી ગયાછે. જેમ ભક્તિથી ઈશ્વરમાં મન રખાય છે તેમ કામથી[1] દ્વેષથી,[2] ભયથી,[3] અને સ્નેહથી[4] પણ મન રાખીને ઘણા જણ પાપમાંથી છૂટીજતાં ભગવાનની ગતિને પામ્યાછે. વેનમાં તો ભક્તિ વગેરે પાંચ પ્રકારોમાંથી કોઇ પણ પ્રકાર હતો નહિ તેથી તે નરકમાં પડ્યો હતો. માટે કોઈ પણ ઉપાયથી ભગવાનમાં મન રાખવું. તમારી માશીના દીકરા શિશુપાલ અને દંતવક્ત્ર પ્રથમ ભગવાનના મોટા પાર્ષદ હતા તે બ્રાહ્મણોના શાપથી પદભ્રષ્ટ થયા હતા.

યુધિષ્ઠિર રાજા પૂછેછે.— એ ભગવાનના દાસોને પણ પરાભવ કરનાર શાપ કોનો હતો અને કેવો હતો? ભગવાનના સાચા ભક્તોને અવતાર થાય એ તો ન માનવા જેવી વાત જણાયછે. શુદ્ધ સત્ત્વગુણવાળા વૈકુંઠવાસીઓને પ્રાકૃત દેહ આવ્યો એ વિષયના સંબંધમાં જે આખ્યાન હોય તે આપે કેહેવું જોઇએ.

નારદજી કેહેછે.— એક દિવસે બ્રહ્માના પુત્રો સનકાદિક, ત્રૈલોક્યમાં ફરતાં ફરતાં યદૃચ્છાથી વૈકુંઠલોકમાં ગયા. એ સનકાદિક, મરીચિ વગેરેથી પણ મોટી અવસ્થાના હતા તોપણ પાંચ કે છ વર્ષના બાળક જેવડા લાગતા હતા અને નગ્ન હતા તેથી તેઓને બાળક જાણીને ભગવાનના બે દ્વારપાલોએ અંદર જતાં અટકાવ્યા. આમ થવાથી કોપ પામેલા તે બ્રાહ્મણોએ તેઓને શાપ દીધો કે— 'ભગવાનના ચરણનું સમીપ કે જે રજોગુણ તથા તમોગુણથી રહિત છે ત્યાં રેહેવાને તમે યોગ્ય નથી એટલામાટે હે મૂર્ખો! અહીંથી તુરત અસુરની નીચયોનિમાં જાઓ.' આ પ્રમાણે શાપ લાગવાથી એ બે દ્વારપાલો વૈકુંઠલોકમાંથી પડતા હતા. તે સમયે દયા લાવીને સનકાદિકોએ કહ્યું કે 'તમે ત્રણ જન્મ પછી પાછા આ લોકમાં આવશો.' એ બે દ્વારપાલો દિતિના પુત્ર થયા તેમાં મોટો હિરણ્યકશિપુ થયો અને નહાનો હિરણ્યાક્ષ થયો. એ બેય ભાઇઓને દૈત્ય અને દાનવો પ્રણામ કરતા હતા. એઓમાંથી હિરણ્યકશિપુને ભગવાને નૃસિંહાવતાર ધરીને માર્યો અને હિરણ્યાક્ષને વરાહનો અવતાર ધરી પાતાલમાંથી પૃથ્વી લાવતી વેળાએ માર્યો. હિરણ્યકશિપુએ પોતાનો પુત્ર પ્રલ્હાદ કે જે ભગવાનનો ભક્ત હતો તેને મારી નાખવાસારૂ અનેક દુઃખ દીધાં હતાં કે જેથી પોતાનુંજ મરણ થયું. સર્વ પ્રાણીઓના આત્મારૂપ, શાંત, સઘળે ઠેકાણે બ્રહ્મ જોનાર અને ભગવાનના તેજથી વ્યાપ્ત થએલા પ્રલ્હાદને મારી નાખવાને ઘણા ઘણા ઉદ્યમ કર્યા તો પણ મારી શક્યો નહિ. પછી એ બે જણા, વિશ્રવાઋષિની સ્ત્રી કેશિનીના દીકરા રાવણ અને કુંભકર્ણ નામના રાક્ષસ થયા હતા અને તેઓ સર્વ લોકોને મોટું દુઃખ આપતા હતા. ત્યાં પણ ભગવાને રામચંદ્રજીનો અવતાર ધરી શાપથી છોડાવવાનેસારૂ તે-

---

૧ ગોપીઓ કામદેવથી ભગવાનને પામીછે. ૨ શિશુપાલાદિક દ્વેષથી પામ્યાછે. ૩ કંસાદિક ભયથી પામ્યાછે. ૪ પાંડવો સ્નેહથી પામ્યાછે.

ઓને માર્યા હતા. હે યુધિષ્ઠિર રાજા! માર્કંડેય ઋષિને મુખેથી તમે રામચંદ્રજીનું પરાક્રમ સાંભળશો. એ બે જણાજ પાછા તમારી માશીઓના દીકરા શિશુપાલ અને દંતવક્ત્ર નામના ક્ષત્રિઓ થયા હતા તેઓ હમણાં ભગવાનનાં ચક્રથી પાપનો નાશ થતાં શાપથી છૂટી ગયા. વૈરના અનુબંધથી તીવ્ર થએલાં ધ્યાને ભગવદ્રૂપપણાને પમાડેલા તે ભગવાનના પાર્ષદો પાછા ભગવાનનું સમીપ પામી ગયા છે.

યુધિષ્ઠિર રાજા પૂછેછે.— હે મહારાજ! મહાત્મા અને પ્યારા પુત્ર પ્રલ્હાદની ઉપર હિરણ્યકશિપુને દ્વેષ શી રીતે થયો? અને પ્રલ્હાદને ભગવાનની પરમ ભક્તિ શા કારણથી થઈ? તે મને કહો.

**विद्वेषो दयिते पुत्रे कथमासीन्महात्मनि। ब्रूहि मे भगवन् येन प्रल्हादस्याच्युतात्मता॥४६॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥ *

**भ्रातर्येवं विनिहते हरिणा क्रोडमूर्त्तिना। हिरण्यकशिपू राजन् पर्यतप्यद्रुषा शुचा॥**

નારદજી કેહેછે.—વરાહરૂપી ભગવાને ઇંદ્રના પક્ષપાતથી હિરણ્યાક્ષને મારી નાખ્યો તેનેલીધે હિરણ્યકશિપુને ક્રોધથી અને શોકથી ઘણો પરિતાપ થયો. એ હિરણ્યકશિપુ ક્રોધથી વ્યાપ્ત થઇ જતાં હોઠ ડસીને કોપરૂપ અગ્નિના ધુમાડાથી ધૂમ્ર થએલાં આકાશને બળતી આંખ્યોથી જોવા લાગ્યો. વિકરાલ દાઢો અને ભયંકર દૃષ્ટિ તથા કપાળમાં ચડેલી ભમરનેલીધે તેનાં મોઢાંની સામું કોઇથી પણ જોવાતું ન હતું એવા ક્રોધથી સભાવચ્ચે ત્રિશૂળ ઉપાડીને તેણે દાનવોને નીચે પ્રમાણે કહ્યું.

હિરણ્યકશિપુ કેહેછે.—હે દ્વિમૂર્દ્ધા! હે ત્ર્યક્ષ! હે શંબર! હે શતબાહુ! હે હયગ્રીવ! હે નમુચિ! હે પાક! હે ઇલ્વલ! હે વિપ્રચિત્તિ અને હે શકુન વગેરે દાનવો અને દૈત્યો! મારૂં વચન સાંભળો અને સાંભળીને તેપ્રમાણે તમે સઘળા ઉતાવળે કરો. વિલંબ નહિ કરવો. વિષ્ણુ જોકે સર્વને સમાન છે તોપણ મારા ક્ષુદ્ર શત્રુ દેવતાઓએ ખુશામતથી તેને પોતાના પક્ષમાં લઇ તેની પાસે મારા ભાઇ હિરણ્યાક્ષને મરાવ્યો છે. એટલામાટે, પોતાની સમતા છોડી દેનાર, તેજોમય છતાં પણ માયાથી સુવર બનેલ, જે જે ભજે તેને અનુસરનાર અને બાલકની પેઠે અસ્થિર ચિત્તવાળા એ વિષ્ણુનું ગળું મારાં ત્રિશૂલથી કાપી નાખીને તેનાં ઘણાં લોહીથી મારો ભાઇ કે જેને લોહીજ પ્યારૂં હતું તેનું તર્પણ કરીશ ત્યારે મારો પરિતાપ મટશે. કપટી અને ભુંડું કરનારો એ વિષ્ણુ મરી જશે એટલે ઝાડનું મૂળ કપાઇ જતાં શાખાઓની પેઠે દેવતાઓ પોતાની મેળેજ સુકાઇ જશે; કેમ કે એઓનું જીવન તો વિષ્ણુજ છે. પણ તે પેહેલાં તમે, બ્રાહ્મણો અને ક્ષત્રિયો જેમાં ઘણા વધી ગયા છે એવી પૃથ્વીમાં જાઓ અને ત્યાં જઇને તપ, યજ્ઞ, વેદાધ્યયન, વ્રત અને દાન કરનારાઓને મારી નાખો; કેમ કે એ યજ્ઞરૂપ અને ધર્મમય વિષ્ણુનું મૂળ બ્રાહ્મણોની ક્રિયાઓ છે. દેવતા, ઋષિ, પિતૃ, ભૂત અને ધર્મનો મોટો આશ્રય વિષ્ણુજ છે અને એ લોકો મને નહિ ગણકારીને વિષ્ણુને ભજેછે એટલામાટે એ લોકો મારી નાખવા યોગ્ય છે. જ્યાં જ્યાં બ્રાહ્મણો, ગાયો, વેદ, વર્ણ, આશ્રમ અને ક્રિયાઓ હોય તે તે દેશમાં જાઓ. સળગાવી દો અને યજ્ઞના ઉપયોગી વૃક્ષોને કાપી નાખો.

નારદજી કેહેછે.— એપ્રમાણે પોતાના સ્વામીની આજ્ઞાને માથે ચડાવી તૈયાર થ-

---

* આ બીજા અધ્યાયમાં હિરણ્યકશિપુએ વિષ્ણુના દ્વેષનેલીધે દાનવોની પાસે લોકોને ખરાબ કરાવી પોતાના ભાઇ હિરણ્યાક્ષના પુત્રો વગેરેની સાંત્વના કરી એ કથા કેહેવામાં આવશે.

એલા અને જેઓને ઘાતપાતજ વહાલો છે એવા દૈત્યો તેપ્રમાણે પ્રજાઓનું કંદન કરવા લાગ્યા. શેહેર, ગામ, નેહ, બગીચા, ખેતર, વાડીઓ, આશ્રમો, ખાણ્યો, ખેડુઓનાં ગામડાં, પાહાડી ગામો, રાજધાનીઓ અને આહેર લોકોનાં સ્થાનકોને બાળવા લાગ્યા. કેટલાએક દૈત્યો પુલ, કિલ્લા અને દરવાજાઓને હથિયારોથી તોડવા લાગ્યા. કેટલાએક કુવાડા હાથમાં લઇને લોકોને આજીવિકા આપનારાં મોટાં વૃક્ષો કાપવા માંડ્યા. કેટલાએક, બળતાં લાકડાં લઇ લોકોનાં ઘર બાળવા લાગ્યા. એપ્રમાણે હિરણ્યકશિપુના અનુચરો, લોકોને ખરાબ કરવા લાગતાં દેવતાઓ સ્વર્ગને છોડી દઇને છાનામાના ધરતીમાં ફરતા હતા. દુઃખ પામેલા હિરણ્યકશિપુએ મરી ગએલા ભાઇની ક્રિયાઓ કરીને શકુનિ, શંબર, ધૃષ્ટ, ભૂતસંતાપન, વૃક, કાળનાભ, મહાનાભ, હરિશ્મશ્રુ અને ઉત્કચ નામના એ ભાઇના દીકરાઓની, એઓની મા રૂષાભાનુની અને પોતાની મા દિતિની, સારી વાણીથી દેશકાળને અનુસરીને નીચે પ્રમાણે સાંત્વના કરી.

હિરણ્યકશિપુ બોલ્યો.– હે મા! હે વહુ! અને હે દીકરાઓ! એ મહાવીર હિરણ્યાક્ષનો શોક નહિ કરવો જોઇએ; કેમકે શત્રુની સામે વધ થાય એતો વખાણવા યોગ્ય અને શૂર પુરૂષોને અત્યંત પ્યારો છે. પ્રારબ્ધ કર્મથી ભેળાં થતાં અને પાછાં પોતપોતાનાં કર્મોથી જુદાં પડતાં પ્રાણિઓ, પાણીના પરબમાં જેમ ભેળાં થાય તેમ આ સંસારમાં ભેળાં થાયછે. વાસ્તવિકરીતે પણ શોક કરવો યોગ્ય નથી; કેમ કે આત્મા દેહાદિકથી નોખો હોવાનેલીધે મરતો નથી, ઓછો થતો નથી, શુદ્ધ છે, સર્વમાં વ્યાપક છે અને સર્વજ્ઞ છે. એટલામાટે તેને મરી ગએલો, દુબળો, મેલો, જુદો પડેલો કે અજ્ઞાન માનીને શોક નહિ કરવો જોઈએ. એ આત્મા, લિંગશરીરમાં મિથ્યા અભિમાન ધરવાનેલીધે પોતાની ભૂલથીજ ઉચાં-નીચાં શરીરોને અને સુખ-દુઃખાદિકને ધારણ કરેછે. પાણી હલતું હોય તેથી તેમાં પ્રતિબિંબિત થએલાં ઝાડ પણ જેમ હલતાં જણાયછે તેમ લિંગશરીરના સુખ-દુઃખાદિક ધર્મોથી આત્મામાં પણ જાણે તે ધર્મો આવતા હોય એમ જણાયછે. જેમ ફુદડી ફરનારા માણસની આંખ ફરતી હોય તેનેલીધે તે માણસને ધરતી ફરતી હોય એમ જણાયછે તેમ ગુણોનેલીધે લિંગશરીર ફર્યા કરેછે તેથી, આત્મા જોકે પરિપૂર્ણ છે તોપણ જાણે ફરતો હોય (જન્મ-મરણાદિક પામતો હોય) એમ જણાયછે. આત્માને વાસ્તવિકરીતે લિંગશરીર (અંતઃકરણ) નો સંબંધ નથી તોપણ જાણે તેનો સંબંધ થઇ ગયો હોય તેમ લિંગશરીરના ધર્મો તેમાં પ્રતીત થાયછે. પોતાને દેહનો સંબંધ નહિ છતાં 'હું દેહ છું' એમ માની લેવું એજ પોતાનાં સ્વરૂપનું ઉલટાપણું છે. પ્રિય પદાર્થનો વિયોગ, અપ્રિય પદાર્થોની પ્રાપ્તિ, કર્મ, અનેક ગર્ભોમાં પ્રવેશ, જન્મ, મરણ, અનેક પ્રકારનો શોક, અવિવેક અને સ્વરૂપની ભૂલ એ સઘળું દેહાભિમાનથીજ થાયછે. શોક કરવાનું કારણ નહિ છતાં શોક થાયછે તે વૃથાજ છે એ વિષયમાં યમરાજા અને શબના સંબંધીઓના સંવાદરૂપ એક જુનો ઇતિહાસ કેહેવાયછે તે સાંભળો.

ઉશીનર નામના દેશમાં સુયજ્ઞ નામનો એક પ્રખ્યાત રાજા હતો. તેને યુદ્ધમાં શત્રુઓએ મારી નાખતાં તેનાં સંબંધીઓ તેને વીટીને ચારેકોર બેઠાં હતાં. એ રાજાનું રત્નનું બખતર કપાઇ પડ્યું હતું; આભૂષણ અને માળાઓ પડી ગએલાં હતાં; બાણથી છાતી ભેદાઇ ગઈ હતી; કેશ વીખરાઇ ગયા હતા; આંખ્યો ખોટી પડી ગઇ હતી; ક્રોધથી ડસેલા હોઠ એમનેએમજ હતા; મોઢું ધૂળથી ઢંકાઇ ગએલું હતું અને યુદ્ધમાં હાથ તથા હથિયારો કપાઇ ગયાં હતાં. દૈવે તે પ્રમાણે કરેલા પોતાના સ્વામીને જોઈ દુઃખ પામેલી

તેની રાણીઓ 'હે નાથ ! અમે હણાયાં' એમ બોલીને વારંવાર હાથથી છાતી કૂટતાં તેના પગની પાસે પડી. ઊંચા સ્વરથી રોતી, સ્તનનાં કેસરથી રંગાએલાં આંસુથી પતિના પગને ભીંજવી દેતી, દીનતા ભરેલા વિલાપથી બીજા માણસોને પણ શોક ઉપજાવતી અને જેઓના કેશ તથા આભરણ વીખરાઇ ગયાં હતાં એવી એ રાણીઓ વિલાપ કરવા લાગી.

"અહો ! હે સ્વામી ! અમારા ઉપર ઘાતકી રીતે વર્ત્તનારા વિધાતાએ તમને અદૃશ્ય સ્થિતિ આપી છે. જેણે તમને પ્રથમ ઉશીનર દેશના રેહેવાસીઓને આજીવિકા આપનાર કર્યા હતા તેણેજ આજ તેઓના શોકને વધારનાર કર્યા છે. હે રાજા ! કરેલા ઉપકારોને જાણનાર અને પરમ સ્નેહી તમવિના અમે શી રીતે જીવિએ ? એટલામાટે તમે જ્યાં જવાના હો, ત્યાં અમને પણ તમારા ચરણની સેવા કરવામાટે સાથે આવવાની આજ્ઞા આપો."

એપ્રમાણે રાણીઓ પોતાના મરી ગએલા પતિને લઈ વિલાપ કરતી હતી અને તેને બાળવા દેવાની ઇચ્છા નહિ કરતી હતી ત્યાં સૂર્ય આથમી ગયો. એ સમયમાં શબના સંબંધીઓનું રોવું સાંભળી યમરાજાએ પોતે બાળકનાં રૂપથી ત્યાં આવી તેઓને નીચે પ્રમાણે કહ્યું.

યમ કેહેછે.– અહો ! આ માણસો અમારાથી મોટી અવસ્થાવાળાં છે અને જગતના જન્મ-મરણાદિક પ્રકારને જોનારાં છે તોપણ આ લોકોનો મોહ અદ્ભુત દેખાયછે. માણસ જ્યાંથી (અપ્રકટ સ્થલમાંથી) આવ્યો હતો ત્યાંજ પાછો ગએલો છતાં અને પોતે પણ તેવીજ સ્થિતિના છતાં મૃતકનો શોક કરેછે. અહો ! તમારા કરતાં અમે અત્યંત ધન્ય છિયે. માબાપે અમને તજી દીધેલા છે અને અમે બાલક છિયે તોપણ કશી ચિંતા કરતા નથી. નહાર વગેરે પ્રાણિઓ પણ અમને ખાઈ જતાં નથી; કેમ કે જેણે ગર્ભમાં રક્ષા કરીછે તેજ સર્વ ઠેકાણે રક્ષા કરનાર છે. હે સ્રિયો ! જે અવિનાશી ઈશ્વિર પોતાની ઇચ્છાથી આ જગતને સર્જેછે, રક્ષા કરેછે અને પ્રલય કરેછે તે ઈશ્વિરનું આ સ્થાવર-જંગમ જગત્ રમકડું છે એમ કેહેવાયછે અને મારવામાં તથા પાલન કરવામાં પણ એજ સમર્થ છે. માર્ગમાં પડેલું હોય પણ તેને જો ઈશ્વિર બચાવેછે તો બચેછે અને ઘરમાં રહીને બહુજ યત્નથી રખાતું હોય પણ તે જો ઈશ્વિરને રેહેવા દેવું ન હોય તો રેહેતું નથી. અનાથ અને વગડામાં રેહેતો હોય પણ જો તેના ઉપર ઈશ્વિરની દૃષ્ટિ હોય તો તે જીવેછે અને ઘરમાં પાલન કરાતો હોય પણ તેના ઉપર જો ઈશ્વિરની ઉપેક્ષા હોય તો તે જીવતો નથી. વાસ્તવિક જોઇએ તો સઘળાં પ્રાણિઓ પોતપોતાનાં લિંગશરીરથી થએલાં કર્મોવડે જન્મેછે અને મરેછે તેમાં આત્મા, જોકે દેહાદિકમાં રહેલ છે તોપણ દેહાદિકના ધર્મરૂપ જન્માદિકથી તે સંબંધ પામતો નથી; કેમ કે દેહાદિકથી તમામ જુદો છે. આ શરીર કેવળ અવિવેકને લીધેજ પોતારૂપ જણાયછે. વાસ્તવિકરીતે તો જુદુંજ છે; કેમ કે માટીનાં ઘરની પેઠે જોવામાં આવેછે. પંચભૂતથી નહિ બનેલા દ્રષ્ટા આત્માથી, પાંચભૂતનું બનેલું અને દૃશ્ય શરીર જુદુંજ છે. જેમ અત્યંત અવિવેકી માણસે ઘરને પોતારૂપ માનેલું હોયછે તોપણ તેથી ઘર જુદુંજ છે તેમ પોતારૂપ માનેલું આ શરીર પણ આત્માથી જુદુંજ છે. જલના પરમાણુઓથી બનેલા પરપોટાની પેઠે, પૃથ્વીના પરમાણુઓથી બનેલા ઘટાદિકની પેઠે અને તેજના પરમાણુઓથી બનેલા કુંડલાદિક પદાર્થની પેઠે એ ત્રણે જાતના પરમાણુઓથી બનેલો આ દેહ પણ કાળથી નાશ પામેછે પણ તેની સાથે આત્મા નાશ પામતો નથી. જેમ અગ્નિ કાષ્ઠમાંજ રહેલ છે તોપણ દાહક અને પ્રકાશકપણાને

લીધે કાષ્ઠથી જુદોજ છે એમ જણાયછે અને જેમ વાયુ, શરીરમાંજ રહેલ છે તોપણ મુખ અને નાક વગેરેમાં જુદો રહેલોજ જણાયછે તેમ આત્મા દેહમાં રહેલ છે તોપણ દેહથી જુદોજ છે. આકાશ સર્વમાં રહેલ છે તોપણ જેમ કોઇના ગુણનો લેપ આકશને લાગતો નથી તેમ આત્મા, દેહ અને ઇંદ્રિયાદિકમાં રહેલ છે તોપણ તેને દેહ અને ઇંદ્રિયાદિકના જન્મ-મરણાદિક ગુણનો કશો લેપ લાગતો નથી. હે મૂર્ખ માણસો ! તમે જેનો શોક કરોછો તે આ તમારો ભર્ત્તા સુયજ્ઞ તો સુતો છે માટે તેનો શામાટે શોક કરોછો ? તમારા મનને એમ હોય કે આટલીવાર સુધી એ સાંભળતો હતો અને જવાબ દેતો હતો અને હમણાં તો સાંભળતો કે જવાબ દેતો જોવામાં આવતો નથી તેથી શોક કરિયે છિયે; તોપણ શોક કરવો યોગ્ય નથી. કેમ કે આ શરીરમાં જે સાંભળનાર અને જવાબ દેનાર છે તેને તમોએ આગળ પણ કદી જોએલો નથી. આ શરીરમાં જોકે પ્રાણ મુખ્ય ગણાયછે તોપણ તે કાંઇ સાંભળનાર કે જવાબ દેનાર નથી; પરંતુ દેહ અને ઇંદ્રિયાદિકથી તે તે પદાર્થોનો દ્રષ્ટા આત્મા કે જે ખરી રીતે સાંભળનાર અને જવાબ દેનાર છે તે તો પ્રાણથી અને દેહથી પણ જુદો છે. એ આત્મા પોતે જુદો છતાં પ્રાણ, ઇંદ્રિય અને મનનેલીધે થતાં જુદાં જુદાં શરીરોને 'હું છું' એમ માની લેછે અને જ્યારે વિવેક થાય ત્યારે તેના બળથી એ ખોટા માનવાને છોડી પણ દેછે. જ્યાંસુધી આત્માને લિંગશરીરનું અભિમાન રેહેછે ત્યાંસુધીજ તેને કર્મબંધનનું કારણ થાયછે અને તેથીજ શરીરના ધર્મો પોતામાં જણાયછે અને ક્લેશ ચાલ્યા કરેછે; કેમ કે એ સઘળું અજ્ઞાનથીજ બનેલુંછે. સુખ-દુઃખાદિક સાચાં છે એમ માનવું અને બોલવું એજ ખોટો આગ્રહ છે; કેમ કે મનોરથ અને સ્વપ્નની પેઠે સઘળા ઇંદ્રિયસંબંધી પદાર્થો ખોટાજ છે. એટલામાટે સમજુ લોકો આત્માને નિત્ય અને દેહાદિકને અનિત્ય જાણીને તેમાંથી કોઇનો પણ શોક કરતા નથી. અને જાણતાં છતાં પણ શોક કરતા હોય તો એમ સમજવું કે જ્ઞાનથી દૃઢતા નહિ હોવાનેલીધે તેઓની ખોટી ટેવ મટી નથી. ઇશ્વિરે પક્ષિઓના કાળરૂપ બનાવેલો કોઇ પારાધી જનમાં ઠેકાણે ઠેકાણે જાળ પાથરીને પક્ષિઓને લલચાવતો હતો ત્યાં કુલિંગપક્ષીનું જોડું ફ્રતું હતું તે તેના જોવામાં આવ્યું. એ જોડામાંથી પારાધીએ લલચાવેલી માદા મોત આવી લાગવાનેલીધે જાળની દોરીઓમાં બંધાઇ ગઈ. એપ્રમાણે કષ્ટ પામેલી પોતાની રાંક સ્રીને જોઇને બહુજ દુઃખ પામેલો, છોડાવવામાં અશક્ત અને કંગાલ એ કુલિંગપક્ષી વિલાપ કરવા લાગ્યો કે 'અહો ! હું કે જે કંગાલ છું તેનો શોક કરતી, રાંક અને દયાના પાત્રરૂપ મારી સ્રીનું નિર્દય દૈવને શું કામ પડ્યું હશે ? હવે દીન, રાંડેલ અને દુઃખીયાં જીવતરવાળા આ મારા અરધા દેહનું (સ્રી મરી જવાથી પોતાને અરધો રહ્યાનું કેહેછે.) મારે શું પ્રયોજન છે ? માટે મને પણ દૈવ ભલે ઊપાડી લે. જેઓને પાંખો નથી આવી એવાં અને મા-વિનાનાં બચ્ચાંઓનું પોષણ હું શી રીતે કરી શકીશ ? કમનશીબવાળાં એ મારાં બચ્ચાં, માળામાં એની માની વાટ જોતાં હશે.' એપ્રમાણે વિલાપ કરતાં, સ્રીના વિયોગથી આતુર થએલા અને જેનાં મોહોડામાં આંસુ પેસી જતાં હતાં એવા એ કુલિંગ પક્ષીને, ત્યાં પાસેજ છુપાએલા અને કાળે પ્રેરેલા તેજ પારાધીએ બાણથી વીંધી નાંખ્યો. (યમ કેહેછે) એપ્રમાણે તમે પણ કે જેઓ મૂર્ખ અને પોતાના મરણને નહિ જાણનારી છો તેઓ સૈકડો વર્ષસુધી શોક કર્યા કરશો તોપણ આ પતિને પાછો પામશો નહિ.

હિરણ્યકશિપુ કેહેછે.— એ બાળક એપ્રમાણે બોલતાં વિસ્મય પામેલાં સઘળાં સં-

બંધીઓને નિશ્ચય થયો કે આ સઘળું જગત્ અનિત્ય અને ખોટુંજ ઊભું થયુંછે. આટલી વાત કહી યમરાજા ત્યાંજ અંતર્ધાન થઇ ગયા અને સંબંધીઓએ સુયજ્ઞ રાજાનું જે કાંઇ પરલોકસંબંધી કૃત્ય કરવાનું હતું તે કર્યું. એટલામાટે તમે બીજાનો કે પોતાનો શોક કરો મા. આ પોતાનો આ પરાયો એવા ખોટા આગ્રહરૂપી અજ્ઞાનવિના પ્રાણિઓને પોતાનો કોણ છે? પારકો કોણ છે? પોતે કોણ છે? અને બીજો કોણ છે?

નારદજી કેહેછે.– એપ્રમાણે દીકરાની વહુ સહિત દિતિએ હિરણ્યકશિપુનું વચન સાંભળી ક્ષણમાત્રમાં દીકરાનો શોક છોડી દેતાં પરબ્રહ્મમાં ચિત્ત રાખ્યું. ૬૧

**इति दैत्यपतेर्वाक्यं दितिराकर्ण्य सस्नुषा ।**
**पुत्रशोकं क्षणात्त्यक्त्वा तत्त्वे चित्तमधारयत् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥ *

**हिरण्यकशिपू राजन्नजेयमजरामरम् ।**
**आत्मानमप्रतिद्वंद्वमेकराजं व्यधित्सत ॥ १ ॥**

નારદજી કેહેછે.--હે યુધિષ્ઠિર રાજા! પછી હિરણ્યકશિપુએ પોતાના દેહને અજર, અમર, શત્રુ રહિત, કોઇથી જીતાય નહિ એવો અને સર્વનો ચક્રવર્તિ બનાવવાની ઇચ્છા કરી. એવી ઇચ્છાથી તેણે મંદરાચલની ગુફામાં મહાદારૂણ તપ કરવા માંડ્યું. હાથ ઊંચા રાખી, દૃષ્ટિ આકાશમાં રાખી અને પગના અંગુઠાભર ધરતીપર ઊભીને તપ કરતો તે હિરણ્યકશિપુ પોતાની જટાની કિરણોથી, પ્રલયકાળનો સૂર્ય જેમ કિરણોથી શોભે તેમ શોભવા લાગ્યો. હિરણ્યકશિપુ તપ કરવા લાગતાં દેવતાઓ, જે પ્રથમ છાનાઇથી ધરતીપર ફરતા હતા તેઓ પોતપોતાને ઠેકાણે ગયા. એ દૈત્યના માથામાંથી ઉત્પન્ન થએલો ધુમાડાવાળો તપોમય અગ્નિ આડો, ઊભો અને ફરતો ફેલાઇને ત્રૈલોક્યને તપાવવા લાગ્યો. નદીઓ અને સમુદ્રો ક્ષોભ પામી ગયા. દ્વીપ તથા પર્વતો સહિત પૃથ્વી કંપવા લાગી. ગ્રહ અને તારા પડવા લાગ્યા. દશે દિશાઓ બળવા લાગી. એ અગ્નિથી તપેલા દેવતાઓએ સ્વર્ગ છોડી દઇ બ્રહ્મલોકમાં જઇને બ્રહ્માને વિજ્ઞપ્તિ કરી કે "હે દેવના દેવ! હે જગતના પતિ! હિરણ્યકશિપુના તપથી તપી ગએલા અમે સ્વર્ગમાં રહી શકતા નથી માટે જો આપની મરજી હોય તો, આપને પૂજનારા આ લોકો નાશ નથી પામ્યા તે પેહેલાં તેના તપની શાંતિ કરો. જોકે આપનાથી કશું અજાણ્યું નથી તોપણ તેણે આ દુષ્કર તપ કરીને જે ધારેલું છે તે અમારી પાસેથી સાંભળો.[1] બ્રહ્મા, આ સઘળાં ચરાચર જગતને તપ અને યોગની નિષ્ઠાથી સરજીને સર્વ લોક કરતાં ઉત્તમ સત્યલોકમાં જેમ બેઠા છે તેપ્રમાણે હું પણ તપ અને યોગમાં નિષ્ઠા વધતી વધતી રાખીને મારે સારૂ કરીશ. જોકે આયુષ્ય અલ્પ છે તેથી વારંવાર દેહ પડી જવાનો સંભવ છે તોપણ કાળ અને આત્મા અવિનાશી છે માટે ઘણા અવતારથી પણ મારૂં એ કામ સિદ્ધિ કરીશ. મારા સામર્થ્યથી દેવતા, દૈત્યો અને દૈત્યોના દેવ તથા પુણ્યનું પાપ અને પાપનું પુણ્ય ઠરાવીને જગતને ઉલટપાલટ કરી નાખીશ. કલ્પને છેડે કાળગતિથી નાશ પામનારાં બીજાં ધ્રુવપદ વગેરેનું મારે શું પ્રયોજન છે? મારે તો બ્રહ્માની પદવીજ લેવી. આવી રીતનો તેનો આગ્રહ અમે સાંભળ્યોછે અને તેથીજ

* આ ત્રીજા અધ્યાયમાં હિરણ્યકશિપુના તપથી જગતને તપી ગએલું જોઇ બ્રહ્મા આવ્યા, તપ જોઇને વિસ્મય પામ્યા, હિરણ્યકશિપુએ સ્તુતિ કરી અને બ્રહ્માએ વર દીધા, એ કથા કેહેવામાં આવશે.

૧ બ્રહ્માને તેના ઉપર દ્વેષ ઉત્પન્ન કરાવવાસારૂ ખોટું સમજાવેછે.

મોટું તપ માંડી બેઠોછે. માટે હે ત્રૈલોક્યના નાથ ! હવે પછી જે યોગ્ય જણાય તે આપ કરો. આપના આસનથી બ્રાહ્મણો અને ગાયોની વૃદ્ધિ, સુખ, ઐશ્વર્ય, પાલન અને ચડતી છે માટે આપ જો સ્થાનભ્રષ્ટ થશો તો બીજાઓનું પણ અનિષ્ટ થશે."

નારદજી કેહેછે.– આવી રીતે દેવતાઓએ વિજ્ઞપ્તિ કરવાથી, ભૃગુ અને દક્ષ વગેરે પ્રજાપતિઓથી વીંટાએલા બ્રહ્મા હિરણ્યકશિપુના આશ્રમમાં પધાર્યા. રાફડા, ખડ અને પોલા વાંસનાં ઝાડોથી એ દૈત્ય ઢંકાઇ ગયો હતો તે પ્રથમ તો બ્રહ્માના જોવામાંજ ન આવ્યો. પછી વાદળાંમાં જેમ સૂર્ય દેખાય તેમ થોડીવાર પછી જરાક જોવામાં આવ્યો. એનાં મેદ, ત્વચા, માંસ અને રૂધિરને તો કીડીઓ ખાઈ ગઇ હતી. તપથી લોકોને તપાવતા એ હિરણ્યકશિપુને જોઇને વિસ્મય પામેલા બ્રહ્મા બોલ્યા.

બ્રહ્મા કેહેછે.– હે કશ્યપના પુત્ર ! ઉઠઉઠ. તારૂં કલ્યાણ થાઓ. તું તપથી સિદ્ધ થયો છે. હું વર દેવા આવ્યો છું માટે જે જોઇતું હોય તે માગીલે. તારા હૃદયની આ અદ્ભુત ધીરજ મેં જોઇ. તારા દેહને માંખીઓ વગેરે ખાઇ ગએલ છે તો પણ અસ્થિમાં પ્રાણ રહેલ છે. આગળના ઋષિઓએ આવું તપ કર્યું નથી અને હવે પછીના પણ કરશે નહિ. દેવતાઓનાં સો વર્ષસુધી પાણીવગર પ્રાણ રાખવા કોનાથી બની શકે? હિમ્મતવાળાઓથી ન બની શકે એવા આ તારા નિશ્ચયથી હું વશ્ય થયો હતો તેમાં વળી તેં તપ કરીને તો મને બહુજ વશ્ય કર્યોછે. એટલામાટે હે દૈત્યોમાં ઉત્તમ! તારા સઘળા મનોરથ હું પૂર્ણ કરીશ. તું કે જેનું શરીર મરણથી મુક્ત નથી તેને હું કે જે મરણથી મુક્ત છું તેનું દર્શન નિષ્ફળ નહિ થવું જોઇએ.

નારદજી કેહેછે.– આદિદેવ બ્રહ્માએ એટલું કહીને હિરણ્યકશિપુ કે જેનાં અંગને કીડીઓ ખાઇ ગઈ હતી તેના ઉપર દિવ્ય અને અમોઘ શક્તિવાળું પોતાના કમંડલનું જલ છાંટ્યું. તે જળ છાંટવાથી, વાંસવાળા રાફડામાંથી, અગ્નિ જેમ કાષ્ટમાંથી નીકળે તેમ હિરણ્યકશિપુ નીકળ્યો. શરીર, ઇંદ્રિય તથા મનની શક્તિ પામેલો, સર્વ અવયવોથી સંપૂર્ણ, જુવાન અને વજ્ર જેવો મજબુત થએલો તે દૈત્ય આકાશમાં હંસઉપર બેઠેલા બ્રહ્માને જોઇને તેના દર્શનનો મોટો આનંદ પામી ધરતીપર મસ્તકથી પગે લાગ્યો. નમ્ર, હર્ષનાં આંસુવાળો, રોમાંચિત થએલો અને બ્રહ્માને જોતો એ દૈત્ય ઉઠી હાથ જોડી ગદ્ગદ વચનથી સ્તુતિ કરવા લાગ્યો.

હિરણ્યકશિપુ સ્તુતિ કરેછે.– કલ્પના અંતમાં કાળે ઉત્પન્ન કરેલા ઘાટા તમોગુણથી ઢંકાએલાં આ જગતને જે સ્વયંપ્રકાશ આપે પોતાના પ્રકાશથી પ્રકટ દેખાડ્યું છે તથા જે આપ ત્રિગુણાત્મક સ્વરૂપથી આ જગતને સર્જો છો, પાળો છો તથા પ્રલય કરો છો તે, રજોગુણ, સત્વગુણ અને તમોગુણના આશ્રયરૂપ પરમેશ્વર આપને પ્રણામ કરૂંછું. સર્વના આદિ, જ્ઞાન-વિજ્ઞાનરૂપ, સર્વના નિમિત્તરૂપ અને પ્રાણ, ઇંદ્રિય, મન તથા બુદ્ધિરૂપ વિકારોથી કાર્યનો આકાર પામેલા આપને પ્રણામ કરૂંછું. આપજ મુખ્ય પ્રાણરૂપથી સ્થાવર-જંગમના નિયંતા છો માટે પ્રજાઓના પતિ છો. પ્રજાઓનાં ચિત્ત, ચેતના, મન અને ઇંદ્રિયોના પતિ છો માટે આપજ મોટા છો. આકાશાદિક પાંચ ભૂત, શબ્દાદિક વિષયો અને વાસનાઓને સર્જનાર પણ આપજ છો. કર્મ કરવાના વિષયવાળી ત્રણ વેદરૂપ વિદ્યાથી આપજ યજ્ઞોનો વિસ્તાર કરોછો. પ્રાણિઓના આત્મા અને અંતર્યામી આપજ છો; કેમકે સર્વજ્ઞ, અખંડિત, અનાદિ, અનંત અને અપાર છો. કાળના પ્રવાહરૂપ આપજ લવ અને ક્ષણ વગેરે વિભાગોથી લોકોના આયુષ્યને ઓછું કરોછો. અવિનાશી, જ્ઞાનરૂપ, પરમેશ્વર, અજન્મા, પાપરહિત અને આ જીવલોકના

જીવન આપનાર તથા નિયંતા છો. કાર્ય, કારણ, સ્થાવર કે જંગમ કાંઈ પણ આપથી જાુદું નથી. સઘળી વિદ્યાઓ અને કળાઓ આપનાંજ શરીરરૂપ છે; કેમ કે ત્રિગુણાત્મક પ્રધાનથી પર, અને બ્રહ્માંડ જેના ગર્ભમાં છે એવા પરબ્રહ્મ આપજ છો. આ સઘળું બ્રહ્માંડ આપનું શરીર છે કે જે શરીરથી, આપ સ્વરૂપમાં રહીનેજ ઈંદ્રિય, પ્રાણ અને મનના વિષયોને ભોગવો છો એટલામાટે ઉપાધિ રહિત, પુરાણપુરૂષ અને પરબ્રહ્મ આપજ છો. હે અનંત! વિદ્યા અને અવિદ્યા શક્તિવાળા જે આપ મન અને વચનથી ન પોચાય એવાં રૂપવડે આ સઘળાં જગતમાં વ્યાપ્ત છો તેમને પ્રણામ કરૂંછું. જો આપ મને જોઇતા વર આપતા હોતો આપે સ્રજેલા કોઈ પણ પદાર્થથી મારૂં મરણ નહિ થવું જોઈએ. બહાર, અંદર, દિવસે, રાતે, આપે નહિ સ્રજેલા પદાર્થથી, હથિયારોથી, પૃથ્વીમાં, આકાશમાં, મનુષ્યોથી, મૃગોથી, પ્રાણ વગરનાઓથી, પ્રાણવાળાઓથી, દેવતાઓથી, દૈત્યોથી કે મોટા સર્પોથી પણ મારૂં મરણ નહિ થવું જોઈએ. મને સર્વ પ્રાણિઓનો એક સ્વામી અને યુદ્ધમાં જેની સામો કોઈ પણ થઇ શકે નહિ એવો કરો. સર્વ લોકપાળોનો મહિમા તથા આપના જેવો મહિમા મને આપો. તપ તથા યોગના પ્રભાવવાળા પુરૂષોની જે અણિમાદિક સિદ્ધિઓ કદી નાશ પામતી નથી તે પણ મને આપો. ૩૮

**सर्वेषां लोकपालानां महिमानं यथात्मनः। तपोयोगप्रभावानां यन्नरिष्यति कर्हिचित्॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥ *

**एवं वृतः शतधृतिर्हिरण्यकशिपोरथ। प्रादात्तत्तपसा प्रीतो वरांस्तस्य सुदुर्लभान् ॥१॥**

નારદજી કેહેછે.—એ પ્રમાણે હિરણ્યકશિપુએ માગતાં તેનાં તપથી પ્રસન્ન થએલા બ્રહ્માએ બીજાને ન મળે એવા વર તેને આપ્યા.

બ્રહ્મા કેહેછે.—હે બાપ! જે વર તું મારી પાસેથી માગેછે તે સઘળા વરો પુરૂષોને જોકે દુર્લભ છે તોપણ તુંને આપુંછું.

નારદજી કેહેછે.—હિરણ્યકશિપુએ પૂજેલા, અમોઘ અનુગ્રહવાળા, સમર્થ અને પ્રજાપતિઓ જેની સ્તુતિ કરતા હતા એવા બ્રહ્મા એપ્રમાણે વરદાન આપી ત્યાંથી પધારી ગયા. એવી રીતના વર મેળવી સોનાજેવા દેહવાળો એ હિરણ્યકશિપુ પોતાના ભાઇના વધનું સ્મરણ કરી ભગવાનનો દ્વેષ કરવા લાગ્યો. સઘળી દિશા, ત્રણ લોક, દેવ, અસુર, માણસોના રાજાઓ, ગંધર્વ, ગરૂડ, સર્પ, સિદ્ધ, ચારણ, વિદ્યાધર, ઋષિઓ, પિતૃઓના પતિઓ, મનુઓ, યક્ષના રાજાઓ, રાક્ષસોના અધિપતિઓ, પિશાચોના સ્વામીઓ, પ્રેતના અધિપતિઓ, ભૂતના રાજાઓ અને તે શિવાય બીજા પણ સઘળા પ્રાણિઓના અધિપતિઓને જીતી લઇ વશ કરી લેતાં તે જગતને જીતી લેનારા દૈત્યે લોકપાલોનાં સ્થાનક અને તેજ પણ હરી લીધાં. દેવતાઓના બગીચાઓના શોભાવાળા સ્વર્ગમાં રહીને રાજ્ય કરવા લાગ્યો. વિશ્વકર્માએ બનાવેલાં ત્રૈલોક્યની લક્ષ્મીના સ્થાનકરૂપ અને સર્વ સમૃદ્ધિવાળાં સાક્ષાત્ ઈંદ્રના ઘરમાં રહ્યો કે જે ઘરમાં વિદ્રુમ મણિનાં પગથિયાંવાળી અને મોટા મરકત મણિથી બાંધેલી ભૂમિઓ છે. સ્ફટિક મણિની ભીતો છે. વૈદૂર્યમણિના થાંભલાઓની પંક્તિઓ શોભી રહીછે. જ્યાં વિચિત્ર ઉલેચો, પદ્મરાગમણિનાં આસનો, અને દૂધનાં ફીણ જેવી તથા મોતીની માળાના સામાનવાળી શય્યાઓ છે. શબ્દ કરતાં

---

* આ ચોથા અધ્યાયમાં વર મેળવી, સઘળા લોકપાળોને જીતી લઇ હિરણ્યકશિપુએ વિષ્ણુના દ્વેષથી સર્વ દેવતાઓને દુઃખ દીધું, એ કથા કેહેવામાં આવશે.

ઝાંઝરોથી ચારેકોર રમઝમ કરતી અને સારા દાંતવાળી દેવાંગનાઓ જ્યાં રત્નોની જગ્યાઓમાં પોતાનાં સુંદર મુખ જુવેછે. એવાં ઇંદ્રનાં ઘરમાં મોટાં બળવાળો, મોટાં મનવાળો, લોકોને જીતનાર, ચક્રવર્તી, વધેલી તથા ભયંકર આજ્ઞાવાળો અને દેવતાઓ વગેરે જેના ચરણમાં નમેછે એવો હિરણ્યકશિપુ રમણ કરતો હતો. ઉગ્રગંધવાળી મદિરા પીને મત્ત રેહેનાર, ઘૂમેલી તથા રાતી આંખ્યોવાળા અને તપ, યોગ, બળ તથા સામર્થ્યનાં સ્થાનકરૂપ એ દૈત્યને બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર શિવાય બાકી સઘળા દેવતાઓ હાથમાં ભેટો લઈને સેવતા હતા. વિશ્વાવસુ, તુંબરૂ અને હું (નારદ) વગેરે પણ, જોરથી ઇંદ્રનાં આસનપર બેઠેલા તે દૈત્યની પાસે ગાયન કરવા જતા હતા. ગંધર્વ, સિદ્ધ, ઋષિઓ, વિદ્યાધર અને અપ્સરાઓ વારવાર તેની સ્તુતિ કરતાં હતાં. વર્ણાશ્રમવાળા લોકો ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી તેનું પૂજન કરતા હતા અને હવિષ્ય પદાર્થના યજ્ઞભાગોને પણ પોતાના જોરથી તેજ લેતો હતો. તેના રાજ્યમાં સાતે દ્વીપવાળી પૃથ્વી, વગર ખેડ્યેજ પાકતી હતી. સ્વર્ગલોક સઘળી કામના પરિપૂર્ણ કરતો હતો. આકાશમાં અનેક આશ્ચર્યો જોવામાં આવતાં હતાં. ખારૂં પાણી, મદિરા, ઘી, મધ, દહીં, દૂધ અને મીઠાં પાણીના સમુદ્રો પોતાના મોજાઓથી રત્ન આપતા હતા, અને નદીઓ દહીં દૂધ વગેરે આપતી હતી. પર્વતો પોતાની ગુફાઓમાં રમવાની જગ્યા કરી આપતા હતા. વૃક્ષો સઘળી ઋતુઓમાં ફલફૂલ વગેરે આપતા હતા. સઘળા લોકપાળોના જુદા જુદા ગુણોને એ હિરણ્યકશિપુ એકલોજ ધરી રહ્યો હતો. એવી રીતે દિગ્વિજય કરનાર, અને ચક્રવર્તી હિરણ્યકશિપુ, પોતાની મરજીપ્રમાણે પ્રિય વિષયોને ભોગવતો હતો તોપણ અજિતેંદ્રિય હોવાથી તેને તૃપ્તિ થઇજ નહિ. એપ્રમાણે ઐશ્વર્યથી મત્ત થએલ, શાસ્ત્રથી વિરૂદ્ધરીતે ચાલનાર અને બ્રાહ્મણોના શાપથી અવતરેલા એ હિરણ્યકશિપુને મોટો કાળ વીતી ગયો. એ દૈત્યના ઉગ્ર દંડથી ઉદ્વેગ પામેલા અને બીજી કોઈ જગોએ જેઓને શરણ મળ્યું નહિ એવા લોકપાલસહિત સર્વે લોકો ભગવાનને શરણે ગયા. "સર્વના આત્મા અને ઈશ્વર ભગવાન્ જ્યાં છે અને નિર્મલ તથા શાંત સંન્યાસીઓ જ્યાં જઇને પાછા આવતા નથી તે દિશાને પ્રણામ કરિયે છિયે." એવું વાક્ય બોલતા, જિતેંદ્રિય અને નિર્મળ રેહેનારા સર્વ લોકો સમાધિમાં સ્થિતિ રાખી, નિદ્રાનો ત્યાગ કરી તથા વાયુનુંજ ભક્ષણ કરી ભગવાનનું ભજન કરવા લાગ્યા. એ સમયમાં મેઘજેવા શબ્દવાળી, દિશાઓને ગજાવતી અને સાધુ લોકોને અભય કરનારી આકાશવાણી તેઓના સાંભળવામાં આવી કે "હે દેવતાઓ! બીઓ મા. તમો સઘળાઓનું કલ્યાણ થાઓ. મારી સ્તુતિથી પ્રાણિઓનું સઘળું કલ્યાણ થાયછે. એ અધમ દૈત્યની દુષ્ટતા મારા જાણવામાં છે તેની શાંતિ હું કરીશ પણ તેટલા વખતની તમે વાટ જુવો. જે પુરૂષ દેવનો, વેદનો, ગાયોનો, બ્રાહ્મણોનો, સાધુઓનો, ધર્મનો અને મારો દ્વેષ કરે તે તુરતજ નાશ પામેછે. વૈરરહિત, શાંત અને મહાત્મા પોતાના પુત્ર પ્રલ્હાદનો એ હિરણ્યકશિપુ જ્યારે દ્રોહ કરશે ત્યારે જોકે તે વરદાનથી વધી ગયોછે તોપણ તેને હું મારીશ."

નારદજી કેહેછે.– એપ્રમાણે ભગવાનનું વચન સાંભળી ઉદ્વેગરહિત થએલા દેવતાઓ ભગવાનને પ્રણામ કરી પાછા વળ્યા અને હિરણ્યકશિપુને મુવેલોજ માનવા લાગ્યા. એ દૈત્યોના રાજા હિરણ્યકશિપુને મહા અદ્ભુત ચાર પુત્રો થયા તેઓમાં સર્વ કરતાં પ્રલ્હાદ ગુણથી મોટો હતો અને મહાત્માઓનો ભક્ત હતો. એ પ્રલ્હાદ બ્રાહ્મણોને માનનાર, સારા સ્વભાવવાળો, વચન પાળ-

નાર, જિતેંદ્રિય, અને સર્વ પ્રાણિઓને પોતાના આત્માની પેઠે અત્યંત પ્યારો અને પરમમિત્ર હતો. મહાત્મા પુરૂષોના ચરણમાં દાસની પેઠે નમતો હતો. રાંકલોકો ઉપર તેઓના બાપની પેઠે પ્રેમ રાખતો હતો. જે પુરૂષ પોતાની બરાબર હતા તેઓનાઉપર ભાઇના જેવો સ્નેહ રાખતો હતો. ગુરૂને ઈશ્વર કરી માનતો હતો. વિદ્યા, ધન, રૂપ અને કુલથી સંપન્ન હતો તોપણ અભિમાન કે અક્કડપણું રાખતો ન હતો. દુઃખથી ઉદ્વેગ પામતો ન હતો. આ લોક તથા પરલોકસંબંધી વિષયસુખોને ખોટાં માનતો હતો તેથી તેઓમાં તેને ઇચ્છા હતી નહિ. ઇંદ્રિય, પ્રાણ, શરીર અને બુદ્ધિને વશ્ય રાખતો હતો. નિરંતર તેની સઘળી કામનાઓ શાંતજ રેહેતી હતી. જાતે અસુર હતો તોપણ તેમાં અસુરના ગુણ હતા નહિ. એના મોટા ગુણોને વિદ્વાનો પણ વારંવાર ગ્રહણ કરેછે અને ભગવાનના ગુણો જેમ ભુલાતા નથી તેમ હજુસુધી પણ એ પ્રલ્હાદના ગુણો ભુલાતા નથી. દેવતાઓ જોકે જાતે તેના શત્રુ છે તોપણ સભામાં સારી વાતો નીકળે ત્યારે પ્રલ્હાદને દૃષ્ટાંતરૂપ કરેછે ત્યારે બીજા તમ જેવા કરે તેમાં તો કેહવુંજ શું? આ તો કેવળ હું તેનો મહિમા કહુંછું. બાકી તેના ગુણો તો અસંખ્યાત છે તેથી પાર આવે એમ નથી. તેને વાસુદેવ ભગવાનમાં સ્વાભાવિક પ્રીતિ હતી. બાળક અવસ્થાથીજ રમત છુટી જઇને તેનું મન ભગવાનમાંજ રેહેતું હતું. ભગવાનરૂપી ભૂત વળગ્યું હતું તેથી જડની પેઠે જગત્ કેવું છે તેની તેને ખબરજ ન હતી. બેસતાં, ફરતાં, ખાતાં, સુતાં, પીતાં અને બોલતાં ભગવાનમાંજ એકરૂપ થઈ ગયો હતો તેથી 'હું શું કરૂંછું' એવી તેને ખબર પડતી નહિ. ભગવાનનાં ચિંતનથી બુદ્ધિ વ્યાપ્ત થઇ જતાં તે પ્રલ્હાદ કોઇ વખતે રોતો હતો, કોઈ વખતે હસતો હતો અને ધ્યાનના આનંદનેલીધે ઊંચા સ્વરથી ગાતો હતો. કોઈ વખત ગળું છૂટ મૂકીને ગાજતો હતો. કોઇ વખત લાજ છોડી દઇને નાચતો હતો કોઇ વખત ભગવાનની ભાવનાથી તન્મય થઇને ભગવાનના જેવીજ ચેષ્ટા કરતો હતો. કોઇ વખત ભગવાનની ભાવનાનું પરમ સુખ મળવાથી રોમાંચિત થઇને ચૂપ બેસતો હતો અને અવિનાશિ સ્નેહના આનંદથી આંસુ ભરાઈ આવતાં આંખ્યો વીચી રેહેતો હતો. નિષ્કિંચન પુરૂષના સંગથી મળેલી ભગવાનના ચરણની સેવાથી પોતાના મનને પરમશાંતિ આપતો તે પ્રલ્હાદ, દુઃસંગથી દીન થએલા બીજાઓનાં મનને પણ શાંતિ આપતો હતો. મહાવૈષ્ણવ, મહાભાગ્યવાન્ અને મહાત્મા એ પુત્રનો હિરણ્યકશિપુએ દ્રોહ કરવા માંડ્યો.

યુધિષ્ઠિર પૂછેછે.—હે નારદમુનિ! એ શુદ્ધ અને ભલા પુત્રનો તેના બાપે દ્રોહ કર્યો એ વાત તમ પાસેથી પૂરી રીતે જાણવાની અમને ઇચ્છા છે. દીકરાઓ દુષ્ટ હોય તોપણ પુત્રઉપર પ્રેમ રાખનારા બાપ, તેઓને શીખામણનેસારૂજ ઠબકો આપે પણ શત્રુઓની પેઠે તેઓનું ભુંડું કરે નહિ, ત્યારે અનુકૂલ રેહેનારા, સુપાત્ર અને ગુરૂનેજ ઇષ્ટદેવ કરી માનનારા એ પ્રલ્હાદ જેવા દીકરાઓનું તો ભુંડું નજ કરે એમાં તો કેહેવુંજ શું? બાપે ઊઠીને દીકરાને મારી નાખવાસારૂ તેનો દ્રોહ કર્યો એ વાતમાં અમને કૌતૂહલ થાયછે તે આપ મટાડો. બાપ, દીકરાનો દ્રોહ કરે ત્યારે બાપનું મોત આવેલુંજ કેહેવાયછે. ૪૬

**एतत्कौतूहलं ब्रह्मन्नस्माकं विधम प्रभो।**
**पितुः पुत्राय यद्द्वेषो मरणाय प्रयोजितः॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥*

**पौरोहित्याय भगवान् वृतः काव्यः किलाऽसुरैः । शंडामर्कौ सुतौ तस्य दैत्यराजगृहांतिके ॥ १ ॥**

નારદજી કેહેછે.—દૈત્યોએ મહાત્મા શુક્રાચાર્યને પોતાના પુરોહિત (ગોર) સ્થાપ્યા હતા. એ આચાર્યના શંડ અને અમર્ક નામના બે પુત્રો હિરણ્યકશિપુના ઘરની પાસેજ રેહેતા હતા. એઓ, હિરણ્યકશિપુએ ભણવા મોકલેલા પ્રલ્હાદને અને બીજા દૈત્યોના છોકરાઓને પણ દંડનીતિ વગેરેના વિષયો ભણાવતા હતા. તેમાં ગુરૂ જે કહે તે પ્રલ્હાદ સાંભળતો હતો અને સાંભળ્યા પછી તેપ્રમાણેજ ભણતો હતો, પરંતુ એ વાત તેને ગમતી નહિ હતી; કેમ કે તે વિષયોથી 'આ પોતાનો આ પારકો' એવો ખોટો આગ્રહ બંધાયછે. એક દિવસે દૈત્યોના રાજા હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રલ્હાદને ખોળામાં બેસાડીને પૂછ્યું કે 'હે પુત્ર! તારા મનને જે સારૂં લાગતું હોય તે મને કહે.'

પ્રલ્હાદ કેહેછે.—હે દૈત્યોમાં ઉત્તમ! 'હું અને મારૂં' એવા ખોટા આગ્રહથી નિરંતર ઉદ્વેગ પામતા પ્રાણિઓનેમાટે એજ સારૂં માનુંછું કે જેથી પોતાને નરકમાં પડવું પડેછે એવા અંધ કૂપરૂપ ઘરનો ત્યાગ કરી વનમાં જઈને ભગવાનનોજ આશ્રય કરવો.

નારદજી કેહેછે.—શત્રુના પક્ષમાં જતી પુત્રની વાણી સાંભળીને હિરણ્યકશિપુ હસ્યો અને કહ્યું કે 'છોકરાંઓની બુદ્ધિ પરાયા વિચારોથી ફરી જાયછે એટલામાટે બ્રાહ્મણોએ પોતાના ઘરમાં આ બાલકને બરાબર બંદોબસ્તથી રાખવો કે જેવી રીતે વિષ્ણુના પક્ષવાળાઓ વેશ બદલાથી આવીને આની બુદ્ધિને ફેરવી શકે નહિ.' પછી દૈત્યોના પુરોહિતોએ પ્રલ્હાદને પોતાને ઘેર લાવી, બોલાવી તથા સારાં વચનોથી વખાણીને ધારણાથી પૂછ્યું કે—'હે પુત્ર! હે પ્રલ્હાદ! તારૂં કલ્યાણ થાઓ. સાચું બોલજે. ખોટું બોલીશ મા. આ બીજા બાલકોની બુદ્ધિમાં ફેરફાર નહિ છતાં તારી બુદ્ધિનો આ ફેરફાર શાથી થયોછે? આ તારી બુદ્ધિ કોઈએ ફેરવી નાખી છે કે પોતાથીજ ફરીછે? અમે કે જેઓ તારા ગુરૂ છિયે તે સાંભળવા ઇચ્છિયે છિયે માટે કહે.'

પ્રલ્હાદ કેહેછે.—પુરૂષોને 'આ પોતાનો આ પારકો' એવો મોહ જેની માયાએ કરેલો છે અને તે મોહ, તમે કે જેની બુદ્ધિ માયાથી મોહ પામેલી છે તેઓનેજ જોવામાં આવેછે, તે ભગવાનને પ્રણામ કરૂંછું. એ ભગવાન્ જ્યારે અનુકૂલ થાય ત્યારેજ પશુઓના સરખી, 'હું બીજો તથા આ બીજો એવા ભેદને પામેલી સંસારવિષયની બુદ્ધિ મટેછે. જેનું વર્ણન આપવું કઠણ છે અને જેના માર્ગમાં બ્રહ્માદિક પણ ભૂલા પડેછે તે પરમાત્માનેજ અવિવેકી પુરૂષો પોતાનો અને પારકો કેહેછે એજ પરમાત્મા મારી બુદ્ધિને ફેરવેછે. હે બ્રાહ્મણ! જેમ ચુંબકના સમીપમાં લોઢું પોતાની મેળેજ ફરેછે તેમ ભગવાનના સમીપનેલીધે મારૂં મન પોતાની મેળેજ ફરેછે અને તે ભગવાનનું સામીપ્ય મને શાથી મળ્યુંછે તે હું જાણતો નથી. (નારદજી કેહેછે) મોટી બુદ્ધિવાળો પ્રલ્હાદ, બ્રાહ્મણને એટલું કહી ચુપ રહ્યો ત્યારે કોપ પામેલો અને કંગાળ એ રાજાનો નોકર બ્રાહ્મણ બોલ્યો કે,—'અરે છડી લાવો. આ છોકરો તો આપણી અપકીર્તિ કરાવનાર છે. કુલમાં અંગારાના જેવા દુર્બુદ્ધિ છોકરાને શિક્ષા કરવીજ યોગ્યછે.' એપ્રમાણે તિરસ્કાર વગેરે ઘણા ઘણા ઉપાયોથી બીવરાવતો એ બ્રાહ્મણ, પ્રલ્હાદને ધર્મ, અર્થ અને કામના ગ્રંથો ભણાવવા લાગ્યો. પછી કે-

* આ પાંચમા અધ્યાયમાં ગુરૂએ જે ભણાવેલું હતું તેને તજીને વિષ્ણુની સ્તુતિ કરવામાં લાગેલા પ્રલ્હાદને હિરણ્યકશિપુ હાથી અને સર્પ વગેરેપાસે મરાવવા લાગ્યો તોપણ મરાવી શક્યો નહિ, એ કથા કેહેવામાં આવશે.

ટલેક દિવસે સામ, દાન, ભેદ અને દંડના વિષયોમાં પ્રલ્હાદને બરાબર સમજેલો જાણી પ્રલ્હાદની મા પાસે તેને નવરાવી તથા શણગારાવીને હિરણ્યકશિપુની પાસે તેડી ગયો. પ્રલ્હાદ આવીને પગમાં પડ્યો તેનો આશીર્વાદથી સત્કાર કરી તથા ઘણીવાર સુધી હાથથી આલિંગન કરીને હિરણ્યકશિપુ મોટું સુખ પામ્યો. તેને ખોળામાં બેસાડી તથા માથું સુંધી આંસુનાં ટીપાંઓથી નવરાવી મૂકતા એ હિરણ્યકશિપુએ તે પુત્ર કે જેનું મુખ પ્રફૂલ્લિત થતું હતું તેને નીચે પ્રમાણે કહ્યું.

હિરણ્યકશિપુ કેહેછે.– હે પ્રલ્હાદ ! હે બાપ ! આટલા કાળમાં તું ગુરૂપાસેથી જે શિખ્યો હોય અને જે કોઇ વિષયનો સારો અભ્યાસ થયો હોય તે મારી પાસે બોલી દેખાડ.

પ્રલ્હાદ કેહેછે.– વિષ્ણુનું શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન, દાસપણું, મિત્રપણું અને શરીરનું અર્પણ,[1] એ નવ પ્રકારની ભક્તિ જો કરવામાં આવે અને તે કર્યા પછી ભગવાનને અર્પણ કરાય એમ નહિ પણ અર્પણ કરીનેજ કરવામાં આવે તો સહુથી શ્રેષ્ઠ ભણતર છે એમ માનુંછું. આ ગુરૂ પાસેથી હું જે શીખ્યો છું તેમાં તો એવું સારૂં કાંઈ પણ જોવામાં આવતું નથી.

નારદજી કેહેછે.– એપ્રમાણે પુત્રનું વચન સાંભળી ક્રોધથી જેના હોઠ ફરકેછે એવા હિરણ્યકશિપુએ શુક્રાચાર્યના પુત્રને કહ્યું કે– 'હે નીચ બ્રાહ્મણ ! હે દુર્બુદ્ધિ ! તેં મારો અનાદર કરી મારા શત્રુના પક્ષમાં રહીને આ છોકરાને આવી ખરાબ વાત કેમ શીખવી ? જગતમાં જેઓ કપટનો વેશ ધરનારા અને ખોટી મિત્રતા દેખાડનારા દુષ્ટ પુરૂષો હોય છે તેઓનું પાપ, વખત ભરાઇ રહે ત્યારે પાપીઓના રોગની પેઠે જાહેર થાયછે.'

શુક્રાચાર્યનો પુત્ર કેહેછે.– હે ઇંદ્રના શત્રુ ! આ તમારો પુત્ર, મારૂં શીખવેલું બોલતો નથી તેમ બીજા કોઇનું પણ શીખવેલું બોલતો નથી. આ તો આની સ્વાભાવિક બુદ્ધિ છે માટે ક્રોધને શમાવો અને અમારાઉપર દોષ નહિ મૂકો.

નારદજી કેહેછે.– એપ્રમાણે ગોરનો દીકરો બોલતાં હિરણ્યકશિપુએ ફરીવાર પ્રલ્હાદને કહ્યું કે 'હે દુષ્ટ ! આ તારી દુષ્ટ બુદ્ધિ ગુરૂના ઉપદેશથી નથી થઇ તો ક્યાંથી થઇછે?'

પ્રલ્હાદ કેહેછે.– ઘરનીજ ચિંતા રાખનારા, વારંવાર ચાવ્યાનેજ ચાવ્યા કરતા (ભોગવેલા વિષયોનેજ ભોગવ્યા કરતા) અને નહિ જીતાએલી ઇંદ્રિયોથી જન્મ-મરણ પામ્યા કરતા પુરૂષોની બુદ્ધિ પોતાથી, કોઈના ઉપદેશથી કે પરસ્પરની વાતોથી પણ ભગવાનને પ્રાપ્ત થતી નથી. બ્રાહ્મણાદિક નામોવાળી વેદવાણીરૂપ ઇશ્વરની દોરીમાં બંધાએલા, વિષયોની વાસનાવાળા અને તેવાઓનેજ ગુરૂ કરી માનનારા લોકો ભગવાનને જાણતા નથી એટલુંજ નહિ પણ આંધળાઓએ દોરાતા આંધળાની પેઠે ખાડમાંજ પડેછે. સર્વ પ્રકારના અહંકારથી રહિત મહાત્મા પુરૂષોના ચરણારવિંદની રજમાં સ્નાન ન કરે ત્યાંસુધી એ લોકોની બુદ્ધિ ભગવાનના ચરણને પોહોંચતીજ નથી અને તેથી સંસારરૂપ અનર્થ મટતો નથી.

નારદજી કેહેછે.– એટલું બોલીને બંધ પડેલા પોતાના પુત્ર પ્રલ્હાદને, ક્રોધથી અંધ થએલા હિરણ્યકશિપુએ પોતાના ખોળામાંથી ધરતીપર પછાડયો. પછી અસહનતાથી અને ક્રોધથી વ્યાપ્ત થતાં આંખ્યો રાતી કરીને બોલ્યો કે "હે રાક્ષસો ! અહીંથી આને લઇ જાઓ અને મારી નાખો, કેમ કે આ મારી નાખવાને યોગ્ય છે. આ નીચજ મારા ભાઇનો મારનાર છે; કેમ કે પોતાનાં સંબં-

[1] જેમ વેચી નાખેલા પશુ વગેરેનાં પોષણની કશી ચિંતા કરવામાં આવતી નથી તેમ ભગવાનને દેહનું અર્પણ કરી દેહનાં પોષણ વગેરેની ચિંતા છોડી દેવી એ દેહનું અર્પણ કહેવાયછે.

ધીઓને છોડી દેતાં, કાકાને મારનાર વિષ્ણુના ચરણનું દાસની પેઠે પૂજન કરેછે. માતા-પિતાનો સ્નેહ કે જે છોડી શકાતો નથી તેને પાંચ વર્ષની અવસ્થામાંજ જેણે છોડી દીધો એ નીચ, વિષ્ણુનું પણ શું ભલું કરશે ? પારકો છતાં પણ જે હિતકારી હોય તેને પોતાનો પુત્રજ સમજવો જોઇએ અને પોતાના દેહથી ઉત્પન્ન થએલ પુત્ર છતાં પણ ભુંડું કરનાર હોય તેને રોગ જેવોજ સમજવો. પુત્રની વાત તો એક તરફ, પરંતુ જે પોતાનું અંગ હાથ-પગવગેરે હોય તે પણ દુ:ખદાયી હોય તો કાપી નાખવું જોઇએ કે જેને કાપી નાખવાથી બાકીનું શરીર સુખે જીવે. મુનિલોકની દુષ્ટ ઇંદ્રિયની પેઠે આ છોકરો પોતાનો છતાં શત્રુનું કામ કરેછે માટે ખાવા, સુવા અને બેસવા વગેરેમાં ઝેરદેવા વગેરે સઘળા ઉપાયોથી આને મારી નાખવો." એપ્રમાણે ધણીએ આજ્ઞા કરવાથી, તીક્ષ્ણ દાઢોવાળા, વિકરાલ મોઢાવાળા અને રાતા મોવાળાવાળા તે રાક્ષસો, ભયંકર નાદ કરતા અને મારો કાપો એમ બોલતા ત્રિશૂલોથી પ્રલ્હાદને સઘળાં મર્મસ્થળોમાં પ્રહાર કરવા લાગ્યા. સર્વના અગોચર અને સર્વસ્વરૂપ પરબ્રહ્મ ભગવાનમાં જેનું ચિત્ત જોડાઈ ગયું હતું એવા પ્રલ્હાદનીઉપર, નિર્ભાગ્ય માણસના મોટા ઉદ્યમોની પેઠે એ સઘળા પ્રહાર વ્યર્થ ગયા. હે યુધિષ્ઠિર રાજા ! એ પરિશ્રમ વ્યર્થજતાં મનમાં શંકા પામેલો હિરણ્યકશિપુ મોટા આગ્રહથી તેના વધના ઉપાય કરવા લાગ્યો. તે દીકરાને દિશાના હાથીઓપાસે મુકયો; સર્પ કરડાવ્યા; અભિચારપ્રયોગ કર્યા; પર્વતોનાં શિખરો ઉપરથી પછાડયો; માયાના પ્રયોગ કર્યા; ખાડ વગેરેમાં રોકી રાખ્યો; ઝેર દીધાં; ખાવા દીધું નહિ; હિમમાં, પવનમાં, અગ્નિમાં અને પાણીમાં નાખ્યો; પર્વતો ઉપાડીને તેનાપર પછાડ્યા; એવા એવા અનેક ઉપાય કર્યા તોપણ હિરણ્યકશિપુ જ્યારે એ નિર્દોષ દીકરાને મારી શકયો નહિ ત્યારે તેને લાંબી ચિંતા ઉત્પન્ન થઈ અને કોઇ માર્ગ સુજ્યો નહિ. "આને મેં ઘણાં કઠણ વચન કહ્યાં; વધના ઉપાય પણ કર્યા; તોપણ પોતાના તેજથીજ એ સઘળા અપકારો અને અભિચારના પ્રયોગોમાંથી મુક્ત થયો. મારી પાસે રેહેછે અને બાલક છે તોપણ નિર્ભય રહીને, કુતરાના પુછડાની પેઠે પોતાની રીત નહિ છોડતાં મારા શત્રુને વિસારતો નથી. આ દીકરો મોટા પ્રભાવવાળો છે અને કોઇથી બીતો નથી !!! રખેને આના વિરોધનેલીધે મારૂં મોત થાય. અથવા ફીકર નથી. હું મરનાર તો નથી." એવી રીતે ચિંતાથી કાંઇક કરમાએલા અને મોઢું નીચું કરી બેઠેલા હિરણ્યકશિપુને શુક્રાચાર્યના પુત્ર શંડ અને અમર્ક, એઓએ એકાંતમાં કહ્યું કે–"આપે એકલાએ ત્રૈલોક્યને જીતી લીધું છે અને આપની ભમર જરાક હલેછે તેટલામાં સઘળા લોકપાલો ત્રાસ પામી જાયછે તો એવા આપને ચિંતા રાખવા જેવું અમે કાંઇ પણ જોતા નથી; તેમ બાલકની રીત-ભાતઉપર ગુણ-દોષનો આધાર પણ નહિ રાખવો જોઇએ; તોપણ શુક્રાચાર્ય આવે ત્યાંસુધી આ છોકરાને વરૂણપાશથી બાંધી રાખવો કે જેથી ત્રાસનો માર્યો ભાગી જાય નહિ. અવસ્થાથી અને મહાત્માઓની સેવાથી પુરૂષોની મતિ સારી થાયછે." એપ્રમાણે ગુરૂના પુત્રો બોલતાં તે પ્રમાણે કરવાની મંજુરી આપીને હિરણ્યકશિપુએ તેઓને કહ્યું કે–"ગૃહસ્થાશ્રમમાં રેહેનારા રાજાઓના જે ધર્મ છે તે તમારે આને શીખવવા." પછી એપ્રમાણે બંદોબસ્ત કરી એ બ્રાહ્મણો નમ્રતાવાળા પ્રલ્હાદને અનુક્રમથી ધર્મ, અર્થ અને કામના વિષયો શીખવવા લાગ્યા. ગુરૂઓએ તે વિષયો પોતાને સારી રીતે શીખવ્યા તોપણ એ ઉપદેશ પ્રલ્હાદને સારો લાગ્યો નહિ. કારણ કે રાગ-દ્વેષાદિકથી સંસારનાં સુખમાં રમનારાઓએ એ વિષયોનું

પ્રતિપાદન કરેલછે. જ્યારે ગુરૂઓ ઘરસંબધી કામકાજનેમાટે બહાર જતા હતા ત્યારે વખત મળવાથી સરખી અવસ્થાના બાલકો તે પ્રલ્હાદને બોલાવતા હતા. તે સમયમાં એઓની જન્મ-મરણાદિક સ્થિતિને જાણનારો પ્રલ્હાદ, તેઓને બોલાવીને જાણે દયાથી હસતો હોય તેમ ઉપદેશ કરતો હતો. એ સઘળા બાલકો કે જેઓની બુદ્ધિ, વિષયી પુરૂષોનાં ભાષણોથી કે ચેષ્ટાઓથી દૂષિત થઈ ન હતી તેઓ પ્રલ્હાદની મોટાઇનેલીધે રમતનાં સાધનો છોડી દેતાં પ્રલ્હાદમાંજ પોતાનાં હૃદય અને નેત્ર રાખીને તેની પાસે બેસતા હતા. હે યુધિષ્ઠિર! દયાળુ, સર્વનો મિત્ર અને મહાવૈષ્ણવ પ્રલ્હાદ, તે છોકરાઓને નીચે પ્રમાણે કેહેતો હતો.

**पर्युपासत राजेंद्र तन्न्यस्तहृदये क्षणाः। तानाह करुणो मैत्रो महाभागवतोऽसुरः ॥९७॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ प्रल्हाद उवाच ॥*

**कौमार आचरेत्प्राज्ञो धर्मान् भागवतानिह। दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥ १ ॥**

પ્રલ્હાદ કેહેછે.– સમજુ પુરૂષે બાલક અવસ્થાથીજ વૈષ્ણવધર્મ પાળવા જોઇએ; કેમ કે માણસનો અવતાર પુરૂષાર્થને આપનાર છે, અનિત્ય છે અને દુર્લભ છે. ભગવાનના ચરણને શરણે રેહેવું એજ યોગ્ય છે; કેમ કે ઈશ્વર ભગવાન્ સર્વ પ્રાણિઓના આત્મા હોવાથી મિત્ર છે અને પ્રિય છે. વિષયસુખનેસારૂ પ્રયાસ કે જેથી કેવળ આયુષ્યનું ખરચજ થાયછે તે નહિ કરવો જોઇએ, કેમ કે તે કરવાથી પરમ કલ્યાણરૂપ ભગવાનના ચરણની પ્રાપ્તિ થતી નથી. હે દૈત્યો! વિષયનું સુખ તો, દેહ પ્રાપ્ત થવાનેલીધે પ્રાણિઓને સઘળા અવતારોમાં મળેછે. દુઃખ જેમ યત્ન કર્યા વગર પણ દૈવગતિથી મળેછે તેમ સુખ પણ મળેછે, માટે વિષયસુખસારૂ યત્ન કરવું નહિ. સંસારમાં અવતરીને આ મનુષ્યદેહ જ્યાંસુધી પરિપૂર્ણ હોય અને અસમર્થ ન થયો હોય તેટલામાંજ તુરત કલ્યાણનેમાટે સમજુએ યત્ન કરવું જોઇએ. અજિતેંદ્રિય પુરૂષનું સો વર્ષનું આયુષ્ય કેહેવાયછે તેમાં પંચાસ વર્ષ તો નિષ્ફલજ છે; કેમ કે તેટલાં વર્ષ તો નિદ્રારૂપી મહામોહમાં પડીને સુઈ રેહેછે; વીશ વર્ષ, બાલક અવસ્થાના અજ્ઞાનમાં અને કુમાર અવસ્થાની રમતમાં જતાં રેહેછે; વીશ વર્ષ, ઘડપણથી ઘેરાઈને અસમર્થપણામાં જાયછે અને બાકીનાં વર્ષ, દુઃખ ભોગવીને ચારે કોરથી પૂર્ણ કરવામાં આવતી તૃષ્ણાથી અને બલવાન મોહથી ઘરમાં આસક્ત રેહેવાની ગફલતમાં જાયછે. જેણે ઇંદ્રિયો જીતી ન હોય એવો કયો પુરૂષ ઘરમાં લાગેલા અને સ્નેહના મજબુત પાશોથી બધાએલા પોતાના આત્માને છોડવી શકે? જે ધન પ્રાણ કરતાં પણ પ્યારૂં છે અને જે ધનને ચોર, નોકર તથા વેપારીઓ પોતાના પ્યારા પ્રાણ જવા કબુલ કરીને પણ મેળવેછે તે ધનની તૃષ્ણાને કોણ મૂકી શકે? દીકરાઓ, સુંદર દીકરીઓ, ભાઇઓ, રાંક માબાપ, ઘણા સુંદર સામાનવાળાં ઘર, કુલપરંપરાની આજીવિકા, ઘરનાં પશુઓ તથા નોકરોના વર્ગને સંભારતો, સ્નેહથી બંધાએલો, લોભનેલીધે જેની તૃષ્ણા પૂર્ણ થતી નથી એવો, ઉપસ્થના તથા જિહ્વાના રસનેજ અધિક માનતો, અપાર મોહથી તેમાં લાગી રહેલો અને કોશેટાનો કીડો જેમ પોતાનું ઘર બનાવતાં નીકળવાનો માર્ગ પણ રાખતો નથી તેવી રીતે કર્મ કર્યા કરતો

* આ છઠ્ઠા અધ્યાયમાં ગુરૂના ઘરના કામમાં લાગતાં પ્રલ્હાદે દૈત્યોના બાલકોઉપર કૃપા કરીને તેઓને પરમ જ્ઞાનનો ઉપદેશ કર્યો કે જે જ્ઞાન પોતાને નારદે આપ્યું હતું; એ કથા કેહેવામાં આવશે.

પ્રાણી દયાપાત્ર ગણેલી સ્ત્રીના રહસ્યસંગને અને મનોહર વિચારોને કેમ છોડી શકે? તેમજ સંબંધિઓના તથા કોમળ બોલનારાં બચ્ચાંઓના સંગને પણ કેમજ છોડી શકે અને શી રીતે વૈરાગ્ય પામે? ગાફલ થએલો માણસ કુટુંબનાં પોષણસંબંધી કામમાં ઓછાં થતાં જતાં આયુષ્યને અને નાશ પામતા પુરૂષાર્થને જાણતો નથી. કુટુંબમાં પ્રીતિ રાખનારો માણસ સઘળી જગોએ ત્રણ તાપથી દુઃખી થયા કરેછે તોપણ તેને દુઃખરૂપ માનતો નથી. અજિતેંદ્રિય અને જેનું ચિત્ત ધનમાંજ નિરંતર લાગી રહેલું હોયછે એવો કુટુંબી માણસ, પારકું ધન હરી લેનારને આ લોકમાં તથા પરલોકમાં જે દુઃખ થાયછે તેને જાણેછે તોપણ તૃષ્ણા નહિ શાંત થવાનેલીધે ચોરી કરેછે. હે દૈત્યો! સમજુ માણસ પણ જે એપ્રમાણે પોતાના અને પારકામાં ભેદદૃષ્ટિ રાખીને કુટુંબનું પોષણ કરતો હોય તે, આત્મવિચાર કરવામાં સમર્થ થતો નથી પણ મૂઢની પેઠે અહંતા-મમતામાંજ ઘોળાયા કરેછે. સ્ત્રિયો કે જેઓની પુત્રપૌત્રાદિકરૂપ બેડી પડી છે તેઓની પાસે મુંડાના વાનરા જેવો રાંક થઈ રેહેનાર કોઇ પણ પુરૂષ, કોઇ કાળે અને કોઇ પણ જગોએ પોતાના આત્માને છોડાવવા સમર્થ થતો નથી. એટલામાટે વિષયોમાં લાગી રહેલા દૈત્યોનો સંગ છોડી દઈ આદિદેવ નારાયણનુંજ ભજન કરો; કેમ કે સંગ છોડી દેનારા પુરૂષોએ નારાયણનાં ભજનનેજ મોક્ષરૂપ માનેલછે. હે દૈત્યોના પુત્રો! નારાયણને પ્રસન્ન કરવામાં ઘણો દાખડો પડતો નથી; કેમ કે નારાયણ સર્વના આત્મા છે અને સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. સ્થાવરથી તે છેક બ્રહ્માસુધીના જીવોમાં, પાંચ ભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં, પાંચ મહાભૂતોમાં, ત્રણ ગુણોમાં, પ્રકૃતિમાં અને મહત્તત્ત્વાદિક વિકારોમાં પણ પરમાત્મા, ઈશ્વર અને અવિનાશી ભગવાન્ એકજ છે. જોકે એ પરમાત્મા પોતે એકજ છે, તોપણ ભોક્તારૂપથી વ્યાપક અને ભોગરૂપથી વ્યાપ્ય છે એમ કેહેવામાં આવેછે. કેવળ અનુભવરૂપ આનંદજ જેનું સ્વરૂપ છે એવા એ પરમેશ્વરનું અખંડ રહેલું પોતાનું સર્વજ્ઞત્વાદિક ઐશ્વર્ય, ગુણોની ખટપટવાળી માયાથી પોતેજ અંતર્હિત કરેલું છે એમ જણાયછે. એટલામાટે અસુરનો સ્વભાવ છોડી દઇને સર્વ પ્રાણિઓપર દયા અને સ્નેહ રાખો; કેમ કે દયાથી ભગવાન્ પ્રસન્ન થાયછે. તે અનંત અને સર્વના આદિ ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કશી વસ્તુ દુર્લભ રેહેતી નથી; તોપણ તેમના ચરણની સુધાનેજ સેવનારા અને તેનુંજ ગાયન કરનારા આપણ લોકોને ધર્મ, અર્થ કે કામનું શું પ્રયોજન છે? કેમ કે તેઓ તો પ્રારબ્ધગતિથી પોતાની મેળેજ પ્રાપ્ત થાયછે. જેમ ધર્માદિકનું પ્રયોજન નથી તેમ મોક્ષની ઇચ્છા રાખ્યાની પણ કશી જરૂર નથી. ધર્મ અર્થ અને કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડનીતિ અને અનેક પ્રકારની આજીવિકારૂપી વેદમાં નિરૂપણ કરેલા સઘળા વિષયો, પોતાના અંતર્યામીરૂપ ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરી દેવાના સાધનરૂપ થાય તો તેઓને સફળ થયા માનુંછું. આ નિર્મળ અને દુર્લભ જ્ઞાન નરનારાયણે નારદજીની પાસે કહ્યું હતું. દેહાભિમાનથી રહિત થએલા સાચા ભગવદ્ભક્તોના ચરણની રજમાં જેઓ નહાય તેઓને પણ આ જ્ઞાન પ્રાપ્ત થાયછે. આ અનુભવસુધીનું જ્ઞાન અને ભગવત્સંબંધી શુદ્ધ ધર્મ, પૂર્વે દેવસરખા દર્શનવાળા નારદજીપાસેથી મેં સાંભળેલ છે.

દૈત્યોના છોકરાઓ પૂછેછે.—હે ભલા સ્વભાવના પ્રલ્હાદ! તમે અને અમે, આ બે ગુરૂના પુત્ર શિવાય બીજા ગુરૂને જાણતા પણ નથી; કેમ કે અત્યંત બાળક અવસ્થાથીજ આપણે એમના કબજામાં છિયે. તમે કે જે બાલક અને અંતઃપુરમાં રેહનાર છો તેમને મહાત્મા પુરૂષનો સમાગમ થવો પણ સંભ-

વિત નથી. માટે આ બાબતમાં અમને જે સંશય પડેછે તેનો જવાબ જો ભરોસા યોગ્ય હોય તો અમને કહો. ૩૦

**बालस्यांतःपुरस्थस्य महत्संगो दुरन्वयः ।**
**छिंधि नः संशयं सौम्य स्याचेद्विश्रंभकारणम्**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમ-સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नारद उवाच ॥*

**एवं दैत्यसुतैः पृष्टो महाभागवतोऽसुरः ।**
**उवाच स्मयमानांस्तान् स्मरन्मदनुभाषितम्॥**

નારદજી કહેછે.– એપ્રમાણે દૈત્યોના છોકરાઓએ હસતાં હસતાં પૂછેલો અને મારાં ભાષણને સંભારતો પ્રલ્હાદ નીચે-પ્રમાણે બોલ્યો.

પ્રલ્હાદ કહેછે.– અમારો પિતા તપ કરવાનેમાટે મંદરાચલમાં ગયો હતો તે સમયમાં દેવતાઓએ દૈત્યોઉપર યુદ્ધની મોટી તૈયારી કરી હતી. ઇંદ્રાદિક દેવતાઓ બોલતા હતા કે કીડીઓ જેમ નાગને ખાઇ જાય તેમ આ લોકોને દુઃખ દેનારા પાપી હિરણ્યકશિપુને તેનું પાપજ ખાઇ ગયું એ ઘણું સારૂં થયું. દેવતાઓએ મારવા માંડતાં ભય પામેલા મોટા મોટા દૈત્યો તેઓની ભારે તૈયારી જોઇને ચારેકોર દિશાઓમાં ભાગી ગયા. સ્ત્રી, પુત્ર, મિત્ર, સગાં, ઘર, પશુ, અને સરસામાનની કાંઈ પણ સંભાળ નહિ લેતાં પ્રાણ બચાવવાની ઇચ્છાથી સઘળા દૈત્યો ઉતાવળથી ભાગી જતાં જયને ઇચ્છનારા દેવતાઓએ મારા પિતાના દરબારમાં લૂટ કરી હતી. ઇંદ્રે તો રાજાની સ્ત્રી એટલે મારી માને પકડી હતી. ટીટોડીની પેઠે રોતી અને ભયથી ઉદ્વેગ પામેલી મારી માને પકડીને ઇંદ્ર લઇ જતો હતો તે સમયમાં યદૃચ્છાથી માર્ગમાં આવી નીકળેલા નારદજીએ તેને દીઠી. એપ્રમાણે જોઇને નારદજીએ ઇંદ્રને કહ્યું કે 'હે ભાગ્યશાળી દેવતાઓના રાજા ઇંદ્ર! પરસ્ત્રીને છોડી દે, છોડી દે. આ નિરપરાધ સ્ત્રીને લઈ જવી યોગ્ય નથી.'

ઇંદ્રે કહ્યું કે,–આના ઉદરમાં હિરણ્યકશિપુનો ગર્ભ છે તે અત્યંત ભયંકર થઇ પડે એટલામાટે પ્રસવ થયા સુધી મારી પાસે રાખી, જે છોકરો જન્મશે તેને મારી નાખી પછીથી આને હું છોડી દઇશ.

નારદજીએ કહ્યું કે,–આના ઉદરમાં તો નિષ્પાપ, મહાવૈષ્ણવ અને મહાત્મા પુત્ર છે માટે તે તારાથી મરશે નહિ. ભગવાનના ભક્ત મહાબલવાન્ હોયછે.

પ્રલ્હાદ કહેછે.– એપ્રમાણે નારદજીએ કહેતાં ઇંદ્રે તેમનાં વચનને માન આપી મારી માને છોડી દીધી અને પોતે વૈષ્ણવઉપર પ્રેમનેલીધે તે મારી માને પ્રદક્ષિણા કરી સ્વર્ગમાં ગયો. પછી નારદજીએ મારી માને પોતાના આશ્રમમાં લાવી આશ્વાસના કરીને કહ્યું કે 'હે દીકરી! તારો ધણી આવે ત્યાંસુધી તારે અહીંજ રેહેવું.' મારી મા એપ્રમાણે કબુલ કરી, મારો પિતા ભારે તપ કરીને આવ્યો ન હતો ત્યાંસુધી નિર્ભય રીતે નારદજીની પાસેજ રહી હતી. ગર્ભવાળી અને પતિવ્રતા મારી માએ પોતાના ગર્ભનાં રક્ષણનેમાટે અને પતિ આવ્યા પછી પ્રસવ થવાનેમાટે ત્યાં, પરમ ભક્તિથી નારદજીની સેવા કરી. દયાળુ અને સમર્થ એ નારદમુનિએ ધર્મનું તત્ત્વ અને નિર્મળ જ્ઞાન એ બન્ને, મારી માને આપ્યાં હતાં અને તેમાં મને બોધ દેવાનો પણ ઉદ્દેશ રાખ્યો હતો. મારી મા સ્ત્રીની જાતિ અને વળી વખત લાંબો વીતી ગયો તેનેલીધે એ બોધ મારી માને તો જતો રહ્યો છે; પરંતુ નારદજીના અનુગ્રહનેલીધે મને હજુસુધી એ સ્મરણ ગયું નથી. તમે

* આ સાતમા અધ્યાયમાં પ્રલ્હાદ ગર્ભમાં હતો તે સમયમાં નારદજીએ જે ઉપદેશ કર્યો હતો તે સંભારીને પ્રલ્હાદે છોકરાઓને વિશ્વાસ બેસાડવા સઘળી વાત કહી દેખાડી, એ કથા કેહેવામાં આવશે.

પણ જો મારાં વચનઉપર શ્રદ્ધા રાખો તો તમને પણ એ બોધ થાય. શ્રદ્ધા હોય તો સ્ત્રિયોને અને બાળકોને પણ મારી પેઠે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાયછે. મહાસમર્થ કાળનેલીધે થતા जायते (જન્મેછે), अस्ति (જનમ્યા પછી છે), वर्द्धते (વધેછે), विपरिणमते (રૂપાંતર પામેછે), अपक्षीयते (ઓછું થાયછે), અને नश्यति (નાશ પામેછે) એ છ વિકારો દેહનેજ થાયછે; આત્માને થતા નથી. પરંતુ જેમ વૃક્ષ હોય તોજ તેનાં ફળને એ વિકારો થાયછે તેમ આત્મા હોવાનેલીધેજ એ વિકારો દેહને થાયછે. આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે; આત્મા ક્ષીણ થતો નથી અને દેહ ક્ષીણ થાયછે; આત્મા શુદ્ધ છે અને દેહ અશુદ્ધ છે; આત્મા એક છે અને દેહ અનેક છે; આત્મા દેહાદિકને જાણેછે અને દેહ જડ છે; આત્મા સર્વનો આશ્રય છે અને દેહ આત્માના આશ્રયથી છે; આત્મા નિર્વિકાર છે અને દેહ સવિકાર છે; આત્મા સ્વયંપ્રકાશ છે અને દેહ પરપ્રકાશ્ય છે; આત્મા સર્વનું કારણ છે અને દેહ કાર્ય પદાર્થ છે; આત્મા વ્યાપક છે અને દેહ અમુક સ્થળમાંજ રેહેછે; આત્મા અસંગ છે અને દેહ સસંગ છે; તેમજ આત્મા કોઈથી ઢંકાતો નથી અને દેહ તો નહાનાં વસ્ત્રથી પણ ઢંકાઈ જાયછે. આ બાર લક્ષણોની ભારે જુદાઈ ઉપરથી આત્માને બરાબર ઓળખીને, દેહાદિકમાં મોહથી થએલી અહંતા અને મમતારૂપ ખોટી સમજણને છોડી દેવી જોઇએ. જેમ ઉપાયોને જાણનારો સોની ધમવા વગેરે ઉપાયોથી ખાણના પાણાઓમાંથી સોનું કાઢી લેછે તેમ વિવેકી પુરૂષ પણ નીચે કહેલા આત્મપ્રાપ્તિના ઉપાયોથી દેહરૂપ ક્ષેત્રોમાંથી આત્માને જુદો કાઢી લેછે. (સમજે છે.) માયા, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આઠ પ્રકૃતિઓ ગણાયછે. સત્વ, રજ અને તમ એ ત્રણ તો માયાનાજ ગુણ છે માટે માયાથી જુદા ગણાતા નથી. અગિયાર ઇંદ્રિયો અને પાંચ મહાભૂત મળીને સોળ વિકાર ગણાયછે. એટલે આઠ પ્રકૃતિ અને સોળ વિકાર મળીને ચોવીશ તત્ત્વ છે. તેઓમાં સર્વના સાક્ષીપણાના સંબંધથી આત્મા એકજ છે. એ ચોવીશ તત્ત્વોનો સંઘાત, એ દેહ કેહેવાયછે. તે દેહ સ્થાવર અને જંગમ એવા બે પ્રકારનો છે. આ દેહમાંજ આત્માને શોધી લેવો જોઇએ અને તે સેહેજ થઈ શકે એમ છે; કેમ કે 'આ આત્મા નહિ, આ આત્મા નહિ', એમ કહી જડ પદાર્થોને જુદા પાડતાં (જુદા સમજતાં) એ પોતાની મેળેજ નોખો જણાઈ રેહેછે. અક્ષરો શાહીથી જુદા નથી પણ શાહી અક્ષરોથી જુદી છે, તેમ દેહાદિક આત્માથી ભિન્ન નથી પણ આત્મા એઓથી ભિન્ન છે, એવી રીતના વિવેકથી અને અંતઃકરણની શુદ્ધિપૂર્વક સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયનું નિરૂપણ કરનારાં વેદવાક્યોનો વિચાર કરવાથી ધીરપુરૂષો આત્માને શોધી કાહાડેછે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ વૃત્તિઓ બુદ્ધિની છે. એ વૃત્તિઓને જે જાણનાર છે તે સર્વનો સાક્ષી અને સર્વથી પર આત્મા છે. કર્મથી ઉત્પન્ન થએલી અને ત્રિગુણાત્મક એ બુદ્ધિની વૃત્તિઓને અનાત્માના ધર્મપણાનેલીધે દૂર કરી તે ઉપરથી તેઓને જાણનાર આત્માનું સ્વરૂપ જાણી લેવું. જેમ પુષ્પના ધર્મરૂપ ગંધઉપરથી તેના આશ્રયરૂપ વાયુ જુદો સમજાયછે તેમ બુદ્ધિના ધર્મરૂપ ત્રણ અવસ્થાઓ ઉપરથી તેઓને જાણનાર અને અધિષ્ઠાનરૂપ આત્મા જુદો સમજાયછે. ખરી રીતે સંસારનું દ્વાર બુદ્ધિજ છે; કેમ કે બુદ્ધિના ગુણ અને કર્મોથી સંસાર રચાએલો છે. એનું મૂળ અજ્ઞાન છે તેથી ખોટો છતાં પણ સ્વપ્નની પેઠે દેખાયછે. એટલામાટે તમોએ યોગ કે જે ત્રિગુણાત્મક કર્મનાં બીજરૂપ અજ્ઞાનને બાળનાર અને ત્રણ અવસ્થારૂપ બુદ્ધિના પ્રવાહને મટાડનાર છે તે કરવો જોઇએ. તેમાં જે ધર્મોથી નારાયણ

ભગવાનમાં સહજ પ્રીતિ થાય તે ધર્મો પાળવા એજ હજારો ઉપાયમાં શ્રેષ્ઠ ઉપાય છે એમ નારદજીએ કહ્યુંછે. ગુરૂનું સેવન, ભક્તિ, સઘળા મળેલા પદાર્થોનું અર્પણ, સજ્જન ભક્તોનો સંગ, ઇશ્વરનું આરાધન, ભગવત્કથામાં શ્રદ્ધા, ભગવાનના ગુણ અને કર્મોનાં કીર્ત્તન, ભગવચ્ચરણારવિંદનું ધ્યાન અને ભગવન્મૂર્ત્તિનું દર્શન તથા પૂજનાદિક એ ધર્મો અત્યંત અંતરંગ છે. સર્વ પ્રાણિઓમાં ઇશ્વર ભગવાન્ રહ્યા છે એમ નિશ્ચય રાખી સર્વ પ્રાણિઓનો મનથી અને જોઇતા પદાર્થો આપવાથી સત્કાર કરવો. જિતેંદ્રિય પુરૂષો એપ્રમાણેજ ભગવાનની ભક્તિ કરેછે કે જેવી ભક્તિથી ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન થાયછે. ભગવાનનાં કર્મ, સર્વોત્તમ ગુણ અને લીલાવતાર ધરીને કરેલાં પરાક્રમોનું વર્ણન સાંભળી અત્યંત આનંદ થાય, રૂવાડાં ઉભાં થાય, આંસુથી ગભરાઇ જાય, ગળું છૂટ મૂકી ગાવા લાગે, શબ્દ કરવા લાગે, નાચવા માંડે, જાણે ઓડ વળગ્યું હોય તેમ કોઈ વખતે હસે, ચીસો નાખે, ધ્યાન કરે, માણસોને પગે લાગે, વારંવાર શ્વાસ લઇને હે હરિ! હે જગતના પતિ! હે નારાયણ! એમ લાજ મૂકીને બોલે ત્યારે ભગવાનમાં ખરી પ્રીતિ થઇ છે એમ જાણવું. આવી પ્રીતિ થાય ત્યારેજ માણસ સર્વ બંધનોથી છૂટી, મન તથા શરીરમાં ભગવાનની ભાવનામય થઈ, અને કર્મનાં બીજરૂપ અજ્ઞાન તથા વાસનાઓને બાળી નાખી મોટા ભક્તિયોગથી ભગવાનને પામેછે. ભગવાનનો મનથી સ્પર્શ થાય એજ મલિન મનવાળા પ્રાણીના જન્મ-મરણના ફેરાને મટાડનાર છે અને એજ મોક્ષસુખ છે એવો પંડિતોનો નિશ્ચય છે; એટલામાટે હૃદયમાં અંતર્યામિ ભગવાનને ભજો. હે દૈત્યોના બાલકો! ભગવાનની ઉપાસના કરવામાં મોટો પરિશ્રમ કાંઇ નથી; કેમ કે ભગવાન્ પોતાના હૃદયમાં આકાશની પેઠે રહ્યા છે, પોતાનાજ આત્મા છે અને સર્વ પ્રાણિઓના સખા છે. બાકી સર્વ પ્રાણિઓની રીતે વિષયોનું સંપાદન કરવામાં શું ફળ છે? વિષયોમાં નિષ્ઠા રાખવાથી તો કુતરાં અને સુવરની બરોબર થવાયછે. ધન, સ્ત્રિઓ, પશુ, પુત્રાદિક, ઘર, પૃથ્વી, હાથી, ભંડાર, વૈભવો અને તે શિવાય પણ સઘળા અર્થ અને કામનાઓ કે જેઓ ચંચલ છે તેઓ ક્ષણભંગુર આયુષ્યવાળા મનુષ્યનું કેટલુક પ્રિય કરેછે? યજ્ઞ કરવાથી મળવાના સ્વર્ગાદિક લોકોનું પણ એપ્રમાણેજ છે; કેમ કે તેઓ ઇર્ષ્યાદિક દોષવાળા, પુણ્યોના ફેરફારથી વધતાં ઓછાં સુખવાળા અને ક્ષય પામનારા છે. એટલામાટે એક ભગવાનજ કે જેમાં કોઈ પણ દૂષણ દેખવામાં કે સાંભળવામાં નથી તેનેજ પોતાના સ્વરૂપની પ્રાપ્તિનેસારૂ ભજો. વિદ્વાનનું અભિમાન ધરાવનાર માણસ, જે ફળ ધારીને કર્મ કરેછે તેથી તેને ઉલટુંજ ફળ મળેછે એ અવશ્ય છે. કર્મ કરનાર માણસનો સંકલ્પ સુખની પ્રાપ્તિનેસારૂ અને દુઃખથી છુટવાનેમાટે હોયછે પણ કર્મ કરવાથી નિરંતર દુઃખની પ્રાપ્તિ થાયછે અને કર્મ નહિ કરવાથીજ સુખ રહ્યા કરેછે. માણસ, સકામ કર્મ કરીને જેનેસારૂ સુખ મેળવવા ચાહેછે તે દેહ તો પારકો એટલે કુતરા વગેરેને કામ આવે એવો છે, ક્ષણભંગુર છે અને જાયછે તથા આવેછે. અહંતાના સ્થાનકરૂપ દેહ પણ જ્યારે પારકો છે ત્યારે સંતાન, સ્ત્રિઓ, ઘર, ધનાદિક, રાજ્ય, ભંડાર, હાથી, કારભારીઓ, નોકર અને સંબંધિઓ કે જેઓ દેહથી છેટાં અને મમતાનાં સ્થાનક છે તેઓ પારકાં હોય એમાં તો શુંજ કહેવું? આત્મા કે જે અવિનાશી આનંદના સમુદ્રરૂપ છે તેને તુચ્છ, દેહનીસાથે નાશ પામનાર અને ભૂલથી પુરૂષાર્થરૂપ લાગતા એ સંતાન વગેરે અનર્થોનું શું પ્રયોજન છે? કર્મનેલીધે ગર્ભ વગેરે સ્થિતિઓમાં ક્લેશ પામ્યા કરતા પ્રાણિઓને ઉપર લખે-

લા પદાર્થોથી કેટલું અને કેવુંક સુખ મળેછે તે કહો. પ્રાણી પોતારૂપ માની લીધેલા દેહથી કર્મ કર્યા કરેછે અને કર્મથી પાછા દેહ ધર્યા કરેછે માટે સુખ ભોગવવાનો અવસર આવતોજ નથી. વાસ્તવિક જોઇએ તો કર્મ અને દેહ એ બન્ને, અજ્ઞાનથીજ થાયછે; એટલામાટે અર્થ, કામ અને ધર્મ એ સઘળા જેને આધીન છે તે ક્રિયારહિત ભગવાનને ક્રિયારહિત થઇને ભજો. પોતે ઉત્પન્ન કરેલાં પાંચ ભૂતોથી બનાવેલાં સઘળાં પ્રાણિઓના આત્મા, અંતર્યામી, ઇશ્વર અને પ્રિય ભગવાનજ છે. આપણને એ ભગવાનના ભજનમાં અધિકાર નથી એમ નહિ સમજવું; કેમ કે દેવ, અસુર, મનુષ્ય, યક્ષ કે ગંધર્વ ગમે તે હોય પણ ભગવાનના ચરણનું ભજન કરવાથી તેનું કલ્યાણ થાયછે. હે દૈત્યોના પુત્રો! બ્રાહ્મણપણું, દેવપણું, ઋષિપણું, સદાચાર, ઘણું જ્ઞાન, દાન, તપ, યજ્ઞ, પવિત્રતા કે વ્રતો કોઈ પણ ભગવાનને પ્રસન્ન કરવાનેમાટે સમર્થ નથી. ભગવાન્ તો કેવળ નિર્મળ ભક્તિથીજ પ્રસન્ન થાયછે; બાકી સઘળા ચાળા ચુંથવા છે. એટલામાટે હે દૈત્યો! સર્વને પોતાની સમાન લેખી સર્વ પ્રાણિઓના આત્મા અને પરમેશ્વર નારાયણનીજ ભક્તિ કરો. દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રિઓ, શૂદ્રો, નેહમાં રેહેનારાઓ, પક્ષિઓ, મૃગો અને બીજા પણ પાપી જીવો ભક્તિથી મોક્ષ પામી ગયા છે. ભગવાનની અખંડિત ભક્તિ કરવી અને સર્વમાં ભગવાન્ છે એમ ધારવું એજ આ જગતમાં પુરૂષનો મોટા સ્વાર્થ કહેલછે.

**एतावानेव लोकेऽस्मिन् पुंसः स्वार्थः परः स्मृतः। एकांतभक्तिर्गोविंदे यत्सर्वत्र तदीक्षणम् ॥ ५५ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

—•—

## ॥ नारद उवाच ॥*

**अथ दैत्यसुताः सर्वे श्रुत्वा तदनुवर्णितम्। जगृहुर्निरवद्यत्वान्नैव गुर्वनुशिक्षितम् ॥ १ ॥**

નારદજી કેહેછે.– પછી દૈત્યોના સઘળા છોકરાઓએ પ્રલ્હાદની વાત સાંભળી નિર્દોષપણાનેલીધે તેનુંજ ગ્રહણ કરવા માંડ્યું. ગુરૂની શીખામણનું ગ્રહણ નજ કર્યું. એપ્રમાણે એ સઘળાઓની બુદ્ધિ પરબ્રહ્મમાં લાગેલી જોઇ શુક્રાચાર્યના પુત્રે ભય પામીને તે સઘળી વાત બરાબર રીતે હિરણ્યકશિપુને જણાવી. એ દીકરાની અસત્ય અને અપ્રિય અનીતિ સાંભળી ક્રોધના આવેશથી જેનું શરીર ધ્રુજવા લાગ્યું એવા હિરણ્યકશિપુએ દીકરાને મારી નાખવાનું મન કર્યું. જેનો તિરસ્કાર નહિ કરવો જોઇએ એવા પ્રલ્હાદનો કઠણ વચનથી તિરસ્કાર કરી વાંકી અને ક્રોધ ભરેલી આંખથી જોતા, સ્વભાવથી દારૂણ અને પગથી કચરેલા સર્પની પેઠે ફુંફાડા મારતા હિરણ્યકશિપુએ પ્રલ્હાદ કે જે જિતેંદ્રિય અને નમ્રતાથી હાથ જોડી ઉભો હતો તેને નીચે પ્રમાણે કહ્યું કે–'હે વિનય વગરના! હે મંદબુદ્ધિવાળા! હે કુલમાં ભેદ કરનાર અધમ! હે મૂઢ! તું કે જે અક્કડ અને મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર છે તેને આજ હું યમપુરીમાં મોકલી આપીશ. હું કે જેના ક્રોધથી લોકપાલ સહિત ત્રણે લોક કંપેછે તેની આજ્ઞાનું તું નિર્ભયની પેઠે કોના જોરથી ઉલ્લંઘન કરેછે?'

પ્રલ્હાદ કેહેછે.– હે રાજા! પૂર્વનાં અને પછીનાં સ્થાવર-જંગમોને અને બ્રહ્માદિકને પણ જેણે વશ્ય કરેલછે તેજ ઇશ્વર મારા અને તમારા પણ બળરૂપ છે એટલુંજ નહિ પણ બીજા બળવાનોના બળરૂપ પણ એજ છે.

* આ આઠમા અધ્યાયમાં ઘણા ક્રોધથી પુત્રને મારી નાખતા હિરણ્યકશિપુને નૃસિંહજીએ પોતે પ્રકટ થઇને માર્યો અને બ્રહ્માદિકોએ તેમની સ્તુતિ કરી, એ કથા કેહેવામાં આવશે.

ઘણા પરાક્રમવાળા એજ ઈશ્વર કાળરૂપ કેહેવાયછે. શરીરની શક્તિ, મનની શક્તિ, ધૈર્ય, બળ, અને ઇંદ્રિયોના નિયંતા પણ એજ છે. ત્રણ ગુણોના સ્વામી એજ પરમેશ્વર પોતાની શક્તિઓથી જગતને સ્રજેછે, પાળેછે અને પ્રલય કરેછે. તમે આ પોતાનો અસુરભાવ છોડી દો અને મનમાં સમતા રાખો. નહિ જીતાએલાં અને અવળે માર્ગે ચાલનારાં મન શિવાય બીજા કોઇ શત્રુજ નથી. મનમાં સમતા રાખવી એજ ભગવાનનું મોટું પૂજન છે એમ સમજો. કેટલાએક લોકો, મોટી લુંટ કરતા છ ઇંદ્રિઓરૂપી શત્રુઓને પ્રથમથી નહિ જીત્યા છતાં દશે દિશાઓને પોતે જીતી લીધેલી માનેછે!! જે વિદ્વાન્ મનને જીતનાર અને પ્રાણિઓમાં સમતા રાખનાર છે તેને પોતાનાં અજ્ઞાનથી કલ્પાએલા શત્રુઓ ક્યાંથીજ હોય.

હિરણ્યકશિપુ કેહેછે.— તું કે જે અત્યંત બકવાદ કરેછે તેને જરૂર મરવાની ઇચ્છા જણાયછે. હે મંદબુદ્ધિવાળા! જેઓનું મોત આવ્યું હોય તેઓની વાતો ઢંગ-ધડા વગરની હોયછે. હે મંદભાગ્યવાળા! મારા શિવાય બીજો જે તેં જગતનો ઈશ્વર કહ્યો તે જો હોય તો ક્યાં છે?

પ્રલ્હાદે કહ્યું કે,—સર્વ ઠેકાણે છે.

હિરણ્યકશિપુ બોલ્યો કે,—ત્યારે આ થાંભલામાં કેમ નથી?

પ્રલ્હાદે કહ્યું કે,—આ રહ્યા, દેખાયછે.

હિરણ્યકશિપુ થાંભલામાં નહિ દેખીને બોલ્યો કે—તું કે જે અવળું બોલ્યા કરેછે તેનું ધડઉપરથી માથું કાપી લઉંછું. જેને તું શરણરૂપ માનેછે તે વિષ્ણુ ભલે તારી આજ રક્ષા કરે.

નારદજી કેહેછે.— એપ્રમાણે મહાવૈષ્ણવ પુત્રને દુર્વચનોથી વારંવાર પીડતા અને ક્રોધથી ભરાએલા એ મહાબળવાન્ દૈત્યે તરવાર લઇ આસનઉપરથી ઊછળીને થાંભલામાં પોતાની મુઠી મારી. તે વખતેજ એ થાંભલામાંથી મહાભયંકર શબ્દ થયો કે જેથી બ્રહ્માંડ ફુટી ગયું. એ શબ્દને પોતાના લોકમાં સાંભળીને બ્રહ્માદિકોએ તો પોતાના લોકનો પ્રલય થવાનુંજ માન્યું. પરાક્રમ કરતા અને બળથી પુત્રને મારી નાખવા ધારતા એ દૈત્યે, અપૂર્વ અને અદ્‌ભુત શબ્દ કે જેથી મોટામોટા દૈત્યો ત્રાસ પામી ગયા તે સાંભળ્યો પણ સભાની અંદર એ શબ્દ જેણે કર્યો તેને દીઠા નહિ ત્યારે ભગવાન્ એ થંભ ફાડીને પ્રકટ થયા. પોતાના દાસ પ્રલ્હાદે કહ્યું હતું કે 'થાંભલામાં દેખાય છે, તે વાત સત્ય કરવા; સર્વસ્થલોમાં પોતે વ્યાપ્ત છે તે વાત સત્ય કરવા; પોતાના ભક્ત સનકાદિકોએ જયવિજયને શાપ દીધા પછી પશ્ચાત્તાપ કરીને કહ્યું હતું કે 'ત્રણ જન્મવડે તમારો શાપથી છુટકારો થશે' તે વાત સત્ય કરવા; પોતાના પાર્ષદ હિરણ્યકશિપુએ બ્રહ્માપાસે માગ્યું હતું કે 'તમે સ્રજેલાં પ્રાણિઓથી મારૂં મરણ ન થાય તથા મનુષ્ય કે જાનવરથી અથવા બહાર કે અંદર પણ મારૂં મરણ ન થાય' એ વાત સત્ય કરવા; પોતાના દાસ બ્રહ્માએ હિરણ્યકશિપુને 'તથાસ્તુ' કહ્યું હતું તે વાત સત્ય કરવા; પોતાના દાસ હિરણ્યકશિપુએ કહ્યું હતું કે 'રખેને આ દીકરાના વિરોધથી મારૂં મરણ ન થાય' એ વાત સત્ય કરવા; પોતાના ભક્ત નારદજીએ ઇંદ્રને કહ્યું હતું કે 'આ કયાધૂનો ગર્ભ (પ્રલ્હાદ) તારાથી મરશે નહિ તથા સર્વથી નિર્ભય રેહેશે' તે વાત સત્ય કરવા; અને પોતેજ પોતાના ભક્તોને ઘણીવાર કહ્યુંછે કે 'મારા ભક્તની હું રક્ષા કરૂંછું' એ વાત સત્ય કરવા જાનવર પણ નહિ અને મનુષ્ય પણ નહિ એવાં અત્યંત રૂપને ધારણ કરતા નૃસિંહજી ભગવાન્ સભાની વચમાં થાંભલામાંથી પ્રકટ થયા. એ હિરણ્યકશિપુ અદ્‌ભુત શબ્દ સાંભળીને એ શબ્દ કોણે કર્યો? એમ ચારેકોર જોતો હતો તેટલામાં થાંભલામાંથી નીકળતાં એ સ્વરૂપને જોઇને વિચાર કરવા લાગ્યો કે—'અહો! આ

જાનવર પણ નથી તેમ મનુષ્ય પણ નથી!! મનુષ્ય અને સિંહનું મિશ્રિત રૂપ છે!! આ તે શું હશે'? એટલામાં તો મહા ભયાનક નૃસિંહરૂપ નજર આગળ જોવામાં આવ્યું. એમની આંખ્યો તપાવેલાં સોનાં જેવી ભયંકર હતી; જટા અને કેશવાળીના ચળકાટથી મોઢાંનો ભારે આડંબર હતો; દાઢો વિકરાલ હતી; સજીઆની અણી જેવી તીખી જીભ તરવારની પેઠે લબકતી હતી; ભારે ભયંકર ભ્રૂકુટિ કપાળમાં ચડી હતી; કાન ઊંચા અને અક્કડ હતા; ફાડેલું મોઢું અને નાક પર્વતની ગુફા જેવાં અદ્ભુત લાગતાં હતાં; ગલોફાં છેક કાનસુધી ફાટેલાં હતાં; શરીર સ્વર્ગને અડી જાય એવડું ઊંચું હતું; ડોક ટુંકી, પુષ્ટ અને જાડી હતી; છાતી અત્યંત મોટી હતી; પેટ પાતળું હતું; ચંદ્રમાની કિરણો જેવાં ધોળાં રૂવાડાં ચારેકોર શરીરમાં વ્યાપી રહ્યાં હતાં; હજારો હાથ સઘળી દિશાઓમાં ફેલાઈ રહ્યા હતા; નખ હથિયાર જેવા હતા; કોઇથી પાસે જવાય એમ ન હતું; ચક્ર વગેરે પોતાનાં હથિયાર અને વજ્ર વગેરે બીજા દેવતાઓનાં હથિયાર પણ ધર્યાં હતાં તેથી દૈત્યો અને દાનવો ભાગીજતા હતા; એવાં સ્વરૂપને જોઇને "ઘણું કરીને મોટી માયાવાળા વિષ્ણુએ આવી ઢબથી મને મારી નાખવો ધાર્યો હશે કે શું?" એમ બોલતો અને ગર્જના કરતો એ મોટો દૈત્ય હિરણ્યકશિપુ ગદા લઇને નૃસિંહજી ઉપર આવ્યો. એવખતે અગ્નિમાં પડેલા પતંગિયાની પેઠે નૃસિંહજીના તેજમાં એ દૈત્ય દેખાયોજ નહિ. સત્વના પ્રકાશરૂપ ભગવાન્ કે જે સૃષ્ટિના આરંભમાં પ્રલયકાળના અંધકારને પોતાનાં તેજથી પીગયા હતા તેના તેજમાં પડેલો એ દૈત્ય દેખાયો નહિ એ કાંઈ આશ્ચર્ય નથી. પછી હિરણ્યકશિપુએ આવીને ક્રોધથી મોટા વેગવાળી ગદા નૃસિંહજીની છાતીમાં મારી. પરાક્રમ કરતા અને ગદા ધરનાર એ દૈત્યને, ગરૂડજી જેમ મોટા નાગને પકડે તેમ ભગવાને પકડી લીધો; પરંતુ લીલા કરતા ભગવાનના હાથમાંથી, ગરૂડજીની ચાંચમાંથી જેમ સર્પ છટકી જાય તેમ એ દૈત્ય છટકી ગયો. જેઓનાં સ્થાનક હિરણ્યકશિપુએ હરી લીધાં હતાં એવા સઘળા લોકપાલ દેવતાઓ કે જેઓ વાદળાં આડાં રાખીને જોવા ઊભા હતા તેઓ હિરણ્યકશિપુ છટકી ગયો એ વાતને ખરાબ માનવા લાગ્યા. ભગવાનના હાથમાંથી છટકી ગયો તેથી ભગવાનને પોતાનાં પરાક્રમથી બિનેલા માનતો અને યુદ્ધમાં નહિ થાકનારો એ દૈત્ય ઢાલ-તરવાર લઈને પાછો વેગથી ભગવાન્ ઉપર આવ્યો. બાજ જેવા વેગવાળા અને ઢાલ-તરવારના પેંતરાઓથી સામાનો લાગ ન આવે એવી રીતે ઉપર-નીચે ફર્યા કરતા એ હિરણ્યકશિપુને ભયંકર શબ્દવાળા તીવ્ર અટ્ટહાસથી આંખ્યો મીચાવી દઈ મોટા વેગવાળા નૃસિંહજીએ પાછો પકડી લીધો. સર્પે પકડેલા ઊંદરની પેઠે ચારેકોર આતુરતાથી તરફડતા અને જેની ચામડી વજ્રથી પણ કપાઇ ન હતી એવા હિરણ્યકશિપુને સભામાં (નહિ અંદર, તથા નહિ બહાર) પોતાના સાથળપર (નહિ પૃથ્વીમાં અને, નહિ આકાશમાં) પાડી, ગરૂડ જેમ મોટા ઝેરી સર્પને ફાડી નાખે તેમ લીલામાત્રમાં ભગવાને સાયંકાલના સમયમાં નખ (નહિ જીવતા અને નહિ મરેલા) વતે ફાડી નાખ્યો. ક્રોધનેલીધે કોઇથી સામું જોઇ શકાય નહિ એવાં વિકરાલ નેત્રવાળા, ફાડેલાં મોઢાંને જીભવતે ચાટતા, ગળામાં આંતરડાંની માળાવાળા અને હાથીને મારનાર સિંહની પેઠે જેની કેશવાળી તથા મોઢું લોહીનાં ટીપાંઓથી ખરડાએલાં અને રાતાં હતાં, એવા નૃસિંહજી ભગવાને એ હિરણ્યકશિપુ કે જેનું હૃદયકમલ ફાડી નાખ્યું હતું તેને ફેંકી દઇ તેના હથિયારવાળા હજારો અનુચરોને અને પક્ષપાતીઓને ચારેકોરથી નખ, શસ્ત્ર અને

પેનીઓથી મારી નાખ્યા. ભગવાનની પાસે સૈન્યમાં તો પોતાના હજારો હાથજ હતા. એ સમયમાં ભગવાનની કેશવાળીથી કંપેલાં વાદળાં વીખાઇ ગયાં; ગ્રહોની કાંતિઓ તેમની દૃષ્ટિથી ઝાંખી પડી ગઈ; શ્વાસના પવનથી સમુદ્રોમાં તોફાન ઉઠયું; દિશાના હાથીઓ, ગર્જનાથી ત્રાસ પામીને ભરકવા લાગ્યા; આકાશમાં દેવતાઓનાં વિમાનો કેશવાળીના ઝપાટાથી ઉડવા લાગ્યાં; પગના ભારથી ધરતી કંપવા લાગી; એમના વેગથી પર્વતો ઉડી પડવા લાગ્યા અને એમના તેજથી આકાશ તથા દિશાઓ પણ ઝાંખી પડી ગઇ. પછી સભામાં રાજાના ઉત્તમ સિંહાસનપર બેઠેલા, જેની સામો કોઇ પણ શત્રુ જોવામાં આવતો નથી એવા, મહાક્રોધી, ભયંકર મોઢાંવાળા અને જેમણે પોતાનો ક્રોધ શમાવ્યો ન હતો એવા નૃસિંહજીની સેવામાં કોઈ પણ જઈ શકયો નહિ. ત્રણ લોકની માથાની પીડા જેવા એ આદિદૈત્ય હિરણ્યકશિપુને યુદ્ધમાં ભગવાને મારી નાખેલો જોઈ આનંદના વેગથી જેઓનાં મોહોડાં પ્રફુલ્લિત થયાં હતાં એવી દેવતાઓની સ્ત્રિયો ફૂલની વૃષ્ટિ કરવા લાગી. એ સમયમાં જોવાની ઈચ્છાથી આવેલા દેવતાઓનાં અનેક વિમાનોથી આકાશમાં સાંકડ થઇ પડી. દેવતાઓનાં ઢોલ અને દુંદુભિ વાગવા લાગ્યાં, મોટા મોટા ગંધર્વો ગાવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી. બ્રહ્મા, ઇંદ્ર અને સદાશિવ વગેરે દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, સિદ્ધ, વિદ્યાધર, મોટા નાગ, મનુઓ, પ્રજાપતિઓ, ગંધર્વો, અપ્સરાઓ, ચારણો, યક્ષ, કિંપુરૂષ, વૈતાલ, સિદ્ધ, કિન્નરલોક-અને સુનંદ તથા કુમુદ વગેરે ભગવાનના સઘળા પાર્ષદો ત્યાં આવી, માથાઉપર હાથ જોડી, જરા દૂર ઉભા રહી, તીવ્ર તેજવાળા અને સભામાં બેઠેલા નૃસિંહ ભગવાનની જુદી જુદી સ્તુતિ કરવા લાગ્યા.

બ્રહ્મા સ્તુતિ કરેછે.—આપ કે જે અનંત, અનંત શક્તિવાળા, વિચિત્ર પ્રભાવવાળા, પવિત્ર કામ કરનાર, અને પોતાની લીલાથી ગુણોવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયને સારી રીતે કરનાર છતાં અખંડિત સ્વરૂપવાળા છો તેમને નમસ્કાર કરૂંછું.

સદાશિવ કેહેછે.—આપના કોપનો સમય તો જગતનો પ્રલયકાળજ છે. હમણાં તો આપે આ અત્યંત અલ્પ દૈત્યને માર્યો છે. હે ભક્તવત્સલ! એટલામાટે હવે કોપ શમાવીને આપના ભક્ત અને શરણાગત આ પ્રલ્હાદની રક્ષા કરો.

ઇંદ્ર સ્તુતિ કરેછે.—હે પરમેશ્વર નૃસિંહ! આપે અમારી રક્ષા કરી દૈત્ય પાસેથી પોતાના ભાગ અમને અપાવ્યા અને આપનું ધ્યાન કરવાનું સ્થાનક અમારૂં હૃદયકમલ કે જે દૈત્યના ભયથી વ્યાપ્ત હતું તેને તે ભય મટાડીને ખુલ્લું કર્યુંછે. જેનો કાલથી નાશ થવાનો છે એવું આ ત્રૈલોક્યનું રાજ્ય તમારા સેવકોને કોણમાત્ર છે? એઓને તો મુક્તિ પણ પ્યારી નથી ત્યારે બીજાં સુખ તો શા હિસાબમાં છે?

ઋષિઓ સ્તુતિ કરેછે.—હે આદિપુરૂષ! હે શરણાગતનું રક્ષણ કરનાર! આપના પ્રભાવમય ધ્યાનરૂપ તપ કે જેથી આપે પોતામાં રહેલું જગત્ સરજ્યું છે તે આપેજ અમને કહ્યું હતું. તે તપ હાલ આ દૈત્યે ચુંથી નાખ્યું હતું પણ રક્ષાનેસારૂ આ અવતાર ધારીને પાછું એ પ્રમાણે તપ કરવાની આપે અમને આજ્ઞા કરીછે.

પિતૃઓ સ્તુતિ કરેછે.—જે આ અસભ્ય દૈત્ય, અમને પુત્રોએ આપેલાં શ્રાદ્ધોને તથા તીર્થમાં આપેલાં તલજળને પણ બલાત્કારથી લઈ લેતો હતો તે દૈત્યનું પેટ નખથી ફાડી નાખીને આપે તે સઘળું અમને પાછું અપાવ્યું માટે સર્વ ધર્મોનું રક્ષણ કરનારા આપને અમે પ્રણામ કરિયે છિયે.

સિદ્ધલોકો સ્તુતિ કરેછે.—હે નૃસિંહ! જે અનેક ગર્વવાળો દૈત્ય, અમારી યોગથી પ્રાપ્ત

થએલી સિદ્ધિઓને યોગ અને તપનાં બળથી લઇ ગયો હતો તે દૈત્યને આપે નખથી ચીરી નાખ્યો તે આપને અમે પ્રણામ કરિયે છિયે.

વિદ્યાધરો સ્તુતિ કરેછે.—બળ અને પરાક્રમથી ગર્વ પામેલા જે દૈત્યે, જુદાં જુદાં ધ્યાનથી મેળવેલી અમારી વિદ્યાને રોકી દીધી હતી તે દૈત્યને આપે યુદ્ધમાં પશુની પેઠે માર્યો માટે માયાથી નૃસિંહરૂપ બનેલા આપને નિરંતર નમસ્કાર કરિયે છિયે.

નાગ સ્તુતિ કરેછે.—જે પાપીએ અમારાં રત્નો અને ઉત્તમ સ્ત્રિયોનું હરણ કર્યું હતું તે દૈત્યની છાતી ફાડી નાખીને અમને જેણે આનંદ આપ્યો એવા આપને પ્રણામ કરિયે છિયે.

મનુઓ સ્તુતિ કરેછે.—અમે મનુઓ કે જેઓ આપની આજ્ઞાપ્રમાણે ચાલનાર છિયે તેઓની સઘળી મર્યાદાઓને જેણે તોડી નાખી હતી તે દુષ્ટ દૈત્યને આપે માર્યો. હવે હે પ્રભુ! અમે કિંકરલોકોને આજ્ઞા કરો. આપનું શું કામ કરિયે?

પ્રજાપતિઓ સ્તુતિ કરેછે.— હે પરમેશ્વર! આપે પ્રજાની સૃષ્ટિ કરવામાં પ્રેરેલા અમે, જેની બંધીથી પ્રજાને ઉત્પન્ન કરતા ન હતા તે આ દૈત્ય આપે છાતી ફાડી નાખવાથી મરી ગયોછે માટે હવે પછી ખુશીથી પ્રજાની સૃષ્ટિ કરશું. હે સત્ત્વગુણમય! આપનો અવતાર જગતના કલ્યાણનેમાટે છે.

ગંધર્વો સ્તુતિ કરેછે.— હે પ્રભુ! અમે કે જેઓ આપના નટ અને નાચનાર તથા ગવૈયા છિયે તેઓને જે દૈત્યે પોતાની શૂરતા અને બળના પ્રભાવથી સ્વાધીન કરી લીધા હતા તે દૈત્યને આપે આ દશા પ્રાપ્ત કરીછે. અવળે માર્ગે ચાલનારનું કલ્યાણ થાયજ કેમ?

ચારણલોકો સ્તુતિ કરેછે.— સાધુ લોકોને ત્રાસ આપનાર આ દૈત્યને આપે પૂરો કરી નાખ્યો એટલામાટે આપનું ચરણારવિંદ કે જે સંસારને મટાડનાર છે તેને અમે શરણે આવ્યા છિયે.

યક્ષો સ્તુતિ કરેછે.— હે ચોવીશ તત્ત્વોના અધિપતિ! અમે કે જેઓ સારાં સારાં કામ કરીને તમારી સેવા કરનારા છિયે તેઓને આ દૈત્યે ભોઇ બનાવી દીધા હતા. એ દૈત્યે લોકોને જે તાપ કર્યો હતો તે જાણીને આપે તેને મારી નાખ્યો છે.

કિંપુરૂષો સ્તુતિ કરેછે.—અમે કિંપુરૂષ છિયે અને આપ તો મહાપુરૂષ ઈશ્વર છો; માટે અમે આપની સ્તુતિ કેમ કરી શકિયે? આ નીચ પુરૂષ (હિરણ્યકશિપુ) તો ત્યારથીજ મરી ગયો છે કે જ્યારથી એનો સાધુ પુરૂષોએ તિરસ્કાર કર્યો છે.

વૈતાલિકો સ્તુતિ કરેછે.— સભાઓમાં અને યજ્ઞોમાં આપની નિર્મલ કીર્તિ ગાઇને અમને મોટી પેરામણી મળતી હતી તે પેરામણીને જે આ મોટો દુર્જન લઇ જતો હતો તેને આપે, રોગની પેઠે ટાળી નાખ્યો એ ઘણું સારૂં કર્યું.

કિન્નરો સ્તુતિ કરેછે.— તમારી સેવા કરનારા અમે કિન્નરલોકોપાસે જે આ દૈત્ય વેઠ કરાવતો હતો તે દુષ્ટને આપે માર્યો. હવે હે નૃસિંહ! હે સ્વામી! આપ અમારૂં કલ્યાણ કરજો.

વિષ્ણુના પાર્ષદો સ્તુતિ કરેછે.—હે ભક્તોને આશ્રય આપનાર! સર્વ લોકોને સુખ આપનારૂં આ અદ્‌ભુત નૃસિંહરૂપ તો અમેં આજજ દીઠુંછે. હે ઈશ્વર! આ આપનો દાસ હિરણ્યકશિપુ કે જેને બ્રાહ્મણોએ શાપ દીધો હતો તેને આપે માર્યો એ તો એના અનુગ્રહનેસારૂ કર્યું એમ માનિયે છિયે.

**अद्यैतद्धरिनररूपमद्भुतं ते दृष्टं नः शरणद सर्वलोकशर्म। सोयं ते विधिकर ईश विप्रशप्तस्तस्येदं निधनमनुग्रहाय विद्मः ५६**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

॥ नारद उवाच ॥

एवं सुरादयः सर्वे ब्रह्मरुद्रपुरःसराः ।
नोपैतुमशकन्मन्युसंरंभं सुदुरासदम् ॥

નારદજી કેહેછે.– એપ્રમાણે ક્રોધથી ઉગ્ર અને વિકટ નૃસિંહજીની દૂર ઊભા રહીને સ્તુતિ કરતા બ્રહ્મા અને રૂદ્રવગેરે દેવતાઓ અને બીજાઓ પણ પાસે જઇ શક્યા નહિ. દેવતાઓએ સાક્ષાત્ લક્ષ્મીજીને તેમની પાસે મોકલ્યાં તે પણ કોઇ દિવસ દેખેલ નહિ અને સાંભળેલ પણ નહિ એવું એ મોટું અદ્ભુતરૂપ જોઇને ત્રાસનેલીધે પાસે ગયાં નહિ ત્યારે બ્રહ્માએ પોતાની પાસે ઊભેલા પ્રલ્હાદને કહ્યું કે 'હે બાપ! તારા પિતાનેમાટે કોપ પામેલા પ્રભુની પાસે જા અને તેમને શાંત કર.' એ વાતનો સ્વીકાર કરી મહાવૈષ્ણવ બાલક પ્રલ્હાદ, પ્રભુની પાસે જઇ હાથ જોડી પૃથ્વીઉપર લાકડીની પેઠે પડી પગે લાગ્યો. તે બાલકને પોતાના પગની પાસે પડેલો જોઇને કૃપાથી વ્યાપ્ત થએલા નૃસિંહજીએ તેને ઊઠાડી પોતાનું હસ્તકમલ કે જે કાળરૂપી સર્પથી ત્રાસ પામેલાઓને અભય આપનાર છે તે તેના માથાઉપર ધર્યું. ભગવાનના હસ્તના સ્પર્શથી પ્રલ્હાદનાં સઘળાં પાપ મટી ગયાં, બ્રહ્મજ્ઞાન અપરોક્ષ થયું, હૃદયમાં પરમ સુખ થયું, રૂવાડાં ઊભાં થઇ ગયાં, અંતઃકરણ પ્રેમથી ભીંજાઇ ગયું, નેત્રમાં અશ્રુ આવી ગયાં અને પોતે ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરવા લાગ્યો. એકાગ્ર મનવાળો અને સ્વસ્થ થએલો પ્રલ્હાદ, પોતાનાં નેત્ર અને હૃદયને નૃસિંહજીના સ્વરૂપમાંજ રાખીને પ્રેમનેલીધે ગદ્ગદવાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યો.

પ્રલ્હાદ* સ્તુતિ કરેછે.–બ્રહ્માદિક દેવતાઓ, મુનિઓ અને સિદ્ધલોકો કે જેઓની બુદ્ધિમાં સત્ત્વગુણનો વિસ્તાર છે તેઓ પણ વચનના પ્રવાહથી અને ઘણા ગુણોથી પણ અદ્યાપિસુધી જેનું આરાધન કરવાને સમર્થ થયા નથી તે ભગવાન્, હું કે જે અસુરજાતિનો છું તેના ઉપર પ્રસન્ન થવાને કેમજ યોગ્ય થાય? પરંતુ હું ધારૂંછું કે ધન, ઉત્તમ કુલમાં જન્મ, રૂપ, તપ, પંડિતપણું, ઇંદ્રિયોની નિપુણતા, કાંતિ, પ્રતાપ, બળ, ઉદ્યમ, બુદ્ધિ અને અષ્ટાંગયોગ એઓમાંથી કોઈ પણ ઉપાય ભગવાનને પ્રસન્ન કરવાનેમાટે પરિપૂર્ણ નથી. ભગવાન્ તો ગજેંદ્રની ઉપર કેવળ ભક્તિથીજ પ્રસન્ન થયા હતા. ભલે બ્રાહ્મણ જાતનો અને વળી તેમાં ઉપર કહેલા બારગુણોથી સંપન્ન હોય તોપણ જે ધણી, ભગવાનના ચરણારવિંદથી વિમુખ હોય તેના કરતાં જે ધણી ચાંડાલજાતનો છતાં પણ પોતાનાં મન, વચન, કર્મ, ધન અને પ્રાણને ભગવાનમાં અર્પણ કરી રહ્યો હોય તેને શ્રેષ્ઠ માનુંછું; કેમ કે એવો ચાંડાલ સઘળાં કુલને પવિત્ર કરેછે અને ઘણા ગર્વવાળો બ્રાહ્મણ તો પોતાને પણ પવિત્ર કરી શકતો નથી. ભક્તિરહિત માણસને ઉપર કહેલા ગુણો કેવળ ગર્વનેમાટેજ થાયછે. ભગવાન્ પોતે સ્વરૂપના લાભથીજ પરિપૂર્ણ છે તેથી તે, અજ્ઞાન પુરૂષ પાસેથી પોતાનેસારૂ પૂજા લેવાને ઇચ્છતા નથી પણ દયાળુ હોવાથી ઇચ્છેછે; કેમ કે લોક જે જે ધનાદિક પદાર્થથી ભગવાનને માન આપેછે તે તે પદાર્થ પોતાનેમાટે થાયછે. જેમ મોઢાઉપર જેટલી શોભા કરિયે તે સગળી પ્રતિબિંબને મળેછે તેમ ભગવાનની જે પૂજા કરી હોય તે પોતાને એટલે પૂજનારને મળેછે. એટલામાટે હું કે જે નીચ અને માયાના બંધનથી સંસારમાં પડેલો છું તે નિર્ભય રહીને સઘળાં પ્રયત્નથી મારી બુદ્ધિપ્રમાણે ઇશ્વિરના મહિમાનું વર્ણન કરૂંછું, કેમ કે એવું વર્ણન કરવાથી પુરૂષ પવિત્ર થાયછે. હે પરમેશ્વર! આપથી ઉદ્વેગ પામતા

* આ નવમા અધ્યાયમાં બીકનેલીધે બ્રહ્માએ પ્રેરેલા પ્રલ્હાદે કોપ શમાવવાસારૂ મહાભયંકર નૃસિંહજીની સ્તુતિ કર્યાની કથા કેહેવામાં આવશે.

આ સઘળા બ્રહ્માદિક લોકો, આપ કે જે સત્ત્વમૂર્તિ છો તેમના કેવળ ભક્ત છે, પરંતુ અમલોકોની પેઠે વૈરભાવથી ભજનાર નથી. સુંદર અવતારોથી આપની લીલા જગતને કલ્યાણ, ઐશ્વર્ય અને સુખ આપવાનેસારૂ હોય છે પણ ભય ઉત્પન્ન કરવાને હોતી નથી, એટલામાટે ક્રોધને શમાવો. અસુરને આપે માર્યો માટે હવે ક્રોધનું કાંઇ પ્રયોજન નથી. વીંછી અથવા સર્પને કોઇ મારી નાખે તો તેથી સાધુ પુરૂષ પણ રાજી થાય તેમ હિરણ્યકશિપુને આપે મારવાથી સાધુ લોકો પ્રસન્ન થયા છે. હવે સુખ પામેલા લોકો આપનો ક્રોધ શમવાની વાટ જુવેછે. હે નૃસિંહ! લોકો પોતાના ભયના નાશનેમાટેજ આપના રૂપનું સ્મરણ કરેછે તો રૂપનાં સ્મરણથીજ ભય મટી જશે માટે હવે ક્રોધ ગખવાનું પ્રયોજન નથી. હે પ્રભુ! આ તમારૂં રૂપ કે જેમાં મોઢું, જીભ, સૂર્ય સરખી આંખ્યો, ભમર અને ઉગ્ર દાઢો અત્યંત ભયંકર છે; આંતરડાંની માળા છે; કેશવાળી લોહીથી ખરડાએલી છે; કાન ખીલા જેવા ઊંચા અને અક્કડ છે; નખની અણીઓ શત્રુને ફાડી નાખનારી છે અને નાદથી દિશાના હાથીઓ પણ બીએછે તેથી હું બીતો નથી, પરંતુ હે દીનવત્સલ! અસત્ય અને ઉગ્ર સંસારરૂપી ચક્રનાં દુઃખથી હું બીઊંછું. સંસારરૂપી ચક્રમાં પણ સાધારણમાં નહિ, પણ પોતાનાં કર્મોએ બાંધીને મને હિંસક લોકોમાં નાખેલો છે એટલામાટે હે પ્રિય! આપ પ્રસન્ન થઇને મોક્ષરૂપ અને શરણરૂપ આપનાં ચરણારવિંદમાં મને ક્યારે બોલાવી લેશો? પ્રિય પદાર્થના વિયોગ અને અપ્રિય પદાર્થના સંયોગથી ઉત્પન્ન થતા શોકરૂપ અગ્નિથી સઘળા અવતારોમાં હું બળ્યાકરૂંછું. સંસારમાં દુઃખ મટવાના જે ઉપાય છે તેપણ દુઃખરૂપ છે, તેમ છતાં પણ દેહાદિકનાં અભિમાનથી હું ભટક્યા કરૂંછું, માટે હે પ્રભુ! આપના દાસપણારૂપી ઉપાય મને કહો. હે નૃસિંહ! ગુણનાં બંધનોથી છૂટી તથા આપનાં ચરણારવિંદમાં રેહેનારા જ્ઞાનીલોકોનો સંગ કરી પરમ સંબંધી અને પરમ દેવ આપની બ્રહ્માએ ગાએલી લીલાસંબંધી કથાઓનો અભ્યાસ રાખવાથી મોટાં દુઃખોને હું પણ સેહેજ તરી જઇશ. હે નૃસિંહ! દુઃખી લોકોને દુઃખ મટાડવાના જે ઉપાયો આ જગતમાં જાણીતા છે તેઓ તમે જ્યાંસુધી ઉપેક્ષા ન કરી હોય ત્યાંસુધીજ કામ આવેછે. તમે ઉપેક્ષા કરો તો માતાપિતા પણ છોકરાંની રક્ષા કરતાં નથી; ઓસડ રોગીની રક્ષા કરતું નથી અને સમુદ્રમાં ડૂબતાની વહાણ પણ રક્ષા કરતું નથી. જુદા જુદા સ્વભાવવાળા પૂર્વે ઉત્પન્ન થએલા જે બ્રહ્માદિક અથવા તે પછી ઉત્પન્ન થએલા પિતા વગેરે કોઇ પણ જણ જેમાં, જે કારણથી, જ્યારે, જેણે કરી, જેનું, જેનેસારૂ, જેવી રીતે, જેની પ્રેરણાથી અને જેને ઉત્પન્ન કરેછે તથા રૂપાંતર પમાડેછે, તે સઘળું તમારૂંજ સ્વરૂપ છે. મન કે જે કર્મ કરનાર, બલવાન, વેદોક્ત કર્મની મુખ્યતાવાળું અને અવિદ્યાએ આપેલા સોળ વિકારવાળું છે તેને કાળે ક્ષોભ પમાડેલા ગુણવાળી માયા તમારા અંશરૂપ પુરૂષની દૃષ્ટિથી ઉત્પન્ન કરેછે. એ સંસારના ચક્રરૂપ મનને તમારી ભક્તિ વિના કોણ તરી શકે? હે પ્રભુ! ચૈતન્યશક્તિથી નિરંતર બુદ્ધિના ગુણોને જીતનાર, માયાના પ્રેરક અને કાર્યો તથા સાધનોની શક્તિઓને વશ્ય રાખનાર આપ, હું કે જે માયાએ સોળ (વિકાર) આરાવાળાં સંસારરૂપી ચક્રમાં નાખેલો, શેલડીની પેઠે પીલાતો અને શરણાગત છું, તેને પોતાના સમીપમાં લ્યો. હે પ્રભુ! સર્વ લોકપાલોનાં આયુષ્ય, લક્ષ્મી અને વૈભવો કે જેઓને લોકો ઇચ્છેછે તેઓને તો મેં જોઇ લીધાં છે; કેમ કે તેઓ મારા પિતાની ક્રોધયુક્ત હાસથી ઊંચી ચડેલી ભમરના ફરવાથીજ નાશ પામી ગયાં હતાં; અને એ મારા

હોય તે સઘળાં હાથીના નાહાવાની પેઠે વ્યર્થ છે. જે ગુરૂ છે તેજ પ્રધાન-પુરૂષના ઈશ્વર અને યોગેશ્વરો જેનાં ચરણને શોધ્યા કરેછે એવા સાક્ષાત્ ભગવાન્ છે તેને મૂર્ખ લોક મનુષ્ય કરી માને છે. નિયમો પાળવાની સઘળી આજ્ઞાઓ છ ઇંદ્રિયોને જીતવાના ઉદ્દેશથી છે અને છ ઇંદ્રિયો જીતાયા છતાં પણ જો તેઓથી ધ્યાન, ધારણા અને સમાધિ ન થાય તો તે સઘળી આજ્ઞાઓ કેવળ શ્રમ આપનારીજ છે એમ સમજવું. જેમ ખેડ અને વેપાર વગેરે આજીવિકાઓ તથા તેનાં ફળો, મોક્ષ કે જે યોગનું ફળ છે તેને આપી શકતાં નથી પણ ઊલટાં જન્મ-મરણને આપનારાંજ થાયછે, તેમ બહિર્મુખ માણસને યજ્ઞ અને વાવ-કુવા વગેરે ખોદાવવાનાં કામો પણ જન્મ-મરણ આપનારાંજ થાયછે. ચિત્તને જીતવાના ઉદ્યોગમાં લાગેલાએ સંન્યાસ લઈ એકલુંજ ફરવું; કોઇનો સંગ કરવો નહિ; કશી વસ્તુનો પરિગ્રહ રાખવો નહિ; એકાંતમાં રેહેવું અને ભિક્ષા માગીને જે કાંઇ થોડુંક મળે તે ખાઇને રેહેવું. પવિત્ર અને સમભૂમિમાં પોતાનુંસ્થિર અને સમઆસન સ્થાપી તેઉપર સરલ અંગથી, ૐકારનું ઉચ્ચારણ કરતાં બેસવું. જ્યાંસુધી મન સઘળી કામનાઓને છોડી દે ત્યાંસુધી પોતાના નાકની અણીઉપર દૃષ્ટિ રાખી પૂરક, કુંભક અને રેચકથી પ્રાણ તથા અપાન વાયુને રોકવા. કામનાથી ખરાબ થએલું અને ભટકતું મન જે જે વિષય તરફ નીકળીને ભાગે ત્યાં ત્યાંથી પાછું વાળીને તેને સમજુ માણસે ધીરે ધીરે હૃદયમાં રોકવું. એ પ્રમાણે નિરંતર અભ્યાસ રાખનાર સંન્યાસીનું મન, થોડા કાળમાંજ બળતણવિનાના અગ્નિની પેઠે શાંત થઇ જાય છે. કામાદિકથી ક્ષોભ નહિ પામતું અને સઘળી વૃત્તિઓ જેની શાંત થઇ હોય એવું ચિત્ત, બ્રહ્મસુખનો સ્પર્શ થવાનેલીધે પાછું કદીપણ ઊઠતું નથી. જે ધણી પ્રથમ ધર્મ, અર્થ અને કામના ક્ષેત્રરૂપ ઘરમાંથી નીકળીને પાછો ધર્મ, અર્થ અને કામનું સેવન કરે, તે સંન્યાસીને વમન કરેલું ખાનારો અને નિર્લજ્જ સમજવો. જેઓએ પોતાના દેહને અનાત્મા, મરનાર અને વિષ્ટા કીડા કે ભસ્મરૂપ થનાર ધાર્યો હોય છે તેઓજ કેટલાએક પાછા નીચ બનીને એ દેહને પોતારૂપ ગણી તેની સ્તુતિ કરાવે છે. ગૃહસ્થ થઇને ક્રિયાનો ત્યાગ કરે, બ્રહ્મચારી થઇને બ્રહ્મચર્ય ન પાળે, વાનપ્રસ્થ થઇને ગામમાં રહે અને સંન્યાસી થઇને ઇંદ્રિયોના સ્વાદમાં લોલતા રાખે તે આશ્રમો નીચ અને સાચા આશ્રમોના ચાળા પાડનારા છે એમ સમજવું. જો પોતાને પરબ્રહ્મરૂપ જાણતો હોય તો જ્ઞાનથી વાસનાઓ મટીજવાનેલીધે પછી શી ઇચ્છાથી અને કોનેસારૂ લંપટ બનીને દેહનું પોષણ કરે? વિદ્વાનો કહેછે કે શરીર રથરૂપ છે, ઇંદ્રિયો ઘોડારૂપ છે, ઇંદ્રિયોનું અધિપતિ મન રેહેનરૂપ છે, શબ્દાદિક વિષયો પોહોચવાના દેશરૂપ છે, બુદ્ધિ સારથિ છે, ઈશ્વરે ઉત્પન્ન કરેલું ચિત્ત રથનાં મોટાં બંધનરૂપ છે, દશ પ્રાણ ધરીરૂપ છે, અધર્મ અને ધર્મ પઇડાંરૂપ છે, અહંકારવાળો જીવ રથમાં બેસનારરૂપ છે, ૐકાર ધનુષરૂપ છે, શુદ્ધ જીવ બાણરૂપ છે, અને પરબ્રહ્મ નિશાનરૂપ છે. (જેમ ધનુષથી બાણ નિશાનમાં નખાયછે તેમ ૐકારથી શુદ્ધ જીવ પરબ્રહ્મમાં નખાયછે.) રાગ, દ્વેષ, લોભ, શોક મોહ, ભય, મદ, માન, અપમાન, અસૂયા (ગુણમાં દોષનો આરોપ), માયા, હિંસા, મત્સર, અભિનિવેશ, પ્રમાદ, ક્ષુધા અને નિદ્રા વગેરે રજોગુણ-તમોગુણના સ્વભાવો શત્રુરૂપ છે અને કોઇ વખતે પરોપકાર વગેરે સત્વગુણના સ્વભાવો પણ શત્રુરૂપ થાયછે. જ્યાંસુધી આ મનુષ્યદેહરૂપી રથનાં ઇંદ્રિયાદિક અંગો સ્વાધીન હોય ત્યાંસુધીમાં ગુરૂના ચરણની સેવાથી સજેલા જ્ઞાનરૂપી ખડ્ગથી શત્રુઓનો નાશ કરી શાંત અને આત્માનંદથી સંતુષ્ટ રહી ભગવાનનો આશ્રય લઇ ઉપર કહેલા ર-

થાદિકની ઉપેક્ષા કરવી. ભગવાનનો આશ્રય ન લીધો હોય તો બહિર્મુખ ઇંદ્રિયરૂપી ઘોડા અને બુદ્ધિરૂપ સારથી ગાફલ પુરૂષને અવળા માર્ગમાં (પ્રવૃત્તિમાર્ગમાં) લઈ જઇને વિષયરૂપી ચોરલોકોની મંડળીમાં નાખેછે. પછી એ ચોરલોકો ઘોડા અને સારથિસહિત એ પુરૂષને ઘાટા અંધારાવાળા અને મોતની ઘણી બીકવાળા સંસારરૂપી કુવામાં નાખી દેછે. પ્રવૃત્ત અને નિવૃત્ત, એ બન્ને પ્રકારનું કર્મ વેદમાં કહ્યુંછે, તેમાં પ્રવૃત્ત કર્મથી સંસારમાં ફેરો થાયછે અને નિવૃત્ત કર્મથી મોક્ષ મળેછે. હિંસાવાળા શ્યેનયાગાદિક, અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ, સોમયાગ, વૈશ્વદેવ અને બલિહરણ, ઈત્યાદિક કર્મો કે જે પદાર્થોનો ઉપયોગ કરવાથી થાય એવાં છે તે ઇષ્ટકર્મ કેહેવાયછે અને દેવાલય, બગીચા, કુવા તથા પરબ બંધાવવા વગેરે કર્મો પૂર્ત્ત કર્મ કેહેવાયછે. એજ કર્મો જો સકામ અને અત્યંત આસક્તિ ભરેલાં કરવામાં આવે તો પ્રવૃત્ત કેહેવાયછે. હે રાજા! પ્રવૃત્ત કર્મ કરનારો પુરૂષ, ચરૂ અને પુરોડાશાદિકના સૂક્ષ્મ ભાગથી બનેલો દેહ ધરીને ધૂમના દેવપાસે જાયછે; ત્યાંથી રાત્રિના દેવ પાસે જાયછે; ત્યાંથી કૃષ્ણપક્ષના દેવ પાસે જાયછે; ત્યાંથી દક્ષિણાયનના દેવ પાસે જાયછે અને ત્યાંથી ચંદ્રલોકમાં જાયછે. એટલેસુધી ચડીને પાછો ભોગના ક્ષયથી ઉત્પન્ન થએલા શોકાગ્નિથી દુબળો થઇ વૃષ્ટિરૂપ દ્વારથી ઔષધિ, લતા, અન્ન અને વીર્યમાં અનુક્રમથી આવી આ સંસારમાં જન્મેછે. પ્રવૃત્ત કર્મનો માર્ગ આવી રીતે પુનર્જન્મ આપેછે. ગર્ભાધાનથી માંડીને મરણ પર્યંત સંસ્કારો જેને થયા હોય એવો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ પ્રવૃત્ત કર્મ કરવાનો અધિકારી છે. (હવે નિવૃત્ત કર્મવિષે કહેછે) જ્ઞાની પુરૂષો ઇંદ્રિયોના વ્યાપારરૂપ ઇષ્ટ અને પૂર્ત્ત વગેરેને ઇંદ્રિયોમાં હોમછે એટલે એ ઇષ્ટ વગેરે ધર્મો ઇંદ્રિયોથી જુદા નથી એમ જાણેછે. એવી રીતેજ ઇંદ્રિયોને સંકલ્પ-વિકલ્પરૂપ મનમાં હોમેછે; (કારણ કે વેદની આજ્ઞાથી મનમાં કર્તૃત્વાદિક વિકાર ઉત્પન્ન થાયછે.) વાણીને અક્ષરોના સમુદાયમાં હોમેછે; અક્ષરોના સમુદાયને અકારાદિક ત્રણ વર્ણ (अ-उ-म) વાળા ઓંકારમાં હોમેછે; ઓંકારને બિંદુમાં હોમેછે; બિંદુને નાદમાં હોમેછે; નાદને પ્રાણમાં હોમેછે અને પ્રાણને પરબ્રહ્મમાં હોમેછે. આપ્રમાણે નિવૃત્ત કર્મ કરી જ્ઞાનમાં નિષ્ઠા રાખનાર પુરૂષ, પ્રથમ અગ્નિદેવનીપાસે જાયછે; ત્યાંથી સૂર્ય દેવનીપાસે જાય છે; ત્યાંથી દિવસના દેવની પાસે જાય છે; ત્યાંથી દિવસના અંતમાં થઈ શુક્લ પક્ષના દેવની પાસે જાય છે; ત્યાંથી શુક્લ પક્ષના અંતમાં થઈ ઉત્તરાયણના દેવની પાસે જાય છે; અને ત્યાંથી બ્રહ્માની પાસે જાયછે. બ્રહ્મલોકમાં રહી ત્યાંના ભોગ ભોગવ્યા પછી પોતે કે જે સ્થૂલ શરીરની ઉપાધિવાળો વિશ્વ છે તે સ્થૂલનો સૂક્ષ્મમાં લય કરી સૂક્ષ્મ ઉપાધિવાળો તૈજસ થાયછે. પછી સૂક્ષ્મનો કારણમાં લય કરી કારણ શરીરની ઉપાધિવાળો પ્રાજ્ઞ થાયછે. કારણ શરીરનો ત્રણે શરીરમાં વ્યાપક સાક્ષી સ્વરૂપમાં લય કરી પોતે ચોથો એટલે સહુથી જુદો પડેછે. (દૃશ્ય પદાર્થોનો લય થતાં શુદ્ધ આત્મા બની મુક્તિ પામેછે.) આ માર્ગ કે જેમાં ઉપર કહેલા અનુક્રમપ્રમાણે પ્રાપ્તિ થાયછે તે માર્ગને દેવયાન કેહેછે. આત્માનુંજ યજન કરનાર, આત્મામાંજ રહેલ અને પરમ શાંતિ પામેલો પુરૂષ આ માર્ગે જઇ પાછો સંસારમાં જન્મતો નથી. વેદે જણાવેલા આ પિતૃયાન અને દેવયાન નામના બે માર્ગને શાસ્ત્રરૂપ ચક્ષુથી જે જાણેછે તે પુરૂષ, દેહમાં રહ્યા છતાં પણ મોહ પામતો નથી. લોકોના આદિમાં રેહેનાર, અંતમાં રેહેનાર, ભોગ્ય, ભોક્તા, ઊંચ, નીચ, જ્ઞાન, જાણવાયોગ્ય, શબ્દ, અર્થ, અપ્રકાશ અને પ્રકાશ એ સઘળું જ્ઞાની પો-

તેજ છે એટલે જ્ઞાની પુરૂષ પોતાથી જુદું કાંઈપણ દેખે નહિ કે જેથી મોહ થાય. પ્રતિબિંબાદિક આભાસ પદાર્થ જોકે તર્કના વિરોધનેલીધે સર્વ પ્રકારે ખોટા ઠરેછે તોપણ જેમ એક વસ્તુરૂપથી માનવામાં આવેછે તેમ ઈંદ્રિયોથી જાણવામાં આવતો સંસાર પણ કોઈ પ્રકારના યોગ્ય તર્કથી સિદ્ધ થતો નથી આર્થાત્ ખોટો ઠરેછે તોપણ જાણે કોઇ એક પદાર્થ હોય એમ કલ્પાએલ છે. પૃથ્વી વગેરે પાંચ ભૂતોની જેમાં એકતા થએલી માનવામાં આવેછે એવો દેહાદિક પદાર્થ પાંચ ભૂતના સંઘાત, કાર્ય કે પરિણામ (રૂપાંતર)માંથી કોઇ પ્રકારનો ઠરતો નથી. જેમ વૃક્ષનો સંઘાત વન કેહેવાયછે. તેમ દેહ જો પાંચ ભૂતનો સંઘાત હોય તો દેહનો એક ભાગ ખેંચાયાથી સઘળા ભાગ ખેંચાયછે તે ખેંચાવા ઘટતા નથી; કેમ કે એક વૃક્ષ ખેંચાયાથી સઘળું વન ખેંચાતું નથી. દેહ પાંચ ભૂતનું કાર્ય એટલે,તેઓમાંથી બનેલા વિકારરૂપ હોય તો તે પોતાના અવયવોથી જુદો છે કે તેઓમાં મળેલો છે? એ વિચાર કરતાં કાંઈપણ કહી શકાતું નથી અને પાંચ ભૂતના પરિણામરૂપ હોય તોપણ એજ વાંધો નડેછે; માટે દેહ ખોટોજ છે એમ નિર્ણય થાયછે. દેહ પોતાના અવયવોથી જુદો તો નથી; કેમકે તેપ્રમાણે જોવામાં આવતું નથી. તેમ તેઓમાં મળેલોપણ કહી શકાતો નથી; કેમકે મળેલો હોય તો તે દરએક અવયવમાં સઘળો મળેલો છે કે અંશથી મળેલો છે? એ પ્રશ્ન ઊઠેછે તેનો યોગ્ય ખુલાસો થઈ શકતો નથી. દરએક અવયવમાં સઘળો મળેલો છે એમ કહીએ તો એક આંગળીને પણ દેહ માનવી જોઇએ અને અંશથી મળેલો છે એમ કહીએ તો અંશના અંશ અને તેના અંશની કલ્પના કરવામાં અનવસ્થા દોષ આવેછે. માટે દેહાદિક પદાર્થ મિથ્યાજ છે એવો સિદ્ધાંત છે. (એપ્રમાણે દેહાદિકનું મિથ્યાપણું કહી હવે તેના કારણરૂપ પૃથ્વી વગેરે પાંચ ભૂતનું પણ મિથ્યાપણું કેહેછે.) પાંચ ભૂત પણ અવયવી પદાર્થ છે તેથી અવયવોવિના તેઓનું નોખું નિરૂપણ થઇ શકે એમ નથી માટે અવયવી એ કાંઈ વસ્તુજ નથી એમ નિશ્ચય થાયછે; અને અવયવી જ્યારે ખોટા ઠરે ત્યારે છેલ્લીવારે અવયવ પણ ખોટા ઠર્યાવિના રહેજ નહિ; કેમ કે અવયવીની પ્રતીતિવિના બીજા કોઈ પ્રમાણથી અવયવ સિદ્ધ થાય એમ નથી. જોકે વાસ્તવિક રીતે એક પરમાત્મા શિવાય બીજી કોઇ વસ્તુ સત્ય ઠરતીજ નથી અને સત્ય ઠરતી નથી ત્યારે તેઓમાં પરસ્પર ભેદ માનવો એ પણ વ્યર્થજ છે, તોપણ કદાચ ભેદ માનીએ તોપણ તે ભેદ જ્યાંસુધી અવિદ્યાની નિવૃત્તિ ન થઇ હોય ત્યાંસુધી ટકી શકેછે. એવી રીતે ભેદ માનવામાં પણ કોઈ વસ્તુ સ્થાયી છે એમ સિદ્ધ થતું નથી; કેમ કે પદાર્થો નદીના પ્રવાહની પેઠે ક્ષણે ક્ષણે બદલતા જાયછે એવો નિત્ય પ્રલયનો સિદ્ધાંત છે. એ સિદ્ધાતમાં એવું ઠરેલું છે કે પદાર્થોનું સ્થાઇપણું નહિ છતાં પણ 'આ પદાર્થ તો એનોએજ છે' એમ જે કેહેવાયછે તેતો પૂર્વ પદાર્થના જેવોજ બીજો પદાર્થ થાયછે તેથી સરખાપણાનેલીધે ઉત્પન્ન થએલી ભ્રાંતિથી કેહેવાયછે. આ સાદૃશ્યની ભ્રાંતિ જ્યાંસુધી અવિદ્યા મટી ન હોય ત્યાંસુધીજ રેહેછે. અવિદ્યા મટી જાય ત્યારે તો સઘળું દ્વૈત મિથ્યા ઠરેછે એટલે પછી ભ્રાંતિનો અવકાશ નથી. અદ્વૈત સ્થિતિમાં તો શાસ્ત્રમાં કહેલા વિધિનિષેધ પણ સ્વપ્નમાં થતી જાગ્રત અને સુષુપ્તિની પેઠે મિથ્યાભૂતજ છે. ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત અને દ્રવ્યાદ્વૈતની યથાર્થ ભાવના કરનારો મુનિ પોતાના સ્વરૂપના અનુભવથી જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓનો ત્યાગ કરેછે. જેમ વસ્ત્ર એ કાંઈ ચીજ નથી પણ તંતુજ ખરી ચીજ છે તેમ જાગ્રત એ કાંઇ ચીજ નથી પણ પરબ્રહ્મજ ખરી ચીજ

છે, એવી રીતે ભેદને મિથ્યા સમજીને કાર્યવસ્તુ અને કારણવસ્તુની એકતા વિચારવી એ ભાવાદ્વૈત કેહેવાયછે. આ ભાવાદ્વૈતની ભાવના કરવાથી વસ્તુઓમાં ભેદબુદ્ધિરૂપ સ્વપ્ન પણ મટેછે. મન, વાણી અને શરીરથી કરેલાં કર્મો સાક્ષાત્ પરબ્રહ્મને અર્પણ કરી દેવાં એ ક્રિયાદ્વૈત કેહેવાયછે. પામવાને ધારેલાં ફળોની જુદાઇથી ક્રિયાઓની જુદાઇ થાયછે પણ ઇશ્વરને અર્પણ કરી દેવામાં ફળની જુદાઇ રેહેતી નથી તેથી તેને ક્રિયાડદ્વૈત ગણ્યુંછે. આ ક્રિયાડદ્વૈતની ભાવના રાખવાથી કર્મમાં ભેદ સમજવારૂપ બીજું સ્વપ્ન પણ મટેછે. પોતે, સ્ત્રીપુત્રાદિક, અને બીજાં પણ સર્વ પ્રાણિઓના દેહ પંચભૂતાત્મકપણાથી એકરૂપ છે અને ભોક્તા પણ પરમાત્મા હોવાનેલીધે એકરૂપ છે માટે તેઓના અર્થ અને કામ પણ એકરૂપ છે એમ વિચારવું એ દ્રવ્યાદ્વૈત કેહેવાયછે. આ દ્રવ્યાદ્વૈતની ભાવના રાખવાથી 'મારા કર્મથી થએલું આ ફલ મારેજ ભોગવવાનું છે' એમ સમજવારૂપ ત્રીજું સ્વપ્ન પણ મટેછે. (આગળ કહેલા આશ્રમસંબંધી ધર્મોને પાછા સંક્ષેપથી કહેછે.) જે ઉપાયથી, જેની પાસેથી અને જ્યાં જે દ્રવ્યની જે પુરૂષને શાસ્ત્રમાં મનાહ કરી નથી તે ઉપાયથી, તેની પાસેથી અને ત્યાં તે દ્રવ્યથી તે પુરૂષે કર્મ કરવાં. કષ્ટના સમય વગર આથી બીજી રીત પકડવી નહિ. આગળ કહેલાં અને બીજાં પણ વેદોક્ત કર્મથી વર્ત્તનાર અને ભગવાનની ભક્તિ કરનાર માણસ ઘરમાં રેહેતાં છતાં પણ ભગવાનની ગતિને પામેછે. આ તો સર્વનેસારૂ સાધારણ વાત છે પણ ભક્તને તો ભક્તિજ સઘળા પુરૂષાર્થ આપેછે. જુવો કે તમેજ (પાંડવોજ) કોઈ રીતે ટળે નહિ એવા કષ્ટના સમૂહમાંથી ભગવાનની સહાયતાથી નીકળ્યા છો અને તેમના ચરણારવિંદની સેવાના પ્રભાવથી સઘળી દિશાઓને જીતીને તમે મોટા યજ્ઞ કર્યા છે. આ ભગવાનની સેવા મહાત્મા પુરૂષોના તિરસ્કારથી છૂટી જાયછે અને તેઓની કૃપાથી સિદ્ધ થાયછે એ વાતનો મને પોતાનેજ અનુભવ થયો છે. ગયા મહાકલ્પમાં પૂર્વે હું ઉપબર્હણ નામનો કોઇ ગંધર્વ હતો. બીજા ગંધર્વો મને માન આપતા હતા. રૂપ, સુકુમારપણું, મધુરતા અને સુગંધને લીધે સર્વ લોકોને મારૂં દર્શન પ્રિય લાગતું હતું. સ્ત્રિયોને અત્યંત પ્યારો, નિરંતર મદોન્મત્ત રેહેનાર અને બહુજ લંપટ હતો. એક દિવસે દેવતાઓની સભામાં ભગવાનની કથાનું ગાયન કરાવવામાટે પ્રજાપતિઓએ ગંધર્વ અને અપ્સરાઓને બોલાવ્યાં હતાં તેમાં મને પણ બોલાવ્યો હતો તે જાણી હું સ્ત્રિઓનાં ટોળાની સાથે ગાતોગાતોજ ત્યાં ગયો હતો. એ મારો અપરાધ જોઇ પ્રજાપતિઓએ પોતાની શક્તિથી મને શાપ આપ્યો કે—'આપ્રમાણે અપરાધ કરનારો તું લક્ષ્મીથી ભ્રષ્ટ થઇને જલદી શૂદ્રનો અવતાર પામ્ય.' એ શાપથી તુરત હું દાસીનો પુત્ર થયો હતો. એ અવતારમાં પણ બ્રહ્મવાદીઓની સેવા અને તેઓનો સંગ કરવાનાં પ્રભાવથી આ ત્રીજા અવતારમાં હું બ્રહ્માનો પુત્ર થયોછું. પાપનો નાશ કરનાર, ગૃહસ્થાશ્રમસંબંધી ધર્મ મેં તમારી પાસે કહ્યો કે જે ધર્મ પાળવાથી ગૃહસ્થને અનાયાસે સંન્યાસીઓની પદવી મળેછે. મનુષ્યલોકમાં તમે મોટા ભાગ્યશાલી છો; કેમ કે તમારા ઘરમાં મનુષ્યાવતારથી ગૂઢ સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ વસેછે એટલામાટે, ત્રૈલોક્યને પવિત્ર કરનારા મુનિ લોકો તમારે ઘેર આવેછે. તમારા પરમમિત્ર, મામાના દીકરા, આત્મારૂપ, પૂજ્ય, આજ્ઞાપ્રમાણે ચાલનાર અને ગુરૂરૂપ આ શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે. મોટા પુરૂષો એમનેજ શોધેછે અને મોક્ષસંબંધી નિરૂપાધિક સુખના અનુભવરૂપ પણ એજ છે. સદાશિવ અને બ્રહ્માદિક દેવતાઓથી પણ પોતાની બુદ્ધિના પ્રભાવથી આ ભગવાનનું સ્વરૂપ

આવુંજ છે એમ વર્ણન કરી શકાતું નથી. અમે પણ મૌન, ભક્તિ, અને ઉપશમાદિક સાધનોથી એમની પૂજા કરિયે છિયે. એ ભક્તોના રક્ષક ભગવાન્ સર્વને પ્રસન્ન થજો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે નારદજીનાં વચન સાંભળી બહુજ રાજી થએલા યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી વિવ્હલ થઇને નારદજીની અને ભગવાનની પૂજા કરી. પૂજન પામેલા નારદજી, ભગવાનની અને યુધિષ્ઠિરની રજા લઇ ત્યાંથી ગયા. યુધિષ્ઠિર પણ શ્રીકૃષ્ણને પરબ્રહ્મરૂપ સાંભળી મોટો વિસ્મય પામ્યા. આપ્રમાણે દક્ષ પ્રજાપતિની પુત્રીઓના જુદા જુદા વંશ મેં તમને કહી સંભળાવ્યા કે જે વંશોમાં દેવ, દૈત્ય અને મનુષ્ય વગેરે તથા સઘળા સ્થાવર-જંગમ લોકો ઉત્પન્ન થાયછે.

**इति दाक्षायणीनां ते पृथग्वंशाः प्रकीर्तिताः । देवासुरमनुष्याद्या यत्र लोकाश्चराचराः ॥ ८० ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

**सप्तमस्कंध समाप्त.**

श्रीमद्

# भागवतभाषांतर.

## अष्टमस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

श्रीमद्-

# भागवतभाषांतर.

## अथ अष्टमस्कंधप्रारंभः

॥ राजोवाच ॥*

स्वायंभुवस्येह गुरो वंशोऽयं विस्तराच्छ्रुतः। यत्र विश्वसृजां सर्गो मनूनन्यान्वदस्व नः ॥ १ ॥

પરીક્ષિત રાજા પૂછેછે.—હે ગુરૂ! સ્વાયંભુવ મનુનો આ વંશ કે જેમાં પ્રજાપતિઓની વંશપરંપરા ચાલીછે તે વિસ્તારથી સાંભળ્યો. હવે બીજા મનુઓના વંશ કહો. મહાપુરૂષ ભગવાનનાં જન્મ અને કર્મ જે જે પ્રસંગમાં વિદ્વાનોએ ગાયાં હોય તે તે પ્રસંગનાં તે તે જન્મ અને કર્મ અમારી પાસે કહો. જગતનું પાલન કરનાર ભગવાને ભૂતકાલના મન્વંતરમાં જે જે કર્મો કર્યાં છે, ચાલતા મન્વંતરમાં જે જે કામ કરેછે અને ભવિષ્ય મન્વંતરમાં જે જે કામ કરશે તે અમારી પાસે કહો.

શુકદેવજી કેહેછે.—આ કલ્પમાં સ્વાયંભુવાદિક છ મનુ વીતી ગયા છે તેઓમાં પેહેલો સ્વાયંભુવનો મન્વંતર કે જેમાં દેવાદિકની ઉત્પત્તિ થઇ છે તે તમને કહી સંભળાવ્યો છે. એ મન્વંતરમાં ધર્મ તથા જ્ઞાનનો ઉપદેશ કરવાસારૂ મનુની દીકરી આકૂતિ અને દેવહૂતિના ઉદરથી ભગવાન્ અવતર્યા હતા. તેમાં દેવહૂતિના પુત્ર કપિલ દેવજીનું ચરિત્ર આગળ કેહેવાઈ ગયું છે. હવે આકૂતિના પુત્ર યજ્ઞ ભગવાને જે કામ કર્યું છે તેવિષે કહુંછું. વિષયભોગમાં વૈરાગ્ય પામેલા સ્વાયંભુવ મનુ રાજ્યનો ત્યાગ કરી તપ કરવાનેમાટે શતરૂપા નામની પોતાની રાણીની સાથે વનમાં ગયા. સુનંદા નદીને કાંઠે એક પગથી ધરતીપર ઉભેલા અને ઉગ્ર તપ કરતા સ્વાયંભુવ મનુ નીચેપ્રમાણે બોલતા હતા.

‘જેથી જગતને ચેતના મળેછે પણ જગત્ જેને ચેતના આપતું નથી અને જગત્ સુઈ રહેછે ત્યારે પણ સાક્ષીપણાથી જે જાગેછે તે ઈશ્વરને કોઈ લોકો જાણતા નથી, પણ ઈશ્વર સર્વ લોકોને જાણેછે. જે કાંઈ જગતમાં ઉત્પન્ન થએલી વસ્તુ છે તે સર્વમાં પરમેશ્વર વ્યાપી રહેલછે માટે એ ઈશ્વર જેટલું આપે તેટલાથી સંતોષ રાખવો પણ કોઇનું ધન લઈ લેવાની ઇચ્છા કરવી નહિ. જે જોયા કરેછે પણ જેને કોઈ પણ જોઈ શકતું નથી અને જેનું જ્ઞાન કદી પણ બંધ પડતું નથી તે સર્વ પ્રાણિઓના અંતર્યામી અને અસંગ દેવને ભજો. જેને આદિ, અંત, મધ્ય, પોતાનો, પરાયો, અંદર કે બહાર કોઈ પણ નથી અને જગતના આદિ, અંત, મધ્ય, પોતાના, પરાયા, અંદર અને બહાર જે છે તથા જગત્ જે રૂપ છે તે સત્ય અને પરિપૂર્ણ પરમાત્મા છે. ઘણાં નામવાળા, સત્ય, સ્વયંપ્રકાશ, અજન્મા, નિર્વિકાર અને જગતરૂપ જેનો દેહ છે એવા તે ઈશ્વર પોતાની શક્તિરૂપ માયાથી આ

* આ પેહેલા અધ્યાયમાં સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ એ ચાર મનુઓનું નિરૂપણ કરવામાં આવશે.

જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરેછે અને વિદ્યાથી માયાનો ત્યાગ કરી નિષ્ક્રિય થઇને રહેછે. એટલામાટે ઋષિઓ પણ મોક્ષ પામવાનેમાટે પ્રથમથી કર્મ કરેછે; કેમ કે કર્મ કરનાર માણસ ઘણું કરીને અંતે કર્મરહિત થાયછે. સ્વરૂપના લાભથીજ પૂર્ણ કામ રેહેનાર ઇશ્વિર ભગવાન્, કર્મ કરેછે તોપણ તેમાં બંધાતા નથી; એટલામાટે જેઓ ઈશ્વરને અનુસરેછે તેઓ પણ કર્મથી બંધાતા નથી. કર્મ કરતાં છતાં પણ નિરહંકાર રેહેનાર, સર્વજ્ઞ, કામનારહિત, પરિપૂર્ણ, બીજાએ નહિ જોડેલા, પોતાનાં આચરણથી લોકોને શીખામણ દેતા, મનુષ્ય અવતારને ઘટે એવા માર્ગમાં રેહેનાર, અને સર્વ ધર્મોને પ્રવર્ત્તાવનાર તે ઇશ્વિરને શરણે જાઉંછું.'

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે સમાધિમાં પણ મંત્રોના રહસ્યને બોલતા સ્વાયંભુવ મનુને પરવશ થએલા જાણી દૈત્યો અને રાક્ષસો મુખથી તેને ખાવા દોડ્યા. એ લોકોની એવી ધારણા જાણી યામ નામના દેવતાઓથી વીટાએલા, સર્વવ્યાપક યજ્ઞાવતાર ભગવાને તેઓને મારી સ્વર્ગનું રાજ્ય કર્યું. (આ પેહેલા મન્વંતરમાં ઇંદ્ર અને ભગવાનનો અવતાર એ બે એકજ છે.) અગ્નિનો પુત્ર સ્વારોચિષ્ નામનો બીજો મનુ થયો. દ્યુમાન્, સુષેણ અને રોચિષ્માન્ વગેરે તેના પુત્રો થયા. એ મન્વંતરમાં રોચન નામનો ઇંદ્ર હતો, તુષિતાદિક દેવતાઓ હતા અને ઉર્જ તથા સ્તંભ વગેરે બ્રહ્મવાદિઓ સપ્તર્ષિ થયા હતા. વેદશિરા નામના ઋષિની તુષિતા નામની સ્ત્રી હતી તેના ઉદરથી વિભુ એવા નામથી પ્રખ્યાત ભગવાનનો અવતાર થયો હતો. વ્રતને ધરનારા અઠયાશી હજાર જે ઋષિઓ હતા તેઓ કુમારપણાથીજ બ્રહ્મચર્ય પાલનાર વિભુ ભગવાન્ પાસેથી નિયમો શીખ્યા હતા. પ્રિયવ્રતનો દીકરો ઉત્તમ ત્રીજો મનુ થયો. પવન, સંજય અને યજ્ઞહોત્ર વગેરે તેના પુત્રો હતા. વસિષ્ઠ મુનિના પ્રમદ વગેરે પુત્રો સપ્તર્ષિ થયા હતા. સત્ય, વેદશ્રુત અને ભદ્ર નામના દેવતાઓ હતા અને સત્યજિત્ નામનો ઇંદ્ર હતો. ધર્મની સૂનૃતા નામની સ્ત્રીમાં સત્યવ્રત નામના પુરૂષોની સાથે સત્યસેન નામે ભગવાનનો અવતાર થયો હતો. એ ભગવાને ઇંદ્રની સહાયતા કરીને દુષ્ટ કર્મ કરનાર, ખોટાબોલા અને ખરાબ સ્વભાવવાળા યક્ષ-રાક્ષસોને અને પ્રાણિઓનો દ્રોહ કરનારા ભૂતલોકોને માર્યા હતા. ઉત્તમનો ભાઇ તામસ નામનો ચોથો મનુ થયો. પૃથુ, ખ્યાતિ, નર અને કેતુ ઇત્યાદિક દશ તેના પુત્રો હતા. સત્ય, હરિ, અને વીર એવા નામના દેવતાઓ હતા. ત્રિશિખ નામે ઇંદ્ર હતો. જ્યોતિર્ધામ વગેરે સાત ઋષિયો હતા, વિધૃતિના દીકરા વૈધૃતિ એવા નામના બીજા દેવતાઓ પણ હતા કે જેઓએ કાલગતિથી નાશ પામેલા વેદોનું પોતાની શક્તિથી ધારણ કર્યું હતું. એ મન્વંતરમાં પણ હરિણી નામની હરિમેધાની સ્ત્રીમાં 'હરિ' એવે નામે ભગવાનનો અવતાર થયો હતો અને તેણે ગજેંદ્રને (મોટા હાથીને) ગ્રુડથી છોડાવ્યો હતો.

પરીક્ષિત રાજા પૂછેછે.—હે શુકદેવજી! ગ્રુડે ગળેલા ગજેંદ્રને હરિભગવાને જેવી રીતે મુકાવ્યો તે કથા સાંભળવાને ઇચ્છિએ છિયે. જે જે કથામાં ઉત્તમશ્લોક ભગવાનનું વર્ણન આવે તે તે કથા મહાપવિત્ર, ધન્ય, સુખ આપનાર અને શુભ હોયછે.

સૂત કેહેછે.—હે શૌનકાદિક મુનિઓ! અનશન વ્રત લઇને બેઠેલા પરીક્ષિત રાજાએ એપ્રમાણે કથા કેહેવાની પ્રેરણા કરતાં, સભામાં સાંભળતા મુનિઓવચ્ચે એ રાજાનાં વખાણ કરી શુકદેવજી પ્રીતિથી નીચે પ્રમાણે બોલ્યા.

**परीक्षितैवं स तु बादरायणिः प्रायोपविष्टेन कथासु चोदितः । उवाच विप्राः प्र-**

तिनंघ पार्थिवं मुदा मुनीनां सदसि स्मगृण्वताम् ॥ ३३ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**आसीद्गिरिवरो राजंस्त्रिकूट इति विश्रुतः।**
**क्षीरोदेनावृतः श्रीमान् योजनायुतमुच्छ्रितः॥**

શુકદેવજી કેહેછે.– હે રાજા! ક્ષીરસાગરથી વીંટાએલો 'ત્રિકૂટ' એવા નામથી પ્રખ્યાત એક મોટો પર્વત હતો. એ પર્વત ઊંચાઈમાં દશહજાર યોજનનો હતો અને ફરતી પોહોળાઈમાં પણ તેવડોજ હતો. રૂપાં, લોઢાં અને સોનાનાં ત્રણ શિખરોથી સમુદ્ર, દિશાઓ અને આકાશને શોભાવતો હતો. રત્ન અને ધાતુઓથી વિચિત્ર લાગતાં બીજાં શિખરોથી, અનેક પ્રકારનાં ઝાડ, લતા અને ગુચ્છોથી તથા પાણીનાં ઝરણાંઓના શબ્દોથી સઘળી દિશાઓને શોભાવતો હતો. ચારેકોર દૂધના મોજાઓથી તેનાં મૂલ ધોવાતાં હતાં. તેજસ્વી મરકતમણિઓથી પૃથ્વીને શ્યામ કરતો હતો. સિદ્ધ, ચારણ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, કિન્નર અને અપ્સરાઓ ક્રીડા કરવાનેમાટે તેની ગુફાઓને સેવતાં હતાં. કિન્નર વગેરેનાં ગાયનના શબ્દોથી તેની ગુફાઓ ગાજતી હતી, તેઓને પોતાના શત્રુ જાણી અસહનતાથી સિંહ, સામી ગર્જના કરતા હતા. વગડાનાં અનેક જાતનાં પશુઓના સમૂહોની ભીડવાળી ગુફાઓથી એ પર્વત શોભતો હતો. વિચિત્ર વૃક્ષવાળા દેવતાઈબગીચાઓમાં પક્ષીઓ મધુર સ્વરથી બોલતાં હતાં. નદી અને તળાવોમાં સ્વચ્છ જળ ભર્યાં હતાં. કિનારાઓમાં મણિજેવી રેતી હતી. દેવતાઓની સ્ત્રિઓ તેઓમાં નહાવાનેલીધે જળ અને પવન સુગંધી બની રહ્યાં હતાં. એ પર્વતના એક ભાગમાં મહાત્મા વરૂણદેવની 'ઋતુમત્' એવા નામની વાડી હતી. તેમાં દેવતાઓની સ્ત્રિઓ રમતી હતી. દિવ્ય અને જાઓમાં નિરંતર ફૂલ-ફળ પેદા થતાં હતાં એવાં વૃક્ષોથી તે વાડી ચારે કોર શોભી રહી હતી. મંદાર, પારિજાત, પાટલા, આસોપાલવ, ચંપક, આંબા, રાણ, ફનસ, આમ્ર, આમ્રાતક, સોપારી, નાળીએરી, ખજુરી, બીજોરાં, મહુડાં, સાલ, તાલ, તમાલ, અસન, આંજણિયા, અરીઠા, ઊંમરા, પીપળ, વડ, ખાખરા, ચંદન, લીંબડા, કોવિદાર, સરલ, દેવદાર, દ્રાખ, શેલડી, કેળ, જાંબુ, બોરડી, બેહેડાં, હરડે, આંબળાં, બીલી, કોઠ, લીંબુ અને-ભીલામા વગેરેનાં વૃક્ષો છાઇ રહ્યાં હતાં. એ વાડીમાં મોટું અને શોભતાં સોનેરી કમળવાળું એક તળાવ હતું. તેમાં કુમુદ, ઉત્પલ, કલ્હાર અને શતપત્ર જાતનાં કમળોની ભારે શોભા હતી. મદોન્મત્ત ભ્રમરાઓ ઝુંકાર કરતા હતા. પક્ષીઓ સુંદર શબ્દો કરતાં હતાં. હંસ, કારંડવ, ચક્રવાક, જલકુકડી, કોયષ્ટિ અને બપૈયાઓનાં ટોળાં શબ્દ કરી રહ્યાં હતાં. માછલાં અને કાચબાઓના સંચારથી ચલાયમાન થતાં કમળોની રજ જળમાં ચારેકોર ફેલાઇ રહી હતી. કદંબ, નેતર, નલ, આસોપાલવ, વંજુલ, કુંદ, કાંટાઅશેરીયા, નીપ, સરસડિયા, કુરબક, હીંગોરિયાં, કુબ્જક, સોનેરી જાુઈ, નાગ તથા પુન્નાગની જાતિઓ, મલ્લિકા, શતપત્ર, માધવી જાલક, અને બીજાં પણ કિનારામાં ઉત્પન્ન થએલાં અને સઘળી ઋતુઓમાં ફૂલ-ફળની સંપત્તિવાળાં વૃક્ષોથી એ તળાવ બહુજ શોભી રહ્યું હતું. એક દિવસે એ પર્વતના વનમાં રેહેનારો એક મોટો હાથી (ગજેંદ્ર) હાથણીઓની સાથે ફરતાં ફરતાં ગરમીને શાંત કરવા એ તળાવ તરફ ચાલ્યો. માર્ગમાં કાંટાળાં વૃક્ષો, પોલા વાંસ, નેતર, મોટાં જાળાં, અને

---

* આ બીજા અધ્યાયમાં હાથણીઓની સાથે ક્રીડા કરતા અને દૈવગતિથી ઝૂડે પકડેલા ગજેંદ્રે ભગવાનનું સ્મરણ કર્યું એ કથા કેહેવામાં આવશે.

બીજાં વૃક્ષોનેપણ ભાંગતો જતો હતો. સિંહ, હાથીઓ, વાઘ વગેરે, સર્પ, મૃગ, ગેંડા, મોટા નાગ, ગૌરમૃગ, કાળિયાર, શરભ, ચમરી, નહાર, સુવર, પાડા, રીંછ, શેળા, વાનરા, કુતરા, અને ભુંડડાં તો એ ગજેંદ્રના ગંધથીજ બીકનાં માર્યાં ભાગી જતાં હતાં. સસલાં અને સાધારણ મૃગવગેરે બીજાં ક્ષુદ્ર પ્રાણિઓ એ ગજેંદ્રના અનુગ્રહથીજ બીજાં સ્થલોમાં નિર્ભય થઇને ફરતાં હતાં. હાથીઓ અને હાથણીઓથી વીંટાએલો, મદ ઝરતો, પોતાના ભારથી ચારેકોર પર્વતને ધ્રુજાવતો, મદ ખાનારા ભ્રમરાઓથી ઘેરાએલો, મદથી વિહ્વલ નેત્રવાળો અને ઘણાં બચ્ચાં જેની પછવાડે ચાલ્યાં આવતાં હતાં એવો ગજેંદ્ર, દૂરથી કમલની રજની સુગંધિવાળા પવનને સુંઘી, પોતાનાં તરશ્યાં ટોળાને સાથે લઇ તુરત તે તળાવની પાસે આવ્યો. તળાવમાં પડીને સોનેરી કમળ તથા ઉત્પલની રજની સુગંધિવાળાં, નિર્મલ અને અમૃતજેવાં મીઠાં જળને પોતાની સુંઢમાં ભરીને ખૂબ પીવા લાગ્યો અને જળથી પોતાના શરીરને નવરાવવા લાગ્યો. આમ કરવાથી તેનો સઘળો પરિશ્રમ મટી ગયો. પોતાની સુંઢથી ઊઠાવેલાં પાણી ઉડાવીને દયાપૂર્વક, ગૃહસ્થનીપેઠે હાથણીઓને અને બચ્ચાંઓને નવરાવતા, પાણી પાતા, અને ભગવાનની માયાથી મોહ પામેલા એ મદોન્મત્ત હાથીએ પોતાને માથે કષ્ટ ચાલ્યું આવેછે તે જાણ્યું નહિ. હે રાજા! એ તળાવમાં દૈવે મોકલેલા કોઈ બળવાન્ ઝૂડે ક્રોધથી એ હાથીનો પગ ઝાલી લીધો. આ પ્રમાણે યદૃચ્છાથી કષ્ટ પામેલા એ બળવાન્ ગજેંદ્રે પોતાનું જોર ચાલ્યું ત્યાંસુધી પરાક્રમ કર્યું. એપ્રમાણે આતુર થએલા અને જોરાતા ઝૂડે ખેંચાતા એ ગજેંદ્રને રાંક બનેલી હાથણીઓ અને પડખે ઉભેલા બીજા હાથીઓ પણ બહાર કહાડી નહિ શકતાં કેવળ ચીસો પાડવા લાગ્યાં. ગજેંદ્ર બહાર ખેંચેછે અને ઝૂડ અંદર ખેંચેછે એપ્રમાણે બન્ને બળવાળાં જાનવરોને લડતાં લડતાં હજાર વર્ષ નીકળી ગયાં તે જોઇને દેવતાઓ આશ્ચર્ય માનવા લાગ્યા. પછી જળમાં ખેંચાતા અને પીડા પામતા ગજેંદ્રનાં ઉત્સાહ, બળ, અને ઇંદ્રિયોની શક્તિ ઘણે કાળે બહુજ ઓછાં થઇ ગયાં અને ઝૂડનાં ઉત્સાહ વગેરે વધી ગયાં. આપ્રમાણે યદૃચ્છાથી પરવશ થએલો એ ગજેંદ્ર, જ્યારે પ્રાણના સંકટમાં પડી ગયો ત્યારે પોતાના છૂટકારાનો કોઈ ઉપાય નહિ રેહેતાં તેણે વિચાર કર્યો અને વિચાર કરતાં તેને નીચે પ્રમાણે બુદ્ધિ આવી. આ મારા નાતીલા હાથીઓ મને છોડાવી શકતા નથી ત્યારે હાથણીઓ તો ક્યાંથીજ છોડાવી શકે? હું પોતાથી પણ છૂટી શકતો નથી; કેમ કે આ ઝૂડરૂપી કેવળ વિધાતાના પાશથી ઘેરાએલો છું, માટે પરમેશ્વર કે જે બ્રહ્માદિકના પણ આશ્રયરૂપ છે તેને શરણે જાઉંછું. પ્રચંડ વેગવાળા, અને બહુજ દોડતા બલવાન્ કાળરૂપ સર્પથી બીનેલા શરણાગત જનની જે કોઈ ઈશ્વર રક્ષા કરેછે અને જેની બીકથી મૃત્યુ ચારેકોર દોડ્યા કરેછે તે ઈશ્વરને શરણે જાઉંછું.

**यः कश्चनेशो बलिनोंतकोरगात्मचंडवेगादभिधावतो भृशम्। भीतं प्रपन्नं परिपाति यद्भयान्मृत्युः प्रधावत्सरणं तमीमहि ॥२२॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**एवं व्यवसितो बुद्ध्या समाधाय मनो हृदि। जजाप परमं जाप्यं प्राग्जन्मन्यनुशिक्षितम् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—એ ગજેંદ્ર એપ્રમાણે

* આ ત્રીજા અધ્યાયમાં ગજેંદ્રે સ્તુતિ કરેલા ભગવાને ત્યાં આવીને ગજેંદ્રનો ઝૂડથી ઉદ્ધાર કર્યો અને ઝૂડનો દેવળ મુનિના શાપથી ઉદ્ધાર કર્યો એ કથા કેહેવામાં આવશે.

નિશ્ચય કરી બુદ્ધિવડે મનને હૃદયમાં સ્થિર કરી પૂર્વ જન્મમાં શીખેલા ઉત્તમ સ્તોત્રનો જપ કરવા લાગ્યો.

ગજેંદ્ર સ્તુતિ કરેછે.—એ ભગવાન્ કે જેના ચૈતન્યથી આ જગતને ચેતના મળેછે તેને નમસ્કાર કરૂંછું. પુરૂષ અને આદિ-કારણરૂપ એ પરમેશ્વરનું ધ્યાન કરૂંછું. આ જગત્ જેમાં રહ્યુંછે, જેમાંથી ઉત્પન્ન થયુંછે અને જેણે કરીને છે તથા જે પોતે આ જગતરૂપ છે અને કાર્ય-કારણોથી જુદા પણ છે તે સ્વતઃસિદ્ધ ભગવાનને શરણે જાઉંછું. અખંડ જ્ઞાનવાળા, સ્વયંપ્રકાશ અને ઇંદ્રિયાદિકના પણ પ્રકાશક જે સાક્ષી ભગવાન્, પોતાના સ્વરૂપમાં કોઇ વખતે દેખાતા અને કોઇ વખતે નહિ દેખાતા આ પોતાની માયાએ ઉત્પન્ન કરેલાં કાર્ય-કારણરૂપ જગતને જોયા કરેછે તે ભગવાન્ મારી રક્ષા કરો. સઘળા લોક, લોકપાલ અને સઘળાં તેઓનાં કારણો કાળનેલીધે નાશ પામી જતાં તે વખતે જે ગહન અને અનંત અંધારૂં હતું તે અંધારાના અંતમાં જે વ્યાપક ભગવાન્ બીરાજેછે તે મારી રક્ષા કરો. નટની પેઠે નોખનોખાં સ્વરૂપથી લીલા કરનાર જે ભગવાનના સ્વરૂપને દેવતાઓ કે ઋષિઓ પણ જાણતા નથી ત્યારે બીજા જીવ તો તેને જાણવાને કે તેની વાત કરવાને પણ કેમ સમર્થ થાય? તર્કમાં ન આવે એવાં ચરિત્રવાળા તે ભગવાન્ મારી રક્ષા કરો. જેનાં મહામંગળ સ્વરૂપને જાણવા ઇચ્છતા મહાત્મા મુનિઓ સંગમાત્રને છોડી દેતાં સર્વમાં આત્મદૃષ્ટિ અને મિત્રતા રાખી બ્રહ્મચર્યાદિક વ્રત અખંડ રીતે પાળેછે તે ભગવાન્ મારી ગતિ છે. જે ભગવાનમાં જન્મ, કર્મ, નામ, રૂપ, ગુણ કે દોષ કાંઈ પણ નથી તોપણ જે ભગવાન્ લોકોનાં જન્મ અને નાશનેમાટે પોતાની માયાથી સમયે સમયે એ જન્માદિકનો સ્વીકાર કરેછે તે ભગવાનને પ્રણામ કરૂંછું. પરમેશ્વર, પરબ્રહ્મ, અનંત શક્તિવાળા, રૂપરહિત, ઘણાં રૂપવાળા અને અદ્ભુત કર્મ કરનાર તે ભગવાનને પ્રણામ કરૂંછું. બીજા પ્રકાશથી નહિ જણાતા, સાક્ષી, પરમાત્મા અને વાણી, મન તથા ચિત્તની વૃત્તિઓ જેને પોહોંચી શકતી નથી તે ભગવાનને પ્રણામ કરૂંછું. મોક્ષના સ્વામી, મોક્ષસંબંધી આનંદના અનુભવરૂપ અને વિદ્વાન્લોકો જેને શુદ્ધ સંન્યાસથી પામેછે એવા ભગવાનને પ્રણામ કરૂંછું. શાંત, ઘોર અને મૂઢપણાથી સત્વાદિક ગુણોના ધર્મોને અનુસરનાર, ભેદ રહિત, સમ અને જ્ઞાનમય ભગવાનને પ્રણામ કરૂંછું. જે તમે જીવરૂપ, જીવના મૂળરૂપ, સર્વના સ્વામી, માયાના પણ કારણરૂપ અને સર્વના સાક્ષી છો તેમને પ્રણામ કરૂંછું. સર્વ ઇંદ્રિયોના વિષયોને જાણનાર, પ્રતિબિંબ જેમ બિંબને જણાવેછે તેમ મિથ્યાભૂત અહંકારાદિક જેને જણાવેછે એવા અને એપ્રમાણેજ ઇંદ્રિયોની વૃત્તિથી જણાતા તથા પદાર્થમાત્રમાં સત્રૂપથી ભાસતા આપને પ્રણામ કરૂંછું. આપ કે જે સર્વના કારણરૂપ, પોતે કારણ રહિત; સર્વના કારણરૂપ છતાં પણ નિર્વિકાર, સર્વ શાસ્ત્રો અને વેદોના મહાસાગરરૂપ, મોક્ષરૂપ અને ઉત્તમ લોકોના આશ્રયરૂપ છો તેમને વારંવાર પ્રણામ કરૂંછું. જે આપ ગુણરૂપ અરણિથી ઢંકાએલા જ્ઞાનાગ્નિરૂપ છો, જે આપનું મન સૃષ્ટિના આરંભમાં ગુણોના ક્ષોભથી બહિર્વૃત્તિવાળું થાયછે તથા જે આપ આત્મસ્વરૂપની ભાવનાથી વિધિ-નિષેધનો ત્યાગ કરનારા જ્ઞાનીલોકોને પોતાની મેળેજ પ્રકાશો છો તેમને નમસ્કાર કરૂંછું. હું જેવા શરણાગત જીવોને અવિદ્યારૂપી પાશથી છોડાવનાર, મુક્ત, ઘણી દયાવાળા, દયા કરવામાં આલસ્ય નહિ કરનારા, પરિચ્છેદ (માપ) રહિત અને પોતાના અંતર્યામી રૂપથી સર્વ પ્રાણિઓના મનમાં જણાતા સાક્ષીરૂપ આપ ભગવાનને પ્રણામ કરૂંછું. આપ કે જે દેહ,

પુત્ર, સગાં, ઘર, ધન તથા લોકોમાં આસક્તિ ધરાવનારાઓથી પામી શકાતા નથી, ગુણના સંગથી રહિત છો, દેહાદિકમાં આસક્તિ છોડી દેનારાઓએ પોતાના હૃદયમાં ચિંતવેલા છો અને જ્ઞાનસ્વરૂપ છો તે આપ ઈશ્વિર ભગવાનને નમસ્કાર કરૂંછું. ધર્મ, કામ, અર્થ અને મોક્ષની ઇચ્છાથી જેને ભજનારાઓને મનોવાંછિત ફળ મળેછે એટલુંજ નહિ પણ મનમાં નહિ ધારેલાં સુખ અને અમર દેહ પણ મળેછે તે દયાળુ ઈશ્વર મારો છૂટકારો કરો. સર્વજ્ઞ પુરૂષોની સેવા કરનારા જેના સાચા ભક્તો કોઈ પણ પદાર્થને ઇચ્છતા નથી પણ મહામંગલરૂપ તથા અદ્ભુત ચરિત્રનું ગાયન કરવાથીજ આનંદના સમુદ્રમાં ડુબેલા રેહેછે તે ઈશ્વર કે જે પરબ્રહ્મ, પરમેશ્વર, અપ્રકટ, આત્મવિચારથી જણાય એવા, ઇંદ્રિયોથી અગમ્ય, સૂક્ષ્મ, અત્યંત દૂર જેવા, અનંત, આદ્ય અને પરિપૂર્ણ છે તેમની સ્તુતિ કરૂંછું. બ્રહ્માદિક દેવ, વેદ અને સ્થાવર-જંગમ લોકો નામરૂપના ભેદથી જેના અલ્પ અંશમાંથી બનેલા છે તે ઈશ્વિર જય પામો. જેમ અગ્નિની જ્વાલાઓ અગ્નિમાંથી નીકળેછે અને અગ્નિમાંજ પ્રવેશ કરેછે અને જેમ સૂર્યનાં કિરણો સૂર્યમાંથી નીકળેછે અને સૂર્યમાંજ પ્રવેશ કરેછે, એવી રીતે બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને અનેક પ્રકારનાં શરીર જેના સ્વયંપ્રકાશ રૂપમાંથી વારંવાર નીકળેછે અને જેના સ્વયંપ્રકાશ રૂપમાં વારંવાર પ્રવેશ કરેછે તે ઈશ્વર જય પામો. જે ઈશ્વર દેવ, દૈત્ય, મનુષ્ય, પશુ, પક્ષી, સ્ત્રી પુરૂષ, નપુંસક કે બીજા પ્રકારનું પણ કોઈ પ્રાણી નથી; અને જે ગુણ, કર્મ, કાર્ય કે કારણરૂપ પણ નથી પરંતુ નિષેધ કરતાં જે બાકી રહેછે અને માયાથી સર્વસ્વરૂપ છે તે ઈશ્વર જય પામો. (મને છોડાવવાનેમાટે પ્રકટ થાઓ.) આ ગ્રૂડથી મારો છૂટકારો થાય તો પછી હું જીવવાને ઇચ્છતો નથી. અંદર અને બહાર અજ્ઞાનથીજ ભરેલાં આ હાથીનાં શરીરનું શું પ્રયોજન છે? હું તો અજ્ઞાન કે જે આત્મસ્વરૂપને ઢાંકનાર છે અને જેનો કાલથી પણ નાશ થતો નથી તેમાંથી છૂટવાને ઇચ્છુંછું. જે ભગવાન્ જગતને સરજનાર, જગતરૂપ, જગતથી નોખા, જગતથી રમનાર, જગતના આત્મા, અજન્મા અને પરમપદરૂપ છે તેમને હું મોક્ષની ઇચ્છાથી નમુંછું. યોગથી કર્મને બાળી નાખનારા યોગીઓ યોગથી શુદ્ધ થએલાં હૃદયમાં જેને જુવેછે તે યોગેશ્વર ભગવાનને હું નમુંછું. આપ કે જે સર્વ ઇંદ્રિયોના વિષયરૂપે જણાતા, શરણાગત લોકોનું રક્ષણ કરનાર, અનંત શક્તિવાળા, દુષ્ટ ઇંદ્રિયોવાળા લોકોથી જેના માર્ગને પણ પોહોંચી શકાતું નથી એવા અને અસહ્ય વેગવાળી ત્રણ શક્તિઓ (ગુણો) ના નિયંતા છો તેમને વારંવાર પ્રણામ કરૂંછું. જેની માયાનેલીધે દેહાભિમાનથી ઢંકાએલા આત્માને લોકો જાણતા નથી અને જેનું માહાત્મ્ય અપાર છે તે ભગવાનનો હું આશ્રય લઉંછું.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ગજેંદ્ર કોઇ અમુક દેવનું નામ નહિ આપીને સ્તુતિ કરતાં જુદા જુદા દેહનું અભિમાન ધરાવનારા બ્રહ્માદિક દેવતાઓ જ્યારે તેને છોડાવવા ગયા નહિ ત્યારે સર્વરૂપપણાનેલીધે સર્વ દેવમય ભગવાન્ ત્યાં પ્રકટ થયા. જગતના નિવાસરૂપ ભગવાન્ એપ્રમાણે તે ગજેંદ્રને પીડાએલો જાણી તથા તેણે કરેલી સ્તુતિ સાંભળી ઉતાવળથી વેદમય ગરૂડ ઉપર બેશી તથા હાથમાં ચક્ર ધરી જ્યાં ગજેંદ્ર છે ત્યાં તરત પોહોંચ્યા. અને તે સમયે પોતાની સ્તુતિ કરનારા દેવતાઓને પણ સાથે લીધા હતા. તળાવની અંદર અત્યંત જોરવાળા ગ્રૂડે પકડેલો અને પીડાએલો તે ગજેંદ્ર, ગરૂડજી ઉપર ચક્ર ધરીને બેઠેલા ભગવાનને આકાશમાં જોઇ, સુંઢમાં કમળ લઇ તે સુંઢને ઊંચી કરી કષ્ટથી બોલ્યો કે 'હે નારાયણ!

હે સર્વના ગુરૂ ! હે ભગવાન્ ! તમને પ્રણામ કરૂંછું.' ભગવાને તે ગજેંદ્રને પીડાએલો જોઇ તત્કાળ ગરૂડ ઉપરથી ઉતરીને દયાથી તેને ઝૂડસહિત તળાવમાંથી કહાડ્યો અને દેવતાઓ જોતાં છતાં ચક્રવતે ઝૂડનું મોહોડું કાપી નાખી તેમાંથી છોડાવ્યો.

**तं वीक्ष्य पीडितमजः सहसाऽवतीर्य सग्राहमाशु सरसः कृपयोज्जहार। ग्राहाद्विपाटितमुखादरिणा गजेंद्रं संपश्यतां हरिरमूमुचदुच्छ्रियाणां ॥ ३३ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**तदा देवर्षिगंधर्वा ब्रह्मेशानपुरोगमाः। मुमुचुः कुसुमासारं शंसंतः कर्म तद्धरेः॥ १॥**

શુકદેવજી કેહેછે.— એ સમયમાં બ્રહ્મા અને સદાશિવ વગેરે દેવતાઓ, ઋષિઓ અને ગંધર્વોએ ભગવાનના કામનાં વખાણ કરતાં ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા. દેવતાઈ દુંદુભિ વાગવા લાગ્યાં. ગંધર્વો નાચ અને ગાયન કરવા લાગ્યા. ઋષિઓ, ચારણ અને સિદ્ધ લોકો ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. હુહૂ નામનો ઉત્તમ ગંધર્વ, દેવલ ઋષિનો[1] શાપ લાગવાથી ઝૂડ થયો હતો તે એ શાપમાંથી છૂટીને તુરત અત્યંત વિસ્મય આપે એવાં રૂપવાળો પાછો ગંધર્વ થયો. ભગવાન્ કે જે અવિનાશી, યશના સ્થાનરૂપ અને જેના ગુણ તથા પવિત્ર કથા ગાવા યોગ્ય છે તેમને પ્રણામ કરી એ ગંધર્વ તેમનુંજ ગાયન કરવા લાગ્યો. ભગવાનની દયાથી શાપમાંથી છૂટેલો એ ગંધર્વ, ભગવાનને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી લોકો જોતાં છતાં પોતાના લોકમાં ગયો. ભગવાનનો સ્પર્શ થવાનેલીધે અજ્ઞાનનાં બંધનમાંથી છૂટેલો ગજેંદ્ર, ભગવાનના જેવું રૂપ પામ્યો. પીળાં વસ્ત્રવાળો અને ચાર ભુજાવાળો થઈ રહ્યો. એ ગજેંદ્ર પૂર્વજન્મમાં પંડ્ય દેશનો રાજા ઇંદ્રદ્યુમ્ન એવા નામનો હતો. ભગવાનનાં વ્રત કરવામાં તત્પર અને દ્રવિડ દેશમાં ઉત્તમ ગણાતો હતો. મલયાચલમાં આશ્રમ કરી રહેલો, જટાને ધરનાર અને તપસ્વી એ રાજા એક દિવસે આરાધનના સમયમાં નાહીને મૌનવ્રત ધરી ભગવાનની પૂજા કરતો હતો. ત્યાં યદૃચ્છાથી મોટી કીર્તિવાળા અગસ્ત્ય ઋષિ પોતાના અનેક શિષ્યોનીસાથે આવી નીકળ્યા. તેમણે પોતાનું પૂજન વગેરે નહિ કરતાં એકાંતમાં ચુપ બેસી રહેલા રાજાને જોઇ કોપ કર્યો અને શાપ દીધો કે—'અસાધુ, દુરાત્મા, વગર શીખેલી બુદ્ધિવાળો અને બ્રાહ્મણોનું અપમાન કરનાર આ રાજા હાથીની પેઠે અઝૂડ વિચારનો હોવાથી નીચ યોનિમાં જાવો જોઇએ માટે તે, હાથીનોજ અવતાર પામો.'

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે શાપ દઇ અગસ્ત્ય ઋષિ પોતાના શિષ્યોનીસાથે ત્યાંથી ગયા. એ દુઃખને દૈવે આપેલું ધારતો ઇંદ્રદ્યુમ્ન રાજા પણ પોતાના સ્મરણને નાશ કરનાર હાથીનો અવતાર પામ્યો. હાથીના અવતારમાં પણ છેલ્લીવારે તેને ભગવાનના પૂજનના પ્રતાપથી ભગવાનનું સ્મરણ થયું. એપ્રમાણે ભગવાન્, ગજેંદ્રને છોડાવી તેને પાર્ષદપણું આપતાં સાથે લઇ ગરૂડ ઉપર બેશી પોતાના અદ્ભુત ધામમાં પધાર્યા. એ સ-

* આ ચોથા અધ્યાયમાં ઝૂડ પાછો ગંધર્વ થયો અને ગજેંદ્રને પોતાનો પાર્ષદ બનાવી ભગવાન્ પોતાના ધામમાં લઈ ગયા, એ કથા કેહેવામાં આવશે.

૧ ભારતમાં કથા છે કે તળાવમાં સ્ત્રિઓનીસાથે હુહૂ ગંધર્વ ક્રીડા કરતો હતો ત્યાં તેણે નહાવા પેઠેલા દેવલ ઋષિનો પગ ઝાલી તેમને અંદર ખેંચ્યા તેથી કોપ કરીને ઋષિએ શાપ આપ્યો કે તું ઝૂડ થઇ જા. પછી ક્ષમા માગતાં ઋષિએ કહ્યું કે હાલ જેમ તેં મને પકડ્યો તેમ તું ગજેંદ્રને પકડીશ ત્યારે ભગવાન્ તારો ઉદ્ધાર કરશે.

મયમાં ગંધર્વ, સિદ્ધ અને દેવતાઓ તેમનાં અદ્ભુત કર્મનું ગાયન કરતા હતા. હે પરીક્ષિત રાજા! આ ગજેંદ્રને છોડાવવારૂપ ભગવાનનું ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. આ ચરિત્રને જે સાંભળે તેને યશ તથા સ્વર્ગ મળે, કલિયુગના દોષ ટળી જાય અને દુઃસ્વપ્નનો નાશ થાય. કલ્યાણની ઇચ્છાવાળા જે દ્વિજલોકો પ્રાતઃકાલમાં ઉઠી પવિત્રપણાથી આ ચરિત્રનું કીર્ત્તન કરે તેનાં દુઃસ્વપ્ન વગેરે સંકટો નાશ પામેછે. હે રાજા! સર્વ જગતમય ભગવાને પ્રસન્ન થઇને સર્વ લોકો સાંભળતાં તે સમયે ગજેંદ્રને (નીચે પ્રમાણે) કહ્યું હતું.

ભગવાન્ કેહેછે.—તું, હું, આ તળાવ, આ પર્વત, આ ગુફા, આ વન, આ નેતર તથા અનેક જાતનાં વાંસનાં ઝાડ, કલ્પવૃક્ષ, બ્રહ્મા હું તથા સદાશિવના સ્થાનકરૂપ આ શિખરો, મારાં પ્રિય સ્થાનકરૂપ ક્ષીરસાગર, પ્રકાશવાળો શ્વેતદ્વીપ, શ્રીવત્સ, કૌસ્તુભમણિ, વનમાળા, કૌમોદકી ગદા, સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, પક્ષિઓના રાજા ગરૂડ, મારા સૂક્ષ્મ અંશરૂપ શેષનાગ, મારો આશ્રય ધરનાર લક્ષ્મીદેવી, બ્રહ્મા, નારદમુનિ, સદાશિવ, પ્રલ્હાદ, મત્સ્ય તથા કચ્છપ વગેરે અવતારોથી કરેલાં મારાં મહાપવિત્ર કર્મો, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, ઓંકાર, સત્ય, માયા, ગાયો, બ્રાહ્મણો, ભક્તિરૂપ ધર્મ, ચંદ્ર, કશ્યપ અને ધર્મની સ્ત્રિઓ, ગંગા, સરસ્વતી, નંદા, યમુના, ઐરાવત હાથી, ધ્રુવ, સપ્ત ઋષિયો, અને પવિત્ર કીર્ત્તિવાળા મનુષ્યો; એઓ સઘળાં કે જે મારી વિભૂતિરૂપ છે તેઓનું પાછલી રાતે ઉઠીને સાવધાન રહી જિતેંદ્રિયપણાથી જેઓ સ્મરણ કરેછે તેઓ સઘળાં પાપથી છૂટેછે. હે ગજેંદ્ર! પરોડીએ જાગીને જે લોકો આ તેં કરેલા સ્તોત્રથી મારી સ્તુતિ કરશે તેઓને અંતકાલમાં હું નિર્મળ બુદ્ધિ આપીશ.

શુકદેવજી કેહેછે.—ભગવાન્, એપ્રમાણે કહી, શંખનાદ કરી દેવતાઓના યૂથને પ્રસન્ન કરતાં ગરૂડજીઉપર ચડીને પધાર્યા. ૨૫

इत्यादिश्य हृषीकेशः प्रध्माय जलजोत्तमं ।
हर्षयन् विबुधानीकमारुरोह खगाधिपम् ॥

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

राजन्नुदितमेतत्ते हरेः कर्माघनाशनम् ।
गजेंद्रमोक्षणं पुण्यं रैवतं त्वंतरं शृणु ॥ १ ॥

શુકદેવજી કેહેછે.—હે રાજા! આ પવિત્ર અને પાપને મટાડનારી ગજેંદ્રમોક્ષની કથા મેં તમારી પાસે કહી. હવે રૈવત મન્વંતરવિષે સાંભળો. તામસનો ભાઈ રૈવત પાંચમો મનુ થયો. અર્જુન, બલિ અને વિંધ્ય વગેરે તેના પુત્રો હતા. વિભુ નામનો ઇંદ્ર હતો. ભૂતરય વગેરે દેવતાઓ હતા. હિરણ્યરોમા, વેદશિરા અને ઉર્ધ્વબાહુ વગેરે સપ્તર્ષિઓ હતા. શુભ્રની સ્ત્રી વિકુંઠાના ઉદરથી વૈકુંઠ નામનો ભગવાનનો અંશાવતાર થયો હતો અને તેની સાથે એજ નામના કેટલાએક ઉત્તમ દેવ પણ અવતર્યા હતા. વૈકુંઠ ભગવાને લક્ષ્મીજીની પ્રાર્થના ઉપરથી તેને રાજી કરવાસારૂ સર્વ લોકો જેને નમેછે એવો વૈકુંઠલોક બનાવ્યો છે. એ વૈકુંઠ ભગવાનનો પ્રભાવ અને બ્રહ્મણ્યતા વગેરે ઉત્તમ ગુણો જય-વિજયના આખ્યાનમાં આગળ કેહેવાઈ ગયા છે. જે ભગવાનના સઘળા ગુણોનું વર્ણન કરવા ધારે તે પૃથ્વીના રજકણને ગણી કાઢવા ધારેછે એમ સમજવું. ચક્ષુનો દીકરો ચાક્ષુષ નામનો છઠ્ઠો મનુ થયો. પુરૂ, પુરૂષ અને સુદ્યુમ્ન વગેરે તેના પુત્રો હતા. મંત્રદ્રુમ નામે ઇંદ્ર હતો.

---

*આ પાંચમા અધ્યાયમાં પાંચમો તથા છઠ્ઠો મન્વંતર અને બ્રાહ્મણના શાપથી લક્ષ્મીરહિત થએલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિ કેહેવામાં આવશે.

આપ્ય વગેરે દેવતાઓના ગણ હતા. હવિષ્માન્ અને વીરક ઇત્યાદિક સમર્ષિઓ હતા. એ મન્વંતરમાં વૈરાજની સ્ત્રી સંભૂતિમાં જગત્પતિ ભગવાન્ પોતાના અંશથી અવતર્યા હતા તેમનું 'અજિત' એવું નામ હતું. એ ભગવાને સમુદ્રનું મથન કરી દેવતાઓને અમૃત પાયું હતું અને પાણીમાં ફરતા મંદરાચલને કાચબાના રૂપથી ધરી રાખ્યો હતો.

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મહારાજ! ભગવાને ક્ષીરસાગરને જેવી રીતે અને જેનેમાટે મથ્યો તથા કાચબાનું રૂપ ધરીને જે કારણથી પર્વતને ધર્યો તથા દેવતાઓને જેવી રીતે અમૃત મળ્યું અને તે શિવાય પણ એ પ્રસંગમાં જે કાંઈ બન્યું હોય તે સઘળાં ભગવાનનાં અદ્ભુત કામ મારી પાસે કહો. ઘણા કાલના તાપથી તપી રહેલું મારૂં ચિત્ત આપના મુખારવિંદથી નીકળતા ભગવાનના મહિમાથી બહુજ તૃપ્ત થતું નથી.

સૂત શૌનકાદિકને કેહેછે.—હે બ્રાહ્મણો! એપ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછતાં તેમની પ્રશંસા કરી શુકદેવજીએ ભગવાનનાં પરાક્રમ કેહેવાનો આરંભ કર્યો.

શુકદેવજી કેહેછે.—દૈત્યોએ સજાવેલાં હથીઆરોથી મારવા માંડેલા દેવતાઓ જ્યારે ગતપ્રાણ થઇને પડ્યા અને ઘણાખરા પાછા ઉઠ્યાજ નહિ અને જ્યારે દુર્વાસાના શાપથી[1] ઇંદ્રસહિત ત્રણે લોક લક્ષ્મી રહિત થઇ ગયા ત્યારે યજ્ઞ વગેરે ક્રિયાઓ નાશ પામી હતી. એ સઘળું જોઇને ઇંદ્ર અને વરૂણ વગેરે દેવતાઓએ ઘણા ઘણા વિચાર કરવા માંડ્યા તોપણ કાંઇ નિશ્ચય થયો નહિ. પછી સઘળા દેવોએ મેરૂપર્વતને માથે બ્રહ્માની સભા છે ત્યાં જઇ બ્રહ્માને પ્રણામ કરી સઘળી વાતનું નિવેદન કર્યું. ઇંદ્ર અને વાયુ વગેરે દેવતાઓને ધૈર્ય તથા કાંતિ વગરના જોઇ, લોકોને બહુજ દુઃખ પામેલા જોઇ અને દૈત્યોને ઉદય પામેલા જોઈ સાવધાન ચિત્તથી ભગવાનનું સ્મરણ કરતાં જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં એવા બ્રહ્માએ તેઓને કહ્યું કે—'હું, સદાશિવ, તમે, દૈત્યાદિક, મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ અને સ્વેદજો સઘળા, જે ભગવાનના અવતારરૂપ પુરૂષના અંશ અને અંશના અંશોએ સ્રજેલા છિયે તે અવિનાશી ભગવાનને શરણે જવું જોઈએ. પોતાને શત્રુ, મિત્ર, અનાદર કરવાયોગ્ય કે આદર કરવાયોગ્ય કોઈ પક્ષ નહિ છતાં પણ જે ભગવાન્ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરવાનેસારૂ રજ, સત્વ અને તમોગુણનું તે તે સમયમાં ધારણ કરેછે તે ભગવાનનું શરણ લેવું જોઇએ. ભગવાન્ કે જે પ્રાણિઓના રક્ષણનેમાટે સત્વગુણને સેવેછે તેમનો હમણાં જગતની મર્યાદાનું રક્ષણ કરવાનો સમય છે માટે એ જગતના ગુરૂ ભગવાનનું શરણ આપણે સઘળાઓએ લેવું જોઇએ. દેવતાઓ ઉપર પ્રીતિ રાખનાર એ ભગવાન્, આપણે કે જેઓ તેમના દાસ છિયે તેઓનું કલ્યાણ કરશે.'

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે બ્રહ્મા, દેવતાઓને કહી તેઓને સાથે લઇ અજિત ભગવાનનું સ્થાનક કે જે લોકાલોક પર્વત પછીનાં અંધારાથી પણ પર છે ત્યાં ગયા. ત્યાં જઇ ઇંદ્રિયોને સાવધાન રાખી, પૂર્વે સાંભળેલા પણ ત્યાં નહિ દેખવામાં આવતા ભગવાનની વેદવાણીથી સ્તુતિ કરવા લાગ્યા.

બ્રહ્મા સ્તુતિ કરેછે.—દેવતાઓમાં ઉત્તમ આપ કે જે સત્ય, વિક્રિયારહિત, અનંત, અનાદિ, સર્વવ્યાપક, ઉપાધિરહિત, અતર્ક્ય, મન કરતાં પણ આગળ વધનાર, વા-

૧ દુર્વાસાએ એક દિવસ ઇંદ્રને માર્ગમાં જતો જોઇ તેને પોતાના ગળામાં પેહેરેલી માળા આપી ત્યારે ઇંદ્રે લક્ષ્મીના મદથી તે માળાનો અનાદર કરી ઐરાવત હાથીના કુંભસ્થલમાં નાખી. હાથીએ મદોન્મત્તપણાથી એ માળાને પગથી છુંદી નાખી. પછી કોપ પામેલા દુર્વાસાએ ઇંદ્રને શાપ દીધો કે 'ત્રણે લોકનીસાથે તું લક્ષ્મીરહિત થા.'

ણીના અવિષય, અને ઉદાર છો તેમને પ્રણામ કરૂંછું. પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકારના જાણનાર, વિષય અને ઇંદ્રિય રૂપથી જણાતા, અજ્ઞાનરહિત, દેહરહિત, અક્ષર, આકાશની પેઠે વ્યાપક, ત્રણ યુગમાં પ્રકટ થનાર અને વિદ્યા તથા અવિદ્યા કે જે જીવના પક્ષમાં રેહેનાર છે તેથી રહિત આપને શરણ આવ્યા છિયે. માયાએ પ્રેરાતા, મનોમય, પંદર (દશ ઇંદ્રિય અને પાંચ પ્રાણ) આરાવાળા, શીઘ્ર ચાલનાર, ત્રણ (ગુણ) નાભિવાળા, વિજળીની પેઠે ચંચલ અને આઠ (પ્રકૃતિ) પાટાવાળા આ જીવના ચક્રરૂપ દેહાદિકની ધરીરૂપ જે સત્ય પરમાત્મા છો તેની શરણે આવ્યોછું. જ્ઞાનસ્વરૂપ, પ્રકૃતિથી પર, અદૃશ્ય, નિર્વિકલ્પ, અને દેશ તથા કાલના પરિચ્છેદથી રહિત જે પરમાત્મા ભક્તોનું રક્ષણ કરવાનેમાટે ગરૂડની ઉપર બીરાજેછે તથા ધીર પુરૂષો યોગરૂપી સાધનથી જેની ઉપાસના કરેછે તેને અમે નમિયે છિયે. લોકોને મોહ ઉપજાવી આત્મસ્વરૂપને નહિ જાણવા દેતી જેની માયાને કોઈ પણ તરી શકતું નથી, જેણે માયા તથા માયાના ગુણોને જીતી લીધા છે અને જે સઘળા પદાર્થોમાં સામાન્ય રૂપે રહ્યા છે તે પરમેશ્વરને નમિયે છિયે. આ અમે દેવ અને ઋષિઓ, જેના પ્રિય દેહરૂપ સત્વગુણથી સર્જાયા છતાં પણ જેનાં સૂક્ષ્મરૂપને જોકે તે બહાર અને અંદર પ્રકટ છે તોપણ જાણતા નથી ત્યારે રજોગુણ અને તમોગુણમય દૈત્ય વગેરે તો ક્યાંથીજ જાણે? તે ઈશ્વરને નમિયે છિયે. તેણે પોતેજ બનાવેલી આ પૃથ્વી કે જેમાં ચાર પ્રકાર (જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ) ની ભૂતસૃષ્ટિ રહી છે તે પૃથ્વી જેના ચરણરૂપ છે તે સ્વતંત્ર, મોટા ઐશ્વર્યવાળા મહાપુરૂષ પરમાત્મા અમારાઉપર કૃપા કરો. ત્રણ લોક અને સઘળા લોકપાલો જે જળથી ઉત્પન્ન થાયછે, જીવેછે અને વધેછે તે મોટી શક્તિવાળું જળ જેના વીર્યરૂપ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. દેવતાઓના અન્નરૂપ, તેનેલીધેજ તેઓને બળ તથા આયુષ્ય આપનાર, વૃક્ષોનો સ્વામી અને પ્રજાઓને વધારનાર ચંદ્રમા જેનું મન કેહેવાયછે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. ધનને ઉત્પન્ન કરનાર, યજ્ઞાદિક કર્મની પ્રવૃત્તિનેમાટે ઉત્પન્ન થએલો, અને પેટની અંદર અન્ન વગેરે પદાર્થોને રાંધી નાખનાર અગ્નિ જેનું મુખ કેહેવાયછે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. દેવયાન નામના માર્ગના દેવતા, વેદમય, પરબ્રહ્મની ઉપાસનાના સ્થાનકરૂપ, મુક્તિના દ્વારરૂપ, પવિત્ર લોકરૂપ અને કાળરૂપ સૂર્ય જેનાં નેત્રરૂપ કેહેવાયછે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. સ્થાવર-જંગમના પ્રાણરૂપ, ઇંદ્રિય, મન તથા શરીરની શક્તિરૂપ અને ચક્રવર્ત્તિ રાજાને જેમ નોકરો અનુસરી રહે તેમ અમે સઘળા જેને અનુસરીને રહીએ છિએ તે વાયુ જેના પ્રાણમાંથી ઉત્પન્ન થએલ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. જેની શ્રોત્ર ઇંદ્રિયમાંથી દિશાઓ થઇ છે, હૃદયમાંથી દેહનાં છિદ્રો થયાં છે અને પ્રાણ, ઇંદ્રિય, મન તથા શરીરના આશ્રયરૂપ આકાશ જે પુરૂષની નાભિમાંથી થયું છે તે પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. જેના બળમાંથી ઇંદ્ર, પ્રસાદમાંથી દેવતાઓ, ક્રોધમાંથી સદાશિવ, બુદ્ધિમાંથી બ્રહ્મા, છિદ્રોમાંથી વેદ તથા ઋષિઓ અને ઉપસ્થમાંથી પ્રજાપતિ ઉત્પન્ન થએલ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. જેના વક્ષઃસ્થલમાંથી લક્ષ્મી, છાયામાંથી પિતૃ, સ્તનમાંથી ધર્મ, પીઠમાંથી અધર્મ, મસ્તકમાંથી સ્વર્ગ અને વિહારમાંથી અપ્સરાઓ થએલ છે તે મોટી વિભૂતિવાળા

પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. બ્રાહ્મણો અને રહસ્યરૂપ વેદ જેના મુખમાંથી થએલ છે, રાજા અને બળ જેના ભુજમાંથી થએલ છે, વૈશ્ય અને નિપુણતા જેના સાથળમાંથી થએલ છે, અને શૂદ્ર તથા સેવા જેના ચરણમાંથી ઉત્પન્ન થએલ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. જેના નીચલા હોઠમાંથી લોભ, ઉપલા હોઠમાંથી પ્રીતિ, નાસિકામાંથી કાંતિ, સ્પર્શમાંથી અવિવેકીઓને સારો લાગનાર કામ, ભ્રકૂટિમાંથી યમ અને પાપણોમાંથી કાલ ઉત્પન્ન થએલ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. પંચમહાભૂત, કાળ, કર્મ, ગુણ અને લોકપ્રપંચ કે જે નિરૂપણ કરવાને અશક્ય અને વિદ્વાનોએ મિથ્યા જાણી તજી દેવાયછે તે સઘળું જેની યોગમાયાએ બનાવેલું કેહેવાયછે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. શાંત શક્તિવાળા, સ્વરૂપાનંદના લાભથીજ પરિપૂર્ણ, માયાએ બનાવેલા વિષયોમાં વૃત્તિઓથી આસક્ત નહિ થતા અને એ ઉપરથી વાયુના સરખી લીલાવાળા તે પરમાત્માને પ્રણામ કરિયે છિયે. શરણાગત અને આપનાં હસતાં મુખારવિંદનાં દર્શનની ઇચ્છાવાળા અમલોકોને આપ અમારી ઇંદ્રિયોથી જણાય એવું સ્વરૂપ દેખાડો. હે પ્રભુ! સમયે સમયે ઇચ્છાપ્રમાણે ધરેલા તે તે અવતારોથી આપ પોતે, અમારાથી નહિ બની શકે એવાં કામ કરોછો. વિષયમાં લંપટ રેહેનારા પ્રાણીઓનાં કામ ઘણા ક્લેશવાળાં, થોડા સારવાળાં અને ખરી રીતે વ્યર્થ થાયછે પણ આપને અર્પણ કરેલાં કર્મો એવાં થતાં નથી. અલ્પ અને માત્ર આભાસરૂપ કર્મ પણ જો ઈશ્વરને અર્પણ કરવામાં આવે તો વ્યર્થ થાય નહિ; કેમકે ઈશ્વર માણસોના પ્યારા અને હિત આત્મારૂપ છે. ઝાડના મૂળમાં પાણીનું સેચન થાય તે જેમ સર્વ સ્કંધ અને શાખાઓના સેચનરૂપ છે તેમ ભગવાનનું આરાધન સર્વના અને પોતાના પણ આરાધનરૂપ છે. આપ કે જે અનંત, તર્કમાં ન આવે એવાં કામ કરનાર, નિર્ગુણ, ગુણોના સ્વામી અને હમણાં સત્વગુણમાં રહેલા છો તેમને પ્રણામ કરિયે છિયે. ૯૦

**नमस्तुभ्यमनंताय दुर्वितर्क्यात्मकर्मणे ।**
**निर्गुणाय गुणेशाय सत्वस्थाय च सांप्रतम् ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच ॥***

**एवं स्तुतः सुरगणैर्भगवान् हरिरीश्वरः ।**
**तेषामाविरभूद्राजन् सहस्रार्कोदयद्युतिः ॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં ઉગતા હજાર સૂર્યોના સરખી કાંતિવાળા ભગવાન્ તેઓની પાસે પ્રકટ થયા. એ ભગવાનના તેજથી નેત્રો અંજાઇ જવાનેલીધે આકાશ, દિશા, પૃથ્વી કે પોતાના શરીરને પણ દેવતાઓએ દીઠાં નહિ ત્યારે ભગવાનને તો ક્યાંથીજ દેખે? કેવળ બ્રહ્મા અને સદાશિવે એ સ્વરૂપ દીઠું. એ સ્વરૂપસ્વચ્છ, મરકત મણિજેવું શ્યામ અને કમળના ગર્ભસરખાં રાતાં નેત્રવાળું હતું. તપાવેલાં સોનાજેવું પીળું રેશમી વસ્ત્ર ધર્યું હતું. સર્વ અંગો સુંદર અને પ્રસન્ન હતાં. મુખ તથા ભ્રકુટી શોભતાં હતાં. મોટા મણિઓવાળો કિરીટ અને બાજુબંધ ઝલકી રહ્યા હતા. કુંડલથી પ્રકાશી રહેલા કપોળનેલીધે મુખકમળની ભારે શોભા દેખાતી હતી. કટિમેખળા, કંકણ, હાર, નૂપુર અને કૌસ્તુભમણિ ધરી લીધાં હતાં. વક્ષઃસ્થલમાં લક્ષ્મીજી વિરાજતાં હતાં અને શ્રી-

* આ છઠ્ઠા અધ્યાયમાં વિષ્ણુ પ્રકટ થતાં દેવતાઓએ તેમની ફરીવાર સ્તુતિ કરી અને તેમણે આપેલી સલાહપ્રમાણે દૈત્યોની સાથે અમૃતમાટે મોટી તૈયારી કરી એ કથા કેહેવામાં આવશે.

અંગમાં વનમાળા ધરી હતી. સુદર્શન વગેરે અસ્ત્રો દેહધારી થઇને ઉપાસના કરતાં હતાં. મહાદેવ અને બ્રહ્માએ એ સ્વરૂપ જોઇ સઘળા દેવતાઓની સાથે પૃથ્વીપર દંડવત્ કરીને નીચેપ્રમાણે સ્તુતિ કરી.

બ્રહ્મા સ્તુતિ કરેછે.—જન્મ સ્થિતિ અને નાશથી રહિત, નિર્ગુણ, અપાર મોક્ષસુખના સમુદ્રરૂપ, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, માપમાં ન આવે એવા સ્વરૂપવાળા અને મોટા પ્રભાવવાળા આપને વારંવાર પ્રણામ કરિયે છિયે. હે પુરૂષોત્તમ! કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષો વેદોક્ત અને તંત્રોક્ત પ્રકારથી જે સ્વરૂપને પૂજે છે તેજ આ તમારૂં સ્વરૂપ છે. આપના જગતમય આ સ્વરૂપમાં અમારા ત્રણે લોકોને દેખુંછું. આ જગત્ આદિકાલમાં, આપનું સ્વરૂપ કે જે સ્વતંત્ર છે તેમાંજ હતું, મધ્યકાળમાં તેમાંજ છે અને અંતકાળમાં પણ તેમાંજ રેહેશે. ઘડાનાં આદિ અંત અને મધ્યરૂપ જેમ માટીજ છે તેમ આ જગતનાં આદિ, અંત અને મધ્યરૂપ તમેજ છો; કારણ કે પ્રધાનથી પણ પર છો. તમને આધીન અને તમારા આશ્રયથીજ રહેલી માયાથી તમે આ જગતને બનાવીને તેમાં પાછળથી પેઠા છો. એટલામાટે વિવેકી અને શાસ્ત્ર જાણનારા યોગ્યપુરૂષો સૃષ્ટિ થયા પછી પણ તમને પોતાના મનથી નિર્ગુણ રહેલાજ સમજેછે. જેમ કાષ્ટમાં મથન કર્યાથી અગ્નિને પામેછે, ગાયોમાં દોહોવાથી ઘીને પામેછે, પૃથ્વીમાં ખેડવાથી અન્નને પામેછે, ઉદ્યમમાં વેપાર કરવા વગેરેથી આજીવિકાને પામેછે અને પૃથ્વીમાં ખોદવાથી જળને પામેછે તેમ વિદ્વાન્ મનુષ્યો દેહાદિકમાં વિચારશક્તિથી તમને પામેછે અને પામ્યા પછી એવા પ્રકારનોજ ઉપદેશ કરેછે. હે નાથ! હે પદ્મનાભ! ઘણાકાલ થયા જેને મળવાની અમારી ઇચ્છા હતી તે આપને આજ પ્રત્યક્ષ પ્રકટ થએલા જોઇને, દાવાગ્નિથી પીડાએલા હાથીઓ ગંગાના જળને જોઇને જેમ સુખ પામે તેમ અમે સઘળા સુખ પામ્યા છિયે. હે અંતર્યામી! અમે સઘળા લોકપાલ દેવતાઓ જે પ્રયોજનથી આપના ચરણના મૂળને શરણે આવ્યા છિયે તે પ્રયોજન આપ પૂર્ણ કરી આપો. આપ કે જે સર્વના સાક્ષી છો તેમને ખુલ્લી રીતે જણાવવાની શી જરૂર છે? હું, સદાશિવ, દેવાદિક અને દક્ષ વગેરે પ્રજાપતિઓ કે જેઓ અગ્નિના તણખાઓની પેઠે આપથી જુદા દેખાઇએ છિયે તેઓ પોતાના કલ્યાણને જાણતા નથી એટલામાટે આપજ બ્રાહ્મણોને અને દેવતાઓને સુખ થાય એવો ઉપાય બતાવો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે બ્રહ્માદિક દેવતાઓએ સ્તુતિ કરેલા ભગવાને, તેઓના હૃદયમાં જેવો અભિપ્રાય છે તેવો જાણી લઇને, હાથ જોડી ઉભેલા અને જેઓએ સઘળી ઇંદ્રિઓને નિયમમાં રાખી હતી એવા દેવતાઓને મેઘનાદના સરખી ગંભીર વાણીથી નીચેપ્રમાણે કહ્યું. એ દેવતાઓના કામમાં સમુદ્રમથનાદિક લીલાઓ કરવાની ભગવાનને પોતાનેજ ઇચ્છા હતી.

ભગવાન્ કેહેછે.—હે બ્રહ્મા! હે સદાશિવ! હે દેવતાઓ! તમે સઘળા સાવધાન ચિત્તથી મારી વાત સાંભળો કે જેપ્રમાણે ચાલવાથી તમારૂં કલ્યાણ થશે. હમણાં તો પ્રથમ અહીંથી જઇને દૈત્ય અને દાનવો કે જેઓને વર્તમાન અનુકૂલ છે તેઓની સાથે સંપ કરો અને તે સંપ જ્યાંસુધી તમારી ચઢતી થાય ત્યાંસુધી રાખવો. મોટું કામ કાહાડવાની જરૂરી હોય ત્યારે શત્રુઓની સાથે પણ સંપ કરવો જોઇએ. અને તે કામ સિદ્ધ થાય ત્યારે પછી ઊંદરની સાથે જેમ સર્પ વરત્યો[1]

૧ એક સર્પ કોઈ પેટીમાં રોકાઇ ગયો હતો તેણે નીકળવાનું દ્વાર કરવાનેસારૂ પ્રથમ કેટલાએક શપથ લઇને ઉંદરની સાથે સલાહ કરી હતી. પછી ઊંદરે પેટી કાપીને રસ્તો કરી આપતાં તે સર્પ પેટીમાંથી નીકળીને તે ઊંદરનેજ ખાઇ ગયો હતો.

હતો એવી રીતે વર્ત્તવું. હાલ તો ત્યાં જ-ઇને અમૃત ઉત્પન્ન કરવાનો જલદી યત્ન કરો કે જે અમૃત પીવાથી, જીવ જોકે મોતથી ઘેરાઈ ચુક્યો હોય તોપણ અમર થાયછે. સઘળી લતા, ખડ અને ઔષધિઓને ક્ષીરસાગરમાં નાખી, મંદરાચલની રવાઈ કરી અને વાસુકિ નાગનું નેતરૂં કરી મોટી તૈયારીથી એ સમુદ્રનું મથન કરો તેમાં હું પણ સહાયતા આપીશ. એ કામમાં દૈત્યોના ભાગમાં મેહેનતજ રેહેશે અને ખરો ફાયદો તમને થશે. હે દેવતાઓ! એ કામમાં દૈત્યો જે જે ઇચ્છા બતાવે તે સઘળી તમારે કબુલ રાખવી; કેમ કે સઘળાં કામ જેવાં ધીરજથી સિદ્ધ થાયછે તેવાં ઉતાવળથી થતાં નથી. સમુદ્રમાંથી કાળકૂટ નામનું ઝેર પેદા થશે તેથી બીશો નહિ અને બીજી પણ કેટલીક વસ્તુઓ ઉત્પન્ન થશે તેઓમાં કદી પણ તમારે લોભ કરવો નહિ; કેમકે વસ્તુઓની લાલચ કરવાથી ક્રોધ ઉત્પન્ન થાયછે.

શુકદેવજી કેહેછે.—સ્વતંત્ર ગતિવાળા પુરૂષોત્તમ ભગવાન્, એપ્રમાણે દેવતાઓને આજ્ઞા કરીને અંતર્ધાન થઈ ગયા. પછી તે ભગવાનને પ્રણામ કરી બ્રહ્મા તથા સદાશિવ આતપોતાના સ્થાનકમાં ગયા અને દેવતાઓ બલિરાજા પાસે ગયા. દેવતાઓ જોકે કશી લડાઈની તૈયારીમાં ન હતા તોપણ તે શત્રુઓને જોઈને દૈત્યોના સેનાપતિઓ લડાઇની ધરપચ કરવા લાગ્યા તેઓને મોટી કીર્ત્તિવાળા બલિરાજાએ રોક્યા; કેમકે સમાધાનના સમયને અને ક્લેશના સમયને તે જાણતો હતો. સભામાં બેઠેલા, મોટા મોટા દૈત્યોએ રક્ષણ કરેલા, મોટી લક્ષ્મીવાળા અને ત્રૈલોક્યને જીતનારા બલિરાજાની પાસે આવીને ચતુરબુદ્ધિવાળા ઇંદ્રે કોમળ વચનથી તેની કેટલીક સાંત્વના કરી પોતાને ભગવાને જે શીખવેલ હતી તે સઘળી વાત તેની પાસે કહી. એ વાત બલિરાજાને તથા બીજા પણ જે શંબર, અરિષ્ટનેમિ અને ત્રણ પુરના રેહેવાશી મોટા દૈત્યો ત્યાં બેઠા હતા તેઓને પણ સારી લાગી. પછી જેઓએ સંપ કર્યો એવા તે દેવ અને દૈત્યોએ પરસ્પર ઠરાવ કરી અમૃતનેસારૂ મોટી તૈયારી કરી. મદોન્મત્ત, સમર્થ અને ભોગળ સરખા હાથવાળા તે દેવતાઓ અને દૈત્યો જોરથી મંદરાચલને ઉખેડીને ગર્જના કરતા કરતા સમુદ્ર તરફ લઈ ચાલ્યા. ઘણા દૂર સુધી ભાર ઉપાડવાનેલીધે થાકેલા અને મંદરાચલને નહિ ઉપાડી શકતા તે ઇંદ્ર અને બલિરાજા વગેરે દેવ-દૈત્યોએ લાચારીથી મંદરાચલને માર્ગમાંજ પડતો મૂક્યો. તે મોટો પર્વત તેઓના હાથમાંથી પડી જતાં તેના ભારથી ત્યાં ઘણા ઘણા દેવ અને દૈત્યોનો ભૂકો થઈ ગયો. જેઓના હાથ, સાથળ અને કાંધ ભાગી પડ્યાં એવા તે દેવ-દૈત્યોને નિરાશ થએલા જાણી તે સ્થલમાં ભગવાન્ પધાર્યા. ત્યાં દેવદૈત્યોને પર્વતના પડવાથી ચગદાઈ ગએલા જોઈ ભગવાને પોતાની અમૃતદૃષ્ટિથી તેઓને જીવાડ્યા અને તેઓનાં શરીરમાં જખમ કે શિથિલપણું વગેરે પણ કાંઈ રેહેવા દીધું નહિ. પછી જાણે રમતા હોય એવી રીતે એક હાથથી મંદરાચલને ગરૂડની કાંધ ઉપર મૂકી તથા પોતે પણ ગરૂડ ઉપર બેશી દેવ અને દૈત્યોનાં ટોળાંઓથી વીટાએલા ભગવાન્ ક્ષીરસાગરને કાંઠે પધાર્યા. પક્ષિઓના રાજા ગરૂડે, પોતાની કાંધ ઉપરથી પર્વતને ઉતારી તેને જળને કાંઠે મૂક્યો અને પછી પોતે, ભગવાને રજા આપવા ઉપરથી ત્યાંથી ગયા. (ગરૂડ હોય ત્યાંસુધી વાસુકિ નાગ ત્યાં ન આવે એટલામાટે ભગવાને ગરૂડને રજા આપી.) ૩૯

**अवरोप्यगिरिं स्कंधात् सुपर्णः पततां वरः ।**
**ययौ जलांत उत्सृज्य हरिणा स विसर्जितः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

## ॥ श्रीशुक उवाच ॥*

**ते नागराजमामंत्र्य फलभागेन वासुकिम् । परिवीय गिरौ तस्मिन्नेत्रमब्धिं मुदान्विताः॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા ! અમૃતમાં તને પણ ભાગ મળશે એવા ઠરાવથી વાસુકિ નાગને નેતરારૂપે પર્વત ઉપર વીંટી મોટા ઉત્સાહથી દેવ અને દૈત્યો સમુદ્રનું મથન કરવા લાગ્યા. ભગવાને પ્રથમ એ સર્પનો ફણ તરફનો ભાગ ઝાલ્યો તેથી દેવતાઓએ પણ તેજ ભાગ ઝાલ્યો. આ ભગવાનની વર્તણુક દૈત્યોને ગમી નહિ તેથી તેઓ કેહેવા લાગ્યા કે અમે કે જેઓ વેદાધ્યયનથી અને શાસ્ત્રશ્રવણથી સંપન્ન છિયે અને જન્મથી તથા કર્મથી પ્રખ્યાત છિયે તેઓ સર્પના અમંગલ અંગ પુંછડાને ઝાલશું નહિ. એમ બોલી ચુપ રહેલા દૈત્યોને જોઈ ભગવાને દેવતાઓસહિત હસીને મોઢાનો ભાગ છોડી પુંછડાનો ભાગ ઝાલ્યો. એવી રીતે સ્થાનના વિભાગ કરી એ દેવ અને દૈત્યો, અમૃતનેસારૂ મોટા પ્રયત્નથી સમુદ્રનું મથન કરવા લાગ્યા. સમુદ્રનું મથન થતાં નીચે આધાર વગરનો એ મંદરાચળ, જોકે તેને બળવાન્ દેવ-દૈત્યોએ પકડી રાખ્યો હતો તોપણ ભારથી જળમાં પેશી ગયો. અત્યંત બળવાન્ દેવથી પોતાનો પુરૂષાર્થ નાશ પામતાં એ દેવ અને દૈત્યો ખેદ પામ્યા અને તેઓનાં મોઢાં પણ લેવાઈ ગયાં. અપાર શક્તિવાળા અને સત્યસંકલ્પ ભગવાન્, એ કામમાં વિઘ્નેશ્વરે એ વિઘ્ન નાખેલું જાણી મહા અદ્‌ભુત કચ્છપાવતાર ધરીને જળમાં પ્રવેશ કરી મંદરાચલને બહાર લાવ્યા. એ પર્વતને પાછો નીકળેલો જોઇ દેવ અને દૈત્યો મથન કરવાનેમાટે પાછા તૈયાર થયા. જાણે સમુદ્રમાં બીજો મોટો દ્વીપ થયો હોય એવું કાચબાનું સ્વરૂપ ધરનાર એ ભગવાન્, લાખ યોજનની પોહોળી પોતાની પીઠથી પર્વતને ધરી રહ્યા. મોટા મોટા દેવ અને દૈત્યોએ પોતાની ભુજાના જોરથી ફંપાવેલો એ પર્વત પોતાની પીઠ ઉપર ફરતો હતો તોપણ અપ્રમેય બળવાળા કચ્છપાવતાર ભગવાન્ એ પર્વતના ફરવાને પોતાના અંગની ચળ મટાડવાના સાધનરૂપ માનતા હતા. સઘળાઓનું જોર વધારવામાટે અને ઉત્તેજન આપવામાટે ભગવાને દૈત્યોમાં દૈત્યરૂપથી, દેવમાં દેવરૂપથી અને સર્પમાં સર્પના આકારથી ગુપ્તરીતે પ્રવેશ કર્યો. જાણે બીજો મોટો પર્વત હોય એવા અને હજાર હાથવાળા ભગવાન્ મંદરાચલને પોતાના હાથથી દબાવીને ઉભા રહ્યા. તે સમયમાં બ્રહ્મા, સદાશિવ, અને ઇંદ્રાદિક દેવતાઓ તેમની સ્તુતિ કરતાં આકાશમાંથી ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા. ઉપર પોતાના સ્વરૂપથી અને નીચે કાચબાના સ્વરૂપથી રહેલા અને પર્વત, વાસુકિનાગ તથા મથનારાઓમાં પણ તે તે રૂપથી પેઠેલા ભગવાને વૃદ્ધિ પમાડેલા એ મહોન્મત્ત દેવ-દૈત્યો જોરથી સમુદ્રનું મથન કરવા લાગ્યા. સમુદ્રની અંદરનાં મઘર વગેરે જાનવરો પર્વત ફરવાનેલીધે મોટી ગડબડમાં પડી ગયાં. વાસુકિ નાગની હજારો વિકરાળ આંખો, મોઢાં અને શ્વાસમાંથી નીકળેલા અગ્નિ અને ધુમાડાથી જેઓનાં તેજ હણાઈ ગયાં એવા પૌલોમ, કાલેય, બલિ અને ઇલ્વલ વગેરે દૈત્યો દાવાગ્નિથી બળીગએલા દેવદારના ઝાડ જેવા થઇ ગયા. દેવતાઓની કાંતિ પણ વાસુકિનાગના શ્વાસની શિખાથી હણાઈ જતાં અને તેઓનાં વસ્ત્ર, માળા, ઉત્તમ બખ્તર અને મોઢાંનો રંગ બદલાઇ જતાં તેઓના ઉપર ભગવાનની કૃપાથી મેઘ વરસવા લાગ્યા અને સમુદ્રના મોજાઓથી મળેલા શીતલ વાયુ વાવા લાગ્યા. એપ્રમાણે દેવ અને

* આ સાતમા અધ્યાયમાં મથનમાંથી ઉત્પન્ન થએલાં ઝેરની બીકથી સઘળા લોકોએ સ્તુતિ કરતાં સદાશિવ કૃપા કરીને ઝેર પીગયા, એ કથા કેહેવામાં આવશે.

દૈત્યોના યૂથપતિઓ સમુદ્રનું મથન કરતાં છતાં પણ જ્યારે અમૃત ઉત્પન્ન ન થયું ત્યારે પોતે ભગવાન્ મથન કરવા લાગ્યા. એ સમયમાં પર્વતને ધરનાર, ઘનશ્યામ, પીતવસ્ત્ર ધરનાર, કાનમાં વીજળીની પેઠે ઝલકતાં કુંડલવાળા, માળા ધરનાર, રાતાં નેત્રવાળા અને જેમના મસ્તકમાં વીખરાઇ ગએલા કેશ શોભતા હતા એવા ભગવાન્, જગતને અભય દેનાર અને જીત મેળવનાર ચાર હાથવતે વાસુકિને પકડીને પર્વતથી સમુદ્રનું મથન કરતાં એક પર્વતની સામા બીજા પર્વતની પેઠે શોભવા લાગ્યા. મથન કરવાનેલીધે જેમાં, માછલાં, મઘર અને કાચબા વગેરે દુ:ખી થતાં હતાં તથા તિમિ, જળના હાથીઓ, ઝૂડ અને તિમિંગલોથી વ્યાકુલતા થઈ હતી એવા સમુદ્રમાંથી, જેનો કોઈ ઉપાય ચાલે નહિ એવું હલાહલ નામનું ઝેર ઉત્પન્ન થયું. ઉગ્ર વેગવાળાં અને અસહ્ય જોરવાળાં એ ઝેરને સઘળી દિશાઓમાં, ઉપર તથા નીચે ફેલાતું અને ઉછળતું જોઇને ભય પામેલી સઘળી લોકપાલસહિત પ્રજા, બીજા કોઇ તરફથી રક્ષણ નહિ મળતાં સદાશિવને શરણે ગઇ. ત્રૈલોક્યના કલ્યાણનેસારૂ પાર્વતીની સાથે કૈલાસમાં બેઠેલા અને મુનિલોકોએ સ્વીકારેલું તપ તેઓનેજ મોક્ષ આપવામાટે કર્યા કરતા સદાશિવને જોઇને સઘળા લોકોએ તેમને પ્રણામ કરી નીચેપ્રમાણે સ્તુતિ કરી.

પ્રજાપતિઓ સ્તુતિ કરેછે.—હે દેવના દેવ! હે મહાદેવ! હે જગતના આત્મા! હે જગતનું રક્ષણ કરનાર! આ ત્રૈલોક્યને બાળી નાખે એવાં ઝેરથી અમો શરણાગતની રક્ષા કરો. આ સઘળાં જગતના બંધ અને મોક્ષના સ્વામી તમે એકજ છો, એટલામાટે આપને શરણાગતની પીડા હરનાર અને ગુરૂ જાણી ડાહ્યા પુરૂષો પૂજેછે. હે સ્વયંપ્રકાશ ઈશ્વર! પોતાની ગુણમય શક્તિ (માયા) થી જ્યારે આ જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલય કરવાનાં હોય છે ત્યારે તમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એવાં નામ ધરી લ્યોછો. દેવ, મનુષ્ય અને પશુપક્ષી વગેરેને ઉત્પન્ન કરનાર અને સર્વથી ગુહ્ય પરબ્રહ્મ તમે છો. જગતના ઈશ્વર અને આત્મા, તમે અનેક પ્રકારના પદાર્થોનાં રૂપથી જણાઓ છો. વેદના કારણરૂપ તમેજ મહત્તત્ત્વ અને અહંકાર કે જેના ગુણોમાંથી પ્રાણ, ઇંદ્રિય અને શરીર થાયછે તેરૂપ છો. સ્વભાવ, કાળ, સંકલ્પ, સત્ય અને ધર્મસ્વરૂપ પણ તમેજ છો. પ્રધાન કે જે ત્રિગુણાત્મક છે તેના આશ્રયરૂપ તમેજ છો એમ વિદ્વાનો કેહેછે. સર્વ દેવતારૂપ અગ્નિ તમારૂં મુખ છે, પૃથ્વી તમારૂં ચરણ છે, કાળ તમારી ગતિ છે, દિશાઓ કાન છે અને વરૂણદેવ રસના (જીભ) છે એમ વિદ્વાનોએ સર્વદેવરૂપ આપના વિરાટ્ દેહની કલ્પના કરીછે. આકાશ તમારી નાભિ છે, વાયુ શ્વાસ છે, સૂર્ય ચક્ષુ છે, જળ વીર્ય છે, સર્વ જીવનો જે આશ્રય છે તે તમારો અહંકાર છે, ચંદ્રમા મન છે અને સ્વર્ગલોક મસ્તક છે. હે વેદમય! સમુદ્રો પેટ છે, પર્વતો અસ્થિના સમૂહ છે, સર્વ ઔષધિ તથા લતાઓ રૂવાડાં છે, સાત છંદ ધાતુરૂપ છે અને સઘળા પ્રકારનો ધર્મ હૃદય છે. તત્પુરૂષાદિક પાંચ મંત્રો કે જેઓનાં પદચ્છેદ કરતાં એકસો આડત્રીશ મંત્રો થાયછે તેઓ તમારાં મુખ છે. શિવ, સ્વયંપ્રકાશ અને દીપ્યમાન જે વાસ્તવિક તત્ત્વ છે તે તમારી શાંતિભરેલી સ્થિતિ છે; અધર્મની લેહેરો તમારી છાયા છે; સત્ત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણો કે જેઓથી અનેક પ્રકારની સૃષ્ટિ થાયછે તે તમારાં ત્રણ નેત્ર છે; અને સાક્ષાત્ વેદ, આપના વિચારરૂપ છે; કેમ કે વેદના કર્ત્તા, વેદમય, દીપતા અને પ્રાચીન ઋષિ તમે છો. હે સદાશિવ! પરમ જ્યોતિ અને ભેદરહિત બ્રહ્મ કે જેમાં સત્ત્વ, રજ કે તમ કાંઈ પણ નથી તે આપનું સ્વરૂપ સઘળા

લોકપાલ, બ્રહ્મા; વિષ્ણુ કે ઇંદ્રના જાણવામાં આવે એવું નથી. જે આપ પ્રલયકાલમાં પોતાના નેત્રના અગ્નિના તણખાની શિખાથી ભસ્મ થએલાં આ જંગતને જાણતા પણ નથી અને જેણે કામદેવ, દક્ષનો યજ્ઞ, ત્રિપુરાસુર, અને મૃત્યુ વગેરે જગતના દ્રોહીઓને માર્યા છે તે આપ ઝેરનું ભક્ષણ કરો એમાં કાંઈ પણ સ્તુતિ કરવા જેવું નથી. આપને પાર્વતીની સાથે ફરતા જોઈ જે લોકો આપ કામી છો એમ બકેછે અને આપને સ્મશાનમાં ફરતા જોઈ જે લોકો આપ ઉગ્ર અને હિંસક છો એમ કેહેછે તે નિર્લજ્જ લોકો આપની લીલાને જાણતાજ નથી; કેમ કે જેના ચરણારવિંદને આત્મારામ અને ઉપદેશ કરનારા લોકો હૃદયમાં ચિંતવેછે તેમનામાં કામિપણું કેમ ઘટે? અને જેમાં તપનેલીધે અત્યંત શાંતિજ ભરેલી છે તેમનામાં ઉગ્રપણું કે હિંસકપણું કેમ ઘટે? આપ કે જે સઘળાં કાર્ય-કારણોથી પર અને વ્યાપક છો તેમનું સ્વરૂપ જાણવામાં પણ બ્રહ્માદિક સમર્થ નથી ત્યારે સ્તુતિ કરવામાં તો ક્યાંથીજ સમર્થ હોય? જ્યારે બ્રહ્માદિક સમર્થ નથી ત્યારે બ્રહ્માના પુત્ર-પૌત્રાદિક વંશમાં ઉત્પન્ન થએલા અમે સમર્થ નથી એ તો સિદ્ધજ છે તોપણ શક્તિપ્રમાણે સ્તુતિ કરિયે છિયે. હે મહેશ્વર! અમે આપના આ સાકાર રૂપનેજ જાણીએ છિયે; પરમ સ્વરૂપને તો જાણતા નથી; તોપણ એટલાથીજ અમે પોતાને કૃતાર્થ થએલા માનીએ છિયે. કેમકે અપાર લીલાવાળા આપની મૂર્ત્તિ જગતના કલ્યાણનેસારૂ છે.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે પ્રજાઓનું દુઃખ જોઈ કરૂણાથી બહુજ ઘેરાએલા સર્વે પ્રાણીઓના મિત્ર સદાશિવે પોતાની સ્ત્રી ઉમાને નીચેપ્રમાણે કહ્યું.

સદાશિવ કેહેછે.—હે પ્રિયા! ક્ષીરસમુદ્રનું મથન કરતાં ઉત્પન્ન થએલાં ઝેરથી પ્રજાઓને આ દુઃખ આવી પડ્યુંછે તે જુવો. પ્રાણના બચાવને ઇચ્છતી આ પ્રજાઓને મારે અભયદાન દેવું જોઈએ; કેમ કે દીન લોકોનું રક્ષણ થાય એજ સમર્થ પુરૂષનું પ્રયોજન છે. પ્રાણીઓ કે જેઓ ભગવાનની માયાથી મોહ પામેલાં છે અને વૈરભાવ રાખીને એકબીજાને મારી નાખવા ધારેછે તેઓમાં સાધુપુરૂષો પોતાના ક્ષણભંગુર પ્રાણને જતા કરીને બીજાં પ્રાણીઓની રક્ષા કરેછે. હે પ્રિયા! જે પુરૂષ બીજાઓની ઉપર દયા કરેછે તેના ઉપર સર્વના આત્મા ભગવાન્ પ્રસન્ન થાયછે અને ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે સ્થાવર-જંગમ સહિત હું પ્રસન્ન થાઊંછું. એટલામાટે આ ઝેરને ખાઈ જાઊંછું. મારાથી પ્રજાઓનું કલ્યાણ થાઓ.

એપ્રમાણે જગતનું રક્ષણ કરનાર સદાશિવે પાર્વતીની રજા લઇને તે ઝેર ખાવાની તૈયારી કરી અને તેમના પ્રભાવને જાણનારાં પાર્વતીએ પણ તે કામમાં સંમતિ આપી. પછી પ્રાણીઓનું રક્ષણ કરનાર સદાશિવ પ્રજાઓની ઉપર દયાનેલીધે તે ચારેકોર ફેલાએલા હલાહલ ઝેરને હથેળીમાં લઇને ખાઈ ગયા. એ ઝેરે મહાદેવને પણ પોતાનું જોર દેખાડ્યું, કેમ કે તેમના ગળામાં શ્યામતા કરી દીધી. એ શ્યામતા મહાદેવને દોષરૂપ નથી પણ સાધુપણાને જણાવનારા અલંકારરૂપ છે. ઘણું કરીને સાધુપુરૂષો જગતનું દુઃખ જોઇને તપેછે અને એપ્રમાણે કરવું એજ સર્વના આત્મા ભગવાનની પરમ ભક્તિ છે. દેવના દેવ અને જગતના મનોરથને પૂર્ણ કરનાર સદાશિવનું એ કામ જોઇને પ્રજાઓ, સતી અથવા પાર્વતી, બ્રહ્મા અને વિષ્ણુએ એમનાં વખાણ કર્યાં. સદાશિવ ઝેરનું પાન કરતાં તેમના હાથમાંથી થોડું ઘણું ઝેર જે પડી ગયું તેને વીંછી, સર્પ, ઝેરી ઔષધિ અને બીજા પણ ઝેરી પ્રાણીઓએ લઈ લીધું. ૪૬

**प्रस्कन्नं पिबतः पाणेर्यत्किंचिज्जगृहुःस्मतम्। वृश्चिकाहिविषौषध्यो दंदशूकाश्च ये परे ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમ-સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

—•—

## ॥ श्रीशुक उवाच ॥*

**पीते गरे वृषांकेण प्रीतास्तेऽमरदानवाः । ममंथुस्तरसा सिंधुं हविर्धानी ततोऽभवत्॥**

શુકદેવજી કહેછે.—સદાશિવે ઝેર પીધા પછી પ્રસન્ન થએલા તે દેવ અને દૈત્યો જલદી સમુદ્રનું મથન કરવા મંડ્યા, તેમાંથી કામધેનુ ઉત્પન્ન થઈ. બ્રહ્મલોકના માર્ગને પમાડનાર યજ્ઞમાં ઉપયોગી ઘી વગેરે હવિષ્યનેસારૂ અગ્નિહોત્રમાં કામ આવે એવી એ ગાયને વેદ જાણનારા ઋષિઓએ લીધી. પછી ચંદ્રમા જેવો ધોળો ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો ઉત્પન્ન થયો તેની બલિરાજાએ ઇચ્છા કરી પણ ઇંદ્રે ન કરી; કેમ કે તેને ભગવાને પ્રથમથીજ શીખામણ આપી હતી. પછી ઐરાવત નામનો મોટો હાથી સમુદ્રમાંથી નીકળ્યો કે જે હાથી પોતાના શિખર જેવા ચાર દંતોસળથી કૈલાસ પર્વતની શોભાને હરી લેતો હતો. પછી સમુદ્રમાંથી કૌસ્તુભ નામનું માણક નીકળ્યું. વક્ષસ્થલના અલંકારરૂપ એ મણિની ભગવાને ઇચ્છા કરી. પછી દેવલોકના અલંકારરૂપ પારિજાતનું ઝાડ ઉત્પન્ન થયું કે જે પારિજાત, તમે જેમ પૃથ્વીમાં માગણલોકોને તૃપ્ત કરો છો તેમ સ્વર્ગમાં માગનારાઓને તૃપ્ત કરેછે. પછી ભગવાનના આશ્રયમાં રેહેનાર સાક્ષાત્ લક્ષ્મીજી ઉત્પન્ન થયાં. સુદામા પર્વતની દિશામાં ઉત્પન્ન થએલી વીજળીની પેઠે તેની કાંતિથી સઘળી દિશાઓ રંગાઈ ગઈ હતી. ઇંદ્રે તે લક્ષ્મીજીને મોટું અને અદ્ભુત આસન લાવી આપ્યું; દેહધારી ઉત્તમ નદીઓએ સુવર્ણના કળશોથી પવિત્ર જળ લાવી આપ્યું; પૃથ્વીએ અભિષેકમાં કામ લાગનારી સઘળી ઔષધિ આણી આપી; ગાયોએ પંચગવ્ય આપ્યાં અને વસંત ઋતુએ પોતાનાં ફળ-ફૂલ વગેરે આપ્યાં. ઋષિઓએ શાસ્ત્રવિધિપ્રમાણે લક્ષ્મીજીનો અભિષેક કર્યો. ગંધર્વો મધુર અને મંગલ ગાયન કરવા લાગ્યા. નટની સ્ત્રિયો નાચ અને ગાયન કરવા લાગી. ભારે શબ્દવાળાં મૃદંગ, પણવ, મુરજ, આનક, ગોમુખ, શંખ અને વીણા વગેરે વાજંત્રોને મેઘ વગાડવા લાગ્યા. પછી દિશાઓના હાથીઓએ હાથમાં કમળ ધરનારાં સતી લક્ષ્મીજીનો પૂર્ણકળશોથી અભિષેક કર્યો. એ સમયે બ્રાહ્મણો વેદના મંત્ર બોલતા હતા. સમુદ્રે લક્ષ્મીજીને પીળાં રેશમી વસ્ત્ર આપ્યાં; વરૂણદેવે મકરંદનેલીધે જેમાં ભ્રમરાઓ મત્ત થયા હતા એવી વૈજયંતી માળા આપી; વિશ્વકર્મા પ્રજાપતિએ વિચિત્ર આભૂષણ આપ્યાં; સરસ્વતીએ હાર આપ્યો; બ્રહ્માએ કમળ આપ્યું અને નાગ લોકોએ કુંડલ આપ્યાં. પછી જેનું સ્વસ્તિવાચન થયું એવાં લક્ષ્મીજી હાથમાં ભ્રમરાના ગુંજારવાળી માળા લઇને લાજથી હસતે મોઢે ત્યાંથી ચાલ્યાં. કપોલ અને કુંડલથી મુખ બહુજ શોભી રહ્યું હતું. પેટ બહુજ પાતળું હતું. બે સ્તન વચમાં અંતર વગરના અને ચંદન તથા કેસરથી લીપેલા હતા. ઝાંઝરના સુંદર ઝમકારથી ચારેકોર ફરતાં એ લક્ષ્મીજી સોનાની વેલની પેઠે શોભતાં હતાં. ગંધર્વ, યક્ષ, અસુર, સિદ્ધ, ચારણ અને દેવ વગેરેમાં પોતાને રેહેવાનું અવિચળ ઠેકાણું (પતિ) કે જેમાં કોઈ પણ દોષ ન હોય અને જેના સદ્ગુણોમાં ફેરફાર ન થતો હોય તેને શોધવા લાગ્યાં પણ તેવું કોઈ ઠેકાણું જોવામાં આવ્યું નહિ. કોઇ (દુર્વાસાવગેરે) તપસ્વી છે તેણે ક્રોધ જીત્યો નથી. કોઇ (બૃહસ્પતિ વગેરે) જ્ઞાની છે પણ તેણે સંગ છોડ્યો નથી. કોઇ

* આ આઠમા અધ્યાયમાં સમુદ્ર મથનના પ્રસંગમાં લક્ષ્મીજી ભગવાનને વર્યાં, ધન્વતરિનું અમૃત દૈત્યોએ હરી લીધું અને મોહિની અવતાર થયો, એ કથા કેહેવામાં આવશે.

(બ્રહ્માવગેરે) મોટા છે પણ તેણે કામદેવ જીત્યો નથી. કોઈ (ઇંદ્રવગેરે) સમર્થ છે પણ તેને બીજાનો આશ્રય લેવો પડેછે. કોઈ (પરશુરામ વગેરે) ધર્મિષ્ટ છે પણ તેને પ્રાણીઓઉપર દયા નથી. કોઈ (શિબિરાજા વગેરે) દાન કરેછે પણ તે મુક્તિનેસારૂ કરતો નથી. કોઈ (સહસ્રાર્જુન વગેરે) પરાક્રમી છે પણ તે પરાક્રમ કાળના વેગથી નાશ ન પામે એવું નથી. કોઈ (સનકાદિક) ગુણના સંગથી રહિત છે પણ તે સમાધિમાં રેહેનાર હોવાથી વર થાય એમ નથી. કોઇ (માર્કંડેયવગેરે) લાંબાં આયુષ્યવાળો છે પણ તે ઇંદ્રિયોનું દમન કર્યા કરનાર હોવાથી શૃંગારમાં પ્રીતિ ધરાવનાર નથી. કોઇ (હિરણ્યકશિપુ વગેરે) શૃંગારમાં પ્રીતિ ધરાવનાર છે પણ તેના આયુષ્યની સ્થિરતા નથી. કોઇ (સદાશિવ વગેરે) લાંબા આયુષ્યવાળો અને શૃંગારમાં પ્રીતિ ધરાવનાર પણ છે પરંતુ તેની સ્મશાનમાં રેહેવા વગેરે ચેષ્ટા અમંગલરૂપ છે. (ભગવાનને જોઇને કેહેછે.) કોઈ સર્વ પ્રકારે નિર્દોષ પણ છે પરંતુ તેને આત્મારામ હોવાથી મારી ગરજ નથી. લક્ષ્મીજી એપ્રમાણે વિચાર કરી ભગવાન્ જોકે પોતાની ગરજવગરના છે તોપણ તેને વર્યાં; કેમ કે નિરંતર રેહેનારા ધર્મ અને જ્ઞાન વગેરે ગુણોથી તથા સ્વાશ્રયપણાથી ભગવાન્ સર્વ કરતાં ઉત્તમ છે, સર્વ સિદ્ધિઓ પણ તેમને વરેલી છે અને પોતાની પણ તેમના ઉપરજ ઇચ્છા થઇ હતી. (ભગવાન્ જોકે આત્મારામ હોવાથી બીજા કોઈની અપેક્ષા રાખતા નથી તોપણ પોતાનો આશ્રય ધરી રહેલી અણિમાદિક સિદ્ધિઓનો અનાદર કરતા નથી તેમ મારો પણ અનાદર નહિ કરે અને એટલાથીજ તેમની સેવા મળવાથી હું કૃતાર્થ થઈશ, માટે બીજા પ્રાકૃત પુરૂષોનું મારે શું પ્રયોજન છે, એમ ધારી લક્ષ્મીજી તેમનેજ વર્યાં.) પછી લક્ષ્મીજી, મદ પામતા અનેક ભ્રમરાઓએ શબ્દાયમાન કરેલી અને સુંદર નવાં કમળની માળાને ભગવાનના કંઠમાં પેહેરાવી લજ્જાસહિત હસવાવડે શોભતાં નેત્રથી ભગવાનનું વક્ષઃસ્થલ કે જેમાં પોતાને રેહેવાની ઇચ્છા છે તેની સામું જોઇને ભગવાનની પાસે ઉભાં રહ્યાં. ત્રૈલોક્યના પિતા ભગવાને ત્રૈલોક્યની માતા લક્ષ્મીજીને પોતાના વક્ષઃસ્થલમાં અવિચળ કરી રાખ્યાં કે જ્યાં રહેલાં લક્ષ્મીજીએ દયાભરેલી દૃષ્ટિથી પોતાની પ્રજારૂપ ત્રણ લોક અને તેઓના અધિપતિઓનો ભાગ્યોદય કર્યો. તે સમયમાં શંખ, તૂર્ય અને મૃદંગ વગેરે વાજંત્રોનો તથા નાચતા અને ગાતા ગંધર્વોનો તથા તેઓની સ્રિયોનો ભારે શબ્દ ઉત્પન્ન થયો. બ્રહ્મા, રૂદ્ર અને અંગિરા વગેરે સઘળા પ્રજાપતિઓ પુષ્પની વૃષ્ટિ કરતાં ભગવાનનું પ્રતિપાદન કરનારા યથાર્થ વેદમંત્રોથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. લક્ષ્મીજીએ કૃપાદૃષ્ટિથી જોવાનેલીધે શીલવગેરે ગુણોથી સંપન્ન થએલા દેવતાઓ અને પ્રજાપતિ સહિત પ્રજાઓ પરમ સુખ પામ્યાં. દૈત્ય અને દાનવો લક્ષ્મીજીએ અનાદર કરવાનેલીધે ધૈર્યવગરના, ચપલ, ઉદ્યોગવગરના અને લાજવગરના થયા. પછી સમુદ્રમાંથી કમળસરખાં નેત્રવાળી અને શોભાયમાન કન્યારૂપ મદિરા ઉત્પન્ન થઈ. એ મદિરાને ભગવાનની સંમતિથી દૈત્યોએ લીધી. પછી અમૃતની ઇચ્છાથી દેવ અને દૈત્યો જેનું મથન કરતા હતા એવા સમુદ્રમાંથી અત્યંત અદ્ભુત એક પુરૂષ નીકળ્યો. એ પુરૂષના હાથ લાંબા અને પુષ્ટ હતા; કોટ શંખ સરખી હતી; નેત્ર રાતાં હતાં; વર્ણ શ્યામ હતો; અવસ્થા જુવાન હતી; માળા અને સઘળાં આભૂષણો પેહેર્યાં હતાં; વસ્ત્ર પીળાં હતાં; છાતી મોટી હતી; મણિનાં સ્વચ્છ કુંડલ પેહેર્યાં હતાં; કેશના છેડા સ્નિગ્ધ અને વાંકા વળેલા હતા; રૂપ સુંદર હતું; ચાલ સિંહના સરખી હતી; હાથમાં અમૃતથી ભ-

રેલો કળશ ઉપાડ્યો હતો; અને કંકણ શોભતાં હતાં. સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના અંશના અંશમાંથી ઉત્પન્ન થએલ, વૈદ્યશાસ્ત્રના કર્ત્તા અને યજ્ઞમાં ભાગલેનારા એ પુરૂષનું 'ધન્વંતરિ' એવું નામ પ્રખ્યાત થયું. એ પુરૂષને તથા અમૃતથી ભરેલા કળશને જોઈ સઘળી વસ્તુ લઇ લેવાને ઇચ્છતા દૈત્યો જલદી તેના હાથમાંથી કલશ ઝૂંટી ગયા. દૈત્યો અમૃતના કળશને લઇ જતાં ખેદ પામેલા દેવતાઓ ભગવાનને શરણે ગયા. દેવતાઓની દીનતા જોઇ દાસના મનોરથોને પૂરનારા ભગવાને કહ્યું કે–'મુંઝાઓ મા. દૈત્યોમાં પરસ્પર કજિયો ઉત્પન્ન કરી મારી માયાના બળથી તમારૂં કામ હું સિદ્ધ કરીશ.' પછી અમૃતની તૃષ્ણાવાળા તે દૈત્યોમાં પરસ્પર 'હું પ્રથમ પીશ, તું નહિ. હું પ્રથમ પીશ, તું નહિ.' એવી રીતનો કજિયો ઉત્પન્ન થયો. જેઓએ કળશ લઈ લીધો હતો એવા પ્રબલ દૈત્યોને દુર્બળ દૈત્યો મત્સરનેલીધે અટકાવવા લાગ્યા કે 'દેવતાઓનો દાખડો પણ સરખોજ છે માટે તેઓને પણ પોતાનો ભાગ મળવો જોઇએ. પંત્યાળાના યજ્ઞમાં જેમ સહુને સરખું ફળ મળેછે તેમ આ કામમાં આપણને અને દેવતાઓને સરખું ફળ મળવું જોઇએ અને એજ સનાતન ધર્મ છે.' આ સમયમાં સઘળા ઉપાયોને જાણનાર વિષ્ણુ ભગવાને મહા અદ્ભુત અને જેનું વર્ણન થઇ શકે નહિ એવું સ્ત્રીનું રૂપ ધર્યું. એ સ્ત્રીનો વર્ણ સુંદર ઉત્પલ (શ્યામ કમળ)ના સરખો શ્યામ હતો; સઘળા અવયવો રૂપાળા હતા; સરખા કાનમાં આભૂષણ ધર્યાં હતાં; કપોળ, નાસિકા અને મુખ દીપી રહ્યાં હતાં; નવી જુવાનીથી ઉપડેલાં સ્તનના ભારથી શરીર નમી રહ્યું હતું; પેટ પાતળું હતું; મુખનો સુગંધ લેવાને લાગુ પડેલા ભ્રમરાઓના ગુંજારથી નેત્ર ઉદ્વેગ પામી રહ્યાં હતાં જેમાં મલ્લિકાનાં ફૂલ ઉઘડી રહ્યાં હતાં એવી માળા ચોટલાના જથામાં ધરી લીધી હતી; કોટ અત્યંત સુંદર હતી; કંઠમાં આભરણ પેહેર્યાં હતાં; સુંદર ભુજાઓમાં બાજુબંધ શોભી રહ્યા હતા; સુંદર અને સ્વચ્છ વસ્ત્રથી વીટેલા નિતંબરૂપી બેટ ઉપર પેહેરેલી કટિમેખલાથી ભારે ચમત્કાર ઉત્પન્ન થતો હતો અને મનોહર રીતે ચાલનારા ચરણમાં ઝાંઝર પેહેર્યાં હતાં. એ મોહિની અવતારના લાજ ભરેલા હસવાની સાથે ઉલાળેલી ભમરના વિલાસથી અને જોવાથી મોટા મોટા દૈત્યોના મનમાં વારંવાર કામ દેવ પ્રદીપ્ત થવા લાગ્યો.

सव्रीडस्मितविक्षिप्तभ्रूविलासावलोकनैः ।
दैत्ययूथपचेतस्सु काममुद्दीपयन्मुहुः ॥ ४६॥

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

तेन्योन्यतोऽसुरा पात्रं हरंतस्त्यक्तसौहृदाः ।
क्षिपंतो दस्युधर्माण आयांतीं ददृशुःस्त्रियम् ॥

શુકદેવજી કેહેછે.– સ્નેહ છોડી દઇને વાટપાડાની પેઠે એક બીજાપાસેથી અમૃતના પાત્રને ઝૂંટી લેતા અને એકબીજાને ગાળો દેતા એ દૈત્યોએ તે સ્ત્રીને આવતી દીઠી. 'આનું રૂપ, કાંતિ અને જુવાની ભારે આશ્ચર્યરૂપ છે' એમ બોલતા અને કામાતુર થએલા એ દૈત્યોએ પાસે જઇને તેને પૂછ્યું કે–'હે સુંદરિ ! હે કમળપત્ર સરખાં નેત્રવાળી ! અમારાં મનને જાણે મથી નાખતી હોય એવી તું કોણ છે, ક્યાંથી આવી છે, શું કરવા ધારેછે, અને કોની છે ? દેવ, દૈત્ય, સિદ્ધ, ગંધર્વ, ચારણ કે લોકપાલોએ પણ તને પૂર્વે ભોગવેલી નથી એમ જાણિયે છિયે ત્યારે મનુષ્યોએ તો ક્યાંથીજ ભોગવેલી હોય ?

* આ નવમા અધ્યાયમાં મોહ પામેલા દૈત્યો અમૃતનું પાત્ર આપી દેતાં ભગવાને તેઓને છેતરીને દેવતાઓને અમૃત આપ્યું, એ કથા કેહેવામાં આવશે.

દયાળુ ઈશ્વરે પ્રાણીઓની સઘળી ઇંદ્રિયો અને મનને રાજી કરવામાટે તને અહીં મોકલી છે ? કે તું યદૃચ્છાથી આવી નીકળી છે? અમે તો ધારીએ છિયે કે તને ઈશ્વરેજ મોકલી છે. હે માનુવાળી ! અમે કે જેઓ પરસ્પરના ભાઇઓ છતાં વૈર બાંધીને એક વસ્તુનેસારૂ લડી મરીએ છિયે તેઓનું તું સમાધાન કરી અમે સઘળા કશ્યપના દીકરા ભાઇઓ છિયે અને અમૃત મથનમાં પુરૂષાર્થ પણ સઘળાઓએ કરેલો છે માટે જેવી રીતે કજિયો ન થાય એમ વાજબી રીતે અમૃત વેહેચી દે.' એપ્રમાણે દૈત્યોએ પ્રાર્થના કરતાં માયાથી સ્ત્રીનું રૂપ ધરી આવેલા ભગવાન્ હસીને સુંદર નેત્રની અણીઓથી જોતાં જોતાં નીચેપ્રમાણે બોલ્યા.

ભગવાન્ કેહેછે.—તમે કશ્યપના પુત્ર થઇને હું કે જે છીનાળ છું તેને શામાટે અનુસરોછો? ડાહ્યો પુરૂષ કદી પણ સ્ત્રિઓનો વિશ્વાસ કરેજ નહિ. હે દૈત્યો! કુતરાં અને છીનાળ સ્ત્રિયો કે જેઓ નવા નવાને શોધ્યા કરેછે તેઓની સોબત અંતે નભેજ નહિ એમ કેહેવાયછે.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે તેનાં હાસ્યવચનોથી જેઓના મનને વધારે ભરોસો આવ્યો એવા દૈત્યોએ લાલચથી ગંભીર રીતે હસીને તેના હાથમાં અમૃતનો કલશ દીધો. પછી ભગવાન્ અમૃતના પાત્રને હાથ કરી મંદ હાસ્યથી શોભતી વાણી બોલ્યા કે—'હું યોગ્ય અથવા અયોગ્ય જે કાંઇ કરૂં તે તમે કબુલ રાખો તો તમને આ અમૃત વેહેચી આપું.' એપ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી તેના પ્રમાણને નહિ જાણનારા દૈત્યોએ તેવા ઠરાવની હા પાડી. પછી દેવ અને દૈત્યો ઉપવાસ કરી, નાહી, હવિષ્ય પદાર્થથી અગ્નિમાં હોમ કરી, ગાય બ્રાહ્મણો અને બીજાં પ્રાણીઓને દાન દઇ, બ્રાહ્મણોપાસે સ્વસ્તિવાચન કરાવી, પોતપોતાની રૂચિ પ્રમાણે નવાં વસ્ત્ર પેહેરી અને શણગાર ધરી જેઓની અણીઓ ઉગમણી કોર રાખી હતી એવા દર્ભોઉપર બેશી ગયા. ફૂલ અને દીવાઓથી શોભાયમાન અને ધૂપથી સુગંધી થએલી શાળામાં દેવ અને દૈત્યો ઉગમણી કોર મોઢાં રાખી બેશી જતાં મોહિની તે સભામાં આવ્યાં. એ મોહિનીના સાથળ હથેળીના છેડા જેવા ગોળ હતા; રેશમી વસ્ત્ર શોભતાં હતાં; નિતંબના ભારથી ચાલવું મંદ હતું; નેત્ર મદથી વિહ્વલ હતાં; સોનાનાં ઝાંઝર ઝમકતાં હતાં; સ્તન ઘડાની પેઠે શોભતાં હતાં; હાથમાં કળશ લીધો હતો; સોનાનાં કુંડલ પેહેર્યાં હતાં; અને કાન, નાક, ગાલ અને મુખ બહુજ સુંદર હતાં. લક્ષ્મીના જેવા રૂપવાળી અને વિષ્ણુરૂપ એ મોહિની કે જેના સ્તનઉપરના વસ્ત્રનો છેડો વારંવાર નીકળી જતો હતો તેને જોઇને દેવ અને દૈત્યો તેના હાસ્યપૂર્વક જોવાથી મોહ પામીગયા. દૈત્યો કે જેઓ જાતિથીજ ક્રૂર છે તેઓને અમૃત દેવું એ સર્પોને દૂધ દીધાં જેવું ન્યાયવિરૂદ્ધ છે એમ માની ભગવાને તેઓને અમૃતનો ભાગ આપ્યો નહિ. (ભગવાને વિચાર્યું કે હું જેમ કરૂં તેમ કબુલ રાખવાની દૈત્યોએ હા પાડી છે માટે હું તો મારી ભક્તિ કરનાર દેવતાઓનેજ અમૃત પાઇશ. વળી દૈત્યોએ કહ્યું છે કે 'વાજબી રીતે ભાગ પાડવા' તો એ દુષ્ટ દૈત્યોને આપવુંજ વાજબી નથી માટે દૈત્યોને આપીશ નહિ.) પછી જગતના પતિ ભગવાને દેવ અને દૈત્યોની જુદી જુદી પંક્તિઓ કરી તેઓને પોતપોતાની પંક્તિમાં બેસાડ્યા. જેના હાથમાં કળશ હતો એવા ભગવાને સ્ત્રીચરિત્રથી દૈત્યોને ઠગીને દેવતાઓ કે જેઓ દૂર બેઠા હતા તેઓને, એ જરા તથા મરણને હરનાર અમૃત પાયું. જેઓએ મોહિનીની સાથે સ્નેહ કર્યો હતો એવા દૈત્યો, સ્ત્રીની સાથે તકરાર થઈ પડે એ ઠીક નહિ એમ ધારી પોતે કરેલો ઠરાવ પાળી ચુપ રહ્યા. મોહિનીની સાથે અત્યંત

સ્નેહ કરનારા, સ્નેહ તુટી જવાની બીક ધરાવતા અને મોહિનીએ સ્રીચરિત્રની રીતથી ઘણું માન આપીને બાંધી લીધેલા દૈત્યો કાંઇપણ વિપ્રિય વચન બોલ્યા નહિ. આ સમયમાં દેવનું રૂપ ધરી દેવની સભામાં ચંદ્ર-સૂર્યની વચ્ચે ધુસીગએલા રાહુએ અમૃત પીલેતાં ચંદ્રમા અને સૂર્યે એ સૂચના ભગવાનને આપી. એ સૂચના મળતાં ભગવાને, હજી એ રાહુ આ અમૃત પીતોજ હતો તેટલામાં તરતજ સજીયાના સરખી ધારવાળા ચક્રથી તેનું માથું કાપી નાખ્યું. પછી એ રાહુનું ધડ કે જેમાં અમૃત પોહોચ્યું ન હતું તે પડી ગયું અને માથું તો અમર થઈ ગયું તેને બ્રહ્માએ ગ્રહ ઠરાવેલછે. એ વૈર સંભારીને રાહુ, પુનમ અને અમાવાસ્યાને દિવસે ચંદ્ર અને સુરજ ઉપર દોડેછે. દેવતાઓને અમૃત પોહોચી રહ્યા પછી જગતના પાળક ભગવાને દૈત્યો જોતાં છતાંજ પોતાનું વિષ્ણુસ્વરૂપ ધરી લીધું. આ પ્રમાણે જોકે અમૃત મથનના કામમાં દેવ અને દૈત્યોનાં દેશ, કાળ, પર્વત, લતા વગેરે પદાર્થ, પરિશ્રમ અને વિચાર સરખાંજ હતાં તોપણ ફળ થવામાં ભેદ થયો. એઓમાં ભગવાનના ચરણારવિંદના આશ્રયનેલીધે દેવતાઓને જેવું જોઇએ તેવું અમૃતરૂપ ફળ મળ્યું અને દૈત્યોને કાંઇ પણ ન મળ્યું. મનુષ્યો ભેદદૃષ્ટિ રાખીને દેહ તથા પુત્રાદિકનેમાટે પ્રાણ, ધન, કર્મ, મન અને વચનથી જે કાંઇ કરેછે તે વ્યર્થ થાયછે અને અભેદનો નિશ્ચય કરીને સર્વને ઈશ્વરરૂપ જાણી દેહ તથા પુત્રાદિકનેસારૂ તેજ પદાર્થોથી જે કાંઈ કરેછે તે મહાફળદાયી થાયછે; કેમ કે મૂળમાં પાણી રેડ્યું હોય તે વૃક્ષના સઘળા અવયવોને કામ લાગેછે.

**यद्युज्यतेऽसुवसुकर्ममनोवचोभिर्देहात्मजादिषु नृभिस्तदसत् पृथक्त्वात् । तैरेव सद्भवति यत् क्रियतेऽपृथक्त्वात्सर्वस्य तद्भवति मूलनिषेचनं यत् ॥ २९ ॥**



ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इति दानवदैतेया नाविंदन्नमृतं नृप । युक्ताः कर्मणि यत्ताश्च वासुदेवपराङ्मुखाः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.– હે રાજા ! એપ્રમાણે દૈત્ય અને દાનવો કામમાં ભેળા હતા અને સાવધાન પણ હતા તોપણ ભગવાનથી વિમુખ હોવાનેલીધે તેઓને અમૃત મળ્યું નહિ. અમૃતને સમુદ્રમાંથી કહાડી અને તે પોતાના ભક્ત દેવતાઓને પાઈ, સર્વ પ્રાણિઓ જોતાં છતાં ભગવાન્, ગરૂડઉપર બેશીને ત્યાંથી પધારી ગયા. શત્રુઓની મોટી વૃદ્ધિ જોઇને અસહનતાવાળા દૈત્યો હથિયારો લઇને દેવતાઓઉપર ઉડી પડ્યા; ત્યારે અમૃત પીવાથી વૃદ્ધિ પામેલા અને ભગવાનના ચરણના આશ્રયવાળા દેવતાઓ હથિયારોથી સામી લડાઈ કરવા લાગ્યા. હે રાજા ! એ ક્ષીરસમુદ્રને કિનારે અત્યંત દારૂણ, તુમુલ અને રૂવાણાં ઉભાં કરે એવો 'દૈવાસુર' નામનો સંગ્રામ થયો. એ સંગ્રામમાં ક્રોધથી ભરાએલા શત્રુઓ એક બીજાની સામે આવીને તરવાર, બાણ અને બીજાં પણ અનેક પ્રકારનાં આયુધોથી પરસ્પરને મારવા લાગ્યા. શંખ, તુર્ય, ભેરી, ડમરી અને ગર્જના કરતા હાથી, ઘોડા, રથ તથા પ્યાદાઓનો મોટો કોલાહલ થયો. રથવાળાઓની સાથે રથવાળા, પ્યાદાઓની સાથે પ્યાદા, ઘોડાઓની સાથે ઘોડા અને હાથીઓની સાથે હાથીઓ યુદ્ધ કરવા લાગ્યા. ઊંટ, હાથી, ગધેડા, ગૌરમૃગ, રીંછ, દીપડા, સિંહ, ગરૂજ, કંક, બગલા, શકરા, ભાસ, મ-

* આ દશમા અધ્યાયમાં દૈત્યોએ યુદ્ધ મચાવતાં તેઓની માયાથી દેવતાઓ મુંઝાયા અને તે સમયમાં ભગવાન્ પ્રગટ થયા, એ કથા કેહેવામાં આવશે.

ઘરમચ્છ, શરભ, પાડા, ગેંડા, બળદ, રોઝ, અરૂણ, ફૂયાવડી, ઊંદર, કાકીંડા, સસલા, મનુષ્ય, બકરા, કાળિયાર, હંસ, સૂવર, અને બીજાંપણ કેટલાંએક જળનાં તથા સ્થળનાં પક્ષી વગેરે જુદાં જુદાં ભયંકર જાનવરો ઉપર બેશીને બંને સેનાના યોદ્ધાઓ આગળ આગળથી સામી સેનામાં પ્રવેશ કરવા લાગ્યા. વિચિત્ર ધ્વજાઓ, શ્વેત અને સ્વચ્છ છત્રો, મોટી કીંમતના અને હીરાની દાંડીવાળા મોરપીછાના તથા ચમરના વીજણાઓ, પવનથી ઉડતાં ઉત્તરીય અને પાઘડીયો, તેજવાળાં બખતર અને આભૂષણો તથા સૂર્યની કિરણોથી બહુજ ઝબકતાં સ્વચ્છ શસ્ત્રોથી એ મહાવીર દેવદાનવની સેનાઓ, જળજંતુઓની પંક્તિઓથી જેમ સમુદ્ર શોભે તેમ શોભતી હતી. દૈત્યોની સઘળી સેનાનો સ્વામી વિરોચનનો પુત્ર બલિરાજા યુદ્ધમાં વૈહાયસ નામના વિમાનમાં બેઠો હતો. એ મયદાનવે બનાવેલું વિમાન ઇચ્છા થાય ત્યાં પોહોચે એવું, સઘળાં સંગ્રામનાં સાધનોથી ભરપૂર, સર્વ આશ્ચર્યમય, વર્ણન કરી શકાય નહિ એવું, અને જરાવારમાં દેખાય તથા જરાવારમાં ન દેખાય એવું હતું. એ વિમાનમાં બેઠેલો અને સર્વ સેનાપતિઓથી વીટાએલો બલિરાજા ઉત્તમ ચામર અને છત્રથી, ઉદયના સમયમાં જેમ ચંદ્રમા શોભે તેમ શોભતો હતો. યૂથના પતિ અસુરો વાહનોપર બેશીને તેની ચારેકોર ઉભા હતા. નમુચિ, શંબર, બાણ, વિપ્રચિત્તિ, અધોમુખ, દ્વિમૂર્દ્ધા, કાળનાભ, પ્રહેતિ, હેતિ, ઇલ્વલ, શકુનિ, ભૂતસંતાપ, વજ્રદંષ્ટ્ર, વિરોચન, હયગ્રીવ, શંકુશિરા, કપિલ, મેઘદુંદુભિ, તારક, ચક્રદૃક્, શુંભ, નિશુંભ, જંભ, અરિષ્ટ, ઉત્કલ, અરિષ્ટનેમિ, ત્રણ પુરનો સ્વામી મયદાનવ અને બીજા પણ પૌલોમ, કાલેય અને નિવાતકવચ વગેરે દૈત્યો કે જેઓને અમૃતનો ભાગ નહિ મળતાં ફક્ત ક્લેશનોજ ભાગ મળ્યોછે અને જેઓએ રણમાં ઘણીવાર દેવતાઓને જીતી લીધા છે તેઓ સિંહનાદ કરીને મોટા શબ્દવાળા શંખ વગાડવા લાગ્યા. એપ્રમાણે શત્રુઓને છકેલા જોઇને બહુજ કોપ પામેલો ઇંદ્ર જેને મદની ધારાઓ ઝર્યા કરેછે એવા ઐરાવત હાથીઉપર બેઠો અને તેઉપર બેસવાથી, જેમાંથી ઝરણાં ઝરેછે એવા ઉદયાચલ ઉપર આવેલો સૂર્ય જેમ શોભે તેમ શોભવા લાગ્યો. અનેક પ્રકારનાં વાહન, ધ્વજા અને આયુધવાળા વાયુ, અગ્નિ અને વરૂણ વગેરે લોકપાળ દેવતાઓ પોતપોતાના ગણોની સાથે ઇંદ્રની સઘળી તરફ ઉભી ગયા. એક બીજાની સામે આવીને મર્મ ઉઘાડનારાં દુર્વચનોથી પરસ્પરનો તિરસ્કાર કરતા, હાકલ કરતા અને અગ્રભાગમાં પ્રવેશ કરતા એ દેવ અને દૈત્યો દ્વંદ્વયુદ્ધ (બબેજણનું યુદ્ધ) કરવા લાગ્યા. ઇંદ્રની સાથે બલિરાજા, તારકાસુરની સાથે કાર્તિકેયસ્વામી, હેતિની સાથે વરૂણદેવ, પ્રહેતિની સાથે મિત્રદેવ, કાલનાભની સાથે યમરાજા, મયદાનવની સાથે વિશ્વકર્મા, ત્વષ્ટાદેવની સાથે શંબરાસુર, સવિતા દેવની સાથે વિરોચન, અપરાજિત દેવની સાથે નમુચિ, વૃષપર્વા દૈત્યની સાથે અશ્વિનીકુમાર, જેઓમાં બાણાસુર મોટો છે એવા બલિરાજાના સો પુત્રોની સાથે સૂર્યદેવ, રાહુની સાથે ચંદ્રમા, પુલોમા દૈત્યની સાથે વાયુ, નિશુંભ અને શુંભદૈત્યની સાથે મોટા વેગવાળી ભદ્રકાળી દેવી, જંભદૈત્યની સાથે વૃષાકપિ, મહિષાસુરની સાથે વિભાવસુ, બ્રહ્માના પુત્રોની સાથે ઇલ્વલ તથા વાતાપિ, કામદેવની સાથે દુર્મર્ષ, માતૃગણની સાથે ઉત્કલ દૈત્ય, શુક્રાચાર્યની સાથે બૃહસ્પતિ, નરકાસુરની સાથે શનૈશ્વર, નિવાતકવચ દૈત્યોની સાથે મરૂતદેવ, કાલેય દૈત્યોની સાથે વાસુદેવ, પૌલોમ દૈત્યોની સાથે વિશ્વેદેવા અને ક્રોધવશ દૈત્યોની સાથે રૂદ્રદેવ યુદ્ધ કરવા લાગ્યા. એપ્રમાણે વડીએ વડીઆ મળીને યુદ્ધ કરતા દેવ અને દૈત્યો જયની

ઇચ્છાથી એકબીજા ઉપર આવીને તીક્ષ્ણ બાણ, તરવાર અને તોમરોના ઘા કરવા લાગ્યા. ભુશુંડિ, ચક્ર, ગદા, ઋષ્ટિ, પટ્ટિશ, સાંગ, ઉલ્મુક, પ્રાસ, ફરશી, ખડ્ગ, ભાલાં, ભોગળ, મુદ્ગર અને ભિંદિપાલ નામનાં હથિઆરોથી એક બીજાનાં માથાં કાપી નાખવા લાગ્યા. હાથી, ઘોડા, રથ, પ્યાદા અને અસ્વારોના અનેક ટુકડા થવા લાગ્યા. કેટલાએકના હાથ, સાથળ, કોટ અને પગ કપાઇ ગયા. કેટલાએકના ધ્વજ, ધનુષ્, બખતર અને ઘરેણાં કપાઈ ગયાં. યોદ્ધાઓના પગ પડવાથી અને પઇડાં ફરવાથી રણભૂમિનો ભુકો થઈ જતાં તેમાંથી દિશા, આકાશ અને સૂર્યને ઢાંકી નાખનારી ધૂળ ઉડી પણ તે, લોહીના પ્રવાહો ચાલવાથી પાછી બેશી ગઈ. ક્રોધભરેલી દૃષ્ટિવાળાં, ડસેલા હોઠવાળાં અને જેઓનાં કિરીટ તથા કુંડલો ઉડી ગયાં હતાં એવાં માથાંઓથી, આભરણ અને આયુધસહિત મોટા મોટા હાથોથી અને ગોળ સાથળોથી પથરાએલી રણભૂમિ શોભવા લાગી. યુદ્ધમાં માથામાં ઉગેલી આંખોથી પોતાનાં માથાંને દેખનારા અને હાથમાં હથિયારો ઉપાડીને લડાઇમાં બીજા યોદ્ધાઓની સામે દોડતા કબંધો ઉઠવા લાગ્યા. બલિરાજાએ દશ બાણ ઇંદ્રઉપર, ત્રણ બાણ ઐરાવતઉપર, ચાર બાણ ઇંદ્રના ચાર ઘોડા (ઐરાવતના પગ આગળ ઉભેલા) ઉપર અને એક બાણ ઐરાવતના માહાવત ઉપર નાખ્યું. શીઘ્ર પરાક્રમ કરનારા ઇંદ્રે એ બલિરાજાનાં બાણ હજી પોતાસુધી પોહોચ્યાં ન હતાં ત્યાંજ સામાં તેટલાંજ સજાવેલાં ભાલાં નાખીને હસતાં હસતાં કાપી નાખ્યાં. ઇંદ્રે એ મોટું કામ કર્યું તે જોઇ અસહનતાવાળા બલિરાજાએ સાંગ ઉપાડી. મોટી વીજળીના જેવી બળતી એ સાંગ બલિરાજાના હાથમાં હતી ત્યાંજ ઇંદ્રે કાપી નાખી. પછી, શૂલ, પ્રાસ, તોમર અને ઋષ્ટિ વગેરે જે જે હથિઆર બલિરાજાએ હાથમાં લીધાં તે સઘળાં ઇંદ્રે કાપી નાખ્યાં. પછી બલિરાજાએ અંતર્ધાન થઇને આસુરી માયા કરી તેથી દેવતાઓનાં સૈન્યઉપર એક મોટો પર્વત પ્રકટ થયો. દાવાગ્નિથી બળતાં ઝાડ પડવા લાગ્યાં. તીખી અણીઓવાળાં શિખર અને શિલાઓ સૈન્યને ચૂર્ણ કરવા લાગી. મોટા સર્પ, ઝેરી જાનવર, વીંછી, અને મોટા હાથીઓનું મર્દન કરનાર સિંહ, વાઘ અને સુવરો ઉઠી પડ્યા. હાથમાં ત્રિશૂલ ધરનારી, નાગી અને 'મારો કાપો' એમ બોલતી સેંકડો રાક્ષસીઓ અને અનેક રાક્ષસો ઉત્પન્ન થયા. તેટલામાં ગંભીર અને કઠણ ગર્જના કરનારાં મોટાં મોટાં વાદળાં અંગારાની વૃષ્ટિ કરવા લાગ્યાં. અને વાયુના પછડાવાથી ભારે કડાકા થવા લાગ્યા. બલિરાજાએ ઉત્પન્ન કરેલો, પ્રલયકાલના સરખો ઉગ્ર અને જેને વાયુની મદદ મળીછે એવો અગ્નિ દેવતાઓની સેનાને બાળવા લાગ્યો. પછી પ્રચંડ પવને ઉઠાવેલા મોજા અને ચકરીઓથી ભયંકર તથા જેણે મર્યાદા મૂકી હતી એવો સમુદ્ર ચારેકોર દેખાયો. એપ્રમાણે મોટી માયાવાળા અને દેખવામાં નહિ આવતા ભયંકર દૈત્યોએ અનેક માયા ઉત્પન્ન કરતાં દેવની સેનાવાળાઓ બહુજ મુંઝાઇ ગયા. એ માયામાંથી બચવાનો ઉપાય નહિ સુજવાથી ઇંદ્રાદિક દેવતાઓએ ધ્યાન કરતાં જગતના રક્ષક એ રણભૂમિમાં પ્રકટ થયા. એ ભગવાન્ ગરૂડજીઉપર બીરાજતા હતા. પીળાં વસ્ત્ર ધર્યાં હતાં. નવીન કમળના સરખાં નેત્ર હતાં. આઠ ભુજાઓમાં આઠ આયુધ ધર્યાં હતાં. એમના શરીરમાં લક્ષ્મી, કૌસ્તુભમણિ તથા અમૂલ્ય કિરીટ અને કુંડલ શોભી રહ્યાં હતાં. જેમ જાગ્રત અવસ્થા આવવાથી સ્વપ્ન મટીજાય તેમ ભગવાન્ પધારવાથી તેમના મહિમાનેલીધે, દૈત્યોનાં કપટકર્મથી ઉત્પન્ન થએલી સઘળી માયા મટી ગઇ. ભગવાનનું સ્મરણજ સઘળી વિપત્તિઓથી છોડાવેછે

ત્યારે ભગવાનનું પધારવું વિપત્તિઓથી છોડાવે તેમાં તો શુંજ કેહેવું? યુદ્ધમાં ગરૂડઉપર બીરાજતા ભગવાનને જોઇ સિંહઉપર બેઠેલા કાલનેમિ દૈત્યે ફેરવીને તેમનાઉપર ત્રિશૂલ નાખ્યું. એ ત્રિશૂલ ગરૂડના માથાઉપર પડતું હતું તેને લીલાથી પકડી લઇ ભગવાને એજ ત્રિશૂલથી કાલનેમિ દૈત્યને તેના વાહન સહિત મારી નાખ્યો. માલી અને સુમાલીનાં માથાં પણ ભગવાને ચક્રથી કાપી નાંખતાં તેઓ પડી ગયા. પછી ગર્જના કરતા માલ્યવાન્ નામના દૈત્યે ભગવાનની સામો આવીને તીક્ષ્ણ ગદા ગરૂડનીઉપર નાખવા માંડી તેટલામાં તેનું માથું પણ ભગવાને ચક્રથી કાપી નાખ્યું.

**मालीसुमाल्यतिबलौ युधि पेततुर्यच्चक्रेण कृत्तशिरसावथ माल्यवांस्तम् । आहृत्य तिग्मगदयाऽहनदंडजेंद्रं तावच्छिरोच्छिनदरेर्नदतोऽरिणाद्यः ॥ ५७ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथोसुराः प्रत्युपलब्धचेतसः परस्य पुंसः परमानुकंपया । जघ्नुर्भृशं शक्रसमीरणादयस्तांस्तान् रणे यैरभिसंहताः पुरा ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.— પછી ભગવાનની મોટી દયાથી જેઓને ચેતના મળી એવા ઇંદ્ર અને વાયુ વગેરે દેવતાઓ જે દૈત્યોએ પ્રથમ પોતાને મારયા હતા તે તે દૈત્યોને મારવા લાગ્યા. ક્રોધ પામેલા ઇંદ્રે બલિરાજાને મારી નાખવાસારૂ જ્યારે વજ્ર ઉપાડ્યું ત્યારે સઘળી પ્રજા હાહાકાર કરવા લાગી. બલિરાજા કે જે મોટા મનવાળો, સમૃદ્ધિવાળો અને યુદ્ધમાં સામો થઇને ફરતો હતો તેનો તિરસ્કાર કરીને ઇંદ્રે તેને કહ્યું કે—'હે મૂઢ! જેમ છોકરાઓની નજરબંધી કરીને નટ તેઓનું ધન હરી લેછે તેમ તું પણ અમે કે જેઓ માયાના સ્વામી છિએ તેઓને માયાથી જીતવાને ઇચ્છેછે. જે લોકો માયાથી સ્વર્ગમાં આવવાને ઇચ્છે છે અને જેઓ સ્વર્ગથી પણ ઊંચે જવાને ઇચ્છે છે તે અજ્ઞાન ચોર લોકોને તેઓના પેહેલા સ્થાનકથી પણ નીચે ફેંકી નાખુંછું, એ હું, તું કે જે દુષ્ટ માયાવી છો તેનું માથું આ સો ધારવાળા વજ્રથી કાપી લઇશ. માટે હે મંદબુદ્ધિવાળા! તારે જે સંબંધીઓને મળવું હોય તેઓને મળી લે.

બલિરાજા બોલ્યો.—સંગ્રામ કરતા અને જેઓનાં કર્મને કાલ પ્રેરયા કરેછે એવા સઘળા લોકોને કીર્ત્તિ, જય, પરાજય, અને મરણ અનુક્રમથી થાયજ છે. સઘળા લોકો કાલનેજ સ્વાધીન છે એમ વિદ્વાન્ પુરૂષો જાણેછે માટે તેઓ કોઈ વાતમાં રાજી થતા તેમ શોક પણ કરતા નથી પણ એ વિષયમાં તમે અજ્ઞાન છો. તમે કે જેઓ કીર્ત્તિ અને જય વગેરેમાં પોતાનેજ કર્ત્તા માનો છો અને તેથી સાધુપુરૂષોએ ખેદ કરવાલાયક છો તેઓનાં દુર્વચનોને અમે સ્વીકારતા નથી.

શુકદેવજી કેહેછે.—વીરલોકોને મારનાર બલિરાજાએ ઇંદ્રનો એપ્રમાણે તિરસ્કાર કરી એ વચનોથી પ્રહાર પામેલા ઇંદ્રને પાછો કાન સુધી ખેંચેલાં બાણોથી પણ પ્રહાર કર્યો. સાચી વાત કરનારા શત્રુએ એપ્રમાણે તિરસ્કાર કરેલો ઇંદ્ર, અંકુશથી મારેલા હાથીની પેઠે તેનાં વચનને સહન કરી શક્યો નહિ. પછી શત્રુઓને મારનારા ઇંદ્રે એ બલિરાજાનીઉપર અમોઘ વજ્ર નાખ્યું. તેથી પાંખો કપાઇ પડતાં જેમ પર્વત પડે તેમ બલિરાજા પોતાના વિમાનસહિત ધરતીઉપર પડ્યો. બલિરાજાનો મિત્ર અને સંબંધી જંભાસુર પોતાના મિત્રને પડી ગયેલો જોઈ મુવેલા મિ-

* આ અગિયારમા અધ્યાયમાં દેવતાઓ દૈત્યોને મારવા માંડતાં તેઓને નારદજીએ વાર્યા અને શુક્રાચાર્યે મુવેલા દૈત્યોને પાછા જીવતા કર્યા, એ કથા કેહેવામાં આવશે.

ત્રની પણ મિત્રાઈ સાચવવામાટે ઇંદ્રની સામો આવ્યો. સિંહનીઉપર બેઠેલા તે મહાબળવાન્ જંભાસુરે સામો આવીને વેગથી ગદા ઉપાડી તે ગદા ઇંદ્રની હાંસડીમાં મારી અને ઇંદ્રના હાથીને પણ મારી. ગદાના પ્રહારની વ્યથાથી બહુજ વિહ્વલ થએલો ઐરાવત હાથી ધરતીપર ગોઠણીઆં ભર થઇ જઇને બહુજ કષ્ટ પામ્યો. તેટલામાં જેમાં હજાર ઘોડા જોડ્યા હતા એવો રથ માતલિ સારથીએ ઇંદ્રની પાસે હાજર કર્યો, એટલે હાથીને મૂકી દઇને ઇંદ્ર, તે રથમાં બેઠો. એ સારથિના તે કામને વખાણતા જંભાસુરે હસીને યુદ્ધમાં બળતાં ત્રિશૂલનો તે માતલિના ઉપર ઘા કર્યો. માતલિ ધીરજ રાખીને તે અસહ્ય વેદનાને ખમી રહ્યો તેટલામાં ક્રોધ પામેલા ઇંદ્રે વજ્રથી તે જંભાસુરનું માથું કાપી નાખ્યું. નમુચિ, બળ અને પાક નામના ત્રણ દૈત્યો જંભાસુર મરી ગયાની વાત નારદજી પાસેથી સાંભળીને જલદી ત્યાં આવી પોહોચ્યા. કઠોર વચનોથી ઇંદ્રના મર્મસ્થલમાં પીડા ઉપજાવતા એ દૈત્યો, મેઘ જેમ પર્વતઉપર ધારાની વૃષ્ટિ કરે તેમ ઇંદ્રઉપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. બળદૈત્યે પોતાના હાથની ચાલાકીથી ઇંદ્રના હજાર ઘોડાઓને તેટલાંજ બાણોથી એકદમ વીંધી નાખ્યા. પાકદૈત્યે એકવારજ સાંધીને મુકેલાં બસો બાણથી માતલિને તથા રથનાં સઘળાં અંગોને જુદાં જુદાં વીંધી નાખ્યાં, તે વાત યુદ્ધમાં મોટી અદ્ભુત થઇ. નમુચિદૈત્યે સોનાનાં પુંખવાળાં પંદર મોટાં બાણોથી યુદ્ધમાં ઇંદ્રને વીંધીને જળથી ભરપુર મેઘની પેઠે ગર્જના કરી. મેઘ જેમ વર્ષાઋતુના સૂર્યને ઢાંકી દે તેમ દૈત્યોએ ઇંદ્રને તેના રથ અને સારથિસહિત, બાણના સમૂહથી બધી કોર ઢાંકી દીધો. ઇંદ્રને નહિ દેખતા, બહુજ વિહ્વલ થએલા, અગ્રણી વિનાના અને શત્રુઓએ જીતી લીધેલા દેવતાઓ, સમુદ્રમાં વહાણ ભાગતાં જેમ વાણીઆઓ બુમો પાડે તેમ પોતપોતાના પરિવારસહિત બુમો પાડવા લાગ્યા. તેટલી વારમાં બાણના પાંજરામાંથી, ઘોડા, રથ, ધ્વજ અને સારથી સહિત નીકળેલો અને પોતાના તેજથી દિશા, આકાશ તથા પૃથ્વીને પ્રકાશિત કરતો ઇંદ્ર, પ્રાતઃકાલના સૂર્યની પેઠે શોભવા લાગ્યો. પોતાની સેનાને રણમાં શત્રુઓએ પીડેલી જોઇ ક્રોધ પામેલા ઇંદ્રે શત્રુને મારવાસારૂ વજ્ર ઉપાડ્યું. આઠ ધારવાળાં તે વજ્રથી ઇંદ્રે બળ અને પાક દૈત્યોનાં માથાંને કાપી નાખીને તેઓના જ્ઞાતિઓ કે જેઓ જોતા હતા તેઓને મોટા ભયમાં નાખ્યા. એઓનો વધ થએલો જોઇને શોક, અસહનતા તથા ક્રોધથી ભરાએલા નમુચિએ ઇંદ્રને મારવાસારૂ મોટો ઉદ્યોગ કર્યો. ઘંટાવાળું અને સોનાથી શણગારેલું પથરાનું ત્રિશૂલ લઇને ક્રોધથી, 'માર્યો છે' એમ ઇંદ્રનો તિરસ્કાર કરતો તેનાઉપર દોડ્યો. અને દોડીને સિંહની પેઠે ગાજતાં તે દૈત્યે ઇંદ્રનીઉપર તે ત્રિશૂલનો ઘા કર્યો. મોટા વેગવાળું તે ત્રિશૂલ આકાશમાં ચાલ્યું આવતું હતું ત્યાં ઇંદ્રે બાણોથી તેના હજાર કટકાં કરી નાખ્યા. પછી ક્રોધથી ભરાએલા ઇંદ્રે માથું કાપી નાખવાનેમાટે તેની ડોકમાં વજ્ર માર્યું. ઇંદ્રે જોરથી નાખેલા અને ભારે પ્રબલ વજ્રથી તેની ચામડી પણ કપાઇ નહિ, એ ભારે અદ્ભુત થયું; કેમ કે મહાબળવાન્ વૃત્રાસુરને જેણે કાપી નાખ્યો હતો તે વજ્રનો નમુચિદૈત્યના ગળાની ચામડીએ તિરસ્કાર કર્યો. એ શત્રુ કે જેનાઉપર વજ્રે પણ કામ કર્યું નહિ તેથી ઇંદ્રને બીક લાગી કે 'આ તો જેથી જગતને પણ મોહ થાય એવું દૈવયોગથી શું થયું? પોતાના ભારથી પ્રજાનો પ્રલય કરવાસારૂ જેઓ પાંખોવતે ઉડીને ધરતીપર પડતા હતા તે પર્વતોની પાંખો પૂર્વે મેં જેથી કાપી હતી, ત્વષ્ટાના બળવત્તર તપરૂપ વૃત્રાસુરને જેથી ફાડી નાખ્યો હતો અને કોઈ પણ અસ્ત્રોથી નહિ ઘવાએલા કે-

ટલાએક બીજા બળવાનોને પણ જેથી કાપી નાખ્યા હતા તે આ વજ્ર ક્ષુદ્ર અસુરઉપર પણ કશું કામ કરી શક્યું નહિ માટે હવે લાકડી જેવું વજ્ર મારે લેવુંજ નહિ અને દધીચિ ઋષિના સામર્થ્યમાં પણ કાંઇ સાર નથી!!' એપ્રમાણે ઇંદ્રે મુંઝાવા માંડયું ત્યારે તેને આકાશવાણીએ કહ્યું કે 'આ દાનવ લીલાથી પણ મરશે નહિ અને સુકાંથી પણ મરશે નહીં; કેમ કે એવી રીતનું મેં તેને વરદાન આપેલછે. એટલામાટે હે ઇંદ્ર! આ શત્રુને મારવાસારૂ તારે બીજો કોઈ ઉપાય વિચારવો જોઇએ.' એવી આકાશવાણી સાંભળીને એકાગ્ર ચિત્તથી વિચાર કરતાં સમુદ્રનું ફીણ કે જે લીલું પણ નહિ અને સુકું પણ નહિ એવું છે તે ઉપાય ઇંદ્રને યોગ્ય લાગ્યો. પછી સુકું પણ નહિ અને લીલું પણ નહિ એવાં ફીણથી નમુચિનું માથું હરી લીધું. તે સમયમાં મુનિઓએ ઇંદ્રની સ્તુતિ કરી તથા ફૂલની વૃષ્ટિ કરી. વિશ્વાવસુ અને પરાવસુ નામના બે ગંધર્વો ગાયન કરવા લાગ્યા, દેવનાં દુંદુભિ વાગાં અને અપ્સરાઓએ આનંદથી નાચ કર્યો. એપ્રમાણે બીજા પણ વાયુ, અગ્નિ અને વરૂણ વગેરે દેવતાઓ, કેસરી સિંહ જેમ મૃગોને મારે તેમ અસ્ત્રના સમૂહોથી શત્રુઓને મારવા લાગ્યા. એ સમયમાં દૈત્યોનો નાશ થતો જોઇ બ્રહ્માએ મોકલેલા નારદજીએ દેવતાઓને વાર્યા.

નારદજીએ કહ્યું કે,—ભગવાનની ભુજાના આશ્રયથી તમોને અમૃત મળ્યું અને સઘળા તમે લક્ષ્મીની વૃદ્ધિને પણ પામ્યા માટે હવે કજિયાથી બંધ પડો.

શુકદેવજી કેહેછે.—અનુચરો જેઓનું ગાયન કરતા હતા એવા દેવતાઓ નારદજીનાં વચનને માન આપતાં ક્રોધના વેગને બંધ કરીને સઘળા, સ્વર્ગમાં ગયા. એ યુદ્ધમાં જે દૈત્યો બચ્યા હતા તેઓ નારદજીની સંમતિથી, મુવેલા બલિરાજાને તથા બીજા દૈત્યોને પણ લઈ અસ્તાચલમાં આવ્યા. ત્યાં જેઓના અવયવો અને ગળાં નાશ પામ્યાં ન હતાં એવા દૈત્યોને શુક્રાચાર્યે પોતાની સંજીવિની વિદ્યાથી જીવતા કર્યા. શુક્રાચાર્યે સ્પર્શ કરવાથી જેને ઇંદ્રિય અને સ્મરણ પાછાં મળ્યાં એવો બલિરાજા પોતે લોકની વાસ્તવિક રીતિને જાણનાર હોવાથી પરાજય પામ્યા છતાં પણ ખેદ ન પામ્યો. ૬૮

**बलिश्चोशनसास्पृष्टः प्रत्यापन्नेंद्रियस्मृतिः ।**
**पराजितोऽपि नाखिद्यल्लोकतत्त्वविचक्षणः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**वृषध्वजो निशम्येदं योषिद्रूपेणदानवान् ।**
**मोहयित्वा सुरगणान् हरिः सोममपाययत् ॥**

શુકદેવજી કેહેછે.—ભગવાને સ્ત્રીના રૂપથી દૈત્યોને મોહ કરી દેવતાઓને અમૃત પાયું એ વાત સાંભળી તે ભગવાન્ જ્યાં છે ત્યાં, તેમનું રૂપ જોવામાટે પાર્વતીની સાથે પોઠિયાપર બેશી મહાદેવ સઘળા પાર્ષદો-(ભુતો) ને સાથે લઇને ગયા. ભગવાને આદર-ભાવથી સત્કાર કરેલા સદાશિવે, પાર્વતીની સાથે સારી રીતે બેશી ભગવાનનો સામો સત્કાર કરી હસીને નીચેપ્રમાણે કહ્યું.

સદાશિવ કેહેછે.—હે દેવના દેવ! હે જગતમાં વ્યાપક! હે જગતના સ્વામી! હે જગન્મય! તમેજ સઘળા પદાર્થોના આત્મા, કારણ અને ઈશ્વર છો. જગતનાં આદિ, અંત અને મધ્ય જેથી થાયછે, જે અવિનાશીનાં આદિ, અંત કે મધ્ય નથી અને દૃશ્ય, દ્રષ્ટા, ભોગ્ય અને ભોક્તા જેથી જુદાં પડતાં નથી તે સત્ય અને ચૈતન્યરૂપ બ્રહ્મ તમેજ છો. પરમ કલ્યાણને ઇચ્છતા નિ-

* આ બારમા અધ્યાયમાં મોહિની રૂપના વિલાસ જોવામાં ઉત્સુક થએલા મહાદેવને ભગવાને મોહ ઉપજાવ્યો અને પાછી સાંત્વના કરી, એ કથા કેહેવામાં આવશે.

ષ્કામ મુનિઓ આ લોક તથા પરલોકમાં આસક્તિ છોડી દઇને તમારાંજ ચરણારવિંદની ઉપાસના કરેછે. તમે પૂર્ણ, અમૃત, નિર્ગુણ, શોકરહિત, આનંદમય, નિર્વિકાર, સર્વમય અને સર્વથી જુદા પરબ્રહ્મ છતાં પણ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ છો, જીવ લોકોને જુદાં જુદાં ફલ આપનાર છો અને જોકે તમને કોઇની અપેક્ષા નથી તોપણ જીવલોકોને તમારી અપેક્ષા છે. કુંડલાદિક રૂપથી બનેલું સોનું અને તેવા વિશેષ આકાર વગરનું સોનું એ બે જેમ એકજ છે તેમ કાર્ય-કારણરૂપ દ્વૈત અને તે દ્વૈતનું પરમ કારણ તમે એકજ છો. તમારામાં કોઇ જાતનો વસ્તુભેદ છેજ નહિ. જે કાંઈ ભેદ દેખાય છે તે સઘળો લોકોએ અજ્ઞાનથી તમારામાં કલ્પેલો છે; કેમકે ઉપાધિરહિત આપના સ્વરૂપમાં ગુણોએજ ભેદ કરેલો છે પણ વાસ્તવિક ભેદ નથી. વેદાંતી લોકો આપને પરબ્રહ્મ માનેછે, મીમાંસક લોકો ધર્મરૂપ માનેછે, સાંખ્યલોકો કાર્ય-કારણથી જુદા પુરૂષરૂપ માનેછે, પાંચરાત્ર લોકો નવ શક્તિવાળા પરમેશ્વર માનેછે અને યોગશાસ્ત્રવાળાઓ, સ્વતંત્ર અને અવિનાશી મહાપુરૂષ માનેછે. બ્રહ્મા અને મરીચિ વગેરે ઋષિઓ કે જેઓ સત્ત્વગુણથી ઉત્પન્ન થએલા છે તેઓ તમે બનાવેલાં જગતને પણ યથાર્થ રીતે જાણતા નથી ત્યારે તમને પોતાને તો ક્યાંથીજ જાણે. અને એ બ્રહ્માદિક પણ જગતને યથાર્થ રીતે જાણતા નથી ત્યારે તમારી માયાથી મોહ પામેલા અને રજોગુણ-તમોગુણથી ઉત્પન્ન થએલા દૈત્ય અને મનુષ્ય વગેરે તો જગતને કદી પણ નજ જાણે એમાં તો શુંજ કેહેવું ? આપે કરેલાં આ જગતનાં સ્થિતિ, જન્મ તથા નાશને, પ્રાણીઓની ચેષ્ટાને અને જગનાં બંધન તથા મોક્ષને આપ કે જે જગતના આત્મા અને જ્ઞાનસ્વરૂપ છો તે જાણોછો. વાયુ જેમ સ્થાવર-જંગમમાં તથા આકાશમાં વ્યાપ્ત છે તેમ તમે સર્વમાં વ્યાપ્ત છો માટે સર્વને જાણોછો. ગુણોથી રમણ કરનાર આપના બીજા અવતારો મેં જોએલા છે માટે હવે તમે જે સ્ત્રીનું રૂપ ધર્યું હતું તે જોવાની મને ઇચ્છા છે. જે રૂપથી તમે દૈત્યોને મોહ કર્યો અને દેવતાઓને અમૃત પાયું તે રૂપ જોવાની ઇચ્છાથી અમે આવેલા છિયે. એ વિષયમાં અમને મોટું કૌતૂહલ છે.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે સદાશિવે માગણી કરતાં ભગવાને ગંભીર અભિપ્રાયથી હસીને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.— હે મહાદેવ ! અમૃતનું પાત્ર જતું રેહેતાં દેવતાઓનું કામ સાધવાની ઇચ્છાથી દૈત્યોને મોહ કરવાનેવાસ્તે મેં સ્ત્રીનું રૂપ ધર્યું હતું. એ સ્વરૂપ કે જેને કામી લોકો બહુજ ઉત્તમ ગણે અને જેથી કામદેવની ઉત્પત્તિ થાય તે જોવાની તમને ઇચ્છા છે તો હું દેખાડીશ.

શુકદેવજી કેહેછે.— ભગવાન્ એપ્રમાણે બોલતા બોલતા ત્યાંજ અંતર્ધાન થઇ ગયા અને મહાદેવ, પાર્વતીની સાથે ચારેકોર નજર કરતા ત્યાંજ બેશી રહ્યા. પછી એક બગીચો કે જેના વૃક્ષોમાં વિચિત્ર ફૂલ અને રાતાં પાનડાં લાગી રહ્યાં હતાં તેમાં દડાથી રમતી એક ઉત્તમ સ્ત્રી મહાદેવના જોવામાં આવી. એ સ્ત્રીએ શોભતાં વસ્ત્રથી વીટેલા નિતંબની ઉપર કટિમેખળા પેહેરી હતી. દડાની રમતમાં શરીરને ઊંચું નીચું કરવાને લીધે કંપાયમાન થતા સ્તન અને ઉત્તમ હારના ભારથી જાણે કેડના કટકા થઇ જતા હોય એવી રીતે એ સ્ત્રી ચારેકોર પોતાનાં કુણાં કુણાં પગલાં માંડતી હતી. પોચાં પડી જતાં વસ્ત્રને તથા છૂટી જતા ચોટલાને સુંદર ડાબા હાથથી બાંધતી હતી અને જમણા હાથથી દડો પછાડતી હતી. સઘળું જગત્ મોહ પામે એવી તેની લીલા હતી. એ સ્ત્રી જોવામાં આવતાં તેણે દડાની રમ-

તમાં જરાક લજાતાં લજાતાં નાખેલા મંદહાસ્યસહિત કટાક્ષથી છેતરાએલા અને સામસામી નજર એક થતાં વિહ્વલ થઈ ગએલા સદાશિવને પોતાના શરીરનું, પાસે બેઠેલાં પાર્વતીનું અને પાર્ષદોનું પણ ભાન રહ્યું નહિ. એ સ્ત્રીના હાથમાંથી દડો જ્યારે દૂર જતો રહ્યો ત્યારે તે સ્ત્રી દડો લેવા દોડતાં સદાશિવ દેખે એવી રીતે તેનું ઝીણું વસ્ત્ર પવનનેલીધે કટિમેખળાસહિત ઊડી ગયું. રૂપાળી, મનને રમાડે એવી અને અરધી વીંચેલી સુંદર નેત્રની અણીઓથી પોતાની સામું જોયા કરતી એ સ્ત્રીને જોઇને મહાદેવનું મન તેમાં ગયું. તે સ્ત્રીએ જેનું જ્ઞાન હરી લીધું એવા અને તેણે કરેલા કામદેવથી વિહ્વલ થએલા સદાશિવ, પાર્વતી જોતાં છતાં પણ લાજ મૂકીને તે સ્ત્રીની પાસે ગયા. મહાદેવને આવતા જોઇ વસ્ત્રરહિત હોવાથી બહુજ લજાએલી એ સ્ત્રી એક ઠેકાણે ઉભી નહિ રેહેતાં હસી પડીને વૃક્ષોમાં છપાવા લાગી. જેનું મન ચોરાઇ ગયું એવા અને કામદેવને વશ્ય થએલા સદાશિવ, હાથણીની પછવાડે જેમ હાથી દોડે તેમ તેની પછવાડે દોડયા. ઘણા વેગથી દોડીને, એ સ્ત્રી કે જે તે વખતે પોતાની મરજી નહિ દેખાડતી હતી તેને પકડીને ચોટલો ઝાલી બન્ને હાથથી તેનું આલિંગન કર્યું. હાથીએ હાથણીની પેઠે સદાશિવે દબાવેલી જ્યાં ત્યાંથી નીકળી જવા માગતી અને જેના કેશ છૂટી ગયા હતા એવી એ મોટા નિતંબવાળી દિવ્ય માયારૂપ સ્ત્રી સદાશિવની બાથમાંથી પોતાના શરીરને છોડાવીને ભાગી. એ સદાશિવ, અદ્‌ભુત કર્મ કરનારા ભગવાનની પછવાડે પાછા દોડયા તે વખતે જાણે પૂર્વના વૈરી કામદેવે તેમને જીતી લીધા હોય એવું જણાયું. ગાયને પછવાડે મોટા સાંઢની પેઠે મોહિનીની પછવાડે દોડયા જતા એ અમોઘ વીર્યવાળા મહાદેવનું વીર્ય સ્ખલિત થઇ ગયું. હે રાજા! એ મહાત્મા મહાદેવનું વીર્ય પૃથ્વીમાં જ્યાં જ્યાં પડ્યું ત્યાં ત્યાં રૂપાનાં અને સોનાનાં ક્ષેત્ર થઇ ગયાં. નદીઓ, તળાવ, પર્વતો, વન, ઉપવન અને જે જે જગોમાં ઋષિઓ હતા ત્યાં પણ મહાદેવ એવી રીતેજ એ સ્ત્રીની પછવાડે દોડયા ગયા તે સહુના જોવામાં આવ્યા. વીર્ય સ્ખલિત થયા પછી પોતાના મનને ભગવાનની માયાએ જડ કરી નાખેલું જાણી મહાદેવ એ ભુલાવામાંથી પાછા વળ્યા. પછી જગતના આત્મા અને જેની શક્તિ જાણવામાં આવતી નથી એવા ભગવાનની માયાથી એ પોતાની ભૂલ થએલી જાણી સદાશિવે તે વાતને અદ્‌ભુતરૂપ માની નહિ. મહાદેવને સ્વસ્થ અને તે વાતની શરમ નહિ ગણતા જાણી ભગવાને પોતાનાં પુરૂષરૂપથી ત્યાં આવીને પરમ પ્રેમથી મહાદેવને નીચે પ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.— હે સર્વ દેવમાં ઉત્તમ! મારી સ્ત્રીરૂપ માયાથી બહુજ મોહ પામ્યા છતાં પાછા તમે પોતાથીજ પોતાની સ્થિતિમાં રહ્યા એ ઘણું સારૂં થયું. અનેક પ્રકારના ભાવને ઉત્પન્ન કરતી અને અજિતેંદ્રિય પુરૂષોથી નહિ તરી શકાય એવી મારી માયાને તમશિવાય આસક્તિ પામેલો બીજો કયો પુરૂષ તરી શકે? હું કે જે સૃષ્ટિ વગેરેના કારણરૂપ છું તેના કાળરૂપ પ્રભાવનેલીધે વધતા-ઘટતા રજોગુણ વગેરે અંશવાળી આ મારી ગુણમય માયા તમારો પરાભવ નહિ કરે.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે શ્રીવત્સના ચિન્હવાળા ભગવાને સત્કાર કરેલા સદાશિવ ભગવાનની આજ્ઞા લઇ તેમને પ્રદક્ષિણા કરી પોતાના પાર્ષદોસહિત પોતાના સ્થાનકમાં ગયા. ત્યાં જઇને સઘળા ઋષિઓ સાંભળતાં માયાનાં સ્વરૂપભૂત પોતાની અર્ધાંગના પાર્વતીને સદાશિવે પ્રીતિપૂર્વક નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કેહેછે.— પરમદેવ, પરમ પુરૂષ અને અજન્મા ભગવાનની માયા તમે જોઈ?

કે જે માયાથી ભગવાનની વિભૂતિઓમાં ઉત્તમ અને સ્વતંત્ર હુંપણ મોહ પામ્યો ત્યારે બીજા પરતંત્ર લોકો મોહ પામે તેમાં તો શું જ કહેવું? હજાર વર્ષસુધી યોગ કરીને મેં જ્યારે સમાધિ ઉતારી હતી તે સમયમાં તમે આવીને જેના વિષયમાં મને પૂછયું હતું તે એ સાક્ષાત્ પુરાણપુરૂષને તમે જોયા, કે જેના સ્વરૂપમાં કાળ પ્રવેશ કરી શકતો નથી અને વેદની નિરૂપણ કરવાની શક્તિ ચાલતી નથી.

શુકદેવજી કેહેછે.– હે રાજા! આપ્રમાણે ભગવાનનો મહિમા મેં તમારી પાસે કહ્યો કે જે ભગવાને સમુદ્રમથનના સમયમાં પોતાની પીઠપર મોટા પર્વતને ધર્યો હતો. આ ભગવાનનાં ચરિત્રનું વારંવાર કીર્તન કરનાર અને શ્રવણ કરનાર પુરૂષનો ઉદ્યમ કોઈ દિવસ વ્યર્થ જતો નથી; કેમ કે ભગવાનના ગુણોનું વર્ણન, સંસારસંબંધી સઘળા પરિશ્રમોને મટાડનાર છે. જે ભગવાન્ કપટથી સ્ત્રીનો વેષ ધરી દૈત્યોને મોહ પમાડતાં, ઉત્તમ દેવતાઓ કે જેઓ દુષ્ટ પુરૂષોથી અગમ્ય અને ભક્તિથી પમાય એવાં પોતાનાં ચરણારવિંદને શરણે રહ્યા હતા તેઓને સમુદ્રમથનમાંથી ઉત્પન્ન કરેલું અમૃત પાયું તે, શરણાગતોના મનોરથોને પરિપૂર્ણ કરનાર ભગવાનને હું પ્રણામ કરૂંછું. ૪૮

**असदविषयमंघ्रिं भावगम्यं प्रपन्नानमृतममरवर्यानाशयत्सिंधुमथ्यम् । कपटयुवतिवेषो मोहयन्यः सुरारींस्तमहमुपसृतानां कामपूरं नतोऽस्मि ॥ ४८ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**मनुर्विवस्वतः पुत्रः श्राद्धदेव इति श्रुतः । सप्तमो वर्तमानो यस्तदपत्यानि मे शृणु ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.– સૂર્યનો પુત્ર અને શ્રાદ્ધદેવ એવા નામથી વિખ્યાત જે હાલ સાતમો મનુ વર્ત્તમાન છે તેનાં સંતાનનાં નામ મારી પાસેથી સાંભળો. ઇક્ષ્વાકુ, નભગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, નાભાગ, દિષ્ટ, કરૂષ, પૃષધ્ર અને વસુમાન એ દશ, વૈવસ્વત (શ્રાદ્ધદેવ) મનુના પુત્ર હતા. આદિત્ય, વસુ, રૂદ્ર, વિશ્વેદેવા, મરૂત, અશ્વિનીકુમાર અને ઋભુ એવા નામના દેવતાઓ છે. પુરંદર નામનો ઇંદ્ર છે. કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને ભરદ્વાજ એ સપ્તર્ષિઓ છે. આ મન્વંતરમાં પણ કશ્યપની સ્ત્રી અદિતિના ઉદરથી વિષ્ણુનો વામનજી નામે અવતાર થયો હતો. એ વામનજી અદિતિના પુત્રોમાં નાહાના હતા. મેં તમારીપાસે સાત મન્વંતર સંક્ષેપથી કહ્યા. હવે ભવિષ્ય મન્વંતરો કે જેઓમાં પણ ભગવાનના અવતાર થવાના છે તે કહીશ. સંજ્ઞા અને છાયા નામની વિશ્વકર્માની બે દીકરીઓ સૂર્યની સ્ત્રિયો છે કે જેઓવિષે તમારીપાસે આગળ કહ્યું છે. ત્રીજી વડવા નામની પણ સ્ત્રી હતી એમ કેટલાએક કેહેછે. તેઓમાં યમ, યમુના અને શ્રાદ્ધદેવ મનુ એ ત્રણ સંજ્ઞાનાં સંતાન છે. હવે છાયાનાં સંતાનવિષે સાંભળો. સાવર્ણિ, તપતી નામની કન્યા કે જે સંવરણ રાજાની સ્ત્રી હતી તે, અને ત્રીજો શનૈશ્ચર એ ત્રણ છાયાનાં સંતાન થયાં. વડવાના દીકરા બે અશ્વિનીકુમાર છે. આઠમા મન્વંતરમાં સાવર્ણિ મનુ થશે. નિર્મોક અને વિરજસ્ક વગેરે તેના પુત્રો થશે. સુતપસ્, વિરજસ્ અને અમૃતપ્રભ એવે નામે દેવતાઓ થશે. વિરોચનનો દીકરો બલિરાજા ઇંદ્ર થશે કે જેણે આ સાતમા મન્વંતરમાં માગવા આવેલા વિષ્ણુને ત્રણ પગલાં પૃથ્વી આપી હતી અને જે આઠમા મન્વંતરમાં ભગવાનની કૃપાથી મળેલી ઇંદ્રની

* આ તેરમા અધ્યાયમાં સાતમાથી માંડીને સઘળા મન્વંતરો કે જેઓમાં પ્રત્યેકના છ છ પ્રકાર છે તે જુદા જુદા કેહેવામાં આવશે.

પદવીને છોડીને મોક્ષ પામશે. એ બલિરાજાને ભગવાને પ્રથમ બાંધ્યો હતો પણ પાછા પ્રસન્ન થઇને તેમણેજ તેને સુતળ પાતાળમાં રાખતાં હમણાં તે ઈંદ્રની પેઠે ત્યાં રહ્યો છે. ગાલવ, દીપ્તિમાન, પરશુરામ, અશ્વત્થામા, કૃપાચાર્ય, ઋષ્યશૃંગ અને અમારા પિતા વેદવ્યાસ એ સાત મુનિઓ એ મન્વંતરમાં સપ્તર્ષિ થશે અને હમણાં પોતાના યોગના પ્રભાવથી પોતપોતાના આશ્રમોમાં બેઠા છે. દેવગુહ્યની સ્ત્રી સરસ્વતીના ઉદરથી સાર્વભૌમ એવે નામે ભગવાનનો અવતાર થશે તે પુરંદર (સાતમા મન્વંતરના ઈંદ્ર) પાસેથી ત્રૈલોક્યનું રાજ્ય હરીને બલિરાજાને આપશે. વરૂણનો દીકરો દક્ષસાવર્ણિ નવમો મનુ થશે. ભૂતકેતુ અને દીપ્તિકેતુ વગેરે તેના પુત્રો થશે. પાર અને મરીચિગર્ભ ઇત્યાદિક નામના દેવતાઓ થશે. અદ્‌ભુત નામનો ઈંદ્ર થશે. દ્યુતિમાન્ વગેરે સપ્તર્ષિઓ થશે અને આયુષ્યમાનની સ્ત્રી અંબુધારાના ઉદરથી ઋષભ એવા નામનો ભગવાનનો અવતાર થશે. એ ભગવાને અપાવેલાં ત્રૈલોક્યનાં રાજ્યને અદ્‌ભુત નામનો ઈંદ્ર ભોગવશે. ઉપશ્લોકનો દીકરો બ્રહ્મસાવર્ણિ દશમો મનુ થશે. ભુરિષેણ વગેરે તેના પુત્રો થશે. હવિષ્માન્, સુકૃત, સત્ય, જય અને મૂર્તિ એ પાંચ તથા ત્રણ બીજા સપ્તર્ષિઓ થશે. સુવાસન અને વિરૂદ્ધ ઇત્યાદિક નામના દેવતાઓ થશે. શુંભ એવા નામનો ઈંદ્ર થશે. પ્રજાપતિના ઘરમાં વિષૂચિ નામની સ્ત્રીના ઉદરથી વિષ્વકસેન નામે ભગવાનનો અંશાવતાર થશે તે ઈંદ્રની સહાયતા કરશે. ધર્મસાવર્ણિ નામનો અગિયારમો મનુ થશે. સત્ય-ધર્મ વગેરે દશ તેના પુત્રો થશે. વિહંગમ, કામગમ અને નિર્વાણરૂચિ એવા નામના દેવતાઓ થશે. વૈધૃતિ નામનો ઈંદ્ર થશે. અરૂણાદિક સપ્તર્ષિઓ થશે. આર્યકની સ્ત્રી વૈધૃતાના ઉદરથી ધર્મસેતુ એવે નામે ભગવાનનો અંશાવતાર થશે તે ત્રૈલોક્યનું પાલન કરશે. બારમો રૂદ્રસાવર્ણિ નામે મનુ થશે. દેવવાન્, ઉપદેવ અને દેવશ્રેષ્ઠ વગેરે તેના પુત્રો થશે. ઋતધામા એવે નામે ઈંદ્ર થશે. હરિત ઇત્યાદિક દેવતાઓ થશે. તપોમૂર્ત્તિ, તપસ્વી અને આગ્નીધ્રક વગેરે સપ્તર્ષિઓ થશે. સત્યરહસની સ્ત્રી સૂનૃતાનો પુત્ર સ્વધામા નામનો ભગવાનનો અંશાવતાર એ મનુના મન્વંતરનું રક્ષણ કરશે. દેવસાવર્ણિ નામનો તેરમો મનુ થશે. ચિત્રસેન અને વિચિત્ર ઇત્યાદિક તેના પુત્રો થશે. સુકર્મ અને સુત્રામ નામના દેવતાઓ થશે. દિવસ્પતિ નામે ઇંદ્ર થશે. નિર્મોક અને તત્ત્વદર્શી વગેરે સપ્તર્ષિઓ થશે. દેવહોત્રની સ્ત્રી બૃહતીના ઉદરથી યોગેશ્વર નામનો ભગવાનનો અંશાવતાર થશે તે દિવસ્પતિની સહાયતા કરશે. ચૌદમો ઇંદ્રસાવર્ણિ નામનો મનુ થશે. ઉરૂ અને ગંભીરબુદ્ધિ વગેરે તેના પુત્રો થશે. પવિત્ર અને ચાક્ષુષ નામના દેવતાઓ થશે. શુચિ નામનો ઈંદ્ર થશે. અગ્નિ, બાહુ, શુચિ, શુદ્ધ અને માગધ ઇત્યાદિક સપ્તર્ષિઓ થશે. સત્રાયણની સ્ત્રી વિશાલાના ઉદરથી બૃહદ્‌ભાનુ નામનો ભગવાનનો અંશાવતાર થશે તે કર્મકાંડની પ્રક્રિયાનો વિસ્તાર કરશે. હે પરીક્ષિત રાજા! ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન કાલનાં આ ચૌદે મન્વંતર તમારી પાસે કહ્યાં. યુગની હજાર ચોકડીમાં ચૌદે મન્વંતર પૂરાં થઇ રહેછે અને એ સઘળાં મળીને જે કાળ થાય તે કલ્પ કહેવાય એવો માપ થએલ છે. ૩૬

**राजंश्चतुर्दशैतानि त्रिकालानुगतानि ते ।**
**प्रोक्तान्येभिर्मितः कल्पो युगसाहस्रपर्ययः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

**मन्वंतरेषु भगवन् यथा मन्वादयस्त्विमे ।**
**यस्मिन् कर्मणि ये येन नियुक्तास्तद्वदस्व मे ॥**

પરીક્ષિતરાજા પૂછે છે.– હે મહારાજ! એ મન્વંતરોમાં મનુ અને ઇંદ્ર વગેરેને કયાં કામમાં કોણ જોડેછે અને તેઓ કેવી રીતે ચાલેછે તે મારી પાસે કહો.

શુકદેવજી કેહેછે.– હે રાજા! મનુ, મનુના પુત્રો, સપ્તર્ષિ, ઇંદ્ર અને દેવતાઓ એ સઘળા, ભગવાનના અંશાવતારની આજ્ઞામાં રહેછે. યજ્ઞાદિક જેઓ ભગવાનના અંશાવતાર કેહેવાયા તેઓની પ્રેરણાથી મનુ વગેરે લોકો જગતની મર્યાદાને ચલાવેછે. સપ્તર્ષિઓ ચાર યુગને છેડે કાળથી નાશ પામી ગએલા વેદના સમૂહોને પોતાના તપથી શોધી કહાડેછે, કે જે વેદ ઉપરથી સનાતન ધર્મ જાણવામાં આવેછે. પછી ભગવાનની આજ્ઞાપ્રમાણે સાવધાન રેહેનારા મનુઓ પોતપોતાના સમયમાં પૃથ્વીપર ચાર પાયાવાળો ધર્મ ચલાવેછે. મનુના પુત્રો કે જેઓ રાજા થાયછે તેઓ અને તેઓના પુત્ર-પૌત્રો મન્વંતર પૂરો થયાસુધી પૃથ્વીનું પાલન કરેછે. દેવતાઓ અને તેઓની સાથે જોડાએલાં બીજાંઓ, યજ્ઞસંબંધી ભાગોનું ગ્રહણ કરેછે. ઇંદ્ર, ભગવાને આપેલી ત્રૈલોક્યની ભારે સંપત્તિને ભોગવતાં ત્રણે લોકની રક્ષા કરેછે અને જગતમાં પોતાની ઇચ્છાપ્રમાણે વૃષ્ટિ કરેછે. ભગવાન્, સનકાદિક સિદ્ધલોકોના સ્વરૂપથી પ્રત્યેક યુગમાં જ્ઞાનનો ઉપદેશ કરેછે, યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓના સ્વરૂપથી કર્મનો ઉપદેશ કરેછે અને દત્તાત્રેયાદિક યોગેશ્વરના સ્વરૂપથી યોગનો ઉપદેશ કરેછે. પ્રજાપતિના રૂપથી સૃષ્ટિ કરેછે, રાજાઓના સ્વરૂપથી ચોરલોકોને મારેછે અને થંડી તથા ગરમી વગેરે જુદા જુદા ગુણવાળા કાળના સ્વરૂપથી સર્વેનો નાશ કરતા જાયછે. નામરૂપાત્મક માયાથી મોહ પામેલા લોકો અનેક પ્રકારનાં શાસ્ત્રોથી ભગવાનનું નિરૂપણ કરેછે તોપણ તે ભગવાન્ કોઇના જાણવામાં આવતા નથી. મહા કલ્પના પેટાના અવાંતર કલ્પનું આ પ્રમાણ મેં તમારી પાસે કહ્યું કે જે એક અવાંતર કલ્પમાં ચૌદ મન્વંતર થાયછે એમ પ્રાચીન વિદ્વાનોએ કહ્યું છે. ૧૧

**एतत्कल्पविकल्पस्य प्रमाणं परिकीर्त्तितम् ।**
**यत्र मन्वंतराण्याहुश्चतुर्दश पुराविदः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥ *

**बलेः पदत्रयं भूमेः कस्माद्धरिरयाचत ।**
**भूत्वेश्वरः कृपणवल्लब्धार्थोपि बबंध तम् ॥**

પરીક્ષિત રાજા પૂછે છે.–ભગવાને પોતે ઇશ્વર છતાં કૃપણની પેઠે બલિરાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વી શામાટે માગી? અને તેપ્રમાણે પોતાનું કામ થતાં પણ બલિરાજાને પાછો શામાટે બાંધ્યો? યજ્ઞેશ્વર ભગવાન્ કે જે પોતે પરિપૂર્ણ છે તે માગવા ગયા અને પાછો તેમણે બલિરાજાને નિરપરાધ છતાં બાંધ્યો એ વાત જાણવાને ઇચ્છિયે છિયે; કારણ કે તેમાં અમને મોટું કૌતુક છે.

શુકદેવજી કેહેછે.–ઇંદ્રે પરાજય પમાડીને મારી નાખેલો અને પાછો પોતાના ગુરૂ ભૃગુકુલના બ્રાહ્મણોએ જીવતો કરેલો ઉદાર મનનો બલિરાજા સર્વ પ્રકારે ધનનું અર્પણ કરીને તે શુક્રાચાર્ય વગેરે ભૃગુકુલના બ્રાહ્-

* આ ચૌદમા અધ્યાયમાં ભગવાનના સ્વાધીનમાં રેહેનારા મનુ વગેરેનાં યથાયોગ્ય જુદાં જુદાં કામનું વર્ણન કરવામાં આવશે.

* આ પંદરમા અધ્યાયમાં બલિરાજા પાસે શુક્રાચાર્યે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરાવ્યો, તે યજ્ઞના પ્રભાવથી બલિરાજા સ્વર્ગને જીત્યો અને બલિરાજાની બીકથી દેવતાઓ છુપાઈ ગયા, એ કથા કેહેવામાં આવશે.

ણોનું સેવન કરવા લાગ્યો. એ બલિરાજા કે જેને પાછો સ્વર્ગનો જય કરવાની ઇચ્છા હતી તેનો મોટા પ્રભાવવાળા અને પ્રસન્ન થએલા ભૃગુકુલના બ્રાહ્મણોએ મહાભિષેક નામના વિધિથી અભિષેક કરી તેની પાસે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરાવ્યો. એ યજ્ઞમાં હવિષ્યથી પૂજેલા અગ્નિમાંથી સુવર્ણના પાટાથી બાંધેલો રથ, ઇંદ્રના ઘોડાના જેવા રંગવાળા ઘોડા, સિંહના ચિન્હથી શોભતો ધ્વજ, સુવર્ણથી બાંધેલું દિવ્ય ધનુષ્ય, અખૂટ બાણવાળા ભાથા, અને દિવ્ય બખતર નીકળ્યાં. પ્રલ્હાદજીએ જેનાં ફૂલ કરમાય નહિ એવી માળા તેને આપી અને શુક્રાચાર્યે શંખ આપ્યો. એપ્રમાણે બ્રાહ્મણોએ જેને યુદ્ધની સામગ્રી સંપાદન કરી આપી અને સ્વસ્તિવાચન કર્યું એવો બલિરાજા તે બ્રાહ્મણોને પ્રદક્ષિણા તથા પ્રણામ કરી પ્રલ્હાદની પણ રજા લઇને તેને પગે લાગ્યો. પછી ભૃગુકુલના બ્રાહ્મણોએ આપેલા દિવ્ય રથમાં બેશી, બખતર પેહેરી, ધનુષ્ય, ખડ્ગ તથા ભાથાં ધરી સ્વર્ગ ઉપર ચડાઈ કરીને ચાલ્યો. સોનાના બાજુબંધથી જેના હાથ શોભતા હતા અને મકરાકૃતિ કુંડલ ઝળકતાં હતાં એવો રથમાં બેઠેલો મહારથી બલિરાજા કુંડમાં રહેલા અગ્નિની પેઠે શોભવા લાગ્યો. જેઓનાં ઐશ્વર્ય, બળ અને લક્ષ્મી પોતાના સરખાંજ હતાં એવા અને જાણે દૃષ્ટિઓથી આકાશને પીજતા હોય તથા દિશાઓને બાળી નાખતા હોય એવા મોટા મોટા દૈત્યોના યૂથપતિઓથી વીટાએલો બલિરાજા, દૈત્યોની મોટી સેના લઇને જાણે પૃથ્વી તથા આકાશને ધ્રુજાવતો હોય એવી રીતે ઇંદ્રની નગરી ઉપર ગયો. મોટી સમૃદ્ધિવાળી એ ઇંદ્રની નગરી મોટી શોભાવાળી નંદનાદિક વાડીઓ અને બગીચાઓથી બહુજ રમણીય લાગતી હતી. વાડીઓ અને બગીચાઓમાં પક્ષિઓનાં ટોળાં શબ્દ કરી રહ્યાં હતાં. મદોન્મત્ત ભ્રમરાઓ ગાયન કરતા હતા. કુંપળિયાં, ફળ અને ફૂલના મોટા બોજાથી દેવતાઈ વૃક્ષોની શાખાઓ નમી રહી હતી. હંસ, સારસ, ચક્રવાક, અને કારંડવ પક્ષીઓનાં ટોળાંઓથી વ્યાપ્ત થએલાં તળાવોમાં દેવ અને દેવાંગનાઓ ક્રીડા કરતાં હતાં. ખાઇના સરખી આકાશગંગાથી એ નગરી વીટાએલી હતી. ઉપર કોઠાવાળો અને ઉંચો સુવર્ણનો કીલ્લો અગ્નિ જેવો લાગતો હતો. જેઓના પાટા અને કમાડ સોનાનાં છે એવાં દ્વારો અને સ્ફટિકમણિના દરવાજા દીપી રહ્યા હતા. જુદા જુદા રાજમાર્ગો, અગણિત વિમાનો, સભા, ચોવટા, ગલીઓ, મણિમય ચોક, અને હીરા તથા પરવાળાની વેદીઓ, વિશ્વકર્માએ બનાવેલી એ નગરીમાં બહુજ શોભતાં હતાં. જેઓની અવસ્થા તથા સુકુમારતા નિરંતર એકસરખાંજ રેહેછે એવી, સ્વચ્છ વસ્ત્ર પેહેરનારી અને ભરજુવાનીવાળી સ્ત્રિયો, અગ્નિઓ જેમ જ્વાળાથી શોભે તેમ પોતાનાં રૂપથી શોભતી હતી. દેવતાઓની સ્ત્રિયોના કેશમાંથી પડી ગએલી નવીન કમળની માળાઓની સુગંધિવાળો પવન માર્ગમાં વાતો હતો. સુવર્ણનાં જાળિયાંઓમાંથી નીકળતા અને ધોળા અગરના સુગંધી ધૂપથી ઢંકાએલા માર્ગોમાં દેવતાઓની સ્ત્રિયો ચાલી જતી હતી. મોતીના ચંદરવા, મણિ અને સોનાની ધ્વજાઓ, નાના પ્રકારની પતાકાઓ, અને છાજલીઓ ચારેકોર દેખાઇ રહી હતી. મોર, પારેવાં અને ભ્રમરાઓ નાદ કરતાં હતાં. દેવતાઓની સ્ત્રીઓનાં મધુર ગાયનોથી મંગળસ્વરૂપ લાગતી હતી. મૃદંગ, શંખ, આનક, દુંદુભિ, તાલ, વીણા, મુરજ, ઋષ્ટિ અને વેણુ વગેરે વાજાં વાગી રહ્યાં હતાં. સુંદર નાચ અને ગાયન થઈ રહ્યાં હતાં. એ નગરીએ પોતાની કાંતિથી સૂર્યાદિક ગ્રહોની કાંતિને પણ જીતી લીધી હતી. અધર્મિષ્ઠ, ખલ, પ્રાણીઓના દ્રોહી, શઠ, અભિમાની, કામી અને લોભિયા પુરૂષો એ નગરીમાં

જઈ શકતા નથી અને એ દુર્ગુણ વિનાના લોકો જાયછે. એ દેવધાની નામની ઈંદ્રની નગરીને મોટી સેનાના સ્વામી બલિરાજાએ બહાર પોતાની સેનાથી ચારેકોર રોકી લીધી તથા આચાર્યે આપેલો મોટા શબ્દવાળો શંખ વગાડ્યો, કે જેથી ઈંદ્રની સ્ત્રિયોને ત્રાસ ઉત્પન્ન થયો. એ બળિરાજાનો મોટો ઉદ્યમ જાણીને સર્વ દેવતાઓ સહિત ઈંદ્રે બૃહસ્પતિને કહ્યું કે—'હે મહારાજ! આપણા પૂર્વના વૈરી બલિરાજાએ ભારે તૈયારી કરી છે અને ધારૂંછું કે હાલ એ કોઇનાથી જીતી શકાય એવો નથી. એનો આવો પ્રભાવ શા કારણથી વધ્યો છે? કોઈ પણ પુરૂષ કોઇ ઉપાયથી પણ હાલ એને પાછો પાડવાને સમર્થ નથી. જાણે મોઢાંથી જગતને પીજતો હોય, દશે દિશાઓને ચાટતો હોય અને દૃષ્ટિઓથી દિશાઓને બાળતો હોય એવો એ બળિરાજા પ્રલયકાલના અગ્નિની પેઠે ઉઠ્યો છે. આ મારો શત્રુ આવો જોરાવર કેમ થયો તેનું કારણ કહો કે જે કારણનેલીધે આ ઉદ્યમ કરાવનાર એનું શરીરબળ, મનોબળ, ઇંદ્રિયબળ તથા તેજ વધ્યાં છે.'

બૃહસ્પતિ કેહેછે.—હે ઈંદ્ર! આ શત્રુના વધારાનું કારણ જાણુંછું. બ્રહ્મવાદિ ભૃગુકુલના બ્રાહ્મણોએ પોતાના શિષ્ય બલિરાજાનું તેજ વધાર્યું છે. એક ઈશ્વર ભગવાનને મૂકીને તમારા જેવો બીજો અથવા તમે પોતે પણ, જેમ કાળની સામે ઉભવાને મનુષ્ય સમર્થ નથી તેમ આની સામે ઉભવાને સમર્થ નથી. એટલામાટે હાલ તો તમે સઘળા સ્વર્ગને છોડીને જતા રહો અને શત્રુનો સમય બદલાય તેની વાટ જોયા કરો. આ બલિરાજાનો ભાગ્યોદય અને પરાક્રમની વૃદ્ધિ બ્રાહ્મણોના જોરથી થએલ છે તો હવે એ જ્યારે એઓનુંજ અપમાન કરશે ત્યારે પરિવારસહિત નાશ પામશે.

(શુકદેવજી કેહેછે.) એપ્રમાણે કાર્યનો વિચાર કરનારા બૃહસ્પતિએ વિચાર આપતાં દેવતાઓ નજરમાં આવે એવાં રૂપ ધરી સ્વર્ગ છોડીને જતા રહ્યા. દેવતાઓ ભાગી ગયા પછી વિરોચનના દીકરા બલિરાજાએ દેવધાની નગરીમાં રહીને ત્રૈલોક્યને વશ્ય કર્યું. પછી શિષ્યની ઉપર પ્રેમ રાખનારા ભૃગુકુલના બ્રાહ્મણોએ જગતને જીતનારા અને પરમ સેવક એ પોતાના શિષ્ય બલિરાજાની ઈંદ્રપદવીને સ્થિર કરવામાટે સો અશ્વમેધ યજ્ઞ કરાવવાનો આરંભ કર્યો. યજ્ઞના પ્રભાવથી જેની કીર્ત્તિનો વિસ્તાર ત્રૈલોક્યમાં ફેલાઇ ગયો એવો ઉદાર મનનો બલિરાજા ચંદ્રની પેઠે શોભવા લાગ્યો અને પોતાને કૃતાર્થ જેવો માની બ્રાહ્મણોની કૃપાથી મળેલી મોટી રાજ્યલક્ષ્મીને ભોગવવા લાગ્યો. ૩૫

**बुभुजे च श्रियं स्वृद्धां द्विजदेवोपलंभिताम् ।**
**कृतकृत्यमिवात्मानं मन्यमानो महामनाः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एवं पुत्रेषु नष्टेषु देवमाताऽदितिस्तदा । हृते त्रिविष्टपे दैत्यैः पर्यतप्यदनाथवत् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે પોતાના પુત્રો છુપી જતાં અને દૈત્યોએ સ્વર્ગના રાજ્યનું હરણ કરી લેતાં દેવતાઓની મા અદિતિ અનાથની પેઠે પરિતાપ પામવા લાગી. એક દિવસે ઘણા કાળની સમાધિથી વિરામ પામેલા કશ્યપમુનિ, ઉત્સવ તથા આનંદવગરના અદિતિના આશ્રમમાં આવ્યા. તેણે આપેલાં આસનપર બેઠેલા અને રીતિપ્રમાણે તેણે સત્કાર કરેલા કશ્યપ મુનિએ રાંક મો-

* આ સોળમા અધ્યાયમાં પુત્રોની ખરાબી થવાથી શોક કરતી અદિતિને તેના પતિ કશ્યપ ઋષિએ તેની પ્રાર્થનાથી પયોવ્રતનો ઉપદેશ કર્યાની કથા કેહેવામાં આવશે.

ઢાંવાળી પોતાની સ્ત્રી અદિતિને પૂછ્યું કે.—

કશ્યપ પૂછેછે.—હે ભલી સ્ત્રી! જગતમાં હમણાં બ્રાહ્મણોનું, ધર્મનું કે મૃત્યુની આજ્ઞાને અનુસરનાર લોકોનું કાંઈ અકલ્યાણ તો નથી થયું? અથવા ઘર કે જેમાં સ્વધર્મ પાળવાનેલીધે યોગ કર્યા વગર પણ યોગનું ફળ થાયછે તેમાં ધર્મ, અર્થ કે કામસંબંધી કાંઇ ભુંડું થયું છે? અથવા તારે ઘેર આવેલા અતિથિઓ તું કુટુંબના કામમાં આસક્ત થવાનેલીધે તારાથી સામે ઉઠી ઉભું થવાનો પણ સત્કાર નહિ પામતાં પાછા વળી ગયા છે? છેલ્લીવારે જળથી પણ પૂજા પામ્યા વગર જે ઘરથી અતિથિઓ પાછા વળી જાય તે ઘરને શિયાળની ડબ જેવું સમજવું. અથવા હે સતિ! હું દૂર દેશમાં રેહેતાં કોઈ વખતે ચિંતાતુર થવાનેલીધે તારાથી સમયસર અગ્નિમાં હવિષ્યનો હોમ દેવાયો નથી? બ્રાહ્મણો અને અગ્નિ, સર્વ દેવના આત્મા ભગવાનનાં મુખરૂપ છે; કેમ કે એઓનું પૂજન કરવાથી ગૃહસ્થાશ્રમવાળાને ઇષ્ટ ફલ આપનારા શુભ લોકોની પ્રાપ્તિ થાયછે. હે મોટા મનવાળિ! તારા સઘળા પુત્રો તો કુશળ છે? તારાં શરીરનાં લક્ષણો ઉપરથી તું ચિંતાતુર અને અસ્વસ્થ છો એમ જણાયછે.

અદિતિ કેહેછે.—હે મહારાજ! બ્રાહ્મણો, ગાયો, ધર્મ અને લોકોનું કલ્યાણ છે. આ ઘર ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું ક્ષેત્ર છે તો તે ત્રિવર્ગમાં પણ કશી હાનિ થઇ નથી. હું તમારૂંજ ધ્યાન કરૂંછું તેના પ્રભાવથી અગ્નિ, અતિથિ, ચાકર-નોકર કે લાલચથી આવેલા ભિક્ષુકોસંબંધી કોઇ પણ કાર્યમાં મારી કશી ભૂલ થઈ નથી; સઘળું બરાબર છે. હે મહારાજ! હું કે જેને પ્રજાઓના અધ્યક્ષ આપ આપ્રમાણે ધર્મનો ઉપદેશ કરો છો તેના મનની કયી ઇચ્છા પરિપૂર્ણ ન થાય? હે મરીચિના પુત્ર! સત્ત્વ, રજ અને તમની પ્રકૃતિવાળી આ સઘળી પ્રજા તમારાજ મનથી અને શરીરથી ઉત્પન્ન થએલી છે. જોકે આપ એ અસુર વગેરે સઘળી પ્રજાઓને સરખાજ છો તોપણ સમર્થ પુરૂષ પોતાના ભક્તનું કલ્યાણ કરે એવી રીતિ છે. એટલામાટે હે નાથ! હું કે જે તમારી ભક્ત છું તેના કલ્યાણનો વિચાર કરો. હે પ્રભુ! અમે કે જેઓની લક્ષ્મી અને સ્થાનક શત્રુઓએ હરી લીધાં છે તેઓની રક્ષા કરો. શત્રુઓએ કાહાડી મૂકેલી હું દુઃખના સમુદ્રમાં ડુબી ગઈછું. પ્રબળ દૈત્યોએ મારાં ઐશ્વર્ય, લક્ષ્મી, યશ અને સ્થાનક હરી લીધાં છે તે એ સઘળાં જેવી રીતે મારા પુત્રોને પાછાં મળે એવી રીતનો વિચાર કરી અમારૂં કલ્યાણ કરો. કેમ કે આપ કલ્યાણ કરનારાઓમાં ઉત્તમ છો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે અદિતિએ પ્રાર્થના કરતાં કશ્યપઋષિએ જાણે હસતા હોય એવી રીતે તેને કહ્યું કે,—'અહો! ભગવાનની માયાનું બળ ભારે છે કે જેથી આ જગત્ સ્નેહથી બંધાઈ રહ્યુંછે. પાંચ ભૂતથી બનેલ અને જડ આ દેહ ક્યાં અને પ્રકૃતિ (દેહાદિક) થી પર આત્મા ક્યાં!! પતિ અને પુત્ર વગેરે કોનાં છે અને કોણ છે? આ બંધનમાં કેવળ મોહજ કારણ છે. સર્વ પ્રાણીઓના અંતર્યામી અને જગતના ગુરૂ પરમ પુરૂષ વિષ્ણુ ભગવાનની તું ભક્તિ કર. દીન ઉપર દયા કરનાર એ ભગવાન્ તારા મનોરથ પૂરા કરશે. ભગવાનની ભક્તિ જેવી સફળ થાયછે તેવી બીજાની ભક્તિ સફળ થતી નથી એવો મારો નિશ્ચય છે.'

અદિતિ કેહેછે.—હે મહારાજ! કયા વિધિથી મારે ભગવાનની ભક્તિ કરવી? સત્યસંકલ્પવાળા ભગવાન્, ભક્તિનો જે વિધિ કરવાથી મારા મનોરથને પરિપૂર્ણ કરે અને હું કે જે પુત્રોની સાથે પીડાઉંછું તેને તુરત પ્રસન્ન થાય એવો વિધિ મને કહો.

કશ્યપ કેહેછે.—મને જ્યારે પ્રજાની ઇચ્છા હતી ત્યારે મેં બ્રહ્માને પૂછતાં તેમણે ભગવાનને પ્રસન્ન કરવાનું જે વ્રત જેવી રીતે ક-

રવાનું મને કહ્યું હતું તે હું તારી પાસે કહું-છું. ફાગણ મહિનાના શુક્લપક્ષમાં બાર દિવસસુધી દૂધભર રહીને પરમ ભક્તિથી ભગવાનની પૂજા કરવી. અમાવાસ્યાને દિવસ જો મળી આવે તો સુવરે ઉખેડેલી માટીનું શરીરમાં લેપન કરી પ્રવાહમાં નહાવું અને મંત્ર બોલવો કે—'હે દેવિ? આદિવરાહ ભગવાને જગતની સ્થિતિ કરવાની ઇચ્છાથી પાતાળમાંથી તને બાહાર કહાડી છે. તને પ્રણામ કરૂંછું. મારા પાપનો નાશ કરજે.' પોતાના નિત્ય નૈમિત્તિક નિયમ પૂરા કરી સાવધાન રહીને મૂર્તિમાં, પૃથ્વીમાં, સૂર્યમાં, જલમાં, અગ્નિમાં અને ગુરૂમાં પણ ભગવાનની પૂજા કરવી. (આપ્રમાણે મંત્ર ભણવા.) 'સર્વ પ્રાણીઓના અંતર્યામી, વાસુદેવ, સાક્ષી, મહાપુરૂષ, અને ઐશ્વર્યવાળા આપને નમસ્કાર કરૂંછું. અપ્રકટ, સૂક્ષ્મ, આદિપુરૂષ, ચોવીશ તત્ત્વોને જાણનાર અને સાંખ્ય માર્ગના પ્રવર્ત્તાવનાર આપને પ્રણામ કરૂંછું. યજ્ઞ કે જેના ત્રણ પગ છે, બે માથાં છે, ચાર શીગડાં છે, સાત હાથ છે તથા જે ત્રણ વેદમાં બંધાએલ અને ફળનો વિસ્તાર કરનાર છે તેરૂપ આપને નમસ્કાર કરૂંછું. શિવ, રૂદ્ર, શક્તિઓને ધરનાર, સઘળી વિદ્યાઓના અધિપતિ અને ભૂતના પતિ આપને વારંવાર પ્રણામ કરૂંછું. હિરણ્યગર્ભ, પ્રાણરૂપ, જગતના આત્મા, યોગના હેતુ અને યોગૈશ્વર્ય જેનું શરીર છે એવા આપને વારંવાર નમસ્કાર કરૂંછું. આદિદેવ, સાક્ષિભૂત, અને નરનારાયણ ઋષિરૂપ જે આપ વિષ્ણુ છો તેમને વારંવાર નમુંછું. મરકતમણિની પેઠે શ્યામ શરીરવાળા, પીતાંબર, કેશવ અને જેને લક્ષ્મી પ્રાપ્ત થએલ છે એવા આપને વારંવાર નમુંછું. હે વર આપનારાઓમાં ઉત્તમ! હે સર્વોત્તમ! આપ પુરૂષોને સઘળા વર દેનાર છો એટલામાટે ધીર લોકો કલ્યાણનેસારૂ આપના ચરણની રજને સેવેછે. જાણે ચરણરૂપ કમળના સુગંધને ઇચ્છતાં હોય એવી રીતે દેવ અને લક્ષ્મી જેની સેવા કર્યા કરેછે તે ભગવાન્ મને પ્રસન્ન થજો.' આવાહનથી સત્કાર કરેલા ભગવાનને એ મંત્રોથી પાદ્ય તથા આચમન વગેરે આપી શ્રદ્ધાથી પૂજન કરવું. ગંધ અને પુષ્પાદિકથી પૂજન કરીને ભગવાનને દૂધથી નવરાવવા. પછી વસ્ત્ર, ઉપવીત, આભરણ, પાદ્ય, આચમન, ગંધ અને ધૂપ વગેરે ઉપચાર દ્વાદશાક્ષર મંત્રથી અર્પણ કરીને પૂજન કરવું. જો શક્તિ હોય તો ઘી અને ગોળસહિત દૂધપાકનું નૈવેદ્ય ધરી તેજ પદાર્થનો દ્વાદશાક્ષર મંત્રથી હોમ કરવો. જે નૈવેદ્ય ધરેલું હોય તે ભગવાનના ભક્તને આપી દેવું અથવા પોતે જમી જવું. આચમન દઇ, પૂજન કરી પછી તાંબૂલનું નિવેદન કરવું. એકસો ને આઠ વાર મંત્રનો જપ કરવો. આગળ કહેલી અને બીજી પણ સ્તુતિ કરવી. પ્રદક્ષિણા ફરીને આનંદથી પૃથ્વીઉપર દંડવત્ પ્રણામ કરવા. ભગવાનનું જે નિર્માલ્ય હોય તે પોતાના મસ્તક ઉપર ધરી લઇને ભગવાનને સ્થાનકમાં પધરાવવા. ઓછામાં ઓછા બે બ્રાહ્મણને યથાયોગ્ય રીતે દૂધપાકથી જમાડવા. સત્કાર કરેલા બ્રાહ્મણોની રજા લઇને બાકી રહેલું અન્નાદિક પોતાના બંધુઓની સાથે જમવું. બ્રહ્મચર્ય વ્રતથી તે રાત્રિ કહાડીને બીજે દિવસે વળી સવારમાં નાહી, પવિત્ર થઇને ઉપર કહેલા પ્રકારથી સાવધાનપણે યથાવિધિ દૂધથી નવરાવીને પૂજા કરવી. આ પ્રમાણે વ્રત પુરૂં થાય ત્યાંસુધી રોજ કર્યા કરવું. વિષ્ણુના પૂજનમાં પ્રીતિ રાખી દૂધ પીને આ વ્રત કરવું. પયોવ્રત કરનારા માણસે આગળ કહ્યાપ્રમાણે હોમ અને બ્રાહ્મણભોજન બાર દિવસ સુધી રોજ કરવાં. પડવેથી માંડીને શુક્લ પક્ષની તેરશ આવે ત્યાંસુધી ભગવાનનું આરાધન, હોમ, પૂજન અને બ્રાહ્મણભોજન કરવાં. બ્રહ્મચર્ય પાળવું, ધરતીપર સુવું, ત્રણે સમયમાં નાહાવું, ખોટા

ભાષણનો ત્યાગ કરવો, નાહાના-મોટા ભોગ ભોગવવા નહિ, કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ. ભગવાનને પરાયણ રહ્યા કરવું, તેરશને દિવસે વિધિ જાણનારા બ્રાહ્મણો પાસે શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે પંચામૃતથી ભગવાનને નવરાવવા અને ધનનો લોભ છોડી દઇને મહા પૂજા કરવી. શિપિવિષ્ટ નામના વિષ્ણુનેસારૂ દૂધમાં ચરૂ રાંધીને સાવધાન રહી તે ચરૂથી ભગવાનનું યજન કરવું. એક પુરૂષ સારી રીતે તૃપ્ત થાય તેટલું અતિ સુંદર નૈવેદ્ય ધરવું. જ્ઞાનવાળા આચાર્યને અને ઋત્વિજોને વસ્ત્ર, આભરણ અને ગાયોના દાનથી રાજી કરવા; કેમ કે એથી ભગવાન્ પ્રસન્ન થાયછે. એઓને, બીજા બ્રાહ્મણોને અને જે કોઈ ત્યાં આવી નીકળ્યા હોય તેઓને પણ ગુણવાળાં સારાં અન્નથી જમાડવા. ગુરૂને અને ઋત્વિજોને યથાયોગ્ય દક્ષિણા આપવી. આવી નીકળેલા ચાંડાલપર્યંત લોકોને પણ અન્નાદિકથી રાજી કરવા. સઘળા લોકો અને દીન, અંધ તથા કંગાળો પણ જમી રહ્યા પછી એથી ભગવાન્ પ્રસન્ન થાયછે એમ જાણી પોતાના બંધુઓની સાથે જમવું. નાચ, વાજંત્ર, ગાયન, સ્તુતિઓ, સ્વસ્તિવાચન અને કથાઓથી રોજ ભગવાનની પૂજા કરાવવી. જેથી ભગવાન્ પ્રસન્ન થાય એવું આ ઉત્તમ પયોવ્રત મારી પાસે બ્રહ્માએ કહ્યું હતું અને મેં તારી પાસે કહ્યું. હે ભાગ્યશાળિ અદિતિ! જિતેંદ્રિય થઇને અને અંતઃકરણ શુદ્ધ રાખીને તું પણ વિધિસહિત આ વ્રત કરવારૂપ ભગવાનની ભક્તિ કર. આ વ્રત સર્વ યજ્ઞરૂપ, સર્વ વ્રતરૂપ, તપના સારરૂપ અને સર્વ દાનરૂપ હોવાથી ઈશ્વરને પ્રસન્ન કરનાર છે. જેથી ભગવાન્ પ્રસન્ન થાય તેજ ખરા નિયમ, ખરા યમ, ખરૂં તપ, ખરૂં દાન, ખરૂં વ્રત અને ખરો યજ્ઞ છે. એટલામાટે હે ભલી સ્ત્રી! તું સાવધાન રહીને શ્રદ્ધાથી આ વ્રત કર અને એ વ્રત કરવાથી ભગવાન્ પ્રસન્ન થઇને તારા મનોરથ પરિપૂર્ણ કરશે. ૬૨

**तस्मादेतद् व्रतं भद्रे प्रयता श्रद्धया चर।**
**भगवान् परितुष्टस्ते वरानाशु विधास्यति॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इत्युक्ता साऽदिती राजन् स्वभर्त्रा कश्यपेन वै।**
**अन्वतिष्ठद् व्रतमिदं द्वादशाहमतंद्रिता॥ १॥**

શુકદેવજી કેહેછે.– હે રાજા! એપ્રમાણે પોતાના પતિ કશ્યપ ઋષિએ ઉપદેશ કરતાં અદિતિએ આલસ્ય છોડી દઇને એ બાર દિવસનું વ્રત કર્યું. બુદ્ધિની સહાયતાથી મનવડે ઈંદ્રિયરૂપી દુષ્ટ ઘોડાઓનો નિગ્રહ કરી એકબુદ્ધિથી મહાપુરૂષ ભગવાનનું ચિંતન કરતી અદિતિએ એકાગ્ર બુદ્ધિથી સર્વના આત્મા વાસુદેવ ભગવાનમાં મન રાખીને પયોવ્રત કર્યું. એ વ્રતના પ્રભાવથી પીતાંબર, ચાર બાહુવાળા અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર ભગવાન્ અદિતિની પાસે પ્રકટ થયા. ભગવાનને પ્રકટ થએલા જોઇ પ્રીતિથી વિહ્વલ થએલી અદિતિ, આદરપૂર્વક તુરત ઉઠીને શરીરથી પૃથ્વીઉપર દંડની પેઠે પડીને પગે લાગી. એ અદિતિ ધરતીપરથી ઉઠીને હાથ જોડી સ્તુતિ કરવાને તૈયાર થઈ પણ આનંદનાં આંસુથી નેત્ર ભરાઇ જવાનેલીધે, શરીરમાં રૂવાણાં ઉભાં થઇ જવાનેલીધે અને ભગવાનના દર્શનના મોટા ઉત્સવથી શરીરમાં કંપ થવાનેલીધે સ્તુતિ નહિ કરી શકતાં કેટલીક વાર ચૂપ ઉભી રહી. પછી લક્ષ્મીના પતિ, યજ્ઞોના પતિ અને જગતના પતિ ભગવાનને

---

* આ સત્તરમા અધ્યાયમાં અદિતિએ પયોવ્રત કરતાં તેના મનોરથ પરિપૂર્ણ કરવાસારૂ પ્રથમ ભગવાન્ તેના પુત્ર થયા, એ કથા કેહેવામાં આવશે.

નેત્રથી જાણે પીતી હોય એમ જોયા કરતી અદિતિએ ધીરે ધીરે પ્રીતિપૂર્વક ગદ્ગદ વાણીથી ભગવાનની સ્તુતિ કરી.

અદિતિ સ્તુતિ કરેછે.–હે યજ્ઞેશ્વર ! હે યજ્ઞપુરૂષ ! હે અચ્યુત ! હે તીર્થપાદ ! હે તીર્થરૂપી યશવાળા ! હે શ્રવણમાત્રથી મંગળ કરનારાં નામવાળા ! હે શરણાગત લોકોનાં દુઃખ મટાડવાસારૂ પ્રકટ થનારા ! હે ઈશ્વર ! અમારૂં કલ્યાણ કરો; કેમ કે આપ દીનબંધુ છો. જગતરૂપ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહારના કરનાર, પોતાની ઈચ્છાપ્રમાણે ઘણી શક્તિવાળી માયાના ગુણોનું ગ્રહણ કરનાર, વ્યાપક, સ્વરૂપમાં રેહેનાર, અને નિરંતર વૃદ્ધિ પામેલા પૂર્ણ બોધથી પોતાના સ્વરૂપમાં જેણે માયાનો નિરાસ કર્યો છે એવા આપ વિષ્ણુને પ્રણામ કરૂંછું. હે અનંત ! આપની પ્રસન્નતાથી મનુષ્યોને મોટું આયુષ્ય, સુંદર શરીર, અતિશયિત લક્ષ્મી, સ્વર્ગનું રાજ્ય, પૃથ્વીનું રાજ્ય, પાતાળનું રાજ્ય, સઘળી સિદ્ધિઓ, ધર્મ, અર્થ, કામ અને ઉત્તમ જ્ઞાનરૂપ મોક્ષ પણ મળેછે ત્યારે શત્રુઓને જીતી લેવા વગેરે બીજા મનોરથો પૂર્ણ થાય તેમાં તો શુંજ કેહેવું ?

શુકદેવજી કેહેછે.– હે રાજા ! અદિતિએ એપ્રમાણે સ્તુતિ કરતાં કમળસરખાં નેત્રવાળા અને સર્વ પ્રાણીઓના મનને જાણનાર ભગવાન્ નીચેપ્રમાણે બોલ્યા.

ભગવાન્ કેહેછે.– હે દેવતાઓની મા ! શત્રુઓએ જેઓની લક્ષ્મી હરી લીધી છે અને સ્થાનથી ભ્રષ્ટ કરેલા છે એવા તમારા પુત્રોના સંબંધમાં તમારી જે ઘણા કાળની ઇચ્છા છે તે મેં જાણેલી છે. મદોન્મત્ત થએલા એ મોટા દૈત્યોને યુદ્ધમાં જીતી લઈ જેઓને જય તથા લક્ષ્મી મળી હોય એવા પુત્રોની સાથે એક સ્થલમાં રેહેવાની તમારી ઇચ્છા છે; જેઓમાં ઇંદ્ર મોટો છે એવા તમારા પુત્રો યુદ્ધમાં શત્રુઓને મારે અને તે શત્રુઓની સ્રિયો દુઃખથી રોતી હોય તેઓને પાસે જઇને જોવાની તમારી ઇચ્છા છે; તમારા પુત્રો સારી સમૃદ્ધિ પામી અને યશ તથા લક્ષ્મીને પાછી મેળવી સ્વર્ગમાં રહીને રમતા હોય તે જોવાની તમારી ઇચ્છા છે; પરંતુ હે દેવિ ! એ દૈત્યોના યૂથપતિઓ હમણાં કોઈ રીતે જીતી શકાય એવા નથી એમ હું ધારૂંછું; કેમ કે જેઓને હમણાં કાળ અનુકૂલ છે એવા બ્રાહ્મણો તેઓની રક્ષા કરેછે. એવાઓની ઉપર પરાક્રમ ચલાવવામાં સુખ મળેજ નહિ; તોપણ તમે વ્રત કરીને મને પ્રસન્ન કરેલ છે તેથી મારે કોઈ ઉપાય શોધવોજ જોઇએ. કેમ કે મારૂં પૂજન કે જે ઇચ્છાપ્રમાણે ફળ આપનાર છે તે વૃથા થવું નહિ જોઇએ. તમે પોતાના પુત્રોની રક્ષાનેમાટે પયોવ્રતથી મારી યોગ્ય પૂજા કરી છે અને સ્તુતિ કરી છે માટે પોતાના અંશથી કશ્યપ મુનિના વીર્યમાં આવી તમારો પુત્ર થઇને તમારા પુત્રોની રક્ષા કરીશ. પતિના શરીરમાં આવાજ રૂપથી હું રહ્યોછું એવી ભાવના કરી નિર્દોષ કશ્યપ પ્રજાપતિ કે જે તમારા પતિ છે તેનું સેવન કરો. આ વાત તમને કોઈ પૂછે તોપણ તમારે કોઇની પાસે કેહેવી નહિ; કેમ કે દેવતાઓની રહસ્ય વાત ગુપ્ત રેહે તોજ તે સઘળી સિદ્ધ થાયછે.

શુકદેવજી કેહેછે.– એટલું કહી ભગવાન્ ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. પછી અદિતિએ બીજાને દુર્લભ ભગવાનનો જન્મ પોતાના શરીરથી થવાનું વરદાન પામી પોતાને કૃતાર્થ માનીને પરમ ભક્તિથી પોતાના પતિ કશ્યપનું સેવન કર્યું. અમોઘ જ્ઞાનવાળા કશ્યપ પ્રજાપતિએ પોતામાં ભગવાનનો અંશ પેઠાનું સમાધિના પ્રભાવથી જાણી લીધું. સાવધાન મનવાળા કશ્યપ પ્રજાપતિએ, વાયુ જેમ કાષ્ઠમાં અગ્નિને નાખે તેમ તપના પ્રભાવથી ઘણા દિવસનું એકઠું કરેલું વીર્ય અદિતિમાં નાખ્યું. અદિતિના

ગર્ભમાં પુરાણ ભગવાનને પધાર્યા જાણી બ્રહ્માએ ગુહ્ય નામથી તેમની ગર્ભસ્તુતિ કરી.

બ્રહ્મા સ્તુતિ કરેછે.– હે ઉરૂગાય ! હે ભગવાન્ ! હે ઉરૂક્રમ ! તમેં જય પામો. તમને પ્રણામ કરૂંછું. બ્રહ્મણ્યદેવ અને ત્રણ ગુણમય આપને વારંવાર નમુંછું. વેદમાં પ્રકાશતા, જેના ઉદરમાં ત્રણે લોક છે એવા, ત્રણ લોકથી ઉપર રેહેનાર, જીવોના અંતર્યામી અને અદિતિના પૃશ્નિ નામના પૂર્વજન્મમાં પણ જે તેના ગર્ભમાં રહ્યા હતા એવા આપ વિષ્ણુને પ્રણામ કરૂંછું. આ જગતના આદિ, અંત અને મધ્ય રૂપ આપજ છો કે જે આપને વેદના મંત્રો અનંત શક્તિવાળા પુરૂષ કેહેછે. ગંભીર પ્રવાહ જેમ પોતાની અંદર પડેલા ખડ વગેરે પદાર્થને ખેંચી જાય તેમ કાળરૂપ આપ પણ પોતામાં રહેલાં જગતને ખેંચી જાઓછો. સ્થાવર-જંગમ પ્રજા અને પ્રજાપતિઓને ઉત્પન્ન કરનાર તમે છો. હે દેવ ! પાણીમાં ડૂબતા મનુષ્યને જેમ વહાણ પરમ શરણરૂપ છે તેમ સ્વર્ગથી ભ્રષ્ટ થએલા દેવતાઓને આપ પરમ શરણરૂપ છો.

**त्वं वै प्रजानां स्थिरजंगमानां प्रजापतीनामसि संभविष्णुः । दिवौकसां देव दिवश्च्युतानां परायणं नौरिव मज्जतोप्सु २८**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इत्थं विरंचस्तुतकर्मवीर्यः प्रादुर्बभूवामृतभूरदित्याम् । चतुर्भुजः शंखगदाब्जचक्रः पिशंगवासा नलिनायतेक्षणः ॥ १ ॥**

* આ અઢારમા અધ્યાયમાં સઘળાઓએ સત્કાર કરેલા ભગવાન્ વામનરૂપ ધરીને બલિરાજાનાં યજ્ઞમાં ગયા અને બલિરાજાએ તેમને વર માગી લેવાનું કહ્યું, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કહેછે.– એપ્રમાણે બ્રહ્માએ જેનાં કર્મ અને પ્રભાવનું વર્ણન કર્યું એવા, જન્મ-મરણથી રહિત, ચાર ભુજાવાળા, શંખ, ચક્ર, ગદા અને કમળને ધારણ કરનાર, પીળાં વસ્ત્રવાળા અને કમળજેવાં વિશાળ નેત્રવાળા ભગવાન્ અદિતિના ઉદરથી પ્રકટ થયા. એ મહાપુરૂષ ભગવાનની કાંતિ શ્યામસુંદર હતી; મકરાકૃતિ કુંડળની કાંતિથી મુખારવિંદ બહુજ શોભતું હતું; વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું ચિન્હ હતું; કંકણ, બાજુબંધ, મુકુટ, કટિમેખલા અને ઝાંઝર શોભી રહ્યાં હતાં; જેમાં અનેક ભ્રમરાઓ ગુંજાર કરતા હતા એવી વનમાળા ધરી હતી; પોતાની કાંતિથી કશ્યપ મુનિના ઘરના અંધારાને મટાડતા હતા અને કંઠમાં કૌસ્તુભમણિ ધર્યો હતો. એ ભગવાનના જન્મસમયમાં દિશાઓ અને જલાશયો સ્વચ્છ થઇ ગયાં. પ્રજાઓમાં આનંદ વર્તી રહ્યો. ઋતુઓમાં યોગ્ય ગુણ દેખાયા. સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી, દેવ, ગાયો, બ્રાહ્મણો, પક્ષિઓ અને પર્વતો પ્રસન્ન દેખાયાં. શ્રવણ નક્ષત્રવાળી ભાદરવા મહીનાના શુક્લ પક્ષની બારશને દિવસે અભિજિત મુહૂર્ત્તના સમયમાં તેમનો જન્મ થયો. એ સમયમાં નક્ષત્ર અને તારા વગેરે સઘળાં અનુકૂલ હતાં. બારશને દિવસે બરાબર મધ્યાન્હસમયમાં ભગવાનનો જન્મ થયો. એ બારશનું વિજયાદ્વાદશી એવું નામ કેહેવાયછે. શંખ, દુંદુભિ, મૃદંગ, પણવ અને આનક વાગવા લાગ્યાં. વિચિત્ર વાજંત્ર અને તૂર્યનો ભારે શબ્દ થઇ રહ્યો. અપ્સરાઓ આનંદથી નાચવા લાગી. ઉત્તમ ગંધર્વો ગાયન કરવા લાગ્યા. મુનિ, દેવ, મનુ, પિતૃ અને અગ્નિઓ સ્તુતિ કરવા લાગ્યા. સિદ્ધ, વિદ્યાધર, કિંપુરૂષ, કિન્નર, ચારણ, યક્ષ, રાક્ષસ, ગરૂડ અને મોટા નાગ પ્રસન્ન થયા. ગાતા, વખાણતા અને નાચ કરતા ગંધર્વાદિક, અદિતિના આશ્રમને ફૂ-

લથી વધાવવા લાગ્યા. પોતાના ગર્ભથી ઉત્પન્ન થએલા એ પરમપુરૂષ ભગવાનને જોઇને અદિતિને વિસ્મયસહિત આનંદ પ્રાપ્ત થયો. પોતાની યોગમાયાથી જેણે દેહ ધર્યો છે એવા ભગવાનને જોઇ વિસ્મય પામેલા કશ્યપ પ્રજાપતિએ પણ 'જય જય' એમ કહ્યું. અદ્ભુત લીલાવાળા અને અવ્યક્ત ચૈતન્યરૂપ ભગવાન્, વિભૂષણ અને આયુધોવાળું જે સ્વરૂપ ધરીને પ્રકટ થયા હતા તેજ સ્વરૂપથી પોતે, માતાપિતા જોતાં છતાં વામન બટુક થયા. એ વામન બટુકને જોઇને રાજી થતા મોટા ઋષિઓએ બ્રહ્માને અગ્રણી કરીને સઘળા જાતકર્માદિક સંસ્કાર કરાવ્યા. વામનજીને જનોઈ દીધું તે સમયે સૂર્યે ગાયત્રી મંત્રનો ઉપદેશ કર્યો, બૃહસ્પતિએ જનોઇ પેહેરાવ્યું, કશ્યપે મેખળા દીધી, પૃથ્વીએ કાળિયાર મૃગનું ચર્મ આપ્યું, વનના પતિ ચંદ્રમાએ ખાખરાનો દંડ આપ્યો, અદિતિએ કૌપીન આપ્યું, સ્વર્ગે છત્ર આપ્યું, બ્રહ્માએ કમંડલુ દીધું, સપ્તર્ષિઓએ દર્ભ દીધા, અને સરસ્વતીએ ફેરવવાની માળા આપી. એપ્રમાણે ઉપનયનસંસ્કાર કરેલા વામનજીને કુબેરજીએ ભિક્ષાનું પાત્ર આપ્યું અને સાક્ષાત્ જગદંબા પાર્વતીએ ભિક્ષા આપી. એપ્રમાણે સઘળાઓએ માન આપેલા ઉત્તમ વામનજી બટુક, અનેક બ્રહ્મર્ષિઓ જેમાં બેઠા હતા એવી સભામાં બ્રહ્મતેજથી, સહુથી વધારે શોભવા લાગ્યા. આધાન કરી દીપ્ત કરેલા અગ્નિમાં પરિસમૂહન, પરિસ્તરણ તથા પૂજન કરી વામનજીએ સમિધનો હોમ કર્યો. પછી બલિરાજાને ભૃગુકુલના બ્રાહ્મણો સો અશ્વમેધ યજ્ઞ કરાવેછે અને તે બહુજ વૃદ્ધિ પામ્યોછે એ વાત સાંભળી સર્વ બળથી પરિપૂર્ણ અને પોતાના ભારથી પગલે પગલે ધરતીને નમાવતા વામનજી તે યજ્ઞમાં ગયા. નર્મદા નદીના ઉત્તર તટમાં ભૃગુકચ્છ (ભરૂચ) નામના ક્ષેત્રમાં બલિરાજાને યજ્ઞ કરાવતા એ ભૃગુકુલના ઋત્વિજ બ્રાહ્મણોએ જાણે સમીપમાં સૂર્ય ઉગ્યો હોય એવા વામનજીને દીઠા. ઋત્વિજ બ્રાહ્મણો, યજમાન અને સભાસદો કે જેઓનાં તેજ વામનજીના તેજથી ઝાંખાં પડી ગયાં તેઓ તર્ક કરવા લાગ્યા કે આ તે યજ્ઞ જોવાની ઇચ્છાથી સૂર્ય આવેછે? અગ્નિ આવેછે? કે સનત્કુમાર આવેછે? એ રીતે શિષ્યસહિત ભૃગુકુલના બ્રાહ્મણો અનેક પ્રકારના તર્ક કરતાં દંડ, છત્ર અને જળભરેલા કમંડલુને ધારણ કરનારા વામનજી ભગવાન્ યજ્ઞના મંડપમાં પધાર્યા. મુંજની મેખળાથી વીંટાએલા, જટાધારી અને જેણે મૃગચર્મરૂપી ઉત્તરીય જનોઈની પેઠે ધરી લીધું હતું એવા એ માયાથી બટુક બ્રાહ્મણ બનેલા વામનજી ભગવાનને પધાર્યા જોઈ તેમના તેજથી અંજાઈ ગએલા શિષ્યસહિત ભૃગુકુલના બ્રાહ્મણો અને યજ્ઞના અગ્નિઓએ સામે ઉભા થઇને તેમને માન આપ્યું. મનને ગમે એવા, રૂપાળા અને રૂપને મળતાજ જેના અવયવો છે એવા વામનજીને જોઇને રાજી થએલા યજમાન બલિરાજાએ તેમને આસન આપ્યું. ભલે પધાર્યા એમ વચનથી સત્કાર કરી એ વામનજી બટુક જે સંગરહિત અને પ્યારા લાગે એવા હતા તેમનાં ચરણ ધોઇને બલિરાજાએ પૂજા કરી. લોકોના પાપને મટાડનાર અને મહામંગલરૂપ તેમના ચરણારવિંદ ધોયાનું જળ કે જેને દેવના ઇંદ્રમૌલિ સદાશિવે પણ પરમભક્તિથી પોતાના મસ્તક ઉપર ધર્યુંછે તેને ધર્મ જાણનારા બલિરાજાએ પોતાના માથાપર ચડાવ્યું.

બલિરાજા કહેછે.— હે મહારાજ! આપ ભલે પધાર્યા. હું આપને નમસ્કાર કરૂંછું. આપ જે આજ્ઞા કરો તે કરવાને તૈયાર છું. આપ બ્રહ્મર્ષિઓનું સાક્ષાત્ તપજ જાણે દેહ ધરીને આવ્યું હોય એવા આપને માનુંછું. આપ અમારે ઘેર પધાર્યા તેથી આજ અમારા પિતૃ તૃપ્ત થયા, અમારૂં કુલ પવિત્ર થયું અને આ યજ્ઞ પણ સાંગોપાંગ થયો. હે

બ્રાહ્મણના પુત્ર! આજ મારા અગ્નિમાં યથાવિધિ હોમ થયો અને હું કે જેનાં પાપ આપના ચરણુ ધોયાના જળથી નાશ પામ્યાં તેની આ પૃથ્વી પણ આપનાં નાહાનાં નાહાનાં પગલાંથી પવિત્ર થઇ!! હે બટુક બ્રહ્મચારી! જે તમારી ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો. તમે કાંઇક માગવા આવ્યાછો એમ ધારૂંછું. હે મહાપૂજ્ય! ગાય, સોનું, ગુણવાળું સુંદર ઘર, અન્નપાન, બ્રાહ્મણની કન્યા, સમૃદ્ધિવાળાં ગામ, ઘોડા, હાથી અથવા રથ, એમાંનું જે કાંઈ જોતું હોય તે મારી પાસેથી લ્યો.

**गां काचनं गुणवद्धाममृष्टं तथाऽन्नपेयमुत वा विप्रकन्याम्। ग्रामन् समृद्धांस्तुरगान् गजान्वा रथांस्तथार्हत्तम संप्रतीच्छ ॥३२॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इति वैरोचनेर्वाक्यं धर्मयुक्तं ससूनृतम्। निशम्य भगवान् प्रीतः प्रतिनंद्येदमब्रवीत्॥**

શુકદેવજી કહેછે.– એપ્રમાણે ધર્મસહિત અને મધુરતા ભરેલું બલિરાજાનું વચન સાંભળી રાજી થએલા ભગવાન્, તેનો સત્કાર કરી નીચેપ્રમાણે બોલ્યા.

ભગવાન્ કહેછે.[1]– હે રાજા! તમે કે જેને ધર્મસંબંધી કામમાં ભૃગુકુલના બ્રાહ્મણો અને કુલમાં વૃદ્ધ પરમ શાંતિવાળા પ્રલ્હાદજી પ્રમાણરૂપ છે તેમનું આ વચન કુળને ઘટે તેવું, ધર્મસહિત અને કીર્ત્તિ આપનારૂં છે. આ તમારા કુળમાં માગનારને 'નહિ આપું' એમ કેહેનાર નમાલો પુરૂષ અને પ્રથમ હા કહીને પછી ન દેનાર કૃપણ પુરૂષ કોઈ થયોજ નથી. દાન દેવાની અથવા યુદ્ધ દેવાની કોઇએ માગણી કરતાં પાછું જોનારા અને કંગાળ મનવાળા કોઈપણ રાજા તમારા કુલમાં થયા નથી; કે જે કુળમાં પ્રલ્હાદજી પોતાના નિર્મળ યશથી આકાશમાં ચંદ્રમાની પેઠે શોભેછે. આ કુલમાં જન્મેલો હિરણ્યાક્ષ ગદા લઇને દિગ્વિજય કરવાસારૂ એકલોજ આ પૃથ્વીમાં ફરતાં તેનો કોઇપણ સામો લડનાર મળ્યો ન હતો. પાતાળમાંથી પૃથ્વીને બહાર લાવતી વખતે વિષ્ણુને તે સામો મળતાં જોકે વિષ્ણુએ તેને માંડ માંડ જીતી લીધો હતો તોપણ તેના પરાક્રમનું સ્મરણ આવવાથી પોતાની જીત થએલી નહિ માની હતી. હિરણ્યાક્ષનો વધ થયાનું સાંભળી ક્રોધ પામેલો હિરણ્યકશિપુ પોતાના ભાઇને મારનાર વિષ્ણુને મારવાસારૂ પૂર્વે વૈકુંઠમાં ગયો હતો. ત્રિશૂળ હાથમાં લઇને કાળની પેઠે આવતા એ હિરણ્યકશિપુને જોઇને વખત જાણનાર અને ભારે માયાવી વિષ્ણુએ વિચાર કર્યો કે–'હું જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં પ્રાણીઓને પછવાડે મૃત્યુની પેઠે આ હિરણ્યકશિપુ આવ્યા કરશે માટે બહિર્દૃષ્ટિવાળા આ દૈત્યના હૃદયમાં હું પેશી જાઇશ કે જેથી એ, મને દેખશે નહિ.' હે દૈત્યોના રાજા! ઉદ્વેગ પામેલો વિષ્ણુ એપ્રમાણે નિશ્ચય કરી તેના પ્રાણ વાયુના છિદ્રદ્વારા પોતાનો સૂક્ષ્મ દેહ તેના શ્વાસમાં અંતર્હિત કરીને તે દૈત્ય કે જે દોડ્યો આવતો હતો તેના શરીરની અંદર પેશી ગયો હતો. વિષ્ણુના સ્થાનકને વિષ્ણુવગરનું દેખીને હિરણ્યકશિપુએ ગર્જના કરી અને પૃથ્વી, સ્વર્ગ, દિશા, આકાશ, પાતાળ તથા સમુદ્રોમાં શોધી વળ્યો તોપણ તેણે ક્યાંય વિષ્ણુને દીઠો નહિ. વિષ્ણુને કોઈ ઠેકાણે નહિ

* આ ઓગણીશમા અધ્યાયમાં ભગવાને ત્રણ પગલાં પૃથ્વી માગતાં અને તે દેવાની બલિરાજાએ હા પાડતાં ચેતી ગએલા શુક્રાચાર્યે બલિ રાજાને વાર્યો, એ કથા કેહેવામાં આવશે.

૧ ભિક્ષુકોને દાતાની સ્તુતિ કરવાની અને પોતે સંતોષ બતાવવા વગેરેની તેઓના કામને યોગ્ય ટેવ શીખવવાસારૂ ભગવાન કહેછે.

દેખવામાં આવતાં તે બોલ્યો હતો કે 'સઘળાં જગતને હું શોધી વળ્યો પણ વિષ્ણુ ક્યાંઈ જોવામાં આવ્યો નહિ તેથી જણાયછે કે જ્યાં ગએલો પુરૂષ પાછો આવતો નથી તે ઠેકાણે મારા ભાઇને મારનાર જઈ ચૂક્યા છે.' આ સંસારમાં પ્રાણીઓના વૈરસંબંધનો છેડો મરણ થવાસુધીનો છે અને અજ્ઞાન મટયા પેહેલાં અભિમાનથી વૃદ્ધિ પામતા ક્રોધને છોડી દેવો એ પણ નમાલાપણુંજ કેહેવાયછે. તમારા પિતા વિરોચન કે જે બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખનાર હતા તેમની પાસે દેવતાઓ બ્રાહ્મણોનો વેષ ધરી તેમનું આયુષ્ય માગવા ગયા હતા ત્યારે વિરોચને પોતે જાણતાં છતાં પણ દેવતાઓને પોતાનું આયુષ્ય આપી દીધું હતું. તમે પણ બ્રાહ્મણો, તમારા મહાવીર પૂર્વજો અને બીજા પણ મોટી પ્રખ્યાતિવાળા ગૃહસ્થોએ પાળેલા ધર્મને પાળોછો એટલામાટે હે દૈત્યોના રાજા! તમે કે જે વર દેનારાઓમાં ઉત્તમ છો તેમની પાસેથી થોડીકજ એટલે મારાં ત્રણ પગલાં જેટલી પૃથ્વી માગુંછું. તમે જોકે મોટા ઉદાર અને સઘળાં જગતના સ્વામી છો તોપણ તમારી પાસે એટલી પૃથ્વી શિવાય બીજું કશું ઇચ્છતો નથી. જે વિદ્વાન્ બ્રાહ્મણ પોતાને આવશ્યક હોય તેટલો પ્રતિગ્રહ કરે તેને દોષ લાગતો નથી.

બલિરાજા કહેછે.– હે બ્રાહ્મણના પુત્ર! તારી વાતો તો પીઢ માણસો પણ સ્વીકારે એવી છે પરંતુ બાળક અને મૂઢ બુદ્ધિવાળો છે તેથી સ્વાર્થમાં બરાબર સમજતો નથી. હું કે જે જગતનો ઈશ્વર અને આખો દ્વીપ આપી દઉં એવો છું તેને વાતોથી રાજી કરી તું માત્ર ત્રણ પગલાંજ પૃથ્વી માગેછે તેથી મૂર્ખ દેખાયછે. જે પુરૂષ મારી પાસે માગે તેને ફરીવાર માગવુંજ ન પડે એટલામાટે હે બટુક! તને ભાસે તેટલી પૃથ્વી મારી પાસેથી લે, કે જેથી તારી આજીવિકા ચાલે.

**ભગવાન્ કહેછે.– જગતમાં જેટલા પ્યારા વિષયો છે તે સઘળા એક માણસને પ્રાપ્ત થાય તો પણ તે માણસ જો અજિતેંદ્રિય હોય છે તો તે વિષયો તેને તૃપ્ત કરી શકતા નથી.** જે માણસને ત્રણ પગલાંથી સંતોષ ન થાય તેને નવખંડવાળો દ્વીપ મળે તોપણ પુરૂં થાય નહિ; કેમ કે પાછી સાતે દ્વીપ લેવાની ઇચ્છા થાય. પૃથુ અને ગય વગેરે રાજાઓ કે જેઓ સાતે દ્વીપના અધિપતિ હતા તેઓ પણ ધનની અને વિષયની તૃષ્ણાનો અંત પામ્યા નહિ હતા એવું અમે સાંભળેલું છે. જે કાંઇ યદૃચ્છાથી મળે તેટલાથી સંતોષ રાખનારને સુખ પ્રાપ્ત થાયછે અને સંતોષવગરના અજિતેંદ્રિય માણસને તો ત્રણે લોક મળે તોપણ સુખ પ્રાપ્ત થતું નથી. ધન અને વિષયમાં અસંતોષ, એજ પુરૂષને જન્મ-મરણ આપનાર છે. જે બ્રાહ્મણ યદૃચ્છાથી મળે તેથી સંતોષ રાખે તેનું તેજ વધેછે અને અસંતોષ રાખે તો તેથી, જળથી અગ્નિની પેઠે બ્રહ્મતેજ ઠરી જાયછે. એટલામાટે તમે કે જે વર દેનારાઓમાં ઉત્તમ છો તેમની પાસેથી ત્રણ પગલાંજ માગું છું. મારૂં પ્રયોજન એટલાથીજ સિદ્ધ થશે. પ્રયોજન કરતાં વધારે ધન મેળવવું એ દુઃખદાયી છે.

શુકદેવજી કહેછે.– એપ્રમાણે વામનજી બોલતાં બલિરાજાએ હસીને કહ્યું કે 'ત્યારે તમારી ઇચ્છા હોય તેપ્રમાણે લો.' પછી વામનજીને પૃથ્વીનું દાન દેવામાટે બલિરાજાએ જળનું પાત્ર હાથમાં લીધું. વિષ્ણુને પૃથ્વી આપવા તૈયાર થએલા બલિરાજાને જોઇ મોટા વિદ્વાન્ અને વિષ્ણુએ જે કરવા ધારેલું છે તેને જાણતા શુક્રાચાર્યે પોતાના શિષ્ય બલિરાજાને નીચેપ્રમાણે કહ્યું.

શુક્રાચાર્ય કહેછે.– હે બલિ રાજા! આ સાક્ષાત્ અવિનાશી વિષ્ણુ ભગવાન્ છે. તે દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાસારૂ કશ્યપની સ્ત્રી અદિતિના ગર્ભથી ઉત્પન્ન થએલછે.

આમાંથી થવાના અનર્થને નહિ જાણતાં તેં દેવાનું કબુલ કર્યું એ વાતને હું ઠીક થએલી માનતો નથી. દૈત્યોને માથે આ મોટો અન્યાય આવી પડ્યો છે. આ વિષ્ણુ કે જે માયાથી બટુક બ્રહ્મચારી બનેલછે તે તારી પાસેથી સ્થાનક, ઐશ્વર્ય, લક્ષ્મી, તેજ અને પ્રખ્યાત યશને હરી લઇને ઇંદ્રને આપી દેશે. સઘળું જગત્ જેમાં સમાઇ જાય એવડું શરીર કરીને આ વિષ્ણુ ત્રણ પગલાંથી ત્રણે લોકને ભરી લેશે અને એમ થવાથી હે મૂઢ! વિષ્ણુને પોતાનું સર્વસ્વ આપી દઇને પછી તું શી રીતે વર્ત્તી શકીશ? એક પગલાંથી પૃથ્વીને, બીજા પગલાંથી સ્વર્ગને અને મોટી કાયાથી આકાશને ભરી લેશે; પછી ત્રીજું પગલું આપીશ પણ ક્યાંથી? તું કબુલ કરેલું પણ પુરૂં આપી શકીશ નહિ તેથી તને નરકમાં પડવું પડશે એમ ધારૂંછું. જેથી આજીવિકા ત્રુટી જાય એવાં દાનને વિદ્વાનો વખાણતા નથી; કેમ કે લોકમાં જેની આજીવિકા આબાદ હોય તેનાથીજ દાન, યજ્ઞ, તપ અને બીજાં સારાં કામ થઈ શકે છે. ધર્મ, યશ, ધનનો વધારો, શરીરનું સુખ અને સગાંસંબંધી એ પાંચ ઠેકાણાઓમાં જે પુરૂષ પોતાના ધનનો યોગ્ય વેહેચણથી ઉપયોગ કરે તે, આ લોક તથા પરલોકમાં સુખ પામેછે. હે દૈત્યોના રાજા! આ વિષયમાં ઋગ્વેદવાળાઓએ જે વ્યવસ્થા કરેલી છે તે મારી પાસેથી સાંભળ. જે અંગીકાર કરેલ હોય તેપ્રમાણે પાળવું એ સત્ય કેહેવાયછે અને અંગીકાર કરીને પાછી ના પાડવી એ અસત્ય કેહેવાય છે; પણ એ સત્ય થોડાક અસત્ય વિના સિદ્ધ થતું નથી. જે સત્ય છે તે, દેહરૂપી વૃક્ષનાં ફૂલ-ફળને ઠેકાણે છે માટે તે ફૂળ-ફળ દેહરૂપી વૃક્ષ જીવતું હોય તોજ પેદા થાયછે; અને અસત્ય, એ તો દેહરૂપી વૃક્ષનું મૂળ છે. જેનું મૂળ ઉખડી ગયું હોય એવું વૃક્ષ જેમ સુકાઇ જાયછે અને થોડા વખતમાં ઉખડી પડેછે તેમ અસત્ય સાવ જતું રહે તો દેહ સુકાઈ જાયછે એમાં કશો સંશય નથી. 'હા' એ અક્ષર ધનને દૂર લઈ જનાર અને ધનવાનને ધનથી ખાલી કરનાર છે; કેમ કે જે કાંઈ વસ્તુ આપી દેવાની હા પાડી હોય તે વસ્તુથી પુરૂષને ખાલી થવું પડેછે. જે પુરૂષ, ભિક્ષુકને સઘળું આપી દેવાની કબુલત આપે તે પુરૂષ પોતાને પણ સુખ આપવાને સમર્થ રેહેતો નથી એટલે તેનું શારીરસુખ પણ નાશ પામેછે. તેમજ 'ના' એ અક્ષર કે જે કબુલ કરીને ફરી જવાથી અસત્યરૂપ કેહેવાયછે તે ધનનું ખરચ નહિ કરાવનાર હોવાથી ધનવાનને પૂર્ણ રાખનાર અને બીજાના ધનને પણ પોતા કોર ખેંચનાર છે. (જે માણસ મારી પાસે કાંઇ નથી, હું તો બહુજ મુઝાઉંછું એમ નિરંતર બોલતો હોય તે માણસ પોતાના અસત્યથી બીજાના ધનને ખેંચી લેછે એ વાત પ્રસિદ્ધ છે.) પણ આ ઉપરથી, સઘળી વાતની ના પાડવી એમ સમજવું નહિ, કેમ કે જે માણસ સઘળી કબુલતનો ઇનકાર કરે તે અપકીર્ત્તિનું પાત્ર અને જીવતે મુવો કેહેવાયછે. માટે સત્ય અને અસત્યને ભેળાં ગોઠવીને વર્ત્તવું જોઈએ. સ્ત્રીઓની પાસે, મશ્કરીની વાતમાં, વિવાહ મેળવવામાટે વર વગેરેનાં વખાણ કરવામાં, આજીવિકા બચાવવાનેમાટે, પ્રાણ જતા રહે એવું સંકટ આવ્યું હોય ત્યારે, ગાયના હિતનેસારૂ, બ્રાહ્મણના હિતનેમાટે અને સત્ય બોલવાથી કોઇ માર્યું જતું હોય ત્યાં ખોટું બોલવાનો દોષ નથી. (કોઇ વર્ણનું ખુન થતું હોય ત્યાં સાક્ષીએ ખોટું બોલવું એમ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ લખ્યુંછે.) ૪૨

**स्त्रीषु नर्मविवाहे च वृत्त्यर्थे प्राणसंकटे । गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम्**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ श्रीशुक उवाच ॥*

**बलिरेवं गृहपतिः कुलाचार्येण भाषितः । तूष्णीं भूत्वा क्षणं राजन्नुवाचावहितो गुरुम् ॥**

શુકદેવજી કહેછે.– એપ્રમાણે શુક્રાચાર્યનાં વચન સાંભળી યજમાન બલિરાજા જરાવાર ચુપ રહી સાવધાન થઇને નીચેપ્રમાણે બોલ્યો.

બલિરાજા કહેછે.–આપે સાચી વાત કહી કે જેથી કોઈ વખતે ધન, સુખ, યશ અને આજીવિકાને હરકત ન આવે એવો ગૃહસ્થોએ ધર્મ કરવો જોઇએ; પરંતુ હું કે જે પ્રલ્હાદનો પૌત્ર છું તે 'આપીશ' એવી પ્રતિજ્ઞા કરીને પાછો ધનના લોભથી જુગારી જેવો બની બ્રાહ્મણને કેમ ના કહી શકું? જેવો, બ્રાહ્મણને ઠગવાથી બીહુંછું તેવો નરક, દારિદ્રય, દુઃખનો સમુદ્ર, સ્થાનભ્રંશ કે મોતથી પણ બીતો નથી. આ લોકમાં જે જે ધનાદિક પદાર્થ પુરૂષને મુવા પછી છોડી દેનારજ છે તે પદાર્થ જીવતાંજ પોતાને હાથે શામાટે ન આપી દેવો, અને જે ધન આપવાથી બ્રાહ્મણ રાજી ન થાય તે ધન આપવું પણ શામાટે જોઈએ? માગણીથી થોડું આપીએ તો બ્રાહ્મણના અસંતોષનેલીધે આપેલુંજ વ્યર્થ થાય માટે જેટલું માગ્યું હોય તે સઘળું દેવું જોઈએ. પૂર્વના દધીચિ ઋષિ અને શિબિરાજા વગેરે સાધુ પુરૂષો પોતાના દુસ્ત્યજ પ્રાણ આપીને પણ બીજાઓનું ભલું કરી ગયાછે ત્યારે પૃથ્વી વગેરે આપી દેવામાં તો શોજ વિચાર છે? યુદ્ધમાં પાછી પેની નહિ દેનારા જે મોટા મોટા દૈત્યો આ પૃથ્વીને ભોગવી ગયાછે તેઓના વૈભવોને કાળ ગળી ગયોછે પણ તેઓએ પૃથ્વીમાં જે કીર્ત્તિ મેળવીછે તેને ગળી શક્યો નથી. હે બ્રહ્મર્ષિ! યુદ્ધમાં પાછી પેની નહિ દેતાં દેહનો ત્યાગ કરનારા પુરૂષો જેવા સેહેજ મળી આવેછે તેવા સુપાત્ર આવતાં શ્રદ્ધાથી ધનનો ત્યાગ કરી દેનારા મળી આવતા નથી. દયાવાળા ઉદાર પુરૂષને જેવાતેવા પણ માગણોના મનોરથ પૂરવાથી દારિદ્રય આવે એ પણ સારૂં છે ત્યારે આપ જેવા વેદવેત્તા બ્રાહ્મણોના મનોરથ પૂરતાં દારિદ્રય આવે એ સારૂં કેહેવાય તેમાં તો શુંજ કેહેવું? માટે આ બટુકને તેના માગ્યાપ્રમાણેજ આપુછું. આ બટુક, વર દેનાર વિષ્ણુ કે જેને આપજેવા વેદવિધિમાં પંડિત લોકો પણ આદરસહિત યજ્ઞોથી પૂજે છે તે હો અથવા ગમે તો બીજો કોઇ શત્રુ હો પણ એને જેટલી પૃથ્વી જોઇએ છિયે તેટલી હું આપીશ. જો કે હું નિરપરાધ છતાં અધર્મથી આ વિષ્ણુ મને બાંધી લેશે તોપણ એ શત્રુ બીકથી બ્રાહ્મણનો દેહ ધરીને આવેલ છે માટે હું એને મારીશ નહિ. આ વિષ્ણુ ઉત્તમશ્લોક (મોટી કીર્ત્તિવાળો) થઈને જો પોતાની કીર્ત્તિનો ત્યાગ કરવાને ન ઈચ્છત તો મને યુદ્ધમાં મારીને આ પૃથ્વીને લેઇ જાત અથવા હું એને મારીને ધરતીપર સુવાડી દેત.

શુકદેવજી કહેછે.– એપ્રમાણે પોતાની ઉપર વિશ્વાસ નહિ રાખતા શિષ્ય બલિરાજાએ પોતાની આજ્ઞા નહિ માનતાં દૈવે પ્રેરેલા શુક્રાચાર્યે, એ સાચી પ્રતિજ્ઞાવાળા અને ઉદાર મનના બલિરાજાને શાપ દીધો કે– 'મૂર્ખ છતાં પોતાને ડાહ્યો માનનાર તું અમારી ઉપેક્ષાથી બહુજ છકી ગયો છે, માટે તું કે જે અમારી આજ્ઞા માનતો નથી તે, થોડી વારમાં લક્ષ્મીથી ભ્રષ્ટ થઇશ.' એપ્રમાણે ગુરૂએ શાપ દેતાં પણ સત્યથી નહિ ખસેલા મહાત્મા બલિરાજાએ વામનજીનું પૂજન કરી જળથી સંકલ્પ કરીને તેમને આ પૃથ્વીનું દાન દીધું. એ વખતે બલિરાજાની

* આ વીશમાં અધ્યાયમાં અસત્યથી બીતા બલિરાજાએ ભગવાનનું કપટ જાણીને પણ તેમને પૃથ્વીનું દાન દીધું અને પછી ભગવાન તુરત અદ્ભુત રીતે વધ્યા, એ કથા કેહેવામાં આવશે.

સ્ત્રી વિંધ્યાવલિ કે જેણે મોતીનો ઝુરખો ધર્યો હતો તેણે જળથી ભરેલો સોનાનો કલશ લાવી આપ્યો. યજમાન બલિરાજાએ વામનજી ભગવાનના બન્ને સુંદર ચરણને ધોઇને જગતને પવિત્ર કરનાર તે જળ પોતાને માથે ચડાવ્યું. તે સમયમાં આકાશમાં ઉભેલા તથા તેની સરલતા તથા કામનાં વખાણ કરતા દેવ, ગંધર્વ, વિદ્યાધર, સિદ્ધ અને ચારણ લોકો સઘળા, આનંદથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. વારંવાર હજારો દુંદુભિ વાગવા લાગ્યાં. ગંધર્વ, કિંપુરૂષ અને કિન્નરો ગાવા લાગ્યા તથા સઘળા કેહેવા લગ્યા કે, 'આ મોટા મનવાળા બલિરાજાએ જાણતાં છતાં પણ શત્રુને ત્રૈલોક્યના રાજ્યનું દાન દીધું એ કોઇનાથી પણ ન બની શકે એવું કામ કર્યુંછે. પછી ભગવાનનું ત્રણ ગુણ મય એ વામનરૂપ અદ્‌ભુત રીતે વૃદ્ધિ પામ્યું કે જેમાં પૃથ્વી, આકાશ, દિશાઓ, સ્વર્ગ, પાતાળ, સમુદ્રો, પશુ-પક્ષી, મનુષ્યો, દેવતાઓ અને ઋષિઓ સઘળા સમાઇ ગયા. ઋત્વિજ, આચાર્ય અને સભાસદો સહિત બલિરાજાએ મોટી વિભૂતિવાળા એ ભગવાનના ગુણમય શરીરમાં પાંચ ભૂત, ઇંદ્રિય, વિષય, અંતઃકરણ અને જીવથી જોડાએલું આ ત્રિગુણાત્મક સઘળું જગત્ દીઠું. પગના તળામાં પાતાળ, પગમાં પૃથ્વી, પીંડીઓમાં પર્વતો, ગોઠણમાં પક્ષીઓ, સાથળમાં પવનના ગણ, વસ્ત્રમાં સંધ્યા, ગુહ્યસ્થલમાં પ્રજાપતિઓ, પેડુમાં પોતે વગેરે દૈત્યો, નાભિમાં આકાશ, કુખમાં સાત સમુદ્ર, છાતીમાં નક્ષત્રોની પંક્તિ, હૃદયમાં ધર્મ, સ્તનમાં ઋત અને સત્ય, મનમાં ચંદ્રમા, વક્ષઃસ્થલમાં કમળને ધારણ કરનારી લક્ષ્મી, કંઠમાં સામ અને તેના કેટલાએક શબ્દો, ભુજમાં ઇંદ્રાદિક દેવતાઓ, કાનમાં દિશાઓ, મસ્તકમાં સ્વર્ગલોક, કેશમાં મેઘ, નાસિકામાં વાયુ, નેત્રમાં સૂર્ય, મોઢામાં અગ્નિ, વાણીમાં છંદ, રસનામાં વરૂણ, ભ્રુકુટિમાં વિધિનિષેધ, પાંપણોમાં દિવસ અને રાત્રિ, લલાટમાં ક્રોધ, નીચલા હોઠમાં લોભ, સ્પર્શમાં કામદેવ, વીર્યમાં જળ, પીઠમાં અધર્મ, પગની ગતિમાં યજ્ઞ, છાયામાં મૃત્યુ, હસવામાં માયા, રૂવાણામાં ઔષધિની જાતિઓ, નાડીઓમાં નદીઓ, નખમાં શિલાઓ, બુદ્ધિમાં બ્રહ્મા, ઇંદ્રિયોમાં દેવ તથા ઋષિઓ અને ગાત્રોમાં સઘળાં સ્થાવર-જંગમ પ્રાણીઓ બલિરાજાએ દીઠાં. સર્વાત્મક ભગવાનના સ્વરૂપમાં સઘળું જગત્ દેખીને સર્વ દૈત્યો મોહ પામી ગયા. અસહ્ય તેજવાળું સુદર્શન ચક્ર, વીજળીના કડાકા સરખા શબ્દવાળું શાર્ઙ્ગ ધનુષ્ય, મોટા વેગવાળી કૌમોદકી ગદા, સો ચંદ્રજેવી ફૂદડીઓવાળો વિદ્યાધર નામનો ખડ્ગ, અખૂટ બાણવાળા બે ભાથા અને સુનંદ વગેરે પાર્ષદો, એ સઘળાં ભગવાનની પાસે હાજર થયાં. કિરીટ, બાજુબંધ, મકરાકૃતિ કુંડલ, શ્રીવત્સ, કૌસ્તુભમણિ, કટિમેખળા, ભ્રમરના ગુંજારવાળી વનમાળા અને વસ્ત્રો ભગવાનનાં અંગોમાં શોભી રહ્યાં હતાં. એ વિરાટ્‌રૂપ ઉરૂક્રમ ભગવાને એક પગલાંથી બલિરાજાની પૃથ્વી ભરી લીધી, શરીરથી આકાશ ભરી લીધું, હાથોથી દિશાઓ ભરી લીધી અને બીજાં પગલાંથી સ્વર્ગ લોકને ભરી લીધો. ત્રીજાં પગલાનેમાટે બલિરાજાનું કાંઇપિણ રહ્યું નહિ. પછી ભગવાનનો પગ ઊંચે ઊંચે જતાં મહર્લોક, જનલોક અને તપલોકને મૂકીને છેક સત્યલોકસુધી પહોચ્યો.

**पदं द्वितीयं क्रमतस्त्रिविष्टपं न वै तृतीयाय तदीयमण्वपि । उरुक्रमस्यांघ्रिरुपर्युपर्यथो महर्जनाभ्यां तपसः परं गतः ॥३३॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच ॥***

**सत्यं समीक्ष्याब्जभवो नखेंदुभिर्हतस्व-**

---

* આ એકવીશમા અધ્યાયમાં વિષ્ણુએ લા-

धामद्युतिरावृतोऽभ्यगात् । मरीचिमिश्रा ऋषयो बृहद्व्रताः सनंदनाद्या नरदेव योगिनः ॥ १ ॥

શુકદેવજી કેહેછે.–હે રાજા! ભગવાનના ચરણારવિંદને સત્યલોકમાં આવેલું જોઇને બ્રહ્મા કે જેના સ્થાનકની કાંતિ ભગવાનના નખરૂપ ચંદ્રોથી ઝાંખી પડી ગઈ હતી તથા જે પોતે પણ એ ચંદ્રોથી ઢંકાઈ ગયા હતા તે, મરીચિ વગેરે ઋષિઓ, સનત્કુમાર વગેરે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, યોગિઓ, વેદ, ઉપવેદ, નિયમ, યમ, તર્ક, ઇતિહાસ, શિક્ષાદિક વેદનાં અંગ, પુરાણ અને તેઓની સંહિતાઓ, તથા બીજાઓ પણ કે જેઓના કર્મદોષ, યોગરૂપી વાયુથી પ્રદીપ્ત થએલા જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયા છે તેઓ સઘળા ભગવાનના ચરણની પાસે આવ્યા. એ સઘળાઓએ, કર્મથી ન મળે એવા બ્રહ્મલોકને જેના સ્મરણના પ્રભાવથી પોતે પામ્યાછે તે ભગવાનના ચરણને પ્રણામ કર્યા. પછી પવિત્ર કીર્ત્તિવાળા બ્રહ્માએ એ વિષ્ણુ કે જેના નાભિકમળમાંથી પોતે ઉત્પન્ન થયા તેમના ઉંચા થએલા ચરણારવિંદનું જળથી પૂજન કર્યું અને પછી ભક્તિપૂર્વક સ્તુતિ કરી. હે રાજા! બ્રહ્માના કમંડલુનું જળ કે જે ભગવાનનું ચરણ ધોવાનેલીધે પવિત્ર થયું તેને આકાશમાંથી પડતાં 'ગંગા' એવું નામ મળ્યું છે. જાણે ભગવાનની સ્વચ્છ કીર્તિજ હોય એવી એ ગંગા ત્રૈલોક્યને પવિત્ર કરેછે. પછી પોતાના વિસ્તારને શમાવી લઇ પાછા પ્રથમની પેઠે વામનરૂપથી ઉભેલા પોતાના સ્વામી ભગવાનનું પોતપોતાના અનુચરસહિત બ્રહ્માદિક લોકપાલોએ પૂજન કર્યું. જલ, નૈવેદ્ય, માળા, દિવ્ય ચંદનનાં લેપન, સુગંધી ધૂપ, દીપ, શાળ, અક્ષત, ફળ, અંકુર, ભગવાનના પરાક્રમના મહિમાની નિશાનીવાળાં સ્તોત્રો, જયશબ્દ, નૃત્ય, વાજંત્ર, ગાયન અને શંખ તથા દુંદુભિના શબ્દોથી ભગવાનનો સત્કાર કર્યો. મનસરખા વેગવાળા રીંછના રાજા જાંબવાને સર્વ દિશાઓમાં ભેરી વગાડીને ભગવાનના વિજયરૂપી મહોત્સવને જાહેર કર્યો. યજ્ઞની દીક્ષાવાળા પોતાના સ્વામી બલિરાજાની સઘળી પૃથ્વીને ત્રણ પગલાની કપટ ભરેલી માંગણીથી હરાઈ ગએલી જોઈ બહુજ ક્રોધ પામેલા દૈત્યો બોલવા લાગ્યા કે–'આ બટુક બ્રાહ્મણ નથી પણ માયાવીઓનો શિરોમણિ વિષ્ણુ છે. બ્રાહ્મણના રૂપથી ગુપ્ત રહીને દેવતાઓનું કાર્ય કરવા ધારેછે. આ બટુકરૂપી શત્રુએ માગણી કરીને આપણા સ્વામી કે જે યજ્ઞમાં કોઇને દંડ નહિ દેવાનો સંકલ્પ કરીને બેઠેલ છે તેનું સર્વસ્વ હરી લીધું. સત્ય નિયમ પાળનાર, બ્રાહ્મણોને માનનાર, દયાળુ અને વિશેષે કરી યજ્ઞની દીક્ષાવાળા આ આપણા સ્વામી બલિરાજાથી ખોટું તો બોલી શકાયજ નહિ, એટલામાટે આ બટુકને મારી નાખવોજ યોગ્ય છે અને એમ કરવાથી આપણે સ્વામીની સેવા કરી ગણાશે.' એમ બોલી બલિરાજાના સેવક દૈત્યોએ હથિયાર ઉપાડ્યાં. ક્રોધથી ભરાએલા તે સઘળા દૈત્યો બલિરાજાની મરજી વિના પણ ત્રિશૂલ અને તરવાર વગેરે હાથમાં લઇને વામનજીને મારવા દોડ્યા. એ મોટા મોટા દૈત્યોને ચડી આવતા જોઈ હસીને ભગવાનના પાર્ષદોએ પણ સામાં હથીઆર ઉપાડી તેઓને રોક્યા. નંદ, સુનંદ, જય, વિજય, પ્રબળ, બળ, કુમુદ, કુમુદાક્ષ, વિષ્વક્સેન, ગરૂડ, જયંત, શ્રુતદેવ, પુષ્પદંત અને સાત્વત એ સઘળા દશદશ હજાર હાથીના જોરવાળા પાર્ષદો, દૈત્યોની સેનાને મારવા લાગ્યા. પોતાના દૈત્યોને ભગવાનના પાર્ષદોના હાથથી માર્યા જતા જોઇને શુક્રાચાર્યના શાપને સંભારતા બલિરાજાએ તે ક્રોધી દૈત્યોને વાર્યા કે–'હે વિપ્રચિત્તિ! હે રાહુ! હે નેમિ! મારી વાત

---

કોમાં બલિરાજાની મોટાઇ પ્રખ્યાત કરવાસારૂ, પગલાં પૂરાં નહિ થવાના નિમિત્તથી બલિરાજાને બાંધ્યાની કથા કેહેવામાં આવશે.

સાંભળો. યુદ્ધ કરો મા. પાછા વળો. આ સમય આપણું ભલું કરે એવો નથી. જે કાળ સઘળાં પ્રાણીઓને સુખદુઃખ આપવામાં માલેક છે તે કાલનું પુરૂષાર્થથી ઉલ્લંઘન કરવાને કોઈ પણ પુરૂષ સમર્થ નથી. જે કાળ, પેહેલાં આપણને સુખ દેતો હતો અને દેવતાઓને દુઃખ દેતો હતો તેજ સમર્થ કાળ હમણાં એથી ઉલટો વર્ત્તેછે. કોઈપણ પુરૂષ, બળથી, મંત્રિઓની સહાયતાથી, બુદ્ધિથી, કિલ્લાઓથી, મંત્રથી, ઔષધાદિકથી કે સામદાનાદિક ઉપાયોથી કાળનું ઉલ્લંઘન કરી શકતો નથી. જ્યારે તમોને કાળ અનુકૂલ હતો ત્યારે તમોએ આ વિષ્ણુના અનુચરોને ઘણી ઘણી વાર જીતી લીધા હતા, તેજ વિષ્ણુના અનુચરો આજ આપણને યુદ્ધમાં જીતી લઇને ગર્જના કરેછે. જ્યારે દૈવ અનુકૂલ થશે ત્યારે વળી આપણે એઓને જીતશું. માટે જે કાળ આપણને અનુકૂલ થાય તે કાળની વાટ જુઓ.'

શુકદેવજી કેહેછે.—ભગવાનના પાર્ષદોએ મારેલા દૈત્ય અને દાનવોના યૂથપતિઓ પોતાના સ્વામી બલિરાજાનું બોલવું સાંભળી પાતાળમાં પેશી ગયા. પછી ગરૂડજીએ પોતાના સ્વામી ભગવાનની ઇચ્છા જાણી લઇને યજ્ઞમાં સોમવલ્લી ખાંડવાને દિવસે વરૂણપાશથી બલિરાજાને બાંધ્યો. મોટી શક્તિવાળા ભગવાને બલિરાજાને બાંધતાં આકાશ, પૃથ્વી તથા સઘળી દિશાઓમાં મોટો હાહાકાર થઈ રહ્યો. વરૂણપાશથી બંધાયા છતાં અને લક્ષ્મી ગયા છતાં પણ જેની બુદ્ધિ સ્થિર રહીછે એવા એ મોટી કીર્ત્તિવાળા બલિ રાજાને વામનજી ભગવાને કહ્યું કે—'હે અસુર! તેં મને ત્રણ પગલાં ધરતી આપી છે તેમાં બે પગલામાં સઘળી ધરતી આવી ગઈ. હવે ત્રીજું પગલું દે. જેટલામાં સૂર્ય પોતાની કિરણોથી પ્રકાશ કરેછે, જેટલામાં નક્ષત્રો સહિત ચંદ્રમા પ્રકાશ કરેછે, ને જેટલામાં વરસાદ વરષેછે તેટલી પૃથ્વી તારી હતી તે તો બે પગલામાં આવી ગઈ. તું જોયછે એવી રીતે તારી મિલકતરૂપ પૃથ્વી એક પગલાથી મેં ભરી લીધી, આકાશ અને દિશાઓને દેહથી ભરી લીધાં અને સ્વર્ગલોકને બીજા પગલાથી ભરી લીધો. તું કબુલ કરેલું આપી શક્યો નહિ તેથી તારો નરકમાં વાસ થવો જોઇએ અને એ વાતમાં તારા ગુરૂની પણ સંમતિ છે માટે તું નરકમાં જા. જે પુરૂષ પોતે કબુલ કરેલું નહિ આપીને માગણને ઠગેછે તેના સઘળા મનોરથ વૃથા છે અને સ્વર્ગ દૂર રેહેતાં તે પુરૂષ નરકમાંજ પડેછે. તું કે જે ધનવાનપણાનું અભિમાન ધરાવેછે તેણે 'આપીશ' એમ કહીને મને ઠગ્યો છે. માટે તું કેટલાંક વર્ષ સુધી તે મિથ્યા વચનના ફળરૂપ નરકને ભોગવ.'

**विप्रलब्धो ददामीति त्वयाहं चाढ्यमानिना । तद्व्यलीकफलं भुंक्ष्व निरयं कतिचित्समाः ॥ १ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एवं विप्रकृतो राजन् बलिर्भगवताऽसुरः। भिद्यमानोप्यभिन्नात्मा प्रत्याहाऽविक्लवं वचः॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાને દુઃખી કરેલો અને ધીરજથી ચલાયમાન કરાતાં છતાં પણ નહિ ચલાયમાન થતો બલિ રાજા નીચેપ્રમાણે દૃઢતા ભરેલું વચન બોલ્યો.

બલિરાજા કેહેછે.—હે મોટી કીર્ત્તિવાળા! હે દેવતાઓમાં શ્રેષ્ઠ! મેં જે કબુલ કર્યું છે તેમાં હું જરા પણ ફર્યો નથી. કપટ તો

* આ બાવીશમા અધ્યાયમાં ભગવાને પ્રસન્ન થઇને વરદાન આપતાં બલિરાજાને સુતલ પાતાલમાં મોકલ્યો અને તેટલો અનુગ્રહ પણ ઓછો માનીને ભગવાન તેના દ્વારપાલ થયા, એ કથા કેહેવામાં આવશે.

તમે કર્યું છે, કેમ કે વામનરૂપથી માગીને બીજાં રૂપથી તમે પૃથ્વીને ભરી લીધી. તોપણ મારા બોલવાને તમે જો ખોટું માનતા હો તો તે હું સાચું કરી આપુંછું. મારા બોલવામાં ઠગાઈ આવેજ નહિ. ત્રીજું પગલું મારા માથા ઉપર મૂકો. (મિલકત લઈને તમે બે પગલાં પૂરાં માન્યાં તો તે કરતાં મારા માથાની કીંમત વધારે છે; કેમ કે નાણાં કરતાં નાણાવાળો અધિક છે.) હું પદભ્રષ્ટ થયા છતાં પણ ખોટા બોલવાથી તથા અપકીર્ત્તિથી જેવો બીહુંછું તેવો નરકથી, પાશબંધનથી, અપાર દુઃખથી, ધનસંબંધી કષ્ટથી કે તમે કરેલા દંડથી પણ બીતો નથી. મહાત્માઓના હાથથી પુરૂષોને દંડ મળે એતો અત્યંત વખાણવા યોગ્ય છે એમ માનુંછું; કેમ કે એવો દંડ મા, બાપ, ભાઈ કે કોઈ સંબંધીઓ પણ આપતાં નથી. તમે, અમો અસુર લોકોના પરોક્ષ રીતે કલ્યાણ કરનારજ છો, કેમ કે અમો કે જેઓ અનેક પ્રકારના મદોથી અંધ છિયે તેઓને પદભ્રષ્ટ કરીને અમારી આંખ ઉઘાડો છો. ખરા યોગીઓ જે સિદ્ધિને પામેછે તે સિદ્ધિને ઘણા દૈત્યો જે આપની સાથે દૃઢ વૈરનો સંબંધ રાખીને પામી ગયા છે તે મોટાં કર્મ કરનારા આપે મને શિક્ષા કરી અને વરૂણપાશથી બાંધ્યો તેમાં હું લજાતો નથી કે મનમાં દુઃખ પણ ધરતો નથી. આપે મને આપના ભક્ત પ્રલ્હાદજીનો પૌત્ર સમજી આ અનુગ્રહરૂપ દંડ કર્યો છે; બાકી હું તો અનુગ્રહનું પાત્ર નથી. આપના ભકતોમાં માન પામેલા અને સારી વાતોને પ્રકટ કરનારા મારા દાદા પ્રલ્હાદજીને આપની ભક્તિ કરતાં જાણી આપના શત્રુ તેમના પિતા હિરણ્યકશિપુએ અનેક પ્રકારનાં દુઃખ દીધાં તોપણ તેમણે વિચાર કર્યો કે 'આ દેહ કે જે છેલ્લી વારે છોડી દેનાર છે તેનું શું પ્રયોજન છે? સગાં-સંબંધીરૂપ ચોર કે જેઓ છેલ્લી વારે સર્વસ્વનું હરણ કરેછે તેઓમાં શું વળવાનું છે? જન્મમરણના ફેરામાં કારણરૂપ થતી સ્ત્રીમાં શો સાર છે? અને ઘર કે જેથી કેવળ લોકોનાં આયુષ્યનો નાશજ થાયછે તેમાં રેહેવાથી શો લાભ છે?' એપ્રમાણે નિશ્ચય કરી એ મહાત્મા અને અગાધ જ્ઞાનવાળા અમારા દાદા પ્રલ્હાદજી લોકોના પ્રસંગથી ભય પામીને આપ કે જે દૈત્યોના પક્ષને તોડનાર છો તેમનાં નિર્ભય ચરણારવિંદને શરણે આવ્યા હતા. આપ કે જે ઉપરના દેખાવમાં અમારા શત્રુ પણ વાસ્તવિક રીતે મિત્ર છો તેમના ચરણારવિંદની પાસે એ પ્રલ્હાદજીનું મહાભાગ્યજ મને લઇ ગયુંછે. જે લક્ષ્મીથી અક્કડ થએલી બુદ્ધિવાળો પુરૂષ, કાળની પાસેજ રેહેનારાં પોતાનાં જીવિતને અધ્રુવ જાણતો નથી તે લક્ષ્મીનો મારી પાસે બલાત્કારથી ત્યાગ કરાવી આ શુભ સ્થાનકરૂપ આપના ચરણારવિંદના સમીપમાં લઈ અવાએલો એ મારા પુણ્યનો પ્રભાવ નથી પણ પ્રલ્હાદજીના પુણ્યનો પ્રભાવ છે.

શુકદેવજી કહેછે.—હે પરીક્ષિત રાજા! એપ્રમાણે બલિરાજા બોલેછે ત્યાં ભગવાનના પરમ ભક્ત અને ઉદય પામેલા પૂર્ણચંદ્રના જેવા સુખદાયી પ્રલ્હાદજી આવ્યા. અત્યંત શોભતા, કમળસરખાં મોટાં નેત્રવાળા, ઉંચા, પીળાં વસ્ત્રને ધરનાર, શ્યામ કાંતિવાળા, લાંબા હાથવાળા અને પરમ સૌભાગ્યવાન્ એ પોતાના દાદાને બલિરાજાએ દીઠા. વરૂણપાશથી બંધાએલો બલિરાજા પૂર્વની પેઠે તેમનું પૂજન નહિ કરી શકતાં કેવળ મસ્તકથી નમ્યો અને પોતે કરેલા અહંકાર વગેરે અપરાધનું સ્મરણ આવવાથી લાજનેલીધે મોઢું નીચું કરી રહ્યો તથા નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં. ત્યાં બીરાજતા અને સુનંદ તથા નંદ વગેરે પાર્ષદોએ સેવેલા ભગવાનને જોઈ ઉદાર મનવાળા પ્રલ્હાદજીએ તેમની પાસે આવીને પૃથ્વી ઉપર મસ્તક નમાવી પ્રણામ કર્યા અને બલિ-

રાજા ઉપર અનુગ્રહ કરેલો જોઇને પ્રલ્હાદજીનાં રૂંવાણાં ઉભાં થઇ ગયાં તથા આનંદનેલીધે આંસુ આવ્યાં.

પ્રલ્હાદજી ભગવાનને કેહેછે.— આ બલિરાજાને સમૃદ્ધિથી ભરેલું જે ઇંદ્રપદ આપે આપ્યું હતું તે આજ આપેંજ પાછું હરી લીધું એ સારૂંજ કર્યુંછે. લક્ષ્મીરૂપ મહામોહમાંથી આ મારા પૌત્રને આપે છોડાવ્યો એ એના ઉપર મોટો અનુગ્રહ કર્યો એમ માનુંછું. જેથી વિદ્વાન્ પુરૂષને પણ મોહ થાયછે એવી લક્ષ્મી જ્યાંસુધી હોય ત્યાંસુધી કયો પુરૂષ પોતાના સ્વરૂપને બરાબર જાણી શકે? માટે એવી કૃપા કરનાર, જગતના ઈશ્વર અને સર્વ લોકના સાક્ષી આપ નારાયણને હું પ્રણામ કરૂંછું.

શુકદેવજી કેહેછે.—હે પરીક્ષિત રાજા! પછી હાથ જોડી ઉભેલા તે પ્રલ્હાદજી સાંભળતાં ભગવાનને કાંઇક કેહેવામાટે બ્રહ્મા તૈયાર થયા હતા પણ તે સમયમાં બલિરાજાની સ્ત્રી વિંધ્યાવળિને બોલવા તૈયાર થએલી જોઈ તેનું માન રાખવા ચુપ થઇ ગયા. ત્યાં સતી વિંધ્યાવળિ કે જે પોતાના પતિને બંધાએલો જોઈ ભયનેલીધે નીચું મોઢું કરી હાથ જોડીને ઉભી હતી તે ભગવાનને પ્રણામ કરી બોલી.

વિંધ્યાવળિ કેહેછે.—પોતાની ક્રીડાનેસારૂ આ ત્રૈલોક્ય તમેજ કર્યુંછે તેમાં હે ઇશ્વિર! બીજા કુબુદ્ધિ અને નિર્લજ્જ પુરૂષો મફતનું પોતાનું સ્વામિત્વ માનેછે. ત્રૈલોક્યના કર્ત્તા, પાલક અને સંહાર કરનાર તમેજ છો અને બીજા પુરૂષોને 'અમે સ્વતંત્ર છિયે' એવી માત્ર વાત કરવાનો અધિકાર પણ તમેજ આપેલોછે માટે બીજા કોઇ તમને આપે એ વાત અસંભવિતજ છે, કેમ કે સઘળું તમારૂં પોતાનુંજ છે. (ત્રણ લોક હું આપી ચુક્યો તો હવે ત્રીજું પગલું પૂરૂં કરવાનેમાટે દેહનું અર્પણ કરી મારી પ્રતિજ્ઞાને હું સાચી કરૂં એમ, દેહાદિક ઉપર માલેકી જણાવીને બોલતો આ મારો સ્વામી કુબુદ્ધિ અને નિર્લજ્જ છે; કેમ કે તમેજ સર્વના માલેક છો. માટે કેવળ કૃપા કરીને આ મંદબુદ્ધિવાળાને છોડી તેનું પાલન કરો.)

વિંધ્યાવળિ બોલી રહ્યા પછી બ્રહ્મા બોલ્યા કે—હે લોકોના પાલક! હે લોકોના સ્વામી! હે દેવના દેવ! હે વિશ્વરૂપ! આ બલિરાજા કે જેનું સર્વસ્વ તમે હરી લીધું તેને છોડી મેલો; કેમ કે આ બલિરાજા હવે દંડને યોગ્ય નથી. સઘળી પૃથ્વી, અને પોતાના કર્મથી મેળવેલા લોકોરૂપી સર્વસ્વ આ બલિરાજાએ આપને નિવેદન કરી દીધું અને પોતાનો દેહ પણ દૃઢ બુદ્ધિથી આપી દીધો. પવિત્ર બુદ્ધિનો પુરૂષ, આપના ચરણની દ્રોના પુંખડાંથી પણ પૂજા કરે તો તેને પણ ઉત્તમ ગતિ મળેછે ત્યારે મનમાં કાંઇ પણ ખેદ નહિ લાવતાં જેણે આખાં ત્રૈલોક્યનું અર્પણ કર્યું તેને પીડા કેમજ થવી જોઇએ?

ભગવાન્ કેહેછે.—હે બ્રહ્મા! હું જેના ઉપર અનુગ્રહ કરવા ધારૂં તેને જો ધનનો મદ હોય તો તેના ધનને હરી લઉંછું. કેમ કે ધનના મદથી અક્કડ રેહેનારો પુરૂષ બીજા લોકોની અને મારી પણ અવજ્ઞા કરેછે. પોતાનાં કર્મોથી અનેક યોનિઓમાં જન્મ લેતો આ પરતંત્ર જીવ કોઈ વખતે પુરૂષનો અવતાર પામેછે તો તે અવતારમાં જન્મ, કર્મ, અવસ્થા, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય અને ધન વગેરેથી જો એને ગર્વ ન થાય તો તે મારો અનુગ્રહ છે એમ સમજવું. જે મારો ખરો ભક્ત હોય તે પુરૂષ, અભિમાન અને અક્કડપણાના કારણરૂપ અને સર્વ કલ્યાણનાં શત્રુરૂપ ઉપર કહેલાં ધન વગેરે પોતાની પાસે હોય તોપણ તેથી મોહ પામે નહિ. એવા ભક્તને મારી ઇચ્છાથી સંપત્તિ પણ આપુંછું અને અભક્ત હોય તેને ધનાદિકથી મોહ થાયછે માટે તેની પાસેથી ધન હરી લેવારૂપજ અનુગ્રહ કરૂંછું. દાનવ અને દૈત્યોમાં અગ્રણી અને તેઓની કીર્તિ વધારનાર આ

બલિરાજા, કોઇથી જીતાય નહિ એવી મારી માયાને જીતી ચુક્યો; કેમ કે આવી રીતે મુંઝાવ્યો તોપણ મુંઝાતો નથી. ધન ગયું, સ્થાનથી ભ્રષ્ટ થયો, શત્રુઓના હાથથી બંધાયો, તિરસ્કાર પામ્યો, જ્ઞાતિઓએ છોડી દીધો, વેદના પામ્યો, ગુરૂતરફથી તિરસ્કારસહિત શાપ જડયો અને મેં પણ કેટલાંક છળનાં વચન કહ્યાં તોપણ સત્યવક્તા અને સારા નિયમ પાળનારા આ બલિરાજાએ પોતાનો સદ્ધર્મ છોડયો નહિ, માટે એ મારી માયાને જીતી ચુક્યો છે. દેવતાઓને પણ ન મળે એવું સ્થાન હું એને આપુંછું. સાવર્ણિ નામના આઠમા મન્વંતરમાં એ ઈંદ્રની પદવી પામશે અને હું તેનું પાલન કરીશ. ત્યાંસુધી વિશ્વકર્માએ બનાવેલા સુતલ પાતાલમાં રેહેશે કે જ્યાં રેહેનારાઓને મારી કૃપાદૃષ્ટિથી આધિ, વ્યાધિ, પરિશ્રમ, આલસ્ય કે પરાભવ વગેરે હરકતો થતી નથી. હે મોટા રાજા બલિ! તું તારા જ્ઞાતિઓને સાથે લઈ સુતલ પાતાલ કે જેને દેવતાઓ પણ માગેછે ત્યાં જા. તારૂં કલ્યાણ થશે. લોકપાલ દેવતાઓ પણ તારો પરાભવ નહિ કરે ત્યારે બીજાઓનું તો શુંજ કેહેવું? જે દૈત્યો તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તેઓને મારૂં ચક્ર મારી નાખશે. ત્યાં હું તારી, તારા અનુચરોની અને તારી સુખસામગ્રીની સર્વે પ્રકારથી રક્ષા કરીશ. ત્યાં હું તારી પાસેજ રહીશ તેથી તને નિરંતર મારાં દર્શન થશે. ત્યાં રેહેતાં દાનવ અને દૈત્યોના સંગથી જે કાંઈ તારી અસુરજાતને મળતી ટેવ છે તે પણ મારો પ્રભાવ જોઈને તુરત ઓછી થતાં અંતે સાવ મટી જશે. ૩૬

**तत्र दानवदैत्यानां संगात्ते भाव आसुरः ।**
**दृष्ट्वा मदनुभावं वै सद्यः कुंठो विनंक्ष्यति ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इत्युक्तवंतं पुरुषं पुरातनं महानुभावोऽखिलसाधुसंमतः । बद्धांजलिर्बाष्पकलाकुलेक्षणो भक्त्युद्गलो गद्गदया गिराऽब्रवीत् ॥१॥**

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે પુરાણ પુરૂષ ભગવાનનાં વચન સાંભળી ભક્તિથી ઉત્કંઠિત થએલો, મોટા પ્રભાવવાળો, સર્વે સાધુઓમાં માન પામેલો અને આંસુનાં ટીપાંથી વ્યાકુલ નેત્રવાળો બલિરાજા હાથ જોડી (નીચેપ્રમાણે) બોલ્યો.

બલિરાજા કેહેછે.–અહો!! આપને પ્રણામ કરવાનેમાટે કરેલો ઉદ્યમજ શરણાગત ભક્તના મનોરથ પૂરા કરવામાં તૈયાર રહેછે કે જે ઉદ્યમે, લોકપાલ દેવતાઓને પૂર્વે નહિ મળેલો તમારો અનુગ્રહ આ નીચ અસુરને (મને) મેળવી આપ્યોછે. (મેં આપને બરાબર પ્રણામ પણ નહિ કરતાં કેવળ પ્રણામનેમાટે ઉદ્યમજ કર્યો હતો તો તેણે પણ આપનો અલભ્ય અનુગ્રહ મેળવી આપ્યો માટે આપને પ્રણામ કરવાનો પ્રભાવ આશ્ચર્યરૂપ હોય એમાં તો શુંજ કેહેવું?)

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે ભગવાનને કહી, તથા બ્રહ્મા અને સદાશિવને પ્રણામ કરી રાજી થએલો અને ભગવાને બંધનમાંથી છોડેલો બલિરાજા દૈત્યોની સાથે સુતલ પાતાલમાં ગયો. પોતાના વંશની સ્થિતિ રાખનાર પૌત્ર બલિરાજાને બંધનમાંથી છૂટેલો અને ભગવાનનો અનુગ્રહ પામેલો જોઈ ભક્તિથી નમ્ર થએલા પ્રલ્હાદજી (નીચેપ્રમાણે) બોલ્યા.

પ્રલ્હાદજી કેહેછે.–જેઓને સઘળું જગત્ નમેછે એવા બ્રહ્માદિક પણ જેના ચરણાર-

* આ ત્રેવીશમા અધ્યાયમાં બલિરાજા પોતાના દાદા સહિત સુતલ પાતાલમાં જતાં ઈંદ્રે વામનજીના પ્રભાવથી સ્વર્ગનું રાજ્ય પામી પાછો પેહેલાં જેવોજ આનંદ કરવા માંડ્યો, એ કથા કેહેવામાં આવશે.

વિંદમાં નમેછે તે આપ, અમો અસુર લોકોના કોટવાળ થયા. આવો અનુગ્રહ બ્રહ્મા, લક્ષ્મી કે સદાશિવને પણ મળ્યો નથી ત્યારે બીજાઓને તો ક્યાંથીજ મળ્યો હોય !! હે શરણ આપનાર ! બ્રહ્માદિક દેવતાઓ પણ આપનાં ચરણકમળના રસનું ઘણા કાલસુધી સેવન કરવાનેલીધે મોટાં ઐશ્વર્ય ભોગવેછે, ત્યારે અમે કે જેઓ દુરાચાર તથા ઉગ્ર જાતિના છિયે અને તમારા ચરણકમળનું નિરંતર સેવન કરનાર પણ નથી તેઓને આપની કૃપાદૃષ્ટિ, જેવી પૂરી સેવાથી મળે તેવી મળી તેનું કારણ શું હશે એ સમજાતું નથી. આપ કે જે અપાર યોગમાયાની લીલાથી અખિલ બ્રહ્માંડને સ્રજનાર અને સર્વજ્ઞ છો તેમનું ચરિત્ર બહુજ વિચિત્ર છે !! કેમ કે આપ સર્વના આત્મા અને સમદૃષ્ટિવાળા છતાં ભક્તો ઉપર વધારે પ્રેમ રાખવાનો આપનો વિષમ સ્વભાવ જણાયછે. અથવા ભક્તો ઉપર પ્રેમ રાખવામાં કાંઇ વિષમ પણ સ્વભાવ કહી શકાય એમ નથી; કેમ કે તમારો કલ્પવૃક્ષના જેવો સ્વભાવ છે. કલ્પવૃક્ષ જોકે પોતાના આશ્રિતોનોજ મનોરથ પૂરેછે તોપણ તેનો વિષમ ગણાતો નથી એ દૃષ્ટાંત આપને પણ સંભવેછે.

ભગવાન્ કેહેછે.—હે પુત્ર ! તમારૂં કલ્યાણ થાશે. તમારા પૌત્રની સાથે રાજી થઇને સુતલ પાતાળમાં તમે જાઓ અને જ્ઞાતિઓને સુખ આપજો. ત્યાં હું હાથમાં ગદા રાખીને ચોકી કરીશ તેનાં તમને રોજ દર્શન થશે અને મારાં દર્શનના મોટા આનંદથી કર્મનાં બંધનો મટી જશે.

શુકદેવજી કેહેછે.—બલિરાજા સહિત પ્રલ્હાદજીએ હાથ જોડીને નિર્મલ બુદ્ધિથી એ ભગવાનની આજ્ઞાને સ્વીકારી માથે ચડાવી. સર્વ દૈત્યોનો અધિપતિ બલિરાજા, ભગવાનને પ્રદક્ષિણા કરી, પ્રણામ કરી તથા રજા લઈ પ્રલ્હાદજીની સાથે પાતાળમાં પેઠો. પછી બ્રહ્મવાદિઓની સભામાં સામેજ ઋત્વિજ લોકોની મંડલીમાં બેઠેલા શુક્રાચાર્યને ભગવાને કહ્યું કે—'હે આચાર્ય ! તમારો શિષ્ય બલિરાજા યજ્ઞ કરતો હતો તેમાં જે કાંઇ ન્યૂન રહ્યુંછે તે પરિપૂર્ણ કરો. કર્મમાં જે કાંઇ ન્યૂન રહ્યું હોય તે બ્રાહ્મણોની દૃષ્ટિથીજ પરિપૂર્ણ થઈ જાય ત્યારે ક્રિયાથી પરિપૂર્ણ થાય તેમાં તો શુંજ કેહેવું ?'

શુક્રાચાર્ય કેહેછે.—કર્મના પ્રવર્ત્તાવનાર, યજ્ઞનાં ફળ આપનાર અને યજ્ઞપુરૂષ આપની જેણે માત્ર પદાર્થથી નહિ પણ સર્વભાવથી પૂજા કરી તેના કર્મમાં ન્યૂનતા કેમજ રેહે ? મંત્ર, તંત્ર, દેશ, કાળ, પાત્ર અને દક્ષિણા વગેરેમાં જે કાંઇ ન્યૂન રહી ગયું હોય તે આપનાં કીર્ત્તનથીજ પરિપૂર્ણ થાયછે. તોપણ આપ કહો છો તો આપની આજ્ઞાપ્રમાણે હું કરીશ. કેમ કે આપની આજ્ઞા પાળવી એજ પુરૂષોનું મોટું કલ્યાણ છે.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાનની આજ્ઞાનો સત્કાર કરી શુક્રાચાર્યે બ્રહ્મર્ષિઓની સાથે બલિરાજાના યજ્ઞમાં જે કાંઈ ન્યૂન રહ્યું હતું તે પરિપૂર્ણ કર્યું. હે પરીક્ષિત રાજા ! એપ્રમાણે વામનજી ભગવાને બલિરાજા પાસેથી પૃથ્વી માગી લઇને પોતાના ભાઇ ઇંદ્રને આપી કે જેની પાસેથી સ્વર્ગનું રાજ્ય શત્રુઓએ લઇ લીધું હતું. પ્રજાપતિઓના પતિ બ્રહ્માએ દેવ, ઋષિ, પિતૃ, મનુ, દક્ષ, ભૃગુ, અંગીરા વગેરે, સનત્કુમાર અને સદાશિવને સાથે લઇ કશ્યપ તથા અદિતિને રાજી કરવાસારૂ અને સર્વ પ્રાણીઓના કલ્યાણનેમાટે વામનજીને લોકોના તથા લોકપાલોના અધિપતિ ઠરાવ્યા. વેદ, સર્વ દેવ, ધર્મ, યશ, લક્ષ્મી, મંગળ, વ્રત, સ્વર્ગ અને મોક્ષનું પાલન કરવામાં સમર્થ વામનજીને સર્વના અભ્યુદયનેમાટે અધિપતિ ઠરાવ્યા. એ સમયમાં સઘળાં પ્રાણીઓ અત્યંત આનંદ પામ્યાં. પછી સઘળા લોકપાલોની સાથે ઇંદ્ર, બ્રહ્માની સંમતિથી વામનજીને વિમાનમાં બેસાડી તેમને આગળ કરી સ્વર્ગમાં

તેડી ગયો. વામનજીની ભુજાથી રક્ષણ પામેલો અને ત્રૈલોક્યનું રાજ્ય પામી મોટી સમૃદ્ધિથી સંપન્ન થએલો ઇંદ્ર, નિર્ભય થઇને આનંદ કરવા લાગ્યો. બ્રહ્મા, સદાશિવ, સનત્કુમાર, ભૃગુવગેરે મુનિઓ, પિતૃ, સર્વ પ્રાણિઓ અને વિમાનમાં બેસનારા સિદ્ધ લોકો, એઓ સઘળા એ ભગવાનનાં પરમ અદ્દ્ભુત મોટાં કામને અને અદિતિને વખાણતા વખાણતા પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. હે રાજા! સાંભળનારાઓને પાપથી છોડાવનાર આ સઘળું વામનજી ભગવાનનું ચરિત્ર મેં તમારી પાસે કહ્યું. પૃથ્વીના પરમાણુઓની ગણના કરવી જેમ અશક્ય છે તેમ મોટાં કર્મ કરનાર અને પરિપૂર્ણ ભગવાનના મહિમાનો પાર પામવો પણ અશક્ય છે. મંત્રના દ્રષ્ટા વસિષ્ઠ મુનિએ પણ કહ્યું છે કે–'જન્મેલો અથવા જન્મ ધરતો પુરૂષ, ભગવાનના મહિમાના પારને શું પામેછે? નથીજ પામતો.' દેવના દેવ અને અદ્દ્ભુત કર્મ કરનાર ભગવાનના આ અવતારનું ચરિત્ર જે સાંભળે તે પરમગતિ પામેછે. દેવસંબંધી, પિતૃસંબંધી કે મનુષ્યસંબંધી હરકોઈ કર્મ થતું હોય તે સમયે આ ચરિત્રનો જે પાઠ કરવામાં આવે તો એ કર્મ પરિપૂર્ણ થાય એમ વિદ્વાન્ લોકો કેહેછે.

**क्रियमाणे कर्मणीदं दैवे पित्र्येऽथ मानुषे। यत्र यत्रानुकीर्त्त्येत तत्तेषां सुकृतं विदुः॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ राजोवाच ॥ *

**भगवन् श्रोतुमिच्छामि हरेरद्भुतकर્मणः। अवतारकथामाद्यां मायामत्स्यविडंबनम्॥**

*આ ચોવીશમા અધ્યાયમાં પ્રસંગનેલીધે ભગવાનના મત્સ્યાવતારની લીલા કેહેવામાં આવશે કે જે મત્સ્યાવતારે મહાસાગરમાં સત્યવ્રત રાજાની રક્ષા કરી છે.

પરીક્ષિત રાજા પૂછે છે.–હે મહારાજ! અદ્દ્ભુત કર્મ કરનારા ભગવાને માયાથી પ્રથમ મત્સ્યાવતારની લીલા કરી છે તે કથા સાંભળવાની મને ઇચ્છા છે. વામનાવતારનું યાચકરૂપ, બલિરાજા ઉપર અનુગ્રહ કરવાનેમાટે ધર્યું હતું પણ માછલાનું રૂપ કે જે જગતમાં નિંદિત, તમોગુણી અને અસહ્ય છે તે રૂપ, જાણે પોતે કર્મથી બંધાએલ હોય એવી રીતે પરમેશ્વરે શામાટે ધર્યું હતું. સર્વ લોકોને સુખ આપનાર એ ભગવાનનું ચરિત્ર અમારી પાસે યથાર્થ રીતે સઘળું કહો.

સૂત શૌનકને કેહેછે.–એપ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછેલા શુકદેવજીએ, ભગવાને મત્સ્યાવતાર ધરીને જે ચરિત્ર કર્યું છે તે કહ્યું.

શુકદેવજી કેહેછે.–ગાય, બ્રાહ્મણ, દેવતા, સાધુ, ધર્મ અને અર્થની રક્ષા કરવાની ઇચ્છાથી ભગવાન્ અવતાર ધરેછે. વાયુ જેમ ઉંચા-નીચા સઘળા પદાર્થમાં ફરેછે તોપણ ઉંચ-નીચપણું પામતો નથી તેમ બુદ્ધિના ગુણોથી ઉંચા-નીચા માનેલા સઘળા પદાર્થોમાં અંતર્યામીપણાથી ઈશ્વર રહ્યા છે તોપણ પોતે નિર્ગુણ હોવાથી ઉંચ-નીચપણું પામતા નથી ત્યારે શુદ્ધ સત્વગુણમય મત્સ્યાદિક અવતારથી ઉંચ-નીચપણું ન પામે તેમાં તો શુંજ કેહેવું? ગયા કલ્પને અંતે બ્રહ્માનો દિવસ પૂરો થઈ રેહેતાં નૈમિત્તિક (બ્રહ્માને નિદ્રા આવવારૂપ નિમિત્તથી થનાર) પ્રલય થયો હતો. એ પ્રલયમાં પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોક સમુદ્રમાં ડૂબી ગયા હતા. કાલનેલીધે બ્રહ્મા સુઈ રેહેવાની ઇચ્છા કરતા હતા તે વખતે તેમના મુખમાંથી પાસે નીકળી પડેલા વેદને બળવાન્ હયગ્રીવ દૈત્ય હરી ગયો હતો. હયગ્રીવે એ અનર્થ કરેલો જાણી ઈશ્વર ભગવાને મત્સ્તાવતાર ધરી તે દૈત્યને મારી નાખી તેની પાસેથી વેદ લઇને પાછા બ્રહ્માને આપ્યા હતા. (પછી ઘણે કાળે એ ભગવાને એક બીજી લીલા પણ કરી હતી.) ભગવાનનો ભક્ત

કોઈ સત્યવ્રત નામનો રાજર્ષિ, કેવળ જળનું પાન કરીને તપશ્ચર્યા કરતો હતો કે જે રાજા આ કલ્પમાં સૂર્યનો પુત્ર શ્રાદ્ધદેવ થયોછે અને જેને ભગવાને મનુની પદવી આપીછે. એક દિવસે કૃતમાલા નામની નદીમાં એ રાજા તર્પણ કરતો હતો ત્યાં તેના ખોબામાં પાણીની સાથે એક માછલી આવી ગઈ. દ્રવિડ દેશના રાજા એ સત્યવ્રતે પોતાના ખોબામાં આવેલી તે માછલીને પાણીની સાથે નદીના જળમાં નાખી દીધી. તે સમયે એ મહાદયાળુ રાજાને તે માછલીએ દીનતાથી કહ્યું કે—'હે દીનબંધુ! હું કે જે રાંક અને પોતાની નાતનેજ ખાઇજનારા જલજંતુઓથી બીનેલી છું તેને આ નદીના જળમાં શામાટે નાખી દોછો? પોતાની ઉપર અનુગ્રહ કરવાનેસારૂ ભગવાન્ એ મત્સ્યાવતાર ધરીને પ્રીતિપૂર્વક પધાર્યાછે એમ નહિ જાણતા સત્યવ્રત રાજાએ માછલીનાં રક્ષણનેમાટે મન કર્યું. માછલીનું અત્યંત દીન વચન સાંભળી તે દયાળુ રાજાએ માછલીને કળશના જલમાં નાખી પોતાના આશ્રમમાં લઇ ગયો. એક રાતમાંજ એ કમંડલુમાં વધી ગએલી માછલીએ કમંડલુમાં નહિ રહી શકતાં રાજાને કહ્યું કે—'આ સાંકડા કમંડલુમાં દુઃખથી રેહેવાને હું રાજી નથી માટે જેમાં હું સુખે રહીશકું એવું ઘણુંક મોટું ઠેકાણું મને આપો.' પછી રાજાએ એ માછલીને કમંડલુમાંથી કાહાડીને પાણીના વીરડામાં નાખી પણ ત્યાં નાખતાંજ છ ઘડીવારમાં ત્રણ હાથ વધીગઈ. વળી માછલીએ કહ્યું કે—'હે રાજા! આ વીરડો મને રેહેવાનેમાટે ઠીક પડતો નથી માટે આથી મોટું ઠેકાણું આપો, કેમ કે હું શરણાગત છું.' રાજાએ તેમાંથી કહાડીને તેને સરોવરમાં નાખી તો ત્યાં પોતાના શરીરથી સઘળા પાણીને ઢાંકી દઇને મોટો મચ્છ બની ગયો. એ મચ્છે રાજાને કહ્યું કે 'હું કે જે જળમાં રેહેનાર છું તેને રેહેવાનેમાટે આટલું જળ પૂરૂં થતું નથી માટે બીજે લઈજિતાંસુધીમાં મારા બચાવનો ઉપાય કરી કદી ન ખુટે એવા મોટા જલાશયમાં મન રાખો.' પછી સત્યવ્રત રાજા, તે મચ્છને નોખનોખા અનેક જલાશયમાં લઇ ગયો પણ તે મચ્છ જે જલાશયમાં પડે તેમાં તે જલાશય જેવડોજ થઇ જવા માંડ્યો એટલે પછી છેલ્લીવારે તેને સમુદ્રમાં નાખવા લઇ ગયો. સમુદ્રમાં નાખતાં એ મચ્છ બોલ્યો કે—'હે રાજા! મોટા બળવાળા મગરમચ્છ વગેરે અહીં મને ખાઇજશે માટે અહીં નહિ નાખવો જોઇએ.' એપ્રમાણે સુંદર વચન બોલતા એ મત્સ્યે મુંઝવતાં રાજાએ તેને કહ્યું કે—'મત્સ્યરૂપથી અમને મુંઝવનાર તમે કોણ છો? તમે એક દિવસમાં સો યોજનના તળાવમાં વ્યાપી ગયા, તો આવી શક્તિવાળો કોઈ જલચર અમે દીઠો નથી કે સાંભળ્યો પણ નથી. તમે અવશ્ય સાક્ષાત્ નારાયણ ભગવાન્ છો તે પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાનેમાટે જલજંતુનાં રૂપ ધરોછો. હે મહાપુરૂષ! હું તમને પ્રણામ કરૂંછું. હે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના સ્વામી પરમેશ્વર! અમે કે જેઓ શરણાગત ભક્ત છિયે તેઓની મુખ્ય અને સત્ય ગતિરૂપ તમે છો. તમે લીલાથી ધરેલા સઘળા અવતારો પ્રાણીઓના કલ્યાણનેમાટે હોયછે તો આ રૂપ તમે જે કારણથી ધર્યું છે તે જાણવા માગુંછું. હે કમલનેત્ર! દેહાભિમાન ધરાવનારા બીજા લોકોનું શરણ લઇએ તે જેમ વૃથા જાયછે તેમ આપના ચરણનું શરણ લીધું હોય તો તે વૃથા જતું નથી; કેમ કે આપ સર્વ જગતના સંબંધી અને પ્રિય આત્મારૂપ છો. અમો ભક્ત લોકોને આવાં અદ્‌ભુત રૂપનું દર્શન આપ્યું તેથી પણ ઉપરની વાત સિદ્ધ થાયછે.

શુકદેવજી કેહેછે.—કલ્પાંત કાળમાં પ્રલયસાગરના જળમાં વિહાર કરવાની ઇચ્છા

ધરાવનાર, સાચા ભક્તો ઉપર પ્રીતિ રાખનાર અને રાજાનું પ્રિય કરવાને ઇચ્છતા મત્સ્યાવતાર ભગવાને, સત્યવ્રત રાજાનું વચન સાંભળી તેને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.– હે રાજા ! આજથી સાતમે દિવસે આ પૃથ્વી અને અંતરિક્ષ વગેરે ત્રૈલોક્ય પ્રલયના સમુદ્રમાં ડુબીજશે. પ્રલયકાલના જલમાં ત્રૈલોક્ય લય પામવા લાગશે ત્યારે મારી પ્રેરણાથી એક મોટું વહાણ તારી પાસે આવશે. તેટલા વખતમાં સઘળી ઔષધિ અને નાહાનાં-મોટાં બીજ લઇને સપ્તર્ષિઓની સાથે અને સર્વ જીવોની સાથે ધીરજથી એ મોટા વહાણમાં ચડજે. એ અજવાળાં વગરના પ્રલયસાગરમાં ઋષિઓના તેજના પ્રકાશથીજ તું ફરીશ. બલવાન્ પવનનેલીધે એ વહાણ કંપવા લાગશે ત્યારે હું તારી પાસે આવીશ એટલે વાસુકી નાગરૂપ નાડાંથી એ વહાણને મારાં શીંગડાંમાં બાંધજે. બ્રહ્માની રાત્રિ પૂરી થશે ત્યાંસુધી તું અને સપ્તર્ષિઓ જેમાં બેઠા હશો એવાં વહાણને ખેચ્યા કરતાં હું સમુદ્રમાં વિહાર કરીશ. મારો મહિમા કે જે 'પરબ્રહ્મ' એવા નામથી કેહેવાયછે તેવિષે તું મને પ્રશ્ન કરીશ અને હું તને ઉત્તર આપીશ તેથી તેનો યથાર્થ ખુલાસો મારા અનુગ્રહથી તારા હૃદયમાં આવશે.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે તે સત્યવ્રત રાજાને આજ્ઞા કરીને ભગવાન્ અંતર્ધાન થઈ ગયા અને તે રાજા ભગવાને કહેલા સમયની વાટ જોવા લાગ્યો. પછી સાતમે દિવસે મર્યાદા મૂકીને ચાલેલો, અને મોટા મેઘના વરસાદથી વૃદ્ધિ પામતો સમુદ્ર ચારેકોરથી પૃથ્વીને બોળી દેતો જોવામાં આવ્યો. ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરતો અને ઔષધિ તથા લતાઓને લઇને તૈયાર રહેલો રાજા વહાણ આવેલું જોઇને સપ્તર્ષિઓની સાથે તેમાં બેઠો. રાજી થયેલા સપ્તર્ષિઓએ રાજાને કહ્યું કે 'હે રાજા ! તમે ભગવાનનું ધ્યાન કરો. એ ભગવાન્ આ સંકટમાંથી આપણની રક્ષા કરી કલ્યાણ કરશે.' પછી રાજાએ ભગવાનનું ધ્યાન કરતાં લાખ યોજનનો અને સાવ સોનાનો એક શીંગડાંવાળો મચ્છ મહાસમુદ્રમાં પ્રકટ થયો. પ્રથમ ભગવાનના કેહેવાપ્રમાણે એ મચ્છના શીંગડાંમાં વાસુકિ નાગરૂપ નાડાંથી વહાણને બાંધી રાજી થએલો રાજા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો.

સત્યવ્રત રાજા સ્તુતિ કરેછે[1].–અનાદિ કાલની અવિદ્યાથી આત્મજ્ઞાનરહિત અને તેનેલીધેજ સંસારના પરિશ્રમોથી આતુર થ-

---

૧ અહીં આવું વિચારવું જોઇએ કે આ તે બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થયે થવાનો મહાપ્રલય થયો કે દિવસ પૂરો થયે થવાનો દૈનંદિન પ્રલય થયો? મહાપ્રલય તો ઘટતો નથી; કેમ કે તે પ્રલયમાં પૃથ્વી, બીજ કે સપ્તર્ષિ વગેરે કાંઇપણ બાકી રેહેતું ઘટતું નથી. અને આ પ્રકરણમાંજ 'જ્યાંસુધી બ્રહ્માની રાત રેહેશે' ઇત્યાદિક કેહેવાઇ ગયુંછે તેને વિરોધ આવેછે. તેમ દૈનંદિન પ્રલય પણ સંભવતો નથી; કેમ કે પ્રલયકાલસંબંધી સો સો વર્ષની અનાવૃષ્ટિ વગેરે થયાવિના અકસ્માત્ સાતમે દિવસે ત્રૈલોક્ય બુડી જવાનું મત્સ્યાવતારે કહ્યું છે તે સંભવતું નથી. પ્રથમસ્કંધમાં પણ 'ચાક્ષુષ મન્વંતરમાં થએલા પ્રલયમાં પૃથ્વીરૂપ વહાણમાં બેસાડી ભગવાને વૈવસ્વત મનુની રક્ષા કરી' એમ કહ્યુંછે તેપણ ત્યારે ઘટતું નથી. બન્નેમાંથી કોઈ પ્રલયમાં પણ પૃથ્વીરૂપ વહાણમાં બેસવું ઘટે નહિ. ચાક્ષુષ મન્વંતરમાં પ્રલય થવો પણ સંભવે નહિ અને થયો હોય તો વૈવસ્વત સાતમો મનુ થયો એપણ ઘટતું નથી. પ્રલયમાં ઔષધિ કે જીવ વગેરે કોઇપણ બાકી ન રહે માટે 'સઘળી ઔષધિને લઇને તું વહાણમાં બેસ જે' ઇત્યાદિક ભગવાનનું કેહેવું પણ સંભવે નહિ. માટે અહીં એમ સમજવું કે આ કોઇ ખરેખરો પ્રલય નથી પણ દ્વાદશસ્કંધમાં માર્કંડેયને જેવી પ્રલયરૂપ માયા દેખાડીછે તેપ્રમાણેજ સત્યવ્રત રાજાને જ્ઞાનનો ઉપદેશ દેવા પ્રકટ થએલા ભગવાને રાજાને વૈરાગ્ય આપવાસારૂ અકસ્માત્ પ્રલય થવા જેવું પોતાની માયાથી દેખાડયું. આમ માનીએ તોજ ઉપર કહેલી સઘળી વાત સંભવેછે.

એવા પુરૂષો આ સંસારમાં જેના અનુગ્રહથીજ આશ્રય લઇને જેને પામેછે તે મુક્તિ આપનાર આપ પરમગુરૂ થઇને અમારા દેહાભિમાનને ભેદી નાખજો. પોતાનાં કર્મથી બંધાએલ આ મૂર્ખ લોક, સુખની ઇચ્છાથી મોટાં દુઃખ વેઠીને કર્મ કર્યા કરેછે તે સુખની ઇચ્છારૂપ દુર્બુદ્ધિ જેની સેવાથી મટેછે તે ભગવાન્ ગુરૂ થઇને અમારા હૃદયની દેહાભિમાનરૂપ ગાંઠને ભેદી નાખજો. જેમ રૂપું અગ્નિના સેવનથી મેલનો ત્યાગ કરી પોતાના સ્વાભાવિક વર્ણને પામેછે તેમ જે ભગવાનની સેવાથી પુરૂષ, પોતાના મનના મેલનો ત્યાગ કરી સ્વસ્વરૂપને પામેછે તે આ અવિનાશી ભગવાન્ અમારા પરમગુરૂ થજો. બીજા દેવ, ગુરૂઓ અને લોકો સઘળા ભેળા મળીને પણ જેની કૃપાના દશ હજારમા ભાગના અમુક ભાગને પણ કરી શકતા નથી તે પરમેશ્વર આપનું હું શરણ લઉંછું. મૂર્ખ માણસનો મૂર્ખ માણસ ગુરૂ થાય એ તો આંધળાનો અગ્રણી (દોરનાર) આંધળો થયા જેવું છે. માટે અમે કે જેઓ પોતાના સ્વરૂપને જાણવાને ઇચ્છિયે છિયે તેઓ, સર્વ ઇંદ્રિયોના પ્રકાશક અને સ્વયંપ્રકાશ આપનેજ ગુરૂ કરીએ છિયે. માણસ, માણસને દુર્બુદ્ધિજ આપેછે કે જે દુર્બુદ્ધિથી અપાર સંસારમાં પડેછે અને આપ તો અમોઘ અને અવિનાશી જ્ઞાન આપોછો કે જે જ્ઞાનથી માણસ અનાયાસે પોતાના સ્વરૂપને પામેછે. તમે સર્વ લોકના મિત્ર, પ્રિય ઈશ્વર, આત્મા ગુરૂ, જ્ઞાનરૂપ અને ઇષ્ટસિદ્ધિરૂપ છો તથા હૃદયમાંજ રહ્યા છો તોપણ આંધળી બુદ્ધિવાળા અને તૃષ્ણા રાખ્યા કરતા લોક તમને જાણતા નથી. આપ કે જે સર્વ દેવમાં ઉત્તમ, ઉદાર અને ઈશ્વર છો તેમને જ્ઞાનનેમાટે હું શરણે આવ્યો છું. માટે હે મહારાજ! પરમાર્થનો પ્રકાશ કરનાર વચનોથી અમારા હૃદયની અહંકારાદિક ગાંઠોને કાપો અને પોતાનું સ્વરૂપ દેખાડો.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે બોલતા સત્યવ્રત રાજાને મહાસમુદ્રમાં વિહાર કરતા મત્સ્યરૂપી ભગવાને તત્ત્વનો ઉપદેશ કર્યો. સાંખ્ય, યોગ અને કર્મનું જેમાં નિરૂપણ કરેલુંછે એવું, દિવ્ય અને જેમાં પોતાનું રહસ્ય રહેલુંછે એવું સઘળું મત્સ્ય પુરાણ સત્યવ્રત રાજાને ભગવાને કહ્યું. વહાણમાં બેઠેલા સત્યવ્રત રાજાએ ભગવાને કહેલું સઘળું સનાતન બ્રહ્મતત્ત્વ સપ્તર્ષિઓની સાથે નિઃસંશય રીતે સાંભળ્યું. એ મત્સ્યાવતાર ભગવાને ગયો પ્રલય પૂરો થઈ રહ્યા પછી ઉઠેલા બ્રહ્માને વેદ આપ્યા કે જે પોતે હયગ્રીવ દૈત્યને મારીને પાછા લીધા હતા. જ્ઞાન અને વિજ્ઞાનવાળો એ સત્યવ્રત રાજા ભગવાનની કૃપાથી આ કલ્પમાં વૈવસ્વત મનુ થયો હતો. સત્યવ્રત રાજા અને માયાથી મત્સ્યરૂપ બનેલા ભગવાનના સંવાદરૂપ મોટું આખ્યાન સાંભળે તો માણસ પાપથી છુટેછે. આ ભગવાનના મત્સ્યાવતારનું જે મનુષ્ય રોજ કીર્તન કરે તેના સંકલ્પ સિદ્ધ થાયછે અને પરમગતિ મળેછે. પ્રલયના જળમાં હયગ્રીવ દૈત્યને મારી જેણે, સુઇજતા બ્રહ્માનાં મુખોમાંથી તે દૈત્યે હરી લીધેલા વેદને પાછા બ્રહ્માને સ્વાધીન કર્યા અને જેણે સત્યવ્રત રાજા તથા સપ્તર્ષિઓને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો તે, સર્વના કારણરૂપ અને માયાથી મત્સ્યરૂપ બનેલા ભગવાનને હું પ્રણામ કરૂંછું.

**प्रलयपयसि धातुः सुप्तशक्तेर्मुखेभ्यः श्रुतिगणमपनीतं प्रत्युपादत्त हत्वा। दितिजमकथयद्यो ब्रह्म सत्यव्रतानां तमहमखिलहेतुं जिह्ममीनं नतोऽस्मि ॥ ६१ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

# अष्टमस्कंध समाप्त.

श्रीमद्-

# भागवतभाषांतर

## नवमस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

श्रीमद्-

# भागवतभाषांतर.

## ॥ अथ नवमस्कंध प्रारंभः ॥

॥ राजोवाच ॥*

मन्वंतराणि सर्वाणि त्वयोक्तानि श्रुतानि मे । वीर्याण्यनंतवीर्यस्य हरेस्तत्र कृतानि च ॥ १ ॥

પરીક્ષિત રાજા પૂછે છે.—આપે સઘળાં મન્વંતર અને તેઓમાં અનંત બળવાળા ભગવાને કરેલાં પરાક્રમો કહ્યાં તે મેં સાંભળ્યાં. દ્રવિડ દેશનો અધિપતિ સત્યવ્રત રાજા કે જેને ગયા કલ્પના અંતમાં ભગવાનની સેવાથી જ્ઞાન મળ્યું હતું તે, સૂર્યનો પુત્ર શ્રાદ્ધદેવ (વૈવસ્વત) મનુ થયો અને ઇક્ષ્વાકુ વગેરે રાજાઓ તેના પુત્રો થયા, એ તમારી પાસેથી સાંભળ્યું છે. હે મહારાજ! હવે અમે કે જેઓ નિરંતર શ્રવણ કરવાની ઇચ્છા ધરાવિયે છિયે તેઓની પાસે એ ઇક્ષ્વાકુ વગેરેનો વંશ અને તે વંશમાં ઉત્પન્ન થએલાઓનાં ચરિત્ર કહો. પવિત્ર કીર્તિવાળા જે રાજાઓ થઈ ગયા, જેઓ થવાના છે અને જેઓ હાલ વિદ્યમાન છે તે સઘળાઓનાં પરાક્રમ અમારી પાસે કહો.

સૂત શૌનકને કેહેછે.—બ્રહ્મવાદિઓની સભામાં પરીક્ષિત રાજાએ એપ્રમાણે પૂછતાં ઉત્તમ ધર્મ જાણનારા શુકદેવજી બોલ્યા.

* આ પેહેલા અધ્યાયમાં વૈવસ્વતના પુત્રના વંશમાં ચંદ્રવંશનો પ્રવેશ કેહેવાનેમાટે સુદ્યુમ્ન સ્ત્રી થઇ ગયો, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.—હે રાજા! વૈવસ્વત મનુના વંશની મોટી મોટી બાબતો કહું તે સાંભળો. વિસ્તારથી તો સેંકડો વર્ષોથી પણ કહી શકાય એમ નથી. કલ્પાંતકાલમાં આ જગત્ ઇશ્વરરૂપજ હતું કે જે ઇશ્વરમાં નાહાના-મોટા સઘળા પદાર્થોની કલ્પના થઇ છે. ઈશ્વર શિવાય બીજું કાંઇ પણ ન હતું. એમની નાભિમાંથી સુવર્ણમય કમળનો પોટો ઉત્પન્ન થયો અને એ પોટામાં ચાર મોઢાંવાળા બ્રહ્મા ઉત્પન્ન થયા હતા. બ્રહ્માના મનમાંથી મરીચિ થયા, મરીચિના કશ્યપ થયા અને કશ્યપની સ્ત્રી અદિતિ કે જે દક્ષની પુત્રી હતી તેમાં સૂર્ય ઉત્પન્ન થયા. સૂર્યની સંજ્ઞા નામની સ્ત્રીમાં શ્રાદ્ધદેવ મનુ ઉત્પન્ન થયા અને તેણે શ્રદ્ધા નામની સ્ત્રીમાં દશ પુત્ર ઉત્પન્ન કર્યા. ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરૂષક, નરિષ્યંત, પૃષધ્ર, નભગ અને કવિ એવા નામના એ દશ પુત્રો હતા. જે સમયે એ મનુને કાંઇ પણ સંતાન ન હતું તે સમયે તેને સંતાન આપવામાટે વસિષ્ઠ મુનિએ મિત્રાવરૂણ દેવની ઇષ્ટિ કરી હતી. એ ઇષ્ટિમાં મનુની સ્ત્રી શ્રદ્ધા કે જે નિયમનેમાટે દૂધ પીને રેહેતી હતી તેણે હોતા બ્રાહ્મણની પાસે આવીને પ્રણામપૂર્વક માગ્યું કે મને દીકરી આવે એમ કરજો. પછી અધ્વર્યુએ પ્રેરણા કરાએલા હોતા બ્રાહ્મણે હવિષ્ય લેવાના સમયમાં મનુની સ્ત્રીના કેહેવા ઉપર ધ્યાન રાખી વષટ્કારનું ઉચ્ચારણ કરતાં યજનનો ફેરફાર કરી નાખ્યો.

હોતાએ કરેલા ફેરફારનેલીધે મનુને ઇલા નામની કન્યા આવી. તેને જોઇને નહિ રાજી થએલા મનુએ વસિષ્ઠને કહ્યું કે–'હે મહારાજ! આ શું થયું? તમજેવા બ્રહ્મવાદીઓની ક્રિયામાંથી વિપરીત ફળ થાય એ ઘણોજ અફસોસ છે. મંત્રોમાં આવો વિકાર નહિ થવો જોઇએ. તમે મંત્રજાણનાર, તપથી નિષ્પાપ થએલા અને સાવધાન છો તે છતાં દેવતાઓમાં અસત્ય ભાષણની પેઠે આ સંકલ્પનો ફેરફાર શાથી થયો?' એપ્રમાણે મનુની વાત સાંભળી વસિષ્ઠ મુનિએ તેમાં હોતાએ અપરાધ કરેલો જાણી મનુને કહ્યું કે–'આજે સંકલ્પમાં ફેરફાર થયો તે જોકે તમારા હોતાના દોષથી થયો છે તોપણ મારી શક્તિથી હું તમને પુત્રવાન્ કરીશ.' પછી એપ્રમાણે નિશ્ચય કરી ઇલાને પુરૂષ બનાવવાસારૂ મોટી કીર્તિવાળા વસિષ્ઠ મુનિએ ભગવાનની સ્તુતિ કરી. ભગવાને પ્રસન્ન થઇને તેમને માગેલું વરદાન આપ્યું તેથી જે ઈલા હતી તે સુદ્યુમ્ન નામનો પુત્ર થયો. એ સુદ્યુમ્ન એક દિવસે કેટલાએક કારભારીઓને સાથે લઇ, સિંધુદેશના ઘોડા ઉપર બેશી, સુંદર ધનુષ્ અને અદ્ભુત બાણ લઇ, બખ્તર પેહેરી વનમાં મૃગયા કરવાસારૂ નીકળેલો હતો તે મૃગની પછવાડે દોડતાં દોડતાં ઉત્તર દિશામાં ચાલ્યો ગયો. એ કુમાર, મેરૂપર્વતની નીચે એક વન છે તેમાં પેઠો કે જે વનમાં સદાશિવ પાર્વતિની સાથે રમણ કર્યા કરે છે. શત્રુઓને મારનાર સુદ્યુમ્ને એ વનમાં જતાંજ પોતાના શરીરને સ્ત્રીરૂપ થએલું અને ઘોડાને ઘોડી બનેલો દીઠો. એવી રીતેજ તેની સાથે જે અનુચરો હતા તેઓ પણ પોતાના શરીરની નિશાનીમાં વિપરીતપણું થએલું જોઈ ખેદ પામ્યા અને એકબીજા સામું જોવા લાગ્યા.

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મહારાજ! એ પ્રદેશ એવા ગુણવાળો કેમ હતો અને તેને એવો કોણે કર્યો છે? આ પ્રશ્નનો ઉત્તર આપો; કેમ કે આ વિષયમાં અમને મોટું કૌતુક થયું છે.

શુકદેવજી કેહેછે.— એક દિવસે પોતાની કાંતિથી દિશાઓમાં અંજવાળું કરી દેતા પવિત્ર ઋષિઓ એ વનમાં સદાશિવનું દર્શન કરવા આવી નીકળ્યા. તેઓને જોઈ પોતે નગ્ન હોવાથી બહુજ લજાએલાં પાર્વતીએ સદાશિવના ખોળામાંથી ઉઠીને તુરત લુગડું પેહેરી લીધું. ઋષિએ પણ તે વખતે શિવપાર્વતીના રમણનો પ્રસંગ જોઇ મનમાં કચવાઇને પાછા વળી નરનારાયણના આશ્રમમાં ગયા. તે વખતે પાર્વતીને રાજી કરવાસારૂ સદાશિવ બોલ્યા છે કે 'આ સ્થાનકમાં જે કોઈ આવશે તે સ્ત્રી બનીજશે.' તે પછી પુરૂષો એ વનમાં જતા નથી. હવે તે ઘણી અનુચરીઓવાળી ઈલા કન્યા એક વનથી બીજા વનમાં અને બીજાથી ત્રીજા વનમાં, એમ ફરવા લાગી. ઘણી સ્ત્રીઓથી વીંટાએલી એ ઉત્તમ સ્ત્રી પોતાના (બુધના) આશ્રમની પાસે ફરતી હતી તેને જોઈ બુધને તેનાવિષે કામના ઉત્પન્ન થઈ અને તે સ્ત્રીને એ ચંદ્રમાના પુત્ર બુધવિષે કામના ઉત્પન્ન થઈ. પછી બુધે તે સ્ત્રીમાં પુરૂરવા નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. એપ્રમાણે સ્ત્રીપણું પામેલા એ મનુના પુત્ર સુદ્યુમ્ને કેટલાક દિવસ પછી પોતાના કુળના આચાર્ય વસિષ્ઠ મુનિનું સ્મરણ કર્યું હતું એમ સાંભળ્યુંછે. સુદ્યુમ્નની એ દશા જોઈ દયાથી બહુજ દબાએલા વસિષ્ઠ મુનિએ સુદ્યુમ્નને પાછો પુરૂષ બનાવવાસારૂ મહાદેવની ભક્તિ કરી. મહાદેવે પ્રસન્ન થઇને વસિષ્ઠ મુનિને રાજી કરવા અને પોતાનું વચન પણ સત્ય કરવા વસિષ્ઠ મુનિને કહ્યું કે–'આ સુદ્યુમ્ન એક મહિનાસુધી પુરૂષ રેહેશે અને એક મહીનાસુધી સ્ત્રી રેહેશે. એવી વ્યવસ્થાથી ભલે પૃથ્વીનું રાજ્ય કરે.' વસિષ્ઠના અનુગ્રહનેલીધે એપ્રમાણે વ્યવસ્થાથી

પુરૂષપણું પામી સુદ્યુમ્ન રાજ્ય કરવા લાગ્યો પણ તેને એકાંતર મહીને સ્ત્રી બનીને છુપાઈ રેહેવું પડતું તેથી તે પ્રજાઓને પસંદ પડયો નહિ. એ સુદ્યુમ્નના ઉત્કલ, ગય અને વિમલ એવા નામના ત્રણ પુત્ર થયા તેઓ ધર્મ ઊપર પ્રીતિ રાખનાર અને દક્ષિણદેશના રાજા થયા હતા. પછી ઘણો કાળ જતાં પ્રતિષ્ઠાન (પ્રયાગની પાસે ઝુંસી કેહેવાયછે તે) પુરીનો અધિપતિ એ સુદ્યુમ્ન રાજા પોતાના પેટના દીકરા પુરૂરવાને રાજ્ય આપી વનમાં ગયો. ૪૨

**ततः परिणते काले प्रतिष्ठानपतिः प्रभुः ।**
**पुरूरवस उत्सृज्य गां पुत्राय गतो वनम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

॥ श्रीशुक उवाच ॥*

**एवं गतेऽथ सुद्युम्ने मनुर्वैवस्वतः सुते ।**
**पुत्रकामस्तपस्तेपे यमुनायां शतं समाः ॥**

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે પોતાનો પુત્ર સુદ્યુમ્ન વનમાં જતાં વૈવસ્વત મનુએ બીજા પુત્રો ઉત્પન્ન કરવાની ઇચ્છાથી યમુના નદીમાં સો વર્ષસુધી તપ કર્યું અને પછી સંતાનનેમાટે ભગવાનનું પૂજન કર્યું તેથી ઇક્ષ્વાકુ વગેરે પોતા જેવાજ દશ પુત્રો તેને આવ્યા. મનુનો પુત્ર પૃષધ્ર કે જેને ગુરૂ વસિષ્ઠ મુનિએ ગાયોનું પાલન કરવા રાખ્યો હતો તે, રાત્રિમાં ખડી ચોકીથી સાવધાનપણે વસિષ્ઠની ગાયોનું પાલન કરતો હતો. એક દિવસે રાતે મેઘ વરસતો હતો તે સમયમાં એક વાઘ ગાયોના વાડામાં આવ્યો તેથી સુતેલી ગાયો બીકનેલીધે ઉઠીને વાડામાં દોડવા લાગી. બલવાન્ વાઘે તેઓમાંથી એક ગાયને પકડતાં તે ચીસો નાખવા લાગી. ગાયની ચીસ સાંભળી પૃષધ્ર તરવાર લઇને તુરત ત્યાં ગયો. રાતમાં નક્ષત્ર પણ દેખાતાં ન હતાં એવા અંધારામાં અજાણતાં તેણે વાઘ જાણીને એ કપિલા ગાયના માથાઉપર ઘા કર્યો. તરવારની અણી વાગતાં જેના કાન કપાઈ ગયા એવો વાઘ માર્ગમાં લોહી નાખતો નાખતો બહુજ બીકથી ભાગીગયો. પોતે વાઘ માર્યો સમજતો પૃષધ્ર સવારમાં જોય છે ત્યાં પોતાના હાથથી ગાયનો વધ થયો જાણી બહુજ ખેદ પામ્યો. જેનાથી અજાણતાં અપરાધ થયો એવા એ પૃષધ્રને કુલના ગુરૂ વસિષ્ઠે શાપ દીધો કે—'આ પાપનેલીધે તું ક્ષત્રિયની જાતમાં પણ નહિ રહી શકતાં શૂદ્ર થઇ જશે.' એપ્રમાણે ગુરૂએ શાપ દીધો તે હાથ જોડી માથે ચડાવી લેતાં પૃષધ્રે તે દિવસથી મુનિવ્રત પાળી બ્રહ્મચર્યજ પાળ્યું. સર્વના આત્મા, સર્વથી પર અને નિર્મળ ભગવાનની ભક્તિથી તેમાં એકાગ્ર થએલો, સર્વ પ્રાણીઓનો મિત્ર સમદૃષ્ટિવાળો, જિતેંદ્રિય, સંગરહિત, પરિગ્રહરહિત અને શાંત અંતઃકરણવાળો પૃષધ્ર, જે કાંઇ યદૃચ્છાથી મળે તેથી પોતાની વૃત્તિ ચલાવવા લાગ્યો. જ્ઞાનથી તૃપ્તિ પામેલો અને પોતાના જીવાત્માને પરમાત્માના સ્વરૂપમાં ધરી દઇ સમાધિમાં રહેતો એ પૃષધ્ર, જડ અંધ અને બેહેરા જેવી આકૃતિથી પૃથ્વીમાં ફરતો હતો. એવી રીતે વૃત્તિ રાખતાં વનમાં નીકળી ગયો ત્યાં ઉત્પન્ન થએલા દાવાનળને જોઈ તેમાં પોતાના દેહનો દાહ કરી પરબ્રહ્મને પામ્યો. મનુના પુત્રોમાં સહુથી નાહાનો કવિ, નાહાનપણુમાં પરબ્રહ્મને જાણી, સર્વ પ્રકારની સ્પૃહા છોડી દઈ, અને બંધુ તથા રાજ્યનો ત્યાગ કરી વનમાં ગયો હતો અને ત્યાં ચિત્તમાં પરમાત્માનું ધ્યાન કરી મુક્તિ પામી ગયો. મનુના પુત્ર કરૂષના વંશમાં કારૂષ નામના ક્ષ-

---

* આ બીજા અધ્યાયમાં મનુના પુત્રોમાં બે જણ વૈરાગ્યથી અપુત્ર રહ્યાની અને કરૂષક વગેરે પાંચ પુત્રોના વંશની કથા કેહેવામાં આવશે.

ત્રિયો ઉત્પન્ન થયા તે સઘળા, બ્રાહ્મણોને માનનાર, ધર્મઉપર પ્રીતિ રાખનાર અને ઉત્તર દિશામાં રાજ્ય કરતા હતા. મનુના પુત્ર ધૃષ્ટના વંશમાં ધાર્ષ્ટ નામના ક્ષત્રિયો થયા તેઓમાં ઘણુખરા પૃથ્વીમાં બ્રાહ્મણ થઇ ગયા હતા. મનુના પુત્ર નૃગનો સુમતિ, સુમતિનો ભૂતજ્યોતિ, ભૂતજ્યોતિનો વસુ, વસુનો પ્રતીક અને પ્રતીકનો, ઓઘવાન્ નામે પુત્ર થયો. ઓઘવાનને ઓઘવાન નામનો પુત્ર અને ઓઘવતી નામે કન્યા આવી હતી. એ કન્યાને સુદર્શન પરણ્યો હતો. મનુના પુત્ર નરિષ્યંતનો દીકરો ચિત્રસેન થયો. ચિત્રસેનનો દક્ષ, દક્ષનો મીઢવાન્, મીઢવાનનો કૂર્મ, કૂર્મનો ઇંદ્રસેન, ઇંદ્રિસેનનો સત્યશ્રવા, સત્યશ્રવાનો ઉરૂશ્રવા અને ઉરૂશ્રવાનો દેવદત્ત નામે પુત્ર થયો હતો. એ દેવદત્તને ઘેર અગ્નિનો અવતાર થયો તેનું અગ્નિવેશ્ય નામ હતું. કુંવારીમાં જન્મેલ તેથી કાનીન પણ એનુંજ નામ કેહેવાતું હતું અને મોટા ઋષિ જાતૂકર્ણ્ય પણ એજ કેહેવાતા હતા. એ અગ્નિવેશ્યના વંશમાં 'અગ્નિવેશ્યાયન' એવા નામનું બ્રાહ્મણોનું કુલ થયું. એ નરિષ્યંતનો વંશ કેહેવાયો. હવે દિષ્ટનો વંશ સાંભળો. મનુના પુત્ર દિષ્ટનો નભગ નામે પુત્ર થયો. એ નભગનો દીકરો નાભાગ કે જે હવે કેહેવાશે તેથી જુદો સમજવો. એ નાભાગ કર્મનેલીધે વૈશ્યપણું પામ્યો હતો. નાભાગનો ભલંદન, તેનો વત્સપ્રીતિ, તેનો, પ્રાંસુ, તેનો પ્રમતિ, તેનો ખનિત્ર, તેનો ચાક્ષુષ, તેનો વિવિંશતિ, તેનો રંભ, તેનો ખનિનેત્ર, તેનો કરંધમ, તેનો અવીક્ષિત અને તેનો મરૂત્ત નામે પુત્ર થયો. એ મરૂત્ત ચક્રવર્તિ હતો. અંગિરાના પુત્ર મોટા યોગી સંવર્ત્તે મરૂત્તને યજ્ઞ કરાવ્યો હતો. જેવો મરૂત્ત રાજાનો યજ્ઞ થયો હતો તેવો બીજા કોઇનો થયો નથી. એનાં યજ્ઞમાં જે કાંઇ પાત્રાદિક હતું તે સઘળું સોનાનું અને સુશોભિત હતું. એના યજ્ઞમાં સોમપાનથી ઇંદ્ર અને દક્ષિણાથી બ્રાહ્મણો રાજી થયા હતા. વાયુદેવ પીરસનારા અને વિશ્વેદેવા સભાસદ થયા હતા. મરૂત્તનો દમ, તેનો રાજ્યવર્દ્ધન, તેનો સુધૃતિ, તેનો નર, તેનો કેવળ, તેનો બંધુમાન્, તેનો વેગવાન્, તેનો બંધુ, અને તેનો તૃણબિંદુ નામે પુત્ર થયો. એ ઘણા ગુણવાળા તૃણબિંદુ રાજાને અલંબુસા નામની અપ્સરા વરી હતી. એ અપ્સરામાં તેને પુત્રો થયા હતા અને ઇડવિડા નામની કન્યા થઈ હતી. એ કન્યામાં વિશ્રવા ઋષિ કે જે પોતાના પિતા મોટા યોગેશ્વર પુલસ્ત્ય પાસેથી ઉત્તમ વિદ્યા શીખ્યા હતા તેમણે કુબેરજીને ઉત્પન્ન કર્યા હતા. વિશાલ, શૂન્યબંધુ અને ધુમ્રકેતુ એ ત્રણ તૃણબિંદુના પુત્ર હતા તેઓમાં વંશ સ્થાપનારા વિશાલ રાજાએ વૈશાલી નામની નગરી બનાવી હતી. વિશાલનો હેમચંદ્ર, તેનો ધૂમ્રાક્ષ, તેનો સંયમ અને તેના કૃશાશ્વ અને સહદેવ નામના બે પુત્ર થયા હતા. કૃશાશ્વનો પુત્ર સોમદત્ત થયો કે જેણે અશ્વમેધ યજ્ઞોથી ભગવાનનું પૂજન કરી યોગેશ્વરના આશ્રયથી મોક્ષગતિ મેળવી હતી. સોમદત્તનો સુમતી થયો અને તેનો જનમેજય થયો. વિશાલના વંશના એ રાજાઓ તૃણબિંદુની કીર્તિને ધરી રહ્યા હતા. ૩૬

**सौमदत्तिस्तुसुमतिस्तत्सुतो जनमेजयः ।**
**एते वैशालभूपालास्तृणबिंदोर्यशोधराः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**शर्यातिर्मानवो राजा ब्रह्मिष्ठःस बभूवह ।**
**यो वा आंगिरसां सत्रे द्वितीयमह ऊचिवान्॥**

શુકદેવજી કેહેછે.– મનુનો દીકરો શર્યા-

* આ ત્રીજા અધ્યાયમાં મનુના પુત્ર શર્યાતિના વંશમાં સુકન્યા અને રેવતનાં મોટાં અદ્દ્ભુત આખ્યાન કહેવામાં આવશે.

રાજા વેદનાં તત્ત્વને જાણતો હતો અને તેણે અંગિરાકુલના બ્રાહ્મણોના યજ્ઞમાં બીજે દિવસે કરવાનું કર્મ કહ્યું હતું. એ રાજાની કમલસરખાં નેત્રવાળી સુકન્યા નામની કુંવરી હતી. એ કુંવરીને સાથે લઈ વનમાં ફરવા ગએલો શર્યાતિ રાજા ચ્યવન ઋષિના આશ્રમમાં ગયો. સખીઓથી વિંટાએલી અને વનમાં વૃક્ષ જોવાને ફરતી તે કન્યાએ રાફડાના છિદ્રમાં પતંગિયા સરખા બે તેજસ્વી પદાર્થ દીઠા. એ અણસમજુ નાહાની કન્યાએ દૈવની પ્રેરણાથી કાંટાવતે એ બે પદાર્થને વીંધી નાખ્યા, તેઓમાંથી ઘણું લોહી નીકળ્યું. તે સમયમાં તરતજ સર્વ સેનાવાળાઓનાં વિષ્ટા અને મૂત્ર રોકાઈ ગયાં. એ જોઇને વિસ્મય પામેલા રાજાએ પોતાનાં માણસોને પૂછ્યું કે– 'તમોએ કાંઇ ચ્યવન ઋષિનો અપરાધ તો નથી કર્યો? જરૂર આપણમાંથી કોઇએ તેમના આશ્રમની ખરાબી કરેલી જણાય છે.' સુકન્યાએ બીતાં બીતાં પોતાના બાપને કહ્યું કે–' મેં કંઈક કર્યુંછે તે એ કે અજાણતાં કાંટો લઇને તેવતે બે તેજસ્વી પદાર્થને વીંધી નાખ્યાછે.' એ દીકરીનું વચન સાંભળી બહુજ બીનેલો શર્યાતિ રાજા રાફડાની અંદર બેઠેલા ચ્યવન ઋષિની ધીરે ધીરે ક્ષમા માગવા લાગ્યો. ત્યાં વાતચીતથી ઋષિનો અભિપ્રાય જાણી લઇને રાજાએ પોતાની એ દીકરી ઋષિને આપી. પછી કષ્ટમાંથી છૂટેલો તે રાજા ચ્યવન મુનિની રજા લઇ સાવધાનપણાથી પોતાના નગરમાં ગયો. બહુજ ક્રોધી ચ્યવન ઋષિને પરણેલી અને તેના ચિત્તને જાણનારી સુકન્યાએ સાવધાન રહીને સેવા કરવાથી પતિને પ્રસન્ન કર્યા. કેટલાક કાળ પછી અશ્વિનીકુમાર પોતાના આશ્રમમાં આવ્યા તેમની પૂજા કરીને ચ્યવન ઋષિએ કહ્યું કે–'હે ઉત્તમ વૈદ્યો! મને જુવાન બનાવી આપો. મારી અવસ્થા અને રૂપ સ્ત્રીઓને ગમે એવાં કરી આપશો તો તમને જસુધી યજ્ઞમાં સોમરસનો ભાગ મળતો નથી તે હું આપીશ.' મોટા વૈદ્ય અશ્વિનીકુમારોએ તે વાતનો સ્વીકાર કરી તથા સત્કાર કરી ચ્યવનં ઋષિને કહ્યું કે–'સિદ્ધલોકોએ બનાવેલા આ ધ્રોમાં તમે ડુબકી મારો.' એમ કહી એ ચ્યવન ઋષિ કે જે ઘડપણથી લેવાઇ ગયા હતા, નકરી નસો દેખાતી હતી અને વળી તથા પળીથી વિપ્રિય લાગતા હતા તેમને લઇને બે અશ્વિનીકુમારોએ ધ્રોમાં પેસાડ્યા અને તેઓ પોતે પણ પેઠા. પછી સુંદર, સ્ત્રિયોને પ્રિય લાગે એવા, કમળની માળાવાળા, કુંડળવાળા, સારાં વસ્ત્ર ધરનારા અને પરસ્પર સરખાં રૂપવાળા ત્રણ પુરૂષ એ ધ્રોમાંથી નીકળ્યા. સરખાં રૂપવાળા અને સૂર્યસરખા તેજસ્વી એ ત્રણ પુરૂષોને જોઈને તેઓમાંથી પોતાના પતિને નહિ ઓળખતી સુકન્યાએ અશ્વિનીકુમારની પ્રાર્થના કરી. તેનાં પતિવ્રતાપણાથી રાજી થએલા બે અશ્વિનીકુમાર, સુકન્યાને ચ્યવન મુનિ દેખાડી અને તેમની રજા લઇ વિમાનમાં બેશીને સ્વર્ગમાં ગયા. પછી કોઇ દિવસે યજ્ઞ કરવાના મનોરથથી શર્યાતિ રાજા ચ્યવન ઋષિના આશ્રમમાં જતાં દીકરીના પડખામાં બેઠેલો સૂર્યના જેવો તેજસ્વી પુરૂષ તેના જોવામાં આવ્યો. દીકરી આવીને પગે લાગી તોપણ તેને આશીર્વાદ નહિ દેતાં કચવાઈ ગએલા રાજાએ તે દીકરીને કહ્યું કે–' અરે! આ તેં શું કર્યું? સર્વ લોકો જેને નમસ્કાર કરેછે એવા ચ્યવન મુનિને તું ઠગી. હે દુષ્ટ! બહુજ ઘરડા અને અપ્રિય લાગે એવા એ સ્વામીનો ત્યાગ કરી આ કોઇ વટેમાર્ગુ જાર પુરૂષનું તું સેવન કરેછે!! તું સારા કુલમાં ઉત્પન્ન થએલી છતાં તારી બુદ્ધિ ભુંડી કેમ થઇ? નિર્લજ્જ બનીને જાર પુરૂષને લઇ બેઠીછો એ, કુલને કલંક લગાડયુંછે અને એથી તું પિતાના અને સ્વામીના કુલને નરકમાં નાખેછે.' એમ બોલતા પોતાના બાપને

સુકન્યાએ હસીને કહ્યું કે 'પિતા ! આ તમારા જમાઈ ચ્યવન મુનિજ છે.' પછી એ મુનિને અવસ્થા તથા રૂપ મળ્યાની સઘળી હકીકત કહી દેખાડી. વિસ્મય પામેલા શર્યાતિ રાજાએ બહુજ રાજી થઇને દીકરીનું આલિંગન કર્યું. પછી રાજાએ સોમયજ્ઞનો આરંભ કરતાં જોકે અશ્વિનીકુમારને સોમપાન મળતું નથી તોપણ ચ્યવન ઋષિએ પોતાની શક્તિથી તેઓને સોમરસનો ભાગ આપ્યો. એ જોઈને તુરત ક્રોધ પામેલા ઇંદ્રે અસહનતાથી ચ્યવન ઋષિને મારી નાખવા વજ્ર ઉપાડ્યું પણ ચ્યવન ઋષિએ ઇંદ્રનો હાથ વજ્રસહિત થંભાવી દીધો. ત્યાંથી સઘળાઓએ અશ્વિનીકુમારને સોમનો ભાગ દેવાનું કબુલ રાખ્યું. તે પેહેલાં એઓ વૈદ્યનો નીચ ધંધો કરનાર છે એવા કારણથી તેઓને સોમના ભાગમાંથી બાતલ કર્યા હતા. શર્યાતિના ઉત્તાનબર્હિ, આનર્ત્ત અને ભૂરિષેણ એવા નામના ત્રણ પુત્ર થયા. તેઓમાં આનર્ત્તનો રેવત થયો. એ રેવત રાજા સમુદ્રની અંદર કુશસ્થલી (દ્વારકા) નગરી વસાવી તેમાં રહિને આનર્ત્ત (ઓખામંડલ) વગેરે દેશને ભોગવતો હતો. રેવત રાજાના ઘણાજ ઉત્તમ સો પુત્ર થયા તેઓમાં કકુદ્મિ મોટો હતો. રેવત રાજા પોતાની કન્યા રેવતીને સાથે લઇ 'તેનો વર કોને કરવો' એ વાત બ્રહ્માને પૂછવા બ્રહ્મલોકમાં ગયો હતો પણ ત્યાં ગાયન ચાલવાનેલીધે અવકાશ નહિ મળતાં જરાવાર તેને બેશી રેહેવું પડ્યું. ગાયન થઇ રહ્યા પછી નમસ્કાર કરીને તેણે બ્રહ્મા પાસે પોતાનો અભિપ્રાય કહ્યો. તે સાંભળી બ્રહ્મા હસીને બોલ્યા કે 'અહો !! જે જે વર તારા મનમાં ધાર્યા હતા તેઓ સઘળા નાશ પામી ગયા. એટલુંજ નહિ પણ તેઓના પુત્ર, પૌત્ર કે પ્રપૌત્રના વંશ પણ નાશ પામ્યાછે; કેમ કે પૃથ્વીમાં સત્યાવીશ યુગ વીતી ગયા. માટે જા, અને હાલ પૃથ્વીનો ભાર ઉતારવામાટે પ્રાણીઓના પાલક અને જેનું શ્રવણ તથા કીર્ત્તન પવિત્ર છે એવા શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના અંશ બલભદ્રની સાથે અવતર્યા છે તો તે મહાબલવાન્ અને ભગવાનના અંશરૂપ બલભદ્ર કે જે મનુષ્યોમાં રત્નરૂપ છે તેને આ તારી રત્નજેવી કન્યા દે.' એપ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરતાં તેમને પ્રણામ કરી એ રેવત રાજા પોતાનું શેહેર કે જેને યક્ષોના ત્રાસથી ભાગી જઇને ભાઇઓએ છોડી દીધું હતું ત્યાં આવ્યો અને પછી બલવાન્ બલભદ્રને પોતાની સુંદર કન્યા આપી નારાયણના બદરિકાશ્રમમાં તપ કરવા ગયો.

सुतां दत्वाऽनवद्यांगीं बलाय बलशालिने । बदर्याख्यं गतो राजा तप्तुं नारायणाश्रमम् ॥ ३६ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

॥ श्रीशुक उवाच ॥*

नाभागो नभगापत्यं यंततं भ्रातरः कविम् । यविष्ठं व्यभजन् दायं ब्रह्मचारिणमागतम् ॥ १ ॥

શુકદેવજી કેહેછે.—મનુના પુત્ર નભગનો દીકરો નાભાગ હતો. એ ગુરૂને ઘેર ભણવા રહ્યો હતો તે નૈષ્ઠિક બ્રહ્મચારીજ રેહેશે એમ ધારી તેના મોટા ભાઇઓએ તેનો કાંઇ પણ ભાગ નહિ રાખતાં પિતાની સઘળી મિલકત વેહેંચી લીધી હતી. પછી ગુરૂના ઘરથી આવીને એ વિદ્વાન્ નાભાગે પોતાનો ભાગ માગ્યો ત્યારે તેના ભાઇઓએ એ નાહાના ભાઈના ભાગમાં પોતાના બુઢા બાપને આપ્યો હતો. નાભાગે પ્રથમ પૂછ્યું કે 'હે ભાઇઓ ! મારા ભાગમાં શું રા-

* આ ચોથા અધ્યાયમાં મનુના પુત્ર નભગની અને તેનો પુત્ર અંબરીષ કે જેથી મૃત્યુ પણ ભાગી ગયો હતો તેની કથા કેહેવામાં આવશે.

ખ્યુંછે?' ભાઈઓએ કહ્યું કે 'તારા ભાગમાં આપણો બાપ રાખ્યોછે.' નાભાગે બાપની પાસે જઇને કહ્યું કે 'મારા મોટા ભાઇઓએ મારા ભાગમાં તમને આપ્યાછે.' બાપે કહ્યું કે 'એ વાત તારે માનવી નહિ; કેમ કે મારામાંથી તારી આજીવિકા ચાલશે નહિ. તો પણ તારા ભાગમાં મને આપ્યોછે તો હું હાલ તારા જીવનનો ઉપાય બતાવીશ. હાલ અંગિરાના કુલના આ વિદ્વાન્ બ્રાહ્મણો પંત્યાળાનો યજ્ઞ માંડી બેઠા છે તેઓ વારેઘડીએ છઠ્ઠે છઠ્ઠે દિવસે કર્મ કરવામાં ભુલી જાયછે તો તું તેઓની પાસે જઇને વિશ્વેદેવાનાં બે સૂક્ત કહે કે જેથી તેઓની ભૂલ મટી જશે. પછી એ બ્રાહ્મણો પોતાનો યજ્ઞ પૂરો કરી સ્વર્ગમાં જશે તે વખતે પોતાના યજ્ઞમાં બાકી રહેલી મિલકત તને આપી જશે માટે ત્યાં જા.' પછી એ નાભાગે તે બ્રાહ્મણોપાસે જઇને તેપ્રમાણે કરતાં બ્રાહ્મણો જે કાંઈ યજ્ઞમાં બાકી રહ્યું હતું તે ધન નાભાગને આપીને સ્વર્ગમાં ગયા. નાભાગે એ ધન લેવા માંડ્યું તે વખતે કાળાં રૂપવાળો કોઇ પુરૂષ ઉત્તર દિશામાંથી આવી બોલ્યો કે–'આ યજ્ઞભૂમિમાં પડી રહેલી મિલકત મારી છે.' નાભગ બોલ્યો કે–'આ મિલકત ઋષિઓ મને આપી ગયાછે.' પેલા કાળા પુરૂષે કહ્યું કે–'આપણી આ તકરારમાં તારા બાપને પૂછવું જોઇએ.' નાભાગે જઇને પોતાના બાપને પૂછયું ત્યારે બાપે કહ્યું કે–'ખરી વાત છે. યજ્ઞભૂમિમાં જે કાંઈ બાકી પડ્યું રહે તે રૂદ્રનો ભાગ છે એમ એક વખતે ઋષિઓએ ઠરાવ કરેલછે માટે રૂદ્રજ એ સઘળું લઇ લેવાને યોગ્ય છે.' નાભાગે પ્રણામ કરીને રૂદ્રને કહ્યું કે–'હે મહારાજ! આ સઘળી મિલકત તમારી છે એમ મારો પિતા કેહેછે માટે તમે લીયો અને દંડવત્ કરી હું તમારી ક્ષમા માગુંછું.' રૂદ્ર બોલ્યા કે–'તારા પિતાએ ન્યાયની વાત કરી અને તુંપણ આવીને સાચું બોલ્યો માટે તું મંત્રનો દ્રષ્ટા થશે અને તને સનાતન બ્રહ્મજ્ઞાન આપુંછું. આ યજ્ઞમાં જે બાકી રહ્યુંછે તે ધન હું તને આપુંછું. મારી પાસેથી લે.' એમ કહી સત્ય ઉપર પ્રીતિ રાખનાર રૂદ્રદેવ અંતર્ધાન થઇ ગયા. જે માણસ સાંજે અને સવારે સાવધાનપણાથી આ વાતનું સ્મરણ કરે તે વિદ્વાન્ તથા મંત્ર જાણનાર થાય અને પોતાનું સ્વરૂપ પણ જાણે. એ નાભાગના પુત્ર અંબરીષ થયા. એ અંબરીષ મહાવૈષ્ણવ અને ધર્માત્મા હતા. બ્રાહ્મણનો શાપ કે જે કોઈ ઠેકાણે પાછો ફર્યો નથી તે પણ એ રાજાનો સ્પર્શ કરી શક્યો ન હતો.

પરીક્ષિત રાજા કેહેછે.–હે મહારાજ! એ બુદ્ધિમાન્ અંબરીષ રાજા કે જેના ઉપર બ્રાહ્મણે મુકેલો મહા ભયંકર બ્રહ્મદંડ પણ ચાલી શક્યો નહિ તેનું ચરિત્ર સાંભળવાની મને ઇચ્છા છે.

શુકદેવજી કેહેછે.–મહાભાગ્યશાલી અંબરીષ રાજાને સાત દ્વીપવાળી પૃથ્વીનું રાજ્ય, અખૂટ લક્ષ્મી અને સર્વોત્તમ વૈભવ કે જે બીજા પુરૂષોને અત્યંત દુર્લભ છે તે મળ્યાં હતાં તોપણ 'અંતે વૈભવ નાશ પામનારજ છે.' એમ જાણતા અંબરીષ રાજા એ સઘળાંને સ્વપ્નસમાન માનતા હતા; કેમ કે વૈભવને લીધે મનુષ્ય મોહમાં પડેછે. એ રાજા પોતાનું મન ભગવાનના ચરણારવિંદમાં રાખતા હતા; વાણીનો ભગવાનના ગુણોના વર્ણનમાં ઉપયોગ કરતા હતા; હાથનો ભગવાનના મંદિરને સાફ કરવા વગેરે કામમાં ઉપયોગ કરતા હતા; કાનનો ભગવાનની પવિત્ર કથાના શ્રવણમાં ઉપયોગ કરતા હતા; નેત્રનો ભગવાનની મૂર્ત્તિનાં સ્થાનકના દર્શનમાં ઉપયોગ કરતા હતા; અંગનો ભગવાનના દાસના શરીરનો સ્પર્શ કરવામાં ઉપયોગ કરતા હતા; નાસિકાનો ભગવાનનાં ચરણારવિંદથી થએલા સુંદર તુલસીના સુગંધમાં ઉપયોગ કરતા હતા; જીભનો ભગવાનને અર્પણ કરેલું નૈવેદ્ય લેવામાં ઉપયોગ

કરતા હતા; પગનો ભગવાનના મંદિરોમાં જવાના કામમાં ઉપયોગ કરતા હતા; મસ્તકનો ભગવાનના ચરણારવિંદને પ્રણામ કરવામાં ઉપયોગ કરતા હતા; ચંદનાદિક સુખકારી સામગ્રીને પોતાના શરીરસુખનેમાટે નહિ પણ ભગવાનની સેવામાં ઉપયોગી થવાનેસારૂ રાખતા હતા; અને ભગવાનના ભક્તજનોની સાથે જે રીતે પ્રીતિ થાય એ રીતે સઘળું કરતા હતા. સર્વમાં આત્મા છે એવી ભાવના રાખીને એપ્રમાણે પોતાના સર્વ કર્મોને યજ્ઞના ઈશ્વર પૂર્ણ પુરૂષોત્તમમાં અર્પણ કરતા એ અંબરીષ રાજા વૈષ્ણવ બ્રાહ્મણોના ઉપદેશપ્રમાણે પૃથ્વીનું પાલન કરતા હતા. એ રાજાએ વસિષ્ઠ, અસિત અને ગૌતમ વગેરે ઋષિઓપાસે પ્રયોગના વિસ્તાર કરાવી નિર્જલ દેશમાં સરસ્વતીને કિનારે કિનારે ઘણા અશ્વમેધોથી યજ્ઞેશ્વર ભગવાનનું પૂજન કર્યું અને પોતે મોટી સમૃદ્ધિવાળા હોવાથી તે યજ્ઞોમાં અંગ તથા દક્ષિણાઓમાં ઘણો વધારો કર્યો હતો. એમના યજ્ઞોમાં સભાસદો, ઋત્વિજ બ્રાહ્મણો અને બીજા લોકો પણ સારાં વસ્ત્ર અને અલંકાર વગેરેથી દેવતાઓજેવા દેખાયા હતા અને તેઓનાં નેત્ર પણ આશ્ચર્ય જોવાના ઉત્સાહનેલીધે દેવતાઓની પેઠેજ નિમેષરહિત જણાતાં હતાં. ભગવાનના મહિમાને સાંભળતી અને ગાતી એમની પ્રજા, દેવતાઓને વાહાલા સ્વર્ગલોકને પણ ઇચ્છતી ન હતી. વૈભવો દેવતાઓને પણ દુર્લભ છે તેઓ પણ હૃદયમાં ભગવાનને જોનારા મનુષ્યોને રાજી કરતા નથી; કેમ કે સ્વરૂપલાભના સુખ કરતાં તેઓ કાંઇ વધારે નથી. એપ્રમાણે તપ, ભક્તિયોગ અને સ્વધર્મથી ભગવાનને પ્રસન્ન કરતા તે રાજાએ ધીરે ધીરે સઘળા સંગ છોડી દીધા. ઘર, સ્ત્રિયો, પુત્રો, બંધુ, ઉત્તમ હાથીઓ,રથ, ઘોડા, પ્યાદા અને રત્ન આભરણ તથા આયુધ વગેરે જેઓમાં અખૂટ હતાં એવા અનેક ખજાનાઓ, એ સઘળાં મિથ્યા છે એમ એ રાજાએ નિશ્ચય કર્યો હતો. સાચા ભક્તિભાવથી પ્રસન્ન થએલા ભગવાને પોતાના દાસજનની રક્ષા કરનાર સુદર્શન ચક્ર, અંબરીષ રાજાને તેના શત્રુઓને ત્રાસ ઉપજાવવામાટે આપ્યું હતું. એ રાજાએ ભગવાનની આરાધના કરવાસારૂ પોતાના જેવાજ સ્વભાવવાળી રાણીની સાથે એક વર્ષસુધીનું દ્વાદશી વ્રત (અભયાવૈતરણીનું વ્રત) રાખ્યું હતું. વ્રતને અંતે કાર્તિક માસમાં ત્રણ રાતના ઉપવાસ કરી, યમુનામાં નાહીને મધુવનમાં એ રાજા એક દિવસે ભગવાનનું પૂજન કરતા હતા. સઘળા ઉપસ્કર તૈયાર કરી, મહાભિષેકના વિધિથી ભગવાનનો અભિષેક કરી, ભગવાનમાંજ ચિત્ત રાખીને વસ્ત્ર, આભૂષણ, ગંધ, પુષ્પ અને નૈવેદ્ય વગેરેથી ભગવાનનું પૂજન કરતાં ભાગ્યશાળી બ્રાહ્મણો જોકે પોતાના પૂજનની અપેક્ષા રાખે એવા ન હતા તોપણ ભક્તિભાવથી તેઓનું પણ પૂજન કર્યું. એ રાજાએ સારા બ્રાહ્મણોને ઘેર છાસઠ કરોડ ગાયો મોકલી દીધી. સઘળી ગાયોનાં શીંગડાં સોનાનાં કર્યાં હતાં. ખરીઓ રૂપાની કરી હતી. સારાં સારાં વસ્ત્રો ઓઢાડ્યાં હતાં. દૂધ, સ્વભાવ, અવસ્થા, રૂપ અને વાછડાં ઘણાંજ સુંદર હતાં. ઉપસ્કર પણ સર્વોત્તમ હતા. પ્રથમથી ગુણવાળું અને મીઠું અન્ન બ્રાહ્મણોને જમાડી અને તેઓને જોઇતા પદાર્થો આપી તેઓની આજ્ઞા લઇને પારણું કરવાની તૈયારી કરી તેટલામાં અતિથિ થઇને આવેલા મહાત્મા દુર્વાસા ઋષિ તે રાજાના જોવામાં આવ્યા. રાજાએ સામા ઉઠી ઉભા થઈ આસન અને ગંધપુષ્પાદિકથી તે અતિથિની પૂજા કરી અને ચરણમાં પડી પોતાને ત્યાં ભોજન કરવાની પ્રાર્થના કરી. રાજાની માગણી સ્વીકારીને મધ્યાન્હસમયનું કર્મ કરવામાટે દુર્વાસા ગયા. તે પરમાત્માનું ધ્યાન કરતાં યમુનાજીના સુંદર જળમાં સ્નાનાદિક વિધિ કરવા ત્યાં કેટ-

લીક વાર રોકાયા. બારશ માત્ર એક ઘડીજ બાકી રહી અને દુર્વાસા ગયા ત્યાં રોકાઇ રહ્યા, એ ધર્મસંકટ આવી પડતાં ધર્મને જાણનાર અંબરીષ રાજાએ પારણાનેમાટે બ્રાહ્મણોની સાથે વિચાર કર્યો કે–'દુર્વાસા આવ્યા પેહેલાં પારણું કરૂં તો દોષ લાગે અને બારશમાં પારણું ન કરૂં તોપણ દોષ લાગે માટે કેમ કરવાથી મારૂં સારૂં થાય અને અધર્મનો સ્પર્શ ન લાગે?' એમ વિચાર કરી પછી રાજાએ નિશ્ચય કર્યો કે–'એકલા જલથીજ વ્રતનું પારણું કરીશ. કેમ કે જલનું ભક્ષણ કરવાથી જમ્યા પણ વદીએ અને નહિ જમ્યા પણ વદીએ એમ બ્રાહ્મણો કહેછે.' આવા વિચારથી જલનું પ્રાશન કરી મનમાં ભગવાનનું ચિંતન કરતા એ રાજા, દુર્વાસાના આવવાની વાટ જોવા લાગ્યા. પછી નિત્યનિયમ પોહોચીને યમુનાજીને કિનારેથી દુર્વાસા ઋષિ આવતાં રાજાએ તેનો સત્કાર કર્યો પણ રાજાએ જે કર્યું તે પોતાની બુદ્ધિથી જાણવામાં આવતાં દુર્વાસાને ભારે ક્રોધ ચડ્યો. સઘળું શરીર ધ્રુજવા લાગ્યું, ભમર ચડવાથી મોઢું વાંકું થઇ ગયું અને ભૂખ પણ બહુજ લાગી હતી તેથી વેગમાં આવીને દુર્વાસા ઋષિએ હાથ જોડી ઉભેલા અંબરીષ રાજાવિષે કહ્યું કે–'અહો!! આ અંબરીષ કે જે ક્રૂર, લક્ષ્મીથી ઉન્મત્ત, વિષ્ણુનો અભક્ત અને સમર્થપણાનું અભિમાન ધરાવનાર છે તેણે ધર્મનું ઉલ્લંઘન કર્યું તે જુવો!! હે રાજા! હું કે જે અતિથિ થઇને આવ્યો તેને મેહેમાનીનું નોતરૂં દઈ પછી મેહેમાની આપ્યાવિના તું જમી બેઠો તો તને એ અપરાધનું ફળ જલદી દેખાડુંછું.' ક્રોધથી સળગીગએલા દુર્વાસાએ એમ બોલતાં પોતાની જટા ઉખેડી નાખી અને તેમાંથી પ્રલયકાલના અગ્નિ જેવી અંબરીષ રાજાનેમાટે કૃત્યા (મોત) બનાવી. બળતી, પગથી ધરતીને ધ્રુજાવતી અને જેના હાથમાં તરવાર હતી એવી એ કૃત્યાને આવતી જોઈ અંબરીષ રાજા એક પગલું પણ ખસ્યા નહિ. તેટલી વારમાં મહાપુરૂષ ભગવાને પોતાના દાસની રક્ષા કરવાને આગળથીજ રાખેલા સુદર્શન ચક્રે આવીને અગ્નિ જેમ ક્રોધ પામેલા સર્પને બાળી નાખે તેમ એ કૃત્યાને બાળી નાખી અને પછી દુર્વાસાની ઉપર દોડ્યું. પોતાના પ્રયાસને નિષ્ફળ થએલો અને ચક્રને પોતા ઉપર દોડતું જોઈ બીનેલા દુર્વાસા પોતાના પ્રાણ બચાવવાની ઇચ્છાથી દિશાઓમાં ભાગા. મોટી જ્વાળાવાળો અગ્નિ જેમ સર્પને પછવાડે દોડે તેમ એ ચક્ર દુર્વાસાની પછવાડે દોડ્યું. એ ચક્રને પછવાડે લાગેલું જોતા દુર્વાસા મેરૂપર્વતની ગુફામાં પેશીજવાસારૂ દોડ્યા. એવી રીતેજ દિશાઓ, આકાશ, પૃથ્વી, પાતાળ, સમુદ્ર, લોક, લોકપાલનાં સ્થાન અને સ્વર્ગમાં પણ તે ગયા. પરંતુ જ્યાં જ્યાં દોડીને ગયા ત્યાં ત્યાં સહન ન થાય એવું સુદર્શન ચક્ર પાછળનું પાછળ તેમના જોવામાં આવ્યું. ત્રાસ પામેલા દુર્વાસાનો જ્યારે કોઇ ધણી થયો નહિ ત્યારે શરણ શોધતા દુર્વાસા બ્રહ્માની પાસે ગયા અને કહ્યું કે–'હે વિધાતા! હે સ્વયંભૂ! આ ભગવાનના ચક્રથી મને બચાવો.'

બ્રહ્માએ કહ્યું કે–બે પરાર્દ્ધ સુધીની ક્રીડાનો અંત આવશે ત્યારે બાળી નાખવાને ઇચ્છતા જે કાળરૂપ ભગવાનની ભમર ફરવાથીજ જગતસહિત મારૂં આ સ્થાનક ઉડી જશે અને હું, સદાશિવ, દક્ષ, ભૃગુ વગેરે પ્રજાપતિઓ, ભૂપતિઓ તથા મોટા મોટા દેવ વગેરે સઘળા, જેની આજ્ઞા પામીને લોકનું હિત થાય એવી રીતે તે આજ્ઞાને માથાપર ધરી રહ્યા છિયે તેના ભક્તનો તમે દ્રોહ કર્યો છે માટે મારાથી રક્ષા થઇ શકશે નહિ.

શુકદેવજી કેહેછે.–બ્રહ્માએ ના પાડતાં વિષ્ણુના ચક્રથી તપેલા દુર્વાસા, કૈલાસમાં રેહેનારા સદાશિવને શરણે ગયા.

ત્યારે સદાશિવ બોલ્યા કે.–જે વ્યાપક

ભગવાનમાં બ્રહ્મારૂપ જીવના શરીરરૂપી આવાં અને બીજાં પણ હજારો બ્રહ્માંડ તથા અમે પણ ફ્રયા કરિયે છિયે તેમનાવિષે અમારી શક્તિ ચાલે નહિ. હું, સનત્કુમાર નારદ, બ્રહ્મા, કપિલ, અપાંતરતમ, દેવળ, ધર્મ, આસુરિ તથા મરીચિ વગેરે બીજા પણ મોટા સિદ્ધ લોકો સર્વજ્ઞ છતાં પણ જેની માયાના આવરણનેલીધે જેની માયાને જાણતા નથી તે જગતના નાથ ભગવાનનું આ શસ્ત્ર અમથી પણ ખમી શકાય એવું નથી. માટે ભગવાનનેજ શરણે જાઓ. ભગવાન્ તમારૂં કલ્યાણ કરશે.

શુકદેવજી કેહેછે.—પછી નિરાશ થએલા દુર્વાસા ઋષિ, ભગવાનનું સ્થાનક વૈકુંઠ કે જેમાં લક્ષ્મીજીની સાથે ભગવાન્ રેહેછે ત્યાં ગયા. ચક્રના અગ્નિથી બળતા અને ધ્રુજતા દુર્વાસ ભગવાનના ચરણની આગળ પડીને બોલ્યા કે–'હે અનંત! હે સત્પુરૂષોએ ઇચ્છેલા! હે પ્રભુ! હે જગતના રક્ષક! હું કે જે અપરાધી છું તેની રક્ષા કરો. તમારા મોટા પ્રભાવને નહિ જાણતાં મારાથી તમારા પ્રિય ભક્તનો અપરાધ થયો છે તો હવે તેનું નિવારણ કરો. નરકમાં પડેલો જીવ પણ જેનું નામ લઇને નરકમાંથી છૂટેછે તે આપ, સઘળું કરી શકો છો.

ભગવાન્ કેહેછે.—હે બ્રાહ્મણ! હું ભક્તોને આધીન હોવાથી પરતંત્રજેવો છું. મને ભક્તજન વાહાલા છે અને એ સાધુ ભક્તોએ મારા હૃદયને પોતાને હાથ કર્યુંછે. મારા ભક્તો કે જેઓની ઉત્તમગતિરૂપ હુંજ છું તેઓને છોડીને હું મારા શરીરની કે નિરંતર પાસે રેહેનારી લક્ષ્મીની પણ ઇચ્છા કરતો નથી. સ્ત્રી, ઘર, પુત્ર, સંબંધી, પ્રાણ, આ લોક અને પરલોકને છોડીને જેઓ મારી શરણે રહ્યાછે તેઓને હું શી રીતે છોડી શકું? મારામાંજ મન રાખનારા અને સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષો, સારી સ્ત્રિયો જેમ સારા પતિને સેવાથી વશ્ય કરે તેમ ભક્તિથી મને વશ્ય કરેછે. સેવાથીજ તૃપ્ત રેહેનારા ભક્ત લોકો મારી સેવાના પ્રભાવથી સાલોક્ય (ભગવાનના લોકમાં રહેવું) વગેરે ચાર મુક્તિઓ મળતી હોય તોપણ તેને ઇચ્છતા નથી ત્યારે કાલગતિથી નાશ પામનારા બીજા પદાર્થને તો ક્યાંથીજ ઇચ્છે? મારા હૃદયરૂપ સાધુ લોકો છે અને સાધુ લોકોના હૃદયરૂપ હું છું. એઓ હું વિના બીજું કાંઇ પણ જાણતા નથી અને એઓવિના હું પણ બીજું કાંઈ જાણતો નથી. તોપણ હે બ્રાહ્મણ! હું તમને એક ઉપાય કહીશ તે સાંભળો. આ દુઃખ તમને જેથી પેદા થયું છે તેની પાસેજ તમે જાઓ. સાધુલોકો ઉપર ચલાવેલી શક્તિ, ચલાવનારનુંજ ભુંડું કરેછે. તપ અને વિદ્યા એ બે, બ્રાહ્મણોનું કલ્યાણ કરનાર છે પણ અવિનયવાળા બ્રાહ્મણોને એ બેથીજ અકલ્યાણ થાયછે. તે માટે હે દુર્વાસા! તમારૂં ભલું થાઓ અને તમે અંબરીષ રાજાની શરણે જાઓ તથા તે ભાગ્યશાળીની ક્ષમા માગો. એમ કરવાથી શાંતિ થશે. ૭૧

**ब्रह्मंस्तद्गच्छ भद्रं ते नाभागतनयं नृपम् ।**
**क्षमापय महाभागं ततः शांतिर्भविष्यति ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एवं भगवतादिष्टो दुर्वासाश्चक्रतापितः ।**
**अंबरीषमुपावृत्य तत्पादौ दुःखितोऽग्रहीत् ॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં ચક્રના તાપથી દુઃખ પામેલા દુર્વાસાએ પાછા ફરી આવીને અંબરીષ રાજાના પગ ઝાલ્યા. દુર્વાસાનો ઉદ્યમ જોઇને પગ-

* આ પાંચમા અધ્યાયમાં અંબરીષ રાજાએ ભગવાનનાચક્રને પ્રસન્ન કરી દુર્વાસાની રક્ષા કરી એ કથા કેહેવામાં આવશે.

ના સ્પર્શથી લજાએલા અને દયાથી બહુજ દબાએલા અંબરીષરાજાએ ચક્રની સ્તુતિ કરી.

અંબરીષ સ્તુતિ કરેછે.— અગ્નિ, મહાત્મા સૂર્ય, નક્ષત્રોનો પતિ ચંદ્રમા, જલ, પૃથ્વી, આકાશ, વાયુ, શબ્દાદિક વિષયો અને ઇંદ્રિયો, એ સઘળાં તારાંજ રૂપ છે. હે સુદર્શન! હે હજાર ધારાવાળાં! હે ભગવાનને પ્રિય! હે સર્વ અસ્ત્રોનો નાશ કરનાર! હે પૃથ્વીના પતિ! તું બ્રાહ્મણનું રક્ષણ કરજે. ધર્મ, અમૃત, સત્ય, યજ્ઞ, સર્વ યજ્ઞોને ભોગવનાર, લોકપાલ, સર્વાત્મા અને ભગવાનનું પરમ તેજ તુંજ છે. હે સુદર્શન! તું કે જે સર્વ ધર્મોની મર્યાદારૂપ, અધર્મ કરનારા દૈત્યોને બાળનાર, ત્રૈલોકયની રક્ષા કરનાર, શુદ્ધ તેજવાળું, મન સરખા વેગવાળું અને અદ્‌ભુત કર્મ કરનાર છે તેને પ્રણામ કરૂંછું. તારા ધર્મમય તેજથી અંધકાર મટેછે અને સૂર્યાદિકનો પ્રકાશ પણ તારા તેજથીજ થાયછે. હે વાણીના પતિ! તારો મહિમા અપાર છે અને કાર્ય-કારણ તથા નાહાનું-મોટું સઘળું તારૂં રૂપ છે. જ્યારે તને ભગવાન્ મુકેછે ત્યારે તું દૈત્ય-દાનવોના સૈન્યમાં પેશીને તેઓના હાથ, પેટ, સાથળ, પગ અને ગળાંને નિરંતર કાપતાં લડાઇમાં બહુજ શોભા ધરાવેછે. તું કે જે સર્વ કરતાં બલવત્તર છે તેને ભગવાને ખલ પુરૂષોનો નાશ કરવા અને જગતનું રક્ષણ કરવા રાખેલ છે. માટે અમારાં કુલને સારાં ભાગ્યનો લાભ આપવા આ બ્રાહ્મણનું કલ્યાણ કરજે. એજ અમારા ઉપર અનુગ્રહ છે. અમે જો કાંઈ દાન કે યજ્ઞાદિક કરેલ હોય, સ્વધર્મ પાળેલ હોય અને અમારા કુળમાં બ્રાહ્મણો દેવરૂપ મનાતા હોય તો આ દુર્વાસાનું દુઃખ મટજો. એક અને સર્વ ગુણોના આશ્રયરૂપ ભગવાન્, જો અમારા ઉપર સર્વ પ્રાણીઓને આત્મારૂપ લેખવાથી પ્રસન્ન થયા હોય તો આ બ્રાહ્મણનો સંતાપ મટજો.

શુકદેવજી કહેછે.— એપ્રમાણે રાજાએ સ્તુતિ કરતાં ભગવાનનું ચક્ર સુદર્શન કે જે ચારે કોરથી દુર્વાસાને બાળતું હતું તે રાજાની પ્રાર્થના સ્વીકારીને શાંત થયું. ચક્રના તાપથી છૂટેલા અને સુખ પામેલા દુર્વાસાએ ઘણા ઘણા આશીર્વાદ આપીને તે રાજાનાં વખાણ કર્યાં.

દુર્વાસા કેહેછે.— અહો!! ભગવાનના દાસોની મોટાઈ મેં આજ દીઠી; કેમ કે હું અપરાધી છતાં પણ તમે મારૂં ભલું ઇચ્છોછો. ભક્તોના પતિ ભગવાનનું જેઓએ ગ્રહણ કર્યું છે એવા સાધુલોકો જેને ન કરી શકે અને ન તજી શકે એવો કયો પદાર્થ છે? હે રાજા! મારા અપરાધને નહિ ગણતાં મોટી દયાથી તમે મારા પ્રાણ બચાવ્યા એ મારા પર અનુગ્રહ કર્યોછે. જેનું નામ સાંભળવાથીજ પુરૂષ નિર્મળ થાયછે તે ભગવાનના દાસલોકોને કયો પુરૂષાર્થ દુર્લભ રહે?

શુકદેવજી કેહેછે.— દુર્વાસાના પાછા આવવાની વાટ જોઇને ભુખ્યાજ રહ્યા હતા એવા અંબરીષરાજાએ પછી દુર્વાસાના ચરણનું ગ્રહણ કરી તેમને પ્રસન્ન કરીને જમાડયા. અંબરીષ રાજાએ આદર-ભાવથી સર્વ પ્રકારના સંતોષને આપનાર અન્ન પીરસ્યું તે જમીને તૃપ્ત થએલા દુર્વાસાએ રાજાને 'જમો' એમ પ્રીતિથી કહ્યું. વળી પણ કહ્યું—'તમે કે જે વૈષ્ણવ છો તેમનાં દર્શન, સ્પર્શ, ભાષણ અને સાત્વિક અન્નથી હું રાજી થયો છું અને મારાપર અનુગ્રહ થયોછે. આ તમારા પવિત્ર કર્મને સ્વર્ગની સ્ત્રિયો વારંવાર ગાશે અને પૃથ્વીના લોકો પણ તમારા પરમ પવિત્ર યશનું કીર્ત્તન કરશે.' રાજી થયેલા દુર્વાસા એપ્રમાણે રાજાને કહી તેમની રજા લઇ આકાશમાર્ગથી બ્રહ્મલોક કે જે નિષ્કામ કર્મ કરનારાઓને મળેછે તેમાં ગયા. ગએલા મુનિ પાછા આવ્યા ન હતા એટલામાં એક વર્ષ નીકળી ગયું અને તેટલા વખતમાં અંબરીષ રાજા, મુનિના દર્શનની ઇચ્છાથી કેવળ જળનું ભક્ષણ કરીને રહ્યા

હતા. દુર્વાસા ગયા પછી બ્રાહ્મણભોજનથી અતિ પવિત્ર થએલું અન્ન અંબરીષ રાજા જમ્યા. ઋષિને દુઃખ પડયું, પાછા દુઃખમાંથી છૂટા અને પોતાની ધીરજ રહી ઇત્યાદિક સઘળું ભગવાનના પ્રભાવથી થયું એમ અંબરીષ રાજાએ માન્યું. એવી રીતના અનેક ગુણવાળા તે અંબરીષ રાજા કર્મો કરીને પરમાત્મા ભગવાનની ભક્તિ કરતા હતા કે જે ભક્તિના પ્રભાવથી બ્રહ્મલોક સુધીના સઘળા વૈભવો તેમની નજરમાં નરક જેવા તુચ્છ જણાયા હતા. પછી ધીર અંબરીષ રાજા પોતાના જેવાજ સ્વભાવવાળા પુત્રોને રાજ્ય આપી વનમાં ગયા અને ત્યાં પરમાત્મા ભગવાનમાં મન રાખવાથી તેમને સંસારનું બંધન મટી ગયું. અંબરીષ રાજાના આ પવિત્ર આખ્યાનનો જે માણસ પાઠ કરે અને ચિંતન કરે તેને ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય. ૨૭

**इत्येतत्पुण्यमाख्यानमंबरीषस्य भूपतेः।**
**संकीर्तयन्ननुध्यायन् भक्तो भगवतो भवेत्॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**विरूपः केतुमान् शंभु रंबरीषसुतास्त्रयः।**
**विरूपात् पृषदश्वोभूत्तत्पुत्रस्तु रथीतरः॥**

શુકદેવજી કેહેછે.–વિરૂપ, કેતુમાન્ અને શંભુ એ ત્રણ, અંબરીષ રાજાના પુત્રો હતા. તેઓમાં વિરૂપનો પુત્ર પૃષદશ્વ અને તેનો પુત્ર રથીતર થયો. રથીતરને કાંઇ સંતાન ન હતું તેથી તેણે પ્રાર્થના કરતાં અંગિરા ઋષિએ રથીતરની સ્ત્રીમાં બ્રહ્મતેજવાળા પુત્રો ઉત્પન્ન કર્યા હતા. એઓ અંગિરાના વીર્યથી રથીતરના ક્ષેત્રમાં ઉત્પન્ન થયા હતા તેથી આંગિરસ અને રથીતર ગોત્રના પણ કેહેવાતા હતા. એ ક્ષત્રિયજાતિવાળા બ્રાહ્મણો રથીતરના ગોત્રમાં પ્રવર (મુખ્ય) ગણાયાછે. વૈવસ્વત મનુને છીક આવતાં તેમની નાસિકામાંથી ઇક્ષ્વાકુ નામે પુત્ર ઉત્પન્ન થયો હતો. ઇક્ષ્વાકુને સો પુત્ર થયા હતા તેઓમાં વિકુક્ષિ, નિમિ અને દંડક એ ત્રણ મોટા હતા. એ સો પુત્રોમાં પંચવીશ જણ આર્યાવર્ત્ત (વિંધ્ય અને હિમાલય વચ્ચે) માં પૂર્વતરફ રાજ્ય કરતા હતા. પંચવીશ, આર્યાવર્ત્તમાં પશ્ચિમ તરફ રાજ્ય કરતા હતા. ત્રણ મોટા, આર્યાવર્ત્તના મધ્યમાં અને બાકીના સર્વે દક્ષિણ તથા ઉત્તર વગેરેમાં રાજ્ય કરતા હતા. એ ઇક્ષ્વાકુએ એક દિવસ અષ્ટકાશ્રાદ્ધમાં પોતાના પુત્ર વિકુક્ષિને આજ્ઞા કરી કે ‘ તું જા અને ઉતાવળથી પવિત્ર માંસ લાવ.’ એ આજ્ઞાનો સ્વીકાર કરી વિકુક્ષિએ વનમાં જઇ શ્રાદ્ધને યોગ્ય જનાવર માર્યાં પણ થાકથી અને ભૂખથી સ્મરણ ચૂકી જવાતાં તે, એ જનાવરોમાંથી એક સસલું ખાઇ ગયો અને બાકીનું બાપને આપ્યું. ઇક્ષ્વાકુએ એ માંસના પ્રોક્ષણનેમાટે ગુરૂ (વસિષ્ઠ)ને કેહેતાં ગુરૂ બોલ્યા કે ‘ આ માંસ ઉચ્છિષ્ટ હોવાથી શ્રાદ્ધમાં કામ આવે એમ નથી.’ પછી ગુરૂના કેહેવાથી એ દીકરાનો અપરાધ જાણી ક્રોધનેલીધે ઇક્ષ્વાકુરાજાએ શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરનાર એ વિકુક્ષિને દેશમાંથી કાહાડી મુક્યો. પછી ઇક્ષ્વાકુરાજા, વસિષ્ઠની સાથે સંવાદ કરતાં યોગી બની દેહનો ત્યાગ કરી પરબ્રહ્મને પામ્યો. પિતા મરીગયા પછી વિકુક્ષિએ પાછો આવીને પૃથ્વીનું રાજ્ય કરતાં ઘણા યજ્ઞોથી ભગવાનનું પૂજન કર્યું. એ રાજા સસલાને ખાઇ ગએલ તેથી તેનું ‘ શશાદ ’ એવું નામ પ્રખ્યાત થયું હતું. એ વિકુક્ષિના પુત્રનાં પુરંજય, ઇંદ્રવાહ અને કકુત્સ્થ એવાં ત્રણ નામ કામ ઉપરથી પડ્યાં હતાં તે કા-

* આ છઠ્ઠા અધ્યાયમાં અંબરીષનો વંશ કહ્યા પછી શશાદથી તે માંધાતાસુધી ઇક્ષ્વાકુનો વંશ અને તેમાં પ્રસંગનેલીધે માંધાતાની દીકરીઓના પતિ સૌભરિ ઋષિની કથા કેહેવામાં આવશે.

મો કહી દેખાડું છું. સાંભળો. દેવતાઓને દૈત્યોની સાથે નાશકારક સંગ્રામ થયો હતો તેમાં દૈત્યોથી દેવતાઓ હારીજતાં તેઓએ વિકુક્ષિના પુત્રની સહાયતા માગી હતી. 'ઇંદ્ર જો મારૂં વાહન થાય તો હું દૈત્યોને મારૂં' એવી વિકુક્ષિના પુત્રે માગણી કરતાં જોકે લાજનેલીધે તે વાત ઇંદ્રને ગમી નહિ તોપણ જગતના આત્મા ભગવાનના કહેવાથી ઇંદ્ર મોટા પોઠીયારૂપ બન્યો હતો. દિવ્યધનુષ તથા સજાવેલા બાણ લઇ તૈયાર થએલો અને લોકો જેનાં વખાણ કરતા હતા એવો રાજા યુદ્ધ કરવાની ઇચ્છાથી એ પોઠિયા ઉપર ચડીને તેની કોંઢ ઉપર બેઠો. મહાપુરૂષ વિષ્ણુના તેજથી ઉત્તેજન પામેલા એ રાજાએ દેવતાઓને સાથે લઇ દૈત્યોનું પુર કે જે આથમણી દિશામાં હતું તેને ઘેરી લીધું. એ રાજાને દૈત્યોની સાથે તુમુલ અને રૂવાણાં ઉભાં કરે એવું યુદ્ધ થયું. જે જે દૈત્યો યુદ્ધમાં સામા આવ્યા તેઓને ભાલાં મારી તેણે યમની પાસે મોકલી દીધા. તેના બાણોનું પડવું પ્રલયકાલના અગ્નિ જેવું ભયંકર હતું તે જોઇને મારયાજતા દૈત્યો યુદ્ધ છોડી દઇ પાતાળમાં ભાગી ગયા. દૈત્યોનું લક્ષ્મીસહિત પુર અને સઘળું ધન જીતી લઇને એ રાજાએ ઇંદ્રને આપ્યું. એ કામો ઉપરથી તેનાં ત્રણ નામ પડ્યાં હતાં. પુરને જીત્યો માટે પુરંજય, ઇંદ્રનું વાહન કર્યું તેથી ઇંદ્રવાહ અને કોંઢ ઉપર બેઠો તેથી કકુત્સ્થ એવું નામ પડયું હતું. એ પુરંજયનો અનેના, તેનો પૃથુ, તેનો વિશ્વરંધિ, તેનો ચંદ્ર, તેનો યુવનાશ્વ અને તેનો શાબસ્ત નામનો પુત્ર થયો. એ શાબસ્તે શાબસ્તી નામની નગરી બનાવી હતી. શાબસ્તનો બૃહદશ્વ અને તેનો કુવલયાશ્વ નામે પુત્ર થયો. એ બળવાન્ કુવલયાશ્વે પોતાના એકવીશ હજાર દીકરાઓને સાથે લઈ ઉત્તંક ઋષિને રાજી કરવાસારૂ ધુંધુ નામના દૈત્યને માર્યો હતો તેથી તેનું 'ધુંધુમાર' એવું નામ પડ્યું હતું. ધુંધુ દૈત્યના મુખમાંથી નીકળેલા અગ્નિથી એ રાજાના દીકરાઓ બળી ગયા તેઓમાં દૃઢાશ્વ, કપિલાશ્વ અને ભદ્રાશ્વ એ ત્રણજ બાકી રહ્યા હતા. એઓમાં દૃઢાશ્વનો હર્યશ્વ, તેનો નિકુંભ, તેનો બર્હણાશ્વ, તેનો કૃશાશ્વ, તેનો સેનજિત્ અને તેનો યુવનાશ્વ નામનો પુત્ર થયો. એ યુવનાશ્વ પોતે નિસ્સંતાન હોવાનેલીધે ખેદ પામીને પોતાની સો સ્ત્રિયોની સાથે વનમાં ગયો હતો. ત્યાં એના ઉપર દયા આવવાથી તેને પુત્ર આપવાસારૂ ઋષિઓએ સાવધાનપણાથી ઇંદ્રની ઇષ્ટિ (યજ્ઞ) કરી હતી. રાજાને રાતમાં પાણીની તરશ લાગતાં તે યજ્ઞના સ્થાનકમાં ગયો પણ ત્યાં બ્રાહ્મણોને સુતેલા જોઇને કોઇને નહિ પૂછતાં, મંત્રેલું જળ કે જે પોતાની રાણીને પાવાનું હતું તે પોતે પીગયો. જાગેલા બ્રાહ્મણો કળશને પાણી વગરનો જોઇને પૂછવા લાગ્યા કે—'જેમાંથી પુત્ર આવે એવું જળ કોણે પીધું?' પછી 'દૈવની ઇચ્છાથી રાજા પીગયો' એવી ખબર મળતાં ઈશ્વરને પ્રણામ કરી તેઓ બોલ્યા કે—'અહો !! દૈવનું બળ એજ મુખ્ય બળ છે.• પુરૂષના બળમાં કાંઇ નથી.' એ જળ પીવાથી યુવનાશ્વ રાજાને પોતાને ગર્ભ રહી ગયો અને તે નવ મહિના પૂરા થતાં તેનું જમણી તરફનું પેટ ફાડીને બહાર નીકળ્યો. 'આ કુમાર બહુજ રૂવેછે તે કોને ધાવશે' એમ બ્રાહ્મણો બોલતાં 'હે પુત્ર તું રોજે મા, તું મને ધાવીશ' એમ કહી ઇંદ્રે તેના મોઢામાં પોતાની તર્જની આંગળી આપી તેથી એ કુંવરનું નામ 'માંધાતા' પડયું. બ્રાહ્મણોની અને દેવતાઓની કૃપાથી માંધાતાનો બાપ યુવનાશ્વ મુવો નહિ અને તે વનમાં રહીનેજ તપ કરીને મુક્તિ પામ્યો. માંધાતાનું ઇંદ્રે 'ત્રસદસ્યુ' એવું નામ રાખ્યું હતું; કેમ કે રાવણ વગેરે દુષ્ટ લોકો એથી ધ્રુજીને ત્રાસ પામતા હતા. પછી એ યુવનાશ્વનો પુત્ર માંધાતા ચક્રવર્તી થયો અને તે, ભગવાનના

તેજથી સાતે દ્વીપવાળી પૃથ્વીનું એકલોજ રાજ્ય કરતો હતો. એ આત્મજ્ઞાની માંધાતાએ ભગવાન્ કે જે સર્વ દેવમય, મોટા પ્રકાશવાળા, સર્વાત્મક અને ઇંદ્રિયોથી અગમ્ય છે તથા દ્રવ્ય, મંત્ર, વિધિ, યજ્ઞ, યજમાન, ઋત્વિજ, ધર્મ, દેશ અને કાળ, એ સઘળું જેનું સ્વરૂપ છે તેમનું ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી પૂજન કર્યું હતું. જેટલામાં સૂર્ય ઉગેછે અને આથમેછે તે સઘળું ક્ષેત્ર યુવનાશ્વના પુત્ર માંધાતાનું હતું એમ કહેવાય છે. એ માંધાતાને શશબિંદુની પુત્રી બિંદુમતીમાં પુરૂકુત્સ, અંબરીષ અને મુચુકુંદ એવા નામના ત્રણ પુત્રો થયા. તેઓમાં મુચુકુંદ યોગી હતો. માંધાતા રાજાને દીકરીઓ પંચાશ હતી તે સઘળી સૌભરિ ઋષિને વરી હતી. યમુનાના જળમાં ડુબીને મોટું તપ કરતા સૌભરિ ઋષિને, મત્સ્યના મૈથુનનું સુખ જોઈ તેપ્રમાણે કરવાની ઇચ્છા થતાં તેમણે માંધાતાની પાસે તેની એક કન્યા માગી. માંધાતાએ કહ્યું કે—'સ્વયંવરમાં જે કન્યાની તમારા ઉપર રૂચિ થાય તે કન્યાને લીઓ.' સૌભરીએ વિચાર કર્યો કે—'હું સ્ત્રિયોને અપ્રિય વૃદ્ધ છું, વળિયાં વળી ગયાં છે, ધોળાં આવ્યાંછે અને માથું હાલેછે તેથી આતો રાજાએ મને નાપાડી માટે હવે રાજાની કન્યાઓ તો શું પણ દેવતાઓની સ્ત્રિયો પણ મને ઇચ્છે એવું મારૂં રૂપ કરીશ.' પછી રાજાનો દ્વારપાળ તે મુનિને કન્યાઓના સમૃદ્ધિવાળા અંતઃપુરમાં તેડી જતાં મુનિ એવા રૂપાળા બન્યા કે તે પંચાશે રાજકન્યાઓ એ એકનેજ વરી. સૌભરિ મુનિમાં જેઓનું ચિત્ત લાગી ગયું એવી એ રાજકન્યાઓને એ મુનિનેમાટે પરસ્પરનો સ્નેહ છૂટી જઇને 'આવો સુંદર પતિ મનેજ યોગ્ય છે, તને યોગ્ય નથી' એવી રીતનો મોટો કજિયો થઇ પડ્યો હતો. એ ઋગ્વેદી સૌભરિ ઋષિ, તે પંચાશ સ્ત્રિયોની સાથે ઘરમાં રમવા લાગ્યા. પોતાના અપાર તપની સમૃદ્ધિનેલીધે એ ઘરમાં અમૂલ્ય સરસામાન ભરાઇ રહ્યા હતા. અનેક પ્રકારના બગીચા અને નિર્મળ જલનાં તળાવો હતાં. સૌગંધિક કમળનાં વન જામી રહ્યાં હતાં. શય્યા, આસન, વસ્ત્ર, ભૂષણ, નાહાવાના પદાર્થો, ચંદનનાં લેપન, ભોજન અને પુષ્પ બહુજ કીમતી હતાં. દાસીઓ અને દાસો પણ શણગારેલાં રેહેતાં હતાં. પક્ષિઓ, ભ્રમર અને બંદિજનો ગાયન કરતાં હતાં. ચક્રવર્તીની લક્ષ્મીવાળા અને સાતે દ્વીપના પતિ માંધાતા રાજાએ પણ એ સૌભરિ ઋષિનો ગૃહસ્થાશ્રમ જોઈ વિસ્મય પામીને પોતાનો ગર્વ છોડી દીધો હતો. એપ્રમાણે ઘરમાં લાગેલા અને વિષયોને ભોગવતા સૌભરિ ઋષિ, અગ્નિ જેમ ઘીનાં ટીપાઓથી તૃપ્તિ ન પામે તેમ અનેક સુખોથી તૃપ્તિ પામ્યા નહિ. એ ઋગ્વેદીઓના આચાર્ય સૌભરિ ઋષિ, એક દિવસ બેઠા હતા ત્યાં તેમને મત્સ્યના સંગથી થએલી પોતાના તપની હાનિ ધ્યાનમાં આવતાં વિચાર થયો કે—'હું કે જે તપસ્વી, સુપાત્ર અને સારા નિયમોને પાલનાર હતો તેની આ કેવી ખરાબી થઇ? જલની અંદર માછલાંનો પ્રસંગ જોવામાં આવતાં હું ઘણા કાલનું મેળવેલું તપ ખોઇ બેઠો. મુમુક્ષુ પુરૂષે દાંપત્ય (સ્ત્રી-પુરૂષપણું) ધર્મવાળાઓનો સંગ સર્વથા છોડી દેવો જોઇએ, ઇંદ્રિયોને છૂટી નહિ મૂકવી જોઈએ અને એકલાં ફરીને એકાંતમાં પરમાત્મામાં ચિત્ત જોડવું જોઇએ. જો કદાચ દાંપત્ય ધર્મવાળાઓનો સંગ કરવો હોય તો ઇશ્વિરસંબંધી ધર્મ પાલનારા સાધુજનોનોજ કરવો. હું તપ કરતી વખતે એકલો હતો તે, જળમાં માછલાંનો સંગ જોઇને પંચાશરૂપ થયો અને તે પંચાશ સ્ત્રિયોમાં પ્રત્યેકમાં સો સો પુત્ર ઉત્પન્ન કરવાનેલીધે પાંચહજારરૂપ થયો તોપણ માયાના ગુણોથી બુદ્ધિ હરાયાનેલીધે અને વિષયોને પુરૂષાર્થરૂપ માનવાનેલીધે આ લોક તથા પરલોકસંબંધી કર્મ કરવાના મ-

ત્રરથને પૃથુ અને વિદૂરથ વગેરે ઘણા પુત્રો થયા કે જેઓ વૃષ્ણિ કુલને આનંદ આપનાર હતા. સાત્વતના છઠ્ઠા પુત્ર અંધકને કકુર, ભજમાન, શુચિ અને કંબલબર્હિષ એવા નામના ચાર પુત્ર થયા. તેઓમાં કકુરનો વન્હિ, તેનો વિલોમા, તેનો કપોતરોમા અને તેનો અનુ નામે પુત્ર થયો. તુંબરૂ નામનો ગંધર્વ અનુનો સખા હતો. એ અનુનો અંધક, તેનો દુંદુભિ, તેનો અરિદ્યોત, અને તેનો પુનર્વસુ નામે પુત્ર થયો. પુનર્વસુને આહુક નામનો પુત્ર અને આહુકી નામની કન્યા હતી. આહુકને દેવક અને ઉગ્રસેન નામે બે પુત્ર થયા તેઓમાં દેવકને દેવવાન્, ઉપદેવ, સુદેવ અને દેવવર્દ્ધન નામે ચાર પુત્રો તથા ધૃતદેવા, શાંતિદેવા, ઉપદેવા, શ્રીદેવા, દેવરક્ષિતા, સહદેવા અને દેવકી નામની સાત દીકરીઓ થઇ. દેવકની એ સાતે દીકરીઓને વસુદેવ પરણ્યા હતા. દેવકના મોટા ભાઈ ઉગ્રસેનને કંસ, સુનામા, ન્યગ્રોધ, કંક, શંકુ, સુહૂ, રાષ્ટ્રપાલ, સૃષ્ટિ અને તુષ્ટિમાન્ નામના નવ દીકરા અને કંસા, કંસવતી, કંકા, શૂરભૂ તથા રાષ્ટ્રપાલિકા નામની પાંચ દીકરીઓ થઈ. એ પાંચેને વસુદેવના નાહાના ભાઈ પરણ્યા હતા. અક્રૂરના કાકા ચિત્રરથના પુત્ર વિદૂરથનો શૂર, તેનો ભજમાન, તેનો શિનિ, તેનો સ્વયંભોજ, તેનો હદીક અને તેના દેવબાહુ, શતધનુ, કૃતવર્મા તથા દેવમીઢ નામના ચાર પુત્રો થયા. દેવમીઢનો શૂર નામે પુત્ર હતો તેને મારિષા નામની સ્ત્રીમાં વસુદેવ, દેવભાગ, દેવશ્રવા, આનક, સૃંજય, શ્યામક, કંક, શમીક, વત્સક અને વૃક નામના દશ પુત્રો થયા. વસુદેવ કે જેના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન્ થયા તેનો જન્મ થયો ત્યારે દેવનાં દુંદુભિ અને આનક વાગાં હતાં તેથી વસુદેવનું 'આનકદુંદુભિ' એવું નામ કેહેવાયછે. પૃથા, શ્રુતદેવા, શ્રુતકીર્ત્તિ, શ્રુતશ્રવા અને રાજાધિદેવી નામે વસુદેવની પાંચ બેનો હતી તેઓમાં મોટી પૃથાને તેના બાપ શૂરે કુંતિરાજા કે જે અપુત્ર હતો તેને દીકરી તરીકે રાખવા આપી હતી. (તેથી તેનું નામ 'કુંતી' કેહેવાયું હતું.) દુર્વાસાઋષિને પ્રસન્ન કરવાથી એ પૃથા (કુંતિ) ને દેવહૂતી (જે દેવને બોલાવે તે દેવ હાજર થાય એવી) વિદ્યા મળી હતી. તે વિદ્યાના ચમત્કારની પરીક્ષા લેવાનેવાસ્તે તેણે પરમ પવિત્ર સૂર્યદેવને બોલાવતાં તે વખતેજ સૂર્યદેવ તેની પાસે આવ્યા હતા તેમને જોઈ વિસ્મય પામીને કુંતીએ કહ્યું કે—'આ તો ચમત્કાર જાણવાનેવાસ્તે મેં વિદ્યાનો પ્રયોગ કર્યો છે માટે આપ પધારો અને હાલ આપનું કશું કામ નથી.' સૂર્યદેવ બોલ્યા કે—'હે સુંદરિ ! મારૂં દર્શન અમોઘ હોવું જોઇએ માટે હું તો તારામાં પુત્ર ઉત્પન્ન કરીશ, પણ તું કુંવારી છે તેથી તારી યોનિને દૂષણ નહિ લાગે તેમ કરી આપીશ.' એમ કહી કુંતીને ગર્ભ રાખીને સૂર્યદેવ આકાશમાં ગયા કે તુરતજ બીજા સૂર્ય જેવો એ કુંતીને એક દીકરો આવ્યો. જગતની નિંદાની બીકથી તેણે તે પુત્રને પેટીમાં ઘાલીને નદીના પાણીમાં નાખી દીધો હતો. એ કુંતીને મહાપરાક્રમી તમારા પરદાદા પાંડુરાજા પરણ્યા હતા. વસુદેવની બીજી બેન શ્રુતદેવાને કરૂષ દેશનો રાજા વૃદ્ધશર્મા પરણ્યો હતો તેમાં તેને દંતવક્ર નામે પુત્ર થયો કે જે પૂર્વજન્મમાં સનકાદિકના શાપથી દિતિનો પુત્ર (દૈત્ય) હતો. વસુદેવની ત્રીજી બેન શ્રુતકીર્ત્તિને કેકય દેશનો રાજા ધૃષ્ટકેતુ પરણ્યો હતો તેમાં તેને સંતર્દન વગેરે પાંચ પુત્રો થયા. વસુદેવની ચોથી બેન શ્રુતશ્રવાને ચેદિનો રાજા દમઘોષ પરણ્યો હતો તેમાં તેને શિશુપાલ નામે પુત્ર થયો હતો કે જેની ઉત્પત્તિ પ્રથમ કેહેવાએલી છે. વસુદેવની પાંચમી બેન રાજાધિદેવીને માળવાનો રાજા જયસેન પરણ્યો હતો તેમાં તેને બિંદ અને અનુબિંદ નામના બે પુત્ર થયા હતા. વસુદેવના ભાઇ દેવભાગને કંસા નામની સ્ત્રીમાં

ચિત્રકેતુ અને બૃહદ્‌બલ નામે બે પુત્ર થયા હતા. વસુદેવના ભાઇ દેવશ્રવાને કંસાવતી નામની સ્ત્રીમાં સુવીર અને ઇષુમાન નામે બે પુત્ર થયા હતા. વસુદેવના ભાઈ આનકને કંકા નામની સ્ત્રીમાં સત્યજિત્ અને પુરૂજિત્ નામે બે પુત્ર થયા હતા. વસુદેવના ભાઇ સૃંજયને રાષ્ટ્રપાલી નામની સ્ત્રીમાં વૃષ અને દુર્મર્ષણ વગેરે પુત્રો થયા હતા. વસુદેવના ભાઇ શ્યામકને શૂરભૂમિ નામની સ્ત્રીમાં હરિકેશ અને હિરણ્યાક્ષ નામે બે પુત્ર થયા હતા. વસુદેવના ભાઈ વત્સકને મિશ્રકેશી નામની અપ્સરામાં વૃક વગેરે પુત્રો થયા હતા. વસુદેવના ભાઈ વૃકને દુર્વાક્ષી નામની સ્ત્રીમાં તક્ષ, પુષ્કર અને શાલ વગેરે પુત્રો થયા હતા. વસુદેવના ભાઇ શમીકને સુદામની નામની સ્ત્રીમાં સુમિત્ર, અર્જુન અને પાલ વગેરે પુત્રો થયા હતા. વસુદેવના ભાઇ કંકને કર્ણિકા નામની સ્ત્રીમાં ઋતધામા અને જય નામના બે પુત્ર થયા હતા. પૌરવી, રોહિણી, ભદ્રા, મદિરા, રોચના, ઇલા અને દેવકી વગેરે બીજી પણ વસુદેવની સ્ત્રિયો હતી. વસુદેવને રોહણી નામની સ્ત્રીમાં બલભદ્ર, ગદ, સારણ, દુર્મદ, વિપુલ, ધ્રુવ અને કૃત વગેરે પુત્રો થયા હતા. પૌરવી નામની સ્ત્રીમાં સુભદ્ર, ભદ્રવાહ, દુર્મદ, ભદ્ર અને ભૂત વગેરે બાર પુત્રો થયા હતા. મદિરા નામની સ્ત્રીમાં નંદ, ઉપનંદ, કૃતક અને શૂર વગેરે પુત્રો થયા હતા. ભદ્રા નામની સ્ત્રીમાં કેશી નામે એકજ ઉત્તમ પુત્ર થયો હતો. રોચના નામની સ્ત્રીમાં હસ્ત અને હેમાંગદ વગેરે પુત્રો થયા હતા. ઇલા નામની સ્ત્રીમાં ઉરૂ અને વલ્કલ વગેરે ઉત્તમ પુત્રો થયા હતા. ધૃતદેવા નામની સ્ત્રીમાં વિપૃષ્ઠ નામે એક પુત્ર થયો હતો. શાંતિદેવા નામની સ્ત્રીમા શ્રમ અને પ્રતિશ્રુત વગેરે પુત્રો થયા હતા. ઉપદેવા નામની સ્ત્રીમાં કલ્પવર્ષ વગેરે દશ પુત્રો થયા હતા. શ્રીદેવા નામની સ્ત્રીમાં વસુ, હંસ અને સુવંશ વગેરે છ પુત્રો થયા હતા. દેવરક્ષિતા નામની સ્ત્રીમાં ગદ વગેરે નવ પુત્રો થયા હતા. ધર્મને જેમ વસુ નામના આઠ પુત્રો થયા હતા તેમ વસુદેવને સહદેવા નામની સ્ત્રીમાં પુરૂ અને વિશ્રુત વગેરે આઠ પુત્રો થયા હતા. વસુદેવને દેવકી નામની સ્ત્રીમાં કીર્ત્તિમાન્, સુષેણ, ભદ્રસેન, ઋજુ, સંમર્દન, ભદ્ર અને શેષનાગનો અવતાર બલભદ્ર, એ સાત પુત્રો થયા અને આઠમા તો સાક્ષાત્ પોતે ભગવાનજ અવતર્યા હતા. હે પરીક્ષિત રાજા! તમારી દાદી મહા ભાગ્યશાળી સુભદ્રા પણ દેવકીની દીકરી હતાં. જ્યારે જ્યારે ધર્મનો ક્ષય અને પાપની વૃદ્ધિ થાય ત્યારે ત્યારે પરમેશ્વર ભગવાન્ અવતાર ધરેછે. અસંગ, ઈશ્વર, સાક્ષી અને સર્વવ્યાપક એ ભગવાનને પોતાની માયા શિવાય બીજું કાંઇ પણ જન્મનું કે કર્મનું કારણ નથી. સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયનેવાસ્તે સ્વીકારેલું જેની માયાનું ચેષ્ટિતજ, શરીરાદિક ઉત્પન્ન કરીને તેદ્વારા ધર્માદિકનું સંપાદન કરાવવાથી જીવને અનુગ્રહરૂપ થાયછે અને પોતાના શ્રવણથી જન્માદિકને બંધ પાડી મોક્ષ આપનાર પણ થાયછે તે ભગવાનને કર્માદિકના પરતંત્રપણાથી જન્મ-મરણ થવાં સંભવેજ કેમ? રાજાની માત્ર નિશાની ધરાવનારા અક્ષૌહિણી સેનાઓના પતિ દૈત્યોએ દબાવા માંડેલી પૃથ્વીનો ભાર ઊતારવામાટે જેણે બલભદ્ર સહિત અવતાર ધર્યો હતો એવા શ્રીકૃષ્ણ ભગવાને, દેવતાઓના તર્કમાં પણ ન આવે એવાં કામ કર્યાં. કલિયુગમાં ઉત્પન્ન થવાના પોતાના ભક્તોપર અનુગ્રહ કરવાનેવાસ્તે મહાપવિત્ર અને દુઃખ, શોક તથા અજ્ઞાનને મટાડનારી પોતાની કીર્ત્તિનો વિસ્તાર કર્યો. સત્પુરૂષોના કાનને અમૃતરૂપ એ ભગવાનની કીર્ત્તિરૂપ ઉત્તમ તીર્થમાં કાનરૂપ અંજલિથી માણસ, એકવાર આચમન લે તોપણ કર્મની વાસનાઓને છોડી દેછે. ભોજ, વૃષ્ણિ, અંધક, મધુ,

શૂરસેન અને દશાર્હ કુલના યાદવો તથા કુરૂ, સૃંજય અને પાંડુકુલના રાજાઓ જેનાં ચરિત્રને નિરંતર વખાણતા હતા એવા ભગવાને, સ્નેહભરેલા મંદહાસ્ય સહિત જોવાનેલીધે બહુજ પ્રિય લાગે એવાં વાક્યોથી, પરાક્રમ ભરેલી લીલાથી અને સર્વ અંગોમાં રમણીય મૂર્ત્તિથી મનુષ્યોને બહુજ રમાડ્યાં હતાં. મકરાકૃતિ કુંડલોથી શોભતા કાન, સુંદર કપોલ અને વિલાસ સહિત હાસવાળા તથા નિરંતર ઉત્સવથી ભરેલા એ શ્રીકૃષ્ણ ભગવાનના મુખારવિંદને આનંદપૂર્વક નેત્રોથી જોતાં કોઈ પણ નર કે નારીઓને તૃપ્તિ થતી ન હતી અને તેઓ દર્શનમાં અડચણ કરનાર આંખનાં મટકાંને પણ સહન નહિ કરી શકતાં મટકાં આણનારા નિમિરાજા ઉપર કોપ કરતાં હતાં. એ શ્રીકૃષ્ણ ભગવાન્, પ્રથમ પોતાના પુરૂષોત્તમ સ્વરૂપથી જન્મીને પછી મનુષ્યાકાર ધરી પિતાના સ્થાનકમાંથી વ્રજમાં પધાર્યા. વ્રજમાં પધારીને વ્રજવાસિઓના મનોરથ પૂરા કર્યા. શત્રુઓનો સંહાર કર્યો, હજારો સ્ત્રિઓને પરણ્યા, તે સ્ત્રિયોમાં હજારો પુત્ર ઉત્પન્ન કર્યા અને લોકોમાં પોતાના વેદમાર્ગનો વિસ્તાર કરવામાટે અનેક યજ્ઞોથી પોતાના સ્વરૂપનુંજ પૂજન કર્યું. પૃથ્વીના ઘણા ભારનો નાશ કરવા ઇચ્છતા એ શ્રીકૃષ્ણ ભગવાને કૌરવ-પાંડવોમાં પરસ્પર ઉત્પન્ન કરેલા કજિયાનેલીધે યુદ્ધમાં ભેળી થએલી રાજાઓની સેનાઓનો પોતાની દૃષ્ટિથીજ નાશ કરતાં અર્જુનનો જય પ્રસિદ્ધ કર્યો હતો અને છેલ્લીવારે દ્વારકામાં ઉદ્ધવજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને પોતાના સ્વરૂપથીજ સ્વધામમાં પધાર્યા હતા.

**पृथ्व्याः स वै गुरुभरं क्षपयन् कुरूणामंतः समुत्थकलिना युधि भूपचम्वः । दृष्ट्या विधूय विजये जयमुद्विघोष्य प्रोच्योद्धवाय च परं समगात् स्वधाम ॥ १ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪

## इति नवमस्कंध समाप्त.

श्रीमद्-

# भागवतभाषांतर.

## दशमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

श्रीमद्-

# भागवतभाषांतर.

## ॥ अथ दशमस्कंध प्रारंभः ॥

॥ राजोवाच ॥*

**कथितो वंशविस्तारो भवता सामसूर्ययोः । राज्ञां चोभयवंश्यानां चरितं परमाद्भुतम् ॥**

પરીક્ષિતરાજા કેહેછે.–આપે ચંદ્રવંશ તથા સૂર્યવંશનો વિસ્તાર અને તે બન્ને વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓનું પરમ અદ્ભુત ચરિત્ર પણ કહ્યું. હે મુનિવર! સ્વધર્મ પાળનારા યદુરાજાનો વંશ તો ઘણા વિસ્તારથી કહ્યો. હવે એ વંશમાં બલભદ્રની સાથે અવતરેલા વિષ્ણુનાં પરાક્રમ અમને કહો. જગતનું પાલન કરનાર વિશ્વાત્મા ભગવાને યદુના વંશમાં અવતરીને જે પરાક્રમો કર્યાંછે તે, વિસ્તારથી અમારી પાસે કહો. મુક્ત, મુમુક્ષુ અને વિષયી એમ ત્રણ પ્રકારના લોકો આ જગતમાં છે તેઓમાંથી કોઈને પણ ભગવાનની કથામાં અલંબુદ્ધિ (હવે હાંઉ એવો વિચાર) થતી નથી; કેમ કે તૃષ્ણા વગરના મુક્ત પુરૂષો તેને ગાયા કરેછે. એ કથા સંસારના ઔષધરૂપ છે તેથી મુમુક્ષુ લોકોને પણ સંસારમાંથી છૂટવાનો એજ ઉપાય છે. કાન અને મનને પ્રિય લાગનાર હોવાથી વિષયી પુરૂષોને પણ સર્વોત્તમ વિષય એજ છે. માટે કસાઈ અથવા પોતાને હાનિ કરનાર પુરૂષ વિના બીજો કયો માણસ ભગવાનની કથામાંથી અટકે? અમારે તો ભગવાનની કથા નિરંતર સાંભળવીજ જોઇએ કેમકે અમારા કુળના દૈવતરૂપ તો શ્રીકૃષ્ણજ હતા. યુદ્ધમાં દેવતાઓને પણ જીતી લેનારા ભીષ્મદેવજી આદિ અતિરથીઓરૂપી મોટા મત્સ્યોનેલીધે જેને કોઈનાથી પણ તરીશકાય નહિ એવા કૌરવોના સૈન્યરૂપી મહાસાગરને મારા દાદા પાંડવો ભગવાનરૂપી વાહાણના આશ્રયથી વાછડાના પગના ખાબોચિયા જેવો ગણી તર્યા હતા. ભગવાને કેવળ પાંડવોની રક્ષા કરી હતી એમ નથી પણ આ મારા શરીરની પણ એમણેજ રક્ષા કરીછે. કૌરવ અને પાંડવોના વંશના બીજરૂપ આ મારૂં શરીર કે જે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી જતું હતું તેને પણ ભગવાને પોતાને શરણે આવેલી મારી માના ઉદરમાં પેશીને ચક્રવતે રાખ્યું છે. હે વિદ્વાન્! માયાથી મનુષ્યરૂપે થએલા એ ભગવાન્ કે જે, સઘળા પ્રાણીઓમાં અંતર્યામીરૂપ જાણનારાઓને તેરૂપે મુક્તિ આપેછે અને બહિર્દૃષ્ટિવાળાઓને કાળરૂપે મરણ આપેછે તેમનાં પરાક્રમ કહો. અંતર્દૃષ્ટિથી તેમનાં પરાક્રમોજ મારે સાંભળવાં જોઇએ. શેષનાગના અવતારરૂપ બલભદ્રને એકવાર આપે રોહિણીના પુત્ર કહ્યા અને બીજીવાર દેવકીના પુત્ર કહ્યા તો બીજા દેહવિના તમને દેવકીના ગર્ભનો સંબંધ શાથી થયો? ભગવાન્ કે જેને કંસની બીક લાગવી તો સંભવેજ નહિ તે, પોતાના પિતાનું ઘર

* આ પેહેલા અધ્યાયમાં દેવકીના પુત્રથી પોતાનું મરણ થશે એવી વાત સાંભળી ભય પામેલા કંસે દેવકીના છ પુત્ર માર્યાની કથા કેહેવામાં આવશે.

છોડીને વ્રજમાં શામાટે પધાર્યા? ભક્તોના રક્ષક એ ભગવાને પોતાના જ્ઞાતિઓની સાથે કયા સ્થલમાં નિવાસ કર્યો હતો? ભગવાને વ્રજમાં રહીને તથા મથુરામાં રહીને શી શી લીલા કરી? અને પોતાની માનો ભાઈ કંસ કે જેને મારી નાખવો નહિ જોઇએ તેને પોતાને હાથે શામાટે માર્યો? મનુષ્યનો દેહ ધરીને યાદવોની સાથે મથુરામાં કેટલાં વર્ષ સુધી રહ્યા હતા અને તે ભગવાનને કેટલી સ્ત્રિયો હતી? હે સર્વજ્ઞ મુનિ! આ અને આ ઉપરાંત પણ જે કાંઈ ભગવાનનું ચરિત્ર હોય તે સઘળું મારી પાસે કેહેવું જોઇએ; કેમ કે એ વિષયમાં મને શ્રદ્ધા છે. મેં જોકે અન્ન અને જળ છોડી દીધેલાંછે તોપણ તમારા મુખારવિંદમાંથી નીકળતું ભગવાનની કથારૂપ અમૃત પીધા કરૂંછું તેથી ભૂખ અને તરશ કે જે બીજાઓથી અસહ્ય છે તે મને કશી અડચણ કરતાં નથી.

સૂત શૌનકને કેહેછે.—હે શૌનક મુનિ! વૈષ્ણવોમાં મુખ્ય શુકદેવજી એ પ્રમાણે ઉત્તમ પ્રશ્ન સાંભળી, પરીક્ષિત રાજાની પ્રશંસા કરીને કલિયુગના દોષને મટાડનાર ભગવાનનું ચરિત્ર કેહેવા લાગ્યા.

શુકદેવજી કેહેછે.—હે ઉત્તમ રાજર્ષિ! તમારો નિશ્ચય બહુજ સારો છે કે જેથી ભગવાનની કથામાં તમારી બુદ્ધિને નિષ્ઠા થઈ છે. ગંગાજલ જેમ સર્વને પવિત્ર કરેછે તેમ ભગવાનની કથાસંબંધી પ્રશ્ન પણ કેહેનાર, પૂછનાર અને સાંભળનાર એ ત્રણેને પવિત્ર કરેછે. ગર્વવાળા રાજાઓ કે જેઓ વાસ્તવિક રીતે દૈત્યોજ હતા તેઓનાં ઘણાં ઘણાં સૈન્યોના મોટા ભારથી દબાએલી પૃથ્વી ગાયનું રૂપ ધરીને બ્રહ્માને શરણે ગઈ. ખેદ પામેલી, દયા ઉપજે એવી રીતે ચીસો નાખતી અને આંખનાં આંસુ જેના મોહોડામાં ભરાયાં હતાં એવી પૃથ્વીએ બ્રહ્માની પાસે ઉભીને તેમની પાસે પોતાના દુઃખનું નિવેદન કર્યું. બ્રહ્મા એ વાત સાંભળીને પૃથ્વી, દેવતાઓ અને મહાદેવને સાથે લઈ ક્ષીરસાગરને કાંઠે ગયા. ત્યાં જઇને સમાધિ ધરીને જગતના નાથ, દેવના દેવ અને મનોરથોને પરિપૂર્ણ કરનાર વિષ્ણુની પુરૂષસૂક્તના મંત્રોથી બ્રહ્મા સ્તુતિ કરતાં સમાધિમાંજ ભગવાને જે આકાશવાણી કહી તે સાંભળીને બ્રહ્માએ દેવતાઓને કહ્યું કે–'હે દેવતાઓ! મારી પાસેથી ભગવાનનાં વચન સાંભળો અને પછી તેપ્રમાણેજ કરો. વિલંબ કરશો નહિ. આપણી વિજ્ઞપ્તિથી પેહેલાંજ ભગવાને પૃથ્વીના દુઃખને ધ્યાનમાં લીધુંછે માટે ઈશ્વરોના પણ ઇશ્વર એ ભગવાન્ પોતાની કાલશક્તિથી પૃથ્વીનો ભાર ઉતારવા પૃથ્વીમાં અવતાર ધરશે તેટલામાં તમોએ પણ પોતપોતાના અંશોથી યાદવોમાં અવતાર લેવા. સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન્ વસુદેવના ઘરમાં અવતરશે તેમને પ્રસન્ન કરવાસારૂ તમારી સ્ત્રિયોએ પણ અવતાર લેવા. સહસ્ર મુખવાળા, સ્વયંપ્રકાશ, અનંત અને ભગવાનના અંશરૂપ શેષનાગ, ભગવાનનું પ્રિય કરવાસારૂ પ્રથમ અવતાર ધરશે. વિષ્ણુની માયા કે જેણે સઘળાં જગતને મોહ ઉપજાવેલો છે તે પણ પ્રભુની આજ્ઞાથી કામ કરવાનેમાટે અંશાવતાર લેશે.'

શુકદેવજી કેહેછે.—પ્રજાપતિઓના પતિ બ્રહ્મા એપ્રમાણે દેવતાઓને આજ્ઞા કરી અને વચનથી પૃથ્વીની આશ્વાસના કરી પોતાના સર્વોત્તમ બ્રહ્મલોકમાં ગયા. પૂર્વે યાદવોનો અધિપતિ શૂરસેન રાજા મથુરા નગરીમાં રહીને માથુર અને શૂરસેન નામના દેશોને ભોગવતો હતો ત્યાંથી માંડી મથુરા નગરી સઘળા યાદવવંશી રાજાઓની રાજધાની થઈ હતી કે જે મથુરામાં ભગવાન્ નિરંતર સન્નિહિત રેહેછે. શૂરના પુત્ર વસુદેવ કોઇ દિવસે એ નગરીમાં પરણીને નવી પરણેલી સ્ત્રી દેવકીની સાથે પોતાને ઘેર જવાનેસારૂ રથમાં બેઠા તે સમયે ઉગ્રસેન રાજાના દી-

કરા કંસે પોતાની બેન દેવકીને રાજી કરવાસારૂ ઘોડાની રાશ ઝાલી હતી, (હાંકવા બેઠો હતો,) અને તેની સાથે બીજા સેંકડો સોનાના રથ હતા. દીકરીપર પ્રીતિ રાખનારા દેવકે પોતાની દીકરી દેવકીને તેના પ્રયાણસમયમાં સોનાની માળાવાળા ચાર સો હાથી, પંદરસો ઘોડા, અઢાર સો રથ અને શણગારેલી તથા સુંદર બસો દાસીઓ આપી હતી: વર-વહુના પ્રયાણસમયમાં મંગલ ભરેલી રીતે શંખ, તૂર્ય, મૃદંગ અને દુંદુભિઓ સામટાં વાગતાં હતાં. માર્ગમાં રથને હાકચે જતા કંસને 'હે કંસ!' એમ બોલાવીને આકાશવાણીએ કહ્યું કે—'હે મૂર્ખ! આ દેવકી કે જેને તું ઘેર પોચાડવા જાયછે તેનો આઠમો ગર્ભ તને મારશે.' એ વાણી સાંભળી તે ખળ, પાપી અને ભોજના કુળને વટલાવનાર કંસે બેનને મારી નાખવાસારૂ તરવાર લઇને તેનો ચોટલો પકડ્યો. એવું ભુંડું કામ કરવા તૈયાર થએલા ક્રૂર અને નિર્લજ્જ કંસને ધીરો પાડવાસારૂ[1] સ્તુતિથી, યુક્તિઓથી અને દયા ઉપજે એવી રીતે ભાગ્યશાળી વસુદેવે નીચેપ્રમાણે કહ્યું.

વસુદેવ કેહેછે.—હે કંસ! તું કે જે શૂર પુરૂષોએ વખાણવા યોગ્ય ગુણવાળો અને ભોજકુલની કીર્ત્તિ કરનાર છે તે ઉઠીને વિવાહના ઉત્સવમાં આ સ્ત્રીજાતિ અને વળી બેનને મારી નાખવા કેમ ધારેછે? મરણની બીકથી મારતો હો તો મરણ કોઇનું મટાડ્યું મટતું નથી; કેમ કે પ્રાણીઓને દેહની સાથે મરણ સરજાઈચુકું છે. અને વધારે સમય જીવવાસારૂ એટલે પોતાના મરણમાં વિલંબ પાડવાસારૂ મારતો હો તો મોત કે જે આજ અથવા સો વર્ષે પ્રાણીઓને અવશ્ય થનારજ છે તેમાં માત્ર વિલંબ નાખવાસારૂ પાપ કરવું યોગ્ય નથી. આ દેહ કે જે ભોગ અને પ્રેમ વગેરેનું સ્થાનક છે તે પડી ગયા પછી જો બીજો દેહ ન આવતો હોય તો પાપ કરીને પણ દેહનું પાલન કરવું ઘટે; પરંતુ તેમ નથી; કેમ કે પરવશ પ્રાણી મરણસમયે વગર યત્નેજ પ્રથમથી બીજા દેહને પામી પછીથી પૂર્વદેહનો ત્યાગ કરેછે. જેમ ચાલ્યો જતો માણસ ધરતી ઉપર એક પ્રથમ મુકેલા પગથી દેહને ટેકાવીને પછીથી બીજો પગ ઉપાડેછે અને જેમ ખડમાંકડી બીજા ખડને પકડીને પછી પ્રથમનું ખડ છોડી દેછે તેમ કર્મમાર્ગમાં ચાલ્યો જતો જીવ પણ બીજા દેહને પામ્યા પછી પેહેલા દેહને છોડી દેછે. દેખેલા[1] (રાજાદિક) અને સાંભળેલા (ઇંદ્રાદિક) દેહના જેમાં સંસ્કાર લાગેલા છે એવા મનથી તેજ દેહનું ચિંતન કરતો પુરૂષ, સ્વપ્નમાં એજ કોઈ પ્રકારના દેહને દેખેછે, પછી થોડીવારમાં એજ દેહને 'હું છું' કરી માનેછે અને પછી જાગ્રતના દેહની સ્મૃતિ ભુલી જાયછે અને એવીજ રીતના મનથી તેવાજ દેહના મનોરથ કરતો પુરૂષ, જાગ્રતમાં પણ એજ કોઈ પ્રકારના દેહને દેખેછે, પછી થોડીવારમાં એજ દેહને 'હું છું' કરી માનેછે અને પછી પોતાના દેહની સ્મૃતિ ભુલી જાયછે, તેપ્રમાણે મોત થતાં પણ કર્મનેલીધે બીજા દેહને પામીને પૂર્વદેહનો ત્યાગ કરેછે. મરણસમયે[2] પંચભૂતજ કે જે માયાએ નાના પ્રકારના દેહરૂપે ગોઠવેલાં છે તેઓમાં, ફલ આપવાને તૈયાર થએલાં કર્મે પ્રેરેલું નાના પ્રકારના વિકારથી ભરેલું મન દેવ, મનુષ્ય કે પશુ-પક્ષી આદિના જે જે દેહપ્રત્યે દોડેછે

---

૧ પોતાના જન્મસમયમાં દેવનાં દુંદુભિ વાગેલાં હોવાથી મારે ઘેર ભગવાનનો અવતાર થવાનો છે એમ વસુદેવ જાણતા હતા તેથી તે અવતાર થાય તો પછી સઘળું ઠીક થાય એમ સમજીને વસુદેવ કંસને ધીરો પાડવાનું કરેછે.

૧ દેહના વિષયમાંજ સ્વીકાર અને પરિત્યાગ દેખાડવાસારૂ બીજું દૃષ્ટાંત કહેછે. ૨. વિચિત્ર દેહ આપનારાં અનેક કર્મો કરેલાં હોયછે તો તેઓમાં પ્રથમ અમુક દેહની પ્રાપ્તિ થવાનું શું કારણ છે એવી આશંકાને દૂર કરવાસારૂ કેહેછે.

અને દોડતાં જે જે દેહનો અભિનિવેશ( હું છું એવું અભિમાન ) કરી લેછે તે તે દેહમાં જીવ જન્મ ધરેછે. જોકે મનજ કર્ત્તા છે તેથી તેનેજ જન્મ થવો ઘટેછે પણ આત્માને ઘટતો નથી તોપણ તે મનને 'હું છું' કરી માનવાનેલીધે આત્મા તે મનની સાથે જન્મ ધરેછે એમ કહેવાયછે. 'જેમ પાણીથી ભરેલાં માટીનાં કુંડાંઓમાં પ્રતિબિંબરૂપથી રહેલું ચંદ્રાદિક તેજ, વાયુના વેગનેલીધે કંપતું જણાયછે એવી રીતે પોતાની ભૂલથી રચાએલા દેહોમાં રાગ થવાનેલીધે પેઠેલા આત્માને અભિનિવેશ થાયછે. આત્મામાં દેહાદિકનો અધ્યાસ થવાથી જેમ દુબળાપણું અને જાડાપણું આદિ દેહાદિકના ધર્મ આત્મામાં પ્રતીત થાયછે તેમ દેહાદિકમાં આત્માનો અધ્યાસ થવાથી પ્રેમપાત્રપણા આદિ આત્માના ધર્મ દેહાદિકમાં પ્રતીત થાયછે માટે રાજાના દેહમાં કે સુવરના દેહમાં પ્રિયપણું સરખુંજ હોવાનેલીધે મૃત્યુ ટાળવાનો ઉપાય લેવો વ્યર્થજ છે. માટે[1] આવી સ્થિતિવાળા પ્રાણીએ જો પોતાના કલ્યાણની ઇચ્છા હોય તો કોઇનો પણ દ્રોહ નહિ કરવો જોઇએ; કેમ કે દ્રોહ કરનારનેજ સામા પ્રાણીથી અને યમથી પણ ભય ઉત્પન્ન થાયછે. આ[3] બિચારી તારી નાહાની બેન, બાળક અને ભલી દેવકી કે જે લાકડાની પુતળીની પેઠે પરતંત્ર છે તેને તારે દીનવત્સલ (રાંકપર દયાળુ) થઈને મારવી જોઇતી નથી.

શુકદેવજી કહેછે.—એપ્રમાણે વસુદેવે સામથી અને ભેદથી સમજાવવા માંડ્યો તોપણ રાક્ષસોને અનુસરેલો એ ક્રૂર કંસ દેવકીને મારવાથી અટક્યો નહિ. દેવકીને મારી નાખવાનો કંસનો આગ્રહ જાણી કેટલોક વિચાર કરીને વસુદેવે પછી તુરત વેળા મોતને અટકાવવાસારૂ પોતાના મનમાં નીચે પ્રમાણે નિશ્ચય કર્યો. 'બુદ્ધિમાન્ માણસે બુદ્ધિ પોહોંચે ત્યાંસુધી મોતને અટકાવવું જોઇએ અને એમ કરતાં પછી ન અટકે તો તેમાં માણસનો અપરાધ કહેવાતો નથી. એટલામાટે દેવકીને જે દીકરા આવે તે કંસને આપી દેવા ઠરાવી હાલ આ રાંક સ્ત્રીને છોડાવું. દેવકીને દીકરા આવ્યા પછી જે ભાવિ હશે તે થશે પણ હાલ તુરત તો આને જીવતી રાખવી જોઇએ અને તેટલા સમયમાં જો આ કંસજ મરી જાય તો પછી કશી પીડા નથી. સમયપર દીકરા આવે અને કંસ ન મુવો હોય તો મારા પુત્રથીજ કંસનું મરણ થાય એમ વિપરીત પણ શામાટે ન બને ? કેમ કે આનો આઠમો ગર્ભ તને મારશે એમ કેહેનારા ઈશ્વરની ગતિ અપાર છે. માટે હમણાં ધાર્યાપ્રમાણે જો સરખાઇ આવે તો આ તુરત આવેલું મોત અટકે અને અટક્યા પછી બીજા સમયમાં આવે તો મારો અપરાધ નથી. અથવા એમ પણ થાય કે મારા પુત્રના હાથથી થવાનો કંસનો મૃત્યુ કે જે હમણાં દેવકીનો વધ થાય તો અટકે છે તે પાછો આ વિચારથી સિદ્ધ થાય; કેમ કે પ્રાણીઓનું અદૃષ્ટ તર્કમાં આવવું કઠણ છે. વનમાં વૃક્ષોને અને ગામમાં ઘરોને બાળતો અગ્નિ, સમીપમાં હોય તેઓને છોડી દઇને સમયપર દૂર હોય તેઓને પણ બાળી નાખેછે તો આ વિષયમાં જેમ અદૃષ્ટવિના બીજું કાંઈ નિયામક નથી અને તે અદૃષ્ટ પ્રથમથી ધારવામાં આવતું નથી તેમ પ્રાણીઓના જન્મ-મરણનું અદૃષ્ટ પણ ધારવામાં આવતું નથી.' એપ્રમાણે પોતાની બુદ્ધિ પોહોંચી ત્યાંસુધી વિચાર કરીને વસુદેવે ઘણા માનથી તે પાપી કંસનો સત્કાર કર્યો. 'પછી મનમાં કચવાતાં છતાં કંસને વિશ્વાસ બેસાડવાસારૂ વસુદેવે પોતાનું મોઢું

---

૧ બીજો દેહ તો સમય પર સુવરનો પણ આવે માટે આ રાજાનો દેહ કે જે અત્યંત પ્રિય છે તેના રક્ષણનેમાટે અકૃત્ય પણ કરવું જોઇએ એમ જો કંસના મનમાં આવે તો તેના નિવારણનેસારૂ પ્રથમથીજ કેહેછે. ૨ સામથી સમજાવીને હવે ભેદથી સમજાવે છે. ૩ પાછું સામવચન કેહેછે.

પ્રફુલ્લિત રાખીને હસતાં હસતાં એ નિર્લજ્જ અને ક્રૂર કંસને નીચેપ્રમાણે કહ્યું.

વસુદેવ કેહેછે.—હે ભલા કંસ! જે બીક આકાશવાણીએ દેખાડી છે તે બીક તારે રાખવીજ નહિ; કેમકે આ દેવકીના પુત્રો કે જેઓથી તને ભય ઉત્પન્ન થએલ છે તે પુત્રો હું તને સોંપી આપીશ.[1]

શુકદેવજી કેહેછે.— વસુદેવના વચનનો સાર જાણીને કંસ બેનને મારવાથી અટક્યો અને વસુદેવ પણ રાજી થઇ કંસનાં વખાણ કરી પોતાને ઘેર ગયા. પછી પ્રસવનો સમય આવતાં ભગવાનની ભક્તિ કરનારી દેવકીએ આઠ દીકરા અને એક દીકરી એક એક વર્ષને અંતરે જણ્યાં. ખોટાં બોલવાંનો અત્યંત ત્રાસ રાખતા વસુદેવે પ્રથમ ઉત્પન્ન થએલા કીર્તિમાન નામના દીકરાને મનમાં કચવાતાં છતાં પણ કંસને આપ્યો. પોતાનું વચન પાળનારા પુરૂષો જેનું સહન ન કરે એવું કાંઇ નથી તેથી વસુદેવે પુત્રને મૃત્યુના હાથમાં સોપ્યો. એક ભગવાન્ વિના બીજું કાંઇ સાચું નથી એમ જાણનારાઓને કશી વાતની અપેક્ષા રેહેતી નથી તેથી વસુદેવે પુત્રને રમાડવાના સુખની અપેક્ષા છોડી દીધી. હું પોતે દીકરાને લઈ જઇશ તો કંસ છોડી દેશે એવું વસુદેવના મનમાં હતુંજ નહિ; કેમ કે નીચ પુરૂષો જે કામ ન કરે એવું કશું નથી. જેઓએ પોતાનું ચિત્ત ભગવાનમાં રાખ્યું હોય તેઓ જેને ન છોડી શકે એવું કશું નથી તેથી દેવકીએ પણ પુત્રને મુકી દીધો. વસુદેવની એ સમતા અને સત્યમાં સ્થિતિ જોઇને રાજી થએલો કંસ હસીને બોલ્યો કે—'આ છોકરાને પાછો લઇ જાઓ; કેમ કે આની મને બીક નથી. તમારા આઠમા ગર્ભથીજ મારો મૃત્યુ ઠરેલ છે માટે આઠમો પુત્ર આવે ત્યારે તે મને સોંપવો.' વસુદેવ 'ઠીક' એમ કહી દીકરાને લઇને પાછા પોતાને ઘેર ગયા પણ કંસનાં તેવાં વચનનો સત્કાર કર્યો નહિ; કેમ કે કંસ દુષ્ટ છે અને તેનું મન તેના પોતાના હાથમાં નથી. આ પ્રમાણે કંસની શાંતિ દેવતાઓના કાર્યને અનુકૂલ નથી એમ જાણી નારદજીએ આવીને કંસને કહ્યું કે—'ગોપકુલમાં વ્રજવાસી નંદાદિક ગોવાળિયા અને તેઓની સ્ત્રિયો તથા યદુકુલમાં વસુદેવ આદિ યાદવો, તેઓની દેવકી આદિ સ્ત્રિયો, જ્ઞાતિઓ, બંધુઓ અને જેઓ સ્નેહી થઇને તને અનુસરી રહ્યા છે તે યાદવો પણ દેવતારૂપ છે તથા દેવતાઓએ પૃથ્વીને ભારરૂપ લાગતા દૈત્યોનો નાશ કરવાનો ઉદ્યમ કર્યો છે.' એટલું કહીને નારદજી ગયા પછી યાદવોને દેવતારૂપ માની અને પોતાને મારવાસારૂ દેવકીના ગર્ભમાંથી વિષ્ણુ જન્મશે એમ ધારી કંસે દેવકી અને વસુદેવના પગમાં બેડી નાખી અને વિષ્ણુની શંકાથી તેઓને જેમ જેમ પુત્ર આવતા ગયા તેમ તેમ મારી નાખ્યા. પૃથ્વીમાં પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા લોભી રાજાઓ ઘણુંકરીને મા, બાપ, ભાઇઓ, અને સઘળાં સંબંધીઓને પણ મારી નાખેછે. 'હું પૂર્વજન્મમાં કાળનેમિ નામે મોટો દૈત્ય હતો અને તે જન્મમાં વિષ્ણુએ મારી નાખવાથી પાછો અહીં જન્મ્યોછું' એમ કંસ જાણતો હતો તેથી તેણે યાદવોની સાથે વિરોધ કર્યો. યદુ, ભોજ અને અંધકકુળના અધિપતિ પોતાના પિતા ઉગ્રસેનને બંધનમાં નાખી મોટા બળવાળો કંસ પોતે શૂરસેન દેશનું રાજ્ય કરવા લાગ્યો.

**उग्रसेनं च पितरं यदुभोजांधकाधिपम् । स्वयं निगृह्य बुभुजे शूरसेनान् महाबलः ॥ ६९ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ. ૧

---

૧ આઠમો ગર્ભ મારશે એમ આકાશવાણીએ કહ્યું છે તો એક બીજાથી સઘળા આઠમા થાય એમપણ બને માટે સઘળા પુત્રો આપી દેવાનું કહ્યું.

## ॥ श्रीशुक उवाच ॥*

प्रलंबबकचाणूरतृणावर्त्तमहाशनैः ।
मुष्टिकारिष्टद्विविदपूतनाकेशिधेनुकैः ॥ १ ॥

શુકદેવજી કેહેછે.— પ્રલંબાસુર, બકાસુર, ચાણૂરમલ્લ, તૃણાવર્ત્તદૈત્ય, અઘાસુર, મુષ્ટિકમલ્લ, અરિષ્ટાસુર, દ્વિવિદવાનર, કેશિદૈત્ય, ધેનુકાસુર અને બીજા પણ બાણાસુર અને નરકાસુર આદિ દૈત્યોના રાજાઓની સહાયતાથી બળવાન્ કંસ યાદવોનું કદન કરવા લાગ્યો. એ કંસને જરાસંધનો મોટો આશ્રય હતો. કંસથી પીડાએલા યાદવો કુરૂ, પાંચાલ, કૈકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ, કાશિ અને કોસલ દેશમાં જતા રહ્યા અને કેટલાએક યાદવો કંસનેજ અનુસરીને તેની સેવા કરવા લાગ્યા. કંસે દેવકીના ૭ બાલક મારી નાખ્યા પછી વિષ્ણુના અંશરૂપ શેષનાગ કે જેને અનંત કેહેછે તે દેવકીના સાતમીવારના ગર્ભમાં આવ્યા. એ ગર્ભથી દેવકીને હર્ષ અને શોક બન્ને વધ્યા. વિશ્વાત્મા ભગવાને પણ યાદવો કે જેઓના નાથ પોતેજ છે તેઓને કંસથી ઉત્પન્ન થએલું દુઃખ જાણીને યોગમાયાને આજ્ઞા કરી કે—" હે દેવિ! તું ગોવાળિયા અને ગાયોથી શોભી રહેલા વ્રજમાં જા. વસુદેવની સ્રી રોહિણી નંદના ગોકુલમાં છે. અને બીજી વસુદેવની સ્રિયો પણ કંસના ઉદ્વેગથી ગુપ્ત સ્થાનકોમાં રેહેછે. હમણાં દેવકીના ઉદરમાં મારા અંશરૂપ શેષનાગ આવ્યા છે તેમને ત્યાંથી ખેંચીને રોહિણીના ઉદરમાં નાખ. પછી હું પરિપૂર્ણ રૂપથી દેવકીનો પુત્ર થઇશ અને તું નંદની સ્રી યશોદાના ઉદરથી જન્મ લેજે. તું કે જે સકામ પુરૂષોની ઈશ્વરી અને સઘળાં વાંછિત ફળ આપનારી છે તેને માણસો ધૂપ, ઉપહાર અને બલિદાનોથી પૂજશે. પૃથ્વીમાં મનુષ્યો તારાં સ્થાનક કરશે અને દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઈશાની, શારદા અને અંબિકા એવાં નામો પાડશે. તું ગર્ભને ખેંચી લઇશ તેથી પૃથ્વીમાં તે પુત્રનું 'સંકર્ષણ' એવું નામ કેહેવાશે. જગતને રાજી કરશે તેથી રામ અને અત્યંત બળવાન્ હોવાથી 'બલ' એવું પણ નામ કેહેવાશે." એપ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં મોટા આદરથી તેમનાં વચનનો સ્વીકાર કરી અને ભગવાનને પ્રદક્ષિણા કરી માયાએ પૃથ્વીમાં જઇને તેપ્રમાણેજ કર્યું. યોગમાયાએ દેવકીનો ગર્ભ રોહિણીમાં નાખતાં 'અહો! દેવકીનો ગર્ભ પડી ગયો' એમ લોકોમાં પોકાર થયો. ભક્તોને અભય કરનારા વિશ્વાત્મા ભગવાન્ પણ પરિપૂર્ણ રૂપથી વસુદેવના મનમાં પધાર્યા. (સાધારણ જીવની પેઠે વીર્યનો સંબંધ ભગવાનને નથી માટે મનમાં પધાર્યાનું કહ્યું છે.) ભગવાનની શ્રી મૂર્ત્તિને ધારણ કરતા અને તેથી સૂર્યની પેઠે શોભતા વસુદેવ બીજા પ્રાણીઓથી પાસે જઈ શકાય નહિ એવા અને અતિઉગ્ર જણાવા લાગ્યા. પછી જગતને મંગળકારી, સર્વના આત્મા અને પરિપૂર્ણ શક્તિવાળા ભગવાન્ કે જે દેવકીમાં પ્રથમથીજ હતા તેમને વસુદેવે પોતાના મનથી દેવકીમાં ધર્યા અને જેમ પૂર્વદિશા આનંદકારી ચંદ્રને ધરે તેમ દેવકીએ પણ તે ભગવાનને મનથીજ પોતામાં ધરી લીધા. તે દેવકી જેમાં સર્વ જગતનો નિવાસ છે એવા ભગવાનના નિવાસરૂપ થઈ તોપણ કંસના ઘરમાં રોકાએલી હોવાથી, ઘડામાં રોકાએલા દીવાની પેઠે અને વિદ્યાને છુપાવનારા ખલ પુરૂષમાં રોકાઈ રહેલી સદ્‌વિદ્યાની પેઠે બીજા લોકોને આનંદ આપી શકી નહિ. ઉદરમાં ભગવાન્ પધારવાનેલીધે કાંતિથી ઘરને શોભાવતી અને સુંદર મંદ-

---

* આ બીજા અધ્યાયમાં કંસને મારવાસારૂ દેવકીના ગર્ભમાં આવેલા ભગવાનની બ્રહ્માદિક દેવતાઓએ સ્તુતિ કરી અને દેવકીની સાંત્વના કરી, એ કથા કેહેવામાં આવશે.

હાસ્ય કરતી તે દેવકીને જોઇને કંસે વિચાર કર્યો કે–'મારા પ્રાણને લેનારો વિષ્ણુ આના ઉદરમાં અવશ્ય આવી ચુકો છે; કેમકે પેહેલાં આ દેવકી આવી તેજસ્વી ન હતી. હવે હમણાં તુરત મારાથી વિષ્ણુને શું થઇ શકે? ગમે તેવો સ્વાર્થ સાધવો હોય તોપણ પોતાના પરાક્રમનો નાશ કરવો યોગ્ય નથી તો આ સ્ત્રીજાતિને મારી નાખું તો મારા પરાક્રમનો મેંજ નાશ કર્યો કેહેવાય. એક તો સ્ત્રીજાતિ તેમાં વળી બેન અને તેમાં વળી ગર્ભિણીનો વધ કરૂં તો તે વધ હમણાંજ મારી કીર્ત્તિ, લક્ષ્મી અને આયુષ્યનો નાશ કરી નાખે. જે પુરૂષ બહુજ ક્રૂરતાથી વર્ત્તે તે જીવતેજ મુવો ગણાયછે. એવા પુરૂષવિષે લોકો ધિક્કારથી બોલેછે કે–'આ દેહાભિમાની પુરૂષ મુવા પછી અવશ્ય નરકમાં પડશે.' ભગવાનની સાથે વૈરાનુબંધ રાખનારો કંસ આવા વિચારનેલીધે પોતે મારી નાખવાને સમર્થ છતાં પણ મારવાથી અટકીને ભગવાનનો જન્મ થવાની વાટ જોઇ રહ્યો. બેસતાં, સુતાં, ઉભતાં, જમતાં અને પૃથ્વીપર ફરતાં ભગવાનનુંજ ચિંતન કર્યા કરતો એ કંસ સઘળાં જગતને ભગવાનમય દેખવા લાગ્યો. બ્રહ્મા, સદાશિવ, નારદાદિક મુનિઓ અને અનુચરસહિત દેવતાઓએ ત્યાં આવીને, મનોરથ પૂરનારા ભગવાનની સુંદર વાક્યોથી નીચેપ્રમાણે ગર્ભસ્તુતિ કરી.

દેવતાઓ સ્તુતિ કરેછે.—આપ કે જે સત્યસંકલ્પવાળા, સત્યથી પ્રાપ્ત થનાર, ત્રણે કાળમાં સત્ય, પંચભૂતને ઉત્પન્ન કરનાર, પંચભૂતમાં રહેલ, પંચભૂતનો નાશ થતાં પણ અવશેષ રેહેનાર, સમદૃષ્ટિ તથા શુભ વાણીને પ્રવર્ત્તાવનાર અને એવી રીતે સર્વ પ્રકારે સત્યરૂપ છો તેમને અમે શરણે આવેલા છિયે. આ બ્રહ્માંડરૂપી આદિવૃક્ષ કે જેમાં એક (પ્રકૃતિ) આશ્રય છે, બે (સુખ અને દુઃખ) ફળ છે, ત્રણ (ત્રણ ગુણ) મૂળ છે, ચાર (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) રસ છે, પાંચ (ઇંદ્રિયો) જાણવાના પ્રકાર છે, છ (રાગ, દ્વેષ, ક્ષુધા, પિપાસા, લોભ અને મોહ) સ્વભાવ છે, સાત (ધાતુ) છાલ છે, આઠ (પંચભૂત, મન, બુદ્ધિ અને અહંકાર) શાખા છે, નવ (દ્વાર) છિદ્ર છે, દશ (પ્રાણ) પાનડાં છે અને બે (જીવ તથા ઈશ્વર) પક્ષીઓ છે તેની ઉત્પત્તિ તમથી થઇ છે, લય તમમાં થાયછે અને સ્થિતિ પણ તમારામાંજ છે. માટે સઘળું બ્રહ્માંડ તમથી ભિન્ન નથી. તમારી માયાથી જેઓનું જ્ઞાન ઢંકાઇ ગયુંછે તેઓ જગતને તમથી ભિન્ન દેખેછે પણ વિદ્વાનો તેમ દેખતા નથી. જ્ઞાનસ્વરૂપ અને સર્વના આત્મા તમેજ સ્થાવર-જંગમ લોકના પાલનનેમાટે સત્ત્વગુણવાળાં, ધાર્મિકોને સુખદાયી અને અધર્મીઓનો નાશ કરનારાં રૂપ વારંવાર ધરો છો. હે કમલસરખાં નેત્રવાળા! સર્વ જીવના નિવાસરૂપ આપના સ્વરૂપમાં સમાધિથી ચિત્ત પેસાડવાનેલીધે આશ્રય કરવામાં આવેલા અને સર્વોત્તમ માનેલા આપના ચરણારવિંદરૂપ વાહાણથી કેટલાએક મહાત્મા પુરૂષો સંસારરૂપી સાગરને વાછડાના પગલામાં ભરાએલા ખાબોચિયા જેવો કરેછે. હે સ્વયંપ્રકાશ! એ મહાદયાળુ લોકો આ ભયંકર અને દુસ્તર ભવસાગરને આપના ચરણારવિંદરૂપી વહાણથી ઊતરીને તે વહાણ પાછું અહીંજ રાખીગયા છે. આપ ભક્તોઉપર અનુગ્રહ કરનાર છો. હે કમલસરખાં નેત્રવાળા! જે બીજા લોકો 'અમે મુક્તજ છિયે' એમ માનીને તમારી ભક્તિ નહિ કરવાથી અશુદ્ધ બુદ્ધિવાળા અને તમારા ચરણનો અનાદર કરનારા છે તેઓ ઘણા જન્મનાં તપનેલીધે સારૂં કુળ અને શાસ્ત્રશ્રવણાદિકને પામીને પાછા વિઘ્નથી પરાભવ પામેછે. હે માધવ! જે લોકો તમારામાંજ સ્નેહ બાંધી રહેલા અને તમારાજ છે તે લોકો એ લોકોની પેઠે માર્ગમાંથી કદી ભ્રષ્ટ થતા નથી પણ તમે કરેલા રક્ષણનેલીધે નિર્ભય થઇને મોટાં મોટાં

અનેક વિઘ્નોને માથે પગ મૂકીને ફરેછે. તમે જગતના પાલનના સમયમાં પ્રાણીઓને શુભ કર્મનાં ફળ આપવાસારૂ શુદ્ધ સત્ત્વગુણમય શરીરને ધારણ કરોછો કે જે શરીર ધરવાનેલીધે બ્રહ્મચારીઓ વેદના અધ્યયનથી, ગૃહસ્થો કર્મયોગથી, વાનપ્રસ્થો તપથી અને સંન્યાસીઓ સમાધિથી તમારૂં પૂજન કરેછે. તમે અવતાર ન ધરો તો પૂજન નહિ થઇ શકવાનેલીધે કર્મના ફળની સિદ્ધિ થાય નહિ. હે પ્રભુ! આ સત્ત્વગુણમય આપનું શરીર ન અવતરે તો અજ્ઞાનને તોડનાર વિજ્ઞાનનો નાશ થયા વગર રેહેજ નહિ; કેમ કે 'આ બુદ્ધયાદિક પદાર્થો જેના છે અને જેથી પ્રકાશેછે તે પરિપૂર્ણ અને સર્વના સાક્ષી ભગવાન્ છે' એમ બુદ્ધયાદિકના પ્રકાશ ઉપરથી આપના સ્વરૂપવિષે અનુમાન થાય પણ આપનું સ્વરૂપ નેત્રથી પ્રત્યક્ષ દેખાય નહિ. આપ સાક્ષીસ્વરૂપ કે જેમના માર્ગનું માત્ર અનુમાન થાયછે તેમનાં નામ અને રૂપ જોકે મન અને વચન નહિ પોહોચવાનેલીધે ગુણ, જન્મ અને કર્મ ઉપરથી નિરૂપણું કરી શકાય એવાં નથી તોપણ હે દેવ! ઉપાસક લોકો ઉપાસનાદિક ક્રિયામાં આપને પ્રત્યક્ષ દેખેછે એ વાત પ્રસિદ્ધ છે. તમારાં મહામંગલ નામ અને રૂપોને સાંભળતો, બોલતો, સંભારતો અને ચિંતવતો જે પુરૂષ દેવાર્ચનાદિક ક્રિયાઓમાં તમારા ચરણારવિંદમાંજ ચિત્ત રાખે તેને પુનર્જન્મ થતો નથી. હે વિષ્ણુ! બહુ સારૂં થયું. આ આપના ચરણરૂપ પૃથ્વીનો ભાર આપ ઈશ્વરના જન્મથીજ મટીગયો. આપનાં સુંદર પગલાંઓથી ચિન્હવાળી થએલી પૃથ્વીને અને આપે દયા કરેલા સ્વર્ગને અમે દેખશું એ ઘણું સારૂં થયું.. હે નિત્યમુક્ત પરમેશ્વર! આપ કે જે અજન્મા છો તેમને જન્મ ધરવાનું કારણ, માત્ર ક્રીડા વિના બીજું કશું અમે ધારતા નથી. કેમ કે જીવને પણ જન્મ, મરણ અને સ્થિતિ માત્ર આપના સ્વરૂપના અજ્ઞાનથી થાયછે પણ વાસ્તવિક નથી ત્યારે આપને તો એ જન્માદિક નજ હોય એમાં શું કેહેવું. હે યદુકુલમાં ઉત્તમ! મત્સ્ય, અશ્વ, કચ્છપ, વરાહ, હંસ, રાજા, બ્રાહ્મણ અને દેવતાઓમાં અવતાર ધરીને આપે બીજા સમયમાં જેવું અમારૂં અને ત્રૈલોક્યનું રક્ષણ કર્યુંછે તે પ્રમાણે હમણા પણ કરો અને પૃથ્વીનો ભાર ઉતારો. હે ઈશ્વર! અમે આપને પ્રણામ કરીએ છિયે. (દેવકીને કેહેછે) હે માતા! અમારાં કલ્યાણ કરવાસારૂ તમારા ઉદરમાં પોતાના સર્વ અંશથી પરમ પુરૂષ ભગવાન્ પધાર્યાછે એ બહુજ સારૂં થયુંછે. હવે કંસ કે જેનું મોત આવ્યુંછે તેની બીક રાખશો નહિ. તમારા પુત્ર ભગવાન્ યાદવોનું રક્ષણ કરશે.

શુકદેવજી કેહેછે.– પરમપુરૂષ ભગવાન્ કે જેમનું સ્વરૂપ દેખાડી શકાય એવું નથી તેમની એપ્રમાણે યથાયોગ્ય સ્તુતિ કરીને દેવતાઓ બ્રહ્મા તથા સદાશિવને આગળ કરી (અમને છેતરીને આ બે દેવ અહીં રેહેશે એમ માનવાથી તેઓને સાથે લઇ) પાછા સ્વર્ગમાં ગયા.

**इत्यभिष्टूय पुरुषं यद्रूपमनिदंयथा । ब्रह्मेशानौ पुरोधाय देवाः प्रतियर्युदिवम् ॥ ४२ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ सर्वगुणोपेतः कालः परमशोभनः । यर्ह्येवाऽजनजन्मर्क्षं शांतर्क्षग्रहतारकम् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.– પછી જ્યારે સઘળા શુભ ગુણવાળો અને અત્યંત સુંદર સમય

* આ ત્રીજા અધ્યાયમાં ભગવાન્ પોતાના ઈશ્વરરૂપે પ્રકટ થયા, માતાપિતાએ તેમની સ્તુતિ કરી અને પિતા ભયનેલીધે તેમને ગોકુલમાં લઇ ગયા, એ કથા કેહેવામાં આવશે.

આવ્યો, ચંદ્રમા રોહિણી નક્ષત્રમાં આવ્યો, નક્ષત્ર ગ્રહ અને તારાઓ અનુકૂલ હતાં, દિશાઓ સ્વચ્છ થઈ, આકાશ નિર્મળ થયું, નક્ષત્રો નિર્મળ રીતે ઉગ્યાં, પૃથ્વીમાં રાજધાનીઓ, ગામડાં, વ્રજ અને ખાણ્યોમાં મંગળ વરતી રહ્યું, નદીઓનાં જળ સ્વચ્છ થઈ ગયાં, જલાશયોમાં કમલ ઉઘડવાની શોભા થઈ, વનરાજિઓના પુષ્પના ગુચ્છોમાં પક્ષીઓ અને ભ્રમરાઓ નાદ કરવા લાગ્યા, શીત મંદ અને સુગંધી પવન વાવા લાગ્યો, દ્વિજ લોકોના અગ્નિઓ શાંતિ ભરેલા અને સારી રીતે દીપ્ત થયા, કંસાદિક વિના બીજાં સઘળાં પ્રાણીઓ અને દેવતાઓનાં મન પ્રસન્ન થયાં. સ્વર્ગમાં ઈશ્વરના અવતારને સૂચવનારાં દુંદુભિ વાગવા લાગ્યાં, કિન્નર અને ગંધર્વો ગાવા લાગ્યા, સિદ્ધ અને ચારણો સ્તુતિ કરવા લાગ્યા, વિદ્યાધરની સ્ત્રિયો અને અપ્સરાઓ નાચવા લાગી, મુનિઓ અને દેવતાઓ આનંદથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, સમુદ્રની પછવાડે મેઘ મંદ મંદ ગર્જના કરવા લાગ્યા અને ઘાટા અંધારાવાળા મધરાતના સમયમાં માણસોની ફરહર બંધ પડી ગઈ ત્યારે, પૂર્વદિશાથી જેમ સંપૂર્ણ ચંદ્રમા પ્રકટ થાય તેમ દેવતારૂપી દેવકીથી સર્વના અંતર્યામી ભગવાન્ ઈશ્વરરૂપે પ્રકટ થયા. (જન્મ્યા.) એ અદ્ભુત બાલકને વસુદેવે દીઠા. એ બાલકનાં નેત્ર કમળસરખાં હતાં; ભુજા ચાર હતી; શંખ, ગદા અને ચક્રરૂપી આયુધો ધર્યાં હતાં; શ્રીવત્સનું ચિન્હ દેખાતું હતું; કંઠમાં કૌસ્તુભમણિ શોભતો હતો; પીળાં વસ્ત્ર ધર્યાં હતાં; ઘાટા મેઘના સરખી કાંતિ હતી; અમૂલ્ય વૈદૂર્ય મણિથી જડેલાં કિરીટ અને કુંડલોની કાંતિથી અનેક કેશ ઝલકી રહ્યા હતા; અને અતિ ઉત્તમ, કટિમેખલા, બાજુબંધ અને કંકણાદિક શોભી રહ્યાં હતાં. પોતાના પુત્રરૂપે અવતરેલા ભગવાનને જોઈ તેમના અવતારના ઉત્સવના સંભ્રમમાં પડેલા અને વિસ્મયથી જેનાં નેત્ર પ્રફુલ્લિત થઈ ગયાં એવા વસુદેવે તે સમયમાં નાહીને દશ હજાર ગાયોનું દાન કરવાનો મનથી સંકલ્પ કર્યો. પોતાના પુત્ર કે જેમની કાંતિથી સુવાવડનું ઘર સઘળું શોભી રહ્યું હતું તેમને પરમપુરૂષ (વિષ્ણુ) જાણીને તેમના પ્રભાવને જાણતા અને શુદ્ધ બુદ્ધિવાળા વસુદેવે પોતાનું શરીર નમાવી તથા હાથ જોડી નિર્ભય થઇને તેમની નીચેપ્રમાણે સ્તુતિ કરી.

વસુદેવ સ્તુતિ કરેછે.—કેવળ અનુભવ અને આનંદજ જેનું સ્વરૂપ છે એવા, સર્વ બુદ્ધિઓના સાક્ષી અને પ્રકૃતિથી પર પુરૂષ આપ સાક્ષાત્ દેખવામાં આવ્યા છો!! જે પ્રથમ માયાથી ત્રિગુણાત્મક જગતને સૃજીને તેની પછવાડે તેમાં નહિ પેઠા છતાં સદ્રૂપથી પેઠાની પેઠે જણાઓછો તેજ આપ છો. મહત્તત્વ, અહંકાર અને પંચ તન્માત્રા (શબ્દાદિક) કે જેઓ નોખનોખાં પડ્યાં હોય તો વિશેષ કાર્ય કરવાને સમર્થ નથી તેઓ સોળ વિકારો (પંચભૂત અને અગિયાર ઇંદ્રિયો) ની સાથે મળીને બ્રહ્માંડને ઉત્પન્ન કરેછે અને ઉત્પન્ન કર્યા પછી જાણે બ્રહ્માંડમાં પેઠાં હોય એમ જણાયછે પણ વાસ્તવિક રીતે તેઓ પેઠેલાંજ કારણરૂપે હતાં તેથી સૃજેલા કાર્યમાં તેઓનો પાછળથી પ્રવેશ થયો નથી તો આ દૃષ્ટાંતપ્રમાણેજ આપના વિષયમાં પણ સમજવાનું છે. ઇંદ્રિયો કે જેઓના સ્વરૂપનું રૂપાદિકના જ્ઞાન ઉપરથી અનુમાન કરવામાં આવેછે તેઓથી ગ્રહણ કરવામાં આવતા કાર્ય પદાર્થોની સાથેજ કારણસ્વરૂપે આપ રહ્યા છો તોપણ તે ઇંદ્રિયોથી કાર્ય પદાર્થોની સાથે ગ્રહણ કરી શકાતા નથી. સર્વરૂપ, સર્વના આત્મા, વ્યાપક અને પરમાર્થ વસ્તુરૂપ આપ પરિચ્છેદ (માપ) રહિત છો તેથી આપના સ્વરૂપમાં બહાર કે અંદરપણાનો ભેદજ નથી માટે આપનો કાર્યોમાં પ્રવેશ કેમજ ઘટે? દેહાદિક દૃશ્ય પદાર્થો આત્માથી ભિન્ન સત્તા ધરાવ-

નાર છે એમ જે પુરૂષ નિશ્ચય કરે તેને મૂર્ખ જાણવો. કેમ કે દેહાદિકનો વિચાર કરી જોતાં તેનું કેવળ નામમાત્રપણાવિના બીજી રીતે નિરૂપણ થઇ શકતું નથી માટે ખોટા છે, અને ખોટી સિદ્ધ થએલી વસ્તુને સાચાપણાથી જે સ્વીકાર કરે તે મૂર્ખજ કેહેવાય. આપ કે જે નિર્ગુણ હોવાથી ક્રિયારહિત અને ક્રિયારહિત હોવાથી નિર્વિકાર છો તેથીજ આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાયછે એમ કેહેવાયછે. પરબ્રહ્મપણાનેલીધે નિર્વિકાર અને ઈશ્વરપણાનેલીધે કર્ત્તા જે આપ છો તેમનામાં એ વિષયનો કશો વિરોધ નથી. ગુણોજ સૃષ્ટિ આદિ કાર્ય કરેછે પણ તે ગુણોના આશ્રયરૂપ આપ છો તેથી, ચાકરના કામનો જેમ રાજામાં આરોપ કરવામાં આવે તેમ કર્ત્તાપણાનો આપમાં આરોપ કરવામાં આવેછે. તે આપ પોતાની માયાથી ત્રૈલોક્યના રક્ષણના સમયમાં સત્વગુણથી શ્વેત વર્ણ ધરોછો, સૃષ્ટિ કરવાના સમયમાં રજોગુણથી રક્ત વર્ણ ધરોછો અને પ્રલયના સમયમાં તમોગુણથી કૃષ્ણ વર્ણ ધરોછો. હે સર્વેશ્વર! તે આપ આ જગતની રક્ષા કરવાની ઇચ્છાથી મારા ઘરમાં અવતર્યા છો તે, 'રાજા' એવું નામ ધરાવનારા કરોડો દૈત્યોના યૂથપતિએએ ચલાવાતી સેનાઓને મારશો. હે દેવતાઓના ઈશ્વર! આ દુષ્ટ કંસે અમારા ઘરમાં તમારો જન્મ થવાનું ભવિષ્ય સાંભળીને તમારા મોટા ભાઇઓને મારી નાખ્યા છે અને તે હમણાંજ પોતાના માણસોના કેહેવાથી આપનો અવતાર થએલો સાંભળી હથીઆર ઉપાડીને આવતો હશે.

શુકદેવજી કેહેછે.— પછી મહાપુરૂષના લક્ષણવાળા એ પુત્રને જોઇને કંસથી ભય પામેલાં દેવકીજીએ ભગવાનની સ્તુતિ કરી.

દેવકીજી સ્તુતિ કરેછે.— અપ્રકટ, કારણરૂપ, મોટું, ચૈતન્યરૂપ, નિર્ગુણ, નિર્વિકાર, સત્તામાત્ર, વિશેષરહિત અને ક્રિયારહિત જે સ્વરૂપ કેહેવાય છે તેજ આપ બુદ્ધયાદિકને પ્રકાશ આપનારા સાક્ષાત્ વિષ્ણુ છો. કાળના વેગથી બ્રહ્માનાં બે પરાર્દ્ધના અંતમાં લોકનો નાશ થતાં, પંચ મહાભૂત પોતપોતાની તન્માત્રાઓમાં પેશી જતાં અને તન્માત્રાઓ પ્રધાનમાં લય પામતાં પ્રધાનને જાણનારા આપજ એક અવશેષ રહોછો. હે પ્રકૃતિને પ્રવર્ત્તાવનાર! આ મોટો કાળ કે જેના આદિમાં નિમેષ છે અને અંતમાં વર્ષ છે તથા જેની આવૃત્તિથી જગતની આવૃત્તિઓ થાયછે તે કાળ તો આપની લીલારૂપ કેહેવાયછે માટે અભયના સ્થાનરૂપ આપને હું શરણે આવીછું. હે આદિપુરૂષ! મૃત્યુરૂપ સર્પથી બીનેલો લોક ભાગી ભાગીને સઘળા સ્થાનકોમાં જાય તોપણ તેને નિર્ભય સ્થાનક મળતું નથી. પરંતુ કોઈ પ્રકારના ભાગ્યોદયથી આપના ચરણમાં આવે તો નિશ્ચિંતપણાથી સુઈ રહે છે અને મૃત્યુ પણ એથી ભાગી જાયછે. અમે કે જેઓ દુષ્ટ કંસથી ઉદ્વેગ પામેલાં છિયે તેઓની આપ રક્ષા કરો. આપ ભક્ત લોકોનાં ત્રાસને મટાડનાર અને ભક્તોને જાણનાર છો. ધ્યાનના સ્થાનકરૂપ આ ઈશ્વરસ્વરૂપને ચર્મચક્ષુવાળાઓની આગળ પ્રકટ કરશો નહિ. હે વિષ્ણુ! એ પાપી કંસ મારા શરીરથી આપનો જન્મ થયાનું જાણશો નહિ; કેમ કે અધીર ચિત્તવાળી હું આપના કારણનેલીધેજ કંસથી ઉદ્વેગ પામુંછું. હે જગતના આત્મા! શંખ, ચક્ર, ગદા તથા પદ્મની શોભાવાળું અને ચાર ભુજાવાળું આ અલૌકિક રૂપ શમાવો. સૃષ્ટિકાલમાં જે આ જગત્ દેખાય છે તે સઘળાંને પ્રલયકાલમાં વગરસાકડે પોતાના શરીરમાં જે ધારણ કરો છો તે આપ મારા ગર્ભમાં રહ્યા!! એ વાતની લોકો હાંસી કરે એવું છે. માટે આ રૂપ શમાવવું જોઇએ.

ભગવાન્ કેહેછે.— હે સતિ! તમેજ પૂર્વજન્મમાં સ્વાયંભુવ મન્વંતરમાં પૃશ્નિ નામે

હતાં અને ત્યારે આ વસુદેવ, સુતપા નામે નિર્દોષ પ્રજાપતિ હતા. પ્રજાની સૃષ્ટિ કરવાસારૂ બ્રહ્માએ જ્યારે તમને આજ્ઞા કરી ત્યારે તમે બન્ને, ઇંદ્રિયોને નિયમમાં રાખીને મોટું તપ કરવા લાગ્યાં હતાં. વરસાદ, વાયુ, તડકો અને ગરમીરૂપી કાલના ગુણોને સહન કરતાં હતાં. પ્રાણાયામ કરવાથી મનના મેલ મટાડી નાખ્યા હતા. ખરી પડેલાં પાનડાં અને પવનનો આહાર કરી રહેલાં હતાં અને મારી પાસેથી વર મેળવવાની ઇચ્છાનેલીધે શાંત ચિત્તથી મારૂં આરાધન કરતાં હતાં. એપ્રમાણે મારામાં ચિત્ત રાખી તીવ્ર અને અત્યંત દુષ્કર તપ કરતાં તમો બન્નેને દેવતાઓનાં બાર હજાર વર્ષ વીતી ગયાં. ત્યારે તપ, શ્રદ્ધા અને નિરંતર ભક્તિથી હૃદયમાં ધ્યાન કરેલો અને વર દેનારાઓનો અધિપતિ હું પ્રસન્ન થઇને વર દેવાસારૂ આ શરીરથીજ તમારી પાસે પ્રકટ થયો હતો. મેં 'વર માગો' એમ કહેતાં તમોએ મારા જેવો પુત્ર માગ્યો. તમોએ સંસારનાં વિષયસુખ ભોગવ્યાં ન હતાં અને સંતાન પણ થયું ન હતું તેથી માયાના મોહનેલીધે તમોએ મારી પાસેથી મોક્ષ માગ્યો નહિ. મારા જેવો પુત્ર થવાનું વરદાન આપીને હું ગયા પછી તમો બન્ને કે જેઓનો મનોરથ પૂર્ણ થયો તેઓ સંસારસંબંધી સુખ ભોગવવા લાગ્યાં. શીલ, ઉદારતા અને ગુણોથી મારા જેવો બીજો કોઇ નહિ જોવામાં આવતાં 'પૃશ્નિગર્ભ' એવે નામે હુંજ તમારો પુત્ર થયો હતો. પાછાં તમે બે, બીજા અવતારમાં કશ્યપ અને અદિતિ થયાં હતાં ત્યાં પણ 'ઉપેંદ્ર' એવા નામથી હું તમારે ત્યાં અવતર્યો હતો. એ અવતારમાં હું ઠીંગણો હતો તેથી મારૂં 'વામન' એવું નામ પણ કહેવાતું હતું. આ તમારા ત્રીજા અવતારમાં પણ એજ શરીરથી ફરીવાર તમારે ત્યાં અવતર્યોછું. હે સતિ! આ વાત મેં યથાર્થ કહી છે. મારા પૂર્વજન્મના સ્મરણનેમાટે આ રૂપ મેં તમને દેખાડ્યું છે; કેમ કે હું મનુષ્યદેહ દેખાડત તો તમને મારૂં જ્ઞાન થાત નહિ. તમે પુત્રભાવથી અને બ્રહ્મભાવથી પણ મારૂં વારંવાર ચિંતન કરશો અને સ્નેહ રાખશો તેથી હવે તમને મોક્ષની પ્રાપ્તિ થશે.

શુકદેવજી કહેછે.– એટલું કહીને ભગવાન્ ચૂપ થયા અને માતા-પિતા જોતાં છતાં પોતાની માયાથી તુરત પ્રાકૃત બાલક થઇ ગયા. પછી 'જો તમે કંસથી બીતા હો તો મને ગોકુલમાં લઇ જાઓ અને યશોદાની કન્યા કે જે મારી માયારૂપ છે તેને અહીં લાવો' એવી ભગવાનની પ્રેરણાથી વસુદેવે સુવાવડના ઘરમાંથી પુત્રને લઇને જ્યારે બહાર જવાની ઇચ્છા કરી ત્યારે નંદની સ્ત્રી યશોદાએ યોગમાયાને જન્મ આપ્યો. એ યોગમાયાએં દ્વારપાલોનાં સઘળાં જ્ઞાન અને સઘળી વૃત્તિઓ હરી લેતાં અને પુરનાં લોકોને પણ સુવાડી દેતાં વસુદેવ પોતાના હાથમાં ભગવાનને પધરાવીને ચાલ્યા. મથુરાનાં સઘળાં દ્વારો કે જેઓનાં મોટાં કમાડ લોઢાના ખીલાવાળી સાંકળોથી ભીડેલાં અને બહુજ દૃઢ હતાં તેઓ સઘળાં, સૂર્યથી જેમ અંધારૂં ઉઘડી જાય તેમ વસુદેવ આવતાં પોતાની મેળેજ ઉઘડી ગયાં. મંદમંદ ગાજતો વરસાદ વરસવા લાગ્યો અને શેષનાગ ફણાવડે પાણીને નિવાર કરવા પાછળ ચાલવા લાગ્યા. એ સમયમાં વારંવાર મેઘ વરસવાનેલીધે યમુનાજી પૂર હતાં. ગંભીર જલના પ્રવાહના વેગનેલીધે મોજા ઉછળવાનાં ભારે ફીણ તમાં ચડ્યાં હતાં અને જલમાં સૈંકડો ભયંકર ચકરીઓ પડતી હતી તોપણ તે નદીએ, રામચંદ્રજીને જેમ સમુદ્રે માર્ગ આપ્યો હતો તેમ વસુદેવને માર્ગ આપ્યો. વસુદેવે નંદના વ્રજમાં આવી અને ત્યાં સઘળા ગોવાળીઆઓને માયાથી સુતેલા જોઈ યશોદાના શયનમાં પોતાના પુત્રને મુક્યા અને ત્યાંથી યશોદાની દીકરીને લઇને

પાછા પોતાને ઘેર આવ્યા. એ દીકરીને દેવકીના શયનમાં મૂકી પાછી પોતાના પગમાં બેડીઓ પેહેરીને વસુદેવ પ્રથમની પેઠેજ થઈ રહ્યા. નંદની સ્ત્રી યશોદાને, પોતાને કાંઇક બાળક અવતર્યું એટલું જાણવામાં હતું પણ થાકથી અને યોગમાયાએ સ્મૃતિ હરી લેવાથી 'તે પુત્ર છે કે કન્યા છે' એવું જ્ઞાન થયું ન હતું. ૫૩

**यशोदा नंदपत्नी च जातं परमबुध्यत ।**
**न तल्लिंगं परिश्रांता निद्रयाऽपगतस्मृतिः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**बहिरंतःपुरद्वारः सर्वाः पूर्ववदावृताः । ततो बालध्वनिं श्रुत्वा गृहपालाः समुत्थिताः ॥१॥**

શુકદેવજી કેહેછે.—બહારનાં અને અંતઃપુરનાં દ્વાર પૂર્વની પેઠેજ ભીડાઇ ગયાં. પછી બાળકનો શબ્દ સાંભળીને દ્વારપાલો ઉઠયા અને તેઓએ તુરત જઇને દેવકીને પ્રસવ થયાની વાત કંસની પાસે કહી કે જેની કંસ, ઉદ્વેગને લીધે વાટજ જોયા કરતો હતો. 'આ તો મૃત્યુ' એમ વિહ્વલ થએલો કંસ તુરત શયનમાંથી ઉઠીને મોવાળા છુટા મૂકી ઠેશ્યો ખાતો ખાતો સુવાવડીના ઘરમાં આવ્યો. સતી અને રાંક દેવકીએ દયામણી રીતે તે ભાઇને કહ્યું કે—"હે ભલા ભાઈ! આ તારી ભાણેજી દીકરી છે માટે આને તારે મારવી નહિ જોઇએ. હે ભાઈ! તેં દૈવની પ્રેરણાથી મારા અગ્નિ જેવા તેજસ્વી ઘણા પુત્રોને મારી નાખ્યા પણ આં એક દીકરી મને દેવી જોઇએ. હું તારી નાહાની બેન, રાંક, મંદભાગ્યવાળી અને જેના પુત્રો મરી ગયા છે એવી છું તો હે ભાઈ! આ છેલી પ્રજા મને દેવી જોઇએ."

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે દીકરીને છાતી સાથે દાબીને બહુજ રાંકની પેઠે રૂદન કરતી દેવકીએ પ્રાર્થના કરી તોપણ દુષ્ટ કંસે તેને તરછોડીને તેના હાથમાંથી તે કન્યાને આંચકી લીધી. સ્વાર્થથી સ્નેહને ઉખેડી નાખનારા કંસે એ બેનની દીકરી કે જે માત્ર જન્મેલીજ હતી તેને પગ ઝાલીને છીપર ઉપર પછાડી. વિષ્ણુની નાહાની બેન એ દેવી કંસના હાથમાંથી ઉછળીને તુરત આકાશમાં ગઈ ત્યાં સાક્ષાત્ યોગમાયારૂપે જોવામાં આવી. મોટી આઠ ભુજાઓમાં ધનુષ્, ત્રિશૂલ, બાણ, ઢાલ, તરવાર, શંખ, ચક્ર અને ગદા એ આઠ આયુધ ધર્યાં હતાં. સિદ્ધ, ચારણ, ગંધર્વ, અપ્સરા, કિન્નર, અને સર્પો ઘણાં ઘણાં બલિદાન આપીને તેની સ્તુતિ કરતા હતા. એ દેવીએ કંસને કહ્યું કે— 'હે મંદ ! મને મારવાથી શું વળ્યું? તારો પૂર્વનો શત્રુ કે જે તારા પ્રાણ લેનાર છે તે તો બીજા કોઈ સ્થાનકમાં ઉત્પન્ન થઈ ચુકો છે. માટે રાંક પ્રાણીઓને તું વૃથા માર માં.' ભગવતી યોગમાયા તે કંસને એપ્રમાણે કહી પૃથ્વીમાં ઘણાં નામવાળાં સ્થાનકોમાં ઘણાં ઘણાં નામથી રહી. એ દેવીનું બોલવું સાંભળી બહુજ વિસ્મય પામેલા કંસે દેવકી અને વસુદેવને છોડી નમ્રતાથી કહ્યું કે—"હે બેન! હે બનેવી! અહો! બહુજ ભુંડું થયું. રાક્ષસ જેમ પોતાનાં છોકરાંનેજ મારી નાખે તેમ હું પાપીએ તમારા ઘણા પુત્રોને મારી નાખ્યા. હું કે જે નિર્દય, જ્ઞાતિ અને સંબંધિઓનો ત્યાગ કરનાર, ખળ અને બ્રહ્મહત્યા કરનારની પેઠે જીવતાં મુવેલો છું તે કયા લોકને પામીશ? કેવળ માણસોજ ખોટું બોલેછે એમ નથી પણ દેવતાઓ પણ ખોટું બોલેછે કે જેઓના વિશ્વાસથી હું પાપીએ બેનનાં બાળકોને મારી નાખ્યાં. હે મહાભાગ્યશાલી! તમારા પુત્રો કે જેઓએ પોતાનાં પ્રારબ્ધ ભો-

---

* આ ચોથા અધ્યાયનાં ચાંડકાનું વચન સાંભળી બહુજ ભય પામેલા કંસે દુષ્ટ મંત્રિઓની સાથે વિચાર કરીને 'બાલક આદિને મારી નાખવાં' એજ પોતાના હિતરૂપ માન્યું, એ કથા કેહેવામાં આવશે.

ગયાં તેઓનો શોક કરો માં. કેમ કે દૈવાધીન પ્રાણીઓ નિરંતર એક ઠેકાણે સાથે રેહેતાંજ નથી. જેમ પૃથ્વીમાં પૃથ્વીના વિકારરૂપ ઘટાદિક પદાર્થો થાયછે અને પાછા ફૂટી જાયછે તેમાં પૃથ્વી કાંઈ પણ ફેરફાર નહિ પામતાં એવીને એવીજ રેહેછે તેમ દેહ જન્મે છે અને મરીજાયછે તેમાં આત્મા કાંઈ પણ ફેરફાર નહિ પામતાં એકરૂપજ રેહેછે. આપ્રમાણે જે માણસ યથાર્થ સમજતો નથી તેને દેહમાં આત્મબુદ્ધિ થાયછે કે જેથી ભેદ, ભેદનેલીધે પુત્રાદિકના દેહથી યોગ તથા વિયોગ અને તેથી સુખ-દુઃખ ચાલ્યાજ કરેછે. એટલામાટે હે ભલી બેન! તારા પુત્રોને મેં મારીનાખ્યા તોપણ તેઓનો તું શોક રાખીશ માં; કેમ કે સર્વ પ્રાણીઓને પરતંત્રપણાથી પોતાનું કરેલું ભોગવવું પડેછે. જ્યાંસુધી પોતાના સ્વરૂપને નહિ જાણી 'હું મારૂંછું અને હું મરૂંછું' એમ માનેછે ત્યાંસુધી એ દેહાભિમાની અજ્ઞાન માણસ પ્રાયશ્ચિત્તાદિક કરવાનો અધિકારી રેહેછે. દીન ઉપર દયા કરનારા સાધુલોકો મારા અપરાધની ક્ષમા કરજો." એમ કહી રોઈ પડીને કંસે દેવકી તથા વસુદેવના પગ ઝાલ્યા અને યોગમાયાના વચન ઉપર વિશ્વાસ રાખી પોતાનો સ્નેહ દેખાડવા તેઓને બંધનમાંથી છોડ્યાં. એ પસ્તાએલા ભાઈ ઉપર દેવકીએ ક્ષમા કરી અને વસુદેવે પણ વૈર મૂકી હસીને તેને કહ્યું કે–"હે મહાત્મા કંસ! જેમ તું કેહેછે તેમજ છે. પ્રાણિઓને દેહાભિમાનં અજ્ઞાનથીજ થએલ છે કે જેથી આ પોતાનો અને આ પારકો એવી ભેદબુદ્ધિ થાયછે. શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ અને મદવાળા દેહાભિમાની લોકો 'ઈશ્વરજ પદાર્થોનો પદાર્થોથી પરસ્પર નાશ કરેછે' એ વાતને જાણતા નથી અને પોતામાંજ હણનાર અને હણાએલપણું માને છે." એ પ્રમાણે પ્રસન્ન થએલાં દેવકી અને વસુદેવે શુદ્ધ અંતઃકરણથી બોલાવેલો કંસ તેઓની આજ્ઞા લઇને પોતાના ઘરમાં ગયો. એ રાત્રિ વીતી ગયા પછી કંસે મંત્રિઓને બોલાવીને તેઓને, યોગમાયાએ કહેલી સઘળી વાત કહી સંભળાવી. પોતાના સ્વામી કંસનું બોલવું સાંભળીને તેના મંત્રિ દૈત્યો કે જેઓ દેવતાઓના શત્રુ, દેવતાઓ ઉપર ક્રોધ કરનારા અને લાંબા વિચાર વગરના હતા તેઓએ કંસને કહ્યું કે–"હે યાદવોના ઇંદ્ર! જો એમ હોય તો પુર, ગામડાં અને વ્રજાદિકમાં દશ દિવસની અંદરનાં અને દશ દિવસ ઉપરાંતનાં જે જે બાલકો જન્મેલાં હશે તેઓને આજજ અમે મારી નાખશું. દેવતાઓ કે જેઓ યુદ્ધમાં બીકણ અને તમારા ધનુષની દોરીના શબ્દથી નિરંતર ઉદ્વેગ પામ્યા કરેછે તેઓ ઉદ્યમથી શું કરનાર છે? તમે બાણ ફેંકો છો ત્યારે તમારાં બાણોથી ચારેકોર માર્યા જતા દેવતાઓ જીવવાની ઇચ્છાથી યુદ્ધ મૂકીને ભાગી જાયછે. કેટલાએક દેવતાઓ હથીઆર મૂકી દઇને રાંકપણાથી હાથ જોડી ઉભેછે અને કેટલાએક તો પોતાની કાછડીઓ અને ચોટલીઓ છુટી જતાં 'બીના છિયે બીના છિયે' એમ બોલવા લાગેછે. જેઓ શસ્ત્ર અસ્ત્રને ભૂલી ગયા હોય, રથ વગરના હોય, ભયથી ઘેરાએલા હોય, બીજાઓની સાથે યુદ્ધ કરતા હોય તથા જેઓનાં ધનુષ્ ભાંગી પડ્યાં હોય અને યુદ્ધ ન કરતા હોય તેઓને તમે મારતા નથી. નિર્ભય સ્થાનકમાં શૂરવીર અને યુદ્ધ ન હોય ત્યાં બડાઈ હાંકનારા દેવતાઓથી, ગુપ્ત રેહેનાર વિષ્ણુથી, વનવાસી શિવથી, અલ્પ પરાક્રમવાળા ઇંદ્રથી કે તપ કર્યા કરતા બ્રહ્માથી આપણને શું થવાનું છે? તોપણ અમે ધારીયે છિયે કે શત્રુપણાનેલીધે દેવતાઓની ઉપેક્ષા નહિ કરવી જોઇએ. એટલામાટે અમે કે જેઓ તમારા સેવક છિયે તેઓને દેવતાઓનું મૂળ ખોદી નાખવાની આજ્ઞા કરો. જેમ શરીરમાં થએલા રોગની ઉપેક્ષા કરતાં તે જામી જાય તો પછી મનુષ્યોથી

તેનો ઉપાય થઈ શકતો નથી અને જેમ ઇંદ્રિયવર્ગને છૂટ મૂકી દીધો હોય તો પછી તેનો નિગ્રહ થઈ શકતો નથી તેમ શત્રુ પણ બળ બંધાઇને વધી જાય તો પછી તેને ચલાયમાન કરી શકાતો નથી. દેવતાઓનું મૂળ વિષ્ણુ છે અને વિષ્ણુ જ્યાં સનાતન ધર્મ હોય ત્યાં રેહેછે. એ ધર્મનું મૂળ વેદ, ગાય, બ્રાહ્મણો, તપ, યજ્ઞ અને દક્ષિણાઓ છે. માટે હે રાજા! સઘળા ઉપાયો કરીને વેદિયા, તપસ્વી અને યજ્ઞ કરનારા બ્રાહ્મણોને તથા યજ્ઞમાં ઉપયોગી થાય એવાં ઘીદૂધ આદિ આપનારી ગાયોને અમે મારી નાખશું. બ્રાહ્મણ, ગાયો, વેદ, તપ, સત્ય, ઇંદ્રિયોનો નિગ્રહ, મનની શાંતિ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા, (દુઃખને સહન કરવાં) અને યજ્ઞો વિષ્ણુના શરીરરૂપ છે. એ વિષ્ણુજ સઘળા દેવતાઓનો સ્વામી, દૈત્યોનો શત્રુ અને ગુપ્ત રેહેનાર છે. બ્રહ્મા અને સદાશિવ સહિત સર્વ દેવતાઓનું મૂળ પણ એજ છે. માટે ઋષિઓને મારવા એજ વિષ્ણુના વધનો ઉપાય છે." (શુકદેવજી કેહેછે) કાલપાશથી ઘેરાએલા અને દુષ્ટ બુદ્ધિવાળા અસુર કંસે એપ્રમાણે દુષ્ટ મંત્રિઓની સાથે વિચાર કરીને બ્રાહ્મણોની હિંસાને પોતાના હિતરૂપ માની ઇચ્છામાં આવે તેવાં રૂપ ધરનારા અને પરાયાનો નાશજ જેઓને વહાલો હતો એવા દૈત્યોને સર્વ દિશાઓમાં સાધુ લોકોનો નાશ કરી નાખવાની આજ્ઞા કરી કંસ પોતાના ઘરમાં ગયો. રજોગુણી સ્વભાવવાળા, તમોગુણથી મૂઢ બુદ્ધિવાળા અને જેઓનું મોત સમીપમાં આવ્યું હતું એવા એ દૈત્યો સત્પુરૂષોનો દ્વેષ કરવા લાગ્યા. મહાત્મા લોકોનો અપરાધ કરવાથી પુરૂષનાં આયુષ્ય, લક્ષ્મી, યશ, ધર્મ, શુભલોક, સુખ અને સર્વ પ્રકારના કલ્યાણોનો નાશ થાયછે.

**आयुः श्रियं यशो धर्मं लोकानाशिष एव च । हंति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः ॥ ४९ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**नंदस्त्वात्मज उत्पन्ने जाताल्हादो महामनाः । आहूय विप्रान् दैवज्ञान् स्नातः शुचिरलंकृतः ॥**

શુકદેવજી કેહેછે.—પુત્રનો જન્મ થવાથી આનંદ પામેલા ઉદાર મનના નંદરાયે તો નાહિ, પવિત્ર થઈ, શણગાર ધરી ભવિષ્યવેત્તા બ્રાહ્મણોને બોલાવી પુત્રનું સ્વસ્તિવાચન કરાવીને જાતકર્મસંસ્કાર કરાવ્યો અને પિતૃ તથા દેવતાઓનું પૂજન કરાવ્યું. બ્રાહ્મણોને શણગારેલી બે લાખ ગાયો અને રત્નસમૂહ તથા સોનેરી વસ્ત્રોથી વીંટેલા સાત તિલપર્વતો આપ્યા. "પૃથ્વી આદિ પદાર્થ કાલથી પવિત્ર થાયછે, દેહાદિક સ્નાનથી પવિત્ર થાયછે, અપવિત્ર પદાર્થથી જેને લેપ થયો હોય તે ધોવાથી પવિત્ર થાયછે, ગર્ભાદિક સંસ્કારોથી પવિત્ર થાયછે, ઇંદ્રિયાદિક તપથી પવિત્ર થાયછે, બ્રાહ્મણાદિક યજન કરવાથી પવિત્ર થાયછે, ધન દાનથી પવિત્ર થાયછે, મન સંતોષથી પવિત્ર થાયછે અને આત્મા બ્રહ્મવિદ્યાથી પવિત્ર થાયછે." બ્રાહ્મણો, સૂત, માગધ અને બંદિજનો આશિર્વાદનાં વચન બોલવા લાગ્યા, ગવૈયાઓ ગાવા લાગ્યા અને ભેરી તથા દુંદુભિઓ વારંવાર વાગવા લાગ્યાં. વ્રજમાં દ્વાર, આંગણાં અને ઘરોના અંદરના ભાગો સ્વચ્છ કરવામાં આવ્યા અને તેઓમાં જળ છાંટી દીધાં. વિચિત્ર ધ્વજોમાં પતાકાઓની હારો લગાવવામાં આવી. વસ્ત્રો અને પાનડાનાં તોરણોની ભારે શોભા થઈ. યશોદાને પુત્ર આવ્યો સાંભળી રાજી થએલી ગોપીઓ વસ્ત્ર,

* આ પાંચમા અધ્યાયમાં નંદજી પુત્રનું જાતકર્મ અને મોટો ઉત્સવ કરી પછી મથુરાં જઇને વસુદેવને મળવાનો આનંદ પામ્યા, એ વાત કેહેવામાં આવશે.

આભૂષણુ અને અંજન આદિથી પોતાનાં શરીરને શણગારવા લાગી. નવીન કેસર લગાવવાથી શોભીતાં મુખવાળી, મોટા નિતંબવાળી અને હલતાં સ્તનવાળી ગોપીઓ ભેટો લઇને ઉતાવળથી નંદરાયને ઘેર જવા લાગી. ગોપીઓ કે જેઓએ કાનમાં સ્વચ્છ મણિનાં કુંડલ પેહેર્યાં હતાં, કંઠમાં પદક ધર્યાં હતાં, હાથમાં કંકણ પેહેર્યાં હતાં, શરીરમાં વિચિત્ર વસ્ત્ર પેહેર્યાં હતાં અને જેઓના ચોટલામાંથી માર્ગમાં ફુલની વૃષ્ટિ પડતી હતી તેઓ નંદરાયને ઘેર જતાં હલતાં કુંડલ, સ્તન અને હારની શોભાથી બહુજ દીપતી હતી. 'ઘણા કાલસુધી રક્ષા કરજે' એમ બાલકને આશિર્વાદ દેતી અને હળદરનાં ચૂર્ણ તથા તૈલવાળાં પાણીથી લોકોને ભીજાવતી તે ગોપીઓ ગીત ગાતી હતી. જગતના નાથ શ્રીકૃષ્ણ ભગવાન્ વ્રજમાં પધારતાં એ મહોત્સવમાં વિચિત્ર વાજાં વાગતાં હતાં. રાજી થએલા અને એક બીજા ઉપર ઘી, દૂધ અને જળ રેડતા તથા માંખણનું લેપન કરતા ગોવાળિયાઓ એક બીજા ઉપર દહિ નાખંવા લાગ્યા. ઉદાર મનના નંદરાયે સૂત, માગધ, બંદિજનો અને બીજા પણ જેઓ વિદ્યોપજીવી હતા તેઓને વસ્ત્ર, અલંકાર, ગાયો અને ધન આપ્યાં. મોટા મનવાળા નંદરાયે વિષ્ણુના આરાધનનેમાટે અને પોતાના પુત્રના કલ્યાણસારૂ યથાયોગ્ય રીતે ઘણા ઘણા પદાર્થોથી સહુની પૂજા કરી. નંદરાયે માન આપેલાં મહાભાગ્યશાળી રોહિણી (બલભદ્રની મા) દિવ્ય વસ્ત્ર, માળા અને કંઠનાં આભૂષણોથી શણગારીને એ મહોત્સવમાં ફરતાં હતાં. ત્યાંથી માંડીને ભગવાનના નિવાસથી થએલા પોતાના અસાધારણ ગુણોથી નંદરાયનું ગોકુલ સઘળી સમૃદ્ધિવાળું અને લક્ષ્મીજીને રમવાના સ્થાનકરૂપ થયું. પછી હે પરીક્ષિત રાજા! ગોકુલની રક્ષા કરવાની ગોવાળીઆઓને ભળામણ આપી નંદરાય કંસને વર્ષનો કર દેવા સારૂ મથુરામાં ગયા. પોતાના પરમમિત્ર નંદરાયને આવેલા અને કંસને કર આપી રહેલા જાણી વસુદેવ તેમને ઉતારે ગયા. પ્રાણને આવ્યા જોઈ જેમ દેહ ઉભો થાય તેમ વસુદેવને આવ્યા જોઈ તુરત ઉભા થઈને પ્રેમથી વિહ્વલ થએલા નંદરાયે પ્રીતિથી એ બહુજ પ્યારા મિત્ર વસુદેવનું હાથવતે આલિંગન કર્યું. પૂજેલા, સારી રીતે બેઠેલા અને જેનું મન પોતાના પુત્રોમાં લાગી રહ્યું હતું એવા વસુદેવે આદરભાવથી આરોગ્ય પૂછી આપ્રમાણે કહ્યું કે—'હે ભાઈ! વૃદ્ધ, પ્રજારહિત, અને પ્રજાની આશા પણ જેણે છોડી દીધી હતી એવા તમને હમણાં પ્રજા આવી એ ઘણું સારૂં થયું. આ સંસારરૂપી ચક્રમાં ફર્યા કરતા તમે આજ ફરીવાર જન્મેલાજેવા જોવામાં આવ્યા એ ઘણું સારૂં થયું; કેમ કે પ્રિયનું દર્શન દુર્લભ છે. પાણીના પ્રવાહથી તણાતાં જતાં ખડ અને કાષ્ઠ આદિની સ્થિતિ જેમ એકઠેકાણે રેહેતી નથી તેમ વિચિત્ર પ્રારબ્ધવાળાં સંબંધિઓનો પ્રિય સહવાસ પણ એકઠેકાણે રેહેતો નથી. જેમાં[1] તમે હમણાં સંબંધીઓથી વીટળાઈને રહ્યા છો તે મોટું વન પશુઓને હિતકારી, રોગરહિત અને જળ, ખડ તથા લતાઓની ઘણી સંપત્તિવાળું છે? હે ભાઈ! મારો પુત્ર કે જે તેની માની સાથે તમારા વ્રજમાં રહ્યોછે અને તમનેજ પિતા કરી માનેછે તેને તમોએ સારી પેઠે રાખ્યોછે? પુરૂષના ધર્મ, અર્થ અને કામ જો પોતાના સંબંધીઓને ઉપયોગી થાય તો તે સફલ કેહેવાય અને સંબંધીઓ ક્લેશ પામતાં હોય તો તે ધર્માદિક કશા ઉપયોગના નથી.'

નંદરાય કેહેછે.—અહો! દેવકીથી થએલા તમારા ઘણા પુત્રો કંસે મારી નાખ્યા અને એક સહુથી નાહાની દીકરી રહી હતી તે

---

૧ મારા પુત્રને દૂધ આદિ પદાર્થ સારા મળે છે? એમ કેહેવાની ઇચ્છાથી વસુદેવ પ્રકારાંતરે પૂછે છે.

પણ સ્વર્ગે ગઈ!! માણસોની નિષ્ઠા અવશ્ય અદૃષ્ટ ઉપરજ છે. (પુત્રાદિકના સુખને આપનારૂં અદૃષ્ટ જ્યારે મટી જાય ત્યારેજ પુત્રાદિક નાશ પામેછે.) અદૃષ્ટજ સહુથી મોટું છે. (પુત્રાદિક નોખા પડી ગયા હોય તોપણ અદૃષ્ટજ તેઓને પાછા મેળવી આપેછે.) એવી રીતે પોતાના સુખ-દુઃખનું કારણ અદૃષ્ટજ છે એમ જે સમજે તે કોઈ રીતે મુઝાય નહિ.

વસુદેવ કેહેછે.—તમે પ્રતિવર્ષ દેવાનો કર રાજાને આપી રહ્યા છો અને અમારી સાથે પણ મળી ચુકા. માટે હવે તમારે અહીં ઘણા દિવસસુધી રેહેવું યોગ્ય નથી, કેમ કે ગોકુલમાં ઉત્પાત થતા હશે એમ ધારૂંછું.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે વસુદેવનું વચન સાંભળી નંદાદિક ગોવાળીઆઓ બળદનાં ગાડાં જોડી વસુદેવની આજ્ઞા લઈ ગોકુલમાં ગયા.

**इति नंदादयो गोपाः प्रोक्तास्ते शौरिणा ययुः । अनोभिरनडुद्युक्तैस्तमनुज्ञाप्य गोकुलम् ॥३२॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच ॥***

**नंदः पथि वचः शौरेर्नमृषेति विचिंतयन् । हरिं जगाम शरणमुत्पातागमशंकितः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—વસુદેવનું વચન ખોટું ન હોય એમ માર્ગમાં વિચાર કરતા અને ઉત્પાત થવાની શંકા રાખતા નંદરાય ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા. કંસે મોકલેલી અને બાલકોને મારનારી પૂતના પુર, ગામડાં અને વ્રજાદિકમાં બાલકોને મારતી મારતી ફરતી હતી. ભગવદ્ગુણનાં શ્રવણ-મનનાદિક કે જે રાક્ષસોને હણનાર છે તેઓ જ્યાં ન હોય તે સ્થલમાં રાક્ષસીઓ પોતાનું કામ કરી શકે છે. આકાશમાં ફરનારી અને યથેષ્ટ રીતે ચાલનારી તે પૂતના એક દિવસે નંદરાયના વ્રજમાં આવીને માયાથી પોતાના શરીરનો કોઈ ઉત્તમ સ્ત્રી જેવો વેષ બનાવી અંદર પેઠી. એના ચોટલામાં મલ્લિકાનાં ફૂલ ગુંથેલાં હતાં. મોટા નિતંબ અને સ્તનના ભારથી કેડ લચકી જતી હતી. વસ્ત્ર ઉત્તમ પેહેર્યાં હતાં. હાલતાં કુંડલોની કાંતિનેલીધે ઝળકતા કેશોથી મોઢું શોભી રહ્યું હતું. સુંદર મંદહાસ્યથી અને નેત્રની અણીવતે જોવાથી ગોવાળીઆઓનાં મન હરાઈ ગયાં તેથી કોઈ ગોવાળીઆઓએ તેને અટકાવી નહિ અને હાથમાં કમલ હોવાથી તે ભગવાનને જોવા દેહ ધરીને આવેલી લક્ષ્મી જેવી લાગતી હતી તેથી ગોપીઓ પણ ચૂપ થઈ ગઇ. છોકરાંઓને શોધતી આવતી એ બાલગ્રહરૂપ પૂતનાએ યદૃચ્છાથી નંદરાયના ઘરમાં બાલક કે જે પોતાનું સ્વાભાવિક મોટું તેજ ગુપ્ત હોવાથી રાખમાં ભારેલા અગ્નિની ઉપમા ધરાવનાર અને દુષ્ટ પ્રાણિઓના કાલરૂપ છે તેને જોયા. સ્થાવર જંગમોના આત્મારૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ તેને બાલકોને મારનારી પૂતના જાણીને નેત્ર વીચીગયા. પછી મૂર્ખ માણસ જેમ શીંદરી સમજીને સુતેલા સર્પને લઈ લે તેમ તે પૂતનાએ પોતાના કાલરૂપ ભગવાનને પોતાના ખોળામાં લીધા. કોશ (મ્યાન) થી ઢાંકેલી તરવારની પેઠે ઉપરથી કોમળ અને અંદર બહુજ તીક્ષ્ણતાવાળી એ ભુંડાં કામ કરનારી પૂતનાને ઘરની અંદર આવેલી જોઇ તથા તેને ઉત્તમ સ્ત્રી જાણીને રોહિણી અને યશોદા કે જેઓ તેની કાંતિથી મોહપામી ગઇ હતી તેઓ તો કેવળ ઉભીને જોયા કરતી હતી. તે સ્થલમાં દુષ્ટ પૂતનાએ બાલક શ્રીકૃષ્ણ

---

* આ છઠ્ઠા અધ્યાયમાં વસુદેવના વચન ઉપરથી વ્રજમાં જતા નંદરાય માર્ગમાં મુવેલી રાક્ષસીને જોઈ અને તેના મરણની વાત સાંભળી વિસ્મય પામ્યા, એ કથા કેહેવામાં આવશે.

ભગવાનને ખોળામાં લઈ તેમના મોઢામાં ભયંકર અને ન પચે એવા ઝેરથી ભરેલું પોતાનું સ્તન દીધું. ક્રોધવાળા ભગવાન્ એ સ્તનને બે હાથવતે બહુજ દબાવીને તે પૂતનાના પ્રાણની સાથે પીવા લાગ્યા. સર્વ મર્મસ્થલમાં પીડાતી પૂતના 'મુકીદે મુકીદે, હવે હાંઉ' એમ બોલવા લાગી. આંખો ફાટીગઈ. શરીરમાં પસીનો વળીગયો. વારંવાર હાથ અને પગ પછાડતાં રોવા લાગી. અત્યંત ગંભીર વેગવાળા તે પૂતનાના શબ્દથી પર્વતોસહિત પૃથ્વી અને ગ્રહોસહિત આકાશ ચલાયમાન થઈ ગયાં. પાતાળ અને દિશાઓમાંથી પરછંદા ઉછળ્યા અને વજ્ર પડવાની શંકાથી મનુષ્યો ધરતીપર પડી ગયાં. એપ્રમાણે સ્તનમાં વ્યથા થતાં મરણસમયે પોતાનું પ્રથમનું રૂપ ધરીને એ રાક્ષસી, વજ્રથી મરણ પામેલા વૃત્રાસુરની પેઠે વ્રજમાં પડી. મરણ પામેલી એ રાક્ષસીનું મોઢું ફાટું રહ્યું હતું. કેશ છુટી ગયા અને પગ તથા હાથ લાંબા થઇ ગયા હતા. હે પરીક્ષિત રાજા! એ પૂતનાના દેહે પડતાં પડતાં છ ગાઉની અંદરના વૃક્ષોનો ભૂકો કરી નાખ્યો એ મોટું અદ્ભુત થયું. એ ભયંકર પૂતનાના મોઢામાં હળના જેવી લાંબી અને ઉગ્ર દાઢો હતી. નાક પર્વતની ગુફા જેવું હતું. સ્તન પર્વતમાંથી પડેલા મોટા પથરા જેવડાં હતાં. કેશ વીખાએલા અને રાતા હતા. આંખો અંધારા કુવા જેવી ઉંડી હતી. નિતંબ નદીના કાંઠા જેવા ભયંકર હતા. હાથ, સાથળ અને પગ જાણે સડક બાંધી હોય એવા હતા. પેટ પાણી વગરના ધ્રો જેવું હતું. ગોવાળીઆ અને ગોપીઓ કે જેઓનાં હૃદય, કાન અને માથાં પ્રથમજ તેના શબ્દથી ફૂટી ગયા જેવાં થઇ ગયાં હતાં તેઓ પછી તે પૂતનાના શરીરને જોઇ ત્રાસ પામ્યાં. ગોપીઓએ ઘણા સંભ્રમથી તુરત આવીને બાલક ભગવાન્ કે જે તેની છાતી ઉપર નિર્ભયરીતે રમતા હતા તેમને તેડી લીધા. યશોદા અને રોહિણીની સાથે તે સઘળી ગોપીઓએ તે બાલક ઉપર ગાયનાં પુછડાં ફેરવવા આદિ ક્રિયાઓથી સારીરીતે રક્ષા કરી. બાલકને ગોમૂત્રથી, ગાયની રજથી અને ગાયના છાણથી નવરાવી તેનાં બાર અંગોમાં ભગવાનનાં નામોથી રક્ષા કરી. પછી કાંઈક ધારણા મળતાં ગોપીઓએ આચમન લઇને પોતાના શરીરમાં પ્રથમ અંગન્યાસ તથા કરન્યાસ ભિન્ન ભિન્ન કરીને પછી બાલકના અંગમાં પણ બીજન્યાસ કર્યો. "અજ ભગવાન્ તારા પગની, અણિમાન્ તારા ગોઠણની, યજ્ઞ સાથળની, અચ્યુત કટિની, હયગ્રીવ પેટની, કેશવ હૃદયની, ઈશ તારા વક્ષસ્થલની, ઇંદ્ર કંઠની, વિષ્ણુ ભુજની, ઉરૂક્રમ મુખની અને ઈશ્વર મસ્તકની રક્ષા કરજો; ચક્રધરનારા ભગવાન્ તારી આગળ રેહેજો; ગદા ધરનારા ભગવાન્ તારી પાછળ રેહેજો; ધનુષ્ ધરનારા મધુહા ભગવાન્ અને ખડ્ગ ધરનારા અજન ભગવાન્ તારા બે પડખામાં રેહેજો; શંખ ધરનારા ઉરૂગાય ભગવાન્ તારા ચારે ખુણામાં રેહેજો; ઉપેંદ્ર ભગવાન્ ઉપર રેહેજો; તાર્ક્ષ્ય ભગવાન્ નીચે રહેજો; હલધર ભગવાન્ સઘળી કોર રેહેજો; પૃશ્નિગર્ભ ભગવાન્ તારી બુદ્ધિની અને પર ભગવાન્ તારા અહંકારની રક્ષા કરજો. રમતાં ગોવિંદ ભગવાન્, સુતાં માધવ ભગવાન્, ચાલતાં વૈકુંઠ ભગવાન્, બેસતાં લક્ષ્મીના પતિ, અને જમતાં યજ્ઞભોક્તા ભગવાન્ તારી રક્ષા કરજો કે જે સર્વ ગ્રહોને ત્રાસ ઉપજાવે એવા છે. ડાકણો, રાક્ષસીઓ, કૂષ્માંડ, બાલગ્રહ, ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ, વિનાયક, કોટરા, રેવતી, અલક્ષ્મી, પૂતના, માતૃકાદિક, ઉન્માદ, અપસ્માર અને બીજા પણ જેઓ દેહ, પ્રાણ તથા ઇંદ્રિયોનો દ્રોહ કરનારા છે તેઓ સઘળા નાશ પામજો. સ્વપ્નમાં દેખેલા મોટા ઉત્પાત અને વૃદ્ધ તથા બાલકના ગ્રહો કે જેઓ વિષ્ણુનું નામ લેવાથી બીએછે તેઓ

સઘળા તારી પાસેથી જતા રેહેજો." એ પ્રમાણે સ્નેહથી બંધાએલી ગોપીઓએ જેની રક્ષા કરી એવા પુત્રને યશોદાએ સ્તન ધવરાવીને સુવાડ્યા. તેટલામાં મથુરાંથી વ્રજમાં આવેલા નંદાદિક ગોવાળીઆઓ પૂતનાના શબને જોઇને બહુજ વિસ્મય પામ્યા અને કેહેવા લાગ્યા કે–'વસુદેવ તે અવશ્ય ઋષિ કે યોગેશ્વર જન્મેલછે; કેમકે તેમણે જેવું કહ્યું હતું તેવોજ ઉત્પાત જોવામાં આવ્યો.' પછી તે ગોવાળીઆઓએ પૂતનાના શરીરને કુવાડાઓથી કાપી સઘળા અવયવોને દૂર ફેંકી નાખી બાકીના ભાગને લાકડાંઓમાં નાખીને બાળી નાખ્યો. ભગવાને ઉપભોગ લેવાનેલીધે જેનાં પાપ તુરત નાશ પામી ગયાં એવો એ પૂતનાનો દેહ બળતાં તેમાંથી અગરૂના જેવો સુગંધી ધુમાડો નીકળ્યો. લોકોના બાલકોને હણનારી અને રૂધિરનું ભક્ષણ કરનારી પૂતના મારી નાખવાની ઇચ્છાથી પણ ભગવાનને ધવરાવીને મુક્તિ પામી ગઇ ત્યારે શ્રદ્ધાથી અને ભક્તિથી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રિયવસ્તુનું અર્પણ કરનારો માણસ મોક્ષ પામે તેમાં તો શુંજ કેહેવું? ગાયો કે જેઓ વત્સાહરણની લીલામાં ભગવાનની માતાઓ થઈ હતી તેઓ પણ મુક્તિ પામીછે. ભક્તોના હૃદયમાં રેહેનાર અને લોકવંદિત દેવતાઓએ પણ વંદન કરવા યોગ્ય ચરણથી જેના અંગને દબાવીને ભગવાને સ્તનપાન કર્યું તે રાક્ષસી પૂતના પણ, તેમની માને યોગ્ય ગતિને પામી ગઈ ત્યારે ગાયો અને ગોપીઓ કે જેઓના સ્તનના દૂધને ભગવાન્ પીતા હતા તેઓને સદ્‌ગતિની પ્રાપ્તિ થાય તેમાં તો શુંજ કેહેવું? પુત્રના સ્નેહનેલીધે પાનો આવતાં બહુજ ઝરતાં જેઓનાં દૂધને દેવકીના પુત્ર અને મોક્ષાદિક સર્વ પુરૂષાર્થ આપનારા ભગવાને પીધાં તે માતાઓ કે જેઓ નિરંતર ભગવાનમાં પુત્રદૃષ્ટિ રાખતી હતી તેઓને અજ્ઞાનથી થતો સંસારનો ફેરો બીજીવાર થવો નજ સંભવે. શબના ધુમાડાના સુગંધને સુંઘી 'આ શું અને શાથી થયું?' એમ બોલતા નંદાદિક વ્રજવાસીઓ વ્રજમાં આવ્યા. તેઓ વ્રજમાં ગોવાળીઆઓના કેહેવાથી પૂતનાનું આવવું ઇત્યાદિક, તેનું મરણ અને તેથી બાલકનું કુશલ રેહેવું સાંભળીને બહુજ વિસ્મય પામ્યા. હે રાજા! ઉદારબુદ્ધિવાળા નંદરાય, જાણે મરીજઇને પાછા આવેલ હોય એવા પોતાના પુત્રને તેડી તેનું માથું સુંઘી પરમ આનંદ પામ્યા. જે માણસ, શ્રીકૃષ્ણનાં પૂતનાને મોક્ષ આપવારૂપ આ અદ્‌ભુત બાલચરિત્રને શ્રદ્ધાથી સાંભળે તેને ભગવાનમાં પ્રીતિ પ્રાપ્ત થાય. ૪૪

**य एतत्पूतनामोक्षं कृष्णस्यार्भकमद्भुतं । शृणुयाच्छ्रद्धया मर्त्यो गोविंदे लभते रतिम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

**येन येनावतारेण भगवान् हरिरीश्वरः । करोति कर्णरम्याणि मनोज्ञानि च नः प्रभो ॥**

પરીક્ષિત રાજા કેહેછે.—જોકે ઈશ્વિર ભગવાન્ જે જે અવતારથી જે જે ચરિત્ર કરેછે તે સઘળાં અમારા કાનને અને મનને ગમે છે તોપણ અમારા ઉપર આપની કૃપા હોય તો જે સાંભળવાથી પુરૂષને મનની ગ્લાનિ તથા અનેક પ્રકારની તૃષ્ણા મટી જાય અને થોડા કાળમાં અંતઃકરણ શુદ્ધ થાય, ભગવાનમાં પ્રીતિ થાય અને વૈષ્ણવજનસાથે મૈત્રી થાય તેજ મનોહર ચરિત્ર કહો. હવે મનુષ્યદેહ ધરીને મનુષ્ય જાતિને અનુસરનારા શ્રીકૃષ્ણ ભગવાનનું બીજું પણ અદ્‌ભુત બાલચરિત્ર કહો.

* આ સાતમા અધ્યાયમાં ભગવાને ગાડાને ઉચું ફેંક્યું, તૃણાવર્ત્તને નીચે નાખ્યો અને મુખમાં બ્રહ્માંડ દેખાડ્યું, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.—કોઈ દિવસે ભગવાન્ પડખું ફેરવવા શીખ્યા તેના ઉત્સવનો અભિષેક કરવાનો હતો અને તેજ દિવસે ભગવાનનાં જન્મનક્ષત્રનો પણ યોગ હતો તેથી એ મોટા સમારંભમાં મળેલી સ્ત્રીઓની વચમાં યશોદાએ વાજાં, ગીત, અને બ્રાહ્મણોના મંત્ર સહિત સ્વસ્તિવાચનથી પોતાના પુત્રનો અભિષેક કર્યો. ભગવાનને નવરાવ્યા અને અન્નાદિક, વસ્ત્ર, માળાઓ, પ્રિય વસ્તુ તથા ગાયો આપીને પૂજેલા બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. પછી ભગવાનની આંખોમાં નિદ્રા આવતી જણાતાં તેમને યશોદાએ ધીરેથી એક ગાડાની નીચે ઝોળીમાં પોઢાડ્યા. ઉત્સવસંબંધી ઉત્સાહમાંજ યશોદાનું મન લાગી રહ્યું હતું અને તેથી તે, એ ઉત્સવમાં આવેલાં વ્રજવાસીઓનું સન્માન કરતાં હતાં તેથી તેમણે પુત્રનું રોવું સાંભળ્યું નહિ અને ભગવાને ધાવવાની ઈચ્છાથી રોતાં રોતાં પોતાના પગ ઊંચા કર્યા. નીચે સુતેલા બાલકના નાહાના અને કુપળિયાં સરખા કુણા પગ વાગવાથી ગાડું ઊંધું પડીગયું. અનેક પ્રકારના રસોથી ભરેલાં કાંસા આદિ ધાતુઓનાં પાત્ર કે જે એ ગાડા ઉપર હતાં તે ભાંગી પડ્યાં અને પઇડાં, ધરી, તથા ધોસરૂં પણ વીખાઇ જઇને ઊંધાં પડ્યાં. પડખું ફેરવવાના ઉત્સવમાં મળેલી યશોદા આદિ સ્ત્રિયો અને નંદાદિક ગોવાળીઆઓ એ અદ્ભુત વાત જોઇને વ્યાકુલ થઈ ગયા અને કેહેવા લાગ્યા કે—'ગાડું પોતાની મેળે કેમ ઊંધું પડ્યું?' જેઓને નિશ્ચય થયો નહિ એવા ગોવાળીઆ અને ગોપીઓને છોકરાઓએ કહ્યું કે—'આ બાલકે રોતાં રોતાં પોતાના પગથી ઊંધું નાખ્યુંછે એમાં કશો સંશય નથી.' પરંતુ ગોવાળીઆઓએ છોકરવાદમાં ગણીને તેઓની વાત સાચી માની નહિ; કેમ કે એ બાલકના અપાર બલનું તેઓને જ્ઞાન ન હતું. યશોદાએ ઝોડની શંકાથી એ રૂદન કરતા પુત્રને તેડી લઇને બ્રાહ્મણોપાસે વેદમંત્રથી સ્વસ્તિવાચન કરાવ્યું અને પછી સ્તન ધવરાવ્યું. બલવાન્ ગોવાળીઆઓએ સરસામાન સહિત એ ગાડાને પાછું આગળની પેઠેજ સ્થાપ્યું અને બ્રાહ્મણોએ ગ્રહાદિકના હોમ કરીને દહિ, અક્ષત, દર્ભ તથા જલથી પૂજન કર્યું 'જેઓ અસૂયા (ગુણમાં દોષ પ્રકટ કરવા), ખોટું ભાષણ, દંભ, ઈર્ષ્યા, હિંસા અને અભિમાનથી રહિત તથા સત્ય સ્વભાવવાળા હોય છે તેઓએ આપેલા આશિર્વાદ વ્યર્થ થાયજ નહિ' એમ ધારી સાવધાન મનવાળા નંદરાયે ઉત્તમ બ્રાહ્મણોની પાસે સામવેદ, ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રોથી સંસ્કાર પમાડેલાં અને પવિત્ર ઔષધિવાળાં જલથી પુત્રનો અભિષેક તથા સ્વસ્તિવાચન કરાવ્યાં. પછી અગ્નિમાં હોમ કરાવીને ઉત્તમ ગુણવાળું અન્ન બ્રાહ્મણોને જમાડ્યું. સઘળા ગુણવાળી અને વસ્ત્ર, પુષ્પની માળા તથા સોનાની માળાવાળી ગાયો પુત્રના કલ્યાણને અર્થે આપી અને બ્રાહ્મણોએ આશિર્વાદ દીધા. મંત્ર જાણનારા યોગ્ય બ્રાહ્મણોએ જે આશિર્વાદ આપ્યા તે તે પ્રમાણેજ થશે. કદીપણ વ્યર્થ થાયજ નહિ. એક દિવસે ખોળામાં લઈને પુત્રને રમાડતાં યશોદા, પુત્રનો પર્વતના શિખર સરખો ભાર લાગ્યો તેને ખમી શક્યાં નહિ. શ્રીકૃષ્ણના ઉદરમાં રહેલાં બ્રહ્માંડના ભારથી પીડાયેલાં અને વિસ્મય પામેલાં યશોદા, પુત્રને પૃથ્વી ઉપર મૂકી દઈને પરમેશ્વરનું ધ્યાન કરતાં વ્યવહારના કામમાં લાગી ગયાં. કંસનો ચાકર અને કંસે મોકલેલો તૃણાવર્ત્ત નામનો દૈત્ય વીંતાળિયા વાયુના સ્વરૂપથી આવીને, પૃથ્વી ઉપર બેઠેલા બાલક ભગવાનને હરી ગયો. એ વીંતાળિયા વાયુથી સઘળું ગોકુલ ઘેરાઇ ગયું. ધૂળથી સર્વનાં નેત્ર આંધળાં જેવાં થઈ ગયાં. ભયંકર શબ્દથી દિશા અને ખુણાઓ ગાજવા લાગ્યા. બે ઘડીવારસુધી સઘળું ગોકુલ ધૂળથી અને અં-

ધારાથી ઘેરાએલું રહ્યું. યશોદા આવીને જોય ત્યાં તેણે પોતે પુત્રને જ્યાં મુક્યા હતા ત્યાં દીઠા નહિ. તૃણાવર્ત્તે નાખેલી કાંકરીઓથી ઉપદ્રવ અને મોહ થવાનેલીધે કોઇ માણસ, પોતાના શરીરને કે બીજાને પણ જોઈ શક્યું નહિ. એપ્રમાણે કઠોર વીતોળિયા વાયુથી ધૂળનો વરસાદ થતાં પુત્રનો પત્તો નહિ મળવાથી પૃથ્વીપર પડીગએલાં અને પુત્રને સંભારતાં અબળા યશોદા માતા, જેનો વાછડો મરીગયો હોય એવી ગાયની પેઠે દયામણી રીતે શોક કરવા લાગ્યાં. પવનથી થએલી ધૂળની વૃષ્ટિનો વેગ બંધ પડ્યા પછી યશોદાનું રોવું સાંભળીને બહુજ સંતાપ પામેલી અને આંસુથી જેઓનાં મોઢાં ભરાઈ રહ્યાં એવી ગોપીઓ તે ઠેકાણામાં ભગવાનને નહિ દેખી રોવા લાગી. વીતોળિયાનું રૂપ ધરનાર તૃણાવર્ત્ત દૈત્ય ભગવાનને હરીને આકાશમાં જતાં ઘણો ભાર લાગવાથી તેનો વેગ શાંત થઇ ગયો અને પોતે વધારે ઉંચો જઈ શક્યો નહિ. પોતાને ભાર લાગવાથી તૃણાવર્ત્તે એમ માન્યું કે—'હું આ કોઈ પથરાને ઉપાડી આંવ્યોછું' તેથી તે અદ્ભુત બાલકને તે મૂકી દેવા લાગ્યો પણ ભગવાન્ તેને ગળે બાઝી રહ્યા તેથી મૂકી શક્યો નહિ. ગળું પકડાયાથી ચેષ્ટારહિત થએલો અને પૂરી ચીસ પણ નહિ નાખી શકતો તે દૈત્ય આંખો નીકળી પડતાં મરણ પામીને વ્રજમાં પડ્યો. અંતરીક્ષમાંથી શિલા ઉપર પડેલો તે વિકરાલ દૈત્ય કે જેના સઘળા અવયવો રૂદ્રના બાણથી વીંધાએલા ત્રણ પુરની પેઠે વીખાઈ ગયા હતા તેને, રોતી અને ભેળી થએલી સ્રીઓએ દીઠો. રાક્ષસ આકાશમાર્ગમાં લઇ ગયો તોપણ મૃત્યુના મુખથી છુટેલા, કુશલ અને તે રાક્ષસની છાતી ઉપર લટકતા. શ્રીકૃષ્ણને તેડી લઈ તેમની માને આપી સઘળી ગોપીઓ વિસ્મય પામી ગઈ. જેઓના મનોરથ પૂર્ણ થયા એવા નંદાદિક ગોવાળીઆઓ અને ગોપીઓ બહુજ આનંદ પામ્યાં અને પરસ્પર બોલવા લાગ્યાં કે—'રાક્ષસે મારી નાખેલો આ બાલક પાછો આવ્યો એ ભારે અદ્ભુત થયું. હિંસા કરનારો ખળ પુરૂષ પોતાના પાપથી માર્યો જાયછે અને સાધુ પુરૂષ પોતાની સમતાનેલીધે ભયમાંથી છુટે છે. આપણે તપ, ઈશ્વરનું પૂજન, જલાશયાદિકનું નિર્માણ, યજ્ઞ, દાન કે પ્રાણિઓ ઉપર પ્રેમ શું કરેલ હશે કે જેના પ્રભાવથી આ બાલક કે જે મરીગયો હતો તે, પોતાના બંધુઓને રાજી કરતો પાછો આવ્યો. આ બહુજ સારૂં થયું.' ગોકુલમાં એવી રીતનાં ઘણાં ઘણાં અદ્ભુત જોઇને વિસ્મય પામેલા નંદરાયને વસુદેવના વચન ઉપર બહુજ વિશ્વાસ બેઠો. એક દિવસે સ્નેહથી વ્યાપ્ત થએલાં યશોદા બાલકને લઈ, પોતાના ખોળામાં બેસાડી તેને, જેમાંથી દૂધ ઝરતું હતું એવું પોતાનું સ્તન ધવરાવતાં હતાં. ઘણું ખરૂં ધાવી રહ્યા પછી તે બાલકના સુંદર મંદહાસ્યવાળાં મુખને યશોદા લાડાવતાં હતાં ત્યાં તે બાલકને બગાસું આવતાં તેના મોઢામાં અંતરિક્ષ, સ્વર્ગ, પૃથ્વી, તારામંડલ, દિશાઓ, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વીપ, પર્વતો, નદીઓ, વન અને સઘળાં સ્થાવર-જંગમ પ્રાણીઓને દીઠાં. હે પરીક્ષિત રાજા! સઘળાં બ્રહ્માંડને જોઇને તુરત જેને કંપ ઉત્પન્ન થયો અને વિસ્મય પ્રાપ્ત થયો એવાં મૃગનેણી યશોદા, પોતાનાં નેત્ર વીચી ગયાં. ૩૮

**सा वीक्ष्य विश्वं सहसा राजन् संजातवेपथुः । संमील्य मृगशावाक्षी नेत्रे आसीत्सुविस्मिता ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच ॥***

**गर्गः पुरोहितो राजन् यदूनां सुमहातपाः । व्रजं जगाम नंदस्य वसुदेवप्रचोदितः ॥ १ ॥**

* આ આઠમા અધ્યાયમાં ભગવાનનાં નામ પાડ્યાં, બાલપણાની ક્રીડાના ઉત્સવમાં ભગ-

શુકદેવજી કેહેછે.– હે રાજા ! મહા તપસ્વી અને યાદવોના ગોર ગર્ગાચાર્ય વસુદેવની પ્રેરણાથી નંદરાયના વ્રજમાં આવ્યા. તેમને જોઇ બહુજ રાજી થએલા નંદરાયે સામા ઊભા થઇ હાથ જોડીને તથા તેમને પરમેશ્વરરૂપ જાણીને નમસ્કારપૂર્વક પૂજા કરી. પૂજા કર્યા પછી સારી રીતે બેઠેલા તે મુનિને નંદરાયે સુંદર વાણીથી કહ્યું કે– 'હે મહારાજ ! આપ કે જે પરિપૂર્ણ છો તેમનું અમે કયું કામ કરિયે ? મહાત્મા પુરૂષોનું આવવું થોડીવાર પણ ઘરને નહિ છોડી શકતા ગૃહસ્થોનું કલ્યાણ કરવાસારૂજ હોયછે; કદી પણ તેઓના સ્વાર્થનેમાટે હોતું નથી. જેને ઇંદ્રિયો નજ પોહોચી શકે એવા જ્ઞાનને આપનાર જ્યોતિશ્શાસ્ત્ર આપે કર્યું છે કે જેથી પુરૂષને પૂર્વ તથા વર્ત્તમાન જન્મના ભૂત અને ભાવિ ફલનું જ્ઞાન થાયછે. આપ જ્યોતિશ્શાસ્ત્રના કર્ત્તા અને વેદ જાણનારાઓમાં પણ શ્રેષ્ઠ છો તેથી આ બે બાલકના સંસ્કાર કરો. બ્રાહ્મણ જન્મથીજ મનુષ્યોના ગુરૂ કેહેવાયછે.

ગર્ગાચાર્ય કેહેછે.– હું યાદવોનો આચાર્ય છું અને પૃથ્વીમાં સર્વદા પ્રખ્યાત છું તેથી જો હું તમારા પુત્રના સંસ્કાર કરૂં તો પાપબુદ્ધિવાળો કંસ તમારા પુત્રને દેવકીનો પુત્ર માને. વસુદેવની સાથે તમારે મૈત્રી છે તેપણ કંસ જાણે છે અને દેવકીની દીકરીનું વચન સાંભળી 'દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી નજ થવો જોઇએ' એમ પણ વિચાર કર્યા કરેછે. માટે એવી શંકાથી તે જો તમારા પુત્રને મારે તો તેમાં અમારૂં બહુજ નઠારૂં થાય.

નંદરાય કેહેછે.– આ વ્રજમાં મારા લોકોના પણ જાણવામાં ન આવે એવી રીતે એકાંતમાં સ્વસ્તિવાચન કરીને આ પુત્રોનો સંસ્કાર કરો કે જે સંસ્કાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને અવશ્ય થવો જોઇએ.

---

વાને માટી ખાધી તથા તે પ્રસંગમાં વિશ્વરૂપ દેખાડયું, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે નંદરાયે પ્રાર્થના કરતાં ગર્ગાચાર્યે એકાંતમાં ગુપ્ત રીતે તે બે બાલકોનાં નામ પાડ્યાં કે જે કરવાની ઇચ્છાથીજ પોતે આવ્યા હતા.

ગર્ગાચાર્ય કેહેછે.– આ રોહિણીનો પુત્ર પોતાના ગુણોથી સંબંધીઓને રમાડે છે માટે 'રામ' કેહેવાશે, અધિક બલ હોવાથી બલભદ્ર કેહેવાશે અને યાદવોનું એકમતપણું કરશે તેથી સંકર્ષણ પણ કેહેવાશે. આ જે તમારો પુત્ર છે તે પ્રત્યેક યુગમાં અવતાર ધરે છે અને એના શ્વેત, રક્ત તથા પીત વર્ણ હતા. હમણાં કૃષ્ણ વર્ણ છે તેથી તેનું 'કૃષ્ણ' એવું નામ કેહેવાશે. પૂર્વે[1] કોઈ સમયે આ તમારો રૂડો પુત્ર વસુદેવનો પુત્ર થએલ હતો તેથી જ્ઞાની લોકો આનું 'વાસુદેવ' એવું નામ પણ કેહેશે. ગુણ અને કર્મને અનુસરતાં તમારા પુત્રનાં નામ અને રૂપ ઘણાં છે કે જે સઘળાંને હું જાણતો નથી અને લોકો પણ જાણતા નથી. ગોવાળિયા અને ગાયોને રાજી કરનાર આ તમારો પુત્ર તમલોકોનું કલ્યાણ કરશે અને તેના પ્રભાવથી તમે સઘળાં કષ્ટોને અનાયાસથી તરશો. હે વ્રજના પતિ ! પૂર્વે કોઈ રાજા ન હતો તે સમયમાં ચોર લોકોએ પીડેલા સજ્જનોની આ તમારા પુત્રે રક્ષા અને વૃદ્ધિ કરી હતી તેથી તેઓ ચોર લોકોને જીત્યા હતા. જે ભાગ્યશાળી માણસો આ તમારા પુત્રમાં પ્રીતિ રાખશે તેઓને, દૈત્યો જેમ વિષ્ણુના પક્ષવાળાઓને પરાભવ કરી શકતા નથી તેમ શત્રુઓ પરાભવ કરી શકશે નહિ. હે નંદ ! આ તમારો પુત્ર ગુણ, કીર્ત્તિ, લક્ષ્મી અને પ્રભાવથી નારાયણસમાન છે માટે સાવધાન રહીને આની રક્ષા કરજો.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે આજ્ઞા

---

૧ 'પૂર્વે' એમ સામાન્ય રીતે કહ્યું તેથી નંદરાયે માન્યુ કે આ ઋષિ મારા પુત્રના પૂર્વજન્મની વાત કરેછે.

કરી ગર્ગાચાર્યે પોતાને ઘેર જતાં રાજી થએલા નંદરાયે પોતાના સઘળા મનોરથ પૂર્ણ થયા માન્યા. થોડોક કાળ જતાં બલભદ્ર અને શ્રીકૃષ્ણ ગોકુલમાં ગોઠણ અને હાથવતે રીંખવાનો વિહાર કરવા લાગ્યા. એ બંને ભાઇઓ ઘરેણાંની ઘૂઘરીઓના શબ્દથી સુંદર લાગે એવી રીતે પોતાના પગને ખેંચીને વ્રજના કાદવોમાં બહુજ ચાલવા લાગ્યા, ઘૂઘરીઓના શબ્દથી રાજી થવા લાગ્યા અને વળી કોઈ માણસની પછવાડે ત્રણ ચાર પગલાં જઇને અણસમજુ અને બીનેલાની પેઠે પોતાની માતાઓની પાસે આવવા લાગ્યા. દયાથી જેઓને પાનો આવતો હતો એવી તેઓની માતાઓ કાદવથી અને ચંદનના લેપનથી સુંદર લાગતા પોતાના પુત્રોને હાથવતે આલિંગન કરી ધવરાવતી હતી અને ધવરાવતાં મંદહાસ્ય અને થોડા દાંતવાળાં તેમનાં મોઢાં જોઇનેરાજી થતી હતી. જ્યારે એઓની કુમાર અવસ્થાની લીલા સ્ત્રિયોએ જોવા જેવી થઈ ત્યારે વ્રજમાં વાછડાંઓનાં પુછડાં ઝાલવાથી વાછડાંઓએ ચારેકોર ખેંચીજવાતા એ બાલકોને જોઈ ગોપીઓ પોતાના ઘરનાં કામને ભુલીજતાં હસતી હતી અને હર્ષ પામતી હતી. ક્રીડામાં લાગેલા અને અત્યંત ચપલ પોતાના પુત્રોને શીંગડાંવાળાં પશુ, દાઢવાળાં પ્રાણી, અગ્નિ, જળ, પક્ષી અને કાંટાઓથી અટકાવવાને અને ઘરનાં કામ કરવાને જ્યારે રોહિણી અને યશોદાની શક્તિ રહી નહિ ત્યારે તે બે માતાઓના મનની બહુજ અવ્યવસ્થા થઈ. હે પરીક્ષિત્ રાજા! પછી થોડો કાળ જતાં બલભદ્ર અને શ્રીકૃષ્ણ ભગવાન્ ગોકુલમાં ગોઠણ ઘસડ્યા વગર અનાયાસે પગથી ચાલવા લાગ્યા. પછી બલભદ્ર સહિત શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના સરખી અવસ્થાના બાલક મિત્રો સાથે ગોપીઓને આનંદ ઉપજે એવી રીતે ક્રીડા કરવા લાગ્યા. ભગવાનની પ્રિય લાગે એવી બાલ અવસ્થાની ચપલતા જોઇને સઘળે ઘેરથી ભેળી થએલી ગોપીઓ યશોદાજી સાંભળતાં નીચેપ્રમાણે રાવ ખાતી હતી. "હે યશોદા! અમારૂં ચિત્ત ઘરના કામકાજમાં બહુજ લાગેલું હોયછે ત્યારે આ તમારો પુત્ર ક્યારેક દોહોવાના સમય વગર પણ અમારાં વાછડાંઓને છોડી મૂકેછે. અમે બરકીએ તો હસેછે. ચોરીના ઉપાયો કરીને મીઠા મીઠા પદાર્થ, દહિ અને દૂધ ચોરી લેતાં ખાઈ જાયછે, એટલુંજ નહિ, પોતે ખાધા પેહેલાં વાનરાઓને વેચી દેછે. તેઓમાં તૃપ્ત હોવાનેલીધે કોઈ વાનરો ન ખાય તો પોતે ઠામ ફોડી નાખેછે. કોઈ સમયે કાંઈ વસ્તુ ન મળે તો અમારા ઉપર ક્રોધ કરી અમારાં સુતેલાં બાલકોને રોવરાવીને ભાગી જાયછે. કોઈ વસ્તુ ઉંચી રાખવાનેલીધે હાથમાં આવે એમ ન હોય તો પાટલા અને ખાંડણિયા આદિ માંડીને તેનો ઉપાય કરેછે. વાસણ ઉંચાં શીકાંઓમાં રાખેલાં હોયછે તો તેઓમાં રાખેલી વસ્તુ જાણી લઇને તેઓમાં કાંકું પાડેછે. કાંકું પાડવામાં પણ ઘણી ચાતુરી વાપરેછે. ઘરમાં અંધારૂં હોય તો પોતાના અંગમાં અનેક મણિ પેહેરી આવીને અંજવાળું કરેછે. 'અરે ચોર!' એમ કરી અમે બરકીએ છિયે તો સામી કેટલીક તીનપાંચ કરેછે. સારાં સારાં ઘરમાં મુતરી અને હગી જાયછે. એમ ચોરીના ઉપાયોથી કામ કરછે તોપણ તમારી પાસે સારા માણસની પેઠે બેઠેલ છે." એ પ્રમાણે ભયસહિત નેત્રવાળાં ભગવાનનાં શ્રીમુખને જોયા કરતી ગોપીઓએ સઘળી વાતો કહી દેખાડતાં યશોદા હસી પડ્યાં પણ પુત્રને ધમકાવવાની ઈચ્છા ન કરી. એક દિવસે ક્રીડા કરતા બલભદ્ર આદિ છોકરાઓએ યશોદાની પાસે કહ્યુંકે 'કૃષ્ણે માટી ખાધી.' હિતની ઈચ્છાવાળાં યશોદાએ જેની આંખો ભયથી ચકરવકર થએલી હતી એવા શ્રીકૃષ્ણનો હાથ પકડી ઠબકો દઇને કહ્યું કે—

"અરે અટકચાળા! તેં છાનીમુની માટી શામાટે ખાધી? આ તારા મિત્ર બાલકો કેહેછે અને આ તારો મોટોભાઈ પણ કેહેછે." ભગવાન્ બોલ્યા કે—"હે મા! મેં માટી ખાધી નથી. સઘળા ખોટું બોલેછે. જો તમને એઓનું બોલવું સાચું લાગતું હોય તો પ્રત્યક્ષ રીતે મારૂં મોઢું જુવો." 'જો એમ હોય તો મોઢું ફાડ્ય' એમ યશોદાએ કેહેતાં અખંડિત ઐશ્વર્યવાળા અને લીલાથી મનુષ્યના બાલક થએલા ભગવાને પોતાનું મોઢું ફાડ્યું. એ મુખમાં યશોદાએ સ્થાવર-જંગમ જગત્, અંતરિક્ષ, દિશાઓ, પર્વતો, દ્વીપો, સમુદ્રો, ભૂગોલ, પ્રવહ વાયુ, વીજળી, ચંદ્ર, તારા, સ્વર્ગલોક, જળ, તેજ, વાયુ, આકાશ, ઇંદ્રિયોના દેવ, ઇંદ્રિયો, મન, શબ્દાદિક પાંચ વિષય, ત્રણ ગુણ, જીવ, કાલ, સ્વભાવ, કર્મ, કર્મના સંસ્કાર અને તેઓથી થતા શરીરના ભેદ એક સામટા દીઠા. એપ્રમાણે પુત્રના નાહાના મોઢામાં સઘળું વિચિત્ર જગત્ અને તેની સાથે વ્રજસહિત પોતાના શરીરને પણ જોઇને યશોદાને વિચાર થયો કે—"આ તે શું સ્વપ્ન છે? ના, આ સ્વપ્ન તો નહિ. ત્યારે શું ભગવાનની માયા છે? ના, માયા તો નહિ; કેમ કે તે હોય તો બીજાઓના દેખવામાં પણ આવવી જોઇયે. ત્યારે જેમ અરીસામાં મુખ વિપરીત દેખાયછે તેમ શું આ મારી બુદ્ધિનુંજ વિપરીતપણું છે? ના, એમ તો નહિ; કેમ કે એમ હોય તો અરીસામાં જેમ અરીસો દેખાય નહિ તેમ આ પુત્રના મોઢામાં એજ પુત્ર દેખાવો નહિ જોઇએ અને બહાર તથા અંદર એકરૂપથી જગત્ નહિ દેખાવું જોઇએ. ત્યારે આ મારા પુત્રનું સ્વાભાવિક કાંઈ ઐશ્વર્ય છે? આ છેલો પક્ષજ મને પ્રબલ લાગેછે માટે જગત્ કે જે ચિત્ત, મન, કર્મ અને વચનથી યથાર્થ રીતે ધારી શકાતું નથી તે જેના આશ્રયવાળું, જેમાં, જેણે કરી અને જેથી પ્રતીત થાયછે તે ભગવાનનાં અચિંત્ય પદને હું પ્રણામ કરૂંછું. 'હું યશોદા છું, આ મારો પતિ છે, આ મારો પુત્ર છે, નંદરાયના સઘળા ધનની ધણીઆણી હું તેની સ્ત્રી છું અને ગોપીઓ ગોવાળીઆ તથા ગાયોનાં ધણ મારાં છે' એવી રીતની કુબુદ્ધિ જેની માયાથી થઇછે તે ઇશ્વિર મારૂં શરણ છે." એપ્રમાણે યશોદાને તત્ત્વજ્ઞાન થતાં તે પરમેશ્વર ભગવાને પાછી પુત્રના સ્નેહરૂપી પોતાની માયા વિસ્તારી દીધી. માયાથી તુરત સ્મરણ જતું રેહેતાં તે ગોપી યશોદા પોતાના પુત્રને ખોળામાં બેસાડીને પ્રથમની પેઠેજ વૃદ્ધિ પામેલા સ્નેહથી ઘેરાએલા હૃદયવાળાં થઈ ગયાં. શ્રીકૃષ્ણ ભગવાન્ કે જેમના સ્વરૂપને કર્મકાંડરૂપ ત્રણ વેદ ઇંદ્રાદિકરૂપ કેહેછે, ઉપનિષદો બ્રહ્મ કેહેછે, સાંખ્ય પુરૂષ કેહેછે, યોગ પરમાત્મા કેહેછે અને ભક્તલોકો ભગવાન્ કેહેછે તેમને યશોદાએ પુત્ર માન્યા.

પરીક્ષિત રાજા પૂછે છે.— હે મહારાજ! નંદરાયે એવું મોટું કયું પુણ્ય કર્યું હતું? અને ભાગ્યશાળી યશોદા કે જેનું સ્તનપાન પોતે ભગવાને કર્યું તેણે પણ કયું પુણ્ય કર્યું હતું? લોકોનાં પાપને મટાડનારી ભગવાનની બાલલીલા કે જેને કવિઓ અદ્યાપિ સુધી ગાયછે તેનો અનુભવ સાચાં માબાપને નહિ મળતાં નંદ અને યશોદાને મળ્યો તેનું કારણ શું?

શુકદેવજી કેહેછે.— આઠ વસુઓમાં ઉત્તમ દ્રોણ વસુ અને તેની સ્ત્રી ધરાને બ્રહ્માએ ગાયોનું પાલન કરવા આદિ કામની આજ્ઞા કરતાં તે આજ્ઞાનો સ્વીકાર કરી તે બન્નેએ માગ્યું હતું કે—'અમો સ્ત્રી-પુરૂષ પૃથ્વીમાં જનમીએ ત્યાં જગતના નાથ વિષ્ણુ ભગવાનમાં અમને પરમ ભક્તિ થવી જોઇએ કે જેથી અનાયાસે જન્મ-મરણના ફેરા મટેછે.' બ્રહ્માએ તથાસ્તુ કેહેતાં એ મોટી કીર્તિવાળો દ્રોણ વસુ વ્રજમાં નંદરાય થયો હતો અને તેની સ્ત્રી ધરા યશોદા થઇ હતી. જોકે સઘળા ગોવાળિયા અને ગોપીઓને પણ ભગ-

વાનમાં ભક્તિ હતીજ તોપણ નંદરાય અને યશોદાને પુત્રરૂપ થએલા ભગવાનમાં બ્રહ્માનાં વરદાનનેલીધે બહુજ ભક્તિ થઇ હતી. પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને બ્રહ્માની આજ્ઞા સત્ય કરવાસારૂ બલભદ્રની સાથે વ્રજમાં રહીને પોતાની લીલાથી તેઓને પ્રીતિ ઉત્પન્ન કરી.

**कृष्णो ब्रह्मण आदेशं सत्यं कर्तुं व्रजे विभुः । सहरामो वसंश्चक्रे तेषां प्रीतिं स्वलीलया ॥ ४२ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एकदा गृहदासीषु यशोदा नंदगेहिनी । कर्मांतरनियुक्तासु निर्ममंथ स्वयं दधि ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.— એક દિવસે ઘરની દાસીઓ બીજાં કામમાં જોડાઇ જતાં નંદરાયની સ્ત્રી યશોદા પોતે દહિનું મથન (છાશ) કરવા લાગ્યાં. ભગવાનનાં જે જે બાલચરિત્ર અહીં કહ્યાં તે સર્વનું સ્મરણ કરી છાશ કરવાના સમયમાં યશોદા તેઓનું ગાયન કરતાં હતાં. એ સમયમાં સુંદર ભ્રકુટીવાળાં યશોદાએ મોટા નિતંબ ઉપર પેહેરેલું રેશમી વસ્ત્ર કટિમેખલાથી બાંધ્યું હતું, પુત્ર ઉપર સ્નેહનેલીધે સ્તનમાંથી દૂધ ઝરતું હતું, શરીર હાલતું હતું, નેતરૂં ખેંચવાના પરિશ્રમનેલીધે હાથમાં કંકણ અને કાનમાં કુંડલ હાલતાં હતાં, મોઢાપર પસીનો વળ્યો હતો અને ચોટલામાંથી માલતીનાં ફૂલ ખરી પડતાં હતાં. દહિનું મથન કરતાં માતાજીની પાસે ધાવવાની ઈચ્છાથી આવીને પ્રીતિ ઉપજાવતા ભગવાને રવાઈ ઝાલીને તેમને રોક્યાં. ભગવાનને ખોળામાં બેસાડીને યશોદા સ્નેહનેલીધે જેમાંથી દૂધ ઝરતું એવું પોતાનું સ્તન ધરાવતાં હતાં અને મંદહાસ્યવાળું તેમનું મુખ જોતાં હતાં તેટલામાં ઉનું મુકેલું દૂધ ઉભરે આવતાં તેની સંભાળ લેવાસારૂ, ભગવાન્ જોકે તૃપ્ત થયા ન હતા તોપણ તેમને મૂકી દઇને વેગથી ત્યાં ગયાં. ભગવાનને તેથી રીસ ચડી. લાલ હોઠ ફરકવા લાગ્યા. ખોટાં ખોટાં આંસુ આવી ગયાં. પછી દાંતવતે હોઠ ડસીને ઉપરવટણાથી છાશની ગોળી ફોડી નાખી ઘરની અંદર જઇને એકાંતમાં માંખણ ખાવા લાગ્યા. બહુજ તપી ગએલાં દૂધને ચુલા ઉપરથી ઉતારી યશોદા પાછાં છાશ કરવાના સ્થાનકમાં આવ્યાં ત્યાં દહિની ગોળીને ફુટેલી જોઇ અને તે પોતાના પુત્રનું કામ છે એમ જાણી ભગવાનને ત્યાં નહિ દેખતાં હસી પડ્યાં. પછી ઉંધાવાળેલા ખાંડણિયા ઉપર બેઠેલા, શીકામાં રહેલાં માંખણને વાનરાને ખવરાવતા અને ચોરીનેલીધે ચકરવકર જોયા કરતા પુત્રને જોઇને તેને પકડવાસારૂ ધીરે ધીરે પછવાડેથી આવ્યાં. લાકડી લઇને આવતાં માતાજીને જોઇ ભગવાન, તુરત ખાંડણિયા ઉપરથી ઉતરીને ભય પામેલાની પેઠે ભાગ્યા. યશોદા તેમની પછવાડે દોડ્યાં પણ પોહોચી શક્યાં નહિ, કેમ કે તપથી તદાકાર કરેલું અને પ્રવેશ કરવાને યોગ્ય યોગીઓનું મન પણ તેને પોહોચી શકતું નથી. વેગનેલીધે જેની પછવાડે ચોટલામાંથી ફૂલ ખરતાં હતાં અને મોટા તથા હાલતા નિતંબના ભારથી દોડવામાં મુઝાતાં હતાં એવાં સુંદર યશોદાએ માંડમાંડ દોડી પોહોચીને ભગવાનને પકડ્યા. વાંકમાં આવેલા, રોતા, જેમાંથી આંજણ ખરડાઇ જતું હતું એવી આંખોને હાથથી ચોળતા, જોયા કરતા અને ભયથી વિહ્વલ નેત્રવાળા શ્રીકૃષ્ણનો હાથ પકડી યશોદાએ તેમને બીવ-

* આ નવમા અધ્યાયમાં દૂધ ઉભરે આવતાં ગએલાં યશોદાએ, ગોળી ભાંગેલી જોઈ અને તે કામ શ્રીકૃષ્ણે કરેલું જાણી તેમને દામડાથી બાંધ્યા, એ કથા કેહેવામાં આવશે.

રાવવાસારૂ ધમકી આપી. બાલકપર પ્રીતિવાળાં અને ભગવાનની શક્તિને નહિ જાણતાં યશોદાએ પોતાના પુત્રને બીનેલ જાણી લાકડી મૂકી દઇને તેમને દામડાથી બાંધવાની ઇચ્છા કરી. જેની અંદર, બહાર, આગળ કે પાછળ કાંઇ નથી અને જે જગતની અંદર, બહાર, આગળ તથા પાછળ રેહેછે અને જે જગતરૂપ છે તે અવ્યક્ત અને મનુષ્યદેહવાળા ભગવાનને પુત્ર માની યશોદાએ, જેમ પ્રાકૃત બાલકને બાંધે તેમ ખાંડણિયાસાથે દામડાથી બાંધ્યા. વાંકમાં આવેલા તે પોતાના બાલકને બાંધતાં તે દામડું બે આંગળ ઓછું થયું એટલે યશોદાએ તેની સાથે બીજું દામડું સાંધ્યું. બીજું દામડું પણ બે આંગળ ઓછું પડતાં તેની સાથે ત્રીજું સાંધ્યું તો તેપણ બે આંગળ ઓછું થયું. એવી રીતે જેટલાં દામડાં લીધાં તે સઘળાં ઓછાં થયાં. ઘરનાં સઘળાં દામડાં સાંધ્યાં તોપણ ઓછાંજ થતાં આવ્યાં તેથી બીજી ગોપીઓ હસવા લાગતાં હસી પડેલાં યશોદા પોતે પણ વિસ્મય પામી ગયાં. પછી પોતાની માતાને પરિશ્રમથી પસીનો વળી ગયો અને ચોટલામાંથી માળાઓ ખસી ગઈ તે જોઇને કૃપાથી શ્રીકૃષ્ણ ભગવાન્ દામડાથી બંધાયા. હે પરીક્ષિત રાજા! ભગવાન્ કે જેમને લોકપાલ દેવતાસહિત આ સઘળું જગત્ વશ્ય છે તેમણે પોતે સ્વતંત્ર છતાં પણ એવી રીતે ભક્તવશ્યપણું દેખાડ્યું. મુક્તિ આપનાર ભગવાન્ પાસેથી બ્રહ્મા, સદાશિવ અને અંગમાં રેહેનારાં લક્ષ્મીજીને પણ કૃપા નથી મળી એમ નથી પરંતુ યશોદાને જે કૃપા મળી તે કૃપા કોઈને મળી નથી. યશોદાના પુત્ર એ શ્રીકૃષ્ણ ભગવાન્, જેવા ભક્તિવાળાઓને સેહેજ મળે છે તેવા દેહાભિમાનવાળા તપસ્વી આદિ લોકોને અને દેહાભિમાન વગરના જ્ઞાનિ લોકોને પણ સેહેજ મળતા નથી. પછી માતા યશોદા ઘરના કામકાજમાં લાગી જતાં બંધાએલા પ્રભુ ભગવાને યમલાર્જુન (બે આંજણિયાનાં ઝાડ) કે જે પૂર્વજન્મમાં કુબેરજીના પુત્ર યક્ષ હતા તેમને દીઠા. પૂર્વે નલકૂબર અને મણિગ્રીવ એવા નામથી પ્રખ્યાત થએલા અને મોટી લક્ષ્મીવાળા જે બે, કુબેરજીના પુત્ર હતા તેઓ લક્ષ્મીના મદનેલીધે નારદજીનો શાપ લાગવાથી વૃક્ષપણું પામ્યા હતા. ૨૩

**पुरा नारदशापेन वृक्षतां प्रापितौ मदात् । नलकूबरमणिग्रीवाविति ख्यातौ श्रियान्वितौ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

**कथ्यतां भगवन्नेतत्तयोः शापस्य कारणम् । यत्तद्विगर्हितं कर्म येन वा देवर्षेस्तमः ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછે છે.— હે મહારાજ! એ નલકૂબર અને મણિગ્રીવને નારદજીએ શાપ દીધો તેનું કારણ કહો. એ લોકોએ ક્યું ભુંડું કામ કર્યું હતું અને નારદજીએ પોતે મહાવૈષ્ણવ થઈને કોપ શામાટે કર્યો?

શુકદેવજી કેહેછે.— રૂદ્રનું અનુચરપણું મળવાથી બહુજ ગર્વ પામેલા એ બે કુબેરજીના પુત્રો છકેલા થઇને કૈલાસ પર્વતના સુંદર ઉપવનમાં ગંગાજીને કાંઠે ફરતા હતા. વારૂણી નામની મદિરા પીવાનેલીધે તેઓનાં નેત્ર મદથી ઘૂમતાં હતાં અને ફૂલવાડીમાં ફરતા હતા ત્યાં તેઓની પાછળ સ્ત્રિયો ગાતી આવતી હતી. કમલોનાં ઘણાં વનવાળા ગંગાજીના પ્રવાહમાં પ્રવેશ કરીને, હાથણીઓની સાથે હાથીઓની પેઠે તેઓ જુવાન સ્ત્રીઓની સાથે ક્રીડા કરતા હતા.

* આ દશમા અધ્યાયમાં રીખતાં વચમાં ગએલા ભગવાને બે આંજણિયાનાં વૃક્ષ પાડ્યાં અને તેઓમાંથી નીકળેલા બે દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરી, એ કથા કેહેવામાં આવશે.

હે રાજા! ત્યાં યદૃચ્છાથી દેવર્ષિ નારદજી આવી નીકળ્યા.તે એઓને જોઇને 'મત્ત છે' એમ જાણી ગયા. વસ્ત્રવગરની સ્ત્રીઓએ નારદજીને જોઇને લાજ આવતાં તેમના શાપની બીકથી તુરત વસ્ત્ર પેહેર્યાં પણ નગ્ન ઉભેલા તે બે જણાએ પેહેર્યાં નહિ. મદિરા પીવાથી મત્ત અને લક્ષ્મીના મદથી અંધ બનેલા એ બે દેવકુમારોને જોઈ તેઓના પર અનુગ્રહ કરવાસારૂ શાપ દેવાનો નિશ્ચય કરીને નારદજી નીચેપ્રમાણે બોલ્યા.

નારદજી કેહેછે.– પ્રિય વિષયોને સેવનાર પુરૂષને લક્ષ્મીના મદવિના કુલીનપણાં કે વિદ્વાનપણા આદિથી થએલો બીજા કોઇ પ્રકારનો મદ અથવા રજોગુણનું કાર્ય બુદ્ધિનો ભ્રંશ કરનાર નથી પણ લક્ષ્મીનો મદજ બુદ્ધિને ભ્રષ્ટ કરનાર છે, કે જે લક્ષ્મીના મદની સાથે સ્ત્રીઓનું, દ્યૂત ( જુગાર ) નું અને મદિરા પીવાનું વ્યસન રહેછે. આ ક્ષણભંગુર દેહને લક્ષ્મીના મદનેલીધે અજર અને અમર માનનારા અજિતેંદ્રિય લોકો નિર્દય થઇને પશુઓને મારેછે. નરદેવ અને ભૂદેવ કેહેવાતાં છતાં પણ આ દેહ કે જે છેલીવારે સડી જાય તો કીડારૂપ, ખવાઈ જાય તો વિષ્ટારૂપ અને બાળી નાખવામાં આવે તો ભસ્મરૂપ થનાર છે તેને રાજી રાખવાસારૂ પ્રાણીઓનો દ્રોહ કરનાર પુરૂષ પોતાના સ્વાર્થને શું જાણે છે? નથીજ જાણતો. કેમ કે પ્રાણીઓનો દ્રોહ કરવાથી તો નરકજ મળેછે. વાસ્તવિક રીતે આ દેહ કોનો છે? અન્નદાતાનો કહીએ તોપણ ખોટું નથી; પિતાનો કહીએ તોપણ ખોટું નથી; માતાનો કહીએ તોપણ ખોટું નથી; દોહિત્રાને માતામહે ( માનાબાપે ) દીકરો કરી રાખ્યો હોય તો માતામહનો છે. એમ કેહેવામાં પણ ખોટું નથી; કોઈ બલવાન્ પુરૂષ દાસ કરી લે તો તેનો છે એમ કેહેવામાં પણ ખોટું નથી; વેહેચાથી લેનારનો કહીએ તોપણ ખોટું નથી; છેલીવારે બાળી નાખેછે તેથી અગ્નિનો કહીએ તોપણ ખોટું નથી અને સમયપર કુતરાં પણ ખાઈ જાય તેથી કુતરાંનો કહીએ તોપણ ખોટું ન કેહેવાય. આવી રીતે ઘણાંનો પંત્યાળો દેહ કે જેની ઉત્પત્તિ અવ્યક્તથી છે અને નાશ પણ અવ્યક્તમાંજ છે તેને પોતારૂપ માની કયો વિદ્વાન પ્રાણીઓને મારે? દેહાભિમાનથી હિંસા કરવી એ તો મૂઢનુંજ કામ છે. મૂઢ પુરૂષ કે જે લક્ષ્મીના મદથી આંધળો થએલો હોય તેને દારિદ્રયજ ઉત્તમ અંજનરૂપ છે; કેમ કે દરિદ્ર પુરૂષ બીજા પ્રાણીઓને પોતાસરખાંજ ગણે તેથી કોઇમાં દ્રોહ કરે નહિ. જેને કાંટો વાગવાની પીડા થઈ હોય તે માણસ, પોતાના શરીરમાં થએલાં મોઢું કરમાઇજિવા આદિ પીડાનાં ચિન્હો જેવાં બીજાના શરીરમાં ચિન્હ દેખે તેને પણ તેવીજ પીડા થવાનું જાણી રહ્યો હોય તેથી તે જેમ બીજા પ્રાણીને પીડા થવાની ઇચ્છા ન કરે તેમ જેને કાંટો ન વાગો હોય તે ધણી ઈચ્છા ન કરે એમ સંભવ નથી. સર્વ પ્રકારના મદથી મુક્ત અને અહંકાર વગરનો દરિદ્ર પુરૂષ યદૃચ્છાથી કષ્ટ પામે છે તો તે કષ્ટજ તેને મોટા તપરૂપ થાય છે. ભૂખથી દુબળા થએલા અને અન્નને ઈચ્છતા દરિદ્ર પુરૂષની ઇંદ્રિયો નિર્બલ થઈ જાય છે અને તેને પછવાડે હિંસા પણ બંધ પડે છે. સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષોનો સમાગમ પણ દરિદ્રનેજ થાય છે અને તેઓના સંગના પ્રભાવથી તેની તૃષ્ણા મટી જતાં તે તુરતજ શુદ્ધ થાય છે. સમદૃષ્ટિવાળા અને ભગવાનના ચરણને ઈચ્છનારા સાધુ પુરૂષોને દરિદ્રજ વાહાલા હોય છે. કેમ કે ધનના અભિમાનનેલીધે ખોટામાં લાગી રહેલા નીચ લોકોને તેઓ ઉપેક્ષા કરવા યોગ્યજ માને છે તેથી તે સાધુઓને તેઓનું કશું પ્રયોજન નથી. એટલામાટે આ બે જણ કે જેઓ વારૂણી મદિરા પાવાથી મત્ત,

લક્ષ્મીના મદથી આંધળા, સ્ત્રીલંપટ અને અજિતેંદ્રિય છે તેઓના અજ્ઞાને કરેલા મદને હું હરીશ. અજ્ઞાનથી વ્યાપ્ત અને મદોન્મત્ત આ બે જણા લોકપાલના પુત્ર થઇને પોતાના શરીરને નગ્ન જાણતા નથી તેથી સ્થાવરપણાને યોગ્ય છે; કે જેમ થવાથી ફરીવાર આવા નહિ થાય. મારી કૃપાથી તે અવતારમાં પણ એઓને સ્મરણ રેહેશે અને દેવતાઓનાં સો વર્ષ પૂરાં થયા પછી ભગવાનનું દર્શન પામીને પાછા દેવ થશે. દેવપણામાં પણ મારા અનુગ્રહથી એઓને ભક્તિ પ્રાપ્ત થશે.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે કહીને તે નારદજી નારાયણના આશ્રમમાં ગયા. અને નલકૂબર તથા મણિગ્રીવ યમલાર્જુન થયા. વૈષ્ણવોમાં ઉત્તમ નારદજીનું વચન સાચું કરવાસારૂ એ યમલાર્જુન જ્યાં છે ત્યાં ભગવાન્ ધીરે ધીરે પધાર્યા. 'નારદજી મને બહુજ પ્યારા છે માટે એ મહાત્માએ આ બે કુબેરજીના પુત્રવિષે જે કહ્યુંછે તે હું તેપ્રમાણેજ સાચું કરીશ' એવા વિચારથી શ્રીકૃષ્ણ ભગવાન્ તે બે યમલાર્જુનના મધ્યમાંથી નીકળ્યા. પોતાનો પ્રવેશ થવાથી આડા થઇ ગએલા ખાંડણિયાને, ભગવાન્ કે જે પેટમાં દામણાથી બાંધેલા હતા તે ખેંચતાં એ બે ઝાડનાં મૂળ ઉખડી પડ્યાં. ભગવાનનું બળ લાગવાથી તેઓનાં સ્કંધ, શાખા અને પાનડાં કંપવા લાગ્યાં, ભારે ભયંકર કટાકો થયો અને તુરતજ તે બે ઝાડ ધરતીપર પડ્યાં. એ બે ઝાડમાંથી જેમ મૂર્ત્તિમાન્ અગ્નિ નીકળે તેમ બે દેવ નીકળ્યા. એઓની કાંતિથી દિશાઓ શોભી રહી હતી. મદ રહિત થએલા એ બે દેવ હાથ જોડી, સર્વ લોકના નાથ શ્રીકૃષ્ણ ભગવાનની પાસે આવી પ્રણામ કરીને નીચેપ્રમાણે બોલ્યા.

નલકૂબર અને મણિગ્રીવ સ્તુતિ કરેછે.— હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા યોગી! તમે સર્વના આદિ પરમપુરૂષ છો. સ્થૂલ-સૂક્ષ્મરૂપ આ સઘળું જગત્ તમારૂં રૂપ છે એમ બ્રહ્મવેત્તાઓ જાણેછે. સર્વ પ્રાણીઓનાં દેહ, પ્રાણ, અહંકાર અને ઇંદ્રિયોના નિયંતા તમે એક છો. અવિનાશી અને ઈશ્વર વિષ્ણુ તમે છો તેથી જે કાળ છે તે તમારી લીલા છે. મહત્તત્ત્વરૂપ તમે છો. રજ, સત્ત્વ અને તમોગુણમય સાક્ષાત્ પ્રકૃતિ એ તમારૂં સ્વરૂપ છે. સર્વના અધ્યક્ષ અને સર્વ શરીરોના વિકારોને જાણનાર પુરૂષ તમે છો. ઇંદ્રિયોથી ગ્રહણ કરવામાં આવતા પ્રકૃતિના પદાર્થોથી તમારૂં ગ્રહણ થતું નથી. જીવાદિકની ઉત્પત્તિથી પેહેલાંજ સ્વતઃસિદ્ધપણાથી રહેલા આપને દેહાદિકથી વીટાએલો કોણ જાણી શકે? વાસુદેવ, સર્વના કર્ત્તા અને પોતે પ્રકાશ કરેલા ગુણોથી જેનું સ્વરૂપ ઢંકાઈ રહ્યુંછે એવા આપ પરબ્રહ્મને નમસ્કાર કરીએ છિયે. આપ કે જે સર્વ શરીરોમાં રેહેતાં છતાં શરીરના સંબંધથી રહિત છો તેમના અવતાર, બીજાં પ્રાણીઓથી ન થઈ શકે એવાં અને જેઓનાથી તુલ્ય અથવા અધિક કોઇ ન હોય એવાં પરાક્રમો ઉપરથી જાણવામાં આવેછે. સર્વ લોકોને કલ્યાણ અને મોક્ષ આપવામાટે, સર્વ સુખોના અધિપતિ આપ હમણાં પોતાના અંશની સાથે અવતર્યા છો. હે પરમ કલ્યાણરૂપ! હે પરમ મંગલરૂપ! આપ કે જે વાસુદેવ, શાંત અને યાદવોના પતિ છો તેમને વારંવાર પ્રણામ કરીએ છિયે. હે પ્રભુ! અમે કે જેઓ તમારા દાસાનુદાસ છિયે તેમને આજ્ઞા કરો. અમોને નારદજીના અનુગ્રહથી આપનું દર્શન થયું છે. અમારી વાણી આપના ગુણોના વર્ણનમાં તત્પર રેહેજો, કાન આપની કથા સાંભળવામાં તત્પર રેહેજો, હાથ આપની સેવા કરવામાં તત્પર રેહેજો, મન આપના ચરણના સ્મરણમાં તત્પર રેહેજો, માથું આપના નિવાસરૂપ જગતને પ્રણામ કરવામાં તત્પર રેહેજો અને દૃષ્ટિ આપની મૂર્ત્તિ-

રૂપ સત્પુરૂષોનાં દર્શનમાં તત્પર રેહેજો.

શુકદેવજી કેહેછે.– દામણાંથી ખાંડણિયામાં બંધાએલા ગોકુલેશ્વર ભગવાને એપ્રમાણે તેઓની સ્તુતિ સાંભળી હસીને તેઓને કહ્યું કે–

**ભગવાન્ કેહેછે.– દયાળુ નારદજીએ તમે કે જેઓ લક્ષ્મીના મદથી અંધ થયા હતા તેઓને પોતાની વાણીથી લક્ષ્મીનો મદ ટાળી નાખવારૂપ અનુગ્રહ કર્યો હતો એ પ્રથમથીજ મારા જાણવામાં હતું.** સ્વધર્મથી વર્તનાર, બ્રહ્મવેત્તા અને તેઓમાં પણ વળી મારામાં ચિત્તનું અર્પણ કરનાર મહાત્માઓના દર્શનથી, સૂર્યના દર્શનથી જેમ નેત્રને બંધન રેહે નહિ તેમ પુરૂષને બંધન રેહેજ નહિ. તો હવે હે નલકૂબર ! તમે મને પરાયણ થઇને તમારે ઠેકાણે જાઓ. તમારે જોઇએ તેવો અને સંસારના બંધનને મટાડનાર મારામાં પ્રેમ થયોછે.

શુકદેવજી કેહેછે.– ખાંડણિયાથી બંધાએલા ભગવાને એપ્રમાણે કહેલા તે નલકૂબર અને મણિગ્રીવ, ભગવાનને પ્રદક્ષિણા કરી, વારંવાર પ્રણામ કરી આજ્ઞા માગીને ઉત્તર દિશામાં ગયા. ૪૩

**इत्युक्तौ तौ परिक्रम्य प्रणम्य च पुनःपुनः ।**
**बद्धोलूखलमामंत्र्य जग्मतुर्दिशमुत्तराम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**गोपा नंदादयः श्रुत्वा द्रुमयोः पततो रवम् ।**
**तत्राजग्मुः कुरुश्रेष्ठ निर्घातभयशंकिताः ॥१॥**

શુકદેવજી કેહેછે.– હે રાજા ! ઝાડ પડવાનો શબ્દ સાંભળીને વજ્રપાતના ભયથી બીનેલા નંદાદિક ગોવાળીઆઓ ત્યાં આવ્યા. ધરતીપર પડેલા યમલાર્જુનને જોઇ અને તેઓને પડવાનું કારણ પ્રત્યક્ષ છતાં પણ તેને નહિ જાણીને ભમીગયા. દામણાંમાંથી બંધાએલા બાલકને ખાંડણિયો ખેંચતા દીઠા તોપણ આ કોણે કર્યું ? શાથી થયું ? આશ્ચર્ય થયું અને ઉત્પાત થયો એમ ભય પામીને ભમવા લાગ્યા. છોકરાઓએ કહ્યું કે–'આ કૃષ્ણ વચમાં આવી જતાં તેણે આડું થએલું ખાંડણિયું ખેંચતાં ઝાડ પાડી નાખ્યાં અને તે ઝાડમાંથી બે પુરૂષ નીકળ્યા તેઓને પણ અમે દીઠા.' ગોવાળીઆઓમાં કેટલાએક તો બાલક ઝાડ ઉખેડી નાખે એ સંભવેજ નહિ એમ ગણીને તે છોકરાઓનું કેહેવું માન્યુંજ નહિ અને કેટલાએકના મનમાં સંદેહ પડી ગયો. દામણાંથી બંધાએલા અને ખાંડણિયાને ઘસડતા પોતાના પુત્રને જોઇને નંદરાયે હસતે મોઢે તેમને છોડ્યા. ગોપીઓએ પોરસાવવાથી કોઈ સમયે બાલકની પેઠે અને અણસમજુની પેઠે ભગવાન્ નાચતા હતા, કોઈ સમયે ગાતા હતા અને કોઈ સમયે લાકડાના યંત્રની પેઠે તેઓના સ્વાધીનમાંજ રેહેતા હતા. કોઈ સમયે ગોપીઓએ આજ્ઞા કરવાથી પાટલા, પાલી, પવાલાં અને ચાંખડી ઉપાડતા હતા. તેમજ પોતાનાં ભક્ત વ્રજજનોને રાજી કરવાસારૂ હાથ હલાવતા હતા. લોકમાં વિચક્ષણ પુરૂષોને 'હું ભક્તવશ્ય છું' એમ દેખાડતા ભગવાન્ પોતાની બાલચેષ્ટાઓથી વ્રજને આનંદ આપતા હતા. નંદરાય આદિ વૃદ્ધ ગોવાળીઆઓ ગોકુલમાં મોટા ઉત્પાત થતા જોઈ ભેળા થઇને વ્રજના કામનો વિચાર કરવા લાગ્યા તેઓમાં ઉપનંદ નામનો એક ગોવાળ કે જે દેશકાલના તત્ત્વને જાણનાર, જ્ઞાન તથા અવસ્થાથી મોટો અને બલભદ્ર તથા શ્રીકૃષ્ણનું પ્રિય કરનાર હતો તે બોલ્યો કે–'આપણને ગોકુલનું હિત કરવાની ઇચ્છા હોય તો અહીંથી નીકળવું જોઇએ; કેમ કે

* આ અગિયારમા અધ્યાયમાં વૃંદાવનમાં આવીને બાલકોની સાથે વાછડાંઓને પાળતા ભગવાને વત્સાસુર અને બકાસુરને માર્યા, એ કથા કેહેવામાં આવશે.

બાલકોનો નાશ કરે એવા મોટા ઉત્પાત અહીં આવેછે. બાલકોને મારનારી રાક્ષસીના હાથથી આ બાલક કેમે છુટેલ છે. ગાડું માથે ન પડ્યું એ પણ ઈશ્વરના અનુગ્રહથીજ. એક દૈત્ય વીતોળિયા વાયુના રૂપથી આને નિરાધાર આકાશમાં લઈગયો હતો અને પાછો શિલા ઉપર પડ્યો ત્યાંપણ આની મોટા દેવતાઓએ રક્ષા કરીછે. ઝાડની વચમાં આવી જતાં પણ આ અથવા બીજો કોઈ બાલક મરણ પામ્યો નહિ એ પણ ભગવાને રક્ષા કરી સમજવી. માટે હવે બીજો કોઇ ઉત્પાતી અનર્થ વ્રજમાં આવ્યો નથી તે પેહેલાં બાલકોને લઇને પરિવાર સહિત આપણે બીજે ઠેકાણે જઇશું. વૃન્દાવન નામનું વન પશુઓને અનુકૂલ, નવાં વનવાળું, અને ગોવાળીઆ, ગોપીઓ તથા ગાયોએ સેવવા જેવું છે અને એમાં પર્વત, ખડ અને લતાઓ પણ સારાં છે તેથી એ વૃંદાવનમાં આજજ જવું જોઇએ. માટે તમારી સહુની રૂચિ હોય તો તુરત ગાડાં જોડો અને ગાયોનાં ધણને આગળથી ચાલતાં કરો.' આ વાત સાંભળી એકમત થએલા ગોવાળીઆઓ 'સારૂં સારૂં' એમ બોલીને પોતપોતાનાં ગાડાં જોડી તથા તેઓપર સરસામાન ચડાવી ચાલ્યા. વૃદ્ધ, બાલકો અને સ્ત્રીઓને ગાડાંઓમાં બેસાડી તથા સઘળા સરસામાનને ગાડાંઓમાં ભરી સાવધાન અને ધનુષ જેઓએ હાથમાં લીધાં હતાં એવા ગોવાળીઆઓ ગાયોનાં ધણને આગળ કરી ચારેકોર શીંગડીઓ વગાડતા અને તુરીના મોટા શબ્દ કરતા કરતા ગુરૂલોકોને સાથે લઈ વૃંદાવનમાં ગયા. ગાડાંઓમાં બેઠેલી, સ્તન ઉપર લગાવેલાં નવાં કેસરથી શોભતી, સારાં વસ્ત્રવાળી અને જેઓએ ગળામાં પદક પેહેર્યાં હતાં એવી ગોપીઓ આનંદથી ભગવાનની લીલાઓનું ગાયન કરતી હતી. ભગવાન્ અને બલભદ્રની સાથે એક ગાડામાં બેઠેલી અને પુત્રની વાતો સાંભળવામાં તત્પર રહેલી યશોદા અને રોહિણી પોતાના પુત્રોનેલીધે શોભતી હતી. વૃંદાવન કે જે સર્વ કાલમાં સુખદાયી છે તેમાં પ્રવેશ કરીને ત્યાં ગાડાંઓવતે અરધા ચંદ્રમાના જેવો વ્રજનો આવાસ કર્યો. હે રાજા! વૃન્દાવન, ગોવર્દ્ધન, અને યમુનાજીના કાંઠાઓ જોઇને બલભદ્ર અને શ્રીકૃષ્ણને બહુજ આનંદ થયો. એપ્રમાણે બાલલીલાથી અને મનોહર વાકયોથી વ્રજવાસીઓને પ્રીતિ ઉપજાવતા બલભદ્ર અને શ્રીકૃષ્ણ યોગ્યકાળે વાછડાંઓને પાળનારા થયા. રમતનાં અનેક સાધનો રાખતા એ બાલકો બીજા બાલકોની સાથે વ્રજથી થોડેક છેટે વાછડાં ચારવા લાગ્યા. કોઈ સમયે વેણુ વગાડતા હતા, કોઈ સમયે બીલાં અને આમળાં આદિ પદાર્થોને ફેંકતા હતા, કોઇ સમયે ઘુઘરીઓવાળા પગથી પ્રહાર કરતા હતા અને કોઈ સમયે છોકરાઓજ ધાબળા ઓઢીને બળદ થતા હતા તેઓની સાથે રમતા હતા. કોઈ સમયે પોતે પણ બળદ જેવા થઈ નાદ કરતાં કરતાં સામસામા વઢતા હતા. કોઈ સમયે હંસ અને મયૂરાદિક પ્રાણીઓના, શબ્દથી ચાળા પાડીને પ્રાકૃત બાલકની પેઠે ફરતા હતા. એક સમયે એ શ્રીકૃષ્ણ અને બલભદ્ર પોતાના મિત્રોની સાથે યમુનાજીને કાંઠે વાછડાં ચારતા હતા ત્યાં તેઓને મારવાસારૂ દૈત્ય આવ્યો. વાછડાના રૂપથી વાછડાંના ટોળામાં મળી ગએલા તે દૈત્યને જોઇ, બલભદ્રને દેખાડતાં ભગવાન્ અજાણ્યાની પેઠે ધીરે ધીરે તેની પાસે આવ્યા. ભગવાને એના પુંછડા સોત પાછલા પગ ઝાલી ફેરવી ફેરવીને પ્રાણ કહાડી નાખતાં તેને કોઠના ઝાડમાં પછાડયો, તેથી કોઠ પડવા લાગ્યાં અને તેઓની સાથે મોટી કાયાવાળો એ દૈત્ય પણ પડયો. એ દૈત્યને જોઈ વિસ્મય પામેલા બાલકો 'વાહ વાહ' કેહેવા લાગ્યા અને બહુજ રાજી થએલા દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.

સર્વ લોકોના મુખ્ય પાલક એ બે ભાઇઓ વાછડાંઓના પાલક થઇને પ્રાતઃકાલનું જમણ સાથે લઈ વાછડાંઓને ચારતાં ચારતાં ફરતા હતા. એક દિવસેં સઘળા બાલકો પોતપોતાનાં વાછડાંનાં ટોળાંને પાણી પાવાસારૂ જલાશયની પાસે ગયા અને ત્યાં વાછડાંઓને પાણી પાઇને પોતે પાણી પીતા હતાં. એ બાલકોએ તે સ્થલમાં, વ્રજથી ભેદાઇને જાણે પર્વતનું શિખર પડેલું હોય એવું એક મોટું પ્રાણી દીઠું. એ મોટો બગલાના રૂપને ધારણ કરનાર બકાસુર હતો. તીખી ચાંચવાળો એ બલવાન્ બકાસુર આવીને તુરત ભગવાનને ગળી ગયો. શ્રીકૃષ્ણને મોટા બગલાએ ગળેલા જોઇને બલભદ્રાદિક બાલકો, પ્રાણવિના ઇંદ્રિયોની પેઠે જડ થઇ ગયા. નંદરાયના પુત્ર કે જે બ્રહ્માના પણ પિતા છે તેમણે અગ્નિની પેઠે બકાસુરનું તાળવું બાળવા માંડ્યું તેથી બકાસુરે તેમને ઓકી કાઢયા પણ પાછો બહુ ક્રોધનેલીધે બકાસુર તેમને ચાંચથી મારવા આવ્યો. સત્પુરૂષોના પતિ અને દેવતાઓને આનંદ આપનાર ભગવાને એ આવતા કંસના મિત્ર બકાસુરને તેની ચાંચના બે ભાગોમાં પકડી બીજા બાલકો જોતાં છતાં લીલામાત્રથી ફૂડાની પેઠે ચીરી નાખ્યો. એ સમયમાં સ્વર્ગના રેહેવાશીઓ બકાસુરને મારનાર ભગવાનને નંદનવનની મલ્લિકા આદિનાં પુષ્પોથી વધાવવા લાગ્યા અને દુંદુભિ, શંખનાદ તથા સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યા કે જે જોઇને ગોવાળીઆઓના બાલકો વિસ્મય પામી ગયા. ઇંદ્રિયો પ્રાણને પામીને જેમ સુખ પામે તેમ બકાસુરના મોઢામાંથી મૂકાએલા ભગવાનને પામી સુખ પામેલા બલભદ્રાદિક બાલકોએ ઠેકાણે આવેલા તે ભગવાનનું આલિંગન કર્યું અને પછી વાછડાંઓને એકઠાં કરી વ્રજમાં આવીને તે વાત સહુની પાસે કરી દેખાડી. એ વાત સાંભળી વિસ્મય પામેલા અને બહુજ પ્રીતિથી આદરયુક્ત થએલા ગોવાળીઆ અને ગોપીઓ, પરલોકથી આવેલાને જેમ જુવે તેમ તૃષ્ણાભરેલી આંખોથી જોવા લાગ્યાં અને બોલવા લાગ્યાં કે– 'અહો! આ બાલકને માથે ઘણી ઘણી ઘાતો આવી પણ જેઓ ઘાત કરવા આવ્યા તેઓનુંજ ભુંડું થયું; કેમ કે એ લોકોએ બીજાઓને ભય ઉત્પન્ન કરેલ હશે. એ લોકો ભયંકર છતાં પણ આ બાલકને પરાભવ કરી શકતા નથી. મારવાની ઇચ્છાથી આની પાસે આવીને, પતંગીઆ જેમ અગ્નિમાં પડીને નાશ પામે તેમ નાશ પામી જાયછે. અહો! વેદ જાણનારાઓનાં વચન કદી પણ ખોટાં પડે નહિ. મહાત્મા ગર્ગાચાર્ય જેવું કહી ગયા હતા તેવુંજ દેખવામાં આવ્યું.' એવી રીતે આનંદથી શ્રીકૃષ્ણ તથા બલભદ્રની વાતો કરતા અને આનંદ પામતા નંદાદિક ગોવાળીઆઓને સંસારની વેદના જાણવામાં પણ આવી નહિ. એપ્રમાણેજ છુપી જવું, સડક બાંધવી અને વાનરાની પેઠે ઠેકવું ઇત્યાદિક કુમાર અવસ્થાની રમતોથી એ બન્ને ભાઇઓએ વ્રજમાં કુમાર અવસ્થા કાઢી.

**एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे । निलायनैः सेतुबंधैर्मर्कटोत्प्लवनादिभिः ॥ ४८॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**क्वचिद्वनाशाय मनोदधद्व्रजात्प्रातः समुत्थाय वयस्यवत्सपान् । प्रबोधयन् शृंगरवेण चारुणा विनिर्गतो वत्सपुरस्सरो हरिः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.–કોઇ દિવસે વનમાંજ જમવાના વિચારથી પ્રાતઃકાલમાં ઉઠી સુંદર

* આ બારમા અધ્યાયમાં અજગરના રૂપથી આવેલા અને ગોવાળિયાઓ તથા વાછડાંઓને ગળી ગએલા અઘાસુરને ભગવાને ગળામાં ઊભીને માર્યો, એ કથા કેહેવામાં આવશે.

શીંગડીના શબ્દથી પોતાના મિત્ર ગોવાળિયાઓને જગાડીને વાછડાંનું ટોળું આગળ કરી ભગવાન્ વ્રજમાંથી નીકળ્યા. સ્નેહી અને સારાં સારાં શીકાં, છડીઓ, શીંગડી તથા વેણુઓને ધરનારા હજારો બાલકો હજારથી પણ વધુ સંખ્યાનાં પોતપોતાનાં વાછડાંઓને આગળ કરી પ્રીતિથી ભગવાનની સાથેજ નીકળ્યા. શ્રીકૃષ્ણનાં અસંખ્યાત વાછડાંઓની સાથે પોતાનાં વાછડાંઓનાં યૂથ કરી તેઓને ચારતા એ બાલકો સ્થલે સ્થલે વિહાર કરતા હતા. કાચ, ચણોઠી, મણિ અને સુવર્ણથી શણગારેલા હતા તોપણ ફળ, પાનડાં, ગુચ્છ, ફૂલ, મોરપીંછ અને ધાતુઓથી પોતપોતાનાં શરીરને શણગારતા હતા; એક બીજાનાં શીકાં આદિ પદાર્થોને ચોરતા હતા; જાણવામાં આવે એટલે દૂરથી ફેંકી દેતા હતા; તે સ્થલમાં ઊભા હોય તે વળી હસીને દૂરથી આપતા હતા; વનની શોભા જોવાસારૂ ભગવાન્ દૂર ગયા હોય તો તેમને 'હું પેહેલાં, હું પેહેલાં' એમ બોલી અડીઅડીને રમતા હતા; કોઈ વેણુ વગાડતા હતા; કોઈ ભ્રમરોની સાથે ગાતા હતા અને કોઈ કોયલોની સાથે ટૌકારા કરતા હતા. પક્ષીઓના ઓછાયાની સાથે દોડતા, હંસોની સાથે સારી રીતે ચાલતા, બગલાઓની સાથે બેસતા, મોરની સાથે નાચતા, વાનરાઓનાં પુછડાંઓને ખેંચતા, પુછડાં નહિ મૂકતાં વાનરાઓની સાથે ઝાડપર ચડીજતા, વાનરાઓની સાથે મોઢાં મરડતા, વૃક્ષોમાં ઠેંકતા, દેડકાંઓની સાથે ઠેકડા દેતા, નદી તથા ઝરણાંઓમાં નાહાતા, પોતાના ઓછાયાની હાંસી કરતા અને પરછંદાઓને ગાળો દેતા હતા. જેઓએ ઘણાં ઘણાં પુણ્ય કર્યાં હતાં એવા ગોવાળિઆઓ એપ્રમાણે ભગવાન્ કે જે વિદ્વાનોને બ્રહ્મ, સુખ અને અનુભવરૂપ જણાતા હતા, ભક્તલોકોને પરમ દૈવતરૂપ જણાતા હતા અને માયાથી મોહ પામેલાઓને મનુષ્યના બાલકરૂપ જણાતા હતા તેમની સાથે રમતા હતા. ( **બ્રહ્મવેત્તાઓને ભગવાનનો અનુભવજ મળેછે, ભક્ત લોકોને ભજનજ મળેછે પણ ગોવાળીઆઓને તો તેમની સાથે મિત્રભાવથી રમવાનું મળ્યું. અહો ભાગ્ય!** ) ઘણા જન્મોમાં કષ્ટ વેઠી વેઠીને મનને વશ્ય કરનારા યોગીઓને પણ જેના ચરણની રજ મળતી નથી તેજ પોતે ભગવાન્ પ્રત્યક્ષ રૂપથી વ્રજવાસીઓની પાસે રહ્યા માટે તેઓના ભાગ્યનું શું વર્ણન કરવું! પછી એ લોકોની સુખપૂર્વક ક્રીડાઓને નહિ ખમી શકતો મોટો અઘાસુર આવ્યો કે જેના કોઈ છિદ્રની, અમૃત પીનારા છતાં પણ પોતાના જીવિતને ઈચ્છનારા દેવતાઓ પણ વાટ જોતા હતા. કંસે મોકલેલા અને પૂતના તથા બકાસુરના નાહાના ભાઇ અઘાસુરે શ્રીકૃષ્ણાદિક બાલકોને જોઇને વિચાર કર્યો કે— 'આ કૃષ્ણ મારાં બે સહોદરનો નાશ કરનાર છે માટે તેઓને ઠેકાણે આ કૃષ્ણને તેના સૈન્યની સાથે હું મારીશ. આ છોકરાઓ જ્યારે મારાં સહોદરોને તિલ અને જલરૂપ કરવામાં આવશે ત્યારે વ્રજવાસીઓ મુવાજેવાંજ થઈ રેહેશે. પ્રાણ ગયા પછી દેહની શી ચિંતા છે? પ્રાણીઓના પ્રાણરૂપ તો છોકરાંજ છે.' એવો નિશ્ચય કરી એ ખલ અઘાસુર સહુને ગળીજવાની આશાથી અજગરનું મોટું અદ્ભુત રૂપ ધરીને માર્ગમાં સૂતો. એ અજગર એક યોજન લાંબો હતો, મોટા પર્વત જેવો જાડો હતો, ગુફા જેવું મોઢું ફાડયું હતું, નીચલો હોઠ ધરતીપર હતો, ઊપલો હોઠ વાદળાંને અડી રહ્યો હતો, ગલોફાં ગુફા જેવાં હતાં, દાઢો પર્વતનાં શિખરો જેવી હતી, મોઢાંની અંદરનો ભાગ અંધારા જેવો હતો, જીભ લાંબી સડક જેવી હતી, શ્વાસ કઠોર પવન જેવો હતો અને આંખો દાવાનલ જેવી ઊની હતી. એ અજગરને જોઇ તેને ભૂલથી વૃન્દાવનની સંપત્તિ માનીને સઘળા બાલકો રમતાં રમતાં તેમાં અજગર

સર્પના ફાડેલા મોઢાંની ઉત્પ્રેક્ષા કરવા લાગ્યા કે– 'અહો ! મિત્રો ! આ આપણની સામે જે દેખાયછે તે કોઇ પ્રાણી જેવું દેખાય છે કે નહિ ? અને તેમાં પણ આપણને ગળીજવાસારૂ ફાડેલા અજગરના મોઢા જેવું લાગેછે કે નહિ ? તે કહો. સાચેસાચ સૂરજની કિરણોથી રાતું વાદળું ઉપલા હોઠ જેવું લાગેછે તે જુવો. તે વાદળાની છાયાથી રાતો જણાતો આ કાંઠો નીચલા હોઠ જેવો લાગેછે. આ ડાબી અને જમણી પર્વતની બે ગુફાઓ ગલોફા જેવી લાગેછે. આ ઊંચા શિખરની પંક્તિઓ અજગરની દાઢો જેવી જણાયછે. આ લાંબો અને પોહોળો માર્ગ જીભ જેવો જણાયછે. શિખરોની અંદરનું આ અંધારૂં અજગરના મોઢાના મધ્યભાગ જેવું જણાયછે. દાવાનલથી ઊનો આ કઠોર વાયુ શ્વાસ સરખો જણાયછે તે જુવો. દાવાનલથી બળી ગએલાં પ્રાણીઓનો આ દુર્ગંધ અજગરે ખાધેલા માંસના ગંધ જેવો જણાયછે. આમાં આપણે પેશશું તો આ આપણને ગળી જશે ? અને જો ગળી જશે તો બગલાની પેઠે આ કૃષ્ણના હાથથી તુરત નાશ પામશે.' એમ બોલતા અને ભગવાનના સુંદર મોઢાની સામું જોતા એ બાલકો તાળીઓ પાડતા પાડતા ગયા. એને રાક્ષસ જાણતા અને સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા ભગવાને એપ્રમાણે અજાણ્યા લોકોની પરસ્પર ભૂલથી થતી વાત સાંભળી, સાચાનું ખોટું ઠરેછે એમ વિચારી તે મિત્રોને અટકાવવાનું મન કર્યું તેટલામાં તો તે વાછડાંસહિત બાલકો અઘાસુરના પેટની અંદર પેશી ગયા. એઓ પેટની અંદર આવ્યા તોપણ પોતાના બે સહોદરના મરણને સંભારતો અઘાસુર, ભગવાનના પ્રવેશની વાટ જોતો હતો તેથી તેણે એ વાછડાંસહિત બાલકોને પચાવી દીધાં નહિ. સર્વને અભય આપનાર ભગવાન્ પોતાના હાથમાંથી નીકળી ગએલા અને જેઓનો બીજો કોઈ ધણી નથી એવા એ દીન પ્રાણીઓને અઘાસુરના જઠરાગ્નિમાં ઘાસ થવાના જાણી દયાથી પીડાઇને અને દૈવના કર્તવ્યથી વિસ્મય પામીને વિચાર કરવા લાગ્યા કે–'હવે અહીં શું કરવું ? આ દુષ્ટ અઘાસુર જીવે નહિ અને આ ભલાં પ્રાણીઓ મરે નહિ એ બે વાત શી રીતે થાય ?' એમ વિચાર કરી અને પછી તેના ઉપાયનો નિશ્ચય કરી અને સર્વજ્ઞ ભગવાન્ અઘાસુરના મોઢામાં પેઠા. એ સમયમાં વાદળાં આડાં દઇને ઉભેલા દેવતાઓ ભયથી હાહાકાર કરવા લાગ્યા અને અઘાસુરના સંબંધી કંસાદિક રાક્ષસો રાજી થયા. હાહાકાર સાંભળી અવિનાશી શ્રીકૃષ્ણ ભગવાન્ એ અઘાસુર કે જે બાલકો અને વાછડાંસહિત પોતાને ચૂર્ણ કરવા ઇચ્છતો હતો તેના ગળામાં તુરત વૃદ્ધિ પામ્યા. એમ થવાથી ગળું રોકાઇ જતાં આમતેમ તરફડિયાં મારતા અને જેની આંખો નીકળી પડી એવા અઘાસુરના દેહની અંદર બહુજ ભરાએલો અને રોકાએલો પવન તેનું બ્રહ્મરંધ્ર ફાડી નાખીને બહાર નીકળી ગયો. પવનની સાથેજ તેની સઘળી ઇંદ્રિયો પણ બહાર નીકળી ગયા પછી મરણ પામેલા ગોવાળિયા અને વાછડાંઓને પોતાની અમૃતદૃષ્ટિથી જીવતાં કરી તેઓની સાથે શ્રીકૃષ્ણ ભગવાન્ અઘાસુરના મોઢામાંથી નીકળ્યા. એ અજગરના પુષ્ટ દેહમાંથી નીકળેલું, મહા અદ્‌ભુત અને પોતાના પ્રકાશથી દશે દિશાઓને પ્રજ્વલિત કરતું તેજ કે જે ભગવાનના નીકળવાની વાટ જોઇને આકાશમાં રોકાઇ રહ્યું હતું, તે દેવતાઓ જોતાં છતાં ભગવાનમાં પેશી ગયું. પછી બહુજ રાજી થએલા દેવતાઓએ પુષ્પથી, અપ્સરાઓએ નાચથી, સારૂં ગાનારાઓએ ગાયનથી, વાજાંવાળાઓએ વાજાંથી, બ્રાહ્મણોએ સ્તુતિઓથી અને પાર્ષદોએ જય જય શબ્દથી, ભગવાન્ કે જેમણે પોતાનું કાર્ય કર્યું તેમની પૂજા કરી. એ અદ્‌ભુત સ્તોત્ર, સારાં વાજાં, ગા-

યન અને જયઘોષાદિકના અનેક ઉત્સવવાળા મંગલ શબ્દોને પોતાના ધામની પાસે સાંભળી તુરત વૃન્દાવનમાં આવેલા બ્રહ્મા શ્રીકૃષ્ણનો મહિમા જોઇને વિસ્મય પામી ગયા. હે રાજા! વૃન્દાવનમાં સુકાઈ ગએલું એ અદ્ભુત અજગરનું ચામડું ઘણા કાળસુધી વ્રજવાસીઓને રમવાની ગુફારૂપ થયું. પોતાને મરણથી છોડાવ્યા અને અઘાસુરને સંસારથી છોડાવ્યો એ કામ ભગવાને કુમાર[1] અવસ્થામાં (પાંચમે વર્ષે) કર્યું તે જોઇને વિસ્મય પામેલા બાલકોએ ભગવાનના છઠ્ઠા વર્ષમાં એટલે વચમાં એક વર્ષ વીતી ગયા પછી 'આ કામ આજ થયું' એમ ગોકુલમાં કહ્યું. માયાથી મનુષ્યના બાલક થએલા અને વાસ્તવ સ્વરૂપે સર્વના આદિકારણરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણના સ્પર્શથી પાપ ધોવાઇ જતાં અઘાસુર પણ નીચ લોકોને નજ મળે એવાં ભગવદ્રૂપપણાને પામ્યો એ વાત આશ્ચર્યરૂપ સમજવી નહિ. કેમ કે જેની કેવળ મનોમય મૂર્ત્તિને પ્રલ્હાદાદિક પુરૂષોએ બલાત્કારથી મનમાં ધરી હતી તોપણ તેઓને મુક્તિ મળી છે ત્યારે નિરંતર આત્મસુખના અનુભવથી માયાનો તિરસ્કાર કરનાર એ ભગવાન્ પોતેજ અઘાસુરના શરીરમાં પેશતાં અઘાસુરને મુક્તિ મળે એમાં તો શીજ નવાઈ?

સૂત શૌનકાદિકને કેહેછે.—હે બ્રાહ્મણો! એપ્રમાણે પોતાના રક્ષક ભગવાનનું વિચિત્ર ચરિત્ર સાંભળીને તેમાંજ જેનું ચિત્ત લાગી રહ્યું એવા પરીક્ષિત રાજાએ વ્યાસના પુત્ર શુકદેવજીને પાછો પણ તેસંબંધીજ પવિત્ર પ્રસંગ પૂછ્યો.

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મહારાજ! ભગવાને કુમાર અવસ્થામાં જે કામ કર્યું તે કામ બાલકોએ ભગવાનની પૌગંડ અવસ્થામાં કહ્યું તો અન્યકાલમાં થએલી વાત તે કાલમાં થવી શીરીતે સંભવે? હે ગુરૂ! હે મોટા યોગી! એ વિષય મારી પાસે કહો; કેમ કે તે સાંભળવાનો મને મોટો ઉત્સાહ છે. ઘણું કરીને એ ભગવાનનીજ માયા હોવી જોઇએ, એમાં સંશય નહિ. હે ગુરૂ! અમે માત્ર નામનાજ ક્ષત્રિય છતાં પણ આપની પાસેથી ભગવાનની પવિત્ર કથારૂપ અમૃત પીએ છિયે માટે ભાગ્યશાળી છિયે.

સૂત કેહેછે.—હે મોટા વૈષ્ણવોમાં ઉત્તમ શૌનક મુનિ! એપ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછીને ભગવાનનું સ્મરણ આપતાં પ્રથમ તો શુકદેવજીની સઘળી ઇંદ્રિયો ભગવાનમાંજ લીન થઇ ગઈ પણ પછી માંડ માંડ બહિર્વૃત્તિ આવતાં શુકદેવજીએ તેમને ધીરજથી ઉત્તર આપ્યો.

**इत्थंस्म पृष्टः स तु बादरायणिस्तत्स्मारितानंतहृताऽखिलेंद्रियः। कृच्छ्रात्पुनर्लब्धबहिर्दृशिः शनैः प्रत्याह तं भागवतोत्तमोत्तम ॥ ४४ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**साधु पृष्टं महाराज त्वया भागवतोत्तम। यन्नूतनयसीशस्य शृण्वन्नपि कथां मुहुः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે વૈષ્ણવોમાં ઉત્તમ મોટા રાજા! તમે રૂડું પૂછ્યું. ભગવાનની કથાને સાંભળતાં છતાં પણ તમે વારંવાર નવી જેવી કરોછો. સાર ગ્રહણ કરનારા સત્પુરૂષોનાં વાણી, કાન અને ચિત્ત જોકે ભગવાનની કથાંમાંજ લાગી રહેલાં હોયછે, તોપણ જેમ સ્ત્રીલંપટ પુરૂષોનો સ્વભાવ

[1] પાંચ વર્ષસુધી કુમાર અવસ્થા, દશ વર્ષસુધી પૌગંડ અવસ્થા, પંદર વર્ષસુધી કિશોર અવસ્થા અને પંદરમાં વર્ષ પછી યૌવન અવસ્થા ગણાયછે.

* આ તેરમા અધ્યાયમાં બ્રહ્મા માયા કરીને વાછડાં અને બાલકોને હરીજતાં ભગવાને તે સર્વરૂપ થઇને એક વર્ષસુધી પ્રથમના જેવીજ લીલા કરી, એ કથા કેહેવામાં આવશે.

સ્રીઓની વાર્ત્તાને ક્ષણે ક્ષણે નવીન જેવી કરવાનો હોયછે તેમ તે સત્પુરૂષોનો સ્વભાવ પ્રત્યેક ક્ષણે ભગવાનની વાર્ત્તાને સારી રીતે નવીન જેવી કરવાનો હોયછે. હે રાજા! સાવધાન થઇને સાંભળો. આ વાત છાની છે તોપણ તમારી પાસે કહુંછું; કેમ કે ગુરૂઓએ સ્નેહવાળા શિષ્યની પાસે છાની વાત પણ કેહેવી જોઇએ. એપ્રમાણે વાછડાં અને ગોવાળીઆઓની અઘાસુરના મુખરૂપ મૃત્યુથી રક્ષા કરતાં તેઓને નદીને કાંઠે લાવી ભગવાને કહ્યું કે–'અહો! હે મિત્રો! આ કાંઠો આપણને રમવાની સગવડવાળો અને અત્યંત રમણીય છે. અહીંની રેતી કોમળ અને સ્વચ્છ છે. ઉઘડેલાં ઘણાં ઘણાં કમલોના સુગંધથી ખેંચાઇ આવેલા ભ્રમરો અને પક્ષીઓના જલમાં થતા શબ્દોના પડછંદાઓથી શોભી રહેલાં ઝાડ ચારેકોર વ્યાપ્ત થઇ રહ્યાંછે. અહિં બેસીને આપણે જમવું છે. દિવસ ચડી ગયો છે અને ભૂખ લાગીછે. વાછડાંઓને પાણી પીને આપણના સમીપમાં ધીરે ધીરે ખડ ચરવા દીયો.' એ ભગવાનનાં વચનનો સ્વીકાર કરી સઘળા બાલકો વાછડાંઓને પાણી પાઇ તથા તેઓને લીલાં ખડવાળા પ્રદેશમાં રોકી શીંકા ધરતીપર મૂકીને ભગવાનની સાથે આનંદથી જમવા લાગ્યા. વનમાં ભગવાનની ચારેકોર ઘણી પંક્તિઓનાં મંડલ કરીને સાથે બેઠેલા, પ્રફુલ્લિત દૃષ્ટિવાળા અને ભગવાનની સામાં જેઓએ મોઢાં રાખ્યાં હતાં એવા વ્રજના બાલકો, કમલની ડોડીને ફરતી પાંખડીઓની પેઠે શોભતા હતા. કેટલાએક બાલકો ફૂલનાં, કેટલાએક ફૂલની પાંખડીઓનાં; કેટલાએક પાનડાંનાં, કેટલાએક અંકુરનાં, કેટલાએક ફળનાં, કેટલાએક શીકાંનાં, કેટલાએક વૃક્ષની છાલનાં અને કેટલાંએક છીપરોનાં વાસણ કરીને જમતા હતા. પોતપોતાના જમણના નોખનોખા સ્વાદને પરસ્પર દેખાડતા, હસતા અને હસાવતા બાલકો ભગવાનની સાથે જમતા હતા. એ બાલકોમાં યજ્ઞભોક્તા ભગવાન્ પણ જમતા હતા. એ સમયમાં ભગવાને પેટ ઉપરના વસ્રની અંદર વેણુ ધર્યો હતો. શીંગડી અને છડી કાખમાં લીધાં હતાં. ડાબા હાથમાં દહિ-ભાતનો કોળીયો ધર્યો હતો. ફળનાં અથાણાં આંગળીઓમાં લીધાં હતાં. ફરતા પોતાના મિત્રોની વચમાં બેઠા હતા. પોતાનાં હાંસીનાં વચનોથી હસાવતા હતા અને એ લીલાને દેવતાઓ જોઇ રહ્યા હતા. હે રાજા! એપ્રમાણે ગોવાળીઆઓ જમવા લાગતાં અને તેઓનાં ચિત્ત ભગવાનમાં લાગી જતાં વાછડાંઓ ખડની લાલચથી વનની અંદર દૂર ચાલ્યાં ગયાં. વાછડાંઓ દૂર જતાં રેહેતાં ગોવાળીઆઓને બીનેલા જોઇ ભગવાન્ કે જેથી જગતનો ભય પણ બીએછે તેમણે તેઓને કહ્યું કે–'હે મિત્રો! જમવું છોડશો નહિ, હું જઇને વાછડાંઓને અહીં લાવુંછું.' એપ્રમાણે કહી હાથમાં કોળિયા સોત પર્વતો, ગુફાઓ, કુંજો અને વિષમ સ્થલોમાં પોતાનાં વાછડાંઓને શોધવાસારૂ ભગવાન્ ત્યાંથી પધાર્યા. હે રાજા! એ અવકાશ મળતાં બ્રહ્મા કે જે પ્રથમ ભગવાને કરેલો અઘાસુરનો મોક્ષ જોવાથી પરમ વિસ્મય પામીને આકાશમાંજ ઉભા હતા તે, ભગવાનનો બીજો પણ ઉત્તમ મહિમા જોવાસારૂ અહીંથી બાલકોને અને ત્યાંથી વાછડાંઓને બીજા સ્થલમાં લઇ જઇને પોતે અંતર્ધાન થઈ ગયા. પછી વાછડાંઓ નહિ જોવામાં આવતાં ભગવાન્ પાછા કાંઠે આવ્યા ત્યાં બાલકો પણ જોવામાં નહિ આવતાં એ બન્નેને ચારેકોર શોધવા લાગ્યા. સર્વના સાક્ષી ભગવાન્ વનમાં કોઈ પણ સ્થલે વાછડાંઓને અને ગોવાળીઆઓને નહિ દેખીને 'એ સઘળું બ્રહ્માએ કર્યું છે' એમ તુરત જાણી ગયા. પછી જગતના કર્ત્તા ઈશ્વિર ભગવાન્ વાછડાં અને ગોવાળિયાની માતાઓને તથા બ્રહ્માને

કિરણો ઝેર જેવાં ઉલ્બણ હોવા છતાં પણ હરી શકતાં નથી. એ પુષ્પની સંપત્તિવાળું વન કે જેમાં વિચિત્ર પ્રકારના પશુઓ અને પક્ષીઓ શબ્દ કર્યા કરતાં હતાં, મયૂર અને ભ્રમરો ગાતા હતા અને કોયલ તથા સારસો નાદ કરી રહ્યાં હતાં તેમાં ક્રીડા કરવાસારૂ, વેણુ વગાડતા અને ગાયોના ધણથી વીટાએલા શ્રીકૃષ્ણ ભગવાન્ બલભદ્ર અને ગોવાળીઆઓની સાથે પધાર્યા. કુંપળીઆં, મોરપીંછ, ગુચ્છ, માળા અને ધાતુઓથી જેઓએ શણગાર કરી લીધા હતા એવા બલભદ્ર અને શ્રીકૃષ્ણાદિક ગોવાળીઆઓ નાચવા લાગ્યા, મલ્લયુદ્ધ કરવા લાગ્યા અને ગાવા લાગ્યા. શ્રીકૃષ્ણ ભગવાન્ નાચ કરતાં કેટલાએક ગોવાળીઆઓ ગાતા હતા, કેટલાએક ગોવાળીઆઓ વેણુ, હાથનાં તળાં અને શીંગડીઓ વગાડતા હતા અને કેટલાએક વખાણતા હતા. ગોવાળીઆંઓની જાતમાં ગુપ્ત રહેલા એ ગોવાળીઆરૂપી દેવતાઓ જેમ નટો નટને વખાણે તેમ શ્રીકૃષ્ણ અને બલભદ્રને વખાણતા હતા. કાકપક્ષ (જલફાં) ને ધરનારા એ બન્ને ભાઇઓ કોઈ સમયે ફેરવવાં, ઠેકવાં, પછાડવાં, ટોકવાં અને ખેંચવાં ઇત્યાદિક મલ્લયુદ્ધના પ્રકારોથી ક્રીડા કરતા હતા. હે રાજા ! કોઈસમયે બીજાઓ નાચતાં એ બે ભાઇઓ પોતે ગાતા હતા, વાજાં વગાડતા હતા અને વાહ વાહ કરીને વખાણતા હતા. કોઈ સમયે બીલાંઓથી, કોઈ સમયે દડાઓથી, કોઈ સમયે આમળાંઓની મુઠીઓથી, કોઈ સમયે સ્પર્શ કરવા ન દેવાથી, કોઇ સમયે આંખ-વીચામણથી, કોઇ સમયે પશુ અને પક્ષીઓની ચેષ્ટાઓથી, કોઇ સમયે દેડકાની પેઠે ઠેકવાથી, કોઈ સમયે અનેક પ્રકારનાં હાસ્યોથી, કોઇ સમયે હીંચકાથી અને કોઈ સમયે રાજાની ચેષ્ટાથી રમતા હતા. એપ્રમાણે એ બે ભાઇઓ લોકમાં પ્રસિદ્ધ રમતોથી વનમાં ક્રીડા કરતા કરતા નદીઓ, પર્વતોની ગુફાઓ, નિકુંજો, વનો અને તળાવોમાં ફરતા હતા. એ વનમાં બલભદ્ર અને શ્રીકૃષ્ણ, ગોવાળીઆઓની સાથે પશુઓને ચારતા હતા ત્યાં તેઓને હરીજવાની ઇચ્છાથી ગોવાળીઆનું રૂપ ધરીને પ્રલંબાસુર આવ્યો. સર્વજ્ઞ શ્રીકૃષ્ણ ભગવાન્ એ દૈત્યને જાણી ગયા હતા તોપણ તેના વધનો વિચાર કરવાસારૂ પ્રથમ તેમણે તેની સાથે મિત્રતા સ્વીકારી લીધી. પછી ક્રીડાઓના પ્રકારને જાણનારા ભગવાને ગોવાળીઆઓને બોલાવી કહ્યું કે–"હે ગોવાળીઆઓ ! આપણે યથાયોગ્ય રીતે બે ટોળામાં વેંચાઇને વિહાર કરીશું."–પછી એ રમતમાં ગોવાળીઆઓએ બલભદ્ર અને શ્રીકૃષ્ણને બે ટોળાંના પટેલ કર્યા. કેટલાએક ભગવાનની ટોળીમાં મળ્યા અને બીજાઓ બલભદ્રની ટોળીમાં મળ્યા. જેઓ જીતે તેઓ માથે બેસે અને હારે તેઓ એઓને ઉપાડે એવી રીતની અનેક પ્રકારની રમતો તેઓ કરવા લાગ્યા. ઉપાડતા, ચડી બેસતા અને ગાયોને ચારતા એ શ્રીકૃષ્ણાદિક ગોવાળીઆઓ ભાંડીરક નામના વડસુધી જતા હતા. બલભદ્રની ટોળીવાળા શ્રીદામા અને વૃષભઆદિ ગોવાળીઆઓ જ્યારે રમતમાં જીત્યા ત્યારે કૃષ્ણાદિક ગોવાળીઆઓ તેઓને ઉપાડવા લાગ્યા. હારી ગએલા શ્રીકૃષ્ણે શ્રીદામાને પોતાની પીઠપર ઉપાડયો, ભદ્રસેને વૃષભને ઉપાડયો અને પ્રલંબાસુરે બલભદ્રને ઉપાડયો. બલભદ્રને ઉપાડી ચાલેલો પ્રલંબાસુર શ્રીકૃષ્ણને બલવત્તર જાણી તેમની દૃષ્ટિ ચુકાવવા સારૂ બહુજ ઉતાવળો ચાલીને ઉતારવાના સ્થાનકની પેલી કોર ઘણે દૂર ગયો. મોટા પર્વત જેવા ભારવાળા બલભદ્રને ઉપાડનાર, વેગ બંધ પડી જવાથી જેણે દૈત્યજાતનું શરીર ધરી લીધું એવો અને સોનાના ઘરેણાંવાળો તે પ્રલંબાસુર, ચંદ્રમાને ધારણ કરનાર અને વીજળીના ઝબકારાવાળા મેઘની પેઠે શોભવા લાગ્યો. આકાશસુધી પોહોંચેલું,

અત્યંત વેગથી દીપ્ત દૃષ્ટિવાળું, ભ્રમરો સાથે લાગેલી ઉગ્ર દાઢોવાળું, બળતી શિખાવાળું અને કડાં, મુકુટ તથા કુંડળની કાંતિથી અદ્ભુત લાગતું એ દૈત્યનું શરીર જોઇને બલભદ્ર કાંઇક ત્રાસ પામ્યા. પછી સ્મૃતિ આવતાં નિર્ભય થએલા બલભદ્રે આકાશમાર્ગથી પોતાના માલની પેઠે પોતાને લઈ જતા એ દૈત્યને, ઇંદ્રે જેમ વજ્રના વેગથી પર્વતને હાર દીધો તેમ ક્રોધવતે તેના માથામાં પ્રહાર દીધો. પ્રહાર વાગવાથી તુરત માથું ફાટી જતાં મોહોડામાંથી લોહી નાખતો, શરીરનું ભાન ભુલી ગએલો અને મોટો નાદ કરતો એ પ્રલંબાસુર મરણ પામીને, ઇંદ્રના આયુધથી હણાએલા પર્વતની પેઠે પડયો. બળવાળા બલભદ્રે પ્રલંબાસુરને મારેલો જોઇને બહુજ વિસ્મય પામેલા ગોવાળીઆઓ વાહ વાહ કેહેવા લાગ્યા. આશીર્વાદ દેતા અને ચિત્તમાં પ્રેમથી વ્યાકુલ થએલા ગોવાળીઆઓ, વખાણવાને યોગ્ય અને જાણે મરણ પામીને પાછા આવ્યા હોય એવા બલભદ્રનું આલિંગન કરીને વખાણવાં લાગ્યા. પાપી પ્રલંબાસુર મરી જતાં બહુજ આનંદ પામેલા દેવતાઓએ બલભદ્ર ઉપર ફુલની વૃષ્ટિ કરી અને 'સારૂં થયું, સારૂં થયું' એમ કહ્યું.

**पापे प्रलंबे निहते देवाः परमनिर्वृताः। अभ्यवर्षन् बलं माल्यैः शशंसुः साधुसाध्विति ३२**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**क्रीडासक्तेषु गोपेषु तद्गावो दूरचारिणीः। स्वैरं चरंत्यो विविशुस्तृणलोभेन गव्हरम् ॥**

શુકદેવજી કેહેછે.—ગોવાળીઆઓ રમતમાં લાગી જતાં દૂર નીકળી ગએલી અને પોતાની ઇચ્છાપ્રમાણે ચરતી ગાયો ખડની લાલચથી ધાટા વનમાં ચાલી ગઈ. એક વનમાંથી બીજા વનમાં જતાં ગરમીથી તરશી થએલી અને ચીસો નાખતી ગાયો મુંજ જાતના ખડના ધાટા વનમાં પેશી ગઇ. પશુઓને નહિ દેખવાથી પસ્તાવો પામેલા શ્રીકૃષ્ણ અને બલભદ્રાદિક ગોવાળીઆઓ શોધવા લાગ્યા પણ 'ગાયો ક્યાં ગઇ' એ જાણવામાં આવ્યું નહિ. જીવિકાનું સાધન જતું રહેતાં મુંઝાઇ ગએલા તે ગોવાળીઆઓ, ગાયોની ખરીઓ અને દાંતોવતે કપાએલાં ખડ ઉપરથી અને ધરતીમાં ઉઠેલાં તેઓનાં પગલાં ઉપરથી તે ગાયોના માર્ગમાં ગયા. પછી થાકેલા અને તરશ્યા થએલા તે ગોવાળીઆઓએ મુંજના વનમાં ભુલું પડેલું અને ચીસો નાખતું પોતાની ગાયોનું ધણ મળતાં ત્યાંથી તેને પાછું વાળ્યું. ભગવાને મેઘનાદ સરખી ગંભીર વાણીથી બોલાવેલી તે ગાયો પોતાના નામના શબ્દ સાંભળીને આનંદથી સામો નાદ કરવા લાગી. ત્યાં યદૃચ્છાથી વનમાં રેહેનારાંઓનો ક્ષય કરનાર, વાયુએ વધારેલો અને ભયંકર ઊંબાડીઆંઓથી સ્થાવરજંગમોને બાળી નાખતો મોટો દાવાનલ ચારેકોરથી લાગ્યો. ચારેકોરથી આવતા એ દાવાનલને જોઇને ગોવાળીઆ અને ગાયો ભય પામ્યાં. પછી જેમ સંસારના ભયથી પીડાએલા લોકો શરણે જઈને ઇશ્વરની પ્રાર્થના કરે તેમ ગોવાળીઆઓએ શરણે જઇને બલભદ્રસહિત શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી કે—"હે કૃષ્ણ! હે મોટા બળવાળા! હે બલભદ્ર! હે અપાર પરાક્રમવાળા! અમો કે જેઓ દાવાનલથી બળતા અને શરણાગત છીએ તેઓની તમારે રક્ષા કરવી જોઇએ. હે કૃષ્ણ! હે સર્વ ધર્મોને જાણનાર! તમારા બાંધવોને પીડા નહિ થવી જોઇએ. અમારા નાથ અને પરમ શરણ તમેજ છો."

---

* આ ઓગણીશમા અધ્યાયમાં મુંજારણ્યમાં પેઠેલા ગોવાળીઆ અને ગાયોની ભગવાને દાવાનલ પીને તેથી રક્ષા કરી, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કહેછે.–બંધુઓનું એ દીન વચન સાંભળીને ભગવાને કહ્યું કે–"બીઓ મા. આંખ્યો વીચી જાઓ." "ઠીક" એમ કહીને તે સઘળાઓ આંખ્યો વીચી જતાં યોગેશ્વર ભગવાને પોતાના મુખવતે ભયંકર દાવાનલને પી જઇને તેઓને કષ્ટમાંથી મુકાવ્યા. પછી ક્ષણમાત્રમાંજ ભાંડીર વડની પાસે પોહોંચાડી દીધેલા તે ગોવાળીઆઓ આંખ્યો ઉઘાડીને જોવે ત્યાં પોતાને અને ગાયોને દાવાગ્નિથી મુકાએલાં જોઇને વિસ્મય પામ્યા.* યોગમાયાના પ્રભાવવાળું તે ભગવાનનું, પોતાની દાવાગ્નિથી રક્ષા કરવારૂપ યોગબળ જોઇને તે ગોવાળીઆઓ ભગવાનને દેવ માનવા લાગ્યા. ગોવાળીઆઓએ સ્તુતિ કરાતા ભગવાન્ સાયંકાળે ગાયોને પાછી વાળીને વેણુ વગાડતા વગાડતા બલભદ્રસહિત ગોકુલમાં પધાર્યા. ગોપીઓ કે જેઓને ભગવાન્‌વિના એક ક્ષણ સો યુગ જેવો જતો હતો તેઓને ભગવાનના દર્શનથી મોટો આનંદ થયો.

**गोपीनां परमानंद आसीद्गोविंददर्शने। क्षणं युगशतमिव यासां येन विनाभवत् ॥ १६ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥†

**तयोस्तदद्भुतं कर्म दावाग्नेर्मोक्षमात्मनः। गोपाः स्त्रीभ्यः समाचख्युः प्रलंबवधमेव च ॥ १ ॥**

શુકદેવજી કહેછે.–ગોવાળીઆઓએ વ્રજમાં જઇને પોતાને દાવાગ્નિથી મુકાવવારૂપ અને પ્રલંબાસુરને મારવારૂપ એ બે ભાઇઓનું અદ્ભુત કર્મ પોતાની સ્રીઓ પાસે કહી દેખાડ્યું. વૃદ્ધ ગોવાળીઆ અને ગોપીઓ તે વાત સાંભળી વિસ્મય પામ્યાં અને "ભગવાન્ તથા બલભદ્ર, એ કોઈ વ્રજમાં મોટા દેવ આવ્યા છે" એમ માનવા લાગ્યાં. પછી સર્વ પ્રાણીઓને ઉત્પત્તિ અને જીવન આપનારી વર્ષાઋતુ આવી. સૂર્ય અને ચંદ્રમાને કુંડાળાં થવા લાગ્યાં. આકાશમાં ગડબડાટ ઉઠયો. વીજળી અને ગર્જનાઓસહિત ઘાટાં શ્યામ વાદળાંઓથી ઢંકાએલું અને જેમાં પ્રકાશ સ્પષ્ટ દેખાતો ન હતો એવું આકાશ, ત્રણ[1] ગુણોથી ઢંકાએલા જીવના સ્વરૂપની પેઠે જણાવા લાગ્યું. રાજા જેમ સમયપર પ્રજાપાસેથી ધન લઇને સમયપર પાછું આપેછે તેમ સૂર્યનારાયણ પણ, આઠ મહિના સુધી પૃથ્વીનું જલરૂપ ધન કે જે પોતે પોતાનાં કિરણોથી લીધું હતું તેને સમય આવતાં પાછું મુકવા લાગ્યા. દયાળુ પુરૂષો જેમ દુઃખીજનને જોઇને તેઓને સુખી કરવામાટે દયાથી ધ્રુજીને પોતાનું જીવન પણ મુકી દે તેમ મોટા મેઘ વીજળીરૂપ નેત્રથી જગતને તાપ પામેલું જોઈ ભારે પવનથી ધ્રુજીને જીવન (જલ) મુકવા લાગ્યા. જેમ સકામ તપ કરનારાનું શરીર પ્રથમ તપથી દુબળું થઇને પછી તપનું ફળ પામીને પુષ્ટ થાય તેમ પૃથ્વી કે જે ગ્રીષ્મઋતુથી દુબળી થઈ હતી તેપણ પાછી મેઘનું જળ મળવાથી પુષ્ટ થઈ. જેમ કલિયુગમાં પાપને લીધે પાખંડ માર્ગ પ્રકાશે પણ વેદ પ્રકાશે નહિ તેમ પ્રદોષકાલમાં અંધારાનેલીધે પતંગીઆ પ્રકાશવા લાગ્યા અને ગ્રહો પ્રકાશવા ન લાગ્યા. જેમ ચૂપ થઇને સુઇ રહેલા શિષ્યો, નિત્યકર્મને અંતે પોતાના આચાર્યનો શબ્દ સાંભળી ભણવા લાગે તેમ આઠ માસ

* શ્રીદામાદિક ગોવાળીઆઓ પોતાના અંગ ઉપર ચડીને રાજી થતા હતા તેઓને ભગવાને દાવાગ્નિ પી જઇને પોતાનું ઐશ્વર્ય દેખાડયું.

† આ વીશમા અધ્યાયમાં વર્ષા અને શરદ્‌ઋતુના વર્ણનથી ગોવાળીઆ અને બલભદ્રસહિત ભગવાનની વર્ષાઋતુસંબંધી લીલા કેહેવામાં આવશે.

૧ વીજળી, ગર્જના, અને વાદળાંઓને અનુક્રમથી સત્ત્વ, રજ અને તમોગુણની ઉપમા આપીછે.

સુધી ચૂપ રહેલાં દેડકાંઓ વર્ષાઋતુમાં મેઘનો શબ્દ સાંભળીને બોલવા લાગ્યાં. જે પુરૂષ ઇંદ્રિયોને પરતંત્ર હોય તેની જેમ ક્ષણિક દેહ અને ધનની સંપત્તિઓ અવળે માર્ગે ચાલે તેમ થોડી વારમાં સુકાઈ જનારી નાહાની નદીઓ અવળે માર્ગે ચાલવા લાગી. રાજાની સેના જેમ અનેક રંગવાળી અને છત્રની છાયાવાળી દેખાય તેમ પૃથ્વી લીલા ખડનેલીધે નીલવર્ણવાળી, ઇંદ્રગોપનામના રાતા કીડાઓનેલીધે રાતા રંગવાળી અને શિલીંધ્રો (મીંદડાની બળીઓ) થી છત્રની છાયાવાળી દેખાવા લાગી. ખેતરો ધાન્યોની સંપત્તિથી ખેડુતોને આનંદ આપવા લાગ્યાં અને 'લાભ થવો દૈવાધીન છે' એમ નહિ જાણી ધાન્યનો ઘણો સંગ્રહ કરી રાખનારા વેપારીઓને સંતાપ દેવા લાગ્યાં. જેમ ભગવાનની સેવામાં પ્રવર્ત્તેલા પુરૂષો સુંદર સ્વરૂપ ધારણ કરે તેમ જળ અને સ્થળમાં રેહેનારા સઘળા જીવો નવાં પાણીના સેવનથી સુંદરરૂપ ધરવા લાગ્યા. જેમ કાચા યોગીનું વાસનાવાળું ચિત્ત, વિષયોથી જોડાઇને ક્ષોભ પામે તેમ પવનથી ઉઠતા તરંગોવાળો સમુદ્ર નદીઓથી જોડાઇને ક્ષોભ પામવા લાગ્યો. જેમ ભગવાનમાં ચિત્ત રાખનારા ભક્તલોકો દુઃખો પડવાથી પણ વ્યથા ન પામે તેમ પર્વતો વરસાદની ધારાઓ પડવાથી વ્યથા ન પામ્યા. બ્રાહ્મણોએ અભ્યાસ કરવામાં નહિ આવતા અને કાળ જતાં ભુલી જવાએલા વેદો જેમ સંદિગ્ધ થઇ જાય તેમ લોકોની ફર-હર-વિનાના થએલા અને ખડથી ઢંકાએલા માર્ગો સંદિગ્ધ થઈ ગયા. જેમ ક્ષણિક સ્નેહવાળી છીનાળ સ્ત્રીઓ ગુણવાન્ પુરૂષોમાં સ્થિરતા ન ધરે તેમ ચપળ વીજળીઓ સર્વ લોકોના બંધુરૂપ મેઘોમાં સ્થિરતા પકડતી ન હતી. જેમ ગુણોની ગડબડવાળા પ્રપંચમાં આત્મા નિર્ગુણ છતાં પણ શોભેછે તેમ ગર્જનાની ગડબડવાળા આકાશમાં ઇંદ્રધનુષ દોરી વગરનું છતાં પણ શોભવા લાગ્યું. આત્માથીજ પ્રકાશ પામેલા અહંકારથી ઢંકાએલો આત્મા જેમ દીપતો નથી તેમ ચંદ્રથીજ પ્રકાશ પામેલા મેઘથી ઢંકાએલો ચંદ્ર દીપતો ન હતો. જેમ ઘરમાં સંતાપ પામેલા વિરક્ત પુરૂષો વૈષ્ણવજનના સમાગમથી રાજી થઇને તેઓને વાણીથી અભિનંદન આપે તેમ ગરમીથી તપેલા મયૂરો મેઘ આવવાના ઉત્સવથી રાજી થઇને તેઓને ટૌકારથી અભિનંદન આપવા લાગ્યા. જેમ પ્રથમ તપ કરવાથી દુબળા થએલા અને થાકી ગએલા પુરૂષો સંસારનાં વિષયસુખ ભોગવવાથી પ્રફુલ્લિત થાય તેમ ઉનાળાથી દુર્બલ થએલાં વૃક્ષો પોતાનાં મૂળવતે પાણી પીવાથી પ્રફુલ્લિત થઈ ગયાં. જોકે ઘર અનેક પ્રકારનાં કર્ત્તવ્યની પીડાથી ભરેલાં છે તોપણ તેઓમાં વિષયની ઇચ્છાવાળા પામર પુરૂષો જેમ વસેછે તેમ તળાવો જોકે કીચ અને કાંટા ભરેલા કાંઠાઓવાળાં હતાં તોપણ તેઓમાં સારસ પક્ષીઓ રેહેતાં હતાં. જેમ કલિયુગમાં પાખંડીઓના નીચ વાદોથી વેદમાર્ગ ત્રુટી જાય તેમ મેઘ વરસતાં પાણીના પ્રવાહોથી પાજો ત્રુટી ગઈ. જેમ રાજાઓ સમયે સમયે પુરોહિતોની પ્રેરણાથી લોકોને સુખ આપે તેમ વાદળાં વાયુઓની પ્રેરણાથી પ્રાણીઓને અમૃતસરખું જળ આપવા લાગ્યાં. એપ્રમાણે સમૃદ્ધિવાળાં અને પાકેલા ખજુર તથા જાંબુવાળાં તે વનમાં વિહાર કરવાનેમાટે ગાયો અને ગોવાળીઆઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન્ બલભદ્રસહિત પધાર્યા. આઉના મોટા ભારથી મંદમંદ ચાલતી અને જેઓનાં આંચળોમાંથી દુધ ચાલ્યાં જતાં હતાં એવી ગાયો પ્રીતિથી ભગવાને બોલાવવાનેલીધે તુરત ચાલવા લાગી. રાજી થએલી ભિલડીઓને, રસને ઝર્યા કરતી વનની પંક્તિઓને, પર્વતોમાંથી પડતી જળની ધારાઓને, અને પાસે આવેલી ગુફાઓને ભગવાન જોતા હતા અને મેઘની ગર્જનાઓને

સાંભળતા હતા. કોઈ સમયે વરસાદ વરસતાં ઝાડની કોતરાડમાં અને ગુફામાં પેશીને ભગવાન્ રમતા હતા અને કંદ, મૂળ તથા ફળ ખાતા હતા. બલભદ્ર સહિત શ્રીકૃષ્ણ ભગવાન, સાથે જમાડવા જેવા ગોવાળીઆઓ સાથે પાણીને કાંઠે શિલાઉપર બેસીને ઘેરથી આણેલા દહિ-ભાતને જમતા હતા. તૃપ્ત થઇને લીલાં ખડવાળી પૃથ્વીઉપર બેસી આંખ્યો મીચીને ઓગાળતા બળદો, વાછડાં અને આઉના ભારથી થાકી રહેલી ગાયોને જોઇને ભગવાન, એ પોતાની શક્તિથી વૃદ્ધિ પામેલી અને સર્વ પ્રાણિઓને સુખ દેનારી વર્ષાઋતુની શોભાને વખાણતા હતા. એ પ્રમાણે તે શ્રીકૃષ્ણ અને બલભદ્ર વ્રજમાં રેહેતાં શરદ્ઋતુ આવી. વાદળાંનો ઘમઘોર મટી ગયો; જળ સ્વચ્છ થઈ ગયાં અને પવનની કઠોરતા મટી ગઈ. જેમ યોગમાંથી ભ્રષ્ટ થએલાઓનાં ચિત્ત પાછાં યોગનું સેવન કરવાથી સ્વચ્છ થાય તેમ જળો, કમળોને ઉત્પન્ન કરનારી શરદ્ઋતુથી પાછાં સ્વચ્છ થયાં. જેમ ભગવાનની ભક્તિ, ગુરૂનેમાટે પાણી ભરી આવવાના બ્રહ્મચારીના કષ્ટને હરેછે (કેમકે ભક્તિથી પૂર્ણ થએલાને તેવું કષ્ટ ભોગવવાનો ઉપયોગ નથી અને ગુરૂ પણ તેવા કૃતાર્થ શિષ્યને તેવા કામમાં આજ્ઞા કરે નહિ) તેમ શરદ્ઋતુએ આકાશનાં વાદળાંને હરી લીધાં. જેમ ભગવાનની ભક્તિ, ગૃહસ્થાશ્રમવાળાની સંતાનાદિકની સાંકડને હરેછે, (કેમકે ભક્તને એકાંતવાસમાં રૂચિ ઉત્પન્ન થાયછે) તેમ શરદ્ઋતુએ પ્રાણિયો કે જેઓ વરસાદની બીકથી એકઠાં થઇને સાંકડમાં ભરાઇ રેહેતાં હતાં તેઓની સાંકડને હરી લીધી. જેમ ભગવાનની ભક્તિ, વાનપ્રસ્થ આશ્રમવાળાના મલધારણને હરેછે ( કેમકે ભક્તિ થયાપછી વાનપ્રસ્થ રહીને અંગ તથા કેશાદિકમાં મેલ રાખવાની કશી આવશ્યકતા નથી) તેમ શરદ્ઋતુએ પૃથ્વીના કાદવને હરી લીધો. જેમ ભગવાનની ભક્તિ, સંન્યાસિઓના કામાદિવાસનારૂપ મેલને હરેછે તેમ શરદ્ઋતુએ જળનો મેલ હરી લીધો. જેમ સઘળી તૃષ્ણા છોડી દઇને સ્વચ્છ થએલા શાંત મુનિલોકો શોભે તેમ પોતાનું સર્વસ્વ નાખી દઈને ધોળાં થએલાં વાદળાં શોભવા લાગ્યાં. જેમ જ્ઞાની લોકો પોતાનું જ્ઞાનરૂપી અમૃત કોઈ (અધિકારી) ને આપે અને કોઈ (અધિકાર વગરના) ને ન આપે તેમ પર્વતો પોતાનું સુંદર જલ કોઇ ઠેકાણે મુકવા લાગ્યા. જેમ મૂઢ કુટુંબી માણસો આયુષ્યને પ્રત્યેક દિવસે ખુટતું જતું જાણતા નથી તેમ છીછરા જળમાં રેહેનારા જંતુઓ જળને પ્રત્યેક દિવસે ખુટતું જતું જાણતા ન હતા. જેમ દરિદ્ર, કંગાલ અને અજિતેંદ્રિય કુટુંબી માણસો સંસારના તાપને પામે તેમ છીછરા જલમાં રેહેનારા જલજંતુઓ સૂર્યના તાપને પામવા લાગ્યા. જેમ જ્ઞાની લોકો દ્રવ્યાદિક અનાત્મ પદાર્થોમાં ધીરે ધીરે મમતા છોડી દે તેમ સ્થલો ધીરે ધીરે કાદવને છોડી દેવા લાગ્યાં, અને જેમ જ્ઞાની લોકો શરીરાદિક અનાત્મ પદાર્થોમાં ધીરે ધીરે અહંતા છોડી દે તેમ લતાઓ ધીરે ધીરે પોતાનું કાચાપણું છોડી દેવા લાગી. જેમ અંતઃકરણ સારી રીતે ઉપરામ પામતાં મુનિજન વેદ ભણવાનો ઘોંઘાટ છોડી દઇને ચૂપ થઇ જાય તેમ શરદ્ઋતુ આવતાં, જેનું જળ નિશ્ચલ થઈ ગયું એવો સમુદ્ર પોતાનો ઘોંઘાટ છોડી દઇને ચૂપ થયો. જેમ યોગીઓ ઇંદ્રિયોરૂપ દ્વારથી પોતાના જતા રેહેતા જ્ઞાનને ઇંદ્રિયોના રોધથી પકડી રાખે તેમ ખેડુતો અનેક માર્ગોથી ચાલ્યા જતા જળને ક્યારાઓનેમાટે દૃઢ બંધ બાંધીને પકડી રાખવા લાગ્યા. જેમ બોધ, દેહાભિમાનથી થએલા તાપને હરી લેછે અને જેમ ભગવાન્, ગોપીઓના તાપને હરી લેછે તેમ ચંદ્રમા લોકોના શરદ્ઋતુના સૂર્યની કિરણોથી થએલા તાપને હરવા લાગ્યો. જેમ રજોગુણ તથા તમોગુણથી રહિત થએલું

અને જેમાં વેદનો યથાર્થ અર્થ પ્રકાશ્યો હોય એવું ચિત્ત શોભે તેમ વાદળાંરહિત થએલું અને શરદ્ઋતુના ચોખા તારાઓના પ્રકાશવાળું આકાશ શોભવા લાગ્યું. જેમ યાદવોના પતિ ભગવાન, યાદવોના મંડલથી વીંટાઇને પૃથ્વીમાં શોભતા હતા તેમ સંપૂર્ણ મંડળવાળો ચંદ્રમા આકાશમાં તારાગણોથી વીંટાઈને શોભવા લાગ્યો. પુષ્પવનમાં સમશીતોષ્ણ પવનનું આલિંગન કરવાથી સઘળા લોકોનો તાપ મટી જતો હતો પરંતુ ભગવાને જેઓનું ચિત્ત હરી લીધું હતું એવી ગોપીઓનો તાપ મટતો ન હતો. ( પવન શૃંગારનો ઉદ્દીપક વિભાવ હોવાનેલીધે ઉલટો તેથી કામજ્વર વધતો હતો. ) ગાયો, મૃગલીઓ, પક્ષિણીઓ અને સ્ત્રીઓની પછવાડે શરદ્ઋતુના પ્રભાવનેલીધે તેઓની ઇચ્છા વગર પણ તે તે જાતિનાં પુરૂષો દોડતા હતા તેથી તેઓ, ઈશ્વરના આરાધનની ક્રિયાઓ જેમ આરાધના કરનારની ઇચ્છા વગર પણ ફળવાળી થાય તેમ ગર્ભવાળી થવા લાગી. જેમ ચોર વિના બીજા સઘળા લોકો રાજાના ઉદયથી નિર્ભય થાય તેમ કુમુદવિના બીજાં કમળો સૂર્યના ઉદયથી પ્રફુલ્લિત થવા લાગ્યાં. પાકેલાં ધાન્યોની સમૃદ્ધિવાળી પૃથ્વી નગરોમાં અને ગામોમાં નવીન અન્ન ખાવાના વૈદિક યજ્ઞોથી અને ઇંદ્રિયોને સુખ આપનારા લૌકિક ઉત્સવોથી પણ શોભવા લાગી અને તેમાં શ્રીકૃષ્ણ અને બલભદ્રના ફરવાનેલીધે તો બહુજ શોભતી હતી. જેમ મંત્ર અને યોગાદિકથી સિદ્ધ થએલા પુરૂષો આયુષ્યના બંધનથી મનુષ્ય દેહમાં રોકાઇ રહ્યાં હોય તેઓ સમય આવતાં દેવાદિકના અવતારને પામેછે, તેમ વરસાદથી રોકાએલા વેપારી, સંન્યાસી, રાજા અને બ્રહ્મચારીઓ શરદ્ઋતુમાં છૂટથી નીકળીને પોતપોતાના અર્થોને પામ્યા. ( વેપારીઓ વેપાર કરવા લાગ્યા, સંન્યાસીઓ સ્વેચ્છાથી ફરવા લાગ્યાં, રાજાઓ દિગ્વિજય કરવા નીકળ્યા અને બ્રહ્મચારીઓ વિદ્યાધ્યયન કરવા લાગ્યા. ) ૪૯

**वणिङ्मुनिनृपस्नाता निर्गम्यार्थान् प्रपेदिरे । वर्षरुद्धा यथा सिद्धाः स्वपिंडान् काल आगते**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**इत्थं शरत्स्वच्छजलं पद्माकरसुगंधिना । न्यविशद्वायुना वातं सगोगोपालकोऽच्युतः॥१॥**

શુકદેવજી કેહેછે.— આવી રીતે વૃંદાવન કે જે શરદ્ ઋતુનેલીધે સ્વચ્છ જલવાળું અને કમળોના સમૂહની સુગંધીવાળા વાયુથી વ્યાપ્ત હતું તેમાં ગાયો અને ગોવાળીઆઓને સાથે ભગવાન્ પધાર્યા. ફૂલવાળી વનની પંક્તિઓના મદોન્મત્ત ભ્રમરો અને પક્ષિઓનાં ટોળાંઓ જેનાં તળાવ, નદીઓ અને પર્વતોમાં શબ્દ કરતાં હતાં એવા તે વનમાં બલભદ્ર અને ગોવાળીઆઓની સાથે પ્રવેશ કરીને ગાયોને ચારતા ભગવાને વેણુ વગાડ્યો. કેટલીએક વ્રજની સ્ત્રીઓ કામદેવને ઉત્પન્ન કરનાર વેણુનાદ સાંભળીને શ્રીકૃષ્ણની પરોક્ષ પોતાની સખીઓ પાસે તેનું વર્ણન કરવા લાગી. ભગવાન્ની લીલાનું સ્મરણ કરતી તે ગોપીઓએ વર્ણન કરવા માંડ્યું પણ કામદેવના વેગથી મન વ્યાકુલ થઈ જતાં કરી શકાયું નહિ. મસ્તકમાં મોરપીંછનો મુકુટ, કાનમાં કર્ણિકારનું ફૂલ, શરીરપર સોના જેવું પીળું વસ્ત્ર અને કંઠમાં વૈજયંતી માળાને ધારણ કરતા, નટની પેઠે શોભતા ઉત્તમ શરીરવાળા, પોતાના અધરની સુધાથી વેણુનાં છિદ્રોને પૂરતા[1]

---

* આ એકવીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ સુંદર વૃંદાવનમાં પધારતાં તેમનો વેણુનાદ સાંભળીને ગોપીઓએ કહેલું તેનું વર્ણન કેહેવામાં આવશે.

૧. ભગવાનના અધરની સુધાજ વેણુમાંથી નીકળીને ગાયનની પેઠે ફેલાય છે એવો અભિપ્રાય છે.

અને ગોવાળીઆના સમૂહો જેમની કીર્ત્તિનું ગાયન કરતા હતા એવા ભગવાન્, પોતાનાં પગલાનાં ચિન્હોથી લોકોને પ્રીતિ આપનાર વૃંદાવનમાં પધાર્યા હતા, તેમના સ્મરણથી ગોપીઓનું મન કામાતુર થઇ ગયું હતું. હે રાજા ! એપ્રમાણે સર્વ પ્રાણીઓના મનને હરનાર વેણુનાદ સાંભળીને કામાતુર થઇ જતાં પણ વર્ણન કરવા લાગેલી સઘળી વ્રજાંગનાઓ વર્ણન કરતાં કરતાં પદે-પદે મનથી ભગવાનનું આલિંગન કરતી હતી.

હે સખીઓ ! મિત્રોની સાથે પશુઓને વનમાં લઇ જતા બલભદ્ર અને શ્રીકૃષ્ણનું વેણુ વગાડતું અને સ્નેહભરેલા કટાક્ષોને મુકતું મુખારવિંદ જે લોકોએ નીરખી જોયું તેઓનેજ નેત્રનું ફળ મળ્યું. એવિના, નેત્રવાળાઓને પોતાનાં નેત્રોનું બીજું કાંઈ ફલ અમો જાણતી નથી. વચમાં[1] વચમાં લગાવી દીધેલાં આંબાનાં કુંપળીઆં, મોરપીંછ, ફુલના ગુચ્છ, ઉત્પલ અને કમલોની માળાઓનેલીધે શોભતાં નીલ અને પીત વસ્ત્રોથી વિચિત્ર વેષવાળા બલભદ્ર અને શ્રીકૃષ્ણ કોઇ સમયે ગાયન કરતાં, નાટકશાલામાં ઉત્તમ નટની પેઠે ગોવાળીઆઓની સભામાં બહુજ શોભતા હતા !! અહો ! ગોવાળીઆઓના પુણ્યની શી વાત !! હે[2] ગોપીઓ ! જોકે ભગવાનના અધરનું અમૃત ગોપીઓનુંજ આવગું ભોગ્ય છે તોપણ તેને આ વેણુ થોડોજ રસ અવશેષ રેહે એવી રીતે પીએ છે કે જે જોઇને તેને પોતાના પયથી ઉછેરનારી તેની મા જેવી નદીઓ ઉઘડી રહેલાં કમલોના મિષથી રોમાંચિત થએલી જણાય છે અને વૃક્ષો કે જેઓના વંશમાં એ વેણુ ઉત્પન્ન થઓ છે તેઓ, જેમ પોતાના વંશમાં ભગવત્સેવકને ઉત્પન્ન થએલો જોઇ કુલના વૃદ્ધ પુરૂષો રોમાંચિત થઇને આનંદનાં અશ્રુ મુકે તેમ પ્રફુલ્લિત થઇને મકરંદની ધારાના મિષથી આંસુ મુકે છે, માટે એ વેણુએ કયું પુણ્ય કર્યું હશે ?' હે સખિ ! આ વૃંદાવન સ્વર્ગ કરતાં પણ પૃથ્વીની કીર્ત્તિને વધારે છે; કેમકે દેવકીના પુત્રનાં ચરણારવિંદ ફરવાથી તેને ભારે શોભા મળી છે. અને આ વૃંદાવનમાં ભગવાનના વેણુનાદને સાંભળીને તેને મંદગર્જનાવાળો નીલમેઘ માની મોર નાચવા મંડી જાય છે અને તે નાચને જોઇને પર્વતનાશિખરોમાં બીજાં સઘળાં પ્રાણીઓ પોતપોતાની ક્રિયા છોડી દેછે. આવો આનંદ બીજા કોઈ લોકમાં નથી. હે સખિ![2] આ મૃગલીઓ મૂઢબુદ્ધિવાળી છતાં પણ ધન્ય છે કે જેઓ વેણુનાદને સાંભળી સ્નેહપૂર્વક દૃષ્ટિ કરીને વિચિત્ર વેષવાળા નંદકુમારનું સન્માન કરે છે અને તેપણ પોતાના પતિ કાળિઆર મૃગોની સમક્ષમાં કરે છે. (આપણા પતિ ગોવાળીઆઓતો એવા ક્ષુદ્ર છે કે આપણે તેઓની સમક્ષમાં એમ કરીએ તો કદી સહન કરે નહિ.) હે ગોપીઓ[3] ! આશ્ચર્યની વાત સાંભળો. જેમનાં રૂપ અને વેષ સ્ત્રીઓને ઉત્સવ આપનાર છે એવા શ્રીકૃષ્ણને જોઇ તથા તેમણે વગાડેલા વેણુનું વિચિત્ર ગાયન સાંભળીને, વિમાનોમાં બેસીને જતી દેવાંગનાઓ પોતાના સ્વામીઓના ખોળામાં બેઠેલી છતાં પણ કામદેવથી વ્યાકુલ થઇને મોહ પામી જાય છે, તેઓના ચોટલામાંથી ફૂલ ખસી જાય છે અને વસ્ત્ર છુટી જાય છે !! ગાયો અને વાછડાં ભગવાનના મુખથી નીકળેલા વેણુગીતરૂપ અમૃતને ઉંચા[4] કરેલા કાનરૂપી પડીઆઓથી પીતાં પીતાં આંસુ આવી જવાથી પોતાની સઘળી ક્રિયા ભુલી જાય છે. વાછડાં ધાવવા લાગ્યાં હોય ત્યાં તેઓને વેણુગીત

૧ બીજી ગોપીઓ કેહેછે. ૨ કેટલીએક ગોપીઓ કેહે છે.

૧ બીજી ગોપીઓ કેહેછે. ૨ ગોપીઓ કેહેછે. ૩ આ સઘળા શ્લોકોમાં બોલનારી નોખનોખી છે તેથી પરસ્પર વાક્યોની સંગતિ મળવાની કશી અપેક્ષા નથી. ૪ ગીતરૂપ અમૃત નીકળી જવાની બીકથી કાન ઊંચા રાખેછે.

કાને પડવાંથી તેઓ ધાવવું છોડી દેછે અને મોહોડામાં જે દુધ આવ્યું હોય તેનો ઘુંટડો નહિ ઉતારતાં એમ ને એમ રાખી મેલે છે અને ગાયો પણ દૃષ્ટિથી મનમાં ભગવાનનું આલિંગન કરવા લાગી જાય છે. હે મા ! આ વનમાં જે પક્ષીઓ છે તેઓ ઘણું કરીને મુનિઓ હોવા જોઇએ; કેમકે મુનિઓ ભગવાનનું દર્શન થાય એવી રીતે વેદોક્ત કર્મોનાં ફલોનો ત્યાગ કરી વેદની શાખાઓ ઉપર આધાર રાખી તેઓનાં કુંપળિયાંરૂપ કર્મોનુંજ ગ્રહણ કરતાં સુખી થઇને ભગવાનનું વર્ણનજ સાંભળે, તેમ આ પક્ષીઓ પણ ભગવાનનું દર્શન થાય એવી રીતે ફલાદિકનું અંતર રાખ્યાવિના ઝાડની શાખાઓ ઉપર બેસી તેઓનાં કુંપળિયાંઓનેજ વળગી રેહેતાં સુખથી આંખો વીચીને તથા બોલવું-ચાલવું બંધ કરીને ભગવાનના વેણુનાદનેજ સાંભળે છે. આ સચેતન પ્રાણીઓની વાત તો એક કોર, પરંતુ નદીઓ કે જેઓનો વેગ પાણીની ચકરીના મિષથી ઉત્પન્ન થએલા કામદેવનેલીધે બંધ પડી જાય છે, તેઓ પણ પોતાના તરંગરૂપ હસ્તોથી ભગવાનના ચરણારવિંદને કમલનું અર્પણ કરી તથા આલિંગનથી ઢાંકી દઇને તેનુંજ ધારણ કરી રેહે છે. તડકામાં બલભદ્ર અને ગોવાળીઆઓની સાથે વ્રજનાં પશુઓને ચારતા અને વેણુનો નાદ કરતા પોતાના મિત્ર[1] ભગવાનને જોઇને મેઘ તેમના ઉપર પ્રેમથી વૃદ્ધિ પામી ફૂલ જેવા પોતાના છાંટા નાખેછે અને પોતાના શરીરથી છત્રછાયા કરે છે. પ્રથમ પ્રિયાઓના સ્તન ઉપર ચોપડાએલું કેસર કે જે પછીથી રતિના સમયમાં ભગવાનના ચરણારવિંદમાં લાગીને તેની રતાશથી વધારે શોભા પામતાં, ભગવાનના વનમાં ફરવાનેલીધે ખડનાં લાગી ગએલું હોયછે તેને જોઈ કામદેવ ઉત્પન્ન થવાથી વ્યાકુલ થએલી ભીલડીઓ તે કેસરને ખડ ઉપરથી લઈ લઇને પોતાના મોહોડા પર અને સ્તન ઉપર ચોપડેછે અને એમ કરીને પણ પોતાના કામજ્વરને શાંત કરેછે માટે ભીલડીઓ ભાગ્યશાળી છે. ( મારા જેવીઓને તો એવી રીતનો પણ કામશાંતિનો ઉપાય મળતો નથી. ) હે સખીઓ ! આ ગોવર્દ્ધન પર્વત અવશ્ય ભગવાનનો કોઇ મોટો ભક્ત જણાય છે, કેમકે તેને બલભદ્ર અને ભગવાનના ચરણનો સ્પર્શ મળતાં તૃણાદિક બહાર નીકળી આવવાના મિષથી રૂવાડાં ઉભાં થઈ જતાં દેખાય છે અને પાણી, સારાં ખડ, ગુફા, કંદ અને મૂળથી, ગાયો અને મિત્રોસહિત એ બે ભાઈઓને માન આપેછે. ગાયોનાં નોઝણાં માથાપર વીંટી લેવાથી અને શીશકીઆં ખભા ઉપર રાખવાથી મોટા ગોવાળપણાની શોભા દેખાડતા એ બે ભાઇઓ જ્યારે ગોવાળીઆઓને સાથે લઈ વનમાં ગાયો ચારેછે ત્યારે તેઓના મધુર પદવાળા વેણુના નાદ સાંભળી પ્રાણીઓમાં જેઓ જંગમ હોયછે તેઓ સ્થાવરની પેઠે સ્થિર થઈ જાયછે અને ઝાડઆદિ જેઓ સ્થાવર હોયછે તેઓમાં રોમાંચાદિક જંગમનો ધર્મ દેખાયછે એથી ભારે આશ્ચર્ય થાયછે.

શુકદેવજી કેહેછે.— આ પ્રમાણે વૃંદાવનમાં ફરનારા ભગવાનની ક્રીડાઓનું પરસ્પરની પાસે વર્ણન કરતી ગોપીઓ ભગવન્મય થઇ ગઇ હતી. ૨૦

**एवं विधा भगवतो या वृंदावनचारिणः । वर्णयंत्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ‘वेणुगीत’ એવા નામનો એકવિશમો અધ્યાય સંપૂર્ણ

———

૧ મેઘનો લોકોની પીડા મટાડવા આદિનો સ્વભાવ ભગવાનમાં પણ છે તેથી ભગવાનને મેઘના મિત્ર કહ્યા છે.

## ॥ श्रीशुक उवाच ॥*

**हेमंते प्रथमे मासि नंदव्रजकुमारिकाः । चेरुर्हविष्यं भुंजानाः कात्यायन्यर्चनव्रतम् ॥**

શુકદેવજી કેહેછે.— હેમંત ઋતુના પેહેલા મહિના ( માગશર માસ ) માં નંદરાયના વ્રજની કુમારિકાઓ હવિષ્ય જમવાનો નિયમ રાખીને જગદંબાના પૂજનનું વ્રત કરતી હતી. યમુનાજીના જલમાં નાહીને, સૂર્ય ઉગ્યા પછી વેળુની મૂર્તિ કરીને તેમાં સુગંધિ ચંદન, ફૂલ, બલિ, ધૂપ, દીપ, અનેક પ્રકારનાં નૈવેદ્યો, કુંપળિયાં, ફળ અને ચોખાથી જગદંબાનું પૂજન કરતી હતી. ‘હે કાત્યાયનિ ! હે મહામાયા ! હે મહાયોગિની ! હે અધીશ્વરિ ! શ્રીકૃષ્ણને મારા પતિ કરજો. તમને નમન કરૂંછું ’ પ્રત્યેક આ મંત્રનો જપ કરતી એ કુમારિકાઓ પૂજા કરતી હતી. આ પ્રમાણે જેઓનાં ચિત્ત ભગવાનમાં લાગી રહ્યાં હતાં એવી કુમારિકાઓએ એક મહિનાસુધી વ્રત કર્યું. નંદરાયના કુમાર અમારા પતિ હોજો એવી ઇચ્છાથી દેવીનું પૂજન કરતી હતી. એક બીજીઓને નામથી બોલાવી સવારમાં ઉઠી એક બીજીઓના હાથ ઝાલીને ઉંચા સ્વરથી ભગવાનનું ગાયન કરતી કરતી પ્રત્યેક દિવસે યમુનાજીમાં નાહાવાનેમાટે જતી હતી. કોઈ દિવસે યમુનાજીમાં આવી પ્રથમની પેઠે પોતાનાં લુગડાં કાંઠે મુકી ભગવાનનું ગાયન કરતાં કરતાં આનંદથી જલમાં વિહાર કરતી હતી ત્યાં યોગેશ્વરોના ઈશ્વિર[1] શ્રીકૃષ્ણ ભગવાન તે વાત જાણીને તેઓના વ્રતનું ફલ દેવાસારૂ પોતાના મિત્રોની સાથે પધારી તેઓનાં લુગડાં લઈ તુરત કદંબના ઝાડ ઉપર ચડી જઇને હસવા લાગ્યા અને તેમની સાથેના બાલકો પણ હસવા લાગ્યા. પછી ભગવાને એ કુમારિકાઓને હાસ્યનું વચન કહ્યું કે,—

ભગવાન્ કેહેછે.— હે સ્ત્રીઓ ! અહીં આવીને ભલે પોતપોતાનાં લુગડાં મારી પાસેથી લ્યો. આ હું સાચી વાત કહુંછું. હાંસીની વાત કરતો નથી; કેમ કે તમે વ્રત કરવાનેલીધે થાકી ગએલી છો. હું કોઈ દિવસ ખોટું બોલ્યો નથી તે આ ગોવાળીઆઓ જાણેછે. હે સુંદરીઓ ! ઇચ્છાહોય તો એકેક જણી, અહીં આવીને લ્યો અથવા સઘળી સાથે આવીને લ્યો.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે ભગવાને એ હાંસી કરેલી જોઇને પ્રેમરસમાં ડૂબેલી અને એક બીજીઓ સામું જોઈને હસી પડેલી ગોપીઓ લાજનેલીધે બહાર નીકળી નહિ. ભગવાનનાં વચન સાંભળી હાસ્યવચનથી મોહ પામેલી અને ટાઢા જલમાં કંઠસુધી ડૂબવાનેલીધે ધ્રુજતી એ ગોપીઓએ ભગવાનને કહ્યું કે— હે[1] કૃષ્ણ ! અનીતિ નહિ કરો. તમે નંદરાયના પ્યારા પુત્ર અને વ્રજમાં સરસ છો એમ જાણીએ છીએ. અમે ધ્રુજીએ છીએ માટે વસ્ત્ર આપો. હે શ્યામસુંદર ! અમે તમારી દાસીઓ છીએ અને જેમ તમે કેહેશો. તેમ કરશું. હે ધર્મને જાણનાર ! વસ્ત્ર આપો. નહિ[2] આપો તો રાજાને કહી દેશું.

ભગવાન્ કેહેછે.— હે સુંદર મંદહાસ્યવાળી સ્ત્રીઓ ! તમે જો મારી દાસીઓ છો અને તમારે મારૂં કહ્યું કરવું હોય તો અહીં આવીને પોતપોતાનાં વસ્ત્ર લ્યો.

શુકદેવજી કેહેછે.— પછી ટાઢથી ધ્રુજતી અને મુંઝાએલી સઘળી કુમારિકાઓ બે હાથવતે પોતાની યોનિને ઢાંકીને જલાશયમાંથી બહાર નીકળી. તેઓએ શુદ્ધ અંતઃકરણથી

---

* આ બાવીશમા અધ્યાયમાં વસ્ત્ર લઇ લેવાની લીલાથી કુમારિકાઓને વરદાન આપી ભગવાન્ યજ્ઞશાલાની પાસે પધાર્યા, એ કથા કેહેવામાં આવશે. ૧ આ વિશેષણ પ્રત્યેક ગોપીઓના તેવા મનોરથ પૂરવાનું ભગવાનનું સામર્થ્ય છે એમ જણાવેછે.

૧ મુગ્ધાઓ કેહેછે. ૨ પ્રૌઢાઓ કેહેછે.

પ્રસન્ન કરેલા ભગવાન્, વગરટોચાએલી યોનીવાળી તે કુમારિકાઓને જોઇ, રાજી થઇ તેઓનાં વસ્ત્ર પોતાના ખભાપર મુકી મંદ મંદ હસીને બોલ્યા કે–

ભગવાન્ કેહેછે.–વ્રતનું ધારણ કર્યા છતાં તમે નગ્ન થઇને જલમાં નાહી, એ દેવનો અપરાધ કર્યોછે માટે એ અપરાધને ટાળવાસારૂ માથા ઉપર હાથ જોડી નીચે પ્રણામ કરીને લુગડાં લ્યો.

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે ભગવાને સૂચવેલું નગ્નસ્નાન, વ્રતનો ભંગ કરનાર છે એમ માની તે વ્રતને પૂર્ણ કરવાની ઇચ્છાથી ગોપીઓ સર્વ કર્મોના ફલરૂપ તે ભગવાનનેજ પગે લાગી, કેમ કે તેજ સઘળા દોષને મટાડનાર છે. દેવકીના પુત્ર દયાળુ ભગવાને તે ગોપીઓને એપ્રમાણે નમેલી જોઈ તેથી પ્રસન્ન થઇને તેઓને વસ્ત્ર આપ્યાં. જોકે ભગવાને એ ગોપીઓનાં લુગડાં લઇ લીધાં, બહુજ છેતરી[1] લીધી, લાજ રહિત[2] કરી, હાંસી[3] કરી, અને રમકડાંની પેઠે રમાડી[4] તોપણ પ્રિયના સમાગમથી અત્યંત આનંદ પામેલી તે ગોપીઓએ ભગવાન્ ઉપર દોષદૃષ્ટિ કરી નહિ. પોતપોતાનાં વસ્ત્ર પેહેરી પ્રિયના સમાગમે વશ્ય કરેલી અને લાજના વિલાસથી ભગવાનની સામું જોયા કરતી ગોપીઓ પોતાનાં ચિત્ત પકડાઇ જવાનેલીધે ત્યાંથી ખસી નહિ. દામોદર[5] ભગવાને, પોતાના ચરણના સ્પર્શની ઇચ્છાથી જેઓએ વ્રત કર્યું હતું એવી ગોપીઓનો સંકલ્પ જાણી લઇને તે સ્ત્રીઓને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.–હે ભલી સ્ત્રીઓ! મારૂં પૂજન કરવાનોજ જે તમારો મનોરથ છે તે, તમે લાજથી બોલતી નથી તોપણ મેં જાણી લીધો છે અને તેમાં મારી સંમતિ છે માટે તે મનોરથ સફલ થવાને યોગ્ય[1] છે. મારામાં મન રાખનારાઓની ઇચ્છા પણ મારાથીજ પૂર્ણ થઇને પાછી શાંતિજ આપેછે પણ પછી બીજી ઇચ્છાને ઉત્પન્ન થવા દેતી નથી. બળેલું અથવા રાંધેલું બીજ ઘાણું કરીને બીજા બીજને ઉત્પન્ન કરેજ નહિ. હે સ્ત્રીઓ! વ્રજમાં જાઓ. તમારો મનોરથ સિદ્ધ થશે. આ આવતી રાત્રિઓમાં મારી સાથે રમણ કરશો; કેમ કે હે સતીઓ! મારા ઉદ્દેશથી આ જગદંબાના પૂજનરૂપ વ્રત તમે કર્યુંછે.

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં જેઓના મનોરથ પૂર્ણ થયા એવી અને ભગવાનના ચરણારવિંદનુંજ ધ્યાન કરતી ગોપીઓ માંડ માંડ વ્રજમાં ગઈ. પછી ગોવાળીઆઓથી વીટાએલા દેવકીના પુત્ર ભગવાન્, બલભદ્રસહિત ગાયો ચારતા ચારતા વૃંદાવનથી દૂર નીકળી ગયા. તીક્ષ્ણ ગરમીવાળા સૂર્યના તડકામાં છાયાથી પોતા ઉપર છત્રરૂપ થઈ રહેલાં વૃક્ષોને જોઇને ભગવાને ગોવાળીઆઓને કહ્યું કે–

ભગવાન્ કેહેછે.–હે સ્તોકકૃષ્ણ! હે અંશુ! હે શ્રીદામા! હે સુબલ! હે અર્જુન! હે વિશાલ! હે ઋષભ! હે તેજસ્વી! હે દેવપ્રસ્થ! હે વરૂથપ! ભાગ્યશાળી[2] અને જેઓનું જીવન મુખ્યત્વે કરી પારકાંનેમાટેજ છે એવાં આ વૃક્ષોને જુવો. પોતે વાયુ, વ-

---

૧ તમે નગ્ન નાહી ઇત્યાદિક વચનથી. ૨ અહીં આવીને વસ્ત્ર લ્યો ઇત્યાદિક વચનથી. ૩ સાચી વાત કરૂંછું. હાંસી કરતો નથી ઇત્યાદિક વચનથી. ૪ હાથ જોડી પ્રણામ કરવારૂપ પ્રાયશ્ચિત્ત કેહેવાના મિષથી. ૫ યશોદાને હાથે દામડાથી બંધાયા હતા એ અર્થવાળો દામોદર શબ્દ ભગવાનનું ભક્તવત્સલપણું જણાવેછે.

૧ યોગ્ય છે એમ કહીને સંપૂર્ણ રીતે સફલ નહિ થાય એમ જણાવ્યું છે. ૨ ભક્તિથી તે કન્યાઓ ઉપર અનુગ્રહ કરીને હવે ભક્તિ વગરના બ્રાહ્મણોની સ્ત્રીઓ ઉપર અનુગ્રહ કરી તે બ્રાહ્મણોના કર્મઠપણાના મોટા મદને ભગવાને મટાડ્યો, એ કથા કેહેવાની છે તે પ્રસંગમાં યજ્ઞના સ્થલમાં જતા ભગવાને બ્રાહ્મણોનું કઠણપણું ધારીને 'તેઓના કરતાં તો આ ઝાડ સારાં છે' એમ વૃક્ષોની પ્રશંસા કર્યાનું કેહેછે.

રસાદ, તડકા અને ટાઢનું સહન કરીને આપણને એ પીડાઓનું નિવારણ કરેછે. અહો! આ વૃક્ષો કે જેઓની પાસેથી અર્થિ લોકો, જેમ કોઇ સુજન પાસેથી નિરાશ ન જાય તેમ નિરાશ જતા નથી. તેઓના સર્વ પ્રાણીઓના જીવનરૂપ જન્મને ધન્ય છે. પાંદડાં, ફૂલ, ફળ, છાયા, મૂળ, છાલ, લાકડાં, ગંધ, ગુંદર, ભસ્મ, ઠળિયા અને અંકુરોથી બીજાઓની ઇચ્છાને પરિપૂર્ણ કરેછે. આ સંસારમાં પ્રાણીઓના જન્મની સફ્લતા એટલીજ છે કે પ્રાણથી, ધનથી, બુદ્ધિથી અને વાણીથી સર્વદા પ્રાણીઓનું ભલુંજ કરવું.

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે વૃક્ષોનાં વખાણ કરતા ભગવાન્ કુંપળિયાં, ગુચ્છ, ફ્લ, ફૂલ અને પાંદડાંના સમૂહોથી જેઓની શાખાઓ નમી રહેલી હતી એવા વૃક્ષોના મધ્યમાં થઇને યમુનાજીને કાંઠે પધાર્યા. હે રાજા! ત્યાં ગાયોને સ્વચ્છ, શીતલ અને શુભ યમુનાનું જલ પાઇને પછી ગોવાળીઆઓએ પોતે એ મીઠું જલ સારી પેઠે પીધું. એ નદીના ઉપવનમાં યથેષ્ટ રીતે પશુઓને ચારતા ગોવાળીઆઓ, બહુજ ભુખ્યા થઇ જવાથી શ્રીકૃષ્ણ અને બલભદ્રની પાસે આવી નીચેપ્રમાણે બોલ્યા.

**तस्या उपवने कामं चारयंतः पशून्नृप । कृष्णरामावुपागम्य क्षुधार्त्ता इदमब्रुवन्॥३८॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ गोपा ऊचुः ॥*

**राम राम महावीर्य कृष्ण दुष्टनिवर्हण । एषा वै बाधते क्षुन्नस्तच्छान्तिं कर्तुमर्हथ ॥ १ ॥**

ગોવાળીઆઓ કેહેછે.–હે બલભદ્ર! હે બલભદ્ર! હે મોટા પરાક્રમવાળા! હે કૃષ્ણ! હે દુષ્ટોને મારનાર! આ ભૂખ અમને પીડા કરેછે માટે તમારે તેની શાંતિ કરવી જોઇએ.

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે ગોવાળીઆઓએ પ્રાર્થના કરાતા દેવકીના પુત્ર ભગવાન્, પોતાની ભક્ત બ્રાહ્મણની સ્ત્રીઓ ઉપર કૃપા કરવાનો વિચાર કરી બોલ્યા કે–'હે ગોવાળીઆઓ! વેદ જાણનારા બ્રાહ્મણો સ્વર્ગ પામવાની ઇચ્છાથી આંગિરસ નામનું સત્ર આરંભી બેઠા છે તે યજ્ઞભૂમિમાં જાઓ અને ત્યાં જઇને આ મોટા ભાઇનું તથા મારૂં નામ લઇને તેઓની પાસેથી અન્ન માગો. અમારા મોકલવાથી ત્યાં જવાનું છે માટે તમારે લજાવાનું કશું કારણ નથી.' એપ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં ગોવાળીઆઓએ ત્યાં જઈ, બ્રાહ્મણોને દંડવત્પ્રણામ કરી હાથ જોડીને માગ્યું કે–'હે બ્રાહ્મણો! અમારી વિજ્ઞપ્તિ સાંભળો. અમો ગોવાળીઆઓ ભગવાનની આજ્ઞાથી અને બલભદ્રની પ્રેરણાથી તમારી પાસે આવ્યા છીએ. ભગવાન્ અને બલભદ્ર આ સ્થલથી થોડેક છેટે ગાયોને ચારતા ચારતા આવ્યા છે તેઓ ભુખ્યા થવાનેલીધે તમારી પાસેથી અન્ન લેવાની ઇચ્છા કરેછે માટે હે ઉત્તમ ધર્મ જાણનારાઓ! તે અન્ન અમને શ્રદ્ધા જો હોય તો એ બે ભાઇઓ કે જેઓને તમારો અર્થ પહોંચેછે તેઓનેસારૂ આપો હે ઉત્તમ બ્રાહ્મણો! દીક્ષાથી[1] માંડી અગ્નીષોમ દેવનો પશુ મરાયા પેહેલાં દીક્ષિતનું અન્ન ખાવાનો દોષ છે, પણ તે પશુ મરાયા પછી અને સૌત્રામણી નામના યજ્ઞવિના દીક્ષિતનું અન્ન ખાવામાં પણ કશો દોષ નથી.' સ્વર્ગાદિક તુચ્છ ફળની આશા રાખનારા, બહુજ શ્રમભરેલાં વેદોક્ત કર્મ

* આ ત્રેવીશમા અધ્યાયમાં ગોવાળીઆઓ પાસે અન્નની માગણી કરાવવાના મિષથી બ્રાહ્મણોની સ્ત્રીઓ ઉપર અનુગ્રહ કરીને ભગવાને બ્રાહ્મણોને પસ્તાવો કરાવ્યો. એ કથા કેહેવામાં આવશે.

૧ અમે દીક્ષિત હોવાનેલીધે અમારૂં અન્ન કોઈનાથી ખવાય નહિ એમ તેઓ બોલશે એવી શંકાથી ગોવાળીઆઓ પેહેલાંથીજ બંધવાળે છે.

કરનારા અને મૂર્ખ છતાં પોતાને જ્ઞાનવાળા માનનારા એ બ્રાહ્મણોએ એપ્રમાણે ગોવાળીઆઓના મોહોડાથી ભગવાનની માગણી સાંભળી તોપણ તેને કાંન દીધો નહિ. દેશ, કાલ, નોખનોખા પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિઓ, દેવતા, યજમાન, યજ્ઞ અને ધર્મ એ સઘળાં જે ભગવાનમય છે તે સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનને મનુષ્ય માની, એ દુર્બુદ્ધિવાળા અને અમે મોટા છીએ એમ અભિમાન ધરાવનારા બ્રાહ્મણોએ તેમની માગણીને માન આપ્યું નહિ. હે રાજા! એ બ્રાહ્મણો જ્યારે હા કે ના કાંઇ પણ બોલ્યા નહિ ત્યારે નિરાશ થએલા ગોવાળીઆઓએ પાછા આવીને બલભદ્ર અને ભગવાનની પાસે તે વાત કહી સંભળાવી. જગતના ઈશ્વર ભગવાને તે વાત સાંભળી હશીને 'કામ કહાડવું હોય તેઓએ થાકી જવું નહિ અને માગવા જનારનું અપમાન થયા વગર રેહેજ નહિ'. ઈત્યાદિક લોકની રીતિ દેખાડતાં ગોવાળીઆઓને ફરીવાર કહ્યું કે—'ત્યારે હવે તેઓની સ્ત્રીઓ પાસે બલભદ્રસહિત મારા આવવાનું જણાવો. કેવળ દેહથી ઘરમાં રેહેતી પણ સ્નેહભરેલી બુદ્ધિથી મારામાં રેહેનારી તે સ્ત્રીઓ તમને સારી પેઠે અન્ન આપશે.' પછી ગોવાળીઆઓ એ બ્રાહ્મણોની સ્ત્રીઓની શાળામાં જઈ ત્યાં બેઠેલી અને સારી પેઠે શણગારેલી બ્રાહ્મણીઓને જોઇ પ્રણામ કરી નમ્રતાથી બોલ્યા કે—'હે બ્રાહ્મણીઓ! તમોને નમન કરીએ છીએ. અમારી વાત સાંભળો. અહીંથી થોડેક છેટે આવેલા શ્રીકૃષ્ણે અમને અહીં મોકલ્યા છે. ગાયો ચારતાં ભગવાન્, ગોવાળીઆઓ અને બલભદ્રસહિત વ્રજથી દૂર આવ્યાછે અને પોતાના અનુચરોસહિત ભુખ્યા થયાછે માટે તેમનેમાટે અન્ન આપો.' ભગવાનની કથાઓથી મન હરાતાં નિરંતર તેમના દર્શનનેમાટે ઉત્કંઠા ધરાવનારી તે સ્ત્રીઓ ભગવાનને પાસે આવ્યા સાંભળી ત્યાં જવાનેસારૂ બહુજ સંભ્રમ કરવા લાગી. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એમ ચાર પ્રકારનું અન્ન પાત્રોમાં લઇને તેઓ સઘળી પોતાને પ્રિય ભગવાનની પાસે ચાલી. લાંબા દિવસના શ્રવણનેલીધે જેઓનું ચિત્ત ઉત્તમશ્લોક ભગવાનમાંજ લાગી રહ્યું હતું એવી તે સ્ત્રીઓને તેઓના પતિ, ભાઇઓ, બંધુઓ અને પુત્રો રોકવા લાગ્યા તોપણ તેઓને નહિ ગણકારીને, નદીઓ જેમ કોઈ સ્થલમાં નહિ રોકાતાં સમુદ્રની પાસેજ જાય તેમ તે સઘળી ભગવાનની પાસે ગઈ. આસોપાલવનાં નવીન પલ્લવોથી શોભી રહેલા યમુનાજીના ઉપવનમાં બલભદ્રસહિત અને ગોવાળીઆઓથી વીંટાએલા ભગવાનને તે બ્રાહ્મણીઓએ દીઠા. ભગવાને સુવર્ણ જેવાં પીળાં વસ્ત્ર પેહેર્યાં હતાં. વર્ણ શ્યામ હતો. વનનાં ફૂલ, મોરપીંછ, ધાતુ અને કુંપળિયાંઓથી નટના જેવો વેષ લાગતો હતો. એક હાથ પોતાના મિત્રના ખભા ઉપર ધર્યો હતો અને બીજા હાથથી કમલ હલાવતા હતા. કાનમાં ફૂલ ખોશ્યાં હતાં. કેશ મોહોડા ઉપર આવ્યા હતા અને મંદ મંદ હસતા હતા. કાનને કૃતાર્થ કરનારા બહુજ પ્રિય ગુણો ઘણી વાર સાંભળવાનેલીધે પોતાનાં મન જેમાં લાગી રહ્યાં હતાં તે ભગવાનને નેત્રરૂપ દ્વારથી પોતાના હૃદયમાં પેસાડીને ઘણીવારસુધી આલિંગન કરી તે સ્ત્રીઓએ, જેમ અહંવૃત્તિઓ સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞને મળીને સઘળા તાપ છોડી દે તેમ તાપ છોડી દીધા. સર્વની બુદ્ધિઓના સાક્ષી ભગવાન, તે સ્ત્રીઓને સઘળી આશાઓ છોડી દઇને પોતાનાં દર્શનની ઇચ્છાથીજ આવેલી જાણતાં છતાં પણ હસીને બોલ્યા કે—'હે ભાગ્યશાળી બ્રાહ્મણીઓ! તમે ભલે આવી. બેસો, અમે તમારૂં શું કામ કરીએ? કોઇપણ પ્રતિબંધને નહિ ગણતાં અમને જોવાનેમાટે તમે આવી એ તમને ઘટેછે. કુશલ અને પોતાના

પુરૂષાર્થઉપર લક્ષ રાખનારા લોકો, હું કે જે આત્મા અને પ્રિય છું તેમાં સાક્ષાત્ નિષ્કામ અને ભેદરહિત ભક્તિ યથાર્થ રીતે રાખેછે. પ્રાણ, બુદ્ધિ, મન, સંબંધી, દેહ, સ્ત્રી, પુત્ર અને ધનાદિક પદાર્થો જે આત્માના સંબંધનેલીધેજ પ્રિય લાગેછે તે આત્માથી વધારે પ્રિય બીજો કોણ છે? તમે મારા દર્શનથીજ કૃતાર્થ થઇ છો તોપણ યજ્ઞના સ્થાનકમાં જાઓ; કેમ કે તમે જશો ત્યારેજ ગૃહસ્થાશ્રમવાળા તમારા પતિ બ્રાહ્મણો પોતાના યજ્ઞને પૂરો કરી શકશે.'

બ્રાહ્મણીઓ કેહેછે.—હે પ્રભુ! આપે આવું કઠણ વચન નહિ કેહેવું જોઇએ. 'મારો ભક્ત કોઈ રીતે દુઃખી નજ થાય' એવી જે આપની પ્રતિજ્ઞા છે તેને અથવા 'ભગવાનને પામેલો પાછો ફરેજ નહિ' એવું વેદમાં કહ્યુંછે તેને આપ સત્ય કરો. અમો સઘળા બંધુઓનું ઉલ્લંઘન કરીને આપે ચરણારવિંદથી ફગાવી નાખેલી તુલસીની માળાને કેશથી ધારણ કરવાસારૂ (દાસી થવાસારૂ) આવેલી છિયે. પતિ, માબાપ, દીકરા, ભાઇઓ, બંધુઓ અને સ્નેહીઓ પણ હવે અમારૂં ગ્રહણ કરશે નહિ ત્યારે બીજાઓ તો કેમજ ગ્રહણ કરે. તેમજ હે પ્રભુ! અમે કે જેઓ આપના ચરણની આગળ પડેલી છિયે તેઓની સ્વર્ગાદિક કોઈ બીજી ગતિ પણ નહિજ થવી જોઇએ, માટે અમોને આપ પોતાની દાસીજ કરો.

ભગવાન્ કેહેછે.—હવે મારી આજ્ઞાનેલીધે પતિ, માબાપ, ભાઇઓ અને પુત્ર આદિ કોઈ પણ તમારો દોષ નહિ ગણે. (દેવતાઓને પ્રત્યક્ષ દેખાડીને કેહેછે.) જુવો, આ દેવતાઓ પણ તમોને સંમતિ આપેછે. મનુષ્યોને[1] પરસ્પર અંગનો સંગ કાંઈ પ્રીતિ કે સ્નેહની વૃદ્ધિનેમાટે સાધનરૂપ હોતો નથી. માટે મારામાં મન રાખવાથીજ થોડા કાલમાં મને પામશો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાનનાં વચન સાંભળી તે મુનિઓની સ્ત્રીઓ પાછી યજ્ઞના સ્થાનકમાં ગઈ અને તેઓના પતિઓએ પણ તેઓના ઉપર દોષદૃષ્ટિ નહિ લાવતાં તેઓની સાથે રહી પોતાનો યજ્ઞ પૂરો કર્યો. એ સઘળી સ્ત્રીઓ ભગવાનની પાસે જતી હતી તે સમયે એક સ્ત્રીને તેના પતિએ રોકી રાખી હતી. તે સ્ત્રીએ પોતાના સાંભળ્યાપ્રમાણે ભગવાનનું હૃદયથી આલિંગન કરી કર્મથી બંધાએલો દેહ છોડી દીધો અને ચૈતન્યરૂપથી ભગવાનને પામી ગઈ. ગોવિંદ ભગવાન્ પણ ચાર પ્રકારનાં તેજ અન્નથી ગોવાળીઆઓને જમાડી પોતે પણ જમ્યા. એપ્રમાણે લીલાથી મનુષ્યરૂપ થએલા; મનુષ્યોની રીતિનું અનુકરણ કરતા અને રૂપ, વાણી તથા કામોથી ગાયો, ગોવાળીઆ અને ગોપીઓને રમાડતા ભગવાન્ ક્રીડા કરતા હતા. પછી 'મનુષ્યોનું અનુકરણ કરતા જગતના ઈશ્વર શ્રીકૃષ્ણ અને બલભદ્રની માગણીને માન આપ્યું નહિં' એ વાતને સંભારી પોતાને અપરાધી ગણતા તે બ્રાહ્મણો પસ્તાવા લાગ્યા. ભગવાન્ શ્રીકૃષ્ણમાં સ્ત્રીઓની અલૌકિક ભક્તિ જોઇને પસ્તાએલા બ્રાહ્મણો ભક્તિવિનાના પોતાના આત્માને ધિક્કારવા લાગ્યા. 'આપણે કે જેઓ ભગવાનથી વિમુખ છિયે તેઓના ત્રણ[2] પ્રકારના જન્મને, બ્રહ્મચર્યને, ઘણું જાણનારપણાને, કુળને, ક્રિયાઓને અને ચાતુરીને ધિક્કાર છે. ભગવાનની માયા યોગીઓને પણ મોહ કરનારી છે; કેમ કે આપણે મનુષ્યોના ઉપદેશક છતાં પણ સ્વાર્થમાં ભૂલી ગયા છિયે. અહો! સ્ત્રીઓને પણ જગતના ગુરૂ ભગવાનમાં કેવો અપાર ભાવ છે! કે જે ભાવે

૧ તોપણ 'અમે તમારો ત્યાગ કરી શકતી નથી' એમ સ્ત્રીઓ કેહે તો તેનો પેહેલાંથીજ બંધવાળેછે.

૨ શુદ્ધ માતાપિતાથી, ગાયત્રીનો ઉપદેશ લેવાથી અને યજ્ઞની દીક્ષા લેવાથી અનુક્રમે શૌકલ, સાવિત્ર અને દૈક્ષ એવા નામના ત્રણ જન્મ થાયછે.

ધર નામના મૃત્યુના પાશ કાપી નાખ્યા. આ સ્ત્રીઓને ઉપનયનસંસ્કાર, ગુરૂને ઘેર નિવાસ, તપ, આત્મવિચાર, પવિત્રતા કે શુભ ક્રિયાઓ એમાંનું કાંઈ પણ થયું નથી તે છતાં યોગેશ્વરોના ઈશ્વર અને મોટી કીર્ત્તિવાળા ભગવાનમાં દૃઢભક્તિ ઉત્પન્ન થઈ છે અને આપણને સંસ્કારાદિક થયા છતાં પણ ભક્તિ ઉત્પન્ન થઈ નથી!! અહો! આપણે કે જેઓ સ્વાર્થમાં મૂઢ અને ઘરના કામ-કાજનેલીધે પ્રમત્ત છિયે તેઓને ગોવાળીઆઓનાં વચનોથી ભગવાને પોતાનું સ્મરણજ આપ્યું. નહિતર, પૂર્ણકામ અને મોક્ષાદિક પુરૂષાર્થોના સ્વામી ભગવાનને આપણે કે જેઓ પામર છિયે તેઓનું શું પ્રયોજન હોય? એ તો ઈશ્વરે મનુષ્યલોકની ચેષ્ટા કરી. વારંવાર જેના ચરણસ્પર્શની આશાથી લક્ષ્મી પણ બીજાઓનો ત્યાગ કરી તથા પોતાના ચંચલપણા આદિ દોષ છોડી દઈને જેને ભજેછે તે ભગવાન્ બીજાની પાસે માગણી કરે એ તો કેવળ લોકોને ભુલાવનાર છે. દેશ, કાલ, નોખુંનોખા પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિઓ, દેવતા, યજમાન, યજ્ઞ, અને ધર્મ, એ સઘળાં જેરૂપ છે તે સાક્ષાત્ યોગેશ્વરોના ઈશ્વર વિષ્ણુ યાદવોમાં જન્મ્યા છે એમ આપણે સાંભળ્યુંછે તોપણ આપણે મૂઢપણાથી ચેત્યા નહિ. અહો! આપણે બહુજ ભાગ્યશાળી છિયે કે જેઓના ઘરમાં તેવી સ્ત્રીઓ છે. એ સ્ત્રીઓની ભક્તિથી આપણી બુદ્ધિ પણ ભગવાનમાં નિશ્ચલ થઇછે. અમે જેની માયાથી મોહ પામીને કર્મોના માર્ગોમાં ભમ્યા કરીએ છિયે તે અખંડ જ્ઞાનવાળા આપ શ્રીકૃષ્ણને પ્રણામ કરીએ છિયે. પોતાની માયાએ મોહ પમાડેલા અને પ્રભાવને નહિ જાણનારા આપણ લોકોના અપરાધની તે આદિપુરૂષ ભગવાને ક્ષમા કરવી જોઇએ.' ભગવાનનું અપમાન કરનારા તે બ્રાહ્મણોને એપ્રમાણે પોતાના અપરાધનું સ્મરણ આવવાથી શ્રીકૃષ્ણ અને બલભદ્રનું દર્શન કરવાની ઇચ્છા થઈ તોપણ કંસની બીકથી તેઓ ગયા નહિ. ૫૨

**इति स्वाघमनुस्मृत्य कृष्णे ते कृतहेलनाः। दिदृक्षवोऽप्यच्युतयोः कंसाद्भीता नचाचलन्॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**भगवानपि तत्रैव बलदेवेन संयुतः। अपश्यन्निवसन् गोपानिंद्रयागकृतोद्यमान्॥ १॥**

શુકદેવજી કેહેછે.—પછી બલભદ્રની સાથે વ્રજમાં રેહેતા ભગવાને એક દિવસે ગોવાળીઆઓને ઇંદ્રનો યજ્ઞ કરવાનો ઉદ્યમ કરતા જોયા. સર્વના આત્મા અને સર્વજ્ઞ ભગવાન્ પોતે જાણતા હતા તોપણ તેમણે નંદાદિક વૃદ્ધ ગોવાળીઆઓને નમ્રતાથી પૂછ્યું કે—'હે પિતા! તમે આ શી ધામધૂમ કરવા લાગ્યા છો તે મને કહો. આ કોઇ યજ્ઞનેમાટે ધામધૂમ હોય તો તે યજ્ઞમાં શું ફલ છે? તેનો દેવતા કોણ છે? અને કયા અધિકારીથી તથા કયા સાધનથી તે યજ્ઞ થાયછે? હે પિતા! હું કે જે સાંભળવાને ઇચ્છુંછું તેને આ વાત કહો. તમને કોઇ મોટો મનોરથ દેખાયછે. (નંદરાય કાંઇ ન બોલતાં વળી ભગવાન્ કેહેછે.) સર્વ પદાર્થોમાં આત્મદૃષ્ટિ રાખનારા સાધુ પુરૂષોને કાંઇ પણ ગુપ્ત રાખવાયોગ્ય હોતું નથી. સાધુ પુરૂષોને મિત્ર, ઉદાસીન કે શત્રુ હોતાજ નથી તેથી તેઓને 'આ પોતાનો અને પારકા' એવી દૃષ્ટિ હોયજ નહિ. કદાચ ભેદદૃષ્ટિ હોય તોપણ ઉદાસીન (જે ધણીને શત્રુપણ ન હોય અને

* આ ચોવીશમા અધ્યાયમાં ઘણાં કારણોથી ઇંદ્રનો યજ્ઞ બંધ પડાવીને ભગવાને ગોવર્દ્ધન પર્વતનો મહોત્સવ કરાવ્યાની કથા કેહેવાશે. ભૂમિના દેવો (બ્રાહ્મણો) નો ગર્વ ઉતારી હવે સ્વર્ગના દેવોમાં પણ ઇંદ્રનો ગર્વ ઉતારવાસાર ઇંદ્રનો યજ્ઞ બંધ રખાવેછે.

મિત્ર પણ ન હોય તે) ને શત્રુની પેઠે છોડી દેવો પરંતુ જે મિત્ર હોય તે તો પોતા તુલ્યજ છે તેથી તેને વિચારમાં સાથે લેવોજ જોઇએ. (સ્નેહિઓની સાથે વિચાર કરી સમજીનેજ કામ કરવું જોઇએ પણ ગાડરિયા પ્રવાહની પેઠે નહિ કરવું જોઇએ.) માણસો સમજીને અને સમજ્યા વગર પણ કર્મ કરેછે તેઓમાં સમજીને કરનારને જેવી કર્મની સિદ્ધિ થાયછે તેવી સમજ્યાવગર કરનારને થતી નથી. પ્રથમ તો તમે આ જે ક્રિયા કરવાનું ધારોછો તે શાસ્ત્રની રીતથી પ્રાપ્ત છે કે લોકોની રીતથી પ્રાપ્ત છે? આ વાત હું પૂછું છું તો તેનો યુક્તિસહિત ઉત્તર મને મળવો જોઇએ.'

નંદરાય કેહેછે.–ઇંદ્ર મહારાજ મેઘરૂપ છે; કેમકે મેઘ એ તેમની પ્રિય મૂર્ત્તિઓ છે. એ મેઘ પ્રાણીઓને તૃપ્તિ અને જીવન આપનારા જલને વરસે છે માટે તે મેઘોના સ્વામી અને મહાસમર્થ ઇંદ્ર મહારાજનું અમે તથા બીજા માણસો પણ વૃષ્ટિના જલથી સિદ્ધ થએલા પદાર્થોવડે પૂજન કરેછે અને પૂજન કરતાં જે વધે છે તેથી ધર્મ, અર્થ અને કામની સિદ્ધિનેમાટે પોતાની આજીવિકા કલ્પેછે. એકલા ખેડ આદિ પુરૂષાર્થોથી કાંઇ થતું નથી; કેમ કે પુરૂષોના પુરૂષાર્થોનું ફલ આપનાર મેઘજ છે. આપ્રમાણે આ ધર્મ લોકોની જુની પરંપરાથી ચાલ્યો આવેછે તેને કામથી, લોભથી, ભયથી કે દ્વેષથી જે માણસ છોડી દે તેનું કલ્યાણ થાય નહિ.

શુકદેવજી કેહેછે.–એપ્રમાણે નંદરાયનું અને બીજા ગોવાળીઆઓનું વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને, માત્ર ઇંદ્રને ક્રોધ ચંડાવી તેનો ગર્વ ઉતારવાસારૂ પોતાના પિતા નંદરાયને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.– જીવ પોતાનાં કર્મથીજ જન્મેછે, કર્મથીજ મરેછે અને સુખ, દુઃખ, ભય તથા કલ્યાણને પણ કર્મથીજ પામેછે માટે દેવતાઓ કર્મનાં ફળ આપેછે એમ માનવું યોગ્ય નથી. પૂર્વમીમાંસાની રીતિપ્રમાણે કર્મજ પરબારાં ફળ આપે છે એમ નિશ્ચય છે તો તેમાં દેવતાઓને વચ્ચે ઘાલવાની કશી અગત્ય નથી. પણ કેટલાએકના માનવાં પ્રમાણે કોઇ ઈશ્વર, જીવોએ કરેલાં કર્મોનાં ફળ આપે છે એમ ઘડીભર સ્વીકારિયે તોપણ ઈશ્વર કર્મોને પરતંત્ર થયો; કેમ કે કર્મકરનારને તેણે જેવું કર્મ કર્યું હશે તેવું ફળ તે આપી શકશે પણ કર્મ નહિ કરે તેને તે કશું ફળ આપી શકવાનો નથી. આ ઉપરથી પોતાની મેળેજ સિદ્ધ થાયછે કે ફળની સિદ્ધિ તો કર્મથીજ છે માટે કર્મને પરતંત્ર રેહેવાનેલીધે બકરીના ગળાના આંચળ જેવા વ્યર્થ ઈશ્વરનું કશું કામ નથી. અહીં ઇંદ્ર કે જે પોતપોતાનાં કર્મોને અનુસરનારા પ્રાણિઓનાં, પૂર્વજન્મના સંસ્કારેજ કરાવેલાં કર્મને ફેરવી નાખવાને અસમર્થ છે તેનું શું કામ છે? લોકો પોતાના પૂર્વસંસ્કારને આધીન હોવાથી પૂર્વસંસ્કારનેજ અનુસરે છે અને દેવ, અસુર તથા મનુષ્યોસહિત આ સઘળું જગત્ પૂર્વસંસ્કારમાંજ રહેલું છે માટે કર્મની પ્રવૃત્તિ સંસ્કારાધીન છે તો તે પ્રવૃત્તિમાં અંતર્યામી (ઈશ્વર) ની પણ કશી અપેક્ષા નથી. પૂર્વસંસ્કારપ્રમાણે થતું કર્મજ સર્વનું કારણ છે માટે કર્મનેજ પૂજવું જોઇએ. જીવ કર્મથીજ ઊંચા-નીચા દેહ પામીને પાછા કર્મથીજ તેઓને છોડી દેછે. કર્મજ શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરૂ અને ઈશ્વર છે માટે પૂર્વસંસ્કારને આધીન રહીને કર્મ કરનારાએ પોતાના કર્મનુંજ પૂજન કરવું જોઇએ. 'દેવતાઓનાં નામ લઇને પદાર્થો હોમવા એજ કર્મ છે માટે દેવતાઓ વિના કર્મની સિદ્ધિ કેમ થશે?' એમ તમારા મનમાં હોય તોપણ તે દેવતાઓ કર્મના અંગભૂત ઠરેછે પણ મુખ્ય તો કોઈ રીતે ઠરતા નથી. ઈશ્વરને કર્મનાં ફળ આપનાર સમજવામાં પણ ઉપરપ્રમાણે તેને કર્મમાં અંગપણું આવેછે. વાસ્તવિક[1] વિચાર કરો તો

૧ હવે હેતુવાદનો આધાર લઇને પર્વત

તો જેથી જેની આજીવિકા અનાયાસે ચાલે તેજ તેનો દેવતા કહેવાય. જેમ છીનાળ સ્ત્રી જાર પુરૂષને સેવવાથી કલ્યાણ પામે નહિ તેમ જે માણસ એકે આપેલી આજીવિકા ખાઇને બીજાનું સેવન કરે તે માણસ પણ તેને સેવવાથી સુખ પામેજ નહિ. બ્રાહ્મણે વેદાધ્યયનાદિકથી, ક્ષત્રિયે પૃથ્વીની રક્ષાથી, વૈશ્યે વાર્ત્તાથી અને શૂદ્રે દ્વિજલોકોની સેવાથી વર્ત્તવું જોઇએ. ઉપર જે વાર્ત્તા નામની આજીવિકા કહી તેના ખેડ, વેપાર, ગાયોનું રક્ષણ અને વ્યાજ લેવું એ ચાર પ્રકાર છે, તેઓમાં આપણી આજીવિકા ગાયોના રક્ષણથી નિરંતર ચાલે છે. આપણી આજીવિકા ગાયોથી ચાલે છે પણ 'ગાયોની આજીવિકા ઇંદ્રને આધીન છે' એમ પણ સમજવું નહિ; કેમ કે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ છે. અનેક પ્રકારવાળું જગત્ રજોગુણથી થએલા સ્ત્રી-પુરૂષના સંયોગથી ઉત્પન્ન થાય છે. વાદળાં રજોગુણની પ્રેરણાર્થીજ સર્વ સ્થલમાં પાણી વરસાવે છે. જો ઇંદ્ર વરસાવતો હોય તો સમુદ્ર, શિલા અને ખારી ધરતી આદિમાં તે સમજુના હાથથી મફતની વૃષ્ટિ નહિ થવી જોઇએ. આથી સિદ્ધ થાય છે કે સઘળી પ્રજા મેઘથીજ જીવેછે તેમાં ઇંદ્રનું કશું કામ નથી: આપણને યોગ-ક્ષેમનેમાટે પણ ઇંદ્રાદિક દેવતાઓની અપેક્ષા નથી; કેમ કે આપણને દેશ, નગર, ગામડાં કે ઘર કાંઈ પણ નથી. આપણે તો વગડાઉ માણસ છિયે અને નિરંતર વન તથા પર્વતોમાંજ રહીએ છિયે માટે આપણું યોગ-ક્ષેમ કરનારા દેવ તો વન અને પર્વતોજ છે. (નવો ધર્મ ચલાવવો હોય તે બ્રાહ્મણોની સહાયતા વિના ચલવી શકાય નહિ માટે બ્રાહ્મણોને પણ પોતાંના પક્ષમાં લેતાં પોતાનો સિદ્ધાંત કેહેછે.) એટલામાટે

---

અને ગાયોઆદિરૂપ બીજા દેવતાઓનેજ સિદ્ધ કરે છે.

ગાયો, બ્રાહ્મણો અને પર્વતોનો યજ્ઞ આરંભો. ઇંદ્રના યજ્ઞનેવાસ્તે જે જે સામાન ભેળા કર્યા છે તે સામાનોથી આ યજ્ઞને સિદ્ધ કરો. દૂધપાકથી તે દાળસુધી અનેક પ્રકારની રસોઈ રંધાવો. લાફસી, માલપુવા અને જલેબી કરાવો. દૂધ, દહિ આદિ સઘળા દોહોવાથી થએલા પદાર્થોને પણ એકઠા કરો. (યજ્ઞની શોભાનેમાટે અને શ્રદ્ધા ઉત્પન્ન કરવાનેસારૂ કેહેછે) વેદીઆ બ્રાહ્મણો પાસે અગ્નિઓમાં સારી રીતે હોમ કરાવજો અને તે બ્રાહ્મણોને ઘણા પ્રકારનું અન્ન, ગાયો તથા દક્ષિણા દેજો. કુતરાં, ચાંડાલ અને પતિત પર્યંત બીજાં પ્રાણીઓને પણ યથાયોગ્ય રીતે અન્ન આપતાં ગાયોને ખડ આપીને પર્વતને બલિદાન દેવું. શણગારી, જમી, ચંદનાદિકનાં લેપન કરી તથા સારાં સારાં વસ્ત્ર પેહેરી ગાયો, બ્રાહ્મણો, અગ્નિઓ અને પર્વતને પ્રદક્ષિણા કરવી. હે પિતા! આપ્રમાણે મારો મત છે. તે જો તમને રૂચે તો કરો. (માથું હલાવી સર્વની સંમતિ મેળવવાસારૂ કેહેછે.) ગાયો, બ્રાહ્મણો, પર્વત અને હું એઓને આ યજ્ઞ કરવો ઠીક લાગેછે.

શુકદેવજી કેહેછે.— ઇંદ્રના ગર્વને તોડવાને ઇચ્છતા કાલરૂપી ભગવાનનું તે વચન સાંભળીને નંદઆદિ ગોવાળીઆઓએ 'સારૂં સારૂં' એમ કહી તેનો સ્વીકાર કર્યો. જે પ્રમાણે ભગવાને કહ્યું તે પ્રમાણે તેઓએ સઘળું કર્યું. સ્વસ્તિવાચન કરાવી, ઇંદ્રના યજ્ઞના પદાર્થોથી પર્વત અને બ્રાહ્મણોને બલિદાન આપી ગાયોને આદરપૂર્વક ખડ ખવરાવી તથા ગાયોનાં ધણને આગળ કરી સઘળાઓએ ગોવર્દ્ધન પર્વતને પ્રદક્ષિણા કરી. ભગવાનનાં પરાક્રમોનું ગાયન કરતી ગોપીઓ અને ગોવાળિઆઓએ બળદનાં ગાડાંઓ ઉપર બેશીને પ્રદક્ષિણા કરી તથા બ્રાહ્મણોના આશિર્વાદ લીધા. ગોવાળીઆઓને વિશ્વાસ બેસાડે એવું બીજું મોટું રૂપ ધરી 'હું પર્વત છું' એમ બોલતા ભગવાન

ઘણું બલિદાન ખાઈ ગયા. વ્રજના લોકોની સાથે પોતે શ્રીકૃષ્ણ ભગવાન્ પણ 'અહો ! જુવો આ પર્વતે દેહ ધરીને આપણાપર અનુગ્રહ કર્યો. આ પર્વત પોતાનું અપમાન કરનારા વનવાસિઓને યથેષ્ટ રૂપ (સર્પાદિક રૂપ) થી મારી નાખેછે માટે આપણા અને ગાયોના કલ્યાણનેવાસ્તે આને આપણે પ્રણામ કરિયે' એમ બોલતાબોલતા તે પોતાના બીજારૂપને પગે લાગ્યા. ભગવાને પ્રેરેલા તે ગોવાળીઆઓ એપ્રમાણે પર્વત, ગાયો અને બ્રાહ્મણોના યજ્ઞને યથાર્થ રીતે સંપૂર્ણ કરી ભગવાનની સાથે વ્રજમાં ગયા.

**इत्यद्रिगोद्विजमखं वासुदेवप्रणोदिताः। यथाविधाय ते गोपाः सहकृष्णा व्रजं ययुः ॥३८**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતનાં દશમસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इंद्रस्तदात्मनः पूजां विज्ञाय विहतां नृप। गोपेभ्यः कृष्णनाथेभ्यो नंदादिभ्यश्चुकोप सः॥**

શુકદેવજી કેહેછે.– હે રાજા ! તે સમયમાં ઇંદ્રે પોતાની પૂજાનો ભંગ થયો જાણી નંદાદિક ગોવાળીઆઓ કે જેઓના સ્વામી શ્રીકૃષ્ણજ છે તેઓના ઉપર કોપ કર્યો.

૧ કર્મજ ફળ આપવામાં સમર્થ છે, ઇશ્વર કર્મને પરતંત્ર છે, પૂર્વસંસ્કારજ કર્મ કરાવે છે, દેવતાઓ અને ઇશ્વર કર્મના અંગભૂત છે પણ મુખ્ય નથી, પર્વત અને ગાયોઆદિજ દેવતા છે, અને ગુણોજ ઉત્પત્તિ. સ્થિતિ તથા પ્રલયના કર્ત્તા છે, એ છ મત શ્રીકૃષ્ણે કેવળ દેવતાઓને ક્ષોભ ઉપજાવવાનેવાસ્તે કહ્યા છે પણ શ્રીકૃષ્ણને ઇષ્ટ નથી એમ સમજવું. કેમ કે તેઓ વાસ્તવિક રીતે શાસ્ત્રવિરૂદ્ધ છે.

* આ પચીશમા અધ્યાયમાં વ્રજનો નાશ કરવાનેમાટે ઇંદ્રે વૃષ્ટિ કરતાં ભગવાને ગોવર્દ્ધન ઉપાડીને વરસાદથી ગોકુલની રક્ષા કરી, એ કથા કેહેવામાં આવશે.

કોપ પામેલા ઇંદ્રે પ્રલય કરનારા મેઘના સાંવર્ત્તક નામના ગણને વ્રજઉપર વરસવાની આજ્ઞા કરી અને 'હુંજ ઇશ્વર છું' એવા અભિમાનથી કહ્યું કે–'અહો ! વગડામાં રહેનારા ગોવાળીઆઓ કે જેઓએ મરીજનારા કૃષ્ણનો આશ્રય લઇ દેવનું અપમાન કર્યું તેઓને લક્ષ્મીનું કેવું અભિમાન આવ્યું છે તે જુવો. બ્રહ્મવિદ્યાનો ત્યાગ કરી માત્ર નામના વહાણ જેવા, અદૃઢ અને ક્રિયાથી થાય એવા યજ્ઞોથી જેમ સંસારસમુદ્રને તરીજવાની ઇચ્છા કરે તેમ કૃષ્ણ કે જે બહુ બકનાર, બાલક, પોતાને પંડિત માનનાર, નમ્રતા વગરનો અને મનુષ્ય છે તેનો આશ્રય લઈ ગોવાળીઆઓએ મારૂં અપ્રિય કર્યું.[1] લક્ષ્મીથી છકેલા અને કૃષ્ણે બેહેકાવેલા એ ગોવાળીઆઓની લક્ષ્મીના મદથી થએલી અકડાઇને તોડી નાખો અને પશુઓનો ક્ષય કરી નાખો. હુંપણ ઐરાવત હાથી ઉપર બેશી ભારે બળવાળા દેવતાઓના સૈન્યોની સાથે તમારી પછવાડેજ નંદના વ્રજનો નાશ કરવામાટે વ્રજમાં આવુંછું.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે ઇંદ્રે આજ્ઞા કરતાં બંધનમાંથી છોડેલા (એઓનો પ્રલયમાંજ ઉપયોગ હોવાથી પ્રલયકાલ આવતાંસુધી તેઓને બાંધી રાખ્યા હતા તે આ પ્રસંગમાં છોડ્યા.) મેઘ ભારે બળથી ધારાઓ નાખી નંદરાયના ગોકુલને પીડવા લાગ્યા. વીજળીઓ ઝબકવા લાગી. કડાકાઓ અને ગર્જના થવા લાગી. તીવ્ર પવનોની ઝપાટથી કરા પડવા લાગ્યા. વાદળાં વારંવાર આડસર જેવી જાડી ધારાઓ મુકવા માંડતાં જલના સમૂહથી ઢંકાવા માંડેલી પૃથ્વી ઊંચી કે નીચી દેખાતી ન હતી. અત્યંત વરસાદ અને પવનથી ધ્રુજતાં અને ટાઢથી

૧ ઇંદ્રની વાણી નિંદામાં જોડાએલી છતાં પણ ભગવાનના મહિમાનેલીધે તેમની સ્તુતિ કરેછે એવા અભિપ્રાયથી શ્રીધર સ્વામીએ ટીકામાં ઇંદ્રનાં વચનને સ્તુતિપર પણ લગાવ્યાં છે.

પીડાએલાં પશુ, ગોવાળીઆ અને ગોપીઓ ભગવાનને શરણે ગયાં. વરસાદથી પીડાએલાં અને ધ્રુજતાં એ લોકો પોતાનાં માથાં અને છોકરાંઓને પોતાની કાયાથી ઢાંકીને ભગવાનના ચરણની પાસે આવ્યાં અને કહ્યું કે–'હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા ભાગ્યશાળી! હે પ્રભુ! હે ભક્તવત્સલ! આપે કોપ પામેલા ઇંદ્રથી અમારી રક્ષા કરવી જોઈએ.' ભગવાન્ પોતાના ગોકુલને પાણા જેવા વરસાદથી પીડા પામતું અને મરણતોલ થએલું જોઇને ' એ કામ કોપ પામેલા ઇંદ્રે કર્યું છે' એમ જાણી ગયા. ' અમે યજ્ઞનો ભંગ કરતાં અમારો નાશ કરવાનેમાટે ઇંદ્ર આ ઋતુ વગર ઘણા પવનવાળી કરાની વૃષ્ટિ કરે છે તો આ પ્રસંગમાં મારા યોગબલથી હું સારી રીતે ઉપાય કરીશ અને મૂઢપણાંથી લોકપાલપણાનું અભિમાન રાખનારા દેવતાઓના લક્ષ્મીના મદરૂપી અંધારાને હરી લઈશ. સત્વગુણવાળા દેવતાઓને સમર્થપણાનું અભિમાન ન થવું જોઈએ પણ થયું છે માટે તે દુષ્ટ લોકોનો માનભંગ કરીશ તોજ તેઓપર અનુગ્રહ થશે. એટલામાટે ગોકુલ કે જેનો સ્વામી હુંજ છું, મેં ગ્રહણ કરેલું છે અને મારેજ શરણે છે તેની મારા યોગબલથી હું રક્ષા કરીશ. શરણાગતનું રક્ષણ કરવું એ મારો નિયમજ છે.' એમ કહીને બાલક જેમ મીંદડાની બળીને ઉખેડીને હાથમાં લે તેમ ભગવાને લીલાથી એક હાથવડે ગોવર્દ્ધન પર્વતને ઉખેડી લઇને ધરી લીધો. પછી ભગવાને કહ્યું કે–' હે મા! હે પિતા! હે વ્રજવાસીઓ! તમે ગાયોનાં ધણ સહિત સુખેથી આ પર્વતના ખાડામાં પ્રવેશ કરો. અહીં મારા હાથમાંથી પર્વત પડીજવાની બીક રાખશો નહિ. પવન અને વરસાદની બીક મટી ગઇ સમજો. આપણે આ સારૂં રક્ષણ કર્યુ છે.' એ પ્રમાણે ભગવાને કરેલી આશ્વાસનાથી ધૈર્ય આવતાં ગાડાં, ધણ અને અનુજીવિઓ સહિત સઘળા ગોવાળીઆઓ પર્વતના ખાડામાં અવકાશ પ્રમાણે પેઠા. ભૂખ-તરશની પીડા અને સુખની અપેક્ષા છોડી દઇને તે વ્રજવાસીઓ જેમની સામું જોયા કરતાં હતાં એવા ભગવાન્ સાત દિવસસુધી પર્વત ધરી રહ્યા અને એક પગલું પણ ખસ્યા નહિ. એ ભગવાનનું યોગબલ જોઇને બહુજ વિસ્મય પામેલા, ગર્વરહિત થએલા. અને જેનો સંકલ્પ ભાંગી પડયો એવા ઇંદ્રે પોતાના મેઘને વાર્યા. ગોવર્દ્ધનને ધારણ કરનાર ભગવાન્ આકાશને વાદળાં વગરનું તથા સૂર્યના પ્રકાશવાળું જોઇને અને દારૂણ પવન તથા વૃષ્ટિને શાંત થએલી જોઇને બોલ્યા કે–'હે ગોવાળીઆઓ! સ્ત્રીઓ, ધણ અને બાલકો સહિત બહાર નીકળો. ત્રાસ છોડી દીયો. વાયુ અને વરસાદ શાંત થઇ ગયા અને નદીઓનાં પૂર ઘણાંખરાં ઉતરી ગયાંછે.' પછી ગોવાળીઆઓ, સ્ત્રીઓ, બાલકો અને વૃદ્ધો પોતપોતાની ગાયોનાં ધણ લઇને તથા સરસામાન ગાડાંઓ ઉપર ભરીને ધીરે ધીરે બહાર નીકળ્યાં. પ્રભુ શ્રીકૃષ્ણ ભગવાને પણ સર્વ પ્રાણીઓ જોઈ રહ્યા એવી રીતે લીલાથી એ પર્વતને પ્રથમની પેઠે તેને ઠેકાણે રાખ્યો. પ્રેમના વેગથી પૂર્ણ થએલા વ્રજવાસીઓ યથાયોગ્ય રીતે આલિંગનાદિક કરીને ભગવાનને મળ્યા અને ગોપીઓએ સ્નેહસહિત આનંદથી દહિ, અક્ષત તથા જલવડે ભગવાનની પૂજા કરી તથા ઉત્તમ આશિર્વાદ આપ્યા. યશોદા, રોહિણી, નંદરાય અને બળવાળાઓમાં શ્રેષ્ઠ બલભદ્ર, એઓએ સ્નેહથી પરવશ થઇને ભગવાનનું આલિંગન કરી આશિર્વાદ આપ્યા. હે રાજા! આકાશમાં દેવતાઓના ગણ, સાધ્ય, સિદ્ધ ગંધર્વ અને ચારણો રાજી થઇને સ્તુતિ કરવા તથા પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. સ્વર્ગમાં દેવતાઓની આજ્ઞાથી શંખ અને દુંદુભી વાગવા લાગ્યાં. તુંબરૂ આદિ મોટા મોટા ગંધર્વો ગાયન કરવા લાગ્યા. હે રાજા! પછી સ્ને-

હભૂરેલા ગોવાળીઆઓથી વીટાએલા ભગવાન્, બલભદ્ર સહિત પોતાના વ્રજમાં પધાર્યા. હૃદયમાં લાગી રહેલા ભગવાનનાં તેવાં કામોનું ગાયન કરતી અને રાજી થતી ગોપીઓ પણ વ્રજમાં ગઈ.

**ततोऽनुरक्तैः पशुभिः परिश्रितो राजन् स्वगोष्ठं सबलो व्रजद्धरिः । तथाविधान्यस्य कृतानि गोपिका गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः ॥ ३३ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પચવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**एवं विधानि कर्माणि गोपाः कृष्णस्य वीक्ष्य ते । अतद्वीर्यविदः प्रोचुः समभ्येत्य सुविस्मिताः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—શ્રીકૃષ્ણનાં એવાં કામ જોઇને વિસ્મય પામેલા ગોવાળીઆઓ ભગવાનની પરમશક્તિ નહિ જાણવાથી નંદરાયને મળી કેહેવા લાગ્યા કે—"બાલકનાં આ કામો અત્યંત અદ્ભુત છે માટે આપણે કે જેઓ ગામડિયા લોકો છિયે તેઓમાં એ બાલકને ન ઘટે એવો જન્મ કેમ આવ્યો હશે? મોટો હાથી જેમ કમળને ધરી લે તેમ આ બાલકે સાત વર્ષની બાલ્યાવસ્થામાં એક હાથ વતે લીલામાત્રથી મોટો પર્વત કેમ ઉપાડ્યો હશે? શરીરના યૌવનને જેમ કાળ પીજાય તેમ, આંખો વીંચી સુતેલા આ બાલકે મોટા બલવાળી પૂતનાનું તેના પ્રાણની સાથે સ્તન પીધું!! ત્રણ મહિનાનો અને ગાડાં નીચે સુતેલો આ બાલક રોઇને પોતાના પગ ઊંચા કરતાં તેના પગના ફણા વાગવાથી ગાડું ઊંધું પડ્યું!! એક વર્ષની અવસ્થામાં આ બાલક બેઠેલ હતો ત્યાં તેને તૃણાવર્ત્ત દૈત્ય આકાશમાર્ગમાં હરી જતાં એ દૈત્યને ગળુ પકડવાથી પરવશ કરીને આ બાલકે શી રીતે માર્યો હશે? કોઈ સમયે માંખણની ચોરી કરતાં માતાએ ખાંડણીઆમાં બાંધેલા અને આંજણિયાના બે ઝાડની વચ્ચે ગએલા આ બાલકે પોતાના બે હાથવતે એ ઝાડને શી રીતે પાડી નાખ્યાં હશે? વાછડાંઓને ચારતાં, વનમાં બાલકોથી વીટાએલા અને બલભદ્ર સહિત આ બાલકે, મારવા આવેલા શત્રુ બકાસુરનું બે હાથવતે મોહોડું પકડીને તેને ફાડી નાખ્યો હતો!! મારવાની ઇચ્છાથી વાછડાંઓમાં વાછડાના રૂપથી પેઠેલા દૈત્યને મારી તેનું શબ પછાડવાથી લીલામાત્રમાં કોઠનાં ઝાડ પાડી નાખ્યાં હતાં!! બલભદ્રસહિત આ બાલકે ગધેડાના રૂપવાળા ધેનુકાસુરને અને તેના બંધુઓને મારી નાખી પાકાં ફળવાળું તાલવન સહુને કામ આવે એવું કરી દીધું!! બળવાળા બલભદ્રની પાસે પ્રલંબાસુરને મરાવી નાખતાં વ્રજનાં પશુઓને અને ગોવાળીઆઓને દાવાનલથી છોડાવ્યાં હતાં!! ભારે ઝેરવાળા મોટા નાગનું દમન કરી મદરહિત કરતાં તેને બલાત્કારથી કહાડીને યમુના નદીને ઝેરવગરના પાણીવાળી કરી!! હે નંદરાય! અમો સઘળા વ્રજવાસીઓથી આ તમારા પુત્ર ઉપરનો સ્નેહ કેમે છોડી શકાય એવો નથી અને તમારો પુત્ર પણ અમારા ઉપરના સ્નેહને છોડે એમ નથી. આવી રીતે પરસ્પર સ્વાભાવિક સ્નેહ થયોછે!! હે વ્રજના સ્વામી! સાત વર્ષનો બાલક ક્યાં અને મોટા પર્વતનું ધારણ કરવું ક્યાં? એટલામાટે તમારા પુત્રવિષે અમને શંકા થાયછે કે રખેને એ, સર્વનો આત્મા હોય?

નંદરાય કેહેછે.—હે ગોવાળીઆઓ! આ કુમારના ઉદ્દેશથી ગર્ગાચાર્યે મને જે કહ્યુંછે તે મારી પાસેથી સાંભળો કે જેથી તમારી

---

* આ છવીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનાં અદ્ભુત કર્મોથી વિસ્મય પામેલા ગોવાળીઆઓને નંદરાયે ગર્ગાચાર્યનાં વચન સંભળાવી તેના ઐશ્વર્યનું વર્ણ કર્યાની કથા કેહેવામાં આવશે.

શંકા મટી જાય. ગર્ગાચાર્યે મને કહ્યુંછે કે– “ પ્રત્યેક યુગમાં અવતાર ધરતા આ બાલકના ધોળો, રાતો અને પીળો એવા ત્રણ વર્ણ થયા હતા અને હમણાં શ્યામ વર્ણ થયોછે. પૂર્વે કોઇ સમયમાં આ તમારો પુત્ર વસુદેવનો થયો હતો તેથી સમજુ લોકો આને ‘શ્રીમાન્ વસુદેવ ’ કેહેછે. આ તમારા પુત્રનાં ગુણ અને કર્મ ઉપરથી થએલાં નામ અને રૂપ ઘણાં છે. તેઓને હું કે બીજા પણ કોઈ લોકો જાણતા નથી. ગોવાળીઆ અને ગોકુલને રાજીકરનાર આ પુત્ર તમલોકોનું કલ્યાણ કરશે અને આના પ્રભાવથી તમલોકો સઘળાં કષ્ટોને અનાયાસે તરી જશો. હે વ્રજના પતિ ! પૂર્વે કોઇ રાજા ન હતો તે સમયમાં ચોર લોકોએ પીડેલા સાધુ લોકોની આ તમારા પુત્રે રક્ષા અને વૃદ્ધિ કરતાં તે સાધુઓ ચોર લોકોને જીત્યા હતા. જે ભાગ્યશાળી માણસો આના ઉપર પ્રીતિ કરે છે તેઓનો, દૈત્યો જેમ વિષ્ણુના પક્ષવાળાઓનો પરાભવ ન કરે તેમ કોઈ શત્રુઓ પરાભવ કરતા નથી. માટે હે નંદ ! આ તમારો પુત્ર ગુણ, લક્ષ્મી, કીર્તિ અને પ્રભાવથી નારાયણસમાન છે. ” આ પ્રમાણે ગર્ગાચાર્યે કહ્યું છે માટે આ બાલકનાં કામોમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. મને આજ્ઞા કરી ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા પછી હું આ મોટાં કામ કરનારા કૃષ્ણને નારાયણનો અંશ માનું છું.

શુકદેવજી કેહેછે.– આપ્રમાણે નંદરાયના મુખથી ગર્ગાચાર્યનાં વચન સાંભળી ગોવાળીઆઓ કે જેઓએ અપાર તેજવાળા શ્રીકૃષ્ણનાં પરાક્રમ જોયાં અને સાંભળ્યાં હતાં તેતો વિસ્મય રહિત થઇ તથા રાજી થઇ નંદરાય અને શ્રીકૃષ્ણનો ભારે સત્કાર કરવા લાગ્યા. યજ્ઞનો ભંગ કરવાના કોપથી ઇંદ્રે વૃષ્ટિ કરતાં કરા અને કઠણ પવનોથી જેનાં ગોવાળીઆ, પશુઓ અને સ્ત્રીઓ પીડાતાં હતાં એવા ગોકુલને પોતાની શરણે આવેલું જોઇ પોતાની મોટાઇ પ્રકટ કરતા જે દયાળુ ભગવાને ગોવર્દ્ધન પર્વતને ઉખેડી, બાલક જેમ લીલાથી મીદડાંની બળી ( વરસાદમાં થતાં ટોપ આકારના ઉદ્ભિજ્જ ) નું ધારણ કરે તેમ એક હાથથી તે પર્વતનું ધારણ કરી ગોકુલની રક્ષા કરી અને ઇંદ્રનું અભિમાન તોડ્યું તે, ગાયોના ઇંદ્ર [1] શ્રીકૃષ્ણ ભગવાન્ અમને પ્રસન્ન થજો.

देवे वर्षति यज्ञविप्लवरुषा वर्षाश्मपर्षानिलैः सीदत्पालपशुस्त्रियात्मशरणं दृष्ट्वाऽनुकंप्युत्स्मयन् । उत्पाट्यैककरेण शैलमबलो लीलोच्छिलींध्रं यथा बिभ्रद्गोष्ठमपान्महेंद्रमदभित्प्रीयान्न इंद्रो गवाम् ॥ २५ ॥

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

गोवर्द्धने धृते शैले आसाराद्रक्षिते व्रजे । गोलोकोदाव्रजत्कृष्णं सुरभिः शक्र एव च ॥१॥

શુકદેવજી કેહેછે.– ભગવાને ગોવર્દ્ધન પર્વતનું ધારણ કરતાં ઇંદ્ર બીકનેલીધે સ્વર્ગમાંથી ભગવાનની પાસે આવ્યો અને ભગવાને વરસાદથી વ્રજની રક્ષા કરતાં કામધેનુ હર્ષનેલીધે ગોલોકમાંથી ભગવાનની પાસે આવી. અપરાધથી લજાએલા ઇંદ્રે એકાંતમાં મળીને પોતાના સૂર્યસરખા તેજસ્વી મુકુટથી ભગવાનના ચરણનો સ્પર્શ કર્યો. અપાર તેજવાળા શ્રીકૃષ્ણનો પ્રભાવ દેખવા અને સાંભળવાથી જેને ત્રૈલોક્યના સ્વામીપણાનું અભિમાન મટીગયું એવો ઇંદ્ર હાથ જોડીને નીચેપ્રમાણે બોલ્યો.

---

૧ આ કથા હવે પછીના અધ્યાયમાં કેહેવાશે.

* આ સત્યાવીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનો મોટો પ્રભાવ જોઇને કામધેનુ તથા ઇંદ્રે તેમના અભિષેકનો મોટો ઉત્સવ કર્યાની કથા કેહેવામાં આવશે.

ઈંદ્ર સ્તુતિ કરેછે.—તમારૂં સ્વરૂપ શુદ્ધ સત્વમય, શાંત, સર્વજ્ઞ અને રજોગુણ તથા તમોગુણ વગરનું છે. આ માયામય સંસાર કે જે અજ્ઞાનથીજ બંધાએલો છે તે તમને નથી ત્યારે સંસારના સંબંધે કરેલા અને ફ્રીવાર સંબંધ આપનારા લોભાદિક કે જેઓ અજ્ઞાનીપણાને સૂચવનારા છે તેઓ તો કયાંથીજ હોય? તોપણ તમે ધર્મના રક્ષણનેમાટે અને ખલ પુરૂષોના વિગ્રહનેવાસ્તે દંડનું ધારણ કરોછો. જગતના પિતા, ગુરૂ, ઈશ્વર અને પ્રબલ કાલરૂપ આપ, જગતના ઈશ્વરપણાનું અભિમાન ધરાવનારા અમલોકોના માનનો ભંગ કરી હિત કરવાનેમાટે દંડનું ગ્રહણ કરી પોતાની ઈચ્છા પ્રમાણે ધરેલા અવતારોથી લીલા કરો છો. જગતના ઈશ્વરપણાનું અભિમાન ધરાવનારા હું જેવા મૂર્ખલોકો, ભયના સમયમાં પણ તે ભયને નહિ ગણકારતા આપને જોઈ તુરતજ તે અભિમાનને છોડી દેતાં ગર્વરહિત થઇને ઉત્તમ માર્ગ પકડેછે, માટે આપની જે લીલા છે તેજ ખલ પુરૂષોને દંડરૂપ છે. હે પ્રભુ! એટલામાટે હું કે જે ઐશ્વર્યના મદથી ઘેરાએલો, તમારો અપરાધી, તમારા પ્રભાવને નહિ જાણનાર અને મૂઢ બુદ્ધિવાળો છું તેના ઉપર આપે ક્ષમા કરવી જોઇએ અને માગુંછું કે ફ્રીવાર મારી આવી દુષ્ટબુદ્ધિ થજો માં. હે દેવ! હે મહારાજ! પોતે ભારરૂપ અને ઘણા ભારને ઉત્પન્ન કરનારા સેનાપતિઓના નાશનેમાટે અને તમારા ચરણની સેવા કરનારાઓના કલ્યાણનેમાટે આ પૃથ્વીમાં તમારો અવતાર થયો છે. (માટે હું અત્યંત અપરાધી છંતાં પણ તમારો સેવક છું તેથી મારા ઉપર ક્ષમા કરવી જોઇએ.) સર્વના અંતર્યામી, પરિચ્છેદ રહિત, સર્વના નિવાસરૂપ અને યાદવોના પતિ આપ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરૂંછું. ભક્તોની ઈચ્છા પ્રમાણે અવતાર ધરનાર, શુદ્ધ જ્ઞાનરૂપ મૂર્ત્તિવાળા, માયાથી સર્વરૂપ, સર્વના કારણરૂપ અને સર્વ પદાર્થોના આત્મા આપને નમન કરૂંછું. હે ભગવાન્! યજ્ઞનો ભંગ થતાં તીવ્ર અભિમાન અને ક્રોધનેલીધે વરસાદ અને વાયુથી વ્રજનો નાશ કરવાનેવાસ્તે આ ગોઠવણ મેં કરી હતી. હે ઈશ્વર! તમે મારા ઉદ્યમને વ્યર્થ કરી ગર્વનો નાશ કર્યો એ મારા ઉપર અનુગ્રહ કર્યો છે. હવે હું ઈશ્વર, ગુરૂ અને પરમાત્મા આપને શરણ આવેલો છું.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ઈંદ્રે સ્તુતિ કરતાં શ્રીકૃષ્ણ ભગવાને હસીને મેઘનાદસરખી ગંભીર વાણીથી તેને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—હે ઇંદ્ર! તું કે જે દેવતાઓના રાજ્યથી બહુજ ઉન્મત્ત થઈ ગયો હતો તેને નિરંતર મારૂં સ્મરણ રેહેવાનેમાટે મેં અનુગ્રહ કરીને તારા યજ્ઞનો ભંગ કર્યો છે. હું કે જેના હાથમાં દંડ છે તેને ઐશ્વર્ય અને લક્ષ્મીના મદથી આંધળો થએલો પુરૂષ દેખતો નથી માટે હું જેના ઉપર અનુગ્રહ કરવા ધારૂંછું તેને સંપત્તિઓથી ભ્રષ્ટ કરૂંછું. હે ઈંદ્ર! જાઓ, તમારૂં ભલું થશે. હવે મારી આજ્ઞા પ્રમાણે ચાલો. સાવધાન અને ગર્વરહિત રહીને તમલોકો[1] પોતપોતાના અધિકારમાં આગળપ્રમાણે રહો.

શુકદેવજી કેહેછે.—પછી પોતાના સંતાન સહિત ઉદાર મનવાળી કામધેનુએ ગોવાળીઆના સ્વરૂપવાળા ઈશ્વર શ્રીકૃષ્ણને પ્રણામ કરી તથા 'હે કૃષ્ણ! હે કૃષ્ણ!' એમ સંબોધન આપીને નીચેપ્રમાણે કહ્યું.

કામધેનુ કેહેછે.—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા યોગી! હે જગતના આત્મા! હે જગતને ઉત્પન્ન કરનાર! હે અચ્યુત! ઈંદ્રે તો અમને મારી નાખ્યાં હતાં પણ જગતના નાથ આપે અમારી રક્ષા કરી. અમારા ઈષ્ટદેવ તમે છો. માટે હે જગતના પતિ! ગાય, બ્રાહ્મણો દેવ અને સાધુલોકોના કલ્યાણનેમાટે આજથી તમેજ ઈંદ્ર થાઓ.

૧ વરૂણાદિક દેવને પણ સાથે ગણી બહુ વચન આપ્યુંછે.

બ્રહ્માંની પ્રેરણાથી અમે તમનેજ ઈંદ્રપદવીનો અભિષેક કરશું. હવે અદિતિના પુત્ર ઈંદ્રનું અમારે કશું કામ નથી. હે જગતના આત્મા! તમે પૃથ્વીનો ભાર ઉતારવામાટે અવતર્યા છો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાનની આજ્ઞા લઈ કામધેનુએ પોતાના દૂધથી ભગવાનનો અભિષેક કર્યો અને દેવતા તથા ઋષિઓ સહિત ઇંદ્રે પણ દેવમાતાઓની પ્રેરણાથી ઐરાવત હાથીની સુંઢવતે ઉપડાવેલાં આકાશગંગાનાં જલોથી ભગવાનનો અભિષેક કર્યો અને 'ગોવિંદ' એવું નામ રાખ્યું. ત્યાં આવેલા ગંધર્વ, વિદ્યાધર, સિદ્ધ, ચારણો, તુંબરૂ અને નારદાદિક લોકો જગતનાં પાપ મટાડનારી ભગવાનની કીર્ત્તિનું ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓએ આનંદથી નાચ કર્યો. મુખ્ય દેવતાઓએ તેમની સ્તુતિ કરી અને અદ્‌ભુત પુષ્પની વૃષ્ટિઓથી વધાવ્યા. ત્રણે લોક પરમ સુખ પામ્યા. ગાયોએ પૃથ્વીને દૂધથી ભીની કરી નાખી. નદીઓમાં દૂધ આદિ રસ ચાલવા લાગ્યા. વૃક્ષોમાંથી રસ નીકળવા લાગ્યા. અન્ન ખેડ્યા વગર પાકી ગયાં અને પર્વતોએ મણિ પ્રકટ કર્યા. હે રાજા! જે પ્રાણિઓ સ્વભાવથીજ ક્રૂર હતાં તેઓ પણ ભગવાનનો અભિષેક થતાં વૈર મુકીબેઠાં. એ પ્રમાણે ગાયો અને ગોકુલના પતિ ભગવાનનો અભિષેક કરી તેમની આજ્ઞા લઈ દેવાદિકની સાથે ઇંદ્ર સ્વર્ગમાં ગયો. ૨૮

**इति गोगोकुलपतिं गोविंदमभिषिच्य सः। अनुज्ञातो ययौ शक्रो वृतो देवादिभिर्दिवम् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સત્થાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एकादश्यां निराहारः समभ्यर्च्य जनार्दनम् । स्नातुं नंदस्तु कालिंद्या द्वादश्यां जलमाविशत् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—એકાદશીને દિવસ નારાયણનું પૂજન કરી જેણે ઉપવાસ કર્યો હતો એવા નંદરાય બારશને દિવસે સ્નાન કરવાનેમાટે યમુનાજીના જલમાં પેઠા. બારશમાં વેહેલું વેહેલું પારણું કરવાનેસારૂ આસુરી વેળાને નહિં જાણીને શાસ્ત્રની[1] આજ્ઞા પ્રમાણે રાતના પાણીમાં પેઠેલા તે નંદરાયને પકડીને વરૂણનો અનુચર એક દૈત્ય, વરૂણદેવની પાસે લઇગયો. ગોવાળીઆઓ નંદરાયને નહિ દેખવાથી 'હે કૃષ્ણ! અને હે બલભદ્ર!' એમ બરકવા લાગ્યા. ભક્તોને અભય આપનાર શ્રીકૃષ્ણ ભગવાન્, ગોવાળીઆઓ પાસેથી પોતાના પિતાને વરૂણદેવે પકડી મગાવેલા જાણી પોતે વરૂણદેવની પાસે ગયા. ભગવાનને આવેલા જોઈ તેમના દર્શનથી મોટા આનંદ પામેલા લોકપાલ વરૂણદેવે મોટી પૂજાથી તેમનું પૂજન કરીને નીચેપ્રમાણે કહ્યું.

વરૂણદેવ કેહેછે.—આજ મારો જન્મ સફળ થયો. હે પ્રભુ! આજ મને સર્વોત્તમ લાભ મળ્યો. આજ મારો સંસાર પણ મટી ગયો, કેમકે આપના ચરણારવિંદનું ભજન કરનારા પુરૂષો મોક્ષ પામી ગયા છે. પરમાત્મા પરબ્રહ્મ આપ ભગવાન્ કે જેમના સ્વરૂપમાં લોકોની સૃષ્ટિની કલ્પના કરનારી માયા સાંભળવામાં પણ આવતી નથી તેમને પ્રણામ કરૂં છું. શાસ્ત્રમર્યાદાને તથા કર્તવ્યને નહિ જાણનારા મારા મૂઢ અનુચરે આ

---

* આ અઠયાવીશમા અધ્યાયમાં ભગવાન્, વરૂણલોકમાંથી નંદરાયને લાવ્યા અને ગોવાળીઆઓને વૈકુંઠલોક દેખાડ્યો, એ કથા કેહેવામાં આવશે. ઇંદ્રને વશ્ય કરી હવે વરૂણને પણ વશ્ય કરવાનું કેહેવાનો આ અધ્યાયનો ઉદ્દેશ છે.

૧ શાસ્ત્રમાં લખ્યું છે કે સૂર્યોદય પછી માત્ર અરધીજ કળા દ્વાદશી રેહેતી હોય તો મધ્યાન્હ સુધીની સઘળી ક્રિયાઓ મધ્યરાતના સમય પછી કરી લેવી એવી સદાશિવની આજ્ઞા છે.

તમારા પિતાને અહીં આણેલા છે તો તે-વિષે આપે ક્ષમા કરવી. હે શ્રીકૃષ્ણ! સર્વના સાક્ષી આપે મારા ઉપર પણ અનુગ્રહ કરવો જોઇએ. હે પિતા ઉપર પ્યારા રાખનાર ગોવિંદ ! આ તમારા પિતાને લઈ જાઓ.

શુકદેવજી કેહેછે.— એ પ્રમાણે વરૂણદેવે પ્રસન્ન કરેલા, અને ઈશ્વિરોના ઈશ્વિર શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના પિતાને લઈ આવ્યા અને સંબંધીઓને આનંદ આપ્યો. કોઈ દિવસે નહિ દેખેલું વરૂણ દેવનું ઐશ્વર્ય જોઇને અને એઓ સઘળા શ્રીકૃષ્ણને નમ્યા તે જોઇને વિસ્મય પામેલા નંદરાયે તે વાત સંબંધીઓની પાસે કહી દેખાડી. હે રાજા ! ગોવાળીઆઓ ભગવાનને ઈશ્વિર માની મોટા ઉત્સાહથી સંકલ્પ કરવા લાગ્યા કે 'ઈશ્વિર અનોને પોતાનું સ્થાનક અને પોતાનું સૂક્ષ્મ સ્વરૂપ દેખાડશે?' સર્વજ્ઞ ભગવાને એપ્રમાણે સંબંધીઓનો સંકલ્પ પોતે જાણી લઇને તેઓનો સંકલ્પ સિદ્ધ કરવાનેવાસ્તે દયાથી વિચાર કર્યો કે— 'દેહાદિકમાં અહંબુદ્ધિ, તેથી થએલી તૃષ્ણા અને તેથી થએલાં કર્મોથી ઊંચા-નીચા અવતારોમાં ભટકતો માણસ આ લોકમાં પોતાની ગતિને જાણતા નથી.' આ પ્રમાણે વિચાર કરીને મહાદયાળુ શ્રીકૃષ્ણ ભગવાને ગોવાળીઆઓને પ્રકૃતિથી પર પોતાનું બ્રહ્મસ્વરૂપ દેખાડ્યું અને પછી વૈકુંઠલોક પણ દેખાડ્યો. સત્ય, જ્ઞાનરૂપ, અનંત, સ્વયંપ્રકાશ, અને નિરંતર સિદ્ધ પોતાનું બ્રહ્મસ્વરૂપ કે જેને જ્ઞાનીલોકો જડ પદાર્થનો ત્યાગ કરીને દેખે છે તે પ્રથમ દેખાડ્યું. પરબ્રહ્મરૂપી ધ્રોમાં લઇ જઇને પાછા શ્રીકૃષ્ણે તેમાંથી કાહાડેલા તે લોકોએ વૈકુંઠ લોક દીઠો કે જેમાં પૂર્વે અક્રૂર ગયા છે.[1] એ લોક જોઇને તથા તેમાં વેદ જેમની સ્તુતિ કરતા હતા એવા ભગવાનને જોઇને નંદાદિક ગોવાળીઆઓ બહુજ આનંદ પામ્યા અને ત્યાંથી શ્રીકૃષ્ણે કહાડતાં પાછા આગળના જેવાજ શ્રીકૃષ્ણને જોઇને અત્યંત વિસ્મય પામ્યા. ૧૭

**नंदादयस्तु तद्दृष्ट्वा परमानंदनिर्वृताः । कृष्णं च तत्र छंदोभिः स्तूयमानं सुविस्मिताः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ.

—◦◦—

## ॥ श्रीशुक उवाच ॥*

**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः । वीक्ष्य रंतुं मनश्चक्रे योगमायामुपाश्रितः॥१॥**

શુકદેવજી કેહેછે.—ભગવાને પણ શરદ્ઋતુથી પ્રફુલ્લિત મલ્લિકા (એક જાતનાં સુગંધી ફુલ) વાળી અને જેઓમાં રમણ કરવાનું ગોપીઓને પોતે વચન આપ્યું હતું તે રાત્રિઓને જોઇને યોગમાયાના આશ્રયથી રમણ કરવાનું મન કર્યું.[1] તે સમયમાં

---

[1] જોકે અક્રૂર વૈકુંઠમાં ગયાનો પ્રસંગ ગોવાળીઆઓએ વૈકુંઠ જોયા પછી ઘણે કાળે થયો છે તોપણ એ પ્રસંગ શુકદેવજી તથા પરીક્ષિતના સંવાદની પેહેલાં થએલો હોવાનેલીધે આ સ્થલમાં ભૂતકાલ આપીને કહ્યો છે.

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં રાસનેવાસ્તે ગોપીઓની સાથે ભગવાનના ઉત્તર અને પ્રત્યુત્તરની તથા રાસના સમારંભમાં ભગવાન્ અંતર્ધાન થયાની કથા કેહેવામાં આવશે.

૧ ઇંદ્ર તથા વરૂણનો ગર્વ તોડીને હવે બ્રહ્માદિકને જીતી લેવાથી બહુજ છકી ગએલા કામદેવનો ગર્વ તોડવા સારૂ ભગવાન્ ગોપીઓની સાથે રાસલીલા કરેછે. જોકે પરસ્ત્રીઓની સાથે વિનોદ કરીને કામદેવને જીતી લીધાનું જણાવવું એ વિપરીત છે તોપણ 'આત્મારામ છતાં પણ યોગમાયાના આશ્રયથી રમ્યા,' 'કામદેવના પણ કામદેવ,' અને 'પોતાના વીર્યને સ્ખલિત થવા દીધું નહિ' ઇત્યાદિક વચનોથી આ પ્રકરણમાં ભગવાનની સ્વતંત્રતાજ વર્ણવી છે માટે વિપરીત સમજવું નહિ. શૃંગારની કથાના મિષથી, નિવૃત્તિનો ઉપદેશ કરવાનેવાસ્તેજ આ પંચાધ્યાયી છે એમ સ્થલે સ્થલે પ્રકટ કરશું.

ઘણે કાળે મળેલો પતિ જેમ પોતાની પ્રિયાના મુખને કેસરથી લીપે તેમ પૂર્વદિશાના મુખને સુખકારી કિરણોની રતાશથી લીપતો અને લોકોના તાપને મટાડતો ચંદ્રમા ભગવાનને પ્રસન્ન કરવાસારૂ ઉગ્યો. સંપૂર્ણ મંડળવાળા અને લક્ષ્મીજીના મુખની પેઠે શોભતા ચંદ્રમાને તથા તેની કોમળ કિરણોથી રંગાએલા વનને જોઇને ભગવાન્, સ્ત્રિયોનાં મન ખેંચાય એવી રીતે ગાવા લાગ્યા. જેઓનાં મન ભગવાને ખેંચી લીધાં હતાં એવી વ્રજાંગનાઓ, કામદેવને વધારનારાં તે ગાયનને સાંભળી આવગું સુખ લેવાનેવાસ્તે પોતપોતાની તૈયારી પરસ્પરને નહિ જાણવા આપતાં, જ્યાં પ્યારા શ્રીકૃષ્ણ ઉભા હતા તે સ્થલમાં વેગથી આવી કે જે વેગથી તેઓનાં કુંડળ હલતાં હતાં. કેટલીએક,[૧] દોહોતી હતી તે દોહોવું મૂકી દઇને ઉત્કંઠાથી આવી. કેટલીએક, ઉનું કરવા મુકેલાં દૂધને ચૂલેથી ઉતાર્યા વગર આવી. કેટલીએક, રાંધવા મૂકેલી ઘઊંની ખીર પાકી રહ્યા છતાં પણ તેને ઉતાર્યા વગર આવી. કેટલીએક, પીરસતી હતી તે પીરસવું મૂકીને આવી. કેટલીએક, છોકરાંઓને ધવરાવતી હતી તે ધવરાવવું મૂકીને આવી. કેટલીએક, પતિઓની સેવા કરતી હતી તે સેવા મૂકી દઇને આવી. કેટલીએક, જમતી હતી તે જમવું મૂકી દઇને આવી. કેટલીએક, લીપતી હતી તે લીપવું મૂકી દઇને આવી. કેટલીએક, અંગને સ્વચ્છ કરતી હતી તે સ્વચ્છ કરવું મૂકી દઇને આવી. કેટલીએક, આંખ્યો આંજતી હતી તે આંજવું મૂકી દઇને આવી. કેટલીએક,[૨] ઉતાવળનેલીધે વસ્ત્ર તથા આભરણ અવળાં પેહેરી તથા એકને ઠેકાણે બીજાં પેહેરીને આવી. મોહ[૧] પામેલી તે સ્ત્રી પોતાના પતિ, માબાપ, ભાઇઓ અને બંધુઓ વારતાં છતાં પણ ભગવાનમાંજ ચિત્ત ખેંચાવાનેલીધે પાછી વળી નહિ. કેટલીએક ગોપીઓ કે જેઓથી કોઇ રીતે નીકળી શકાયું નહિ તેઓ પરમ ભાવનાવાળી હોવાનેલીધે ઘરની અંદરજ આંખ્યો વીચીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગી. એ ધ્યાન કરનારી ગોપીઓ જોકે તે પરમાત્મા શ્રીકૃષ્ણને જાર પુરૂષ સમજીને ધ્યાનથી પ્રાપ્ત થઈ હતી તોપણ, જેમ અમૃતને બીજું કાંઈ સમજીને પીધા છતાં પણ પીનારને મરણનો ભય મટેછે તેમ તે ગોપીઓને ત્રિગુણમય દેહનું બંધન મટી ગયું. (મોક્ષ મળ્યો.) પ્રારબ્ધ કર્મનું બંધન હોય ત્યાંસુધી વિદેહમુક્તિ થાય નહિ એવો સિદ્ધાંત છે તો તેપ્રમાણે તેઓનું પુણ્ય-પાપાત્મક પ્રારબ્ધ પણ તુરતજ મટી ગયું; કેમકે પ્યારા શ્રીકૃષ્ણના સહન ન થાય એવા વિરહના તીવ્ર તાપનું દુઃખ ભોગવવાથી તેઓનાં પાપ મટી ગયાં અને ધ્યાનથી મળેલા શ્રીકૃષ્ણના આલિંગનથી પ્રાપ્ત થએલા પરમ સુખના ભોગથી તેઓનાં પુણ્ય પણ મટી ગયાં. પ્રથમ વિરહનું દુઃખ પણ અત્યંત થયું અને પછી આલિંગનનું સુખ પણ અત્યંત થયું તેથી સઘળાં પાપ અને પુણ્યનો એક સામટો ક્ષય થવાથી પ્રારબ્ધકર્મ ત્રુટી જતાં દેહ પડી ગયો અને ભગવત્પ્રાપ્તિ થઈ.

પરીક્ષિત રાજા પૂછે છે.– હે શુકદેવજી! એ ગોપીઓ શ્રીકૃષ્ણને કેવળ કામના કરવા યોગ્ય જાણતી હતી પણ 'પરબ્રહ્મ છે' એમ જાણતી ન હતી તો વિષયમાં લંપટ બુદ્ધિ-

---

૧ શ્રીકૃષ્ણને સૂચવનારો શબ્દ સાંભળવાથી સાચા ભક્તોને તે ક્ષણેજ ધર્મ, અર્થ તથા કામ સંબંધી કર્મની નિવૃત્તિ થઇ જાય એમ સૂચવે છે.

૨ ભગવાનમાં આસક્તિ રાખીને જે કર્મ કરવું હોય તેમાં ફેરફાર થઈ જાય તોપણ તે કર્મ સફળ થયાવિના રેહેતું નથી એમ જણાવવાનેવાસ્તે કેહેછે.

૧ ભગવાનમાં જેઓનું મન લાગ્યું હોય તેંઓને વિઘ્ન પણ નડી શકતાં નથી એમ જણાવવાનેવાસ્તે કેહેછે.

વાળી તે ગોપીઓને ગુણના પ્રવાહરૂપ સંસાર કેમ મટી ગયો ? (પતિ-પુત્રાદિક પણ વાસ્તવિક રીતે પરબ્રહ્મજ છે તો પણ તેઓને પરબ્રહ્મરૂપ નહિ સમજવાનેલીધે તેઓનું ભજન કરનારને જેમ મોક્ષ થતો નથી તેમ શ્રીકૃષ્ણ જોકે વાસ્તવિક રીતે પરબ્રહ્મજ છે તો પણ તેમને પરબ્રહ્મ નહિ સમજીને કેવળ કામનાથી ગોપીઓને મોક્ષ થવો નહિ જોઇએ તે શી રીતે થયો ?)

શુકદેવજી કેહેછે.— આ વાત તમને આગળ કહી છે કે શિશુપાલ, ભગવાનનો દ્વેષ કરતાં છતાં પણ મુક્તિ પામ્યો ત્યારે ભગવાન્ ઉપર પ્રેમ રાખનારને મુક્તિ થાય તેમાં તો શુંજ કેહેવું ? (જીવમાં બ્રહ્મપણું આવરણવાળું છે અને શ્રીકૃષ્ણમાં બ્રહ્મપણું તો આવરણ રહિત છે માટે શ્રીકૃષ્ણને પરબ્રહ્મરૂપ સમજવાની કશી અગત્ય નહિ રેહેતાં માત્ર તેમની ભક્તિકરવાથીજ ગોપીઓને મુક્તિ થઇ.) ભગવાન્ કે જે અવિનાશી, અપ્રમેય અને ગુણોના નિયંતા છતાં પણ નિર્ગુણ છે તેમનો અવતાર મનુષ્યોના કલ્યાણનેમાટેજ છે. ( માટે શ્રીકૃષ્ણને જીવતુલ્ય કેહેવા એ સંભવતુંજ નથી. ) ભગવાનમાં જેઓ નિરંતર કામ, ક્રોધ, ભય, સ્નેહ, સંબંધ કે ભક્તિ રાખે છે તેઓ ભગવન્મયપણું પામે છે. અજન્મા અને યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ કે જેથી સ્થાવરાદિકને પણ મુક્તિ મળે છે તેમના વિષયમાં તમારે કશું આશ્ચર્ય નહિ માનવું જોઇએ. તે વ્રજાંગનાઓને પાસે આવેલી જોઈ બોલનારાઓમાં શ્રેષ્ઠ અને વચનના વિલાસોથી મોહ ઉપજાવતા ભગવાન્ બોલ્યા.

ભગવાન્ કેહેછે.— હે ભાગ્યશાળી ગોપીઓ ! તમે ભલે આવી. હું તમારૂં કયું પ્રિય કરી આપું ? (સઘળીને સંભ્રમથી આવેલી જોઇને કેહેછે.) વ્રજમાં તો કુશળ છે ? આવવાનું કારણ કહો. (ગોપીઓએ લાજથી મંદહાસ્ય કરવા માંડ્યું તે જોઇને કેહેછે) આ રાત્રિ ભયંકર પ્રાણિઓએ સેવેલી છે અને પોતે પણ ભયંકર રૂપવાળી છે માટે વ્રજમાં પાછી જાઓ. હે સુંદરીઓ ! સ્ત્રિયોએ અહીં ઉભવું નહિ જોઇએ. તમારાં માબાપ, દીકરા, ભાઇઓ અને પતિઓ તમને ઘરમાં નહિ દેખીને ચારેકોર શોધતા હશે માટે સંબંધીઓને ત્રાસ નહિ આપો. ( ગોપીઓએ કાંઈક પ્રેમની રીશથી આડું જોવા માંડ્યું તે જોઇને કેહેછે. ) ઉઘડેલાં ફુલવાળું, પૂર્ણચંદ્રની કિરણોથી રંગાએલું અને યમુનાજીના પવનની મંદગતિથી હાલતાં વૃક્ષોનાં પાંનડાંઓથી શોભી રહેલું વન તમોએ જોઈ લીધું તો હવે તુરત વ્રજમાં જાઓ અને પતિઓની સેવા કરો. હે સતીઓ ! તમારાં વાછડાં અને છોકરાં ચીસો નાખતાં હશે માટે તેઓને ધવરાવો. ( ગોપીઓનાં નેત્રને ક્રોધથી ક્ષોભ પામેલાં જોઇને કેહેછે. ) અથવા તમો મારા ઉપરના સ્નેહના બંધનથી ખેચાઇને અહીં આવેલી છો તો એ તમોને યોગ્ય છે; કેમ કે મારા ઉપર લોકો પ્રીતિ રાખેછે. હે ભલી સ્ત્રીઓ ! નિષ્કપટપણાથી ભર્ત્તાનું તથા ભર્ત્તાના બંધુઓનું સેવન કરવું અને છોકરાંઓનું પોષણ કરવું એજ સ્ત્રિયોનો ઉત્તમ ધર્મ છે. પતિ દુષ્ટ સ્વભાવનો, દુર્ભાગિયો, વૃદ્ધ, જડ, રોગી કે નિર્ધન, ગમે તેવો હોય તોપણ તે મહાપાપી ન થયો હોય ત્યાંસુધી પોતાનું શુભ ઇચ્છનારી સ્ત્રિયોએ તેનો ત્યાગ નહિ કરવો જોઇએ. સારા કુલની સ્ત્રીને જાર પુરૂષનું સુખ સ્વર્ગની હાનિ કરનાર, કીર્ત્તિને તોડનાર, તુચ્છ, કષ્ટરૂપ, ભયંકર અને સર્વ પ્રકારે નિંદિત છે. સાંભળવાથી, દર્શનથી, ધ્યાનથી અને કીર્ત્તનથી જેવો મારામાં ભાવ રેહેછે તેવો અંગસંગ કરવાથી રેહે નહિ માટે ઘેર જાઓ.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે શ્રીકૃષ્ણનું વિપ્રિય ભાષણ સાંભળીને ખેદ પામેલી અને જેઓનો સંકલ્પ ભાંગી ગયો એવી ગોપીઓ અપાર ચિંતામાં પડી. શોકના ની-

સાસાથી જેઓના લાલ હોઠ સુકાતા હતા એવાં મોઢાં નીચાં કરી પગના અંગુઠાથી ધરતી ખોતરતી, આંજણવાળાં આંસુઓથી સ્તન ઉપરનાં કેસરને ધોતી અને બહુજ દુ:ખથી દબાએલી ગોપીઓ ચૂપ થઇને ઉભી રહી. સ્નેહ પામેલી અને જેઓએ ભગવાનની પ્રાપ્તિનેમાટેજ સંસારનાં સઘળાં સુખ છોડી દીધાં હતાં એવી ગોપીઓએ રોઈ રોઇને ઉફસી ગએલી આંખ્યોને લુઈ નાખી, શ્રીકૃષ્ણ કે જે પ્યારા છતાં પણ શત્રુની પેઠે બોલતા હતા તેમને કાંઈક ક્રોધના આવેશનેલીધે ગદ્‌ગદ વચનથી નીચેપ્રમાણે કહ્યું.

ગોપીઓ કેહેછે.—હે પ્રભુ ! આપે આવું ક્રૂર વચન નહિ બોલવું જોઇએ. હે સ્વતંત્ર ! અમે કે જેઓ સઘળા વિષયોનો ત્યાગ કરી આપનાં ચરણારવિંદને સેવનારી છિયે તેઓને, જેમ નારાયણ મુમુક્ષુઓને ભજે છે તેવી રીતે ભજો. ત્યાગ કરો માં. હે શ્રીકૃષ્ણ ! ધર્મને જાણનારા આપે કહ્યું કે 'પતિ, સંતાન અને સંબંધીઓને અનુસરવું એજ સ્ત્રિયોનો સ્વધર્મ છે' તો તે સઘળો આપના સેવનથીજ અમને સિદ્ધ થશે; કેમ કે સઘળાં ઉપદેશનાં વાક્યો ઈશ્વરની સેવાનેજ લાગુ પડે છે અને આપજ સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી ઈશ્વર, પ્રિય અને બંધુ છો. અથવા તમે જો ધર્મના ઉપદેશક હો અને અમે જો ધર્મને જાણવાને ઈચ્છતી હોઇએ તો ધર્મને જાણનારા આપે જે કહ્યું તે યોગ્ય ગણાય, પરંતુ તમે ધર્મના ઉપદેશક નથી પણ સર્વના આત્મા છો અને અમે ધર્મ જાણવાને ઇચ્છતી નથી પણ ધર્મના ફળરૂપ આપની સેવાનેજ ઇચ્છિએ છિયે માટે આપનું કેહેવું યોગ્ય નથી. અથવા પતિ આદિની સેવા કરવી એ ધર્મ છે એમ જે આપે કહ્યું તે આપની સેવાથી અમને સિદ્ધ થશે; કેમ કે પતિ આદિક સર્વનું અધિષ્ટાન જે આત્મા છે તે આપજ છો. અધિષ્ટાનરૂપ આપવિના બીજો કોઈ પતિપુત્રાદિક છેજ નહિ તેથી આપના સેવનથી એ સઘળાનું સેવન પોતાની મેળેજ થઈ જશે. શાસ્ત્રમાં[1] નિપુણ પુરૂષો પોતાના આત્મારૂપ આપમાંજ પ્રીતિ રાખે છે. પીડા આપનારા પતિ અને પુત્રાદિકમાં પ્રીતિ રાખવાનું શું પ્રયોજન છે? એટલામાટે હે પરમેશ્વર ! અમારા ઉપર કૃપા કરો. હે કમળ સરખાં નેત્રવાળા ! ઘણા કાલથી આપમાં ધરેલી આશાને તોડી નાખો માં. આપે અમોને પાછું જવાનું કહ્યું પણ તે અમારાથી થઈ શકે એમ નથી; કેમ કે જે અમારૂં ચિત્ત આજ દિવસસુધી સુખેથી ઘરમાં લાગતું હતું તે આપે હરી લીધું છે અને જે હાથ ઘરના કામકાજમાં લાગતા હતા તે પણ આપે હરી લીધા છે. અમારા પગ તમારાં ચરણારવિંદના મૂળ પાસેથી પગલું એક પણ ખસતા નથી; માટે વ્રજમાં શી રીતે જઇએ અને શું કરીએ? હે શ્રીકૃષ્ણ ! તમારા હાસ્ય સહિત જોવાથી અને સુંદર ગાયનથી થએલા અમારા કામાગ્નિને તમારા અધરામૃતરૂપી પીચકારીથી ઠારી નાખો. અને નહિ ઠારો તો એક કામાગ્નિ અને બીજા વિરહાગ્નિથી બળી જઇને યોગીઓની પેઠે ધ્યાન કરવાથીજ તમારા ચરણારવિંદને પામશું. વનમાં રેહેનારા મુનિલોકો ઉપર પ્રેમ ધરાવનારા આપનું ચરણારવિંદ કે જેની સેવા કરવાનું લક્ષ્મીજીને પણ કોઇ સમયેજ મળેછે તેનો જ્યારથી અમોએ સ્પર્શ કર્યોછે અને તે સ્પર્શ કરવામાં આપે આનંદ આપ્યોછે ત્યારથી અમો બીજાની પાસે ઉભી પણ શકતી નથી. (અમારા તુચ્છ પતિઓ અમને ગમતા નથી.) લક્ષ્મીજી કે જેની દૃષ્ટિ પોતા ઉપર પડવાનેમાટે બીજા દેવતાઓ પ્રયાસજ કરેછે તે પોતે, તમારા વક્ષ:સ્થલમાં આવગું સ્થાનક પામ્યા છતાં પણ આપનાં ચરણારવિંદની રજ કે જેમાં

[1] વેદમાં જ્ઞાનીલોકોએ કહ્યુંછે કે અમને આત્મારૂપ લોકની પ્રાપ્ત થઈ ચૂકી તો હવે પ્રજાનું અમારે શું કામ છે?

તુલસી શોક્યની પેઠે ભાગ પડાવનાર છે અને વળી જે રજ સર્વ દાસોએ સેવેલી છે તેને ઇચ્છેછે તો તે લક્ષ્મીજીની પેઠે અમે પણ તેજ રજને પ્રાપ્ત થએલી છિયે. એટલામાટે હે દુઃખોને મટાડનાર! અમે કે જેઓ યોગીઓની પેઠે તમારી સેવાની આશાથી ઘરબાર છોડી દઇને આવેલી છિયે તેઓના ઉપર કૃપા કરો. હે પુરૂષોમાં રત્નરૂપ! તમારા સુંદર મંદહાસ સહિત જોવાનેલીધે થએલા તીવ્ર કામદેવથી તપીગએલી અમોને દાસીપણું આપો. કેશથી વીટાએલું, ગંડસ્થલમાં કુંડલની શોભાવાળું અને અધરમાં સુધાથી ભરેલું તમારૂં મુખારવિંદ જોઇને, અભય આપનારા તમારા બે ભુજદંડને જોઇને અને લક્ષ્મીજીની મુખ્ય પ્રીતિના સ્થાનકરૂપ તમારા વક્ષઃસ્થલને જોઇને અમો ઘર આદિની ધણીપત મૂકી તમારી દાસી થવાનુંજ માગિયે છિયે. હે કૃષ્ણ! આપે વ્યભિચારને નિંદિત કહ્યો પણ તમારાં સુંદર પદવાળાં અને મૂર્ચ્છનાવાળાં વેણુગીતથી અને સઘળા ત્રૈલોક્યમાં સર્વોત્તમ સુંદરતાવાળું આ તમારૂં રૂપ જોવાથી મોહ પામેલી કઈ સ્ત્રી પોતાના ઉત્તમ પતિવ્રતાપણાના ધર્મથી ભ્રષ્ટ ન થાય? કે જે ગીત સાંભળી તથા જે રૂપ જોઇને ગાયો, પક્ષીઓ, ઝાડ અને મૃગોનાં પણ રૂવાણાં ઉભાં થઇ જાયછે. (માત્ર તમને જણાવનારો શબ્દ સાંભળીને પણ સ્વધર્મનો ત્યાગ કરવો યોગ્ય છે ત્યારે તમારો અનુભવ કરીને ધર્મનો ત્યાગ કરવો યોગ્ય હોય તેમાં તો શુંજ કેહેવું?) જેમ આદિપુરૂષ નારાયણ દેવલોકની પીડાને હરેછે તેમ તમે અવશ્ય વ્રજનાં ભય અને પીડાને હરવામાટે જન્મ્યા છો. એટલામાટે હે દીનબંધુ! અમો દાસીઓનાં કામદેવથી તપીગએલાં સ્તન ઉપર અને મસ્તક ઉપર આપનું હસ્તકમલ ધરો.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે તે વ્રજાંગનાઓના કાલાવાલા સાંભળીને યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાને હસીને પોતે આત્મારામ છતાં પણ દયાથી તે ગોપીઓને રમાડી. મળેલી અને પ્રિયના દર્શનથી પ્રફુલ્લિત મોહોડાંવાળી તે ગોપીઓથી વીટાએલા, ઉદાર લીલાવાળા, અને સુંદર હાસમાં તથા દાંતોમાં કુંદના ફૂલ સરખી શોભાવાળા ભગવાન્, નક્ષત્રોથી વીટાએલા ચંદ્રમાની પેઠે શોભવા લાગ્યા. સેકડો સ્ત્રિયોના યૂથના અધિપતિ, સ્ત્રિયોએ ગવાતા, પોતે ગાતા, વૈજયંતી માળાને ધારણ કરતા અને વનને શોભા આપતા ભગવાન્ તે વનમાં ફરતા હતા. ગોપીઓની સાથે, ટાઢી વેળુવાળા યમુના નદીના કાંઠા ઉપર જઇને તે નદીના તરંગોથી આનંદ પામતાં કુમુદોની સુગંધીવાળા વાયુથી બહુજ પ્રસન્ન થયા. હાથ લાંબા કરવાથી, આલિંગનથી, હાથ કેશ સાથળ નાડી અને સ્તનના સ્પર્શથી, હાસનાં વચનથી, નખની અણીઓ મારવાથી, ક્રીડાથી, જોવાથી અને હાસ્યથી. વ્રજાંગનાઓના કામદેવને બહુજ વૃદ્ધિ આપતા શ્રીકૃષ્ણ ભગવાન્ તેઓને રમાડવા લાગ્યા. બ્રહ્માને અને રૂદ્રને પણ વશ્ય કરનાર ભગવાન્, તે ગોપીઓની કેટલીક સ્વતંત્રપણાની વર્ત્તણુક તથા અભિમાનને જોઈ તેની શાંતિ કરવા અને પછી પ્રસન્ન થવાનેમાટે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.

**तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः ।**
**प्रशमाय प्रसादाय तत्रैवांतरधीयत ॥ ४८ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अंतर्हिते भगवती सहसैव व्रजांगनाः । अतप्यं स्तमचक्षाणाः करिण्य इव यूथपम् ॥**

* આ ત્રીશમા અધ્યાયમાં ઉન્મત્તની પેઠે અનિયમિત રીતે વનેવનમાં ફરતી અને વિરહથી તપીગએલી ગોપીઓ ભગવાનને શોધે છે, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.—ભગવાન્ તુરતજ અંતર્ધાન થઈ જતાં, જેમ હાથણીઓ હાથીને નહિ દેખવાથી પરિતાપ પામે તેમ ગોપીઓ ભગવાનને નહિ દેખવાથી પરિતાપ પામવા લાગી. ભગવાનનાં ગતિ, સ્નેહ, લીલાસહિત જોવાં, સુંદર ભાષણ, ક્રીડા અને બીજા પણ વિલાસોથી જેઓનાં મન ખેંચાઈ ગયાં હતાં એવી અને તેથી ભગવદ્રૂપ થએલી વ્રજાંગનાઓ ભગવાનની તે તે લીલાસરખી લીલા કરવા લાગી. પ્યારા શ્રીકૃષ્ણનાં ચાલવાં, મંદ હાસ્ય, જોવાં અને ભાષણાદિકમાં જેઓમાં શરીર તન્મય થઈ ગયાં હતાં એવી અને તેનેલીધે ભગવાનની પેઠેજ ક્રીડા અને વિલાસ કરતી ભગવદ્રૂપ ગોપીઓ 'હુંજ કૃષ્ણ છું' એમ પરસ્પર જણાવવા લાગી. મળીને ઉંચા સ્વરથી ભગવાનનુંજ ગાયન કરતી ગોપીઓ ઉન્મત્તની પેઠે એક વનથી બીજા વનમાં શોધવા લાગી અને ભગવાન્ કે જે સર્વ પદાર્થોમાં બહાર અને અંદર વ્યાપક છે તેમના સમાચાર વૃક્ષોને પૂછવા લાગી.

ગોપીઓ વૃક્ષાદિકને પૂછે છે.—હે[1] પીપળા! હે વડ! હે પીપળ! પ્રેમ સહિત હાસ્ય અને અવલોકનથી અમારા મનની ચોરી કરીને ભગવાન્ ગયા છે તે તમારા જોવામાં આવેછે? હે[2] કુરબક! હે આસોપાલવ! હે નાગ! હે પુન્નાગ! હે ચંપક! માનવતી સ્ત્રિયોના માનને હરનાર મંદ હાસ્યવાળા શ્રીકૃષ્ણ, અહીં તમારી પાસે થઇને નીકળ્યા હતા? હે ભગવાનના ચરણપર પ્રેમ રાખનારી ભલી તુલસી! ભ્રમરોની સાથે તારૂં ધારણ કરનાર અને તને અત્યંત પ્યારા શ્રીકૃષ્ણ તારા જોવામાં આવ્યા છે? હે[3] માલતી! હે મલ્લિકા! હે જાતિ! હે જુઈ! તમોએ ભગવાનને દીઠા છે? અને હાથના સ્પર્શથી તમોને રાજી કરતા અહીંથી ગયા છે? હે[1] આંબા! હે રાણ! હે પનસ! હે અસન! હે કોવિદાર! હે જાંબુ! હે આકડા! હે બોલસરી! હે આમ્ર![2] હે કદંબ! હે નીપ[3]! અને હે બીજાં પણ વૃક્ષો! તમારો જન્મ પરોપકારનેમાટેજ છે અને વળી તમો યમુનાજીને કાંઠે રેહેનારાં હોવાથી તીર્થવાસી છો માટે શૂન્યચિત્તવાળી અમોને શ્રીકૃષ્ણનો માર્ગ કહો. હે પૃથ્વી! તેં ક્યું તપ કર્યું છે? કેમ કે ભગવાનના ચરણનો સ્પર્શ મળવાથી તને આનંદ થયો છે અને તેથી તારાં રૂવાણાં ઉભાં થએલાં જણાયછે. આ આનંદ તને હમણાંજ ભગવાનના ચરણનો સ્પર્શ મળવાથી થયોછે કે વામનાવતારમાં ભગવાનના ચરણથી તું મપાએલી છો તેથી મળ્યો છે? અથવા વરાહાવતાર ભગવાનના શરીરનું તને આલિંગન મળ્યું છે તેથી થયો છે? હે મૃગલી![4] હે સખી! પોતાના અવયવોથી તમારી દૃષ્ટિઓને આનંદ આપતા ભગવાન્ પ્યારીની સાથે અહીં તમારી પાસે આવ્યા હતા? કેમકે શ્રીકૃષ્ણે પેહેરેલી કુંદ પુષ્પની માળા કે જે પ્યારીનો અંગસંગ કરવાના સમયમાં તેના સ્તન ઉપરના કેસરથી રંગાએલી હશે તેનો સુગંધ અહીં આવેછે. હે વૃક્ષો![5] એક હાથ પ્યારીના ખભા ઉપર ધરી અને બીજા હાથમાં કમળ લઈ અહીં ફરતા અને તુલસીના મદોન્મત્ત ભ્રમરો

---

૧ આ વૃક્ષો મોટાં હોવાથી ભગવાનને દેખતાં હશે એવી આશાથી પીપળા આદિને પૂછે છે.

૨ આ વૃક્ષો મોટાં છે અને વળી પોતાનાં ફુલોથી ઘણાનો ઉપકાર કરનારાં છે તો આપણને અવશ્ય સમાચાર દેશે એવી આશાથી પૂછે છે.

૩ અત્યંત ગુણવાન્ હોવા છતાં પણ આ લતાઓ નમ્ર છે માટે આ અવશ્ય ઉત્તર આપશે એવી આશાથી પૂછે છે.

૧ ઉંચાં અને ફલાદિકથી સર્વ પ્રાણિઓને તૃપ્ત કરનારાં આ વૃક્ષો અવશ્ય ઉત્તર આપશે એવી આશાથી પૂછે છે. ૨ બીજી જાતનો આંબો. ૩ બીજી જાતનો કદંબ. ૪ મૃગલીની આંખ્યો મોટી હોવાથી તેણે ભગવાનને દીઠા હશે એમ ધારી પૂછે છે. ૫ ફળના ભારથી નમી રહેલાં વૃક્ષોને જોઈ તેઓ ભગવાનને પ્રણામ કરતાં હશે એમ ધારી કેટલીક ભગવાનના વિલાસની સંભાવના કરી પૂછે છે.

જેમની પાછળ ઉડ્યા કરેછે એવા ભગવાન્, સ્નેહપૂર્વક જોઇએ તમારા પ્રણામનો સ્વીકાર કરેછે કે શું? હે[1] સખીઓ! આ લતાઓ અવશ્ય શ્રીકૃષ્ણને મળેલી હોવી જોઇએ; કેમકે પોતાના પતિ (વૃક્ષ) ના બાહુ (શાખા) ને આલિંગન કરી રહેલી છતાં પણ (પોતાના પતિના સમીપમાં પણ) પોતાનાં મોટાં ભાગ્યનેલીધે ભગવાનના નખનો સ્પર્શ મળવાથી રોમાંચિત થઈ રહેલી છે. માટે આ લતાઓને પૂછો. (પોતાના પતિના સમાગમમાં કદી પણ આવાં રોમાંચ થવાનો સંભવ નથી.) (શુકદેવજી કેહેછે) એ[2] પ્રમાણે ઉન્મત્તના જેવાં વચન બોલતી, ભગવાનને શોધવાથી વિહ્વળ થએલી અને ભગવાનમાંજ જેઓનાં ચિત્ત લાગી રહ્યાં હતાં એવી ગોપીઓ ભગવાનની તે તે લીલાઓનું અનુકરણ કરવાલાગી. ભગવાનના જેવી લીલા કરતી કોઇ ગોપીએ પૂતનારૂપ થએલી બીજી ગોપીનું સ્તનપાન કરયું. બાલક થઇને રોતી એક ગોપીએ ગાડારૂપ થએલી બીજી ગોપીને પાટુ મારી. એક ગોપી દૈત્યરૂપ થઇને શ્રીકૃષ્ણના બાલકપણાની ભાવના કરનારી બીજી ગોપીને હરી ગઇ. એક ગોપીએ વાછડા જેવી થએલી બીજી ગોપીને પ્રહાર કર્યો અને એકે બગલારૂપ થએલીને પ્રહાર કર્યો. એક ગોપી છેટે ગએલી ગાયોને જેમ શ્રીકૃષ્ણ બોલાવતા હતા તેમ બોલાવીને તેનું અનુકરણ કરતી હતી, વેણુ વગાડતી હતી અને ક્રીડા કરતી હતી તેને બીજી ગોપીઓ વાહવાહ કેહેવા લાગી. એક ગોપીના ઉપર હાથ મૂકીને ચાલતી અને ભગવાનમાંજ જેનું મન લાગ્યું હતું એવી બીજી ગોપી બોલી કે—'હું કૃષ્ણ છું. મારી સુંદર ચાલ જુવો.' એક ગોપીએ 'વાયુ તથા વરસાદથી બીશો નહિ. તેથી રક્ષણનો ઉપાય હું કરૂં છું' એમ કહી યત્ન કરીને પોતાનું વસ્ત્ર ઊંચું ઉપાડયું. એક ગોપી બીજી ગોપી ઉપર ચડી તેના માથાંને પગથી દબાવીને બોલી કે—'હે દુષ્ટ સર્પ! જતો રેહે. ખલ લોકોને શિક્ષા કરવાસારૂ હું અવતર્યો છું.' ત્યાં એક ગોપી બોલી કે—'હે ગોવાળીઆઓ! આ ભયંકર દાવાનલને જુવો. તુરત આંખ્યો વીચી જાઓ. હું તમારૂં રક્ષણ સેહેજમાં કરીશ.' ત્યાં એક ગોપીએ માળાથી ખાંડણીઆ સાથે બાંધેલી બીજી સારી આંખ્યોવાળી અને પાતળી ગોપી પોતાનું મોહોડું ઢાંકીને ભયનું અનુકરણ કરવા લાગી. એ પ્રમાણે વૃંદાવનની લતાઓ અને વૃક્ષોને ભગવાનના સમાચાર પૂછતી (અને ભગવાનની લીલાનું અનુકરણ કરતી) ગોપીઓએ વનના પ્રદેશમાં ભગવાનનાં પગલાં દીઠાં એને જોઇને વિચાર્યું કે—'ધ્વજ, કમળ, વજ્ર, અંકુશ અને યવ આદિ રેખાનાં ચિન્હો ઉપરથી અવશ્ય આ મહાત્મા શ્રીકૃષ્ણનાં પગમાં જણાયછે.' પછી તે તે પગલાં ઉપરથી ભગવાનના માર્ગને શોધતી તે સ્ત્રિયો આગળ જતાં એક સ્ત્રીનાં પગલાંથી મળેલાં ભગવાનનાં પગલાં જોઇ ખેદ પામીને બોલી કે—'હાથીની સાથે જેમ હાથણી જાય તેમ ભગવાનની સાથે ગએલી અને ભગવાનના ખભા ઉપર પોતાનું કાંડું મૂકનારી આ કયી ગોપીનાં પગલાં છે? આ ગોપીએ અવશ્ય પ્રભુની આરાધના કરેલી હોવી જોઇએ; કેમ કે આપણને છોડી દઇને તેના ઉપર રાજી થએલા શ્રીકૃષ્ણ તેને એકાંતમાં લઈ ગયા. હે સખીઓ! અહો! આ ભગવાનના ચરણકમલની રજ અત્યંત પવિત્ર છે કે જે રજને બ્રહ્મા, સદાશિવ અને લક્ષ્મીજી પણ પાપ મટાડવાનેમાટે પોતાના મસ્તક ઉપર ધરેછે. (આપણે પણ આ રજમાં નાહીએ તો બ્રહ્માદિકને ભગવાન્ જેમ મળ્યા તેમ આપણને પણ મળે.)' બીજી ગોપીઓ બોલી કે—"તે સ્ત્રી કે જે

૧ કેટલીએક ગોપીઓ કેહેછે. ૨ ઉન્મત્તનીપેઠે પ્રશ્ન કર્યાનો વિસ્તાર કહ્યો. હવે ભગવાનની લીલાનું અનુકરણ કરવાનો વિસ્તાર કેહેછે.

સર્વ ગોપીઓને સરખા ભગવાનના અધરામૃતને હરી જઇને એકાંતમાં એકલીજ ભોગવેછે તેનાં પગલાં આ ભગવાનનાં પગલાંની સાથે છે એજ આપણને મુંઝવણ છે. ( નકરાં ભગવાનનાંજ પગલાં હોય તો તેઓની રજમાં નાહાવાને આપણને કશો પ્રતિબંધ નથી.) આ[1] ઠેકાણે એ સ્ત્રીનાં પગલાં દેખાતાં નથી પણ તેનું કારણ અવશ્ય એ હોવું જોઇએ કે 'ખડના અંકુરોથી તેના કોમળ પગ પીડાતાં તે પ્યારીને પ્યારા ભગવાને પોતાના ખભાપર તેડી લીધી હશે.' આ[2] ઠેકાણે તે પ્યારીનેવાસ્તે પ્યારા ભગવાને વૃક્ષો ઉપરથી ફૂલ વીણેલાં જણાયછે. જુવો કે પેનીઓ ઊંચી કરવી પડતાં ધરતીપર પગના આગલ્યા ભાગનુંજ દબાણ આવવાથી અધુરાં પગલાં ઉઠી રહ્યાં છે. આ[3] ઠેકાણે કામી ભગવાને તે કામિનીના કેશ ગુંથેલા છે; કેમકે તેના ચોટલામાં ફૂલ ગુથતાં અવશ્ય શ્રીકૃષ્ણ આ સ્થલમાં બેઠેલા હોવા જોઈએ."

શુકદેવજી કેહેછે—શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાથીજ સંતુષ્ટ, આત્મારામ અને સ્ત્રીઓના વિલાસમાં નહિ લલચાએલા છતાં પણ સ્ત્રીઓની ભુંડાઇ અને કામી પુરૂષોની દીનતા દેખાડવાસારૂ તે સ્ત્રીની સાથે રમતા હતા. કામનાવાળી[4] બીજી ગોપીઓને મૂકી દઇને આ પ્યારા શ્રીકૃષ્ણ મને ભજેછે માટે સઘળી સ્ત્રીઓમાં હુંજ શ્રેષ્ઠ છું એમ તે સ્ત્રી માનવા લાગી. પછી વનના એક પ્રદેશમાં જઇને ગર્વ પામેલી તે સ્ત્રીએ ભગવાનને કહ્યું કે—'હું ચાલી શકતી નથી માટે જ્યાં તમારૂં મન હોય ત્યાં મને તેડીને લઈ જાઓ.' એ[1] પ્રમાણે તે સ્ત્રી બોલતાં ભગવાને કહ્યું કે—'ત્યારે મારી કાંધ ઉપર બેશ.' પછી[2] એ સ્ત્રી કાંધ ઉપર બેસવાને સજ્જ થતાં ભગવાન્ અંતર્ધાન થઈ ગયા. એમ થતાં એ સ્ત્રી પસ્તાઇને બોલવા લાગી કે—'હે નાથ ! હે સુંદર ! હે પ્યારા ! હે મહાભુજ ! હાય હાય ક્યાં છો? ક્યાં છો? હે સખા! હું કે જે તમારી કંગાલ દાસી છું તેને દર્શન દીઓ.' એટલામાં ભગવાનના માર્ગને શોધતી શોધતી ચાલી આવતી પેહેલી સઘળી ગોપીઓએ પોતાના સમીપમાં પ્યારાના વિયોગથી મોહ પામેલી અને દુઃખ પામેલી તે પોતાની સખીને દીઠી. ભગવાને પ્રથમ માન આપ્યું અને પછી ભુંડાઇ જોઇને અપમાન કર્યું એ સઘળી વાત તેના મોહોડાથી સાંભળીને સઘળી ગોપીઓ મોટો વિસ્મય પામી. પછી જ્યાંસુધી ચંદ્રમાનું અંજવાળું દેખાયું ત્યાંસુધી તેઓ એ સખીને સાથેલઇ વનમાં આગળ આગળજ ચાલી ગઇ. પછી અંધારૂં[3] આવ્યું જોઇને તે સ્ત્રીઓ પાછી વળી. એ ગોપીઓ કે જેઓનાં મન ભગવાનમાંજ લાગ્યાં હતાં, ભાષણ ભગવાનસંબંધીજ હતું, ભગવાનનીજ લીલા કરતી હતી, ભગવદ્રૂપ થઇ ગઇ હતી અને ભગવાનનાજ ગુણો ગાતી હતી તેઓને પોતાના ઘરનું સ્મરણજ આવ્યું નહિ. ભગવાનનુંજ ધ્યાન કરતી તે ગોપીઓ પાછી યમુનાજીને કાંઠે આવીને ભગવાનના પાછા પધારવાની આશા રાખી ભેળી થઇને ભગવાનનું ગાયન કરવા લાગી. ૪૩

**पुनः पुलिनमागत्य कालिंद्याः कृष्णभावनाः। समवेता जगुः कृष्णं तदागमनकांक्षिताः ॥**

૧ શોકયનાં પગલાંથી નહિ મળેલાં કેવળ ભગવાનનાં પગલાંનેજ શોધથી તે ગોપીઓ આગળ જતાં તેવાં પગલાં જોઇને વળી બહુ સંતાપ પામી, એ વાત કેહેછે. ૨ આગળ વધી વળી બીજાં પગલાં જોઇને કેહેછે. ૩ ભગવાનના બે ગોઠણ વચ્ચે બેઠેલી સ્ત્રીનું ચીન્હ જોઇને કેહેછે. ૪ સ્ત્રીઓની ભુંડાઈ કેહેછે.

૧ કામી પુરૂષોની દીનતા કેહેછે. ૨ ભગવાનનું સ્ત્રીઓના વિલાસમાં નહિ લલચાએલાપણું કેહેછે. ૩ આ અંધારૂં ઘણી ઝાડીનું હશે એમ સમજાય છે; કેમ કે પુનમની રાતમાં બીજું અંધારૂં થવાનો સંભવ નથી.

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ गोप्य ऊचुः ॥*

**जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इंदिरा शश्वदत्र हि । दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥ १ ॥**

ગોપીઓ ગાયછે.– હે પ્યારા ! તમારા જન્મથી વ્રજનો વધારે ઉત્કર્ષ થયો છે અને તેનેલીધેજ લક્ષ્મીજી નિરંતર વ્રજને શોભા આપેછે. આ પ્રમાણે સઘળું વ્રજ આનંદ પામ્યા કરે છે તેમાં તમારી ગોપીઓજ કે જેઓએ તમારેવાસ્તેજ પ્રાણ રાખેલા છે તેઓ તમને ચારેકોર શોધવામાં દુ:ખી થાય છે માટે. દર્શન આપો. હે સંભોગના પતિ ! હે મનોરથ પૂરનાર ! તમારી દૃષ્ટિ કે જે શરદ્ ઋતુના તળાવમાં સારી રીતે ઉત્પન્ન થયેલા પ્રફુલ્લિત કમલના ગર્ભની શોભાને હરી લેનાર છે તેથી, અમો વગર પગારની દાસીઓને તમે મારો છો તે શું તમે વધ કરતા નથી ? શસ્ત્રથી જે વધ થાય તેજ વધ કેહેવાય અને દૃષ્ટિથી વધ થાય તે વધ ન કેહેવાય ? કેહેવાયજ. માટે દૃષ્ટિથી હરી લીધેલા અમારા પ્રાણને પાછા આપવા સારૂ તમે દર્શન આપો. ઝેરવાળા જળથી થએલા નાશથી, અઘાસુરથી, વરસાદ પવન અને વીજળીઓ પડવાથી, અરિષ્ટાસુરથી, વ્યોમાસુરથી અને બીજા પણ સઘળા પ્રકારના ભયથી તમે અમારી વારંવાર રક્ષા કરી છે તો હમણાં કેમ ઉપેક્ષા કરોછો ? કૃપા કરી ઘણા પ્રકારના મૃત્યુથી રક્ષા કરીને હમણાં દૃષ્ટિથી કામદેવને મોકલી અમને શામાટે મારી નાખોછો ? હે મિત્ર ! તમે કાંઇ યશોદાના પુત્ર નથી પણ સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી ઈશ્વર છો. જગતના રક્ષણનેમાટે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી યાદવોના કુલમાં અવતર્યા છો. જગતના પાલનનેમાટે અવતરેલા આપ ભક્તજનની ઉપેક્ષા કરોછો એ અત્યંત અયોગ્ય છે. હે યાદવોમાં ઉત્તમ ! હે કાંત ! આપનું હસ્તકમલ કે જે સંસારના ભયથી શરણે આવેલાઓને અભય આપનાર, મનોરથોને પૂરનાર અને લક્ષ્મીજીનો હાથ ઝાલનાર છે તે અમારા મસ્તક ઉપર ધરો. હે વ્રજવાસીઓની પીડાને હરનાર ! હે વીર ! હે પોતાના ભક્તોના ગર્વને મંદહાસ્યથી નાશ કરનાર ! હે મિત્ર ! અમો કે જેઓ તમારી દાસીઓ છિયે તેઓને તમે ભજો અને પ્રથમ તો અમો સ્ત્રી લોકોને તમારૂં કમળ સરખું મુખ દેખાડો. તમારૂં ચરણારવિંદ કે જે નમનાર પ્રાણીઓના પાપને મટાડનાર, કૃપાનેલીધે પશુઓની પણ પાછળ જનાર, સૌભાગ્યનેલીધે લક્ષ્મીના સ્થાનરૂપ, અને પરાક્રમનેલીધે કાલિયનાગની ફણો ઉપર નાચેલું હતું તેને અમારાં સ્તનઉપર ધરો અને કામજ્વરને મટાડો. હે કમળ સરખાં નેત્રવાળા ! હે વીર ! સુંદર વાક્યોવાળી, અને સમજુઓના મનને ગમે એવી તમારી મધુર વાણીથી મોહ પામતી આ અમો દાસીઓને અધરામૃત પાઇને જીવાડો. તમારા વિરહથી અમોને મોત આવ્યુંજ હતું પરંતુ ભાગ્યશાળી લોકોએ અમોને તમારી કથારૂપ અમૃત પાઇને તે મોતને કહાડી મેલ્યું છે. તમારી કથાજ વાસ્તવિક રીતે અમૃત છે; કેમકે તે તાપ પામેલાઓને જીવાડનાર છે. બ્રહ્મવેત્તાઓ પણ એજ અમૃતનાં વખાણ કરેછે અને દેવતાઓને પીવાના અમૃતને તો તુચ્છ ગણેછે. કથારૂપી અમૃત કામ અને કર્મને મટાડનાર છે અને દેવતાઓનું અમૃત તો કામ તથા કર્મને વધારનાર છે. કથારૂપી અમૃત સાંભળવા

* આ એકત્રીશમા અધ્યાયમાં નિરાશ થઇને પાછી યમુનાજીને કાંઠે આવેલી સ્ત્રીઓ ભગવાનનું ગાયન કરીને તેમના આવવાનું માગેછે, એ કથા કેહેવામાં આવશે.

માત્રથીજ કલ્યાણ આપેછે અને દેવતાઓનું અમૃત તો યજ્ઞાદિક કરીએ ત્યારે મળે છે. કથારૂપી અમૃત શાંત છે અને દેવતાઓનું અમૃત તો માદક છે. આવા તમારી કથારૂપી અમૃતનું ભૂલોકમાં જેઓ વિસ્તારથી નિરૂપણ કરેછે તેઓને જીવન આપનારા ગણિયે છિયે. આ પ્રમાણે જ્યારે તમારી કથા પણ અમૃતથી અધિક છે ત્યારે તમારૂં દર્શન તો સર્વોત્તમ હોય એમાં શુંજ કેહેવું? માટે માગિયે છિયે કે દર્શન દીઓ. હે પ્રિય! હે કપટી! તમારૂં હસવું, પ્રેમથી જોવું, ધ્યાનમાં સુખ આપનાર વિહાર અને હૃદયમાં લાગી રહેલી એકાંતની વાતો અમારા મનને ક્ષોભ પમાડેછે માટે જોકે તમારી કથાનું શ્રવણજ સુખદાઈ છે તોપણ તેમાં અમારૂં મન શાંતિ પામતું નથી માટે દર્શન દીઓ. હે નાથ! હે કાંત! જ્યારે પશુઓને ચારવાનેમાટે વ્રજમાંથી તમે પધારો છો ત્યારે કમળ જેવા કોમળ તમારા ચરણ કાંકરીઓ, ખડ અને અંકુરોથી ક્લેશ પામતા હશે એમ જાણી અમારૂં મન અસ્વસ્થ થઈ જાયછે તો આવી રીતે અમો તમારા ઉપર બહુજ પ્રેમ રાખિયે છિયે તે છતાં તમે અમારી સાથે શામાટે કપટે રમો છો? હે વીર! સાયંકાલે શ્યામ કેશથી વીટાવાનેલીધે અને ગાયોની રજ ઉડવાનેલીધે ભ્રમરોથી ઘેરાએલા અને પરાગથી વ્યાપ્ત થએલા કમલસરખું મુખ ધારણ કરીને આવતા આપ તે મુખ વારંવાર દેખાડીને કેવળ અમારા મનમાં કામદેવ ઉત્પન્ન કરોછો પણ સંગ આપતા નથી માટે તમે કપટી છો. હે મનની પીડાને મટાડનાર! હે પ્રિય! એટલામાટે હવે કપટ મૂકી દઇને આપનું ચરણારવિંદ કે જે બ્રહ્માએ પૂજેલું, પૃથ્વીના શણગારરૂપ, કષ્ટના સમયમાં ધ્યાન કરવાથીજ કષ્ટ મટાડનાર અને સેવાના સમયમાં પણ પરમ સુખરૂપ છે તેને અમારા કામજ્વરની શાંતિનેમાટે અમારા સ્તનો ઉપર ધરો. હે વીર! તમારૂં અધરામૃત કે જે સંભોગને વધારનાર, શોકનો નાશ કરનાર, સ્વરવાળા વેણુએ સારી રીતે ચૂસેલ અને મનુષ્યોને બીજાં સર્વ સુખોની ઇચ્છાને ભુલાવનાર છે તે અમને આપો. જ્યારે તમે દિવસના વનમાં ફરોછો ત્યારે તમને નહિ દેખવાથી અમને ત્રુટિ (બહુજ અલ્પ કાળ) પણ યુગ જેવડો થઇ પડેછે અને સાયંકાલે પાછું વાંકા કેશવાળું તમારૂં શ્રીમુખ જ્યારે જોયે છિયે ત્યારે અમારાં નેત્રોની પાપણો આડી આવતાં તેટલો દર્શનનો પ્રતિબંધ પણ નહિ ખમી શકાયાથી તે પાંપણોને બનાવનારા બ્રહ્મા ઉપર અમને દ્વેષ આવેછે. એટલામાટે ક્ષણમાત્ર પણ તમારૂં દર્શન નહિ મળતાં દુઃખ અને મળતાં સુખ થાયછે એમ જોઇને સર્વ સંગનો ત્યાગ કરી સંન્યાસીઓની પેઠે અમો તમારી પાસે આવેલી છિયે તે છતાં તમે અમારો ત્યાગ કરવાનું મન કેમ કરોછો? હે પ્રભુ! હે કપટી! અમો કે જેઓ પતિ, પુત્ર, સંબંધીઓ, ભાઇઓ અને બાંધવોને નહિ ગણકારતાં, અમારા આવવાના કારણને જાણનારા આપની પાસે આપના ગાયનથી મોહ પામીને પોતાની મેળે ચાલી આવેલી સ્ત્રિયો છિયે તેઓનો રાત્રિના સમયમાં તમારા વિના બીજો કોણ ત્યાગ કરે? તમારૂં હસતું મુખારવિંદ, પ્રેમપૂર્વક જોવું, લક્ષ્મીના સ્થાનકરૂપ મોટું વક્ષઃસ્થલ, એકાંતના સંકેત અને તેથી થએલો અમારા મનમાં કામદેવનો ઉદય જોઇને અમોને બહુજ ઇચ્છા થઇછે અને મન વારંવાર મુંઝાય છે. હે શ્રીકૃષ્ણ! આપનું પ્રાકટ્ય વન અને વ્રજમાં રેહેનારાઓના દુઃખને મટાડનાર, અને જગતના અત્યંત મંગળરૂપ છે માટે અમો કે જેઓનાં મન તમારી કામનાથીજ વ્યાપ્ત છે તેઓને, પોતાના ભક્તજનોના હૃદયના રોગનો નાશ કરનાર જે અત્યંત ગુપ્ત ઔષધ છે તે થોડુંક પણ આપો. એ ઔષધને તમેજ જાણોછો. (અત્યંત પ્રેમથી વ્યાકુળ થઈ

રોતી રોતી બોલેછે) હે પ્રિય! તમારાં જે સુકોમલ ચરણારવિંદને અમે અમારાં કઠણ સ્તન ઉપર બીતી બીતી ધીરેથી ધરિયે છિયે તે ચરણારવિંદથી તમે તો વનમાં ફરોછો તો એ ચરણારવિંદ ઝીણી કાંકરીઓ આદિથી વ્યથા નહિ પામતું હોય? એવી રીતે અમે કે જેઓના જીવનરૂપ તમેજ છો તેઓની બુદ્ધિ મુઝાયછે.

**यत्ते सुजात चरणांबुरुहं स्तनेषु भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु । तेनाटवीमटसि तद्व्यथते न किंचित् कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः ॥ १९ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો 'ગોપીકાગીત' એવા નામનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इति गोप्यः प्रगायंत्यः प्रलपंत्यश्च चित्रधा । रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા! એપ્રમાણે ગાતી અને વિચિત્ર પ્રકારે પ્રલાપ કરતી ગોપીઓ ભગવાનના દર્શનની ઈચ્છાથી ઊંચે સ્વરે રોવા લાગી. પીતાંબર તથા માળાને ધરનાર, સાક્ષાત્ કામદેવને પણ મોહ કરનાર અને જેમનું મુખારવિંદ હસતું હતું એવા ભગવાન્ તે ગોપીઓની વચમાં પ્રકટ થયા. તે પ્રિય શ્રીકૃષ્ણને આવ્યા જોઈ જેઓની દૃષ્ટિઓ પ્રીતિથી પ્રફુલ્લિત થઇ એવી સઘળી સ્ત્રિઓ, જેમ પ્રાણ આવવાથી ઇંદ્રિયો ઉઠે તેમ એક સામટી ઉભી થઈ. કોઈ ગોપીએ પ્રીતિથી ભગવાનનું હસ્તકમલ પોતાની અંજલિમાં લીધું. કોઇએ ચંદનથી શોભી રહેલા ભગવાનના હાથને પોતાના ખભાપર ધર્યો. કોઇએ ભગવાનનું ચાવેલું પાન પોતાની અંજલિમાં લીધું. કામજ્વરથી તપી રહેલી કોઈ ગોપીએ ભગવાનનું ચરણકમલ પોતાના સ્તન ઉપર ધર્યું સ્નેહના કોપથી પરવશ થએલી કોઈ ગોપી હોઠ ડસીને તથા ભમર ચડાવીને કટાક્ષ નાખવાથી જાણે પ્રહાર દેતી હોય એમ જોવા લાગી. નહિ વીંચેલી આંખ્યોથી તેમના મુખારવિંદને સારી રીતે જોયા છતાં પણ વારંવાર જોયા કરતી કોઈ ગોપી, જેમ તેમના ચરણના સેવનથી સત્પુરૂષો તૃપ્તિ ન પામે તેમ તૃપ્તિ ન પામી. નેત્રરૂપ દ્વારથી ભગવાનને હૃદયમાં લઈ આંખ્યો વીંચી જઇ જેનાં રૂવાણાં ઉભાં થઈ ગયાં હતાં એવી કોઇ ગોપી યોગીની પેઠે ભગવાનનું આલિંગન કરીને આનંદમાંજ ડૂબી ગઈ. શ્રીકૃષ્ણના દર્શનના પરમ ઉત્સવથી સુખ પામેલી તે સઘળી ગોપીઓએ, જેમ ઇશ્વરને પામી મુમુક્ષુલોકો તાપ છોડી દે, જેમ બ્રહ્મવેત્તાને પામી સંસારીલોકો તાપ છોડી દે, અને જેમ સુષુપ્તિના સાક્ષીને પામી વિશ્વ અને તૈજસ જીવ તાપ છોડી દે તેમ વિરહનો તાપ છોડી દીધો. શોક રહિત થએલી તે વ્રજાંગનાઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ, પરમાત્મા જેમ સત્વાદિક શક્તિઓથી શોભે, ઉપાસક પુરૂષ જેમ જ્ઞાનાદિક શક્તિઓથી શોભે, અને જીવ જેમ અવિદ્યાઆદિ ઉપાધિઓથી શોભે તેમ અત્યંત શોભવા લાગ્યા. એ સમયે શ્રીકૃષ્ણ ભગવાન્ એ સ્ત્રીઓને લઈ યમુનાજીના કાંઠા ઉપર પધાર્યા. એ સુખકારી કાંઠામાં ઉઘડી રહેલાં કુંદ અને મંદારનાં પુષ્પોની સુગંધીવાળા પવનનેલીધે ભ્રમરો ઉડતા હતા. શરદ્‌ઋતુના ચંદ્રમાની કિરણોના સમૂહથી રાત્રિનું અંધારૂં મટી ગયું હતું. યમુનાજીએ પોતાના હાથસરખા તરંગોથી કોમળ રેતી પાથરી દીધી હતી. જેમ કર્મકાંડમાં પરમાત્માને નહિ દેખવાને-

* આ બત્રીશમા અધ્યાયમાં વિરહનાં વચનો સાંભળવાથી જેમનું હૃદય પીગળી ગયું એવા ભગવાને ત્યાં પ્રકટ થઇને માન દેતાં તે ગોપીઓની સાંત્વના કરી, એ કથા કેહેવામાં આવશે.

લીધે તે તે કામનાઓથી અપૂર્ણ જેવી જ- ણાતી શ્રુતિઓ જ્ઞાનકાંડમાં પરમાત્માને દેખી તેના આનંદથી પૂર્ણ થવાનેલીધે સ- ઘળી કામનાઓને છોડી દે છે તેમ પ્રથમ ભગવાનનાં અદર્શનથી આતુર થએલી ગો- પીઓએ પછી ભગવાનનાં દર્શનના આનંદથી પૂર્ણકામ થઇને હૃદયના સઘળા સંતાપ છોડી દીધા. ગોપીઓના મનોરથોનો છેડો આવી ગયો. આવી રીતે પૂર્ણકામ થયા છતાં પણ પ્રેમનેલીધે તે ગોપીઓએ શ્રીકૃષ્ણ કે જે અં- તર્યામી છે તેમનેમાટે સ્તનનાં કેસરોનાં ચિન્હવાળાં પોતાનાં ઉત્તરીય વસ્ત્રોથી આ- સન કરી આપ્યું. ગોપીઓએ માન આ- પેલા, ગોપીઓની સભામાં બેઠેલા, ત્રૈલો- ક્યની શોભાના એક સ્થાનકરૂપ શરીરને ધારણ કરતા અને યોગેશ્વરોના અંતઃકરણમાં આસન કરનારા ભગવાન્, તે ગોપીઓએ આપેલા આસનપર બેસીને શોભવા લાગ્યા. તેમના ચરણ અને હસ્તને પોતાના ખોળામાં લઇ ચાપતાં હાસ્ય તથા લીલા સહિત જો- વાંથી રમતિયાળ થતી ભ્રકુટીવતે, તે કામ- દેવને વધારનાર ભગવાનનો સત્કાર કરી, બીજી વાતોના પ્રસંગમાં લાવી કાંઇક રીસ- નેલીધે ગોપીઓએ નીચે પ્રમાણે ભગવા- નને પૂછયું.

ગોપીઓ પૂછે છે.—[1] હે શ્રીકૃષ્ણ ! કેટ- લાએક પુરૂષો પોતાને ભજનારાઓને તેઓના ભજનના પ્રમાણમાં ભજેછે, કેટલાએક તે- ઓના ભજનની અપેક્ષા નહિ રાખતાં નહિ ભજનારાઓને પણ ભજેછે અને કેટલાએક, ભજનારાઓને પણ ભજતા નથી અને નહિ ભજનારાઓને પણ ભજતા નથી. આ વિ- ષયનું અમારી પાસે સારી રીતે વિવેચન કરી કહો.

ભગવાન્ કેહેછે.—[1] હે સખીઓ ! જેઓ પરસ્પરને ભજેછે એટલે ભજનારાઓને ભ- જેછે તેઓ બીજાને ભજતા નથી પણ પો- તાનેજ ભજેછે; કેમ કે એ લોકોનું ભજન કેવળ પોતાનો સ્વાર્થ મેળવવાના ઉદ્યમરૂપ છે. એ ભજન વાસ્તવિક રીતે ગાય-ભેંશની ચાકરી કર્યા જેવું સ્વાર્થરૂપ છે માટે તેવા ભજનમાં સાચો સ્નેહ નહિ રેહેવાનેલીધે સુખ નથી અને દેખીતા ફળનો ઉદ્દેશ હો- વાનેલીધે ધર્મ પણ નથી. હે સુંદરીઓ ! નહિ ભજનારાઓને પણ ભજનારા બે પ્રકા- રના છે. એક તો દયાળુ લોકો અને બીજા માતાપિતા જેવા સ્નેહી લોકો. દયાળુ થઇને ભજવામાં નિર્દોષ ધર્મ રહ્યોછે અને માતા- પિતાની પેઠે સ્નેહથી ભજવામાં સાચો પ્રેમ રહ્યોછે. હવે ત્રીજા પ્રશ્નવિષે કહુંછું. જેઓ ભજનારાઓને પણ ભજતા નથી ત્યારે નહિ ભજનારાઓને તો ક્યાંથીજ ભજે. એવા હો- યછે તેઓ ચાર પ્રકારમાં સમાય છે. એક તો આત્મારામ. (આત્મામાંજ ધ્યાન રા- ખવાનેલીધે બહિર્દૃષ્ટિ વગરના.) બીજા પૂ- ર્ણકામ. (પ્રિય પદાર્થ દેખવામાં આવતાં પણ પોતે પૂર્ણકામ હોવાનેલીધે ભોગની ઇચ્છા વગરના અર્થાત્ જેઓને સઘળું સંપૂર્ણ હોવાથી કશા પદાર્થની અપેક્ષા નથી તેઓ.) ત્રીજા અકૃતજ્ઞ. (બીજાએ કરેલા ઉપકારને નહિ જાણનારા મૂઢ લોકો.) ચોથા ગુરૂ- દ્રોહી. (જે ઉપકાર કરનાર હોય તે ગુરૂતુલ્ય ગણાય, તેઓનો પણ દ્રોહ કરનારા અર્થાત્ અત્યંત કઠણ મનવાળા. હે સખીઓ ![2] હું

---

૧ 'ભગવાન્ અકૃતજ્ઞ છે (બીજાએ કરેલા ઉપકારને જાણતા નથી)' એ વાત તેમના મો- હોડાથીજ સિદ્ધ કરાવવાની ધારણાથી પોતાનો અભિપ્રાય ગુપ્ત રાખી જાણે સાધારણ રીતે લો- કોની રીતભાતવિષે પૂછતી હોય એવા ડોળથી પૂછે છે.

૧ ભગવાન્ મોટા પ્રપંચી અને ભારે પોહો- ચેલા હોવાથી ગોપિઓનો અભિપ્રાય જાણી લ- ઇને ઉત્તર આપેછે.

૨ પોતાને વાતમાં સંપડાઇ જઇને ચારે પ્ર- કારમાં છેલી કોટિમાં આવી ગએલા માની તે ગોપીઓ પરસ્પરને આંખ વીંચારા દેવા લાગી

તો એઓમાં કોઈ પણ પ્રકારનો નથી પણ પરમ દયાળુ અને પરમ સ્નેહી છું; કેમ કે ભજનારાઓનું મારામાં નિરંતર ધ્યાન રેહેવાનેમાટે હું ભજતા હોય તેઓને પણ ભજતો નથી. જેમ નિર્ધન માણસ પોતાને મળેલું ધન જતું રેહેતાં તેની ચિંતાથી એવો વ્યાપ્ત થઈ જાય કે તેને બીજાં ભૂખ-તરશ આદિનું પણ જ્ઞાન ન રેહે અર્થાત્ તેનું ધ્યાન નિરંતર ધનમાંજ રેહે એવી રીતે તમો કે જેઓએ યોગ્ય અયોગ્ય નહિ જોવાથી લોકનો, ધર્મ અધર્મ નહિ જોવાથી વેદનો, અને સ્નેહ છોડી દેવાથી સંબંધીઓનો પણ મારેમાટે ત્યાગ કર્યોછે તેઓનું ધ્યાન મારામાંજ નિરંતર રેહેવાનેમાટે હું અંતર્ધાન થઇ ગયો હતો અને એવી રીતે અદૃશ્ય રહીને પણ તમારાં પ્રેમનાં વચન સાંભળતો હતો. માટે હે પ્યારી સ્ત્રિયો ! તમોએ હું કે જેને એમ કરવુંજ વહાલું છે તેના ઉપર દોષનો આરોપ નહિ કરવો જોઇએ. આ વાત પડતી મૂકીને હવે વાસ્તવિક વાત કહુંછું તે સાંભળો. તમો કે જેઓ મારી સાથે નિર્દોષ રીતે જોડાએલી છો તેઓનો ઘણા કાળથી પણ પ્રત્યુપકાર કરવાને (યોગ્ય બદલો આપવાને) હું સમર્થ નથી. કાપી કપાય નહિ એવી ઘરરૂપ બેડીઓને અત્યંત કાપી નાખીને તમોએ મારૂં સેવન કર્યુંછે એ તમારા ઉપકારનું ઋણ તમારી સુશીલતાથીજ મારા ઉપરથી ઉતરવું જોઇએ પણ મેં કરેલા પ્રત્યુપકાર (સામા ઉપકાર) થી ઉતરે એમ નથી. (તમારે તો એક હું ઉપરજ પ્રેમ રાખવાનો તેથી તમારૂં ચિત્ત એક નિષ્ઠાવાળું રહ્યું પણ મારે તો ઘણા ઉપર પ્રેમ રાખવાનો તેથી મારૂં ચિત્ત એક નિષ્ઠાવાળું રેહેજ નહિ, માટે તમારૂં ઋણ મારા ઉપરથી ઉતરે એમ નથી તો તમારેજ પોતાના સુજનપણાથી તે ઋણ છોડી દેવું.)

---

અને છાનું છાનું હસવા લાગી. તે જોઇને ભગવાન્ કેહેછે.

**न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषापि वः। या माऽभजन् दुर्जरगेहशृंखलाः संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥ २ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इत्थं भगवतो गोप्यः श्रुत्वा वाचः सुपेशलाः। जहुर्विरहजं तापं तदंगोपचिताशिषः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા ! એ પ્રમાણે ભગવાનનાં અત્યંત કોમળ વચન સાંભળીને જેઓના મનોરથ પૂર્ણ થયા એવી ગોપીઓનો વિરહથી થએલો તાપ મટી ગયો. પછી ત્યાં ભગવાને પોતાને અનુસરનારી, રાજી થએલી અને પરસ્પરના હાથની સાથે હાથ ગુંથી લઇને ઉભેલી એ ઉત્તમ વ્રજાંગનાઓની સાથે રાસક્રીડા કરવાનો આરંભ કર્યો. સઘળી ગોપીઓ મંડલાકારથી ઉભી ગઇ, શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાની અચિંત્ય યોગશક્તિના મહિમાથી બે બે ગોપીઓની વચમાં એક એક રૂપથી પેઠા અને તેમણે પોતાના બન્ને પડખાની ગોપીઓના કંઠોમાં હાથ નાખ્યા. પ્રત્યેક ગોપી એમ માનવા લાગી કે ભગવાન્ મારી પાસેજ છે અને મારૂંજ આલિંગન કર્યુંછે. એવી રીતે રાસોત્સવ ચાલુ થયો તેટલી વારનાં ઉત્સાહથી ચિત્ત ખેંચાયાનેલીધે પોતપોતાની સ્ત્રિયો સહિત દેવતાઓ જોવા આવ્યા. તેઓનાં સેંકડો વિમાનોની આકાશમાં ભીડ થઈ. પછી દુંદુભિ વાગવા લાગ્યાં. ફૂલની વૃષ્ટિઓ પડવા લાગી. સ્ત્રિયોસહિત મોટા મોટા ગંધર્વો ભગવાનના નિર્મળ યશને ગાવા લાગ્યા. એ

---

* આ તેત્રીશમા અધ્યાયમાં ગોપીઓના મંડળના મધ્યમાં આવેલા ભગવાને જળ અને સ્થળની ક્રીડાઓથી તે પ્યારીઓને રમાડયાની કથા કેહેવામાં આવશે.

રાસમંડલમાં શ્રીકૃષ્ણસહિત ગોપીઓનાં કંકણ, ઝાંઝર અને ઘુઘરીઓનો તુમુલ શબ્દ થઈ રહ્યો. જેમ બબે સોનાના મણિઓની વચમાં નીલમણિ શોભે તેમ સોના જેવા વર્ણવાળી તે બે બે વ્રજાંગનાઓની વચમાં દેવકીના પુત્ર ભગવાન્ શોભવા લાગ્યા. પગ માંડવા, હાથ હલાવવા, મંદહાસ્યસહિત ભ્રુકુટીના વિલાસ, જાણે કટકા થઈ જતી હોય તેમ વળતી કટીઓ, હાલતાં સ્તન, હાલતાં વસ્ત્ર, ગંડસ્થલમાં હાલતાં કુંડલ અને પસીનાવાળાં મોહોડાંઓથી શોભતી, ભગવાનનું ગાયન કરતી અને જેઓના કેશ તથા કટિમેખળાઓની ગાંઠયો પોચી પડી જતી હતી એવી ગોપીઓ મેઘના સમૂહમાં વીજળીઓની પેઠે શોભતી હતી.[1] નાચતી, અનેક પ્રકારના રાગોથી રંગાએલા ગળાવાળી, રતિમાં પ્રીતિવાળી અને ભગવાનના સ્પર્શથી રાજી થએલી ગોપીઓ ઉંચા સ્વરોથી ગાવા લાગી કે જેઓના ગાયનથી સઘળું જગત્ ભરપૂર થઈ રહ્યું. કોઈ ગોપીએ ભગવાનના સ્વરની સાથે પોતાના સ્વરની ગતીઓ નહિ મળતાં તે સમયેજ ધ્રુવ તાલ કરીને પોતાના સ્વર ઉંચા કર્યા તેથી ભગવાને રાજી થઇને તેને વાહવાહ કેહેવાનો સત્કાર કર્યો અને ઘણું માન આપ્યું. રાસથી થાકેલી અને જેનાં કંકણ તથા મલ્લિકાનાં ફૂલ શિથિલ થઇ જતાં હતાં એવી કોઇ ગોપી પોતાના હાથથી પડખામાં ઉભેલા ભગવાનનો ખભો ઝાલીને ઉભી રહી. કોઇ ગોપી કમળસરખી સુગંધીવાળા, ચંદનથી લીંપાએલા અને પોતાના ખભા ઉપર રહેલા શ્રીકૃષ્ણના હાથને સુંઘી રૂવાણાં ઉભાં થઇ જતાં ચુંબન કરવા લાગી. કોઇ ગોપી, નાચવાથી હાલતાં કુંડલોની કાંતિથી શોભી રહેલું ગંડસ્થલ પોતાના ગંડસ્થલ (ગાલ) સાથે લગાવતાં ભગવાને તેને ચાવેલું પાન આપ્યું. નાચતી, ગાતી અને જેનાં ઝાંઝર તથા કટિમેખળા શબ્દ કરતાં હતાં એવી કોઇ ગોપીએ થાકી રેહેવાનેલીધે, પડખામાં ઉભેલા શ્રીકૃષ્ણનું સુખકારી હસ્તકમલ પોતાનાં સ્તન ઉપર ધર્યું. લક્ષ્મીજીના પરમ પ્રિય ભગવાનનો પતિરૂપે સમાગમ પામી તેમનું ગાયન કરતી અને તેમના હાથ જેઓના ગળામાં લાગ્યા હતા એવી ગોપીઓ વિહાર કરતી હતી. ત્યાં સ્ત્રિયોસહિત ગંધર્વો અને કિન્નરાદિક કે જેઓ વાજાં વગાડતા હતા અને ગવૈયા બન્યા હતા તેઓ સઘળા રસના આવેશથી મોહ પામતાં અને નાચવા લાગીજતાં કંકણ અને ઝાંઝરજ જેમાં વાજાનું કામ કરતાં હતાં અને ભ્રમરાઓજ જેમાં ગવૈયાનું કામ કરતા હતા એવી તે રાસમંડળીમાં ગોપીઓ ભગવાનની સાથે નાચતી હતી. કાન ઉપરનાં કમળ, કેશથી શોભી રહેલા ગાલ અને પસીનાની કણીઓથી તેઓનાં મોહોડાં શોભી રહ્યાં હતાં. નાચ કરતાં કેશમાંથી ફૂલની માળાઓ ખરી પડતી હતી તેથી એવું લાગતું હતું કે 'તાલની ગતિથી રાજી થએલા કેશ જાણે માથાં હલાવીને પગ ઉપર ફૂલની વૃષ્ટિ કરતા હોય.' ગોપીઓ જેમ ભગવાનની સાથે નાના પ્રકારના વિલાસોથી રમતી હતી તેમ લક્ષ્મીના પતિ ભગવાન્ પણ આલિંગન, હાથના સ્પર્શ, સ્નેહભરેલાં જોવાં, ઉત્તમ વિલાસ અને હાસથી તે વ્રજાંગનાઓની સાથે રમતા હતા. બાલક જેમ પોતાનાં પ્રતિબિંબોની સાથે ક્રીડા કરે તેમ ભગવાન્ ગોપીઓની સાથે ક્રીડા કરતા હતા.[2]

---

૧ મેઘના સમૂહને ઠેકાણે ભગવાનનાં અનેક શરીર, વીજળીઓને ઠેકાણે ગોપીઓ, જળની કણીઓને ઠેકાણે પસીના અને ગર્જનાને ઠેકાણે ગાયન, ઇત્યાદિક યથાયોગ્ય સમજી લેવું.

૧ ગોપીઓના વિલાસોમાં આસક્ત નહિ થયા છતાં રતિ કરવાવિષે બાલકનું દૃષ્ટાંત આપ્યું છે અને એથી એવું પણ સૂચવ્યું છે કે પ્રતિબિંબમાં જે કાંઇ સૌંદર્યાદિક આવે તે જેમ સઘળું બાલકનુંજ હોય છે તેમ ગોપીઓમાં જે કાંઇ કુશલતારૂપ, અને માધુર્યાદિક હતાં તે સઘળાં ભગવાને પોતામાંથી ગોપીઓમાં નાખ્યાં હતાં.

હે[1] રાજા ! ભગવાનનો અંગસંગ મળવાની પ્રીતિથી પરવશ થએલી અને જેઓનાં માળા તથા આભરણ ખસી જતાં હતાં એવી વ્રજાંગનાઓ પોતાના કેશ, વસ્ત્ર કે સ્તન ઉપરના વસ્ત્રના છેડા શિથિલ થઈ જતા હતા તેઓની સંભાળ કરવાને પણ સમર્થ રહી નહિ હતી. ભગવાનની રાસક્રીડા જોવાથી દેવતાઓની સ્ત્રિયો પણ કામાતુર થઇને મોહ પામી ગઇ અને ચંદ્રમા પણ ગ્રહનક્ષત્રાદિકના મંડલસહિત વિસ્મય પામી ગયો.[2] જેટલી વ્રજાંગનાઓ હતી તેટલાંજ પોતાનાં શરીર કરીને ભગવાન્ પોતે આત્મારામ છતાં પણ તેઓની સાથે રમ્યા.[3] હે રાજા ! દયાળુ ભગવાન્ અત્યંત વિહારથી થાકી ગએલી એ વ્રજાંગનાઓનાં મોઢાં પોતાનાં પરમ સુખદાયી હાથથી લૂતા હતા. ચળકતાં સોનાનાં કુંડલ અને કેશની કાંતિથી થએલી કપોલની શોભાનેલીધે અમૃતસમાન લાગતાં મંદહાસ્ય સહિત જોવાંથી ભગવાનને માન આપતી અને ભગવાનના નખના સ્પર્શથી પરમ સુખ પામતી ગોપીઓ ભગવાનનાં પવિત્ર કર્મોનાં ગાયન કરતી હતી. થાકી[4] રહેલા અને જેણે લોક તથા વેદની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું એવા ભગવાન્, જેમ ખરતાલી રહેલો હાથી હાથણીઓની સાથે જળમાં પ્રવેશ કરે તેમ ગોપીઓની સાથે જળમાં પેઠા અને તે સમયમાં અંગસંગથી મર્દન પામેલી અને સ્તનના કેસરોથી રંગાએલી માળાના ભ્રમરાઓ પણ ગંધર્વોની પેઠે ગાયન કરતા તેમની પછવાડે ગયા. હે રાજા! બહુજ હાસ્ય કરતી જુવાન સ્ત્રિયોએ ચારેકોરથી પાણીવતે અત્યંત ભીંજવાતા, પ્રેમથી જોવાતા અને પુષ્પની વૃષ્ટિ કરનારા વિમાનવાળાઓએ સ્તુતિ કરાતા એ ભગવાન્ પોતે આત્મારામ છતાં પણ મોટા હાથીના જેવી લીલાથી જળમાં રમ્યા. પછી[1] ભ્રમરો અને સ્રીઓનાં ટોળાંથી વીંટાએલા ભગવાન્, જેમ મદ ઝરતો હાથી હાથણીઓની સાથે ફરે તેમ જળ અને સ્થળનાં પુષ્પોની સુગંધીવાળા પવનથી જેની દિશાઓ અને સ્થળ વ્યાપ્ત હતાં એવા યમુનાજીના ઉપવનમાં ફર્યા. એ પ્રમાણે સત્ય સંકલ્પવાળા, સ્નેહ ભરેલી સ્ત્રિયોના સમૂહમાં રહેલા અને જેણે પોતાના વીર્યને સ્ખલિત થવા દીધું નહિ[2] એવા ભગવાને ચંદ્રમાની કિરણોથી શોભી રહેલી રાત્રિઓમાં; શરદ્ઋતુમાં કરવાની જે જે લીલાઓ સાહિત્યના ગ્રંથોમાં લખેલી છે તે સઘળી કરી.

પરીક્ષિત રાજા પૂછેછે.– હે મહારાજ ! ધર્મનું સ્થાપન કરવાનેમાટે અને અધર્મનો નાશ કરવાનેમાટે જગતના ઈશ્વિર ભગવાન્ પોતાના અંશની સાથે અવતર્યા છે તો ધર્મની મર્યાદાઓને કેહેનારા, કરનારા અને રક્ષણ કરનારા તે ભગવાને માત્ર અધર્મરૂપ એટલુંજ નહિ પણ મહાસાહસરૂપ પરસ્ત્રિયોનો સંગ કેમ કર્યો? હે મુનિ ! ભગવાન્ પૂર્ણકામ હોવાનેલીધે તેમણે કરેલું આ કામ અધર્મરૂપ ન કેહેવાય એમ આપ ધારતા હોતો ત્યારે કાંઇ પણ કામના નહિ હોવા છતાં આવું નિંદિત કામ શા• અભિપ્રાયથી કર્યું ? એ વિષયનો અમારો સંશય કાપો.

શુકદેવજી કેહેછે.– બ્રહ્મા, ઈંદ્ર, ચંદ્રમા

૧ ગોપીઓ તો ભગવાનના વિલાસોમાં આસક્ત થઇ ગઇહતી એમ કેહેછે. ૨ ચંદ્રમા વિસ્મય પામીને પોતાની ગતિ ભૂલી જતાં તેની આગળના સઘળા ગ્રહો પણ પોતપોતાની ગતિ ભૂલી જઇને જ્યાંહતા ત્યાંજ ઉભા રહ્યા તેથી રાત્રિઓ બહુજ લાંબી થઇ એમ સમજવાનું છે. ૩ ગોપીઓએ દેવીપાસે 'ભગવાન્ પ્રત્યેકના પતિ થાય' એવું માગ્યું હતું અને ભગવાને પણ પોતે તે મનોરથ પૂર્ણ કરવાનું વચન આપ્યું હતું તેથી જેટલી ગોપીઓ હતી તેટલાં ભગવાને પોતાનાં રૂપ કર્યાં હતાં. ૪ હવે જળમાં ક્રીડા કર્યાનું વર્ણન કરેછે.

૧ સ્થળ અને જળની ક્રીડાનું વર્ણન કરી હવે વનમાં ક્રીડા કર્યાનું વર્ણન આપેછે. ૨ આ ઉપરથી ભગવાને કામદેવને જીત્યો એમ સમજવાનું છે.

અને વિશ્વામિત્ર આદિ મહાત્મા પુરૂષોએ ધર્મનું ઉલ્લંઘન અને સાહસ પણ કરેલાં છે પરંતુ અગ્નિને જેમ સર્વ પદાર્થોનું ભક્ષણ કરવાથી દોષ લાગતો નથી તેમ તેજસ્વી પુરૂષોને ધર્મનું ઉલ્લંઘન કરવાનો કે સાહસકર્મ કરવાનો દોષ લાગતો નથી. આ ઉપરથી એમ સમજવું નહિ કે 'ત્યારે તો મોટાઓનું જોઇને બીજા પુરૂષો પણ એ પ્રમાણે કરશે.' કેમકે દેહાદિકના અભિમાનવાળા જીવકોટીના પુરૂષે તો મનથી પણ કદી આવું કામ કરવું યોગ્ય નથી. સમુદ્રમાંથી ઉત્પન્ન થએલું ઝેર સદાશિવ પીગયા હતા પણ તેનું જોઈને બીજો કોઇ ઝેર પીએતો જેમ મરણ પામ્યા વિના રેહેજ નહિ તેમ મૂર્ખપણાથી બીજો કોઇ આવું કામ કરે તો તેનું અકલ્યાણ થયા વિના રેહેજ નહિ. આ ઉપરથી સદાચારનું પ્રમાણપણું મટી જાયછે એમ સમજવું નહિ; કેમકે મોટા પુરૂષોનું વચન નિરંતર પ્રમાણરૂપ છે પણ તેઓનું આચરણ તો કોઈ સમયેજ પ્રમાણરૂપ ગણાયછે. એટલામાટે તેઓના પોતાના વચનથી વિરૂદ્ધ નહિ પડતું જે જે તેઓનું આચરણ હોય તે પ્રમાણેજ ચાલવું જોઈએ. હે રાજા! દેહાભિમાન વગરના એ મહાત્મા પુરૂષોને સત્કર્મ કરવાથી કશો લાભ થતો નથી અને દુષ્કર્મ કરવાથી કશો અનર્થ થતો નથી. માત્ર પોતાનાં પ્રારબ્ધકર્મનો ક્ષય કરવાનેમાટેજ મહાત્મા પુરૂષો કોઈ સમયે અયોગ્ય કામ કરેછે પણ તેઓને બીજો કશો હેતુ હોતો નથી. આપ્રમાણે જ્યારે બીજા મહાત્મા પુરૂષોને પણ પાપ-પુણ્યનો સંબંધ નથી ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન્ કે જે પશુ, પક્ષી, મનુષ્ય અને દેવતા આદિ પોતાના નિયમ તળે રેહેનારાં સર્વ પ્રાણિઓના નિયામક છે તેમને તો પાપ કે પુણ્યનો સંબંધ કેમજ હોય? જેનાં ચરણારવિંદની રજના સેવનથી તૃપ્તિ પામેલા અને યોગના પ્રભાવથીજ સઘળાં કર્મબંધનોને તોડી નાખનારા મુનિઓ પણ બંધન નહિ પામતાં યથેષ્ટ આચરણ કરેછે તો પોતાની ઇચ્છાથી અવતાર ધરનારા તે ભગવાનને તો ક્યાંથીજ બંધન થાય? આ સમાધાન ગોપીઓનું પરસ્ત્રીપણું સ્વીકારીને થાયછે પણ વાસ્તવિક વિચારીએ તો ભગવાનને કોઈ પરસ્ત્રીજ નથી; કેમકે ગોપીઓના, તેઓના પતિઓના અને સઘળા પ્રાણિઓના અંતર્યામી અને બુદ્ધિ આદિના સાક્ષી જે છે તેજ ઈશ્વર લીલાથી અહીં દેહધારી થયા હતા. એ કાંઇ આપણજેવા ન હતા કે જેથી તેમને દોષ લાગે. પોતે પૂર્ણકામ છતાં એવા કામમાં પ્રવૃત્તિ કરી તેનું એ કારણ છે કે પ્રાણિઓ ઉપર અનુગ્રહ કરવાનેમાટે તેમણે મનુષ્યદેહ ધર્યો હતો તો તે દેહ ધરીને એવી ક્રીડાઓ કરી કે જે ક્રીડાઓને સાંભળી સાંભળનારાઓનું મન તેમનામાંજ લાગે. શૃંગાર રસમાં જેઓનું મન લાગીજ રહ્યું હોય એવા અત્યંત બહિર્મુખ લોકોને પણ પોતામાં રૂચિ કરાવવાસારૂ એવું કામ કર્યું હતું. ભગવાનની માયાથી મોહ પામેલા અને તેથી પોતાની સ્ત્રિયો ભગવાનની પાસે ગયા છતાં પણ તેઓને પોતપોતાના પડખામાંજ સુતેલી માનતા ગોવાળીઆઓને ભગવાનની ઉપર કાંઈ પણ દ્વેષ આવ્યો નહિ. (હે રાજા! આવું ઐશ્વર્ય નહિ છતાં જે નીચલોકો ઠગાઈથી પોતાના દુષ્કર્મને પણ ભગવાનના જેવુંજ ઠરાવે તે લોકોને મોટા પાપીજ સમજવા.) ભગવાન્ ઉપર પ્રેમ ધરાવનારી ગોપીઓ જોકે પોતાને ત્યાંથી જવાની ઇચ્છા નહિ હતી તોપણ પાછલી બે ઘડી રાત રહી તે સમયે ભગવાનની આજ્ઞાથી પોતપોતાને ઘેર ગઇ. વ્રજાંગનાઓની સાથે શ્રીકૃષ્ણે વિહાર કર્યાની આ કથાને જે માણસ શ્રદ્ધાથી સાંભળે અથવા વર્ણન કરે તે માણસ ભગવાનમાં પરમ ભક્તિ મળવાથી થોડા કાળમાં ધીર થઇને તુરત હૃદયના રોગરૂપ કામદેવનો ત્યાગ ક-

રેછે. (કામદેવને જીતી લેવાય એજ આ રાસક્રીડાના શ્રવણાદિકનું ફળ છે; કેમકે ભગવાને કામદેવને જીતવાનેમાટે પણ રાસક્રીડા કરી હતી.)

**विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः। भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः॥ ४०॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો 'रासक्रीडावर्णन' એવા નામનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एकदा देवयात्रायां गोपाला जातकौतुकाः। अनोभिरनडुद्युक्तैः प्रययुस्तेंबिकावनम्॥१॥**

શુકદેવજી કેહેછે.—[1]એક દિવસે ગોવાળીઆઓ પોતાને દેવની યાત્રા કરવાનો ઉત્સાહ થવાથી બલદનાં ગાડાં જોડી અંબાજીના વનમાં ગયા. હે રાજા! ત્યાં સરસ્વતી નદીમાં નાહી પશુપતિ સદાશિવની અને દેવી અંબિકાની પૂજનના પદાર્થોથી પૂજા કરી. 'અમારા ઉપર દેવ પ્રસન્ન થજો' એમ બોલી સઘળા ગોવાળીઆઓએ આદરભાવથી બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ, વસ્ત્ર, મધ અને મધુર અન્નનાં દાન આપ્યાં. વ્રતધરનારા નંદ અને સુનંદક આદિં ભાગ્યશાળી ગોવાળીઆઓ કેવળ પાણી પીને ઉપવાસ કરતાં સરસ્વતીને કાંઠે તે રાત્રિ રહ્યા. તે વનમાં બહુજ ભૂખ્યો થએલો કોઈ મોટો અજગર સર્પ અણધાર્યો આવીને સુતેલા નંદરાયને ગળવા લાગ્યો. સર્પે ગળવા માંડેલા તે નંદરાય બરકવા લાગ્યા કે હે 'કૃષ્ણ! હે કૃષ્ણ! આ મોટો સર્પ મને ગળી જાયછે માટે હે બાપ! હું કે જે શરણાગત છું તેને છોડાવો.' નંદરાયની ચીસો સાંભળી તુરત ઉઠેલા ગોવાળીઆઓ નંદરાયને ગળેલા જોઈ બળતાં લાકડાંઓથી અજગરને મારવા લાગ્યા. બળતાં લાકડાં વાગતાં પણ સર્પે જ્યારે નંદરાયને છોડ્યા નહિ ત્યારે યાદવોના પતિ ભગવાને આવીને તેને પોતાનો પગ અડાડ્યો. ભગવાનના સુંદર ચરણારવિંદના સ્પર્શથી જેનું પાપ મટી ગયું એવો એ સર્પ અજગરનું સ્વરૂપ છૂટી જતાં વિદ્યાધરોએ પૂજેલું સ્વરૂપ પામ્યો. સોનાની માળાવાળો, દીપતા શરીરવાળો અને માથું નમાવીને સામા ઉભેલા એ પુરૂષને ભગવાને પૂછ્યું કે—'તું કે જે ભારે શોભાથી પ્રકાશી રહ્યોછે અને અદ્ભુત દર્શનવાળો છે તે કોણ છે? અને કેવી રીતે પરવશ થઈને આ અજગરની નીચ યોનિને પામ્યો હતો?

સર્પ કેહેછે.—હું લક્ષ્મી અને રૂપની સંપત્તિથી પ્રખ્યાત સુદર્શન નામનો કોઈ વિદ્યાધર હતો તે વિમાનમાં બેશી દિશાઓમાં ફરતો હતો. રૂપના અભિમાનનેલીધે મેં અંગિરાના કુલના ઋષિઓ કે જેઓ કરૂપડા હતા તેઓની હાંસી કરી તેથી તેઓએ મારા પાપની જોગવાઇથીજ મને આ નીચ અવતાર આપ્યો હતો. હું ધારૂંછું કે એ દયાળુ બ્રાહ્મણોએ મારા ઉપર અનુગ્રહ કરવાસારૂજ શાપ આપ્યો હતો; કેમ કે પાપ મટી જતાં આપ પરમેશ્વરના ચરણનો મને સ્પર્શ મળ્યો. હે દુઃખનો નાશ કરનાર! હું કે જે શાપથી છૂટેલોછું તે પોતાના લોકમાં જવાને માટે, સંસારથી બીનેલા શરણાગતોના ભયને મટાડનારા આપની આજ્ઞા માગુંછું. હે મોટા યોગી! હે મહાપુરૂષ! હે સત્પુરૂષોના પતિ! હું આપને શરણે છું. હે સર્વ

* આ ચોત્રીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે નંદરાયને અજગરથી અને સુદર્શન વિદ્યાધરને બ્રાહ્મણોના શાપથી મુકાવ્યાની અને શંખચૂડને માર્યાની કથા કેહેવામાં આવશે.

૧ અનુગ્રહ કરવાના મિષથી કામદેવને દાસ કર્યાનું વર્ણન આપી હવે તેવીજ રીતે વિદ્યાધરને દાસ કર્યાનું વર્ણન આપેછે.

લોકના ઇશ્વરોના પણ ઇશ્વર ! મને આજ્ઞા આપો. હે અચ્યુત ! તમારૂં દર્શન મળતાં હું તુરતજ બ્રાહ્મણોના શાપથી છૂટો. જેનું નામ લેનારો પુરૂષ સઘળા સાંભળનારાઓને અને પોતાને પણ તુરત પવિત્ર કરેછે તે આપના ચરણનો સ્પર્શ મળવાથી હું પવિત્ર થાઉં તેમાં શુંજ કેહેવું ?

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાનની આજ્ઞા લઈ, પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરી સુદર્શન સ્વર્ગમાં ગયો અને નંદરાય કષ્ટમાંથી છૂટા. એ ભગવાનના વૈભવને જોઈ વિસ્મય પામેલા ગોવાળીઆઓ પછી એ સ્થળમાં પોતાનો નિયમ પૂરો કરી પ્રીતિથી તે વિષયનીજ વાતો કરતા કરતા પાછા વ્રજમાં ગયા. કોઈ સમયે અદ્‌ભુત પરાક્રમવાળા શ્રીકૃષ્ણ અને બલભદ્ર, એ બન્ને ભાઈઓ રાત્રિએ વ્રજાંગનાઓના મધ્યમાં વિહાર કરતા હતા. સ્નેહથી બંધાએલી સ્ત્રિયો સુંદર રીતે તેમનું ગાયન કરતી હતી. શરીરમાં શણગાર અને લેપન કર્યાં હતાં. માળાઓ પેહેરી હતી તથા નિર્મળ વસ્ત્રો ધર્યાં હતાં. પ્રદોષકાલ કે જેમાં ચંદ્રમા અને તારાઓ ઉગ્યા હતા, મલ્લિકાની સુગંધીથી ભ્રમરો મહોન્મત્ત થયા હતા અને કુમુદનો વાયુ વાતો હતો તેને માન દેવા સારૂ એકસામટી સ્વરમંડલોની મૂર્ચ્છના કરતાં એ બે ભાઇઓ સર્વ પ્રાણિઓના મનને અને કાનને પ્રિય લાગે એવું ગાયન કરતા હતા. હે રાજા ! તેઓનું ગાયન સાંભળી તેમાં આસક્તિ પામી ગએલી ગોપીઓને પોતાનાં વસ્ત્ર ખસી જવાનું અને કેશમાંથી માળા પડી જવાનું પણ જ્ઞાન રહ્યું ન હતું. એપ્રમાણે એ બે ભાઇઓ મનગમતી રીતે ક્રીડા કરતા હતા અને પ્રમત્તની પેઠે ગાતા હતા ત્યાં શંખચૂડ નામનો કુબેરજીનો અનુચર એક યક્ષ આવ્યો. હે રાજા ! એ બે ભાઇઓ જોતાં છતાં તેઓના સ્વામિત્વ નીચે રહેલી અને ચીસો પાડતી સ્ત્રિયોને તે યક્ષ નિર્ભય રીતે ઉત્તરદિશામાં હરીજવા લાગ્યો. પોતાની ગોપીઓને 'હે કૃષ્ણ ! અને હે બલભદ્ર !' એમ વાઘે પકડેલી ગાયોની પેઠે બરકતી જોઇ એ બે ભાઇઓ તે યક્ષની પછવાડે દોડ્યા. 'બીશો નહિ. બીશો નહિ' એમ અભય વચન બોલતા, વેગવાળા અને શાલનાં ઝાડ જેઓએ હાથમાં ઉપાડ્યાં હતાં એવા એ બે ભાઇઓ તુરત તે યક્ષને પોહોંચ્યા. કાળ અને મૃત્યુ સરખા એ બે આવ્યા તેઓને જોઈ ઉદ્વેગ પામેલો તે મૂઢ યક્ષ સ્ત્રિયોને છોડી દઇને જીવવાની ઈચ્છાથી ભાગો. તે યક્ષ દોડીને જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ભગવાન્ તેના માથાનો મણિ લઈ લેવાસારૂ પછવાડે દોડ્યા, અને બલભદ્ર સ્ત્રિયોની રક્ષા કરવાસારૂ ઉભા રહ્યા. ભગવાને તે દૂર ગયા છતાં પણ તુરતજ પોચી લઇને પોતાની મુઠીથીજ તે દુષ્ટના માથા શીખે ચૂડામણી લઈ લીધો. એપ્રમાણે સ્ત્રિયો જોતાં છતાં શંખચૂડને મારી નાખી તેનો કાંતિવાળો મણી લાવીને શ્રીકૃષ્ણ ભગવાને પ્રીતિથી મોટા ભાઇને આપ્યો.

**शंखचूडं निहत्यैवं मणिमादाय भास्वरम् । अग्रजायाऽददत् प्रीत्या पश्यंतीनां च योषिताम् ॥ ३२ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**गोप्यः कृष्णे वनं याते तमनुद्रुतचेतसः । कृष्णलीलाः प्रगायंत्यो निन्युर्दुःखेन वासरान् ॥**

શુકદેવજી કેહેછે.—રાત્રિઓમાં શ્રીકૃષ્ણે મનગમતી રીતે રમાડેલી ગોપીઓ, દિવસે

* આ પાંત્રીશમાં અધ્યાયમાં ભગવાન્ વનમાં પધારતાં ગોપીઓ યુગલગીત (બે બે શ્લોકના ભેળા અન્વયવાળું ગીત) ગાઇને માંડ માંડ દિવસો કહાડતી હતી એ કથા કેહેવામાં આવશે.

શ્રીકૃષ્ણ વનમાં જતાં તેમાંજ ચિત્ત લાગી રેહેવાનેલીધે તેમની લીલાઓનું ગાયન કરીને માંડ માંડ દિવસો કહાડતી હતી.

ગોપીઓ ગાયછે.—હે ગોપીઓ! ડાબા ખભા ઉપર ડાબો ગાલ રાખી ચંચલ ભ્રકુટીવાળા ભગવાન્ પોતાના અધરમાં રાખેલા વેણુને જ્યારે તેનાં સ્વરનાં છિદ્રો ઉપર કોમળ આંગળીઓ ફેરવીને વગાડેછે ત્યારે સિદ્ધલોકોની સ્ત્રિયો પોતાના પતિઓની સાથે છતાં પણ તે ગાયન સાંભળી વિસ્મય ઉપજતાં કામદેવનાં બાણથી પરવશ થઇને લજાઈ જતાં મોહ પામેછે અને તેઓને પોતાનાં વસ્ત્રો ખસી ગયાનું પણ ભાન રેહેતું નથી. હે સ્ત્રિયો! આ આશ્ચર્ય સાંભળો કે હાર જેવા ઉજ્વલ હાસ્યવાળા, પીડિત લોકોને સુખ આપનાર અને જેના વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી વીજળીની પેઠે ચંચલ છતાં પણ સ્થિર રેહેછે એવા ભગવાન્ જ્યારે વેણુ વગાડેછે ત્યારે તે વાજાંથી ચિત્ત હરાઈ જતાં ટોળેટોળાં બલદો, મૃગો અને ગાયો દૂરથીજ દાંતમાંજ કોળિયા રાખી મેલી અને કાન ઉંચા કરી જાણે ઉંઘી ગયાં હોય અને જાણે ચિત્રમાં આળખેલાં હોય એવાં થઈ જાયછે. હે સખિ! મોરપીંછ, ગુચ્છ, ધાતુ અને પાનડાંથી, ભેઠ બાંધી ઉભેલા મલ્લનું અનુકરણ કરનાર અને બલભદ્ર તથા ગોવાળીઆઓ સહિત શ્રીકૃષ્ણ જ્યારે વેણુ વગાડીને ગાયોને બોલાવેછે ત્યારે નદીઓ જાણે પવને આણેલી તેમનાં ચરણારવિંદની રજને ઇચ્છિતી હોય તેમ પોતાની ગતિને બંધ કરી દેછે પણ આપણી પેઠે તેઓ પણ થોડાં ભાગ્યવાળી હોવાનેલીધે તે રજને પામી શકતી નથી એટલે કેવળ પોતાના તરંગરૂપી હાથ પ્રેમથી હલાવ્યા કરેછે અને જળને થંભાવી રાખેછે. (ગોપીઓ પણ નેત્રનાં જળને થંભાવી રાખેછે.) નારાયણની પેઠે અવિચળ લક્ષ્મીવાળા અને ગોવાળીઆઓ તથા દેવાદિક પણ જેનાં પરાક્રમોને ગાયછે એવા ભગવાન્ જ્યારે વનમાં ફરતાં પર્વતોના તટોમાં ચરતી ગાયોને વેણુનાદથી બોલાવેછે ત્યારે ભારથી નમેલી શાખાઓવાળી વનની લતાઓ જાણે પોતાના હૃદયમાં પ્રકટ થએલા વિષ્ણુને સૂચવતી હોય તેમ પ્રેમથી પુષ્ટ થઇને ફૂલ-ફળથી સંપન્ન થતાં મકરંદની ધારાઓને વરસાવા લાગેછે અને તેઓના પતિ વૃક્ષોને પણ તેવોજ આનંદ થાયછે. (આ સઘળાં વિષ્ણુભક્તિનાં લક્ષણ છે.) વનમાળાઓમાં દિવ્ય ગંધવાળી તુલસીના મકરંદથી મત્ત થએલા ભ્રમરાઓના ઉંચા તથા અનુકૂલ ગાયનને માન આપતા અને સુંદરમાં શિરોમણિ ભગવાન્ જ્યારે વેણુનાદ કરેછે ત્યારે તળાવનાં સારસ, હંસ અને બીજાં પણ પક્ષીઓ તે સુંદર ગાયનથી ચિત્ત ખેંચાતાં પોતાના સ્થાનકમાંથી આવીને આંખો વીંચી તથા મૌન પકડી ભગવાનની પાસે બેસેછે!! હે ગોપીઓ! બલભદ્રસહિત, મોતીની માળાના આભૂષણથી વિલાસ પામેલા, પર્વતોની આસપાસ ફરતા, આનંદ પામેલા અને બીજાંને આનંદ પમાડતા ભગવાન્ જ્યારે વેણુના શબ્દથી જગતને પરિપૂર્ણ કરી મેલે છે ત્યારે મેઘ પણ તે મહાત્માના અપરાધથી ભય પામીને આગળ વધતો નથી અને મોટી ગર્જના કરતો નથી પણ ત્યાંજ સ્થિર રહીને વેણુના શબ્દની પછવાડે મંદ મંદ ગર્જના કરેછે અને જગતની પીડા હરવાનેલીધે પોતાના સરખા શ્રીકૃષ્ણની ઉપર છાયાથી છત્ર કરીને ઝીણાં ઝીણાં બિંદુરૂપ પુષ્પની વૃષ્ટિ કરેછે. હે યશોદા! તમારો અનેક પ્રકારની ગોવાળીઆઓની ક્રીડાઓમાં ચતુર પુત્ર જ્યારે પોતાના ઘોલાસરખા લાલ અધરમાં વેણુ રાખીને પોતેજ નવી ઉત્પન્ન કરેલી સ્વરની જાતિઓને પ્રકટ કરેછે ત્યારે ઇંદ્ર, સદાશિવ અને બ્રહ્મા આદિક દેવતાઓ તે ગાયનનો શબ્દ મંદ, મધ્યમ અને ઉંચા પ્રકારથી જે દિશામાંથી આવેછે તે દિશામાં પોતાની કોટ

અને ચિત્ત નમાવીને સાંભળતાં છતાં અને પોતે વિદ્વાન્ છતાં પણ તે ગાયનનો ભેદ નહિ સમજાયાથી મોહ પામી જાયછે. ધ્વજ, વજ્ર, કમળ, અને અંકુશનાં વિચિત્ર ચિન્હોવાળાં પોતાનાં ચરણરૂપ કમળપત્રથી વ્રજની, પૃથ્વીની અને પશુઓની ખરીઓ વાગવાની પીડાને શમાવતા અને હાથીસરખી ચાલવાળા ભગવાન્ જ્યારે વેણુનો નાદ કરતા ચાલેછે ત્યારે તેમનાં વિલાસ ભરેલાં જોવાનેલીધે કામદેવના વેગથી વ્યાપ્ત થએલી અને તેથી ઝાડના જેવી સ્થિતિને પામેલી અમોને મોહના બળથી વસ્ત્રનું કે કેશનું પણ ભાન રેહેતું નથી. મણિઓની માળાને ધરનાર, કોઈ સમયે તે મણીઓથી ગાયોને ગણતા અને પ્યારા ગંધવાળી તુલસીની માળાને પેહેરનાર ભગવાન્ પોતાના સ્નેહી અનુચરના ખભા ઉપર હાથ મેલીને જ્યારે ગાયછે ત્યારે વેણુના શબ્દથી જેઓનાં ચિત્ત હરાઈ જાયછે એવી કાળિયાર મૃગની સ્ત્રિયો, ગોપીઓની પેઠે ઘરની આશા છોડી દઇને અનેક ગુણના સમુદ્રરૂપ ભગવાનની પાસે જઈ તેમનેજ અનુસરેછે પણ પાછી વળતી નથી. હે યશોદા! ઉત્સવનેલીધે કુંદના ફુલની માળાને ધરનાર, ગોવાળીઆ તથા ગાયોના ધણથી વીંટાએલા અને સ્નેહીઓને આનંદ આપનાર તમારા પુત્ર નંદકુમાર જ્યારે યમુનાજીમાં વિહાર કરેછે ત્યારે પોતાના સ્પર્શથી ભગવાનને માન આપતો દક્ષિણનો મંદ પવન અનુકૂલ રીતે વાયછે. અને ગંધર્વાદિકનાં ટોળાં બંદિજનની પેઠે સ્તુતિ, વાજાં વગાડવાં, ગાયન અને ભેટ ધરવાથી તે ભગવાનનું સેવન કરવા મંડી જાયછે. ગોવર્દ્ધન પર્વતનું ધારણ કરવા આદિ કામોથી વ્રજ અને ગાયોનું રક્ષણ કરનાર, પરિશ્રમવાળી કાંતિથી પણ નેત્રોને આનંદ આપનાર, ખરીઓની રજથી ભરાઈ રહેલી માળાવાળા, ભક્તોના મનોરથોને પરિપૂર્ણ કરવાસારૂ દેવકીના ઉદરથી ઉત્પન્ન થએલા, વેણુનો નાદ કરતા અને અનુચરલોકો જેમની કીર્ત્તિને ગાયછે એવા આ શ્રીકૃષ્ણરૂપ ચંદ્રમા સાયંકાલે સઘળી ગાયોના ધણને વાળીને જ્યારે વ્રજમાં પધારેછે ત્યારે માર્ગમાં બ્રહ્માદિક પુરૂષો તેમના ચરણમાં પ્રણામ કરવા લાગેછે તેથી આવતાં કેટલીક વાર લાગેછે. કાંઈક મદથી ઘૂમતાં નેત્રવાળા, પોતાના સ્નેહીઓને માન આપનાર,[1] થોડાક પાકેલા બોરની પેઠે પાંડુ વર્ણના મુખવાળા, વનમાલાને ધરનાર, સોનાનાં કુંડલની શોભાથી કોમળ ગંડસ્થલને શોભાવનાર, હાથીના જેવી ચાલવાળા આ યાદવોના[1] પતિ ભગવાન્ સાયંકાલે હસતે મોહોડે જ્યારે વ્રજમાં પધારેછે ત્યારે ચંદ્રમાની પેઠે, આપણે કે જેઓ વ્રજમાં બાંધી રાખેલી ગાયો છિયે તેઓના દિવસમાં થએલા ભારે તાપને શમાવેછે. (આવા ભગવાનનો વિરહ આપણાથી શી રીતે ખમી શકાય?)

શુકદેવજી કેહેછે.—હે રાજા! આવી રીતે જેઓનું જીવિત અને મન ભગવાનમાંજ હતું એવી મહા ભાગ્યશાળી ગોપીઓ ભગવાનની લીલાઓનું ગાયન કરીને દિવસમાં પણ રાજી રેહેતી હતી. ૨૬

**एवं व्रजस्त्रियो राजन् कृष्णलीलानुगायतीः। रेमिरेऽहस्सु सच्चितास्तन्मनस्का महोदयाः॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો 'युगलगीत' એવા નામનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ तर्ह्यागतो गोष्ठमरिष्टो वृषभासुरः। महीं महाककुत्कायः कंपयन् खुरविक्षताम् ॥ १ ॥**

૧ ગર્ગાચાર્યનાં વચન પ્રસિદ્ધ થવા ઉપરથી અથવા ભગવાનને યથાર્થ રીતે જાણવાથી કેટલીએક ગોપીઓએ ભગવાનને યાદવોના પતિ અને નારાયણ કહ્યા છે અને કેટલીએક મુગ્ધાઓએ નારાયણ જેવા કહ્યા છે.

* ભગવાને અરિષ્ટાસુરને મારતાં નારદજીના

શુકદેવજી કેહેછે.– પછી બળદના રૂપને ધારણ કરનાર અરિષ્ટાસુર વ્રજમાં આવ્યો. એ દૈત્યની કાંઢ અને કાયા ભારે મોટાં હતાં. ખરીઓથી ખોદી નાખેલી ધરતીને ધ્રુજાવતો હતો. અત્યંત કઠોર રીતે 'ઉગૂંવાં' ના શબ્દ કરતો હતો. પગથી ધરતીને ઉખેડતો હતો. એનો કઠોર નાદ સાંભળી બીકનેલીધે ગાયોના અને મનુષ્યોના ગર્ભ અચાનક પડીજતા[1] હતા. એની કાંઢને પર્વત સમજીને વાદળાં તેના ઉપર બેસતાં હતા. હે રાજા ! તીક્ષ્ણ શીંગડાવાળા એ બળદરૂપી અરિષ્ટાસુરને જોઇને ગોપીઓ અને ગોવાળીઆઓને ત્રાસ થયો. ભય પામેલાં પશુઓ ગોકુલને છોડી દઇને ભાગવા લાગ્યાં. એ સઘળાં 'હે કૃષ્ણ ! હે કૃષ્ણ !' એમ બોલતાં ભગવાનની શરણે ગયાં. ભગવાને પણ ગોકુલને ભયથી ભાગતું જોઈ 'બીશો મા' એવાં વચનથી ધીરજ આપી અરિષ્ટાસુરને બોલાવ્યો કે–'હે મંદ ! હે મહાદુષ્ટ ! ગોવાળિયા અને પશુઓને બીવરાવવામાં શું ? તું જેવા દુષ્ટ અને દુરાત્માઓનાં બલ તથા ગર્વને હણનારો તો હું છું.' આ પ્રમાણે બોલતા, ખભા ઠોકતા અને હાથનાં તળાંના શબ્દથી અરિષ્ટાસુરને કોપ ઉત્પન્ન કરતા ભગવાન્ પોતાનો હાથ મિત્રના ખભા ઉપર લાંબો કરી ઉભા રહ્યા. એ પ્રમાણે કચવાવેલો, ખરીથી ધરતીને ઉખેડતો અને પૂછડું ઉપર જવાનેલીધે જેના શરીર ઉપરનાં વાદળાં ફરતાં હતાં એવો અરિષ્ટાસુર ક્રોધ કરીને ભગવાનની સાંમે દોડ્યો. જેની આંખ્યો લોહીજેવી લાલ અને અક્કડ હતી એવો એ દૈત્ય કટાક્ષથી આડું જોઈ તથા શીગડાં આગળ રાખી ઇંદ્રે મૂકેલા વજ્રની પેઠે તુરત ભગવાન્ ઉપર દોડ્યો. હાથી જેમ સામા હાથીને હઠાવે તેમ ભગવાને તેનાં શીંગડાં ઝાલીને તેને અઢાર પગલાં પાછળ હઠાડ્યો. ભગવાને હઠાવીને પછાડેલો તે દૈત્ય કે જેના સર્વ અંગમાં પરસેવો વળ્યો હતો, હાંફતો હતો અને ક્રોધથી વ્યાપ્ત થયો હતો તે તુરત પાછો ઉઠીને ભગવાન ઉપર આવ્યો. આવતા તે દૈત્યનાં શીંગડાં પકડી તેને ધરતી પર પછાડી પગથી દબાવીને ભગવાને ભીના લુગડાની પેઠે નીચોવ્યો અને શીગડું કહાડી લઈ તેથીજ તેને માર્યો એટલે તે મરીજવા પડ્યો. લોહી નાખતો, મૂત્ર તથા વિષ્ટા કરતો, પગ પછાડતો અને જેની આંખ્યો ઠેકાણે રહી નહિ એવો તે દૈત્ય ઘણું કષ્ટ પામીને મરી ગયો. દેવતાઓ ભગવાનને ફૂલથી વધાવવા લાગ્યા અને સ્તુતિ કરવા લાગ્યા. એ પ્રમાણે બળદને મારી, ગોવાળિયાઓ જેની સ્તુતિ કરતા હતા એવા અને ગોપીઓનાં નેત્રોને ઉત્સવરૂપ ભગવાન્ બલભદ્રસહિત વ્રજમાં પધાર્યા. અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણે અરિષ્ટાસુરને મારતાં દેવસરખા જ્ઞાનવાળા નારદજીએ કંસને કહ્યું કે–'જે કન્યા હતી તે યશોદાની દીકરી હતી. કૃષ્ણ દેવકીનો પુત્ર છે અને બલભદ્ર રોહિણીનો પુત્ર છે. એ બે પોતાના પુત્રોને વસુદેવે તારી બીકથી પોતાના મિત્ર નંદને આપેલા છે કે જેઓએ તારા અનુચરોને માર્યા.' એ વાત સાંભળી કોપનેલીધે જેની ઇંદ્રિયો ચલાયમાન થઈ ગઈ એવા કંસે વસુદેવને મારી નાખવાસારૂ સજાવેલી તરવાર ઉપાડી. ત્યાં 'વસુદેવને મારી નાખીશ તો તેના પુત્રો ભાગીજશે માટે વસુદેવને હમણાં મારવો નહિ !' એવો વિચાર કહીને નારદજીએ કંસને વાર્યો. પછી વસુદેવના પુત્રોને પોતાનાં મૃત્યુરૂપ જાણી વસુદેવને અને દેવકીને કંસે લોઢાંની બેડીઓથી બાંધી લીધા. નારદજી ગયા

વચનથી એ શ્રીકૃષ્ણ અને બલભદ્રને વસુદેવના દીકરા જાણી કંસે અક્રૂરને આજ્ઞા કરી, એ કથા કેહેવામાં આવશે. ૧ ચોથા મહિનાસુધી ગર્ભનો સ્રાવ કેહેવાય, પાંચમા અને છઠ્ઠા મહિનામાં ગર્ભનો પાત કેહેવાય અને તે પછી પ્રસવ કેહેવાય એવો વિભાગ છે.

પછી કંસે કેશી દૈત્યને બોલાવી 'તારે બલભદ્રને અને કૃષ્ણને મારવા' એવી ભલામણ આપી ગોકુળ ઉપર મોકલ્યો. પછી મુષ્ટિક, ચાણુર, શલ અને તોશલ આદિ મલ્લોને, મંત્રિઓને અને હાથીઓના રક્ષકોને બોલાવી કંસે કહ્યું કે–'હે વીરલોકો! હે ચાણુર! હે મુષ્ટિક! મારું વચન સાંભળો. વસુદેવના પુત્ર બલભદ્ર અને કૃષ્ણ નંદરાયના વ્રજમાં રેહેછે. તેઓના હાથથી મારૂં મરણ થવાનું દેવતાઓએ કહેલું છે. માટે એ બે જણ અહીં આવે એટલે તમારે મલ્લયુદ્ધમાં તેઓને મારીનાખવા. મલ્લના અખાડાને ફરતા અનેક પ્રકારના બેસવાના મંચ તૈયાર કરાવો. સઘળા નગરના અને દેશના લોકોને એ યથેષ્ટ યુદ્ધ જોવાની છૂટ આપવી. હે મહામાત્ર! (હાથીના માહાવદ!) તારે અખાડાના દ્વારમાં આપણો કુવલયાપીડ હાથી રાખવો અને તેની પાસે મારા શત્રુને મરાવી નાખવા. ચઉદશને દિવસે વિધિપ્રમાણે ધનુર્યાગ (ધનુષના યજ્ઞ) નો આરંભ કરવો. વર આપનારા ભૂતનાથના ઉદ્દેશથી પવિત્ર પશુઓને કાપવાં.' પોતાના સ્વાર્થનાજ સિદ્ધાંતને જાણનાર કંસે મલ્લાદિકને એ પ્રમાણે આજ્ઞા કરી પછી યાદવોમાં ઉત્તમ અક્રૂરજીને બોલાવી તેમનો હાથ પોતાના હાથથી ઝાલી કહ્યું કે–'હે અક્રૂર! તમે મારે માટે મિત્રે કરવાનું કામ કરો. ભોજ અને વૃષ્ણિકુલના યાદવોમાં મારો તમજેવો સ્નેહી અને આદરવાળો બીજો કોઈ નથી એટલામાટે હે ભલા માણસ! જેમ વિષ્ણુનો આશ્રય લઈ ઇંદ્રે સ્વાર્થ મેળવ્યો છે તેમ સ્વાર્થ મેળવવાનેમાટે તમે કે જે મોટા કામના સાધનરૂપ છો તેમનો હું આશ્રય લઉંછું. નંદના વ્રજમાં જાઓ અને ત્યાં બે વસુદેવના દીકરા રહેછે તેઓને આ રથમાં બેસાડીને તુરત અહીં તેડી આવો. વિષ્ણુના આશ્રયવાળા દેવતાઓએ એ બે જણના હાથથી મારૂં મરણ ઠરાવ્યું છે માટે એ બે જણને નંદાદિક ગોવાળિયાઓની સાથે અહીં લાવો. મારેમાટે ભેટ લાવવાનું પણ ગોવાળિયાઓને કેહેજો. એ બે જણ અહીં આવશે એટલે કાળજેવા હાથીની પાસે તેઓને મરાવી નાખીશ અને એમાંથી જો છૂટશે તો પછી વીજળીના અગ્નિ જેવા મલ્લોની પાસે મરાવી નાખીશ. એ બેને મારી નાખ્યા પછી બહુજ સંતાપ પામેલા વસુદેવ આદિ તેના સંબંધીઓને અને બીજા પણ (મારાથી વિરૂદ્ધ ચાલનારા) વૃષ્ણિ, ભોજ અને દશાર્હ કુળના યાદવોને મારી નાખીશ. વૃદ્ધ છતાં રાજ્યની ઇચ્છા રાખનારા મારા બાપ ઉગ્રસેનને, તેના ભાઈ દેવકને અને બીજા પણ જે મારા શત્રુઓ છે તેઓને હું મારી નાખીશ. પછી હે મિત્ર! આ પૃથ્વી નિષ્કંટક થઈ રેહેશે. જરાસંધ મારો સસરો છે. દ્વિવિદ વાનરો મારો પ્યારો સખા છે. શંબરાસુર, નરકાસુર અને બાણાસુર મારી સાથેજ સ્નેહ રાખેછે. એઓની સહાયતાથી હું દેવતાઓના પક્ષના રાજાઓને મારી નાખીને પૃથ્વીનું રાજ્ય કરીશ. આ હેતુ જાણીને એ બાલક બલભદ્ર અને કૃષ્ણને ધનુષનો યજ્ઞ જોવાના અને મથુરાની શોભા જોવાના બહાનાથી તુરત અહીં તેડી આવો.'

અક્રૂરજી કેહેછે.– હે રાજા! તમારો વિચાર સારો છે અને તે તમારા મરણને મટાડે એવો છે તોપણ આવડો બધો અભિનિવેશ નહિ રાખતાં કામની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમભાવે રેહેવું જોઇએ; કેમ કે ફળ આપવું એ દૈવના હાથમાં છે. જેઓને દૈવ તોડી નાખનાર હોય એવા મનોરથોને પણ લોકો ભારે અભિનિવેશથી કરેછે અને એમ કરવાથી હર્ષ અને શોકની પ્રાપ્તિ થાયછે તોપણ હું તમારી આજ્ઞા પ્રમાણે કરીશ.

શુકદેવજી કેહેછે.– એ પ્રમાણે અક્રૂરજીને આજ્ઞા કરી અને મંત્રિઓનું વિસર્જન કરી કંસ પોતાના ઘરમાં પેઠો અને અક્રૂરજી પોતાને ઘેર ગયા. ૪૦

एवमादिश्य चाक्रूरं मंत्रिणश्च विसृज्य सः । प्रविवेश गृहं कंसस्तथाऽक्रूरः स्वमालयम् ॥

इति श्रीमન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

केशी तु कंसप्रहितः खुरैर्महीं महाहयो निर्जरयन् मनोजवः । सटावधूताभ्रविमानसंकुलं कुर्वन्नभो हेषितभीषिताखिलः ॥१॥

શુકદેવજી કેહેછે.—પછી કંસે મોકલેલો કેશી દૈત્ય મોટા ઘોડાનું રૂપ ધરીને ગોકુલમાં આવ્યો. મનના સરખા વેગવાળો એ દૈત્ય ખરીઓથી ધરતીને ચીરી નાખતો હતો, આકાશને કેશવાળીથી ચારેકોર ફેંકી નાખેલાં વાદળાંથી અને વિમાનોથી સંકીર્ણ કરી મેલતો હતો અને પોતાના હણહણાટથી સર્વને બીવરાવતો હતો. કઠોર હણહણાટથી ગોકુલને ત્રાસ આપનાર, પૂછડાંના વાળોથી વાદળાંઓને ઘુમાવનાર, અને યુદ્ધનેમાટે પોતાને શોધતા આવતા એ દૈત્યને ભગવાને આગળ થઇને પોતાની પાસે બોલાવ્યો. અને તે ભગવાનનું વચન સાંભળીને તેણે સિંહની પેઠે ગર્જના કરી. ભગવાનને જોઈ તે ઘોડો કે જે ભયંકર વેગવાળો, પરાભવ કરવાને અશક્ય અને બીજાનો માર્યો મરે નહિ એવો હતો તે જાણે આકાશને પી જતો હોય તેમ મોઢું ફાડીને ભગવાનની સામો ગયો, અને પાછલા બે પગની ભગવાનને પાટુ મારી. ભગવાને તે પ્રહાર પોતાને વાગવા નહિ દેતાં ક્રોધથી તેના પગ ઝાલી લઈ આકાશમાં ફેરવીને લીલામાત્રમાં સો ધનુષને છેટે ફેંકી નાખ્યો અને પછી સર્પને ફેંકીને જેમ ગરૂડજી ઉભા રહે તેમ ઉભારહ્યા. પછી ભાન આવતાં તે કેશી દૈત્ય પાછો ઉઠી ક્રોધથી મોઢું ફાડીને તુરત ભગવાન્ ઉપર આવ્યો. ભગવાને પણ હસતાં હસતાં જેમ સર્પને દરમાં ઘાલે તેમ પોતાના ડાબા હાથને તેના મોઢામાં ઘાલી દીધો. જેમ તપાવેલા લોઢાને અડવાથી પડીજાય તેમ ભગવાનના હાથને અડવાથી તેના દાંત પડી ગયા અને તેના દેહમાં ગએલો ભગવાનનો હાથ, જેમ ઔષધાદિક ઉપચાર નહિ કરવાથી જલોદર વધે તેમ વધ્યો. પછી વૃદ્ધિ પામેલા ભગવાનના હાથથી શ્વાસ રોકાઈ જતાં તેને પસીનો વળી ગયો, પગ પછાડવા લાગ્યો, આંખ્યો ફાટી ગઈ, લીંડાં કરવા માંડ્યાં અને પ્રાણ નીકળી જતાં ધરતી પર પડ્યો. પ્રાણરહિત થએલા કાકડી સરખા તેના દેહમાંથી ભગવાને કાંઈ પણ ગર્વ નહિ કરતાં પોતાનો હાથ કાહાડી લીધો. વિસ્મય પામેલા દેવતાઓ, જેણે વગર પરિશ્રમે શત્રુને મારી નાખ્યો એવા ભગવાન ઉપર ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા અને સ્તુતિ કરી. હે રાજા! પછી વૈષ્ણવોમાં ઉત્તમ નારદજીએ એ મોટાં કામ કરનારા ભગવાનને મળી, નીચે પ્રમાણે એકાંતમાં કહ્યું.

નારદજી કેહેછે.—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા! હે યોગેશ્વર! હે જગતના ઇશ્વર! હે વાસુદેવ! હે સર્વના નિવાસરૂપ! હે યાદવોમાં ઉત્તમ! હે પ્રભુ! સર્વ પદાર્થોના આત્મા તમે એકજ છો. લાકડાંઓમાં અગ્નિની પેઠે સર્વમાં ગૂઢરૂપે રહ્યા છો. બુદ્ધિના પણ સાક્ષી છો. અલ્પ મતિવાળા પુરૂષો તમને જાણતા નથી. સર્વ જીવના ઇશ્વર તમેજ છો. તમે પૂર્વે કોઈ બીજાં સાધનોની અપેક્ષા નહિ રાખતાંજ સ્વતંત્ર રીતે પોતામાંથી માયાવડે ગુણોને ઉત્પન્ન કર્યાછે અને સત્ય સંકલ્પવાળા ઇશ્વર આપ તેજ ગુણોથી આ જગતને સર્જોછો, પાળોછો અને પ્રલય કરોછો. તે આપ હમણાં રાજાઓના રૂપથી

---

* આ સાડત્રીશમા અધ્યાયમાં ભગવાને કેશી દૈત્યને મારતાં ભવિષ્ય કાળના કર્મો કહીને નારદજીએ તેમની સ્તુતિ કરી અને તે પછી ભગવાને ક્રીડા કરતાં વ્યોમાસુરને માર્યો, એ કથા કેહેવામાં આવશે.

અવતરેલા દૈત્ય, પ્રમથ અને રાક્ષસોનો વિનાશ કરવામાટે અને ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરવામાટે અવતર્યા છો. આ ઘોડાના રૂપવાળો દૈત્ય કે જેનાં શબ્દથી ત્રાસ પામીને દેવતાઓ સ્વર્ગને છોડી દેતા હતા તેને આપે લીલામાત્રથી માર્યો એ ઘણું સારૂં કર્યું. હવે આવતે પરમ દાહાડે આપ ચાણૂર, મુષ્ટિક, બીજા મલ્લો, હાથી અને કંસને મારશો તે હું જોઇશ. તે પછી હે જગતના પતિ! તમે પંચજન; કાળયવન, મુર અને નરકાસુરને મારશો; પારિજાતનું હરણ કરી આવશો; ઈંદ્રનો પરાજય કરશો; પરાક્રમરૂપી મૂલ્યાદિક આપીને રાજાઓની કન્યાઓને પરણશો; દ્વારકામાં નૃગ રાજાને તેના પાપથી છોડાવશો; જાંબવતીની સાથે સ્યમંતકમણિને લાવશો; બ્રાહ્મણના મરીગએલા પુત્રને મહાકાળના પુરમાંથી પાછો જીવતો લાવી આપશો; મિથ્યા વાસુદેવને મારશો; કાશી પુરીને બાળશો; દંતવક્ત્રને મારશો; રાજસૂય યજ્ઞમાં શિશુપાળને મારશો અને એવાં બીજાં પણ પૃથ્વીમાં કવિઓએ ગાવાયોગ્ય જે જે પરાક્રમ દ્વારકામાં રહીને આપ કરશો તે હું જોઇશ. પછી કાળરૂપ અને આ પૃથ્વીના ભારને ઉતારવાની ઈચ્છા રાખનાર આપ અર્જુનના સારથિ થઇને અક્ષૌહિણીઓનો નાશ કરાવશો તે પણ હું જોઇશ. આપ કે જે શુદ્ધ જ્ઞાનરૂપ, સ્વરૂપની સારી સ્થિતિથીજ સઘળી રીતે પૂર્ણકામ અને પોતાની ચૈતન્યશક્તિનેલીધે જેમાં માયાના કાર્યરૂપ સંસારનો પ્રવાહ નિરંતર નિવૃત્તિ પામેલોજ છે એવા છો તેમને શરણ આવેલા છિયે. ઇશ્વર, સ્વતંત્ર, પોતાની માયાથી સર્વ પ્રકારના વિશેષોની કલ્પના કરનાર, હમણાં ક્રીડાનેમાટે મનુષ્યદેહનું ગ્રહણ કરનાર અને યદુ, વૃષ્ણિ તથા સાત્વતોના અગ્રણી આપને પ્રણામ કરૂંછું.

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે યાદવોના પતિ ભગવાનને પ્રણામ કરી, આજ્ઞા લઈ તેમના દર્શનથી રાજી થએલા મહાવૈષ્ણવ નારદજી ત્યાંથી ગયા. વ્રજને સુખ આપનારા ભગવાન્ શ્રીકૃષ્ણ પણ યુદ્ધમાં કેશી દૈત્યને મારીને, રાજી થએલા ગોવાળીયાઓની સાથે પશુઓનું પાલન કરવા લાગ્યા. એક દિવસે[1] પર્વતનાં શિખરો ઉપર પશુઓને ચારતા ગોવાળીયાઓ ચોર અને ઘેટાઓના પાલક થઇને છુપાઈ જવાની રમતો કરતા હતા. ગોવાળિયાઓમાં કેટલાએક ચોર થયા હતા, કેટલાએક પાલક થયા હતા અને કેટલાએક ઘેટા થયા હતા. ગોવાળિયાઓએ એવી રીતે ભય રહિત થઇને રમત માંડી હતી ત્યાં મોટી માયાવાળો અને ગોવાળિઆનો વેષ ધરી આવેલો મયદાનવનો પુત્ર વ્યોમાસુર ઘણીખરી વાર ચોર થઇને, ઘેટારૂપ થએલા ઘણા ગોવાળિયાઓને હરી ગયો અને એક એકને હરી જઈ પર્વતની ગુફામાં નાખીને તે ગુફાના દ્વારને શિલાથી બંધ કરી દેતો હતો. એમ કરતાં ચાર પાંચ ગોવાળિયાજ અવશેષ રહ્યા. સત્પુરૂષોને આશ્રય આપનાર ભગવાને તેનું એ કામ જાણીને, સિંહ જેમ નાહારને પકડે તેમ ગોવાળિયાઓને લઈ જતા એ દૈત્યને બલાત્કારથી પકડ્યો. પકડવાથી આતુર થએલા એ બલવાન્ દૈત્યે મોટા પર્વત જેવડું પોતાનું રૂપ ધરીને પોતાના શરીરને છોડાવવા માંડ્યું પણ છોડાવી શક્યો નહિ. ભગવાને તેને બે હાથથી પકડી ધરતી પર પાડીને, આકાશમાં દેવતાઓ જોઈ રહ્યા એવી રીતે, પશુને જેમ મારે તેમ મારી નાખ્યો. ગુફાના ઢાંકણાંને તોડી નાખી ગોવાળિયાઓને દુઃખમાંથી કહાડ્યા. પછી દેવતા અને ગોવાળિયાઓ જેની સ્તુતિ કરવા લાગ્યા એવા ભગવાન્ પોતાના ગોકુલમાં પધાર્યા.

---

૧ વ્યોમાસુરનો વધ જોકે પેહેલાંજ ભગવાને કરયોછે તોપણ વેષધારીઓના વધના પ્રસંગનેલીધે શુકદેવજીએ તેનું અહીં વર્ણન આપ્યુંછે.

गुहापिधानं निर्भिद्य गोपान्निः सार्य कृच्छ्रतः । स्तूयमानः सुरैर्गोपैः प्रविवेश स्वगोकुलम् ॥ ३३ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

अक्रूरोपि च तां रात्रिं मधुपुर्यां महामतिः । उषित्वा रथमास्थाय प्रययौ नंदगोकुलम् ॥

શુકદેવજી કેહેછે.—મોટી બુદ્ધિવાળા અક્રૂરજી પણ તે રાત્રિ મથુરામાં રહીને બીજે દહાડે રથમાં બેસી નંદરાયના ગોકુલમાં જવા નીકળ્યા. માર્ગમાં ચાલતાં શ્રીકૃષ્ણ ભગવાનમાં જેને પરમ ભક્તિ ઉત્પન્ન થઈ એવા અક્રૂરજી નીચેપ્રમાણે વિચાર કરવા લાગ્યા.

અક્રૂરજી વિચાર કરેછે.— મેં ક્યું કલ્યાણ કર્યું હશે? ક્યું મોટું તપ કર્યું હશે? અને પાત્રને કયું દાન આપ્યું હશે કે જેના પ્રભાવથી આજ મને ભગવાનનું દર્શન થશે. જેમ શૂદ્રજાતિના માણસને વેદનું ઉચ્ચારણ દુર્લભ છે તેમ હું કે જે વિષયોમાં આસક્ત છું તેને ભગવાનનું દર્શન પણ દુર્લભ છે એમ માનુંછું. અથવા એમ નહિ. હું અધમ છતાં પણ મને ભગવાનનું દર્શન મળશેજ. જેમ નદીમાં તણાતા જતા ખડઆદિ પદાર્થોમાં કોઈ પદાર્થ કોઈ સમયે કાંઠે આવેછે તેમ કર્મનેલીધે કાળરૂપ નદીમાં તણાતા જતા જીવોમાં પણ કોઈ જીવ તરીને પાર પામે એ વાત સંભવેછે. મારી આ પ્રવૃત્તિથીજ મારૂં સઘળું પાપ નાશ પામ્યું અને જન્મ સફળ થયો જણાયછે કે જેથી યોગીઓએ ધ્યાન કરવા યોગ્ય ભગવચ્ચરણારવિંદને હું પ્રણામ કરીશ. અહો! કંસે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો; કેમ કે તેણે મોકલેલો હું પૃથ્વીમાં અવતરેલા પરમેશ્વરના ચરણારવિંદનું દર્શન કરીશ કે જે ચરણારવિંદના નખમંડલની કાંતિથી પૂર્વેના મહાત્મા લોકો આ અપાર સંસારરૂપી અંધારાને તરી ગયાછે. બ્રહ્મા અને સદાશિવ આદિ દેવતાઓએ, લક્ષ્મી દેવીએ અને ભક્તજનસહિત મુનિઓએ પૂજેલું અર્થાત્ પરમ ઐશ્વર્ય, પરમ સૌભાગ્ય અને પરમ પુરૂષાર્થરૂપ એ ચરણારવિંદ કૃપાળુપણાથી અનુચરોની સાથે ગાયોને ચારવામાટે વનમાં ફરેછે અને વળી એ માત્ર પ્રેમથીજ સુલભ છે; કેમકે ગોપીઓનાં પણ સ્તનઉપરનાં કેસરથી રંગાએલું છે. હસીને જોનાર, રાતાં કમળ સરખાં નેત્રવાળું, વાંકા કેશોથી વીંટાએલું અને જેમાં કપોલ તથા નાસિકા સુંદર છે એવું ભગવાનનું મુખારવિંદ હું અવશ્ય દેખીશ; કેમ કે આ હરણો મને જમણાં ઉતરેછે. પૃથ્વીનો ભાર ઉતારવાનેમાટે પોતાની ઇચ્છાથી મનુષ્યરૂપે અવતરેલા વિષ્ણુના સુશોભિત સ્વરૂપનું મને આજ દર્શન થશે? અને જો તે દર્શન થાય તો અનાયાસે મારાં નેત્રનું સાફલ્ય નહિ થાય એમ નહિ. પોતાની[1] દૃષ્ટિથીજ કાર્યો તથા કારણોના કર્ત્તા છતાં પણ અહંકાર રહિત જે ઈશ્વર, પોતાના નિત્યસ્વરૂપના સાક્ષાત્કારનેલીધે અજ્ઞાન, ભેદ અને ભ્રમથી રહિત છે તોપણ પોતાનેજ આધિન રેહેનારી માયાએ પોતાનીજ દૃષ્ટિના પ્રભાવથી પ્રાણ, ઇંદ્રિયો અને બુદ્ધિની સાથે પોતામાંજ રચેલા જીવોને, જાણે વૃંદાવનના વૃક્ષોમાં અને ગોપીઓના ઘરોમાં લીલાથી કર્મ કરતા હોય અને આસક્ત થઈ ગયા

---

* આ આડત્રીશમા અધ્યાયમાં અક્રૂરજી માર્ગમાં જેવો વિચાર કરીને ગોકુલમાં ગયા તે પ્રમાણેજ શ્રીકૃષ્ણ અને બલભદ્રે તેમને પોતાને ઘેર તેડી જઈને તેમનો સારી રીતે સત્કાર કર્યો એ કથા કેહેવામાં આવશે.

૧ 'આપણની પેઠેજ સ્થલે સ્થલે કર્ત્તા અને ભોક્તાપણા આદિધર્મો જેમાં દેખાય છે તે શ્રીકૃષ્ણને વિષ્ણુ શી રીતે ગણાય' એ આશંકાને પોતાના વિચારથી મટાડતાં, 'તેમને હું દેખીશ' એવો મનોરથ કરેછે.

હોય એવા જણાય છે; જે[1] ઈશ્વરનાં સર્વ લોકોનાં પાપોને ટાળનાર અને મહામંગલરૂપ ગુણ, જન્મ અને કર્મોના વર્ણનવાળી વાણી જગતને જીવાડેછે, શોભા આપેછે અને પવિત્ર કરેછે અને તેવા વર્ણન વગરની વાણી સારી રીતના અલંકારવાળી છતાં પણ વસ્ત્રાદિકથી શણગારેલા શબ જેવી માનેલી છે; પોતે કરેલી વર્ણાશ્રમની મર્યાદાઓને પાળનારા લોકપાલોને સુખ આપવા સારૂ યાદવોના વંશમાં અવતરેલા અને દેવતાઓ જેનું ગાયન કરેછે એવા સર્વ મંગલરૂપ યશને વિસ્તારતા તે ઈશ્વર વ્રજમાં રહેછે. મહાત્માઓના ગુરૂ અને ગતિરૂપ તે ઈશ્વર કે જે ત્રૈલોક્યમાં સર્વોત્તમ, લક્ષ્મીના પ્રિય સ્થાનકરૂપ અને નેત્રવાળાઓને મોટા ઉત્સવરૂપ શરીરને ધરી રહ્યા છે તેમને હું આજ દેખીશ; કેમ કે પ્રાતઃકાલમાં મને સારાં શકુન થયાં છે. દર્શન થતાં તુરતજ રથમાંથી ઉતરીને એ મુખ્ય પુરૂષ શ્રીકૃષ્ણ અને બલભદ્રના ચરણ કે જેઓનું યોગીઓ પણ સ્વરૂપની પ્રાપ્તિનેમાટે કેવળ બુદ્ધિથીજ ધ્યાન કરેછે તેઓમાં હું સાક્ષાત્ પ્રણામ કરીશ અને એમની સાથે જે તેઓના મિત્ર ગોવાળીઆઓ હશે તેઓને પણ પ્રણામ કરીશ. હું એમના ચરણના મૂળમાં પડીશ તે સમયે શ્રીકૃષ્ણ ભગવાન્, પોતાનું હસ્તકમલ કે જે કાલરૂપી સર્પે બીહીવડાવેલા અને શરણને ઇચ્છનારા મનુષ્યોને અભય દેનાર છે તેને મારા મસ્તક ઉપર ધરશે? ઇંદ્ર અને બલિરાજા જે હસ્તકમલમાં પૂજનરૂપ દાન આપીને ત્રણ લોકના સ્વામીપણાને પામેલા છે અને સૌગંધિક નામના કમળજેવી સુગંધિવાળા જે હસ્તકમલે રાસક્રીડાના સમયમાં પોતાના સ્પર્શથી વ્રજાંગનાઓનો પરિશ્રમ ટાળ્યો હતો. હું જોકે કંસનો મોકલેલો દૂત છું તોપણ ભગવાન્ મને 'આ શત્રુનો છે' એમ ગણશેજ નહિ કેમ કે એ પોતે સર્વજ્ઞ અને અંતર્યામી હોવાનેલીધે પોતાના નિત્યજ્ઞાનથી મારા મનની અને બહારની ચેષ્ટાને જાણેછે. હું બહારથી કંસને અનુસરૂંછું અને અંદરથી ભગવાનને અનુસરૂંછું એ સઘળું ભગવાન્ જાણેછે. હું એમના ચરણની પાસે સાવધાનપણાથી હાથ જોડી ઉભો રહી ત્યારે હસીને કોમળ દૃષ્ટિથી ભગવાન્ મારી સામું જોશે તો તે સમયે તુરતજ સર્વ પાપથી અને શંકાથી મુક્ત થઈને હું ભારે આનંદ પામીશ. હું કે જેનો ભગવાન્ વિના બીજો કોઈ ઇષ્ટદેવ નથી અને વળી તેમનો બહુજ સ્નેહી પિત્રાઈ છું તેનું એ ભગવાન્ પોતાના મોટા હાથથી જ્યારે આલિંગન કરશે ત્યારેજ મારો દેહ અત્યંત પવિત્ર થશે અને આ દેહમાંથી કર્મબંધન પોચું પડીજશે. હું પ્રણામ કરી હાથ જોડી ઉભો રહીશ ત્યારે મને આલિંગન આપીને મોટી કીર્ત્તિવાળા ભગવાન્ જ્યારે 'હે અક્રૂર! હે કાકા!' એમ કહી બોલાવશે ત્યારેજ મારો જન્મ સફળ થશે. ભગવાન્ જેનો અનાદર કરે તેના જન્મને ધિક્કાર છે. જોકે તે શ્રીકૃષ્ણને પ્રિય, અપ્રિય, હિતકારી, દ્વેષનું પાત્ર કે ઉપેક્ષાનું પાત્ર કોઈ પણ નથી તોપણ આશ્રય લેનારાઓને પુરૂષાર્થ આપનાર એ ભગવાન્ કલ્પવૃક્ષની પેઠે ભજનારાઓને ભજેછે. હું જ્યારે પ્રણામ કરી હાથ જોડીશ ત્યારે મારા હાથ ઝાલીલેતાં હાસ્યપૂર્વક આલિંગન કરી ઘરમાં તેડી જઈ સઘળા સત્કાર આપીને મોટા ભાઈ બલભદ્ર પોતાના બંધુઓવિષે કંસે ચલાવેલી વર્ત્તણુકવિષે મને પૂછશે?

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે માર્ગમાં ભગવાનનું ચિંતન કરતા જતા અક્રૂરજી રથથી ગોકુલમાં આવ્યા ત્યાં સૂર્ય અસ્તાચલમાં ગયો. (આથમી ગયો.) ભગવાન્ કે જેમનાં ચરણારવિંદની પવિત્ર રજને સઘળા

૧ ઇશ્વર સર્વ પ્રકારે અહંકારાદિકથી રહિત છતાં પણ પોતે લોકોપર અનુગ્રહ કરવાસારૂ લીલા કરેછે, એમ કેહેછે.

લોકપાલો પોતાના મુકુટોપર ધરેછે તેમનાં કમળ, યવ અને અંકુશ આદિની રેખાઓ ઉપરથી ઓળખાઈ આવતાં પગલાં કે જેઓ પૃથ્વી ઉપર જાણે પૃથ્વીના શણગારજ હોય એવી રીતે ઉઠી રહ્યાં હતાં તેઓને અક્રૂરજીએ દીઠાં. એ પગલાંનાં દર્શનના આનંદથી અક્રૂરજીને ભારે સંભ્રમ વધ્યો; પ્રેમથી રૂવાડાં ઉભાં થઈ ગયાં; અને આંખ્યો આંસુનાં ટીપાંઓથી વ્યાકુલ થઈ ગઈ. અહો! આ પ્રભુના ચરણની રજ દુર્લભ છે એમ ધારીને રથમાંથી હેઠા ઉતરી અક્રૂરજી તેઓમાં લોટી પડ્યા. અક્રૂરજીને કંસના સંદેશાથી માંડીને ભગવાનનાં દર્શન અને શ્રવણાદિકવિષેનો જે પુરૂષાર્થ વર્ણન કરવામાં આવ્યો તે પુરૂષાર્થ જો બીજા મનુષ્યોથી પણ દંભ, ભય અને શોકને છોડી દેતાં કરી શકાય તો પછી એથી ઉપરાંત મનુષ્યજન્મ આવ્યાનું બીજું કશું ફળ નથી. શ્રીકૃષ્ણ અને બલભદ્ર વ્રજમાં ગાયો દોહોવાના સ્થાનકમાં ગયા હતા ત્યાં તેઓને અક્રૂરજીએ દીઠા. શ્રીકૃષ્ણે પીળાં વસ્ત્ર પેહેર્યાં હતાં અને બલભદ્રે શ્યામ વસ્ત્ર પેહેર્યાં હતાં. બન્નેની આંખ્યો શરદ્ ઋતુના કમળસરખી હતી. એકનો વર્ણ શ્યામ હતો અને બીજાનો શ્વેત હતો. અવસ્થા કિશોર હતી. હાથ મોટા હતા. બન્ને લક્ષ્મીના નિવાસરૂપ હતા. મુખ સુંદર હતાં. ચાલ નાહાના હાથીના જેવી હતી. કાન્તિ સર્વોત્તમ હતી. એ બન્ને મહાત્મા ધ્વજ, વજ્ર, અંકુશ અને કમળની રેખાના ચિન્હવાળા ચરણથી વ્રજને શોભા આપતા હતા. દયાપૂર્વક હસીને જોતા હતા. ઉદાર અને મનોહર ક્રીડા કરતા હતા. રત્નની માળા તથા વનમાળા પણ પેહેરી હતી. ઉત્તમ ચંદનનું શરીરમાં લેપન કર્યું હતું. નાહ્યા હતા. વસ્ત્ર સ્વચ્છ પેહેર્યાં હતાં. પોતાની કાંતિથી દિશાઓનો અંધકાર મટાડતા હતા. જેમ સુવર્ણથી વ્યાપ્ત થએલા મરકતમણિના અને રૂપાના પર્વત શોભે તેમ સુવર્ણના અલંકારોથી બન્ને શોભતા હતા. મુખ્ય પુરૂષ, સર્વના આદિ, જગતના કારણરૂપ, જગતના પતિ અને પૃથ્વીનો ભાર ઉતારવાસારૂજ ભિન્ન ભિન્ન શરીરથી અવતરેલા એ બલભદ્ર અને શ્રીકૃષ્ણને જોઈ સ્નેહથી વિહ્વલ થએલા તે અક્રૂરજી તુરત રથમાંથી ઉતરી પડી તેઓના ચરણની પાસે દંડ (લાકડી)ની પેઠે પડ્યા. હે રાજા! ભગવાનના દર્શનનો આનંદ થવાનેલીધે આંસુથી નેત્ર વ્યાકુલ થઈ જતાં અને ઉત્કંઠાથી રૂવાણાં ઉભાં થઈ જતાં અક્રૂરજી પોતાનું નામ લઈને 'હું પ્રણામ કરૂંછું' એમ કહી શક્યા નહિ. પ્રસન્ન થએલા અને ભક્તોપર પ્રીતિ રાખનારા ભગવાને તેમના મનની સઘળી વાત જાણી લઈ ચક્રના ચિન્હવાળા[1] પોતાના હાથથી તેમને ખેંચી લઇને આલિંગન કર્યું. શ્રીકૃષ્ણસહિત મોટા મનવાળા બલભદ્ર પણ પોતાને નમેલા અક્રૂરજીનું આલિંગન કરી પોતાના હાથથી તેમના બન્ને હાથ ઝાલીને ઘેર તેડી ગયા. પછી 'ભલે આવ્યા' એમ કહી કુશલ પ્રશ્ન પૂછી તેમને સુંદર આસન આપ્યું તથા વિધિપ્રમાણે તેમના પગ ધોઈ મધુપર્કના પૂજનનું અર્પણ કર્યું તથા ગાયનું નિવેદન કરી પગ ચાંપ્યા. પ્રીતિવાળા બલભદ્રે અક્રૂરજીનો થાક ઉતરી ગયા પછી તેમને ઘણા ગુણવાળું પવિત્ર અન્ન શ્રદ્ધાથી જમવા આપ્યું. પરમ ધર્મ જાણનારા બલભદ્રે અક્રૂરજી જમી રહ્યા પછી પ્રીતિથી મુખવાસ, ચંદન અને પુષ્પ આપીને તેમને વળી બહુજ રાજી કર્યા. સારી રીતે સત્કાર કર્યા પછી નંદરાયે અક્રૂરજીને પૂછ્યું કે—'નિર્દય કંસ જીવેછે ત્યાંસુધી કસાઇના રક્ષણતળે બંધાએલા ઘેટાઓના જેવી સ્થિતિવાળા તમો કયા પ્રકારથી જીવો છો? ખલ અને પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા જે કંસે પોતાની બેન

૧ હાથમાં ચક્રનું ચિન્હ દેખાડીને જાણે કંસને મારવાનું પોતાનું સામર્થ્ય દેખાડ્યું હોય.

ચીસો નાખતાં છતાં તેનાં બાલકોને મારી નાખ્યાં તેની પ્રજા થઈને રહેલા તમલોકોને જીવન પણ દુર્લભ છે ત્યાં કુશળનો તો શોજ વિચાર કરિયે ?' એપ્રમાણે નંદરાયે મધુર વચનથી સારી રીતે સત્કાર કરેલા અક્રૂરજીનો માર્ગનો પરિશ્રમ તો નંદરાયના પૂછવાથીજ મટી ગયો.

इत्थं सूनृतया वाचा नंदेन सुसभाजितः ।
अक्रूरः परिपृष्टेन जहावध्वपरिश्रमम् ॥४३॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો આડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

सुखोपविष्टः पर्यंके रामकृष्णोरुमानितः।लेभे मनोरथान् सर्वान् पथि यान् स चकारह ॥

શુકદેવજી કેહેછે.—પલંગપર સુખથી બેઠેલા અને બલભદ્ર તથા શ્રીકૃષ્ણે ઘણું માન આપેલા અક્રૂરજીના સઘળા મનોરથો સિદ્ધ થયા કે જે તેમણે માર્ગમાં કર્યા હતા. લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કશી વસ્તુ દુર્લભ રેહેતી નથી તોપણ હે રાજા! ભગવાનના સાચા ભક્તો કોઈવસ્તુની ઇચ્છા કરતા નથી. દેવકીના પુત્ર ભગવાને રાતનું વ્યાળુ કરીને 'કંસ સંબંધીઓ સાથે કેવી રીતે ચાલેછે તથા તેણે બીજું શું કરવા ધારેલું છે' એવિષે અક્રૂરજીને નીચે પ્રમાણે પૂછયું.

ભગવાન્ પૂછેછે.—હે તાત! હે સૌમ્ય! તમે પ્રસન્નતાથી આવ્યા છો? તમારૂં ભલું થજો. આપણા સપિંડ, બંધુ અને સંબંધીઓ સુખી છે? તથા રોગરહિત છે? આવી રીતનું પૂછવું પણ આ સમયમાં ઘટતું નથી; કેમ કે કુળમાં રોગરૂપ અને અમારો મામો કેહેવાતો કંસ વૃદ્ધિ પામેછે ત્યાં આપણા જ્ઞાતિઓનું અને તેની પ્રજાનું શું કુશલ પૂછું? અહો! અમારેમાટે અમારાં નિરપરાધ માબાપને બહુ દુઃખ પડ્યું. તેઓના પુત્રોનું મરણ તથા તેઓને બંધન મારેમાટેજ થયું છે. હે સૌમ્ય! તમે કે જે પોતાના છો તેના દર્શનને હું ઇચ્છિતોજ હતો તે આજ થયું એ ઘણું સારૂં થયું. હે તાત! હવે જે તમારે આવવાનું કારણ હોય તે કહો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાને પૂછતાં યાદવોની સાથે કંસે રાખેલો વૈરાનુબંધ, કંસે કરેલો વસુદેવના વધનો ઉદ્યમ, જે સમાચાર લઈને પોતે આવ્યાછે તે, ચાણૂરાદિક પાસે મરાવી નાખવાને પોતાને દૂતરૂપે મોકલેલ છે તે, અને નારદજીએ કંસની પાસે વસુદેવથી ભગવાનનો જન્મ થયાની વાત કહી હતી તે, એ સઘળું અક્રૂરજીએ કહી દેખાડ્યું. અક્રૂરજીનું વચન સાંભળી શત્રુઓને મારનાર ભગવાન્ અને બલભદ્રે હસીને પોતાના પિતા નંદરાયની પાસે કંસરાજાએ આજ્ઞા કર્યાની વાત કહી દેખાડી. નંદરાયે પણ ગોવાળીઆઓને આજ્ઞા કરી કે—'સઘળા પ્રકારના ગાયોના રસ[1] અને ઉત્તમ ઉત્તમ વસ્તુઓને સાથે લ્યો અને ગાડાં જોડો. આવતી કાલે મથુરામાં જાશું, રાજાને રસ[2] દેશું અને મોટો ઉત્સવ જોશું. દેશી લોકો મથુરામાં જાયછે.' એપ્રમાણે નંદરાયે પોતાના ગોકુળમાં કોટવાળપાસે સાદ ફેરવાવ્યો. એ વાત સાંભળી અને બલભદ્ર તથા શ્રીકૃષ્ણને મથુરામાં લઈ જવાસારૂ અક્રૂરજીને વ્રજમાં આવેલ જાણી ગોપીઓ બહુજ ખેદ પામી. કેટલીએક ગોપીઓનાં મુખની શોભા એ વાતથી ઉત્પન્ન થએલા હૃદયના તાપથી અને તેથી થએલા

---

* આ ઓગણચાળીશમા અધ્યાયમાં ભગવાન્ મથુરામાં પધારતાં ગોપીઓએ વિરહના વિલાપ કર્યા અને અક્રૂરજીને યમુનાજીમાં વિષ્ણુના લોકનું દર્શન થયું, એ કથા કેહેવામાં આવશે.

૧ દૂધ, દહિ, ઘી વિગેરે. ૨ 'રસ દેશું' એમ કેહેવામાં શબ્દચ્છલથી એવો પણ અભિપ્રાય રહ્યો છે કે અસાધ્ય રોગની ચિકિત્સાનેમાટે રસ દેશું.

શ્વાસથી કરમાઈ ગઈ. કેટલીએક ગોપીઓનાં વસ્ત્ર, કંકણ અને કેશની ગાંઠો શિથિલ થઈ જવા લાગ્યાં. ભગવાનના ધ્યાનનેલીધે કેટલીએક ગોપીઓની સઘળી ઇંદ્રિયોની વૃત્તિઓ બંધ પડીજતાં મુક્તલોકોની પેઠે તેઓને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. સ્નેહપૂર્વક મંદહાસ્યે પ્રેરેલી, હૃદયમાં લાગી રહેલી અને વિચિત્ર પદવાળી ભગવાનની વાતોને સંભારતી કેટલીએક સ્ત્રિયો મૂર્છા પામી ગઈ. ભગવાનની સુંદર ચાલ, ચેષ્ટા, સ્નેહ ભરેલા હાસ્યપૂર્વક જોવું, શોકને મટાડનાર હાંસીનાં વચનો અને સર્વોત્તમ ચરિત્રોનું ચિંતન કરતી, ભગવાનની લીલાના વિરહથી બીતી અને ભગવાનમાંજ જેઓનાં ચિત્ત લાગ્યાં હતાં એવી તે ગોપીઓ ટોળેટોળાં મળીને રોતી રોતી નીચેપ્રમાણે બોલવા લાગી.

ગોપીઓ કેહેછે.— હે દૈવ! તને કોઈના ઉપર દયા આવતી નથી. એકવાર મિત્રનાં કાર્યથી અને સ્નેહથી પ્રાણીઓને ભેળાં કરી તેઓને હજુ પૂરાં સુખ મળ્યાં ન હોય તે પેહેલાં તું વૃથા વૃથા નોખાં પાડી નાખેછે, માટે તારી ક્રીડા બાલકોની રમત જેવી પણ છે. તું શ્યામ કેશથી વીંટાએલું, સુંદર કપોલવાળું, રૂપાળી નાસિકાવાળું અને શોકને મટાડનારા ગૂઢ મંદહાસ્યથી સુંદર એવું ભગવાનનું મુખારવિંદ એકવાર દેખાડીને પાછું અદૃશ્ય કરેછે માટે તારૂં કામ ધિક્કારવા જેવું છે. તું કે જે ક્રૂર છો તે વિના બીજા કોઇથી આવું કામ થાય નહિ માટે અક્રૂરનું નામ ધરી તુંજ આવેલ છો. તેં આપેલાં જે ચક્ષુથી ભગવાનના એક એક અંગમાં તારૂં સઘળી સૃષ્ટિનું ડહાપણ અમે જોયું છે તે અમારાં ચક્ષુને મૂર્ખની પેઠે તું હરી લઈ અમને આંધળી કરી મેલે છે. (મારૂં સઘળું રહસ્ય આ ગોપીઓએ જાણી લીધું એવી અસહનતાથી ભગવાનનો વિયોગ કરાવી અમોને તું આંધળી કરેછે.) અરેરે![1] ઘર, સ્વજન, પુત્ર અને પતિઓનો ત્યાગ કરી સાક્ષાત્ દાસીપણું પામેલી અને તેમણે કરેલા હાસ્યાદિકથી પરવશ થએલી આપણને, આ ક્ષણભંગુર સ્નેહવાળા અને જેને નવું નવુંજ પ્યારૂં લાગેછે એવા શ્રીકૃષ્ણ જોતા પણ નથી માટે એમને આપણે રોકશું. મથુરાની[2] સ્ત્રિયોને અવશ્ય આજની રાત્રિનું પ્રભાત સારા શકુનવાળું થયું હશે અને તેઓના મનોરથ પણ સત્યજ થયા કે જે સ્ત્રિયો મથુરામાં પધારેલા ભગવાનનું મુખ કે જે નેત્રની અણીઓથી વધેલા સ્મિતનેલીધે આસવ રૂપજ છે તેનું પાન કરશે. હે સ્ત્રિયો! શ્રીકૃષ્ણ જોકે માબાપ આદિને પરાધીન છે અને ધીર છે તોપણ તે સ્ત્રિયોનાં મધની પેઠે મીઠાં ભાષણોથી તેમનું ચિત્ત વશ્ય થઈ જશે અને તેઓનાં લાજભરેલાં મંદહાસ્યોથી તથા વિલાસોથી ભમી જશે તેથી આપણે કે જેઓ ગામડાની રેહેનારી છિયે તેઓની પાસે પાછા શી રીતે આવશે? આજ મથુરામાં દાશાર્હ, ભોજ, અંધક, વૃષ્ણિ અને સાત્વત કુલના યાદવોની દૃષ્ટિઓને અવશ્ય મોટો ઉત્સવ થશે કે જેઓ લક્ષ્મીના પ્યારા અને ગુણોના સ્થાનકરૂપ શ્રીકૃષ્ણને માર્ગમાં દેખશે. આવું[3] કામ કરનારા નિર્દય માણસનું 'અક્રૂર' એવું નામ નહિ હોવું જોઇએ; કેમકે અત્યંત ક્રૂર સ્વભાવવાળો આ માણસ, બહુજ દુઃખ પામેલી આપણને ધારણા આપ્યા વિના પ્રાણથી પણ પ્યારા શ્રીકૃષ્ણને આપણે ન દેખીએ એવા દૂર સ્થળમાં લેઈ જશે. અરે![4] કઠણ મનવાળા આ શ્રીકૃષ્ણ રથમાં બેઠા. આ છકેલા ગોવાળીઆઓ વળી તેની પછવાડે ગાડાંઓમાં બેસી ઉતાવળ કરેછે. આ અનીતિ જોઇને ઘરડેરા કોઈ ના પાડતા

---

૧ વિધાતાને છોડી દઇ પરસ્પર વાતો કરેછે. ૨ ઈર્ષ્યાથી બોલેછે. ૩ અક્રૂરજીને ગાળો દેતાં બોલેછે. ૪ એટલી વારમાં ભગવાન્ રથમાં બેઠા તેમને જોઇ કેહેછે.

નથી. આ સમયમાં કોઈ ગોવાળીઆને વિઘ્ન, અકસ્માત્ વજ્રપાત કે બીજું પણ કાંઇ અનિષ્ટ થતું નથી કે જેથી આને રોકાવું પડે. માટે આજ દૈવજ આપણનું પ્રતિકૂલ કરવા ધારેછે. આપણે[1] બધી ભેળી થઇ ભગવાનને રોકિયે. કુળના ઘરડેરા અને બાંધવો આપણને શું કરી નાખશે? અરધા નિમેષ કાળ સુધી પણ છોડી શકાય નહિ એવા ભગવાનના પ્રસંગનો વિયોગ આપીને જેઓનાં ચિત્તને દૈવે દીન કરી નાખ્યાં છે એવી આપણને હવે મોતની પણ બીક નથી. હે[2] ગોપીઓ! રાસક્રીડાની સભામાં સ્નેહભરેલી રીતે જે ભગવાનનું સુંદર મંદહાસ્ય, સુંદર વિચાર, લીલાપૂર્વક દર્શન અને આલિંગન મળવાથી આપણે ઘણી રાત્રિઓ ક્ષણ સમાન લાગી હતી તે ભગવાન્ વિના વિરહના અપાર દુઃખને આપણે શી રીતે તરી શકિયે? માટે આ કારણથી આપણે અવશ્ય સાહસ કરવું જોઇએ. સાયંકાલે[3] બલભદ્રસહિત, ગોવાળીઆઓથી વીંટાએલા, વેણુ વગાડતા અને જેમના કેશ તથા માળા ખરીઓની રજથી ભરાઈ રહેલી હોયછે એવા જે ભગવાન્ વ્રજમાં પધારતાં મંદ હાસ્યપૂર્વક કટાક્ષના જોવાથી આપણના ચિત્તને હરી લેછે તે ભગવાન્ વિના આપણે શી રીતે જીવિયે?

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે બોલતી, વિરહથી આતુર થએલી અને જેઓનાં મન શ્રીકૃષ્ણમાંજ લાગ્યાં હતાં એવી વ્રજાંગનાઓ લાજ મૂકી દઇને 'હે ગોવિંદ! હે દામોદર! હે માધવ!' એમ ઉંચા સ્વરથી રોવા લાગી. પછી સૂર્ય ઉગતાં અક્રૂરજીએ સ્નાન સંધ્યાદિક સઘળું કર્મ પોહોંચી લઇને, સ્ત્રિયોના રોવા ઉપર કાંઈ પણ ધ્યાન નહિ આપતાં રથ હાંક્યો. નંદાદિક ગોવાળીઆઓ ઘણા ઉત્તમ પદાર્થો અને ગોરસથી ભરેલા ઘડાઓને ગાડાંઓમાં ભરી તેને પછવાડે ચાલ્યા. ગોપીઓ પોતાના પ્યારા શ્રીકૃષ્ણની પાછળ જતી હતી ત્યાં શ્રીકૃષ્ણે પાછું વાળી જોવા આદિથી તેઓને કાંઇક રાજી કરી એટલે તેઓ ભગવાનનો પ્રત્યુત્તર મળવાની આશા રાખી ઉભી રહી. પોતાના પ્રયાણના સમયમાં તે પ્રમાણે તાપ પામતી તે ગોપીઓને જોઈ ભગવાને 'હું આવીશ' એવાં પ્રેમભરેલાં વચન દૂતની પાસે કેહેવરાવી તેઓની સાંત્વના કરી. જ્યાંસુધી રથની ધ્વજા અને રથની રજ દેખાણી ત્યાંસુધી જેઓએ પોતાનાં ચિત્ત ભગવાનની સાથેજ મોકલ્યાં હતાં એવી ગોપીઓ આળખેલી પૂતળીઓની પેઠે નિશ્ચલ થઇને ઉભી રહી. પછી ભગવાનના પાછા વળવામાં નિરાશ થએલી તે ગોપીઓ પાછી વળી અને ભગવાનની લીલાનું ગાયન કરવારૂપ સાધનથી શોક રહિત થઇને રાત્રિ-દિવસ કાહાડવા લાગી. બલભદ્ર અને અક્રૂરજીની સાથે ભગવાન્ પણ વાયુસરખા વેગવાળા રથથી, પાપનો નાશ કરનારી યમુના નદીને કાંઠે પોહોંચ્યા. ત્યાં મણિસરખા સ્વચ્છ પાણીમાં નાહી તથા તેનું પાન કરીને ઝાડના સમૂહની પાસે આવી બલભદ્રસહિત રથમાં બેઠા. શત્રુઓની શંકાથી એ બે ભાઇઓને રથમાં બેસાડી તેઓને પૂછીને અક્રૂરજીએ યમુનાજીના ધ્રોમાં આવી વિધિસહિત સ્નાન કર્યું. તે[1] જળમાં ડુબકી મારીને ગાયત્રીનો જપ કરતા અક્રૂરજીએ સાથે બેઠેલા તેજ બલભદ્ર અને શ્રીકૃષ્ણને જળમાં દીઠા. 'એ બે વસુદેવના પુત્રો રથમાં બેઠા છે માટે જળમાં આવવા કેમ સંભવે? અને અહીં છે તો હવે

---

૧ પરસ્પર વિચાર કરી સાહસ કરવા ઉપર આવી જઇને કેહેછે. ૨ સાહસ કરવાનું સબળ કારણ કેહેછે. ૩ દુઃખને તરવું એ તો એકકોર, પણ આપણા પ્રાણુજ શી રીતે રેહેશે એમ કેહેછે.

૧ આ બે બાલક ક્યાં અને પેહેલા બે મલ્લ ક્યાં? એવી અક્રૂરને શંકા થતાં ભગવાને તેમને જળમાં મોટા આશ્ચર્યમય રૂપ દેખાડ્યું, એ કથા કેહેછે.

રથમાં નહિ હોય ' એવા વિચારથી અક્રૂરજી-એ પાણીથી બહાર નીકળીને જોયું ત્યાં રથમાં પણ પ્રથમની પેઠેજ બેઠેલા એ બે ભાઈઓને દીઠા. 'ત્યારે મેં જે પાણીમાં દીઠા તે શું ખોટા દીઠા?' એવા વિચારથી અક્રૂરજીએ ફરીવાર ડુબકી મારી તો ત્યાં પણ ફરીવાર શેષનાગનાં દર્શન થયાં. સિદ્ધ, ચારણ, ગંધર્વ અને અસુરો પોતાનાં માથાં નમાવીને તેમની સ્તુતિ કરતા હતા. એ દેવને મસ્તક હજાર હતાં. હજાર ફણોમાં મુકુટ પેહેર્યા હતા. વસ્ત્ર શ્યામ હતાં. કાંતિ કમળના નાળની પેઠે શ્વેત હતી. શિખરોથી ધોળા કૈલાસની પેઠે શોભતા હતા. એ શેષનાગના કુંડળી વળેલા શરીર ઉપર ભગવાનને પોઢેલા જોયા. એ પરમપુરૂષ નારાયણની કાંતિ મેઘના સરખી શ્યામ હતી. પીળાં રેશમી વસ્ત્ર પેહેર્યાં હતાં. ભુજા ચાર હતી. નેત્ર કમળપત્ર સરખાં રાતાં હતાં. મુખ સુંદર અને પ્રસન્ન હતું. મનોહર હાસ્યપૂર્વક જોતા હતા. ભ્રુકુટી સુંદર હતી. નાસિકા, કાન અને કપોલ મનોહર હતાં. હોઠ રાતા હતા. હાથ લાંબા અને પુષ્ટ હતા. ખભા ઊંચા હતા. વક્ષઃસ્થલમાં લક્ષ્મીજી હતાં. કંઠ શંખ જેવો હતો. નાભી ઊંડી હતી. પીપળાના પાનડા સરખા પેટમાં ત્રણ વળીઓ[1] પડી હતી. કટિ અને નિતંબ મોટાં હતાં. બે સાથળ, ઉપર જાડા અને નીચે નીચે પાતળા હતા. બે ગોઠણ અને બે પીંડીઓ શોભી રહી હતી. ઊંચી ઘુંટીઓથી અને રાતા નખના સમૂહની કાંતિથી વીંટાએલા હતા. કોમળ આંગળીઓ અને અંગુઠારૂપ પાંખડીઓથી ચરણકમલ શોભી રહ્યાં હતાં. અનેક અમૂલ્ય મણિવાળાં કિરીટ, કડાં, બાજુબંધ, કટીમેખળા, જનોઈ, હાર, ઝાંઝર, અને કુંડલોથી દીપી રહ્યા હતા. ચાર હસ્તમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધર્યાં હતાં. વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું ચિન્હ હતું. કૌસ્તુભમણિ શોભતો હતો. વનમાળા પેહેરી હતી. સુનંદ અને નંદ આદિ પાર્ષદો, સનકાદિક, બ્રહ્મા તથા રૂદ્ર આદિ મોટા દેવ, મરીચી આદિ નવ બ્રહ્મર્ષિઓ, અને પ્રલ્હાદ, નારદ તથા ઉપરિચર વસુ આદિ મોટા વૈષ્ણવો નિર્મલ અંતઃકરણથી નોખનોખા પ્રકારનાં વચનોવડે સ્તુતિ કરતા હતા. લક્ષ્મી, પુષ્ટિ, સરસ્વતી, કાંતિ, કીર્ત્તિ, ઇલા, ઉર્જા, વિદ્યા, અવિદ્યા, માયા, અને બીજી પણ શક્તિઓ સેવા કરતી હતી. એવા ભગવાનને જોઈ બહુજ રાજી થએલા, પરમ ભક્તિવાળા, રોમાંચિત થએલા અને ભાવનેલીધે જેનાં નેત્ર તથા અંતઃકરણ આર્દ્ર થઈ ગયાં એવા અક્રૂરજી ધીરજ રાખી, મસ્તકથી પ્રણામ કરી, હાથ જોડી અને સાવધાન થઈ ગદ્ગદ વાણીથી નીચેપ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. ૫૭

**गिरा गद्गदयाऽस्तौपीत्सत्त्वमालंब्य सात्त्वतः। प्रणम्य मूर्ध्नाऽवहितः कृतांजलिपुटः शनैः ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ अक्रूर उवाच ॥*

**नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुं नारायणं पूरुषमाद्यमव्ययम् । यन्नाभिजातादरविंदकोशाद्ब्रह्माविरासीद्यत एष लोकः ॥ १ ॥**

અક્રૂરજી સ્તુતિ કરેછે.—સઘળાં કારણોના કારણ, આદિપુરૂષ અને અવિનાશી આપ નારાયણ કે જેની નાભીમાંથી ઉત્પન્ન થએલા કમળના કોશમાંથી લોકોના કર્ત્તા બ્રહ્મા પ્રકટ થયા છે તેમને હું પ્રણામ કરૂંછું. પૃથ્વી જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, માયા, પુરૂષ, મન, ઇંદ્રિયો, સઘળા વિષયો અને

[1] પેટ ઉપર ચામડીના ત્રણ વીંટા પડી રહેછે તે.

* આ ચાળીશમા અધ્યાયમાં અક્રૂરજીએ શ્રીકૃષ્ણને પરમેશ્વર માની પ્રણામ કરતાં સગુણ અને નિર્ગુણ ભેદથી ભક્તિપૂર્વક સ્તુતિ કરી, એ કથા કેહેવામાં આવશે.

દેવતાઓ કે જેઓ જગતનાં કારણરૂપ છે તે સઘળાં આપનાં અંગરૂપ છે. જડ અને જડપણાનેલીધે પ્રત્યક્ષાદિકથી જાણવામાં આવતા એ માયા આદિ પદાર્થો; સર્વના આત્મા આપના સ્વરૂપને જાણતા નથી. અને જીવ કે જે એ સર્વને જાણેછે તે પણ માયાના ગુણોથી બંધાએલો હોવાનેલીધે ગુણથી પર આપના સ્વરૂપને જાણતો નથી. યોગિયો સાક્ષાત્ મહાપુરૂષ અને અંતર્યામી ઇશ્વરરૂપે આપને ભજેછે કે જે આપ ગોળક, ઇંદ્રિયો અને દેવતાઓના સાક્ષી છો. કર્મયોગવાળા કેટલાએક દ્વિજલોકો અનેક પ્રકારના રૂપવાળા દેવતાઓનાં નામથી મોટા મોટા યજ્ઞો કરી ત્રણ વેદરૂપ કર્મકાંડની વિદ્યાથી તમને ભજેછે. સર્વ કર્મોનો ત્યાગ કરી ઉપશમ પામેલા કેટલાએક જ્ઞાની લોકો જ્ઞાનમયરૂપ રૂપવાળા આપને સમાધિરૂપ યજ્ઞથી ભજેછે. આપે કહેલા પંચરાત્ર શાસ્ત્રપ્રમાણે સંસ્કાર પામેલા અને પોતાને આપરૂપજ ચિંતન કરતા બીજા લોકો ઘણી મૂર્ત્તિવાળા આપને ભજેછે. કેટલાએક લોકો વળી નોખનોખા આચાર્યરૂપે સદાશિવે કહેલા પાશુપતાદિક માર્ગોથી શિવરૂપી આપને ભજેછે. હે પ્રભુ! જે લોકો બીજા દેવતાઓના ભક્ત છે તેઓની બુદ્ધિ જોકે બીજાઓમાં હોય છે તોપણ વાસ્તવિક વિચારતાં તે સઘળા, આપ કે જે સર્વ દેવમય અને સર્વના ઇશ્વર છો તેમનેજ ભજેછે. હે પ્રભુ! જેમ પર્વતથી ઉત્પન્ન થએલી નદીઓ વરસાદથી ઘણા પ્રવાહવાળી થઇને અંતે સઘળી કોરથી સમુદ્રમાંજ પ્રવેશ કરેછે તેમ સઘળા ભજનના માર્ગો અંતે આપનેજ લાગુ પડેછે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો તમારી માયાના છે. સ્થાવરથી તે બ્રહ્મા સુધીના સઘળા જીવો તે ગુણોમાં પરોવાએલા છે, ગુણો માયામાં પરોવાએલા છે અને માયા આપમાં પરોવાએલી છે. ગુણોના લેપ વગરની બુદ્ધિવાળા, સર્વના આત્મા અને સર્વની બુદ્ધિઓના સાક્ષી આપને પ્રણામ કરૂંછું. અવિદ્યાએ કરેલો આ ગુણમય સંસારનો પ્રવાહ તો દેવ, માણસ અને પશુ-પક્ષીઓનાં શરીરોને પોતારૂપ માનનારાઓમાંજ પ્રવર્ત્તેછે. અગ્નિ તમારૂં મુખ છે; પૃથ્વી પગ છે; સૂર્ય નેત્ર છે; આંકાશ નાભિ છે; દિશાઓ કાન છે; સ્વર્ગલોક મસ્તક છે; દેવતાઓ હાથ છે; સમુદ્રો પેટ છે; વાયુ પ્રાણ અને બળરૂપ કલ્પાએલા છે; વૃક્ષ અને ઔષધિઓ રૂંવાણાં છે; મેઘ કેશ છે; પર્વતો અસ્થિ અને નખરૂપ છે; રાત્રિ અને દિવસ નિમેષરૂપ છે; પ્રજાપતિ શિશ્નરૂપ છે અને વૃષ્ટિ વીર્યરૂપ છે. હે અવિનાશી! ઘણા જીવોથી વ્યાપ્ત આ લોકપાલ સહિત લોકો મનની વૃત્તિથી જણાતા આપના સ્વરૂપમાં કલ્પાએલા છે. જળમાં સૂક્ષ્મ જલજંતુઓની પેઠે અને ઉંબરાના ફળમાં મસલાંઓની પેઠે એક બીજાની વાતને નહિ જાણતાં અનેક બ્રહ્માંડો આપના સ્વરૂપમાંજ ફર્યા કરેછે. આપ ક્રીડાનેમાટે જે જે રૂપ ધરો છો તે તે રૂપથી જેઓના શોક મટી જાયછે એવા લોકો પ્રીતિથી તમારી કીર્ત્તિ ગાયછે. પ્રલયના સમુદ્રમાં ફરનાર મત્સ્યાવતારરૂપ આપને પ્રણામ કરૂંછું. મધુકૈટભને મારનાર હયગ્રીવરૂપ આપને પ્રણામ કરૂંછું. મંદરાચલને ધારણ કરનાર કચ્છપાવતારરૂપ આપને પ્રણામ કરૂંછું. પૃથ્વીને જળમાંથી બહાર કાઢવારૂપ વિહાર કરનાર વરાહરૂપ આપને પ્રણામ કરૂંછું. હે સાધુલોકોના ભયને મટાડનાર! અદ્ભુત નૃસિંહરૂપ આપને પ્રણામ કરૂંછું. ત્રૈલોક્યને ભરી લેનાર વામનરૂપ આપને પ્રણામ કરૂંછું. ગર્વવાળા ક્ષત્રિયોરૂપી વનને કાપનારા પરશુરામરૂપ આપને પ્રણામ કરૂંછું. રાવણનો નાશ કરનાર રામચંદ્રરૂપ આપને પ્રણામ કરૂંછું. ભક્તોના રક્ષક વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપ આપને પ્રણામ કરૂંછું. શુદ્ધ છતાં દૈત્યદાનવોને ધર્મથી ભ્રષ્ટ

કરનાર બુદ્ધરૂપ આપને પ્રણામ કરૂંછું. ધણાખરા મ્લેચ્છરૂપ થએલા ક્ષત્રિયોને હણનાર કલ્કિરૂપ આપને પ્રણામ કરૂંછું. હે ભગવાન્! તમારી માયાથી મોહ પામેલો અને દેહાદિકમાં 'હું અને મારૂં' એવો આગ્રહ ધરનાર આ જીવલોક કર્મના માર્ગોમાં ભટક્યા કરેછે. હે પ્રભુ! અત્યંત મૂઢ હું પણ દેહ, પુત્ર, ઘર, સ્ત્રી, ધન અને સ્વજનાદિક સ્વપ્ન જેવા પદાર્થોમાં તેઓને સાચા માની ભટક્યા કરૂંછું. અનિત્ય કર્મફળને નિત્ય માનનાર, અનાત્મા દેહને આત્મા માનનાર, દુઃખરૂપ ઘરઆદિને સુખરૂપ માનનાર, સુખદુઃખાદિકમાંજ રમનાર અને અજ્ઞાનથી વ્યાપ્ત થએલો હું, પરમ પ્રેમના સ્થાનકરૂપ આત્મા આપને જાણતો નથી. જેમ મૂર્ખ માણુસ ખડથી ઢંકાએલા પાણીને છોડી દઈ ઝાંઝવાનાં પાણી ઉપર દોડે તેમ હું પણ આપને મૂકી દઈ દેહાદિક ઉપર દોડ્યા કરૂંછું. વાસના ભરેલી બુદ્ધિવાળો હું મારૂં મન કે જે કામ તથા કર્મથી ક્ષોભ પામેલું છે અને બલવત્તર ઇંદ્રિયોથી ચારેકોર ખેંચાયું જાયછે તેને રોકવાને સમર્થ નથી. હે પરમેશ્વર! હે પદ્મનાભ! એ હું, વિષયી પુરૂષોને ન મળે એવાં આપના ચરણારવિંદને શરણ આવેલો છું. અને તે શરણે આવવું પણ આપના અનુગ્રહથીજ થયુંછે"એમ માનુંછું. જ્યારે જીવને જન્મ-મરણની સમાપ્તિ થવાની હોય ત્યારેજ મહાત્મા પુરૂષોની સેવાથી આપના ભજનનું મન થાયછે. વિજ્ઞાનરૂપ, સર્વજ્ઞાનના કારણરૂપ, પુરૂષને સુખદુઃખાદિક આપનારા કાલ, કર્મ અને સ્વભાવાદિકના નિયંતા અને અનંત શક્તિવાળા પરબ્રહ્મ આપને નમન કરૂંછું. વાસુદેવ અને સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ આપને પ્રણામ કરૂંછું. હે ઇંદ્રિયોના સ્વામી! આપને નમુંછું. હે પ્રભુ! હું કે જે શરણાગત છું તેની રક્ષા કરો.

**नमस्ते वासुदेवाय सर्वभूतक्षयाय च । हृषीकेश नमस्तुभ्यं प्रपन्नं पाहि मां प्रभो ॥ ३० ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**स्तुवतस्तस्य भगवान् दर्शयित्वा जले वपुः । भूयः समाहरत् कृष्णो नटो नाट्यमिवात्मनः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે શ્રીકૃષ્ણે અક્રૂરજીને જળમાં પોતાનું શરીર દેખાડી તે હજી સ્તુતિ કરતાજ હતા ત્યાં, નટ જેમ પોતાના નાટકને સમેટી લે તેમ સમેટી લીધું. વિસ્મય પામેલા અક્રૂરજી પણ ભગવાનને અંતર્ધાન થએલા જોઈ પાણીમાંથી બહાર નીકળી પોતાનું સઘળું આવશ્યક કર્મ પોહોંચી લઈ તુરત રથની પાસે આવ્યા. ભગવાને અક્રૂરજીને પૂછયું કે—'તમે પૃથ્વીમાં, આકાશમાં કે જળમાં કાંઇ અદ્ભુત જેવું દીઠું? તમે કાંઈ અદ્ભુત દીઠું હોય એમ તમારી આકૃતિ ઉપરથી જણાયછે."

અક્રૂરજી કેહેછે.—આ જગતમાં, પૃથ્વીમાં, આકાશમાં અને જળમાં જેટલાં અદ્ભુત છે તે સઘળાં તમે કે જે સર્વજગતરૂપ છો તેમાંજ છે તો તમનેજ મેં જોયા માટે સઘળું અદ્ભુત મારા જોવામાં આવ્યું. હે પરમેશ્વર! તમે કે જેમાં સઘળા અદ્ભુત પદાર્થો રહ્યા છે તેમને હું દેખુંછું તો પૃથ્વી, આકાશ કે જળમાં તમારા વિના બીજું શું અદ્ભુત જોયું હોય?

શુકદેવજી કેહેછે.—એમ કહી અક્રૂરજીએ રથ હાંક્યો અને સાયંકાલે બલભદ્ર તથા શ્રીકૃષ્ણને મથુરામાં પોહોંચાડ્યા. હે રાજા! માર્ગમાં સ્થળે મળેલા ગામનાં લોકો એ બે વસુદેવના પુત્રોને જોઇને રાજી થતાં પોતાની

* આ એકતાલીશમા અધ્યાયમાં મથુરામાં પેસતાં ભગવાને રંગારાને માર્યો અને પછી સુદામા માળી અને દરજી ઉપર પ્રસન્ન થઇને તેઓને વર આપ્યા, એ કથા કેહેવામાં આવશે.

દૃષ્ટિને પાછીજ નહિ ખેંચતા હતા. અક્રૂરજીનો રથ પોહોંચ્યો તે પેહેલાંજ નંદાદિક ગોવાળીઆઓ આગળથી મથુરાની વાડીપાસે આવી વાટ જોઇને ત્યાંજ ઉભા હતા, એઓને મળીને શ્રીકૃષ્ણ ભગવાને નમ્રતાવાળા અક્રૂરજીનો હાથ પોતાના હાથથી ઝાલી જાણે હસતા હોય તેમ નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—તમે રથસહિત આગળથી નગરીમાં જાઓ અને તમારે ઘેર જાઓ. અમે તો અહીં ઉતારો કરીને પછી મથુરાને જોઈશું.

અક્રૂરજી કેહેછે.—હે પ્રભુ! હે નાથ! હે ભક્તવત્સલ! તમો બે જણાવિના હું એકલો મથુરામાં નહિ જાઉં. હું કે જે તમારો ભક્ત છું તેનો તમારે ત્યાગ નહિ કરવો જોઇએ. હે શ્રીકૃષ્ણ! ચાલો. આપણે સાથે જઇએ. મોટા ભાઈ, ગોવાળીઆ અને મિત્રોની સાથે પરમ સ્નેહી આપ અમારે ઘેર પધારીને અમારાં ઘરને ધણિયાતાં કરો. આપના ચરણ કે જેઓને ધોવાનું જળ આંગણે પડવાથી પિતૃ, અગ્નિ અને દેવતાઓ તૃપ્ત થાયછે તે ચરણના રજથી અમો કે જેઓ ગૃહસ્થ છિયે તેઓનાં ઘરને પવિત્ર કરો. મહાત્મા બલિરાજા આપનાં બે ચરણારવિંદને ધોવાથી પવિત્ર કીર્ત્તિને યોગ્ય થએલ છે અને સર્વોત્તમ ઐશ્વર્યને તથા સાચા ભક્તલોકોની ગતિને પામેલ છે. તમારા ચરણ ધોવાના પવિત્ર જળે (ગંગાજીએ) ત્રણે લોકને પવિત્ર કરેલ છે કે જે જળને સદાશિવે પોતાના મસ્તક ઉપર ધરેલ છે અને જેના પ્રભાવથી સગર રાજાના પુત્રો સ્વર્ગમાં ગયાછે. હે દેવના દેવ! હે જગતના નાથ! હે યાદવોમાં ઉત્તમ! હે ઉત્તમ કીર્ત્તિવાળા! હે નારાયણ! આપ કે જેનું શ્રવણ તથા કીર્તન પવિત્ર છે તેમને હું પ્રણામ કરૂંછું.

શ્રીકૃષ્ણ કેહેછે.—યાદવોના મંડળનો દ્રોહ કરનારા કંસને માર્યા પછી મોટા ભાઈની સાથે હું તમારે ઘેર આવીશ અને સંબંધીઓને આનંદ આપીશ.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે શ્રીકૃષ્ણ બોલતાં જાણે કચવાઈ ગયા હોય એવા અક્રૂરજી મથુરામાં ગયા અને પોતે કરેલા કામની વાત કંસની પાસે કહીને પોતાને ઘેર ગયા. પછી પાછલે પોહોરે બલભદ્ર સહિત અને ગોવાળીઆઓથી વીંટાએલા ભગવાન્, જોવાની ઇચ્છિાથી મથુરામાં પધાર્યા. સ્ફટિકમણિનાં ઊંચાં નાકાં અને દ્વારવાળી, મોટાં મોટાં સોનાનાં કમાડ અને તોરણવાળી, ખાઇઓનેલીધે શત્રુઓથી પેસાય નહિ એવી, દૂર તથા સમીપની વાડીઓથી શોભી રહેલી અને જેમાં કોઠાર તથા ઘોડાર આદિ સ્થાનકો ત્રાંબાનાં અને લોઢાનાં હતાં એવી મથુરાને ભગવાન્ જોવા લાગ્યા. સોનાના ચોવટા, ધનવાળાઓનાં ઘર, ઘર આગળનાં ઉપવન, એક ધંધાથી જીવનારા લોકોનાં બેસવાનાં સ્થાનકો અને બીજાં ઘરોથી પણ મથુરા શોભી રહી હતી. વૈદૂર્યમણિ, હીરા, સ્ફટિક, નીલમણિ, પરવાળાં, મોતી અને હરિતમણિથી જડેલાં ગોખનાં છિદ્રો, છાજલીઓ, વેદીઓ તથા બાંધેલી ભૂમિઓમાં પારેવાં અને મોર નાદ કરી રહ્યાં હતાં. રાજમાર્ગ, બજાર, માર્ગ અને આંગણાંઓમાં પાણી છાંટયાં હતાં. ફૂલ, જવારા, સાળ અને ચોખા ચારેકોર વેરણાએલા હતા. પ્રત્યેક ઘરનાં દ્વારો બન્ને પડખામાં ચોખાના ઢગલા ઉપર રાખેલા જળભરેલા કુંભોથી શણગારેલાં હતાં. કુંભોની ઉપર ચારેકોર ફૂલની માળાઓ રાખેલી હતી. કુંભોના ગળામાં વસ્ત્રો વીંટયાં હતાં, મુખમાં આંબા આદિનાં પાનડાં ખોસેલાં હતાં, ઉપર બીજાં પાત્ર મૂકી તેઓમાં અનેક દીવા કર્યા હતા, ધ્વજાઓ ચડાવેલી હતી અને આસપાસમાં લુમખાસહિત કેળો તથા સોપારીનાં ઝાડ લગાવી દીધાં હતાં. હે રાજા! એ નગરીમાં રાજમાર્ગથી આવેલા અને મિત્રોથી વીંટાએલા શ્રીકૃષ્ણ તથા બલભદ્રને જોવાસારૂ ગામની સ્ત્રિયો ઉત્કંઠાથી

અને ઉતાવળથી ભેળી થવા લાગી અને કેટલીએક પોતાના મ્હોલ ઉપર ચડી. કેટલીએક લુગડાં અને ઘરેણાં ઊંધાં પેહેરી લીધાં હતાં; કેટલીએક, બબે ઘરેણામાં એકએકને ભૂલી ગઇ હતી; કેટલીએક કાન ઉપર એકએક પત્ર લગાવ્યાં હતાં; કેટલીએક એકએક ઝાંઝર પેહેરી લીધાં હતાં અને કેટલીએક સ્ત્રિયો બીજી આંખ્ય આંજ્યા વિનાજ આવી હતી. કેટલીએક જમતી હતી તે જમવું મૂકી દઇને ઉત્સવથી આવી; કેટલીએક તેલથી પોતાનાં શરીરનું મર્દન કરાવતી હતી, તેઓ નાહ્યા વગરજ આવી; કેટલીએક સુતી હતી તેઓ શબ્દ સાંભળી ઉઠીને આવી અને કેટલીએક છોકરાં ધવરાવતી હતી તેઓ છોકરાંઓને પડતાં મૂકીને આવી. મોટા મદોન્મત્ત હાથીની પેઠે ચાલતા અને લક્ષ્મીજીને પ્રીતિ આપનારા શ્રીઅંગથી દૃષ્ટિઓને ઉત્સવ આપતા શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રૌઢ લીલાસહિત પોતાનાં હસવાં અને જોવાંથી તેઓના મનને હરતા હતા. હે કામદેવને જીતનાર રાજા[1]! વારંવાર સાંભળેલા હોવાનેલીધે તેમનામાંજ જેઓનું મન લાગી રહ્યું હતું એવી, તેમના જોવા તથા હસવારૂપ અમૃતના સેચનથી માન પામેલી અને રોમાંચિત થએલી સ્ત્રિયોએ નેત્રરૂપદ્વારથી આનંદમય ભગવાનને હૃદયમાં પધરાવી તેમનું આલિંગન કરી, પોતાને પ્રથમ ભગવાન્ નહિ મળવાથી મનમાં જે ઘણી વ્યથા હતી તેને છોડી દીધી. મ્હોલના શિખરોપર ચડેલી અને પ્રીતિથી પ્રફુલ્લિત મુખારવિંદવાળી સ્ત્રિયો બલભદ્ર તથા શ્રીકૃષ્ણને ફૂલના સમૂહોથી વધાવતી હતી. રાજી થએલા દ્વિજલોકો સ્થલે સ્થલે જળનાં પાત્રસહિત દહિ, અક્ષત, માળા, ચંદન, અને ભેટોથી એ બે ભાઇઓનો સત્કાર કરવા લાગ્યા હતા. મથુરાની સ્ત્રિયો બોલતી હતી કે—'અહો! ગોપીઓએ ક્યું મોટું તપ કર્યું હશે.? કે જેઓ મનુષ્યલોકના મહોત્સવરૂપ આ શ્રીકૃષ્ણ તથા બલભદ્રને સર્વદા દેખેછે.' મથુરામાં ચાલતાં ભગવાને કોઈ રંગારા ધોબીને આવતો જોઈ તેની પાસે ધોએલાં અને અતિ ઉત્તમ વસ્ત્ર માગ્યાં. ભગવાને કહ્યું કે—'હે ધોબી! અમો બે જણા કે જેઓ યોગ્ય છિયે તેઓને જેવાં જોઇએ તેવાં વસ્ત્ર આપ અને આપવાથી તારૂં પરમ કલ્યાણ થશે એમાં સંશય નથી.' સર્વ પ્રકારે પરિપૂર્ણ ભગવાને એપ્રમાણે માંગણી કરતાં એ રાજાનો ચાકર મદોન્મત્ત ધોબી ક્રોધ કરી તરછોડી નાખીને બોલ્યો કે,—'હે છકેલા લોકો! તમો પર્વતોમાં અને વનોમાં ફરનાર થઇને નિત્યે આવાંજ લૂગડાં પેહેરતા હશો નૈ? કે જેથી રાજાના પદાર્થોને માગો છો. અરે મૂર્ખ લોકો! જતા રહો. જો જીવવાની ઇચ્છા હોય તો આવી માગણી કરવી નહિ. રાજાના ચાકરો અભિમાની માણસને બાંધી મૂકે, લુંટી લે અને મારી પણ નાંખે.' એપ્રમાણે ધોબી બકવાદ કરતાં કોપ પામેલા ભગવાને પોતાના હાથના અગ્રવતે તેની કાયા ઉપરથી માથું પાડી નાખ્યું. તેના હાથનીચેના સઘળા ધોબીઓ વસ્ત્રોના ગાંઠડા મૂકી મૂકીને માર્ગમાં ચારેકોર ભાગી ગયા અને ભગવાને વસ્ત્ર લઈ લીધાં. ભગવાન્ અને બલભદ્રે પોતાને વાહાલાં લાગ્યાં એવાં વસ્ત્ર પેહેરી લઇને અવશેષ રહ્યાં તે ગોવાળીઆઓનેમાટે લઈ લીધાં અને કેટલાંએક ધરતીપર પડતાં મુક્યાં. પછી રાજી થએલા એક દરજીએ વિચિત્ર વર્ણવાળાં વસ્ત્રોથી અને આભરણથી તેઓને જેવો જોઇએ તેવો શણગાર કરી આપ્યો. અનેક લક્ષણોવાળા વેષોથી શણગારેલા એ શ્રીકૃષ્ણ અને બલભદ્ર ઉત્સવમાં શણગારેલા ધોળા અને કાળા બે હાથીઓની પેઠે શોભવા લાગ્યા. એ દરજી ઉપર પ્રસન્ન

૧ શૃંગારરસની વાત સાંભળી તે રસમાં ડૂબી જશો મા. એમ કેહેવાનેમાટે 'કામદેવને જીતનાર' એ સંબોધન આપ્યું છે.

થઇને ભગવાને તેને પોતાના સરખું રૂપ, જગતમાં ઉત્તમ લક્ષ્મી, બળ, ઐશ્વર્ય, સ્મરણ અને ઇંદ્રિયોની શક્તિ આપી. પછી એ બે ભાઇઓ સુદામા નામના માળીને ઘેર ગયા. એઓને જોઈ માળી ઉભો થઇને પૃથ્વીપર મસ્તકથી પગે લાગ્યો. ગોવાળીઆઓ સહિત એ બે ભાઇઓને આસન તથા પગ ધોવાનું જળ આપી માળા, તાંબૂલ, ચંદન અને બીજા પણ ઉત્તમ પદાર્થોથી તેઓની પૂજા કરીને માળી બોલ્યો કે—'હે પ્રભુ! આજ તમારા આવવાથી મારો જન્મ સફળ થયો, મારૂં કુળ પવિત્ર થયું અને પિતૃ, દેવ તથા ઋષિઓ પણ મારા ઉપર પ્રસન્ન થયા. તમો કે જેઓ આ સઘળા જગતના પરમ કારણરૂપ છો તેઓ જગતની વૃદ્ધિ અને અભયનેમાટે અંશોની સાથે પૃથ્વીમાં અવતરેલા છો. તમો જોકે ભજતો હોય તેને ભજોછો તોપણ સર્વ પ્રાણિઓમાં સમાન, સર્વના સુહૃદ અને જગતના આત્મા છો તેથી તમો વિષમ દૃષ્ટિથી વર્તો છો એમ કહી શકાય નહિ. હું કે જે દાસ છું તેને આપ આજ્ઞા કરો. હું આપનું શું કામ કરૂં? આપ આજ્ઞા કરો એજ, પુરૂષના ઉપર મોટો અનુગ્રહ છે.' આ પ્રમાણે બોલતા સુદામા માળીએ એઓનો અભિપ્રાય જાણી રાજી થઇને સારાં અને સુગંધી ફૂલોથી રચેલી માળાઓ તેઓને આપી. એ માળાઓથી શણગારેલા, ગોવાળીઆઓસહિત પ્રસન્ન થએલા અને વર આપનારા એ બે ભાઇઓએ નમેલા અને શરણાગત થએલા એ માળીને વરદાન માગવાનું કહ્યું. સુદામાએ પણ સર્વના આત્મા તે ભગવાનમાં અવિચલ પ્રીતિ, ભગવાનના ભક્તો ઉપર સ્નેહ અને પ્રાણિઓ ઉપર પરમ દયા માગી. બલભદ્ર સહિત ભગવાન્ તેના માગ્યાપ્રમાણે તેને વરદાન આપી અને નહિ માગ્યા છતાં પણ 'તેના વંશમાં લક્ષ્મી વધતી જશે' એવું વચન, બલ, આયુષ્ય, યશ અને કાંતિ આપીને ત્યાંથી પધાર્યા. ૫૨

**इति तस्मै वरं दत्त्वा श्रियं चान्वयवर्द्धिनीम्। बलमायुर्यशः कांतिं निर्जगाम सहाग्रजः ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ व्रजन् राजपथेन माधवः स्त्रियं गृहीतांगविलेपभाजनाम्। विलोक्य कुब्जां युवतिं वराननां पप्रच्छ यांतीं प्रहसन् रसप्रदः॥ १॥**

શુકદેવજી કેહેછે.—પછી રાજમાર્ગમાં ચાલતા ભગવાને એક રૂડા મોઢાવાળી જુવાન કુબ્જા સ્ત્રી કે જેણે શરીરમાં લેપન કરવાના ચંદનનું પાત્ર હાથમાં લીધું હતું તેને જતી દીઠી. એને જોઇને સુખ આપનારા ભગવાને તેને પૂછયું કે—'હે સુંદરિ! હે ઉત્તમ સાથળવાળી! તું કોણ છે? અને આ ચંદન કોનું છે? અમારી પાસે સારી રીતે વાત કરય અને અમોને આ ઉત્તમ લેપન દે. એમ કરવાથી તારૂં તુરતજ કલ્યાણ થશે.

કુબ્જા કેહેછે.—હે સુંદર! હું ત્રિવક્રા નામની દાસી છું અને લેપનનું ચંદન કરવાના કામમાં કંસને પ્યારી છું. મારૂં ઘસેલું ચંદન કંસને બહુજ વહાલું છે તો તે ચંદનને તમારા વિના બીજો કોણ યોગ્ય છે? (શુકદેવજી કેહેછે.) રૂપ, સુકુમારપણું, રસિકપણું, હસવું, બોલવું અને જોવું, એઓથી પરવશ થએલી તે કુબ્જાએ તે બન્ને શ્રીકૃષ્ણ અને બલભદ્રને ઘાટું ચંદન આપ્યું. પીળાઆદિ વર્ણથી શોભતા તે ચંદનથી નાભિ ઉપરના ઘણાખરા ભાગમાં જેઓએ લેપન કરી લીધું એવા બે ભાઇઓ શોભવા લાગ્યા. પ્રસન્ન થએલા ભગવાને તુરતજ પોતાના દર્શનનું*

*આ બેતાલીશમા અધ્યાયમાં ભગવાને કુબ્જાને સરખી કરી, ધનુષ્ય ભાંગ્યું અને ધનુષ્યનું રક્ષણ કરનારાઓને માર્યા એ કથા કહ્યા પછી કંસને અપશુકન દેખાયાની અને અખાડાના ઉત્સવ આદિની કથા કેહેવામાં આવશે.

ફળ દેખાડવામાટે એ રૂપાળા મોઢાવાળી અને ત્રણ ઠેકાણે વાંકી કુબ્જાને સરખી કરવાનું મન કર્યું. તેના બે પગના આગલ્યા ભાગને પોતાના બે પગથી દબાવી, જેની બે આંગળીઓ ઉંચી રાખી હતી એવા હાથથી તેની દાઢી પકડીને ભગવાને તેના શરીરને ઉંચું કર્યું. એમ કરવાથી અંગ સરલ અને સમાન થઇ જતાં મોટા નિતંબવાળી અને મોટાં સ્તનવાળી તે કુબ્જા ભગવાનના સ્પર્શના મહિમાનેલીધે સ્ત્રીઓમાં શ્રેષ્ઠ થઈ. પછી રૂપ, ગુણ અને ઉદારતાથી ભરેલી, હસતી અને કામદેવથી વ્યાકુલ થએલી તે કુબ્જાએ ભગવાનના વસ્ત્રનો છેડો તાણીને તેમને કહ્યું કે—'હે વીર! ચાલો. આપણે ઘેર જઇએ. હું તમને અહીં મૂકી દેવાને ઇચ્છતી નથી. 'હે પુરૂષોમાં ઉત્તમ! હું કે જેના ચિત્તને તમે પરવશ કરી નાંખ્યું તેના ઉપર કૃપા કરો.' બલભદ્ર દેખતાં એ પ્રમાણે એ સ્ત્રીએ માગણી કરતાં ભગવાને પોતાના અનુચરોનાં મોઢાં જોઈ હસતાં હસતાં તેને કહ્યું કે–'હે સુંદરી! તારૂં ઘર કે જે પુરૂષોના મનની પીડાને શમાવનાર છે ત્યાં હું મારૂં કામ પોહોંચી રહ્યા પછી આવીશ. અમો કે જેઓ ઘર વિનાના વટેમાર્ગુ છિયે તેઓને આશરો લેવાનું ઠેકાણું તુંજ છે.' એપ્રમાણે મધુર વચનથી તેનું વિસર્જન કરી શ્રીકૃષ્ણ માર્ગમાં ચાલ્યા જતા હતા. ત્યાં વેપારીઓએ અનેક પ્રકારની ભેટો, પાનબીડાં, માળાઓ અને સુગંધ પદાર્થોથી તેમનું અને તેમના મોટા ભાઈનું પૂજન કર્યું. ભગવાનના દર્શનથી કામદેવ ઉત્પન્ન થવાનેલીધે ચિત્રમાં આળખેલીજેવી થઈ રહેલી અને જેઓનાં વસ્ત્ર, કંકણ તથા કેશ ખસી જતાં હતાં એવી સ્ત્રિયોને પોતાના શરીરનું ભાન પણ રેહેતું ન હતું. પછી ગામના લોકોને ધનુષ્યનું ઠેકાણું પૂછતાં જતાં ભગવાને તે સ્થળમાં જઇને જાણે ઇંદ્રનું હોય એવું અદ્ભુત ધનુષ જોયું. ઘણા પુરૂષોએ રક્ષણ કરેલા, પૂજેલા અને મોટી શોભાવાળા તે ધનુષને શ્રીકૃષ્ણે પોતાને લોકો વારતાં છતાં પણ બલાત્કારથી ઉપાડ્યું. માણસો જોતા છતાં લીલામાત્રમાં ડાબા હાથથી ઉપાડેલા તે ધનુષને આંખ વીંચી ઉઘાડીએ એટલી વારમાં સજ્જ કરી ખેંચીને, ભગવાને જેમ મદોન્મત્ત હાથી શેલડીના સાંઠાને ભાંગી નાખે તેમ વચમાંથી ભાંગી નાંખ્યું. ધનુષ ભાંગતાં તેનો શબ્દ સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી અને દીશાઓમાં વ્યાપ્ત થઈ રહ્યો કે જે શબ્દને સાંભળી કંસ ત્રાસ પામ્યો. કોપ પામેલા ધનુષના રક્ષકો પોતાના અનુચરોસહિત શસ્ત્રો ઉપાડીને ભગવાનને પકડી લેવાસારૂ 'પકડો અને બાંધો' એમ બોલતા બોલતા ભગવાનને ઘેરી વળ્યા. પછી તેઓનો દુષ્ટ અભિપ્રાય જોઇ ક્રોધ પામેલા બલભદ્ર અને શ્રીકૃષ્ણે ધનુષના કટકા લઇ તેઓથી એ લોકોને માર્યા અને કંસે મોકલેલા બીજા સૈન્યને પણ માર્યું. પછી એ ધનુષની શાળાના દ્વારમાંથી બહાર નીકળીને એ બે ભાઇઓ ગામમાં ફરવા લાગ્યા અને ગામની શોભા જોઇને રાજી થયા. એઓનું એ અદ્ભુત પરાક્રમ, તેજ, દૃઢતા અને રૂપ જોઇને ગામના રેહેવાસીઓ એ બે ભાઇઓને 'કોઈ ઉત્તમ દેવ છે' એમ માનવા લાગ્યા. એપ્રમાણે મનગમતી રીતે ફરતાં સૂર્ય આથમી ગયો એટલે ગોવાળીઆઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ અને બલભદ્ર ગામમાંથી ઉતારે આવ્યા. ભગવાન્ વ્રજમાંથી પધાર્યા તે સમયમાં વિરહથી આતુર થએલી ગોપીઓએ મથુરામાં જે જે થવાની કલ્પના કરી હતી તે સઘળી કલ્પનાઓ, ભગવાનનું ગાત્ર કે જેમાં લક્ષ્મીજી પોતાને ભજનારા બીજાઓને છોડી દઈનિવાસ કરીને રહેલ છે તેની શોભાને જોનારા મથુરાના લોકોમાં સાચી થઈ. પછી શ્રીકૃષ્ણ તથા બલભદ્ર પોતાના પગ ધોઈ તથા દૂધવાળું અન્ન જમી અને કંસે જે કરવાનું ધાર્યું હતું તે જાણી લઈ તે રાત્રિ ઉતારામાંજ સુખથી

રક્ષા. ધનુષનો ભંગ અને ધનુષની રક્ષા કરનારાઓનો તથા પોતાના બીજા સૈન્યનો વધ કે જે કેવળ ભગવાન્ તથા બલભદ્રે લીલામાત્રમાંજ કર્યો તે સાંભળીને લાંબા ઉજાગરાવાળો અને બીનેલો દુર્બુદ્ધિ કંસ સ્વપ્નમાં અને જાગ્રતમાં મૃત્યુને સૂચવનારાં ઘણાં ઘણાં દુષ્ટ નિમિત્ત દેખવા લાગ્યો. પ્રતિબિંબ દેખાતાં છતાં પણ તેમાં પોતાનું માથું દેખતો ન હતો. ચક્ષુમાં ફેરફાર કરનાર બીજો પદાર્થ નહિ છતાં પણ ચંદ્રાદિકનાં બબે બિંબ દેખતો હતો. પડછાયામાં છિદ્ર દેખાતાં હતાં. કાનને બંધ કરતાં અંદર જે શબ્દ સાંભળવામાં આવેછે તેને સાંભળતો ન હતો. વૃક્ષોને સોનાનાં દેખતો હતો. રજ અને કીચ આદિમાં પોતાનાં પગલાં દેખતો ન હતો. સ્વપ્નમાં મુડદાનું આલિંગન કરતો હતો. ગધેડાપર ચડીને જતો હતો. ઝેર ખાતો હતો. જાસુદના ફૂલની માળા પેહેરી તેલથી ખરડાએલો અને નાગો નાગો એકલો જતો હતો. સ્વપ્ન અને જાગ્રતમાં એવી રીતનાં બીજાં પણ કેટલાંએક નિમિત્ત દેખીને મરણથી ત્રાસ પામેલા કંસને ચિંતાનેલીધે નિદ્રાજ આવી નહિ. હે રાજા! માંડ માંડ પ્રભાત પડતાં અને જળમાંથી સૂર્ય બહાર નીકળતાં કંસે મલ્લોની રમતનો મહોત્સવ કરાવ્યો. લોકોએ અખાડાની પૂજા કરી. તૂરી અને ભેરી વાગવા લાગ્યાં. માળા, પતાકા અને વસ્ત્રોનાં તોરણોથી બેસવાના મંચોને શણગાર્યા. બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ નગરના લોકો અને દેશના લોકો તે મંચો ઉપર બેઠા તથા રાજાઓ પણ જેમ પોતાને અનુકૂલ આવે તેમ આસનો નાંખીને તેઓ ઉપર બેઠા. કાર્યભારીઓથી વીંટાએલો અને જેનું હૃદય કચવાયા કરતું હતું એવો કંસ પોતાની નીચેના રાજાઓના મધ્યમાં રાજમંચ ઉપર બેઠો. જેઓની ઉપર મલ્લતાલ સંભળાતો હતો એવી તૂરીઓ વાગતાં શણગારેલા અને ગર્વવાળા મલ્લો પોતપોતાના આચાર્યો સહિત આવ્યા. સુંદર વાજાંથી રાજી થએલા ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ, એ મલ્લો અખાડામાં આવ્યા. કંસે બોલાવેલા નંદઆદિ ગોવાળીઆઓ પણ કંસને ભેટો આપીને એક મંચ ઉપર બેઠા. ૩૮

**नंदगोपादयोगोपा भोजराजसमाहुताः। निवेदितोपायनास्ते एकस्मिन्मंच आविशन् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બેતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ कृष्णश्च रामश्च कृतशौचौ परंतप । मल्लदुंदुभिनिर्घोषं श्रुत्वा द्रष्टुमुपेयतुः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.–'અમોએ ધનુષને ભાંગી નાખવાઆદિ કામ કરીને પોતાનું ઐશ્વર્ય સૂચવ્યા છતાં પણ અમારાં માબાપને છોડતો નથી અને અમને પણ વળી મારી નાખવાની ઇચ્છા કરેછે માટે એ મામો છતાં પણ તેને મારી નાંખવામાં અમને કશો દોષ નથી.' એવી રીતે પેહેલેજ દિવસે જેઓએ પોતાની પવિત્રતા કરી લીધી એવા શ્રીકૃષ્ણ અને બલભદ્ર, મલ્લોનાં નગારાંનો શબ્દ સાંભળીને તે જોવાનેવાસ્તે ગયા. હે રાજા! અખાડાના દ્વારની આગળ આવ્યા ત્યાં તે ઠેકાણે ઉભેલો કુવલયાપીડ નામનો હાથી કે જેને અંબષ્ઠ (મહાવત) હાંકતો હતો તેને ભગવાને દીઠો. ભેઠ બાંધી તથા પોતાના વાંકા કેશ બાંધીને ભગવાને મેઘની ગર્જના સરખી ગંભીર વાણીથી એ હાથીના રક્ષક અંબષ્ઠને કહ્યું કે–'હે અંબષ્ઠ! હે અંબષ્ઠ અમને માર્ગ દે. તુરત ખસી જા અને જો નહિ ખસે તો તને તથા તારા હાથીને હમણાં યમપુરીમાં મોકલી આપુંછું.' એ પ્રમાણે તરછોડેલા અને કોપેલા અંબષ્ઠે મૃત્યુ,મૃ-

* આ ત્રેતાલીશમા અધ્યાયમાં કુવલયાપીડ હાથીને મારી શ્રીકૃષ્ણ તથા બલભદ્રે અખાડામાં પ્રવેશ કરવાનું સૌભાગ્ય તથા ત્યાં ચાણૂરે કરેલું ભાષણ કેહેવામાં આવશે.

ત્યુનું નિમિત્ત કાળ અને મૃત્યુના નિયંતા યમ-જેવા હાથીને ભગવાનની સામે હાંક્યો. હાથીએ સામે દોડીને તુરત પોતાની સુંઢથી ભગવાનને પકડ્યા. ભગવાન્ સુંઢમાંથી છટકી તથા તેને મૂઠી મારીને તેના ચાર પગમાં છુપી ગયા. ભગવાનને નહિ દેખતાં ક્રોધ પામેલા અને સુંઘીને જાણનારા તે હાથીએ વળી ભગવાનને સુંઢમાં પકડ્યા પણ ભગવાન્ બલાત્કારથી નીકળી ગયા. ગરૂડ જેમ નાગને ખેંચે તેમ ભગવાને એ મોટા બળવાળા હાથીને તેનું પુંછડું ઝાલીને લીલામાત્રથી પચવીશ ધનુષ જેટલા પ્રદેશમાં પાછળ પગે ખેંચ્યો. જેમ કોઈ બાલક, ફેરવાતા ગાયના વાંછડાની સાથે ફરે તેમ બાલક શ્રીકૃષ્ણ, ડાબી અને જમણી કોર ફર્યા કરતા તે હાથીની સાથે ફરવા લાગ્યા. પછી સામે આવી પોતાના હાથથી હાથીને પ્રહાર દઈ ભાગતા ભગવાને પગલે પગલે તેને પોતાનો સ્પર્શ કરવા દેતાં પાડી નાંખ્યો. દોડતા ભગવાન્ ક્રીડાથી પૃથ્વી ઉપર પડીને પાછા તુરત ઉઠી ગયા. ભગવાનને પડેલા માની તે ક્રોધ પામેલા હાથીએ પોતાના દાંત ધરતીમાં માર્યા. પોતાનું પરાક્રમ વ્યર્થ જતાં બહુજ ક્રોધ પામેલો અને મહામાત્રો (મહાવતો) જેને હાંક્યા કરતા હતા એવો હાથી ક્રોધથી ભગવાનની સામો દોડ્યો. એ દોડ્યા આવતા હાથીની સામે જઈ ભગવાને પોતાના હાથથી તેની સુંઢ પકડીને તેને પાડી નાંખ્યો. એ પડેલા હાથીને સિંહની પેઠે પગથી દબાવી રમતાં રમતાં તેનો દાંત કાહાડી લઇને ભગવાને તે દાંતથી તે હાથીને તથા તેના રક્ષકોને પણ માર્યા. મરી ગએલા હાથીને છોડી દઈ તેનો દાંત હાથમાં લઇને ભગવાન્ અખાડામાં પધાર્યા. હાથીનો દાંત ખભા ઉપર રાખ્યો હતો, પોતાના શરીરમાં તે હાથીના મદ તથા લોહીના છાંટા ઉડ્યા હતા અને મુખારવિંદ ઉપર પરસેવાની કણીઓ લાગી રેહેવાથી શોભતા હતા. હે રાજા! કેટલાએક ગોવાળીઆઓથી વીંટાએલા અને હાથીના દાંતરૂપી ઉત્તમ આયુધવાળા એ બે ભાઇઓ અખાડાના સ્થાનકમાં પેઠા. મલ્લોને વજરૂપ જણાતા, મનુષ્યોને ઉત્તમ મનુષ્ય જણાતા, સ્ત્રીઓને દેહધારી કામદેવરૂપ જણાતા, ગોવાળીઆઓને સ્વજન જણાતા, દુષ્ટ રાજાઓને દંડ આપનાર જણાતા, પોતાનાં મા-બાપને બાલક જણાતા, કંસને મૃત્યુરૂપ જણાતા, અજ્ઞાનીઓને લોહીથી ખરડાવાનેલીધે સુગામણા જણાતા, યોગીઓને પરમાત્મારૂપ જણાતા અને યાદવોને પરમ દૈવતરૂપ જણાતા શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના મોટા ભાઇની સાથે અખાડામાં ગયા.[1] હે રાજા! કુવલયાપીડ હાથીને મારેલો જાણી અને તે બે ભાઇઓને પણ જીતી લેવા કઠણ જાણી કંસ, દૃઢ મનવાળો છતાં પણ તે સમયમાં બહુજ ઉદ્વેગ પામ્યો. અખાડામાં આવેલા, મોટા હાથવાળા, પોતાની કાંતિથી જોનારાઓના મનનું હરણ કરતા અને જેઓએ વિચિત્ર વેષનાં આભરણ, માળા અને વસ્ત્ર ધર્યાં હતાં એવા એ બે ભાઇઓ ઉત્તમ વેષ ધરનારા બે નટની પેઠે શોભતા હતા. એ બે ઉત્તમ પુરૂષને જોઇને જેઓનાં નેત્ર તથા મોઢાં આનંદના વેગથી પ્રફુલ્લિત થયાં એવા રાજાઓ, નગરના લોકો અને દેશના લોકો તેમનાં મોઢાંને નેત્રથી બહુજ જોવા લાગ્યા અને જોતાં તૃપ્તિ પામતા ન હતા. ભગવાનનાં રૂપ, ગુણ, મીઠાશ અને પ્રૌઢપણાએ જાણે સ્મરણ આપેલું હોય એવી રીતે સઘળા લોકો ભગવાનનાં દેખેલાં અને સાંભળેલાં પરાક્રમોવિષે પરસ્પર વાતો કરવા લાગ્યા કે—'આ બે જણા, સાક્ષાત્ નારાયણ ભગવાનના અંશથી અહીં વસુદેવના ઘરમાં અવતરેલા છે. આ કૃષ્ણ દેવ-

૧ મલ્લોને વજરૂપ જણાતા ઇત્યાદિક દશ વિશેષણોથી એક શ્રીકૃષ્ણમાં રૌદ્ર, અદ્ભુત, શૃંગાર, હાસ્ય, વીર, કરૂણ, ભયાનક, બીભત્સ, શાંત અને વાત્સલ્ય એ દશ રસ અનુક્રમે દેખાડેલા છે.

કીના ઉદરથી જન્મતાં તેને ગોકુલમાં લઈ જવામાં આવેલ છે અને એટલાં વર્ષસુધી નંદરાયના ઘરમાં ગુપ્ત રીતે રહીને મોટા થએલ છે. પૂતના, તૃણાવર્ત્ત, યમલાર્જુન, શંખચૂડ, કેશી, ધેનુકાસુર અને બીજા પણ એવા દુષ્ટ લોકોને આ કૃષ્ણેજ પૂરા કર્યા છે. આ કૃષ્ણે ગોવાળીઆ અને ગાયોને દાવાનલમાંથી મૂકાવ્યાં હતાં, કાલિય નાગનું દમન કર્યું હતું અને ઇંદ્રનો મદ ઉતાર્યો હતો. સાત દિવસસુધી એક હાથથી ગોવર્દ્ધન પર્વત ધર્યો હતો અને વરસાદ, પવન તથા તડકાથી ગોકુલનું રક્ષણ કર્યું હતું. આનું મુખ કે જેમાં જોવું અને હસવું નિરંતર આનંદ ભરેલુંજ છે તેને પ્રેમથી જોયા કરતી ગોપીઓ, વગર પરિશ્રમે અનેક પ્રકારના તાપોને તરતી હતી. કહેવાય છે કે આ કૃષ્ણે રક્ષા કરેલો યદુવંશ બહુજ પ્રખ્યાત થઈને લક્ષ્મી, યશ તથા મોટાઇને પામશે. આ કમળસરખાં નેત્રવાળા બલભદ્ર આના મોટા ભાઈ થાયછે કે જેમણે પ્રલંબાસુર, વત્સાસુર અને બકાસુર આદિને માર્યા છે.[1]" એપ્રમાણે લોકો વાતો કરતા હતા અને વાજાં વાગતાં હતાં તે સમયમાં શ્રીકૃષ્ણ અને બલભદ્રને બોલાવીને ચાણૂર મલ્લે કહ્યું કે—'હે નંદના પુત્ર ! હે બલભદ્ર ! તમો બે જણા, વીર લોકોમાં માન પામેલા અને મલ્લયુદ્ધ કરવામાં કુશલ છો એમ સાંભળી તે મલ્લયુદ્ધ જોવાની ઇચ્છાથી રાજાએ તમોને અહીં બોલાવેલા છે. જે પ્રજા મનથી, કર્મથી અને વાણીથી રાજાને પ્રસન્ન કરે તેઓનું કલ્યાણ થાયછે અને એથી વિરૂદ્ધ ચાલે તેઓનું અકલ્યાણ થાયછે. ગાયો અને વાછડાંઓનું પાલન કરનારા લોકો વનમાં નિરંતર આનંદ કરેછે અને મલ્લયુદ્ધની ક્રીડાઓ કરતાં ગાયોને ચારેછે એ વાત પ્રસિદ્ધજ છે. માટે અમારે અને તમારે રાજાનું પ્રિય કરવું જોઇએ. રાજા પ્રસન્ન થાય એટલે સર્વ પ્રાણીઓ પ્રસન્ન થયાં એમ સમજવું; કેમ કે રાજા સર્વ દેવતારૂપ છે.' મલ્લયુદ્ધને પોતાને પ્યારૂં માનતા શ્રીકૃષ્ણ ભગવાન્, એ ચાણૂરનું વચન સાંભળી તથા તેનો સત્કાર કરી દેશકાળને અનુસરતું વચન બોલ્યા કે—'તમો અને વનમાં ફરનારા અમો પણ કંસ રાજાની પ્રજા છિયે માટે આપણે નિરંતર કંસ રાજાને રાજી કરવા જોઇએજ અને એવી રીતની આપણને રાજાની આજ્ઞા મળે એજ મોટો અનુગ્રહ સમજવો. પરંતુ અમો બાલક છિયે માટે અમારા વડિયાસાથે લડશું; કેમ કે મલ્લયુદ્ધ યોગ્ય રીતે થાય તો મલ્લોની સભાના અધિકારીઓને અધર્મનો સ્પર્શ ન થાય.'

ચાણૂર બોલ્યો કે.—'તું બાલક નથી અને કિશોર પણ નથી; કેમ કે તેં હજાર હાથીના બળવાળા કુવલયાપીડ હાથીને રમતાં રમતાં મારી નાખ્યો. તેમજ બલભદ્ર પણ બળવાળાઓમાં ઉત્તમ છે. માટે તમો બે ભાઇઓએ બળવાળાઓની સાથે લડવું પડશે એમાં કાંઈ પણ અનીતિ નથી. હે કૃષ્ણ ! તું મારી સાથે લડ્ય અને બલભદ્રે મુષ્ટિકની સાથે લડવું. ૯૦

**तस्माद्भवद्भ्यां बलिभिर्योद्धव्यं नानयोऽत्र वै। मयि विक्रम वार्ष्णेय बलेन सह मुष्टिकः॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રેતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ શ્રીશુક ઉવાચ ॥*

**एवं चर्चितसंकल्पो भगवान् मधुसूदनः। आससादाथ चाणूरं मुष्टिकं रोहिणीसुतः॥**

---

[1] જોકે વત્સાસુર અને બકાસુરને શ્રીકૃષ્ણેજ માર્યા છે તોપણ અહીં બલભદ્રે માર્યાનું કહ્યું તે લોકોની વાતોમાં કાંઇક ફેરફાર થવો સ્વભાવિકજ હોયછે તેથી કહ્યું છે.

* આ ચુમાલીશમા અધ્યાયમાં એ બે ભાઇઓએ મલ્લોને તથા કંસાદિકને માર્યા, કંસની સ્ત્રીઓની આશ્વાસના કરી અને માતાપિતાનું દર્શન કર્યું, એ કથા કહેવામાં આવશે.

શુકદેવજી કહેછે.—એપ્રમાણે વાત થતાં જેણે પ્રથમથીજ નિશ્ચય કરી રાખ્યો હતો એવા ભગવાન્, ચાણૂર મલ્લની સાથે અને બલભદ્ર, મુષ્ટિક મલ્લની સાથે મલ્લયુદ્ધ કરવા લાગ્યા. સામસામા હાથથી હાથ અને પગથી પગ મેળવીને જીતવાની ઇચ્છાનેલીધે એકબીજાને ખેંચવા લાગ્યા. એકબીજાના અરત્નિ (કનિષ્ઠા અંગુલિને છૂટ રાખી મુઠીવાળેલા હાથ) માં અરત્નિ, ગોઠણમાં ગોઠણ, માથામાં માથું અને છાતીમાં છાતી પછાડવા લાગ્યા. હલાવવું, ધક્કો દેવો, બાથમાં લઇને દાબવું, નીચે પછાડવું, મૂકી દઇને આગળ જવું અને પાછળ હઠવું એવી ક્રિયાઓથી એકબીજાને પ્રતિબંધ કરતા હતા. ગોઠણ અને પગનો ગોટો વાળી પડેલાને ખસેડવો, હાથથી ઉપાડીને લઈ જવો, વળગી રહેલાને દૂર કરવો, અને પગ આદિ અવયવોનો ગોટો વાળવો, એવી ક્રિયાઓથી એ બન્ને જણા જયની ઇચ્છાનેલીધે એકબીજાના શરીરને પીડા કરતા હતા. હે રાજા! એ બળિયા અને નબળાનું યુદ્ધ જોઇને દયા આવતાં સઘળી સ્ત્રિયો ટોળેટોળાં મળીને પરસ્પરમાં નીચેપ્રમાણે વાતો કરવા લાગી.

સ્ત્રિયો વાતો કરેછે.—અરેરે! આ રાજાના સભાસદો કે જેઓ રાજા જોતાં છતાં બળિયા અને નબળાના યુદ્ધને પોતે પણ સ્વીકારેછે તેઓને આ મોટો અધર્મ લાગેછે. જેઓનાં સઘળાં અંગ વજ્રજેવાં કઠણ છે એવા અને મોટા પહાડ જેવડા આ બે મલ્લ ક્યાં? અને અત્યંત સુકોમળ અંગવાળા તથા જેઓને હજી જુવાની પણ આવી નથી એવા આ બે બાલક ક્યાં? આ સભામાં અવશ્ય ધર્મનું ઉલ્લંઘન થવાનું છે અને જ્યાં અધર્મ ઉઠે ત્યાં કદી પણ ઉભું રેહેવું નહિ જોઇએ. સભાસદોને[1] કેવા કેવા પ્રકારના દોષ લાગેછે એ જાણનાર સમજુ માણસે સભામાં આવવુંજ નહિ જોઇએ; કેમકે જાણતાં છતાં ચૂપ રેહેનાર અથવા અવળું બોલનાર મૂર્ખ માણસને દોષ લાગેછે. શત્રુની ચારેકોર દોડ કરતા આ શ્રીકૃષ્ણનું મુખારવિંદ, જળના બિંદુઓથી કમળના પોટાની પેઠે પસીનાથી વ્યાપ્ત થઈ રહ્યું છે તે જુવો. બલભદ્રનું[1] મુખ કે જે રાતાં નેત્રવાળું, મુષ્ટિકની ઉપર ક્રોધથી ભરાએલું અને હાસ્યથી થએલા આવેશનેલીધે શોભી રહેલું છે તેને તમો કેમ જોતી નથી? મનુષ્યદેહથી[2] ગૂઢ, વનનાં વિચિત્ર પુષ્પોને પેહેરનાર, ગાયોને ચારતા, વેણુ વગાડતા અને જેનાં ચરણને સદાશિવ તથા લક્ષ્મીજી પણ પૂજેછે એવા આ પુરાણપુરૂષ શ્રીકૃષ્ણ જે વ્રજભૂમિમાં બલભદ્રની સાથે અનેક પ્રકારની ક્રીડા કરતા ફરેછે તે વ્રજભૂમિને ધન્ય છે. આ સભાને તો ધિક્કાર છે કે જેમાં આ શ્રીકૃષ્ણ દુઃખ પામેછે. આ ભગવાનનું રૂપ કે જે લાવણ્યનેલીધે સુંદર, સ્વાભાવિક, સમયે સમયે નવીન લાગે એવું, યશ, લક્ષ્મી અને ઐશ્વર્યના અવિચળ સ્થાનકરૂપ, બીજાને નમળે એવું અને જેના સમાન અથવા અધિક કોઇ પણ નથી એવું છે તેને ગોપીઓ પોતાનાં નેત્રોથી જાણે પીજતી હોય તેમ જુવેછે માટે તે ગોપીઓએ ક્યું તપ કર્યું હશે? આપણાં પુણ્ય તો થોડાંજ; કેમકે આપણે આવા અવસરમાં આ રૂપને જોઇએ છિયે. ભગવાનનુંજ ચિંતન કરતી અને પ્રેમનેલીધે આંસુથી ભરાએલા કંઠવાળી ગોપીઓ ખાંડતાં, છાશ કરતાં, લીપતાં, હીચકતાં, છોકરાં રોતાં, પાણી છાંટતાં અને વાશીદું વાળવા આદિ ક્રિયા કરતાં આ ભગવાનનુંજ ગાયન કરેછે માટે મહાભાગ્યશાળી છે. ગાયોની સાથે પ્રાતઃકાલે વ્રજમાંથી જતાં અને સાયંકાલે પાછા વ્રજમાં આવતાં આ ભગવાન્ વેણુ વગાડેછે ત્યારે ભાગ્યશાળી ગોપીઓ તે વેણુનાદને સાંભળી તુરત ઘરમાંથી બહાર નીકળી માર્ગમાં આ ભગવાનના દયાસહિત દર્શન-

૧ બીજી સ્ત્રિયો બોલેછે.

૧ બીજી સ્ત્રિયો બોલેછે. ૨ બીજી સ્ત્રિયો બોલેછે.

વાળા અને મંદ મંદ હસતા મોઢાને જુવેછે.

શુકદેવજી કેહેછે.–હે રાજા! એપ્રમાણે સ્ત્રિયો વાતો કરતાં યોગેશ્વર ભગવાને તેઓનો ભય મટાડવામાટે શત્રુને મારી નાખવાનું મન કર્યું. સ્ત્રીઓની ભયભરેલી વાતો સાંભળી પુત્રના સ્નેહનેલીધે શોકાતુર થએલાં અને પુત્રના બળને નહિ જાણતાં માતાપિતા (દેવકી અને વસુદેવ) પરિતાપ પામવા લાગ્યાં. તે તે અનેક પ્રકારના મલ્લયુદ્ધના પ્રકારોથી શ્રીકૃષ્ણ અને ચાણુર તથા બલભદ્ર અને મુષ્ટિક ન્યાયપ્રમાણે મલ્લયુદ્ધ કરતા હતા. ભગવાનના શરીરના વજ્ર પડવા જેવા કઠણ પ્રહારોથી અંગ ભાંગીજવા માંડતાં ચાણુર મલ્લ વારંવાર ગ્લાનિ પામવા લાગ્યો. ક્રોધ પામેલા તે ચાણુરે શકરાના જેવા વેગથી ઉછળી બે હાથની મુઠીઓ વાળીને ભગવાનની છાતીમાં મારી. જેમ ફૂલની માળા વાગવાથી હાથી કંપે નહિ તેમ ચાણુરના પ્રહારથી ભગવાન્ કંપ્યા નહિ. પછી ભગવાને ચાણુરને બે હાથમાં પકડી ઘણીવાર ફેરવીને તેના જીવિતને ક્ષીણ કરી નાખતાં બલથી ધરતી ઉપર પછાડ્યો. જેનાં ભૂષણ, કેશ અને માળા વિંખાઇ ગયાં એવો ચાણુર ઇંદ્રના[1] ધ્વજની પેઠે પડ્યો. એપ્રમાણેજ મુષ્ટિક કે જેણે બલભદ્રને પ્રથમ મૂઠી મારી હતી તે પણ બલવાળા બલભદ્રના હાથના તળાના ભારે પ્રહારથી પીડાતાં ધ્રુજતો અને મોઢામાંથી લોહી નાખતો પ્રાણરહિત થઇને પવને ઉખેડી નાખેલા વૃક્ષની પેઠે ધરતીપર પડ્યો. હે રાજા! પછી ભારે પ્રહાર દેનારા બલભદ્રે પોતાની સામે આવેલા કૂટ નામના મલ્લને અપમાનથી ડાબી મૂઠી મારીને લીલામાત્રમાં મારી નાખ્યો. તે સમયમાંજ શ્રીકૃષ્ણ ભગવાને શલ નામના મલ્લનું માથું પાટુથી ભાંગી નાખ્યું અને તોશલ નામના મલ્લનાં બે ફાડિયાં કરી નાખ્યાં તેથી તે બે મલ્લ પણ પડીગયા. ચાણુર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ માર્યા જતાં અવશેષ રહેલા મલ્લો પ્રાણના રક્ષણની ઇચ્છાથી સઘળા ભાગીગયા. વાજાં વાગતાં નાચતા અને જેઓએ ઝાંઝર પેહેર્યાં હતાં એવા શ્રીકૃષ્ણ અને બલભદ્ર, પોતાના સરખી અવસ્થાવાળા ગોવાળીઆઓને હાથથી અખાડામાં ખેંચી લઈ તેઓની સાથે મળીને રમવા લાગ્યા. શ્રીકૃષ્ણ અને બલભદ્રનું કામ જોઇને એક કંસવિના બીજા સઘળા બ્રાહ્મણાદિક લોકો રાજી થયા અને 'સારૂં થયું, સારૂં થયું' એમ બોલવા લાગ્યા. પાંચ મલ્લ માર્યા જતાં અને બીજા ભાગી જતાં કંસ પોતાનાં વાજાં બંધ પડાવી નીચેપ્રમાણે બોલ્યો.

કંસ બોલેછે.–વસુદેવના આ દુષ્ટ પુત્રોને ગામમાંથી કાહાડી મૂકો, ગોવાળીઆઓનું ધન લુંટી લીઓ અને દુષ્ટ બુદ્ધિવાળા નંદને બાંધી લીઓ. આ અત્યંત દુષ્ટ અને દુર્બુદ્ધિ વસુદેવને તો તુરત મારીજ નાખો. મારો બાપ ઉગ્રસેન કે જે શત્રુના પક્ષને મળતો છે તેને પણ તેના મળતીઆઓની સાથે મારી નાખો.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે કંસ બકવાદ કરતાં કોપ પામેલા શ્રીકૃષ્ણ પોતાની ચાલાકીથી ઠેકીને તુરત ઊંચા મંચ ઉપર ચડી ગયા. એ પોતાના મૃત્યુરૂપ ભગવાનને આવતા જોઈ ઉત્સાહ (હિમ્મત) વાળા કંસે તુરત આસનપરથી ઉઠીને ઢાલતરવાર લીધી. શકરો જેમ આકાશમાં ફરે તેમ તરવાર લઇને ડાબો જમણો ફર્યા કરતા એ કંસને અસહ્ય અને ઉગ્ર તેજવાળા ભગવાને, ગરૂડ જેમ નાગને પકડે તેમ બલાત્કારથી પકડ્યો. કેશ પકડી તેનો મુકુટ ઉડાડી નાખતાં એ કંસને ઊંચા મંચ ઉપરથી અખાડામાં નાખ્યો અને તેની ઉપર સર્વ જગતના આશ્રયરૂપ[1] અને સ્વતંત્ર ભગવાન્ પોતે

---

[1] ગૌડ દેશમાં કોઈ ઉત્સવના સંબંધમાં પુરૂષના આકારે થાંભલો ઉભો કરી ધ્વજા પતાકા આદિથી શણગારી તેને 'ઇંદ્રધ્વજ' એવું નામ આપેછે. એ થાંભલો જેમ પડે તેમ ચાણૂર પડ્યો.

[1] ભગવાનના શરીરમાં ભાર બહુજ થયે

પડ્યા. સિંહ જેમ મારેલા હાથીને ખેંચે તેમ ભગવાને સર્વ લોકો દેખતાં એ મરી ગએલા કંસને ધરતી ઉપર ખેંચ્યો. (ઘસડ્યો.) તે સમયમાં હે રાજા ! સર્વ લોકોના મોઢામાંથી મોટો હાહાકારનો શબ્દ નીકળ્યો. એ કંસ નિરંતર ઉદ્વેગનેલીધે પીતાં, બોલતાં, ફરતાં, સુતાં અને શ્વાસ લેતાં પોતાની આગળ ભગવાનનેજ દેખતો હતો તેથી બીજાને ન મળે એવા એજ ભગવાનના સ્વરૂપને પાંમ્યો. કંક અને ન્યગ્રોધક આદિ તે કંસના આઠ નાહાના ભાઇઓ ક્રોધ કરી ભાઇનું વેર વાળવાસારૂ યુદ્ધ કરવા દોડ્યા. એવી રીતે મોટા વેગવાળા અને સજ્જ થએલા એ લોકોને, બલભદ્રે સિંહ જેમ પશુઓને મારે તેમ ભોગળ ઉપાડીને મારી નાખ્યા. આકાશમાં દુંદુભિ વાગાં, બ્રહ્મા અને સદાશિવ આદિ દેવ કે જેઓ ભગવાનનીજ વિભૂતિરૂપ છે તેઓ પ્રેમથી પુષ્પવડે ભગવાનને વધાવતાં વખાણ કરવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી. હે રાજા ! પતિઓના મરણથી દુઃખ પામેલી એ લોકોની સ્ત્રિયો રોતી અને માથાં કુટતી કુટતી ત્યાં આવી. રણભૂમિમાં સૂતેલા પોતાના પતિઓનું આલિંગન કરી શોક કરતી અને વારંવાર આંસુ ખેરતી તે સ્ત્રિયો ઊંચા સ્વરથી વિલાપ કરવા લાગી કે—'હે નાથ ! હે પ્રિય ! હે ધર્મને જાણનાર ! હે દયાલુ ! હે દીનબંધુ ! તમે પોતે હણાઈ જઇને ઘર અને પ્રજાસહિત અમોને પણ હણી નાખી છે. હે પુરૂષોમાં ઉત્તમ ! તમે કે જે સ્વામી છો તેનો વિયોગ પામેલી અને જેમાં ઉત્સવ તથા મંગલકાર્ય બંધ પડી ગયાં એવી આ નગરી અમારી પેઠેજ શોભારહિત થઇછે. તમે નિરપરાધ પ્રાણીઓનો ભારે દ્રોહ કર્યો તેથી આ દશાને પામ્યા છો. પ્રાણીઓનો દ્રોહ કરવાથી કોનું સારૂં થાય ? આ શ્રીકૃષ્ણ સર્વ પ્રાણીઓના ઉત્પન્ન કરનાર, રક્ષણ કરનાર અને પ્રલય કરનાર છે તો તેનો દ્રોહ કરનાર કદી પણ સુખ પામે નહિ.'—

શુકદેવજી કેહેછે.—પછી લોકોના રક્ષક શ્રીકૃષ્ણ ભગવાને એ રાણીઓની આશ્વાસના કરી અને મરી ગએલાઓનેવાસ્તેજ કાંઈ લૌકિક કાર્ય કરવાનું કેહેવાયછે તે કરાવ્યું. શ્રીકૃષ્ણ અને બલભદ્રે પોતાનાં માતાપિતાને બંધનમાંથી છોડાવી થોડોક સ્પર્શ કરીને તેઓના ચરણમાં પોતાના મસ્તકથી પ્રણામ કર્યા. પુત્રો પગે લાગ્યા તોપણ એઓને જગતના ઇશ્વિર જાણી શંકાનેલીધે દેવકી અને વસુદેવે તેઓનું આલિંગન કર્યું નહિ (પણ હાથ જોડીને ઉભાં રહ્યાં.)

**देवकी वसुदेवश्च विज्ञाय जगदीश्वरौ। कृतसंवंदनौ पुत्रौ सस्वजाते न शंकितौ ॥५१॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચુમાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**पितरावुपलब्धार्थौ विदित्वा पुरुषोत्तमः। मा भूदिति निजां मायां ततान जनमोहिनीम् ॥**

શુકદેવજી કેહેછે.—'હું પ્રસન્ન થતાં આ માતાપિતાને જ્ઞાન તો કાંઈ દુર્લભજ નથી પણ મને પુત્ર સમજીને મારા ઉપર પ્રેમજ દુર્લભ છે માટે હમણાં આ માતાપિતાને મારાથી થવાનું સાંસારિક સુખ ભોગવ્યા પેહેલાં મારી ઇશ્વિરતાનું જ્ઞાન થયું તે ઠીક નહિ' એમ વિચારી ભગવાને લોકોને મોહ કરનારી પોતાની માયાનો તેઓના ચિત્તમાં વિસ્તાર કર્યો. પછી મોટા ભાઇસહિત પાસે આવીને સ્નેહથી નમતા અને 'હે મા !

---

એ સૂચવવાનેવાસ્તે 'સર્વ જગતના આશ્રયરૂપ' એ વિશેષણ આપ્યું છે.

* આ પીસતાલીશમા અધ્યાયમાં ભગવાને માતાપિતાની અને નંદાદિકની સાંત્વના કરી, ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો અને પોતે ગુરૂને ઘેર રહીને પાછા મથુરામાં પધાર્યા, એ કથા કેહેવામાં આવશે.

હે બાપ! એમ આદરથી બોલતા ભગવાને તે માબાપને નીચેપ્રમાણે કહ્યું.—

ભગવાન્ કેહેછે.– હે પિતા! તમો બન્ને જણાં અમો દીકરાઓનેમાટે નિરંતર ઉત્કંઠા રાખતાં હતાં તોપણ અમારી બાલ્ય, પૌગંડ અને કિશોર અવસ્થાનાં જે સુખ તમોને મળવાં જોઇએ તે કદી પણ મળ્યાં નથી. અમારા દુર્દૈવના યોગથી અમોને તમારી પાસે રેહેવાનું મળ્યું નથી અને માબાપને ઘેર રેહેવાથી બાલકોને જે આનંદ મળેછે તે પણ મળ્યો નથી. સુખની હાનિ તો તમોને તથા અમોને સરખી થઈ પણ તમારી સેવાનો લોપ થયાનેલીધે અમોને તો ધર્મની હાનિ પણ થઈ છે. ધર્માદિક સઘળા પુરૂષાર્થો જેથી થાય છે એવો દેહ જેઓથી ઉત્પન્ન થયો છે અને જેઓએ તેનું પોષણ કર્યું છે એવાં માતાપિતાના ઋણમાંથી પુત્ર સો વર્ષનું આયુષ્ય ભોગવતાં પણ છૂટી શકતો નથી. જે દીકરો પોતે સમર્થ છતાં પણ પોતાના દેહથી અને ધનથી તે માતાપિતાને આજીવિકા ન આપે તે દીકરાને પરલોકમાં યમદૂતો તેનું પોતાનુંજ માંસ ખવરાવેછે. પોતે સમર્થ છતાં જે પુરૂષ મા, વૃદ્ધ પિતા, પતિવ્રતા સ્ત્રી, બાલક પુત્ર, ગુરૂ, અને આશ્રિત બ્રાહ્મણનું પોષણ ન કરે તેને જીવતે મુવો જાણવો. તો અમો કે જેઓ અસમર્થ અને કંસથી નિરંતર ઉદ્વેગ પામતા હતા તેઓના આટલા દિવસો તમારૂં પૂજન નહિ થવાનેલીધે વ્યર્થ ગયા છે. હે પિતા! હે માતા! એટલામાટે અમો કે જેઓ શત્રુની ઘણી કચાટ અને પરતંત્રતાનેલીધે તમારી સેવા કરી શક્યા નથી તેઓના ઉપર તમોએ ક્ષમા કરવી જોઇએ.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે માયાથી મનુષ્યરૂપ થએલા વિશ્વાત્મા ભગવાનની વાણીથી મોહ પામેલાં દેવકી અને વસુદેવ પોતાના પુત્રોને ખોળામાં બેસાડી આલિંગન કરીને આનંદ પામ્યાં. આંસુની ધારાઓથી નવરાવતાં, સ્નેહરૂપી પાશથી બંધાએલાં, મોહ પામેલાં અને જેઓના ગળા સુધી આંસુ પોહોંચી ગયાં હતાં એવાં દેવકી અને વસુદેવ પ્રેમના ભારથી કાંઈ પણ બોલી શક્યાં નહિ. દેવકીના પુત્ર ભગવાને એપ્રમાણે માતાપિતાની આશ્વાસના કરી પોતાના માતામહ (માના બાપ) ઉગ્રસેનને યાદવોનું રાજ્ય આપ્યું અને કહ્યું કે–'હે મહારાજ! અમો કે જેઓ તમારી પ્રજા છિયે તેઓને આપે આજ્ઞા કરવી જોઇએ. યયાતિ રાજાના શાપનેલીધે યદુવંશીઓથી રાજ્યાસન ઉપર બેસાય નહિ એટલામાટે હું રાજ્ય કરીશ નહિ અને તમે પણ જોકે યદુવંશી છો તોપણ મારી આજ્ઞાનેલીધે તમને કશો દોષ નથી. હું ભૃત્ય થઇને તમારી પાસે રહીશ એટલે દેવઆદિ લોકો પણ તમને નમીને કર આપશે ત્યારે બીજા રાજાઓની તો શી વાત કરવી?' પછી જગતના કર્ત્તા ભગવાને યદુ, વૃષ્ણિ, અંધક, મધુ, દશાર્હ અને કુકુર આદિ પોતાના જ્ઞાતિ અને સંબંધીઓ કે જેઓ કંસના ભયનેલીધે પરદેશમાં ભાગી ગયા હતા અને પરદેશમાં રેહેવાથી દુઃખી થઈ ગયા હતા તેઓને પરદેશમાંથી તેડાવી, આશ્વાસના કરી, સત્કાર કરી તથા ધનથી તૃપ્ત કરી પોતપોતાના ઘરોમાં રાખ્યા. શ્રીકૃષ્ણ અને બલભદ્રના હાથથી રક્ષણ પામેલા, પૂર્ણ થએલા અને શ્રીકૃષ્ણ તથા બલભદ્રના પ્રતાપથી તાપ મટી જતાં જેઓના સઘળા મનોરથ સિદ્ધ થયા એવા યાદવો ઘરમાં રમવા લાગ્યા. નિરંતર આનંદ ભરેલું, શોભાવાળું અને દયાસહિત મંદહાસ્યપૂર્વક જોવાવાળું ભગવાનનું મુખારવિંદ પ્રત્યેક દિવસે જોવામાં આવતાં યાદવોમાં જેઓ વૃદ્ધ હતા તેઓ પણ જુવાન થઇ ગયા અને ભગવાનનું મુખારવિંદરૂપી અમૃત વારંવાર નેત્રથી પીવામાં આવતાં યાદવોના શરીરની તથા ઇંદ્રિયોની શક્તિ પણ બહુજ વધી. પછી હે રાજા! દેવકીના

પુત્ર શ્રીકૃષ્ણ અને બલભદ્ર નંદરાયની પાસે આવી તેમનું આલિંગન કરી નીચેપ્રમાણે બોલ્યા.

શ્રીકૃષ્ણ તથા બલભદ્ર કેહેછે.—હે પિતા! સ્નેહભરેલાં તમો બન્ને જણાંએ અમોને ઉછેર્યા છે અને બહુજ લડાવેલા છે. માબાપને પોતાના શરીર કરતાં પણ પુત્રો ઉપર ઘણીજ વધારે પ્રીતિ હોય છે. પોષણ અને રક્ષણ કરવામાં અસમર્થ બંધુઓએ છોડી દીધેલા બાલકોનું જેઓ પોતાના પુત્રની પેઠે રક્ષણ કરે તેઓજ પિતા અને માતા ગણાય. હે પિતા! તમો વ્રજમાં જાઓ. અહીં સંબંધીઓને સઘળી સુખની સગવડ કરી આપ્યા પછી અમો પણ તમો કે જેઓ સ્નેહથી દુઃખ પામનારા સંબંધીઓ છો તેઓને જોવામાટે આવશું.'

શુકદેવજી કેહેછે.—એવી રીતે શ્રીકૃષ્ણ ભગવાને નંદરાયની અને ગોવાળીઆઓની આશ્વાસના કરતાં વસ્ત્ર, અલંકાર અને કાંસાપીતળનાં પાત્ર આદિ આપીને તેઓનું પ્રીતિપૂર્વક પૂજન કર્યું. એવાં ભગવાનનાં વચન સાંભળી ગોવાળીઆઓએ સહિત પ્રેમથી વિહ્વલ થએલા અને આંસુથી નેત્રને ભરી મૂકતા નંદરાય એ શ્રીકૃષ્ણ તથા બલભદ્રનું આલિંગન કરી વ્રજમાં ગયા. પછી શૂરના પુત્ર વસુદેવે પોતાના ગોર ગર્ગાચાર્ય અને બીજા બ્રાહ્મણોની પાસે પોતાના બે પુત્રોનો શાસ્ત્રવિધિપ્રમાણે ઉપનયન (જનોઈ દેવાનો) સંસ્કાર કરાવ્યો. શણગારેલા બ્રાહ્મણોનું પૂજન કરી તેઓને દક્ષિણા આપી અને સોનાની માળાવાળી, શણગારેલી, વાછડાંવાળી તથા જેઓને રેશમી વસ્ત્ર ઓઢાડ્યાં હતાં એવી ગાયો આપી. કંસે અધર્મથી હરી લેવાનેલીધે શ્રીકૃષ્ણ તથા બલભદ્રના જન્મને દિવસે પોતે જે ગાયો દેવાનો સંકલ્પ કરી મુક્યો હતો તેનું સ્મરણ કરીને પુત્રોના જન્મનક્ષત્રને દિવસે મોટી મતિવાળા વસુદેવે તે ગાયો પણ આપી. પછી ઉપનયનસંસ્કાર થતાં દ્વિજપણું પામેલા અને સારા નિયમ પાળનારા એ બે ભાઈઓએ યદુકુલના આચાર્ય ગર્ગમુનિના કેહેવાપ્રમાણે ગાયત્રીસંબંધી બ્રહ્મચર્ય પાળ્યું. પછી સર્વ વિદ્યાઓને ઉત્પન્ન કરનાર, સર્વજ્ઞ અને જગતના ઇશ્વિર છતાં પણ મનુષ્યચેષ્ટાથી પોતાના સ્વતઃસિદ્ધ નિર્મળ જ્ઞાનને ઢાંકતા એ બે ભાઈઓ ગુરૂકુલમાં નિવાસ કરવાની ઇચ્છાથી ઉજ્જૈણના રેહેવાશી સાંદીપનિ નામના બ્રાહ્મણની પાસે ગયા કે જે સાંદીપનિ 'કાશ્ય' પણ કેહેવાતા હતા. બીજાઓને સર્વોત્તમ ગુરૂની સેવા કરવાનું શીખવવાસારૂ પોતેપણ ગુરૂની પાસે યોગ્ય રીતે જઇને જિતેંદ્રિયપણાથી અને પ્રીતિથી દેવનીપેઠે ગુરૂની સેવા કરવા લાગ્યા. શુદ્ધ ભાવવાળી સેવાથી પ્રસન્ન થએલા ઉત્તમ બ્રાહ્મણ સાંદીપનિ ગુરૂએ તે બે ભાઈઓને અંગ અને ઉપનિષદસહિત સઘળા વેદ ભણાવ્યા. મંત્ર અને દેવતાઓના જ્ઞાન સહિત ધનુર્વેદ, ધર્મશાસ્ત્ર, મીમાંસાદિક શાસ્ત્ર, તર્કશાસ્ત્ર તથા છ[1] પ્રકારની રાજનીતિપણ ભણાવી. હે રાજા! સર્વ વિદ્યાઓના ચલાવનાર અને મનુષ્યોમાં સર્વોત્તમ એ બે જણા, ગુરૂના એકવારના કેહેવાથીજ સઘળું શીખી ગયા. જિતેંદ્રિયપણાથી રહેલા એ શ્રીકૃષ્ણ અને બલભદ્ર ચોસઠ અહોરાત્રમાં ચોસઠ કળા* શીખ્યા. પછી હે

---

૧ સંધિ, વિગ્રહ, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય, એ છ પ્રકારની રાજનીતિ ગણાય છે.

* ૧ ગીત=ગાયન. ૨ વાદ્ય=વાજાંવગાડવાં. ૩ નૃત્ય=નાચવું. ૪ લેખ્ય=લખવાની ચાતુરી. ૫ વિશેષકચ્છેદ્ય=જુદા જુદા પ્રકારના ચાંડલાનેમાટે કાતરવાની રીત. ૬ ચિત્રકર્મ=ચીતરામણ. ૭ તંડુલકુસુમબલિપ્રકાર=દેવમંદિરોમાં ચોખાથી અને ફુલોથી સાથીઆ વગેરે જુદા જુદા આકારો કરવા. જેમ હાલ જૈનની સ્ત્રિયો કરેછે. ૮ પુષ્પાસ્તરણ=ફુલ પાથરવાની રીત. ૯ દશનવસનાંગરાંગ=દાંત અને કપડાં વગેરેને રંગ ચડાવવો. ૧૦ મણિભૂમિકાકર્મ=આ-

રાજા! પોતાના ગુરૂને મનગમતી ગુરૂદક્ષિણા માગવાનું કહ્યું. સાંદીપનિ ગુરૂએ

મનુષ્યોમાં ન હોય એવી બુદ્ધિરૂપ તેઓનો અદ્ભુત મહિમાં જોઇને પોતાની સ્ત્રીની સાથે

ગળના વખતમાં ઘરમાં અથવા બગીચામાં તરેહવાર બેઠક બનાવવાની રીત હતી કે જે ઉપર બેસી ઉનાળામાં ખાવા=પીવા વગેરેની મોજ કરતા હતા. ૧૧ શયનરચન=શયનની રચના. ૧૨ ઉદકવાદ્ય=જલવાજાં. ૧૩ ઉદકાઘાત=પાણીમાં તરવું, પીચકારી મારવી અને સુગંધી જળ છાંટવું ઇત્યાદિ. ૧૪ ચિત્રયોગ=વિચિત્ર પ્રકારની યોજના અર્થાત્ ચમત્કારી અખતરાઓ. ૧૫ માલ્યગ્રથનવિકલ્પ=ફુલ ગુથવાની રીતો; જેવી કે ફુલના પંખા બનાવવા વગેરે. ૧૬ શેખરાપીડયોજન=ભાતભાતની પાઘડીઓ તથા ટોપી વગેરે બનાવવાં, કે જે માથે પેહેરવામાં ઉપયોગી થાય. ૧૭ નેપથ્યપ્રયોગ=શણગાર કરવાની રીત. ૧૮ કર્ણપત્રભંગ=કરણફુલ વગેરે કાનનાં ઘરેણાં બનાવવાં. ૧૯ સુગંધયુક્તિ=જાતજાતના સુગંધ બનાવવાની યુક્તિ. ૨૦ ભૂષણયોજન=ઘરેણાં ગંઠવાની રીત. ૨૧ ઐંદ્રજાલ=જાદુના પ્રયોગો. ૨૨ રૂપપરીક્ષા=રૂપની પરીક્ષા, સામુદ્રિક વગેરે. ૨૩ ચિત્રશાકાપૂપભક્ષ્યવિકાર=જાતજાતની રસોઇ. ૨૪ કૌચુમારયોગ=પ્રીતિ ઉપજાવનારા તથા શરીરને સારૂં કરનાર ઈત્યાદિ ઉપાયો જે કુચુમાર નામના આચાર્યે બતાવેલાછે. જેવા કે પૌષ્ટિક ઔષધો, તથા અંગસંકોચના પ્રયોગો. ૨૫ હસ્તલાઘવ=કોઈ વસ્તુ ઉડાવી દેવી ઇત્યાદિ હાથની ચાલાકી. ૨૬ પાનકરસરાગયોજન=શરાબ અને શરબતો બનાવવાની રીત. ૨૭ સૂચીકર્મ=સીવવા તથા ભરવાની રીત. ૨૮ સૂત્રક્રીડા=દોરી સંચારો. ૨૯ પ્રહેલિકા=પરોલી; જેમકે, "છ પગનું છુછું મુછું, નામ દઇને કહુંછું, જુવો બાપા જુવો." અર્થ–જુવો નામનો જીવડો. તથા "ઓણુ નહિને આવતડો એવે નામે નામ, બરડાની આથમણી કોરે ગોતી લેજો ગામ." અર્થ–પોરબંદર. તથા, "અગમગ ત્રણ પગ, લક્કડ ખાય ને પાણી પીએ ને બેઠું રેહે." અર્થ,–ઓરશીઓ. ઇત્યાદિ. ૩૦ પ્રતિમાલા=સંસ્કૃતના અભ્યાસવાળા ઉછરતા છોકરાઓ સામસામી અંત્યાક્ષરી બોલેછે તે. જેમ કે પેહેલા જણના શ્લોકમાં જે અંતે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમાં હોય એવો શ્લોક બીજાએ બોલવો,

વળી તે શ્લોકને અંતે જે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમાં હોય એવો શ્લોક પેહેલાએ બોલવો. એમ કરતાં જેની પાસે ખૂટી જાય તે હાર્યો કેહેવાયછે. ૩૧ દુર્વાચકયોગ=જેનું વારંવાર અને જલદીથી ઉચ્ચારણ કરતાં ગડબડ થઇ જાય એવાં વાક્યો સારી રીતે બોલતાં આવડવાં. જેવાં કે "તાડ ઉપર કાગ બેઠો, ઉતર કાગ તાડ ખાઊં." "રામનામ લેનાર ભલો કે લેવરાવનાર ભલો." "કોકડી ઉપર બોકડી, ઉતર બોકડી કોકડી ખાઊં." ઇત્યાદિ. ૩૨ પ્રતિમાકરણ=નકલ કરવી. જેવી કે મીણ અને માટી વગેરેમાંથી માણસ કે પશુ-પક્ષિ વગેરેનાં પૂતળાં બનાવવાં. ૩૩ પુસ્તકવાચન=ગ્રંથો વાંચવાની કલા. ૩૪ નાટકાખ્યાયિકાદર્શન=નાટક અને આખ્યાન વગેરે બરાબર દેખાડી દેવાં. ૩૫ કાવ્યસમસ્યાપૂરણ=કવિતાની સમસ્યા પૂરવી. ૩૬ પટ્ટિકાવેત્રવાનવિકલ્પ=પાટી અને નેતર ભરવાની રીતો. ૩૭ તર્કુકર્મ=સુતર કાંતવાની તથા ત્રાકડી ઉપર ચડાવી સોનેરી વગેરે વીંટવાની રીત. ૩૮ તક્ષણકર્મ=સુતારનું કામ. ૩૯ વાસ્તુવિદ્યા=ઇમારત બાંધવાની રીત. ૪૦ રૂપ્યરત્નપરીક્ષા=શીક્કા તથા જવાહીર વગેરેની પરીક્ષા. ૪૧ આકારજ્ઞાન=ખાણ જાણવાની કલા. ૪૨ ધાતુવાદ=મટોડીમાંથી ધાતુ કહાડવાના ઉપાયો. ૪૩ મણિરાગજ્ઞાન=જાતજાતનાં નંગોને રંગ આપવો અને ડાંક મુકવાની રીત. ૪૪ વૃક્ષાયુર્વેદયોગ=ઝાડપાન ઉછેરવાની તથા તેનાં દરદ મટાડવાની રીતો. ૪૫ મેષકુક્કુટલાવકયુદ્ધવિધિ=બોકડા, કુકડાં અને લાવાં લડાવવાની રીત. ૪૬ શુકસારિકાપ્રલાપન=મેનાપોપટને બોલતાં શીખવવાં. ૪૭ ઉત્સાદનપ્રસાદન=શરીરને સાફ કરવાનું તથા અભ્યંગ કરવાનું ડાહાપણ. ૪૮ અક્ષરમુષ્ટિકથન=કરપલ્લવી ભાષા; જેમકે "અહિફેન કમલ ચક્ર ટંકરા, તેગ પવન યૌવન શૃંગારા; અંગુલિ અક્ષર ચકુટી હિ માત્રા, રામ કહત સીતાસે બાતા." અર્થ,–અહિફેન એટલે અકારાદિસ્વર સમજવા. કમલ એટલે કવર્ગ. ચક્ર એટલે ચવર્ગ. ટંકાર એટલે ટવર્ગ. તેગ એટલે તવર્ગ. પવન એટલે પવર્ગ. યૌવન એટલે યરલવ. શૃંગાર એટલે શષસહ.

વિચાર કરી પ્રભાસમાં મહાસાગરમાં મરી ગએલો પોતાનો બાલક પુત્ર લાવી દેવાનું તેઓની પાસે માગ્યું. ગુરૂના વચનનો સ્વીકાર કરી અપાર પરાક્રમવાળા એ મહારથી શ્રીકૃષ્ણ અને બલભદ્ર રથમાં બેસી સમુદ્રને કાંઠે આવીને થોડીવાર બેઠા ત્યાં એઓને ઈશ્વર જાણી સમુદ્ર તેઓનેવાસ્તે પૂજન લાવ્યો. ભગવાને સમુદ્રને કહ્યું કે—'અમારા ગુરૂનો બાલક પુત્ર કે જેને તેં અહીં મોટા તરંગથી લીધો છે તેને તુરત આપી દે.' સમુદ્ર બોલ્યો કે—'હે દેવ! એ બાલકને મેં લીધો નથી પણ મારા જળની અંદર ફરનાર અને શંખનું રૂપ ધરનાર એક પંચજન નામનો મોટો દૈત્ય છે તેણે લીધો હશે.' એ વાત સાંભળી ભગવાને તુરત જળમાં જઇને તે દૈત્યને માર્યો પણ તેના પેટમાં બાલકને દીઠો નહિ એટલે માત્ર તેના અંગમાંથી ઉત્પન્ન થએલો શંખ લઇને ભગવાન્ પાછા રથમાં આવ્યા. પછી યમની પ્યારી સંયમની નામની પુરીમાં જઈને બલભદ્રસહિત ભગવાને શંખનાદ કર્યો. પ્રજાઓને દંડ આપનારા યમરાજાએ તે શંખનાદ સાંભળી એ બે ભાઇઓની, ઘણી ભક્તિથી મોટી પૂજા કરી. પછી પ્રણામ કરી સર્વ પ્રાણીઓના અંતર્યામી શ્રીકૃષ્ણને કહ્યું કે—'હે લીલાથી મનુષ્ય થએલા વિષ્ણુ! હું તમારૂં શું કામ કરૂં?' ભગવાને કહ્યું કે—'હે મહારાજ! અમારા ગુરૂનો પુત્ર કે જેને તમે તેના કર્મબંધનનેલીધે અહીં આણેલો છે તેને મારી આજ્ઞા માથે ચડાવીને લાવી આપો.' એ આજ્ઞા માથે ચડાવીને તેણે લાવી આપેલો ગુરૂનો પુત્ર પોતાના ગુરૂને આપીને 'વળી પણ માગો'. એમ શ્રીકૃષ્ણ તથા બલભદ્રે ગુરૂને કહ્યું. ગુરૂ બોલ્યા કે—'હે પુત્રો! તમોએ ગુરૂદક્ષિણા ઘણીજ સારી રીતે આપી. તમજેવાના ગુરૂની કયી ઇચ્છા અપૂર્ણ રેહે? હે વીર પુરૂષો! તમે ઘેર જાઓ. તમારી પવિત્ર કીર્ત્તિ થજો. આ લોકમાં અને પરલોકમાં તમારા વેદ સફળ થજો.' એપ્રમાણે ગુરૂએ આજ્ઞા આપતાં એ બે ભાઇઓ પવન સરખા વેગવાળા અને મેઘસરખા નાદવાળા રથમાં બેસીને પાછા મથુ-

તેમાં જેટલામી આંગળી ઊંચી કરે તેટલામો અક્ષર અને જેટલી ચપટી વગાડે તે પ્રમાણે કકા કિકી વગેરે માત્રા સમજવી. ઈત્યાદિ. ૪૯ મ્લેચ્છિતકવિકલ્પ=ભાષાને બગાડીને બોલવાની રીત. જેમકે સ્મ વચમાં નાખીને અને ચ આગલ નાખીને બોલવા વગેરે. 'તારૂં માથું ભાગીશ' એમ કેહેવું હોય ત્યાં તાસ્મારૂં મારમાથું ભાસ્માગીશ.' 'કાતર' કેહેવી હોય ત્યાં 'ચકાચતચર.' આવી ભાષાઓ ત્રીજા જણને સમજવા દેવો ન હોય ત્યારે વપરાયછે. તેમજ શશિદેવ-મૂલદેવની કલ્પેલી એક ભાષા છે જેમાં અક્ષરો અદલબદલ કરીને બોલાયછે; જેમકે અનંતજી કેહેવું હોય ત્યાં 'કનપડી' બોલાય. આ ભાષા ઘણું કરીને નાગર લોકો બોલેછે. ૫૦ દેશભાષાવિજ્ઞાન=જુદા જુદા દેશોની ભાષા જાણવી; ઇંગરેજી, અરબ્બી, હિબરૂ ઇત્યાદિ. ૫૧ માનસીચિંતા=મનની વાત પારખવી. ૫૨ અભિધાનકોશ=શબ્દોના કોશ જાણવા. ૫૩ છલિતકયોગ=ઉંધું સવળું સમજાવવા તથા ફસાવી દેવા વગેરે છળવાના ઉપાયો. ૫૪ વસ્તુગોપન=વસ્તુ છુપાવી રાખવાની કલા. ૫૫ દ્યૂતવિશેષ=જુદા જુદા પ્રકારના જુગાર રમવાની રીતો. ૫૬ બાલક્રીડનક=બાલકોની રમતો; જેવીકે દડે રમવું, હુડતતત, આંબલીપીપળી અને આંખમીચામણી. ઇત્યાદિ. ૫૭ વૈનયિકી વિદ્યા=સભ્યતા જાળવવાની રીત. ૫૮ વૈજયિકી વિદ્યા=લશ્કરી કવાયદ વગેરે જય મેળવવાની કલા. ૫૯ વ્યાયામિકી વિદ્યા=કસરત, દંડ પીલવા અને જોડી ફેરવવી. ઇત્યાદિ. ૬૦ આકર્ષક્રીડા=સોગઠાંબાજી. ૬૧ યંત્રમાતૃકા= જુદા જુદા યંત્રો કરવાની રીત; જે વિષે કેહેછે કે વિશ્વકર્માએ કરેલો એક ગ્રંથ છે. ૬૨ ધારણમાતૃકા=ધારણા (અષ્ટાવધાન વગેરે) શક્તિ વધારવાની રીત. ૬૩ છંદોજ્ઞાન=જુદાં જુદાં આર્યા તથા ઇંદ્રવજ્રા વગેરે વૃત્તોનું જ્ઞાન. ૬૪ કેશસંમાર્જનકૌશલ=કેશને સાફ અને સારા રાખવાનું ડહાપણ.

રમાં આવ્યા. પ્રજાના સઘળા લોકો કે જેઓએ ઘણા દિવસ થયા એ શ્રીકૃષ્ણ તથા બલભદ્રને નહિ દીઠા હતા તેઓએ દિવસે તે બે ભાઇઓને જોઇને, ગએલું ધન પાછું મળતાં જેમ રાજી થાય તેમ રાજી થયા. ૫૦

**समनंदन् प्रजाः सर्वा दृष्ट्वा रामजनार्दनौ । अपश्यंत्यो बह्वहानि नष्टलब्धधना इव ॥**

**इति श्रीमन्** મહાપુરાણે ભાગવતના દશમસ્કંધનો પીસતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**वृष्णीनां प्रवरो मंत्री कृष्णस्य दयितः सखा । शिष्यो बृहस्पतेः साक्षादुद्धवो बुद्धिसत्तमः ॥**

શુકદેવજી કેહેછે.–[1] યાદવોના ઉત્તમ મંત્રી, બૃહસ્પતિના સાક્ષાત્ શિષ્ય અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા ઉદ્ધવજી ભગવાનના પ્યારા સખા હતા. ભક્તોની પીડા હરનાર ભગવાને એક દિવસે એ પોતાના પ્યારા અને સાચા ભક્ત ઉદ્ધવજીને તેનો હાથ પોતાના હાથથી ઝાલીને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.–હે સૌમ્ય ઉદ્ધવ! તમે વ્રજમાં જાઓ અને અમારાં મા-બાપ (નંદ-યશોદા)ને રાજી કરો. ગોપીઓના મનમાં મારા વિયોગની પીડા છે તેને મારા સંદેશા આપીને નિવૃત્ત કરો. એ ગોપીઓનાં મન અને પ્રાણ મારામાંજ છે અને મારેમાટે તેઓએ પતિ-પુત્રાદિકનો ત્યાગ કર્યો હતો, તો હે ઉદ્ધવ! જે લોકો મારેમાટે આ લોક તથા પરલોકનાં સુખનો ત્યાગ કરેછે તેઓને હું સુખ આપુંછું. પ્યારામાં પ્યારો હું હમણાં દૂર રેહેતાં મારૂં સ્મરણ કરતી અને વિરહની ઉત્કંઠાથી પરવશ થએલી તે ગોપીઓ મુંઝાય છે. મારામાંજ જેઓનો આત્મા છે એવી એ ગોપીઓ, ગોકુલમાંથી નીકળવાના સમયમાં મેં તેઓને પાછું આવવાનું વચન આપ્યું છે તે ઉપરથી ક્રમે કરી માંડ માંડ જીવેછે. જો તેઓનો આત્મા પોતાના દેહમાં હોય તો વિરહના તાપથી બળી ગયાવિના રેહેજ નહિ, પણ મારામાં છે તેથી માંડ માંડ જીવેછે.

શુકદેવજી કેહેછે.–હે રાજા! એપ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં તેમનો સંદેશો લઈ રથમાં બેસીને ઉદ્ધવજી ગોકુલમાં ગયા. સૂર્ય આથમ્યો તે સમયે, વ્રજમાં જતી ગાયોની ખરીની રજથી જેનો રથ[2] ઢંકાઈ ગયો હતો એવા ઉદ્ધવજી સુંદર વ્રજમાં પોહોંચ્યા. એ સમયે વ્રજમાં ગાયોનેમાટે લડતા મદોન્મત્ત ખૂંટો નાદ કરી રહ્યા હતા. આઉના ભારવાળી ગાયો પોતાનાં વાછડાંઓની પાસે દોડી જતી હતી. ચારેકોર ઠેકતાં ધોળાં વાછડાંઓથી શોભા થઈ રહી હતી. દૂધ દોહોવાના ધમકારા, 'મુક્ય, મુક્યમાં, લઇજા, લાવીદે, આપ્ય અને લે,' ઈત્યાદિક દોહોવાના સમયના શબ્દો અને વેણુના શબ્દો વ્યાપી રહ્યા હતા. બલભદ્ર તથા શ્રીકૃષ્ણનાં શુભ કર્મોનું ગાયન કરતી અને શણગારેલી ગોપીઓ તથા ગોવાળીઆઓ શોભી રહ્યા હતા. અગ્નિ, સૂર્ય, અતિથિ, ગાયો, બ્રાહ્મણો પિતૃ અને દેવતાઓનાં પૂજન જેઓમાં થતાં હતાં એવાં ગોવાળીઆઓનાં ઘરોથી અને ધૂપ, દીપ તથા પુષ્પોથી મનનું હરણ થતું હતું. ચારેકોર વન પ્રફુલ્લિત થઇ રહ્યાં હતાં. પક્ષીઓ અને ભ્રમરો નાદ કરી રહ્યા હતા.

---

* આ છેતાલીશમા અધ્યાયમાં ઉદ્ધવજીને વ્રજમાં મોકલી ભગવાને તેમની વાણીથી યશોદા અને નંદરાયનો શોક ટાળ્યો, એ કથા કેહેવામાં આવશે. ૧ ઉપનયનસંસ્કાર થયા પછી યથેષ્ટ આચરણનો ત્યાગ કરી તથા ગુરૂપાસેથી જ્ઞાન મેળવી બહુજ જિતેંદ્રિયપણાથી રહેલા શ્રીકૃષ્ણે પોતાના મિત્રની પાસે ગોપીઓને ઉપદેશ કરાવ્યો એ પ્રસંગ કેહેછે.

૨ આ ઉપરથી એમ સૂચવ્યું છે કે રજથી રથ ઢંકાઈ જતાં ઉદ્ધવજી આવ્યાનું ગોપીઓના જાણવામાં ન આવ્યું તેથી ઉદ્ધવજીને નંદરાયનો સમાગમ થયો.

હંસ અને કારંડવ પક્ષીઓથી વ્યાપ્ત થએલાં કમળનાં વન શોભા આપતાં હતાં. નંદરાયે વ્રજમાં આવેલા એ ભગવાનના પ્રિય અનુચરને મળી આલિંગન કરી ઈશ્વરબુદ્ધિથી તેમનું પૂજન કર્યું. દૂધપાક જમાડ્યો, સારી તળાઈ ઉપર સુખથી સુવાડ્યા અને પગ ચાંપવા આદિથી તેમનો પરિશ્રમ મટાડ્યો. પછી નંદરાયે પૂછયું કે–'હે ભાગ્યશાળી ઉદ્ધવ! કષ્ટમાંથી છૂટેલા, પુત્રાદિકનો સમાગમ પામેલા અને સંબંધીઓથી વીંટાએલા અમારા સખા વસુદેવ કુશલ છે? પાપી કંસ કે જે સાધુ અને ધર્માત્મા યાદવોનો સર્વદા દ્વેષ કરતો હતો તે પોતાના અનુચરોસહિત પોતાનાં પાપથી માર્યો ગયો એ સારૂં થયું. શ્રીકૃષ્ણ અમને, એમની માને, સંબંધીઓને, મિત્રોને, ગોવાળીઆઓને, ગાયોને, વૃંદાવનને, ગોવર્દ્ધનપર્વતને અને પોતેજ જેના નાથ છે એવા વ્રજને સંભારે છે? સ્વજનોને જોવાસારૂ શ્રીકૃષ્ણ એકવાર અહીં આવશે? જ્યારે આવશે ત્યારે નાસિકા, મંદહાસ્ય અને નેત્ર જેમાં સુંદર છે એવાં એ શ્રીકૃષ્ણનાં મુખને દેખીશું. દાવાનલ, પવન સહિત વરસાદ, અરિષ્ટાસુર, અઘાસુર અને એવાજ બીજા ભયંકર ત્રાસોથી મહાત્મા શ્રીકૃષ્ણે અમારી રક્ષા કરીછે. શ્રીકૃષ્ણનાં પરાક્રમ, લીલાપૂર્વક નેત્રની અણીઓથી જોવાં, હાસ્ય અને ભાષણને સંભારતાં અમારી સઘળી ક્રિયાઓ શિથિલ થઈ જાયછે. શ્રીકૃષ્ણનાં પગલાંથી શોભી રહેલાં નદી, પર્વત, વનના પ્રદેશો, અને બીજાં પણ તેમનાં રમવાનાં સ્થાનકોને જોતાં અમારૂં મન શ્રીકૃષ્ણરૂપ થઇ જાયછે. ગર્ગાચાર્યના વચનપ્રમાણે શ્રીકૃષ્ણ અને બલભદ્ર દેવતાઓનું મોટું કામ કરવાનેમાટે પૃથ્વીમાં કોઇ મોટા દેવ આવ્યા છે એમ માનુંછું. સિંહ જેમ પશુને મારે તેમ દશ હજાર હાથીના બળવાળા કંસને, મલ્લને અને કુવલયાપીડ હાથીને લીલામાત્રમાં મારી નાંખ્યા તથા હાથી જેમ લાકડીને ભાંગી નાખે તેમ ત્રણ તાલ જેવડા અત્યંત દૃઢ ધનુષને ભાંગી નાંખ્યું. સાત દિવસ સુધી એક હાથથી પર્વતને ધરી રાખ્યો અને પ્રલંબાસુર, ધેનુકાસુર, તૃણાવર્ત, બકાસુર અને એવાજ બીજા પણ જગતને જીતી લેનારા દૈત્યોને લીલાથી મારી નાંખ્યા એ જોવાથી પણ શ્રીકૃષ્ણ તથા બલભદ્ર કોઈ મોટા દેવ છે એમ માની શકાય છે.'

શુકદેવજી કહેછે.–જેની બુદ્ધિ ભગવાનમાં લાગી રહી હતી એવા, બહુજ ઉત્કંઠાવાળા અને પ્રેમના પ્રસારથી વિહ્વલ થએલા નંદરાય એપ્રમાણે સંભારી સંભારી પછી ચૂપ રહ્યા. વર્ણન કરાતાં પોતાના પુત્રનાં ચરિત્ર સાંભળી સ્નેહનેલીધે જેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું એવાં યશોદાજી આંસુ ખેરવા લાગ્યાં. એવી રીતે શ્રીકૃષ્ણ ભગવાનમાં એ નંદયશોદાનો પરમ પ્રેમ જોઈ ઉદ્ધવજીએ પ્રીતિથી નંદરાયને નીચેપ્રમાણે કહ્યું.

ઉદ્ધવજી કહેછે.–હે માન આપનારા! સર્વના ગુરૂ નારાયણમાં તમોએ આવી રીતની બુદ્ધિ રાખી છે તેથી તમો બન્ને જણાં આ લોકના સઘળા પ્રાણિઓમાં બહુજ વખાણવા યોગ્ય છો. જગતનાં નિમિત્ત અને ઉપાદાનકારણરૂપ જે પુરૂષ અને પ્રકૃતિ કહેવાયછે તે એ શ્રીકૃષ્ણ અને બલભદ્રજ છે. સર્વ શરીરોમાં પ્રવેશ કરી તે તે ઉપાધિઓથી ભિન્ન ભિન્ન જણાતા જીવોના નિયંતા પણ એ પુરાણપુરૂષોજ છે. હે મહાત્મા! માણસ પ્રાણ જવાના સમયમાં ક્ષણમાત્ર પણ પોતાનું શુદ્ધ મન જેમાં રાખે તો તુરત કર્મની વાસનાનો ત્યાગ કરી જ્ઞાની અને શુદ્ધ સત્ત્વમય થઇને પરમ ગતિ પામેછે તે સર્વના આત્મા, કારણરૂપ અને પ્રયોજનથી જેણે મનુષ્યદેહ ધર્યો છે એવા ભગવાનમાં તમો બન્ને જણાં સર્વદા ભાવ રાખો છો તો હવે તમારે બીજું કયું કૃત્ય અવશેષ રહ્યું છે? યાદવોના પતિ શ્રીકૃષ્ણ ભગવાન્ થોડા કાળમાં વ્રજમાં પધારશે અને તમો કે જેઓ તેમનાં

માતાપિતા છો તેઓનું પ્રિય કરશે. સર્વ યાદવોથી વિરૂદ્ધ ચાલનારા કંસને અખાડાની વચમાં માર્યા પછી શ્રીકૃષ્ણે તમોને મળીને જે કહ્યું છે તે સાચું કરશે. હે મોટા ભાગ્યવાળાં! ખેદ કરો મા. ભગવાનને તમે પાસેજ દેખશો; કેમકે કાષ્ઠોમાં અગ્નિની પેઠે તે સર્વ પ્રાણિઓની અંદર રેહેછે. પોતાનાં પ્યારાં મા-બાપ આદિને મૂકીને અહીં કેમ આવશે એવી શંકા રાખશો નહિ; કેમકે નિરભિમાન અને સર્વમાં સમાન એ ભગવાનને કોઇ પ્રિય નથી, કોઈ અપ્રિય નથી, કોઈ ઉત્તમ નથી અને કોઈ અધમ પણ નથી. એમને માતા, પિતા, ભાર્યા, પુત્રાદિક, પોતાનો, પરાયો, દેહ કે જન્મ એ કાંઈ પણ નથી. એમને કર્મ પણ નથી તોપણ લોકમાં ક્રીડા કરવાનેમાટે અને સાધુલોકોના રક્ષણનેમાટે સારી-નરસી અને મિશ્ર યોનિઓમાં પ્રકટ થાયછે. એ અજન્મા ભગવાન્ પોતે નિર્ગુણ હોવાનેલીધે ક્રીડારહિત છતાં પણ સત્ત્વ, રજ, અને તમ એ માયાના ગુણોને ભજેછે અને તે ગુણોથી ક્રીડા કરતાં સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલય કરેછે. જેમ ફુદડી ફરનાર માણસની ફર્યા કરતી દૃષ્ટિથી, જાણે પૃથ્વીજ ફરતી હોય એમ જણાયછે અને જેમ કર્મ કર્યા કરતા ચિત્તથી તેમાં અધ્યાસનેલીધે જાણે આત્માજ કર્મ કરતો હોય એમ જણાયછે તેમ સૃષ્ટિઆદિ સઘળું માયાથી થતાં છતાં પણ જાણે પરમાત્મા એ કરતા હોય એમ જણાયછે. એ શ્રીકૃષ્ણ ભગવાન્, કેવળ તમારાજ પુત્ર નથી પણ સર્વના પુત્ર છે; અને પુત્ર છે એટલુંજ નહિ પણ સર્વના આત્મા, પિતા, માતા અને ઇશ્વર પણ એજ છે. દેખેલી, સાંભળેલી, ભૂત, ભવિષ્ય, વર્તમાન, સ્થાવર, જંગમ, નાહાની કે મોટી કાંઇ પણ વસ્તુ ભગવાનવિના નોખી સત્તાવાળી કહી શકાતીજ નથી. માટે સર્વરૂપ એ ભગવાનજ એક સત્ય છે.

શુકદેવજી કેહેછે.—હે રાજા! નંદરાય અને ભગવાનના અનુચર ઉદ્ધવજી એપ્રમાણે વાતો કરતાં તે રાત્રિ વીતી ગઈ. ગોપીઓ ઉઠી દીવા કરી ઘરને સ્વચ્છ કર્યા પછી છાશ કરવા લાગી. એ ગોપીઓ જેઓમાં અનેક કંકણ પેહેર્યાં હતાં એવા હસ્તોથી નેતરાં ખેંચતી હતી. નિતંબ, સ્તન અને હાર હાલતા હતા. કપોલ, કુંડળથી શોભી રહ્યાં હતાં. મોઢા ઉપર રાતાં કેસર લગાવ્યાં હતાં અને આભૂષણના મણિઓ દીવાથી દીપી રેહેતાં બહુજ શોભતી હતી. ભગવાનનું ગાન કરતી વ્રજાંગનાઓનો શબ્દ કે જે દહિના મથનના શબ્દથી મિશ્રિત થયો હતો અને જેથી દિશાઓનું અમંગળ ટળી જતું હતું તે છેક આકાશસુધી પોહોંચતો હતો. સૂર્યનારાયણ ઉગતાં વ્રજના દ્વારમાં સોનાનો રથ જોઇને ગોપીઓ પરસ્પરમાં વાતો કરવા લાગી કે—'આ રથ કોનો છે? કંસનો અર્થ સાધનાર અક્રૂર કે જે કમળસરખા નેત્રવાળા શ્રીકૃષ્ણને મથુરામાં લઇ ગયોછે તે ફરીવાર આવ્યો કે શું? એનો ધણી કંસ કે જે મરી ગયોછે તેને આપણાં માંસના પિંડ દેવા આવ્યોછે કે શું?' એપ્રમાણે સ્ત્રિયો વાતો કરતી હતી ત્યાં યમુનાજીમાં પોતાના સ્નાનાદિક નિયમ પૂરા કરીને ઉદ્ધવજી આવ્યા.

**किं साधयिष्यत्यस्माभिर्भर्त्तुः प्रेतस्य निष्कृतिम् । इति स्त्रीणां वदंतीनामुद्धवोऽगात् कृतान्हिकः ॥ ४९ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છેતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**तं वीक्ष्य कृष्णानुचरं व्रजस्त्रियः प्रलंब-**

---

* આ સડતાલીશમા અધ્યાયમાં ભગવાનની આજ્ઞાથી ગોપીઓને તત્ત્વનો ઉપદેશ કરી તેઓની આજ્ઞા લઇને ઉદ્ધવજી પાછા મથુરામાં આવ્યા, એ કથા કેહેવામાં આવશે.

**बाहुं नवकंजलोचनम् । पीतांबरं पुष्करमालिनं लसन्मुखारविंदं परिमृष्टकुंडलम् ॥१॥**

શુકદેવજી કેહેછે.—એ ભગવાનના અનુચર ઉદ્ધવજી કે જેના હાથ લાંબા હતા, નેત્ર નવીન કમલસરખાં હતાં, વસ્ત્ર પીળાં હતાં, કમળની માળા પેહેરી હતી, મુખારવિંદ શોભતું હતું અને કુંડલ સ્વચ્છ હતાં. તેમને જોઈ 'આ રૂપાળો અને ભગવાનના સરખાંજ વેષ તથા ભૂષણવાળો કોણ છે? ક્યાંથી આવ્યો છે? અને કોનો છે?' એમ બોલતી અને સુંદર હાસ્ય કરતી સઘળી ગોપીઓ ભગવાનનાં ચરણારવિંદના ભક્ત એ ઉદ્ધવજીને ઉત્કંઠાથી ઘેરીવળી. વિશ્વાસથી નમન કરતી ગોપીઓ એ ઉદ્ધવજીને ભગવાનનો સંદેશો લાવેલા જાણી લાજસહિત હાસ, જોવાં અને પ્રિયવચનાદિકથી સત્કાર કરી એકાંતમાં આસનપર બેસાડી નીચેપ્રમાણે કેહેવા લાગી.—

ગોપીઓ કેહેછે.—તમે ભગવાનના પાર્ષદ અહીં આવેલા છો તે અમે જાણિયે છિયે. ભગવાને માબાપને રાજી કરવાસારૂ તમને અહીં મોકલ્યા છે; કેમ કે બંધુઓનો સ્નેહસંબંધ મુનિથી પણ છોડાવો બહુ કઠણ છે. આ વ્રજમાં માબાપવિના બીજા કોઈનું ભગવાન્ સ્મરણ કરે તે અમો ધારતી નથી. સ્વાર્થનેમાટે બીજાંઓની સાથે કેટલી મૈત્રી? તો સ્વાર્થ સરે ત્યાંસુધીની, નામમાત્રની અને પુરૂષો જેવી સ્ત્રીઓની સાથે કરેછે અને ભ્રમરો જેવી પુષ્પની સાથે કરેછે એવી છે. જેમ વેશ્યાઓ નિર્ધન પતિને છોડી દે, પ્રજા અશક્ત રાજાને છોડી દે, ભણી રહેલા શિષ્યો આચાર્યને છોડી દે, ઋત્વિજો દક્ષિણા લીધા પછી યજમાનને છોડી દે, પક્ષીઓ ફળ જતાં રેહેતાં વૃક્ષને છોડી દે, અતિથિઓ જમીને ઘરને છોડી દે અને મૃગો બળી ગએલા વનને છોડી દે તેમ જારપુરૂષ પ્રેમવાળી સ્ત્રીને ભોગવીને છોડી દેછે.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે શ્રીકૃષ્ણના દૂત ઉદ્ધવજી વ્રજમાં આવતાં, ભગવાનનાં કર્મો કે જે તેમણે બાલ અને કિશોર અવસ્થામાં કર્યાં હતાં તેઓને સંભારી સંભારી લાજ મૂકીને રોતી અને જેઓનાં મન, વચન તથા કાયા ભગવાનમાંજ લાગી રહ્યાં હતાં એવી ગોપીઓ લોકનો વ્યવહાર છોડીને પૂછતી હતી. ભગવાનના સમાગમનું ધ્યાન કરતી કોઈ ગોપી ભ્રમરાને જોઈ તેને ભગવાને મોકલેલો દૂત કલ્પીને ઉદ્ધવજીના ઉદ્દેશથી નીચેપ્રમાણે બોલી.—

ગોપી ભ્રમરને કેહેછે.—હે ભ્રમર! હે ધૂતારાના મિત્ર! શોક્યના સ્તનથી મર્દાએલી શ્રીકૃષ્ણની વનમાલાના કેસરથી ખરડાએલી મૂછોવડે મારા પગનો સ્પર્શ કર મા. જેનો તું આવો દૂત છે તે ભગવાન્ મારી શોક્યોનેજ ભલે મનાવે કે જે વાતની યાદવોની સભામાં હાંસી થતી હશે. તારા જેવા સ્વાર્થી ભગવાને અમોને પોતાનું મોહક અધરામૃત એકવાર પાઇને પછી ફૂલની પેઠે તુરત છોડી દીધી છે. અરે! લક્ષ્મીજી એવા આપસ્વાર્થી ભગવાનનાં ચરણારવિંદને કેમ સેવેછે? હું ધારૂંછું કે ભગવાનની ખોટી વાતોથી લક્ષ્મીજીનું ચિત્ત હરાઈ ગયું હશે તેથી તે સેવેછે; પણ અમોને એવી ભોળી સમજવી નહિ. હે ભ્રમર! અમો કે જેઓ ઘર વગરની છિયે તેઓની આગળ વારંવાર યાદવોના પતિનું ગાયન તું શામાટે કરેછે? અમે તો એ કૃષ્ણને બહુજ જોઈ મુક્યાછે. હમણાં જે સ્ત્રિયો એ કૃષ્ણની સખીઓ થએલી છે તેઓની પાસે તે કૃષ્ણના પ્રસંગનું ગાયન કર. જેઓના કામજ્વરને ભગવાન્ મટાડેછે એવી એ ભગવાનની પ્યારીઓ તને જે જોઈતું હશે તે દેશે. હે કપટી! સુંદર હાસ અને ભ્રકુટીના ચાળા કરનારા તે ભગવાનને સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાંની કયી સ્ત્રિયો ન મળે એમ છે? લક્ષ્મીજી પણ તેમના ચરણની રજને સેવેછે ત્યારે અમે કોણમાત્ર

છિયે? તોપણ તારે ભગવાનને એટલું કેહેવું કે—'જે પુરૂષ દીન ઉપર દયા કરે તેજ મહાત્મા અને મોટી કીર્ત્તિવાળો કેહેવાયછે.' મારા પગમાં માથું મૂક મા. ભગવાનની પાસેથી શીખી આવી કાલાવાલા કરી તું અમારી પ્રાર્થના કરેછે તે સઘળું હું જાણુંછું. અમો કે જેઓએ ભગવાનનેમાટે સંતાન, પતિ અને પરલોકનો ત્યાગ કર્યો તેઓને એ ચંચલ મનના ભગવાને છોડી દીધી છે તો હવે તેની સાથે શું સમાધાન કરવું? રામાવતારમાં એ ભગવાને પારાધી જેવું કામ કરીને વાળી વાનરાને વીંધી નાખ્યો હતો અને સ્ત્રીને પરવશ થઇને શૂર્પણખા કે જે કામનાથી આવી હતી તેનાં કાન-નાક કાપી નાંખ્યાં હતાં. તેમજ વામનાવતારમાં કાગડા જેવું આચરણ કરી બળિરાજાનું સઘળું ખાઈ જતાં પાછો તેને બાંધી લીધો હતો તો, એવી એવી વાતો સંભારીને હું એ ભગવાનથી બીઉંછું માટે હવે એમની સાથે મૈત્રી કરવાનું કશું કામ નથી તોપણ તેમની વાત કરવાનું તો છોડી શકાય એમ નથી. એ ભગવાનના ચરિત્રરૂપી કર્ણામૃતની કણી એકવાર સેવાઈ ગયાથી પણ રાગદ્વેષાદિક મટી જતાં ઘરનાં રાંક કુટુંબને તુરત છોડી દઇ, કંગાલ તથા જીવતે મુવાજેવા થઈ અને પક્ષીઓની પેઠે કેવળ આહારનીજ આવશ્યકતા રાખી આ જગતમાં ઘણા જણ ભીખ માગતા થયા છે તોપણ એ ભગવાનની વાત કરવાનું અમારાથી છોડી શકાતું નથી. જેમ કાળિયારની સ્ત્રી ભોળી મૃગલીઓ પારાધીના ગાયનને નિષ્કપટ માનવાથી બાણથી ઘવાઇને પછી એકલી પીડાજ દેખેછે તેમ અમે પણ એ કપટી ભગવાનના બોલવાને સાચું માનવાથી નખક્ષત (નખના ઘા) આદિથી ઘવાઇને હવે કામદેવ કે જે તેમના નખના સ્પર્શથી બહુજ વધ્યોછે તેસંબંધી પીડાને વારંવાર દેખિયે છિયે. માટે હે દૂત! એ વિના બીજી વાત કર: હે પ્યારાના મિત્ર! તું એકવાર અહીંથી જઇને પાછો આવ્યો તે, પ્યારાના મોકલવાથી આવ્યો? તારે શું જોઇએ છે? માગી લે. કેમ કે તું મારે પૂજ્ય છો. જેનો સમાગમ છોડવો કઠણ પડે એવા ભગવાનની પાસે તું અમને લઈ જવા માગેછે? હે સૌમ્ય! લક્ષ્મી વહુ તો સર્વદા તેમની સાથેજ રહેછે અને વળી છાતીમાં રહેછે માટે અમારૂં શું પ્રયોજન છે? હે સૌમ્ય! શ્રીકૃષ્ણ ગુરૂને ઘેરથી આવીને હમણાં મથુરામાં છે? બાપના ઘરને અને પોતાનાં મિત્ર ગોવાળીઆઓને સંભારેછે? કોઈ સમયે પણ અમો દાસીઓની વાત કહાડેછે? પોતાના અગરૂ જેવા સુગંધી હાથને અમારા મસ્તકપર ક્યારે ધરશે?

શુકદેવજી કેહેછે.—એ સઘળું સાંભળી ઉદ્ધવજીએ ભગવાનના દર્શનની તૃષ્ણાવાળી એ ગોપીઓને ભગવાનના સંદેશાથી સાંત્વના કર્યા પેહેલાં નીચેપ્રમાણે કહ્યું.—

ઉદ્ધવજી કેહેછે.—અહો! તમો કે જેઓનું મન વાસુદેવ ભગવાનમાં આવી રીતે લાગી રહ્યુંછે તેઓ કૃતાર્થ અને જગતમાં સત્કાર પામનારી છો. દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન, નિયમો અને બીજાં પણ અનેક શુભ સાધનોથી ભગવાનમાં ભક્તિ પ્રાપ્ત થાયછે. મોટી કીર્ત્તિવાળા ભગવાનની મુનિઓને પણ ન મળે એવી ઉત્તમ ભક્તિ તમે કરોછો એ ઘણું યોગ્ય છે. પતિ, પુત્ર, દેહ, સ્વજન અને ઘરને છોડી દઈ તમો શ્રીકૃષ્ણ નામના પરમપુરૂષને વરી, એ ઘણું સારૂં કર્યું. હે ભાગ્યશાળી ગોપીઓ! તમોને વિરહથી ભગવાનની સાચી ભક્તિ મળી છે અને એ ભક્તિ દેખાડવાથી મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે. હે ભલી સ્ત્રિયો! હવે તમોને સુખ આપનાર ભગવાનનો પ્યારો સંદેશો સાંભળો કે જે સંદેશો લઇને, ભગવાનનાં રહસ્ય કામ કરનારો હું આવેલો છું.

ભગવાન્ કેહેછે.—તમોને મારો વિયોગ કોઈ સમયે પણ સર્વથા નથી; કેમ કે આ-

કાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ મહાભૂતો જેમ સ્થાવરજંગમ સઘળા પદાર્થોમાં રહ્યાં છે તેવી રીતે હું પણ ભૂત, ઇંદ્રિય અને ગુણના અધિષ્ઠાનપણાથી સર્વમાં રહ્યો છું. હું પોતાની માયાના પ્રભાવથી પોતાના સ્વરૂપમાં ભૂત, ઇંદ્રિય અને ગુણરૂપે પોતાથીજ પોતાને સ્રજું છું, પાલન કરૂંછું અને પ્રલય કરૂંછું. ભૂતાદિકરૂપ થવાથી આત્માને કશો દોષ લાગતો નથી; કેમ કે આત્મા તો શુદ્ધ છે, કોઈ ગુણમાં સંબંધ પામતો નથી, સર્વ ગુણથી જુદો છે અને જ્ઞાનસ્વરૂપ છે. માયાથી થએલાં મનની વૃત્તિરૂપ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ નામની અવસ્થાઓનેલીધે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપે જણાયછે પણ પોતાથી તેરૂપ નથી. જાગેલો પુરૂષ જેમ સ્વપ્નને ખોટુંજ જાણેછે તેમ વિદ્વાનો જેઓને ખોટાજ ગણેછે એવા વિષયોનું જે મનથી ચિંતન થાયછે અને ચિંતન કરતાં કરતાં ઇંદ્રિયોને પ્રાપ્ત થવાયછે તે મનને આલસ્ય મૂકીને રોકવું જોઇએ. વેદ, અષ્ટાંગ યોગ, આત્મા-અનાત્માનો વિવેક, સંન્યાસ, સ્વધર્મ, ઇંદ્રિયોનું દમન અને સત્ય, એઓનું ફળ મનનો નિરોધજ છે. જેમ સઘળી નદીઓ અંતે સમુદ્રમાં પોહોંચે છે તેમ વિદ્વાનોએ ઠરાવેલાં એ સઘળાં સાધનો અંતે મનના નિરોધરૂપ ફળનેજ લાગુ પડેછે. તમોને[1] પ્યારો હું તમારી દૃષ્ટિઓથી દૂર રહુંછું તે તમોને મારૂં ધ્યાન કરાવવાની ઇચ્છાથી અને ધ્યાન કરાવીને તમારા મનને મારી પાસે રાખવાનેમાટે રહુંછું. દૂર રહેલા પ્યારામાં સ્રિયોનું મન જેવું લાગી રહેછે તેવું પ્રત્યક્ષ રીતે પાસે રહેલો હોય તો તેમાં લાગતું નથી. સઘળી વૃત્તિઓને છોડી દેતાં સઘળું મન મારામાંજ રાખી નિરંતર મારૂં સ્મરણ કરવાનેલીધે તમો થોડા કાળમાં મને પામશો. હે ભલી સ્રિયો! હું જે સમયમાં વૃંદાવનમાં રાત્રિએ ક્રીડા કરતો હતો તે સમયમાં પોતાના સ્વામીઓએ રોકી રાખવાનેલીધે જે સ્રિયોને મારી સાથે રાસ રમવાનું નહિ મળ્યું હતું તે સ્રિયો મારા પરાક્રમોના ચિંતનથીજ મને પામી ગઈ છે.

શુકદેવજી કેહેછે.— એપ્રમાણે પ્રાણપ્રિય ભગવાનના સંદેશા સાંભળી રાજી થએલી અને તેમના સંદેશાથી જેઓને સ્મરણ પ્રાપ્ત થયું એવી ગોપીઓએ ઉદ્ધવજીને નીચેપ્રમાણે કહ્યું.—

ગોપીઓ કેહેછે.— યાદવોના શત્રુ અને દુઃખદાયી કંસને તેના અનુચરો સહિત માર્યો એ ઘણું સારૂં કર્યું. અને જેઓના સર્વ મનોરથ પૂરા થયા એવાં સંબંધીઓની સાથે હમણાં ભગવાન્ આનંદથી વર્ત્તેછે એ ઘણું સારૂં થયું. હે[2] સૌમ્ય ! સ્નેહ અને લાજસહિત હાસ્ય કરીને અને ઉદાર રીતે જોઇને અમોએ પૂજેલા ભગવાન્ અમારા ઉપર જે પ્રીતિ કરવી જોઇએ તે પ્રીતિને મથુરાની સ્રિયોઉપર કરેછે? રતિના[2] પ્રકારોને જાણનાર, ઉત્તમ સ્રિયોને પ્યારા લાગે એવા અને ઉત્તમ સ્રિયોએ પોતાનાં વાક્ય તથા વિલાસોથી સત્કાર કરેલા ભગવાન્ તે સ્રિયોમાં કેમ ન બંધાય ? હે[3] સૌમ્ય ! નગરની સ્રિયોની સભામાં યથેષ્ટ વાતો કરતાં કોઈ પ્રસંગે ભગવાન્ અમો ગામડાની રેહેનારીઓને સંભારેછે ? કુમુદ,[4] કુંદપુષ્પ અને ચંદ્રમાથી શોભી રહેલા વૃંદાવનમાં ઝાંઝરના ઝમકારાવાળી રાસમંડળીમાં અમારી સાથે ભગવાન્ જે રાત્રિઓમાં રમ્યા હતા અને અમોએ તેમની મનોહર કથાની સ્તુતિ કરી હતી તે રાત્રિઓને ભગવાન્ કોઈ સમયે સંભારેછે ? જેમ ઇંદ્ર મેઘથી વનને જીવાડે તેમ પોતે આપેલા

૧ 'બીજાઓની પેઠે અમોને આત્મવિદ્યાથી લલચાવો મા. અમારાથી તો તમારો વિરહ ખમી શકાશેજ નહિ' એમ જો ગોપીઓ કહે તો તેનો પેહેલાંથીજ બંધવાળે છે.

૧ બીજી સ્રિયો કેહેછે. ૨ બીજી ગોપીઓ કેહેછે. ૩ બીજી વ્રજાંગનાઓ કેહેછે. ૪ બીજી ગોપીઓ કેહેછે.

શોકથી તપી રહેલી અમોને પોતાના ગાત્રનો સ્પર્શ આપી જીવાડવાસારૂ શ્રીકૃષ્ણ અહીં આવશે? શ્રીકૃષ્ણ[1] કે જેમને રાજ્ય મળ્યું, શત્રુ મરી ગયા, સર્વ સંબંધીઓનો સમાગમ થયો અને વળી રાજાઓની કન્યાઓને પરણી પ્રીતિ પામ્યા તે અહીં શામાટે આવે? મહાત્મા[2] શ્રીકૃષ્ણ કે જેમને સર્વ મનોરથ પ્રાપ્ત છે અને પોતે પૂર્ણ છે તેમને વગડામાં રેહેનારી અમો અથવા બીજીઓ પણ શું કરી આપે એમ છે? પિંગલા વેશ્યાએ પણ કહ્યું છે કે—'આશા ન રાખવી એજ મોટું સુખ છે.' એ વાતને અમે જાણિયે છિયે તોપણ શ્રીકૃષ્ણની આશા છોડાતી નથી. ઉત્તમ કીર્ત્તિવાળા ભગવાન્ પોતે લક્ષ્મીને ઇચ્છતા નથી તોપણ તેમના અંગમાંથી લક્ષ્મી કદી પણ ખસતી નથી; એવા ભગવાનની એકાંતની વાતોને કોણ છોડી શકે? હે ઉદ્ધવ! બલભદ્રસહિત શ્રીકૃષ્ણ જેઓમાં ફર્યા હતા એવા આ નદી, પર્વત અને વનના પ્રદેશો તથા વેણુના શબ્દો વારંવાર એ નંદકુમારનું અમને સ્મરણ આપેછે. લક્ષ્મીના સ્થાનકરૂપ તેમનાં પગલાં જોઇને અમો વિસ્મરણ પણ કરી શકતી નથી. તેમની સુંદર ગતિ, ઉદાર હાસ્ય, લીલા, જોવાં અને મધુર વાણીથી જેઓનાં મન હરાઈ ગયાં છે એવી અમો શી રીતે ભૂલી જઇએ? હે નાથ! હે લક્ષ્મીના નાથ! હે વ્રજના નાથ! હે પીડાના નાશ કરનાર! હે ગોવિંદ! દુ:ખરૂપી સમુદ્રમાં ડૂબેલા ગોકુલને તેમાંથી બહાર કહાડો.

શુકદેવજી કેહેછે.— પછી ભગવાનના સંદેશાથી જેઓનો વિરહતાપ મટી ગયો એવી ગોપીઓએ ભગવાનને પરમાત્મા જાણી અને પરમાત્માને પોતાના આત્મા જાણી ઉદ્ધવજીની પૂજા કરી. ગોપીઓનો શોક મટાડતા ઉદ્ધવજીએ કેટલાએક મહિના સુધી ત્યાં રહીને ભગવાનની લીલાની કથાઓનું ગાયન કરી

1 બીજી ગોપીઓ કેહેછે. 2 બીજી સ્ત્રિયો વળી પરમાર્થની વાત કરેછે.

ગોકુલને આનંદ આપ્યો. એ ઉદ્ધવજી જેટલા દિવસ નંદરાયના વ્રજમાં રહ્યા તેટલા દિવસો ભગવાનની વાતો ચાલવાનેલીધે વ્રજવાસીઓને એક ક્ષણ જેવા લાગ્યા. નદી, વન, પર્વતની ગુફાઓ અને પુષ્પવાળા વૃક્ષોને જોતા અને તે પ્રત્યેક સ્થળમાં લીલાના પ્રશ્નો કરી ભગવાનનું સ્મરણ કરાવતા એ ભગવાનના દાસ ઉદ્ધવજી વ્રજમાં આનંદથી રહ્યા. ભગવાનના આવેશનેલીધે એવી એવી રીતે ગોપીઓના મનની વિહ્વલતા જોઇને બહુજ રાજી થએલા ઉદ્ધવજી એ ગોપીઓને પ્રણામ કરવાનું ધારી પોતાના મનમાં નીચેપ્રમાણે વિચાર કરવા લાગ્યા.

ઉદ્ધવજી મનમાં વિચાર કરેછે.— પૃથ્વીમાં કેવળ આ ગોપીઓનોજ જન્મ સફળ છે; કેમકે સંસારથી ભય પામતા મુનિઓ અને અમો સર્વના આત્મા શ્રીકૃષ્ણમાં જેવો ભાવ રાખવાને ઇચ્છિએજ છિયે તેવો ભાવ આ ગોપીઓને દૃઢ થઈ ગયોછે. ભગવાનની કથામાં રંગ લાગે તો પછી બ્રાહ્મણનાં જન્મ અને કર્મોનું પણ શું પ્રયોજન છે? વનમાં ફરનારી અને વ્યભિચારના દોષવાળી આ સ્ત્રિયો ક્યાં? અને પરમાત્મા શ્રીકૃષ્ણમાં આવો દૃઢ થએલો ભાવ ક્યાં? પોતાને ભજનારા અજ્ઞાન લોકોને પણ ઈશ્વર ભજેછે અને પીધેલા અમૃતની પેઠે સાક્ષાત્ કલ્યાણ કરેછે. રાસોત્સવમાં પોતાના ભુજદંડથી કંઠનું આલિંગન કરી વ્રજની ગોપીઓઉપર ભગવાને જેવી કૃપા કરી તેવી કૃપા નિરંતર પ્રીતિ રાખનાર લક્ષ્મીજી ઉપર પણ નથી કરી અને કમળસરખા સુગંધ તથા કાંતિવાળી અપ્સરાઓની ઉપર પણ નથી કરી ત્યારે બીજીઓની તો શી વાત કરવી? અહો! આ ગોપીઓ કે જેઓ ત્યાગ કરવાને અશક્ય સ્વજન અને ધર્મમાર્ગનો ત્યાગ કરી, શ્રુતિઓ પણ જેને શોધ્યા કરેછે એવી ભગવાનની પદવીને પામી છે તેઓના ચરણની રજ જેઓના ઉપર પડેછે એવાં ગુચ્છ, લતા અને

ઔષધિની જાતમાં વૃંદાવનની અંદર મારો કોઈ પણ અવતાર થાય તો ઠીક. લક્ષ્મીજીએ પૂજેલું અને પૂર્ણ કામનાવાળા બ્રહ્માદિક તથા યોગેશ્વરોએ પણ હૃદયમાંજ પૂજેલું શ્રીકૃષ્ણ ભગવાનનું ચરણારવિંદ પોતાના સ્તન ઉપર મૂકી તેનું આલિંગન કરી જેઓએ પોતાના તાપનો ત્યાગ કર્યો હતો એવી ગોપીઓના ચરણની રજ મારે માથે પડે એવી હું આશા રાખુંછું. નંદરાયના વ્રજની સ્ત્રિયો કે જેઓએ કરેલું ભગવાનની કથાનું ઊંચું ગાયન ત્રૈલોક્યને પવિત્ર કરેછે તેઓના ચરણની રજને હું વારંવાર વંદન કરૂંછું.

શુકદેવજી કેહેછે.—પછી ગોપીઓની, યશોદાની તથા નંદરાયની અનુજ્ઞા લઈ અને ગોવાળીઆઓને પૂછી, જવાને સજ્જ થએલા ઉદ્ધવજી રથમાં બેઠા. નીકળેલા ઉદ્ધવજીની પાસે અનેક પ્રકારની ભેટો લઈ આવેલા સ્નેહથી જેઓનાં નેત્રમાં આંસુ આવી ગયાં હતાં એવા નંદાદિક ગોવાળીઆઓ બોલ્યા કે—'અમારા મનની વૃત્તિઓ શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં રેહેજો, વાણી ભગવાનના નામોનું ઉચ્ચારણ કર્યા કરજો અને કાયા તેમને પ્રણામ કરવા આદિ કામોમાં તત્પર રેહેજો. ઈશ્વિરની ઈચ્છાથી ગોઠવાએલાં કર્મોથી અમો જે કોઈપણ યોનિમાં ભટકિયે ત્યાં સદાચરણ અને દાનદ્વારા પરમેશ્વર કૃષ્ણમાં અમારી બુદ્ધિ રેહેજો.' હે રાજા! એવી રીતે ભગવાનની ભક્તિનેલીધે ગોવાળીઆઓએ સત્કાર કરેલા ઉદ્ધવજી ભગવાને પાળેલી મથુરાપુરીમાં ફરીવાર આવ્યા. શ્રીકૃષ્ણને પ્રણામ કરી વ્રજવાસીઓની ભક્તિના ઉત્કર્ષની વાત કહી સંભળાવી અને શ્રીકૃષ્ણને, વસુદેવને, બલભદ્રને તથા રાજાને, ત્યાંથી મળેલી ભેટની ઉત્તમ વસ્તુઓ આપી. ૭૦

**कृष्णाय प्रणिपत्याह भक्त्युद्रेकं व्रजौकसाम्।**
**वसुदेवाय रामाय राज्ञे चोपायनान्यदात् ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સડતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ विज्ञाय भगवान् सर्वात्मा सर्वदर्शनः।**
**सैरंध्याः कामतप्तायाः प्रियमिच्छन् गृहं ययौ।**

શુકદેવજી કેહેછે.—પછી સર્વના આત્મા અને સર્વને જાણનાર ભગવાન્ કામદેવથી તપી ગએલી કુબ્જાને પોતે આપેલું વચન સંભારી તેને રાજી કરવાસારૂ તેને ઘેર ગયા. એ કુબ્જાના ઘરમાં મોટા મૂલ્યના સરસામાન ભરપૂર હતા. કામદેવને પ્રદીપ્ત કરનારાં રતિસંબંધી આસનોનાં ચિત્રો આળેખેલાં હતાં. મોતીની માળાઓ, પતાકા, ઉલેચ, શયનાદિક, સુગંધી ધૂપ, દીપ, ફૂલની માળાઓ અને ચંદનાદિક સુગંધીઓથી શોભી રહેલું હતું. એ ભગવાનને ઘેર આવતા જોઈ કુબ્જા મોટા સંભ્રમથી તુરત આસનપરથી ઉઠી અને સખીઓની સાથે યથાયોગ્ય રીતે ભગવાનને મળી ઉત્તમ આસન આદિ આપીને તેમનું સન્માન કર્યું. એવી રીતેજ કુબ્જાએ સારી રીતે માન આપેલા ઉદ્ધવજી આસનનો સ્પર્શ કરીને ધરતી ઉપર બેશી ગયા. પછી લોકોના આચરણને અનુસરેલા ભગવાન્ તુરતજ મોટા મૂલ્યવાળા તે કુબ્જાના શયનમાં પધાર્યા. સ્નાન, લેપન, વસ્ત્ર, ભૂષણ, માળા, સુગંધ, તાંબુલ અને અમૃતસરખા પીવાના માદક પદાર્થોથી પોતાના શરીરને યોગ્ય કરી તે કુબ્જા લાજભરેલી લીલાથી હસતી, વિલાસ કરતી અને જોતી જોતી ભગવાનની પાસે ગઈ. ભગવાન્ નવા સંગમની લાજથી શંકા પામતી તે સુંદરીને બોલાવી, કંકણથી શોભતો તેનો હાથ પકડીને શયનમાં સુવાડતાં

---

* આ અડતાલીશમા અધ્યાયમાં ભગવાન કુબ્જાની સાથે વિહાર કર્યો અને અક્રૂરજીને ઘેર જઇ તેમને હસ્તિનાપુરમાં જવાની આજ્ઞા કરી, એ કથા કેહેવામાં આવશે.

તે કુબ્જા કે જેનું પોતાને ચંદન આપવા ઉપરાંત બીજુ કાંઇ પુણ્ય હતું નહિ તેની સાથે રમવા લાગ્યા. ભગવાનના ચરણને જાણે સુંઘતી હોય તેમ તે ચરણને કામદેવથી તપી રહેલાં પોતાનાં સ્તન ઉપર, છાતી ઉપર તથા આંખો ઉપર મૂકી મૂકીને કામદેવની પીડાને શાંત કરતી તે કુબ્જાએ પ્યારા અને આનંદમય ભગવાનને સ્તનના ભીડામાં લઈ બે હાથથી આલિંગન કરીને પોતાના ઘણા દિવસના કામજ્વરને મટાડ્યો. મોક્ષના નાથ અને બીજાને દુર્લભ પ્રભુને કેવળ ચંદન આપવારૂપ પુણ્યથીજ પામીને એ કુબ્જા કે જેની ગોપીઓના જેવી એકનિષ્ઠા હતી નહિ તેણે પોતાની જીભથી માગ્યું કે–'હે પ્યારા ! હે કમળસરખાં નેત્રવાળા ! અહીંજ કેટલાક દિવસ સુધી રહો અને મારી સાથે રમણ કરો. તમારા સંગને હું છોડી શક્તી નથી.' પછી માન આપનારા, સર્વેશ્વર અને કુબ્જાએ પૂજેલા ભગવાન્ તે કુબ્જાને કામદેવરૂપીજ વરદાન આપી તથા ભૂષણાદિક દઇને તેનું સન્માન કરી ઉદ્ધવજીની સાથે પોતાને ઘેર પધાર્યા. સઘળા ઈશ્વરોના ઈશ્વર અને ઘણા પ્રયત્નથી પ્રસન્ન થાય એવા ભગવાનને પ્રસન્ન કરી જે માણસ વિષયના તુચ્છ સુખને માગે તેની બુદ્ધિ અલ્પ સમજવી. પછી પ્રભુ શ્રીકૃષ્ણ અક્રૂરજીને રાજી કરવાસારૂ અને તેમની પાસે કાંઇ કામ કરાવવાસારૂ બલભદ્ર અને ઉદ્ધવજીની સાથે અક્રૂરજીને ઘેર પધાર્યા. અક્રૂરજી, મનુષ્યોમાં સર્વોત્તમ એ પોતાના બાંધવોને જોઈ દૂરથીજ સામા ઉઠ્યા પછી આનંદથી આલિંગન કરી તથા અભિનંદન આપી શ્રીકૃષ્ણ તથા બલભદ્રને પગે લાગ્યા અને તેઓ પણ તેમને પગે લાગ્યા. હે રાજા ! આસનોપર બેસાડી વિધિસહિત પૂજા કરતાં અક્રૂરજીએ તેમના ચરણ ધોવાના જળને પોતાને માથે ચડાવ્યું. ભેટ, દિવ્યવસ્ત્રો, સુગંધ, માળા અને ઉત્તમ ભૂષણોથી પૂજન કરી, મસ્તકથી પ્રણામ કરી ખોળામાં ચરણારવિંદ લઇને ચાંપતાં અને પ્રેમથી નમેલા અક્રૂરજીએ શ્રીકૃષ્ણ તથા બલભદ્રને નીચે પ્રમાણે કહ્યું.—

અક્રૂરજી કહેછે.– તમોએ પાપી કંસને તેના પરિવાર સહિત માર્યો અને તમારા આ કુળને અપાર કષ્ટમાંથી કહાડ્યું તથા વધાર્યું, એ ઘણું સારૂં કર્યું. તમો બન્ને જગતના કારણ, પ્રધાનપુરૂષરૂપ અને તેથીજ જગતરૂપ છો. કાંઈ કારણ અથવા કાર્ય તમારા વિના છેજ નહિ. હે પરમેશ્વર ! રજોગુણઆદિ શક્તિઓથી પોતેજ સરજેલા આ જગતમાં કારણપણાનેલીધે પ્રવેશ નહિ કર્યા છતાં જાણે પ્રવેશ કરી રહ્યા હો એવા તમેજ સાંભળવામાં અને દેખવામાં આવતા પદાર્થોરૂપ અનેક પ્રકારના દેખાઓ છો. જેમ પૃથ્વીઆદિ પંચભૂતોનાજ રૂપાંતરરૂપ સ્થાવર-જંગમોમાં પૃથ્વીઆદિ પંચભૂત કારણ છતાંજ અનેક પ્રકારનાં દેખાયછે એવી રીતે કેવળ, આત્મા અને સ્વતંત્ર આપ પોતાના કાર્યરૂપ સર્વ પદાર્થોમાં અનેક પ્રકારે દેખાઓ છો. પોતાની શક્તિરૂપ રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણથી તમે જગતને સરજો છો, પ્રલય કરોછો અને રક્ષણ કરોછો તે છતાં તે ગુણોથી અથવા કર્મોથી બંધાતા નથી. જ્ઞાનસ્વરૂપ આપમાં કોઈ સમયે પણ બંધન કરનારી અવિદ્યા હોતીજ નથી. આપને બંધન થવાની શંકા તો એક કોર, પણ વાસ્તવિક વિચાર કરતાં તો જીવને પણ જન્મ અથવા જન્મથી થતા ભેદ નથી; કેમ કે દેહાદિક ઉપાધિનું કોઈ રીતે નિરૂપણ થઈ શકતું નથી. અવિદ્યા નહિ હોવાનેલીધે તમને બંધ કે મોક્ષ કાંઇપણ નથી. જે બંધ અને મોક્ષ દેખાયછે તે કેવળ અમારા અજ્ઞાનરૂપજ છે. જગતના કલ્યાણનેમાટે આપે કહેલો પ્રાચીન વેદમાર્ગ જ્યારે જ્યારે દુષ્ટ પાખંડ માર્ગોથી ત્રુટવા લાગે ત્યારે ત્યારે આપ સત્ત્વગુણથી અવતાર ધરોછો. હે પ્રભુ ! તે આપ દૈત્યોના અંશારૂપ રાજાઓની સે-

કરો અક્ષૌહિણીઓને મારી પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ અને લોકમાં આ કુળની કીર્ત્તિ વધારવાસારૂ હમણાં બલભદ્રની સાથે વસુદેવના ઘરમાં અવતર્યા છો. હે ઈશ્વિર! આજ અમારાં ઘર તપોવન કરતાં પણ વધારે પવિત્ર થયાં; કેમ કે સઘળા દેવ, પિતૃ, ભૂત અને રાજાઓ જેના સ્વરૂપમાં છે એવા અને જેના ચરણ ધોવાનું જળ (ગંગાજી) ત્રૈલોક્યને પવિત્ર કરેછે એવા જગદીશ્વર આપ આ ઘરમાં પધાર્યા છો. હે પ્રભુ! આપ કે જે ભક્તોપર પ્રેમ રાખનાર, સત્યવક્તા, સર્વના સ્નેહી અને કૃતજ્ઞ છો તેથી બીજાને શરણે કયો સમજુ માણસ જાય? કેમ કે આપજ ભક્તિ કરનારા લોકોને સઘળાં સુખ, સ્નેહી અને જેમાં વધારો કે ઘટારો નથીજ એવા પોતાના સ્વરૂપને પણ આપોછો. હે વિષ્ણુ! દેવતા અને યોગેશ્વરો પણ જેના સ્વરૂપને ઘણા પ્રયત્નથી પામેછે એવા આપે અહીં આજ અમને દર્શન દીધું એ બહુજ સારૂં કર્યું. અમોને પુત્ર, સ્ત્રી, ધન, સગાં, ઘર અને દેહાદિકમાં મોહ થવારૂપી બેડી કે જે તમારી માયારૂપ છે તેને તુરત કાપો.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભક્ત અક્રૂરજીએ પૂજન અને સ્તુતિ કરતાં શ્રીકૃષ્ણ ભગવાને જાણે વાણીથી મોહ કરતા હોય તેમ હસીને અક્રૂરજીને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—તમે અમારા ગુરૂ, કાકા અને સર્વદા વખાણવાજેવા બંધુ છો અને અમે તો તમારા દયાપાત્ર પુત્રો છિયે માટે તમારે અમારી રક્ષા કરવી અને પોષણ કરવું. કલ્યાણની ઈચ્છા ધરાવનારા મનુષ્યોએ તમજેવા ભાગ્યશાળી ઉત્તમ સાધુઓનું સેવન કરવું જોઇએ. દેવતાઓ પોતાનું કાર્ય સાધવામાં તત્પર હોય છે અને સાધુ પુરૂષો તો બીજાઓની ઉપર અનુગ્રહ કરવામાંજ તત્પર હોયછે માટે વાસ્તવિક રીતે સાધુ પુરૂષોજ દેવ હોવાથી તેઓનુંજ સેવન કરવું જોઇએ. તીર્થોમાત્ર પાણીજ છે અને દેવતાઓ માટી તથા શિલારૂપજ છે એમ નથી; કેમ કે તેઓમાં ચમત્કાર પણ રહ્યો છે; પરંતુ તેઓ ઘણા કાલની સેવાથી પવિત્ર કરેછે અને સાધુ પુરૂષો તો દર્શનમાત્રથીજ પવિત્ર કરેછે. તમે અમારા સંબંધીઓમાં શ્રેષ્ઠ છો માટે પાંડવોનું વૃત્તાંત જાણવાસારૂ અને તેઓનું કલ્યાણ કરવાની ઇચ્છાથી હસ્તિનાપુરમાં જાઓ. પાંડુરાજા મરીજતાં પિતાવગરના બહુજ દુખિયા પાંડવોને તેઓની મા કુંતીની સાથે ધૃતરાષ્ટ્ર રાજાએ હસ્તિનાપુરમાં તેડાવ્યા છે અને તેઓ હમણાં ત્યાં રેહેછે એવું અમે સાભળ્યું છે. પરંતુ પોતાના દુષ્ટપુત્રોને આધીન રેહેનાર અને કંગાલ મનનો આંધળો ધૃતરાષ્ટ્ર રાજા પોતાના ભાઈના પુત્ર પાંડવોની સાથે સમદૃષ્ટિથી વર્ત્તતો નથી. માટે હસ્તિનાપુરમાં તમે જાઓ અને હમણાં તેની સારી અથવા નઠારી જે વર્ત્તણુક હોય તેનો નિશ્ચય કરો. આપણે બધી વાતનો નિશ્ચય કરી જેવી રીતે સંબંધીઓનું કલ્યાણ થશે તેમ યોજના કરીશું.

શુકદેવજી કેહેછે.—સર્વના ઈશ્વિર શ્રીકૃષ્ણ ભગવાન્ એવી રીતે અક્રૂરજીને આજ્ઞા કરી પછી બલભદ્ર અને ઉદ્ધવજીની સાથે પોતાને ઘેર પધાર્યા. ૩૬

**इत्यक्रूरं समादिश्य भगवान् हरिरीश्वरः ।**
**संकर्षणोद्धवाभ्यां वै ततः स्वभवनं ययौ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અડતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**स गत्वा हास्तिनपुरं पौरवेंद्रयशोंकितम् ।**
**ददर्श तत्रांबिकेयं सभीष्मं विदुरं पृथाम्॥१॥**

* આ ઓગણપંચાશમા અધ્યાયમાં અક્રૂરજી હસ્તિનાપુરમાં જઈ, ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પુત્રોમાં અને ભાઇના પુત્ર પાંડવોમાં વિષમદૃષ્ટિથી વર્ત્તે છે એ જાણીને પાછા મથુરામાં આવ્યા, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.—પુરૂવંશના મોટા રાજાઓએ કરાવેલાં દેવાલયાદિકનાં ચિન્હવાળાં હસ્તિનાપુરમાં જઇને અક્રૂરજીએ ત્યાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર, કુંતી, સોમદત્ત, સોમદત્તનો પિતા બાલ્હીક, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, દુર્યોધન, અશ્વત્થામા અને બીજાં સંબંધીઓને પણ દીઠાં. અક્રૂરજી બંધુઓની સાથે યથાયોગ્ય રીતે મળ્યા. તેઓએ સંબંધીઓની વાત પૂછી અને પોતે પણ સર્વેને કુશલ પૂછયું. થોડી ધીરજવાળો અને ખળ પુરૂષોની ઇચ્છા પ્રમાણે ચાલનાર ધૃતરાષ્ટ્ર રાજા કે જેના પુત્રો દુષ્ટ હતા તેની વર્ત્તણુક જાણવાની ઇચ્છાથી અક્રૂરજી કેટલાક મહિનાસુધી હસ્તિનાપુરમાં રહ્યા. ત્યાં પાંડવોમાં પ્રભાવ, શસ્ત્રાદિકમાં નિપુણતા, બળ, શૂરપણું, નમ્રતાઆદિ શુભ ગુણો અને પ્રજાનો સ્નેહ નહિ ખમી શકાયાનેલીધે ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે કાંઇ પાંડવોવિષે કરવાનું ધાર્યું હતું તથા ઝેર દેવા આદિ જેટલા અન્યાય કર્યા હતા તે વિષેની સઘળી વાત કુંતીએ તથા વિદુરજીએ અક્રૂરજીની પાસે કહી દેખાડી. પોતાના ભાઈ અક્રૂરજી ત્યાં આવ્યા તેમની પાસે જઇ જન્મભૂમિને સંભારતાં અને આંસુનાં ટીપાં જેનાં નેત્રમાં આવી જતાં હતાં એવાં કુંતીએ ઉપરની વાત કહ્યા પેહેલાં અક્રૂરજીને નીચેપ્રમાણે કહ્યું હતું.—

કુંતી કેહેછે.—હે સૌમ્ય! મારાં મા-બાપ, ભાઇઓ, બેનો, ભાઈના દીકરા, કુલની સ્ત્રિયો અને સખીઓ અમને સંભારે છે? મારા ભાઇના પુત્ર, શરણાગતનું રક્ષણ કરનાર અને ભક્તવત્સલ શ્રીકૃષ્ણ તથા કમળસરખાં નેત્રવાળા બલભદ્ર એમની ફૂઇના (મારા) દીકરાઓને સંભારે છે? હું કે જે નહારોની વચમાં મૃગલીની પેઠે શત્રુઓની વચમાં શોક કર્યા કરૂંછું તેને અને બાપ વગરના મારા બાલકોને વચનથી ધીરજ આપશે? હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા યોગી! હે જગતના આત્મા! હે જગતને પાળનાર! હે ગોવિંદ! હું કે જે શરણાગત અને બાલકોની સાથે પીડા પામુંછું તેની રક્ષા કરો. મૃત્યુરૂપ સંસારથી ભય પામતાં માણસોને આપ ઇશ્વિરનાં મોક્ષ આપનારાં ચરણારવિંદ વિના બીજું કોઇ શરણ હું દેખતી નથી. શુદ્ધ, પરબ્રહ્મ, પરમાત્મા, યોગેશ્વર અને જ્ઞાનસ્વરૂપ આપ શ્રીકૃષ્ણને પ્રણામ કરૂંછું.

શુકદેવજી કેહેછે.—હે રાજા! એપ્રમાણે સ્વજનને અને જગતના ઇશ્વિર શ્રીકૃષ્ણને સંભારી દુઃખ પામેલાં તમારી પરદાદી (કુંતી) રોવા લાગ્યાં. જેને સુખ-દુઃખ સમાન હતાં એવા અને મોટી કીર્ત્તિવાળા અક્રૂરજીએ તથા વિદુરજીએ એ કુંતીને તેના પુત્રોના જન્મનાં કારણો કહીને સાંત્વના કરી. પછી અક્રૂરજી હસ્તિનાપુરમાંથી જવાના થયા ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા કે જે વિષમ રીતે વર્ત્તનાર અને પ્રેમથી કુપુત્રોને અનુસરતો હતો તેને શ્રીકૃષ્ણ તથા બલભદ્રઆદિ બંધુઓએ જે સ્નેહથી કેહેવાનું કહ્યું હતું તે અક્રૂરજીએ સંબંધીઓ સાંભળતાં નીચેપ્રમાણે કહ્યું.

અક્રૂરજી કેહેછે.—હે વિચિત્રવીર્યના પુત્ર! હે કુરૂકુલની કીર્ત્તિને વધારનાર! તમારો ભાઈ પાંડુરાજા મરણ પામતાં તેના પુત્રો છતાં પણ તમે હમણાં રાજ્યાસન ઉપર બેઠા છો. આમ કર્યા છતાં પણ જો તમે ધર્મમાર્ગથી પૃથ્વીનું પાલન કરશો, પ્રજાઓને શીલથી રાજી રાખશો અને સંબંધીઓમાં સમદૃષ્ટિથી વર્ત્તશો તો તમને કલ્યાણ અને કીર્ત્તિ પ્રાપ્ત થશે. પણ આથી ઉલટી રીતે ચાલશો તો જગતમાં નિંદાનું પાત્ર થઇને અંતે નરકમાં પડશો. માટે પાંડવોમાં અને પોતાના પુત્રોમાં સમદૃષ્ટિથી વર્ત્તો. હે રાજા! આ જગતમાં કદી પણ કોઇની સાથે નિરંતર સહવાસ રેહેતો નથી. પોતાના દેહની સાથે પણ સહવાસ રેહેતો નથી ત્યારે બીજાં સ્ત્રી અને પુત્રાદિકની સાથે ન રહે તેમાં તો શુંજ કેહેવું? જીવ એકલોજ જન્મે છે, એકલોજ મરેછે, એકલોજ પુણ્ય ભોગવે છે

અને પાપ પણ એકલોજ ભોગવેછે. જેમ માછલાના જીવનરૂપ જળને માછલાંનાં બચ્ચાં લઈ જાયછે તેમ અલ્પ બુદ્ધિવાળા માણસે અધર્મથી ભેળા કરેલા ધનને તેના પુત્રાદિક લોકો 'અમો પોષણ કરવા યોગ્ય છિયે' એવી ભૂલમાં નાખીને હરી જાયછે. જેઓને પોતાના સમજી અધર્મથી પોષણ કરેછે તે પ્રાણ, ધન અને પુત્રાદિક લોકો, તે પોષણ કરનારા મૂર્ખ માણસને ભોગનું સુખ ન મળ્યું હોય તે પેહેલાંજ છોડી દેછે. તેઓએ છોડી દીધેલો, પોતાના સાચા સ્વાર્થને નહિ જાણનાર, સ્વધર્મથી વિમુખ અને જેનું પ્રયોજન સિદ્ધ થતું નથી એવો તે માણસ પોતે કરેલા પાપનેજ સાથે લઈને નરકમાં પડેછે. માટે હે રાજા! આ લોકને સ્વપ્ન, માયા તથા મનોરથ જેવો મિથ્યા જાણીને બુદ્ધિથી મનને વશ્ય રાખતાં શાંતિ ધરી સમદૃષ્ટિ રાખો.

ધૃતરાષ્ટ્ર કેહેછે.—હે અક્રૂરજી! મનુષ્ય જેમ અમૃત પીવાથી તૃપ્તિ ન પામે તેમ હું તમે કહેલી આ શુભ વાણીથી તૃપ્ત થતો નથી. હે સૌમ્ય! તમારી વાણી મને બહુજ સારી લાગેછે તોપણ પુત્રોઉપર સ્નેહથી વિષમ થએલા મારા ચંચલ હૃદયમાં, સુદામા પર્વતની દિશામાં થએલી વીજળીની પેઠે સ્થિર રેહેતી નથી. ઈશ્વર કે જે પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ યદુકુલમાં અવતર્યા છે તેમણે જે ધાર્યું હશે તેને ફેરવી નાખવાને કયો પુરૂષ સમર્થ છે? જાણવામાં ન આવે એવી લીલાથીજ બનાવેલા સંસારરૂપ ચક્રને ગતિ આપનાર જે ઈશ્વર, તર્કમાં ન આવે એવા માર્ગવાળી પોતાની માયાથી આ જગતને સૃજતાં તેમાં પ્રવેશ કરીને કર્મોને અને કર્મોનાં ફળને વિવેચનપૂર્વક આપેછે તે પરમેશ્વરને પ્રણામ કરૂંછું.

શુકદેવજી કેહેછે.—હે રાજા! અક્રૂરજી એ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાનો અભિપ્રાય જાણી, સંબંધીઓની અનુજ્ઞા લઈને પાછા મથુરામાં આવ્યા અને પાંડવોવિષે ધૃતરાષ્ટ્રની વર્ત્તણુક કે જેને જાણવાનેમાટે પોતાને મોકલ્યા હતા, તે સંબંધની સઘળી વાત બલભદ્ર અને શ્રીકૃષ્ણની પાસે કહી દેખાડી. ૩૧

**शशंस रामकृष्णाभ्यां धृतराष्ट्रविचेष्टितम् ।**
**पांडवान् प्रति कौरव्य यदर्थं प्रेषितः स्वयम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણપંચાશમો અધ્યાય સંપૂર્ણ.

## દશમસ્કંધ પૂર્વાર્ધ સમાપ્ત.

श्रीमद्-

# भागवतभाषांतर.

## अथ दशमस्कंधोत्तरार्द्धप्रारंभः

॥ श्रीशुक उवाच ॥*

**अस्तिः प्राप्तिश्च कंसस्य महिष्यौ भरतर्षभ ।**
**मृते भर्त्तरि दुःखार्त्ते ईयतुःस्म पितुर्गृहान ॥**

શુકદેવજી કેહેછે[1].–હે રાજા! કંસની અસ્તિ અને પ્રાપ્તિ એવા નામની બે રાણીઓ હતી તેઓ પોતાનો સ્વામી મરણ પામતાં દુઃખથી પીડાઇને પોતાના બાપને ઘેર ગઈ. દુઃખ પામેલી એ બે સ્ત્રિયોએ મગધ દેશના રાજા અને પોતાના બાપ જરાસંધની પાસે પોતાને વિધવા થવાનું સઘળું કારણ કહી દેખાડ્યું. હે રાજા! એ અપ્રિય વાત સાંભળી શોક અને અસહનતાથી ભરાએલા જરાસંધે પૃથ્વીને યાદવ વગરની કરવાસારૂ મોટો ઉદ્યમ કર્યો. ત્રેવીશ અક્ષૌહિણી સૈન્ય સાથે લઇને તેણે યાદવોની રાજધાની મથુરાને સઘળી દિશાઓમાં ઘેરી લીધી. જાણે મર્યાદા મૂકીને સમુદ્ર આવેલો હોય એવા એ સૈન્યને, તેથી ઘેરાએલી પોતાની નગરીને અને ભયથી વ્યાકુલ થએલા પોતાના સંબંધીઓને જોઈ કારણથી મનુષ્ય થએલા ભગવાન્ તે દેશ-કાલને અનુકૂલ આવે એવી રીતે પોતાના અવતારનું પ્રયોજન વિચારવા લાગ્યા કે–'જરાસંધને મૂકી દઈ તેનું સૈન્યજ મારવું કે સૈન્યને મૂકી દઈ એકલા જરાસંધનેજ મારવો અથવા બન્નેને મારવાં?' પછી નિશ્ચય કર્યો કે–'જેમાં પ્યાદા, ઘોડા, રથ અને હાથીઓ અક્ષૌહિણીઓની સંખ્યાથી ગણવામાં આવેછે એવું અને પૃથ્વીઉપર થએલા ભારરૂપ આ સૈન્ય કે જે પોતાના વંશમાં રેહેનારા સઘળા રાજાઓ પાસેથી જરાસંધે આણેલું છે તેને હું મારી નાખીશ. જરાસંધને તો હમણા મારવો નહિ; કેમ કે જીવતો હશે તો ફરીવાર પણ સૈન્ય લાવવાનો ઉદ્યમ કરશે અને એમ થશે તોજ પૃથ્વીનો ભાર ઉતારવાની મારે સગવડ થશે. પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ, સાધુઓનું રક્ષણ કરવાસારૂ અને દુષ્ટ લોકોને મારવા સારૂજ મેં આ અવતાર ધર્યો છે. હું બીજા અવતારો પણ ધર્મની રક્ષા કરવાસારૂ અને કોઈ સમયે ઉત્પન્ન થતા અધર્મનો નાશ કરવાસારૂ ધરૂંછું.' એ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન્ વિચાર કરતા હતા ત્યાં આકાશમાંથી તુરતજ સૂર્યસરખા તેજવાળા, સારથિસહિત તથા સરસામાન સહિત બે રથ ઉતર્યા અને પોતાનાં જુનાં દિવ્ય આયુધો પણ યદૃચ્છાથી ઉતર્યાં. એઓને જોઈ ભગવાને બલભદ્રને કહ્યું કે–'મોટા ભાઈ! જેઓના રક્ષક તમે છો એવા યાદવોને કષ્ટ આવી પડ્યું તે જુવો. તમારેમાટે આ રથ અને પ્યારાં આયુધો પણ આવ્યાં છે માટે રથમાં બેસીને આ સૈન્યને મારો અને સંબંધીઓને કષ્ટમાંથી કહાડો. હે પ્રભુ! ભાર

---

* આ પંચાશમા અધ્યાયમાં ભગવાન્ જાણે જરાસંધથી બીના હોય તેમ સમુદ્રમાં ગઢ કરાવી તેમાં પોતાના સંબંધીઓને લઈ ગયા, એ કથા કેહેવામાં આવશે. 1 કપટી દૈત્યોને કપટથીજ મારી હવે ધર્મવાળા જરાસંધને ધર્મથીજ જીતી લીધો, એ પ્રસંગ કેહેછે.

ઉતારવાસારૂ અને સાધુઓને સુખ આપવા સારૂજ આપણનો જન્મ છે. માટે પૃથ્વીના આ ત્રેવીશ અક્ષૌહિણીરૂપ ભારને ઉતારો.' એપ્રમાણે વિચાર કરી એ શ્રીકૃષ્ણ તથા બલભદ્ર કવચ પેહેરી, પોતાનાં આયુધો લઈ, રથમાં બેશી થોડાક સૈન્યની સાથે મથુરામાંથી બહાર નીકળ્યા. જેનો દારૂક નામનો સારથિ હતો એવા ભગવાને બહાર નીકળીને શંખનાદ કર્યો. એ શંખના નાદથી શત્રુના સૈન્યના હૃદયમાં ત્રાસ અને કંપ ઉત્પન્ન થયા. એ બે ભાઇઓને જોઇને જરાસંધે કહ્યું કે—'હે કૃષ્ણ! હે પુરૂષોમાં અધમ! તું કે જે બાલક અને એકલો છે તેની સાથે લાજનેલીધે હું યુદ્ધ કરવાને ઇચ્છતો નથી. હે મંદબુદ્ધિવાળા! હે બંધુઓને મારનાર! તું કે જે છાનો રહ્યો હતો તેની સાથે હું યુદ્ધ નહિ કરૂં. જતો રેહે. હેબલભદ્ર! તારી જો ઇચ્છા હોય તો તું યુદ્ધ કર. ધીરજ રાખ જે. મારાં બાણોથી કપાએલા દેહને છોડી સ્વર્ગમાં જા અથવા મને મારી નાખ.

ભગવાન્ કેહેછે.—હે રાજા! શૂર પુરૂષો બકવાદ ન કરે પણ પરાક્રમજ દેખાડે. તું કે જે આતુર અને મરવામાં સજ્જ થએલો છે તેનાં વચનનો અમે સ્વીકાર કરતા નથી.

શુકદેવજી કેહેછે.—વાયુ જેમ વાદળાંથી સૂર્યને અને ધૂળથી અગ્નિને ઢાંકી દે તેમ જરાસંધે સૈન્ય, વાહન, ધ્વજ અને સારથિસહિત એ બે ભાઇઓને પાસે આવીને ભારે બળવાળા પોતાના સૈન્યના સમૂહથી ઘેરી લીધા. મથુરાની અગાશીઓ, મોટાં ઘર અને દરવાજા ઉપર જોવા ચડેલી સ્ત્રિયો ભગવાનના ગરૂડના ચિન્હવાળા રથને અને બલભદ્રના તાલના ચિન્હવાળા રથને યુદ્ધમાં નહિ દેખતાં શોકથી પીડાઇને મુંઝાવા લાગી. પોતાના સૈન્યને શત્રુના સૈન્યરૂપી મેઘની બાણરૂપી મહાભયંકર વૃષ્ટિથી પીડાએલું જોઈ ભગવાને દેવદૈત્યોએ માન આપેલા પોતાના શાર્ઙ્ગ નામના ઉત્તમ ધનુષનો મોટો ચમત્કાર દેખાડ્યો. ભગવાન્ નિરંતર ભાથામાંથી બાણ લેતા હતા, દોરીમાં સાંધતા હતા, દોરી ખેંચીને તે સજાવેલાં અનેક બાણોને મૂકતા હતા અને રથ, હાથી, ઘોડા તથા પ્યાદાઓને મારતા હતા તે સમયે ઊંબાડિયાના ચક્રની પેઠે તે ધનુષ્ લાગતું હતું. જેઓનાં કુંભસ્થલ ભેદાઈ ગયાં એવા હાથીઓ, બાણોથી જેઓનાં ગળાં કપાઈ ગયાં એવા ઘોડાઓ, જેઓના ઘોડા, ધ્વજ, સારથિ અને રથી નાશ પામ્યા એવા રથો, અને જેઓના હાથ, સાથળ અને કંઠ કપાઇ ગયાં એવા પ્યાદાઓ એ યુદ્ધમાં ઘણા ઘણા પડ્યા. અપાર તેજવાળા અને મુસલથી મદોન્મત્ત શત્રુઓને મારતા બલભદ્રે માણસ, હાથી, અને ઘોડાઓનાં શરીરોને કાપી નાખી તેઓમાંથી સૈકડો લોહીની નદીઓ યુદ્ધભૂમિમાં ચલાવી દીધી. એ નદીઓમાં હાથરૂપી સર્પો હતા. માણસોનાં માથાંરૂપી કાચબા હતા. મરીગએલા હાથીઓરૂપી બેટ હતા. ઘોડારૂપી અનેક ઝૂડ હતાં. હાથ અને સાથળોરૂપી માછલાં હતાં. માણસોના કેશરૂપી શૈવાલ હતી. ધનુષરૂપી તરંગ હતા. આયુધોરૂપી ગુચ્છો હતા. ઢાલરૂપી ચકરીઓથી ભયંકર લાગતી હતી. ભારે ઉત્તમ મણી અને આભરણોરૂપી પાણા અને કાંકરીઓ હતી. એ નદીઓ બીકણ લોકોને ભયંકર અને વીર લોકોને હર્ષ આપનારી હતી. હે રાજા! સમુદ્રની પેઠે વિષમ તથા ભયંકર અને અંત તથા પારવગરનું એ જરાસંધે પાળેલું સૈન્ય શ્રીકૃષ્ણ તથા બલભદ્રે હણી નાખ્યું, એ કેવળ એ જગતના ઇશ્વિરોની ક્રીડામાત્રજ છે પણ તેઓનું તેમાં પરાક્રમ સમજવું નહિ. અનંત ગુણવાળા જે ઇશ્વિર પોતાની લીલાથીજ ત્રૈલોક્યની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરેછે તેમણે શત્રુના પક્ષને શિક્ષા કરી એ જોકે કાંઈ આશ્ચર્યરૂપ નથી તોપણ મનુષ્યાવતાર ધર્યો હતો તેથી આટલું વર્ણન કર્યું છે. મોટા બળવાળો

જરાસંધ કે જેનો રથ ભાંગી પડ્યો હતો અને સૈન્ય મરીજતાં કેવળ પ્રાણજ અવશેષ રહ્યા હતા તેને બલભદ્રે સિંહ જેમ સિંહને પકડે તેમ બળથી પકડી લીધો. જેણે ઘણા શત્રુઓને માર્યા હતા એવા જરાસંધને બલભદ્રે વરૂણના તથા માણસોના પાશોથી બાંધવા માડ્યો ત્યારે તેની પાસે વધારે કાર્ય કરાવવાની ઇચ્છાથી ભગવાને બલભદ્રને વાર્યા. જગતના નાથ શ્રીકૃષ્ણ તથા બલભદ્રે મૂકી દીધેલો અને લજાએલો એ વીરલોકોમાં માન પામેલો જરાસંધ તપ કરવાનો સંકલ્પ કરીને વનમાં જતો હતો પણ માર્ગમાં તેને રાજાઓએ ધર્મોપદેશનાં તથા લોકરીતિનાં નીતિભરેલાં વાક્યોથી વાર્યો કે–'તમે મોટા છતાં તુચ્છ યાદવોના હાથથી હારીગયા એ કેવળ તમારાં પૂર્વકર્મોનું ફળ છે પણ બીજું કાંઈ નથી માટે તમારે લજાઇને તપ કરવા જવું નહિ.' એ વાત મનમાં ઉતરતાં જેનું સઘળું સૈન્ય મરાઇગયું હતું અને ભગવાને જવા દીધો હતો એવો જરાસંધ કચવાતો કચવાતો મગધદેશમાં ગયો. પોતાનું સૈન્ય અખંડ રેહેતાં શત્રુના સૈન્યરૂપી સમુદ્રને તરી ભગવાન્ મથુરામાં પધાર્યા. દેવતાઓ વાહવાહ કહીને પુષ્પની વૃષ્ટિથી વધાવવા લાગ્યા. તાપ મટીજતાં પ્રસન્ન થએલા મથુરાના લોકોની સાથે મળીને સૂત, માગધ તથા બંદીજનો તેમના વિજયનું ગાયન કરતા હતા. ભગવાન્ મથુરામાં પધારતાં અનેક શંખ, દુંદુભિ, ભેરી, તૂરી, વીણા, વેણુ અને મૃદંગો વાગી રહ્યાં. મથુરાના માર્ગોમાં પાણી છાંટ્યાં હતાં. ઉત્સવનેલીધે તોરણો બાંધ્યાં હતાં. લોકો રાજી થતાં હતાં. વેદના મંત્રોનો કોલાહલ થઈ રહ્યો હતો અને પતાકાઓ શોભી રહી હતી. સ્ત્રિયો ભગવાનને ફુલ, દહિ, અક્ષત અને અંકુરોથી વધાવતી હતી અને પ્રીતિથી પ્રફુલ્લિત નેત્રોવડે સ્નેહસહિત જોતી હતી. રણભૂમિમાં વીરલોકોનાં આભરણરૂપી જે અપાર ધન પડ્યું હતું તે સઘળું લાવીને ભગવાને યાદવોના રાજા ઉગ્રસેનને આપ્યું. પરાજય થતાં પણ એવીજ રીતે સૈન્યની અક્ષોહીણીઓ લઇને જરાસંધ રાજાએ યાદવો કે જેઓના રક્ષક ભગવાન્ હતા તેઓની સાથે સત્તર વાર યુદ્ધ કર્યું. ફેરે ફેરે ભગવાનના પ્રભાવથી યાદવો તેના સઘળા સૈન્યને મારી નાખતા હતા અને સૈન્યો મરીગયા પછી શત્રુઓ છોડી દેતાં જરાસંધ પાછો જતો હતો. એ જરાસંધ સંગ્રામ કરવાસારૂ અઢારમી વાર આવનાર હતો તેટલામાં અકસ્માત્ નારદજીએ મોકલેલા મહાવીર કાલયવને યાદવોને પોતાનો દેખાવ આપ્યો, મનુષ્યલોકમાં જેની સામે કોઈ પણ ટક્કર લઇ શકતો ન હતો એવા એ કાલયવને યાદવોને પોતાના જેવા બળવાન્ સાંભળીને ત્રણ કરોડ મ્લેચ્છોના સૈન્યથી આવી મથુરાને ઘેરો ઘાલ્યો. એ યવનને જોઇ શ્રીકૃષ્ણે બલભદ્રની સાથે વિચાર કર્યો કે–'અહો! યાદવોને બન્ને કોરથી મોટું દુઃખ પ્રાપ્ત થયું. આજ તો આ મોટા બળવાળા યવને આપણને ઘેરો ઘાલ્યો છે ત્યાં જરાસંધ પણ આજ, કાલ કે પરમ દિવસે અવશ્ય આવશે. આપણે બન્ને ભાઇઓ આની સાથે યુદ્ધ કરતા હશું ત્યાં બલવાન્ જરાસંધ આવશે તો આપણા સંબંધીઓને મારી નાખશે અથવા પોતાના પુરમાં લઇ જશે. માટે હમણાં મનુષ્યોથી જઇ શકાય નહિ એવો ગઢ બનાવશું. એ ગઢમાં આપણા સંબંધીઓને રાખી પછી યવનને મરાવશું.' એપ્રમાણે વિચાર કરી ભગવાને સમુદ્રની અંદર બાર યોજનનું અને સઘળી રીતે ભારે અદ્ભુત નગર કરાવ્યું. એ નગરમાં (દ્વારકામાં) વિશ્વકર્માનું જ્ઞાન અને શિલ્પ સંબંધી સઘળી ચાતુરી દેખાતી હતી. ઘરની રચનાને અનુકૂલ આવે એવી રીતે રાજમાર્ગ, ઉપમાર્ગ અને આંગણાં કર્યાં હતાં. દેવતાઇ વૃક્ષ અને લતાઓવાળી વાડીઓ અને વિચિત્ર બગીચાઓ શોભી રહ્યાં હતાં. અત્યંત ઊંચી સ્ફ-

ટિક મણિની ભૂમિકાઓ અને દ્વારો ઉપર સોનાનાં ઇંડાં હતાં. ઘોડાર આદિ શાળાઓ રૂપાની અને પીળા લોઢાની કરી હતી. તેઓને વળી સોનાના કુંભો મૂકીને શણગારી હતી. મોટા મરકત મણિનાં સ્થળવાળાં સોનાનાં ઘરોનાં શિખર માણકઆદિ રત્નોથી કર્યાં હતાં. દેવતાઓનાં મંદિર અને અગાશીઓની ભારે રચના કરી હતી. એ નગરમાં ચારે વર્ણના લોકો ઘણા ઘણા રેહેતા હતા. રાજાનાં અનેક ઘરોથી શોભી રહ્યું હતું. ઇંદ્રે એ નગરમાં ભગવાનનેમાટે સુધર્મા સભા અને પારિજાત નામનું ઝાડ મોકલ્યાં કે જ્યાં રેહેનારા માણસને ભૂખ અને તરશ આદિ દેહના ધર્મો પ્રાપ્ત થાય નહિ. વરૂણદેવે સાવ ધોળા, મન સરખા વેગવાળા અને એક એક કાન જેઓનો કાળો હતો એવા ઘોડા મોકલ્યા. લોકપાલ કુબેરજીએ પોતાની વિભૂતિરૂપ આઠ ભંડાર મોકલ્યા. હે રાજા! ભગવાને એ દેવતાઓના પોતપોતાના અધિકારની સિદ્ધિનેમાટે તેઓને જે જે કાંઇ ઐશ્વર્ય આપ્યું હતું તે સઘળું ભગવાન્ પૃથ્વીમાં પધારતાં તે દેવતાઓએ તેમને પાછું આપ્યું. ભગવાન્ પોતાના યોગના પ્રભાવથી એ નગરમાં સર્વ સંબંધીઓને લઇ ગયા. પછી પ્રજાનું પાળન કરવા બલભદ્રને રાખી ભગવાન્ તેમની સંમતિથી કાંઇ પણ આયુધ પાસે નહિ રાખતાં માત્ર કમળની માળા પેહેરીને મથુરાના દ્વારમાંથી બહાર નીકળ્યા. ૫૮

**प्रजापालेन रामेण कृष्णः समनुमंत्रितः ।**
**निर्जगाम पुरद्वारात् पद्ममाली निरायुधः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંચાશમો અધ્યાય સંપૂર્ણ.

• ——∘∘—— •

## ॥ श्रीशुक उवाच ॥*

**तं विलोक्य विनिष्क्रांतमुज्जिहानमिवोडुपम् ।**
**दर्शनीयतमं श्यामं पीतकौशेयवाससम् ॥**

શુકદેવજી કેહેછે.—અત્યંત સુંદર, શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, વક્ષઃસ્થલમાં શ્રીવત્સના ચિન્હવાળા, કંઠમાં શોભતા કૌસ્તુભ મણિવાળા, પુષ્ટ અને લાંબા ચાર હાથવાળા, નવીન કમળની પેઠે રાતાં નેત્રવાળા, અને જેનું મુખારવિંદ નિરંતર આનંદવાળું, શોભાયુક્ત, સારા ગાલવાળું, સુંદર હાસ્યવાળું તથા ચળકતાં મકરાકૃતી કુંડલવાળું હતું એવા ભગવાન્ ઉગતા ચંદ્રમાની પેઠે ગામમાંથી બહાર નીકળ્યા તેમને જોઈ કાલયવને[1] વિચાર્યું કે—'નારદજીએ કહેલાં લક્ષણ પ્રમાણે શ્રીવત્સના ચિન્હવાળો, કમળસરખાં નેત્રવાળો, વનમાળાને ધરનાર અને અત્યંત સુંદર આ પુરૂષજ વસુદેવનો પુત્ર કૃષ્ણ છે, બીજો નહિ હોવો જોઇએ. આ કૃષ્ણની પાસે આયુધ નથી અને પાળો ચાલેછે માટે હું પણ આયુધવગર અને પાળો ચાલીને આની સાથે યુદ્ધ કરીશ.' એવો નિશ્ચય કરીને એ યવન, વિમુખ થઇને ભાગતા અને યોગીઓ પણ જેને પોહોચી શકતા નથી એવા એ ભગવાનને પકડવાસારૂ પછવાડે દોડ્યો. પગલે પગલે પોતાને હાથ પોહોચી જાય એવી રીતે દેખાતા ભગવાન્ એ યવનોના રાજાને ઘણે છેટે પર્વતની ગુફામાં લઇ ગયા. 'તું કે જે યદુકુલમાં જન્મેલો છે તેને ભાગવું યોગ્ય નથી' એમ તિરસ્કાર કરતો અને જેનાં અશુભ કર્મ ક્ષીણ થયાં ન હતાં

* આ એકાવનમા અધ્યાયમાં ભગવાને કાલયવનને મુચુકુંદની દૃષ્ટિથી મરાવ્યો. અને પછી મુચુકુંદે સ્તુતિ કરતાં તે મુચુકુંદ ઉપર કૃપા કરી, એ કથા કેહેવામાં આવશે.

૧ ગાર્ગ્ય મુનિને તેના સાળાએ તું નપુંસક છો એમ કેહેતાં યાદવોએ હાંસી કરી હતી તે ઉપરથી ક્રોધ પામેલા ગાર્ગ્ય મુનિએ મહાદેવને પ્રસન્ન કરી યાદવોને ત્રાસ આપનાર પુત્ર થવાનું વરદાન લીધું હતું. પછી યવનનો રાજા કે જે અપુત્ર હતો તેણે પોતાની સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરવાસારૂ ગાર્ગ્ય મુનિની પ્રાર્થના કરતાં તેમણે તે યવનના રાજાની સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન કર્યો તે કાલયવન કેહેવાયો, એવી પુરાણમાં કથા છે.

એવો એ કાલયવન પછવાડે દોડ્યો ગયો તોપણ ભગવાનને પોહોંચ્યો નહિ. ભગવાન્ તિરસ્કાર કરાયા છતાં પણ પર્વતની ગુફામાં પેશી ગયા એટલે કાલયવન પણ પછવાડે પેઠો ત્યાં તેણે બીજા નરને સુતેલો દીઠો. કાલયવને ભૂલથી વિચાર્યું કે—'આ કૃષ્ણ મને દૂર લાવીને અહીં સાધુની પેઠે સુઇગયો છે.' આ પ્રમાણે તેને ભગવાન્ માનીને કાલયવને પાટુ મારી. ઘણા કાલ થયા સુઈ રહેલો તે પુરૂષ પાટુ વાગવાથી ઉઠીને ધીરે ધીરે આંખો ઉઘાડી ચારેકોર જોવા લાગ્યો ત્યાં તેણે પડખામાં ઉભેલા કાલયવનને દીઠો. ક્રોધ પામેલા એ પુરૂષની દૃષ્ટિ પડતાં તુરતજ દેહમાંથી ઉત્પન્ન થએલા અગ્નિથી બળીગએલો કાલયવન ભસ્મ થઈ ગયો.

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મહારાજ! એ યવનને બાળીદેનારો પુરૂષ કોણ હતો, કોના વંશનો હતો, કેવા પ્રભાવવાળો હતો, કોનો પુત્ર હતો અને ગુફામાં જઇને શામાટે સુતો હતો?

શુકદેવજી કેહેછે.—ઇક્ષ્વાકુના કુલમાં જન્મેલો, માંધાતા રાજાનો દીકરો, બ્રાહ્મણોને માનનાર અને સાચી પ્રતિજ્ઞાવાળો એ મુચુકુંદ નામનો રાજા હતો. દૈત્યોથી ત્રાસ પામેલા ઇંદ્રાદિક દેવતાઓએ પોતાના રક્ષણનેમાટે પ્રાર્થના કરતાં તેણે દેવતાઓની ઘણા દિવસ સુધી રક્ષા કરી હતી. પછી દેવતાઓને કાર્તિકેય સ્વામી સેનાપતિ મળતાં તેઓએ મુચુકુંદને કહ્યું કે—'હે રાજા! હવે તમે અમારૂં પાલન કરવાનો પરિશ્રમ છોડી દીયો. હે વીર! તમે મનુષ્યલોકમાં પોતાનું નિષ્કંટક રાજ્ય છોડી દઇને અમારૂં પાલન કરતાં તમારાં સઘળાં સુખ ગયાં છે. તમારા પુત્રો, રાણીઓ, ભાયાતો, સાથે રેહેનારાઓ, મંત્રીઓ અને તે સમયની પ્રજાઓ કાળથી નાશ પામતાં હમણાં એક અવશેષ નથી. ગોવાળ જેમ પશુઓને આમતેમ ફેરવે તેમ બલવાનોમાં બલવાન્ અને અવિનાશી ઈશ્વરરૂપ કાળ પણ પોતાની ક્રીડાથી પ્રજાઓને આમ તેમ ફેરવે છે. તમારૂં કલ્યાણ થાઓ અને આજ અમારી પાસેથી મોક્ષવિના બીજો વર માગી લ્યો. મોક્ષના સ્વામી તો એક અવિનાશી ભગવાન્ વિષ્ણુજ છે.' આ પ્રમાણે દેવતાઓએ કેહેતાં મોટી કીર્તિવાળો તે મુચુકુંદ દેવતાઓને પગે લાગ્યો અને દેવતાઓએ આપેલી નિદ્રાથી ગુફામાં જઇને સુઈ રહ્યો હતો. દેવતાઓએ તેને કહ્યું હતું કે—'તું સુતો હશે ત્યાં વચમાં જે કોઈ તને જગાડશે તે પ્રાણી તારી દૃષ્ટિ પડતાંજ તુરત પ્રાણરહિત થઇને ભસ્મ થઈ જશે.' એપ્રમાણે કાલયવનને પરબારો ભસ્મ કરાવી યાદવોમાં ઉત્તમ શ્રીકૃષ્ણે એ બુદ્ધિમાન્ મુચુકુંદને પોતાનું દર્શન દીધું. ઘનશ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, વક્ષઃસ્થલમાં શ્રીવત્સના ચિન્હવાળા, ચળકતા કૌસ્તુભ મણિથી શોભી રહેલા, ચાર ભુજાવાળા, વૈજયંતી માળાથી શોભતા, સુંદર તથા પ્રસન્ન મુખવાળા, ચળકતાં મકરાકૃતિ કુંડળવાળા, મનુષ્ય લોકોએ જોવાજેવા, સ્નેહભરેલા મંદહાસ્યપૂર્વક જોતા, સુંદર અવસ્થાવાળા, તેજથી અસહ્ય લાગતા અને સિંહની પેઠે ઉદાર પરાક્રમવાળા તે ભગવાનને જોઇ તેમના તેજથી અંજાઈ ગએલા અને શંકા પામેલા તે બુદ્ધિમાન્ રાજાએ નીચેપ્રમાણે પૂછ્યું.

મુચુકુંદ પૂછે છે.—અહીં આવેલા તમે કોણ છો? વનમાં અને તેમાં પણ ઘણા કાંટાવાળા પર્વતના વિષમ પ્રદેશમાં કમળની પાંખડીઓ સરખા પગથી ફરોછો. તમે તેજસ્વીલોકોનું તેજ છો? અગ્નિદેવ છો? સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર કે બીજા કોઈ લોકપાલ છો? હે દેવ! તમે પોતાની કાંતિથી દીવાની પેઠે ગુફાના અંધકારને મટાડો છો માટે હું ધારૂંછું કે ત્રણ મોટા દેવમાંના વિષ્ણુ છો. હે મનુષ્યોમાં ઉત્તમ! અમે સાંભળવા ઇચ્છિયે

છિયે માટે જો તમારી રૂચિ હોય તો પોતાનાં જન્મ, કર્મ અને વંશની વાત કહો. હે પુરૂષોમાં સિંહતુલ્ય ! અમો તો ઇક્ષ્વાકુના વંશના ક્ષત્રિયો છિયે. હુ માંધાતાનો દીકરો મુચુકુંદ એવા નામથી ઓળખાઉછું. ઘણા કાળના ઉજાગરાથી થાકીને નિદ્રાથી ઇંદ્રિયો પરવશ થતાં આ એકાંત સ્થલમાં સુખથી સુઇ રહ્યો હતો ત્યાં હમણાં કોઇએ મને ઉઠાડયો. એ ઉઠાડનાર પણ પોતાના પાપથીજ ભસ્મ થઈ ગયો. તે પછી શત્રુઓને મારનાર તમે જોવામાં આવ્યા છો. હે ભાગ્યશાળી ! તમારા અસહ્ય તેજથી અંજાઈ જવાનેલીધે હું તમને સારી પેઠે જોઈ શકતો નથી. તમે પ્રાણીઓએ માન દેવા યોગ્ય છો.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે રાજાએ બોલાવેલા જગતને પાલનાર ભગવાન્ હસીને મેઘના નાદસરખી ગંભીર વાણીથી નીચેપ્રમાણે બોલ્યા.

ભગવાન્ કેહેછે.– હે રાજા ! મારાં જન્મ કર્મ અને નામ હજારો છે. અનંતપણાનેલીધે તેઓની સંખ્યા મારાથી પણ કહી શકાતી નથી. કોઇ પુરૂષ ઘણા જન્મોથી પૃથ્વીના રજકણને પણ ગણી શકે પરંતુ મારાં ગુણ, કર્મ, નામ અને જન્મને કદી ગણી શકે નહિ. હે રાજા ! ત્રણ કાળમાં થતા મારા જન્મ અને કર્મોને મોટા મોટા ઋષિયો ગણ્યા કરેછે તોપણ તેઓનો પાર પામતા નથી. તો હમણાંનાં જન્મ અને કર્મો કહુંછું તે સાંભળો. પ્રથમ ધર્મના રક્ષણનેમાટે અને પૃથ્વીને ભારરૂપ થઈ પડેલા અસુરોનો ક્ષય કરવાનેમાટે બ્રહ્માએ પ્રાર્થના કરવા ઉપરથી હું યદુકુલમાં વસુદેવના ઘરમાં અવતરેલો છું. હું વસુદેવનો પુત્ર છું તેથી મને 'વાસુદેવ' કેહેછે. કંસ કે જે પૂર્વજન્મમાં કાલનેમી દૈત્ય હતો તેને અને પ્રલંબાસુર આદિ બીજા શત્રુઓને મેં માર્યા અને હે રાજા ! આ યવનને તમારા તીક્ષ્ણ ચક્ષુથી બાળી નખાવ્યો. એ હું કે જે ભક્તો ઉપર પ્રેમ રાખનાર છું તેની તમે પૂર્વે ઘણી ભક્તિ કરી હતી તેથી તમારા પર અનુગ્રહ કરવાનેમાટે આ ગુફામાં આવ્યો છું. હે રાજા ! વર માગો. તમારી સઘળી ઈચ્છા પરિપૂર્ણ કરૂં. મને શરણ થએલો કોઈ પણ પુરૂષ ફરીવાર સંતાપ પામવાને યોગ્યજ રેહેતો નથી.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે ભગવાનનાં વચન સાંભળી આનંદ પામેલા મુચુકુંદે પોતાને વૃદ્ધ ગર્ગ મુનિનાં વચનનું સ્મરણ આવતાં તેમને નારાયણ દેવ જાણીને નીચેપ્રમાણે સ્તુતિ કરી.

મુચુકુંદ સ્તુતિ કરેછે.– હે ઈશ્વર ! તમારી માયાથી મોહ પામવાનેલીધે તમારા વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનારા આ સ્ત્રિયો અને પુરૂષોરૂપી સર્વે લોકો તમને ભજતા નથી અને એકબીજાથી ઠગાઈને ઘર કે જે દુ:ખનુંજ સ્થાનક છે તેમાં સુખની ઇચ્છાથી બંધાઈ રેહેછે. હે નિર્દોષ ઈશ્વર ! આ કર્મભૂમિમાં કરોડો ઉદ્યમથી પણ ન મળે એવો અને તેમાં વળી સઘળા પરિપૂર્ણ અવયવવાળો મનુષ્યદેહ પ્રયત્ન વગર આવ્યા છતાં પશુની પેઠે વિષયસુખમાંજ પ્રીતિ રાખનારા અને ઘરરૂપી ઊંડી ખાડમાં પડેલા લોકો તમારાં ચરણારવિંદને ભજતા નથી. હે પ્રભુ ! હું કે જે રાજ્યલક્ષ્મીથી મદોન્મત્ત થએલો, દેહને આત્મા કરી માનનાર અને અપાર ચિંતાથી પુત્ર, સ્ત્રિયો, ભંડાર અને પૃથ્વીમાંજ આસક્ત થઈ રહેલો રાજા છું તેનો આટલો કાળ વ્યર્થ ગયો છે. ઘડા અને ભીતસરખા આ જડ દેહમાં 'હું રાજા છું' એવું દૃઢ અભિમાન ધરાવનાર અને રથ, હાથી, ઘોડા, તથા પ્યાદાઓના સેનાપતિઓથી વીટાઇને તમને નહિ ગણકારતાં પૃથ્વીપર ફરનાર હું આટલા કાલસુધી મદોન્મત્ત થઇ રહ્યો હતો. 'અમુક અમુક કામ આવી રીતે કરવાં' એવી ચિંતાથી પ્રમત્ત રેહેનાર, મનોરથ ભાંગી જતાં

છતાં પણ વિષયોમાં ઉત્કંઠા ધરાવનાર અને મનોરથ પ્રાપ્ત થાય તો વળી જેને તૃષ્ણા વધતી જાય છે એવા મનુષ્યને, જેમ ભૂખથી ગલોફાં ચાટતો સર્પ ઉંદરને ઝડપમાં લેછે તેમ અપ્રમત્ત (સાવચેત) કાળરૂપી તમે ઝડપમાં લીઓ છો. પ્રથમ 'રાજા' એવું નામ ધરાવી જે દેહ સોનાથી શણગારેલા રથોથી અથવા હાથીઓથી ફરતો હોય તેજ દેહ, ટાળ્યો ટળે નહિ એવા કાળરૂપ આપ પ્રાપ્ત થતાં અંતે કોઇ ખાઇજાય તો 'વિષ્ટા' એવું નામ ધરાવેછે, પડ્યો રેહેતો 'કીડા' એવું નામ ધરાવેછે, અને બાળી નાખવામાં આવે તો 'ભસ્મ' એવું નામ ધરાવેછે. હે ઈશ્વર! સઘળી દિશાઓને જીતી લેવાથી જેને કોઈ સંગ્રામ કરવો રહ્યો ન હોય એવો, ઉત્તમ સિંહાસનપર બેઠેલો અને સઘળા રાજાઓ જેને પ્રણામ કરતા હોય એવો પુરૂષ પણ, માત્ર મૈથુનનાંજ સુખવાળાં સ્ત્રિયોનાં ઘરમાં મુંડાના વાનરાની પેઠે ચારેકોર રઝળેછે. પ્રથમ રાજ્ય મેળવવાની ઇચ્છાથી તપ કરવામાં નિષ્ઠા રાખી ભોગ ભોગવવાનું છોડી દે છે અને જે પાસે હોય તે આપી દેછે. પછી રાજ્ય મળતાં વળી 'બીજા જન્મમાં હું ચક્રવર્ત્તી થાઊં' એવી તૃષ્ણા વધવાથી સુખ ભોગવવાનો અવસરજ મળતો નથી. હે ભગવાન્! સંસારમાં ભટક્યા કરતા માણસને તમારા અનુગ્રહથી જ્યારે બંધનનો છેડો આવ્યો હોય ત્યારે તેને સાધુલોકોનો સમાગમ મળેછે અને સાધુલોકોનો સમાગમ મળે ત્યારેજ તમે કે જે સત્પુરૂષોની ગતિરૂપ અને કાર્ય તથા કારણોના નિયંતા છો તેમની ભક્તિ પ્રાપ્ત થાયછે. હે ઈશ્વર! મને તો સત્સંગવિના યદૃચ્છાથીજ રાજ્યાદિકનો સંબંધ મટ્યો છે એ તમારો મારા ઉપર મોટો અનુગ્રહ થયો એમ માનુંછું; કેમ કે સર્વથી અલગ થઇને વનમાં જવાની ઇચ્છા કરતા ઉત્તમ ચક્રવર્ત્તી રાજાઓ પણ પોતાથી એ સંબંધને નહિ છોડી શકાતાં તે છોડવાની પ્રાર્થનાજ કરેછે. હે પ્રભુ! તમારા ચરણનું સેવન કે જેને દેહાભિમાનરહિત પુરૂષો બહુજ માગ્યા કરેછે તે વિના બીજા કશા વરને હું ઇચ્છતો નથી. હે વિષ્ણુ! મોક્ષ આપનારા આપને પ્રસન્ન કરી કયો સમજુ પુરૂષ જેથી પોતાને બંધન થાય એવું વરદાન માગે? માટે હે ઈશ્વર! રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી બંધાએલી સર્વ સુખની ઇચ્છાઓને છોડી દેતાં તમે કે જે નિરંજન, નિર્ગુણ, અદ્વૈત અને જ્ઞાનમાત્ર પરમ પુરૂષ છો તેમનું હું શરણ લઉંછું. હે રક્ષણ આપનાર! હે પરમાત્મા! હે પરમેશ્વર! હું કે જે ઘણા કાળ થયા આ સંસારમાં કર્મોનાં ફળથી પીડાએલો, કર્મોની વાસનાઓથી તપતો અને જેના છ ઇંદ્રિયોરૂપી શત્રુઓ તૃષ્ણારહિત થતાજ નથી એવો છું તે માંડમાંડ શાંતિ મળતાં નિર્ભય, સત્ય અને શોકરહિત તમારાં ચરણારવિંદની શરણે આવેલો છું માટે હું કે જે દુઃખી છું તેનું રક્ષણ કરો.

ભગવાન્ કેહેછે.—હે ચક્રવર્ત્તી રાજા! તમારી બુદ્ધિ નિર્મળ અને વૃદ્ધિ પામેલી છે; કેમકે વરદાનની લાલચ આપી તોપણ લલચાઇ નહિ. મેં તમને વરદાનની લાલચ આપી તે પ્રમાણે તમે કદાચ વર માગો તોપણ તમને પ્રસાદ થાયજ નહિ એમ સમજવું; કેમકે મારા સાચા ભક્તોની બુદ્ધિ કદીપણ સંસારનાં સુખોમાં આસક્ત થાય નહિ. હે રાજા! જેઓ મારા અભક્ત હોય તેઓ પ્રાણાયામાદિક સાધનોથી મનને વશ્ય કરે તોપણ જેની વાસના ક્ષીણ થતી નથી એવું તેઓનું મન ફરી પણ વિષયોથી લલચાયછે. તમે મારામાં મન રાખી ઇચ્છાપ્રમાણે પૃથ્વીમાં ફરો. તમને કદીપણ મટે નહિ એવી મારી ભક્તિ સર્વદા રેહેશે. તમે[1]

---

૧ વાસ્તવિક રીતે નહિ પણ યુક્તિથી ખીવરાવતાં લોકસંગ્રહ કરવાસાર ભગવાન તપની પ્રવૃત્તિ કરાવે છે.

ક્ષત્રિય ધર્મમાં રહી મૃગયાઆદિ કરીને ઘણા જીવ માર્યા છે તે પાપ મારો આશ્રય રાખી એકાગ્રપણાથી તપ કરીને ટાળો. હે રાજા ! તમે હવેપછીના જન્મમાં સર્વ પ્રાણીઓના મિત્ર ઉત્તમ બ્રાહ્મણ થઇને મારા અદ્વૈત સ્વરૂપને પામશો. ૬૪

**जन्मन्यनंतरे राजन् सर्वभूतसुहृत्तमः । भूत्वा द्विजवरस्त्वं वै मामुपैष्यासि केवलम् ॥**

इति श्रीमन् महापुराणु ભાગવતના દશમસ્કંધનો એકાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इत्थं सोनुगृहीतोंग कृष्णेनेक्ष्वाकुनंदनः । तं परिक्रम्य संनम्य निश्चक्राम गुहामुखात् ॥१**

શુકદેવજી કેહેછે.--હે રાજા ! એવી રીતે શ્રીકૃષ્ણે અનુગ્રહ કરતાં તે મુચુકુંદ રાજા શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરી ગુફાના મોઢામાંથી બહાર નીકળ્યા. મનુષ્ય, પશુ, લતા અને વનસ્પતિઓ નાહાના નાહાના પ્રમાણનાં થઇ ગયાં હતાં તે જોઇ, કલિયુગ આવ્યો માનીને તે મુચુકુંદ ઉત્તરદિશામાં ગયા. તપમાં શ્રદ્ધાવાળા, ધીર, સંગરહિત અને જેના સંશય મટીગયા હતા એવા તે મુચુકુંદ ભગવાનમાં મન રાખીને ગંધમાદન પર્વતમાં ગયા. ત્યાં નરનારાયણના સ્થાનકરૂપ બદરિકાશ્રમમાં જઇ સર્વ સુખદુઃખાદિક દ્વંદ્વ પદાર્થોનું સહન કરી તથા શાંત રહી તપથી ભગવાનની આરાધના કરવા લાગ્યા. શ્રીકૃષ્ણ ભગવાન્ યવનોએ ઘેરેલી મથુરામાં પાછા આવી મ્લેચ્છોનું સૈન્ય મારીને તેનું ધન દ્વારકામાં મોકલવા લાગ્યા. ભગવાનની પ્રેરણાથી બળદો તથા માણસો દ્વારકામાં ધન લઇ જતા હતા ત્યાં ત્રેવિશ અક્ષૌહિણી સૈન્ય લઇને જરાસંધ આવ્યો. હે રાજા ! શત્રુના સૈન્યના વેગનો વધારો જોઇ શ્રીકૃષ્ણ અને બલભદ્ર મનુષ્યની ચેષ્ટાનો સ્વીકાર કરી તુરત ભાગા. નહિ બીનેલા છતાં બહુજ બીનેલાની પેઠે ઘણુંક ધન પડતું મૂકીને કમળની પાંખડીઓ સરખા ચરણથી ઘણાં યોજનસુધી ચાલ્યા ગયા. એ બે ભાઇઓને ભાગતા જોઇ હસતો અને ઇશ્વરના પ્રમાણને નહિ જાણતો બલવાન્ જરાસંધ રથનાં સૈન્યોથી તેઓને પછવાડે દોડ્યો. ઘણા દૂર સુધી દોડીને થાકી રહેલા એ બે ભાઇઓ પ્રવર્ષણ નામના ઊંચા પર્વતઉપર ચડી ગયા કે જે પર્વતમાં ઇંદ્ર પ્રત્યેક દિવસે વૃષ્ટિ કરેછે. હે રાજા ! એ બે ભાઇઓને પર્વતમાં છુપેલા જાણી શોધ કરતાં પણ પત્તો નહિ મળતાં જરાસંધે ચારેકોર લાંકડાં મૂકી અગ્નિ સળગાવીને તે પર્વતને બાળ્યો. શિખરો બળવા લાગતાં અગિયાર યોજન ઊંચા તે પર્વત ઉપરથી ઠેકીને એ બે ભાઇઓ શત્રુઓ ન દેખે એવા પ્રદેશમાં નીચે ધરતીઉપર પડ્યા. હે રાજા ! શત્રુ અને શત્રુના અનુચરોના જોવામાં નહિ આવેલા એ બે ભાઇઓ સમુદ્રરૂપી ખાઇવાળી પોતાની દ્વારકા પુરીમાં પાછા આવ્યા. જરાસંધ પણ શ્રીકૃષ્ણ અને બલભદ્ર બળી ગયા એવી ખોટી સમજણથી પોતાનું મોટું સૈન્ય પાછું વાળીને મગધ દેશમાં ગયો. લક્ષ્મીવાળા આનર્ત્ત દેશના રાજા રૈવતે બ્રહ્માની પ્રેરણાથી પોતાની દીકરી રેવતી બલભદ્રને આપી હતી, એ હું આગળ ( નવમસ્કંધમાં ) કહી ગયો છું. હે રાજા ! શ્રીકૃષ્ણ ભગવાન્ પણ ભીષ્મક રાજાની કુંવરી અને લક્ષ્મીજીના અંશરૂપ રૂક્મિણીને સ્વયંવરમાં પરણ્યા. ગરૂડે જેમ દેવતાઓનું મથન કરીને અમૃતનું હરણ કર્યું હતું તેમ શ્રીકૃષ્ણ ભગવાને, સર્વે લોકો જોતાં છતાં શિશુપાલના પક્ષના શાલ્વઆદિ રાજાઓનું મથન કરી રૂક્મિણીનું હરણ કર્યું.

---

* આ બાવનમા અધ્યાયમાં જાણે બીના હોય તેમ દોડીને દ્વારકામાં ગએલા ભગવાને એક બ્રાહ્મણે કહેલા રૂક્મિણીના સંદેશાને સ્વીકાર્યો, એ કથા કેહેવામાં આવશે.

પરીક્ષિત રાજા પૂછે છે.– ભગવાન્ સુંદર મોઢાવાળી ભીષ્મક રાજાની કુંવરી રૂક્મિણીને રાક્ષસવિવાહની રીતિથી એટલે યુદ્ધમાં હરણ કરીને પરણ્યા એમ તમે કહી ગયા તો હે મહારાજ ! અમિત તેજવાળા ભગવાન્, જરાસંધ અને શાલ્વઆદિ રાજાઓને જીતી લઈ જેવી રીતે કન્યાને હરી લાવ્યા તે-સઘળી વાત વિસ્તારથી સાંભળવાને ઇચ્છિયે છિયે. હે મહારાજ ! પવિત્ર, મધુર, જગતનાં પાપને મટાડનાર અને સર્વદા નવીન લાગે એવી ભગવાનની કથાઓ સાંભળતાં સાંભળવાના સારને જાણનાર કયો પુરૂષ તૃપ્તિ પામે ?

શુકદેવજી કેહેછે.– વિદર્ભ દેશનો અધિપતિ ભીષ્મક નામે મોટો રાજા હતો. તેને પાંચ દીકરા હતા અને એક રૂડા મોઢાવાળી દીકરી હતી. સહુથી મોટો રૂક્મિ નામે હતો અને તેથી નાહાના રૂક્મરથ, રૂક્મબાહુ રૂક્મકેશ અને રૂક્મમાલી નામના પુત્રો હતા. એઓની સતી બેહેનનું નામ ‘રૂક્મિણી’ હતું. ઘેર આવેલા લોકો ગાયન કરતાં તેઓની પાસેથી ભગવાનનાં રૂપ, પરાક્રમ, ગુણ અને લક્ષ્મીની વાત સાંભળી રૂક્મિણીએ ભગવાનનેજ પોતાને યોગ્ય પતિ માન્યા. તેમજ ભગવાને પણ બુદ્ધિ, લક્ષણ, ઉદારતા, રૂપ, શીલ અને ગુણોના આશ્રયરૂપ તે રૂક્મિણીને પોતાને યોગ્ય સ્ત્રી માની તેને પરણવાનું મન કર્યું. હે રાજા ! સઘળાં સંબંધીઓ એ કન્યા ભગવાનનેજ દેવા ઇચ્છતાં હતાં તે છતાં ભગવાનનો દ્વેષ કરનારા રૂક્મિએ તે વાત બંધ પડાવી તે કન્યાનું શિશુપાલની સાથે સગપણ કરાવ્યું. તે વાત જાણી બહુજ કચવાએલાં શ્યામ કટાક્ષવાળાં રૂક્મિણીએ વિચાર કરી તુરત પોતાના વિશ્વાસપાત્ર અને સત્યવક્તા એક બ્રાહ્મણને ભગવાનની પાસે મોકલ્યો. દ્વારકામાં આવેલા અને દ્વારપાળોએ અંદર જવા દીધેલા તે બ્રાહ્મણે સોનાના આસનપર બેઠેલા શ્રીકૃષ્ણ ભગવાનને દીઠા. બ્રાહ્મણોને માનઆપનાર ભગવાને એ બ્રાહ્મણને જોઈ પોતાના આસન ઉપરથી ઊઠી તે આસન ઉપર તેને બેસાડ્યો અને પોતાની જેમ દેવતાઓ પૂજા કરેછે તેમ પોતે એ બ્રાહ્મણની પૂજા કરી. તે બ્રાહ્મણે જમીને વિશ્રામ લીધો તે પછી ભગવાને તેની પાસે જઇ પોતાના હાથથી ધીરે ધીરે તેના પગચાંપતાં ધીરજથી નીચેપ્રમાણે તેને પૂછ્યું.

ભગવાન્ પૂછે છે.– હે બ્રાહ્મણોમાં સર્વોત્તમ ! તમારો વૃદ્ધ લોકોએ સ્વીકારેલો ધર્મ મનમાં સર્વદા સંતોષ રેહેતાં ઘણું કષ્ટ ભોગવ્યા વગર ચાલેછે ? પોતાના ધર્મથી ભ્રષ્ટ નહિ થતો બ્રાહ્મણ જેકે કાંઈ મળે તેથી સંતોષ રાખીને વર્ત્તે તો તે ધર્મ તેના સઘળા મનોરથ પરિપૂર્ણ કરેછે. જો અસંતોષ હોય તો ઇંદ્રની પદવી મળતાં પણ લોકોમાં સુખથી એક ઠેકાણે બેશી શકાતું નથી અને સંતોષ હોય તો નિષ્કિંચન છતાં પણ સર્વ અંગમાં તાપરહિત થઇને સુખે રહેછે જે બ્રાહ્મણો પોતાની મેળે મળતા લાભથી સંતોષ રાખનાર, સ્વધર્મમાં નિષ્ઠાવાળા, સર્વ પ્રાણિઓના પરમ મિત્ર, અહંકારરહિત અને શાંત હોય તેઓને હું વારંવાર મસ્તકથી પ્રણામ કરૂંછું. હે બ્રાહ્મણ ! રાજદ્વારથી તો તમારૂં કુશળ છે ? જે રાજાના દેશમાં પાલન પામતી પ્રજા સુખથી રેહેછે તે રાજા મને પ્યારો થાયછે. તમે આ મહાસાગરને ઊતરી જ્યાંથી અને જે કામની ઇચ્છાથી અહીં આવ્યા છો તે સઘળી વાત જો ગુહ્ય ન હોય તો અમારી પાસે કહો. અમે તમારૂં શું કામ કરિયે ?

શુકદેવજી કેહેછે.– લીલાથી જેણે અવતાર ધર્યો હતો એવા ભગવાને એપ્રમાણે પ્રશ્ન પૂછતાં તે બ્રાહ્મણે સઘળી વાત કહી દેખાડી. ( રૂક્મિણીએ એકાંતમાં પોતાના હાથથી જે પત્ર લખીને આપ્યો હતો તે પત્ર ફોડીને ભગવાનને દેખાડતાં ભગવાનની આજ્ઞાથી તે બ્રાહ્મણ વાંચી સંભળાવેછે. )

રૂક્મિણીએ લખ્યુંછે કે,—હે ત્રૈલોક્યસુંદર! હે પ્રભૂ! સાંભળનારાઓના કાનનાં છિદ્રોથી તેઓના હૃદયમાં પેશી તેઓના તાપને હરનારા તમારા ગુણો અને દૃષ્ટિવાળાઓની દૃષ્ટિઓને સર્વ મનોરથોના લાભરૂપ તમારૂં રૂપ સાંભળીને લાજવગરનું મારૂં ચિત્ત તમારામાં લાગી રહ્યું છે. હે મુકુંદ! હે મનુષ્યોમાં સિંહરૂપ! આપ કે જે કુળ, શીલ, રૂપ, વિદ્યા, અવસ્થા, ધન અને પ્રભાવથી પોતાતુલ્યજ છો અને મનુષ્યોલોકના મનને પ્યારા લાગો એવા છો તેમને સારા કુળની, ઊંચા ગુણવાળી અને બુદ્ધિવાળી કયી કન્યા વિવાહના અવસરમાં ન વરે? એટલામાટે હે પ્રભુ! હે કમળસરખાં નેત્રવાળા! હું તમને પતિ કરીને વરી ચૂકી છું અને મારો દેહ આપને અર્પણ કરેલો છે માટે અહીં પધારીને મને ભાર્યા કરો. સિંહના ભાગને શિયાળિયાની પેઠે, હું કે જે આપ મહાવીરના ભાગરૂપ છું તેને શિશુપાલ આવીને તુરત સ્પર્શ ન કરે એમ થવું જોઇએ. જલાશયાદિકનું નિર્માણ, અગ્નિહોત્રાદિ યજ્ઞ, દાન, નિયમ, વ્રત અને દેવ બ્રાહ્મણ તથા ગુરૂના પૂજનાદિકથી પરમેશ્વર ભગવાનની જો મેં પૂર્વજન્મોમાં પણ આરાધના કરી હોય તો તમે આવીને મારૂં પાણિગ્રહણ કરજો. શિશુપાલઆદિ બીજા કોઈ કરશો નહિ. હે અજિત! વિવાહને આગલે દિવસે તમે પ્રથમ ગુપ્ત રીતેજ વિદર્ભ દેશમાં આવી પછી સેનાપતિઓથી વીંટાઇને શિશુપાલ તથા જરાસંધના સૈન્યનું મથન કરી નાખતાં બલાત્કારથી હું કે જેનું મૂલ્ય (દેય) પરાક્રમજ છે તેને રાક્ષસ[1] વિવાહની રીતિથી પરણો. 'તું કે જે અંતઃપુરની અંદર રેહેનારી છો તેને તારા બંધુઓને માર્યા વિના શી રીતે પરણી શકું?' એમ તમને શંકા આવશે માટે તેનો ઉપાય કહુંછું. વિવાહથી પેહેલે દિવસે અમારા કુલમાં કુલદેવની યાત્રા કરવાની રીતિ છે કે જે યાત્રામાં લગ્નલીધેલી કન્યાને ગામબહાર પાર્વતીનાં દર્શન કરવા જવું પડેછે. (તો ત્યાં માતાજીના મંદિરમાંથી મારૂં હરણ કરવું સેહેલું પડશે.) હે કમલસરખાં નેત્રવાળા! સદાશિવની પેઠે બીજા મહાત્માલોકો પણ પોતાનું અજ્ઞાન મટાડવાનેમાટે જેનાં ચરણારવિંદની રજમાં નાહાવાને ઇચ્છેછે એવા આપની કૃપા મને નહિ મળે તો મારા પ્રાણને વ્રતથી દુબળા કરી નાખી તેઓનો ત્યાગ કરી દઇશ. એમ વારંવાર કરતાં સેંકડો જન્મથી પણ આપની કૃપા મેળવવી છે.

બ્રાહ્મણ કેહેછે.—હે યાદવોમાં ઉત્તમ! આપ્રમાણે આ છાના સંદેશા મેં આપની પાસે વાંચી સંભળાવ્યા. હવે આ વિષયમાં જે કરવાનું હોય તેનો વિચાર કરીને તુરત કરો.

**इत्येते गुह्यसंदेशा यदुदेव मयाहृताः। विमृश्य कर्तुं यच्चात्र क्रियतां तदनंतरम् ॥ ४४ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच ॥***

**वैदर्भ्याः स तु संदेशं निशम्य यदुनंदनः। प्रगृह्य पाणिना पाणिं प्रहसन्निदमब्रवीत् ॥**

શુકદેવજી કેહેછે.—ભગવાને રૂક્મિણીના સંદેશા સાંભળી તે બ્રાહ્મણનો હાથ પોતાના હાથથી ઝાલી હસતાં હસતાં નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—એપ્રમાણેજ મારૂં ચિત્ત પણ રૂક્મિણીમાંજ લાગ્યું છે અને તેની ચિંતાનેલીધે રાતની નિદ્રાપણ આવતી નથી.

---

[1] યુદ્ધથી હરણ કરીને કન્યાને પરણવી એ રાક્ષસવિવાહ કેહેવાયછે.

* આ ત્રેપનમા અધ્યાયમાં અદ્‌ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણે વિદર્ભ દેશમાં જઇને શત્રુઓ જોતાં છતાં બલાત્કારથી રૂક્મિણીનું હરણ કર્યું, એ કથા કેહેવામાં આવશે.

રૂક્મિએ દ્વેષનેલીધે મારા વિવાહને અટકાવ્યોછે તે હું જાણુંછું. લાકડાનું મથન કરી જેમ અગ્નિની શિખાને લાવે તેમ યુદ્ધમાં નીચ રાજાઓનું મથન કરી મને પરાયણ અને નિર્દોષ અંગવાળી તે રૂક્મિણીને હું લાવીશ.

શુકદેવજી કેહેછે.—પરમ દિવસે રાત્રિમાં રૂક્મિણીના વિવાહનું નક્ષત્ર છે એમ જાણી ભગવાને પોતાના સારથિને કહ્યું કે–'હે દારૂક! મારા રથને તુરત જોડ્ય.' શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચાર ઘોડાથી જોડેલો રથ પાસે લાવીને તે સારથિ હાથ જોડીને આગળ ઉભો રહ્યો. ભગવાન્ પોતે રથમાં બેશી તથા બ્રાહ્મણને સાથે બેસાડી ઘોડાઓને ઉતાવળા ચલાવી આખા દેશમાંથી એક રાતેજ વિદર્ભ દેશમાં ગયા. સ્નેહનેલીધે પુત્રની ઇચ્છાપ્રમાણે ચાલેલો કુંડિન પુરનો પતિ ભીષ્મક રાજા પોતાની કન્યા શિશુપાલને પરણાવવાસારૂ સઘળી ધામધૂમ કરવા લાગ્યો. ગામના માર્ગ, રાજમાર્ગ અને ચોવટાઓને સ્વચ્છ કરાવી તેઓમાં પાણી છંટાવ્યાં. સ્ત્રિયો અને પુરૂષોએ માળા, સુગંધ, પુષ્પ, આભરણ અને સ્વચ્છ વસ્ત્રોથી શણગાર કર્યા. ઘેરઘેર અગરના ધૂપની શોભા થઈ રહી. વિચિત્ર ધ્વજા, પતાકા અને તોરણોથી શણગાર્યું. પિતૃ અને દેવતાઓની વિધિસહિત પૂજા કરી તથા બ્રાહ્મણોને યોગ્ય રીતે જમાડી સ્વસ્તિવાચન કરાવવા લાગ્યો. કન્યાને સારી પેઠે નવરાવી, કૌતુકથી વિવાહસૂત્ર પેહેરાવવાનું મંગળ કરી અને બે નવાં વસ્ત્ર તથા ઉત્તમ ભૂષણો પેહેરાવી સ્વસ્તિવાચન કરાવ્યું. ઉત્તમ બ્રાહ્મણોએ ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોથી કન્યાની રક્ષા કરી. અથર્વ વેદના મંત્રોને જાણનાર ગોરે ગ્રહશાંતિનેમાટે હોમ કર્યો. વિધિ જાણનારાઓમાં ઉત્તમ ભીષ્મક રાજાએ બ્રાહ્મણોને સોનાં, રૂપાં, વસ્ત્ર, તલ, ગોળ અને ગાયોનાં દાન દીધાં. એ પ્રમાણેજ ચેદીના પતિ દમઘોષ રાજાએ પણ પોતાના પુત્ર શિશુપાલનેમાટે મંત્ર જાણનારા બ્રાહ્મણોની પાસે સઘળું વિવાહને યોગ્ય કર્મ કરાવ્યું. પછી મદ ઝરનારા હાથી, સોનાની માળાઓવાળા રથ, પ્યાદા અને ઘોડાઓની ભડાભીડવાળાં સૈન્યોથી વીંટાઇને કુંડિનપુરમાં ગયો. વિદર્ભદેશના પતિ ભીષ્મક રાજાએ તે દમઘોષનું સામૈયું કરી તથા સત્કાર કરી પ્રીતિથી કરાવી રાખેલાં બીજા ઘરમાં ઉતારો આપ્યો. શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર, વિદૂરથ અને પૌંડ્રકઆદિ શિશુપાલના પક્ષના હજારો રાજાઓ કે જેઓ શ્રીકૃષ્ણ તથા બલભદ્રના શત્રુ હતા તેઓ સજ્જ થઇને એ જાનમાં આવ્યા હતા. 'બલભદ્રાદિક યાદવોથી વીંટાએલો કૃષ્ણ જો અહીં આવીને કન્યાનું હરણ કરશે તો તે કન્યા શિશુપાલને અપાવવાસારૂ સઘળા એક થઇને કૃષ્ણની સાથે યુદ્ધ કરશું' એવો દૃઢ નિશ્ચય કરી પોતપોતાનાં સઘળાં સૈન્ય અને વાહનોને સાથે લઈ એ સર્વ રાજાઓ આવ્યા હતા. આવી રીતનો શત્રુના પક્ષના રાજાઓનો ઉદ્યમ સાંભળી અને કન્યાનું હરણ કરવા શ્રીકૃષ્ણને એકલા ગએલા જાણી કજિયાની શંકાથી બલભદ્ર પણ હાથી, ઘોડા, રથ અને પ્યાદાઓનું મોટું સૈન્ય લઇ ભાઇના સ્નેહથી વ્યાપ્ત થવાનેલીધે તુરત કુંડિનપુરમાં આવ્યા. સુંદર શરીરવાળી ભીષ્મક રાજાની કન્યા રૂક્મિણી કે જે ભગવાનના આવવાની વાટ જોતાં હતાં તે પોતે મોકલેલા બ્રાહ્મણને પાછો આવ્યો નહિ દેખીને તે સમયમાં ચિંતા કરવા લાગ્યાં કે–'અહો! હું કે જે મંદભાગ્યવાળી છું તેના વિવાહને એકજ રાત આડી રહી અને હજીસુધી ભગવાન્ આવતા નથી; આ વિષયનું કારણ મારા જાણવામાં આવતું નથી. મારો સંદેશો લઈ જનાર તે બ્રાહ્મણ પણ હજીસુધી પાછો આવતો નથી. મારૂં પાણિગ્રહણ કરવામાં સજ્જ થઇને રખેને પછી કાંઈ મારામાં દોષ જાણવામાં આવતાં

નિર્દોષ ભગવાન્ રોકાઈ ગયા હોય ! ! હું કે જે ભાગ્યરહિત છું તેને વિધાતા, સદાશિવ અથવા સદાશિવનાં પત્ની સતી પાર્વતી દેવી વિમુખ હોવાથી રખેને તે ભગવાન્ કાંઈ માર્ગમાંજ અડચણ પડવાથી રોકાઈ ગયા હોય. ! આપ્રમાણે વિચાર કરતાં અને જેનું મન ભગવાનમાંજ લાગી રહ્યું એવાં તે રૂક્મિણી 'હજી ભગવાનને આવવાનો સમય થયો નથી' એમ માની કાંઇક ધારણા મળતાં આંસુનાં ટીપાઓથી વ્યાકુલ થએલી પોતાની આંખોને વીંચી ગયાં. હે રાજા ! એવી રીતે તે રૂક્મિણી ભગવાનના આવવાની વાટ જોતાં હતાં ત્યાં તેમનાં પ્રિય સૂચવનારાં ડાબો સાથળ, ડાબો હાથ અને ડાબી આંખ ફરક્યાં. તેટલીવારમાંજ ભગવાને મોકલેલો તેજ બ્રાહ્મણ આવ્યો અને તેણે અંતઃપુરમાં રેહેનારાં તે રાજકુંવરીને તેવી સ્થિતિમાં દીઠાં. સ્વસ્થ રીતે ચાલ્યા આવતા અને જેનું મોઢું રાજી થતું હતું એવા તે બ્રાહ્મણને જોઈ 'દૂત કામ કરી આવ્યો છે કે નહિ' એ વાતને તેના લક્ષણ ઉપરથીજ જાણી જનારાં રૂક્મિણીએ મનોહર રીતે હસીને તે બ્રાહ્મણને પૂછ્યું. એ બ્રાહ્મણે ભગવાન્ આવી પોહોચ્યાની તથા તેમણે પાણિગ્રહણ કરવાનું જે સત્ય વચન આપ્યું હતું તેની સઘળી વાત રૂક્મિણીને કહી સંભળાવી. ભગવાનને આવ્યા જાણી રાજી થએલાં રૂક્મિણીએ એવી સર્વોત્તમ વધામણીમાં દેવા જેવી બીજી કોઈ પ્રિય વસ્તુ નહિ દેખતાં એ બ્રાહ્મણને નમસ્કાર કર્યો. (હું કે જે લક્ષ્મીનો અવતાર છું તેને જેઓ નમે તેઓને પણ સઘળી સંપત્તિઓ મળે ત્યારે હું પોતે જેને નમું તેને શી મણા રેહે ? એવા વિચારથી તેને લાયક બીજી કોઈ વસ્તુ નહિ દેખતાં રૂક્મિણીએ પોતે પ્રણામ કર્યો.) શ્રીકૃષ્ણ તથા બલભદ્રને પોતાની દીકરીનો વિવાહ જોવાના ઉત્સાહથી આવેલા સાંભળી ભીષ્મક રાજાએ પૂજનના પદાર્થો લઈ ગાજતેવાજતે તેઓનું સામૈયું કર્યું. મધુપર્ક, સ્વચ્છ વસ્ત્રો તથા પ્યારી ભેટો લાવીને વિધિસહિત તેઓનો સત્કાર કર્યો. મોટી બુદ્ધિવાળા ભીષ્મક રાજાએ સારો ઉતારો આપી તેઓની તથા તેઓના અનુચરો અને સૈન્યોની યથાયોગ્ય મેહેમાની કરી. એપ્રમાણેજ જેઓ બીજા રાજા આવ્યા હતા તેઓની પણ તેઓનાં બળ અને ઐશ્વર્યના પ્રમાણમાં યોગ્ય પદાર્થોથી મેહેમાની કરી. કુંડિનપુરનાં રેહેવાશીઓ ભગવાનને આવ્યા સાંભળી ત્યાં આવીને પોતાનાં નેત્રરૂપ અંજલિથી તેઓના મુખારવિંદને પીવા લાગ્યાં અને કેહેવા લાગ્યાં કે—"રૂક્મિણીજ આની સ્ત્રી થવાને યોગ્ય છે. બીજી કોઈ નહિ. અને નિર્દોષ અંગવાળા આ (શ્રીકૃષ્ણજ) રૂક્મિણીના પતિ થવાને યોગ્ય છે. આપણું કાંઈ પુણ્ય હોય અને તેથી પરમેશ્વર પ્રસન્ન થઇને અનુગ્રહ કરવાના હોય તો 'આ શ્રીકૃષ્ણ રૂક્મિણીનું પાણિગ્રહણ કરે' એજ અનુગ્રહ કરજો." એ પ્રમાણે પ્રેમથી બંધાએલાં લોકો વાતો કરતાં હતાં તેટલી વારમાં ઘણા યોદ્ધાઓના રક્ષણ તળે કન્યા પણ અંબાજીના મંદિરમાં જવાસારૂ અંતઃપુરમાંથી બહાર નીકળ્યાં. અંબાજીનાં ચરણારવિંદનું દર્શન કરવાસારૂ પગથીજ ચાલ્યાં જતાં તે રૂક્મિણીના મનમાં ભગવાનનાં ચરણારવિંદનું ધ્યાનજ સારીરીતે લાગ્યું હતું. માતાઓ સાથે હતી, મૌનવ્રત રાખ્યું હતું અને સખીઓ ચારેકોર વીંટીને ચાલતી હતી. શૂર, સજ્જ અને જેઓએ આયુધ ઉપાડ્યાં હતાં એવા યોદ્ધાઓ રક્ષણ કરતા આવતા હતા. મૃદંગ, શંખ, પણવ, તૂરી અને ભેરીઓ વાગતાં હતાં. હજારો ઉત્તમ વેશ્યાઓ અનેક પ્રકારના ઉપહાર અને બલિઓ લઇને સાથે આવતી હતી તેમજ માળા, સુગંધ, વસ્ત્ર અને આભરણોથી શણગારેલી બ્રાહ્મણોની સ્ત્રિયો પણ સાથે હતી. ગાતા તથા સ્તુતિ કરતા ગવૈયાઓ, વાજાં વગાડનારા, સૂત,

માગધ અને બંદિજનો એ કન્યાને વીંટળાઇને જતા હતા. દેવીના મંદિરની પાસે આવી, હાથપગ ધોઈ, આચમન લઇ પવિત્રતાથી તથા ધીરજથી કન્યાએ દેવીના મંદિરમાં પ્રવેશ કર્યો. વિધિ જાણનારી બ્રાહ્મણોની વૃદ્ધ સ્ત્રિયોએ તે કન્યાને સદાશિવ સહિત પાર્વતીના ચરણમાં પ્રણામ કરાવ્યા. 'હે અંબિકા! પોતાનાં સંતાનોસહિત અને પરમ મંગલરૂપ આપને હું વારંવાર પ્રણામ કરૂંછું. શ્રીકૃષ્ણ ભગવાન્ મારા પતિ થાય એવી મારા ઉપર આપ કૃપા કરજો.' આ મંત્ર બોલીને જળ, ગંધ, અક્ષત, ધુપ, વસ્ત્ર, માળા, ફૂલ, આભરણ, અનેક પ્રકારના ઉપહાર, બલિ અને દીપમાળાઓથી કન્યાએ નોખનોખી પૂજા કરી. સૌભાગ્યવતી બ્રાહ્મણોની સ્ત્રિયોએ પણ તે પદાર્થોથી તથા મીઠું, માલપુવા, તાંબૂલ, કંઠસૂત્ર, ફળ અને શેલડીઓથી દેવીની પૂજા કરી. તે સ્ત્રિયોએ રૂક્મિણીને શેષા આપી તથા આશીર્વાદ દીધા. રૂક્મિણીએ પણ બ્રાહ્મણીઓને અને દેવીને પ્રણામ કર્યા તથા શેષા લીધી. પછી મૌનવ્રત છોડી દઈ રત્નની વીંટીઓથી શોભી રહેલા હાથથી દાસીનો હાથ ઝાલી તે કન્યા દેવીના મંદિરમાંથી બહાર નીકળ્યાં. દેવતાઓની માયાની પેઠે વીર લોકોને મોહ કરનારાં, સારી કટીવાળાં, કુંડલથી શોભીતાં મુખવાળાં, જુવાન્, નિતંબ ઉપર રત્નની કટિમેખળાવાળાં, ઉપડતાં સ્તનવાળાં, જાણે કેશની શંકાથી હોય તેમ ચપળ નેત્રવાળાં, સ્વચ્છ મંદહાસ્યવાળાં, ઘોલાસરખા નીચલા હોઠની કાંતિથી જેના દાંતરૂપી મોગરાનાં ફૂલ રાતાં લાગતાં હતાં એવાં, હંસના સરખી ચાલવાળાં અને શબ્દ કરતાં સુંદર ઝાંઝરની દીપ્તિથી શોભી રહેલા પગથી ચાલતાં તે રૂક્મિણીને જોઇને તેણે ઉત્પન્ન કરેલા કામદેવથી પીડાએલા યશસ્વી વીરલોકો કે જેઓ ત્યાં ભેળા થયા હતા તેઓ સઘળા મોહ પામી ગયા. ચાલવાના મિષથી પોતાની શોભા ભગવાનને દેખાડતી ત્યાં તે રૂક્મિણીને જોઇને સઘળા રાજાઓ તેનાં ઉદાર હસવાં અને લાજસહિત જોવાંથી ચિત્ત હરાઈ જતાં હથિયાર છોડી દઈ મૂઢ થઈને હાથી, રથ તથા ઘોડાઓ ઉપરથી પડવા લાગ્યા. પોતાનાં ચરણકમળને ધીરે ધીરે ચલાવતાં અને તે સમયમાં ભગવાનના આવી પોહોચવાની વાટ જોતાં તે રૂક્મિણીએ ડાબા હાથના નખવતે પોતાના કેશ ઊંચા કરીને નેત્રની અણીઓથી ત્યાં આવેલા રાજાઓને જોયા. ત્યાં તુરત ભગવાન્ જોવામાં આવ્યા. એ રાજકન્યા રથ ઉપર ચડવા જતાં હતા તેટલી વારમાં શ્રીકૃષ્ણે સઘળા શત્રુઓ જોઈ રેહેતાં તેમનું હરણ કર્યું. શ્રીકૃષ્ણ ભગવાન્ રાજાઓનો પરાભવ કરી તે કન્યાને પોતાના ગરૂડના ચિન્હવાળા રથમાં બેસાડી, જેમ શિયાળિયાના ટોળામાંથી પોતાનો ભાગ લઇને સિંહ જાય તેમ ત્યાંથી બલભદ્રઆદિ યાદવોની સાથે ધીરે ધીરે ચાલ્યા. જરાસંધના વશમાં રેહેનારા બીજા અભિમાની રાજાઓ કીર્ત્તિનો ક્ષય કરનારા એ પોતાના પરાભવને સહન કરી શક્યા નહિ અને કેહેવા લાગ્યા કે-'અહો! આપણના હાથમાં હથિયારો છતાં, જેમ કેસરીઓના યશને મૃગ લઈ જાય તેમ આપણના યશને ગોવાળીઆઓ લઈ ગયા. આપણને ધિક્કાર છે.

**तं मानिनः स्वाभिभवं यशःक्षयं परे जरासंधवशा न सेहिरे। अहो धिगस्मान् यश आत्तधन्वनां गोपैर्हृतं केसरिणां मृगैरिव ॥ ५७॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રેપનમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इति सर्वे सुसंरब्धा वाहानारुह्य दंशिताः। स्वैः स्वैर्बलैः परिक्रांता अन्वीयुर्धृतकार्मुकाः ॥१॥**

*આ ચોપનમા અધ્યાયમાં ભગવાને શત્રુના પક્ષના રાજાઓને જીતી તથા રૂક્મિને વિરૂપ

શુકદેવજી કેહેછે.—એ પ્રમાણે ક્રોધના આવેશથી વાહનો ઉપર બેશી, કવચો પેહેરી તથા ધનુષો હાથમાં લઈ પોતપોતાના સૈન્યોથી વીંટાએલા સઘળા રાજાઓ ભગવાનની પછવાડે દોડ્યા. હે રાજા! એ લોકોને આવતા જોઈ યાદવોના સૈન્યના યૂથપતિઓ પોતાના ધનુષોનો ટંકાર કરી તેઓની સામા થઈ ઉભા. ઘોડા, હાથી અને રથો ઉપર બેસવામાં બહુજ નિપુણતાવાળા એ રાજાઓ; જેમ વાદળાં પર્વતોઉપર પાણિની વૃષ્ટિ કરે તેમ યાદવોઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. રૂક્મિણી પોતાના પતિના સૈન્યને બાણની વૃષ્ટિઓથી ઢંકાએલું જોઈ ભયથી વિહ્વલ નેત્રવડે લાજ ભરેલી રીતે ભગવાનના મુખને જોવા લાગ્યાં. ભગવાને હસીને કહ્યું કે—'હે સુંદર નેત્રવાળાં! બીશો નહિ. તમારા સંબંધિઓના હાથથી હમણાંજ આ શત્રુઓનું સૈન્ય નાશ પામશે.' એ રાજાઓના પરાક્રમને નહિ સહન કરતા ગદ અને બલભદ્રઆદિ યાદવો બાણોથી તે શત્રુઓના હાથી, ઘોડા અને રથોને તોડવા લાગ્યા. રથ, ઘોડા અને હાથીઓપર બેઠેલા યોદ્ધાઓનાં કુંડલ, કિરીટ તથા પાઘડીઓસહિત કરોડો માથાં ધરતીપર પડ્યાં. તરવાર, ગદા અને ધનુષ્ સહિત હાથ, લાંબા હાથવાળાં કાંડાં, સાથળ, પગ અને ઘોડા, ખચ્ચર, હાથી, ઊંટ, ગધેડાં તથા મનુષ્યોનાં માથાં પડવા લાગ્યાં. જયને ઈચ્છનારા યાદવોએ જેઓનાં સૈન્યોને મારવાજ માંડ્યાં એવા જરાસંધાદિક રાજાઓ વિમુખ થઇને ચાલ્યા ગયા. શિશુપાલ કે જેની કાંતિ નાશ પામી હતી, ઉત્સાહ જતો રહ્યો હતો, મોહોડું સુકાતું હતું અને જાણે પોતાની પરણેલી સ્ત્રી હરાઇ ગઈ હોય તેમ આતુર થયો હતો તેને મળીને ને રાજાઓએ કહ્યું કે—'હે પુરૂષોમાં સિંહરૂપ! આ વિષયોનો ખેદ છોડી દે. હે રાજા! પ્રાણિઓમાં પ્રિય કે અપ્રિયની સ્થિરતા દેખાતીજ નથી. જેમ લાકડાની પૂતળી, નચાવનારા ઢોંગીની ઇચ્છાપ્રમાણે નાચેછે તેમ સઘળાં પ્રાણિઓ ઈશ્વરના તંત્રમાં રહીને સુખદુઃખ પામ્યા કરેછે. હું કૃષ્ણના હાથથી સત્તરવાર ત્રેવીશ ત્રેવીશ અક્ષૌહીણીઓની સાથે હારી ગયો હતો અને કેવળ એકવારજ જીત્યોછું તોપણ જગતને અદૃષ્ટયુક્ત કાળથી ખેંચાતું જાણી કદીપણ શોક કરતો નથી અને રાજી પણ થતો નથી. હમણાં પણ આપણે સઘળા કે જેઓ વીરલોકોના યૂથપતિઓના પણ યૂથપતિ છિયે તેઓ કૃષ્ણે પાળેલા અને થોડાં સૈન્યવાળા યાદવોના હાથથી હારી ગયા. હમણાં શત્રુઓ પોતાને કાળ અનુકૂળ હોવાને લીધે જીતી ગયા અને હવે જ્યારે આપણે કાળ અનુકૂળ થશે ત્યારે આપણે જીતીશું.' એપ્રમાણે મિત્રોએ સમજાવતાં શિશુપાળ પોતાના અનુચરોસહિત પોતાના પુરમાં ગયો અને મરતાં અવશેષ રહેલા તે રાજાઓ પણ પોતપોતાના નગરોમાં ગયા. બેનનો જે રાક્ષસવિવાહ થયો તેને નહિ ખમી શકતો બળવાન્ રૂક્મિ તો એક અક્ષૌહિણી સેના સાથે લઇને ભગવાનની પાછળ ગયો. અસહનતાવાળો, મોટા હાથવાળો અને ક્રોધપામેલા રૂક્મિએ કવચ પેહેરી તથા ધનુષ્ હાથમાં લઈ સઘળા રાજાઓ સાંભળતાં પ્રતિજ્ઞા કરી કે—'યુદ્ધમાં કૃષ્ણને માર્યા વિના અને રૂક્મિણીને પાછી લાવ્યા વિના હું કુંડિન પુરમાં પ્રવેશ નહિ કરૂં. તમારી પાસે હું આ સાચી પ્રતિજ્ઞા કરૂંછું.' આ પ્રમાણે બોલી રથમાં બેશી ઉતાવળથી સારથિને કહ્યું કે—'જ્યાં કૃષ્ણ છે ત્યાં ઘોડા હાંકીજા કે તેની સાથે મારે યુદ્ધ થાય. આજ હું એ ભારે દુર્બુદ્ધિવાળા ગોવાળિયાના પરાક્રમના અભિમાનને સજાવેલાં બાણથી ઉતારી નાખીશ કે જે બલાત્કારથી મારી બેનને હરી ગયોછે.' એપ્રમાણે બકતા અને ઈશ્વરના પ્રમાણને નહિ જાણતા એ દુર્બુદ્ધિ

કરી દ્વારકામાં રૂક્મિણીનું પાણિગ્રહણ કરયું, એ કથા કેહેવામાં આવશે.

રૂક્મિએ એક રથથી ભગવાનને પોહોચી લઈ 'ઉભો રહે, ઉભો રહે.' એવી હાકલ કરી. ધનુષને બહુજ ખેંચીને શ્રીકૃષ્ણને ત્રણ બાણ માર્યાં અને કહ્યું કે—'હે યાદવોના કુળને વટલાવનારા! અહીં ક્ષણમાત્ર ઉભો રહે. કાગડો જેમ યજ્ઞનાં હવિને લઈ જાય તેમ મારી બેનને લઇને તું ક્યાં જાયછે? હે મંદબુદ્ધિવાળા! તું કે જે માયા કરનાર અને કપટથી યુદ્ધ કરનાર છે તેનો મદ આજ હું ઉતારીશ. મારાં બાણોથી મરણ પામીને તું સુઈ ગયો નથી તે પેહેલાં મારી બેનને મૂકીદે.' એ વચન સાંભળી ભગવાને હસતાં હસતાં તે રૂક્મિનું ધનુષ્ કાપી નાખી છ બાણથી તેને વીંધ્યો, આઠ બાણથી ચાર ઘોડાને વીંધ્યા, બે બાણથી સારથિને વીંધ્યો અને ત્રણ બાણથી તેની ધ્વજાને વીંધી. રૂક્મિએ બીજું ધનુષ્ લઈ ભગવાનને પાંચ બાણ માર્યાં. ઘણાં બાણથી પ્રહાર પામેલા ભગવાને તેનું ધનુષ્ કાપી નાખ્યું. રૂક્મિએ બીજું ધનુષ્ લીધું તો તે પણ ભગવાને કાપી નાખ્યું. એ પ્રમાણેજ પરિઘ, પટ્ટિશ, શૂલ, ઢાલ-તરવાર, સાંગ, અને તોમર આદિ જે જે આયુધ રૂક્મિએ લીધાં તે સઘળાં આયુધ ભગવાને કાપી નાખ્યાં. પછી રૂક્મિ રથમાંથી ઉતરી પડી હાથમાં ખડ્ગ લઇને પતંગિયો જેમ અગ્નિ સામો દોડે તેમ મારી નાખવાની ઇચ્છાથી ભગવાનની સામે દોડ્યો. એ રૂક્મિ આવતો હતો ત્યાં માર્ગમાંજ તેની તરવારને તથા ઢાલને પોતાના બાણોવતે તિલ તિલ જેટલા કટકા કરી કાપી નાખતાં ભગવાને તેને મારી નાખવા સારૂ તીક્ષ્ણ તરવાર લીધી. ભાઈના બધનો ઉદ્યોગ જોઈ ભયથી વિહ્વલ થએલાં સતી રૂક્મિણી સ્વામીના પગમાં પડીને દીન વચન બોલ્યાં કે—'હે યોગેશ્વર! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા! હે દેવના દેવ! હે જગતના પતિ! હે કલ્યાણરૂપ! હે મહાબાહુ! તમારે મારા ભાઇને મારી નાખવો નહિ જોઇએ.'

શુકદેવજી કેહેછે.—રૂક્મિણી કે જેનાં અંગ ત્રાસથી ધ્રુજતાં હતાં, શોકથી મોહોડું સુકાતું હતું, કંઠ રોકાઈ ગયો હતો અને વિહ્વલપણાને લીધે સુવર્ણની માળા ખસી ગઈ હતી તેમણે ચરણનું ગ્રહણ કરતાં દયાલુ ભગવાન્ રૂક્મિને મારવાથી અટક્યા. એ ભુંડું કરનારા રૂક્મિને વસ્ત્રથી બાંધી લઈ ભગવાને, ઠેકાણે ઠેકાણે થોડી થોડી દાઢી, મૂછ અને માથાના મોવાળા રહી જાય એવી રીતે મુંડી રાખીને વિરૂપ કરી નાખ્યો. તેટલી વારમાં હાથીઓ જેમ કમલિનીનું મર્દન કરી નાખે તેમ યાદવોના વીર યોદ્ધાઓએ રૂક્મિના અદ્‌ભુત સૈન્યનું મર્દન કરી નાખ્યું. યાદવો ભગવાનની પાસે આવ્યા ત્યાં તેઓએ રૂક્મિને એવી સ્થિતિમાં દીઠો. બંધાએલા અને એવી રીતે હતપ્રાય થએલા રૂક્મિને જોઈ દયાળુ બલભદ્રે તેને છોડી મૂકી ભગવાનને કહ્યું કે—'હે કૃષ્ણ! તમે આપણી નિંદા થાય એવું ભુંડું કામ કર્યું. દાઢી, મૂછ અને માથાના મોવાળા મુંડી નાખી રૂપ બગાડી નાખવું એ સંબંધીનો વધ કર્યોજ કેહેવાય છે. (રૂક્મિણીને કેહેછે.) હે સારા સ્વભાવવાળાં! ભાઇને વિરૂપ કરી નાખ્યો તેની ચિંતાથી અમારા ઉપર દ્વેષ લાવશો નહિ. સુખદુઃખ આપનારો બીજો કોઇ છેજ નહિ; કેમકે પુરૂષને કરેલુંજ ભોગવવું પડેછે. ( ભગવાનને કેહેછે— ) સંબંધીએ દેહાંત શિક્ષાને લાયક અપરાધ કર્યો હોય તોપણ તેને સંબંધીએ નહિ મારવો જોઇએ પણ છોડી દેવો જોઇએ; કેમકે પોતાના દોષથીજ તે મરી ગયોછે તેને ફરીવાર શામાટે મારવો? (રૂક્મિણીને કેહેછે—) ક્ષત્રીઓનો આ ધર્મ કે જેથી ભાઈ પણ ભાઇને મારી નાખે તે બ્રહ્માએજ કરેલો છે. માટે આ ધર્મજ અત્યંત દારૂણ હોવાનેલીધે આમાં અમારો અપરાધ નહિ લેખવો જોઇએ. (ભગવાનને કેહેછે—) જેઓ લક્ષ્મીના મદથી આંધળા થએલા અભિમાની લોકો

છે તેઓ રાજ્યના, પૃથ્વીના, ધનના, માનના કે તેજના કારણથી અથવા બીજા કોઈ કારણથી સંબંધીઓનું અપમાન કરેછે પણ આપણા હાથથી તેવું કામ થવું યોગ્ય નથી. (રૂક્મિણીને કહેછે-) તમારા ભાઈઓ કે જેઓ સર્વ પ્રાણીઓના શત્રુરૂપ છે તેઓનું અજ્ઞાનીની પેઠે તમે સર્વદા સારૂં ઇચ્છોછો એ તમારીજ બુદ્ધિની ભૂલ છે; કેમકે તેઓનું સારૂં ઇચ્છવાથી બીજા સંબંધીઓનું ભુંડું થાય. દેહને આત્મા કરી માનનારા મનુષ્યોને આ મિત્ર, આ શત્રુ અને આ ઉદાસીન, એવી રીતનો અંતઃકરણનો મોહ ઇશ્વિરની માયાથીજ થયોછે. સર્વ પ્રાણીઓમાં શુદ્ધ આત્મા એકજ છે તોપણ, જેમ નોખનોખાં જળમાં ચંદ્રમા નોખનોખો જોવામાં આવેછે અને નોખનોખા ઘટાદિકમાં આકાશ નોખનોખું જોવામાં આવેછે તેમ મૂઢ લોકોના જાણવામાં નોખનોખો આવેછે. આદિ-અંતવાળો અને ગોલક, ઇંદ્રિય તથા ઇંદ્રિયોના દેવતાઓના સમુદાયરૂપ આ દેહ કે જે અજ્ઞાનનેલીધે આત્માને ઠેકાણે કલ્પાએલ છે તે જીવને જન્મ-મરણ આપ્યા કરેછે. હે સતિ! આત્મા વિના બીજા સઘળા પદાર્થ ખોટાજ છે તેથી આત્માને બીજા દેહાદિક પદાર્થોનો સંયોગ કે વિયોગ થતોજ નથી. જેમ દૃષ્ટિ અને રૂપ પ્રકાશ્ય અને પ્રકાશકપણાથી વર્ત્તેછે તોપણ તે બન્નેની પ્રસિદ્ધિ સૂર્યથીજ છે અને તે બન્ને પદાર્થ તૈજસ હોવાનેલીધે સૂર્યથી અભિન્ન અને કેવળ નામમાત્રજ છે તેમ ગોલક, ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવતાઓ જો કે પરસ્પરના સંબંધથી વર્તેછે તોપણ સઘળાંની પ્રસિદ્ધિ આત્માથીજ છે અને તે સઘળા પદાર્થો આત્માનાં કાર્યરૂપ હોવાનેલીધે આત્માથી અભિન્ન અને કેવળ નામ માત્રજ છે. જેમ વધવું અને ઘટવું એ ચંદ્રમાની કળાઓનુંજ છે પણ ચંદ્રમાનું નથી તેમ જન્મ-મરણાદિક સઘળી વિક્રિયાઓ દેહનીજ છે. આત્માની કદી નથી. અમાવાસ્યામાં કળાનો ક્ષય થતાં જેમ ચંદ્રમાનો ક્ષય થયો કેહેવાયછે તેમ દેહનો નાશ થતાં આત્માનો નાશ થયો કેહેવાયછે. જેમ સુતેલો માણસ સ્વપ્નમાં સઘળા દૃશ્ય પદાર્થો મિથ્યા છતાં પણ ભોક્તા, ભોગ્ય અને ભોગનો અનુભવ કરેછે તેમ અજ્ઞાની માણસ સઘળા દૃશ્ય પદાર્થો મિથ્યા છતાં પણ સંસારનો અનુભવ કરેછે. એટલામાટે હે સુંદર મંદહાસ્યવાળાં રૂક્મિણિ! અજ્ઞાનથી ઉત્પન્ન થએલો શોક કે જે મનને શોષ તથા મોહ કરનાર છે તેને તત્ત્વજ્ઞાનથી દૂર કરી તમે સ્વસ્થ થાઓ.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે મહાત્મા બલભદ્રે સમજાવતાં રૂક્મિણીએ ખેદ છોડી દઇને બુદ્ધિથી પોતાના મનને સ્થિર કર્યું. જેના પ્રાણજ અવશેષ રહ્યા એવો, શત્રુઓએ છોડી દીધેલો, વિરૂપકરણને સંભારતો, વ્યર્થ ગએલા મનોરથોવાળો અને જેનાં બળ તથા કાંતિ હણાઈ ગયાં એવો રૂક્મિ પ્રથમ બોલ્યો હતો કે—'દુષ્ટબુદ્ધિવાળા કૃષ્ણને માર્યા વિના અને રૂક્મિણીને પાછી લીધા વિના હું કુંડિન પુરમાં પ્રવેશ કરીશ નહિ' તેથી જ્યાં પોતે વિરૂપ થયો ત્યાંજ ભોજકટ નામનું નવું પુર વસાવીને રહ્યો. હે રાજા! એપ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન્ સઘળા રાજાઓને જીતી લઇ ભીષ્મક રાજાની કુંવરીને દ્વારકામાં લાવી તેને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પરણ્યા. એ સમયે દ્વારકાનાં માણસો કે જેઓને યાદવોના પતિ શ્રીકૃષ્ણમાં અનન્ય ભક્તિ હતી તેઓને ઘેર ઘેર મોટો ઉત્સવ થઈ રહ્યો. જેઓએ સ્વચ્છ મણિઓનાં કુંડલો પેહેર્યાં હતાં એવાં અને પ્રસન્ન થએલાં સ્ત્રી-પુરૂષો, વિચિત્ર વસ્ત્રોવાળાં એ વહુ-વરનેમાટે વધાવાંમાં દેવાના પદાર્થો લાવ્યાં. એ યાદવોની નગરી દ્વારકા ઉંચા કરેલા ઇંદ્રધ્વજો, વિચિત્ર પુષ્પો, વસ્ત્રો, રત્નો, તોરણો, પ્રત્યેક દ્વારમાં કરેલાં મંગળો, પૂર્ણ કુંભો, અગરૂના ધુપો અને દીવાઓથી શોભી રહી હતી. મા-

ગોમાં પાણી છાંટયાં હતાં. બોલાવેલા પ્યારા રાજાઓના મદ ઝરનારા હાથીઓએ દ્વારમાં ઊંચી કરેલી કેળ્યો અને સોપારીનાં વૃક્ષોથી શોભી રહી હતી. ઉત્સાહથી ચારેકોર દોડાદોડ કરતાં બંધુઓમાં કુરૂ, સૃંજય, કૈકેય, વિદર્ભ, યદુ અને કુંતિ દેશના રાજાઓ પરસ્પર મળીને આનંદ પામ્યા. રાજાઓ અને રાજકન્યાઓ ચારેકોર ગવાતું રૂકમિણીનું હરણ સાંભળીને બહુજ વિસ્મય પામ્યાં. હે રાજા! લક્ષ્મીના પતિ ભગવાનને લક્ષ્મીના અવતારરૂપ રૂકમિણીની સાથે મળેલા જોઈ દ્વારકાના રેહેવાશીઓને મોટો આનંદ થયો. ૬૦

**द्वारकायामभूद्राजन्महामोदः पुरौकसाम् । रुक्मिण्या रमयोपेतं दृष्ट्वा कृष्णं श्रियः पतिम् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોપનમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**कामस्तु वासुदेवांशो दग्धः प्राग्रुद्रमन्युना । देहोपपत्तये भूयस्तमेव प्रत्यपद्यत ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.[1]–સૃષ્ટિનું કારણ હોવાનેલીધે વિષ્ણુના અંશરૂપ કામદેવ કે જે પૂર્વે મહાદેવના ક્રોધથી બળી ગયો હતો તે પાછો પોતાને દેહની પ્રાપ્તિ થવાનેમાટે ભગવાનનેજ પ્રાપ્ત થયો. એ કામદેવ રૂકમિણિમાં ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયો અને તેનું પ્રદ્યુમ્ન એવું નામ પાછળથી પ્રખ્યાત થયું હતું. એ પ્રદ્યુમ્ન કોઈ રીતે પોતાના પિતાથી ન્યૂન ન હતા. કામદેવનો શત્રુ શંબરાસુર એ પ્રદ્યુમ્નને પોતાના શત્રુ જાણી તેમના જન્મને હજી દશ દિવસ પૂરા થયા ન હતા ત્યાંજ તે બાલકને યથેષ્ટ રૂપ ધરીને હરી ગયો અને તેમને સમુદ્રમાં નાખી દઈ પોતાને ઘેર ગયો. પ્રદ્યુમ્નને સમુદ્રમાં કોઈ મોટું માછલું ગળી ગયું. એ માછલાંને મછીમારોએ મોટી જાળથી વીંટી લઇને બીજાં માછલાંઓની સાથે પકડી લીધું. મછીમારો એ મોટાં માછલાંને શંબરાસુરની પાસે ભેટ લાવ્યા. શંબરાસુરના રસોયાઓ એ અદ્ભુત માછલાંને રસોડામાં લઈ જઇને છરીથી કાપ્યું. માછલાંના પેટમાંથી પુત્ર નીકળ્યો તેને જોઈ તે પુત્રને રસોયાઓએ માયાવતીને આપ્યો. માયાવતીને શંકા આવતાં નારદજીએ આવીને તેને કહ્યું કે–'આ તારો પતિ કામદેવ છે તે શ્રીકૃષ્ણથી રૂકમિણીમાં ઉત્પન્ન થએલ છે અને શંબરાસુરના હરી જવાથી માછલાંના પેટમાં આવેલ છે.' એ માયાવતી કામદેવની રતિ નામની પતિવ્રતા સ્ત્રી હતી તે બળી ગએલા પોતાના પતિને દેહની પ્રાપ્તિ થવાની વાટ જોતી હતી. રૂપ અને નામ બદલાવીને આવેલી હોવાનેલીધે શંબરાસુરે તેને દાળભાત કરવાના કામમાં રાખી હતી. એ રતિએ તે બાલકને કામદેવ જાણી તેના ઉપર સ્નેહ કર્યો. થોડા કાળમાંજ જેને જુવાની આવી એવા તે પ્રદ્યુમ્ન પોતાને જોનારી સ્ત્રિયોને મોહ કરવા લાગ્યા. હે રાજા! કમળની પાંખડીઓના સરખાં મોટાં નેત્રવાળા, લાંબા હાથવાળા અને મનુષ્યલોકમાં સર્વોત્તમ રૂપાળા એ પતિ સામું લાજસહિત હાસથી ઊંચી કરેલી ભ્રકુટીથી જોતી રતિ પ્રીતિથી તેને કામનાના ભાવથી સેવવા લાગી. એ રતિને પ્રદ્યુમ્ને કહ્યું કે 'હે મા! તમારી બુદ્ધિ વિપરીત થઈ છે કે જેથી માપણું મૂકીને સ્ત્રીની પેઠે વર્ત્તો છો.'

* આ પંચાવનમાં અધ્યાયમાં શ્રીકૃષ્ણથી પ્રદ્યુમ્નનો જન્મ થયો, એ પ્રદ્યુમ્નને શંબરાસુર હરી ગયો અને પાછા શંબરાસુરને મારી પ્રદ્યુમ્ન પોતાની સ્ત્રીની સાથે દ્વારકામાં આવ્યા, એ કથા કેહેવામાં આવશે. ૧. જાંબવતી આદિ સ્ત્રિયોના વિવાહોથી પેહેલાંજ પ્રદ્યુન્મનો જન્મ થયો છે અને વિવાહો થયા પછી શંબરાસુરના ઘરથી પ્રદ્યુન્મ પાછા આવ્યા છે માટે જોકે આ સમયમાં જન્મ થઇને હરણ થયાની વાતજ કેહેવી જોઇએ તોપણ પ્રસંગ પૂરો કરવાસારૂ તેમના પાછા આવવાની વાત પણ સાથેજ કેહેછે.

રતિએ કહ્યું કે,-હે પ્રભુ ! તમે નારાયણના પુત્ર છો અને શંબરાસુર નારાયણના ઘરમાંથી લાવ્યો છે. હું રતિ નામે તમારી અધિકારવાળી સ્ત્રી છું અને તમે કામદેવ છો. તમને દશ દિવસ થયા ન હતા ત્યાંજ આ શંબરાસુરે સમુદ્રમાં નાખ્યા હતા અને સમુદ્રમાં માછલું ગળી ગયું હતું. માછલાના ઉદરમાંથી અહીં આવ્યા છો. જેનો પુત્ર જતો રહ્યો છે એવાં, પુત્રના સ્નેહથી વ્યાકુલ અને વાછડાં વિનાની ગાયની પેઠે દુઃખ ભોગવતાં તમારી મા ટીટોડીની પેઠે રૂવે છે.

શુકદેવજી કહેછે.– એ પ્રમાણે કહી તે માયાવતીએ મહાત્મા પ્રદ્યુમ્નને સઘળી માયાઓનો વિનાશ કરનારી મહામાયા નામની વિદ્યાનો ઉપદેશ કર્યો. પછી પ્રદ્યુમ્ન શંબરાસુરની પાસે આવી અસહ્ય ગાળ્યો દઇ અને તિરસ્કાર કરી કજિયો ઉત્પન્ન કરતાં તેને યુદ્ધ કરવામાટે હાકલ કરી. દુર્વચનોથી તિરસ્કાર કરેલો તે શંબરાસુર પગથી મારેલા સર્પની પેઠે ક્રોધથી આંખો રાતિ કરી ગદા હાથમાં લઇને નીકળ્યો. વેગથી ગદાને ફેરવી મહાત્મા પ્રદ્યુમ્નની ઉપર નાખી અને વજ્રના કડાકા જેવી કઠણ ગર્જના કરી. ક્રોધ પામેલા પ્રદ્યુમ્ને તે આવતી ગદાને પોતાની ગદાથી દૂર કરી નાખતાં શંબરાસુર ઉપર પોતાની ગદા નાખી. પછી મયદાનવે ઉત્પન્ન કરેલી દૈત્યોની માયાનો આશ્રય કરી આકાશમાં ઉભેલો તે શંબરાસુર પ્રદ્યુમ્ન ઉપર અસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો. અસ્ત્રની વૃષ્ટિથી પીડા કરાતા રૂક્મિણીના પુત્ર મહારથી પ્રદ્યુમ્ને સર્વ માયાઓનો નાશ કરનારી પોતાની સત્વગુણમય મહાવિદ્યાનો પ્રયોગ કર્યો. પછી શંબરાસુરે યક્ષ, ગંધર્વ, પિશાચ, સર્પ અને રાક્ષસોની સૈકડો માયાના પ્રયોગ કર્યા. તે સઘળી માયાને પ્રદ્યુમ્ને ટાળી નાખી. પ્રદ્યુમ્ને સજાવેલી તરવાર કહાડીને કિરીટ કુંડલ સહિત અને રાતી દાઢી-મુછોવાળું શંબરાસુરનું માથું તેના ધડ ઉપરથી કાપી લીધું. સ્તુતિ કરતા દેવતાઓએ પુષ્પના સમૂહોથી પ્રદ્યુમ્નને વધાવ્યા. પછી આકાશમાં ચાલનારી તેમની સ્ત્રી રતિ આકાશમાર્ગથી તેમને દ્વારકામાં તેડી ગઈ. હે રાજા ! સૈકડો સ્ત્રિયોથી ભરેલા ભગવાનના ઉત્તમ અંતઃપુરમાં પ્રદ્યુમ્ને આકાશમાંથી જેમ વીજળીની સાથે મેઘ પ્રવેશ કરે તેમ સ્ત્રીની સાથે પ્રવેશ કર્યો. મેઘ જેવા શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, લાંબા હાથવાળા, રાતી આંખોવાળા, સુંદર મંદહાસ્ય કરતા, રૂડા મુખવાળા અને શ્યામ તથા વાંકા કેશરૂપી ભ્રમરોથી જેનું મુખારવિંદ શોભી રહ્યું હતું એવા એ પ્રદ્યુમ્નને જોઈ તેમને શ્રીકૃષ્ણ માનીને લજાએલી શ્રીકૃષ્ણની સ્ત્રિયો ચારેકોર છુપાવા લાગી. થોડાક ભિન્નપણાથી નિશ્ચય કરી રાજી થએલી અને બહુજ વિસ્મય પામેલી સ્ત્રિયો એ પ્રદ્યુમ્નની અને તેમની રત્નજેવી સ્ત્રીની પાસે આવી. પછી ત્યાં શ્યામ કટાક્ષવાળાં અને મધુર બોલનારાં રૂક્મિણીને પોતાના સ્તનમાંથી સ્નેહનેલીધે દૂધ ઝરતાં પોતાનો જતો રહેલો પુત્ર સાંભર્યો. 'આ કમળસરખાં નેત્રવાળો રત્નજેવો પુરૂષ કોણ છે ? કોનો હશે ? કોના પેટમાં રહ્યો હશે ? અને આ કોણ સ્ત્રી આને મળીછે ? મારો પુત્ર પણ સુવાવડના ઘરમાંથી હરાઈજવાનેલીધે જતો રહ્યોછે તે જો કોઇ ઠેકાણે જીવતો હોય તો તેની અવસ્થા અને રૂપ આના જેવાંજ હોય ! ! આકૃતિ, અવયવો, ગતિ, હાસ અને જોવાની ઢબમાં આને શ્રીકૃષ્ણનું સમાનપણું શી રીતે મળ્યું હશે ? જે બાલક મારા ગર્ભમાં રહ્યો હતો તેજ આ અવશ્ય કરીને હોવો જોઇએ. આ ઉપર મને બહુ પ્રીતિ ઉત્પન્ન થઇછે અને મારો ડાબો હાથ પણ ફરકે છે.' આ પ્રમાણે રૂક્મિણી વિચાર કરતાં હતાં તેટલી વારમાં દેવકી અને વસુદેવની સાથે શ્રીકૃષ્ણ ત્યાં આવ્યા. શ્રીકૃષ્ણ ભગવાન્ સ-

ઘણું જાણતા હતા તોપણ ચૂપ રહ્યા અને નારદજીએ સઘળી 'શંબરાસુર હરી ગયો હતો' ઇત્યાદિક વાત કહી દેખાડી. આ મોટા આશ્ચર્યની વાત સાંભળી જાણે મરણ પામીને પાછા આવેલ હોય તેમ ઘણાં વર્ષસુધી ખોવાઇને પાછાઆવેલા એ પ્રદ્યુમ્નનો ભગવાનના અંતઃપુરની સ્ત્રિયોએ સત્કાર કર્યો. દેવકી, વસુદેવ, શ્રીકૃષ્ણ, બલભદ્ર તથા સ્ત્રિયોએ એ સ્ત્રી-પુરૂષના જોડાંનું આલિંગન કરી આનંદ પામ્યાં. ખોવાઇ ગએલા પ્રદ્યુમ્નને પાછા આવેલા સાંભળી દ્વારકાનાં માણસો 'અહો! જાણે મરી ગયા પછી પાછો આવેલ હોય તેમ આ બાલક પાછો આવ્યો. ઘણુંજ સારૂં થયું.' એમ બોલવા લાગ્યાં. પ્રદ્યુમ્નનું શ્રીકૃષ્ણસમાન રૂપ જોઈ તેમાં વારંવાર સ્વામીની ભાવના થતાં તેમની માતાઓ પણ પ્રથમ એકાંતમાં ઘણો પ્રેમ ધરી ભ્રાંતિથી ભુલી ગઈ એ કાંઈ આશ્ચર્ય સમજવું નહિ; કેમ કે જે કામદેવ સ્મરણમાત્રથીજ ચિત્તને ક્ષોભ ઉપજાવનાર છે તેજ પોતે વળી શ્રીકૃષ્ણના પુત્ર થઇને પ્રત્યક્ષ જોવામાં આવે ત્યારે એમ થવું સંભવિતજ છે. જ્યારે માતાઓની પણ પ્રથમ એપ્રમાણે ભૂલ થઈ ત્યારે બીજી સ્ત્રિયોની તો ભૂલ થાય એમાં શું કેહેવું?

**यं वै मुहुः पितृसरूपनिजेशभावास्तन्मातरो यदभजन् रहरूढभावाः । चित्रं न तत्खलु रमास्पदबिंबबिंबे कामे स्मरेक्षिविषये किमुतान्यनार्यः ॥ ४० ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંચાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**सत्राजितः स्वतनयां कृष्णाय कृतकिल्बिषः । स्यमंतकेन मणिना स्वयमुद्यम्य दत्तवान् ॥१॥**

શુકદેવજી કેહેછે.—સત્રાજિત યાદવે પોતે શ્રીકૃષ્ણના અપરાધમાં આવતાં તે અપરાધને શાંત કરવા સારૂ પોતેજ ઉદ્યમ કરીને પોતાની કન્યા સત્યભામા સ્યમંતક નામના મણિની સાથે ભગવાનને આપી હતી.

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મહારાજ! સત્રાજિતે ભગવાનનો શો અપરાધ કર્યો હતો? તેને સ્યમંતક મણિ ક્યાંથી મળ્યો હતો? અને ભગવાનને કન્યા શાકારણથી આપી?

શુકદેવજી કેહેછે.—સત્રાજિત યાદવ સૂર્યનો ભક્ત હતો અને સૂર્યદેવ તેના સ્વામી છતાં પણ પરમમિત્ર જેવા થઇને રહ્યા હતા. સૂર્યે પ્રસન્ન થઈને તેને સ્યમંતક નામનો મણિ આપ્યો. હે રાજા! એ મણિને ગળામાં બાંધી સૂર્યની પેઠે પ્રકાશતો તે સત્રાજિત દ્વારકામાં આવ્યો ત્યાં તેજનેલીધે ઓળખાયો નહિ. તેના તેજથી જેઓનાં નેત્ર અંજાઈ ગયાં એવા લોકોએ દૂરથી તેને જોઈ સૂર્યની શંકાથી ભગવાન્ કે જે તે સમયે ચોપટ રમતા હતા તેમની પાસે જઇને કહ્યું કે—'હે નારાયણ! હે શંખ, ચક્ર, તથા ગદાને ધરનાર! હે દામોદર! હે કમલસરખાં નેત્રવાળા! હે યદુનંદન! હે જગતના પતિ! પોતાની કિરણોના સમૂહથી મનુષ્યોની આંખોનું હરણ કરતા આ તીવ્ર કિરણોવાળા સૂર્યદેવ તમારૂં દર્શન કરવાનેમાટે આવે છે!! ત્રૈલોક્યમાં મોટા મોટા દેવતાઓ પણ આપના માર્ગને શોધેછે. હે પ્રભુ! હમણાં આપને યાદવોમાં ગૂઢ રીતે રહેલા જાણી સૂર્યદેવ તમારૂં દર્શન કરવા આવેછે.' આપ્રમાણે અજાણ્યાં મા-

---

*આ છપ્પનમા અધ્યાયમાં ભગવાને પોતાની ઉપર ખોટો અભિશાપ આવતાં મણિ લાવી આપ્યો, અને પછી જાંબવાનની અને સત્રાજિતની કન્યાઓને પરણ્યા, એ કથા કેહેવામાં આવશે.

૧. સંસારનાં પુત્રાદિકસંબંધી સુખની સ્થિતિ અત્યંત ચંચળ છે એમ પૂર્વ અધ્યાયમાં કહીને હવે સ્યમંતક મણિના ઇતિહાસ ઉપરથી ધનનું અનર્થરૂપપણું કેહેછે.

ણસોનું બોલવું સાંભળી ભગવાને હસીને કહ્યું કે–'આ સૂર્યદેવ નથી પણ મણિથી પ્રકાશી રહેલો સત્રાજિત છે.' પછી સત્રાજિત યાદવે પોતાનું ઘર કે જેમાં ઉત્સવનેલીધે મંગલ-કાર્ય કર્યાં હતાં તેમાં પ્રવેશ કરી બ્રાહ્મણોની પાસે તે મણિનું દેવમંદિરમાં સ્થાપન કરાવ્યું. હે રાજા! એ મણિ દિવસે દિવસે આઠ. ભાર* સોનું આપતો હતો. એ મણિનું જ્યાં પૂજન થતું હોય ત્યાં દુર્ભિક્ષ, અકાળ મૃત્યુ, અકલ્યાણ, સર્પ, આધિ વ્યાધિ, કે બીજાં કોઈ અશુભનાં કારણ હોતાં નથી. કોઈ દિવસે ભગવાને યાદવોના રાજા ઉગ્રસેનનેમાટે સત્રાજિતની પાસે એ મણિની માગણી કરી હતી પણ ધનના લાલચુ સત્રાજિતે ભગવાનની માગણી તોડવાના પરિણામનો વિચાર નહિ કરતાં તે મણિ આપ્યો ન હતો.[1] સત્રાજિતનો ભાઈ પ્રસેન એક દિવસે એ મોટી કાંતિવાળા મણિને ગળે બાંધી ઘોડા ઉપર બેશીને વનમાં મૃગયા કરતો હતો ત્યાં તેને એક કેસરી સિંહ તેના ઘોડાસહિત મારી નાખ્યો, મણિ ખેંચી લઇને પર્વતમાં ગયો ત્યાં તે સિંહને પણ જાંબવાને મણિ લઈ લેવાની ઇચ્છાથી મારી નાખ્યો. જાંબવાને એ મણિ લઇને પોતાની ગુફામાં તેને બાલકના રમકડાંરૂપે રાખ્યો. પોતાના ભાઈ પ્રસેનને નહિં દેખતો તેનો ભાઈ સત્રાજિત પરિતાપ પામવા લાગ્યો અને કહ્યું કે–'કંઠમાં મણિ પેહેરીને મારો ભાઈ વનમાં ગયો હતો તેને ઘણું કરીને કૃષ્ણે મારી નાખ્યો હશે.' આ વાત સાંભળી લોકો કાનોકાન ગુપ્ત રીતે કેહેવા લાગ્યા. શ્રીકૃષ્ણ ભગવાન્ આ વાત સાંભળીને પોતાને પ્રાપ્ત થએલી તે અપકીર્ત્તિ મટાડવાસારૂ ગામના લોકોની સાથે પ્રસેનનો શોધ કરવા ગયા. વનમાં પ્રસેનને અને તેના ઘોડાને કેસરીએ મારી નાખેલા જોઈ આગળ ચાલેલા લોકોએ તે કેસરીને પણ પર્વતની પીઠ ઉપર રીંછે મારી નાખેલો જોયો. પછી ઘાટા અંધારા-વાળી રીંછના રાજાની ભયંકર ગુફા જોવામાં આવતાં બીજા લોકોને બહાર બેસાડી તેમાં એકલા ભગવાનજ પેઠા. એ ગુફામાં સ્યમંતકમણિને બાલકનું રમકડું કરેલો જોઈ તેને લઈ લેવાના વિચારથી ભગવાન્ બાલકની પાસે ઉભા રહ્યા. એ કોઈ દિવસ નહિ જોએલા પુરૂષને જોઈ ધવરાવનારીએ બીકથી ચીસ નાખી. એ સાંભળી ક્રોધ પામેલા મહાબલવાન્ જાંબવાન્ દોડી આવ્યા. કોપ પામેલા અને તેમના પ્રભાવને નહિ જાણતા જાંબવાન્ તે પોતાના સ્વામીને કોઈ પ્રાકૃત પુરૂષ માની તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પરસ્પર જીતી લેવાને ઇચ્છિતા એ બન્ને જણાને, જેમ માંસનેમાટે શકરાઓને યુદ્ધ થાય તેમ ભયંકર દ્વંદ્વ યુદ્ધ થયું. આયુધ, પથરા, ઝાડ, હાથ અને વજ્ર પડવા જેવી કઠણ એક બીજાની મુઠીઓથી રાતદિવસ વિસામો લીધાવગર યુદ્ધ કરતાં અઠયાવીશ દિવસ થયા. ભગવાનની મુઠીઓ પડવાથી જાંબવાનના અંગોની સંધિઓ શિથિલ થઇ ગઈ, બલ ક્ષીણ થયું, અને શરીરમાં પસીનો વળી ગયો તેથી બહુજ વિસ્મય પામીને જાંબવાન્ નીચેપ્રમાણે બોલ્યા.

જાંબવાન્ કેહેછે.– સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ, ઇંદ્રિય હૃદય તથા દેહના બળરૂપ, પુરાણપુરૂષ, સર્વના પ્રભુ અને સર્વને વશ્ય કરનારા આપને મે જાણ્યા, જગતના સ્રજનારાઓને સ્રજનારા, સઘળાં કાર્યોના ઉપાદાન કારણરૂપ અને જગતને વશ્ય કરનારાઓને પણ વશ્ય કરનારા કાળરૂપ આપ સર્વ જીવોના શુદ્ધ સ્વરૂપ છો. મારા ઇષ્ટદેવ રામચંદ્રજી કે જેણે કિંચિત્ પ્રદીપ્ત થએલા ક્રો-

---

* ચારસો તોલાંની એક તુલા ગણાયછે. એવી વીશ તુલાનો એક ભાર ગણાયછે.

૧ ભગવાનને અર્પણ કર્યાવિના કોઈ વસ્તુનો પોતે ઉપયોગ કરે તો તે વસ્તુ સર્વ અનિષ્ટને ટાળનારી હોય તોપણ અનિષ્ટ કરનારીજ થાયછે, એ વિષયનું આ કથામાં સૂચન આપેછે.

ધથી કટાક્ષો નાખતાં સમુદ્રના ગ્રુડ અને મોટા મઘરો ક્ષોભ પામી ગયા, સમુદ્રે માર્ગ દીધો, કીર્ત્તિરૂપ સેતુ બંધાયો, લંકા બળી ગઈ અને રાવણનાં માથાં બાણથી કપાઇને ધરતીપર પડ્યાં તેજ આપ છો.

શુકદેવજી કેહેછે.— હે રાજા! એપ્રમાણે રીંછના રાજાને જ્ઞાન પ્રાપ્ત થતાં દેવકીના પુત્ર ભગવાને પરમ કૃપાથી પોતાનો સુખકારી હાથ તે ભક્તના શરીરપર ફેરવીને પ્રેમપૂર્વક ગંભીર વાણીથી તેમને કહ્યું કે— 'હે રીંછના રાજા! અમે મણિને શોધતાં શોધતાં આ ગુફાના દ્વાર આગળ આવ્યા હતા અને આ મણિથી મારા ઉપરનો ખોટો અભિશાપ ટાળવાસારૂ હું અંદર આવેલો છું.' આપ્રમાણે ભગવાનનાં વચન સાંભળી જાંબવાને ભગવાનનો સત્કાર કરવાસારૂ પ્રીતિથી પોતાની દીકરી જાંબવતીનું સ્યમંતક મણિની સાથે ભગવાનને દાન દીધું. ગુફામાં પેઠેલા ભગવાનના પાછા નીકળવાની બાર દિવસસુધી વાટ જોઇ તોપણ બહાર નહિ નીકળતાં દુઃખ પામેલા દ્વારકાના લોકો પાછા દ્વારકામાં ગયા હતા. દેવકી, રૂકૃમિણિ, વસુદેવ, સંબંધીઓ અને જ્ઞાતિઓ ભગવાનને ગુફામાંથી બહાર નહિ નીકળેલા સાંભળી શોક કરતાં હતાં. દુઃખ પામેલાં અને સત્રાજિતને ગાળ્યો દેતાં દ્વારકાનાં માણસોએ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થવાસારૂ ચંદ્રભાગા નામે મહામાયા દુર્ગાદેવીની ભક્તિ કરવા માંડી હતી. ભજન કરવાનેલીધે દેવીએ આશિર્વાદ આપતાં તે સમયેજ સ્ત્રીસહિત અને જેમનું કામ સિદ્ધ થયું હતું એવા ભગવાન્ સર્વને રાજી કરતા પ્રકટ થયા. મરણ પામીને જાણે પાછા આવ્યા હોય એવા ભગવાનને સ્ત્રીસહિત તથા ગળામાં મણિસહિત જોઈને સર્વને મોટો ઉત્સવ થયો. પછી ભગવાને રાજાની સમક્ષ સભામાં સત્રાજિતને બોલાવી મણિ મળવાની સઘળી વાત કહી સંભળાવીને તેને મણિ આપી દીધો. મણિ લઇને બહુજ લજ્જાએલો અને પોતાના પાપથી પસ્તાતો તે સત્રાજિત નિચું મોઢું કરીને ત્યાંથી પોતાને ઘેર ગયો. બળિયાસાથે વિરોધ થવાનેલીધે વ્યાકુલ થયેલો તે સત્રાજિત પોતાના મનમાં તેજ વાતનું ધ્યાન લાગી રેહેતાં વિચાર કરવા લાગ્યો કે 'હવે હું મારો અપરાધ શી રીતે મટાડું? ભગવાન્ શી રીતે પ્રસન્ન થાય? કેમ કરવાથી મારૂં સારૂં થાય? હું કે જે લાંબી દૃષ્ટિથી નહિ જોનારો, ક્ષુદ્ર, મૂઢ, અને ધનનો લાલચુ છું તેને માણસો શી રીતે ગાળ્યો ન આપે? હું સ્ત્રીઓમાં રત્નરૂપ મારી દીકરી સત્યભામા તથા મણિ, એ બન્ને ભગવાનને આપીશ. આ ઉપાય સારો છે. તેવિના બીજી રીતે અપરાધની શાંતિ થશે નહિ.' સત્રાજિતે આપ્રમાણે મનમાં નિશ્ચય કરીને પોતાથીજ ઉદ્યમ કરી પોતાની કન્યા ભગવાનને આપી અને મણિપણ આપ્યો. શીલ, રૂપ, ઉદારતા અને ગુણવાળાં તે સત્યભામા કે જેના ઉપર ઘણાઓનાં માગાં હતાં તેને. ભગવાન્ વિધિપ્રમાણે પરણ્યા. પરણીને ભગવાને સત્રાજિતને કહ્યું કે—'તમારો મણિ અમે રાખીશું નહિ. તમે સૂર્યના ભક્ત છો તેથી તમારી પાસેજ ભલે રહે. અમે તો એમાંથી થતું ફળ લેવાના છિયે.' (તમે અપુત્ર હોવાનેલીધે તમારૂં ધન અંતે અમારૂંજ થવું છે એમ ગુઢ અભિપ્રાય રાખીને ભગવાને આ વચન કહ્યું છે.) ૪૫

**भगवानाह न मणिं प्रतीच्छामो वयं नृप ।**
**तवास्तां देवभक्तस्य वयं च फलभागिनः ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છપનમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ श्रीशुक उवाच ॥***

**विज्ञातार्थोऽपि गोविंदो दग्धानाकर्ण्य पां-**

* આ સત્તાવનમા અધ્યાયમાં શતધન્વાને

ड्वान् । कुंतीं च कुल्यकरणे सहरामो ययौ कुरून् ॥ १ ॥

શુકદેવજી કેહેછે.—'પાંડવો ભોયરામાં થઇને લાખના ઘરમાંથી નીકળી ગયાછે' એવાત ભગવાન્ જાણતા હતા તોપણ પાંડવોને અને કુંતીને બળીગએલાં સાંભળી બલભદ્રને સાથે લઇને લૌકિક વ્યવહાર સાચવવામાટે હસ્તિનાપુરમાં ગયા.[1] ભીષ્મપિતામહ, કૃપાચાર્ય, વિદુર, ગાંધારી અને દ્રોણાચાર્ય, એઓને મળી તેઓના જેવુંજ દુ:ખ ધરાવનારા એ બે ભાઇઓએ 'હાય, ભુંડું થયું;' એમ કહ્યું. હે રાજા! આ તાકડો મળતાં દ્વારકામાં અક્રૂરજી તથા કૃતવર્માએ શતધન્વા નામના યાદવને શીખવ્યું કે—'તું સત્રાજિત પાસેથી મણિને શામાટે લઇ લેતો નથી? જેણે રત્નજેવી કન્યા આપવાની આપણને હા કહીને પછી કૃષ્ણને આપી દીધી તે સત્રાજિત તેના ભાઇ પ્રસેનની પાસે શામાટે નહિ જવો જોઇએ? (તેને મારી નાખવોજ જોઇએ.)' આ પ્રમાણે તે બે જણાએ બુદ્ધિ ફેરવતાં જેનું મોત આવ્યું હતું એવા એ[2] પાપી અને અત્યંત ક્રૂર શતધન્વાએ સત્રાજિતને સુતો માર્યો. સ્ત્રિયો અનાથની પેઠે ચીસો પાડતાં અને રોતાં જેમ કસાઈ પશુને મારે તેમ સત્રાજિતને મારી નાખી શતધન્વા મણિ લઈ ગયો. પોતાના બાપને મારી નાખેલો જોઈ શોકથી વ્યાપ્ત થએલાં અને મુઝાએલાં સત્યભામા 'હે બાપ! હે બાપ! હાય! હું મરાઈ ગઇ' એમ વિલાપ કરવા લાગ્યાં. પછી મરી ગએલા બાપને તેલની કોઠીમાં નાખી તાપ પામેલાં સત્યભામા હસ્તિનાપુરમાં ગયાં અને ત્યાં જઇને ભગવાન્ કે જે તે વાત જાણતાજ હતા તેમની પાસે પોતાના બાપનો વધ થવાની વાત કરી. હે રાજા! આ વાત સાંભળી શ્રીકૃષ્ણ તથા બલભદ્ર કે જેઓ ઈશ્વર હતા તેઓ પોતાના મનુષ્યાવતારને અનુસરી આંખોમાં આંસુ લાવીને 'અહો! અમને મોટી વિપત્તિ આવી,' એમ વિલાપ કરવા લાગ્યા. પછી સત્યભામા અને બલભદ્રની સાથે ભગવાન્ હસ્તિનાપુરમાંથી દ્વારકામાં આવીને શતધન્વાને મારવાની અને તેની પાસેથી મણિ લઈ લેવાની ગોઠવણ કરવા લાગ્યા. ભગવાનને એવી ગોઠવણમાં લાગેલા જાણી ભય પામેલા તે શતધન્વાએ પોતાને સહાયતા આપવામાટે કૃતવર્માની પ્રાર્થના કરી ત્યારે કૃતવર્માએ કહ્યું કે—'શ્રીકૃષ્ણ અને બલભદ્ર કે જેઓ મોટા સમર્થ છે તેઓનો અપરાધ હું નહિ કરૂં. એઓનો અપરાધ કરવાથી કોણ સુખી થાય? એઓનો દ્વેષ કરવાથી પોતાના અનુચરોસહિત કંસ રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થઇને મરી ગયો અને જરાસંધ પણ સત્તર સંગ્રામમાં હાર ખાઇને જતો રહ્યો હતો.' એપ્રમાણે કૃતવર્માએ ના પાડતાં તે શતધન્વાએ પોતાને પડખે રેહેવાનેમાટે અક્રુરજીની પ્રાર્થના કરી ત્યાં અક્રુરજીએ પણ કહ્યું કે—'શ્રીકૃષ્ણ અને બલભદ્ર કે જેઓ ઈશ્વર છે તેઓના બળને જાણનારો કયો પુરૂષ તેઓની સાથે વિરોધ કરે? જે ભગવાન્ આ જગતને પોતાની લીલાથી સરજે છે, પાળે છે અને નાશ પમાડે છે; જેની ગતિને માયાથી મોહ પામેલા બ્રહ્માદિક પણ જાણતા નથી અને જેણે સાત વર્ષની બાલ્યાવસ્થામાં બાલક જેમ બીલાડાના ટોપને ઉખેડી લે તેમ લીલામાત્રમાં પર્વતને ઉખેડીને એક હાથથી ધર્યો હતો તે અદ્ભુત કર્મ કરનાર, અનંત, સર્વના કારણ, અવિનાશી અને પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનને હું પ્રણામ કરૂં છું.' આ પ્રમાણે અક્રુરજીએ પણ ના પાડતાં તે શ-

મારવાના પ્રસંગમાં પોતાની ઉપર ફરીવાર આવેલા અભિશાપને ભગવાને અક્રૂરજી પાસેથી મણિ મગાવીને મટાડયો, એ કથા કેહેવામાં આવશે.

૧ મણિ રાખવાનું પાત્ર અક્રુરજીજ છે એમ માની અક્રૂરજીને એકાંતમાં ભલામણ દઇને ભગવાન્ બલભદ્રસહિત હસ્તિનાપુરમાં ગયા હતા એમ કેહેવામાં આવશે.

૨ ભગવાનની આજ્ઞાનો ભંગ કરેલ તે સત્રાજિતનાથી અનિષ્ટ ફલ થયું.

તધન્વા પોતાના મોટા મણિને અક્રૂરજીની પાસે થાપણ રાખી એક દિવસે સો યોજન ચાલવાની શક્તિવાળા ઘોડાપર બેશીને ભાગી ગયો. હે રાજા! શ્રીકૃષ્ણ અને બલભદ્ર ગરૂડની ધ્વજાવાળા રથમાં બેશીને મોટા વેગવાળા ઘોડાઓથી, એ પોતાના સસરાને મારનારા શતધન્વાની પછવાડે ગયા. મિથિલા નગરીના ઉપવનમાં ઘોડો પડી જતાં તેને છોડી દઈ ત્રાસ પામેલો શતધન્વા પગથી દોડ્યો ત્યારે ભગવાન્ પણ ક્રોધથી તેને પછવાડે પગથીજ દોડ્યા. પાળા ભગવાને એ પાળા શતધન્વાનું માથું તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કાપી નાખીને તેનાં લુગડાંઓમાં મણિને શોધ્યો. મણિ નહિ મળતાં ભગવાને મોટા ભાઈ બલભદ્રની પાસે આવિને કહ્યું કે–'શતધન્વાને વૃથા માર્યો. તેની પાસે મણિ નથી.' આથી બલભદ્રને શક આવ્યો કે–'ભગવાન્ પોતાની સ્ત્રીને આપવાસારૂ પોતાની પાસે મણિ રાખીને મને ઠગે છે,' તોપણ તે વાત મનમાં રાખી અરૂચીથી ભગવાનને કહ્યું કે–'એ મણિ શતધન્વાએ કોઇને ત્યાં થાપણ રાખેલો હશે માટે તેની શોધ કરો અને દ્વારકામાં જાઓ. હું તો વિદેહ રાજા કે જે મને બહુજ પ્યારો છે તેને જોવાની ઇચ્છા રાખું છું.' એમ કહિને બલભદ્ર મિથિલા નગરીમાં ગયા. પૂજન કરવા યોગ્ય એ બલભદ્રને આવ્યા જોઈ રાજી થએલા મિથિલા નગરીના પતિ વિદેહ રાજાએ (જનક રાજાએ) તુરત ઉઠીને પૂજનના પદાર્થોથી વિધિપ્રમાણે તેમની પૂજા કરી. બલભદ્ર કેટલાંક વર્ષસુધી મિથિલામાંજ રહ્યા ત્યાં યોગ્ય સમયમાં ધૃતરાષ્ટ્રનો દીકરો દુર્યોધન કે જેને પ્રિતિવાળા મહાત્મા જનક રાજાએ માન દઇને રાખ્યો હતો તે બલભદ્રની પાસેથી ગદાયુદ્ધ શીખ્યો. સત્યભામાને રાજી કરનારા ભગવાને દ્વારકામાં આવીને શતધન્વાને મારી નાખવાની અને મણિ નહિ મળવાની વાત કરી દેખાડી. (સત્યભામાને પણ ભગવાન્ ઉપર શક આવ્યો કે મણિ પોતાના મોટા ભાઈને આપી તેમને મિથિલામાં રાખી આવ્યા છે અને ખોટું બોલીને મને ઠગે છે.) પછી ભગવાને મરણ પામેલા સસરાની જે જે પરલોકસંબંધી ક્રિયાઓ કરવી જોઇએ તે સઘળી સંબંધીઓને સાથે રાખીને કરાવી. શતધન્વાને શીખવનારા અક્રૂરજી અને કૃતવર્મા શતધન્વાને મારી નાખવાની વાત સાંભળી બીકના માર્યા દ્વારકામાંથી ભાગી ગયા. 'અક્રૂરજી દ્વારકામાંથી જતા રહેતાં દ્વારકાના રેહેવાશીઓને શરીરમાં અને મનમાં દેવ તથા ભૂતસંબંધી કેટલાએક તાપ અને અરિષ્ટ થવા લાગ્યાં' એમ કેટલાએક મુનિઓ પોતેજ કહેલા શ્રીકૃષ્ણના માહાત્મ્યને ભૂલી જઇને કેહેછે, કેમ કે મુનિઓના નિવાસરૂપ શ્રીકૃષ્ણ જ્યાં રેહેતા હોય ત્યાં ઉત્પાત દેખાવા ઘટેજ કેમ? એ કેટલાએક મુનિઓ કહેછે કે–"અક્રૂરજી જતા રેહેતાં દ્વારકાના વૃદ્ધ લોકો કેહેવા લાગ્યા કે 'જે સમયે ઇંદ્ર વૃષ્ટિ કરતો ન હતો તે સમયે કાશીના રાજાએ કાશીમાં આવેલા શ્વફલ્ક યાદવને પોતાની ગાંદિની નામની કુંવરી આપી હતી તેથી કાશી દેશમાં વૃષ્ટિ થઈ હતી. તો એ શ્વફલ્કના પુત્ર અક્રૂરજી પણ પોતાના બાપ જેવાજ પ્રભાવવાળા છે માટે તે જ્યાં હોય ત્યાં ઇંદ્ર વૃષ્ટિ કરે અને ઉત્પાત કે અકાલમૃત્યુ પણ ન થાય.' એવું વૃદ્ધ લોકોનું બોલવું સાંભળી તથા આમ થવામાં આટલુંજ કારણ નથી પણ મણિ ગયો છે એ પણ કારણ છે એમ માની ભગવાને કાશીમાંથી અક્રૂરજીને તેડાવ્યા." (વાસ્તવિક તો એમ છે કે–જેના હાથમાં મણિ હતો એવા અક્રૂરજી પોતાનું 'દાનપતિ' એવું નામ ધરી કાશીમાં રહીને સોનાની વેદીવાળા યજ્ઞો કરવા લાગતાં વળી પણ 'ભગવાનેજ અક્રૂરજીને કાશીમાં મોકલ્યા છે' એમ લોકો છાની છાની વાતો

કરવા લાગ્યા અને બલભદ્ર તથા સત્યભામાને પણ પોતાના ઉપર શક આવ્યો હતો તેથી સઘળી રીતનું સમાધાન કરવાનેમાટે ભગવાને અક્રૂરજીને કાશીમાંથી તેડાવ્યા.) અક્રૂરજીને તેડાવીને તેમનો સત્કાર કરી બોલાવી તથા પ્રિય લાગે એવી વાતો કરી સર્વને તથા સર્વના ચિત્તને જાણનારા ભગવાને હસતાં હસતાં કહ્યું કે–'હે દાનપતિ! શતધન્વાએ સ્યમંતક નામનો ઉત્તમ મણિ તમારી પાસે થાપણ મુકેલો છે એ વાત પ્રથમથીજ અમારા જાણવામાં છે. જોકે સત્રાજિત અપુત્ર હોવાનેલીધે તેને જળદાન તથા પિંડદાન દઈ તથા તેનું અવશેષ રહેલું કરજ ફીટાડી તેની સઘળી મિલકત લેવાને ધર્મશાસ્ત્ર પ્રમાણે તેની દીકરીના દીકરાઓ અધિકારી છે તોપણ એ મણિ તમવિનાં બીજાઓથી રાખી શકાય એમ નથી માટે તમે કે જે સારા નિયમો પાળનારા છો તેમની પાસેજ રેહેવા દેશું, પરંતુ મણિના વિષયમાં મોટા ભાઈ મારો સંપૂર્ણ વિશ્વાસ કરતા નથી માટે એ મણિ દેખાડો અને બંધુઓમાં પરસ્પર મન દુઃખ થયું છે તેની શાંતિ કરો. મણિના વિષયમાં તમારાથી ના પડાય એમ તો છેજ નહિ; કેમ કે હમણાંસુધી સોનાની વેદીવાળા તમારા યજ્ઞો ચાલ્યા કરેછે.' એપ્રમાણે ભગવાનનાં સામ વચન જેના હૃદયમાં લાગી ગયાં એવા અક્રૂરજીએ સૂર્યસરખી કાંતિવાળો મણિ હાથમાં લઈ વસ્ત્રથી ઢાંકીને ભગવાનને આપ્યો. જ્ઞાતિઓને એ સ્યમંતક મણિ દેખાડી અને તેથી પોતા ઉપરનો અભિશાપ ટાળીને ભગવાને તે મણિ પાછો અક્રૂરજીનેજ આપ્યો. આ આખ્યાન કે જે જગતના ઈશ્વર વિષ્ણુ ભગવાનના પરાક્રમવાળું, દુઃખને હરનાર અને મહામંગલરૂપ છે તેનો જે કોઈ માણસ પાઠ કરે, સાંભળે અથવા સ્મરણ કરે તે પોતાની અપકીર્ત્તિને અને તે કરાવનારા પાપને દૂર કરી શાંતિ પામેછે.

**यस्त्वेतद्भगवत ईश्वरस्य विष्णोर्वीर्याढ्यं वृजिनहरं सुमंगलं च। आख्यानं पठति शृणोत्यनुस्मरेद्वा दुष्कीर्त्तिं दुरितमपोह्ययाति शांतिम् ॥ ४२ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સત્તાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एकदा पांडवान् द्रष्टुं प्रतीतान् पुरुषोत्तमः। इंद्रप्रस्थं गतः श्रीमान्युयुधानादिभिर्वृतः ॥ १॥**

શુકદેવજી કેહેછે.–પાંડવો કે જેઓ પ્રથમ લાખના ઘરમાં બળી ગએલા જણાયા હતા અને પછી દ્રુપદ રાજાને ઘેર સર્વ લોકોના જોવામાં આવ્યા હતા તેઓને જોવામાટે એક દિવસે શ્રીકૃષ્ણ ભગવાન્ સાત્યકિ આદિ યાદવોની સાથે ઈંદ્રપ્રસ્થમાં પધાર્યા. સર્વ લોકોના ઈશ્વર તે શ્રીકૃષ્ણને આવેલા જોઈ વીર પાંડવો જેમ પ્રાણ આવતાં ઇંદ્રિયો ઉઠે તેમ એકસામટા ઉભા થયા. ભગવાનનું આલિંગન કરી તેમના શ્રી અંગના સમાગમથી જેઓનાં પાપ મટી ગયાં એવા પાંડવો સ્નેહભરેલા મંદહાસ્યવાળું તેમનું મુખ જોઇને આનંદ પામ્યા. યુધિષ્ઠિર અને ભીમસેન કે જેઓ પોતાથી મોટા હતા તેઓને ભગવાન્ પગે લાગ્યા, અર્જુનનું આલિંગન કર્યું અને નકુલ-સહદેવ તમને પગે લાગ્યા. નવાં પરણી આવેલાં પતિવ્રતા દ્રૌપદી ઉત્તમ આસનપર બેઠેલા ભગવાનની પાસે કાંઇક લજાતાં ધીરે ધીરે આવીને તેમને પગે લાગ્યાં. એપ્રમાણે પાંડવોએ પૂજેલો અને પ્રણામ કરેલો સાત્યકિ અને બીજાઓ પણ યોગ્ય પૂજા અને સન્માન પામીને આસનો પર બેઠા. ભગવાન્ પો-

---

* આ અઠ્ઠાવનમા અધ્યાયમાં કાલિંદી, મિત્રવિંદા, સત્યા, ભદ્રા અને લક્ષ્મણા, એ પાંચ સ્ત્રિયોનું ભગવાને પાણિગ્રહણ કર્યું, એ કથા કેહેવામાં આવશે.

તાનાં ફોઈ કુંતીની પાસે આવીને તેમને પગે લાગ્યા. ઘણા સ્નેહથી જેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં એવાં એ ફોઇએ ભગવાનનું આલિંગન કર્યું. ફોઇએ બાંધવોનું કુશલ પૂછતાં ભગવાને પણ તેમને અને તેમની વહુ દ્રૌપદીને કુશલ પૂછ્યું. પ્રેમની પરવશતાથી જેનો કંઠ રોકાઈ ગયો અને નેત્રમાં આંસુ આવ્યાં એવાં કુંતીએ પોતા ઉપર પડેલાં ઘણાં કષ્ટોને સંભારી શ્રીકૃષ્ણ ભગવાન્ કે જેમનું દર્શન ક્લેશને મટાડનાર છે તેમને કહ્યું કે—"હે કૃષ્ણ! જ્યારે અમો બંધુઓને સંભારીને તમે મારા ભાઈ અક્રૂરજીને મોકલ્યા હતા ત્યારથીજ અમારૂં કુશળ થઈ ચુકું છે અને તમે અમને ઘણિયાતાં કર્યાં છે. જગતના મિત્ર અને આત્મારૂપ આપને 'આ પોતાનો અને આ પારકો' એવી ભ્રાંતિ નથી તોપણ સ્મરણ કરનારાઓના હૃદયમાં રહીને નિરંતર તેઓના ક્લેશોને મટાડો છો." યુધિષ્ઠિરે ભગવાનને કહ્યું કે—'હે પ્રભુ! અમે કયું પુણ્ય કર્યું છે કે જેના પ્રભાવથી, આપનાં યોગેશ્વરોને પણ દુર્લભ દર્શન અમો વિષયલંપટ લોકોને થયાં તે હું જાણતો નથી.' યુધિષ્ઠિર રાજાની પ્રાર્થના ઉપરથી ભગવાન્ વર્ષા ઋતુના ચાર મહિનાસુધી આનંદથી ઇંદ્રપ્રસ્થમાં રહ્યા અને ત્યાંના રહેવાશીઓના નેત્રોને આનંદ આપ્યો. એક દિવસે શત્રુઓને મારનાર અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનની સાથે સજ્જ થઈ વાનરની ધ્વજાવાળા રથમાં બેસી અને ગાંડીવ ધનુષ્ તથા અક્ષય બાણવાળાં ભાથાં લઈ, ઘણા સર્પ અને મૃગોથી ભરેલા ઘાટા વનમાં મૃગયા કરવાસારૂ ગયા. એ વનમાં વાઘ, સુવર, પાડા, રૂરૂ, શરભ, રોઝ, ગેંડા, હરણ, સસલાં અને શેળાઓને બાણોથી વીંધી નાખ્યાં. પર્વણીનો દિવસ હતો તેથી એ પવિત્ર પશુઓને કિંકર લોકો રાજાની પાસે લઈ ગયા. તરશથી વ્યાપ્ત અને થાકેલા અર્જુન યમુનાજીની પાસે આવ્યા. મહારથી શ્રીકૃષ્ણ અને અર્જુને સ્વચ્છ પાણીનું આચમન અને પાન કર્યા પછી, ત્યાં ફરતી એક રૂપાળી કન્યાને દીઠી. ભગવાને મોકલેલા અર્જુને સુંદર નિતંબવાળી, સારા દાંતવાળી અને રૂચિર મોઢાવાળી એ ઉત્તમ સ્ત્રીની પાસે જઇને પૂછ્યું કે—'હે રૂડા નિતંબવાળી! તું કોણ છે? કોની છે? ક્યાંથી આવીછે અને શું કરવા ઇચ્છે છે? હું ધારૂં છું કે તને પતિની ઇચ્છા છે માટે હે સુંદરી! તું સઘળું કેહે.'

કાલિંદી કેહેછે.—હું સૂર્ય દેવની દીકરી છું અને 'વરદાન દેનારા મહાપ્રભુ વિષ્ણુ મારા પતિ થાય' એવી ઇચ્છાથી મોટું તપ કરૂં છું. હે વીર! લક્ષ્મીના નિવાસરૂપ એ વિષ્ણુ વિના બીજા પતિને હું માગતી નથી. અનાથલોકોના આશ્રયરૂપ તે મુકુંદ ભગવાન્ મને પ્રસન્ન થજો. મારૂં નામ 'કાલિંદી' છે અને આ યમુનાના જળમાં મારા પિતાએ રચી આપેલા ઘરમાં, હું ભગવાનનું દર્શન થવાસુધી રેહેવાની છું.

શુકદેવજી કેહેછે.—અર્જુને ભગવાનની પાસે તે વાત કહી એટલે ભગવાન્ કે જે પોતે પ્રથમથીજ જાણતા હતા તે, એ કાલિંદી નામની કન્યાને રથમાં બેસાડી અર્જુનની સાથે યુધિષ્ઠિર રાજાની પાસે આવ્યા. પાંડવોની પ્રાર્થનાથી ભગવાન્ ઇંદ્રપ્રસ્થમાં રહ્યા હતા તે સમયમાં તેમણે વિશ્વકર્માની પાસે પાંડવોને માટે ભારે અદ્ભુત નગર કરાવી દીધું હતું. સંબંધીઓનું પ્રિય કરવાની ઇચ્છાથી ત્યાં રહેતા શ્રીકૃષ્ણ પોતે ઇશ્વર હતા તોપણ અર્જુને અગ્નિને ખાંડવ વન બાળવા આપ્યું તે પ્રસંગમાં અર્જુનને ધનુષ આદિનો લાભ કરી દેવાનેમાટે તેના સારથિ થયા હતા. અગ્નિએ પ્રસન્ન થઇને અર્જુનને ધનુષ્, ધોળા ઘોડા, રથ, અખુટ બાણવાળાં ભાથાં અને અસ્ત્રોવાળાઓથી તોડી શકાય નહિ એવું કવચ આપ્યું હતું. અગ્નિમાંથી મુકાવેલા મયદાનવે પોતાના મિત્ર અર્જુનને એવી સભા કરી આપી હતી

કે જે સભામાં જળનું સ્થળ અને સ્થળનું જળ સમજાયાની દુર્યોધનને ભ્રાંતિ થઈ હતી. યુધિષ્ઠિર રાજાની આજ્ઞા લઇ અને સંબંધીઓની સંમતિ લઇ ભગવાન્ સાત્યકિ આદિ પોતાના અનુચરોની સાથે પાછા દ્વારકામાં પધાર્યા. ત્યાં આવિને સંબંધીઓને પરમ આનંદ અને પરમ મંગળ આપતા ભગવાન્ સારી ઋતુ અને ઉત્તમ નક્ષત્રવાળા માંગલિક સમયમાં કાલિંદીને પરણ્યા. માળવાના રાજા વિંદ અને અનુવિંદ કે જેઓ દુર્યોધનની ઇચ્છાપ્રમાણે ચાલનારા હતા તેઓએ પોતાની બેન મિત્રવિંદા સ્વયંવરમાં શ્રીકૃષ્ણમાં આસક્ત થયા છતાં પણ તેને રોકી હતી. શ્રીકૃષ્ણ ભગવાન્ એ મિત્રવિંદા કે જે પોતાની કોઇ રાજાધિ દેવીની દીકરી હતી તેને સર્વ રાજાઓ જોઈ રેહેતાં બળાત્કારથી હરી ગયા. હે રાજા! કોસલ દેશનો નાગ્નજિત્ નામે એક મોટો ધાર્મિક રાજા હતો તેની 'સત્યા' નામની રૂપાળી કન્યા હતી. તે 'નાગ્નજિતી' એવા નામથી ઓળખાતી હતી. તીક્ષ્ણ સીંગડાવાળા, પરાભવ કરી શકાય નહિ એવા, ખળ અને શૂર પુરૂષોના ગંધને પણ સહન નહિ કરતા હતા એવા સાત બળદિયાઓને જીત્યા વિના રાજાઓ તેને પરણી શકતા ન હતા. 'બળદિયાઓને જે જીતે તેનેજ એ કન્યા મળે' એ વાત સાંભળી યાદવોના પતિ શ્રીકૃષ્ણ ભગવાન્ મોટું સૈન્ય લઇને એ રાજાના પુરમાં ગયા. પ્રસન્ન થએલા તે કોસલ દેશના રાજાએ પ્રત્યુત્થાન (સામું ઉઠવું), આસનાદિક અને ભારે પૂજનના પદાર્થોથી ભગવાનની પૂજા કરી અને ભગવાને પણ તેને માન આપ્યું. રાજાની કન્યાએ પોતાને જોઇએ તેવા એ ભગવાન્ વર થવા આવ્યા તેમને જોઈ તેને વરવાનીજ ઇચ્છા કરી અને મનમાં કેહેવા લાગી કે—'જો અનેક વ્રત કરીને મેં ભગવાનને મનમાં ધર્યા હોય તો આ ભગવાન્ મારા પતિ થજો અને મારા શુભ મનોરથોને સફળ કરજો. લક્ષ્મી, બ્રહ્મા, સદાશિવ અને લોકપાલ દેવતાઓ પણ જેના ચરણની રજને પોતાનાં મસ્તકો ઉપર ધરેછે અને પોતે કરેલી ધર્મમર્યાદાઓનું રક્ષણ કરવાનેમાટે જે ઇશ્વર સમયે સમયે લીલાવતાર ધરેછે તે ભગવાન્ મને શા ઉપાયથી પ્રસન્ન થાય?' રાજાએ ભગવાનની પૂજા કરીને વળી કહ્યું કે—'હે નારાયણ! હે જગતના પતિ! તમે કે જે આત્માનંદથીજ પરિપૂર્ણ છો તેમનું હું ક્ષુદ્ર રાજા શું કામ કરૂં? હે રાજા! રાજી થએલા ભગવાને આસનનો સ્વીકાર કરી મેઘનાદ સરખી ગંભીર વાણીથી મંદહાસ્યપૂર્વક તે રાજાને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કહેછે.—હે રાજા! પોતાના ધર્મમાં વર્ત્તનાર ક્ષત્રિય કોઇની પાસે માગણી કરે. એ કામ વિદ્વાનોએ ધિક્કારેલું છે તોપણ તમારી સાથે સ્નેહસંબંધ કરવાની ઇચ્છાથી તમારી કન્યાને માગું છું. અમે કન્યા પરણવાનેમાટે કન્યાના પિતાને દ્રવ્યાદિક આપનારા નથી.

નગ્નજિત્ રાજા કેહેછે.—હે નાથ! ગુણોના મુખ્યસ્થાનરૂપ આપ કે જેમના અંગમાં લક્ષ્મીજી સર્વદા રેહેછે તેમનાથી અધિક અહીં બીજો કન્યાનો કયો વર ધારિયે? પરંતુ હે યાદવોમાં ઉત્તમ! પુરૂષોનાં પરાક્રમની પરીક્ષાનેમાટે અને કન્યાનો વર શોધવાનેમાટે અમે પ્રથમ ઠરાવ કર્યો છે. હે વીર! વગર પલોટેલા અને પકડી શકાય નહિ એવા આ સાત બળદો છે. આ બળદોએ ઘણા ઘણા રાજકુમારોનાં ગાત્ર ભાંગી નાંખીને તેઓને હરાવ્યા છે. હે યદુનંદન! હે લક્ષ્મીના પતિ! જો આ બળદોને આપજ પકડો તો આપને હું મારી દીકરીના વર સ્વીકારૂં છું.

શુકદેવજી કેહેછે.—આવી રીતનો ઠરાવ સાંભળી ભગવાને ભેઠ બાંધીને પોતાનાં સાત સ્વરૂપ કરી રમતમાત્રમાંજ તે બળદોને પકડી લીધા. જેઓનો ગર્વ અને શક્તિ નાશ પામ્યાં એવા એ બળદોને નાડાઓથી બાં-

ધીને, બાલક જેમ લાકડાના બળદોને ખેંચે તેમ લીલાથી ખેંચ્યા. પછી પ્રસન્ન થએલા અને વિસ્મય પામેલા નગ્નજિત્ રાજાએ પોતાની કુંવરી ભગવાનને દીધાં. પ્રભુ ભગવાને પોતાને યોગ્ય એ સ્ત્રીનો વિધિપ્રમાણે પ્રતિગ્રહ કર્યો. દીકરીને પ્યારા પતિ ભગવાન્ મળવાથી રાજાની રાણીઓને મોટો આનંદ મળ્યો અને ભારે ઉત્સવ થયો. શંખ, ભેરી, આનક અને બીજાં વાજાં વાગવા લાગ્યાં. ગાયન થવા લાગ્યાં. બ્રાહ્મણો આશિર્વાદ દેવા લાગ્યા. પુરૂષો અને સ્ત્રિયોએ રાજી થઇને સારાં સારાં વસ્ત્ર અને માળાઓના શણગાર ધર્યા. સમર્થ નગ્નજિત્ રાજાએ દીકરી અને જમાઇના સત્કારમાં દશ હજાર ગાયો, ગળામાં પદકવાળી અને સારાં વસ્ત્રવાળી ત્રણ હજાર દાસીઓ, નવ હજાર હાથી, હાથીઓથી સોગણા રથ, રથોથી સોગણા ઘોડા અને ઘોડાઓથી સોગણા પાળા આપ્યા. જેનું હૃદય સ્નેહથી ભીંજાઇ ગયું એવા એ રાજાએ દીકરી તથા જમાઇને રથમાં બેસાડી સાથે મોટી સેના આપીને વળાવ્યાં. યાદવોએ અને બળદોએ પ્રથમ જેઓનાં બળ ભાંગી નાખ્યાં હતાં એવા રાજાઓએ 'ભગવાન્ કન્યાને પરણી લઈ જાયછે' એ વાત સાંભળી મોટી અસહનતાથી તેમને માર્ગમાં રોક્યા. બંધુનું પ્રિય કરનારા અર્જુને અનેક બાણ નાખનારા એ રાજાઓને, સિંહ જેમ ક્ષુદ્ર મૃગોને મારી નાખે તેમ મારી નાખ્યા. યાદવોમાં ઉત્તમ દેવકીના પુત્ર ભગવાન્ સસરાએ આપેલી સઘળી વસ્તુઓ લઈ દ્વારકામાં આવીને સત્યાની સાથે રમવા લાગ્યા. કેકય દેશમાં ઉત્પન્ન થએલી અને શ્રુતકીર્ત્તિ નામની પોતાની ફોઇની દીકરી 'ભદ્રા' ને તેના સંતર્દન આદિ ભાઇઓએ આપવાથી ભગવાન્ પરણ્યા. મદ્રદેશના રાજાની દીકરી સારાં લક્ષણવાળી લક્ષ્મણાને, ગરૂડ જેમ અમૃતને હરી લાવ્યા હતા તેમ ભગવાન્ સ્વયંવરમાં એકલાજ હરી લાવ્યા.[૧] એવીજ રીતે બીજી પણ ભગવાનની હજારો રૂપાળી સ્ત્રિયો હતી કે જેઓને નરકાસુરના બંધનમાંથી નરકાસુરને મારીને લાવ્યા હતા.

**अन्याश्चैवंविधा भार्याः कृष्णस्यासन् सहस्रशः । भौमं हत्वा तन्निरोधादाहृताश्चारुदर्शनाः ॥ ५८ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠ્ઠાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

**यथा हतो भगवता भौमो येन च ताः स्त्रियः । निरुद्धा एतदाचक्ष्व विक्रमं शार्ङ्गधन्वनः ॥ १ ॥**

પરીક્ષિત કેહેછે.—નરકાસુર કે જેણે તે સ્ત્રિયોને રોકી મૂકી હતી તેને શ્રીકૃષ્ણે જેવી રીતે માર્યો તે પ્રકારનું ભગવાનનું પરાક્રમ અને નરકાસુરે રોકી મૂકવાનું કારણ પણ મને કહો.

શુકદેવજી કેહેછે.—નરકાસુરે વરૂણ દેવનું છત્ર હરી લીધું હતું, દેવતાઓની મા અદિતિનાં કુંડલ હરી લીધાં હતાં અને મેરૂપર્વતમાં મણિપર્વત નામનું ઇંદ્રનું સ્થાનક હતું તેપણ હરી લીધું હતું તેથી ઇંદ્રે સત્યભામાના ઘરમાં આવીને તે સઘળા નરકાસુરના અપરાધોનું નિવેદન કરતાં શ્રીકૃષ્ણ ભગવાન્ ગરૂડજી ઉપર બેસીને સત્યભામાની[૧] સાથે—

---

૧ રૂક્મિણી, જાંબવતી, સત્યભામા, નાગ્નજિતી, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રવિંદા, એ આઠ શ્રીકૃષ્ણની પટરાણીઓ થઈ.

* આ ઓગણસાઠમા અધ્યાયમાં ભગવાન્ નરકાસુરને મારી તેણે હરી આણેલી હજારો કન્યાઓને પરણ્યા, અને સ્વર્ગમાંથી પારિજાતનું ઝાડ લાવ્યા, એ કથા કેહેવામાં આવશે.

૧ સત્યભામાને કોતુક દેખાડવાસારૂ તેમને સાથે લઇ ગયા અથવા તારી આજ્ઞાથીજ તારા પુત્રને મારીશ એમ પોતે પૃથ્વીને વરદાન આપેલું હોવાથી પૃથ્વીના દીકરા નરકાસુરને મારવાસારૂ પૃથ્વીના અંશરૂપ સત્યભામાને સાથે તેડી ગયા

નરકાસુરના પ્રાગ્જ્યોતિષ્ નામના પુરમાં ગયા. એ પુરને પર્વતોના તથા શસ્ત્રોના ગઢ હતા. જળ, અગ્નિ અને વાયુ ચારેકોર રાખેલા હોવાનેલીધે ત્યાં જવું ઘણું કઠણ પડે એવું હતું. મુર નામના દૈત્યે નાખી મુકેલા ભયંકર અને દૃઢ હજારો પાશોથી ચારેકોર વીંટાએલું હતું. ભગવાને ત્યાં જઈને પર્વતના ગઢને ગદાથી, શસ્ત્રના ગઢને બાણોથી, અગ્નિ જળ તથા વાયુને ચક્રથી, મુર દૈત્યના પાશોને તરવારથી, યંત્રોને તથા વીરપુરૂષોનાં હૃદયોને શંખનાદથી અને ગઢને મોટી ગદાથી તોડી નાખ્યાં. પાંચજન્ય શંખના પ્રલયકાળના કડાકાની પેઠે ભયંકર શબ્દને સાંભળી પાંચ માથાંવાળો મુર દૈત્ય કે જે ખાઇના જળમાં સુતો હતો તે ઉઠયો. જેની સામું જોઈશકાય નહિ એવો એ ભયંકર દૈત્ય પ્રલયકાળના સૂર્ય અને અગ્નિના સરખા તેજવાળું ત્રિશૂળ ઉગામીને પાંચ મોહોડાંથી જાણે ત્રૈલોક્યને ગળી જતો હોય એવીરીતે સર્પ જેમ ગરૂડની સામે દોડે તેમ ભગવાનની સામે દોડ્યો. વેગથી ત્રિશૂલ ફેરવીને ગરૂડ ઉપર નાખતાં તેણે પાંચ મોઢાંથી ગર્જના કરી. એ મોટા શબ્દથી સઘળી દિશાઓ અને આકાશ પુરાઈ જતાં આખું બ્રહ્માંડ ઘેરાઈ ગયું. ગરૂડ ઉપર આવી પડતાં એ ત્રિશૂલના, ભગવાને પોતાના બળથી બે બાણવતે ત્રણ કટકા કરી નાખ્યા અને એ દૈત્યના મોઢાંઓમાં પણ કેટલાંક બાણ માર્યાં. દૈત્યે પણ ક્રોધથી ભગવાન્ ઉપર ગદા નાખી. એ ગદા આવતી હતી તેટલામાં ભગવાને યુદ્ધમાં પોતાની ગદાથી તે ગદાના હજાર કટકા કરી નાખ્યા. પછી પોતાના અનેક હાથને ઉંચા કરી તે દૈત્ય યુદ્ધમાં સામો દોડ્યો આવતો હતો તેનાં પાંચે માથાં ભગવાને ચક્રવતે લીલા માત્રમાં કાપી નાખ્યાં. માથાં કપાતાં પ્રાણરહિત થએલો તે દૈત્ય, ઇંદ્રના વજ્રથી શિખરો કપાતાં જેમ પર્વત પડે તેમ પાણીમાં પડ્યો. પછી બાપના વધથી આતુર થએલા તેના સાત દીકરાઓ વેરવાળવાનેમાટે ક્રોધ કરીને સજ્જ થયા. તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન્ અને અરૂણ, એમના એ સાત દૈત્યો નરકાસુરની પ્રેરણાથી હથિયારો લઈ તથા પીઠ નામના સેનાપતિને આગળ કરી બહાર નીકળ્યા. યુદ્ધમાં આવી ક્રોધને લીધે બહુજ ભયંકર લાગતા એ દૈત્યો ભગવાન્ ઉપર બાણ, તરવાર, ગદા, સાંગ્ય, ઋષ્ટિ અને ત્રિશૂળોને નાખવા લાગ્યા. અમોઘ પરાક્રમવાળા ભગવાને પોતાનાં બાણોથી એ શસ્ત્રોના સમૂહના તિલ તિલ જેવડા કટકા કરી નાખ્યા. એ પીઠાદિક યોદ્ધાઓનાં માથાં, સાથળ, હાથ, પગ અને કવચો કાપી નાખીને તેઓને યમપુરીમાં મોકલ્યા. એપ્રમાણે ભગવાનનાં ચક્ર અને બાણોથી પોતાના સેનાપતિઓને મરણ પામેલા સાંભળી અસહનતાવાળો પૃથ્વીનો દીકરો નરકાસુર સમુદ્રમાંથી ઉત્પન્ન થએલા અને મદઝરતા હાથીઓનું સૈન્ય લઇને બહાર નીકળ્યો. જેમ સૂર્યની ઉપર વીજળીસહિત મેઘ બેઠેલો હોય તેમ ગરૂડ ઉપર સત્યભામાની સાથે બેઠેલા ભગવાનને જોઈ તેમના ઉપર તેણે શતઘ્ની નામનું હથિયાર નાખ્યું અને સઘળા યોદ્ધાઓ પણ ભગવાનને એક સામટા વીંધવા લાગ્યા. ભગવાને વિચિત્ર પુંખવાળાં સજાવેલાં બાણોથી તે નરકાસુરના સૈન્યના હાથ, સાથળ, કંઠ અને શરીર કાપી નાખ્યાં તથા ઘોડા અને હાથીઓને પણ મારી નાખ્યા. હે રાજા! યોદ્ધાઓએ જેજે શસ્ત્રો અને અસ્ત્રો નાખ્યાં તે પ્રત્યેકને ભગવાન્ કે જે પાંખોથી હાથીઓને મારનારા ગરૂડની

---

અથવા નારદજીએ લાવેલું પારિજાતનું એક ફુલ રૂક્મિણીને આપતાં સત્યભામા રીસાયાં હતાં તેમની સાંત્વના કરતાં તમને પારિજાતનું આખું ઝાડ આપીશ એમ પોતે પ્રતિજ્ઞા કરેલી હોવાથી તેમને સાથે તેડી ગયા એમ સમજવું.

ઉપર બેઠા હતા તેમણે ત્રણ ત્રણ બાણથી કાપી નાખ્યાં: ગરૂડે ચાંચ, પાંખો અને નખોથી મારવા માંડેલા હાથીઓ પીડા પામીને ગામમાં પેશી ગયા. પછી નરકાસુર યુદ્ધ કરવા લાગ્યો. પોતાના સૈન્યને ગરૂડે ભગાડેલું અને પીડેલું જોઈ નરકાસુરે પોતાની સાંગ્ય કે જેથી વજ્રને પણ રોક્યું હતું તેથી ગરૂડને પ્રહાર કર્યો. ભાલાના પ્રહારથી જેમ હાથી કંપે નહિ તેમ ગરૂડ સાંગ્યના પ્રહારથી કંપ્યો નહિ. પોતાનો ઉદ્યમ વ્યર્થ જતાં નરકાસુરે ભગવાનને મારવાસારૂ ત્રિશૂલ ઉપાડ્યું. એ ત્રિશૂલને નાખ્યા પેહેલાંજ ભગવાને સજીયા જેવી ધારાવાળાં ચક્રથી, એ હાથી ઉપર બેઠેલા નરકાસુરનું માથું કાપી નાખ્યું. કુંડલ સહિત અને સુંદર મુકુટ તથા ભૂષણોવાળું તેનું માથું પૃથ્વીપર પડ્યા છતાં પણ શોભવા અને ચળકવા લાગ્યું. દૈત્યો હાહાકાર કરવા લાગ્યા. ઋષિઓ સારૂં સારૂં કેહેવા લાગ્યા. મોટા મોટા દેવતાઓ પુષ્પોથી ભગવાનને વધાવતાં સ્તુતિ કરવા લાગ્યા. પછી પૃથ્વીએ ભગવાનની પાસે આવીને તેમને તપાવેલાં સુવર્ણમાં જડેલાં રત્નોથી ચળકતાં કુંડલ, વૈજયંતી વનમાળા, વરૂણદેવનું છત્ર અને મોટો મણિ આપ્યાં. હે રાજા! તે પછી નમેલાં પૃથ્વીદેવીએ હાથ જોડીને ભક્તિથી નમ્ર બુદ્ધિવડે, ઉત્તમ દેવતાઓએ પૂજેલા ભગવાનની નીચેપ્રમાણે સ્તુતિ કરી.

પૃથ્વી સ્તુતિ કરેછે.–હે દેવના દેવ! હે ઈશ્વિર! હે શંખ ચક્ર ગદાને ધરનાર! આપને હું નમસ્કાર કરૂંછું. હે પરમાત્મા! આપ કે જેમણે ભક્તોની ઇચ્છાથી અવતાર ધર્યો છે, તેમને પ્રણામ કરૂંછું. આપ કે જેમની નાભિમાંથી કમલ થયું હતું તેમને પ્રણામ કરૂંછું. કમલોની માળા પેહેરનારા આપને પ્રણામ કરૂંછું. કમલ-સરખાં નેત્રવાળા આપને પ્રણામ કરૂંછું. કમલસરખાં ચરણવાળા આપને પ્રણામ કરૂંછું. સર્વપદાર્થોના આશ્રયરૂપ, વ્યાપક અને સર્વોત્તમ ઐશ્વર્યવાળા આપને પ્રણામ કરૂંછું. પૂર્ણબોધ, સર્વથી પેહેલાં રેહેનાર અને કારણના કારણરૂપ આપને પ્રણામ કરૂંછું. અજન્મા, જગતને ઉત્પન્ન કરનાર, મોટા અને અનંત શક્તિવાળા આપને પ્રણામ કરૂંછું. હે કાર્યકારણોના આત્મા! હે જીવોના સ્વરૂપભૂત! હે પરમાત્મા! આપને મારૂં નમન હોજો. હે પ્રભુ! હે જગતના પતિ! જ્યારે આપ જગતને સ્રજવાની ઇચ્છા કરો છો ત્યારે વૃદ્ધિ પામેલા રજોગુણને સ્રજો છો, પ્રલય કરવાનેમાટે ભારે તમોગુણને સ્રજો છો, અને પાલન કરવાનેમાટે તે પ્રકારના સત્વગુણને સ્રજો છો. એપ્રમાણે કરતાં છતાં પણ તે ગુણોનું આપને આચરણ થતું નથી. કાલ, પ્રધાન અને પુરૂષ આપથી જુદા નથી પણ આપ સર્વથી જુદા છો. હું, જલ, વાયુ, આકાશ, વિષયો, દેવતાઓ, મન, ઇંદ્રિયો, અહંકાર અને મહત્તત્ત્વ, એઓથી થએલું આ સ્થાવર-જંગમ સઘળું જગત્ આપના અદ્વિતીય સ્વરૂપમાં કેવળ ભ્રાંતિરૂપ છે. હે શરણાગતોની પીડાને હરનાર! નરકાસુરનો પુત્ર આ ભગદત્ત આપથી બીતો હતો તેથી હું તેને આપના ચરણારવિંદની પાસે લાવી છું. માટે આનું પાલન કરો અને સર્વ પાપને મટાડનારૂં હસ્તકમલ આના માથા ઉપર ધરો.

શુકદેવજી કહેછે.–એપ્રમાણે ભક્તિથી નમેલાં પૃથ્વીદેવીએ પોતાની વાણીથી જેમની પ્રાર્થના કરી એવા ભગવાન્ અભયદાન આપીને નરકાસુરના સઘળી સંપત્તિવાળા ઘરમાં પધાર્યા. ત્યાં રાજાઓની સોળ હજાર અને એક સો કન્યાઓ કે જેઓને પરાક્રમથી નરકાસુરે રાજાઓની પાસેથી હરી આણેલી હતી તેઓને ભગવાને દીઠી. મનુષ્યોમાં વીર ભગવાનને આવેલા જોઈ મોહ પામેલી તે કન્યાઓ દૈવે પ્રાપ્ત કરેલા તેજ પ્યારા પતિને મનથી વરી. 'આ ભ-

ગવાન્ મારા પતિ થજો અને એ વિષયમાં દૈવ સંમતિ આપજો' એવી રીતે સઘળી કન્યાઓએ નોખનોખા પ્રેમથી ભગવાનમાં મન ધર્યું. સુંદર અને સ્વચ્છ વસ્ત્રવાળી તે સ્ત્રિયોને પાલખીઓ આદિમાં બેસાડીને ભગવાને દ્વારકામાં મોકલી દીધી અને તે ઉપરાંત મોટા ભંડાર, હાથી, ઘોડા અને ઘણુંક ધન પણ મોકલી દીધું. ચાર ચાર દાંતવાળા, વેગવાળા, ધોળા અને ઐરાવતના કુલમાં ઉત્પન્ન થએલા ચોસઠ હાથીઓ મોકલી દીધા. પછી સ્વર્ગમાં જઇને અદિતિને કુંડલ આપ્યાં અને ઇંદ્રે તથા ઇંદ્રાણીએ ભગવાન્ તથા સત્યભામાની પૂજા કરી. સત્યભામાની પ્રેરણાથી પારિજાતના ઝાડને ઊખેડી ગરૂડ ઉપર મુકીને ઇંદ્રાદિક દેવતાઓનો પરાજય કરી તે ઝાડને દ્વારકામાં લાવ્યા. એ ઝાડને સત્યભામાના ઘરના બગીચાની શોભા કરવાસારૂ ત્યાં વાવ્યું. એ ઝાડના સુગંધરૂપ આસવમાં લલચાએલા ભ્રમરો સ્વર્ગમાંથી તે ઝાડની પછવાડે આવ્યા. ઇંદ્રે પ્રથમ પોતાના મુકુટની અણીઓથી ભગવાનના ચરણનો સ્પર્શ કરતાં પોતાનું કામ કરી દેવાની ભગવાનની પાસે પ્રાર્થના કરી હતી અને પછી પોતાનું કામ સિદ્ધ થતાં ભગવાનની સાથે વિરોધ કર્યો. અહો! દેવતાઓને ભારે ક્રોધ ચડે છે!! ધનવાનપણાનેજ ધિક્કાર છે. પછી જેટલી સ્ત્રિયો હતી તેટલાં રૂપ ધરીને શ્રીકૃષ્ણ ભગવાન્ નોખનોખાં ઘરોમાં એકજ મુહૂર્તમાં તે સઘળી સ્ત્રિયોને વિધિસહિત પરણ્યા. જેઓના સમાન અથવા અધિક કોઈ પણ ઘર નથી એવાં તે સ્ત્રિયોના ઘરમાં સર્વદા રહેતા અને પોતાના સ્વરૂપાનંદથી પૂર્ણ છતાં પણ બીજાની પેઠે ગૃહસ્થાશ્રમના ધર્મોને પાળતા ભગવાન્, લક્ષ્મીના અંશરૂપ તે સ્ત્રિયોના સાથે રમતા હતા, બ્રહ્માદિક પણ જેમની પદવીને જાણતા નથી એવા લક્ષ્મીના પતિ ભગવાનને પોતાના પતિરૂપે પામીને તે સ્ત્રિયો, નિરંતર વૃદ્ધિ પામતી પ્રીતિથી સ્નેહ ભરેલાં હાસ્યપૂર્વક જોતી હતી, ભાષણ કરતી હતી અને લાજ દેખાડતી હતી. જોકે પ્રત્યેકની પાસે સૈકડો દાસીઓ હતી તોપણ સામું જવું, આસન દેવું, સુંદર પૂજન કરવું, પગ ધોવા, બીડી દેવી, પગ ચાંપવા, પંખા નાખવા, ચંદન-પુષ્પ દેવાં, કેશ સ્વચ્છ કરવા, સુવડાવવા, નવરાવવા અને ભોજન દેવું એવા એવા ઉપચારોથી તે સ્ત્રિયો ભગવાનની પાસે દાસીપણું કરતી હતી.

**प्रत्युद्गमासनवरार्हणपादशौच तांबूलविश्रमणवीजनगंधमाल्यैः। केशप्रसारशयनस्नपनोपहार्यैः दासीशता अपि विभोर्विदधुः स्मदास्यम् ॥ ४५ ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણસાઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**कर्हिचित्सुखमासीनं स्वतल्पस्थं जगद्गुरुम्। पतिं पर्यचरद्भैष्मी व्यजनेन सखीजनैः॥ १॥**

શુકદેવજી કેહેછે.— એક દિવસે પોતાની સખીઓની સાથે રૂક્મિણી, પોતાના પલંગ ઉપર સુખેથી બેઠેલા જગતના ગુરુ શ્રીકૃષ્ણ ભગવાનની ચમર ઢોળીને સેવા કરતાં હતાં. જે ઈશ્વર પોતાની લીલાથી આ જગતને સજે છે, પાળેછે અને નાશ પમાડે છે તેજ અજન્મા ઇશ્વર પોતાની કરેલી મર્યાદાઓના રક્ષણનેમાટે યાદવકુલમાં જન્મ્યા છે. એ રૂક્મિણીનું શયનગૃહ શોભતી મોતીની માળાઓનાં લટકણિયાંવાળા ઉલેચથી દીપી રહ્યું હતું. મણિના દીવા પ્રકાશી રહ્યા હતા. મલ્લિકાની માળાઓ અને પુષ્પોની

* આ સાઠમા અધ્યાયમાં ભગવાને હાંસીનાં વચનોથી રૂક્મિણીને કચવાવ્યાં અને પછી પ્રેમના કજિયામાં તેમની સાંત્વના કરી, એ કથા કેહેવામાં આવશે.

સુગંધી લેવા આવેલા અનેક ભ્રમરાઓ ગુંજાર કરી રહ્યા હતા. ચંદ્રમાની નિર્મળ કિરણો જાળિયાંઓનાં છિદ્રોમાં પેશી રહેલી હતી. બગીચામાં શોભનાર પારિજાતના વનનો સુગંધી વાયુ ફેલાઈ રહેલો હતો. હે રાજા! અગરૂના ધૂપના ધુમાડા જાળિયાનાં છિદ્રોમાંથી નીકળતા હતા. એ ઘરમાં રૂક્મિણી પલંગ પર દૂધના ફીણ જેવી ધોળી ઉત્તમ તળાઈમાં સુખેથી બેઠેલા પોતાના પતિ જગન્નાથ ભગવાનની સેવા કરતાં હતાં. રત્નની દાંડીવાળો ચમર સખીના હાથમાંથી લઇને તેથી પવન ઢોળતાં રૂક્મિણી પ્રભુની પાસે બેઠાં હતાં. ભગવાનની પાસે મણિનાં ઝાંઝરના ઝમકારા કરતાં અને વીંટીઓ, કંકણ તથા ચમર જેના હસ્તમાં શોભતાં હતાં એવાં રૂક્મિણી વસ્ત્રના છેડાથી ઢાંકેલાં કુચ ઉપર કેસરથી રંગાએલા હારથી અને નિતંબ ઉપર ધરેલી અમૂલ્ય કટિમેખલાથી શોભતાં હતાં. પોતે (શ્રીકૃષ્ણે) લીલાથી ધરેલા અવતારને યોગ્ય રૂપવાળાં અને પોતા વિના બીજો કોઇ જેનો આશ્રય નથી એવાં એ સાક્ષાત્ લક્ષ્મીરૂપ રૂક્મિણી કે જેના કેશ, બે કુંડલ અને પદકવાળા કંઠથી ચારે દિશામાં શોભી રહેલા મુખમાં મંદહાસ્યરૂપી અમૃત દીપી રહ્યું હતું તેમને જોઇને પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણ ભગવાન્ હસતાં નીચેપ્રમાણે બોલ્યા.

ભગવાન્ કેહે છે.—હે રાજપુત્રિ! લોકપાલ સરખાં ઐશ્વર્યવાળા, મોટા પ્રભાવવાળા, ધનવાન્ અને રૂપ, ઉદારતા તથા બળથી વૃદ્ધિ પામેલા રાજાઓ પ્રથમ તમને ઇચ્છતા હતા અને પછી તમારા ભાઇએ તથા પિતાએ તેઓના સંબંધમાં તમારૂં સગપણ કર્યું હતું તે છતાં, એ કામાતુર શિશુપાલઆદિ રાજાઓ કે જેઓ તમને પરણવાસારૂ આવી ચૂકા હતા તેઓને છોડી દઇને અમો કે જેઓ તમારા સમાન નથી તેઓને તમે શામાટે વર્યાં? હે સુંદરિ! અમો કે જેઓ ઘણું કરીને રાજાઓથી ભય પામીને સમુદ્રની શરણે આવેલા, બલવાનોની સાથે દ્વેષ કરનારા અને રાજ્યાસનનો ત્યાગ કરનારા છિયે તેઓને તમે શામાટે વર્યાં? હે સુંદરિ! અજાણી રીતભાતવાળા અને લોકથી ન્યારા માર્ગવાળા પુરૂષોના પનારામાં પડેલી સ્ત્રિયો ઘણું કરીને સીદાય છે. અમો તો નિરંતર નિષ્કિંચન છિયે અને નિષ્કિંચન લોકોને પ્યારા તથા તેઓ ઉપર પ્રીતિ રાખનારા છિયે એટલામાટે હે સુંદરિ! ઘણું કરીને સમૃદ્ધિવાળા લોકો મને ભજતા નથી. જેઓનાં ધન, જન્મ, ઐશ્વર્ય, અને આવતા સમયની સ્થિતિ, પરસ્પર સમાન હોય તેઓ વચ્ચેજ વિવાહ અને મૈત્રી થવી યોગ્ય છે, પણ ઉત્તમ અને અધમની વચ્ચે કદી યોગ્ય નથી. હે રૂક્મિણિ! તમે ટુંકી દૃષ્ટિથી આ સઘળી વાત નહિ જાણતાં અમો કે જેઓ ગુણરહિત અને ભીખારીઓએ વખાણેલા છિયે તેઓને વૃથા વર્યાંછો. માટે હજી પણ તમે પોતાને યોગ્ય હોય એવા કોઇ ઉત્તમ ક્ષત્રિયને વરો કે જેથી આ લોકમાં અને પરલોકમાં તમે સાચાં સુખોને પામી શકશો. શિશુપાલ, શાલ્વ, જરાસંધ અને દંતવક્ત્ર આદિ રાજાઓ તથા તમારો મોટો ભાઈ રૂક્મિ પણ મારો દ્વેષ કરતા હતા. પરાક્રમના મદથી આંધળા એ અભિમાની લોકોના ગર્વ ઊતારવાસારૂ હે રૂક્મિણિ! દુષ્ટ લોકોના તેજનો નાશ કરનાર હું તમને હરી લાવ્યો છું. અમો સ્ત્રી, સંતાન કે ધનની ઇચ્છા રાખનારા નથી પણ દેહ તથા ઘરની લાલચવગરના, દીવાની પેઠે સાક્ષીમાત્રપણાથી રહીને ક્રિયારહિત રેહેનારા અને પોતાના સ્વરૂપના લાભથીજ પૂર્ણ છિયે.

શુકદેવજી કેહેછે.—રૂક્મિણી કે જે પોતાથી ભગવાન્ અળગા નહિ પડવાનેલીધે પોતાને બહુજ પ્યારી માનતાં હતાં તેનો ગર્વ ઉતારવાસારૂ શ્રીકૃષ્ણ ભગવાન્ એટલાં વચન બોલીને બંધ પડ્યા. ત્રૈલોક્યના સ્વામીઓના પણ સ્વામી અને પોતાના પ્યારા ભગવા-

નનું એપ્રમાણે કદી નહિ સાંભળેલું અપ્રિય વચન સાંભળી હૃદયમાં બીનેલાં, રોતાં અને જેને ધ્રુજ ચાલી એવાં રૂક્મિણી અપાર ચિંતામાં પડ્યાં. નખનેલીધે રાતી કાંતિવાળા કોમળ ચરણથી ધરતીને ખોતરતાં, કેસરના લેપનવાળાં પોતાનાં સ્તનને આંજણનેલીધે કાળાં થએલાં આંસુવડે નવરાવતાં અને ઘણા દુઃખનેલીધે વાણી પણ જેની રોકાઇ ગઈ હતી એવાં રૂક્મિણી નીચું મોઢું કરી બેશી રહ્યાં. અપ્રિય સાંભળવાથી અત્યંત દુઃખ, ત્યાગ કરવાની શંકાથી ભય અને પશ્ચાત્તાપથી જેની બુદ્ધિ વ્યાકુલ થઇ ગઈ એવાં તે રૂક્મિણીના હાથમાંથી ચામર પડી ગયો અને કંકણ પણ પડવા લાગ્યાં. પરવશ બુદ્ધિવાળાં રૂક્મિણીનો દેહ પણ મૂર્છા પામતાં વાયુએ પાડી નાંખેલી કેળની પેઠે તુરત ધરતી પર પડી ગયો અને કેશ છુટા થઇ ગયા. હાસ્યની ગંભીરતાને નહિ જાણનારાં પ્યારીનું એ પ્રેમબંધન જોઇને તે દયાળુ શ્રીકૃષ્ણ ભગવાનને દયા આવી. ઉઠાડવું, આલિંગન કરવું, અને મોઢું લુવું ઇત્યાદિક કામોનેમાટે જેણે ચાર ભુજા પ્રકટ કરી એવા ભગવાને પલંગપરથી નીચા ઉતરી તે રૂક્મિણીને ઉઠાડી તેમના કેશ સમા કરતાં કમલસરખા હાથથી તેમનું મોઢું લુયું. હે રાજા! આંસુથી શોભતાં તેમનાં નેત્ર અને આંસુથી ખરડાયલાં તેમના સ્તનને લુઇને ભગવાને જેની પોતાવિના બીજી કોઇ ગતિ નથી એવાં એ સતી રૂક્મિણીનું હાથથી આલિંગન કર્યું. પછી સાંત્વના કરવામાં ચતુર અને સજ્જનોના શરણરૂપ ભગવાને હાસ્યની ગંભીરતાથી જેનું ચિત્ત ભમતું હતું એવાં અને તેવી હાંસી કરવાને યોગ્ય નહિ એવાં રૂક્મિણીની નીચેપ્રમાણે સાંત્વના કરી.

ભગવાન્ કેહેછે.—હે રૂક્મિણિ! મારા ઉપર તમારે દોષદૃષ્ટિ કરવી નહિ. હું જાણુંછું કે તમે મનેજ આશ્રયરૂપ ગણોછો. હે સુંદરિ! તમારો પ્રત્યુત્તર સાંભળવાની ઇચ્છાથી મેં હસતાં હસતાં કહ્યું છે. કાંઇ વાસ્તવિક રીતે કહ્યું નથી. તમારાં મુખને પ્રેમના કોપથી ફરકતાં હોઠવાળું, કટાક્ષો નાખવાનેલીધે રાતી થએલી નેત્રની અણીઓવાળું, અને તેથીજ વાંકી થએલી ભમરોવાળું જોવાસારૂ મેં આ તમારી હાંસી કરીછે. હે ભામિની! પ્યારીની સાથે હાસ્યનાં વચનોથી સમય કાહાડવામાં આવે એજ ગૃહસ્થાશ્રમવાળાઓને ઘરમાં મોટો લાભ છે.

શુકદેવજી કેહેછે.—હે રાજા! એપ્રમાણે ભગવાને સાંત્વના કરેલાં રૂક્મિણીએ એ વચનોને હાસ્યરૂપ જાણી 'પતિ ત્યાગ કરશે' એવી બીકને છોડી દીધી. પછી લાજસહિત હાસ્યથી સુંદર અને સ્નેહ ભરેલી નેત્રની અણીઓથી ભગવાનના મુખને જોતાં રૂક્મિણીએ તેમને નીચેપ્રમાણે કહ્યું.

રૂક્મિણી કેહેછે.—હે કમલ સરખાં નેત્રવાળા! આપે કહ્યું કે—'અમો તારા સમાન નથી' એ વાત સાચીજ કહી છે; કેમ કે પોતાના સ્વરૂપાનંદમાંજ મગ્ન રહેનારા અને બ્રહ્માદિકના પણ સ્વામી આપ ક્યાં? અને પામર તથા અજ્ઞાની લોકો જેના ચરણનું સેવન કરેછે એવી લક્ષ્મીરૂપ હું ક્યાં? હે મોટા પરાક્રમવાળા! આપે કહ્યું કે—'અમો રાજાઓથી ભય પામીને સમુદ્રની શરણે આવેલા છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમકે જાણે શબ્દસ્પર્શાદિક વિષયોરૂપી રાજાઓની બીકનેલીધે હોય તેમ આપ, સમુદ્રની પેઠે અગાધ અર્થાત્ વિષયોથી ક્ષોભ નહિ પામેલા હૃદયમાં ચૈતન્યઘન આત્મારૂપે નિશ્ચલપણાથી પ્રકાશો છો. આપે કહ્યું કે 'અમો બળવાનોની સાથે દ્વેશ કરનારા છિયે' તે પણ સાચુંજ કહ્યું છે; કેમ કે વિષયોમાં લાગનારી ઇંદ્રિયો કે જેઓ બળવાન્ છે તેઓની સાથે આપ નિરંતર દ્વેષજ રાખો છો. અર્થાત્ તેવી ઇંદ્રિયોથી આપ જણાતા નથી. આપે કહ્યું કે—'અમો રાજ્યાસનનો ત્યાગ કરનારા છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમકે રાજ્યા-

સન કે જે ધાટા અજ્ઞાનરૂપજ છે, તેને આપના સેવકોએ પણ છોડી દીધેલું છે ત્યારે આપ પોતે છોડી દીઓ તેમાં તો શુંજ કેહેવું? આપે કહ્યું કે 'અમો અજાણી રીતભાતવાળા છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમકે હે પ્રભુ! આપના ચરણકમલના રસને સેવનારા મુનિઓની રીતભાત પણ પશુજેવાં માણસોના જાણવામાં આવતી નથી ત્યારે આપની પોતાની રીતભાત તો અજાણીજ હોય એમાં શું કેહેવું? આપે કહ્યું કે–'અમો લોકથી ન્યારા માર્ગવાળા છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમ કે જે લોકો આપને અનુસરનારા હોયછે તેઓનો માર્ગ પણ લોકોથી ન્યારો હોયછે ત્યારે આપ કે જે ઈશ્વરજ છો તેમનો પોતાનો હોય તેમાં તો શુંજ કેહેવું? આપે કહ્યું કે 'અમો નિષ્કિંચન છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમ કે આપનાથી ન્યારૂં બીજું કાંઇજ નથી માટે આપ નિષ્કિંચન છો. નિષ્કિંચનપણાનો બીજો અર્થ જે દરિદ્રતા છે તેતો આપમાં ઘટતોજ નથી; કેમ કે બીજાઓની પાસેથી પૂજા લેનારા બ્રહ્માદિક પણ આપનું પૂજન કરેછે. આપે કહ્યું કે 'અમો નિષ્કિંચન લોકોને પ્યારા અને તેઓની ઉપર પ્રીતિ રાખનારા છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમ કે નિષ્કિંચન એટલે જેઓને કાંઈ પણ દેહાભિમાન નથી એવા બ્રહ્માદિક બ્રહ્મવેત્તાઓને આપ પ્યારા છો અને તેઓ આપને પ્યારા છે. આપે કહ્યું કે 'સમૃદ્ધિવાળા-લોકો મને ભજતા નથી' તેપણ સાચુંજ કહ્યું છે; કેમ કે ધનવાનપણાના અભિમાનથી આંધળા થએલા લોકો આપ કે જે કાલસ્વરૂપ છો તેમને જાણતા નથી તેથી તેઓ ઇંદ્રિયોનેજ તૃપ્ત કરેછે પણ આપને ભજતા નથી. આપે કહ્યું કે 'ઉત્તમ અને અધમની વચ્ચે વિવાહ કે મૈત્રી થવી યોગ્ય નથી' એ પણ સાચુંજ કહ્યું છે; કેમ કે આપ સઘળા પુરૂષાર્થમય અને પરમાનંદરૂપ છો એમ જાણીને પરમાનંદની પ્રાપ્તિની ઇચ્છાથી જે બુદ્ધિમાન લોકો બીજા સઘળાંને છોડી દેછે તેઓનેજ આપનો સંબંધ યોગ્ય છે પણ સુખદુઃખથી વ્યાકુલ, અને પરસ્પર પ્રીતિની ગાંઠ બાંધી રહેલાં પામર સ્ત્રીપુરૂષોને યોગ્ય નથી. આપે કહ્યું કે–'અમો ભીખારીઓએ વખાણેલા છિયે' તેપણ સાચુંજ કહ્યું છે; કેમ કે ભીખારીઓ એટલે સર્વને અભયદાન દઇને ભિક્ષુક (સંન્યાસી) થએલા મુનિ લોકો આપનાં વખાણ કરેછે. આપે કહ્યું કે–'તું અમને વૃથા વરી છો' પરંતુ તેમ નથી; કેમકે જેનેમાટે સઘળું પ્યારૂં લાગેછે તે આત્મારૂપ અને પોતાના સ્વરૂપને આપનારા આપ છો તેથી હું આપને વરી છું. હું એવી રીતે સમજીને આપને વરી છું તેથી 'નહિ જાણતાં વરી છો' એ આપનું કેહેવું પણ યથાર્થ નથી. બીજાઓની વાત તો શું કરૂં? પણ બ્રહ્મા અને ઇંદ્રાદિકને પણ આપની ભ્રુકુટીથી પ્રેરાએલા કાલના વેગથી જેઓનાં સુખ નાશ પામેછે એવાં જાણી તેઓનો ત્યાગ કરીને હું આપને વરી છું તેથી મારા ઉપર આપે મુકેલો 'ટુંકી દૃષ્ટિ રાખ્યાનો દોષ' રેહેતો નથી. હે શ્રીકૃષ્ણ! હેપ્રભુ! સિંહ જેમ પશુઓને ભગાડીને પોતાનું ભક્ષ્ય લઈ જાય તેમ તમે શાર્ઙ્ગધનુષના નાદથી જરાસંધાદિક રાજાઓને ભગાડીને પોતાના ભાગરૂપ મને હરી લાવ્યા છો માટે 'એઓના ભયથી સમુદ્રનું શરણ લેવાનું' આપ જે કહો છો તે આપનું વચન યથાર્થ નથી પણ અજ્ઞાન ભરેલું છે. આપે કહ્યું કે–'અમારે પનારે જેઓ પડેલાં હોય તેઓ સીદાય છે;' પણ તે વાત ખોટી છે; કેમ કે બીજા રાજાઓના શિરોમણિ સરખા અંગ, પૃથુ, ભરત, યયાતિ અને ગય આદિ રાજાઓ પણ આપનું ભજન કરવાની ઇચ્છાથી પોતાના ચક્રવર્ત્તિ રાજ્યને છોડી દઇ વનમાં ગયા હતા. માટે હે કમલસરખાં નેત્રવાળા! આપને પનારે જેઓ પડેલા હોય તેઓ સીદાય છે? નથીજ સીદાતા, પણ ત-

મારા સ્વરૂપને પામે છે. ગુણોના[1] સ્થાનકરૂપ (આથી 'અમો ગુણરહિત છિયે' એમ જે ભગવાને કહ્યું છે તેનું ખંડન કર્યું સમજવું.) આપના ચરણકમલનો સુગંધ કે જે લોકોને મોક્ષરૂપ અને સત્પુરૂષોએ વર્ણન કરેલો છે તેને સુંઘી પછી તેનો અનાદર કરીને કઇ સ્ત્રી, બીજા સર્વદા ઘણાં ભયથી દબાએલા પતિને વરે? જેને માથે મોત હોય અને જે પોતાના સાચા સ્વાર્થમાં યથાર્થ સમજતી હોય એવી તો કોઇપણ સ્ત્રી બીજા પતિને ન વરે. એટલામાટે સર્વ પ્રકારથી યોગ્ય, જગતના સ્વામી, આ લોક તથા પરલોકમાં સર્વે મનોરથોને પૂરનાર અને પોતાના આત્મારૂપ આપનેજ હું વરી છું. અનેક અવતારોમાં ભટકતી હું માગું છું કે આપનું આ ખોટા સંસારનો છેડો લાવનારં ચરણારવિંદ કે જે ભજનાર માણસને પોતાનું કરી લેછે તેજ સઘળા અવતારોમાં મારૂં શરણ થજો. હે[2] અચ્યુત! હે શત્રુઓનો નાશ કરનાર! તમે કહેલા બીજા રાજાઓ કે જેઓ સ્ત્રિયોના ઘરમાં ગધેડાની પેઠે કેવળ ભાર ઉપાડનારા, બળદની પેઠે સર્વદા રળનારા, કુતરાઓની પેઠે અપમાન પામનારા, બીલ્લડાની પેઠે કંગાળ તથા ક્રૂર અને નોકરોનીપેઠે ઓશિયાળા છે તેઓ તે દુર્ભાગણી સ્ત્રીના પતિ થાય કે જે સ્ત્રીના કાન ઉપર સદાશિવ અને બ્રહ્માની સભાઓમાં ગવાએલી તમારી કથા આવે નહિ. તમારા ચરણકમલના મકરંદને નહિ સુંઘનારી જે સ્ત્રી મૂઢ હોય તે સ્ત્રી, જીવતે મુવેલા માણસને 'આ પતિ છે' એમ માનીને ભજે છે કે જે માણસ બહાર ચામડી, દાઢી, મૂછ, રૂવાડાં, નખ અને મોવાળાથી મઢાએલો અને અંદર માંસ, હાડકાં, લોહી, કીડા, કફ, પિત્ત અને વાયુમય હોય છે. આપના કથાપ્રમાણે જોકે આપ કોઇની અપેક્ષા વગરના અને મને પણ ઉત્કૃષ્ટ નહિ સમજનારા છો તોપણ મને આપના ચરણારવિંદમાંજ પ્રેમ હોજો; કેમ કે એ પ્રેમજ મને મોટો લાભ છે. આ જગતની વૃદ્ધિ કરવાસારૂ રજોગુણની ભારે માત્રા લઇને કોઈ સમયે (સૃષ્ટિના સમયમાં) હું કે જે માયારૂપ છું તેની સામું જુવો છો એજ મારા ઉપર મોટો અનુગ્રહછે!! હે મધુદૈત્યને મારનાર! આપે મને 'હવે બીજા ઉપર પ્રેમ કરવાનું કહ્યું' તે વાતને હું ખોટી માનતી નથી; કેમ કે કાશીના રાજાની અંબા નામની કુંવરીને કુંવરપણામાંજ જેમ શાલ્વ રાજા ઉપર પ્રીતિ થઈ હતી તેમ કોઈ સમયે કન્યાપણામાં પણ પુરૂષ ઉપર પ્રેમ થાય છે અને કોઈસમયે પરણ્યા પછી પણ છીનાળ સ્ત્રીનું મન નવાનવા પતિ ઉપર જાયછે એવાં ઘણાં ઉદાહરણ છે. પરંતુ વિદ્વાન્ પુરૂષે વ્યભિચારિણી સ્ત્રીને ઘરમાં રાખવીજ નહિ જોઇએ; કેમ કે એવી સ્ત્રીને રાખનાર પુરૂષ આ લોક તથા પરલોકમાંથી પણ ભ્રષ્ટ થાયછે.

ભગવાન્ કેહેછે.—હે પતિવ્રતા! હે રાજપુત્રિ! તમારા મુખથી આવાં વચન સાંભળવાની ઇચ્છિાથી મેં તમારી હાંસી કરી હતી. મારા વચનોના તમેં જે પ્રત્યુત્તર કહ્યા તે સઘળા સાચાજ છે. હે ભામિનિ! જે જે મનોરથોને તમે ઇચ્છો છો તે સઘળા મનોરથો તમને મારામાં સાચી ભક્તિ હોવાથી સર્વદા પ્રાપ્તજ છે એટલુંજ નહિ પણ હે કલ્યાણિ! તે મનોરથોનું પરિણામે વલણ પણ મોક્ષ ઉપર થશે. હે નિર્દોષ પત્નિ! તમારો પતિઉપર પ્રેમ અને પતિવ્રતાપણું પણ સારી રીતે જાણવામાં આવ્યાં; કેમ કે વચનો બોલીને તમને ચલાયમાન કરવા

---

૧ ભગવાને કહ્યુંછે કે 'હજીપણ તને પોતાને યોગ્ય હોય એવા કોઇ ઉત્તમ ક્ષત્રિયને વરો' તેનો પ્રત્યુત્તર આપેછે.

૨ ભગવાને જે બીજા રાજાઓનાં ઘણાં વખાણ કર્યાં છે તે વિષે ઇર્ષ્યાથી, ગાળો દઇને એ હાથની આંગળીઓથી કટકડા મારીને કેહે છે.

માંડ્યાં તોપણ મારામાં લાગેલી તમારી બુદ્ધિ બીજા વિષયમાં ગઇજ નહિ. હું કે જે મોક્ષનો સ્વામી છું તેને જે વિષયી લોકો તપ અને વ્રતો પાળીને દંપતિ સંબંધી સુખ-ભોગનેમાટે ભજે છે તેઓને મારી માયાથી મોહ પામેલા સમજવા. હે માનિનિ! હું કે જેમાં મોક્ષ અને સંપત્તિઓ પણ રહેલી છે તેને પ્રસન્ન કરી જે લોકો સંપત્તિરૂપ વિષયસુખનેજ ઇચ્છે છે પણ હું કે જે સંપત્તિઓનો સ્વામી છું તેને ઇચ્છતા નથી તે લોકોને મંદભાગ્યવાળાજ જાણવા; કેમ કે વિષયનાં સુખતો માણસોને નરકમાં પણ મળેછે અને વિષયસુખમાં ચિત્ત રેહેવાથી નરકનીજ પ્રાપ્તિ થાય છે. હે ઘરની ધણીઆણી! મારી સંસારમાંથી છોડાવે એવી નિષ્કામ સેવા કે જે ખલ લોકોથી થઈ શકે નહિ તે તમે ઘણીવાર કરી એ સારૂં થયું. દુષ્ટ અભિપ્રાયવાળી, ઇંદ્રિયોનેજ તૃપ્ત કરનારી અને ઠગાઈ કરનારી સ્ત્રીથી આવી સેવા કદીપણ બની શકેજ નહિ. હે માનિનિ! નિષ્કામ રહીને પ્રેમથીજ મારી સેવા કરનારી મારા ઘરમાં ઘણી સ્ત્રિયો છે તોપણ તમારા જેવી પ્રેમવાળી હું કોઇને દેખતો નથી; કેમ કે તમે પોતાના વિવાહ-સમયમાં આવેલા રાજાઓને તુચ્છ ગણીને કેવળ મારી કીર્ત્તિ સાંભળવા ઉપરથીજ થએલા પ્રેમનેલીધે બ્રાહ્મણને ગુપ્ત સમાચાર આપીને મારીપાસે મોકલ્યો હતો, તમારા ભાઇને યુદ્ધમાં જીતી લઇને અમે વિરૂપ કરયો તથા અનિરૂદ્ધના[1] વિવાહના ઉત્સવમાં જુગારની સભામાં મારી નાખ્યો તે વાતને તથા તેથી સમયે સમયે મનમાં ઉભરાઈ આવતા દુઃખને તમે અમારીસાથે વિયોગ થવાની બીકથી સહન કરી રહ્યાં છો અને કાંઇપણ બોલ્યાં નથી તેથી તમે અમોને વશ્ય કરી લીધાછે. મારી પ્રાપ્તિનેમાટે ગુપ્તવિચારો આપીને તમે દૂત મોકલ્યો હતો તથા મારા આવી પોહોચવાને વિલંબ થતાં આ જગતને શૂન્ય માની બીજાને યોગ્ય નહિ એવું આ શરીર છોડી દેવાની ઇચ્છા કરી હતી તેનો બદલો અમારાથી વાળી શકાય એમ નથી. અમે તો કેવળ વખાણ કરી તમને રાજી કરીયે એટલુંજ છે.

શુકદેવજી કેહેછે.—જગતના ઇશ્વિર ભગવાન્ પોતે આત્મારામ છતાં પણ મનુષ્યલોકની લીલા કરવાસારૂ આવી રીતની સુરતસંબંધી હાંસીની વાતોથી લક્ષ્મીજીના અવતારરૂપ રૂક્મિણીની સાથે રમતા હતા. લોકોના ગુરૂ શ્રીકૃષ્ણ ભગવાન્ બીજી સ્ત્રિયોના ઘરમાં પણ એવીજ રીતે ગૃહસ્થાશ્રમ સંબંધી ધર્મોને ગૃહસ્થની પેઠે અનુસરતા હતા.

**तथान्यासामपि विभुर्गृहेषु गृहवानिव ।**
**आस्थितो गृहमेधीयान् धर्माल्लोकगुरुर्हरिः ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एकैकशस्ताः कृष्णस्य पुत्रान् दश दशाबलाः।**
**अजीजनन्ननवमान् पितुः सर्वात्मसंपदा॥१॥**

શુકદેવજી કેહેછે.—ભગવાનની એ સોળ હજાર એક સો આઠ સ્ત્રિયોએ પ્રત્યેકે દશ દશ પુત્રો જણ્યા અને તે પુત્રો સઘળી રીતે પિતાથી ન્યૂન નહિ હતા. ભગવાનના આત્મારામપણાંને નહિ જાણતી એ ભગવાનની પત્ની રાજપુત્રીઓ ભગવાનને પોતપોતાના ઘરમાં રહેલા અને ઘર છોડીને નહિ જતા જોઇને

[1] આ વચન ઉપરથી જણાય છે કે અનિરૂદ્ધનો વિવાહ થયા પછી ભગવાને રૂક્મિણીની આ હાંસી કરી છે.

* આ એકસઠમા અધ્યાયમાં ભગવાનના પુત્ર-પૌત્રાદિક સંતાનની અને અનિરૂદ્ધના વિવાહમાં બલભદ્રે રૂક્મિને મારી નાખવાની કથા કેહેવામાં આવશે.

તેમને પોતપોતાનાજ પ્યારા માનતી હતી. ભગવાનનું સુંદર કમલના કોશ જેવું મુખ, લાંબા હાથ, તથા નેત્ર, પ્રેમસહિત હાસ્યરસથી જોવાં અને મનોહર ભાષણોથી મોહ પામેલી એ સ્ત્રિયો પોતાના અનેક વિલાસોથી ભગવાનના મનનું હરણ કરવાને સમર્થ થતી ન હતી. ગૂઢ હાસ્યયુક્ત કટાક્ષથી સૂચવેલા અભિપ્રાયનેલીધે મનનું હરણકરનાર ભ્રકુટીના મંડલથી યોજેલા સુરતસંબંધી વિચારોમાં પોહોચેલાં કામદેવનાં બાણોથી અને બીજા પણ કામશાસ્ત્રમાં પ્રસિદ્ધ ઉપાયોથી ભગવાનના મનને વશ્ય કરવામાં એ સ્ત્રિયો સોળ હજાર એક સો અને આઠ છતાં પણ સમર્થ થતી ન હતી. બ્રહ્માદિક પણ જેમની પદવીને જાણતા નથી એવા એ લક્ષ્મીના પતિ ભગવાન્ સ્વામીને પામીને એ સ્ત્રિયો નિરંતર વૃદ્ધિ પામતી પ્રીતિથી એપ્રમાણે સ્નેહસહિત હાસ્ય, કટાક્ષ અને નવીન સંગમમાં ઉત્સુકપણું, ઇત્યાદિક વિહારો કરતી હતી. જોકે પ્રત્યેકની પાસે સૈકડો દાસીઓ હતી તોપણ સામું જવું, આસન દેવું, સુંદર પૂજન કરવું, પગ ધોવા, પાનબીડી દેવી, પગ ચાંપવા, પંખા નાખવા, ચંદન-પુષ્પ દેવાં, કેશ સ્વચ્છ કરવા, સુવડાવવા, નવરાવવા અને ભોજન દેવું એવા એવા ઉપચારોથી તે સ્ત્રિયો ભગવાનની પાસે દાસીપણું કરતી હતી. પ્રત્યેક દશ દશ દીકરાવાળી એ ભગવાનની સ્ત્રિયોમાં જે આઠ પટરાણીઓ કહેલી છે તેઓના પુત્ર પ્રદ્યુમ્નાદિકનાં નામ હું તમારી પાસે કહુંછું. શ્રીકૃષ્ણ ભગવાનને રૂક્મિણીમાં પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ, સુદેષ્ણ, ચારૂદેહ, સુચારૂ, ચારૂગુપ્ત, ભદ્રચારૂ, ચારૂચંદ્ર, વિચારૂ, અને ચારૂ, એ દશ પુત્રો થયા હતા, કે જેઓ પિતાથી ન્યૂન ન હતા. ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન્, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ, એ દશ સત્યભામાના પુત્રો હતા. સાંબ, સુમિત્ર, પુરૂજિત્, શતજિત્, સહસ્ત્રજિતુ, વિજય, ચિત્રકેતુ, વસુમાન્, દ્રવિણુ અને કૃતુ, એ દશ જાંબવતીના પુત્રો હતા, કે જેઓ પિતાને પ્યારા હતા. વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન્, વૃષ, આમ, શંકુ, વસુ અને કુંતિ, એ દશ નાગ્નજિતીના પુત્રો હતા. શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાંતિ, દર્શ, પૂર્ણમાસ અને સોમક, એ દશ કાલિંદીના પુત્રો હતા. પ્રઘોષ, ગાત્રવાન્, સિંહ, બલ, પ્રબલ, ઉર્દ્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ, અને અપરાજિત્, એ દશ લક્ષ્મણાના પુત્રો હતા. વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્દ્ધન, અન્નાદ, મહાશ, પાવન, વન્હિ, અને ક્ષુધિ, એ દશ મિત્રવિંદાના પુત્રો હતા. સંગ્રામજિત્, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત્, જય, સુભદ્ર, વામ, આયુ અને સત્યક, એ દશ ભદ્રા (શૈબ્યા)ના પુત્રો હતા. ભગવાનને સોળ હજાર અને એકસો સ્ત્રિયોમાંની રોહિણીમાં દીપ્તિમાન્, અને તામ્રતપ્ત આદિ પુત્રો થયા હતા. હે રાજા! ભોજકટ નામના પુરમાં રૂક્મિની કુંવરી રૂક્મવતીને પ્રદ્યુમ્ન પરણ્યા હતા તેમાં પ્રદ્યુમ્નને મહા બળવાન અનિરૂદ્ધ નામે પુત્ર થયો હતો. શ્રીકૃષ્ણના બીજા પુત્રોના પણ પુત્રો અને પૌત્રો કરોડો થયા હતા. શ્રીકૃષ્ણના પુત્રોની મા સોળ હજાર એકસો અને આઠ હતી તેથી તેઓની સંતતિ ઘણીજ થઈ.

પરીક્ષિત રાજા પૂછે છે.—રૂક્મી કે જે શ્રીકૃષ્ણના હાથથી યુદ્ધમાં પરાભવ પામવાનેલીધે શ્રીકૃષ્ણને મારવાનોજ લાગ જોતો હતો તેણે પોતાના શત્રુ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને પોતાની દીકરી કેમ આપી? હે સર્વજ્ઞ! શત્રુઓને પરસ્પર વેહેવાઇનો સંબંધ થયો તેનું કારણ કહો. રૂક્મિનો અભિપ્રાય તમારાથી અજાણ્યો નહિ હોવો જોઇએ; કેમ કે જે વસ્તુ ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન, ઇંદ્રિયોથી અગમ્ય, દૂર કે અંતરવાળી હોય તેને પણ યોગીઓ સારી રીતે જાણી શકેછે.

શુકદેવજી કેહેછે.—પ્રદ્યુમ્ન કે જે સાક્ષાત્ અનંગ ( કામદેવ ) ના અંગવાળા અવતારરૂપ હતા તેમને સ્વયંવરમાં રૂક્મવતી વરતાં તેમણે પોતાના એક રથથી, ત્યાં ભેળા થએલા રાજાઓને યુદ્ધમાં જીતી લઇને રૂક્મવતિનું હરણ કર્યું હતું. ભગવાને અપમાન કરેલા રૂક્મિને જોકે વૈર સાંભરતું હતું તોપણ તેણે પોતાની બેન રૂક્મિણીને રાજી રાખવાસારૂ પોતાના ભાણેજને કન્યા આપવામાં વાંધો નહિ લીધો હતો: હે રાજા! રૂક્મિણીની કુંવરી મોટાં નેત્રવાળી ચારૂમતી નામની કન્યાને બળવાન્ કૃતવર્માનો દીકરો પરણ્યો હતો. રૂક્મિએ ભગવાનની સાથે વૈર બાંધ્યું હતું, તોપણ ભગવાનના પૌત્ર અનિરૂદ્ધને પોતાની પૌત્રી રોચના આપી હતી. જોકે શત્રુની સાથે સંબંધ કરવો અયોગ્ય છે એમ પોતે જાણતો હતો તોપણ સ્નેહરૂપી પાશથી બંધાઇને પોતાની બેનને સારૂં લગાડવાસારૂ એ કામ પણ રૂક્મિએ કર્યું હતું. હે રાજા! એ અનિરૂદ્ધના વિવાહના ઉત્સવમાં રૂક્મિણી, બલભદ્ર, ભગવાન્, સાંબ અને પ્રદ્યુમ્ન આદિ યાદવો ભોજકટ પુરમાં ગયા હતા. એ વિવાહની ક્રિયા સંપૂર્ણ થયા પછી અભિમાની કાલિંગ ( કાલિંગ દેશનો રાજા ) આદિ રાજાઓએ રૂક્મિને કહ્યું કે—'જુગારમાં બલભદ્રને જીતી લે. બલભદ્રને પાશા નાખવાનું જ્ઞાન નથી તોપણ તે વાતનું મારે વ્યસન છે.' આપ્રમાણે રાજાઓના કેહેવાથી બલભદ્રને બોલાવી તેમની સાથે રૂક્મિ જુગાર રમવા લાગ્યો. એ પ્રસંગમાં બલભદ્રે સો, હજાર અને દશ હજારની મૂઠો માંડી તેમાં રૂક્મિ જીત્યો એટલે કાલિંગ રાજાએ દાંત દેખાડીને બલભદ્રની ઊંચા સાદથી હાંસી કરી તે બલભદ્રથી સહન થઈ શકી નહિ. પછી રૂક્મિએ એક લાખની મૂઠ માંડી તેમાં બલભદ્ર જીત્યા તોપણ કપટથી રૂક્મિએ કહ્યું કે—'હું જીત્યો.' સમુદ્ર જેમ પુનમમાં ક્ષોભ પામે તેમ ક્રોધથી ક્ષોભ પામેલા અને જેમનાં જન્મથી રાતાં નેત્ર ક્રોધથી અત્યંત રાતાં થઇ ગયાં એવા બલભદ્રે દશ કરોડની મૂઠ માંડી. એ રમતમાં પણ ધર્મની રીતે બલભદ્ર જીત્યા તોપણ છલ ધરાવનારો રૂક્મિ બોલ્યો કે—'હું જીત્યો છું. આ વિષયમાં આ સભાસદો કેહેશે.' એ સમયમાં આકાશવાણી બોલી કે—'આ મૂઠમાં બલભદ્રજ ધર્મની રીતે જીત્યા છે અને રૂક્મિ તો કેવળ વચનથીજ ખોટું બોલે છે.' દુષ્ટ રાજાઓએ પ્રેરેલો અને જેનું મોત આવ્યું હતું એવો રૂક્મિએ આકાશવાણીનો અનાદર કરી બલભદ્રની હાંસી કરતાં બોલ્યો કે—'તમો વનમાં ફરનારા ગોવાળિયાઓ પાશાની રમતમાં જાણોજ નહિ. રાજાઓજ પાશાઓથી અને બાણોથી રમી જાણે પણ તમજેવા જાણે નહિ.' એપ્રમાણે રૂક્મિએ તિરસ્કાર કરતાં અને રાજાઓએ ઉપહાસ કરતાં ક્રોધ પામેલા બલભદ્રે એ માંગલિક સભામાં ભોગળ ઉપાડીને રૂક્મિને મારી નાખ્યો. કલિંગ દેશનો રાજા ભાગવા લાગતાં તેને દશમે પગલે પકડી લઇને ક્રોધથી તેના દાંત પાડી નાખ્યા કે જે રાજા દાંત ઉઘાડા કરીને હસ્યો હતો. બલભદ્રે ભોગળથી પીડા કરેલા, લોહીથી ખરડાએલા અને જેઓનાં હાથ, સાથળ અને માથાં ભાંગી પડ્યાં હતાં એવા બીજા રાજાઓ બીકથી ભાગી ગયા. શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાનો સાળો રૂક્મિ મરણ પામતાં રૂક્મિણી અને બલભદ્રની સાથે સ્નેહ ત્રુટી જવાની બીકથી સારૂં કે નરસું કાંઇપણ બોલ્યા નહિ. પછી ભગવાનના આશ્રયનેલીધે જેઓના સઘળા મનોરથો પૂર્ણ થયા એવા બલભદ્ર આદિ યાદવો વર અનિરૂદ્ધને એ નવી પરણેલી વહુની સાથે રથમાં બેસાડીને ભોજકટ પુરમાંથી દ્વારકામાં ગયા.

**ततोऽनिरुद्धं सहसूर्यया वरं। रथं समारोप्य ययुः कुशस्थलीम्।रामादयो भोजकटाद्दशार्हाः।**

सिद्धाऽखिलार्था मधुसूदनाश्रयाः ॥ ४० ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

बाणस्य तनयामूषामुपयेमे यदूत्तमः ॥
तत्र युद्धमभूद्धोरं हरिशंकरयोर्महत् ॥ १ ॥

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મોટા યોગી! બાણાસુરની દીકરી ઊષાને અનિરૂદ્ધ પરણ્યા હતા તે પ્રસંગમાં શ્રીકૃષ્ણ અને સદાશિવને મોટું અને ભયંકર યુદ્ધ થયું હતું. એ સઘળી વાત આપે કેહેવી જોઇએ.

શુકદેવજી કેહેછે.—બલિ રાજાના સો પુત્રોમાં બાણાસુર નામે મોટો પુત્ર હતો કે જે બલિ રાજાએ વામનરૂપ ધરી આવેલા વિષ્ણુને પૃથ્વીનું દાન દીધું હતું. એ બલિ રાજાનો ઔરસ પુત્ર બાણાસુર નિરંતર સદાશિવની ભક્તિમાં લાગેલો, માન દેવા યોગ્ય, ઉદાર, બુદ્ધિમાન, સાચી પ્રતિજ્ઞાવાળો અને દૃઢ નિયમવાળો હતો. એ બાણાસુર પૂર્વે શોણિત નામના પુરમાં રાજ્ય કરતો હતો. સદાશિવની કૃપાથી દેવતાઓ તેની પાસે કિંકર જેવા થઈ રહ્યા હતા. હજાર હાથવાળા એ બાણાસુરે તાંડવ (નાચ) કરીને મહાદેવને પ્રસન્ન કર્યા હતા. સર્વ પ્રાણીઓના સ્વામી, શરણે જવા યોગ્ય અને ભક્તવત્સલ સદાશિવે બાણાસુરને મનવાંછિત વર માગવાનું કેહેતાં 'તમારે મારા પુરનું પાલન કરવા રેહેવું' એવું માગ્યું હતું. પરાક્રમથી છકેલા બાણાસુરે એક દિવસે પોતાની પાસે રહેલા સદાશિવને પોતાના સૂર્ય સરખા તેજસ્વી મુકુટથી તેમના ચરણારવિંદનો સ્પર્શ કરીને કહ્યું કે—

'હે મહાદેવ! આપ કે જે લોકોના ગુરૂ, મને પ્રથમ પોતાનું અધરામૃત પાઇને પછી ઈશ્વર અને જેઓની કામના પૂરી થઈ નથી એવા પુરૂષોની કામનાને પરિપૂર્ણ કરનાર કલ્પવૃક્ષરૂપ છો તેમને હું પ્રણામ કરૂં છું. આપે મને હજાર હાથ આપેલા છે, પરંતુ તેઓ મને ભારરૂપ થઈ પડ્યા છે; કેમ કે ત્રૈલોક્યમાં એક તમારા વિના બીજો કોઈ મારા તુલ્ય અને મારી સામો લડનાર મને મળતો નથી. હે આદિપુરૂષ! હસ્તોમાં ખંજવાળ આવતાં હું યુદ્ધ કરવાની ઇચ્છાથી પર્વતોને ચૂર્ણ કરી નાખતો દિશાઓના હાથીઓની પાસે ગયો હતો તો તેઓ પણ મારી બીકથી ભાગી ગયા.' આવાં વચન સાંભળી ક્રોધ પામેલા સદાશિવે કહ્યું કે—'હે મૂઢ! જ્યારે તારી ધ્વજા ભાંગશે ત્યારે તને મારા જેવાની સાથે તારો ગર્વ ઉતારી નાખે એવું યુદ્ધ થશે.' હે રાજા! એપ્રમાણે સદાશિવ બોલતાં રાજી થએલો દુર્મતિ બાણાસુર પોતાને ઘેર ગયો અને કુબુદ્ધિપણાનેલીધે પોતાના પરાક્રમનો નાશ કરનાર સદાશિવનું વચન સફળ થવાની વાટ જોવા લાગ્યો. એ બાણાસુરની ઉષા નામની કુંવારી દીકરી હતી તેને રૂપાળા અનિરૂદ્ધ કે જેને તેણે પૂર્વે દીઠા કે સાંભળ્યા પણ ન હતા તેમની સાથે સ્વપ્નમાં સમાગમ થયો. પછી સ્વપ્નમાંજ તેમને નહિ દેખતાં તે ઉષા 'હે પતિ! ક્યાં છો' એમ બોલતી ઉઠી અને સખીઓના મધ્યમાં વિહ્વલ થઇને બહુજ લજાઇ ગઈ. કુંભાંડ નામે બાણાસુરનો મંત્રી હતો તેની દીકરી ચિત્રલેખા કે જે ઉષાની સખી થતી હતી તેણે કૌતુકનેલીધે પોતાની સખી ઉષાને પૂછયું કે—'હે સુંદરિ! હે રાજકુમારિ! તું કોને શોધે છે? તારો મનોરથ કેવો છે? હજીસુધી તારૂં પાણિગ્રહણ કરનાર કોઈ વર મારા જાણવામાં નથી.

ઉષા બોલી કે.—શ્યામ, કમલસરખાં નેત્રવાળો, પીળાં વસ્ત્રવાળો, મોટા હાથવાળો

* આ બાસઠમા અધ્યાયમાં ઘણા હાથવાળા બાણાસુરે અનિરૂદ્ધને પોતાની કન્યા ઊષાની સાથે રમણ કરવાના અપરાધથી બાંધીને રોકી મુક્યા, એ કથા કેહેવામાં આવશે.

અને સ્ત્રિયોના મનને ગમે એવો કોઈ નર સ્વપ્નમાં મારા જોવામાં આવ્યો. એ નર હું કે જે તેનીજ ઇચ્છા કરતી હતી તેને દુઃખના સમુદ્રમાં નાખી દેતાં ક્યાંય જતો રહ્યો છે તે પ્યારાને હું શોધું છું.

ચિત્રલેખા કેહેછે.—તારૂં દુઃખ હું મટાડી દઉં છું. જેણે તારા મનનું હરણ કર્યું છે તે જો ત્રૈલોક્યમાં હશે તો તેને હું લાવી આપીશ; માટે મને ઓળખાવ.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે બોલીને તે ચિત્રલેખાએ વસ્ત્રમાં દેવ, ગંધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, દૈત્ય, વિદ્યાધર, યક્ષો અને મનુષ્યોને યથાર્થ રીતે આળખ્યા. મનુષ્યોમાં તેણે શૂર, વસુદેવ, બલભદ્ર, શ્રીકૃષ્ણ અને પ્રદ્યુમ્નને આળખ્યા. પ્રદ્યુમ્નને જોઇને તે ઉષા લજાઇ ગઈ. હે રાજા! પછી અનિરૂદ્ધને આળખેલા જોઇ હસતી ઉષાએ લાજથી નીચું મુખ કરીને 'તે આ, તે આ,' એમ કહ્યું. યોગવાળી ચિત્રલેખા તેમને શ્રીકૃષ્ણના પૌત્ર જાણીને આકાશમાર્ગથી શ્રીકૃષ્ણે પાળેલી દ્વારકામાં ગઇ. ચિત્રલેખાએ દ્વારકામાં સારા પલંગ પર સુતેલા પોતાની સખીના પ્રિય અનિરૂદ્ધને યોગના પ્રભાવથી ઉપાડી શોણિતપુરમાં જઇને પોતાની સખીને દેખાડ્યા તે સુંદર વર અનિરૂદ્ધને જોઇ જેનુ મુખ પ્રફુલ્લિત થયું એવી એ ઉષા પુરૂષોથી જોઇ શકાય નહિ એવા પોતાના ઘરમાં તેમની સાથે રમણ કરવા લાગી. અમૂલ્ય વસ્ત્ર, માળા, સુગંધ, ધુપ, દીપ, આસનાદિક, પાન, ભોજન, ભક્ષ્ય, અને સારાં વચનપૂર્વક સેવાથી પૂજેલા, કન્યાના અંતઃપુરમાં ગુપ્ત રહેલા અને જેને સ્નેહ વધ્યો એવી ઉષાએ મોહ પમાડી દીધેલા અનિરૂદ્ધને ઘણા ઘણાં દિવસો ગયા તેની ખબર પડી નહિ. એપ્રમાણે અનિરૂદ્ધે ભોગવાતી અને રાજી થએલી ઉષાને ચોકીવાળાઓએ છાનાં રહે નહિ એવાં ચિન્હો ઉપરથી વ્રત ભંગ થએલી જાણી લીધી. પછી તે ચોકીવાળાઓએ બાણાસુરની પાસે વાત કરી કે—'હે રાજા! તમારી કુંવારી કન્યાની કુલને કલંક લગાડે એવી કુચાલ અમારા જાણવામાં આવી છે. હે સ્વામી! અમો સાવધાનપણાથી ઘરની ચોકી કરિયે છિયે અને પુરૂષો તે કન્યાને જોઇ શકે એમ પણ નથી તોપણ એ કન્યાને દૂષણ ક્યાંથી આવ્યું? તે અમો જાણતા નથી.' પછી દીકરીના દૂષણની વાત સાંભળી બહુજ વ્યથા પામેલો બાણાસુર તુરત કન્યાના ઘરમાં ગયો ત્યાં અનિરૂદ્ધ તેના જોવામાં આવ્યા. ત્રૈલોક્યમાં સર્વોત્તમ રૂપાળા, શ્યામ, પીળાં વસ્ત્રવાળા, કમલસરખાં નેત્રવાળા, મોટી ભુજાવાળા, સર્વ મંગળરૂપ પ્યારીની સાથે પાશાથી રમતા, પ્યારીના અંગસંગનેલીધે જેમાં સ્તનનું કેસર લાગી ગયું હતું એવી વસંત ઋતુસંબંધી મલ્લિકાનાં પુષ્પોની માળાને વક્ષઃસ્થલમાં ધારણ કરનાર, અને કુંડલ તથા કેશની કાંતિથી તથા હાસ્યપૂર્વક કટાક્ષથી જેમનુ મુખ શોભી રહ્યું હતું એવા એ (કામદેવ પ્રદ્યુમ્ન) ના પુત્ર અનિરૂદ્ધને તે કન્યાની આગળ બેઠેલા જોઇને બાણાસુર વિસ્મય પામ્યો. શસ્ત્ર ધરનારા અનેક યેદ્ધાઓથી વીટાએલા બાણાસુરને ઘરમાં આવેલો જોઇ અનિરૂદ્ધ, તેને મારી નાખવાની ઇચ્છાથી લોઢાની ભોગળ ઉપાડીને દંડ ધરનારા કાળની પેઠે ઉભા રહ્યા. મોટો સુવર જેમ કુતરાઓને મારે તેમ પકડી લેવાની ઇચ્છાથી ચારેકોરથી આવતા એ યોદ્ધાઓને અનિરૂદ્ધે મારવા માંડ્યા. માર ખાતા અને જેઓનાં માથાં, સાથળ તથા હાથ ભાંગી પડ્યા એવા તે યોદ્ધાઓ ઘરમાંથી નીકળીને ભાગી ગયા. પોતાના સૈન્યને મારતા એ અનિરૂદ્ધને બળવાન્ બાણાસુરે કોપથી નાગપાશવડે બાંધી લીધા. અનિરૂદ્ધને બંધાએલા જોઇ શોક તથા ખેદથી વિહ્વલ થએલી અને જેને આંસુનાં ટીપાં નેત્રમાંથી ચાલ્યાં જતાં હતાં એવી ઉષા બહુજ રોવા લાગી.

तं नागपाशैर्बलिनंदनो बली । घ्नंतं स्वसैन्यं कुपितो बबंधह । ऊषा भृशं शोकविषादविह्वला । बद्धं निशम्याश्रुकलाक्ष्यरौदिषीत् ॥ ३४ ॥

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બાસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

अपश्यतां चानिरुद्धं तद्बंधूनां च भारत । चत्वारो वार्षिका मासा व्यतीयुरनुशोचताम् ॥

શુકદેવજી કેહેછે.—હે રાજા! અનિરૂદ્ધને નહિ દેખતાં અને તેમનો શોક કરતાં તેમનાં સંબંધીઓને વર્ષા ઋતુના ચાર મહીના વીતી ગયા. પછી નારદજીના કેહેવાથી અનિરૂદ્ધ બંધાયાની વાત તથા તેમણે કરેલું કામ જાણવામાં આવતાં શ્રીકૃષ્ણને અનુસરનારા યાદવો શોણિતપુરમાં ગયા. શ્રીકૃષ્ણ તથા બલભદ્રની સાથે પ્રદ્યુમ્ન, સાત્યકિ, ગદ, સાંબ, સારણ, નંદ, ઉપનંદ તથા ભદ્ર આદિ ઉત્તમ યાદવોએ બાર અક્ષૌહિણી સૈન્યથી ચારેકોર બાણાસુરના નગરને ઘેરી લીધું. સઘળી દિશાઓમાં પુર, બગીચા, ગઢ કોઠા અને દરવાજા ભાંગતાં જોઈ ક્રોધથી ભરાએલો બાણાસુર બાર અક્ષૌહિણી સૈન્ય લઇને યુદ્ધ કરવા નીકળ્યો. બાણાસુરનેમાટે પોતાના પુત્રો અને પાર્ષદોથી વીટાએલા સદાશિવ નંદિકેશ્વર ઉપર બેસીને બલભદ્ર તથા ભગવાનની સાથે યુદ્ધ કરવા લાગ્યા. હે રાજા! શ્રીકૃષ્ણ તથા સદાશિવને અને પ્રદ્યુમ્ન તથા કાર્ત્તિકેય સ્વામીને પણ ભારે તુમુલ, અદ્ભુત અને રૂવાણાં ઉભાં કરે એવું યુદ્ધ થયું. બલભદ્રની સાથે કુંભાંડ અને કૂપકર્ણ નામના બાણાસુરના મંત્રિઓ યુદ્ધ કરવા લાગ્યા; સાંબની સાથે બાણાસુરનો પુત્ર અને સાત્યકિની સાથે બાણાસુર યુદ્ધ કરવા લાગ્યો. બ્રહ્માદિક મોટા દેવતાઓ, મુનિઓ, સિદ્ધ, ચારણ, ગંધર્વ, અપ્સરા અને યક્ષો વિમાનોમાં બેસીને જોવા આવ્યા. ભૂત, પ્રમથ, યક્ષ, ડાકણ્યો, રાક્ષસો, વેતાલ, વિનાયક, પ્રેત, માતૃગણ, પિશાચ, કૂષ્માંડ અને બ્રહ્મરાક્ષસ આદિ સદાશિવના અનુચરોને શ્રીકૃષ્ણે શાર્ઙ્ગ ધનુષમાંથી મુકેલાં તીક્ષ્ણ બાણોથી નસાડી મુક્યા. વિસ્મય નહિ પામેલા શ્રીકૃષ્ણે, મહાદેવે પોતાની સામે મુકેલાં અનેક પ્રકારનાં અસ્ત્રોને સામાં અસ્ત્રોથી સમાવી દીધાં. બ્રહ્માસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર, વાયુના અસ્ત્રની સામે પર્વતનું અસ્ત્ર, અગ્નિના અસ્ત્રની સામે મેઘનું અસ્ત્ર અને પાશુપતાસ્ત્રની સામે નારાયણાસ્ત્ર મુક્યું. જૃંભણાસ્ત્રથી મહાદેવને મોહ ઉપજાવતાં તે બગાસાં ખાવા લાગી ગયા તેટલામાં ભગવાને તરવાર, ગદા અને બાણોથી બાણાસુરની સેનાને કાપી નાખી. ચારેકોર પ્રદ્યુમ્નનાં બાણોથી પીડા પામતા અને જેમનાં ગાત્રોમાંથી લોહી નીકળતું હતું એવા કાર્ત્તિકેય સ્વામી મોર ઉપર બેસીને યુદ્ધમાંથી ભાગી ગયા. બલભદ્રના મુસલથી પીડા પામેલા કુંભાંડ અને કૂપકર્ણ પડી ગયા. જેઓના મુખ્ય મરણ પામ્યા એવા બાણાસુરનાં સૈન્યો ચારેકોર ભાગવા લાગ્યાં. પોતાના સૈન્યને વીખાવા લાગેલું જોઈ બહુજ ક્રોધ પામેલો બાણાસુર સાત્યકિને છોડી દઇ યુદ્ધમાં રથમાં બેસીને ભગવાનની સામે દોડ્યો. યુદ્ધમાં મદોન્મત્ત બાણાસુર એક સામટાં પાંચસો ધનુષ ખેંચીને તે પ્રત્યેકમાં બબે બાણ સાંધતો હતો. ભગવાને એ ધનુષોને એક સામટાંજ કાપી નાખ્યાં અને બાણાસુરના સારથિ, તથા ઘોડાઓને કાપી નાખીને શંખનાદ કર્યો. બાણાસુરની મા કોટરા પોતાના પુત્રના પ્રાણ બચાવવામાટે મોવાળા છુટા મૂકી નાગી થઇને ભગવાનની સામે આવીને ઉભી રહી.

* આ ત્રેસઠમા અધ્યાયમાં બાણાસુર અને યાદવોને યુદ્ધ થતાં જ્વરે અને સદાશિવે બાણાસુરના હાથ કાપી નાખનારા શ્રીકૃષ્ણની સ્તુતિ કરી એ કથા કેહેવામાં આવશે.

પછી નાગીને નહિ જોવાસારૂ ભગવાન્ આડું મોઢું કરી ગયા તેટલી વારમાં રથવગરનો અને જેનું ધનુષ્ કપાઇ ગયું હતું એવો બાણાસુર ગામમાં પેસી ગયો. ભગવાને ભૂતપ્રેતોને ભગાડી મૂકતાં ત્રણ માથાં અને ત્રણ પગવાળો તાવ જાણે દશે દિશાઓને બાળતો હોય તેમ ભગવાન્ સામો યુદ્ધ કરવા આવ્યો. ભગવાને એ તાવને જોઇને તેની સામે પોતાનો શીતજ્વર મુકયો. શિવનો તાવ તથા વિષ્ણુનો તાવ બેય યુદ્ધ કરવા લાગ્યા. વિષ્ણુના તાવે પોતાના બળથી પીડેલો, ચીસો પાડતો, બીનેલો અને શરણને ઇચ્છતો શિવનો તાવ બીજા કોઇથી અભય નહિ મળતાં હાથ જોડીને નીચેપ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો.

શિવનો તાવ સ્તુતિ કરેછે.– હે અપાર શક્તિવાળા, પરમેશ્વર! સર્વના આત્મા, જ્ઞાનસ્વરૂપ, શાંત, વેદથી જાણવામાં આવે એવા અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ આપ કે જે પરબ્રહ્મ છો તેમને પ્રણામ કરૂં છું. કાળ, કર્મ, ફળ દેવામાં સજ્જ થએલું કર્મ, કર્મનો સંસ્કાર, જીવ, પાંચ વિષયો, શરીર, પ્રાણ અહંકાર, અગિયાર ઇંદ્રિયો, પંચમહાભૂત લિંગશરીર અને, દેહથી કર્મ તથા કર્મથી દેહ એમ ચાલતો પ્રવાહ, એ સઘળું તમારી માયારૂપ છે માટે તે માયાનો નિષેધ કરતાં અવધિરૂપ જે આપ રહો છો તેમની શરણે હું આવેલો છું. આપ સઘળી ઉપાધિઓથી મુક્ત છતાંજ લીલાથી સ્વીકાર કરેલા અનેક અવતારોથી દેવ, સાધુ અને વર્ણાશ્રમની મર્યાદાઓને પાળો છો અને જગતને પીડા કરનારા કુમાર્ગી લોકોને હણો છો. આ આપનો જન્મ પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ છે. આપે ઉત્પન્ન કરેલા, અસહ્ય અને મહાભયંકર આ શીતજ્વરથી હું પીડાયો છું. પ્રાણીઓ આશામાં બંધાઇને જ્યાંસુધી આપના ચરણના મૂળને સેવે નહિ ત્યાંસુધીજ તેઓને તાપ રેહેછે.

ભગવાન્ કેહેછે.– હે ત્રણ માથાવાળા! હું તને પ્રસન્ન થયો છું. તને મારા તાવની બીક મટો. આપણા આ સંવાદનું જે સ્મરણ કરે તેને તારે ભય આપવો નહિ.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે ભગવાન્ કેહેતાં તેમની આજ્ઞાને માથે ચડાવી પ્રણામ કરીને સદાશિવનો તાવ ત્યાંથી ગયો. તેટલામાં બાણાસુર યુદ્ધ કરવાસારૂ રથમાં બેશીને ભગવાનની સામે આવ્યો. હે રાજા! પછી અનેક આયુધોને ધરનાર અને બહુજ ક્રોધ પામેલો બાણાસુર પોતાના હજાર હાથથી ભગવાન્ ઉપર બાણ મુકવા લાગ્યો. વારંવાર અસ્ત્રોને નાખતા તે બાણાસુરના હસ્તોને ભગવાને સજીયા સરખી ધારવાળા ચક્રથી વૃક્ષની શાખાઓની પેઠે કાપી નાખ્યા. બાણાસુરના હાથ કપાવા લાગતાં ભક્તવત્સલ સદાશિવે ભગવાનની પાસે આવીને તેમને નીચેપ્રમાણે કહ્યું.

સદાશિવ કેહેછે.– વેદમાં પણ છાના રહેલા અને પરમ પ્રકાશરૂપ પરબ્રહ્મ આપ છો કે જેમને નિર્મળ બુદ્ધિવાળાઓ આકાશની પેઠે નિરંજનરૂપ જોય છે. (માટે આપને જાણ્યાવિના આ બાણાસુર યુદ્ધ કરેછે એ કાંઈ આશ્ચર્ય નથી.) નિરંજનની વાત તો એક કોર પણ તમારા વિરાટ્ સ્વરૂપને પણ કોઇ જાણતા નથી કે જે સ્વરૂપમાં આકાશ નાભિરૂપ છે, અગ્નિ મુખરૂપ છે, જળ વીર્યરૂપ છે, સ્વર્ગ મસ્તકરૂપ છે, દિશાઓ કાનરૂપછે, પૃથ્વી પગરૂપછે, ચંદ્રમા મનરૂપ છે, સૂર્ય દૃષ્ટિરૂપ છે, હું અહંકારરૂપ છું, સમુદ્ર પેટરૂપ છે, ઇંદ્ર ભુજારૂપ છે, ઔષધિઓ રૂવાણાંરૂપ છે, મેઘ કેશરૂપ છે, બ્રહ્મા બુદ્ધિરૂપ છે, પ્રજાપતિ શિશ્નરૂપ છે, અને ધર્મ હૃદયરૂપ છે. જગતરૂપથી કલ્પાંએલા તે આપ પરમ પુરૂષ છો. હે અખંડ સ્વરૂપવાળા! ધર્મના રક્ષણનેમાટે અને જગતના કલ્યાણનેમાટે આ તમારો અવતાર છે. અમે સઘળા લોકપાળો આપથીજ ર-

ક્ષણ પામીને સાતે લોકનું પાલન કરિયે છિયે. પરબ્રહ્મ, સજાતીય ભેદથી રહિત, આદિપુરૂષ, શુદ્ધ, સ્વયંપ્રકાશ, વિજાતીય ભેદથી પણ રહિત, સર્વના કારણરૂપ અને પોતે કારણ રહિત તમે છો તોપણ સર્વ વિષયોનો પ્રકાશ કરવામાટે પોતાની માયાથી પ્રત્યેક શરીરમાં જીવરૂપે નોખનોખા જણાઓ છો. હે ઇશ્વર! પોતાની મેઘરૂપ છાયાથી સૂર્ય ઢંકાએલો જણાતાં છતાં પણ જેમ મેઘને અને મેઘથી વ્યવધાન પામેલા ઘટાદિક પદાર્થોને પણ પ્રકાશ આપે છે એવી રીતે સ્વયંપ્રકાશ તમે જીવની દૃષ્ટિમાં પોતાના કાર્યરૂપ અહંકારથી ઢંકાએલા જણાતાં છતાં પણ સત્વાદિક ગુણરૂપ ઉપાધિઓને અને તે ઉપાધિઓથી વ્યવધાન પામેલા જીવોને પણ પ્રકાશ આપો છો. આપની માયાથી મોહ પામીને પુત્ર, સ્ત્રિયો અને ઘર આદિમાં લાગી રહેલા લોકો દુ:ખના સમુદ્રરૂપ સંસારમાં ઊંચી-નીચી યોનિઓ પામ્યા કરેછે. આપે આપેલા આ મનુષ્યદેહને પામી જે અજિતેંદ્રિય પુરૂષ આપના ચરણનું ભજન ન કરે તે પુરૂષ શોક કરવા યોગ્ય અને પોતાનેજ ઠગનારો સમજવો જે પુરૂષ જડ, અપ્રિય અને અનીશ્વર પુત્રાદિકનેમાટે ચૈતન્ય, પ્રિય અને ઇશ્વિરસ્વરૂપ આપને છોડી દે છે તે પુરૂષ અમૃતને મૂકીને ઝેર ખાય છે. હું, બ્રહ્મા, દેવતાઓ અને નિર્મળ મનવાળા ઋષિઓ પણ પ્રિય, ઈશ્વર અને આત્મારૂપ આપનેજ સર્વ પ્રકારે ભજીએ છિયે. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણરૂપ, સમ, શાંત, મિત્ર, આત્મારૂપ ઈષ્ટદેવ, સજાતીય તથા વિજાતીય ભેદથી રહિત અને જગતના તથા જીવોના અધિષ્ઠાનરૂપ આપ ઇશ્વિરને સંસારમાંથી છૂટવાનેમાટે ભજીએ છિયે. હે દેવ! આ બાણાસુર મારો માનકારી અને પ્યારો ભક્ત છે અને તેને મેં અભય આપેલછે માટે આપે જેવી પ્રલ્હાદ ઉપર કૃપા કરી છે તેવી આના ઉપર કૃપા કરો.

ભગવાન્ કેહેછે.—હે સદાશિવ! આપ જેવું કહો છો તે પ્રમાણે હું આપને રાજી કરૂં છું. આપ જે ધારો છો તેમાં હું સારી રીતે સંમતિ આપું છું. બલિ રાજાના દીકરા આ બાણાસુરને મારે પણ મારવો નથી; કેમ કે 'તમારા વંશને હું મારીશ નહિ' એવું મેં પ્રલ્હાદને વરદાન આપ્યું છે. ગર્વ ઊતારવાસારૂ આના મેં હાથ કાપ્યા છે અને પૃથ્વીને ભારરૂપ લાગતું ઘણું સૈન્ય માર્યું છે. આના ચાર હાથ અવશેષ રહ્યા છે તે અજર અને અમર થશે. તમારા પાર્ષદોમાં મુખ્ય આ અસુરને હવે કોઇ પણ સ્થલથી ભય થશે નહિ.

શુકદેવજી કેહેછે.—આ પ્રમાણે બાણાસુર અભય પામી અને શ્રીકૃષ્ણને મસ્તકથી પ્રણામ કરી અનિરૂદ્ધને પોતાની દીકરી ઊષાની સાથે રથમાં બેસાડીને લાવ્યો. બાણાસુરે આપેલી એક અક્ષૌહિણી સેનાથી વીંટાએલા અને સારાં વસ્ત્ર-અલંકારોથી શણગારેલા સ્ત્રીસહિત અનિરૂદ્ધને આગળ કરી શ્રીકૃષ્ણ ભગવાન્ સદાશિવની સંમતિ લઇને ત્યાંથી ચાલ્યા. નગરના લોકો, સંબંધીઓ અને દ્વિજ લોકોએ જેમનું સામૈયું કર્યું એવા ભગવાન્ શંખ, આનક અને દુંદુભિઓ વાગતાં તોરણ અને ધ્વજાઓથી શણગારેલી તથા જેના માર્ગ અને ચત્વરોમાં પાણી છાંટયાં હતાં એવી પોતાની રાજધાની દ્વારકામાં પધાર્યા. આ પ્રમાણે સદાશિવની સાથે યુદ્ધ થયાની અને ભગવાનનો જય થયાની કથાને જે માણસ પ્રાતઃકાલમાં ઉઠીને સંભારે તેનો પરાજય થાય નહિ.

**य एवं कृष्णविजयं शंकरेण च संयुगम् ।**
**संस्मरेत् प्रातरुत्थाय न तस्य स्यात् पराजयः॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રેસઠમો અધ્યાય સંપૂર્ણ.

———

## ॥ श्रीशुक उवाच ॥*

**एकदोपवने राजन् जग्मुर्यदुकुमारकाः ॥**
**विहर्तुं सांबप्रद्युम्नचारुभानुगदादयः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા! એક દિવસે સાંબ, પ્રદ્યુમ્ન, ચારૂ, ભાનુ અને ગદ આદિ યાદવકુમારો વાડીમાં રમવાનેમાટે ગયા હતા. ઘણીવારસુધી રમીને તરશ લાગતાં પાણી શોધતા હતા ત્યાં એક પાણી વગરના કુવામાં અદ્ભુત જીવ તેઓના જોવામાં આવ્યો. એ પહાડ જેવડા કાચંડાને જોઈ વિસ્મય પામતાં દયાનેલીધે તેઓએ તેને બહાર કહાડવાનું યત્ન કર્યું. પહેલા કાચંડાને ચામડાના અને સુતરના પાશોથી બાંધીને તે બાલકોએ કહાડવા માંડ્યો તોપણ નહિ કહાડી શકાતાં તેઓએ ઉત્સાહથી ભગવાનની પાસે વાત કરી. જગતના રક્ષક અને કમળસરખાં નેત્રવાળા ભગવાને ત્યાં આવી કાચંડાને જોઇને લીલામાત્રમાં તે કાચંડાને ડાબા હાથથી કહાડી લીધો. ભગવાનના હસ્તનો સ્પર્શ થતાંજ તેણે તુરત કાચંડાનું રૂપ છોડી દીધું અને તપાવેલા સુવર્ણ સરખા સુંદર વર્ણવાળો તથા અદ્ભુત અલંકાર, વસ્ત્ર અને માળાવાળો દેવ થઈ રહ્યો. ભગવાન્ પોતે તેના કારણને જાણતા હતા તોપણ તેમણે લોકોમાં પ્રખ્યાત કરવાસારૂ તે દેવને પૂછ્યું કે—" હે ભાગ્યશાળી! ઉત્તમ રૂપવાળો તું કોણ છે? હું ધારૂં છું કે તું કોઈ ઉત્તમ દેવ છે. હે સૌમ્ય! તું કે જે આ દશાને યોગ્ય નથી તેને કયા કર્મે આ દશા પ્રાપ્ત કરી હતી? જો તને અમારી પાસે વાત કરવાને યોગ્ય લાગે તો અમો કે જેઓ જાણવા માગિયે છિયે તેઓની પાસે તારી વાત કેહે."

* આ ચોસઠમા અધ્યાયમાં ભગવાને નૃગરાજાને શાપથી છોડાવ્યો અને બ્રાહ્મણનું ધન લઈ લેવાના દોષ કહીને અભિમાની રાજાઓને શીખામણ આપી, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.—અનંત મૂર્ત્તિવાળા ભગવાને એપ્રમાણે પૂછતાં સૂર્ય સરખા તેજવાળા મુકુટથી ભગવાનને પ્રણામ કરી તે નીચેપ્રમાણે બોલ્યો.

નૃગ રાજા કેહેછે.—હે પ્રભુ! ઇક્ષ્વાકુનો દીકરો હું નૃગ નામનો રાજા છું. દાન કરનારાઓનાં નામ કેહેવાતાં તમારા કાન ઉપર મારૂં નામ પણ આવ્યું હશે. સર્વ પ્રાણિઓની બુદ્ધિના સાક્ષી અને કાળથી જેના જ્ઞાનનો લોપ થતો નથી એવા આપથી શું અજાણ્યું છે? તોપણ હે ઈશ્વર! આપની આજ્ઞાથી કહ્યું છું. જેટલા પૃથ્વીમાં રજકણ છે, આકાશમાં તારા છે, અને વરસાદની ધારાઓ છે તેટલી ગાયો મેં આપી હતી. દુધાળી, જુવાન, શીલરૂપ તથા ગુણથી સપન્ન, કપિલ વર્ણવાળી, સોનાનાં શીંગડાવાળી, ન્યાયમાર્ગથી મેળવેલી, રૂપાની ખરીઓવાળી, વાછડાંસહિત અને વસ્ત્ર તથા માળાઓથી શણગારેલી ગાયો મેં આપી હતી. સારી રીતે શણગારેલા, સારા ગુણ તથા સ્વભાવવાળા, નિષ્કપટ આચરણવાળા, તપથી પ્રખ્યાત, વેદ ભણાવનારા, જુવાન અને જેઓનાં કુટુંબ દરિદ્રતાનેલીધે સીદાતાં હતાં એવા સુપાત્ર ઉત્તમ બ્રાહ્મણોને મેં ગાયો દીધી હતી. ગાયો, પૃથ્વી, સુવર્ણ, ઘર, ઘોડા, હાથી, દાસીસહિત કન્યાઓ, તિલ, રૂપું, શય્યાઓ, વસ્ત્ર, રત્ન, સરસામાન અને રથોનાં પણ મેં દાન કર્યાં હતાં, યજ્ઞો કર્યા હતા. અને જલાશય કરવા આદિ કામો પણ કર્યાં હતાં. કોઈ ઉત્તમ બ્રાહ્મણના ઘરની ગાય ભૂલી પડતાં મારી ગાયોના ધણમાં ભળી ગઇ હતી તે ગાય મેં અજાણતાં બીજા બ્રાહ્મણને આપી દીધી. તે ગાયને લઈ બ્રાહ્મણ જતો હતો ત્યાં તેને તેનો પ્રથમનો સ્વામી જોઇને બોલ્યો કે—'આ ગાય મારી છે.' પ્રતિગ્રહ કરનાર બોલ્યો કે—'આ ગાય મારી છે અને તે નૃગ રાજાએ મને આપીછે.' વિવાદ કરતાં અને સ્વાર્થ સાધવા માગતા એ બે

બ્રાહ્મણોએ મને કહ્યું તેમાં એક કહ્યું કે-'તેં મને આ ગાય આપી છે.' બીજો બોલ્યો કે-'તેં મારી ગાય હરી લીધી છે.' આ વાત સાંભળી હું વ્યાકુળ થઈ ગયો. ધર્મસંકટ આવી પડતાં મેં બન્ને બ્રાહ્મણને સમજાવા માંડ્યા કે-'આ ગાયને મૂકી દીઓ અને જે મૂકી દેશે તેને હું એક લાખ ઉત્તમ ગાયો આપીશ. હું કે જે કિંકર અને જાણતો નથી તેના ઉપર તમો અનુગ્રહ કરો અને અપવિત્ર નરકમાં પડવાના કષ્ટમાંથી મને કહાડો.' તેનો પેહેલો ધણી 'હે રાજા! હું દાન લેતો નથી' એમ કહીને ચાલ્યો ગયો અને પ્રતિગ્રહ કરનાર પણ 'એક લાખ અને માથે દશ હજાર આપો તોપણ આ ગાય વિના બીજી લેવાને હું ઇચ્છતો નથી' એમ દુરાગ્રહથી બોલીને જતો રહ્યો. હે દેવના દેવ! હે જગતના પતિ! આ સમયમાં યમદૂતો મને યમપુરીમાં લઈ ગયા ત્યાં યમે મને પૂછ્યું કે-'હે રાજા! તું પ્રથમ પાપ ભોગવીશ કે પુણ્ય ભોગવીશ? તારા દાનનો, ધર્મનો અને તેથી મળવાના ઉત્તમ લોકનો પણ હું અંત દેખતો નથી.' મેં કહ્યું કે-'હે દેવ! હું પ્રથમ પાપ ભોગવવા ઇચ્છું છું.' યમરાજાએ કહ્યું કે-'ત્યારે નીચ યોનિમાં પડ.' તેટલીવારમાં હે પ્રભુ! ત્યાંથી ભ્રષ્ટ થઇને મેં મારા દેહને કાચંડારૂપ જોયો. -હે શ્રીકૃષ્ણ! હું કે જે બ્રાહ્મણોને માનનાર, ઉદાર, તમારો દાસ અને તમારા દર્શનને ઈચ્છનાર હતો તેને એ વાતનું સ્મરણ અદ્યાપિસુધી મટ્યું નથી. હે પ્રભુ! આપ કે જે યોગેશ્વરોએ પણ ઉપનિષદ્‌રૂપ ચક્ષુથી નિર્મળ હૃદયમાંજ ચિંતવવા યોગ્ય અને ઈંદ્રિયો જેમને સાક્ષાત્ પોહોચી શક્તિ નથી એવા પરમાત્મા છો તે આજ મારાં નેત્રને પ્રત્યક્ષ કેમ થયા? જેને સંસારનો છેડો આવવાનો હોય તેને આપનાં દર્શન થાય પણ હું કે જે કાચંડાના અવતાર સંબંધી ઘણાં કષ્ટોથી આંધળી બુદ્ધિવાળો છું તેને આપનાં દર્શન થયાં એતો આશ્ચર્યરૂપ છે. હે દેવ! હે દેવ! હે જગતના નાથ! હે ગોવિંદ! હે પુરૂષોત્તમ! હે નારાયણ! હે ઇંદ્રિયોના સ્વામી! હે પવિત્ર કીર્ત્તિવાળા! હે અચ્યુત! હે અવ્યય! હે કૃષ્ણ! હે પ્રભુ! મને દેવલોકમાં જવાની આજ્ઞા આપો અને હું ગમે ત્યાં રેહેતો હોઊં ત્યાંપણ મારૂં ચિત્ત તમારાં ચરણમાંજ રેહેવું જોઇએ. સર્વને ઉત્પન્ન કરનાર, પરબ્રહ્મ, અનંત શક્તિવાળા, સર્વ પ્રાણિઓના આશ્રયરૂપ, કર્મોનાં ફળ આપનાર અને પરમાનંદરૂપ આપને પ્રણામ કરૂં છું. (જોકે આપને મૂકીને હું જવાની ઇચ્છા કરતો નથી તોપણ તમે આપેલાં કર્મફળ ભોગવવાનેમાટે મારે જવું પડશે.)

શુકદેવજી કેહેછે.-એપ્રમાણે કહી, પ્રદક્ષિણા કરી પોતાના માથાથી તેમનાં ચરણનો સ્પર્શ કરી તે નૃગ રાજા, લોકો જોઇ રેહેતાં આજ્ઞા લઇને ઉત્તમ વિમાનમાં ચડ્યો. પછી બ્રાહ્મણોને માનનાર અને ધર્માત્મા દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાને રાજાઓને શીખામણ દેવાસારૂ પોતાના પુત્ર આદિને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.-બ્રાહ્મણનું ધન થોડુંક પણ ખવાયું હોય તો તે અગ્નિ જેવા તેજસ્વીને પણ પચવું કઠીન છે ત્યારે સમર્થપણાનું મિથ્યા અભિમાન ધરાવનારા રાજાઓને તો કેમજ પચે. ઝેર કેવળ ખાનારનેજ મારેછે અને અગ્નિ સંસર્ગથીજ બાળી નાખનાર છે તોપણ જળથી શાંત થાયછે પણ બ્રાહ્મણના ધનરૂપી અરણિમાંથી ઉત્પન્ન થએલો પાપરૂપ અગ્નિ તો કુળનો તેનાં મૂળસહિત નાશ કરેછે. બ્રાહ્મણની પૂરી સંમતિ લીધાવગર બ્રાહ્મણનું ધન ખવાયું હોય તો તે ત્રણ પેહેડીને નરકમાં નાખેછે અને હઠથી અથવા રાજાદિકના આશ્રયના બલથી ખવાયું હોય તો દશ પેહેલી અને દશ પાછળની પેહેડીઓને પણ નરકમાં નાખેછે. રાજલક્ષ્મીથી અંધ થએલા જે રાજાઓ બ્રા-

ણના ધનની ઇચ્છા કરેછે તેઓ નરકનીજ ઇચ્છા કરેછે અને મૂર્ખપણાથી પોતાની હાનિને દેખતા નથી. ઉદાર અને કુટુંબવાળા બ્રાહ્મણો પોતાની આજીવિકાનું હરણ થતાં રોતા હોય તેઓના આંસુના છાંટાઓથી જેટલા રજકણ ભીંજાય તેટલાં વર્ષસુધી રાજાઓ અને રાજાના આશ્રિતો કુંભીપાક નરકમાં રંધાય છે કે જેઓએ નિરંકુશ થઇને બ્રાહ્મણના ધનનું હરણ કર્યું હોય. પોતે આપેલી અથવા બીજાએ આપેલી બ્રાહ્મણની આજીવિકાનું જે હરણ કરે તે માણસ સાઠ હજાર વર્ષસુધી વિષ્ટામાં કીડો થાયછે. મારા ઘરમાં બ્રાહ્મણનું ધન આવજોમાં કે જે ધનની લાલચ રાખવાથી રાજાઓ અલ્પ આયુષ્યવાળા, હારીગએલા, રાજ્યથી ભ્રષ્ટ થએલા અને સર્પની પેઠે ઉદ્વેગ આપનારા થાયછે. હે મારા સંબંધીઓ! બ્રાહ્મણે અપરાધ કર્યો હોય તોપણ તમો તેનો દ્રોહ કરશો માં. બ્રાહ્મણ મારતો હોય અથવા ઘણી ગાળો દેતો હોય તોપણ તમો તેને નિરંતર પ્રણામ કરજો. હું જેમ સાવધાન રહીને પ્રત્યેક સમયમાં બ્રાહ્મણોને પ્રણામ કરૂં છું તેમ તમો પણ પ્રણામ કરજો. આથી જે ઉલટો ચાલશે તેને હું શિક્ષા કરીશ. આ નૃગ રાજાને અજાણતાં પણ બ્રાહ્મણની ગાઇએ જેમ નીચ અવતારમાં નાખ્યો, એપ્રમાણે બીજા હરણ કરનારને પણ હરાએલું બ્રાહ્મણનું ધન નીચ અવતારમાં નાખે છે.

શુકદેવજી કેહેછે.–સર્વ લોકોને પવિત્ર કરનાર મુકુંદ ભગવાન્ એવી રીતે દ્વારકાવાસીઓને સંભળાવી પોતાના ઘરમાં પધાર્યા.

**एवं विश्राव्य भगवान् मुकुंदो द्वारकौकसः । पावनः सर्वलोकानां विवेश निजमंदिरम् ॥ ४४ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોસઠમો અધ્યાય સંપૂર્ણ.



## ॥ श्रीशुक उवाच ॥*

**बलभद्रः कुरुश्रेष्ठ भगवान् रथमास्थितः । सुहृद्दिदृक्षुरुत्कंठः प्रययौ नंदगोकुलम् ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.–હે રાજા! સંબંધીઓને જોવાની ઉત્કંઠાથી મહા સમર્થ બલભદ્ર રથમાં બેશીને નંદરાયના ગોકુલમાં ગયા. ઘણા કાલની ઉત્કંઠાવાળા ગોવાળિયા અને ગોપીઓએ જેમનું આલિંગન કર્યું એવા બલભદ્ર માબાપને પગે લાગ્યા અને તેઓએ આશિર્વાદથી તેમનો સત્કાર કર્યો. 'હે યાદવ! જગતના ઈશ્વર તમે અને તમારા નાહાના ભાઇ ઘણા કાલસુધી અમારૂં પાલન કરજો.' એમ બોલી બલભદ્રને ખોળામાં બેસાડી તથા આલિંગન કરી તેમને નંદ અને યશોદાએ નેત્રના જળથી ભીંજવી દીધા. બલભદ્ર વૃદ્ધ ગોવાળિયાઓને પગે લાગ્યા અને પોતાની અવસ્થા, મિત્રતા અને સંબંધપ્રમાણે નાહાની અવસ્થાના ગોવાળિયાઓ તેમને પગે લાગ્યા. પછી આવેલા ગોવાળિયાઓએ હાસ્ય અને હાથ ઝાલવા આદિથી તેમનો સમાગમ કરી તે બલભદ્ર વિશ્રામ લઇને સુખથી બેઠા પછી પ્રેમથી ગદ્ગદ વચનવડે તેમને તેમના સંબંધીઓનું કુશલ પૂછ્યું અને બલભદ્રે પણ કમલપત્ર સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણને પામવાસારૂ જેઓએ સઘળા વિષયો છોડી દીધા હતા એવા તે ગોવાળિયાઓને કુશલ પૂછ્યું. ગોવાળિયાઓએ બલભદ્રને પૂછ્યું કે–"હે બલરામ! આપણા સઘળા બાંધવો કુશલ છે? સ્ત્રિયો અને પુત્રોવાળા થએલા તમો અમને સંભારો છો? પાપી કંસ મરણ પામ્યો, સંબંધીઓ છુટ્યા અને તમો શત્રુઓને મારી તથા જીતીને દ્વારકાના ગઢમાં રહ્યા એ સઘળું સારૂં થયું." બલભદ્રનાં દર્શનથી આદર પામેલી ગોપીઓએ

* આ પાંસઠમા અધ્યાયમાં ગોકુલમાં આવેલા બલભદ્રે ગોપીઓની સાથે રમતાં મદને લીધે યમુનાજીને ખેંચ્યાં એ કથા કેહેવામાં આવશે.

હસતાં હસતાં પૂછ્યું કે–"જેને નગરની સ્ત્રિયો વાહાલી છે એવા શ્રીકૃષ્ણ સુખી છે? બંધુઓને અને માબાપને તે કોઇ સમયે સંભારે છે? મોટી ભુજાવાળા એ ભગવાન્ પોતાની મા યશોદાને જોવાસારૂ એકવારપણ અહીં આવશે? અમે કરેલી સેવાને એ સંભારે છે? હે યાદવ! હે પ્રભુ! મા, બાપ, ભાઇઓ, પતિ, પુત્રો, બેહેનો અને છોડી શકાય નહિ એવાં બીજા સંબંધીઓને પણ અમે જેનેમાટે છોડી દીધાં હતાં તે ભગવાન્ અમારો ત્યાગ કરી ગયા અને તુરત સ્નેહ તોડી નાખ્યો. ભગવાનનું ભાષણ એવું મનોહર છે કે સ્ત્રિયોને તેના ઉપર વિશ્વાસ આવ્યા વગર કેમજ રેહે? અમને આશ્ચર્ય લાગે છે કે, કૃતઘ્ન અને જેનું ચિત્ત સ્થિર નથી એવા ભગવાનનાં વચનોને દ્વારકાની ચતુર સ્ત્રિયો શીરીતે સ્વીકારતી હશે? પણ અમો ધારિયે છિયે કે વિચિત્ર વાતો કરનારા એ શ્રીકૃષ્ણના સુંદર હાસ્યપૂર્વક કટાક્ષો પડવાનેલીધે વૃદ્ધિ પામેલા કામદેવથી આતુર થઇને સ્વીકારતી હશે. (બીજી ગોપીઓ કેહેછે.) હે ગોપીઓ! તેમની વાતો કરવાથી આપણું શું વળશે? બીજી વાતો કરો. તેમનો સમય આપણ વિના જાયછે તો આપણો સમય પણ તે વિના જાયછે. (પણ ફરક એટલો છે કે તેમનો કાળ સુખથી અને આપણો દુ:ખથી જાયછે.)" હે રાજા! એપ્રમાણે ભગવાનનાં હાસ્ય, ભાષણ, સુંદર કટાક્ષ, ગતિ, પ્રેમ અને આલિંગનને સંભારતી ગોપીઓ રોઈ પડી. અનેક પ્રકારે સમજાવવામાં ચતુર બલભદ્રે મનને મીઠા લાગે એવા ભગવાનના સંદેશા આપીને તેઓની સાંત્વના કરી. બલભદ્ર ચૈત્ર અને વૈશાખ એબે મહીનાસુધી ત્યાંજ રહ્યા. શ્રીકૃષ્ણે રાસક્રીડા કરી હતી તે સમયમાં જે ગોપીઓ અત્યંત બાલક હતી અને જેઓ જન્મીજ નહતી તેઓની સાથે રાત્રિઓમાં રમણ કરતા હતા. પૂર્ણ ચંદ્રમાની કિરણોથી ઉજ્વળ અને કુમુદોની સુગંધીવાળા પવને સેવેલા યમુનાજીના ઉપવનમાં સ્ત્રિયોનાં ટોળાંઓથી વીંટાઇને વિહાર કરતા હતા. તે સમયમાં વરૂણ દેવે મોકલેલી વારૂણી નામની મદિરા વૃક્ષની કોતરાડમાંથી પડીને પોતાના સુગંધથી તે આખા વનને સુગંધ કરવા લાગી. વાયુએ આણેલા તે મદિરાના ગંધને સુંઘી બલભદ્રે ત્યાં જઇને સ્ત્રિયોની સાથે તે મદિરા પીધી. મત્ત, મદથી વિકલ નેત્રવાળા અને સ્ત્રિયો જેમનાં ચરિત્રને ગાતી હતી એવા બલભદ્ર વનમાં ફરવા લાગ્યા. વૈજયંતી માળાને ધરનાર, એક કુંડલવાળા, મત્ત, અને જેમના મંદહાસ્યવાળા મુખારવિંદ ઉપર પસીનારૂપી હિમ શોભી રહ્યું હતું એવા તે ઇશ્વર બલભદ્રે જળમાં ક્રીડા કરવાનેમાટે યમુનાજીને બોલાવ્યાં. મત્ત સમજીને પોતાનાં વાક્યોનો અનાદર કરતાં નહિ આવેલાં યમુનાજીને કોપ પામેલા બલભદ્રે હળના અગ્રથી ખેચ્યાં અને કહ્યું કે–"હે દુષ્ટ! મેં બોલાવ્યા છતાં મારૂં અપમાન કરીને તું આવી નહિ માટે તું કે જે સ્વચ્છંદ રીતે ચાલનારી છે તેને હળના અગ્રથી સૈકડો વિભાગમાં વેહેચી નાખીશ." એપ્રમાણે તિરસ્કાર થતાં બીનેલાં યમુનાજી ધ્રુજીને અને તેમના ચરણમાં પડીને બોલ્યાં કે–"હે રામ! હે રામ! હે જગતના પતિ! હે મહાબાહુ! તમે કે જેમના એક અંશે પૃથ્વીને ધરી રાખી છે તેમના પરાક્રમને હું જાણતી નથી. હે જગતના આત્મા! હે ભક્તવત્સલ! હું કે જે તમારા પરમ સ્વરૂપને જાણતી નથી અને શરણાગત છું તેને આપે મૂકી દેવી જોઇએ." આ પ્રમાણે યમુનાજીએ પ્રાર્થના કરતાં સમર્થ બલભદ્રે તેમને છોડી દીધાં અને પછી હાથણીઓની સાથે મોટા હાથીની પેઠે સ્ત્રિયોની સાથે તે નદીના જલમાં પેઠા. પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરી બલભદ્ર જલમાંથી બહાર નીકળતાં લક્ષ્મીજીએ તેમને શ્યામ વસ્ત્ર, ઘણા મૂ-

લ્યનાં ભૂષણ અને સુંદર માળા આપી. શ્યામ વસ્ત્ર પેહેરી, તથા સોનાની માળા ગળામાં પેહેરી સારી રીતે શણગારેલા અને જેમણે ચંદનાદિકનું લેપન કર્યું હતું એવા બલભદ્ર ઇંદ્રના હાથીની પેઠે શોભવા લાગ્યા. હે રાજા! બલભદ્રે ખેંચવાનેલીધે તે સ્થલમાં યમુનાજી અદ્યાપિસુધી, અનંત પરાક્રમવાળા તે બલભદ્રના પરાક્રમને જાણે સૂચવતાં હોય એવાં જોવામાં આવેછે. એપ્રમાણે વ્રજમાં વિહાર કરતા અને ગોપીઓના વિલાસોથી જેમનું ચિત્ત ખેંચાઈ ગયું હતું એવા બલભદ્રને સઘળી રાત્રિઓ એકરાત્રિની પેઠે ગઈ.

**एवं सर्वा निशा याता एकेव रमतो व्रजे। रामस्याक्षिप्तचित्तस्य माधुर्यैर्व्रजयोषिताम्॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પાંસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**नंदव्रजं गते रामे करूषाधिपतिर्नृप। वासुदेवोहमित्यज्ञो दूतं कृष्णाय प्राहिणोत्॥ १॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા! બલભદ્ર નંદરાયના વ્રજમાં ગયા હતા ત્યાં પછવાડે કરૂષદેશનો રાજા પૌંડ્રક કે જે પોતાને વાસુદેવ સમજતો હતો તેણે મૂર્ખપણાથી ભગવાનની પાસે એક દૂત મોકલ્યો. 'તેમજ જગતના પતિ ભગવાન્ વાસુદેવ અવતરેલા છો' એપ્રમાણે મૂર્ખલોકોએ સ્તુતિથી બેહેકાવેલો તે પૌંડ્રક રાજા પોતાને વિષ્ણુ માનતો હતો. છોકરાઓ જેમ રમતમાં એકને રાજા ઠરાવે છે તેમ મૂર્ખ લોકોએ વિષ્ણુ ઠરાવેલા તે મંદ રાજાએ દ્વારકામાં અચિન્ત્ય માર્ગવાળા શ્રીકૃષ્ણની પાસે દૂત મોકલ્યો.

* આ છાસઠમા અધ્યાયમાં ભગવાને કાશીમાં જઇને પૌંડ્રકને અને તેના મિત્રને માર્યો અને તે પછી સુદક્ષિણના મરણ આદિ કામ થયું, એ કથા કેહેવામાં આવશે.

દૂતે દ્વારકામાં આવીને, સભામાં બેઠેલા અને કમલપત્ર સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ ભગવાનને નીચેપ્રમાણે તે રાજાનો સંદેશો કહ્યો.—

દૂત કેહેછે.—પ્રાણિઓપર દયા કરવાનેમાટે પૃથ્વીપર અવતરેલો વાસુદેવ હું એકજ છું, બીજો કોઈ વાસુદેવ નથી; માટે તું ખોટું નામ છોડી દે. હે યાદવ! તું મૂઢપણાથી જે અમારાં ચિન્હો ધારણ કરેછે તે સઘળાં છોડી દઈને મારા શરણમાં આવ અને એમ ન કરવું હોય તો મારી સાથે યુદ્ધ કર.

શુકદેવજી કેહેછે.—અલ્પ બુદ્ધિવાળા તે પૌંડ્રકનો બકવાદ સાંભળીને તે સમયમાં ઉગ્રસેન આદિ સભાસદો ઊંચે સાદે હસવા લાગ્યા. હસવાની વાતો થઈ રહ્યા પછી ભગવાને દૂતને કહ્યું કે "હે મૂઢ! જે ચિન્હોથી તું આ પ્રમાણે બકે છે તે ચિન્હોને હું છોડાવી દઇશ. હે મૂર્ખ! તે સમયમાં મરણ પામેલો તું મોહડું ઢાંકી તથા કાગડા, ગરજો અને વટ નામના પક્ષીઓથી વીંટાઈને સુઈ જશે અને કુતરાંઓના આશ્રયરૂપ થશે" એમ તુ તારા રાજાને કેહેજે.

શુકદેવજી કેહેછે.—આ પ્રમાણે ભગવાને જે તિરસ્કારનાં વચનો કહ્યાં તે પેહેલા દૂતે પોતાના સ્વામી પૌંડ્રકની પાસે સઘળાં કહ્યાં. તે સમયમાં પૌંડ્રક રાજા તેના મિત્રની નગરી કાશીમાં હતો તેથી ભગવાન્ પણ રથમાં બેશીને કાશીએ ગયા. ભગવાનનો ઉદ્યોગ જાણીને મહારથી પૌંડ્રક રાજા પણ બે અક્ષૌહિણી સૈન્ય લઇને તુરત કાશીમાંથી બહાર નીકળ્યો. એનો મિત્ર કાશીનો રાજા તેનો પક્ષ લઇને ત્રણ અક્ષૌહિણી સૈન્ય લઈ તેની પછવાડે આવ્યો. ભગવાને પૌંડ્રક રાજાને દીઠો. એ રાજાએ શંખ, ચક્ર, ગદા, શાર્ઙ્ગ, અને શ્રીવત્સ ઇત્યાદિક ધર્યાં હતાં; કૌસ્તુભમણિ ગળામાં પેહેર્યો હતો; વનમાળાથી શોભી રહ્યો હતો; પીળાં રેશમી વસ્ત્ર પેહેર્યાં હતાં; ધ્વજમાં ગરૂડનું ચિન્હ હતું; મુકુટ

અને આભરણો અમૂલ્ય હતાં અને મકરાકૃતિ કુંડળો ચળકતાં હતાં. નાટકશાળામાં આવેલા નટની પેઠે પોતાના જેવો કૃત્રિમ વેષ ધરીને આવેલા તે પૌંડ્રકને જોઇને ભગવાન્ બહુજ હસ્યા. ત્રિશૂલ, ગદા, પરિઘ, સાંગ્ય, ઋષ્ટિ, પ્રાસ, તોમર, તરવાર, પટ્ટિશ અને બાણોથી શત્રુઓ ભગવાન્ પેર પ્રહાર કરવા લાગ્યા. પૌંડ્રક અને કાશીના રાજાના હાથી, ઘોડા, રથ અને પ્યાદલવાળા તે સૈન્યનો શ્રીકૃષ્ણ ભગવાને, જેમ પ્રલયકાલમાં નોખનોખી પ્રજાઓનો અગ્નિ નાશ કરે તેમ ગદા, તરવાર, ચક્ર અને બાણોથી બહુજ નાશ કરી નાખ્યો. ચક્રથી કપાએલા રથ, ઘોડા, હાથી, માણસ, ખચ્ચર અને ઉંટોથી વ્યાપ્ત થએલું અને વીરલોકોને આનંદ આપે એવું તે યુદ્ધનું સ્થલ રૂદ્રને ક્રીડા કરવાના સ્થલની પેઠે ભયંકર થઇ પડ્યું. પછી ભગવાને પૌંડ્રકને કહ્યું કે–"હે પૌંડ્રક! દૂતના મહોડાથી તેં મને કેહેવરાવ્યું હતું તેપ્રમાણે તે શસ્ત્રો તારા ઉપરજ મુકું છું. હે મૂર્ખ! તેં જે મારૂં ખોટું નામ ધર્યું છે તે હું આજ છોડાવી દઇશ અને યુદ્ધની ઇચ્છા નહિ હોય તો તારા શરણમાં આવીશ." આ પ્રમાણે વિરસ્કાર કરી તથા સજાવેલાં બાણોથી તેને રથ વગરનો કરી, ભગવાને, ઇંદ્ર જેમ વજ્રથી પર્વતનું શિખર કાપે તેમ ચક્રથી તે પૌંડ્રકનું માથું કાપી નાખ્યું. એપ્રમાણેજ કાશીના રાજાનું માથું પણ બાણોથી કાપી નાખીને ભગવાને તે માથાને, વાયુ જેમ કમલના પોટાને પાડે તેમ કાશીમાં પાડ્યું. એ રીતે મત્સરવાળા પૌંડ્રક રાજાને તથા તેના મિત્રને મારી નાખી, સિદ્ધલોકો જેની કથારૂપી અમૃતનું ગાયન કરતા હતા એવા ભગવાન્ દ્વારકામાં પધાર્યા. નિરંતર ભગવાનનું ધ્યાન રેહેવાથી સઘળાં કર્મબંધન મટી ગયાં હતાં અને ભગવાનનુંજ રૂપ ધરતો હતો તેથી તે પૌંડ્રક રાજા ભગવાનની સાથે એકતા પામી ગયો. રાજદ્વારમાં કુંડલસહિત માથું પડેલું જોઇને 'આ શું? અને આ મહોડું કોનું?' એમ લોકો સંશયમાં પડ્યા. પછી કાશીના રાજાનું છે એમ જાણવામાં આવતાં તેની રાણીઓ, પુત્રો, બાંધવો અને પ્રજા "હે રાજા! હે નાથ! હે નાથ! હાય તમો મરણ પામતાં અમો મરી ગયાં" એમ રોવા લાગ્યાં. એ રાજાના દીકરા સુદક્ષિણે પિતાની ઉત્તર ક્રિયા કરીને નિશ્ચય કર્યો કે–"પિતાના મારનારને મારીને હું પિતાનું વેર વાળીશ." બુદ્ધિમાં આવો નિશ્ચય કરીને સુદક્ષિણે પોતાના ઉપાધ્યાયો સહિત મોટી એકાગ્રતાથી સદાશિવનું પૂજન કર્યું. પ્રસન્ન થએલા કાશીવિશ્વનાથે તેને વરદાન માગવાનું કેહેતાં તેણે પોતાના પિતાના મારનારને મારવાનો ઉપાય કે જે પોતાને જોઇતો હતો તે માગ્યો. સદાશિવે કહ્યું કે–"દક્ષિણાગ્નિ કે જે ઋત્વિજની પેઠે કહેલું કામ કરનાર છે તેનું બ્રાહ્મણોની સાથે અભિચાર (મારણપ્રયોગના) વિધાનથી તું પૂજન કર અને એમ કરીશ તો તે ભૂત-પ્રેતાદિકથી વીંટાઇને તારી ઇચ્છા પૂરી કરશે; પણ જેનાઉપર તું એ અગ્નિનો ઉપયોગ કરીશ તે જો બ્રાહ્મણોને માનનાર નહિ હશે તો." આ પ્રમાણે સદાશિવે આજ્ઞા કરતાં શ્રીકૃષ્ણ ઉપર અભિચાર કરવાના નિયમો તેણે લીધા. એ નિયમો લેવાથી કુંડમાંથી દેહધારી, મહાભયંકર, તપાવેલા ત્રાંબા જેવી શિખા અને દાઢી-મૂછવાળો તથા નેત્રમાંથી અંગારા કહાડનારો અગ્નિ નીકળ્યો. એનું મોહોડું દાહાઢોથી અને લાકડીઓજેવી ઉગ્ર ભમરોથી ભારે વિકરાલ હતું; પોતાની જીભથી ગલોફાં ચાટતો હતો; ત્રણ શિખાવાળા બળતા ત્રિશૂળને હલાવતો હતો; તાડ જેવડા બે પગથી ધરતીને ધ્રુજાવતો હતો અને નાગો હતો. ભૂતોથી વીંટાએલો અને દિશાઓને બાળતો તે અગ્નિ દ્વારકા ઉપર દોડ્યો. એ અભિચારના અગ્નિને આવતો જોઇ, જેમ વન બળતાં મૃગો ત્રાસ પામે તેમ સઘળા દ્વારકાના

રેહેવાસીઓ ત્રાસ પામ્યા. ભયથી આતુર થએલા એ લોકોએ સભામાં પાશાઓથી રમતા શ્રીકૃષ્ણને કહ્યું કે–"હે ત્રૈલોક્યના નાથ! નગરને બાળી નાખતા આ અગ્નિથી રક્ષણ કરો." બહાર અને અંદર સર્વના સાક્ષી ભગવાને 'એ સદાશિવે મોકલેલી કૃત્યા (મૃત્યુ) છે' એમ જાણી તેનો નાશ કરવાનેમાટે પોતાના પડખામાં રહેલાં ચક્રને આજ્ઞા કરી. કરોડ સૂર્યજેવા પ્રલયના અગ્નિ સરખી કાંતિવાળા અને પોતાના તેજથી આકાશ, દિશાઓ, સ્વર્ગ તથા પૃથ્વીને બહુજ પ્રકાશ આપતા એ ભગવાનના અસ્ત્ર સુદર્શને અગ્નિને પીડા કરી. હે રાજા! ભગવાનના ચક્રના તેજથી હણાએલા અને જેનું મોહોડું ભાંગી ગયું એવા એ અભિચારના અગ્નિએ પાછો વળીને કાશીમાં આવીને પોતાને ઉત્પન્ન કરનાર સુદક્ષિણને, ઋત્વિજ બ્રાહ્મણોને અને લોકોને બાળી નાખ્યા. તેને પછવાડે સુદર્શન ચક્ર ગયું તેણે વળી મંચ, સભા, ઘર, હાટ, દરવાજા, અગાશીઓ, ભંડાર, હાથીની શાળા, ઘોડાર, રથોની શાળા અને અન્નની શાળાઓ સહિત કાશીને બાળી નાખી. ભગવાનનું ચક્ર સુદર્શન સઘળી કાશીને બાળી નાખીને પાછું યોગ્ય કામ કરનારા શ્રીકૃષ્ણની પાસે આવ્યું. જે માણસ સાવધાન રહીને આ ભગવાનનું પરાક્રમ સંભળાવે અથવા સાંભળે તે માણસ સઘળાં પાપોથી છૂટે. ૪૩

**य एनं श्रावयेन्मर्त्य उत्तमश्लोकविक्रमम् ।**
**समाहितो वा शृणुयात् सर्वपापैः प्रमुच्यते ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છાસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ राजोवाच ॥** *

**भूयोहं श्रोतुमिच्छामि रामस्याद्भुतकर्मणः ।**
**अनंतस्याप्रमेयस्य यदन्यत् कृतवान् प्रभुः ॥**

પરીક્ષિત રાજા પૂછે છે.–ફરીવાર પણ અદ્‌ભુત કર્મ કરનાર, અનંત અને પ્રમાણમાં ન આવે એવા પ્રભુ બલભદ્રે જે કાંઇ બીજું પણ ચરિત્ર કર્યું હોય તે હું સાંભળવા ઇચ્છું છું.

શુકદેવજી કેહેછે.–સુગ્રીવનો મંત્રી, મૈંદનો ભાઇ અને પરાક્રમી દ્વિવિદ નામનો કોઈ વાનર નરકાસુરનો સખા હતો. તે વાનરે પોતાના મિત્રનું વૈરવાળવાની ઇચ્છાથી દેશનો નાશ થઇજાય એવી રીતે પુર, ગામ, ખાણ્યો અને વ્રજોમાં અગ્નિ મૂકીને તેઓને બાળતો હતો. કોઇ સમયે પર્વતોને ઉપાડીને તેઓથી દેશોને ચૂર્ણ કરતો હતો તેઓમાં આનર્ત્ત દેશ કે જેમાં તેના મિત્રને મારનાર ભગવાન્ રહ્યા હતા તેને તો બહુજ સતાવતો હતો. દશ હજાર હથીઓના બળવાળો એ વાનર કોઇ સમયે સમુદ્રની વચમાં ઉભીને હાથવતે તેનું જળ ઉછાળી કાંઠાના દેશને બોળી દેતો હતો. મોટા ઋષિઓના આશ્રમોનાં ઝાડ ભાંગી નાખીને એ દુષ્ટવાનર યજ્ઞના અગ્નિઓને વિષ્ટા અને મૂત્રથી અભડાવતો હતો. જેમ ભમરી કીડાને દરમાં નાખી રોકી મેલે તેમ એ ગર્વવાળો વાનર પુરૂષ અને સ્ત્રિયોને પર્વતોના કોતરાડ અને ગુફાઓમાં નાખીને તે સ્થાનકોને મોટી શિલાઓથી ઢાંકી દેતો હતો. એપ્રમાણે દેશોને દુઃખ દેતો અને સારા કુળની સ્ત્રિયોને દૂષિત કરતો એ વાનર સુંદર ગાયન સાંભળીને રૈવતક નામના પર્વતમાં ગયો. એ પર્વતમાં કમલની માળાવાળા, સઘળાં સુંદર અંગવાળા, સ્ત્રિયોના ટોળાના મધ્યમાં બેઠેલા, વારૂણી મદિરા પીને ગાયન કરતા, મદથી વિહ્વળ નેત્રવાળા, મદ ઝરનારા હાથીની પેઠે શરીરથી શોભતા બલભદ્ર તેના જોવામાં આવ્યા. એ દુષ્ટ વાનર શાખાપર

---

* આ સડસઠમા અધ્યાયમાં રૈવતક પર્વતમાં મદિરા પીને સ્ત્રિયોની સાથે સ્વચ્છંદ રીતે ક્રીડા કરતા બલભદ્રે દુષ્ટ દ્વિવિદ વાનરને માર્યો એ કથા કેહેવામાં આવશે.

ચડી વૃક્ષોને કંપાવતાં પોતાનું શરીર દેખાડીને કીકિયાટી કરવા લાગ્યો. જુવાન, જાતિથી ચપળ અને જેઓને હાસ્ય વહાલું હતું એવી બલભદ્રની સ્ત્રિયો તે વાનરનું ધૃષ્ટપણું જોઈને હસવા લાગી. બલભદ્ર જોતાં છતાં તે સ્ત્રિયોને પોતાનું ગુહ્ય દેખાડનો તે વાનર ભમરના ચાળાઓથી અને સામાં આવવાં આદિથી તેઓનું અપમાન કરવા લાગ્યો. પ્રહાર કરનારાઓમાં ઉત્તમ બલભદ્રે ક્રોધ કરીને તેના ઉપર પથરો ફેંક્યો. પથરો પોતાને વાગવા નહિ દેતાં ધૂર્ત્ત, બલભદ્રને ક્રોધ ચડાવતો અને હસતો એ વાનર મદિરાના કલશને ઉપાડીને અપમાન કરવા લાગ્યો. મહોન્મત્ત, ધૃષ્ટ અને બલવાન્ એ વાનર કળશને ફોડી નાખી બલભદ્રને નહિ ગણકારતાં સ્ત્રિયોનાં વસ્ત્ર ખેંચી ખેંચીને ફાડી નાખવા લાગ્યો. તે વાનરની એ અનીતિ જોઇને અને તેણે ઉપદ્રવ પમાડેલા દેશોને જોઈને ક્રોધ પામેલા બલભદ્રે તે શત્રુને મારી નાખવાની ઇચ્છાથી હળ અને મુશલ લીધાં. મોટા બળવાળા દ્વિવિદે પણ હાથથી શાલનું ઝાડ ઉપાડી વેગથી બલભદ્રની સામે આવી તે ઝાડ બલભદ્રના માથામાં માર્યું. પર્વત જેવા બલભદ્રે પોતાના માથાપર પડતા તે ઝાડને પકડી લીધું અને તે વાનરને સુનંદ નામના મુસલનો માર માર્યો. મુસલથી માથાનો અવયવ ભાંગીજતાં પણ તે પ્રહારને નહિ ગણકારતો દ્વિવિદ વાનર, પર્વત જેમ ગેરૂથી શોભે તેમ લોહીની ધારાથી શોભવા લાગ્યો. ક્રોધ પામેલા તે વાનરે ફરી બીજું ઝાડ ઉખેડી તેને પોતાના બળથી પાનડા વગરનું કરી તેથી બલભદ્રને પ્રહાર કર્યો. તે ઝાડના બલભદ્રે સો કટકા કર્યા. પછી ક્રોધથી બીજું ઝાડ બલભદ્રને માર્યું તો તે ઝાડના પણ તેમણે સો કટકા કર્યા. એપ્રમાણે બલભદ્રનીસાથે યુદ્ધ કરતા તે વાનરે વારંવાર વૃક્ષો ભાંગીજતાં ચારેકોરથી વૃક્ષો ખેંચી લઇને તે વનને વૃક્ષ વગરનું કરી મૂક્યું. પછી ક્રોધ પામેલો તે વાનર બલભદ્રની ઉપર પથરાની વૃષ્ટિ કરવા લાગ્યો. મુશલના આયુધવાળા બલભદ્રે તે સઘળા પથરાઓનો લીલામાત્રમાં ભૂકો કરી નાખ્યો. મોટા વાનર દ્વિવિદે તાડ જેવડા બે હાથની મૂઠીઓવાળી, પાસે જઇને તે મૂઠીઓ બલભદ્રની છાતીમાં મારી. બલભદ્રે પણ ક્રોધ કરીને હળમુશલ છોડી દેતાં તે વાનરની હાંસડીમાં પોતાના બે હાથથી પ્રહાર કર્યો. એ પ્રહારથી લોહી નાખતો એ વાનર પડી ગયો. હે રાજા! પાણીમાં વહાણ જેમ વાયુથી કંપે તેમ જલનાં છિદ્રો અને વનસ્પતિઓ સહિત એ પર્વત દ્વિવિદ વાનરના પડવાથી કંપવા લાગ્યો. આકાશમાં ફુલની વૃષ્ટિ કરતા દેવ, સિદ્ધ અને મોટા મુનિઓ 'જય જય, નમોનમઃ અને સારૂં થયું સારૂં થયું' એમ બોલવા લાગ્યા. એપ્રમાણે જગતને દુઃખ દેનારા દ્વિવિદ વાનરને મારી લોકોએ સ્તુતિ કરાતા બલભદ્ર દ્વારકામાં પધાર્યા.

**एवं निहत्य द्विविदं जगद्व्यतिकरावहम् । संस्तूयमानो भगवान् जनैः स्वपुरमाविशत् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સડસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**दुर्योधनसुतां राजन् लक्ष्मणां समितिंजयः । स्वयंवरस्थामहरत् सांबो जांबवतीसुतः ॥१॥**

શુકદેવજી કહેછે.– હે રાજા! જાંબવતિના પુત્ર યુદ્ધમાં જય મેળવનાર સાંબે સ્વયંવરમાં રહેલી દુર્યોધનની કુંવરી લક્ષ્મણાનું હરણ કર્યું. કૌરવો કોપ કરીને બોલવા લાગ્યા કે–"આ વિનય વગરનો છોકરો

* આ અડસઠમા અધ્યાયમાં કૌરવોએ યુદ્ધ કરી સાંબને રોકી મુકતાં તેને છોડાવવા આવેલા બલભદ્રે હસ્તિનાપુરને ખેચ્યું, એ કથા કહેવામાં આવશે.

આપણને નહિ ગણકારતાં આપણી કન્યા કે જેને તેના ઉપર ઇચ્છા નહિ હતી તેને બલાત્કારથી હરી ગયો માટે એ ઉદ્ધત છોકરાને બાંધી લીઓ. યાદવો કે જેઓ આપણે કૃપા કરી આપેલી પૃથ્વીને ભોગવે છે તેઓ શું કરશે? પુત્રને પકડેલો સાંભળી યાદવો જો અહીં આવશે તો અભિમાન ભાંગીજતાં તેઓ દમન કરેલી ઇંદ્રિયોની પેઠે શાંત થઇ જશે." આપ્રમાણે બોલી ભીષ્મપિતામહની સંમતિથી કર્ણ, શલ, ભૂરિ, યજ્ઞકેતુ અને દુર્યોધન, એઓએ સાંબને બાંધવાની ગોઠવણ કરી. મહારથી સાંબ પોતાની પાછળ દોડતા કૌરવોને જોઇ સુંદર ધનુષ હાથમાં લઇને સિંહની પેઠે એકલો તેઓની સામે ઉભો. ક્રોધ પામેલા, પકડી લેવાને ઇચ્છતા અને 'ઉભો રહે ઉભો રહે' એમ બોલતા એ કર્ણાદિક ધનુષધારીઓ સાંબને પોહોચીને તેના ઉપર બાણ નાખવા લાગ્યા. હે રાજા! ક્ષુદ્ર મૃગોએ સિંહની પેઠે કૌરવોએ વીંધેલો એ યાદવોને રાજી કરનાર શ્રીકૃષ્ણનો પુત્ર તે સહન કરી શક્યો નહિ. વીર સાંબે પોતાના સુંદર ધનુષનો ટંકાર કરી ભીષ્મપિતામહ સહિત એ છ મહારથીઓને એક સામટો નીચેપ્રમાણે પ્રત્યેકને છ છ બાણથી પ્રહાર કર્યો. ચાર ચાર બાણથી તેઓના ચાર ચાર ઘોડાઓને, એક એક બાણથી એક એક સારથિને અને એક એક બાણથી રથમાં બેસનારાઓને વીંધી નાખ્યા. એ સાંબના કામને તેઓએ પણ વખાણ્યું. એ છ જણાઓએ સાંબને રથવિનાનો કર્યો. ચાર જણાએ ચાર ઘોડા મારી નાખ્યા, એકે સારથિને મારી નાખ્યો અને એકે ધનુષ્ કાપી નાખ્યું. કૌરવો યુદ્ધમાં ઘણા પરિશ્રમથી તેને રથવગરનો કરી બાંધી લેતાં જય મેળવીને તેને તથા પોતાની કન્યાને લઇને પોતાના પુરમાં ગયા. હે રાજા! નારદજીના કહેવાથી આ વાત સાંભળવામાં આવતાં ક્રોધ પામેલા અને ઉગ્રસેન રાજાએ પ્રેરેલા યાદવો કૌરવો ઉપર ઉદ્યમ કરવા લાગ્યા. કલિયુગના મેલને ટાળનાર બલભદ્ર કૌરવો અને યાદવો વચ્ચે કજિયો વધવામાં રાજી ન હતા તેથી, સજ્જ થએલા મોટા મોટા યાદવોની સાંત્વના કરી સૂર્યસરખા તેજસ્વી રથમાં બેશી હસ્તિના પુરમાં ગયા. ત્યહોથી ચંદ્રમાની પેઠે બ્રાહ્મણોથી અને કુળના વૃદ્ધ પુરૂષોથી વીટાએલા તે બલભદ્ર હસ્તિનાપુરમાં જઇને બાહારની વાડીમાં ઉતર્યા અને ત્યાં રહિને અભિપ્રાય જાણવાસારૂ તેમણે ઉદ્ધવજીને ધૃતરાષ્ટ્રની પાસે મોકલ્યા. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ, બાલ્હિક અને દુર્યોધનને રીતિપ્રમાણે પ્રણામ કરી ઉદ્ધવજીએ બલભદ્ર આવ્યાના સમાચાર આપ્યા. પોતાના પરમ સ્નેહી બલભદ્રને આવ્યા સાંભળી બહુજ રાજી થએલા તે કૌરવો ઉદ્ધવજીનો સત્કાર કરી હાથમાં ભેટ દેવાની ઉત્તમ વસ્તુઓ લઇને બલભદ્રની પાસે ગયા. બલભદ્રને યથાયોગ્ય રીતે મળીને ગાય તથા અર્ઘ્યનું નિવેદન કર્યું. એઓમાં જેઓ બલભદ્રના પ્રભાવને જાણતા હતા તેઓએ મસ્તકવતે બલભદ્રને પ્રણામ કર્યા. પરસ્પર કલ્યાણ તથા આરોગ્ય પૂછી સંબંધીઓનું કુશલ સાંભળી પછી બલભદ્રે નીચેપ્રમાણે તેજ ભરેલું વચન કહ્યું.

બલભદ્ર કેહેછે.—મહારાજાધિરાજ ઉગ્રસેને તમોને જે આજ્ઞા કરી છે તે સાવધાનપણાથી સાંભળીને તેપ્રમાણે કરો. વિલંબ કરશો નહિ. ઉગ્રસેને કહ્યું છે કે—"તમોએ ઘણા જણ થઈ અધર્મ કરીને ધર્મવાળા અમારા બાલકને જીતી લઈ બાંધી લીધો છે તોપણ સંબંધીઓમાં સંપ રાખવાની ઇચ્છાથી તે વાત હું સહન કરૂં છું તો હવે એ બાલકને છોડી આપો."

શુકદેવજી કેહેછે.—પ્રભાવ, ઉત્સાહ અને વૈર્યનેલીધે ઉચ્છૃંખલ તથા તેમની શક્તિને યોગ્ય બલભદ્રનું વચન સાંભળી કોપ પામેલા કૌરવો બોલ્યા કે—"અહો! કાળની દુરંત

ગતિથી આ મોટું આશ્ચર્ય થયું છે કે મુકુટે સેવેલા મસ્તક ઉપર પગરખું ચડી બેસવાને ઇચ્છે છે. આ યાદવોની સાથે વેહેવાઇનો સંબંધ કરી, રાજ્યાસન આપી તથા શય્યા આસન અને ભોજન સાથે કરવા આપીને એઓને આપણે આપણા જેવા કર્યા છે આપણે આગ્રહ રાખતા નથી, તેથીજ આ યાદવો ચામર, વીજણા, શંખ, ધોળું છત્ર, કિરીટ, આસન અને શય્યાને ભોગવેછે. ખેદની વાત છે કે આપણી કૃપાથી વધેલા યાદવો આજ નિર્લજ્જ થઇને આપણા ઉપર આજ્ઞા કરેછે. સર્પોને પાયેલું દૂધ જેમ પાનારનુંજ ભુંડું કરે તેમ યાદવોને અપણે આપેલાં રાજચિન્હ કે જેઓથી આપણુંજ અવળું થાયછે તે હવે બંધ પડાવવાં જોઇએ. ભીષ્મ, દ્રોણ અને અર્જુનાદિક કૌરવોએ જે ન આપેલું હોય તેને ઇંદ્ર પણ કેમજ લઇ શકે? સિંહની વસ્તુને તેના આપ્યા વિના ઘેટો લઇ શકેજ નહિ."

શુકદેવજી કેહેછે.—હે રાજા! જન્મ, બંધુ અને લક્ષ્મીથી મહોન્મત્ત થએલા એ અસભ્ય લોકો બલભદ્રને એવાં દુર્વચન સંભળાવી હસ્તિનાપુરમાં ગયા. કૌરવોનો દુષ્ટ સ્વભાવ જોઇને અને તેઓનાં દુર્વચન સાંભળીને કોપના વેગમાં આવેલા અને તેનેલીધે સામું જોઇ શકાય નહિ એવા બલભદ્ર વારંવાર હસીને નીચેપ્રમાણે બોલ્યા.—

બલભદ્ર બોલેછે.—અનેક પ્રકારના મદોથી છકેલા નીચ પુરૂષો શાંતિને ઇચ્છેજ નહિ. પશુઓ જેમ લાકડીથીજ શાંત થાય તેમ એવા લોકો દંડથીજ પાંશરા થાય. અહો! બહુજ વેગમાં આવેલા યાદવોને અને કોપ પામેલા શ્રીકૃષ્ણને ધીરે ધીરે સમજાવી એઓ અને આ લોકોની વચ્ચે સમાધાન રાખવાની ઇચ્છાથી હું અહીં આવ્યો પણ મંદ બુદ્ધિવાળા, કજિયામાં પ્રીતિ રાખનારા, અભિમાની અને ખળતા ભરેલા આ લોકો મારૂં અપમાન કરીને વારંવાર ન બોલવાનાં વચન બોલી ગયા!! ભોજ, વૃષ્ણિ અને અંધક કુળના સ્વામી ઉગ્રસેન કે જેની આજ્ઞામાં ઇંદ્રાદિક લોકપાલો પણ વર્તે છે તેમને આ લોકો તો રાજાજ ગણતા નથી!! શ્રીકૃષ્ણ કે જેમણે દેવતાઓની સુધર્મા સભા દબાવી છે અને દેવતાઓના વૃક્ષ પારિજાતને પણ સ્વર્ગમાંથી લાવીને જે ભોગવેછે તેતો આ લોકોના મનમાં સિંહાસનને યોગ્યજ નથી!! સર્વ જગતની ઇશ્વિરી સાક્ષાત્ લક્ષ્મી પણ જેનાં ચરણને સેવેછે એવા લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ આ લોકોના મનમાં રાજચિન્હોને ધારણ કરવાને યોગ્યજ નથી!! ગંગાજીને પણ તીર્થપણું આપનાર જેમના ચરણારવિંદની રજને સઘળા લોકપાલો પોતાના ઉત્તમ મુકુટો ઉપર ધરેછે અને બ્રહ્મા, સદાશિવ, લક્ષ્મી તથા હું પણ જેમના અંશના અંશરૂપ અને ચરણરજને અનાદિકાલથી ધારણ કરનારા છિયે તે ભગવાનને રાજ્યાસન ક્યાંથીજ હોય? કૌરવોએ આપેલા પૃથ્વીના કટકાને યાદવો ભોગવે છે!! અમો પગરખાં છિયે અને કૌરવો તો પોતે મસ્તકરૂપ છે!!! અહો! ઐશ્વર્યથી મદિરા પીનારની પેઠે મત્ત થએલા અભિમાની લોકોની અસંબંધ અને કઠોર વાણીને, શિક્ષા કરવાનું સામર્થ્ય ધરાવનાર કયો પુરૂષ સહન કરે? આજ હું પૃથ્વીને કૌરવવગરની કરી નાખીશ.

શુકદેવજી કેહેછે.—આપ્રમાણે જાણે જગતને બાળવા ધારતા હોય તેમ ક્રોધ પામેલા બલભદ્ર હાથમાં હળ લઇને ઉઠ્યા. ક્રોધ પામેલા બલભદ્રે હળના અગ્રથી હસ્તિનાપુરને ઉખેડી ગંગાજીમાં નાખી દેવાસારૂ ખેંચ્યું. હસ્તિનાપુરને ખેંચાતું, ગંગાજીમાં પડતું અને વાહાણની પેઠે હાલતું જોઇને કૌરવો સંભ્રમમાં પડ્યા. કુટુંબસહિત જીવવાને ઇચ્છતા કૌરવો લક્ષ્મણાસહિત સાંબને આગળ કરી હાથ જોડીને તેજ પ્રભુ બલભદ્રને શરણે ગયા.

કૌરવો કેહેછે.—હે બલરામ! હે બલરામ! હે સર્વના આધારરૂપ! તમારા પ્રભાવને અમે જાણતા નથી. અમે કે જેઓ મૂઢ અને કુબુદ્ધિ છિયે તેઓના અપરાધની ક્ષમા કરવી જોઇએ. એક અને આશ્રય રહિત તમેજ સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ છો. હે ઇશ્વર! આ સર્વ લોકોને ક્રીડા કરનાર આપનાં રમકડારૂપ કેહેછે. હે અનંત! હે હજાર મસ્તકવાળા! તમેજ આ ભૂમંડલને એક મસ્તક ઉપર ધરી રહ્યા છો અને પ્રલયકાલમાં પોતાના સ્વરૂપમાં જગતનો લય કરી અદ્વિતીય અને અવશેષ રેહેનારા તમેજ શેષનાગ પર પોઢો છો. હે મહારાજ! આપ કે જે સત્વગુણને ધરનાર છો તેમનો કોપ દ્વેષથી કે મત્સરથી નથી પણ સર્વને શીખામણ દેવાનેમાટે છે અને તેનું તાત્પર્ય જગતના રક્ષણ ઉપર છે. હે સર્વ પદાર્થોના આત્મા! હે સર્વ શક્તિઓને ધરનાર! હે અવિનાશી! હે સર્વ કર્મોના સ્વામી! અમે તમને શરણ આવેલા છિયે અને પ્રણામ કરિયે છિયે.

શુકદેવજી કેહેછે.—આ પ્રમાણે શરણાગત, ઉદ્વેગ પામેલા અને જેઓનું નગર ધ્રુજતું હતું એવા કૌરવોએ પ્રસન્ન કરતાં બલભદ્રે પ્રસન્ન થઇને 'બીશોમાં' એમ અભયદાન દીધું. દુર્યોધને પ્રેમનેલીધે સાઠ સાઠ વર્ષના બારસો હાથી, બાર અયુત (દશ હજાર) ઘોડા, સોનાના સૂર્યસરખા તેજસ્વી છ હજાર રથો અને જેઓના કંઠમાં પદક પેહેરાવ્યાં હતાં એવી એક હજાર દાસીઓ પોતાની દીકરીને આપ્યાં. યાદવોમાં ઉત્તમ અને સંબંધીઓએ માન આપેલા બલભદ્ર એ સઘળું લઈ દીકરા અને વહુની સાથે ત્યાંથી ચાલ્યા. પછી બલભદ્રે દ્વારકામાં આવી સ્નેહ ભરેલા સંબંધીઓને મળી મુખ્ય યાદવોની સભામાં કૌરવોની સાથે સઘળી પોતાની વર્ત્તણૂકની વાત કહી દેખાડી. બલભદ્રના પરાક્રમને સૂચવતું એ હસ્તિનાપુર હજુસુધી પણ દક્ષિણ દિશાની કોર ઉંચું અને ગંગાજીની કોર ઢળતું દેખાય છે.

**अद्यापि च पुरंह्येतत्सूचयद्रामविक्रमम् । समुन्नतं दक्षिणतो गंगायामनुदृश्यते ॥ ५४ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અડસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**नरकं निहतं श्रुत्वा तथोद्वाहं च योषिताम् ।**
**कृष्णेनैकेन बह्वीनां तद्दिदृक्षुः स्म नारदः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—નરકાસુરને માર્યો સાંભળી તથા એક શ્રીકૃષ્ણે ઘણી સ્ત્રિયોનો વિવાહ કર્યો સાંભળી નારદજીને તે જોવાની ઇચ્છા થઈ. "આશ્ચર્ય છે કે એક શરીરથી એક સમયમાંજ નોખનોખાં ઘરોમાં એક શ્રીકૃષ્ણ સોળ હજાર સ્ત્રિયોને પરણ્યા." આ જોવાની ઉત્કંઠાથી નારદજી દ્વારકામાં આવ્યા. દ્વારકામાં ફૂલવાળા બગીચા અને વાડીઓમાં પક્ષીઓ અને ભ્રમરાઓનાં ટોળાં નાદ કરી રહ્યાં હતાં. ઉઘડી રહેલાં ઇંદીવર, અંભોજ, કલ્હાર, કુમુદ અને ઉત્પલોથી ઘેરાઈ રહેલાં તળાવોમાં હંસ અને સારસો ઉંચા સ્વર કરી રહ્યાં હતાં. સ્ફટિકના, રૂપાના, મોટા મરકત મણિથી શોભી રહેલા અને સુવર્ણ તથા રત્નના સામાનવાળા નવ લાખ મોહોલ દીપી રહ્યા હતા. વિભાગ પાડેલા રાજમાર્ગ, ચોવટા, બજાર, શાળા, સભા અને દેવમંદિરો શોભી રહ્યાં હતાં. માર્ગ, આંગણાં, ગલીઓ અને ડેલીઓમાં પાણી છાટયાં હતાં. ઉડતી ધ્વજા અને પતાકાઓથી તડકાનું નિવારણ થતું હતું. એ દ્વારકામાં સુશોભિત, સર્વ લોકપાલોએ પૂજેલ, સોળ હજાર ઘરોથી દીપી રહેલ અને

* આ ઓગણોતેરમા અધ્યાયમાં પ્રત્યેક ઘરમાં ભગવાનનું ગૃહસ્થપણું જોઈ વિસ્મય પામેલા નારદજી વખાણ કરતા કરતા દ્વારકામાંથી ગયા, એ કથા કેહેવામાં આવશે.

જેમાં વિશ્વકર્માએ પોતાનું સઘળું ડાહપણ દેખાડયું હતું એવા ભગવાનના અંતઃપુરમાં જઇને તેમાં ભગવાનની સ્ત્રીના એક મોટા ઘરમાં નારદજી ગયા. એ ઘરમાં વૈદૂર્ય મણિનાં ઉત્તમ પાટિયાવાળા વિદ્રુમ મણિના થાંભલા લાગી રહ્યા હતા. ઇંદ્રનીલ મણિની ભીંતો, અખંડિત કાંતિવાળી ઇંદ્રનીલ મણિની પૃથ્વી, વિશ્વકર્માએ કરેલા મોતીની માળાનાં લટકણિયાંવાળા ઉલેચ, ઉત્તમ મણિથી જડેલાં દાંતનાં આસન અને પલંગ, સારાં વસ્ત્રવાળી અને ગળામાં પદક પેહેરનારી દાસીઓ, અને ઝુલડી, પાઘડીઓ, સારાં વસ્ત્ર તથા મણિનાં કુંડલવાળા પુરૂષોથી એ ઘર શોભી રહ્યું હતું. રત્નના અનેક દીવાઓની કાંતિથી અંધકાર દેખાતોજ ન હતો. એ ઘરમાં જાળિયામાંથી નીકળતા અગરૂના ધૂપને જોઈ તેને મેઘ જાણી ઊંચો નાદ કરતા મયૂરો વિચિત્ર છાજલીઓપર નાચતા હતા. એ ઘરમાં સર્વ કાળમાં પોતાનાં સરખાંજ ગુણ રૂપ અને અવસ્થાવાળી તથા સારા વેષવાળી હજારો દાસીઓ સહિત રૂકમિણિજી સોનાની ડાંડીવાળો ચમર લઇને જેને પવન ઢોળતાં હતાં એવા શ્રીકૃષ્ણ ભગવાનને નારદજીએ દીઠા. નારદજીને જોઇ સઘળા ધર્મધારીઓમાં ઉત્તમ શ્રીકૃષ્ણ ભગવાને તુરત રૂકમિણીના પલંગપરથી ઊઠી, કિરીટવાળા મસ્તકથી તેમના ચરણમાં પ્રણામ કરી હાથ જોડીને પોતાના આસનપર બેસાડ્યા. સત્પુરૂષોના પતિ અને જેમનાં ચરણ ધોવાનું જળ (ગંગાજી) સર્વના તીર્થરૂપ છે એવા ભગવાને પોતે જગતમાં સર્વોત્તમ છતાં પણ નારદજીનાં ચરણ ધોઇને તેનું જળ પોતાના માથાપર ચડાવ્યું, પોતાનું ગુણ ઉપરથી થયેલું 'બ્રહ્મણ્યદેવ' એવું નામ છે તેથી તે નામની યોગ્યતા પ્રમાણે ભગવાને એ કામ યોગ્યજ કર્યું. નરના સખા અને જુના ઋષિ નારાયણ ભગવાને નારદજીનું પૂજન કરી તથા થોડા અક્ષરવાળી અને અમૃતની પેઠે મીઠી વાણીથી બોલાવીને કહ્યું કે–"હે મહારાજ! કયું કામ કરી આપવાની આજ્ઞા છે."

નારદજી કેહેછે.–હે વિભુ! હે સર્વ લોકના નાથ! હે વેદ જેનું ગાયન કરેછે એવા! આપ સઘળા સજ્જનો ઉપર સ્નેહ રાખો છો અને ખળ પુરૂષોને શિક્ષા કરો છો એ કાંઈ આશ્ચર્ય નથી; કેમ કે જગતનું ધારણ પાલન અને કલ્યાણ કરવાનેમાટેજ આ આપનો ઇચ્છાવતાર છે, એ અમે સારી રીતે જાણિયે છિયે. આપનાં ચરણ કે જે લોકોને મોક્ષરૂપ, અગાધ જ્ઞાનવાળા બ્રહ્માદિકોએ પણ હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય અને સંસારરૂપી કુવામાં પડેલાઓને બહાર નીકળવાના આશ્રયરૂપ છે તેઓનાં મને દર્શન થયાં તો હવે મને આપનું સ્મરણ રહે એવો અનુગ્રહ કરો કે જેથી તે ચરણનુંજ ધ્યાન કરતાં ફરયા કરૂં.

શુકદેવજી કેહેછે.–હે રાજા! પછી તે નારદજી ભગવાનની યોગમાયાને જાણવાસારૂ ભગવાનની બીજી સ્ત્રીના ઘરમાં ગયા. ત્યાંપણ પ્યારી અને ઉદ્ધવજીની સાથે પાશાની ક્રીડા કરતા ભગવાનને દીઠા. ભગવાને પરમ ભક્તિથી ઉભા થઈ તથા આસનાદિક આપીને નારદજીની પૂજા કરી અને જાણે અજાણ્યા હોય તેમ પૂછયું કે–"આપ ક્યારે પધાર્યા છો? મારા જેવા અપૂર્ણ લોકોથી આપ જેવા પૂર્ણ લોકોનું શું કામ થઈ શકે? તોપણ હે મહારાજ! જે કામ હોય તે કહો અને આ અમારા જન્મને પવિત્ર કરો." વિસ્મય પામેલા નારદજી ત્યાંથી ચૂપાચૂપ ઉઠીને બીજા ઘરમાં ગયા. ત્યાંપણ પોતાના બાલક પુત્રોને રમાડતા ભગવાન્ જોવામાં આવ્યા. પછી બીજા ઘરમાં ભગવાન્ નાહાવાનો ઉદ્યોગ કરતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં અગ્નિ હોત્રનો હોમ કરતા અને વૈશ્વદેવ આદિ પંચમહાયજ્ઞ કરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં બ્રાહ્મણોને જમાડતા

અને અવશેષ રહેલું અન્ન જમતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં સંધ્યાની ઉપાસના કરતા અને મૌન ધરીને ગાયત્રીનો જપ કરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં ઢાલ તરવારથી પટો ખેલતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં હાથી, ઘોડા અને રથ ઉપર બેશીને ફરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં પલંગપર પોઢેલા અને બંદિજનોએ સ્તુતિ કરાતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં ઉદ્ધવાદિક મંત્રીઓની સાથે વિચાર કરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં ઉત્તમ વેશ્યાઓથી વીંટાઇને જલક્રીડામાં લાગેલા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં ઉત્તમ બ્રાહ્મણોને શણગારેલી ગાયો દેતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં મંગળરૂપ ઇતિહાસ અને પુરાણોને સાંભળતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં સ્ત્રીની સાથે હસવાની વાતથી હસતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં ધર્મને, કોઈ ઘરમાં અર્થને અને કોઈ ઘરમાં કામને સેવતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં એકલા બેશીને પ્રકૃતિથી પર આત્માનું ચિંતન કરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં કામ, ભોગ અને પૂજનના બીજા પદાર્થોથી ગુરૂઓની સેવા કરતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં બીજાઓની સાથે સંધિ કરતા અને કોઇ ઘરમાં વિગ્રહ કરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં બલભદ્રની સાથે સત્પુરૂષોના કલ્યાણનો વિચાર કરતા જોવામાં આવ્યા. કોઈ ઘરમાં મોટી ધામધુમથી પુત્રોને યોગ્ય સ્ત્રિયોની સાથે અને દીકરીઓને યોગ્ય વરોની સાથે પરણાવતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં પોતાનાં સંતાનોને મોકલવાના અને પાછાં તેડી આવવાના મહોત્સવ કે જેઓને જોઇને લોકો વિસ્મય પામતા હતા તેઓની ગોઠવણ કરતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં ભારે ભારે યજ્ઞોથી સર્વ દેવતાઓનું પૂજન કરતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં કુવા, વાડીઓ અને મઠ આદિ રચાવીને ધર્મસંબંધી પૂર્ત્ત કરતા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં સિંધુદેશના ઘોડા ઉપર ચડીને મૃગયામાં પવિત્ર પશુઓને મારતા અને મોટા મોટા યાદવોથી વીંટાએલા જોવામાં આવ્યા. કોઇ ઘરમાં મંત્રીઓ અને અંતઃપુર આદિના તે તે મનોભાવ જાણવાસારૂ વેષ બદલાવીને ફરતા જોવામાં આવ્યા. પછી મનુષ્યાવતારની લીલા કરતા ભગવાનની યોગમાયાનો એ સઘળો ઉદય જોઇને જાણે હસતા હોય એવા નારદજીએ ભગવાનને નીચેપ્રમાણે કહ્યું.

નારદજી કેહેછે.—હે યોગેશ્વર! માયાવાળા પુરૂષોથી પણ જાણી શકાય નહિ એવી તમારી યોગમાયાઓ કે જેઓ તમારા ચરણની સેવાથી મનમાં જણાય છે તેઓનેજ અમો જાણિયે છિયે પણ તમારા પરમાર્થ સ્વરૂપને જાણતા નથી. હે દેવ! મને આજ્ઞા આપો કે ત્રૈલોક્યને પવિત્ર કરનારી તમારી લીલાનું ગાયન કરતાં તમારા યશથી વ્યાપ્ત થએલા લોકોમાં ફરૂં.

ભગવાન્ કેહેછે.—હે પુત્ર! હે નારદ! ધર્મનો કેહેનાર, કરનાર અને સંમતિ આપનાર હું લોકોને ધર્મ શીખવવાસારૂ આ ધર્મ પાળું છું માટે તમે મુંઝાશો માં.

શુકદેવજી કેહેછે.—આ પ્રમાણે ગૃહસ્થાશ્રમવાળાઓના પવિત્ર ઉત્તમ ધર્મોનું પાલનકરતા એકજ ભગવાનને નારદજીએ સઘળાં ઘરોમાં રહેલા દીઠા. અનંત શક્તિવાળા ભગવાનની યોગમાયાનો મોટો ઉદય વારંવાર જોઇને જેને કૌતુક ઉત્પન્ન થયું હતું એવા નારદજી વિસ્મય પામ્યા. અર્થ, કામ અને ધર્મમાં એપ્રમાણે શ્રદ્ધા રાખનારા શ્રીકૃષ્ણ ભગવાને સારી રીતે સત્કાર કરતાં પ્રસન્ન થએલા નારદજી તેમનુંજ સ્મરણ કરતાં કરતાં ત્યાંથી ગયા. હે રાજા! એપ્રમાણે મનુષ્યલીલાને અનુસરતા, સર્વના કલ્યાણનેમાટે અનેક અવતારો ધરનાર, અને સોળ હજાર ઉત્તમ સ્ત્રિયોનાં લાજસહિત સ્નેહભ-

રેલાં જોવાં તથા હસવાંથી પ્રીતિ પામેલા નારાયણ ભગવાન્ રમતા હતા. હે રાજા ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ ભગવાને જે જે અસાધારણ કર્મો કર્યાં છે તેઓને જે માણસ ગાય, સાંભળે અથવા વખાણે તે માણસને મોક્ષના માર્ગરૂપ ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય.

**यानीह विश्वविलयोद्भववृत्तिहेतुः कर्माण्यनन्यविषयाणि हरिश्चकार । यस्त्वंग गायति शृणोत्यनुमोद ते वा भक्तिर्भवेद्भगवतिह्यपवर्गमार्गे ॥ ४५ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथोपस्युपवृत्तायां कुकुटान् कुजतोऽशपन् । गृहीतकंठ्यः पतिभिर्माधव्यो विरहातुराः॥१॥**

શુકદેવજી કેહેછે.– રાત્રિઓમાં શ્રીકૃષ્ણે કંઠમાં આલિંગન કરેલી શ્રીકૃષ્ણની સ્ત્રિયો, પ્રાતઃકાલ થવા આવે ત્યારે કુકડાં બોલતાં તેઓના શબ્દ સાંભળી શ્રીકૃષ્ણ ઉઠી જશે એમ જાણી વિરહથી આતુરતાનેલીધે તે કુકડાંઓને ગાળો દેતી હતી. પારિજાતના વનના સુગંધ વાયુનેલીધે ભ્રમરાઓ ગાયન કર્યા કરતાં જેઓને નિદ્રા જતીહતી એવાં પક્ષીઓ બંદિજનોની પેઠે જાણે શ્રીકૃષ્ણને જગાડતાં હોય તેમ શબ્દ કરતાં હતાં. શ્રીકૃષ્ણ બ્રાહ્મ મુહૂર્ત્તમાં ઉઠી જલનો સ્પર્શ કરી ઇંદ્રિયોને સ્વચ્છ કર્યા પછી માયાથી પર, એક, સ્વયંપ્રકાશ, ઉપાધિરહિત, અવિનાશી, પોતાની સ્થિતિથી અવિદ્યાને નિરંતર દૂર રાખનાર તથા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનાં કારણરૂપ પોતાની શક્તિઓથી જેનો સ્વરૂપાનંદ જણાયછે એવા પરબ્રહ્મરૂપ પોતાના આત્માનું ધ્યાન કરતા હતા. પછી નિર્મળ જળમાં નાહિ બે વસ્ત્ર પેહેરીને વિધિપ્રમાણે સંધ્યોપાસન આદિ ક્રિયાઓ કરતા હતા. પોતે યજુર્વેદની કણ્વ શાખાવાળા હોવાથી સૂર્યોદયથી પેહેલાંજ અગ્નિમાં હોમ કરીને મૌન વ્રતથી ગાયત્રીનો જપ કરતા હતા. એ સર્વથી ઉત્તમ અને ધીર શ્રીકૃષ્ણ ભગવાન્ ઉગતા સૂર્યનું ઉપસ્થાન કરી પોતાની કળારૂપ દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણ કરી તથા બ્રાહ્મણ અને વૃદ્ધ લોકોની પૂજા કરી પ્રત્યેક દિવસે અને પ્રત્યેક ઘરમાં સુવર્ણનાં શીંગડાંવાળી, રૂપાની ખરીઓવાળી, ભલી, મોતીની માળાવાળી, દુધાળ, પેલવેતરી, વાછડાંવાળી અને સારાં વસ્ત્રવાળી તેર હજાર અને ચોરાશી ગાયો શણગારેલા બ્રાહ્મણોને આપતા હતા. અને તેઓની સાથે રેશમી વસ્ત્ર, મૃગચર્મ અને તિલનાં દાન પણ કરતા હતા. પોતાની વિભૂતિરૂપ સર્વ ગાય, બ્રાહ્મણ, દેવતા, વૃદ્ધ, ગુરૂ અને સર્વ પ્રાણીઓને પ્રણામ કરી મંગલ પદાર્થોનો સ્પર્શ કરતા હતા. મનુષ્યલોકના આભૂષણરૂપ પોતાના શરીરને પોતાનાં વસ્ત્ર, ભૂષણ, દિવ્ય માળા અને દિવ્ય ચંદનોથી શણગારતા હતા. ઘીમાં મોહોડું જોઈ તથા અરીસો જોઇ ગાય, બળદ, બ્રાહ્મણ તથા દેવતાઓનાં દર્શન કરી નગરના તથા અંતઃપુરમાં રેહેનારા સર્વ વર્ણોને જોઇતા પદાર્થો દેવરાવી અને મંત્રીઓને તે તે પદાર્થોથી રાજી કરી માન આપતા હતા. પ્રથમ બ્રાહ્મણોને અને પછી મિત્ર, કાર્યભારીઓ તથા સ્ત્રિયોને માળા, તાંબૂલ અને ચંદનના ભાગ આપીને પછી તે વસ્તુઓને પોતે ઉપયોગમાં લેતા હતા. એટલીવારમાં દારૂકસારથી, સુગ્રીવ આદિ ઘોડાઓથી જોડેલા પરમ અદ્‌ભુત રથને લાવી પ્રણામ કરી આગળ ઉભતો હતો. પોતાના હાથથી સારથીના હાથ ઝાલી સાત્યકિ તથા ઉદ્ધવજી

---

* આ સીત્તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનાં આન્હિક કર્મની તથા દૂત અને નારદજીએ કહેલા કામના સંબંધમાં વિચાર કર્યાની કથા કેહેવામાં આવશે.

સહિત ભગવાન્, સૂર્ય જેમ ઉદયાચલ ઉપર ચડે તેમ રથ ઉપર ચડતા હતા. અંતઃપુરમાંથી પધારવાના સમયમાં અંતઃપુરની સ્ત્રિયો લાજસહિત પ્રેમભરેલી રીતે જોઇ રેહેતી હતી અને તેમનાં દર્શનને માંડમાંડ છોડી શકતી હતી. સર્વના મનનું હરણ કરતા અને હસતા ભગવાન્ અંતઃપુરમાંથી ભિન્નભિન્નરૂપે બહાર નીકળી પાછા એકરૂપ થઈ સઘળા યાદવોથી વીંટાઇને સુધર્મા નામની સભામાં પધારતા હતા કે જે સભામાં પેઠેલાઓને ભૂખ-તરશ આદિ છ ઉર્મિઓ બાધ કરતી ન હતી. તે સભામાં ઉત્તમ આસનપર બિરાજેલા, પોતાની કાંતિથી દિશાઓમાં પ્રકાશ કરતા અને મનુષ્યોમાં સિંહસરખા ઉત્તમ યાદવોથી વીંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન્, આકાશમાં તારાઓના સમૂહોથી જેમ ચંદ્રમા શોભે તેમ શોભતા હતા. હે રાજા! એ સભામાં ઉપમંત્રિઓ અનેક પ્રકારના હાસ્યરસોથી ભગવાનને પ્રસન્ન કરતા હતા અને નટ લોકોના આચાર્યો તથા નાચનારી સ્ત્રિયો પણ પોત-પોતાના સમુદાયથી આવી નૃત્યાદિકથી ભગવાનનું સેવન કરતાં હતાં. સૂત, માગધ અને બંદિજનો મૃદંગ, વીણા, મુરજ, વેણુ, તાલ અને શંખના શબ્દોથી નાચતા હતા, ગાતા હતા અને સ્તુતિ કરતા હતા. એ સભામાં બેઠેલા કેટલાએક વાદમાં ચતુર બ્રાહ્મણો વેદમંત્રોનું વ્યાખ્યાન કરતા હતા અને પવિત્ર કીર્ત્તિવાળા પ્રાચીન રાજાઓની કથા કેહેતા હતા. આ પ્રમાણે પ્રત્યેક દિવસે ભગવાન્ કરતા હતા. ત્યાં એક દિવસે કોઇ સમયે નહિ દેખેલો એક પુરૂષ ત્યાં આવ્યો. ભગવાનને ખબર આપીને દ્વારપાલ લોકોએ તેને અંદર જવા દીધો. એ દૂતે પરમેશ્વર શ્રીકૃષ્ણને પ્રણામ કરી હાથ જોડીને તેમની પાસે રાજાઓને જરાસંધે રોકી મૂકવાથી (કેદ કરવાથી) થએલા દુઃખનું નિવેદન કર્યું. જે રાજાઓ જરાસંધના દિગ્વિજય કરવાના સમયમાં જરાસંધને નમ્યા ન હતા તે વીશ હજાર રાજાઓને જરાસંધે બલાત્કારથી ગિરિવ્રજ નામના કિલ્લામાં કેદ કર્યા હતા તેઓના ઉપર કહેલા દૂતે તેઓની વતી શ્રીકૃષ્ણની પાસે નીચેપ્રમાણે કહ્યું.

રાજાઓ કેહેછે.—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા! હે શરણાગતોના ભયને ભાંગનાર! અમે કે જેઓ ભેદદૃષ્ટિવાળા છિયે તેઓ સંસારથી ભય પામીને તમને શરણાગત થયા છિયે. નિષિદ્ધ અને સકામ કર્મમાં બહુજ લાગેલો લોક હજી આપે કહેલા અને પોતાના પવિત્ર ધર્મરૂપ આપના પૂજનમાં પ્રમાદ ધરાવતો હોય તેટલામાંજ જે બળવાન્ કાળ અહીં તે લોકની જીવવાની આશાને તુરત કાપી નાંખે છે તે કાળરૂપ આપને પ્રણામ કરિયે છિયે. હે ઇશ્વર! જગતના સ્વામી આપ સજ્જનોના રક્ષણનેમાટે અને ખલ લોકોને શિક્ષા કરવામાટે અંશની સાથે અવતર્યા છો તો તે છતાં પણ બીજા કોઈ લોકો (જરાસંધાદિક) આપની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરેછે અને આપના રક્ષણ તળે રહેલા લોકો પોતાના કર્મથી થએલાં દુઃખ પામેછે, એ શાથી થાય છે? તે અમે જાણતા નથી!! હે ઇશ્વર! રાજ્યસંબંધી સુખ વિષયથી પ્રાપ્ત કરવાનું હોવાનેલીધે પરતંત્ર છે અને તેથી સ્વપ્નમાં થએલા સુખ જેવું છે અને આ શરીર પણ નિરંતર ભયભરેલું અને મુડદા જેવું છે તોપણ આ શરીરથી અમે કેવળ સ્ત્રીપુત્રાદિકની ચિંતાનેજ ઉપાડીએ છિયે અને નિષ્કામ લોકોએ આપની પાસેથી મેળવવાનું સ્વતઃસિદ્ધ સુખ છોડી દેતાં આપની માયાથી અત્યંત કંગાલ બનીને અહીં ક્લેશ ભોગવ્યા કરિયે છિયે. એટલામાટે પ્રણામ કરનારાઓના શોકને હરનારાં ચરણારવિંદવાળા આપ અમો બંધાએલા લોકોને જરાસંધ નામના કર્મબંધનમાંથી છોડાવો. એકલો છતાં દશ હજાર

હાથીનું બળ ધરાવનાર એ જરાસંધે, સિંહ જેમ ઘેટાઓને રોકી મૂકે તેમ પોતાના ઘરમાં અમો રાજાઓને રોકી મેલ્યા છે. હે ચક્રધારી! હે અજિત! આપની સાથે અઢાર વાર થએલા સંગ્રામમાં આપે એ જરાસંધને સત્તરવાર તો હરાવ્યો હતો પણ અઢારમી વારના સંગ્રામમાં આપ અનંત પરાક્રમવાળા છતાં મનુષ્યદેહની લીલા કરવા લાગતાં એકવાર આપને જીતી લઈને તે જરાસંધ ભારે ગર્વ ધરાવે છે અને અમે કે જેઓ આપની પ્રજા છિયે તેઓને પીડે છે. માટે આ વિષયમાં જે યોગ્ય લાગે તે કરો.

દૂત કેહેછે.—જરાસંધે રોકેલા, આપના દર્શનને ઇચ્છતા અને આપના ચરણના મૂળને શરણ થએલા રાજાઓએ આ પ્રમાણે આપને વિજ્ઞપ્તિ કરીછે માટે એ દીનલોકોનું કલ્યાણ કરો.

શુકદેવજી કેહેછે.—રાજાઓનો દૂત એ પ્રમાણે બોલતો હતો, ત્યાં મોટી કાંતિવાળા અને પીંગળી જટાને ધરનાર નારદજી સૂર્યની પેઠે પ્રકટ થયા. નારદજીને જોઈ સર્વ લોકોના ઈશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્, સભાસદો અને અનુચરો સહિત આનંદથી ઉભા થઇને તેમને મસ્તકવતે પગે લાગ્યા. આસનનો સ્વીકાર કરી બેઠેલા નારદજીનો વિધિપૂર્વક સત્કાર કરી શ્રદ્ધાથી રાજી કરતા ભગવાને મધુર વચનથી તેમને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—હમણાં ત્રણે લોક સારી રીતે નિર્ભય છે? આપ સઘળા લોકોમાં ફરો છો તેથી અમોને લોકનું વૃત્તાંત જાણવાનો મોટો લાભ થાયછે. ઇશ્વરે કરેલા લોકોમાં આપથી અજાણ્યું કાંઈ નથી માટે હમણાં પાંડવો શું કરવા ધારેછે? એ આપને પૂછુ છું.

નારદજી કેહેછે.—હે પ્રભુ! હે વ્યાપક! આપ કે જે બ્રહ્માને પણ મોહ ઉપજાવનાર અને પોતાની શક્તિઓથી પ્રણીઓમાં અંતર્યામી રૂપે રેહેતાં છતાં પણ કાષ્ઠમાં રહેલા અગ્નિની પેઠે ગુપ્ત પ્રકાશવાળા છો તેમની માયા મેં ઘણીવાર જોયેલી છે માટે આ આપે કરેલું પ્રશ્નાદિક મને અદ્ભુત લાગતું નથી. આ જગત્ કે જે મિથ્યા છતાં આપની માયાનેલીધે વિદ્યમાન લાગેછે તેને સરજનારા અને પ્રલય કરનારા આપનું ધારેલું કયો પુરૂષ સારી રીતે જાણી શકે? કોઈ પણ ન જાણી શકે. માટે આપ કે જે સ્વરૂપથી અચિંત્યજ છો તેમને પ્રણામ કરૂં છું. આપ કે જેમણે જન્મ-મરણ પામ્યા કરતા અને અનર્થ આપનારા શરીરથી છૂટકારો થવાનો ઉપાય નહિ જાણતાં જીવનેમાટે તેના અજ્ઞાનરૂપી અંધારાંને મટાડનાર પોતાના યશરૂપી દિવો લીલાથી આવતારો ધરીને પ્રકટ કર્યોછે તે આપને હું શરણે આવ્યો છું. હે મહારાજ! આમ છે તોપણ મનુષ્યલોકનું અનુકરણ કરનારા આપને, આપના ભક્ત અને ફોઇના દીકરા યુધિષ્ઠિર રાજાએ જે કરવા ધારેલું છે તે કહી સંભળાવું છું. હે દેવ! યુધિષ્ઠિર રાજા ચક્રવર્તીપણું મેળવવાની ઇચ્છાથી રાજસૂય નામનો મોટો યજ્ઞ કરીને આપનું પૂજન કરવા ધારેછે તો એ કામમાં આપે સંમતિ આપવી એટલુંજ નહિ પણ ત્યાં અવશ્ય આવવું. કેમ કે એ મોટા યજ્ઞમાં દેવતા આદિ અને મોટી કીર્ત્તિવાળા રાજાઓ પણ આપનાં દર્શન કરવાની ઉત્કંઠાથી ભેળા થશે. હે પ્રભુ! આપ કે જે પરબ્રહ્મ છો તેમના શ્રવણથી, કીર્ત્તનથી અને ધ્યાનથી ચાંડાલો પણ પવિત્ર થાયછે ત્યારે આપનાં દર્શન અને સ્પર્શ કરનારા લોકો પવિત્ર થાય તેમાં શું કેહેવું? હે સર્વ લોકને મંગળરૂપ! દિશાઓના અલંકારરૂપ અને પૃથ્વીમાં પ્રખ્યાત જેના યશ જગતને પવિત્ર કરેછે અને સ્વર્ગમાં મંદાકિની એવા નામથી, પાતળમાં ભોગવતી એવા નામથી તથા પૃથ્વીમાં ગંગા એવા નામથી પ્રખ્યાતી પામેલું જેનું ચરણારવિંદ

ધોયાનું જળ જગતને પવિત્ર કરેછે તે આપના ત્યાં પધારવાથી સઘળું મંગળ અને પવિત્ર થશે.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે નારદજી બોલ્યા પછી પોતાના પક્ષના યાદવો જરાસંધને જીતવાની ઇચ્છાથી યુધિષ્ઠિરના યજ્ઞમાં જવાની સંમતિ નહિ આપતાં હસતા શ્રીકૃષ્ણ ભગવાને મધુર વાણીથી પોતાના ભૃત્ય ઉદ્ધવજીને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—તમે અમારા સંબંધી અને વળી વિચારથી સિદ્ધ કરવાની વસ્તુઓના પરિણામ જાણનાર હોવાનેલીધે અમારી ઉત્તમ આંખરૂપ છો માટે આ વિષયમાં શું કરવું યોગ્ય છે? તે કહો અને જે કેહેશો તે અમે સ્વીકારીને કરીશું.

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાને સર્વજ્ઞ છતાં પણ નહિ સમજનારની પેઠે પૂછતાં તેમની આજ્ઞાને માથે ચડાવી ઉદ્ધવજી બોલ્યા.

**इत्युपामंत्रितो भर्त्रा सर्वज्ञेनापि मुग्धवत् ।**
**निदेशं शिरसाधाय उद्धवः प्रत्यभाषत ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સીત્તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**इत्युदीरितमाकर्ण्य देवर्षेरुद्धवोऽब्रवीत् ।**
**सभ्यानां मतमाज्ञाय कृष्णस्य च महामतिः ॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે ભગવાનનું વચન સાંભળી રાજસૂયમાં જવાનો નારદજીનો મત, રાજાઓની રક્ષા કરવાનો સભાસદોનો મત અને તે બન્ને કરવાનો ભગવાનનો મત જાણીને મોટી બુદ્ધિવાળા ઉદ્ધવજી નીચેપ્રમાણે બોલ્યા.

ઉદ્ધવજી કેહેછે.—હે દેવ! નારદજીના કેહેવા પ્રમાણે યજ્ઞ કરવાને ઇચ્છતા આપની ફોઈના દીકરા યુધિષ્ઠિર રાજાને આપે સહાયતા આપવી જોઇએ. અને શરણ ઇચ્છનારા રાજાઓની રક્ષા પણ કરવી જોઇએ. હે પ્રભુ! રાજસૂય યજ્ઞ કરવાનો છે તેમાં દિગ્વિજય કરવોજ પડશે અને તે પ્રસંગે જરાસંધ પણ જીતાશે માટે તેમ કરવામાં શરણાગતની રક્ષા અને રાજસૂય એ બન્ને સિદ્ધ થશે એમ હું માનું છું. હે ગોવિંદ! આમ કરવાથીજ આપણું મોટું પ્રયોજન સિદ્ધ થશે અનેબંધાએલા રાજાઓને છોડાવવાથી તમારી કીર્ત્તિ પણ થશે. (યાદવોને, મોટા ઉત્સાહથી તુરતજ જરાસંધનો વધ કરવાની ઇચ્છા કરતા જોઇને કેહેછે.) બળમાં દશ હજાર હાથી સરખો તે જરાસંધ રાજા બીજા તેથી વધારે બળવાળાઓથી પણ મારી શકાય એમ નથી. કેવળ ભીમજ તેને મારી શકે એમ છે. જોકે ભીમમાં તેના જેટલુંજ બળ છે તોપણ ભીમના હાથથીજ તેનો વધ સરજાએલો છે. તે જરાસંધને દ્વંદ્વયુદ્ધમાં જીતવો પણ સો અક્ષૌહિણી સૈન્ય ભેળું કરવાનો તેને લાગ આવવા દેવો નહિ. આમ કરવાનો ઉપાય આ છે કે ભીમે બ્રાહ્મણનો વેષ ધરી તેની પાસે જઇને દ્વંદ્વયુદ્ધ માગી લેવું. જરાસંધ બ્રાહ્મણોને માનનાર છે તેથી બ્રાહ્મણો તેની પાસે કાંઇ માગેછે તો ના કેહેતો નથી. આમ બનશે અને તમે પાસે હશો તો ભીમ તેને મારશેજ, એમાં કશો સંદેહ નથી. નિરાકાર કાલરૂપી ઈશ્વર આપજ જગતની સૃષ્ટિ કરો છો અને પ્રલય કરો છો તેમાં જેમ બ્રહ્મા અને રૂદ્ર માત્ર નિમિત્તરૂપજ થાયછે એવી રીતે પાસે ઉભેલા આપજ તે જરાસંધને મારશો અને ભીમ તો માત્ર નિમિત્તરૂપજ થશે. જેમ ગોપીઓ શંખચૂડને મારવારૂપ અને તેથી પોતાને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાયછે, જેમ શરણાગત લોકો ગ્રૂડને મારવારૂપ અને તેથી ગજેંદ્રને

* આ એકોતેરમા અધ્યાયમાં ઉદ્ધવજીના વિચારથી શ્રીકૃષ્ણ ભગવાન્ ઇંદ્રપ્રસ્થમાં જતાં પાંડવોને પરમ ઉત્સવ થવાની વાત કેહેવામાં આવશે.

છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાય છે, જેમ મુનિઓ રાવણને મારવારૂપ અને તેથી સીતાજીને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાય છે અને જેમ અમો કંસને મારવારૂપ અને તેથી માતા-પિતાને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાઇયે છિયે તેમ જરાસંધે પકડી રાખેલા રાજાઓની સ્ત્રિયો પણ પોતાનાં ઘરોમાં બાલકને રમાડવા આદિ કામ કરતાં "હે પુત્ર! રૂદન કર માં. કરૂણાના સાગરરૂપ શ્રીકૃષ્ણ જરાસંધને મારશે અને તારા બાપને છોડાવશે." એવી રીતે આપના પવિત્ર કર્મને ગાય છે. હે કૃષ્ણ! જરાસંધને મારવાથી બીજાં પણ ઘણાં પ્રયોજન સિદ્ધ થશે; કેમ કે તે મરવાથી શિશુપાલ આદિ શત્રુઓ નબળા પડી જશે. હું ધારૂં છું કે ઘણું કરીને રાજાઓના પુણ્યનો પાકકાલ આવવાથી અને જરાસંધ આદિના પાપોનો પાકકાલ આવવાથી રાજસૂય કરાવવા ઉપર તમને રૂચિ થઇ છે.

શુકદેવજી કેહેછે.—આ પ્રમાણે સઘળી રીતે સુખકાર અને ઉત્તમ યુક્તિથી ભરેલા ઉદ્ધવજીના વચનને નારદજી, વૃદ્ધ યાદવો અને શ્રીકૃષ્ણ ભગવાને માન આપીને સ્વીકારી લીધું. ( આ ઉપરથી સમજાય છે કે અનિરૂદ્ધાદિક જુવાનોને આ વાત સારી લાગી નહિ. ) પછી શ્રીકૃષ્ણ ભગવાને વસુદેવ આદિ ગુરૂજનની સંમતિ લઇને પ્રયાણ કરવામાટે દારૂક અને જૈત્ર આદિ ભૃત્ય લોકોને આજ્ઞા કરી. પોતાની સ્ત્રિયોને પુત્રોસહિત અને દાસી દાસ તથા સરસામાન સહિત દ્વારકામાંથી પ્રયાણ કરાવી અને બલભદ્ર તથા ઉગ્રસેનની આજ્ઞા લઈ શ્રીકૃષ્ણ ભગવાન્, સારથીએ આણેલા અને જેની ધ્વજામાં ગરૂડનું ચિન્હ હતું એવા રથમાં બેઠા. પછી રથ, હાથી, પાળા, ઘોડેસ્વાર અને નાયકોથી ભયંકર લાગે એવી પોતાની સેનાથી વીંટાએલા ભગવાન્ મૃદંગ, ભેરી, આનક, શંખ અને ગોમુખ નામનાં વાજાંઓના શબ્દોથી ઘોંઘાટવાળી થએલી દિશામાંથી નીકળ્યા. ઉત્તમ આભૂષણ, વસ્ત્ર, લેપન અને માળાવાળી તથા ઢાલ તરવારવાળા મનુષ્યોથી વીંટાએલી પતિવ્રતા સ્ત્રિયો પુત્રોની સાથે મનુષ્યનાં વાહન, ઘોડાના રથ અને પાલખીઓમાં બેશીને પોતાના પતિ ભગવાનની પછવાડે ચાલવા લાગી. સારી રીતે શણગારેલી પરિજનની સ્ત્રિયો અને વેશ્યાઓ સાદરીઓનાં ઘર, ધાબળા અને વસ્ત્રાદિક સામાનો લઇ તથા તે સામાનોને ગાડાંઓ આદિ ઉપર સારી રીતે બાંધીને માણસ, ઊંટ, બળધ, પાડા, ખચ્ચર, ગધેડાં, ગાડાં અને હાથણીઓ ઉપર બેશી ચારેકોરથી ચાલતી થઇ. ભારે શબ્દવાળું તે મોટું સૈન્ય ધ્વજા, છત્ર, ચામર, ઉત્તમ આયુધ, આભરણ, કિરીટ, કવચ અને સૂર્યની કિરણોથી, સમુદ્ર જેમ ક્ષોભ પામેલા મત્સ્યો અને કલ્લોલોથી શોભે તેમ દિવસમાં શોભવા લાગ્યું. પછી ભગવાને સત્કાર કરી પૂજેલા અને ભગવાનનાં દર્શનથી પરમ આનંદ પામેલા નારદજી ભગવાનને પ્રણામ કરી તથા તેમનો નિશ્ચય સાંભળી હૃદયમાં તેમનુંજ ધ્યાન કરતા કરતા આકાશમાર્ગેથી ગયા. પછી વચનથી પ્રસન્ન કરતા ભગવાને રાજાઓના દૂતને કહ્યું કે,—"હે દૂત! તું રાજાઓને કેહેજે કે બીશો નહિ. તમારૂં ભલું થશે. હું જરાસંધને મરાવીશ." આ પ્રમાણે ભગવાને કેહેતાં ત્યાંથી ગએલા દૂતે રાજાઓની પાસે તે વાત યથાસ્થિત કહી સંભળાવી. છૂટવાને ઇચ્છતા રાજાઓ પણ ભગવાનના દર્શનની વાટ જોવા લાગ્યા. આનર્ત્ત, સૌવીર અને મરૂદેશને મૂકી કુરૂક્ષેત્ર, પર્વતો, નદીઓ, પુર, ગ્રામ, વ્રજ અને ખાણોના પ્રદેશોને ભગવાન્ મૂકી ગયા. પછી દૃષદ્વતી તથા સરસ્વતી નદીને ઉતરી અને પંચાલ તથા મત્સ્ય દેશને મૂકી ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. જેનાં દર્શન મનુષ્યોને દુર્લભ છે એવા ભગવાનને આવ્યા સાંભળી રાજી થ-

એલા યુધિષ્ઠિર રાજા પોતાના ઉપાધ્યાયો અને સંબંધીઓની સાથે સામા આવ્યા. ઇંદ્રિયો જેમ પ્રાણને મળે તેમ આદરવાળા યુધિષ્ઠિર રાજા ગાજતેવાજતે અને વેદનો ભારે ઘોષ થતે ભગવાનને મળ્યા. ભગવાનને જોઇ સ્નેહથી જેનું હૃદય પલળી ગયું એવા યુધિષ્ઠિર રાજાએ ઘણે દિવસે દેખેલા પરમ પ્યારા ભગવાનનું વારંવાર આલિંગન કર્યું. હસતા અને પ્રેમના વેગથી આકુલ ઇંદ્રિયોવાળા ભીમસેને એ પોતાના મામાના પુત્રનું આલિંગન કર્યું. અને તેથી તે ભીમસેનને પરમ સુખ મળ્યું. આનંદથી જેઓને આંસુ વધી પડ્યાં એવા અર્જુન, નકુલ અને સહદેવ, એઓએ પણ ભગવાનનું આલિંગન કર્યું. અર્જુન સમાનવયના હોવાનેલીધે ભગવાનને કેવળ મળ્યાજ અને નકુલ તથા સહદેવ તો મળવા ઉપરાંત પગે પણ લાગ્યા. બ્રાહ્મણોને અને વૃદ્ધ લોકોને યથાયોગ્ય રીતે નમસ્કાર કરી માન પામેલા ભગવાને કુરૂ, સંજય, કૈકય, સૂત, માગધ, ગંધર્વ, બંદિજનો અને ઉપમંત્રિઓને માન આપ્યું. મૃદંગ, શંખ, ઢોલ, વીણા, પણવ અને ગોમુખ નામનાં વાજાં વાગવા લાગ્યાં. બ્રાહ્મણો પણ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, નાચવા લાગ્યા અને ગાવા લાગ્યા. એપ્રમાણે પવિત્ર કીર્ત્તિવાળા પુરૂષોના ચૂડામણિરૂપ અને સંબંધિઓથી વીંટાએલા તથા સ્તુતિ કરાતા ભગવાન્ શણગારેલા ઇંદ્રપ્રસ્થ પુરમાં પધાર્યા. એ પુરના માર્ગોમાં હાથીઓના મદ અને સુગંધિ જલોના છંટકાવ થઇ રહ્યા હતા. વિચિત્ર ધ્વજા, સોનાનાં તોરણ અને પૂર્ણ કુંભોથી શોભી રહ્યું હતું, સ્વચ્છ શરીરવાળાં અને નવાં વસ્ત્ર, ઘરેણાં, માળા તથા સુગંધોને ધારણ કરનારાં પુરૂષો અને સ્ત્રિઓથી શોભી રહ્યું હતું. ઘેરેઘેર દીવા અને પુષ્પાદિકના સમૂહો શોભી રહ્યા હતા. જાળિયાંઓમાંથી નીકળતા ધૂપના ધુવાડાઓથી મનોહર લાગતું હતું. પતાકાઓ શોભી રહી હતી. ઉપર સોનાના કળશવાળાં અને કળશોની નીચે રૂપાનાં મોટાં શિખરોવાળાં ઘરોવાળું યુધિષ્ઠિરનું નગર ભગવાને જોયું. પુરૂષોનાં નેત્રો પણ જેમાં લાગીજ રહે એવા ભગવાનને પધાર્યા સાંભળી ઉત્સાહનેલીધે જેઓના કેશ અને વસ્ત્રોનાં બંધનો શિથિલ થઇ ગયાં એવી જુવાન સ્ત્રિયો ઘરનાં કામકાજને છોડી દઇ અને પતિઓને શય્યામાંજ છોડી દઈ રાજમાર્ગમાં જોવા આવી. હાથી, રથ અને માણસોથી બહુજ ભીડવાળા રાજમાર્ગમાં પોતાની સ્ત્રિયોસહિત ભગવાનને આવેલા જાણી ઘર ઉપર ચડેલી કેટલીએક સ્ત્રિયો ફુલથી વધાવી તથા મનથી આલિંગન કરીને ઉત્સાહભરેલા કટાક્ષોથીજ માન આપવા લાગી. ચંદ્રની સાથે તારાઓની પેઠે માર્ગમાં ભગવાનની સાથે તેમની સ્ત્રિયોને જોઇને ઇંદ્રપ્રસ્થની સ્ત્રિયો વાતો કરવા લાગી કે—“આ સ્ત્રિયો કે જેઓનાં નેત્રોને પુરૂષોત્તમ ભગવાન્ પોતાના મંદહાસ્યથી અને લીલાપૂર્વક જોવાની કળાથી ઉત્સવ આપે છે તેઓએ શાં શાં પુણ્ય કર્યાં હશે ?” પાપરહિત થએલા પૌર લોકો અને એક શિલ્પથી જીવનારાં ટોળાંઓના મુખ્ય લોકો હાથમાં મંગલપદાર્થ રાખી સ્થળે સ્થળે ભગવાનને મળીને તેમની પૂજા કરવા લાગ્યા. પ્રીતિથી પ્રફુલ્લિત નેત્રવાળી અને ઘણા સંભ્રમવાળી અંતઃપુરની સ્ત્રિયોએ સામે જઇને જેમને માન આપ્યું એવા ભગવાન્ રાજાના ઘરમાં પધાર્યા. ત્રૈલોક્યના ઈશ્વર અને પોતાના ભાઇના પુત્ર ભગવાનને જોઈ રાજી થએલાં કુંતીએ પોતાની વહુ દ્રૌપદી સહિત ઢોલિયાપરથી ઉઠીને તેમનું આલિંગન કર્યું. આદરવાળા યુધિષ્ઠિર રાજા મોટા દેવતાઓના પણ સ્વામી શ્રીકૃષ્ણને પોતાને ઘેર તેડી લાવીને પ્રેમથી વિકલ થઈજવાનેલીધે પૂજનના કેટલાએક પ્રકારોને પણ ભૂલી ગયા. હે રાજા! શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાની ફોઇને અને ગુરૂજનની સ્ત્રિયોને પગે લાગ્યા અને દ્રૌપદી તથા સુભદ્રા તેમને પગે લાગ્યાં. સાસુએ પ્રે-

રણા કરવાથી દ્રૌપદીએ રૂક્‌મિણી, સત્યભામા, ભદ્રા, જાંબવતી, કાલિંદી, મિત્રવિંદા, શૈબ્યા, નાગ્નજિતી અને બીજી પણ ભગવાનની જે સ્ત્રિયો આવી હતી. તેઓની વસ્ત્ર, માળા અને આભરણાદિકથી પૂજા કરી. ભગવાનને, તેમના સૈન્યને, અનુચરોને, મંત્રીઓને અને સ્ત્રિયોને યુધિષ્ઠિર રાજાએ પ્રત્યેક દિવસે નવાં નવાં લાગે એવાં સુખથી ઇંદ્રપ્રસ્થમાં રાખ્યાં. પ્રેમથી અર્જુનની સાથે નિરંતર રેહેતા ભગવાંને અર્જુનને સહાયતા આપી ખાંડવવનથી અગ્નિને તૃપ્ત કરાવ્યો અને મયદાનવ કે જેણે પછીથી યુધિષ્ઠિર રાજાને દિવ્ય સભા કરી આપી હતી તેને અગ્નિમાંથી છોડાવ્યો. અર્જુનની સાથે રથમાં બેશી યોદ્ધાઓથી વીંટાઇને વિહાર કરતા ભગવાન્ રાજાનું પ્રિય કરવાની ઇચ્છાથી કેટલાએક મહીનાસુધી ઇંદ્રપ્રસ્થમાં રહ્યા.

**उवास कतिचिन्मासान् राज्ञः प्रियचिकीर्षया।**
**विहरन् रथमारुह्य फाल्गुनेन भटैर्वृतः ॥४६॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**एकदा तु सभामध्य आस्थितो मुनिभिर्वृतः।**
**ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैर्भ्रातृभिश्च युधिष्ठिरः॥**

શુકદેવજી કેહેછે.—એક દિવસે મુની, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, ભાઈઓ, આચાર્યો, કુલના વૃદ્ધ પુરૂષો, જ્ઞાતિ, સંબંધિ અને બાંધવોથી વીંટાઇને સભાની અંદર સિંહાસનપર બેઠેલા યુધિષ્ઠિર રાજાએ એ સઘળા લોકો સાંભળતાં ભગવાનને સંબોધન આપીને નીચેપ્રમાણે કહ્યું.

યુધિષ્ઠિર રાજા કેહેછે.—હે ગોવિંદ! હે પ્રભુ! સર્વે યજ્ઞોના રાજા રાજસૂય નામના યજ્ઞથી હું આપના અંશરૂપ દેવતાઓનું પૂજન કરવા ધારૂં છું તો તે અમારૂં કામ આપ સિદ્ધ કરી આપો. હે પદ્મનાભ! હે ઇશ્વર! જે પવિત્ર લોકો અકલ્યાણનો નાશ કરનારી આપની પાદુકાનું દેહથી નિરંતર સેવન કરેછે, મનથી ધ્યાન કરેછે અને વાણીથી વર્ણન કરેછે તેઓ મોક્ષ પામે છે અને જો ઇચ્છા હોય તો સંસારસંબંધી સુખોને પણ તેઓજ પામે છે. પરંતુ ભક્તિ વગરના ચક્રવર્ત્તીઓ પણ પામતા નથી. એટલામાટે હે દેવના દેવ! આ લોકો આપના ચરણારવિંદની સેવાના પ્રભાવને દેખે એમ આ વિષયમાં થવું જોઇએ. હે પ્રભુ! આ કુરૂ અને સૃંજય રાજાના વંશના કેટલાએક પુરૂષો કે જેઓ કર્માદિકને પ્રધાન ગણીને આપની ભક્તિને ઉત્તમ માનતા નથી તેઓને, આપનું ભજન કરનારાઓની અને ન કરનારાઓની સ્થિતિ દેખાડો. આપ કે જે ઉપાધિરહિત, સર્વના આત્મા, સમદૃષ્ટિવાળા અને સ્વરૂપસુખના અનુભવરૂપ છો તેમને જોકે પોતાના-પારકાની ભેદબુદ્ધિ નજ હોય તોપણ કલ્પવૃક્ષની પેઠે આપને સેવનારાઓનેજ આપનો પ્રસાદ મળેછે પણ બીજાઓને મળતો નથી અને તેમાં પણ જે ફળ મળેછે તે સેવાના પ્રમાણમાંજ મળેછે એમાં ફેરફાર થતો નથી.

ભગવાન્ કેહેછે.— હે રાજા! હે શત્રુઓનો નાશ કરનાર! તમે બહુજ સારો નિશ્ચય કર્યો છે કે જેથી તમારી પવિત્ર કીર્ત્તિ લોકોમાં ફેલાઈ જશે. ઋષિઓ, પિતૃ, દેવ, અમો સંબંધિઓ અને સઘળાં પ્રાણીઓને પણ એ મોટો યજ્ઞ પ્યારો છે. સઘળા રાજાઓને જીતી, સઘળી પૃથ્વીને વશ્ય કરી અને સઘળા સામાન ભેળા કરીને મોટો યજ્ઞ કરો. હે રાજા! આ તમારા ભાઇઓ લોકપાલના અંશોથી ઉત્પન્ન થયા છે અને હું કે જે અજિતેંદ્રિય પુરૂષોને વશ્ય થતો નથી તેને પણ તમે પોતાના જિતેંદ્રિયપણાથી વશ્ય કર્યો છે.

* આ બોહોતેરમા અધ્યાયમાં યુધિષ્ઠિર રાજાએ પોતાના કામનું નિવેદન કરતાં ભગવાને, જરાસંધને જીતી લેવો કઠણ જાણીને તેને ભીમના હાથથી મરાવ્યો, એ કથા કેહેવામાં આવશે.

જે પુરૂષ મારો ભક્ત હોય તેને કોઇ દેવતા પણ તેજથી, યશથી, લક્ષ્મીથી અથવા સૈન્યાદિક સામગ્રીઓથી પરાભવ ન કરી શકે ત્યારે રાજાની તો શીજ વાત કરવી?

શુકદેવજી કેહેછે.—ભગવાનનું વચન સાંભળી આનંદથી પ્રફુલ્લિત મુખવાળા યુધિષ્ઠિર રાજાએ વિષ્ણુના તેજથી વૃદ્ધિ પામેલા ભાઇઓને દિગ્વિજય કરવાની આજ્ઞા કરી. સહદેવને સૃંજયકુળના ક્ષત્રિયોની સાથે દક્ષિણ દિશામાં મોકલ્યા; નકુળને કેકય દેશના ક્ષત્રિયોની સાથે પશ્ચિમ દિશામાં મોકલ્યા; અર્જુનને મદ્ર દેશના ક્ષત્રિયોની સાથે ઉત્તર-દિશામાં મોકલ્યા અને ભીમસેનને મત્સ્ય દેશના ક્ષત્રિયોની સાથે પૂર્વ દિશામાં મોકલ્યા. હે રાજા! એ વીર પુરૂષોએ પરાક્રમથી રાજાઓને જીતીલઈ, યજ્ઞ કરવાને ઇચ્છતા યુધિષ્ઠિર રાજાને દિશાઓમાંથી ઘણું ધન લાવી આપ્યું. એ દિગ્વિજયમાં જરાસંધને નહિ જીતાએલો સાંભળી યુધિષ્ઠિર રાજા ચિંતામાં પડતાં ભગવાને તેજ ઉપાય કહ્યો કે જે ઉદ્ધવજીએ કહ્યો હતો. પછી ભીમસેન, અર્જુન અને શ્રીકૃષ્ણ એ ત્રણ, બ્રાહ્મણનો વેશ ધરીને ગિરિવ્રજમાં ગયા કે જ્યાં જરાસંધ હતો. બ્રાહ્મણનો વેષધરનારા એ ક્ષત્રિયોએ બ્રાહ્મણોને માનનારા અને ગૃહસ્થનો ધર્મ પાળનારા જરાસંધને ઘેર અતિથિના પૂજનના સમયમાં જઇને માગ્યું કે—

ત્રણ જણા માગેછે.—હે રાજા! અમોને, માગવાની ઈચ્છાનેલીધે દૂરથી આવેલા અતિથિ જાણો અને એટલામાટે અમો જે ઇચ્છિયે છિયે તે આપો. જેમ નીચ પુરૂષોને કાંઇ પણ ન કરવાનું નથી તેમ સહનશીલ[1] પુરૂષોને કાંઈ પણ અસહ્ય નથી, અત્યંત[2] ઉદાર પુરૂષોને નહિ દેવાનું કાંઇ પણ નથી અને સમ[3]દૃષ્ટિવાળા પુરૂષોને કોઇપણ પરાયો નથી. જે પુરૂષ પોતે સમર્થ છતાં આ અનિત્ય શરીરથી, સત્પુરૂષોએ ગાવા જેવા અવિચળ યશને મેળવતો નથી તે નિંદાનું અને ખેદ કરવાનું પાત્ર થાય છે. હરિશ્ચંદ્ર[4], રંતિદેવ[5], ઊંછવૃત્તિ[6], શિબિ[7], બલિ[8], પારાધિ[9], હોલો[10] અને બીજા પણ ઘણા લોકો આ અનિત્ય શરીરથી અવિચળ પદ પામી ગયા છે.

શુકદેવજી કેહેછે.—સ્વર, આકૃતિ અને જેઓમાં ધનુષની દોરીઓ વાગવાના દાઘ હતા એવાં કાંડાં ઉપરથી તેઓને ક્ષત્રિય જાણીને અને વળી કોઈ સમયે જોએલા જાણીને જરાસંધે વિચાર કર્યો કે—"આ લોકો જાતના ક્ષત્રિય છતાં પણ બ્રાહ્મણનો વેષ પેહેરી આવ્યા છે માટે આ લોકોને મારે અત્યંત પ્રિય શરીર આપવું પડશે તોપણ આપીશ. બલિ રાજા કે જેને બ્રાહ્મણનો વેષ ધરી આવેલા વિષ્ણુએ ઐશ્વર્યથી ભ્રષ્ટ કર્યો હતો તેની સર્વત્ર ફેલાએલી પવિત્ર કીર્ત્તિ સાંભ-

૧. જે પુત્રાદિકનો વિયોગ અત્યંત અસહ્ય છે તે કેમ આપી શકાય? એમ જો જરાસંધ કેહે તો તેનેમાટે કેહેછે. ૨. રાજાના શણગારરૂપ કિરીટાદિક શી રીતે આપી શકાય? એમ જો જરાસંધ કેહે તો તેનેમાટે કેહેછે.

૩. અત્યંત રમણીય આભરણાદિક કે જે પુત્રાદિક તેજ યોગ્ય છે તે પરાયાને કેમ આપી શકાય? એમ જો જરાસંધ કેહે તો તેનેમાટે કેહેછે. ૪. વિશ્વામિત્રનું ઋણ ઉતરવાસારૂ હરિશ્ચંદ્ર રાજા સર્વસ્વ આપી દઇને સ્વર્ગમાં ગયા હતા. ૫. રંતિદેવ રાજા અડતાલીશ દિવસસુધી ભૂખ્યા-તરસ્યા રહ્યા છતાં પણ છેલે દિવસે જે કાંઇ અન્નાદિક મળ્યું હતું તે અતિથિઓને આપીને બ્રહ્મલોકમાં ગયા હતા. ૬. ઉંછવૃત્તિથી વર્ત્તનારો મુદ્‌ગલ બ્રાહ્મણ છ માસસુધી કુટુંબસહિત સીદાયો હતો તોપણ અતિથિને અન્ન આપવાથી બ્રહ્મલોકમાં ગયો હતો. ૭. શિબિ રાજા શરણે આવેલા હોલાની રક્ષા કરવાસારૂ પોતાનું માંસ શકરાને આપી દેવાથી સ્વર્ગમાં ગયો હતો. ૮. બલિ રાજાએ પોતાનું સર્વસ્વ વામનજીને આપી દેવાથી વામનજીને પોતાના કરી લીધા હતા. ૯. પારાધી, હોલાહોલીનું ધૈર્ય જોઇને પોતાનું શરીર બાળી નાખવાથી સ્વર્ગમાં ગયો હતો. ૧૦. હોલો અતિથિ થએલા પારાધીને પોતાનું માંસ આપીને સ્વર્ગમાં ગયો હતો.

જવામાં આવે છે. બલિ રાજાને શુક્રાચાર્યે વારવા માંડ્યો અને વળી પોતે જાણતો હતો તોપણ વિષ્ણુ કે જે ઇંદ્રને રાજ્ય અપાવવાની ઇચ્છાથી બ્રાહ્મણનુંરૂપ ધરી આવ્યા હતા તેમને તેણે પૃથ્વીનું દાન દીધું હતું. ક્ષત્રિય જાતનો દેહ જીવતાં છતાં પણ બ્રાહ્મણનો અર્થ સંપાદન કરીને મોટી કીર્ત્તિ ન મેળવે તો તે દેહનું પ્રયોજન પણ શું છે?" આવો વિચાર કરી ઉદાર બુદ્ધિવાળા જરાસંઘે શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમસેનને કહ્યું કે–'હે બ્રાહ્મણો! જે જોઇએ તે માગી લીઓ. મારૂં માથું માગશો તો તેપણ હું આપીશ.'

ભગવાન્ કેહેછે.–હે મોટા રાજા! જો તમારે દેવાની ઇચ્છા હોય તો અમને દ્વંદ્વયુદ્ધ આપો. અમે ક્ષત્રિય છિયે અને યુદ્ધની ઇચ્છાથી આવ્યા છિયે. અન્નની ઇચ્છાથી આવ્યા નથી. આ કુંતીનો પુત્ર ભીમસેન છે, આ તેનો ભાઈ અર્જુન છે અને હું આ બેના મામાનો દીકરો અને તમારો શત્રુ કૃષ્ણ છું એમ જાણો.

શુકદેવજી કેહેછે.–આ પ્રમાણે શ્રીકૃષ્ણે વાત કેહેતાં જરાસંધ ઊંચા સ્વરથી હસ્યો અને ક્રોધથી બોલ્યો કે–"હે મૂઢલોકો! એમ હોય તો ત્યારે હું તમોને યુદ્ધ આપુ છું. બીકણ અને યુદ્ધમાં વિકલ ચિત્તવાળો તું કે જે પોતાની નગરી મથુરાને છોડીને સમુદ્રની શરણે ગયો છે તેની સાથે હું યુદ્ધ નહિ કરૂં. આ અર્જુન અવસ્થાથી પણ મારા સરખો નથી, બહુ બળવાન્ નથી અને શરીરથી પણ મારા સરખો નથી માટે તે યોગ્ય યોદ્ધો નહિ હોવાથી ભીમ કે જેમાં મારા સરખુંજ બળ છે તેણે મારી સાથે યુદ્ધ કરવું." આ પ્રમાણે બોલી એક મોટી ગદા ભીમને આપી અને બીજી મોટી ગદા પોતે લઇને જરાસંઘ ગામ બાહાર નીકળ્યો. પછી યુદ્ધભૂમિમાં ભેળા થએલા અને યુદ્ધમાં મદોન્મત્ત એ બે વીરપુરૂષો વજ્ર જેવી ગદાઓથી એકબીજાને પ્રહાર કરવા લાગ્યા. અખાડામાં પટા ખેલતા નટોની પેઠે ડાબાં જમણાં વિચિત્ર મંડલોમાં ફરતા એ બે જણનું યુદ્ધ શોભવા લાગ્યું. હે રાજા! પછી ફેકવામાં આવતી બે ગદાઓનો વજ્ર પડવા સરખો કડાકાનો શબ્દ યુદ્ધકરતા બે હાથીઓના દાંતના શબ્દ જેવો જણાવા લાગ્યો. યુદ્ધ કરતા અને પ્રદીપ્ત ક્રોધવાળા બે હાથીઓની આકડાની શાખાઓ જેમ અંગમાં પછડાઇને ભાંગી પડે તેમ હાથના વેગથી ફેકવામાં આવતી એ બે ગદાઓ એકબીજાનાં ખભા, કેડ, પગ, હાથ, સાથળ અને હાંસડીઓમાં પછડાઇને ચૂર્ણ થઇ ગઈ. એપ્રમાણે ગદાઓ ભાંગી પડતાં ક્રોધ પામેલા એ બે વીરપુરૂષો લોઢા સરખા સ્પર્શવાળી પોતાની મુઠીઓથી એકબીજાનાં ગાત્રને ભાંગવા લાગ્યા. હાથીની પેઠે પ્રહાર કરતા એ બે જણાઓનો તળાં મારવાથી ઉઠેલો શબ્દ કડાકા અને વજ્રના જેવો ભયંકર થતો હતો. હે રાજા! અભ્યાસ, ધૈર્ય અને પ્રભાવમાં સરખા તથા જેઓનો વેગ ક્ષીણ થતો ન હતો એવા એ ભીમ અને જરાસંધને સરખેસરખું યુદ્ધ થવા લાગ્યું. એપ્રમાણે દિવસના યુદ્ધ કરતા અને રાત્રિમાં મિત્રની પેઠે રેહેતા એ બે જણાને તે સ્થળમાં સત્યાવીશ દિવસ નીકળી ગયા. હે રાજા! એક દિવસે ભીમસેને પોતાના મામાના પુત્ર ભગવાનને કહ્યું કે–'હે કૃષ્ણ! હું યુદ્ધમાં જરાસંધને જીતવાને સમર્થ નથી.' જરાસંધ બે ફાડિયારૂપે જન્મ્યો હતો અને પાછો બે ફાડિયાં થઇનેજ મરશે એમ જાણતા અને તેને જરા નામની રાક્ષસીએ જીવાડેલો જાણતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાની શક્તિથી ભીમને વૃદ્ધિ પમાડતાં જરાસંધનાં ફાડિયાં કરી નાખવાનો વિચાર કર્યો. અમોઘ જ્ઞાનવાળા ભગવાને જરાસંધને મારવાના ઉપાયનો વિચાર કરીને હાથમાં ઝાડની શાખા લઇ તેને ફાડી નાખતાં તે સંકેતથી તે ઉપાય ભીમને દેખાડ્યો. મહા બળવાન્ અને યુદ્ધ કરનારાઓમાં ઉત્તમ ભી-

ભસેને તે સંકેત જાણી લઇને જરાસંધને તેના પગ ઝાલીને ધરતીપર પછાડ્યો. ભીમસેને પોતાના પગથી તેનો એક પગ દબાવી અને બીજો પગ બે હાથથી પકડીને હાથી જેમ શાખાને ચીરી નાખે તેમ તે જરાસંધને ગુદાથી ચીરી નાખ્યો.. જેઓમાં પગ, સાથળ, વૃષણ, કેડ, વાંસાનો ભાગ, સ્તન, ખભો, હાથ, આંખ, ભમર અને કાન એક એક હતાં એવાં તે બે ફાડિયાં લોકોએ જોયાં. મગધ દેશનો સ્વામી જરાસંધ મરણ પામતાં મોટો હાહાકાર થઇ રહ્યો. અર્જુન અને ભગવાને ભીમસેનનું આલિંગન કરી તેનો સત્કાર કર્યો. પ્રાણીઓના રક્ષક અને પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા પ્રભુ શ્રીકૃષ્ણે જરાસંધના દીકરા સહદેવનો મગધ દેશમાં રાજ્યાભિષેક કર્યો અને જે રાજાઓને જરાસંધે કેદ કર્યા હતા તેઓને છોડાવ્યા.

**अभ्यषिंचदमेयात्मा मगधानां पतिं प्रभुः । मोचयामास राजन्यान् संरुद्धा मागधेन ये ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બોંતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अयुते द्वे शतान्यष्टौ लीलया युधि निर्जिताः । ते निर्गता गिरिद्रोण्या मलिना मलवाससः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.— વીશ હજાર અને આઠસો રાજાઓ કે જેઓને જરાસંધે લીલામાત્રથી યુદ્ધમાં જીતી લઇને પર્વતની ગુફામાં કેદ કર્યા હતા તેઓ ગુફામાંથી બહાર નીકળ્યા. મેલા, મેલાં વસ્ત્રવાળા, ભૂખથી દુબળા, સુકાએલાં મોહોડાંવાળા, અને કેદમાં રેહેવાનેલીધે દુબળા થએલા તે રાજાઓએ પીળાં રેશમી વસ્ત્ર ધરનારા ભગવાનને દીઠા. શ્રીવત્સનાં ચિન્હવાળા, ચાર ભુજાવાળા, કમલના ગર્ભ સરખાં રાતાં નેત્રવાળા, સુંદર પ્રસન્ન મુખવાળા, ચળકતાં મકરાકૃતિ કુંડળવાળા, શંખ, ચક્ર, ગદા અને કમળથી શોભતા, કિરીટ હાર કડાં કટિમેખલા તથા બાજુબંધથી શોભી રહેલા, કૌસ્તુભ મણિથી શોભતાં ગળાંવાળા, અને વનમાળાથી વીંટાએલા ધનશ્યામ ભગવાનને જાણે નેત્રથી પીતા હોય, જીભથી ચાટતા હોય, નાકથી સુંઘતા હોય અને હાથથી આલિંગન કરતા હોય તેમ દેખાવ આપતા એ નિષ્પાપ રાજાઓ તે ભગવાનના ચરણમાં મસ્તક મૂકીને પગે લાગ્યા. ભગવાનનાં દર્શનના આનંદથી જેઓને કેદ રેહેવાનો પરિશ્રમ મટી ગયો એવા એ રાજાઓ હાથ જોડીને વચનથી નીચેપ્રમાણે ભગવાનને વખાણવા લાગ્યા.

રાજાઓ કેહેછે.— હે દેવ ! હે દેવ ! હે ઇશ્વર ! હે શરણાગતોની પીડાને હરનાર ! હે અવિનાશી ! આપને પ્રણામ કરિયે છિયે. હે કૃષ્ણ ! ભયંકર સંસારથી ખેદ પામીને શરણાગત થએલા અમોનું રક્ષણ કરો. હે મધુસૂદન ! આ જરાસંધ ઉપર અમે દોષ મૂકતા નથી. કેમ કે રાજાઓ રાજ્યથી ભ્રષ્ટ થાય એ તમારો અનુગ્રહ ગણવો જોઇએ. રાજ્યસંબંધી ઐશ્વર્યના મદથી છકી ગએલો રાજા તમારી માયાથી મોહ પામીને અનિત્ય સંપત્તિઓને અવિચળ માને છે અને કલ્યાણને પામતો નથી. જેમ બાલકો ઝાંઝવાના પાણીને જળાશય માને તેમ અવિવેકી લોકો અનેક વિકારવાળી માયાને સાચી માને છે. હે શ્રીકૃષ્ણ ! અમે કે જેઓ પૂર્વે લક્ષ્મીના મદથી આંધળા થએલા, આ પૃથ્વીને જીતી લેવાની ઇચ્છાથી એકબીજાનો દ્વેષ કરનારા અને માથે મૃત્યુરૂપ આપને નહિ ગણકારતાં મદોન્મત્ત થઇને અત્યંત નિર્દયપણાથી પોતાની પ્રજાઓને મારતા હતા તેઓજ આજ તમારી કૃપાથી ગંભીર વેગવાળા તમારા શ-

* આ ત્રોંતેરમા અધ્યાયમાં રાજાઓને છોડાવી તથા રાજાઓને ઘટે તેવી રીતે તેઓને પોતપોતાના દેશોમાં મોકલી ભગવાન્ પાછા ઇંદ્રપ્રસ્થમાં પધાર્યા, એ કથા કેહેવામાં આવશે.

રીરરૂપ અને અપાર બળવાળા કાળનેલીધે લક્ષ્મીથી ભ્રષ્ટ થતાં ગર્વરહિત થઇને તમારાં ચરણનું સ્મરણ કરવાની આશા રાખિયે છિયે માટે રાજ્યથી ભ્રષ્ટ થવું એ આપનો અનુગ્રહજ છે. હવે અમે નિરંતર ક્ષીણ થતા જતા અને રોગોના ક્ષેત્રરૂપ આ દેહથી ભોગવવા તથા ઝાંઝવાના પાણીજેવા રાજ્યને કે માત્ર કાનનેજ રૂચિ ઉપજાવનારા અને પરલોકમાં ભોગવવાના કર્મફળરૂપ સ્વર્ગાદિકને પણ ઇચ્છતા નથી. એટલામાટે અમે અનેક યોનિઓમાં જતાં પણ જે ઉપાયથી અમને તમારા ચરણારવિંદનું સ્મરણ મટે નહિ એવા ઉપાયનો ઉપદેશ કરો. કૃષ્ણ, વાસુદેવ, હરિ, પરમાત્મા, ગોવિંદ અને નમેલા લોકોના ક્લેશનો નાશ કરનારા આપને વારંવાર પ્રણામ કરિયે છિયે.

શુકદેવજી કેહેછે.— બંધનથી છૂટેલા રાજાઓ એપ્રમાણે સ્તુતિ કરતાં દયાળુ અને શરણાગતોનું રક્ષણ કરનાર ભગવાને મધુર વાણીથી તેઓને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.— હે રાજાઓ! તમો જેવું ધારો છો તેપ્રમાણેજ આજથી માંડી તમોને હું કે જે સર્વનો ઇશ્વર આત્મા છું તેમાં અત્યંત દૃઢ ભક્તિ થજો. હે રાજાઓ! તમોએ ઠીક ધાર્યું છે અને સાચી વાત કરી છે. લક્ષ્મી અને ઐશ્વર્યના મદથી થતો યથેષ્ટાચાર લોકોને ઉન્મત્ત કરનાર છે એમ જોવામાં આવે છે. સહસ્રાર્જુન, નહુષ, વેન, રાવણ, નરકાસુર અને બીજા પણ દેવ, દૈત્ય તથા મનુષ્યના રાજાઓ લક્ષ્મીના મદથી સ્થાનભ્રષ્ટ થયા છે. તમે આ દેહાદિક જન્મવાળા પદાર્થોને નાશ પામનારા જાણી સાવધાનપણે ધર્મથી પ્રજાનું રક્ષણ કરજો અને યજ્ઞોથી મારૂં પૂજન કરજો. તમે પુત્રપૌત્રાદિક વંશનો વિસ્તાર કરતાં અને સુખ, દુઃખ, લાભ કે અલાભ જે કાંઇ આવે તેનું સેવન કરતાં હુંમાં ચિત્ત રાખીને ફરજો. મારામાં સારી રીતે મન રાખીને દેહાદિકમાં ઉદાસીન, આત્મારામ અને નિયમસહિત રેહેવાથી અંતે હું કે જે પરબ્રહ્મ છું તેને પામશો.

શુકદેવજી કેહેછે.—લોકોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાને રાજાઓને એપ્રમાણે આજ્ઞા કરીને તેઓને સ્નાનાદિક કરાવવાસારૂ કેટલાએક પુરૂષો અને સ્ત્રિઓને આજ્ઞા કરી. હે રાજા! સહદેવ પાસે રાજાને યોગ્ય વસ્ત્ર, ભૂષણ, માળા અને લેપન કરવાનાં ચંદનો અપાવીને તેઓની પૂજા કરાવી. સારી રીતે નવરાવી, શણગારી, ઉત્તમ અન્નથી જમાડી તથા રાજાને યોગ્ય તાંબુલ આદિ અનેક ભોગ ભોગવાવીને ભગવાને સત્કાર કરેલા અને સ્વચ્છ કુંડલ ધરનારા એ રાજાઓ ક્લેશથી મુકાવાનેલીધે, વર્ષા ઋતુના અંતમાં ગ્રહોની પેઠે શોભવા લાગ્યા. સારા ઘોડાવાળા અને મણિ તથા સુવર્ણથી શણગારેલા રથોમાં બેસાડી તથા મધુર વચનોથી પ્રસન્ન કરી ભગવાને તેઓને પોતપોતાના દેશમાં મોકલ્યા. એપ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને કષ્ટમાંથી છોડાવેલા રાજાઓ તે ભગવાનનું અને તેમનાં કર્મોનું ધ્યાન કરતાં કરતાં પોતપોતાના દેશમાં ગયા. તેઓએ સ્વદેશમાં જઇને ભગવાને કરેલું કામ પોતાના મંત્રીઓ આદિની પાસે કહી સંભળાવ્યું અને ભગવાને આજ્ઞા કરી હતી તેપ્રમાણે આલસ્ય મૂકીને સઘળું કરવા લાગ્યા. ભગવાન્, ભીમસેનના હાથથી જરાસંધને મરાવ્યા પછી સહદેવે કરેલી પૂજાનો સ્વીકાર કરી અર્જુન તથા ભીમસેનની સાથે ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. શત્રુને જીતી આવેલા, સંબંધીઓને રાજી કરતાં અને શત્રુઓને પીડા કરનારા એ ત્રણે જણાએ ઇંદ્રપ્રસ્થમાં આવિને શંખનાદ કર્યો. એ શંખનાદ સાંભળી રાજી થએલા ઇંદ્રપ્રસ્થના રેહેવાશીઓએ જરાસંધ મરણ પામવાનો નિશ્ચય કર્યો અને યુધિષ્ઠિર રાજાના સઘળા મનોરથ પૂર્ણ થયા. ભીમ અર્જુન અને ભગવાને યુધિષ્ઠિર રાજાને પ્રણામ કરી પોતે જે કરી આવ્યા હતા તે સઘળી

વાત કહી સંભળાવી. ભગવાને અનુગ્રહ કર્યાની વાત સાંભળી આનંદથી આંસુનાં ટીપાં ખેરતા યુધિષ્ઠિર રાજા પ્રેમના દબાણથી કાંઇ પણ બોલ્યા નહિ.

**निशम्य धर्मराजस्तत् केशवेनानुकंपितम् । आनंदाश्रुकलामुंचन् प्रेम्णा नोवाच किंचन ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રૌંતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**एवं युधिष्ठिरो राजा जरासंधवधं विभोः। कृष्णस्य चानुभावं तं श्रुत्वा प्रीतस्तमब्रवीत्॥१॥**

શુકદેવજી કહેછે.—એપ્રમાણે જરાસંધનો વધ અને પ્રભુ શ્રીકૃષ્ણનો પ્રભાવ સાંભળીને તથા શ્રીકૃષ્ણનું પોતાની આજ્ઞાને અનુસરનારપણું જોઇ પ્રસન્ન થએલા યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને નીચેપ્રમાણે કહ્યું.

યુધિષ્ઠિર કહેછે.—હે ઇશ્વર! ત્રૈલોક્યના ગુરૂ સનકાદિક, સર્વે લોકો અને લોકપાલ દેવતાઓ જે આપની આજ્ઞાને દુર્લભ માનીને ઘણા માનથી માથે ચડાવે છે તે આપ, અમો કે જેઓ દીન અને સમર્થપણાનું મિથ્યાભિમાન ધરાવનારા છિયે તેઓની આજ્ઞાને માથે ચડાવો છો એ આપને ન ઘટે એવું અનુકરણ છે. અથવા આપ કે જે એક, અદ્વિતીય, પરમાત્મા અને પરિપૂર્ણ છો તેને બીજાની આજ્ઞા માનનારપણું વાસ્તવિક તો છેજ નહિ માટે ભક્તો ઉપર અનુગ્રહ કરવાસારૂ આવાં કર્મ કરવાથી તમારૂં તેજ વધતું કે ઘટતું નથી. ઉગવા અને આથમવા આદિ કર્મોથી સૂર્યનું તેજ વધવું કે ઘટવું સંભવેજ નહિ. હે અજિત! હે માધવ! અજ્ઞાન લોકોને જેવી શરીરના સંબંધમાં હું, મારૂં, તું અને તારૂં એવી ભેદબુદ્ધિ હોય છે એવી તમારા ભક્તોને પણ હોતી નથી ત્યારે તમને પોતાને તો ક્યાંથીજ હોય?

શુકદેવજી કહેછે.—આ પ્રમાણે કહી ભગવાનની સંમતિથી યજ્ઞને યોગ્ય સમયમાં તે યુધિષ્ઠિર રાજાએ બ્રહ્મવાદી યોગ્ય બ્રાહ્મણોનું હોતા આદિ ઋત્વિજરૂપે વરણ કર્યું. વેદવ્યાસ, ભરદ્વાજ, સુમંતુ, ગૌતમ, અસિત, વસિષ્ઠ, ચ્યવન, કણ્વ, મૈત્રેય, કવષ, ત્રિત, વિશ્વામિત્ર, વામદેવ, સુમતિ, જૈમિનિ, ક્રતુ, પૈલ, પરાશર, ગર્ગ, વૈશંપાયન, અથર્વા, કશ્યપ, ધૌમ્ય, પરશુરામ, આસુરિ, વીતિહોત્ર, મધુચ્છંદા, વીરસેન અને અકૃતવ્રણ એ મુનિઓને યજ્ઞમાં વરાવ્યા. તેમજ યુધિષ્ઠિરના નિમંત્રણનેલીધે બીજા પણ દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય આદિ, પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર, મોટી બુદ્ધિવાળા વિદુર, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, સઘળા રાજાઓ અને રાજાઓના મંત્રિ આદિ પણ યજ્ઞ જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. પછી બ્રાહ્મણોએ દેવતાઓનું યજન કરવાની ભૂમિને સુવર્ણનાં હળોથી ખેડાવીને ત્યાં વેદનાં વચનપ્રમાણે યુધિષ્ઠિર રાજાને દીક્ષા આપી. એ યજ્ઞમાં પૂર્વે વરૂણદેવના યજ્ઞની પેઠે, સરસામાન સોનાના કર્યા હતા. ઇંદ્રાદિક લોકપાલ, બ્રહ્મા, સદાશિવ, તેઓના પાર્ષદો, સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, મુનિઓ, યક્ષ, રાક્ષસ, પક્ષિ, કિન્નર, ચારણ, રાજાઓ અને સઘળી રાજાઓની સ્ત્રિયો પણ યુધિષ્ઠિર રાજાના યજ્ઞમાં તેમના બોલાવવાથી આવ્યાં. એ સઘળાં કાંઇપણ વિસ્મય નહિ પામતાં 'ભગવાનના ભક્તને એ સઘળું ઘટેછે' એમ માનવા લાગ્યાં. દેવ સરખાં તેજવાળા ઋત્વિજો, જેમ વરૂણને દેવતાઓએ યજન કરાવ્યું હતું તેમ વિધિસહિત રાજસૂયથી મહારાજ યુધિષ્ઠિરને યજન કરાવતા હતા. સારી પેઠે સાવધાન યુધિષ્ઠિર રાજાએ સોમવલ્લી ખાંડવાને દિવસે મહા ભાગ્યશાલી

* આ ચુમોતેરમા અધ્યાયમાં યુધિષ્ઠિરે રાજસૂય કર્યો અને તેમાં અગ્રપૂજાના પ્રસંગમાં ભગવાને શિશુપાલને માર્યો ઇત્યાદિ કથા કહેવામાં આવશે.

ઋત્વિજો અને સભાપતિઓની પૂજા કરવા માંડી. 'સભાસદોમાં પેહેલ્લી પૂજા કોની કરવી?' એમ સભાસદો વિચાર કરતાં તે પૂજાને યોગ્ય ઘણા જણ હોવાનેલીધે કાંઇ નિશ્ચય કરી શક્યા નહિ ત્યારે સહદેવ નીચેપ્રમાણે બોલ્યો.

સહદેવ કેહેછે.—યાદવોના પતિ શ્રીકૃષ્ણ શ્રેષ્ઠપણાને યોગ્ય છે; કેમ કે શ્રીકૃષ્ણજ સર્વ દેવતા, દેશ, કાળ અને ધનાદિકરૂપ છે. યજ્ઞો અને આ સઘળું જગત્ શ્રીકૃષ્ણરૂપજ છે. અગ્નિઓ આહુતિઓ, મંત્રો, સાંખ્ય અને ઉપાસના એ સઘળું શ્રીકૃષ્ણનેમાટેજ છે. આ શ્રીકૃષ્ણ એકજ અદ્વિતીય છે. સઘળા જગતનું મૂળ તત્ત્વ એજ છે. હે સભાસદો! અજન્મા અને સ્વાશ્રય ભગવાન્ પોતેજ આ જગતને સૃજેછે, પાળેછે અને પ્રલય કરેછે. આ સર્વે લોકો શ્રીકૃષ્ણના અનુગ્રહથીજ અનેક પ્રકારનાં સત્કર્મ કરીને ધર્માદિકરૂપ પુરૂષાર્થને સિદ્ધ કરેછે. એટલામાટે મહાત્મા શ્રીકૃષ્ણનેજ ઉત્તમ પૂજા આપો અને એમ કરશો તો સર્વ પ્રાણીઓનું અને પોતાનું પણ પૂજન થશે. જે પુરૂષ દાનના અનંત ફળને ઇચ્છતો હોય તેણે શ્રીકૃષ્ણ કે જે સર્વ પ્રાણિઓના આત્મા, ભેદમતિનો નાશ કરનાર, શાંત અને પૂર્ણ છે તેમનેજ દેવું જોઇએ.

શુકદેવજી કેહેછે.—ભગવાનના પ્રભાવને જાણનાર સહદેવ એટલું બોલીને ચૂપ રહ્યો. આ વચન સાંભળીને સઘળા મહાત્મા પુરૂષો 'સારૂં સારૂં' એમ વખાણવા લાગ્યા. બ્રાહ્મણોનો શબ્દ સાંભળી અને સભાસદોનો અભિપ્રાય જાણી રાજી થએલા અને સ્નેહથી વિહ્વલ થએલા યુધિષ્ઠિર રાજાએ ભગવાનની પૂજા કરી. રાજા, તેમની સ્ત્રિયો, ભાઇઓ અને મંત્રિઓએ તથા તેમનાં કુટુંબે ભગવાનનાં ચરણ ધોઇને જગત્‌ને પવિત્ર કરનાર તેનું જળ પ્રીતિથી માથે ચડાવ્યું. પીળાં રેશમી વસ્ત્ર, અને ઘણા મૂલ્યનાં આભૂષણોથી ભગવાનનું પૂજન કરી યુધિષ્ઠિર રાજા આંખોમાં આંસુ ભરાઇ આવવાથી તેમની સામુ જોઇ શક્યા નહિ. આ પ્રમાણે ભગવાનનો સત્કાર થએલો જોઈ સર્વે લોકો હાથ જોડી 'નમઃ જય' એવા શબ્દ કરી ભગવાનને નમ્યા અને પુષ્પની વૃષ્ટિઓ પડી. આ શબ્દો સાંભળી ભગવાનના ગુણોનાં વર્ણનથી જેને ક્રોધ ઉત્પન્ન થયો એવો શિશુપાલ સભામાં નિર્ભયપણે પોતાના આસનપરથી ઉભો થઇ હાથ ઊંચો કરીને અસહનતાથી ભગવાનને કઠણ વચન સંભળાવવાસારૂ નીચેપ્રમાણે બોલ્યો.

શિશુપાલ કેહેછે.—'કાળ અલંઘ્ય અને સમર્થ છે' એવી લોકોની વાત સાચી છે; કેમ કે બાલકના વચનથી વૃદ્ધ લોકોની બુદ્ધિ પણ ફરી જાયછે. હે સભાસદો! તમે પાત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ થઇને આ બાલકનું બોલવું કે જેથી કૃષ્ણ પૂજાને યોગ્ય માનવામાં આવેછે તેને માનો માં. તપ વિદ્યા અને વ્રતને ધરનારા, જ્ઞાનથી સર્વ દોષ રહિત થએલા, બ્રહ્મમાં નિષ્ઠાવાળા અને લોકપાલોએ પણ પૂજેલા મોટા ઋષિઓ કે જેઓ સભાના પતિ છે તેઓને મૂકી દઇ[1] ગોવાળ અને કુળને વટલાવનાર આ કૃષ્ણ પૂજાને યોગ્ય કેમ મનાય છે? કાગડો પુરોડાશને યોગ્ય હોયજ નહિ. વર્ણ આશ્રમ તથા કુળથી ભ્રષ્ટ, સઘળા ધર્મોથી બહિષ્કૃત થએલો, સ્વચ્છંદ રીતે વર્ત્તનાર અને ગુણ વગરનો આ કૃષ્ણ શી રીતે પૂજાને યોગ્ય ગણાય? યયાતિ રાજાના શાપનેલીધે સત્પુરૂષોએ બહિષ્કૃત કરેલું અને નિરંતર વૃથા વૃથા મદિરા પીવામાં લાગેલું આ લોકોનું કુળ શી રીતે પૂજાને યોગ્ય થાય? આ બારવટિયા લોકો (યાદવો) બ્રહ્મર્ષિઓએ સેવેલા દેશોને છોડી દઈ સમુદ્રરૂપી ગઢ કે જેમાં વેદસંબંધી તેજ રેહેજ નહિ તેમાં રહીને પ્રજાઓને દુઃખ દે છે.

૧ ભગવાનની નિંદા કરવા જતાં પણ તેમના મહિમાનેલીધે સ્તુતિજ થાયછે એવા અભિપ્રાયથી ટીકાકાર શ્રીધર સ્વામીએ શિશુપાલનાં નિંદાપર વચનોનો અર્થ સ્તુતિપર પણ લગાવેલો છે.

શુકદેવજી કહેછે.—જેનું પુણ્ય નાશ પામ્યું હતું એવો શિશુપાલ એપ્રમાણે ઘણાં દુર્વચન બોલ્યો પણ કૃયાવડીના શબ્દને સાંભળીને જેમ સિંહ કાંઇ પણ ન બોલે તેમ એ વચન સાંભળીને ભગવાન્ કાંઇ પણ ન બોલ્યા. સભાસદો એ ભગવાનની અસહ્ય નિંદાને સાંભળી ક્રોધથી શિશુપાલને ગાળો દેતા દેતા પોતાના કાન બંધ કરીને ઉઠી ગયા. ભગવાનની અથવા ભગવાનના ભક્તની નિંદા સાંભળીને તે સ્થલમાંથી જે માણસ ખસી ન જાય તે માણસ પોતાના પુણ્યમાંથી ભ્રષ્ટ થઇને નરકમાં પડેછે. પછી ક્રોધ પામેલા પાંડવો અને મત્સ્ય, કૈકય તથા સંજય વંશના ક્ષત્રિયો શિશુપાલને મારી નાખવાની ઇચ્છાથી હથીઆર ઉચકીને ઉભા થયા. હે રાજા! એ જોઇને સભામાં શ્રીકૃષ્ણના પક્ષના રાજાઓને ધિક્કારતાં શિશુપાલે પણ નિર્ભય રીતે ઢાલ તરવાર લીધી. તેટલી વારમાં 'આ મારો પાર્ષદ મારા સરખોજ બળવાળો છે, તેથી આ સઘળાઓને મારી નાખશે માટે મારેજ તુરત મારવો જોઇએ' એવા અભિપ્રાયથી ભગવાને તુરત પોતે ઉઠીને પોતાના પક્ષવાળાઓને વારતાં ક્રોધથી શિશુપાલ કે જે સામો આવતો હતો તેનું માથું સજીયા સરખી ધારાવાળા ચક્રથી કાપી નાખ્યું. શિશુપાલ મરણ પામતાં ભારે કોલાહલ શબ્દ થઇ રહ્યો અને શિશુપાલને અનુસરનારા રાજાઓ જીવવાની ઇચ્છાથી ભાગી ગયા. આકાશમાંથી પડેલી ઉલ્કા સરખું શિશુપાલના દેહમાંથી નીકળેલું તેજ સઘળા પ્રાણીયો દેખે એવી રીતે ભગવાનમાં પેઠું. ત્રણ જન્મમાં વારંવાર થએલાં વૈરના આવેશવાળી બુદ્ધિથી જેના મનમાં ભગવાનનુંજ ધ્યાન લાગી રહ્યું હતું, એવો શિશુપાલ ભગવાનનું સ્વરૂપ પામ્યો; કેમ કે મનની ભાવનાજ જન્મનું કારણ છે. ચક્રવર્ત્તી યુધિષ્ઠિર રાજાએ ઋત્વિજોને અને સભાપતિઓને મોટી દક્ષિણા આપી અને સર્વ લોકોનું પૂજન કરીને અવભૃથ સ્નાન કર્યું. યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ સિદ્ધ કરાવીને પછી સંબંધીઓની માગણી ઉપરથી કેટલાએક મહીનાસુધી ત્યાંજ (ઈંદ્રપ્રસ્થમાંજ) રહ્યા. પછી ઈશ્વર ભગવાન, યુધિષ્ઠિર રાજાની ઇચ્છા ન હતી તોપણ તેમની આજ્ઞા લઇને પોતાની સ્ત્રિયો અને મંત્રિઓની સાથે દ્વારકામાં પધાર્યા. વૈકુંઠમાં રહેનારા જય વિજયના વારંવાર જન્મ, બ્રાહ્મણોના શાપનેલીધે થયા એ આખ્યાન ઘણા વિસ્તારથી મેં તમારી પાસે કહી સંભળાવ્યું છે. રાજસૂયના અવભૃથ સ્નાનથી નાહેલા યુધિષ્ઠિર રાજા બ્રાહ્મણોની અને ક્ષત્રિયોની સભામાં ઇંદ્રની પેઠે શોભતા હતા. રાજાએ સત્કાર કરેલા અને શ્રીકૃષ્ણનાં તથા યજ્ઞનાં વખાણ કરતા દેવ, માણસ અને પ્રમથ લોકો આનંદથી પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. પાપી, કળિયુગના અંશરૂપ, અને કુરૂ રાજાના કુલમાં રોગરૂપ એક દુર્યોધન કે જે યુધિષ્ઠિર રાજાની વૃદ્ધિ પામેલી લક્ષ્મીને સહન કરી શક્યો નહિ. તેવિના બીજા સર્વે લોકો રાજી થયા. રાજાઓને છોડાવ્યા, યજ્ઞ કરાવ્યો અને શિશુપાલને માર્યો ઇત્યાદિક શ્રીકૃષ્ણની આ લીલાનું જે વર્ણન કરે તે સઘળાં પાપોથી છૂટે છે.

**य इदं कीर्त्तयेद्विष्णोः कर्मचैद्यवधादिकम् ।**
**राजमोक्षं वितानं च सर्वपापैः प्रमुच्यते ॥ ५४ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચુમોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

**अजातशत्रोस्तं दृष्ट्वा राजसूयमहोदयम् । सर्वे मुमुदिरे ब्रह्मन् नृदेवा ये समागताः ॥ १ ॥**

* આ પંચોતેરમા અધ્યાયમાં યજ્ઞના અવભૃથ સ્નાનના ઉત્સવની અને ભ્રમ થવાથી અક્ષમાનેલીધે દુર્યોધનનો માનભંગ થયાની કથા કેહેવામાં આવશે.

પરીક્ષિત રાજા પૂછે છે.— હે મહારાજ ! યુધિષ્ઠિર રાજાના યજ્ઞમાં આવેલા મનુષ્યો દેવતાઓ, રાજાઓ અને ઋષિઓ રાજસૂયનો મહોત્સવ જોઇને સઘળા રાજી થયા પણ તેઓમાં એક દુર્યોધન રાજી ન થયો એમ મેં તમારી પાસેથી સાંભળ્યું, તો હવે તેમાં જે કારણ થયું હોય તે કહો.

શુકદેવજી કેહેછે.—તમારા દાદા મહાત્મા યુધિષ્ઠિર રાજાના રાજસૂયમાં પ્રેમના બંધનનેલીધે તેમના બાંધવો કામકાજમાં લાગ્યા હતા. ભીમસેન રસોડાના ઉપરી થયા હતા. દુર્યોધન ધનનો ઉપરી થયો હતો. સહદેવ પૂજાનું કામ કરતા હતા. નકુલ ધન મેળવવાનું કામ કરતા હતા. અર્જુન ગુરૂજનની સેવાના કામમાં લાગ્યા હતા. શ્રીકૃષ્ણ મહાત્માઓના પગ ધોવાના કામમાં લાગ્યા હતા. દ્રૌપદી પીરસવાના કામમાં લાગ્યાં હતાં. ઉદાર મનવાળો કર્ણ દાનના કામમાં લાગ્યો હતો. સાત્યકી, વિકર્ણ, કૃતવર્મા, વિદુરાદિક ભૂરિઆદિ બાલ્હીક રાજાના પુત્રો અને સંતર્દનાદિક, કે જેઓને મોટા યજ્ઞમાં નોખનોખાં કામના ઉપરી ઠરાવ્યા હતા તેઓ સઘળા યુધિષ્ઠિર રાજાનું પ્રિય કરવાની ઇચ્છાથી તે તે કામોમાં લાગ્યા હતા. ઋત્વિજ, સભાસદ, ઘણું જાણનારા અને પ્યારા સંબંધિઓનું, મધુરવાણી, અલંકારાદિક અને દક્ષિણાઓથી પૂજન થયા પછી અને શિશુપાલ શ્રીકૃષ્ણના ચરણમાં પેઠા પછી સઘળાઓએ ગંગાજીમાં અવભૃથસ્નાન કર્યું. એ અવભૃથના ઉત્સવમાં મૃદંગ, શંખ, પણવ, ધુંધુરી, આનક અને ગોમુખ આદિ વિચિત્ર વાજાં વાગતાં હતાં. રાજી થએલી વેશ્યાઓ નાચતી હતી. ટોળે ટોળાં ગવૈઆઓ ગાતા હતા. એઓનો વીણા, વેણુ અને તળનો મોટો શબ્દ આકાશસુધી વ્યાપ થઇ રહ્યો હતો. સોનાની માળા પેહેરનારા રાજાઓ વિચિત્ર ધ્વજ તથા વિચિત્ર પતાકાનાં અઅવાળા મોટા હાથીઓ, રથ અને ઘોડાઓઉપર બેસીને શણગારેલા યોદ્ધાયોની સાથે ગામબહાર નીકળ્યા. સૈન્યોથી ધરતીને ધ્રુજાવતા યદુ, સૃંજય, કાંબોજ, કુરૂ, કૈકય અને સૃંજય વંશના ક્ષત્રિયો યજમાનને આગળ કરીને અવભૃથ સ્નાન કરવા નીકળ્યા. સભાસદો, ઋત્વિજ અને મોટા મોટા બ્રાહ્મણો વેદનો ભારે શબ્દ કરતા કરતા નીકળ્યા. દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વો સ્તુતિ કરતા હતા તથા ફૂલની વૃષ્ટિ કરતા હતા. સુગંધ, માળા, ભૂષણ અને વસ્ત્રોથી સારી રીતે શણગારેલી સ્ત્રિયો અને પુરૂષો અનેક પ્રકારના દહી-દુધ આદિ રસોથી એકબીજાને લેપન કરી અને ભીજવીને વિહાર કરતાં હતાં. તેલ, ગોરસ, સુગંધિ જળ, હળદર અને ઘાટાં કેસરોથી પુરૂષોએ લેપન કરેલી અને પુરૂષોને તે પદાર્થોથી લેપન કરતી વેશ્યાઓ વિહાર કરતી હતી. એ ઉત્સવ જોવાસારૂ ઉત્તમ વિમાનોમાં બેસીને જેમ દેવાંગનાઓ નીકળી હતી તેમ યોદ્ધાઓએ રક્ષણ કરેલી રાજાઓની સ્ત્રિયો પણ નાહાવાસારૂ નીકળી હતી. મામાના દીકરા અને મિત્રોએ ભીજવાતી અને લાજસહિત હસવાથી પ્રફુલ્લિત મુખવાળી તે રાજપત્નીઓ શોભતી હતી. ઉત્સુકપણાનેલીધે છુટી ગએલા જેઓના ચોટલાઓમાંથી ફૂલ ખરતાં હતાં એવી અને વસ્ત્રો ભીજાઇ જવાનેલીધે જેઓનાં ગાત્ર, સ્તન, સાથળ અને મધ્યભાગ સ્પષ્ટ દેખવામાં આવતાં હતાં એવી તે રાજ્યપત્નીઓ પોતાના દેર અને મિત્રોને ચામડાના યંત્રોથી પાણી નાખીને ભીજવતી હતી અને એવા એવા સુંદર વિહારોથી કામી લોકોના મનમાં કામજ્વર ઉત્પન્ન કરતી હતી. સારા ઘોડાવાળા અને સુવર્ણની માળાઓવાળા રથમાં બેઠેલા તે ચક્રવર્ત્તી યુધિષ્ઠિર રાજા, ક્રિયાઓથી જાણે દેહધારી રાજસૂય શોભતો હોય તેમ પોતાની સ્ત્રિયોથી શોભતા હતા. ‘પત્નીસંયાજ’ નામનું કર્મ અને અવભૃથસંબંધી

કર્મ કરીને જેણે આચમન લીધું એવા તે રાજાને ઋત્વિજોએ ગંગાજીમાં દ્રૌપદીની સાથે નવરાવ્યા. માણસોનાં દુંદુભિઓની સાથે દેવતાઓનાં દુંદુભિ પણ વાગતાં હતાં. દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્યો ફૂલની વૃષ્ટિ કરતાં હતાં. એ અવભૃથ સ્નાનમાં વર્ણ આશ્રમવાળાં સઘળાં માણસો નાહ્યાં; કેમ કે એ સ્નાન કરે તો મહાપાપી પણ તુરત પાપમાંથી મુક્ત થાયછે. પછી નવાં વસ્ત્ર પેહેરી સારી રીતે શણગારેલા રાજાએ આભરણ અને વસ્ત્રોથી ઋત્વિજ, સભાસદ અને બ્રાહ્મણો આદિની પૂજા કરી. નારાયણને આધીન યુધિષ્ઠિર રાજાએ બંધુ, જ્ઞાતિ, રાજાઓ, મિત્ર, સંબંધીઓ અને બીજા પણ સર્વ લોકોની વારંવાર પૂજા કરી. દેવતા સરખી કાંતિવાળા, મણિનાં કુંડળ માળા પાઘડી ઝુલડી વસ્ત્ર અને અમૂલ્ય હાર ધરનારા સર્વે પુરૂષો શોભતા હતા. કુંડળની જોડ અને કેશના સમૂહથી ચમકતી મુખની શોભાવાળી સ્ત્રિયો પણ સોનાંની કટિમેખળાથી શોભતી હતી. પછી ઉત્તમ સ્વભાવવાળા ઋત્વિજો, બ્રહ્મવાદિ સભાસદો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, રાજાઓ, દેવ, ઋષિ, પિતૃ, ભૂત, અને અનુચરસહિત લોકપાલો, કે જેઓ તે યજ્ઞમાં આવ્યા હતા તેઓ સત્કાર પામી યુધિષ્ઠિર રાજાની સંમતિ લઇને પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. માણસ જેમ અમૃત પીતાં તૃપ્તિ ન પામે તેમ એ સર્વે લોકો ભગવાનના ભક્ત યુધિષ્ઠિર રાજાના રાજસૂયસંબંધી ઉત્સવની પ્રશંસા કરતાં તૃપ્તિ નહિ પામતા હતા. પછી યુધિષ્ઠિર રાજા કે જે પોતાના પ્રિય બાંધવોના વિરહને નહિ ખમી શકે એવા હતા તેમણે પ્રેમનેલીધે પોતાના મિત્રો, સંબંધીઓ, બાંધવો અને શ્રીકૃષ્ણને ઇંદ્રપ્રસ્થમાંજ રાખ્યા. યુધિષ્ઠિર રાજાનું પ્રિય કરનારા ભગવાન્ પણ સાંબ આદિક વીર યાદવોને દ્વારકાંમાં મોકલીને પોતે ઇંદ્રપ્રસ્થમાંજ રહ્યા. એપ્રમાણે ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણની સહાયતાથી રાજસૂયના મનોરથરૂપી દુસ્તર મહાસાગરને તરીને સંતાપરહિત થયા. એક દિવસે, ભગવાનમાંજ ચિત્ત રાખનારા તે યુધિષ્ઠિર રાજાના અંતઃપુરની ભારે લક્ષ્મીને અને રાજસૂયના મહિમાને જોઇને દુર્યોધન મનમાં બળવા લાગ્યો. યુધિષ્ઠિર રાજાના અંતઃપુરમાં મયદાનવે રચેલી રાજાઓ, દૈત્યોના અધિપતિઓ અને દેવના અધિપતિઓની અનેક પ્રકારની વિભૂતિઓ શોભતી હતી. એ વિભૂતિઓની સાથે દ્રૌપદી પોતાના પતિઓને સેવતાં હતાં, કે જેમાં મન લાગી રહેવાથી દુર્યોધનને પરિતાપ થયો. જે અંતઃપુરમાં નિતંબના ભારનેલીધે ધીરે ધીરે ઝમકતાં ઝાંઝરોથી શોભી રહેલા પગવાળી, સુંદર કટીવાળી, સ્તનનાં કેસરોથી રાતા થએલા હારોવાળી, શોભતાં મુખવાળી અને હાલતાં કુંડલ તથા કેશોવાળી ભગવાનની હજારો સ્ત્રિયો ફરતી હતી તે અંતઃપુરની શોભા જોઇને દુર્યોધનના મનમાં અસહનતાથી પરિતાપ થયો. એક દિવસે મયદાનવે રચેલી સભામાં ભાઇઓ, બંધુઓ અને પોતાની આંખ સરખા શ્રીકૃષ્ણથી વીટાઇને ચક્રવર્ત્તી યુધિષ્ઠિર રાજા સોનાના સિંહાસન ઉપર સાક્ષાત્ ઇંદ્રની પેઠે બેઠા હતા, ચક્રવર્ત્તીપણાની લક્ષ્મી દીપી રહી હતી અને બંદિજનો સ્તુતિ કરતા હતા. તે સમયમાં અભિમાની, ભાઇઓથી વીટાએલો, કિરીટ તથા માળાને ધરનારો અને જેના હાથમાં તરવાર હતી એવો દુર્યોધન; ક્રોધથી દ્વારપાલ આદિને ધમકી દેતો દેતો તે સભામાં આવ્યો. સભામાં જ્યાં સ્થલ હતું ત્યાં ભ્રાંતિનેલીધે જલ માનીને દુર્યોધને પોતાનાં લુગડાં ઉંચા લીધાં અને જ્યાં જલ હતું ત્યાં સ્થલ સમજાયાથી જળમાં પડ્યો. આવી રીતે મયદાનવની માયાથી મોહ પામેલા દુર્યોધનને જોઇને ભીમસેન, સ્ત્રિયો અને બીજા રાજાઓ, યુધિષ્ઠિરે વારવા માંડ્યા તોપણ

શ્રીકૃષ્ણની સંમતિથી હાંસી કરવા લાગ્યા. લજાએલો અને ક્રોધથી બળતો દુર્યોધન નીચું મોહોડું કરી ચૂપાચૂપ સભામાંથી નીકળીને હસ્તિનાપુરમાં ગયો. આ જોઇને સત્પુરૂષો મોટો હાહાકાર કરવા લાગ્યા અને યુધિષ્ઠિર રાજા મનમાં કચવાએલા જેવા થઈ ગયા. પૃથ્વીનો ભાર ઉતારવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ ભગવાન્, કે જેમની દૃષ્ટિથીજ દુર્યોધનને ભ્રાંતિ થઈ તે તો ચૂપજ રહ્યા. હે રાજા! મોટા યજ્ઞ રાજસૂયમાં દુર્યોધને દુરાત્માપણું કરવાવિષે તમે જે મને અહીં પૂછયું હતું તે સઘળું મેં તમને કહી સંભળાવ્યું.

**एतत्तेऽभिहितं राजन् यत्पृष्टोहमिहत्वया। सुयोधनस्य दौरात्म्यं राजसूये महाक्रतौ॥४०॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંચોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**अथान्यदपि कृष्णस्य शृणु कर्माद्भुतं नृप। क्रीडानरशरीरस्य यथा सौभपतिर्हतः॥१॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા! હવે ક્રીડાથી મનુષ્યરૂપે અવતરેલા શ્રીકૃષ્ણે શાલ્વને મારવાનું બીજું પણ અદ્ભુત કામ કર્યું હતું તેની કથા સાંભળો. શિશુપાલનો મિત્ર શાલ્વ રાજા રૂક્મિણીના વિવાહમાં આવ્યો હતો ત્યારે યુદ્ધમાં તેને યાદવોએ જીતી લીધો હતો અને જરાસંધ આદિ બીજા રાજાઓને પણ જીતી લીધા હતા. સર્વ રાજાઓ સાંભળતાં એ શાલ્વે પ્રતિજ્ઞા કરી હતી કે—'હું પૃથ્વીને યાદવો વગરની કરીશ. મારો પુરૂષાર્થ જુવો.' મૂઢ શાલ્વ રાજા આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને સદાશિવની આરાધના કરવા લાગ્યો અને તે કરતાં માત્ર ધૂળની એક મૂઠી ફાકીનેજ રેહેતો હતો. સદાશિવ તુરત પ્રસન્ન થાય એવા છે તોપણ ભગવાનના દ્વેષી શાલ્વને વરદાન દેવું વ્યર્થ જાણી એક વર્ષ પુરૂં થયા પછી શાલ્વની પાસે પ્રકટ થયા અને શરણાગત શાલ્વને વર માગવાનું કહ્યું. શાલ્વ રાજાએ દેવ, અસુર, મનુષ્ય, ગંધર્વ, નાગ અને રાક્ષસોથી ભેદી શકાય નહિ એવું, ઇચ્છાપ્રમાણે પોહોચે એવું અને યાદવોને ત્રાસ આપનાર વિમાન માગ્યું. तथास्तु એમ કહીને મહાદેવે આજ્ઞા કરતાં શત્રુઓના પુરને જીતનાર મયદાનવે સૌભ નામનું લોઢાનું વિમાન બનાવીને શાલ્વને આપ્યું. ઇચ્છા થાય ત્યાં પોહોચનાર, બીજાથી પમાય નહિ એવું અને અંધકારના સ્થાનરૂપ વિમાન મેળવીને યાદવોએ કરેલા વૈરને સંભારતો તે શાલ્વ રાજા દ્વારકા ઉપર આવ્યો. હે રાજા! મોટી સેનાથી દ્વારકાને ઘેરી લઇને તેના સઘળા બગીચા અને વાડીઓને ભાંગવા લાગ્યો. ગોપુર, દ્વાર, પ્રાસાદ, મેડીઓ, ભીતો અને વિહારનાં સ્થાનકોને ભાંગવા લાગ્યો. મોટા સૌભ વિમાનમાંથી શસ્ત્રની વૃષ્ટિઓ પડવા લાગી. પથરા, ઝાડ, અશનિ, સર્પ અને ભારે કરાની વૃષ્ટિ થવા લાગી. ભયંકર વીતોળીઓ વાયુ ઉત્પન્ન થયો અને ધૂળથી દિશાઓ ઢંકાઇ ગઇ. ત્રિપુરાસુરે પીડા કરવા માંડતાં જેમ પૃથ્વીને સુખ મળ્યું ન હતું તેમ, એ રીતે શાલ્વે બહુજ પીડા કરવા માંડતાં ભગવાનની નગરી દ્વારકાને કોઇ રીતે સુખ થયું નહિ. મહાવીર અને મોટી કીર્ત્તિવાળા પ્રદ્યુમ્ને પોતાની પ્રજાને પીડાતી જોઇ રથમાં બેશીને 'બીશો નહિ' એમ કહ્યું. સાત્યકિ, ચારૂદેષ્ણ, સાંબ, અક્રૂરજી, અક્રૂરજીના ભાઈઓ, કૃતવર્મા, ભાનુવિંદ, ગદ, શુક, સારણ અને બીજા પણ મોટા ધનુષવાળા મહારથીઓના અધિપતિઓ કવચ પેહેરી રથ, હાથી, ઘોડા અને પાળાઓને સાથે લઇને બાહાર નીકળ્યા. પછી જેમ દૈત્યોને દેવતાઓની

* આ છોતેરમા અધ્યાયમાં યાદવો અને શાલ્વને મોટું યુદ્ધ થતાં દ્યુમાનની ગદા વાગવાથી પ્રદ્યુમ્ન યુદ્ધમાંથી નીકળી ગયાની કથા કેહેવામાં આવશે.

સાથે યુદ્ધ થયું હતું તેમ શાલ્વની સેનાવાળાઓને યાદવોની સાથે તુમુલ અને રૂવાણાં ઉભાં કરે એવું યુદ્ધ થયું. જેમ સૂર્ય રાત્રિના અંધારાનો નાશ કરે તેમ પ્રદ્યુમ્ને ક્ષણમાત્રમાં પોતાનાં દિવ્ય અસ્ત્રોથી શાલ્વની તે માયાઓનો નાશ કરી નાખ્યો. સુવર્ણના પુંખવાળાં, લોઢાના મુખવાળાં અને નમેલી અણીવાળાં પચવીશ બાણોથી પ્રદ્યુમ્ને શાલ્વના સેનાપતિને વીંધી નાખ્યો. સો બાણ શાલ્વને માર્યાં, એક એક બાણ તેના પ્રત્યેક યોદ્ધાઓને માર્યું, દશ દશ બાણ સારથીઓને માર્યાં અને ત્રણ ત્રણ બાણ વાહનોને માર્યાં. મહાત્મા પ્રદ્યુમ્નનું એ મોટું અદ્ભુત કામ જોઇને સઘળા પોતાની તથા શત્રુની સેનાના યોદ્ધાઓ તેમનાં વખાણ કરવા લાગ્યા. શાલ્વનું તે વિમાન કોઇ સમયે એકરૂપ અને કોઇ સમયે બહુરૂપ થઈ જતું હતું. કોઇ સમયે દેખાતું હતું અને કોઈ સમયે નહિ દેખાતું હતું. આવી રીતે મયદાનવે માયાથી બનાવેલું તે વિમાન શત્રુઓના ધારવામાં પણ આવતું ન હતું. કોઈ સમયે ધરતીમાં, કોઇ સમયે આકાશમાં, કોઇ સમયે પર્વતના શિખર ઉપર અને કોઈ સમયે જળમાં ફરતું તે સૌભ વિમાન ઉંબાડીઆના ચક્રની પેઠે સ્થિર રેહેતું ન હતું. વિમાન અને યોદ્ધાઓ સહિત શાલ્વ જ્યાં જ્યાં દેખાતો હતો ત્યાં ત્યાં યાદવોના યૂથપતિઓ બાણો નાખતા હતા. અગ્નિ અને સૂર્યના સરખા સ્પર્શવાળા, અને સર્પની પેઠે ત્રાસ આપનારા યાદવોએ મુકેલાં બાણોથી પોતાનું વિમાન અને યોદ્ધાઓ પીડા પામતાં શાલ્વ મુંઝાઇ ગયો. આ લોક તથા પરલોકમાં સુખ પામવાની ઇચ્છાવાળા વીર યાદવો શાલ્વના સેનાધિપતિનાં ઘણાં શસ્ત્રોથી બહુજ પીડાતા હતા તોપણ પોતપોતાની રણભૂમિને છોડતા નહિ હતા. પ્રથમ પ્રદ્યુમ્ને પીડેલા શાલ્વના બલવાન્ મંત્રી દ્યુમાને, પ્રદ્યુમ્ન સામો આવી તેમને મોટી ગદા મારીને ગર્જના કરી. શત્રુઓને મારનાર પ્રદ્યુમ્ન, કે જેમનું વક્ષઃસ્થલ ગદાથી ફાટી ગયું તેમને, ધર્મ જાણનારો દારૂકનો પુત્ર સારથિ, યુદ્ધમાંથી આઘા લઇ ગયો. થોડી વારમાં સુધ આવતાં પ્રદ્યુમ્ને સારથિને કહ્યું કે—"અહો! હે સારથિ! તું યુદ્ધમાંથી મને દૂર લઇ ગયો એ ભુંડું કર્યું. હું કે જેને નપુસક સરખા ચિત્તવાળા સારથિએ દૂષિત કરી દીધો તે વિના બીજો કોઇ યાદવના કુળમાં જન્મેલો યુદ્ધમાંથી ભાગેલો સાંભળવામાં આવ્યો નથી. હું કે જે યુદ્ધમાંથી ખસી ગયો તે હવે મારા પિતા શ્રીકૃષ્ણ અને બલભદ્રને મળીને તેઓ પૂછશે ત્યારે મારી યોગ્યતાવિષે સારી રીતે શું બોલી શકીશ? મારા ભાઇઓની સ્ત્રિયો "હે વીર! બીજાઓની સાથે યુદ્ધ કરતાં તમારૂં એમ કેમ થયું હતું તે કહો" એમ હસતાં હસતાં બોલીને અવશ્ય મને નપુંસક ઠરાવશે.

સારથિ કેહેછે.—હે મોટાં આયુષ્યવાળા! હે પ્રભુ! મેં ધર્મ સમજીને આ કામ કર્યું છે. રથમાં બેસનારને કષ્ટ પડે ત્યારે સારથિએ તેની રક્ષા કરવી જોઇએ અને સારથિને કષ્ટ પડે ત્યારે રથમાં બેસનારાએ તેની રક્ષા કરવી જોઇએ. તમને શત્રુની ગદાનો પ્રહાર વાગવાથી પીડા પામીને મૂર્ચ્છિત થઈ ગયા જાણી હું યુદ્ધમાંથી દૂર લઇ ગયો હતો.

**एतद्विदित्वा तु भवान् मयाऽपोवाहितो रणात्।**
**उपसृष्टः परेणेति मूर्छितो गदया हतः ॥ १॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છોંતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**स उपस्पृश्य सलिलं दंशितो धृतकार्मुकः। नय मां द्युमतः पार्श्वं वीरस्ये त्याहसारथिम् ॥ १॥**

* આ સત્યોતેરમા અધ્યાયમાં ભગવાને આવીને અનેક માયા જાણનારા શાલ્વને માર્યો અને સૌભ વિમાનને ચૂર્ણ કરી નાખ્યું, એ કથા કેહેવામાં આવશે.

શુકદેવજી કેહેછે.—જળનું આચમન લઇ ધનુષ્ ધરીને સજ્જ થએલા તે પ્રદ્યુમ્ને સારથિને કહ્યું કે—"મને વીર દ્યુમાનની પાસે લઇજા." પોતાનાં સૈન્યોનો નાશ કરતા દ્યુમાનને રોકીને પ્રદ્યુમ્ને હસતાં હસતાં તેને આઠ બાણથી વીંધ્યો. તેમાં ચાર બાણથી ચાર ઘોડા માર્યા, એક બાણથી સારથિને માર્યો, બે બાણથી ધનુષ્ તથા ધ્વજા કાપી નાખ્યાં અને એક બાણથી દ્યુમાનનું માથું કાપી નાખ્યું. ગદ, સાત્યકિ અને સાંબઆદિ યાદવો શાલ્વના સૈન્યને મારવા લાગ્યા. માથાં કપાઇ જતાં સૌભ વિમાનમાં બેઠેલા સર્વ લોકો સમુદ્રમાં પડવા લાગ્યા. આવી રીતે યાદવો અને શાલ્વના પક્ષના લોકો એક બીજાને મારતાં તે તુમુલ અને ભયંકર યુદ્ધ સત્યાવીશ રાત્રિસુધી ચાલ્યું. યુધિષ્ઠિર રાજાએ બોલાવવાથી ઇંદ્રપ્રસ્થમાં ગએલા શ્રીકૃષ્ણ ભગવાન્ રાજસૂય પૂરો થયા પછી અને શિશુપાલ મરીગયા પછી વૃદ્ધ કૌરવોની, મુનિયોની અને પુત્રોસહિત કુંતીની આજ્ઞા લઇ અત્યંત ભયંકર શકુનો જોતા જોતા દ્વારકામાં જવા નીકળ્યા. માર્ગમાં વિચાર કરવા લાગ્યા કે—"હું બલભદ્ર સહિત અહીં આવ્યો છું તો શિશુપાલના પક્ષના રાજાઓ અવશ્ય મારી નગરીને મારતા હશે." વિચાર કરતાં કરતાં દ્વારકાપાસે આવ્યા ત્યાં સૌભને, શાલ્વ રાજાને અને તેથી થતા પોતાના સૈન્યના કદનને જોઈ દ્વારકાની રક્ષા કરવામાટે બલભદ્રને મોકલ્યા. પછી ભગવાને દારૂક સારથિને કહ્યું કે—"હે સારથિ! મારા રથને શાલ્વની પાસે તુરત પોચાડીદે. આમાં તારે સંભ્રમ કરવો નહિ, કેમ કે આ શાલ્વ રાજા માયાવી છે." આ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં દારૂકે રથ ઉપર સારી રીતે બેશીને તેને હાંક્યો. પોતાના અને પરાયા સઘળા લોકોએ યુદ્ધમાં ભગવાનની ધ્વજામાં રહેલા ગરૂડને આવતાં જોયા. જેના ઘણાખરા સેનાધિપતિઓ મરણ પામ્યા હતા એવા શાલ્વ રાજાએ યુદ્ધમાં ભગવાનને આવ્યા જોઈ તેમના સારથિ ઉપર ભયંકર શબ્દવાળી સાંગ નાખી. આકાશમાં ભારે વીજળીની પેઠે વેગથી આવતી અને દિશાઓમાં પ્રકાશ કરતી તે સાંગને શ્રીકૃષ્ણે પોતાનાં બાણોથી અનેક કટકા કરી કાપી નાખી. સોળ બાણથી શાલ્વને પણ વીંધી નાખતાં, સૂર્ય જેમ પોતાની કિરણોથી આકાશને વીંધે તેમ આકાશમાં ફરતા સૌભ વિમાનને બાણના સમૂહથી વીંધી નાખ્યું. શાલ્વ રાજાએ શ્રીકૃષ્ણનો ડાબો હાથ કે જેમાં શાર્ઙ્ગ ધનુષ્ હતું તેને ભેદી નાખ્યો તેથી ભગવાનના હાથમાંથી શાર્ઙ્ગ ધનુષ્ પડી ગયું, એ ભારે અદ્ભૂત થયું. તે સમયમાં જોનારાં પ્રાણીઓએ મોટો હાહાકાર કરી મેલ્યો. શાલ્વ રાજાએ મોટી ગર્જના કરીને ભગવાનને કહ્યું કે—"હે મૂઢ! અમો જોતાં છતાં અમારા મિત્રની સ્રીને તું હરી ગયો છે; વળી રાજસૂયની સભાની અંદર અમારા મિત્રના પ્રમાદનો લાભ લઇને તેં તેને મારી નાખ્યો છે; એટલામાટે તું કે જે અપરાજિતપણાનું મિથ્યાભિમાન ધરાવેછે તે મારી આગળ ઉભો રેહેશે તો તને આજ સજાવેલાં બાણોથી ત્યાં મોકલી આપીશ કે જ્યાંથી પાછું અવાતું નથી."

શ્રીકૃષ્ણ કેહેછે.—હે મૂર્ખ! તું વૃથા બકે છે અને પાસે કાળ આવ્યો છે તેને દેખતો નથી. શૂર પુરૂષો પોતાનો પુરૂષાર્થ દેખાડે પણ ઘણું બોલે નહિ.

શુકદેવજી કેહેછે.—આ પ્રમાણે કહીને ક્રોધ પામેલા ભગવાને શાલ્વની હાંસડીમાં ભયંકર વેગવાળી પોતાની ગદા મારી. શાલ્વ રાજા કંપવા અને લોહી ઓકવા લાગ્યો. ગદા પાછી વળ્યા પછી શાલ્વ અંતર્દ્ધાન થઇ ગયો. પછી થોડીક વારમાં એક પુરૂષ આવી ભગવાનને મસ્તકથી પ્રણામ કરી 'મને દેવકીએ મોકલ્યોછે' એમ કહી રોતો બોલ્યો કે—"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહા-

બાહુ! હે પિતા ઉપર પ્રીતિ રાખનાર! કસાઇ જેમ પશુને લઇ જાય તેમ શાલ્વ રાજા તમારા પિતાને બાંધીને લઇ ગયોછે." આ અપ્રિય વાત સાંભળી મનુષ્યની પ્રકૃતિને પામેલા દયાલુ ભગવાન્ મનમાં કચવાઇને પ્રાકૃત પુરૂષની પેઠે બોલ્યા કે—"સંભ્રમ ન પામનાર અને દેવ તથા દૈત્યો પણ જેને જીતી શકે નહિ એવા બલભદ્રને જીતી લઇ નીચ અને તુચ્છ શાલ્વ મારા પિતાને શી રીતે લઇ ગયો હશે? પણ દૈવ બલવાન્ છે." આ પ્રમાણે ભગવાન્ બોલતા હતા તેટલી વારમાં માયાનો વસુદેવ લાવીને શાલ્વ આવ્યો અને તેણે ભગવાનને કહ્યું કે—"હે મૂર્ખ! તને જન્મ આપનાર આ તારો બાપ છે કે જેનેસારૂ તું જીવેછે. તું જોતાં છતાં આને હું મારી નાખીશ. જો તારી શક્તિ હોય તો આની રક્ષા કર." માયાવી શાલ્વ આ પ્રમાણે ભગવાનનો તિરસ્કાર કરી ખડગવતે વસુદેવનું માથું કાપી નાખી તે માથું લઇને આકાશમાં રહેલા સૌભ વિમાનમાં ગયો. ભગવાન્ સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા છતાં પણ થોડી વાર સ્વજન ઉપરના સ્નેહનેલીધે મનુષ્યના સ્વભાવમાં મગ્ન થઈ રહ્યા. પછી મોટા પ્રભાવવાળા શ્રીકૃષ્ણ ચેત્યા કે—"મયદાનવે શીખવેલી આ આસુરી માયાજ શાલ્વે ચલાવી છે." આમ ચેત્યા એટલે ત્યાં, જાગેલો માણસ જેમ સ્વપ્નના પદાર્થને દેખે નહિ તેમ ભગવાને દૂતને કે પિતાના દેહને પણ દીઠો નહિ. પછી સૌભમાં બેસી આકાશમાં ફરતા શત્રુને જોઇને તેને મારી નાખવાને સજ્જ થયા. હે રાજા! પૂર્વાપરનું અનુસંધાન નહિ રાખનારા કેટલાએક ઋષિઓ આ પ્રમાણે વાત કરેછે પણ તેઓ પોતાનાંજ વચનને જે વિરોધ આવેછે તેનું સ્મરણ કરતા નથી. (તેઓએ પ્રથમ કહ્યું છે કે—"બલભદ્રની આજ્ઞા લઇને એટલે બલભદ્રને દ્વારકામાં રાખીને ભગવાન્ રાજસૂયમાં પધાર્યા હતા" અને પછીથી કહેછે કે—"ઇંદ્રપ્રસ્થમાંથી આવીને શાલ્વને યુદ્ધ કરતો જોઇ બલભદ્રને દ્વારકાની રક્ષા કરવાસારૂ મોકલ્યા." એ તેઓના વચનમાંજ પૂર્વાપર વિરોધ આવેછે.) શોક, મોહ, સ્નેહ અને ભય કે જેઓ અજ્ઞાની માણસોમાંજ સંભવેછે તેઓ ક્યાં? અને અખંડિત તથા જેમનાં જ્ઞાન વિજ્ઞાન અને ઐશ્વર્ય અખંડિત છે એવા શ્રીકૃષ્ણ ક્યાં? આ કારણથી પણ ભગવાનને મોહ થવો સંભવતોજ નથી. જેમના ચરણની સેવા કરવાથી વૃદ્ધિ પામેલી આત્મવિદ્યાના પ્રભાવથી સત્પુરૂષો અનાદિ કાળની દેહાત્મબુદ્ધિનો નાશ કરી અનંત અને ઇશ્વરના પદરૂપી આત્માને પામેછે તે સર્વોત્કૃષ્ટ અને સત્પુરૂષોના શરણરૂપ ભગવાનને મોહ થવો સંભવેજ કેમ? માટે આ વાતમાં સત્ય તો આં છે કે—અમોઘ પરાક્રમવાળા શ્રીકૃષ્ણે અનેક શસ્ત્રોથી પ્રહાર કરાતા શાલ્વને પોતાના સામર્થ્યથી બાણોવતે વીંધી નાખીને તેનાં કવચ, ધનુષ્ અને માથાના મણિને કાપી નાખતાં તે શત્રુના સૌભ વિમાનને પણ ગદાથી ભાંગી નાખ્યું. શ્રીકૃષ્ણના હાથથી મોકલાએલી ગદાથી હજારો કટકા થઈ ગએલું તે વિમાન જળમાં પડ્યું. વિમાનને છોડી દઈ ધરતીપર ઉભેલો શાલ્વ ગદા ઉગામીને તુરત ભગવાનની સામો દોડ્યો. દોડ્યા આવતા શાલ્વના ગદાસહિત હાથને ભાલાથી કાપી નાખીને તેના વધનેમાટે જેમણે પ્રલયકાળના સૂર્ય જેવું ચક્ર ધર્યું હતું એવા ભગવાન્ સૂર્યવાળા ઉદયાચળની પેઠે શોભવા લાગ્યા. ઇંદ્રે જેમ વજ્રથી વૃત્રાસુરનું માથું કાપી નાખ્યું હતું તેમ ભગવાને ઘણી માયા કરનારા શાલ્વનું કિરીટ અને કુંડલસહિત માથું તે ચક્રથી કાપી નાખ્યું. તે સમયમાં લોકો હાહાકાર કરવા લાગ્યા. હે રાજા! એ પાપી શાલ્વ મરણ પામતાં અને સૌભ વિમાન ગદાથી ભાંગીજતાં આકાશમાં દેવતાઓનાં દુંદુભિ વાગ્યાં. પછી પોતાના મિત્રોનું વેર વાળવા ક્રોધથી દંતવક્ત્ર આવ્યો. ૩૭

**नेदुर्दुंदुभयो राजन् दिवि देवगणेरिताः। सखीनामपचितिं कुर्वन् दंतवक्त्रोरुषाऽभ्यगात्॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સત્યોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**शिशुपालस्य शाल्वस्य पौंड्रकस्यापि दुर्मतिः। परलोकगतानां च कुर्वन् पारोक्ष्यसौहृदम्॥१॥**

શુકદેવજી કેહેછે.– હે રાજા ! શિશુપાલ, શાલ્વ અને પૌંડ્રક કે જેઓ મરણ પામ્યા હતા તેઓનો પરોક્ષ સ્નેહ દેખાડતો, એકલો, પાળો, મોટા બળવાળો હાથમાં ગદા ધરનારો અને પગથી ધરતીને ધ્રુજાવતો દંતવક્ત્ર દેખવામાં આવ્યો. એપ્રમાણે આવતા દંતવક્ત્રને જોઇ, ભગવાને તુરત રથમાંથી ઉતરી ગદા લઇને, કાંઠો જેમ સમુદ્રને રોકે તેમ તેને રોક્યો. મહાન્મત્ત દંતવક્ત્રે ગદા ઉગામીને ભગવાનને કહ્યું કે– "તું[1] આજ મારી દૃષ્ટિએ ચડ્યો એ ઘણુંજ સારૂં થયું. હે કૃષ્ણ ! અમારા મામાનો દીકરો અને મિત્રોનો દ્રોહ કરનાર તું મને મારી નાખવા ઇચ્છે છે; માટે હે મૂર્ખ ! વજ્ર જેવી ગદાથી હું તને મારી નાખીશ. જેમ દેહમાં ફરનારા રોગને હણે તેમ તું કે જે બંધુરૂપે શત્રુ છે તેને હું હણીશ ત્યારેજ હું કે જે મિત્રો ઉપર પ્રેમ રાખનાર છું તે મિત્રોના ઋણથી મુક્ત થઇશ." આ પ્રમાણે ગાંજડાઓથી જેમ હાથીને પીડા કરે તેમ કઠણ વચનોથી શ્રીકૃષ્ણને પીડા કરતા દંતવક્ત્રે શ્રીકૃષ્ણના માથામાં ગદા મારી અને સિંહની પેઠે ગર્જના કરી. યુદ્ધમાં ગદા વાગ્યા છતાં ભગવાન્ કંપ્યા નહિ અને તેમણેપણ કૌમોદકી નામની ભારે ગદા દંતવક્ત્રની છાતીમાં મારી. ગદાથી છાતી ફાટી પડતાં મોહોડામાંથી લોહી ઓકતો તે દંતવક્ત્ર કેશ, હાથ અને પગને ધરતી પર લાંબા કરી પ્રાણરહિત થઇને પડ્યો. હે રાજા પછી શિશુપાલનું તેજ જેમ ભગવાનમાં પેશી ગયું હતું તેમ દંતવક્ત્રનું અત્યંત સૂક્ષ્મ તેજ પણ સર્વ પ્રાણિઓ જોતાં છતાં ભગવાનમાં પેસી ગયું. ભાઇના શોકથી વ્યાપ્ત થએલો તે દંતવક્ત્રનો ભાઇ વિદૂરથ ભગવાનને મારી નાખવાની ઇચ્છાથી હાંફતો હાંફતો ઢાલ તરવાર લઇને આવ્યો. એ વિદૂરથ આવતો હતો ત્યાંજ ભગવાને સજીયા સરખી ધારાવાળા ચક્રથી તેનું કિરીટ અને કુંડલ સહિત માથું કાપી નાખ્યું. આ પ્રમાણે સૌભ, શાલ્વ, દંતવક્ત્ર અને તેનો ભાઇ વિદૂરથ કે જેઓ બીજાઓથી જીતાય એવા ન હતા તેઓને ભગવાને મારતાં દેવ અને મનુષ્યો ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. મુનિ, સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, અપ્સરાઓ પિતૃગણ, યક્ષ, કિન્નર અને ચારણો ભગવાનનો વિજય ગાવા લાગ્યા અને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી યાદવોથી વીંટાએલા ભગવાન્ એવી ધામધૂમથી દ્વારકામાં પધાર્યા. એ સમયમાં દ્વારકાને શણગારી હતી. એપ્રમાણે યોગેશ્વર અને જગતના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ સર્વદા જીતેજ છે તોપણ કોઇ સમયે મૂર્ખબુદ્ધિવાળા જરાસંધાદિકથી હારી ગએલા જણાયછે. પાંડવોની[1] સાથે કૌરવોએ યુદ્ધનો ઉદ્યમ કરેલો સાંભળી બલભદ્ર કે જે ત્રાહેત હતા તે તીર્થસ્નાન કરવાના મિષથી દ્વારકામાંથી ચાલી નીકળ્યા. બ્રાહ્મણોથી વીંટાએલા બલભદ્ર પ્રભાસમાં સ્નાન કરી દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્યોનું

---

* આ અઠ્યોતેરમા અધ્યાયમાં દંતવક્ત્ર તથા વિદૂરથને મારીને ભગવાન્ દ્વારકામાં રમવા લાગ્યા અને તે પછી બલભદ્રે રોમહર્ષણને માર્યો, એ કથા કેહેવામાં આવશે.

૧ આ દંતવક્ત્રનાં વચનનો અર્થ શ્રીધર સ્વામીએ યુક્તિથી સ્તુતિપર પણ લગાડ્યો છે.

૧ પૂતનાથી તે વિદૂરથસુધી દૈત્યોના કુળને મારી ભગવાન્ વિરામ પામ્યા અને તે પછી બલભદ્રે રોમહર્ષણ તથા બલ્વલને માર્યા.

તર્પણ કરી સરસ્વતી નદીની સામે ચાલ્યા. પૃથૂદક, બિંદુસર, ત્રિતકૂપ, સુદર્શન, વિશાલ, બ્રહ્મતીર્થ, ચક્રતીર્થ, પ્રાચી, સરસ્વતી અને ગંગા તથા યમુનાને અનુસરતાં જે બીજાં તીર્થો છે ત્યાં જઇને નૈમિષારણ્યમાં ગયા કે જ્યાં ઋષિઓ સત્રયાગ કરવા બેઠા હતા. લાંબા કાળનો સત્ર માંડી બેઠેલા ઋષિઓએ તેમને ઓળખીને પ્રત્યુત્થાન, પ્રણામ તથા ન્યાયપ્રમાણે અભિવંદન કરતાં તેમની પૂજા કરી. પરિવારસહિત પૂજાએલા બલભદ્ર આસનનો સ્વીકાર કરીને બેઠા, ત્યાં વેદવ્યાસનો શિષ્ય રોમહર્ષણ એક ઉંચા આસનપર બેઠેલો તેમના જોવામાં આવ્યો. એ સૂત[1] જાતિનો રોમહર્ષણ, કે જે બ્રાહ્મણો કરતાં પણ ઉંચા આસનપર બેઠેલો હતો અને જેણે પ્રત્યુત્થાન, નમ્રતા, કે હાથ જોડવાનો વિવેક પણ કર્યો નહિ તેને જોઈ બલભદ્રને રીસ ચડી. "આ પ્રતિલોમ જાતિનો છતાં આ બ્રાહ્મણો અને ધર્મનું પાળન કરનારા અમોથી ઉંચા આસનપર શામાટે બેઠોછે? આમ કરવાથી આ દુર્બુદ્ધિ સૂત મારી નાખવાને યોગ્ય છે. મહાત્મા વેદવ્યાસ મુનિનો શિષ્ય થઈ તેમની પાસેથી ઇતિહાસ પુરાણસહિત ઘણા ગ્રંથો અને સઘળાં ધર્મશાસ્ત્રો ભણ્યા છતાં આ સૂત અયોગ્ય વર્ત્તણુક ચલાવેછે. નટની પેઠે વેષધારી, મનને તથા ઇંદ્રિયોને નહિ જીતનાર, વિવેકરહિત અને પંડિતપણાનું મિથ્યાભિમાન ધરાવનારા પુરૂષને શાસ્ત્રાભ્યાસથી પણ કશો ગુણ પ્રાપ્ત થતો નથી. અધર્મનું નિવારણ કરવાનેમાટેજ આ લોકમાં મેં અવતાર ધર્યોછે. ધર્મનો ઢોંગ ધરાવનારા લોકોને મારી નાખવાજ જોઇએ; કેમ કે તેઓ મોટા પાપી છે." બલભદ્ર જોકે દુષ્ટ લોકોને મારવાથી નિવૃત્તિ પામ્યા હતા તોપણ ભવિષ્યનેલીધે એટલું બોલીને તેમણે પોતાના હાથમાં રહેલા દર્ભની અણીથી તે સૂતને મારી નાખ્યો. હાહાકાર કરતા અને ખેદ પામેલા સર્વે મુનિઓએ બલભદ્રને કહ્યું કે—"હે પ્રભુ! તમે અધર્મ કર્યો. હે યદુનંદન! યજ્ઞ પૂરો થતાંસુધી અમારી પાસે પુરાણોની કથા કેહેવાસારૂ અમોએ આ સૂતને બ્રહ્માસન આપ્યું હતું અને જેમાં શરીરને ખેદ ન થાય એવું આયુષ્ય પણ આપ્યું હતું. તમે અજાણતાં આ બ્રહ્મહત્યા જેવું કામ કર્યુંછે. હે જગતને પવિત્ર કરનાર! જોકે તમે યોગેશ્વર હોવાથી વેદમાં કહેલો બ્રહ્મહત્યાનો નિષેધ તમને લાગુ પડતો નથી તોપણ આપ પોતાથી આ બ્રહ્મહત્યા જેવા પાપનું પ્રાયશ્ચિત કરશો તોજ જગતમાં મર્યાદા રેહેશે."

બલભદ્ર કેહેછે.—જગતની મર્યાદા રાખવાસારૂ હું વધનું પ્રાયશ્ચિત કરીશ, માટે મુખ્ય પક્ષમાં જે કાંઈ નિયમ રાખવાનો હોય તેનો ઉપદેશ કરો. આ રોમહર્ષણનું લાંબુ આયુષ્ય, બળ અને ઇંદ્રિયોનું સામર્થ્ય થવાવિષે જે કાંઈ તમારી ઇચ્છા હોય તે કહો એટલે હું મારી યોગમાયાની શક્તિથી કરી આપીશ.

ઋષિઓ કેહેછે.—હે બલભદ્ર! જેવી રીતે તમારા અસ્ત્રની, તમારા પરાક્રમની અને મૃત્યુની પણ સત્યતા થાય તથા અમે આપેલું વચન પણ સત્ય થાય તેવી રીતે કરી આપો.

બલભદ્ર કેહેછે.—'પિતાજ પુત્રરૂપથી ઉત્પન્ન થાયછે' એવી વેદની આજ્ઞા છે. એટલામાટે આનો પુત્ર ઉગ્રશ્રવા તમને પુરાણ સંભળાવનાર થશે અને આયુષ્ય, ઇંદ્રિયોની શક્તિ તથા શરીરના બળથી પણ સંપન્ન થશે. (આ રોમહર્ષણ પોતે જીવતો નહિ થાય તેથી મૃત્યુની અને મારા અસ્ત્રની સત્યતા થશે અને એના પુત્રને આયુષ્યાદિક પ્રાપ્ત થવાથી તમારા વચનની પણ સત્યતા થશે.) હે મોટા મુનિઓ! તમારે બીજી પણ શી ઇચ્છા છે? તે કહો. જે કેહેશો તે હું કરી આપીશ. હે વિદ્વાનો! હું કે જે પ્રાયશ્ચિત્તને

૧ બ્રાહ્મણીમાં ક્ષત્રિયના વીર્યથી જે ઉત્પન્ન થએલ હોય તે સૂત જાતિ કેહેવાયછે.

જાણતો નથી તેના પ્રાયશ્ચિત્તવિષે પણ વિચાર કરો.

ઋષિઓ કહેછે.—ઇલ્વલનો દીકરો બલ્વલ નામે એક ભયંકર દૈત્ય છે તે પ્રત્યેક પર્વમાં આવીને અમારા યજ્ઞને અભડાવે છે. હે દાશાર્હ! એ પાપી દૈત્ય કે જે પરૂ, લોહી, વિષ્ઠા, મૂત્ર, મદિરા અને માંસની વૃષ્ટિ કરેછે તેને તમે મારો એજ અમારી મોટી સેવા છે. પછી સારી રીતે સાવધાનપણાથી બાર મહિના[1] સુધી ભરતખંડની પ્રદક્ષિણા કરી તીર્થોમાં સ્નાન કરવાથી તમે પવિત્ર થશો.

**ततश्च भारतं वर्षं परीत्य सुसमाहितः। चरित्वा द्वादश मासांस्तीर्थस्नायी विशुद्ध्यसे ॥३९॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠ્યોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**ततः पर्वण्युपावृत्ते प्रचंडः पांसुवर्षणः। भीमो वायुरभूद्राजन् पूयगंधस्तु सर्वशः ॥ १ ॥**

શુકદેવજી કહેછે.—હે રાજા! પછી પર્વણી આવતાં ભયંકર અને પ્રચંડ વાયુ ઉત્પન્ન થયો, ધૂળની વૃષ્ટિ થવા લાગી અને ચારેકોર પરૂનો ગંધ વ્યાપી ગયો. પછી યજ્ઞની શાળામાં બલ્વલ દૈત્યે કરેલી અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ થવા લાગી અને જેના હાથમાં ત્રિશૂલ હતું એવો તે દૈત્ય દેખાયો. મોટી કાયાવાળો, ભેદેલા આંજણના ઢગલા સરખા, તપાવેલા ત્રાંબા જેવી મુછો તથા શિખાવાળો અને દાઢો તથા ભૃકુટીથી ભયંકર મુખવાળો તે દૈત્ય જોવામાં આવતાં બલભદ્રે શત્રુના સૈન્યને ચીરી નાખનારા પોતાના હળનું અને દૈત્યોનું દમન કરનારા મુસલનું સ્મરણ કર્યું. હળ મુસલ તુરતજ આવ્યાં. ક્રોધ પામેલા બલભદ્રે આકાશમાં ફરનારા તે બ્રહ્મદ્રોહી બલ્વલ દૈત્યને હળની અણીથી ખેંચીને તેના માથામાં મુસલ માર્યું. કપાળ ફાટી પડતાં લોહી નાખતો, લોહીથી રાતો થએલો અને ચીસો નાખતો તે દૈત્ય, વજ્રથી હણાએલા અને ધાતુથી રંગાએલા પર્વતની પેઠે ધરતી પર પડ્યો. ભાગ્યશાળી મુનિઓએ બલભદ્રની સ્તુતિ કરી તથા સત્ય આશિર્વાદ આપીને દેવતાઓ જેમ ઇંદ્રનો અભિષેક કરે તેમ તેમનો અભિષેક કર્યો. મુનિઓએ નહિ કરમાય એવા અને લક્ષ્મીના સ્થાનકરૂપ કમળોવાળી વૈજયંતી માળા, બે દિવ્ય વસ્ત્ર અને દિવ્ય આભરણો બલભદ્રને આપ્યાં. પછી તે મુનિઓની આજ્ઞા લઇ બ્રાહ્મણોની સાથે કૌશિકી નદીમાં આવી સ્નાન કરીને જેમાંથી સરયૂ નદી ચાલીછે તે સરોવરમાં આવ્યા. પછી સરયૂને કાંઠે કાંઠે થઇને પ્રયાગમાં આવ્યા અને ત્યાં સ્નાન કરી તથા દેવાદિકનું તર્પણ કરીને હરિક્ષેત્રમાં આવ્યા. ગોમતી, ગંડકી તથા વિપાશા નદીમાં સ્નાન કરી શોણ નદમાં નાહ્યા. પછી ગયામાં જઇ પિતૃનું પૂજન કરી ગંગાસાગરના સંગમમાં નાહ્યા. પછી મહેંદ્રાચળમાં પરશુરામનાં દર્શન કરી તથા પ્રણામ કરીને સમગોદાવરી, વેણા, પંપા અને ભીમરથીમાં નાહ્યા. કાર્ત્તિકેય સ્વામીનાં દર્શન કરી સદાશિવના નિવાસરૂપ શ્રીશૈલ પર્વતમાં ગયા પછી દ્રવિડ દેશમાં મહાપવિત્ર વેંકટાચલનાં દર્શન કરીને કામકોષ્ણી અને કાન્ચી પુરીમાં ગયા. ઉત્તમ નદી કાવેરીમાં સ્નાન કર્યું. મહાપવિત્ર શ્રીરંગ નામનું ક્ષેત્ર કે જ્યાં ભગવાન્ સન્નિહિત રહ્યાછે ત્યાં ગયા. ભગવાનના ક્ષેત્રરૂપ ઋષભાદ્રિ અને દક્ષિણ મથુરામાં જઈને મહાપાપને મટાડનારા સેતુની પાસે ગયા

---

૧ જો કે ધર્મશાસ્ત્રમાં બ્રહ્મહત્યા જેવા પાપનું પ્રાયશ્ચિત્ત બહુ ભારે લખ્યું છે તોપણ કામક્રોધાદિકના જયનો ઉપદેશ પણ સાથે કરવાનેલીધે અહીં એક વર્ષનુંજ પ્રાયશ્ચિત્ત કહ્યું છે.

* આ ઓગણએંશીમા અધ્યાયમાં બલભદ્રે બ્રાહ્મણોને રાજી કરવાસારૂ બલ્વલ દૈત્યને મારવા પછી તીર્થસ્નાનાદિકથી સૂતની હત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું, એ કથા કહેવામાં આવશે.

કે જેને રામચંદ્રજીએ સમુદ્રમાં બાંધેલ છે. ત્યાં જઇને બલભદ્રે બ્રાહ્મણોને દશ હજાર ગાયો આપી. કૃતમાલા અને તાંમ્રપર્ણી નદીમાં સ્નાન કરી મલય નામના કુલપર્વતમાં ગયા. ત્યાં બેઠેલા અગસ્ત્ય મુનિને નમસ્કાર તથા અભિવંદન કરતાં તેમણે આશીર્વાદ આપ્યા. પછી તેમની આજ્ઞા લઇને બલભદ્ર દક્ષિણ સમુદ્રની પાસે ગયા. ત્યાં કન્યા નામનાં દુર્ગા દેવીનું દર્શન કર્યું. પછી અનંતપુરમાં આવીને પંચાપ્સરસ નામનું ઉત્તમ તળાવ કે જેમાં વિષ્ણુ સન્નિહિત રહ્યા છે, ત્યાં સ્નાન કરીને દશ હજાર ગાયોનું દાન દીધું. પછી કેરલ અને ત્રિગર્ત્ત દેશમાં જઇને ગોકર્ણ નામનું સદાશિવનું ક્ષેત્ર કે જેમાં સદાશિવનું સાન્નિધ્ય છે ત્યાં ગયાં. ત્યાંથી આર્યા દ્વૈપાયનીનું દર્શન કરીને બલભદ્ર શૂર્પારક તીર્થમાં ગયા. તાપી, પયોષ્ણી અને નિર્વિધ્યા નદીમાં સ્નાન કરી દંડકારણ્યમાં થઇને રેવા નદી કે જ્યાં માહિષ્મતી નગરી છે ત્યાં ગયા. મનુતીર્થમાં સ્નાન કરીને પાછા પ્રભાસમાં આવ્યા. ત્યાં બ્રાહ્મણોના કહેવાથી કૌરવ પાંડવોના યુદ્ધમાં સર્વ રાજાઓનો નાશ થયો સાંભળીને બલભદ્રે પૃથ્વીનો ભાર ઉતર્યો માન્યો. 'ભીમ અને દુર્યોધન રણભૂમિમાં ગદાઓથી યુદ્ધ કરેછે' એમ સાંભળી તેઓને વારવાસારૂ બલભદ્ર કુરૂક્ષેત્રમાં ગયા. યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, શ્રીકૃષ્ણ અને અર્જુન તેમને આવ્યા જોઇ અભિવાદન કરીને 'બલભદ્ર અહીં આવીને શું બોલશે' એવી બીકથી ચૂપ થઇ ગયા. ક્રોધ પામેલા, જીતવાને ઇચ્છતા અને ગદા હાથમાં લઇને વિચિત્ર મંડલોમાં ફરતા એ ભીમ તથા દુર્યોધનને બલભદ્રે નીચેપ્રમાણે કહ્યું.

બલભદ્ર કહેછે.—હે દુર્યોધન રાજા! હે ભીમસેન! તમે બન્ને સરખાં બળવાળા વીરપુરૂષ છો તેઓમાં હું ધારૂં છું કે એકમાં બળ અધિક છે અને એકમાં શિક્ષા અધિક છે, માટે સરખાં બળવાળા તમે બેયમાંથી કોઇનો જય કે કોઇનો પરાજય થાય એમ જોવામાં આવતું નથી. તેથી આ નિષ્ફલ યુદ્ધ બંધ પડવું જોઇએ.

શુકદેવજી કહેછે.—હે રાજા! એક બીજાનાં દુર્વચન અને દુષ્ટ કૃત્યને સંભારતા અને જેઓ વચ્ચે દૃઢ વૈર બંધાઇ ગયું હતું એવા એ બે જણાએ બલભદ્રનું તે ઉત્તમ વચન માન્યું નહિ. પછી તે વાત દૈવનેજ કર્ત્તવ્ય છે એમ માની બલભદ્ર દ્વારકામાં આવ્યા અને ત્યાં પ્રસન્ન થએલા ઉગ્રસેનાદિક જ્ઞાતિઓની સાથે મળ્યા. યજ્ઞમૂર્ત્તિ અને જેના સ્વરૂપમાંથી સર્વ ક્લેશ નિવૃત્તજ હતા એવા એ બલભદ્ર પાછા નૈમિષારણ્યમાં ગયા ત્યાં બ્રાહ્મણોએ પ્રીતિથી તેમને સઘળા યજ્ઞોથી યજન કરાવ્યું. પ્રભુ બલભદ્રે તે ઋષિઓને શુદ્ધ જ્ઞાન આપ્યું કે જે જ્ઞાનથી 'આત્મારૂપ અધિષ્ઠાનમાં આ જગત્ રહ્યું છે અને જગતમાં આત્મા વ્યાપી રહેલ છે' એવો નિશ્ચય થાયછે. અવભૃથ સ્નાન કરીને જ્ઞાતિ, બંધુ અને મિત્રોથી વીંટાએલા, સારાં વસ્ત્ર ધરનાર અને સારી રીતે શણગારેલા બલભદ્ર, ચંદ્રમા જેમ પોતાની ચાંદનીથી શોભે તેમ પોતાની સ્ત્રીથી શોભવા લાગ્યા. મહા બલવાન્, અનંત, અપ્રમેય અને માયાથી મનુષ્યરૂપ થએલા બલભદ્રનાં એવાં એવાં કર્મો અસંખ્યાત છે. અનંત અને અદ્ભુત કર્મ કરનારા બલભદ્રનાં કર્મોને જે પુરૂષ સાંજે અને પ્રાતઃકાલે સંભારે તે વિષ્ણુને પ્રિય થાય.

**योनुस्मरेत रामस्य कर्माण्यद्भुतकर्मणः । सायंप्रातरनंतस्य विष्णोः स दयितो भवेत् ॥ ३४**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણાએંશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥ *

**भगवन् यानि चान्यानि मुकुंदस्य महात्मनः । वीर्याण्यनंतवीर्यस्य श्रोतुमिच्छामहे प्रभो ॥ १ ॥**

* આ એંશીમા અધ્યાયમાં ભગવાને બ્રનની

પરીક્ષિત રાજા પૂછે છે.—હે મહારાજ! હે પ્રભુ! અનંત પરાક્રમવાળા મહાત્મા શ્રીકૃષ્ણનાં બીજાં પરાક્રમોનું પણ શ્રવણ કરવાને ઇચ્છિયે છિયે. હે બ્રાહ્મણ! એકવાર ભગવાનની મનોહર કથા સાંભળીને તેના સારને જાણનાર, કામદેવના બાણોથી ખેદ પામેલો ક્યો પુરૂષ તે કથાઓથી વિરામ પામે? જેથી ભગવાનના ગુણ ગવાય તેજ વાણી સફલ છે; જેથી ભગવાનની સેવા થાય તેજ હાથ સફલ છે; જેથી સ્થાવર જંગમમાં રેહેનારા ભગવાનનું સ્મરણ થાય તેજ મન સફલ છે; જેથી ભગવાનની પવિત્ર કથા સંભળાય તેજ કાન સફલ છે; જેથી ભગવાનની સ્થાવર-જંગમ મૂર્ત્તીને પ્રણામ થાય તેજ માથું સફલ છે; જેથી ભગવાનનાં દર્શન થાય તેજ નેત્ર સફલ છે અને જેઓથી ભગવાનનાં અને ભગવાનના ભક્તોનાં ચરણોદકનું નિરંતર સેવન થાય તેજ અંગ સફલ છે.

સૂત શૌનકને કેહેછે.—એપ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછતાં જેમનું હૃદય ભગવાનમાં મગ્ન થઇ ગયું એવા શુકદેવજી નીચેપ્રમાણે બોલ્યા.

શુકદેવજી કેહેછે.—શ્રીકૃષ્ણનો સખા કોઈ બ્રાહ્મણ હતો. એ બ્રાહ્મણ મોટો બ્રહ્મવેત્તા, વિષયોમાં વૈરાગ્યવાળો, શાંત અંતઃકરણવાળો, જિતેંદ્રિય, યદૃચ્છાથી જે મળે તેથી નિર્વાહ ચલાવનાર અને ગૃહસ્થાશ્રમી હતો. જુનાં લુગડાં પેહેરનાર એ બ્રાહ્મણની સ્ત્રી પણ જુના લુગડાં પેહેરનારી, ભૂખથી દૂબળી અને પતિવ્રતા હતી. દરિદ્ર અને પીડા પામતી એ પતિવ્રતા સ્ત્રી કરમાતે મોહોડે ધ્રુજતી ધ્રુજતી આવીને પતિપાસે બોલી કે—"હે મહારાજ! બ્રાહ્મણોને માનનાર, શરણાગતનું રક્ષણ કરનાર, યાદવોમાં ઉત્તમ અને સાક્ષાત્ લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ ભગવાન્ તમારા સખા છે. માટે સાધુ પુરૂષોના મોટા શરણરૂપ એ શ્રીકૃષ્ણની પાસે જાઓ અને જશો તો તમે કે જે સીદાતા અને કુટુંબી ગૃહસ્થ છો તેમને ઘણું ધન આપશે. એ ભગવાન્ હમણાં દ્વારકામાં છે. અને જે પોતાના ચરણકમળનું સ્મરણ કરે તેને પોતાનું સ્વરૂપ પણ આપે છે. એ ભગવાન્ યાદવોના અધિપતિ હોવાથી તેના સ્વીકારનેલીધે બીજા ભોજ, વૃષ્ણિ અને અંધક કુળના યાદવો પણ તમને ધન દેશે. હમણાં જગતના ગુરૂ ભગવાન્ જોકે પોતાને અર્થ અને વિષયભોગ બહુ પ્યારા નથી તોપણ તેઓને સેવેછે, માટે તમને પણ આપશે." આવી રીતે સ્ત્રિયે કોમળ રીતે ઘણી ઘણી વાર પ્રાર્થના કરતાં 'ભગવાનનું દર્શન થશે એજ મોટો લાભ છે' એમ મનમાં વિચારી જવાનું તેણે મન કર્યું. પછી એ બ્રાહ્મણે સ્ત્રીને કહ્યું કે—"હે કલ્યાણિ! ઘરમાં કાંઇ ભેટ લઇ જવા જેવું છે? હોય તો આપ." પછી એ બ્રાહ્મણીએ ચાર મૂઠી પવા માગી આવીને તે પવાને લુગડાના કટકામાં બાંધી પોતાના સ્વામીને આપ્યા. એ પવા લઇ "મને ભગવાનનું દર્શન શી રીતે થાય?" એમ વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ દ્વારકામાં ગયો. સ્વધર્મ પાળનારા અને બીજા કોઇથી પાસે પણ જવાય નહિ એવા અંધક અને વૃષ્ણિ કુળના યાદવોના ઘરોની વચ્ચે તે બ્રાહ્મણ ત્રણ ચોકી અને ત્રણ દોઢીઓને મૂકીને ભગવાનની સોળ હજાર સ્ત્રીઓમાંથી એક સ્ત્રીના સુંદર ઘરમાં ગયો અને ત્યાં જઇને તેને બ્રહ્માનંદ જેવું સુખ મળ્યું. પ્યારીના પલંગપર બેઠેલા ભગવાને દૂરથી તે બ્રાહ્મણને જોઇ, તુરત ઉઠી સામા આવીને પ્રીતિથી બે હાથવતે તેનું આલિંગન કર્યું. પોતાના પ્રિયમિત્ર એ બ્રાહ્મણના શરીરનો સ્પર્શ મળવાથી બહુજ સુખ પામેલા ભગવાન્ પ્રીતિનેલીધે નેત્રમાંથી આંસુનાં ટીપાં મૂકવા લાગ્યા. પછી તે મિત્ર બ્રાહ્મણને પલંગપર બેસાડી

લાલચથી પોતાને ઘેર આવેલા શ્રીદામા બ્રાહ્મણની પૂજા કરીને તેને પ્રીતિથી ગુરૂને ઘેર રેહેવાની વાત પૂછી એ કથા કેહેવામાં આવશે.

તેના પૂજનનો સામાન પોતાના હાથથી લાવીને ભગવાને તેના પગ ધોયા અને પોતે લોકપાવન છતાં પણ તે પગ ધોયાનું જળ પોતાને માથે ચડાવ્યું. દિવ્ય ગંધ, ચંદન, અગરૂ અને કુંકુમનું તેના શરીરપર લેપન કર્યું. સુગંધી ધુપ અને દીપમાળથી પ્રીતિપૂર્વક તેનું પૂજન કરી તાંબૂલ તથા ગાયનું નિવેદન કરીને 'ભલે આવ્યા' એમ કહ્યું. જુનાં લુગડાંવાળા, મેલા, દુબળા અને નસોથી વ્યાપ્ત શરીરવાળા એ બ્રાહ્મણને ભગવાનની સ્ત્રી રૈક્મ્યા ચામર લઇને પવન ઢોળવા લાગ્યાં. નિર્મળ કીર્તિવાળા શ્રીકૃષ્ણે બહુ પ્રિતિથી તે મલિન બ્રાહ્મણનો સત્કાર કરેલો જોઇ અંતઃપુરનાં લોકો વિસ્મય પામી ગયાં. એ લોકોને વિસ્મય થયો કે—"નિર્ધન, અધમ, નિંદિત, લક્ષ્મી રહિત અને મેલા આ ભીખારીએ આ લોકમાં શું પુણ્ય કર્યું હશે? કે જે પુણ્યના પ્રભાવથી, ત્રૈલોક્યના ગુરૂ અને લક્ષ્મીના નિવાસરૂપ ભગવાને માન આપ્યું તથા પલંગપર બેઠેલાં લક્ષ્મીસમાન સ્ત્રીને મૂકીને મોટા ભાઇનું જેમ આલિંગન કરે તેમ આલિંગન કર્યું." હે રાજા! પછી એ ભગવાન્ અને ભીખારી બ્રાહ્મણ એકબીજાના હાથ ઝાલીને આગળ પોતે ગુરૂને ઘેર સાથે રહ્યા હતા તેસંબંધી સુંદર વાતો કરવા લાગ્યા.

ભગવાન્ પૂછે છે.—હે[1] મહારાજ! હે ધર્મને જાણનાર! તમે ગુરૂદક્ષિણા આપી ગુરૂને ઘેરથી આવીને જોઇએ તેવી સ્ત્રી પરણ્યા છો કે નહિ? હે[2] વિદ્વાન્! ત્યારે હું ધારૂં છું કે ઘરમાં પણ ઘણું કરીને તમારૂં ચિત્ત વિષયોમાં લંપટ નહિ થતું હોય અને તમને વસ્ત્રાદિક ધન ઉપર પણ ઘણી રૂચિ નહિ હોય!! વિદ્વાનને આ પ્રમાણેજ રાખવું ઘટેછે. ઇશ્વિરની[3] માયાથી રચાએલી વિષયવાસનાઓનો ત્યાગ કરતા કેટલાએક પુરૂષો મારી પેઠે લોકમર્યાદાસારૂ કામનાઓથી ચિત્ત નહિ ખેંચાયા છતાં પણ કર્મ કરેછે. હે મહારાજ! આપણે ગુરૂને ઘેર સાથે રહ્યા હતા એ વાતનું તમને સ્મરણ છે? કે જ્યાં રેહેવાથી આત્માનું તત્ત્વ જાણીને દ્વિજલોક સંસારનો પાર પામેછે. જેથી જન્મ મળ્યોછે તે પિતા આ લોકમાં પેહેલો ગુરૂ છે, દ્વિજલોકને ઉપનયન સંસ્કાર આપીને જે વેદ ભણાવેછે તે બીજો ગુરૂ છે અને આશ્રમવાળાઓને જે બ્રહ્મવિદ્યા આપેછે તે ત્રીજો ગુરૂ છે. આ ત્રણ ગુરૂઓમાં પેહેલો પૂજ્ય છે, બીજો મારી પેઠે પૂજ્ય છે અને ત્રીજો તો સાક્ષાત્ હું-રૂપજ છે. હે બ્રાહ્મણ! આ મનુષ્યજન્મમાં વર્ણાશ્રમવાળા જે પુરૂષો જ્ઞાન આપનાર ગુરૂ કે જે હું-રૂપ છે તેના ઉપદેશમાત્રથી અનાયાસે સંસારરૂપી સમુદ્રને તરેછે તેઓને પોતાનો અર્થ સાધવામાં ચતુર સમજવા. સર્વ પદાર્થોનો આત્મા હું ગુરૂની સેવાથી જેવો સંતુષ્ટ થાઉં છું તેવો યજ્ઞ, બ્રહ્મચર્ય, વાનપ્રસ્થના ધર્મ કે સંન્યાસીના ધર્મથી પ્રસન્ન થતો નથી. હે બ્રાહ્મણ! આપણે ગુરૂને ઘેર રેહેતા તે સમયમાં ગુરૂની સ્ત્રીએ આપણને એક દિવસ લાકડાં લેવાં મોકલતાં દૈવગતિથી જે કાંઈ થયું હતું તે તમને સાંભરેછે? લાકડાં લેવાસારૂ આપણે મોટા વનમાં પેઠા હતા ત્યાં ઋતુ વગર પણ મહાતીવ્ર વાયુ અને વરસાદ થયા હતા તથા કઠોર ગર્જના થવા લાગી હતી. થોડીવારમાં સૂર્ય આથમી ગયો, અંધારાથી દિશાઓ ઘેરાઈ ગઈ અને સઘળું જળમય થઇ જવાથી નીચાં કે ઉંચાં સ્થળ પણ કાંઈ જાણવામાં આવતાં ન હતાં. જળમય થઇ ગએલા તે વનમાં ભારે પવન અને પાણીથી વારંવાર

૧ ગૃહસ્થનાં ચિન્હ દેખાયછે અને ભોગ દેખાતો નથી તેથી પ્રશ્ન કરેછે. ૨. ના નહિ પાડવાથી વિવાહ કર્યાનું સ્વીકારેલું માનીને કેહેછે.

૩ વિષયમાં લંપટતા ન હોય તો હું શામાટે ઘરના કલેશમાં પડું એમ જો એ બ્રાહ્મણ કેહે તો તેનો પ્રથમથી બંધવાળે છે.

પીડા પામતા, દિશાઓને નહિ જાણતા અને આતુર થએલા આપણે એક બીજાના હાથ ઝાલીને લાકડાની ભારીઓ ઉપાડી રહ્યા હતા. આ વાત જાણી સૂર્યોદય થયા પછી સાંદીપનિ ગુરૂ આપણને શોધતા શોધતા આવ્યા તેમણે આતુર થએલા આપણ વિદ્યાર્થીઓને દીઠા. જોઇને તેમણે કહ્યું કે—"અહો! હે દીકરડાઓ! આ દેહ કે જે પ્રાણીઓને બહુજ પ્યારો છે તેનો અનાદર કરી મારી સેવા કરનારા તમે મારેમાટે બહુજ દુઃખી થયા. દેહ કે જેથી સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થાયછે તેનું શુદ્ધ ભાવથી ગુરૂને અર્પણ કરવું એટલીજ સારા શિષ્યોએ ગુરૂનો પ્રત્યુપકાર કરવાનો છે. હે ઉત્તમ દ્વિજો! હું પ્રસન્ન થયો છું. આ લોક અને પરલોકમાં તમારા મનોરથ સફલ થજો અને મારી પાસેથી શીખેલા વેદ સારભરેલા થજો." આપણે ગુરૂને ઘેર રેહેતા હતા ત્યાં આવા પ્રકારનાં ઘણાં વૃત્તાંત થયાં હતાં તે તમને સાંભરેછે? ગુરૂના અનુગ્રહથીજ પુરૂષ શાંતિને પરિપૂર્ણ રીતે પામેછે.

બ્રાહ્મણ કેહેછે.—હે દેવના દેવ! હે જગતના ગુરૂ! અમે કે જેઓને સત્ય સંકલ્પવાળા આપની સાથે ગુરૂને ઘેર રેહેવું થયું હતું તેઓને શુંજ અપૂર્ણ હોય? હે વિભુ! કલ્યાણોની ઉત્પત્તિનું સ્થાનક વેદરૂપ બ્રહ્મ જેની મૂર્ત્તિરૂપ છે તે આપ ગુરૂને ઘેર રહ્યા હતા એ તો અત્યંત મનુષ્યલીલાના અનુકરણ માત્ર છે.

**यस्य च्छंदोमयं ब्रह्म देह आवपनं विभो। श्रेयसां तस्य गुरुषु वासोऽत्यंतविडंबनम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એંશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**स इत्थं द्विजमुख्येन सह संकथयन् हरिः। सर्वभूतमनोऽभिज्ञः स्मयमान उवाच तम् ॥१॥**

શુકદેવજી કેહેછે.—એપ્રમાણે તે ઉત્તમ બ્રાહ્મણની સાથે વાતો કરતા શ્રીકૃષ્ણ ભગવાન્ કે જે સર્વ પ્રાણિઓના મનને જાણતા હતા (આ બ્રાહ્મણ પવા લાવ્યા છતાં દેવામાં લજાય છે એમ જાણતા હતા) તેમણે હસતાં હસતાં તેને કહ્યું. હાંસી કરતા, પ્રેમ ભરેલી દૃષ્ટિથી જોતા, સત્પુરૂષોના શરણરૂપ અને બ્રાહ્મણને માનનાર ભગવાન્ બોલ્યા કે.—

ભગવાન્ કેહેછે.—હે બ્રાહ્મણ! તમે મારેમાટે તમારા ઘરથી શી ભેટ લાવ્યા છો? ભક્તો પ્રેમથી થોડું લાવ્યા હોય તોપણ તેને હું ઘણું માનું છું. અને અભક્તો ઘણું લાવે તોપણ તેથી હું પ્રસન્ન થતો નથી. શાંત બુદ્ધિવાળો પુરૂષ ભક્તિપૂર્વક મને પાનડાં, ફૂલ, ફલ કે પાણી આપે તો તે ભક્તિથી લાવેલું હોવાનેલીધે હું સ્વીકારૂં છું.

શુકદેવજી કેહેછે.—હે રાજા! આ પ્રમાણે ભગવાને કહ્યું તોપણ લજાઇને નીચું મોહોડું કરી બેઠેલા તે બ્રાહ્મણે લાજનેલીધે લક્ષ્મીના પતિ ભગવાનને પવા આપ્યા નહિ. સર્વ પ્રાણીઓના અંતઃકરણના સાક્ષી ભગવાને તેના આવવાનું કારણ જાણીને વિચાર કર્યો કે—"આ મારો સખા બ્રાહ્મણ પૂર્વે લક્ષ્મીની ઇચ્છાથી મને ભજ્યો નથી પણ હમણાં પોતાની પતિવ્રતા સ્ત્રીને રાજી કરવાસારૂ મારી પાસે આવ્યો છે માટે દેવતાઓને પણ ન મળે એવી સંપત્તિઓ હું આને આપીશ." આ પ્રમાણે વિચાર કરી તે બ્રાહ્મણ પાસેથી ચીથરામાં બાંધેલા પવાને 'આ શું છે?' એમ કહીને ભગવાને પોતાના હાથથી તેના વસ્ત્રમાંથી લઇ લીધા અને કહ્યું કે—"હે મિત્ર! આ તો હું બહુજ રાજી થાઉં એવી વસ્તુ આણેલી છે. હું કે જે જગતનો આત્મા છું તેને આ, પવા રાજી કરેછે." એમ બોલીને એક મૂઠી ખાધા પછી પવાની બીજી મૂઠી લીધી

---

* આ એકાશીમા અધ્યાયમાં ભગવાને મિત્રના પવા ખાઇને તેના આશ્રમમાં ઇંદ્રને પણ દુર્લભ એવી લક્ષ્મી કરી આપી, એ કથા કેહેવામાં આવશે.

प्रायस्ते धनिनो भोजा न तु लक्ष्म्याः पतिं हरिम् ॥ १ ॥

[1]परीक्षित राजा पूछे छे.–देव, असुर अने मनुष्योमां जे लोको, शिव के जेमणे भोगसुखोनो तिरस्कार करेल छे तेमने भजे छे तेओ घणुंकरीने धनवान् अने भोग भोगवनारा थायछे अने जेओ, विष्णु के जे लक्ष्मीना पति छे तेमने भजे छे तेओ धनवान अने भोग भोगवनारा थता नथी. आ विषयनुं कारण जाणवाने इच्छिये छिये. शिव अने विष्णु के जेओ निर्धनपणा अने धनवानपणानेलीधे विरुद्ध स्वभाववाळा छे तेओने भजनाराओनी स्थिति विरुद्ध थायछे एटले शिवने भजनारा धनवान् थायछे अने विष्णुने भजनारा निर्धन थायछे ए विषयमां अमने मोटो संदेह छे.

शुकदेवजी केहेछे.–ईश्वर के जे मायारूप उपाधिवाळा होवानेलीधे निरंतर गुणोथी वीटाएला छे तेमनांज ब्रह्मा, विष्णु अने शिव ए त्रण स्वरूप छे. वैकारिक, तैजस अने तामस ए त्रणे प्रकारनो अहंकार के जेमांथी अगियार इंद्रियो अने पांच महाभूतरूप सोळ[2] विकार थयाछे ते जोके ए ब्रह्मा, विष्णु अने शिव ए त्रणे देवमां रह्यो छे तोपण ब्रह्मामां रजोगुणनो अंश वधारे छे, विष्णुमां सत्वगुणनो अंश वधारे छे अने शिवमां तमोगुणनो अंश वधारे छे माटे जे पुरुष जे गुणना वधारावाळा देवने भजे छे, ते पुरुष ते गुणने लगती सघळी विभूतिओने पामे छे. आ प्रमाणे जोके विष्णुने भजवाथी सत्वगुणने लगती विभूतिओ मळेछे तोपण तेमने भजवाथी परिणामे निर्गुण थवाय छे. कारण के सत्वगुणनो शांतिरूप स्वभाव होवानेलीधे विष्णु, मायाथी थएलां देहादिकथी अलग रहीने साक्षीरूपे सर्वने जाणनारं होवाथी निर्गुणज छे. तमारा दादा युधिष्ठिर राजाए पोताना अश्वमेध यज्ञो पूरो थया पछी भगवान् पासेथी धर्मसंबंधी विषयोनुं श्रवण करतां भगवानने आ वात पूछी हती. प्रभु भगवान् के जे मनुष्योनुं कल्याण करवासारु यदुकुलमां अवतर्या हता तेमणे श्रवण करवानी ईच्छा राखनार युधिष्ठिर राजाने प्रसन्न थइने नीचेप्रमाणे उत्तर आप्यो हतो.

भगवान् केहेछे.–जे मारो भक्त विषयोने छोडी देवानी इच्छा करतो होय तोपण वासनानी प्रबलताथी छोडी शकतो न होय अने भोगवतां मुझातो होय तेना उपर अनुग्रह करवासारु हुं धीरे धीरे तेना धनने हरी लउ छुं. पछी ते निर्धन अने बहुज दुःखी जेवो जणातां तेना संबंधीओ तेने छोडी देछे. ए भक्त पाछो बंधुओना आग्रहथी धन मेळववाना उद्योग करे पण मारा अनुग्रहथी ज्यारे तेना उद्योग व्यर्थ जाय अने तेम थतां ज्यारे प्रबल वैराग्य थाय त्यारे ते भक्त बीजा मारा भक्तोनी साथे मित्रता करे एटले पछी तेना उपर हुं परम अनुग्रह करुं छुं. मारो परम अनुग्रह एज थाय के चैतन्यमात्र, सत्य, अनंत अने सूक्ष्म परब्रह्मनी प्राप्ति थाय. आ प्रमाणे हुं के जेनी आराधना करवी बहुज कठण छे तेने छोडीने लोको बीजा देवताओने भजे छे. पछी बीजा देवताओ के जेओ तुरत प्रसन्न थाय एवा छे तेओनी पासेथी राज्यलक्ष्मी प्राप्त थतां उद्धत अने मदोन्मत्त थएला ते लोको प्रमादमां पडीने पोताने वरदान देनाराओने भुली जाय छे. एटलुंज नहि पण तेओनुं अपमान करेछे.

शुकदेवजी केहेछे.–हे परीक्षित राजा! ब्रह्मा, विष्णु अने शिव ए त्रणे देव शाप तथा अनुग्रह करवामां समर्थ छे तेओमां

१ विष्णु भजनाराओना भक्ता फेरांने मटाडे छे एम वेदस्तुतिना छेला श्लोकमां कह्युं तेविषे परीक्षित राजा पूछे छे.

२ इंद्रियो अने तेओना देवताओने अभिन्न लेखीने सोळ विकार कह्या छे.

શિવ અને બ્રહ્મા એ બે દેવ પ્રસન્ન પણ તુરત થાયછે અને શાપ પણ તુરત આપેછે અને વિષ્ણુ તો તુરત પ્રસન્ન પણ થતા નથી અને તુરત શાપ પણ દેતા નથી. સદાશિવ વૃકાસુરને વરદાન આપીને પોતે સંકટ પામ્યા હતા, એ જુનો ઇતિહાસ આ વિષયમાં કેહેવાયછે. શકુનિના દીકરા દુર્બુદ્ધિ વૃકાસુરે માર્ગમાં નારદજીને જોઇને તેમને પૂછયું કે ત્રણ દેવમાં તુરત પ્રસન્ન થાય એવો કયો દેવ છે? નારદજીએ કહ્યું કે "તું સદાશિવને શરણે જા કે જે સદાશિવ થોડા ગુણથી તુરત પ્રસન્ન થાયછે અને થોડા દોષથી તુરત રીશ કરેછે. આમ કરીશ તો તને તુરત સિદ્ધિ મળશે. રાવણ અને બાણાસુર સદાશિવની બંદિજનની પેઠે સ્તુતિ કરતા હતા તેઓને પ્રસન્ન થઇને સદાશિવે ભારે ઐશ્વર્ય આપ્યું હતું. પણ તેમાંથી સદાશિવનેજ ભારે સંકટ પ્રાપ્ત થયું હતું. (રાવણે કૈલાસ ઉપાડ્યો હતો અને બાણાસુરના ગામની ચોકી કરવાસારૂ સદાશિવને રેહેવું પડ્યુ હતું.)" આ પ્રમાણે નારદજીએ કેહેતાં તે વૃકાસુર કેદારક્ષેત્રમાં સદાશિવ ઉપર તપ કરવા લાગ્યો. મહાદેવને પ્રસન્ન કરવાસારૂ પોતાના શરીરમાંથી પોતાનું માંસ કાપી કાપીને અગ્નિ કે જે મહાદેવનું મુખ છે તેમાં હોમવા લાગ્યો. આમ કરતાં સાત દિવસ થયા તોપણ મહાદેવે દર્શન નહિ દેતાં વૃકાસુરે કાયર થઇને પોતાનું માથું કે જેના કેશ તે તીર્થમાં નાહાવાથી ભીના હતા તેને પોતાના હથીઆરથી કાપી નાખવા માંડ્યું. તે સમયમાં મહાદયાળુ સદાશિવે અગ્નિમાંથી દેહધારી અગ્નિની પેઠે નીકળીને, આપણે જેમ કોઈ મરતો હોય તેને પકડીને વારીએ તેમ તે વૃકાસુરને પોતાના હાથથી તેના બે હાથ પકડીને વાર્યો. મહાદેવનો સ્પર્શ થતાં વૃકાસુરનો દેહ પાછો સાજો થઈ રહ્યો. મહાદેવે તે વૃકાસુરને કહ્યું કે "હે ભક્ત! હાંઊં, હાંઊં. વરદાન માગ. જે તને જોઇતું હોય તે આપીશ. અહો! હું મારા શરણાગતોને જળના અભિષેકથી પણ પ્રસન્ન થાઊંછું. માટે તારા દેહને તું વૃથા પીડા કરેછે." મહાપાપી વૃકાસુરે સદાશિવની પાસેથી લોકોને ત્રાસ આપે એવું વરદાન માગ્યું કે "હું જેને માથે હાથ મુકું તે મરી જવો જોઇએ." હે રાજા! આ વચન સાંભળી જાણે કચવાએલા હોય એવા સદાશિવે, સર્પને જેમ દૂધ આપે તેમ હસીને તે દૈત્યને તથાસ્તુ એમ બોલીને તેવું વરદાન આપ્યું. આવું વરદાન પામીને તે દૈત્યને પાર્વતીનું હરણ કરવાની ઇચ્છા થઈ. પછી તે વરદાનની પરીક્ષા લેવાસારૂ તે દૈત્યે મહાદેવને માથેજ પોતાનો હાથ મુકવાનો આરંભ કર્યો. મહાદેવ પોતાના કામથી પોતેજ બીના. દૈત્ય, પછવાડે દોડતાં ત્રાસ પામેલા અને ધ્રુજતા મહાદેવ સ્વર્ગના અને પૃથ્વીના અંતસુધી ભાગા અને દિશાઓમાં ઉત્તરાદી કોર પણ ગયા. ઉપાય નહિ જાણવામાં આવતાં સધળા મોટા દેવતાઓ ચૂપ થઈ રહ્યા. પછી અંધકારથીપર અને સુપ્રકાશિત શ્વેતદ્વીપમાં ગયા કે જે દ્વીપમાં શાંત અને સર્વને અભય આપનારા સંન્યાસીઓની પરમગતિરૂપ સાક્ષાત્ નારાયણ રહ્યા છે અને જે દ્વીપમાં ગએલાને પાછો ભવનો ફેરો રેહેતો નથી. મહાદેવનું એ દુઃખ જોઈ, કષ્ટને મટાડનાર ભગવાન્ પોતાની યોગમાયાથી બટુક થઇને દૂરથી તે દૈત્યની સામે આવ્યા. મેખળા, મૃગચર્મ, દંડ અને માળાને ધરનાર, તેજથી અગ્નિની પેઠે પ્રકાશતા અને જેના હાથમાં દર્ભ હતા એવા એ બટુકે નમ્રની પેઠે તે દૈત્યનું અભિવાદન કરી નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—હે શકુનિના પુત્ર! તમે અવશ્ય થાકી રહેલા જણાઓ છો. કેટલેક દૂરથી આવ્યા છો? થોડી વાર વિસામો લીઓ, કેમ કે આ દેહ સર્વ મનોરથોને આપનાર છે માટે તેને બહુ પરિશ્રમ નહિ દેવો જોઇએ. હે સમર્થ! તમારૂં ધારેલું અમને

સંભળાવવા યોગ્ય હોય તો તે કહો. કેમ કે બીજાઓની સંમતિ અને સહાયતા લેવાથી પુરૂષના સ્વાર્થ સિદ્ધ થાયછે.

શુકદેવજી કહેછે.—આ પ્રમાણે જાણે અમૃત વરસતું હોય એવાં વચનથી ભગવાને પૂછતાં જેનો પરિશ્રમ મટી ગયો એવા વૃકાસુરે પોતે પ્રથમ કરેલી સઘળી વાત કહી દેખાડી.

ભગવાન્ કહેછે.—જો એમ હોય તો અમે મહાદેવના વચનને સાચું માનતા નથી; કેમ કે મહાદેવ તો દક્ષના શાપનેલીધે પિશાચપણું પામેલ છે અને પ્રેત તથા પિશાચોનો રાજા છે. હે દાનવોના ઇંદ્ર! એ જગતના ગુરૂ કહેવાતા મહાદેવ ઉપર તમને વિશ્વાસ હોય તો તમે પોતાના માથા ઉપર હાથ મૂકીને વચનની પરીક્ષા કરો. હે દાનવોમાં ઉત્તમ! જો કોઇ રીતે પણ મહાદેવનું વચન ખોટું જણાય તો એ ખોટું બોલનારને મારી નાખજો કે જેથી ફરીવાર ખોટું ન બોલે.

શુકદેવજી કહેછે.—આ પ્રમાણે વિચિત્ર અને સુકોમળ ભગવાનનાં વચનોથી જેની બુદ્ધિ ફરી ગઇ એવા દુર્બુદ્ધિ વૃકાસુરે ભુલ ખાઇને પોતાનો હાથ પોતાના માથા ઉપર મુકયો. મુકતાંજ જાણે વજ્ર વાગ્યું હોય તેમ માથું ફાટી પડતાં તે દૈત્ય પડીને મરી ગયો. દેવતાઓ 'જય જય, નમઃ નમઃ સારૂં થયું સારૂં થયું,' એમ કહેવા લાગ્યા. પાપી વૃકાસુર મરણ પામતાં દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વો ફુલની વૃષ્ટિ કરવા લાગ્યા. આવી રીતે ભગવાને સદાશિવને સંકટમાંથી છોડાવ્યા. કષ્ટથી મુકાએલા સદાશિવની પાસે આવીને ભગવાને કહ્યું કે—"અહો! હે દેવ! હે મહાદેવ! આ પાપી પોતાના પાપથીજ મરી ગયો. હે ઈશ્વર! કોઇ જીવ બીજા મહાત્માઓનો અપરાધ કરે તોપણ તેનું કલ્યાણ થાય નહિ ત્યારે આપ કે જે જગતના ગુરૂ અને ઈશ્વર છો તેના અપરાધ કરનારનું તો કેમજ કલ્યાણ થાય. આ પ્રમાણે વાણી કે મનથી ન પોહોચાય એવી શક્તિઓના સમુદ્રરૂપ અને માયાથી પર સાક્ષાત્ પરમાત્મા ભગવાને સદાશિવને કષ્ટથી છોડાવ્યાની કથાને જે પુરૂષ કહે અથવા સાંભળે તે પુરૂષ જન્મ-મરણથી તથા શત્રુઓથી પણ છુટેછે.

**य एवमव्याकृतशक्त्युदन्वतः परस्य साक्षात् परमात्मनो हरेः । गिरित्रमोक्षं कथयेच्छृणोति वा विमुच्यते संसृतिभिस्तथारिभिः ॥ ४० ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠયાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**सरस्वत्यास्तटे राजन् ऋषयः सत्रमासत । वितर्कः समभूत्तेषां त्रिष्वधीशेषु को महान् ॥**

શુકદેવજી કહેછે.—હે રાજા! સરસ્વતીને કાંઠે ઋષિઓ યજ્ઞ કરવા બેઠા હતા તેઓને તર્ક ઉત્પન્ન થયો કે "ત્રણ દેવમાં કોણ મોટા હશે?" આ વાત જાણવાની ઇચ્છાથી તેનો નિશ્ચય કરવાસારૂ તેઓએ બ્રહ્માના પુત્ર ભૃગુ ઋષિને મોકલ્યા. ભૃગુ ઋષિ બ્રહ્માની સભામાં ગયા. બ્રહ્માની મહત્તાની પરીક્ષા કરવાસારૂ ભૃગુ ઋષિ બ્રહ્માને નમ્યા નહિ અને સ્તુતિ પણ કરી નહિ. પોતાના તેજથી પ્રકાશતા બ્રહ્માએ ભૃગુ ઉપર ક્રોધ કર્યો. પછી બ્રહ્માએ પોતાના મનમાં ઉઠેલા ક્રોધને 'ભૃગુ મારો પુત્ર છે' એમ સમજીને શમાવ્યો. અગ્નિને શાંત કરવામાં જેમ અગ્નિથી ઉત્પન્ન થએલું જલ કામ આવે તેમ બ્રહ્માનો ક્રોધ શાંત થવામાં ભૃગુનું પુત્રપણું કામ આવ્યું. પછી ભૃગુ ઋષિ કૈલાસ પર્વતમાં ગયા. ત્યાં

---

* આ નેવાશીમા અધ્યાયમાં 'કોણ મોટા છે' એવો સંશય થતાં પરીક્ષા કરીને 'વિષ્ણુ મોટા છે એમ ભૃગુએ મુનિઓની પાસે કહ્યું તે તથા ભગવાને બ્રાહ્મણના પુત્રોને લાવી આપ્યા તે કથા કેહેવામાં આવશે.

સદાશિવે પ્રેમથી ઉભા થઇને તે પોતાના ભાઈ ભૃગુને મળવાનો આરંભ કર્યો. 'તું અવળે માર્ગે ચાલનાર છો ' એમ કહીને ભૃગુએ સદાશિવને મળવાની ઇચ્છા ન કરી તેથી સદાશિવને ક્રોધ ચડ્યો. ભયંકર નેત્રવાળા સદાશિવે ત્રિશૂલ ઉપાડીને ભૃગુને મારી નાખવાનો આરંભ કર્યો. પાર્વતીએ પગમાં પડીને વચનથી સદાશિવને શાંત કર્યા. પછી વૈકુંઠ લોક કે જેમાં વિષ્ણુદેવ રેહેછે ત્યાં ભૃગુ ઋષિ ગયા. લક્ષ્મીના ખોળામાં વિષ્ણુ સૂતા હતા ત્યાં તેમની છાતીમાં ભૃગુએ પાટુ મારી. સત્પુરૂષોના શરણરૂપ ભગવાન્, લક્ષ્મીજીની સાથે જાગી પોતાના શયનમાંથી ઉતરીને મસ્તકથી ભૃગુને પગે લાગ્યા. ભગવાને કહ્યું કે–"હે મહારાજ! તમે ભલે આવ્યા. થોડીવાર આ આસનપર બેસો. હે પ્રભુ! તમારા પધારવાને અમો નહિ જાણતા હતા તેથી અમારા ઉપર આપે ક્ષમા કરવી જોઇએ. હે બાપ! હે મોટા મુનિ! તમારા પગ તો બહુજ સુકોમળ છે તે મારી છાતીમાં વાગવાથી દુખતા હશે." એમ કહી પોતાના હાથથી ભૃગુના પગને ચાંપવા લાગ્યા. વળી ભગવાન્ બોલ્યા કે–"તીર્થોને પણ પવિત્રપણું આપનાર આપના ચરણ ધોવાના જળથી મને, તથા મારામાં રહેલા લોકને અને લોકપાલોને પવિત્ર કરો. હે મહારાજ! હું આજ લક્ષ્મીના અવિચળ સ્થાનકરૂપ થયો. તમારૂં ચરણ વાગવાથી મારાં પાપ મટી ગયાં તેથી હવે મારી છાતીમાં લક્ષ્મી અવિચળ રેહેશે." વિષ્ણુ ભગવાન્ આ પ્રમાણે બોલતાં ભૃગુ ઋષિ સુખ અને તૃપ્તિ પામીને ચૂપ રહ્યા. ભક્તિથી ઉત્કંઠા થવાનેલીધે ભૃગુના નેત્રમાં આંસુ આવ્યાં. હે રાજા! ભૃગુ ઋષિએ બ્રહ્મવાદિ મુનિઓના યજ્ઞમાં પાછા આવીને જે કાંઇ પોતાના જાણવામાં આવ્યું તે સઘળું કહી સંભળાવ્યું. આ વાત સાંભળી વિસ્મય પામેલા મુનિઓએ સંશય છોડી દઇને વિષ્ણુને મોટા માન્યા કે જે વિષ્ણુમાં શાંતિ અને અભય છે. ધર્મ, અપરોક્ષજ્ઞાન, તેની સાથે રેહેનારૂં વૈરાગ્ય,[1] આઠ પ્રકારની સિદ્ધિઓ અને અંતઃકરણના મેલને મટાડનાર યશ જેમાં રહેલ છે તે વિષ્ણુ સર્વોત્તમ છે એમ માન્યું. સર્વને અભય આપનાર, શાંત, સમચિત્તવાળા અને અભિમાન રહિત સાધુ મુનિઓના જે શરણરૂપ કેહેવાય છે તે વિષ્ણુને મોટા માન્યા. સત્વગુણ જેના પ્રિય શરીરરૂપ છે, બ્રાહ્મણો જેના ઇષ્ટદેવ છે અને શાંત તથા નિપુણ બુદ્ધિવાળા નિષ્કામ લોકો જેને ભજેછે તે વિષ્ણુને મોટા માન્યા. ગુણવાળી માયાએ સરજેલા રાક્ષસો, અસુરો અને દેવતાઓ જોકે વિષ્ણુનીજ ત્રણ પ્રકારની મૂર્ત્તિઓરૂપ છે તોપણ તેઓમાં સત્વગુણજ વિષ્ણુની પ્રાપ્તિનું સાધન છે.

શુકદેવજી કેહેછે.– એપ્રમાણે મનુષ્યોના સંશય મટાડવાનેમાટે નિશ્ચય કરીને ભગવાનના ચરણારવિંદની સેવા કરવાથી સરસ્વતીને કાંઠે રેહેનારા બ્રાહ્મણો ભગવાનના સ્વરૂપને પામ્યા હતા.

સૂત શૌનકને કેહેછે.– એપ્રમાણે શુકદેવજીના મુખકમળમાંથી નીકળેલ, સુગંધી અમૃત સમાન, સંસારના ભયને મટાડનાર અને વર્ણન કરવા યોગ્ય આ ભગવાનના યશને સંસારરૂપી માર્ગમાં ફરનારો જે પુરૂષ કાનરૂપી પડીઆથી વારંવાર પીએ તેને સં-

---

૧ યતમાન, વ્યતિરેક, એકેંદ્રિય અને વશીકૃત એ નામના, વૈરાગ્યના ચાર ભેદ છે. વિષયોનો ત્યાગ ન થઈ શકતો હોય તોપણ વિષયોને માન દેવાની ઇચ્છાનો ત્યાગ થાય એ યતમાન નામનું પેહેલું વૈરાગ્ય કેહેવાયછે. વિષયોમાં થોડાઘણાનો પણ ત્યાગ કરીને વર્ત્તવું એ વ્યતિરેક નામનું બીજું વૈરાગ્ય કેહેવાયછે. મનમાં રાગ નહિ રાખતાં બાહ્ય ઇંદ્રિયોથીજ વિષયોને સેવવા એ એકેંદ્રિય નામનું ત્રીજું વૈરાગ્ય કેહેવાયછે અને બાહ્ય ઇંદ્રિયોથી પણ વિષયોનો ત્યાગ કરવો એ વશીકૃત નામનું ચોથું વૈરાગ્ય કેહેવાય છે.

સારરૂપી માર્ગમાં ભટકવાનો પરિશ્રમ મટી જાય.

શુકદેવજી કેહેછે.– હે રાજા ! એક દિવસે દ્વારકામાં કોઇ બ્રાહ્મણની સ્ત્રીનો દીકરો જન્મતાંજ ધરતીને અડીને મરી ગયો. આતુર અને રાંક મનનો બ્રાહ્મણ એ શબને લઈ રાજદ્વારમાં મૂકીને વિલાપ કરતાં નીચેપ્રમાણે બોલ્યો.

બ્રાહ્મણ કેહેછે.– બ્રાહ્મણોનો દ્વેષ કરનાર, લોભી, વિષયોમાં લંપટ અને શઠ બુદ્ધિવાળા ક્ષત્રિયોનાં કુકર્મનેલીધે મારો બાળક મરણ પામ્યો છે. હિંસાને વિહારરૂપ માનનારા, અજિતેંદ્રિય અને દુષ્ટ સ્વભાવવાળા રાજાને ભજનારી પ્રજા પીડાય છે, દરિદ્ર રેહેછે અને નિરંતર દુઃખીજ કેહેવાય છે.

શુકદેવજી કેહેછે.– આ પેહેલા બાલકને લાવીને બ્રાહ્મણ જેમ રાજદ્વારમાં બોલ્યો તેમજ બીજી વારના અને ત્રીજી વારના બાલકને પણ રાજદ્વારમાં મૂકીને તેપ્રમાણેજ બોલ્યો. કોઇ દિવસે ભગવાનની પાસે અર્જુન બેઠા હતા ત્યાં નવમી વારનો બાલક મરણ પામતાં એ બ્રાહ્મણ એપ્રમાણેજ બોલ્યો તે સાંભળીને અર્જુને બ્રાહ્મણને નીચેપ્રમાણે કહ્યું.

અર્જુન કેહેછે.– હે બ્રાહ્મણ ! તારા ગામમાં કોઈ ધનુષ્ધારી ક્ષત્રિય નથી શું ? ધન, સ્ત્રી અને પુત્રોમાં લાગી રહેલા આ યાદવો યજ્ઞમાં જમવા ભેળા થએલા બ્રાહ્મણો જેવા જણાય છે. જે ક્ષત્રિયો જીવતાં છતાં બ્રાહ્મણો શોક કરે તે પેટભરા ક્ષત્રિયો તો ક્ષત્રિયના વેષથી નટ લોકોજ જીવેછે એમ સમજવું. હે મહારાજ ! તમે સ્ત્રીપુરૂષ કે જેઓ બન્ને જણાં રાંક છો તેઓનાં છોકરાંનું હું રક્ષણ કરીશ અને જો આ મારી પ્રતિજ્ઞાને સાચી નહિ કરી શકું તો હું અગ્નિમાં પ્રવેશ કરીને પવિત્ર થઇશ.

બ્રાહ્મણ કેહેછે.– બલભદ્ર, શ્રીકૃષ્ણ, ધનુષ્ ધરનારાઓમાં ઉત્તમ પ્રદ્યુમ્ન અને જેની સામો યુદ્ધમાં કોઈ ઉભી શકે નહિ એવા અનિરૂદ્ધથી પણ મારા બાલકોનું રક્ષણ કરી શકાયું નથી તો જે કામ જગતના ઇશ્વિરોને પણ કરવું કઠણ લાગ્યું છે તે કામને તૂં મૂર્ખપણાથી કેમ કરવા ધારે છે ? તૂં ધારે છે પણ તે વાતનો અમે વિશ્વાસ કરતા નથી.

અર્જુન કેહેછે.– હે બ્રાહ્મણ ! હું બલભદ્ર, કૃષ્ણ, પ્રદ્યુમ્ન કે અનિરૂદ્ધ નથી પણ હું તો અર્જુન છું કે જેનું ગાંડીવ નામનું ધનુષ્ પ્રખ્યાત છે. જેથી મહાદેવ પણ પ્રસન્ન થયા હતા એવા મારા પરાક્રમનું તારે અપમાન કરવું નહિ. યુદ્ધમાં મૃત્યુને જીતીને પણ હું તારી પ્રજાને લાવી આપીશ.

શુકદેવજી કેહેછે.– હે રાજા ! આ પ્રમાણે અર્જુને વિશ્વાસ આપતાં, અર્જુનના પરાક્રમોને સાંભળતો તે બ્રાહ્મણ રાજી થઇને પોતાને ઘેર ગયો. સ્ત્રીને પ્રસવનો સમય પાસે આવતાં આતુર થએલા તે ઉત્તમ બ્રાહ્મણે ‘મારી પ્રજાની મૃત્યુથી રક્ષા કરો રક્ષા કરો’ એમ અર્જુનને કહ્યું. અર્જુને પવિત્ર જળનું આચમન લઇ, શ્રીકૃષ્ણને બ્રાહ્મણોની ઉપેક્ષા કરનાર જાણી તેમને નમસ્કાર નહિ કરતાં સદાશિવને નમસ્કાર કરી અને દિવ્ય અસ્ત્રોનું સ્મરણ કરી દોરી ચડાવેલું ગાંડીવ ધનુષ્ ઉપાડ્યું. અનેક અસ્ત્રોથી જોડેલા બાણોવતે આડું, ઊંચું અને નીચું સુવાવડીના ઘરને રોકીને બાણોનું પાંજરૂં કરી લીધું. પછી વારંવાર રૂદન કરતો બ્રાહ્મણીને દીકરો આવ્યો તે તુરતજ તેના શરીરશીખે આકાશમાર્ગથી ગયો કે જે દેખવામાં પણ આવ્યો નહિ. તે સમયમાં બ્રાહ્મણ શ્રીકૃષ્ણના સમીપમાં અર્જુનની નિંદા કરતાં કરતાં બોલ્યો કે– “મારી મૂર્ખતા જુઓ; કે મેં નપુંસકના બકવાદ ઉપર વિશ્વાસ રાખ્યો. પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, બલભદ્ર અને શ્રીકૃષ્ણ જેનું રક્ષણ કરી શક્યા નહિ તેનું રક્ષણ કરવાને બીજો કોણ સમર્થ થાય ? ખોટું બોલનારા અર્જુનને ધિક્કાર છે. પોતાનાં વખાણ કરનાર અ-

ર્જુનના ધનુષને ધિક્કાર છે કે જે દુર્બુદ્ધિ અર્જુન દૈવે નહિ રાખવા ધારેલા પદાર્થને મૂઢતાથી રાખવા ધારેછે." આ પ્રમાણે બ્રાહ્મણ ગાળો દેતાં અર્જુન વિદ્યાનો ઉપયોગ કરી તુરત સંયમની પુરીમાં ગયા કે જ્યાં મહારાજ યમ રહેછે. યમપુરીમાં બ્રાહ્મણનો પુત્ર નહિ દેખવામાં આવતાં ત્યાંથી હથીઆર ઉપાડીને ઇંદ્ર, અગ્નિ, નિર્ઋતિ, સોમ, વાયુ અને વરૂણની પુરીઓમાં ગયા. ત્યાં પણ નહિ દેખવામાં આવતાં પાતાલમાં, સ્વર્ગમાં અને બીજાં સ્થાનકોમાં પણ ગયા. કોઇ સ્થાનકમાં બ્રાહ્મણનો પુત્ર નહિ મળતાં પ્રતિજ્ઞા પૂરી નહિ થવાનેલીધે અર્જુને અગ્નિમાં પ્રવેશ કરવા માંડ્યો ત્યાં તેને ના પાડીને શ્રીકૃષ્ણે કહ્યું કે—"હું તમને બ્રાહ્મણના પુત્ર દેખાડું છું કે જેથી નિંદા કરનારાં માણસોજ તમારી કીર્ત્તિને પૃથ્વીમાં અવિચળ કરશે. તમે પોતાથી પોતાનું અપમાન કરોમાં." એમ કહી પરમેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનની સાથે પોતાના દિવ્ય રથમાં બેશીને પશ્ચિમ દિશામાં ચાલ્યા. સાત દ્વીપ, સાત સમુદ્ર, સાત સાત પર્વત અને લોકાલોક પર્વતને મુકીને ભારે પ્રબલ અંધારામાં પેઠા. હે રાજા! અંધારામાં પેસતાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચાર ભગવાનના ઘોડા ચાલતાં અટક્યા. એ જોઇને મોટા યોગેશ્વરોના ઈશ્વિર શ્રીકૃષ્ણ ભગવાને હજાર સૂર્ય જેવા પોતાના ચક્રને આગળ ચલાવ્યું. બહુ ભારે તેજથી એ પ્રકૃતિના પરિણામરૂપ, ઘાટા અને પ્રબળ અંધારાને ચીરી નાખતું ભગવાનનું ચક્ર, જેમ દોરીમાંથી છુટેલું રામનું બાણ સેનાઓમાં જતું તેમ મનસરખા વેગથી ચાલવા લાગ્યું. ચક્રે કરી આપેલા માર્ગથી ચાલતાં અંધારાથી ઘણું છેટું, અંત અને પાર વગરનું તથા વ્યાપ્ત થતું પરમતેજ જોવામાં આવ્યું. તેને જોઇને આંખો અંજાઇ જતાં અર્જુને બન્ને આંખો મીંચી લીધી. પછી ભારે પવનથી ઉછળતા મોટા મોટા કલ્લોલોથી શોભી રહેલા જળમાં પેઠા ત્યાં મોટા પ્રકાશવાળું અને શોભી રહેલા હજારો મણિના થાંભલાઓથી દીપતું અદ્ભુત ઘર જોવામાં આવ્યું. એ ઘરમાં મહાભયંકર, અદ્ભુત, માથા ઉપર હજાર ફ્ણોમાં રહેલા મણિઓની કાંતિઓથી શોભતા, ભયંકર બે હજાર નેત્રવાળા, ધોળા પર્વત સરખા અને કંઠ તથા જીભો જેનાં શ્યામ છે એવા શેષનાગ જોવામાં આવ્યા. એ શેષનાગના શરીરપર સુખથી પોઢેલા, મોટા પ્રભાવવાળા અને વ્યાપક પુરૂષોત્તમ ભગવાન્ જોવામાં આવ્યા. એ પુરૂષોત્તમ ભૂમા ભગવાનની કાંતિ ઘાટા મેઘના સરખી હતી. વસ્ત્ર પીળાં ધરૂઆં હતાં. મુખ પ્રસન્ન હતું. નેત્ર સુંદર અને લાંબાં હતાં. અનેક મોટા મણિઓવાળાં કિરીટ અને કુંડલની કાંતિથી કેશનો જથો ચળકતો હતો. લાંબી અને સુંદર આઠ ભુજાઓ હતી. કૌસ્તુભ મણિ હતો. શ્રીવત્સને શોભા આપનારી વનમાળાથી વીંટાયા હતા. સુનંદ અને નંદ આદિ પોતાના પાર્ષદો; દેહધારી ચક્ર આદિ પોતાનાં આયુધો, પુષ્ટિ, લક્ષ્મી, કીર્ત્તિ, માયા, અને આઠ સિદ્ધિઓ સેવતાં હતાં. શ્રીકૃષ્ણ, અને શેષશાયીનાં દર્શનથી જેને ભય ઉત્પન્ન થયો એવા અર્જુન, એ સઘળા મહાત્માઓના પતિ અને પોતાના સ્વરૂપભૂત ભૂમા ભગવાનને પગે લાગ્યા. શ્રીકૃષ્ણ અને અર્જુન હાથ જોડી રહ્યા હતા તેઓને ઈશ્વિરોના ઈશ્વર ભૂમા ભગવાને હસીને ગંભીર વાણીથી નીચેપ્રમાણે કહ્યું.

ભૂમા ભગવાન્ કહેછે.—તમોને જોવાની ઇચ્છાથી બ્રાહ્મણના પુત્રોને મેં અહીં લીધા છે. પૃથ્વીમાં ધર્મનું રક્ષણ કરવાનેમાટે તમે બન્ને મારા અંશથી અવતર્યા છો તો હવે પૃથ્વીના ભારરૂપ દૈત્યોને મારવાનું કામ પોહોચી લઇને તુરત મારી પાસે આવો.[1]

---

૧ આ ચરિત્ર ભગવાને જોકે ભારતના યુદ્ધથી પેહેલાંજ કર્યું છે તોપણ શ્રેષ્ઠતા કેહેવાનો પ્ર-

તમો કે જેઓ ઋષિ નારાયણના અવતારરૂપ અને સર્વોત્તમ છો તેઓ જગતની સ્થિતિ અને મર્યાદા રાખવાસારૂ ધર્મનું આચરણ કરજો.

શુકદેવજી કેહેછે.—ભૂમા ભગવાને આ પ્રમાણે આજ્ઞા કરતાં રાજી થએલા શ્રીકૃષ્ણ અને અર્જુન, તેમની આજ્ઞાને માથે ચડાવી બ્રાહ્મણના પુત્રોને લઈ, ભૂમા ભગવાનને પ્રણામ કરીને જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગેથી પાછા દ્વારકામાં આવ્યા. બ્રાહ્મણને પ્રથમના જેવાંજ રૂપ અને અવસ્થાવાળા તેના પુત્રો આપ્યા. વિષ્ણુનું ધામ જોઇને બહુજ વિસ્મય પામેલા અર્જુને માન્યું કે—"જે કાંઇ પુરૂષોમાં પુરૂષાર્થ હોય તે સઘળો ભગવાનની કૃપાથીજ હોય છે." આ લોકમાં એવાં અનેક પરાક્રમો દેખાડતા શ્રીકૃષ્ણ ભગવાન્ સંસારસંબંધી વિષયોને ભોગવતા હતા અને ભારે સમૃદ્ધિવાળા યજ્ઞોથી યજન કરતા હતા. શ્રેષ્ટપણાને ધારણ કરતા ભગવાન્, ઇંદ્રની પેઠે બ્રાહ્મણાદિક પ્રજાઓને સમયસર સઘળા મનોરથો પૂરતા હતા. અધર્મે કરનારા રાજાઓને મારી તથા અર્જુનાદિકની પાસે મરાવીને યુધિષ્ઠિર આદિ ધાર્મિક રાજાઓદ્વારા અનાયાસથી ધર્મની પ્રવૃતિ કરાવતા હતા.[2]

हत्वा नृपानधर्मिष्ठान् घातयित्वार्जुनादिभिः।
अंजसा वर्त्तयामास धर्मं धर्मसुतादिभिः ॥६६

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો નેવાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ श्रीशुक उवाच ॥ *

सुखं स्वपुर्यां निवसन् द्वारकायां श्रियः पतिः।
सर्वसंपत्समृद्धायां जुष्टायां वृष्णिपुंगवैः ॥ १ ॥

શુકદેવજી કેહેછે.—સઘળી સંપત્તિઓની સમૃદ્ધિવાળી, મોટા યાદવોએ સેવેલી, ફૂલ તથા ફળની વાડીઓથી સંપન્ન, ચારેકોર ફુલઝાડની પંક્તિઓમાં વિહાર કરતા ભ્રમર અને પક્ષિઓના નાદવાળી પોતાની પુરી દ્વારકા કે જેના માર્ગો મદઝરનારા હાથીઓ, શણગારેલા યોદ્ધા તથા ઘોડા અને સુવર્ણથી દીપતા રથોથી નિરંતર ભીડવાળાજ રેહેતા હતા તથા જેમાં ઉત્તમ વેષવાળી, નવીન યૌવનથી દીપતી, હવેલીઓમાં દડા આદિથી ક્રીડા કરતી અને વીજળી સરખી કાંતિવાળી સ્ત્રિયો વિલાસ કરતી હતી, તેમાં સુખથી રેહેતા, લક્ષ્મીના પતિ અને સોળ હજાર સ્ત્રિયોના એકજ પ્યારા ભગવાન્ મોટી સમૃદ્ધિવાળાં તે સ્ત્રિયોનાં ઘરોમાં તેટલાંજ વિચિત્રરૂપ કરીને રમતા હતા. એ ઘરોની અંદર નિર્મળ જલાશયોનાં જળ પ્રફુલ્લિત થએલાં ઉત્પલ, કલ્હાર, કુમુદ અને પદ્મોના સુગંધથી વાસિત થએલાં હતાં અને પક્ષિ-

---

સંગ આવવાનેલીધે અહીં કહ્યું છે. ૨ સત્યાશીમો, અઠ્યાશીમો અને નેવાશીમો અધ્યાય ક્ષેપક છે એમ કેટલાએક માનેછે. કારણ કે પરીક્ષિતે યદુવંશમાં અવતરેલા વિષ્ણુ અને સંકર્ષણનું ચરિત્ર પૂછતાં તે કેહેવાનેવાસ્તેજ દશમસ્કંધનો આરંભ છે તો સત્યાશીમા અને અઠ્યાશીમા અધ્યાયમાં યદુવંશમાં અવતરેલા વિષ્ણુ કે સંકર્ષણનું ચરિત્રજ નથી અને નેવાશીમામાં જોકે છેલું ચરિત્ર શ્રીકૃષ્ણનું આવેછે તોપણ "શ્રીકૃષ્ણજ પોતે ભગવાન્ છે" એમ જે વારંવાર પ્રતિપાદન કરેલુંછે તેને ભૂમા ભગવાનની કથાથી વિરોધ આવેછે. ટીકાકારે सन्मार्ग શબ્દમાંથી ઉઠાવેલી વેદસ્તુતિની સંગતિ પણ તાણ એંચથી કરેલી જણાય છે. વિષ્ણુ તથા શિવનો અભેદ પ્રતિપાદન કરવાનો સિદ્ધાંત છતાં વૃકાસુરના અને ભૃગુના આખ્યાનમાં શિવની નિકૃષ્ટતા જણાવી છે માટે આ ત્રણ અધ્યાય ક્ષેપક છે, એમ માનવું યોગ્ય છે. કેટલાએક કહેછે કે વત્સહરણની લીલાના ત્રણ અધ્યાય ક્ષેપક છે. અને તેમાં પણ કારણો બતાવેછે. ગમે તેમ હોય પણ ત્રણ અધ્યાય ક્ષેપક માનવા પડેછે. કારણકે શ્રીધરસ્વામીએ ટીકાના આરંભમાં ભાગવતના અધ્યાય ત્રણસો બત્રીસ કહ્યા છે અને ગણી જોતાં ત્રણસો પાંત્રીશ થાયછે.

* આ નેવુમા અધ્યાયમાં ફરીવાર સંક્ષેપથી શ્રીકૃષ્ણની લીલા અને યદુવંશીઓનું કારણપૂર્વક અસંખ્યાતપણું કેહેવામાં આવશે.

ઓનાં ટોળાં શબ્દ કરતાં હતાં. મોટા વૈભવવાળા ભગવાન્ તળાવડીઓના જળમાં પ્રવેશ કરીને વિહાર કરતા હતા. સ્ત્રિયોએ આલિંગન કરવાનેલીધે તેઓનાં કુચ ઉપરનાં કેસરોથી ભગવાનનું શ્રીઅંગ લીપાતું હતું. પ્રેમથી મૃદંગ, પણવ, આનક અને વીણાઓને વગાડતા ગંધર્વલોકો અને સૂત, માગધ તથા બંદિજનો ભગવાનનું ગાયન કરતા હતા. સ્ત્રિયો હસતી હસતી ભગવાનને પચરકિયાંઓથી પલાળતી હતી અને ભગવાન્ તેઓને પલાળતા હતા. યક્ષીઓની સાથે જેમ કુબેરજી વિહાર કરે તેમ ભગવાન્ સ્ત્રિયોની સાથે વિહાર કરતા હતા. ભગવાનને પલાળતી, વસ્ત્ર ભીજાવાનેલીધે જેઓના સાથળ અને સ્તનના પ્રદેશો દેખાઈ રહેતા હતા એવી, પચરકિયાંથી બચવાની ઇચ્છાનેલીધે ભગવાનનું આલિંગન કરતાં ઉત્પન્ન થએલા કામદેવના ઉત્સવથી શોભતાં મુખવાળી અને જેઓના મોટા ચોટલાઓમાંથી ફુલ ખરતાં જતાં હતાં એવી તે સ્ત્રિયો બહુજ દીપતી હતી. ભગવાને પેહેરેલી માળાઓમાં સ્ત્રિયોના સ્તનનું કેસર લાગી રહ્યું હતું અને પોતે ક્રીડાના અભિનિવેશથી કેશના બંધનોને હલાવતા હતા. સ્ત્રિયોને પલાળતા અને સ્ત્રિયોએ વારંવાર પલાળાતા ભગવાન્, હાથણીઓથી વીટાએલા મોટા હાથીની પેઠે વિહાર કરતા હતા. નટ, નાચનારી, અને ગીત તથા વાજાંથી જીવનારાઓને શ્રીકૃષ્ણ ભગવાન્ ક્રીડાના અલંકાર અને વસ્ત્રો દેતા હતા અને ભગવાનની સ્ત્રિયો પણ દેતી હતી. આ પ્રમાણે વિહાર કરતા શ્રીકૃષ્ણ ભગવાનનાં ગતિ, ભાષણ, જોવાં, હસવાં, હાસ્યનાં વચન અને આલિંગનથી સ્ત્રિયોની બુદ્ધિ હરાઈ હતી. ભગવાનનું ચિંતન કરતી અને ભગવાનમાંજ જેઓની બુદ્ધિ લાગી રહી હતી એવી તે સ્ત્રિયો ઉન્મત્ત અને જડની પેઠે જે વચનો બોલતી હતી તે વચનો હું તમને કહું છું. સાંભળો.

સ્ત્રિયો બોલે છે:—હે ટીટોડી! જગતમાં ગુપ્ત બોધવાળા શ્રીકૃષ્ણ રાત્રીમાં પોઢ્યા છે અને તું વિલાપ કરી કરીને નિદ્રાનો ભંગ કરેછે પણ સુતી નથી એ યોગ્ય નથી. હે સખી અમારી પેઠે તારૂં ચિત્ત પણ ભગવાનનાં ઉદાર હાસ અને લીલાપૂર્વક જોવાંથી અત્યંત ભેદાઈ ગયું છે કે શું? હે ચકવી! તું નેત્ર કેમ વીંચી ગઇ છે? રાત્રિમાં પતિને નહિ દેખવાથી તું દયામણી રીતે રોયછે કે શું? જેમ દાસીપણું પામેલી અમો ભગવાનના ચરણમાં રહેલી માળાને ચોટલામાં ધારણ કરવા ઇચ્છિયે છિયે તેમ તું પણ ઇચ્છે છે કે શું? હે સમુદ્ર! ઉંઘ નહિ આવતાં ઉજાગરો થવાથી તું નિરંતર ચીસો પાડ્યા કરેછે. અથવા અમને જે ન મટે એવી દશા પ્રાપ્ત થઇછે તે દશાને તું પણ પામ્યોછે કે શું? જેમ અમારાં કુચકુંકુમાદિક લાંચ્છન ભગવાને હર્યાં છે તેમ તારાં પણ લક્ષ્મી અને કૌસ્તુભાદિક લાંચ્છન ભગવાને હરી લીધાં છે. હે ચંદ્ર! તું ભારે ક્ષયરોગથી પકડાઇને ક્ષીણ થવાથી પોતાની કિરણોવડે અંધારાને મટાડતો નથી કે ભગવાનની રહસ્ય વાતો સંભારીને તેનીજ ચિંતામાં મગ્ન થવાથી અંધારાને મટાડતો નથી? અમારી પેઠે તારૂં બોલવું પણ બંધ થઈ ગયુંછે એમ જણાય છે. હે મલયાચલના પવન! અમોએ તારૂં શું ભુંડું કર્યું છે? કે જેથી તું ભગવાનના નેત્રની અણીઓથી ભેદાઇ ગએલા અમારા હૃદયમાં કામદેવને મોકલેછે. હે રૂપાળા મેઘ! તારામાં પણ તાપ હરવાનો ગુણ હોવાનેલીધે તું અવશ્ય ભગવાનનો સખા છે અને તેથીજ પ્રેમથી બંધાઇને તું આમારી પેઠે ભગવાનનું ધ્યાન કરતો જણાય છે, કેમ કે બહુ ઉત્કંઠાથી હૃદય ઘેરાઈ જતાં તું ભગવાનને સંભારી સંભારી અમારી પેઠેજ આંસુની ધારાને વરસે છે. અરે! તેની સાથે તારે મિત્રતા શામાટે કરવી પડી? કેમ કે ભગવાનનો પ્રસંગ તો વારંવાર દુઃખદાયીજ

થાયછે. હે સુંદર કંઠવાળા! હે કોયલ! તું, મુવાને પણ જીવાડે એવી આ કોમળ વાણીથી ભગવાનનાં પદ બોલે છે માટે આજ હું તારૂં કયું પ્રિય કરી આપું? મને કહે. હે ઉદાર બુદ્ધિવાળા પર્વત! તું હાલતો નથી અને બોલતોપણ નથી તેથી કોઇ મોટા વિષયોનો વિચાર કરેછે એમ જણાય છે. અમારી પેઠે તું પણ ભગવાનનાં ચરણને સ્તન ઉપર ધરવામાટે ઈચ્છે છે કે શું? જો એમ હશે તો તારીપણ અમારા જેવી સ્થિતિ થશે. હે સમુદ્રની સ્ત્રિયો નદીઓ! જેમ અમો ભગવાનના કૃપાકટાક્ષ નહિ મળતાં હૃદય ચોરાઈ જવાથી બહુ દુર્બલ થએલી છિયે તેમ તમો પણ હમણાં મેઘદ્વારા સમુદ્રનું જળ નહિ મળવાથી દુર્બલ, સુકાઈ જતા ધ્રોવાળી અને કમળની શોભા વગરની થએલી છો. અરેરે!!!. (દૈવગતિથી આવેલા હંસને ભગવાનનો દૂત કલ્પીને કહેછે.) હે હંસ! તું ભલે આવ્યો. બેસી જા. દૂધ પી. ભગવાનની વાત કર. તું દૂત થઇને આવ્યો છે તે અમે જાણિયે છિયે. ભગવાન સારી પેઠે છે? ક્ષણિક સ્નેહ રાખનારા ભગવાન્, પોતે અમારી પાસે જે આગળ કહ્યું હતું તેને સંભારે છે? હે ક્ષુદ્રના દૂત! અમારે ભગવાનનું શું કામ છે? ભગવાન્ અમને સંભોગને માટે બોલાવતા હોય તો તેમનેજ અહીં બોલાવી લાવ. પણ લક્ષ્મી અમોને ઠગીને એકલીજ ભગવાનને સેવે છે માટે લક્ષ્મીવિના એકલા ભગવાનનેજ બોલાવી લાવજે. લક્ષ્મી એકનિષ્ઠાવાળી છે માટે તેને શી રીતે મૂકી દેવાય એમ તારા મનમાં હોય તો સ્ત્રીઓમાં લક્ષ્મીજ એકનિષ્ઠાવાળી છે અને અમો તેવી નથી?

શુકદેવજી કહેછે.— યોગેશ્વરોના ઈશ્વર ભગવાનમાં આવો પ્રેમ કરવાથી ભગવાનની સ્ત્રિયો પરમ ગતિને પામી. ઘણાં ગીતોથી ગાતાં અને શ્રવણ કરતાં પણ જે ભગવાન્ સ્ત્રિયોના મનને બલાત્કારથી ખેંચી લેછે તે ભગવાનને જોનારી સ્ત્રિયોનાં મન ખેંચાઈ જાય તેમાં શું કહેવું? જે સ્ત્રિયો જગતના ગુરૂ ભગવાનને પતિ સમજીને પ્રેમપૂર્વક પગ ચાંપવા આદિથી સેવતી હતી તેઓના તપનું કેટલુંક વર્ણન કરી શકાય? આ પ્રમાણે વેદોક્તધર્મ પાળતા અને સત્પુરૂષોના શરણરૂપ ભગવાને ધરજ ધર્મ, અર્થ અને કામનું સ્થાનક છે એમ વારંવાર દેખાડ્યું. ગૃહસ્થાશ્રમવાળાઓના ઉત્તમ ધર્મને પાળતા શ્રીકૃષ્ણ ભગવાનને સોળ હજાર, એક સો અને આઠ સ્ત્રિયો હતી. સ્ત્રિયોમાં રત્નજેવી એ સ્ત્રિયોમાં રૂક્મિણી આદિ જે આઠ સ્ત્રિયો પ્રથમ કહેલી છે તેઓના પુત્રોનાં નામ પણ પ્રથમ આપેલાં છે. સત્યસંકલ્પવાળા ઈશ્વર શ્રીકૃષ્ણે જેટલી પોતાની સ્ત્રિયો હતી તેઓમાં પ્રત્યેકમાં દશ દશ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. મહાપરાક્રમી એ પુત્રોમાં અઢાર તો મોટા યશવાળા મહારથી હતા. તેઓનાં નામ મારી પાસેથી સાંભળો. પ્રદ્યુમ્ન, દિપ્તિમાન, ભાનુ; સાંબ, મધુ, બૃહદ્ભાનુ, ચિત્રભાનુ, વૃક, અરૂણ, પુષ્કર, વેદબાહુ, શ્રુતદેવ, સુનંદન, ચિત્રબાહુ, વિરૂપ, કવિ અને ન્યગ્રોધ એ સત્તર અને અઢારમા પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધ એ મહારથી હતા. હે મોટા રાજા! ભગવાનના એ સઘળા પુત્રોમાં પણ રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન પોતાના પિતાની પેઠે સર્વોત્તમ મહારથી હતા. એ મહારથી પ્રદ્યુમ્ન રૂક્મીની પુત્રીને પરણ્યા હતા તેમાં તેમને દશ હજાર હાથીના બળવાળા અનિરૂદ્ધ નામના પુત્ર થયા હતા. એ અનિરૂદ્ધ રૂક્મીની પૌત્રીને પરણ્યા હતા તેમનો વજ્રનાભ નામે પુત્ર થયો કે જે મુસલથી થએલા નાશમાંથી અવશેષ રહેલ છે. વજ્રનાભનો પ્રતિબાહુ, તેનો સુબાહુ, તેનો શાંતસેન અને તેનો શતસેન નામે પુત્ર થયો. એ કુળમાં જેઓ જન્મ્યા હતા તે કોઇ નિર્ધન, થોડી પ્રજાવાળા, થોડાં આયુષ્યવાળા, થોડાં પરાક્રમવાળા કે બ્રાહ્મણોને ન માને એવા થયા ન હતા. પ્રખ્યાત

કર્મવાળા યદુવંશમાં જન્મેલા પુરૂષોની સંખ્યા લાખો વર્ષે પણ કરી શકાય એમ નથી. યદુકુલના અસંખ્યાત કુમારોને ભણાવનારા અધ્યાપકો ત્રણ કરોડ અને અઠયાશી સો હતા એવું અમે સાંભળ્યું છે. મહાત્મા યાદવો કે જેઓમાં અનેક લાખ યાદવોની સાથે ઉગ્રસેન રેહેતા હતા તેઓની સંખ્યાને કોણ કરી શકશે? દેવ અને અસુરો વચ્ચેના સંગ્રામમાં જે ભયંકર દૈત્યો મરણ પામ્યા હતા તેઓ મનુષ્યમાં ઉત્પન્ન થઇ ગર્વ ધરીને પ્રજાઓને પીડતા હતા. એઓનો નાશ કરવાનેમાટે ભગવાનની આજ્ઞાથી યદુકુલમાં દેવતાઓ અવતર્યા હતા. તેઓનાં એક સો અને એક કુલ હતાં. એ સઘળા યાદવોને શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રભુતાનેલીધે પ્રમાણરૂપ હતા. ભગવાનને અનુસરનારા જે યાદવો હતા તેઓ સઘળા વૃદ્ધિ પામ્યા હતા. જેઓનું ચિત્ત ભગવાનમાંજ લાગી રહ્યું હતું એવા યાદવોને સુતાં, બેસતાં, ફરતાં, બોલતાં, રમતાં, નાહાતાં અને એવાં બીજાં કામો કરતાં પણ પોતાના શરીરનું ભાનજ રેહેતું ન હતું. હે રાજા! પ્રથમ ભગવાનનાં ચરણ ધોવાના જળરૂપ ગંગાજીજ સર્વોત્તમ તીર્થરૂપ હતાં પણ ભગવાનની કીર્ત્તિરૂપ જે તીર્થ પાછળથી યાદવોમાં ઉત્પન્ન થયું તેણે એ ગંગાજીને પણ ન્યૂન કરી નાખ્યાં. શ્રીકૃષ્ણના સ્નેહીઓ અને શત્રુઓ પણ સ્વરૂપને પામી ગયા, એ કાંઈ આશ્ચર્ય સમજવું નહિ; કેમકે એ મહાદયાલુ હતા. કોઇને પ્રાપ્ત ન થએલ એવી પરિપૂર્ણ લક્ષ્મી કે જેનેમાટે બ્રહ્માદિક પણ યત્ન કરે છે તે ભગવાનનીજ પાસે હતી એ પણ કાંઇ આશ્ચર્યરૂપ નથી; કેમકે સાંભળેલું અથવા ઉચ્ચારણ કરેલું ભગવાનનું કેવળ નામ પણ અમંગળને મટાડનાર છે અને ઋષિઓના વંશમાં ધર્મ પણ ભગવાનેજ ચલાવેલો છે. કાળરૂપી અને ચક્રરૂપ આયુધવાળા એ ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો એ આશ્ચર્યરૂપ કેહેવાયજ નહિ. જીવોના નિવાસરૂપ, કેહેવામાત્રમાં દેવકીથી જન્મેલા પણ વાસ્તવિક રીતે અજન્મા, ઈચ્છામાત્રથી અધર્મને મટાડવામાં સમર્થ છતાં પણ ક્રીડાનેલીધે પોતાની ભુજાઓથી અધર્મને મટાડનાર, અધિકારની અપેક્ષા નહિ કરતાંજ વૃંદાવનમાં રહેલાં સ્થાવર-જંગમોના સંસારરૂપી દુઃખને હણનાર, સુંદર મંદ હાસ્યવાળા શ્રીમુખથી વ્રજની અને પુરની સ્ત્રિયોને ભોગદ્વારા મોક્ષ આપનાર અને મોટા મોટા યાદવો જેના સેવક હતા એવા શ્રીકૃષ્ણ ભગવાન્ સર્વોત્તમ છે. પોતાના વેદમાર્ગની રક્ષા કરવાસારૂ લીલાથી અનેક અવતાર ધરનાર અને યાદવોમાં ઉત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણનાં આવાં ચરિત્રો કે જેઓ કર્મબંધનને મટાડનાર છે તેઓને ભગવાનના ચરણની સેવા ઇચ્છનારા પુરૂષે સાંભળવાં જોઇએ. પ્રત્યેક સમયમાં શ્રીકૃષ્ણની સુંદર કથાનું શ્રવણ અને કીર્ત્તન સહિત ચિંતન કરવાનેલીધે વૃદ્ધિ પામેલી ભક્તિથી માણસ, ભગવાનનું ધામ કે જે કાળના દુસ્તર વેગને સમાપ્ત કરનાર છે તેને પામેછે. મોટા મોટા રાજાઓ પણ એવી ભક્તિ કરવાની ઈચ્છાથીજ પોતાનાં નગર છોડીને વનમા ગયા હતા.

**मर्त्यस्तयाऽनुसवमेधितया मुकुंदं श्रीमत्कथाश्रवणकीर्त्तनचिंतयैति । तद्धामदुस्तरकृतांतजवापवर्गं ग्रामाद्वनं क्षितिभुजोपि ययुर्यदर्थाः ॥ ९० ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો નેવુંમો અધ્યાય સંપૂર્ણ.

---

# दशमस्कंध समाप्त.

श्रीमद्-

# भागवतभाषांतर.

## एकादशस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



एकादशस्कंध श्रीकृष्ण अने दारुक चि. पे. नं.

श्रीमद्-

# भागवतभाषांतर.

## ॥ अथ एकादशस्कंधप्रारंभः ॥

### ॥ श्रीशुक उवाच ॥*

**कृत्वा दैत्यवधं कृष्णः सरामो यदुभिर्वृतः ।**
**भुवोऽवतारयद्भारं जविष्ठं जनयन् कलिम् ॥**

[1]શુકદેવજી કહેછે.—બલભદ્ર અને યાદવોસહિત શ્રીકૃષ્ણ ભગવાને દૈત્યોને માર્યા પછી કૌરવો-પાંડવો વચ્ચે પ્રબલ કજિયો ઉત્પન્ન કરીને પૃથ્વીનો ભાર ઉતાર્યો. દુર્યોધનાદિક શત્રુઓએ દુષ્ટ જુગારની રમત, અપમાન, દ્રૌપદીના કેશ ખેંચવા અને લાખના ઘરમાં બાળવા આદિ દુષ્ટ કૃત્યો કરીને પાંડવોને ઘણીવાર કચવાવતાં તે કૌરવ અને પાંડવોની સહાયતા કરવાસારૂ બન્ને પક્ષમાં ભેળા થએલા રાજાઓને એકબીજાના હાથથી મરાવીને[2] પ્રભુએ પૃથ્વીનો ભાર ઉતાર્યો. પોતાની ભુજાઓવતે રક્ષણ કરેલા યાદવોના હાથથી પૃથ્વીના ભારરૂપ બીજા રાજાઓની સેનાઓને પણ મરાવીને જેનું કર્ત્તવ્ય કોઇના ધારવામાં[3] આવતું નથી એવા ભગવાને વિચાર કર્યો કે "લોકો પૃથ્વીના ભારને ઉતાર્યો માનેછે પણ હું ધારૂં છું કે તે ઉતર્યો નથી!! કેમ કે સહન ન થાય એવું યદુકુલ કે જેને મારા પોતાના હાથથી મારવું અયોગ્ય છે તે હજુસુધી એમનુંએમ છે. આ યદુકુલનો પરાભવ બીજાઓથી કોઈ રીતે થઇ શકે એમ નથી; કારણ કે તેને મારો આશ્રય છે. તેમ હાથી અને ઘોડા આદિ વૈભવોનેલીધે નિરંતર ઉચ્છૃંખલપણાથી વર્તેછે માટે સંહાર કર્યાવિના પણ ચાલે એવું નથી. એટલામાટે વાંસના સમૂહમાં અગ્નિની પેઠે યદુકુલની અંદર અંદર કજિઓ ઉત્પન્ન કરીને હું શાંતિ પામીશ અને તે પછી સ્વધામમાં જઇશ." હે રાજા! સત્ય સંકલ્પવાળા ઈશ્વર શ્રીકૃષ્ણે આવો નિશ્ચય કરીને બ્રાહ્મણોના શાપના મિષથી પોતાના કુલનો સંહાર કર્યો. લોકોમાં જેના કરતાં વધારે શોભા હતીજ નહિ અને જેના સંબંધથીજ લોકોને શોભા મળતી હતી એવા પોતાના શરીરથી મનુષ્યોનાં નેત્રોને અત્યંત આસક્ત કરી તથા પોતાની વાણીથી તે વાણીનું સ્મરણ કરનારાઓના ચિત્તને ખેંચી લઈ અને વ્રજમાં ઉઠેલાં પોતાનાં પગલાંઓથી, તે પગલાંને જોનારાઓની બીજા સ્થાનમાં જવાઆદિ શરીરચેષ્ટાઓને રોકી લઇ તથા ભવિષ્યકાલમાં ઉત્પન્ન થનારાં મનુષ્યો આથીજ અનાયાસે સંસારને તરશે એવી ધારણાથી, ઉત્તમ શ્લો-

---

* આ પહેલા અધ્યાયમાં મુસલસંબંધી શાપના મિષથી યદુકુલના ક્ષયનો આરંભ વૈરાગ્યનેસારૂ કહેવામાં આવશે. ૧ આ એકાદશસ્કંધમાં મોટા વિસ્તારથી બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરવાનું છે તો તે બ્રહ્મવિદ્યામાં મુખ્ય સાધનરૂપ વૈરાગ્ય ઉત્પન્ન કરવાનેસારૂ યદુકુલનો ક્ષય થવાના આરંભની કથા કહેછે. ૨ પુતના આદિ જેઓ પ્રગટ દૈત્યો હતા તેઓને પરસ્પરના હાથથી મરાવ્યા. ૩ ભગવાન્ આવું કરવા ધારેછે એમ જાણી યાદવોએ તેમનો દ્રોહ કેમ ન કર્યો? એ શંકા મટાડવાનેસારૂ 'જેનું કર્ત્તવ્ય કોઇના ધારવામાં આવતું નથી' એ વિશેષણ આપ્યું છે.

કોમાં રચાએલી પોતાની કીર્તિને પૃથ્વીમાં વિસ્તારીને પરમેશ્વર શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા.

પરીક્ષિત રાજા પૂછે છે.—જેઓ બ્રાહ્મણોને ન માનનારા, અદાતા કે અસેવકો હોય તેઓના ઉપર બ્રાહ્મણો કોપ કરે પણ યાદવો કે જેઓ બ્રાહ્મણોને માનનારા, ઉદાર અને નિરંતર વૃદ્ધોનું સેવન કરનારા હતા તેઓને બ્રાહ્મણોએ શામાટે શાપ દીધો? બ્રાહ્મણોનો કોપ થયા છતાં પણ જેઓનું ચિત્ત ભગવાનમાં હોય તેઓને શાપ નહિ લાગવો જોઇએ તે છતાં યાદવોને કેમ લાગ્યો? હે બ્રાહ્મણોમાં ઉત્તમ! એટલામાટે એ શાપ જે કારણથી થયો હોય અને જે પ્રકારનો થયો હોય તે સઘળું મને કહો. એકચિત્તવાળાઓને પરસ્પર કજિઓ કેમ થઓ?

શુકદેવજી કેહેછે.—એમાં ઇશ્વિરની ઈચ્છાજ કારણરૂપ થઈ હતી. શ્રીકૃષ્ણ કે જે સર્વોત્તમ રૂપાળા છતાં પણ વિષયોમાં તત્પર નહિ થતાં શુભ કર્મો કરતા હતા, શુભ કર્મ કરતા તેપણ કોઇ પ્રકારની કામનાથી નહિ પણ પૂર્ણકામ રહીને કરતા હતા, પૂર્ણકામ છતાં પણ ઘરમાં રમનારાઓને કર્મ કરવાનું શીખવવાસારૂ કરતા હતા, પોતાને ઘરમાં રેહેવાનું કે કર્મ કરવાનું પ્રયોજન નહિ છતાં પણ પ્રાણીઓને ઘણાં ફલ આપનારી પોતાની કીર્તિનો વિસ્તાર કરવાસારૂ કરતા હતા, અને ઘરમાં રેહેતા હતા તેપણ પૃથ્વીનો ભાર ઉતારવાના કામમાં યદુકુલનો સંહાર કરવાનું કામ અવશેષ રહી જતાં તે પૂર્ણ કરવાસારૂ રેહેતા હતા તેમણે કુલનો સંહાર કરવાની ઇચ્છા કરી. કેટલાંએક અશ્વમેધાદિક કર્મો કેવળ પુણ્યને ઉત્પન્ન કરેછે, કેટલાંએક પુત્રને રમાડવા આદિ કર્મો કેવળ સુખનેજ ઉત્પન્ન કરેછે અને કેટલાંએક પ્રાયશ્ચિત્તાદિક કર્મો કેવળ પાપનેજ હરેછે પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન્ જે કર્મો કરતા હતા તે કર્મો તો કીર્ત્તનાદિકથી પણ પુણ્ય આપનાર, અત્યંત સુખરૂપ અને કીર્ત્તન કરનારા લોકોના કલિયુગના મેલને હરનારાં હતાં. આવાં કર્મ કરવાસારૂ બોલાવેલા બ્રાહ્મણોને એ સઘળાં કર્મો પોહોચી લઇને ભગવાને પિંડારામાં જવાનું કેહેતાં તેઓ પિંડારામાં ગયા હતા. શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે કાલસ્વરૂપ હોવાથી વસુદેવના ઘરમાં રહીને પોતાના કુળનો સંહાર કરવાની ઇચ્છા કરતા હતા; તેથી તેમણે બ્રાહ્મણોને પિંડારામાં મોકલ્યા હતા. વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, વસિષ્ઠ અને નારદ આદિ ઋષિઓ ભગવાનના કેહેવાથી પિંડારામાં રહ્યા હતા. યાદવોના કુમાર પુત્રો રમતા રમતા તેઓની પાસે ગયા. એ કુમારો જાંબવતીના પુત્ર સાંબને સ્ત્રીનો વેષ પેહેરાવીને સાથે લઇ ગયા હતા. નમ્રતા વગરના એ કુમારોએ ખોટી નમ્રતા દેખાડી બ્રાહ્મણોના પગ ઝાલીને તેઓને પૂછ્યું કે "હે અમોઘ દર્શનવાળા બ્રાહ્મણો! આ ગર્ભવાળી સ્ત્રી કે જે જણવાની તૈયારીમાં છે અને પુત્ર આવવાને ઇચ્છે છે તે, આપ લોકોને મોઢામોઢ પૂછવાને લજાતાં અમારે મોઢે પૂછાવે છે માટે કહો કે આ સ્ત્રી શું જણશે?" હે રાજા! આ પ્રમાણે ઠગેલા મુનિઓએ કોપ કરીને તેઓને કહ્યું કે—'હે મંદભાગ્યો! આ સ્ત્રી તમારા કુલનો નાશ કરે એવું મુસલ જણશે.' આ સાંભળી બહુજ ત્રાસ પામેલા તે કુમારોએ તુરત સાંબનું પેટ છોડીને જોયું ત્યાં તેમાં કુળનો નાશ કરે એવું લોઢાનું મુસલ જોવામાં આવ્યું. "અહો! મંદભાગ્યવાળા આપણે આ શું કર્યું? લોકો આપણને શું કેહેશે?" એમ વિંહલ થએલા તે કુમારો મુસલ લઇને ઘેર ગયા. જેઓના મુખની શોભા કરમાઇ ગઈ હતી એવા એ કુમારોએ તે મુસલને સભામાં લઇ જઈને, સર્વ યાદવોની સમક્ષ ઉગ્રસેન રાજાને તે વાત કહી સંભળાવી પણ ભગવાનને કહી નહિ. હે રાજા! બ્રાહ્મણોનો અમોઘ શાપ સાંભળી

તથા તે મુસલ પ્રત્યક્ષ જોઇને દ્વારકાના લોકોને વિસ્મય થયો અને ભયથી ત્રાસ થયો. યાદવોના રાજા ઉગ્રસેને ભગવાનને નહિ પુછતાં તે મુસલનું ચૂર્ણ કરાવીને સમુદ્રના જળમાં નખાવી દીધું અને ચૂર્ણ કરતાં જે લોઢાની કટકી અવશેષ રહી હતી તેને પણ સમુદ્રમાં નખાવી દીધી. એ કટકીને કોઈ મત્સ્ય ગળી ગયો અને જે ચૂર્ણ હતાં તે પાણીમાં તણાતાં તણાતાં સમુદ્રના કાંઠામાં લાગ્યાં તેઓમાંથી પાન ઉગી. મછીમારોએ સમુદ્રમાં જાળ નાંખીને બીજાં માછલાંઓની સાથે તે મત્સ્યને પણ પકડ્યો. એ મત્સ્યના પેટમાંથી લોઢાની કણી નીકળતાં મછીમારે તેમાંથી બાણની અણી કરી. ભગવાન્ પોતે સઘળી વાત જાણતા હતા અને સમર્થ હતા તોપણ તેમણે બ્રાહ્મણોના શાપને ફેરવી નાખવાની ઇચ્છા ન કરી પણ પોતે કાળરૂપ હોવાથી તેમાં સમ્મતિ રાખી.

**भगवान् ज्ञातसर्वार्थ ईश्वरोपि तदन्यथा । कर्तुं नैच्छद्विप्रशापं कालरूप्यन्वमोदत ॥२४॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**गोविंदभुजगुप्तायां द्वारवत्यां कुरूद्वह । अवात्सीन्नारदोऽभीक्ष्णं कृष्णोपासनलालसः ॥१॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા! ભગવાન્, નારદજીને વારંવાર દ્વારકાંથી કામ કરવાસારૂ બાહાર મોકલતા હતા અને દક્ષના શાપને લીધે નારદજીથી એક સ્થળમાં રહી શકાય એમ ન હતું તોપણ ભગવાનની ઉપાસના કરવાની લાલચથી અને દ્વારકાપુરી ભગવાનની ભુજાથી રક્ષણ પામેલી હોવાનેલીધે તેમાં શાપાદિકની શક્તિ ચાલે એમ ન હતું તેથી નારદજી ઘણું કરીને દ્વારકામાંજ રેહેતા હતા. સર્વ સ્થળમાં જેને માથે મૃત્યુ ફરેજ છે એવો કયો ઇંદ્રિયવાળો પુરૂષ, મોટા દેવતાઓએ ઉપાસના કરવા યોગ્ય ભગવાનના ચરણારવિંદને ન ભજે? હે રાજા! નારદજી જેવા મુક્ત પુરૂષોને પણ ભજનમાં આસક્તિ રેહેછે ત્યારે બીજા બદ્ધ પુરૂષોએ ભજન કરવું જોઇએ તેમાં તો કેહેવુંજ શું? જેઓને ઇંદ્રિયો હોય તે સઘળા, ભગવાનના ભજનમાં અધિકારી છે. એ નારદજી એક દિવસે વસુદેવને ઘેર આવતાં તેમનું પૂજન કરી સારી રીતે બેસાડીને વસુદેવે પ્રણામ કરી નીચેપ્રમાણે કહ્યું.

વસુદેવ કેહેછે.—હે મહારાજ! જેમ માબાપનું આવવું બાલકોના શુભનેમાટે છે અને જેમ ભગવાનના માર્ગરૂપ મહાત્માઓનું આવવું દીન લોકોના શુભનેમાટે છે, તેમ આપ કે જે નારાયણરૂપજ છો તેમનું આવવું સર્વ પ્રાણીઓના કલ્યાણનેમાટે છે. દેવતાઓની વર્ત્તણુક પ્રાણિઓને વૃષ્ટિ આદિકથી સુખ આપેછે અને સમયપર અતિવૃષ્ટિ આદિથી દુઃખ પણ આપેછે અને ભગવાનમાં ચિત્ત રાખનારા આપ જેવાઓની વર્ત્તણુક તો કેવળ સુખ આપેછે. દેવતાઓ સુખ આપેછે તોપણ જેણે જેટલું ભજન કર્યું તેને તે ભજનના પ્રમાણમાંજ સુખ આપેછે. કેમ કે જેમ પુરૂષ જેટલું કામ કરે તેટલુંજ તેનો પડછાયો કરે તેમ પુરૂષ જેવાં કર્મ કરે તેવાંજ ફળ દેવતાઓ આપી શકેછે; અને આપ જેવા સાધુ પુરૂષો તો દીનલોકો ઉપર દયાળુ હોવાથી, તેઓએ સેવા નહિ કર્યા છતાં પણ સર્વોત્તમ ફલ આપો છો. હે મહારાજ! આ પ્રમાણે જોકે આપના પધારવાથીજ અમે કૃતાર્થ થયા છિએ તોપણ આપને ભગવત્સંબંધી ધર્મો પૂછીએ છિયે કે જે ધર્મોને શ્રદ્ધાથી સાંભળીને માણસ સઘળા ભયથી છુટેછે. દેવની માયાથી મોહ પામીને

*આ બીજા અધ્યાયમાં વસુદેવે પૂછતાં નિમિ રાજા અને યોગેશ્વરોનો સંવાદ લાવીને નારદજીએ ભગવત્સંબંધી ધર્મો કહ્યા, એ કથા કેહેવામાં આવશે.

મેં પૂર્વે મુક્તિ આપનારા ભગવાનની પૂજા પ્રજાનેમાટે કરીછે પણ મુક્તિનેમાટે કરી નથી; કારણ કે જન્મ ધરવાના સમયમાં ભગવાને મને એ પ્રમાણે કહ્યું છે; માટે મુક્તિનેવાસ્તે આપને પૃછવું પડેછે. હે મુનિ! આપની કૃપાથી અમે આ વિચિત્ર દુઃખવાળા અને સર્વ સ્થળમાં ભય ભરેલા સંસારમાંથી અનાયાસે છુટીએ એવી રીતે અમને અપરોક્ષ ઉપદેશ કરો.

શુકદેવજી કેહેછે.—હે રાજા! આ પ્રમાણે બુદ્ધિમાન વસુદેવે પ્રશ્ન કરતાં ભગવાનના ગુણોનો પ્રસંગ આવવાથી જેને ભગવાનનું સ્મરણ થયું એવા નારદજીએ પ્રસન્ન થઇને વસુદેવને નીચે પ્રમાણે કહ્યું.

નારદજી કેહેછે.—હે યાદવોમાં ઉત્તમ! તમે સર્વને પવિત્ર કરનારા ભગવત્સંબંધી ધર્મ પૂછો છો એ તમે સારૂં ધાર્યું છે. હે વસુદેવ! શ્રવણ કરવાથી, પાઠ કરવાથી, ધ્યાન કરવાથી, આદર કરવાથી અને સંમતિ આપવાથી પણ ભગવત્સંબંધી ધર્મો સઘળા જગતના દ્રોહ કરનારાઓને પણ તુરત પવિત્ર કરેછે. તમે પરમ કલ્યાણરૂપ અને જેનાં શ્રવણ તથા કીર્ત્તન પવિત્ર છે એવા ભગવાન્ નારાયણ દેવનું આજ મને સ્મરણ આપ્યું એ મારો મોટો ઉપકાર કર્યો. આ ભગવત્સંબંધી ધર્મોનો નિર્ણય કરવાના વિષયમાં ઋષભદેવજીના પુત્રોના અને મહાત્મા વિદેહ રાજાના સંવાદરૂપી પુરાતન ઇતિહાસ કેહેવામાં આવેછે. સ્વાયંભુવ મનુનો પ્રિયવ્રત નામે પુત્ર હતો. તેના આગ્નીધ્ર, તેનો નાભિ અને તેના ઋષભદેવજી નામે પુત્ર થયા હતા. એ ભગવાનના અંશરૂપ ઋષભદેવજી મોક્ષસંબંધી ધર્મો કેહેવાની ઇચ્છાથી અવતર્યા હતા એમ કેહેવાયછે. એમના સો પુત્ર થયા કે જેઓ વેદનો પાર પામ્યા હતા. એઓમાં નારાયણના પરમ ભક્ત ભરત સહુથી મોટા હતા કે જેના નામ ઉપરથી આ અજનાભ નામનો ખંડ અદ્ભુત રીતે 'ભરતખંડ' નામથી પ્રખ્યાત થયો છે. એ ભરત પૃથ્વીના ભોગ ભોગવ્યા પછી પૃથ્વીનો ત્યાગ કરીને ઘરમાંથી નીકળ્યા હતા તે વનમાં જઈ તપશ્ચર્યાથી ભગવાનની ઉપાસના કરતાં ત્રણ જન્મથી મોક્ષ પામ્યા હતા. બાકીના નવાણુ પુત્રોમાં નવ પુત્રો આ ભરતખંડના પેટાના નવ દ્વીપમાં રાજ્ય કરતા હતા. એકાશી પુત્રો કર્મમાર્ગને પ્રવર્ત્તાવનારા બ્રાહ્મણો થયા હતા. કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન એ નામના નવ જણા મહાભાગ્યશાલી યોગેશ્વર થયા હતા. એ યોગેશ્વરો પરમાર્થનું નિરૂપણ કરનારા, આત્માભ્યાસમાં શ્રમ કરનારા, દિગંબર અને બ્રહ્મવિદ્યામાં નિપુણ હતા. કાર્ય-કારણરૂપ આ જગતને ભગવદ્રૂપ દેખતા અને તે ભગવદ્રૂપને પોતાથી અભિન્ન જોતા એ યોગેશ્વરો પૃથ્વીમાં ફરતા હતા. જે લોકમાં જવું ધારે ત્યાં વગર અટચણે જઈ શકે એવા એ મુક્ત લોકો દેવ, સિદ્ધ, સાધ્ય, ગંધર્વ, યક્ષ, અસુર, કિન્નર, નાગ, મુનિ, ચારણ, ભૂતનાથ, વિદ્યાધર, દ્વિજ, અને ગાયોના લોકોમાં પોતાની ઇચ્છા પ્રમાણે ફરતા હતા. એ લોકો એક દિવસે ભરતખંડમાં મહાત્મા નિમિરાજાનો યજ્ઞ કે જેને ઋષિઓ વિધિપૂર્વક ચલાવતા હતા તેમાં યદૃચ્છાથી ગયા. હે રાજા! સૂર્ય સરખા એ મોટા વૈષ્ણવ યોગેશ્વરોને જોઈ યજમાન, અગ્નિઓ અને બ્રાહ્મણો સઘળા ઉભા થયા. એ લોકોને નારાયણના પરમભક્ત જાણી રાજી થએલા નિમિરાજાએ આસનપર બેસાડીને યોગ્ય રીતે તેઓની પૂજા કરી. બહુજ રાજી થએલા નિમિરાજાએ સ્વાભાવિક કાંતિથીજ શોભતા અને સનત્કુમારાદિક સરખા એ નવ યોગેશ્વરોને ભક્તિભાવથી નમીને નીચે પ્રમાણે પૂછ્યું.

નિમિરાજા કેહેછે.—આપ લોકોને સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના પાર્ષદ માનુંછું; કેમ કે ભગવાનના પાર્ષદો લોકોને પવિત્ર કરવા સારૂ

સર્વ સ્થલોમાં ફરેછે. ઘણા અવતારમાં ફરતા જીવોને આ મોક્ષના સાધનરૂપ મનુષ્યનો દેહ ક્ષણભંગુર છતાં પણ દુર્લભ છે અને તેમાં પણ વૈષ્ણવોનું દર્શન દુર્લભ છે એમ માનુંછું. હે નિર્મળ પુરૂષો! એટલામાટે સર્વોત્તમ કલ્યાણ શું છે? તે આપ લોકોને પૂછું છું; કારણ કે આ સંસારમાં અરધા ક્ષણનો સત્સંગ પણ મનુષ્યોને ભંડાર મળવાની પેઠે પરમ આનંદ આપેછે. અમને સંભળાવવાને યોગ્ય હોય તો તે સર્વોત્તમ કલ્યાણનેમાટે ભગવત્સંબંધી ધર્મો પણ કહો કે જે ધર્મોથી પ્રસન્ન થઇને ભગવાન્ પોતાના ભક્તને પોતાનું સ્વરૂપ પણ આપેછે.

નારદજી કેહેછે.—હે વસુદેવ! એ પ્રમાણે નિમિરાજાએ પૂછતાં તે મહાત્મા યોગેશ્વરોએ પ્રીતિથી સભાસદો અને ઋત્વિજો સહિત તે રાજાને સત્કાર કરીને નીચે પ્રમાણે કહ્યું.[1]

કવિ કેહેછે.—આ[2] સંસારમાં ભગવાનના ચરણારવિંદની ઉપાસના કરવી એજ સર્વ પ્રકારના ભયને મટાડનાર સર્વોત્તમ કલ્યાણ છે એમ માનુંછું; કે જે ઉપાસના કરવામાં, દેહાદિક મિથ્યા પદાર્થોના અભિમાનથી સર્વદા ઉદ્વેગ પામેલાનો સંસારનો ભય સઘળો નિવૃત્ત થાયછે.[3] ભગવાને મનુ અને યાજ્ઞવલ્ક્યાદિકના મુખદ્વારા વર્ણાશ્રમાદિકનાં ધર્મો કહીને અજ્ઞાની પુરૂષોને અનાયાસથીજ સ્વરૂપની પ્રાપ્તિનેમાટે જે ઉપાયો અતિ રહસ્ય હોવાનેલીધે શ્રીમુખથીજ કહ્યા છે તે ભગવત્સંબંધી ધર્મો છે એમ જાણો. હે રાજા! યોગાદિકમાં જેમ વિઘ્નો નડવાથી દુઃખી થવાય છે તેમ એ ભગવત્સંબંધી ધર્મો પાળવામાં કદીપણ વિઘ્નોથી માણસને દુઃખી થવું પડતું નથી. એ ભગવત્સંબંધી ધર્મોમાં આંખો વીંચીને દોડ્યો જાય તોપણ પ્રત્યવાય લાગતો નથી કે ફળથી ભ્રષ્ટ થવું પડતું નથી. આ સ્થળમાં આંખો એટલે શ્રુતિ અને સ્મૃતિ સમજવી; કારણ કે તેઓમાંથી એક ન હોય તો કાણો કેહેવાયછે અને બન્ને ન હોય તો આંધળો કેહેવાયછે. આ બે આંખોને વીંચીને એટલે નહિ જાણીને દોડ્યો જાય એટલે દોડતો માણસ જેમ પગ મુકવાના ઠેકાણાને મુકીને તુરત છેટે છેટે પગ માંડતો જાય છે તેમ કાંઇક કાંઇક મુકી મુકીને કાંઇક કાંઇક પાળતો જાય તોપણ કશી અડચણ આવતી નથી. [1]શાસ્ત્રવિધિથી કરેલાં કર્મોજ નારાયણને અર્પણ કરવાં એમ નિયમ નથી પણ કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, અહંકારથી અને અધ્યાસથી માની લીધેલાં બ્રાહ્મણપણા આદિ સ્વભાવથી પણ જે કાંઈ કર્મ કરવામાં આવે તે સઘળું પરમેશ્વર નારાયણને અર્પણ કરી દેવું. આમ કરવાથી સર્વ પ્રકારની શરીરાદિકની ક્રિયા, ભગવત્સંબંધી ધર્મરૂપ થાયછે. જોકે અજ્ઞાનથી કલ્પેલો ભય જ્ઞાનથીજ મટે છે તોપણ ઈશ્વરથી વિમુખ પુરૂષને ઈશ્વરની માયાથી તે અજ્ઞાન (સ્વરૂપનું અસ્ફુરણ) થયું છે, અજ્ઞાનથી 'હું દેહ છું' એવી બુદ્ધિ થઇ છે અને એવી બુદ્ધિથી ભય ઉત્પન્ન થએલ છે માટે ગુરૂમાં ઈશ્વર અને આત્માની ભાવના રાખતાં ભયના મૂલકારણરૂપ માયાના નિયંતા ઈશ્વરનું અનન્ય ભક્તિથી સમજુ પુરૂષે ભજન કરવું જોઇએ. 'વિષયોથી ચિત્તમાં વિક્ષેપ થતા હોય તેથી અનન્ય ભક્તિ કેમ થઇ શકે અને અભય તો પછી ક્યાંથીજ થાય?' એમ સમજવું નહિ; કારણ કે વિષયો વાસ્તવિક નથી પણ મનના વિલાસમાત્ર છે માટે મનનો નિગ્રહ કરીને

---

૧ ભગવત્સંબંધી ધર્મ, ભગવાનનો ભક્ત, માયા, માયાને તરવાનો ઉપાય, બ્રહ્મ, કર્મ, અવતારલીલા, અભક્તોની ગતિ અને યુગનો ક્રમ એ નવ વિષયોને જાણવા સારૂ નિમિરાજાએ નવ પ્રશ્ન કર્યા છે અને તેઓને અનુક્રમે એક એક યોગેશ્વરે ઉત્તર આપ્યોછે. ૨ પ્રથમ સર્વોત્તમ કલ્યાણ વિષે કેહેછે. ૩ ભગવત્સંબંધી ધર્મોનું લક્ષણ કેહેછે.

૧ ભગવત્સંબંધી ધર્મોના અમુક ભાગનું સ્વરૂપ કેહેછે.

ભજન કરવાથી અભય થાયછે. આ દ્વૈત પ્રપંચ જોકે વિદ્યમાનજ નથી તોપણ સ્વપ્ન અને મનોરથની પેઠે તેનું ચિંતન કરનારના મનથી પ્રતીત થાયછે માટે સમજુ પુરૂષે કર્મોના સંકલ્પ અને વિકલ્પ કરનારા મનને રોકવું જોઇએ અને તેમ કરવાથી અનન્ય ભક્તિથી ભજન થતાં અભય પ્રાપ્ત થાયછે. [1]ભગવાનનાં મહાકલ્યાણમય જન્મ, કર્મ અને જન્મ તથા કર્મનાં અર્થવાળાં જે નામો જગતમાં પ્રસિદ્ધ છે[2] તેઓનું શ્રવણ કરતાં ગાયન કરતાં અને તેમ કરવામાં લાજ નહિ રાખતાં નિઃસ્પૃહ થઇને ફરવું. આપ્રમાણે નિયમ રાખનાર અને ભગવાનનાં નામકીર્તનથી પીગળીજતા હૃદયવાળો ભક્ત, લોકોને દેખાડવા સારૂ દાંભિકની પેઠે નહિ પણ ઓડે પકડેલાની પેઠે પરવશ થઇને કોઈ સમયે ખડ ખડ હસેછે, ( ભગવાનને ભક્તની પાસે હારી ગએલા ધારીને હસે છે; ) કોઈ સમયે ઘણા કાળ સુધી ભગવાને પોતાની ઉપેક્ષા કરી ધારીને રૂવે છે, કોઈ સમયે બહુજ ઉત્સુકપણાથી ચીસો પાડે છે, કોઈ સમયે અતિ હર્ષથી ગાય છે અને કોઈ સમયે '**જય જય**' એમ બોલીને નાચવા લાગેછે. આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણિઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીઓ, સમુદ્રો અને જે કાંઇ પદાર્થ છે તે સઘળું ભગવાનનું રૂપ છે એમ ધારી અનન્ય ભાવથી તેઓને પ્રણામ કરવા. 'આ ગતિ યોગીઓને પણ ઘણા જન્મથી દુર્લભ છે તો નામકીર્ત્તનમાત્રથી એક જન્મમાં કેમ થાય'? એવી શંકા રાખવી નહિ; કેમ કે જેમ ભોજન કરતા માણસને કોળીએ કોળીએજ નહિ પણ પ્રત્યેક કણીએ કણીએ સુખ, ઉદરપોષણ અને ક્ષુધાની નિવૃત્તિ થાયછે તેમ ભગવાનનું ભજન કરતા પુરૂષને પ્રેમલક્ષણા ભક્તિ, પ્રેમનાં સ્થાનકરૂપ ભગવાનના રૂપની સ્ફૂર્તિ અને ઘર આદિમાં વૈરાગ્ય એ ત્રણ વાનાં ભજનના સમયમાં સામટાંજ થાયછે. જેમ ઘણા કોળીઆ જમવાથી સુખાદિક વધતાં પરમ સુખાદિક થાયછે તેમ ઘણાં ભજન કરવાથી ભક્તિ આદિ વધતાં જતાં પરમ ભક્તિ આદિ પ્રાપ્ત થાયછે. હે રાજા! આ પ્રમાણે અવિચ્છિન્નપણાથી ભગવાનના ચરણનું ભજન કરનારા વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય પ્રબળ થતાં અંતે સાક્ષાત્ પરમ શાંતિ પ્રાપ્ત થાયછે.

નિમિરાજા પૂછે છે.—[1]હવે વૈષ્ણવવિષે કહો. વૈષ્ણવ કયા ધર્મમાં નિષ્ઠા રાખે? વૈષ્ણવનો સ્વભાવ કેવો હોય? મનુષ્યોમાં વૈષ્ણવ કેવું આચરણ કરે? વૈષ્ણવ શું બોલે? અને વૈષ્ણવ ક્યાં ચિન્હો રાખવાથી ભગવાનને પ્રિય થાય?

હરિ નામના બીજા યોગેશ્વર કહેછે.—'હું ચૈતન્યરૂપ પરબ્રહ્મપણાથી સર્વ પદાર્થોમાં અનુસ્યૂત છું અને સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યસ્ત છે' એમ જે પુરૂષ યથાર્થ રીતે જાણે તે ઉત્તમ વૈષ્ણવ કહેવાય છે. જે પુરૂષ ઇશ્વિર ઉપર પ્રેમ, ઇશ્વિરના ભક્તોની સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા અને શત્રુઓ ઉપર ઉપેક્ષા રાખે તે મધ્યમ વૈષ્ણવ કહેવાય છે; કારણ કે તેને એટલી પણ ભેદબુદ્ધિ રહી છે. જે પુરૂષ શ્રદ્ધા રાખીને મૂર્તિમાંજ ભગવાનની પૂજા કરે પણ ભગવાનના ભક્તોની પૂજા ન કરે અને બીજાઓની તો નજ કરે તે પુરૂષ પ્રાકૃત (જેણે ભક્તિ કરવાનો આરંભ કર્યો છે એવો) વૈષ્ણવ કહેવાયછે.[2] ચિત્ત[3] ભગવાનમાંજ લા-

૧ મનનો નિગ્રહ કરવો અત્યંત અશક્ય લાગશે એમ ધારી સુગમ માર્ગ કહેછે.

૨ ભગવાનનાં જન્મ, કર્મ અને નામ સઘળાં જાણી શકાય એવાં નથી 'માટે જે લોકમાં પ્રસિદ્ધ છે તે' એમ કહ્યુંછે.

૧ વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય થાયછે એમ ઉપર કહ્યું તેથી વૈષ્ણવનાં લક્ષણ પૂછે છે. ૨ આટલા સુધી 'વૈષ્ણવ કયા ધર્મમાં નિષ્ઠા રાખે' એ પ્રશ્નનો ઉત્તર કહ્યોછે. ૩ વળી શ્રેષ્ઠપણાનેલીધે ઉત્તમ વૈષ્ણવનાંજ લક્ષણ કહેછે.

ગેલું હોવાથી ઉત્તમ વૈષ્ણવ વિષયોનું ગ્રહણ નજ કરે પણ કદાચ ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ થાય તોપણ આ જગતને ભગવાનની માયારૂપ સમજીને જે પુરૂષ પ્રતિકૂલ વિષયોનો દ્વેષ ન કરે અને અનુકૂલ વિષયોથી રાજી ન થાય તે ઉત્તમ વૈષ્ણવ કેહેવાય છે. ભગવાનનું અવિચ્છિન્ન સ્મરણ રેહેવાનેલીધે જે પુરૂષ દેહના ધર્મરૂપ જન્મ-મરણ, પ્રાણના ધર્મરૂપ ભુખ-તરશ, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા અને ઇંદ્રિયોના ધર્મરૂપ શ્રમ, એ સંસારસંબંધી ધર્મોથી મુંઝાય નહિ તે ઉત્તમ વૈષ્ણવ કેહેવાય છે. જેના ચિત્તમાં કામ, કર્મ કે વાસનાનો જન્મજ ન થતો હોય અને જેને એક ભગવાનનોજ આશ્રય હોય તે ઉત્તમ વૈષ્ણવ કેહેવાયછે[1]. જે[2] પુરૂષને ઉત્તમ કુળમાં જન્મ, તપ આદિ કર્મ, વર્ણ, આશ્રમ કે જાતિથી આ દેહમાં અહંકાર થાયજ નહિ તે પુરૂષ ભગવાનને પ્રિય થાયછે. જે[3] પુરૂષને ધનમાં પોતાના-પારકાનો અને દેહમાં હું અને બીજો એવો ભેદ ન હોય અને જે સર્વ પ્રાણીઓમાં સમબુદ્ધિ રાખનાર અને શાંત હોય તે ઉત્તમ વૈષ્ણવ કેહેવાયછે. જે પુરૂષ, ભગવાનમાંજ ચિત્ત રાખનારા દેવાદિક પણ દુર્લભપણાનેલીધે જેને શોધે છે એવાં ભગવચ્ચરણારવિંદમાંથી કોઇ પોતાને ત્રૈલોક્યનું રાજ્ય આપવાનું કેહે તોપણ લવ અને નિમેષરૂપ અલ્પકાળ સુધી પણ ચલાયમાન ન થાય એટલે ભગવાનનાં ચરણારવિંદ કરતાં બીજું સઘળું તુચ્છ છે એવું નિરંતર સ્મરણ રાખીને થોડીવાર પણ ભજનને ન મુકે તે ઉત્તમ વૈષ્ણવ કેહેવાયછે. તૃષ્ણાથી તાપ થતો હોય તો ભગવાનના ચરણારવિંદમાંથી ચલાયમાન થાય પણ ભગવાનની સેવાનું પરમ સુખ મળવાનેલીધે તૃષ્ણાનો તાપજ થતો નથી. ભગવાનના ઘણા વિક્રમવાળા ચરણની આંગળીઓમાં રહેલા નખરૂપ મણિઓની શીતળ દીપ્તિથી જેનો તૃષ્ણાદિક તાપ મટી ગયો હોયછે એવા ભક્તોના હૃદયમાં તે તાપ પાછો કેમજ પ્રકટ થાય? ચંદ્રનો ઉદય થયા પછી સૂર્યનો તાપ પ્રકટ થાયજ નહિ.[1] પરવશપણામાં[2] માત્ર નામકીર્તન થાય તોપણ પાપના સમૂહને નાશ કરનાર ભગવાન્ પ્રેમરૂપ દોરીથી પોતાનું ચરણ બંધાઇ જવાનેલીધે જેના હૃદયને પોતેજ મુકે નહિ તે પુરૂષ વૈષ્ણવોમાં ઉત્તમ કેહેવાય છે.

**विसृजति हृदयं न यस्य साक्षाद्धरिरवशाभिहितोप्यघौघनाशः । प्रणयरशनया धृतांघ्रिपद्मः स भवति भागवतप्रधान उक्तः ॥५४॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥*

**परस्य विष्णोरीशस्य मायिनामपि मोहिनीम् । मायां वेदितुमिच्छामो भगवंतो ब्रुवंतु नः ॥१॥**

નિમિરાજા પૂછે છે.—'આ જગતને ભગવાનની માયારૂપ સમજે તે ઉત્તમ વૈષ્ણવ કેહેવાય' એમ તમે કહી ગયા તો પરમેશ્વર ભગવાનની માયા કે જે માયાવાળાઓને પણ મોહ કરનારી છે તેને જાણવા અમે ઈ-

---

૧ આથી 'વૈષ્ણવનો સ્વભાવ કેવો હોય' એ પ્રશ્નનો ઉત્તર આપ્યો. ૨ 'કયાં ચિન્હોથી ભગવાનને પ્રિય થાય' એ પ્રશ્નનો ઉત્તર આપે છે. ૩ 'વૈષ્ણવ કેવું આચરણ કરે' એ પ્રશ્નનો ઉત્તર આપેછે.

૧ પ્રશ્નોના ઉત્તરોમાં 'વૈષ્ણવ શું બોલે' એ પ્રશ્નનો ઉત્તર રહી ગયોછે પણ આ પ્રકરણના તોડ ઉપરથી સમજવું કે 'વૈષ્ણવ ભગવાનનાં નામ બોલેછે.' ૨ ઉપર કહેલાં સઘળાં લક્ષણોનો સાર કેહેછે.

* આ ત્રીજા અધ્યાયમાં માયા, માયાને તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ એ ચાર વિષયનાં પ્રશ્નોના ઉત્તર યોગેશ્વરોએ આપ્યા, એ કથા કેહેવામાં આવશે.

ચ્છિયે છિયે માટે માયા એ શું છે તે કહો. હું કે જે સંસારના તાપોથી બહુજ તપેલો મનુષ્ય છું તે, સંસારના તાપના ઔષધરૂપ ભગવાનની કથારૂપી અમૃતથી ભરેલું તમારૂં વચન સાંભળતાં તૃપ્ત થતો નથી.

અંતરિક્ષ નામના ત્રીજા યોગેશ્વર કહેછે.— હે રાજા! પોતાના અંશરૂપ જીવોને ભોગ અને મોક્ષ દેવાસારૂ સર્વના કારણરૂપ ઈશ્વિરે પોતે સ્રજેલાં આ પંચમહાભૂતોમાંથી ઊંચા-નીચા પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં છે એ ભગવાનની માયા છે. એપ્રમાણે જીવોના ઉપકારમાટે પંચભૂતોથી સ્રજેલાં શરીરોમાં અંતર્યામીરૂપથી પેઠેલા ભગવાન્ મનથી અને દશ ઇંદ્રિયોથી વિષયોના વિભાગ કરીને જીવોને તે વિષયો ભોગવાવેછે, એ ભગવાનની માયા છે. અંતર્યામીએ પ્રકાશ કરેલી ઇંદ્રિયોથી વિષયોને ભોગવતો અને આ ઉત્પન્ન થએલા શરીરને પોતારૂપ માનતો જીવ આ શરીરાદિકમાં આસક્તિ પામેછે, એ ભગવાનની માયા છે. કર્મેંદ્રિયોથી વાસનાસહિત કર્મો કરતો અને તે તે કર્મોનાં સુખ-દુઃખરૂપ ફળોને લેતો આ જીવ આ સંસારમાં ભટક્યા કરેછે પણ મુક્ત થતો નથી, એ ભગવાનની માયા છે. આ પ્રમાણે ઘણાં દુઃખ આપનારી કર્મની ગતિઓને પામતો અને પરતંત્ર થએલો જીવ જગતનો પ્રલય થતાંસુધી જન્મ-મરણ પામ્યા કરેછે, એ ભગવાનની માયા છે. પ્રલયનો આરંભ થાય ત્યારે આદિ અને અંતથી રહિત કાળ આ સ્થૂલ-સૂક્ષ્મરૂપ જગતને ઈશ્વિરમાં લઇજવા સારૂ ખેંચેછે, એ ભગવાનની માયા છે. પૃથ્વીમાં સો વર્ષસુધી મહાભયંકર અનાવૃષ્ટિ થશે અને તે સમયમાં વધારે ગરમ થએલો સૂર્ય ત્રણે લોકને તપાવશે, એ ભગવાનની માયા સમજવી. પાતાળથી માંડીને બાળવા લાગેલો, ઊંચી શિખાઓવાળો અને વાયુએ પ્રેરેલો શેષનાગના મુખનો અગ્નિ ચારેકોર વૃદ્ધિ પામશે, એ ભગવાનની માયા સમજવી. પ્રલય કરનારા મેઘનો સમૂહ હાથીની સુંઢ સરખી ધારાઓથી સો વર્ષસુધી વર્ષશે અને બ્રહ્માંડ જળમાં લીન થશે, એ ભગવાનની માયા સમજવી. પછી બ્રહ્માંડરૂપ શરીરવાળા બ્રહ્મા બ્રહ્માંડરૂપ પોતાના શરીરને છોડી દઈ, જેમ કાષ્ઠરહિત થએલો અગ્નિ પોતાના સૂક્ષ્મરૂપમાં પ્રવેશ કરેછે તેમ સૂક્ષ્મ પરબ્રહ્મમાં પ્રવેશ કરશે, એ ભગવાનની માયા સમજવી. પછી પૃથ્વીનો ગંધ વાયુથી હરાતાં પૃથ્વી જળરૂપ થઈ જશે અને જળનો રસ વાયુથી હરાતાં જળ તેંજરૂપ થઈ જશે, એ ભગવાનની માયા સમજવી. પછી પ્રલયકાળના તમથી તેજનું રૂપ હરાઈ જતાં તેજ વાયુમાં લય પામશે અને વાયુનો સ્પર્શ આકાશથી હરાઈ જતાં વાયુ આકાશમાં લય પામશે, એ ભગવાનની માયા સમજવી. પછી આકાશનો શબ્દગુણ કાળથી હરાઇ જતાં આકાશ તામસ અહંકારમાં લય પામશે, એ ભગવાનની માયા સમજવી. ઇંદ્રિયો તથા બુદ્ધિ રાજસ અહંકારમાં, મન તથા ઇંદ્રિયોના દેવતાઓ સાત્વિક અહંકારમાં, અહંકાર પોતાનાં ત્રણ પ્રકારનાં કાર્યોની સાથે મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ પ્રકૃતિમાં લય પામશે, એ ભગવાનની માયા સમજવી. હે રાજા! સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરનારી આ ત્રણ ગુણવાળી ભગવાનની માયાનું અમોએ તમારીપાસે વર્ણન કરી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છોછો.

નિમિરાજા પૂછેછે.— હે મહર્ષિ? શરીરમાં અહંતા ધરાવનારા પુરૂષો, મનને વશ્ય નહિ કરનારાઓથી તરી શકાય નહિ એવી આ ઈશ્વરસંબંધી માયાને જે પ્રકારથી અનાયાસે તરી જાય તે પ્રકાર કહો.

પ્રબુદ્ધ નામના ચોથા યોગેશ્વર કહેછે.—

૧ નિમિરાજા માયાનું વર્ણન સાંભળવાથી ભય પામતાં યોગેશ્વર માયાની નિવૃત્તિનો ઉપાય પૂછવાની તેની ઇચ્છા જાણવા માગેછે.

ઓનું ઉલ્લંઘન કરીને હું કે જે તે ગતિઓથી પર છું તેને પામશો.

*શુકદેવજી કહેછે.—સંસારને હરનારી બુદ્ધિવાળા ભગવાને આ પ્રમાણે આજ્ઞા કરતાં ઉદ્ધવજીએ જોકે પોતે સુખ-દુઃખથી મુક્ત થયા હતા તોપણ ત્યાંથી નીકળવાના સમયમાં હૃદય ભરાઈ આવતાં ભગવાનને પ્રદક્ષિણા કરી તથા ચરણમાં માથું મૂકીને આંસુનાં ટીપાંઓથી ભીજવી દીધા. જેમાં સ્નેહનો ત્યાગ કરવો ઘણો કઠણ છે એવા વિયોગથી બીતા અને તેથીજ ભગવાનનો ત્યાગ નહિ કરી શકતાં વિહ્વલ થએલા ઉદ્ધવજી બહુજ મુંઝાઈ ગયા. પછી ભગવાનેજ કૃપાથી આપેલી પાદુકાઓને માથે ચડાવી બહુજ આગ્રહરૂપ તેમની આજ્ઞાથી તેમને વારંવાર પ્રણામ કરીને ગયા. ( માર્ગમાં જતાં ભગવાનની પ્રભાસયાત્રા સાંભળીને ધીરે ધીરે તેમની પછવાડે ગયા અને ત્યાં કુળનો સંહાર કરીને એકાંતમાં બેઠેલા ભગવાનનાં દર્શન કરી અને તે સમયમાં આવેલા મૈત્રેય ઋષિની સાથે ફરીવાર ભગવાને કૃપાથી ઉપદેશ કરેલું તત્ત્વ સાંભળી તેમની આજ્ઞા લઇને બદરિકાશ્રમમાં ગયા, એવી આ ઠેકાણે તૃતીયસ્કંધમાં કહ્યા પ્રમાણે સંગતિ મેળવી લેવી. ) પછી તે ભગવાનને અંતઃકરણમાં સારી રીતે રાખીને બદરિકાશ્રમમાં ગએલા મહાવૈષ્ણવ ઉદ્ધવજી, જગતના મુખ્ય મિત્ર ભગવાને જેવો ઉપદેશ કર્યો હતો તે પ્રમાણે ધારણા રાખીને ભગવાનની ગતિને પામ્યા. જેમના ચરણને યોગેશ્વરો સેવેછે એવા શ્રીકૃષ્ણ ભગવાને આનંદના સમુદ્રરૂપ ભક્તિમાર્ગની સાથે એક કરીને ઉદ્ધવજીને કહેલા આ જ્ઞાનરૂપી અમૃતને સારી શ્રદ્ધાથી જે પુરૂષ જરાક પણ સેવે તે મુક્ત થાય અને તેના સંગથી સઘળું જગત્ પણ મુક્તિ પામે. વેદને કરનારા જે ભગવાને નિવૃત્તિવાળા પુરૂષોના સંસારને હણવાસારૂ ભ્રમર જેમ પુષ્પમાંથી સાર કાહાડી લે તેમ વેદના સારરૂપ 'જ્ઞાન-વિજ્ઞાન' નામના એક ઉત્તમ અમૃતને કહાડયું અને પ્રવૃત્તિવાળા પુરૂષોના જરા તથા રોગાદિક ભયને મટાડવાસારૂ ભ્રમર જેમ પુષ્પમાંથી સાર કાહાડી લે તેમ સમુદ્રના સારરૂપ 'સુધા' નામના બીજા અમૃતને કાહાડયું અને કાહાડીને એ બન્ને અમૃત પોતાના દાસ લોકોને યોગ્યરીતે પાયાં તે શ્રીકૃષ્ણ નામના આદિપુરૂષોત્તમને હું પ્રણામ કરૂંછું. ૪૯

**भवभयमपहंतुं ज्ञानविज्ञानसारं निगमकृदुपजह्रे भृंगवद्वेदसारम्। अमृतमुदधितश्चाऽपाययद्भृत्यवर्गान् पुरुषमृषभमाद्यं कृष्णसंज्ञं नतोस्मि॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ राजोवाच ॥ *

**ततो महाभागवते उद्धवे निर्गते वनम्। द्वारवत्यां किमकरोद्भगवान् भूतभावनः॥ १॥**

પરીક્ષિત રાજા પૂછેછે.—મહાવૈષ્ણવ ઉદ્ધવજી વનમાં ગયા પછી પ્રાણીઓના નિયંતા શ્રીકૃષ્ણ ભગવાને દ્વારકામાં શું કર્યું? પોતાનું કુળ બ્રાહ્મણોના શાપથી નાશ પામતાં યાદવોમાં ઉત્તમ ભગવાને સર્વ પ્રાણીઓના નેત્રોને પ્યારા પોતાના શરીરનો શી રીતે ત્યાગ કર્યો? સ્ત્રીઓ જે રૂપમાં લાગેલાં પોતાનાં નેત્રોને પાછાં ખેંચી શકતી ન હતી, જે રૂપ કાનના માર્ગથી પેશીને સત્પુરૂષોના હૃદયમાં એવું લાગી જાયછે કે પાછું તેમાંથી નીકળતુંજ નથી, જે રૂપની વર્ણન કરવામાં આવતી શોભા કવિઓની વાણીને ઉલ્લાસ આપેછે ત્યારે તે શોભા કવિઓને માનપાત્ર કરે તેમાં તો શુંજ કહેવું? તથા ભારતના સંગ્રામમાં અર્જુનના રથમાં રહેલા જે રૂપનું દર્શન કરવાથી યોદ્ધાઓ સારૂપ્ય મુક્તિને

*આ ત્રીશમા અધ્યાયમાં પ્રથમ કહેલા મુસલસંબંધી શાપના મિષથી પોતાના ધામમાં જવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાના કુલનો સંહાર કર્યો, એ કથા કહેવામાં આવશે.

પામી ગયાછે તે રૂપનો ભગવાને કેવી રીતે ત્યાગ કર્યો?

શુકદેવજી કેહેછે.—ભગવાને સ્વર્ગમાં સૂર્યને કુંડાળાં થવા આદિ, પૃથ્વીમાં ભૂકંપાદિક અને અંતરીક્ષમાં દિશાઓનો દાહ થવા આદિ મોટા ઉત્પાતો ઉઠેલા જોઇને સુધર્મા સભામાં બેઠેલા યાદવોને નીચેપ્રમાણે કહ્યું.

ભગવાન્ કેહેછે.—હે મોટા યાદવો! દ્વારકામાં મૃત્યુની સૂચના આપનારા આ ભયંકર મોટા ઉત્પાત ઉઠેછે માટે આપણે બેઘડીવાર પણ અહીં રેહેવું યોગ્ય નથી. સ્ત્રીઓ, બાલકો અને વૃદ્ધોએ અહીંથી શંખોદ્ધાર (બેટ) માં જવું અને આપણે પ્રભાસમાં જઇશું કે જ્યાં પશ્ચિમવાહિની સરસ્વતી છે. ત્યાં નાહી, ઉપવાસ કરી, પવિત્ર થઈ, સાવધાનપણાથી સ્નાન, લેપન અને અર્ઘ્યાદિકથી દેવતાઓનું પૂજન કરશું. આપણે બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવીને તે ભાગ્યશાળી બ્રાહ્મણોને ગાય, પૃથ્વી, સુવર્ણ, વસ્ત્ર, હાથી, ઘોડા, રથ અને ઘરનાં દાન આપીને પૂજશું. આ વિધિ અશુભને મટાડનાર અને ઉત્તમ કલ્યાણ આપે એવો છે. દેવ, બ્રાહ્મણ અને ગાયોની પૂજા પ્રાણીઓને ઉત્તમ[1] સ્થિતિ આપેછે. સર્વ મોટા યાદવોએ એ પ્રમાણે ભગવાનનું વચન સાંભળી તેમ કરવાની હા પાડી અને વાહાણોથી સમુદ્રને ઉતરી પછી રથોમાં બેશીને પ્રભાસમાં ગયા. યાદવોના દેવ ભગવાને જેમ કહ્યું હતું તેપ્રમાણે યાદવોએ પરમ ભક્તિથી પ્રભાસમાં સઘળું કર્યું અને તે ઉપરાંત પણ સઘળાં કલ્યાણનાં સાધનો કર્યાં. પછી જેઓની બુદ્ધિને ભાવીએ ભ્રષ્ટ કરી નાખી હતી એવા યાદવોએ એ પ્રભાસ જેવા પવિત્ર ક્ષેત્રમાં મૈરેયક નામની મીઠા રસવાળી ભારે મદિરા પીધી કે જેના રસથી બુદ્ધિ ભ્રષ્ટ થાયછે. ભગવાનની માયાથી મોહ પામેલા, મદિરા પીવાથી મત્ત થએલા અને મોટું અભિમાન ધરાવનારા વીર યાદવોને પરસ્પરમાં ભારે કજીઓ ઉઠયો. ક્રોધના ભારે વેગમાં આવેલા અને શસ્ત્ર ધરનારા યાદવો સમુદ્રને કાંઠે ધનુષ, તરવાર, ભાલા, ગદા, તોમર અને ઋષ્ટિઓથી યુદ્ધ કરવા લાગ્યા. જેઓની પતાકાઓ ફરકતી હતી એવા રથ, હાથી આદિ, ગધેડાં, ઊંટ, બળદ, માણસો અને ખચરોથી સામસામા ભેટીને એ દુષ્ટ મદવાળા યાદવો, હાથીઓ જેમ વનમાં દાંતોથી પરસ્પરને મારે તેમ પ્રભાસમાં બાણોથી પરસ્પરને મારવા લાગ્યા. પ્રદ્યુમ્ન અને સાંબ, અક્રૂર અને કૃતવર્મા, અનિરૂદ્ધ અને સાત્યકી, સુભદ્ર અને સંગ્રામજિત્, શ્રીકૃષ્ણનો ગદ નામનો એક ભાઇ અને બીજો તેજ નામનો તેમનો પુત્ર, તથા સુમિત્ર અને અસુરથ, એ અત્યંત દારૂણ સ્વભાવવાળા અને મત્સરથી વ્યાપ્ત થએલા બબે જણ પરસ્પરની સાથે યુદ્ધ કરવા લાગ્યા. બીજા પણ નિશઠ, ઉલ્મુક, સહસ્રજિત્, શતજિત્ અને ભાનુ આદિ યાદવો કે જેઓને ભગવાને મોહ ઉપજાવ્યો હતો તેઓ મદિરાના મદથી આંધળા થઇને સામસામા ભેટીને એકબીજાને હણવા લાગ્યા. દાશાર્હ, વૃષ્ણિ, અંધક, ભોજ, સાત્વત, મધુ, વિસર્જન, કકુર અને કુંતિકુલના તથા અર્બુદ, માથુર અને શૂરસેન દેશના યાદવો સંબંધ છોડી દઇને પરસ્પરના પ્રાણ લેવા લાગ્યા. પુત્રો પિતાઓની સાથે, ભાઇઓ ભાઇઓની સાથે, ભાણેજો મામાઓની સાથે, મામાઓ ભાણેજોની સાથે, દૌહિત્રો માતામહોની સાથે, ભત્રીજા કાકાઓની સાથે, મિત્રો મિત્રોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. એવી રીતે મૂઢ બનેલા એ જ્ઞાતિઓ જ્ઞાતિઓનેજ મારવા લાગ્યા. બાણો ખુટી જતાં, ધનુષો ભાંગી જતાં અને શસ્ત્રો ક્ષય પામતાં તેઓ મુઠીઓથી સમુદ્રને કાંઠે ઉગેલી પાનોને ઉપાડવા લાગ્યા. મુઠીઓથી ધારણ કરેલી પાનો વજ્ર જેવી લોઢાની ભો-

૧ ઉત્તમ સ્થિતિ આપેછે એમ કેહેવાથી દેવલોકની પ્રાપ્તિ થવાની ગૂઢ સૂચના કરીછે.

ગળો થઇ પડી. એ પાનોથી તેઓ શત્રુઓને મારવા લાગ્યા અને શ્રીકૃષ્ણે વારવા માંડ્યા તો તેઓ શ્રીકૃષ્ણને પણ પ્રહાર દેવા લાગ્યા. હે રાજા! મોહ પામેલા એ યાદવો શ્રીકૃષ્ણ તથા બલભદ્રને પણ શત્રુ માનીને તેઓને મારવાનેમાટે શસ્ત્રો લઇને આવ્યા. પછી ક્રોધ પામેલા એ બે ભાઇઓ પણ મુઠીઓમાં ભોગળરૂપ થઈ ગએલી પાનોને ઉગામીને ફરવા લાગ્યા અને યુદ્ધમાં યાદવોને મારવા લાગ્યા. હે રાજા! બ્રાહ્મણોના શાપથી મોહ પામેલા અને ભગવાનની માયાથી ઘેરાઈ ગએલા એ યાદવોના પરસ્પરની સ્પર્દ્ધાથી થએલા ક્રોધે, વાંસથી થએલો અગ્નિ જેમ વનનો ક્ષય કરી નાખે તેમ સર્વનો ક્ષય કરી નાખ્યો. એપ્રમાણે પોતાના સઘળા યાદવલોકો નાશ પામતાં અવશેષ રહેલા શ્રીકૃષ્ણે 'હવે પૃથ્વીનો ભાર ઉતર્યો' એમ માન્યું. બલભદ્રે સમુદ્રને કાંઠે પરમાત્માના ધ્યાનરૂપ યોગ કરી પોતાના સ્વરૂપને પરબ્રહ્મમાં જોડી દઇને મનુષ્યદેહનો ત્યાગ કર્યો. બલભદ્રનું મરણ થએલું જોઇ દેવકીનાપુત્ર ભગવાન્ પીપળાની પાસે આવીને ગુપચુપ પૃથ્વીપર બેઠા. એ સમયમાં અત્યંત શોભતું મહામંગલમય ચતુર્ભુજરૂપ ધર્યું હતું. ધુમાડા વગરના અગ્નિની પેઠે પોતાની કાંતિથી દિશાઓને અંધકાર રહિત કરતા હતા. શ્રીવત્સનું ચિન્હ શોભી રહ્યું હતું. વર્ણ મેઘના જેવો શ્યામ હતો. તેજ તપાવેલા સોનાના સરખું હતું. બે રેશમી વસ્ત્ર ધર્યાં હતાં. મંદહાસ્યવાળું મુખારવિંદ શ્યામ કેશોથી દીપી રહ્યું હતું. નેત્ર કમળની પેઠે સુંદર હતાં. મકરાકૃતિ કુંડલ ચળકતાં હતાં. કટિમેખળા, જનોઇ, કિરીટ, કડાં, બાજુબંધ, હાર, ઝાંઝર, વીંટીઓ અને કૌસ્તુભમણિથી શોભી રહ્યા હતા. વનમાળાથી અંગ વીંટાએલું હતું. પોતાનાં ચક્રાદિક આયુધો દેહ ધરીને વીંટી ઉભાં હતાં. જમણા સાથળ ઉપર કમળ સરખો રાતો ડાબો પગ ચડાવીને બીરાજ્યા હતા. એ સમયમાં 'જરા' નામનો પારાધી કે જેણે મુસલમાંથી અવશેષ રહેલી લોઢાની કટકીથી બાણ બનાવ્યું હતું તેણે મૃગના મોઢા સરખા આકારવાળા ભગવાનના ચરણને ભૂલથી મૃગ સમજીને તેને બાણથી વીંધી નાખ્યું. પછી તેમને ચાર ભુજાવાળા પુરૂષ જોઇને ભય પામેલો એ અપરાધી પારાધી તુરત પોતાના મસ્તકવતે ભગવાનના પગમાં પડ્યો અને બોલ્યો કે "હે શ્રીકૃષ્ણ! હે ઉત્તમ કીર્તિવાળા! હે નિર્દોષ! હું કે જે પાપી છું તેણે અજાણતાં આ કામ કર્યું છે માટે આ નીચ ઉપર આપે ક્ષમા કરવી જોઇએ. હે વિષ્ણુ! હે પ્રભુ! જેમનું સ્મરણ મનુષ્યોના અજ્ઞાનરૂપી અંધારાને નાશ કરનાર કેહેવાયછે તે આપનો મેં અપરાધ કર્યો. માટે હે પ્રભુ! હું કે જે પાપી પારાધી છું તેને તુરત મારી નાખો કે જેથી હું ફરીવાર આ પ્રમાણે મહાત્માનો અપરાધ ન કરૂં. આપ જોકે આ કામ બ્રાહ્મણોના શાપથી થએલું માનતા હશો તોપણ જેની માયાએ કરેલી રચનાને બ્રહ્મા, રૂદ્રાદિક બ્રહ્માના પુત્રો અને વાણીના અધ્યક્ષો પણ જાણતા નથી તેમને બ્રાહ્મણોનો શાપ લાગવાનું આપની માયાથી અંધ બનેલા અમો પાપી લોકોથી કેમજ કેહેવાય? માટે તે વાત ગમે તેમ હોય પણ મને તો તુરત મારી નાખો.

ભગવાન્ કેહેછે.—હે જરા! તું ભય રાખ્ય મા. ઉઠ. આ કામ મારી ઇચ્છાથીજ તારા હાથથી થયું છે. હવે તું મારી આજ્ઞાથી પુણ્યવાનોના સ્થાનકરૂપ સ્વર્ગમાં જા.

શુકદેવજી કેહેછે.—શ્રીકૃષ્ણ કે જેને પોતાની શુદ્ધ સત્વમય મૂર્તિને પ્રથમથીજ અંતર્હિત કરીને પોતાની ઇચ્છાથી તેના જેવુંજ બીજું શરીર ધરી લીધું હતું અર્થાત્ જેણે બીજા શરીરમાંજ બાણ વાગવાનું અનુકરણ કર્યું તેમણે એપ્રમાણે આજ્ઞા કરતાં તે પારાધી ભગવાનને ત્રણ પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરીને વિમાનમાં બેશી સ્વર્ગમાં ગયો. ભગ-

વાનના પત્તાને શોધતો દારૂક સારથિ વાયુમાં તુલસીનો સુગંધ આવવા ઉપરથી શોધી કાહાડીને તે સુગંધની સામે ગયો. ત્યાં પ્રદીપ્ત કાંતિવાળાં આયુધોથી વીંટાએલા અને પીપળાના મૂળને અડીને બેઠેલા પોતાના સ્વામીને જોઇ સ્નેહથી વ્યાપ્ત થએલો અને જેનાં નેત્રમાં આંસુ આવી ગયાં એવો દારૂક રથમાંથી ઉતરી પડીને ભગવાનના ચરણમાં પડ્યો અને બોલ્યો કે–"હે પ્રભુ! આપનું ચરણારવિંદ જોવામાં નહિ આવતાં, જેમ રાત્રિમાં ચંદ્રમા અસ્ત થતાં દૃષ્ટિ અંધારાથી વ્યાપ્ત થઇને ફુટીગયા જેવી થઇ જાય તેમ મારી દૃષ્ટિ અંધારાથી વ્યાપ્ત થઇ ગઇ ને ફુટી ગયા જેવી થઇ ગઇછે. કોઇ દિશા જાણવામાં આવતી નથી અને કોઇ પ્રકારે શાંતિ મળતી નથી." હે મોટા રાજા! આ પ્રમાણે દારૂક સારથિ બોલતો હતો તેટલી વારમાંજ ગરૂડના ચિન્હવાળો ભગવાનનો રથ, દારૂક સારથિ જોઇ રેહેતાં ઘોડા અને ધ્વજ-સહિત આકાશમાં ઉડી ગયો. તે રથની પછવાડે વિષ્ણુનાં દિવ્ય આયુધો પણ જતાં રહ્યાં. આ જોઇ અત્યંત વિસ્મય પામેલા સારથિને ભગવાને કહ્યું કે–"હે સારથિ! તું દ્વારકામાં જા. જ્ઞાતિઓના પરસ્પરના હાથથી મરણની, બલભદ્રનું નિર્યાણ થવાની અને મારી આ દશાની સંબંધીઓની પાસે વાત કરજે અને તેઓને મારી વતી કેહે જે કે– તમોએ તથા તમારાં બંધુઓએ દ્વારકામાં રેહેવું નહિ. મેં છોડી દીધેલી દ્વારકાને સમુદ્ર બોળી દેશે માટે તમો સઘળા, પોતપોતાના પરિવારાદિકને તથા અમારાં *માબાપને લઇને અર્જુનના રક્ષણ તળે ઇંદ્રપ્રસ્થમાં જજો. હે સારથિ! તું મારા ધર્મોનો આશ્રય રાખીને આ સઘળી મારી માયાની રચના છે એમ જાણી જ્ઞાનમાં નિષ્ઠા અને બીજામાં ઉપેક્ષા રાખતાં શાંતિ પામ. વૃથા શોક કરવો છોડી દે." આ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં યદુકુલના નાશથી મનમાં કચવાતો દારૂક સારથિ, ભગવાનને વારંવાર પ્રદક્ષિણા તથા પ્રણામ કરી અને ભગવાનના ચરણ પોતાના મસ્તકપર મૂકીને પછી દ્વારકામાં ગયો. ૫૦

**इत्युक्तस्तं परिक्रम्य नमस्कृत्य पुनः पुनः।**
**तत्पादौ शीर्ष्ण्युपाधाय दुर्मनाः प्रययौ पुरिम्।**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**अथ तत्रागमद्ब्रह्मा भवान्या च समं भवः।**
**महेंद्रप्रमुखा देवा मनुयः सप्रजेश्वराः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.–પછી ભગવાનનું નિર્યાણ જોવાસારૂ બ્રહ્મા, પાર્વતીસહિત સદાશિવ, ઇંદ્રાદિક દેવતાઓ, મુનિઓ, પ્રજાપતિઓ, પિતૃ, સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, ચારણ, યક્ષ, રાક્ષસ, કિન્નર, અપ્સરાઓ અને મૈત્રેયાદિક બ્રાહ્મણો મોટા ઉત્સાહથી ત્યાં આવ્યા. હે રાજા! ભગવાનનાં જન્મ અને કર્મોનું ગાયન કરતા, વર્ણન કરતા, વિમાનોની પંક્તિઓથી આકાશમાં સાંકડ કરી મેલતા અને પરમ ભક્તિવાળા એ લોકો ફુલની વૃષ્ટિ કરવા લાગ્યા. ભગવાન્, બ્રહ્માને અને પોતાની વિભૂતિરૂપ દેવતાઓને જોઇ અને પોતાને પોતપોતાના લોકમાં તેડીજવાસારૂ તેઓ આવેલા છે એમ જાણી ચાતુરીથી તે સઘળાઓને છેતરવાસારૂ જાણે સમાધિ કરતા હોય તેમ પોતાનાં કમળસરખાં નેત્ર વીચીગયા. પછી સ્વચ્છંદ મૃત્યુવાળા બીજા યોગીઓ જેમ અગ્નિની ધારણાથી પોતાના દેહને બાળીને પરલોકમાં જાયછે તેમ ભગવાને કર્યું નહિ

---

* આ એકત્રીશમા અધ્યાયમાં ભગવાન્ અહિંથી સ્વધામમાં પધાર્યા અને તે પછી વસુદેવાદિક પણ પ્રીતિનેલીધે તેમની પછવાડેજ ગયા, એ કથા કેહેવામાં આવશે.

પણ એનાએ શરીરથીજ પોતાના ધામરૂપ વૈકુંઠ લોકમાં પધાર્યા. કારણ કે એ શરીરને યોગધારણાથી બાળી નાખત તો તેમાં રહેલું જગત્ પણ બળીજાત અને તે શરીરનું ધ્યાન તથા ધારણા કરનારા ઉપાસક લોકોને પાછું તે શરીરનું સાક્ષાત્ દર્શન અને ફળની પ્રાપ્તિ થાત નહિ. તે સમયમાં ભગવાન્ અમારા લોકમાંજ પધારશે એવા સંભ્રમથી દેવલોકમાં મોટો ઉત્સવ થયો. સ્વર્ગમાં દુંદુભિ વાગ્યાં અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિઓ પડી. પૃથ્વીમાંથી સત્ય, ધર્મ, ધીરજ, કીર્તિ અને લક્ષ્મી પણ ભગવાનની પછવાડેજ ગયાં. જેઓમાં બ્રહ્મા મુખ્ય છે એવા દેવાદિક લોકો ‘શ્રીકૃષ્ણ અંતર્હિત થઇને ક્યાં ગયા’ એવો તર્ક કરવા લાગ્યા તોપણ શ્રીકૃષ્ણની ગતિ કોઇના જાણવામાં નહિ આવવાથી તેમને સ્વધામમાં પધારતાં દીઠા નહિ. વળી કોઈ કોઈ સ્થલમાં દીઠા પણ ખરા, તેથી સર્વે અત્યંત વિસ્મય પામ્યા. જેમ વાદળાંઓના મંડલને છોડી આકાશમાં જતી વીજળીની ગતિ મનુષ્યોના જોવામાં આવતી નથી પણ દેવતાઓનાજ જોવામાં આવેછે તેમ પૃથ્વીના મંડલને છોડી સ્વધામમાં પધારતા શ્રીકૃષ્ણની ગતિ દેવતાઓના જોવામાં આવી નહિ, પણ ભગવાનના પાર્ષદોનાજ જોવામાં આવી. ભગવાનની એ યોગગતિને જોઈ વિસ્મય પામેલા અને તે ગતિની પ્રશંસા કરતા બ્રહ્મા અને રૂદ્ર આદિ લોકો પોતપોતાના લોકમાં ગયા. હે પરીક્ષિત રાજા! જેમ નટ પોતે નિર્વિકાર રહીનેજ અનેક જન્માદિકનું અનુકરણ કરેછે તેમ ભગવાન્ પણ યાદવાદિકમાં આવિર્ભાવ અને તિરોભાવ કરેછે તે કેવળ માયાથી અનુકરણમાત્રજ છે એમ જાણજો. ભગવાનને કશો વિકાર પ્રાપ્ત થતો નથી. પ્રાણીઓમાં જન્મ ધરવા આદિની શંકા તો એક કોર પણ ભગવાન્ તો જગતની સૃષ્ટિ અને પ્રલયાદિકમાં પણ નિર્વિકારજ રહેછે. ભગવાન્ પોતેજ આ જગતને સજી, તેમાં અંતર્યામીપણાથી પ્રવેશ કરી અને અંતે જગતનો સંહાર કરીને પોતાના મહિમાનેલીધે ઉપરામવાળાજ રહેછે. આ વિષયમાં ઉલટી કલ્પના કરવી નહિ; કેમકે આજ અવતારમાં તેમનો સર્વોત્તમ પ્રભાવ જોવામાં આવ્યો છે. યમરાજાએ પોતાના લોકમાં લીધેલા ગુરૂના પુત્રને જે ભગવાને એનાએ શરીરથી પાછો આણ્યો હતો, બ્રહ્માસ્ત્રથી બળી ગએલા તમને પણ જીવાડ્યા હતા, બાણાસુરના સંગ્રામમાં કાળના પણ કાળરૂપ સદાશિવને જીતી લીધા હતા અને પારાધીને એનાએજ શરીરથી સ્વર્ગમાં મોકલ્યો હતો; એ શરણાગતોનું રક્ષણ કરનાર ભગવાન્ પોતાના દેહનું રક્ષણ કરવામાં શું અસમર્થ હતા? નજ હતા. “સમર્થ હતા ત્યારે કેટલાક કાળ સુધી પોતાના એજ દેહથી ભૂલોકમાંજ કેમ ન રહ્યા?” એવી શંકા રાખવી નહિ. કેમ કે જોકે ઉપર કહ્યા પ્રમાણે ભગવાન્ સર્વ શક્તિઓને ધારણ કરનાર અને સઘળા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવામાં સ્વતંત્ર કારણરૂપ છે તોપણ યાદવપણાનું અનુકરણ કરવાનેસારૂ તેમણે પોતાનું શરીર અહિં અવશેષ રાખવાની ઈચ્છા કરી નહિ. તેમજ “મનુષ્યશરીર ઘણાકાળ સુધી અવિચલ રાખીને શું કરવાનું છે? કશું પ્રયોજન નથી,” એમ સમજાવી આત્મનિષ્ઠ પુરૂષોને દિવ્યગતિ દેખાડવાસારૂ પણ તેમણે પોતાનું શરીર અહીં અવશેષ રાખવાની ઇચ્છા કરી નહિ. ‘જો હું મારૂં શરીર અહીં અવિચલ રાખીશ તો આત્મનિષ્ઠ પુરૂષ પણ દિવ્યગતિનો અનાદર કરીને દેહને અવિચલ રાખતાં અહીંજ રમણ કરવાનું યત્ન કરશે તો તે ઘણું અયોગ્ય થશે’ એવા વિચારથી ભગવાને પોતાનું શરીર અહીં રાખ્યું નહિ. જે પુરૂષ પ્રાતઃકાલમાં ઉઠીને સાવધાનપણાથી ભક્તિપૂર્વક આ ભગવાનની ઉત્તમ ગતિનું કીર્તન કરેછે તે પુરૂષ તેજ સર્વોત્તમ ગતિને

પામેછે. [1]શ્રીકૃષ્ણેથી નોખો પડેલો દારૂક સારથિ દ્વારકામાં આવ્યો અને ત્યાં તેણે વસુદેવ તથા ઉગ્રસેનના પગમાં પડીને આંસુથી ભીજાવી દીધા. હે રાજા! પછી યાદવોના મરણની સર્વે વાત કહી સંભળાવી. આ વાત સાંભળી ઉદ્વેગ પામેલા, શોકથી વ્યાપ્ત થએલા, ભગવાનના વિયોગથી વિહ્વલ અને મોહોડાં કુટતાં સર્વે લોકો જે સ્થળમાં મરણ પામેલા યાદવો સુતા હતા તે સ્થળમાં તુરત ગયા. ભગવાનના વિરહથી આતુર થએલાં દેવકી, રોહિણી, અને વસુદેવ તો પોતાના પુત્ર શ્રીકૃષ્ણ બલભદ્રને નહિ દેખતાં શોકથી પીડા પામીને મૂર્છા પામ્યાં અને મૂર્છિત થઇને તેઓએ પ્રાણ પણ છોડી દીધા. હે રાજા! સ્ત્રીઓ પોતપોતાના પતિઓનાં શબોનું આલિંગન કરીને ચિતાઓમાં પડી. બલભદ્રની સ્ત્રીઓએ બલભદ્રના દેહનું આલિંગન કરીને, વસુદેવની સ્ત્રીઓએ વસુદેવના દેહનું આલિંગન કરીને અને ભગવાનના પુત્રોની સ્ત્રીઓએ પ્રદ્યુમ્નાદિક પોતપોતાના પતિઓનાં શરીરોનું આલિંગન કરીને અગ્નિમાં પ્રવેશ કર્યો. રૂક્મિણી આદિ ભગવાનની સ્ત્રીઓ કે જેઓનાં ચિત્ત ભગવાનમાંજ હતાં તેઓએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો. પોતાના પ્રિયમિત્ર શ્રીકૃષ્ણના વિરહથી આતુર થએલા અર્જુને ભારતના યુદ્ધમાં ભગવાને કહેલાં ગીતાનાં વચનો સંભારીને પોતાના ચિત્તને શાંત કર્યું. અર્જુને મરણ પામેલા અને જેઓના વંશ નાશ પામ્યા હતા એવા બંધુઓનું પિંડોદકાદિક, શાસ્ત્રરીતિપ્રમાણે અનુક્રમથી કરાવ્યું. હે મોટા રાજા! ભગવાને છોડી દીધેલી દ્વારકાને સમુદ્રે એક ભગવાનનું સુંદર મંદિર છોડી દેઇને ક્ષણમાત્રમાં બોળી દીધી. સ્મરણમાત્રથી સઘળાં પાપને હરનાર અને સઘળાં મંગળોમાં પણ ઉત્તમ મંગળરૂપ એ મંદિરમાં શ્રીકૃષ્ણ ભગવાન્ નિરંતર સન્નિહિત રહ્યાછે. સ્ત્રીઓ, બાલક, વૃદ્ધ અને જેઓ મરણ પામતાં અવશેષ રહ્યાં હતાં તેઓને અર્જુને ઇંદ્રપ્રસ્થમાં લઇ જઇને ત્યાં વજ્રનાભનો રાજ્યાભિષેક કર્યો. હે રાજા! તમારા દાદા પાંડવો અર્જુનના કેહેવાથી સંબંધીઓનો વધ થયાનું સાંભળી તમારો રાજ્યાભિષેક કરીને તે સર્વે મોટા માર્ગમાં ગયા. જે મનુષ્ય દેવતાઓના પણ દેવ શ્રીકૃષ્ણ ભગવાનનાં આ જન્મ અને કર્મોનું શ્રદ્ધાથી કીર્તન કરે તે મનુષ્ય સઘળાં પાપોથી છૂટેછે. આ પ્રમાણે આ ગ્રંથમાં અને બીજા ગ્રંથોમાં પણ કહેલાં વિષ્ણુ ભગવાનનાં મહા મંગલરૂપ સુંદર અવતારનાં પરાક્રમો અને બાલચરિત્રોનું જે માણસ કીર્તન કરે તે માણસ પરમહંસોની ગતિરૂપ ભગવત્સ્વરૂપમાં ઉત્તમ ભક્તિ પામે.

**इत्थं हरेर्भगवतो रुचिरावतारवीर्याणि बालचरितानि च शंतमानि। अन्यत्र चेह च श्रुतानि गृणन् मनुष्यो भक्तिं परां परमहंसगतौ लभेत ॥ २८ ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

[1] ભગવાને સ્વધામમાં પધારતાં વસુદેવાદિકને પણ તે ધામની પ્રાપ્તિ થવાનેસારૂ જે ઉપાય ધાર્યો હતો તે હવે કેહેવામાં આવશે.

## एकादशस्कंध समाप्त.

श्रीमद्-

# भागवतभाषांतर.

## द्वादशस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



द्वादशस्कंध सूर्यनारायण चि. प्रे. मुं.

# श्रीमद्-
# भागवतभाषांतर.

## ॥ अथ द्वादशस्कंधप्रारंभः ॥

### ॥ राजोवाच ॥*

**स्वधामानुगते कृष्णे यदुवंशविभूषणे । कस्य वंशोऽभवत्पृथ्व्यामेतदाचक्ष्व मे मुने ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછે છે.– હે મુનિ! યદુવંશના આભૂષણરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વધામમાં પધારી ગયા પછી પૃથ્વીમાં કોનો વંશ ચાલ્યો? તે મને કહો.

શુકદેવજી કેહેછે.– આગળ ( નવમસ્કંધમાં ) ચંદ્રવંશની શાખામાં જરાસંધનો વંશ કહ્યોછે તેમાં જરાસંધના દીકરા સહદેવ પછી માર્જારિથી તે રિપુંજય સુધીના વીશ ભવિષ્ય રાજાઓનાં નામ આપ્યાં છે. એઓમાં છેલ્લા રિપુંજય અથવા પુરંજયનો શુનક નામનો મંત્રી પોતાના સ્વામીને મારી નાખીને પ્રદ્યોત નામના પોતાના પુત્રને રાજા કરશે. પ્રદ્યોતનો પાલક, તેનો વિશાખયૂપ, તેનો રાજક અને તેનો નંદિવર્દ્ધન નામનો પુત્ર થશે. એ 'પ્રદ્યોતન' એવા નામથી કેહેવાતા પાંચ રાજાઓ એક સો અને આડત્રીશ વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. પછી શિશુનાગ નામનો રાજા થશે. શિશુનાગનો કાકવર્ણ, તેનો ક્ષેમધર્મા, તેનો ક્ષેત્રજ્ઞ, તેનો વિધિસાર, તેનો અજાતશત્રુ, તેનો દર્ભક, તેનો અજય, તેનો નંદિવર્દ્ધન, અને તેનો મહાનંદિ નામનો પુત્ર થશે. 'શિશુનાગ' એવા નામથી કેહેવાતા આ દશ રાજાઓ કલિયુગમાં ત્રણ સો ને સાઠ વર્ષસુધી પૃથ્વીનું રાજ્ય કરશે. હે પરીક્ષિત! પછી ઉપર કહેલા મહાનંદીનો દીકરો નંદ નામનો કોઇ રાજા થશે તે મહાપદ્મ ધનનો પતિ અને ક્ષત્રિયોનો વિનાશ કરનાર થશે. એ રાજાથી ઘણું કરીને શૂદ્ર સરખા અને અધર્મી રાજાઓ થશે. બીજા પરશુરામ જેવો અને જેની આજ્ઞાનું કોઇ ઉલ્લંઘન નહિ કરે એવો એ મહાપદ્મ નામથી પણ ઓળખાતો નંદ રાજા પૃથ્વીમાં એકછત્ર રાજ્ય કરશે. ( ચક્રવર્ત્તી થશે. ) એ નંદના સુમાલ્યઆદિ આઠ પુત્રો થશે. એ રાજાઓ સો વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. એ નવે પ્રખ્યાત રાજાઓને કોઇ ચાણક્ય નામનો બ્રાહ્મણ ઉખેડી નાખશે. એઓનો અભાવ થતાં 'મૌર્ય' નામથી ઓળખાતા રાજાઓ પૃથ્વીનું રાજ્ય કરશે. ચાણક્ય બ્રાહ્મણજ મૌર્યોમાં પહેલા પુરૂષ ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક કરશે. ચંદ્રગુપ્તનો વારિસાર, તેનો અશોકવર્દ્ધન, તેનો સુયશા, તેનો સંગત, તેનો શાલિશૂક, તેનો સોમશર્મા, તેનો શતધન્વા અને તેનો બૃહદ્રથ નામે પુત્ર થશે. એ 'મૌર્ય' નામથી કેહેવાતા દશ[1] રાજાઓ એક સો અને સાડત્રીશ વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. પછી મૌર્યવંશના છેલ્લા બૃહદ્રથનો સેનાપતિ પુષ્પ-

---

* આ પેહેલા અધ્યાયમાં કલિયુગના પ્રભાવનેલીધે વર્ણસંસ્કારાદિકથી મેલો થએલો, મગધ દેશના રાજા જરાસંધનો વંશ કેહેવામાં આવશે.

[1] ચંદ્રગુપ્તથી તે બૃહદ્રથસુધી ગણતાં નવ થાયછે માટે વિષ્ણુપુરાણમાં કહ્યાપ્રમાણે એક દશરથને તેઓમાં ઉમેરવો.

મિત્ર પોતાના સ્વામીને મારી નાખીને પોતે રાજ્ય કરશે. એ પુષ્પમિત્રનો અગ્નિમિત્ર, તેનો સુજ્યેષ્ઠ, તેનો વસુમિત્ર, તેનો ભદ્રક, તેનો પુલિંદ, તેનો ઘોષ, તેનો વજ્રમિત્ર, તેનો ભાગવત અને તેનો દેવભૂતિ નામે પુત્ર થશે. એ 'શૃંગ' એવા નામથી ઓળખાતા દશ રાજાઓ એક સો અને બાર વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. પછી થોડા ગુણવાળી આ પૃથ્વી 'કાણ્વ' એવા નામથી ઓળખાતા રાજાઓના હાથમાં જશે. શૃંગવંશના પરસ્ત્રીમાં લંપટ છેલ્લા દેવભૂતિ નામના રાજાને મારી નાખી તેનો કણ્વ જાતનો મોટી બુદ્ધિવાળો વસુદેવ નામનો મંત્રી પોતે રાજ્ય કરશે. એ વસુદેવનો ભૂમિત્ર, તેનો નારાયણ, અને તેનો સુશર્મા નામે પુત્ર થશે. કણ્વવંશના એ ચાર રાજાઓ કલિયુગમાં ત્રણ સો ને પીસતાલીસ વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. પછી કણ્વવંશના છેલ્લા સુશર્માને મારી નાખી અંધ્રજાતનો એક તેનો ચાકર 'બલિ' નામનો દુષ્ટ શૂદ્ર કેટલાક કાલસુધી પૃથ્વીને ભોગવશે. પછી કૃષ્ણ નામનો એ બલિનો ભાઇ રાજા થશે. એ કૃષ્ણનો શ્રીશાંતકર્ણ, તેનો પૌર્ણમાસ, તેનો લંબોદર, તેનો વિકળ, તેનો મેઘસ્વાતિ, તેનો અટમાન, તેનો અનિષ્ટકર્મા, (બીજું નામ હાલેય) તેનો તલક, તેનો પુરીષભીરૂ, તેનો સુનંદનૂ, તેનો ચકોર, તેના વંશમાં નવમો શિવસ્વાતિ, તેનો ગોમંતી, તેનો પુરીમાન્, તેનો ભેદશિરા, તેનો શિવસ્કંદ, તેનો યજ્ઞશ્રી, તેનો બિજય, તેનો ચંદ્રવિજ્ઞ અને તેનો સલોમધિ નામે પુત્ર થશે. એ બલિથી તે સલોમધિ સુધીના ત્રીશ રાજાઓ ચાર સો ને છપન વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. પછી અવભૂતિ નામની નગરીમાં સાત આભીર જાતના રાજાઓ થશે તે પછી 'ગર્દભિ' એવા નામથી ઓળખાતા બીજા દશ રાજાઓ થશે. તે પછી કંક જાતના સોળ રાજાઓ થશે. તે પછી આઠ યવન જાતના રાજાઓ થશે. તે પછી ચૌદ પુષ્કસ જાતના રાજાઓ થશે. તે પછી દશ ગુરૂંડ જાતના રાજાઓ થશે. એ વિષયોમાં અત્યંત લંપટ પાંસઠ રાજાઓ એક હજાર ને નવાણુ વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. પછી અગીઆર મૌન જાતના રાજાઓ થશે. તેઓ ત્રણ સો વર્ષસુધી પૃથ્વીને ભોગવશે. એ મૌન રાજાઓ મરીગયા પછી કિલકિલા નામની નગરીમાં ભૂતનંદ નામનો રાજા થશે. ભૂતનંદ પછી વંગિરી, તે પછી વંગિરિનો ભાઇ શિશુનંદ, તે પછી યશોનંદિ અને તે પછી પ્રવીરક નામનો રાજા થશે. એઓ એક સો ને છ વર્ષસુધી રાજ્ય કરશે. પછી એ ભૂતનંદાદિકના 'બાલ્હિક' નામથી ઓળખાતા તેર પુત્રો રાજ્ય કરશે. પછી પુષ્પમિત્ર નામનો બીજો રાજા થશે. અને તે પછી એ પુષ્પમિત્રનો દીકરો દુર્મિત્ર રાજ્ય કરશે. પછી ઉપર કહેલા બાલ્હિકોમાંથીજ સાત અંધ્રદેશના રાજા, સાત કોસલ દેશના રાજા, વૈદૂર દેશના રાજા અને નિષધ દેશના રાજાઓ થશે. એ તે તે દેશનાં નામ ઉપરથી પ્રખ્યાત થએલા રાજાઓ એક સમયમાંજ નોખનોખા ખંડપતિ થઇને રાજ્ય કરશે. માગધવંશીઓમાં તો વિશ્વસ્ફુર્જિ નામનો રાજા થશે તે 'પુરંજય' એવા નામથી પ્રખ્યાત થશે. પેહેલા પુરંજયથી અત્યંત પ્રખ્યાત આ બીજો દુર્બુદ્ધિ પુરંજય બ્રાહ્મણાદિક વર્ણોને વટલાવીને પુલિંદ, યદુ અને મદ્રક નામના મ્લેછપ્રાય કરી દેશે અને ઘણુંકરીને જેઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય નહિ રહે એવી પ્રજાઓનું સ્થાપન કરશે. એ પરાક્રમી પુરંજય, ક્ષત્રિયોનો નાશ કરીને પદ્માવતી નામની પુરીમાં રેહેતાં હરિદ્વારથી તે પ્રયાગસુધી ઘણાં રક્ષણવાળી પૃથ્વીને ભોગવશે. પછી સોરઠ, માળવા, આભીર, શૂદ્ર, અને અર્બુદમાળવ નામના દેશોમાં રેહેનારા બ્રાહ્મણો ઉપનયન સંસ્કારથી રહિત થશે અને રાજાઓ ઘણુંકરીને શૂદ્રમય થઈ જશે. સિંધુ નદીના કાંઠા, ચંદ્રભાગા, કૌંતી અને કાશ્મીર દેશને શૂદ્રો,

મ્લેચ્છો અને વેદના આચાર વગરના વટલેલા બ્રાહ્મણો આદિ, ભોગવશે. હે પરીક્ષિત રાજા ! એકજ સમયમાં થયેલા અને ઘણું કરીને મ્લેચ્છજ કેહેવાય એવા એ રાજાઓ અધર્મમાં લાગેલા, મિથ્યા ભાષણમાં તત્પર, થોડું આપનારા, ભારે ક્રોધ કરનારા, સ્ત્રી, બાલક, ગાયો તથા દ્વિજ વર્ણોને મારનારા, પરસ્ત્રી તથા પરધનમાં આસક્તિ રાખનારા, ઘણુંકરીને વારંવાર ઉદય-અસ્ત પામ્યા કરતા, થોડી ધીરજવાળા અને થોડા આયુષ્યવાળા થશે. ગર્ભાધાનાદિક સંસ્કારોથી રહિત, ક્રિયા વગરના અને રજોગુણ તથા તમોગુણથી ઘેરાએલા એ રાજાઓનું રૂપ ધરનારા મ્લેચ્છો પ્રજાઓને ધનાદિકનું હરણ કરવા આદિથી બહુજ પીડશે. એ રાજાઓના દેશોમાં રેહેનારા અને તેઓના જેવાંજ શીલ, આચાર અને વાદ ધરાવનારા લોકો પરસ્પરના ક્લેશોથી અને રાજાઓએ કરેલા ઉપદ્રવોથી પીડા પામીને ક્ષય પામીજશે. ૪૧

**तन्नाथास्ते जनपदास्तच्छीलाचारवादिनः । अन्योन्यतो राजभिश्च क्षयं यास्यंति पीडिताः**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**ततश्चानुदिनं धर्मः सत्यं शौचं क्षमा दया । कालेन बलिना राजन्नंक्ष्यंत्यायुर्बलं स्मृतिः॥**

શુકદેવજી કેહેછે.— પછી હે રાજા! બળવાન્ કાળના પ્રભાવથી દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મરણ નાશ પામતાં જશે. કલિયુગમાં જેની પાસે ધન હશે તેજ માણસ કુળવાન્, આચારવાન્ અને ગુણવાન્ કેહેવાશે. જેનું બળ વધારે હશે તેજ ધર્મવાન્ અને ન્યાયવાળો કેહેવાશે. સ્ત્રી અને પુરૂષના સંબંધમાં કુલગોત્રાદિક નહિ પણ પરસ્પરની પ્રીતિજ કારણરૂપ થશે. લેવ-દેવમાં કપટજ કરવામાં આવશે. સ્ત્રી કે પુરૂષનું ઉત્તમપણું કુળ અને આચાર ઉપરથી નહિ પણ રતિ કરવામાં કુશલતા ઉપરથીજ માનવામાં આવશે. બ્રાહ્મણપણામાં માત્ર જનોઇજ રેહેશે. આશ્રમોને જાણવામાં અને એકબીજાને માન આપવામાં તેઓનો આચાર નહિ પણ દંડ અને મૃગચર્મ આદિ નિશાનીજ કારણરૂપ ગણાશે. ન્યાયાધીશોને લાંચ નહિ આપે તેનો ન્યાયમાં પરાજય થશે. ઝાઝું બોલશે તેજ પંડિત કેહેવાશે. જે નિર્ધન હશે તે અસાધુ કેહેવાશે. સાધુપણામાં ઢોંગજ કારણરૂપ થશે. પરણવામાં ક્રિયા નહિ પણ માત્ર સ્વીકારજ કારણરૂપ ગણાશે. નાહાવું એજ શણગાર ગણાશે. જે જલાશય દૂર હશે તે તીર્થ ગણાશે પણ ગુરૂ કે મા-બાપઆદિ તીર્થ ગણાશે નહિ. કેશ સારા રાખવા એજ શોભા ગણાશે. પેટ ભરવું એજ પુરૂષાર્થ ગણાશે. જેમાં લુચ્ચાઈ વધારે હશે તે માણસ સાચો ગણાશે. કુટુંબનું પોષણ કરવું એજ ચાતુરી ગણાશે. ધર્મનું સેવન યશનેમાટેજ કરવામાં આવશે. આ પ્રમાણે પૃથ્વીનું મંડલ દુષ્ટ પ્રજાઓથી વ્યાપ્ત થતાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોમાં જે બળવાન્ હશે તે રાજા થશે. લોભીયા નિર્દય અને ચોરજેવી રીતિ રાખનારા રાજાઓ સ્ત્રીઓને અને ધનને ઉચકાવી લેતાં પ્રજા પર્વતોમાં અને વનમાં જશે અને ત્યાં શાક, મૂળ, માંસ, મધ, ફળ, ફૂલ અને બીજ ખાઇને રેહેશે. દુર્ભિક્ષ અને રાજાઓના કરોથી પીડા પામેલી પ્રજા અનાવૃષ્ટિ, ટાઢ, વાયુ, તડકા, વરસાદ અને હિમથી તથા પરસ્પરના કજિયાથી નાશ પામીજશે. ભૂખ, તરશ, રોગ, સંતાપ અને ચિંતાથી પણ દુઃખ થશે. કલિયુગમાં ત્રીશ કે વીશ વર્ષ, એ મનુષ્યોનું મોટું આયુષ્ય

---

* આ બીજા અધ્યાયમાં કલિયુગના દોષ બહુજ વધતાં અંતે કલ્કિ અવતાર અધર્મિષ્ટ લોકોનો નાશ કરશે અને પાછો સત્યયુગ આવશે, એ કથા કેહેવામાં આવશે.

ગણાશે. કલિયુગના દોષનેલીધે પ્રાણિઓનાં શરીર નાહાનાં થઈ જતાં, વર્ણ તથા આશ્રમવાળા મનુષ્યોનો વેદોક્ત ધર્મ નાશ પામતાં, ધર્મમાં પાખંડ ઘણા વધીજતાં, રાજાઓ ઘણું કરીને ચોરના જેવાં કામ કરવા લાગતાં, લોકો ચોરી મિથ્યા ભાષણ તથા વૃથા હિંસાદિક અનેક વૃત્તિઓમાં લાગી જતાં, સઘળા વર્ણો શૂદ્રજેવા થઈ જતાં, ગાયો બકરીઓજેવી થઈ જતાં, આશ્રમોમાં ઘણું કરીને ગૃહસ્થજ અવશેષ રેહેતાં, બંધુઓમાં વેહેવાઈનો સંબંધજ મુખ્ય ગણાતાં, ઔષધીઓ ઘણીખરી સૂક્ષ્મ થઈ જતાં, વૃક્ષોમાં ખીજડાજ ઘણા રેહેતાં, વરસાદમાં ઘણુખરી વીજળિઓજ થતાં અને સઘળાં ઘરો ધર્માદિકથી રહિત થઇજતાં લોકોમાં એવા અસહ્ય દોષ કરનારો કલિયુગ પૂરો થઇ રેહેવા આવશે ત્યારે ધર્મનું રક્ષણ કરવાસારૂ ભગવાન્ સત્ત્વગુણથી અવતાર ધરશે. સ્થાવર-જંગમના ગુરૂ, ઈશ્વર અને સર્વના આત્મા વિષ્ણુનો જન્મ સાધુ પુરૂષોના ધર્મનું રક્ષણ કરવાને. અને કર્મનાં બંધનોને ત્રોડી મોક્ષ આપવાનેમાટે થાયછે. શંભલ નામના ગામમાં મુખ્ય ‘વિષ્ણુયશા’ નામના મહાત્મા બ્રાહ્મણના ઘરમાં કલ્કિ ભગવાન્ પ્રકટ થશે. જગતના પતિ, આઠે સિદ્ધિઓવાળા અને સર્વોત્તમ કાંતિવાળા કલ્કિ ભગવાન્, દેવતાઓએ આપેલા અને નીચ લોકોનું દમન કરનારા શીઘ્ર ચાલનારા ઘોડા પર બેશીને તે વેગવાળા ઘોડાથી પૃથ્વીમાં ફરીને રાજાઓના વેષથીજ ઢંકાએલા કરોડો ચોરોને મારશે. સઘળા ચોર લોકો મરીગયા પછી નગરના અને દેશના લોકોને ભગવાનના અંગમાં લગાવેલાં ચંદનાદિકના પવિત્ર સુગંધવાળા વાયુનો સ્પર્શ થવાથી લોકોનાં મન સ્વચ્છ થશે અને સત્ત્વગુણમય મૂર્ત્તિવાળા ભગવાન્ હૃદયમાં રેહેવાથી તેઓનાં સંતાનોનાં શરીર મોટાં મોટાં થવા માંડશે. ધર્મનાપતિ કલ્કિભગવાન્ જ્યારે અવતાર ધરશે ત્યારે સત્યયુગનો પ્રવેશ થશે અને સત્ત્વગુણી પ્રજા ઉત્પન્ન થતી આવશે. ચંદ્રમા, સૂર્ય અને બૃહસ્પતિ એ ત્રણ ગ્રહો જ્યારે સાથેજ પુષ્ય નક્ષત્રમાં પ્રવેશ કરશે ત્યારે સત્યયુગની પ્રવૃત્તિ થશે. ચંદ્ર તથા સૂર્યના વંશના જે રાજાઓ થઇ ગયા, હમણાં છે અને ભવિષ્ય કાલમાં થશે તેઓનાં નામ સંક્ષેપથી મેં તમારી પાસે કહી દેખાડ્યાં. તમારા જન્મથી માંડીને તે નંદ રાજાનો અભિષેક થવા સુધીમાં પંદર સો અને દશ વર્ષનો[1] કાળ વ્યતીત થશે. આકાશમાં સપ્તર્ષિઓનો ઉદય થાયછે ત્યારે તેઓમાં પ્રથમ ઉગેલા બે તારાઓના મધ્યમાં દક્ષિણ દિશામાં સમપ્રદેશમાં રહેલું જે નક્ષત્ર જોવામાં આવેછે તે નક્ષત્રથી જોડાઇને આશરે મનુષ્યોનાં સો વર્ષસુધી એ સપ્તર્ષિઓ રેહેછે. એ સપ્તર્ષિઓ તમારા જન્મના સમયમાં મઘા નક્ષત્રમાં હતા અને હમણાં પણ એજ નક્ષત્રને ભોગવેછે. શ્રીકૃષ્ણ ભગવાનનો શુદ્ધ સત્ત્વમય દેહ જ્યારે વૈકુંઠમાં ગયો ત્યારે કલિયુગનો પ્રવેશ થયો છે કે જે યુગમાં લોકોના મનને પાપમાં રૂચિ થાયછે. લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ ભગવાન્ જ્યાંસુધી પોતાનાં ચરણકમલથી પૃથ્વીનો સ્પર્શ કરતા હતા ત્યાંસુધી કલિયુગ જોકે સૂક્ષ્મરૂપથી આવી ચુકો હતો તોપણ પૃથ્વીનો પરાભવ કરી શક્યો ન હતો. જ્યારથી સપ્તર્ષિઓ મઘા નક્ષત્રને ભોગવવા લાગ્યા છે ત્યારથી દેવતાઓનાં બારસો વર્ષનો કલિયુગ પ્રવર્ત્યો છે. જ્યારે એ સપ્તર્ષિઓ હમણાના મઘા નક્ષત્રને છોડી પૂર્વાષાઢાને પોહોંચશે ત્યારથી કલિયુગ વધવા માંડશે તે નંદ રાજાના રાજ્યકાલથી બહુજ વધશે. જે દિવસે અને જે ઘડીએ શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વધામમાં પધાર્યા તે દિવસે અને તે ઘડીએજ કલિયુગ પેઠેલો

---

૧ આ વિષયનો નિર્ણય, સિદ્ધાંત કૌમુદીની સરલા નામની ટીકામાં પંડિત તારાનાથે કરેલો છે તે જોવો. શ્રીધરસ્વામીના સમજવામાં કાંઇક ફરક જણાયછે.

જાણવામાં આવ્યો એમ ભૂતકાળને જાણનારા વિદ્વાનો કહેછે. દેવતાઓનાં એક હજાર અને બસો વર્ષ કે જે કલિયુગનું પ્રમાણ છે તે વીતીગયા પછી પાછો સત્યયુગનો પ્રવેશ થશે. લોકોનાં મન આત્માને જાણવામાં સમર્થ થશે એજ સત્યયુગનું ચિન્હ જોવામાં આવશે. પૃથ્વીમાં આ મનુના વંશના રાજાઓની સ્થિતિઓના જેવા ફેરફાર કહ્યા તેવાજ ફેરફાર પ્રત્યેક યુગમાં બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રોની સ્થિતિઓના પણ થાયછે એમ સમજવું. હમણાં જેઓને નામજ જણાવેછે એવા અને માત્ર વાતોમાં અવશેષ રહેલા એ મહાત્મા પુરૂષોની કીર્તિજ પૃથ્વીમાં રહીછે. કોઇનાં રાજ્ય કે પુત્રાદિક રહ્યાં નથી. ચંદ્રવંશી શંતુનુનો ભાઇ દેવાપિ રાજા અને ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલો સૂર્યવંશી મરૂ રાજા, એ બે રાજાઓ મોટા યોગના બળનેલીધે કલાપ ગ્રામમાં રહ્યા છે. તે બે રાજાઓ કલિયુગને અંતે ભગવાનની આજ્ઞાથી પાછા અહીં આવીને પ્રથમની પેઠેજ વર્ણ અને આશ્રમસંબંધી ધર્મને લોકોમાં ચલાવશે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ, એવા ક્રમથી એ ચાર યુગ પૃથ્વીપર પ્રાણીઓમાં વરતે છે. હે રાજા! મેં કહેલા એ રાજાઓ તથા બીજા પણ રાજાઓ પૃથ્વીમાં મમતા કરી અંતે આ પૃથ્વીને છોડીને મરણ પામ્યા છે. રાજા કહેવાતાં છતાં પણ જે દેહની અંતે કીડા, વિષ્ટા કે ભસ્મરૂપ સ્થિતિ થાય છે તે દેહનેમાટે બીજા પ્રાણીઓનો દ્રોહ કરનારને શું સ્વાર્થની પ્રાપ્તિ થાયછે? નથીજ થતી. એથી તો નરકની પ્રાપ્તિ થાયછે. “આ અખંડ પૃથ્વીને મારા પૂર્વજોએ કેવી રીતે પાળી હતી અને તે પૃથ્વી હવે મારી પાસે, મારા પુત્રની પાસે, મારા પૌત્રની પાસે અને મારા વંશજોની પાસે અવિચલ રીતે કેવા પ્રકારથી રહે?” આ પ્રમાણે પૃથ્વીને મમતાથી અને અગ્નિ, તેજ તથા જલમય કાયાને અહંતાથી પકડનારા મૂર્ખ રાજાઓ અંતે પૃથ્વીને અને કાયાને છોડીને મરીગયા છે. હે પરીક્ષિત રાજા! જે જે રાજાઓ પોતાના સામર્થ્યથી પૃથ્વીને ભોગવતા હતા તે સઘળાઓને કાળે કથાઓમાં કહેવામાત્ર કરી દીધા છે. ૪૯

**ये ये भूपतयो राजन् भुंजंति भुवमोजसा ।**
**कालेन ते कृताः सर्वे कथामात्राः कथासु च ।**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥*

**दृष्ट्वात्मनि जये व्यग्रान् नृपान् हसति भूरियम्**
**अहो मां विजिगीषंति मृत्योः क्रीडनका नृपाः।**

શુકદેવજી કહેછે.— આ પૃથ્વી, પોતાને જીતવાનો ઉદ્યોગ કરતા રાજાઓને જોઇને હસેછે કે—“ અહો! આ મૃત્યુનાં રમકડાંરૂપ રાજાઓ મને જીતી લેવાને ઇચ્છેછે!!!” વિદ્વાન્ રાજાઓનો પણ એ મનોરથ વ્યર્થજ થશે કે જે મનોરથ રાજાઓને ફીણજેવા દેહમાં ઘણો વિશ્વાસ ઉપજાવેછે. રાજાઓ ધારેછે કે ‘ અમો પ્રથમ છ ઇંદ્રિયોને જીતીને રાજ્યના મંત્રિઓને વશ્ય કરશું અને કંટકોને ખસેડી નાખી તે સચિવ, નગરના લોકો, શિષ્ટ લોકો અને મોટા મોટા હાથીઓને સ્વાધીનમાં લેશું. આવા ક્રમથી ફરતા સમુદ્રવાળી પૃથ્વીને જીતી લેશું.’ આવી રીતની આશાથી બંધાએલા હૃદયવાળા રાજાઓ પોતાને માથે ફરતા કાળને દેખતા નથી. કેટલાએક રાજાઓ તો મને જીતીને વળી મોટી તૃષ્ણાથી સમુદ્રપારના દેશોમાં પ્રવેશ કરેછે. ઇંદ્રિયોને જીતવાનું આ ફળ તો તુચ્છ છે. સાચું ફળ તો..મુક્તિજ છે. હું કે જેને મુકીને, મનુઓ, અને તેઓના

* આ ત્રીજા અધ્યાયમાં પૃથ્વીનાં વચનોથી રાજ્યના દોષાદિકનું વર્ણન કરીને ઘણા દોષવાળા કલિયુગમાં દોષને હણનારો ભગવાનને નમસ્કારજ છે, એ કહેવામાં આવશે.

પુત્રો જેમ આવ્યા હતા તેમજ ગયાછે તેને આ મૂર્ખ રાજાઓ જીતી લેશે ! ! મારે સારૂ બાપ, દીકરા અને ભાઈઓને પણ કજિયો થાયછે કે જે દુષ્ટલોકોનું ચિત્ત રાજ્યમાં મમતાથી બંધાઈ ગએલું હોયછે. 'હે મૂઢ ! આ સઘળી પૃથ્વી મારીજ છે, તારી નથી' એમ બોલતા અને પરસ્પરનો પરાભવ કરવાને ઇચ્છતા રાજાઓ મારેછે અને મરેછે. પૃથુ, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત, અર્જુન, માંધાતા, સગર, રામ, ખટ્વાંગ, ધુંધુમાર, રઘુ, તૃણબિંદુ, યયાતિ, શર્યાતિ, શંતનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નલ, નૃગ, હિરણ્યકશિપુ, વૃત્રાસુર, લોકોને રોવરાનાર રાવણ, નમુચિ, શંબર, નરકાસુર, હિરણ્યાક્ષ, તારકાસુર અને બીજા પણ ઘણા મહાસમર્થ રાજાઓ અને દૈત્યો કે જેઓ સર્વ વસ્તુને જાણનારા, શૂર, સર્વને જીતનારા અને કોઈ સ્થળમાં હારે નહિ એવા હતા તેઓ પણ મારામાં મોટી મમતા કરીને મરીગયાછે. જેઓના મનોરથ પૂર્ણ થયા ન હતા એવા એ લોકોને કાળે લોકોના માત્ર કેહેવામાંજ અવશેષ રાખ્યા છે." હે પરીક્ષિત રાજા ! લોકોમાં યશનો વિસ્તાર કરીને મરી ગએલા મહાત્મા રાજાઓની આ કથાઓ મેં તમારી પાસે કહી તે કેવળ વિષયોની અસારતા અને વૈરાગ્યનું નિરૂપણ કરવાનેમાટે કહી છે. માટે એ કથાઓ માત્ર વાણીના વિલાસરૂપ છે, પરમાર્થરૂપ નથી. જે અમંગળને મટાડનારો ભગવાનના ગુણોનો અનુવાદ, વારંવાર કેહેવામાં આવેછે તેટલોજ એ કથાઓમાં પુરૂષાર્થરૂપ ભાગ છે એમ સમજવું. ભગવાનમાં નિરંતર અને નિર્મળ ભક્તિને ઇચ્છનારા પુરૂષે વારંવાર તેનુંજ શ્રવણ કરવું.

પરીક્ષિત રાજા પૂછેછે.—હે મહારાજ ! વૃદ્ધિ પામેલા કલિયુગના દોષોને કલિયુગના લોકો ક્યા ઉપાયથી ટાળશે ? એ વિષય મને યથાર્થ રીતે કહો. યુગો, યુગોના ધર્મો અને પ્રલય તથા કલ્પનાં પ્રમાણ કે જેઓ મહાત્મા ઈશ્વર વિષ્ણુના સ્વરૂપભૂત કાળની ગતિરૂપ છે તેવિષે પણ મને કહો.

શુકદેવજી કેહેછે.—હે રાજા ! સત્યયુગમાં તે યુગના લોકોએ ધારણ કરેલો ચાર પાયાવાળો ધર્મ પ્રવર્તે છે. સત્ય, દયા, તપ અને અભયદાન, એઓ ધર્મના ચાર પાયા છે. સત્યયુગમાં ઘણાખરા લોકો સંતોષી, દયાળુ, સર્વ પ્રાણીઓના મિત્રસરખા, શાંત, જિતેંદ્રિય, દુઃખાદિકનું સહન કરનારા, આત્મારામ, સમદૃષ્ટિવાળા અને આત્માભ્યાસમાં પરિશ્રમ કરનારા હોયછે. ત્રેતાયુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસંતોષ અને કજીઆ, એ ચાર અધર્મના પાયાઓનેલીધે ધીરે ધીરે ધર્મના પાયાઓમાંથી ચોથો ચોથો ભાગ ક્ષીણ થાયછે. ત્રેતાયુગમાં ઘણાખરા લોકો ક્રિયા તથા તપમાં નિષ્ઠા રાખનારા, ઘણી હિંસા નહિ કરનારા, વિષયોમાં અલંપટ, ધર્મ અર્થ તથા કામસુખમાં લાગેલા અને જેઓમાં બ્રાહ્મણો સર્વોત્તમ ગણાય એવા હોયછે. દ્વાપર યુગમાં અસંતોષ, હિંસા, મિથ્યા ભાષણ અને દ્વેષ, એ ચાર અધર્મના પાયાઓનેલીધે તપ, દયા, સત્ય, અને દાન, એ ચાર ધર્મના પાયાઓમાંથી અરધો અરધો ભાગ ક્ષીણ થાયછે. દ્વાપર યુગમાં ઘણાખરા લોકો યશસ્વી, મોટા ગૃહસ્થ, વેદ ભણવામાં પ્રીતિ રાખનારા, ધનવાન, કુટુંબી, આનંદવાળા અને જેઓમાં ક્ષત્રિયો તથા બ્રાહ્મણો ઉત્તમ ગણાય એવા હોયછે. કલિયુગમાં તો અધર્મના પાયાઓ વધવાનેલીધે ધર્મના પાયાઓનો ચોથો ભાગ અવશેષ રેહેછે અને અંતે તેપણ ક્ષીણ થતાં નાશ પામેછે. કલિયુગમાં ઘણાખરા લોકો લોભી, દુરાચારી, નિર્દય, વૃથા વૈરવાળા, દુર્ભાગ્ય, ઘણી તૃષ્ણાવાળા અને જેઓમાં શૂદ્ર તથા દાસ લોકો સર્વોત્તમ ગણાય એવા હોયછે. સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો પુરૂષમાં દેખાયછે અને તેઓ કાળની ગતિનેલીધે

ચિત્તમાં ફર્યા કરેછે. જ્યારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્વગુણમાં બહુજ વર્ત્તે ત્યારે સત્યયુગ જાણવો કે જેથી જ્ઞાન અને તપમાં રૂચિ થાયછે. જ્યારે પ્રાણીઓને સકામ કર્માદિકમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણની વૃત્તિવાળો ત્રેતાયુગ જાણવો. જ્યારે લોકોને લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર અને સકામ કર્મોમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણ તથા તમોગુણની પ્રધાનતાવાળો દ્વાપરયુગ જાણવો. જ્યારે લોકોમાં કપટ, મિથ્યા ભાષણ, આલસ્ય, નિદ્રા, હિંસા, દુઃખ, શોક, મોહ, ભય અને દીનતા થાય ત્યારે તમોગુણની પ્રધાનતાવાળો કલિયુગ જાણવો. કલિયુગના લોકો ભેદબુદ્ધિવાળા, અલ્પભાગ્યવાળા, ઘણું ખાનારા, અને નિર્ધન છતાં પણ કામી થશે. સ્ત્રીઓ દુષ્ટ અને છીનાળ થશે. દેશમાં ચોર ઘણા થશે. વેદો પાખંડથી દૂષિત થશે. રાજાઓ પ્રજાનાં ગળાં ચૂસી લેશે. બ્રાહ્મણો ઉપસ્થ અને ઉદરના કામમાંજ તત્પર થશે. બ્રહ્મચારીઓ સારા આચારથી તથા પવિત્રતાથી રહિત થશે. કુટુંબી ગૃહસ્થો કોઇને ભિક્ષા નહિ આપતાં પોતે ભિક્ષા માગવા લાગશે. તપસ્વી લોકો વનને મૂકીને ગામમાં રહેશે. સંન્યાસીઓ ધનાદિકમાં લંપટ થશે. સ્ત્રીઓ ટુંકી કાયાવાળી, ઝાઝું ખાનારી, ઘણાં છોકરાં જણનારી, લાજ વગરની, નિરંતર કડવું બોલનારી અને બહુજ ચોરી, કપટ તથા સાહસ કરનારી થશે. કપટ કરનારા નીચ વાણીઆઓ વેપાર કરશે. સર્વે લોકો આપત્કાલ વિના પણ સજ્જનોએ ધિક્કારેલી આજીવિકાને સારી માનશે. સ્વામી સર્વોત્તમ છતાં પણ નિર્ધન થઈ જશે તો તેને ચાકરો છોડી દેશે. ચાકર કુલની પરંપરાનો જુનો છતાં પણ રોગાદિકથી કામ નહિ કરી શકે એવો થશે તો તેને સ્વામીઓ છોડી દેશે. લોકો નહિ દુઝતી ગાયોને છોડી દેશે. કલિયુગમાં બાપ, ભાઈ, સંબંધી અને જ્ઞાતિઓને છોડી દઇને સુરતસંબંધી સ્નેહનેજ રાખનારા અને સ્ત્રીઓને પરતંત્ર થએલા દીન લોકો સાળીઓથી અને સાળાઓથીજ એકમતપણું રાખશે. તપસ્વીઓના જેવા વેષથી જીવનારા શૂદ્રલોકો દાન લેશે. ધર્મને નહિ જાણનારા લોકો ઊંચા આસનોપર બેશીને ધર્મનો ઉપદેશ કરશે. હે રાજા! પૃથ્વી અન્નવગરની થઈ જતાં નિરંતર ઉદ્વેગ ધરનારા, દુર્ભિક્ષ અને રાજકરોથી પીડાએલા અને અનાવૃષ્ટિના ભયથી આતુર થએલા કલિયુગના લોકો વસ્ત્ર, અન્નપાન, શયન, મૈથુન, સ્નાન તથા ભૂષણ વગરના અને પિશાચ જેવા થઇ જશે. કલિયુગમાં એક કોડી જેટલા ધનનેસારૂ પણ કજીઆ કરીને સ્નેહ છોડી દેનારા લોકો પોતાના પ્યારા પ્રાણને પણ છોડી દેશે અને સંબંધીઓને પણ મારી નાખશે. માણસો પોતાનાં ઘરડાં માબાપની પણ રક્ષા નહિ કરે. શિશ્નને તથા ઉદરનેજ તૃપ્ત કરનારાં માબાપો સઘળા વિષયોમાં નિપુણ દીકરાઓની પણ રક્ષા નહિ કરે. હે રાજા! જગતના પરમ ગુરૂ અને ત્રૈલોક્યના અધિપતિઓ પણ જેના ચરણારવિંદમાં નમેછે એવા અચ્યુત ભગવાનને ઘણુંકરીને કલિયુગમાં પાખંડોથી ભેદાએલા ચિત્તવાળા માણસો પૂજશે નહિ. પુરૂષ મૃત્યુના સમયમાં આતુર થતાં, પડતાં અથવા ઠેશ ખાતાં પરવશપણામાં જેનું નામ લીએ તો કર્મરૂપ પ્રતિબંધમાંથી છૂટીને ઉત્તમ ગતિને પામેછે તે ભગવાનને કલિયુગના લોકો પૂજશે નહિ. હવે કલિયુગના દોષ મટાડવાના ઉપાય કહું છું. ચિત્તમાં રહેલા પુરૂષોત્તમ ભગવાન્ કલિયુગે કરેલા અને દ્રવ્ય, દેશ તથા ચિત્તથી ઉત્પન્ન થએલા માણસોના સઘળા દોષોને હરેછે. સાંભળવાથી, કીર્તન કરવાથી, પૂજા કરવાથી કે આદર કરવાથી પણ મનુષ્યોના ચિત્તમાં સ્ફુરેલા ભગવાન્ દશ હજાર જન્મનાં પાપને પણ મટાડેછે. જેમ સુવર્ણમાં રહેલો અગ્નિ, ધાતુના સંબંધથી થએલા મલિનપણાને મટાડેછે, તેમ

હૃદયમાં રહેલા ભગવાન, યોગીઓની પણ અશુભ વાસનાને મટાડેછે. યોગીઓની પણ અશુભ વાસના યોગાદિકથી મટતી નથી પણ ભગવાનથીજ મટેછે. હૃદયમાં ભગવાન્ રેહેવાથી અંતઃકરણ જેવું અત્યંત શુદ્ધ થાયછે તેવું ઉપાસના, તપ, પ્રાણાયામ, મૈત્રી, તીર્થસ્નાન, વ્રત, દાન કે જપથી અત્યંત શુદ્ધ થતું નથી. એટલામાટે હે રાજા! તમે કે જે હવે તુરત મરનાર છો તે સાવધાન થઇને સર્વ પ્રકારથી ભગવાનને હૃદયમાં રાખો કે જેથી ઉત્તમ ગતિને પામશો. હે રાજા! તુરત મરનારાઓએ સર્વના આત્મા તથા સર્વના આશ્રયરૂપ પરમેશ્વર ભગવાનનુંજ ધ્યાન કરવું જોઇએ કે જેથી ભગવાન્ પોતાનું સ્વરૂપ આપેછે. હે રાજા! દોષોના ભંડારરૂપ કલિયુગમાં એક મોટો ગુણ છે તે એ છે કે મનુષ્ય ભગવાનના કીર્તનથીજ બંધનોમાંથી છૂટીને પરમ પદ પામેછે. સત્યયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞોવડે પૂજન કરવાથી અને દ્વાપરયુગમાં સેવન કરવાથી જે ફળ થાય છે તે ફળ કલિયુગમાં ભગવાનનું કીર્તન કરવાથીજ થાયછે. ૫૨

**कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ श्रीशुक उवाच ॥ *

**कालस्ते परमाण्वादिर्द्विपरार्द्धावधिर्नृप । कथितो युगमानं च शृणु कल्पलयावपि ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.—હે રાજા! કલિયુગના દોષ શાથી મટે? અને કલિયુગમાં કયો ધર્મ પાળવો? એ તમારા બે પ્રશ્નના ઉત્તર મેં તમને કહ્યા. પરમાણુથી એ બે પરાર્દ્ધ સુધીના કાળવિષે અને યુગોનાં પ્રમાણવિષે તમને, આગળજ (તૃતીયસ્કંધમાં) કહેલું છે. હવે કલ્પ અને લયના પ્રમાણવિષે કહુંછું તે સાંભળો. ચાર હજાર યુગનો એક બ્રહ્માનો દિવસ કેહેવાયછે કે જેમાં ચૌદ મનુ બદલાઇ જાયછે. એ બ્રહ્માનો દિવસજ કલ્પ કેહેવાયછે. એ કલ્પને અંતે તેવડીજ બ્રહ્માની રાત્રિ પડે છે. તેજ પ્રલય કેહેવાયછે. એ પ્રલયમાં આ ત્રણ લોકનો લય થાયછે. આ પ્રલયનું 'નૈમિત્તક પ્રલય' એવું નામ છે. કારણ કે આ પ્રલયમાં નારાયણ ત્રૈલોક્યને પોતામાં લઇને શેષનાગપર સુવેછે અને બ્રહ્મા તે નારાયણમાં સુવેછે તો એવી રીતે બ્રહ્માની નિદ્રારૂપ નિમિત્તથી એ પ્રલય થાયછે. હવે પ્રાકૃતિક પ્રલયવિષે કહુંછું. બ્રહ્માના આયુષ્યનાં બન્ને પરાર્દ્ધ પૂરાં થઇ રહે ત્યારે મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાદિરૂપ સાતે પ્રકૃતિઓ લય પામેછે માટે આ પ્રલયનું 'પ્રાકૃતિક પ્રલય' એવું નામ છે કે જે પ્રલયમાં નાશનું કારણ પ્રાપ્ત થવાથી ઉપર કહેલી સાત પ્રકૃતિઓ અને તેઓના કાર્યરૂપ સઘળું બ્રહ્માંડ પણ લય પામેછે. એ પ્રલય થશે ત્યારે પૃથ્વીમાં સો વર્ષસુધી મેઘ વરસશે નહિ. સમયે અન્નનો અભાવ થતાં ભૂખેપીડાએલી, કાળથી ઉપદ્રવ પામેલી અને એક બીજાને ખાવા લાગેલી પ્રજા ધીરે ધીરે ક્ષય પામશે. પ્રલયકાલનો સૂર્ય પોતાની ભયંકર કિરણોથી સમુદ્રના, દેહના અને પૃથ્વીના સઘળા રસને પીજશે અને પાછો મુકશે નહિ. પછી શેષનાગના મુખથી ઉઠેલો અને વાયુના વેગથી વધેલો પ્રલયકાલનો અગ્નિ ઉજડ થઈ ગએલા પૃથ્વીના ભાગોને બાળી નાખશે. ઉપર, નીચે અને ચારે કોર અગ્નિ તથા સૂર્યની જ્વાલાઓથી બળી ગએલું બ્રહ્માંડ, બળી ગએલા છાણા જેવું લાગશે. પછી પ્રલયકાલનો ભારે પ્રચંડ પવન એક

* આ ચોથા અધ્યાયમાં નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક અને નિત્ય એવા ચાર પ્રકારના પ્રલય કહીને પછી, સંસારથી નિસ્તાર, ભગવાનની કીર્તિથી થાયછે, એ કથા કેહેવામાં આવશે.

સોથી કાંઇક વધારે વર્ષ સુધી વાશે તે સમયે આકાશ રજથી ઘેરાઇને ધૂમ્રવર્ણનું થઇ જશે. પછી વિચિત્ર વર્ણવાળાં અનેક મેઘનાં કુલ સો વર્ષ સુધી વરસ્યા કરશે અને ભયંકર રીતે ગાજ્યા કરશે. આમ થવાથી બ્રહ્માંડની અંદરનું સઘળું જગત્ એક જલમય થઇ જશે. તે સમયે જલની બૂડ થતાં પૃથ્વીના ગંધરૂપી ગુણને જલ ગળીજશે. ગંધનો નાશ થવાથી પૃથ્વીનો અભાવ થઇજશે. જલના રસને તેજ ગળીજશે એટલે રસ વગરનાં જલનો અભાવ થઈ જશે. તેજના રૂપને વાયુ ગળીજશે એટલે રૂપવગરનું તેજ વાયુમાં લય પામશે. વાયુના સ્પર્શને આકાશ ગળીજશે એટલે વાયુ આકાશમાં લય પામશે: આકાશના શબ્દગુણને તામસ અહંકાર ગળીજશે એટલે આકાશ તામસ અહંકારમાં લય પામશે. ઇંદ્રિયોને તેઓની વૃત્તિઓનીસાથે રાજસ અહંકાર ગળીજશે અને ઇંદ્રિયોના દેવતાઓને તેઓની વૃત્તિઓનીસાથે સાત્વિક અહંકાર ગળીજશે. એ ત્રણ પ્રકારના અહંકારને મહત્તત્ત્વ ગળીજશે. મહત્તત્ત્વને સત્વ આદિ ગુણો ગળીજશે. સત્વ આદિ ગુણોને કાળે પ્રેરેલી માયા ગળીજશે. એ માયાનો લય થતો નથી, કાળના અવયવોથી તેમાં ફેરફારઆદિ વિકાર થતા નથી, એ માયાનો આદિ કે અંત નથી, સ્પષ્ટ દેખાતી નથી, સર્વદા એકરૂપ રેહેછે અને ઘટવાં માંડતી નથી, કેમકે તે સર્વના કારણરૂપ છે. એ માયામાં વાણી, મન, સત્વગુણ, તમોગુણ, રજોગુણ, મહત્તત્ત્વાદિક, પ્રાણ, બુદ્ધિ, ઇંદ્રિયો, દેવતા કે જગતરૂપી રચના; એમાંનું કશું વિભક્ત રેહેતું નથી. એમાં સ્વપ્ન, જાગ્રત કે સુષુપ્તિ હોતી નથી. આકાશ, જલ, પૃથ્વી, વાયુ, અગ્નિ કે સૂર્ય રેહેતાં નથી. એ માયારૂપ તત્વ ઇંદ્રિયો નહિ હોવાથી સુષુપ્તિ જેવું અને તર્કમાં નહિ આવવાથી શૂન્ય જેવું લાગેછે પણ તે શૂન્ય નથી; કારણ કે સર્વ જગતના મૂલરૂપ એજ તત્ત્વ કેહેવાયછે. આ માયા અથવા મૂલ અજ્ઞાન અંતે રેહેવારૂપ પ્રાકૃતિક લય કહ્યો કે જેમાં પુરૂષતથા પ્રકૃતિની સત્વ આદિ શક્તિઓ કાળથી પરાભવ પામી પરવશ થઇને લય પામેછે. હવે આત્યંતિક પ્રલય કહુંછું. મોક્ષ એજ આત્યંતિક પ્રલય સમજવો; કારણ કે એ મોક્ષ બ્રહ્મજ્ઞાનથી સર્વ પ્રપંચના પ્રલયરૂપ છે. આ સ્થલમાં પ્રલય એટલે રજ્જુના જ્ઞાનથી જેમ સર્પનો બાધ થાયછે તેમ બ્રહ્મના જ્ઞાનથી બીજા સર્વનો બાધ સમજવો. જો આત્માનીપેઠે પ્રપંચ સત્ય હોય તો તેનો બાધ થવો સંભવે નહિ માટે પ્રપંચ, જ્ઞાનરૂપ બ્રહ્મથી જુદો છેજ નહિ એ વિષય કહુંછું. બુદ્ધિ, ઇંદ્રિયો અને વિષયો કે જેઓ અનુક્રમથી ગ્રાહક, ગ્રહણ કરવાનાં સાધન અને ગ્રાહ્ય છે તે-આકારથી તેઓનાં અધિષ્ઠાનરૂપ એક જ્ઞાનજ પ્રકાશે છે. એઓ જ્ઞાનથી જુદી સત્તા ધરાવતાં નથી. રજ્જુમાં પ્રતીત થએલો સર્પ જેમ દૃશ્યપણાનેલીધે, કારણથી જુદો નહિ હોવાનેલીધે અને આદિ-અંતવાળો હોવાનેલીધે મિથ્યા છે તેમ જ્ઞાન (બ્રહ્મ) માં પ્રતીત થએલો આ બુદ્ધિઆદિ પ્રપંચ પણ દૃશ્યપણાનેલીધે, કારણથી જુદો નહિ હોવાનેલીધે અને આદિ-અંતવાળો હોવાનેલીધે મિથ્યા છે. જેમ દીવો, ચક્ષુ અને રૂપ પોતાના કારણભૂત તેજથી જુદાં નથી તેમ બુદ્ધિ, ઇંદ્રિયો અને વિષયો પોતાના કારણભૂત બ્રહ્મથી જુદાં નથી. જેમ સર્પ રજ્જુથી નોખો નથી અને મિથ્યા છે પણ રજ્જુ, સર્પથી નોખી અને સત્ય છે તેમ પ્રપંચ, બ્રહ્મથી નોખો નથી અને મિથ્યા છે પણ બ્રહ્મ, પ્રપંચથી નોખું છે અને સત્ય છે. માટે કાર્ય અને કારણનો અભેદ છતાં પણ કાર્યની અસત્યતાથી કારણ અસત્ય થતું નથી. જ્યારે બુદ્ધિ અસત્ય ઠરી ત્યારે બુદ્ધિની અવસ્થારૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ તો પોતાની મેળેજ અસત્ય ઠરી ચુકાં.

કારણ કે એ ત્રણ અવસ્થાઓ બુદ્ધિનીજ છે એમ કેહેવાય છે. હે રાજા ! ત્રણ અવસ્થાઓના અભિમાનનેલીધે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞપણું આત્મામાં જે માનવામાં આવેછે તે માત્ર કલ્પિતજ છે. જેમ આકાશમાં કોઇ સમયે વાદળાં હોયછે અને કોઈ સમયે નથી પણ હોતાં તેમ બ્રહ્મમાં અજ્ઞાનના સમયમાં જગત્ દેખાય છે અને જ્ઞાનના સમયમાં નથી પણ દેખાતું. જેમ ઘડો અવયવવાળો છે માટે આદિ-અંતવાળો છે તેમ જગત્ પણ અવયવવાળું છે માટે આદિ અંતવાળું છે અને જે આદિ-અંતવાળું હોય તે મિથ્યાજ હોય એવો નિર્ણય છે. સઘળા અવયવી પદાર્થોના કારણરૂપ જે અવયવ હોય છે તેજ સત્ય હોયછે; કારણ કે અવયવી વિના પણ અવયવની પ્રતીતિ થાયછે. જેમ કે વસ્ત્ર વિના પણ તંતુઓની પ્રતીતિ થાયછે. આ પ્રમાણે જગત્ વિના પણ બ્રહ્મની પ્રતીતિ થાયછે માટે જગત્ના કારણરૂપ બ્રહ્મ સત્ય છે. તંતુઓ વિના વસ્ત્રની પ્રતીતિ થતી નથી માટે વસ્ત્ર મિથ્યા છે તેમ બ્રહ્મવિના જગતની પ્રતીતિ થતી નથી માટે જગત્ મિથ્યા છે. જે કાર્ય-કારણરૂપે, ગુણ-ગુણિરૂપે, વિશેષણ-વિશેષ્યરૂપે અને વ્યાપ્ય-વ્યાપકઆદિરૂપે જણાય છે તે ભ્રમરૂપજ છે. કેમ કે તે સર્વમાં અન્યોન્યાશ્રય દોષ આવેછે. કારણને લઇને કાર્યપણું અને કાર્યને લઇને કારણપણું સિદ્ધ થાયછે. ગુણીને લઇને ગુણપણું અને ગુણને લઇને ગુણીપણું સિદ્ધ થાયછે. વિશેષ્યને લઇને વિશેષણપણું અને વિશેષણને લઇને વિશેષ્યપણું સિદ્ધ થાયછે, તેમજ વ્યાપકને લઇને વ્યાપ્યપણું અને વ્યાપ્યને લઇને વ્યાપકપણું સિદ્ધ થાયછે. આ પ્રમાણે એકને મુકીને બીજાનું નિરૂપણ થઈ શકતું નથી માટે બ્રહ્મમાં કારણપણું આદિ ધર્મો પણ અધ્યારોપ પક્ષમાંજ ઠરાવેલા છે પણ વાસ્તવિક નથી. જે જે પરસ્પરની અપેક્ષાવાળું હોય તે આદિ-અંતવાળું હોય છે અને જે આદિ-અંતવાળું હોય તે મિથ્યાજ હોય છે માટે કારણપણાઆદિ ધર્મો પણ મિથ્યા છે. જે જે દૃશ્ય હોય તે ભ્રમરૂપજ હોય છે. કારણ કે દૃશ્ય પદાર્થો સ્વપ્નની પેઠે સામાન્ય અને વિશેષરૂપ હોય છે અને વળી પરસ્પરના આશ્રયથી સિદ્ધ થાય છે. આવાં આવાં અનેક કારણોથી પ્રપંચનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. જોકે વિકારરૂપ પ્રપંચ પ્રકાશે છે તો પણ આત્માના પ્રકાશવિના તેનું અણુમાત્ર પણ નિરૂપણ થઇ શકતું નથી અને જો નિરૂપણ કરવામાં આવે તો તે પ્રપંચ સ્વયંપ્રકાશરૂપ થઇને આત્માથી પોતાની ભિન્ન સત્તાને ધરાવી શકતોજ નથી. સત્ય પદાર્થમાં અનેકપણું હોય નહિ અને પ્રપંચમાં અનેકપણું છે તેથી પ્રપંચ મિથ્યા છે. જો કે આત્મામાં પણ જીવ અને બ્રહ્મરૂપે ભેદ જોવામાં આવેછે તો પણ એ જીવ અને બ્રહ્મનો ભેદ, ઘટાકાશ અને મહાકાશના ભેદ જેવો છે, આકાશમાં રહેલા સૂર્ય અને જલમાં રહેલા તેના પ્રતિબિંબના ભેદ જેવો છે તથા બાહાર રહેલા વાયુ અને અંદર રહેલા પ્રાણવાયુના ભેદ જેવો છે. ઘટાકાશ પરિચ્છિન્ન અને મહાકાશ અપરિચ્છિન્ન છતાં પણ જેમ બન્ને વચ્ચે ભેદ નથી તેમ જીવ પરિચ્છિન્ન અને બ્રહ્મ અપરિચ્છિન્ન છતાં પણ બન્ને વચ્ચે ભેદ નથી. જલમાં રહેલો સૂર્ય કંપાદિક વિકાર સહિત અને આકાશમાં રહેલો સૂર્ય તે વિકારથી રહિત છતાં પણ જેમ બન્ને વચ્ચે ભેદ નથી તેમ જીવ વિકાર સહિત અને બ્રહ્મ નિર્વિકાર છતાં પણ બન્ને વચ્ચે ભેદ નથી. બાહારના વાયુની અને પ્રાણવાયુની ક્રિયાઓ ભિન્ન ભિન્ન છતાં જેમ તે બન્ને વાયુ વચ્ચે ભેદ નથી તેમ બ્રહ્મની સૃષ્ટિ આદિક અને જીવની સરજાવા આદિ ક્રિયાઓ ભિન્ન ભિન્ન છતાં પણ તે બન્ને વચ્ચે ભેદ નથી. ઉપાધિથી થએલો ભેદ સ્વરૂપની એકતાને કદી બાધ કરતો નથી માટે એ ભેદથી જે સ્વરૂપમાં ભેદ

થયો માને તેને અવિદ્વાન્ સમજવો. જેમ લોકો વ્યવહારના માર્ગોમાં તે તે રચનાઓના ભેદનેલીધે એકજ સોનાને કડાં અને કુંડલાદિકરૂપે અનેક પ્રકારનું કેહેછે તેમ અહંકારરૂપ ઉપાધિવાળા લોકો વ્યવહારમાં રૂપના ભેદનેલીધે એકજ ભગવાનને લોક અને વેદની ભાષાઓથી આકાશાદિક નોખનોખાં નામ આપેછે. જેમ મેઘ સૂર્યથી ઉત્પન્ન થએલો અને સૂર્યેજ પ્રકાશિત કરેલો છતાં પણ સૂર્યના અંશરૂપ ચક્ષુને સૂર્યનું દર્શન થવામાં પ્રતિબંધ કરેછે તેમ અહંકાર બ્રહ્મથી ઉત્પન્ન થએલો અને બ્રહ્મેજ પ્રકાશિત કરેલો છતાં પણ બ્રહ્મની અંશરૂપ જીવને બ્રહ્મનું જ્ઞાન થવામાં પ્રતિબંધ કરેછે. જેમ સૂર્યથી ઉત્પન્ન થએલો મેઘ જ્યારે વીંખાઇ જાય ત્યારે ચક્ષુ, પોતાના સ્વરૂપભૂત સૂર્યને દેખેછે તેમ બ્રહ્મથી ઉત્પન્ન થએલ અને પોતાના ઉપાધિરૂપ અહંકાર જ્યારે વિચારથી નાશ પામે ત્યારે જીવ પોતાના સ્વરૂપભૂત બ્રહ્મને જાણેછે. આ પ્રમાણે આ વિવેકરૂપ શસ્ત્રથી માયામય અહંકારરૂપી પોતાના બંધનને કાપીને જ્યારે જીવ પરિપૂર્ણ આત્માનો અનુભવ કરે ત્યારે આત્યંતિક પ્રલય (મોક્ષ) થયો કેહેવાય છે. હવે નિત્ય પ્રલય કહુંછું. હે રાજા! કેટલાએક સૂક્ષ્મ જાણનારા વિદ્વાનો કેહેછે કે બ્રહ્માદિક સર્વ પદાર્થોનાં ઉત્પત્તિ અને પ્રલય ક્ષણે ક્ષણે થયા કરેછે. નદીના પ્રવાહ અને દીવાની જ્વાળા આદિ પરિણામી પદાર્થોની જેવી ક્ષણે ક્ષણે ફેરફાર થવાઆદિ અવસ્થાઓ છે તેવીજ અવસ્થાઓ કાલરૂપ પ્રવાહના વેગથી તુરત તણાતા જતા દેહાદિકની પણ જોવામાં આવેછે કે જે અવસ્થાઓ ઉપરથી ક્ષણે ક્ષણે તે પદાર્થોના જન્મ અને નાશ થતા માનવામાં આવેછે. આદિઅંતથી રહિત અને ઇશ્વરની મૂર્ત્તિરૂપ આ કાળથી થતી આકાશમાં ચાલતાં ચંદ્રાદિક તેજોની ક્ષણ ક્ષણની ગતિઓ જેમ જોવામાં આવતી નથી તેમ કાળથી થતી દેહાદિકની ક્ષણ ક્ષણની અવસ્થાઓ પણ જોવામાં આવતી નથી. જેમ ચંદ્રાદિકને બીજા પ્રદેશની પ્રાપ્તિ થવા ઉપરથી તેઓની ક્ષણે ક્ષણે થતી ગતિની સ્થિતિઓ કલ્પવામાં આવેછે તેમ દેહાદિકને પણ વૃદ્ધત્વાદિક દેખાવા ઉપરથી તેઓની ક્ષણે ક્ષણે બદલતી અવસ્થાઓ કલ્પવામાં આવેછે. આ પ્રમાણે નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક અને નિત્ય, એ ચાર પ્રકારના પ્રલયો તમારી પાસે કહ્યા. કાળની ગતિ એવી છે. હે રાજા! જગતના કર્તા અને સર્વવ્યાપક નારાયણની લીલાસંબંધી આ કથાઓ મેં સંક્ષેપથી તમારી પાસે કહી. સઘળી કેહેવાને તો બ્રહ્મા પણ સમર્થ નથી. અનેક પ્રકારનાં દુઃખરૂપી દાવાનલોથી પીડાએલા અને તેથીજ અતિ દુસ્તર સંસારરૂપી સમુદ્રને તરવા ઇચ્છતા પુરૂષનેસારૂ પુરૂષોત્તમ ભગવાનની લીલાઓની કથારૂપી રસના સેવનવિના બીજો કોઈ તરવાનો ઉપાય નથી. બીજો ઉપાય નહિ હોવાથી ભગવાનની કથાના શ્રવણને યથાશક્તિ સેવવું જોઇએ. અવિનાશી નારાયણ ઋષિએ પૂર્વે આ ભાગવતરૂપી પુરાણની સંહિતા નારદજીને કહી હતી અને નારદજીએ વેદવ્યાસને કહી હતી. હે રાજા! એ મહાત્મા વેદવ્યાસે પ્રસન્ન થઇને આ વેદતુલ્ય ભાગવતરૂપ સંહિતા મને કહી હતી. હે કુરૂકુલમાં ઉત્તમ! આ આપણી પાસે બેઠેલા સૂત, નૈમિષારણ્યમાં લાંબા કાલના યજ્ઞમાં શૌનકાદિક ઋષિઓના પૂછવા ઉપરથી તેઓનીપાસે આ ભાગવતની સંહિતાને કહી સંભળાવશે.

**एतां वक्ष्यत्यसौ सूत ऋषिभ्यो नैमिषालये ।**
**दीर्घसत्रे कुरुश्रेष्ठ संपृष्टः शौनकादिभिः॥४२॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

## ॥ श्रीशुक उवाच ॥*

**अत्रानुवर्ण्यतेऽभीक्ष्णं विश्वात्मा भगवान् हरिः । यस्य प्रसादजो ब्रह्मा रुद्रः क्रोधसमुद्भवः ॥ १ ॥**

શુકદેવજી કેહેછે.– આ શ્રીભાગવતમાં સર્વના આત્મા હરિ ભગવાનનું વારંવાર વર્ણન કરવામાં આવેછે કે જે ભગવાનના હર્ષમાંથી બ્રહ્મા અને ક્રોધમાંથી રૂદ્ર ઉત્પન્ન થયાછે. બ્રહ્મા, રૂદ્ર તથા સઘળા જગતના પણ નિયંતા ભગવાનનું શ્રવણ કરનારને કોઇથી પણ ભયની શંકા રેહેજ નહિ. હે રાજા! તમે 'હું મરી જઇશ' એવી પશુબુદ્ધિને છોડી દીયો. કારણ કે દેહ જેમ પ્રથમ ન હતો અને પછીથી ઉત્પન્ન થયોછે માટે નાશ પામશે, તેમ તમે પ્રથમ ન હતા અને પછીથી ઉત્પન્ન થયાછો એમ નથી માટે તમે નાશ પામનાર નથી. જેમ બીજ અને અંકુરની રીતિપ્રમાણે દેહ, પુત્ર-પૌત્રાદિકરૂપે થઇને જન્મ ધર્યા કરેછે તેમ તમે કે જે કાષ્ઠથી અગ્નિની પેઠે દેહાદિકથી નોખા છો તે, પુત્ર-પૌત્રાદિકરૂપે જન્મ ધરવાના નથી. જેમ સ્વપ્નમાં પોતાના દેહના મસ્તકના છેદને પોતે દેખેછે તેમ જાગ્રતમાં પણ પોતાના દેહના મરણાદિકને પોતે જુવેછે માટે 'હું મરૂંછું' એવી બુદ્ધિ કેવળ ભ્રાંતિથીજ થાયછે. વાસ્તવિક રીતે આત્મા અજર અને અમર છે. આત્માને આ જન્માદિક સંસારની ભ્રાંતિ દેહરૂપ ઉપાધિને લઇનેજ છે માટે ઉપાધિની નિવૃત્તિ થતાં મુક્ત થાયછે. જેમ ઘડો ફૂટી જતાં ઘટાકાશ જેવો પ્રથમ મહાકાશરૂપ હતો તેવોજ પાછો થઈ જાયછે તેમ તત્ત્વજ્ઞાનથી દેહનો લય થતાં જીવ જેવો બ્રહ્મરૂપ હતો તેવોજ પાછો બ્રહ્મરૂપ થઈ જાયછે. મન આત્માનાં દેહ, ગુણ અને કર્મોને ઉત્પન્ન કરેછે અને તે મનને માયા ઉત્પન્ન કરેછે. એ માયાદિક ઉપાધિઓના સમુદાયનેલીધે જીવને જન્મ-મરણાદિક થાયછે પણ વાસ્તવિક રીતે થતાં નથી. જ્યાંસુધી તેલ, કોડીયું, વાટ અને અગ્નિનો સંયોગ હોય ત્યાંસુધી દીવો રેહેછે તેમ જ્યાંસુધી રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણની વૃત્તિરૂપ ઉપાધિઓનો સમુદાય હોય ત્યાંસુધી દેહાદિકે કરેલો સંસાર[1] રેહેછે. ઉપાધિઓના સમુદાયને લઇને સંસાર થાયછે અને એ સમુદાય જ્યારે નિવૃત્ત થાય ત્યારે સંસાર નિવૃત્ત થાયછે. દીવો નાશ પામતાં જેમ મહાભૂતરૂપ તેજ નાશ પામતું નથી તેમ સંસાર નાશ પામતાં આત્મા કે જે સ્વયંપ્રકાશ, સ્થૂલ-સૂક્ષ્મ દેહથી અન્ય, આકાશની પેઠે સર્વનો આધાર, નિર્વિકાર અને અંત તથા ઉપમાથી રહિત છે તે નાશ પામતો નથી. હે રાજા! ભગવાનનાં ચિંતનનેલીધે યોગ્ય તર્કવાળી બુદ્ધિથી આ પ્રમાણે દેહાદિક ઉપાધિમાં રહેલા આત્માવિષે પોતે વિચાર કરો. આવો વિચાર કરશો તો બ્રાહ્મણના વચનથી પ્રેરાયેલો તક્ષક નાગ તમને બાળશે નહિ. કારણ કે મૃત્યુઓના પણ મૃત્યુરૂપ પરબ્રહ્મમાં કોઈ પણ મૃત્યુનાં કારણો ફાવી શકતાં નથી. "જે હુંછું તે પરમપદરૂપ બ્રહ્મજ છે અને જે પરમપદરૂપ બ્રહ્મ છે તે[2] હુંજ છું" એવી રીતે વિચાર કરી પોતાના આત્માને નિરૂપાધિક બ્રહ્મમાં ધરી દેશો તો ઝેરવાળાં મોહોડાંઓથી પગમાં કરડતા તક્ષક નાગને, શરીરને અને જગતને પણ આત્માથી જુદું

---

* આ પાંચમા અધ્યાયમાં સંક્ષેપથી પરબ્રહ્મનો ઉપદેશ કરીને પરીક્ષિત રાજાને તક્ષક કરડવાથી થવાના મૃત્યુની બીકનું નિવારણ કરવામાં આવશે.

૧ તેલને ઠેકાણે કર્મ કોડીઆંને ઠેકાણે મન, વાટને ઠેકાણે દેહ, અગ્નિના સંયોગને ઠેકાણે ચૈતન્યનો અધ્યાસ અને દીવાને ઠેકાણે સંસાર સમજવો. ૨ જે હું છું તે બ્રહ્મ છે એવી ભાવનાથી જીવને શોકાદિક મટેછે અને જે બ્રહ્મ છે તે હું છું એવી ભાવનાથી બ્રહ્મનું પરોક્ષપણું મટેછે.

દેખશો નહિ. હે બાપ પરીક્ષિત રાજા! વિશ્વના આત્મા ભગવાનની લીલાવિષે તમે જે મને પૂછ્યું હતું તે સઘળું મેં તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાને ઇચ્છો છો ? ૧૩

**एतत्ते कथितं तात यथात्मा पृष्टवान्नृप ।**
**हरेर्विश्वात्मनश्चेष्टां किं भूयः श्रोतुमिच्छसि ।**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશ-સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

**॥ सूत उवाच ॥***

**एतन्निशम्य मुनिनाऽभिहितं परीक्षि-**
**द्व्यासात्मजेन निखिलात्मदृशा समेन ।**
**तत्पादपद्ममुपसृत्य नतेन मूर्ध्ना बद्धां-**
**जलिस्तमिदमाह स विष्णुरातः ॥ १ ॥**

સૂત શૌનકને કેહેછે.—સર્વમાં આત્મદૃષ્ટિ રાખવાથી સમબુદ્ધિવાળા શુકદેવજીનો એ ઉપદેશ સાંભળીને પરીક્ષિત રાજાએ હાથ જોડી માથું નમાવીને તે ઉપર શુકદેવજીનાં ચરણકમળ ધર્યાં અને નીચેપ્રમાણે કહ્યું.

પરીક્ષિત કેહેછે.— હું કૃતાર્થ થયોછું. કારણ કે આપ દયાળુએ આદિ-અંતથી રહિત સાક્ષાત્ પરબ્રહ્મનું શ્રવણ કરાવવારૂપ અનુગ્રહ મારા ઉપર કર્યો. આપ જેવા ભગવદ્રૂપ મહાત્મા પુરૂષો સંસારના તાપોથી તપેલા મૂર્ખજનો ઉપર અનુગ્રહ કરે, એમાં હું ઘણું આશ્ચર્ય માનતો નથી. આપની પાસેથી આ પુરાણ સંહિતા અમે સાંભળી કે જેમાં ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું વર્ણન વારંવાર કરવામાં આવેછે. હે મહારાજ! હવે હું આપે દેખાડેલા નિર્ભય અને કૈવલ્યરૂપ પરબ્રહ્મમાં પેઠોછું તેથી તક્ષકાદિક મૃત્યુઓથી બીતો નથી. હે ગુરૂ! મને અનુજ્ઞા આપો. હું મારી વાણીને બંધ કરૂંછું અને જેણે વાસનાઓને છોડી દીધીછે એવા ચિત્તને ભગવાનમાં પેસાડી પ્રાણનો ત્યાગ કરૂંછું. જ્ઞાન અને વિજ્ઞાનની નિષ્ઠાથી મારૂં અજ્ઞાન અને તેના સંસ્કાર પણ મટી ગયાછે. આપે પરમ કલ્યાણરૂપ ભગવાનનું સ્વરૂપ મને દેખાડ્યું.

સૂત કેહેછે.—એપ્રમાણે બોલી રાજાએ પૂજેલા મહાત્મા શુકદેવજી તેમની સમ્મતિ લઇને સંન્યાસીઓની સાથે ત્યાંથી ગયા. ગંગાજીને કાંઠે ઉગમણી કોર અણીવાળા દર્ભોપર ઉત્તર દિશામાં મોહોડું રાખીને બેઠેલા, આસક્તિ રહિત, બ્રહ્મભૂત, મોટા યોગને પામેલા અને જેના સંશયો કપાઇગયાછે એવા રાજર્ષિ પરીક્ષિત પણ બુદ્ધિથી મનને પરમાત્મામાં ધરી તેમનું ધ્યાન કરવા લાગ્યા અને વૃક્ષની પેઠે લીનપ્રાણ થઇ ગયા. હે બ્રાહ્મણો! પછી ક્રોધ પામેલા બ્રાહ્મણના પુત્રે મોકલેલો તક્ષક નાગ પરીક્ષિત રાજાને મારવાની ઇંચ્છાથી જતો હતો ત્યાં માર્ગમાં તેણે કશ્યપ નામના બ્રાહ્મણને દીઠો. એ બ્રાહ્મણ વિષની ચિકિત્સાથી પરીક્ષિતનું રક્ષણ કરી દ્રવ્ય મેળવાની ઇચ્છાથી આવતો હતો તેની પરીક્ષા લેવાનેમાટે તક્ષક નાગે એક વડના ઝાડને પોતાની જીભથી ચાટીને ભસ્મ કરી નાખ્યું. એ ઝાડને પાછું અંકુરાદિક ક્રમથી પેલા બ્રાહ્મણે સજીવન કરતાં તક્ષકે જાણ્યું કે આ તો મારા મહિમાનો નાશ કરે એવો છે તે ઉપરથી તેણે એ બ્રાહ્મણને જેટલું ધન જોઇતું હતું તેટલું આપી રાજી કરીને પાછો વાળી મુકયો અને પોતે ઇચ્છામાં આવે તેવું રૂપધરવાને શક્તિમાન હોવાથી બ્રાહ્મણના વેષથી ગુપ્ત રહીને રાજાને કરડ્યો. પ્રથમથીજ બ્રહ્મભૂત થએલા રાજાની પાસે તક્ષકનું આવવું તો પિષ્ટપેષણની પેઠે વ્યર્થજ થયું. સર્વ પ્રા-

---

૧ શિષ્યના કૃતાર્થપણાની પરીક્ષા કરવાસારૂ પૂછે છે.

* આ છઠ્ઠા અધ્યાયમાં પરીક્ષિતનો મોક્ષ, તેના પુત્રે કરેલું સર્પહોમાદિક અને વેદશાસ્ત્રના વિભાગના પ્રકરણમાં ત્રણ વેદનો વિસ્તાર કેહેવામાં આવશે.

ણીઓ જોતાં એ રાજર્ષિ પરીક્ષિતનો દેહ ઝેરના અગ્નિથી તુરત ભસ્મ થઈ ગયો. પૃથ્વીમાં, આકાશમાં અને સઘળી દિશાઓમાં મોટો હાહાકાર વરતી રહ્યો. દેવ, અસુર અને મનુષ્ય આદિ સર્વે લોકો વિસ્મય પામી ગયા. દેવતાઓનાં દુંદુભિ વાગવા લાગ્યાં. ગંધર્વ અને અપ્સરાઓ ગાવા લાગ્યાં. પુષ્પની વૃષ્ટિઓ વરસવા લાગી. વિદ્વાનો 'સારૂં થયું, સારૂં થયું' એમ બોલવા લાગ્યા. જનમેજય રાજાએ પોતાના પિતા પરીક્ષિતને તક્ષકે ખાધેલા સાંભળી ક્રોધથી બ્રાહ્મણોને ભેળા કરીને યજ્ઞમાં સર્વ નાગલોકોને હોમવા માંડ્યા. એ સર્પયજ્ઞના પ્રદીપ્ત અગ્નિમાં મોટા મોટા નાગોને બળતા જોઇ ભયથી ઉદ્વેગ પામેલો તક્ષક નાગ ઇંદ્રને શરણે ગયો. પરીક્ષિતના પુત્ર જનમેજય રાજાએ પોતાના યજ્ઞમાં તક્ષકને નહિ દેખીને બ્રાહ્મણોને કહ્યું કે 'નાગલોકોમાં અધમ તક્ષક શામાટે બળતો નથી?' બ્રાહ્મણો બોલ્યા કે—'હે રાજેંદ્ર! ઇંદ્ર પોતાને શરણે આવેલા એ તક્ષકની રક્ષા કરેછે અને તેણે એ સર્પને અટકાવ્યોછે તેથી એ અગ્નિમાં પડતો નથી.' એ વચન સાંભળી ઉદાર બુદ્ધિવાળા જનમેજયે ઋત્વિજોને કહ્યું કે—'હે બ્રાહ્મણો! ત્યારે ઇંદ્રસહિત તક્ષકને અગ્નિમાં શામાટે નાખતા નથી?' એ સાંભળી બ્રાહ્મણોએ યજ્ઞમાં ઇંદ્રસહિત તક્ષકને 'હે તક્ષક! મરુદ્ગણના સ્વામી ઇંદ્રની સાથે તું અહીં તુરત પડ્ય.' એવી રીતે મંત્રોથી બોલાવ્યો. બ્રાહ્મણોએ કહેલાં એવી રીતનાં કઠોર વાક્યોથી તક્ષકસહિત ઇંદ્ર પોતાના સ્થાનમાંથી વિમાન શીખે ચાલ્યો અને મનમાં વ્યાકુલ થઈ ગયો. તે ઇંદ્રને વિમાનથી તક્ષક સહિત આકાશમાંથી પડતો જોઇને અંગિરાના પુત્ર બૃહસ્પતિએ તે જનમેજય રાજાને કહ્યું કે—"હે રાજા! તમારા હાથથી આ સર્પોના રાજાનો વધ થવો નહિ જોઇયે; કેમ કે તેણે અમૃત પીધું છે અને તેથી અજરામર થયોછે. તમારા પિતાના મરણનેસારૂ તક્ષક ઉપર ક્રોધ નહિ રાખવો જોઇએ; કારણ કે જીવને જીવન, મરણ અને પરલોક પોતાના કર્મથીજ થાયછે. એટલામાટે સુખ કે દુઃખને આપનારો બીજો કોઈ નથી. હે રાજા! સર્પ, ચોર, અગ્નિ, વીજળી કે રોગાદિકથી જીવનું જે મરણ થાયછે તે પોતાના પ્રારબ્ધકર્મનોજ ભોગ મળેછે એમ સમજવું. સર્પાદિક કાંઈ સ્વતંત્ર નથી પણ તેઓને પ્રારબ્ધકર્મજ પ્રેરેછે. એટલામાટે આ હિંસા ભરેલા યજ્ઞને આટલાથીજ સમાપ્ત કરો. બીજા સર્પો નિરપરાધ છતાં બળી ગયા તેમાં પણ તમારો દોષ નથી, કારણ કે જીવો પોતાની પ્રારબ્ધનેજ ભોગવેછે." આ પ્રમાણે બૃહસ્પતિએ કેહેતાં તેમના વચનને માન આપવાસારૂ જનમેજયે એ વાતનો સ્વીકાર કર્યો અને સર્પોના યજ્ઞને સમાપ્ત કરી બૃહસ્પતિની પૂજા કરી. હે શૌનકાદિક મુનિઓ! બ્રાહ્મણે કોપ કરીને પરીક્ષિત રાજાને માર્યા અને જનમેજયે કોપ કરીને સર્પોને મારી નાખ્યા તો એ કોપ કરવારૂપ મોહ વિદ્વાનોને પણ થયો એમાં કાંઈ આશ્ચર્ય સમજવું નહિ. કારણ કે વિષ્ણુની આ મોટી માયા અતર્ક્ય અને ટાળી નાખવી કઠણ છે કે જેથી વિષ્ણુનાજ અંશરૂપ પ્રાણીઓ બીજા પ્રાણીઓ ઉપર ક્રોધાદિક વૃત્તિઓનેલીધે મોહ પામેછે. એ માયા આત્મવિચાર વિના બીજાં સર્વ સ્થલોમાં નિર્ભય રહેછે. આત્મવાદી પુરૂષો જ્યારે વારંવાર આત્મવિચાર કરેછે ત્યારેજ આત્મામાં આ માયારૂપ મિથ્યા ઢોંગ પેઠો છે એમ જાણવામાં આવતાં માયા પોતે નિર્ભય રીતે પ્રકાશી શકતી નથી, કે જે આત્મવિચારમાં માયાના આશ્રયવાળો અનેક પ્રકારનો વાદ અને સંકલ્પ તથા વિકલ્પરૂપ વૃત્તિવાળું મન પણ રેહેતું નથી. અહંકારાદિક ઉર્મિઓનો નિષેધ કરીને આત્મસ્વરૂપ કે જેમાં ઇંદ્રિયો, કર્મ, એ બન્નેથી થવાનું ફળ કે એ ત્રણેથી સંબંધ રાખનાર અહંકા-

રાત્મક જીવપણું રેહેતું નથી અને સઘળાં બાધ્ય તથા બાધકોને નિરાસ થઈ જાયછે તેમાંજ વિવેકી પુરૂષે અત્યંત રમણ કરવું જોઇએ. અનાત્મ પદાર્થોનો ત્યાગ કરવાને ઇચ્છતા અને તેથીજ દેહાદિકમાં અહંભાવ છોડી દઇને આત્માવિના બીજા કશામાં પ્રેમ નહિ રાખનારા વિદ્વાનલોકો અનાત્મ પદાર્થોનો નિષેધ કરતાં કરતાં જણાએલા એ આત્મસ્વરૂપનેજ વિષ્ણુનું પરમ પદ કેહેછે કે જેનો સમાધિવાળા પુરૂષોએ ધ્યાનાદિકથી હૃદયમાં આલિંગન કરીને પરિપૂર્ણ નિશ્ચય કરેલોછે. જે લોકોને દેહ અને ઘરમાં 'હું અને મારૂં' એવું મિથ્યાભિમાન ન હોય તેઓજ એ વિષ્ણુના પરમ પદને પામેછે. એટલામાટે યોગ્ય તો એ છે કે પરાયાં દુર્વચનોનું સહન કરવું, કોઇનું અપમાન કરવું નહિ અને આ દેહનું અભિમાન રાખી કોઇની સાથે વૈર કરવું નહિ. મહાત્મા અને અકુંઠિત જ્ઞાનવાળા વેદ વ્યાસને હું પ્રણામ કરૂંછું કે જેના ચરણારવિંદના ધ્યાનથી આ ભાગવત સંહિતાનું જ્ઞાન મળ્યું છે.

શૌનક પૂછે છે.—હે સૌમ્ય! અમને પુરાણોની સંહિતાઓના વિભાગ વિશેષ રીતે જાણવાની ઇચ્છા છે તો તે પ્રસંગમાં વેદના વિભાગવિષે પણ પૂછીએ છીએ કે વ્યાસના શિષ્ય અને વેદોના પ્રવર્ત્તાવનાર પૈલ આદિ મહાત્મા ઋષિઓએ કેટલા પ્રકારથી વેદોના વિભાગ કર્યા છે એ વિષય અમને કહો.

સૂત કેહેછે.—હે શૌનક મુનિ! સમાધિ ધરીને બેઠેલા મોટા દેવ બ્રહ્માના હૃદયાકાશમાંથી પ્રથમ નાદ ઉત્પન્ન થયો કે જે નાદ, કાનને આંગળીઓ આદિથી રોકી દઇએ ત્યારે આપણના પણ કાંઇક અનુભવમાં આવેછે અને જે નાદની ઉપાસનાથી યોગીઓ અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવરૂપ પોતાના મેલને મટાડી નાખીને મોક્ષ પામેછે. એ નાદમાંથી, સ્વયંપ્રકાશ અને જેની ઉત્પત્તિ સ્પષ્ટ જાણવામાં આવતી નથી એવો અકારાદિક ત્રણ અક્ષરમય ઓંકાર થયો. એ ઓંકાર સર્વવ્યાપક પરમાત્મા ભગવાનને જણાવનાર છે કે જે પરમાત્મા, સઘળું શૂન્ય થઈ જતાં પણ પોતે જાણનાર હોવાથી કાન રોકાઈ ગયા છતાં પણ એ અવ્યક્ત ઓંકારને સાંભળેછે. (જીવ તો પોતે ઇંદ્રિયોને આધીન હોવાથી કાન બંધ થયાના સમયમાં કાંઈ પણ સાંભળી શકેજ નહિ. સુતેલો માણસ કોઇનો શબ્દ સાંભળીને જાગેછે ત્યારે એ શબ્દ કોણે સાંભળ્યો એમ વિચાર કરીએ તો ઇંદ્રિયો લીન હોવાથી જીવને શ્રવણ થવું નહિ ઘટતાં પરમાત્માજ સાંભળેછે અને સાંભળીને જીવને જગાડેછે એમ ઠરેછે તેમ આ સ્થલમાં પણ જીવને જે નાદનો કાંઇક અનુભવ થાયછે તે પરમાત્માને લઇનેજ થાયછે એમ સમજવું.) હૃદયાકાશમાં આત્માથી પ્રકટ થએલા એ ઓંકારમાંથી વૈખરી વાણી પ્રકટ થઇછે. પોતાના આશ્રયરૂપ અને સર્વવ્યાપક સાક્ષાત્ પરમાત્માના નામરૂપ એ ઓંકારજ સર્વ મંત્રોનું સૂક્ષ્મરૂપ છે, કારણ કે એજ વેદોનું નિર્વિકાર બીજ છે. હે શૌનક! એ ઓંકારના અકાર, ઉકાર અને મકારરૂપ ત્રણ અક્ષરો પ્રકટ થયા કે જેઓમાં સત્વ રજ અને તમ, ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ, ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોક તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ ઇત્યાદિક ત્રણ પદાર્થોનો અનુક્રમથી સમાવેશ કલ્પેલોછે. બ્રહ્માએ એ ત્રણ અક્ષરોમાંથી અક્ષરોનો સમુદાય સ્રજ્યો કે જે સમુદાયમાં અંતસ્થા[1], ઉષ્મા[2], સ્વર[3], સ્પર્શ[4], હ્રસ્વ અને દીર્ઘાદિક આવી જાયછે. બ્રહ્માએ યજ્ઞસંબંધી કર્મોનો ઉપદેશ કરવાસારૂ એ અક્ષરોના સમુદાયમાંથી ચાર મોહોડાંવતે વ્યાહૃતિઓ[5] સહિત અને ઓંકાર સહિત ચાર વેદને સ્રજ્યા. પછી બ્રહ્માએ વેદના ઉચ્ચારણાદિકમાં નિ-

૧ ય ર લ વ. ૨ શ ષ સ હ. ૩ અકારાદિક. ૪ કથી તે મ સુધી પાંચ વર્ગના અક્ષરો. ૫ ભૂઃ ભુવઃ અને સ્વઃ એ ત્રણ વ્યાહૃતિઓ કહેવાય છે.

પુણ પોતાના પુત્ર મરીચિઆદિ બ્રહ્મર્ષિઓને તે વેદ ભણાવ્યા અને ધર્મનો ઉપદેશ કરનારા એ બ્રહ્મર્ષિઓએ પોતાના પુત્રોને ભણાવ્યા. એ વેદો નિયમોને ધરનારા તે તે શિષ્યો અને પ્રશિષ્યોની પરંપરાથી ચારે યુગમાં ચાલ્યા આવેછે. દ્વાપરયુગના અંતમાં મોટા ઋષિઓએ તેઓના વિભાગ કર્યા હતા. પુરૂષોને કાળની ગતિથી થોડી આયુષ્યવાળા, ક્ષીણ શક્તિવાળા અને અલ્પબુદ્ધિવાળા જોઇને હૃદયમાં રહેલા ભગવાને પ્રેરેલા એ ઋષિઓએ વેદના વિભાગ કર્યા હતા. આ વૈવસ્વત મન્વંતરમાં તો ધર્મના રક્ષણનેસારૂ બ્રહ્મા અને સદાશિવ આદિ લોકપાલોએ પ્રાર્થના કરતાં લોકોનું પાલન કરનાર ભગવાન્ પોતાની માયાના સત્વગુણના અંશથી વેદવ્યાસરૂપે પરાશર ઋષિના વીર્યથી સત્યવતીમાં અવતર્યા છે તેમણે એક વેદના ચાર વિભાગ કર્યાછે. જેમ અનેક મણિઓના ઢગલામાંથી માણિક્યાદિક મણિઓને નોખનોખા વીણી કાહાડવામાં આવેછે તેમ મંત્રોના સમૂહરૂપ એક વેદમાંથી ऋच्, यजुष, सामन्, अथर्वन् નામના મંત્રોને વર્ગપ્રમાણે નોખનોખા કાહાડી તે મંત્રોથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ નામની ચાર સંહિતાઓ વ્યાસે કરી. પછી મોટી બુદ્ધિવાળા વ્યાસે ચાર શિષ્યોને બોલાવિને એક એકને તે સંહિતાઓમાંથી એક એક સંહિતા આપી. પૈલને બહ્વૃચ નામની પેહેલી ઋગ્વેદની સંહિતા આપી. વૈશંપાયનને નિગદ નામની યજુર્વેદની સંહિતા આપી. જૈમિનિને છંદોગ નામની સામવેદની સંહિતા આપી. સુમંતુ નામના પોતાના શિષ્યને અથર્વાંગિરસી નામની અથર્વ વેદની સંહિતા આપી. પૈલ મુનિએ ઇંદ્રપ્રમિતિ અને બાષ્કલ નામના બે શિષ્યોને પોતાની સંહિતા ભણાવ્યા. બાષ્કલે પોતાની સંહિતાના ચાર ભાગ કરીને બોધ્ય, યાજ્ઞવલ્ક્ય, પરાશર અને અગ્નિમિત્ર, એ ચાર શિષ્યોને ભણાવ્યા. જ્ઞાનવાળા ઇંદ્રપ્રમિતિએ માંડૂકેય નામના પોતાના વિદ્વાન્ શિષ્યને પોતાની સંહિતા ભણાવી. માંડૂકેયના શિષ્ય દેવમિત્રે સૌભરિ આદિ શિષ્યોને ભણાવી. માંડૂકેયના પુત્ર શાકલ્યે પોતાની સંહિતાના પાંચ ભાગ કરીને વાત્સ્ય, મુદ્ગલ, શાળી, ગોખલ્ય અને શિશિર નામના શિષ્યોને ભણાવ્યા. શાકલ્યના છઠ્ઠા શિષ્ય જાતૂકર્ણ્યે પોતાની સંહિતાના ત્રણ ભાગ કરી અને વૈદિક પદાર્થોના વ્યાખ્યાનરૂપ નિરૂક્ત નામનો ચોથો ભાગ કરી બલાક, પૈજ, વૈતાલ અને વિરજ નામના ચાર શિષ્યોને ભણાવ્યા. બાષ્કલના પુત્ર બાષ્કલિએ ઉપર કહેલી સર્વ શાખાઓમાંથી વાલખિલ્ય નામની સંહિતા કરી અને તે સંહિતાને બાલાયનિ, ભજ્ય અને કાશાર નામના શિષ્યો ભણ્યા. આ ઋગ્વેદની સંહિતાઓનું એ બ્રહ્મર્ષિઓએ ધારણ કર્યું. આ વેદનો વિસ્તાર સાંભળવાથી મનુષ્ય સર્વ પાપથી છૂટેછે. વૈશંપાયનના શિષ્યો યજુર્વેદ ભણ્યા તેથી તેઓ યજ્ઞમાં અધ્વર્યુની પદવી ધરાવનારા થયા. એઓએ પોતાના ગુરૂ વૈશંપાયનને બ્રહ્મહત્યા લાગતાં તે પાપ મટાડવાનું વ્રત ગુરૂને બદલે પોતે કર્યું હતું તેથી તેઓ ચરકાધ્વર્યુ કહેવાય છે. બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરાવવાના સમયમાં વૈશંપાયનના શિષ્ય યાજ્ઞવલ્ક્યે ગુરૂને કહ્યું કે "હે મહારાજ ! થોડી દૃઢતાવાળા બીજા શિષ્યો પ્રાયશ્ચિત્ત કરશે તેથી શું વળશે ? એ અત્યંત કઠણ પ્રાયશ્ચિત્ત હું એકલોજ કરીશ." આ ઉપરથી વૈશંપાયને કોપ કરીને યાજ્ઞવલ્ક્યને કહ્યું કે—" તું જતો રેહે. તું કે જે બીજા બ્રાહ્મણોનું અપમાન કરનાર શિષ્ય છો તેનું મારે પ્રયોજન નથી. મારી પાસેથી તેં જે અધ્યયન કર્યું છે તેને તુરત છોડી દે." ગુરૂએ આ પ્રમાણે કેહેવાથી દેવરાતના પુત્ર તે યાજ્ઞવલ્ક્ય યજુર્વેદના મંત્રોને ઓકી નાખીને ત્યાંથી જતા રહ્યા. એ મંત્રોને બીજા

મુનિઓએ દીઠા. પછી તે મંત્રોમાં અભિલાષનેલીધે તે મુનિઓએ તેતર પક્ષી થઈને એ મંત્રોને લઈ લીધા. 'બ્રાહ્મણરૂપથી ઓકી કાહાડેલને લેવું એ યોગ્ય નહિ' એવા વિચારથી તેઓએ તેતર થઈને એ મંત્રોને લીધા. પછી એ મંત્રોના સમુદાયમાંથી પેટાના કેટલાક વિભાગ થતાં તેઓમાંથી તૈત્તિરીય એવા નામની અત્યંત રમણીય યજુર્વેદની શાખાઓ થઈ. પછી હે શૌનકમુનિ ! ગુરૂની પાસે નહતા એવા અધિક મંત્રોને શોધતા યાજ્ઞવલ્કય ઋષિએ સર્વ વેદોના સ્વામી સૂર્યની નીચેપ્રમાણે સ્તુતિ કરી.

યાજ્ઞવલ્કય સ્તુતિ કરેછે.— હે સૂર્યદેવ ! આપ કે જે જરાયુજ આદિ ચાર પ્રકારના પ્રાણિઓના સમૂહરૂપ બ્રહ્માથી તે સ્તંબ સુધીનાં સઘળાં જગતમાં હૃદયની અંદર આત્મસ્વરૂપથી અને બાહાર ક્ષણ, લવ, તથા નિમેષરૂપ ઘણાં અવયવોવાળાં વર્ષોના સમૂહવાળા કાળરૂપથી રહ્યા છતાં પણ આકાશની પેઠે ઉપાધિથી ઢંકાતા નથી અને પ્રતિવર્ષે જલના શોષણથી અને વરસાવવાથી એકલાજ આ જગતની જીવિકાને ચલાવ્યા કરોછો તેમને હું વારંવાર પ્રણામ કરૂંછું. હે દેવતાઓમાં ઉત્તમ ! હે તપાવનાર ! હે વેદવિધિથી ત્રણ સમયમાં સ્તુતિ કરતા ભક્તોનાં સઘળાં પાપ, દુઃખ અને અજ્ઞાનને બાળી નાખનાર ! હે સૂર્ય ! આપનું જે આ મંડલ દિવસે દિવસે તપેછે તેનું અમો સારી રીતે સન્મુખ થઇને ધ્યાન કરીએ છીએ. હે સૂર્ય ! જે આપ આ જગતમાં પોતાનાં સ્થાનકરૂપ સ્થાવર-જંગમ અનેક જીવોના જડરૂપ મન, ઇંદ્રિય અને પ્રાણના સમૂહોને પોતે અંતર્યામી આત્મારૂપે પ્રેરોછો તેમને અમો વારંવાર પ્રણામ કરીએ છીએ. હે સૂર્યદેવ ! મહાદયાળુ આપ કે જે અત્યંત કરાલ મોહોડાવાળા અંધકાર નામના અજગરે ગળેલા અને તેથી શબની પેઠે ભાન રહિત થએલા આ લોકને જોઈ દયાનેલીધે દર્શનવડેજ ઉઠાડીને પ્રત્યેક દિવસે સમયસર કલ્યાણરૂપ સ્વધર્મ નામની આત્મનિષ્ઠામાં પ્રવર્ત્તાવોછો અને રાજાની પેઠે દુષ્ટલોકને ભય આપતા ફરોછો તેમને હું વારંવાર પ્રણામ કરૂંછું. હે સૂર્યદેવ ! આપ કે જેને ચારેકોર દિક્પાલ દેવતાઓ સ્થળે સ્થળે કમળના કોશવાળી અંજળિઓથી અર્ધ્ય આપેછે તેમને હું વારંવાર પ્રણામ કરૂંછું. હે મહારાજ ! આપ એવા છો એટલામાટે ત્રૈલોક્યના અધિપતિઓએ વંદેલાં આપનાં બે ચરણારવિંદને હું બીજાઓએ નહિ જાણેલા અને સારથી ભરેલા યજુર્મંત્રોની ઇચ્છાથી ભજુંછું.

સૂત કેહેછે.— આ પ્રમાણે યાજ્ઞવલ્કયે સ્તુતિ કરતાં તે સ્તુતિથી પ્રસન્ન થએલા સૂર્યદેવે ઘોડાનું રૂપ ધરીને યાજ્ઞવલ્કયને તેની માગણી પ્રમાણે યજુર્મંત્રો આપ્યા. યાજ્ઞવલ્કયે એ સૈકડો મંત્રોમાંથી પંદર શાખા કરી. સૂર્યે પોતાની કેશવાળીથી અથવા વેગથી આપી એટલામાટે વાજસની એવા નામથી પ્રખ્યાત થએલી તે શાખાઓને કણ્વ અને માધ્યંદિન આદિ બ્રાહ્મણોએ લીધી. સામવેદ ભણનારા જૈમિનિએ પોતાના સુમંતુ નામના પુત્રને અને સુન્વાન્ નામના પૌત્રને એક એક સંહિતા ભણાવી. પછી વળી સુકર્મા નામનો જૈમિનિનો મહાબુદ્ધિમાન્ શિષ્ય હતો તેણે સામવેદરૂપી વૃક્ષના અનેક મંત્રોમાંથી નોખનોખી સંહિતાઓ કરીને હજાર શાખાઓ કરી. સુકર્મા પાસેથી કૌશલ્ય, હિરણ્યનાભ, પૌષ્યંજિ, અને વેદમાં નિપુણ આવંત્ય નામના ત્રણ શિષ્યોએ સંહિતાઓનું ગ્રહણ કર્યું. એ હિરણ્યનાભ પૌષ્યંજિ અને આવંત્યની પાસેથી પાંચસો શિષ્યો સામવેદને ભણ્યા હતા. તેઓ સઘળા જોકે ઉત્તરદિશાના રેહેવાશી હતા તોપણ કાલનેલીધે તેઓમાંથી કેટલાએક પૂર્વદિશાના રેહેવાશી કેહેવાઇ ગયાછે. પૌષ્યંજિના લૌગાક્ષિ, માં-

ગલિ, કુલ્ય, કુશીદ અને કુક્ષિ નામના બીજા પણ શિષ્યો હતા તેઓએ સો સો સંહિતાઓનું ગ્રહણ કર્યું હતું. હિરણ્યનાભના બીજા શિષ્ય કૃતે ચોવીશ સંહિતાઓ શિષ્યોને ભણાવી હતી. અવશેષ રહેલી સંહિતાઓને જ્ઞાનવાળા આવંત્યે પોતાના શિષ્યોને ભણાવી હતી.

**कृतो हिरण्यनाभस्य चतुर्विंशति संहिताः । शिष्य ऊचे स्वशिष्येभ्यः शेषा आवंत्य आत्मवान् ॥ ८० ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥ *

**अथर्ववित्सुमंतुश्च शिष्यमध्यापयत्स्वकाम् । संहितां सोपि पथ्याय वेददर्शाय चोक्तवान् ॥**

સૂત કેહેછે.— અથર્વવેદ જાણનારા સુમંતુએ પોતાના કબંધ નામના શિષ્યને અથર્વવેદ ભણાવ્યો અને કબંધે વિભાગ કરીને પથ્ય અને વેદદર્શ નામના બે શિષ્યોને ભણાવ્યો. વેદદર્શે પોતાની સંહિતાના ચાર ભાગ કરી શૌલ્કાયનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયની નામના ચાર શિષ્યોને ભણાવ્યા અને પથ્યે, કુમુદ, શુનક અને જાજલિ નામના શિષ્યોને પોતાની સંહિતાના ત્રણ ભાગ કરીને ભણાવ્યા. શુનકના બભ્રુ અને સૈંધવાયન નામના બે શિષ્યો હતા તેઓ બે સંહિતાઓને ભણ્યા. સૈંધવાયનાદિકના સાવર્ણિઆદિ, નક્ષત્રકલ્પ, શાંતિકલ્પ, કશ્યપ અને આંગિરસ આદિ શિષ્યો હતા, એ સઘળા અથર્વવેદના આચાર્ય કેહેવાયછે. હવે પુરાણોના આચાર્યોવિષે કહુંછું તે સાંભળો. ત્રય્યારૂણિ, કશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, વૈશંપાયન અને હારીત, એ છ પુરાણોના આચાર્ય થયા. પ્રથમ વેદવ્યાસે પુરાણોની છ સંહિતાઓ કરીને મારા પિતા રોમહર્ષણને ભણાવી હતી અને રોમહર્ષણના મુખથી ઉપર કહેલા છ જણા ભણ્યા હતા. હું કે જે એ છ જણાનો શિષ્ય છું તે, એઓની પાસેથી એક એક સંહિતા ભણવાથી સઘળી સંહિતાઓ શીખ્યોછું. પુરાણોની જે ચાર મૂલ સંહિતાઓ છે તેઓને કશ્યપ, હું, સાવર્ણિ અને અકૃતવ્રણ એ ચાર જણા, વ્યાસના શિષ્ય પાસેથી ભણ્યા છીએ. હે શૌનક મુનિ ! વેદ અને શાસ્ત્રના અનુસારથી વિદ્વાનોએ પુરાણનું જે લક્ષણ ઠરાવ્યું છે તે સાંભળો. સર્ગ, વિસર્ગ, વૃત્તિ (સ્થાન), રક્ષા (પોષણ), મન્વંતર, વંશ તથા વંશજોનું ચરિત્ર, (ઈશાનુકથા) સંસ્થા, (નિરોધ) મુક્તિ, હેતુ (ઉતિ), અને અપાશ્રય, એ દશ વિષયો જેમાં હોય તેને વિદ્વાનો પુરાણ કેહેછે. કેટલાએક કેહેછે કે સર્ગ, વિસર્ગ, વંશ, વંશજોનું ચરિત્ર, અને મન્વંતર એ પાંચ વિષયો જેમાં હોય તે પુરાણ કેહેવાય. આ મતભેદમાં એવી વ્યવસ્થા છે કે દશે વિષયોનાં જેમાં નોખનોખાં નિરૂપણ કર્યાં હોય તે મહાપુરાણ અને જેમાં બીજાઓનો અંતર્ભાવ કરીને પાંચ વિષયોનુંજ નિરૂપણ કર્યું હોય તે અલ્પ પુરાણ સમજવું. પ્રધાનના ગુણોનો ક્ષોભ થતાં મહત્તત્ત્વની, મહત્તત્ત્વથી ત્રણ પ્રકારના અહંકારની અને અહંકારમાંથી દેવતા, ઇંદ્રિયો તથા પંચ તત્ત્વોની જે ઉત્પત્તિ થાયછે તેને સર્ગ એવું નામ આપેલું છે. ઇશ્વિર જેઓને શક્તિ આપેછે એવાં એ મહત્તત્ત્વાદિકમાંથી થતો અને એકબીજમાંથી થતા બીજા બીજની પેઠે પ્રવાહરૂપે ચાલતો આ તેઓના સમુદાયરૂપ સ્થાવર-જંગમ પ્રપંચ, વિસર્ગ કેહેવાયછે. જંગમ પ્રાણીઓની સામાન્ય રીતે સ્થાવર પ્રાણીઓ આજીવિકા છે અને જંગમ પ્રાણીઓ પણ માંસ ખાવાના રાગનેલીધે આજીવિકા છે તો

* આ સાતમા અધ્યાયમાં અથર્વવેદનો વિસ્તાર, પુરાણોના વિભાગ અને પુરાણોનાં લક્ષણ કહેવામાં આવશે.

તેઓમાં મનુષ્યોનેમાટે રાગથી અથવા શાસ્ત્રના વચન ઉપરથી જે આજીવિકા ઠરેલ છે તે વૃત્તિ કેહેવાય છે. પશુ, પક્ષી, મનુષ્ય, ઋષિ અને દેવતાઓમાં ભગવાન્ અવતારો ધરીને યુગે યુગે જે લીલા કરેછે તે જગતની રક્ષા કેહેવાયછે કે જે અવતારોથી અધર્મીઓનો નાશ થાયછે. મનુ, દેવતાઓ, મનુના પુત્રો, ઈંદ્ર, સપ્તર્ષિઓ અને ભગવાનનો અંશાવતાર, એ છ મળીને મન્વંતર કેહેવાય છે. શુદ્ધ રાજાઓની ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની સંતતિને 'વંશ' એવું નામ આપેલું છે અને તે રાજાઓના તથા તેઓના વંશજોના ચરિત્રને 'વંશાનુચરિત' એવું નામ આપેલું છે. જગતના નૈમિત્તિક, પ્રાકૃતિક અને નિત્ય લયનું 'સંસ્થા' એવું નામ વિદ્વાનોએ રાખેલું છે અને આત્યંતિક લયનું નામ 'મુક્તિ' એવું રાખેલું છે કે જે ચારે પ્રકારના લય માયાથી થાયછે. અવિદ્યાનેલીધે કર્મ કરનાર જીવ કે જેને ચૈતન્યને મુખ્ય ગણુનારા લોકો અનુશયી કેહેછે અને ઉપાધિને મુખ્ય ગણુનારા લોકો અવ્યાકૃત કેહેછે તેની વાસનાઓ આ જગતની સૃષ્ટિ આદિ થવામાં કારણરૂપ થાયછે માટે હેતુ કેહેવાય છે. પરબ્રહ્મ કે જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં જીવપણાથી વર્તનારા માયામય વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞમાં અનુસ્યૂત છે અને સમાધિ આદિમાં એઓથી નકરૂં પણ છે તે અપાશ્રય કેહેવાય છે. ઘટાદિક પદાર્થોમાં જેમ માટી આદિ વસ્તુ અનુસ્યૂત છે અને એઓથી નકરી પણ છે તેમ ગર્ભાધાનથી તે મરવાસુધીની દેહની અવસ્થાઓમાં અધિષ્ઠાનપણાથી બ્રહ્મ અનુસ્યૂત છે અને એઓથી નકરૂં પણ છે. સઘળાં રૂપ અને નામોમાં 'સત્' પણાથી એ બ્રહ્મજ રહેલ છે. જ્યારે ત્રણ ગુણની વૃત્તિઓરૂપ પ્રપંચને મિથ્યા સમજીને પોતાની મેળેજ ચિત્ત વિરામ પામે અથવા યોગના બળથી ચિત્ત વિરામ પામે ત્યારે એ બ્રહ્મ જાણુવામાં આવેછે અને સઘળો સંસાર નિવૃત્ત થાયછે. ઉપર કહેલાં લક્ષણોથી જાણુવામાં આવતાં મહાપુરાણો અને અલ્પપુરાણો અઢાર છે એમ પૂર્વના વિદ્વાન્ મુનિઓ કેહેછે. બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરૂડપુરાણ, નારદપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્ત્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ અને બ્રહ્માંડપુરાણ, એ અઢાર પુરાણ કેહેવાય છે. હે શૌનકઋષિ! વેદવ્યાસ અને તેમના શિષ્ય, પ્રશિષ્ય તથા તેઓના શિષ્યોએ શાખાઓનો જે વિસ્તાર કરેલ છે તે સંબંધી આ વિષય મેં તમોને કહી સંભળાવ્યો કે જેને કેહેનારા તથા સાંભળનારાઓનું બ્રહ્મતેજ વધેછે. ૨૫

**ब्रह्मन्निदं समाख्यातं शाखाप्रणयनं मुनेः ।**
**शिष्यशिष्यप्रशिष्याणां ब्रह्मतेजोविवर्द्धनम् ॥**

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ शौनक उवाच ॥*

**सूत जीव चिरं साधो वद नो वदतांवर ।**
**तमस्यपारे भ्रमतां नृणां त्वं पारदर्शनः ॥ १ ॥**

શૌનકઋષિ પૂછેછે[1].— હે સૂત! હે સાધુ! તમે ચિરંજીવી રહો. હે કેહેનારાઓમાં ઉત્તમ! અપાર સંસારમાં ભટકતાં મનુષ્યોને તમે પાર દેખાડનારા છો માટે અમારા પ્રશ્નનો ઉત્તર આપો. મૃકંડના પુત્ર માર્કંડેય ઋષિને લોકો ચિરંજીવી કેહેછે તો જેમાં સઘળા જગતનો નાશ થઈ જાયછે એવા કલ્પાં-

* આ આઠમા અધ્યાયમાં માર્કંડેયની તપશ્ચર્યા, કામાદિક મોહ કરનારાઓથી તેમને મોહ ન થયો, અને નરનારાયણની સ્તુતિ કરી, એ કથા કેહેવામાં આવશે.

૧ પુરાણુના વિભાગ સાંભળીને પુરાણુના કર્તા માર્કંડેયના ચરિત્રવિષે પૂછે છે.

તમાં એક માર્કંડેય શી રીતે અવશેષ રેહેવા સંભવે? વળી એ માર્કંડેય આ કલ્પમાંજ અમારા કુળમાં ઉત્પન્ન થયાછે, કેમ કે ભૃગુકુલમાં એ ઉત્તમ ગણાયછે. તો ભૃગુકુલ ચાલ્યા પછી આજસુધીમાં પ્રાણીઓનો કોઇ પ્રાકૃતિક કે નૈમિત્તિક પ્રલય થયો નથી માટે એમને પ્રલયમાં અવશેષ રહેલા શી રીતે માની શકાય? વળી એમ કેહેવાયછે કે એ માર્કંડેય પ્રલયના સમુદ્રમાં એકલાજ ફરતા હતા ત્યાં વડના પાંદડાના પડીઆમાં એક અદ્‌ભુત બાલક તેમના જોવામાં આવ્યો હતો તો પ્રલયમાં એ વડ આદિ રેહેવું શી રીતે સંભવે? હે સૂત! આ અમને મોટો સંશય છે અને તેનો ઉત્તર સાંભળવાને અમને કૌતુક છે. તમે કેવળ મોટા યોગી છો એટલુંજ નહિ પણ પુરાણોમાં પણ જ્ઞાતા મનાઓછો માટે અમારા એ સંશયને કાપો.

સૂત કેહેછે.— હે મોટા ઋષિ! આ તમે લોકોની ભ્રાંતિને મટાડનાર પ્રશ્ન કર્યું કે જે વિષયમાં કલિયુગના મેલને મટાડનારી નારાયણની કથા આવેછે. પિતા પાસેથી ગર્ભાધાના-દિકના અનુક્રમે ઉપનયન સંસ્કાર મળ્યા પછી માર્કંડેય વેદ ભણીને ધર્મની રીતિથી તપ અને સ્વાધ્યાયમાં લાગ્યા હતા. નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળતા હતા. જટા, વલ્કલ વસ્ત્ર, કમંડલુ, દંડ, ઉપવીત, મેખલા, કાળીઆર મૃગનું ચર્મ, ફેરવવાની માળા અને દર્ભોને ધરતા હતા. ધર્મનીવૃદ્ધિને સારૂ શાંતપણાથી બન્ને સંધ્યામાં અગ્નિ, સૂર્ય, ગુરૂ, બ્રાહ્મણ અને પોતાના શરીરમાં ભગવાનનું પૂજન કરતા હતા. સાયંકાલે અને પ્રાતઃકાલે ભિક્ષા લાવીને ગુરૂને આપી દેતા હતા અને ગુરૂ આજ્ઞા આપે તો મૌન રાખીને એકવાર જમતા હતા. ગુરૂ આજ્ઞા ન આપે તો ઉપવાસ પણ કરતા હતા. આ પ્રમાણે લાખ વર્ષ સુધી તપ અને સ્વાધ્યાયમાં તત્પર રહીને ભગવાનનું આરાધન કરવાથી તે માર્કંડેય, મહાદુર્જય મૃત્યુને જીત્યા હતા. માર્કંડેયે મૃત્યને જીત્યો તેથી બ્રહ્મા, ભૃગુ, સદાશિવ, દક્ષ, બીજા પણ બ્રહ્માના પુત્રો, મનુષ્ય, દેવ, પિતૃ અને સઘળા પ્રાણીઓ બહુજ વિસ્મય પામ્યા. એ પ્રમાણે તપ, સ્વાધ્યાય, અને જિતેંદ્રિયપણાની સાથે નૈષ્ઠિક બ્રહ્મચર્યને પાળતા એ યોગી માર્કંડેય, રાગાદિક દોષથી રહિત મનથી ભગવાનનું ધ્યાન કરતા હતા. એ પ્રમાણે મોટા યોગથી ચિત્તને વશ્ય કરતા એ માર્કંડેયને છ મન્વંતરરૂપ મોટો કાળ વ્યતીત થયો. આ સાતમા મન્વંતરમાં એ વાત જાણી તેમના તપથી બીનેલા ઇંદ્રે તપમાં વિઘ્ન કરવાનો આરંભ કર્યો. ઇંદ્રે મુનિને તપમાંથી ભ્રષ્ટ કરવાસારૂ ગંધર્વ, અપ્સરા, કામદેવ, વસંતઋતુ, મલયાચલનો પવન, લોભ અને મદને તેમના આશ્રમમાં મોકલ્યા. એઓ હિમાલયના ઉત્તરભાગમાં તેમનો આશ્રમ કે જ્યાં પુષ્પભદ્રા નામની નદી અને ચિત્રા નામની શિલા છે ત્યાં ગયા. એ માર્કંડેયનો પવિત્ર આશ્રમ કે જેમાં પવિત્ર ઝાડ અને લતાઓ શોભી રહ્યાં હતાં, પવિત્ર બ્રાહ્મણોનાં ટોળાં રેહેતાં હતાં, જલાશયો પવિત્ર અને નિર્મળ હતાં, મદોન્મત્ત ભ્રમરો ગાયન કરતા હતા, મદોન્મત્ત કોયલપક્ષીઓ ટૌકારા કરતાં હતાં, મદોન્મત્ત મયૂરો નટની પેઠે નાચતા હતા અને બીજાં પણ મદોન્મત્ત પક્ષીઓનાં ટોળાં વ્યાપી રહ્યાં હતાં તેમાં હિમના ધોધના બિંદુઓને લઇને પેઠેલો, પુષ્પોની સુગંધીવાળો અને કામદેવને વૃદ્ધિ આપતો વાયુ વાવા લાગ્યો. પ્રદોષકાલમાં ચંદ્રના ઉદયવાળી અને કોમલ પલ્લવ તથા ગુચ્છવાળાં પરસ્પરની સાથે મળેલાં ઝાડ અને લતાઓના સમૂહવાળી વસંતઋતુ ત્યાં પ્રકટ થઈ. ઇંદ્રના એ સઘળા અનુચરોએ, અગ્નિમાં હોમ કરી ધ્યાનથી આંખો વીચીને બેઠેલા અને દેહધારી અગ્નિની પેઠે અસહ્ય તેજવાળા માર્કંડેયને દીઠા. માર્કંડેયની સામે સ્ત્રીઓ નાચવા લાગી અને ગંધર્વો ગાવા

લાગ્યા તથા મૃદંગ, વીણા અને પણવો લઇને મનોહર રીતે બજાવવા લાગ્યા. તે સમયમાં કામદેવે શોષણ, દીપન, સંમોહન, તાપન તથા ઉન્માદન નામનાં પાંચ મુખવાળું અસ્ત્ર પોતાના ધનુષમાં સાંધ્યું. વસંત, લોભ અને બીજાપણ ઇંદ્રના ભૃત્યો તે માર્કંડેયના મનને કંપાવવા લાગ્યા. દડાથી રમતી પુંજિકસ્થલી અપ્સરા કે જેની કટી સ્તનના ભારથી બહુજ લચકતી હતી, જેના કેશમાંથી માળા પડી જતી હતી અને જેની દૃષ્ટિ ચારેકોર ફરતી હતી તે અપ્સરા દડો પકડવાને દોડતાં કટિમેખળા તુટી જવાથી તેના ઝીણા વસ્ત્રને વાયુએ ઉડાડી દીધું. તે સમયમાં માર્કંડેયને પોતાને વશ્ય થએલા માનીને કામદેવે બાણ મૂક્યું. જેમ ભાગ્યરહિત માણસનો ઉદ્યમ વ્યર્થ જાય તેમ એ કામદેવાદિકનો સઘળો પરિશ્રમ માર્કંડેય ઉપર વ્યર્થ ગયો. એ પ્રમાણે માર્કંડેયનું પ્રતિકૂલ કરતા એ સર્વ લોકો માર્કંડેયના તેજથી બળવા લાગતાં, બાલકો જેમ સર્પને જગાડી ડરીને પાછાં વળી જાય તેમ પાછા વળી ગયા. હે શૌનક મુનિ! એ પ્રમાણે ઇંદ્રના અનુચરો પરાભવ કરતાં છતાં પણ માર્કંડેયને કાંઈ વિકાર થયો નહિ, એ મહાત્મા પુરૂષોના સંબંધમાં આશ્ચર્યરૂપ કહેવાયજ નહિ. ગણસહિત કામદેવને નિસ્તેજ જોઈ અને માર્કંડેયનો પ્રભાવ સાંભળીને ઇંદ્રને મોટો વિસ્મય થયો. એ પ્રમાણે તપ, સ્વાધ્યાય અને જિતેંદ્રિયપણાથી મનને વશ્ય રાખતા એ માર્કંડેય ઉપર અનુગ્રહ કરવાસારૂ નરનારાયણ ભગવાન્ ત્યાં પ્રકટ થયા. ત્રેવડું જનોઈ, કમંડલુ, વાંસનો સરલ દંડ, કમળકાકડીની માળા, જીવ મરે નહિ એવી રીતે તેઓને દૂર કરવાની વસ્ત્રની સાવરણી અને દર્ભની મુષ્ટિને ધરનારા, શ્વેત અને શ્યામવર્ણવાળા, નવીન કમળસરખાં નેત્રવાળા, ચાર ચાર ભુજાવાળા, મૃગચર્મ તથા વલ્કલરૂપી વસ્ત્રવાળા, હાથમાં પવિત્રીઓવાળા, સાક્ષાત્ તપોમય, દીપતી વીજળી સરખી પીળી કાંતિવાળા, ઊંચા, મોટા મોટા દેવતાઓએ પૂજેલા અને વિષ્ણુના અવતારરૂપ એ નર તથા નારાયણ ઋષિને જોઇને માર્કંડેય મુનિ મોટા આદરથી ઉભા થઈ શરીરવડે દંડની પેઠે તેઓને પગે લાગ્યા. નરનારાયણનાં દર્શન થવાના આનંદથી દેહ, ઇંદ્રિય અને મન બહુજ શાંતિ પામતાં જેનાં રૂવાણાં ઉભાં થયાં એવા માર્કંડેયઋષિ નેત્રમાં આંસુ ભરાઈ આવતાં તેઓની સામું જોઈ શક્યા નહિ. પછી ઉભા થઈ, હાથ જોડી, જાણે ઉત્સુકપણાથી આલિંગન કરતા હોય એમ નમ્રતા કરીને ગદ ગદ સ્વરથી નમો નમઃ એટલું નરનારાયણને કહ્યું. એઓને આસન લાવી આપી પગ ધોઇને અર્ઘ્ય, ચંદન, ધૂપ અને પુષ્પોથી તેઓની પૂજા કરી. સારી રીતે આસનપર બેઠેલા અને કૃપા કરવામાં સજ્જ થએલા એ મહોત્મા નરનારાયણને ચરણમાં ફરીવાર પ્રણામ કરીને માર્કંડેયે નીચેપ્રમાણે સ્તુતિ કરી.

માર્કંડેય સ્તુતિ કરેછે.—પ્રાણીઓનો, બ્રહ્માનો, સદાશિવનો અને મારો પણ પ્રાણ જેની પ્રેરણાથી પ્રવર્ત્તે છે અને પ્રાણને પછવાડે વાણી, મન અને ઇંદ્રિયો પ્રવર્ત્તે તે આપની સ્તુતિ હું શી રીતે કરી શકું? આમ હોવાથી જોકે કોઇપણ સ્વતંત્ર નથી તોપણ તમે પ્રવર્ત્તાવેલાં પ્રાણાદિકથી તમારૂં ભજન કરનારાઓની ઉપર પણ તમે આત્માના બંધુરૂપે ઘણી કૃપા કરોછો. જેમ જગતની રક્ષા કરવાસારૂ તમે બીજા અનેક અવતાર ધરોછો તેમજ આ બે મૂર્ત્તિઓ પણ જગતનું પાલન કરવાસારૂ, દુઃખ મટાડવાસારૂ અને મોક્ષ દેવાસારૂ તમે ધરેલીછે. જેમ પાલનાદિક તમારૂં કામ છે તેમ સૃષ્ટિ અને લય પણ તમારાંજ કામ છે. કરોળીઓ જેમ લાળને સૃજીને પાછી ગળી જાયછે તેમ તમે આ સર્વ જગતને સૃજીને પાછું ગળી જાઓછો.

પાલન કરનાર અને સ્થાવર-જંગમના ઇશ્વિર તે આપના ચરણનું મૂળ કે જેમાં રહેલાને કર્મ, ગુણ અને કાળના મેલ અડીપણ શકતા નથી તથા વેદના તાત્પર્યને જાણનારા મુનિઓ પ્રાપ્ત થવાનેમાટે જેને નમેછે, પૂજેછે, વારંવાર સ્તુતિ કરેછે અને ધ્યાન કરેછે તે ચરણના મૂળને હું ભજુંછું. હે ઇશ્વિર! જેને માથે ચારેકોર ભય છે એવા લોકને મોક્ષરૂપ આપના ચરણની પ્રાપ્તિવિના બીજું કશું નિર્ભય સ્થાન અમો જાણતા નથી. જેનું સ્થાનક બે પરાર્દ્ધસુધી રહેછે એવા બ્રહ્માપણ આપની ભ્રુકુટીના ચાળારૂપ કાળથી બહુજ બીએછે ત્યારે બ્રહ્માએ સરજેલાં પ્રાણીઓ બીએ તેમાં તો શુંજ કેહેવું!? એટલામાટે સ્વરૂપનું આવરણ કરનાર, નિષ્ફલ, તુચ્છ, વિનાશી અને મિથ્યા હોવાથી સ્વરૂપથી ભિન્ન નહિ દેખાતા આ દેહાદિકના ભજનને છોડી દઇને સત્ય, જ્ઞાનસ્વરૂપ, જીવના નિયંતા અને સર્વથી ન્યારા આપના ચરણના મૂળને હું ભજુંછું. પુરૂષ જો તમને ભજે તો તમારી પાસેથીજ તેને સઘળાં વાંછિત ફળો મળેછે. હે ઇશ્વિર! હે જીવના બંધુ! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો જોકે તમારી માયાએજ કરેલાછે અને તે ગુણમય શરીરોરૂપ લીલાઓ તમેજ ધરેલીછે તોપણ તેઓમાં જે સત્વગુણમય શરીરની લીલા છે તેજ મનુષ્યોને શાંતિ આપેછે. બીજી લીલાઓથી શાંતિ થતી નથી પણ દુઃખ, મોહ અને ભયજ થાયછે. હે પ્રભુ! ભક્તલોકો સત્વગુણનેજ ઇશ્વિરનું રૂપ માનેછે પણ રજોગુણ કે તમોગુણને ઇશ્વિરનું રૂપ માનતા નથી એટલામાટે નિપુણ પુરૂષોતમારી પોતાની આ નારાયણ નામની શુદ્ધ મૂર્ત્તિને અને ભક્ત જીવોની આ નર નામની શુદ્ધ મૂર્ત્તિને ભજેછે કેજેઓનું ભજન કરવાથી વૈકુંઠલોક અને તેમાં પણ અભય તથા આત્મસુખની પ્રાપ્તિ થાયછે. તે નારાયણ અને નરોત્તમ ઋષિરૂપ આપ કે જે વ્યાપક પુરૂષ, સર્વરૂપ, સર્વના ગુરૂ, પરમ દેવ, શુદ્ધ, વાણીને નિયમમાં રાખનાર અને વેદમાર્ગને પ્રવર્ત્તાવનાર છો તેમને હું પ્રણામ કરૂંછું. જે આપની માયાથી ઘેરાએલી મતિવાળો અને તેથીજ વ્યર્થ ઇંદ્રિયોના માર્ગોથી ભટકતી બુદ્ધિવાળો પુરૂષ પોતાની ઇંદ્રિયોમાં, પ્રાણમાં, હૃદયમાં અને વિષયોમાં પણ નિરંતર રહેલા આપને જાણતો નથી તે આપને હું પ્રણામ કરૂંછું. આદિપુરૂષ બ્રહ્માને પણ સર્વના ગુરૂ આપે વેદ આપ્યા પછી આપનું જ્ઞાન થયુંછે. આપના રહસ્યનો પ્રકાશ કરનાર આપનું જ્ઞાન વેદમાંજ થાયછે. વેદને છોડીને બીજા સાંખ્યયોગાદિક ઉપાયોથી આપને જાણવામાં યત્ન કરતાં બ્રહ્માદિક વિદ્વાનો પણ મોહ પામેછે; કારણ કે આપના સ્વરૂપનું જ્ઞાન દેહાદિક સંઘાતનેલીધે ઢંકાએલું હોવાથી સાંખ્યાદિક વિવાદોના સઘળા ભેદાદિક વિષયોને આપનો સ્વભાવ અનુસરેછે એટલે જેવું નિરૂપણ કરે તેવું થઇ શકેછે. એવા મહાપુરૂષ આપને હું પ્રણામ કરૂંછું. ૪૯

**यद्दर्शनं निगम आत्मरहःप्रकाशं मुह्यंति यत्र कवयोऽजपरा यतंतः। तं सर्ववादविषयप्रतिरूपशीलं वंदे महापुरुषमात्मनिगूढबोधम्॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूतउवाच ॥*

**संस्तुतो भगवानित्थं मार्कंडेयेन धीमता। नारायणो नरसखः प्रीत आह भृगूद्वहम् ॥ १॥**

સૂત કેહેછે.—એ પ્રમાણે સુબુદ્ધિ માર્કંડેયે સ્તુતિ કરતાં નરના સખા નારાયણ ભગવાને પ્રસન્ન થઇને માર્કંડેયને નીચેપ્રમાણે કહ્યું.

* આ નવમા અધ્યાયમાં ભગવાનની માયાને જોવાને ઇચ્છતા માર્કંડેયને પ્રલયના સમુદ્રમાં પેસતાં અને નીકળતાં વારંવાર બાલકરૂપ ભગવાનના માયિક સ્વરૂપનું દર્શન થયાની કથા કેહેવામાં આવશે.

નારાયણ કેહેછે.— હે બ્રહ્મર્ષિઓમાં ઉત્તમ! ચિત્તના એકાગ્રપણાથી, મારી અવિચલ ભક્તિથી, તપથી, સ્વાધ્યાયથી અને સંયમથી તમે સિદ્ધ થયા છો. તમે મોટું બ્રહ્મચર્ય પાળ્યું તેથી અમો પ્રસન્ન થયાછીએ. અમે કે જેઓ વરદાન દેનારાઓના સ્વામી છીએ તેઓની પાસેથી મનોવાંછિત વર માગી લીઓ.

માર્કંડેય કેહેછે.—હે દેવના દેવ! હે ઈશિ! હે શરણાગતોની પીડાને હરનાર! હે અચ્યુત! આપે વરદાન માગવાનું કહ્યું તેથી ઉત્કર્ષ દેખાડ્યો. પરંતુ મને વરની ઇચ્છા નથી. આપે દર્શન દીધું એજ મને મોટું વરદાન મળી ચુક્યું. બ્રહ્માદિક મહાત્માઓ યોગવડે પરિપક્વ થએલા મનથી જે આપના સુંદર ચરણારવિંદનું દર્શન મેળવીને કૃતાર્થ થાયછે તે આપે મને પ્રત્યક્ષ દર્શન દીધું તો હવે આથી વધારે બીજો કયો વર છે? તોપણ હે કમલપત્રસરખાં નેત્રવાળા! હે પવિત્ર કીર્તિવાળાઓના શિરોમણિ! આપની માયા કે જેથી લોકપાલ સહિત લોકો, સ્વરૂપમાં ભેદ માનેછે તેને જોવાને ઇચ્છુંછું.

સૂત કેહેછે.— માર્કંડેયે સારી રીતે પૂજેલા નારાયણ ભગવાન્, માર્કંડેયની માગણીને તથાસ્તુ એમ કહીને હસતા હસતા બદરિકાશ્રમમાં ગયા. પછી એ માયાના દર્શનનેજ ચિંતવતા અને અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જલ, પૃથ્વી, આકાશ અને આત્મામાં ભગવાનનું ધ્યાન કરતા માર્કંડેય મુનિ પોતાના આશ્રમમાં રહીને મનોમય પદાર્થોથી સર્વ સ્થલમાં ભગવાનનું પૂજન કરતા હતા. કોઇ સમયે પ્રેમનાં પૂરમાં ડુબીજતાં પૂજાને પણ ભુલીજતા હતા. હે શૌનક મુનિ! એક દિવસે સાયંકાલે પુષ્પભદ્રાનદીને કાંઠે એ માર્કંડેય બેઠા હતા ત્યાં ભારે વાયુ ઉત્પન્ન થયો. ભયંકર શબ્દ કરતા વાયુની પછવાડે વિકરાલ મેઘ વરસવા લાગ્યા. વીજળીઓથી ભારે શબ્દ કરતા એ મેઘ રથની ધરી જેવી જાડી જાડી ધારાઓને મુકવા લાગ્યા. પછી વાયુના વેગનેલીધે મોજાઓથી પૃથ્વીને ડુબાવી દેતા અને મહા ભયંકર ચકરીઓ તથા ગંભીર શબ્દવાળા ચારે સમુદ્રો ચારેકોર દેખાવા લાગ્યા. જરાયુજ આદિ ચારે પ્રકારનાં જગતને જલથી, બહુ ઝબકતી વીજળીઓથી અને કઠોર વાયુઓથી પોતાની સાથે અંદર અને બાહાર ઉપદ્રવ પામેલું જોઇને અને પૃથ્વીને પાણીમાં ડૂબી જતી જોઇને કચવાઈ ગએલા માર્કંડેય બહુજ ત્રાસ પામ્યા. આ પ્રમાણે માર્કંડેય જોતાજ હતા તેટલામાં મોજાઓથી ભયંકર, વાયુએ ધુમાવેલા જલવાળા, અને વરસતા મેઘોથી પૂર્ણ થતા મહાસમુદ્રે પૃથ્વીને દ્વીપ, ખંડ અને પર્વતોની સાથે ઢાંકી દીધી. પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં રેહેનારાં પ્રાણીઓસહિત, જયોતિર્ગણોસહિત અને દિશાઓસહિત ત્રૈલોક્ય ડૂબી ગયું. અવશેષ રહેલા એ એક માર્કંડેય મુનિજ જટા છૂટી મુકીને જડ અને અંધની પેઠે જલમાં ભમવા લાગ્યા. ક્ષુધા અને તૃષાથી વ્યાપ્ત થએલા, મઘર અને તિમિંગલોથી દુઃખી થતા, મોજાવાળા પવને પ્રહાર કરેલા, અપાર અંધારામાં પડેલા, ભટકતા અને પરિશ્રમ પામતા મુનિ, આકાશ કે પૃથ્વીને જાણતા ન હતા. કોઇ સ્થલે પાણીની મોટી ચકરીમાં પડતા હતા. કોઈ સ્થલે મોજાઓનો પ્રહાર વાગતો હતો. કોઈ સ્થલે પરસ્પરનો ઘાત કરનારા જલજંતુઓ એમને ખાઈજતા હતા. કોઇ સમયે શોકને, કોઇ સમયે મોહને, કોઈ સમયે દુઃખને, કોઇ સમયે સુખને, કોઈ સમયે ભયને અને કોઈ સમયે મૃત્યુને પામતા હતા. રોગાદિકથી પણ પીડા પામતા હતા. વિષ્ણુની માયાથી ઘેરાએલા અને પ્રલયના સમુદ્રમાં ભટકતા માર્કંડેયને સૈકડો, હજારો અને લાખો વર્ષ વીતી ગયાં. એ સમુદ્રમાં ભમતા માર્કંડેય મુનિએ કોઇ સમયે પૃથ્વીના ઉંચા ભાગપર ફલ અને પલ્લ-

વોથી શોભતો એક કોમલ વડ દીઠો. એ વડની ઈશાન ખુણાની શાખામાં પાંદડાના પડીઆમાં સુતેલો અને કાંતિથી અંધારાંને મટાડતો એક બાલક પણ જોવામાં આવ્યો. એ બાલકનો વર્ણ મોટા ઇંદ્રનીલમણિના જેવો શ્યામ હતો. મુખારવિંદ શોભતું હતું. કંઠ શંખના જેવો ત્રણ રેખાવાળો હતો. છાતી મોટી હતી. નાક અને ભમર સુંદર હતાં. શ્વાસથી કંપતા કેશ બહુજ શોભા આપતા હતા. અંદર શંખની પેઠે વળેલા સુંદર કાનમાં દાડિમીનાં ફૂલ લાગેલાં હતાં. પરવાળા જેવા હોઠની કાંતિથી અમૃત સરખું સ્વચ્છ મંદહાસ્ય જરાક રાતું લાગતું હતું. નેત્રની અણીઓ કમળના ગર્ભની પેઠે રાતી હતી. જોવું સુંદર હાસ્યપૂર્વક હતું. પીપળાના પાંદડા સરખા ઉદરમાં શ્વાસથી કંપતી વળીઓથી ચંચળ અને ઉંડી નાભિ શોભતી હતી. એ બાલક સુંદર આંગળીઓવાળા બે હાથવતે કમળસરખા પગને ઉંચો કરી મોહોડામાં નાખીને તેને ધાવતો હતો. એ બાલકને જોઇને માર્કંડેય વિસ્મય પામ્યા. એના દર્શનથી પરિશ્રમ મટીજતાં આનંદનેલીધે જેનાં હૃદયકમળ અને નેત્રકમળ પ્રફુલ્લિત થયાં અને અદ્‌ભુત પદાર્થની શંકાથી જેનાં રૂવાણાં ઉભાં થઇ ગયાં એવા માર્કંડેય મુનિ બીતાં પણ તે બાલકને પૂછવાસારૂ પાસે ગયા. તેટલી વારમાં એ માર્કંડેય, બાલકના શ્વાસની સાથે મસલાંની પેઠે તેના શરીરની અંદર પેશી ગયા તો તે નાહાના પેટમાં પણ, આ સઘળું જગત્ પ્રલયથી પેહેલાં જેવાં સ્થિતિનું હતું તેવુંજ દીઠું તેથી બહુજ વિસ્મય પામીને મોહ પામી ગયા. આકાશ, સ્વર્ગ, પૃથ્વી, તારાઓના સમૂહ, પર્વતો, સમુદ્રો, દ્વીપ, ખંડ, દિશાઓ, સુર, અસુર, વન, દેશ, નદીઓ, નગર, ખાણો, ખેડુતનાં ગામો, ગોકુલ, આશ્રમો, વર્ણો, વર્ણાશ્રમની વૃત્તિઓ, પંચ મહાભૂત, એ ભૂતોથી ઉત્પન્ન થએલા પદાર્થો, અનેક યુગ અને કલ્પોની કલ્પના કરાવનારો કાળ અને બીજું પણ જે કાંઇ વ્યવહારનું કારણ છે તે સઘળું કે જે તે બાલકની સત્તાથીજ સત્તાવાળાજેવું લાગેછે તેને માર્કંડેયે દીઠું. હિમાલય, પુષ્પવહા નામની એ નદી, પોતાનો આશ્રમ અને તેમાં રેહેનારા ઋષિઓ પણ જોવામાં આવ્યા. માર્કંડેય એ સઘળું જોતા હતા ત્યાંજ એ બાલકના શ્વાસે તેને બાહાર ફેંકી નાખતાં લયના સમુદ્રમાં પડ્યા. ત્યાં પૃથ્વીના ઊંચા ભાગમાં ઉગેલો વડ અને તેના પાનડાના પડીઆમાં સુતેલો બાલક જોવામાં આવ્યો. બાલકે પ્રેમનેલીધે અમૃત સરખા મંદહાસ્યસહિત નેત્રની અણીથી તેમના સામું જોયું. પછી બહુજ મુંઝાએલા માર્કંડેય ઋષિ પોતાના હૃદયમાંજ રેહેનારા ભગવાનરૂપ બાલકને નેત્રથી જોઇ તેમનું આલિંગન કરવાસારૂ પાસે ગયા, તેટલી વારમાં તે સાક્ષાત્ યોગના ઈશ્વર અંતર્યામી ભગવાન્, ભાગ્યરહિત માણસે કરેલા ઉદ્યમની પેઠે તુરંત તે ઋષિ પાસેથી અંતર્ધાન થઇ ગયા: હે શૌનક મુનિ! ભગવાનને પછવાડે વડ, જલ અને જગતનો પ્રલય ક્ષણમાત્રમાં અંતર્હિત થઇ ગયાં અને માર્કંડેય પોતાના આશ્રમમાં પ્રથમની પેઠેજ બેઠા રહ્યા. ૩૪

**तमन्वथ वटो ब्रह्मन् सलिलं लोकसंप्लवः। तिरोधायि क्षणादस्य स्वाश्रमे पूर्ववत् स्थितः॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

—•—

## ॥ सूत उवाच ॥*

**स एवमनुभूयेदं नारायणविनिर्मितम्। वैभवं योगमायायास्तमेव शरणं ययौ॥ १॥**

* આ દશમા અધ્યાયમાં સદાશિવે પધારી પ્રસન્ન થઇને માર્કંડેયને વરદાન દીધાં અને

સૂત કહેછે.— નારાયણે રચેલા એ યોગમાયાના વૈભવનો એપ્રમાણે અનુભવ કરી તે માર્કંડેય એ ભગવાનનુંજ શરણ લેતાં નીચેપ્રમાણે બોલ્યા.

માર્કંડેય કહેછે.— હે પ્રભુ! વિદ્વાનપણાનું અભિમાન ધરાવનારા મારા જેવા લોકો પણ જ્ઞાનજેવી લાગતી જેની માયાથી મોહ પામેછે તે આપનાં, શરણાગતોને અભય આપનારાં ચરણારવિંદના મૂળનું હું શરણ લઉંછું.

સૂત કહેછે.— પોઠીઆ પર બેસી પાર્વતીની સાથે આકાશમાં ફરતા અને પ્રમથગણોથી વીંટાએલા સદાશિવે કોઈ દિવસે સમાહિત ચિત્તવાળા એ માર્કંડેયને દીઠા. પછી પાર્વતીએ તે ઋષિને જોઇને સદાશિવને કહ્યું કે— "હે મહારાજ! જેમ વાયુ ન હોય ત્યારે સમુદ્રનાં જળ અને મકરાદિકના સમૂહ સ્થિર થઈ ગયાં હોય તેમ જેનાં દેહ, ઇંદ્રિય અને મન નિશ્ચલ થઈ ગયાં છે એવા આ બ્રાહ્મણને જુવો અને એના તપના ફળને પ્રકટ કરો; કારણ કે આપ સિદ્ધિ આપનાર છો.

સદાશિવ કહેછે.— અવિનાશી પુરૂષોત્તમ ભગવાનની પરમ ભક્તિ મળવાનેલીધે આ બ્રહ્મર્ષિ કોઈ પણ લોકનાં સુખને ઇચ્છતા નથી અને મોક્ષને પણ ઇચ્છતા નથી તોપણ હે પાર્વતી! આ સાધુપુરૂષની સાથે આપણે વાતો કરશું; કેમ કે મનુષ્યોમાં સાધુજનનો સમાગમ એજ મોટો લાભ છે.

સૂત કહેછે.— સર્વ વિદ્યાઓના અને સર્વ પ્રાણીઓના ઇશ્વર અને સત્પુરૂષોના પતિ સદાશિવ આ પ્રમાણે બોલીને તે માર્કંડેયની પાસે આવ્યા. માર્કંડેય મુનિ પોતે અંતઃકરણની વૃત્તિઓને રોકી લેવાનેલીધે પોતાને, જગતને કે તે સાક્ષાત્ ઇશ્વર અને જગતના આત્મારૂપ શિવ-પાર્વતીના આવવાને જાણતા નહિ હતા. પ્રભુ સદાશિવ એ વાત જાણી લઇને વાયુ જેમ છિદ્રમાં પેસે તેમ યોગમાયાથી માર્કંડેયના હૃદયાકાશમાં પેઠા. વીજળીસરખી પીંગળી જટાને ધરનાર, ત્રણ નેત્રવાળા, દશ ભુજાવાળા, ઊંચા, ઉગતા સૂર્યની પેઠે તેજસ્વી અને જેમણે વાઘચર્મનું વસ્ત્ર, ત્રિશૂલ, ધનુષ્ય, બાણ, તરવાર, ઢાલ, રૂદ્રાક્ષની માલા, ડમરૂ, કપાલ અને ફરશી સાથે ધર્યાં હતાં એવા સદાશિવને હૃદયમાં આવીને અકસ્માત્ પ્રકાશેલા જોઇને 'આ શું અને ક્યાંથી?' એમ વિસ્મય થતાં માર્કંડેયની સમાધિ ઉતરી ગઈ અને નેત્ર ઉઘાડીને જુવે ત્યાં ત્રૈલોક્યના મુખ્ય ગુરૂ સદાશિવ પોતાના ગણો અને પાર્વતીની સાથે પધારેલા જોવામાં આવ્યા. માર્કંડેય મુનિએ તેમને મસ્તકથી પ્રણામ કર્યા અને સ્વાગત વચન, આસન, પાદ્ય, અર્ઘ્ય, ચંદન, ધૂપ અને દીપથી ગણો તથા પાર્વતીસહિત તેમની પૂજા કરી. પછી કહ્યું કે—"હે પ્રભુ! હે ઇશ્વર! આપ કે જે પોતાના પ્રભાવથીજ પૂર્ણકામ છો અને જગતને પરમ સુખ આપનાર છો તેમનું હું શું કાર્ય કરૂં? આપ કે જે નિર્ગુણ, શાંત, સત્વના અધિષ્ઠાતા, પરમ સુખ આપનાર અને રજોગુણ તથા તમોગુણને સેવનાર છતાં પણ અઘોર છો તેમને હું પ્રણામ કરૂંછું." માર્કંડેયે આ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થએલા, સ્વચ્છ અંતઃકરણવાળા અને સત્પુરૂષોના શરણરૂપ એ આદિદેવ સદાશિવે હસતાં હસતાં તેમને નીચેપ્રમાણે કહ્યું.

સદાશિવ કહેછે.— અમારી પાસેથી વરદાન માગી લીઓ કેમ કે બ્રહ્મા, વિષ્ણુ અને હું એ ત્રણે, વરદાન દેનારાઓના સ્વામી છીએ. અમારૂં દર્શન અમોઘ છે કે જેઓની પાસેથી મનુષ્યને મોક્ષ મળેછે. જે બ્રાહ્મણે સાધુ, શાંત, સંગરહિત, પ્રાણીઓપર દયા રાખનારા, અમારા સાચા ભક્ત, વૈર રહિત અને સમદૃષ્ટિવાળા હોય તેઓને લોકોસહિત લોકપાલ દેવતાઓ નમેછે, પૂજે છે અને સેવેછે એટલુંજ નહિ પણ હું, મહાત્મા બ્રહ્મા અને સર્વના ઇશ્વર પોતે વિષ્ણુ પણ સેવેછે.

પછી બહુજ પ્રીતિથી ભાષણ કરીને તેમનો સત્કાર કર્યો, એ કથા કહેવામાં આવશે.

એટલામાટે વર દેવા આદિથી અમો અનુગ્રહ કરતા નથી પણ તમારી સેવાજ કરીએ છીએ. તમજેવા બ્રાહ્મણો મારામાં, વિષ્ણુમાં, બ્રહ્મામાં પોતામાં અને લોકોમાં થોડી પણ ભેદદૃષ્ટિ રાખતા નથી એટલામાટે તમોને અમો પણ ભજીએ છીએ. તીર્થો જલમયજ છે અને દેવતાઓની મૂર્તીઓ જડજ છે એમ નથી પણ તેઓ ઘણે કાળે પવિત્ર કરેછે અને તમલોકો તો દર્શનમાત્રથી પવિત્ર કરોછો. બ્રાહ્મણો કે જેઓ ચિત્તની એકાગ્રતા, તપ, સ્વાધ્યાય અને સંયમથી અમારા વેદમય સ્વરૂપને ધરેછે તેઓને અમો નમીએ છીએ. મહાપાપી અને ચાંડાલો પણ તમલોકોના દર્શનથી અને શ્રવણથી પણ પવિત્ર થાયછે ત્યારે તમલોકોની સાથે વાતો કરવાઆદિથી પવિત્ર થાય તેમાં તો શુંજ કહેવું?

સૂત કહેછે.—એપ્રમાણે ધર્મના રહસ્યથી ભરેલું અને કાનને અમૃતના સ્થાનકરૂપ સદાશિવનું વચન સાંભળતાં માર્કંડેય ઋષિ તૃપ્તિ પામ્યા નહિ. વિષ્ણુની માયાએ ઘણા કાલસુધી ભમાવેલા અને બહુજ મુંઝવેલા તે ઋષિએ સદાશિવની વાણીરૂપ અમૃતથી પોતાના ક્લેશના સમૂહ મટીજતાં તેમને નીચેપ્રમાણે કહ્યું.

માર્કંડેય કહેછે.—અહો! આ ઈશ્વરની લીલા પ્રાણીઓના તર્કમાં ન આવે એવી છે કે જે લીલાથી પોતે જગતના ઈશ્વરો પોતાના હાથ નીચે રેહેનારા દાસભૂત પ્રાણીઓને નમેછે અને વખાણેછે. ઘણુંકરીને એમ જણાયછે કે લોકોને ધર્મ શીખવવાસારૂ ધર્મના વક્તાઓ પણ પોતે ધર્મનું આચરણ કરેછે, કોઈએ કરાતા ધર્મમાં અનુમોદન આપેછે અને તે ધર્મનાં વખાણ કરેછે. પોતાની માયામય વૃત્તિઓને લઈને આપ બીજાં પ્રાણિઓને પ્રણામાદિક કરો એટલાથી કાંઇ આપના પ્રભાવને હાનિ પોહોંચે એમ નથી. નટ, વેષ બદલાવીને પોતાના દાસાદિકને પ્રણામ કરે તેથી તે નટની મોટાઇને કશું દૂષણ લાગેજ નહિ. સ્વપ્નને જોનારો પુરૂષ જેમ મનથી અનેક શરીર ઉત્પન્ન કરી તેઓમાં પેસીને ઇંદ્રિયોએ કરાતી ક્રિયાઓનેલીધે જાણે પોતેજ કર્ત્તા હોય એવો લાગેછે તેમ આપ કે જે મનથી આ જગતને સ્રજી તેમાં પોતાના સ્વરૂપથી પ્રવેશ કરીને ગુણોએ કરાતી ક્રિયાઓનેલીધે કર્તા જેવા લાગોછો તેમને હું પ્રણામ કરૂંછું. ત્રણ ગુણવાળા છતાં પણ ગુણોના નિયંતાપણાથી રેહેનાર, કેવળ, અદ્વિતીય અને પરબ્રહ્મમૂર્તિ ગુરૂરૂપ આપને પ્રણામ કરૂંછું. હે મહારાજ! તમારૂં સર્વોત્તમ દર્શન મને મળ્યું તો હવે એ ઉપરાંત બીજું કયું વરદાન માગું? પુરૂષ તમારા કૃપાકટાક્ષથીજ પૂર્ણકામ અને સત્યકામ થાયછે. તોપણ આપ કે જે પૂર્ણ અને ભક્તોના મનોરથોને વરસનાર છો તેમની પાસેથી એક વરદાન માગુંછું તે એ કે ભગવાનમાં, ભગવાનના ભક્તોમાં અને આપમાં મને અવિચલ ભક્તિ રહે.

સૂત કહેછે.— આ પ્રમાણે માર્કંડેય મુનિએ પૂજેલા અને કોમળ વાણીથી સ્તુતિ કરેલા સદાશિવે પાર્વતીની સંમતિથી તેમને નીચેપ્રમાણે કહ્યું.

સદાશિવ કહેછે.— હે મોટા ઋષિ! તમારી સઘળી ઇચ્છા પરિપૂર્ણ થશે. તમે કલ્પના અંતસુધી અજરામર રેહેશો અને તમારી કીર્તિ ઘણી પવિત્ર થશે; કારણ કે તમે ભગવાનના ભક્ત છો. હે મુનિ! તમે કે જે બ્રહ્મતેજવાળા છો તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું જ્ઞાન, વૈરાગ્યસહિત વિજ્ઞાન અને પુરાણના આચાર્યપણું પ્રાપ્ત થજો.

સૂત કહેછે.— આ પ્રમાણે મુનિને વરદાન આપી તે મુનિના ચરિત્રની અને તેણે પૂર્વે દીઠેલા માયાના વૈભવની, પાર્વતીની પાસે વાતો કરતા કરતા ઈશ્વર સદાશિવ ત્યાંથી પધારી ગયા. જેને મોટા યોગનો મહિમા મળ્યોછે એવા અને ભગવાનની પરમ ભક્તિને પામેલા એ માર્કંડેય મુનિ હજીસુધ

પણ પોતાના એનાએ શરીરથીજ વિચરેછે. બુદ્ધિમાન્ માર્કંડેય મુનિના આ પવિત્ર ચરિત્રનો પ્રસંગ અને તેણે અનુભવ કરેલો ભગવાનની અદ્ભુત માયાનો વૈભવ મેં તમને કહી સંભળાવ્યો. જગતનું જે ઉત્પત્તિ અને પ્રલયાદિક થાયછે તે ભગવાનની માયાજ છે એમ નહિં જાણતા કેટલાએક લોકો આ માર્કંડેયે અનુભવ કરેલો ભગવાનની માયાનો વૈભવ કે જે ઈશ્વરની ઇચ્છાથી અકસ્માત્ એકલા માર્કંડેયનાજ જોવામાં આવ્યો હતો પણ નૈમિત્તિક કે પ્રાકૃતિકમાંનો કોઈ પણ પ્રલય ન હતો તેને અનાદિકાલની રીતિપ્રમાણે સાત વાર થએલા નૈમિત્તિક પ્રલયરૂપ કહેછે. વાસ્તવિક તો એ છે કે માર્કંડેય એ બાલકના શ્વાસ અને ઉચ્છ્વાસથી સાત વાર તેના પેટમાં પેઠા અને સાત વાર બાહાર નીકળ્યા તેથી ક્ષણમાત્રમાંજ સાત કલ્પ થઈ ગયા. હે શૌનક મુનિ! આ પ્રમાણે ભગવાનના પ્રભાવથી ભરેલા આ માર્કંડેયના ચરિત્રને જે પુરૂષ સંભળાવે અને જે પુરૂષ સાંભળે તે બન્નેને કર્મની વાસનાએ કરાતાં જન્મ-મરણ થાય નહિ.

यएवमेतद्भृगुवर्य वर्णितं
रथांगपाणेरनुभावभावितम् ।
संश्रावयेत् संशृणुयादुतावुभौ
तयोर्न कर्माशयसंसृतिर्भवेत् ॥४१॥

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ शौनक उवाच ॥*

**अथेममर्थं पृच्छामो भवंतं बहुवित्तमम् ।**
**समस्ततंत्रराद्धांते भवान् भागवततत्त्ववित् ॥१**

શૌનક પૂછેછે.– હે મહાવૈષ્ણવ સૂત! તમે કે જે ઘણું જાણનારાઓમાં શ્રેષ્ઠ છો તેમને અમો એક વિષય પૂછીએ છીએ. કારણ કે સઘળાં તંત્રશાસ્ત્રોના સિદ્ધાંતને તમે જાણોછો. ભગવાન્ કે જે કેવળ નિરાકાર છે તેમનું પૂજન કરવામાં તાંત્રિક લોકો ભગવાનનાં પાદાદિક અંગ, ગરૂડાદિક ઉપાંગ, ચક્રાદિક આયુધ અને કૌસ્તુભાદિક આભૂષણોને કેવી રીતે કલ્પેછે અને ક્યાં તત્ત્વોથી કલ્પેછે તે અમને કહો. જે પૂજન કરવાની ચાતુરીથી મનુષ્યને પણ અમરપણું મળેછે તે પૂજનનો પ્રકાર જાણવાને અમો ઇચ્છીએ છીએ.

સૂત કહેછે.– ગુરૂઓને પ્રણામ કરી વિષ્ણુની વિરાટ્ શરીર આદિ વિભૂતિઓ કહીશ કે જે વિભૂતિઓ બ્રહ્માદિક આચાર્યોએ પણ વેદ અને તંત્રમાં કહેલી છે. ભગવાન્ પોતે નિરાકાર છે તોપણ તેમનાં અંગાદિકની કલ્પના પૃથિવી આદિ લોકોથી કરવામાં આવેછે એટલે ભગવાનની મૂર્તિને બ્રહ્માંડરૂપ ગણી તેનું પૂજન કરવામાં આવેછે.. માયા, સૂત્ર, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓમાંથી અગીઆર ઇંદ્રિય અને પંચભૂતમય આ વિરાટ્ શરીર એટલે બ્રહ્માંડ ઉત્પન્ન થયુંછે કે જે ચેતનરૂપ અધિષ્ઠાનવાળા બ્રહ્માંડમાં પૃથિવીઆદિ સર્વ લોકો જોવામાં આવેછે. આ બ્રહ્માંડને ઈશ્વરમાં કલ્પિત હોવાનેલીધે ઈશ્વરના દેહરૂપજ માનીને તેમાં પૃથ્વીને પગરૂપ, સ્વર્ગને મસ્તકરૂપ, આકાશને નાભિરૂપ, સૂર્યને નેત્રરૂપ, વાયુને નાસિકારૂપ, દિશાઓને કાનરૂપ, પ્રજાપતિને ઉપસ્થરૂપ, મૃત્યુને પાયુરૂપ, લોકપાલોને હાથરૂપ, ચંદ્રને મનરૂપ, યમને ભ્રકુટીરૂપ, લાજને ઉપલા હોઠરૂપ, લોભને હેઠલા હોઠરૂપ, ચાંદનીને દાંતરૂપ, ભ્રાંતિને હાસ્યરૂપ, વૃક્ષોને રૂવાળાંરૂપ, અને વાદળાંઓને કેશરૂપ કલ્પેલ છે. આવા બ્રહ્માંડરૂપ દેહનું ધૂપદીપાદિકથી પૂજન અને સામટું ધ્યાન પણ થઈ શકે નહિ એટલામાટે ધાતુઆદિની મૂર્તિમાં

* આ અગીયારમા અધ્યાયમાં પૂજાનેમાટે મહાપુરૂષનું વર્ણન કરવામાં આવશે અને પ્રતિમાસે ભિન્ન ભિન્ન સૂર્યના વ્યૂહ કેહેવામાં આવશે.

તે દેહની અને અવયવોની કલ્પના કરી તેનું પૂજન અને ધ્યાન કરવામાં આવેછે. આ બ્રહ્માંડરૂપ પુરૂષનું જે પ્રમાણ છે અને જેવી સ્થિતિ છે તે પ્રમાણ અને તેવી સ્થિતિ, ભગવાનની નાહાની મૂર્તિમાં પણ માનવામાં આવેછે. મૂર્તિમાં જે કૌસ્તુભ મણિ ધરાવેલો હોયછે તે શુદ્ધ ચૈતન્ય ધર્યુંછે એમ માનવામાં આવેછે. મૂર્તિના વક્ષઃસ્થલમાં જે શ્રીવત્સનું ચિન્હ કરેલું હોયછે તે સાક્ષાત્ શુદ્ધ ચૈતન્યની વ્યાપક પ્રભાથી થએલો જીવ છે એમ માનવામાં આવેછે. મૂર્તિને જે મકરાકૃતિ કુંડલ ધરાવેલાં હોયછે તે સાંખ્ય અને યોગરૂપ છે એમ માંનવામાં આવેછે. મૂર્તિને જે મુકુટ ધરાવેલો હોયછે તે સર્વલોકને અભય કરનાર બ્રહ્મલોક છે એમ માનવામાં આવેછે. મૂર્તિને જે આધારરૂપ શેષનાગ કરેવામાં આવેછે તે 'અનંત' એવા નામથી કેહેવાતું પ્રધાન છે એમ માનવામાં આવેછે. મૂર્તિનેમાટે બેસવાનું જે કમળ કરવામાં આવેછે તે ધર્મ અને જ્ઞાનાદિકથી યુક્ત સત્વગુણ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં જે ગદા ધરાવેલી હોયછે તે શરીર, મન તથા ઇંદ્રિયોના બળસહિત પ્રાણ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં જે શંખ ધરાવેલો હોયછે તે જલરૂપ તત્ત્વ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં જે ચક્ર ધરાવેલું હોયછે તે તેજરૂપ તત્ત્વ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં જે શ્યામ તરવાર ધરાવેલી હોયછે તે આકાશરૂપ તત્ત્વ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં જે ઢાલ ધરાવેલી હોયછે તે તમોગુણ છે એમ માનવામાં આવેછે. મૂર્તિમાં જે શાર્ઙ્ગ ધનુષ્ ધરાવેલું હોયછે તે કાળ છે એમ માનવામાં આવેછે. મૂર્તિને જે બાણના ભાથા ધરાવવામાં આવેછે તે કર્મ છે એમ માનવામાં આવેછે. મૂર્ત્તિને જે બાણો ધરાવવામાં આવેછે તે ઇંદ્રિયો છે એમ માનવામાં આવેછે. મૂર્તિનેસારૂ જે રથ કરવામાં આવેછે તે મન છે એમ માનવામાં આવેછે. એ રથના જે અવયવો હોયછે તે પાંચ તન્માત્રારૂપ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં વર અને અભયાદિકની મુદ્રાઓ કરેલી હોયછે તેથી ભગવાન્ વર અને અભયાદિક આપેછે એમ માનવામાં આવેછે. મૂર્તિનું પૂજન કરવાની જે ભૂમિ હોયછે તે સૂર્યમડલરૂપ છે એમ માનવામાં આવેછે. ગુરૂએ આપેલી જે મંત્રદીક્ષા હોયછે તે પોતાને પૂજન કરવાની યોગ્યતારૂપ છે એમ માનવામાં આવેછે. ભગવાનની જે પૂજા કરવામાં આવેછે તે પોતાના પાપના ક્ષયરૂપ છે એમ માનવામાં આવેછે. મૂર્તિના હાથમાં જે લીલાનેમાટે કમળ ધરાવેલું હોયછે તે ઐશ્વર્યાદિક છ ગુણો છે એમ માનવામાં આવેછે મૂર્ત્તિને જે બે ચામર ધરાવેલા હોયછે તે ધર્મ અને યશ છે એમ માનવામાં આવેછે. મૂર્તિને જે છત્ર ધરાવેલું હોયછે તે નિર્ભય વૈકુંઠલોક છે એમ માનવામાં આવેછે. મૂર્તિનું જે મંદિર હોયછે તે નિર્ભય મોક્ષરૂપ છે એમ માનવામાં આવેછે. મૂર્ત્તિની પાસે જે ગરૂડ સ્થાપવામાં આવેછે તે યજ્ઞરૂપ પરમાત્માને ધારણ કરનાર ત્રણ વેદરૂપ છે એમ માનવામાં આવેછે. મૂર્ત્તિના પડખામાં જે લક્ષ્મીજી સ્થાપવામાં આવેછે તે ભગવાનની સાક્ષાત્ અવિચલ શક્તિ છે એમ માનવામાં આવેછે. મૂર્ત્તિની પાસે પાર્ષદોનો અધિપતિ વિષ્વક્સેન સ્થાપવામાં આવેછે તે તંત્રશાસ્ત્રોનું રૂપ છે એમ માનવામાં આવેછે. મંદિરના દ્વારમાં જે નંદ આદિ આઠ પાર્ષદો સ્થાપવામાં આવેછે તે અણિમાઆદિ આઠ સિદ્ધિઓ છે એમ માનવામાં આવેછે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ, એવાં નામોથી જે ચાર પ્રકારની મૂર્ત્તિઓ કરવામાં આવેછે તે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીયરૂપ માનવામાં આવેછે કે જેઓમાં પેહેલો વિષયો ઉપરથી, બીજો મન ઉપરથી, ત્રીજો અજ્ઞાન ઉપરથી અને ચોથો એ ત્ર-

ણેના સાક્ષીપણાથી ધારવામાં આવેછે. અંગ, ઉપાંગ, આયુધ તથા આભૂષણથી શોભતા ચાર મૂર્ત્તિવાળા ભગવાન્ પોતાની મૂર્ત્તિમાં વિષયો, ઇંદ્રિયો, ગોલક અને દેવતાઓને અર્થાત્ આખા બ્રહ્માંડને ધરી રહ્યાછે એમ માનવામાં આવેછે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ શૌનક મુનિ! વેદોના કારણરૂપ, સ્વયંપ્રકાશ, પોતાના મહિમાથી પરિપૂર્ણ, પોતાની માયાનેલીધે સૃષ્ટિ, નાશ અને પાલન કરવાસારૂ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એવાં નામોથી કેહેવાતા એ પરમાત્મા જોકે એકસ્વરૂપજ છે તોપણ તેને શાસ્ત્રોએ જાણે નોખા હોય એમ કહેલાછે. પરમ ભક્તિવાળા વિદ્વાન્ પુરૂષો તો તેમને આત્મારૂપેજ પામેછે. (જેની આ ઉપાસના કહી તે શ્રીકૃષ્ણની સૂત પ્રાર્થના કરેછે) હે શ્રીકૃષ્ણ! હે અર્જુનના સખા, હે યાદવોમાં ઉત્તમ! હે પૃથ્વીનો દ્રોહ કરનારા રાજાઓના વંશને બાળનાર! હે અપાર શક્તિવાળા! હે ગોવિંદ! હે ગોપીઓના સમૂહ અને નારદાદિક દાસોએ ગાએલા! હે તીર્થસરખી કીર્ત્તિવાળા, હે શ્રવણથીજ પરમ મંગલ આપનાર! અમો દાસલોકોની સંસારથી રક્ષા કરો. જે પુરૂષ પ્રાતઃકાલમાં ઉઠી ભગવાનમાં ચિત્ત રાખી સાવધાનપણાથી આ મહાપુરૂષના વર્ણનનો જપ કરે તે પુરૂષ પોતાના હૃદયમાં રહેલા પરમાત્માને દેખે.

શૌનક ઋષિ પૂછેછે.—તમે મૂર્તિઓના વ્યૂહવિષે કહ્યું તે સાંભળી અમને સૂર્યનો વ્યૂહ સાંભળવાની ઇચ્છા થઈ છે. શ્રવણ કરતાં પરીક્ષિત રાજાને શુકદેવજીએ (પંચમસ્કંધમાં) કહ્યું છે કે "ગંધર્વ, અપ્સરા, નાગ, યક્ષ, રાક્ષસ, ઋષિ અને દેવ, એ સૂર્યના સંબંધમાં સાતના ગણ મહિને મહિને બદલાઈ જાયછે." તો એઓનાં તથા એઓના સ્વામી સૂર્યોનાં નામ તથા કર્મ અમને કહો. સૂર્ય પણ ભગવાનનુંજ સ્વરૂપ છે માટે તેનો વ્યૂહ સાંભળવામાં અમને શ્રદ્ધા છે.

સૂત કેહેછે.— સર્વ પ્રાણીઓના આત્મા વિષ્ણુ ભગવાનની અનાદિ માયાએ બનાવેલા અને લોકોની મર્યાદાને પ્રવર્ત્તાવનાર આ સૂર્ય લોકોમાં ફરેછે. લોકોના આત્મા અને સર્જનાર જે હરિ છે તેજ અધ્યસ્તરૂપે સૂર્ય છે અને એ હરિજ સઘળી વેદોક્ત ક્રિયાઓનું મૂળ હોવાથી ઋષિઓ એ તે તે ક્રિયાઓ ઉપરથી અનેક કેહેવાય છે. હે શૌનક મુનિ! એ હરિજ સઘળા કર્મોની પ્રવૃત્તિનેસારૂ માયાને લઇને કાળ, દેશ, અનુષ્ઠાન, યજમાન, સ્રુચ્ આદિ સાધન, યજ્ઞાદિક ક્રિયા, મંત્રાદિક, વ્રીહિ આદિ પદાર્થ અને એઓથી થતાં સ્વર્ગાદિક ફલ, એવી રીતે નવ પ્રકારનાં કેહેવાયછે. એઓમાં કાળનું સ્વરૂપ ધરનારા સૂર્યરૂપી ભગવાન્ ચૈત્ર આદિ બાર માસોમાં જગતની સ્થિતિના નિર્વાહનેસારૂ પોતાના ગણોની સાથે નોખનોખાં બારરૂપ ધરીને ફરેછે. કૃતસ્થલી નામની અપ્સરા, હેતિ નામનો રાક્ષસ, વાસુકિ નામનો નાગ, રથકૃત્ નામનો યક્ષ, પુલસ્ત્ય નામે ઋષિ અને તુંબરૂ નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે ધાતા નામના સૂર્ય ચૈત્રમાસને ચલાવેછે. પુંજિકસ્થલી નામની અપ્સરા, પ્રહેતી નામનો રાક્ષસ, કચ્છનીર નામનો નાગ, અથૌજા નામનો યક્ષ, પુલહ નામે ઋષિ, અને નારદ નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે અર્યમા નામના સૂર્ય વૈશાખ માસને ચલાવેછે. મેનકા નામની અપ્સરા, પૌરૂષેય નામનો રાક્ષસ, તક્ષક નામનો નાગ, રથસ્વન નામનો યક્ષ, અત્રિ નામે ઋષિ અને હાહા નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે મિત્ર નામના સૂર્ય જ્યેષ્ઠ માસને ચલાવેછે. રંભા નામની અપ્સરા, મિત્રસ્વન નામને રાક્ષસ, શુક્ર નામનો નાગ, સહજન્ય નામને યક્ષ, વસિષ્ઠ નામે ઋષિ અને હુહૂ નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે વરૂણ નામના સૂર્ય આષાઢ માસને ચલાવેછે. પ્રમ્લોચા નામની

અપ્સરા, વર્ય નામનો રાક્ષસ, એલાપત્ર નામનો નાગ, શ્રોતા નામનો યક્ષ, અંગિરા નામે ઋષિ અને વિશ્વાવસુ નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે ઇંદ્ર નામના સૂર્ય શ્રાવણ માસને ચલાવેછે. અનુમ્લોચા નામની અપ્સરા, વ્યાઘ્ર નામનો રાક્ષસ, શંખપાલ નામનો નાગ, આસારણ નામનો યક્ષ, ભૃગુ નામે ઋષિ અને ઉગ્રસેન નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે વિવસ્વાન્ નામના સૂર્ય ભાદરવા મહિનાને ચલાવેછે. તિલોત્તમા નામની અપ્સરા, બ્રહ્માપેત નામનો રાક્ષસ, કંબલ નામનો નાગ, શતજિત્ નામનો યક્ષ, જમદગ્નિ નામે ઋષિ અને ધૃતરાષ્ટ્ર નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે ત્વષ્ટા નામના સૂર્ય આશ્વિન માસને ચલાવેછે. રંભા નામની અપ્સરા, મખાપેત નામનો રાક્ષસ, અશ્વતર નામનો નાગ, સત્યજીત નામનો યક્ષ, વિશ્વામિત્ર નામે ઋષિ અને સૂર્યવર્મા નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે વિષ્ણુ નામના સૂર્ય કાર્તિક માસને ચલાવેછે. ઉર્વશી નામની અપ્સરા, વિદ્યુચ્છત્રુ નામનો રાક્ષસ, મહાશંખ નામનો નાગ, તાર્ક્ષ નામનો યક્ષ, કશ્યપ નામે ઋષિ અને શતસેન નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે અંશુ નામના સૂર્ય માર્ગશીર્ષ મહિનાને ચલાવેછે. પૂર્વચિત્તિ નામની અપ્સરા, સ્ફૂર્જ નામનો રાક્ષસ, કટક નામનો નાગ, ઉર્ણ નામનો યક્ષ, આયુ નામે ઋષિ અને અરિષ્ટનેમિ નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે ભગ નામના સૂર્ય પૌષ માસને ચલાવેછે. ધૃતાચી નામની અપ્સરા, વાત નામનો રાક્ષસ, ધનંજય નામનો નાગ, સુરૂચી નામનો યક્ષ, ગૌતમ નામે ઋષિ અને સુષેણા નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે પૂષા નામના સૂર્ય માઘ માસને ચલાવેછે. સેનજિત્ નામની અપ્સરા, વેચ્ર્ચા નામનો રાક્ષસ, ઐરાવત નામનો નાગ, ઋતુ નામનો યક્ષ, ભારદ્વાજ નામે ઋષિ અને વિશ્વ નામનો ગંધર્વ એટલા ગણોની સાથે પર્જન્ય નામના સૂર્ય ફાગણ માસને ચલાવેછે. મહાત્મા સૂર્યનારાયણની આ વિભૂતિઓ, બન્ને સંધ્યામાં સ્મરણ કરનારાં મનુષ્યોનાં પાપને દિવસે દિવસે હરેછે. બારે મહિનાઓમાં છ ગણોની સાથે ચારેકોર ફરતાં આ સૂર્યનારાયણ લોકોને આ લોકમાં અને પરલોકમાં શુભ મતિ આપેછે. અપ્સરાઓ સૂર્યની આગળ નાચેછે, બલવાન્ રાક્ષસો સૂર્યના રથને પાછળથી ઠેલેછે, નાગો એ રથને દૃઢ રીતે બાંધેછે, યક્ષો એ રથને જોડી દેછે, ઋષિઓ સૂર્યને પ્રકાશ કરનારા સામ ઋચ્ તથા યજુષરૂપ મંત્રોથી સૂર્યની સ્તુતિ કરેછે અને ગંધર્વો સૂર્યનું ગાયન કરેછે. સાઠ હજાર વાલખિલ્ય નામના નિર્મલ બ્રહ્મર્ષિઓ સૂર્યની સામે પાછળ પગે દોડ્યા જાયછે અને મંત્રોથી તેમની સ્તુતિ કરેછે. આ ઋષિઓ પ્રતિમાસે એનાએજ રેહેછે. આદિ તથા અંતથી રહિત, અજન્મા અને ઈશ્વર હરિ ભગવાન્ પ્રત્યેક કલ્પમાં આ પ્રમાણે પોતાના સ્વરૂપના વિભાગ કરી લોકોનું રક્ષણ કરેછે. ૫૦

**एवं ह्यनादिनिधनो भगवान् हरिरीश्वरः ।**
**कल्पे कल्पे स्वमात्मानं व्यूह्य लोकानवत्यजः ।**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥*

**नमो धर्माय महते नमः कृष्णाय वेधसे ।**
**ब्राह्मणेभ्यो नमस्कृत्यः धर्मान्वक्ष्ये सनातनान्**

સૂત કેહેછે.– ભક્તિલક્ષણ ધર્મને, સુબોધ આપનાર વેદવ્યાસને અને બ્રાહ્મણોને પ્રણામ કરી હવે આ પુરાણમાં રહેલા સનાતન ધર્મરૂપ સઘળા વિષયોનો અનુક્રમ તમારી પાસે કહુંછું. હે બ્રાહ્મણો ! આ વિષ્ણુનું

* આ બારમા અધ્યાયમાં પ્રથમસ્કંધથી માંડીને આ પુરાણમાં કહેલા મુખ્ય મુખ્ય સર્વ વિષયોની અનુક્રમણિકા સંક્ષેપથી કેહેવામાં આવશે.

અદ્‌ભુત ચરિત્ર કે જે મનુષ્યોને મનુષ્યાવતારમાં શ્રવણાદિકને યોગ્ય છે તેવિષે તમોએજ મને પૂછ્યું હતું તે મેં તમોને કહ્યું. જગતની ઉત્પત્તિ તથા પ્રલયના અવધિભૂત પરમગુહ્ય પરબ્રહ્મ, પરબ્રહ્મને પ્રકાશ કરવાનું જ્ઞાન અને તેનાં સાધનો આ પુરાણમાં કેહેવાયાં છે. સાધ્ય અને સાધનરૂપ ભક્તિયોગતથા ભક્તિયોગથી થવાનું વૈરાગ્ય પણ આ પુરાણમાં કેહેવાયું. તેમાં [1]પ્રથમસ્કંધમાં નારદજીનું આખ્યાન, પરીક્ષિતનું આખ્યાન, બ્રાહ્મણના શાપથી પરીક્ષિત રાજાએ કરેલો અન્ન-જલનો ત્યાગ અને સર્વ બ્રાહ્મણોમાં ઉત્તમ શુકદેવજી તથા પરીક્ષિત રાજાનો સંવાદ, એટલા વિષયો કેહેવાયા. દ્વિતીયસ્કંધમાં યોગધારણાથી ઉપરના લોકોમાં ગતિ, નારદજી અને બ્રહ્માનો સંવાદ, અવતારોનું વર્ણન, અને મહત્તત્વાદિકના ક્રમથી વિરાટ્‌ની ઉત્પત્તિ, એટલા વિષયો કેહેવાયા. તૃતીયસ્કંધમાં વિદુર અને ઉદ્ધવનો સંવાદ, વિદુર અને મૈત્રેયનો સંવાદ, પુરાણના વિષયોસંબંધી પ્રશ્ન, પ્રલયમાં પરમાત્માની સ્થિતિ, પ્રકૃતિથી થએલા ગુણોનો ક્ષોભ, મહત્તત્વાદિક સાતની તથા વિકારોની ઉત્પત્તિ, જેમાં વૈરાજ પુરુષ રહેલ છે એવા બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થૂલ તથા સૂક્ષ્મ કાલની ગતિ, કમલની ઉત્પત્તિ, પૃથ્વીને સમુદ્રમાંથી બાહાર કાહાડતાં હિરણ્યાક્ષનો વધ, વૃક્ષ પશુ પક્ષી અને મનુષ્યોની ઉત્પત્તિ, રૂદ્રની સૃષ્ટિ, જેના સ્ત્રીરૂપ અર્ધથી સ્વાયંભુવ મનુ અને પુરૂષરૂપ અર્દ્ધમાંથી સ્ત્રીઓની પેહેલી ઉત્તમ પ્રકૃતિરૂપ શતરૂપા થયાં એવા બ્રહ્માનું વૃત્તાંત, કર્દમ પ્રજાપતિની ઉત્પત્તિ, મહાત્મા કપિલદેવજીનો અવતાર અને બુદ્ધિમાન્ કપિલદેવજીની સાથે દેવહૂતીનો સંવાદ, એટલા વિષયો કેહેવાયા. ચતુર્થસ્કંધમાં મરીચિઆદિ નવ બ્રાહ્મણોની ઉત્પત્તિ, ધર્મની સ્ત્રીઓનો વંશ, દક્ષના યજ્ઞનો નાશ, ધ્રુવનું ચરિત, પૃથુનું ચરિત્ર, પ્રાચીનબર્હિનું ચરિત્ર, અને નારદજીનો સંવાદ, એટલા વિષયો કેહેવાયા. પંચમસ્કંધમાં પ્રિયવ્રતનું આખ્યાન, નાભિ રાજાનું ચરિત્ર, દ્વીપ, સમુદ્ર, પર્વત, ખંડ અને નદીઓનું વર્ણન, જ્યોતિશ્ચક્રની સ્થિતિ, પાતાળની સ્થિતિ અને નરકની સ્થિતિ, એટલા વિષયો કેહેવાયા. ષષ્ઠસ્કંધમાં પ્રચેતાઓથી દક્ષનો જન્મ, તેની પુત્રીઓના વંશમાં દેવ, અસુર, નર, પશુ, ઝાડ અને પક્ષિઓની ઉત્પત્તિ, વૃત્રાસુરનો જન્મ અને વૃત્રાસુરનું મરણ, એટલા વિષયો કેહેવાયા. સપ્તમસ્કંધમાં દિતિના બે પુત્રોનું વૃત્તાંત, દૈત્યોના ઈશ્વિર મહાત્મા પ્રલ્હાદનું ચરિત્ર અને નૃસિંહજીનું ચરિત્ર એ વિષયો કેહેવાયા. અષ્ટમસ્કંધમાં મન્વંતરોનું વર્ણન, ગજેંદ્રમોક્ષ, અમૃતનેસારૂ દેવતાઓએ કરેલું ક્ષીરસાગરનું મથન, કચ્છાવતાર, દેવ અને દૈત્યોનું મોટું યુદ્ધ, વિષ્ણુના મન્વંતરસંબંધી અવતારો, વામનાવતાર, મત્સ્યાવતાર અને હયગ્રીવાદિકનું વૃત્તાંત, એટલા વિષયો કેહેવાયા. નવમસ્કંધમાં રાજાઓના વંશોનું વર્ણન, ઇક્ષ્વાકુનો જન્મ, ઇક્ષ્વાકુનો વંશ, મહાત્મા સુદ્યુમ્નનું વૃત્તાંત, ઈલાનું આખ્યાન, સૂર્યવંશનું વર્ણન, શશાદઆદિ રાજાઓનું વૃત્તાંત, સુકન્યાનું વૃત્તાંત, શર્યાતિનું વૃત્તાંત, કકુત્સ્થનું વૃત્તાંત, ખટ્વાંગ રાજાનું વૃત્તાંત, માંધાતાનું વૃત્તાંત, સૌભરિનું વૃત્તાંત, સગરનું વૃત્તાંત, કોસલ દેશના રાજા રામચંદ્રજીનું પાપને મટાડનાર વૃત્તાંત, નિમિ રાજાએ કરેલો દેહનો ત્યાગ, જનકોની ઉત્પત્તિ, તારોનું આખ્યાન, ભૃગુકુલમાં ઉત્તમ પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કર્યાનું વૃત્તાંત, ચંદ્રના વંશમાં પુરૂરવાનું, નહુશના પુત્ર યયાતિનું, દુષ્યંતના પુત્ર ભરતનું, શંતનુનું અને શંતનુના પુત્રનું વૃત્તાંત

૧ પ્રથમસ્કંધાદિકની અનુક્રમણિકામાં કેટલાએક વિષયો છોડી દીધાછે અને કેટલાએક વિષયો ક્રમ છોડી દઇને કહ્યાછે તે ભક્તિના રસને અનુકૂલ છે એમ સમજવું.

તથા યયાતિના મોટા પુત્ર યદુનો વંશ કે જેમાં જગતના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ અવતર્યા હતા તેનું વર્ણન, એટલા વિષયો કેહેવાયા. દશમસ્કંધમાં વસુદેવના ઘરમાં શ્રીકૃષ્ણનો જન્મ, ગોકુલમાં વૃદ્ધિ, તે ભગવાનનાં અપાર કર્મોમાં પૂતનાના પ્રાણની સાથે દૂધનું પાન, બાલકથી ગાડાનું ઊંધું વળવું, તૃણાવર્ત્તનો વધ, બકાસુર તથા વત્સાસુરનો વધ, ધેનુકાસુરનો તથા તેના મિત્રોનો વધ, પ્રલંબાસુરનો નાશ, ઘેરતા આવતા દાવાનલથી ગોવાળીઆઓનું રક્ષણ, કાલિય નાગનું દમન, અજગરથી નંદરાયને છોડાવ્યાનું વૃત્તાંત, કન્યાઓએ કરેલું વ્રત, વ્રતથી ભગવાનનો પ્રસાદ, યજ્ઞપત્નીઓ ઉપર કૃપા, બ્રાહ્મણોનો પશ્ચાત્તાપ, ગોવર્ધનનું ધારણ, ઇંદ્ર અને કામધેનુએ કરેલી શ્રીકૃષ્ણની પૂજા તથા અભિષેક, રાત્રિઓમાં સ્ત્રીઓની સાથે ક્રીડા, દુર્બુદ્ધિ શંખચૂડનો વધ, અરિષ્ટાસુરનો વધ, કેશિનો વધ, અક્રૂરજીનું આવવું, શ્રીકૃષ્ણ તથા બલભદ્રનું પ્રયાણ, ગોપીઓનો વિલાપ, મથુરાનું દર્શન, કુવલયાપીડ હાથીનો વધ, ચાણુર તથા મુષ્ટિક આદિનો વધ, કંસાદિકનો વધ, સાંદીપનિ ગુરૂના મરી ગયેલા પુત્રનું પાછું લાવવું, શ્રીકૃષ્ણે ઉદ્ધવ અને બલભદ્રની સાથે મથુરામાં રહીને કરેલું યાદવોનું પ્રિય, જરાસંધે આણેલા સૈન્યનો ઘણીવાર વધ, કાલયવનનો ઘાત, દ્વારકાનું વસાવવું, સ્વર્ગમાંથી પારિજાત તથા સુધર્મા સભાનું લાવવું, યુદ્ધમાં શત્રુઓનું મથન કરીને શ્રીકૃષ્ણે કરેલું રૂક્મિણીનું હરણ, યુદ્ધમાં મહાદેવને બગાસાં આવવાનું વૃત્તાંત, બાણાસુરના હાથોનું છેદન, પ્રાગ્જ્યોતિષ નગરના પતિને મારીને કન્યાઓનું હરણ, શિશુપાલનો વધ, મિથ્યા વસુદેવનો વધ, શાલ્વનો વધ, દુર્મતિ દંતવક્ત્રનો વધ, શંબરાસુરનો વધ, દ્વિવિદનો વધ, પીઠનો વધ, મુરનો વધ, પંચજનાદિકનો વધ, દૈત્યોના પ્રભાવનાં વર્ણન, કાશીનો દાહ, અને પાંડવોને નિમિત્તરૂપ કરી પૃથ્વીના ભારનો નાશ, એટલા વિષયો કેહેવાયા. એકાદશસ્કંધમાં બ્રાહ્મણોના શાપના મિષથી પોતાના કુળનો સંહાર, ઉદ્ધવ તથા શ્રીકૃષ્ણનો અદ્‌ભુત સંવાદ, સઘળી આત્મવિદ્યા તથા ધર્મનો નિર્ણય, અને શ્રીકૃષ્ણે પોતાના યોગના પ્રભાવથી કરેલો મનુષ્યદેહનો ત્યાગ, એટલા વિષયો કેહેવાયા. દ્વાદશસ્કંધમાં યુગોનાં લક્ષણ, યુગોની વૃત્તિઓ, કલિયુગમાં મનુષ્યોની દુર્દશા, ચાર પ્રકારના પ્રલય, પ્રાકૃતિક નૈમિત્તિક અને નિત્ય એવી ત્રણ પ્રકારની ઉત્પત્તિ, બુદ્ધિમાન્ રાજર્ષિ પરીક્ષિતે કરેલો દેહનો ત્યાગ, વેદવ્યાસથી થએલો વેદની શાખાઓનો વિસ્તાર, માર્કંડેયની પવિત્ર કથા, પૂજનમાં ભગવાનનાં અંગાદિકની કલ્પના અને જગતના આત્મારૂપ બાર સૂર્યનો વ્યૂહ, એટલા વિષયો કેહેવાયા. હે બ્રાહ્મણો! આ પ્રસંગમાં તમોએ જે જે પ્રશ્ન કર્યાં તેઓના મેં ઉત્તર આપ્યા. સર્વ પ્રસંગમાં ભગવાનના લીલાવતારસંબંધી કર્મોનું કીર્ત્તન કર્યુંછે. પડતાં, ઠેશ વાગતાં, છીંક ખાતાં કે બીજી કોઈ પીડા થતાં પરવશપણામાં પણ ઊંચા સ્વરથી 'हरये नमः' એમ બોલાઈ જાય તો સઘળાં પાપ છૂટી જાયછે. કીર્ત્તન કરવાથી અથવા મહિમાનું શ્રવણ કરવાથી અનંત ભગવાન્ પુરૂષોના ચિત્તમાં પેસીને, સૂર્ય જેમ અંધારાને મટાડેછે અને પ્રચંડ પવન જેમ વાદળાને મટાડેછે તેમ સઘળાં દુઃખોને મટાડેછે. જે વાણીમાં વિષ્ણુ ભગવાનનું કથન આવે નહિ તે વાણી વ્યર્થ વિષયવાળી, દુષ્ટ અને ખોટી જાણવી. જેમાં ભગવાનના ગુણ નીકળતા હોય તેજ વચન સાચું, મંગલરૂપ અને પવિત્ર સમજવું. જેમાં ભગવાનના યશનું વર્ણન કર્યું હોય તેજ વચન નવીન નવીનની પેઠે દેવને પણ પ્યારૂં લાગેછે. નિરંતર મનનો મોટો ઉત્સવ પણ તે વચનથીજ થાયછે. માણસોના શોકરૂપી સમુદ્રને સુકાવનારૂં પણ એજ વચન હોયછે. જે વ-

ચન વિચિત્ર પદવાળું છતાં પણ જગતને પવિત્ર કરનાર ભગવાનના યશનું કદી પણ વર્ણન ન કરે તે વચન કાગડા જેવા અપવિત્ર પુરૂષોને પ્રીતિ આપે પણ હંસ જેવા જ્ઞાની પુરૂષો તેને સેવે નહિ એમ કેહેવાયછે; કારણ કે જેમાં ભગવાનનું વર્ણન હોય તેમાંજ નિર્મળ સાધુ પુરૂષો પ્રેમ રાખેછે. સંદર્ભાદિક સારાં નહિ છતાં પણ પ્રત્યેક શ્લોકે જે વાણીમાં ભગવાનના યશથી શણગારેલાં તેમનાં નામ આવે તે વાણીનો પ્રયોગજ મનુષ્યોનાં અનેક પાપને મટાડેછે; કારણ કે સાધુ પુરૂષો ભગવાનનાં નામોનેજ બોલેછે; કોઇ વક્તા હોય તો સાંભળેછે અને સાંભળનાર હોય તો ગાયછે. ઉપાધિને નિવૃત્ત કરનાર સેવાનેલીધે બ્રહ્મનો પ્રકાશ કરનાર જ્ઞાન પણ જો ભગવદ્ભક્તિથી રહિત હોય તો શોભતું નથી. (અપરોક્ષ પર્યંત થતું નથી) ત્યારે કર્મ ઘણું ઉત્તમ હોય તોપણ ઈશ્વરને અર્પણ કરવામાં ન આવે તો ક્યાંથીજ શોભે? કારણ કે કર્મ તો સાધનકાલમાં અને ફલકાલમાં પણ દુઃખરૂપજ છે. વર્ણ તથા આશ્રમના આચાર, તપ અને શાસ્ત્રશ્રવણાદિકમાં જે મોટો પરિશ્રમ કરવામાં આવેછે તે પરિશ્રમ તો યશ અને સંપત્તિનેજ આપેછે અને ભગવાનના ગુણોનું વર્ણન અને શ્રવણઆદિ કરવાથી તો ભગવચ્ચરણારવિંદનું અવિસ્મરણ થાયછે. ભગવચ્ચરણારવિંદનું અવિસ્મરણ પાપોને મટાડેછે, શાંતિ આપેછે, અંતઃકરણની શુદ્ધિ કરેછે, પરમાત્મામાં ભક્તિ ઉત્પન્ન કરેછે અને વિજ્ઞાન તથા વૈરાગ્યસહિત જ્ઞાન આપેછે. હે ઉત્તમ બ્રાહ્મણો! અહો! તમો મોટા ભાગ્યશાળી છો; કારણ કે સર્વના અંતર્યામી અને સર્વોત્તમ પ્રભુ નારાયણ દેવને અંતઃકરણમાં પેસાડીને અખંડ ભાવથી નિરંતર ભજો છો. પરીક્ષિત રાજા અન્નજલનો ત્યાગ કરીને બેઠા હતા ત્યારે સાંભળનારા મોટા ઋષિઓની સભામાં શુકદેવજીના મુખથી પૂર્વે જે મેં સાંભળ્યું હતું તે આત્મતત્ત્વનું તમોએ મને સ્મરણ કરાવ્યું. હે બ્રાહ્મણો! જેમનાં ઘણાં કર્મો વર્ણન કરવા યોગ્ય છે એવા ભગવાનનું સઘળાં અશુભોનો નાશ કરનાર આ માહાત્મ્ય તમારી પાસે કહ્યું. જે પુરૂષ શ્રદ્ધા રાખીને એકાગ્રચિત્તથી નિત્ય એક પોહોરવાર અથવા ક્ષણમાત્ર પણ આ પ્રમાણે સાંભળે અથવા સંભળાવે તે પુરૂષ સાક્ષાત્ પોતાના અંતઃકરણને પવિત્ર કરેછે. બારશ અથવા એકાદશીને દિવસે આ પુરાણનું જે શ્રવણ કરે તેનું આયુષ્ય વધેછે. જમ્યાવગર સાવધાનપણાથી પાઠ કરે તો પાપરહિત થાયછે. પુષ્કરમાં, મથુરામાં અથવા દ્વારકામાં ઉપવાસ કરી જિતેંદ્રિયપણાથી આ ભાગવતસંહિતાનો પાઠ કરે તો ભયથી છૂટેછે. આ પુરાણને કેહેનાર અને સાંભળનારના સર્વે મનોરથોને ભગવત્કીર્ત્તનના પ્રભાવનેલીધે દેવતા, મુનિઓ, સિદ્ધો, પિતૃ, મનુ અને રાજાઓ પરિપૂર્ણ કરેછે. દ્વિજવર્ણને ઋગ્વેદ ભણવાથી મધની નદીઓ, યજુર્વેદ ભણવાથી ઘીની નદીઓ અને સામવેદ ભણવાથી દુધની નદીઓ મેળવારૂપ જે ફળ પ્રાપ્ત થાયછે તે ફળ આ ભાગવત ભણવાથી પ્રાપ્ત થાયછે. હે બ્રાહ્મણો! સાવધાનપણાથી આ પુરાણની સંહિતાને ભણે તો ભગવાનના જે પરમ પદનું આમાં વર્ણન કરેલુંછે તેને પામેછે. બ્રાહ્મણ આ પુરાણ ભણે તો તેને જ્ઞાન મળે, ક્ષત્રિય ભણે તો તેને પૃથ્વીનું રાજ્ય મળે, વૈશ્ય ભણે તો તેને ભંડારનું અધિપતિપણું મળે અને શૂદ્ર ભણે તો પાપથી મુક્ત થાય. કલિયુગના મેલના સમૂહનો નાશ કરનાર સર્વાત્મા ભગવાન્ બીજાં શાસ્ત્રોમાં વારંવાર ગવાતા નથી અને આ પુરાણમાં તો કથાઓના પ્રસંગોથી ભગવાનને ક્ષણે ક્ષણે ગાએલાછે. જેની રજોગુણાદિક શક્તિઓ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયરૂપ છે એવા, બ્રહ્મા ઇંદ્ર અને શંકરઆદિ દેવતાઓએ પણ જેની

સ્તુતિ જાણેલી નથી એવા, અજન્મા, અનંત અને પોતાના સ્વરૂપભૂત એ ભગવાનને હું પ્રણામ કરૂંછું. વૃદ્ધિ પામેલી પ્રકૃતિ આદિ નવ શક્તિઓથી જેણે પોતાના સ્વરૂપમાંજ સ્થાવર-જંગમ શરીરો રચ્યાંછે એવા, સર્વમાં વ્યાપક, દેવતાઓમાં ઉત્તમ, અનાદિ અને જેનું સ્વરૂપ જ્ઞાનમાત્રજ છે એવા ભગવાનને પ્રણામ કરૂંછું. પોતાના આત્મસુખથીજ પૂર્ણ ચિત્તવાળા અને તેથીજ પોતે બીજા પદાર્થમાં ભાવ નહિ રાખનાર છતાં પણ જેમણે પોતાનું ચિત્ત ભગવાનની સુંદર લીલાઓથી ખેંચવાનેલીધે, ભગવાનના તત્ત્વનો પ્રકાશકરનાર આ પુરાણનો લોકોના ઉપર કૃપાથી વિસ્તાર કર્યોછે તે સર્વ જગતના દોષ મટાડનાર શુકદેવજીને હું પ્રણામ કરૂંછું.

**स्वसुखनिभृतचेतास्तद्व्युदस्तान्यभावोप्यजितरुचिरलीलाकृष्टसारस्तदीयम् । व्यतनुत कृपया यस्तत्वदीपं पुराणं तमखिलवृजिनघ्नं व्याससूनुं नतोऽस्मि ॥ ६८ ॥**

इति श्रीमन् મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सूत उवाच ॥ *

**यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥ ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ १ ॥**

સૂત કેહેછે.—બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર અને મરૂત દેવતાઓ દિવ્ય સ્તોત્રોથી અને અંગ, પદ, ક્રમ તથા ઉપનિષદો સહિત વેદોથી જેની સ્તુતિ કરેછે, સામનું ગાયન કરનારા લોકો જેને ગાયછે, યોગીઓ ધ્યાનથી નિશ્ચલ અને તેમાંજ રહેલાં મનથી જેને જુવેછે અને દેવ તથા દૈત્યોના ગણો જેના અંતને જાણતા નથી તે દેવને પ્રણામ કરૂંછું. પીઠ ઉપર ફરતા મોટા મંદરાચલના પથ્થરની અણીઓથી ગાત્ર ઘસાતાં જેને નિદ્રા આવતી હતી એવા કચ્છપાવતાર ભગવાનના શ્વાસના પવનો કે જેઓના સંસ્કારના લેશની અનુવૃત્તિ રહીજવાનેલીધે અદ્યાપિસુધી ભરતી-ઓટના મિષથી સમુદ્રનાં જળનું નિયમિત રીતે જવું અને આવવું બંધ પડતું નથી (આ એક જાતની ઉત્પ્રેક્ષા છે.) તેઓ તમારી રક્ષા કરો. પુરાણોના પ્રમાણની સંખ્યા, તેનો સરવાળો, આ ભાગવતનો વિષય, ભાગવતનું દાન અને દાન તથા પાઠાદિકનું માહાત્મ્ય, એવિષે હવે કહુંછું તે શ્રવણ કરો. બ્રહ્મપુરાણ દશ હજાર શ્લોકનું છે. પદ્મપુરાણ પંચાવન હજાર શ્લોકનું છે. વિષ્ણુપુરાણ ત્રેવીશ હજાર શ્લોકનું છે. શિવપુરાણ ચોવીશ હજાર શ્લોકનું છે. શ્રી ભાગવતપુરાણ અઢાર હજાર શ્લોકનું છે. નારદપુરાણ પચીશ હજાર શ્લોકનું છે. માર્કંડેયપુરાણ નવ હજાર શ્લોકનું છે. અગ્નિપુરાણ પંદર હજાર અને ચારસો શ્લોકનું છે. ભવિષ્યપુરાણ ચૌદ હજાર અને પાંચસો શ્લોકનું છે. બ્રહ્મવૈવર્ત્ત પુરાણ અઢાર હજાર શ્લોકનું છે. લિંગપુરાણ અગીઆર હજાર શ્લોકનું છે. વરાહપુરાણ ચોવીશ હજાર શ્લોકનું છે. સ્કંદપુરાણ એકાશી હજાર અને એકસો શ્લોકનું છે. વામનપુરાણ દશ હજાર શ્લોકનું છે. કૂર્મપુરાણ સત્તર હજાર શ્લોકનું છે. મત્સ્યપુરાણ ચૌદ હજાર શ્લોકનું છે. ગરૂડપુરાણ ઓગણીશ હજાર શ્લોકનું છે. બ્રહ્માંડપુરાણ બાર હજાર શ્લોકનું છે. આ પ્રમાણે પુરાણોના શ્લોકની સંખ્યાનો સરવાળો ચાર લાખનો થાયછે તેમાં શ્રી ભાગવત અઢાર હજારનું છે. (મહાભારત ઈતિહાસ અને રામાયણ ઋષિપ્રોક્ત કાવ્ય ગ-

* આ તેરમા અધ્યાયમાં પુરાણોની સંખ્યા અને શ્રી ભાગવતના વિષય તથા પ્રયોજનાદિક કહીને સમાપ્તિ કરવામાં આવેછે, એ કથા કેહેવામાં આવશે.

ણાયછે.) નાભિકમલમાં બેઠેલા અને સંસારથી ભય પામેલા બ્રહ્માનીપાસે ભગવાને કરૂણાનેલીધે પ્રથમ આ શ્રીભાગવતનો પ્રકાશ કર્યો હતો. આ પુરાણમાં આદિ મધ્ય અને અંતમાં વૈરાગ્યનાં આખ્યાન આવેછે. આ પુરાણ, ભગવાનની લીલાઓની કથાઓના સમૂહરૂપ અમૃતથી સત્પુરૂષોને અને દેવતાઓને આનંદ આપેછે. સર્વ ઉપનિષદોના સારરૂપ અને ઈશ્વર તથા જીવની એકતાથી જણાય એવી જે અદ્વિતીય વસ્તુ (પરબ્રહ્મ) છે તે આ પુરાણનો વિષય છે. આ પુરાણનું મુખ્ય પ્રયોજન કૈવલ્ય મોક્ષ છે. જે પુરૂષ ભાદરવા મહિનાની પુનમને દિવસે સુવર્ણના સિંહાસન સહિત શ્રીભાગવતનું દાન કરે તે પુરૂષ પરમ ગતિને પામે. અમૃતના સમુદ્રરૂપ શ્રી ભાગવત જ્યાંસુધી સાંભળવામાં આવ્યું ન હોય ત્યાંસુધી સત્પુરૂષોના મંડલમાં બીજા પુરાણો શોભા પામેછે. આ શ્રી ભાગવત સઘળાં ઉપનિષદોના સારરૂપ માનવામાં આવેછે. ભાગવતના રસરૂપી અમૃતથી જે માણસ તૃપ્ત થએલ હોય તેને કદીપણ બીજામાં પ્રીતિ થાય નહિ. નદીઓમાં જેમ ગંગાજી સર્વોત્તમ છે, દેવતાઓમાં જેમ વિષ્ણુ સર્વોત્તમ છે અને વૈષ્ણવોમાં જેમ સદાશિવ સર્વોત્તમ છે તેમ પુરાણોમાં આ શ્રી ભાગવત સર્વોત્તમ છે. હે બ્રાહ્મણો! જેમ સઘળાં ક્ષેત્રોમાં કાશી સર્વોત્તમ છે તેમ પુરાણોના સમૂહોમાં આ શ્રી ભાગવત સર્વોત્તમ છે. આ શ્રીમદ્‌ભાગવત પુરાણ કે જે નિર્મળ અને વૈષ્ણવોને પ્રિય છે તથા જેમાં પરમહંસોએ પામવાના એક અને નિર્દોષ પરબ્રહ્મનું નિરૂપણ કરવામાં આવેછે તેમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને એકઠાં કરી સઘળાં કર્મોનો ઉપરામ પ્રકટ કર્યોછે માટે જે માણસ ભક્તિપૂર્વક આ પુરાણને સાંભળ્યા કરે, પાઠ કર્યા કરે અને વિચારમાં તત્પર રહે તે માણસ મોક્ષ પામે. જે પરમાત્માએ કરૂણાથી આ અતુલ જ્ઞાનના દીવારૂપ શ્રી ભાગવતનો પ્રથમ બ્રહ્માની પાસે પ્રકાશ કર્યો, તે પછી બ્રહ્માના રૂપથી નારદ મુનિની પાસે પ્રકાશ કર્યો, તે પછી નારદના રૂપથી વેદવ્યાસની પાસે પ્રકાશ કર્યો, તે પછી વેદવ્યાસના રૂપથી યોગીઓના ઈંદ્ર શુકદેવજીની પાસે પ્રકાશ કર્યો અને તે પછી શુકદેવજીના રૂપથી પરીક્ષિત રાજાની પાસે પ્રકાશ કર્યો તે શુદ્ધ, નિર્મળ, શોકરહિત, સત્ય અને મોક્ષરૂપ પરબ્રહ્મનું આપણે ધ્યાન કરવું. સર્વના સાક્ષી ભગવાન વાસુદેવ કે જેમણે મુક્તિ પામવાને ઇચ્છતા બ્રહ્માની પાસે કરૂણાથી આ શ્રી ભાગવતનું આખ્યાન કર્યું હતું તેમને પ્રણામ હોજો. યોગીઓમાં સર્વોત્તમ અને પરબ્રહ્મરૂપ શુકદેવજી કે જેમણે સંસારરૂપી સર્પે કરડેલા પરીક્ષિત રાજાને મુકાવ્યા તેમને પ્રણામ હોજો. હે દેવતાઓના સ્વામી! હે પ્રભુ! જેવી રીતે અમને પ્રત્યેક જન્મમાં આપના ચરણારવિંદમાં ભક્તિ પ્રાપ્ત થાય તેમ કરજો; કારણ કે આપજ અમારા નાથ છો. જેમના નામનું કીર્ત્તન સઘળાં પાપોનો નાશ કરેછે અને જેમને કરેલો પ્રણામ દુઃખને શાંત કરેછે તે પરમાત્મા વિષ્ણુને પ્રણામ કરૂંછું.

**नामसंकीर्त्तनं यस्य सर्वपापप्रणाशनम् । प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम्॥२३॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

**इति श्रीमद्भागवते महापुराणे अष्टादशसाहस्र्यां संहितायां वैयासिक्यां द्वादशस्कंधः ॥**

# वेदधर्म सभातरफथी वेंचवानां पुस्तको.

અહીં જણાવવાને રજા લઈએ છિયે કે, આપણા આર્યલોકો પ્રાચીન પુસ્તકનું તત્ત્વ જાણે અને ખર્ચ કાઢતાં સિલક વધે તો તેને વેદધર્મસભાના ધર્માઉ ફંડખાતે રહી તેના વ્યાજને ધર્મસંબંધી પુસ્તકો છપાવવાના કામમાં, સભાની પાઠશાળાના વિદ્યાર્થીઓને આશ્રય આપવાના કામમાં અને આર્યપ્રજા પરધર્મીઓના પ્રયત્નથી ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા ઉપાયો લેવાના કામમાં ઉપયોગ થાય, એજ આવાં પુસ્તકો બહાર પાડવામાં અમારો હેતું છે. જોઇએ છિયે કે ઇશ્વિરેચ્છા અને કાલયોગથી શું બનેછે.

---

## श्रीमद्भगवद्गीताभाषांतर.

મૂલ અને ગુજરાતી ટીકાસાથે આ ધર્મસંબંધી પુસ્તક આર્યલોકોએ પાઠ-પૂજામાં રાખવા યોગ્ય છે. અને એટલામાટે રેશમથી બંધાવ્યું છે. કીંમત ચૌદ આના, ટપાલ ખર્ચ ૧ આનો.

## पेली चोपडी.

**(ચિત્રોથી બાળકોને અક્ષરનો બોધ થાય તેવી.)**

આર્યલોકોના બાળકો બીજું નાનપણમાં ખરાબ ચોપડીયો વાંચે છે તેથી તેને ખોટી અસર થાયછે, માટે તેમાં બને તેટલો અટકાવ કરવા આ ચોપડી બહાર પાડી છે. કિંમત એક આનો, ટપાલ ખર્ચ પાંચ નંગસુધી અરધો આનો.

## ईश आदि दश उपनिषद् मूल.

પાઠ-પૂજામાં રાખી શકાય એવું રેશમી પુઠાંનું આ ધર્મનું પુસ્તક બ્રાહ્મણવર્ગને અતિ ઉપયોગી છે. એના નામથી એનો મહિમા લોકોના જાણવામાં છે. કિંમત રૂ. ૧) ટપાલ ખર્ચ બે આના.

## स्त्री-धर्मबोधक गरबावळी.

સ્ત્રીઓને પોતાના ધર્મનો ખાસ બોધ આપે એવી નોખી નોખી દેશીઓની આ ગરબાવળીની બીજી આવૃત્તિ તૈયાર થઈ છે. અને સ્ત્રીવર્ગને અતિ ઉપયોગી છે. કિંમત આના બે. ટપાલ ખર્ચ અરધો આનો.

## सेव्यसेवकधर्म.

આ નામનું બોધક પુસ્તક સંસ્કૃત સાથે ગુજરાતીમાં તૈયાર થયેલું છે. તેમાં માતા-પિતા અને પુત્રના, ગુરૂ અને શિષ્યના, પતિ અને પત્નીના, તથા શેઠ અને ચાકરના ધર્મો આસ્થાપૂર્વક દેખાડયા છે, અને તે ધર્મોથી પરમેશ્વર કે જે સર્વના સેવ્ય છે તેની ભક્તિ ઉપર પ્રીતિ થાય તેવી રચના કરી છે. બાળથી માંડીને વૃદ્ધ સ્ત્રી-પુરૂષોને ઉત્તમ માર્ગ બતાવનાર અતિ ઉપયોગી પુસ્તક છે. કિંમત ૦ાત્ર ટપાલ ખર્ચ અરધો આનો.

## आशौचविचार (સૂતકનો નિર્ણય).

આ નાની સરખી ચોપડી સુંદર અક્ષરમાં તૈયાર થઇછે. તેમાં સારી રીતે આ વિષયનો ખુલાસો કર્યો છે કે, જેથી લોકોને એવિષે ઘણી અડચણ આવેછે તે આવે નહિ. સર્વ આર્યોને તે ઉપયોગી છે. કિંમત નવ પાઈ, ટપાલ ખર્ચ દસ નકલસુધી અરધો આનો.

## सावित्रीचरित्र नाटक (ગુજરાતી).

બાળકથી માંડીને વૃદ્ધ સ્ત્રી-પુરૂષોને બોધ લેવા યોગ્ય અથવા વાંચવા, સાંભળવા અને ભણવા યોગ્ય આ પુસ્તક વિનય વિવેક અને નીતિથી ભરપુર છે. અને તેમાં સતી સાવિત્રીના મહિમાનું અસરકારક વર્ણન છે કે જે વ્યવહારના ધર્મોને સુધારે છે. કિંમત રૂ. ૧) ટપાલ ખર્ચ ૨ આના.

**સાવિત્રીચરિત્ર સંસ્કૃત.** એ પણ એજ પ્રકારનું છે. તેની કિંમત ૧-૪-૦ ટપાલ ખર્ચ બે આના.

## चंद्रप्रभाचरित्र.

**ગુજરાતી ભાષામાં બાળકથી માંડીને વૃદ્ધો-સુધી સ્ત્રીપુરૂષોને સુબોધ આપનારી એક સુંદર રસીલી કથા.**

શાસ્ત્રીજી શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરના સંસ્કૃત પુસ્તક ઉપરથી.

આ ચોપડી રાજાથી માંડીને રંકલોકોપર્યંત સ્ત્રીપુરૂષોને બોધ લેવા યોગ્ય રચનાથી ભરેલી છે. પાર્વતીજી પોતાની સખીઓને બોધ આપતાં હોય એ ઢપમાં તે વાર્તા ગોઠવાયેલી છે. અને ચંદ્રપ્રભા નામની એક પતિવ્રતા સુલક્ષણી રાજકન્યાનુ તેમાં અદ્દભુત વૃત્તાંત છે. એ વૃત્તાંતની અંદર સઘળા વ્યાવહારિક સુધર્મો સાથે વિનય, વિવેક, નીતિ, ધૈર્ય અને સદ્વિદ્યાનું પ્રતિપાદન કર્યું છે. ખુશી થવા જેવું એ છે કે એમાં તજી દેવાના હેતુથી પણ કાળી બાજુનો લેશ પણ ભાગ લીધો નથી, જેથી જનાનખાનામાં કે અંતઃપુરમાં પણ બેધડક એ પુસ્તક શોભા આપનારૂં થઈ પડે એવું છે. વાતની ગોઠવણી એક મહાકવિની કથા જેવી છે પરંતુ રસમાં, અભિપ્રાયમાં, અને કારણમાં તે જુદી પડેછે. ન્યાય, નીતિ અને નમ્રતા વિગેરે સદ્દગુણો વિદ્યાની ઉન્નતી સાથે પદે પદે દેખાય છે. એટલામાટે લોકો તેને આશ્રય આપી તેનો લાભ લે એવી અમારી ઈચ્છા છે. આમાંથી જો ખર્ચ કાઢતાં સીલક વધશે તો તેવાંજ સુબોધક પુસ્તકો બહાર પાડી લોકોની સેવા બજાવવા વિચાર છે. કિંમત રૂ. ૧) ટપાલ ખર્ચ બે આના

**भागवतभाषांतरनो दशमस्कंध** પેહેલી આવૃતિનો મળેછે તેની કીંમત ટપાલ ખર્ચ સુધાં રૂ. ૩)

## श्रीमद्-भगवती-भागवतनुं ગુજરાતી ભાષાંતર.

આ પુસ્તક પ્રથમ છૂટક ચોપાનિયાના આકારમાં હતું તે સારા અક્ષર અને કપડાના પુઠાંથી બંધાઇને પુસ્તકના આકારમાં બહાર પડચુંછે. એ પુસ્તકમાં શ્રીમદ્દ ભાગવતને મળતાં અને તેના જેવાંજ સુંદર રસિક આખ્યાન અને સાવિત્રી આદિ સતીઓની કથાઓ વિચિત્ર પ્રસંગોપૂર્વક આવેછે. અને વાંચતાં રસ ઉપજવા સાથે અધિકારી હોય તેને સદ્દબોધ મળેછે. કીંમત ટપાલ ખર્ચસહિત રૂપીયા ૯

**प्रबोधचंद्रोदय नाटक** ગુજરાતી. એમાં મહામોહનો પરાજય અને વિવેકના જયપૂર્વક પ્રબોધનો ઉદય થાયછે. તેમાં મનના સારા માઠા બેય પરિવારનું વૃત્તાંત રસિક અને પરિણામે સુબોધક હોવાથી અધિકારીને સત્ય-સમજાવનાર થઈ પડેછે. કીંમત ટપાલ ખર્ચ સુધાંત અગીયાર આના.

## आर्यधर्मप्रकाश मासिक चोपानियुं.

લગભગ ૧૭ વર્ષથી આ પુસ્તક પ્રકટ થાયછે. તેમાં ઘણા સુબોધક વિષયો આવી ગયા છે. ઉત્તમ ઔષધની પેઠે પરિણામે ગુણ કરનારૂં, તથા નીતિ ધર્મ અને વ્યવહારનો બોધ આપનારૂં, અને આબાળવૃદ્ધને વાંચવા યોગ્ય આ પુસ્તની કિંમત વર્ષ ૧ ની રૂ. ૧॥ છે તથા ટપાલખર્ચ ત્રણ આના છે.

---

## श्रीमद्-योगवासिष्ठ-रामायण.

શુદ્ધ ગુજરાતી ભાષામાં રાયલ ૩૨ પૃષ્ઠનું માસિક ચોપાનિયું છે. આ પુસ્તકની યોગ્યતા તેના નામ ઉપરથી લોકો જાણેછે. તે બે વર્ષથી માસે માસે પ્રકટ થાયછે. કિંમત વર્ષ ૧ ના રૂપીયા ૩ છે. ટપાલ ખર્ચ માફ છે.

ઠેકાણું મુંબઈ. ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળ પાસે આર્યધર્મપ્રકાશની ઓફીસે. છુટક મગાવનારે મૂલ્ય મોકલી અથવા વેલ્યુપેએબલથી મગાવવાને હરકત નથી. સામટાં સેકડે પૈસે લેનારને કમીશનનો દર પુસ્તકની યોગ્યતા ઉપર છે.

**કેશવલાલ હરિરામ,**
આર્યધર્મપ્રકાશનતંત્રી.